

### महर्षि कृष्णद्वैपायन वेदव्यास प्रणीत

# श्रीमहाभारत

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર

## ભાગ ત્રીજો

### ઉદ્યોગ અને ભીષ્મપર્વ


सस्तुं साहित्य वर्धक कार्यालय

ભદ્રપાસે-અમદાવાદ અને કાલબાદેવી-મુંબઈ

આતે ભાગનું મૂલ્ય રૂ૦ છત્રીસ



# श्रीमहाभारत

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

### भाग त्रीजो

### उद्योग अने भीष्मपर्व

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય



महर्षि कृष्णद्वैपायन वेदव्यास प्रणीत

# श्री महाभारत

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## भाग त्रीजो

### ઉદ્યોગ અને ભીષ્મપર્વ


**सस्तुं साहित्य वर्धक कार्यालय माटे**

भा० क० कें० शास्त्री करुणाशंकर भानुशंकर—मुं.वलसाड

तथा शास्त्री गिरजाशंकर मयाशंकर-मुं.अमदावाद

संपादक अने प्रकाशकः भिक्षु अखंडानंद

સ્થળ: અમદાવાદ અને મુંબઈ

સાતે ભાગનું મૂલ્ય રૂ૦ છત્રીસ

# શુદ્ધિપત્ર

(ખાસ સૂચના:—આ પુસ્તકમાંની નીચલી ભૂલો ઉપરાંત છાપવામાં હ્રસ્વ, દીર્ઘ ઇ૦ ઉડી જવાથી થયેલી બીજી પણ જે જે અશુદ્ધિઓ વગેરે જણાય તે પણ પ્રથમ સુધારી લઇને તે પછીજ વાંચવું યોગ્યછે.)

| પૃષ્ઠ | વિ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૫ | ૨ | ૨૧ | ભરાયા શકુ | ભરાયા |
| ૫ | ૨ | ૨૩ | નિનો | શકુનિનો |
| ૧૨ | ૨ | ૯ | યુધષ્ઠિરને | યુધિષ્ઠિરને |
| ૧૩ | ૧ | ૩૭ | અર્જુનન | અર્જુનના |
| ૨૩ | ૨ | ૧૨ | જેવ | જેવાં |
| ૨૭ | ૨ | ૩૩ | ગંધર્વા | ગંધર્વો |
| ૪૨ | ૧ | ૩૭ | જતેલા | જિતેલા |
| ૫૭ | ૧ | ૩૧ | ઉપરમ | ઉપરામ |
| ૬૩ | ૧ | ૧૩ | મોદક | મોહક |
| ૬૫ | ૧ | ૨૮ | કોશની | કેશિની |
| ૬૭ | ૨ | ૩૪ | ધણી | *ધણી |
| ૬૮ | ૨ | ૨૯ | અમમ | અગમ |
| ૧૩૦ | ૨ | ૧૭ | अपमात्मा | अयमात्मा |
| ૧૩૪ | ૨ | ૩૩ | કારણુતી | કારણની |
| ૧૩૯ | ૧ | ૨૪ | તિવાળા | વૃત્તિવાળા |
| ૧૫૩ | ૧ | ૨૭ | ય નસંધિ | યાનસંધિ |
| ૧૫૫ | ૧ | ૫ | આમારો | અમારો |
| ૧૬૫ | ૧ | ૩૧ | તથા તથા | તથા |
| ૧૮૩ | ૧ | ૮ | ત્તિથી રહીએ | રહીએ |
| ૧૮૫ | ૨ | ૩૪ | पापमपनुदति | पापमनुदति |
| ૧૮૭ | ૧ | ૧ | તમારો | તમારા |
| ૧૯૬ | ૧ | ૨૧ | ત | તે |
| ૧૯૮ | ૨ | ૨૪ | સત્કાર | સત્કારથી |
| ૧૯૯ | ૨ | ૧૧ | વૈશંપાયન | વૈશંપાયને |
| ૨૦૧ | ૨ | ૮ | મહબાહુ | મહાબાહુ |
| ૨૦૧ | ૨ | ૧૬ | પરાક્રમમ | પરાક્રમમાં |
| ૨૦૨ | ૧ | ૭ | છે, | છે. તેમ |
| ૨૦૨ | ૧ | ૩૬ | સેનામાં | સેવામાં |
| ૨૨૩ | ૨ | ૨૮ | સારાથ | સારથિ |
| ૨૨૫ | ૧ | ૨ | આનંદિતનો | આનંદિત |
| ૨૫૦ | ૧ | ૩૪ | પેકાલાં | કાપેલાં |
| ૨૫૮ | ૧ | ૨૫-૨૬ | કમળને યન | કમળનયન |
| ૨૬૧ | ૨ | ૧૦ | રથ | રથમાં બેસીને |
| ૨૬૨ | ૧ | ૮ | થાશ | નાશ |
| ૨૬૪ | ૧ | ૨૯ | પુરુષો | પુરુષોએ |
| ૨૬૫ | ૨ | ૬ | પુરુષાનો | પુરુષાર્થનો |
| ૨૮૦ | ૨ | ૧૩ | ડવોની | પાંડવોની |
| ૨૮૪ | ૧ | ૪ | पुरादुनप्लपव्य | पुरादुपप्लव्य |
| ૨૮૪ | ૧ | ૨૭ | પિતમહે | પિતામહે |

| પૃષ્ઠ | વિ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૮૭ | ૧ | ૧૪ | કૃપ | કૃપા |
| ૨૮૯ | ૧ | ૧ | હે શત્રુદમન | શત્રુદમન |
| ૨૯૫ | ૨ | ૧૫ | આભપ્રાય | અભિપ્રાય |
| ૨૯૭ | ૧ | ૨૮ | ઘોડાઓ- | ઘોડા- |
| ૩૦૦ | ૧ | ૩૩ | બેલાવીને | બોલાવીને |
| ૩૦૨ | ૨ | ૧૫ | ઉપન્ન | ઉત્પન્ન |
| ૩૧૮ | ૧ | ૨૦ | તને | તમે |
| ૩૧૯ | ૨ | ૧ | ત્રિનર્ગ દેશના | ત્રિગર્ત દેશના |
| ૩૧૯ | ૨ | ૧૦ | ભીમાના | ભીમના |
| ૩૨૬ | ૨ | ૩૮ | બળક | બાળક |
| ૩૩૪ | ૨ | ૩૦ | તારી | તારે |
| ૩૩૫ | ૧ | ૧૪ | બદલે | બદલો |
| ૩૫૫ | ૨ | ૨૦ | લો | લે |
| ૩૮૯ | ૧ | ૧૨ | અક | એક |
| ૪૦૨ | ૨ | ૩૦ | કરવ | કરવા |
| ૪૦૭ | ૧ | ૧૨ | મંદ બુદ્ધિના તથા ઉછાંછળા | ચંચળ |
| ૪૧૦ | ૨ | ૧૮ | हपिच | ऽपिच |
| ૪૧૩ | ૧ | ૨૯ | ષોને | પુરુષોને |
| ૪૧૫ | ૧ | ૨૯ | કરવ માટ | કરવામાટે |
| ૪૧૬ | ૧ | ૯ | सूक्ष्म | सूक्ष्म |
| ૪૧૯ | ૨ | ૬ | वंहि | बहि |
| ૪૨૪ | ૧ | ૨૨ | અ | અવિ |
| ૪૨૫ | ૧ | ૨૬ | મથી | જોડાયલું |
| ૪૨૫ | ૨ | ૧૮ | नर्ते | नर्त्ते |
| ૪૨૯ | ૧ | ૨૪ | जयेत | यजेत |
| ૪૩૦ | ૧ | ૨૦ | એછેદ્ય | અછેદ્ય |
| ૪૩૨ | ૨ | ૧ | आद्दावंते | आदावंते |
| ૪૩૨ | ૨ | ૧૯ | प्राणांत | प्राणा |
| ૪૩૩ | ૨ | ૨૬ | માંડીના | માડીના |
| ૪૩૭ | ૨ | ૧૭ | किंचिज्ञ | किंचिज्ज्ञ |
| ૪૪૦ | ૧ | ૧૮ | બુદ્ધિ | બુદ્ધિ |
| ૪૪૨ | ૨ | ૩૦ | सुकृत दुष्कृते | सुकृतदुष्कृते |
| ૪૪૩ | ૨ | ૩૯ | દ્વૈતમાં | અદ્વૈતમાં |
| ૪૪૪ | ૨ | ૧૩ | यत्न तस्त | यत्नतस्त |
| ૪૪૪ | ૨ | ૨૬ | पादरूपादयो | रूपादयो |
| ૪૪૬ | ૧ | ૪ | શંકાક દાચ | શંકા કદાચ |
| ૪૪૮ | ૧ | ૧૦ | षर्यवतिष्ठते | पर्यवतिष्ठते |
| ૪૫૧ | ૧ | ૧૧ | आत्मवेदं | आत्मैवेदं |

| પૃષ્ઠ | વિ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૪૫૩ | ૧ | ૩૦ | निर्योग क्षेम | निर्योगक्षेम |
| ૪૫૩ | ૧ | ૩૫ | युद्धाच्युच्छ्रेयो | युद्धाच्छ्रेयो |
| ૪૫૫ | ૧ | ૬ | प्रवाजिनो | प्रव्राजिनो |
| ૪૫૭ | ૧ | ૭ | पुत्रषणाया | पुत्रैषणाया |
| ૪૫૭ | ૨ | ૨૬ | भावयता नेन | भावयतानेन |
| ૪૫૯ | ૨ | ૨ | प्रजामिच्छति | प्रजामिच्छाति |
| ૪૬૪ | ૨ | ૧૨ | આત્માજ્ઞાની | આત્મજ્ઞાની |
| ૪૬૫ | ૧ | ૧૬ | कार्मभि | कर्मभिः |
| ૪૭૨ | ૧ | ૨ | सहस्राक्ष: | सहस्राक्ष: |
| ૪૭૨ | ૧ | ૨૪ | बहु स्यां | बहुस्यां |
| ૪૭૨ | ૧ | ૩૨ | लीलाकवल्यम् | लीलाकैवल्यम् । |
| ૪૭૭ | ૨ | ૪૧ | असादित्युच्यते | असदित्युच्यते |
| ૪૭૯ | ૧ | ૨૮ | वर्षाणि | वर्षसहस्राणि |
| ૪૮૦ | ૧ | ૧૯ | अर्क तुल्यता | अर्कतुल्यता |
| ૪૮૨ | ૧ | ૧૯ | શ્રીકૃ ણુ | શ્રીકૃષ્ણુ |
| ૪૮૪ | ૨ | ૩૩ | ब्रह्माज्ञावपरे | ब्रह्माज्ञावपरे |
| ૪૮૭ | ૨ | ૭ | ब्रह्म | ब्रह्म |
| ૪૮૯ | ૨ | ૨૫ | प्कर्म्ये | ष्कर्म्ये |
| ૪૯૦ | ૧ | ૨૦ | सन्मे | तन्मे |
| ૪૯૦ | ૧ | ૩૮ | कृतोद्वावाहा: | कृतोद्वाहा: |
| ૪૯૧ | ૨ | ૩૭ | રૂપ | રૂપા |
| ૪૯૭ | ૨ | ૧૩ | जगद्रूप | जगद्रूपं |
| ૪૯૯ | ૨ | ૩૨ | યોગગૂત્રનાજ | યોગસૂત્રનાજ |
| ૫૦૦ | ૨ | ૧ | અસત્ય | સત્ય |
| ૫૦૦ | ૨ | ૨૫ | प्रसाधनम् | प्रसादनम् |
| ૫૦૩ | ૨ | ૧૪ | प्राणात्मानौ | प्राणापानौ |
| ૫૦૫ | ૧ | ૩૪ | ભાસ થાય | ભાસે |
| ૫૦૫ | ૨ | ૧ | ब्रह्मविष्णु | ब्रह्माविष्णु |
| ૫૧૪ | ૨ | ૧૭ | सर्वाथम् | सर्वार्थम् |
| ૫૧૬ | ૧ | ૭ | ईक्षते | ईक्षते |
| ૫૧૬ | ૨ | ૨૦ | ચૈત યનું | ચૈતન્યનું |
| ૫૧૭ | ૧ | ૨ | ઉપાવિયુક્ત | ઉપાધિયુક્ત |
| ૫૧૮ | ૧ | ૨ | અરોપિત | આરોપિત |
| ૫૧૮ | ૨ | ૨૮ | મનનની | મનની |
| ૫૨૬ | ૧ | ૨૭ | मृष्मयं | मृण्मयं |
| ૫૩૧ | ૨ | ૨૧ | ઉપાસનો | ઉપાસનાઓ |
| ૫૩૧ | ૨ | ૨૨ | ,, | ,, |
| ૫૩૨ | ૨ | ૧૬ | परमं | परमं |
| ૫૩૨ | ૨ | ૪૦ | उतम: | उत्तम: |
| ૫૩૪ | ૧ | ૩ | સ્ત્રાગાદિ | સ્વર્ગાદિ |
| ૫૪૬ | ૧ | ૩૫ | फलं । | फलं |
| ૫૪૬ | ૨ | ૨૯ | સ્થાપનું | સ્થાનનું |
| ૫૪૭ | ૨ | ૨૮ | નથી | નહિ |

| પૃષ્ઠ | વિ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૫૫૩ | ૨ | ૩૮ | કહીને, ફળને | ફળને કહીને, |
| ૫૫૯ | ૧ | ૯ | શમાદિ | દમાદિ |
| ૫૫૯ | ૨ | ૧૫ | र्हीर्धीर्मी | र्हीर्धीर्भी |
| ૫૬૧ | ૨ | ૧૮ | संबम | संयम |
| ૫૬૧ | ૨ | ૨૧ | વશ ન | વશ |
| ૫૬૨ | ૨ | ૩૬ | अभिन्यकि | अभिव्यक्ति |
| ૫૬૪ | ૧ | ૯ | मर्कांशन | मेकांशेन |
| ૫૬૪ | ૨ | ૭ | તમેં | તમે |
| ૫૬૫ | ૧ | ૩ | ભગવન | ભગવાન |
| ૫૬૫ | ૧ | ૩૭ | भ | मे |
| ૫૬૬ | ૨ | ૩ | સ્વર્ગ ગા | સ્વર્ગ ગંગા |
| ૫૬૭ | ૧ | ૨૯ | पश्यामि | पश्यामि |
| ૫૭૩ | ૨ | ૪ | રૂપને। | રૂપને |
| ૫૯૧ | ૧ | ૫ | ચિદાસભાસરૂપ | ચિદાભાસરૂપ |
| ૫૯૧ | ૧ | ૩૦ | भोक्तं | भोक्तृ |
| ૫૯૫ | ૨ | ૮ | पुरुष | पुरुषः |
| ૬૦૧ | ૧ | ૧ | નિઓ | મુનિઓ |
| ૬૧૪ | ૧ | ૧૫ | રૂપ | રૂપ |
| ૬૨૪ | ૨ | ૩૮ | ત્થાગનું | ત્યાગનું |
| ૬૩૨ | ૧ | ૪૨ | મનુ યોની | મનુષ્યોની |
| ૬૪૦ | ૨ | ૬ | ૫૬ | ૫૩ |
| ૬૬૨ | ૧ | ૧૩ | ભાલઓ | ભાલાઓ |
| ૬૬૮ | ૧ | ૩૪ | મેરુર્વતની | મેરુપર્વતની |
| ૬૮૯ | ૧ | ૪ | જમણુ | જમણા |
| ૬૮૯ | ૧ | ૧૦ | ધષ્ટદ્યુમ્નની | ધૃષ્ટદ્યુમ્નની |
| ૬૮૯ | ૨ | ૩૧ | કારવો | કૌરવો |
| ૬૯૧ | ૧ | ૫ | હત . | હતા. |
| ૬૯૬ | ૧ | ૩૯ | માંડયાં. તે | માંડયાં. |
| ૬૯૯ | ૨ | ૩૯ | થત | થતાં |
| ૭૦૦ | ૨ | ૩૯ | વ્યૂહ આજ | વ્યૂહ |
| ૭૦૭ | ૧ | ૨૫,૨૬ | સાત્યાકને | સાત્યકિને |
| ૭૨૧ | ૨ | ૧૪ | હાથીમાંથી | હાથમાંથી |
| ૭૪૮ | ૧ | ૧,૨ | બણુથી | બાણુથી |
| ૭૪૯ | ૨ | ૨૮ | ભડભડાટ ક- | ભડભડાટ |
| ૭૫૪ | ૧ | ૨૬ | કરન રે। | કરનારો |
| ૭૫૪ | ૨ | ૧૯ | થથી | હાથથી |
| ૭૭૭ | ૧ | ૨૫ | महाविष्टो | महताऽऽविष्टो |
| ,, | ,, | ,, | मण्वपि हता | मण्वपि |
| ૭૭૮ | ૨ | ૪ | પણુ | પણુ એ |
| ૭૮૦ | ૧ | ૧૭ | ફેંકતા | ફુંકતા |
| ૮૦૧ | ૧ | ૩૬ | બાણોથા | બાણોથી |
| ૮૦૨ | ૧ | ૨૬ | વધાતા | વિધાતા |
| ૮૦૬ | ૧ | ૨૧ | શેભી | શોભી |
| ૮૨૮ | ૧ | ૧૭ | ગાંડીવધ- | ગાંડીવ- |

# અનુક્રમણિકા

## ભીષ્મપર્વ

**જંબૂખંડવિનિર્માણ પર્વ**

# श्रीमहाभारत

## ५—उद्योग पर्व



महर्षि कृष्णद्वैपायनविरचित

# श्रीमहाभारतनुं उद्योग पर्व*

## सेनोद्योग पर्व

### અધ્યાય ૧ લો

### વિરાટની સભામાં શ્રીકૃષ્ણનું ભાષણ

मंगलश्लोकः-नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

શ્રીનારાયણને, નરોત્તમ એવા નર ભગવાનને અને સરસ્વતી દેવીને નમસ્કાર કરીને, તે પછી જય-ગ્રંથનો આરંભ કરવો.[1]

વૈશંપાયને કહ્યું:-અભિમન્યુના પક્ષના કુરુપ્રવીર પાંડવો તથા યાદવો વગેરે અભિમન્યુનો વિવાહ કરીને આનંદ પામ્યા અને તેઓ તે રાત્રે વિસામો લઈને, સવારમાં ઉઠી વિરાટ રાજાની સભામાં ગયા.[1] મત્સ્યરાજ વિરાટની તે સભા સમૃદ્ધિવાળી હતી, મણિઓના સમૂહો તથા ઉત્તમ રત્નોથી ચિત્રવિચિત્ર દેખાતી હતી, પુષ્પની માળાઓથી સુગંધમય થઈ રહી હતી અને તેમાં બેસવામાટે આસનો ગોઠવી દીધાં હતાં. આવી સભામાં તે શ્રેષ્ઠ રાજાઓ આવી પહોંચ્યા.[2] ત્યાં આવ્યા પછી રાજાઓમાં વૃદ્ધ અને માન્ય એવા વિરાટ રાજા તથા દ્રુપદ રાજા પ્રથમ આસનો ઉપર બેઠા. તે પછી પિતા વસુદેવની સાથે બળરામ તથા શ્રીકૃષ્ણ પણ આસનોપર બેઠા.[3] તેમાં બળરામ, મહાવીર સાત્યકિની સાથે દ્રુપદ રાજાની સમીપમાં બેઠા અને શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર મત્સ્યરાજ વિરાટની પાસે બેઠા.[4] પછી દ્રુપદ રાજાના સર્વે પુત્રો, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, યુદ્ધમાં વીર એવા પ્રદ્યુમ્ન તથા સાંબ અને વિરાટના પુત્રોની સાથે અભિમન્યુ, એ સર્વે આસનોપર બેઠા;[5] તેમજ વીર્ય, રૂપ અને બળવડે પોતાના પિતાઓના જેવા દ્રૌપદીના સઘળા શૂરવીર કુમારો પણ સોનાથી મઢેલાં ઉત્તમ આસનોપર બેઠા.[6] આ પ્રમાણે ભભકદાર વસ્ત્રો તથા અલંકારો પહેરીને તે મહારથીઓ સભામાં બેઠા, ત્યારે રાજાઓવાળી સમૃદ્ધિયુક્ત તે રાજસભા, નિર્મળ ગ્રહોથી ભરેલા આકાશના જેવી શોભવા લાગી.[7] પછી ત્યાં એકઠા મળેલા નરવીર રાજાઓ પરસ્પરમાં અનેક પ્રકારની વાતો કરીને, શ્રીકૃષ્ણના તરફ દૃષ્ટિ રાખી, બે ઘડી વિચાર કરતા બેઠા.[8] વાતોનો છેડો આવતાં શ્રીકૃષ્ણે પાંડવોનાં કાર્યને માટે સર્વ રાજસિંહોને સાવધાન કર્યા, એટલે તેઓ સાથે મળીને મહાન અર્થવાળાં તથા શ્રેષ્ઠ ફળવાળાં શ્રીકૃષ્ણનાં વચનને સાંભળવા લાગ્યા.[9]

---

* भारते सारमुद्योगमिति वृद्धानुशासनम् । ભારતમાં ઉદ્યોગપર્વ એ સાર છે, એવું વૃદ્ધોનું કહેવું છે. નીલકંઠ

શ્રીકૃષ્ણ બોલ્યાઃ—" જુગારમાં શકુનિએ કપટ કરીને આ યુધિષ્ઠિરને જે રીતે જીતી લીધા હતા, એમનું રાજ્ય હરી લીધું હતું અને વનવાસને માટે ઠરાવ કર્યો હતો, એ સર્વ તમારી જાણમાં છે.[૧૦] પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશમાં જેઓના રથો અસ્ખલિતરીતે ગતિ કરે છે એવા શ્રેષ્ઠ પાંડવો, તે વખતેજ ઝપાટાબંધ પૃથ્વી જિતી લેવા સમર્થ હતા, તોપણ સત્યમાં સ્થિર રહેલા પાંડવોએ તેમ ન કરતાં તેર વર્ષસુધી ભયંકર વનવાસનું વ્રત પાળ્યું છે. [૧૧] એ મહાત્માઓએ અનેક પ્રકારનાં અસહ્ય કષ્ટો સહન કરીને વનવાસ ભોગવ્યો છે અને મહાકષ્ટવડે પાર પડે એવો આ તેરમા વર્ષનો ગુપ્તવાસ પણ કોઇને ખબર પડે નહિ તે રીતે તમારા સમીપમાંજ ભોગવ્યો છે.[૧૨] આ રીતે પાંડવો અત્યારસુધી પારકાના દાસ થઇને તેઓની આજ્ઞામાં રહ્યા છે; પરંતુ હવે તેઓ કુળપરંપરાથી પ્રાપ્ત થયેલું પોતાનું રાજ્ય મેળવવાની ઈચ્છા રાખે છે. આ પ્રમાણે સ્થિતિ છે; માટે હવે તમે ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાનું તથા દુર્યોધનનું પણ જે ઉપાયમાં હિત હોય અને કુરુશ્રેષ્ઠોને માટે જે ધર્મયુક્ત, ન્યાયયુક્ત તથા યશસ્કર હોય એવો કોઇ ઉપાય વિચારી કાઢો. ધર્મરાજા, અધર્મથી દેવોનું રાજ્ય મળતું હોય, તો તેની પણ ઇચ્છા કરે તેવા નથી;[૧૪] પરંતુ એ ધર્મ તથા અર્થ સચવાય તે રીતે એકાદ ગામનુંજ રાજાપણું મળે, તો તેટલુંજ પ્રાપ્ત કરવા ઇચ્છા કરે તેવા છે. ધૃતરાષ્ટ્રના પુત્રોએ પાંડવોના બાપનું રાજ્ય જે રીતે તેમની પાસેથી હરી લીધું છે, તે રાજાઓના જાણવામાં છે.[૧૫] ધૃતરાષ્ટ્રના પુત્રોએ રણભૂમિમાં કંઈ પોતાના તેજવડે યુધિષ્ઠિરને હરાવ્યા નથી, પણ કપટકળાથી હરાવ્યા છે અને તેને લીધે યુધિષ્ઠિરે સહન ન થાય તેવું મહાન કષ્ટ વેઠયું છે.[૧૬] તેમ છતાં આ યુધિષ્ઠિર રાજા પોતાના સુહૃદ્‌વર્ગોની સાથે તે ધૃતરાષ્ટ્રના પુત્રોનું કલ્યાણજ ઇચ્છે છે. (પાંડવો કંઇ બાપદાદાનાં ધનાદિકની ઇચ્છા કરતા નથી, પણ ) તેઓએ પોતેજ રાજાઓને યુદ્ધમાં પીડીને તથા હરાવીને જે ધન આણ્યું છે, તેજ ધન નરવીર કુંતીપુત્રો તથા માદ્રીપુત્રો મેળવવા ઈચ્છે છે. પાંડવો જ્યારે બાળક હતા, ત્યારે તે ઉગ્ર પ્રકૃતિવાળા દુરાત્મા કૌરવ–શત્રુઓએ, રાજ્ય હરણ કરવાની ઈચ્છાથી તેમને મારવામાટે કેવા અનેક ઉપાયો કર્યા હતા, તે સર્વ તમે યથાર્થ રીતે જાણો છો. એ ઉપરથી કૌરવોના વૃદ્ધિ પામેલા લોભને જોઇને તથા યુધિષ્ઠિરની ધર્મજ્ઞતાને જોઇને અને તેઓ પરસ્પરના સંબંધીઓ છે તે તરફ પણ દૃષ્ટિ રાખીને, તમે બધા સાથે મળીને તથા જૂદા જૂદા પડીને શું કરવું, તેનો નિશ્ચય કરો. આ પાંડવો પોતાના ઠરાવનું યથાર્થરીતે પાલન કરીને સર્વદા સત્યપરાયણ રહ્યા છે;[૧૭-૨૦] માટે હવે જો ધૃતરાષ્ટ્રના પુત્રો એમની સાથે પ્રતિજ્ઞાવિરુદ્ધ વર્તન કરશે, તો તેઓ એકઠા મળેલા ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરશે; અને પાંડવોના સંબંધીઓ પણ, કૌરવોએ કરેલા અપકારને જાણીને પાંડવોને વીંટાઈ વળી, કાર્યમાં સહાય કરશે.[૨૧] કૌરવો જો યુદ્ધ કરીને પાંડવોને પીડામાં નાખશે, તો તેઓથી પીડાતા પાંડવો યુદ્ધમાં તેઓનો નાશ કરશે. તમે કદાચ એમ માનતા હશો કે, પાંડવો અલ્પ સંખ્યાવાળા હોવાથી તેઓને જિતવા સમર્થ થશે નહિ,[૨૨] પણ તમારે તેમ માનવું નહિ; કારણ કે પાંડવો સઘળા સુહૃદ્‌વર્ગોની સાથે એકઠા મળીને કૌરવોના વિનાશને માટે અવશ્ય યત્ન કરશેજ; તથાપિ હજી દુર્યોધન શું ધારે છે અને શું કરશે ? તે યથાર્થરીતે આપણે જાણ્યું નથી.[૨૩] એટલે સામાનો વિચાર જાણ્યાવિના તમારો કયો વિચાર સારી રીતે આરંભ કરવાયોગ્ય ગણાય ? માટે કોઈ ધર્મશીલ, પવિત્ર, કુલીન, પ્રમાદરહિત અને સમર્થ એવા એક પુરુષને, કૌરવોની સાથે સમાધાન કરાવવા તથા યુધિષ્ઠિરને અર્ધું રાજ્ય અપાવવા અહીંથી દૂતતરીકે કૌરવો પાસે મોકલો. "

હે જનમેજય રાજા ! શ્રીકૃષ્ણનું એવું ધર્માર્થયુક્ત, મધુર તથા સમભાવવાળું ભાષણ સાંભળીને, એમના મોટાભાઈ બળરામે તે ભાષ-

ણને સારી પેઠે માન આપી, પછી પોતે બોલવાનો આરંભ કર્યો.[૨૫,૨૬]

ઇતિશ્રી મહા૦ ઉદ્યો૦ સેનોદ્યોગપર્વમાં "પુરોહિતયાન" એ વિષયનો અધ્યાય ૧ લો સમાપ્ત.

# અધ્યાય ૨ જો
## બળરામનું ભાષણ

॥ बलदेव उवाच ॥

श्रुतं भवद्भिर्गदपूर्वजस्य
वाक्यं यथा धर्मवदर्थवच्च ॥
अजातशत्रोश्च हितं हितं च
दुर्योधनस्यापि तथैव राज्ञः ॥१॥

બળદેવ બોલ્યાઃ-"તમે ગદના મોટાભાઈ શ્રીકૃષ્ણનું ધર્મયુક્ત તથા અર્થયુક્ત ભાષણ સાંભળ્યું કે? એમાં અજાતશત્રુ યુધિષ્ઠિર રાજાનું પણ હિત છે અને રાજા દુર્યોધનનું પણ હિત છે.[૧] વીર કુંતીપુત્રો અર્ધરાજ્ય દુર્યોધનને માટે ત્યજી દઇને, પોતાને માટે અર્ધરાજ્ય મેળવવાજ યત્ન કરે છે; તેથી ધૃતરાષ્ટ્રનો પુત્ર અર્ધરાજ્ય પાંડવોને આપીને સુખી થશે અને આપણી સાથે સારી પેઠે આનંદ ભોગવશે.[૨] કૌરવો જો સારી રીતે વર્તશે તો પુરુષોમાં મહાવીર એવા પાંડવો પોતાનું રાજ્ય મેળવ્યા પછી જરૂર શાંત થઇને સુખ ભોગવશે અને તેથી કૌરવોને પણ શાંતિ વળશે તથા પ્રજાનું પણ હિત થશે;[૩] માટે દુર્યોધનનો અભિપ્રાય જાણવા તથા તેને યુધિષ્ઠિરનાં વાક્યો કહેવા અને કૌરવ તથા પાંડવોની વચ્ચે સલાહ કરાવવા જો કોઇ પુરુષ ત્યાં જાય તો મારૂં પ્રિય થાય.[૪] જે દૂત ત્યાં જાય તેણે કુરુવીર ભીષ્મ, મહાપ્રભાવવાળા ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, વિદુર, કૃપાચાર્ય, શકુનિ, કર્ણ, ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો, ચતુરંગ સેનાવાળાઓ, નીતિશાસ્ત્રવેત્તાઓ, સ્વધર્મનિષ્ઠ લોકવીરો, વિદ્યાવૃદ્ધો તથા વયોવૃદ્ધો, એ સર્વને બોલાવવા[૬] અને તે સર્વે નગરના વૃદ્ધ પુરુષો સભામાં આવીને એકઠા થાય તે પછી તે દૂતે જે રીતે યુધિષ્ઠિરની અર્થસિદ્ધિ થાય તે રીતે પ્રણામપૂર્વક વચનો કહેવાં કે,[૭] "તમારે કોઇપણ સ્થિતિમાં પાંડવોને ચીડવવા નહિ; કારણ કે કેવળ બળનોજ આશ્રય કરીને તેઓએ વનવાસ આદિની પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે. વળી દ્યૂત ઉપર પ્રીતિવાળા તથા તેમાં આસક્ત થયેલા યુધિષ્ઠિરનું રાજ્ય, તમોએ જુગારમાં હરી લીધું છે, અર્થાત્ એમને એમ લીધું નથી.[૮] કુરુવીર યુધિષ્ઠિર પોતે દ્યૂત રમવામાં અજાણ હતા અને એમને દ્યૂત રમતી વખતે સર્વ સંબંધીઓએ અટકાવ્યા હતા તેમ છતાં એ દ્યૂત રમવામાં કુશળ એવા શકુનિની સાથે દ્યૂત રમ્યા હતા.[૯] એ દ્યૂતસભામાં અજમીઢવંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર, જેઓને જીતી શકે એવા બીજા હજારો જુગારીઓ બેઠા હતા, તેઓને છોડીને તથા કર્ણ અને દુર્યોધનને પણ છોડીને ખાસ એમણે સુબલના પુત્ર શકુનિનેજ રમવા બોલાવ્યો અને તેણે એમને જુગારમાં હરાવી દીધા. પ્રતિપક્ષીની સાથે જુગાર રમતાં ઉપરાઉપરી પાશાઓ ઉલટા પડવા લાગ્યા,તેમ તેમ યુધિષ્ઠિર અધિક હઠે ભરાયા અને શકુનિએ એમને સારીપેઠે હરાવ્યા. તેમાં શકુનિનો કોઇપણ પ્રકારનો અપરાધ નથી." આ રીતે જનારા દૂતે ધૃતરાષ્ટ્રને પ્રણામ કરીને બહુ શાંતિયુક્ત વચનોજ કહેવાં.[૧૦-૧૨] એપ્રમાણે કરવાથીજ તે જનારો પુરુષ દુર્યોધન પાસેથી પોતાનો સ્વાર્થ સાધી શકશે. વળી તમે પણ કૌરવપાંડવોની વચ્ચે યુદ્ધ ન થાય, એવી ઇચ્છા રાખો અને દુર્યોધનનું સામોપચારથીજ આહ્‌વાન કરો;[૧૩] કારણ કે સલાહસંપથી મેળવેલું ધનજ અર્થકારી-હિતકારી થાય છે; પરંતુ યુદ્ધથી તો અનીતિજ થશે અને આ સામ ઉપાયથી મેળવેલો અર્થ અનીતિરૂપ નહિ થાય."[૧૪]

વૈશંપાયન કહે છેઃ-"મધુવંશમાં મહાવીર એવા બળરામ એ પ્રમાણે બોલતા હતા, એટલામાંજ મહાવીર સાત્યકિ એકાએક ઉછળ્યો અને ક્રોધયુક્ત થઇ, બળરામના તે ભાષણની સારી

પેઠે નિંદા કરીને આ પ્રમાણે કહેવા લાગ્યો.૧૫

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં “બળદેવવાક્ય ” એ વિષયનો અધ્યાય ૨ જો સમાપ્ત.

## અધ્યાય ૩ જો

### સાત્યકિનું ભાષણ

॥ सात्यकिरुवा[illegible] ॥

**यादृशः पुरुषस्यात्मा तादृशं संप्रभाषते ॥**
**यथारूपोऽन्त[illegible]त्मा ते तथारूपं प्रभाषसे॥१॥**

સાત્યકિ બોલ્યોઃ–“પુરુષનું જેવું અંતઃકરણ હોય છે, તેવુંજ તે બોલે છે; માટે હે બળરામ! તમારૂં પણ જેવું અંતઃકરણ છે, તેવુંજ તમે બોલો છો.”૧ પુરુષોમાં આ બે પક્ષો કાયમ જોવામાં આવે છે. કેટલાક પુરુષો શૂરા હોય છે; ત્યારે કેટલાએક કાયર હોય છે. જેમ એકજ વૃક્ષપર ફળવાળી અને વાંઝીઅણ એવી બે પ્રકારની ડાળીઓ હોય છે,તેમ એકજ કુળમાં મહાબળવાન અને નપુંસક એવા બે જાતના પુરુષો જન્મે છે.૩ હે હળના ચિન્હવાળી ધ્વજાવાળા બળરામ! હું તમારાં વચનને દોષ દેતો નથી, પણ તમે બોલો છો અને તમારાં વચનને જેઓ સાંભળે છે, તેઓને દોષ દઉં છું.૪ કારણકે ધર્મરાજાના અલ્પદોષને પણ બોલનારો પુરુષ નિર્ભયપણાથી સભાની વચ્ચે બોલવાજ કેમ પામે ?૫ પક્કા જુગારીઓએ દ્યૂતની રમતમાં અજાણ્યા અને તેમાં આસક્તિવિનાના એવા મહાત્મા યુધિષ્ઠિરને પોતાને ત્યાં બોલાવીને જિતી લીધા હતા, તેમાં તેઓનો ધર્મપૂર્વક જય કેમ કહેવાય ? જો યુધિષ્ઠિર પોતાને ઘેર ભાઇઓની સાથે દ્યૂત રમવા બેઠા હોત અને તે વખતે જો કૌરવોએ ત્યાં જઈને તેમને જિત્યા હોત તો તેઓનો તે ધર્મપૂર્વક જય થયેલો ગણાત; પરંતુ આ તો કૌરવોએ સર્વદા ક્ષત્રિયધર્મમાં તત્પર રહેનારા યુધિષ્ઠિર રાજાને પોતાને ત્યાં બોલાવીને કપટવડે હરાવ્યા છે; એટલે હવે તેઓનું શુભ કેમ થાય? યુધિષ્ઠિર રાજા પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરીને વનવાસથી મુક્ત થયા છે અને પોતાના બાપદાદાની રાજ્યગાદી મેળવવા યોગ્ય થયા છે, ત્યારે હવે એ શામાટે દુર્યોધનને પ્રણામ કરે ? જો યુધિષ્ઠિર અન્યાયથી ધન મેળવવાની ઇચ્છા કરતા હોય તોપણ પોતાના શત્રુઓની પાસે યાચના કરવાને યોગ્ય ગણાયજ નહિ. કુંતીપુત્રોએ ગુપ્તવાસનો સમય પૂર્ણ કર્યો છે, તેમ છતાં કૌરવો કહે છે કે, ‘પાંડવો સમય પૂરો થતા પહેલાંજ ઓળખાયા છે!’ આવું કહેનારા કૌરવોને ધર્મનિષ્ઠ કેમ કહેવાય ? અને તેઓ રાજ્યહરણની ઇચ્છાવાળા નથી, એમ પણ કેમ કહેવાય ? ભીષ્મ પિતામહે, દ્રોણગુરુએ અને વિદુરે તેઓને સમજાવ્યા, છતાં તેઓ પાંડવોને તેમના પિતાની રાજ્યસંપત્તિ પાછી આપવા તૈયાર નથી, ત્યારે હવે હું યુદ્ધમાં તીક્ષ્ણ બાણોવડે બળાત્કારથી તેઓને સમજાવીને મહાત્મા યુધિષ્ઠિરના ચરણોમાં પાડીશ ! છતાં તેઓ બુદ્ધિમાન યુધિષ્ઠિરના ચરણમાં પ્રણામ કરવા તૈયાર થશે નહિ, તો પોતાના મંત્રીઓની સાથે યમને ઘેર જશે ! પર્વતો જેમ વજ્રના વેગને સહન કરવા સમર્થ થતા નથી, તેમ તેઓ ક્રોધે ભરાઈને યુદ્ધ કરતા સાત્યકિના વેગને સહન કરવા સમર્થ થશે નહિ. યુદ્ધમાં ગાંડીવધન્વા અર્જુન, ચક્રાયુધ શ્રીકૃષ્ણ, ક્રોધ પામેલો હું, દુર્જય ભીમસેન, યમ તથા કાળના જેવી કાંતિવાળા દૃઢ ધનુષધારી નકુલ તથા સહદેવ અને યમ તથા કાળના જેવા તેજસ્વી વીર વિરાટ અને દ્રુપદ, એ સર્વેના વેગને સહન કરનારો કયો પુરુષ છે ?૬–૧૬ વળી જીવવાની ઇચ્છાવાળો કયો પુરુષ પૃષતના પુત્ર ધૃષ્ટદ્યુમ્નની સામે આવે તેવો છે ? તેમજ દ્રૌપદીની કીર્તિને વૃદ્ધિ પમાડનારા આ પાંડવોના પાંચ પુત્રો, કે જેઓ દેહના પ્રમાણમાં તથા પરાક્રમમાં પાંડવોના જેવાજ છે અને મદોન્મત્ત છે, તેઓના વેગને સહન કરે તેવો કોણ છે ? વળી દેવો પણ જેનો ઝપાટો સહન કરી શકે નહિ, તેવા મહાધનુર્ધારી સુભદ્રાપુત્ર અભિમન્યુના અને કાળ, સૂર્ય તથા અગ્નિના જેવા ગદ, પ્રદ્યુમ્ન તથા સાંબના વેગને સહન કરનારો પણ કોણ છે ? માટે

અમે સર્વે યુદ્ધમાં દુર્યોધનને, શકુનિને તથા કર્ણને મારીને યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરીશું. મારવા યોગ્ય શત્રુઓને મારવાથી કોઇ પણ જાતનો અધર્મ થતો નથી;[૨૦] પણ શત્રુઓની આગળ ભીખ માગવી એ અધર્મરૂપ અને અકીર્તિકર છે; માટે આપણે સાવધાન થઇને યુધિષ્ઠિરના મનમાં જે અભિલાષા હોય તે પાર પાડો;[૨૧] એટલે ધૃતરાષ્ટ્રે પોતેજ આપેલું રાજ્ય યુધિષ્ઠિરને પ્રાપ્ત થાય. હવે પાંડુપુત્ર યુધિષ્ઠિરને કાં તો રાજ્ય મળો,અથવા તો યુદ્ધમાં હણાયલા સર્વે કૌરવો પૃથ્વીપર શયન કરો !"

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વ
મા "સાત્યકીનાં ક્રોધવાક્ય" એ વિષ-
યનો અધ્યાય ૩ જો સમાપ્ત.

# અધ્યાય ૪ થો

## દ્રુપદનું ભાષણ

॥ द्रुपद उवाच ॥

एवमेतन्महाबाहो भविष्यति न संशयः ॥
न हि दुर्योधनो राज्यं मधुरेण प्रदास्यति॥१॥

દ્રુપદ બોલ્યાઃ—"હે મહાબાહુ સાત્યકિ ! તું કહે છે એ બાબત એમજ થશે, એમાં સંશય નથી; કારણ કે દુર્યોધન મીઠાશથી રાજ્ય આપશે નહિ.[૧] ધૃતરાષ્ટ્ર પણ પુત્રપ્રીતિથી દુર્યોધનને અનુસરશે, ભીષ્મ અને દ્રોણ ઓશિયાળા હોવાથી તેને અનુસરશે અને કર્ણ તથા શકુનિ મૂર્ખતાથી અનુસરશે.[૨] મને બળદેવનાં વાક્યો ડાહ્યા પુરુષોના સમાજમાં યોગ્ય લાગતાં નથી; પરંતુ ન્યાય ઇચ્છનારા પુરુષે પ્રથમ એ પ્રમાણે કરવું જોઇએ.[૩] દુર્યોધનને કોઇ રીતે કોમળ વચન કહેવાં યોગ્ય નથી; કારણ કે તે પાપબુદ્ધિવાળો છે, માટે કોમળતાથી વળે તેવો નથી,એમ મારૂં માનવું છે.[૪] જે પુરુષ પાપિષ્ઠ ચિત્તવાળા દુર્યોધન આગળ મૃદુ વચન બોલે તે ગધેડાપ્રત્યે કોમળતાથી અને ગાયોપ્રત્યે કઠોરતાથી વર્તે છે, એમજ માનવું.[૫] પાપી મનુષ્ય મૃદુ બોલનારાને અશક્ત માને છે અને કોમળતાને જોતાંજ મૂર્ખ મનુષ્ય પોતાનો અર્થ સિદ્ધ થયેલો સમજે છે;[૬] માટે હવે આપણે એજ કરીશું. અહીં સૈન્યાદિક મેળવવામાટે યત્ન કરો; આપણે આપણા મિત્રો પાસે દૂતો મોકલીએ, એટલે તેઓ આપણને સૈન્યોની મદદ કરે. હે વિભો ! શલ્ય, ધૃષ્ટકેતુ, જયત્સેન અને સઘળા કેકયોની પાસે શીઘ્ર ગતિવાળા દૂતો મોકલો.[૮] દુર્યોધન પણ સર્વ રાજાઓની પાસે અવશ્ય દૂતો મોકલશે અને સજ્જનોની એવી રીત છે કે, તેઓ પ્રથમ માગણી કરનારા સાથે બંધાય છે તથા તેને સહાય કરે છે;[૯] માટે તમે રાજાઓને પ્રથમ પ્રેરણા કરવાની ત્વરા કરો, કેમકે આપણે મહાન કાર્યનો ભાર વહન કરવાનો છે, એમ મારૂં માનવું છે.[૧૦] હે વિભો ! પ્રથમ શલ્ય અને તેને અનુસરનારા જે રાજાઓ હોય, તેઓની પાસે તત્કાળ દૂતો મોકલો. તેજ પ્રમાણે પૂર્વસમુદ્રપર રહેનારા રાજા ભગદત્ત, અમિતૌજા, ઉગ્ર, હાર્દિક્ય, અંધક, દીર્ઘપ્રજ્ઞ, શૂર અને રોચમાન, એ સર્વની પાસે દૂતો મોકલો;[૧૨] તેમજ બૃહંત, સેનાબિંદુ રાજા, સેનજિત, પ્રતિવિંધ્ય, ચિત્રવર્મા, સુવાસ્તુત, બાલ્હીક, મુંજકેશ, ચૈદ્યાધિપતિ, સુપાર્શ્વ, સુબાહુ, મહારથી પૌરવ, શક, પલ્હવ અને દરદ દેશના રાજાઓ, સુરારિ, નદીજ, કર્ણવેષ્ટ રાજા, નીલ, રાજા વીરધર્મા, વીર્યવાન દુર્જય, દંતવક્ર, રુકમી, જનમેજય, આષાઢ, વાયુવેગ, રાજા પૂર્વપાલી, ભૂરિતેજા, દેવક, પુત્રોની સાથે એકલવ્ય, કારુષક રાજાઓ, વીર્યવાન ક્ષેમધૂર્તિ, કાંબોજ, ઋષિક અને પશ્ચિમ અનૂપના રાજાઓ, જયત્સેન, કાશ્ય, પંચનદના રાજાઓ, ક્રાથપુત્ર દુર્ધર્ષ, પર્વતપ્રદેશના રાજાઓ, જાનકિ, સુશર્મા, મણિમાન્ય,અતિમત્સક, પાંશુરાષ્ટ્રાધિપ, વીર્યવાન ધૃષ્ટકેતુ,તુંડ,દંડધાર,વીર્યવાન બૃહત્સેન, અપરાજિત, નિષાદ, શ્રેણિમાન, વસુમાન, બૃહદ્બલ, મહૌજા, શત્રુનગરોને જિતનારો બાહુ, પુત્રસાથે વીર્યવાન રાજા સમુદ્રસેન, ઉદ્ભવ,ક્ષેમક, વાટધાન રાજા, શ્રુતાયુ, દૃઢાયુ, વીર્યવાન શાલ્વપુત્ર, કલિંગનો રાજા યુદ્ધદુર્મદ કુમાર,આ સર્વ રાજાઓને આમંત્રણ કરવા તત્કાળ દૂતો મોકલવા

એમને રુચે છે.[૧૩-૨૪] હે રાજા ! આ મારા પુરોહિત વિદ્વાન બ્રાહ્મણ છે. એને સંદેશો આપીને ધૃતરાષ્ટ્રની પાસે મોકલો[૨૫] અને દુર્યોધનને, રાજા ભીષ્મને, ધૃતરાષ્ટ્રને તથા રથિશ્રેષ્ઠ દ્રોણાચાર્યને જે જે સંદેશો કહેવો હોય તે એને કહો."

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "દ્રુપદવાક્ય" એ વિષયનો અધ્યાય ૪ થો સમાપ્ત.

## અધ્યાય ૫ મો

### શ્રીકૃષ્ણ સલાહ આપીને દ્વારકા ગયા.

॥ वासुदेव उवाच ॥

उपपन्नमिदं वाक्यं सोमकानां धुरंधरे ॥
अर्थसिद्धिकरं राज्ञः पांडवस्यामितौजसः ॥१॥

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–"સોમકવંશના ધુરંધર દ્રુપદરાજાએ જે ભાષણ કર્યું છે, તે યોગ્ય છે. એ ભાષણ અમાપ બળવાળા યુધિષ્ઠિર રાજાના અર્થને સિદ્ધ કરનારૂં છે.[૧] સારી નીતિથી કાર્ય કરવાની ઇચ્છા રાખનારા એવા આપણે પ્રથમ એ પ્રમાણેજ કરવું જોઇએ; કારણ કે એથી ઉલટી રીતે કાર્ય કરનારો પુરુષ મહામૂર્ખજ ગણાય.[૨] વળી આપણને કૌરવોની સાથે તથા પાંડવોની સાથે સરખો સંબંધ છે, માટે કૌરવો અને પાંડવો પોતાની ઇચ્છાપ્રમાણે વર્તે એ ઠીક છે. (અર્થાત્ તેમાં આપણે વચ્ચે પડવાની જરૂર નથી.)[૩] સમાન સંબંધવાળા એવા અમને સર્વને તથા તમને અહીં વિવાહને માટે બોલાવ્યા છે, માટે આપણે વિવાહ પૂરો થતાં આનંદથી પોતપોતાને ઘેર જઈશું.[૪] હે દ્રુપદરાજ ! તમે અહીં આવેલા રાજાઓમાં વય અને જ્ઞાનવડે મહાવૃદ્ધ છો અને અમે સર્વ તમારા શિષ્ય જેવા છીએ, એમાં સંશય નથી.[૫] વળી ધૃતરાષ્ટ્ર રાજા તમને બહુ માન આપે છે અને તમે દ્રોણાચાર્યના તથા કૃપાચાર્યના મિત્ર છો;[૬] માટે આજે તમે પાંડવોની અર્થસિદ્ધિ થાય તેવો સંદેશો મોકલો. તમે જે સંદેશો મોકલશો તેજ અમારો સર્વનો નિશ્ચય છે.[૭] દુર્યોધન જો ન્યાયબુદ્ધિથી સલાહ કરશે, તો કૌરવપાંડવોની વચ્ચે સારો ભ્રાતૃભાવ રહેવાથી મહાન ક્ષય થશે નહિ;[૮] પરંતુ ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન જો અભિમાની થઇને મૂર્ખતાથી સલાહ ન કરે, તો તમે પ્રથમ બીજાઓને બોલાવવા દૂતો મોકલ્યા પછી અમને બોલાવજો;[૯] એટલે મંદભાગી મૂર્ખ દુર્યોધન પોતાના અમાત્યોની સાથે અને બંધુઓની સાથે, ગાંડીવધન્વા અર્જુન કુપિત થતાં નાશ પામશે."[૧૦]

વૈશંપાયને કહ્યું:–તે પછી વિરાટ રાજાએ શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો અને તેમને અનુયાયીઓ તથા બંધુઓની સાથે પોતાને ઘેરથી વિદાય કર્યા.[૧૧] શ્રીકૃષ્ણ દ્વારકા ગયા તે પછી યુધિષ્ઠિર વગેરે પાંડવો અને વિરાટરાજા સંગ્રામની સર્વ તૈયારી કરવા લાગ્યા.[૧૨] બંધુઓની સાથે વિરાટ રાજાએ તથા દ્રુપદરાજાએ સર્વ રાજાઓને બોલાવવા દૂતો મોકલ્યા;[૧૩] એટલે કુરુસિંહ પાંડવોનાં તથા વિરાટ અને દ્રુપદનાં વચનથી પ્રસન્ન થયેલા મહાબળવાન રાજાઓ ત્યાં આવવા લાગ્યા.[૧૪] પાંડવોનું મોટું સૈન્ય એકઠું થવા માંડયું, એ વાત સાંભળીને ધૃતરાષ્ટ્રના પુત્રોએ પણ રાજાઓને બોલાવીને એકઠા કરવા માંડયા.[૧૫] હે રાજા ! તે સમયે કૌરવ તથા પાંડવોને માટે પ્રયાણ કરતા રાજાઓથી આખી પૃથ્વી વ્યાપ્ત થઇ ગઈ,[૧૬] ચતુરંગિણી સેનાથી પૃથ્વી ભરાઈ ગઈ; અને વીરોનાં સૈન્યો પર્વત તથા વનોની સાથે આ પૃથ્વીદેવીને ચલાયમાન કરતાં હોય તેમ ઠામઠામથી આવવા લાગ્યાં. તેપછી યુધિષ્ઠિરના મતપ્રમાણે ચાલનારા દ્રુપદરાજાએ બુદ્ધિ અને વયમાં વૃદ્ધ એવા પોતાના પુરોહિતને કૌરવોની પાસે મોકલવા તૈયારી કરી.[૧૭,૧૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "પુરોહિતયાન" એ વિષયનો અધ્યાય ૫ મો સમાપ્ત.

## અધ્યાય ૬ ઠ્ઠો

### દ્રુપદે પુરોહિતને હસ્તિનાપુર મોકલ્યો.

॥ द्रुपद उवाच ॥

**भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः ॥**
**बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेष्वपि द्विजातयः ॥१॥**

દ્રુપદે પુરોહિતને કહ્યું:–"ચરાચર ભૂતોમાં પ્રાણીઓ–પ્રાણવાળાંઓ શ્રેષ્ઠ છે, પ્રાણીઓમાં બુદ્ધિવાળાં શ્રેષ્ઠ છે, બુદ્ધિમાનોમાં મનુષ્યો શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં દ્વિજો શ્રેષ્ઠ છે, દ્વિજોમાં વિદ્વાનો શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં સિદ્ધાંતવેત્તાઓ શ્રેષ્ઠ છે, સિદ્ધાંતવેત્તાઓમાં તે પ્રમાણે આચરણ કરનારાઓ શ્રેષ્ઠ છે અને આચરણ કરનારાઓમાં બ્રહ્મવાદીઓ શ્રેષ્ઠ છે.[૧,૨] હું માનું છું કે, તમે સિદ્ધાંતવેત્તાઓમાં મુખ્ય છો; કુળ, વય અને શાસ્ત્રથી; યુક્ત છો અને બુદ્ધિમાં શુક્રાચાર્ય તથા બૃહસ્પતિના જેવા છો. વળી તે કુરુકુલોત્પન્ન દુર્યોધન કેવી રીતે વર્તે છે અને પાંડુ તથા કુંતીના પુત્ર યુધિષ્ઠિર કેવી રીતે વર્તે છે, એ સર્વ તમે જાણો છો. ધૃતરાષ્ટ્રના જાણતાં કૌરવોએ પાંડવોને છેતર્યા હતા[૩–૫] અને વિદુરજીએ સમજાવવા છતાં ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રનેજ અનુસરે છે. દ્યૂતનિપુણ શકુનિએ, દ્યૂત રમવામાં અજાણ્યા અને ક્ષાત્રવૃત્તિમાં રહેલા પવિત્ર યુધિષ્ઠિરને બુદ્ધિપૂર્વક દ્યૂત રમવા બોલાવી હરાવ્યા હતા. હવે તે પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિરને હરાવ્યા પછી, કૌરવો પોતે કોઇપણ અવસ્થામાં રાજ્ય પાછું આપવાના નથી; પરંતુ તમે ત્યાં જઇને ધૃતરાષ્ટ્રને ધર્મયુક્તવચનો કહેશો, એટલે તેના યોદ્ધાઓનાં મનને અવશ્ય ફેરવી શકશો અને વિદુર પણ તમારાં તે વચનને પુષ્ટિ આપશે;[૬–૯] તથા ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય વગેરેમાં ભેદ ઉત્પન્ન કરશે. આ રીતે અમાત્યોમાં ભેદ પડશે અને યોદ્ધાઓ કૌરવોથી વિમુખ થશે,[૧૦] એટલે ફરી તેઓને એકત્ર કરવાનું કામ કૌરવોને કરવું પડશે. આ અવકાશ મળશે, એટલામાં એકાગ્રબુદ્ધિવાળા–અર્થાત્ ફાટફુટવિનાના પાંડવો સુખથી સેનાને એકઠી કરશે અને દ્રવ્યનો સંગ્રહ પણ કરી લેશે. કૌરવોના વીરો ત્યાંજ રહે છે અને તે વખતે તમે ત્યાં વિલંબ કરતા પડી રહેશો, એટલે તેઓ ઝડપથી સેનાની જમાવટ કરી શકશે નહિ, એ વાત સંદેહરહિત છે. આપને ત્યાં મોકલવાનું મુખ્ય પ્રયોજન આ છે.[૧૧–૧૩]

વળી ધૃતરાષ્ટ્ર તમારી સંગતિથી તમારૂં ધર્મયુક્ત બોલવું માન્ય કરશે. તમે ધર્મનિષ્ઠ છો, એટલે તે કૌરવપક્ષના પુરુષોની આગળ ધર્માચરણ કરીને તેઓમાંના દયાળુઓની આગળ પાંડવોને પડેલાં મોટાં કષ્ટોનું વર્ણન કરશો અને વૃદ્ધ પુરુષોની આગળ પૂર્વજોએ આચરણ કરેલા કુળધર્મનું વર્ણન કરશો, એટલે તેઓનાં મન ફરી જશે એમાં મને સંદેહ નથી. તમને તેઓના તરફનો જરાપણ ભય નથી, કારણ કે તમે વેદવેત્તા બ્રાહ્મણ છો, દૂતકાર્યમાં જોડાયા છો અને વધારામાં વૃદ્ધ છો. હવે તમે પુષ્ય નક્ષત્રમાં અને વિજય મુહૂર્તમાં કુંતીપુત્ર યુધિષ્ઠિરની કાર્યસિદ્ધિમાટે કૌરવોની પાસે તત્કાળ પ્રયાણ કરો."[૧૪–૧૭]

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે મહાત્મા દ્રુપદ રાજાએ કહ્યું, એટલે સદાચારસંપન્ન અને નીતિશાસ્ત્રનાં રહસ્યને જાણનારો તે વિદ્વાન પુરોહિત શિષ્યોથી વીંટાઇને પાંડવોનું હિત કરવામાટે હસ્તિનાપુરમાં કૌરવોની પાસે ગયો.[૧૮,૧૯]

**ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગપર્વમાં "પુરોહિતપ્રયાણ" એ વિષયનો અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત**

---

## અધ્યાય ૭ મો

### દુર્યોધન અને અર્જુન શ્રીકૃષ્ણ પાસે ગયા.

॥ वैशंपायन उवाच ॥

**पुरोहितं ते प्रस्थाप्य नगरं नागसाह्वयम् ॥**
**दूतान्प्रस्थापयामासुः पार्थिवेभ्यस्ततस्ततः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે પુરોહિતને હસ્તિનાપુર મોકલ્યા પછી, પાંડવોએ ઠામ ઠામના રાજાઓની પાસે દૂતો મોકલ્યા.[૧] બીજે ઠેકાણે દૂતોને મોકલ્યા પછી શ્રીકૃષ્ણને બોલાવવા કુરુ-

વંશી પુરુષશ્રેષ્ઠ કુંતીપુત્ર અર્જુન પોતેજ દ્વારકા ગયો.[૨] મધુવંશી શ્રીકૃષ્ણ અને બળદેવ વૃષ્ણિઓ, અંધકો અને સેંકડો ભોજોની સાથે દ્વારકા ગયા, ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને પોતે મૂકેલા ગુપ્ત દૂતોદ્વારા પાંડવોની સર્વ હીલચાલ જાણી લીધી.[૪] શ્રીકૃષ્ણ પાંડવો પાસેથી ગયા, એ સાંભળીને દુર્યોધન થોડી સેના સાથે લઇને તથા વાયુના જેવા વેગવાળા ઉત્તમ ઘોડાઓ રથને જોડીને દ્વારકાપુરીપ્રત્યે ગયો.[૫] પાંડુનંદન અર્જુન પણ તેજ દિવસે રમણીય દ્વારકાનગરીપ્રત્યે જવા ત્વરાથી નીકળ્યો.[૬] કુરુવંશી તે બન્ને મહાપુરુષોએ એકજ વખતે દ્વારકામાં પ્રવેશ કરીને શ્રીકૃષ્ણને સૂતેલા જોયા,તોપણ તે બન્ને,સૂતેલા કૃષ્ણની આગળ ગયા.[૭]ગોવિંદ સૂતા હતા ત્યાં પ્રથમ દુર્યોધને પ્રવેશ કર્યો અને તે શ્રીકૃષ્ણના ઓસીકા તરફ ઉત્તમ આસન ઉપર બેઠો.[૮] ઉદાર મનવાળા અર્જુને તેની પાછળ પ્રવેશ કર્યો અને તે બે હાથ જોડીને તથા નમ્ર થઇને શ્રીકૃષ્ણના પગ આગળ ઉભો રહ્યો.[૯] પછી જ્યારે શ્રીકૃષ્ણ જાગ્રત થયા, ત્યારે તેમણે પોતાની આગળ ઉભેલા અર્જુનને જોયો. (અને દુર્યોધનને ઓસીકા તરફ બેઠેલો પછીથી જોયો.) શ્રીકૃષ્ણે તે બન્નેનું સ્વાગત કરીને યોગ્ય રીતે તેઓનો સત્કાર કર્યો[૧૦] અને બન્નેને આવવાનું કારણ પૂછ્યું, ત્યારે દુર્યોધને હાસ્ય કરતો હોય તેમ મોં મલકાવીને શ્રીકૃષ્ણને કહ્યું કે:–[૧૧] “ભાવિ સંગ્રામમાં તમે મને સહાય આપવા યોગ્ય છો. તમારે અર્જુનની સાથે અને મારી સાથે સમાન મિત્રતા છે,[૧૨] તેમજ હે માધવ! અમારી બન્નેની સાથે સંબંધ પણ સરખો છે; પરંતુ હે મધુસૂદન! હું આજે તમારી પાસે પ્રથમ આવ્યો છું.[૧૩] પૂર્વરીતિને અનુસરનારા સજ્જનો પ્રથમ આવનારાનો પક્ષ ગ્રહણ કરે છે. હે જનાર્દન! આજે તમે લોકમાંના સત્પુરુષોમાં મહાશ્રેષ્ઠ ગણાઓ છો[૧૪] અને હમેશાં માન્ય ગણાઓ છો, માટે તમે સજ્જનોના આચારનું પાલન કરો.”

શ્રીકૃષ્ણ બોલ્યા:–“હે રાજા! તમે પ્રથમ આવ્યા છો એમાં મને સંશય નથી; પરંતુ મેં પૃથાપુત્ર અર્જુનને પ્રથમ જોયો છે![૧૫] માટે હે દુર્યોધન! તમે પ્રથમ આવ્યા છો તેથી અને અર્જુનને મેં પ્રથમ જોયો છે તેથી, હું બન્નેને સહાય કરીશ;[૧૬] પરંતુ ‘બાળકોની ઇચ્છા પ્રથમ પૂર્ણ કરવી’ એવી શ્રુતિ છે. તે ઉપરથી તમારાથી નાના એવા પૃથાપુત્ર અર્જુનની ઇચ્છા પ્રથમ પૂર્ણ કરવી યોગ્ય છે.[૧૭] મારી પાસે મારા જેવા દઢ અંગવાળા નારાયણ નામથી પ્રખ્યાત થયેલા દશ કરોડ મોટા ગોવાળીઆ છે. તે સર્વે સંગ્રામમાં યુદ્ધ કરે તેવા છે.[૧૮]યુદ્ધમાં અજિત એવા તે ગોપો એકના સૈનિક થઇને રહેશે અને બીજી તરફ શસ્ત્રો ન ઉઠાવનારો અને સંગ્રામમાં યુદ્ધ ન કરનારો એવો હું રહીશ.[૧૯] હે પૃથાપુત્ર! આ બેમાંથી તને જે વધારે ગમતું હોય તે પ્રથમ તું માગી લે; કારણકે ધર્મપ્રમાણે પ્રથમ તારી ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ.”[૨૦]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે શ્રીકૃષ્ણે કહ્યું એટલે કુંતીપુત્ર અર્જુને, સંગ્રામમાં યુદ્ધ ન કરનારા એવા શ્રીકૃષ્ણને માગી લીધા.[૨૧] એ શ્રીકૃષ્ણ, સર્વ ક્ષત્રિયોમાંજ નહિ પણ દેવદાનવોમાં પણ અગ્રગણ્ય તથા અજન્મા છતાં પોતાની ઇચ્છાથીજ મનુષ્યોમાં જન્મેલા શત્રુહંતા સાક્ષાત્ નારાયણજ હતા.[૨૨] અર્જુને તેમને માગી લીધા પછી દુર્યોધને તે સઘળું ગોવાળસૈન્ય માગી લીધું. હે ભરતવંશી જનમેજય! દુર્યોધન હજારો ને લાખો યોદ્ધાઓ મેળવીને તથા કૃષ્ણને યોદ્ધાઓવિનાના કરેલા જાણીને બહુ આનંદ પામ્યો.

પછી તે સર્વ સેના લઇને ભયંકર બળવાળો દુર્યોધન રાજા, મહાબળસંપન્ન બળરામની પાસે ગયો; અને તેણે તેમને પોતાના આવવાનો સર્વ હેતુ નિવેદન કર્યો. ત્યારે બળરામે દુર્યોધનને આ પ્રમાણે કહ્યું.[૨૫]

બળદેવ બોલ્યા:–“હે નરવ્યાઘ્ર! પૂર્વે વિરાટને ત્યાંના વિવાહપ્રસંગમાં હું જે બોલ્યો હતો, તે તેં જાણ્યું હશે અને તે સઘળું તેમજ થવું જોઇએ[૨૬] હે કુરુનંદન રાજા! મેં ત્યાં તારે



વાત એવી બની કે અર્જુન અને દુર્યોધન બન્ને સહાય લેવા દ્વારિકાં પહોંચ્યા. શ્રીકૃષ્ણે વિચારપૂર્વક બે વિભાગ કર્યા: એક પોતે, તથા પોતાનું લશ્કર; એ બેમાં જેને જે ગમે તે એકેક માગી લેવા કહ્યું. પગ પાસે બેઠેલા વિવેકી અર્જુનને મન "શ્રીકૃષ્ણ જેવા ભલે બાહ્ય શસ્ત્ર વગરના અને એકાકી હોય તો પણ તેજ અપાર ઉપયોગી, સર્વકળાસંપન્ન અને સર્વદાયક" હતા; એટલે તેણે તેમનેજ માગી લીધા! અને માથા તરફ બેઠેલા મિથ્યાભિમાની દુર્યોધનને મન મોટું સૈન્યજ મોટી વસ્તુ હોવાથી તેણે તેજ માગી લીધું! પરિણામે ધર્મી અર્જુનને મળ્યો વિજય, ભોગ અને મોક્ષ; ત્યારે અધર્મી દુર્યોધનને મળ્યાં પરાજય, મૃત્યુ અને નર્ક! વાંચનાર! તને શું ગમે છે? પ્રાણીપદાર્થનાં નાશવંત ટોળાં? કે પેલો કૃષ્ણ જેવો અજ્ઞાનની આત્યંતિકી નિવૃત્તિપૂર્વક પરમાનંદની નિત્ય પ્રાપ્તિ કરાવનારો પરમ ઉદાર કુશળ ગોવાળ (ગોપાળ) સચ્ચિદાનંદ?

કાંતો પૂર્ણ પુરૂષોત્તમ, કે કાંતો ભોળાં ધન-માનવનાં ટોળાં! એમાંનું જે તે એકજ લઈ શકશો: બંને નહિ!

માટે આગ્રહપૂર્વક કૃષ્ણને વારંવાર કહ્યું કે, આપણો સંબંધ બન્નેની સાથે સમાન છે. (માટે આપણે એકનો પક્ષ લેવો યોગ્ય નથી;)[૨૭] પરંતુ મારાં તે વચનને કૃષ્ણે સ્વીકાર્યું નહિ અને હું કૃષ્ણવિના એક ક્ષણ પણ રહું તેમ નથી;[૨૮] માટે મેં તો કૃષ્ણના તરફ જોઈને, એવો નિશ્ચય કર્યો છે કે, 'મારે અર્જુનને પણ સહાય કરવી નહિ અને તને પણ સહાય કરવી નહિ.'[૨૯] હે પુરુષશ્રેષ્ઠ! તું સર્વ રાજાઓથી પૂજાતા ભરતવંશમાં જન્મ્યો છે, માટે જા, ક્ષત્રિયધર્મને અનુસરીને યુદ્ધ કર!"[૩૦]

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે બળદેવે કહ્યું, ત્યારે દુર્યોધન તેમને ભેટયો, અને શ્રીકૃષ્ણને સેના તથા શસ્ત્રવિનાના ખાલી કરી નાખ્યા છે, માટે યુદ્ધમાં આપણોજ જય છે, એમ માનવા લાગ્યો.[૩૧] તે પછી ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન રાજા, કૃતવર્માની પાસે ગયો. તે વખતે કૃતવર્માએ તેને એક અક્ષૌહિણી સેના આપી.[૩૨] કુરુનંદન દુર્યોધન તે ભયંકર સર્વ સેનાથી વીંટાઇને પ્રસન્ન થયો અને સ્નેહીઓને હર્ષ પમાડતો હસ્તિનાપુર ગયો.[૩૩]

દુર્યોધન ગયા પછી પીતાંબરધારી જગત્સ્રષ્ટા જનાર્દન શ્રીકૃષ્ણે, કિરીટધારી અર્જુનને કહ્યું કેઃ–[૩૪] "હું યુદ્ધ કરવાનો નથી,છતાં તેં શો વિચાર કરીને મારી માગણી કરી?"

અર્જુન બોલ્યોઃ–"હે પુરુષશ્રેષ્ઠ! તમે તે સર્વને મારવા સમર્થ છો, એમાં સંશય નથી અને હું એકલો પણ તેઓને હણવા સમર્થ છું;[૩૫]પરંતુ જગતમાં તમે કીર્તિમાન છો,માટે તે યશ તમને પ્રાપ્ત થશે અને હું યશની ગરજવાળો છું, એટલે મેં તમને માગી લીધા છે.[૩૬] તમે મારા સારથિ થાઓ, એવો સર્વદા મારા મનમાં સંકલ્પ થયા કરે છે; માટે મારી ઘણી રાત્રિઓની ઇચ્છિત કામનાને તમારે પૂર્ણ કરવી યોગ્ય છે."[૩૭]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–"હે પાર્થ! તું મારી સાથે સ્પર્ધા કરે છે, તે યોગ્ય છે. હું તારૂં સારથિપણું કરીશ. તારો મનોરથ પૂર્ણ થાઓ!"[૩૮]

વૈશંપાયને કહ્યુંઃ–એ સાંભળીને અર્જુન બહુ આનંદ પામ્યો અને તે વખતે મુખ્ય મુખ્ય યાદવોથી વીંટાઇને શ્રીકૃષ્ણની સાથે પાછો યુધિષ્ઠિરની પાસે આવ્યો.[૩૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "કૃષ્ણસારથ્યસ્વીકાર" એ વિષયનો અધ્યાય ૭ મો સમાપ્ત.÷

# અધ્યાય ૮ મો
## દુર્યોધને શલ્યને પોતાના પક્ષમાં લઇ લીધો.

॥ वैशंपायन उवाच ॥

शल्यः श्रुत्वा तु दूतानां सैन्येन महता वृतः॥
अभ्ययात्पांडवान् राजन् सह पुत्रैर्महारथैः॥१॥

વૈશંપાયને કહ્યુંઃ–"હે રાજા! શલ્યરાજા દૂતોથી સંદેશો સાંભળીને, પોતાના મહારથી પુત્રોની સાથે મોટા સૈન્યથી વીંટાઇને પાંડવોની પાસે આવવા નીકળ્યો.[૧] હે જનમેજય રાજા! મહાવીર્ય તથા પરાક્રમવાળો અને અક્ષૌહિણીનો સ્વામી શલ્યરાજા એટલી મોટી સેના રાખતો હતો કે, તેની સેનાનો પડાવ છ ગાઉસુધી પડતો હતો. સેંકડો અને હજારો શ્રેષ્ઠ ક્ષત્રિયવીરો તેની સેનાના નેતાઓ હતા. તેઓ વિચિત્ર કવચવાળા, શૂરા, વિચિત્ર ધ્વજા અને ધનુષવાળા, ચિત્રવિચિત્ર અલંકારવાળા, વિચિત્ર રથો તથા વાહનોવાળા, વિચિત્ર માળાઓને ધારણ કરનારા, વિચિત્ર વસ્ત્રો તથા આભૂષણોવાળા અને સ્વદેશી વેષ તથા આભરણોવાળા હતા.[૨-૫] શલ્યરાજા આવી મોટી સેના લઇને પ્રાણીઓને ગભરાવી મૂકતો હોય અને પૃથ્વીને કંપાવી નાખતો હોય તેમ સેનાને વિશ્રાંતિ આપતો આપતો ધીરે ધીરે જ્યાં યુધિષ્ઠિર રાજા હતા ત્યાં જવા લાગ્યો.[૬]

÷ एक एव सहायोऽलमीशः किं सैन्यकोटिभिः।
इति वव्रेऽर्जुनः कृष्णं न सैन्यं धार्तराष्ट्रवत्॥

સર્વ શકિતમાન એકજ સહાયક પૂરતો છે, કરોડો સૈન્યથી શો લાભ?' આવા વિચારથી અર્જુને શ્રીકૃષ્ણની માગણી કરી. દુર્યોધનની પેઠે સૈન્યની માગણી કરી નહિ. गणेश

હે ભારત ! એટલામાં દુર્યોધને સાંભળ્યું કે, મહારથી મહાત્મા શલ્યરાજા સમીપમાં આવ્યા છે, એટલે તે પોતે ઝડપથી સામે ગયો અને તેના સત્કારની તૈયારી કરવા લાગ્યો.[૭] દુર્યોધને શલ્યનો સત્કાર કરવા માટે રમણીય પ્રદેશોમાં રત્નોથી અદ્ભુત અને સારી રીતે શણગારેલી સભાઓ તૈયાર કરાવી.[૮] તેમાં જૂદા જૂદા કારીગરોએ જાત જાતની ક્રીડાઓની ગોઠવણો કરી; અને ત્યાં પુષ્પમાળાઓ, માંસો, ભક્ષ્ય પદાર્થો તથા પીવાના રસોની સારી સગવડો કરી દીધી. વળી તે સ્થાનોમાં મનના હર્ષને વધારનારા વિવિધ આકારના ફૂવાઓ, જૂદા જૂદા આકારની વાવો અને જળમંદિરો તૈયાર કરાવ્યાં.[૧૦] તેવાં સભાસ્થાનોમાં શલ્યરાજા આવી પહોંચતાંજ જ્યાં ત્યાં ઠેકઠેકાણે દુર્યોધનના પ્રધાનો તેનો દેવની પેઠે સત્કાર કરવા લાગ્યા.[૧૧] આગળ ચાલતાં શલ્યરાજા બીજા એક સભાસ્થાનમાં આવ્યો. તે સ્થાન દેવસભાનાં જેવું દેદીપ્યમાન હતું. તેમાં મનુષ્યોને ન મળે તેવા સુખકારક વૈભવોનો ઉપભોગ કરવાથી રાજા પોતે પોતાને સર્વ કરતાં શ્રેષ્ઠ માનવા લાગ્યો અને ઇન્દ્રને પણ તુચ્છ ગણવા લાગ્યો. પછી તે ક્ષત્રિયશ્રેષ્ઠ રાજાએ આનંદ પામીને સેવકોને પૂછ્યું કેઃ–[૧૩]"યુધિષ્ઠિરના કયા પુરુષોએ આ સભાઓ તૈયાર કરી છે ? તે સભા કરનારાઓને મારી પાસે લાવો; કારણકે તેઓ બક્ષીસ આપવા યોગ્ય છે, એમ મારૂં માનવું છે.[૧૪] હું પ્રસન્ન થઇને તેઓને બક્ષીસ આપું છું, માટે યુધિષ્ઠિરે તેને અનુમોદન આપવું."

દુર્યોધનના સેવકોએ આશ્ચર્ય પામીને તે સર્વ વાત દુર્યોધનને કહી.[૧૫] જ્યારે બહુ પ્રસન્ન થયેલો શલ્યરાજા પોતાનું જીવિત પણ આપવા તૈયાર થયો છે એવું દુર્યોધને સાંભળ્યું, ત્યારે તે છુપીરીતે મામા શલ્યને મળ્યો.[૧૬] મદ્રરાજ શલ્ય, દુર્યોધનને જોઇને તથા તેનોજ તે સર્વ પ્રયત્ન જાણીને તેને ભેટ્યો અને પ્રસન્ન થઇને બોલ્યો કેઃ–" તને જે ઇષ્ટ હોય તે તું માગી લે."[૧૭]

દુર્યોધન બોલ્યોઃ–"હેકલ્યાણમૂર્તિ! તમે સત્યવાદી થાઓ અને મને વર આપો. મારી સર્વ સેનાના તમે સેનાપતિ થાઓ, એ મારી માગણી છે."

વૈશંપાયને કહ્યુંઃ–ત્યારે શલ્યે કહ્યું કે, "હું તારો સેનાપતિ થઇશ. બોલ, તારૂં બીજું શું કરૂં ? ત્યારે દુર્યોધને વારંવાર કહ્યું કેઃ– "તમે મારૂં સર્વ કર્યુંજ છે."[૧૯]

શલ્ય બોલ્યોઃ–" હે નરશ્રેષ્ઠ દુર્યોધન! તું પોતાના નગરપ્રત્યે જા. હું હવે શત્રુહંતા યુધિષ્ઠિરને મળવા જઈશ.[૨૦] હે રાજા ! હું યુધિષ્ઠિરને મળીને તત્કાળ પાછો આવીશ. હે રાજા ! મારે મહાપુરુષ યુધિષ્ઠિરને પણ અવશ્ય મળવું જોઇએ."[૨૧]

દુર્યોધન બોલ્યોઃ–" હે પૃથ્વીપતિ રાજા ! તમે યુધિષ્ઠિરને મળીને તત્કાળ પાછા આવજો. હે રાજેંદ્ર ! અમે તમારે અધીન છીએ. તમે અમને આપેલા વરદાનનું સ્મરણ રાખજો."[૨૨]

શલ્ય બોલ્યોઃ–"તારૂં કલ્યાણ થાઓ. હે રાજા ! હું સત્વર પાછો આવીશ. હવે તું તારા નગરપ્રત્યે જા." આ પ્રમાણે વાતચિત કર્યા પછી શલ્ય અને દુર્યોધન પરસ્પર ભેટ્યા.[૨૩] આ પ્રમાણે દુર્યોધન શલ્યને આમંત્રણ કરીને પાછો પોતાના નગરમાં આવ્યો અને શલ્ય દુર્યોધનનું તે કર્મ કહેવામાટે પાંડવો પાસે ગયો.[૨૪]

શલ્યરાજા ઉપાલવ્ય નામના પ્રદેશમાં જઈ પાંડવોની છાવણીમાં દાખલ થયો અને ત્યાં તેણે સર્વ પાંડવોને જોયા.[૨૫] તે વખતે મહાબાહુ શલ્યે પાંડવોને મળીને તેઓનાં યથાવિધિ પાદ્ય, અર્ઘ્ય તથા મધુપર્ક સ્વીકાર્યાં.[૨૬] પછી શત્રુદમન મદ્રરાજ શલ્યે કુશળ પૂછીને પરમ પ્રસન્ન થઇ યુધિષ્ઠિરને આલિંગન કર્યું;[૨૭] તેમજ ભીમને, અર્જુનને અને પોતાના સગા ભાણેજ નકુળ તથા સહદેવને પણ આલિંગન કર્યું. તે પછી આસન ઉપર બેસીને શલ્યે યુધિષ્ઠિરને કહ્યું કેઃ– "હે કુરુનંદન ! હે રાજસિંહ ! તમે કુશળ તો છોને ? હે મહાવિજયિ ! તમે વનવાસથી મુક્ત થયા તે સારૂં થયું.[૨૯] હે રાજેંદ્ર ! તમે નિર્જન અરણ્યમાં ભ્રાતાઓની સાથે તથા આ દ્રૌપદીની સાથે નિવાસ કરીને મહાકઠિન કામ

કર્યું છે;[૩૦] તેમજ ભયંકર ગુપ્તવાસ કરીને પણ દુષ્કર કામ કર્યું છે. હે ભરતવંશી! રાજ્યથી ભ્રષ્ટ થયેલાને દુ:ખજ હોય છે, તેને સુખ ક્યાંથી હોય?[૩૧] હે શત્રુતાપન રાજા! તમે દુર્યોધને આપેલા આ મહાન દુ:ખને અંતે શત્રુઓને મારીને સુખી થશો.[૩૨] હે નરાધિપ મહારાજા! તમે લોકતંત્રને જાણો છો, માટે હે તાત! તમે લોભથી કંઈપણ કાર્ય કરેલું હોય એમ જણાતું નથી.[૩૩] હે ભરતવંશી યુધિષ્ઠિર! તમે પુરાતન રાજર્ષિઓના માર્ગનેજ અનુસરો અને દાન, તપ તથા સત્યમાં સ્થિર રહો.[૩૪] હે યુધિષ્ઠિર રાજા! ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, સત્ય, અહિંસા અને અદ્‌ભુત લોક, એ સર્વ તમારેવિષે રહેલાં છે.[૩૫] હે રાજા! તમે કોમળ, ઉદાર, બ્રાહ્મણભક્ત, દાતા અને ધર્મનિષ્ઠ છો તથા લોકોના સાક્ષીરૂપ ઘણા ધર્મો તમારી જાણમાં છે.[૩૬] હે શત્રુતાપન! આ સર્વ જગત તમારૂં જાણેલું છે. હે ભરતશ્રેષ્ઠ રાજા! તમે આ વનવાસના કષ્ટમાંથી પાર ઉતર્યા, એ સારૂં થયું.[૩૭] હે રાજેન્દ્ર! હે પ્રભો! ધર્માત્મા તથા ધર્મના ભંડારરૂપ એવા તમને નાના ભાઇઓની સાથે દુષ્કર પ્રતિજ્ઞા તરી ગયેલા હું જોઉં છું, એ અહોભાગ્ય છે."[૩૮]

વૈશંપાયને કહ્યું:–હે ભરતવંશી રાજા! તે પછી શલ્યરાજાએ દુર્યોધનની સાથે થયેલો પોતાનો સમાગમ, તેણે કરેલી સેવા તથા તેને પોતે આપેલો વર, એ સર્વ વાત યુધિષ્ઠિરને કહી.[૩૯] ત્યારે યુધિષ્ઠિર બોલ્યા:–"હે વીરરાજા! તમે દુર્યોધનને પ્રસન્ન અંત:કરણથી સહાય કરવાનું જે વચન આપ્યું તે સારૂં કર્યું;[૪૦] પરંતુ હે અત્યંત શ્રેષ્ઠ રાજા! તમે મારૂં એક કામ કરો એમ હું ઇચ્છું છું. જો કે તે તમારા જેવાએ કરવા જેવું નથી, તોપણ મારા તરફ જોઇને તમારે તે કરવું જોઇએ. તમારૂં કલ્યાણ થાઓ. હે વીર! તમે સાંભળો. તે કાર્ય હું તમને કહું છું: હે મહારાજ! તમે આ લોકમાં યુદ્ધ કરવામાં વાસુદેવ જેવા છો,[૪૧,૪૨] તેથી હે મહારાજા! જ્યારે કર્ણ અને અર્જુનના દ્વંદ્વયુદ્ધનો સમય થાય, ત્યારે તમારે અવશ્ય કર્ણનું સારથિપણું કરવું[૪૩] અને તેમાં, હે રાજા! તમે જો મારૂં પ્રિય કરવા ઇચ્છતા હો તો તમારે અર્જુનનું રક્ષણ કરવું અને અમારો જય થાય તે માટે કર્ણનો ઉત્સાહ ભાગી પાડવો.[૪૪] હે મામા! જો કે આ કાર્ય કરવા જેવું નથી, તોપણ તમારે એ કરવું જોઈએ."

શલ્ય બોલ્યો:–"હે પાંડવ! તમારૂં કલ્યાણ થાઓ! તમે અર્જુન અને કર્ણના સમાગમમાં મહાત્મા કર્ણનો ઉત્સાહ તોડી પાડવા જે કહો છો તે સંબંધમાં સાંભળો.[૪૫] હું સંગ્રામમાં અવશ્ય કર્ણનો સારથિ થઇશ; કારણ કે, કર્ણ મને નિત્ય વાસુદેવના જેવોજ માને છે.[૪૬] હે કુરુશ્રેષ્ઠ! કર્ણ જ્યારે સંગ્રામમાં યુદ્ધની ઇચ્છાથી ચઢશે, ત્યારે હું તેને અવળાં તથા અહિતકારી વચનો અવશ્ય કહીશ.[૪૭] તેમ કરવાથી હે પાંડવ! તેનો ગર્વ હરાઇ જશે અને તેનું તેજ ક્ષીણ થશે, એટલે તેને સુખથી મારી શકાશે! આ હું તમને સત્ય કહું છું.[૪૮] હે તાત! તમે મને જે કરવા કહ્યું, તે હું આ રીતે કરીશ; એટલુંજ નહિ પણ મારાથી બીજું પણ તમારૂં જે પ્રિય થઈ શકશે તે હું કરીશ.[૪૯] હે મહાકાંતિવાળા રાજા! દ્યૂતમાં તમને દ્રૌપદીની સાથે જે દુ:ખ પ્રાપ્ત થયું છે, સૂતપુત્ર કર્ણે જે કઠોર વાક્યો કહ્યાં છે, જટાસુરો તથા કીચકથી જે મહાકષ્ટ પડ્યું છે અને દમયંતીની પેઠે દ્રૌપદીએ જે જે દુ:ખો ભોગવ્યાં છે,[૫૧] હે વીર! તે સર્વ દુ:ખો પરિણામે તમને સુખ આપનારાં થશે. એ સંબંધમાં તમારે દીનતા ધારણ કરવી નહિ. દૈવ મહાબળવાન છે.[૫૨] હે યુધિષ્ઠિર રાજા! દુ:ખો મોટાનેજ પ્રાપ્ત થાય છે, દેવોને પણ દુ:ખો પ્રાપ્ત થયાં છે.[૫૩] હે ભરતવંશી રાજા! સંભળાય છે કે, દેવના રાજા, ઇંદ્રે પણ પોતાની પત્નીની સાથે મોટું દુ:ખ ભોગવ્યું હતું."[૫૪]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "શલ્યવાક્ય" એ વિષયનો અધ્યાય ૮ મો સમાપ્ત.

# અધ્યાય ૯ મો
## વિશ્વરૂપનો વધ

॥ युधिष्ठिर उवाच ॥
कथमिंद्रेण राजेंद्र सभार्येण महात्मना ॥
दुःखं प्राप्तं परं घोरमेतादिच्छामि वेदितुम्॥१॥

યુધિષ્ઠિરે પૂછ્યું:–"હે રાજેન્દ્ર! મહાત્મા ઇંદ્રને તથા તેની ભાર્યાને કેવી રીતે મહાભયંકર દુઃખ પ્રાપ્ત થયું હતું ? એ જાણવાની હું ઇચ્છા રાખું છું."[૧]

શલ્ય બોલ્યો:–"હે ભરતવંશી રાજા! ઇંદ્રને તથા તેની ભાર્યાને જે રીતે દુઃખ પડ્યું હતું,તે સંબંધમાં તમે પૂર્વે થયેલા એક પુરાતન ઇતિહાસને સાંભળો.[૨] પૂર્વે દેવોમાં શ્રેષ્ઠ એવા મહાતપસ્વી ત્વષ્ટા નામના પ્રજાપતિ હતા. તેમણે ઇંદ્રના દ્રોહથી વિશ્વરૂપ નામનો ત્રણ માથાંવાળો પુત્ર ઉત્પન્ન કર્યો હતો.[૩] તે મહાતેજસ્વી વિશ્વરૂપ ઇંદ્રપદની ઇચ્છા કરતો હતો. તેનાં સૂર્ય, ચંદ્ર અને અગ્નિના જેવાં ભયંકર ત્રણ મુખો હતાં. તેમાંના એક મુખથી તે વેદો ભણતો હતો, બીજા મુખથી મદિરાપાન કરતો હતો અને ત્રીજા મુખથી સર્વ દિશાઓને જાણે પી જતો હોય તેમ જોતો હતો.[૫] હે શત્રુઓને દમનારા રાજા! તે ત્રિશિરા તપસ્વી, કોમળ તથા જિતેંદ્રિય હતો અને ધર્મ તથા તપમાં તત્પર રહેતો હતો. તેનું તપ મહાતીવ્ર અને દુશ્ચર હતું.[૬] તે અમાપ તેજવાળા ત્રિશિરાના તપોબળને તથા સત્યને જોઇને, ઇંદ્રને ખેદ ઉત્પન્ન થયો કે, 'આ ઇંદ્ર ન થાય તો ઠીક![૭] એ વિશ્વરૂપ કેવીરીતે વૈભવોમાં આસક્ત થઇ જાય અને આ મહાન તપ કરવું બંધ કરે? અહો, આ ત્રિશિરા તો તપશ્ચર્યાથી વૃદ્ધિ પામીને સર્વ ભુવનને ગળી જશે!'[૮] હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે અનેક પ્રકારના વિચાર કર્યા પછી બુદ્ધિમાન ઇંદ્રે ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપને લોભાવવામાટે અપ્સરાઓને આજ્ઞા કરી કે, "હે અપ્સરાઓ! તમે જાઓ, અને જે રીતે ત્રિશિરા કામભોગોમાં અત્યંત આસક્ત થઇ જાય, તે પ્રમાણે તત્કાળ કરો તથા તેને લોભાવો, વિલંબ કરશો નહિ.[૧૦] તમે સઘળી શૃંગારિક વેષવાળી, સુંદર નિતંબવાળી, મનોહર હારવાળી, હાવ (શૃંગારની ચેષ્ટાઓ) તથા ભાવ (હર્ષાદિક ચિત્તવિકારો)થી યુક્ત અને સૌંદર્યવડે સુશોભિત જણાઓ છો;[૧૧] માટે તમે તે વિશ્વરૂપને સારીરીતે લોભાવો અને મારા ભયને શાંત કરો. તમારૂં કલ્યાણ થાઓ. હે સુંદર સ્ત્રીઓ ! મને મારૂં ચિત્ત અસ્વસ્થ લાગે છે, માટે તમે મારા તે મહાઘોર ભયને ત્વરાથી દૂર કરો.'[૧૨]

અપ્સરાઓ બોલી:–'હે બલ દૈત્યને નાશ પમાડનારા ઇંદ્ર! અમે તેને લોભાવવામાટે એવો યત્ન કરીશું,કે જેથી તમારો ભય દૂર થઈ જશે.[૧૩] હે દેવ! પોતાનાં ચક્ષુવડે જગતને બાળી મૂકતા હોય એવા તે તપોનિધિને લોભાવવામાટે અમે બધી એકઠી મળીને ત્યાં જઈશું; અને તેને વશ કરવા તથા તમારો ભય દૂર કરવા યત્ન કરીશું.'

શલ્ય બોલ્યો:–પછી ઇંદ્રે આજ્ઞા આપી એટલે તે સુંદર અંગોવાળી અપ્સરાઓ ત્રિશિરાની પાસે ગઇ અને વિવિધ ભાવોથી ત્રિશિરાને લોભાવવા લાગી તથા તેને નિત્ય પોતાના અંગોનું સૌંદર્ય દેખાડવા લાગી; પરંતુ તે મહાતપસ્વી તેઓને જોઇને આનંદ પામ્યો નહિ; કારણ કે પૂર્વસાગરના જેવો ગંભીર તે ત્રિશિરા ઇંદ્રિયોને વશ કરીનેજ તપ કરવા તત્પર થયો હતો. અપ્સરાઓ મહાપ્રયત્ન કરતાં પણ જ્યારે ફાવી નહિ, ત્યારે પાછી ઇંદ્રની, પાસે ગઇ;[૧૭] અને સઘળીઓ બે હાથ જોડીને દેવરાજને કહેવાલાગી કે, 'હે પ્રભો! તે દુર્જય તપસ્વીને ધૈર્યથી ડગાવી શકાય તેમ નથી; માટે હે મહાભાગ! હવે પછી તમારે જે ઉપાય કરવો હોય તે કરો.' તે સાંભળીને મહાબુદ્ધિમાન ઇંદ્રે તે અપ્સરાઓનો સત્કાર કરીને તેઓને વિદાય કરી[૧૯] અને હે યુધિષ્ઠિર! પછી તે ત્રિશિરાના વધનો ઉપાય વિચારવા લાગ્યો. પ્રતાપી, બુદ્ધિમાન તથા વીર એવા ઇંદ્રે ગુપચૂપ ચિંતન કરીને, ત્રિશિરાના વધને માટે નિશ્ચય કર્યો કે:–'આજે હું તેના ઉપર વજ્ર ફેંકું, એટલે તે તત્કાળ નાશ પા-

મરશે.[૨૧] દુર્બળ શત્રુ પણ વૃદ્ધિ પામ્યો હોય તો બળવાને તેની બેદરકારી કરવી નહિ.' આ રીતે શાસ્ત્રબુદ્ધિથી નિશ્ચય કરીને તેણે ત્રિશિરાના વધને માટે પાકો ઠરાવ કર્યો.[૨૨] પછી ક્રોધ પામેલા ઇંદ્રે, અગ્નિના જેવું ઝળહળતું, ઘોર રૂપવાળું ભયંકર વજ્ર ઉગામીને ત્રિશિરાના ઉપર ફેંક્યું;[૨૩] એટલે ત્રણ મસ્તકવાળો વિશ્વરૂપ તે વજ્રનો દઢ પ્રહાર થતાંજ તેનાથી હણાઈને,તૂટેલું પર્વતનું શિખર જેમ પૃથ્વીપર પડે તેમ પડ્યો!

પર્વતના જેવા પ્રચંડ દેહવાળા ત્રિશિરાને વજ્રથી હણાઈને પડેલો જોવા છતાં તેના તેજથી બળતા ઇંદ્રને શાંતિ વળી નહિ.[૨૫] પ્રદીપ્ત તેજવાળો ત્રિશિરા જો કે હણાયલો હતો, તોપણ તે જીવતા જેવો દેખાતો હતો અને તેને મારી નાખ્યા છતાં રણભૂમિમાં પડેલાં તેનાં અદ્ભુત મસ્તકો જીવતાં હોય તેવાં લાગતાં હતાં.[૨૬] તેથી ઇંદ્રનાં ગાત્રો શિથિલ થઇ ગયાં અને તે વિચાર કરતો ઉભો રહ્યો; એટલામાં હે મહારાજ ! જ્યાં તે ત્રિશિરાને મારી પાડ્યો હતો, તે અરણ્યમાં એક સુતાર ખાંધપર કુહાડો લઇને આવી પહોંચ્યો. ભયભીત થયેલા ઇંદ્રે નજીક આવેલા તે સુતારને જોઈને સત્વર તેને કહ્યું કેઃ-'તું મારા કહેવા પ્રમાણે કર. આનાં માથાંઓને ઝટ કાપી નાખ.'[૨૯]

સુતાર બોલ્યોઃ-'આના ખભા ઘણા મોટા છે, માટે તે કાપતાં મારો કુહાડો ભાગી જશે. વળી સજ્જનોએ નિંદેલું કર્મ હું કરી પણ શકતો નથી.'"[૩૦]

ઇંદ્ર બોલ્યોઃ-'તું મારા આ વચન પ્રમાણે ઝટ કર, ભય પામીશ નહિ. મારી કૃપાથી તારૂં શસ્ત્ર વજ્ર જેવું દઢ થશે.'[૩૧]

સુતાર બોલ્યોઃ-'આવું ઘોર કર્મ કરવા તૈયાર થયેલો તું કોણ છે, તે હું શી રીતે જાણું? હું તારૂં નામ સાંભળવા ઇચ્છું છું, માટે તું મને સાચેસાચું કહે.'[૩૨]

ઇંદ્ર બોલ્યોઃ-'હે સુતાર ! તું જાણ કે હું દેવોનો રાજા ઇંદ્ર છું, માટે હે સુતાર ! તું મારા કહેવા પ્રમાણે આ કામ કર. એમાં વિચાર કરીશ નહિ.[૩૩]

સુતાર બોલ્યોઃ-'ઓ ઇંદ્ર! તને આવું ક્રૂર કર્મ કરવાથી લાજ કેમ આવતી નથી? શું, તને આ ઋષિપુત્રને હણવાથી બ્રહ્મહત્યા લાગશે તેનો પણ ભય નથી?'[૩૪]

ઇંદ્ર બોલ્યોઃ-'હું પાછળથી પવિત્ર થવા માટે મહાકઠિન ધર્માચરણ કરીશ. મેંજ આ મહાપ્રતાપી શત્રુને વજ્રથી મારી નાખ્યો છે; તથાપિ હે સુતાર ! હજીસુધી હું ઉદ્વિગ્ન થઇને આનાથી ભય પામું છું; માટે તું એનાં મસ્તકોને તુરત કાપી નાખ. હું તારા ઉપર અનુગ્રહ કરીશ.[૩૫] મનુષ્યો યજ્ઞોમાં તને પશુનું મસ્તક યજ્ઞભાગતરીકે આપશે. હે સુતાર ! આ તારા ઉપર અનુગ્રહ છે. હવે તું તત્કાળ મારૂં પ્રિય કર !'[૩૭]

શલ્ય બોલ્યોઃ-"એ સાંભળીને સુતારે તે વખતે મહેંદ્રના વચનથી કુહાડાવડે ત્રિશિરાનાં ત્રણે માથાંઓ કાપી નાખ્યાં.[૩૮] તે મસ્તકો કાપતાંજ તેમાંથી કપિંજલ,તિત્તિર અને કલવિંક નામનાં પક્ષીઓ નીકળીને સર્વત્ર ઉડવા લાગ્યાં.[૩૯] ત્રિશિરા જે મુખથી વેદો ભણતો હતો તથા સોમપાન કરતો હતો, તે મુખથી તત્કાળ કપિંજલ પક્ષીઓ નીકળ્યાં.[૪૦] હે પાંડવરાજ! જે મુખથી સર્વ દિશાઓને પી જતો હોય તેમ જોતો હતો તે મુખથી તેતર પક્ષીઓ નીકળ્યાં;[૪૧] અને હે ભરતશ્રેષ્ઠ ! ત્રિશિરાનું જે મુખ મદિરાપાન કરતું હતું, તેનાથી કલવિંકો અને શકરાઓ ઉત્પન્ન થયા.[૪૨] આ રીતે ત્રિશિરાનાં મસ્તકો કાપી નાખ્યા પછી ઇંદ્ર સંતાપરહિત થયો અને તે આનંદ પામીને સ્વર્ગમાં ગયો તથા સુતાર પણ પોતાને ઘેર ગયો.[૪૩] દૈત્યહંતા ઇંદ્ર, શત્રુને મારીને પોતાને કૃતાર્થ થયેલો માનવા લાગ્યો; પરંતુ પ્રજાપતિ ત્વષ્ટા, પોતાના પુત્રને ઇંદ્રે મારી નાખ્યો એમ સાંભળીને, ક્રોધવડે લાલચોળ આંખો કરી આ પ્રમાણે કહેવા લાગ્યો.

ત્વષ્ટા બોલ્યોઃ-"ઇંદ્રે નિત્ય તપશ્ચર્યા કરનારા, ક્ષમાશીલ, દાંત અને જિતેંદ્રિય એવા મારા પુત્રને અપરાધવિના મારી નાખ્યો;[૪૫] માટે હું

ઇંદ્રના વિનાશને માટે વૃત્રને ઉત્પન્ન કરૂં છું. લોકો મારા પરાક્રમને તથા તપના મહાન બળને જુઓ તથા પાપચિત્તવાળો દુરાત્મા દેવેંદ્ર પણ તે જુઓ!" આવું કહીને ક્રોધ પામેલા તપસ્વી તથા મહાયશસ્વી ત્વષ્ટાએ જળનો સ્પર્શ કર્યો અને અગ્નિમાં હોમ કરીને ઘોર વૃત્રને ઉત્પન્ન કરી તેને કહ્યું કેઃ-'હે ઇંદ્રશત્રુ! તું મારા તપના પ્રભાવથી વૃદ્ધિ પામ!'[૪૬-૪૮] એ પ્રમાણે કહેતાંજ સૂર્ય તથા અગ્નિના જેવી કાંતિવાળો તે સ્વર્ગને પણ ઢાંકી દે એટલો વધી ગયો! પછી ઉદય પામેલા કાળસૂર્યના જેવો તે બોલ્યો કે, 'હું શું કરૂં?'[૪૯] ત્યારે ત્વષ્ટાએ તેને કહ્યું કે, 'તું ઇંદ્રનો નાશ કર!' તે સાંભળીને વૃત્ર સ્વર્ગમાં ગયો અને ત્યાં હે કુરુસત્તમ! ક્રોધે ભરાયલા તે વૃત્ર અને ઇંદ્રની વચ્ચે બહુ ભયંકર મોટું યુદ્ધ થવા લાગ્યું. એ યુદ્ધમાં વીર વૃત્રે, શતક્રતુ ઇંદ્રને પકડી લીધો[૫૧] અને તેણે ક્રોધયુક્ત થઈ મોં પહોળું કરીને ઇંદ્રને મોંમાં નાખી દીધો! આ રીતે વૃત્ર ઇંદ્રને ગળી ગયો, ત્યારે સ્વર્ગના દેવો ગભરાટમાં પડી ગયા[૫૨] અને તે મહાબળશાળીઓએ વૃત્રનો નાશ કરનારૂં બગાસું ઉત્પન્ન કર્યું. તેથી વૃત્રને બગાસું આવ્યું અને બગાસું ખાતાં તેનું મુખ પહોળું થયું, એટલે ઇંદ્ર પોતાનાં અંગોનો સંકોચ કરીને તે મુખમાંથી બહાર નીકળી ગયો, ત્યારથી આરંભીને બગાસાંએ લોકોના પ્રાણનો આશ્રય કર્યો છે.[૫૪] ઇંદ્રને નીકળેલો જોઇને સર્વ દેવો પ્રસન્ન થયા અને ફરી વૃત્ર તથા ઇંદ્રની વચ્ચે યુદ્ધ થવા લાગ્યું.[૫૫] હે ભરતશ્રેષ્ઠ! તે વખતે ક્રોધે ભરાયલા તે બન્નેનું ઘણા સમયસુધી ઘોર યુદ્ધ ચાલ્યું, પણ જ્યારે બળવાન વૃત્ર રણમાં વૃદ્ધિ પામવા લાગ્યો, ત્યારે ત્વષ્ટાના તેજબળથી ગ્રસ્ત થયેલો ઇંદ્ર યુદ્ધમાંથી પાછો ફર્યો. તે વખતે ઇંદ્રને પાછો ફરેલો જોઇને દેવો બહુ ખેદ પામ્યા;[૫૬,૫૭] અને હે ભારત! ત્વષ્ટાના તેજથી મોહિત થયેલા તે સર્વે ઇંદ્રને મળીને મુનિઓની સાથે વિચાર કરવા લાગ્યા.[૫૮] હે રાજા! ભયવડે મોહિત થયેલા તથા વૃત્રના વધની ઇચ્છા કરતા તેઓ, હવે શું કરવું? તેનો વિચાર કરીને પછી મંદરના શિખર ઉપર બેસી મનવડે મહાત્મા અવિનાશી વિષ્ણુનું ધ્યાન કરવા લાગ્યા.[૫૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગપર્વમાં "ઇંદ્રવિજય" એ વિષયનો અધ્યાય ૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦ મો

### વૃત્રનો વધ

॥ इंद्र उवाच ॥

**सर्वं व्याप्तमिदं देवा वृत्रेण जगदव्ययम् ॥**
**न ह्यस्य सदृशं किंचित्प्रतिघाताय यद्भवेत् ॥ १ ॥**

ઇંદ્ર બોલ્યોઃ-"હે દેવો! વૃત્રાસુરે આ શાશ્વત આખું જગત ઘેરી લીધું છે અને એનો નાશ કરે તેવું કંઇજ નથી.[૧] હું પૂર્વે સમર્થ હતો, પરંતુ હમણાં અસમર્થ થઇ ગયો છું. હવે મારે તમારૂં કલ્યાણ કેવી રીતે કરવું? મને તો તે જિતી ન શકાય તેવો લાગે છે.[૨] તે તેજસ્વી છે, મહાત્મા છે અને યુદ્ધમાં અમાપ પરાક્રમવાળો છે. તે જો ધારે તો દેવ, અસુર અને મનુષ્યોની સાથે આ સર્વ ત્રિભુવનને ગળી જાય તેવો છે;[૩] માટે હે દેવો! તમે મારા આ નિશ્ચયને સાંભળો. આપણે સૌ વિષ્ણુના સ્થાનમાં જઇ. તે મહાત્માને મળીને તથા તેની સાથે વિચાર કરીને, દુરાત્મા વૃત્રના વધનો ઉપાય જાણીશું."

શલ્ય બોલ્યોઃ-"આ પ્રમાણે ઇંદ્રે કહ્યું ત્યારે દેવો તથા ઋષિગણો મહાબળવાન શરણાગતવત્સલ વિષ્ણુદેવને શરણે ગયા;[૪,૫] અને વૃત્રના ભયથી પીડાયલા તે સર્વે દેવેશ વિષ્ણુને કહેવા લાગ્યા કેઃ-'હે વિષ્ણુ! પૂર્વે તમે ત્રણ પગલાંથી ત્રણ લોકને દબાવી દીધા હતા, દૈત્યો પાસેથી અમૃત લઇને દેવોને આપ્યું હતું અને મહાદૈત્ય બલીને બાંધીને ઇંદ્રને દેવનો રાજા કર્યો હતો.[૭] તમે સર્વ દેવોના પ્રભુ છો, તમારાથી આ સર્વ જગત વ્યાપ્ત થયું છે અને હે મહાદેવ! સર્વ લોકોએ નમસ્કાર કરેલા દેવ તમેજ છો.[૮] હે દૈત્યોના હંતા શ્રેષ્ઠ દેવ! આ સર્વ જગત વૃત્રથી ભરાઈ ગયું છે, માટે તમે ઇંદ્રસહિત સર્વે દે-

વોને આશ્રય આપો. '૯

વિષ્ણુ બોલ્યાઃ–' મારે તમારૂં અવશ્ય ઉત્તમ હિત કરવું જોઇએ; માટે હું તમને ઉપાય કહું છું, તે કરવાથી વૃત્ર નાશ પામશે.૧૦ તમે ઋષિઓ તથા ગંધર્વોની સાથે જ્યાં એ વિશ્વરૂપધારી વૃત્ર હોય ત્યાં જાઓ અને તેને સામથી શાંત કરો. તેમ કરવાથી તમે તેને જિતશો.૧૧ હે દેવો! મારા તેજવડે ઇંદ્રનો જય થશે. હું અદશ્યસ્વરૂપે ઇંદ્રના ઉત્તમ આયુધ વજ્રમાં પ્રવેશ કરીશ.૧૨ હે દેવશ્રેષ્ઠો! તમે ઋષિઓ તથા ગંધર્વોની સાથે જાઓ અને વૃત્ર તથા ઇંદ્રની વચ્ચે સંધિ કરાવી દો, વિલંબ ન કરો.'૧૩

શલ્ય બોલ્યોઃ–"આ પ્રમાણે વિષ્ણુ ભગવાને કહ્યું ત્યારે ઋષિઓ તથા દેવો એકઠા મળીને, ઇંદ્રને આગળ કરી વૃત્ર પાસે જવા નીકળ્યા.૧૪ પછી મહાતેજસ્વી દેવો ઇંદ્રની સાથે વૃત્રની આગળ આવ્યા, ત્યારે તેઓએ તેજવડે પ્રજ્વલિત, દશે દિશાઓને તપાવતા અને સૂર્ય તથા ચંદ્રની પેઠે ત્રણ લોકનો ગ્રાસ કરતો હોય તેવા વૃત્રને જોયો.૧૫.૧૬ પછી ઋષિઓ, પાસે જઇને વૃત્રને પ્રિય વચન કહેવા લાગ્યા કે:–'હે દુર્જય! તારા તેજવડે આ સર્વ જગત વ્યાપ્ત થઇ ગયું છે;૧૭ તેમ છતાં હે બળવાનોમાં શ્રેષ્ઠ! તું ઇંદ્રને જિતી શકતો નથી. તમને બન્નેને યુદ્ધ કરતાં ઘણો સમય વીતી ગયો છે;૧૮ અને તેથી દેવ, અસુર તથા મનુષ્યોની સાથે સર્વ પ્રજા પીડાય છે, માટે હે વૃત્ર! તું ઇંદ્રસાથે હમેશની મિત્રતા કર.૧૯ એમ કરવાથી તું સુખી થઇશ અને તને શાશ્વત ઇંદ્રલોકની પણ પ્રાપ્તિ થશે.'

આવાં ઋષિઓનાં વાક્ય સાંભળીને, મહાબળવાન વૃત્રાસુર, મસ્તકવડે તે સર્વ ઋષિઓને પ્રણામ કરીને બોલ્યો કે:–' મહાભાગ્યશાળી એવા તમે સર્વેએ તથા સર્વ ગંધર્વોએ જે કહ્યું, તે સર્વ મેં સાંભળ્યું. હવે હે નિષ્પાપો! હું જે કહું તે તમે પણ સાંભળો. મારી અને ઇંદ્રની વચ્ચે સંધિ કેવી રીતે થાય? હે દેવો! બે તેજની મિત્રતા થાયજ કેમ?"૨૦–૨૨

ઋષિઓ બોલ્યાઃ–' જન્મમાં એકવાર પણ સત્સમાગમની ઈચ્છા કરવી. તે પછી જે થવાનું હોય તે ભલે થાય. પુરુષે સત્પુરુષની સંગતિનો સમય પ્રાપ્ત થતાં તેને મિથ્યા જવા દેવો નહિ; પરંતુ સત્સંગતિની ઇચ્છા હમેશાં રાખવી.૨૩ સજ્જનોની સંગતિ દૃઢ હોય છે–અર્થાત્ તે એકવાર થયા પછી તૂટતી નથી. વળી ધીર પુરુષ અર્થસંબંધી કષ્ટોમાં અર્થકારી વચનો કહી આશ્રય આપે છે. સત્પુરુષની સંગતિ મહા અર્થ આપનારી છે; માટે ધીર પુરુષે સજ્જનનો ઘાત કરવા ઈચ્છા કરવી નહિ.૨૪ ઇંદ્ર સત્પુરુષોને માન્ય છે, મહાત્માઓને આશ્રય આપનારો છે, સત્યવાદી છે, ઉત્તમ આચારવાળો છે, ધર્મવેત્તા છે અને કોઇ પણ વિષયનો બારીકાઇથી નિશ્ચય કરનારો છે;૨૫ માટે તેવા ઇંદ્રની સાથે તું હમેશની મિત્રતા કર; અમારા કહેવાપર વિશ્વાસ રાખ અને હવે બીજો–ત્રીજો વિચાર કર નહિ.'૨૬

શલ્યે કહ્યું:–" મહર્ષિઓનું કહેવું સાંભળીને, મહાતેજસ્વી વૃત્રે તેઓને કહ્યું કે:–'આપ મહાસમર્થ તપસ્વીઓ મારે અવશ્ય માન્ય છો;૨૭ પરંતુ હે દેવો! હું જે કહું તે સર્વ જો તમે કરતા હો તો પછી, મહર્ષિઓએ મને જે કહ્યું છે તે સર્વ હું કરીશ.૨૮ હે વિપ્રેંદ્રો! દેવોસહિત ઇંદ્ર, મારો શુષ્ક વસ્તુથી, ભીની વસ્તુથી, પાષાણથી, કાષ્ઠથી, શસ્ત્રથી, અસ્ત્રથી, દિવસે અથવા રાતે વધ કરે નહિ; આ ઠરાવથી મને ઇંદ્રની સાથે હમેશની મિત્રતા કરવી રુચે છે.' હે ભરતશ્રેષ્ઠ! એ સાંભળીને ઋષિઓએ તેને 'ભલે, તેમ થશે.' એમ કહ્યું.

આ પ્રમાણે સંધિ થવાથી વૃત્રાસુર બહુ આનંદ પામ્યો;૨૯–૩૧ અને ઇંદ્ર પણ હર્ષયુક્ત થઇને સર્વદા સાવધ રહેવા લાગ્યો તથા વૃત્રના વધસંબંધી ઉપાયોનું ચિંતન કરવા લાગ્યો.૩૨ દેવરાજ ઇંદ્ર, હમેશાં વૃત્રનાં છિદ્ર ખોળતો ઉદ્વેગથી રહેતો હતો. એવામાં એક દિવસે તેણે સમુદ્રના કિનારાપર વૃત્રાસુરને જોયો.૩૩ તે સમયે સંધ્યાકાળ હતો અને અતિ દારુણ મુહૂર્ત હતું. ભગવાન ઇંદ્રે, વૃત્રને આપેલા વરદાનનું સ્મરણ કરીને વિચાર્યું કે,૩૪ 'આ ભયંકર સંધ્યાસમય

છે, અત્યારે રાત્રિ અથવા દિવસ કંઇ નથી, આ વૃત્રાસુર મારૂં સર્વસ્વ હરણ કરનારો શત્રુ છે, માટે એનો અવશ્ય વધ કરવો જોઇએ.[૩૫] જો હું આજે આ મહાબળવાન તથા મોટા શરીરવાળા મહાસુરને ઠગીને એનો નાશ ન કરૂં તો મારૂં કલ્યાણ થશે નહિ.'[૩૬] આવો વિચાર કરતાં કરતાં ઇંદ્રે વિષ્ણુનું સ્મરણ કર્યું. એટલામાં તેણે સમુદ્રમાં પર્વતના જેવડો મોટો ફીણનો ઢગ જોયો. તે જોઇને ઇંદ્રે વિચાર્યું કે, 'આ ફીણ શુષ્ક નથી, તેમ ભીનું પણ નથી, તેમજ આ શસ્ત્ર પણ નથી; માટે હું આ ફીણ વૃત્રપર ફેંકીશ એટલે એનો ક્ષણમાંજ નાશ થશે!'[૩૮] આવો વિચાર કરીને ઇંદ્રે વજ્રસાથે તે ફીણ લઇને તુરત વૃત્રના પર ફેંકયું અને વિષ્ણુએ તે ફીણમાં પ્રવેશ કરીને વૃત્રનો નાશ કર્યો![૩૯]

વૃત્રાસુરનો નાશ થતાંજ દિશાઓ અંધકારરહિત થઇ ગઇ, સુખકર વાયુ વાવા લાગ્યો અને પ્રજા હર્ષમાં આવી ગઈ.[૪૦] તે પછી દેવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, મહાસર્પો તથા ઋષિઓ અનેક પ્રકારનાં સ્તોત્રોથી મહેંદ્રની સ્તુતિ કરવા લાગ્યા;[૪૧] અને સર્વ પ્રાણીઓએ તેને નમસ્કાર કર્યા, ત્યારે તેણે સર્વ પ્રાણીઓનું સાંત્વન કર્યું. આ રીતે શત્રુને મારીને ધર્મવેત્તા ઇંદ્ર મનમાં પ્રસન્ન થયો અને તેણે દેવતાઓની સાથે ત્રિભુવનશ્રેષ્ઠ વિષ્ણુની પૂજા કરી.

દેવોને ભય કરનારા મહાવીર્યવાન વૃત્રને માર્યા પછી ઇંદ્ર અત્યંત ખિન્ન થઇ ગયો; કારણ કે તે ત્રિશિરાને મારવાથી થયેલી બ્રહ્મહત્યાવડે પ્રથમથીજ પીડાતો હતો, તેમાં આ વૃત્રને ઠગાઇથી માર્યો તેથી વધારે ઉદાસ થઈ ગયો.[૪૨-૪૪] પાપથી પરાભવ પામેલો ઇંદ્ર બેશુદ્ધ તથા ગાંડો થઇ ગયો અને તે સર્વ લોકના છેડા ઉપર(અર્થાત્ જ્યાં કોઇ આવે નહિ એવા સ્થાનમાં) તરફડતા સર્પની પેઠે પાણીમાં ગુપ્ત થઇને રહેવા લાગ્યો, તેથી તે કયાં છે? એ કોઇને ખબર પડી નહિ. આ રીતે દેવેંદ્ર, બ્રહ્મહત્યાના ભયથી પીડાઇને જ્યારે નાસી ગયો, ત્યારે ભૂમિ નાશ પામી હોય તેવી થઈ ગઈ, પૃથ્વીપરનાં વૃક્ષો નાશ પામી ગયાં, વનો સૂકાઇ ગયાં, નદીના પ્રવાહો અટકી પડયા, સરોવરો પાણીવિનાનાં થઇ ગયાં અને અનાવૃષ્ટિને લીધે પ્રાણીઓ ખળભળી ઉઠયાં! દેવો અને મહર્ષિઓ પણ પુષ્કળ ત્રાસી ગયા[૪૫-૪૮] અને રાજાવિનાનું સર્વ જગત ઉપદ્રવોથી પીડાવા લાગ્યું. તે વખતે સ્વર્ગમાં દેવેંદ્રવિનાના થયેલા દેવર્ષિઓ અને દેવો ભયભીત થઇ ગયા તથા વિચાર કરવા લાગ્યા કે:-'હવે આપણો રાજા કોણ થશે? દેવોનું રાજ્ય કરવાનો વિચાર કોઇપણ મનમાં લાવતો નથી!'[૪૯,૫૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગપર્વમાં "વૃત્રવધમાં ઇંદ્રવિજય" એ વિષયનો અધ્યાય ૧૦ મો સમાપ્ત.

## અધ્યાય ૧૧ મો

### નહુષને ઇંદ્ર કર્યો.

॥ शल्य उवाच ॥

**ऋषयोऽथाब्रुवन्सर्वे देवाश्च त्रिदशेश्वराः ॥**
**अयं वै नहुषःश्रीमान् देवराज्येऽभिषिच्यताम्॥**

શલ્યે કહ્યું:-પછી સ્વર્ગાધિપતિ સર્વ દેવો તથા ઋષિઓ બોલ્યા કે:-'આ શ્રીમાન નહુષરાજાનો દેવરાજ્ય ઉપર અભિષેક કરો.[૧] એ તેજસ્વી, યશસ્વી તથા સદા ધાર્મિક છે.' આ પ્રમાણે કહ્યા પછી તે સર્વ નહુષની પાસે જઇને બોલ્યા કે:-'હે પૃથ્વીપતિ! તમે અમારા રાજા થાઓ.'[૨] ત્યારે પોતાનું હિત ઇચ્છતા નહુષે, પિતૃઓસહિત દેવોને તથા ઋષિગણોને કહ્યું કે:-[૩]'હું દુર્બળ છું, આપનું રક્ષણ કરવાની શક્તિ મારામાં નથી, બળવાન હોય તેજ રાજા થઇ શકે છે અને તે બળ ઇંદ્રમાં નિત્ય હોય છે.'[૪] ઋષિ આદિ સર્વ દેવોએ પુનઃ તેને કહ્યું કે:- 'તમે અમારાં તપોબળથી યુક્ત થઇને સ્વર્ગના રાજ્યનું રક્ષણ કરો.[૫] રાજા ન હોવાથી અમારા પરસ્પરમાં ઘોર ભય ઉત્પન્ન થશે એમાં સંશય નથી; માટે હે રાજેંદ્ર! તમે અભિષિક્ત થાઓ અને સ્વર્ગના રાજા થાઓ.[૬] તમે તમારી દૃષ્ટિ આગળ આવનારા દેવ, દાનવ, યક્ષ, ઋષિઓ,

રાક્ષસો, પિતૃઓ, ગંધર્વો તથા ભૂતોનાં તેજને જોતાંની સાથેજ હરણ કરશો અને બળવાન થશો; માટે તમે સર્વદા ધર્મને આગળ રાખીને સર્વ લોકના રાજા થાઓ'[૭,૮] અને સ્વર્ગમાં રહી બ્રહ્મર્ષિઓનું તથા દેવોનું રક્ષણ કરો.'

હે રાજેંદ્ર ! આ પ્રમાણે કહીને તેઓએ સ્વર્ગમાં નહુષનો રાજાતરીકે અભિષેક કર્યો.[૯] તે વખતે નહુષ ધર્મને આગળ રાખીને સર્વ લોકનો અધિપતિ થયો. જો કે નહુષરાજા ધર્માત્મા હતો, તોપણ તે અતિ દુર્લભ વર મેળવીને તથા સ્વર્ગનું રાજ્ય પામીને કામાત્મા થઇ ગયો ! દેવોનો રાજા નહુષ દેવના સર્વ બગીચાઓમાં, નંદનવનમાં, ઉપવનોમાં, કૈલાસ પર્વત ઉપર, હિમાલયની પીઠ ઉપર, મંદર પર્વત ઉપર, શ્વેત પર્વત ઉપર, સહ્યપર્વત ઉપર, મહેંદ્રપર્વત ઉપર, મલયપર્વત ઉપર, સમુદ્રોમાં અને નદીઓમાં અપ્સરાઓ તથા દેવકન્યાઓથી વીંટાઇને અનેક પ્રકારની ક્રીડાઓ કરવા લાગ્યો.[૧૩] તે કાનને તથા મનને આકર્ષણ કરે તેવી જાત જાતની દિવ્ય કથાઓ, સર્વ વાદિત્રો તથા મધુર સ્વરવાળું ગાયન સાંભળવા લાગ્યો.[૧૪] વિશ્વાવસુ, નારદ, ગંધર્વો તથા અપ્સરાના ગણો અને છ ઋતુઓ મૂર્તિમંત થઈને તે દેવરાજની ઉપાસના કરવા લાગ્યા;[૧૫] અને સુગંધવાળો, મનોહર તથા સુખકારક શીતળ વાયુ તેની આસપાસ વાવા માંડયો. આ પ્રમાણે દુરાત્મા નહુષ ક્રીડા કરવામાં મચ્યો હતો,[૧૬] એટલામાં ઇંદ્રની પ્રિય પટ્ટરાણી દેવી ઇંદ્રાણી તેની દૃષ્ટિએ પડી. તેને જોઇને દુષ્ટ અંતઃકરણવાળો નહુષ સર્વ સભાસદોને કહેવા લાગ્યો કે:–[૧૭] 'હું દેવોનો ઇંદ્ર છું તથા સર્વ લોકનો ઈશ્વર છું; છતાં ઇંદ્રની પટ્ટરાણી દેવી ઇંદ્રાણી, મારી પાસે કેમ આવતી નથી?[૧૮] આજે એ ઇંદ્રાણીએ તત્કાળ મારે મહેલે આવવું !' એ વાત સાંભળીને દેવી ઇંદ્રાણી મનમાં ખિન્ન થઇ ગઇ અને બૃહસ્પતિપ્રત્યે બોલી કે:–[૧૯] 'હે બ્રહ્મન્ ! તમે મારૂં નહુષથી રક્ષણ કરો.' હું તમારે શરણે આવી છું. હે બ્રહ્મન્ ! પૂર્વે તમે મને સર્વ લક્ષણસંપન્ન, દેવરાજની પ્રિય પત્ની, અત્યંત સુખ ભોગવનારી, અખંડ સૌભાગ્યવતી, એક પતિવાળી અને પતિવ્રતા કહેતા હતા;માટે હવે તમે તમારી તે વાણીને સત્ય કરો. હે સમર્થ ભગવન્! પૂર્વે તમે લેશમાત્ર પણ મિથ્યા બોલ્યા નથી;[૨૨] માટે હે દ્વિજસત્તમ ! આ તમારૂં બોલેલું સત્ય થાય તેમ કરો.'

એ સાંભળીને બૃહસ્પતિએ ભયથી મૂઢ થયેલી ઇંદ્રાણીને કહ્યું કે:–'હે દેવિ ! મેં તને જે કહ્યું છે તે અવશ્ય સત્ય થવાનું છે. તું દેવના રાજા ઇંદ્રને અહીં થોડા વખતમાંજ આવેલો જોઇશ.[૨૪] તારે નહુષથી ડરવું નહિ. હું તને થોડા સમયમાંજ ઇંદ્રની સાથે મેળાપ કરાવી આપીશ. આ તને સત્ય કહું છું.'[૨૫]

આ તરફ ઇંદ્રાણી અંગિરાના પુત્ર બૃહસ્પતિને શરણે ગઇ એવું નહુષરાજાના સાંભળવામાં આવ્યું એટલે તે કોપી ઉઠયો.[૨૬]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગપર્વમાં "ઇંદ્રાણીભય" એ વિષયનો અધ્યાય ૧૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૨ મો
### કામમોહિત નહુષ પાસે ઇંદ્રાણી !

॥ शल्य उवाच ॥

**क्रुद्धं तु नहुषं दृष्ट्वा देवा ऋषिपुरोगमाः ॥**
**अब्रुवन्देवराजानं नहुषं घोरदर्शनम् ॥ १ ॥**

શલ્યે કહ્યું:–નહુષને કોપેલો જોઇને, ઋષિપ્રમુખ દેવો, તે ભયંકર દેખાવવાળા દેવરાજ નહુષપ્રત્યે બોલ્યા કે:–[૧] 'હે દેવરાજ ! તમે ક્રોધનો ત્યાગ કરો; કારણ કે હે વિભો ! તમારા કોપવાથી અસુર, ગંધર્વ, કિન્નર અને મહાસર્પોની સાથે આ જગત ત્રાસ પામે છે.[૨] હે સાધો ! તમે આ કોપનો ત્યાગ કરો; કારણ કે તમારા જેવા ક્રોધ કરતા નથી. હે સુરેશ્વર! દેવી ઇંદ્રાણી પારકાની પત્ની છે, માટે તમે કૃપા કરો અને[૩] પરસ્ત્રીસેવનરૂપી પાપથી તમારા મનને પાછું વાળો. તમારૂં કલ્યાણ થાઓ ! તમે દેવતાઓના રાજા છો, માટે ધર્મથી પ્રજાપાલન કરો.'[૪]

આ પ્રમાણે દેવતાઓએ કહ્યું; પરંતુ કામઘેલા બનેલા દેવરાજ નહુષે તે વચન સ્વીકાર્યું નહિ, પણ ઉલટો તે ઇંદ્રને ઉદ્દેશીને દેવોને કહેવા લાગ્યો કેઃ–[૫] ‘પૂર્વે યશસ્વિની ઋષિપત્ની અહલ્યા, કે જેનો પતિ જીવતો હતો તેમ છતાં ઇંદ્રે તેનો બળથી ઉપભોગ કર્યો, ત્યારે તમે તેનું કેમ નિવારણ કર્યું નહિ ? વળી તે ઇંદ્રે પૂર્વે ઘણાંએક ક્રૂર કર્મો કર્યાં; કેટલાંએક ધર્મવિરુદ્ધ કર્મો કર્યાં અને કેટલાંએક છળકપટભર્યાં કૃત્યો કર્યાં, તોપણ તમે તેને કેમ વાર્યો નહિ ? માટે દેવી ઇંદ્રાણી મારી સેવામાં હાજર થાય તેમાંજ તેનું પરમહિત છે; અને હે દેવો ! એમ કરવાથીજ તમારૂં પણ સર્વદા કલ્યાણ થશે.’[૬–૮]

દેવો બોલ્યાઃ–‘હે સ્વર્ગાધીશ વીર ! તમે ઇચ્છો છો તેમ અમે ઇંદ્રાણીને તમારી પાસે લાવીશું; માટે હે સુરેશ્વર ! તમે આ ક્રોધનો ત્યાગ કરો અને પ્રસન્ન થાઓ.’[૯]

શલ્યે કહ્યુંઃ–હે ભરતવંશી યુધિષ્ઠિર ! એ પ્રમાણે નહુષને કહીને, તે વખતે ઋષિઓસહિત દેવો, આ અશુભ વચન કહેવા માટે ઇંદ્રાણી તથા બૃહસ્પતિની પાસે ગયા;[૧૦] અને બૃહસ્પતિપ્રત્યે બોલ્યા કેઃ–‘હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! હે દેવર્ષિસત્તમ ! અમે જાણીએ છીએ કે, ઇંદ્રાણી તમારા ઘરમાં શરણને માટે આવી છે અને તમે તેને અભયદાન પણ આપ્યું છે;[૧૧] પરંતુ હે મહાકાંતિવાળા ! અમે ગંધર્વોસહિત દેવો અને ઋષિઓ તમારી વિનવણી કરીએ છીએ કે, તમે ઇંદ્રાણી નહુષને આપો.[૧૨] મહાકાંતિવાળો દેવરાજ નહુષ ઇંદ્ર કરતાં શ્રેષ્ઠ છે, માટે આ શ્રેષ્ઠ નિતંબવાળી સુંદરી, નહુષને પતિતરીકે સ્વીકારે તેમ કરો.’[૧૩]

આ પ્રમાણે દેવોએ કહ્યું એટલે દેવી ઇંદ્રાણી પોક મૂકીને આંસુ પાડતી રડવા લાગી અને રડતી રડતી દીન થઇને બૃહસ્પતિને આ પ્રમાણે કહેવા લાગીઃ–[૧૪]‘હે દેવર્ષિસત્તમ ! હું નહુષને પતિ કરવા ઇચ્છતી નથી. હે બ્રહ્મન્ ! હું તમારે શરણે આવી છું, માટે તમે મારૂં આ મહાભયથી રક્ષણ કરો.’[૧૫]

બૃહસ્પતિ બોલ્યાઃ–‘હે ઇંદ્રાણિ ! શરણે આવેલાંનો ત્યાગ ન કરવો એવો મારો નિશ્ચય છે. હે અનિંદિત આચારવાળી ! તું ધર્મજ્ઞ અને સત્યશીલ છે. તારો હું ત્યાગ કરીશ નહિ.[૧૬] હે સુરશ્રેષ્ઠા ! મૂળથીજ હું અકાર્ય કરવા ઇચ્છતો નથી; તેમાં હું ધર્મવેત્તા, સત્યનિષ્ઠ, ધર્મની આજ્ઞાને જાણનારો અને વિશેષમાં વળી બ્રાહ્મણ છું; માટે હું એવું કામ કરીશ નહિ. તમે આવ્યા તેવા પાછા જાઓ. શરણે આવેલાંનો ત્યાગ કરનારાના સંબંધમાં પૂર્વે બ્રહ્માએ શું કહ્યું છે તે તમે સાંભળો.[૧૮] ‘જે મનુષ્ય, ભયભીત થઇને શરણે આવેલાંને શત્રુના તાબામાં સોંપે છે, તેનું વાવેલું બીજ ઉગવાની વખતે ઉગતું નથી, તેના ક્ષેત્રમાં વરસાદના સમયમાં પણ વૃષ્ટિ વરસતી નથી અને તે રક્ષણની ઇચ્છા કરે છે ત્યારે તેની રક્ષા કરનારો કોઇ મળતો નથી.[૧૯] વળી જે મનુષ્ય ભયભીત થઇને શરણે આવેલાને આપી દે છે, તેનું ખાધેલું અન્ન વ્યર્થ જાય છે, તેનું ચિત્ત દુર્બળ થઇ જાય છે. તેની હાલચાલ બંધ પડી જાય છે અને તે સ્વર્ગલોકથી પણ ભ્રષ્ટ થાય છે તથા દેવો તેના હવિર્ભાગને ગ્રહણ કરતા નથી.[૨૦] વળી જે મનુષ્ય ભયભીત થઈ શરણે આવેલાને શત્રુના તાબામાં સોંપી દે છે, તેની પ્રજા અકાળે મૃત્યુ પામે છે, પિતૃઓ તેનો સર્વદા ત્યાગ કરે છે અને ઇંદ્રસહિત દેવો તેના ઉપર વજ્રનો પ્રહાર કરે છે.’[૨૧] આ હું જાણું છું, માટે ઇંદ્રની પ્રિય પટ્ટરાણી અને લોકમાં ઇંદ્રાણી નામથી પ્રસિદ્ધ થયેલી આ શચી હું તમને આપીશ નહિ.[૨૨] હે દેવશ્રેષ્ઠો ! આનું જે રીતે હિત થાય અને મારૂં પણ જે રીતે હિત થાય તે તમે કરો. હું તમને ઇંદ્રાણી આપીશ નહિ.”[૨૩]

શલ્યે કહ્યુંઃ–“પછી ગંધર્વોની સાથે દેવોએ ગુરુ બૃહસ્પતિને કહ્યું કે, હે બૃહસ્પતિ ! આ વાત સારીરીતે પાર કેમ પડે, તે સંબંધી વિચાર તમેજ અમને કહો.”[૨૪]

બૃહસ્પતિ બોલ્યાઃ–‘પવિત્ર દેવી ઇંદ્રાણીએ

નહુષની પાસેથી થોડા સમયનો અવધિ માગી લેવો, એમાં એનું હિત થશે અને આપણું પણ હિત થશે;[૨૫] કારણકે હે દેવો! પ્રસંગના કાળનો અવધિ બાંધતાં તેમાં અનેક વિઘ્નો આવી પડે છે, એટલે કાળજ તે પ્રસંગને દૂર કરી દે છે. નહુષ વરદાનને લીધે બળવાન તથા ગર્વિષ્ઠ થયેલો છે, માટે તેનો વિનાશ સત્વરજ થશે!'[૨૬]

શલ્યે કહ્યું:-એ પ્રમાણે બૃહસ્પતિએ કહ્યું, એટલે દેવો પ્રસન્ન થઇને બોલ્યા કે, 'હે બ્રહ્મન! તમે સર્વ દેવતાઓનું હિત કરે એવું આ સારૂં કહ્યું છે.[૨૭] હે દ્વિજશ્રેષ્ઠ! તમે કહ્યું એ પ્રમાણેજ એ થશે. હવે આ દેવી ઇંદ્રાણીને પ્રસન્ન કરો.' એ પ્રમાણે કહ્યા પછી અગ્નિ વગેરે સર્વ દેવો, વ્યગ્રતાનો ત્યાગ કરીને લોકોનાં હિતની ઇચ્છાથી ઇંદ્રાણીપ્રત્યે કહેવા લાગ્યા.

દેવો બોલ્યા:-'તમે આ સચરાચર જગતને ધારણ કર્યું છે, તમે પતિવ્રતા છો અને સત્યનિષ્ઠ છો; માટે નહુષની પાસે જાઓ.[૨૮,૨૯] હે દેવિ! તમારી કામના કરનારો પાપકર્તા નહુષ તત્કાળ વિનાશ પામશે અને ઇંદ્ર પાછા દેવના ઐશ્વર્યને પ્રાપ્ત થશે."[૩૦]

એ પ્રમાણે દેવોના કહેવાથી ઇંદ્રાણી કાર્યસિદ્ધિનો નિશ્ચય કરીને લજ્જિત થઇ ભયંકર દેખાવવાળા નહુષની પાસે ગઇ.[૩૧] ઇંદ્રાણીને તરુણ વયવાળી તથા રૂપાળી જોઇને, દુષ્ટ અંતઃકરણવાળો તથા કામવડે ઘેલો થઇ ગયેલો નહુષ બહુ પ્રસન્ન થયો.[૩૨]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "ઇંદ્રાણી કાલાવધિયાચન" એ વિષયનો અધ્યાય ૧૨ મો સમાપ્ત**

# અધ્યાય ૧૩ મો

## ઇંદ્ર જડયો અને ફરી સંતાયો.

**॥ शल्य उवाच ॥**

**अथ तामब्रवीद्दृष्ट्वा नहुषो देवराट् तदा ॥**
**त्रयाणामपि लोकानामहमिंद्रः शुचिस्मिते ॥१॥**

શલ્યે કહ્યું:-તે વખતે ઇંદ્રાણીને જોઇને દેવોનો રાજા નહુષ કહેવા લાગ્યો કે, હે શુદ્ધ હાસ્યવાળી! હું ત્રણે લોકોનો ઇંદ્ર છું;[૧] માટે હે સુંદર નિતંબવાળી સુંદરિ! તું મને પતિતરીકે સ્વીકાર! એ પ્રમાણે નહુષે કહ્યું ત્યારે પતિવ્રતા દેવી ઇંદ્રાણી ભયથી ઉદ્વેગ પામીને, પ્રચંડ વાયુ વાતાં જેમ કેળ કંપે તેમ કંપવા લાગી. પછી તે બે હાથ જોડી મસ્તકવડે બ્રહ્માને પ્રણામ કરીને, ભયંકર દેખાવવાળા દેવરાજ નહુષપ્રત્યે બોલી કે:-'હે સુરેશ્વર! હું તમારી પાસેથી થોડા સમયનો અવધિ માગવા ઇચ્છું છું;[૨-૪] કારણકે હે પ્રભો! ઇંદ્રને શું થયું છે અથવા તે કયાં ગયા છે તે કંઇ જણાતું નથી; માટે તેના સંબંધમાં પાકી શોધ કર્યા પછી તે કયાં છે તે જાણવામાં જો આવશે નહિ, તો પછી હું તમારી પાસે આવીશ. આ હું તમને સત્ય કહું છું, એ પ્રમાણે ઇંદ્રાણીએ કહ્યું એટલે નહુષ પ્રસન્ન થયો.[૫-૬]

નહુષ બોલ્યો:-'હે સુંદર નિતંબવાળી! તું મને જે કહે છે તે ભલે તેમ થાય. તું ઇંદ્રની શોધ કર્યા પછી મારી પાસે આવજે, પણ આ સત્ય વચનનું સ્મરણ રાખજે!'[૭] આવું કહીને નહુષે વિદાય કરેલી પવિત્ર ઇંદ્રાણી ત્યાંથી નીકળી અને તે યશસ્વિની બૃહસ્પતિને ઘેર આવી.[૮] હે મહારાજા! ત્યાં તેણે સર્વ વાત કહી. તે સાંભળીને અગ્નિ વગેરે દેવો એકાગ્ર થઇને ઇંદ્રની શોધને માટે વિચાર કરવા લાગ્યા.[૯] પછી મહાસમર્થ દેવના દેવ વિષ્ણુને મળીને, ભાષણ કરવામાં કુશળ એવા દેવો,અતિ ઉદ્વેગવાળા થઇને તેમને કહેવા લાગ્યા.[૧૦] 'હે દેવેશ! દેવગણોનો સ્વામી ઇંદ્ર બ્રહ્મહત્યાથી પરાભવ પામ્યો છે, એટલે જગતના પૂર્વજ અને પ્રભુ એવા તમેજ અમારા આશ્રયરૂપ છો.[૧૧] તમે સર્વ પ્રાણીઓના રક્ષણને માટેજ વિષ્ણુસ્વરૂપ ધારણ કર્યું છે. હે દેવોમાં શ્રેષ્ઠ! તમારા પ્રભાવથી ઇંદ્રે વૃત્રને માર્યો છે અને હવે તે બ્રહ્મહત્યાથી ઘેરાઇને પીડાય છે; માટે તમે તેના છુટકાનો ઉપાય દેખાડો.'

દેવોનાં તેવાં વચન સાંભળીને વિષ્ણુ બોલ્યા:-જો ઇંદ્ર મારૂંજ યજન કરશે, તો હું

તે વજ્રધારી ઇંદ્રને પવિત્ર કરીશ. ઇંદ્ર, પવિત્ર અશ્વમેધ યજ્ઞથી મારૂં યજન કરશે,[૧૪] તો તે સર્વ ભયથી મુક્ત થઇને પુનઃ દેવોના ઇંદ્રપદ ઉપર આવશે અને દુર્મતિ નહુષ પોતાનાં કર્મોવડે નાશ પામશે.[૧૫] હે દેવો ! તમે થોડો સમય સાવધાન રહીને આ દુઃખ સહન કરો. (એટલે તમે દુઃખથી મુક્ત થશો.)'

વિષ્ણુની તે અમૃત જેવી મધુર, શુભ તથા સત્ય વાણી સાંભળીને, ઉપાધ્યાયો અને ઋષિઓની સાથે સર્વે દેવગણો, જ્યાં ભયવડે ઉદ્વિગ્ન થઇને ઇંદ્ર ભરાઇ બેઠો હતો તે સ્થાનમાં ગયા.[૧૬,૧૭] હે રાજા! ત્યાં તેઓએ મહાત્મા મહેન્દ્રને પાવન કરવામાટે બ્રહ્મહત્યાને નાશ પમાડનારો મહાન અશ્વમેધ યજ્ઞ કર્યો.[૧૮] પછી હે યુધિષ્ઠિર ! તે બ્રહ્મહત્યાના દોષના વિભાગો કરીને તેને વૃક્ષોમાં, નદીઓમાં, પર્વતોમાં, પૃથ્વીમાં, સ્ત્રીઓમાં તથા ભૂતોમાં વહેંચી આપીને ઇંદ્ર પાપ તથા તાપથી રહિત થયો અને તેને પોતાના સ્વરૂપનું ભાન થયું;[૧૯,૨૦] પરંતુ વરદાનને લીધે અસહ્ય થયેલા તથા સર્વ પ્રાણીમાત્રના તેજને નાશ પમાડનારા નહુષને પોતાની ગાદીપર જોઇને ઇંદ્ર કંપી ઉઠયો[૨૧] અને તે શચીપતિ દેવ પાછો ત્યાંથી નાસી ગયો તથા સમયની વાટ જોતો સર્વ પ્રાણીઓથી અદશ્ય થઇને જ્યાં ત્યાં ફરવા લાગ્યો.[૨૨]

ઇંદ્ર જ્યારે ફરી અદશ્ય થઈ ગયો, ત્યારે ઇંદ્રાણી અત્યંત દુઃખી થઈ અને શોકયુક્ત થઇને 'હા ઇંદ્ર ! હા ઇંદ્ર !' કહીને વિલાપ કરવા લાગી.[૨૩] તે બોલીઃ-'જો મેં દાન કર્યું હોય, હોમ કર્યો હોય, ગુરુઓને સંતોષ્યા હોય અને જો મારામાં સત્ય હોય તો મારો એકજ પતિ કાયમ રહો.[૨૪] હું ઉત્તરાયણમાં પ્રવૃત્ત થયેલી પવિત્ર તથા દિવ્ય એવી રાત્રિદેવીને નમસ્કાર કરૂં છું, મારો મનોરથ સિદ્ધ થાઓ.'[૨૫] આ પ્રમાણે કહીને ઇંદ્રાણીએ પવિત્ર થઇને રાત્રિદેવીની ઉપાસના કરી અને પોતે પતિવ્રતા હોવાથી સત્યવડે ઉપશ્રુતિ-સંદેહ નિવારણ કરનારી દેવીને બોલાવી;[૨૬] તથા ઉપશ્રુતિ દેવીને આ પ્રમાણે કહ્યું કેઃ-'જ્યાં દેવરાજ ઇંદ્ર હોય તે સ્થાન તું મને દેખાડ. મારા સત્યવડે તે સત્ય સ્થાન મારી દૃષ્ટિગોચર થાઓ.''[૨૭]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "ઉપશ્રુતિની યાચના" એ વિષયનો અધ્યાય ૧૩ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪ મો

### ઇંદ્રાણીને ઇંદ્રનાં દર્શન

॥ शल्य उवाच ॥

अथैनां रूपिणी साध्वीमुपातिष्ठदुपश्रुतिः ॥
तां वयो रूपसंपन्नां दृष्ट्वा देवीमुपस्थिताम्॥१॥

શલ્યે કહ્યુંઃ-" પછી ઉપશ્રુતિ દેવી મૂર્તિમતી થઇને સાધ્વી ઇંદ્રાણીની પાસે આવીને ઉભી રહી. તે તરુણી તથા રૂપવતી દેવીને પોતાની પાસે આવેલી જોઇને, ઇંદ્રાણી મનમાં બહુ પ્રસન્ન થઈ તથા તેનું પૂજન કરીને બોલી કેઃ- 'હે સુંદરમુખિ ! તને જાણવાની હું ઇચ્છા રાખું છું, માટે બોલ તું કોણ છે ?'[૨]

ઉપશ્રુતિ બોલીઃ-''હે દેવિ ! હે ભાવિનિ ! હું ઉપશ્રુતિ છું અને તારા સત્યને લીધે તને દર્શન આપવા તારી પાસે આવી છું.[૩] તું પતિવ્રતા છે તથા યમનિયમથી યુક્ત છે, માટે હું તને વૃત્રનાશન ઇંદ્રદેવનાં દર્શન કરાવીશ.[૪] તારૂં કલ્યાણ થાઓ ! તું તુરત મારી પાછળ ચાલ, એટલે તને દેવેન્દ્રનાં દર્શન થશે.' આવું કહીને ઉપશ્રુતિ દેવી આગળ ચાલી એટલે ઇંદ્રાણી તેની પાછળ પાછળ જવા લાગી.[૫] ઉપશ્રુતિ, દેવનાં અરણ્યોને ઓળંગીને તથા પુષ્કળ પર્વતોને અને હિમાલયને ઓળંગીને તેના ઉત્તરભાગપર આવી.[૬] ત્યાંથી બહુ યોજનના વિસ્તારવાળા સમુદ્રમાં જઈને, તેમાં જાતજાતનાં વૃક્ષ તથા લતાઓથી ભરેલા એક મહાદ્વીપમાં પેઠી.[૭] ત્યાં અનેક પ્રકારનાં પક્ષીઓથી ગાજી રહેલું, સો યોજન પહોળું અને તેટલુંજ લાંબું એક પવિત્ર દિવ્ય સરોવર તેની દૃષ્ટિએ પડયું.[૮] હે ભારત ! તેમાં હજારો પાંચ રંગવાળાં દિવ્ય કમળો ખીલી રહ્યાં હતાં અને તેના ઉપર ભમરાઓ

ગુંજારવ કરતા હતા. તે સરોવરના મધ્યમાં એક મોટી સુંદર કમલિની હતી અને તે ગૌરવર્ણાં તથા ઉંચા દાંડાવાળાં મોટાં કમળોથી વીંટાયલી હતી.[૧૦] તે કમળનો દાંડો ભેદીને ઉપશ્રુતિની સાથે ઇંદ્રાણી તેમાં દાખલ થઇ એટલે ત્યાં તેણે દાંડાના એક તાંતણામાં ભરાઇ બેઠેલા ઇંદ્રને જોયો.[૧૧] ઇંદ્રને અતિ સૂક્ષ્મ રૂપથી બેઠેલો જોઇને, ઉપશ્રુતિ તથા ઇંદ્રાણીએ સૂક્ષ્મરૂપ ધારણ કર્યાં.[૧૨] પછી ઇંદ્રાણી, ઇંદ્રનાં પ્રખ્યાત પૂર્વકર્મો વર્ણવીને તેની સ્તુતિ કરવા લાગી,ત્યારે સ્તુતિ કરાયલો ઇંદ્ર, ઇંદ્રાણીપ્રત્યે બોલ્યો[૧૩] કે:–'તું અહીં શામાટે આવી છે ? અને હું અહીં છું એ તેં શી રીતે જાણ્યું ?' આવું ઇંદ્રે પૂછયું, ત્યારે ઇંદ્રાણી નહુષનું વર્તન કહેવા લાગી.[૧૪] 'હે ઇંદ્ર! વીર્યસંપન્ન નહુષ ત્રણ લોકનું ઇંદ્રપણું પામીને ગર્વથી ફૂલી ગયો છે. તે દુષ્ટાત્માએ મને કહ્યું કે, તું મારી પાસે આવ!' પરંતુ મેં તેની પ્રાર્થના કરી ત્યારે તે ક્રૂરે મને થોડા સમયનો અવધિ આપ્યો છે. હે પ્રભો ! એટલા સમયમાં તમે જો મારૂં રક્ષણ નહિ કરો તો તે મને પોતાના તાબામાં લેશે.[૧૬] હે ઇંદ્ર ! આ કારણથી હું દોડતી તમારી પાસે આવી છું. હે મહાબાહુ ! તમે પાપી નિશ્ચયવાળા ભયંકર નહુષનો નાશ કરો.[૧૭] હે દૈત્ય તથા દાનવોના સંહારક વિભો ! તમે પોતાના ખરા રૂપને પ્રકટ કરો, તેજ ધારણ કરો અને દેવરાજ્યનું રક્ષણ કરો.[૧૮]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "ઇંદ્રાણીકૃત ઇંદ્રસ્તવન" એ વિષયનો અધ્યાય ૧૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૫ મો

## નહુષને પાડવાની યુક્તિ

**॥ शल्य उवाच ॥**

**एवमुक्तः स भगवान् शच्या तां पुनरब्रवीत् ॥**
**विक्रमस्य न कालोऽयं नहुषो बलवत्तरः॥१॥**

**શલ્યે કહ્યું:–એ પ્રમાણે ઇંદ્રાણીએ કહ્યું, ત્યારે ભગવાન ઇંદ્રે ફરી તેને કહ્યું કે, 'આ પરા**ક્રમ કરવાનો સમય નથી; કારણ કે નહુષ મહાબળવાન છે.[૧] હે ભાવિનિ ! તેને ઋષિઓએ હવ્યકવ્ય આપીને બહુ વધારી દીધો છે; પણ હે દેવિ ! આ સંબંધમાં હું એક યુક્તિની યોજના કરૂં છું, તે પ્રમાણે તારે કરવું જોઈએ.[૨] હે શુભે ! એ વાત તારે ગુપ્ત રાખવી,કયાંયે કહેવી નહિ. હે સુંદર કેડવાળી ! તારે એકાંતમાં નહુષની પાસે જઇને તેને કહેવું કે,[૩] હે જગત્પતિ ! તમે દિવ્ય પાલખીમાં બેસી,તે ઋષિઓની પાસે ઉંચકાવીને મારી પાસે આવો એટલે હું પ્રસન્ન થઇને તમને વશ થઈશ ! એવું તું તેને કહે.'[૪]

આ પ્રમાણે દેવેંદ્રે કહ્યું એટલે કમળના જેવ નેત્રવાળી તે ઇંદ્રાણી 'ભલે હું એમ કરીશ' કહીને નહુષની પાસે ગઇ.[૫] નહુષ ઇંદ્રાણીને જોઇને મંદહાસ્ય કરતો બોલ્યો કે, 'હે શ્રેષ્ઠ નિતંબવાળી ! તું ભલે આવી. હે શુદ્ધ હાસ્યવાળી ! હું તારૂં કયું કાર્ય કરૂં ?[૬] હે કલ્યાણિ ! હું તારો ભક્ત છું, માટે તું મારો સ્વીકાર કર ! હે મનસ્વિનિ ! હે કલ્યાણિ ! તું શું ઇચ્છે છે ? હે સુંદર કેડવાળી ! તારૂં જે કાર્ય હશે તે હું કરીશ.[૭] હે સુંદર નિતંબવાળી! તું લજ્જા રાખ નાહ, પણ મારાપર વિશ્વાસ રાખ.હે દેવિ ! હું સત્યના સોગન ખાઇને કહું છું કે,તારા કહેવા પ્રમાણે હું કરીશ.'[૮]

ઇંદ્રાણી બોલી:–'હે જગત્પતિ ! તમે મને જે કાળનો અવધિ આપ્યો છે, તેનીજ હું વાટ જોઉં છું. હે દેવરાજ ! તે અવધિ પૂરો થયા પછી તમેજ મારા પતિ થશો;[૯] પરંતુ હે દેવાધીશ ! મારા મનમાં જે કાર્ય છે તે તમે ધ્યાનપૂર્વક સાંભળો. હે રાજા ! જો તમે મારૂં એટલું પ્રિય કરશો તો હું તમારીસાથે (પ્રેમસાથે) બોલીશ અને પછી તમને વશ થઇને રહીશ. ઇંદ્રને હાથીઓ,ઘોડાઓ તથા રથો, એ વાહનો હતાં;[૧૦,૧૧] પરંતુ હવે જે વાહન વિષ્ણુને ન હોય, રુદ્રને ન હોય, અસુરોને ન હોય અને રાક્ષસોને પણ ન હોય તેવું અપૂર્વ વાહન તમારે હોય એવી હું ઇચ્છા રાખું છું.[૧૨] હે પ્રભો ! હે રાજન્! મહાભાગ્યશાળી ઋષિઓ એકઠા મળીને તમારી પાલખી ઉપાડીને તમને વહન કરે, એમને અમે

છે.[13] તમે કંઇ અસુરોની અને દેવોની સમાન કોટીમાં રહેવા યોગ્ય નથી; કારણકે તમે જોતાંની સાથેજ પોતાના પ્રભાવવડે સર્વના તેજને હરી લો છો તથા તમારી આગળ ઉભો રહેવા કોઈપણ વીર્યવાન સમર્થ નથી.[14]

શલ્યે કહ્યું:–આ પ્રમાણે ઇંદ્રાણીએ કહ્યું તે વખતે સુરેંદ્ર નહુષ બહુ આનંદ પામ્યો અને તે શુદ્ધ આચારવાળી ઇંદ્રાણીપ્રત્યે કહેવા લાગ્યો.[15]

નહુષ બોલ્યો:–'હે સુંદરિ! ખરેખર તેં એ અપૂર્વ વાહન કહ્યું છે! હે શ્રેષ્ઠ મુખવાળી દેવિ! મને એ વાહન બહુ ગમ્યું! હું તારે અધીન છું.[16] ઋષિઓને પાલખી ઉપાડવામાં યોજવા એ કામ અલ્પ સામર્થ્યવાળાથી થાયજ નહિ, એ તો મારાથીજ થાય. હું તપસ્વી, બળવાન તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનપર સત્તા ચલાવનારો છું.[17,18] હું કોપ કરૂં તો જગત નાશ પામી જાય! આ આખું જગત મારે આધારેજ રહેલું છે. હે શુદ્ધ હાસ્યવાળી! હું કોપ કરૂં તે વખતે દેવો, દાનવો, ગંધર્વો, કિન્નરો, સર્પો અને રાક્ષસો તથા સર્વે લોકો પણ મને પૂરા પડે તેમ નથી. હું માત્ર ચક્ષુવડે જેની સામે જોઉં, તેનું તેજ હરી લઉં છું;[19] માટે હે દેવિ! હું તારા કહેવાપ્રમાણે અવશ્ય કરીશ. સર્વે બ્રહ્મર્ષિઓ તથા સપ્તર્ષિઓ મને વહન કરશે.[20]હે સુંદરિ!તું મારા માહાત્મ્યના પ્રભાવને તથા ઐશ્વર્યને જોજે!'

શલ્યે કહ્યું:–આ પ્રમાણે કહીને નહુષે તે સુંદરમુખવાળી દેવીને વિદાય કરી.[21] તે પછી બ્રાહ્મણોનો અનાદર કરનારો, બળસંપન્ન, મદના બળથી છકી ગયેલો અને યથેષ્ટ આચરણ કરનારો તે દુષ્ટ અંતઃકરણવાળો નહુષ, નિયમપરાયણ ઋષિઓને ખભે પોતાની પાલખી મૂકીને તેઓની પાસે તે ઉપડાવવા લાગ્યો.[22] આ તરફ નહુષે વિદાય કરેલી ઇંદ્રાણીએ બૃહસ્પતિ પાસે જઇને તેમને કહ્યું કે, નહુષે મને જે સમયનો અવધિ આપ્યો છે તે હવે બહુ થોડો બાકી છે;[23] માટે તમે જલદી ઇંદ્રની શોધ કરો. હું તમારી ભક્ત છું, તેથી મારાપર એટલી દયા કરો.

ત્યારે ભગવાન બૃહસ્પતિએ ઇંદ્રાણીને કહ્યું કે, 'સારૂં, હું તેમ કરીશ;'[24] પરંતુ હે દેવિ! તારે દુષ્ટ ચિત્તવાળા નહુષથી ડરવું નહિ. હવે એ નરાધમ લાંબો કાળ ટકશે નહિ, પણ એને તું ગયેલોજ સમજ![25] હે કલ્યાણિ! એ ધર્મના જ્ઞાનવિનાનો મહર્ષિઓ પાસે પાલખી ઉંચકાવે છે, માટે એ વિનાશ પામશેજ. વળી હું પણ એ દુર્બુદ્ધિવાળાના વિનાશને માટે ઇષ્ટિ કરીશ;[26] તેમજ હું ઇંદ્રને પણ શોધી કાઢીશ. તું ડર નહિ, તારૂં કલ્યાણ થાઓ.'

તે પછી મહાતેજસ્વી બૃહસ્પતિએ, ઇંદ્રની પ્રાપ્તિને માટે અગ્નિને પ્રદીપ્ત કરી તેમાં વિધિપ્રમાણે ઉત્તમ હવિવડે હોમ કર્યો અને હોમ કર્યા પછી હે રાજા! બૃહસ્પતિએ અગ્નિને કહ્યું કે:–'તમે ઇંદ્રની શોધ કરો.'[27,28] તે સાંભળીને ભગવાન અગ્નિદેવ પોતે તે હોમકુંડમાંથી અદ્ભુત સ્ત્રીવેશ ધારણ કરીને પ્રકટ થયા અને ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[29] મનના જેવી વેગવાળી ગતિથી અગ્નિદેવ દિશાઓ, વિદિશાઓ, પર્વતો, વનો, પૃથ્વી અને અંતરિક્ષ એ સર્વમાં ઇંદ્રની શોધ કરીને એક નિમેષ જેટલા સમયમાં પાછા બૃહસ્પતિની પાસે આવી પહોંચ્યા.

અગ્નિ બોલ્યા:–"હે બૃહસ્પતિ! મેં સર્વત્ર શોધ કરી; પરંતુ મને ઇંદ્રનો પત્તો લાગ્યો નહિ. તપાસ કરવામાં હવે માત્ર જળ બાકી છે; પણ હું સર્વદા જળમાં પ્રવેશ કરવા સમર્થ થતો નથી.[30,31] હે બ્રહ્મન્! જળમાં મારી ગતિ નથી; માટે કહો, હું તમારૂં બીજું શું કામ કરૂં?" બૃહસ્પતિએ ફરી તેને કહ્યું કે:–'હે મહાકાંતિવાળા અગ્નિ! તમે જળમાં પ્રવેશ કરો.'[32]

અગ્નિ બોલ્યો:–'હે મહાતેજસ્વી! હું જળમાં પ્રવેશ કરવા સમર્થ નથી, કારણ કે તેમાં પેસવાથી મારો ક્ષય થઇ જાય. હું તમારે શરણે આવ્યો છું. તમારૂં કલ્યાણ થાઓ![33] પાણીમાંથી અગ્નિ ઉત્પન્ન થયો છે, બ્રાહ્મણમાંથી ક્ષત્રિય ઉત્પન્ન થયો છે અને પાષાણમાંથી લોઢું ઉત્પન્ન થયું છે. તે અગ્નિ, ક્ષત્રિય અને લોઢાનું તેજ

સર્વત્ર ચાલે છે, પણ પોતાના ઉત્પત્તિસ્થાન આગળ શાંત પડી જાય છે.'[૩૪]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "બૃહસ્પતિ અને અગ્નિનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૫ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૬ મો

### ઇંદ્રિ તથા વરુણાદિનો સંવાદ

**॥ बृहस्पतिरुवाच ॥**

**त्वमाग्ने सर्व देवानां मुखं त्वमसि हव्यवाट् ॥**
**त्वमंतः सर्वभूतानां गूढश्चरसि साक्षिवत् ॥१॥**

બૃહસ્પતિ બોલ્યા:—"હે અગ્નિ ! તમે સર્વ દેવોનું મુખ છો, તમે હવ્યને વહન કરો છો અને તમે સર્વ પ્રાણીઓમાં સાક્ષીની પેઠે ગૂઢ ફરો છો.[૧] કેટલાએક વિદ્વાનો તમને જઠરાગ્નિરૂપે એક કહે છે અને કેટલાએક ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ તથા આહવનીયરૂપે ત્રણ પ્રકારના કહે છે. હે હુતાશન ! તમે જો આ જગતનો ત્યાગ કરો તો એ તુરતજ નાશ પામી જાય.[૨] બ્રાહ્મણો ત્રણ પ્રકારના એવા તમને નમસ્કાર કરીને, પોતાની પત્નીઓ તથા પુત્રોની સાથે પોતાનાં કર્મથી સંપાદન કરેલી શાશ્વત ગતિને પ્રાપ્ત થાય છે.[૩] હે અગ્નિ ! તમેજ હવ્યને વહન કરનારા છો, તમેજ ઉત્કૃષ્ટ હવિરૂપ છો અને ઉત્તમ યજ્ઞમાં યજ્ઞોથી તથા સત્રોથી તમારૂંજ યજન કરે છે.[૪] હે હવ્યવાહ ! તમે આ ત્રણ લોકને ઉત્પન્ન કરીને પછી સંહારકાળ આવતાં પ્રદીપ્ત થઇ પુનઃ એનો સંહાર કરો છો. હે અગ્નિ ! તમે સર્વ ભુવનના ઉત્પત્તિસ્થાન છો અને તમેજ પુનઃ લયનું સ્થાન પણ છો.[૫] હે અગ્નિ! બુદ્ધિમાન મનુષ્યો તમને મેઘ તથા વિજળી કહે છે અને તમારામાંથી જ્વાળાઓ નીકળીને તે સર્વ પ્રાણીઓને ઉપાડી જાય છે.[૬] હે પાવક ! સર્વ જળ તમારેવિષે રહેલું છે અને આ સર્વ જગત પણ તમારેવિષેજ રહેલું છે; માટે ત્રણ લોકમાં તમારૂં કંઈપણ અજાણ્યું નથી.[૭] સૌ કોઇ પોતપોતાનાં ઉત્પત્તિસ્થાનનો આશ્રય કરે છે; માટે તમે નિઃશંકપણાથી જળમાં પ્રવેશ કરો. હું સનાતન વૈદિક મંત્રોથી તમારી વૃદ્ધિ કરીશ.'[૮]

આ પ્રમાણે બૃહસ્પતિએ સ્તુતિ કરી ત્યારે પ્રસન્ન થયેલા જ્ઞાની ભગવાન અગ્નિએ તેમને ઉત્તમ વચન કહ્યું કે:—'હું તમને ઇંદ્ર દેખાડીશ. આ હું તમને સત્ય કહું છું.'

શલ્યે કહ્યું:—પછી અગ્નિ નાના જળાશયથી આરંભીને સમુદ્રપર્યંતના સર્વ જળમાં પેસતાં પેસતાં જેમાં ઇંદ્ર ભરાઇ બેઠો હતો, તે સરોવરમાં ગયો.[૯,૧૦] હે ભરતશ્રેષ્ઠ ! ત્યાં પણ અગ્નિએ પ્રત્યેક કમળમાં શોધ કરવા માંડી; એટલામાં તેણે કમળના દાંડાના તંતુમાં ભરાઈ બેઠેલા દેવેન્દ્રને દીઠો.[૧૧] તત્કાળ ત્યાંથી પાછા આવીને ઇંદ્ર અણુ જેવડું શરીર ધારણ કરી કમળતંતુનો આશ્રય કરીને રહેલો છે, એવું તેણે બૃહસ્પતિને કહ્યું.[૧૨] ત્યારે બૃહસ્પતિ દેવર્ષિઓ તથા ગંધર્વોની સાથે ત્યાં ગયા અને ઇંદ્રનાં પુરાતન કર્મ ગાઇને તે દેવની સ્તુતિ કરવા લાગ્યા.[૧૩] 'હે ઇંદ્ર! તેં પૂર્વે ભયંકર મહાદૈત્ય નમુચિનો નાશ કર્યો હતો તથા ઘોર પરાક્રમવાળા શંબર અને બલ નામના બે અસુરોનો સંહાર કર્યો હતો.[૧૪] હે સો યજ્ઞ કરનારા ઇંદ્ર! તું વૃદ્ધિ પામીને સર્વ શત્રુઓનો નાશ કર. હે ઇંદ્ર! તું ઉઠ, અને આ આવેલા દેવર્ષિઓને જો.[૧૫] હે મહેંદ્ર! હે વિભો! તેં પૂર્વે દાનવોને મારીને ત્રણ લોકોનું રક્ષણ કર્યું હતું. હે જગત્પતિ દેવરાજ ! તેં વિષ્ણુના તેજવડે વૃદ્ધિ પામેલા સમુદ્રના ફીણવડે પૂર્વે વૃત્રાસુરનો નાશ કર્યો હતો.[૧૬] તું શરણાગત સર્વ પ્રાણીઓનો રક્ષક છે. સ્તુત્ય છે, તારાસમાન બીજું કોઈ નથી. હે ઇંદ્ર! તું સર્વ પ્રાણીઓને ધારણ કરે છે અને તેંજ દેવોનો મહિમા વધાર્યો છે.[૧૭] હે મહેંદ્ર! તું બળવાન થઈને સર્વ લોકોનું રક્ષણ કર.'

આ પ્રમાણે સ્તુતિ થતાં ઇંદ્ર ધીરે ધીરે વૃદ્ધિ પામવા લાગ્યો;[૧૮] અને તે પોતાનું સ્વરૂપ ધારણ કરીને બલસંપન્ન થઇ ગયો. પછી ઇંદ્ર, ત્યાં ઉભેલા ગુરુ બૃહસ્પતિપ્રત્યે બોલ્યો કે:—[૧૯] 'હે ગુરુ ! મેં ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપને માર્યો છે

અને લોકોને નાશ પમાડનારા પ્રચંડ કાયાવાળા મહાન અસુર વૃત્રને પણ માર્યો છે. હવે તમારૂં કયું કાર્ય કરવાનું બાકી છે?'[૨૦]

બૃહસ્પતિ બોલ્યાઃ–મનુષ્યોનો રાજા નહુષ દેવોના તથા ઋષિઓના તેજથી દેવોના રાજ્યને પ્રાપ્ત થયો છે અને અમને સર્વને અત્યંત પીડા આપે છે.'[૨૧]

ઇંદ્ર બોલ્યોઃ–'હે બૃહસ્પતિ! નહુષને દેવોનું દુર્લભ રાજ્ય કેવી રીતે મળ્યું? તેણે કયું તપ કર્યું હતું? તથા તેનામાં કેવું પરાક્રમ છે?'[૨૨]

બૃહસ્પતિ બોલ્યાઃ–"હે ઇંદ્ર! તેં જ્યારે મહાન ઇંદ્રપદનો ત્યાગ કર્યો, ત્યારે દેવો ભયભીત થઇને ઇંદ્રની ઇચ્છા કરવા લાગ્યા. તે વખતે દેવો, પિતૃઓ, ઋષિઓ અને મુખ્ય ગંધર્વો, એ સર્વે એકઠા મળીને નહુષની પાસે ગયા અને તેનાપ્રત્યે બોલ્યા કે, 'તમે અમારા રાજા થાઓ તથા જગતનું રક્ષણ કરો.' ત્યારે નહુષે તેઓને કહ્યું કેઃ–'હું ઇંદ્ર થવા જેવો સમર્થ નથી; છતાં જો તમારે મને ઇંદ્ર કરવો હોય તો તમે તપ અને તેજવડે મને બળવાન કરો.'[૨૩,૨૪]આ પ્રમાણે નહુષે કહ્યું, ત્યારે દેવોએ તેને તપ તથા તેજવડે વૃદ્ધિ પમાડયો અને ભયંકર પરાક્રમવાળો નહુષ સ્વર્ગનો રાજા થયો. ત્રણ લોકનું રાજ્ય મેળવીને તે દુરાત્મા હવે મહર્ષિઓની પાસે પોતાની પાલખી ઉંચકાવી સર્વ લોકમાં ફરે છે.[૨૫] તેની દૃષ્ટિમાં બીજાનું તેજ હરણ કરે તેવું મહાભયંકર વિષ રહેલું છે, માટે તું કદાપિ નહુષની દૃષ્ટિએ પડીશ નહિ. સઘળા દેવો પણ નહુષથી બહુ કાયર થઇને તેની સામે જોતા નથી પણ ગુપ્ત રૂપથી ફર્યા કરે છે."[૨૬]

શલ્યે કહ્યુંઃ–'અંગિરાના કુળમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિ આ પ્રમાણે કહેતા હતા, એવામાં ત્યાં લોકપાલ કુબેર, વિવસ્વાનના પુત્ર યમરાજ, પુરાતન દેવ સોમ અને વરુણ, એ સર્વ આવી પહોંચ્યા.[૨૭] તેઓ મહેંદ્રને મળીને બોલ્યા કેઃ– 'તેં ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપને તથા વૃત્રને માર્યા એ બહુ સારૂં કર્યું અને હે ઇંદ્ર! શત્રુના નાશ કરનારા એવા તને આજે અમે ક્ષતરહિત તથા કુશળ જોઇએ છીએ, એ પણ અહોભાગ્ય છે.[૨૮] એ સાંભળીને મનમાં પ્રસન્ન થયેલો ઇંદ્ર, તે લોકપાલોને રીત પ્રમાણે મળ્યો અને કુશળ પ્રશ્નાદિક પૂછયા પછી, નહુષના સંબંધમાં બુદ્ધિભેદ ઉત્પન્ન થવામાટે તેઓના પ્રત્યે બોલ્યો કેઃ–[૨૯] 'દેવોનો રાજા નહુષ મહાભયંકર છે, માટે તેની સામે થવામાં તમે મને સહાય આપો.' ત્યારે દેવો બોલ્યા કે, 'હે ઇંદ્ર! નહુષ ભયાનક રૂપવાળો છે અને તેની દૃષ્ટિમાં વિષ રહેલું છે, માટે અમે તેનાથી ભય પામીએ છીએ;[૩૦] પણ હે ઇંદ્ર! તું જો નહુષ રાજાનો પરાજય કરે તો પછી અમને યજ્ઞના હવિર્ભાગ પ્રાપ્ત થાય!

ઇંદ્ર બોલ્યોઃ–'તમે કહો છો તેમજ થાઓ. આજેજ હું વરુણનો, યમનો તથા કુબેરનો પોતપોતાના અધિકાર ઉપર અભિષેક કરૂં છું તે સ્વીકારો અને પછી આપણે દેવતાઓની સાથે મળીને તે ઘોર દૃષ્ટિવાળા શત્રુ નહુષનો પરાજય કરીએ.' તે પછી અગ્નિએ પણ ઇંદ્રને કહ્યું કે, 'તમે મને યજ્ઞમાં ભાગ આપો તો હું પણ તમને સહાય કરૂં. ત્યારે ઇંદ્રે તેને કહ્યું કે, 'હે અગ્નિ! મહાયજ્ઞમાં ઇંદ્ર અને અગ્નિ, એ બન્નેની સાથે એક આહુતિ આપવામાં આવશે તેમાંથી એક ભાગ તને પણ મળશે.'[૩૧,૩૨]

શલ્યે કહ્યુંઃ–એ પ્રમાણે વિચાર કર્યા પછી વરદાન આપનારા અને પાકદૈત્યનો નાશ કરનારા ભગવાન મહેંદ્રે, કુબેરને સર્વ યક્ષોનું તથા ધનનું આધિપત્ય આપ્યું, યમને પિતૃઓનું આધિપત્ય આપ્યું અને વરુણને જળનું આધિપત્ય આપ્યું.[૩૩,૩૪]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "ઇંદ્રવરુણાદિનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૬ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૭ મો

## નહુષ સર્પ થઈને પડયો.

॥ शल्य उवाच ॥

**अथ संचिंतयानस्य देवराजस्य धीमतः ॥**
**नहुषस्य वधोपायं लोकपालैः सदैवतैः ॥१॥**

શલ્યે કહ્યું:–પછી બુદ્ધિમાન ઇંદ્ર, લોકપાલો અને દેવતાઓની સાથે નહુષના વધનો ઉપાય વિચારતો હતો;[1] એટલામાં ત્યાં તપસ્વી ભગવાન અગસ્ત્ય દૃષ્ટિગોચર થયા. તેમણે દેવેંદ્રનું સન્માન કરીને તેને કહ્યું કે:–'તમે વિશ્વરૂપના વિનાશવડે તથા વૃત્રાસુરના વધવડે વૃદ્ધિ પામ્યા એ બહુ સારૂં થયું. હે પુરંદર ! આજે નહુષ પણ દેવરાજ્યથી ભ્રષ્ટ થયો, એ તમારૂં મહદ્દભાગ્ય છે.[2,3] હે બલદૈત્યનો નાશ કરનારા ! હું તમને શત્રુરહિત થયેલા જોઉં છું, એ અહોભાગ્ય છે.'

ઇંદ્ર બોલ્યો:–'હે મહર્ષિ ! આપ ભલે પધાર્યા. હું તમારાં દર્શનથી પ્રસન્ન થયો છું. આપ પાદ્ય, અર્ઘ્ય, આચમનીય તથા ગાય મારી પાસેથી સ્વીકારો.'[4]

શલ્યે કહ્યું:–પછી પૂજાનો સ્વીકાર કરીને આસનપર બેઠેલા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ મહામુનિ અગસ્ત્યને પ્રસન્ન થયેલા ઇંદ્રે પૂછયું કે:–'હે ભગવન્ ! પાપી નિશ્ચયવાળો નહુષ સ્વર્ગમાંથી કેવી રીતે ભ્રષ્ટ થયો, એ વાત હે દ્વિજોત્તમ ! હું તમારા મુખથી સાંભળવાની ઇચ્છા રાખું છું.'[5,6]

અગસ્ત્ય બોલ્યા:–"હે ઇંદ્ર ! બલગર્વિત, દુરાત્મા તથા દુરાચરણી નહુષરાજા સ્વર્ગમાંથી કેવીરીતે ભ્રષ્ટ થયો, એ પ્રિય વાત તમે સાંભળો.[7] હે વિજયીઓમાં શ્રેષ્ઠ ઇંદ્ર ! મહાભાગ્યશાળી દેવર્ષિઓ તથા નિર્મળ બ્રહ્મર્ષિઓ પાપકર્મ કરનારા તે નહુષની પાલખી ઉપાડતાં બહુ થાકી ગયા, ત્યારે તેઓએ નહુષને એક સંશય પૂછયો કે:–'હે વાસવ ! ગાયોના પ્રોક્ષણ, ઉપાકરણ, મારણ ઈત્યાદિ સંસ્કારોના સંબંધમાં જે મંત્રો વેદમાં કહેલા છે, તે તને માન્ય છે કે નહિ ?' ત્યારે અજ્ઞાનવડે મૂઢ બુદ્ધિવાળા નહુષે કહ્યું કે:– 'તે મને માન્ય નથી.'[8-10]

ઋષિઓ બોલ્યા:–'તું અધર્મમાં પ્રવૃત્ત થયો છે તેથી ધર્મને માન આપતો નથી; પરંતુ મહર્ષિઓએ પૂર્વે કહેલું તે અમારે તો પ્રમાણ છે.'[11]

અગસ્ત્યે કહ્યું:–હે ઇંદ્ર ! પછી મુનિઓની સાથે વિવાદ કરતાં કરતાં અધર્મથી મૂઢ બનેલા તે નહુષે પગવડે મારા મસ્તકનો સ્પર્શ કર્યો;[12] અને તેથી તે રાજાનું તેજ હણાઈ ગયું તથા તે ઐશ્વર્યરહિત થઇ ગયો. પછી અજ્ઞાનમાં ડૂબેલા તથા અત્યંત પીડિત થયેલા નહુષને મેં કહ્યું કે:–'હે મૂર્ખ રાજા ! જેથી તું પૂર્વજોએ કરેલાં અને બ્રહ્મર્ષિઓએ આચરણ કરેલાં નિર્દોષ કર્મને દોષ આપે છે, તેં પોતાના પગવડે મારા મસ્તકનો સ્પર્શ કર્યો છે તથા જેઓની સામે ઉભું રહેવું પણ કઠિન છે એવા બ્રહ્મતુલ્ય ઋષિઓને વાહન કરીને તું તેઓની પાસે પાલખી ઉંચકાવે છે, તે પાપથી સર્વ રીતે ભ્રષ્ટ, કાંતિરહિત તથા ક્ષીણપુણ્ય થઇને તું સ્વર્ગમાંથી પૃથ્વીપર પડ![13-16] ત્યાં તું મહાસર્પ–અજગરનું રૂપ ધારણ કરીને દશહજાર વર્ષપર્યંત ફરીશ અને તે સમય પૂર્ણ થશે, ત્યારે તું પાછો સ્વર્ગમાં આવીશ.'[17] હે શત્રુદમન ! આ પ્રમાણે તે દુરાત્મા દેવરાજ્યથી ભ્રષ્ટ થયો છે. હે ઇંદ્ર ! બ્રાહ્મણોને કાંટાની પેઠે સાલનારો તે સુદૈવથી નાશ પામ્યો છે. હવે આપણી ચઢતી છે.[18] હે શચીપતિ ! તમે ઇંદ્રિયોનો જય કર્યો છે તથા શત્રુઓનો પરાજય કર્યો છે; માટે હવે તમે મહર્ષિઓથી સ્તુતિ કરાતા કરાતા સ્વર્ગમાં ચાલો અને સર્વ લોકનું પાલન કરો."[19]

શલ્યે કહ્યું:–'હે રાજા ! પછી મહર્ષિગણોથી વીંટાયલા તથા બહુ પ્રસન્ન થયેલા દેવો, પિતૃઓ, યક્ષો, સર્પો, રાક્ષસો, ગંધર્વો, દેવકન્યાઓ, સર્વ અપ્સરાના ગણો, સરોવરો, સરિતાઓ, પર્વતો અને સમુદ્રો, એ સર્વે ઇંદ્રની આગળ આવીને બોલ્યાં કે:–'હે શત્રુહંતા ઇંદ્ર ! તમે મહાભાગ્યથી વૃદ્ધિ પામો છો. બુદ્ધિમાન અગસ્ત્યે પાપી નહુષને સ્વર્ગથી ભ્રષ્ટ કર્યો અને તે પાપાચ-

રણીને પૃથ્વીપર અજગર કરી દીધો, એ બહુ સારૂં થયું !'[૨૨]

ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "ઈંદ્ર અને અગસ્ત્યનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮ મો

### યુધિષ્ઠિરનું સાંત્વન કરીને શલ્ય દુર્યોધન પાસે ગયો.

॥ शल्य उवाच ॥

ततः शक्रः स्तूयमानो गंधर्वाप्सरसां गणैः ॥
ऐरावतं समारुह्य द्विपेन्द्रं लक्षणैर्युतम् ॥१॥

શલ્યે કહ્યું:—"પછી ગંધર્વો તથા અપ્સરાના ગણોએ જેની સ્તુતિ કરેલી એવો વૃત્રસંહારક સમર્થ ઇંદ્ર, સુંદર લક્ષણવાળા ઐરાવત હાથીપર બેસીને મહા તેજસ્વી અગ્નિ, મહર્ષિ બૃહસ્પતિ, યમ, વરુણ, ધનેશ્વર કુબેર, સર્વ દેવતાઓ, ગંધર્વો તથા અપ્સરાઓથી વીંટાઇને સ્વર્ગમાં ગયો.[૧-૩] ત્યાં તે સો યજ્ઞ કરનારો દેવરાજ ઇંદ્ર, ઇંદ્રાણીને મળીને બહુ આનંદ પામ્યો તથા સર્વ લોકનું પાલન કરવા લાગ્યો.[૪] તેપછી ત્યાં ભગવાન અંગિરામુનિ આવ્યા અને તેમણે અથર્વવેદના મંત્રોથી દેવેંદ્રની સ્તુતિ કરી.[૫] તેથી ભગવાન ઇંદ્ર બહુ પ્રસન્ન થયો અને તે વખતે તેણે અથર્વાંગિરસને વર આપ્યો કે:—[૬] અથર્વવેદમાં તમારૂં અથર્વાંગિરસ નામ પ્રસિદ્ધ થશે; અર્થાત્ તમે અથર્વવેદના ઋષિતરીકે પ્રખ્યાત થશો. એમાં પ્રમાણ તમે જે અથર્વવાક્ય બોલ્યા તેજ; કારણ કે 'अथ वेदरूपं यस्य वाक्यं स ऋषिः' એવું પરિભાષાવચન છે. વળી તમને યજ્ઞમાં હવિર્ભાગ પણ મળશે.'[૭] હે મહારાજ! એ પ્રમાણે દેવોના રાજા ભગવાન શતક્રતુ ઇંદ્રે અથર્વાંગિરાનો સત્કાર કરીને તેમને વિદાય કર્યા.[૮] હે રાજા ! પછી સર્વ દેવોનો તથા તપરૂપી ધનવાળા ઋષિઓનો સત્કાર કરીને બહુ આનંદ પામેલો ઇંદ્ર ધર્મથી પ્રજાનું પાલન કરવા લાગ્યો.[૯]

એ પ્રમાણે ઇંદ્રે પોતાની ભાર્યાની સાથે દુઃખ ભોગવ્યું હતું અને શત્રુઓના વધની આકાંક્ષાથી ગુપ્તવાસ પણ કર્યો હતો;[૧૦] માટે હે રાજેંદ્ર ! તમે પણ મહાત્મા બંધુઓ તથા દ્રૌપદીની સાથે મહાવનમાં જે કષ્ટ ભોગવ્યું છે, તે સંબંધમાં દીનતા ધારણ કરશો નહિ.[૧૧] હે કૌરવનંદન ! હે ભારતરાજેંદ્ર ! જે પ્રમાણે વૃત્રને મારીને ઇંદ્રને રાજ્ય મળ્યું, તે પ્રમાણેજ તમને પણ રાજ્ય મળશે.[૧૨] જે પ્રમાણે બ્રાહ્મણોનો દ્વેષી, દુરાચારી પાપાત્મા નહુષ અગસ્ત્યના શાપથી હણાઇને લાંબા કાળને માટે વિનાશ પામ્યો, તે પ્રમાણેજ હે શત્રુઓના હંતા ! તમારા કર્ણ, દુર્યોધન વગેરે દુરાત્મા શત્રુઓ થોડા સમયમાંજ નાશ પામશે.[૧૩,૧૪] હે વીર ! તેઓના નાશ પછી તમે આ દ્રૌપદી તથા ભાઇઓની સાથે સમુદ્રપર્યંતની પૃથ્વીનો ઉપભોગ કરશો.[૧૫] જયની ઇચ્છા રાખનારા રાજાએ સેનાને સજ્જ થયા પછી આ વેદતુલ્ય ઇંદ્રવિજય નામનું ઉપાખ્યાન સાંભળવું જોએ;[૧૬] અને તેથીજ હે વિજયીઓમાં શ્રેષ્ઠ ! મેં તમને એ વિજયાખ્યાન સંભળાવ્યું છે; કારણ કે હે યુધિષ્ઠિર! સ્તુતિ કરવાથી મહાત્માઓનું તેજ વૃદ્ધિ પામે છે.[૧૭] હે યુધિષ્ઠિર ! આ યુદ્ધ એટલે દુર્યોધનના અપરાધથી અને ભીમ તથા અર્જુનના બળથી મહાત્મા ક્ષત્રિયોનો ક્ષયજ સમજવો![૧૮] જે મનુષ્ય નિયમપૂર્વક આ ઇંદ્રવિજય આખ્યાનનો પાઠ કરે છે તેનાં પાપો ધોવાઇ જાય છે, તે સ્વર્ગનો વિજય કરે છે અને આ લોકમાં તથા પરલોકમાં આનંદ ભોગવે છે.[૧૯] તે પુરુષને શત્રુનો ભય રહેતો નથી, તે પુત્રરહિત રહેતો નથી, તેને કોઇ જાતની આપત્તિ આવતી નથી, તે લાંબુ આયુષ્ય ભોગવે છે, સર્વત્ર જય પામે છે અને કદાપિ પરાજય પામતો નથી.[૨૦]

વૈશંપાયને કહ્યું:—હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે કહીને શલ્યે યુધિષ્ઠિર રાજાનું આશ્વાસન કર્યું. તે પછી ધર્મધારીઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે તેની વિધિપૂર્વક પૂજા કરી.[૨૧] પછી શલ્યનાં વચન સાંભળીને મહાબાહુ કુંતીપુત્ર યુધિષ્ઠિરે મદ્રરાજ શલ્યપ્રત્યે આ પ્રમાણે કહ્યું:—[૨૨]" તમે કર્ણનું સારથિપણું કરશોજ એમાં સંશય નથી. તે

વખતે તમારે કર્ણના તેજની હાનિ થાય તે પ્રમાણે અર્જુનની પ્રશંસા કરવી."૨૩

શલ્ય બોલ્યો:–"તમે મને જેમ કહો છો, તેમ હું કરીશ અને તમારૂં બીજું પણ જે કાર્ય મારાથી થઈ શકશે તે હું કરીશ."૨૪

વૈશંપાયને કહ્યું:–હે શત્રુદમન! તે પછી શ્રીમાન મદ્રરાજા શલ્ય, કુંતીપુત્રોની રજા લઈને પોતાના સૈન્યની સાથે દુર્યોધનની પાસે ગયો.૨૫

ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "શલ્યગમન" એ વિષયનો અધ્યાય ૧૮ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯ મો

## યુધિષ્ઠિર તથા દુર્યોધનના પક્ષમાં સૈન્યની જમાવટ

**॥ वैशंपायन उवाच ॥**

**युयुधानस्ततो वीरः सात्वतानां महारथः ॥**
**महता चतुरंगेण बलेनागाद्युधिष्ठिरम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પછી યાદવોનો મહારથી વીર સાત્યકિ મોટી ચતુરંગિણી સેના લઈને યુધિષ્ઠિરની પાસે આવ્યો.૧ જૂદા જૂદા દેશમાંથી આવીને ભેગા થયેલા, મહાપરાક્રમવાળા તથા અનેક પ્રકારનાં આયુધોવાળા સાત્યકિના વીર યોદ્ધાઓ તેની સેનાને શોભાવતા હતા.૨ પરશુઓ, ભિંદિપાલો, શૂલો, તોમરો, મુદ્‌ગરો, પરિઘો, લાકડીઓ, પાશો, તેજસ્વી તરવારો, ખડ્ગો, ધનુષના સમુદાયો અને તેલ લગાવીને સાફ કરેલાં ચળકતાં નાના પ્રકારનાં બાણોવડે તે સેના સર્વદા શોભી રહી હતી.૩-૪ સુવર્ણાલંકારોથી શોભી રહેલું મેઘના જેવા દેખાવવાળું તે સૈન્ય વિજળીયુક્ત મેઘના જેવું જણાતું હતું.૫ હે રાજા! સાત્યકિની તે અક્ષૌહિણી સેના યુધિષ્ઠિરની સેનામાં પ્રવેશ કરીને તે વખતે જેમ નાની નદી સાગરમાં સમાઈ જાય તેમ સમાઈ ગઈ.૬ સાત્યકિની પેઠેજ ચેદિવંશમાં શ્રેષ્ઠ અને બળવાન એવો ધૃષ્ટકેતુ એક અક્ષૌહિણી સેના લઈને અમાપ બળવાળા પાંડવોની પાસે આવ્યો.૭ મગધદેશનો રાજા જરાસંધનો પુત્ર મહાબળવાન જયત્સેન પણ એક અક્ષૌહિણી સેના લઈને ધર્મરાજની પાસે આવ્યો;૮ તેમજ હે રાજેંદ્ર! પાંડયરાજા પણ સમુદ્રના કિનારાના દેશોમાં રહેનારા જૂદી જૂદી જાતના યોદ્ધાઓથી વીંટાઈને યુધિષ્ઠિરની પાસે આવ્યો.૯ હે રાજા! તે એકઠા મળેલા સૈન્યના સમુદાયમાં પાંડયનું સૈન્ય ઉત્તમ પોષાકને લીધે અત્યંત દેખાવડું લાગતું હતું.૧૦ દ્રુપદ રાજાની સેના પણ જૂદા જૂદા દેશોમાંથી આવેલા શૂરાપુરુષોથી તથા દ્રુપદના મહારથી પુત્રોથી સુશોભિત જણાતી હતી.૧૧ મત્સ્યદેશનો રાજા સેનાનાયક વિરાટ પણ પર્વતપ્રદેશના રાજાઓને સાથે લઈને પાંડવોની પાસે આવ્યો. આ રીતે મહાત્મા પાંડવોની પાસે જૂદા જૂદા દેશોમાંથી સાત અક્ષૌહિણી સેના આવીને એકઠી થઈ હતી.૧૨ વિવિધ પ્રકારની ધ્વજાઓથી ભરપૂર તથા કૌરવોની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળી તે સેના જોઈને પાંડવોને બહુ આનંદ થયો.

તેજ પ્રમાણે દુર્યોધનના હર્ષમાં વૃદ્ધિ કરવા ભગદત્ત રાજાએ એક અક્ષૌહિણી સેના આપી. પરાભવ ન પામે તેવું તે ભગદત્તનું સૈન્ય, સુવર્ણના પુરુષોથી ભરી દીધું હોય તેમ પીળી ચામડીવાળા ચીનાઓ તથા કિરાતોથી ભરેલું હોવાથી પીળી કરેણના વન જેવું શોભતું હતું. હે કુરુનંદન! તેજ પ્રમાણે શૂરો ભૂરિશ્રવા તથા શલ્ય, એ બન્ને એક એક અક્ષૌહિણી સેના લઈને દુર્યોધનની પાસે આવ્યા. હૃદીકનો પુત્ર કૃતવર્મા ભોજ, અંધક તથા કુકુરોની સાથે એક અક્ષૌહિણી સેના લઈને દુર્યોધનની પાસે આવ્યો. કૃતવર્માનું તે સૈન્ય, વનમાળાને ધારણ કરનારા પુરુષવ્યાઘ્રોથી જેમ ક્રીડા કરતા મદમત્ત હાથીઓથી વન શોભે તેમ શોભતું હતું. તે સિવાય જયદ્રથ વગેરે સિંધુ તથા સૌવીર દેશવાસી બીજા રાજાઓ પણ પર્વતોને કંપાવતા હોય તેમ ત્યાં આવી પહોંચ્યા. વાયુએ ચલિત કરેલો મેઘ જેમ અનેક પ્રકારની આકૃતિઓ ધારણ કરે, તેમ તેઓની અક્ષૌહિણી સેના જાત જાતનાં રૂપવાળી જણાતી હતી. હે રાજન્! કાંબોજદેશનો

રાજા સુદક્ષિણ પણ યવનો તથા શકોની સાથે એક અક્ષૌહિણી સેના લઇને દુર્યોધનની પાસે આવ્યો. તેનો સૈન્યસમૂહ તીડનાં ટોળાં જેવો શોભતો હતો,[૧૩-૨૨] તોપણ તે કૌરવી સેનામાં મળતાં તેમાંજ સમાઇ ગયો;તેમજ માહિષ્મતી-વાસી નીલરાજા, નીલ આયુધો ધારણ કરનારા દક્ષિણદેશવાસી મહાવીર્યવાન યોદ્ધાઓની સાથે દુર્યોધનની પાસે આવ્યો. મોટી સેનાથી વીંટાયલા અવંતીના બે રાજા વિંદ તથા અનુવિંદ એક એક અક્ષૌહિણી સેના લઇને દુર્યોધનની પાસે આવ્યા; તેમજ પુરુષોમાં વ્યાઘ્ર જેવા કેકય દેશના રાજાઓ,જેઓ પાંચ સગા ભાઇઓ થતા હતા, તેઓ દુર્યોધનને હર્ષ પમાડતા એક અક્ષૌહિણી સેના સાથે ત્યાં દોડતા આવ્યા. હે ભરતશ્રેષ્ઠ ! એ સિવાય જૂદા જૂદા દેશના સર્વ મહાત્મા રાજાઓની બીજી ત્રણ અક્ષોહિણી સેના ત્યાં આવી હતી.આ રીતે નાના પ્રકારની ધ્વજાઓથી વ્યાપ્ત તથા પાંડવોની સાથે યુદ્ધની ઇચ્છાવાળી અગીઆર અક્ષૌહિણી સેના દુર્યોધન પાસે ભેગી થઇ હતી.[૨૩-૨૭] હે ભારત! તે વખતે પોતાની સેનાના મુખ્ય મુખ્ય અધિકારીઓને અને રાજાઓને રહેવામાટે પણ હસ્તિનાપુરમાં જગા રહી ન હતી. હે ભરતવંશી રાજા ! તે સમયે કૌરવી સેનાનો પડાવ પંચનદ, આખો કુરુજાંગલ દેશ, રોહિતકારણ્ય, મરુભૂમિ, અહિચ્છત્ર, કાલકૂટ, ગંગાનો કિનારો, વારણ, વાટધાન અને યામુનપર્વત, આ સર્વ ધનધાન્યથી ભરપૂર વિશાળ પ્રદેશમાં પડયો હતો અને તેનાથી તે પ્રદેશ સારી પેઠે ઢંકાઇ ગયો હતો. દ્રુપદ રાજાએ કૌરવોની પાસે જે પુરોહિતને મોકલ્યો હતો, તેણે ત્યાં તે પ્રમાણે એકઠું થયેલું સર્વ સૈન્ય દીઠું.[૨૮-૩૩]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સેનોદ્યોગ પર્વમાં "પુરોહિતનું સૈન્યદર્શન" એ વિષયનો અધ્યાય ૧૯ મો સમાપ્ત.**

## સેનોદ્યોગ પર્વ સમાપ્ત

# संजययान पर्व

## અધ્યાય ૨૦ મો
### કૌરવોની આગળ દ્રુપદના પુરોહિતનું ભાષણ

॥ वैशंपायन उवाच ॥
स च कौरव्यमासाद्य द्रुपदस्य पुरोहितः ॥
सत्कृतो धृतराष्ट्रेण भीष्मेण विदुरेण च ॥१॥

વૈશંપાયને કહ્યું:–તે દ્રુપદનો પુરોહિત ધૃતરાષ્ટ્રની પાસે ગયો. ત્યાં ધૃતરાષ્ટ્રે, ભીષ્મે તથા વિદુરે તેનો સત્કાર કર્યો.[1] પુરોહિતે પ્રથમ પાંડવોના સર્વ કુશળસમાચાર કહીને પછી પાંડવોના વતી તે સર્વના કુશળસમાચાર પૂછયા. તે પછી સર્વ સેનાના નેતાઓની વચ્ચે તેણે કહ્યું કે:–[2]"તમે સર્વ પુરાતન રાજધર્મને જાણો છો, તેમ છતાં આ સંબંધમાં તમારા અભિપ્રાયસંબંધી વચનો સાંભળવાના હેતુથી હું કંઇક કહું છું.[3] ધૃતરાષ્ટ્ર તથા પાંડુ–એ બન્ને એક પિતાના પુત્રો છે, એ વાત પ્રસિદ્ધ છે;અને તેથી પિતાના ધનપર તે બન્નેનો સમાન હક્ક છે, એમાં કંઇ સંશય નથી.[4] તે પ્રમાણે ધૃતરાષ્ટ્રના પુત્રોને પિતાનું ધન મળ્યું છે, પરંતુ પાંડુના પુત્રોને પિતૃધન મળ્યું નહિ એ કેમ?[5] ખરી રીતે પાંડવોનો અર્ધભાગ છતાં ધૃતરાષ્ટ્રે પ્રથમથી તે ધન દબાવી દીધેલું હોવાથી પાંડવોને પિતૃધન મળ્યું ન હતું, એ પણ તમે યથાર્થ રીતે જાણો છો.[6] વળી કૌરવોએ પાંડવોના વિનાશને માટે અનેક ઉપાયોથી પ્રયત્નો કર્યા, પરંતુ પાંડવોનાં આયુષ્ય બાકી હોવાથી કૌરવો તેઓને યમલોકમાં પહોંચાડવા સમર્થ થયા નહિ.[7] મહાત્મા પાંડવોએ પોતાના બળથી રાજ્યની વૃદ્ધિ કરી, પરંતુ શકુનિની સાથે મળીને ધૃતરાષ્ટ્રના ક્ષુદ્ર પુત્રોએ કપટથી તે રાજ્ય હરી લીધું;[8] અને આ ધૃતરાષ્ટ્રે પણ પુત્રોનાં તે કર્મને પોતાની સંપૂર્ણ સંમતિ આપીને પાંડવોને તેર વર્ષપર્યંત ઘોર અરણ્યમાં વાસ કરાવ્યો.[9] વીર પાંડવોએ પોતાની ભાર્યા દ્રૌપદીની સાથે સભામાં પુષ્કળ કષ્ટ ભોગવ્યા પછી અરણ્યમાં પણ અનેક પ્રકારનાં દારુણ દુઃખો વેઠયાં છે;[10] તેમજ વિરાટ નગરમાં પણ મહાત્મા પાંડવોએ અન્ય યોનિમાં જન્મ લીધો હોય તેમ રહીને પાપીઓની પેઠે અત્યંત કષ્ટ ભોગવ્યું છે;[11] તોપણ આ સર્વ દુઃખને તથા કૌરવોએ પૂર્વે કરેલા સર્વ અપરાધોને વિસરી જઇને કુરુશ્રેષ્ઠ પાંડવો, કૌરવોની સાથે સલાહ કરવાજ ઇચ્છા રાખે છે.[12] એ ઉપરથી પાંડવોના વર્તનને તથા દુર્યોધનના વર્તનને સારીરીતે સમજીને સંબંધીજનોએ ધૃતરાષ્ટ્રના પુત્રને સમજાવવો જોઇએ.[13] વીર પાંડવો કૌરવોની સાથે કલહ કરતા નથી, પરંતુ તેઓ લોકોનો વિનાશ ન થાય, તે રીતે પોતાનું પોતાને મળે એમ જરૂર ઇચ્છે છે.[14] દુર્યોધનનો અભિપ્રાય યુદ્ધ કરવા તરફ હોય તો તે અભિપ્રાયને તમારે મનપર લેવો નહિ; કારણ કે પાંડવો પણ મહાબળવાન છે.[15] વળી ધર્મપુત્ર યુધિષ્ઠિરની પાસે સાત અક્ષૌહિણી સેના એકઠી થઈ છે અને તે કૌરવોની સાથે યુદ્ધ કરવા તૈયાર છે, માત્ર યુધિષ્ઠિરની આજ્ઞાનીજ વાટ જુએ છે;[16] તેમજ બીજા પુરુષોમાં વ્યાઘ્ર જેવા સાત્યકી, ભીમસેન તથા મહાબળવાન નકુલ અને સહદેવ, એઓ હજાર અક્ષૌહિણી સેનાની બરોબરી કરે તેવા છે.[17] એક તરફ તમારી આ એકઠી મળેલી અગીઆર અક્ષૌહિણી સેના છે, પરંતુ બીજી તરફ બહુ રૂપ ધારણ કરનારો મહાબાહુ અર્જુન તેને માટે પૂ-

રતો છે.[૧૮] જેવો કિરીટધારી અર્જુન સર્વ સેના કરતાં અધિક છે, તેવાજ મહાતેજસ્વી મહાબાહુ વાસુદેવ પણ છે.[૧૯] પાંડવોની સેનાની અધિકતા, અર્જુનનું પરાક્રમ અને શ્રીકૃષ્ણનું મુત્સદ્દીપણું, એ સર્વ જાણીને કયો પુરુષ યુદ્ધ કરવા તૈયાર થાય?[૨૦] માટે તમે ધર્મને તથા તમારા ઠરાવને સંભારીને, પાંડવોને જે આપવા યોગ્ય હોય તે આપો અને આ મળેલી તક ગુમાવો નહિ." [૨૧]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "પુરોહિતપ્રયાણ" એ વિષયનો અધ્યાય ૨૦ મો સમાપ્ત.

## અધ્યાય ૨૧ મો

### ભીષ્મનાં તથા કર્ણનાં વાક્યો

॥ वैशंपायन उवाच ॥

**तस्य तद्वचनं श्रुत्वा प्रज्ञावृद्धो महाद्युतिः ॥**
**संपूज्यैनं यथाकालं भीष्मो वचनमब्रवीत्॥१॥**

વૈશંપાયને કહ્યું:–પુરોહિતનાં તે વચનો સાંભળીને જ્ઞાનવૃદ્ધ તથા મહાતેજસ્વી ભીષ્મ, તેનું સન્માન કરીને સમયોચિત વચન બોલ્યાઃ–[૧] "હે બ્રહ્મન ! શ્રીકૃષ્ણની સાથે સઘળા પાંડવો કુશળ છે, એ આનંદની વાત છે; તેમજ તેઓ સહાયવાળા થયા છે તથા ધર્મમાં તત્પર રહે છે, એ બહુ સારૂં છે.[૨] કુરુવંશી તે ભાઇઓ પોતાના કૌરવબંધુઓની સાથે સંધિની ઇચ્છા રાખે છે, પણ યુદ્ધની ઇચ્છા રાખતા નથી, એ પણ બહુ સારૂં છે.[૩] તમે એ સર્વ સત્ય કહ્યું છે, એમાં સંશય નથી; અને તમે જે અતિ તીક્ષ્ણ વચનો બોલો છો, તે તો તમારા બ્રાહ્મણપણાને લીધેજ છે, એમ મને લાગે છે.[૪] પાંડવોને અહીં તથા વનમાં બહુ દુઃખ આપ્યું એમાં સંશય નથી;અને તેઓને પિતાનું સર્વ ધન ધર્મથીજ પ્રાપ્ત થયું હતું, એ પણ નિઃસંદેહ છે.[૫] કિરીટધારી અર્જુન બળવાન, અસ્ત્રવિદ્યામાં નિપુણ તથા મહારથી છે. તે પાંડુપુત્ર અર્જુનને યુદ્ધમાં કોણ સહન કરે તેવો છે ?[૬] સાક્ષાત્ વજ્રધારી ઇંદ્ર પણ તેની સામે થવા સમર્થ નથી, ત્યારે બીજા ધનુર્ધારીઓની તો વાતજ શી? ખરે, અર્જુન ત્રણ લોકમાં પણ સમર્થ છે, એમ મારૂં માનવું છે."[૭]

આ પ્રમાણે ભીષ્મ બોલતા હતા, એટલામાંજ કર્ણે ક્રોધવડે તે વચનને તિરસ્કારપૂર્વક તોડી પાડી દુર્યોધનના તરફ જોઇ બોલવા માંડયું:–[૮] "હે બ્રહ્મન્! પાંડવોના સંબંધમાં લોકમાં કોઇ પણ મનુષ્યને કંઇપણ અજાણ્યું નથી; ત્યારે ફરી ફરીને તેનું તે કહેવાથી શું ફળ ?[૯] પૂર્વે શકુનિએ દુર્યોધનને માટે યુધિષ્ઠિરને દ્યૂતમાં જિતી લીધા અને ઠરાવ પ્રમાણે પાંડુપુત્ર યુધિષ્ઠિર વનમાં ગયા;[૧૦] પરંતુ હવે તે ઠરાવનું યથાર્થ પાલન કરીને પિતાનું રાજ્ય મેળવવા ઇચ્છતા નથી, પણ મૂર્ખની પેઠે મત્સ્ય તથા પાંચાલરાજાઓના બળનો આશ્રય કરીને મેળવવા ઇચ્છે છે.[૧૧] હે વિદ્વાન બ્રાહ્મણ! દુર્યોધન તેઓના ભયને લીધે રાજ્યનો એક ચતુર્થાંશ પણ આપશે નહિ; જો કે તે ધર્મપૂર્વક શત્રુને પણ આખી પૃથ્વી આપી દે તેવા છે.[૧૨] માટે જો પાંડવો પોતાના બાપદાદાનું રાજ્ય મેળવવા ઇચ્છતા હોય તો તેઓએ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ઠરાવેલા સમયસુધી ફરી વનમાં ભ્રમણ કરવું.[૧૩] તે પછી તેઓ નિર્ભય થઇને દુર્યોધનની પાસે ભલે નિવાસ કરે, પરંતુ તેઓએ કેવળ મૂર્ખતાથી અધર્મવડે રાજ્ય મેળવવાની બુદ્ધિ કરવી તે યોગ્ય નથી.[૧૪] આ પ્રમાણે છે, છતાં પાંડવો ધર્મનો ત્યાગ કરીને યુદ્ધ કરવાની ઇચ્છા રાખતા હોય, તો તેઓ આ કુરુશ્રેષ્ઠોના ઝપાટામાં આવીને મારાં વચનને યાદ કરશે."[૧૫]

ભીષ્મ બોલ્યાઃ–" હે રાધાપુત્ર ! તારા આ બકવાદથી શું ફળ? એકલાજ અર્જુને યુદ્ધમાં જે વખતે છ રથીઓને જિત્યા હતા,તે વખતના તેના કર્મને તારે સંભારવું જોઇએ;[૧૬] અને તારૂં પરાક્રમ તો અર્જુને તને ત્યાં વારંવાર હરાવ્યો તે વખતેજ અમે જોઈ લીધું છે, માટે આ બ્રાહ્મણ કહે છે, તેમ જો કરીશું નહિ તો જરૂર આપણે અર્જુનને હાથે યુદ્ધમાં હણાઈને ધૂળ ચાટતા થઈશું."[૧૭]

વૈશંપાયને કહ્યું:–તે પછી ધૃતરાષ્ટ્રે ભીષ્મ-

નાં વચનને માન આપીને તથા તેને પ્રસન્ન કરીને અને રાધાપુત્ર કર્ણનો તિરસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું:-[૧૮] "શાંતનુપુત્ર ભીષ્મે હમણાં જે ભાષણ કર્યું છે, તેમાં અમારૂં, પાંડવોનું અને આખા જગતનું હિત રહેલું છે.[૧૯] આ સંબંધમાં હું વિચાર કરીને પાંડવોની પાસે સંજયને મોકલીશ; અને હે મહારાજ ! તમે આજેજ પાંડવોની પાસે જાઓ, વિલંબ કરો નહિ."[૨૦] આ પ્રમાણે કહ્યા પછી ધૃતરાષ્ટ્રે તે પુરોહિતનો સત્કાર કરીને તેને પાંડવોની પાસે મોકલ્યો અને પછી સંજયને સભામાં બોલાવીને તેને આ પ્રમાણે કહ્યું.[૨૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાનપર્વમાં "પુરોહિતપ્રયાણ" એ વિષયનો અધ્યાય ૨૧ મો સમાપ્ત.

## અધ્યાય ૨૨ મો

### ધૃતરાષ્ટ્રનો સંદેશો

॥ धृतराष्ट्र उवाच ॥

**प्राप्तानाहुः संजय पांडुपुत्रानुपप्लव्येतान् विजानीहि गत्वा ॥ अजातशत्रुं च समाजयेथा दिष्ट्यानघ स्थानमुपास्थितस्त्वम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:-" હે સંજય ! પાંડવો ઉપપ્લવ્ય નામના સ્થાનમાં આવ્યા છે, એમ લોકો કહે છે; માટે તું ત્યાં જા અને તેઓની તપાસ કર; તથા 'તમે સજ્જ થઇને સ્થિતિમાં આવ્યા એ બહુ સારૂં થયું ' એમ કહીને અજાતશત્રુ યુધિષ્ઠિરનું સન્માન કર.[૧] હે સંજય! તું તે સર્વને અમે ક્ષેમકુશળ છીએ એમ કહેજે. કષ્ટ ભોગવવા માટે અયોગ્ય એવા પાંડવોએ વનવાસનું કષ્ટ ભોગવ્યું છે, તેમ છતાં અસત્યથી દૂર રહેનારા, પરોપકારી તથા સજ્જન એવા તેઓ અમારા ઉપર તત્કાળ ક્રોધ કરતા નથી પણ શાંતિયુક્ત જણાય છે.[૨] હે સંજય ! મેં કોઇપણ દિવસ પાંડવોનું જરાપણ મિથ્યા વર્તન જોયું નથી. પાંડવો પોતાના પરાક્રમથી સર્વ લક્ષ્મી મેળવતા હતા, તોપણ તેઓ તે લક્ષ્મી મનેજ અર્પણ કરતા હતા.[૩] હું નિત્ય પાંડવોના દોષો જોવા ઇચ્છા કરતો હતો, તોપણ મેં તેઓમાં એવો કંઇપણ દોષ જોયો નહિ, કે જે દોષને લીધે હું તેઓની નિંદા કરૂં. પાંડવો નિત્ય ધર્મને માટે તથા અર્થને માટે કર્મ કરે છે; પરંતુ પ્રીતિને માટે અથવા સ્ત્રીપુત્રાદિને માટે કામનાથી કર્મ કરતા નથી.[૪] પાંડવો તાપ, ટાઢ, ભૂખ, તરસ, નિદ્રા, તંદ્રા, ક્રોધ, હર્ષ તથા પ્રમાદ, એ સર્વનો પોતાની ધીરજ તથા વિવેકબુદ્ધિથી પરાભવ કરીને, ધર્મ તથા અર્થ સંપાદન કરવાજ પ્રયત્ન કરે છે.[૫] પાંડવો યોગ્ય સમયે મિત્રોને ધનની સહાયતા કરે છે, અતિપરિચયથી પણ તેઓની મિત્રતા જીર્ણ થતી નથી અને તેઓ યથાયોગ્ય માન તથા ધન આપનારા છે. આ કૌરવપક્ષમાં પણ પાપી, વિષમ દૃષ્ટિવાળો તથા મંદબુદ્ધિવાળો દુર્યોધન અને મહાક્ષુદ્ર કર્ણ એ બેસિવાય પાંડવોનો દ્વેષ કરનાર બીજો કોઇ નથી. એ કર્ણ અને દુર્યોધનજ, સુખ તથા પ્રિય વૈભવોથી રહિત થયેલા મહાત્મા પાંડવોને ક્રોધ ઉપજાવે છે.[૬,૭] પાંડવો જીવતા હોવાછતાં તેઓનો ભાગ હરી લેવો શક્ય છે, એમ માનનારો મૂર્ખ છે અને તેવો મૂર્ખ આ આરંભશૂર (અર્થાત્ આરંભકાળમાંજ શૂરો પણ પ્રસંગ ઉપર નહિ એવો) અને સુખમાં ઉછરેલો દુર્યોધન છે; કારણકે તે પાંડવોનું ધન હરી લેવું યોગ્ય માને છે;[૮] પણ એ સમજતો નથી કે જે અજાતશત્રુ યુધિષ્ઠિરની પાછળ ચાલનારામાં અર્જુન, શ્રીકૃષ્ણ, ભીમસેન, સાત્યકિ, નકુલ, સહદેવ અને સૃંજયો છે; માટે યુધિષ્ઠિરને યુદ્ધ થયા પૂર્વેજ તેનો ભાગ આપી દેવો એ ઠીક છે.[૯] રે! બન્ને હાથે બાણ છોડનારો ગાંડીવધન્વા અર્જુન એકલોજ, રથમાં બેસીને આખી પૃથ્વીને ઉજ્જડ કરે તેવો છે! અને ત્રણ લોકના અધિપતિ વિજયશીલ મહાત્મા શ્રીકૃષ્ણ પણ કોઇથી પરાભવ પામે તેવા નથી.[૧૦] સર્વ લોકમાં ભોગની તથા મોક્ષની કામનાવાળાઓ જે એકનોજ આશ્રય કરે છે, તે શ્રીકૃષ્ણની સામે કયો મનુષ્ય ઉભો રહે તેમ છે? જે ગાંડીવધન્વા અર્જુને એકલાએજ રથમાં બેસીને પતંગિયાંના ટોળાના જેવા શીઘ્ર

વેગવાળા તથા મેઘના જેવી ગર્જના કરનારા બાણોના સમૂહોની વૃષ્ટિ વર્ષાવતાં ભરતખંડની ઉત્તરદિશાનેજ નહિ પણ ઉત્તરકુરુ દેશને પણ જિતી લીધો હતો અને તે રાજાઓનું ધન હરી આણ્યું હતું, તેમજ તે સવ્યસાચીએ દ્રવિડ રાજાઓને પોતાની સેનાના અનુયાયી કર્યા હતા. વળી તે ગાંડીવધારી અર્જુને, ખાંડવવનમાં ઇંદ્રસાથે સર્વ દેવોને હરાવ્યા હતા અને અગ્નિને ખાંડવવન અર્પણ કરીને પાંડવોનાં યશ તથા માન વધાર્યાં હતાં.[૧૧-૧૩]

આ લોકમાં ભીમના જેવો ગદાધારી બીજો કોઈ નથી; હાથીપર બેસનારો તેનાસમાન બીજો કોઈ નથી. કહે છે કે, રથયુદ્ધમાં પણ તે અર્જુનથી ઉતરે તેવો નથી અને તેના બાહુનું બળ દશહજાર હાથીના જેવું છે.[૧૪] વળી તે યુદ્ધકળામાં સુશિક્ષિત છે, મહાવેગવાળો છે અને સદા અસહનશીલ છે. તેની સાથે વૈર કરવામાં આવશે, તો તે ઝપાટાબંધ આ મારા ક્ષુદ્ર પુત્રોને બાળી નાખશે. અરે, યુદ્ધમાં સાક્ષાત્ ઇંદ્ર પણ તેને બળથી જિતી શકે તેમ નથી.[૧૫]

વળી સારાં ચિત્તવાળા, બલસંપન્ન, ચાલાક હાથવાળા તથા અર્જુને જે બન્ને ભાઇઓને ઉત્તમ શિક્ષણ આપેલું એવા માદ્રીના બન્ને પુત્રો નકુલ તથા સહદેવ, જેમ બે શકરાઓ પક્ષીનાં ટોળાંઓનો સંહાર કરી નાખે, તેમ શત્રુઓનો સંહાર કરી નાખતાં તેઓને બાકી રાખશે નહિ.[૧૬] જો કે આપણી પાસે આ ભીષ્મ, દ્રોણ વગેરેથી યુક્ત પૂર્ણ સામર્થ્યવાળું સૈન્ય છે એ ખરૂં, તોપણ તે પાંડવોની સામે થઇને નથીજ, એમ હું માનું છું. વળી પાંડવોના પક્ષમાં રહેલો વેગવાળો ધૃષ્ટદ્યુમ્ન એકલોજ આ કામમાટે પૂરતો છે.[૧૭] મેં સાંભળ્યું છે કે, સોમકરાજાના વંશમાં શ્રેષ્ઠ એવો તે પોતાના મંત્રીઓની સાથે પાંડવોને માટે પ્રાણાર્પણ કરવા તૈયાર છે. વળી જેના નેતા વૃષ્ણિસિંહ શ્રીકૃષ્ણ છે, તે અજાતશત્રુ યુધિષ્ઠિરની સામે ટકનારો કોણ છે ?[૧૮] વળી ગુપ્તવાસસમયે એક વર્ષપર્યંત સાથે રહેલો તથા ગોહરણપ્રસંગમાં પાંડવોએ જેનું રક્ષણ કરેલું એવો મત્સ્યદેશનો અધિપતિ વૃદ્ધ વિરાટરાજા પણ પોતાના પુત્રોની સાથે પાંડવોને માટે સજ્જ થયો છે અને તે યુધિષ્ઠિરનો દઢ ભક્ત છે,એમ મારા સાંભળવામાં આવ્યું છે;[૧૯] તેમજ મહાધનુર્ધારી પાંચ કેકયભ્રાતાઓ પ્રથમ આપણા પક્ષમાં હતા, પણ કેકયદેશમાંથી તેઓને કાઢી મૂકવામાં આવ્યા, તેથી તેઓ પુનઃ કેકયો પાસેથી રાજ્ય લેવાની ઇચ્છાથી હમણાં આપણી સામે યુદ્ધ કરવા પાંડવોના પક્ષમાં આવ્યા છે.[૨૦] પાંડવોના પક્ષમાં જે વીર રાજાઓ આવ્યા છે, તે સર્વે શૂરાઓ, ભક્તિવાળા, પ્રીતિયુક્ત તથા ધર્મરાજાને વળગી રહેનારા છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે.[૨૧] પર્વત ઉપર રહેનારા તથા વિકટ પ્રદેશમાં રહેનારા, પૃથ્વીમાં કુળ તથા જાતિવડે શુદ્ધ એવા યોદ્ધાઓ અને નાનાવિધ આયુધોને ધારણ કરનારા વીર્યવાન મ્લેચ્છો પાંડવોના કાર્યને માટે આવીને તેઓના પક્ષમાં રહ્યા છે.[૨૨] સંગ્રામમાં ઇંદ્રના જેવો પરાક્રમી, અતુલ વીર્ય તથા તેજવાળો અને લોકમાં મહાવીર એવો મહાત્મા પાંડ્ય રાજા પોતાના પુષ્કળ મહાયોદ્ધાઓની સાથે પાંડવોને સહાય કરવા આવી પહોંચ્યો છે.[૨૩] જેણે દ્રોણ પાસેથી, અર્જુન પાસેથી, શ્રીકૃષ્ણ પાસેથી, કૃપાચાર્ય પાસેથી તથા ભીષ્મ પાસેથી અસ્ત્રવિદ્યાનું અધ્યયન કર્યું છે, એમ હું સાંભળું છું અને જેને એકલાને પ્રદ્યુમ્નની બરોબરીનો કહે છે, તે સાત્યકિ પણ પાંડવોના પક્ષમાં આવી રહ્યો છે.[૨૪] વળી ચેદી દેશના તથા કરુષ દેશના રાજાઓ પણ સર્વ તૈયારી કરી એકઠા મળીને પાંડવોના પક્ષમાં આવ્યા છે. પૂર્વે રાજસૂય યજ્ઞમાં તે રાજાઓની વચ્ચે સૂર્યની પેઠે પ્રકાશનારા, ઐશ્વર્યસંપન્ન તથા તેજસ્વી જણાતા શિશુપાલને યુદ્ધમાં દુર્જય અને પૃથ્વીના ધનુર્ધારીઓમાં અતિ શ્રેષ્ઠ માનીનેજ શ્રીકૃષ્ણે ક્ષત્રિયોનો સર્વ ઉત્સાહ તોડી પાડી એકાએક બળથી મારી નાખ્યો હતો;[૨૫,૨૬] જે શિશુપાલનું કરુષરાજ વગેરે રાજાઓ માન વધારતા હતા, તેજ શિશુપાલને પાંડવોના યશને તથા માનને વધારનારા શ્રીકૃષ્ણે જોતજોતામાં

ભેદી નાખ્યો હતો.[૨૭] સુગ્રીઆદિ ઘોડાઓ જોડેલા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણને અસહ્ય માનીને તેની સામે, એક શિશુપાલસિવાય, સિંહને જોવાથી ક્ષુદ્ર મૃગોની જેવી સ્થિતિ થાય, તેવી સ્થિતિ પામેલા કયા રાજાઓ ચઢી ગયા હતા ? (કોઈએ નહિ.)[૨૮] તે વખતે કૃષ્ણનો શત્રુ શિશુપાલ, દ્વંદ્વયુદ્ધમાં પોતાનો વિજય થશે, એવી આશાથી ઝપાટાબંધ કૃષ્ણની સામે ચઢી ગયો; પરંતુ કૃષ્ણને હાથે હણાઈ પ્રાણવિનાનો થઇને વાયુએ ઉપાડી નાખેલા કરેણના વૃક્ષની પેઠે પૃથ્વીપર પડયો ![૨૯]

હે ગાવલ્ગણના પુત્ર સંજય ! આ પ્રમાણે પાંડવોને માટે શ્રીકૃષ્ણે કરેલાં જે પરાક્રમ હતાંએ મને જણાવ્યાં, તે વિષ્ણુનાં કર્મોનું સ્મરણ કરતાં મને શાંતિ વળતી નથી.[૩૦] તે વૃષ્ણિસિંહ શ્રીકૃષ્ણ જેઓના આગેવાન હોય તેઓની સામે કોઇ પણ શત્રુ કદાપિ ટક્કર ઝીલી શકે નહિ. શ્રીકૃષ્ણને તથા અર્જુનને એક રથમાં એકઠા મળેલા સાંભળીને મારૂં હૃદય ભયવડે કંપે છે.[૩૧] ઓ સંજય ! આ મારો મંદ બુદ્ધિવાળો પુત્ર દુર્યોધન તે બન્નેની સામે જો સંગ્રામમાં ન જાય, તોજ એનું ભલું થાય; નહિ તો જેમ ઇંદ્ર અને વિષ્ણુ દૈત્યસેનાને બાળી નાખે, તેમ અર્જુન અને કૃષ્ણ કૌરવોને બાળી મૂકશે.[૩૨] હું અર્જુનને ઇંદ્રસમાન માનું છું અને વૃષ્ણિવીર શ્રીકૃષ્ણ સનાતન વિષ્ણુજ છે. અજાતશત્રુ યુધિષ્ઠિર ધર્મ ઉપર પ્રીતિ રાખનારા, લજ્જાશીલ, મનસ્વી તથા તેજસ્વી છે. તેમને દુર્યોધને ઠગ્યા છે;શું તે ક્રોધ કરે તો મારા પુત્રોને બાળીને ભસ્મ કરી નાખે નહિ ? હે સૂત ! હું ક્રોધવડે પ્રદીપ્ત થયેલા ધર્મરાજાથી જેવો ડરૂં છું, તેવો અર્જુનથી, વાસુદેવથી, ભીમથી, નકુલથી તથા સહદેવથી ડરતો નથી. હું યુધિષ્ઠિરના કોપથી હમેશ ડર્યા કરૂં છું;કારણ કે તે મહાતપસ્વી છે તથા બ્રહ્મચર્યથી યુક્ત છે; માટે તેનો માનસિક સંકલ્પ સિદ્ધજ થાય.[૩૩–૩૫] હે સંજય ! હમણાં તે કોપી ઉઠયા છે, એમ જોઈને તથા તે યોગ્ય કારણથી કોપ્યા છે, એમ જાણીને હું આજે બહુ ડરી ગયો છું; માટે તું મારી પ્રેરણાથી રથમાં બેસીને તત્કાળ દ્રુપદ રાજાની છાવણીમાં જા.[૩૬] ત્યાં જઇને તું અજાતશત્રુ યુધિષ્ઠિરને કુશળ પૂછજે અને તેમની સાથે વારંવાર પ્રીતિયુક્ત વાતચીત કરજે. તેમજ હે તાત ! વીર્યવાનોમાં શ્રેષ્ઠ મહાભાગ્યશાળી શ્રીકૃષ્ણને પણ મળીને તું મારા નામથી કુશળ પૂછજે; અને કહેજે કે, ધૃતરાષ્ટ્ર પાંડવોની સાથે શાંતિની ઇચ્છા રાખે છે. હે સૂત! કુંતીપુત્ર યુધિષ્ઠિર, શ્રીકૃષ્ણનું કોઇ પણ વચન ઉથાપતા નથી, પણ તેના કહેવા પ્રમાણેજ કરે છે;[૩૮] કારણ કે શ્રીકૃષ્ણ પાંડવોને આત્માસમાન વહાલા છે,વળી તે વિદ્વાન છે અને પાંડવોના કાર્યમાં નિત્ય મચ્યા રહે છે. હે સંજય! તું ત્યાં એકઠા મળેલા પાંડવોને,સૃંજયોને, જનાર્દનને, સાત્યકિને, વિરાટને અને દ્રૌપદીના પાંચે પુત્રોને તથા બીજા સર્વને મારાં વચનથી કુશળસમાચાર પૂછજે; અને હે સંજય! ત્યાં તને જે જે કંઇ સમયોચિત તથા ભરતવંશીઓને માટે હિતકારી જણાય અને જે તેઓના ક્રોધમાં વૃદ્ધિ કરે નહિ તથા યુદ્ધને માટે કારણભૂત થાય નહિ તેવું તું રાજાઓની વચ્ચે બોલજે.”

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં " ધૃતરાષ્ટ્રસંદેશ " એ વિષયનો અધ્યાય ૨૨ મો સમાપ્ત.**

---

## અધ્યાય ૨૩ મો

### યુધિષ્ઠિરના પ્રશ્નો

**॥ वैशंपायन उवाच ॥**

**राज्ञस्तु वचनं श्रुत्वा धृतराष्ट्रस्य संजयः ॥**
**उपप्लव्यं ययौ द्रष्टुं पांडवानामितौजसः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–ધૃતરાષ્ટ્ર રાજાનું કહેવું સાંભળીને,સંજય અમાપ બળવાળા પાંડવોને મળવામાટે ઉપપ્લવ્ય નામના નગરમાં ગયો.[૧] ત્યાં તે સૂતપુત્ર, કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાની આગળ જઇને પ્રથમ તેમને પ્રણામ કરી કહેવા લાગ્યો.[૨]

ગાવલ્ગણ સૂતનો પુત્ર સંજય પ્રસન્ન થઇને અજાતશત્રુપ્રત્યે બોલ્યો કે:–" હે રાજન્ !

હું મહેંદ્રતુલ્ય પરાક્રમી એવા તમને સહાયવાળા તથા કુશળ જોઉં છું, એ મારૂં મહદ્ભાગ્ય છે.[૩] બુદ્ધિમાન અંબિકાપુત્ર વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રે પૂછાવ્યું છે કે, તમે કુશળ છો ? ભીમસેન, પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુન અને માદ્રીના બન્ને પુત્રો નકુલ તથા સહદેવ કુશળ છે?[૪] સત્ય વ્રતવાળાં, વીરપત્ની, મનસ્વિની રાજપુત્રી દ્રૌપદી પોતાના પુત્રો સાથે કુશળ છે ? તેમજ હે ભારત! જે આપ્તવર્ગના કલ્યાણને માટે તમે હાથી, રથ વગેરે ઈષ્ટ વૈભવોની ઇચ્છા કરો છો તેઓ કુશળ છે?"[૫]

યુધિષ્ઠિર બોલ્યાઃ-હે ગાવલ્ગણના પુત્ર સંજય! તું ભલે આવ્યો. અમે તને જોઈને પ્રસન્ન થયા છીએ. હે વિદ્વન્! હું તને આરોગ્યસમાચાર કહું છું કે, મારા નાના બંધુઓની સાથે હું કુશળ છું.[૬] હે સૂત! હે સંજય! લાંબે સમયે ભરતવંશી કુરુવૃદ્ધ રાજાના આ કુશળસમાચાર સાંભળીને અને તને જોઈને પ્રેમસંબંધને લીધે મેં ધૃતરાષ્ટ્ર રાજાનાં સાક્ષાત્ દર્શન કર્યાં હોય એમ હું માનું છું.[૭] હે તાત! મહાબુદ્ધિવાળા મનસ્વી અને સર્વધર્મસંપન્ન અમારા દાદા કુરુવંશી ભીષ્મ કુશળ છે? અને તેમનો અમારાપ્રત્યે પૂર્વના જેવો સ્નેહ છે?[૮] હે સૂતપુત્ર ! વિચિત્રવીર્યના પુત્ર મહાત્મા ધૃતરાષ્ટ્ર રાજા પોતાના પુત્રોની સાથે કુશળ છે? તેમજ પ્રતિપના પુત્ર વિદ્વાન મહારાજા બાલ્હીક કુશળ છે?[૯] વળી હે તાત ! સોમદત્ત, ભૂરિશ્રવા, સત્યનિષ્ઠ શલ, પુત્રસહિત દ્રોણાચાર્ય અને વિપ્ર કૃપાચાર્ય, એ સર્વ મહાધનુર્ધારીઓ કુશળ છે?[૧૦] હે સંજય! મહાબુદ્ધિવાળા તથા સર્વ શાસ્ત્રના જ્ઞાનવડે શુદ્ધ અંતઃકરણવાળા એવા આ પૃથ્વીમાં જે મહાધનુર્ધારીઓ છે, તેઓ કુરુઓનું યુદ્ધવિના કલ્યાણ થાય એવું ઈચ્છે છે?[૧૧] હે તાત! જેઓના રાજ્યમાં દેખાવડા, શીલસંપન્ન તથા મહાધનુર્ધારી દ્રોણપુત્ર અશ્વત્થામા નિવાસ કરે છે, તે કૌરવોથી એ ધનુર્ધારીઓ માન પામે છે? અને તેઓ કુશળ છે?[૧૨] હે તાત! વૈશ્યકન્યાથી ઉત્પન્ન થયેલો મહાબુદ્ધિમાન રાજપુત્ર યુયુત્સુ કુશળ છે? વળી હે તાત! અમાત્ય કર્ણ, કે જેની સલાહ પ્રમાણે મૂર્ખ દુર્યોધન ચાલે છે, તે કુશળ છે?[૧૩] હે સૂત! ભરતવંશીઓની માતાઓ, વૃદ્ધ સ્ત્રીઓ, રસોઈ કરનારીઓ, દાસની ભાર્યાઓ, વહુઓ, તેના પુત્રો, ભાણેજો, બહેનો અને દૌહિત્રાઓ, એ સર્વ નિષ્કપટ ભાવથી વર્તે છે કે?[૧૪] હે તાત! દુર્યોધન રાજા પ્રથમની પેઠેજ બ્રાહ્મણોને યથાયોગ્ય આજીવિકા આપે છે કે? હે સંજય! મેં બ્રાહ્મણોને જીવિકામાં આપેલાં ગામોને તે લઇ લેતો તો નથી ને?[૧૫] ધૃતરાષ્ટ્ર રાજા અને તેના પુત્રો બ્રાહ્મણોનો અપરાધ કરનારાને શિક્ષા કર્યાવિના જવા દેતા નથી ને? તેમજ બ્રાહ્મણોને આજીવિકાનું દાન, એ સ્વર્ગગમનનો માર્ગ છે, તેની તેઓ કદાપિ ઉપેક્ષા કરતા નથીને?[૧૬] કારણ કે બ્રહ્માએ બ્રાહ્મણોની વૃત્તિનું પરિપાલન કરવું એ ઉત્તમ લોકને આપનારૂં અને આ લોકમાં યશ આપનારૂં નિર્મ્યું છે. તેની આડે આવનારા લોભને જો ધૃતરાષ્ટ્રના મૂર્ખ પુત્રો અટકાવશે નહિ, તો કૌરવોનો સંપૂર્ણ નાશ થઈ જશે.[૧૭] પુત્રોસહિત ધૃતરાષ્ટ્ર રાજા પોતાના પ્રધાનમંડળને આજીવિકા આપવા ઇચ્છે છે કે? તે પ્રધાનો બહારથી સ્નેહભાવ દેખાડીને તથા અંદરથી દુષ્ટ હૃદય રાખીને એકઠા મળી શત્રુઓથી ભેદ પામી તેઓના આપેલા ધન ઉપર આજીવિકા કરવાની ઇચ્છા કરતા નથી ને?[૧૮] હે તાત! તે સર્વે કૌરવો, પાંડવોના સંબંધમા કંઈ ભૂંડું તો બોલતા નથી ને? તેમજ પુત્રસહિત દ્રોણાચાર્ય તથા વીર કૃપાચાર્ય અમારામાં અમુક પાપ છે એવું તો કહેતા નથી ને?[૧૯] કોઈવાર રાજ્યમાં સઘળા કૌરવો એકઠા મળીને, પુત્રોસહિત ધૃતરાષ્ટ્રને 'તમે પાંડવોની સાથે શાંતિ કરો' એમ કહે છે કે ? વળી તેઓ એકઠા મળેલા ચોરનાં ટોળાંઓને જોઇને યુદ્ધના નાયક અર્જુનનું સ્મરણ કરે છે કે ?[૨૦] તેમજ હે તાત ! ધનુર્ધારી અર્જુનના કાનસુધી ખેંચેલા ગાંડીવ ધનુષની વાંકી વળેલી દોરીમાંથી છૂટતાં, મેઘના જેવી ગર્જના કરનારાં તથા સરલ ગતિવાળાં બાણોને તેઓ સંભારે છે કે?[૨૧] મેં તો આ પૃથ્વીપર અર્જુનના

સમાન અથવા તેનાથી અધિક એવા કોઇ યોદ્ધાને જોયો નથી; કારણકે અર્જુન ઘસેલાં, તીક્ષ્ણ ધારવાળાં અને સારાં પીછાંવાળાં એકસઠ બાણો એકી વખતે ધનુષ ઉપરથી છોડે છે,એ વાત સર્વસંમત છે.[૨૨] વળી મદ ઝરતો હાથી,જેમ ઘાસવાળાં સ્થાનોમાં ઘૂમે, તેમ હાથમાં ગદા લઇને સેનામાં ઘૂમનારા અને વેગવડે શત્રુસમૂહોને કંપાવનાર ભીમસેનને તેઓ યાદ કરે છે કે ?[૨૩] માદ્રીના મહાબળવાન પુત્રે, યુદ્ધ કરવા એકઠા મળેલા કલિંગદેશના યોદ્ધાઓને ડાબા તથા જમણા હાથથી બાણપ્રહાર કરીને યુદ્ધમાં હરાવ્યા હતા, તે સહદેવનું તેઓ સ્મરણ કરે છે કે ?[૨૪] હે સંજય ! પૂર્વે તારા જોતાંજ નકુલને શિબિઓનો તથા ત્રિગર્તોનો પરાજય કરવા મોકલ્યો હતો, તે વખતે એણે આખી પશ્ચિમ દિશા જિતીને મને સ્વાધીન કરી હતી, તે આ માદ્રીપુત્રનું તેઓ સ્મરણ કરે છે કે ?[૨૫] દુષ્ટ વિચાર કરીને ઘોષયાત્રા કરવા નીકળેલા કૌરવોનો દ્વૈત વનમાં પરાજય થયો હતો, તે વખતે શત્રુને તાબે પડેલા તે મૂર્ખોને ભીમસેને તથા અર્જુને છોડાવ્યા હતા,તેને તેઓ યાદ કરે છે કે ?[૨૬] તે સમયે હું અર્જુનની પાછળ રક્ષક (પ્રેરક) હતો અને ભીમસેન માદ્રીપુત્રોનો રક્ષક હતો. આ સ્થિતિમાં ગાંડીવ ધનુષવાળો અર્જુન શત્રુના ટોળાનો પરાભવ કરીને ક્ષેમકુશળ પાછો આવ્યો હતો, એ અર્જુનનું કૌરવો સ્મરણ કરે છે કે ?[૨૭] હે સંજય ! અમે દાન, ભેદ, દંડ, એ સર્વ ઉપાયોથી ધૃતરાષ્ટ્રના પુત્રને જિતી શકીશું નહિ, તોપછી એક સામરૂપી શુભ ઉપાયથી તેને સુખેથી જિતી શકીએ નહિ એ નિશ્ચયજ છે—અર્થાત જ્યાં સામથી કામ ન થાય ત્યાં દાનાદિકનો પ્રયોગ કરવો; પણ જ્યાં દાનાદિકજ કાર્યસાધક ન થતાં હોય, ત્યાં સામમાત્ર શી રીતે કાર્યસાધક થાય ? (નજ થાય;) માટે તે કેવળ દંડથીજ વશ થાય એવો છે. ”[૨૮]

**ઇતિશ્રી મહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "યુધિષ્ઠિરપ્રશ્ન" એ વિષયનો અધ્યાય ૨૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૪ મો

## સંજયનાં વચન

**॥ संजय उवाच ॥**

**यथाऽऽत्थ मे पांडव तत्तथैव कुरूत्कुरुश्रेष्ठ जनं च पृच्छसि॥ अनामयास्तात मनस्विनस्ते कुरुश्रेष्ठान्पृच्छसि पार्थ यांस्त्वम् ॥ १ ॥**

સંજય બોલ્યો:—" હે કુરુશ્રેષ્ઠ પાંડુપુત્ર ! તમે જેમ કહો છો તે તેમજ છે. હે પૃથાપુત્ર તાત ! તમે કૌરવો, લોકો અને બીજા કુરુકુળના જે શ્રેષ્ઠપુરુષોના સંબંધમાં કુશળ પૂછ્યું, તે સર્વે મનસ્વીઓ કુશળ છે.[૧] હે પાંડુપુત્ર ! દુર્યોધનની પાસે પુખ્ત વયના સજ્જનો પણ છે, તેમજ પાપીઓ પણ છે, એમ તમે જાણો. દુર્યોધન પોતાના શત્રુઓને પણ આજીવિકા આપે તેવો છે,તો તે બ્રાહ્મણોને આપેલી આજીવિકાનો લોપ શામાટે કરે ?[૨] ધૃતરાષ્ટ્રના પુત્રોએ પૂર્વે તમારો દ્રોહ કર્યો હતો, છતાં તમે તેઓનો અપકાર કર્યો નથી;ત્યારે હમણાં જાણે તમે દ્રોહ કરનારા હો તેમ, તેઓનાપ્રત્યે ક્રૂરતા ધારણ કરો, એ સારૂં ગણાય નહિ. તમે પોતે શ્રેષ્ઠ વર્તનવાળા છો, છતાં દુષ્ટ ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રો તમારો દ્વેષ કરશે, તો મિત્રદ્રોહનું પાપ તેઓ ભોગવશે ![૩] હે અજાતશત્રુ ! ખરી રીતે તો વૃદ્ધ ધૃતરાષ્ટ્ર પુત્રોના કાર્યમાં સંમતિ આપતો નથી, બહુ સંતાપ કરે છે અને અંતઃકરણમાં શોક કરે છે; તેમજ તે બ્રાહ્મણોનો સમાગમ કરીને, મિત્રદ્રોહ એ સર્વ પાપો કરતાં મોટું પાપ છે, એમ સાંભળે પણ છે.[૪] હે નરદેવ ! કૌરવો યુદ્ધસંબંધી વાત નીકળતાં તમને અને યોદ્ધાઓના નાયક અર્જુનને સંભારે છે; તથા દુંદુભિ અને શંખોના પ્રચંડ શબ્દ થતાં ગદાધારી ભીમસેનને પણ સંભારે છે.[૫] વળી યોદ્ધાઓની ગર્જનાવાળા સંગ્રામમાં સર્વ દિશામાં ઘુમતા, સેના ઉપર સતત બાણની વૃષ્ટિનો વરસાદ વર્ષાવતા અને યુદ્ધમાં દુઃખવડે ડગાવી શકાય એવા મહારથી માદ્રીપુત્રોનું પણ સ્મરણ કરે છે.[૬] હે પાંડવરાજ ! તમે સર્વ-

ધર્મસંપન્ન છો, છતાં તમારે અસહ્ય સંકટો વેઠવાં પડયાં; એ ઉપરથી હું માનું છું કે, કોઇપણ પુરુષનું ભવિષ્ય જ્યાંસુધી આવ્યું ન હોય, ત્યાંસુધી કોઈના જાણવામાં આવી શકતું નથી, હે અજાતશત્રુ ! તમે વારંવાર કષ્ટ પડવાથી ઘડાયા છો; માટે તમેજ પોતાની બુદ્ધિથી કૌરવોની સાથે સંધિ કરો.[૭] જો કે પાંડુના સર્વ પુત્રો ઇંદ્રના જેવા પરાક્રમી છે,છતાં તેઓ ભોગેચ્છાથી ધર્મનો ત્યાગ કરશે નહિ, માટે હે અજાતશત્રુ ! તમેજ પોતાની વિવેકબુદ્ધિવડે સમાધાન કરો, એટલે ધૃતરાષ્ટ્રના પુત્રો, પાંડવો, સૃંજયો અને બીજા જે રાજાઓ એકઠા થયા હોય તે સર્વે સુખી થાય. હે અજાતશત્રુ! તમારા પિતા ધૃતરાષ્ટ્રે તમને કહેવા જે સંદેશો મને રાત્રે કહ્યો છે, તે તમે અમાત્યો તથા પુત્રોની સાથે એકઠા બેસીને મારા મુખથી સાંભળો."[૧૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "સંજયવાકય" એ વિષયનો અધ્યાય ૨૪ મો સમાપ્ત.

## અધ્યાય ૨૫ મો

### સંજયે ધૃતરાષ્ટ્રનો સંદેશો કહ્યો.

॥ युधिष्ठिर उवाच ॥

**समागताः पांडवाः सृंजयाश्च जनार्दनो युयुधानो विराटः ॥ यत्ते वाक्यं धृतराष्ट्रानुशिष्टं गावल्गणे ब्रूहि तत्सूतपुत्र ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે ગાવલ્ગણ સૂતના પુત્ર સંજય ! અહીં પાંડવો, સૃંજયો, શ્રીકૃષ્ણ, સાત્યકિ, વિરાટ–એ સર્વ એકઠા થયા છે, માટે ધૃતરાષ્ટ્રે તને જે સંદેશો કહ્યો હોય તે તું કહે.[૧]"

સંજય બોલ્યોઃ–"હું કૌરવોના કલ્યાણની ઇચ્છાથી જે વાણી કહું છું, તે મારી વાણીને યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, માદ્રીના બન્ને પુત્રો, શૂરસેનના પૌત્ર શ્રીકૃષ્ણ, સાત્યકિ, ચેકિતાન, વિરાટ, પંચાલના અધિપતિ વૃદ્ધ દ્રુપદ, પાર્ષત ધૃષ્ટદ્યુમ્ન અને દ્રૌપદી, એ સર્વે સાંભળો. હું સર્વને સાંભળવા આમંત્રણ કરૂં છું.[૨,૩] ધૃતરાષ્ટ્ર રાજા સલાહશાંતિને અભિનંદન આપે છે અને તેથીજ તેમણે ઉતાવળથી રથ જોડાવી મને અહીં મોકલ્યો છે; માટે ભાઇઓ, પુત્રો અને સ્વજનોની સાથે ધૃતરાષ્ટ્ર રાજાએ જે સંદેશ મોકલ્યો છે,તે પાંડવોને રુચિકર થાઓ અને તેથી શાંતિ થાઓ.[૪] હે પૃથાપુત્રો ! તમે સર્વધર્મથી સંપન્ન છો, આકૃતિ, કૃપા અને સરળતાથી યુક્ત છો, ઉત્તમ કુળમાં જન્મ્યા છો, ક્રૂરતારહિત છો, ઉદાર છો, લજ્જાશીલ છો અને કર્મના નિશ્ચયને જાણનારા છો.[૫] હે ભયંકર સેનાવાળા પાંડવો! તમારી સાધુતાજ એવી છે કે, તમારે હાથે હિંસાવાળું કર્મ થવું યોગ્ય નથી. જો તમારામાં પાપ હોય તો તે શ્વેત વસ્ત્રમાં કાજળનાં ટપકાંની પેઠે તુરતજ જણાઇ આવે, પણ તે નથી.[૬] જે કર્મમાં સર્વ શૂન્ય કરી નાખનારો મહાન ક્ષય, સંપૂર્ણ પાપનો ઉદય, પરિણામે નરક અને તેથી જય પણ પરાજય જેવોજ હોય તેવાં (યુદ્ધરૂપી) કર્મને કયો જાણકાર પુરુષ કદાપિ કરવા તૈયાર થાય?[૭] જેઓએ પોતાના સંબંધીઓનાં (ઘોષયાત્રામાં દુર્યોધનાદિને ગંધર્વોથી મુક્ત કરવા વગેરે) કાર્યો કર્યાં છે, તેઓ ધન્ય છે અને તેઓજ પુત્રો, સ્નેહીઓ તથા બાંધવો છે. તેવાઓ જો નિંદાભરેલું જીવન ન સ્વીકારે તો ખરેખર,કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓ વૈભવજ ભોગવે;[૮]પરંતુ હે પાંડવો! તેજ તમે જો નિશ્ચયપૂર્વક સર્વ કૌરવોને શત્રુ ગણીને તેઓનો સંહાર કરી જીવિત ભોગવો, તો જ્ઞાતિવધ કરવાથી તમારૂં તે જીવિત મરણસમાનજ થઇ પડે.[૯] ઇંદ્રસહિત દેવોની સહાય મેળવીને પણ કયો પુરુષ શ્રીકૃષ્ણ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિના બાહુઓથી રક્ષણ કરાયલા તમને જિતવા માટે સમર્થ થાય?[૧૦] તેમજ રણમાં દ્રોણ, ભીષ્મ, અશ્વત્થામા, શલ્ય, કૃપ, કર્ણ તથા બીજા રાજાઓથી રક્ષણ કરાતા કૌરવોને પણ જિતવા કયો પુરુષ હિંમત કરે?[૧૧] ક્ષીણ ન થતાં કયો પુરુષ દુર્યોધન રાજાના મોટા સૈન્યને હણવા સમર્થ થાય? એ ઉપરથી મને તો જય અથવા પરાજયમાં જરા પણ કલ્યાણ જોવામાં આવતું નથી.[૧૨]

પાંડવો હલકા કુળમાં જન્મેલા નીચ લોકોની પેઠે, એવું ધર્મ તથા અર્થથી વિરુદ્ધ કામ કરશેજ કેમ? (નહિ કરે;) તથાપિ હું શ્રીકૃષ્ણને તથા પાંચાલોના અધિપતિ વૃદ્ધ દ્રુપદ રાજાને બે હાથ જોડી, પ્રણામ કરીને તથા પ્રસન્ન કરીને શરણે જાઉં છું અને પૂછું છું કે, કૌરવોનું અને સંજયોનું કલ્યાણ કેવી રીતે થાય? શ્રીકૃષ્ણ અથવા અર્જુન પોતાના બોલેલા વચનમાં કદાપિ જરાપણ ફેરફાર કરે તેવા નથી.[૧૪] તેઓ યાચના કરી હોય તો પોતાના પ્રાણ પણ આપે તેવા છે, તો પછી બીજી વસ્તુ આપે એમાં કહેવુંજ શું? હે વિદ્વન્! આ હું જે કંઇ બોલ્યો છું, તે તમારા સંધિકાર્યની સિદ્ધિને માટે બોલ્યો છું. કૌરવ-પાંડવોની વચ્ચે ઉત્તમ શાંતિ થાય, એજ ભીષ્મ વગેરેનો તથા ધૃતરાષ્ટ્ર રાજાનો મત છે."[૧૫]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૫ મો સમાપ્ત.

# અધ્યાય ૨૬ મો

## યુધિષ્ઠિરનું ભાષણ

॥ युधिष्ठिर उवाच ॥

कां नु वाचं संजय मे शृणोषि युद्धैषिणीं येन युद्धाद्बिभेषि ॥ अयुद्धं वै तात युद्धाद्गरीयः कस्तल्लब्ध्वा जातु युद्ध्येत सूत ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યાઃ–"હે સંજય! તું યુદ્ધની ઇચ્છાવાળી મારી કયીવાણી સાંભળે છે, કે જેથી તું યુદ્ધથી ભય પામે છે? હે તાત! ખરેખર, યુદ્ધ કરવા કરતાં યુદ્ધ ન કરવું એ શ્રેષ્ઠ છે; ત્યારે હે સૂત! યુદ્ધવિના અર્થસિદ્ધિ થતી હોય તો કયો પુરુષ યુદ્ધ કરવા કદી પણ તૈયાર થાય?[૧] હે સંજય! પુરુષ મનમાં જે જે સંકલ્પો કરે, તે તે સંકલ્પો કર્મ કર્યાવિના જો સિદ્ધ થતા હોય, તો કોઈ પણ કર્મ કરે નહિ એ હું જાણું છું. વળી યુદ્ધ કર્યાવિના જે થોડો લાભ મળતો હોય, તે પણ ઘણો ગણાય, એ પણ હું જાણું છું.[૨] કોઇપણ પુરુષ જાણીજોઇને શામાટે યુદ્ધની ઇચ્છા કરે? કયો એવો દેવોનો શાપ પામેલો પુરુષ યુદ્ધને માગી લે? પાંડવો સુખની ઇચ્છાવાળા છે, કર્મ કરે છે, પણ જે કર્મ ધર્મયુક્ત હોય અને લોકનું હિતકારી હોય, તેજ કર્મ કરે છે;[૩] કારણકે તેઓ જેના સેવનથી ધર્મનો ઉદય થાય, તેવાજ સુખની ઇચ્છાવાળા છે; અને જાણે છે કે, ખરી રીતે સર્વ કર્મ કષ્ટથી સાધી શકાય છે, માટે તે દુઃખરૂપજ છે. ઇંદ્રિયોનાં સુખની પાછળ લાગેલા જીવોજ માત્ર કોઈપણ રીતે સુખ મેળવવું અને દુઃખ મટાડવું એવી ઇચ્છાવાળા હોય છે. તેવી ઇચ્છાવાળા પાંડવો નથી.[૪] વિષયોનું ચિંતન મનુષ્યના શરીરને પીડા કરે છે, પણ તેનું ચિંતન ન કરનારાને દુઃખ થતું નથી. પ્રદીપ્ત થયેલા અગ્નિમાં લાકડાં નાખવાથી જેમ અગ્નિનું બળ અધિક વૃદ્ધિ પામે છે,[૫] તેમજ ઇચ્છિત વિષયોની જેમ જેમ પ્રાપ્તિ થતી જાય, તેમ તેમ તે ઇચ્છા શાંત ન થતાં ઘીવડે વધનારા અગ્નિની પેઠે વૃદ્ધિ પામ્યા કરે છે. હે સંજય! અમારી સાથે એકસો ને પાંચ પુત્રવાળા ધૃતરાષ્ટ્ર રાજાના મહાન વૈભવસમુદાય તરફ તું દૃષ્ટિ કર! એજ એનું ઉદાહરણ; અર્થાત એટલો મોટો વૈભવ હોવા છતાં તે સર્વ વૈભવ પોતાનેજ મળે, એવી ઇચ્છાથી તેણે અમને રાજ્યથી દૂર કર્યા તોપણ તે ભોગથી હજી તેને તૃપ્તિ થતી નથી.[૬] બાકી તે મહાપુણ્યવાન ખરા; કારણકે શત્રુઓની સાથે વિરોધ કરીને પોતાની ચઢતી કરવી. એ પુણ્યવાનનેજ સાધ્ય થાય છે. પુણ્યવાન ગાયનના શબ્દો સાંભળે છે, પુણ્યવાન પુષ્પના ગંધોને સેવે છે, પુણ્યવાન અંગરાગોનો ઉપભોગ કરે છે અને પુણ્યવાનજ કિંમતી વસ્ત્રો ઓઢે છે. તેઓ જો પુણ્યવાન ન હોત તો અમને કેવીરીતે કુરુઓથી દૂર કરત? જો કે એ પ્રમાણે છે, છતાં આવી વિષયેચ્છા અજ્ઞાનીનેજ બહુધા હોય છે અને તે શરીરના હૃદયને ખિન્ન કરી નાખે છે.[૭,૮] દુર્યોધન રાજા પોતે સંકટમાં પડતાં બીજા કર્ણાદિકના સામર્થ્યની ઇચ્છા રાખે છે અને પોતાનું જેવું આચરણ જુએ છે, તેવુંજ બીજાઓનું પણ માને છે, તે સારૂં નથી.[૯] વસંત ઋતુના

મધ્યાહ્‌ન સમયે પુષ્કળ ઘાસવાળાં ગહન વનમાં પોતાની પાસે રહેલો અગ્નિ ફેંકીને પછી વાયુને લીધે વિશેષ વૃદ્ધિ પામેલા તે અગ્નિને જોઇ તેમાંથી ક્ષેમકુશળ છૂટવાની ઇચ્છાવડે જેમ કોઇ મનુષ્ય શોક કરે,તેમ તારો રાજા શોક કરે છે.[૧૦] હે સંજય ! ધૃતરાષ્ટ્ર રાજાને ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે,છતાં તે રડે છે એનું કારણ શું? તે એજ કે,દુષ્ટ બુદ્ધિવાળો,કુટિલતાપરાયણ મંદભાગી,મૂર્ખ અને સારા મંત્રીવિનાના પુત્ર દુર્યોધનને તે વળગી રહ્યા છે.[૧૧]દુર્યોધન,યથાર્થ વક્તાઓમાં શ્રેષ્ઠ એવા વિદુરનાં વચનની,અયથાર્થ વક્તાનાં વચનની પેઠે અવગણના કરીને અધર્મનો આશ્રય કરે છે અને પુત્રનું પ્રિય ઇચ્છનારા ધૃતરાષ્ટ્ર રાજા પણ જાણતાં છતાં અધર્મમાંજ પ્રવેશ કરે છે.[૧૨] અરે,ધૃતરાષ્ટ્ર રાજાએ પુત્રના લોભને લીધે બુદ્ધિમાન, કુરુકુલના હિતચિંતક, વિદ્વાન, વક્તા અને શીલસંપન્ન એવા વિદુરનો પણ કુરુવંશીઓના હિતને માટે આદર કર્યો નહિ![૧૩] અને હે સંજય ! બીજાનું માન કરનારા, પોતાના માનની ઇચ્છાવાળા, ઈર્ષ્યાખોર, ક્રોધી, ધર્મ તથા અર્થનું ઉલ્લંઘન કરનારા, દુષ્ટ ભાષણ કરનારા, ક્રોધાધીન કર્ણ વગેરેને અનુસરનારા, વિષયલંપટ, પાપીઓથી પૂજાતા, શિક્ષણને માટે અપાત્ર, અભાગી, દીર્ઘદ્વેષી, મિત્રદ્રોહી અને પાપબુદ્ધિવાળા પુત્રનું પ્રિય કરવાની ઇચ્છાથી ધૃતરાષ્ટ્ર રાજાએ જાણવા છતાં ધર્મનો તથા કામનો ત્યાગ કર્યો છે. [૧૪,૧૫] સંજય ! હું દ્યૂત રમતો હતો તે વખતે વિદુર વિદ્વત્તાભરેલાં વચનો કહેવા લાગ્યા; પરંતુ તે ધતરાષ્ટ્રના પુત્રથી પ્રશંસા પામ્યાં નહિ, ત્યારથીજ મારા મનમાં નિશ્ચય થયો કે, હવે કૌરવોના ક્ષયનો કાળ આવી પહોંચ્યો છે.[૧૬] હે સૂત ! કૌરવો જ્યાંસુધી વિદુરની બુદ્ધિ પ્રમાણે ચાલ્યા, ત્યાંસુધી તેઓના રાષ્ટ્રની વૃદ્ધિ થઈ; પરંતુ જ્યારથી તેઓ વિદુરની બુદ્ધિને અનુસર્યા નહિ, ત્યારથી તેઓને અડચણો આવવા લાગી.[૧૭] હે સૂત ! ધનના લોભી દુર્યોધનના હમણાં કયા મંત્રીઓ છે, તે હું કહું છું, સાંભળ. દુઃશાસન શકુનિ અને સૂતપુત્ર કર્ણ. હે સંજય ! એ દુર્યોધનની મહામૂર્ખતા તરફ તું દૃષ્ટિ કર ![૧૮] આ સ્થિતિનો વિચાર કરતાં કુરુઓ અને સૃંજયોનું કેવી રીતે કલ્યાણ થાય, તે ઉપાય મને સૂઝતો નથી. ધૃતરાષ્ટ્રે બીજાઓનું ઐશ્વર્ય લઇ લીધું છે, દીર્ઘદૃષ્ટિવાળા વિદુરને કાઢી મૂકયા છે, તે તથા તેનો પુત્ર પૃથ્વીપર શત્રુરહિત મહારાજ્યની ઇચ્છા રાખે છે અને હું વનમાં ગયો એટલે તે મારી સંપત્તિને પણ પોતાનીજ માનવા લાગ્યો છે,તેવા લોભીને શુદ્ધ સલાહ કરવાની વૃત્તિ હોય, એ મને અસંભવિત લાગે છે.[૨૦] કર્ણ માને છે કે, હું યુદ્ધમાં આયુધધારી અર્જુનને જિતી શકીશ પરંતુ એ તેની ભ્રાંતિ છે, કારણ કે પૂર્વે મોટાં મોટાં યુદ્ધો થયાં હતાં, તે યુદ્ધોમાં કર્ણે કેમ કૌરવોનો બચાવ કર્યો ન હતો?[૨૧] અર્જુનના જેવો બીજો ધનુર્ધારી નથી, એ વાત કર્ણ જાણે છે અને દુર્યોધન, દ્રોણ, ભીષ્મ પિતામહ અને બીજા ત્યાં રહેનારા કૌરવો પણ જાણે છે;[૨૨] તેમજ શત્રુઓનું દમન કરનારો અર્જુન હયાત હોવા છતાં દુર્યોધનને પાંડવોનું રાજ્ય કેવી રીતે મળ્યું, એ વાત પણ સઘળા કુરુઓ તથા બીજા એકઠા મળેલા રાજાઓ જાણે છે.[૨૩] આમ છતાં દુર્યોધન, ચાર હાથ લાંબાં ધનુષને ધારણ કરનારા અને ધનુર્વિદ્યામાં કુશળ અર્જુનની સાથે રાજ્યના કારણથી સંગ્રામ કરીને, પાંડવોની રાજ્ય ઉપરની સત્તાને હરણ કરવા શકય માને છે, એ કેટલું આશ્ચર્ય ?[૨૪] યુદ્ધમાં ગાંડીવ ધનુષનો ટંકારવ સાંભળ્યો નથી, ત્યાંસુધીજ ધૃતરાષ્ટ્રના પુત્રો જીવે છે અને ક્રોધ પામેલા ભીમસેનને જોયો નથી, ત્યાંસુધીજ દુર્યોધન પણ પોતાનો અર્થ સિદ્ધ થયેલો માને છે.[૨૫] હે તાત ! ભીમસેન, અર્જુન, નકુલ અને સહનશીલ વીર સહદેવ જીવે છે, ત્યાંસુધી ઇંદ્ર પણ અમારૂં ઐશ્વર્ય હરણ કરવા ઉત્સાહ રાખે તેમ નથી;[૨૬] માટે હે સૂત ! રાજ્ય નહિ આપીએ તો અમારો નાશ થશે, એવી બુદ્ધિ જો પુત્રસહિત વૃદ્ધ રાજાને પ્રાપ્ત થાય તો હે સંજય ! રણમાં ધતરાષ્ટ્રના પુત્રો પાંડવોના કોપથી બળી જઇને નાશ પામશે નહિ.[૨૭] હે સંજય ! અમને કેવાં દુઃખો પડયાં છે, તે તું જાણે

છે; તેમજ પૂર્વે કૌરવો અમારી સાથે કેવી રીતે વર્તતા હતા અને તે વખતે અમે તેઓની સાથે કેવી રીતે વર્તતા હતા, તે પણ તું જાણે છે; પરંતુ હું તારૂં માન રાખીનેજ ક્ષમા રાખું છું;[28] અને હજી પણ હું પૂર્વે વર્તતો હતો તે પ્રમાણેજ વર્તીશ તથા તું કહે છે તેમ શાંતિ ધારણ કરીશ; પણ ભરતકુલશ્રેષ્ઠ દુર્યોધન મને મારૂંજ રાજ્ય આપે અને તે ઇંદ્રપ્રસ્થમાં પાછું ચાલુ થાય ત્યારેજ !"

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "યુધિષ્ઠિરવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૬ મો સમાપ્ત.

# અધ્યાય ૨૭ મો

## સંજયનાં વાક્યો

॥ संजय उवाच ॥

**धर्मनित्या पांडव ते विचेष्टा लोके श्रुता दृश्यते चापि पार्थ ॥ महाश्रवं जीवितं चाप्यनित्यं संपश्य त्वं पांडव मा व्यनीनशः॥१॥**

સંજય બોલ્યોઃ—હે પૃથાપુત્ર પાંડવ! તમારૂં કોઇ પણ આચરણ નિત્ય ધર્મને અનુસરીને હોય છે, એવું લોકમાં સાંભળવામાં અને જોવામાં આવે છે. હે પાંડુપુત્ર! મહાકીર્તિવાળું જીવિત પણ અનિત્ય હોય છે, તે તરફ તમે દૃષ્ટિ કરો અને ક્રોધવડે ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ ન કરો.[1] હે અજાતશત્રુ! કૌરવો જો તમને યુદ્ધ કર્યાવિના રાજ્યનો ભાગ આપે નહિ, તો તમારે અંધક અને વૃષ્ણિઓના રાજ્યમાં ભિક્ષા માગીને નિર્વાહ કરવો એ કલ્યાણકારક છે, પણ યુદ્ધ કરીને રાજ્ય મેળવવું એ કલ્યાણકારક નથી, એમ હું માનું છું;[2] કારણકે મનુષ્યનું જીવિત અલ્પ કાળનું, નિત્ય ક્ષય પામનારૂં, દુઃખથી ભરેલું અને ચંચળ છે. વળી યુદ્ધ કરીને રાજ્ય મેળવવું એ તમારા જેવાની કીર્તિને પણ યોગ્ય નથી; માટે હે પાંડુપુત્ર! તમે યુદ્ધરૂપી પાપ કરશો નહિ.[3] હે નરેંદ્ર! ધર્મને વિઘ્ન કરવામાં મૂળરૂપ વિષયેચ્છાઓ મનુષ્યને વળગે છે; પરંતુ બુદ્ધિમાન પુરુષ પ્રથમથીજ તેનો નાશ કરે છે અને લોકમાં નિર્દોષ પ્રશંસા પામે છે.[4] હે પૃથાપુત્ર! આ લોકમાં ધનની તૃષ્ણા બંધન કરનારી છે અને તેની ઇચ્છા કરનારાનો ધર્મ બંધાઇ જાય છે; માટે જે મનુષ્ય તે તૃષ્ણાનો ત્યાગ કરીને ધર્મનોજ સ્વીકાર કરે છે તેજ જ્ઞાની છે; અને કામનાની સ્પૃહાવાળો મનુષ્ય તો અર્થસંબંધથી પણ ભ્રષ્ટ થાય છે.[5] હે તાત! જે મનુષ્ય અર્થ, કામ વગેરે કર્મોમાં ધર્મનેજ મુખ્ય ગણી તેનો સ્વીકાર કરે છે, તે મનુષ્ય મહાપ્રતાપી સૂર્યની પેઠે ઝળકી રહે છે; અને ધર્મથી રહિત પાપબુદ્ધિવાળો પુરુષ આ આખી પૃથ્વીનું રાજ્ય મેળવીને પણ દુઃખી થાય છે.[6] તમે વેદાધ્યયન કર્યું છે, બ્રહ્મચર્ય પાળ્યું છે, યજ્ઞોથી ઈશ્વરનું યજન કર્યું છે અને બ્રાહ્મણોને દાનો આપ્યાં છે; એટલુંજ નહિ પણ પરલોકને માનનારા એવા તમે તે લોકનાં સુખોને માટે અનેક વર્ષોપર્યંત આત્માર્પણ કર્યું છે.[7] જે મનુષ્ય વૈભવોને તથા પ્રિય સ્ત્રીપુત્રાદિકનેજ હમેશાં સેવ્યા કરે છે, પરંતુ ચિત્તવૃત્તિના નિરોધરૂપી યોગાભ્યાસમાં ઉપયોગી એવાં આસન, પ્રાણાયામ વગેરે કર્મો કરતો નથી, તે મનુષ્ય ધનનો ક્ષય થઇ જતાં સુખરહિત થાય છે અને કામનાના વેગથી સારી પેઠે વીંધાઇને દુઃખમાં આળોટયા કરે છે.[8] એ પ્રમાણેજ જે મૂઢ મનુષ્ય આત્માનું ચિંતન કરતો નથી અને ધર્મનો ત્યાગ કરીને અધર્મનો સંચય કરે છે, તે પરલોક ઉપર શ્રદ્ધા ન રાખનારો મૂર્ખ, દેહત્યાગ પછી પરલોકમાં જઇને સંતાપ પામે છે.[9] આ લોકમાં કરેલાં પુણ્યકર્મોનો અથવા પાપકર્મોનો, ફળ આપ્યાવિના પરલોકમાં વિનાશ થતો નથી. પુણ્ય તથા પાપ કર્તાની આગળ જાય છે અને કર્તા તેની પાછળ જાય છે.[10] તમે ઉત્તમ દક્ષિણાવાળા વૈદિક યજ્ઞોમાં ન્યાયવડે મેળવેલું, શ્રદ્ધાવડે પવિત્ર અને સુગંધ તથા રસયુક્ત ભોજનાદિનું દાન બ્રાહ્મણોને આપ્યું છે. એ પ્રમાણેનું તમારૂં કર્મ વિખ્યાત છે.[11] હે પૃથાપુત્ર! આ લોકમાંજ ધર્માદિ કાર્યો કરાય છે, પરંતુ મરણ પછી પરલોકમાં કંઈ પણ કાર્ય કરાતું નથી. તમે તો પરલો-

કમાં ઉપયોગી તથા સજ્જનોએ અત્યંત વખાણેલાં એવાં મહાન પુણ્યકર્મો કર્યાં છે.[૧૨] પરલોકમાં ગયા પછી પ્રાણીને ત્યાં મૃત્યુ નથી, વૃદ્ધાવસ્થા નથી, ભય નથી, ક્ષુધા તથા તૃષા નથી અને માનસિક દુઃખો પણ નથી; માત્ર ત્યાં ઇંદ્રિયોને તૃપ્ત કરવાસિવાય બીજું કંઈ પણ કર્તવ્ય હોતું નથી.[૧૩] એ પ્રમાણે ઇંદ્રિયોને માત્ર પ્રીતિ આપનારૂં તથા ક્ષય પામનારૂં કર્મનું ફળ છે; માટે આ લોકમાં કર્મ કરતાં કામનાવડે પરલોકનાં ફળની ઇચ્છા કરવી નહિ. હે નરેંદ્ર ! તમે પણ સકામ કર્મ કરીને ક્રોધથી પ્રાપ્ત થનારા નરકલોકમાં અને હર્ષથી પ્રાપ્ત થનારા સ્વર્ગલોકમાં નહિ જાઓ; પરંતુ નિષ્કામ કર્મ કરીને મોક્ષ સંપાદન કરો. ( અર્થાત્ કર્મનાં ફળનો ત્યાગ કરીને ઉત્તમ વૈરાગ્યસંપન્ન થઇ, મોક્ષને માટે યોગાભ્યાસજ કરો; બંધુઓના નાશથી પ્રાપ્ત થનારા રાજ્યનું શું પ્રયોજન છે ?)[૧૪] તમે જ્ઞાનવડે કર્મનો નાશ કરીને કૃતાર્થ થતાં પણ સત્ય, દમ, સરળતા અને દયાનો ત્યાગ કરો નહિ; અશ્વમેધ, રાજસૂય તથા બીજા યજ્ઞો કરતા રહો અને પાપકર્મની સમીપમાં પણ પાછા ન જાઓ.[૧૫] હે પાંડવો! હે પાર્થો ! તમે જો દ્વેષવડે આવું ગોત્રવધરૂપી પાપકર્મ પહેલાંથીજ કરવાના હોત, તો તમે જે આ ઘણાં વર્ષસુધી વનમાં દુઃખથી વાસ કર્યો તે ધર્મજ ગણાય. (અર્થાત્ રાજ્યને માટે સર્વ લોકનો નાશ કરવા ઇચ્છતા એવા તમને દુર્યોધને જે વનવાસને માટે મોકલ્યા તે ધર્મ થયોજ ગણાય; કારણ કે તેટલો સમય લોકનો નાશ થતો અટકી ગયો.)[૧૬] બાકી તમે વનમાં જતી વખતેજ રાજ્યાદિકને બળથી પોતાના કબજામાં રાખી વનમાં ન ગયા હોત તો ચાલત; કારણ કે આ સૈન્ય પ્રથમ પણ તમારે આધીનજ હતું તથા મંત્રીઓ નિત્ય વશ હતા; તેમજ શ્રીકૃષ્ણ, વીર સાત્યકિ, પુત્રોસહિત રુકમરથ, શત્રુને પ્રહાર કરનારા પુત્રોસહિત મત્સ્યરાજ વિરાટ અને તમે પૂર્વે જીતેલા સઘળા રાજાઓ, એ સર્વે તમારાજ પક્ષનો આશ્રય કરત;[૧૮] એટલે મહાસહાયવાળા, પ્રતાપી સૈન્યમાં રહેલા તથા વાસુદેવે અને અર્જુને જેને માન્ય ગણેલા છે એવા તમે રંગમંડપમાંજ મુખ્ય મુખ્ય શત્રુઓનો નાશ કરીને દુર્યોધનનો ગર્વ ઉતારી શકત.[૧૯] હે પાંડુપુત્ર ! તે સમયે તમે કંઈ ન કરતાં, શત્રુઓનું બળ વધવા દઇને તથા પોતાના સહાયકો ઘટાડીને અને તેર વર્ષ વનવાસ વેઠીને હવે સમય ગયા પછી શામાટે યુદ્ધ કરવાની ઇચ્છા કરો છો?[૨૦] હે પાંડવ! યુદ્ધ કરીને કદાચ અધર્મવેત્તા અથવા મૂઢ મનુષ્ય પણ સમૃદ્ધિ મેળવે છે અને બુદ્ધિશાળી અથવા ધર્મવેત્તા મનુષ્ય યુદ્ધ ન કરતાં બેસી રહે તોપણ તે દૈવયોગે ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે–અર્થાત્ જય અને પરાજય અનિશ્ચિત છે, માટે શાંત રહેવું યોગ્ય છે.[૨૧] હે પૃથાપુત્ર ! તમારી બુદ્ધિ અધર્મમાં પ્રવૃત્તિ કરતી નથી તથા તમે પૂર્વે પણ ક્રોધને લીધે પાપકર્મ કર્યું નથી, છતાં શા કારણથી હમણાં તમારી બુદ્ધિથી વિરુદ્ધ એવું આ હિંસાવાળું કર્મ કરવા ઇચ્છો છો, તે કહો.[૨૨] હે મહારાજ ! ક્રોધ એ વ્યાધિવિના મોં કડવું કરનારો, માથામાં વેદના ઉત્પન્ન કરનારો, યશનું હરણ કરનારો અને પાપફળને ઉદય પમાડનારો છે. સજ્જનો એને પી જાય છે, પણ દુર્જનો એને પી શકતા નથી; માટે તમે તેવા ક્રોધનો ઘુંટડો ઉતારી જઇને શાંત થાઓ.[૨૩] કયો પુરુષ પાપના કારણરૂપ એવા તે ક્રોધની ઇચ્છા કરે ? તમારે તો ક્ષમા રાખવી એજ શ્રેષ્ઠ છે, પણ ભોગની તૃષ્ણા રાખવી શ્રેષ્ઠ નથી; કારણ કે તે મેળવવા જતાં તેમાં શાંતનુના પુત્ર ભીષ્મ માર્યા જશે, પુત્રસહિત દ્રોણ માર્યા જશે; કૃપાચાર્ય, શલ્ય, ભૂરિશ્રવા, વિકર્ણ, વિવિંશતિ, કર્ણ અને દુર્યોધન એ સર્વનો વિનાશ થશે. હે પાર્થ ! આ સર્વને માર્યા પછી જે સુખ મળવાનું છે તે કેવા પ્રકારનું છે, તે તમે મને કહો ![૨૫] હે રાજા! તમે આ સાગરપર્યંતની પૃથ્વી મેળવીને પણ વૃદ્ધાવસ્થા, મૃત્યુ, પ્રિય, અપ્રિય, સુખ તથા દુઃખનો ત્યાગ કરી શકવાના નથી; માટે એ પ્રમાણે જાણીને તમે યુદ્ધ કરશો નહિ.[૨૬] કદાચ તમે અમાત્યોની ઇચ્છા પૂર્ણ કરવા એ

પ્રકારનું કર્મ કરવા ઇચ્છતા હો, તો એ કામ તેઓનેજ સોંપી દઇને તમે દૂર થઇ જાઓ; પરંતુ આવું ગોત્રદ્રોહરૂપી પાપ કર્મ કરીને, અર્ચિરાદિ-દેવમાર્ગથી ભ્રષ્ટ થાઓ નહિ."૨૭

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાનપર્વમાં "સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૭ મો સમાપ્ત.

## અધ્યાય ૨૮ મો

### યુધિષ્ઠિરનાં વાક્યો

॥ युधिष्ठिर उवाच ॥

**असंशयं संजय सत्यमेतद्धर्मो वरः कर्मणां यत्त्वमात्थ । ज्ञात्वा तु मां संजय गर्हयेस्त्वं यदि धर्मं यद्यधर्मं चरेयम् ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યાઃ-"હે સંજય! તું જે કહે છે કે, સર્વ કર્મ કરતાં ધર્મ શ્રેષ્ઠ છે, એ વાત નિઃસંશય સત્ય છે. હે સંજય! હું ધર્મથી વર્તું છું કે અધર્મથી વર્તું છું, તેની પરીક્ષા કર્યાપછી મારામાં જો અધર્માચરણ જોવામાં આવે તો તું મારી નિંદા કર.[1] ધર્મનું યથાર્થ સ્વરૂપ જાણવું કઠિન છે, કારણ કે કેટલેક ઠેકાણે અધર્મ ધર્મનાં રૂપો ધારણ કરે છે, કેટલેક ઠેકાણે સંપૂર્ણ ધર્મ અધર્મરૂપ દેખાય છે અને કેટલેક ઠેકાણે ધર્મ અધર્મનુંજ રૂપ ધારણ કરે છે-અર્થાત્ દંભવાળો પુરુષ મારણ વગેરેને માટે મંત્રના જપ વગેરે અધર્મ કરતો હોય તેને કેટલાક લોકો ધર્મ જાણે છે, તેમજ ગુપ્ત યોગી દત્તાત્રેય વગેરેમાં રહેલો રાગદ્વેષાદિશૂન્યતારૂપ યોગધર્મ પણ ઉન્મત્તના જેવાં આચરણથી અધર્મ જેવો દેખાય છે અને વસિષ્ઠાદિમાં ધર્મરૂપજ દેખાય છે. આવા ધર્મની પરીક્ષામાં ત્રણ ભેદ છે, માટે વિદ્વાનોજ પોતાની બુદ્ધિથી ધર્મના ખરા સ્વરૂપને જુએ છે.[2] શાસ્ત્રોક્ત વર્ણના ધર્મો, જેવા કે, બ્રાહ્મણને વેદાધ્યયનાદિ, ક્ષત્રિયને શૌર્યાદિ, વૈશ્યને કૃષ્યાદિ અને શૂદ્રને સેવાદિક એ મુખ્ય છે; તથાપિ નિત્ય રહેનારા ધર્મ તથા અધર્મ સ્થિતિને અનુસરીને તે તે કર્મનો આશ્રય કરે છે-અર્થાત આપત્તિમાં બ્રાહ્મણ તથા વૈશ્ય, ક્ષત્રિયનું કર્મ કરે તે ધર્મ છે, પણ આપત્તિવિના તેજ કર્મ અધર્મરૂપ થાય છે. આ રીતે એકજ કર્મ જૂદા જૂદા વર્ણમાં અવસ્થાના ભેદથી ધર્મપણાને અથવા અધર્મપણાને પામે છે. તેમાં પણ વિશેષતા એ છે કે, પ્રથમ વર્ણ બ્રાહ્મણનું યજ્ઞ કરાવવા, ભણાવવું વગેરે જે કર્મ છે તે તેનુંજ છે-અર્થાત ક્ષત્રિયાદિએ આપત્તિમાં પણ તે કર્મ કરવું ન જોઇએ. આ પ્રમાણે આપત્તિકાળને લીધે ધર્મ તથા અધર્મનું વિપરીતપણું થાય છે. હે સંજય! એ પ્રકારનો આપદ્ધર્મ તું શાસ્ત્રથી જાણી લે.[3] (ત્યારે તમે એકચક્રા નગરીમાં બ્રાહ્મણને યોગ્ય એવું ભિક્ષાટન શામાટે કર્યું હતું? આ શંકાનું સમાધાન કરે છે કે,) જયારે જીવિકાના હેતુરૂપ એવું ક્ષત્રિયનું ભૂમિ, શસ્ત્ર વગેરે ધન તથા વૈશ્યનું દ્રવ્ય, પશુ વગેરે ધન સર્વથા નાશ પામી જાય, ત્યારે તેણે જેવડે પોતાનું સંધ્યોપાસનાદિક કર્મ સંપાદન થાય એવું ભિક્ષાટન વગેરે પણ કરવા ઇચ્છવું; કારણ કે તેમ ન કરવાથી જીવિકાના અભાવથી કર્મનો લોપ થાય તથા પ્રાણનો પણ નાશ થાય, માટે અત્યંત આપત્તિમાં ક્ષત્રિયાદિએ પણ પ્રાણ અને કર્મ સચવાય તેટલો બ્રાહ્મણનો ધર્મ સ્વીકારવોજ; પરંતુ હે સંજય! જે મનુષ્ય સારી સ્થિતિમાં હોય છતાં આપદ્ધર્મને અનુસરે, તે લોભને લીધે નિંદવાયોગ્ય છે; અને જે આપત્તિમાં હોવા છતાં આપદ્ધર્મને ન અનુસરે તે પણ જીવનના નાશથી તથા કુટુંબની હિંસાથી નિંદવાયોગ્ય છે.[4] અન્ય ક્ષત્રિયાદિની વૃત્તિથી જીવન ચલાવવાને લીધે પોતાના બ્રાહ્મણપણાનો નાશ ન થાય એમ ઇચ્છનારા આપત્તિ તરી ગયેલા બ્રાહ્મણોને માટે બ્રહ્માએ પ્રાયશ્ચિત્ત કહેલું છે. આ ઉપરથી પણ આપત્તિમાં એક વર્ણના મનુષ્યે બીજા વર્ણના ધર્મનો આશ્રય કરવો એમ સમજાય છે. (અને એ હેતુથીજ અમે એકચક્રામાં કરેલું ભિક્ષાટન અયોગ્ય ગણાય નહિ.) એ પ્રમાણે આપત્તિવિનાના સમયમાં સ્વકર્મમાં વર્તનારા અને આપત્તિના સમયમાં

અન્ય વર્ણનાં કર્મને સ્વીકારનારા એવા અમે ઠીક કર્યું હતું એમ તું જાણ. હે સંજય ! જો અમે આપત્તિમાં પોતાને તથા બીજાને પીડા થતાં પણ સ્વકર્મમાં રહ્યા હોઇએ અને આપત્તિવિના પણ લોભને લીધે અન્ય વર્ણના કર્મમાં આસક્ત થયા હોઇએ તો તું અમને દોષ દે.[૫] મનનો નાશ કરવાની ઇચ્છાવાળા પુરુષોને ચિદાત્માથી બુદ્ધસત્ત્વને ભિન્ન કરવા માટે—અર્થાત્ હૃદયગ્રંથિનો ભેદ કરવા માટે સજ્જનોનાં ઘરોમાંથી જીવિકા મેળવવાનું શાસ્ત્રમાં કહેલું છે; પરંતુ જેઓ બ્રાહ્મણ નથી, તેમ જ્ઞાનપ્રાપ્તિમાં નિષ્ઠાવાળા નથી, તેઓએ ભિક્ષાવૃત્તિ કરવી નહિ, પણ સ્વધર્મસેવનનેજ શ્રેષ્ઠ માનવું.[૬]મારા યજ્ઞની ઇચ્છાવાળા પૂર્વપિતામહો અને તેઓથી પણ પાર એવા જે બીજા પિતૃઓ, તે સર્વેનો તથા કર્મનો ત્યાગ કરનારા સંન્યાસીઓનો પણ હું કહું છું તેજ માર્ગ હતો અને હું પણ આસ્તિક છું, માટે મને પણ તે વિના બીજો માર્ગ માન્ય નથી. [૭] હે સંજય ! હું આ પૃથ્વીમાં રહેલા સઘળા ધનને, દેવતાઓના ઉત્તમ ધનને, પ્રજાપતિલોકને, સ્વર્ગલોકને અથવા બ્રહ્મલોકને પણ અધર્મથી મેળવવા ઇચ્છતો નથી.[૮] 'હું જો સામનો ત્યાગ કરૂં તો નિંદાપાત્ર થાઉં', કે તું કહે છે તે પ્રમાણે યુદ્ધ કરતાં સ્વધર્મનો ત્યાગ કરૂં તો નિંદાપાત્ર થાઉં ? તે આ મહાયશસ્વી શ્રીકૃષ્ણ પોતેજ કહે; કારણ કે એ કૃષ્ણ ધર્મના ફળદાતા છે, કુશળ છે, નીતિમાન છે, બ્રાહ્મણોના ઉપાસક છે, બુદ્ધિમાન છે, જૂદા જૂદા મહાબળવાન શ્રેષ્ઠ રાજાઓપર સત્તા ચલાવે છે અને કૌરવોનું તથા પાંડવોનું હિત ઇચ્છનારા છે.[૯,૧૦] આ સાત્યકિ, ચેદિદેશના રાજાઓ, અંધકો, વૃષ્ણિકુળવંશીઓ ભોજકુળવંશીઓ, કુકુરો અને સંજયો—એ સર્વ કૃષ્ણની બુદ્ધિ પ્રમાણે ચાલતા હોવાથી શત્રુઓનો નિગ્રહ કરીને મિત્રોને આનંદ આપે છે;[૧૧] તેમજ શ્રીકૃષ્ણે જેઓને નીતિમાર્ગમાં આણેલા એવા વૃષ્ણિ, અંધક, ઉગ્રસેન વગેરે ઐશ્વર્ય ભોગવનારા સર્વે યાદવો મનસ્વી, સત્યપરાયણ, મહાબળવાન અને ઇંદ્રતુલ્ય છે.[૧૨] આ કાશી દેશનો બભ્રુ શ્રીકૃષ્ણને ભાઇતરીકે મેળવીને તથા તેમની આજ્ઞા પ્રમાણે વર્તીને ઉત્તમ ઐશ્વર્યને પ્રાપ્ત થયો છે. ગ્રીષ્મઋતુના અંતમાં મેઘ જેમ પ્રજાને વૃષ્ટિ આપે છે, તેમ શ્રીકૃષ્ણ પણ એ બભ્રુને ઇચ્છિત પદાર્થો આપ્યા કરે છે.[૧૩] હે તાત ! આ કૃષ્ણ એવા છે, એમ તું જાણ. એ વિદ્વાન કર્મના નિશ્ચયને જાણનારા અમારા પ્રિય તથા મહાસજ્જન છે, માટે હું કૃષ્ણનાં વચનનું ઉલ્લંઘન કરતો નથી. "[૧૪]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "યુધિષ્ઠિરવાક્ય" એ વિષયનો અધ્યાય ૨૮ મો સમાપ્ત.

---

## અધ્યાય ૨૯ મો

### શ્રીકૃષ્ણનું ભાષણ

॥ वासुदेव उवाच ॥

**अविनाशं संजय पांडवानामिच्छाम्यहं भूतिमेषां प्रियं च । तथा राज्ञो धृतराष्ट्रस्यसूत समाशंसे बहुपुत्रस्य वृद्धिम् ॥ १ ॥**

શ્રીકૃષ્ણ બોલ્યા:—" હે સંજય ! હું પાંડવોના ઐશ્વર્યની, પ્રિયની તથા અવિનાશની ઇચ્છા રાખું છું; તેમજ હે સૂત ! ઘણા પુત્રવાળા ધૃતરાષ્ટ્ર રાજાની પણ વૃદ્ધિ થાય એમ ઇચ્છું છું.[૧] હે સંજય ! મારા મનમાં નિત્ય એવી ઇચ્છા છે કે, હું તેઓને 'શાંત થાઓ' એ વિના બીજું કંઈ કહું નહિ. પાંડવોની સમક્ષમાં રાજા યુધિષ્ઠિરના મુખથી એ શાંતિની પ્રિય વાર્તાજ સાંભળું છું અને મને પણ એ વાત માન્ય છે.[૨] હે સંજય ! ખરી રીતે પાંડુપુત્ર યુધિષ્ઠિરે રાજ્યના સંબંધમાં મહાદુષ્કર શાંતિ દર્શાવી છે; છતાં પુત્રોસહિત ધૃતરાષ્ટ્ર હજી તેમાં તૃષ્ણા બાંધી બેઠો છે, એટલે એ બન્નેની વચ્ચે કલેશ કેમ ન થાય?[૩] હે સંજય ! હું તથા યુધિષ્ઠિર ધર્મથી ડગ્યા નથી એ વાત તું જાણે છે,છતાં તેં ઉત્સાહપૂર્વક સ્વકર્મનું પાલન કરનારા અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કુટુંબમાં રહેનારા એવા યુધિષ્ઠિરે ધર્મનો લોપ કર્યો એમ પહેલાં શા કારણથી કહ્યું ?( 'કોઇનો પણ

દ્રોહ ન કરતાં શુદ્ધ સ્થાનમાં પવિત્ર રહીને વેદાધ્યયન કરતાં, જીવિત પહોંચે ત્યાંસુધી કુટુંબમાં રહેવું) એવો શાસ્ત્રમાં સ્પષ્ટ વિધિ છે, છતાં એ સંબંધમાં બ્રાહ્મણોના ભિન્ન ભિન્ન મતો છે.[૪,૫] કેટલાએક કહે છે કે, 'કર્મથી મોક્ષ મળે છે;* કેટલાએક કહે છે કે, 'કર્મના ત્યાગપૂર્વક જ્ઞાનથી મોક્ષ મળે છે,× (જો કે એ પ્રમાણે કુટુંબમાં સ્થિતિ તથા સંન્યાસ, એ બન્ને મોક્ષનાં સાધનોને શાસ્ત્રે સમાન જેવાં કહ્યાં છે, તથાપિ અન્ય આશ્રમથી સાધ્ય થતું જ્ઞાન ગૃહસ્થાશ્રમીથી પણ સાધી શકાય છે,પણ ગૃહસ્થથી સાધ્ય થતા યજ્ઞાદિક બીજા આશ્રમોમાં સધાતા નથી, માટે સમગ્ર ધર્મ ગૃહસ્થાશ્રમમાંજ પ્રાપ્ત થાય છે,એ અભિપ્રાયથી કહે છે કે,) વિદ્વાન–જ્ઞાની હોય તોપણ ભક્ષ્યભોજ્ય પદાર્થ ખાધાવિના તેને તૃપ્તિ થતીનથી; અને સંન્યાસીઓને ગૃહસ્થના ઘરમાં ભોજન કરવાનું શાસ્ત્રમાં કહેલું છે.[૬] તેથી જે વિદ્યા આ લોકમાં કર્મની સાધક હોય તેજ ફલદાયક થાય છે, પણ બીજી ફલદાયક થતી નથી. (તાત્પર્ય કે, ગૃહસ્થ પોતાને તેમજ પિતા વગેરેને પણ તારે છે અને યતિઓનું પણ પોષણ કરે છે; પરંતુ યતિ તો પોતાનેજ તારે છે–પિતા વગેરેને તારતો નથી અને ભિક્ષાથી જીવિકા ચલાવતો હોવાથી પોતાનું પણ પોષણ કરતો નથી. ત્યારે બીજાનું તો કરેજ ક્યાંથી ? માટે ગૃહસ્થાશ્રમજ શ્રેષ્ઠ છે.) વળી કર્મનો ત્યાગ પ્રત્યક્ષ રીતે પણ વિરુદ્ધ છે; કારણ કે કર્મ કરવું કે ન કરવું એ સંબંધમાં વિચાર કરતાં કર્મ અહીં પણ પ્રત્યક્ષ ફળ આપનારૂં જણાય છે. જેમકે–તૃષાતુર મનુષ્ય પાણી પીએ છે, તોજ તેની તૃષા શાંત થાય છે.[૭] હે સંજય! જ્ઞાનવિધિનું કર્મની સાથેજ વિધાન કરેલું છે અને એ પ્રમાણે કર્મસહિત જ્ઞાનનું સેવન કરતાં કર્મ નાશ પામે છે. જે મનુષ્ય કર્મનો અનાદર કરીને સંન્યાસનેજ શ્રેષ્ઠ માને છે તથા કહે છે, તે કર્મદુર્બલનું બોલવું મિથ્યા સમજવું.[૮] આ દેવો સ્વર્ગમાં ઝળકી રહ્યા છે તે કર્મવડેજ; કર્મવડેજ આ લોકમાં વાયુ વાયા કરે છે; કર્મવડેજ દિવસ તથા રાત્રિને નિર્માણ કરતો સૂર્ય આળસરહિત થઇને નિત્ય ઉદય પામે છે;[૯] કર્મવડેજ ચંદ્રમા માસ,અર્ધમાસ અને નક્ષત્રના સંબંધને આળસરહિત થઇને પ્રાપ્ત થાય છે; ઇંધણાં નાખવાથી વૃદ્ધિ પામતો અગ્નિ સાવધાન થઇ લોકને માટે કર્મ કરતો બળ્યા કરે છે.[૧૦] આ પૃથ્વીદેવી સાવધાન થઇને પોતાના બળથી મોટા ભારને ઉપાડે છે;નદીઓ સર્વ પ્રાણીઓને તૃપ્ત કરતી આળસરહિત થઇને ઝપાટાબંધ જળને વહન કરે છે.[૧૧] મહાકાંતિવાળો મેઘ આળસરહિત થઇને આકાશને તથા દિશાઓને ગજાવી મૂકતો વૃષ્ટિ કરે છે; બલદૈત્યને હણનારા ઇંદ્રે સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠપણું મેળવવાની ઇચ્છાથી, સુખ તથા મનની પ્રિય કામનાઓને ત્યાગીને, સાવધાનતાથી બ્રહ્મચર્ય પાળ્યું હતું અને તે કર્મવડેજ ઇંદ્ર શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયો છે;તેમજ પ્રમાદરહિત થઇને સત્ય, ધર્મ, ઇંદ્રિયનિગ્રહ, સહનશીલતા, સમતા તથા પ્રિય–એ સર્વનું સારી રીતે સેવન કરવાથી દેવોના શ્રેષ્ઠ રાજ્યને પામ્યો છે. શુદ્ધ અંતઃકરણવાળા બૃહસ્પતિએ સુખનો ત્યાગ કરીને તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરીને એકાગ્રતાથી બ્રહ્મચર્યનું પાલન કર્યું, તેથી તે દેવોના ગુરુપણાને પ્રાપ્ત થયા છે; તેમજ હે સૂત! આકાશમાં જે નક્ષત્રો ઝળકે છે, તે કર્મના પ્રભાવથીજ વળી રુદ્રો,આદિત્યો, વસુઓ, વિશ્વેદેવાઓ, યમરાજા, વિશ્રવાના પુત્ર કુબેર, ગંધર્વો, યક્ષો તથા અપ્સરાઓ, એ સર્વ કર્મના તેજથીજ પ્રકાશે છે. વળી સ્વર્ગમાં જે ઋષિઓ પ્રકાશી રહ્યા છે તે પણ બ્રહ્મવિદ્યા, બ્રહ્મચર્ય અને ક્રિયાસેવનનુંજ ફળ છે.[૧૨-૧૬]

હે સંજય! તું શ્રેષ્ઠ બ્રાહ્મણોના, ક્ષત્રિયોના, વૈશ્યોના તથા સર્વ લોકના આ ધર્મને જાણે છે. આ રીતે તું જ્ઞાનીઓમાં પણ જ્ઞાનવાન હોઇને કૌરવોના લાભને માટે પાંડવોને શામાટે બાંધી લે છે?[૧૭] આ યુધિષ્ઠિરનો વેદવિદ્યાની સાથે તથા અશ્વમેધ અને રાજસૂય વગેરે યજ્ઞોની સાથે નિ-

*'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।।

×'न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः।।

ત્ય સંબંધ છે, એમ તું જાણ. વળી એ ધનુષ, કવચ, હાથી, ઘોડા, રથ અને શસ્ત્રોની સાથે પણ સંબંધવાળા છે—અર્થાત્ યુધિષ્ઠિરમાં વિદ્યા, ધર્મ તથા શૌર્ય પુષ્કળ છે તેથી એમને બીજો શિખામણ આપે અથવા જિતી શકે તેમ નથી;[૧૮] છતાં જો પાંડવોને કૌરવોના વધવિનાજ રાજ્યપ્રાપ્તિનો ઉપાય જડે તો તેઓએ ભીમસેનનેઅહિંસારૂપી આર્યવર્તનમાં રોકીને ધર્મરક્ષણરૂપી પુણ્યજ કર્યું ગણાય;પરંતુ તેમ ન થતાં જો પાંડવો પરંપરાના ક્ષત્રિયોના ધર્મરૂપ યુદ્ધમાં જોડાય અને પોતાની શક્તિ પ્રમાણે સ્વકર્મ કરતાં કદાચ દૈવને લીધે મરણ પામે, તો તેઓનું તે મૃત્યુ પણ પ્રશંસનીયજ ગણાય.[૨૦] હે સંજય ! તું સલાહ કરવી એમ માને છે, પરંતુ યુદ્ધ કરવામાં રાજાઓનું ધર્માચરણ છે, કે યુદ્ધ ન કરવામાં ધર્માચરણ છે? એ બેમાંથી તું જે કહેશે તે હું સાંભળીને તેમ કરીશ;[૨૧] પણ હે સંજય ! તે ઉત્તર આપતા પહેલાં તું ચારે વર્ણના કર્મવિભાગોના તથા તારાં પોતનાં કર્મોનો વિચાર કરીને અને પાંડવોનાં કર્મ તરફ ધ્યાન આપીને પછી તારો જેવો વિચાર બંધાય તે પ્રમાણે તું પ્રશંસા કર અથવા નિંદા કર.[૨૨] બ્રાહ્મણે અધ્યયન કરવું, યજ્ઞ કરવા, દાન દેવાં, મુખ્ય મુખ્ય તીર્થોમાં યાત્રા કરવી, ભણાવવું, યજ્ઞ કરવા યોગ્ય હોય તેઓને યજ્ઞ કરાવવા અને શાસ્ત્રમાં કહેલાં દાનો લેવાં.[૨૩] ક્ષત્રિયે પ્રમાદરહિત થઇને ધર્મપૂર્વક પ્રજાનું રક્ષણ કરવું,દાન દેવાં, યજ્ઞોથી યજન કરવું, સર્વ વેદો ભણવા અને લગ્ન કરીને પુણ્યકર્મ કરતાં ગૃહસ્થાશ્રમમાં રહેવું.[૨૪] એ પ્રમાણે ધર્મથી વર્તનારો ક્ષત્રિય, પવિત્ર ધર્મ સંપાદન કરીને તે ધર્મના બળથી બ્રહ્મલોકમાં જાય છે. વૈશ્યે વેદાધ્યયન કરવું;ખેતી, ગોરક્ષા તથા વ્યાપારથી દ્રવ્યસંગ્રહ કરી પ્રમાદરહિત થઇને તે સંઘરેલા દ્રવ્યનું રક્ષણ કરવું; બ્રાહ્મણોનું તથા ક્ષત્રિયોનું પ્રિય કરવું; ધર્મમાં તત્પર રહેવું અને પુણ્યકર્મ કરતાં ગૃહસ્થાશ્રમમાં રહેવું; શૂદ્રે બ્રાહ્મણોને વંદન કરવું, તેઓની સેવા કરવી, વેદાધ્યયન કરવું નહિ અને યજ્ઞયાગ કરવા નહિ; કારણકે શાસ્ત્રે તેને યજ્ઞનો નિષેધ કર્યો છે; તેણે નિત્ય ઉદ્યોગપરાયણ રહેવું અને પોતાના ભલાને માટે આળસરહિત થઇને યત્ન કરવો. આ પુરાતન શૂદ્રધર્મ શાસ્ત્રમાં કહેલો છે.[૨૬] રાજાએ આ ચારે વર્ણનું સાવધાન થઇને પાલન કરવું અને તે સર્વવર્ણની પ્રજાને પોતપોતાના ધર્મમાં જોડવી. કામાત્મા ન થતાં પ્રજાઓમાં સમાનવૃત્તિ રાખવી અને કોઇ કામનાથી અધાર્મિક મનુષ્યોને અનુસરવું નહિ.[૨૭] રાજા દુર્યોધન કરતાં ધર્મ તથા જ્ઞાનવડે અધિક અને સર્વધર્મસંપન્ન જો કોઇ હોય તો તે પ્રજાનું પાલન કરવા તથા તેને અનુશાસન કરવા ઇચ્છતા યુધિષ્ઠિરજ છે, એમ જાણવું અને યુધિષ્ઠિરમાં અધર્મ નથી એમ પણ જાણવું.[૨૮]

જ્યારે લૂંટારા જેવો રાજા દૈવના પ્રકોપને લીધે પોતે બળવાન હોવાથી પારકાનું ઐશ્વર્ય લઇ લેવાની ઇચ્છા કરે છે, ત્યારે રાજાઓમાં પરસ્પર યુદ્ધ થાય છે અને તે યુદ્ધને માટેજ કવચ, શસ્ત્ર તથા ધનુષ ઉત્પન્ન થયાં છે.[૨૯] પૂર્વે ઇંદ્રે લૂંટારાઓના વધને માટે યુદ્ધકળા, કવચ, શસ્ત્ર તથા ધનુષ ઉત્પન્ન કર્યાં છે.[૩૦] યુદ્ધમાં લૂંટારાઓના વધ કરવાથી પુણ્ય થાય છે.હે સંજય ! એ લૂંટારૂપણાનો દોષ, ધર્મને ન જાણનારા તથા અધર્મપરાયણ એવા કૌરવોએ પૂરેપૂરો પ્રકટ કર્યો છે, તે સારૂં કર્યું નથી.[૩૧]પુત્રોસહિત ધૃતરાષ્ટ્ર રાજાએ પાંડવોનું ધર્મથી પ્રાપ્ત થયેલું રાજ્ય એકાએક હરી લીધું છે અને તેને અનુસરનારા સર્વે કૌરવો પણ પુરાતન રાજધર્મ તરફ દૃષ્ટિ કરતા નથી.[૩૨] ચોર છુપીરીતે ધન ચોરી જાય અથવા પ્રત્યક્ષ થઇને બળાત્કારથી ધન હરી જાય, પણ તે બન્ને પ્રકારના ચોર નિંદાપાત્ર ગણાય છે;ત્યારે હે સંજય ! ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનમાં અને લૂંટારામાં શો ફેર ?[૩૩] દુર્યોધન, કપટવડે રાજ્ય હરી લીધું એને, લોભને લીધે પોતાનો ધર્મ માને છે અને ક્રોધાધીન દુર્યોધનને અનુસરનારા ધૃતરાષ્ટ્ર પણ તે ભાગને પચાવવાની ઇચ્છા રાખે છે; પરંતુ ખરી રીતે પાંડવોનો તે ભાગ થાપણરૂપે છે,તેને બીજાઓ શા કારણથી દબાવી રાખે છે?[૩૪] આ અવશ્ય મેળવવા યોગ્ય રાજ્યભાગને

ટે યુદ્ધ કરતાં કદાચ અમારો નાશ થાય તો-
ણુ તે વખાણવા યોગ્ય છે; કારણકે બીજાના
જ્ય કરતાં પોતાના પિતાનું રાજ્ય શ્રેષ્ઠ ગણાય
હે સંજય! મદને લીધે મૃત્યુને અધીન થયેલા
મૂઢ બુદ્ધિવાળાઓને દુર્યોધને એકઠા
ર્યા છે, તે રાજાઓની વચ્ચે તું આ કૌરવોના
નાતન ધર્મો કહેજે. વળી સભાની વચ્ચે
રવોએ જે આ પાપભરેલું કામ કર્યું હતું, તે
રફ તું દૃષ્ટિ કર.[૩૫,૩૬] યશસ્વિની તથા શીલ અને
દાચારવડે સંપન્ન એવી પાંડવોની પ્રિય ભાર્યા
પદી સભામાંથી નીકળી જતી હતી,તેને કામા-
ન દુઃશાસને પકડી રાખી અને ભીષ્મ વગેરે
રવોએ તે તરફ ધ્યાન ન આપ્યું એ મહાપાપ
હે કે ?[૩૭] તે વખતેજ એકઠા મળેલા બાળકથી
દ્ધસુધીના કૌરવોએ જો દુઃશાસનને અટકાવ્યો
ત,તો ધૃતરાષ્ટ્રે મારૂં પ્રિય કર્યું ગણાત અને તેના
ત્રોનું પણ હિત કર્યું ગણાત;[૩૮] પરંતુ દુઃશા-
ને રીતિવિરુદ્ધ સસરાઓની સભાવચ્ચે દ્રૌપ-
ને ઘસડી આણી અને ત્યાં આણેલી દ્રૌપદીએ
મા તરફ દીનતાભરેલી દૃષ્ટિથી કંઇક જોયું,
વખતે તેને વિદુરવિના બીજો કોઇ રક્ષણ
રનારો મળ્યો નહિ.[૩૯] તે સભામાં એકઠા
ળેલા રાજાઓ પોતાની દુર્બળતાને લીધે સામો
ત્તર આપી શક્યા નહિ. એકલા વિદુરેજ ધર્મ-
દ્ધિથી પ્રેરાઈને તે અલ્પબુદ્ધિવાળા દુઃશાસનને
સ્તવિક ધર્મયુક્ત વચનો કહ્યાં હતાં.[૪૦]

હે સંજય ! તું સભામાં આ ધર્મ સમજ્યો
હતો અને હમણાં પાંડુપુત્ર ધર્મરાજાને ધર્મ-
ઉપદેશ કરવા ઇચ્છે છે કે ? તે સભામાં ગયા
છી દ્રૌપદીએ તો મહાદુષ્કર શુદ્ધ કર્મ કર્યું
તું,[૪૧] કે જે કર્મવડે સમુદ્રના ઓઘમાંથી
ર પહોંચાડનારી નૌકાની પેઠે એણે પોતાને
થા પાંડવોને દુઃખસમુદ્રમાંથી પાર પહોંચાડ્યાં
તાં. હે સંજય ! તે સભામાં સસરાઓની સમી-
માં ઉભેલી દ્રૌપદીને સૂતપુત્ર કર્ણે કહ્યું હતું
,[૪૨] 'હે દ્રૌપદિ ! હવે તારે બીજો માર્ગ નથી.
દાસી થઇ છે, માટે દુર્યોધનને ઘેર જા. પાંડ-
હારી ગયા છે, તેથી હવે તે તારા પતિ નથી,
માટે હે ભાવિનિ! તું બીજો પતિ કરી લે!'[૪૩] આવું
હાડકાં ભેદીને મર્મને છેદી નાખનારૂં મહાતેજ-
દાર અને અતિ ભયંકર એવું વાણીરૂપી બાણ
કર્ણના મુખમાંથી છૂટીને અર્જુનના હૃદયમાં
જે વખતે પેઠું હતું, તે હજીસુધી અર્જુનના
હૃદયમાંજ રહ્યું છે;[૪૪] તેમજ પાંડવોએ જ્યારે
વનમાં જતી વખતે કાળાં મૃગચર્મો પહેરવા માં-
ડ્યાં,ત્યારે દુઃશાસને કડવાં વચનો કહ્યાં હતાં કે,
'આ સર્વે નપુંસકો વિનાશ પામ્યા છે અને હવે
લાંબા કાળસુધી નરકમાં (દુઃખમાં) પડવા જાય
છે !'[૪૫] વળી દ્યૂત ચાલતું હતું તે વખતે ગાંધાર-
રાજ શકુનિએ છળથી યુધિષ્ઠિરને કહ્યું હતું કે,
'આ તમને આનંદ આપનારા તમારા નાના ભા-
ઇને પણ તમે હારી ગયા છો. હવે તમારી પાસે
શું છે ? હવે તો તમે યજ્ઞસેનની પુત્રી દ્રૌપદીને
દાવમાં મૂકીને જુગાર રમો !'[૪૬] હે સંજય !
આ પ્રમાણે દ્યૂતસમયે જે નિંદ્ય વચનો કહ્યાં
હતાં તે સર્વ તું જાણે છે. છતાં એ વણસેલા
કાર્યને સુધારવા માટે હું પોતેજ ત્યાં જવા
ઇચ્છું છું.[૪૭] ત્યાં જઇને જો હું પાંડવોના અર્થને
હાનિ ન પહોંચાડતાં કૌરવોને શાંત કરી શકું,
તો મેં મહાન ફળદાયક પુણ્ય કર્યું ગણાય અને
કૌરવો મૃત્યુપાશથી મુક્ત થાય.[૪૮] હું ત્યાં જાઉં,
તે સમયે કૌરવો જો મારો સત્કાર કરશે અને હું
ભાષણ કરૂં તે વખતે મારી ધર્મ તથા અર્થયુક્ત,
હિંસારહિત અને શુક્રાચાર્યે કહેલી નીતિથી ભ-
રેલી વાણીને ધૃતરાષ્ટ્રના પુત્રો સાંભળીને ધ્યાનમાં
લેશે, તો તેઓનું કલ્યાણ થશે;[૪૯] પણ જો તેઓ
એ પ્રમાણે નહિ કરે તો રથી અર્જુનથી અને
યુદ્ધને માટે સજ્જ થયેલા ભીમસેનથી પોતાનાં
કર્મવડેજ દગ્ધ થતા પાપી ધૃતરાષ્ટ્રના પુત્રો સંપ-
ત્તિરહિત થયા છે,એમ તું જાણ.[૫૦] દુર્યોધને દ્યૂત
માં પરાજય પામેલા પાંડવોને મર્મભેદક કઠોર
વાણી કહી સંભળાવી હતી; પણ સમય આવતાં
ભીમસેન હાથમાં ગદા લઇ, સાવધાન થઇ દુર્યો-
ધનને તે વાણીનું સ્મરણ કરાવશે.[૫૧] દુર્યોધન
એક ક્રોધમય મહાવૃક્ષ છે; કર્ણ તેનું થડ
છે; શકુનિ તેની શાખા છે; દુઃશાસન તેનાં વૃદ્ધિ

પામેલાં ફળફૂલને ઠેકાણે છે અને અબુદ્ધિમાન ધૃતરાષ્ટ્રરાજા તેનું મૂળ છે.[૫૨] આ તરફ યુધિષ્ઠિર એ એક ધર્મમય મહાવૃક્ષ છે; અર્જુન તેનું થડ છે; ભીમસેન તેની શાખા છે; નકુલ તથા સહદેવ તેનાં સમૃદ્ધિયુક્ત ફળફૂલ છે અને હું, વેદ તથા બ્રાહ્મણો તે વૃક્ષનાં મૂળ છીએ. (તાત્પર્ય કે, દુર્યોધનનો નાશ થતાં એકલો ધૃતરાષ્ટ્રજ શોચનીય થશે, પણ પાંડવોનો ઉચ્છેદ થતાં તો અમે ત્રણે શોચનીય થઈશું. પુત્રોસહિત ધૃતરાષ્ટ્ર રાજા વન છે અને હે સંજય! પાંડવો તેમાંના વાઘ છે;[૫૩] માટે જેમાં વાઘ રહેલા છે એવા વનને તમે કાપી નાખો નહિ, તેમજ વનમાંથી વાઘોનો પણ નાશ થાઓ નહિ;[૫૪] કારણ કે વનવિનાનો વાઘ માર્યો જાય છે અને વાઘવિનાના વનને લોકો કાપી નાખે છે; માટે વાઘ વનનું રક્ષણ કરે અને વન વાઘનું પાલન કરે એજ ઠીક છે.[૫૫] હે સંજય! ધૃતરાષ્ટ્રના પુત્રો લતાને ઠેકાણે છે અને પાંડવો શાલવૃક્ષને ઠેકાણે છે. લતા મહાવૃક્ષના આશ્રયવિના કદાપિ વૃદ્ધિ પામતી નથી, એ સ્વાભાવિક છે.[૫૬] શત્રુનો નાશ કરનારા પાંડવો સેવા કરવા પણ તૈયાર છે અને યુદ્ધ કરવા પણ તૈયાર છે; માટે હવે ધૃતરાષ્ટ્ર રાજાને જે કૃત્ય કરવું હોય તે કૃત્ય તે ભલે કરે.[૫૭]હે વિદ્વાન સંજય! ધર્માચારવાળા મહાત્મા પાંડવો યોદ્ધાઓ છે, સમર્થ છે અને સલાહશાંતિને માટે પણ તૈયાર છે; તેથી તું કૌરવોને યથાર્થ હકીકત કહેજે."[૫૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "કૃષ્ણવાક્ય" એ વિષયનો અ૦ ૨૯ મો સમાપ્ત.

## અધ્યાય ૩૦ મો
### યુધિષ્ઠિરનો સંદેશો

॥ संजय उवाच ॥

**आमंत्रये त्वां नरदेवदेव गच्छाम्यहं पांडव स्वस्तितेऽस्तु ॥ कच्चिन्न वाचा वृजिनं हि किंचिदुच्चारितं मे मनसोऽभिषंगात् ॥१॥**

સંજય બોલ્યો:–" હે રાજેંદ્ર! તમારું કલ્યાણ થાઓ. હું તમારી આજ્ઞા માગું છું અને અહીંથી જાઉં છું. હે પાંડુપુત્ર! મેં મારા મનના આવેશને લીધે વાણીવડે કંઇ પાપભરેલું વચન તો કહ્યું નથીને?[૧] શ્રીકૃષ્ણ, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ,સાત્યકિ અને ચેકિતાન– એ સર્વની આજ્ઞા લઇને હું જાઉં છું. હે રાજાઓ! તમે સૌમ્યદૃષ્ટિથી મારા તરફ જુઓ. તમને સુખ તથા કલ્યાણ પ્રાપ્ત થાઓ!"[૨]

યુધિષ્ઠિર બોલ્યા:–" હે વિદ્વાન સંજય! અમે તને જવાની આજ્ઞા આપીએ છીએ;તું સુખથી પાછો જા.તારૂં અમે કંઇ અપ્રિય કર્યું હોય એવું તો તને સ્મરણમાં નથીને? કૌરવો તથા અમે સર્વ, તું શુદ્ધ અંતઃકરણવાળો મધ્યસ્થ સભાસદ છે, એમ જાણીએ છીએ.[૩] હે સંજય! તું કલ્યાણભરેલી વાણીવાળો, શીલસંપન્ન, સંતોષી તથા યથાર્થવક્તા દૂત છે, તેથી તું અમને બહુ પ્રિય લાગે છે. હે સંજય! તારી બુદ્ધિ કદાપિ મુંઝાઈ જતી નથી; તને કોઇએ દુષ્ટ વચનો કહ્યાં હોય તોપણ તું ક્રોધ કરતો નથી;[૪] તું મર્મભેદક, કર્ણકઠોર, નિરસ તથા નિષ્ફળ વાત કદાપિ બોલતો નથી. હે સૂત! અમે જાણીએ છીએ કે, તારી આ વાણી ધર્મયુક્ત, અર્થવાળી અને હિંસારહિત છે.[૫] અમને અતિપ્રિય દૂત તુંજ છે;અને બીજા અહીં વિદુર આવે તો અમને પ્રિય છે.અમે આગળ પણ તને ઘણીવાર જોયો છે અને તું અર્જુનનો આત્માસમાન મિત્ર પણ છે."[૬]

હે સંજય! હવે તું અહીંથી જઇને તુરતજ વિશુદ્ધ વીર્યવાળા, બ્રહ્મચર્યપૂર્વક વેદાધ્યયન કરનારા, કુલીન, સર્વધર્મસંપન્ન તથા સ્વાધ્યાયયુક્ત જે યોગ્ય બ્રાહ્મણો હોય, તેમજ ભિક્ષુઓ અને નિત્ય વનમાં વાસ કરનારા તપસ્વીઓ તથા વૃદ્ધો હોય, તે સર્વની પાસે જઇને મારા નામથી તેઓને અભિવંદન કરજે અને બીજાઓને કુશલ પૂછજે.[૭,૮] 'હે સૂત! હે તાત! ધૃતરાષ્ટ્ર રાજાના પુરોહિત તથા એકઠા મળેલા આચાર્યો અને ઋત્વિજોને પણ તું યોગ્યતા પ્રમાણે મળજે અને તેઓને મારા નામથી કુશળ પૂછજે. "વળી ત્યાં રહેનારા ત્રિવર્ણથી બાહ્ય છતાં મનસ્વી, શીલરૂપી

બળથી સંપન્ન, યથાશક્તિ અલ્પ પણ ધર્માચરણ કરનારા તથા અમારી પ્રશંસાપૂર્વક અમારૂં સ્મરણ કરનારા એવા વૃદ્ધોને અને દેશમાં જેઓ વ્યાપાર કરીને જીવે છે,તેઓને તથા રાષ્ટ્રમાં જેઓ સ્થાનિક અધિકારીઓ હોય તેઓને પ્રથમ મારા કુશળસમાચાર કહેજે; અને હે તાત ! તે પછી તેઓને આરોગ્યપ્રશ્ન પૂછજે.[૧૧] વળી હે સંજય ! નીતિ પ્રમાણે વર્તનારા,બીજાને આજ્ઞા કરવા યોગ્ય, જેમણે વેદાધ્યયનમાટે બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું અને તે પછી જેમણે મંત્ર, ઉપચાર, પ્રયોગ અને સંહાર-એ ચાર પાદવાળી અસ્ત્રવિદ્યાનું અધ્યયન કર્યું હતું, તે પ્રસન્ન વૃત્તિવાળા અમારા ઇષ્ટ આચાર્ય દ્રોણ ગુરુને તારે મારા તરફથી પ્રણામ કરવા;[૧૨] તેમજ બ્રહ્મચર્યપૂર્વક વેદાધ્યયન કરીને પછી ચાર પાદવાળી અસ્ત્રવિદ્યાનું અધ્યયન કરનારા, ગંધર્વપુત્રની પેઠે સૌંદર્ય તથા સંગીતવડે સંપન્ન અને પરાક્રમી એવા અશ્વત્થામાને તું કુશળ પૂછજે.[૧૩] વળી હે સંજય ! તું આત્મવેત્તાઓમાં શ્રેષ્ઠ મહારથી કૃપાચાર્યને ઘેર જઇને મારૂં વારંવાર નામ લઇને તેમના ચરણોનો હાથવડે સ્પર્શ કરજે;[૧૪] તેમજ જેમનામાં શૌર્ય, દયા, તપ, બુદ્ધિ, શીલ, શાસ્ત્ર, સત્વ અને ધૈર્ય રહેલાં છે, તે કુરુશ્રેષ્ઠ ભીષ્મના ચરણોનો સ્પર્શ કરીને તેમની આગળ મારી કુશળતા નિવેદન કરજે.[૧૫] વળી હે સંજય ! કૌરવોના નેતા, વિદ્વાન, વૃદ્ધોને સેવનારા, બુદ્ધિમાન, અંધ તથા વૃદ્ધ એવા ધૃતરાષ્ટ્ર રાજાને પ્રણામ કરીને તું મારી આરોગ્યતાના સમાચાર કહેજે.[૧૬] વળી હે તાત સંજય ! મંદ, મૂર્ખ, શઠ અને પાપી સ્વભાવનો ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર,કે જે હમણાં આખી પૃથ્વીપર પોતાનો અધિકાર ચલાવે છે, તે દુર્યોધનને તું કુશળ પૂછજે;[૧૭] તેમજ હે સંજય! હંમેશાં દુર્યોધનના જેવાજ વર્તનવાળો, મહાધનુર્ધારી અને કૌરવોમાં મહાશૂર એવો જે દુર્યોધનનો નાનો ભાઇ દુઃશાસન છે, તેને પણ હે તાત ! તું કુશળ પૂછજે.[૧૮] હે સંજય ! ભરતવંશીઓમાં શાંતિ રહે એ વિના નિરંતર જેને બીજી કોઇ ઇચ્છા નથી એવા બુદ્ધિમાન સદાચારી બાલ્હિકરાજાને તારે મારાવતી પ્રણામ કરવા.[૧૯] વળી અનેક શ્રેષ્ઠ ગુણોથી યુક્ત, જ્ઞાની અને દયાળુ સોમદત્ત, જે સ્નેહને લીધે સર્વદા ક્રોધને સહન કરે છે, તેમને હું પૂજા કરવા યોગ્ય માનું છું, માટે તું તેમને પ્રણામ કરજે.[૨૦] વળી હે સંજય ! કૌરવોમાં અત્યંત માન્ય, અમારો ભાઇ, મારો મિત્ર, મહાધનુર્ધારી, મહારથી અને યોગ્યતાવાળો સોમદત્તનો પુત્ર જે ભૂરિશ્રવા છે, તેને અમાત્યોની સાથે તું કુશળ પૂછજે.[૨૧] હે સૂત ! એ સિવાય બીજા જે કુરુકુલના મુખ્ય પુરુષો, યુવાનો, પુત્રો, પૌત્રો અને અમારા ભાઇઓ હોય, તેઓમાંથી જે જે પુરુષને જે જે યોગ્ય લાગે તે તે કહીને તું તેઓને કુશળ પૂછજે.[૨૨] હે સૂત ! દુર્યોધને પાંડવોની સાથે યુદ્ધ કરવા માટે જે વશાતિઓ,શાલ્વકો,કેકયો,અંબષ્ઠો તથા પૂર્વના, ઉત્તરના, દક્ષિણના, પશ્ચિમના અને પર્વતપ્રદેશના મુખ્ય મુખ્ય રાજાઓને એકઠા કર્યા છે, કે જેઓ ક્રુરતારહિત તથા શીલ અને સદાચારવડે યુક્ત છે, તે સર્વને તું કુશળ પૂછજે.[૨૪] વળી હાથીપર બેસનારા, રથીઓ, ઘોડેસ્વારો, પદાતિઓ અને બીજા આર્યના મોટા સમુદાયોને તું મારી કુશળતા કહીને પછી તે સર્વને કુશળ સમાચાર પૂછજે.[૨૫] તેમજ રાજાના ખજાનચીઓને, અમાત્યોને, દ્વારપાળોને, સેનાનાયકોને, જમાખર્ચનો હિસાબ રાખનારા કારકુનોને અને મહત્તાભરેલાં કાર્યોસંબંધી વિચાર કરનારા મંત્રીઓને પણ તું મારાવતી કુશળ પૂછજે.[૨૭] વળી હે તાત ! કૌરવોમાં શ્રેષ્ઠ, મોહરહિત,મહાબુદ્ધિમાન તથા સર્વધર્મસંપન્ન એવો વૈશ્યાપુત્ર યુયુત્સુ, કે જેને કદાપિ યુદ્ધ રુચતું નથી તેને તું કુશળ પૂછજે.[૨૭] હે તાત ! જે દ્યૂત રમવામાં તથા બીજાનું ધન લઇ લેવામાં એક્કો, ગુપ્ત કપટ કરનારો, સારીપેઠે જુગાર રમનારો, પાસાને ઇચ્છા પ્રમાણે ફેંકનારો અને યુદ્ધમાં દેવરથથી પણ દુર્જય એવો ચિત્રસેન છે, તેને તું કુશળ પૂછજે.[૨૮] હે સૂત ! વળી પર્વતપ્રદેશમાં રહેનારો, ઠગબાજીથી ધન લઇ લેનારો, અદ્વિ-

તીય જુગારી અને મિથ્યા બુદ્ધિવાળા દુર્યોધનની વાહ વાહ બોલનારો જે ગાંધારરાજ શકુનિ, તેને પણ તું કુશળ પૂછજે.[૨૯] જે વીર, અજિત પાંડવોને એક રથના આશ્રયથીજ જિતવાનો ઉત્સાહ ધરાવે છે અને મોહ પામતા ધૃતરાષ્ટ્રના પુત્રોને જે મોહ પમાડવામાં એક્કો છે,તે કર્ણને પણ તું મારા તરફથી કુશળ પૂછજે.[૩૦] જે અમારા ભક્ત, ગુરુ, ભર્તા, પિતા, માતા, મિત્ર તથા મંત્રીરૂપ છે,તે અગાધ બુદ્ધિવાળા દીર્ઘદર્શી વિદુરને તું કુશળ પૂછજે.[૩૧]

હે સંજય ! જે વૃદ્ધ સ્ત્રીઓ તથા જે સદ્ગુણસંપન્ન સ્ત્રીઓ જણાય, તેઓને અમે માતાને ઠેકાણે માનીએ છીએ; માટે તું વૃદ્ધાઓસહિત એકઠી મળેલી સર્વ સદ્ગુણસંપન્ન સ્ત્રીઓની પાસે જઇને તેઓને મારા પ્રણામ કહેજે;[૩૨] અને તેઓને પૂછજે કે, 'હે જીવંત પુત્રોવાળી! હે દયાની મૂર્તિઓ! તમારા પુત્રો તમારી સાથે સારીરીતે પ્રેમથી વર્તે છેને?' હે સંજય! આ પ્રમાણે પૂછ્યા પછી તું તેઓને કહેજે કે, પુત્રસહિત યુધિષ્ઠિર કુશળ છે. [૩૩] હે સંજય ! વળી તું અમારા ભાયાતોની જે સ્ત્રીઓને ઓળખતો હોય, તે સર્વને કુશળપ્રશ્નપૂર્વક પૂછજે કે, તમો સર્વે સુરક્ષિત રીતે, પવિત્રતાથી તથા નિર્દોષપણાથી સાવધાન થઈને ઘરમાં રહો છો ને?[૩૪] હે કલ્યાણીઓ ! તમે સસરાઓ તરફ કલ્યાણકારક કોમળતાભરી વૃત્તિથી વર્તો છો ને? તમારા પતિઓ જે રીતે તમને અનુકૂળ થાય, તેજ પ્રમાણે તમે તમારૂં વર્તન રાખજો.[૩૫] વળી હે સંજય ! ત્યાં મોટા કુળોમાંથી આવેલી, સદ્ગુણસંપન્ન તથા પ્રજાવાળી એવી અમારી પુત્રવધૂઓને તું ઓળખે તો તેઓને મળીને કહેજે કે, યુધિષ્ઠિરે પ્રસન્નતાથી તમને કુશળ પૂછાવ્યું છે;[૩૬]તેમજ હે સંજય ! અમારાં ઘરોમાં જે કન્યાઓ હોય તેઓને ભેટીને મારા વચનથી કુશળ પૂછી કહેજે કે, 'તમને સારા અનુકૂળ પતિઓ મળો અને તમે પણ પતિઓની ઇચ્છા પ્રમાણે વર્તનારી થાઓ.'[૩૭] વળી હે તાત ! સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરનારી, સુગંધી દ્રવ્યોથી સુગંધયુક્ત સુંદર દેહવાળી, સુખ તથા વૈભવમાં ઉછરી રહેલી, ચિત્તાકર્ષક દેખાવ તથા વાણીવાળી જે વેશ્યાઓ ત્યાં હોય, તેઓને તું કુશળ પૂછજે.[૩૮] વળી કૌરવોના જે દાસો–દાસીઓ હોય તથા તેઓના આશ્રયમાં રહેનાર જે પુષ્કળ કુબડાં,લંગડાંઓ હોય તેઓને તું મારા કુશળસમાચાર કહીને પછી કુશળ પૂછજે.[૩૯]

દયાળુ ધૃતરાષ્ટ્ર અંગહીન, દીન, ઠીંગણાં વગેરેનું પોષણ કરે છે કે? દુર્યોધન તેઓની સાથે પૂર્વની પેઠેજ વર્તે છે કે ? અને તેઓને ખાવાપીવાનું આપે છે કે ?[૪૦] વળી ત્યાં જે આંધળાં, ઘરડાં વગેરે હોય તથા જે હાથીઓથી જીવિકા ચલાવનારા માવતો હોય, તે સર્વને પ્રથમ મારા કુશળસમાચાર કહીને પછી તું તેઓને પણ મારાવતી કુશળસમાચાર પૂછજે;[૪૧] અને કહેજે કે, 'તમે દુઃખદાયક નઠારાં જીવિતથી ડરશો નહિ; કારણ કે તમે પરલોકમાં પાપ કરેલું તેનુંજ એ ફળ છે,પણ હવે હું શત્રુઓનો નિગ્રહ કરીને તથા મિત્રોપર અનુગ્રહ કરીને તમારૂં અન્નવસ્ત્રથી ભરણપોષણ કરીશ.[૪૨] તું દુર્યોધન રાજાને કહેજે, એટલે તે દૂતદ્વારા મને આ પ્રમાણે સંદેશો કહાવે કે,'મેં બ્રાહ્મણોને બાંધી આપેલાં વર્ષાસનો ચાલુજ છે, તેમાં અધિકારીઓ ગરબડ કરતા નથી, હું તે ઉપર યથાયોગ્ય દેખરેખ રાખું છું અને તમે આપેલી જીવિકાઓનું પણ હું પાલન કરૂં છું.'[૪૩] હે તાત સંજય! વળી જે અનાથ, દુર્બળ તથા મૂઢ હોવાથી સર્વદા મનસુબામાંજ પ્રયત્ન કર્યા કરે છે, તેવા દીન લોકોને પણ તું મારાં વચનથી કુશળ પૂછજે.[૪૪] વળી હે સૂતપુત્ર! બીજા જે ચારે દિશામાંથી આવીને ધૃતરાષ્ટ્રના પુત્રનો આશ્રય કરીને રહ્યા હોય, તેઓને અને સર્વ યોગ્ય પુરુષોને મળીને તું કુશળ તથા આરોગ્યસમાચાર પૂછજે;[૪૫] તેમજ હે સૂત ! રાજાના સર્વ દિશાઓમાંથી આવેલા દૂતોને તથા સર્વ અભ્યાગતોને કુશળ પૂછ્યા પછી તેઓને તું મારા કુશળસમાચાર કહેજે.[૪૬]

હે સંજય ! દુર્યોધને જે યોદ્ધાઓ મેળવ્યા છે, તેવા યોદ્ધાઓ પૃથ્વી ઉપર બીજા નથી, એ

વાત ખરી છે; પરંતુ ધર્મ અવિનાશી ફળવાળો છે અને શત્રુઓના નાશને માટે મારો ધર્મજ મહાબળવાન છે.[૪૭] વળી હે સંજય ! તું ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને મારૂં આ વચન સંભળાવજે કે, ' હું શત્રુરહિત થઇને કુરુરાજ્યપર સત્તા ચલાવું' આવી જે ઇચ્છા તારા અંતઃકરણને દુઃખી કરે છે, તે સિદ્ધ થવા માટે કોઈ યુક્તિ નથી; કારણકે તારૂં પ્રિય થાય તે પ્રમાણે અમે વર્તવાના નથી,માટે હે ભરતશ્રેષ્ઠ વીર ! તું મારૂંજ ઇંદ્રપ્રસ્થ મને આપ અથવા યુદ્ધ કર ! "[૪૯]

ઇતિ શ્રીમહા૰ ઉદ્યોગ૰ સંજયયાન પર્વમાં " યુધિષ્ઠિરસંદેશ " એ વિષયનો અધ્યાય ૩૦ મો સમાપ્ત.

# અધ્યાય ૩૧ મો

## યુધિષ્ઠિરનો સંદેશો ( ચાલુ )

॥ युधिष्ठिर उवाच ॥

उत सन्तमसन्तं वा बालं वृद्धं च संजय।
उताबलं बलीयांसं धाता प्रकुरुते वशे ॥१॥

યુધિષ્ઠિર બોલ્યાઃ–" હે સંજય ! મનુષ્ય ઉત્તમ હોય કે નીચ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય,બળવાન હોય કે નિર્બળ હોય,સર્વને ઈશ્વર પોતાને આધીન રાખે છે.[૧]પ્રાચીન કર્મને ફળ આપવા તત્પર કરનારા ઈશ્વર મૂર્ખને પાંડિત્ય આપે છે અને પંડિતને મૂર્ખતા આપે છે. તે સર્વ આપવા સ્વતંત્ર છે;[૨] છતાં અમારૂં બળ જાણવાની ઇચ્છાવાળાને તું જે ખરૂં છે તે કહેજે.હવે હે સંજય ! તારે જે મસલત કરવી હોય, તે યથાર્થ રીતે કરીને પછી કૌરવોની પાસે જા અને ત્યાં મહાબળવાન ધૃતરાષ્ટ્રના ચરણનો સ્પર્શ કરીને તથા તેમને પ્રણામ કરીને પછી કુશળસમાચાર પૂછ;[૪] અને કૌરવોથી વીંટાઇને બેઠેલા તેમને કહે કે, 'હે રાજા ! તમારાજ પરાક્રમથી પાંડવો સુખથી જીવે છે.[૫] હે શત્રુદમન ! પાંડવો બાળક હતા,ત્યારે તમારી કૃપાથીજ તેઓને રાજ્ય મળ્યું હતું; માટે રાજ્ય ઉપર સ્થાપન કર્યા પછી હવે તમે તેઓ વિનાશ પામે તે તરફ બેદરકારી રાખો નહિ.'

હે સંજય ! આ આખું બ્રહ્માંડ એક જણને મળ્યું હોય, તોપણ તેનાથી કોઇને સંતોષ થતો નથી; માટે હે તાત! આપણે એકઠા મળીને જીવતા રહીએ એજ ઠીક છે, શત્રુના તાબામાં જવું યોગ્ય નથી.[૭] હે સંજય ! તે પ્રમાણેજ તું ભરતવંશીઓના પિતામહ શાંતનુપુત્ર ભીષ્મને મારૂં નામ દઇને મસ્તકવડે પ્રણામ કરજે;[૮] અને પ્રણામ કરીને અમારા તે દાદાને કહેજે કેઃ–' તમે શાંતનુનો વંશ ડૂબ્યો હતો તેને ફરી તાર્યો છે;[૯]માટે હે તાત ! તે વંશતારક તમે પોતાના મતવડે એ પ્રમાણે કરો કે,તમારા પૌત્રો પરસ્પર પ્રીતિ રાખીને જીવતા રહે;[૧૦] તેમજ હે સંજય! તું કૌરવોના સલાહકાર વિદુરને કહેજે કે, હે સૌમ્ય ! તમે યુધિષ્ઠિરના હિતની કામનાવાળા છો,માટે યુદ્ધ ન થાય તેવુંજ કહેજો. પછી તારે ક્રોધી રાજપુત્ર દુર્યોધન કૌરવોની વચ્ચે બેઠો હોય ત્યારે તેને વારંવાર સમજાવીને કહેવું કે, તેં સભામાં ઉભેલી નિષ્પાપ દ્રૌપદીની ઉપેક્ષા કરી તેથી અમને મહાદુઃખ થયું છે; પરંતુ અમારે હાથે કૌરવોનો વધ ન થાઓ, એ હેતુથી અમે તે દુઃખને સહન કરી લીધું છે.[૧૧–૧૩] પાંડવો બળવાન હોવા છતાં એ પ્રમાણે તેઓએ આગળપાછળ અનેક ક્લેશો સાંખી લીધા છે, તે સર્વે કૌરવો જાણે છે.[૧૪] હે સૌમ્ય ! તેં અમને કાળાં મૃગચર્મો ઓઢાડીને જંગલમાં હાંકી કાઢયા તે દુઃખને પણ અમે અમારે હાથે કૌરવોનો વધ ન થાઓ, એ હેતુથીજ સહન કરીએ છીએ.[૧૫] વળી દુઃશાસને તારી સંમતિથી કુંતીને પણ ન ગણકારતાં દ્રૌપદીના કેશ પકડીને ઘસડી આણી તે અપરાધને પણ અમે મનમાં લાવતા નથી;[૧૬] પરંતુ હે પરંતપ ! અમને અમારો યોગ્ય ભાગ મળવો જોઇએ; માટે હે રાજા ! તું પારકા દ્રવ્ય ઉપર લોભવાળી તારી બુદ્ધિને પાછી વાળ.[૧૭] હે રાજન્ ! એ પ્રમાણે કરવાથી શાંતિ રહેશે અને પરસ્પરમાં પ્રીતિ રહેશે. રે, અમે શાંતિની ઈચ્છાવાળા છીએ, માટે તું અમને રાજ્યનો એક ભાગ પણ આપ, એટલે અમે શાંત રહીશું.[૧૮] અવિસ્થલ, વૃકસ્થલ, માકંદી, વા–

રણાવત અને પાંચમું કોઇએક ગામ, એ પ્રમાણે હે સુયોધન! અમને પાંચ ભાઇઓને પાંચજ ગામ આપ, એટલે ચાલશે.'[૧૯] હે મહાબુદ્ધિમાન સંજય! આમ કરવાથી સગાંઓની સાથે શાંતિ રહે એજ અમારો હેતુ છે.[૨૦] ભાઇ ભાઇને મળો, પિતા પુત્રને મળો અને મધુર હાસ્ય કરતા પાંચાલો કારવોની સાથે ભેગા થાઓ.[૨૧] હે ભરતશ્રેષ્ઠ! હું કૌરવોને અને પાંચાલોને અખંડ રહેલા જોઉં એવી ઇચ્છા રાખું છું;[૨૨] અને હે તાત! આપણે સર્વે પ્રસન્ન મનથી શાંત થઇએ, એ પણ મારી ઇચ્છા છે.[૨૩]હે સંજય! હું શાંતિને માટે તૈયાર છું, તેમજ યુદ્ધને માટે પણ તૈયાર છું; હું ધર્મ સંપાદન કરવા સમર્થ છું, તેમજ અર્થ સંપાદન કરવા પણ સમર્થ છું; વળી હું શાંતિ જેવા કોમળ ભાવને ધારણ કરવા સમર્થ છું, તેમજ યુદ્ધ જેવા દારુણ ભાવને ધારણ કરવા પણ સમર્થ છું."[૨૪]

ઇતિશ્રી મહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "યુધિષ્ઠિરસંદેશ" એ વિષયનો અધ્યાય ૩૧ મો સમાપ્ત.

## અધ્યાય ૩૨ મો

### સંજય તથા ધૃતરાષ્ટ્રનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

अनुज्ञातः पांडवेन प्रययौ संजयस्तदा ॥
शासनं धृतराष्ट्रस्य सर्वं कृत्वा महात्मनः ॥१॥

વૈશંપાયને કહ્યું:-સંજય, મહાત્મા ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે સર્વ કાર્ય કરીને યુધિષ્ઠિરે આજ્ઞા કરી એટલે ત્યાંથી નીકળ્યો;[૧] અને હસ્તિનાપુર પહોંચી, તત્કાલ નગરમાં પ્રવેશ કરીને, અંતઃપુર આગળ આવી દ્વારપાળપ્રત્યે બોલ્યો:-[૨] હે દ્વારપાળ! તું, 'પાંડવોની પાસેથી સંજય આવ્યો છે' એ ખબર ધૃતરાષ્ટ્રને કહે. વિલંબ કર નહિ.[૩] જો રાજા જાગતા હોય તો હે દ્વારપાળ! તું તેમને ખબર કર એટલે રાજાને જાણ થતાંજ હું અંદર પ્રવેશ કરૂં, કારણકે મારે રાજાને કંઇક આવશ્યક કામ જણાવવાનું છે." તે સાંભળીને દ્વારપાળે રાજા પાસે જઇને કહ્યું.[૪]

દ્વારપાળ બોલ્યો:-"હે રાજા! આપને નમસ્કાર હો. હે ભૂપતિ! દૂતતરીકે ગયેલો સંજય પાંડવોની પાસેથી અહીં આવ્યો છે અને આપનાં દર્શનની ઇચ્છાથી દરવાજાપર ઉભો છે,માટે આજ્ઞા કરો કે એ શું કરે?"[૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યા:-"સંજય ભલે આવ્યો. હું કુશળ છું તથા શરીરે દૃઢ છું, એમ તું તેને કહે અને તુરત અંદર લઈ આવ. હું તેને મળવામાં અસમર્થ છુંજ નહિ, તે મારા દ્વાર આગળ શામાટે અટકી રહ્યો છે?"[૬]

વૈશંપાયને કહ્યું:-પછી રાજાની આજ્ઞાથી સૂતપુત્ર સંજય બુદ્ધિમાન, શૂરા અને કુલીન પુરુષોથી રક્ષણ કરાયેલા મહાલયમાં પેઠો અને ત્યાં સિંહાસનપર બેઠેલા ધૃતરાષ્ટ્ર રાજાની પાસે બે હાથ જોડીને ગયો તથા તેમને કહેવા લાગ્યો.[૭]

સંજય બોલ્યો:- "હે રાજા! તમને નમસ્કાર હો. હે નરદેવ! હું-સંજય પાંડવોની પાસે જઇને આવ્યો છું. મનસ્વી પાંડુપુત્ર યુધિષ્ઠિરે તમને પ્રણામ કરીને કુશળસમાચાર પૂછયા છે.[૮] તેમણે પ્રીતિથી તમારા પુત્રનું કુશળ પૂછયું છે તથા હે રાજા! તમે પુત્રો, પૌત્રો, સ્નેહીઓ, પ્રધાનો અને બીજા જેઓ તમારાથી આજીવિકા ચલાવે છે, તેઓની સાથે પ્રસન્ન છો? એમ પૂછયું છે."[૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યા:-"હે તાત સંજય! હું અજાતશત્રુ યુધિષ્ઠિરને સુખપૂર્વક અભિનંદન આપીને તને પૂછું છું કે, પુત્રો, અમાત્યો અને ભાઇઓની સાથે તે કૌરવોના રાજા કુશળ છેને?"

સંજય બોલ્યો:-"પાંડુપુત્ર યુધિષ્ઠિર અમાત્યોની સાથે કુશળ છે અને તે પ્રથમનું પોતાનું જે રાજ્યધન વગેરે હતું તે તમારી પાસેથી મેળવવાની ઇચ્છા રાખે છે. યુધિષ્ઠિર વિશુદ્ધ ધર્મ તથા અર્થ સંપાદન કરનારા છે, ઉદાર છે, વિદ્વાન છે, દીર્ઘદર્શી છે અને શીલસંપન્ન છે.[૧૧] યુધિષ્ઠિરને દ્રવ્યસમૂહથી સિદ્ધ થતા યજ્ઞાદિ ધર્મ કરતાં દયા એ ધર્મ મુખ્ય લાગે છે અને હે ભારત! તેમની બુદ્ધિ અધર્મ-

રહિત તથા પ્રયોજનવાળાં એવાંજ સુખને અને પ્રિય વસ્તુને અનુસરે છે.[૧૨] આવા ધર્મિષ્ઠ યુધિષ્ઠિરને આવી દૈવી શિક્ષામાં પડેલા જોઇને મને લાગે છે કે, દોરો પરોવેલી લાકડાની પુતળીની પેઠે, પુરુષ પણ ઇશ્વિરની પ્રેરણાથીજ જૂદી જૂદી ચેષ્ટા કરે છે; અને તેથી હું મનુષ્યના કર્મ કરતાં ઇશ્વિરનું કર્મ શ્રેષ્ઠ માનું છું.[૧૩]તમારા આ પાપી પરિણામવાળા ઘોર અને અવર્ણનીય કર્મદોષ જોઇને હું તો એમજ માનું છું કે, જેમ કોઈએક બળવાન શત્રુ પોતે જ્યાંસુધી ઇચ્છે છે ત્યાંસુધીજ બીજો (તેનો નિર્બળ શત્રુ) લોકમાં અતિ પ્રશંસા પામે છે તેમ, તમે પ્રશંસા પામી રહ્યા છો, જીવી રહ્યા છો–અર્થાત યુધિષ્ઠિરની ઇચ્છાથીજ તમે જીવો છો.[૧૪] સર્પ જેમ ધારણ કરવા અયોગ્ય થયેલી જૂની કાંચળીને કાઢી નાખીને નવી કાંચળીથી શોભી રહે છે, તેમજ અજાતશત્રુ વીર યુધિષ્ઠિર પણ પાપનો ત્યાગ કરી, તમારાપર પાપ નાખી, પોતે સ્વાભાવિક આચરણથી શોભી રહ્યા છે.[૧૫] હે રાજન્ ! ધર્મ તથા અર્થયુક્ત એવાં આર્યચરિત્રથી રહિત પોતાનાં કર્મને તમે ધ્યાનમાં લ્યો. હે રાજા! એ કર્મથી આ લોકમાં તો તમારી નિંદા ચાલીજ છે અને પરલોકમાં પણ એનાથી તમને નરકની પ્રાપ્તિ થશે.[૧૬] પાંડવોવિના બીજાને દુર્લભ એવા તેઓએ મેળવેલા તેમના રાજ્યને તમે પુત્રને અધીન થઇ પોતે એકલાજ ભોગવવા ઇચ્છો છો, તેથી પૃથ્વીપર તમારી મોટી અપકીર્તિ થશે. હે ભરતકુળશ્રેષ્ઠ ! આવું કામ તમારે માટે યોગ્ય નથી.[૧૭] જે પુરુષ બુદ્ધિહીન,દુષ્ટ કુળમાં જન્મેલો,ક્રૂર,અત્યંત દ્વેષી,યુદ્ધવિદ્યામાં અધીરો,વીર્યહીન અને અશિષ્ટ હોય છે, તેને આપત્તિ ભોગવવી પડે છે;[૧૮] અને જે કુલીન, બળવાન, યશસ્વી, વિદ્વાન, સુખથી જીવન ગાળનારો, જિતેંદ્રિય અને દેહ તથા આત્માનાં સ્વરૂપને સમજીને વર્તનારો હોય છે,તેજ ભાગ્યયોગે આ કુલીનત્વ આદિના ગુણસમુદાયને પામે છે.[૧૯]જે પોતે બુદ્ધિસંપન્ન,આપત્તિમાં પણ ધર્મ તથા અર્થનો યોગ્ય પ્રયોગ કરનારો, સર્વ પ્રકારની મસલતોથી ભરેલો, વિદ્વાન અને ઉત્તમ મંત્રીઓને પાસે રાખનારો હોય છે, તે પુરુષ મંત્રીઓની યોગ્ય સલાહ મળતાં નિંદ્ય કામ કેમ કરે? નજ કરે;[૨૦] પરંતુ તમારા તો આ કર્ણ વગેરે મંત્રીઓ છે અને કર્મોમાં યોજાયલા તે મંત્રીઓ નિત્ય એકઠા થઇને બેસે છે. તેઓનો એ બળવાન નિશ્ચય છે કે, પાંડવોને રાજ્ય આપવું નહિ અને તે નિશ્ચય કૌરવોના ક્ષયને માટેજ ઉત્પન્ન થયો છે.[૨૧] જો એકાએક કૌરવોનો નાશ થવાનો હશે તોજ તમારાં પાપકર્મથી પ્રેરાઇને અજાતશત્રુ યુધિષ્ઠિર તમારા નાશની ઇચ્છા કરશે અને ગોત્રવધનું પાપ તમારા ઉપર નાખીને પોતે નિષ્પાપ રહેશે તથા લોકમાં તમારી નિંદા થશે.[૨૨]

હે રાજા! આ લોક છોડીને દેહ સાથેજ સ્વર્ગલોકને જોવા જનારા તથા સર્વથી માન પામનારા એવા અર્જુનને પણ જ્યારે તેવાં વનવાસનાં કષ્ટ સહેવાં પડે, ત્યારે તે ઉપરથી સમજાય છે કે, સર્વ કંઇ દૈવનેજ અધીન છે એમાં મનુષ્યનું કંઇ ચાલતું નથી,-એ નિઃસંશય છે.[૨૩] આ શૌર્યાદિક ગુણો પૂર્વકર્મને અનુસરીને વૃદ્ધિ તથા ક્ષયવાળા છે અને ઐશ્વર્ય તથા અનૈશ્વર્ય અનિત્ય છે એમ જોઇને બલિરાજાએ પૂર્વે પૂર્વકર્મના કારણના પારને ન પામતાં,અભ્યુદયાદિકનું કારણ ઇશ્વિરવિના બીજું કંઈજ નથી,એમ માન્યું હતું.[૨૪] (સર્વ ઇશ્વિરાધીન છે, માટે તૃષ્ણાના ક્ષયવડેજ ઇંદ્રિયોની પ્રીતિ સંપાદન કરવી, પરંતુ અનેક પ્રયત્નોથી મળતા તે તે વિષયોના અર્પણથી ઇંદ્રિયોની પ્રીતિ સંપાદન કરવા યત્ન કરવો નહિ એ આ શ્લોકમાં કહે છે.)પ્રાણીનાં નેત્ર, કાન, નાસિકા, ત્વચા અને જીહ્વા–એ પાંચ જ્ઞાનેંદ્રિયો તૃષ્ણાનો ક્ષય થવાથીજ પૂર્ણ તૃપ્ત થાય છે; માટે લાભ તથા હાનિમાં સમાન બુદ્ધિ રાખનારા દુઃખરહિત પુરુષે, તે ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પાછી વાળવી એજ સુખનો માર્ગ છે.[૨૫]વાસ્તવિક આ પ્રમાણે છે,છતાં બીજા કેટલાએક કહે છે કે, દૈવાધીન કંઇ નથી, પણ સર્વ કર્માધીન છે. પુરુષે રીતસર કર્મ કર્યું હોય છે તો તેને, સારીરીતે ફળ મળે છે. પ્રાણી

કર્મના યોગથીજ માતાપિતાથી ઉત્પન્ન થાય છે અને વિધિ પ્રમાણે ભોજન કરવાથી વૃદ્ધિ પામે છે, એ સર્વ કર્મથીજ છે.[૨૬]

હે રાજા! પ્રિય તથા અપ્રિય, સુખ તથા દુઃખ, નિંદા તથા સ્તુતિ–આ જોડકાંઓ પુરુષને પ્રાપ્ત થાય છેજ. એક મનુષ્યનો અપરાધ થતાં બીજો તેની નિંદા કરે છે, પણ તેનેજ સારૂં આચરણ કરતો જોઈને બીજો તેની પ્રશંસા કરે છે;[૨૭] માટે હું તમારી નિંદા કરૂં છું, કારણકે ભરતવંશીઓના આ વિરોધથી અવશ્ય સર્વ પ્રજાનો સંહાર થઇ જશે. પાંડવોને રાજ્યભાગ આપવારૂપી કર્મ કરવા હું તમને કહું છું. તે જો તમે માન્ય કરશો નહિ તો તમારા અપરાધને લીધે, અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી નાખે, તેમજ કૃષ્ણને અનુસરનારો અર્જુન કૌરવોને બાળી નાખશે.[૨૮] હે રાજા! દ્યૂતસમયે પાંડવોને જિતવાથી પોતાને કૃતાર્થ માનતા તમે એકલાજ કામાત્મા પુત્રને વશ થઈને (સર્વ લોકની શાંતિની ઈચ્છા છતાં) શાંત થયા નહિ, એનું હવે પરિણામ જુઓ.[૨૯] હે કુરુરાજ! તમે વિદુર વગેરે હિતૈષીઓને દૂર કર્યા છે તથા કર્ણ વગેરે અહિતૈષીઓને પાસે રાખ્યા છે અને પોતે પણ દુર્બળ છો, તેથી આ સમૃદ્ધિયુક્ત અનંત પૃથ્વીનું રક્ષણ કરવા અસમર્થ છો.[૩૦] હે નરસિંહ! હું રથના વેગથી અથડાઇને થાકી ગયો છું, માટે તમારી આજ્ઞા થાય તો હું ઘેર જઈને બિછાનામાં પડું અને કાલે સવારે સભામાં એકઠા મળેલા સઘળા કૌરવો, અજાતશત્રુ યુધિષ્ઠિરનો સંદેશો સાંભળશે.[૩૧]"

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–"હે સૂતપુત્ર! હું તને આજ્ઞા આપું છું. તું ઘેર જા, અને શયન કર. સવારે સભામાં કૌરવો તારા મુખથી યુધિષ્ઠિરનો સંદેશો સાંભળશે."[૩૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સંજયયાન પર્વમાં "ધૃતરાષ્ટ્રસંજયસંવાદ" એ વિષયનો અધ્યાય ૩૨ મો સમાપ્ત.

સંજયયાનપર્વ સમાપ્ત*

# प्रजागर पर्व

## અધ્યાય ૩૩ મો

### વિદુરનીતિ

॥ वैशंपायन उवाच ॥

**द्वाःस्थं प्राह महाप्राज्ञो धृतराष्ट्रो महीपतिः ॥**
**विदुरं द्रष्टुमिच्छामि तमिहानय मा चिरम् ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ–તે પછી મહાબુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર રાજાએ દ્વારપાલને કહ્યું કે, "હું વિદુરને મળવા ઈચ્છું છું; માટે તેને અહીં બોલાવી લાવ, વિલંબ કરીશ નહિ."[૧] ધૃતરાષ્ટ્રે મોકલેલા દૂતે જઇને વિદુરને કહ્યું કેઃ–"હે મહાજ્ઞાની! સમર્થ મહારાજા ધૃતરાષ્ટ્ર તમને મળવા ઇચ્છે છે."[૨] એ પ્રમાણે કહ્યું, એટલે વિદુર રાજમહેલ આગળ આવ્યા અને તેમણે દ્વારપાલને કહ્યું કે, "હું આવ્યો છું, એ તું ધૃતરાષ્ટ્રને જણાવ."[૩] દ્વારપાલે અંદર જઇને રાજાને કહ્યું કે, "હે રાજેંદ્ર! તમારી આજ્ઞાથી આ વિદુર આવ્યા છે અને તે તમારા ચરણનાં દર્શનની ઇચ્છા રાખે છે, માટે તે શું કરે, તે સંબંધી મને આજ્ઞા કરો."[૪]

---

* **भवेत्सहायवान्पूर्वं साम्ना शत्रुमथार्थयेत् ।**
**उद्योगसंजयप्रेष्यपर्वभ्यामेतदीरितम् ॥**

પ્રથમ સહાયસંપન્ન થવું અને પછી સુલેહમાટે સામોપચારથી શત્રુની અભ્યર્થના કરવી, આ વાત સેનોદ્યોગ અને સંજયયાન એ બે પર્વમાં કહી છે. ગણેશ

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–"વિદુરના દર્શનને માટે હું કદી અસમર્થ નથી, પણ સર્વદા તૈયારજ છું; માટે તું દીર્ઘદૃષ્ટિવાળા મહાબુદ્ધિમાન વિદુરને અંદર લઈ આવ."[૫]ત્યારે વિદુર પાસે આવીને દ્વારપાલ બોલ્યોઃ–"હે વિદુર! તમે બુદ્ધિમાન મહારાજાના અંતઃપુરમાં પ્રવેશ કરો. તમને મળવા હું હમેશાં તૈયારજ છું, એમ રાજાએ મને કહ્યું છે."[૬]

વૈશંપાયને કહ્યું:–પછી વિદુરે ધૃતરાષ્ટ્રના ભવનમાં પ્રવેશ કરીને ચિંતા કરતા રાજાને બે હાથ જોડી કહ્યું કેઃ–[૭] "હે મહાજ્ઞાની! હું વિદુર તમારી આજ્ઞાથી તમારી પાસે આવ્યો છું. જો કંઈ કામ કરવાનું હોય તો મને આજ્ઞા કરો."[૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–"હે વિદુર! સંજય આવ્યો અને તે મારી નિંદા કરીને ઘેર ગયો છે. તે અજાતશત્રુ યુધિષ્ઠિરનું વાક્ય કાલે સભામાં કહેશે. કુરુવીર યુધિષ્ઠિરનું કહેવું શું છે, તે આજે મારા જાણવામાં આવ્યું નહિ, તેથી મારાં ગાત્રો બળે છે અને મને ઉંઘ આવતી નથી.[૧૦]હે તાત! અમારામાં તુંજ ધર્મ તથા અર્થમાં કુશળ છે, માટે ઉજાગરો કરીને બળ્યા કરતા મારેમાટે જે હિતકારક તું જોતો હોય, તે મને કહે.[૧૧] જ્યારથી સંજય પાંડવોની પાસેથી આવ્યો છે,ત્યારથી મારા મનને યથાર્થ શાંતિ વળતી નથી અને સર્વ ઈંદ્રિયો અસ્વસ્થ થઇ ગઇ છે; કારણકે સંજય શું કહેશે, તેનીજ મને આજે તીવ્ર ચિંતા થયા કરે છે."[૧૨]

વિદુર બોલ્યાઃ–"જે સાધનહીન મનુષ્યના પર બળવાને ચઢાઈ કરી હોય તેવા દુર્બળને, જેનું ધન લૂંટાઈ ગયું હોય તેને, કામીને અને ચોરને ઉજાગરા થાય છે.[૧૩] હે રાજા! આ મોટા દોષોએ તો તમારો સ્પર્શ કર્યો નથી ને? અથવા પારકા ધનની સ્પૃહાથી તો સંતાપ પામતા નથી ને?"[૧૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–"આ રાજર્ષિવંશમાં તમે એકલાજ વિદ્વાનોમાં માન્ય છો, માટે હું તમારાં ધર્મયુક્ત પરમ કલ્યાણકારક વચન સાંભળવાની ઈચ્છા રાખું છે."[૧૫]

વિદુર બોલ્યાઃ–*"હે ધૃતરાષ્ટ્ર! યુધિષ્ઠિર રાજા સર્વ લક્ષણોથી યુક્ત છે, તેથી તે ત્રણ લોકના પણ અધિપતિ થવા યોગ્ય છે. તમારે રાજ્ય કરવામાટે તેમની પ્રાર્થના કરવી જોઈએ, તેને બદલે તમે તેમને વનમાં કાઢયા છે.[૧] તમે જોકે ધર્માત્મા અને ધર્મશીલ છો, તોપણ રાજલક્ષણથી રહિત તથા અંધ હોવાથી રાજ્યભાગને માટે અયોગ્ય છો.[૨] છતાં યુધિષ્ઠિર તે રાજ્યભાગ ન લઇ લેતાં પોતાનામાં રહેલા અક્રૂરતા, દયા, ધર્મ, સત્ય તથા પરાક્રમ–એ ગુણોને લીધે અને તમારા વડીલપણા તરફ જોઇને પુષ્કળ ક્લેશો સહન કરે છે.[૩] હે રાજા! તમે દુર્યોધન, શકુનિ, કર્ણ અને દુઃશાસનને રાજ્યસત્તા સોંપીને કેવી રીતે ઐશ્વર્યની ઇચ્છા રાખો છો?[૪] (એમનામાં પાંડિત્ય નથી, એ કહેવા પંડિતનાં લક્ષણો કહે છે.) આત્મજ્ઞાન, ઉત્તમ ઉદ્યોગ, સહનશીલતા અને ધર્મપરાયણતા–આ ચાર જેને પુરુષાર્થથી ભ્રષ્ટ કરતાં નથી, તેજ પંડિત કહેવાય છે–અર્થાત્ એ ચાર, મૂર્ખ મનુષ્યોને મદમત્ત કરીને પુરુષાર્થથી ભ્રષ્ટ કરી દે છે, પણ પંડિતોને ભ્રષ્ટ કરી શકતાં નથી.[૫]જે પ્રશંસાપાત્ર કામો કરે છે, નિંદાપાત્ર કામો કરતો નથી, ઈશ્વર, પરલોક વગેરે છે એમ જાણે છે અને ગુરુ, વેદવાક્ય વગેરેમાં શ્રદ્ધા રાખે છે, તેને પંડિતનાં લક્ષણવાળો જાણવો.[૧૬] ક્રોધ, હર્ષ, પારાકાની અવજ્ઞા, લજ્જા, અનમ્રતા અને 'હુંજ માન્ય છું' એવું માનવાપણું,એ જેને પુરુષાર્થથી ભ્રષ્ટ કરતાં નથી, તેજ પંડિત કહેવાય છે.[૧૭] જેનું કરવા ધારેલું કૃત્ય અથવા કરી રાખેલા વિચારને બીજા જાણતા નથી, પણ સિદ્ધ થયેલા કાર્યનેજ જાણે છે તેજ પંડિત કહેવાય છે.[૧૮] જેના કાર્યમાં ટાઢ, તાપ, ભય, પ્રીતિ, સમૃદ્ધિ અથવા અસમૃદ્ધિ વિઘ્ન કરી શકતાં નથી, તેજ પંડિત કહેવાય છે.[૧૯] જેની બુદ્ધિ સંસારમાં રહેલી છતાં ધર્મ તથા અર્થને અનુસરીને ચાલે છે અને જે આ લોકના સુખરૂપ કામ કરતાં અર્થને સ્વીકારે છે,

* આ પાંચ શ્લોક કોઇ બીજા પુસ્તકમાં મૂળના ટિપ્પણરૂપ છે. પં૦ નીલકંઠ

તે પંડિત કહેવાય છે.[૨૦] પંડિતબુદ્ધિવાળા પુરુષો પોતાની શક્તિપ્રમાણે કામ કરવાની ઇચ્છા રાખે છે, શક્તિ પ્રમાણે કામ કરે છે અને કોઇનું પણ અપમાન કરતા નથી.[૨૧] વળી પંડિતનું પ્રથમ ચિહ્ન એ છે કે, તે બીજાનું કહેવું ઝટ સમજી જાય છે, છતાં તે બરાબર સમજવામાટે લાંબા કાળસુધી સાંભળી લે છે અને કાર્યનું યથાર્થ સ્વરૂપ સમજ્યા પછીજ તે કાર્ય હાથમાં લે છે, પણ સાહસ કામ કરતો નથી અને પારકાના કામમાં કોઇના પૂછ્યાવિના બોલતો નથી.[૨૨] વળી પંડિતબુદ્ધિવાળા પુરુષો દુર્લભ વસ્તુની અભિલાષા કરતા નથી, ગયેલી વસ્તુનો શોક કરવા ઇચ્છતા નથી અને આપત્તિમાં મુંઝાતા નથી.[૨૩] જે પોતાના યત્નથી કાર્યસિદ્ધ થશે એવો નિશ્ચય કરીને કાર્યનો આરંભ કરે છે, કાર્યની વચ્ચેજ અટકી પડતો નથી, સમયને નિષ્ફળ જવા દેતો નથી અને મનને વશ રાખે છે, તેજ પંડિત કહેવાય છે.[૨૪] હે ભરતશ્રેષ્ઠ ! પંડિતો શિષ્ટ પુરુષોને યોગ્ય કર્મમાં પ્રીતિ રાખે છે, ઐશ્વર્યની પ્રાપ્તિને માટે કર્મો કરે છે અને હિતનો દ્વેષ કરતા નથી.[૨૫] જે પોતાના સન્માનથી રાજી થતો નથી, અપમાનથી તપી જતો નથી અને ગંગાના ધરાની પેઠે ગંભીર રહે છે, તે પંડિત કહેવાય છે.[૨૬] જે પુરુષ ઉત્પન્ન થયેલા પદાર્થમાત્રને નાશવંત જાણે છે, સર્વ કર્મના રચનાપ્રકારને જાણે છે અને તે સંબંધી સામર્થ્યને જાણે છે, તે મનુષ્યોમાં પંડિત છે.[૨૭] જે અસ્ખલિત વાણી બોલનારો, લોકકથાને જાણનારો, તર્કશીલ, પ્રતિભાશક્તિ( તત્કાળ સ્ફુર્તિ )વાળો અને વાંચતાં બરોબર ગ્રંથનો અર્થ કહેનારો હોય તે પંડિત કહેવાય છે.[૨૮] શાસ્ત્ર જેની બુદ્ધિને અનુસરે છે અને જેની બુદ્ધિ શાસ્ત્રને અનુસરે છે, વળી જે શિષ્ટની મર્યાદાનું ઉલ્લંઘન કરીને વર્તતો નથી તે પંડિતસંજ્ઞાને પ્રાપ્ત થાય છે.[૨૯]

જે અભણ છતાં મહા અભિમાની, દરિદ્ર, છતાં મોટાં મોટાં કામોનો સંકલ્પ કરનારો અને જે હીનકર્મથી ( દ્યૂતાદિકથી દુર્યોધનની પેઠે ) ધનસંપત્તિ મેળવવા ઇચ્છનારો છે, તેને પંડિતો મૂર્ખ કહે છે.[૩૦] જે પોતાનો ધંધો છોડીને (શકુનિની પેઠે) પારકાનું કામ કરે છે અને મિત્રને માટે મિથ્યા આચરણ કરે છે, તે મૂર્ખ કહેવાય છે.[૩૧] જે પોતાનામાં ભક્તિવિનાનાને ( કર્ણાદિ જેવાને) ચાહે છે અને ભક્તિ રાખનારાનો ( પાંડવ જેવાનો) ત્યાગ કરે છે તથા જે બળવાનનો (યુધિષ્ઠિર જેવાનો) દ્વેષ કરે છે, તેને મૂઢ બુદ્ધિવાળો કહે છે.[૩૨] જે શત્રુને પોતાનો મિત્ર કરે છે, મિત્રનો દ્વેષ કરે છે, તેની હિંસા કરે છે અને દુષ્ટકર્મનો આરંભ કરે છે, તેને મૂર્ખ કહે છે.[૩૩] હે ભરતશ્રેષ્ઠ ! વળી જે પોતે કરવા જેવાં કામો સેવક વગેરેની પાસે કરાવે છે, સર્વત્ર સંશય રાખે છે અને તુરત કરવા જેવા કામમાં વિલંબ કરે છે તે મૂર્ખ છે.[૩૪] જે પિતૃઓનું શ્રાદ્ધ કરતો નથી, દેવોની પૂજા કરતો નથી અને જેને હિતેચ્છુ મિત્ર મળતો નથી, તેને મૂર્ખ કહે છે.[૩૫] જે વગરબોલાવ્યે પ્રવેશ કરે છે, વગરપૂછ્યે બહુ બોલે છે અને અવિશ્વાસુપર વિશ્વાસ રાખે છે, તે અધમ મનુષ્ય મૂઢબુદ્ધિવાળો છે.[૩૬] જે પોતે તે પ્રમાણે વર્તતો હોય છતાં બીજાનો દોષ જોઇને તેની નિંદા કરે છે અને જે અસમર્થ છતાં ક્રોધ કરે છે, તે પુરુષને મહામૂર્ખ સમજવો.[૩૭] વળી જે ધર્મ તથા અર્થથી રહિત એવું પોતાનું બળ કંઇજ નથી એમ જાણ્યાવિના તથા કંઇપણ કામ કર્યાવિના અલભ્ય વસ્તુની ઇચ્છા કરે છે,તેને આ લોકમાં મૂઢબુદ્ધિવાળો કહેવામાં આવે છે.[૩૮] હે રાજા! જે પોતાનો શિષ્ય ન હોય તેને ઉપદેશ આપે છે, રાજપત્ની વગેરેને કોઇ ન જાણે તે રીતે સેવે છે અને કંજુસની સેવા કરે છે, તેને મૂઢ બુદ્ધિવાળો કહે છે.[૩૯] મહાન અર્થ,વિદ્યા અથવા ઐશ્વર્ય મેળવીને પણ જે ઉદ્ધતપણાથી રહિત થઇને ફરે છે, તે પંડિત કહેવાય છે–અર્થાત ઉદ્ધત મનુષ્ય મૂર્ખ છે.[૪૦] જે પોષણ કરવા યોગ્ય પરિવારને આપ્યાવિના એકલોજ ઉત્તમ ભોજન કરે છે અને ઉત્તમ વસ્ત્ર પહેરે છે, તેના કરતાં બીજો અધિક ક્રૂર કોણ હોય ?[૪૧] એક મનુષ્ય પાપ કરીને

ધન સંપાદન કરે છે અને તે ફળરૂપી ધનનો અનેક મનુષ્યો ઉપભોગ કરે છે;પરંતુ તે ભોક્તાઓ પાપથી છૂટી જાય છે અને કર્તા પાપથી લેપાય છે.[૪૨]

ધનુષધારીએ મૂકેલું બાણ એકને મારે છે અથવા ન પણ મારે; પરંતુ બુદ્ધિમાન–મુત્સદ્દીએ છોડેલી બુદ્ધિ અર્થાત્ યુક્તિ તો રાજાસહિત રાષ્ટ્રનો પણ નાશ કરી નાખે છે.[૪૩] એક (બુદ્ધિ) વડે, બે (કાર્ય તથા અકાર્ય)નો નિશ્ચય કરીને, ત્રણ (મિત્ર, ઉદાસીન અને શત્રુ)ને, ચાર (સામ, દાન, ભેદ તથા દંડ)ઉપાયવડે વશ કરો; અને પાંચ (જ્ઞાનેન્દ્રિયો)ને જિતીને, છ ( સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને આશ્રય)ને સમજી લઇ, સાત ( સ્ત્રી, દ્યૂત, મૃગયા, મદ્યપાન, કઠોર વાણી, ક્રૂર દંડ અને દ્રવ્યનો નકામો ખર્ચ)નો ત્યાગ કરી સુખી થાઓ.[૪૪]* ઝેરનો રસ એકને મારે છે અને શસ્ત્રથી એકનો વધ થાય છે; પરંતુ રાજાનો મંત્ર–મસલત ફુટવાથી તે પ્રજા અને રાષ્ટ્રસહિત રાજાનો નાશ કરે છે.

( ઘણા વચ્ચે બેસીને ) એકલાએ સ્વાદિષ્ટ વસ્તુ ખાવી નહિ;એકલાએ મોટા કાર્યનો વિચાર કરવો નહિ; એકલાએ મુસાફરી કરવી નહિ અને ઘણાં સૂતાં હોય ત્યારે એકલાએ જાગતા બેસવું નહિ.[૪૫,૪૬] હે રાજા! જેમ સમુદ્રને તરવામાટે વહાણ છે, તેમ સંસારમાંથી નીકળીને સ્વર્ગમાં જવામાટે સત્ય ભાષણ એજ એક અદ્વિતીય સીડી છે અને મોક્ષને માટે એક અદ્વિતીય સત્ય–બ્રહ્મજ સાધન છે.[૪૭]

ક્ષમાવાન મનુષ્યોમાં એકજ દોષ છે, બીજો દોષ જડતો નથી. તે દોષ એજ કે, ક્ષમાવાળા મનુષ્યને લોકો દુર્બળ માને છે;[૪૮] પણ ક્ષમાશીલની ક્ષમાને દોષ માનવો નહિ, કારણ કે ક્ષમા એજ મહાન બળ છે. અશક્તોને માટે ક્ષમા એ ગુણરૂપ છે અને સમર્થોને ક્ષમા એ ભૂષણરૂપ છે.[૪૯] ક્ષમા એ જગતમાં વશીકરણ છે. એવું શું છે, કે જે ક્ષમાવડે સાધ્ય થતું નથી? રે,જેના હાથમાં શાંતિરૂપી ખડ્ગ છે, તેને દુર્જન શું કરશે?[૫૦] ઘાસવિનાની જગામાં પડેલો અગ્નિ પોતાની મેળેજ ઓલવાઇ જાય છે. ક્ષમારહિત મનુષ્ય પોતાને તેમજ બીજાને અનેક દોષયુક્ત કરે છે.[૫૧] ધર્મ એ એક પરમ કલ્યાણ છે; ક્ષમા એ એક ઉત્તમ શાંતિ છે;વિદ્યા એ એક પરમ તૃપ્તિ છે અને અહિંસા એક સુખ આપનારી છે.[૫૨]

સર્પ જેમ દરમાં પડી રહેનારાં પ્રાણીઓને ગળી જાય છે,તેમ પૃથ્વી શત્રુની સાથે વિરોધ ન કરનારા રાજાને અને પ્રવાસ ન કરનારા બ્રાહ્મણને ગળી જાય છે.[૫૩] કઠોર વાણી ન બોલવી અને દુષ્ટની પૂજા ન કરવી, આ બે કર્મ કરનારો મનુષ્ય આ લોકમાં વિશેષ શોભે છે.[૫૪] હે પુરુષવ્યાઘ્ર ! એકે પૂજેલાને પૂજનારો લોક ( જેમ પુત્રે પૂજેલા કર્ણને પૂજનારા તમે છો તેમ) અને એક સ્ત્રીએ કામના કરેલા પુરુષની કામના કરનારી બીજી સ્ત્રીઓ, એ બન્ને વર્ગ પારકાના વિશ્વાસપર કામ કરે છે.[૫૫] નિર્ધન મનુષ્યને અનેક પદાર્થોની કામના અને અસમર્થનો ક્રોધ- એ બન્ને શરીરને શોષી નાખનારા તીક્ષ્ણ કાંટા છે.[૫૬] ગૃહસ્થ હોઈને નિરુદ્યોગી રહેનાર અને ભિક્ષુક (સંન્યાસી) થઇને કાર્ય કરનાર, એ બન્ને વિપરીત કર્મ કરવાથી શોભતા નથી.[૫૭]હે રાજા! સમર્થ છતાં ક્ષમાવાન અને દરિદ્રી છતાં દાન દેનારો, એ બે પુરુષો સ્વર્ગની ઉપર રહે છે.[૫૮] ન્યાયવડે આવેલું દ્રવ્ય અપાત્રને આપવું અને પાત્રને ન આપવું, એ દ્રવ્યના ઉપયોગમાં બે દોષ છે, એમ જાણવું.[૫૯] ધનવાન છતાં દાન ન દેનારો હોય અને દરિદ્રી છતાં તપ ન કરનારો હોય, એ બન્નેના ગળામાં મજબૂત શિલા બાંધીને

---

* અધ્યાત્મપક્ષમાં એક બુદ્ધિવડે, બે નિત્ય તથા અનિત્ય વસ્તુનો નિશ્ચય કરીને, ત્રણ કામ, ક્રોધ તથા લોભને, ચાર શમ, દમ, ઉપરમ તથા શ્રદ્ધાવડે વશ કરો; અને પાંચ જ્ઞાનેન્દ્રિયોને જિતી, છ ક્ષુધા, તૃષા,શોક, મોહ,જરા તથા મૃત્યુનું સ્વરૂપ ઓળખીને સાત જ્ઞાનેન્દ્રિયો, મન તથા બુદ્ધિનો ત્યાગ કરીને સુખી થાઓ. શ્રુતિ પણ એજ કહે છે કેઃ—

'यदा पंचावतिष्ठंते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टेत तामाहुः परमां गतिम् ॥'

તેઓને જળમાં ડૂબાવવા.[૬૦]હે નરવ્યાઘ્ર! યોગયુક્ત સંન્યાસી અને યુદ્ધમાં સન્મુખ રહીને મરનારો, એ બન્ને સૂર્યમંડળ ભેદીને ઉપર જાય છે.[૬૧]

હે ભરતશ્રેષ્ઠ ! મનુષ્યોને વશ કરવાના ઉત્તમ ( સામ ), મધ્યમ ( દાન તથા ભેદ ) અને કનિષ્ઠ (યુદ્ધ) એ ત્રણ ઉપાયો સંભળાય છે એમ વેદવેત્તાઓ જાણે છે.[૬૨] હે રાજા ! ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ પ્રકારના પુરુષો હોય છે, તેઓની યોગ્યતા પ્રમાણે પૂર્વોક્ત ત્રણ કર્મમાં યોજના કરવી. ( તમે તો અધમ કર્ણાદિકની ઉત્તમ મસલતના કાર્યમાં યોજના કરો છો, એટલે શુભ ફળ કયાંથી આવે?)[૬૩] હે રાજા ! સ્ત્રી, દાસ અને પુત્ર-એ ત્રણ ધનવિનાનાં છે; કારણ કે તેઓ જે ધન મેળવે છે તે ધન તેઓ જેનાં હોય તેનું છે. ( તાત્પર્ય કે, તમારા જીવતાં તમારા પુત્રનો રાજ્ય ઉપર હક્ક નથી, માટે તમેજ પાંડવોને રાજ્ય આપવા સમર્થ છો. પરદ્રવ્યનું હરણ, પરસ્ત્રીનું ઘર્ષણ અને હિતૈષીનો નાશ-આ ત્રણ દોષ નાશકારક છે. (એ ત્રણે દોષો તમારામાંજ રહેલા છે.)[૬૫]કામ, ક્રોધ અને લોભ-એ ત્રણ પોતાનો વિનાશ કરનારાં નરકનાં દ્વાર છે, માટે એ ત્રણેનો ત્યાગ કરવો.[૬૬] હે ભારત ! વરપ્રદાન, રાજ્ય અને પુત્રજન્મ-આ ત્રણ એક તરફ અને એક તરફ શત્રુને કષ્ટથી મુક્ત કરવો, એ બન્ને સમાન છે.[૬૭]જેણે પોતાની એકવાર સેવા કરી છે, જે ચાલુ સેવા કરે છે અને જે ‘હું તમારો છું” એ પ્રમાણે કહે છે એ ત્રણે જો શરણે આવ્યા હોય તો પોતે સંકટમાં હોય છતાં તેઓનો ત્યાગ કરવો નહિ.[૬૮]

મહાબળવાન રાજાએ ચારનો ત્યાગ કરવો જોઇએ એમ પંડિતો કહે છે. તે ચાર-અલ્પબુદ્ધિવાળાની સાથે, દીર્ઘસૂત્રી (તત્કાળ સાધ્ય થાય તેવા કાર્યમાં વિલંબ કરનારા)ની સાથે, હર્ષાવેગમાં આવેલાની સાથે અને સ્તુતિ કરનારાઓની સાથે ગુપ્ત વિચાર કરવો નહિ.[૬૯] હે તાત ! તમારા જેવા ઐશ્વર્યસંપન્ન ગૃહસ્થાશ્રમીના ઘરમાં દુર્બળ એવો વૃદ્ધ સંબંધી, કુલીન, દરિદ્રી મિત્ર અને પ્રજાવિનાની બહેન-એ ચાર રહેવાં જોઇએ. (કારણ કે, વૃદ્ધ કુળધર્મનો ઉપદેશ આપે છે, કુલીન બાળકોને આચાર શીખવે છે, મિત્ર હિતની વાત કહે છે અને બહેન ધનનું રક્ષણ કરે છે.)[૭૦] હે મહારાજ ! ઇંદ્રના પૂછવાથી બૃહસ્પતિએ ચાર વાનાં તત્કાળ ફળ આપનારાં કહ્યાં છે. જેમકે, દેવતાનો સંકલ્પ, બુદ્ધિમાનોનો પ્રભાવ, વિદ્વાનોનો વિનય અને પાપીઓનો નાશ એ તમે જાણો.[૭૨] અગ્નિહોત્ર, મૌન, વેદાધ્યયન અને યજ્ઞ-આ ચાર કર્મો અભય આપનારાં છે; પરંતુ તેજ દંભથી કર્યાં હોય તો ભયંકર થાય છે.[૭૩]

હે ભરતશ્રેષ્ઠ ! પિતા, માતા, અગ્નિ, આત્મા અને ગુરુ-એ પાંચ અગ્નિની પઠે ઉપાસના કરવા યોગ્ય છે, માટે મનુષ્યે તેની પ્રયત્નથી સેવા કરવી.[૭૪] દેવ, પિતૃ, મનુષ્ય, ભિક્ષુક અને અતિથિ-આ પાંચનું પૂજન કરવાથી મનુષ્યને લોકમાં નિર્મળ યશ મળે છે.[૭૫] મિત્રો, શત્રુઓ, મધ્યસ્થો, ગુરુઓ અને સેવકો, આ પાંચ તમે જ્યાં જ્યાં જશો, ત્યાં ત્યાં તમારી પાછળ આવશે.[૭૬] પાંચ ઇંદ્રિયવાળા મનુષ્યની જો એક ઇંદ્રિય પણ સછિદ્ર હોય-વિષયપરાયણ હોય, તો તેટલાથી જેમ પખાલના છિદ્રમાંથી પાણી ગળી જાય છે, તેમ તેની બુદ્ધિ તે એકજ ઇંદ્રિયવાટે સ્રવી જાય છે.[૭૭]

જગતમાં ઐશ્વર્ય મેળવવાની ઇચ્છાવાળા પુરુષે નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ અને દીર્ઘસૂત્રીપણું-આ છ દોષોનો ત્યાગ કરવો.[૭૮] ઉપદેશ ન આપનાર આચાર્ય, અધ્યયનરહિત ઋત્વિજ, રક્ષણ ન કરનાર રાજા, અપ્રિય બોલનારી સ્ત્રી, ગામમાંજ રહેવાની ઇચ્છાવાળો ગોવાળ અને વનમાં રહેવાની ઇચ્છાવાળો વાળંદ-આ છને જેમ ભાંગેલા વહાણને દરીઆમાં છોડી દે, તેમ છોડી દેવાં. સત્ય, દાન, ઉદ્યોગીપણું, અદેખાઇનો ત્યાગ, ક્ષમા અને ધૈર્ય-આ છ ગુણોને પુરુષે કદાપિ છોડવા નહિ.[૮૧] હે રાજા! નિત્ય ધનની પ્રાપ્તિ તથા આરોગ્ય, પોતાને પ્રિય લાગે તેવી અને પ્રિય બોલનારી સ્ત્રી, આજ્ઞાધારક પુત્ર અને દ્રવ્ય આપનારી વિદ્યા-આ છ જીવલોકમાં સુખ આપનારાં છે.[૮૨] જે મનુષ્ય પોતાને વિષે નિત્ય રહેનારા કામ, ક્રોધ, શોક, મોહ, મદ તથા માન-

આ છના ઉપર પોતાની સત્તા બેસાડે છે, તે જિતેંદ્રિય મનુષ્ય પાપથી લેપાતો નથી, ત્યારે તેને અનર્થનો સંબંધ તો થાયજ ક્યાંથી ?૮૩ ચોર ગાફલ મનુષ્યપર જીવિકા ચલાવે છે, વૈદ્યો રોગીઓપર જીવિકા ચલાવે છે, પ્રમદાઓ કામી પુરુષોપર જીવિકા ચલાવે છે, ગોરો યજમાનોપર જીવિકા ચલાવે છે, રાજા વિવાદ કરનારાઓપર જીવિકા ચલાવે છે અને પંડિતો મૂર્ખોપર જીવિકા ચલાવે છે, આ છની છને આધારે આજીવિકા છે. આવો સાતમો દાખલો મળતો નથી.૮૫ ગાયો, સેવા, ખેતી, સ્ત્રી, વિદ્યા અને શૂદ્રનો સ્નેહ–આ છ તરફ એક ઘડી બેદરકાર રહેવાય તો તેઓ વિનાશ પામે છે–નિષ્ફળ થાય છે.૮૬ આ છ જણા પૂર્વે ઉપકાર કરનારને અવશ્ય વિસરી જાય છે. ભણી રહેલા શિષ્યો આચાર્યને, પરણેલા પુત્રો માતાને, કામરહિત થયેલો પુરુષ સ્ત્રીને, કૃતકાર્ય થયેલાઓ કાર્યસાધકને, દુસ્તર જળને તરી ગયેલાઓ નૌકાને અને રોગી સારો થયા પછી વૈદ્યને ભૂલી જાય છે.૮૮ હે રાજા ! આરોગ્ય, કરજવિનાની સ્થિતિ, પ્રવાસ ન કરતાં સ્વસ્થાનમાં નિવાસ, સારા મનુષ્યોની સંગતિ, પોતાને અનુકૂળ જીવિકા તથા નિર્ભય વાસ–આ છ જીવલોકનાં સુખ છે.૮૯ ઈર્ષ્યાખોર, દયાળુ, અસંતોષી, ક્રોધી, નિત્ય શંકિત રહેનારો અને પારકાના ભાગ્યપર જીવનારો–આ છ નિત્ય દુ:ખી છે.૯૦

સ્ત્રી, દ્યૂત, મૃગયા, મદ્યપાન, કઠોર વાણી, કઠોર શિક્ષા અને પૈસાની ખુવારી–આ દુ:ખ લાવનારા સાત દોષોને રાજાએ સર્વદા ત્યજવા; કારણ કે એ દોષોવડે બરાબર સ્થિર થયેલા રાજાઓનો પણ બહુધા વિનાશ થાય છે.૯૧,૯૨

જે મનુષ્યનો વિનાશ થવાનો હોય તેનાં આ આઠ પ્રથમ ચિહ્નો છે:–તે પ્રથમ બ્રાહ્મણોનો દ્વેષ કરે છે; બ્રાહ્મણોની સાથે વિરોધ કરે છે; બ્રાહ્મણોનું ધન હરણ કરે છે; બ્રાહ્મણોને મારવાની ઇચ્છા કરે છે; બ્રાહ્મણોની નિંદાથી ખુશી થાય છે; બ્રાહ્મણોની પ્રશંસાને અભિનંદન આપતો નથી; બ્રાહ્મણોને કાર્યોમાં સંભારતો નથી અને બ્રાહ્મણો યાચના કરે એટલે તેઓના દોષ કાઢે છે. ડાહ્યા મનુષ્યે આ દોષ છે, એમ જાણવું અને એનો ત્યાગ કરવો.૯૩–૯૫ હે ભારત ! મિત્રોનો સમાગમ, મહાન ધનપ્રાપ્તિ, પુત્રનું આલિંગન, મૈથુનમાં સ્ત્રીપુરુષનો સાથેજ વીર્યસ્રાવ, સમયસર પ્રિયભાષણ, પોતાની જ્ઞાતિમાં પોતાનો અભ્યુદય, ઇચ્છિત વસ્તુનો લાભ અને જનસમુદાયમાં સન્માન–આ આઠ વાત લોકમાં હયાત જોવામાં આવે છે, જે દૂધના સારરૂપ માખણની પેઠે હર્ષના સારરૂપ છે અને પોતાનાં સુખને માટે કારણભૂત છે.૯૬–૯૮ બુદ્ધિ, કુલીનતા, ઇંદ્રિયનિગ્રહ, શાસ્ત્રનું જ્ઞાન, પરાક્રમ, પરિમિત ભાષણ, યથાશક્તિ દાન અને કૃતજ્ઞતા આ આઠ ગુણો પુરુષને દીપાવે છે. ૯૯

આ શરીરરૂપી ઘરને નવ દ્વાર ( ૨ નેત્ર, ૨ નાસિકાપુટ, બે કાન, એક મુખ, એક મૂત્રદ્વાર અને એક મળદ્વાર ) છે; અવિદ્યા, કામ અને કર્મ આ ત્રણ થાંભલા છે; શબ્દાદિ પાંચ વિષયો એના સાક્ષી છે અને એ ઘરના ધણીતરીકે જીવ એમાં નિવાસ કરે છે. આ ઘરને યથાર્થ રીતે જે વિદ્વાન જાણે છે, તે સર્વોત્તમ બ્રહ્મવેત્તા છે.૧૦૦

હે ધૃતરાષ્ટ્ર! દશ જણા ધર્મને જાણતા નથી, તેઓ કયા છે તે સાંભળો. મદ્ય વગેરેથી ગાંડો થયેલો, બીજા વિષયમાં આસક્ત થવાથી અસાવધ થયેલો, ધાતુદોષથી વિકળ થયેલો, થાકેલો, ક્રોધે ભરાયલો, ભૂખ્યો થયેલો, ઉતાવળો, લોભી, બીકણ અને કામી; આ દશ છે, માટે પંડિતે એ સર્વની સંગતિ કરવી નહિ. ૧૦૧,૧૦૨

આ વિષયમાં અસુરના રાજા સુધન્વાએ પોતાના પુત્રને પ્રાચીન ઇતિહાસ કહ્યો છે તે આ પ્રમાણે છે:–૧૦૩ જે રાજા કામ તથા ક્રોધનો ત્યાગ કરે છે, સુપાત્રને ધન આપે છે, કોઇપણ બે વાતમાંથી સારા–નરસાપણાનો ભેદ જાણે છે, શાસ્ત્ર જાણે છે અને વિચારેલું કામ ઝટ કરે છે, તેને સર્વ લોક પ્રમાણરૂપ માને છે.૧૦૪ જે રાજા મનુષ્યોને વિશ્વાસમાં લઇ શકે છે, જેઓના અપરાધ જાણવામાં આવ્યા હોય તેઓને દંડ કરે છે, અપરાધને અનુસરીને દંડનું પ્રમાણ જાણે છે અને ક્ષમા કરવા યોગ્યને ક્ષમા પણ

આપે છે, તેવા રાજાને સમગ્ર લક્ષ્મી સેવે છે.[૧૦૫] જે રાજા કોઈ અતિ દુર્બળનું પણ અપમાન કરતો નથી, શત્રુનાં છિદ્ર જોવામાં સાવધાન થઇને જે તેની સાથે બહુ વિચારથી વર્તે છે, બળવાનોની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખતો નથી અને સમય આવતાં જે પરાક્રમ કરે છે, તેને ધીર સમજવો.[૧૦૬] જે રાજા આપત્તિ આવતાં કદી ગભરાતો નથી, સાવધાન થઇને નિત્ય ઉદ્યોગ ઇચ્છે છે અને સમયે આવી પડેલાં દુઃખને સહન કરે છે,તે મહાત્મા કાર્યના ભારને વહન કરે છે અને તેના શત્રુઓ જિતાયલાજ છે.[૧૦૭]

જે ઘર છોડીને નકામો પ્રવાસ કરતો નથી, પાપીઓ સાથે મિત્રતા કરતો નથી, પરસ્ત્રીનું સેવન કરતો નથી અને દંભ, ચોરી, ચાડીઆપણું તથા મદ્યપાન કરતો નથી, તે સદા સુખી રહે છે. જે મનુષ્ય આવેશને લીધે ધર્મ,અર્થ તથા કામનો આરંભ કરતો નથી, બોલાવીને પૂછવાથી ખરૂંજ કહે છે, મિત્રસાથે વિવાદ કરવા ઇચ્છતો નથી અને પોતાનો સત્કાર ન થાય તેથી કોપતો:નથી તેજ વિદ્વાન છે.[૧૦૮,૧૦૯] જે ઈર્ષ્યા કરતો નથી, દયા રાખે છે, પોતે દુર્બળ હોવાથી બીજાની સાથે વિરોધ કરતો નથી, મર્યાદા છોડીને કદી બોલતો નથી અને કોઈ ઉલટું બોલે છે તો ક્ષમા કરે છે, તેવો પુરુષ પ્રશંસા પામે છે.[૧૧૦] જે કદી ઉદ્ધત વેષ ધારણ કરતો નથી, પોતાનાં પરાક્રમને આગળ કરી બીજાની નિંદા કરતો નથી અને પોતે ખીજાયો હોય છતાં જે બીજાને જરા પણ કડવાં વચન કહેતો નથી, તે પુરુષને લોકો સદા પ્રિય ગણે છે.[૧૧૧] જે મનુષ્ય શાંત થયેલા વૈરને ફરી જગાડતો નથી, (ચઢતી થતાં) ગર્વ કરતો નથી, ( પડતી થવાથી ) ઓલવાઇ જતો નથી અને 'હું દુર્બળ સ્થિતિમાં છું" એમ માનીને અયોગ્ય કામ કરતો નથી, તેને આર્યપુરુષો ઉત્તમ શીલવાળો કહે છે.[૧૧૨] જે પોતાને સુખ મળતાં હર્ષઘેલો થતો નથી, બીજાને દુઃખ પડતાં રાજી થતો નથી અને કોઇપણ વસ્તુ આપ્યા પછી પશ્ચાત્તાપ કરતો નથી, તેને લોકોમાં આર્યશીલ સત્પુરુષ કહેવામાં આવે છે.[૧૧૩] જે પુરુષ જૂદા જૂદા દેશના આચાર, જૂદી જૂદી ભાષાના ભેદો, જાતિના ધર્મો અને ઉત્તમ અધમના વિવેકને જાણે છે, તે ઐશ્વર્ય મેળવવાની ઇચ્છાથી જ્યાં જાય છે, ત્યાં સર્વદા સમાજનું અધિપતિપણું કરે છે.[૧૧૪] દંભ, મોહ, મત્સર, પાપકૃત્ય, રાજાને અપ્રિય હોય તે, ચાડી, સમુદાયસાથે વૈર, મત્ત,ઉન્મત્ત તથા દુર્જનસાથે વાદ, એટલાંનો જે ત્યાગ કરે છે તે બુદ્ધિમાન તથા શ્રેષ્ઠ ગણાય છે.[૧૧૫]

દાન, હોમ,દેવકૃત્ય, મંગલ કર્મો, પ્રાયશ્ચિત્તો અને વિવિધ લૌકિક ભાષણો–એટલું જે નિત્ય કરે છે, તેનો દેવતાઓ અભ્યુદય કરે છે.[૧૦૫] જે મનુષ્ય વિવાહ, મિત્રતા, વ્યવહાર અને વાતચિત પોતાના સમાનની સાથે કરે છે–હલકાની સાથે કરતો નથી અને પોતાના કરતાં અધિક ગુણવાળાનો સત્કાર કરે છે, તે વિદ્વાનની નીતિ ઉત્તમ પ્રકારે સિદ્ધિ પામે છે.[૧૧૬,૧૭] જે મનુષ્ય આશ્રિતજનોને વહેંચી આપ્યા પછી પોતે માપસર ભોજન કરે છે, ઘણું કામ કરીને થોડી ઉંઘ લે છે અને શત્રુઓ પણ યાચના કરે તો તેઓને પણ આપે છે, તે વશ ચિત્તવાળા મનુષ્યને અનર્થો ત્યજી જાય છે.[૧૧૮] જે મનુષ્યનું કરવા ધારેલું કામ તથા અપકારને બીજા લોકો જરા પણ જાણતા નથી અને જે મસલતને ગુપ્ત રાખી સારી રીતે કાર્યને પાર પાડે છે, તેનું કામ જરા પણ બગડતું નથી.[૧૧૯] જે સર્વ પ્રાણીને શાંતિ મળે એ હેતુથી યત્ન કરે છે,સાચો છે,કોમળ છે, માન આપનારો અને શુદ્ધ ભાવવાળો છે, તે પોતાની જ્ઞાતિમાં,ઉત્તમ ખાણમાં ઉત્પન્ન થયેલા તેજસ્વી મહામણિની પેઠે અત્યંત પ્રસિદ્ધ થાય છે.[૧૨૦] જે પોતાનું દુષ્કર્મ બીજાએ ન જાણ્યું હોય છતાં પોતે પોતાની મેળેજ અત્યંત લજવાય છે, તે નિર્મળ મનવાળો ચાલાક પુરુષ સર્વ લોકનો ગુરુ થાય છે અને પોતાના તેજવડે અનંત તેજસ્વી સૂર્યના જેવો પ્રકાશે છે.[૧૨૧]

હે અંબિકાપુત્ર! શાપવડે બળી ગયેલા રાજા પાંડુના પાંચ પુત્રો, જેઓ પાંચ ઇંદ્રના જેવા છે, વનમાં ઉત્પન્ન થયા છે અને બાળક હોઇને તમારાથીજ ઉછરીને મોટા થયા છે તથા

કેળવાયા છે, તેઓ તમારી આજ્ઞાનું પાલન કરે છે.[૧૨૨] હે તાત! તમે તેઓને યોગ્ય રાજ્યભાગ આપીને આનંદથી પુત્રોની સાથે સુખી થાઓ. હે નરેંદ્ર! પછી દેવોમાંથી અને મનુષ્યોમાંથી કોઇ પણ તમારા ઉપર શંકા લાવશે નહિ.[૧૨૩]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ પ્રજાગર પર્વમાં "વિદુરનીતિવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૩ મો સમાપ્ત.**

## અધ્યાય ૩૪ મો

### વિદુરનીતિ ( ચાલુ )

**॥ धृतराष्ट्र उवाच ॥**

**जाग्रतो दह्यमानस्य यत्कार्यमनुपश्यसि॥**
**तद्ब्रूहि त्वं हि नस्तात धर्मार्थकुशलोह्यसि ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યા:–હે તાત વિદુર! મને ઉંઘ આવતી નથી અને હું ચિંતારૂપી અગ્નિથી બળું છું, માટે તમે જે કાર્ય કરવા યોગ્ય જોતા હો તે કહો;કારણકે અમારામાં તમે ધર્મ તથા અર્થમાં કુશળ છો.[૧] હે ઉદાર ચિત્તવાળા વિદુર! તમે જે યુધિષ્ઠિરને હિતકારી તથા કૌરવોને શ્રેયસ્કર માનતા હો તે સર્વ વિચારપૂર્વક સારીરીતે મને કહો.[૨] હું પોતાનાં પૂર્વે કરેલાં પાપોને જોઇને તથા પાપવડે પડનારાં દુઃખોથી ઉદ્વેગ પામીને વ્યાકુળ અંતઃકરણથી તમને પૂછું છું; માટે હે જ્ઞાનવાન! તમે, અજાતશત્રુ યુધિષ્ઠિર શું કરવા ધારે છે તે સર્વ મને ખરેખરૂં કહો.[૩]

વિદુર બોલ્યા:–જેનો પરાભવ ન થાય એવી આપણી ઇચ્છા હોય, તેને વગરપૂછ્યે પણ હિતવાત કહેવી.પછી તે શુભ હોય કે અશુભ હોય, રુચિકર હોય કે અરુચિકર હોય; માટે હે રાજા! કૌરવોને જે હિતકારક થાય એવું કલ્યાણકાર તથા ધર્મયુક્ત વચન હું તમને કહું છું, તે તમે સાંભળો.[૪,૫] હે ભારત! જે કર્મો કપટભરેલાં હોય અને અયોગ્ય ઉપાયોથી સિદ્ધ થતાં હોય તેવાં કર્મોમાં તમે મન રાખો નહિ;[૬] તેમજ ઉપાયવડે સિદ્ધ થાય તેવું કામ ઉપાયપૂર્વક કરતાં પણ સિદ્ધ થાય નહિ, ત્યારે બુદ્ધિમાન મનુષ્યે તેમાટે મનમાં ગ્લાનિ લાવવી નહિ.[૭] પ્રયોજનવાળાં કાર્યોમાં પ્રથમ પ્રયોજનોની અપેક્ષા રાખવી અને તે પ્રયોજનોના નિશ્ચય પછી કાર્યનો આરંભ કરવો–આવેશવડે સહસા કામ કરવું નહિ.[૮] કામના પ્રયોજનનો, તેના પરિણામનો અને પોતાના ઉદ્યમનો સારીપેઠે વિચાર કર્યા પછી જો તે કામ સિદ્ધ થાય એમ હોય તો કરવું, નહિ તો કરવું નહિ.[૯] જે રાજા પોતાનાં થાણાંઓ, નફો, ટોટો, ભંડાર, દેશની સ્થિતિ અને દંડ–એનાં નિશ્ચિત પ્રમાણને જાણતો નથી, તે રાજ્યપર ટકતો નથી;[૧૦] પરંતુ જે રાજા ઉપર જણાવેલી બાબતોમાં શાસ્ત્રોક્ત પ્રમાણોને જાણે છે અને ધર્મ તથા અર્થ જાણવામાં તત્પર રહે છે, તે રાજ્ય ભોગવે છે.[૧૧] પોતાને રાજ્ય મળી ચૂક્યું છે એમ માનીને અયોગ્ય રીતે વર્તવું નહિ;કેમકે વૃદ્ધાવસ્થા જેમ ઉત્તમ રૂપનો નાશ કરે છે, તેમ અવિનય લક્ષ્મીનો નાશ કરે છે.[૧૨] માછલું, ખાવાના ઉત્તમ પદાર્થથી ઢંકાયલી લોઢાની આંકડીને લોભથી ગળી જાય છે, પણ તે પોતાનો વિનાશ કરશે એમ વિચારતું નથી; (અને મરે છે.)[૧૩] માટે સુખની ઇચ્છા રાખનારાએ, પોતાથી જે સુખથી ખાઇ શકાય, ખાધા પછી સારીરીતે પચે અને પરિણામે હિત આપનારૂં થાય, તેજ ખાવું. (અર્થાત પાંડવોનું રાજ્ય તમે ગળી જવા ધારો છો, પણ તેથી વિનાશ થશે, માટે તે કાઢી નાખો.)[૧૪] જે મનુષ્ય ઝાડનાં કાચાં ફળ તોડી લે છે, તેને તે ફળોમાંથી રસ મળતો નથી અને ઝાડનાં બીજનો પણ નાશ થાય છે;[૧૫] પરંતુ જે મનુષ્ય સમયવડે મોટું થઇને પાકેલું ફળ લે છે, તેને ફળમાંથી રસ મળે છે અને બીજમાંથી ફરી ફળ મળે છે.[૧૬] જેમ ભમરો પુષ્પોનું રક્ષણ કરીને તેમાંથી મધ લઇ લે છે, તેમ બુદ્ધિમાને, મનુષ્યોને પીડયાવિના તેઓથી દ્રવ્ય સંપાદન કરવું.[૧૭] માળી જેમ બગીચામાંનાં ઝાડ ઉપરથી ફળફૂલ વીણી લે છે, પણ ઝાડનાં મૂળ કાપી નાખતો નથી, તે પ્રમાણે રાજાએ વર્તવું; પણ કોયલા પાડનારાની પેઠે

સમૂળ નાશ કરવો નહિ.[૧૮] 'આ કામ કરવાથી મને શું ફળ મળશે ? અને ન કરવાથી શું ફળ થશે ?' એ પ્રમાણે કામનો વિચાર કર્યા પછી પુરુષે તેમાં નફો જણાય તો કરવું, નહિ તો કરવું નહિ.[૧૯] કેટલાંક કાર્યો સર્વદા એવાં અપ્રાપ્ય હોય છે કે, તે સંબંધી કરેલો પુરુષાર્થ નિરર્થક જાય છે, માટે તેવાં કાર્યોનો આરંભજ કરવો નહિ.[૨૦]

સ્ત્રી જેમ નપુંસક પતિને ચાહતી નથી, તેમ જે રાજાની કૃપા અને ક્રોધ નિષ્ફળ છે, તે રાજાને પ્રજા ચાહતી નથી.[૨૧] કેટલાંક કામો એવાં હોય છે કે, તેના આરંભમાં થોડી મહેનત કરી હોય છે તો પછી તે મહાફળ આપે છે. તેવાં કામોનો ડાહ્યો મનુષ્ય ઝટ આરંભ કરે છે, તેમાં અંતરાય નાખતો નથી.[૨૨] જે રાજા પ્રેમપૂર્ણ તથા સરળ દૃષ્ટિથી સર્વ પ્રજા તરફ જુએ છે, તે શાન્ત બેસી રહે તોપણ પ્રજા તેના ઉપર પ્રીતિ રાખે છે.[૨૩] જે ઝાડ ફૂલથી ભરેલું હોય છતાં ફળ દેખાડે નહિ, ફળવાળું હોય છતાં એકદમ ચઢાય નહિ તેવું હોય અને પાકયું ન હોય છતાં પાકેલા જેવું જણાય છે, તે ઝાડ કદી નાશ પામતું નથી. (તાત્પર્ય કે, રાજાએ પુષ્પવાળા વૃક્ષની પેઠે વાણી તથા નેત્રથી કૃપા દેખાડતા રહેવું; પણ સેવકને ધન આપીને વધારી દેવો નહિ. સફળ થવા છતાં એકદમ ફળ હાથમાં ન આવ્યું હોય તેવા થવું–અર્થાત એકદમ સેવકને વશ થઇ જવું નહિ; અને પોતાનામાં બળ હોય નહિ છતાં બહારથી બળવાન જેવા દેખાવું, એટલે તેનો કદાપિ નાશ થતો નથી.)[૨૪] જે રાજા નેત્ર, મન, વાણી તથા કર્મ–એ ચાર પ્રકારથી લોકોને પ્રસન્ન રાખે છે, તેના ઉપર લોકો પણ પ્રસન્ન રહે છે.[૨૫] પારધીથી જેમ મૃગ ત્રાસ પામે, તેમ જે રાજાથી પ્રાણીઓ ત્રાસ પામે છે, તે રાજાને સમુદ્રપર્યંતની પૃથ્વીનું રાજ્ય મળતાં પણ તે નાશ પામે છે.[૨૬] જે રાજા બાપદાદાના રાજ્યને પ્રાપ્ત થયો હોય, છતાં જો તે અન્યાયથી વર્તતો હોય તો, વાયુ જેમ વાદળો આગળ જઇને તેનો નાશ કરે છે, તેમ તે રાજા પોતાનાં કર્મોવડે તે રાજ્યનો નાશ કરે છે.[૨૭] પ્રથમથીજ સજ્જનોએ આચરણ કરેલા ધર્મપ્રમાણે ચાલનારા રાજાના રાજ્યકાળમાં પૃથ્વી ધનથી ભરપૂર અને ઐશ્વર્યને વધારનારી થઇને વૃદ્ધિ પામે છે;[૨૮] પરંતુ જો રાજા ધર્મનો ત્યાગ કરીને અધર્મથી વર્તે છે, તો તેજ પૃથ્વી અગ્નિમાં નાખેલા ચામડાની પેઠે સંકોચાય છે–અર્થાત બહુ ફળ આપતી નથી.[૨૯] શત્રુના દેશને પાયમાલ કરવામાં જે પ્રયત્ન કરવામાં આવે છે, તેવોજ યત્ન પોતાના દેશના રક્ષણને માટે રાજાએ કરવો.[૩૦] ધર્મથી રાજ્ય મેળવવું અને ધર્મથી તેનું પરિપાલન કરવું; કારણકે ધર્મથી મેળવેલી લક્ષ્મી જતી નથી અને ઓછી પણ થતી નથી.[૩૧] જેમ પથરામાંથી સોનું લેવામાં આવે છે, તેમજ સર્વમાંથી–રે, ગાંડાના પ્રલાપમાંથી અને બાળકના બડબડાટમાંથી પણ સાર ગ્રહણ કરવો.[૩૨] ઉંછવૃત્તિથી જીવનારો જેમ ખેતરમાં પડેલાં ડુંડાંઓ વીણી લે છે, તેમ શાણા મનુષ્યે સુભાષિત, સૂક્તિ અને સદાચરણનો જ્યાં–ત્યાંથી સંગ્રહ કરતા રહેવું.[૩૩] ગાયો ગંધથી જુએ છે; બ્રાહ્મણો વેદથી જુએ છે; રાજાઓ દૂતોદ્વારા જુએ છે અને બીજાં મનુષ્યો નેત્રથી જુએ છે.[૩૪] જે ગાય કષ્ટથી દોહવા દે છે, તેને બહુ માર પડે છે; પરંતુ જે ગાય સારી રીતે દોહવા દે છે, તેને કોઇ આંગળી પણ અડકાડતું નથી.[૩૫] જે તપાવ્યાવિના નમે છે, તેને કોઈ તપાવતું નથી; જેમકે જે લાકડું પોતેજ વળેલું હોય છે, તેને વાળવામાટે કોઇ તપાવતું નથી.[૩૬] આ દૃષ્ટાંત પ્રમાણે ડાહ્યા મનુષ્યે બળવાનને નમીને ચાલવું; કારણકે જે બળવાનને નમે છે, તે બળના અધિષ્ઠાતા દેવ ઇંદ્રનેજ પ્રણામ કરે છે.[૩૭] પશુઓનો રક્ષક મેઘ છે, રાજાઓના સહાયક મંત્રીઓ છે, સ્ત્રીઓના સહાયક પતિઓ છે અને બ્રાહ્મણોના સહાયક વેદ છે.[૩૮] સત્યથી ધર્મનું, અભ્યાસથી વિદ્યાનું, તેલનું મર્દન તથા સ્નાન વગેરેથી રૂપનું અને સદ્‌વર્તનથી કુળનું રક્ષણ થાય છે.[૩૯] માપવાથી ધાન્યનું રક્ષણ થાય છે, રોજ રોજ ફેરવવાથી ઘોડાનું રક્ષણ થાય છે, વારંવાર દેખરેખ રાખવાથી ગાયોનું રક્ષણ થાય છે અને હલકી કિંમતનાં ઠાઠવિનાનાં લૂગડાં પહેરાવવાથી

સ્ત્રીઓનું રક્ષણ થાય છે.[૪૦]

મારૂં માનવું છે કે, સારા કુળમાં જન્મેલો મનુષ્ય જો દુરાચરણી હોય તો તે માનને માટે યોગ્ય નથી; પણ નીચ કુળમાં જન્મેલો જો સદાચરણી હોય તો તે શ્રેષ્ઠ છે.[૪૧] જે મનુષ્ય પારકાના ધનની, રૂપની, પરાક્રમની, કુળની, વંશની,સુખની, સૌભાગ્યની અને સન્માનની ઈર્ષ્યા કરે છે, તેને અત્યંત પીડા થયા કરે છે.[૪૨] જે મનુષ્ય ન કરવા યોગ્ય કાર્ય કરવાથી ડરે છે, કરવા યોગ્ય કામ છોડી દેવાથી ડરે છે અને વગર સમયે મસલત ફુટી જવાથી ડરે છે, તેણે જેનાથી મદ થાય તેવું પીવું નહિ—અર્થાત લોભાદિ મોદક વૃત્તિઓનો આશ્રય કરવો નહિ.[૪૩] વિદ્યામદ, ધનમદ અને ત્રીજો કુટુંબમદ,આ ત્રણ ગર્વિષ્ઠોને મદરૂપ, પણ એજ સજ્જનોને ઇંદ્રિયનિગ્રહરૂપ છે.[૪૪] સજ્જનોએ કોઇએક કાર્યમાં કદાચ અસજ્જનોની સહાય માગી હોય, એટલે તે અસજ્જનો તેઓનું સ્વરૂપ પણ કાર્ય કર્યાવિનાજ, પોતે દુર્જનતરીકે પ્રખ્યાત હોવા છતાં પોતાને સુજન માની લે છે.[૪૫] જ્ઞાનીઓનો આધાર સંત છે, સંતનો આધાર સંત છે અને અસત્પુરુષોનો આધાર પણ સંત છે; પરંતુ સત્પુરુષોનો આધાર અસત્પુરુષ નથી.[૪૬] સારાં વસ્ત્રવાળાને સભામાં માન મળે છે, ગાયવાળાની મિષ્ટ ભોજનની આશા પૂર્ણ થાય છે, વાહનવાળો માર્ગને જિતે છે અને શીલવાન મનુષ્યે સર્વ જિત્યું છે.[૪૭]પુરુષમાં શીલ મુખ્ય છે. તે જેનું નાશ પામે છે, તેને જીવન, ધન અને બંધુઓનું શું પ્રયોજન છે?[૪૮] હે ભરતશ્રેષ્ઠ! શ્રીમંતોના ભોજનમાં માંસ મુખ્ય હોય છે; મધ્યમોના ભોજનમાં ગોરસ મુખ્ય હોય છે અને દરિદ્રોના ભોજનમાં તેલ મુખ્ય હોય છે;[૪૯]પરંતુ ખરી રીતે દરિદ્રીઓજ સર્વદા અતિમધુર અન્ન ખાય છે; કારણકે ભૂખ અન્નમાં મીઠાશ લાવે છે અને તે ભૂખ શ્રીમંતોને બહુ દુર્લભ હોય છે.[૫૦] હે રાજા! ઘણું કરીને જગતમાં શ્રીમંતોમાં ભોજન કરવાની શક્તિ રહેતી નથી—અર્થાત્ થોડું ખાતાંજ અપચાના ભોગ થઇ પડે છે; અને દરિદ્રીઓને તો લાકડાં ખાય તોપણ પચી જાય છે.[૫૧] અધમ લોકોને ખાવા ન મળવાનો ભય રહે છે, મધ્યમોને મરણનો ભય હોય છે અને ઉત્તમ મનુષ્યોને તો અપમાનનોજ મહાભય હોય છે.[૫૨] મદ્યપાનવગેરે જે મદો છે, તે સર્વ કરતાં ઐશ્વર્યનો મદ મહાખરાબ છે; કારણકે ઐશ્વર્યના મદથી છકી ગયેલો મનુષ્ય છેક પડયાવિના જાગ્રત થતો નથી.[૫૩]

સૂર્યાદિ ગ્રહો જેમ નક્ષત્રોને તાપ આપે છે, તેમ વિષયોમાં પ્રવર્તતી નિગ્રહવિનાની ઇંદ્રિયો લોકોને તાપ આપે છે.[૫૪] સ્વાભાવિકરીતેજ આત્માને ખેંચી જનારા આ પાંચ ઈંદ્રિયવર્ગથી જે જિતાઈ જાય છે, તેની આપત્તિઓ શુક્લ પક્ષના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામે છે.[૫૫] જે રાજા પોતાના મનને વશ કર્યાવિના અમાત્યોને વશ કરવા ઇચ્છે છે અને અમાત્યોને વશ કર્યાવિના શત્રુઓને જિતવાની ઇચ્છા કરે છે, તે નિરુપાય થઇને છેવટે નાશ પામે છે;[૫૬] માટે જે રાજા પ્રથમ પોતાના મનનેજ શત્રુરૂપ માનીને જિતે છે અને તે પછી અમાત્યોને તથા શત્રુઓને જિતવા ઇચ્છે છે, તેની વિજયેચ્છા નિષ્ફળ જતી નથી.[૫૭] જિતેંદ્રિય, મનોનિગ્રહી, અપરાધીનેજ દંડ કરનારો અને વિચારપૂર્વક કામ કરનારો એવો જે ધીર પુરુષ છે, તેને લક્ષ્મી સારીપેઠે સેવે છે.[૫૮] હે રાજા! પુરુષનું શરીર એ રથ છે, આત્મા સારથી છે અને ઇંદ્રિયો ઘોડા છે. જેમ કેળવેલા સારા ઘોડાઓવાળા રથમાં બેસીને રથી સુખે પ્રયાણ કરે છે, તેમ સાવધાન ધીર પુરુષ ઇંદ્રિયરૂપી ઘોડાઓને વશ રાખી સુખથી આયુષ્ય વ્યતીત કરે છે;[૫૯] પણ સ્વાધીન ન રહેનારા ઉદ્ધત ઘોડાઓ જેમ નઠારા સારાથને માર્ગમાં નાશ પમાડે છે, તેમ એ ઇંદ્રિયો, વશ ન રાખી હોય તો આત્માને નાશ પમાડવા પણ સમર્થ છે.[૬૦]જે મૂર્ખ મનુષ્યે ઇંદ્રિયો જિતી નથી,તે દુઃખને સુખ, અનર્થને અર્થ અને અર્થને અનર્થ માને છે.[૬૧] જે મનુષ્ય ધર્મ તથા અર્થનો ત્યાગ કરીને ઇંદ્રિયોને અધીન થાય છે,તે થોડા સમયમાંજ લક્ષ્મી,પ્રાણ,

ધન તથા સ્ત્રીથી રહિત થાય છે.[૬૨] જે ધનનો ધણી હોય છતાં ઇંદ્રિયોનો ધણી ન હોય, તે ઇંદ્રિયો સ્વાધીન ન હોવાથી ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે.[૬૩] મન, બુદ્ધિ અને ઇંદ્રિયોને નિયમમાં રાખીને બુદ્ધિવડે આત્માને ઓળખવો; કારણકે બુદ્ધિજ આત્માનો બંધુ છે અને બુદ્ધિજ આત્માનો શત્રુ છે.[૬૪] જે બુદ્ધિવડે આત્મા જિતાય છે—ઓળખાય છે, તે બુદ્ધિજ આત્માનો—જીવનો બંધુ છે; અને જેનાથી જીવનું સ્વરૂપ ઓળખાતું નથી તે શત્રુ છે. આ રીતે બુદ્ધિમાંજ શત્રુતા અને મિત્રતા બન્ને ભાવો નક્કીપણે રહેલા છે.[૬૫] બારીક છિદ્રવાળી જાળમાં બંધાયલાં બે મોટાં માછલાંઓ જેમ જાળને કાપી નાખે છે, તેમજ હે રાજા! કામ અને ક્રોધ, એ બન્ને બુદ્ધિમાં રહીને બુદ્ધિનો નાશ કરે છે.[૬૬] જે મનુષ્ય ધર્મ તથા અર્થને અનુસરીને જયનાં સાધનો એકઠાં કરે છે, તે સાધનસંપન્ન નિત્ય સુખ ભોગવે છે.[૬૭] જે રાજા માનસિક પાંચ ઈંદ્રિયરૂપી આંતરશત્રુઓને જિત્યાવિના બીજા બહારના શત્રુઓને જિતવાની ઇચ્છા રાખે છે, તેનો શત્રુઓ પરાભવ કરે છે.[૬૮] (રાવણ જેવા) પરાક્રમી રાજાઓ ઐશ્વર્યવિલાસના યોગથી ઇંદ્રિયોને વશ રાખવા અસમર્થ થઇને (સીતાહરણ વગેરે) અયોગ્ય કર્મો કરીને બંધનમાં પડેલા જણાય છે.[૬૯] સૂકાં લાકડાંની સાથે રહીને જેમ લીલું લાકડું પણ બળી જાય છે, તેમ પાપ કરનારાની સંગતિથી નિષ્પાપ મનુષ્યને પણ પાપીના જેટલી શિક્ષા થાય છે; માટે પાપીઓનો સંગ કરવો નહિ.[૭૦] શબ્દાદિક પાંચ વિષયોમાં આડે રસ્તે કૂદી પડનારા પાંચ ઇંદ્રિયરૂપી પોતાના શત્રુઓને જે મોહને લીધે તાબામાં રાખતો નથી, તે મનુષ્યને આપત્તિ ગળી જાય છે.[૭૧] મત્સરરહિતપણું, સરળતા, શુદ્ધતા, સંતોષ, પ્રિય ભાષણ, ઇંદ્રિયનિગ્રહ, સત્ય અને શાંતિ, એ ગુણો દુરાત્માઓમાં હોતા નથી.[૭૨] હે ભારત! આત્મજ્ઞાન, શાંતિ, સહનશક્તિ, નિત્યધર્મનિષ્ઠા, અસંબદ્ધ પ્રલાપથી સુરક્ષિત વાણી અને દાન, એ ગુણો નીચ મનુષ્યોમાં હોતા નથી.[૭૩] મૂર્ખલોકો કઠોર ભાષણ અને નિંદા કરીને જ્ઞાતાઓને દુઃખ દે છે; પરંતુ ક્ષમા કરનારા જ્ઞાતાનું પાપ તે બોલનારાને પ્રાપ્ત થાય છે અને જ્ઞાતા પોતે પાપથી મુક્ત થાય છે.[૭૪] દુર્જનોનું બળ હિંસા છે; રાજાઓનું બળ દંડવિધાન છે, સ્ત્રીઓનું બળ સેવા છે અને ગુણવાનોનું બળ ક્ષમા છે.[૭૫] હે રાજા! વાણીને નિયમમાં રાખવી, એ બહુ કઠિન કામ છે; પણ ચમત્કારવાળું અને અર્થયુક્ત ઘણું બોલતાં આવડવું એ તો અશક્યજ લાગે છે.[૭૬] હે રાજન્! સુભાષિત વાણી અનેક કલ્યાણ આપે છે, પરંતુ તેજ વાણી દુષ્ટ ભાષણ કરનારી થતાં અનર્થ આપનારી થાય છે.[૭૭] બાણોથી વીંધાયલું અથવા કુહાડીથી કપાયલું વન ફરી અંકુરિત થઇને પૂર્વના જેવું થાય છે, પરંતુ નિંદાયુક્ત દુર્ભાષણથી છેદાયલું મન ફરી અંકુરિત થતું નથી.[૭૮] કર્ણિ, નાલીક, નારાચ વગેરે બાણો શરીરમાં લાગેલાં કઢાય છે,પણ વાણીરૂપી બાણ બહાર કઢાતું નથી; કારણકે તે હૃદયમાંજ ખુંપી બેસે છે.[૭૯] વાણીરૂપી બાણો મુખમાંથી નીકળીને બીજે કંઇ ન જતાં સામાના મર્મમાંજ પેસી જાય છે; અને તેનાથી ઘવાયલો મનુષ્ય રાત્રિદિવસ શોક કરે છે, માટે ડાહ્યા મનુષ્યે એ વાગ્બાણ બીજાપર વાપરવાં નહિ.[૮૦]

દેવો, જે પુરુષનો પરાભવ કરવા ઇચ્છે છે, તેની બુદ્ધિને તેઓ હરે છે, એટલે તેને સર્વ કંઇ વિપરીતજ સૂઝે છે.[૮૧] જ્યારે વિનાશ થવાનો હોય છે,ત્યારે કલુષિત થયેલી બુદ્ધિમાં અન્યાય ન્યાય જેવો ભાસે છે અને તે હૃદયમાંથી ખસતો નથી.[૮૨] હે ભરતશ્રેષ્ઠ! ઉપર જણાવ્યા પ્રમાણે તમારા પુત્રોની બુદ્ધિ વિપરીત થઇ ગઇ છે અને પાંડવોના વિરોધને લીધે તમે પણ તેમને ઓળખતા નથી.[૮૩] હે ધૃતરાષ્ટ્ર! તમારી આજ્ઞા પ્રમાણે વર્તનારા યુધિષ્ઠિર ત્રણ લોકના પણ રાજા થાય તેવાં લક્ષણોથી યુક્ત છે, ભાગ્યને લીધે તમારા સર્વ પુત્રો કરતાં શ્રેષ્ઠ છે,તેજ તથા બુદ્ધિવાળા છે અને ધર્મ તથા અર્થનાં રહસ્યને જાણે છે; માટે તે રાજા થાય તેમ કરો.[૮૪,૮૫] ધર્મધારીઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર દયાળુપણાથી, કોમળ-

તાથી તથા તમારા ઉપર વડીલપણાની બુદ્ધિથી બહુ કલેશોને સહન કરે છે.૮૬

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ પ્રજાગર પર્વમાં " વિદુરનીતિવાક્ય " એ વિષયનો અધ્યાય ૩૪ મો સમાપ્ત.

# અધ્યાય ૩૫ મો

## વિદુરનીતિ (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**ब्रूहि भूयो महाबुद्धे धर्मार्थसहितं वचः ।**
**शृण्वतो नास्ति मे तृप्तिर्विचित्राणीह भाषसे ॥१॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે મહાબુદ્ધિમાન વિદુર! તમે ફરીથી ધર્મ તથા અર્થયુક્ત વચન કહો; કારણકે તમે અદ્‌ભુત ભાષણ કરો છો, તે સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.૧

વિદુર બોલ્યાઃ–સર્વ તીર્થોમાં સ્નાન કરવું અને પ્રાણીમાત્ર ઉપર સમદૃષ્ટિ રાખવી, આ બન્ને સમાન થાય છે, અથવા સમદૃષ્ટિ વિશેષ શ્રેષ્ઠ ગણાય છે;૨ માટે હે રાજા! તમે પોતાના પુત્રો ( કૌરવ તથા પાંડવો ) ઉપર નિત્ય સમદૃષ્ટિ રાખો. એ પ્રમાણે વર્તવાથી તમે આ લોકમાં ઉત્તમ કીર્તિ પામીને, મરણ પછી સ્વર્ગમાં જશો.૩ હે પુરુષવ્યાઘ્ર! જ્યાંસુધી મનુષ્યની પવિત્ર કીર્તિ આ લોકમાં ગવાય છે, ત્યાંસુધી તે મનુષ્ય સ્વર્ગલોકમાં સન્માન પામે છે.૪ આ વિષયમાં કેશિનીને માટે વિરોચનનો સુધન્વાની સાથે થયેલો સંવાદરૂપ પુરાતન ઇતિહાસ ઉદાહરણતરીકે કહેવાય છે, તે સાંભળો.૫

હે રાજા! કેશની નામની અતુલ રૂપવાળી કન્યા પોતાને શ્રેષ્ઠ પતિ મળે એ ઇચ્છાથી સ્વયંવરમંડપમાં આવી.૬ તે વખતે દૈત્યપુત્ર વિરોચન તે કેશિનીને મેળવવાની ઇચ્છાથી ત્યાં આવ્યો, ત્યારે કેશિનીએ તે દૈત્યેંદ્રને પૂછ્યું.૭

કેશિની બોલીઃ–' હે વિરોચન! બ્રાહ્મણો શ્રેષ્ઠ હશે કે દૈત્યો શ્રેષ્ઠ હશે ? જો બ્રાહ્મણો શ્રેષ્ઠ હોય તો સુધન્વા બ્રાહ્મણ ઉત્તમ આસન ઉપર શામાટે ન બેસે ?'૮

વિરોચન બોલ્યોઃ–' હે કેશિનિ! અમે પ્રજાપતિથી ઉત્પન્ન થયા છીએ, માટે સર્વ કરતાં અતિશય શ્રેષ્ઠ છીએ. આ સર્વ લોક અમારાજ છે, એટલે અમારી આગળ દેવો અથવા બ્રાહ્મણો કોણ ?'૯

કેશિની બોલીઃ–' હે વિરોચન! આ સ્વયંવરમંડપમાંજ આપણે બન્ને આ વાતની ખાત્રી કરીએ. કાલે સવારે સુધન્વા અહીં આવનારો છે. તે વખતે તમને બન્નેને હું એકઠા મળેલા જોઇશ.'૧૦

વિરોચન બોલ્યોઃ–' હે કલ્યાણિ! હે ભીરુ! તું જેમ કહે છે તેમ હું કરીશ. કાલે સવારે સુધન્વાને અને મને એકઠા મળેલા તું જોજે.'૧૧

વિદુર બોલ્યાઃ–હે મહારાજા! હે વિભો! તે રાત્રિ વીત્યા પછી સૂર્યમંડળનો ઉદય થતાંજ જ્યાં કેશિનીની સાથે વિરોચન બેઠો હતો, તે સ્થાનમાં સુધન્વા આવ્યો.૧૨ હે ભરતશ્રેષ્ઠ! સુધન્વા વિરોચન અને કેશિની પાસે આવ્યો. કેશિનીએ બ્રાહ્મણને આવેલો જોઇ, ઉઠીને તેને આસન, પગ ધોવાનું જળ તથા અર્ઘ્ય આપીને તેનું સન્માન કર્યું.૧૩ ( એટલામાં વિરોચને, ' સુવર્ણાસન ઉપર મારી સાથે બેસો,' એવી સુધન્વાને પ્રાર્થના કરી ત્યારે) સુધન્વા બોલ્યોઃ–' હે પ્રહ્લાદપુત્ર! હું તારા સુવર્ણમય શ્રેષ્ઠ આસનનો માત્ર સ્પર્શ કરીશ; પણ તારા સમાન થઇને હું તારી સાથે એક આસનપર બેસીશ નહિ.'૧૪

વિરોચન બોલ્યોઃ–' હે સુધન્વા! તારેમાટે તો પાટલો, સાદડી અથવા દર્ભનું સારૂં આસનજ યોગ્ય છે. તું મારી સાથે એક આસનપર બેસવા યોગ્ય નથીજ!'૧૫

સુધન્વા બોલ્યોઃ–' પિતા પુત્ર, બે બ્રાહ્મણ, બે ક્ષત્રિય, બે વૃદ્ધ વૈશ્ય અને બે શૂદ્ર–એ બબ્બે એકસાથે આસનપર બેસી શકે; પરંતુ એ સિવાય બીજા એકબીજાના આસનપર બેસી શકે નહિ.૧૬ હું બેઠો હોઉં તે વખતે તારો પિતા મારા પગ આગળ ઉભો રહીનેજ મારી સેવા કરે છે; પરંતુ તું હજી બાળક છે અને ઘરમાં લાડથી ઉછર્યો છે, તેથી કંઇ જાણતો નથી.'૧૭

વિરોચન બોલ્યો:-'હે સુધન્વા ! સુવર્ણ, ગાય, ઘોડા વગેરે જે ધન અમારા અસુરો પાસે છે,તે શરતમાં મૂકીને આપણે બન્ને કોઈ જાણકાર પુરુષ હોય તેને એ વિષે પ્રશ્ન પૂછીએ.'૧૮

સુધન્વા બોલ્યો:-' હે વિરોચન!તારૂં સુવર્ણ, ગાય અને ઘોડા-એ સર્વ તારી પાસેજ રહો. આપણે તો બન્નેના પ્રાણની શરત કરીને જે જાણકાર હોય તેને પ્રશ્ન પૂછીએ.'૧૯

વિરોચન બોલ્યો:-' આપણે બન્ને પ્રાણની શરત કરીને કોને પૂછવા જઇશું ? કારણ કે હું દેવોની આગળ તથા મનુષ્યોની આગળ કદી પણ ઉભો રહીશ નહિ.'૨૦

સુધન્વા બોલ્યો:-' આપણે પ્રાણની શરત કરીને તારા પિતાની આગળજ જઇશું; કારણ કે પ્રહ્લાદ, પુત્રને માટે પણ અસત્ય બોલશે નહિ, એ નક્કી છે.'૨૧

વિદુર બોલ્યાઃ-આ પ્રમાણે ક્રોધે ભરાયલા વિરોચન તથા સુધન્વા પ્રાણની શરત કરીને તેજ વખતે જ્યાં પ્રહ્લાદ બેઠા હતા ત્યાં ગયા.૨૨ તેઓને જોઇને પ્રહ્લાદ બોલ્યા:-' આજસુધી જે કદી સાથે ચાલ્યા નથી, તે આ બન્ને ક્રોધ પામેલા ઝેરી બે સર્પની પેઠે એકજ માર્ગથી અહીં આવતા જણાય છે, ઠીક.૨૩ હે વિરોચન!તમે બન્ને પહેલાં સાથે ફરતા ન હતા અને આજે આમ સાથે કેમ ફરો છો? હું તને પૂછું છું કે, તને સુધન્વાની સાથે મૈત્રી થઇ છે શું ?''૨૪

વિરોચન બોલ્યો:-' મારે સુધન્વા સાથે મૈત્રી નથી, પણ અમે બન્નેએ પ્રાણની શરત કરી છે; માટે હે પ્રહ્લાદ ! હું સત્ય પૂછું છું, તેથી તમે પ્રશ્નનો મિથ્યા ઉત્તર આપશો નહિ.' ૨૫

પ્રહ્લાદ બોલ્યા:-'હે બ્રહ્મન્ ! તમે પૂજવા યોગ્ય છો. રે, કોઇ સુધન્વાને માટે જળ, મધુપર્ક તથા મધુપર્કને માટે પુષ્ટ કરેલી શ્વેત ગાય લઈ આવો.'૨૬

સુધન્વા બોલ્યો:-જળ તથા મધુપર્ક મને માર્ગમાંજ અર્પણ કર્યું છે-અર્થાત પ્રશ્નના નિર્ણયથીજ તે પ્રાપ્ત થયેલું હું માનીશ. હે પ્રહ્લાદ! હું પ્રશ્ન કરૂં છું, તેનો તમે સત્ય ઉત્તરજ આપો. તે પ્રશ્ન એ છે કે, બ્રાહ્મણો શ્રેષ્ઠ કે વિરોચન?

પ્રહ્લાદ બોલ્યા:-' હે બ્રહ્મન્ ! એક તરફ મારો પુત્ર અને બીજી તરફ સાક્ષાત્ તમે અહીં બેઠા છો; આવી સ્થિતિમાં વિવાદ કરતા તમો બન્નેના પ્રશ્નનો ઉત્તર મારા જેવો શી રીતે આપી શકે ?'૨૮

સુધન્વા બોલ્યો:-' હે બુદ્ધિમાન! તમે ગાય તથા બીજું જે પ્રિય ધન હોય તે તમારા ઔરસ પુત્રનેજ આપજો; પણ તમારે વિવાદ કરતા અમને બન્નેને સત્ય કહેવુંજ જોઈએ.'૨૯

પ્રહ્લાદ બોલ્યા:-' હે સુધન્વા ! હું પૂછું છું કે, જે મનુષ્ય વાદનો ખરો અથવા ખોટો કંઇજ નિકાલ આપે નહિ, અથવા ખોટો નિકાલ આપે, તો તેને કયું દુઃખ પ્રાપ્ત થાય ?'૩૦

સુધન્વા બોલ્યો:-'જેના ઉપર શોક્ય આવી હોય એવી સ્ત્રીને, જુગારમાં સર્વસ્વ હારેલાને અને ભાર ઉપાડવાથી જેનું અંગ કળતું હોય તેને, જેવી દુઃખમય રાત કાઢવી પડે છે, તેવીજ રાત અન્યાયયુક્ત બોલનારાને કાઢવી પડે છે.૩૧ પોતાના નગરમાંજ કેદ પડેલો, ક્ષુધાથી વ્યાકુળ થયેલો અને દરવાજાબહારજ પુષ્કળ શત્રુઓ જોનારો જે દુઃખ પામે છે, તે દુઃખ ખોટી સાક્ષી પૂરનારાને પ્રાપ્ત થાય છે. ૩૨ સામાન્ય પશુને માટે ખોટું બોલનારો પોતાના પાંચ પૂર્વજોને નરકમાં નાખે છે; ગાયને માટે ખોટું બોલનારો દશ પૂર્વજોને નરકમાં નાખે છે; ઘોડાને માટે ખોટું બોલનારો સો પૂર્વજોને નરકમાં નાખે છે; પુરુષને માટે ખોટું બોલનારો હજાર પૂર્વજોને નાખે છે; ૩૩ સોનાને માટે ખોટું બોલનારો થયેલાને તથા થનારા વંશજોને નરકમાં નાખે છે અને પૃથ્વીને માટે ખોટું બોલનારો સર્વનો નાશ કરે છે;માટે તમે પૃથ્વીતુલ્ય કેશિનીને માટે ખોટું બોલશો નહિ.'૩૪

પ્રહ્લાદ બોલ્યા:-હે વિરોચન ! આ સુધન્વાના પિતા અંગિરા મારા કરતાં શ્રેષ્ઠ છે, સુધન્વા તારા કરતાં શ્રેષ્ઠ છે અને એની માતા તારી માતા કરતાં શ્રેષ્ઠ છે; માટે સુધન્વાએ તને જિત્યો છે.૩૫ હે વિરોચન ! આ સુધન્વા તારા પ્રાણનો

સ્વામી છે. હવે હે સુધન્વા ! તમે મને વિરોચન પાછો આપો, એમ હું ઇચ્છું છું.[૩૬]

સુધન્વા બોલ્યોઃ–હે પ્રહ્લાદ ! જેથી તમે ધર્મનો સ્વીકાર કર્યો છે અને પુત્રલોભને લીધે ખોટું બોલ્યા નથી, તેથી તમારો દુર્લભ પુત્ર હું તમને પાછો આપું છું.[૩૭] હે પ્રહ્લાદ ! આ તમારો પુત્ર વિરોચન મેં આપ્યો છે, એણે મારી સમક્ષ કુમારી કેશિનીના (લગ્નની રીત પ્રમાણે હળદરથી) પગ ધોવા–અર્થાત્ એણેજ કેશિની સાથે લગ્ન કરવાં. [૩૮]

વિદુર બોલ્યાઃ–માટે હે રાજેંદ્ર ધૃતરાષ્ટ્ર ! તમારે પૃથ્વીને માટે ખોટું બોલવું યોગ્ય નથી. પુત્રને માટે અસત્ય બોલીને તમે પુત્રો તથા અમાત્યોની સાથે નાશ ન પામો. [૩૯] દેવો, ગોવાળોની પેઠે હાથમાં લાકડી લઇને રક્ષણ કરતા નથી; પણ તેઓ જેનું રક્ષણ કરવા ઇચ્છે છે,તેની બુદ્ધિમાં વધારો કરે છે.[૪૦] પુરુષ જેમ જેમ કલ્યાણકર્મ કરવામાં મન જોડે છે, તેમ તેમ તેના સર્વ અર્થો સિદ્ધ થાય છે, એમાં સંશય નથી.[૪૧] કપટથી વર્તનારો કપટી મનુષ્ય વેદવેત્તા હોય, તોપણ તેને તે વેદો પાપથી તારતા નથી; પણ પાંખ ઉગેલાં પક્ષીઓ જેમ માળાને છોડી જાય છે, તેમ વેદો એનો અંતકાળે ત્યાગ કરી જાય છે.[૪૨] મદિરાપાન, કલેશ, ઘણા સાથે વેર, પતિપત્નીવચ્ચે વિયોગ પડાવવો, જ્ઞાતિમાં ભેદ પડાવવો, રાજા જેનો દ્વેષ કરતો હોય તેની સંગતિ, સ્ત્રીપુરુષનો કલેશ અને નિંદાપાત્ર માર્ગ એ છોડી દેવાં, એમ વિદ્વાનો કહે છે.[૪૩] હાથની રેખા વગેરે જોનારો સામુદ્રિક, પહેલાં ચોર હોય અને પછી વેપારી થયેલો અથવા ખોટાં માપવાળો વાણીઓ, સળીથી અથવા પાસા વગેરેથી શકુન વગેરે કહીને બીજાને ધૂતનાર, વૈદ્ય, શત્રુ, મિત્ર અને નાચનારીનો દાસ, એ સાતને સાક્ષીમાં લેવા નહિ. [૪૪] અગ્નિહોત્ર, ધ્યાન, અધ્યયન અને યજ્ઞ આ ચાર અભય આપનારાં છે, પરંતુ એજ ચાર જો ઉલટી રીતે દંભથી કરવામાં આવ્યાં હોય તો ભય આપનારાં થાય છે. [૪૫] ઘર બાળનાર, ઝેર દેનાર, *ભગભક્ષક, સોમલતા વેચનાર, બાણ બનાવનાર, નક્ષત્ર સૂચવનાર, મિત્રદ્રોહી, પરસ્ત્રી સેવનાર, ગર્ભપાત કરાવનાર, ગુરુની સ્ત્રી સાથે ગમન કરનાર, બ્રાહ્મણ હોઇને મદ્યપાન કરનાર, અતિ ક્રૂર, ઘામાં ચાંચો મારનાર કાગડાની પેઠે બીજાને દુઃખમાં વધારે ડુબવનાર, પરલોકાદિ ન માનનાર, વેદની નિંદા કરનાર, ગામોટ, જેનો જનોઇ દેવાનો સમય જતો રહ્યો હોય તે, ખેડુત, અને જે પોતે સમર્થ છતાં તથા 'રક્ષણ કર' એમ કહેવા છતાં મારી નાખે તે–આ સર્વે બ્રહ્મહત્યા કરનારાના જેવા પાતકી છે.[૪૬–૪૮] ઘાસની જ્વાળાવડે અંધારામાં રહેલી વસ્તુ જણાય છે, વર્તન ઉપરથી મનુષ્યના ધાર્મિકપણાની પરીક્ષા થાય છે, વ્યવહારથી સાધુતા જણાય છે, ભયના પ્રસંગમાં શૂરાની પરીક્ષા થાય છે, નાણાંની આપત્તિમાં ધીરજવાનની પરીક્ષા થાય છે, સંકટમાં મિત્રોની અને આપત્તિમાં શત્રુઓની પરીક્ષા થાય છે.[૪૯] વૃદ્ધાવસ્થા રૂપને હરણ કરે છે, આશા ધૈર્યને હરણ કરે છે, મૃત્યુ પ્રીતિને હરણ કરે છે, ઈર્ષ્યા ધર્માચરણને હરણ કરેછે,ક્રોધ લક્ષ્મીને હરણ કરે છે, નીચની સેવા શીલને હરણ કરે છે, કામ લજ્જાને હરણ કરે છે અને અભિમાન સર્વનો નાશ કરે છે. [૫૦] લક્ષ્મી મંગળકર્મો કરવાથી ઉત્પન્ન થાય છે, પ્રૌઢતાથી વધે છે, દક્ષતાથી મૂળ નાખે છે અને મનોનિગ્રહથી સ્થિર થાય છે.[૫૧] બુદ્ધિ, કુલીનતા, ઇંદ્રિયનિગ્રહ, શાસ્ત્રજ્ઞાન, પરાક્રમ, માપસર ભાષણ યથાશક્તિ દાન અને કૃતજ્ઞતા–આ આઠ ગુણો પુરુષને દીપાવે છે. [૫૨] હે તાત! આ મહાન મહિમાવાળા આઠ ગુણોનો, પોતાના બળવડે, એક ગુણ આશ્રયરૂપ છે. તે એ કે, રાજા જ્યારે મનુષ્યનો સત્કાર કરે છે, ત્યારે પૂર્વોક્ત સર્વ ગુણોને એ રાજસન્માનરૂપી ગુણ શોભાવે છે.[૫૩] હે રાજા! યજ્ઞ, દાન, અધ્ય-

*ધણી જીવતો હોય ત્યારે જે સ્ત્રી વ્યભિચારથી પુત્ર ઉત્પન્ન કરે, તેને 'કુંડ' કહેવામાં આવે છે; અને તેવા કુંડ પુરુષના નિમિત્તે અથવા આધારે જે પુરુષ પોતાની આજીવિકા ચલાવે તેને 'ભગભક્ષક' કહેવામાં આવે છે.

યન, તપ, ઇંદ્રિયનિગ્રહ, સત્ય, સરળતા અને અક્રૂરતા—આ આઠ ગુણો મનુષ્યલોકમાં સ્વર્ગલોકના દર્શક છે. એમાંના ચાર ગુણો સજ્જનોમાં સ્વાભાવિક હોય છે અને ચાર ગુણોને સજ્જનો અનુસરે છે. યજ્ઞ, દાન, અધ્યયન અને તપ—આ ચાર સજ્જનો જોડે જોડાયલાં છે અને ઇંદ્રિયનિગ્રહ, સત્ય સરલતા તથા અક્રૂરતા—આ ચારને સજ્જનો અનુસરે છે.[૫૪,૫૫] યજન, અધ્યયન, દાન, તપ, સત્ય, ક્ષમા, દયા અને ઉદારતા—આ આઠ પ્રકારનો ધર્મનો માર્ગ કહેલો છે. [૫૬] એમાંના પ્રથમના ચારનો વર્ગ દંભને માટે પણ સેવન કરાય છે અને પાછલા ચારનો વર્ગ મહાત્માસિવાય બીજામાં રહેતો નથી. [૫૭] જેમાં વૃદ્ધો નથી તે સભા નથી, જેઓ ધર્મ કહેતા નથી તે વૃદ્ધો નથી, જેમાં સત્ય નથી તે ધર્મ નથી અને જે છળભરેલું છે, તે સત્ય નથી.[૫૮] સત્ય, સૌમ્ય રૂપ, શાસ્ત્રાભ્યાસ, દેવોપાસન, કુલીનતા, શીલ, બળ, ધન, શૌર્ય અને યુક્તિવાળું વચન—આ દશ સ્વર્ગના હેતુ છે. [૫૯] પાપકીર્તિવાળો મનુષ્ય પાપ કરીને પાપનુંજ ફળ ભોગવે છે; અને પુણ્યકીર્તિવાળો મનુષ્ય પુણ્ય કરીને અત્યંત પુણ્યનેજ ભોગવે છે; [૬૦] માટે સદાચારી પુરુષે પાપ કરવું નહિ. વારંવાર કરાતું પાપ બુદ્ધિનો નાશ કરે છે;[૬૧] અને નષ્ટ બુદ્ધિવાળો પુરુષ નિત્ય પાપકર્મજ કર્યા કરે છે. વારંવાર કરાતું પુણ્યબુદ્ધિની વૃદ્ધિ કરે છે અને બુદ્ધિવૃદ્ધ પુરુષ નિત્ય પુણ્યકર્મજ કર્યા કરે છે. પુણ્ય કરનારો પુણ્યકીર્તિ સંપાદન કરીને પુણ્યસ્થાનમાં જાય છે, માટે પુરુષે સાવધાન થઇને પુણ્યનુંજ સેવન કરવું. ઈર્ષ્યાળુ, બીજાના મર્મને દુઃખ આપનાર, અપ્રિય વાણીવાળો, વૈરકર્તા અને શઠ—એ મનુષ્યોને પાપાચરણ કરવાથી થોડા સમયમાંજ મોટું કષ્ટ પ્રાપ્ત થાય છે; [૬૨-૬૪] પણ ઈર્ષ્યારહિત તથા ડહાપણવાળા પુરુષને સર્વદા સારાં કામો કરવાથી મહાન કષ્ટ આવતું નથી અને તે સર્વત્ર દીપી નીકળે છે. જે વિદ્વાનો પાસેથી ડહાપણજ મેળવે છે, તે પંડિત છે; કારણકે તે ડાહ્યો મનુષ્ય ધર્મ તથા અર્થ સંપાદન કરીને સુખથી જીવન ગાળે છે. [૬૫,૬૬]

દિવસે તેજ કામ કરવું, કે જેનાથી રાત્રે સુખથી રહી શકાય; આઠ માસમાં તે કામ કરવું, કે જેનાથી ચોમાસાના ચાર માસ સુખથી રહેવાય;[૬૭] પ્રથમ વયમાં તે કરવું, કે જેનાથી વૃદ્ધાવસ્થામાં સુખે રહેવાય અને જીવતાંસુધી તે કામ કરવું, કે જેનાવડે મરણ પછી સુખમાં રહેવાય. સારી રીતે પચી જાય, તેવા અન્નની નિર્દોષ રીતે જુવાની ગયા પછી આધેડ વયની થયેલી સ્ત્રીની, સંગ્રામ જિતીને આવેલા શૂરાની અને તત્ત્વજ્ઞાની થયેલા તપસ્વીની ડાહ્યા મનુષ્યો પ્રશંસા કરે છે.[૬૮,૬૯] જે મનુષ્ય અધર્મથી મળેલા ધનવડે છિદ્ર ઢાંકવા જાય છે, તેનું તે છિદ્ર ઢંકાતું નથી, પણ તેથી બીજું છિદ્ર ઉઘાડું પડે છે.[૭૦] વશ ચિત્તવાળા મનુષ્યને ગુરુ શિક્ષા કરે છે, દુરાત્માઓને રાજા અને ગુપ્ત પાપ કરનારાઓને વૈવસ્વત યમ શિક્ષા કરે છે.[૭૧] ઋષિઓનું, નદીઓનું, કુળોનું, મહાત્માઓનું અને સ્ત્રીઓનાં દુશ્ચરિત્રનું માહાત્મ્ય જાણી શકાતું નથી.[૭૨] હે રાજા! બ્રાહ્મણોની પૂજા કરવામાં તત્પર, દાતા, પોતાની જ્ઞાતિઓસાથે સરળતાથી વર્તનાર અને શીલસંપન્ન ક્ષત્રિય લાંબા કાળસુધી રાજ્ય કરે છે.[૭૩] શૂરો, વિદ્વાન તથા સેવા કરી જાણનારો, આ ત્રણ પુરુષો સુવર્ણના પુષ્પવાળી પૃથ્વીનાં સુવર્ણપુષ્પો વીણી લે છે.[૭૪] હે ભારત! બુદ્ધિથી સાધ્ય થતાં કામો શ્રેષ્ઠ છે, બાહુબળથી સાધ્ય થતાં કામો મધ્યમ છે અને કપટવડે સાધ્ય થતાં કામો અધમ છે તથા જે કામો સિદ્ધ કરતાં માથે સંકટ આવી પડે, તે અતિ અધમ છે.[૭૫]

હે રાજા! દુર્યોધન, શકુનિ, મૂર્ખ દુઃશાસન તથા કર્ણને રાજ્યભાર સોંપીને તમે કેવી રીતે ઐશ્વર્યની ઇચ્છા રાખો છો?[૭૬] હે ભરતશ્રેષ્ઠ! પાંડવો સર્વ ગુણોથી સંપન્ન છે અને તમારાપ્રત્યે પિતૃદૃષ્ટિ રાખીને વર્તે છે, માટે તમે તેઓપ્રત્યે પુત્રદૃષ્ટિથી વર્તો.[૭૭]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ પ્રજાગર પર્વમાં “ વિદુરહિતવાક્ય ” એ વિષયનો અધ્યાય ૩૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૬ મો
## વિદુરનીતિ ( ચાલુ )

॥ विदुर उवाच ॥

अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ॥
आत्रेयस्य च संवादं साध्यानां चेति नः श्रुतम्॥

વિદુર બોલ્યાઃ–આ સંબંધમાં આત્રેય અને સાધ્યોના સંવાદનો એક પુરાતન ઇતિહાસ ઉદાહરણરૂપે કહેવામાં આવે છે,એવું અમારા સાંભળવામાં છે.[1] પૂર્વે હંસ ( પરિવ્રાજક ) રૂપથી ફરતા,ઉત્તમ વ્રતવાળા તથા મહાબુદ્ધિમાન એવા મહર્ષિ આત્રેયની પાસે જઇને સાધ્યદેવોએ પ્રશ્ન કર્યો હતો.[2]

સાધ્યો બોલ્યાઃ–' હે મહર્ષિ ! અમે સાધ્ય દેવો છીએ. અમે તમારૂં અનુમાન કરી શકતા નથી; તોપણ તમે શાસ્ત્રજ્ઞાનવડે ધીર તથા બુદ્ધિમાન છો, એમ અમે માનીએ છીએ; માટે તમે વિદ્વાનનાં લક્ષણને કહેનારી ઉદાર વાણી અમને કહેવામાટે યોગ્ય છો.'[3]

હંસ બોલ્યાઃ–હે દેવો ! મેં આ કર્તવ્ય ગુરુથી સાંભળ્યું છે કે, ધૈર્ય,સર્વ ઇંદ્રિયોનો જય અને સત્યની પ્રાપ્તિને માટે ધારણા, ધ્યાન તથા સમાધિ–એ સર્વનું અવલંબન કરીને, આત્મા તથા અંતઃકરણની જે અજ્ઞાનને લીધે ગાંઠ પડેલી છે, તેને શિથિલ કરવી; અને પ્રિય તથા અપ્રિય-( સુખ તથા દુઃખ )ને આત્મામાં લય પમાડવાં. (અર્થાત્ પ્રિય–અપ્રિય ધર્મવાળા જે અંતઃકરણનો આત્મામાં આરોપ થયેલો છે,તે અંતઃકરણનો પોતાના અધિષ્ઠાનરૂપ આત્મામાં લય થવાથી જેમ દોરડીમાં દેખાતો સર્પ દોરડીમાં લીન થતાં તેના ભીષણતા વગેરે ધર્મો પણ તેમાંજ લીન થઇ જાય છે,તેમ અંતઃકરણના પ્રિય–અપ્રિય ધર્મોનો પણ આત્મામાંજ લય થઈજાય છે.)[4]કોઇ ગાળો દે તોપણ તેને સામી ગાળ દેવી નહિ, એમ કરવાથી સહન કરનારાનો ક્રોધજ ગાળ દેનારને બાળી મૂકે છે અને તેનું પુણ્ય સહન કરનારાને પ્રાપ્ત થાય છે.[5] બીજાને ગાળો ભાંડવી નહિ, બીજાનું અપમાન કરવું નહિ, મિત્રનો દ્રોહ કરવો નહિ, નીચની સેવા કરવી નહિ, અભિમાની થવું નહિ, નીચ આચરણ કરવું નહિ અને કઠોર તથા ક્રોધવાળી વાણી બોલવી નહિ.[6] આ લોકમાં વાણી બીજા મનુષ્યોનાં મર્મસ્થાનો, અસ્થિઓ, હૃદય અને પ્રાણોને બાળી મૂકે છે; માટે ધર્મમાં આરામ માનનારા પુરુષે ઉદ્ધત કઠોર વાણીનો નિત્ય ત્યાગ કરવો.[7] જે મનુષ્ય મર્મભેદક, ક્રૂર, કઠોર વાણીવાળો તથા વાણીરૂપી કાંટાવડે મનુષ્યને પીડનારો હોય છે,તેને મનુષ્યોમાં મહા હતભાગી સમજવો તથા મુખપર દરિદ્રતા બાંધીને તેને વહન કરનારો જાણવો.[8] બીજો કોઇ, સજ્જનને અગ્નિ તથા સૂર્યના જેવાં પ્રદીપ્ત અને અતિ તીક્ષ્ણ વાગ્બાણવડે અત્યંત વીંધી નાખે, તોપણ શાણા મનુષ્યે, વીંધાતા છતાં અને અત્યંત દાહ થવા છતાં તે સહન કરવાં;તથા માનવું કે, એ મારા પુણ્યમાં વૃદ્ધિ કરે છે.[9] જેમ વસ્ત્ર, જેવા રંગનો સંગ કરે તેવા રંગવાળું થાય છે, તેમ મનુષ્ય પણ સાધુ, અસાધુ, તપસ્વી તથા ચોર એ પૈકી જેની સંગતિ કરે છે, તેના જેવો થાય છે.[10] કોઇએ અતિવાદ કર્યો હોય તોપણ તેની સામે વાદ કરે નહિ અથવા બીજાની પાસે વાદ કરાવે નહિ, કોઇ મારી જાય તોપણ તેને સામો મારે નહિ તેમ બીજાની પાસે તેને મરાવે નહિ અને તેવા પાપીને મારવાની ઇચ્છા પણ કરે નહિ, તેવો મનુષ્ય સ્વર્ગમાં જાય ત્યાં દેવો પણ તેની સ્પૃહા રાખે છે.[11] બોલવા કરતાં મૌન રાખવું એ શ્રેષ્ઠ કહ્યું છે; મૌન કરતાં સત્ય બોલવું તે શ્રેષ્ઠ છે; તેના કરતાં સત્ય તથા પ્રિય ભાષણ શ્રેષ્ઠ છે અને તેવું ભાષણ ધર્માનુરૂપ હોય તો તે તેનાથી પણ શ્રેષ્ઠ છે.[12] પુરુષ જેવાની સાથે બેસે છે, જેવાની સેવા કરે છે અને પોતે જેવો થવા ઇચ્છે છે,તેવો થાય છે.[13] પુરુષ જે જે વિષયથી દૂર થાય છે, તે તે વિષયનાં દુઃખથી મુક્ત થાય છે અને એ પ્રકારે સર્વ વિષયથી મુક્ત થતાં તેને લગાર પણ દુઃખ રહેતું નથી.[14] એવા પુરુષનો કોઈ પરાજય કરતું નથી, એ કોઇનો પરાજય કરવા ઇચ્છતો નથી, કોઈની સાથે વેર કરતો નથી, કોઇનો નાશ કરતો નથી, નિંદા

તથા પ્રશંસામાં સમાનભાવ રાખે છે, શોક કરતો નથી અને હર્ષ પણ કરતો નથી.[૧૫]

જે સર્વનું કલ્યાણ ઇચ્છે છે, કોઇના અકલ્યાણની ઇચ્છા કરતો નથી, સત્ય બોલે છે,કોમળ ભાવ રાખે છે અને ઇંદ્રિયોને વશ રાખે છે, તે ઉત્તમ પુરુષ છે.[૧૬] જે મિથ્યા સાંત્વન કરતો નથી, આપવા કહેલી વસ્તુ આપે છે અને બીજાનાં છિદ્રને જાણે છે,તે મધ્યમ પુરુષ છે.[૧૭] દુઃખવડે ઉપદેશ કરાય તેવો, માર ખાનાર, શસ્ત્રોથી ઘવાતાં પણ ક્રોધને લીધે પાછો ન ફરનાર, કૃતઘ્ની, કોઇનો પણ મિત્ર નહિ અને દુષ્ટ અંતઃકરણવાળો પુરુષ અધમ વૃત્તિવાળો કહેવાય છે.[૧૮] જે કલ્યાણને માટે શ્રેષ્ઠ પુરુષો પર શ્રદ્ધા રાખતો નથી, જેને પોતાનાપર પણ વિશ્વાસ નથી તથા જે મિત્રોનો પણ અનાદર કરે છે, તે અધમ પુરુષ છે.[૧૯] જે મનુષ્યને પોતાની ચઢતીની ઇચ્છા હોય, તેણે ઉત્તમ પુરુષોનીજ સેવા કરવી. સમયે મધ્યમોની સંગતિ કરવી, પણ અધમ પુરુષોની સંગતિ કરવી નહિ.[૨૦] મનુષ્યને નિંદિત બળવડે, નિત્ય ઉદ્યોગવડે, બુદ્ધિની યુક્તિવડે તથા પુરુષાર્થવડે ધન મળે છે ખરું, પરંતુ તેથી તે સારી પ્રશંસા પામતો નથી તથા કુલીનોના આચારને પ્રાપ્ત થતો નથી.[૨૧]

ધૃતરાષ્ટ્રે પૂછયુંઃ–ધર્મ અને અર્થમાં નિષ્ઠાવાળા તથા વિદ્વાન દેવો પણ મહાકુળોની સ્પૃહા કરે છે, માટે હે વિદુર! હું તમને પૂછું છું કે, મહાકુળ કયાંય કહેવાય ?[૨૨]

વિદુર બોલ્યાઃ–તપ, ઇંદ્રિયજય, વેદનું અધ્યયન તથા અધ્યાપન, યજ્ઞકર્મો, પવિત્ર વિવાહો, હમેશાં અન્નદાન તથા સદાચાર–આ સાત ગુણો જે કુળોમાં હોય છે,તે મહાકુળો જાણવાં.[૨૩] જેઓનું સદાચરણ ચલિત થતું નથી, જેઓનું આચરણ માતાપિતાને દુઃખી કરતું નથી, જેઓ પ્રસન્નચિત્તથી ધર્માચરણ કરે છે, કુળની કીર્તિ વધારવા ઇચ્છે છે અને અસત્યનો ત્યાગ કરે છે, તેઓને મહાકુલીન જાણવા.[૨૪] યજ્ઞયાગ ન કરવાથી, નઠારા વિવાહ કરવાથી, વેદનું અધ્યયન ન કરવાથી અને ધર્મનું ઉલ્લંઘન કરવાથી, સારાં કુળો પણ દુષ્કુળ થઈ જાય છે.[૨૫] દેવદ્રવ્યના વિનાશથી, બ્રાહ્મણનું દ્રવ્ય હરણ કરવાથી અને બ્રાહ્મણનું અપમાન કરવાથી મહાકુળો પણ નીચ કુળ થઇ જાય છે.[૨૬] હે ભારત! બ્રાહ્મણોનો તિરસ્કાર કરવાથી, તેઓની નિંદા થી અને થાપણ ઓળવવાથી સારાં કુળો પણ નીચતા પામે છે.[૨૭] જે કુળો પુરુષો,ઢોરઢાંખર તથા ધનથી સંપન્ન હોય, છતાં જો સદાચારથી રહિત હોય, તો તે કુળો ઉચ્ચ કુળમાં ગણાતાં નથી;[૨૮] પરંતુ અલ્પ ધનવાળાં કુળો પણ જો સદાચારથી સંપન્ન હોય, તો તે કુળની ગણનામાં ગણાય છે અને તે મોટો યશ મેળવે છે;[૨૯] માટે સદાચરણનું યત્નથી રક્ષણ કરવું. ધન તો આવે છે અને જાય છે. ધનથી ક્ષીણ થયેલો ક્ષીણ ગણાતો નથી, પણ સદ્વર્તનથી ભ્રષ્ટ થયેલો હમેશને માટે અધમ થઈ જાય છે.[૩૦] રે, જે કુળો વર્તનથી હીન થઇ ગયાં છે, તે કુળો ફરી વિદ્યાથી, પશુઓથી, ઘોડાઓથી અથવા સારી સમૃદ્ધિયુક્ત ખેતીથી પણ ચઢતીમાં આવતાં નથી.[૩૧] અમારા કુળમાં કોઇ વૈર કરનાર થાઓ નહિ, પરદ્રવ્યને હરણ કરનારો રાજા અથવા અમાત્ય થાઓ નહિ, મિત્રદ્રોહી થાઓ નહિ, કપટી થાઓ નહિ, ખોટું બોલનારો થાઓ નહિ તથા પિતૃ, દેવતા અને અતિથિને ભાગ આપ્યા પહેલાં જમનાર કોઇ થાઓ નહિ.[૩૨] અમારામાંથી જે કોઇ બ્રાહ્મણોની હિંસા કરનાર હોય, બ્રાહ્મણોનો દ્વેષ કરનાર હોય અથવા જે ખેતી કરનાર હોય, તે અમારી સભામાં આવો નહિ.[૩૩] અતિથિને બેસવામાટે ઘાસની ચટાઇ, ઉતરવા માટે જમીન, પીવામાટે પાણી અને મધુર વાણી–આ વસ્તુઓ સજ્જનોનાં ઘરોમાંથી કદી ઉચ્છેદ પામતી નથી–અર્થાત સર્વદા મળે છે.[૩૪] હે મહાજ્ઞાની રાજા! ધર્મિષ્ઠ તથા પુણ્યકર્મવાળાં મનુષ્યોને ત્યાં એ સત્કાર કરવાની વસ્તુઓ પરમ શ્રદ્ધાવડે પ્રાપ્ત થાય છે.[૩૫] હે રાજા ! જે પ્રમાણે સ્યંદન નામનું ઝાડ નાનું હોવા છતાં ભાર ઉપાડવામાં સમર્થ છે, તેવાં બીજાં ઝાડો ભાર ઉપાડવામાં સમર્થ નથી; તે પ્રમાણે મહાકુલીન પુરુષો આવનાર પરોણાઓનો ભારસારી

રીતે સહન કરી લે છે. બીજા મનુષ્યોમાં તે સામર્થ્ય નથી.[૩૬]

જે મિત્રના કોપની બીક લાગે છે તથા જે મિત્રની સાથે શંકાપૂર્વક વર્તવું પડે છે, તે મિત્રસંજ્ઞાને પાત્ર નથી; પણ જે મિત્ર સાથે પિતાની પેઠે વિશ્વાસથી વર્તાય છે તેજ મિત્ર છે; બીજા તો સંબંધવાળા ગણાય.[૩૭] જે કોઇ આપણી સાથે સંબંધવિના પણ મિત્રભાવથી વર્તે, તેજ બંધુ, તેજ મિત્ર, તેજ આધાર અને તેજ ગતિરૂપ છે.[૩૮] જે પુરુષનું ચિત્ત ચંચળ છે, જે વૃદ્ધોની સેવા કરતો નથી અને જેની બુદ્ધિ અસ્થિર હોય છે, તે પુરુષનો મિત્રસંગ્રહ નિત્ય અસ્થિર હોય છે.[૩૯] હંસો જેમ સૂકાયલા સરોવરને છોડી દૂર જાય છે, તેમ ચંચળ ચિત્તવાળા, અવિવેકી તથા ઇંદ્રિયોના દાસ થયેલા પુરુષને લક્ષ્મી છોડી દૂર જાય છે.[૪૦] વાદળાં જેમ ક્ષણમાં એકઠાં થાયછે અને ક્ષણમાં નષ્ટ થઇ જાય છે, તેમ દુર્જનોનો એવો સ્વભાવ છે કે, તેઓ કારણવિના એકાએક ક્રોધ કરે છે અને કારણવિનાજ પ્રસન્ન થાય છે.[૪૧] મિત્રોએ પોતાનો સત્કાર કર્યો હોય તથા કામ કરી આપ્યાં હોય છતાં, જેઓ તે મિત્રોનું હિત કરતા નથી, તે કૃતઘ્નીઓ જ્યારે મરી જાય છે, ત્યારે તેઓના શબને માંસભક્ષક પ્રાણીઓ પણ (પોતે તેવાં થઇ જાય એ ડરથી) ખાતાં નથી.[૪૨] પોતાની પાસે ધન હોય અથવા ન હોય, તોપણ મિત્રોની પાસે માગણી કરવીજ જોઇએ; કારણ કે માગણી કર્યાવિના મિત્રોના સારની તથા અસારતાની પરીક્ષા થતી નથી.[૪૩]*

સંતાપથી રૂપ નાશ પામે છે, સંતાપથી બળની હાનિ થાય છે, સંતાપથી જ્ઞાન નષ્ટ થાય છે અને સંતાપથી વ્યાધિ પ્રાપ્ત થાય છે.[૪૪] શોકથી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થતી નથી, શરીર બળે છે અને શત્રુઓ રાજી થાય છે; માટે તમે શોકમાં મન લગાડો નહિ.[૪૫] મનુષ્ય મરે છે અને ફરી જન્મે છે; હીન થાય છે અને ફરી વૃદ્ધિ પામે છે; બીજાની યાચના કરે છે અને ફરી બીજા તેની યાચના કરે છે. વળી તે બીજાનો શોક કરે છે તથા બીજાઓને પોતાનો શોક કરાવે છે.[૪૬] સુખ-દુઃખ, ચઢતી-પડતી, લાભ-હાનિ અને જન્મ-મરણ, આ જોડકાંઓ અનુક્રમથી સર્વને પ્રાપ્ત થાય છેજ; માટે ધીર મનુષ્યે તે સંબંધી હર્ષ માનવો નહિ તેમ શોક પણ કરવો નહિ.[૪૭] પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠ્ઠું મન, એ છ ઇંદ્રિયો ચંચળ છે; તેમાંથી જે જે ઇંદ્રિય જે જે વિષયમાં આસક્ત થાય છે તે તે ઇંદ્રિયદ્વારા પુરુષની બુદ્ધિ નિત્ય પાણીભરેલા કાણા ઘડામાંથી પાણીની પેઠે ઝરી જાય છે."[૪૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ-" કાષ્ઠમાં રૂંધાયલા અગ્નિની પેઠે સૂક્ષ્મ ધર્મથી રૂંધાયલા યુધિષ્ઠિર રાજા સાથે મેં કપટથી વર્તન કર્યું છે, તેથી તે યુદ્ધ કરીને મારા મૂર્ખ પુત્રોનો અંત આણશે.[૪૯] એ ઉપરથી મને આ સર્વ જગત ઉદ્વેગભર્યું લાગે છે અને મારૂં મન પણ નિત્ય ભયભીત રહે છે; માટે હે મહામતિ ! જે પદ ભયરહિત તથા અચળ હોય તે તમે મને કહો."[૫૦]

વિદુર બોલ્યાઃ-" હે નિષ્પાપ! જ્ઞાન, તપ, ઇંદ્રિયનો નિગ્રહ તથા લોભના ત્યાગવિના બીજાથી તમને શાંતિ પ્રાપ્ત થાય, એમ હું જોતો નથી.[૫૧] આત્મજ્ઞાનવડે પુરુષ સંસારના ભયને દૂર કરે છે, તપવડે તેને સદ્ગુરુ, શાસ્ત્ર વગેરે મળે છે, ગુરુસેવાથી ગ્રંથોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે અને ચિત્તવૃત્તિના નિરોધરૂપી યોગવડે શાંતિ મળે છે;[૫૨] તેમજ તે શાંતિ પ્રાપ્ત થતાં મોક્ષાધિકારી પુરુષો, દાન તથા વેદાધ્યયનના પુણ્યની એટલે તેનાં સ્વર્ગાદિ ફળની કામના ન રાખતાં રાગ તથા દ્વેષથી રહિત થઇને પૃથ્વીપર સંચાર કરે છે.[૫૩] સારા અધ્યયનની, સારા યુદ્ધની, સારાં કર્મની તથા સારાં તપની અંતે મનુષ્યને સુખ મળે છે.[૫૪]

હે રાજા ! જ્ઞાતિથી ભિન્ન થયેલા પુરુષો

* આ શ્લોકમાં **'અર્થયેદેવ'** એવો પાઠ છે, પરંતુ બીજા પુસ્તકમાં **'અર્થયદેવ'** એવો પાઠ છે અને તે આ શ્લોક સાથે બંધબેસતો આવે છે; તેમજ મરાઠી ભાષાંતરમાં પણ તેજ લીધેલો જોવામાં આવે છે, તેથી અહીં તે પાઠને અનુસરીને અર્થ આપ્યો છે.

ઉત્તમ બિછાનાવાળી શય્યા ઉપર પણ કદી ઉંઘતા નથી, સ્ત્રીના સમાગમમાં પણ પ્રીતિ અનુભવતા નથી અને ભાટચારણોની સ્તુતિઓથી પણ પ્રસન્ન થતા નથી.[૫૫] જ્ઞાતિથી ભિન્ન થયેલાઓ કદી ધર્માચરણ કરતા નથી, આ જગતમાં સુખ પામતા નથી, ગૌરવ પામતા નથી અને શાંતિને પસંદ કરતા નથી.[૫૬] વળી હે રાજા ! જ્ઞાતિથી ભિન્ન થયેલાઓને હિતકારક કહેલું રુચતું નથી, તેઓનું યોગક્ષેમ ચાલતું નથી અને વિનાશવિના બીજું પરિણામ જણાતું નથી.[૫૭] ગાયોમાં દૂધ વગેરે ગોરસની, બ્રાહ્મણમાં તપની, સ્ત્રીઓમાં ચપળતાની અને જ્ઞાતિથી ભયની સંભાવના રાખવી.[૫૮] નાના નાના ઘણા તથા સરખા તાંતણાઓ એકઠા થવાથી મજબૂત થઈને મોટા પ્રયાસને સહન કરે છે. સજ્જનોના સંબંધમાં આ ઉદાહરણ છે.[૫૯] હે ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર ! બળતાં લાકડાંઓ છૂટાં પડવાથી ધૂમાય છે અને એકઠાં થવાથી બળે છે, એજ વાત જ્ઞાતિને લાગુ પડે છે.[૬૦] હે ધૃતરાષ્ટ્ર ! જેઓ બ્રાહ્મણો ઉપર, સ્ત્રીઓ ઉપર, જ્ઞાતિ ઉપર અને ગાયો ઉપર શૂરાતન દાખવે છે, તેઓ પાકેલું ફળ જેમ ડીટાંમાંથી ખરીને નીચે પડે તેમ પડે છે.[૬૧] એકલું ઉગેલું ઝાડ મોટું હોય, બળવાન હોય તથા ઉંડાં મૂળવાળું હોય, તોપણ વાયુ તેને શાખાસહિત એક ક્ષણમાં ઉખેડી નાખવા સમર્થ થાય છે;[૬૨] પરંતુ પાસે પાસે ઉગેલાં મૂળવાળાં ઝાડો જથાબંધ હોવાથી એકબીજાના આશ્રયને લીધે પ્રચંડ વાયુને પણ સહન કરે છે.[૬૩] એજ પ્રમાણે મનુષ્ય ગુણોથી સંપન્ન હોય છતાં એકલો હોય, તો વાયુ જેમ એકલા ઉગેલા ઝાડને ઉપાડી નાખે તેમ શત્રુઓ તેને ઉપાડી નાખવો શકય માને છે.[૬૪] જ્ઞાતિઓ તો એકબીજાના જોરથી તથા આશ્રયથી સરોવરમાં રહેલાં કમળોની પેઠે વૃદ્ધિ પામે છે.[૬૫] બ્રાહ્મણ, ગાય, જ્ઞાતિ, બાળક, સ્ત્રી, જેઓનું અન્ન પોતે ખાતો હોય તે અને જેઓ શરણે આવ્યા હોય તે, અવધ્ય ગણાય છે.[૬૬]

હે રાજા ! તમારૂં કલ્યાણ થાઓ. મનુષ્યમાં શ્રીમંતાઈવિના અને આરોગ્યતાવિના એકે ગુણ નથી; કારણ કે રોગીઓ તો મરણ પામેલા જેવાજ છે.[૬૭] હે મહારાજ ! વગરવ્યાધિએ અરુચિ કરનાર, માથામાં વેદના કરનાર, પાપ સાથે સંબંધ રાખનાર, કઠોર, તીક્ષ્ણ, ઉષ્ણ, સજ્જનોએ પીવાયોગ્ય અને અસજ્જનો જેને પી શકતા નથી,એવા ક્રોધને તમે પી જાઓ અને સારી પેઠે શાંત થાઓ.[૬૮] રોગથી પીડાયલાઓ પુત્ર, પશુ વગેરેનો આદર કરતા નથી, વિષયોમાં ઇષ્ટ—અનિષ્ટનો વિવેક જાણતા નથી અને દુઃખી થયેલા તે રોગીઓ સર્વદા ધનનો ભોગ તથા તેનું સુખ પણ જાણતા નથી.[૬૯]

હે રાજા! પૂર્વે દ્યૂતમાં દ્રૌપદીને જિતેલી જોઇને મેં તમને કહ્યું હતું કે, પંડિતો દ્યૂતક્રીડાનો ત્યાગ કરે છે, માટે તમે જુગારની રમતમાંથી દુર્યોધનને વારો; પરંતુ તમે મારૂં કહેવું કર્યું નહિ.[૭૦] સરળ પ્રકૃતિવાળાની સાથે વિરોધ કરવા કામ લાગે તે બળ કહેવાય નહિ. ધર્મ સૂક્ષ્મ છે અને તે આગ્રહથી સેવવા જેવો છે. ક્રૂરની પાસે આવેલી લક્ષ્મી નાશ પામે છે અને તેજ લક્ષ્મી સરળ પુરુષને હાથે વૃદ્ધિ પામી, પુત્ર તથા પૌત્રપર્યંત પહોંચે છે.[૭૧] હે રાજા! તમારા પુત્રો પાંડવોનું પાલન કરો અને પાંડવો તમારા પુત્રોનું પાલન કરો. બન્નેમાંથી એકના જે શત્રુ તથા મિત્ર તે બીજાના પણ તેમજ ગણાઓ અને બન્નેનાં કાર્ય પણ એકસરખાંજ થાઓ. આ પ્રમાણે કરીને સર્વ કુરુવંશીઓ સમૃદ્ધિવાળા થઇ સુખથી જીવો.[૭૨] હે અજમીઢના રાજા! તમે આજે કૌરવોના નેતા છો. આ કુરુકુળ તમારે આધીન છે; માટે હે તાત ! વનવાસથી બહુ દુઃખી થયેલા બાળક પાંડવોનું તમે પાલન કરો અને પોતાના યશનું રક્ષણ કરો.[૭૩] હે કૌરવરાજ! તમે પાંડવોની સાથે સંધિ કરો; શત્રુઓ તમારીવચ્ચે ભેદની ઇચ્છા ન કરો. સર્વે પાંડવો સત્યનું અવલંબન કરીને રહેલા છે;માટે હે નરેંદ્ર! તમે દુર્યોધનને યુદ્ધથી અટકાવો.[૭૪]

અધ્યાય ૩૬ મો સમાપ્ત.

# અધ્યાય ૩૭ મો
## વિદુરનીતિ (ચાલુ)
### ॥ विदुर उवाच ॥

**सप्तदशेमान् राजेन्द्र मनुः स्वायंभुवोऽब्रवीत्॥**
**वैचित्रवीर्य पुरुषानाकाशं मुष्टिभिर्घ्नतः ॥१॥**

વિદુર બોલ્યાઃ–હે વિચિત્રવીર્યના પુત્ર ! હે રાજેંદ્ર! હવે પછી કહેવામાં આવતા સત્તર પુરુષોને સ્વાયંભુવ મનુએ મુષ્ટિથી આકાશને પ્રહાર કરનારા,મેઘમાં રહેલા ન નમાવી શકાય તેવા ઇંદ્રધનુષને નમાવનારા, અથવા સૂર્ય, ચંદ્ર વગેરેનાં ન ગ્રહણ કરાય તેવાં કિરણોને પકડનારા–અર્થાત અતિ મૂર્ખ કહ્યા છે.[૧,૨] જે ઉપદેશ કરવા યોગ્ય ન હોય તેને ઉપદેશ કરનારો, અલ્પ લાભથી સંતોષ માનીને બેસી રહેનારો, જે [૩]પોતાના કાર્યને માટે વારંવાર શત્રુની સેવા કરનારો, [૪] સ્ત્રીઓને સાચવ્યા કરવાથી પોતાનું કલ્યાણ માનનારો, [૫] યાચના ન કરવા જેવાની યાચના કરનારો, [૬] બડાઈ મારનારો,[૭] સારા કુળમાં જન્મીને અયોગ્ય કામ કરનારો,[૮] પોતે નિર્બળ હોવા છતાં બળવાનની સાથે નિત્ય વૈર રાખનારો,[૯] અશ્રદ્ધાળુને હિતની વાત કહેનારો,[૧૦] ન ઇચ્છવા જેવી વસ્તુની ઈચ્છા રાખનારો,[૧૧] સસરો હોઇને વહુની ઠઠ્ઠામશ્કરી કરનારો,[૧૨] વહુના પિતા વગેરેથી આપત્તિમાં રક્ષણ મેળવીને તેઓથીજ માનની ઇચ્છા રાખનારો,[૧૩] પરસ્ત્રીમાં અથવા પરક્ષેત્રમાં બીજ વાવનારો,[૧૪] સ્ત્રીની સાથે વારંવાર લડાઇટંટો કરનારો,[૧૫] વસ્તુ લીધા પછી મને યાદ નથી એમ કહેનારો,[૧૬] વાણીથી આપવાનું કહ્યા પછી યાચક યાચના કરે એટલે દાન આપ્યાવિનાજ બડાઈ મારનારો[૧૭] અને ખોટાને ખરૂં ઠરાવનારો, આ સત્તર જણાને હાથમાં પાશ ધારણ કરનારા યમદૂતો નરકમાં લઈજાય છે.[૩–૬]

જે મનુષ્ય જેનાપ્રત્યે જેવું વર્તન રાખે, તેના પ્રત્યે તે મનુષ્યે તેવુંજ વર્તન રાખવું, એ ધર્મ છે. કપટી સાથે કપટથી અને સદાચરણની સાથે સદાચારથી વર્તવું.[૭] ઘડપણ રૂપનો,આશા ધૈર્યનો, મૃત્યુ પ્રાણોનો, ઈર્ષ્યા ધર્માચરણનો, કામ લજ્જાનો, નીચની સેવા સદ્વર્તનનો, ક્રોધ લક્ષ્મીનો અને અભિમાન સર્વનો નાશ કરે છે.[૮]

ધૃતરાષ્ટ્રે પૂછયુંઃ–જ્યારે સર્વ વેદોમાં પુરુષને સો વર્ષના આયુષ્યવાળો કહ્યો છે, ત્યારે શા કારણથી તે આ લોકમાં સર્વ આયુષ્ય ભોગવતો નથી?[૯]

વિદુર બોલ્યાઃ–હે રાજા! તમારૂં કલ્યાણ થાઓ! મહા અભિમાન, મર્યાદારહિત ભાષણ, મોટો અપરાધ, ક્રોધ, એકલપેટાપણું અને મિત્રદ્રોહ, આ છ કારણોજ તીક્ષ્ણ તરવારોસમાન હોઇને દેહધારીઓના આયુષ્યને કાપે છે અને મનુષ્યોનો નાશ કરે છે; મૃત્યુ નાશ કરતું નથી.[૧૧] જે વિશ્વાસુની સ્ત્રીનો સંગ કરે છે, જે ગુરુપત્નીનો સમાગમ કરે છે, જે બ્રાહ્મણ થઇને શૂદ્રાનો સમાગમ કરે છે, જે બ્રાહ્મણ મદિરાપાન કરે છે, જે ગામોટનું કામ કરે છે, જે વૃત્તિનો નાશ કરે છે, જે દ્વિજો પાસે દાસપણું કરાવે છે અને જે શરણે આવેલાને હણે છે, તે સર્વ બ્રહ્મહત્યા કરનારાના જેવોજ છે.એઓનો સંસર્ગ થાય તો પ્રાયશ્ચિત્ત કરવું એવી વેદાજ્ઞા છે.[૧૨,૧૩]વિદ્યાવાન,નીતિવેત્તા, દાતા, પંચયજ્ઞ કર્યા પછી શેષ રહેલું અન્ન જમનારો, કોઇને દુઃખ ન આપનારો, અનર્થકારક કૃત્ય ન કરનારો, કરેલા ઉપકારને લક્ષ્યમાં રાખનારો, સત્યનિષ્ઠ અને સૌમ્ય વર્તનવાળો વિદ્વાન પુરુષ સ્વર્ગલોકમાં જાય છે.[૧૪] હે રાજા! મીઠું લાગે તેવું બોલનારા પુરુષો હમેશાં સુલભ છે; પરંતુ અપ્રિય છતાં હિતકારક વચનો કહેનાર દુર્લભ છે અને સાંભળનાર પણ દુર્લભજ છે.[૧૫] જે પુરુષ ધર્મ તરફ દૃષ્ટિ રાખીને પોતાના સ્વામીને પ્રિય લાગશે કે અપ્રિય, તેની દરકાર ન રાખતાં અપ્રિય છતાં હિતકારક વચન કહે છે, તેનાથીજ રાજા સહાયવાન છે.[૧૬] કુળના ભલાને માટે એક પુરુષનો ત્યાગ કરવો, ગામને માટે કુળનો ત્યાગ કરવો, દેશને માટે ગામનો ત્યાગ

કરવો અને પોતાને માટે પૃથ્વીનો પણ ત્યાગ કરવો.[૧૭] આપત્તિમાં કામ આવે એટલા માટે ધનનું રક્ષણ કરવું, ધનનો ખર્ચ કરીને પણ સ્ત્રીનું રક્ષણ કરવું અને દ્રવ્ય તથા સ્ત્રી બન્નેવડે હમેશ પોતાનું રક્ષણ કરવું.[૧૮] દ્યૂત એ મનુષ્યોને વૈર કરાવનારૂં છે, એવું પૂર્વકલ્પમાં જોવામાં આવ્યું છે; માટે બુદ્ધિમાન મનુષ્યે ગમ્મતને માટે પણ દ્યૂત રમવું નહિ.[૧૯] હે પ્રતીપવંશી રાજા! દ્યૂત રમતી વખતે પણ ‘આ યોગ્ય નથી’ એવું વચન મેં કહ્યું હતું; પરંતુ હે વિચિત્રવીર્યના પુત્ર! જેમ મરવાની તૈયારીવાળાને પથ્ય ઔષધ ન રુચે, તેમ તમને તે મારૂં પથ્યવચન રુચ્યું નહિ.[૨૦] હે નરેંદ્ર! તમે કાગડા જેવા કારવોવડે વિચિત્ર પીંછાંવાળા મયૂરરૂપી પાંડવોનો પરાજય કરાવ્યો; પરંતુ સિંહોને છોડી શિયાળોને રાખનારા તમે સમય આવતાં રડશો![૨૧]

હે તાત! જે, સ્વામીસેવા કરનારા હિતપરાયણ સેવકના ઉપર કોઇ પણ વખત ક્રોધ કરતો નથી, તે સ્વામીના ઉપર સેવકો વિશ્વાસ રાખે છે અને તેનો સંકટ વખતે ત્યાગ કરતા નથી. પોતાના સેવકોની આજીવિકા અટકાવીને નવું રાજ્ય અથવા ધન મેળવવાની ઇચ્છા કરવી નહિ; કારણકે એ રીતે છેતરેલા અમાત્યો પ્રીતવાળા હોય તોપણ આજીવિકાવિનાના થવાથી વિરુદ્ધ થઇને પોતાના સ્વામીનો ત્યાગ કરે છે;[૨૩] માટે જે કાર્યો કરવાનાં હોય તે સર્વે સાધ્ય છે કે અસાધ્ય છે, તેનો નિશ્ચય કરી તથા પોતાની આવક અને ખર્ચના પ્રમાણમાં સેવકોના પગારની ગોઠવણ કરીને પછી યોગ્ય સહાયકોનો સંગ્રહ કરવો; કારણકે પરરાજ્યને લેવું વગેરે દુષ્કર કાર્યો સહાયથીજ સાધ્ય થાય છે.[૨૪] જે સેવક પોતાના સ્વામીનો અભિપ્રાય સમજીને સર્વ કાર્યો આળસરહિત થઇને કરે છે, હિતકારક વચન કહે છે, પ્રેમ રાખે છે, પોતાની શક્તિને જાણે છે અને ઉત્તમ આચરણ રાખે છે, તેને સ્વામીએ પોતાના જેવો સમજીને તેના ઉપર અનુગ્રહ કરવો.[૨૫] જે સેવક કહેલાં વચનનો અનાદર કરે છે, કામ કરવાનું કહેતાં ઉલટો ઉત્તર આપે છે, પોતાની અક્કલને માટે અભિમાની હોય છે અને આજ્ઞાથી વિરુદ્ધ બોલે છે, તેવા સેવકને તત્કાળ કાઢી મૂકવો.[૨૬] ગર્વરહિત, સામર્થ્યવાન, શીઘ્ર કામ કરનાર, દયાળુ, રમુજી સ્વભાવનો, બીજાથી ભેદ ન પામનારો, નીરોગી અને યુક્તિભરેલું તથા મહાન અર્થવાળું બોલનારો, આ આઠ ગુણોથી સંપન્ન હોય તેને દૂત કહે છે.[૨૭]

સમજણવાળા મનુષ્યે સાયંકાળ જેવે કસમયે અવિશ્વાસુના ઘરમાં વિશ્વાસથી જવું નહિ, રાત્રે ચકલામાં છુપાઇ રહેવું નહિ અને રાજા જેની ઇચ્છા કરતો હોય, તે સ્ત્રીના ઉપભોગની અભિલાષા કરવી નહિ.[૨૮] ઘણાએ મળીને જે મસલત કરી હોય તે ખરાબ હોય, તોપણ તેનો નિષેધ કરવો નહિ; તેમજ ‘હું તારાપ્રત્યે વિશ્વાસ રાખતો નથી’ એમ પણ કહેવું નહિ; પરંતુ કંઇ સકારણ કામનું બહાનું કાઢીને ત્યાંથી દૂર થઈ જવું.[૨૯] બીકણ રાજા, વ્યભિચારિણી સ્ત્રી, રાજસેવક, પુત્ર, ભાઇ, બાળકપુત્રની માતા, વિધવા, સેનાથી નિર્વાહ કરનાર અને અધિકારથી દૂર કરેલો—એટલાંની સાથે કાર્યવ્યવહાર રાખવો નહિ.[૩૦] બુદ્ધિ, કુલીનતા, શાસ્ત્રજ્ઞાન, ઇંદ્રિયનિગ્રહ, પરાક્રમ, અલ્પ ભાષણ, યથાશક્તિ દાન અને કૃતજ્ઞતા, આ આઠ ગુણો પુરુષને દીપાવે છે.[૩૧] હે તાત! એ મહાન મહિમાવાળા ગુણોને પણ એક રાજસન્માનરૂપી ગુણ દીપાવે છે. રાજા જે મનુષ્યનો સત્કાર કરે છે, તે મનુષ્યમાં બીજા ગુણો ન હોય તોપણ રાજસન્માનરૂપી ગુણ હોય એટલે તે ગુણી છે, એમ મનાય છે.[૩૨]

સ્નાન કરનારા મનુષ્યને બળ, રૂપ, સ્વરશુદ્ધિ, સ્પષ્ટ વર્ણોચ્ચાર, ત્વચાની કોમળતા, સુગંધ, પવિત્રતા, શોભા, લાવણ્ય અને ઉત્તમ સ્ત્રીઓ, આ દશ ગુણો પ્રાપ્ત થાય છે.[૩૩] માપસર ભોજન કરનારા મનુષ્યને આરોગ્ય, આયુષ્ય, બળ, સુખ, સ્વચ્છ પ્રજા અને ખાઉધરાપણાની નિંદાથી બચાવ, આ છ ગુણો પ્રાપ્ત થાય છે.[૩૪] આળસુ, બહુ ભોજન કરનાર, લોકને અણગમતો, મહામાયાવી, ક્રૂર, દેશકાળને ન જાણનાર અને ખરાબ વેષવાળો એટલાને ઘરમાં રહેવા

દેવા નહિ.[૩૫] કંજુસ, ગાળ ભાંડનાર, મૂર્ખ, માછી, ધૂર્ત, હલકાને માનનાર, નિર્દય, વેરકર્તા અને કૃતઘ્ની, એટલાની પાસે, પોતાને બહુ દુઃખ હોય તોપણ કદી યાચના કરવી નહિ.[૩૬] બંડખોર, અતિ પ્રમાદી, નિત્ય ખોટું બોલનાર, અદૃઢ ભકિતવાળો, સ્નેહ છોડી દેનાર અને પોતાને ચતુર માનનાર, આ છ અધમ પુરુષોને સેવવા નહિ.[૩૭] સહાયકો હોવાથી ધન મળે છે અને ધનથી સહાયકો મળે છે. એ બન્ને એકબીજાનો આશ્રય કરીને રહેલાંછે, તેથી તેમાંનાએક વિના બીજાની સિદ્ધિ થતી નથી.[૩૮] પુત્રોને ઉત્પન્ન કરી, તેઓને ઋણવિનાના કરી તથા તેઓને કંઇક આજીવિકા કરી આપી, સર્વ કુમારી પુત્રીઓને યોગ્ય ઠેકાણે પરણાવી, પછી અરણ્યમાં રહીને મુનિ થવાની ઈચ્છા કરવી.[૩૯] જે કર્મ સર્વ પ્રાણીને હિતકારી હોય અને પોતાને સુખકારક હોય, તે કર્મ ઈશ્વિરાર્પણ બુદ્ધિથી કરવું; કારણ કે સર્વ ફળની સિદ્ધિને માટે એ પ્રકારનાં કર્મજ મૂળ સાધનરૂપ છે.[૪૦] ધનાદિની વૃદ્ધિ, પ્રભાવ, તેજ, ધર્મ તથા જ્ઞાનના એશ્વર્યરૂપ સત્ત્વ, ઉદ્યોગ અને નિશ્ચય, આટલું જેને હોય તેને જીવિકાના અભાવનો ભય કયાંથી હોય ?[૪૧]

હે રાજા ! પાંડવોની સાથે વિરોધ કરવામાં કેટલા દોષો છે, તે તમે જુઓ ! એ વિરોધ થતાં ઇંદ્રસહિત સર્વે દેવો વ્યથા પામશે, પુત્રોસાથે વૈર થશે, નિત્ય ચિંતાતુર રહેવું પડશે, યશ નાશ પામશે અને શત્રુઓ રાજા થશે.[૪૨] હે ઇંદ્રતુલ્ય રાજા! ભીષ્મનો, તમારો, દ્રોણનો અને યુધિષ્ઠિર રાજાનો કોપ વૃદ્ધિ પામશે તો તે આકાશમાં આડા ઉગતા ધૂમકેતુની પેઠે આ લોકનો નાશ કરશે;[૪૩] પણ તમે આ વિરોધ શાંત કરો તો તમારા સો પુત્રો, કર્ણ અને પાંચ પાંડવો આ સમુદ્રપર્યંતની આખીપૃથ્વીનું રાજ્ય કરશે.[૪૪] હે રાજા!મારા મતપ્રમાણે તમારા પુત્રો વનરૂપ છે અને પાંડવો તેમાંના વાઘ છે; માટે તમે વાઘ સાથે વનનો નાશ કરશો નહિ અને વનમાંથી વાઘનો નાશ થાઓ નહિ.[૪૫] વાઘવિના વન રહેતું નથી અને વનવિના વાઘો રહેતા નથી; કારણ કે વાઘોથી વનનું રક્ષણ થાય છે અને વન વાઘોનું રક્ષણ કરે છે.[૪૬]

દુષ્ટ બુદ્ધિવાળા લોકો બીજાના દોષ જોવાની જેવી ઈચ્છા રાખે છે, તેવી તેઓના ઉત્તમ ગુણો જાણવાની ઇચ્છા રાખતા નથી.[૪૭] ઉત્કૃષ્ટ અર્થસિદ્ધિની જેને ઈચ્છા હોય, તેણે પ્રથમથીજ ધર્માચરણ કરવું; કારણ કે જેમ અમૃત સ્વર્ગલોકમાંથી દૂર જતું નથી, તેમ અર્થ–ધન ધર્મથી દૂર થતું નથી.[૪૮] જેણે પાપથી દૂર થયેલા પોતાના મનને કલ્યાણમાં જોડયું છે, તેણે પ્રકૃતિ (માયા) તથા વિકૃતિ (મહત્તત્ત્વાદિ) સર્વ જાણ્યું છે.[૪૯] જે મનુષ્ય ધર્મ, અર્થ તથા કામનું યથાસમય સેવન કરે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં ધર્મ, અર્થ અને કામનો સંબંધ પ્રાપ્ત થાય છે.[૫૦] હે રાજા! જે મનુષ્ય ક્રોધ તથા હર્ષના ઉપડેલા વેગને સારી પેઠે કબજે રાખે છે અને જે સંકટમાં મુંઝાતો નથી, તેને લક્ષ્મી પ્રાપ્ત થાય છે.[૫૧]

પુરુષોનું બળ નિત્ય પાંચ પ્રકારનું છે, તે તમે મારાથી સાંભળો. જે બાહુબળ છે, તે હલકું બળ કહેવાય છે.[૫૨] તમારૂં કલ્યાણ થાઓ ! અમાત્યનો લાભ બીજું બળ કહેવાય છે. વિદ્વાનો ધનલાભને ત્રીજું બળ કહે છે.[૫૩] હે રાજા ! મનુષ્યનું બાપદાદાથી ચાલતું આવેલું જે સ્વાભાવિક કુળબળ છે, તેને ચોથું બળ કહેલું છે;[૫૪] અને હે ભારત ! એ સર્વ બળનો જેમાં સમાવેશ થાય છે અને જે સર્વ બળમાં શ્રેષ્ઠ છે, તે બુદ્ધિબળ કહેવાય છે.[૫૫] જે મનુષ્ય, મનુષ્યનું મહા અનિષ્ટ કરવા સમર્થ હોય, તેવા મનુષ્યની સાથે વૈર કરીને 'હું તેનાથી દૂર છું,' એમ વિશ્વાસ રાખવો નહિ.[૫૬] સ્ત્રી, રાજા, સર્પ, વેદાધ્યયન, સમર્થ શત્રુ, વૈભવ અને આયુષ્ય–એટલાનો વિશ્વાસ કયો ડાહ્યો મનુષ્ય કરે ?[૫૭] બુદ્ધિરૂપી બાણથી હણાયલા પ્રાણીને સાજો કરવા વૈદ્યો, ઔષધો, હોમ, મંત્રો, પુણ્યકર્મો, અથર્વવેદના પ્રયોગો અથવા સિદ્ધ રસાયનો પણ સમર્થ થતાં નથી.[૫૮] હે ભારત ! સર્પ, અગ્નિ, સિંહ અને

જ્ઞાતિ—એ ચારનું મનુષ્યે અપમાન કરવું નહિ; કારણ કે એ સર્વે અતિ તેજસ્વી હોય છે.[૫૯] લોકમાં અગ્નિરૂપ મહાન તેજ કાષ્ઠમાં ગુપ્ત રહે છે. તે બીજાએ ચેતાવ્યું ન હોય ત્યાંસુધી પોતાના રહેવાના કાષ્ઠને પણ બાળતું નથી;[૬૦] પરંતુ તેનેજ જ્યારે લાકડાંઓનું મથન કરીને ચેતાવવામાં આવે છે, ત્યારે તે પોતાના તેજવડે પેલા લાકડાને તથા બીજાં વનને પણ સપાટાબંધ બાળીને ભસ્મ કરી નાખે છે.[૬૧] એ પ્રમાણેજ ઉત્તમ કુળમાં જન્મેલા પાંડવો અગ્નિ જેવા તેજસ્વી છે, ક્ષમાશીલ છે અને બહારથી પોતાનો આકાર ઢાંકીને કાષ્ઠમાં રહેનારા અગ્નિની પેઠે રહ્યા છે.[૬૨] મારા માનવા પ્રમાણે તમે પુત્રોસહિત લતારૂપ છો અને પાંડવો મહાવૃક્ષરૂપ છે. મહાવૃક્ષનો આશ્રય કર્યાવિના લતા કદી વૃદ્ધિ પામતી નથી.[૬૩] હે અંબિકાપુત્ર રાજા! હે તાત! તમારો પુત્ર વનને ઠેકાણે છે અને પાંડવો તે વનમાં રહેલા સિંહ છે, એમ તમે જાણો. સિંહવિનાનું વન વિનાશ પામે છે અને વનવિનાના સિંહો વિનાશ પામે છે.[૬૪]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ પ્રજાગર પર્વમાં "વિદુરવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૮ મો

## વિદુરનીતિ (ચાલુ)

**॥ विदुर उवाच ॥**

**ऊर्ध्वं प्राणाह्युत्क्रामंति यूनः स्थविर आयति॥**
**प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते॥१॥**

વિદુર બોલ્યાઃ—વૃદ્ધ પુરુષ આવે, ત્યારે તરુણના પ્રાણો ઉંચે ચઢી જાય છે—અર્થાત તેનું સ્વાગત કરવા બહાર નીકળવા ઇચ્છે છે; પણ તરુણ તે વૃદ્ધની સામે ઉઠીને તથા તેને અભિવંદન કરીને પુનઃ પ્રાણોને પોતાના સ્થાનમાં પ્રાપ્ત કરે છે.[૧] ધીર પુરુષે જ્યારે પોતાને ઘેર સત્પુરુષ આવે, ત્યારે પ્રથમ તેને બેસવામાટે આસન આપવું; પછી પાણી લાવીને તેના પગ ધોવા, તે પછી કુશળ પૂછીને પોતાની સ્થિતિ નિવેદન કરી આદરથી ભોજન કરાવવું.[૨] જે ગૃહસ્થાશ્રમીના ઘરમાં તેના લોભને લીધે, રાજ્યાદિમાં ધનવાનપણાની ખ્યાતિના ભયથી અથવા કૃપણતાથી, મંત્રવેત્તા પુરુષને જળ,મધુપર્ક અને ગાય ન મળે, તે ગૃહસ્થનું જીવિત વ્યર્થ છે, એમ આર્ય પુરુષો કહે છે.[૩] વૈદ્ય, શસ્ત્રકર્તા, બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયેલો, ચોર,ક્રૂર, મદ્યપાન કરનારો, ગર્ભપાત કરાવનારો, સેનાથી જીવિકા ચલાવનારો અને વેદવિક્રય કરનારો, એટલા પાણીને માટે પણ યોગ્ય નથી, છતાં એમાંનોજ કોઇ અતિથિતરીકે પોતાને ત્યાં આવ્યો હોય, તો તેનું પ્રેમથી સ્વાગત કરવું.[૪] મીઠું, રાંધેલું અન્ન, દહીં, દૂધ, મધ, તેલ, ઘી, તલ, માંસ, ફળ, મૂળ, શાક, રંગીત વસ્ત્ર, સર્વ સુગંધી પદાર્થો અને ગોળ, એટલી વસ્તુ વેચવાયોગ્ય નથી. (પરંતુ એ વેચનારો અતિથિતરીકે આવ્યો હોય તો તેનું સ્વાગત કરવું.)[૫]

જે ક્રોધવિનાનો, માટીનું ઢેકું, પથ્થર તથા સોનાને સમાન ગણનારો, શોકરહિત, સ્નેહ તથા વૈરવિનાનો, નિંદા તથા પ્રશંસાથી ઉપરામ પામેલો, સુખ તથા દુઃખને સમાન લેખનારો અને ઉદાસીનની પેઠે રહેનારો હોય, તેને ખરો ભિક્ષુ—સંન્યાસી જાણવો.[૬] નીવાર, મૂળ, ઇંગોરાં તથા શાકભાજી ઉપર નિર્વાહ કરનાર,મનને સારીપેઠે વશ રાખનાર, અગ્નિહોત્રના કાર્યમાં દક્ષ, વનમાં વાસ કરનાર, અતિથિસત્કારમાં સાવધાન અને પુણ્યકર્મ કરનાર પુરુષને મહાન તપસ્વી જાણવો.[૭]

બુદ્ધિમાન પુરુષનો અપકાર કરીને 'હું દૂર છું' એવા વિશ્વાસથી બેસી રહેવું નહિ; કારણ કે બુદ્ધિમાનના બુદ્ધિરૂપી હાથ ઘણા લાંબા હોય છે, કે જે હાથથી તે અપકાર કરનારાનો નાશ કરે છે.[૮] અવિશ્વાસુ મનુષ્યનો વિશ્વાસ કરવો નહિ, પણ વિશ્વાસુનોય અતિવિશ્વાસ રાખવો નહિ; કારણ કે વિશ્વાસથી ઉત્પન્ન થયેલો ભય મૂળને પણ કાપી નાખે છે.[૯] પુરુષે કોઇની ઈર્ષ્યા કરવી નહિ, પોતાની સ્ત્રીનું રક્ષણ કરવું,જે મળે તે પોષણ કરવા યોગ્ય વર્ગને વહેંચી આપવું, પ્રિય બોલવું, સ્ત્રીઓની સાથે કોમળ

રહેવું, મધુર બોલવું પણ તેઓને વશ થઇ જવું નહિ.[૧૦] પૂજવાયોગ્ય, મહાભાગ્યવાળી, પવિત્ર અને ઘરને શોભાવનારી સ્ત્રીઓને ઘરની લક્ષ્મી કહી છે, માટે તેઓનું અત્યંત રક્ષણ કરવું.[૧૧] પિતાને અંતઃપુરનું રક્ષણ સોંપવું, માતાને રસોડું સોંપવું, ગાય વગેરે પશુઓ ઉપર પોતાની પેઠે કાળજી રાખનારાની નિમણુંક કરવી અને ખેતી ઉપર જાતેજ જવું.[૧૨] સેવકો પાસે વ્યાપારકાર્ય કરાવવું અને પુત્રોદ્વારા બ્રાહ્મણોની સેવા કરવી. પાણીથી અગ્નિ ઉત્પન્ન થયો છે, બ્રાહ્મણોથી ક્ષત્રિયો ઉત્પન્ન થયા છે અને પાષાણથી લોઢું ઉત્પન્ન થયું છે.[૧૩] તેઓનું તેજ સર્વગામી છે, પરંતુ તે પોતાના ઉત્પત્તિસ્થાનમાં શાંત થઇ જાય છે. ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા સજ્જનો નિત્ય અગ્નિના જેવા તેજસ્વી હોય છે, છતાં તેઓ કાષ્ઠમાં ગુપ્ત રહેલા અગ્નિની પેઠે બહારથી શાંત તથા ગૂઢાકાર રહે છે–અર્થાત સતાવ્યાવિના પોતાનું તેજ પ્રકટ કરતા નથી.

જે રાજાની મસલતને બહારનું તથા ઘરનું કોઇ જાણતું નથી અને જે દૂતોદ્વારા બીજાની મસલતોને જાણી લે છે, તે રાજા ઘણો કાળ ઐશ્વર્ય ભોગવે છે. ધર્મ, કામ અથવા અર્થનાં કાર્યો કરવા ધારેલાં હોય તે કહેવાં નહિ, પણ તે કરેલાંજ દેખાડવાં. એમ કરવાથી મસલત ફુટતી નથી. પર્વત ઉપર ચઢીને, અથવા મહેલના એકાંતમાં જઇને અથવા જ્યાં ઘાસ પણ ઉગેલું ન હોય, તેવા અરણ્યમાં જઇને મસલત કરવાથી તે ફુટતી નથી. હે ભારત! ઉત્તમ મસલત જાણવાને મિત્રવિના બીજા લાયક નથી.[૧૪–૧૮] મિત્ર હોય છતાં તે અપંડિત હોય અને પંડિત હોય છતાં બહુ બોલકણો હોય, તેને પણ ગુપ્ત વિચાર જણાવવો નહિ. રાજાએ પરીક્ષા કર્યાવિના કોઇને પણ પોતાનો મંત્રી કરવો નહિ;[૧૯] કારણ કે ધનલાલસાની પૂર્તિ અને મંત્રરક્ષણ, એ બન્ને મંત્રીને આધીન હોય છે. જે રાજાનાં ધર્મ, અર્થ તથા કામસંબંધી સર્વ કાર્યો સિદ્ધ થયા પછીજ સભાસદોના જાણવામાં આવે છે, તે રાજા રાજાઓમાં શ્રેષ્ઠ છે; અને એવા ગુપ્ત મસલતવાળા રાજાનાં કાર્યો અવશ્ય સિદ્ધ થાય છે.[૨૦,૨૧] જે રાજા મોહને લીધે નિંદ્ય કાર્યો કરે છે, તે રાજા કાર્યોનો વિપરીતપણાને લીધે નાશ થતાં, પોતે પણ નાશ પામે છે.[૨૨] પ્રશંસાપાત્ર કામ કરવાથી સુખ મળે છે અને તે ન કરવાથી પશ્ચાત્તાપ થાય છે, એવું વિદ્વાનોનું માનવું છે.[૨૩] જેમ બ્રાહ્મણ વેદ ભણ્યાવિના શ્રાદ્ધના નિમંત્રણને યોગ્ય ગણાતો નથી, તેમ (સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રય આ) છ ગુણોની સમજવિનાનો પુરુષ મસલત સાંભળવા યોગ્ય નથી.[૨૪] હે રાજા! સ્થિતિ, વૃદ્ધિ તથા ક્ષયને જાણનારો, સંધિ આદિ છ ગુણના જ્ઞાનવડે પોતાના સ્વરૂપને ઓળખનારો અને સત્કાર કરવા યોગ્ય શીલવાળો રાજા પૃથ્વીને સ્વાધીન કરે છે.[૨૫] જે રાજાનો ક્રોધ તથા હર્ષ સફળ છે, જે પોતે કામ કરીને તેની વારંવાર દેખરેખ રાખે છે અને પોતેજ ભંડારની ખબર રાખે છે, તેને આ પૃથ્વી ધન આપ્યાજ કરે છે.[૨૬] રાજાએ રાજપદથી તથા છત્રથીજ સંતુષ્ટ રહેવું અને સંપત્તિ સેવકોને વહેંચી આપવી; પણ એકલાએજ સર્વ લઇ લેવું નહિ.[૨૭] બ્રાહ્મણ બ્રાહ્મણના સ્વરૂપને ઓળખે છે, પતિ પત્નીના સ્વરૂપને ઓળખે છે, રાજા અમાત્યના સ્વરૂપને ઓળખે છે અને રાજાના સ્વરૂપને રાજાજ ઓળખે છે.[૨૮] વધ કરવા યોગ્ય શત્રુ તાબામાં આવ્યો હોય તો તેને છોડી દેવો નહિ. સામર્થ્ય ન હોય તો નીચા રહીને તેની સેવા કરવી અને બળ હોય તો તેનો નાશ કરવો; કારણકે તેવો શત્રુ જીવતો જતાં થોડાજ સમયમાં તેનાથી ભય ઉત્પન્ન થાય છે.[૨૯] દેવતા, રાજા, બ્રાહ્મણ, વૃદ્ધ, બાળક અને રોગી-એટલાની સાથે પ્રસંગ પડતાં સર્વદા પ્રયત્નથી ક્રોધને વશ રાખવો.[૩૦] ડાહ્યા મનુષ્યે મૂર્ખ મનુષ્યોએ સેવન કરેલા નિરર્થક કલેશનો ત્યાગ કરવો; કારણકે તેના ત્યાગથી લોકમાં કીર્તિ મળે છે અને કોઈ અનર્થ થતો નથી.[૩૧] જેમ સ્ત્રીઓ નપુંસક પતિને ઇચ્છતી નથી, તેમ પ્રજા જેની કૃપા નિષ્ફળ હોય તથા ક્રોધ પણ નિરર્થક હોય તેવા રાજાને ઇચ્છતી નથી.[૩૨] બુદ્ધિ કંઇ ધનનો

લાભ કરાવતી નથી અને મૂર્ખતા કંઈ ધનની હાનિ કરાવતી નથી; પણ બુદ્ધિમાન, આ લોક તથા પરલોકના વૃત્તાંતને–અર્થાત તે કર્મફળને અધીન છે એમ જાણે છે અને મૂર્ખ જાણતો નથી.[33] હે ભારત! મૂર્ખ મનુષ્ય વિદ્યાવૃદ્ધ, શીલવૃદ્ધ, વયોવૃદ્ધ, બુદ્ધિવૃદ્ધ, ધનવૃદ્ધ અને કુળવૃદ્ધ, એ સર્વનું હમેશાં અપમાન કરે છે.[34] જે દુરાચરણી, મૂર્ખ, ઈર્ષ્યાખોર, અધર્મી, દુષ્ટ વાણીવાળો તથા ક્રોધી હોય, તેનાપર જલદી સંકટો આવી પડે છે.[35] છેતરપંડીનો ત્યાગ, દાન, કરેલા ઠરાવનું પાલન અને સારી રીતે બોલેલી વાણી, એટલાથી પ્રાણીઓને પોતાના પક્ષમાં વાળી લેવાય છે.[36] જે ઉલટું બોલતો નથી, દક્ષ છે, કૃતજ્ઞ છે, બુદ્ધિમાન છે અને સરળ પ્રકૃતિનો છે, તેનો ભંડાર ક્ષીણ થઇ ગયો હોય તોપણ તેને સેવક, મિત્ર વગેરે પરિવાર આવી મળે છે.[37] ધૈર્ય, શાંતિ, ઇંદ્રિયનિગ્રહ, પવિત્રતા, દયા, કોમળ વાણી અને મિત્રદ્રોહનો ત્યાગ, આ સાત લક્ષ્મીને વૃદ્ધિ પમાડે છે.[38] હે રાજા! પોષણ કરવા યોગ્ય વર્ગને આપ્યાવિના પોતે ખાઈ જનાર, દુષ્ટ મનવાળો, કૃતઘ્ની અને નિર્લજ્જ એવો જે રાજા હોય તેનો ત્યાગ કરવો.[39] પોતે દોષયુક્ત હોવા છતાં જે ઘરમાં નિર્દોષ મનુષ્યોને કોપાવે છે, તેને સર્પયુક્ત ઘરમાં રહેવાની પેઠે રાત્રે સુખથી ઉંઘ આવતી નથી.[40] હે ભારત! જેઓ ક્રોધે ભરાવાથી પોતાના યોગક્ષેમને અડચણ આવે, તેવાઓને દેવતાઓની પેઠે નિત્ય પ્રસન્ન રાખવા.[41] જે ધન વગેરે અર્થો સ્ત્રી, પ્રમાદી, પતિત અને અનાર્યને હાથે ગયા હોય, તે સર્વે ભાગ્યેજ પાછા મળે છે.[42] હે રાજા! જ્યાં સ્ત્રી, ધૂર્ત અથવા બાળકની સત્તા ચાલતી હોય, ત્યાંના લોકો નદીમાં પથ્થરની નાવમાં બેઠેલાની પેઠે પરાધીન થઇને ડૂબી જાય છે.[43] હે ભારત! જેઓ મુખ્ય કાર્યમાંજ પ્રવૃત્ત થાય છે, વધારે ભાંજઘડમાં પડતા નથી, તેઓને હું પંડિત માનું છું; કારણકે વધારાની ભાંજઘડમાં પડનારાઓ કલેશકારક થઈ પડે છે.[44] ધૂર્તો (જુગારીઓ) જેનાં વખાણ કરે છે, ચારણો જેનાં વખાણ કરે છે અને વેશ્યાઓ જેનાં વખાણ કરે છે, તે મનુષ્ય કદી જીવી શકતો નથી.[45] હે ભારત! તમે મહાધનુર્ધારી તથા અમાપ પરાક્રમી પાંડવોનો ત્યાગ કરીને, દુર્યોધનને મોટું ઐશ્વર્ય આપ્યું છે;[46] પરંતુ ઐશ્વર્યના મદથી મૂઢ થયેલો બલિ જેમ ત્રણ લોકના રાજ્યથી ભ્રષ્ટ થયો હતો, તેમ તમે દુર્યોધનને, થોડા સમયમાં રાજ્યથી ભ્રષ્ટ થયેલો જોશો."[47]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ પ્રજાગર પર્વમાં "વિદુરવાક્ય" એ વિષયનો અધ્યાય ૩૮ મો સમાપ્ત.

# અધ્યાય ૩૯ મો
## વિદુરનીતિ (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**अनीश्वरोऽयं पुरुषो भवाभवे सूत्रप्रोता दारुमयीव योषा । धात्रा तु दिष्टस्य वशे कृतोऽयं तस्माद्वद त्वं श्रवणे धृतोऽहम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–સૂતર પરોવેલી લાકડાની પુતળીની પેઠે આ પુરુષને વિધાતાએ દૈવને અધીન કરેલો છે, તેથી એ ઐશ્વર્ય તથા અનૈશ્વર્યના સંબંધમાં સ્વતંત્ર નથી; માટે તમે (મને દોષ ન દેતાં) બોધવચનો કહો. હું તે ધૈર્યથી સાંભળવા તૈયાર છું.[1]

વિદુર બોલ્યાઃ–હે ભારત! સમયને અયોગ્ય વચન સાક્ષાત્ બૃહસ્પતિ બોલે તો તેનું પણ અપમાન થાય છે અને તેની બુદ્ધિની અવજ્ઞા થાય છે.[2] કોઇ દાનથી પ્રિય થાય છે, કોઇ પ્રિય બોલવાથી પ્રિય થાય છે, કોઇ મંત્ર તથા મૂળના બળથી પ્રિય થાય છે; પણ નિષ્કારણ પ્રિય લાગે તેજ ખરો પ્રિય છે.[3] જે પોતાનેજ અપ્રિય હોય તે સજ્જન હોય, બુદ્ધિશાળી હોય તથા પંડિત હોય, તોપણ પ્રિય લાગતો નથી. જે પ્રિય હોય તેનાં સર્વ કાર્ય સારાં લાગે છે અને અપ્રિયનાં પાપભરેલાં લાગે છે.[4] હે રાજા! મેં દુર્યોધનનો જન્મ થયો તે વખતેજ કહ્યું હતું કે, 'તમે આ એક પુત્રને ત્યજી દો, કારણકે

એના ત્યાગથી સો પુત્રની વૃદ્ધિ થશે અને એનો ત્યાગ ન કરવાથી સો પુત્રનો નાશ થશે.'[૫]જે વૃદ્ધિ પરિણામે ક્ષય કરે તે વૃદ્ધિને શ્રેષ્ઠ માનવી નહિ, પણ જે ક્ષય પરિણામે વૃદ્ધિ કરે, તે ક્ષયજ શ્રેષ્ઠ માનવા જેવો છે.[૬] હે મહારાજ! જે ક્ષય છેવટે વૃદ્ધિ પ્રાપ્ત કરે તે ક્ષય નથી, પણ આ લોકમાં ક્ષય તો તેનેજ માનવો, કે જે મેળવ્યા પછી ઘણાનો નાશ કરે.[૭]હે ધૃતરાષ્ટ્ર! કેટલાએક ગુણથી સમૃદ્ધિવાળા હોય છે, ત્યારે કેટલાએક ધનથી સમૃદ્ધિવાળા હોય છે; તેમાંના ધનથી સમૃદ્ધિવાળા તથા ગુણરહિત એવાઓનો તમે ત્યાગ કરો."[૮]

ધૃતરાષ્ટ્ર બોલ્યા:–" હે વિદુર ! તમે જે બોલો છો, તે સર્વ પરિણામે હિતકારી તથા વિદ્વાનોને માન્ય છે. હું જાણું છું કે, જ્યાં ધર્મ છે ત્યાં જય છે; પરંતુ હું પુત્રને ત્યજી દેવા સમર્થ થતો નથી."[૯]

વિદુર બોલ્યા:–" જે ઘણો ગુણવાન તથા વિનયસંપન્ન હોય છે, તે પ્રાણીઓનાં સ્વલ્પ દુઃખ તરફ પણ કદી બેદરકાર રહેતો નથી.[૧૦] જેઓ પરનિંદા કરવામાં, બીજાને દુઃખ દેવામાં, તથા પરસ્પર વિરોધ કરાવવામાં સતત યત્નપૂર્વક મંડી રહેનારા છે, જેઓનાં દર્શન પણ દોષ ઉત્પન્ન કરનારાં છે, જેઓના સહવાસમાં મહાન ભય રહેલો છે, જેઓની પાસેથી પૈસા લેવામાં મોટો અનર્થ થાય છે, જેઓને પૈસા આપવામાં મોટો ભય રહે છે, જેઓ એકબીજામાં ભેદ પડાવવાના સ્વભાવવાળા હોય છે, જેઓ કામી, નિર્લજ્જ તથા શઠ હોય છે, જેઓ પાપી તરીકે પ્રખ્યાત થયેલા છે, જેઓનો સહવાસ નિંદનીય ગણાય છે અને જેઓ બીજા મહાદોષોયુક્ત હોય છે, તે મનુષ્યોનો ત્યાગ કરવો–અર્થાત્ તેઓની સંગતિ કરવી નહિ; કારણકે મિત્રતાનું કારણ સમાપ્ત થતાંજ નીચ મનુષ્યમાં પ્રેમ, મિત્રતાનું ફળ અને સ્નેહનું સુખ નાશ પામે છે તથા તેનું થોડું પણ બુરૂં કરવામાં આવે એટલે તે મિત્રને અપવાદ આપવા તથા તેનો વિનાશ કરવા પ્રયત્ન કરે છે અને મૂર્ખતાને લીધે કોઈ રીતે શાંત થતો નથી; માટે તેવા નીચ, ક્રૂર તથા ઉચ્છૃંખલ મનુષ્યોની સંગતિનો પ્રસંગ આવતાં વિદ્વાન પુરુષે બુદ્ધિથી સારી પેઠે વિચાર કરીને તેઓની સંગતિને દૂરથીજ ત્યજી દેવી.

જે મનુષ્ય દરિદ્રી, દીન તથા દુઃખી એવા પોતાના જ્ઞાતિબંધુપર કૃપા કરે છે, તેનાં પશુ-પુત્ર વૃદ્ધિ પામે છે અને તે પરમ કલ્યાણ ભોગવે છે; માટે જેઓ પોતાનું શુભ ઈચ્છતા હોય, તેઓએ ન્યાતિલાઓની વૃદ્ધિ કરવી.[૧૧-૧૮]હે રાજેંદ્ર! માટે તમે પણ સારી-રીતે કુળની વૃદ્ધિ થાય તે પ્રમાણે આચરણ કરો. હે રાજા! જ્ઞાતિનો સત્કાર કરનારાનું કલ્યાણ થાય છે.[૧૯] હે ભરતશ્રેષ્ઠ ! જ્ઞાતિજનો ગુણરહિત હોય, તોપણ તેઓનું રક્ષણ કરવું જોઈએ; ત્યારે ( પાંડવો તો ) ગુણસંપન્ન અને તમારી કૃપાની આકાંક્ષા કરનારા છે, તેઓને માટે કહેવુંજ શું ? [૨૦] હે રાજા ! તમે વીર પાંડવોના ઉપર કૃપા કરો અને હે પ્રભો ! તેઓને જીવિકામાટે કેટલાંએક ગામો આપો.[૨૧] હે રાજા! એ પ્રમાણે કરવાથી લોકમાં તમને યશ પ્રાપ્ત થશે. હે તાત ! તમે વૃદ્ધ છો માટે તમારે પુત્રોને શિખામણ આપવી જોઇએ; [૨૨] અને મારે પણ હિત કહેવું જોઇએ. તમે મને તમારો હિતૈષી જાણો. હે ભરતશ્રેષ્ઠ ! હે તાત ! પોતાનું શુભ ઇચ્છનારા મનુષ્યે જ્ઞાતિજનોની સાથે વિરોધ કરવો નહિ, પણ તેઓની સાથે રહીને સુખો ભોગવવાં.[૨૩] જ્ઞાતિજનોની સાથે ભોજન કરવું, વાતચિત કરવી તથા પરસ્પર પ્રેમ રાખવો; પણ કદી વિરોધ કરવો નહિ.[૨૪] આ લોકમાં જ્ઞાતિઓજ તારે છે અને જ્ઞાતિઓજ ડુબાડે છે–સદ્વર્તનથી તારે છે અને દુર્વર્તનથી ડુબાડે છે.[૨૫] હે રાજેંદ્ર ! તમે પાંડવોપ્રત્યે સદ્વર્તન રાખો, એટલે હે માનદાતા ! તેઓથી વીંટાયલા તમે શત્રુઓથી પરાભવ પામશો નહિ. શ્રીમંત જ્ઞાતિજનને આશરે આવીને જો જ્ઞાતિજન પીડાય છે, તો હાથમાં ઝેરી બાણવાળા પારધીનો આશ્રય કરનારા મૃગનો વધ કરવાથી જેમ તે મૃગવધનું પાપ પારધીને પ્રાપ્ત થાય છે, તેમ શ્રીમંતને તે જ્ઞાતિલાના દુઃખનું પાપ પ્રાપ્ત થાય છે.[૨૭] હે નરશ્રેષ્ઠ! યુદ્ધમાં

પાંડવોને મરેલા સાંભળીને અથવા તમારા પુત્રોને મરેલા સાંભળીને તમને પછીથી સંતાપ થશે, માટે તમે તે સંબંધી પ્રથમથી વિચાર કરો.[૨૮] જીવિત અનિશ્ચિત છે, તેમાં જે કામ કરવાથી ખાટલે પડયા પડયા પશ્ચાત્તાપ કરવો પડે, તે કામ પ્રથમથીજ કરવું નહિ.[૨૯] નીતિશાસ્ત્રકર્તા શુક્રાચાર્યસિવાય, બીજો કોઇ પણ પુરુષ અન્યાય નથી કરતો એમ નથી, પણ અન્યાય ધ્યાનમાં આવ્યા પછી બાકી રહેલાં કામમાં વિચારપૂર્વક વર્તવું, એ બુદ્ધિમાનોનું લક્ષણ છે.[૩૦]હે નરેશ્વર! પૂર્વે દુર્યોધને પાંડવોપ્રત્યે જે પાપી વર્તન ચલાવ્યું છે, તે વર્તનનો બદલો કુળમાં વૃદ્ધ એવા તમારે વાળી આપવો જોઇએ.[૩૧] હે નરશ્રેષ્ઠ! તમે પાંડવોને રાજ્યપદ ઉપર બેસાડવાથી લોકમાં નિર્દોષ થશો અને વિદ્વાનોમાં માન્ય થશો.[૩૨] જે મનુષ્ય ધીર પુરુષોનાં સારાં વચનોનાં પરિણામનો વિચાર કરીને કાર્ય કરવાનો નિશ્ચય કરે છે, તે ઘણો કાળ યશસ્વી રહે છે.[૩૩] મહાકુશળ પુરુષે ઉપદેશેલા જ્ઞાનમાંથી જાણવા જેવું જાણ્યું નહિ અથવા જાણ્યા છતાં તે પ્રમાણે વર્તન કર્યું નહિ, તો તે ઉપદેશેલું જ્ઞાન નિષ્ફળ છે.[૩૪] જે મનુષ્ય પરિણામે પાપફળ આપનારાં કર્મને જાણીને તેનો આરંભજ કરતો નથી, તે અભ્યુદય પામે છે;[૩૫] પરંતુ જે પૂર્વે કરેલાં પાપનો વિચાર કર્યાવિના પાપજ કર્યા કરે છે, તે દુર્બુદ્ધિવાળા મનુષ્યને અગાધ ભયંકર નરકમાં નાખવામાં આવે છે.

ડાહ્યા મનુષ્યે મસલત ફુટવાનાં આ છ દ્વારો લક્ષ્યમાં રાખવાં અને સંપત્તિની વૃદ્ધિની ઇચ્છાવાળાએ એ દ્વારોનું નિત્ય રક્ષણ કરવું. જેમકે, મદિરાપાનથી થયેલો મદ, નિદ્રા, અન્યના ગુપ્ત દૂતને ન ઓળખવો તે, પોતાના મુખનો તથા નેત્રનો વિકાર, દુષ્ટ મંત્રીનો વિશ્વાસ અને મૂર્ખ દૂત–આ દ્વારો જાણીને હે રાજા! જે તેને સાચવી રાખે છે અને ધર્મ, અર્થ તથા કામ–આ ત્રિવર્ગનું સેવન કરે છે, તે શત્રુના માથાપર પગ મૂકે છે. બૃહસ્પતિ જેવાને પણ શાસ્ત્રના અધ્યયનવિના અથવા વૃદ્ધોની સેવા કર્યાવિના ધર્મ તથા અર્થનું જ્ઞાન થતું નથી. સમુદ્રમાં પડેલું નાશ પામ્યું,ન સાંભળનારાને કહેલું વચન મિથ્યા ગયું, અવિવેકીનું શાસ્ત્રાધ્યયન નષ્ટ થયું અને અગ્નિવિના રાખમાં હોમેલું નાશ પામ્યું સમજવું.

બુદ્ધિમાન મનુષ્યે બુદ્ધિવડે પરીક્ષા કરી, પોતાના અનુભવવડે વારંવાર કાર્યની યોગ્યતાનો નિશ્ચય કરી, બીજાથી તેના ગુણદોષ સાંભળી, જાતે નજરે જોઈ તથા સારી પેઠે માહિતી મેળવ્યા પછી ડાહ્યા મનુષ્યોની મિત્રતા કરવી. વિનય અપકીર્તિનો નાશ કરે છે, પરાક્રમ અનર્થનો નાશ કરે છે, ક્ષમા નિત્યક્રોધનો નાશ કરે છે અને સદાચાર કુલક્ષણનો નાશ કરે છે. હે રાજા! ભોગ્ય વસ્તુની સામગ્રી, જન્મસ્થાન, ઘર, આચરણ, ભોજન અને વસ્ત્ર–એ ઉપરથી કુળની પરીક્ષા કરવી. જીવન્મુક્ત પુરુષ પણ સમીપમાં આવેલી ઇષ્ટ વસ્તુનો નિષેધ કરતો નથી, તોપછી વિષયાસક્ત તને માટે કહેવુંજ શું? શાણાને સેવનાર, વિદ્વાન, ધાર્મિક, આંખને પ્રિય લાગે તેવો, મિત્રવાળો અને મધુર વાણીવાળો જે સ્નેહી હોય, તેનું પરિપાલન કરવું. કુલીન હોય કે અકુલીન હોય,પણ જે મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, ધર્મની અપેક્ષા રાખે છે, વૃત્તિ સરળ રાખે છે અને દુષ્કાર્યમાં લજ્જા રાખે છે, તે સેંકડો કુલીનો કરતાં પણ શ્રેષ્ઠ છે. જે બે મિત્રોના મનસાથે મન, બુદ્ધિસાથે બુદ્ધિ અને ગુપ્ત વિચાર સાથે ગુપ્ત વિચાર મળતા આવે છે, તે બન્નેની મિત્રતા ક્ષીણ થતી નથી. વિદ્વાન મનુષ્યે દુર્બુદ્ધિવાળા મૂર્ખ મનુષ્યનો ઘાસથી ઢંકાયલા કૂવાની પેઠે ત્યાગ કરવો; કારણકે તેવાની મૈત્રી નાશ પામે છે. ડાહ્યા માણસે ગર્વિષ્ઠ, મૂર્ખ, ક્રોધી, સાહસિક અને ધર્મભ્રષ્ટ મનુષ્યની મૈત્રી કરવી નહિ; પણ કૃતજ્ઞ, ધાર્મિક, સત્યનિષ્ઠ, મોટા મનવાળો, દૃઢ ભક્તિવાળો,જિતેંદ્રિય,સ્થિતિમાં રહેનારો અને આપણને ન છોડનારો,એવો મિત્ર કરવો. ઇંદ્રિયોને વિષયોમાં ન જવા દેવી,એ કામ મૃત્યુ કરતાં પણ વધારે કઠિન છે; અને ઇંદ્રિયોની અતિશય છૂટ તે દેવતાઓનો પણ નાશ કરે છે. કોમળ વૃત્તિ, સર્વ પ્રાણીપ્રત્યે અદેખાઇનો ત્યાગ, ક્ષમા, ધૈર્ય અને મિત્રોનો આ-

દર એને વિદ્વાનો આયુષ્ય વધારનારાં કહે છે.

કોઇપણ કાર્ય અન્યાયને લીધે બગડયું હોય તેને દઢ નિશ્ચયપૂર્વક ન્યાયથી પાછું પૂર્વ સ્થિતિમાં લાવવું, એ ઉત્તમ પુરુષનું વ્રત છે. જે મનુષ્ય આવનારાં દુઃખનો ઉપાય જાણે છે,દુઃખસમયમાં દઢ નિશ્ચય રાખે છે અને દુઃખ ગયા પછી બાકીનું કાર્ય કેમ કરવું તે જાણે છે,તે અર્થથી ભ્રષ્ટ થતો નથી મનુષ્ય મન,વાણી અને કર્મથી જે કામ વારંવાર કરે છે, તે કામ તેને ખેંચી જાય છે, માટે મનુષ્યે કલ્યાણકારક કર્મજ કરવાં. મંગલ વસ્તુનો સ્પર્શ, સહાયસંપત્તિ, શાસ્ત્રજ્ઞાન, ઉદ્યમ, સરળતા અને સત્પુરુષોનું વારંવાર દર્શન–એ સર્વ સમૃદ્ધિ આપનારાં છે. ઉદ્યોગપરાયણતા લક્ષ્મી, લાભ અને શુભનું મૂળ છે. ઉદ્યોગપરાયણ મનુષ્ય મોટો થઇ પડે છે; અને અક્ષય સુખ ભોગવે છે. હે તાત ! સત્તાવાન મનુષ્યે હમેશાં સર્વના ઉપર ક્ષમા રાખવી એના જેવું લક્ષ્મીકારક અને હિતાવહ બીજું કંઇ નથી. શક્તિવગરના મનુષ્યે સર્વ ઉપર ક્ષમા રાખવી, સમર્થ મનુષ્યે ધર્મને માટે ક્ષમા રાખવી અને જેને અર્થ તથા અનર્થ સમાન છે, તેને પણ ક્ષમા નિત્ય હિતાવહ છે.[૩૬–૬૦] જે સુખનું સેવન કરતાં મનુષ્ય ધર્મ તથા અર્થથી ભ્રષ્ટ થતો નથી તે સુખ ઇચ્છાપૂર્વક સેવવું, પણ મૂઢની પેઠે અત્યંત વિષયપરાયણ થવું નહિ.[૬૧] દુઃખાતુર, પ્રમત્ત, નાસ્તિક, આળસુ, ઇંદ્રિયાધીન અને નિરુત્સાહી, એટલાઓનીપાસે લક્ષ્મી વાસ કરતી નથી.[૬૨] સરળતાવાળો પુરુષ સરળતાને લીધે અયોગ્ય કામ કરવામાં શરમાય છે, ત્યારે તેને દુષ્ટબુદ્ધિવાળાઓ અશક્ત માનીને સતાવ્યા કરે છે.[૬૩] અતિ આર્ય, અતિ ઉદાર, અતિશૂર, અતિશય વ્રતનિષ્ઠ અને ડહાપણનું અભિમાન રાખનારા પુરુષની પાસે લક્ષ્મી ભયથીજતી નથી.[૬૪] લક્ષ્મી અતિશય ગુણવાન પાસે રહેતી નથી, તેમ અત્યંત ગુણહીનની પાસે પણ રહેતી નથી. લક્ષ્મી ગુણને ચાહતી નથી અને ગુણહીનપણાથી પણ પ્રસન્ન થતી નથી. ઉન્મત્ત ગાયના જેવી અંધ લક્ષ્મી કોઇક ઠેકાણેજ સ્થિર રહે છે.[૬૫] અગ્નિહોત્ર પાળવું એ વેદાધ્યયનનું ફળ છે, સુશીલતા અને સદાચરણ એ શાસ્ત્રાધ્યયનનું ફળ છે, રતિસુખ અને પુત્રપ્રાપ્તિ એ સ્ત્રી પરણ્યાનું ફળ છે અને દાન તથા ભોગ એ ધનનું ફળ છે.[૬૬] જે મનુષ્ય અધર્મથી સંપાદન કરેલા ધનવડે પરલોકના સાધનભૂત યજ્ઞ, દાન વગેરે કરે છે તે, મરણ પછી, ધન કુમાર્ગથી આવેલું હોવાને લીધે યજ્ઞ, દાન વગેરેનું ફળ ભોગવતો નથી.[૬૭] જંગલમાં, ભયંકર ઝાડીમાં મોટી આપત્તિમાં, ગભરાટના સમયમાં અને હથિયારો ઉગામેલાં હોય તે વખતે હૃદયબળવાળાઓને ભય લાગતો નથી.[૬૮] ઉદ્યોગ, ઇંદ્રિયનિગ્રહ, દક્ષતા, સાવધાની, ધૈર્ય, સ્મરણશક્તિ અને વિચારપૂર્વક કાર્યારંભ, એને ઐશ્વર્યનું કારણ જાણો.[૬૯] તપસ્વીઓનું બળ તપ છે, બ્રહ્મવેત્તાઓનું બળ બ્રહ્મ છે, દુર્જનોનું બળ હિંસા છે અને ગુણવાનોનું બળ ક્ષમા છે.[૭૦] જળ, મૂળ, ફળ, દૂધ, હવિષ, બ્રાહ્મણની ઇચ્છા–અર્થાત તેની આજ્ઞા પ્રમાણે કરવું તે, ગુરુનું વચન અને ઔષધ, આ આઠના સ્વીકારથી ઉપવાસાદિ વ્રતનો ભંગ થતો નથી.[૭૧] પોતાને જે પ્રતિકૂળ લાગે તે બીજાપ્રત્યે પણ કરવું નહિ, આ એકંદર ધર્મ છે અને ઇચ્છાપ્રમાણે વર્તવાથી અધર્મ થાય છે.[૭૨]

શાંતિથી ક્રોધને જિતવો, સૌજન્યથી દુર્જનને જિતવો, દાનથી કૃપણને જિતવો અને સત્યથી અસત્યને જિતવું.[૭૩] સ્ત્રી, ઠગ, આળસુ, બીકણ, ક્રોધી, અભિમાની, ચોર, કૃતઘ્ની અને નાસ્તિક, એટલાનો વિશ્વાસ કરવો નહિ.[૭૪] જે નિત્ય અભિવંદન કરવાના સ્વભાવવાળો તથા વૃદ્ધોની સેવા કરનારો હોય છે તેનાં કીર્તિ, આયુષ્ય, યશ તથા બળ સારી પેઠે વૃદ્ધિ પામે છે.[૭૫] જે ધન અત્યંત કષ્ટથી મળતું હોય, ધર્મનું ઉલ્લંઘન કરવાથી મળતું હોય અથવા શત્રુને પગે પડવાથી મળે તેમાં તમે મન ઘાલો નહિ.[૭૬] વિદ્યાવિનાનો પુરુષ શોચનીય છે, પ્રજાવિનાનું મૈથુન શોચનીય છે, જીવિકાવિનાની પ્રજા શોચનીય છે અને રાજાવિનાનું રાજ્ય શોચનીય છે.[૭૭] પ્રાણીઓને મુસાફરીથી ઘડપણ આવે છે,

પર્વતોને પાણીથી ઘડપણ આવે છે, સ્ત્રીઓને અસંભોગથી ઘડપણ આવે છે અને કઠોર વાણી એ મનને ઘરડું કરી દે છે.૭૮ અનભ્યાસ વેદને મલિન કરે છે, વ્રતનો ત્યાગ બ્રાહ્મણને મલિન કરે છે, બાલ્હીક દેશ પૃથ્વીને મલિન કરે છે અને અસત્ય ભાષણ, પુરુષને મલિન કરે છે.૭૯ કોઇપણ વાતનું કુતૂહલ સાધ્વી સ્ત્રીને મલિન કરે છે અને પ્રવાસ સ્ત્રીને મલિન કરે છે.૮૦ સોનાને રૂપું મલિન કરે છે, રૂપાને કથિર મલિન કરે છે, કથિરને સીસું મલિન કરે છે અને સીસાને માટી મલિન કરે છે.૮૧ પુષ્કળ ઉંઘવાથી નિદ્રાને જિતવાનો, કામતૃપ્તિથી સ્ત્રીને હરાવવાનો, લાકડાં નાખવાથી અગ્નિને જિતવાનો અને પુષ્કળ પીવાથી મદિરાનો પરાજય કરવાનો યત્ન ન કરવો.૮૨ જેણે દાનથી મિત્રને વશ કર્યો છે, યુદ્ધથી શત્રુઓને જિત્યા છે અને ખાનપાનથી સ્ત્રીઓને વશ કરી છે, તેનું જીવિત સફળ છે.૮૩

હે ધૃતરાષ્ટ્ર ! હજાર નાણાંવાળા પણ જીવે છે અને સોવાળા પણ જીવે છે, માટે તમે (આખા રાજ્યની ) ઇચ્છા છોડી દો; કારણ કે કોઇપણ સ્થિતિમાં જીવાતું નથી એમ નથી.૮૪ આ પૃથ્વીમાંનું ધન, ધાન્ય, પશુ અને સ્ત્રીઓ–એ સર્વ એકને મળે તોપણ તેને તૃપ્તિ થતી નથી. એ જોઇને ડાહ્યો મનુષ્ય મોહ પામતો નથી.૮૫ હે ધૃતરાષ્ટ્ર રાજા! હું તમને ફરીથી પણ કહું છું કે, જો તમારી પોતાના પુત્રોમાં અને પાંડવોમાં સમાન ભાવના હોય તો તમે તે બન્નેપ્રત્યે સમાનતાથી વર્તો.૮૬

અધ્યાય ૩૯ મો સમાપ્ત.

## અધ્યાય ૪૦ મો
### વિદુરનીતિ (ચાલુ)
॥ विदुर उवाच ॥

**योऽभ्यर्चितः सद्भिरसज्जमानः करोत्यर्थं शक्तिमहापयित्वा। क्षिप्रं यशस्तं समुपैति संतमलं प्रसन्ना हि सुखाय संतः ॥ १ ॥**

વિદુરે કહ્યું:–જે સજ્જનોથી માન પામ્યા છતાં અભિમાનરહિત થઇને પોતાની શક્તિપ્રમાણે કામ કરે છે, તે ભલા માણસને તત્કાળ યશ પ્રાપ્ત થાય છે; કારણકે પ્રસન્ન થયેલા સજ્જનો સુખ આપવા સમર્થ છે.૧ જે મનુષ્ય બીજાઓથી અડચણ ન આવ્યા છતાં અધર્મવાળા મોટા અર્થલાભનો પણ ત્યાગ કરે છે, તે જૂની કાંચળીનો ત્યાગ કરનારા સર્પની પેઠે દુઃખોથી મુક્ત થઇને સુખે નિદ્રા લે છે.૨ અસત્ય બોલીને વિજય મેળવવો, રાજા પાસે ચાડી ખાવી અને ગુરુ આગળ મિથ્યા આગ્રહ કરવો, એ બ્રહ્મહત્યાતુલ્ય છે.૩ ઇર્ષ્યા કરવી એ ખરેખર મૃત્યુજ છે, વધારે પડતું બોલવું એ લક્ષ્મીનો નાશ કરે છે,ગુરુની સેવા ન કરવી, ઉતાવળ કરવી અને આત્મશ્લાઘા કરવી–એ ત્રણ વિદ્યાના શત્રુ છે.૪ આળસ, મદમોહ, ચપળતા, વાતોડાપણું, ઉદ્ધતાઇ, અભિમાન અને લોભ, આ સાત સર્વદા વિદ્યાર્થીઓના દોષ મનાય છે. સુખની ઇચ્છાવાળાને વિદ્યા ક્યાંથી મળે ? અને વિદ્યાની ઇચ્છાવાળાને સુખ ક્યાંથી મળે? માટે સુખની ઇચ્છા રાખનારે વિદ્યાનો ત્યાગ કરવો અને વિદ્યાની ઇચ્છા રાખનારે સુખનો ત્યાગ કરવો.૫,૬ અગ્નિ લાકડાંથી તૃપ્ત થતો નથી, મહાસમુદ્ર નદીઓથી તૃપ્ત થતો નથી, મૃત્યુ સર્વપ્રાણીઓથી તૃપ્ત થતું નથી અને સ્ત્રી પુરુષોથી તૃપ્ત થતી નથી.૭ હે રાજા ! આશા ધૈર્યનો નાશ કરે છે, કાળ સમૃદ્ધિનો નાશ કરે છે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે,કૃપણતા યશનો નાશ કરે છે, અરક્ષણ પશુઓનો નાશ કરે છે અને ક્રોધ પામેલો એક બ્રાહ્મણ આખા દેશનો નાશ કરે છે.૮

હે રાજા ! બકરાં, કાંસુ, રૂપું, મધ, ઝેર ચુસનારૂં મહોરૂં, પક્ષી, વૈદિક બ્રાહ્મણ, વૃદ્ધ જ્ઞાતિજન અને પડતિમાં આવેલો કુલીન,એટલાં તમારે ઘેર સદૈવ રહો.૯ બકરો, બળદ, ચંદન, વીણા, આરસો, મધ, ઘી, લોઢું, તાંબાનું પાત્ર, શંખ,શાલિગ્રામ અને ગોરોચન,આટલી મંગળકારક વસ્તુઓ દેવ, બ્રાહ્મણ તથા અતિથિઓની

પૂજાને માટે ઘરમાં રાખવી એમ મનુએ કહ્યું છે.[૧૦,૧૧] હે તાત! હું તમને આ સર્વોત્તમ પુણ્યકારક અને મંગળદાયક કહું છું કે, કામ, ભય કે લોભથી જીવિતને માટે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ. [૧૨] ધર્મ નિત્ય છે અને સુખદુઃખ અનિત્ય છે; તેમજ જીવ નિત્ય છે અને તેના કારણરૂપ અવિદ્યા–અજ્ઞાન અનિત્ય છે; માટે તમે અનિત્યનો ત્યાગ કરીને નિત્યવસ્તુમાં નિષ્ઠા રાખો અને સંતુષ્ટ રહો; કારણ કે સંતોષ એ મોટો લાભ છે.[૧૩] મહાબળવાન અને મહાન મહિમાવાળા રાજાઓ ધનધાન્યથી ભરેલી પૃથ્વી ઉપર રાજ્ય કરીને તે રાજ્યો તથા વિશાળ વૈભવોનો ત્યાગ કરી મૃત્યુને વશ થયા છે તે ધ્યાનમાં લો. [૧૪] હે રાજા! દુઃખ વેઠીને મોટો કરેલો પુત્ર મરણ પામતાં મનુષ્યો તેને ઉપાડીને પોતાના ઘરમાંથી દૂર લઇ જાય છે, કેશ છૂટા મૂકીને દયાજનક સ્વરથી તેનું રુદન કરે છે અને પછી તેને ચિતામાં કાષ્ઠની પેઠે મૂકી દે છે![૧૫] મરણ પામેલા મનુષ્યનું ધન બીજો ખાય છે; પક્ષીઓ અને અગ્નિ તેના શરીરની સાત ધાતુઓને ખાય છે અને તે મરનારો પુણ્ય તથા પાપ એ બન્નેથી વીંટાઇને તેની સાથે પરલોકમાં જાય છે. [૧૬] હે તાત! પુષ્પફળવિનાના ઝાડનો જેમ પક્ષીઓ ત્યાગ કરે છે, તેમ મરનારના દેહનો ત્યાગ કરીને જ્ઞાતિવાળાઓ, સ્નેહીઓ અને પુત્રો પાછા વળે છે. [૧૭] અગ્નિમાં નાખેલા પુરુષની પાછળ તેનું પોતાનું કરેલું કર્મ જાય છે, માટે પુરુષે પ્રયત્નથી ધીરે ધીરે ધર્મનો સંગ્રહ કરવો. [૧૮] આ લોકથી ઉપર રહેલા સ્વર્ગથી તથા આ લોકથી નીચે પાતાળમાં મહાન અંધતામિસ્ર નામનું નરક છે, તે નરક ઇંદ્રિયોને મહા મોહ કરનારું જાણો. તે નરક તમને પ્રાપ્ત ન થાઓ.[૧૯] હે રાજા! મારાં આ વચન સાંભળીને તમે જો તે સર્વ જાણવા સમર્થ થશો, તો મનુષ્યલોકમાં ઉત્તમ યશ પામશો અને તમને આ લોકમાં તથા પરલોકમાં ભય થશે નહિ. [૨૦]

હે ભારત! જીવ એ એક નદી છે; તેમાં પુણ્ય એ ઓવારો છે, બ્રહ્મ તેનું ઉત્પત્તિસ્થાન છે, ધૈર્ય તેના કિનારા છે અને દયા તેના તરંગ છે. તેમાં જે પુણ્યકર્મવાળો પુરુષ સ્નાન કરે છે–અર્થાત્ આત્મનિમગ્ન થાય છે, તે પવિત્ર થાય છે. લોભરહિત સ્થિતિ એજ પુણ્ય છે.[૨૧] કામ તથા ક્રોધરૂપી મગરવાળી અને પાંચ ઇંદ્રિયરૂપી જળવાળી સંસારનદીમાં ધૈર્યરૂપ નૌકાનો આશ્રય કરીને તમે જન્માદિ દુઃખોને તરી જાઓ.[૨૨] કયું કાર્ય કરવું અને કયું ન કરવું, એ સંબંધમાં જે જ્ઞાનવૃદ્ધ, ધર્મવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ અને વયોવૃદ્ધ પોતાના સંબંધીને માન આપીને પૂછે છે, તે કોઈ દિવસ મુંઝાતો નથી.[૨૩] કામવાસનાને અને ખાઉધરાપણાને ધૈર્યથી જિતી શિશ્ન તથા ઉદરને દોષથી બચાવવાં, દૃષ્ટિવડે સારી રીતે જોઇને વસ્તુ લેવાથી તથા પવિત્ર જગાએ પગલું મૂકવાથી હાથ તથા પગનું દોષથી રક્ષણ કરવું, મનવડે પરસ્ત્રી વગેરેનાં દર્શનથી અટકાવી નેત્રની તથા દુષ્ટશબ્દથી અટકાવી કાનની રક્ષા કરવી; અને નિયમમાં રાખવારૂપી કર્મવડે મન તથા વાણીની રક્ષા કરવી.[૨૪] નિત્ય યોગ્ય સમયે સ્નાનસંધ્યા કરનારો, નિત્ય જનોઈ ધારણ કરનારો, નિત્ય વેદાધ્યયન કરનારો, પતિતના અન્નનો ત્યાગ કરનારો, સત્ય બોલનારો અને ગુરુની સેવા કરનારો બ્રાહ્મણ બ્રહ્મલોકથી ભ્રષ્ટ થતો નથી.[૨૫] જે ક્ષત્રિય વેદનો અભ્યાસ કરી, અગ્નિહોત્ર કરી, યજ્ઞોથી દેવોનું યજન કરી તથા પ્રજાનું પાલન કરીને ગૌબ્રાહ્મણને માટે શસ્ત્રથી હણાય છે અથવા સંગ્રામમાં હણાય છે, તે પવિત્ર ચિત્તવાળો થઇને સ્વર્ગમાં જાય છે.[૨૬] જે વૈશ્ય વેદાધ્યયન કરી, યોગ્ય સમયે બ્રાહ્મણ, ક્ષત્રિય અને આશ્રિતોને ધનનો વિભાગ આપી ગાર્હપત્ય, આહવનીય તથા દક્ષિણાગ્નિ–આ ત્રણું અગ્નિનો પવિત્ર પુણ્યકારક ધૂમાડો સુંઘી મરણ પામે છે, તે સ્વર્ગમાં દિવ્ય સુખો ભોગવે છે.[૨૭] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની અનુક્રમે યથાયોગ્ય સેવા કરનારો શૂદ્ર, તેઓ સંતુષ્ટ થવાથી દુઃખરહિત તથા પાપરહિત થાય છે અને દેહત્યાગ કરીને સ્વર્ગનાં સુખો ભોગવે છે.[૨૮] હે રાજા! મેં તમને આ ચારે વર્ણનો ધર્મ કહ્યો. તે

કહેવાનું કારણ તમે એ જાણો કે,પાંડુપુત્ર યુધિષ્ઠિર પૃથ્વીપાલનરૂપી ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થાય છે, માટે તેને રાજધર્મમાં જોડો.[૨૯]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે સૌમ્ય! તમે મને નિત્ય જે ઉપદેશ કરો છો તે સત્ય છે; અને તમારા કહેવાપ્રમાણે કરવું એવીજ મારી પણ બુદ્ધિ થાય છે.[૩૦]પાંડવોપ્રત્યે હમેશાં મારી એવી બુદ્ધિ થાય છે, પણ તે દુર્યોધનનો મેળાપ થતાં પાછી ફરી જાય છે.[૩૧] કોઇ પણ પ્રાણી દૈવનું ઉલ્લંઘન કરવા સમર્થ નથી.દૈવ એજ ખરૂં છે અને પુરુષયત્ન તેની આગળ નિરર્થક છે, એમ હું માનું છું.

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ પ્રજાગરપર્વમાં "વિદુરવાક્ય" એ વિષયનો અધ્યાય ૪૦ મો સમાપ્ત.

પ્રજાગરપર્વ સમાપ્ત.

# સનત્સુજાત પર્વ

## અધ્યાય ૪૧ મો

### વિદુરે સનત્સુજાતની પ્રાર્થના કરી.

॥ धृतराष्ट्र उवाच ॥

अनुक्तं यदि ते किंचिद्वाचा विदुर विद्यते ॥
तन्मे शुश्रूषतो ब्रूहि विचित्राणि हि भाषसे॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે વિદુર! તમે વાણીવડે હજી જે ન કહ્યું હોય તે મને કહો; હું શ્રવણ કરવાની ઇચ્છાવાળો છું કારણ કે તમે અદ્ભુત ભાષણ કરો છો.[૧]

વિદુર બોલ્યાઃ–હે ભરતવંશી ધૃતરાષ્ટ્ર! પુરાતન એવા સનાતન નામધારી કુમાર સનત્સુજાતમુનિ કહે છે કે,મૃત્યુ (જન્મમરણના પ્રવાહરૂપ સંસાર) નથી.[૨] હે મહારાજ! સર્વ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ તે મુનિ તમારા હૃદયમાં રહેલા ગુપ્ત તથા પ્રકટ પ્રશ્નોના ઉત્તર કહેશે.[૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે વિદુર! સનાતન એવું જેનું બીજું નામ છે તે સનત્સુજાત મુનિ મને જે કહે તે તમે સારીપેઠે જાણતા નથી શું? જો તમારૂં જ્ઞાન કંઇ બાકી હોય તો તમેજ મને તે કહો.[૪]

વિદુર બોલ્યાઃ–હું શૂદ્રયોનિમાં ઉત્પન્ન થયો છું,માટે એ (નીતિ) ઉપરાંત બીજું (બ્રહ્મજ્ઞાન) કહેવા મારો અધિકાર નથી. બ્રહ્મવિદ્યાના સંબંધમાં સનત્સુજાતની બુદ્ધિ સ્થિર થયેલી છે,એ હું જાણું છું.[૫]જે બ્રાહ્મણયોનિમાં ઉત્પન્ન થયો હોય, તે પરમ ગુહ્ય જ્ઞાનનો ઉપદેશ કરે તોપણ તેને દેવો નિંદતા નથી; માટેજ હું તમને સનત્સુજાતથી જ્ઞાન મેળવવા કહું છું.[૬]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે વિદુર! મને આ દેહવડે આ લોકમાંજ તે પુરાતન સનત્સુજાત મુનિનો સમાગમ કેવી રીતે થાય તે તમે કહો.[૭]

વૈશંપાયને કહ્યુંઃ–હે ભરતવંશી જનમેજય! તે સાંભળીને વિદુરે તે તીવ્ર વ્રતધારી ઋષિનું ચિંતન કર્યું. ઋષિએ તે ચિંતન જાણીને વિદુરને દર્શન આપ્યાં.[૮] વિદુરે શાસ્ત્રોક્ત મધુપર્કાદિક કર્મવડે ઋષિનો સત્કાર કર્યો અને તે વિશ્રાંતિ લઇને સ્વસ્થ બેઠા પછી વિદુર તેમનાપ્રત્યે બોલ્યાઃ–[૯] "હે ભગવન્! ધૃતરાષ્ટ્રના મનમાં કંઇક શંકા ઉત્પન્ન થઈ છે, પરંતુ તેનું સમાધાન મારે કરવું યોગ્ય નથી; માટે તમે એને તે કહેવા યોગ્ય છો કે,[૧૦] જે સાંભળીને આ રાજા સર્વ દુઃખોનું ઉલ્લંઘન કરે તથા લાભ–હાનિ, પ્રિય–અપ્રિય, જરા–મૃત્યુ, ભય, અક્ષમા, ભૂખ, તરસ, મદ, ઉત્તમ ઐશ્વર્ય, અરુચિ, આળસ, કામ, ક્રોધ, ક્ષય અને ઉદય, આ સર્વ એને બાધ કરે નહિ."[૧૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સનત્સુજાતીય પર્વમાં "વિદુરે કરેલી સનત્સુજાતની પ્રાર્થના"એ વિષયનો અધ્યાય ૪૧ મો સમાપ્ત.




મહર્ષિ સનત્સુજાતના ધૃતરાષ્ટ્ર પ્રત્યેના ઉપદેશમાંથી આટલું તો ભૂલતાજ નહિ કે:—જન્મ-મરણ, પાપ દુઃખ, વગેરે જે વારંવાર થયાજ કરે છે; તેનું મૂળ કારણ- "અજ્ઞાન"જ છે. એ શત્રુ પોતેજ એવાં તેવાં અનેક રૂપે માનવનાં તન મન ઉપર શિકારી પેઠે ચઢી બેસીને ચૂસી રહ્યો છે. દુઃખમાં સુખબુદ્ધિ, અનિત્યમાં નિત્યબુદ્ધિ, વગેરે પણ તેનાં એવાં દુષ્ટ સંતાન છે કે તે ઉંદર પેરે ફુંકી ફુંકીને માનવનું સદ્‌ગુણ સંપત્તિ રૂપી સર્વસ્વ હોઇયાં કરી રહ્યાં છે; અને તેથીજ તે બિચારો અનિત્ય ધનવૈભવનો ગુલામ બની રહ્યો છે! હે માનવ બંધુ! એ અજ્ઞાન શત્રુનો જો તારે જડ મૂળથી નાશજ કરવો હોય; અને તે કામ માટે જો તારે- પરમ સુહૃદ, સુખદ અને સમર્થ સહાયક જોઈતો હોય, તો તો આપણા ઋષિ મુનિઓએ વેદ કાળથીજ "જ્ઞાન" નામે એક મહાપરોપકારી મિત્ર સર્વને માટે તૈયારજ કરી રાખ્યો છે કે જે તેના સમાગમીને સૂર્યની પેરે ધર્મનો માર્ગ દર્શાવ્યા કરે; અને વળી રસ્તે ચાલવાની ગતિ મતિ પણ એવી આપ્યા કરે કે જેથી દુષ્ટ શત્રુ અજ્ઞાનનો તો એના જડમૂળ તથા કુટુંબ પરિવાર સાથે ધાણજ નીકળી જાય! બાકી સકામ કર્મોથી તો એવું ન થતાં ઉલટો શત્રુ ખીલશે.

# અધ્યાય ૪૨ મો

## સનત્સુજાતનો ઉપદેશ*

**॥ वैशंपायन उवाच ॥**

**ततो राजा धृतराष्ट्रो मनीषी संपूज्य वाक्यं विदुरेरितं तत् । सनत्सुजातं रहिते महात्मा पप्रच्छ बुद्धिं परमां बुभूषन् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું:–પછી બુદ્ધિમાન તથા મહાત્મા ધૃતરાષ્ટ્ર રાજા વિદુરનાં કહેલાં તે વાક્યને સારી રીતે અભિનંદન આપી, પોતે પરબ્રહ્મરૂપ થવાની ઈચ્છાથી એકાંતમાં સનત્સુજાતને બ્રહ્મવિદ્યા પૂછવા લાગ્યા.[1]

* સનત્સુજાત પર્વનો આ ભાગ ગંભીર જ્ઞાનથી ભરપૂર છે. ભગવાન ભાષ્યકારે પણ આ ભાગ ઉપર ભાષ્ય લખેલું છે, એજ એના ગૌરવને માટે પૂરતું પ્રમાણ છે. એ જ્ઞાન વાચકોને સારી રીતે સમજાય એ ઉદ્દેશથી આ ભાગનું માત્ર ભાષાંતર ન આપતાં મૂળ શ્લોકો તથા ટીકા પણ આપ્યાં છે. **ભા. ક.**

૧–ટીકાકાર પંડિત નીલકંઠ આ સનત્સુજાત સંહિતાનું વ્યાખ્યાન કરતાં લખે છે કે, ઉદ્યોગ પર્વના સનત્સુજાત પર્વમાં ભાષ્યકાર શ્રીશંકરાચાર્ય વગેરેએ વ્યાખ્યાન કરેલા તથા હમણાં મળી આવતાં પુસ્તકોમાં રહેલા પાઠોને અને શ્લોકોને ગુણસંગ્રહ ન્યાયથી એકઠા કરીને આ વ્યાખ્યાન કરાય છે.

ધૃતરાષ્ટ્ર રાજા મનીષી એટલે શાસ્ત્રના સંસ્કારયુક્ત બુદ્ધિવાળા હતા. તેમણે એકાંતમાં પરમબુદ્ધિ એટલે પરવિદ્યાનો પ્રશ્ન કર્યો છે. શ્રુતિ કહે છે કે:–

**'अथ परा यया तदक्षरमधिगम्यते ।** જે વિદ્યાવડે તે અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે, તે પરા–પરવિદ્યા છે.' આ પ્રમાણે શ્રુતિપ્રસિદ્ધ પરવિદ્યા–બ્રહ્મવિદ્યાનો પ્રશ્ન કર્યો એજ આ ગ્રંથનો વિષય દર્શાવ્યો છે. મહાત્મા ધૃતરાષ્ટ્રે પરબ્રહ્મરૂપ થવાની ઈચ્છાથી પ્રશ્ન કર્યો છે, તેજ આ ગ્રંથનું પ્રયોજન દર્શાવ્યું છે. બ્રહ્મજ્ઞાનનું ફળ દર્શાવતાં શ્રુતિ કહે છે કે, **'ब्रह्म वेद ब्रह्मैव भवति ।'** બ્રહ્મને જાણે તે બ્રહ્મજ થાય છે, પાછલા અધ્યાયમાં વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે, **'सनत्सुजातः प्रोवाच मृत्युर्नास्तीति भारत । હે ભારત!** મૃત્યુ (બંધ) નથી એમ સનત્સુજાત કહે છે.' આ પ્રમાણે મૃત્યુ નામથી કહેવાતા બંધનો અભાવ સાંભળીને ધૃતરાષ્ટ્ર 'હું કપટવાળો છું છતાં અસંગ હોવાથી મને પાપનો ભય નથી,' એમ સંતોષ પામી વિદુરના વચનને અભિનંદન આપ્યું છે. આથી જ્ઞાન એ સર્વ કર્મોને ઉપાડી નાખવામાં હેતુરૂપ છે એ દર્શાવ્યું છે. કહ્યું છે કે, **'हत्वापि स इमाँल्लोकान्न हंति न निबध्यते ।** જ્ઞાની આ લોકોનો નાશ કરીને પણ નાશ કરનારો ગણાતો નથી, તેમ પાપથી બંધાતો નથી. (આ ગ્રંથમાં બ્રહ્મવિદ્યા વિષય છે, પરબ્રહ્મરૂપ થવું એ પ્રયોજન છે, શાસ્ત્રસંસ્કારયુક્ત બુદ્ધિવાળો અધિકારી છે અને જ્ઞાપ્યજ્ઞાપક ભાવ વગેરે સંબંધ છે.)૧

**॥ धृतराष्ट्र उवाच ॥**

**सनत्सुजात यदिदं शृणोमि न मृत्युरस्तीति तव प्रवादः । देवासुरा ह्याचरन्ब्रह्मचर्यमृत्यवे तत्कतरन्नु सत्यम् ॥ २ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે સનત્સુજાત! 'મૃત્યુ નથી' એવું તમારૂં જે દૃઢતાથી કહેવું છે, તે હું વિદુર વગેરેના મુખથી સાંભળું છું, તેમજ દેવોએ તથા અસુરોએ મૃત્યુરહિત થવામાટે બ્રહ્મચર્ય પાળ્યું હતું. ત્યારે આ બેમાંથી શું સત્ય છે?[2]

૨ આ બીજા શ્લોકવડે ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન કહે છે. ધૃતરાષ્ટ્રે પૂછ્યું, હે સનત્સુજાત–**સનત્**–સર્વદા **સુજાત**–સારા જન્મવાળા અર્થાત્ નિત્ય કુમાર રહેવાથી જરા તથા મરણથી રહિત! **'ध्रुवं जन्म मृतस्य च ।** મરણ પામેલાનો અવશ્ય જન્મ થાય છે.' આમાં જન્મ અને મરણ એ બન્ને એકબીજાની સાથે રહેલાં હોવાથી જન્મમરણના પ્રવાહનેજ બંધ કહેવામાં આવે છે અને તે બંધ નથી. એમ તમે પૂર્વે ભાર દઇને કહ્યું છે, તે હું વિદુર વગેરેના મુખથી સાંભળું છું. વળી શ્રુતિ પણ એજ કહે છે, **'न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः । न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥** નાશ પણ નથી, તેમ ઉત્પત્તિ પણ નથી; કોઈ બંધાયલો નથી, તેમ કોઇ સાધક પણ નથી; કોઇ મુમુક્ષુ નથી, તેમ કોઇ મુક્ત પણ નથી. આ પરમાર્થ સ્થિતિ છે.' આ રીતે એક તરફ મૃત્યુ નથી એમ કહેવામાં આવે છે, ત્યારે બીજી તરફ **'एकशतं वर्षाणि मघवान् प्रजापतौ ब्रह्मचर्यमुवास ।** ઇંદ્ર (મૃત્યુ-

॥ सनत्सुजात उवाच ॥

**अपृच्छः कर्मणा यच्च मृत्युर्नास्तीति चापरम्॥ शृणु मे ब्रुवतो राजन्यथैतन्मा विशंकिथाः॥३॥**

સનત્સુજાત બોલ્યાઃ—હે રાજન્! કર્મવડે મૃત્યુ દૂર કરાય છે, માટે મૃત્યુ છે એવો એક પક્ષ છે અને મૃત્યુ નથી એવો બીજો પક્ષ છે. આ બે પક્ષમાંથી કયો પક્ષ સત્ય છે? એ તમે પૂછ્યું છે. આ સંબંધમાં હું કહું, તે તમે સાંભળો અને એમાં શંકા ન રાખો.[3]

**उभे सत्ये क्षत्रियैतस्य विद्धि मोहान्मृत्युः सम्मतोऽयं कवीनाम्। प्रमादं वै मृत्युमहं ब्रवीमि तथाऽप्रमादममृतत्वं ब्रवीमि ॥ ४ ॥**

હે ક્ષત્રિય! એ બન્ને પક્ષ એકજ પુરુષને માટે સત્ય છે એમ તું જાણ. મોહથી મૃત્યુ થાય છે એમ વિદ્વાનોનું માનવું છે. હું પ્રમાદ (આત્મતત્ત્વના અજ્ઞાન)ને મૃત્યુ કહું છું અને અપ્રમાદ (જ્ઞાન)ને મોક્ષ કહું છું.[4]

**प्रमादाद्वै असुराः पराभवन्नप्रमादाद्ब्रह्मभूता भवंति। नैव मृत्युर्व्याघ्र इवात्ति जंतून्न ह्यस्य रूपमुपलभ्यते हि ॥ ५ ॥**

અસુરો પ્રમાદથીજ મૃત્યુને વશ થયા છે અને (તેઓ) અપ્રમાદથી બ્રહ્મરૂપ થયા છે. મૃત્યુ કંઇ વાઘની પેઠે પ્રાણીઓને ખાઈજતું નથી, કારણકે એનું રૂપ જણાતુંજ નથી.[5]

---

બંધની નિવૃત્તિને માટે) પ્રજાપતિની પાસે સો વર્ષસુધી બ્રહ્મચર્ય પાળીને રહ્યો.' આ પ્રમાણે શ્રુતિમાં મૃત્યુ-બંધથી નિવૃત્તિનો યત્ન સંભળાય છે. જો મૃત્યુ ન હોય તો તેના નિવારણને માટે યત્ન કરવો ઘટે નહિ, કેમકે અસત્ અને નિત્યનિવૃત્ત વસ્તુની નિવૃત્તિને માટે યત્નની જરૂર નથી. એ રીતે એક પક્ષ મૃત્યુ છે, એમ માને છે; અને બીજો પક્ષ મૃત્યુ નથી, એમ માને છે. આ બે પક્ષમાંથી કયો પક્ષ સત્ય છે, તે તમે મને કહો.

૩ સનત્સુજાતે કહ્યુંઃ—હે રાજા! બ્રહ્મચર્યાદિક કર્મવડે મૃત્યુ (બંધ) દૂર કરાય છે, તેથી સાધનવડે નષ્ટ કરવામાં આવતો બંધ સત્ય છે એવો એક પક્ષ છે; અને મૃત્યુ એવી કોઇ વસ્તુજ નથી એવો બીજો પક્ષ છે. આ બે પક્ષમાંથી કયો પક્ષ સત્ય છે, એમ તમે મને પૂછ્યું. એના ઉત્તરમાં હું કહું છું કે, એ બન્ને પક્ષમાં પરસ્પર વિરુદ્ધતા છે એવી તમે શંકા રાખશો નહિ; પણ હું કહું તે સાંભળો. મૂળમાં **अमृत्युः कर्मणा केचित्**। એવો પાઠ હોય ત્યાં મોક્ષ કર્મસાધ્ય છે કે જ્ઞાનસાધ્ય છે? આવા બે પક્ષનો ઉપન્યાસ કરવો અને તેમાં ક્રમપક્ષ તથા સમુચ્ચયપક્ષના આશ્રયથી વિરોધભાવ માનીને તમે શંકા કરશો નહિ એવો અર્થ કરવો.

૪ એ બન્ને પક્ષનો અવિરોધ કહે છેઃ—મૃત્યુ એટલે બંધન અને અમૃત્યુ એટલે બંધનનો અભાવ. આ બન્ને એકજ પુરુષમાં અવસ્થાના ભેદથી ઘટી શકે છે, માટે હે ક્ષત્રિય! તે બન્ને સત્ય છે એમ તું જાણ. અવિદ્યાવસ્થામાં એટલે અજ્ઞાનદશામાં બંધન સત્ય છે તથા તેનો બ્રહ્મચર્યાદિક કર્મવડે નાશ પણ થાય છે અને જ્ઞાનીઓને તો દોરડીમાં જણાતા સર્પની પેઠે તે ત્રણે કાળમાં પણ નથી. કદાચ મોહથી બંધન ભાસે તો તેની જ્ઞાનમાત્રથીજ નિવૃત્તિ થઇ જાય છે. મોહથી મૃત્યુ થાય છે, એમ વિદ્વાનોનું માનવું છે—અર્થાત્ મોહરહિત મનુષ્યોને મૃત્યુ છેજ નહિ. હું તો પ્રમાદનેજ મૃત્યુ કહું છું. પ્રમાદ એટલે આત્મતત્ત્વનો વિચાર ન કરવો તે. તેનેજ મૂળ અજ્ઞાન કહેવામાં આવે છે અને તેજ મૃત્યુ છે. શ્રુતિ પણ કહે છે કે, '**मृत्युर्वै तमः**। અજ્ઞાન એજ મૃત્યુ છે.' અપ્રમાદ એટલે સાવધાનપણું—સારી પેઠે અવલોકન કરવું અથવા જ્ઞાન. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, '**ज्ञानं सम्यगवेक्षणम्**। સારીપેઠે (તત્ત્વનું) અવલોકન કરવું તે જ્ઞાન. એ અપ્રમાદ-જ્ઞાન એજ અમરપણું છે એમ હું કહું છું, મૂળમાં '**उभे सत्ये**' ને બદલે '**आद्यप्रवृत्ते**' એવો પાઠ હોય તો ત્યાં બન્ને મતો અનાદિ છે—અર્થાત્ નિત્ય છે, એવો અર્થ કરવો.

૫ અસુરો એટલે અસુ-પ્રાણ, ઇંદ્રિયો વગેરેમાં રમણ કરનારા—અર્થાત્ કામ, ક્રોધ વગેરે આસુરીવૃત્તિને અધીન થયેલા જીવો, પ્રમાદથી, અજ્ઞાનથી પરાભવ પામ્યા છે—મૃત્યુને વશ થયા છે અને પૂર્વે બ્રહ્મરૂપ હોઇને અજ્ઞાનવડે પોતાને બ્રહ્મથી ભિન્ન માનનારા જીવો અપ્રમાદથી—જ્ઞાનથી ફરી બ્રહ્મરૂપજ થાય છે. શ્રુતિ કહે છે કે, '**ब्रह्मैवसन्**

**यमं त्वेके मृत्युमतोऽन्यमाहुरात्मावसन्नममृतं ब्रह्मचर्यम् । पितृलोके राज्यमनुशास्ति देवः शिवः शिवानामशिवोऽशिवानाम् ॥६॥**

કેટલાએક અજ્ઞાનરૂપી મૃત્યુથી ભિન્ન એવા યમને મૃત્યુ કહે છે. વાસ્તવિક રીતે તે આત્મામાંજ લીન છે—અર્થાત્ આત્મામાં કલ્પિત છે. બ્રહ્મચર્ય—આત્માનું સંધાન એ અમૃત છે—મોક્ષહેતુ છે; અર્થાત બ્રહ્મચર્ય યમભય મટાડવાનું સાધન છે. યમદેવ પિતૃલોકમાં રાજ્ય કરે છે અને તે પુણ્યકર્મ કરનારાઓનું કલ્યાણ તથા પાપકર્મ કરનારાઓનું અકલ્યાણ કરે છે.[૬]

**अस्यादेशान्निःसरते नराणां क्रोधः प्रमादो लोभरूपश्च मृत्युः । अहंगतेनैव चरन्विमार्गान्न चात्मनो योगमुपैति कश्चित् ॥ ७ ॥**

એ યમની આજ્ઞાથી મનુષ્યોને ક્રોધ, પ્રમાદ તથા લોભરૂપ મૃત્યુ ઉત્પન્ન થાય છે. જીવ અહંકારને અધીન થઈને અવળે માર્ગે જાય છે, પણ કોઇ આત્મયોગને—સ્વસ્વરૂપને પામતો નથી.[૭]

---

**ब्रह्माप्योति**' જીવ બ્રહ્મરૂપ હોઇને બ્રહ્મનેજ પામે છે.' મૂળમાં **सुराः** એવો પાઠ હોય ત્યાં સુરો—અર્થાત્ શમદમાદિસંપન્ન જીવો બ્રહ્મભાવને પામ્યા છે એવો અર્થ કરવો. મૃત્યુ એટલે અજ્ઞાન. તે પ્રાણીઓને ખાઇ જાય છે—અર્થાત્ સંસારસંકટમાં નાખે છે; પણ તે વાઘની પેઠે જોવામાં આવતું નથી, માત્ર તેનું કાર્યજ જોવામાં આવે છે—સ્વરૂપ જોવામાં આવતું નથી; કારણકે દોરડીમાં સર્પ દેખાવાનું મુખ્ય કારણ દોરડાનું અજ્ઞાન છે. તે જેમ સર્પની પેઠે જોઇ શકાતું નથી, તેમ નિરીક્ષણ કરતાં પણ મૃત્યુનું સ્વરૂપ જણાતુંજ નથી.

૬ જ્યારે મૃત્યુનું સ્વરૂપ જણાતું નથી, ત્યારે તે છે એમ માનવામાં પ્રમાણ શું? એના ઉત્તરમાં કહે છે કે, કેટલાએક મૂઢ મનુષ્યો અજ્ઞાન નામના મૃત્યુથી ભિન્ન એવા યમને મૃત્યુ કહે છે. જેમકે, '**अथ सत्यवतः कायात्पाशबद्धं वशंगतम् । अंगुष्ठमात्रं पुरुषं निश्चकर्ष यमो बलात् ॥**' યમ પાશથી બાંધેલા અધીન થયેલા અંગુઠા જેવડા જીવને સત્યવાનના દેહમાંથી બળથી ખેંચવા લાગ્યા.' એનું વ્યતિરેકરૂપે આત્મામાં કલ્પિતપણું કહે છે—યમ આત્મામાંજ લીન છે—અર્થાત્ દોરડીમાં સર્પ વગેરેની પેઠે યમ વગેરે પણ આત્મામાં કલ્પિતજ છે. મૂળમાં **आत्मावसन्नं**' ને બદલે '**आत्मावासं**' એવો પાઠ હોય ત્યાં આત્માનો આશ્રય કરીને રહેલો એવો અર્થ કરવો. હવે યમની શાંતિનો ઉપાય કહે છે—બ્રહ્મચર્ય એટલે બ્રહ્મમાં ચર્યા—અર્થાત્ સમગ્ર કલ્પનાની જાળને નિવારણ કરીને આત્માનું અનુસંધાન કરવું તે અમૃત છે—મોક્ષહેતુ છે; અર્થાત્ આત્માનું સંધાન કરનારા યોગીઓને યમનો ભય રહેતો નથી. શ્રુતિ કહે છે કે—'**न तस्य रोगो न जरा न मृत्युः ।**' યોગીને રોગ, જરા અથવા મૃત્યુ નથી. અહીં કોઇ શંકા કરે કે, જો યમ કલ્પિત છે તો તે ઝાંઝવાના જળની પેઠે કંઇપણ કાર્ય કરી શકે નહિ. એનો ઉત્તર કહે છે કે, '**यादृशो यक्षस्तादृशो बलिः ।**' જેવો યક્ષ તેવું બલિદાન એ ન્યાય પ્રમાણે જેમ પોતાનેવિષે ગરુડની કલ્પના કરવાથી ઝેર ઉતરી જાય છે, તેમજ કલ્પિત યમમાં પણ કાર્ય કરવાની શક્તિ છે. આમાં એક યુક્તિ કહે છે કે, ટાઢ અને તાપની પેઠે વિરુદ્ધ તથા સત્ય એવા કલ્યાણ અને અકલ્યાણ એ બે ધર્મો એકમાં સંભવે નહિ એથી પણ યમ કલ્પિત છે અને તે કલ્પિત યમમાંજ જેમ દોરડીમાં સર્પ અને લાકડીની કલ્પના કરવામાં આવે છે, તેમ કલ્યાણ તથા અકલ્યાણ એ બન્ને ધર્મોની કલ્પના કરવામાં આવી છે.

૭ એ યમની આજ્ઞાથી ક્રોધાદિરૂપ મૃત્યુ—મરણહેતુ નીસરે છે—ઉદ્‌ભવે છે. અહીં જેમ અજ્ઞાનના અભિમાની દેવતા યમ છે, તેમજ ક્રોધાદિકના અભિમાની દેવતાઓ પણ યમના દાસરૂપ છે, આ અધિદૈવ અર્થ છે. અધ્યાત્મ પક્ષમાં અજ્ઞાનથીજ ક્રોધાદિક ઉત્પન્ન થાય છે અને તેથી જીવો મરણ પામે છે. અહીં કોઇ એવી શંકા કરે કે, જ્યારે અજ્ઞાન આત્મામાં રહેલું છે ત્યારે તે આત્માથી જૂદું સિદ્ધ છે કે એકરૂપે સિદ્ધ છે? જો એકરૂપે સિદ્ધ માનીશું તો મુકતોને પણ પુનઃ બંધની પ્રાપ્તિ થશે અને જૂદું સિદ્ધ માનીશું તો સાંખ્યશાસ્ત્રની પ્રકૃતિની પેઠે તેનો નાશ થશે નહિ. આવી શંકા લઇ મૃત્યુનું વિવેચન કરે છે. જીવો અહંકારનો સંગ કરે છે, તેથી આત્માને પ્રાપ્ત ન થનારા અવળા માર્ગોમાં ગતિ કરે છે—અર્થાત્ વિષયોનો ઉપભોગ કરે છે;

**ते मोहितास्तद्वशे वर्तमाना इतः प्रेतास्तत्र पुनः पतन्ति । ततस्तान्देवा अनुपिप्लवन्ते अतो मृत्युर्मरणाख्यामुपैति ॥ ८ ॥**

ક્રોધાદિકથી મોહિત થયેલા જીવો ક્રોધાદિરૂપ મૃત્યુને અધીન થઇને આ લોકમાંથી યમલોકમાં જઈ વારંવાર નરકાદિકમાં પડે છે અને ઇંદ્રિયો તેઓની પાછળ ત્યાંજ ગતિ કરે છે. એથી મૃત્યુ–અજ્ઞાન મરણસંજ્ઞાને પ્રાપ્ત થાય છે.[૮]

**कर्मोदये कर्मफलानुरागास्तत्रानु ते यांति न तरन्ति मृत्युम् । सदर्थयोगानवगमात्समंतात्प्रवर्तते भोगयोगेन देही ॥ ९ ॥**

કર્મફળના ભોગમાં પ્રીતિવાળા જીવો ભોગ આપનારાં કર્મનો ઉદય થતાં સ્વર્ગાદિ લોકમાં જાય છે; પરંતુ મૃત્યુને તરતા નથી. જીવ બ્રહ્મપ્રાપ્તિ કરાવનારા અષ્ટાંગયોગનો લાભ ન થવાથી કેવળ ભોગની લાલસાવડે દેવ, મનુષ્ય તથા પશુપક્ષીની યોનિઓમાં જન્મ્યા કરે છે.[૯]

પણ મુકિતમાં અજ્ઞાનના આશ્રયરૂપ અહંકાર–ચિદાભાસ નષ્ટ થઇ જાય છે, એટલે શુદ્ધ આત્માથી પુનઃ અજ્ઞાનનો ઉદય થતો નથી, તેમ તે જૂદું પણ રહેતું નથી, એ અભિપ્રાય છે. અહીં કોઇ શંકા કરે કે, સુષુપ્તિમાં પણ અહંકારનો લય થતો દેખાય છે, ત્યારે કેમ સ્વસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી? એનું સમાધાન કહે છે કે, સુષુપ્તિમાં પણ સૂક્ષ્મ અહંકાર રહેલો છે, માટે જ્ઞાનવિના કોઇ પણ આત્મયોગને–સ્વસ્વરૂપને પામતો નથી. એ હેતુથી અહંકારનો નાશ થતાં પહેલાં જીવને ક્રોધાદિરૂપ મૃત્યુનો ઉદય થાય છે એમ કહ્યું તે યોગ્યજ છે. '**अस्यादेशात्**'ને બદલે '**आस्यादेष**' એવો પાઠ હોય ત્યાં અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ અહંકારથી ક્રોધાદિરૂપ મૃત્યુ ઉત્પન્ન થાય છે એવો અર્થ કરવો.

૮ આત્મયોગ ન પામવાથી શો દોષ થાય છે, તે આ શ્લોકમાં કહે છે. ક્રોધાદિકથી મોહિત થયેલા તે જીવો ક્રોધાદિરૂપ મૃત્યુને વશ થઇને આ લોકમાંથી મરણ પામ્યા પછી વારંવાર યમલોકમાં જઇ નરકાદિમાં પડે છે; અને ત્યાં ગયેલા જીવોની પાછળ દેવો એટલે ઇંદ્રિયો પણ ત્યાંજ ગતિ કરે છે. શ્રુતિ કહે છે કે, '**तमुत्क्रामंतं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामंतं सर्वे प्राणा अनूत्क्रामंति ।** જીવ દેહ છોડીને બહાર નીકળે છે એટલે પ્રાણ તેની પાછળ નીકળે છે અને તેની પાછળ સર્વ ઇંદ્રિયો પણ બહાર નીકળે છે.' **मृङ्** ધાતુ પ્રાણત્યાગના અર્થમાં વપરાય છે. એ ઉપદેશથી મૃત્યુ એટલે અજ્ઞાન તે મરણસંજ્ઞાને પ્રાપ્ત થાય છે. '**मृत्युरत्यंतविस्मृतिः ।** મૃત્યુ એટલે અત્યંત વિસ્મૃતિ.' આ સ્મૃતિપ્રમાણે અજ્ઞાન એ અંતર્યામી આનંદરૂપ પરમાત્માનું વિસ્મરણ કરાવે છે તેથી અને યમ આત્મભાવથી ગ્રહણ કરેલા દેહનું વિસ્મરણ કરાવે છે તેથી, એ બન્ને એટલે અજ્ઞાન અને યમ મૃત્યુસંજ્ઞાને પાત્ર છે. તેમાં પણ મુખ્ય મૃત્યુ અજ્ઞાન છે અને અમુખ્ય મૃત્યુ યમ છે.

૯ જીવને મરણ થતાં પહેલાં મૃત્યુનો ભય હોય છે, પણ મરણ પછી તો તે કૃતાર્થજ છેને? આવી શંકા લઇને કહે છે કે, જે જીવો કર્મના ફળનો ભોગ ભોગવવાની લાલસાવાળા હોય છે, તેઓ ભોગ આપનારાં કર્મોનો ઉદય થાય છે–અર્થાત્ કર્મો ફળ આપવા તૈયાર થાય છે, ત્યારે ભોગની વાસનાઓવડે, પૂર્વનો દેહ ત્યજીને સ્વર્ગાદિ લોકમાં જાય છે, માટે તેઓ મૃત્યુપાશથી છૂટા થતા નથી–અર્થાત્ માત્ર સ્થૂલદેહનો નાશ થવાથી મુક્ત થતા નથી. મરણ પછી જીવના અસ્તિત્વવિષે વિચાર કરતાં શ્રુતિ કહે છે કે, '**येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके ।** જેઓ મનુષ્યના મરણ પછી જીવના અસ્તિત્વવિષે વિચાર કરે છે, તેમાં કેટલાએક જીવનું અસ્તિત્વ છે એમ કહે છે. ત્યારે કેટલાએક જીવનું અસ્તિત્વ નથી એમ કહે છે. આ પ્રમાણે મરનારના જીવનું અસ્તિત્વ છે કે નહિ? એ વિષયને લઇને છેવટે શ્રુતિ કહે છે કે, '**योनिमन्ये प्रपद्यंते शरीरत्वाय देहिनः । स्थाणुमन्येऽनुसंयांति यथा कर्म यथा श्रुतम् ।** પોતાનાં કર્મપ્રમાણે તથા જ્ઞાનપ્રમાણે કેટલાએક જીવો શરીર ધારણ કરવામાટે જંગમ યોનિને પ્રાપ્ત થાય છે, ત્યારે કેટલાએક જીવો સ્થાવર ભાવને પ્રાપ્ત થાય છે. વળી '**अस्तित्येवोपलब्धव्यः**' મરણ પછી જીવનું અસ્તિત્વ છે એમજ સ્વીકારવું' આ શ્રુતિઓ જીવનું અસ્તિત્વ તથા તેને અન્ય દેહની પ્રાપ્તિ કહે છે. હવે એમાં કારણ દર્શાવતાં કહે છે કે, સત્ એટલે બ્રહ્મ; તેની પ્રાપ્તિને માટે યમ, નિયમ વગેરે અષ્ટાંગયુક્ત

तद्वै महामोहनमिंद्रियाणां मिथ्यार्थयोगस्य गतिर्हि नित्या । मिथ्यार्थयोगाभिहतांतरात्मा स्मरन्नुपास्ते विषयान्समन्तात् ॥ १० ॥

પુરુષની, મિથ્યાસ્વરૂપ વિષયોમાં જે પ્રીતિ અને તેને માટે જે પ્રવૃત્તિ તે સ્વાભાવિકી છે અને તેજ ઇંદ્રિયોને મહામોહ કરે છે. પુરુષ વિષયસંગવડે વ્યાકુળ ચિત્તવાળો થઇને સર્વ તરફથી વિષયોનું સ્મરણપૂર્વક સેવન કરે છે.[૧૦]

अभिध्या वै प्रथमं हंति लोकान् कामक्रोधावनुगृह्याशु पश्चात् । एते बालान्मृत्यवे प्रापयंति धीरास्तु धैर्येण तरन्ति मृत्युम् ॥ ११ ॥

પ્રથમ વિષયોનું સ્મરણ લોકોને હણે છે–મોહિત કરે છે અને તે પછી કામ તથા ક્રોધ તેઓને તત્કાળ પોતાને સ્વાધીન કરે છે. આ રીતે એ વિષયસ્મરણ, કામ તથા ક્રોધ અવશ ચિત્તવાળા મનુષ્યોને મૃત્યુ–એટલે મોહને સ્વાધીન કરે છે, તેમાં ધીર પુરુષો ધૈર્યવડે મૃત્યુને તરી જાય છે.[૧૧]

सोऽभिध्यायन्नुत्पतितान्निहन्यादनादरेणाप्रतिबुद्ध्यमानः । नैनं मृत्युर्मृत्युरिवात्ति भूत्वा एवं विद्वान्यो विनिहंति कामान् ॥ १२ ॥

ધીર પુરુષ આત્માનું ચિંતન કર્યા કરે છે અને પાસે આવેલા વિષયો તુચ્છ છે,એવી બુદ્ધિ રાખી, તેઓનું ચિંતન ન કરતાં તેઓનો નાશ કરે છે. જે પુરુષ એ પ્રમાણે વિવેકી થઇને કામનાઓનો નાશ કરે છે, એને મૃત્યુ=અજ્ઞાન યમની પેઠે ગળી જતું નથી.[૧૨]

कामानुसारी पुरुषः कामाननुविनश्यति । कामान् व्युदस्य धुनुते यत्किंचित्पुरुषो रजः॥

વિષયોને અનુસરનારો પુરુષ વિષયોની પાછળ વિનાશ પામે છે અને જે પુરુષ વિષયોનો ત્યાગ કરે છે, તે જે કંઇ દુઃખરૂપ હોય તે સર્વનો નાશ કરે છે.[૧૩]

---

યોગનો લાભ ન થવાથી દેહાભિમાની જીવ, ભોગ ભોગવવાની લાલસાવડે દેવ, મનુષ્ય તથા પશુપક્ષીની યોનિઓમાં જન્મ પામ્યા કરે છે.

૧૦ ભોગનેજ નિંદે છેઃ–જીવને મિથ્યાસ્વરૂપ શબ્દાદિ વિષયોમાં યોગ એટલે પ્રીતિ અને તે વિષયો મેળવવા માટે પ્રવૃત્તિ એ નિત્ય છે–સ્વાભાવિકી છે અને તેજ ઇંદ્રિયોને મહામોહ ઉત્પન્ન કરે છે, એ શબ્દાદિ વિષયો મિથ્યા છેઃ કારણ કે તેઓ સંકલ્પથી થયેલા છે.અક્ષપાદાચાર્યે કહ્યું છે કે, '**दोषनिमित्तं रूपादयो विषयाः संकल्पकृताः।** રાગાદિ દોષના નિમિત્તભૂત રૂપાદિ વિષયો સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે.' પુરુષનું ચિત્ત જ્યારે મિથ્યાસ્વરૂપ વિષયોના સંગથી ધવાય છે, ત્યારે તે વિષયોનું વારંવાર સ્મરણ કરીને તેઓને સેવ્યા કરે છે. અહીં '**स्मरन्**'મા રહેલો **शतृ** પ્રત્યય હેતુના અર્થમાં છે; તેથી સ્મરણ એજ વિષયોના સેવનમાં હેતુભૂત ઠરે છે; માટે વિષયોનું સ્મરણ ન કરવું એજ કર્તવ્ય છે.

૧૧ વિષયોના સ્મરણમાં રહેલા દોષને કહે છેઃ–પ્રાણી પ્રથમ વિષયનું સ્મરણ કરે છે, પછી તે મેળવવાની અભિલાષા કરે છે; અને કોઇ પણ કારણને લીધે તે અભિલાષા પૂર્ણ થતી નથી તો તેને ક્રોધ થાય છે. આ રીતે પ્રથમ વિષયનું સ્મરણ, પછી તે મેળવવાની ઇચ્છા અને તે ન મળતાં ઉત્પન્ન થતો ક્રોધ–એ સર્વ ક્રમથી પ્રાપ્ત થઈને મન વશ ન રાખનારા પ્રાણીને મૃત્યુના પાશમાં નાખે છે–અર્થાત્ મોહમાં નાખે છે; પણ જેઓ ધીર એટલે ચિત્તને વશ રાખનારા છે–અર્થાત્ કામનાઓથી મુક્ત છે, તેઓ મૃત્યુને તરી જાય છે. મૂળમાં '**चरन्ति धर्मम्**' એવો પાઠ હોય ત્યાં યોગાભ્યાસ કરે છે એવો અર્થ કરવો.

૧૨ મૃત્યુને તરવાની ઇચ્છાવાળા પુરુષે અથવા યોગીએ આત્માનું ચિંતન કર્યા કરવું અને પાસે આવેલા વિષયોનો નાશ કરવો. તેઓને નાશ પમાડવાનો ઉપાય એજ છે કે, પોતાની પાસે સ્ત્રી વગેરે વિષયો આવી પહોંચે, તોપણ તે તરફ માર્ગમાં પડેલા ઘાસની પેઠે તુચ્છ બુદ્ધિ રાખીને તેનું ચિંતન કરવું નહિ. એજ વિષયોના નાશનો ઉપાય છે. એ પ્રમાણે જે પુરુષ વિદ્વાન થઇને કામનાઓનો નાશ કરે છે, તે પુરુષને મૃત્યુ એટલે અજ્ઞાન, મૃત્યુની પેઠે એટલે યમની પેઠે ગળી જતું નથી–અર્થાત્ કામનારહિત પુરુષને મૃત્યુનો ભય નથી.

૧૩ કામનાવાળા પુરુષની નિંદા કરે છેઃ–વિષયને ઇચ્છનારો પુરુષ વિષયની પાછળજ વિનાશ પામે

**तमोऽप्रकाशो भूतानां नरकोऽयं प्रदृश्यते । मुह्यंत इव धावंति गच्छंतः श्वभ्रवत्सुखम्॥१४॥**

વિષયની એ કામના પ્રાણીઓને અજ્ઞાન કરનારી, વિવેકને નાશ પમાડનારી તથા નરકરૂપ દુઃખદાયી જણાય છે. જેમ મદિરાથી ગાંડા થએલાઓ માર્ગમાં ચાલતાં ચાલતાં ખાડાવાળા પ્રદેશ તરફ દોડે છે, તેમ કામનાવાળા પુરુષો સુખ જેવા જણાતા ભાર્યા વગેરે વિષયોની તરફ દોડે છે.[૧૪]

**अमूढवृत्तेः पुरुषस्य कुर्यात्किं वै मृत्युस्तार्ण इवास्य व्याघ्रः। अमन्यमानः क्षत्रिय किंचिद-न्यन्नाधीयीत निर्णुदन्निवास्य चायुः ॥१५॥**

આ લોકમાં જે પુરુષનું ચિત્ત કામનાવડે પરાભવ પામ્યું નથી, તે નિર્મોહ વૃત્તિવાળા પુરુષને ઘાસના બનાવેલા વાઘની પેઠે મૃત્યુ શું કરી શકે તેમ છે ? કંઇ કરી શકતું નથી; માટે હે ક્ષત્રિય ! એ કામનાના જીવનરૂપ મૂળ અજ્ઞાનને દૂર કરવા બીજું જે કંઇ કામના કરવા જેવું હોય તેને ન ગણકારી તેનું ચિંતન કરવું નહિ.[૧૫]

**स क्रोधलोभौ मोहवानन्तरात्मा स वै मृत्युस्त्व-च्छरीरे य एषः । एवं मृत्युं जायमानं विदित्वा ज्ञाने तिष्ठन्न बिभेतीह मृत्योः॥ विनश्यते विषये तस्य मृत्युर्मृत्योर्यथा विषयं प्राप्य मर्त्यः॥१६॥**

તારા શરીરમાં જે આ અંતરાત્મા છે,તે મોહવાળો છે અને તેજ ક્રોધ, લોભ તથા મૃત્યુરૂપ થાય છે. એ રીતે મૃત્યુ (મોહથી)ઉત્પન્ન થાય છે, એમ જાણીને જે જ્ઞાનમાં સ્થિતિ કરે છે, તે આ લોકમાં મૃત્યુથી ડરતો નથી; કારણકે દેહ જેમ મૃત્યુની પાસે આવતાં વિનાશ પામે છે, તેમ મૃત્યુ જ્ઞાનની પાસે આવતાં વિનાશ પામે છે.[૧૬]

---

છે. કહ્યું છે કે:-' **कुरंगमातंगपतंगभृंगमीना हताः पंचभिरेव पंच । एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पंचभिरेव पंच॥** શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ વિષયોમાંના એક એક વિષયવડે અનુક્રમે હરિણ, હાથી, પતંગીઉં, ભમરો અને માછલું આ પાંચ હણાય છે; ત્યારે જે ગાફેલ મનુષ્ય પાંચે ઇંદ્રિયોથી ઉપર જણાવેલા પાંચે વિષયોનું સેવન કરે છે, તે કેમ હણાય નહિ ? તાત્પર્ય કે, વિવેકી પુરુષ વિષયોનો ત્યાગ કરીને રજોગુણરૂપી સર્વ દુઃખનો નાશ કરે છે.

૧૪ એથી ઉલટી રીતે વર્તવામાં દોષ કહે છે:- એ વિષયેચ્છાઓજ પ્રાણીઓને અજ્ઞાન ઉત્પન્ન કરે છે, કે જે અજ્ઞાનને લીધે પ્રાણીઓને વિષયોના સારાસારનો વિવેક રહેતો નથી. એ હેતુથીજ અજ્ઞાન એ નરકની પેઠે દુઃખ આપનારૂં છે. જેમ મદિરાથી ગાંડા થયેલા પુરુષો માર્ગમાં ચાલતાં ચાલતાં ખાડાવાળા પ્રદેશ તરફ દોડે છે, તેમ સંસારમાં રહેનારા કામી પુરુષો સુખની પાછળ દોડે છે-અર્થાત્ ક્ષણિક સુખ આપનાર ભાર્યાદિની પાછળ ભટકે છે.

૧૫ જે પુરુષનું ચિત્ત કામનાઓને અધીન થયું નથી, તે મોહરહિત વૃત્તિવાળા પુરુષને મૃત્યુ એટલે યમ શું કરી શકે ? ઘાસનો બનાવેલો વાઘ જેમ પુરુષને કંઇ ન કરી શકે, તેમ યમ તેવા પુરુષને કંઇ કરી શકતો નથી. આ પ્રમાણે છે, માટે એ કામનાઓના મૂળકારણરૂપ અજ્ઞાનને દૂર કરવામાટે બીજું જે કંઇ કામના કરવા યોગ્ય સ્ત્રી વગેરે હોય તેને તુચ્છ ગણીને તે તે વિષયોનું મનમાં સ્મરણ કરવું નહિ-અર્થાત્ વિષયો તુચ્છ છે એવી બુદ્ધિ રાખી તેને છેક ભૂલી જવા એજ કામનાના મૂળનો ઉચ્છેદ કરવાનો ઉપાય છે. વસિષ્ઠે કહ્યું છે કે:-'**भ्रमस्य जागतस्यास्य जातस्याकाशवर्णवत् । अपुनः स्मरणं मन्ये साधो विस्मरणं वरं ॥ तथाऽपि तव न स्वास्थ्यं सर्वविस्मरणादृते ॥** આકાશમાં જણાતા રંગોના ભ્રમની પેઠે આ જગતસંબંધી ભ્રમ ઉત્પન્ન થયો છે. હે સાધુ પુરુષ! એ ભ્રમનું પુનઃ પુનઃ સ્મરણ ન કરવું અને એને કેવળ ભૂલી જવું, એજ શ્રેષ્ઠ છે એમ હું માનું છું. જો કે એ ભ્રમ છે, તોપણ એને સર્વથા ભૂલી ગયા વિના તમને શાંતિ મળવાની નથી.

૧૬ '**यमंत्वेके मृत्युं**' એ છઠ્ઠા શ્લોકમાં યમ આત્મામાં કલ્પિત છે, એ પ્રમાણે કહ્યું તેનું વ્યાખ્યાન કરે છે-જે તારા શરીરમાં 'આ હું' એવા ભાનનો વિષયરૂપ અંતરાત્મા છે, કે જે બાહ્યાત્મા-શરીરની અપેક્ષાએ આંતર છે અને ચિત્ તથા અચિત્‌ની ગ્રંથિરૂપ જીવ છે, તે મોહવાળો છે. જે વસ્તુ

॥ धृतराष्ट्र उवाच ॥

**यानेवाहुरिज्यया साधु लोकान् द्विजातीनं पुण्यतमान् सनातनान्। तेषां परार्थं कथयन्तीह वेदा नैताद्विद्वानोपैति कथं नु कर्म ॥१७॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ-વેદવેત્તાઓ કહે છે કે, ઉપાસનાયુક્ત અશ્વમેધાદિક કર્મવડે દ્વિજ વર્ણવાળાઓને જે મહાપવિત્ર તથા સનાતન લોકો પ્રાપ્ત થાય છે, તે લોકો મોક્ષની પ્રાપ્તિ કરાવનારા છે એમ વેદો કહે છે. આ રીતે કર્મો ક્રમે ક્રમે મુક્તિ આપનારાં છે, એમ જાણનારો પુરુષ કર્મનો આશ્રય કેમ ન કરે? અર્થાત્ કર્મોથીજ મોક્ષ મળે છે, તો પછી જ્ઞાનની શી જરૂર ?[17]

॥ सनत्सुजात उवाच ॥

**एवं ह्यविद्वानुपयाति तत्र तत्रार्थजातं च वदंति वेदाः। अनीहया याति परं परात्मा प्रयाति मार्गेण निहत्य मार्गान् ॥१८॥**

સનત્સુજાત બોલ્યાઃ-તમે કહો છો તે ક્રમથી અવિદ્વાન એટલે કર્મમાર્ગનો આશ્રય કરનારો મોક્ષપદમાં પહોંચે છે; તેમજ વેદો પણ કર્મનાં ભોગ અને મોક્ષરૂપી સામાન્ય પ્રયોજન કહે છે. આવદ્યાવડે દેહાદિકને આત્માપણાથી સ્વીકારનારો જીવ કામનાથી રહિત થતાં નિર્ગુણ આત્મભાવને પામે છે; પણ નિષ્કામ ન થાય તો તેજ જીવ સુષુમ્ણા નાડીરૂપી માર્ગવડે સ્વર્ગાદિ લોકને પ્રાપ્ત કરાવનારા માર્ગોને અનુક્રમે ઓળંગીને બ્રહ્મ લોકદ્વારા પરમપદને પામે છે.[18]

---

જેરૂપ ન હોય તેમાં તે બુદ્ધિ કરવી, એ મોહ કહેવાય છે. મોહવાળો એટલે, આત્મારૂપ નહિ એવા દેહાદિકમાં આત્મબુદ્ધરૂપ વિપરીત જ્ઞાનવાળો છે; માટેજ તે ક્રોધ, લોભ તથા મૃત્યુરૂપ થાય છે અને પાંજરામાંની સળીપર બેઠેલા પોપટની પેઠે પોતે બંધવિનાનો છે છતાં અજ્ઞાનને લીધે પોતાને બંધાયલો માને છે તથા તેથી કામાદિને અધીન થઇ જાય છે. એ રીતે મોહથી મૃત્યુ ઉત્પન્ન થાય છે, એમ જાણીને જે મોહના વિરોધી જ્ઞાનમાં નિષ્ઠાવાળો થાય છે તે યમથી બીતો નથી. એમાં દૃષ્ટાંત કહે છે કે, જેમ મૃત્યુની-યમની સમીપમાં આવતાં દેહ નાશ પામે છે, તેમ જ્ઞાનની સમીપમાં આવતાં મૃત્યુ-બંધ વિનાશ પામે છે. એકંદર સાર એ છે કે, અજ્ઞાને કરેલો બંધ જ્ઞાનથીજ નાશ પામે છે, કર્મથી નાશ પામતો નથી.

૧૭ જ્ઞાનથીજ મોક્ષ મળે છે, કર્મથી મળતો નથી. આ સનત્સુજાતના અભિપ્રાય ઉપર ધૃતરાષ્ટ્ર શંકા કરે છે કે, ઉપાસનાયુક્ત અશ્વમેધ વગેરે કર્મથી ઇંદ્રલોકાદિક કરતાં વધારે પવિત્ર અને વ્યવહાર કરતાં નિત્ય એવા સત્યલોક નામના લોક પ્રાપ્ત થાય છે એમ વેદમાં છે અને તે વેદવેત્તાઓ કહે છે. વળી તે લોકો ક્રમે ક્રમે મોક્ષ આપનારા છે એમ પણ વેદો કહે છે. આ પ્રમાણે કર્મો ક્રમે ક્રમે મુક્તિ આપનારાં છે, એ પ્રમાણે જાણનારો શામાટે કર્મનો આશ્રય કરે નહિ? કર્મવડેજ મોક્ષની સિદ્ધિ થાય છે, ત્યારે જ્ઞાનનું શું પ્રયોજન છે? એ અભિપ્રાય છે.

૧૮ સનત્સુજાત આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે, તમે જે ક્રમ કહ્યો તે પ્રમાણે કર્મમાર્ગનું અવલંબન કરનારો જીવ મોક્ષપદને પામે છે અને તે પ્રમાણેજ વેદો પણ કર્મવડે ભોગ તથા મોક્ષરૂપી ફળ સામાન્ય રીતે પ્રાપ્ત થાય છે, એમ કહે છે. આત્માથી ભિન્ન એવા દેહાદિકને અવિદ્યાવડે આત્માતરીકે માનનારો જીવ જો કામનારહિત થાય છે, તો નિર્ગુણ બ્રહ્મભાવને પામે છે-અર્થાત્ નિષ્કામ થયેલો જીવ ભિન્ન ભિન્ન ઉપાધિના આકારોનો ત્યાગ કરીને નિષ્કલ બ્રહ્મરૂપ થાય છે, પણ તેજ જીવ જો નિષ્કામ થતો નથી તો સુષુમ્ણા નાડીદ્વારા તે તે લોકને પ્રાપ્ત કરાવનારા માર્ગો ઓળંગીને બ્રહ્મલોકમાં જઇ ત્યાંથી પરમપદને પામે છે. તાત્પર્ય કે, કર્મમાર્ગી જીવ ક્રમે ક્રમે વધે છે અને જ્ઞાની તત્કાળજ મુક્ત થાય છે, એટલો કર્મમાં અને જ્ઞાનમાં ભેદ છે. શ્રુતિ કહે છે કેઃ-

'**तयोर्ध्वमायन्नमृतत्वमेति ।**

તે વડે-સુષુમ્ણા નાડીવડે ઊર્ધ્વ ગમન કરનારો જીવ મોક્ષ પામે છે.' વળી બૃહદારણ્યકમાં કહ્યું છે કે-

'**तद्यथा पेशस्कारी पेशसो मात्रामुपादायान्यन्नवतरं कल्याणतरं रूपं कुरुते एवमेवेदं शरीरं निहत्याविद्यां गमायेत्वान्यन्न तरं कल्या-**

॥ धृतराष्ट्र उवाच ॥

**कोऽसौ नियुंक्ते तमजं पुराणं सचेदिदं सर्वमनुक्रमेण । किंवाऽस्य कार्यमथवा सुखं च तन्मे विद्वन्ब्रूहि सर्वं यथावत् ॥१९॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:- જન્માદિકથી રહિત તે પુરાણ પુરુષને (જગતરૂપ થવા માટે) કોણ પ્રેરણા કરે છે? જો તે પરમાત્મા પોતેજ અનુક્રમે સર્વરૂપ થાય છે (એમ કહો,) તો તેમ કરવામાં તેમને શું પ્રયોજન અથવા સુખ રહેલું છે? હે વિદ્વન્! તે સર્વ મને યથાયોગ્ય રીતે કહો. १९

**णतरं रूपं कुरुते पित्र्यं वा गांधर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वेति तु कामयमानोऽथाकामयमानो योऽकामो निष्काम आप्तकामः स्यान्न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंते ।**

લોકમાં જેમ સુવર્ણકાર (સોની) સુવર્ણનો ભાગ લઈને પૂર્વના ઘાટ કરતાં બીજો અત્યંત નવીન સુંદર ઘાટ તયાર કરે છે, એ પ્રમાણેજ આ આત્મા પણ આ શરીરનો ત્યાગ કરી, તેને અચેતન કરીને બીજું અતિ નવીન મહાસુંદર શરીર રચે છે, જે શરીર પિતૃલોકના, ગંધર્વલોકના, દેવલોકના, પ્રજાપતિના લોકના, બ્રહ્મલોકના ભોગને ભોગવવા યોગ્ય હોય છે. આ શરીરોને કામનાવાળો જીવાત્મા નિર્માણ કરે છે; પરંતુ જે કામનાવિનાનો—અર્થાત્ વાસનારૂપ શબ્દાદિ વિષયોની કામના જેની નીકળી ગયેલી છે તેવો નિષ્કામ—પૂર્ણકામ હોય છે, તે જીવના પ્રાણો ક્યાંય ગતિ કરતા નથી પણ અહીંજ—બ્રહ્મમાંજ લીન થઈ જાય છે.'

એ પ્રમાણે કામનાવાળો જીવાત્મા આ દેહમાંથી નીકળીને મરણવડે એ દેહને અસદ્રૂપ (મિથ્યા) બનાવે છે અને પછી પિતૃલોક, ગંધર્વલોક વગેરેમાં ભોગ ભોગવવા યોગ્ય બીજાં રૂપો તૈયાર કરે છે, એમ સુવર્ણકારના દૃષ્ટાંતવડે સકામ જીવનું કર્તાપણું કહ્યું છે અને નિષ્કામ તથા પૂર્ણ બ્રહ્મભાવને પામેલા જીવાત્માની બીજી કોઇ ગતિનો નિષેધ કરી તે બ્રહ્મમાજ લીન થાય છે, એ કહ્યું છે.

१९ પૂર્વના શ્લોકમાં જીવજ પરબ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે એમ કહ્યું; પરંતુ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ એકરૂપ થઈ શકે નહિ—અર્થાત્ જીવ જો બ્રહ્મથી ભિન્ન હોય તો તે બ્રહ્મરૂપ થઇ શકે નહિ. એ ઉપરથી બ્રહ્મ પોતેજ જીવભાવ પામે છે એમ કહ્યું ગણાય; પણ તે અયોગ્ય છે. કારણ કે પરમાત્મા બ્રહ્મરૂપ છે, તેથી તેને જીવરૂપ થવામાં કોઈ પ્રેરી શકે નહિ. આ શંકાથી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે વિદ્વન્! જન્માદિથી રહિત અને પુરાણ એટલે પૂર્વે પણ નવીન રહેનારા અર્થાત્ પરિણામ ન પામનારા તે પરમાત્માને કોણ પ્રેરણા કરે છે, કે જેની પ્રેરણાથી પોતે જીવરૂપ થઇને દુઃખાદિકનો ભોક્તા થાય છે? વળી પરમાત્માને પ્રેરણા કરનારો જો તમે કોઇ બીજો માનશો તો તેનો પ્રેરક ત્રીજો અને તેને પ્રેરનારો ચોથો એમ મોટી અનવસ્થા થઈ પડશે. તમે કહેશો કે, બીજા કોઈ પ્રયોજકની અપેક્ષાવિના પરમાત્મા પોતેજ આ સર્વ સ્થાવરજંગમ વિશ્વરૂપે થાય છે, એ સંબંધમાં શ્રુતિ પણ કહે છે કે:— **'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्** । પરમાત્મા જગત સરજીને પછી તેમાંજ પ્રવેશ કરે છે.' પરંતુ એમ માનવામાં પણ દૂષણ આવે છે કે, પરમાત્મા પૂર્ણકામ હોવાથી નિષ્કામ છે, તેને કયું કાર્ય કરવાનું છે? કોઇ પણ કાર્ય કરવાનું નથી; તેથી પ્રયોજનવિના પરમાત્મામાં પ્રવૃત્તિ સંભવતી નથી. લોક પણ કહે છે કે, **प्रयोजनमनुद्दिश्य न मंदोऽपि प्रवर्तते।** મૂર્ખ માણસ પણ પ્રયોજનવિના કોઇ કાર્યમાં પ્રવૃત્તિ કરતો નથી.' જ્યારે એમ છે, ત્યારે નિષ્કામ પરમાત્મા શામાટે કાર્યમાં પ્રવૃત્ત થાય? નજ થાય.

'**लोकवत्तु लीलाकैवल्यम्** । લોક જેમ આનંદને માટે રમત કરે છે, તેમ ઈશ પણ સૃષ્ટિ કરે છે' આ ન્યાય પ્રમાણે લોકમાં પ્રયોજનવિના પણ માત્ર ગમતને માટે શેત્રંજ વગેરેની રમત રમાતી જણાય છે, તેમ જગતની સૃષ્ટિ અને તેમાં પ્રવેશાદિક પણ પરમાત્માની લીલાજ છે; એમ તમે કહો તો તેનો ઉત્તર એ છે કે, લોકો શેત્રંજ વગેરેની રમત પણ સુખને માટેજ કરે છે; પરંતુ પરમા-

॥ सनत्सुजात उवाच ॥

**दोषो महानत्र विभेदयोगे ह्यनादियोगेन भवंति नित्याः । तथाऽस्य नाधिक्यमपैति किंचिदनादियोगेन भवंति पुंसः ॥२०॥**

સનત્સુજાત બોલ્યા:- પરમાત્મા અને જીવાત્માને જૂદા માની તે બન્નેનું ઐક્ય કરવા-

માં મહાન દોષ આવે છે. સ્થૂલ તથા સૂક્ષ્મ એવા બે દેહરૂપી ક્ષેત્રોના સંબંધને લીધે પરમાત્માથી નિત્ય એવા જીવો થાય છે અને તેવા ઉપાધિના ભેદથી પરમાત્માની અધિકતા લેશમાત્ર નાશ પામતી નથી; તથા જીવો અજ્ઞાનના યોગથી જન્માદિ ભાવને પ્રાપ્ત થયા કરે છે.[૨૦]

**य एतद्वा भगवान्स नित्यो विकारयोगेन करोति विश्वम् । तथा च तच्छक्तिरिति स्म मन्यते तथार्थयोगे च भवंति वेदाः॥२१॥**

ચોતરફ દેખાતું જે આ જગત સત્ય જેવું જણાય છે, તે નિર્વિકારી સર્વૈશ્વર્યસંપન્ન પરમાત્માજ છે. તે પરમાત્મા માયાના યોગથી વિશ્વની રચના કરે છે. તેવી તેની શક્તિ છે એમ વેદ પણ માને છે; અને શક્તિ તથા શક્તિમાનનો સંબંધ અભેદ હોય છે એમાં લોક તથા વેદો પ્રમાણભૂત છે.[૨૧]

---

ત્માને તો તેવી સુખની લાલસા છેજ નહિ. વળી પોતેજ પોતાને સંકટમાં નાખનારાને સુખ હોતું નથી અને તે કારણથી પણ પરમાત્માની પોતાની મેળે સૃષ્ટિ કરવામાં પ્રવૃત્તિ સંભવતી નથી; તેમજ પરમાત્માની સાથે જીવનો અભેદ પણ સંભવતો નથી, પણ જીવ તથા પરમાત્માનો ભેદ સ્વીકારીએ તો જીવના અદૃષ્ટને અનુસરીને પરમાત્મા રાજાની પેઠે જીવના ભોગને માટે સૃષ્ટિરચના વગેરેમાં તથા પોતાની કરેલી મર્યાદાના પરિપાલનને માટે પ્રવૃત્તિ કરે છે એમ ઘટી શકે છે; માટે જીવ તથા પરમાત્મા-વચ્ચે અભેદ સંભવતો નથી.

૨૦ સનત્સુજાત ઉત્તર આપે છે કે, તમારા કહેવાપ્રમાણે જીવાત્મા તથા પરમાત્માને કેવળ જૂદા માનીને પછી તે બન્નેનું ઐક્ય માનવામાં મહાન દોષ આવે છે; કારણકે એક વસ્તુને બીજારૂપ થઈ જવું અસંભવિત છે, માટે જીવ તથા પરમાત્મામાં વાસ્તવિક ભેદ યોગ્ય નથી. નિત્ય એવા જીવો પરમાત્માથી જે જૂદા પડેલા જણાય છે, તે સ્થૂલદેહ તથા સૂક્ષ્મદેહરૂપી ક્ષેત્રોના સંબંધને લીધે ઘટાકાશની પેઠે તથા જળમાં જણાતા ચંદ્રની પેઠે ઉપાધિને લીધેજ જૂદા થયેલા છે. એવા ઉપાધિના ભેદવડે પરમાત્માની અધિકતામાં જરાપણ ન્યૂનતા આવતી નથી. જળમાં પ્રતિબિંબરૂપે જણાતો ચંદ્ર કંપવાથી જેમ મુખ્ય ચંદ્ર કંપતો નથી, તથા ઘટાકાશ ચલિત થવાથી જેમ મુખ્ય આકાશ ચલિત થતું નથી, તેમજ જીવ ઉપાધિના ધર્મોથી યુક્ત થાય તોપણ પરમાત્માનો તે ધર્મોની સાથે સંબંધ થતો નથી. શ્રુતિઓ કહે છે કેઃ–

**‘एक एव तु भूतात्मा भूते भूते प्रकाशते ।**
**एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत् ॥**

પ્રાણીમાત્રના અંતર્યામી પરમાત્મા એકલાજ સર્વ પ્રાણીઓમાં પ્રકાશી રહેલા છે અને તે એક ઈશ્વરરૂપથી તથા અનેક જીવરૂપથી, મુખ્ય એક ચંદ્રની પેઠે તથા જળાશયના તરંગોમાં જણાતા અનેક ચંદ્રની પેઠે જણાય છે.

**‘यथाह्ययं ज्योतिरात्मा विवस्वानपो भिन्ना बहुधैकोऽनुगच्छन् । उपाधिना क्रियते भेदरूपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा ॥**

જેમ આ જ્યોતિમય સૂર્ય એક છે, છતાં તે ભિન્ન ભિન્ન જળમાં પ્રવેશ કરીને અનેકરૂપે જણાય છે; તેમજ આ જન્મરહિત પરમાત્મા શરીરોમાં એક છે છતાં ઉપાધિવડે અનેકરૂપે જણાય છે.

**‘घटसंवृतमाकाशं नीयमाने यथाघटे ।**
**घटो नीयेत नाकाशं तद्वज्जीवो नभोपमः ॥**

ઘડામા આકાશ વ્યાપ્ત હોય છે છતાં ઘડો લઇ જવામાં આવતાં તે આકાશ પણ લઇ જવાતું નથી, તેમ આકાશની પેઠે વ્યાપ્ત રહેલો જીવાત્મા દેહાદિક ઉપાધિ લઇ જવામાં આવે તોપણ ક્યાંય લઇ જવાતો નથી.

ઈત્યાદિ શ્રુતિઓ જીવાત્મા તથા પરમાત્માની વચ્ચે ઉપાધિને લીધે ભેદ દર્શાવે છે–અર્થાત્ તેઓ વચ્ચે વાસ્તવિક ભેદ નથી. આ પ્રમાણે જીવ તથા ઈશ્વર વચ્ચે ઉપાધિના ભેદને લીધે સર્વ વ્યવહાર સિદ્ધ થશે અને બીજા પરમાત્માની કલ્પના પણ કરવી પડશે નહિ, એ સિદ્ધ છે. જીવો અનાદિ કાળના અજ્ઞાનના સંબંધને લીધેજ જન્માદિકને પ્રાપ્ત થાય છે–અર્થાત્ અજ્ઞાનના યોગવડેજ આત્માને ક્ષેત્રોનો–શરીરોનો યોગ થાય છે અને તે અજ્ઞાન દૂર થતાં દૂર થઇ જાય છે.

૨૧ પૂર્વના શ્લોકમાં જીવ તથા ઈશના ભેદનું ખંડન કરી હવે આ શ્લોકમાં પરમેશ્વરથી જગતની ભિન્નતાનું ખંડન કરતાં કહે છે કેઃ–જે આ ચોતરફ જણાતું જગત જગત જેવું જણાય છે,

**॥ धृतराष्ट्र उवाच ॥**

**येऽस्मिन्धर्मान्नाचरंतीह केचित्तथा धर्मान्केचिदिहाचरंति । धर्मः पापेन प्रतिहन्यतेस्विदुताहो धर्मः प्रतिहंति पापम् ॥ २२ ॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:-કેટલાએક મોક્ષને માટે ધર્મો એટલે અગ્નિહોત્રાદિક કર્મો કરતા નથી, પણ સંન્યાસજ ગ્રહણ કરે છે; ત્યારે કેટલાએક મુક્તિને માટે ધર્મોનું આચરણ કરે છે. જેઓ તેવો અલ્પ ધર્મ કરે છે, તેઓનો ધર્મ રાગદ્વેષાદિ પાપવડે નાશ પામે છે કે ધર્મ પોતેજ પાપને નાશ પમાડે છે ?૨૨

તે નિત્ય એટલે વિકારરહિત ભગવાન એટલે સર્વ ઐશ્વર્યસંપન્ન પરમાત્માજ છે. મૂળમાં '**वा**' શબ્દ છે, તે જગતનું મિથ્યાપણું દેખાડનારો છે. વેદમાં અને લોકમાં મિથ્યા વસ્તુના અનુવાદમાં '**इव**' શબ્દનો પ્રયોગ કરાય છે. જેમકે:-'**यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति ।** જ્યાં દ્વૈત જેવું થાય છે, ત્યાં દ્વૈતભાવ પામેલો જીવ બીજાને જુએ છે.' આ શ્રુતિમાં **इव** શબ્દનો પ્રયોગ મિથ્યા વસ્તુનો અનુવાદ કરવામાં યોજ્યો છે. વળી '**अहमद्य स्वप्ने गजमिवाद्राक्षम् ।** મેં આજે સ્વપ્નમાં હાથી જેવો જોયો.' આ લોકવાક્યમાં પણ **इव** શબ્દ મિથ્યા અર્થનો અનુવાદ કરે છે. આ પ્રપંચ બ્રહ્મરૂપ છે, એ સંબંધમાં શ્રુતિઓ પણ કહે છે કે:-**इदं सर्वं यदयमात्मा ।** આ સર્વ જગત આત્મારૂપ છે. '**ब्रह्मैवेदं विश्वम् ।** આ વિશ્વ બ્રહ્મરૂપજ છે. **सर्वं खल्विदं ब्रह्म ।** આ સર્વ કેવળ બ્રહ્મરૂપ જ છે.

પરમાત્મા વિકાર એટલે અસત્ય-માયા તેના સંબંધથી વિશ્વ કરે છે અને તે સ્વપ્ન તથા ઇંદ્રજાળની પેઠેજ કરે છે; પણ સોનું વિકાર પામીને જેમ કુંડળરૂપ બને છે, તેમ બ્રહ્મ વિકાર પામીને જગતરૂપ થતા નથી; કારણકે વાસ્તવિક રીતે બ્રહ્મનો જગતની સાથે વિકારવિકારી ભાવસંબંધ નથી, કેમકે તેમ માનવાથી બ્રહ્મમાં પણ અનિત્યપણું પ્રાપ્ત થઇ જાય. અહીં કોઇ શંકા કરે કે, પ્રધાન એટલે માયા નિત્ય છે અને પરિણામ પામનારી છે, માટે જડ જગતની ઉત્પત્તિમાં જડ માયાજ સ્વતંત્રરીતે કારણરૂપ થાઓ; કેમકે માયા અને જગત જડતામાં સમાન છે અને ચેતનરૂપ બ્રહ્મ જડ જગતથી વિલક્ષણ છે, માટે તે કારણરૂપ ન થતાં માયાજ કારણરૂપ થાઓ. આવી શંકાના સમાધાનમાં કહે છે કે, પરમાત્માની શક્તિ પરમાત્માથી અભિન્ન છે અને તે પોતાના સ્વરૂપમાંજ સ્વપ્નની પેઠે જગતનો ભાસ કરાવે છે. પરમાત્માની શક્તિ તેમનાથી જૂદી નથી એમ વેદ પણ માને છે. શ્રુતિ કહે છે કે:-'**देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ।** પરમાત્માની પોતાની શક્તિ પોતાના ગુણોથીજ ઢંકાયલી છે.' '**पराऽस्यशक्तिर्विविधैव श्रूयते ।** એમની પરાશક્તિ વિવિધરૂપે સંભળાય છે.'

અહીં એવી શંકા થાય કે, શક્તિ ભોગ્ય છે, માટે તે આત્માને અધીન છે અને આત્મા તેનો ભોક્તા છે, માટે તે સ્વામી છે અને એ રીતે ભોક્તા આત્મા તથા ભોગ્ય શક્તિ, એ બેની વચ્ચે ભેદ કેમ ન ગણાય? આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે, અગ્નિની દાહક શક્તિ અને પ્રકાશક શક્તિ, જેમ અગ્નિથી જૂદી જણાતી નથી, તેમ શક્તિ શક્તિવાળાથી કયાંય જૂદી જણાતી નથી. વેદો પણ કહે છે કે, '**बहु स्यां** હું બહુરૂપે થાઉં', '**प्रजायेय ।** હું પ્રજા ઉત્પન્ન કરૂં, **सच्च त्यच्चाभवत् ।** પરમાત્મા આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વીરૂપ થયા. મૂળમાં **च** કાર મૂકયો છે, તેથી વેદમાં જેમ શક્તિનો તથા શક્તિમાનનો અભેદ સ્વીકારેલો છે, તેમ લોકમાં પણ તેવા અર્થના સંબંધમાં શક્તિ અને શક્તિમાનનો અભેદ સંબંધ પ્રમાણભૂત મનાય છે. એવો અર્થ નીકળે છે.

૨૨ ઉપર જણાવ્યા પ્રમાણે જીવ અને ઈશ વચ્ચે અભેદ હોવાથી જગતના મિથ્યાપણાથી અને જગત જન્મ વગેરેમાં નિમિત્તભૂત એવી પ્રકૃતિ બ્રહ્મથી અભિન્ન હોવાથી બ્રહ્મનું અદ્વૈતપણું સિદ્ધ થયું અને તેથી '**मृत्युर्नास्ति**' મૃત્યુ કોઇ વસ્તુજ નથી, એ પૂર્વોક્ત પક્ષ સ્થિત થયો; તેમજ જેઓ માને છે કે, કર્મવડે મૃત્યુનો નાશ થાય છે, તેઓની માન્યતા પ્રમાણે ક્રમમુક્તિની પ્રણાલિકાદ્વારા કર્મો પણ મોક્ષના હેતુભૂત થયાં.

હવે ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, કેટલાએક મોક્ષને માટે ધર્મો એટલે અગ્નિહોત્રાદિક કર્મો કરતા નથી, પણ મોક્ષને માટે સંન્યાસજ ગ્રહણ કરે છે, ત્યારે કેટલાએક ક્રમમુક્તિને માટે ઉપાસનાસહિત કર્મોજ કર્યા કરે છે. હવે જેઓનો તેવો મહાન ધર્મ

**॥ सनत्सुजात उवाच ॥**

**उभयमेव तत्रोपयुज्यते फलं धर्मस्यैवेतरस्य च**

સનત્સુજાતે કહ્યું:–મોક્ષની પ્રાપ્તિમાં સંન્યાસ તથા ઉપાસનાસહિત કર્મ એ બન્ને ઉપયોગી છે. ધર્મનું પણ ફળ છે અને પાપનું પણ ફળ છે. ૨૩

**तस्मिन्स्थितौ वाऽप्युभयं हि नित्यं ज्ञानेन विद्वान्प्रतिहंति सिद्धम्।तथाऽन्यथा पुण्यमुपैति देही तथागतं पापमुपैति सिद्धम् ॥ २४ ॥**

તે મોક્ષસ્થિતિને માટે સંન્યાસ તથા ઉપાસનાયુક્ત કર્મ, એ બન્ને નિત્ય એટલે અચળ સાધન છે. તેમાં વિદ્વાન જ્ઞાનવડે સિદ્ધ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, ત્યારે દેહાભિમાની પુરુષ ઉપાસનાયુક્ત કર્મ કરવાથી સિદ્ધથી વિપરીત અર્થાત સાધ્ય તથા પ્રશંસનીય દેવતાદિ ભાવને પ્રાપ્ત થાય છે અને તેવા કર્મસિદ્ધ પુરુષને કદાચ મનુષ્યદેહના અભિમાનથી થયેલું પાપફળ પણ પ્રાપ્ત થાય છે. ૨૪

**गत्योभयं कर्मणा युज्यतेऽस्थिरं शुभस्य पापस्य स चापि कर्मणा । धर्मेण पापं प्रणुदतीह विद्वान् धर्मो बलीयानिति तस्य सिद्धिः॥**

કર્મ કરનારો પુરુષ પુણ્ય તથા પાપનાં નાશવંત ફળ ભોગવીને પછી પાછો આ લોકમાં કર્મ કરવામાં જોડાય છે; પરંતુ વિદ્વાન કર્મયોગી તો ધર્મરૂપ કર્મવડે પાપને નાશ પમાડે છે; અને ધર્મ અતિ બળવાન છે, તેથી તેને સિદ્ધિ અર્થાત મુક્તિ પણ મળે છે. ૨૫

---

નથી, પણ અગ્નિહોત્રાદિ નિત્યકર્માનુષ્ઠાનરૂપી અલ્પ ધર્મજ છે, તેઓનો તે ધર્મ પાપ એટલે રાગદ્વેષાદિ દોષવડે નાશ પામે છે, કે તેઓના તે ધર્મજ પાપને નાશ પમાડે છે?

૨૩ સનત્સુજાત ઉત્તર આપે છે કે, મોક્ષ મેળવવામાં સંન્યાસ પણ ઉપયોગી છે અને ઉપાસનાયુક્ત કર્મ પણ ઉપયોગી છે; તેમજ ધર્મ એટલે અગ્નિહોત્રાદિક કર્મનું ફળ સ્વર્ગ અથવા ચિત્તશુદ્ધિ છે અને બીજા અધર્મનું એટલે પાપનું અથવા નિત્યકર્મના ત્યાગનું ફળ નરક છે.

૨૪ ત્રેવીસમો શ્લોક એ એક સંક્ષેપમાં અર્થ સૂચવનારું સંગ્રહવાક્ય છે. તેનું સનત્સુજાત એ શ્લોકવડે વિવરણ કરે છે કે, મોક્ષમાં એટલે સ્વસ્વરૂપમાં સ્થિત થવામાટે સંન્યાસ અને ઉપાસનાયુક્ત કર્મ, એ બન્ને નિત્ય અર્થાત્ અચળ સાધન છે. મૂળમાં વા શબ્દ નિશ્ચયના અર્થમાં આપેલો છે. હવે મોક્ષના બન્ને સાધનોનો તફાવત કહે છે કે, જ્ઞાનીપુરુષ સંન્યાસપૂર્વક જ્ઞાન અર્થાત્ બ્રહ્મવિદ્યાદ્વારા સિદ્ધ એટલે નિત્ય નિવૃત્ત અર્થાત્ અસત્ય, જડ, દુઃખ વગેરેથી પ્રતિકૂળ હોવાથી સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે; અને ઉપાસનાયુક્ત કર્મ કરવાથી અન્યથા એટલે સિદ્ધથી વિપરીત અર્થાત કર્મવડે સાધ્ય અને પુણ્ય એટલે પ્રશંસાપાત્ર દેવાદિના રૂપને પામે છે, જેથી તે દેહનો અભિમાની થાય છે અને તે પ્રમાણે દેવભાવને પામેલા કર્મસિદ્ધ પુરુષને કદાચ નરદેહના અભિમાનથી થયેલું પાપફળ પણ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે, દેવભાવને પ્રાપ્ત થયેલો પણ કદાચ મુક્ત થાય છે અને કદાચ વિષ્ણુના દ્વારપાળ જય–વિજયની પેઠે ત્યાંથી ભ્રષ્ટ પણ થાય છે. આ રીતે કર્મનું ફળ નિશ્ચિત રીતે મોક્ષ આપનારું નથી, માટે જ્ઞાનજ શ્રેષ્ઠ છે.

૨૫ **फलं धर्मस्यैवतरस्य च** આ ત્રેવીસમા શ્લોકના ઉત્તરાર્ધનું વિવરણ કરે છે કે, પુણ્યનું ફળ સ્વર્ગ છે અને પાપનું ફળ નરક છે. તે બન્ને નાશવંત છે. કર્મ કરનારો જીવાત્મા પોતાનાં કર્માનુસાર તે તે લોકોમાં જઇ ફળ ભોગવી રહ્યા પછી પાછો આ લોકમાં આવીને પૂર્વકર્મના સંસ્કારને અનુસરી, પોતાની યોનિને યોગ્ય કર્મો કરે છે–અર્થાત કર્મ કરી, તે કર્મોનાં ફળ ભોગવી, પાછો કર્મજ કરે છે, એટલે તે કર્મપાશથી મુક્ત થતો નથી. જો કે એ પ્રમાણે છે, તોપણ વિદ્વાન કર્મયોગી ધર્મરૂપ–અર્થાત નિષ્કામ કર્મ કરીને તે ધર્મવડે પાપને દૂર કરે છે અને મૂર્ખ–અવિવેકી કર્મકર્તા તે કર્મોનાં સ્વર્ગ, પશુ વગેરે ફળોની ઇચ્છા કરીને બંધાયા કરે છે. અધર્મ બળવાન નથી, પણ ધર્મ બળવાન છે, એ હેતુથી ધર્મ કરનારા જીવાત્માને સિદ્ધિ પ્રાપ્ત થાય છે–અર્થાત કાળવડે રાગાદિ દોષોના નાશદ્વારા મોક્ષ પણ મળે છે. મૂળમાં **विद्धि** એવો પાઠ હોય ત્યાં **सिद्धिः** એવો અધ્યાહાર કરવો.

॥ धृतराष्ट्र उवाच ॥

यानिहाहुः स्वस्य धर्मस्य लोकान्द्विजातीनं पुण्यकृतां सनातनान्। तेषां क्रमान्कथय ततोऽपि चान्यान्नैतद्विद्वन्वेत्तुमिच्छामि कर्म ॥२६॥

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–પુણ્યકર્મ કરનારા દ્વિજાતિઓને પોતાના ધર્મના ફળરૂપ સનાતન લોકો મળે છે, એમ વેદો કહે છે. તેઓના ક્રમ કહો તથા તેનાથી બીજા લોકો પણ કહો. હે વિદ્વન્! હું નિષિદ્ધ તથા કામ્ય કર્મ જાણવાની ઈચ્છા રાખતો નથી. ૨૬

॥ सनत्सुजात उवाच ॥

येषां व्रतेऽथ विस्पर्धा बले बलवतामिव ।
ते ब्राह्मणा इतः प्रेत्य ब्रह्मलोकप्रकाशकाः॥२७॥

જેમ બળવાનોમાં બળની વિશેષ સ્પર્ધા હોય છે, તેમ જે બ્રાહ્મણોને વ્રત એટલે યમ, નિયમ વગેરે સાધવામાં વિશેષ સ્પર્ધા હોય છે, તે બ્રાહ્મણો આ દેહ છોડયા પછી બ્રહ્મલોકમાં વિરાજે છે. ૨૭

येषां धर्मे च विस्पर्धा तेषां तज्ज्ञानसाधनम् ।
ते ब्राह्मणा इतो मुक्ताः स्वर्गं यांति त्रिविष्टपम्

જેઓને યજ્ઞયાગાદિક ધર્મમાં વિશેષ સ્પર્ધા હોય છે, તેઓને તે ધર્મ, જ્ઞાનનું સાધન થાય છે; અને તે બ્રાહ્મણો આ લોકથી છૂટીને દેવોના સ્વર્ગલોકમાં જાય છે. ૨૮

---

૨૬ સકામધર્મ તથા પાપ બંધનકર્તા છે અને નિત્યધર્મનું પુણ્ય મોક્ષદાયક છે, એમ માનીને ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે વિદ્વન્! '**अपाम सोमममृता अभूम** । અમે સોમપાન કરીએ અને અમર થઈએ,' '**अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति** । ચાતુર્માસ્ય યાગ કરનારાને અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે. **यस्यैतेऽष्टाचत्वारिंशत्संस्काराः स ब्रह्मणः सायुज्यं सलोकतां गच्छति** । જેને સૂત્રોક્ત અડતાળીસ સંસ્કારો કરવામાં આવે છે, તે બ્રહ્મની સાયુજ્યતાને અને તેના લોકને પામે છે.' ઇત્યાદિ શ્રુતિઓ અને સ્મૃતિઓ પુણ્યકર્મ કરનારા દ્વિજ વર્ણોને પોતાના ધર્મના ફળરૂપ સનાતન-નિત્ય લોકો મળે છે, એમ કહે છે. તેઓના ક્રમો એટલે ધર્મના તારતમ્યવડે પ્રાપ્ત થતા ઉચ્ચ તથા નીચ ભાવો કહો; અને તેનાથી પણ અન્ય એવા નિરતિશય પ્રત્યગાનંદરૂપ લોકો અને મોક્ષસુખ મને કહો. મૂળમાં **अन्यान्** એવું બહુવચન માન્યાર્થે સમજવું. હું હવે સ્વધર્મથી ભિન્ન અને સ્વાભાવિક પ્રવૃત્તિનું કારણ એવું નિષિદ્ધ તથા કામ્યકર્મ જાણવા ઇચ્છતો નથી. આથી ધૃતરાષ્ટ્રે પોતાનો વૈરાગ્ય દર્શાવ્યો છે અને તેનો ચાલુ પ્રસંગમાં ઉપયોગ છે, એમ જાણવું.

૨૭ સનત્સુજાત ઉત્તર આપે છે કે, જેમ બળવાન મલ્લ વગેરેમાં બળને માટે સ્પર્ધા હોય છે, તેમ જે બ્રાહ્મણોને યમનિયમાદિરૂપ વ્રતમાં વિશેષ સ્પર્ધા હોય છે–અર્થાત્ હું બીજાના કરતાં યમનિયમાદિક અધિક સાધીશ' એવી સ્પર્ધા હોય છે, તે યોગી બ્રાહ્મણો–સગુણ બ્રહ્મવેત્તાઓ આ દેહ છોડયા પછી બ્રહ્મલોકમાં જઈને તેજસ્વી અર્થાત્ પૂજ્ય કરવાયોગ્ય થાય છે; અને પછી બ્રહ્માની સાથે મુક્તિ પામે છે. સ્મૃતિ કહે છે કે,

'**ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे । परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥**

બ્રહ્માના આયુષ્યને અંતે મહાપ્રલય પ્રાપ્ત થતાં બ્રહ્મમાં અંતઃકરણ જોડનારા તે સર્વે બ્રહ્માની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે.

૨૮ સર્વ ધર્મમાં શ્રેષ્ઠ યોગધર્મનું ફળ કહીને હવે યજ્ઞયાગાદિક ધર્મનું ફળ કહે છે:–હું સર્વ કરતાં વધારે યજ્ઞયાગાદિક કરીશ એવો જેઓનો આગ્રહ હોય છે, તેઓને તેજ યજ્ઞાદિક બ્રહ્મજ્ઞાન જાણવાની ઇચ્છાદ્વારા જ્ઞાનનું સાધન થઇ પડે છે. શ્રુતિ કહે છે કે,–'**तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसाऽनाशकेन**। બ્રાહ્મણો વેદાધ્યયનવડે, યજ્ઞોવડે, દાનોવડે, તપવડે તથા ઉપવાસોવડે પરમાત્માને જાણવાની ઇચ્છા કરે છે.' મૂળમાં આપેલા '**त्रिविष्टप**' શબ્દનો અર્થ સત્યલોક નહિ પણ દેવલોક છે. બ્રહ્મજ્ઞાનને માટે પણ કર્મનું અનુષ્ઠાન કરનારાઓને સાથે સાથે સ્વર્ગફળ પણ મળે છે, એ તાત્પર્ય છે. આપસ્તંબ કહે છે કે:–'**तद्यथाऽऽम्रे फलार्थे निर्मिते छायागंध इत्यनुत्पद्येते एवं धर्मं चर्यमाणमर्था अनूत्पद्यंते**। જેમ ફળને માટે આંબાનું ઝાડ રોપવામાં આવે છે તો તેમાંથી છાયા તથા

**तस्य सम्यक् समाचारमाहुर्वेदविदो जनाः।**
**नैनं मन्येत भूयिष्ठं बाह्यमाभ्यंतरं जनम्॥२९॥**

ધર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવું, એને વેદવેત્તા લોકો શ્રેષ્ઠ કહે છે. જે મનુષ્યો (વર્ણાશ્રમના અભિમાનને લીધે) આત્મજ્ઞાનથી બહિર્મુખ હોય છે અને (વૈદિક કર્મો કરવાથી તથા નિષ્કામ હોવાથી) આભ્યંતર એટલે આત્માભિમુખ હોય છે, તેઓને બહુ નહિ પણ થોડું તો માન આપવું જ જોઇએ.[૨૯]

**यत्र मन्येत भूयिष्ठं प्रावृषीव तृणोलपम्।**
**अन्नं पानं ब्राह्मणस्य तज्जीवेन्नानुसंज्वरेत्॥३०॥**

વર્ષાકાળમાં ઉગી નીકળેલા નીચા તથા ઉંચા ઘાસની પેઠે જે ઘરમાં બ્રાહ્મણ (સંન્યાસી)ને માટે પુષ્કળ અન્ન તથા જળ વગેરે પદાર્થો છે, એમ જાણતો હોય તે ઘેર જઇને સંન્યાસીએ પ્રાણનિર્વાહ કરવો પણ ભૂખ વેઠીને આત્માને પીડવો નહિ.[૩૦]

**यत्राकथयमानस्य प्रयच्छत्यशिवं भयम्।**
**अतिरिक्तमिवाकुर्वन्स श्रेयान्नेतरो जनः॥३१॥**

જે દેશમાં પોતાનું માહાત્મ્ય પ્રકટ ન કરવાથી અમંગળ ભય આવી પડતું હોય, તેવા દેશમાં જઇ ચઢતાં પણ જે પોતાની શ્રેષ્ઠતા પ્રકાશમાં લાવતો નથી તે મનુષ્ય શ્રેષ્ઠ છે, બીજો નહિ.[૩૧]

**यो वा कथयमानस्य ह्यात्मानं नानुसंज्वरेत्।**
**ब्रह्मस्वं नोपभुंजीत तदन्नं संमतं सताम्॥३२॥**

જે પુરુષ, આત્મશ્લાઘા કરનારા બીજા ઉપર તપી જતો નથી અને બ્રાહ્મણદ્રવ્યનો ઉપભોગ કરતો નથી, તેવા પુરુષનું અન્ન સત્પુરુષો શ્રેષ્ઠ ગણે છે.

---

ગંધ પણ પ્રાપ્ત થાય છે, તેમજ જ્ઞાનને માટે ધર્મનું આચરણ કરતાં તેની પાછળ પાછળ અર્થોનો પણ લાભ થાય છે.

૨૯ જેઓ 'વેદોક્ત કર્મો ન કરવાથી દોષ લાગે છે' એમ માનીને ધર્મને માટેજ ધર્મનું અનુષ્ઠાન કરે છે, પણ જ્ઞાનને માટે કે સ્વર્ગને માટે ધર્માનુષ્ઠાન કરતા નથી, તેઓનાં તે નિષ્કામ ધર્માનુષ્ઠાનને વેદવેત્તાઓ એટલે વૈદિકપણાના અભિમાની મનુષ્યો શ્રેષ્ઠ કહે છે. તેવા નિષ્કામ ધર્માચરણ કરનારાઓ તે ધર્મથી આ લોકનાં અથવા પરલોકનાં ફળની કામના કરતા નથી. એવા મનુષ્યો અત્યંત માનપાત્ર નથી, પરંતુ તેઓને થોડું માન તો આપવુંજ જોઇએ. તેઓ વર્ણ, આશ્રમ, વય તથા અવસ્થાના અભિમાનને લીધે આત્માથી બહિર્મુખ છે, પણ વૈદિકકર્મ કરતા હોવાથી તથા નિષ્કામ હોવાથી તે આત્મજ્ઞાનના અધિકારી ગણાય છે; કારણકે કામનાના નાશના તારતમ્ય પ્રમાણે મનુષ્યથી આરંભીને ઉત્તરોત્તર સોગણા આનંદની ગણના તૈતરીયોપનિષદમાં કરી છે, તેમાં '**ते ये शतं देवानामानन्दाः। स एकः इंद्रस्यानन्दः श्रोत्रियस्य चाकामहतस्य।**' દેવોનો જે સોગણો આનંદ છે, તે ઇંદ્રનો એકગણો આનંદ છે અને કામનાથી ન હણાયલા શ્રોત્રીયનો પણ તેટલોજ આનંદ છે. એ પ્રમાણે કામનાથી ન હણાયલા શ્રોત્રીયનો આનંદ એક કરતાં એક શ્રેષ્ઠ ગણાવેલો છે.

૩૦ એ પ્રમાણે યોગીઓનો, આત્મજ્ઞાનની ઇચ્છાવાળાઓનો અને નિષ્કામપણાથી વર્ણ તથા આશ્રમધર્મના અભિમાનીઓનો ધર્મ ઉત્તમ, મધ્યમ તથા અધમ ભાવથી કહ્યો. હવે અહિંસા જેમાં મુખ્ય છે એવા યોગીઓના ધર્મો કહે છે. વરસાદના સમયમાં જેમ નાનું ખડ અને મોટું ઘાસ પુષ્કળ ઉગી નીકળે છે, તેમ જે ઘરમાં બ્રાહ્મણ અર્થાત્ સંન્યાસીને માટે પુષ્કળ અન્ન તથા જળ મળશે એમ ખબર પડે, તે ઘરમાં જઇને સંન્યાસીએ ભિક્ષા મેળવી પોતાનો નિર્વાહ કરવો, પણ આજીવિકાવિનાના નિર્ધન ગૃહસ્થને ભિક્ષા માગી દુઃખ આપવું નહિ; તેમજ ક્ષુધા વેઠીને આત્માને પણ પીડવો નહિ. **तृणोलपम्** ની જગાએ **तृणोदकम** એવો પણ પાઠ છે.

૩૧ જે દેશમાં પોતાનો પ્રભાવ પ્રકટ ન કરવાથી મોટો ભય આવી પડે તેમ હોય, તેવા ભયાનક દેશમાં જઇ ચઢતાં, પોતાનામાં સામર્થ્ય હોવા છતાં પણ જે સંન્યાસી ત્યાંના મનુષ્યોની વચ્ચે વિદ્યા વગેરેથી પોતાનું સામર્થ્ય પ્રકાશમાં લાવતો નથી, તે સંન્યાસી અતિ શ્રેષ્ઠ છે એમ જાણવું. પરપીડા અને અભિમાનનો ત્યાગ કરવો, એવું આ બે શ્લોકનું તાત્પર્ય છે.

૩૨ ત્યારે એવા સંન્યાસીએ કોનું અન્ન ખાવું તે કહે છે કે, જે પુરુષ પોતાની મોટાઈ દેખાડનારા

**यथा स्वं वांतमश्नाति श्वा वै नित्यमभूतये ।**
**एवं ते वांतमश्नंति स्ववीर्यस्योपसेवनात् ॥३३॥**

કૂતરો જેમ પોતાના અકલ્યાણુને માટે પોતાનું ઓકેલું પોતેજ નિત્ય ખાય છે, તેમ જે સંન્યાસીઓ પોતાનું પાંડિત્ય વગેરે દર્શાવીને ભિક્ષાની ઇચ્છા કરે છે તે પોતાનું ઓકેલું ખાય છે એમ સમજવું.[૩૩]

**नित्यमज्ञातचर्या मे इति मन्येत ब्राह्मणः ।**
**ज्ञातीनां तु वसन्मध्ये तं विदुर्ब्राह्मणं बुधाः॥**

જે બ્રાહ્મણુ (બ્રહ્મવેત્તા) પોતાની જ્ઞાતિમાં રહેવા છતાં પણુ મનમાં નિત્ય એવી ભાવના રાખે કે, મારા જ્ઞાતિજનો મારી યોગગતિને ન જાણે તો સારૂં,તેને પંડિતો બ્રાહ્મણુ જાણે છે.[૩૪]

**को ह्यनंतरमात्मानं ब्राह्मणो हंतुमर्हति ।**
**निर्लिङ्गमचलं शुद्धं सर्वद्वैतविवर्जितम् ॥३५॥**

એ પ્રકારના વર્તનવિના કયો બ્રાહ્મણુ ઉપાધિથી મુક્ત અનુમાન વગેરેથી અગમ્ય, વ્યાપક, નિસંગ અને સર્વ દ્વૈતથી રહિત એવા પરમાત્માને જાણી શકે?[૩૫]

**तस्माद्धि क्षत्रियस्यापि ब्रह्मावसति पश्यति ॥**

એ પ્રકારના વર્તનવાળા ક્ષત્રિયને પણુ બ્રહ્મ સ્વપ્રકાશવડે પ્રકાશિત થાય છે, જેથી તે પણુ પોતાના બ્રહ્મભાવને જુએ છે.[૩૬]

**योऽन्यथा संतमात्मानमन्यथा प्रतिपद्यते ।**
**किं तेन न कृतं पापं चोरेणात्मापहारिणा॥३७॥**

જે મનુષ્ય આત્મારૂપે ભાસતા દેહાદિકથી વિપરીત છતાં આત્માને દેહાદિકરૂપે માને છે, તે આત્માની ચોરી કરનારા ચોરે કયું પાપ કર્યું નથી?[૩૭]

---

બીજા પુરુષ ઉપર ક્રોધ કરતો નથી—અર્થાત્ પારકાની મોટાઇ જોઇને બળતો નથી, તેમજ જે બ્રાહ્મણદ્રવ્યને ખાઇ જતો નથી તે પુરુષના ઘરનું અન્ન ખાવું, એ સત્પુરુષોએ માન્ય ગણેલું છે. બ્રાહ્મણદ્રવ્યના સંબંધમાં સ્મૃતિ કહે છે કે—

**'यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ ।**

યતિ અને બ્રહ્મચારી એ બન્ને રાંધેલા અન્નના અધિકારી છે,' માટે તેઓને આપ્યાવિના જે ભોજન કરવું તે બ્રાહ્મણદ્રવ્યનું ભોજન કહેવાય છે. તાત્પર્ય કે, સંન્યાસીઓએ ઇર્ષ્યારહિત થઇને શ્રદ્ધાપૂર્વક અન્ન આપનારા પુરુષનુંજ અન્ન ખાવું જોઇએ.

૩૩ જે સંન્યાસીઓ આજીવિકાને માટે સ્વવીર્ય એટલે પોતાનું પાંડિત્ય વગેરે પ્રકાશમાં લાવીને ભિક્ષા મેળવવાની ઇચ્છા રાખે છે, તે સંન્યાસીને પોતાનું ઓકેલું ખાનારા કૂતરાના જેવો ઓકેલું ખાનારો જાણવો.

૩૪ જે બ્રાહ્મણુ એટલે બ્રહ્મવેત્તા,પોતાની જ્ઞાતિની વચ્ચે રહેવા છતાં પણ આ જ્ઞાતિલાઓ હમેશાં મારા વર્તનથી અજાણ્યા રહે—અર્થાત્ જ્ઞાતિજનો મારી યોગગતિને ન જાણે તો ઠીક, એવી જે ગુપ્ત તેજવાળા બ્રાહ્મણુની બુદ્ધિ છે,તેને બ્રહ્મવેત્તાનાં લક્ષણુ જાણુનારા પંડિતો બ્રાહ્મણુ એટલે બ્રહ્મિષ્ઠ જાણે છે.

૩૫ ઉપર જણાવ્યા પ્રમાણેનાં આચરણવિના કયો બ્રાહ્મણુ ઉપાધિથી થયેલા ભેદથી રહિત, પ્રત્યેક શરીરમાં રહેલા, જેમાં અનુમાન વગેરે પ્રમાણો પહોંચી ન શકે તેવા, સર્વવ્યાપક સંગવિનાના અને સર્વ દ્વૈતથી રહિત એટલે સજાતીય,વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત એવા પરમાત્માને જાણી શકે! અર્થાત્ કોઇ જાણી શકે નહિ. (વેદાંતશાસ્ત્રમાં એ ત્રણ ભેદો આ પ્રમાણે કહ્યા છે:—

**'वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः ।**
**वृक्षांतरात्सजातीयो विजातीयः शिलादितः॥**

વૃક્ષનો પોતાનાંજ પાંદડાં, પુષ્પ તથા ફળ વગેરેથી જે ભેદ ગણુવામાં આવે છે, તે સ્વગત ભેદ કહેવાય છે. એક વૃક્ષનો બીજા વૃક્ષથી જે ભેદ ગણુવામાં આવે છે—અર્થાત્ આંબો, પીપળો, વડ એ વૃક્ષતરીકે એક જાતિ છે, પણુ આંબો વડ નથી અને વડ આંબો નથી, એ જાતિગત ભેદ સજાતીય ભેદ કહેવાય છે અને વૃક્ષાદિકનો પાષણુ વગેરેથી જે ભેદ છે, તે વિજાતીય ભેદ કહેવાય છે. પરમાત્મામાં એવો કોઇ પણુ ભેદ સંભવતો નથી.)

૩૬ ઉપર જણાવ્યા પ્રમાણેનાં આચરણુવાળો બ્રાહ્મણુ ન હોય પણુ ક્ષત્રિયાદિક હોય તો તેને પણુ બ્રહ્મ સ્વપ્રકાશવડે પ્રકાશિત થાય છે,જેથી તે પણુ પોતાને બ્રહ્મભાવથી જુએ છે—અર્થાત્ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે.

૩૭ આત્માને યથાર્થરૂપે ન જાણુવામાં દોષ કહે

**अश्रांतः स्यादनादाता संमतो निरुपद्रवः ।**
**शिष्टो न शिष्टवत्स स्याद्ब्राह्मणो ब्रह्मवित्कविः**

શ્રમરહિત, પરિગ્રહવિનાનો, શિષ્ટમાન્ય, ઉપદ્રવરહિત,પોતે શિષ્ટ છતાં શિષ્ટતા ન દેખાડનારો તથા કવિ–અર્થાત્ ભૂતકાળને જોનારો બ્રાહ્મણ બ્રહ્મવેત્તા થઇ શકે છે. [૩૮]

**अनाढ्या मानुषे वित्ते आढ्या दैवे तथा क्रतौ।**
**ते दुर्धर्षा दुष्प्रकंप्यास्तान्विद्याद्ब्रह्मणस्तनुम् ॥**

જેઓ માનુષી દ્રવ્યથી દરિદ્ર હોય છે, પરંતુ દૈવી તથા ક્રતુ સંપત્તિથી સંપન્ન હોય છે,તેઓ દુર્જય તથા કશાથી પણ કંપાવી ન શકાય તેવા હોય છે,તેઓને બ્રહ્મસ્વરૂપ જાણવા. [૩૯]

**सर्वान्स्विष्टकृतो देवान्विद्याद्य इह कश्चन।**
**न समानो ब्राह्मणस्य तस्मिन्प्रयतते स्वयम् ॥**

જે કોઇ આ લોકમાં ઉત્તમ ઇષ્ટ કરનારા સઘળા દેવોનો સાક્ષાત્કાર કરે, તે પુરુષ પણ બ્રહ્મવેત્તાના સમાન થતો નથી; કારણકે તેને તે ઇષ્ટ વસ્તુને માટે પ્રયત્ન કરવો પડે છે. [૪૦]

**यमप्रयतमानं तु मानयंति समानिरः ।**
**न मान्यमानो मन्येत न मान्यःभिसंज्वरे ॥**

સ્વર્ગાદિકને માટે પ્રયત્ન ન કરનારા જે પુરુષને દેવાદિકો માન આપે છે, તે માનવંતો ગણાય છે. બીજાઓ માન આપે તોપણ તેણે પોતાને માનપાત્ર ગણવો નહિ અને અપમાન થતાં સંતાપ પણ કરવો નહિ. [૪૧]

---

છેઃ–આ દેહ, ઇંદ્રિયો વગેરે આત્મા નથી પણ આત્મારૂપે ભાસે છે. તે દેહાદિકથી વિલક્ષણ સ્વરૂપવાળા આત્માને જે મનુષ્ય દેહાદિકરૂપે સમજીને તેને કર્તા તથા ભોક્તા માને છે, તે મનુષ્ય આત્માની ચોરી કરનારો ગણાય છે, એટલે તેવા આત્માની ચોરી કરનારા ચોરે કયું પાપ કરેલું ન ગણાય? બધુંજ કરેલું ગણાય; કારણ કે આત્માના અજ્ઞાનને લીધેજ સર્વ પાપ થાય છે.

૩૮ હવે આત્મતત્ત્વ જાણવાનો ઉપાય કહે છે કે, જે બ્રાહ્મણ શ્રમરહિત થઇને આત્મજ્ઞાનને માટે મંડયો રહે છે, કોઇપણ વસ્તુ પાસે રાખતો નથી અને તેથીજ જે શિષ્ટ પુરુષોમાં માનીતો તથા પોતે ઉપદ્રવરહિત હોય છે અને જે જાતે શિષ્ટ છતાં શિષ્ટતા દેખાડતો નથી તેવો વિદ્વાન બ્રાહ્મણ બ્રહ્મના સ્વરૂપને જાણી શકે છે.

૩૯ જે પુરુષો માનુષધન એટલે ચક્ષુથી ગ્રહણ થતાં ધન, સ્ત્રી વગેરે વિષયોથી દરિદ્ર હોય–અર્થાત્ સર્વનો સંગ ત્યજી બેઠેલા હોય, પણ દૈવી ધન એટલે કાનથી સંભળાતા પરલોકસંબંધી ધર્મ વગેરેથી સંપન્ન હોય તથા ક્રતુ એટલે ઇશ્વરોપાસનાથી સંપન્ન હોય, તેઓનો કોઈ પરાભવ કરી શકતું નથી, તેમ તેઓ કશાથી પણ કંપતા નથી–અર્થાત્ વૈરાગ્યપૂર્વક કર્મોપાસના કરવામાં તત્પર રહેનારાઓ નિર્ભય થઇ જાય છે અને બ્રહ્મની મૂર્તિ ગણાય છે. મૂળમાં '**क्रतु**' શબ્દનો પ્રયોગ ઉપાસનાના અર્થમાં છે, '**स क्रतुं कुर्वीत।** તે ઉપાસના કરે!' એ રીતે ઉપાસનાના અર્થમાં **क्रतु** શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે, માટે અહીં પણ તે અર્થ લેવો.

૪૦ હવે સર્વ યજ્ઞો કરતાં બ્રહ્મજ્ઞાનજ શ્રેષ્ઠ છે એ કહે છેઃ–જેઓ યજ્ઞયાગથી પ્રસન્ન થઇને યજમાનને દિવ્ય સ્ત્રી, અન્ન, પાન વગેરે ઉત્તમ ઇષ્ટ વસ્તુઓ આપે છે, તે દેવો સ્વિષ્ટકૃત કહેવાય છે. અશ્વમેધપર્યંતના સઘળા યજ્ઞો કરનારો તે સઘળા દેવોને પ્રત્યક્ષ કરે છે, તોપણ તે બ્રહ્મવેત્તા બ્રાહ્મણના સમાન થતો નથી; કારણ કે તે યજ્ઞકર્તાને તે ઉત્તમ ઇષ્ટ વસ્તુઓ મેળવવામાટે પોતાને પ્રયત્ન કરવો પડે છે. તાત્પર્ય કે, ઉત્તમ ઇષ્ટ વસ્તુઓ ક્રિયાથી સાધ્ય કરાય છે. તે ક્રિયાઓ અનિત્ય છે તેથી તેનું ફળ પણ અનિત્ય છે અને બ્રહ્મ તો સ્વતઃસિદ્ધજ પ્રકાશમાન છે, માટે તેના જ્ઞાનનો ફળરૂપ મોક્ષ પણ સ્વતઃસિદ્ધ હોવાથી નિત્ય છે, તેથી યજ્ઞાદિકથી મળતી વસ્તુઓ બ્રહ્મજ્ઞાનની સમાન નથી.

૪૧ જે અનિત્ય એવા આ લોક અને પરલોકના વિષયોને માટે પ્રયત્ન કરતો નથી, તેને દેવાદિકો માન આપે છે અને તે બ્રહ્મજ્ઞાની માનપાત્ર થાય છે; પરંતુ જેને દેવો, આ યજ્ઞાદિક કરનારો છે એમ ધારીને માન આપે છે, તે દેવોનો પશુ છે–અપમાનપાત્રજ છે. શ્રુતિ કહે છે કે–'**अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमास्मीति न स वेद यथा पशुरेव स देवानाम्** । જે પુરુષ

**लोकः स्वभाववृत्तिर्हि निमेषोन्मेषवत्सदा ।**
**विद्वांसो मानयन्तीह इति मन्येत मानितः॥४२॥**

(ચક્ષુનો) નિમેષ અને ઉન્મેષની પેઠે લોક પોતાના સ્વભાવ પ્રમાણેજ વર્તે છે. આ લોકમાં વિદ્વાનો બીજાને માન આપ્યા કરે છે; આમ માન મળતાં પોતે માની લેવું.[૪૨]

**अधर्मनिपुणा मूढा लोके मायाविशारदाः ।**
**न मान्यं मानयिष्यंति मान्यानामवमानिनः॥**

આ લોકમાં અધર્મ કરવામાં કુશળ, માયામાં નિપુણ અને માનપાત્ર પુરુષોનું અપમાન કરનારા મૂર્ખ લોકો માન્ય પુરુષને માન આપતા નથી.[૪૩]

**न वै मानं च मौनं च सहितौ वसतः सदा ।**
**अयं हि लोको मानस्य असौ मौनस्य तद्विदुः॥**

મૌન અર્થાત યોગીનું વર્તન અને માન,એ બન્ને સર્વદા સાથે રહેતાં નથી. આ લોક માનને માટે છે અને પરલોક મૌનને માટે છે, તે જ્ઞાનીઓ જાણે છે.[૪૪]

**श्रीः सुखस्येह संवासः सा चापि परिपंथिनी।**
**ब्राह्मी सुदुर्लभा श्रीर्हि प्रज्ञाहीनेन क्षत्रिय ॥**

હે ક્ષત્રિય! આ લોકમાં લક્ષ્મી એ સુખના આધારરૂપ છે, પરંતુ તે લક્ષ્મી પરલોકને નાશ કરનારી છે; અને બ્રાહ્મી લક્ષ્મી પ્રજ્ઞારહિત પુરુષને અત્યંત દુર્લભ છે.[૪૫]

**द्वाराणि तस्येह वदन्ति सन्तो बहुप्रकाराणि दुराधराणि । सत्यार्जवे ह्रीर्दमशौचविद्या यथा न मोहप्रतिबोधनानि ॥४६॥**

સંત પુરુષો બ્રહ્મસુખ પ્રાપ્ત કરવામાં ઘણી જાતનાં સાધનો કહે છે; પરંતુ તે ધારણ કરવાં બહુ કઠિન છે. સત્ય, સરળતા, લજ્જા; ઇંદ્રિયનિગ્રહ, શૌચ અને વિદ્યા, એ છ મોહને અટકાવનારાં છે.[૪૬]

અધ્યાય ૪૨ મો સમાપ્ત.

---

પરમાત્માથી ભિન્ન અન્ય દેવોને યજ્ઞાદિકથી તૃપ્ત કરે છે,તે હું જૂદો છું તથા તે ઉપાસ્ય દેવ જૂદો છે, એમ માને છે અને તે આત્મસ્વરૂપને ઓળખતો નથી, માટે તે પુરુષ દેવોનો પશુજ છે.' એ કારણથી પોતાને બીજાઓ માન આપે તોપણ પોતાને માનપાત્ર માનવો નહિ, તેમજ અપમાન થતાં સંતાપ પણ કરવો નહિ.

૪૨ લોક પોતાના સ્વભાવ પ્રમાણેજ મને માન આપે છે, પણ મારામાં તે માનની યોગ્યતા નથી, એમ માનીને ગર્વ કરવો નહિ; એ આ શ્લોકનો આશય છે.

૪૩ જે લોકો માન આપતા નથી તેઓ પણ પશુઓની પેઠે અવિવેકી છે એમ ગણીને તેઓની ઉપેક્ષા કરવી, પરંતુ તેઓને શિક્ષા કરવી નહિ.

૪૪ મુનિનું કર્મ તે મૌન એટલે યોગીઓનું આચરણ અને માન એટલે અભિમાન, એ બન્ને સાથે રહેતાં નથી. માનની ઇચ્છા રાખનારાઓને પરલોક મેળવવો કઠિન થઇ પડે છે અને પરલોકની ઇચ્છાવાળા મૌની–યોગીઓને આ લોક મેળવવો કઠિન છે.

૪૫ ધન, કુટુંબ, અને ઐશ્વર્યરૂપ લક્ષ્મીમાં માનરૂપ સુખનો નિવાસ છે, તોપણ તે લક્ષ્મી પરિપંથિની એટલે ચોરના જેવી છે અને પરલોકને નાશ પમાડનારી છે–અર્થાત યોગીઓનું તો અત્યંત અનિષ્ટ કરનારી છે; પણ બ્રાહ્મી એટલે બ્રાહ્મણોને યોગ્ય એવી જે લક્ષ્મી છે, તે ઋક્, યજુષ્ તથા સામરૂપ છે. શ્રુતિ કહે છે કે, '**ऋचः सामानि यजूंषि सा हि श्रीरमृता सताम्** । ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, તે સત્પુરુષોની અમરલક્ષ્મી છે.' પરંતુ બુદ્ધિહીન પુરુષને તે ઋગ્વેદાદિનું રહસ્ય પ્રાપ્ત થઇ શકતું નથી.

૪૬ બ્રહ્મસુખને પ્રાપ્ત કરવાનાં સાધનો અનેક પ્રકારનાં છે, પરંતુ તેને ધારણ કરવાં કઠિન છે. સત્ય એટલે યથાર્થ ભાષણ, આર્જવ એટલે સરલતા હ્રી એટલે લોકાપવાદનો ભય, દમ એટલે ઇંદ્રિયનિગ્રહ, શૌચ એટલે શુદ્ધિ, તે બે પ્રકારની, માટી તથા પાણીથી બહારની શુદ્ધિ અને મનની શુદ્ધિ તે આંતરશુદ્ધિ, વિદ્યા એટલે વેદ તથા શાસ્ત્રનો અભ્યાસ,આ સાધનો હોય તો અનાદિ કાળની વાસનાવડે મોહ પ્રાપ્ત થયો હોય તોપણ તેની યથાર્થ સત્તા ચાલતી નથી. મૂળમાં '**यथा मानमोहप्रतिबंधकानि**' એવો પાઠ હોય ત્યાં અર્થ સ્પષ્ટજ છે.

# અધ્યાય ૪૩ મો

## સનત્સુજાતનો ઉપદેશ (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**कस्यैष मौनः कतरन्नु मौनं प्रब्रूहि विद्वन्निह मौनमावम् । मौनेन विद्वानुत याति मौनं कथं मुने मौनमिहाचरन्ति ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:—હે વિદ્વન્ ! મૌનનું પ્રયોજન શું છે? વાણીનો નિયમ અને નિદિધ્યાસન એ એમાંથી કયું મૌન કહેવાય છે ? મૌનનું લક્ષણ શું છે? મૌનદ્વારા વિદ્વાન પુરુષ મૌન એટલે નિર્વિકલ્પપદને પામે છે કે કેમ ? અને જગતમાં મૌન કેવી રીતે આચરણ કરાય છે ? હે મુનિ ! એ સર્વ મને સારી રીતે કહો.[1]

॥ सनत्सुजात उवाच ॥

**यतो न वेदा मनसा सहैनमनुप्रविशंति ततोऽथ मौनम् । यत्रोत्थितो वेदशब्दस्तथाऽयं स तन्मयत्वेन विभाति राजन् ॥ २ ॥**

સનત્સુજાત બોલ્યા:—હે રાજા ! જે કારણથી મનની સાથે વેદો એ પરમાત્મામાં પ્રવેશ કરી શકતા નથી, તે કારણથી પરમાત્માનું નામ મૌન છે. જે પરમાત્મામાંથી વેદશબ્દ તથા આ લૌકિક શબ્દ પ્રકટ થયો છે, તે ભૂમાત્મા શબ્દમયપણાથી પ્રકાશે છે.[2]

૧ પૂર્વે અધ્યાયના અંતમાં મૌન, બ્રાહ્મીલક્ષ્મી અને સત્યાદિક છ સાધન એ મોહરૂપ મૃત્યુને અટકાવનારાં છે, એમ કહ્યું. હવે તેઓનુંજ પ્રશ્નપૂર્વક વિવેચન કરવામાટે આ બીજા અધ્યાયનો આરંભ કરે છે. ત્યાગપૂર્વક સ્વીકારેલો મુનિનો ધર્મ તે મૌન કહેવાય છે, તે મૌનનું પ્રયોજન શું છે ? આ એક પ્રશ્ન છે. વાણીને નિયમમાં રાખવી એ લોકમાં પ્રસિદ્ધ મૌન ગણાય છે અને '**अमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः**' આ શ્રુતિમાં અમૌન શબ્દ પાંડિત્ય તથા બાલ્યવાચક છે અને તેનો બીજો અર્થ શ્રવણ તથા મનન થાય છે. તે બન્નેથી ભિન્ન અને તેની સાથે નિયમથી જોડાયલું એવું નિદિધ્યાસન એ મૌન ગણાય છે. એ લોકપ્રસિદ્ધ વાણીનો નિયમ મૌન કે શ્રુતિસંમત નિદિધ્યાસન તે મૌન? આ એમાંથી મૌન કોને જાણવું? આ બીજો પ્રશ્ન છે. મૌનનું લક્ષણ શું છે? આ ત્રીજો પ્રશ્ન છે. તે મૌનદ્વારા વિદ્વાન પુરુષ મૌન એટલે મન, પ્રાણ તથા ઇંદ્રિયની ક્રિયાઓનો સંપૂર્ણરીતે જેમાં ઉપરામ થઇ જાય છે તે નિર્વિકલ્પપદને પ્રાપ્ત થાય છે કે કેમ ? આ ચોથો પ્રશ્ન છે; અને મૌનનું આચરણ કયા પ્રકારથી કરાય છે? આ પાંચમો પ્રશ્ન છે.

૨ પાંચે પ્રશ્નોનો એકીસાથે ઉત્તર આપે છે. સર્વાંતર્યામી એવા એ પરમાત્મામાં જે કારણથી મનની સાથે વેદો પ્રવેશ કરી શકતા નથી, તે કારણથી મૌન એવું પરમાત્માનું નામ છે. પરમાત્મા વાણી તથા મનથી પર છે. એ સંબંધમાં શ્રુતિ કહે છે કે, '**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह**' વાણી મનની સાથે જ્યાં પહોંચ્યાવિના પાછી ફરે છે.' આથી વાણી તથા મનથી પર રહેલું પદની પ્રાપ્તિ એ મૌનનું પ્રયોજન કહ્યું, તે મૌન વાણી વગેરે બાહ્ય ઇંદ્રિયોના નિગ્રહરૂપ તથા મનના નિગ્રહરૂપ છે તેદ્વારા ક્રમે કરીને બહારના તથા અંદરના પ્રપંચનું ભાન જતું રહે છે અને તેથી વાણી તથા મનથી પર રહેલું પદ પ્રાપ્ત થાય છે. આ રીતે ચાર પ્રશ્નોનો ઉત્તર આપ્યો ગણાય. હવે પાંચમા પ્રશ્નનો ઉત્તર આપે છે; જેમ ખેતરમાં અંકુર ઉત્પન્ન થાય છે અને સમુદ્રમાં તરંગ થાય છે, તેમ જે અધિષ્ઠાનરૂપ ભૂમા-બ્રહ્માત્માને વિષે વેદશબ્દ તથા લૌકિક શબ્દ ઉત્પન્ન થયો છે, તે ભૂમા (વ્યાપક) આત્મા શબ્દરૂપે પ્રકાશી રહ્યો છે. મૂળમાં **वेदशब्दः** એવું પદ આપેલું છે, તેનો અર્થ વેદના પરમ સારરૂપ પ્રણવ એટલે ૐકાર સમજવો. તે ૐકાર કેવી રીતે ઉત્પન્ન થયો, તે સંબંધમાં બહ્વૃચ બ્રાહ્મણમાં આ પ્રમાણે કહ્યું છે:— **भूरित्येव ऋग्वेदादजायत भुव इति यजुर्वेदात्स्वरिति सामवेदात्तानि शुक्राण्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रयो वर्णा अजायंताकार उकारो मकार इति तानेकधा समभरत्तदेतदोमिति ।** ઋગ્વેદથી ભૂર્, યજુર્વેદથી ભુવર્ તથા સામવેદથી સ્વર્, એમ ત્રણ વ્યાહૃતિઓ ઉત્પન્ન થઇ. પરમાત્માએ તે શુદ્ધ વ્યાહૃતિઓને ચોતરફથી તપાવી એટલે તે વ્યાહૃતિઓમાંથી અકાર, ઉકાર અને મકાર, એમ ત્રણ વર્ણો ઉત્પન્ન થયા. તે ત્રણે વર્ણોને એકઠા

॥ धृतराष्ट्र उवाच ॥

ऋचोयजूंषि यो वेद सामवेदं च वेद यः ।
ापानि कुर्वन्पापेन लिप्यते किं न लिप्यते॥

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–જે ઋગ્વેદ, યજુર્વેદ તથા ાામવેદ જાણતો હોય–ભણ્યો હોય, તે પાપો રવાથી પાપવડે લેપાય છે કે લેપાતો નથી?[3]

॥ सनत्सुजात उवाच ॥

ैनं सामान्यृचो वाऽपि न यजूंष्यविचक्षणम्
ायन्ते कर्मणः पापान्न ते मिथ्या ब्रवीम्यहम्

સનત્સુજાત બોલ્યા:–સામવેદ, ઋગ્વેદ અને જુર્વેદ, એ અવિચક્ષણ એટલે વાણી અને મનો નિગ્રહ કરવા અસમર્થ એવા પુરુષનું પાપકર્મથી રક્ષણ કરી શકતા નથી, એ હું તમને મિથ્યા કહેતો નથી.[4]

नच्छन्दांसि वृजिनात्तारयन्ति मायाविनं मायया वर्तमानम् । नीडं शकुन्ता इव जातपक्षाश्छन्दांस्येनं प्रजहत्यन्तकाले ॥५॥

વેદો માયાવડે વર્તનાર માયાવી પુરુષને પાપથી તારતા નથી; પણ પાંખ આવ્યા પછી પક્ષીઓ જેમ માળાનો ત્યાગ કરે છે, તેમ વેદો માયાવી પુરુષનો અંતકાળે ત્યાગ કરે છે.[5]

॥ धृतराष्ट्र उवाच ॥

न चेद्वेदा विना धर्मं त्रातुं शक्ता विचक्षण ।
अथ कस्मात्प्रलापोऽयं ब्राह्मणानां सनातनः॥

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે વિચક્ષણ મુનિ! સ્વાભાવિક ધર્મ વિના વેદો જ્યારે રક્ષણ કરી શકતા નથી, ત્યારે અનાદિકાળથી વેદવેત્તા બ્રાહ્મણોના માહાત્મ્યને સૂચવનારો પ્રલાપ કેમ ચાલ્યો છે?[6]

---

ર્યાં તે ૐકાર થયો. આ ૐકારનું સર્વાત્માપણું દર્શાતી શ્રુતિ કહે છે કે:– ओमित्येतदक्षरमिदंसर्वम्' ાા સર્વ વિશ્વ ૐ એ અક્ષરરૂપ છે.' ૐકારની ઞકાર, ઉકાર અને મકાર એ માત્રાઓ છે, તે ાનુક્રમે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણપ્રપંચ કહેનારી . વાચ્ય સ્થૂલાદિક અને વાચક અકારાદિકમાં ાભેદ હોવાથી, ગુરુએ કહેલી યુક્તિ પ્રમાણે ૂર્વ પૂર્વ વર્ણનો ઉત્તર ઉત્તર વર્ણમાં લય કરવાી સ્થૂલ જગતનો સૂક્ષ્મ જગતમાં, લવણ (મીઠું) ેમ પાણીમાં લીન થઇ જાય છે તેમ લય થઇ ાય છે; તેમજ સૂક્ષ્મજગતનો કારણમાં લય થાય અને કારણજગતનો અર્ધમાત્રાથી કહેવાતા ુરીય તત્ત્વમાં લય થાય છે. શ્રુતિ કહે છે કે:– शिवमद्वैतं चतुर्थं मन्यंते' શિવ અદ્વૈત એવા ારમાત્માને તુરીય તત્ત્વ માનવામાં આવે છે.' ાા શ્રુતિપ્રમાણે સમગ્ર દ્વૈતભાવ જેમાં ગળી ાયેલો છે અને જે વાણી તથા મનથી પર છે, પરમાત્મામાં અત્યંત લીન થઈ જાય છે. ેટલા માટે પરમાત્મા પ્રણવ નામના શબ્દમય ાવાથી તે પ્રણવદ્વારા વાણી તથા મનથી પર રહેલા પરબ્રહ્મનું જ્ઞાન થાય છે એ યોગ્યજ છે.

૩,૪ જો પરમાત્મા વેદ શબ્દમય હોવાથી તે ાારા વાણી તથા મનથી પર રહેલા બ્રહ્મપદનું ાાન થતું હોય અને તે બ્રહ્મજ્ઞાનથી ' यथैषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः दूयंते । જેમ ઇષીકા નામના ઘાસનો વચલો ાભો અગ્નિમાં નાખતાં બળી જાય છે, તેમ જ્ઞાનીનાં સર્વે પાપો બળી જાય છે.' આ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે સર્વ પાપ નાશ પામે તો મૌનરહિત પુરુષને પણ ઋગ્વેદાદિકનો અભ્યાસ કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ અને પાપનો નાશ એમ બન્નેની પ્રાપ્તિ થશે, આ શંકા લઇને ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

अथागमो यां यां देवतां निराह तस्यास्तस्यास्ताद्भाव्यमनुभवति । વેદ કહે છે કે, જીવ જે જે દેવતાના મંત્રનું સ્મરણ કરે છે, તે તે દેવતાનું સ્વરૂપ તેને પ્રાપ્ત થાય છે.' આ વચનથી તથા 'यं यं वाऽपि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम् । तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ હે કુંતીપુત્ર ! પ્રાણી મરણસમયે જે જે પદાર્થનું સ્મરણ કરતો દેહનો ત્યાગ કરે છે, તે તે ભાવને પામે છે; કારણ કે સદા તે પદાર્થનો સંસ્કાર તેને લાગેલો હોય છે.' આ ભગવદ્ગીતાના વચન પ્રમાણે નિત્યના અભ્યાસને લીધે અંતકાળે જે દેવતાના મંત્રનું સ્મરણ કરે તે દેવતાનું સ્વરૂપ એને પ્રાપ્ત થશે, તો પછી વાણી તથા મનના નિગ્રહરૂપી મૌનની શી જરૂર? આવી શંકાનું સમાધાન કરતાં કહે છે કે, મૌનના અભાવમાં અંતકાળે વેદોનું સ્ફુરણુજ થાય નહિ.

૬ બ્રાહ્મણના સ્વાભાવિક ધર્મ ગીતામાં આ પ્રમાણે કહ્યા છે:–

**॥ सनत्सुजात उवाच ॥**

**तस्यैव नामादिविशेषरूपैरिदं जगद्भाति महानुभाव । निर्दिश्य सम्यक्प्रवदन्ति वेदास्तद्विश्ववैरूप्यमुदाहरन्ति ॥ ७ ॥**

સનત્સુજાત બોલ્યાઃ–હેમહાનુભાવ ! વેદશાસ્ત્રાદિ પ્રપંચ જેની વાણી છે તે પરમાત્માજ નામરૂપમય વિશેષને પામે છે અને તેનુંજ સ્વરૂપ આ જગતરૂપે ભાસે છે. વેદો અધ્યારોપપ્રસંગમાં વિશ્વને બ્રહ્મરૂપે જણાવીને આ સર્વ બ્રહ્મરૂપ છે, એમ સારી રીતે કહે છે; અને અપવાદના પ્રસંગમાં બ્રહ્મને વિશ્વથી વિલક્ષણ કહે છે. તાંત્પર્યકે, જે પરમાત્માથી ઉત્પન્ન થયેલો હોઇને વેદ માન્ય ગણાય છે, તે પરમાત્માનું વેદોક્ત માર્ગવડે અનુષ્ઠાન ન કરવારૂપી અપમાન કરનારાનું વેદાધ્યયન પણ નિષ્ફળ થાય છે.

**'शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च । ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

શાંતિ, ઇંદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતા, આ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ છે. એ કર્મોવિના જો વેદો રક્ષણ કરી શકતા ન હોય તો '**ऋग्यजुःसामभिः पूतो ब्रह्मलोके महीयते**' ઋક, યજુપ અને સામવડે પવિત્ર થયેલો બ્રહ્મલોકમાં પૂજાય છે. '**यावतीर्वै देवतास्ताः सर्वा वेदविदि ब्राह्मणे वसंति ॥** જેટલા દેવો છે તે સઘળા વેદવેત્તા બ્રાહ્મણમાં વસે છે' આવા બ્રાહ્મણનાં માહાત્મ્યને પ્રખ્યાત કરનારાં સ્મૃતિ તથા શ્રુતિનાં વચનોનો પ્રલાપ એટલે નિરર્થક વાકયસમૂહ શામાટે ચાલુ થયો ?

૭ '**अस्य महतो भूतस्य निःश्वासितमेतद्य-दृग्वेदो यजुर्वेदः सामवेदः ।** આ જે ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ છે, તે એ મહાન પરમાત્માના નિઃશ્વાસરૂપ છે.' ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે આ વેદશાસ્ત્રાદિનો સમુદાય જે પરમાત્માની વાણી છે, તેજ પોતે નામરૂપાત્મક વિકારથી અવિકારી એવા પરમાત્માનું સ્વરૂપ આ જગતરૂપે ભાસે છે. **नामादि विशेषरूपैः** એમાં જે ત્રીજી વિભક્તિ છે તે ઇત્થંભાવમાં છે, એટલે નામરૂપાત્મક જે વિશેષ તે રૂપ સ્વરૂપનું એવો અર્થ કરવો. શ્રુતિ કહે છે કેઃ–'**तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौ नामाऽयमिदंरूप इति ।** તે બ્રહ્મ ત્યારે અવિકારી હતા, તે નામ તથા રૂપવડેજ વિશેષપણાને પામ્યા. આ અમુક નામવાળો, આવાં રૂપવાળો, એ પ્રમાણે.' વેદો અધ્યારોપ પ્રસંગમાં '**द्वेवाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च ।** બ્રહ્મનાં બે રૂપ છે. એક મૂર્તિમાન અને એક અમૂર્ત' ઇત્યાદિ શ્રુતિથી સર્વ દશ્ય તથા અદશ્ય વિશ્વને બ્રહ્મરૂપથી કહીને '**ब्रह्मैवेदं सर्वम् ।** આ સર્વ બ્રહ્મજ છે.' એ પ્રમાણે યથાર્થ રીતે કથન કરે છે; અને અપવાદ પ્રસંગમાં તે બ્રહ્મ મૂર્ત તથા અમૂર્ત વિશ્વથી વિલક્ષણ છે, એમ કહે છે. '**अथात आदेशो नेति नेति ।** શ્રુતિ ઉપદેશે છે કે, પરમાત્માથી ભિન્ન બીજી કોઇ વસ્તુજ નથી.' આ શ્રુતિમાં **नेति नेति** એમ બેવાર નિષેધ દર્શાવ્યો છે, તેથી પૂર્વે વર્ણવેલાં મૂર્ત તથા અમૂર્તસ્વરૂપનો નિષેધ કરે છે. એ મૂર્ત તથા અમૂર્તનો નિષેધ કરવાથી શૂન્યજ બાકી રહેશે, એટલે બ્રહ્મની સિદ્ધિ થશે નહિ. આ શંકાનું સમાધાન એ છે કે, આત્માથી ભિન્ન બીજું કાર્ય અથવા કારણ છેજ નહિ, એવા હેતુથી '**नेति नेति**' કહેવામાં આવ્યું છે, તે કંઇ શૂન્ય બાકી રાખતું નથી. શ્રુતિએજ બ્રહ્મની વિશ્વથી વિલક્ષણતા કહી છે. વેદ જે પરમાત્માથી ઉત્પન્ન થવાને લીધે માન્ય ગણાય છે, તે પરમાત્માનું વેદોક્તમાર્ગવડે અનુષ્ઠાન ન કરવારૂપી અપમાન કરનારાનું વેદાધ્યયન પણ નિષ્ફળ થાય છે; કારણ કે તે ભગવાનની આજ્ઞાનો ભંગ કરે છે. શ્રુતિ કહે છે કે, '**न तस्य वाच्यपि भागोऽस्तीति ।** જે દેહાદિકમાં આત્મબુદ્ધિ કરીને પરમાત્મા નથી એમ માની તેનો ત્યાગ કરે છે, તે વેદનો ઉચ્ચારમાત્ર કરે, તોપણ તેને ફળનો અંશ મળતો નથી.'

**तदर्थमुक्तं तप एतदिज्या ताभ्यामसौ पुण्यमुपैति विद्वान् । पुण्येन पापं विनिहत्य पश्चात्संजायते ज्ञानविदीपितात्मा ॥८॥**

બ્રહ્મપ્રાપ્તિને માટે આ તપ તથા યજ્ઞયાગાદિક કહ્યાં છે. વિદ્વાન તે બન્નેવડે પુણ્ય સંપાદન કરે છે અને પુણ્યથી પાપનો નાશ કર્યા

પછી તેને જ્ઞાનવડે આત્મતત્ત્વ પ્રકાશિત થાય છે.[૮]

**ज्ञानेन चात्मानमुपैति विद्वानथान्यथा वर्गफलानुकांक्षी । अस्मिन्कृतं तत्परिगृह्य सर्वममुत्र भुंक्ते पुनरेति मार्गम् ॥९॥**

વિદ્વાન પુરુષ જ્ઞાનવડે આત્મલાભને પ્રાપ્ત થાય છે; પરંતુ આત્મજ્ઞાનવિના ઇંદ્રિયસમૂહના પ્રિય ફળ–વિષયસુખનો અભિલાષી થાય છે અને આ લોકમાં કરેલાં સર્વ પુણ્ય અથવા પાપ ગ્રહણ કરીને સ્વર્ગમાં અથવા નરકમાં તેનાં ફળ ભોગવે છે.તે પછી તે બાકી રહેલાં કર્મોવડે ફરીથી આ લોકમાં આવે છે.[૯]

**अस्मिँल्लोके तपस्तप्तं फलमन्यत्र भुज्यते । ब्राह्मणानामिमे लोका धात्वे तपसि तिष्ठतां ॥**

જ્ઞાનરહિત પુરુષો આ લોકમાં વેદાધ્યયન વગેરે તપ કરે તેનું ફળ તેઓ પરલોકમાં ભોગવે છે અને અવશ્ય શમદમાદિક તપનું સેવનારા જ્ઞાની બ્રાહ્મણોને તો આ લોકજ ફળ આપે છે.[૧૦]

**॥ धृतराष्ट्र उवाच ॥**

**कथं समृद्धमसमृद्धं तपो भवति केवलम् । सनत्सुजात तद्ब्रूहि यथा विद्याम तद्वयम्॥११॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–એકજ શુદ્ધ તપ સમૃદ્ધિ-

૮ જે વિશ્વથી વિલક્ષણ બ્રહ્મ કહ્યું તેની પ્રાપ્તિને માટે આ પ્રસિદ્ધ કૃચ્છ્રચાંદ્રાયણ વગેરે તથા ધ્યાનધારણા વગેરે તપ કહ્યું છે. શ્રુતિ કહે છે કે, '**तपसा ब्रह्म विजिज्ञासस्व** । તપવડે બ્રહ્મને જાણ; તેમજ આ ઇજ્યા એટલે યજ્ઞયાગાદિક પણ તે બ્રહ્મની પ્રાપ્તિને માટેજ છે;તે પ્રાપ્તિનો ક્રમ કહે છે કે, યજ્ઞયાગાદિકથી તથા તપથી પુણ્યની ઉત્પત્તિ થાય છે, પુણ્યવડે પાપનો નાશ થાય છે અને નિષ્પાપ થયેલો પુરુષ જ્ઞાનવડે બ્રહ્માકાર થયેલી ચિત્તવૃત્તિથી આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે. આથી યજ્ઞયાગ તથા તપને મોક્ષપ્રાપ્તિમાં સાક્ષાત્ હેતુભૂત ગણ્યાં નથી, એ ઉપરથી જ્ઞાન તથા કર્મ એ બન્ને સાથે મોક્ષમાં હેતુભૂત છે, એ પક્ષ નિર્મૂળ થયેલો જાણવો.

૯ આત્મતત્ત્વના પ્રકાશવડે શો લાભ? આવી શંકાનું સમાધાન કરતાં કહે છે કે, જ્ઞાનવડે પરમાત્માને પ્રાપ્ત થવાય છે,કે જે આત્મલાભના જેવો બીજો લાભજ નથી. આત્મપ્રાપ્તિજ પરમ પુરુષાર્થ છે એ જણાવતાં શ્રુતિ કહે છે કેઃ–

**आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः । किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥**

પુરુષ પોતાના આત્માને જાણે કે હું તો આત્મરૂપજ છું તો પછી તે શું ઇચ્છીને અને કોની કામનાને માટે શરીરની પાછળ સંતાપ પામે?'

આત્મજ્ઞાનનો લાભ ન થવાથી થતો દોષ કહે છેઃ–આત્મજ્ઞાનના અભાવને લીધે આત્માથી જૂદા દેહાદિકના લાભને પુરુષાર્થ માની વર્ગફળ અર્થાત ઇંદ્રિયસમુદાયનું પ્રિય ફળ જે વિષયસુખ તેની આકાંક્ષા કરે છે અને આ લોકમાં કરેલાં સર્વ પુણ્ય અથવા પાપને ગ્રહણ કરીને સ્વર્ગમાં અથવા નરકમાં તે કર્મોનું ફળ સુખ અથવા દુઃખ ભોગવે છે. કર્મ વગેરે જીવની સાથે જાય છે. એ સંબંધમાં શ્રુતિ કહે છે કે, '**तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च** । વિદ્યા, કર્મ અને પૂર્વની બુદ્ધિ જીવની પાછળ અનુસરે છે.' કર્મફળ ભોગવ્યા પછી જીવ પાછો બાકી રહેલાં કર્મવડે આ લોકમાં અવતરે છે. શ્રુતિઓ કહે છે કે, '**तस्मिन् यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तते** । જીવ જ્યાંસુધી કર્મ હોય ત્યાંસુધી પરલોકમાં રહ્યાપછી એજ માર્ગે પાછો આવે છે.' '**तस्माल्लोकात्पुनरैत्यस्मै लोकाय कर्मणे** । કર્મ કરવામાટે પરલોકમાંથી પાછો આ લોકમાં આવે છે.

૧૦ આત્મજ્ઞાનજ મોક્ષનું કારણ હોય તો પછી શ્રુતિ '**स्वाध्याय प्रवचने एवेति नाको मौद्गल्यः** । સ્વાધ્યાય અને પ્રવચનજ તપ છે એમ મુદ્ગલના પુત્ર નાક કહે છે.' **तद्धितपस्तद्धितपः** । તેજ તપ છે' એમ આદરપૂર્વક અધ્યયન અને અધ્યાપનનેજ મુખ્ય તપ કહે છે અને તેથી તે બન્ને પણ મોક્ષનાં હેતુભૂત સિદ્ધ થાય છે; છતાં '**न च्छंदांसि वृजिनात्तारयंति** વેદો પાપથી તારતા નથી' એમ કેમ કહેવામાં આવે છે? આવી શંકા લઇને વિદ્વાન અને અવિદ્વાનના તપનો ભેદ કહે છે; અજ્ઞાનીઓને તપનું ફળ પરલોકમાં મળે છે અને જ્ઞાની બ્રાહ્મણોને તો આ લોકેજ ફળ આપે છે–અર્થાત જ્ઞાનનું ફળ પ્રત્યક્ષજ છે અને તે શમ, દમ, તપ, શૌચ વગેરે પૂર્વે જણાવેલાં અવશ્ય કર્તવ્યરૂપ

વાળું અને અસમૃદ્ધિવાળું કેવી રીતે થાય ? હે સનત્સુજાત ! તે અમે સમજીએ તેમ તમે કહો.[૧૧]

॥ सनत्सुजात उवाच ॥

**निष्कल्मषं तपस्त्वेतत्केवलं परिचक्षते ॥**
**एतत्समृद्धमप्यृद्धं तपो भवति केवलम् ॥१२॥**

નિષ્કલ્મષ એટલે કામ, અશ્રદ્ધા વગેરેથી રહિત એવું તપ કેવલ કહેવાય છે અને તેજ તપ શ્રદ્ધાદિકથી યુક્ત હોવા છતાં જો સકામ હોય તો સમૃદ્ધ કહેવાય છે તથા કેવળ દંભને માટેજ કરવામાં આવતું તપ ઋદ્ધ કહેવાય છે.[૧૨]

**तपोमूलमिदं सर्वं यन्मां पृच्छसि क्षत्रिय ॥**
**तपसा वेदविद्वांसः परं त्वमृतमाप्नुयुः ॥१३॥**

હે ક્ષત્રિય ! તમે મને જે પૂછો છો એ સર્વ તપથી પ્રાપ્ત થાય છે. વેદવેત્તા વિદ્વાનો તપવડે પરમ અમૃતને અર્થાત્ મુક્તિને પામે છે.[૧૩]

॥ धृतराष्ट्र उवाच ॥

**कल्मषं तपसो ब्रूहि श्रुतं निष्कल्मषं तपः ॥**
**सनत्सुजात येनेदं विद्यां गुह्यं सनातनम् ॥१४॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સનત્સુજાત! નિષ્કલ્મષ તપ સાંભળ્યું. તપનું કલ્મષ શું? તે કહો, કે જે કલ્મષથી રહિત તપવડે હું સનાતન ગુહ્ય બ્રહ્મને જાણું.[૧૪]

॥ सनत्सुजात उवाच ॥

**क्रोधादयो द्वादश यस्य दोषास्तथा नृशंसानि दशात्रि राजन् । धर्मादयो द्वादशैते पितृणां शास्त्रे गुणा ये विदिता द्विजानाम् ॥१५॥**

સનત્સુજાત બોલ્યા:–હે રાજન્ ! ક્રોધાદિક બાર દોષો અને તેર નૃશંસનો વર્ગ એ તપનું કલ્મષ છે અને દ્વિજોના જાણીતા એવા ધર્માદિક બાર ગુણો છે,કે જે પિતૃઓના શાસ્ત્રમાં કહેલા છે.

**क्रोधः कामो लोभमोहौ विधित्साऽकृपाऽसूये मानशोकौ स्पृहा च । ईर्ष्या जुगुप्सा च मनुष्य-दोषा वर्ज्याः सदा द्वादशैते नराणाम् ॥१६॥**

ક્રોધ (ઇચ્છાનો પ્રતિઘાત થવાથી ઉત્પન્ન થયેલી નિંદા, તાડન વગેરેના હેતુરૂપ મનનો સંતાપ) કામ (સ્રીસંબંધી અભિલાષ), લોભ (ધન ખર્ચવામાં બીકણપણું), મોહ (કાર્ય તથા અકાર્યના વિવેકનો અભાવ,) વિધિત્સા (ઉત્તરોત્તર લાભ થાય તોપણ તૃષ્ણા નામની અતૃપ્તિ), અકૃપા(નિર્દયપણું), અસૂયા (પારકાના ગુણોમાં દોષ જોવા તે), માન (પોતામાં પૂજ્યતાબુદ્ધિ), શોક(ઇષ્ટ અર્થનો નાશ થતાં મનની વિકળતા),

---

તપમાં રહેનારા બ્રાહ્મણોનેજ પ્રત્યક્ષ થાય છે.

૧૧ જ્યારે તપ એકસરખું અને શુદ્ધ છે, ત્યારે તે વિદ્વાનને માટે સમૃદ્ધિવાળું અને અવિદ્વાનને માટે અસમૃદ્ધિવાળું એમ બે પ્રકારને કેવી રીતે પામે છે ? એવો ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન છે.

૧૨ સનત્સુજાત ઉત્તર આપે છે કે, કલ્મષ એટલે કામ, અશ્રદ્ધા વગેરે. તેનાથી રહિત એવું તપ કૈવલ્યનું સાધન હોવાથી કેવલ કહેવાય છે. તેજ તપ શ્રદ્ધાદિથી સંપન્ન હોય છતાં કામનાયુક્ત હોય તો તે સમૃદ્ધ કહેવાય છે અને જે તપ કેવળ દંભને માટેજ કરવામાં આવે છે તે તપ ઋદ્ધ કહેવાય છે. શ્રુતિમાં કહ્યું છે કે–'**यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति**'। જે વિદ્યાવડે, શ્રદ્ધાવડે અને જ્ઞાનવડે કરાય છે, તેજ મહાવીર્યવાળું થાય છે. આ શ્રુતિમાં **वीर्यवत्** એ પદમાં **तरप्** પ્રત્યય છે, તેથી સૂચન થાય છે કે, વિદ્યાહીનનું તપ વીર્યવત્તર નહિ પરંતુ વીર્યવત્ છે અને તેથી તે ઋદ્ધ ગણાય છે.

૧૩ તપનીજ પ્રશંસા કરતાં કહે છે કે, આ સર્વ ભોગ્ય પદાર્થોનું મૂળ તપજ છે–અર્થાત્ તે તપથીજ પ્રાપ્ત થાય છે અને તપથી મુક્તિ પણ મળે છે.

૧૪ નિષ્કલ્મષ એટલે નિર્દોષ તપ તો સાંભળ્યું. હવે તપમાં કિલ્બિષ શું છે, તે કહો; એટલે તે કિલ્બિષરહિત તપ કરીને હું સનાતન તથા ગુહ્ય બ્રહ્મને જાણું એમ ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

૧૫ તે તપનું કલ્મષ આ શ્લોકમાં કહે છે કે, ક્રોધાદિક બાર દોષોનો ગણ તથા તેરનો નૃશંસ વર્ગ એ તપનું કલ્મષ છે; અને તે દોષોથી રહિત તથા ધર્માદિકથી યુક્ત એવું તપ નિષ્કલ્મશ–અર્થાત્ મોક્ષહેતુવાળું ગણાય છે. પિતૃઓ એટલે વંશકર્તાઓ–મનુ વગેરે.

સ્પૃહા (ભોગ્યવર્ગોમાં આદરબુદ્ધિ), ઈર્ષ્યા (પારકાના ઉત્કર્ષની અસહનતા) અને જુગુપ્સા (પરનિંદા અથવા બીભત્સપણું), આ બાર મનુષ્યોના દોષો છે તે મનુષ્યોએ સદા ત્યાગ કરવા યોગ્ય છે.[૧૬]

**एकैकः पर्युपास्तेह मनुष्यान् मनुजर्षभ ॥**
**लिप्समानोऽन्तरं तेषां मृगाणामिव लुब्धकः॥**

હે મનુષ્યશ્રેષ્ઠ ! પારધી જેમ મૃગોનો લાગ ખોળે તેમ ઉપર જણાવેલા દોષોમાંનો એકેક દોષ મનુષ્યોનાં છિદ્ર ખોળવાની ઇચ્છાથી તેઓની ચોમેરથી ઉપાસના કરે છે.[૧૭]

**विकत्थनः स्पृहयालुर्मनस्वी बिभ्रत्कोपं चपलोऽरक्षणश्च । एतान्पापाः षण्नराः पापधर्मान् प्रकुर्वते नोत्र संतः सुदुर्गे ॥१८॥**

વિકત્થન(બીજાના ગુણના આક્ષેપપૂર્વક પોતાના ગુણની અધિકતાનું વર્ણન કરવાના સ્વભાવવાળો),સ્પૃહયાલુ(અતિ યત્નપૂર્વક પરસ્ત્રીઆદિના ભોગની ઇચ્છાવાળો), મનસ્વી (ગર્વની અધિકતાથી પારકાનું અપમાન કરવાના સ્વભાવવાળો), બિભ્રત્કોપ (નિમિત્તવિના સદા કોપપરાયણ), ચપલ (મિત્રભાવાદિકમાં અસ્થિર) અને અરક્ષણ (શક્તિ છતાં સ્વીકાર કરેલાં સ્ત્રી વગેરેનું પાલન ન કરનારો) આ છ—આ લોકમાં તથા પરલોકમાં પ્રાપ્ત થતાં મહા સંકટથી ત્રાસ ન પામનારા—પાપી પુરુષો, ઉપર જણાવેલાં પાપકર્મો કરે છે.[૧૮]

**संभोगसंविद्विषमोऽतिमानी दत्तानुतापी कृपणो बलीयान् । वर्गप्रशंसी वनितासु द्वेष्टा एते परे सप्त नृशंसवर्गाः ॥१९॥**

સંભોગસંવિદ્વિષમ(સ્ત્રીસંગ વગેરે વિષયમાં પુરુષાર્થબુદ્ધિ હોવાથી દુર્વ્યવસ્થામાં પડેલો), અતિ માની (અત્યંત ગર્વવાળો), દત્તાનુતાપી (દાન કર્યા પછી પણ લોભને લીધે મારૂં ધન નાશ પામ્યું, એવો સંતાપ કરનારો), કૃપણ (પ્રાણાંતે પણ ધનના ખર્ચને સહન ન કરનારો), બલીયાન્ (પૂર્વરાજાઓ કરતાં પણ પ્રજાઓની પાસેથી અધિક કર લેનાર), વર્ગપ્રશંસી (પારકાના પરાભવની પ્રશંસા કરવાના સ્વભાવવાળો—અર્થાત બીજાનાં દુઃખથી સુખી થનારો) અને વનિતાસુદ્વેષ્ટા (પરણેલી સ્ત્રીઓનો દ્વેષ કરનારો), આ સાત અને પહેલાના છ મળીને તેર નૃશંસવર્ગ છે.[૧૯]

**धर्मश्च सत्यं च दमस्तपश्च अमात्सर्यं ह्रीस्तितिक्षाऽनसूया। यज्ञश्च दानं च धृतिः श्रुतं च व्रतानि वै द्वादश ब्राह्मणस्य ॥२०॥**

ધર્મ (વર્ણ તથા આશ્રમમાં નિયત કરેલો સંધ્યોપાસનાદિક),સત્ય (હિંસારહિત યથાર્થભાષણ), દમ (જિહ્‌વા તથા ઉપસ્થ વગેરેનો નિગ્રહ), તપ (કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ),અમાત્સર્ય (પરગુણને સહન કરવાપણું), હ્રી (લજ્જા), તિતિક્ષા (ક્રોધનું કારણ હોવા છતાં ક્રોધ ન ઉત્પન્ન થવો તે), અનસૂયા (પરગુણોમાં દોષ ન પ્રકટ કરવા તે), યજ્ઞ (જ્યોતિષ્ટોમ વગેરે), દાન (સુપાત્રને શ્રદ્ધાથી આપવું તે), ધૃતિ (અત્યંત આપત્તિમાં પણ વ્રતાદિનો ત્યાગ ન કરવો તે) અને શ્રુત (અર્થસાથે વેદોનું અધ્યયન) આ બાર બ્રહ્મને પ્રાપ્ત થવાની ઇચ્છાવાળાનાં વ્રતો છે.[૨૦]

**यस्त्वेतेभ्यः प्रभवेद्द्वादशेभ्यः सर्वामपीमां पृथिवीं स शिष्यात् । त्रिभिर्द्वाभ्यामेकतो वार्थितो यस्तस्य स्वमस्तीति स वेदितव्यः ॥२१॥**

---

૧૬ ક્રોધાદિક બાર દોષો આ શ્લોકમાં જણાવ્યા છે. એ દોષો મનુષ્યોએ એટલે યોગીઓએ અથવા અયોગીઓએ સર્વદા ત્યાગ કરવા યોગ્ય છે.

૧૭ એ દોષોમાંનો એકેક દોષ પણ મનુષ્યોનો નાશ કરવા સમર્થ છે તોપછી કેટલાક દોષોનો સમુદાય અથવા સર્વનો સમુદાય નાશ પમાડે એમાં શી નવાઇ ?

૧૮ તેર નૃશંસ એટલે હિંસકને બે શ્લોકથી કહે છે, તેમાંના છ અત્યંત હિંસકને આ શ્લોકમાં કહે છે.

૧૯ મૂળશ્લોકમાં **संभोगसंवित् द्विषमेधमानो** એવો પાઠ હોય ત્યાં સંભોગસંવિત્ એટલે સંભોગ બુદ્ધિવાળો અને દ્વિષમેધમાનો એટલે દ્વેષ વધારનારો એવો અર્થ કરવો.

૨૦ હવે બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છાવાળાને માટે આ શ્લોકમાં બાર ગુણો કહે છે.

જે આ બાર વ્રતોના ઉપર પોતાનું પ્રભુત્વ ચલાવી શકે છે, તે આ સર્વ પૃથ્વીનું શાસન કરે છે; અને જે પુરુષ એ ગુણોમાંના ત્રણ, બે અથવા એકને વશ કરે છે, તેને સંપત્તિવાળો જાણવો.[૨૧]

**मस्त्यागोऽप्रमादश्च एतेष्वमृतमाहितम् ॥**
**तानि सत्यमुखान्याहुर्ब्राह्मणा ये मनीषिणः ॥**

દમ (જિતેંદ્રિયપણું), ત્યાગ (કર્મો ઈશ્વરને અર્પણ કરવાં તે) અને અપ્રમાદ (તત્ત્વાનુસંધાન) એ ત્રણમાં અમૃત રહેલું છે—અર્થાત્ એ ત્રણ મુક્તિનાં આધારભૂત છે. જે બ્રાહ્મણો બુદ્ધિમાન છે તેઓ સત્યમુખતરીકે તેઓને કહે છે.[૨૨]

**दमो ह्यष्टादशगुणः प्रतिकूलं कृताकृते ।**
**अनृतं चाभ्यसूया च कामार्थौ च तथा स्पृहा ॥**
**क्रोधः शोकस्तथा तृष्णा लोभः पैशुन्यमेव च ।**
**मत्सरश्च विहिंसा च परितापस्तथाऽरतिः ।२४।**
**अपस्मारश्चातिवादस्तथासंभावनाऽऽत्मनि ।**
**एतैर्विमुक्तो दोषैर्यः स दांतः सद्भिरुच्यते ।२५।**

દમ અઢાર ગુણોવાળો છે—કૃત તથા અકૃતમાં પ્રતિકૂળતા (કૃત એટલે વૈદિક કર્મ તેમાં પ્રતિકૂળતા એટલે અશ્રદ્ધા, આળસ વગેરે; તથા અકૃત એટલે ઉપવાસ, વ્રત વગેરેમાં ક્ષુધા—જીહ્વાની લોલુપતા વગેરે, પ્રતિકૂળતા)અનૃત(મિથ્યાપણું), અભ્યસૂયા (ગુણમાં દોષારોપ કરવો તે) કામ(સ્ત્રીની અભિલાષા),અર્થ (ધન સંપાદન કરવાના અતિયત્ન), સ્પૃહા (ધનાદિકની અભિલાષા),[૨૩] ક્રોધ,શોક, તૃષ્ણા, લોભ, પૈશુન્ય(ચાડીઆપણું), મત્સર (પારકાનો ઉત્કર્ષ નહિ સહન કરવો તે), વિહિંસા (વિવિધ પ્રકારની હિંસા), પરિતાપ (અતિ દુઃખીપણું), અરતિ (સત્ક્રિયાના અભિલાષનો ત્યાગ),[૨૪] અપસ્માર (કર્તવ્યનું વિસ્મરણ), અતિવાદ (પરનિંદા) અને આત્મસંભાવના (પોતામાં મહત્ત્વબુદ્ધિ), આટલા દોષોથી જે પુરુષ મુક્ત છે તે પુરુષને સજ્જનો દાન્ત કહે છે.[૨૫]

**मदोऽष्टादशदोषः स्यात्त्यागो भवति षड्विधः ॥**
**विपर्ययाः स्मृता एते मददोषा उदाहृताः ।२६।**

મદના ઉપર જણાવેલા અઢાર દોષો છે અને છ પ્રકારનો ત્યાગ છે, તે ત્યાગના વિપર્યાસરૂપે છ દોષો છે.એ છ દોષો અને ઉપર જણાવેલા અઢાર દોષો મળી ચોવીસ દોષો મદના કહેલા છે.

**श्रेयांस्तु षड्विधस्त्यागस्तृतीयो दुष्करो भवेत्।**
**तेन दुःखं तरत्येव भिन्नं तस्मिन् जितं कृते ॥**

છ પ્રકારનો ત્યાગ અતિ શ્રેષ્ઠ છે; પરંતુ તેમાં ત્રીજો ત્યાગ દુષ્કર છે; કારણ કે તે ત્યાગ કરવાથી દ્વૈતનો વિજય થાય છે અને તેથી પુરુષ દુઃખને અવશ્ય તરી જાય છે.[૨૭]

**श्रेयांस्तु षड्विधस्त्यागः श्रियं प्राप्य न हृष्यति**
**इष्टापूर्ते द्वितीयं स्यान्नित्यवैराग्ययोगतः ।२८।**

છ પ્રકારનો શ્રેષ્ઠ ત્યાગ આ પ્રમાણે છે—લક્ષ્મી અથવા વિદ્યા પ્રાપ્ત કરીને ગર્વ કરવો નહિ એ પ્રથમ ત્યાગ છે; નિત્ય વૈરાગ્યને લીધે ઇષ્ટ (યજ્ઞયાગાદિ) તથા આ પૂર્ત (તળાવો બંધાવવાં

૨૧ જે બ્રહ્મવેત્તા ઉપર જણાવેલા સર્વ ગુણોથી સંપન્ન હોય છે, તે સત્ય, કામ, વગેરે ગુણોનું પાત્ર થાય છે. શ્રુતિ કહે છે કે—'**यस्तमात्मानमनुविद्य विजानाति स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान्** । જે તે આત્માને જાણીને વિજ્ઞાનસંપન્ન થાય છે તે સર્વ લોકોને તથા સર્વ કામોને પ્રાપ્ત થાય છે.'

**૨૨ સત્યમુખ એટલે જેઓનું મુખ સત્ય છે તે—અર્થાત્ એ ત્રણે ગુણો સત્યને પ્રાધાન્ય આપવાથીજ ફળરૂપ થાય છે.**

૨૩-૨૫ અઢાર દોષોનો ત્યાગ, એજ દમના અઢાર ગુણો છે, એ કહે છે.

૨૬ જે દોષોના વિરુદ્ધ ભાવો દમના ગુણરૂપે વર્ણવ્યા છે, તેજ કૃત તથા અકૃતમાં પ્રતિકૂળતા વગેરે અઢાર દોષો તથા આગળ કહેવાના છ પ્રકારના ત્યાગથી વિપરીત છ દોષો, જેવા કે—લક્ષ્મીની પ્રાપ્તિ થતાં હર્ષ, અપ્રિય થવાથી વ્યથા, પોતાનાંઓ પાસે યાચના, પાત્રને ન આપવું, અધિકાર હોવા છતાં યજ્ઞયાગ તથા વાવ, કૂવા બંધાવવા વગેરે કર્મો ન કરવાં અને કામનાનો ત્યાગ ન કરતાં પ્રમાદ કરવો, આ છ દોષો અને પૂર્વે કહેલા અઢાર દોષો મળીને ચોવીસ દોષો મદના છે.

વગેરે)કર્મોનો ત્યાગ એ બીજો ત્યાગ ગણાય છે.[૨૮]

**कामत्यागश्च राजेन्द्र स तृतीय इति स्मृतः ॥**
**अप्यवाच्यं वदंत्येतं स तृतीयो गुणः स्मृतः ॥**

હે રાજેંદ્ર! કામનાનો ત્યાગ તે ત્રીજો ત્યાગ કહ્યો છે. વિદ્વાનો જે ત્યાગવાળા પુરુષને અનિર્વચનીય કહે છે, તે કામત્યાગ ત્રીજો ગુણ કહ્યો છે.

**त्यक्तैर्द्रव्यैर्यद्भवति नोपयुक्तैश्च कामतः ॥**
**न च द्रव्यैस्तद्भवति नौपयुक्तैश्च कामतः॥३०॥**

સ્ત્રી વગેરે ભોગ્ય દ્રવ્યોનો ત્યાગ કરવાથી જે નિષ્કામપણું પ્રાપ્ત થાય છે, તે નિષ્કામપણું ભોગ્યવસ્તુનો યથેષ્ટ ઉપભોગ કરવાથી, ભોગ્ય વસ્તુઓ મળવાથી તથા ભોગને માટે તેને ખર્ચવાથી પણ પ્રાપ્ત થતું નથી.[૩૦]

**न च कर्मस्वसिद्धेषु दुःखं तेन च न ग्लपेत् ।**
**सर्वैरेव गुणैर्युक्तो द्रव्यवानपि यो भवेत्॥३१॥**

જે પુરુષ કીર્તિ વગેરે સર્વ ગુણોથી સંપન્ન હોય તથા દ્રવ્યવાન હોય છતાં તેનાં કાર્યો સિદ્ધ ન થાય તોપણ તેણે દુઃખ કરવું નહિ તથા ગ્લાનિને પ્રાપ્ત થવું નહિ.[૩૧]

**अप्रिये च समुत्पन्ने व्यथां जातु न गच्छति ।**
**इष्टान्पुत्रांश्च दारांश्च न याचेत कदाचन॥३२॥**

અપ્રિય પ્રાપ્ત થતાં પણ કદી દુઃખ પામવું નહિ અને ઇષ્ટવર્ગ, પુત્રો તથા સ્ત્રીની પાસે પણ કદી યાચના કરવી નહિ.[૩૨]

**अर्हते याचमानाय प्रदेयं तच्छुभं भवेत् ॥**
**अप्रमादी भवेदेतैः स चाप्यष्टगुणो भवेत्॥३३॥**

યોગ્ય યાચકને દાન આપવું તે શુભ ગણાય છે. આ છ પ્રકારના ત્યાગવડે પુરુષ અપ્રમાદી થાય છે; અને તે અપ્રમાદ આઠ ગુણવાળો છે.[૩૩]

**सत्यं ध्यानं समाधानं चोद्यं वैराग्यमेव च ॥**
**अस्तेयं ब्रह्मचर्यं च तथाऽसंग्रहमेव च ॥३४॥**

સત્ય (યથાર્થ ભાષણ), ધ્યાન (ઇશ્વર, મૂર્તિ અથવા આત્માનું અનુસંધાન), સમાધાન (સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એવા ભેદવડે બે પ્રકારની સમાધિ), ચોદ્ય(તર્ક, કે જે તર્કવડે સમાધિનાં સર્વ-કામનાપૂર્તિ વગેરે ફળમાં દોષારોપ કરાય), વૈરાગ્ય,(ઉપરતિ) અસ્તેય (પરદ્રવ્યને હરણ ન કરવું તે), બ્રહ્મચર્ય (સ્ત્રીસંગનો ત્યાગ) અને અસંગ્રહ (પરિગ્રહનો ત્યાગ) આ આઠ અપ્રમાદના ગુણો છે.

**एवं दोषा मदस्योक्तास्तान्दोषान्परिवर्जयेत् ।**
**तथा त्यागोऽप्रमादश्च स चाप्यष्टगुणो मतः॥**

ઉપર મદના જે દોષો કહેલા છે, તે દોષોનો

---

૨૭–૨૯ છ પ્રકારના ત્યાગમાંથી ત્રીજો કામનાનો ત્યાગ દુષ્કર ગણાય છે, કારણકે તે ત્યાગ કરવાથી ભિન્ન એટલે ભેદ–દ્વૈત તેરૂપી દુઃખ મટી જાય છે. શ્રુતિ કહે છે કેઃ–'**द्वितीयाद्वै भयं भवति** । દ્વૈતભાવથી અવશ્ય ભય થાય છે.' '**यत्रान्यत्पश्यत्यन्यच्छृणोति तदल्पं अथ यदल्पं तद्दुःखम्** । જ્યાં ભેદભાવથી જુએ છે અને ભેદભાવથી શ્રવણ કરે છે, તે અલ્પ છે અને જે અલ્પ છે, તે દુઃખ છે! ઇત્યાદિ શ્રુતિઓ ભેદભાવને દુઃખરૂપ કહે છે અને કામનાના ત્યાગવડેજ સર્વ દુઃખની નિવૃત્તિરૂપ મોક્ષ સિદ્ધ થાય છે, એ સંબંધમાં શ્રુતિ કહે છે કે—

**यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि स्थिताः ॥**
**अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुत ।**

જ્યારે મનુષ્યના હૃદયમાં રહેલી સર્વે કામનાઓ છૂટી જાય છે, ત્યારે તે મરણધર્મવાળો અમર થાય છે અને અહીંજ બ્રહ્માનુભવ ભોગવે છે.'

૩૦–૩૧ દ્રવ્ય એટલે સ્ત્રી વગેરે ભોગ્ય વસ્તુઓ, તેનો ત્યાગ કરવાથી જે નિષ્કામપણું પ્રાપ્ત થાય છે, તે ઇચ્છાપૂર્વક તે તે વસ્તુઓનો ઉપભોગ કરવાથી પ્રાપ્ત થતું નથી. કહ્યું છે કેઃ– '**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।** ભોગ્યવસ્તુઓના ઉપભોગવડે કામના કદી શાંત થતી નથી.'

૩૨ કીર્તિનાશ, ધનનાશ વગેરે અપ્રિય ઉત્પન્ન થતાં પણ ગભરાવું નહિ, એ ચોથો ત્યાગ છે અને કોઈની પણ યાચના કરવી નહિ એ અયાચનારૂપી પાંચમો ત્યાગ છે.

૩૩ યોગ્ય યાચકને દાન આપવું એ છઠ્ઠો ત્યાગ અને છ પ્રકારના ત્યાગનું ફળ, આ શ્લોકમાં કહ્યું છે.

૩૪ અપ્રમાદ એટલે સાવધાનપણું-કર્તવ્યનિષ્ઠા સિદ્ધ થવાના આઠ ગુણો આ શ્લોકમાં કહ્યા છે.

ત્યાગ કરવો તથા ત્યાગ અને આઠ ગુણવાળા અપ્રમાદનું સેવન કરવું.[૩૫]

**अष्टौ दोषाः प्रमादस्य तान्दोषान्परिवर्जयेत् ।**
**इंद्रियेभ्यश्च पंचभ्यो मनसश्चैव भारत ॥**
**अतीतानागतेभ्यश्च मुक्त्युपेतः सुखी भवेत्॥३६॥**

હે ભરતવંશી ! પાંચ ઇંદ્રિયોથી, મનથી અને ભૂતકાળના તથા ભવિષ્યકાળના ક્લેશથી પ્રમાદના આઠ દોષો ઉત્પન્ન થાય છે તે દોષોનો સારીપેઠે ત્યાગ કરવો; કારણ કે તે દોષથી છૂટનારો સુખી થાય છે.[૩૬]

**सत्यात्मा भव राजेन्द्र सत्ये लोकाः प्रतिष्ठिताः**
**तांस्तु सत्यमुखानाहुः सत्ये ह्यमृतमाहितम्॥३७॥**

હે રાજેન્દ્ર! તું સત્યાત્મા થા—અર્થાત સત્યમાં ચિત્ત જોડ; કારણ કે સર્વે લોકો સત્યમાં રહેલા છે અને તે દમ, ત્યાગ, અપ્રમાદ વગેરેને પણ પંડિતો સત્યમુખ—અર્થાત્ સત્યપ્રધાન કહે છે, તેમજ સત્યમાં અમૃત એટલે મુક્તિ રહેલી છે.

**निवृत्तेनैव दोषेण तपोव्रतमिहाचरेत् ।**
**एतद्धातृकृतं वृत्तं सत्यमेव सतां व्रतम् ॥३८॥**

આ લોકમાં દોષ દૂર કરીનેજ તપરૂપી વ્રત આચરવું, એવો વિધાતાએ નિયમ કરેલો છે. સત્પુરુષોનું વ્રત સત્યજ છે.[૩૮]

**दोषैरेतैर्वियुक्तस्तु गुणैरेतैः समन्वितः ।**
**एतत्समृद्धमत्यर्थं तपो भवति केवलम् ॥३९॥**

ઉપર કહેલા દોષોથી મુક્ત અને ઉપર કહેલા ગુણોથી યુક્ત એવા પુરુષનું એજ તપ અત્યંત સમૃદ્ધિવાળું તથા મોક્ષસાધક થાય છે.[૩૯]

**यन्मां पृच्छसि राजेन्द्र संक्षेपात्प्रब्रवीमि ते ।**
**एतत्पापहरं पुण्यं जन्ममृत्युजरापहम् ॥४०॥**

હે રાજેંદ્ર! તમે મને જે પૂછયું હતું, તે મેં સંક્ષેપથી તમને કહ્યું છે. એ પાપનું હરણ કરનારૂં, પુણ્યને ઉત્પન્ન કરનારૂં તથા જન્મ, મૃત્યુ અને જરાને હણનારૂં છે.[૪૦]

**॥ धृतराष्ट्र उवाच ॥**

**आख्यानपंचमैर्वेदैर्भूयिष्ठं कथ्यते जनः ।**
**तथा चान्ये चतुर्वेदास्त्रिवेदाश्च तथा परे॥४१॥**
**द्विवेदाश्चैकवेदाश्चाप्यनृचश्च तथापरे ।**
**तेषां तु कतरः स स्याद्यमहं वेद वै द्विजम्॥४२॥**

ધૃતરાષ્ટ્રે પૂછયું:—પાંચમા ઇતિહાસ પુરાણાદિ આખ્યાનસાથે ચારે વેદો બ્રહ્મને જગતરૂપે કહે છે, બીજા કેટલાએક ચતુર્વેદી છે—અર્થાત ચાર વેદ કહેનારા છે, કેટલાએક ત્રિવેદી છે, કેટલાએક દ્વિવેદી છે, કેટલાએક એકવેદી છે અને બીજા કેટલાએક અનૃચ છે—અર્થાત્ અદ્વૈત બ્રહ્મવાદી છે; તેઓમાં એવો કોણ છે, કે જેને હું બ્રાહ્મણતરીકે જાણું ?[૪૧,૪૨]

---

૩૫ અપ્રમાદથી વિરુદ્ધ એવા પ્રમાદનું વર્ણન કરવામાટે આગળ કહેલા દોષોનો તથા ગુણોનો અનુવાદ કરે છે.

૩૬ પાંચ ઇંદ્રિયોથી તથા છઠ્ઠા મનથી પોતપોતાના વિષયમાં રાગ તથા દ્વેષજન્ય છ પ્રમાદો થાય છે, સાતમો ભૂતકાળમાં નાશ પામેલા પુત્રાદિના શોક વગેરેથી થયેલો પ્રમાદ અને આઠમો ભવિષ્યમાં પુત્રની કામનાવાળાને તે પુત્ર ન થવાથી થયેલા પ્રમાદ છે.

૩૭ દમ, ત્યાગ તથા અપ્રમાદનું કથન કર્યા પછી હવે તેઓમાં સત્યની મુખ્યતા છે, એવું જે પૂર્વે કહેલું તેનું વિવરણ કરે છે.

૩૮ દોષને દૂર કરવાથીજ તપની સિદ્ધિ થાય છે, એ વિધાતાએ નિર્માણ કર્યું છે, તે આ શ્લોકમાં કહ્યું છે.

૩૯,૪૦ પ્રશ્નના વ્યાખ્યાનનો ઉપસંહાર કર્યો છે.

૪૧ ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાનનાં સાધનો જાણ્યા પછી, અધ્યયન કરીને ગ્રહણ કરેલા વેદમાંથી જણાયલાં વેદ્યો (જાણવાયોગ્ય તત્ત્વો) અનેક છે એમ માનતા ધૃતરાષ્ટ્ર રાજા, કયું વેદ્ય શ્રેષ્ઠ છે ? એ પૂછે છે—આખ્યાન એટલે ઇતિહાસ પુરાણાદિ જેઓમાં પાંચમા છે એવા વેદો તો, '**सर्वं खल्विदं ब्रह्म** । આ સર્વ ખરેખર બ્રહ્મ છે' '**ब्रह्मैवेदं विश्वं** । આ વિશ્વ બ્રહ્મજ છે' '**पुरुष एवेदं सर्वम्** । આ સર્વ પુરુષરૂપજ છે;' ઇત્યાદિ વચનોવડે નામરૂપાત્મક પ્રપંચ કરતાં અત્યંત અધિક ભૂમા નામધારી પરબ્રહ્મ, તેજ સ્થાવરજંગમ જગતરૂપ છે, એમ કહે છે. બીજી શાખાવાળા ચતુર્વેદો

॥ सनत्सुजात उवाच ॥

**एकस्य वेदस्याज्ञानाद्वेदास्ते बहवः कृताः ॥**
**सत्यस्यैकस्य राजेन्द्र सत्ये कश्चिदवस्थितः ॥४३॥**

સનત્સુજાત બોલ્યાઃ-હે રાજેન્દ્ર! સત્ય એવા એક વેદના અજ્ઞાનને લીધે બહુ વેદોની કલ્પના કરવામાં આવી છે. એક સત્ય વેદમાં સ્થિતિ કરનારો કોઈકજ હોય છે.[૪૩]

**एवं वेदमविज्ञाय प्राज्ञोऽहमिति मन्यते ॥**
**दानमध्ययनं यज्ञो लोभादेतत्प्रवर्तते ॥४४॥**

એ પ્રમાણે વેદ-બ્રહ્મને જાણ્યાવિના મનુષ્ય, હું પોતે બુદ્ધિમાન છું, એમ માને છે અને બાહ્યસુખના લોભથી દાન, અધ્યયન તથા યજ્ઞ કરવા તત્પર થાય છે.[૪૪]

---

એટલે ચાર પુરુષો છે એમ જણાવનારાઓ શરીરપુરુષ, છંદઃપુરુષ, વેદપુરુષ અને મહાપુરુષ એવા ચાર પુરુષો છે, એમ જણાવે છે; ત્રિવેદીઓ એટલે ત્રણ વેદ જણાવનારાઓ ક્ષર, અક્ષર અને ઉત્તમ પુરુષ એમ ત્રણ પુરુષો જણાવે છે. શ્રુતિ કહે છે કે-'**क्षरं प्रधानं अमृताऽक्षरं हरः क्षरात्मानावीशते देव एकः**।' પ્રધાન ક્ષર છે તથા કૂટસ્થ જીવ અક્ષર છે અને તે બન્નેને એક ઈશ્વર પોતાને આધીન રાખે છે.' વળી ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે,

"**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ।**
**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥**"

સર્વ પ્રાણીઓ ક્ષર એટલે નાશવંત કહેવાય છે, કૂટસ્થ-જીવ અક્ષર કહેવાય છે અને આ બન્નેથી અન્ય એવો ઉત્તમ પુરુષ પરમાત્મા કહેવાય છે.

૪૨ બે વેદ જણાવનારા દ્વિવેદો કહે છે કેઃ- '**द्वे ब्रह्मणी वेदितव्ये शब्दब्रह्म परं च यत्** ।' બે બ્રહ્મ જાણવા યોગ્ય છે, શબ્દબ્રહ્મ તથા પરબ્રહ્મ. વાચ્ય (અર્થ) અને વાચક(શબ્દ)નો અભેદ હોવાથી અને શબ્દબ્રહ્મ શબ્દવડે નામરૂપાત્મક સર્વ પ્રપંચ કહેલો છે તથા પરબ્રહ્મ તેનાથી પર છે. આ બન્ને વેદ છે, એમ દ્વિવેદો કહે છે. વેદ એક છે એમ કહેનારા એકવેદો '**एकधैवानुद्रष्टव्यं नेह नानाऽस्ति किंचन**। એક પ્રકારેજ જોવું, અહીં ભિન્ન કંઇપણ નથી,' ઇત્યાદિ શ્રુતિઓનો આશ્રય કરીને એકજ વેદ છે, એમ જણાવે છે. **ऋच्यते स्तूयते इति ऋक्** જેની સ્તુતિ કરાય છે તે ઋક્ એટલે ઈશ્વર, તે પ્રપંચથી ભિન્ન નથી એમ માનનારાઓ અનૃચ એટલે બ્રહ્માદ્વૈતવાદીઓ છે. તેઓ બ્રહ્મ એકજ વેદ છે, એમ કહે છે. એક વેદવાદીઓના મતમાં સમાધિરહિત દશામાં દ્વૈત છે અને તે સમાધિમાં બાધિત થાય છે; ત્યારે અનૃચોના મતમાં સમાધિ તથા અસમાધિ એ બન્ને અવસ્થામાં પણ દ્વૈતનો અભાવજ હોય છે, આટલો એ બન્ને વચ્ચે ભેદ છે.

ઉપર જણાવેલા છમાંથી એવો કોણ છે, કે જેને હું બ્રહ્મવેત્તા જાણું ? આ છ પક્ષમાં પ્રથમ પક્ષ સવિશેષ અદ્વૈતપક્ષ છે; બીજો સાંખ્યો અને મીમાંસકોનો નિરીશ્વર પક્ષ છે. ત્રિવેદો જીવ, ઈશ, અને જગત-એ ત્રણેનો ભેદ કહે છે, એ પાતંજલોનો પક્ષ છે. દ્વિવેદો કાર્યરૂપે ભેદ અને કારણરૂપે અભેદ કહે છે, એ ઔડુલોમિઓનો પક્ષ છે. તેઓ કાર્યરૂપે ભેદને તથા કારણરૂપે અભેદને સત્યજ કહે છે. જેમ સુવર્ણથી બનાવેલાં કડાં, મુકુટ આદિરૂપે ભેદ પણ સત્ય છે અને સુવર્ણરૂપે તેઓમાં અભેદ પણ સત્યજ છે, તેમ એકવેદીઓના મતમાં પણ લગાર બાધ કરવા યોગ્ય, અનિર્વચનીય અને વ્યાવહારિક દ્વૈત તો છેજ; તથા તે દોરડીમાં જણાતા સર્પની પેઠે તત્કાળ બાધ કરાય તેવા માત્ર આભાસરૂપ દ્વૈતથી વિલક્ષણ છે, એટલે મોક્ષ થતાંસુધી તે દ્વૈતનો બાધ કરાતો નથી. અનૃચો એટલે દૃષ્ટિસૃષ્ટિવાદીઓ તો જેમ દોરડીમાં સર્પ તથા માળા કલ્પિત છે,તેવીજ રીતે આત્મામાં જાગ્રત તથા સ્વપ્ન તે સર્પાદિની સમાન સત્તાવાળાં છે-અર્થાત્ કલ્પિત છે, એમ માને છે.

અહીં **अध्यारोपापवादाभ्यां निष्प्रपंचं प्रपंच्यते**। પરમાત્મામાં પ્રથમ પ્રપંચનો અધ્યારોપ કરીને પછી તેનો અપવાદ કરીને, પ્રપંચથી પર એવા પરમાત્માનું વિવેચન કરવામાં આવે છે. આ ન્યાય પ્રમાણે અધ્યારોપદૃષ્ટિદ્વારા વ્યવહારનાં સત્યતાને પ્રતિપાદન કરતા પહેલાં ચાર પક્ષોનો ઉપન્યાસ કર્યો છે, અપવાદદૃષ્ટિવડે વ્યવહારને મિથ્યા કહેનારો છેલ્લો પક્ષ છે અને અનિર્વચનીય એવી મિશ્રદૃષ્ટિ જણાવનારો એકવેદ પક્ષ છે.

એજ પ્રમાણે અધ્યારોપદૃષ્ટિ, અપવાદદૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ, એમ ત્રણ દૃષ્ટિનો આશ્રય

**सत्यात्प्रच्यवमानानं संकल्पश्च तथा भवेत् ॥**
**ततो यज्ञः प्रतायेत सत्यस्यैवावधारणात्॥४५॥**

સત્ય વસ્તુથી ભ્રષ્ટ થયેલાઓનો તેવો સંકલ્પ થાય છે અને તેઓ વેદવચનનેજ પ્રમાણ માનીને યજ્ઞાદિક કર્યા કરે છે.[૪૫]

**मनसाऽन्यस्य भवति वाचाऽन्यस्याथ कर्मणा।**
**संकल्पसिद्धः पुरुषः संकल्पानधितिष्ठति॥४६॥**

કોઈનો યજ્ઞ મનવડે થાય છે, કોઇનો યજ્ઞ વાણીવડે થાય છે અને કોઇનો યજ્ઞ કર્મવડે થાય છે; પણ સત્યસંકલ્પવાળો બ્રહ્મજ્ઞાની તો કલ્પિત પદાર્થોનો એટલે બ્રહ્મલોકાદિનો અધિષ્ઠાતા થાય છે.[૪૬]

કરીને શાસ્ત્રની પણ પ્રવૃત્તિ થઇ છે. બ્રહ્મસૂત્રમાં **'आत्मकृतेः परिणामात्** । પરમાત્મા સ્વતઃ પ્રપંચરૂપે પરિણામ પામ્યા; એમ કહીને અધ્યારોપના સમયમાં પરિણામદૃષ્ટિની સૂચના કરેલી છે. જેમ સુવર્ણ, કુંડળરૂપે પરિણામ પામે, તેમ બ્રહ્મજ જગતરૂપે પરિણામ પામ્યા એ પરિણામદૃષ્ટિ છે, તેમ શ્રુતિ પણ કહે છે કેઃ—**'तदात्मानं स्वयमकुरुत सत्यं चानृतं च सत्यमभवत्** । પરમાત્માએ પોતે પોતાના આત્માને પ્રપંચરૂપે કર્યો; સત્ય (વ્યવહાર કરાય તેવાં જાગ્રત અવસ્થાનાં રજ્જુ વગેરે)અને અનૃત (માત્ર આભાસરૂપ સ્વપ્નાવસ્થાની દોરડીમાં સર્પની ભ્રાંતિ વગેરે ) એ બન્નેરૂપ સત્ય એટલે ત્રણે કાળમાં અબાધ્ય એવા બ્રહ્મજ થયા છે.'

વળી બ્રહ્મમાં વિચિત્ર સૃષ્ટિ દર્શાવતાં ભગવાન વ્યાસ કહે છે કેઃ—' **तथा आत्मनि चैवं विचित्राश्च हि** । સ્વપ્નકાળમાં તથા જાગ્રત કાળમાં, માયા, ઇંદ્રજાળ, ઝાંઝવાનાં જળ વગેરે અત્યંત પ્રસિદ્ધ સૃષ્ટિઓ આત્મામાં થાય છે અને તે સૃષ્ટિઓ વિચિત્ર છે; કારણકે તે સૃષ્ટિઓ નથી એમ કહી શકાતું નથી; કેમકે તેનો અનુભવ કરવામાં આવે છે; અને તે છે એમ પણ કહી શકાતું નથી; કેમકે તે સૃષ્ટિઓનો જ્ઞાનવડે તુરત બાધ કરી શકાય છે. એ પ્રમાણે બ્રહ્મમાં પણ વિચિત્ર અનિર્વચનીય સૃષ્ટિઓ છે,' આ ઉપરના સૂત્રનો અર્થ છે; તેમજ આ જગતનું અનિર્વચનીયપણું દર્શાવતાં શ્રુતિ પણ કહે છે કે–' **को अद्धा वेद क इह प्रवोचत् कुत आजाता कुत इयं विसृष्टिः** । આ સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ છે ? તેને કોણે રચી છે ? એને કયો સાક્ષાત્ જાણે છે ? તેનું કોણ પ્રવચન કરે તેમ છે ? અર્થાત્ કોઇપણ જાણતું નથી તથા કોઇપણ વ્યાખ્યાન કરી શકતું નથી.' આ મિશ્રદૃષ્ટિ છે.

ભગવાન વ્યાસજીએ અપવાદદૃષ્ટિ ' **आह च तन्मात्रम्** । પરમાત્મા ચૈતન્યમાત્ર ચૈતન્યસ્વભાવ છે, એમ શ્રુતિ કહે છે, એ સૂત્રથી સૂચવી છે. વળી શ્રુતિ પણ દર્શાવે છે કે, ' **स यथा सैंधवखिल्य उदके प्रास्त उदकमेवानुविलीयेत । स यथा सैंधवघनोऽनंतरोऽबाह्यः कृत्स्नो रसघन एवं वा अरेऽयमात्मा कृत्स्नः प्रज्ञानघनः** । જેમ સિંધવનો કટકો પાણીમાં નાખ્યો હોય તો તે પાણીમાંજ પીગળીને લય પામે છે, તે સિંધવનો કટકો જેમ અંતર ( કારણ ) તથા બાહ્ય (ઘનીભાવ)થી રહિત કેવળ રસતન્માત્રારૂપે જળમાં દેખાય છે, એમ આ આત્મા પ્રજ્ઞાનઘન છે.' સ્પષ્ટાર્થઃ—સિંધાલુણનો કટકો પાણીમાં નાખતાં તે પોતાનું ઉપાદાન કારણરૂપ જળ પાણીમાં લીન થતાં પાછળ પોતે પણ લીન થાય છે; તેમ ન હોય તો કરવડાના પાણીમાં બીજું પાણી નાખતાં જેમ અધિક પાણી થાય છે તેમ જળના પરિણામની અધિકતા થાય, પણ તેમ થતું નથી, એ હેતુથી તે સિંધવનો કટકો અંતર એટલે પોતાનું કારણ જે જળ, તેનાથી તથા બાહ્ય જે ઘનીભાવ–ઘટપણું તેનાથી રહિત થઇને કેવળ રસતન્માત્રારૂપે જળમાં જણાય છે. એજ પ્રમાણે આ પ્રપંચ, સમાધિમાં કાર્ય તથા કારણ એ બન્ને સ્વરૂપથી રહિત થઇને કેવળ પરબ્રહ્મરૂપેજ સ્પષ્ટ જણાય છે.

આ ત્રણ દૃષ્ટિદ્વારા મનુષ્યોને બોધ કરવા માટે શાસ્ત્રની પ્રવૃત્તિ થઇ છે. સંક્ષેપશારીરકમાં **आरोपदृष्टिरपवादकदृष्टिरेवं व्यामिश्रदृष्टिरिति दृष्टिविभागमेनं । संगृह्य सूत्रकृदयं पुरुषं मुमुक्षुं सम्यक्प्रबोधयितुमुत्सहते क्रमेण ॥** સૂત્રકર્તા ભગવાન વ્યાસ આરોપદૃષ્ટિ, અપવાદદૃષ્ટિ અને વ્યામિશ્રદૃષ્ટિ—આ દૃષ્ટિવિભાગને સંક્ષેપથી ગ્રહણ કરીને મુમુક્ષુ પુરુષને આત્મતત્ત્વનો સારી પેઠે બોધ કરવામાટે અનુક્રમથી આરંભ કરે છે.' આ શ્લોકથી આરંભીને, **'श्रुतिवचांसि**

**अनैमृत्येन चैतस्य दीक्षितव्रतमाचरे. ॥**
**नामैतद्धा निर्वृत्तं सत्यमेव सतां परम् ॥४७॥**

આત્મજ્ઞાનના અભાવને લીધે સંકલ્પની સિદ્ધિ ન થાય તો દીક્ષિતવ્રત આચરવું. દીક્ષિત શબ્દ, વ્રત લેવું, એ અર્થવાળા 'दीक्ष्' ધાતુથી સિદ્ધ થયેલો છે. સત્પુરુષો તો સત્ય પરબ્રહ્મનેજ શ્રેષ્ઠ માને છે.

**ज्ञानं वै नाम प्रत्यक्षं परोक्षं जायते तपः ॥**
**विद्याद् पठंतं तु द्विजं वै बहुपाठिनम् ॥४८॥**

જ્ઞાનનું ફળ પ્રત્યક્ષ છે અને તપનું ફળ પરોક્ષ હોય છે. જે દ્વિજ બહુ પઠન કરે તેને બહુ પાઠી જાણવો.૪૮

---

**मुनिस्मरणानि च**' એ શ્લોકસુધી વ્યાસજીએ એ ત્રણ પ્રકારની દૃષ્ટિના સંબંધમાં વિવેચન કર્યું છે.

૪૩ એ પ્રમાણે અનેક પક્ષો પ્રાપ્ત થતાં સિદ્ધાંત કહે છે કે-બ્રહ્મજ એક વેદ્ય છે અને તે સત્ય એટલે ત્રણે કાળમાં અબાધ્ય છે. તે બ્રહ્મનાં અજ્ઞાનને લીધેજ બ્રહ્મ નહિ એવાં પુષ્કળ વેદ્યો એટલે ઉપાસ્યો વેદમાં કલ્પ્યાં છે; પરંતુ સત્ય તત્ત્વના જ્ઞાનને માટે તે કલ્પિત ઉપાસ્યોનું બ્રહ્મથી ભિન્નપણું વેદજ કહે છે કેઃ-

**'तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।**

- તું તેનેજ બ્રહ્મ જાણ. જે આ ઉપાસના કરાય છે તે બ્રહ્મ નથી.' જે સત્યસ્વરૂપ બ્રહ્મમાં કોઇકજ સ્થિતિ કરે છે, અર્થાત બ્રહ્મલાભ થવો અતિ દુર્ઘટ છે. જગત અજ્ઞાનનું કાર્ય છે. એ સંબંધમાં શ્રુતિ પણ કહે છે કે,' **तुच्छेनाऽऽभ्वपिहितं यदासीत तमसस्तन्महिनाऽजायतैकम् ।**

દોરડીમાં જેમ સર્પની ભ્રાંતિ કરતાં તે ભ્રાંતિના સર્પથી દોરડી ઢંકાઇ જાય છે, તેમ તુચ્છ એટલે મિથ્યારૂપ અજ્ઞાનવડે સર્વવ્યાપક બ્રહ્મ ઢંકાઇ જાય છે, ત્યારે તે એકજ બ્રહ્મ અજ્ઞાનનાં માહાત્મ્યવડે પ્રપંચાકારે પ્રકટ થાય છે-અર્થાત જેમ દોરડી દોરડીરૂપે નહિ જણાવાથી સર્પરૂપે જણાય છે, તેમજ બ્રહ્મપણ બ્રહ્મરૂપે નહિ જણાવાથી પ્રપંચરૂપે જણાય છે.'

૪૪ મનુષ્ય સત્ય, અંતર્યામી અને અદ્વૈતાનંદરૂપ વેદ્યબ્રહ્મને નહિ જાણવાથીજ બાહ્યસુખના લોભને લીધે દાનાદિક કર્મો કરવા તત્પર થાય છે.

૪૫ પરમાનંદરૂપ પરમાત્માથી ભ્રષ્ટ થયેલાને અર્થાત તેના જ્ઞાનવિનાનાને ક્ષુદ્ર આનંદનો-સાંસારિક વિષયોનો અભિલાષ થાય છે અને પછી તે '**ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत ॥**' સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ યજ્ઞથી યજન કરવું' ઈત્યાદિ વેદનાં વચનને પ્રમાણભૂત માનીને જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞો કરે છે. સત્યસ્વરૂપ પરમાત્માનું જ્ઞાન થયા પછી તો '**एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात् कृतकृत्यश्च भारत ।** હે ભારત! મનુષ્ય પરમાત્માને જાણ્યા પછી બુદ્ધિમાન તથા કૃતકૃત્ય થાય છે. આ વચન પ્રમાણે જ્ઞાનથી કૃતકૃત્યતાજ કહી છે.

૪૬ કોઈ મનુષ્યનો ધ્યાનાદિરૂપ માનસિક યજ્ઞ થાય છે, કેટલાએકનો વેદાધ્યયન તથા જપાદિરૂપ વાચિકયજ્ઞ થાય છે,ત્યારે કેટલાએકનો જ્યોતિષ્ટોમાદિ કર્મયજ્ઞ થાય છે. આ યજ્ઞોમાં પાછલા કરતાં પૂર્વ પૂર્વનો યજ્ઞ શ્રેષ્ઠ ગણાય છે. પણ બ્રહ્મવેત્તા તો સત્યસંકલ્પ હોય છે, તે જે જે સંકલ્પો કરે છે તે તે સંકલ્પો તેના સિદ્ધ થાય છે, અને તે કલ્પનાવડે ઉત્પન્ન થયેલા બ્રહ્મલોકાદિ લોકોનો અધિષ્ઠાતા થાય છે. શ્રુતિ કહે છે કેઃ-

**'आप्नोति स्वाराज्यं । आप्नोति मनसस्पतिम् ।**
**वाक्पतिश्चक्षुष्पतिः। श्रोत्रपतिर्विज्ञानपतिः ॥**

બ્રહ્મવેત્તા બ્રહ્મૈશ્વર્યને પામે છે, મનનાં આધિપત્યને પામે છે અને વાણીનો, ચક્ષુનો, શ્રોત્રનો તથા વિજ્ઞાનનો પતિ થાય છે.'

૪૭ આત્મસ્વરૂપનું જ્ઞાન થવાથી સંકલ્પોની સિદ્ધિ થતી નથી, તેથી મનની શુદ્ધિને માટે દીક્ષિતવ્રત કરવું; એટલે વ્રતદીક્ષા લઇને હાથની મુઠીઓ વાળવી, વાણીને નિયમમાં રાખવી ઇત્યાદિ નિયમો પાળવા.. આ કર્મના સંસ્કાર આવજા કરતા હોવાથી નાશવંત છે, માત્ર કાર્યરૂપ ન હોવાથી બ્રહ્મજ અવિનાશી છે; માટે મહાત્માઓ તે બ્રહ્મનેજ શ્રેષ્ઠ માને છે.

૪૮ એ વાતને આ શ્લોકમાં સ્પષ્ટ કરે છે. જ્ઞાનથી શોક, મોહ વગેરે દૂર થાય છે, માટે જ્ઞાનના ફળને પ્રત્યક્ષ કહેલું છે; અને કાયિક, વાચિક તથા માનસિક તપનું ફળ પરલોકમાં મળે છે, માટે તેને પરોક્ષ કહેલું છે. જે બ્રાહ્મણ બહુ વેદાધ્યયન કરે તેને બહુ ભણનારો જાણવો, પરંતુ તેનું જ્ઞાન પરોક્ષ હોવાથી તેને જ્ઞાની જાણવો નહિ.

**तस्मात् क्षत्रिय मा मंस्था जल्पितेनैव वै द्विजम्। य एव सत्यान्नापैति स ज्ञेयो ब्राह्मणस्त्वया॥**

માટે હે ક્ષત્રિય! તું કેવળ અધ્યયનવડેજ બ્રાહ્મણ માન નહિ, પણ જે સત્યથી ચલિત થાય નહિ, તેનેજ તારે બ્રાહ્મણ જાણવો.[૪૯]

**छंदांसि नाम क्षत्रिय तान्यथर्वा पुरा जगौ महर्षिसंघ एषः। छंदो विदस्ते य उत नाधीतवेदा न वेदवेद्यस्य विदुर्हि तत्त्वम् ॥ ५० ॥**

હે ક્ષત્રિય! ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ મહામુનિ અથર્વા પૂર્વે મહર્ષિઓના સમૂહમાં જે કંઈ બોલ્યા હતા, તે નિશ્ચય ઉપનિષદ્રૂપ છંદો કહેવાય છે. જેઓ ઉપનિષદો સહિત વેદોને ભણ્યા હોય તથા તેનો અર્થ જાણતા હોય, તેઓ પણ છંદોવેત્તા ગણાતા નથી; કારણકે તેઓ વેદવેદ્ય અને ઉપનિષદ્‌માં વર્ણવેલાપુરુષ પરમાત્માના તત્ત્વને જાણતા નથી.[૫૦]

**छंदांसि नाम द्विपदां वरिष्ठ स्वच्छंदयोगेन भवंति तत्र। छंदोविदस्तेन च तानधीत्य गता न वेदस्य न वेद्यमार्याः ॥ ५१ ॥**

હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! વેદો બ્રહ્મને વિષે સ્વતંત્ર સંબંધ ધરાવે છે. તેદ્વારા બ્રહ્મનું જ્ઞાન થવાથીજ મનુષ્યો છંદોવેત્તા થાય છે. આર્ય પુરુષો તે છંદોવેત્તાઓની પાસે જઇને વેદોથી વેદ્ય એવા બ્રહ્મને નથી પ્રાપ્ત થતા એમ નથી, પરંતુ પ્રાપ્ત થાયજ છે.[૫૧]

**न वेदानां वेदिता कश्चिदस्ति कश्चित्त्वेतान्बुध्यते वापि राजन्। यो वेद वेदान्न स वेद वेद्यं सत्ये स्थितो यस्तु स वेद वेद्यम्॥५२॥**

---

૪૯ ઉપર કહેલી વાતનો ઉપસંહાર કરતાં કહે છે કે, કેવળ વેદોનું અધ્યયન કરવાથીજ તે અધ્યયન કરનારાને તું બ્રાહ્મણ એટલે બ્રહ્મવેત્તા માનીશ નહિ, પરંતુ જે સત્યથી એટલે અંતર્યામી એક આનંદરૂપ પરમાત્માથી ભ્રષ્ટ થતો નથી તેને તારે બ્રાહ્મણ જાણવો. શ્રુતિ કહે છે કેઃ–'**यो वा एतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात्प्रैति स ब्राह्मणः।** હે ગાર્ગિ! જે આ અક્ષરબ્રહ્મને જાણીને આ લોકમાંથી જાય છે, તે બ્રાહ્મણ છે.' આથી અપરોક્ષ જ્ઞાનીનેજ બ્રાહ્મણ કહ્યો છે–અર્થાત્ બીજા બ્રાહ્મણ નથી, એમ દર્શાવ્યું છે.

૫૦ ઉપર કહ્યા પ્રમાણે તો વેદોનું અધ્યયન અને યજ્ઞાદિક વ્યર્થ થઇ જશે! આવી શંકાના ઉત્તરમાં તે ઇષ્ટજ છે એમ જણાવતા સનત્સુજાત કહે છે કે, મહામુનિ અથર્વાએ મહર્ષિઓની સભામાં પૂર્વે જે વચનો કહ્યાં હતાં, તેજ ખરીરીતે ઉપનિષદ્રૂપ છંદસ્ છે. '**छादयंति ह वा एनं छंदांसि पापात्कर्मणः।** જે પાપકર્મથી મનુષ્યનું રક્ષણ કરે છે, તે છંદસ્ કહેવાય છે. આવી શ્રુતિએ છંદસ્ શબ્દની વ્યુત્પત્તિ કરી છે.' **प्लवा ह्येते अदृढा यज्ञरूपाः।** યજ્ઞરૂપી નૌકાઓ અદૃઢ છે' એ પ્રમાણે અથર્વોપનિષદ્‌માં યજ્ઞોનું પાપથી રક્ષણ કરવાનું અસામર્થ્ય દર્શાવ્યું છે. એ ઉપરથી બ્રહ્મવિદ્યાપ્રતિપાદક છંદોનું છંદસ્‌પણું મુખ્ય છે અને કર્મપ્રતિપાદક છંદોનું છંદસ્‌પણું ગૌણ ગણાય છે. જેઓ ઉપનિષદોને તથા વેદોને અર્થસાથે ભણ્યા હોય, તેઓ પણ છંદોવેત્તા ગણાતા નથી; કારણકે તેઓ વેદોથી વેદ્ય એટલે ઉપનિષદ્‌માં વર્ણવેલા પરમાત્માના યથાર્થ સ્વરૂપને જાણતા નથી.

૫૧ છંદો એટલે વેદો સત્યસ્વરૂપ બ્રહ્મના સંબંધમાં સ્વતંત્ર સંબંધવાળા છે–અર્થાત કર્મકાંડના અર્થજ્ઞાનમાં જેમ બીજાં કર્મો જાણવાની જરૂર છે, તેમ બ્રહ્મકાંડનું અર્થજ્ઞાન વચ્ચે બીજાં અનુષ્ઠાનોની અપેક્ષા રાખતું નથી. એનું ઉદાહરણ શ્રુતિમાં પણ મળે છે કેઃ–'**तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्च।** ઋષિ વામદેવે બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં જાણ્યું કે, હું મનુ હતો, હું સૂર્ય હતો,' આ શ્રુતિવડે બ્રહ્મદર્શન અને સર્વાત્માપણું એ બેની વચ્ચે બીજી ક્રિયાનું વારણ કરાય છે–અર્થાત્ બ્રહ્મદર્શન થતાંની સાથેજ સર્વાત્માપણું પ્રાપ્ત થાય છે, તેની વચ્ચે બીજું કંઈ કરવાનું રહેતું નથી. તેજ સત્યસ્વરૂપ પરબ્રહ્મનું જ્ઞાન થવાથી મનુષ્યો છંદોવેત્તા થઇ શકે છે. કેવળ કર્મમાત્રના જ્ઞાનથી છંદોવેત્તા થઇ શકતા નથી. આર્યજનો તેવા છંદોવેત્તાઓની પાસે જઇને વેદવેદ્ય બ્રહ્મને અવશ્ય પ્રાપ્ત થાય છે. આથી '**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्।** બ્રહ્મનું જ્ઞાન કરવામાટે ગુરુની પાસેજ જવું. એ શ્રુતિનો અર્થ દર્શાવ્યો છે.

હે રાજન્ ! વેદોનાં રહસ્યને જાણનારો કોઇ નથી, કોઇક રહસ્યને પ્રતિપાદન કરનારા વેદોને (ચિત્તશુદ્ધિની અધિકતાને લીધે) જાણે પણ છે.જે વેદોને ભણ્યો છે, તે વેદ–બ્રહ્મને જાણતો નથી; પણ જે સત્યતત્ત્વમાં સ્થિર છે,તે વેદ્યને જાણે છે.[૫૨]

**न वेदानां वेदिता कश्चिदस्ति वेद्येन वेदं न विदुर्न वेद्यम् । यो वेद वेदं स च वेद वेद्यं यो वेद वेद्यं न स वेद सत्यम् ॥ ५३ ॥**

વેદ્ય એવા અચેતન અહંકારાદિકમાંથી કોઇ પણ વેદિતા–જાણનારો નથી, તેથીજ વેદ્ય ચિત્તવડે કોઈ વેદથી જણાતા આત્માને જાણી શકતો નથી; તેમ અનાત્માને પણ જાણી શકતો નથી. જે આત્માને જાણે છે, તે સર્વ અનાત્મવર્ગને પણ જાણે છે, પરંતુ જે અનાત્મવર્ગને જાણે છે તે સત્યસ્વરૂપ બ્રહ્મને જાણતો નથી.[૫૩]

**यो वेद वेदान्स च वेद वेद्यं न तं विदुर्वेदविदो न वेदाः । तथापि वेदेन विदंति वेदं ये ब्राह्मणा वेदविदो भवंति ॥५४॥**

જે પરમાત્મા વેદોને જાણે છે, તેજ વેદ્યને પણ જાણે છે, તે પરમાત્માને વેદો તથા વેદવેત્તાઓ જાણતા નથી; તથાપિ જે બ્રાહ્મણો વેદવેત્તાઓ છે, તેઓ વેદનાં પ્રમાણવડેજ સર્વને જાણનારા પરમાત્માને જાણે છે.[૫૪]

---

૫૨ તોપણ બ્રહ્મનું જ્ઞાન થવું ઘણું કઠિન છે, એ કહે છે. વેદોનાં રહસ્યને જાણનારો કોઇપણ નથી, છતાં અત્યંત ચિત્તશુદ્ધિ થવાથી કેટલાએક રહસ્યને પ્રતિપાદન કરનારા વેદોને જાણે છે. જે પુરુષ વ્યુત્થિત એટલે સમાધિની પૂર્વસ્થિતિમાં હોય છે, અથવા '**तत्त्वमसि**' એ વાકયના અર્થનું અનુસંધાન કરનારો હોય છે, તે વેદોને જાણે છે; પરંતુ તે વિકલ્પયુક્ત હોવાથી નિર્વિકલ્પ અને સર્વ વૃત્તિનો લય થયા પછી પ્રકાશમાન થનારા બ્રહ્મને જાણતો નથી; પણ સત્ય એટલે સર્વ વૃત્તિના બાધના અવધિરૂપ અને સર્વ શરીરમાં ચૈતન્યરૂપે રહેલા પરમાત્મામાં જે સ્થિર થયેલો છે તેજ નિર્વિકલ્પક સુખને જાણે છે.

૫૩ એજ અર્થને બીજા પ્રકારથી કહે છે. અહીં વેદ્ય શબ્દનો અર્થ જાણવા યોગ્ય અહંકારાદિક જડ પદાર્થો, એવો લીધો છે. તે અચેતન પદાર્થોમાંથી જાણનારો કોઇજ નથી અને તેથીજ વેદ્ય એવા ચિત્તવડે વેદથી જણાતા આત્માને કોઇ જાણી શકતો નથી. તેમજ વેદ્ય એટલે અનાત્મા એવા દેહાદિકને પણ જાણી શકતો નથી–અર્થાત્ અહંકારાદિક જડ હોવાથી તેઓમાં આત્મા તથા અનાત્માને જાણવાનું સામર્થ્યજ નથી. અહીં કોઇ એવી શંકા કરે કે–'**दृश्यते त्वग्र्यया बुध्या ।** પરમાત્મા સૂક્ષ્મ બુદ્ધિવડે જણાય છે. આ શ્રુતિવડે જડ બુદ્ધિવૃત્તિથી આત્મા જણાય છે એ વાત સિદ્ધ થાય છે, ત્યારે કેમ કહો છો કે, તે બુદ્ધિ વગેરે પરમાત્માને જાણી શકતાં નથી ? આ શંકા ઉપર કહે છે કે, જે આત્માને જાણે છે, તેજ વેદ્ય એવા સર્વ અનાત્મપદાર્થોને પણ જાણે છે; કારણ કે સર્વ આત્માથી ઉત્પન્ન થયેલું છે, પણ જે બહિર્મુખ—અજ્ઞાની, અનાત્મવર્ગને જાણે છે, તે સત્ય એવા બ્રહ્મને જાણતો નથી. આ સંબંધમાં બે શ્રુતિઓ છે, '**आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितं**' અરે, આત્માનાં દર્શનવડે, શ્રવણવડે, મનનવડે અને વિજ્ઞાનવડે આ સર્વ જગત જાણવામાં આવે છે. '**परांचि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्पश्यति नांतरात्मन् ।** પરમાત્માએ ઇંદ્રિયોને બહિર્મુખ રાખી છે,તેથી તે બહારના વિષયોને જુએ છે; પણ અંતરાત્માને જોતી નથી.

૫૪ જે ચિદાત્મા સર્વમાં અંતર્યામીપણાથી પ્રસિદ્ધ છે, તે વેદોને અર્થાત્ વસ્તુસ્વરૂપ જણાવનારાં પ્રમાણોને જાણે છે તથા વેદ્યને—પ્રમાણવડે નિશ્ચિત થયેલાં એવાં પ્રમેયને પણ જાણે છે; પરંતુ પોતે જડ હોવાથી તે પ્રમાણો અથવા પ્રમેય પરમાત્માને જાણતાં નથી. તે, '**प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुः श्रोत्रस्य श्रोत्रं मनसो ये मनो विदुः॥** જેઓ પરમાત્માને પ્રાણના પ્રાણ, ચક્ષુના ચક્ષુ, શ્રોત્રના શ્રોત્ર અને મનના મન જાણે છે,' આ પ્રમાણે પ્રાણાદિકના પ્રવર્તકપણાથી પ્રસિદ્ધ પરમાત્માને વેદો—પ્રમાણો તથા વેદવેત્તા એટલે પ્રમાણવડે જાણનારા પ્રમાતાઓ જાણતા નથી; કારણકે '**यतो वाचो निवर्तन्ते** [illegible] **मनसा**

**धामांशभागस्य तथा हि वेदा यथा च शाखा हि महीरुहस्य । संवेदने चैव यथाऽऽमनंति तस्मिन्हि सत्ये परमात्मनोऽर्थे ॥५५॥**

ચંદ્રની કળા દેખાડવામાં જેમ પ્રથમ ઝાડની ડાળી દેખાડવામાં આવે છે, તેમજ પરમાત્માના સર્વથા અબાધ્ય એવા જ્ઞાનને માટે વેદો ગ્રહણ કરવામાં આવે છે, એમ વિદ્વાનો માને છે.[૫૫]

**अभिजानामि ब्राह्मणं व्याख्यातारं विचक्षणम् यश्छिन्नविचिकित्सः स व्याचष्टे सर्वसंशयान्**

વિચક્ષણ, છિન્નસંશય અને બીજાના સર્વ સંશયોને દૂર કરનારા એક વ્યાખ્યાતા પુરુષને હું બ્રાહ્મણ જાણું છું.[૫૬]

**नास्य पर्येषणं गच्छेत्प्राचीनं नोत दक्षिणम् । नार्वाचीनं कुतस्तिर्यङ् नादिशं तु कथं च न॥**

પૂર્વમાં કે પશ્ચિમમાં, દક્ષિણમાં કે ઉત્તરમાં, નીચે કે આડાં સ્થાનમાં અથવા દિશારહિત સ્થાનમાં એટલે અંતર્હૃદયમાં, એમ ક્યાંય પરમાત્માને શોધવાનું સ્થાન જડતું નથી.[૫૭]

**तस्य पर्येषणं गच्छेत्प्रत्यर्थिषु कथंचन । अविचिन्वन्निमं वेदे तपः पश्यति तं प्रभुम्॥**

આત્માતરીકે પ્રસિદ્ધ છતાં આત્માથી ભિન્ન એવા પાંચ કોશોમાં આત્માને શોધવો એ ક્લેશસાધ્ય છે. તપસ્વી એટલે ધ્યાન કરનારો પુરુષ એ આત્માને વેદમાં ન ખોળતાં કેવળ ધ્યાનથીજ તે પ્રભુનાં દર્શન કરે છે.[૫૮]

---

**सह।** મનસહિત વાણી બ્રહ્મને પહોંચ્યાવિનાજ પાછી ફરે છે.' આ શ્રુતિમાં તે પરમાત્માને વાણી અને મનથી પર કહેલા છે. જો કે એમ છે, તોપણ વેદને પાઠ, અર્થ તથા અનુષ્ઠાનથી જાણનારા બ્રાહ્મણો **'अहं ब्रह्मास्मि।** હું બ્રહ્મ છું" ઇત્યાદિ વેદપ્રમાણોવડે પરમાત્માને જાણે છે–અર્થાત્ જેઓનું ચિત્ત વેદાધ્યયન તથા યજ્ઞાદિકથી સંસ્કારયુક્ત થયેલું છે, તેઓજ મહાવાક્યથી આત્માને લક્ષણાવડે જાણે છે, બીજા જાણતા નથી.

૫૫ એ વાતનેજ દૃષ્ટાંતવડે પ્રતિપાદન કરે છે. ધામાંશ એટલે ચંદ્ર તેની પડવાયુક્ત બીજની સૂક્ષ્મ કળા કોઈને દેખાડવી હોય, ત્યારે પ્રથમ કોઈ ઝાડની ડાળી પાસે ચંદ્ર દેખાતો હોય તે ડાળી દેખાડવામાં આવે છે અને પછી ચંદ્ર દેખાડવામાં આવે છે, તેમજ પરમ પુરુષાર્થરૂપ તથા સર્વથા અબાધ્ય એવા પરમાત્માના જ્ઞાનને માટે વેદોનો સ્વીકાર કરવામાં આવે છે. શ્રુતિ કહે છે કે, **'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि ।** હું તે ઉપનિષદ્‌માં વર્ણવેલા પુરુષનું સ્વરૂપ પૂછું છું.' આમાં પરમાત્માને ઉપનિષદ્‌માં વર્ણવેલા એવું વિશેષણ આપ્યું છે; અને પરમાત્મા વાણીના અવિષય છે, એમ પણ એક શ્રુતિ કહે છે. આ બન્ને શ્રુતિમાં વિરોધ જણાય છે, પરંતુ તેમ નથી. **'सोऽयं देवदत्तः।** તે આ દેવદત્ત છે' એ વાક્યમાં તે એટલે પૂર્વે જોયેલો અને આ એટલે હમણાં જોયેલો. એ બન્નેનો ભાગ ભાગલક્ષણાથી ત્યાગ કરીને કેવળ દેવદત્તનેજ ગ્રહણ કરવામાં આવે છે. તેમ **'तत्त्वमसि ।** તે તું છે' ઇત્યાદિ વાક્યો પણ ભાગત્યાગલક્ષણાવડે પોતાના અર્થને સિદ્ધ કરે છેજ.

૫૬ એ પ્રમાણે ગુરુની પાસે જવાપૂર્વક વાક્યાર્થના જ્ઞાનનો ઉપાય કહીને હવે ગુરુનાં લક્ષણો કહે છે. જે પુરુષ વ્યાખ્યાતા એટલે ઉપક્રમ તથા ઉપસંહારની એકરૂપતા, અભ્યાસ વગેરે છ પ્રકારે તાત્પર્યલિંગ પ્રમાણે વાક્યાર્થનું વર્ણન કરવામાં કુશળ, વિચક્ષણ અર્થાત્ શ્રવણ કરેલા અર્થનું યુક્તિઓવડે અનુચિંતન કરવામાં સમર્થ, નિદિધ્યાસનના પરિપાકને લીધે અપરોક્ષ સાક્ષાત્કાર થવાના સામર્થ્યથી નિઃસંશય થયેલો અને બીજાના સર્વ સંશયોને દૂર કરનારો હોય છે, તેને હું બ્રાહ્મણ એટલે બ્રહ્મવેત્તા જાણું છું.

૫૭ પરમાત્મા સર્વવ્યાપક છે, છતાં તેની શોધ કરવાનું ક્યાંય ઠેકાણું નથી–અર્થાત્ બહાર ભટકવાથી તેનો લાભ થતો નથી.

૫૮ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય, આ પાંચ કોશો જડ છે, છતાં તેને અજ્ઞાનીઓ આત્માતરીકે માને છે. તે કોશોમાં કોઇપણ રીતે આત્માની શોધ કરવી. અહીં મૂળમાં **कथंचन** શબ્દ અસ્પષ્ટ વસ્તુનું અવલંબન ક્લેશસાધ્ય છે, એમ સૂચવે છે–અર્થાત્ પંચકોશમાં આત્માની શોધ કષ્ટસાધ્ય છે. ગીતામાં કહ્યું છે કે, **'अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ।** દેહધારીઓને અવ્યક્તની ગતિ દુઃખવડે

**तूष्णींभूत उपासीत न चेष्टेन्मनसाऽपि च ।**
**उपा॰ तस्व तद्ब्रह्म अंतरात्मनि विश्रुतम्॥५९॥**

વાણી વગેરે બાહ્ય ઇંદ્રિયોનો વ્યાપાર બંધ કરીને પરમાત્માની ઉપાસના કરવી. તે વખતે મનથી પણ ચેષ્ટા કરવી નહિ. એ રીતે તું વેદમાં પ્રખ્યાત તથા વાણીના અવિષય એવા બ્રહ્મની હૃદયાકાશમાં ઉપાસના કર.[५९]

**मौनान्न स मुनिर्भवति नारण्यवसनान्मुनिः ।**
**स्वलक्षणं तु यो वेद स मुनिः श्रेष्ठ उच्यते।६०।**

પુરુષ મૌનથી મુનિ થતો નથી, તેમ અરણ્યમાં વાસ કરવાથી પણ મુનિ થતો નથી; પરંતુ જે પ્રત્યગાત્માનું લક્ષણ જાણે છે, તે શ્રેષ્ઠ મુનિ કહેવાય છે.[६०]

**सर्वार्थानां व्याकरणाद्वैयाकरण उच्यते ।**
**तन्मूलतो व्याकरणं व्याकरोतीति तत्तथा।६१।**

જ્ઞાની સર્વ વિષયોનું વ્યાકરણ એટલે પ્રકટીકરણ કરે છે, તેથી તે વૈયાકરણ કહેવાય છે, તે વ્યાકરણ મૂળ કારણ–બ્રહ્મને પામવાથી થાય છે; કારણકે પરમાત્માજ વ્યાકર્તા એટલે સર્વને વિશેષરૂપે પ્રકટકર્તા છે.[६१]

**प्रत्यक्षदर्शी लोकानां सर्वदर्शी भवेन्नरः ।**
**सत्ये वै ब्राह्मणस्तिष्ठंस्तद्विद्वान्सर्वविद्भवेत्।६२।**

સર્વ લોકોને એટલે આત્મભિન્ન ચરાચર વસ્તુને પ્રત્યક્ષ જોનારો પુરુષ સર્વદર્શી થાય છે; પરંતુ સત્યસ્વરૂપ બ્રહ્મમાં સ્થિતિ કરનારો–અર્થાત દેહાદિક આકારવાળી વૃત્તિમાં ન રહેનારો બ્રહ્મવેત્તા બ્રાહ્મણ તો સર્વજ્ઞ થાય છે.[६२]

**धर्मादिषु स्थितोऽप्येवं क्षत्रिय ब्रह्म पश्यति ।**
**वेदानां चानुपूर्व्येण एतद्बुध्या ब्रवीमि ते ।।६३।।**

હે ક્ષત્રિય! એ પ્રમાણે સાધનવાન, પૂર્વોક્ત ધર્માદિકમાં સ્થિતિ પામેલો અને વેદોમાં અનુક્રમથી આરૂઢ થયેલો પુરુષ બ્રહ્મનાં દર્શન કરે છે. આ હું તને સ્નેહયુક્ત બુદ્ધિથી કહું છું.[६३]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સનત્સુજાત પર્વમાં "સનત્સુજાતવાક્ય" એ વિષયનો અધ્યાય ૪૩ મો સમાપ્ત.

---

પ્રાપ્ત થાય છે.' વેદ આત્માને ન ખોળતાં–અર્થાત્ વેદાંતમાં કહેલા ન્યાયોનું પણ ચિંતન ન કરતાં તપસ્વી–ધ્યાનનિષ્ઠ પુરુષ તે પ્રભુનો સાક્ષાત્કાર કરે છે. શ્રુતિ કહે છે કે '**तं पश्यति निष्कलं ध्यायमानः**।' ધ્યાન કરનારો નિષ્કલ બ્રહ્મનેજ જુએ છે.

૫૯ **तूष्णींभूतः** એનાથી વાણી વગેરે બાહ્યેંદ્રિયોના વ્યાપારની શાંતિ કહી છે અને **मनसाऽपि न चेष्टेत** એ વડે માનસિક વ્યાપારની શાંતિ કહી છે.

૬૦ મૌનથી એટલે ધ્યાનમાત્રથી મુનિ થઈ શકાતું નથી, તેમ અરણ્યવાસથી એટલે સંન્યાસમાત્રથી પણ મુનિ થવાતું નથી; પણ સ્વ એટલે અંતર્યામી પરમાત્મા તેનું લક્ષણ એટલે જગતના જન્માદિકનું હેતુપણું અને સચ્ચિદાનંદપણું જે જાણે છે, તે શ્રેષ્ઠ મુનિ ગણાય છે–અર્થાત સંન્યાસીઓ કરતાં તથા યોગીઓ કરતાં પણ જ્ઞાની શ્રેષ્ઠ છે.

૬૧ જ્ઞાની સર્વજ્ઞ હોવાથી સર્વ વિષયોને પ્રકટ કરી શકે છે, તેથી તે વૈયાકરણ કહેવાય છે. કેટલાએક યોગજન્ય ધર્મની પ્રાપ્તિથી યોગી તે વ્યાકરણ એટલે સર્વ વિષયોનું પ્રકટીકરણ કરે છે, એમ કહે છે, પણ તે તેમ નથી; કારણકે આત્મજ્ઞાનથીજ સર્વનું વિજ્ઞાન શ્રુતિમાં સંભળાય છે. પ્રકૃતિના જ્ઞાનથી કે બીજાથી વિજ્ઞાન થતું નથી. નામરૂપવડે પ્રકટ થનારા પરમાત્મા પોતેજ છે, તેથી તે મૂળભૂત બ્રહ્મના જ્ઞાનવડેજ સર્વ જ્ઞાન થાય છે. શ્રુતિ કહે છે કેઃ– **तन्नामरूपाभ्यामेव व्याक्रियत । नामरूपे व्याकरवाणि ।** બ્રહ્મ નામ તથા રૂપવડેજ વિશેષભાવને પામે છે. હું નામ તથા રૂપ પ્રકટ કરું.

૬૨ બ્રહ્મવેત્તાઓને સર્વજ્ઞપણું પણ સ્વાભાવિક પ્રાપ્ત થાય છે, એ આ શ્લોકમાં કહ્યું છે.

૪૩ અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે. ધર્માદિકમાં સ્થિત એટલે પૂર્વોક્ત ધર્મ, સત્ય, દમ, તપ ઇત્યાદિ બારને સેવન કરનારો અને સત્ય વગેરે આઠ પ્રકારના અપ્રમાદમાં રહેલો સાધનસંપન્ન પુરુષ, પૂર્વોક્ત આરોપદષ્ટિ, વ્યામિશ્રદષ્ટિ અને અપવાદદષ્ટિરૂપ વેદોમાં સોપાનારોહણ ન્યાયથી એટલે પગથીઆં ચડવાની પેઠે અનુક્રમથી આરૂઢ થનારો, હું પરમ પદમાં સ્થિત થયો છું, એમ સ્વાનુભવસિદ્ધ બ્રહ્મસાક્ષાત્કાર કરે છે. એ સોપાનક્રમ નૃસિંહતાપનીય ઉપનિષદમાં

# અધ્યાય ૪૪ મો

## ધૃતરાષ્ટ્ર ને સનત્સુજાતનો સંવાદ—સનત્સુજાતગીતા

**॥ धृतराष्ट्र उवाच ॥**

**सनत्सुजात यामिमां परां त्वं ब्राह्मीं वाचं वदसे विश्वरूपाम् । परां हि कामेन सुदुर्लभां कथां प्रब्रूहि मे वाक्यमिदं कुमार ॥ १ ॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સનત્સુજાત ! પૂર્વે જે કથા કહી, તેનાથી ઉત્તમ, વિશ્વનો પ્રકાશ કરનારી અને બ્રહ્મને પમાડનારી ઉપનિષદ્‌વાણીને તમે જાણો છો; માટે વિષયવાર્તાથી રહિત અને અત્યંત દુર્લભ એવી તે કથા મને કહો. હે કુમાર ! તમારાપ્રત્યે આ મારૂં વચન પ્રાર્થનારૂપ છે, એમ તમે જાણો.[1]

**॥ सनत्सुजात उवाच ॥**

**नैतद्ब्रह्म त्वरमाणेन लभ्यं यन्मां पृच्छन्नतिहृष्यस्यतीव । बुद्धौ विलीने मनसि प्रचिंत्या विद्या हि सा ब्रह्मचर्येण लभ्या ॥ २ ॥**

સનત્સુજાત બોલ્યા:–હે ધૃતરાષ્ટ્ર ! તું મને અતિ આગ્રહસાથે પ્રશ્ન કરતાં અત્યંત હર્ષમાં આવી ગયો છે; પરંતુ એ બ્રહ્મ ઉતાવળ કરનારાને પ્રાપ્ત થતું નથી. મન, બુદ્ધિમાં લીન થયા પછી ચિંતનરહિત એવી જે કોઇ અવસ્થા તે વિદ્યા કહેવાય છે અને તે વિદ્યા બ્રહ્મચર્યથી પ્રાપ્ત થઇ શકે છે.[2]

**॥ धृतराष्ट्र उवाच ॥**

**अत्यंतविद्यामिति यत्सनातनीं ब्रवीषि त्वं ब्रह्मचर्येण सिद्धाम् । अनारभ्यां वसतीह कार्यकाले कथं ब्राह्मण्यममृतत्वं लभेत ॥३॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યા:–તમે નિત્યસિદ્ધ એવી

---

આ પ્રમાણે કહ્યું છે. '**ओतानुज्ञात्रनुज्ञाऽविकल्पैरोत** । ઓત, અનુજ્ઞાતૃ, અનુજ્ઞા અને અવિકલ્પ,' એનું વિવરણ આ પ્રમાણે છે:–

**ओतत्वं कारणव्याप्तिः कार्ये यद्वन्मृदो घटे ।**
**सर्वं ब्रह्मेति तन्निष्ठा जानते परिणामतः॥१॥**

કાર્યમાં કારણની વ્યાપ્તિ તે ઓત કહેવાય છે. જેમ ઘડારૂપ કાર્યમાં માટીરૂપ કારણ વ્યાપી રહેલું છે, તેમજ કાર્યરૂપ સર્વ જગતમાં કારણરૂપ બ્રહ્મ વ્યાપ્ત છે અને તેથી તે બ્રહ્મજ છે, એમ બ્રહ્મનિષ્ઠો તેના પરિણામ ઉપરથી જાણે છે.

**कार्यस्यासमसत्त्वं यत्कारणे समुदीरितं ।**
**तदनुज्ञातृशब्दार्थो मरौ वारिविवर्तनम् ॥२॥**

કારણમાં કાર્યની સમાન સત્તા હોતી નથી એ અનુજ્ઞાતૃ શબ્દનો અર્થ છે. જેમ મરુભૂમિમાં વિવર્તરૂપે જળ દેખાય છે પણ તે અસમ સત્તાથી, તેમ બ્રહ્મમાં જગત પણ સમસત્તાથી રહેતું નથી.

**एतन्निष्ठास्ततो भूत्वा जगन्मिथ्येति जानते ।**
**अनुज्ञायां जगत्तुच्छं शशशृंगादिवन्मतम् ॥३॥**

બ્રહ્મનિષ્ઠ થયા પછી મનુષ્ય જગત મિથ્યા છે એમ જાણે છે. અનુજ્ઞામાં સસલાનાં શિંગડાંની પેઠે જગતને તુચ્છ માનેલું છે.

**एवं सोपानरीत्यैव भूमित्रितयलंघनात् ।**
**अविकल्पं परं यत्तदहं ब्रह्मास्मि निर्भयम् ॥४॥**

એ પ્રમાણે સોપાનરીતિથીજ ત્રણ ભૂમિનું ઉલ્લંઘન કર્યા પછી વિકલ્પરહિત, નિર્ભય જે પરબ્રહ્મ છે, તે હુંજ છું એમ જાણે છે.

ટીકાનો અધ્યાય ૪૩ મો સમાપ્ત.

૧ આ પ્રમાણે આત્મજ્ઞાનનો માર્ગ સાંભળ્યા પછી ધૃતરાષ્ટ્ર હવે તેના અંતરંગ સાધન યોગને સાંભળવા પ્રશ્ન કરે છે. મૂળમાં **विश्वरूपाम्** છે તેનો અર્થ વિશ્વ જેમાં પ્રકાશમાન થાય તેવી–અર્થાત્ જે વાણી જાણનારાને બીજું જાણવા જેવું બાકી રહેતું નથી.

૨ બ્રહ્મવિદ્યાની દુર્લભતા દર્શાવતાં સનત્સુજાત કહે છે કે:–'હું બ્રહ્મવિદ્યાનો અધિકારી છું એમ માનીને તું હર્ષના આવેશમાં આવી ગયો છે; પરંતુ ઉતાવળીઓ મનુષ્ય એ બ્રહ્મને જાણી શકતો નથી. સર્વ ઇંદ્રિયોનો નિરોધ થતાં, શાંત ન થયેલું સંકલ્પવિકલ્પરૂપ માત્ર મનજ રહે છે. તે મન પણ '**अहं ब्रह्मास्मि** । હું બ્રહ્મ છું' એવા નિશ્ચય સ્વભાવવાળી બુદ્ધિમાં વિલીન થઇ જાય, ત્યારે સર્વ વૃત્તિના નિરોધવાળી જે કોઇ અવસ્થા થાય છે, તે વિદ્યા કહેવાય છે અને તે વિદ્યા, બ્રહ્મચર્યથી એટલે ગુરુકુળમાં યથાવિધિ વાસ કરવાથી પ્રાપ્ત થાય છે.

બ્રહ્મવિદ્યાને બ્રહ્મચર્યવડે પ્રાપ્ત થતી કહો છો, પરંતુ બ્રહ્મવિદ્યાનો કંઇ કર્મની પેઠે આરંભ કરવો પડતો નથી; કારણ કે તે કાર્યસમયે આત્મામાંજ વાસ કરે છે. એમ છે તો પછી બ્રાહ્મણને યોગ્ય એવા મોક્ષને સારૂ શામાટે પ્રયત્ન કરવો જોઈએ? અર્થાત બ્રહ્મવિદ્યા સ્વતઃ પ્રાપ્ત હોય તો પછી મળેલી વસ્તુના લાભને માટે યત્નની જરૂર નથી. (આથી બ્રહ્મચર્યાદિક અનુષ્ઠાનનો આક્ષેપ કર્યો છે.)[3]

॥ सनत्सुजात उवाच ॥

**अव्यक्तविद्यामभिधास्ये पुराणीं बुद्ध्या च तेषां ब्रह्मचर्येण सिद्धाम् । यां प्राप्यैनं मर्त्यलोकं त्यजंति या वै विद्या गुरुवृद्धेषु नित्या ॥**

સનત્સુજાત બોલ્યાઃ–વિદ્યા વૃદ્ધગુરુઓમાં નિત્ય રહેલી છે અને તેઓની બુદ્ધિદ્વારા બ્રહ્મચર્ય પાળવાથી સિદ્ધ થાય છે.તે પુરાતની બ્રહ્મવિદ્યા હું તને કહીશ, કે જેને પ્રાપ્ત થઇને મનુષ્યો મર્ત્યલોકને ત્યજી જાય છે. તાત્પર્ય કે, બ્રહ્મ સર્વાત્મા હોવાથી નિત્ય પ્રત્યક્ષ છે, તોપણ બુદ્ધિ નામની ઉપાધિના સંબંધવડે ઉત્પન્ન થયેલા મેલથી પ્રકાશિત ન થતાં અસ્પષ્ટ રહે છે, માટે તે અસ્પષ્ટ રહેલા બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનારી વિદ્યાને માટે યત્ન કરવો યોગ્યજ છે.[4]

॥ धृतराष्ट्र उवाच ॥

**ब्रह्मचर्येण या विद्या शक्या वेदितुमंजसा । तत्कथं ब्रह्मचर्यं स्यादेतद्ब्रह्मन् ब्रवीहि मे॥५॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યુંઃ–હે બ્રહ્મન્! જે વિદ્યા બ્રહ્મચર્યવડે સુલભતાથી જાણી શકાય છે, તે બ્રહ્મચર્ય કેવું છે એ મને કહો.[5]

॥ सनत्सुजात उवाच ॥

**[illegible] ये प्रविश्य भूत्वा गर्भे ब्रह्म[illegible]र्यं चरंति । इहैव ते शास्त्रकारा भवंति प्रहाय देहं परमं यांति योगम् ॥ ६ ॥**

સનત્સુજાત બોલ્યાઃ–જેઓ આચાર્યના સ્થાનમાં પ્રવેશ કરી, નિષ્કપટપણાથી સેવા કરવાવડે આચાર્યના આભ્યંતર થઇને બ્રહ્મચર્ય પાળે છે, તેઓ આ લોકમાંજ શાસ્ત્રકાર થાય છે અને દેહ છોડયા પછી બ્રહ્મની સાથે પુનર્જન્મરહિત એકતાને પામે છે.[6]

**अस्मिँल्लोके वैजयंतीह कामान्ब्राह्मीं स्थितिं ह्यनुतितिक्षमाणाः । त आत्मानं निरस्ताः देहान्मुंजादिषीकामिव सत्वसंस्थाः ॥ ७ ॥**

જેઓ બ્રહ્મભાવને પામવામાટે આ લોકમાં ટાઢ–તાપ વગેરે દ્વંદ્વોને સહન કરતા કામનાઓનો વિજય કરે છે, તે સત્વગુણી મનુષ્યો, આ લોકમાં મુંજ નામના ઘાસમાંથી તેમાં રહેલી સળીની પેઠે દેહથી આત્માને જૂદો પાડે છે.[7]

**शरीर मेतौ कुरुतः पितामाता च भारत । आचार्यशास्ता या जातिः सा पुण्या साऽजराऽमरा ॥८॥**

હે ભારત! પિતા અને માતા એ બન્ને આ (નાશવંત) શરીરને ઉત્પન્ન કરે છે, પણ આચાર્ય જેમાં ઉપદેશક છે એવી બ્રહ્મભાવ પમાડનારી જાતિ(જન્મ)તો પુણ્યરૂપ,અજર અને અમર છે.[8]

---

૩ મૂળમાં **अत्यंत** શબ્દ છે તેનો અર્થઃ– અંત એટલે ત્રણ પ્રકારથી માપણી; તેનું ઉલ્લંઘન કરીને રહેનારા પરબ્રહ્મ; તેમના સંબંધી જે વિદ્યા તે બ્રહ્મવિદ્યા.

૪-૬ મૂળમાં **शास्त्रकार** એવું પદ છે તે શાસ્ત્રકર્તાપણું બ્રહ્મમાંજ છે. શ્રુતિ કહે છે કેઃ– ઋગ્વેદ, યજુર્વેદ વગેરે એ મહાભૂત પરમાત્માના નિઃશ્વાસરૂપ છે.' શિષ્ય ગુરુની કૃપાથી અહીંજ શાસ્ત્રકાર થાય છે, એટલે બ્રહ્મભાવ પામે છે એવો અર્થ નીકળે છે.

૭ સાત્વિક પુરુષો દેહથી આત્માને જૂદો પાડે છે–અર્થાત્ દેહના ધર્મોથી અલિપ્ત જાણે છે. એ સંબંધમાં શ્રુતિ કહે છે કેઃ–'**तं स्वाच्छरीरात्प्रवृहेन्मुंजादिव इषीकां धैर्येण** । મુંજમાંથી જેમ તેના ગર્ભભાગને જૂદો પાડે છે, તેમ ધૈર્યવડે પોતાના શરીરથી આત્માને જૂદો પાડવો.

૮ જેમ બ્રાહ્મણનો, સાવિત્રી પ્રાપ્ત થવાથી એટલે જનોઇમાં ગાયત્રીનો ઉપદેશ થવાથી બીજો જન્મ ગણાય છે, તેમ આચાર્યથી પરબ્રહ્મવિદ્યાની પ્રાપ્તિથી પણ તેનો બીજો જન્મ થાય છે

**यः प्रावृणोत्यवितथेन वर्णानृतं कुर्वन्नमृतं संप्रयच्छन् । तं मन्येत पितरं मातरं च तस्मै न द्रुह्येत्कृतमस्य जानन् ॥ ९ ॥**

જે આચાર્ય વાણીવડે બ્રહ્મનો ઉપદેશ કરીને તેના ફળરૂપ મોક્ષને આપે છે અને બ્રાહ્મણાદિ વર્ણોને સત્ય ચિદાત્માથી વ્યાપ્ત કરી દે, તે આચાર્યને માતા તથા પિતા માનવા અને તેના કરેલા ઉપકારને જાણીને તેનો દ્રોહ કરવો નહિ.[૯]

**गुरुं शिष्यो नित्यमभिवादयीत स्वाध्यायमिच्छेच्छुचिरप्रमत्तः। मानं न कुर्यान्नादधीत रोषमेष प्रथमो ब्रह्मचर्यस्य पादः।१०।**

શિષ્યે ગુરુને નિત્ય પ્રણામ કરવા, પવિત્ર તથા સાવધાન રહીને સ્વાધ્યાયની ઇચ્છા કરવી, અભિમાન કરવું નહિ અને રોષ ધારણ કરવો નહિ. આ બ્રહ્મચર્યનો પ્રથમ પાદ છે.[૧૦]

**शिष्यवृत्तिक्रमेणैव विद्यामाप्नोति यः शुचिः। ब्रह्मचर्यव्रतस्यास्य प्रथमः पाद उच्यते ।११।**

જે પવિત્ર રહીને શિષ્યવૃત્તિના ક્રમથીજ વિદ્યા પ્રાપ્ત કરે છે, તે આ શિષ્યના બ્રહ્મચર્યવ્રતનો પ્રથમ પાદ કહેવાય છે.[૧૧]

અને તે જન્મ મોક્ષનો હેતુરૂપ હોવાથી પવિત્ર તથા અજરામર છે.

૯ આચાર્યનાં માહાત્મ્યને પ્રખ્યાત કરનારો આ મંત્ર છે. જે આચાર્ય વિતથ એટલે મિથ્યા અનાત્મા એવું જડ, તેનાથી અન્ય તે અવિતથ એટલે સત્યસ્વરૂપ ચિદાત્મા, તેનાવડે બ્રાહ્મણાદિક વર્ણોને અંદર તથા બહાર વ્યાપ્ત કરી દે છે–અર્થાત દ્વૈતના ભયને દૂર કરી પાલન કરે છે તે આચાર્યને સર્વ પ્રકારનું માન આપવું જોઇએ, કોઇ રીતે તેનો દ્રોહ કરવો નહિ.

૧૦ શિષ્યે સ્નાનાદિકથી તથા ભાવશુદ્ધિથી શુદ્ધ થઇ, ગુરુસેવામાં સાવધાન રહેવું અને અભિમાન રાખવું નહિ—અર્થાત ગુરુનાં છોકરાં ધોવા જેવું તુચ્છ કામ પણ કરવું તથા અત્યંત પરિશ્રમ પડતાં પણ ક્રોધ કરવો નહિ.

૧૧ સાંજસવાર ભિક્ષા લાવી જીવન ચલાવવું–ગુરુના અન્ન ઉપર જીવવું નહિ, એ શિષ્યવૃત્તિ કહેવાય છે.

**आचार्यस्य प्रियं कुर्यात्प्राणैरपि धनैरपि। कर्मणा मनसा वाचा द्वितीयः पाद उच्यते।१**

કર્મ, મન, વાણી, ધન અને પ્રાણવડે પ આચાર્યનું પ્રિય કરવું, એ બ્રહ્મચર્યનો બીજો પા કહેવાય છે. ૧૨

**समा गुरौ यथा वृत्तिर्गुरुपत्न्यां तथाऽऽचरेत तत्पुत्रे च तथा कुर्वन् द्वितीयः पाद उच्यते।१**

જે પ્રમાણે ગુરુની સાથે વર્તન હોય પ્રમાણેજ ગુરુપત્નીની સાથે તથા ગુરુપુત્રન સાથે વર્તન રાખવું, એ પણ બ્રહ્મચર્યનો બીજે પાદ કહેવાય છે.[૧૩]

**आचार्येणात्मकृतं विजानन् ज्ञात्वा चार्थं भावितोऽस्मीत्यनेन। यन्मन्यते तं प्रति हृष्टबुद्धि स वै तृतीयो ब्रह्मचर्यस्य पादः॥१४॥**

આચાર્યે વિદ્યાદાનવડે પોતાનાપર ઉપ કાર કર્યો છે, એમ જાણીને તથા દુઃખનિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિરૂપી તે વિદ્યાનું પ્રયોજ સમજીને શિષ્ય, 'એમણે મને ઉન્નત કર્યો છે એમ માની, પ્રસન્ન ચિત્તવૃત્તિથી ગુરુને જે મા આપે તે બ્રહ્મચર્યનો ત્રીજો પાદ છે.[૧૪]

**नाचार्यस्यानपाकृत्य प्रवासं प्राज्ञः कुर्वी नैतदहं करोमि । इतीव मन्येत न भाषये स वै चतुर्थो ब्रह्मचर्यस्य पादः ॥१५॥**

બુદ્ધિમાન શિષ્યે આચાર્યના વિદ્યાદા રૂપી ઋણને દક્ષિણાદાનદ્વારા ફેડયાવિના ગુરુગૃ હમાંથી નીકળીને બીજા આશ્રમમાં સ્થિતિ ક વી નહિ, તેમ 'હું ગુરુને આ દક્ષિણા આપું છુ એમ મનમાં માનવું નહિ તેમજ બોલવું નહિ એ બ્રહ્મચર્યનો ચોથો પાદ છે.[૧૫]

૧૨,૧૩ બે શ્લોકોથી બ્રહ્મચર્યના પ્રથમ પાદ કહ્યા પછી હવે બે શ્લોકોવડે બીજો પાદ કહે છે

૧૪,૧૫ વિદ્યાને પ્રાપ્ત થયેલો શિષ્ વિદ્યાસુખથી પ્રસન્ન થઇને આચાર્યને જે અત્યં માન આપે, તે બ્રહ્મચર્યનો ત્રીજો પાદ છે, એ અ શ્લોકમાં કહ્યું છે.

**कालेन पादं लभते तथार्थं ततश्च पादं गुरुयोगतश्च । उत्साहयोगेन च पादमृच्छेच्छास्त्रेण पादं च ततोऽभियाति ॥१६॥**

શિષ્ય, કાળે કરીને બુદ્ધિના પરિપાકથી એક પાદ મેળવે છે, એક પાદ ગુરુના સંબંધથી મેળવે છે, એક પાદ ઉત્સાહયોગથી એટલે બુદ્ધિવૈભવથી અને એક પાદ શાસ્ત્રથી એટલે સહાધ્યાયિઓની સાથે વિચાર કરવાથી પ્રાપ્ત કરે છે.[૧૬]

**धर्मादयो द्वादश यस्य रूपमन्यानि चांगानि तथा बलं च । आचार्ययोगे फलतीति चाहुर्ब्रह्मार्थयोगेन च ब्रह्मचर्यम् ॥१७॥**

ધર્માદિક બાર જેનું સ્વરૂપ છે, આસન, પ્રાણ જય વગેરે જેનાં અંગો છે અને યોગમાં નિત્ય તત્પરતા જેનું બળ છે, તે બ્રહ્મચર્ય આચાર્યના તથા વેદાર્થના સંબંધવડે એટલે કર્મ તથા બ્રહ્મના સંબંધવડે ફળીભૂત થાય છે, એમ વિદ્વાનો કહે છે.[૧૭]

**एवं प्रवृत्तो यदुपालभेत वै धनमाचार्याय तदनु प्रयच्छेत् । सतां वृत्तिं बहुगुणामेवमेति गुरोः पुत्रे भवति च वृत्तिरेषा ॥१८॥**

ગુરુને માટે દક્ષિણા લેવા તૈયાર થયેલા શિષ્યે, પોતાને જે ધન મળે તે આચાર્યને આપવું. એ રીતે ગુરુ અતિ ઉત્તમ જીવિકાને પ્રાપ્ત થાય છે. શિષ્યે ગુરુના પુત્રપ્રત્યે પણ એવુંજ વર્તન રાખવું.

**एवं वसन् सर्वतो वर्धतीह बहून् पुत्रान्लभते च प्रतिष्ठाम् । वर्षंति चास्मै प्रदिशो दिशश्च वसत्यस्मिन्ब्रह्मचर्ये जनाश्च ॥१९॥**

એ પ્રમાણે બ્રહ્મચર્યમાં રહેનારો પુરુષ સર્વ પ્રકારે વૃદ્ધિ પામે છે, અનેક પુત્રોને પ્રાપ્ત કરે છે, પ્રતિષ્ઠા મેળવે છે અને દિશાઓ તથા વિદિશાઓ એને માટે ધનનો વરસાદ વરસાવે છે; તેમજ એની પાસે લોકો બ્રહ્મચર્ય પાળવા નિવાસ કરે છે.[૧૯]

**एतेन ब्रह्मचर्येण देवा देवत्वमाप्नुवन् । ऋषयश्च महाभागा ब्रह्मलोकं मनीषिणः ॥२०॥**

આ બ્રહ્મચર્ય પાળવાથી દેવો દેવપણાને પામ્યા છે અને મહાભાગ્યવાળા તથા બુદ્ધિશાળી ઋષિઓ બ્રહ્મલોકમાં ગયા છે.[૨૦]

**गंधर्वाणामनेनैव रूपमप्सरसामभूत् । एतेन ब्रह्मचर्येण सूर्योऽप्यह्नाय जायते ॥२१॥**

આ બ્રહ્મચર્યવડેજ ગંધર્વોને તથા અપ્સરાઓને રૂપ પ્રાપ્ત થયું હતું અને એ બ્રહ્મચર્યથી સૂર્ય પણ ઉદય પામવા સમર્થ થાય છે.[૨૧]

**आकांक्ष्यार्थस्य संयोगाद्रसभेदार्थिनामिव । एवं ह्येते समाज्ञाय तादृग्भावं गता इमे ॥२२॥**

ઇચ્છિત વસ્તુને આપનારી ચિંતામણિ નામની પારાની ગોળીની પ્રાર્થના કરીને, તે દ્વારા ઇચ્છિત વસ્તુનો લાભ મળવાથી મનુષ્યના મનમાં જેવો ભાવ થાય છે, એ પ્રમાણેજ દેવાદિકો બ્રહ્મચર્યને પ્રાપ્ત કરીને તેવાજ ભાવને પામ્યા છે, અર્થાત દેવો સત્ય સંકલ્પવાળા થઈને ઇચ્છિત વસ્તુ આપવાને સમર્થ થયા છે.[૨૨]

**य आश्रयेत्पावयेच्चापि राजन्सर्वं शरीरं तपसा तप्यमानः । एतेन वै बाल्यमभ्येति विद्वान्मृत्युं तथा स जयत्यंतकाले ॥२३॥**

હે રાજન્! જે મનુષ્ય તપશ્ચર્યા કરી, એ ચાર પાદવાળા બ્રહ્મચર્યનો આશ્રય કરે છે અને શરીરને પાવન કરે છે, તે વિદ્વાન એવડે બાલ્યભાવને પામે છે તથા અંતકાળે મૃત્યુને જિતે છે.[૨૩]

---

૧૬ આ શ્લોકમાં ચાર પાદવાળા બ્રહ્મચર્યથી પ્રાપ્ત થતી ચાર પાદવાળી વિદ્યા કહી છે. આમાં ચાર પાદને ક્રમથી કહ્યા નથી. ક્રમ આ પ્રમાણે છેઃ—

**'आचार्यात्पादमादत्ते पादं शिष्यः स्वमेधया । कालेन पादमादत्ते पादं स ब्रह्मचारिभिः ।**

શિષ્ય આચાર્યથી એક પાદ ગ્રહણ કરે છે, એક પાદ પોતાની બુદ્ધિથી મેળવે છે, એક પાદ કાળે કરીને ગ્રહણ કરે છે અને એક પાદ સહાધ્યાયી બ્રહ્મચારીઓની સાથે શાસ્ત્રચર્ચાથી ગ્રહણ કરે છે.

૨૩ ત્રેવીસમા શ્લોકમાં બાલ્ય એવો શબ્દ છે, તેનો અર્થ રાગદ્વેષથી રહિતપણું અથવા વેદાંતના અર્થોનું યુક્તિપૂર્વક ચિંતન કરીને તત્ત્વનો

**अन्तवतः क्षत्रिय ते जयंति लोका- जनाः कर्मणा निर्मलेन। ब्रह्मैव विद्वांस्तेन चाभ्येति सर्वं नान्यः पन्था अयनाय विद्यते ॥२४॥**

હે ક્ષત્રિય! જે મનુષ્યો નિર્મળ કર્મવડે નાશવંત લોકોને જિતે છે, તેઓ મૂર્ખ છે; પરંતુ વિદ્વાન તો સર્વાત્મા બ્રહ્મના જ્ઞાનવડે બ્રહ્મનેજ પામે છે; માટે જ્ઞાનવિના મોક્ષને માટે બીજો કોઇ માર્ગ નથી.[૨૪]

**॥ धृतराष्ट्र उवाच ॥**

**आभाति शुक्लमिव लोहितमिवाथो कृष्ण-मथांजनं काद्रवं वा। सद्ब्रह्मणः पश्यति योऽत्र विद्वान्कथंरूपं तदमृतमक्षरं पदम् ॥२५॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–જે વિદ્વાન પુરુષ પોતાના હૃદયમાં સત્યસ્વરૂપ બ્રહ્મને જુએ છે, તેને બ્રહ્મ શ્વેત, લાલ, કાળા, આંજણવર્ણો તથા પિંગટવર્ણો હોય તેમ અચોક્કસરૂપે જણાય છે, માટે વ્યાપક તથા અવિનાશી તે બ્રહ્મનું રૂપ કેવું છે, તે મને કહો.[૨૫]

**॥ सनत्सुजात उवाच ॥**

**आभाति शुक्लमिव लोहितमिवाथो कृष्ण-मायसमर्कवर्णम्। न पृथिव्यां तिष्ठति नान्तरिक्षे नैतत्समुद्रे सलिलं बिभर्ति ॥२६॥**

સનત્સુજાત બોલ્યાઃ–બ્રહ્મમાર્ગમાં જો કે શ્વેત, લાલ, કાળાં, ભૂખરાં અને પિંગટ જેવાં રૂપો જણાય છે ખરાં, તોપણ તે બ્રહ્મનાં રૂપો નથી. બ્રહ્મનું સ્વરૂપ તો પૃથ્વીમાં રહેતું નથી, અંતરિક્ષમાં રહેતું નથી અને સમુદ્રના જળમાં પણ નથી.[૨૬]

**न तारकासु न च विद्युदाश्रितं न चाभ्रेषु दृश्यते रूपमस्य। न चापि वायौ न च देवतासु नैतच्चन्द्रे दृश्यते नोत सूर्ये ॥२७॥**

બ્રહ્મનું રૂપ તારાઓમાં, વિજળીઓમાં તથા વાદળાંઓમાં રહેલું દેખાતું નથી; તેમજ તે વાયુમાં, દેવતાઓમાં, ચંદ્રમાં અને સૂર્યમાં પણ દેખાતું નથી.[૨૭]

---

નિશ્ચય કરવો તે છે; અને અંતકાળ શબ્દનો અભિપ્રાય એવો છે કે, જીવતાંસુધી ઉપર કહેલી રીતે બાલ્યભાવમાંજ રહેવું. કહ્યું છે કે,

**'शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात्। कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥**

જે આ લોકમાંજ શરીર છૂટે ત્યાંસુધી કામ તથા ક્રોધના વેગને સહન કરી શકે છે, તે પુરુષ યોગી છે તથા સુખી છે.

૨૪ મોક્ષનું સાધન જ્ઞાનજ છે. એ સંબંધમાં કહ્યું છે કે, '**ज्ञानादेव तु कैवल्यं**। જ્ઞાનથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે.

૨૫ '**नान्यः पंथा अयनाय विद्यते**। જ્ઞાનવિના મોક્ષને માટે બીજો માર્ગ નથી.' એ સાંભળીને

**'तूष्णींभूत उपासीत न चेष्टेन्मनसाऽपि च। उपावर्तस्व तद्ब्रह्म अंतरात्मनि विश्रुतम् ॥**

વાણી વગેરે બાહ્ય ઇંદ્રિયોનો વ્યાપાર બંધ કરીને પરમાત્માની ઉપાસના કરવી, તે વખતે મનથી પણ ચેષ્ટા કરવી નહિ. એ રીતે તું વેદમાં પ્રખ્યાત તથા વાણીના અવિષય બ્રહ્મની ઉપાસના કર.' આ પૂર્વે કહેલા પ્રકારવડે આત્માનું અનુસંધાન ન કરતાં તે આત્માને ધૃતરાષ્ટ્રે જોયો નહિ, પણ હૃદયની અંદર જૂદા જૂદા રંગના નાડીમાર્ગોને જોઇને, તેને આત્મા સમજી, તે કેવા રંગના છે એમ ધૃતરાષ્ટ્ર આ શ્લોકમાં પૂછે છે. બ્રહ્મમાર્ગમાં અનેક રૂપો જણાય છે, શ્રુતિ કહે છે કેઃ–

**तस्मिन् शुक्लमुत नीलमाहुः पिंगलं हरितं लोहितं च।** ધ્યાન કરનારાઓ બ્રહ્મમાર્ગમાં શ્વેત, શ્યામ, પિંગટ, લીલા અને રાતા રંગનું વર્ણન કરે છે.

૨૬ જોકે બ્રહ્મમાર્ગમાં શુક્લાદિ રૂપોનો ભાસ થાય છે, પરંતુ જે બ્રહ્મનું રૂપ છે તે પૃથ્વી વગેરેમાં નથી. બ્રહ્મનું વર્ણન કરતાં શ્રુતિ કહે છે કેઃ–

**'अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसंनित्यमगंधवच्च यत्।** પરમાત્માનું અવિનાશીરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધથી રહિત છે. આ રીતે શ્રુતિ બ્રહ્મમાં શબ્દાદિકનો નિષેધ કરે છે અને શ્વેતાદિ રૂપો તો શબ્દાદિકવાળાં છે; માટે તે બ્રહ્મનાં રૂપો નથી. હૃદયમાં જે રૂપાંતરો જણાય છે, તે બ્રહ્મનાં રૂપો નથી પણ બ્રહ્મ પ્રાપ્તિનાં ચિહ્નો છે. શ્રુતિ કહે છે કેઃ–

૨૭ **नीहार धूमार्कानिलाऽनलानां खद्योतविद्युत्स्फटिकशशीनां। एतानि रूपाणि पुरःसराणि ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे।** ઝાકળ,

नैवर्क्षु तन्न यजुष्षु नाप्यथर्वसु न दृश्यते वै विमलेषु सामसु । रथंतरे बार्हद्रथे वाऽपि राजन्महाव्रतेनैव दृश्येद्ध्रुवं तत् ॥ २८॥

બ્રહ્મનું તે નિત્ય રૂપ ઋગ્વેદમાં, યજુર્વેદમાં, અથર્વવેદમાં, નિર્મળ સામવેદમાં, રથંતર સામમાં કે બૃહદ્રથ સામમાં અથવા મહાવ્રતમાં પણ દેખાતું નથી.[૨૮]

अपारणीयं तमसः परस्तात्तदंतकोऽप्येति विनाशकाले । अणीयोरूपं क्षुरधारया समं महच्च रूपं तद्वै पर्वतेभ्यः ॥२९॥

બ્રહ્મ ઓળંગી ન શકાય તેવા છે;અજ્ઞાનરૂપી ઉપાધિથી પર છે; પ્રલયના અંતસમયે કાળ પણ તેમાં લીન થાય છે; દુર્લક્ષ્ય એવા તે બ્રહ્મનું રૂપ સજૈયાની ધારની પેઠે અત્યંત સાવધાનીથી ગ્રહણ કરવા જેવું છે અને તે પર્વતો કરતાં પણ મોટું છે—અર્થાત્ સર્વ કરતાં મહાન છે.[૨૯]

सा प्रतिष्ठा तदमृतं लोकास्तद्ब्रह्म तद्यशः । भूतानि जज्ञिरे तस्मात्प्रलयं यांति तत्र हि ॥

બ્રહ્મ સર્વનું અધિષ્ઠાન છે, નિર્વિકાર છે, લોકો એટલે દૃશ્યમાત્ર બ્રહ્મ છે અને યશ એટલે રમણીય પણ તેજ છે. તેનાથી પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે અને તેમાંજ લય પામે છે.[૩૦]

अनामयं तन्महदुद्यतं यशो वाचो विकारं कवयो वदंति । यस्मिन् जगत्सर्वमिदं प्रतिष्ठितं ये तद्विदुरमृतास्ते भवंति ॥३१॥

બ્રહ્મ અનામય એટલે દ્વૈતરહિત છે, ઉદ્યત એટલે જગતને આકારે પ્રકટ છે અને મહાન-યશરૂપ એટલે પરમ વ્યાપક છે. પંડિતો,બ્રહ્મમાં વાણીવડેજ વિકાર છે સ્વરૂપવડે નથી, એમ કહે છે. જેનેવિષે આ સર્વ જગત રહેલું છે, તેને જેઓ જાણે છે તેઓ મુક્ત થાય છે.[૩૧]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સનત્સુજાત પર્વમાં ''સનત્સુજાતવાક્ય'' એ વિષયનો અધ્યાય ૪૪ મો સમાપ્ત.

## અધ્યાય ૪૫ મો

### સનત્સુજાતનો ઉપદેશ (ચાલુ)

॥ सनत्सुजात उवाच ॥

शोकः क्रोधश्च लोभश्च कामो मानः परासुता । ईर्ष्या मोहो विधित्सा च कृपाऽसूया जुगुप्सुता॥

ધુમાડા, સૂર્ય, વાયુ, અગ્નિ, આગિયા, વિજળી, સ્ફટિક અને ચંદ્ર એ રૂપો યોગમાં બ્રહ્મદર્શનને સ્પષ્ટ કરનારાં પ્રથમનાં ચિહ્નો છે. સમુદ્ર એટલે સંસાર-સાગર. તેમાં જળને સ્થાને રહેલો પંચભૂતાત્મક દેહ એ પરમાત્માને ધારણ કરતો નથી—અર્થાત જીવોની પેઠે બ્રહ્મને ઉપાધિનું દુઃખ નથી.

૨૮ પ્રપંચ નામરૂપાત્મક છે; બ્રહ્મ તે પ્રપંચથી રહિત છે, એ કહેવામાટે પ્રથમ બ્રહ્મનું રૂપ-પ્રપંચથી ભિન્નપણું કહ્યું. હવે નામપ્રપંચથી ભિન્નપણું કહે છે. કર્મોવડે બ્રહ્મદર્શન થતું નથી. શ્રુતિ કહે છે કે, '**नास्त्यकृतः कृतेन ।** અકૃત એટલે મોક્ષ, કૃત એટલે કર્મથી મળતો નથી.' કારણ કે બ્રહ્મ નિત્ય છે અને કર્મ અનિત્ય છે.

૩૦ '**तस्य नाम महद्यशः**। તેનું નામ મહાન યશ છે.' આ પ્રમાણે શ્રુતિમાં બ્રહ્મનું નામ મહદ્યશ કહેલું છે. જેમ સુવર્ણમાંથી કુંડલ વગેરે થાય છે, તેમ ઉપાદાનકારણરૂપ બ્રહ્મમાંથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે; અને ઘડો જેમ માટીમાં લીન થઇ જાય છે, તેમ તેમાંજ લય પામે છે. આથી બ્રહ્મને જગતનું કારણ કહ્યું છે. શ્રુતિ કહે છે કેઃ–'**यतो वा इमानि भूतानि जायंते । येन जातानि जीवंति। यत्प्रयंत्यभिसंविशंतीति। तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति।** જેનાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, જેનાવડે ઉત્પન્ન થઇને જીવે છે અને જેમાં જઇને પ્રવેશ કરે છે, તે બ્રહ્મ છે, એમ તેને તું જાણ.'

૩૧ બ્રહ્મ વાસ્તવિકરીતે નિર્વિકાર છે, પણ તેમાં વાણીથીજ વિકારનો આરોપ કરવામાં આવ્યો છે એમ વિદ્વાનો કહે છે. શ્રુતિ પણ કહે છે કેઃ– '**वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्** ।નામાદિક વિકારો વાણીથી કહેવામાં આવે છે; પરંતુ મૃત્તિકાજ સત્ય છે–ઘડો, કોડિયાં વગેરે વિકારો મિથ્યા છે; તેમજ વાણીવડે કહેવાતું આ જગત મિથ્યા છે અને બ્રહ્મજ સત્ય છે.' દોરડીમાં સર્પની પેઠે બ્રહ્મમાં આ જગત લીન થયેલું છે એમ જે જાણે છે તે મુક્ત થાય છે.

**द्वादशैते महादोषा मनुष्यप्राणनाशनाः ।**
**एकैकमेते राजेंद्र मनुष्यान्पर्युपासते ॥२॥**

સનત્સુજાત બોલ્યાઃ—શોક, ક્રોધ, લોભ, કામ, માન, પરાસુતા ( નિદ્રાધીનપણું ), ઇર્ષ્યા, મોહ (બુદ્ધિનો અભાવ), વિધિત્સા ( કાર્ય કરવાની ઇચ્છા ), કૃપા (સ્નેહ), અસૂયા (ગુણમાં દોષનો આરોપ), જુગુપ્સુતા (નિંદકપણું), આ બાર મહાદોષો મનુષ્યના પ્રાણને નાશ કરનારા છે. હે રાજેંદ્ર ! આમાંનો એકે એક દોષ મનુષ્યોના આશ્રયને માટે તેઓની ઉપાસના કર્યા કરે છે, કે જે દોષોથી વ્યાપ્ત થયેલો મૂઢ બુદ્ધિવાળો પુરુષ, પાપકર્મ કરવા માંડે છે.[1,2]

**स्पृहयालुरुग्रः परुषो वदान्यः क्रोधं बिभ्रन्मनसा वै विकत्थी । नृशंसधर्माः षडिमे जना वै प्राप्याप्यर्थं नोत सभाजयंते ॥३॥**

લાલચુ, ઉગ્ર (નિર્દય), પરુષ (કઠોર વાણીવાળો), વદાન્ય (બહુબોલો), મનમાં ક્રોધ રાખનારો અને બડાઇખોર, આ છ ક્રૂર ધર્મવાળા મનુષ્યો સંપત્તિ પ્રાપ્ત થતાં પણ બીજાને સન્માન આપતા નથી, પણ અપમાન આપે છે.[3]

**संभोगसंविद्विषमोऽतिमानी दत्वा विकत्थी कृपणो दुर्बलश्च । बहुप्रशंसी वनिताद्विट् सदैव सप्तैवोक्ताः पापशीला नृशंसाः ॥४॥**

સ્રીસંભોગ વગેરેમાં પુરુષાર્થબુદ્ધિથી મશગુલ, અતિમાની, દાન આપીને બડાઇ હાંકનારો, કૃપણ, દુષ્ટ બુદ્ધિવાળો, પોતાની બહુ પ્રશંસા કરનારો અને સર્વદા સ્રીનો દ્વેષ કરનારો—આ સાત પાપશીલ પુરુષો ક્રૂર કહેવાય છે.[4]

**धर्मश्च सत्यं च तपो दमश्च अमात्सर्यं ह्रीस्तितिक्षाऽनसूया । दानं श्रुतं चैव धृतिः क्षमा च महाव्रता द्वादश ब्राह्मणस्य ॥५॥**

ધર્મ, સત્ય, તપ, દમ, મત્સરનો અભાવ, લજ્જા, સહનશક્તિ, અદેખાઇનો અભાવ, દાન, શાસ્રાભ્યાસ, ધૈર્ય અને ક્ષમા, આ બાર બ્રાહ્મણનાં મહાવ્રતો છે.[5]

**यो नैतेभ्यः प्रच्यवेद्द्वादशभ्यः सर्वामपीमां पृथिवीं स शिष्यात् । त्रिभिर्द्वाभ्यामेकतो वार्थितो यो नास्य स्वमस्तीति च वेदितव्यम् ॥**

જે પુરુષ એ બાર મહાવ્રતોથી ભ્રષ્ટ થતો નથી, તે આ સર્વ પૃથ્વીનો અધિપતિ થાય છે. જે મનુષ્ય એમાંથી ત્રણ, બે અથવા એક પણ ગુણવાળો હોય છે, તેનું પોતાનું કંઇપણ નથી—અર્થાત ધર્માદિકમાંના એકે એકમાં પણ પક્ષપાત હોય તો તેને માટે તે સર્વનો ત્યાગ કરે છે, એમ જાણવું.[6]

**दमस्त्यागोऽथाप्रमाद इत्येतेष्वमृतं स्थितम् । एतानि ब्रह्ममुख्यानां ब्राह्मणानां मनीषिणाम् ॥**

દમ, ત્યાગ અને અપ્રમાદ—એઓમાં મોક્ષ રહેલો છે અને એ બુદ્ધિમાન બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણોના ગુણો છે.[7]

**सद्वाऽसद्वा परीवादो ब्राह्मणस्य न शस्यते । नरकप्रतिष्ठास्ते स्युर्य एवं कुर्वते जनाः ॥८॥**

સત્ય અથવા અસત્ય એવા પારકાના દોષો કહેવા એ બ્રાહ્મણને માટે શ્રેષ્ઠ નથી. જે લોકો એ પ્રમાણે કરે છે, તેઓ નરકમાં સ્થિતિ કરે છે.[8]

**मदोऽष्टादशदोषः स स्यात्पुरा योऽप्रकीर्तितः। लोकद्वेष्यं प्रातिकूल्यमभ्यसूया [illegible]षावचः ॥९॥ कामक्रोधौ पारतंत्र्यं परिवादोऽथ पैशुनम् । अर्थहानिर्विवादश्च मात्सर्यं प्राणपीडनम् ॥१०॥ ईर्ष्या मोदोऽतिवादश्च सं[illegible]नाशोऽभ्य[illegible]यिता। तस्मात्प्राज्ञो न माद्येत सदा ह्येतद्विगर्हितम् ॥**

---

૧,૨ જ્ઞાન જેમાં મુખ્ય છે અને યોગ ગૌણ છે એવી બ્રહ્મવિદ્યા સમાપ્ત થઇ. હવે યોગ જેમાં મુખ્ય છે અને જ્ઞાન ગૌણ છે, તે બ્રહ્મવિદ્યા બે અધ્યાયોમાં કહે છે, જેમાં પ્રથમ ચિત્તવૃત્તિના નિરોધવડે त्वं પદાર્થ જાણીને પછી વેદાંતના શ્રવણ વગેરેથી તે त्वं પદાર્થનું બ્રહ્મપણું નિશ્ચય કરવામાં આવે છે તે પહેલી બ્રહ્મવિદ્યા છે; અને જેમાં પ્રથમ શ્રવણ વગેરેથી જીવનો બ્રહ્મભાવ પરોક્ષપણાથી નિશ્ચિત કરીને પછી નિદિધ્યાસનવડે અપરોક્ષ કરવામાં આવે તે બીજી બ્રહ્મવિદ્યા છે. આ બન્ને કર્મનું ફળ એક છે માટે સાધનો પણ એકસરખાં જ છે એ દર્શાવવા પૂર્વે કહેલા ત્યાગ કરવા યોગ્ય દોષોને અને મહણ કરવાયોગ્ય ગુણોને દર્શાવે છે.

મદ અઢાર દોષવાળો છે,કે જે પહેલાં કહ્યો છે, પણ તેના દોષોનું વર્ણન કર્યું નથી, તે દોષો આ પ્રમાણે છેઃ–લોકદ્વેષ્ય (પરસ્ત્રીગમન વગેરે), પ્રાતિકૂલ્ય (ધર્માદિકમાં વિઘ્ન નાખવું), અભ્યસૂયા (ગુણીજનમાં દોષારોપ), મિથ્યા વચન, કામ (સ્ત્રીસંબંધી અભિલાષા), ક્રોધ, પારતંત્ર્ય (મદ્યાદિને અધીન થવું તે), નિંદા, ચાડિયાપણું, અર્થહાનિ (નટ, નર્તક તથા વેશ્યાદિમાં અથવા રાજદંડથી ધનનો નાશ), વિવાદ (વૈર), માત્સર્ય, પ્રાણપીડા, ઈર્ષ્યા, મોદ (ગર્વથી થનારો હર્ષ), અતિવાદ (અમર્યાદ વચન), સંજ્ઞાનાશ (કાર્ય–અકાર્યના વિવેકનો અભાવ), અભ્યસૂયિતા (નિરંતર પારકાનો દ્રોહ કરવાનો સ્વભાવ), આ અઢાર મદના દોષો છે; માટે બુદ્ધિમાન મનુષ્યે એમાં પડવું નહિ, કારણકે સજ્જનોએ મદમત્તપણાને સદા નિંદ્યું છે.[૯–૧૧]

**सौहृदे वै षड्गुणा वेदितव्याः प्रिये हृष्यंत्यप्रिये च व्यथंते । स्यादात्मनः सुहितं याचते यो ददात्ययाच्यमपि देयं खलु स्यात् ॥ इष्टान्पुत्रान्विभवान्स्वाँश्च दारानभ्यर्थितश्चार्हति शुद्धभावः ॥१२॥**

સ્નેહના છ ગુણો જાણવા યોગ્ય છે. સ્નેહીનાં સુખથી સુખી થવું; દુઃખથી દુઃખી થવું; પોતાની અત્યંત વહાલી અને ન માગવા જેવી વસ્તુ પણ સ્નેહી માગે તો તેને આપવી; રે, પોતાના ઈષ્ટ વૈભવો, પુત્રો અને પોતાની સ્ત્રી પણ યાચના કરાયલા શુદ્ધભાવવાળા મનુષ્યે અર્પણ કરવાં યોગ્ય છે.[૧૨]

**त्यक्तद्रव्यः संवसेन्नेह कामाद्भुंक्ते कर्मस्वाशिषं बाधते च ॥१३॥**

જેને પોતે સર્વસ્વ આપ્યું હોય,તેના ઘરમાં કામથી એટલે 'મેં આનાપર ઉપકાર કર્યો છે' એવી બુદ્ધિથી વાસ કરવો નહિ; પોતે મેળવેલા ધનનોજ ઉપભોગ કરવો અને મિત્રના હિતને માટે પોતાના હિતને પણ છોડી દેવું, આ સ્નેહના છ ગુણો છે.[૧૩]

**द्रव्यवान् गुणवानेवं त्यागी भवति सात्त्विकः। पंच भूतानि पंचभ्यो निवर्तयति तादृशः॥१४॥**

જે દ્રવ્યવાન ગૃહસ્થ એવા ગુણવાળો, દાતા તથા સત્વગુણી હોય છે,તે શબ્દાદિક પાંચ વિષયોમાંથી શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયોને પાછી વાળી શકે છે.[૧૪]

**एतत्समृद्धमप्यूर्ध्वं तपो भवति केवलम् । सत्वात्प्रच्यवमानानां संकल्पेन समाहितम्॥१५**

વિષયોથી ઇંદ્રિયોને પાછી વાળવારૂપ એ તપ ઉંચા પ્રકારનું છે તોપણ તે કેવળ ઊર્ધ્વગતિ આપનારૂં છે–અર્થાત્ જ્ઞાનની પેઠે આ લોકમાંજ કૃતાર્થતા સંપાદન કરી આપતું નથી. જેઓ તીવ્ર વૈરાગ્યના અભાવને લીધે ધૈર્યથી ભ્રષ્ટ થઇને દિવ્ય ભોગો ભોગવવાના સંકલ્પથી તપનો સંચય કરે છે, તેઓનેજ ઉપરના લોકોની પ્રાપ્તિ થાય છે.[૧૫]

**यतो यज्ञाः प्रवर्धंते सत्यस्यैवावरोधनात् । मनसाऽन्यस्य भवति वाचाऽन्यस्याथ कर्मणा॥**

જે સંકલ્પથી યજ્ઞો વૃદ્ધિ પામે છે, તે સત્ય સંકલ્પના ધારણથી કોઈનો મનદ્વારા યજ્ઞ થાય છે,કોઇનો વાણીદ્વારા યજ્ઞ થાય છે અને કોઇનો કર્મદ્વારા યજ્ઞ થાય છે.[૧૬]

---

૧૬ **संकल्पादेवास्य पितरः समुत्तिष्ठंति ।** યોગીના સંકલ્પથીજ એના પિતૃઓ ઊર્ધ્વ લોકમાં જાય છે' આ શ્રુતિ ઉપરથી યોગી સત્ય સંકલ્પવાળો સિદ્ધ થાય છે. યોગીઓ સત્ય સંકલ્પવાળા હોવાથી માનસિક યજ્ઞ કરે છે. આ સંબંધમાં એક આખ્યાયિકા છે કે, ત્રિત નામના મુનિને તેના ભાઇએ કૂવામાં નાખ્યો હતો, ત્યારે તેણે ત્યાં પડ્યાં પડ્યાંજ મનવડે આખો યજ્ઞ કર્યો હતો. '**त्रितः कूपेऽवहितो देवान् हवत ऊतये ।** ત્રિત કૂવામાં રહી ધ્યાનદ્વારા યજ્ઞના વિસ્તારને માટે દેવોને બોલાવે છે.' આ મંત્રના વર્ણન ઉપરથી ઉપલી વાત જણાય છે. આ રીતે ઉત્તમ અધિકારી માનસિક યજ્ઞ કરે છે, મધ્યમ અધિકારી બ્રહ્મયજ્ઞ, જપ વગેરેને વાણીદ્વારા યજ્ઞ કરે છે અને સામાન્ય અધિકારી ઘી, પશુ, પુરોડાશ વગેરે જેમાં મુખ્ય હોય એવો કર્મયજ્ઞ કરે છે.

संकल्पसिद्धं पुरुषमसंकल्पोऽधितिष्ठति ।
ब्राह्मणस्य विशेषेण किं चान्यदपिमे शृणु ।१७।

સંકલ્પસિદ્ધ પુરુષના ઉપર અસંકલ્પ ચિદાત્માજ અધિપતિપણું ભોગવે છે. વળી બીજું પણ તું મારી પાસેથી સાંભળ. નિર્ગુણ બ્રહ્મને જાણનારા બ્રાહ્મણમાં સત્ય સંકલ્પ વગેરે ગુણો અતિશય પ્રકટ થાય છે.[૧૭]

अध्यापयेन्महदेतद्यशस्यं वाचो विकाराः कवयो वदंति । अस्मिन्योगे सर्वमिदं प्रतिष्ठितं येतद्विदुरमृतास्ते भवंति ॥१८॥

બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારૂં આ યોગશાસ્ત્ર શિષ્યોને ભણાવવું; કારણકે આ વિનાનાં બીજાં શાસ્ત્રોને પંડિતો વાણીના વિકારો કહે છે. આ યોગમાં આ સર્વ વિશ્વ રહેલું છે—અર્થાત એ યોગવેત્તાને સર્વ અધીન રહે છે. જેઓ તે જાણે છે, તેઓ મુક્ત થાય છે.[૧૮]

न कर्मणा सुकृतेनैव राजन् सत्यं जयेत्
जुहुयाद्वा यजेद्वा । नैतेन बालोऽमृत्युमभ्येति राजन् रतिं चासौ न लभत्यंतकाले ॥१९॥

હે રાજન્ ! પુણ્ય કર્મ કરવાથી સત્યનો જય થતો નથી—અર્થાત બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. હે રાજા ! અજ્ઞાની મનુષ્ય હોમ કરે અથવા યજન કરે તોપણ તેનાથી તે મોક્ષ પામતો નથી અને અંતકાળે આનંદ પણ અનુભવતો નથી.[૧૯]

तूर्ष्णीमेक उपासीत चेष्टेत मनसाऽपि न ।
तथा संस्तुतिनिंदाभ्यां प्रीतिरोषौ विवर्जयेत् ॥

ઇંદ્રિયોનો વ્યાપાર રોકી દઇને એકલાએ બ્રહ્મની ઉપાસના કરવી, મનથી પણ ચેષ્ટા કરવી નહિ; તેમજ કોઈ સારી સ્તુતિ કરે તેથી પ્રસન્ન થવું નહિ, તેમ નિંદા કરે તેથી રોષ પણ ન કરવો.[૨૦]

अत्रैव तिष्ठन् क्षत्रिय ब्रह्माविशति पश्यति
वेदेषु चानुपूर्व्येण एतद्विद्वन्ब्रवीमि ते ॥२१॥

હે ક્ષત્રિય! વેદોમાં એટલે પૂર્વોક્ત દૃષ્ટિભેદોમાં આનુપૂર્વીથી એટલે આરોપ, વ્યામિશ્ર અને અપવાદના ક્રમથી સ્થિતિ કરનારો આ લોકમાંજ બ્રહ્મદર્શન કરે છે અને તેમાં પ્રવેશ કરે છે—અર્થાત ઘટાકાશ જેમ મહાકાશમાં ઘટરૂપ ઉપાધિનો લય થવાથી પ્રવેશ કરે છે, તેમ જીવ ઉપાધિના લયથી બ્રહ્મમાં લીન થઇ જાય છે; માટે પ્રત્યક્ષ પ્રયોજનવાળી તથા અનંત ફળવાળી બ્રહ્મવિદ્યા, અદૃષ્ટ અર્થવાળાં તથા વિનાશી ફળવાળાં કર્મ કરતાં શ્રેષ્ઠ છે, એમ જાણીને જ્ઞાનને માટેજ યત્ન કરવો; એમ હે વિદ્વન્ ! હું તમને કહું છું.[૨૧]

ઇતિ શ્રી મહા૦ ઉદ્યોગ૦ સનત્સુજાત પર્વમાં "સનત્સુજાત વાક્ય" એ વિષયનો અધ્યાય ૪૫ સમાપ્ત.

## અધ્યાય ૪૬ મો

### સનત્સુજાતનો ઉપદેશ (ચાલુ)

॥ सनत्सुजात उवाच ॥

यत्तच्छुक्रं महज्ज्योतिर्दीप्यमानं महद्यशः ।
तद्वै देवा उपासते तस्मात्सूर्यो विराजते ॥

---

૧૭ સગુણ બ્રહ્મના જ્ઞાનથી સત્ય સંકલ્પ થએલા પુરુષ ઉપર, રાજા જેમ સેવક ઉપર અધિપતિપણું ભોગવે છે તેમ અસંકલ્પ એટલે ચિદાત્મા આધિપત્ય ભોગવે છે. અહીં શંકા થાય કે, '**अतएव चानन्याधिपतिः**। એ કારણથીજ જ્ઞાનીનો બીજો કોઇ અધિપતિ નથી' એ સૂત્રમાં જ્ઞાનીનું સત્ય સંકલ્પપણું હોવાથીજ અનન્યાધિપતિપણું કેમ કહ્યું છે ? અર્થાત્ તમે તો સત્ય સંકલ્પવાળા જ્ઞાની ઉપર અસંકલ્પ ચિદાત્માજ આધિપત્ય ભોગવે છે એમ કહ્યું અને આ સૂત્રમાં તો તેનુંજ આધિપત્ય કહ્યું છે તે કેવી રીતે ? ઉત્તર—ને જ્ઞાનીને અન્ય ઈશ્વર માનીને એ પ્રમાણે સૂત્રમાં કહ્યું છે, એમ તું જાણ; તેમજ શ્રુતિ કહે છે કે:—'**तस्य ह न देवाश्च नाभूत्या ईशत आत्माह्येषां स भवति**। દેવો પણ બ્રહ્મવેત્તાના ઐશ્વર્યનો નાશ કરવા સમર્થ થતા નથી, કારણ કે બ્રહ્મવેત્તા એ સર્વનો આત્મારૂપ થઇ જાય છે.' ખરી રીતે સગુણ બ્રહ્મની ઉપાસના કરનારા કરતાં નિર્ગુણ બ્રહ્મવેત્તામાં સત્ય સંકલ્પત્વ વગેરે અધિકતાથી પ્રકટી નીકળે છે અને તેથીજ સગુણોપાસક કરતાં તે શ્રેષ્ઠ છે.

योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥१॥

સનત્સુજાત બોલ્યાઃ-જે શુક્ર ( એટલે બીજની પેઠે વિશ્વની ઉત્પત્તિ વગેરેના કારણ, સર્વ ચેષ્ટાના પ્રવર્તક તથા આનંદરૂપ), મહત્ (વૃત્તિરૂપ ઉપાધિથી રહિત,) જ્યોતિ (જ્ઞાનરૂપ), દીપ્યમાન (સૂર્યાદિરૂપે પ્રકાશનારા), મહદ્યશ એવાં નામવાળા પરમાત્મા છે, તેનીજ દેવો એટલે ઇંદ્રિયો ઉપાસના કરે છે-અર્થાત તેમનેજ અનુસરે છે; અને તે મૂળકારણરૂપ બ્રહ્મથી સૂર્ય એટલે જગતની ઉત્પત્તિ અને કરવારૂપી ધર્મવાળા માયાની ઉપાધિવાળા ઈશ્વર પ્રકાશે છે, તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[1]

[1] પૂર્વ અધ્યાયના અંતમાં 'મનથી પણ ચેષ્ટા કરવી નહિ' એવું કહ્યું છે, પરંતુ મનની ચેષ્ટા ત્યજી દેતાં એટલે તેને શૂન્ય બનાવી દેતાં તો બ્રહ્મચર્યાદિ મહાન યત્નવડે શેષ રહેલા શૂન્યનેજ સાધેલું ગણાય! આવી શંકા લઇને તેના ઉત્તરમાં કહે છે કે, શૂન્યની પેઠેજ સર્વ ધર્મથી રહિત છતાં શૂન્યભાવના પણ પ્રકાશક એવા સ્વરૂપ બ્રહ્મ પ્રત્યક્ તત્ત્વથી અભિન્ન છે એમ મનોનિગ્રહપૂર્વક બ્રહ્મચર્યાદિથી જાણવાનું છે. આ સંબંધમાં કેટલાક મંત્રો ઉદાહરણરૂપે કહે છે અને તે યોગીઓને પ્રત્યક્ષ છે, એમ વારંવાર પ્રમાણરૂપે કહે છે. મૂળ શ્લોકમાં કહેલાં બ્રહ્મનાં વિશેષણોને ઘટાવતી શ્રુતિઓ આ પ્રમાણે છેઃ-'**आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते**। આનંદરૂપ પરમાત્માથીજ ખરેખર આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે' '**आनंदेन जातानि जीवंति**। ઉત્પન્ન થયેલાંઓ આનંદથી જીવે છે.' '**आनंदं प्रयंत्यभिसंविशंति**। અંતે આનંદમાં જઇ પ્રવેશ કરે છે.' '**कोह्येवान्यात्कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्**। જો આ સર્વના સાક્ષિભૂત અને હૃદયાકાશમાં રહેલી બુદ્ધિરૂપ ગુહામાં રહેલો આનંદરૂપ આત્મા ન હોત તો કોણ શ્વાસોચ્છ્વાસ લઇ શકત?' '**येन सूर्यस्तपति तेजसेद्धः**॥ જેનાવડે તેજથી વૃદ્ધિ પામેલો સૂર્ય તપે છે.' '**न तस्येशे कश्चन तस्य नाम महद्यशः**। તેના ઉપર કોઇ પણ આધિપત્ય કરી શકતો નથી. તેનું નામ મહદ્યશ છે.' '**न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन। इतरेण तु जीवंति यस्मिन्नेतावुपाश्रितौ**। પ્રાણવડે અથવા અપાનવડે મરણધર્મવાળો કોઇ જીવતો નથી; પરંતુ જડથી ભિન્ન એવા પરમાત્માથીજ જીવે છે, કે જેનેવિષે એ બન્ને આશ્રય કરીને રહેલા છે.' '**प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुः**। જે પરમાત્મા પ્રાણના પ્રાણ છે, ચક્ષુના ચક્ષુ છે. ઇત્યાદિ શ્રુતિઓ જે પરમાત્માનું વર્ણન કરે છે, તે પરમાત્માને યોગીઓ ચિત્તવૃત્તિના નિરોધવડે સંપ્રજ્ઞાત સમાધિમાં સર્વ ઐશ્વર્યવાળા જુએ છે અને અસંપ્રજ્ઞાત સમાધિમાં તો સનાતન-અખંડ એકરસરૂપે જુએ છે. યોગવડેજ પરમાત્મા જોઇ શકાય છે, બીજી રીતે જોઇ શકાતા નથી. એ સંબંધમાં દક્ષ કહે છે કેઃ-

**स्वसंवेद्यं हि तद्ब्रह्म कुमारीस्त्रीसुखं यथा।**
**अयोगी नैव जानाति जात्यंधो हि यथा घटं॥**

તે બ્રહ્મ કુમારી સ્ત્રીના સંભોગસુખની પેઠે પોતાના અનુભવથીજ જાણવા યોગ્ય છે; પણ જન્માંધ મનુષ્ય જેમ ઘડાને જાણતો નથી, તેમ યોગ ન કરનારો બ્રહ્મને જાણતો નથી.

शुक्राद्ब्रह्म प्रभवति ब्रह्म शुक्रेण वर्धते।
तच्छुक्रं ज्योतिषां मध्येऽतप्तं तपति तापनम्।
योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥२॥

બ્રહ્મ એટલે જગતને બૃંહણ કરનાર-વિસ્તૃત કરનાર પરમ વ્યોમ નામનું અવ્યાકૃત, શુક્રને-આનંદને પ્રાપ્ત કરીને-અર્થાત અવ્યાકૃત અવસ્તુરૂપ છે, તોપણ તે ચૈતન્યનાં પ્રતિબિંબને પામીને, જગતનાં જન્માદિક કાર્ય કરવા સમર્થ થાય છે અને તેનાથીજ તે વૃદ્ધિ પામે છે. તે શુક્ર જ્યોતિષો-સૂર્યાદિની અંદર રહીને પ્રકાશે છે અને પોતે અતપ્ત એટલે બીજાથી અપ્રકાશિત અર્થાત સ્વયંજ્યોતિ છે તથા સૂર્યાદિકને પણ તપાવે છે-ભય આપે છે. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[2]

[2] ઉપર કહેલા મંત્રનું વિવરણ કરનારા હવે બીજા મંત્રો કહે છે. આનંદસ્વરૂપ બ્રહ્મસૂર્યાદિક જ્યોતિઓમાં રહીને પ્રકાશે છે, એ સંબંધમાં ભગવદ્‌ગીતા કહે છે કેઃ-

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलं।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्॥**

સૂર્યમાં રહેલું જે તેજ આખા જગતને

**अपोऽथ अद्भ्यः सलिलस्य मध्ये उभौ देवौ शिश्रियातेऽन्तरिक्षे। अतंद्रितः सवितुर्विवस्वा-नुभौ बिभर्ति पृथिवीं दिवं च ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥३॥**

એકરસ બ્રહ્મના મધ્યમાં રહેલા, પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલા અને પાંચ ભૂતવાળા દેહના હૃદયાકાશમાં જીવ તથા ઈશ્વર એ બે દેવો આશ્રય કરીને રહેલા છે. તે બન્નેથી ભિન્ન, માયાથી પર અને સર્વના અધિષ્ઠાનરૂપ પરમાત્મા તે બન્નેને–પૃથ્વીને અને સ્વર્ગને ધારણ કરે છે. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[3]

**उभौ च देवौ पृथिवीं दिवं च दिशः शुक्रो भुवनं बिभर्ति । तस्माद्दिशः सरितश्च स्रवंति तस्मात्समुद्रा विहिता महांताः ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥४॥**

શુક્ર–આનંદઘન પરમાત્મા, બે દેવોને એટલે જીવ તથા ઈશ્વરને, પૃથ્વીને, સ્વર્ગને, દિશાઓને અને બ્રહ્માંડને ધારણ કરે છે; અને તેનાથી દિશાઓ ઉત્પન્ન થઇ છે, નદીઓ વહે છે તથા દુર્ગમ અંતવાળા સમુદ્રો રચાયા છે, તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[4]

**चक्रे रथस्य तिष्ठंतोऽध्रुवस्याव्ययकर्मणः ।
केतुमंतं वहंत्यश्वास्तं दिव्यमजरं दिवि ।
योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥५॥**

નાશવંત છતાં અવિનાશી કર્મવાળા રથનાં–શરીરનાં બે ચક્રને અધીન રહેલા–અર્થાત પુણ્ય તથા પાપરૂપી બે કર્મને અધીન રહેલા ઇંદ્રિયરૂપી ઘોડાઓ જીવને હૃદયાકાશમાં દિવ્ય તથા નિર્વિકાર પરમાત્મા પાસે લઈ જાય છે. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[5]

**न सादृश्ये तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चिदेनम् । मनीषयाऽथो मनसा हृदा च य एनं विदुरमृतास्ते भवंति ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥६॥**

એ પરમાત્માનું સ્વરૂપ અનુપમ છે, કોઇ પણ એને ચક્ષુથી જોઇ શકતો નથી. જેઓ હૃદય

પ્રકાશિત કરે છે અને જે તેજ ચંદ્રમામાં તથા અગ્નિમાં રહેલું છે, તે તેજ મારૂં છે એમ તું જાણ.' બ્રહ્મ સૂર્યાદિકને પણ ભય આપે છે. એ સંબંધમાં શ્રુતિ કહે છે કે:–' **भीषास्माद्वातः पवते । भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेंद्रश्चमृत्युर्धावति पंचम इति॥** બ્રહ્મના ભયથી વાયુ વાય છે, સૂર્ય ઉદય પામે છે અને અગ્નિ, ઇંદ્ર તથા પાંચમો મૃત્યુ જગતમાં દોડાદોડ કરે છે.

૩ સલિલ એટલે એકરસ બ્રહ્મ. શ્રુતિમાં પ્રસિદ્ધ છે કે '**सलिल एको द्रष्टाऽद्वैतो भवति ।** અદ્વૈત, એક અને દ્રષ્ટા સલિલ કહેવાય છે. તે બ્રહ્મમાં રહેલા પંચમહાભૂતોથી ઉત્પન્ન થયેલા પાંચ ભૂતવાળા દેહના અંતરિક્ષ એટલે હૃદયાકાશમાં બે દેવો રહેલા છે. ચૈતન્યરૂપે પ્રકાશવાળા તે બે દેવોમાંથી એકનું નામ જીવ તથા બીજાનું નામ ઈશ્વર છે. જીવ સુષુપ્તિમાં તંદ્રાયુક્ત થાય છે અને ઈશ પ્રલયસમયે તંદ્રાયુક્ત થાય છે. તે બન્નેથી ભિન્ન પરબ્રહ્મ તંદ્રારહિત છે–માયારહિત છે અને સવિતા–જગતના કારણરૂપ ઈશથી વિલક્ષણ છે; એટલે અમાપ, ચૈતન્યરૂપ, ઉદયાસ્તરહિત, નિત્યપ્રકાશરૂપ અને સર્વના અધિષ્ઠાનરૂપ છે. તે પરબ્રહ્મ જીવ, ઈશ્વર, પૃથ્વી તથા આકાશને ધારણ કરે છે. તેનો યોગીઓ સાક્ષાત્કાર કરે છે.

૪ **कामं समुद्रमाविश** એ મંત્રમાં સમુદ્ર શબ્દ કામવાચક છે, તે ઉપરથી અહીં પણ મહાંત એટલે જેનો અંત દુઃખથી જણાય એવા સમુદ્ર એટલે કામનાઓ એવો અર્થ લેવો.

૫ શરીરરૂપી રથ વિનાશી છે, છતાં તેનાં કર્મ અવિનાશી છે. તે શરીરરૂપી રથને ચક્રની પેઠે ગતિ કરાવનારાં પૂર્વકર્મોને અધીન રહેનાર ઇંદ્રિયરૂપી ઘોડાઓ જોડેલા છે. તે ઘોડાઓ શરીરરૂપી રથમાં બેઠેલા કેતુમાન એટલે બુદ્ધિમાન જીવને પરમાત્માની પાસે લઈ જાય છે અર્થાત્ દેહરૂપી રથે જોડેલા ઇંદ્રિયરૂપી ઘોડાઓ જો વશ રહેલા હોય તો તે જીવને પરમાત્મભાવે પહોંચાડે છે અને જો તે ઇંદ્રિયો વશ ન હોય તો શરીર નાશ પામવા છતાં તેવડે કરેલાં કર્મ ક્ષીણ થતાં નથી તેથી જીવ તુરત બીજાં શરીરથી બંધાઇ જાય છે જીવ જે પરમાત્માને હૃદયાકાશમાં પ્રાપ્ત થાય છે તે પરમાત્મા દિવ્ય એટલે અલૌકિક અને અજર એટલે સર્વ વિકારથી રહિત છે.

પ્રદેશમાં નિગ્રહ કરેલા મનવડે એને જાણે છે, તેઓ મુક્ત થાય છે. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૬]

**द्वादशपूगां सरितं पिबंतो देवरक्षिताम् ।**
**मध्वीक्षंतश्च ते तस्याः संचरंतीहघोराम् ॥**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥७॥**

બાર પૂગો એટલે બાર સમુદાયો જેમાં રહેલા છે અને દેવોએ જેનું રક્ષણ કરેલું છે, તે અવિદ્યા નદીનું પાન કરતા તથા તે નદીનાં મધુર ફળની લાલસા રાખતા જીવો, શુક્ર—આનંદઘન પરમાત્મારૂપી અધિષ્ઠાનમાં ભાસતી તે ઘોર નદીમાં ભમ્યા કરે છે, જે અધિષ્ઠાનરૂપ પરમાત્મામાં તેઓ ફરે છે, તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૭]

**तदर्धमासं पिबति संचित्य भ्रमरो मधु ।**
**ईशानः सर्वभूतेषु हविर्भूतमकल्पयत् ।**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥८॥**

ભ્રમર એટલે ભ્રમણ કરવાના સ્વભાવવાળો જીવ વિચાર કરીને પરલોકમાં ચંદ્રરૂપી અર્ધ-કર્મફળને ભોગવે છે—અર્થાત બાકીનાં કર્મનું ફળ ભોગવવા માટે આ લોકમાં આવે છે. જે એવો જીવ, તેજ સર્વ પ્રાણીઓમાં અંતર્યામીછે અને તેજ હવિઃસાધ્ય યજ્ઞ કલ્પનારો છે—અર્થાત વેદ અને વૈદિકમાર્ગનો પ્રવર્તક છે, તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૮]

---

૬ એ પરમાત્માની આકૃતિ અમુક જેવી કહેવાતી નથી—અર્થાત તેમનું સ્વરૂપ અનુપમ છે. તે ચક્ષુથી જણાતા નથી એમ કહીને સર્વ ઇંદ્રિયોથી અગોચર છે, એ જણાવ્યું છે. બ્રહ્મ, રૂપાદિકથી રહિત છે, એ સંબંધમાં શ્રુતિ કહે છે કેઃ-'**अशब्दमस्पर्शमरूपमव्ययम्** । બ્રહ્મ શબ્દ, સ્પર્શ તથા રૂપથી રહિત અને અવિનાશી છે.' તે બ્રહ્મને મનીષાવડે એટલે મનનો નિગ્રહ કરીને સૂક્ષ્મ મનવડે હૃદયપ્રદેશમાં જોવા. જેઓ એ બ્રહ્મને જાણે છે, તેઓ અમૃત એટલે મુક્ત થાય છે. '**मनसैवानुद्रष्टव्यम्**' મનવડેજ પરમાત્માનું દર્શન કરવું.' આ શ્રુતિમાં પરમાત્માનું દર્શન કરવામાં મનનેજ સાધનરૂપ ગણ્યું છે.

૭ તે પરમાત્માનું જ્ઞાન ન થાય ત્યાંસુધી સંસારનો ઉચ્છેદ થતો નથી, એ આ શ્લોકમાં કહે છે. અવિદ્યારૂપી નદીમાં બાર પૂગો છે. તે આ પ્રમાણેઃ—

**चित्तादिपूगः स्मरणादिपूगः श्रोत्रादिपूगः**
**श्रवणादि पूगः ।**
**वागादिपूगो वचनादिपूगः शब्दादिपूगो**
**वियदा-पूगः ।**
**प्राणादिपूगः श्वसनादिपूग संस्कारपूगः**
**सुकृतादिपूगः ।**
**एतैर्महापूगवरैरविद्यानद्यामधश्चोपरि**
**चैति जीवः ॥**

ચિત્તાદિનો સમૂહ, સ્મરણાદિનો સમૂહ, શ્રોત્રાદિનો સમૂહ, શ્રવણાદિ સમૂહ, વાગાદિનો સમૂહ, વચનાદિનો સમૂહ, શબ્દાદિનો સમૂહ, આકાશાદિનો સમૂહ, પ્રાણાદિનો સમૂહ, શ્વસનાદિનોસમૂહ, સંસ્કારનોસમૂહ, અને પુણ્ય-પાપનો, સમૂહ આ બાર મોટા સમુદાયોને લીધે જીવ અવિદ્યાનદીમાં ઉપરહેઠળ ગોથાં ખાયા કરે છે.' જીવો એ પ્રકારની નિત્યપ્રવાહવાળી અવિદ્યા નામની નદીનું પાન કર્યા કરે છે—અર્થાત તે અવિદ્યાએ કરેલાં ઇષ્ટ એવાં પુત્ર, પશુ વગેરેના લાભથી તૃપ્ત થાય છે. વળી દેવોએ એટલે ચક્ષુ વગેરે ઇંદ્રિયો ઉપર અનુગ્રહ કરનારા અને જૂદા જૂદા વિષયોનું દર્શન કરાવીને તે દ્વારા સંસ્કારપરંપરાને વિસ્તારનારા સૂર્યાદિએ તે અવિદ્યાનદીનું રક્ષણ કરેલું છે. જીવો તે અવિદ્યાનદીનાં મધને એટલે પુત્ર, પશુ વગેરે મધુર ફળને જોઇને, તે મેળવવાની ઇચ્છાથી, શુક્ર એટલે આનંદઘન પરમાત્મારૂપી અધિષ્ઠાનમાં ભાસતી મહાભયંકર તે અવિદ્યાનદીમાં ઉપરહેઠળના માર્ગોદ્વારા વારંવાર ગોથાં ખાયા કરે છે. જે આ અધિષ્ઠાનમાં સર્વ જીવો સંચાર કરે છે, તે પરમેશ્વરને યોગીઓ જુએ છે.

૮ આ લોકમાં કરેલાં સઘળાં કર્મો પરલોકમાંજ ભોગવી લેવાથી કર્મો બાકી રહેશે નહિ, એટલે પુનઃ જન્મ થશે નહિ; પરંતુ મુક્તિજ થશે, આવી શંકાનું સમાધાન કરતાં કહે છે કે, આમતેમ ભ્રમણ કરવાના સ્વભાવવાળો જીવ, મધુ એટલે કર્મફળને અર્ધમાસ પીએ છે. જેમાં અર્ધો મહિનો ચંદ્રનું અમૃત પીવા મળે છે, તેને અર્ધમાસ કહેવામાં આવે છે. શ્રુતિ કહે છે કેઃ— '**तेषां सोमो राजाऽन्नं तं देवा भक्षयंति** । તે-

**हिरण्यपर्णमश्वत्थमभिपद्य ह्यपक्षकाः ।**
**ते तत्र पक्षिणो भूत्वा प्रपतंतियथादिशम् ॥**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥९॥**

પાંખવિનાનાં પક્ષીઓ, હિરણ્યનાં પાંદડાંવાળા અશ્વત્થને પ્રાપ્ત થઇને ત્યાં પાંખવાળાં થયા પછી ઇચ્છિત દિશાઓમાં ઉડે છે. તે ચિદાત્મા સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[9]

**पूर्णात्पूर्णान्युद्धरंति पूर्णात्पूर्णानि चक्रिरे ।**
**हरंति पूर्णात्पूर्णानि पूर्णमेवावशिष्यते ॥**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ।१०।**

પ્રાણાદિક ઉપાધિરૂપી દર્પણો પૂર્ણથી–વ્યાપક એવા ચિદાકાશથી પૂર્ણોને–ચૈતન્યના પ્રતિબિંબરૂપ જીવોને જૂદા કરે છે; પૂર્ણ–પ્રાણ વગેરે પૂર્ણથી–ચિદાત્માથીજ થયેલા છે; જ્યારે પૂર્ણોને–પ્રાણ વગેરેને પૂર્ણથી–બ્રહ્મથી દૂર કરવામાં આવે છે,ત્યારે પૂર્ણ–બ્રહ્મજ બાકી રહે છે. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[10]

---

ઓનો સોમરાજા અન્ન છે તેને દેવો ભક્ષણ કરે છે.' આ શ્રુતિએ પરલોકમાં જઈ દેવભાવને પામેલા યજ્ઞાદિક કરનારાઓ ચંદ્રમાં રહેલા અમૃતનું પાન કરે છે, એ દર્શાવ્યું છે. જીવ પરલોકમાં ચંદ્રરૂપી અર્ધાં કર્મફળને ભોગવે છે અને બાકી રહેલાં કર્મો ભોગવવા આ લોકમાં આવે છે. મૂળમાં **संचित्य** ( વિચાર કરીને ) એ શબ્દ એવું સૂચવે છે કે, પરલોકનાં ફળ ભોગવ્યા પછી જીવને આ લોકનાં ફળ ભોગવવાની પણ વાસના હોય છે. કર્મ બે પ્રકારનાં છે. કેટલાંક પરલોકમાં ફળ આપનારાં છે અને કેટલાંક આ લોકમા ફળ આપનારાં છે. તેમાંનાં એક પ્રકારનાં કર્મને પરલોકમાં ભોગવ્યા પછી બીજાં કર્મ ભોગવવા આ લોકમાં અવતરે છે. શ્રુતિ કહે છે કે;–' **तत्र यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तते तद्य इह रमणीयचरणा अभ्याशोहते रमणीयां योनिमापद्यंते कपूयचरणाः कपूयां योनिमापद्यंते** । જીવ જયાંસુધી કર્મ હોય ત્યાંસુધી સ્વર્ગમાં રહીને પછી એજ માર્ગે પાછો વળે છે. તેમાં જેઓનાં પુણ્યકર્મ બાકી હોય છે, તેઓ તત્કાળ પવિત્ર યોનિમાં જન્મે છે અને જેઓનાં પાપકર્મ બાકી હોય છે, તેઓ પાપયોનિમાં જન્મે છે.' જે પુણ્યાત્મા જીવ હોય છે, તેજ ઈશાન અંતર્યામી થઇને સર્વ પ્રાણીઓમાં વાસ કરે છે અને તેજ હવિષવડે સિદ્ધ થતા યજ્ઞાદિકને કલ્પે છે–અર્થાત તે વેદ તથા વૈદિક માર્ગનો પ્રવર્તક છે. આથી **त्वं** પદાર્થ–જીવનો **तत्** પદાર્થ–ઈશની સાથે અભેદ કહ્યો છે. આવા યજ્ઞકલ્પક પરમેશ્વરને યોગીઓ જુએ છે.

૯ ઈશ્વર જીવભાવને પ્રાપ્ત થાય છે એનું કારણ શું ? આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે, અશ્વત્થ એટલે **श्वोऽपि तिष्ठतीत्यश्वत्थः** । જે આવતી કાલે પણ રહેતો નથી તે અશ્વત્થ અર્થાત નાશવંત અવિદ્યા વૃક્ષ. તેનાં હિરણ્ય પાંદડાંઓ છે, એટલે ઉપર ઉપરથી રમણીય હોવાને લીધે મનને હરણ કરનારાં પાંદડાંના જેવા અવયવો-સ્ત્રીપુત્રાદિકો છે. તે અવિદ્યાવૃક્ષને પ્રાપ્ત થઇને,પાંખવિનાના એટલે સ્વર્ગાદિ ગતિના હેતુભૂત પ્રાણરૂપ ઉપાધિઓથી રહિત એવા ચિદાત્માઓ પાંખવાળા થઇને, એટલે પ્રાણાદિક ઉપાધિની પ્રાપ્તિથી સ્વર્ગાદિમાં ગતિવાળા થઇને, ઇચ્છિત દિશાઓમાં ઉડે છે–અર્થાત્ વાસનાપ્રમાણે જૂદી જૂદી યોનિઓમાં જાય છે. અહીં ચિદાત્માને બહુવચન આપ્યું છે તે ઉપાધિના રૂપભેદોની અપેક્ષાથી છે. પ્રાણરૂપી ઉપાધિને લીધેજ ચિદાત્મા ગતિમાન થાય છે, એ પ્રશ્નોપનિષદ્‌માં પ્રાણાદિક સોળ કળાવાળા પુરુષના પ્રસંગમાં કહ્યું છે કેઃ– '**स ईक्षांचक्रे कस्मिन्वहमुत्क्रांत उत्क्रांतो भविष्यामि कस्मिन्वा प्रतिष्ठिते प्रतिष्ठिस्यामीति । स प्राणमसृजत** । તે પ્રાણાદિક સોળ કળાવાળા પુરુષે ચિંતન કર્યું કે, કોની ગતિથી મારી ગતિ થશે–અર્થાત્ હું શરીરથી બહાર જઇ શકીશ અને કોની સ્થિતિથી મારી સ્થિતિ થશે, આવો વિચાર કરીને તેણે પ્રાણને ઉત્પન્ન કર્યો.

૧૦ એ પ્રમાણે ઈશ્વરને પણ જીવભાવ પ્રાપ્ત થવામાં ઉપાધિનો સંબંધ એજ કારણ છે એમ કહ્યું, તેમાં શંકા થાય કે, શું ઉપાધિઓથી સમગ્ર બ્રહ્મ ઉપાધિગ્રસ્ત થાય છે કે બ્રહ્મના અંશોજ ઉપાધિગ્રસ્ત થાય છે? પ્રથમ પક્ષ સ્વીકારવાથી જીવોનું અનેકપણું સિદ્ધ થશે નહિ અને બીજો પક્ષ સ્વીકારીશું તો બ્રહ્મનું નિષ્કલપણું રહેશે નહિ; કારણ કે જે અંશ છે, તે અંશી

**तस्माद्वै वा॒ुरायातस्तास्मिंश्च प्रयतः सदा ।**
**तस्मादग्निश्च सोमश्च तस्मिंश्च प्राण आततः।११**

તે પરમાત્માથી વાયુ ઉત્પન્ન થયો છે અને સર્વદા તેમાંજ અધીન થઇને રહે છે. તે બ્રહ્મથી અગ્નિ તથા સોમ–અર્થાત ભોકતા તથા ભોજ્ય ઉત્પન્ન થયાં છે અને તેનેવિષે પ્રાણ, દેહ તથા ઈંદ્રિયાદિનો સમૂહ વિસ્તાર પામીને રહેલો છે.

**सर्वमेव ततो विद्यात्तत्त्वक्तुं न शक्नुमः ।**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥१२॥**

આ સર્વ જગત તેનાથીજ ઉત્પન્ન થયેલું જાણવું. तत् શબ્દથી કહેવાતા પરમાત્માનું વર્ણન કરવા અમે સમર્થ નથી. વાણીના અવિષય તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[12]

**अपानं गिरति प्राणः प्राणं गिरति चंद्रमाः ।**
**आदित्यो गिरते चंद्रमादित्यं गिरते परः ॥**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥१३॥**

પ્રાણવાયુ અપાનવાયુને ગળે છે, ચંદ્રમા પ્રાણવાયુને ગળે છે, આદિત્ય ચંદ્રને ગળે

થઇ શકતો નથી, તેથી જીવ તથા ઈશની વચ્ચે અભેદ સિદ્ધ થશે નહિ. આવી શંકા લઇને તેનું સમાધાન કરતાં કહે છે કેઃ–પ્રાણ વગેરે ઉપાધિરૂપ દર્પણો પૂર્ણથી એટલે વ્યાપક એવા ચિદાકાશથી પૂર્ણો એટલે ચૈતન્યના પ્રતિબિંબરૂપ જીવરૂપોને જૂદા કરે છે. અહીં શંકા થાય કે, જો પ્રાણાદિક ઉપાધિઓ બ્રહ્મથી ભિન્ન હોય તો પૂર્ણ (બ્રહ્મ)ના પૂર્ણપણાને બાધ આવે. આના સમાધાનમાં કહે છે કે, પ્રાણાદિક ઉપાધિઓને પણ બ્રહ્મમાંથીજ રચવામાં આવી છે. આનું તાત્પર્ય એ છે કે,ઘટાકાશન્યાયની પેઠે એટલે ઘટ ઉપાધિ અને આકાશ ઉપધેયની પેઠે જો ઉપાધિ અને ઉપધેય એ બન્ને એકબીજાનાં પરિચ્છેદક–માપ કરનારાં હોય, તો એમાંથી એકને પણ પૂર્ણપણું ઘટે નહિ; માટે અહીં જે ઉપાધિ કહી છે, તે વાસ્તવિક નહિ, પણ આરોપિતજ છે અને તેમ છે તેથી અધિષ્ઠાન તથા અધ્યસ્તની સત્તા વિષમ હોવાથી તે બન્નેનું પરસ્પર પરિચ્છેદકપણું નથી; પણ એકબીજાનું તિરોધાયકપણુંજ છે; એટલે પોતપોતાની પ્રતીતિના સમયમાં તે બન્નેનું પણ પૂર્ણપણું છે; કેમકે તે વખતે પ્રતિયોગી પદાર્થનું દર્શન થતું નથી. ઉપાધિ કલ્પિત છે અને તેજ જીવ તથા ઈશ્વરના ભેદમાં હેતુભૂત છે, એ અભિપ્રાય છે.જ્યારે બ્રહ્મમાં આરોપિત એવા પ્રાણાદિને રૂડી વિવેકદષ્ટિદ્વારા અવલોકન કરીને, દોરડીમાંથી સર્પને જેમ દૂર કરવામાં આવે છે, તેમ બ્રહ્મમાંથી દૂર કરવામાં આવે, ત્યારે જીવ તથા ઈશના ભેદમાં નિમિત્ત ઉપાધિનો અભાવ થવાથી પૂર્ણ બ્રહ્મજ બાકી રહે છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે,

**विभेदजनकेऽज्ञाने नाशमात्यंतिकं गते ।**
**आत्मनो ब्रह्मणा भेदमसंतं कः करिष्यति ॥**

વિભેદ ઉત્પન્ન કરાવનારૂં અજ્ઞાન જ્યારે અત્યંત નાશ પામે, ત્યારે આત્માનો બ્રહ્મની સાથે મિથ્યા ભેદ કોણ કરે ?' એ પ્રમાણે અંશ તથા અંશીરૂપે જીવ તથા ઈશમાં ભેદ પ્રાપ્ત થતો નથી, તેથી તેઓ વચ્ચે અભેદ પ્રતિપાદક એવાં '**तत्त्वमसि**' તે તું છે. '**अहं ब्रह्मास्मि** હું બ્રહ્મ છું.' '**अयमात्मा ब्रह्म**' આ આત્મા બ્રહ્મ છે. ઇત્યાદિ શ્રુતિ વચનો સત્ય છે એમ સિદ્ધ થાય છે. જે પૂર્ણ બ્રહ્મ અવશિષ્ટ રહે છે તેને યોગીઓ જુએ છે.

૧૧ પૂર્ણબ્રહ્મથી વાયુ ઉત્પન્ન થયો. અહીં વાયુ શબ્દથી પાંચે મહાભૂતો લેવાં; કારણકે '**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः आकाशाद्वायुः वायोरग्निः अग्नेरापः अद्भ्यः पृथिवी ।** તે આ આત્માથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ થયો, વાયુથી અગ્નિ થયો, અગ્નિથી જળ થયું અને જળથી પૃથ્વી ઉત્પન્ન થઇ છે.' એ પ્રમાણે શ્રુતિ, સર્વ ભૂતોની ઉત્પતિ તે પરમાત્માથીજ કહે છે, વાયુ નિગૃહીત થઇને તે પરમાત્મામાંજ રહે છે, એટલે લય પામે છે, એ દર્શાવતાં પરમાત્માને ભૂતોનું ઉપાદાનકારણ કહ્યું છે.

૧૨ **तत्** શબ્દવાચ્યથી આ સર્વ ઉત્પન્ન થયું છે **तत्** શબ્દવાચ્ય બ્રહ્મ છે. શ્રુતિ કહે છે કે, **तदिति वा एतस्य महतो भूतस्य नाम भवति ।** આ મહાભૂત (બ્રહ્મ)નું **तत्** એવું નામ છે.' તે બ્રહ્મ વાણીના અવિષય હોવાને લીધે અમે તેનું વર્ણન કરી શકતા નથી, પણ તેને યોગીઓ સારી રીતે જુએ છે.

છે અને પરમાત્મા આદિત્યને ગળે છે. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૧૩]

**एकं पादं नोत्क्षिपति सलिलाद्धंस उच्चरन् ।**
**तं चेत्संततमूर्ध्वाय न मृत्युर्नामृतं भवेत् ॥**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ।१४।**

હંસ એટલે પરમાત્મા સંસારસલિલથી ઉપર ત્રણ ચરણવડે ગતિ કરે છે અને ચોથો ચરણ પ્રકાશિત કરતા નથી. તે ત્રણ ચરણને ચલાવવામાટે વ્યાપ્ત થઇને રહેલા ચોથા ચરણને જે પ્રત્યક્ષ કરે છે, તેને મૃત્યુ અથવા અમૃત પ્રાપ્ત થતાં નથી. તે તુરીય પદરૂપ સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૧૪]

**अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा लिंगस्य योगेन स याति नित्यम् । तमीशमीड्यमनुकल्पमाद्यं पश्यंति मूढा न विराजमानम् ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥१५॥**

અંગુઠા જેવડા અંતરાત્મા પુરુષ, લિંગશરીરના સંબંધથી નિત્ય આ લોક તથા પરલોકમાં અથવા જાગ્રત તથા સ્વપ્નમાં ગમન કરે છે. તે ઈશ, સ્તુતિ કરવા યોગ્ય, ઉપાધિના સ્વીકાર પછી સર્વ કાર્ય કરવા સમર્થ, મૂળકારણ અને પ્રત્યક્ચૈતન્યરૂપે પ્રકાશમાન છે, છતાં તેને અજ્ઞાનીઓ જોતા નથી. યોગીઓ તે સનાતન ભગવાનને પ્રત્યક્ષ જુએ છે.[૧૫]

---

૧૩ હવે તે પરમાત્માના દર્શનમાં ઉપાયરૂપ યોગને સંક્ષેપથી કહે છે. યોગશાસ્ત્રમાં કહેલી રીત પ્રમાણે પ્રાણવાયુ અપાનવાયુને ગળે છે—એટલે પોતાનેવિષે તેનો ઉપસંહાર કરે છે. અહીં ચંદ્રમા એટલે મન અને આદિત્ય એટલે બુદ્ધિ લેવાં. એ રીતે જે બુદ્ધિને ગળે છે—એટલે પોતાનેવિષે લય પમાડે છે, તે પરમાત્માને યોગીઓ સાક્ષાત જુએ છે. એ લય કરવાની રીત યોગશાસ્ત્રમાં આ પ્રમાણે કહી છે—

**पार्ष्णिना गुदमापीड्य दंतैर्दंतानसंस्पृशन् ।**
**दृढासनोऽपानवायु मुन्नयेच्च शनैः शनैः ।**
**तं प्राणेनैकतां नीत्वा स्थिरं कृत्वा हृदंबरे ।**
**चेतो मात्रेण तिष्ठेत तच्च बुद्धौ विलापयेत ॥**

પાનીવડે ગુદાનેદબાવી, દાંતોથી દાંતોનો સ્પર્શ ન કરતાં, દૃઢ આસન વાળીને અપાનવાયુને ધીરે ધીરે ઉપર ચઢાવવો અને તેને પ્રાણવાયુની સાથે એકઠો કરીને હૃદયાકાશમાં સ્થિર કરવો. પછી તે પ્રાણનો મનમાં લય કરવો અને મનને બુદ્ધિમાં વિલીન કરી, તે બુદ્ધિને પરમાત્મામાં જોડી દઇને પરમાત્મરૂપે સ્થિતિ કરવી.'

૧૪ '**यत्साक्षादपरोक्षात्** । બ્રહ્મ સાક્ષાત અપરોક્ષ છે—અર્થાત પ્રત્યક્ષ છે.' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે જ્યારે બ્રહ્મ નિત્ય અપરોક્ષ, છે ત્યારે યોગનું શું પ્રયોજન છે ? આ શંકા લઇને યોગનું પ્રયોજન દર્શાવતાં કહે છે કે, હંસની પેઠે હંસ એટલે પરમાત્મા શરીરરૂપી વૃક્ષનો આશ્રય કરીને રહેલા છે, તોપણ તેની સાથે બંધાયલા નથી. તે ચાર ચરણવાળા છે. શ્રુતિ કહે છે કે, '**सोऽयमात्मा चतुष्पात्** । તે આ આત્મા ચાર પાદ—ચરણવાળા છે. તે ચાર પાદ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય છે. તેમાંથી પરમાત્મા તુરીય નામના ચોથા ચરણને પ્રકાશિત કરતા નથી. અને અતિ ગંભીર સંસારસાગરની ઉપર ત્રણ ચરણવડે ફર્યા કરે છે. **तं तुरीयपादं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ।** યોગીઓ તે તુરીય પાદને શિવ, અદ્વૈત અને ચોથો માને છે, તે આત્મા છે, તે જાણવા યોગ્ય છે. આ પ્રમાણે શ્રુતિમાં પ્રસિદ્ધ એવો તે તુરીય પાદ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ નામના ત્રણ પાદમાં વ્યાપ્ત છે અને તેઓને ચલાયમાન કરે છે. કહ્યું છે કે, **तुरीयं त्रिषु संततम्** । તુરીય તત્ત્વ ત્રણેમાં વ્યાપ્ત છે અને તે ઘટે છે; કેમકે ચૈતન્યના સંબંધવિના વિશ્વ વગેરે પોતાનું કાર્ય કરવા સમર્થ થતા નથી. તે તુરીય પુરુષનો જો સાક્ષાત્કાર થાય તો અજ્ઞાનકૃત મૃત્યુ (બંધ) તથા અમૃત (મોક્ષ) એ બન્ને દૂર થઇ જાય છે—અર્થાત જ્ઞાન થતાં બંધ અથવા મોક્ષ એ બન્ને ત્રણેકાળમાં પણ નથી; કેમકે તે અજ્ઞાનથી માનેલાં છે. તાત્પર્ય—જો કે બ્રહ્મ નિત્ય અપરોક્ષ છે, તોપણ તે ઉપાધિયુક્ત રૂપવડેજ પરોક્ષ થઇ જાય છે—અર્થાત પ્રત્યક્ષ થતા નથી. જો તેને ઉપાધિથી ભિન્ન પાડવામાં આવે તો તેનો સાક્ષાત્કાર થાય છે. તે સાક્ષાત્કારને માટે યોગની જરૂર છે. મૂળમાં **सततमृत्विजं** એવો પાઠ હોય, ત્યાં ઋત્વિજની પેઠે ત્રણપાદની ક્રિયાનિમિત્તે, એવો અર્થ કરવો.

**असाधना वाऽपि ससाधना वा समानमेतद् दृश्यते मानुषेषु । समानमेतदमृतस्येतरस्य मुक्तास्तत्र मध्व उत्संसमापुः ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥ १६ ॥**

મનુષ્યોમાં સાધનવાળા અથવા સાધનવિનાના એ સર્વમાં બ્રહ્મ સમાન દેખાય છે, તેમજ મુક્ત તથા બદ્ધને પણ બ્રહ્મ સમાન છે; પરંતુ તેમાં મુક્ત પુરુષો બ્રહ્મરસની પરાકાષ્ઠાને પ્રાપ્ત થયા છે. જે એ પ્રમાણે સર્વમાં સમાન છે, તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૧૬]

**उभौ लोकौ विद्यया व्याप्य याति तदाहुतं चाहुतमग्निहोत्रम् । मा ते ब्राह्मी लघुतामादधीत प्रज्ञानं स्यान्नाममधीरा लभंते ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥ १७ ॥**

જ્ઞાની પુરુષ બ્રહ્માકાર વૃત્તિવડે આત્મલોક તથા અનાત્મલોક એમ બન્ને લોકમાં વ્યાપીને ગમન કરે છે અને તે સમયે તેણે નહિ હોમેલું અગ્નિહોત્ર પણ હોમેલું ગણાય છે. ("હું મહાન છું" એ પ્રમાણે બોલતા એવા) તારી બ્રાહ્મીવાણી લઘુતા ન કરો. પ્રજ્ઞાન એવું બ્રહ્મનું નામ છે અને તે નામ ધીર પુરુષો પામે છે. જેનું નામ પ્રજ્ઞાન છે, તે સનાતન ભગવાનને યોગીઓ જુએ છે.[૧૭]

---

૧૫ અંગુઠા જેવડા–હૃદયાકાશમાં રહેવાથી પરમાત્માને અંગુઠા જેવડા કહ્યા છે; અને એથી હૃદયકમળ ધ્યાનનું સ્થળ છે, એમ ઉપદેશ કર્યો છે. તે પુરુષ એટલે પૂર્ણ અને અંતરાત્મા એટલે બાહ્ય એવા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય–આ પાંચ કોશોની અંદર રહેલા છે. તે લિંગશરીર એટલે પાંચ પ્રાણ, દશ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ–એ સત્તર તત્ત્વોના સંબંધને લીધે આ લોકમાં તથા પરલોકમાં અથવા જાગ્રત તથા સ્વપ્નમાં ગમન કરે છે. તે સર્વના ઈશ એટલે નિયંતા છે, ઈડ્ય એટલે સ્તુતિ કરવા યોગ્ય છે, અનુકલ્પ એટલે ઉપાધિની પાછળ સર્વ કાર્ય કરવા સમર્થ છે, આદ્ય એટલે મૂળકારણ છે અને વિરાજમાન એટલે પ્રત્યક્ચૈતન્યરૂપે સર્વમાં પ્રકાશમાન છે, છતાં મૂઢ લોકો તેને જોઈ શકતા નથી. તેનો યોગીઓ સાક્ષાત્કાર કરે છે.

૧૬ જ્યારે અંગુઠા જેવડા પરમાત્મા હૃદયમાં રહેલા છે, ત્યારે તેને હૃદયના તાપથી તાપની પ્રાપ્તિ પણ થશે અને તેમ તાપ પામવાના સ્વભાવવાળા પુરુષની મુક્તિ કયાંથી થવાની ? આવી શંકા લઇને તે પરમાત્માને કદી તાપ લાગતો નથી, એ આ શ્લોકમાં કહે છે. માનુષોમાં એટલે પ્રાણ તથા ઈંદ્રિયાદિકોના અભિમાની જીવોમાં કેટલાએક અસાધન એટલે શમ, દમ વગેરે સાધનોથી રહિત છે અને કેટલાએક સાધનોથી સંપન્ન છે; પરંતુ તે સર્વમાં રહેલા આ બ્રહ્મ સમાન એટલે નિર્વિકારજ છે. શ્રુતિ કહે છે કે–'**असंगोह्ययं पुरुषः** । આ પુરુષ સંગરહિત છે.' એ પ્રમાણે મુક્ત તથા બંધાયેલા પુરુષોમાં પણ પરમાત્મા નિર્વિકારપણેજ રહેલા છે. ત્યારે મુક્ત પુરુષોમાં વિશેષ શું ? એ શંકાના સમાધાનમાં કહે છે કે–બંધાયેલા તથા મુક્ત પુરુષોમાંથી જે મુક્ત પુરુષો છે, તેઓ મધુની એટલે બ્રહ્મરસની પરાકાષ્ઠાને પ્રાપ્ત થયેલા છે. આનો ભાવ એ છે કે, એક અવસ્થામાં પ્રાપ્ત થયેલું દુઃખ બીજી અવસ્થામાં દેખાતું નથી, તેથી ઉપાધિનો ધર્મ તેજ દુઃખ છે અને તે ભ્રાંતિવડે ઉપાધિવાળા ચૈતન્યમાં પણ ભાસે છે. જેમ સ્ફટિક જાતે શ્વેત છે છતાં તેની પાસે જાસુદનું રાતું ફૂલ મૂકવાથી તેમાં રતાશ દેખાય છે, તેમ આત્મામાં પણ ઉપાધિને લીધે દુઃખાદિકનો ભાસ થાય છે. સંપૂર્ણ રીતે ઉપાધિનો ત્યાગ કરવામાં આવે તો મુક્ત પુરુષોને દુઃખનો સ્પર્શ પણ થતો નથી; પરંતુ તેઓ નિરતિશય આનંદ ભોગવે છે. આ રીતે સર્વમાં સમાનપણાથી રહેલા પરમાત્માને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.

૧૭ એ પ્રમાણે બ્રહ્મની પ્રાપ્તિથી સર્વ ફળની પ્રાપ્તિ અને કૃતાર્થતા થાય છે, એ કહે છે. જ્ઞાની પુરુષ વિદ્યાવડે એટલે બ્રહ્માકાર થયેલી અંતઃકરણની વૃત્તિવડે અને 'હુંજ આ સર્વરૂપ છું' એવી સર્વાત્મભાવવાળી વૃત્તિવડે, બન્ને લોકોને એટલે આત્મલોકને અને અનાત્મલોકને પ્રકાશીને–અર્થાત્ તેનાં સ્વરૂપને જાણીને, પ્રારબ્ધકર્મ વડે પ્રાપ્ત થયેલા દેહને ધારણ કરી, તે બન્ને લોકમાં ફરે છે. જ્યારે એ પ્રમાણે બ્રહ્માકારવૃત્તિ થાય છે, ત્યારે તે અગ્નિહોત્રમાં હોમ ન કરે

**एवं रूपो महात्मा स पावकं पुरुषो गिरन्।**
**यो वै तं पुरुषं वेद तस्येहार्थो न रिष्यते ॥**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥१८॥**

ઉપર પ્રમાણે વર્ણવેલા પરમાત્મા, ભોક્તા જીવનો પોતાનેવિષે ઉપસંહાર કરે છે. તે પૂર્ણ પુરુષને જે જાણે છે, તેનો પુરુષાર્થ આ લોકમાં નાશ પામતો નથી. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૧૮]

**यः सहस्रं सहस्राणां पक्षान्संतत्य संपतेत् ।**
**मध्यमे मध्य आगच्छेदपि चेत्स्यान्मनोजवः॥**
**योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ।१९।**

જે કોઇ અનંત પાંખો પહોળી કરીને દૂર ઉડી જાયઅને મનના જેવા વેગવાળો હોય તો-પણ તે શરીરને વિષે હૃદયમાં રહેલા પરમેશ્વરમાંજ આવી જાય છે. એ રીતે દૂર રહેલો પણ જેમાં છે, તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.

**न दर्शने तिष्ठति रूपमस्य पश्यंति चैनं सुविशुद्धसत्वाः। हितो मनीषी मनसा न तप्यते ये प्रव्रजेयुरमृतास्ते भवंति ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥ २० ॥**

એ પરમાત્માનું રૂપ ચક્ષુ વગેરે ઇંદ્રિયોથી ગ્રહણ થતું નથી; પરંતુ અત્યંત શુદ્ધ ચિત્તવાળા પુરુષો ચિત્તવડેજ એને ગ્રહણ કરે છે. જ્યારે પુરુષ સર્વનો હિતૈષી થાય, મનનો નિગ્રહ કરવાના સ્વભાવવાળો થાય તથા પુત્રાદિનો નાશ થતાં પણ મનમાં સંતાપ પામે નહિ, ત્યારેજ તેની ચિત્તશુદ્ધિ થઈ એમ જાણવું. તે શુદ્ધ ચિ-

---

તોપણ તે હોમ કરેલોજ ગણાય છે—અર્થાત્ જ્ઞાનમાં સર્વ કર્મફળ સમાઇ જાય છે. એટલા માટે 'હું મહાન છું' એ પ્રમાણે બોલના તમારાવિષે બ્રાહ્મી વાણી હલકાપણાનો આરોપ ન કરો–અર્થાત તમે પોતે 'હું દાસ છું' એમ બોલો નહિ; કેમકે આત્મા મહાન છે–તે કોઇ રીતે હલકો નથી. શ્રુતિ કહે છે કેઃ–" **तं चेद्ब्रूयुरतिवादयसीत्यतिवादयस्मीति ब्रूयान्नापन्हुवीत ।** તેને કોઇ કહે કે, 'તું અતિવાદ કરનારો છે' તો તેને કહેવું કે 'હા હું અતિવાદી છું.' પણ આત્માને છુપાવવો નહિ." આ શ્રુતિજ બ્રહ્મવેત્તાને અતિવાદપણાનો દોષ નથી એમ દર્શાવે છે. પ્રજ્ઞાન એવું બ્રહ્મનું જે નામ છે, તેજ નામ બ્રહ્મવેત્તાનું પણ છે, એ આ બે શ્રુતિઓથી સિદ્ધ થાય છે. '**प्रज्ञानं ब्रह्म।** પ્રજ્ઞાન બ્રહ્મ છે.' '**ब्रह्मविद्ब्रह्मैव ।** બ્રહ્મવેત્તા બ્રહ્મજ છે.' બ્રહ્મરૂપ થયેલા જ્ઞાનીએ અધિકારીઓની આગળ પોતાનું માહાત્મ્ય ગુપ્ત રાખવું નહિ; પરંતુ અનધિકારી મનુષ્યોની આગળ ગુપ્તજ રાખવું. કહ્યું છે કેઃ–

**तथा चरेत वै योगी सतां धर्ममदूषयन् ।**
**जना यथाऽवमन्येरन् गच्छेयुर्नैव संगतम् ।**

સત્પુરુષોના ધર્મને દૂષિત ન કરતાં યોગીએ એ રીતે વર્તવું, કે જે રીતે મનુષ્યો એનું અપમાન કરે અને એની સંગતિ કરે નહિ.' ધ્યાનનિષ્ઠ પુરુષોજ એ પ્રજ્ઞાનને પામે છે. જેનું નામ પ્રજ્ઞાનને છે, તેને યોગીઓ પ્રત્યક્ષ કરે છે.

૧૮ ઉપર વર્ણવેલા, વાણી તથા મનથી પર જગતના જન્માદિકના કારણ, નિર્વિકાર, યોગવડેજ પ્રાપ્ત થનારા, જેનાં જ્ઞાનથી મહાપૂજ્યપણું પ્રાપ્ત થાય છે અને કર્મના લેપનો દોષ લાગતો નથી, તે પરમાત્મા પાવક એટલે ભોક્તા જીવનો પોતાને-વિષે લય કરે છે; તે પૂર્ણ પુરુષને જે જાણે છે તેનો પુરુષાર્થ એટલે મોક્ષ નાશ પામતો નથી–અર્થાત કર્મનાં ફળની પેઠે જ્ઞાનનું ફળ અનિત્ય નથી, પણ નિત્ય છે. જેના જ્ઞાનવડે અર્થનો નાશ થતો નથી તેને યોગીઓ જુએ છે.

૧૯ જ્ઞાનથી કેવળ મોક્ષજ થતો નથી, પરંતુ જ્ઞાનવડે સર્વ દૂર રહેલું પણ આત્મામાંજ રહેલું છે, એ કહે છે; દશલાખ અથવા અનંત પાંખો કરીને જે દૂર જાય, તે પણ શરીરની અંદર હૃદયમાં રહેલા પરમેશ્વરમાંજ આવે છે; અર્થાત્ યોગીઓ ગમે તેટલી દૂરની વસ્તુને પણ હૃદયાકાશમાંજ જુએ છે. તે માત્ર વર્તમાન કાળનીજ વસ્તુને નહિ, પરંતુ ભૂતકાળની અને ભવિષ્યકાળની વસ્તુને પણ જુએ છે. હૃદયાકાશના સંબંધમાં શ્રુતિ કહે છે કેઃ–' **यच्चास्येहास्ति यच्चनास्ति सर्वं तदत्र गत्वा विंदते ।** જે કંઇ વસ્તુ અહીં છે અને જે કંઇ નથી, તે સર્વને હૃદયાકાશમાં રહેલા બ્રહ્મને પ્રાપ્ત થવાથી મેળવે છે.' દૂર રહેલો પણ જેમાં છે તે પરમાત્માને યોગીઓ જુએ છે.

ત્તદ્વારા પરમાત્માને જાણીને જેઓ વિઘ્નના હેતુરૂપ ગૃહ વગેરેનો ત્યાગ કરી સંન્યાસીઓ થાય છે, તેઓ અમૃત (મુક્ત) થાય છે તે અમૃતરૂપ સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ કરે છે.[૨૦]

**गूहंति सर्पा इव गह्वराणि स्वशिक्षया स्वेन वृत्तेन मर्त्याः। तेषु प्रमुह्यंति जना विमूढा यथाऽध्वानं मोहयंते भयाय ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥ २१ ॥**

જેમ સર્પો દરમાં ભરાઇને પોતાનાં શરીરોને છુપાવે છે, તેમ (કૌલિક) મનુષ્યો પોતાના ગુરુના શિક્ષણથી અથવા પોતાના દંભી વર્તનથી પાપોને છુપાવે છે. તેવા બહારથી રમણીય જણાતા પુરુષો ઉપર મૂઢ મનુષ્યો અત્યંત મોહ પામે છે અને તેવા દંભીઓ શિષ્ટોના બાહ્ય આચારનો ત્યાગ ન કરતાં મૂઢ જનોને નરકમાં નાખવા તેઓને મોહિત કરે છે, માટે જે પરમાત્માના લાભને સારૂ સારી પરીક્ષા કરેલા સજ્જનોનીજ સંગતિ કરવી જોઈએ. તે સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૨૧]

**नाहं सदाऽसत्कृतः स्यां न मृत्युर्नचामृत्युरमृतं मे कुतः स्यात् । सत्यानृते सत्यसमानबंधे सतश्च योनिरसतश्चैक एव ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥२२॥**

જીવન્મુક્તને અનુભવ થાય છે કે, હું ત્રણે કાળમાં અસત એવા દેહાદિકના ધર્મવાળો નથી; માટે મને મૃત્યુ અને જન્મલાભ પણ નથી; જ્યારે મને બંધ નથી, ત્યારે મોક્ષ પણ કોનાથી હોય? સત્ય અને અસત્યરૂપ જગત સત્ય તથા સમાન એવા બ્રહ્મને અધીન છે અને કાર્ય તથા કારણની ઉત્પત્તિ તથા પ્રલયનું સ્થાન હું એકજ છું. તે મને-સનાતન ભગવાનને યોગીઓ પ્રત્યક્ષ જુએ છે.[૨૨]

---

૨૦ એ પ્રકારના આત્માના દર્શનને માટે યોગને અનુકૂળ એવાં બીજાં કેટલાંએક સાધનો આ શ્લોકમાં કહ્યાં છે.

૨૧ સંન્યાસ ગ્રહણ કર્યા પછી પણ ઠગ લોકોની સંગતિ કરવી નહિ, એ કહે છે. જેમ સર્પો પારકાને ઉદ્વેગ પમાડે છે, તોપણ તેઓ પોતે દર વગેરેમાં ભરાઇને પોતાના શરીરને છુપાવે છે, તેમજ દુષ્ટ તાંત્રિક મનુષ્યો, પોતાના ગુરુના ઉપદેશથી અથવા ઉપર ઉપરથી જોનારાઓને રમણીય લાગે તેવાં દંભરૂપ પોતાનાં આચરણથી મદ્ય, માંસ, પરસ્ત્રીનું સેવન વગેરે પાપોને ઢાંકે છે. તેવા બહારથી સારા દેખાતા બગભકતોથી મૂઢ મનુષ્યો મોહ પામે છે. તે ધૂર્તો શિષ્ટ લોકોના બાહ્ય આચારનો ત્યાગ કરતા નથી; પણ અંદરથી મલિન રહે છે અને લોકોને નરકમાં નાખવામાટે મદિરા, માંસ વગેરેના ઉપયોગવાળાં અપવિત્ર વ્રતોનો ઉપદેશ કરીને તેઓને ઠગે છે. એટલામાટે સારી રીતે પરીક્ષા કર્યા પછીજ સંગતિ કરવી. જેના લાભને માટે સત્સંગની જરૂર છે, તે પરમાત્માનો યોગીઓ સાક્ષાત્કાર કરે છે.

૨૨ એ પ્રમાણે જેઓને સર્વ કર્મોનો સ્પર્શ થતો નથી. એવા યોગીઓએ પણ દુઃસંગનો ત્યાગ અવશ્ય કરવો જોઇએ, એમ કહીને હવે તે જીવન્મુક્તોના અનુભવનો અનુવાદ કરે છે. અસત એવા દેહ, ઇંદ્રિય વગેરેએ તદ્રૂપ આરોપને લીધે તદાકાર કરેલો-અર્થાત સુખ, દુઃખ, જરા, મરણ વગેરે ધર્મવાળો કરેલો હું ત્રણેકાળમાં તે ધર્મવાળો નથી; અને તેથીજ મને દેહના વિયોગરૂપ મૃત્યુ નથી, તેમજ અમૃત્યુ કહેતાં મૃત્યુનો વિરોધી જન્મલાભ પણ નથી; અને જન્મમરણના પ્રવાહરૂપ મૃત્યુ નામનો બંધ મને નથી ત્યારે મોક્ષ પણ કોનાથી હોય? અર્થાત કોઇથી પણ નહિ. તેમાં કારણ એ છે કે, ઘટપટાદિક સત્ય વસ્તુ અને દોરડીમાં જણાતી સર્પાદિક અસત્ય વસ્તુ એ બન્ને, સત્ય એટલે અબાધિત અને સર્વદા સર્વ દેશોમાં એકરૂપ એવા બ્રહ્મનેજ અધીન છે—અર્થાત સર્વ જગત બ્રહ્માધીન છે. બ્રહ્મરૂપ હું એકલોજ કાર્ય તથા કારણની ઉત્પત્તિ તથા લયનું સ્થાન છું. તે મને યોગીઓ જુએ છે. તેમજ શ્રુતિ કહે છે કેઃ—

**न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः । न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥**

આત્માનો લય નથી, તેની ઉત્પત્તિ પણ નથી, આત્મા બંધાયેલો નથી, સાધક નથી, મુમુક્ષુ

**न साधुना नोत असाधुनावाऽसमानमेतद्‌दृश्यते मानुषेषु । समानमेतदमृतस्य विद्यादेवं युक्तो मधु तद्वै परीप्सेत् ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥२३॥**

એ ચૈતન્યરૂપ બ્રહ્મ સારાં કર્મથી ઉત્કૃષ્ટ થતા નથી, અથવા નઠારાં કર્મથી અધમ થતા નથી. આ ઉત્તમ અધમપણું મનુષ્યોમાંજ જેવામાં આવે છે. એ ચિદ્રૂપ બ્રહ્મ કૈવલ્યના જેવા છે એમ જાણવું–અર્થાત જેમ કૈવલ્યમાં પુણ્યપાપનો સ્પર્શ થતો નથી, તેમ બ્રહ્મવેત્તાને પણ પુણ્યપાપનો સ્પર્શ થતો નથી; માટે પૂર્વોક્ત પ્રકારે યોગ કરનારાએ તે બ્રહ્મને હરકોઇ રીતે પ્રાપ્ત કરવાની ઇચ્છિા કરવી. યોગીઓ તે સનાતન ભગવાનને પ્રત્યક્ષ જુએ છે.[23]

**नास्यातिवादा हृदयं तापयंति नानधीतं नाहुतमग्निहोत्रम् । मनो ब्राह्मी लघुतामादधीत प्रज्ञां चास्मै नाम धीरा लभंते ॥ योगिनस्तं प्रपश्यंति भगवंतं सनातनम् ॥२४॥**

નિંદાવચનો આત્મવેત્તાના હૃદયને તપાવતાં નથી, તેમજ મેં અધ્યયન કર્યું નહિ અથવા અગ્નિહોત્રમાં હોમ કર્યો નહિ, એવી ચિંતાઓ પણ તેના મનને તપાવતી નથી. બ્રહ્મવિદ્યા પુરુષને તુરત તે જ્ઞાન અર્પણ કરે છે, કે જે જ્ઞાનને ધ્યાનવાળા પુરુષો અવશ્ય પ્રાપ્ત કરે છે. પૂર્વોક્ત કારણો જેને તપાવતાં નથી, તે બ્રહ્મરૂપ સનાતન ભગવાનનો યોગીઓ સાક્ષાત્કાર કરેછે.[24]

**एवं यः सर्वभूतेषु आत्मानमनुपश्यति । अन्यत्रान्यत्र युक्तेषु किं स शोचेत्ततः परम् ॥**

---

નથી તેમ મુક્ત પણ નથી. આ પરમાર્થ સ્થિતિ છે–અર્થાત સૃષ્ટિ વગેરે સર્વ મારેવિષેજ કલ્પેલું છે.

૨૩ '**सन साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयान्** । બ્રહ્મવેત્તા સારાં કર્મથી શ્રેષ્ઠ થતો નથી, તેમ નઠારાં કર્મથી કનિષ્ટ પણ થતો નથી.' એ પ્રમાણે બ્રહ્મવિદ્યાથી પુરુષને કર્મોનો સ્પર્શ થતો નથી એ શ્રુતિસિદ્ધ વાત આ શ્લોકમાં કહે છે. સોળમા '**असाधना वाऽपि ससाधनावा**' એ શ્લોકમાં બ્રહ્મનું અસંગપણું કહ્યું છે. હવે આ શ્લોકમાં બ્રહ્મવેત્તાને પાપનો સ્પર્શ થતો નથી એ કહે છે. ચૈતન્યરૂપ બ્રહ્મ એટલે બ્રહ્મવેત્તા શુભ કર્મો કરવાથી શ્રેષ્ઠ થતો નથી, તેમજ અશુભ કર્મો કરવાથી હીન પણ થતો નથી. એ ઉત્તમ તથા અધમ કર્મનાં ફળ દેહાભિમાની મનુષ્યોમાંજ જણાય છે; પરંતુ બ્રહ્મવેત્તામાં જણાતાં નથી. એમાં કારણ એ છે કે, એ બ્રહ્મવેતા અમૃત–કૈવલ્યના સમાન છે, માટે કૈવલ્યમાં જેમ પુણ્યપાપનો સ્પર્શ નથી, એ વાત સર્વવાદીઓને માન્ય છે, તેમ બ્રહ્મવેત્તામાં પણ પુણ્યપાપનો સ્પર્શ નથી. એટલામાટે પૂર્વે કહેલા પ્રકારથી યોગનું સેવન કરનારાએ, તે મધુ–બ્રહ્મને પ્રાપ્ત કરવાની સર્વ પ્રકારે ઇચ્છા કરવી; કારણ કે યોગીઓ તેનો સાક્ષાત્કાર કરે છે. મધુના સ્થાનમાં વસુ એવો પાઠ હોય ત્યાં પણ એજ અર્થ કરવો, કેમકે બહુપણાની સમાપ્તિ બ્રહ્મમાંજ થાય છે.

૨૪ આત્મવેત્તા પુરુષના હૃદયને નિંદાનાં વચનો તાપ આપતાં નથી; તેમ મેં અમુક અધ્યયન ન કર્યું અથવા હોમ ન કર્યો ઇત્યાદિ પણ એના મનને તપાવતાં નથી. શ્રુતિ કહે છે કે, '**नैनं कृताकृते तपतः** । જ્ઞાનીને કરેલાં અને ન કરેલાં કર્મ તપાવતાં નથી.' '**एतं हवाव न तपति किमहं साधु नाकरवं किमहं पापमकरवम्** । મેં સારૂં કામ કેમ કર્યું નહિ? મેં પાપ કેમ કર્યું? એવા વિચારો જ્ઞાનીને તાપ આપતા નથી.' બ્રહ્મના સંબંધવાળી આ વિદ્યાજ એ પુરુષને તત્કાળ 'ઋતંભરા' નામની પ્રજ્ઞા આપે છે. જે પ્રજ્ઞાના સંબંધમાં સ્મૃતિ કહે છે કે:–'**प्रज्ञाप्रासादमारुह्य ह्यशोच्यः शोचतो जनान् । भूमिष्ठानिव शैलस्थः सर्वान्प्राज्ञोऽनुपश्यति** । શોકને માટે અયોગ્ય એવો જ્ઞાની પુરુષ જ્ઞાનરૂપી મહાલયપર ચઢીને, પર્વતપર બેઠેલો પુરુષ જેમ ભૂમિપર રહેલાઓને જુએ છે, તેમ શોક કરતાં મનુષ્યોને જુએ છે.' આવી ઋતંભરા પ્રજ્ઞા જ્ઞાનીને પ્રાપ્ત થાય છે–અર્થાત્ આત્મવેત્તા સર્વવેત્તા થાય છે. ધ્યાનિષ્ઠ પુરુષોએ પ્રજ્ઞાને અવશ્ય મેળવે છે, બીજાઓ મેળવતા નથી. આથી શોક તથા મોહની નિવૃત્તિ અને સર્વજ્ઞપણું એ બ્રહ્મવિદ્યાનું ફળ કહ્યું છે. જેને નિંદાદિક તપાવતાં નથી, તે જ્ઞાનીથી અભિન્ન પરમેશ્વરને યોગીઓ જુએ છે.

એ પ્રમાણે જે પુરુષ જૂદાં જૂદાં કામોમાં જોડાયલાં સર્વ પ્રાણીઓમાં ગુરુના ઉપદેશથી આત્માને જુએ છે, તે પુરુષ પછી શામાટે શોક કરે ? [૨૫]

**यथोदपाने महति सर्वतः संप्लुतोदके ।**
**एवं सर्वेषु वेदेषु आत्मानम॒जानतः ॥२६॥**

ચોતરફ પાણીથી ભરેલા મોટા સરોવરમાંથી મનુષ્ય જેમ ઉપયોગ જેટલા જળથી સ્નાન, પાન વગેરે કાર્ય સિદ્ધ કરે છે, તેમ આત્મવેત્તા પુરુષ પણ સર્વ વેદોમાંથી સારમાત્ર ગ્રહણ કરીને કૃતાર્થ થાય છે. [૨૬]

**अंगुष्ठमात्रः पुरुषो महात्मा न दृश्यतेऽसौ हृदि संनिविष्टः॥ अजश्चरो दिवारात्रमतंद्रितश्च स तं मत्वा कविरास्ते प्रसन्नः ॥२७॥**

હૃદયમાં રહેલા, અંગુઠા જેટલા મહાત્મા પુરુષ જોવામાં આવતા નથી. તે અજન્મા આળસરહિત થઇને રાત્રિ દિવસ ઉદ્યોગી રહે છે. જ્ઞાની પુરુષ તેને આત્મા જાણી, કર્મથી શાંત થઇ પ્રસન્ન રહે છે. [૨૭]

**अहमेव स्मृतो माता पिता पुत्रोऽस्म्यहं पुनः।**
**आत्माऽहमपि सर्वस्य यच्च नास्ति यदस्ति च॥**

હુંજ માતા તથા પિતા કહેવાઉ છું, વળી પુત્ર પણ હુંજ છું અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં સર્વનો આત્મા પણ હુંજ છું. [૨૮]

**पितामहोऽस्मि स्थविरः पिता पुत्रश्च भारत ।**
**ममैव यूयमात्मस्था न मे यूयं न वो वयम् ।२९।**

હે ભારત ! હું વૃદ્ધ પિતામહ છું, પિતા છું તથા પુત્ર પણ છું. તમે મારાજ આત્મામાં રહેલા છો, પરંતુ તમે મારા નથી અને અમે તમારા નથી. [૨૯]

**आत्मैव स्थानं मम जन्म चात्मा ओतप्रोतोऽहमजरप्रातिष्ठः । अजश्चरो दिवारात्रमतंद्रितोऽहं मां विज्ञाय कविरास्ते प्रसन्नः॥३०॥**

મારૂં આધષ્ઠાન આત્માજ છે, મારા જન્મનો હેતુ પણ આત્માજ છે, અચળ પ્રતિષ્ઠાવાળો હું જગતમાં ઓતપ્રોત રહેલો છું અને અજન્મા હું આળસરહિત થઇને નિત્ય વિચર્યા કરૂં છું. મને જાણીને જ્ઞાની પ્રસન્ન રહે છે. [૩૦]

---

૨૫ એ પ્રકારે જે પુરુષ ગુરુનો ઉપદેશ શ્રવણ કર્યા પછી સર્વ પ્રાણીઓમાં સત્તારૂપે વ્યાપી રહેલા આત્માને જુએ છે–અર્થાત ધ્યાનથી તેનો સાક્ષાત્કાર કરે છે, તે પુરુષ સ્ત્રીપુત્રાદિમાં તથા કર્મોમાં ગુંથાઈ રહેલા પુરુષોની વચ્ચે પણ શોક કરતો નથી; માત્ર તે સંસારીઓજ શોક કરે છે.

૨૬ જેમ મોટા જળાશયમાંથી ઉપયોગ જેટલા જળવડે તૃષાતુર મનુષ્યની સ્નાનપાનાદિક ક્રિયા સિદ્ધ થાય છે, તેમ સર્વ વેદોમાંથી તાત્પર્યના ગ્રહણ કરવાથી આત્મવેત્તા ધ્યાનની ઇષ્ટિસિદ્ધિ થાય છે; માટે ગ્રંથોનો ભાર ઉપાડવો મિથ્યાજ છે, પણ તેમાં રહેલા પોતાના ઉપયોગી સારમાત્રને ગુરુવાકયથી ગ્રહણ કરીને કૃતકૃત્ય થવું.

૨૭ આત્મા ઉપાધિવડે અલ્પ પરિમાણવાળા છતાં પોતે મહાત્મા–વ્યાપક છે તથા રૂપાદિકથી રહિત હોવાને લીધે દેખાતા નથી. તે જન્માદિથી રહિત છે, છતાં જગતને નિયમમાં રાખવા માટે નિત્ય ઉદ્યોગી રહે છે. અધિકારી પુરુષ તે આત્માને જાણીને કૃતાર્થ થવાથી કર્મનો ત્યાગ કરે છે, અને ઉપાધિની મલિનતાના ત્યાગથી નિર્મળ રહે છે.

૨૮ હવે બ્રહ્મવેત્તા પોતાના બ્રહ્મભાવને વામદેવની પેઠે પ્રત્યક્ષ કરતો પોતાના સર્વાત્માપણાંની સ્તુતિ કરે છે, તે આ શ્લોકમાં કહે છે.

૨૯ એ પ્રમાણે આત્મામાં સર્વનો આરોપ કરીને, પછી 'તમે મારા નથી' ઇત્યાદિ કહીને તેનો અપવાદ કરે છે. તાત્પર્ય એ છે કે, દોરડીમાં સર્પનો આરોપ કરાય છે, તોપણ તે બન્ને વચ્ચે કોઈ જાતનો સંબંધ નથી; કારણ કે અધિષ્ઠાનવિના અધ્યસ્ત મિથ્યા છે; તેમજ અધિષ્ઠાનરૂપ પરમાત્મા તથા અધ્યસ્ત જગતની વચ્ચે પણ સંબંધ નથી એમ જાણવું.

૩૦ હુંજ મુમુક્ષુઓને જાણવા યોગ્ય છું. એ કહે છે–મારૂં સ્થાન આત્માજ છે. શ્રુતિ કહે છે કે, '**स्वे महिम्नि प्रतिष्ठितः ।** આત્મા પોતાના મહિમામાં રહેલા છે.' હું અજન્મા હોવાથીજ વસ્ત્રમાં આડાઅવળા રહેલા તાંતણાની પેઠે જગતમાં વ્યાપી રહેલો છું, તે સર્વ પ્રાણીઓના

**अणोरणीयान्सुमनाः सर्वभूतेषु जाग्रति ।**
**पितरं सर्वभूतेषु पुष्करे निहितं विदुः ॥३१॥**

આત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, સુમના એટલે દિવ્ય ચક્ષુવાળા છે અને સર્વ પ્રાણીઓમાં અંતર્યામીરૂપે જાગ્રત છે. તે સર્વના પિતા સર્વ પ્રાણીઓના હૃદયકમળમાં રહેલા છે, એમ જ્ઞાનીઓ જાણે છે.[૩૧]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સનત્સુજાત પર્વમાં અધ્યાય ૪૬ મો સમાપ્ત.**

**સનત્સુજાત પર્વ સમાપ્ત.**

# यानसंधि पर्व

## અધ્યાય ૪૭ મો

### સંજય સભામાં આવ્યો.

**॥ वैशंपायन उवाच ॥**

**एवं सनत्सुजातेन विदुरेण च धीमता ।**
**सार्धं कथयतो राज्ञः सा व्यतीयाय शर्वरी ॥१॥**

વૈશંપાયને કહ્યું:—એ પ્રમાણે સનત્સુજાત અને બુદ્ધિમાન વિદુરની સાથે વાર્તાલાપ કરતા ધૃતરાષ્ટ્રની તે રાત વીતી ગઇ.[૧] તે રાત્રિ વીતીને પ્રભાત થતાં સર્વે રાજાઓ સંજયને મળવાની ઇચ્છાથી પ્રસન્ન થઇ સભામાં દાખલ થયા.[૨] તે સભા ચૂનો દેવાથી સ્વચ્છ લાગતી હતી, વિશાળ હતી, આંગણામાં સોનેરી કીનખાબ પાથરવાથી શોભાયમાન હતી, ચંદ્રના જેવી કાંતિવાળી હતી, સુંદર હતી, ચંદનના જળના છંટકાવવાળી હતી તથા સારી ગાદીઓવાળાં અને ગલેફવાળાં સોનાનાં, લાકડાનાં, પાષાણનાં અને હાથીદાંતનાં સુંદર આસનો તેમાં ગોઠવી દીધેલાં હતાં. તે રાજસભામાં પાંડવોનાં ધર્મ તથા અર્થયુક્ત વચનો સાંભળવાની ઇચ્છાથી ધૃતરાષ્ટ્ર વગેરે સર્વ રાજાઓએ પ્રવેશ કર્યો.[૩-૫] હે ભરતશ્રેષ્ઠ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, શલ્ય, કૃતવર્મા, જયદ્રથ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાલ્હિક, મહાબુદ્ધિશાળી વિદુર, મહારથી યુયુત્સુ અને સર્વે શૂરા રાજાઓ એકઠા મળી, ધૃતરાષ્ટ્રને આગળ કરીને તે સુંદર સભામાં દાખલ થયા. વળી દુઃશાસન, ચિત્રસેન, સુબળનો પુત્ર શકુનિ, દુર્મુખ, દુઃસહ, કર્ણ, ઉલૂક અને વિવિંશતિ—એ સર્વે અસહનશીલ દુર્યોધનને આગળ કરીને, દેવો જેમ ઇંદ્રસભામાં પ્રવેશ કરે, તેમ તે સભામાં દાખલ થયા. હે રાજા ! ભૂંગળના

અંતરાત્મા, સર્વેશ્વર અને સર્વકર્તા મને જાણીને જ્ઞાની નિર્મળ રહે છે.

૩૧ પ્રકરણના અર્થનો ઉપસંહાર કરતાં કહે છે કે:—આત્મા સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ છે—અર્થાત્ એકાએક લક્ષમાં આવે તેવા નથી. અતિસૂક્ષ્મએટલે પરિમાણવાળા નહિ, પણ સહસા લક્ષમાં આવે તેવા નથી;કારણ કે શ્રુતિમાં બ્રહ્મનું નિર્ગુણ સ્વરૂપ વર્ણવતાં કહ્યું છે કે:—'**अस्थूलमनण्वह्रस्वमदीर्घम्।** બ્રહ્મ સ્થૂલ, સુક્ષ્મ, ટુંકું અથવા લાંબું નથી.' આથી બ્રહ્મમાં ચાર પ્રકારનાં પરિમાણનો નિષેધ કર્યો છે. પરમાત્મા ભૂત, ભવિષ્ય વગેરે સર્વને પ્રકાશ કરનારા અને માયારૂપી દિવ્ય ચક્ષુવાળા છે. શ્રુતિ કહે છે કે:—'**मनोऽस्य दैवं चक्षुः ।** માયા એ પરમાત્માનું દિવ્યચક્ષુ છે.' આથી સગુણ રૂપ કહ્યું છે. પરમાત્મા સર્વના અર્થાત આકાશાદિક ભૂતોના તથા મનુષ્યાદિ જરાયુજોના પિતા છે. ઉપર વર્ણવેલા ગુણોથી યુક્ત પરમાત્માનો હૃદયમાં ચિંતનદ્વારા સાક્ષાત્કાર કરવાથી મનુષ્ય કૃતકૃત્ય થાય છે.×

×**न निद्राति परार्थार्थी न च बुध्यति बोधितः।**
**इति प्रजागरे सानत्सुजाते चापि वर्णितं ॥**

પારકું ધન પચાવી પાડવાની ઇચ્છાવાળા મનુષ્યને ઉંઘ આવતી નથી, તેમ તેને બોધ કરતાં બોધ લાગતો નથી, એ પ્રજાગર પર્વમાં તથા સનત્સુજાત પર્વમાં વર્ણવ્યું છે.

ેવા બાહુવાળા તે શૂરવીરોએ પ્રવેશ કરવા માં-
ડ્યો ત્યારે તે સભા સિંહોથી જેમ પર્વતની
ગુફા શોભે તેમ શોભવા લાગી. મહાધનુર્ધારી,
મહાબળવાન તથા સૂર્યના જેવી કાંતિવાળા તે
સર્વે સભામાં પ્રવેશ કરીને ચિત્રવિચિત્ર આસ-
નો ઉપર બેઠા; હે ભરતવંશી જનમેજય!
તે સર્વે આસન ઉપર બેઠા તે પછી દ્વારપાળે ત્યાં
આવેલા સંજયને જણાવતાં કહ્યું કે:–"આ-
પણા દૂત સંજય, સારી ચાલવાળા સિંધુ દેશના
ઘોડાઓ જોડેલા રથમાં બેસીને પાંડવોની પાસે
ગયા હતા, તે તત્કાળ આવી પહોંચ્યા છે." આ
પ્રમાણે દ્વારપાળે જણાવ્યું તે પછી કુંડળ-
ધારી સંજયે તુરત દરવાજા આગળ આવી, રથ-
માંથી ઉતરી મહાત્મા રાજાઓથી ભરેલી તે સ-
ભામાં પ્રવેશ કર્યો અને તે કહેવા લાગ્યો.[૬–૧૪]

સંજય બોલ્યો:–"હે કૌરવો! હું પાંડવોની
પાસે જઇને અહીં પાછો આવ્યો છું, એમ તમે
જાણો. પાંડવો સર્વ કૌરવોને વયના પ્રમાણમાં
અભિનંદન આપે છે.[૧૫] તેઓએ વૃદ્ધોને પ્રણામ
કહ્યા છે, મિત્રોને મિત્રની પેઠે કહ્યું છે અને વય-
ના પ્રમાણમાં યુવાનોનું સન્માન કરીને તેઓને
યથાયોગ્ય કહાવ્યું છે.[૧૬] હે રાજાઓ! હું પૂર્વે
ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે અહીંથી પાંડવોની પાસે
ગયો હતો અને મેં પાંડવોને મળીને જે કંઇ કહ્યું
તું તે તમે સાંભળો."[૧૭]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "સંજયપ્રત્યાગમન" એ વિષયનો અધ્યાય ૪૭ મો સમાપ્ત.**

## અધ્યાય ૪૮ મો

### અર્જુનના સંદેશાનું નિવેદન

**॥ ધૃતરાષ્ટ્ર ઉવાચ ॥**

**पृच्छामि त्वां संजय राजमध्ये किमब्रवी-
द्वाक्यमदीनसत्त्वः । धनंजयस्तात युधां प्रणे-
ता दुरात्मनां जीवितच्छिन्महात्मा ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય! હું તને રાજા-
ઓની વચ્ચે પૂછું છું કે, ઉદાર બળવાળા, યોદ્ધા-
ઓના નેતા અને દુરાત્માઓનાં જીવિતનો
નાશ કરનારા એવા મહાત્મા અર્જુને શું કહ્યું
છે, તે તું મને કહે.[૧]

સંજય બોલ્યો:–યુદ્ધ કરવાની ઇચ્છાવાળા
મહાત્મા અર્જુને, યુધિષ્ઠિરની સંમતિથી શ્રીકૃ-
ષ્ણના સાંભળતાં જે વચનો કહ્યાં છે, તે વચનો
દુર્યોધને શ્રવણ કરવાં.[૨] પોતાના બાહુબળને
જાણનારા, યુદ્ધ કરવા તૈયાર થયેલા તથા ત્રાસ-
રહિત ધીર અર્જુને વાસુદેવની સમક્ષ મને
કહ્યું છે કે:–"હે સંજય! જે મંદ બુદ્ધિવાળો,
કાળવડે પરિપક્વ થયેલો અને અત્યંત મૂર્ખ
કર્ણ સર્વદા મારીસાથે યુદ્ધ કરવાની ઇચ્છા
રાખે છે, તે દુષ્ટ ભાષણ કરનારા દુરાત્મા સૂતપુત્ર-
ના સાંભળતાં તથા પાંડવોની સાથે યુદ્ધ કરવા
માટે જે રાજાઓને બોલાવ્યા હોય તેઓના
સાંભળતાં, તું કૌરવોની વચ્ચે પ્રધાનોની સાથે
બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન રાજાને મારાં
કહેલાં સમગ્ર વચન સંભળાવજે."[૩–૫]

જે પ્રમાણે વજ્રધારી દેવરાજ ઇંદ્રનાં વચનને
સર્વે દેવો સાંભળે, તે પ્રમાણેજ અર્જુને ઉચ્ચારે-
લી સમર્થ વાણીને પાંડવોએ તથા સંજયોએ સાં-
ભળી હતી.[૬] યુદ્ધ કરવાની ઇચ્છાવાળો અને લાલ
કમળના જેવાં નેત્રવાળો ગાંડીવધન્વા અર્જુન આ
પ્રમાણે બોલ્યો કે:–"દુર્યોધન, જો અજમીઢવંશી
યુધિષ્ઠિર રાજાને રાજ્ય આપશે નહિ, તો ધૃતરાષ્ટ્ર-
ના પુત્રોએ જેનું ફળ હજી ભોગવ્યું નથી એવું
પૂર્વે અવશ્ય પાપકર્મજ કરેલું છે, એમ માનવું;
કારણ કે તેઓને ભીમસેન, અર્જુન, નકુળ,
સહદેવ, શ્રીકૃષ્ણ, હથિયારધારી સાત્યકિ, ધૃષ્ટ-
દ્યુમ્ન, શિખંડી અને જે અપકારનું ચિંતન માત્ર
કરવાથીજ પૃથ્વીને તથા સ્વર્ગને બાળી મૂકે તેવા
યુધિષ્ઠિર, એ સર્વની સાથે અવશ્ય યુદ્ધ કરવું
પડશે.[૭–૯] ધૃતરાષ્ટ્રનો પુત્ર તેઓની સાથે જો યુદ્ધ
કરવાની ઇચ્છા રાખતો હોય તો પાંડવોને સંપૂર્ણ
રાજ્ય મળ્યું એમજ સમજ. પાંડવોના હિતને
માટે તું અર્ધું રાજ્ય મળે તેમ કરીશ નહિ, પણ
જો તારી માન્યતા હોય તો યુદ્ધજ થવા દેજે.[૧૦]
ધર્માચરણ કરનારા પાંડુપુત્ર યુધિષ્ઠિરને વનમાં

કાઢવાથી દુઃખશય્યામાં પડવું પડયું છે, માટે ધૃતરાષ્ટ્રનો પુત્ર પણ પ્રાણવિનાનો થઇને તે અતિ દુઃખદાયક અને અનર્થથી ભરેલી અંતકાળની શય્યાપર ભલે શયન કરે.[૧૧] અન્યાયી વૃત્તિવાળો દુરાત્મા દુર્યોધન જેઓના ઉપર અધિકાર ચલાવે છે, તે પ્રજાજનોને તું લજ્જા, જ્ઞાન, તપ, ઇંદ્રિયનિગ્રહ, શૌર્ય અને ધર્મ રક્ષણરૂપી સંપત્તિથી યુક્ત પાંડુપુત્ર યુધિષ્ઠિરના ઉપર પ્રીતીવાળા કરજે.[૧૨] અમારા યુધિષ્ઠિર રાજા નમ્રતા, સરળતા, તપ, દમ, ધર્મરક્ષણ અને બળવડે યુક્ત હોવા છતાં કપટથી ફસાયા છે અને સત્ય બોલતાં બહુ સમયથી દુઃખ ભોગવે છે, તોપણ તે સહન કર્યા કરે છે;[૧૩] પરંતુ પવિત્ર મનવાળા પાંડુના વડીલ પુત્ર યુધિષ્ઠિર ઘણાં વર્ષોથી દાબી રાખેલો પોતાનો ભયકંર ક્રોધ, ચિત્ત કુપિત થવાથી જ્યારે કૌરવોના ઉપર છોડશે, ત્યારે દુર્યોધનને યુદ્ધ ઉઠાવવામાટે પશ્ચાત્તાપ થશે.[૧૪] ઉનાળામાં પ્રદીપ્ત થયેલો અગ્નિ વૃદ્ધિ પામીને જેમ ઘાસનાં બીડને બાળી મૂકે છે, તેમ યુધિષ્ઠિર ક્રોધવડે પ્રદીપ્ત થતાંજ દૃષ્ટિમાત્રથી દુર્યોધનની સેનાને બાળી મૂકશે.[૧૫] જ્યારે દુર્યોધન હાથમાં ગદા લઇને રથમાં બેઠેલા, ક્રોધરૂપી વિષને ઓકતા, અસહનશીલતિવાળા અને ભયકંર વેગવાળા પાંડુપુત્ર ભીમસેનને જોશે, ત્યારે યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૧૬] જ્યારે અતિમાની દુર્યોધન શત્રુવીરોને હણનારા, શરીરપર બખ્તર ચઢાવીને ઉભેલા, પોતાના યોદ્ધાઓને પણ દુર્દર્શ અને મૃત્યુની પેઠે સૈન્યનો સંહાર કરતા ભીમસેનને સેનાના મોખરાપર જોશે, ત્યારે મારાં વચનોને યાદ કરશે.[૧૭] જ્યારે પર્વતનાં શિખરો જેવડા અને ભાંગેલાં ગંડસ્થલોમાંથી ઘડાઓની પેઠે ધોધમાર લોહી વહેવરાવતા હાથીઓને ભીમસેને પૃથ્વીપર પાડેલા જોશે ત્યારે દુર્યોધન યુદ્ધ આરંભવામાટે પશ્ચાત્તાપ કરશે.[૧૮] જ્યારે ભયંકર રૂપધારી ભીમસેન ગાયોના ટોળામાં પડેલા મહાસિંહની પેઠે હાથમાં ગદા લઇને કૌરવોના ટોળામાં પેસી તેઓનો સંહાર કરશે, ત્યારે દુર્યોધનને યુદ્ધ કરવા બદલ પશ્ચાત્તાપ થશે.[૧૯] મહાભયમાં પણ નિર્ભય, અસ્ત્રવિદ્યામાં કુશળ અને યુદ્ધપ્રસંગે શત્રુની સેનાનો સંહાર કરનાર શૂરવીર ભીમસેન, જ્યારે એક રથની સહાયતાથી અનુપમ રથીઓનાં ટોળાંઓને તથા પાળાઓના સમૂહોને ગદાવડે મારવા માંડશે શીંકા જેવા પાશવડે ઝપાટાબંધ હાથીઓને ખેંચવા માંડશે તથા ફરસીથી જેમ વનને કાપે તેમ દુર્યોધનના સૈન્યને કાપવા માંડશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૨૦,૨૧] વળી અગ્નિથી બળેલાં ઘાસનાં ઝુંપડાંવાળાં ગામની પેઠે ધૃતરાષ્ટ્રના પુત્રોને અને વિજળીથી બળેલા પાકેલા ધાન્યની પેઠે સેનાના સમુદાયને, ભીમસેને શસ્ત્રની જ્વાળાવડે બાળી નાખેલા જોશે તથા દૂર હાંકી કાઢેલા અને મુખ્ય વીરો વાળા, હણાઇ ગયેલા, ભયભીત થયેલા, મુખ ફેરવીને નાસતા તથા બહુધા નાશ પામેલા પ્રૌઢ યોદ્ધાઓવાળા પોતાના સૈન્યને જ્યારે દુર્યોધન જોશે, ત્યારે યુદ્ધ કરવા માટે પશ્ચાત્તાપ કરશે.[૨૨,૨૩]

વળી ચિત્રવિચિત્ર યુદ્ધ કરનારો મહારથી નકુળ જ્યારે અનાયાસેજ મસ્તકોનો ઢગ કરશે તથા રથમાં બેઠેલા યોદ્ધાઓને કાપીને તેઓના ડુંગરો કરશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવા માટે પશ્ચાત્તાપ કરશે.[૨૪] સુખ ભોગવવાને યોગ્ય નકુળ લાંબા સમયથી વનમાં દુઃખદાયક શય્યામાં શયન કરે છે, તે સંભારીને જ્યારે તે ક્રોધાયમાન થયેલા ઝેરી સર્પની પેઠે ક્રોધરૂપી વિષને ઓકવા માંડશે, ત્યારે યુદ્ધ કરવા બદલ દુર્યોધનને પશ્ચાત્તાપ થશે.[૨૫] હે સંજય ! વળી ધર્મરાજા યુદ્ધને માટે પ્રાણાર્પણ કરનારા રાજાઓને યુદ્ધ કરવા આજ્ઞા કરશે અને તેઓ શ્વેત રથોમાં બેસી સેના ઉપર ચઢાઈ કરશે તે જોઇને પછી દુર્યોધન પશ્ચાત્તાપમાં પડશે.[૨૬] વળી બાળવયવાળા છતાં પ્રૌઢના જેવા જણાતા તથા અસ્ત્રવિદ્યામાં કુશળ એવા દ્રૌપદીના પાંચ શૂરા પુત્રો, જ્યારે પ્રાણોની દરકાર કર્યાવિના કૌરવોના ઉપર તૂટી પડશે, ત્યારે તે જોઇને દુર્યો-

ધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૨૭] જ્યારે અનુકૂળ ગતિવાળા, નિઃશબ્દ ધરીવાળા, સોનાના પાટાવાળા અને કેળવેલા ઘોડાઓ જોડેલા રથમાં બેસીને અસ્ત્રનિપુણ, હથિયારધારી સહદેવ બાણના સમૂહોથી રાજાઓનાં મસ્તકોને તડાતડ ઉડાવશે અને મહાભયંકર ચાલુ સંગ્રામમાં રથવડે જાતજાતના ચક્કરો ખાઇને સર્વ દિશાઓમાં હલ્લો કરશે, ત્યારે તે જોઇને દુર્યોધન યુદ્ધમાટે પશ્ચાત્તાપ કરશે.[૨૮,૨૯] મર્યાદાશીલ, ચતુર સત્યવાદી, મહાબળવાન, સર્વધર્મસંપન્ન, તુમુલ યુદ્ધમાં ચાલાક અને વેગવાન સહદેવ, શકુનિપર ચઢી જતાં માર્ગમાં અનેક જણાંનો સંહાર વાળશે.[૩૦] જ્યારે મોટાં બાણધારી, શૂરા, અસ્ત્રકુશળ,રથયુદ્ધમાં કુશળ અને ઝેરી દાઢવાળા સર્પોના જેવા ભયંકર તેજવાળા દ્રૌપદીના પુત્રોને ચઢી આવતા જોશે, ત્યારે દુર્યોધન યુદ્ધ ઉભું કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૩૧]

મેઘની પેઠે શત્રુઓના ઉપર બાણની ઝડી વર્ષાવી શત્રુવીરોનો સંહાર કરનાર, અસ્ત્રવિદ્યામાં કુશળ તથા શ્રીકૃષ્ણના જેવો અભિમન્યુ જ્યારે સેનામાં પ્રવેશ કરશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૩૨] જ્યારે વયમાં બાળક છતાં વીર્યવડે પ્રૌઢ અને ઇંદ્રતુલ્ય શસ્ત્રપ્રવીણ સુભદ્રાના પુત્ર અભિમન્યુને મૃત્યુની પેઠે શત્રુની સેનાપર તરાપ મારતો જોશે,ત્યારે દુર્યોધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે. જ્યારે યુદ્ધ કરવામાં ચાલાક, તરુણ વયવાળા, રણકુશળ અને સિંહસમાન વીર્યવાળા પ્રભદ્રકો,ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર તથા તેના સૈનિકો ઉપર બાણો છોડશે, ત્યારે દુર્યોધન યુદ્ધનો પ્રસંગ ઉભો કરવા બદલ પશ્ચાત્તાપ કરશે.[૩૩,૩૪]વૃદ્ધ તથા મહારથી એવા વિરાટ અને દ્રુપદરાજા જ્યારે જૂદું જૂદું સૈન્ય લઇને, સેનાવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો તરફ દૃષ્ટિ કરશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૩૫] જ્યારે અસ્ત્રવિદ્યામાં કુશળ દ્રુપદરાજા, રથમાં બેસી, ક્રોધ કરીને ધનુષથી છોડેલાં બાણોવડે યુવાનોનાં મસ્તકોને ઉડાવી એકઠાં કરવા માંડશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવા માટે પશ્ચાત્તાપ કરશે.[૩૬] જ્યારે શત્રુવીરનો ઘાત કરનારા વિરાટરાજા મહાબલવાન સંગ્રામમાં શાંત રૂપવાળા મત્સ્યદેશના યોદ્ધાઓની સાથે શત્રુસેનામાં પ્રવેશ કરશે, ત્યારે દુર્યોધન યુદ્ધના પ્રસંગને માટે પશ્ચાત્તાપ કરશે.[૩૭] જ્યારે શાંત તથા આર્યરૂપવાળા વિરાટ્‌ના વડીલ પુત્રને, પાંડવોને માટે સજ્જ થઈ રથમાં બેસી, આગળ આવેલો જોશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે. સજ્જનોમાં શ્રેષ્ઠ અને કૌરવોમાં મહાવીર ભીષ્મને યુદ્ધમાં શિખંડી મારશે, એટલે અમારા શત્રુઓ કદીપણ જીવી શકશે નહિ. આ હું તને ખરેખર સત્ય કહું છું.[૩૮,૩૯] જ્યારે શિખંડી રથમાં બેસી,રથના રક્ષકોની સાથે રથીઓને ખોળતો તથા દિવ્ય ઘોડાઓવડે રથસમૂહોને છુંદતો ભીષ્મની સામે જશે,ત્યારે દુર્યોધન યુદ્ધનો પ્રસંગ ઉભો કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૪૦] બુદ્ધિમાન દ્રોણ ગુરુએ જેને ગુહ્ય અસ્ત્રવિદ્યા શીખવેલી છે તે ધૃષ્ટદ્યુમ્નને, સુંજયોની સેનાના મોખરાપર જ્યારે પ્રકાશમાન થતો જોશે, ત્યારે દુર્યોધન પશ્ચાત્તાપ કરશે.[૪૧] શત્રુના મારાને સહન કરનારો તે અનુપમ સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન જ્યારે બાણોવડે ધૃતરાષ્ટ્રના પુત્રોને સંહારતો રણભૂમિમાં દ્રોણની સામે ચઢી જશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવા માટે પશ્ચાત્તાપ કરશે.[૪૨] લજ્જાશીલ, બુદ્ધિમાન, બળવાન, મનસ્વી, લક્ષ્મીવાન અને સોમકોમાં મુખ્ય યાદવસિંહ સાત્યકિ જેઓનો નાયક હોય, તેને બીજા શત્રુઓ કદી પણ સહન કરી શકે નહિ.[૪૩] હે સંજય ! દુર્યોધનને કહેવું કે, હવે તું રાજ્યની આશા રાખીશ નહિ, કારણ કે સર્વ લોકવિષે યુદ્ધમાં અદ્વિતીય, મહારથી, મહાબળવાન, નિર્ભય તથા અસ્ત્રકુશળ શિનિના પૌત્ર સાત્યકિને અમે અમારો સહાયક કર્યો છે.[૪૪] તે સાત્યકિ વિશાળ છાતીવાળો, લાંબા હાથવાળો, શત્રુનું મથન કરનારો, યુદ્ધમાં એક્કો, પરમ અસ્ત્રવેત્તા, તાડ જેવડા ધનુષવાળો, મહારથી, ભયરહિત અને અસ્ત્રવિદ્યામાં કુશળ છે.[૪૫] જ્યારે હું શત્રુહંતા શિનિઓના અધિપતિ સાત્યકિને

કહીશ, એટલેજ તે શત્રુઓના ઉપર મેઘની પેઠે બાણોની વૃષ્ટિ કરીને મુખ્ય મુખ્ય યોદ્ધાઓને ઢાંકી દેશે, ત્યારે દુર્યોધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૪૬] લાંબા બાહુવાળો તથા દૃઢ ધનુષવાળો મહાત્મા સાત્યકિ, જ્યારે માત્ર યુદ્ધ કરવાનો નિશ્ચયજ કરે તેની સાથે, સિંહનો વાસ આવતાં ગાયો જેમ નાસાનાસ કરી મૂકે, તેમ રણના મોખરાપર એને જોઈને શત્રુઓ નાસભાગ કરી મૂકે છે.[૪૭] મહાબાહુ, દૃઢ ધનુષવાળો તથા મહાત્મા તે સાત્યકિ, પર્વતોને ભેદી નાખે તથા સર્વ લોકોનો સંહાર કરે તેવો છે. વળી તે અસ્ત્રસંપન્ન,મહાકુશળ તથા ચાલાક હાથવાળો હોઈને આકાશમાં રહેલા સૂર્યના જેવો પ્રકાશમાન જણાય છે.[૪૮] આશ્ચર્યકારક, દુર્લક્ષ્ય, મહાપ્રશંસનીય તથા સુશિક્ષિત એવો જે અસ્ત્રલાભ વૃષ્ણિસિંહ શ્રીકૃષ્ણને થયેલો લોકો કહે છે, તેવાંજ સર્વ ગુણયુક્ત અસ્ત્રો સાત્યકિને પ્રાપ્ત થયેલાં છે.[૪૯] જ્યારે યુદ્ધમાં મધુવંશી સાત્યકિનો ચાર ધોળા ઘોડાઓ જોડેલો સોનેરી રથ દુર્યોધન જોશે, ત્યારે તે અવશ ચિત્તવાળો મૂર્ખ સંતાપ કરશે.[૫૦]

જ્યારે સુવર્ણ અને મણિથી ઝળહળતા, શ્વેત ઘોડાઓ જોડેલા,ધ્વજમાં ભયંકર વાનરવાળા અને શ્રીકૃષ્ણ જેનાપર બેઠેલા હશે, તે મારા રથને પણ દુર્યોધન જોશે, ત્યારે તે અવશ ચિત્તવાળો મૂર્ખ સંતાપ કરશે. [૫૧] જ્યારે મહાયુદ્ધમાં હું ગાંડીવ ધનુષની દોરી ખેંચીને તે ધનુષને કંપાવીશ,તે વખતે ધનુષની દોરીના અને હાથના તળીઆંના ઘસારાથી ઉત્પન્ન થતા, વજ્રના ઘસારા જેવા મહાભયંકર શબ્દને મંદ બુદ્ધિવાળો દુર્યોધન સાંભળશે અને રણના મોખરાપર બાણવૃષ્ટિના અંધકારમાં ગાયોનાં ટોળાંની પેઠે પોતાના સૈન્યને નાસભાગ કરતું જોશે, ત્યારે તે દુષ્ટ સહાયવાળો દુર્બુદ્ધિમાન તથા મૂર્ખ ધૃતરાષ્ટ્રનો પુત્ર યુદ્ધભૂમિમાં સંતાપ કરશે.[૫૨,૫૩] મેઘમંડળમાંથી નીકળતા વિજળીના ચમકારાઓના જેવાં અત્યંત ભયંકર તથા ઉગ્ર રૂપવાળાં, હાડકાંને છેદી નાખનારાં, મર્મોને ભેદી નાખનારાં, સુંદર પીંછાવાળા તીક્ષ્ણ અણીઓવાળા, યુદ્ધમાં હજારો શત્રુઓનો સંહાર વાળનારાં, ગાંડીવ ધનુષની પણછના અગ્રમાંથી છૂટેલાં અને હાથીઓને, ઘોડાઓને તથા કવચધારી યોદ્ધાઓને ઘસારાબંધ ગળી જતાં બાણોનાં ટોળાંઓને જ્યારે દુર્યોધન જોશે, ત્યારે તે યુદ્ધનો પ્રસંગ લાવવામાટે પશ્ચાત્તાપ કરશે.[૫૪,૫૫] જ્યારે શત્રુઓએ છોડેલાં બાણોને મારાં બાણોવડે ઉલટી ગતિથી ખેંચાતાં તથા પૃષત્ક નામનાં બાણોથી આડાં વીંધાઈને વચ્ચેજ કપાઈ જતાં જોશે, ત્યારે મૂર્ખ દુર્યોધન યુદ્ધ કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૫૬] પક્ષીઓ જેમ ઝાડની ટોચ ઉપરથી ફળો તોડી પાડે છે, તેમ જ્યારે મારા હાથથી છૂટેલાં વિપાઠ જાતનાં બાણો યુવાન યોદ્ધાઓનાં મસ્તકો કાપીને ઢગલો કરશે, ત્યારે દુર્યોધન યુદ્ધને માટે પશ્ચાત્તાપ કરશે.[૫૭] જ્યારે રથોમાંથી, મોટા હાથીઓપરથી અને ઘોડાપરથી પડતા ઉત્તમ યોદ્ધાઓને તથા રણભૂમિપર બાણવડે હણાઈને પડેલા બીજા યોદ્ધાઓને દુર્યોધન જોશે, ત્યારે તે યુદ્ધ ઉભું કરવામાટે પશ્ચાત્તાપ કરશે.[૫૮] જ્યારે સામા યોદ્ધાના બાણના ટપ્પામાં આવતાં પહેલાંજ-અર્થાત્ અસ્ત્ર જોતાંજ નાશ પામતા તથા ચોતરફના ભયને લીધે યુદ્ધમાં જડ બની ગયેલા ધૃતરાષ્ટ્રના પુત્રોને દુર્યોધન જોશે, ત્યારે યુદ્ધને માટે પશ્ચાત્તાપ કરશે.[૫૯] ધારાબંધ બાણો છોડતો તથા પહોળા મુખવાળા કાળના જેવો હું જ્યારે જાજ્વલિત બાણોનો વરસાદ વરસાવીને પાળાના સમૂહોને,રથના સમૂહોને તથા શત્રુઓને ચોમેર ફેંકી દઈશ, ત્યારે મંદ બુદ્ધિવાળો દુર્યોધન સંતાપ કરશે.[૬૦] સર્વ દિશામાં ઘૂમતા મારા રથની ધૂળથી વ્યાકુળ થયેલું, ગાંડીવ ધનુષદ્વારા કપાયલું તથા ગભરાટમાં પડી ગયેલું પોતાનું સૈન્ય જ્યારે દુર્યોધન જોશે, ત્યારે તે મંદ બુદ્ધિવાળો પશ્ચાત્તાપ કરશે.[૬૧] જ્યારે દુર્યોધન ભયથી નાસતા, છિન્નભિન્ન ગાત્રવાળાં, બેભાન બનેલા,હણાઇ ગયેલા ઘોડા, મોટા વીરો, રાજાઓ તથા હાથીવાળા, તૃષાતુર થયેલા,

શ્રમિત વાહનવાળાં,ભયાતુર થયેલાં,દુઃખની ચીસો પાડતા હણાતા,હણાયલા,વીંખાયલા કેશ,હાડકાં તથા ખોપરીના સમુદાયવાળા અને સ્વર્ગની પ્રાપ્તિને માટે વાજપેય યજ્ઞમાં જેમ પ્રજાપતિ-દૈવત્ય સત્તર પશુઓને મારવામાં આવે છે તેમ જેમાં રાજ્યફળને માટે અનેકને મારવામાં આવેલા,એવા પોતાના સૈન્યને જોશે, ત્યારે તે મંદ બુદ્ધિવાળો સંતાપ પામશે.[૬૨,૬૩] જ્યારે યુદ્ધભૂમિપર મારા રથમાં ગાંડીવ ધનુષને, શ્રીકૃષ્ણને, દિવ્ય એવા પાંચજન્ય શંખને,ઉત્તમ ઘોડાઓને, બે અક્ષય ભાથાઓને, દેવદત્ત શંખને અને મને જોશે, ત્યારે દુર્યોધન પશ્ચાત્તાપ કરશે.[૬૪] એકઠા મળેલા ચોરના ટોળાનો નાશ કરવામાટે અને પ્રલયકાળે બીજા યુગધર્મને પ્રવર્તાવવામાટે, અગ્નિની પેઠે હું જ્યારે કૌરવોને બાળી નાખીશ, ત્યારે પુત્રની સાથે ધૃતરાષ્ટ્ર સંતાપ કરશે.[૬૫] ક્રોધને અધીન તથા અલ્પ બુદ્ધિવાળો દુર્યોધન જ્યારે ભાઇઓ સૈન્ય તથા સેવકોની સાથે ઐશ્વર્યથી ભ્રષ્ટ થશે, ત્યારે તે મૂર્ખ ગર્વરહિત તથા ઘાયલ થઇને કાંપતો કાંપતો પશ્ચાત્તાપ કરશે.[૬૬]

હે સંજય! એક દિવસે હું પ્રાતઃકાળમાં સંધ્યાવંદન તથા જપ વગેરે કરી રહ્યો હતો, તે વખતે એક બ્રાહ્મણે મને મનોહર વાણીથી કહ્યું કેઃ–'હે પાર્થ! તારે દુષ્કર કર્મ કરવાનું છે;હે સવ્યસાચિન્! તારે શત્રુઓની સાથે યુદ્ધ કરવાનું છે;[૬૭] માટે જો તારી ઇચ્છા હોય તો વજ્રધારી ઇંદ્ર, હરિ નામના ઘોડાઓ જોડેલા રથમાં બેસીને યુદ્ધમાં શત્રુઓનો નાશ કરતા તારી આગળ ચાલશે અથવા વાસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ સુગ્રીવાદિ ઘોડાઓ જોડેલા રથમાં બેસીને તારૂં પાછળથી રક્ષણ કરશે.'[૬૮] તે વખતે મેં વજ્રધારી મહેંદ્ર કરતાં આ યુદ્ધને માટે શ્રીકૃષ્ણનેજ સહાયકતરીકે માગી લીધા અને ચોરોના વધને માટે તે કૃષ્ણ મને મળ્યા. હું માનું છું કે, દેવતાઓએજ મારેમાટે એ નિર્માણ કરેલું છે.[૬૯] શ્રીકૃષ્ણ જાતે યુદ્ધ ન કરે તોપણ તે મનમાં જે પુરુષના જયની ઇચ્છા કરે,તે પુરુષ શત્રુ થયેલા ઇંદ્રસહિત સર્વ દેવોનો પણ પરાજય કરે તો પછી મનુષ્યને માટે ચિંતાજ શી હોય?[૭૦] જે પુરુષ તેજસ્વી તથા અત્યંત શૂરા વાસુદેવ-શ્રીકૃષ્ણને યુદ્ધવડે જિતવાની ઇચ્છા કરે, તે અપાર જળવાળા મહાસાગરને બે હાથવડેજ તરી જવાની ઈચ્છા કરે છે, એમ જાણવું.[૭૧] જે મનુષ્ય હાથનાં તળિયાંથી અત્યંત ઉંચા કૈલાસ પર્વતને ભેદી નાખવા ઇચ્છા કરે છે, તેનો હાથ, નખસાથે ભાંગી જાય છે; પરંતુ તે પર્વતને કંઇ કરી શકતો નથી.[૭૨] જે યુદ્ધવડે વાસુદેવને જિતવાની ઇચ્છા કરે, તે બે હાથવડે પ્રદીપ્ત અગ્નિને શાંત કરે, ચંદ્ર તથા સૂર્યને બે હાથથી ઢાંકી દે અને બળાત્કારથી દેવોના અમૃતને હરી લે, એમ માનવું જોઇએ.[૭૩] જે કૃષ્ણે એક રથનીજ સહાયતાથી યુદ્ધમાં ભોજવંશના રાજાઓનો બળાત્કારથી પરાજય કરીને, યશવડે દેદીપ્યમાન એવી રુક્મિણીને ભાર્યાતરીકે આણી હતી; જેનેવિષે મહાત્મા પ્રદ્યુમ્ન ઉત્પન્ન થયા છે;[૭૪] જે શ્રીકૃષ્ણે ઝપાટાબંધ ગાંધારોનો નાશ કરીને તથા નગ્નજિતના સર્વ પુત્રોને બળથી જિતીને, તેઓએ બંધનમાં નાખેલા રુદન કરતા દેવવંદ્ય સુદર્શન રાજાને મુક્ત કર્યો હતો,[૭૫] એ શ્રીકૃષ્ણે છાતીના પ્રહારમાત્રથી પાંડ્ય રાજાને મારી નાખ્યો હતો તથા સંગ્રામમાં કલિંગના રાજાઓનો સંહાર વાળ્યો હતો અને એમણે બાળી મૂકેલી કાશીનગરી ઘણાં વર્ષો સુધી અનાથ રહી હતી.[૭૬] આ શ્રીકૃષ્ણ બીજાઓથી ન જિતાય તેવા ભીલરાજ એકલવ્યની સાથે સર્વદા યુદ્ધની ઇચ્છા રાખતા હતા. તે એકલવ્ય કૃષ્ણથી હણાઇને, જેમ જંભ દૈત્ય પોતેજ વેગવડે પર્વતપર કરેલા પ્રહારથી હણાઇને પડયો હતો, તેમ પ્રાણવિનાનો થઇને પડયો હતો;[૭૭] તેમજ ઉગ્રસેનનો મહાદુષ્ટ પુત્ર કંસ, યાદવો તથા અંધકોની વચ્ચે સભામાં બેઠો હતો, તેને બળરામ સાથે જઇને શ્રીકૃષ્ણે મારી નાખ્યો હતો અને ઉગ્રસેનને રાજ્ય આપ્યું હતું.[૭૮] આ શ્રીકૃષ્ણે, માયાના બળવડે ભયરહિત તથા આકાશચારી સૌભવિમાનમાં બેસીને ફરનારા શાલ્વરાજાની સાથે યુદ્ધ કર્યું હતું અને પોતાના ઉપર આવતી

શક્તિને સૌભના દરવાજામાંજ દડાની પેઠે એ હાથથી પકડી લીધી હતી,એ કૃષ્ણની સામે કયો મનુષ્ય ટકી શકે?[૭૯] બીજાને અગમ્ય અને અત્યંત અભેદ્ય એવું પ્રાગ્જ્યોતિષ નામનું એક અસુરોનું નગર હતું, તેમાં પૃથ્વીનો પુત્ર મહાબળવાન નરકાસુર રહેતો હતો. તે અદિતિનાં એ મણિમય કુંડળો હરી લાવ્યો હતો.[૮૦] જેઓને મૃત્યુનો ભય નથી એવા ઇંદ્રસહિત દેવોએ તેની સાથે યુદ્ધ કર્યું હતું; પણ યુદ્ધમાં તેને જિતી શકયા ન હતા. પછી દેવોએ શ્રીકૃષ્ણનું તેવું પરાક્રમ, બળ તથા અનિર્વાર્ય અસ્ત્ર જોઇને અને તેમની પ્રકૃતિ જાણીને ચોર નરકાસુરના વધને માટે કૃષ્ણની યોજના કરી, એટલે કાર્યની સિદ્ધિ કરવામાં સમર્થ શ્રીકૃષ્ણે તે કામ સ્વીકાર્યું.[૮૧,૮૨] પછી વીર એવા શ્રીકૃષ્ણે નિર્મોચન નામના નગરમાં છ હજાર રાક્ષસો મારીને તીક્ષ્ણ ધારવાળા લોઢાના પાશોને ઝપાટાબંધ કાપી નાખ્યા અને મુરદૈત્યને તથા ઓઘરક્ષને મારીને નિર્મોચન નગર ઉપર ચઢાઇ કરી.[૮૩] ત્યાંજ અતિ બળવાન વિષ્ણુને, મહાબળવાન નરકાસુરની સાથે યુદ્ધ થયું અને તેમાં પવને ઉપાડી નાખેલું કરેણનું ઝાડ જેમ પડે, તેમ શ્રીકૃષ્ણે મારેલો નરકાસુર પ્રાણવિનાનો થઇને પડયો હતો.[૮૪] એ પ્રમાણે પૃથ્વીના પુત્ર નરકાસુરને તથા મુરદૈત્યને મારી, લક્ષ્મી તથા કીર્તિથી વીંટાયલા વિદ્વાન અને અનુપમ પ્રભાવવાળા શ્રીકૃષ્ણ તે રત્નજડિત એ કુંડળો લઇને પાછા આવ્યા.[૮૫] તે વખતે શ્રીકૃષ્ણે યુદ્ધમાં જે ભયંકર કર્મ કર્યું હતું, તે જોઇને દેવોએ એમને વરો આપ્યાં કે, તમને યુદ્ધ કરતાં થાક લાગશે નહિ, આકાશમાં તથા જળમાં તમારી ગતિ અટકશે નહિ.[૮૬] અને તમારા શરીરમાં શસ્ત્રો સંચાર કરશે નહિ.' આવાં વરો મળવાથી શ્રીકૃષ્ણ કૃતાર્થ થયા છે. આ પ્રકારના મહાબળવાળા તથા પ્રમાણાતીત શ્રીકૃષ્ણમાં સર્વદા ગુણસંપત્તિ રહેલી છે.[૮૭] એ અસહ્ય તથા અનંત પરાક્રમવાળા વિષ્ણુરૂપ શ્રીકૃષ્ણને દુર્યોધન જિતવાની આશા રાખે છે તથા તે દુરાત્મા નિત્ય એમને બાંધવાનો યત્ન કરે છે, પરંતુ આ કૃષ્ણ અમારા તરફ જોઇને તે સહન કર્યાં કરે છે.[૮૮] દુર્યોધન હઠપૂર્વક મારી અને કૃષ્ણની વચ્ચે કલહ થવાની ઇચ્છા રાખે છે તથા પાંડવોનું શ્રીકૃષ્ણમાં પોતાપણું દૂર કરી શકાય એવું માને છે; પરંતુ એ સઘળું તે કુરુક્ષેત્રમાં યુદ્ધ વખતે જાણશે.[૮૯]

રાજ્યની ઇચ્છા વાળો હું સંગ્રામમાં શાંતનુના પુત્ર ભીષ્મ રાજાને, દ્રોણગુરુને, અશ્વત્થામાને તથા અદ્વિતીય યોદ્ધા કૃપાચાર્યને નમસ્કાર કરીને, પછી યુદ્ધનો આરંભ કરીશ.[૯૦] જે પાપબુદ્ધિવાળો પુરુષ પાંડવોની સાથે યુદ્ધ કરશે, તેનું મરણ ધર્મપ્રમાણે પ્રાપ્ત થયું છે, એમ હું માનું છું. જે ક્રૂર કૌરવોએ ખોટો ખેલ ખેલીને પાંડવોને હરાવ્યા, જેઓને લીધે રાજપુત્ર પાંડવોએ બાર વર્ષ જેટલા લાંબા કાળપર્યંત કષ્ટકારક વનવાસ વેઠયો તથા એક વર્ષ ગુપ્તવાસ ભોગવ્યો, તે ધૃતરાષ્ટ્રના પુત્રો પાંડવોના જીવતાં રાજ્યાસન ઉપર બેસીને આનંદ ભોગવે એ કેમ સંભવે વારૂ?[૯૧,૯૨] મહેંદ્ર પ્રભૃતિ દેવોની સહાયથી તેઓ જો અમને યુદ્ધ કરતાં હરાવશે, તો ધર્માચરણ કરતાં અધર્માચરણ શ્રેષ્ઠ ગણાશે અને ખરેખર સત્કર્મ જેવું કંઇજ નથી એમ થશે.[૯૩] દુર્યોધન, જો પુરુષને કર્મથી બંધાયલો ન માનતો હોય અને અમને બળહીન માનતો હોય તો ભલે તે તેનો વિજય માને; પરંતુ હું તો માત્ર વાસુદેવને સાથે રાખીને, અનુયાયીઓની સાથે દુર્યોધનને મારવાની આશા રાખું છું.[૯૪] હે નરેન્દ્ર ! જો કરેલું કર્મ નિષ્ફળ થતું ન હોય અને સત્કર્મ જો નકામું જતું ન હોય, તો રાજ્ય પાછું નથી આપતો એ તેનાં હમણાંનાં અને રાજ્યમાંથી કાઢી મૂકયા હતા એ પૂર્વનાં કર્મ તરફ દૃષ્ટિ કરતાં દુર્યોધનનો પરાજયજ થવો ઠીક છે.[૯૫]

હે કૌરવો ! હું તમને પ્રત્યક્ષ કહું છું કે, ધૃતરાષ્ટ્રના પુત્રો યુદ્ધ કરતાં નાશ પામશે. જો તેઓ યુદ્ધ કરશે નહિ તો બચી જશે, પણ યુદ્ધમાં તો એક પણ બાકી રહેશે નહિ.[૯૬] હું કર્ણસહિત ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીને કૌરવોનું આખું

રાજ્ય જિતી લઇશ ! માટે તમારે જે કાર્ય કરવું હોય તે કરી લ્યો અને તમારી વહાલી સ્ત્રીઓને તથા બીજા વૈભવોને ભોગવી લ્યો.૯૭ અમારી પાસે વૃદ્ધ, વિદ્વાન, શીલસંપન્ન, કુલીન, વર્ષના ફળને જાણનારા, જ્યોતિષમાં પ્રવીણ, નક્ષત્રયોગનાં નિશ્ચિત ફળને જાણનારા, સારા નબળા ભાગ્યના રહસ્યને જાણનારા, દિવ્ય પ્રશ્નોનો ઉત્તર આપનારા, શુભાશુભ ફળ કહેવાને માટે શૈવતંત્રમાં પ્રસિદ્ધ સર્વતોભદ્ર વગેરે ચક્રનો વિચાર કરનારા અને મુહૂર્તો જાણનારા બ્રાહ્મણો છે. તેઓ કહે છે કે, કુરુસંજયોનો મોટો ક્ષય થવાનો છે અને પાંડવોનો વિજય થવાનો છે૯૮,૯૯ શત્રુઓને શિક્ષા કરવા તૈયાર થયેલા અમારા અજાતશત્રુ યુધિષ્ઠિર પણ એમજ માને છે અને દિવ્ય દૃષ્ટિવડે ભૂત, ભવિષ્ય વગેરેને જોનારા યાદવસિંહ કૃષ્ણ પણ અમારા જયને માટે સંશય જોતા નથી.૧૦૦ હું પોતે પણ સાવધાન બુદ્ધિથી ભાવિનું તેવુંજ સ્વરૂપ જોઉં છું. મારી યોગના પ્રભાવવાળી દૃષ્ટિ નિર્વિકાર છે અને તેમાં 'યુદ્ધ કરનારા ધૃતરાષ્ટ્રના પુત્રો મરવાના' એવુંજ દેખાય છે.૧૦૧ મારૂં ગાંડીવ ધનુષ હાથ અડકાડયાવિનાજ ફરક્યા કરે છે. મારા ધનુષની દોરી ખેંચ્યાવિનાજ કંપ્યા કરે છે અને મારાં બાણો ભાથાના મુખમાંથી નીકળીને વારંવાર બહાર જવાનું સૂચન કરે છે.૧૦૨ સર્પ જેમ પોતાની જૂની કાંચળી કાઢી નાખી બહાર નીકળે છે, તેમ મારી તેજદાર તરવાર મ્યાનમાંથી બહાર નીકળી પડે છે અને ધ્વજમાંથી ભયંકર વાણી થાય છે કે, 'હે અર્જુન ! તારો રથ ક્યારે જોડાશે?'૧૦૩ રાત્રે શિયાળનાં ટોળાંઓ શબ્દ કર્યા કરે છે, અંતરિક્ષમાંથી રાક્ષસો નીચે પડે છે અને મારા રથને શ્વેત ઘોડાઓ જોડેલા જોઇને મૃગો, શિયાળો, મયૂરો, કાગડાઓ, ગીધો, બગલાઓ, રીંછો અને સોનેરી પીછાંવાળાં પક્ષીઓ પાછળ ઉડવા માંડે છે. આ ઉપરથી જણાય છે કે, હું એકલોજ બાણની વૃષ્ટિ કરીને રાજાઓને તથા સર્વ યોદ્ધાઓને યમલોકમાં પહોંચાડીશ.૧૦૪,૧૦૫ ગ્રીષ્મઋતુમાં જંગલ બાળવામાટે જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ હું પણ શત્રુઓનો વધ કરવાના નિશ્ચયથી જૂદા જૂદા અસ્ત્રવિદ્યાના માર્ગો ગ્રહણ કરીને વેગવાળાં સ્થૂણાકર્ણ, મહાસ્ત્ર, પાશુપત, બ્રહ્માસ્ત્ર અને ઇંદ્રે મને જે અસ્ત્ર આપ્યું છે તે-એમ સર્વ અસ્ત્રો છોડીને આ લોકની પ્રજામાંથી એકને પણ બાકી રાખીશ નહિ અને ત્યારેજ હું શાંત થઈશ એવો મારો મુખ્ય દૃઢ અભિપ્રાય છે. હે સંજય ! એ તું તેઓને કહેજે.૧૦૬,૧૦૭ હે સૂત ! યુદ્ધમાં ઇંદ્ર વગેરે એકઠા મળેલા દેવો આવે, તો તેઓને પણ જિતી લે તેવા પાંડવોની સાથે દુર્યોધન હઠથી યુદ્ધ કરવા ઈચ્છે છે,એ એના મોહને તો જુઓ!૧૦૮ છેવટે, શાંતનુના પુત્ર, વૃદ્ધ ભીષ્મ,કૃપાચાર્ય, દ્રોણગુરુ, અશ્વત્થામા અને બુદ્ધિમાન વિદુર, એ સર્વે જે કહે છે, તેજ થાઓ અને સર્વ કૌરવો આયુષ્માન રહો.૧૦૯

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "અર્જુનવાક્યનિવેદન" એ વિષયનો અધ્યાય ૪૮ મો સમાપ્ત.

## અધ્યાય ૪૯ મો
### ભીષ્મ તથા દ્રોણનાં વાક્યો.

॥ वैशंपायन उवाच ॥

समवेतेषु सर्वेषु तेषु राजसु भारत ॥
दुर्योधनामिदं वाक्यं भीष्मः शांतनवोऽब्रवीत्।

વૈશંપાયને કહ્યું:-હે ભરતવંશી જનમેજય ! તે સર્વે રાજાઓ એકઠા મળ્યા હતા, તેમાં શાંતનુના પુત્ર ભીષ્મ, દુર્યોધનને આ પ્રમાણે વચન કહેવા લાગ્યા.૧ પૂર્વે બૃહસ્પતિ અને શુક્રાચાર્ય બ્રહ્માની પાસે ગયા હતા, તે સમયે ઇંદ્રસહિત વાયુઓ, અગ્નિની સાથે વસુઓ, આદિત્યો, સાધ્યો, સ્વર્ગના સપ્તર્ષિઓ, વિશ્વાવસુ ગંધર્વ તથા સુંદર અપ્સરાના ગણો-એ સર્વે લોકવૃદ્ધ પિતામહ બ્રહ્માની પાસે આવ્યા અને તે સ્વર્ગવાસીઓ વિશ્વપતિ બ્રહ્માને પ્રણામ કરીને તેમની આસપાસ વીંટાઇને બેઠા.૨-૪ તે વખતે તેઓના મનને તથા તેજને પોતાના તેજવડે આકર્ષણ કરતા પુરાતન

દેવ નર તથા નારાયણ ઋષિ ત્યાંથી ચાલી નીકળ્યા.[૫] તે જોઇને બૃહસ્પતિએ બ્રહ્માને પૂછ્યું કે, 'તમારી ઉપાસના ન કરનારા આ બે કોણ છે? હે પિતામહ! તે અમને કહો.'[૬]

બ્રહ્મા બોલ્યાઃ–આ બે તપસ્વીઓ, જેઓ પૃથ્વીને તથા સ્વર્ગલોકને પ્રકાશિત કરે છે, તેજસ્વી છે, કાંતિયુક્ત છે અને વિશ્વમાં વ્યાપીને તેનાથી પર છે, તે આ મહાબળસંપન્ન નર તથા નારાયણ છે. એ બન્ને જીવલોકમાંથી બ્રહ્મલોકને પ્રાપ્ત થયા છે. તેઓ પોતાની તપશ્ચર્યાવડે મહા તેજસ્વી, મહાબળવાન તથા પરાક્રમી છે.[૭,૮] એ બન્નેએ પોતાનાં કર્મવડે લોકને ખરેખર આનંદ આપ્યો છે. હે બ્રહ્મન્! દેવ તથા ગંધર્વોએ પૂજન કરેલા, મહાબુદ્ધિસંપન્ન તથા શત્રુતાપન તેઓ, અસુરોના વિનાશને માટે બે રૂપે થયા છે.[૯]

વૈશંપાયને કહ્યું:–તે સાંભળીને બૃહસ્પતિ વગેરે સર્વ દેવગણોને સાથે લઇને ઇંદ્ર, જ્યાં નરનારાયણ તપ કરતા હતા ત્યાં ગયો.[૧૦] તે સમયે દેવાસુર–યુદ્ધમાં દેવોને ભય ઉત્પન્ન થયો હતો, તેથી ઇંદ્રે મહાત્મા નરનારાયણ પાસે વર માગ્યો;[૧૧] ત્યારે હે ભરતશ્રેષ્ઠ! તે બન્નેએ કહ્યું કેઃ–'ભલે માગ!' પછી ઇંદ્રે તે બન્નેને કહ્યું કે, 'મને સહાય કરો!'[૧૨] ત્યારે નર તથા નારાયણે ઇંદ્રને કહ્યું કે, 'તું જે ઇચ્છે છે, તે અમે કરીશું! પછી તે બન્નેની સાથે રહીને ઇંદ્રે દૈત્ય તથા દાનવોનો પરાજય કર્યો.[૧૩] તેમાંના શત્રુને તાપ આપનારા નરે (અર્જુને) સંગ્રામમાં ઇંદ્રના પૌલોમ તથા કાળખંજ નામના સેંકડો અને હજારો શત્રુઓને મારી નાખ્યા હતા.[૧૪] એ અર્જુનરૂપધારી નરે, યુદ્ધમાં ભમતા રથમાં બેસીને ગળી જવા તૈયાર થયેલા જંભનું માથું ભાલાથી કાપી નાખ્યું હતું.[૧૫] એ અર્જુને સમુદ્રની સામે પાર રહેલા સાઠહજાર નિવાતકવચોને યુદ્ધમાં જિતી હિરણ્યપુરનો નાશ કર્યો હતો.[૧૬] શત્રુનગરને જિતનારા એ મહાબાહુ અર્જુને ઇંદ્રસહિત દેવોનો પરાજય કરીને અગ્નિને ખાંડવવનથી તૃપ્ત કર્યો હતો;[૧૭]તેમજ નારાયણે (શ્રીકૃષ્ણે) પણ અહીં પુષ્કળ શત્રુઓનો નાશ કર્યો હતો. એ પ્રમાણે તે બન્ને દેવો અહીં મહાપરાક્રમી કૃષ્ણ તથા અર્જુનરૂપે આવ્યા છે, એમ જાણો.[૧૮] મહારથી વીર એવા કૃષ્ણ તથા અર્જુન એ બન્ને એકઠા મળ્યા છે. તેઓ નર તથા નારાયણ નામના પુરાતન દેવો છે, એમ અમે સાંભળ્યું છે.[૧૯] આ મનુષ્યલોકમાં ઇંદ્રસહિત દેવો તથા દૈત્યોથી પણ એ બન્ને જિતાય તેવા નથી. શ્રીકૃષ્ણ નારાયણ છે અને અર્જુન નર છે. એ નારાયણ તથા નર એકજ સત્ત્વ છે, છતાં યોગના પ્રભાવથી બે રૂપે થયેલા છે.[૨૦] એ બન્ને કર્મવડે અક્ષય તથા ધ્રુવ એવા લોકોમાં વ્યાપીને રહેલા છે અને યુદ્ધનો સમય આવતાં તે તે ઠેકાણે વારંવાર ઉત્પન્ન થાય છે;[૨૧] માટે યુદ્ધજ તેઓનું કર્તવ્ય છે, એમ નારદે મને કહ્યું છે અને તે વેદવેત્તાએ આ સઘળું યાદવમંડળને પણ કહ્યું છે.[૨૨] હે દુર્યોધન! તું જ્યારે હાથમાં શંખ,ચક્ર તથા ગદાધારી શ્રીકૃષ્ણને તથા ચોતરફથી અસ્ત્રોને ગ્રહણ કરતા ભયંકર ધનુષવાળા અર્જુનને જોઇશ અને તે સનાતન મહાત્મા કૃષ્ણ તથા અર્જુનને એકજ રથમાં બેઠેલા જોઇશ, ત્યારે હે તાત! તું મારાં વચનને યાદ કરીશ.[૨૩,૨૪] તું જો મારૂં કહેવું સાંભળીશ નહિ તો કૌરવોનો વિનાશ પાસેજ આવી લાગ્યો છે, એમ સમજ. હે તાત! તારી બુદ્ધિ ધર્મથી તથા અર્થથી ભ્રષ્ટ થઇ છે.[૨૫] તું જો મારાં વચનને સ્વીકારીશ નહિ તો તારે ઘણાઓને મરણ પામેલા સાંભળવા પડશે; કારણકે સર્વ કૌરવો તારાજ મતને અનુસરે છે[૨૬] અને તું ત્રણનાજ મતને માન્ય ગણે છે. હે ભરતશ્રેષ્ઠ! તેમાંનો એક પરશુરામે જેને શાપ આપેલો છે તે હલકી જાતિનો સૂતપુત્ર કર્ણ, બીજો સુબલનો પુત્ર શકુનિ અને ત્રીજો ક્ષુદ્ર બુદ્ધિવાળો તથા પાપી તારો ભાઈ દુઃશાસન છે.[૨૭,૨૮]

કર્ણ બોલ્યોઃ–"હે પિતામહ! આપે મને જે કહ્યું, તે આપના જેવા વૃદ્ધે બોલવું યોગ્ય નથી. હું ક્ષત્રિયના ધર્મમાં રહેલો છું અને સ્વ-

ધર્મથી ભ્રષ્ટ થયો નથી.[૨૯] મારામાં એવું કયું દુરાચરણ છે, કે જેથી તમે મારી નિંદા કરો છો? ધૃતરાષ્ટ્રના પુત્રો પણ કોઇ દિવસ મારૂં કંઇ પાપ જાણતા નથી.[૩૦] હું નિત્ય દુર્યોધનનું પણ કંઇ ભુંડું કરતો નથી. ખરેખર, હું રણભૂમિપર ઉભા રહેલા સર્વ પાંડવોનો નાશ કરીશ.[૩૧] પહેલાં વિરુદ્ધ પડેલાઓની સાથે ડાહ્યા માણસોથી પુનઃ સલાહ કેમ કરી શકાય? મારે ધૃતરાષ્ટ્ર રાજાનું સંપૂર્ણ પ્રિય કરવું જોઇએ, તેમજ દુર્યોધનનું પણ પ્રિય કરવું જોઇએ, કારણકે હમણાં તે રાજ્યગાદીપર છે."[૩૨,૩૩]

વૈશંપાયને કહ્યું:–"હે મહારાજ! કર્ણનું ભાષણ સાંભળીને શાંતનુપુત્ર ભીષ્મ, ધૃતરાષ્ટ્રને સંબોધીને પુનઃ આ પ્રમાણે કહેવા લાગ્યા.[૩૩] 'હે ધૃતરાષ્ટ્ર! આ કર્ણ રોજ રોજ બકયા કરે છે કે, 'હું પાંડવોને મારીશ' પણ એ મહાત્મા પાંડવોના પૂરા એક અંશ જેટલો પણ નથી.[૩૪]તમારા દુરાત્મા પુત્રોપર જે આ અનર્થ આવી પડવાનો છે, તે આ દુર્બુદ્ધિવાળા સૂતપુત્ર કર્ણનુંજ કર્મ છે,એમ તમે જાણો.[૩૫] તમારા મંદ બુદ્ધિવાળા પુત્ર દુર્યોધને, આ કર્ણનો આશ્રય કરીનેજ, શત્રુઓનું મર્દન કરનારા તથા દેવતાના પુત્ર તે વીર પાંડવોનું અપમાન કર્યું છે;[૩૬] પરંતુ પૂર્વે તે સર્વ પાંડવોમાંથી એક એક જણે જેવાં મહાદુષ્કર કાર્યો કર્યાં છે, તેવું આણે પૂર્વે મહાદુષ્કર એકાદ કામ પણ કર્યું છે કે?[૩૭]વિરાટ નગરમાં અર્જુને પરાક્રમ કરીને આના પ્રિય ભાઇને મારી નાખ્યો, ત્યારે એણે શું કર્યું હતું? જ્યારે અર્જુન, સર્વ એકઠા મળેલા કૌરવોની ઉપર ચઢી આવ્યો હતો અને સર્વનો પરાજય કરીને વસ્ત્રો છીનવી લીધાં હતાં, ત્યારે આ કર્ણ પરદેશ ગયો હતો કે?[૩૮,૩૯] જ્યારે ઘોષયાત્રામાં ગંધર્વો તમારા પુત્ર દુર્યોધનને હરી જતા હતા, ત્યારે આ સૂતપુત્ર કયાં ગયો હતો, કે જે હમણાં આખલાની પેઠે ગર્જના કરે છે?[૪૦] તે વખતે ત્યાં પણ ભીમસેને, મહાત્મા અર્જુને, નકુળે તથા સહદેવે મળીને તે ગંધર્વોનો પરાજય કર્યો હતો;[૪૧] હે ભરતશ્રેષ્ઠ! સર્વદા ધર્માર્થનો લોપ કરનારા તથા બકયા કરનારા આ કર્ણનાં એવાં પુષ્કળ વચનો મિથ્યા છે, એમ તમે જાણો. દૈવ તમારૂં ભલું કરો!'[૪૨]

ભીષ્મનું ભાષણ સાંભળીને મોટા મનવાળા દ્રોણાચાર્ય, રાજાઓની વચ્ચે ભીષ્મનાં વચનને માન આપતા ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૪૩] "હે રાજા! ભરતશ્રેષ્ઠ ભીષ્મે જે કહ્યું, તે તમે કરો. તમારે યથેષ્ટ ધનનો લોભ કરનારાઓના કહેવાપ્રમાણે કરવું યોગ્ય નથી.[૪૪] યુદ્ધની પહેલાંજ પાંડવોની સાથે સલાહ કરવી એ હું ઉત્તમ માનું છું. અર્જુને જે વચન કહ્યાં તે સંજયે આપણી આગળ નિવેદન કર્યાં છે અને હું પણ તે સર્વ જાણું છું કે, અર્જુન બોલ્યા પ્રમાણેજ કરશે; કારણકે ત્રણ લોકમાં અર્જુનના જેવો બીજો ધનુર્ધારી નથી."[૪૫,૪૬]

આવાં દ્રોણ તથા ભીષ્મનાં અર્થયુક્ત વચનનો અનાદર કરીને ધૃતરાષ્ટ્ર પાછો સંજયને પાંડવોનીજ હકીકત પૂછવા લાગ્યો.[૪૭]જ્યારે ધૃતરાષ્ટ્ર રાજા ભીષ્મ તથા દ્રોણની સાથે સારી રીતે બોલ્યો પણ નહિ, તે વખતેજ સર્વ કૌરવો જીવિતના સંબંધમાં નિરાશ થઇ ગયા.[૪૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "ભીષ્મદ્રોણવાકય" એ વિષયનો અધ્યાય ૪૯ મો સમાપ્ત.

## અધ્યાય ૫૦ મો
### પાંડવોના પક્ષનું સંજયનું ભાષણ

॥ धृतराष्ट्र उवाच ॥

किमसौ पांडवो राजा धर्मपुत्रोऽभ्यभाषत ॥
श्रुत्वेह बहुलाः सेनाः प्रीत्यर्थं नः समागताः॥१॥

ધૃતરાષ્ટ્રે પૂછયું:–"હે સંજય! અહીં અમારી પ્રીતિને માટે ઘણી સેનાઓ આવી છે, એ સાંભળીને ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા શું બોલ્યા?[૧] હે સૂત! યુદ્ધ કરવાની ઇચ્છાથી યુધિષ્ઠિર શી શી તૈયારી કરી રહ્યા છે? અને તેના ભાઇઓના પુત્રોમાંથી કોણ કોણ આજ્ઞા ઉઠાવવાની ઇચ્છાથી તેના મુખ સામે જુએ છે?[૨] તેમજ મૂર્ખોએ

છળ કરીને કોપાવેલા તે ધર્મજ્ઞ તથા ધર્મચારી ધર્મરાજાને 'યુદ્ધથી શાંત થાઓ' એમ કહીને કયા કયા યુદ્ધ કરવાથી રોકે છે?"[૩]

સંજય બોલ્યોઃ—"તમારૂં કલ્યાણ થાઓ. પાંડવોની સાથે પાંચાલો આજ્ઞા ઉઠાવવામાટે યુધિષ્ઠિર રાજાના મુખ તરફ જોઈ રહે છે; અને તે સર્વને આજ્ઞા કરે છે.[૪] પાંડવોના તથા પાંચાલોના જૂદા જૂદા ઉભા રહેલા રથસમુદાયો કુંતીપુત્ર યુધિષ્ઠિર આવતાં તેને અભિનંદન આપે છે.[૫] પાંચાલો પ્રદીપ્ત તેજવાળા તથા ઉદય પામતા કાંતિના ઢગ જેવા કુંતીપુત્ર યુધિષ્ઠિરને, આકાશ જેમ ઉદય પામતા સૂર્યને અભિનંદન આપે તેમ, અભિનંદન આપે છે.[૬] ગોવાળીઆઓ તથા બકરાં ચારનારાઓથી આરંભીને સર્વ લોકો યુધિષ્ઠિરને માન આપે છે અને પાંચાલો, કેકયો તથા મત્સ્યો પણ પાંડુપુત્રનું સન્માન કરે છે.[૭] વળી બ્રાહ્મણીઓ, રાજપુત્રીઓ તથા વૈશ્યકન્યાઓ યુદ્ધને માટે સજ્જ થયેલા અર્જુનને જોવામાટે રમતી રમતી ત્યાં આવી પહોંચે છે."[૮]

ધૃતરાષ્ટ્રે પૂછ્યુંઃ—"હે સંજય! પાંડવો કોની સહાયતાથી અમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે? તેઓને ધૃષ્ટદ્યુમ્નના સૈન્યની સહાય છે, કે સોમકોના સૈન્યની? તે મને કહે."[૯]

વૈશંપાયને કહ્યુંઃ—સંજયને એ પ્રમાણે પૂછ્યું, એટલે સભામાં બેઠેલા કૌરવોના સમાજની વચ્ચે સંજય વારંવાર અત્યંત લાંબા નિસાસા નાખીને વિચારમાં પડ્યો હોય તેવો થઇ ગયો[૧૦] અને ત્યાં કારણવિના દૈવયોગેજ સંજયને મૂર્છા આવી ગઇ. તે જોઇને વિદુર રાજસભામાં બોલ્યાઃ—"હે મહારાજ ! આ સંજય મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડ્યો છે; એ કંઈ બોલતો નથી, એની બુદ્ધિ ક્ષીણ થઈ ગઇ છે તથા એનું ચેતન મંદ પડી ગયું છે."[૧૧,૧૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ—"સંજયે મહારથી કુંતીપુત્રોને જોયા છે. તે પુરુષવ્યાઘ્રોથીએનું મન અત્યંત ઉદ્વેગ પામ્યું હશે એમ ખાત્રી થાય છે."[૧૩]

વૈશંપાયને કહ્યુંઃ—હે મહારાજ! એટલામાં સંજયને ભાન આવ્યું અને તે સ્વસ્થ થઇને કૌરવોની સભામાં ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧૪]

સંજય બોલ્યોઃ—"હે રાજેંદ્ર ! મેં મહારથી કુંતીપુત્રોને જોયા. તેઓ વિરાટરાજાને ઘેર પરાધીન રહેવાથી સૂકાઈ ગયા છે.[૧૫] હવે હે મહારાજ ! પાંડવો જેઓની સહાયતાથી યુદ્ધ કરવા તૈયાર થયા છે,તેઓનાં નામો સાંભળો.[૧૬] તેઓ વીર ધૃષ્ટદ્યુમ્નની સહાયતાથી તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છે.વળી જે ક્રોધથી,ભયથી, લોભથી, ધનને માટે અથવા વાદમાં સામાને હરાવવામાટે કદી પણ સત્યનો ત્યાગ કરતા નથી તથા ધર્મધારીમાં શ્રેષ્ઠ જે ધર્માત્મા ધર્મના સંબંધમાં પ્રમાણરૂપ ગણાય છે, તે અજાતશત્રુ યુધિષ્ઠિરની સહાયતાથી પાંડવો તમારી સાથે યુદ્ધ કરવા સજ્જ થયા છે.[૧૭,૧૮] આ પૃથ્વીમાં જેના સમાન કોઈ બાહુબળવાળો નથી, જે ધનુર્ધારીએ સર્વ રાજાઓને વશ કરી દીધા છે તથા જેણે કાશી, અંગ, મગધ અને કલિંગના રાજાઓને યુદ્ધમાં જિત્યા છે, તે ભીમસેનના બળથી પાંડવો તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. તે ભીમસેનના બળવડે ચાર પાંડવો લાક્ષાગૃહમાંથી અલ્પયત્ને પૃથ્વીપર નીકળ્યા હતા અને હિડિંબ રાક્ષસથી પાંડવોને બચાવવામાં પણ કુંતીપુત્ર ભીમસેનજ તેઓનો આશ્રયરૂપ થઇ પડ્યો હતો.[૧૯-૨૧] વળી જ્યારે સિંધુરાજ જયદ્રથ દ્રૌપદીને ખેંચી ગયો હતો, ત્યારે પણ કુંતીપુત્ર ભીમસેન. પાંડવોનો આધારભૂત થયો હતો.[૨૨] વળી વારણાવત નગરમાં સર્વ પાંડવોને જેણે બળતા બચાવ્યા હતા, તે ભીમના બળથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે.[૨૩] જે ભીમસેને દ્રૌપદીનું પ્રિય કરવામાટે વિકટ તથા ભયંકર ગંધમાદન પર્વતમાં પ્રવેશ કરીને ક્રોધવશ નામના રાક્ષસોને માર્યા હતા[૨૪] અને જેના બાહુમાં દશહજાર હાથીઓનું બળ ભર્યું છે, તે ભીમસેનની મદદથી પાંડવો તમારીસાથે બાથ ભીડવા તૈયાર થયા છે.[૨૫]

વળી પૂર્વે જે વીરે, અગ્નિને તૃપ્ત કરવા માટે શ્રીકૃષ્ણને સાથે રાખી પરાક્રમ કરીને યુદ્ધ

કરતા ઇંદ્રને જિત્યો હતો;[૨૬] તેમજ જેણે સાક્ષાત્ ગિરિશ શૂલધારી દેવાધિદેવ ઉમાપતિ મહાદેવને યુદ્ધથી સંતુષ્ટ કર્યા હતા અને જે ધનુર્ધારીએ સર્વ લોકપાલોને વશ કર્યા હતા, તે અર્જુનના બળથી પાંડવો તમારી સામે યુદ્ધ કરવા સજ્જ થયા છે.[૨૭,૨૮]

જેણે મ્લેચ્છગણોથી ભરેલી પશ્ચિમ દિશાને વશ કરી હતી, તે અનેક પ્રકારનું યુદ્ધ કરનારો યોદ્ધો નકુળ ત્યાં રહેલો છે.[૨૯] હે કૌરવ્ય ! તે દેખાવડા ધનુર્ધારી વીર માદ્રીપુત્ર નકુળના બળથી પાંડવો યુદ્ધ કરવા તૈયાર થયા છે.[૩૦]

જેણે કાશી, અંગ, મગધ અને કલિંગના રાજાઓને યુદ્ધવડે જિત્યા હતા, તે સહદેવની સહાયથી પાંડવો તમારી સામે યુદ્ધ કરવા ઉઠયા છે.[૩૧] પૃથ્વીમાં તેના સમાન વીર્યવાળા અશ્વત્થામા, ધૃષ્ટકેતુ, રુક્મી અને પ્રદ્યુમ્ન-એ ચાર જણાજ છે. હે રાજા ! માદ્રીને આનંદ આપનારા તેના નાના પુત્ર નરવીર સહદેવની સાથે તમારૂં મહાવિનાશક યુદ્ધ થશે.[૩૨,૩૩]

હે ભરતશ્રેષ્ઠ ! પૂર્વજન્મમાં કાશી રાજાની કન્યા હોઇને, જેણે બીજા જન્મમાં ભીષ્મના વધની ઇચ્છાથી ઉગ્ર તપ કર્યું હતું અને આ જન્મમાં દ્રુપદની કન્યા થઇને દૈવયોગે પુનઃ પુરુષ થઇ છે, જે પુરુષવ્યાઘ્ર,સ્ત્રી તથા પુરુષના ગુણદોષને જાણે છે અને યુદ્ધ કરવામાં દુર્મદ જે પાંચાલરાજના પુત્રે કલિંગ દેશપર ચઢાઇ કરી હતી, તે અસ્ત્રકુશળ શિખંડીની સાથે પાંડવો તમારી સામે તૈયાર થયા છે.[૩૬] જેને યક્ષે ભીષ્મના નાશની ઇચ્છાથી પુરુષ કર્યો છે, તે મહાધનુર્ધારી ભયંકર શિખંડીની સાથે પાંડવો તમારી સામે તૈયાર થયા છે.[૩૭]

કેકય દેશના પાંચ મહાધનુર્ધારી રાજપુત્ર ભાઇઓ છે, જે શૂરાઓ બખ્તરો ધારણ કરીને સજ્જ છે, તેઓની સાથે પાંડવો તમારી સામે તૈયાર થયા છે.[૩૮] જે મોટા બાહુવાળો, ઝડપથી અસ્ત્રો છોડનારો, ધૈર્યસંપન્ન અને સત્યપરાક્રમી છે, તે યાદવવીર સાત્યકિની સાથે તમારે યુદ્ધ કરવું પડશે.[૩૯] વળી જે ગુપ્તવાસના સમયમાં મહાત્મા પાંડવોના આશ્રયરૂપ હતા, તે વિરાટરાજાની સાથે રણમાં તમારો ભેટો થશે.[૪૦] જે મહારથી કાશિરાજ વારાણસીમાં રાજ્ય કરે છે, તે પાંડવોનો યોદ્ધો થયો છે, તેની સહાયથી તેઓ તમારીસાથે યુદ્ધ કરવા તૈયાર થયા છે.[૪૧] યુદ્ધમાં દુર્જય તથા મહાત્મા એવા દ્રૌપદીના પાંચ પુત્રો, કે જેઓ વયમાં બાળક છે છતાં સર્પના જેવા દુઃસ્પર્શ છે, તેઓની સાથે પાંડવો તમારી સામે તૈયાર થયા છે.[૪૨] વળી જે પરાક્રમમાં શ્રીકૃષ્ણના સમાન છે તથા ઇંદ્રિયોને દમન કરવામાં યુધિષ્ઠિરના જેવો છે, તે અભિમન્યુની સાથે પાંડવો તમારી સામે યુદ્ધ કરવા સજ્જ થયા છે.[૪૩] વળી શિશુપાલનો પુત્ર જે ધૃષ્ટકેતુ અતુલ પરાક્રમવાળો, મહાયશસ્વી, યુદ્ધમાં ક્રોધે ભરાતાં અસહ્ય થઇ પડનારો અને મહારથી છે,[૪૪] તે ચેદિદેશનો રાજા એક અક્ષૌહિણી સેનાથી વીંટાઇને પાંડવોના પક્ષમાં આવ્યો છે, જેની સાથે પાંડવો તમારી સામે સજ્જ થયા છે.[૪૫] જેમ દેવોનો આધાર ઇંદ્ર છે, તેમ જે પાંડવોના આધાર છે, તે વાસુદેવ શ્રીકૃષ્ણના આશ્રયથી પાંડવો તમારી સામે સંગ્રામ કરવા તૈયાર થયા છે;[૪૬] તેમજ હે ભરતશ્રેષ્ઠ ! ચેદિરાજનો ભાઇ શરભ, કરકર્ષની સાથે પાંડવોના પક્ષમાં આવ્યો છે, તે બન્નેની સાથે પાંડવો તમારી સામે તૈયાર થયા છે.[૪૭] જરાસંધનો પુત્ર સહદેવ તથા જયત્સેન એ બન્ને વીરો, કે જેઓ યુદ્ધમાં અપ્રતિમ રથીઓ છે, તેઓ પણ પાંડવોને માટે લડવા તૈયાર થયા છે.[૪૮] વળી મહાતેજસ્વી દ્રુપદ, મોટી સેનાથી વીંટાઇને પાંડવોને માટે પ્રાણાર્પણ કરવા તત્પર થઇ, યુદ્ધની ઇચ્છાથી તૈયાર થયા છે.[૪૯] આ અને બીજા પૂર્વ તથા ઉત્તરના પુષ્કળ રાજાઓ પાંડવોની પાસે આવ્યા છે અને ધર્મરાજા તે સેંકડો રાજાઓને સાથે લઇને તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે.[૫૦]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૫૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૫૧ મો

## ભીમથી ત્રાસ

**॥ धृतराष्ट्र उवाच ॥**

**सर्वं एते महोत्साहा ये त्वया परिकीर्तिताः।**
**एकतस्त्वेव ते सर्वे समेता भीम एकतः॥१॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યા:–"તેં જે યોદ્ધાઓ કહ્યા, તે સર્વે મોટા ઉત્સાહવાળા છે; પણ તે એકઠા મળેલા સઘળાને એક તરફ મૂકીએ અને ભીમ એકલાને બીજી તરફ મૂકીએ તો તે સર્વની સમાન થાય ![1] હે તાત! વાઘથી જેમ મહામૃગને ભય લાગે, તેમ મને ક્રોધી તથા અસહનશીલ ભીમનો મહાન ભય લાગે છે.[2] હે તાત! સિંહથી ભયભીત થયેલાં સામાન્ય પશુની પેઠે હું પણ ભીમસેનથી ભયભીત થઇને લાંબા ઊના નિસાસા નાખતો રાતોની રાતો ઉજાગરા કરૂં છું.[3] ઇંદ્રના સમાન તેજવાળા મહાબાહુ ભીમના જેવો આપણી સેનામાં હું કોઇને પણ જોતો નથી, કે જે યુદ્ધમાં એની સામે ટકી શકે.[4] કુંતીપુત્ર ભીમસેન અસહનશીલ દૃઢ વેર રાખનારો, મિથ્યા હાસ્ય ન કરતાં સાચું કરી દેખાડીનેજ શત્રુનું હાસ્ય કરનારો, ઉન્મત્ત, તીરછી નજરથી જોનારો, મોટા શબ્દવાળો, પ્રચંડ વેગવાળો, અતિ ઉત્સાહવાળો,લાંબા બાહુવાળો અને મહાબળવાન છે. તે યુદ્ધ કરીને મારા મૂર્ખ પુત્રોનો સંહાર વાળી નાખશે.[5,6] હાથમાં ગદા ધારણ કરનારો કુરુશ્રેષ્ઠ ભીમસેન, મહા હઠે ભરાયલા કૌરવોને યુદ્ધમાં દંડધારી કાળરૂપ થઈ પડશે.[7] રે, હું મારા મનથી, ભીમની તે આઠ ખુણાવાળી અને સુવર્ણથી મઢેલી લોઢાની ભયંકર ગદાને ઉગામેલા બ્રહ્મદંડના જેવી જોઉં છું.[8] જેમ સિંહ, મૃગોનાં ટોળાંમાં બળવાન થઈને ફરે છે,તેમ ભીમ મારા સૈન્યમાં ફરશે.[9] ભીમ સર્વદા ક્રૂર પરાક્રમવાળો, ખાઉધરો, વેગવાળો અને બાળપણામાં પણ તે એકલોજ મારા સર્વ પુત્રોનો શત્રુ થઇ પડયો હતો.[10] બાળવયમાં પણ મારા દુર્યોધનાદિ પુત્રો તેની સાથે લઢતા, ત્યારે તે હાથીની પેઠે તેઓને રગડી નાખતો હતો, એ સ્મરણ થતાં મારૂં હૃદય કંપી ઉઠે છે.[11] મારા પુત્રો તેનાં પરાક્રમથી નિત્ય કલેશ પામતા હતાં. કૌરવપાંડવોની વચ્ચે જે ભેદ પડયો,તેનું કારણ પણ તે ભયંકર પરાક્રમી ભીમજ છે.[12] સંગ્રામમાં ક્રોધવશ થયેલો ભીમ મનુષ્યો, હાથી અને ઘોડાનાં સૈન્યોને ગળી જતો હોય એમ હું તેને મારી આગળજ દેખું છું.[13] અસ્ત્રવિદ્યામાં દ્રોણગુરુ અને અર્જુનના સમાન, વેગમાં વાયુના વેગસમાન અને ક્રોધમાં મહાદેવની બરોબરી કરનારા શૂરા તથા ક્રોધી ભીમને યુદ્ધમાં કોણ મારી શકે તેવો છે, તે હે સંજય ! તુંજ મને કહે જોઇએ ? તે શત્રુમર્દન તથા મનસ્વી ભીમે બાળપણામાંજ મારા સર્વ પુત્રોને મારી નાખ્યા નહિ, એ હું મોટો લાભ માનું છું. જેણે પૂર્વે ભયંકર બળવાળા યક્ષોને તથા રાક્ષસોને મારી નાખ્યા હતા, તે ભીમના વેગને યુદ્ધમાં કયો મનુષ્ય સહન કરશે ? હે સંજય ! ભીમ બાળપણમાં પણ કદી મારા દાબમાં રહેતો ન હતો, ત્યારે હમણાં તો મારા દુષ્ટ પુત્રોએ દુઃખી કરેલો તે મારા દાબમાં રહેજ ક્યાંથી ? તે ક્રૂર, અત્યંત ક્રોધી, ભાંગી જાય પણ નમે નહિ તેવો, આડી નજરથી જોનારો તથા એકઠી થયેલી ભ્રકુટીવાળો ભીમસેન હવે શી રીતે શાંત થાય ?[14-18] ભીમસેન શૂરો, અતુલ બળવાળો, ગૌરવર્ણવાળો, તાડના જેવો ઉંચો અને પ્રમાણમાં અર્જુન કરતાં પ્રાદેશ ( અંગુઠાના અગ્રથી તર્જની એટલે પહેલી આંગળીના અગ્રસુધીની લંબાઈ) જેટલો અધિક છે.[19] કુંતીનો વચેટ પુત્ર બળવાન ભીમ, વેગથી ઘોડાઓને પાછળ પાડે તેવો છે, બળમાં હાથીઓને હઠાવે તેવો છે.અસ્પષ્ટ ભાષણ કરનારો છે અને મધના જેવાં લાલ તથા પિંગટ નેત્રોવાળો છે.[20] એ પ્રમાણે મેં પૂર્વે વ્યાસના મુખથી ભીમની બાલ્યાવસ્થામાંજ તેનાં રૂપ, પરાક્રમ તથા અતિ દૃઢતાના સંબંધમાં યથાર્થ રીતે સાંભળ્યું છે.[21] તે ભયંકર તથા ક્રૂર પરાક્રમવાળો ભીમ, રણમાં ક્રોધ કરીને લોઢાના દંડથી રથોનો,હાથીઓનો, ઘોડાઓનો તથા પુરુષોનો સંહાર વા-

જશે.[22] ભીમ ક્રોધી, નિત્ય આવેશવાળો તથા પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ છે. હે તાત ! પૂર્વે તે મારી ઇચ્છાવિરુદ્ધ કાર્યો કરતો હતો, તેથી મેં તેનું અપમાન કર્યું છે.[23] રે,સીધી, જાડી, સારાં પડખાંવાળી, સોનાથી મઢેલી, સેંકડોનો સંહાર વાળનારી અને મહાશબ્દવાળી ભીમની લોખંડી ગદાને મારા પુત્રો શી રીતે સહન કરશે?[24] હે તાત સંજય! પારવિનાના, નૌકાવિનાના, અગાધ અને બાણરૂપી કીડાથી વીંધી નાખનારા ભીમસેનરૂપી દુસ્તર સમુદ્રને મારા મૂર્ખ પુત્રો તરવાની ઇચ્છા રાખે છે.[25] હું બૂમો પાડું છું, પરંતુ પંડિતપણાનું માન રાખનારા મારા મૂર્ખ પુત્રો સાંભળતા નથી. ખરેખર, મધનો પુડો જોનારાઓ નીચેની ભયંકર ખીણના તરફ ધ્યાન આપતા નથી.[26] વિધાતાએ પ્રેરેલા મહામૃગો જેમ સિંહની સામે લઢવા જાય, તેમ ખરેખર, વિધાતાથીજ પ્રેરાયલા મારા પુત્રો નરરૂપધારી મૃત્યુની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છે.[27] હે તાત ! નીચે પડવાથી પૃથ્વી ફાડીને ઊંડી ઉતરી જાય એવી શંકાથી શીંકામાં રાખેલી,ચાર હાથ લાંબી, છ ખુણાવાળી, અપાર શક્તિવાળી અને દુઃસહ સ્પર્શવાળી ભીમે મારેલી ગદાને મારા પુત્રો કેમ સહન કરી શકશે?[28] ગદાને ભમાવતા, હાથીનાં મસ્તકોને ભાંગતા, ગલોફાં ચાટતા વારંવાર ક્રોધાશ્રુ ટપકાવતા, હાથીઓને ઉદ્દેશીને કૂદી પડતા, ભયંકર ગર્જનાઓ કરતા, સામે દોડી આવતા, મદમત્ત હાથીઓની સામે ગાજી ઉઠતા અને રથમાર્ગોમાં પ્રવેશ કરીને ઉત્તમ યોદ્ધાઓપર પ્રહાર કરતા, પ્રજ્વલિત અગ્નિના જેવા ભીમથી મારા પુત્રો કેવી રીતે મુક્ત થશે ? હાથમાં ગદા લઇને થનથનાટ કરતો અને મારી સેનાને નસાડી રસ્તો કરતો મહાબાહુ ભીમ પ્રલયકાળને પ્રત્યક્ષ કરાવશે.[32] મદ ઝરતો હાથી જેમ પુષ્પવાળાં વૃક્ષોને ભાંગતો ભાંગતો વનમાં પ્રવેશ કરે,તેમ ભીમસેન યોદ્ધાઓનો સંહાર કરતો મારા પુત્રોની સેનામાં પ્રવેશ કરશે.[33] હે સંજય ! તે પુરુષવ્યાઘ્ર ભીમ રથોને, પુરુષો, સારથિઓ, ઘોડાઓ તથા ધ્વજાઓવિનાના કરતો કરતો અને રથીઓને તથા પાળાઓને મારતો મારતો જળમય પ્રદેશમાં તથા તીર ઉપર ઉગેલાં જાતજાતનાં વૃક્ષોને ઉથલાવી પાડનારા ગંગાના વેગની પેઠે રણમાં મારા પુત્રોની સેનામાં ભંગાણ પાડશે;[34,35]અને હે સંજય! ભીમસેનના ભયથી પીડાયલા મારા પુત્રો, સેવકો તથા રાજાઓ જરૂર દિશાઓમાં નાસી જશે.[36]

પૂર્વે ભીમે અંતઃપુરમાં પ્રવેશ કરીને વાસુદેવની સહાયતાથી મહાવીર્યવાળા જરાસંધ રાજાને મારી નાખ્યો હતો,[37] કે જે મગધ દેશના બળવાન તથા બુદ્ધિશાળી રાજા જરસંધે આ આખી પૃથ્વીદેવી પોતાને તાબે કરીને તેને બહુ તાપ આપ્યો હતો.ભીષ્મના પ્રતાપથી કૌરવો અને નીતિબળથી અંધક તથા યાદવો તેને વશ થયા ન હતા તે કેવળ દૈવજ ગણાય. તેવા જરાસંધને, બાહુશાળી વીર ભીમસેને, હથિયાર લીધાવિના, તેની સામે જઇને બળાત્કારથી મારી નાખ્યો, એનાથી અધિક તે શું કહેવાય?[38–40]હે સંજય! ઝેરી સર્પ જેમ ઘણા કાળથી એકઠા થયેલા ઝેરને ઓકી કાઢે છે, તેમ ભીમ ઘણા સમયથી એકઠા થયેલા પોતાના તેજને રણમાં મારા પુત્રો ઉપર છોડશે.[41] દેવરાજ મહેંદ્ર જેમ વજ્રવડે દાનવોનો સંહાર કરે, તેમ ભીમસેન હાથમાં ગદા લઇને મારા પુત્રોનો સંહાર વાળશે.[42] રે ! તે અસહ્ય, અનિર્વાર્ય, તીવ્ર વેગ તથા પરાક્રમવાળો અને અતિશય લાલ નેત્રવાળો ભીમ ચઢી આવતો હોય તેમ હું તેને જોઉં છું.[43] ભીમસેન ગદારહિત, ધનુષરહિત, રથરહિત અને કવચરહિત થઈને માત્ર બે બાહુથી યુદ્ધ કરે, તોપણ તેની આગળ કયો પુરુષ ઉભો રહે તેવો છે?[44] બુદ્ધિમાન ભીમસેનનાં પરાક્રમને જેમ હું જાણું છું, તેમજ ભીષ્મ, દ્રોણ તથા આ વિપ્ર કૃપાચાર્ય પણ જાણે છે;[45] પરંતુ તે મહાપુરુષો આર્યપુરુષોનાં વ્રતને જાણે છે તેથી અને સંગ્રામનો અંત આણવાની ઇચ્છાથી મારા પુત્રોની સેનાના મોખરાપર ઉભા રહેશે.[46] મને પાંડવોનો જય દેખાય છે છતાં હું પુત્રોને રોકતો નથી,

એ ઉપરથી દૈવ સર્વથી બળવાન છે, તેમાં પણ પુરુષનું દૈવ વિશેષ બળવાન છે એમ હું માનું છું.૪૭ ભીષ્મ વગેરે મહાધનુર્ધારીઓ, પુરાતન સ્વર્ગમાર્ગને પ્રાપ્ત કરી લેવામાટે સંગ્રામમાં ક્ષાત્રયશનું રક્ષણ કરતાં પોતાના પ્રાણોનો ત્યાગ કરશે.૪૮બાકી હે તાત ! જેવા મારા પુત્રો ભીષ્મના પૌત્રો થાય છે, તેવા પાંડવો પણ પૌત્રો થાય છે અને દ્રોણગુરુ તથા કૃપાચાર્યના તેઓ તથા મારા પુત્રો બન્નેય શિષ્યો થાય છે.૪૯ હે સંજય ! પરંતુ એ ત્રણે વૃદ્ધ પુરુષોને અમારા તરફથી જે કંઈ દાન, યજ્ઞ એ સંબંધી આશ્રય મળ્યો છે,તેનો બદલો તેઓ આર્ય હોવાથી વાળશે.૫૦ શસ્ત્ર ધારણ કરનારા અને ક્ષત્રિયના ધર્મનું રક્ષણ કરવાની ઈચ્છાવાળા ક્ષત્રિયનું યુદ્ધમાં મરણ થવું એને સત્પુરુષો અતિ ઉત્તમ કહે છે.૫૧ હું તો પાંડવોની સાથે યુદ્ધ કરવા તૈયાર થયેલા સર્વનો શોક કરૂં છું.પૂર્વે વિદુરે જે ભય મોટે સાદે કહ્યા હતા, તેજ ભય આ અત્યારે આવી પહોંચ્યો છે.૫૨ હે સંજય! જ્ઞાન દુઃખનો નાશ કરે છે એ વાત હું માનતો નથી; કારણકે અતિ બળવાન દુઃખ જ્ઞાનનું પણ વિનાશક થાય છે.૫૩ જીવન્મુક્ત ઋષિઓ પણ લોકવ્યવહારમાં પડતાં સુખોથી સુખી થાય છે અને દુઃખથી દુઃખી થાય છે.૫૪ ત્યારે પુત્ર, સ્ત્રી, પૌત્ર, બંધુઓ વગેરે હજારો પ્રકારના મોહમાં પડેલા પુરુષને દુઃખ થાય તેમાં તો કહેવુંજ શું?૫૫ આ મહાન સંશયકારક વાતમાં મારે હવે એનો શો ઉપાય કરવો? હું તો વિચાર કરતાં કૌરવોનો વિનાશજ આવી પહોંચેલો જોઉં છું.૫૬ કૌરવોપર આવી પડેલા આ મહાન કષ્ટનું કારણ દ્યૂતજ જણાય છે. ઐશ્વર્યની કામનાવાળા મૂર્ખે લોભથી એ પાપ કર્યું છે.૫૭ હું માનું છું કે, આ (સંહાર) પણ અત્યંત ગતિ કરનારા કાળનો એક પર્યાયધર્મજ છે, માટે હવે પૈડાંપર ચઢેલી વાટની પેઠે એ કાળચક્રમાંથી નાસી છૂટાય તેમ નથી.૫૮ હે સંજય! હું શું કરૂં? કેમ કરૂં ? કયાં જાઉં ? આ કાળના તાબામાં ગયેલા મૂર્ખ કૌરવો નાશ પામે છે.૫૯ હે તાત! સો પુત્રો મરણ પામશે ત્યારે હું અવશ થઈને સ્ત્રીઓની બૂમો સાંભળીશ. રે! મારૂં મોત પણ કેવી રીતે આવશે?૬૦ ગ્રીષ્મઋતુમાં જેમ પ્રદીપ્ત થયેલો અને વાયુથી પ્રેરાયલો અગ્નિ ઘાસના સમૂહને બાળી મૂકે, તેમજ અર્જુનની સાથે ભીમસેન પણ હાથમાં ગદા લઇને મારા પુત્રોનો નાશ કરશે.૬૧

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "ધૃતરાષ્ટ્રવાક્ય" એ વિષયનો અધ્યાય ૫૧ મો સમાપ્ત.

---

# અધ્યાય ૫૨ મો

## અર્જુન તરફના ભયનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

**यस्य वै नानृतावाचः कदाचिदनुशुश्रुम ।**
**त्रैलोक्यमपि तस्य स्याद्योद्धा यस्य धनंजयः॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ–અમે જેની વાણી કોઈપણ દિવસ મિથ્યા સાંભળી નથી અને જેનો અર્જુન યોદ્ધો છે, તે યુધિષ્ઠિરને ત્રણ લોકનું પણ રાજ્ય મળે તેમ છે.૧ હું હમેશાં વિચાર કરૂં છું, તોપણ એવા કોઈ પુરુષને જોતો નથી, કે જે રથમાં બેસીને યુદ્ધમાં અર્જુનની સામે લડવા જાય.૨ હૃદયને ચીરી નાખનારાં કર્ણિ તથા નાલીક જાતનાં બાણોને છોડનારા ગાંડીવધન્વા અર્જુનની સામે યુદ્ધમાં જનારો તેનો બરોબરીઓ મારી પાસે કોઈપણ નથી.૩ પુરુષોમાં શ્રેષ્ઠ, અસ્ત્રવિદ્યામાં નિપુણ, બળવાનોમાં ઉત્તમ અને યુદ્ધમાં પરાજય ન પામે તેવા વીર દ્રોણ તથા કર્ણ જો અર્જુનની સામે યુદ્ધ કરવા જાય, તો જય કોનો થશે, એ સંબંધી લોકોમાં મોટો સંદેહ ઉત્પન્ન થાય; પરંતુ મારા પક્ષનો તો વિજય થવાનોજ નથી; કારણકે કર્ણ દયાળુ તથા પ્રમાદી છે અને દ્રોણાચાર્ય વૃદ્ધ તથા તેઓના ગુરુ છે.૪.૫ બીજી તરફ અર્જુન સમર્થ, બળવાન, દૃઢ ધનુષવાળો તથા શ્રમરહિત છે. મહા તુમુલ યુદ્ધ થશે, તોપણ સર્વથા તેઓનો વિજયજ થશે; કારણકે તે સર્વે અસ્ત્રવેત્તાઓ, શૂરાઓ તથા મહાયશસ્વીઓ છે.

તેઓ સર્વ દેવતાઓના ઐશ્વર્યને ત્યજી દે, પરંતુ વિજયનો ત્યાગ કરે તેવા નથી.[૬,૭] દ્રોણાચાર્યનો અને કર્ણનો વધ થતાં અવશ્ય શાંતિ થાય અથવા અર્જુનના વધથી શાંતિ થાય, પરંતુ અર્જુનને હણનારો અથવા જિતનારો કોઇપણ જણાતો નથી.[૮] મારા મૂર્ખ પુત્રો ઉપર ઉત્પન્ન થયેલો તેનો ક્રોધ કેવી રીતે શાંત થાય? બીજાઓ પણ અસ્ત્રોને જાણે છે અને તેઓ હારે છે તથા જિતે છે પણ ખરા;[૯] પરંતુ અર્જુનનો તો સર્વદા વિજયજ સાંભળવામાં આવે છે. આજથી તેત્રીશ વર્ષ ઉપર પણ અર્જુને સર્વ દેવતાઓનો પરાજય કરીને ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો. હે તાત! શીલ તથા વર્તનથી સમાન એવા શ્રીકૃષ્ણ જેના સારથિ છે, તે અર્જુનનો ઇંદ્રની પેઠે અવશ્ય જયજ થવાનો. એક રથમાં સજ્જ થઇને બેઠેલા બન્ને કૃષ્ણ (કૃષ્ણ તથા અર્જુન) અને પણછ ચઢાવેલું ગાંડીવ ધનુષ આ એકી વખતે ત્રણે તેજો એકઠાં થયેલાં આપણે સાંભળીએ છીએ, ત્યારે આપણી પાસે તેવું ધનુષ નથી, તેવો યોદ્ધો નથી અને તેવો સારથિ પણ નથી.[૧૦-૧૩] તે વાતને દુર્યોધનના તંત્રથી ચાલનારા મૂર્ખાઓ જાણતા નથી. હે સંજય! આકાશમાંથી બળબળતી વિજળી મસ્તક ઉપર પડીને કંઈ બાકી રાખે, પરંતુ હે તાત! અર્જુને ફેંકેલાં બાણો કંઇપણ બાકી રાખે તેવાં નથી—અર્થાત્ સર્વનાશ કરે તેવાં છે. મને તો અર્જુન બાણો ફેંકતો હોય, મારી નાખતો હોય તથા બાણની વૃષ્ટિવડે શરીરોપરથી મસ્તકો ઉડાવતો હોય એમ લાગે છે. શું સંગ્રામમાં અર્જુનના ગાંડીવ ધનુષથી નીકળતું ઝળહળાટ કરતું બાણોનું તેજ, ચોતરફથી મારા પુત્રોની સેનાને બાળી મૂકશે? ભારતી સેના અર્જુનના રથની ગર્જનાવડે ભયાતુર બનેલી તથા ત્રાસ પામી ગયેલી મને જણાય છે. જેમ મોટી જ્વાળાવાળો પવનથી પ્રેરાયલો મહાન અગ્નિ સર્વ તરફ ફરીને ઘાસનાં બીડને બાળી મૂકે છે, તેમજ અર્જુન મારા સૈનિકોને બાળી મૂકશે.[૧૪-૧૮] જ્યારે સજ્જ થયેલો અર્જુન યુદ્ધમાં તીવ્ર બાણના સમૂહો છોડશે, ત્યારે વિધાતાએ ઉત્પન્ન કરેલા, સર્વનો નાશ કરનારા કાળની પેઠે તે અસહ્ય થઈ પડશે[૧૯] અને હું ઘરમાં રહ્યો રહ્યો કૌરવોના છેદ, ભેદ, પલાયન વગેરે અનેક પ્રકારો સાંભળીશ. રણના મોખરા ઉપર ચોતરફથી કૌરવોના તરફજ વિનાશ પ્રાપ્ત થતો લાગે છે.[૨૦]

ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "ધૃતરાષ્ટ્રવાક્ય" એ વિષયનો અધ્યાય ૫૨ મો સમાપ્ત.

# અધ્યાય ૫૩ મો

## ધૃતરાષ્ટ્રનો વિલાપ

॥ धृतराष्ट्र उवाच ॥

यथैव पांडवाः सर्वे पराक्रांता जिगीषवः ।
तथैवाभिसरास्तेषां त्यक्तात्मानो जयधृताः ॥१॥

ધૃતરાષ્ટ્રે કહ્યું:—સર્વ પાંડવો જે પ્રમાણે પરાક્રમી તથા વિજયની ઇચ્છાવાળા છે, તે પ્રમાણે તેમના અગ્રેસરો પણ પ્રાણ આપવા તૈયાર તથા વિજયને માટે નિશ્ચયવાળા છે.[૧] હે સંજય! તેંજ મને અમારા શત્રુપક્ષમાં આવેલા પંચાલ, કેકય, મત્સ્ય, માગધ તથા વત્સદેશના પરાક્રમી રાજાઓનાં નામો કહ્યાં હતાં.[૨] જે ઇચ્છા કરતાંજ ઇંદ્રસહિત આ સર્વ લોકોને વશ કરે, તે જગતના સ્રષ્ટા બળવાન કૃષ્ણ, પાંડવોના જયને માટે નિશ્ચય કરી બેઠા છે.[૩] શિનિનો પુત્ર સાત્યકિ, કે જેણે અર્જુન પાસેથી થોડા સમયમાં સર્વ અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી છે, તે પણ રણભૂમિમાં બીજની પેઠે બાણોને છોડતો ઉભો રહેશે.[૪] ક્રૂર કર્મ કરનારો ઉત્તમ અસ્ત્રવેત્તા તથા મહારથી પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન પણ મારા સૈન્યસાથે યુદ્ધ કરશે.[૫] હે તાત! મને યુધિષ્ઠિરના ક્રોધથી, અર્જુનના પરાક્રમથી અને નકુળ, સહદેવ તથા ભીમસેનથી ભય થાય છે.[૬] હે સંજય! મનુષ્યશ્રેષ્ઠ પાંડવો રણભૂમિમાં અમાનુષ અસ્ત્રજાળ પાથરશે તેને મારા સૈનિકો તરી શકશે નહિ, તેથી હું વિલાપ કરૂં છું.[૭]

પાંડુનંદન યુધિષ્ઠિર દર્શન કરવા યોગ્ય, વિવેકી, લક્ષ્મીવાન, બ્રહ્મતેજસ્વી, મેધાવી, પરિ-

પકવ બુદ્ધિવાળા તથા ધર્માત્મા છે.[૮] તે મિત્રો તથા પ્રધાનોથી સંપન્ન છે, યુદ્ધની તૈયારી કરનારા યોદ્ધાઓથી યુક્ત છે તથા મહારથી એવા વીર ભ્રાતાઓ તથા સસરાથી સંપન્ન છે.[૯] પુરુષશ્રેષ્ઠ યુધિષ્ઠિર ધૈર્યશીલ તથા ગુપ્ત વિચારવાળા છે. વળી તે દયાળુ, ઉદાર, લજ્જાશીલ, સત્ય પરાક્રમી, વિદ્વાન, કૃતાર્થ અંતઃકરણવાળા, વૃદ્ધોનું સેવન કરનારા અને જિતેંદ્રિય છે એ સર્વગુણ સંપન્ન, પ્રદીપ્ત અગ્નિના જેવા તેજસ્વી અને રોકી ન શકાય તેવા યુધિષ્ઠિરરૂપી અગ્નિની સામે કયો બેભાન, મરવાની ઇચ્છાવાળો મૂર્ખ, પતંગિયાંની પેઠે ઝંપલાવશે?[૧૦-૧૨] પોતાનેવિષેજ જેણે ક્રોધાગ્નિ દાબી રાખેલો છે, તે યુધિષ્ઠિર રાજાની સાથે મેં પૂર્વે કપટથી વર્તન કર્યું છે. માટે તે હવે મારા મૂર્ખ પુત્રોનો યુદ્ધમાં સંહાર વાળશેજ.[૧૩] હે કૌરવો! તેઓની સાથે યુદ્ધ ન કરવું એજ સારૂં છે, એમ હું માનું છું;કારણ કે યુદ્ધ કરવામાં આખા કુળનો અવશ્ય વિનાશ થશે એમ તમે સમજો.[૧૪] આ મારો સર્વોત્તમ વિચાર છે અને એનાથીજ મારૂં મન શાંત થાય છે, માટે જો તમારે યુદ્ધ ન કરવું એ વાત ઇષ્ટ હોય તો અમે શાંતિને સારૂ યત્ન કરીએ.[૧૫] યુધિષ્ઠિર આપણને યુદ્ધથી દુઃખી થતા જાણીને આપણી ઉપેક્ષા કરશે નહિ; કારણ કે તેતો મનેજ અધર્મવડે કલેશનું કારણ માનીને મારીજ નિંદા કરે છે.[૧૬]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "ધૃતરાષ્ટ્રવાક્ય" એ વિષયનો અધ્યાય ૫૩ મો સમાપ્ત.

## અધ્યાય ૫૪ મો
### ધૃતરાષ્ટ્રને ઠપકો
॥ संजय उवाच ॥

**एवमेतन्महाराज यथा वदसि भारत ।**
**युद्धे विनाशः क्षत्रस्य गांडीवेन प्रदृश्यते ॥१॥**

સંજય બોલ્યોઃ-હે ભારત મહારાજ! તમે જેમ કહો છો, તે તેમજ છે. યુદ્ધમાં ગાંડીવ ધનુષવડે ક્ષત્રિયોનો વિનાશ પ્રત્યક્ષ દેખાય છે;[૧] પરંતુ તમે ધીર છો તથા અર્જુનનાં તત્ત્વને જાણો છો, છતાં નિત્ય પુત્રને અધીન રહો છો એમાં મને સમજણ પડતી નથી.[૨] હે મહારાજ! તમે શાંતિ કરવા બોલો છો, પરંતુ તમારી એ બુદ્ધિ સ્થિર રહેશે નહિ; કારણકે પાંડવોના અપરાધ કરવાનીજ તમને ટેવ પડી ગઈ છે.હે ભરતશ્રેષ્ઠ! તમેજ પ્રથમ પાંડવોની સાથે ખરાબ રીતે વર્ત્યા છો.[૩] જે પિતા સ્નેહી અને સાવધ મનવાળો હોય, તે શ્રેષ્ઠ ગણાય છે.તેણે પુત્રોનું અવશ્ય હિત કરવું જોઇએ; કારણકે દ્રોહ કરનારો વડીલ ગણાતો નથી.[૪] હે મહારાજ! તમે દ્યૂતસમયે પાંડવોને હારેલા સાંભળીને 'આ જિત્યું,આ મળ્યું' એમ વિચારીને બાળકની પેઠે હરખાતા હતા.[૫] વળી તે વખતે તમારા પુત્રો પાંડવોને કઠોર વચનો કહેતા હતા, તેની પણ તમે દરકાર કરી ન હતી; અને મારા દીકરાઓ આખું રાજ્ય જિતી લે છે, એમ માનીને તમે વિનાશ તરફ દૃષ્ટિજ કરતા ન હતા.[૬] હે મહારાજ! કુરુસહિત જાંગલ પ્રદેશનું રાજ્ય, તમારા બાપદાદાનું રાજ્ય ગણાય, બાકી બીજી સઘળી પૃથ્વી તો વીર પાંડવોએ સંપાદન કરેલી તમને મળી છે.[૭] હે મહારાજ! પોતાના બાહુબળથી સંપાદન કરેલી ભૂમિ પાંડવોએ તમને અર્પણ કરી છે, છતાં તમે 'એ પરાક્રમ મેં કર્યું છે' એમ માનો છો![૮] હે મહારાજ! ગંધર્વરાજે તમારા પુત્રોને કેદ કર્યા હતા અને તેઓ નૌકા-(આશ્રય)વિનાના દુઃખસમુદ્રમાં ડૂબતા હતા, તેવખતે અર્જુન તેઓને પાછા લઈ આવ્યો હતો. જ્યારે પાંડવો દ્યૂતમાં હારી ગયા અને વનમાં જવા લાગ્યા, ત્યારે તમે બાળકની પેઠે વારંવાર રાજી થતા હતા;[૧૦] પરંતુ તમે એ વિચાર્યું નહિ કે, અર્જુન જ્યારે તીક્ષ્ણ ધારવાળા પુષ્કળ બાણસમૂહોનો વરસાદ વર્ષાવે છે, ત્યારે સમુદ્રો પણ શોષાઈ જાય છે, ત્યાં માંસરુધિરવાળાં મનુષ્યોની તો વાતજ શી?[૧૧] બાણ છોડનારાઓમાં અર્જુન શ્રેષ્ઠ, ધનુષ્યોમાં ગાંડીવ શ્રેષ્ઠ, સર્વ પ્રાણીઓમાં શ્રીકૃષ્ણ શ્રેષ્ઠ, આયુધોમાં

સુદર્શન શ્રેષ્ઠ અને સર્વ ધ્વજોમાં વાનરને લીધે ઝળકનારો અર્જુનનો ધ્વજ શ્રેષ્ઠ છે. હે રાજા! આ સર્વ શ્રેષ્ઠવસ્તુઓથી સંપન્ન એવો તે શ્વેત ઘોડાઓવાળો રથ, રણમાં ઘૂમી રહેલા કાળચક્રની પેઠે આપણો સંહાર વાળશે. હે ભરતશ્રેષ્ઠ રાજા ! જેના ભીમ તથા અર્જુન યોદ્ધા છે, તેજ રાજા છે અને તેનીજ આજે આખી પૃથ્વી છે,એમ તમે જાણો.હે મહારાજ! ઘણેભાગે ભીમસેનથી લગભગ હણાયલી અને તેથી વિમુખ થતી તમારી સેનાને જોઇનેજ દુર્યોધન વગેરે કૌરવો ક્ષય પામશે. હે મહારાજ! હે વિભો! તમારા પુત્રો અને તેને અનુસરનારા રાજાઓ ભીમ તથા અર્જુનથી ભયભીત થઇ જશે, તેઓ વિજય મેળવી શકશે નહિ. હમણાંજ તમને મત્સ્યો, પાંચાલો તથા કેકયો માન આપતા નથી;[૧૨–૧૭] અને શાલ્વ તથા શુરસેન દેશના સર્વે રાજાઓ તમારૂં અપમાન કરે છે. તેઓ સર્વે બુદ્ધિમાન પાર્થનાં પરાક્રમને જાણે છે, તેથી તેના પક્ષમાં ગયા છે[૧૮] અને યુધિષ્ઠિર ઉપર ભક્તિ હોવાથી તેઓ સર્વદા તમારા પુત્રોની સાથે વિરોધ ધરાવે છે. ધર્મવાળા હોવાથી વધ કરવાને અયોગ્ય પાંડવોને જેણે અન્યાયથી કષ્ટ આપ્યું અને હજીપણ તેઓનો દ્વેષ કરે છે, તે પાપી પુરુષ–તમારા પુત્રને અનુયાયીઓની સાથે સર્વ ઉપાયોથી કબજે કરવો જોઇએ.હે મહારાજ ! હવે તમારે શોક કરવો યોગ્ય નથી; કારણ કે દ્યૂતસમયેજ મેં અને બુદ્ધિમાન વિદુરે તમને સર્વ કહ્યું હતું, પણ તમે તે સાંભળ્યું ન હતું;[૧૯–૨૧] અને હવે હે ભારતરાજેન્દ્ર! તમે અસમર્થ પુરુષની પેઠે પાંડવોને સંભારીને જે વિલાપ કરો છો, તે સર્વ નિરર્થક છે.[૨૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૫૪ મો સમાપ્ત.

---

# અધ્યાય ૫૫ મો

## દુર્યોધનનું ભાષણ

॥ दुर्योधन उवाच ॥

**न भेतव्यं महाराज न शोच्या भवता वयम् ।**
**समर्थाः स्म परान्जेतुं बलिनः समरे विभो॥१॥**

દુર્યોધન બોલ્યોઃ–"હે મહારાજ ! તમારે ડરવું નહિ તથા અમારો શોક કરવો નહિ, કારણ કે હે વિભો ! અમે યુદ્ધમાં બળવાન શત્રુઓને જિતવા સમર્થ છીએ.[૧] જે વખતે વનમાં કાઢી મૂકેલા પાંડવોને મળવામાટે ઇંદ્રપ્રસ્થથી થોડે છેટે, શત્રુના દેશનો સંહાર કરી નાખે તેવી પ્રચંડ સેના સાથે લઈને, શ્રીકૃષ્ણ આવ્યા હતા; તેમજ કેકય રાજાઓ, ધૃષ્ટકેતુ, પાર્ષત, ધૃષ્ટદ્યુમ્ન અને બીજા ઘણા અનુયાયી રાજાઓ પણ પાંડવોની પાસે આવ્યા હતા, તે વખતે તે સઘળા મહારથીઓ એકઠા મળીને કૌરવોની સાથે તમારી નિંદા કરવા લાગ્યા; અને હે ભારત ! કાળું મૃગચર્મ ઓઢીને બેઠેલા યુધિષ્ઠિરનું કૃષ્ણ વગેરે સઘળા સન્માન કરવા લાગ્યા.[૨–૫] પછી પરિવારસાથે તમારો વિનાશ કરવાની ઇચ્છાવાળા તે રાજાઓ આપણી પાસેથી રાજ્ય પાછું લેવું, એવા ઠરાવપર આવ્યા.[૬] એ સાંભળીને હે ભરતશ્રેષ્ઠ રાજા! મેં જ્ઞાતિના ક્ષયના ભયથી ડરીને તે વખતે ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને કહ્યું કેઃ–'પાંડવો પોતાના કરાર પ્રમાણે ચાલશે એમ મને લાગે છે; પરંતુ શ્રીકૃષ્ણ આપણો સર્વનો સંહાર કરવા ઇચ્છેછે,[૭,૮] તેથી વિદુરસિવાય તમે સર્વે નાશ પામશો એમ હું માનું છું. કુરુશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર ધર્મવેત્તા છે, માટે તેને તે મારશે નહિ. બાકી હે તાત ! આપણો સંપૂર્ણ વિનાશ કરીને કૃષ્ણ કૌરવોનું એકછત્ર રાજ્ય યુધિષ્ઠિરને આપવા ઇચ્છા રાખેછે;[૯,૧૦] માટે આવા પ્રસંગમાં આપણે શું કરવું યોગ્ય છે ? શું સંધિને માટે તેઓને નમન કરવું કે લજ્જાને લીધે નાસી જવું અથવા પ્રાણોની દરકાર રાખ્યાવિના શત્રુઓની સાથે યુદ્ધ કરવું?[૧૧] હવે સામું યુદ્ધ કરવામાં તો અવશ્ય આપણો

પરાજયજ થવાનો; કારણ કે સર્વ રાજાઓ યુધિષ્ઠિરને વશ છે અને અમારા ઉપર આખા દેશની અપ્રીતિ થઇ છે; અમારા મિત્રો ક્રોધે ભરાયા છે અને સર્વે રાજાઓએ તથા સ્વજનવર્ગોએ સર્વ રીતે આમારો ધિક્કાર કર્યો છે.[૧૨,૧૩] નમી પડવામાં વંશ ક્ષય થશે નહિ અને અમારામાં હમેશની સંધિ થશે; પરંતુ તેમ કરવામાં મને મારા અંધ પિતા ધૃતરાષ્ટ્ર રાજાનોજ શોક થાય છે![૧૪] કારણ કે તેમણે મારેમાટે અનંત દુઃખો અને કલેશો ભોગવ્યા છે—અર્થાત તેમને મારે લીધેજ નમાવવા એ કષ્ટદાયક લાગે છે.' હે નરોત્તમ ધૃતરાષ્ટ્ર ! તમારા પુત્રોએ મારૂં પ્રિય કરવામાટે શત્રુઓના અપરાધો કર્યા છે, એ વાત પ્રથમથીજ મારી જાણમાં છે.[૧૫] 'તે મહારથી પાંડવો અમાત્યોની સાથે ધૃતરાષ્ટ્રના કુળનો ઉચ્છેદ કરીને વૈરનો બદલો લેશે'.[૧૬]

હે ભારત ! એ સાંભળીને મને મોટી ચિંતામાં પડેલો તથા વ્યાકુળ ઇંદ્રિયોવાળો માનીને દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્ય તથા અશ્વત્થામા બોલ્યા કેઃ—[૧૭] 'હે શત્રુતાપન ! આપણે જોકે શત્રુઓનો દ્રોહ કર્યો છે, તોપણ તારે ડરવું નહિ. યુદ્ધમાં સામે ઉભા રહેલા અમને જિતવા શત્રુઓ સમર્થ નથી. અમે એક એક પણ સર્વ રાજાઓને જિતવા સમર્થ છીએ. ભલે તેઓ સામે ચઢી આવે. અમે તીક્ષ્ણ બાણોવડે તેઓના ગર્વને ઉતારી નાખીશું.[૧૮,૧૯] હે ભારત ! પૂર્વે એકલા ભીષ્મેજ સર્વ રાજાઓને જિતી લીધા હતા. પિતાનું મરણ થયા પછી અત્યંત ક્રોધ પામેલા કુરુશ્રેષ્ઠ ભીષ્મે માત્ર એક રથની સહાયતાથીજ વેગમાં આવીને તેમાંના ઘણા રાજાઓને માર્યા હતા; પછી બાકી રહેલાઓ ભયને લીધે આ દેવવ્રત( ભીષ્મ )-ને શરણે આવ્યા હતા.[૨૦,૨૧] તે ભીષ્મ સંગ્રામમાં આપણી સાથે રહીને શત્રુઓને જિતવામાટે સારી પેઠે સમર્થ છે; માટે હે ભરતશ્રેષ્ઠ ! તમારો ભય દૂર થાઓ.'[૨૨]

અમાપ તેજવાળા દ્રોણ વગેરેનો તે વખતે એ પ્રકારનો નિશ્ચય હતો. પૂર્વે આખી પૃથ્વી શત્રુઓના તાબામાં હતી, પણ હમણાં તેમ નથી.[૨૩] શત્રુ—પાંડવો હમણાં પક્ષવિનાના અને વીર્યહીન થઇ ગયા છે, તેથી આજે તેઓ યુદ્ધમાં આપણને જિતવા સમર્થ નથી.[૨૪] હે ભરતશ્રેષ્ઠ ! હમણાં પૃથ્વી આપણા તાબામાં છે અને મારા બોલાવેલા રાજાઓ સુખદુઃખમાં સમાન ભાગ લે તેવા છે.[૨૫] હે શત્રુઓને તાપ આપનારા કુરુશ્રેષ્ઠ રાજા ! તે સર્વે રાજાઓ મારેમાટે અગ્નિમાં પ્રવેશ કરશે અથવા સમુદ્રમાં પણ ઝંપલાવશે, એમ તમે જાણો.[૨૬] તમે શત્રુઓના ગુણોનું વર્ણન સાંભળીને ભયભીત તથા દુઃખી થઈ ગયા છો અને ગાંડાની પેઠે અનેક પ્રકારના વિલાપ કરો છો, તેથી તેઓ તમને હસે છે.[૨૭] એ સર્વે રાજાઓમાંથી એકેક રાજા, પાંડવોની સામે યુદ્ધ કરવા પોતાને સમર્થ માને છે; માટે તમને પ્રાપ્ત થયેલો ભય દૂર થાઓ.[૨૮] મારી સર્વ સેનાને જિતવા ઇંદ્ર પણ સમર્થ નથી. સ્વયંભૂ બ્રહ્મા પણ આ અક્ષય સેનાને જીતી શકે તેમ નથી.[૨૯] હે વિભો ! યુધિષ્ઠિર, નગરોની માગણી ન કરતાં માત્ર પાંચ ગામડાંની યાચના કરે છે, એ ઉપરથી સમજાય છે કે, તે મારા સૈન્યથી તથા મારા પ્રભાવથી ડરી ગયો છે.[૩૦] હે ભારત ! તમે કુંતીપુત્ર ભીમસેનને જે સમર્થ માનો છો, તે મિથ્યાજ છે. તમે મારા સંપૂર્ણ પ્રભાવને જાણતા નથી.[૩૧] આ પૃથ્વી ઉપર મારા જેવો ગદાયુદ્ધ કરનારો બીજો કોઈ નથી, પહેલાં કોઈ થઇ ગયો નથી અને હવે પછી કોઈ થશે પણ નહિ.[૩૨] હું ગુરુકુળમાં દુઃખથી રહીને નિયમયુક્ત થઈ વિદ્યામાં પારંગત થયો છું; માટે મને ભીમથી અથવા બીજા કોઇથી કંઇ પણ ડર લાગતો નથી.[૩૩] તમારૂં કલ્યાણ થાઓ ! હું જ્યારે બળરામની પાસે શીખવા રહ્યો હતો, ત્યારેજ તેમણે નિશ્ચય કર્યો હતો કે, 'ગદાયુદ્ધમાં દુર્યોધનના જેવો કોઈ નથી.'[૩૪] હું યુદ્ધમાં બળરામના જેવો છું અને પૃથ્વીપર બળમાં સર્વ કરતાં ચઢિયાતો છું. યુદ્ધમાં મારા ગદાપ્રહારને ભીમ કદીપણ સહન કરે તેમ નથી.[૩૫] હે રાજા ! હું ક્રોધ

કરીને ભીમને ગદાનો જે એકજ પ્રહાર કરૂં, તે ભયંકર પ્રહારજ તેને તુરત યમલોકમાં પહોંચાડી દે ![36] હે રાજન ! હું તો હાથમાં ગદા લઇને ઉભેલા ભીમને જોવાનીજ ઇચ્છા કરૂં છું. મારો એ લાંબા સમયથી નિત્ય ઇચ્છેલો મનોરથ છે.[37] રણભૂમિમાં હું કુંતીના પુત્ર ભીમને ગદાનો પ્રહાર કરીશ, તેની સાથેજ તેનાં ગાત્રો છિન્ન ભિન્ન થઇ જશે અને તે પ્રાણવિનાનો થઇને પૃથ્વીપર પડશે.[38] મારી ગદાના એકજ પ્રહારથી હણાયલા હિમાલય પર્વતના પણ સેંકડો અને હજારો ટુકડા થઈ જાય.[39] આ વાત ભીમસેન પણ જાણે છે અને કૃષ્ણ તથા અર્જુન પણ જાણે છે. એ ઉપરથી ગદાયુદ્ધમાં દુર્યોધનના જેવો બીજો કોઇ નથી, એ સંબંધમાં કોઇને પણ સંદેહ નથી;[40] માટે હે રાજા ! તમને મહાયુદ્ધમાં જે ભીમસંબંધી ભય હોય તેને તમે દૂર કરો. હું ભીમને અવશ્ય મારીશ, તમે મનમાં ખેદ કરો નહિ.[41] હે ભરતશ્રેષ્ઠ ! હું તે ભીમને મારીશ એટલે અર્જુનને તેના સમાન અથવા તેનાથી અધિક એવા અનેક રથીઓ ઝપાટાબંધ ઉડાવી દેશે.[42] હે ભરતવંશી રાજા ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, પ્રાગ્જ્યોતિષ નગરનો રાજા, શલ્ય અને સિંધુરાજ જયદ્રથ—આમાંનો એક એક રાજા પણ પાંડવોને મારવા સમર્થ છે, ત્યારે પછી તેઓ એકઠા મળીને તો તેઓને એક ક્ષણમાંજ યમલોકમાં પહોંચાડી દેશે. રાજાઓની સમગ્ર સેના એકલા ધનંજય અર્જુનનેજ જિતી શકશે નહિ, એવું જે આપને લાગે છે, તેનો હેતુ સમજાતો નથી. ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા અને કૃપાચાર્ય, એઓએ સેંકડો બાણસમૂહોથી દાટી દીધેલો અને અવશ થઈ ગયેલો અર્જુન યમલોકમાંજ પહોંચી જશે. હે ભારત ! શાંતનુ તથા ગંગાથી પિતામહ ભીષ્મ, બ્રહ્મર્ષિ જેવા તેજસ્વી ઉત્પન્ન થયા છે. તે દેવોને પણ દુઃસહ છે. હે રાજા! ભીષ્મનો વધ કરનારો કોઈ પણ જણાતો નથી;[43–47] કારણકે તેમને પ્રસન્ન થયેલા પિતાએ કહ્યું હતું કે, 'તારી ઇચ્છાવિના તારૂં મરણ થશે નહિ.' બ્રહ્મર્ષિ ભરદ્વાજથી દ્રોણીમાં દ્રોણ ઉત્પન્ન થયા છે[48] અને હે મહારાજ ! દ્રોણથી મહાન અસ્ત્રવેત્તા અશ્વત્થામા ઉત્પન્ન થયા છે તથા આચાર્યોમાં મુખ્ય આ કૃપાચાર્ય, મહર્ષિ ગૌતમથી ઉત્પન્ન થયા છે. કાસડાના ગુચ્છામાં ઉત્પન્ન થયેલા એ શ્રીમાન કૃપાચાર્ય પણ અવધ્ય છે, એમ મારૂં માનવું છે. હે મહારાજ ! જે અશ્વત્થામાના પિતા, માતા તથા મામા,એ ત્રણે યોનિજન્મથી રહિત છે,તે શૂરવીર અશ્વત્થામા મારા પક્ષમાં છે. હે ભરતશ્રેષ્ઠ મહારાજા ! દેવના જેવા એ સર્વે મહારથીઓ યુદ્ધમાં ઇંદ્રને પણ ગભરાવી નાખે તેવા છે. તેથી અર્જુન એમાંના એક એકની સામે જોવા પણ સમર્થ નથી.[49–52] તે નરવ્યાઘ્રો એકઠા મળીને તો અર્જુનનો નાશ કરશેજ.

વળી હું કર્ણને પણ ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યના જેવો માનું છું.[53] હે ભારત ! પરશુરામે કર્ણને 'તું મારા સરખો છે' એમ કહીને ઘેર જવાની આજ્ઞા આપી હતી. કર્ણ જન્મ્યો ત્યારથીજ તેના કાનમાં સુંદર કુંડળો હતાં. તે કુંડળો ઇંદ્રે ઇંદ્રાણીને માટે શત્રુતાપન કર્ણની પાસેથી માગી લીધાં હતાં અને તેના બદલામાં હે મહારાજ ! કદી નિષ્ફળ ન જાય તેવી મહા ભયંકર શક્તિ કર્ણને આપી હતી.[54,55] તે અમોઘ શક્તિથી રક્ષણ કરાયલા કર્ણની આગળ અર્જુન કેવી રીતે જીવશે ? હે રાજા ! હાથમાં મૂકેલા ફળની પેઠે મારો વિજય મારા હાથમાં આવેલોજ દેખાય છે;[56] તેમજ પૃથ્વીપર શત્રુઓનો સંપૂર્ણ પરાજય પણ ખુલ્લોજ દેખાય છે. હે ભારત ! આ ભીષ્મ એક દિવસમાં દશ લાખ સૈનિકોને મારે તેવા છે[57] અને મહાધનુર્ધારી દ્રોણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય પણ તેના જેવાજ છે. હે પરંતપ ! સંશપ્તક નામના ક્ષત્રિયોનાં ટોળાંઓ કહે છે કે,'અમે અર્જુનને મારીશું અથવા કપિધ્વજ અર્જુન અમને મારશે !' અર્જુનને મારવાનો નિશ્ચય કરી બેઠેલા રાજાઓ 'તે અર્જુનને અમે પૂરા પડીશું' એમ માને છે;

છતાં તમે પાંડવોથી આમ એકાએક ડરો છો શામાટે ? હે ભારત ! ભીમસેનને માર્યા પછી શત્રુઓના પક્ષનો બીજો કોણ લડે તેવો છે ? હે પરંતપ ! જો તમે જાણતા હો તો મને કહો. હે રાજા ! તે પાંચ ભાઈઓ, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ, આ સાત યોદ્ધાઓ શત્રુઓનું સારરૂપ બળ ગણાય છે. હવે હે રાજા ! આપણા તરફ મુખ્ય યોદ્ધાઓમાં ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્તન, કર્ણ, સોમદત્ત, બાલ્હિક, પ્રાગ્જ્યોતિષનો રાજા, શલ્ય, વિંદ, અનુવિંદ, જયદ્રથ, દુઃશાસન, દુર્મુખ, દુઃસહ, શ્રુતાયુ, ચિત્રસેન, પુરુમિત્ર, વિવિંશતિ, શલ, ભૂરિશ્રવા, તમારો પુત્ર વિકર્ણ—એ સર્વે છે. વળી હે રાજા ! મેં અગિયાર અક્ષૌહિણી સેના એકઠી કરી છે, ત્યારે શત્રુઓની પાસે માત્ર સાત અક્ષૌહિણીજ સેના છે ! આ પ્રમાણે હોવા છતાં મારો પરાજય કેવી રીતે થશે ? બૃહસ્પતિ કહે છે કે, આપણા કરતાં શત્રુનું સૈન્ય એકતૃતીયાંશ કમી હોય તો તેની સાથે યુદ્ધ કરવું. હે રાજા ! મારી સેના શત્રુસૈન્ય કરતાં તૃતીયાંશ અધિક છે.[૫૮-૬૬] વળી હે ભારતરાજ ! હું શત્રુઓના સૈન્યને ઘણેભાગે ગુણહીન જોઉં છું અને આપણા સૈન્યને સંખ્યામાં અધિક તથા ગુણવાળું જોઉં છું.[૬૭] હે ભરતવંશી રાજા! આ સર્વ વાત ઉપરથી મારૂં અધિક અને પાંડવોનું ન્યૂન બળ જાણીને તમારે હવે ગભરાવું યોગ્ય નથી."[૬૮]

હે જનમેજય ! શત્રુનગરનો જેતા દુર્યોધન, આ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહીને, પાંડવોના તરફનું કેટલુંક જાણ્યા પછી સમયને યોગ્ય કાર્યો જાણવાની ઇચ્છાથી ફરી સંજયને પૂછવા લાગ્યો.

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "દુર્યોધનનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૫૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૫૬ મો

## સંજયનું ભાષણ—પાંડવોના રથાદિનું વર્ણન

**॥ दुर्योधन उवाच ॥**

**अक्षौहिणीः सप्त लब्ध्वा राजभिः सह संजय।**
**किंस्विदिच्छति कौन्तेयो युद्धप्रेप्सुर्युधिष्ठिरः ॥**

દુર્યોધને પૂછ્યું:—હે સંજય ! યુદ્ધની ઇચ્છાવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિર, રાજાઓની સાથે સાત અક્ષૌહિણી સેના મેળવીને હવે શું કરવાની ઇચ્છા રાખે છે ?[૧]

સંજય બોલ્યો:—હે રાજા ! યુદ્ધની ઇચ્છાવાળા યુધિષ્ઠિર અતિશય આનંદમાં રહે છે અને ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ પણ નિર્ભય જણાય છે. અર્જુને અસ્ત્રના મંત્રો કેવા ચાલે છે,તે જાણવાની ઇચ્છાથી સર્વ દિશાઓને પ્રકાશિત કરનારા પોતાના દિવ્ય રથને જોડ્યો,[૨,૩] તે વખતે કવચ પહેરીને તૈયાર થયેલા અર્જુનને અમે વિજળીવાળા મેઘના જેવા જોયા. તે પછી અર્જુને સર્વ તરફથી વિચાર કરીને આનંદ પામતાં પામતાં મને કહ્યું કે,[૪] 'હે સંજય ! તું અમારૂં આ પૂર્વરૂપ ( પ્રાથમિક ચિહ્ન ) જો ! અમે યુદ્ધમાં જિતીશું !' અર્જુને મને જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણેજ હું પણ તે ખરૂં જાણું છું.[૫]

દુર્યોધન બોલ્યો:—હે સંજય ! તું માત્ર પાસાઓથી હારી ગયેલા પાંડવોની પ્રશંસા કરે છે અને તેને અભિનંદન આપે છે; પણ કહે જોઇએ, અર્જુનના રથને કેવા ઘોડા જોડ્યા છે અને ધ્વજો કેવા છે ?[૬]

સંજય બોલ્યો:—હે રાજા ! વિશ્વકર્મા,ઇંદ્ર, ત્વષ્ટા અને પ્રજાપતિ, એ સર્વેએ અર્જુનના રથ ઉપર શાશ્વત અનેક ચિત્રોની અને રૂપોની રચના કરેલી છે.[૭] તે સઘળા દેવોએ તે રથના ધ્વજમાં દૈવી માયાવડે બહુ મૂલ્યવાળી, મોટી તથા નાની અનેક દિવ્ય આકૃતિઓ નિર્માણ કરી છે.[૮]વળી ભીમસેનના સંતોષને માટે વાયુ-

નંદન હનુમાન પણ તે ધ્વજ ઉપર પોતાની પ્રતિમાને સ્થાપન કરશે.[૯] તે ધ્વજ સર્વ દિશાઓમાં ઉપર તથા બાજુઓમાં એક યોજનના અંતરને રોકી રહ્યો છે અને તેમાં વિશ્વકર્માએ એવી માયા કરેલી છે, કે જેથી તે ધ્વજ વૃક્ષોથી વીંટાઈ જવા છતાં ક્યાંયે અટકી પડતો નથી.[૧૦] જે પ્રમાણે આકાશમાં ઇંદ્રધનુષ પ્રકાશે છે, તેનો અમુક એક રંગ હોતો નથી, પણ તે અનેક રંગનું હોય છે અને તે શું છે તે પણ હું જાણતો નથી, તે પ્રમાણેજ વિશ્વકર્માએ એ ધ્વજને નિર્માણ કર્યો છે, તેથી તેનું રૂપ અનેક પ્રકારનું જણાય છે.[૧૧] જે પ્રમાણે અગ્નિનો ધૂમાડો તેજસ અનેક રૂપો ધારણ કરીને આકાશને ઢાંકી દેતો ઉંચે ચઢે છે અને તેનો જેમ કશાનેય ભાર થતો નથી, તેમ તેનો અટકાવ પણ થતો નથી, તે પ્રમાણેજ વિશ્વકર્માએ એ ધ્વજને નિર્માણ કર્યો છે. તેનો રથને ભાર લાગતો નથી, તેમ તેને લીધે દરવાજા વગેરેમાં પેસતાં અટકાવ થતો નથી.[૧૨]

હે નરેંદ્ર ! અર્જુનના તે રથને ચિત્રરથ ગંધર્વના આપેલા શ્વેત રંગના, વાયુના જેવા વેગવાળા ઉત્તમ દિવ્ય ઘોડાઓ જોડેલા છે. તે ઘોડાઓની ગતિ પૃથ્વી ઉપર, આકાશમાં અને સ્વર્ગમાં ક્યાંય અટકતી નથી અને પૂર્વે આપેલાં વરદાન પ્રમાણે એ ઘોડાઓમાંથી જેમ જેમ હણાય છે, તેમ તેમ નવા નવા ઘોડાઓ ઉત્પન્ન થઈને સર્વદા પૂરા સોની સંખ્યામાં રહે છે.[૧૩]

યુધિષ્ઠિર રાજાના રથને જોડેલા ઘોડાઓ હાથીદાંતના જેવા રંગવાળા, ઘણા ઉંચા અને અર્જુનના ઘોડાઓના જેવા બળવાન છે. ભીમસેનના રથને જોડેલા ઘોડાઓ સપ્તર્ષિના જેવા તેજસ્વી તથા વાયુના જેવા વેગવાળા છે.[૧૪] સહદેવના રથના ઘોડાઓ કાબરા રંગના અને તેતરના જેવી રંગબેરંગી પીઠવાળા છે. તે ઘોડાઓ ભાઈ અર્જુને પ્રસન્ન થઈને પોતાના વીરભાઇ સહદેવને આપ્યા છે અને તે અર્જુનના પોતાના ઘોડાઓ કરતાં પણ શ્રેષ્ઠ છે. તેઓ આનંદથી સહદેવના રથને ખેંચે છે.[૧૫] હે અજમીઢવંશી દુર્યોધન ! વૃત્રાસુરના શત્રુ ઇંદ્રને જેમ હરિ નામના ઘોડાઓ વહન કરે છે, તેમ ઇંદ્રે આપેલા વાયુના જેવા વેગવાળા બળવાન ઉત્તમ ઘોડાઓ, માદ્રીના પુત્ર નકુળને વહન કરે છે.[૧૬] ઉપર વર્ણવેલા ઘોડાઓના જેટલી ઉંમરવાળા, પરાક્રમી, મોટા વેગવાળા અને વિચિત્ર રૂપવાળા દેવોના આપેલા ઉંચા ઉત્તમ ઘોડાઓ સુભદ્રાના તથા દ્રૌપદીના કુમારોને વહન કરે છે.[૧૭]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "સંજયનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૫૬ મો સમાપ્ત.

## અધ્યાય ૫૭ મો

### સંજયનું ભાષણ–પાંડવ પક્ષના યોદ્ધાઓનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

**कांस्तत्र संजयापश्यः प्रीत्यर्थेन समागतान् ।**
**ये योत्स्यंते पांडवार्थे पुत्रस्य मम वाहिनीम्॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:—હે સંજય ! પાંડવોને માટે મારા પુત્રની સેનાસાથે યુદ્ધ કરે એવા પ્રીતિથી આવેલા કયા કયા યોદ્ધાઓને તેં ત્યાં જોયા હતા ?[૧]

સંજય બોલ્યો:–અંધક અને વૃષ્ણિઓમાં મુખ્ય શ્રીકૃષ્ણને મેં ત્યાં આવેલા જોયા; તેમજ ચેકિતાન અને યુયુધાન સાત્યકિ એ બન્ને જૂદી જૂદી એક એક અક્ષૌહિણી સેના લઇને ત્યાં પાંડવોના આશ્રયમાં આવ્યા છે. પોતાને પુરૂષ માનનારા તે બન્ને મહારથીતરીકે પ્રસિદ્ધ છે.[૨,૩] પંચાલરાજ દ્રુપદ સત્યજિત તથા ધૃષ્ટદ્યુમ્ન વગેરે પોતાના દશ વીર પુત્રોની સાથે, એક અક્ષૌહિણી સેનાથી વીંટાઇને તથા તે સર્વ સૈનિકોને ઉત્તમ પોષાક પહેરાવીને શિખંડીના રક્ષણહેઠળ પાંડવોનું માન વધારવામાટે આવી પહોંચ્યા છે.[૪-૫] વિરાટરાજા,પોતાના શંખ તથા ઉત્તર નામના બે પુત્રો, મદિરાક્ષ તથા સૂર્યદત્ત વગેરે વીરો, ભાઇઓ તથા બીજા પુત્રોની સાથે એક અક્ષૌહિણી સેનાથી વીંટાઇને યુધિષ્ઠિરની પાસે આવ્યા છે.[૬,૭] મગધદેશનો રાજા જરાસં-

ધનો પુત્ર સહદેવ તથા ચેદી દેશનો રાજા ધૃષ્ટકેતુ, એ બન્ને જૂદી જૂદી એક એક અક્ષૌહિણી સેનાથી વીંટાઇને આવી પહોંચ્યા છે.[૮] સર્વે લાલ રંગની ધ્વજાવાળા પાંચ કેકયભાઇઓ એક અક્ષૌહિણી સેનાથી વીંટાઇને પાંડવોની પાસે આવ્યા છે.[૯] આટલા રાજાઓને ત્યાં આવેલા મેં જોયા છે. તેઓ પાંડવોને માટે દુર્યોધનની સેના સાથે યુદ્ધ કરશે.[૧૦]

જે માનુષી,દેવી,ગાંધર્વ તથા આસુરી વ્યૂહને જાણે છે, તે મહારથી ધૃષ્ટદ્યુમ્ન પાંડવોની સેનાનો સેનાપતિ છે.[૧૧] હે રાજા ! શાંતનુના પુત્ર ભીષ્મ શિખંડિના ભાગમાં આવ્યા છે અને મત્સ્ય દેશના યોદ્ધાઓની સાથે વિરાટ તેને સહાયકર્તાતરીકે નિમાયા છે.[૧૨] પાંડુના વડિલ પુત્ર યુધિષ્ઠિરના ભાગમાં મદ્ર દેશના બળવાન રાજા શલ્યને ઠરાવ્યા છે. એ ભાગ ઠરાવતી વખતે કેટલાએકે કહ્યું હતું કેઃ—'અમારા માનવાપ્રમાણે એ બન્ને સમાન નથી.'[૧૩] પુત્રો તથા સો બંધુઓની સાથે દુર્યોધન અને પૂર્વના તથા દક્ષિણના રાજાઓ—એ સર્વે ભીમસેનના ભાગમાં રાખ્યા છે.[૧૪] સૂર્યપુત્ર કર્ણ, અશ્વત્થામા, વિકર્ણ અને સિંધુદેશનો રાજા જયદ્રથ, એટલા અર્જુનના ભાગમાં રાખ્યા છે;[૧૫] તેમજ પૃથ્વીમાં પોતાને શૂર માનનારા જે રાજાઓ જિતી ન શકાય તેવા છે, તે સઘળાને અર્જુને પોતાના ભાગમાં રાખ્યા છે.[૧૬] મહાધનુર્ધારી રાજપુત્રો પાંચ કેકય ભાઇઓ, સામા પક્ષના કેકયોનેજ ભાગમાં રાખીને તેઓની સાથે યુદ્ધ કરશે.[૧૭] વળી તેઓનાજ ભાગમાં માલવો, શાલ્વકો તથા ત્રિગર્ત દેશના મુખ્ય બે સંશપ્તકો આવ્યા છે.[૧૮] દુર્યોધનના સર્વે પુત્રો તથા દુઃશાસનના પુત્રો અને બૃહદ્બલ રાજા, એ સર્વને અભિમન્યુએ પોતાના ભાગમાં રાખ્યા છે.[૧૯] હે ભારત ! સુવર્ણથી શોભતા ધ્વજવાળા મહાધનુર્ધારી દ્રૌપદીના પુત્રો ધૃષ્ટદ્યુમ્નને આગળ રાખીને દ્રોણની સામે ચઢાઈ કરશે.[૨૦] ચેકિતાન સોમદત્તની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા ઇચ્છે છે; અને સાત્યકિ, ભોજવંશી કૃતવર્માની સાથે યુદ્ધ કરવાની ઈચ્છા રાખે છે.[૨૧] શૂર અને યુદ્ધમાં ગર્જના કરાવનારા સહદેવે તમારા સાળા શકુનિને પોતાના ભાગમાં રાખ્યો છે.[૨૨] વળી માદ્રીના પુત્ર નકુળે સારસ્વતને તથા કૈતવ્ય ઉલૂકને પોતાના ભાગમાં રાખ્યા છે.[૨૩] હે રાજા ! એ સિવાય જે બીજા રાજાઓ સંગ્રામમાં આગળ આવશે, તેઓનાં નામો કહીને પાંડુપુત્રોએ તેમની વહેંચણી કરી દીધી છે.[૨૪] આ પ્રમાણે પાંડવોએ તમારા સૈન્યના ભાગો ઠરાવીને પોતાના સૈન્યના વિભાગો પાડયા છે; માટે હવે તમારે પુત્રની સાથે જે કરવું હોય તે વિલંબ કર્યાવિના કરો.[૨૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ—દુષ્ટ દ્યૂત રમનારા મારા સર્વે મૂર્ખ પુત્રો, હવે રહેવાના નથીજ; કારણકે તેઓને રણના મોખરા ઉપર બળવાન ભીમની જોડે યુદ્ધ કરવાનું આવ્યું છે.[૨૬] યજ્ઞમાં વધ કરવાનાં પશુઓને જેમ યજમાન જળથી સિંચન કરે છે, તેમ સર્વે રાજાઓનું કાળધર્મે સિંચન કર્યું છે. હવે તેઓ પતંગીઆં જેમ અગ્નિમાં પ્રવેશ કરે છે તેમ ગાંડીવરૂપી અગ્નિમાં પ્રવેશ કરશે.[૨૭] અમે જેઓની સાથે વૈર કરેલું છે. તે મહાત્મા પાંડવોથી અમારી સેના નાસભાગ કરતી હું માનું છું. યુદ્ધમાં પાંડવોએ નસાડેલી તે સેનાની વહારે કોણ ચઢશે ?[૨૮] યુદ્ધમાં વિજય મેળવનારા સર્વે પાંડવો અતિરથો છે. શૂરા છે. કીર્તિમાન છે. પ્રતાપી છે અને તેજવડે સૂર્ય તથા અગ્નિના જેવા છે.[૨૯] તેઓના નેતા યુધિષ્ઠિર છે. રક્ષક મધુસૂદન છે અને વીર પાંડુપુત્ર અર્જુન તથા ભીમસેન બે યોદ્ધાઓ છે.[૩૦] તે સિવાય નકુળ, સહદેવ, પાર્ષત ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રુપદ, નાના ભાઇની સાથે ધૃષ્ટકેતુ, પાંચાલ્ય ઉત્તમૌજા, દુર્જય, યુધામન્યુ, શિખંડી, ક્ષત્રદેવ, વિરાટપુત્ર ઉત્તર, કાશીદેશના, ચેદિદેશના અને મત્સ્યદેશના રાજાઓ, સર્વે સંજયો, વિરાટનો પુત્ર બભ્રુ, પાંચાલો અને પ્રભદ્રકો તેઓના પક્ષમાં છે.[૩૧-૩૩] તે વીર તથા રણધીર રાજાઓની ઇચ્છા વિરુદ્ધ ઇંદ્ર પણ આ પૃથ્વીને હરી શકે નહિ; તથા તેઓ પર્વતોને પણ ફાડી નાખે તેવા છે.[૩૪] તે સર્વગુણસંપન્ન તથા

અલૌકિક પ્રતાપવાળા વીરોની સાથે, હે સં-જય ! હું પોકાર કરીને કહું છું છતાં, મારો દુષ્ટ પુત્ર યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે ![૩૫]

દુર્યોધન બોલ્યોઃ–અમે બન્ને એક જાતિના છીએ તથા બન્ને ભૂમિ ઉપર વસનારા છીએ, છતાં તમે એકલા પાંડવોનોજ જય શાથી માનો છો ?[૩૬] હે તાત ! પિતામહ ભીષ્મ, દ્રોણ, કૃપ, દુર્જય કર્ણ, જયદ્રથ, સોમદત્ત અને અશ્વત્થામા, એ સર્વે મહાતેજસ્વી તથા મહાધનુર્ધારીઓ છે, તેઓને દેવોસહિત ઇંદ્ર પણ સંગ્રામમાં જિતવામાટે સમર્થ નથી,ત્યારે પાંડવો તો કયાંથીજ જિતી શકે?[૩૭.૩૮] હે તાત ! આર્ય, શસ્ત્રધારી તથા શૂરા સર્વ રાજાઓ મારેમાટે પાંડવોને પીડા આપવા સમર્થ છે.[૩૯] તે પાંડવો મારા યોદ્ધાઓની સામે જોવા પણ સમર્થ નથી. હું સંગ્રામમાં પુત્રોસહિત પાંડવોની સાથે યુદ્ધ કરવા તૈયાર છું.[૪૦] હે ભારત ! જે રાજાઓ મારૂં પ્રિય કરવા ઇચ્છે છે, તેઓ, જેમ પાશવડે મૃગનાં બચ્ચાંઓને બાંધી લેવામાં આવે છે તેમ, પાંડવોને બાંધી લેશે.[૪૧] મારા મોટા રથસમૂહથી તથા બાણોની જાળથી પાંચાલો પાંડવોની સાથે નાસી છૂટશે.[૪૨]

ધૃતરાષ્ટ્રે કહ્યુંઃ–હે સંજય ! આ મારો પુત્ર ગાંડાની પેઠે બડબડાટ કરે છે; પરંતુ એ યુદ્ધમાં ધર્મરાજ યુધિષ્ઠિરને પણ જીતવા સમર્થ નથી. [૪૩] યશસ્વી, ધર્મજ્ઞ તથા મહાત્મા । પાંડવો અને તેમના પુત્રોના સામર્થ્યને યથાર્થરીતે ભીષ્મજ જાણે છે; જેથી એમણે તે મહાત્માઓની સાથે લડવાની વાતને પસંદ કરી ન હતી. હે સંજય! ફરી પણ તું મને પાંડવો શું કરે છે, તે કહે.[૪૪,૪૫] મહાધનુર્ધારી, તેજસ્વી તથા વેગવાળા પાંડવોને, ઘી નાખીને જેમ અગ્નિને પ્રદીપ્ત કરે, તેમ કોણ અધિક પ્રદીપ્ત કરે છે?[૪૬]

સંજયે કહ્યુંઃ–હે ભારત ! ધૃષ્ટદ્યુમ્ન સર્વદા પાંડવોને લડવામાટે ઉત્તેજિત કર્યા કરે છે. તે તેઓને કહે છે કેઃ–'હે ભરતશ્રેષ્ઠો! તમે યુદ્ધ કરો, યુદ્ધથી ડરો નહિ.[૪૭] દુર્યોધને પોતાના પક્ષમાં જેટલા રાજાઓને એકઠા કર્યા હશે, તે સર્વે શસ્ત્રથી વ્યાપ્ત તુમુલ સંગ્રામમાં આવશે, ત્યારે અનુયાયીઓની સાથે ક્રોધ કરીને આવેલા તે સઘળાઓને જેમ તિમિ નામનો મહામત્સ્ય જળમાંથી માછલાંઓને લઇ લે,તેમ હું એકલો કબજે લઇ લઈશ![૪૯] તીરમર્યાદા જેમ મગરના સ્થાનરૂપ સમુદ્રને રોકી રાખે છે, તેમ હું પણ ભીષ્મને, દ્રોણને, કૃપને, કર્ણને, અશ્વત્થામાને, શલ્યને અને દુર્યોધનને રોકી રાખીશ.'[૫૦]

એ પ્રમાણે બોલતા ધૃષ્ટદ્યુમ્નપ્રત્યે ધર્માત્મા રાજા યુધિષ્ઠિરે કહ્યું કેઃ–'પાંચાલો અને પાંડવો તારાં ધૈર્ય તથા પરાક્રમ ઉપર આધાર રાખી રહેલા છે; માટે તું અમને સંગ્રામમાંથી પાર પહોંચાડ. હે મહાબાહુ ! તું ક્ષાત્રધર્મમાં દૃઢતાથી રહેલો છે, એ હું જાણું છું.[૫૨] કૌરવોને જિતવામાટે તું એકલો સમર્થ તથા પૂર્ણ છે. હે શત્રુતાપન ! યુદ્ધની ઇચ્છાવાળા કૌરવો આગળ આવે તે વખતે તું જે કંઇ કરીશ, તેજ અમારૂં કલ્યાણ છે. જે વખતે પોતાના પક્ષના યોદ્ધાઓ સંગ્રામમાંથી પરાજય પામીને નાસવા માંડે અને શરણની ઇચ્છા કરે, તે વખતે જે શૂરો પુરુષ પોતાનું પરાક્રમ દેખાડતો આગળ ઉભો રહે, તેને હજારોના બદલામાં વેચાતો લેવો એવું નીતિમાનોનું માનવું છે.[૫૫] હે નરશ્રેષ્ઠ ! તું શૂરો,પરાક્રમી, વીર અને સંગ્રામમાં ભયાતુર થયેલાઓનો રક્ષક છે, એમાં સંદેહ નથી.'[૫૬]

આ પ્રમાણે કુંતીપુત્ર ધર્માત્મા યુધિષ્ઠિર કહેતા હતા, તે વખતે ધૃષ્ટદ્યુમ્ને નિર્ભય વચનથી મને આ પ્રમાણે કહ્યુંઃ–'હે સંજય ! તું અહીંથી ઝટ હસ્તિનાપુર જા,વિલંબ કરીશ નહિ;અને ત્યાં જઇને દેશના સર્વ લોકોને, દુર્યોધનના યોદ્ધાઓને,બાહ્‌લિકો સાથે કૌરવોને, ગતાયુષ પ્રતીપવંશીઓને, કર્ણને,દ્રોણને, અશ્વત્થામાને, જયદ્રથને,દુઃશાસનને,વિકર્ણને, રાજા દુર્યોધનને અને ભીષ્મને કહે કે, દેવરક્ષિત અર્જુન તમારો વધ ન કરે એટલા માટે તમે યુધિષ્ઠિરની સાથે સુલેહ શાંતિથીજ વર્તો; ધર્મરાજને તત્કાળ રાજ્ય આપો અને લોકપ્રસિદ્ધ વીર પાંડુનંદનની આ-

ર્થના કરો.[૫૭-૬૦] સત્ય પરાક્રમી સવ્યસાચી અર્જુન જેવો યોદ્ધો છે, તેવો યોદ્ધો આ પૃથ્વીપર બીજો કોઈ નથી.[૬૧] ગાંડીવ ધનુષવાળા અર્જુનનો દિવ્ય રથ દેવોથી સુરક્ષિત છે અને તે મનુષ્યથી જિતાય તેવો નથી, માટે તમે યુદ્ધ કરવાની વાત મનમાં લાવો નહિ.[૬૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૫૭ મો સમાપ્ત.

## અધ્યાય ૫૮ મો
### ધૃતરાષ્ટ્ર ને દુર્યોધનનો સંવાદ

॥ धृतराष्ट्र उवाच ॥

**क्षत्रतेजा ब्रह्मचारी कौमारादपि पांडवः ।**
**तेन संयुगमेष्यंति मंदा विलपतो मम ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:-યુધિષ્ઠિર બાળપણથીજ ક્ષાત્રતેજથી યુક્ત તથા બ્રહ્મચારી છે. હું વિલાપ કરું છું છતાં તે યુધિષ્ઠિરની સાથે મારા મૂર્ખ પુત્રો યુદ્ધ કરવા તૈયાર થયા છે![૧] આ ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન! તું યુદ્ધ કરવાનું માંડી વાળ. હે શત્રુદમન! વિદ્વાનો કોઈપણ અવસ્થામાં યુદ્ધને વખાણતા નથી.[૨] તારા મંત્રીઓની સાથે તને આજીવિકામાટે અર્ધી પૃથ્વી પૂરતી છે, માટે હે શત્રુહંતા! તું પાંડુપુત્રોને યથાયોગ્ય ભાગ આપી દે.[૩] તું મહાત્મા પાંડુપુત્રોની સાથે ઉત્તમ શાંતિ રાખવા ઇચ્છે, એ વાતને સર્વે કૌરવો ધર્મયુક્ત માને છે.[૪] હે પુત્ર! તું આ તારી પોતાનીજ સેનાતરફ દૃષ્ટિ કર. એ તારો વિનાશ સૂચવે છે; પરંતુ તું મોહને લીધે સમજતો નથી.[૫] હું પોતે યુદ્ધને ઇચ્છતો નથી; બાલ્હિક યુદ્ધને ઇચ્છતા નથી; તેમજ ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા, સંજય, સોમદત્ત, શલ, કૃપાચાર્ય સત્યવ્રત, પુરુમિત્ર, જય અને ભૂરિશ્રવા-એ સર્વે યુદ્ધની ઇચ્છા રાખતા નથી.[૬,૭] ટુંકાણમાં શત્રુઓથી પીડાયલા કૌરવો જેઓને આશ્રયે રહે, તે સર્વે યુદ્ધને અભિનંદન આપતા નથી; માટે હે તાત! એ વાત તને પણ પસંદ પડો.[૮] એ યુદ્ધ તું પોતાની ઇચ્છાથી કરતો નથી; પરંતુ કર્ણ, પાપાત્મા દુઃશાસન અને સુબળનો પુત્ર શકુનિ તારી પાસે કરાવે છે.[૯]

દુર્યોધને કહ્યું:-મેં જે શત્રુઓને યુદ્ધમાટે બોલાવ્યા છે, તે તમે, દ્રોણ, અશ્વત્થામા, સંજય, ભીષ્મ, કાંબોજ, કૃપ, બાલ્હિક, સત્યવ્રત, પુરુમિત્ર, ભૂરિશ્રવા અથવા તમારા બીજાઓ ઉપર ભાર રાખીને બોલાવ્યા નથી;[૧૦-૧૧] પરંતુ હે તાત! હે ભરતશ્રેષ્ઠ! હું અને કર્ણ-અમે બન્નેએ આ રણયજ્ઞ માંડ્યો છે અને યુધિષ્ઠિરને એ યજ્ઞમાં પશુ નિમીને અમે બન્ને-યજ્ઞદીક્ષા ગ્રહણ કરી છે.[૧૨] એ રણયજ્ઞમાં રથ એ વેદી છે, ખડ્ગ સ્રુવ છે, ગદા સ્રુક્ છે, કવચ સભા છે, ઘોડાઓ ચાતુર્હોત્ર કર્મ છે, બાણો દર્ભ છે અને યશ હવિ છે.[૧૩] હે રાજા! આ પ્રમાણે અમે બન્ને આત્મયજ્ઞવડે રણમાં યમરાજનું યજન કરી, વિજય મેળવી, શત્રુઓને હણીને તથા રાજ્યથી સંપન્ન થઇને પાછા આવીશું.[૧૪] હે પિતા! હું, કર્ણ અને મારો ભાઈ દુઃશાસન, એ અમે ત્રણ જણા પાંડવોને યુદ્ધમાં મારીશું.[૧૫] કાં તો હું પાંડવોને મારીને આ પૃથ્વીપર રાજ્ય કરીશ અથવા તો પાંડવો મને મારીને આ પૃથ્વીનો ઉપભોગ કરશે.[૧૬] હે અસ્ખલિત શક્તિવાળા રાજા! મેં જીવિત, રાજ્ય, ધન તથા સર્વનો ત્યાગ કર્યો છે. હું હવે પાંડવોની સાથે કદીપણ વાસ કરીશ નહિ. હે આર્ય! સોયની તીણી અણીથી વીંધાય, તેટલી ભૂમિ પણ હું પાંડવોને આપીશ નહિ.[૧૮]

ધૃતરાષ્ટ્રે કહ્યું:-હે તાત! મેં દુર્યોધનનો તો ત્યાગજ કર્યો છે; પરંતુ યમલોકમાં જવા તૈયાર થયેલા મૂર્ખ દુર્યોધનની પાછળ તમે પણ જશો, તેથી તમારો સર્વનો હું શોક કરું છું.[૧૯] વાઘો જેમ રુરુ જાતના મૃગનાં ટોળાંમાંથી ઉત્તમ મૃગોને મારી નાખે, તેમ યોદ્ધાઓમાં મુખ્ય-પાંડવો એકઠા થઈને યુદ્ધમાં તમારામાંથી ઉત્તમ ઉત્તમ યોદ્ધાઓને મારી નાખશે.[૨૦] મને સેનાસંબંધી કંઇ ઉલટુંજ ચિહ્ન દેખાય છે-આ ભારતી સેનારૂપી સુંદરીને લાંબા બાહુવાળા સાત્યકિએ પોતાના કબજામાં લઇ, અસ્તવ્ય-

સ્ત કરી, મર્દન કરી નાખી હોય એમ લાગે છે. મધુવંશી સાત્યકિ, પ્રથમથીજ યુધિષ્ઠિરના સંપૂર્ણ બળને અધિક પૂર્ણ કરતો તથા બીજની પેઠે બાણોની વૃષ્ટિ કરતો યુદ્ધભૂમિમાં ઉભો રહેશે.[૨૨] ઉત્તમ યોદ્ધાઓની સેનાના મોખરા ઉપર ભીમસેન ઉભો રહેશે અને સર્વ યોદ્ધાઓ કિલ્લાની પેઠે નિર્ભય ઉભા રહેલા તે ભીમનો આશ્રય લેશે.[૨૩] જ્યારે ભીમસેને પાડેલા તથા ભાંગેલા દંતશૂળવાળા, તૂટેલા ગંડસ્થળવાળા, પર્વતના જેવા દેખાવવાળા રુધિરથી છંટાયલા અને છિન્ન ભિન્ન થયેલા પહાડના જેવા હાથીઓને તું જોઇશ તથા ભીમના ઝપાટાથી ડરી જઇશ, ત્યારે મારાં વચનને યાદ કરીશ.[૨૪,૨૫] અગ્નિમાં નાખેલી આહુતિની પેઠે ભીમસેને રથ, ઘોડા તથા હાથીવાળું તારૂં સૈન્ય બાળી નાખેલું જોઇને, તું મારાં વચનને યાદ કરીશ.[૨૬] તમે લોકો જો પાંડવોની સાથે સલાહસંપ નહિ કરો, તો તમારા ઉપર મોટો ભય આવી પડશે અને તમે ભીમસેનની ગદાથી હણાયા પછી શાંતિ પામશો.[૨૭] જ્યારે ભીમસેને કૌરવોના સૈન્યને મહાવનની પેઠે કાપેલું તું જોઇશ, ત્યારે તને મારૂં વચન યાદ આવશે.[૨૮]

વૈશંપાયને કહ્યું:-હે મહારાજ જનમેજય ! ધૃતરાષ્ટ્ર રાજા એ પ્રમાણે સર્વ રાજાઓને તથા દુર્યોધનને કહીને ફરી સંજયને પૂછવા લાગ્યા.[૨૯]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં " ધૃતરાષ્ટ્રનાં વાક્યો " એ વિષયનો અધ્યાય ૫૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૫૯ મો
## શ્રીકૃષ્ણનો સંદેશો

**॥ धृतराष्ट्र उवाच ॥**

**यद्ब्रूतां महात्मानौ वासुदेवधनंजयौ ।**
**तन्मे ब्रूहि महाप्राज्ञ शुश्रूषे वचनं तव ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું-હે મહાપ્રાજ્ઞ ! મહાત્મા કૃષ્ણ તથા અર્જુને જે કંઈ કહ્યું હોય તે મને કહે, તારૂં કહેવું સાંભળવાની મને ઇચ્છા છે.[૧]

સંજય બોલ્યો:-હે ભરતવંશી રાજા ! મેં કૃષ્ણ તથા અર્જુનને જે રીતે જોયા અને તે વીરો જે બોલ્યા, તે હું તમને કહું છું.[૨] હે રાજા ! હું તે બન્ને નરદેવોને તમારો સંદેશો કહેવામાટે વિનયયુક્ત થઇ, બે હાથ જોડી, પગની આંગળીઓ તરફ દૃષ્ટિ કરી તેઓના અંતઃપુરમાં દાખલ થયો.[૩] તે અંતઃપુરમાં શ્રીકૃષ્ણ, અર્જુન, દ્રૌપદી તથા સુંદરી સત્યભામા એટલાં હતાં. તે સ્થાનમાં અભિમન્યુ, નકુળ તથા સહદેવ પણ પ્રવેશ કરતા નહિ.[૪] શ્રીકૃષ્ણ તથા અર્જુન એ બન્ને મહુડાનો આસવ પીને મત્ત બનેલા હતા; બન્નેએ ચંદનનો અંગરાગ ધારણ કર્યો હતો; પુષ્પની માળાઓ પહેરી હતી અને ઉત્તમ વસ્ત્રો તથા દિવ્ય અલંકારોથી તેઓ શણગરાયલા હતા.[૫] અનેક પ્રકારનાં રત્નોથી ચિત્રવિચિત્ર જણાતા અને જાત જાતનાં બીછાનાંથી બીછાવેલા સુવર્ણના એક મોટા આસન ઉપર શત્રુઓને દમનારા તે બન્ને બેઠા હતા.' શ્રીકૃષ્ણના બન્ને પગ અર્જુનના ખોળામાં મને જણાયા અને મહાત્મા અર્જુનનો એક પગ દ્રૌપદીના ખોળામાં તથા બીજો સત્યભામાના ! મને જોઇને અર્જુને પગ મૂકવાનો સુવર્ણનો બાજઠ બેસવામાટે મારા તરફ ખસેડ્યો; પરંતુ હું તેને હાથનો સ્પર્શ કરીને પછી પૃથ્વી ઉપરજ બેઠો.[૬-૮] એ પગ મૂકવાના બાજઠ ઉપરથી લઇ લીધેલા અર્જુનના સુંદર પગોના તળીઆમાં ઊર્ધ્વરેખા તથા બીજાં શુભ લક્ષણો મારા જોવામાં આવ્યાં.[૯] સાગના સોટા જેવા ઉંચા, પુષ્ટ, તરુણ અને શ્યામ રંગના તે બન્નેને એકજ આસન ઉપર જોઇને મને મહાન ભય થયો.[૧૦] તે બન્ને ઇંદ્ર અને વિષ્ણુના સમાન છે; પરંતુ મંદ બુદ્ધિવાળો દુર્યોધન દ્રોણ તથા ભીષ્મના આશ્રયથી અને કર્ણના બકવાદથી તેઓના સ્વરૂપને ઓળખતો નથી.[૧૧] આ બન્ને જેની આજ્ઞામાં રહેલા છે, તે ધર્મરાજાનો માનસિક સંકલ્પ સિદ્ધ થશે, એમ મને તે વખતે નિશ્ચય થયો.[૧૨] અન્ન, પાન વગેરેથી તથા અન્ય પ્રકારે મારો સત્કાર થયા પછી, મેં સ્વસ્થ બેસી-

ને તથા બે હાથની અંજલિ મસ્તક આગળ જોડીને તે બન્નેને અહીંનો સંદેશો કહ્યો.[૧૩] તે સાંભળ્યા પછી અર્જુને ધનુષની પણછના ચિહ્નથી ચિહ્નિત થયેલા પોતાના હાથવડે શ્રીકૃષ્ણના શુભ લક્ષણવાળા ચરણને નમાવી મને ઉત્તર આપવા સૂચના કરી;[૧૪] એટલે સર્વ આભૂષણોથી સુશોભિત તથા ઇંદ્રના જેવા પરાક્રમી શ્રીકૃષ્ણ ઇંદ્રધ્વજની પેઠે ઉઠીને બેઠા થયા અને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તે આનંદકારક, બોલવા યોગ્ય, ધૃતરાષ્ટ્રના પુત્રોને ત્રાસ આપનારી, આરંભમાં કોમળ, પણ પાછળથી દારુણ વાણીથી મને કહેવા લાગ્યા.[૧૫,૧૬] સંભાષણને માટે યોગ્ય શ્રીકૃષ્ણની સારા સંસ્કારવાળી, ઇષ્ટ અર્થથી યુક્ત અને પાછળથી હૃદયને હરણ કરનારી તે વાણીને હું સાંભળવા લાગ્યો.[૧૭]

વાસુદેવ બોલ્યાઃ–હે સંજય ! તું કુરુશ્રેષ્ઠ ભીષ્મ તથા દ્રોણના સાંભળતાં બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રને આ સંદેશો કહેજે[૧૮] હે સૂત ! અમારાં બન્નેનાં વચનથી વડીલોને પ્રણામ તથા નાની ઉંમરવાળાઓને કુશળ પ્રશ્ન પૂછ્યા પછી તું તેઓના સંદેશાના ઉત્તરમાં કહેજે કે;[૧૯] તમે અનેક પ્રકારના યજ્ઞોથી યજન કરો; બ્રાહ્મણોને દક્ષિણા આપો અને પુત્રો તથા સ્ત્રીઓની સાથે આનંદ ભોગવો; કારણ કે તમારાપર મોટો ભય આવી પડ્યો છે.[૨૦] તમે સત્પાત્રોને ધન આપો; કામજન્ય પુત્રોને ઉત્પન્ન કરી લ્યો અને પ્રિયજનોનું પ્રિય કરો; કારણ કે રાજા યુધિષ્ઠિર વિજયને માટે ઉતાવળ કરે છે.[૨૧] હું દૂર હતો તે વખતે દ્રૌપદીએ મને 'હે ગોવિંદ !' કહીને બૂમ મારી હતી, એ તેનું ઋણ ચઢી ગયું છે અને તે હજી હૃદયમાંથી દૂર થતું નથી–અર્થાત્ વસ્ત્રહરણ વખતે દ્રૌપદીએ ગોવિંદ નામથી વિલાપ કર્યો હતો, તે વિલાપનું ઋણ માત્ર વસ્ત્ર આપવાથી ફીટયું નથી, પણ હૃદયમાં તે રહેલું છે અને તે કૌરવોનો વિનાશ કર્યાવિના મટવાનું નથી.[૨૨] રે ! જેનું તેજસ્વી અજિત ગાંડીવ ધનુષ છે અને મારો જેને સાથ છે, તે સવ્યસાચી અર્જુનની જોડે તમારે વૈર થયું છે.[૨૩] જે કાળથી ઘેરાયલો ન હોય, તેવો કયો પુરુષ મારી સહાયતાવાળા અર્જુનની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરે? સાક્ષાત્ ઇંદ્ર પણ ઇચ્છા કરે નહિ.[૨૪] સંગ્રામમાં જે અર્જુનને જિતે, તે બે બાહુથી પૃથ્વીને ઉપાડી લે, ક્રોધ કરીને આ પ્રજાને બાળી મૂકે અને દેવોને સ્વર્ગમાંથી ગબડાવી પાડે એમ સમજવું.[૨૫] દેવ–દૈત્ય, મનુષ્ય–યક્ષ, ગંધર્વ અને સર્પોમાં હું એવા કોઇને પણ જોતો નથી, કે જે સંગ્રામમાં અર્જુનની સામે ચઢાઇ કરે ![૨૬] વિરાટ નગરમાં ઘણાઓની સાથે એકલા અર્જુનનું જે મહા અદ્ભુત યુદ્ધ થયેલું સાંભળવામાં આવે છે, તેજ આનું પૂરું ઉદાહરણ છે.[૨૭] એકલા પાંડુપુત્ર અર્જુને વિરાટ નગરમાં જ્યારે સર્વ યોદ્ધાઓમાં ભંગાણ પાડયું, ત્યારે તેઓ દિશાઓમાં નાસી છૂટયા હતા, તેજ દૃષ્ટાંત પૂર્ણ છે.[૨૮] શારીરિક બળ, માનસિક ઉત્સાહ, શૌર્ય, કાર્યને ઝટ સમજી લેવાની શક્તિ, વેગથી બાણો છોડવામાં હાથની ચપળતા, ખેદનો ત્યાગ અને ધૈર્ય એ ગુણો અર્જુનસિવાય બીજામાં જણાતા નથી.'

સમયપર વૃષ્ટિ કરનારો ઇંદ્ર (મેઘ) જેમ આકાશમાં ગાજીને લોકોને આનંદિત કરે, તેમ શ્રીકૃષ્ણ પોતાની વાણીવડે અર્જુનના હર્ષને વૃદ્ધિ પમાડતા એ પ્રમાણે બોલ્યા. શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને શ્વેત ઘોડાવાળા કિરીટધારી અર્જુને રોમાંચિત કરે તેવું લાંબુ ભાષણ કર્યું.[૨૯–૩૧]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "સંજયે શ્રીકૃષ્ણનાં વાક્યો કહ્યાં" એ વિષયનો અધ્યાય ૫૯ મો સમાપ્ત.

# અધ્યાય ૬૦ મો
## ધૃતરાષ્ટ્રનું વિવેચન

॥ वैशंपायन उवाच ॥

संजयस्य वचः श्रुत्वा प्रज्ञाचक्षुर्जनेश्वरः ॥
ततः संख्यातुमारेभे तद्वचो गुणदोषतः ॥१॥

વૈશંપાયને કહ્યું:–સંજયનું કહેવું સાંભળીને અંધરાજા ધૃતરાષ્ટ્ર, તે વચનના ગુણદોષની ગણ-

ના કરવા લાગ્યો.[1] વિચક્ષણ તથા પોતાના પુત્રોના વિજયની કામનાવાળા ધૃતરાષ્ટ્ર રાજાએ, પોતાના બુદ્ધિબળથી ગુણ તથા દોષોની યથાયોગ્ય સૂક્ષ્મતાથી ગણના કરીને બન્ને પક્ષના બળાબળનો નિશ્ચય કર્યો. તે પછી બુદ્ધિમાન રાજાએ શક્તિસંબંધી વિચાર કર્યો[2,3] અને તેમાં પાંડવોને દૈવી તથા માનુષી શક્તિથી અને તેજથી યુક્ત જાણીને તથા કૌરવોને અતિ અલ્પ શક્તિવાળા જાણીને દુર્યોધનને કહ્યું કે,[4] હે દુર્યોધન ! મારી આ ચિંતા કદીપણ શાંત થતી નથી. હું જે કહું છું, તે અનુમાનથી નહિ પણ સાચા અનુભવથી કહું છું, એમ મારૂં માનવું છે.[5] સર્વ પ્રાણીઓ પોતાની સંતતિ ઉપર પરમ સ્નેહ કરે છે અને શક્તિપ્રમાણે તેઓનું પ્રિય તથા હિત પણ કરે છે.[6] એ પ્રમાણેજ સત્પુરુષો,ઉપકાર કરનારાઓનો સારી પેઠે બદલો વાળવામાટે તેઓનું મહાન પ્રિય કરવાની પણ ઇચ્છા કરે છે, એમ અમે ઘણેભાગે જાણીએ છીએ અને તેથીજ આ કૌરવપાંડવના ભયંકર સંગ્રામમાં અગ્નિ, ખાંડવવનમાં અર્જુને કરેલા ઉપકારનું સ્મરણ કરીને તેનો સહાયકર્તા થશે.[7,8] વળી યુધિષ્ઠિર વગેરે જેઓથી ઉત્પન્ન થયા છે તે ધર્મ, વાયુ વગેરે અનેક દેવો પણ પાંડવોના આમંત્રણથી સહાય કરવા આવશે. ભીષ્મ,દ્રોણ, કૃપાચાર્ય વગેરેના ભયથી પાંડવોનું રક્ષણ કરવાની ઇચ્છાવાળા તે દેવો વજ્ર જેવો ક્રોધ ધારણ કરશે,એમ હું માનુ છું.[9,10] તે દેવોની સાથે રહેલા, વીર્યવાન અને અસ્ત્રવિદ્યાનો પાર પામેલા તે નરવ્યાઘ્ર પાંડવોની સામે મનુષ્યો જોઈ પણ શકશે નહિ.[11] જે અર્જુનનું દુર્જય તથા દિવ્ય ગાંડીવ નામનું ઉત્તમ ધનુષ છે; દારુણ, અક્ષય, દિવ્ય તથા બાણોથી પૂર્ણ જેના બે ભાથાઓ છે;[12] જેનો દિવ્ય વાનરવાળો તથા નિઃસંગ ધૂમાડાના જેવી ગતિવાળો ધ્વજ છે; સમુદ્રપર્યંત પૃથ્વીમાં જેના રથના જેવો બીજો રથ નથી,[13] કે જે રથનો ગડગડાટ મહા મેઘના જેવો લોકોના સાંભળવામાં આવે છે તથા જે રથ શત્રુઓને ભય ઉત્પન્ન કરે તેવો મોટા વજ્રના જેવો શબ્દ કરે છે;[14] વળી લોકો જે અર્જુનને અમાનુષિક પરાક્રમવાળો માને છે અને સંગ્રામમાં રાજાઓ જેને દેવોનો પણ પરાજય કરે એવો જાણે છે;[15] જે અર્જુન પલકારા જેટલા વખતમાં પાંચસો બાણોને ભાથામાંથી કાઢે છે, તેને ધનુષપર ચઢાવે છે અને દૂર ફેંકે છે; પરંતુ કોઇની દૃષ્ટિ તે તરફ કામ કરી શકતી નથી;[16] જે શત્રુદમન નરવ્યાઘ્ર અર્જુન, યુદ્ધ કરવા ઉભો હોય તે વખતે અમાનુષ બળવાળા રાજાઓ પણ તેનો પરાજય કરી શકે નહિ એમ ભીષ્મ,દ્રોણ, કૃપ, અશ્વત્થામા,મદ્રરાજ શલ્ય તથા બીજા મધ્યસ્થ મનુષ્યો કહે છે;[17,18] જે એકજ વેગથી પાંચસો બાણો ફેંકે છે અને જે પાંડુપુત્ર બાહુબળમાં સહસ્રાર્જુનના સમાન છે, તે મહેંદ્ર તથા ઉપેંદ્રના જેવા પરાક્રમવાળો મહાધનુર્ધારી અર્જુન, આ મહાસંગ્રામની ભીડમાં સર્વનો સંહાર વાળતો હોય એમ હું જોઉં છું.[19,20] હે ભરતવંશી દુર્યોધન ! આ પ્રમાણે હમેશાં સર્વ વિચાર કરતાં અને કૌરવોના ભલાને માટે ચિંતા કરતાં મને નિદ્રા આવતી નથી તેમ સુખ પણ થતું નથી.[21] અત્યારે કૌરવોના મહાન ક્ષયનો સમય આવી લાગ્યો છે અને આ કલહનો અંત લાવવો હોય તો શાંતિવિના બીજો ઉપાય નથી.[22] હે તાત ! મને તો પાંડવોની સાથે સલાહ કરવી ગમે છે, વિરોધ કરવો ગમતો નથી; કારણ કે હું હમેશાં કૌરવો કરતાં પાંડવોને અધિક શક્તિવાળા માનું છું.[23]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "ધૃતરાષ્ટ્રનું વિવેચન" એ વિષયનો અધ્યાય ૬૦ મો સમાપ્ત.

## અધ્યાય ૬૧ મો

### દુર્યોધનની આત્મશ્લાઘા

॥ वैशंपायन उवाच ॥

पितुरेतद्वचः श्रुत्वा धार्तराष्ट्रोऽत्यमर्षणः ।
आधाय विपुलं क्रोधं पुनरेवेदमब्रवीत् ॥१॥

વૈશંપાયને કહ્યું:–પિતાનાં એ વચન સાં-

મળીને મૂળથીજ મહાક્રોધી દુર્યોધન, અતિશય ક્રોધ ધારણ કરીને ફરીથી આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–[૧]"હે મહારાજ! દેવોની સહાયતાવાળા પાંડવો જિતાવા અશક્ય છે, એમ જે તમે માનો છો, તે તમારો ભય દૂર થાઓ.[૨]હે ભારત! કામ, દ્વેષ,લોભ તથા દ્રોહના અભાવથી અને પદાર્થો તરફ ઉપેક્ષા કરવાથી, દેવો દેવપણાને પામ્યા છે;[૩] આ વાત દ્વૈપાયન વ્યાસે, મહાતપસ્વી નારદે તથા જમદગ્નિના પુત્ર પરશુરામે પૂર્વે મને કહી હતી.[૪] હે ભરતશ્રેષ્ઠ ! દેવો મનુષ્યની પેઠે કદી કામથી, ક્રોધથી, લોભથી અથવા દ્વેષથી કોઇપણ કામ કરતા નથી.[૫] જો અગ્નિ, વાયુ, ધર્મ, ઇંદ્ર અને અશ્વિનીકુમારો, ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ કરતા હોત તો પાંડવો દુઃખ પામતજ નહિ;[૬] માટે હે ભારત! તમારે કોઇ પણ રીતે એ ચિંતા કરવી નહિ;કારણકે દેવો શમ,દમ વગેરે દૈવી ભાવોની નિત્ય ઇચ્છા રાખનારા હોય છે;[૭] છતાં જો દેવોમાં કામનાના સંબંધથી દ્વેષ તથા લોભ જોવામાં આવે તો વેદનાં પ્રમાણ ઉપરથી હું કહું છું કે, તે કામાદિના સંબંધવાળાઓનું કરેલું સફળ થશે નહિ.[૮]

તમે અગ્નિને માટે કહ્યું, પણ અગ્નિ જો સર્વ લોકોને બાળવાની ઇચ્છાથી ચોમેર વ્યાપી જશે, તો હું અભિમંત્રણ કરીશ એટલે તે શાંત થઇ જશે.[૯] હે ભરતવંશી રાજા ! તમે કહ્યું કે, દેવો ઉત્તમ તેજવાળા છે, તો મારૂં પણ ઉપમા ન આપી શકાય તેવું દેવો કરતાં અધિક તેજ છે એમ તમે જાણો.[૧૦] હે રાજા ! હું ચીરાતી પૃથ્વીને તથા પર્વતનાં શિખરોને લોકોના જોતાં મંત્રી સ્થિર કરી શકું છું.[૧૧]આ ચેતન તથા તથા અચેતન અને સ્થાવર તથા જંગમરૂપ જગતના વિનાશને માટે ઉત્પન્ન થયેલા મહાશબ્દવાળા તથા ભયંકર પાષાણની વૃષ્ટિવાળા વાયુને હું જગતના દેખતાં પ્રાણીઓના ઉપર કૃપાથી હમેશાં શાંત કરી દઉં તેવો છું.[૧૨,૧૩]મેં થંભાવેલા જળ ઉપરથી રથ તથા પાળાઓ ચાલ્યા જાય છે.દૈવી તથા આસુરી પ્રભાવોને પ્રવર્તાવનારો હું એક છું.[૧૪] હું જ્યારે કોઇએક કાર્યને માટે અક્ષૌહિણી સેના લઇને જાઉં છું, ત્યારે હું જ્યાં જ્યાં જવાની ઇચ્છા કરૂં ત્યાં ત્યાં મારા ઘોડાઓ જઇ શકે છે.[૧૫] મારા દેશમાં સર્પ વગેરે ભયાનક પ્રાણીઓ રહેતાં નથી અને બીજાં ભયંકર પ્રાણીઓ મારા મંત્રથી રક્ષણ કરાયલાં પ્રાણીઓની હિંસા કરી શકતાં નથી.[૧૬] હે રાજા! મારા દેશમાં રહેનારા લોકોની ઇચ્છા પ્રમાણે મેઘ વર્ષે છે, મારી સર્વ પ્રજા ધર્મિષ્ઠ છે અને મારા રાજ્યમાં (અતિવૃષ્ટિ,અનાવૃષ્ટિ,તીડ, ઉંદર, પોપટ અને શત્રુસૈન્ય આ છ) પીડાઓ નથી.[૧૭] અશ્વિનીકુમારો, વાયુ, અગ્નિ, મરુદ્ગણોની સાથે ઇંદ્ર અને ધર્મ–એ દેવો મેં જેઓનો દ્વેષ કર્યો હોય, તેઓનું રક્ષણ કરી શકતા નથી.[૧૮] જો તેઓ મારા શત્રુઓનું એકદમ રક્ષણ કરવા સમર્થ હોત તો પાંડવો તેર વર્ષસુધી દુઃખ પામત નહિ.[૧૯] હું તમને સત્ય કહું છું કે, દેવો, ગંધર્વો, અસુરો કે રાક્ષસો મારા શત્રુનું રક્ષણ કરવા સમર્થ નથી.[૨૦] હું નિત્ય મારા મિત્રો અથવા શત્રુઓને માટે શુભ અથવા અશુભ થવાનું ચિંતન કરૂં તે પૂર્વે કદી નિષ્ફળ થયું નથી.[૨૧] હે શત્રુતાપન! હું અમુક થશે, એમ કહું, તે પૂર્વે કદી ઉલટું થયું નથી અને તેથી લોકો મને સત્યવાણીવાળો જાણે છે.[૨૨] હે રાજા! મારૂં માહાત્મ્ય લોકોમાં પ્રત્યક્ષ છે અને દિશાઓમાં પ્રખ્યાત છે, તે મેં તમને ધૈર્ય આપવા માટે કહ્યું છે, કંઈ મારાં વખાણને માટે કહ્યું નથી.[૨૩] હે રાજા! મેં પૂર્વે કદી પોતાનાં વખાણ કર્યાં નથી; કારણકે પોતાનાં વખાણ કરવાં તે દુષ્ટોનું આચરણ ગણાય છે.[૨૪] પાંડવોને, મત્સ્યોને, કેકયોની સાથે પાંચાલોને, સાત્યકને અને કૃષ્ણને મેં જિત્યા છે, એમ તમે સાંભળશો.[૨૫] નદીઓ જેમ સમુદ્રમાં મળીને સર્વરીતે નાશ પામે છે,તેમજ મારી સામે થઇને પાંડવો પરિવારસાથે નાશ પામશે.[૨૬] મારી ઉત્તમ બુદ્ધિ, ઉત્તમ તેજ,ઉત્કૃષ્ટ પરાક્રમ, શ્રેષ્ઠ વિદ્યા અને ઉત્તમ યોગ, એ સર્વ તેઓના કરતાં અધિક છે.[૨૭] ભીષ્મ પિતામહ, દ્રોણ, કૃ-

પાચાર્ય, શલ્ય અને શલ–એ સર્વે અસ્ત્રવિદ્યામાં જે કંઇ જાણે છે, તે સર્વ મારામાં પણ છે."

એ પ્રમાણે બોલીને, પોતાની યુદ્ધસંબંધી ઉત્સુકતા પ્રકટ કરનારા દુર્યોધનનાં સર્વ કર્તવ્યો સમજી લઇ શત્રુદમન ધૃતરાષ્ટ્ર ફરી પૂર્વે વર્ણવાયલા અર્જુનના સંબંધમાંજ સંજયને પૂછવા લાગ્યા.[૨૮,૨૯]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "દુર્યોધનનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૬૧ મો સમાપ્ત.**

## અધ્યાય ૬૨ મો

### કર્ણ ને ભીષ્મવચ્ચે વિવાદ

**॥ वैशंपायन उवाच ॥**

**तथा तु पृच्छंतमतीव पार्थं वैचित्रवीर्यं तमाचिंतयित्वा । उवाच कर्णो धृतराष्ट्रपुत्रं प्रहर्षयन्संसदि कौरवाणाम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે વિચિત્રવીર્યનો પુત્ર ધૃતરાષ્ટ્ર, અર્જુનના સંબંધમાં અતિશય પૂછ્યા કરતો હતો. તેના તરફ લક્ષ્ય ન આપતાં, કૌરવોની સભામાં ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને આનંદ આપતો કર્ણ બોલ્યો કે:–[૧] "મેં પૂર્વે 'બ્રાહ્મણ છું' એવું પરશુરામને મિથ્યા કહીને તેમની પાસેથી બ્રહ્માસ્ત્ર સંપાદન કર્યું હતું; પરંતુ મારૂં કપટ જાણ્યાપછી તે મહર્ષિએ મને તેજ વખતે કહ્યું કે:–'તને અંતકાળે એ અસ્ત્રનું સ્મરણ થશે નહિ; જો કે મારો અપરાધ મોટો હતો અને તીક્ષ્ણ તેજવાળા તે મહર્ષિ, સમુદ્રોની સાથે પૃથ્વીને પણ બાળી નાખવાને સમર્થ હતા, તોપણ તે ગુરુએ મને બીજો મોટો શાપ આપ્યો ન હતો;[૨,૩] કારણ કે મેં સેવાથી તથા પોતાના પુરુષાર્થથી તેમનું મન પ્રસન્ન કર્યું હતું. તે બ્રહ્માસ્ત્ર મારી પાસે છે અને મારૂં આયુષ્ય પણ બાકી છે, એટલે હું અર્જુનને જિતવામાટે સમર્થ છું અને તેથી અર્જુનના વધનો ભાર હું મારે માથે લઉં છું.[૪] તે ઋષિનો કૃપાપાત્ર હું એક પલકારામાં પાંચાલ, કરુષ, મત્સ્ય અને પુત્રપૌત્રોની સાથે પાંડવોને મારીને શસ્ત્રથી જિતેલા લોકોને સ્વાધીન કરીશ.[૫] પિતામહ, દ્રોણ અને સર્વ મુખ્ય રાજાઓ ભલે તારી પાસે રહે; હું માત્ર મુખ્ય સૈન્યની સાથે જઈને પાંડવોનો નાશ કરીશ! એ ભાર હું મારા ઉપર લઉં છું."[૬]

એ પ્રમાણે બોલતા કર્ણને ભીષ્મે કહ્યું કે:– "હે કાળવડે વિપરીત બુદ્ધિવાળા કર્ણ! તું શું બડાશ મારે છે? જાણતો નથી કે, મુખ્યનો નાશ થવાથી ધૃતરાષ્ટ્રના પુત્રોનો પણ નાશ થશે ?"[૭]* કેવળ શ્રીકૃષ્ણની સહાયતાથી અર્જુને, અગ્નિ પાસે ખાંડવવન બળાવતાં જે પરાક્રમ કર્યું હતું તે સાંભળતાંની સાથેજ તારે તારા બાંધવોની સાથે મનને વશ કરવો જોઇએ.'[૮] સ્વર્ગાધિપતિ મહાત્મા મહેંદ્રે તને જે શક્તિ આપી છે, તે શક્તિને રણાંગણમાં શ્રીકૃષ્ણ સુદર્શન ચક્રના પ્રહારથી તોડીને ભસ્મ કરી નાખશે, તે તું જોઈશ.[૯] હે કર્ણ! ઉત્તમ પુષ્પોથી પ્રયત્નપૂર્વક પૂજાતું જે તારૂં સર્પમુખ બાણ છે, તે બાણ અર્જુનના બાણસમૂહથી હણાઇને તારી સાથેજ નાશ પામશે.[૧૦] હે કર્ણ! બાણાસુર, નરકાસુર તથા તારા જેવા અને તારા કરતાં પણ શ્રેષ્ઠ શત્રુઓને મહાતુમુલ યુદ્ધમાં નાશ કરે તેવા શ્રીકૃષ્ણ તે અર્જુનનું રક્ષણ કરે છે."[૧૧]

કર્ણ બોલ્યો:–" ખરેખર ભીષ્મના કહેવા પ્રમાણેજ નહિ પણ તેથીએ શ્રેષ્ઠ મહાત્મા યાદવપતિ કૃષ્ણ છે, એ હું માનું છું; પરંતુ પિતામહ ભીષ્મે મને જે કંઈ કઠોર વચનો કહ્યાં છે, તેનું ફળ હવે તેણે સાંભળી લેવું.[૧૨] હું મારાં શસ્ત્રોનો ત્યાગ કરૂં છું, પિતામહ હવે મને યુદ્ધમાં અથવા તે સંબંધી સભામાં કદી જોશે નહિ. હે ભીષ્મ ! તમે યુદ્ધથી કેવળ વિરામ પામી જશો, ત્યારેજ પૃથ્વીપર સર્વે રાજાઓ મારા પ્રભાવને જોશે!"[૧૩]

**વૈશંપાયને કહ્યું:–હે જનમેજય રાજા ! એ પ્રમાણે કહીને તે મહાધનુર્ધારી કર્ણ, સભા છો-**

* 'કૌરવોના મુખ્ય નાયક તારો નાશ થતાં સર્વ કૌરવો પણ વિનાશ પામશે, માટે તું તારૂં પોતાનું રક્ષણ કર' એમ ભીષ્મે કર્ણનો ઉપહાસજ કર્યો છે.

ડીને પોતાના ભવનમાં ચાલ્યો ગયો અને ભીષ્મ હસતા હસતા કૌરવોની વચ્ચે દુર્યોધનને કહેવા લાગ્યા કે:-[૧૪]"સૂતપુત્ર કર્ણ સત્ય પ્રતિજ્ઞાવાળો તો ખરો! તેણે કહ્યું હતું કે, 'આવંત્ય, કાલિંગ, જયદ્રથ, ચેદિધ્વજ તથા બાલ્હિક વગેરે જોતા ઉભા રહેશે ને હું હમેશાં શત્રુઓના હજારો તથા દશહજાર યોદ્ધાઓને મારીશ! પરંતુ હવે પ્રસંગ આવતાં તે શામાટે ભાર ઉપાડે? અર્થાત્ શસ્ત્રત્યાગ કરેજ! પણ આ તરફ ભીમસેન તો વ્યૂહની સામે વ્યૂહ ગોઠવી માથાંઓ ભાંગી નાખી, લોકનો સંહાર વાળશે તે તમે જોજો. [૧૫,૧૬] જ્યારે કર્ણે પવિત્ર ચરિત્રવાળા ભગવાન પરશુરામની આગળ 'હું બ્રાહ્મણ છું' એમ કહીને તેની પાસેથી અસ્ત્ર સંપાદન કર્યું, ત્યારથીજ તે નરાધમ કર્ણનાં ધર્મ તથા તપ નાશ પામ્યાં છે."[૧૭]

વૈશંપાયને કહ્યું:- હે રાજેંદ્ર જનમેજય! આમ ભીષ્મે ભાષણ કર્યું અને કર્ણ શસ્ત્રો છોડીને ગયો ત્યારે ધૃતરાષ્ટ્રનો અલ્પ બુદ્ધિવાળો પુત્ર દુર્યોધન શાંતનુપુત્ર ભીષ્મને કહેવા લાગ્યો.[૧૮]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "કર્ણ અને ભીષ્મનાં વાકયો" એ વિષયનો અધ્યાય ૬૨ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૬૩ મો

## દુર્યોધનની હઠ અને વિદુરનો ઉપદેશ

**॥ दुर्योधन उवाच ॥**

**सदृशानां मनुष्येषु सर्वेषां तुल्यजन्मनाम् ।**
**कथमेकांततस्तेषां पार्थानां न्यसे जयम् ॥१॥**

દુર્યોધને કહ્યું:-"મનુષ્યોમાં સર્વે સમાન છે અને સમાનરીતે જન્મ ધરનારા છે, છતાં તમે કેવળ પાંડવોનોજ જય થશે, એમ કેમ માનો છો ?[૧] અમે અને તેઓ વીર્યવડે, પરાક્રમવડે, વયવડે, પ્રતિભાવડે, શાસ્ત્રવડે, અસ્ત્રવડે, વીરસમૂહવડે, શીઘ્રતાવડે અને કૌશલ્યવડે સમાન છીએ; સર્વે એક જાતિવાળા છીએ અને મનુષ્યયોનિમાંજ જન્મ્યા છીએ;[૨,૩] છતાં હે પિતામહ! તમે પાંડવોનોજ વિજય થશે, એમ શાથી જાણો છો? હું કંઈ તમારાં, દ્રોણનાં, કૃપાચાર્યનાં, બાલ્હિકનાં અને બીજા રાજાઓનાં પરાક્રમ ઉપર યુદ્ધનો આરંભ કરતો નથી. હું, સૂર્યપુત્ર કર્ણ અને મારો ભાઈ દુઃશાસન, એ અમે ત્રણે સંગ્રામમાં તીવ્ર બાણોવડે પાંચે પાંડવોને મારીશું; અને હે રાજા! પછી હું પુષ્કળ દક્ષિણાવાળા વિવિધ પ્રકારના મહાયજ્ઞોથી યજન કરીશ તથા ગાયો, ઘોડાઓ અને ધન આપીને બ્રાહ્મણોને તૃપ્ત કરીશ. પારધી જેમ હરિણનાં બાળકોને જાળવડે પકડી લે છે અને સુકાનીવિનાના લોકોને જેમ પાણી ચક્કરમાં નાખી દે છે, તેમ જ્યારે મારા યોદ્ધાઓ, હાથી તથા રથથી વ્યાપ્ત શત્રુઓને જોઈને તેઓને રણમાં બાહુવડે પકડી પકડીને ખેંચશે, ત્યારે પાંડવો અને તે કૃષ્ણ ગર્વ છોડી દેશે!"[૪-૮]

વિદુરે કહ્યું:-"સિદ્ધાંતદર્શી વૃદ્ધ પુરુષો આ લોકમાં દમ(ઇંદ્રિયનિગ્રહ)નેજ કલ્યાણકારી કહે છે; ખાસ કરીને દમ એ બ્રાહ્મણનો સનાતન ધર્મ છે.[૯] જે મનુષ્ય ઇંદ્રિયદમન કરીને દાન, તપ, જ્ઞાન અને અધ્યયન કરે છે, તેનાં તે દાનાદિક સફળ થાય છે અને ક્ષમા તથા મોક્ષ પણ તેનેજ યથાર્થરીતે પ્રાપ્ત થાય છે.[૧૦] દમ તેજની વૃદ્ધિ કરે છે. દમ અત્યંત પવિત્ર છે, માટે દમવડે પાપરહિત તથા મહાતેજસ્વી થયેલો પુરુષ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.[૧૧] માંસાહારીઓની પેઠે અદાંત મનુષ્યોથી પ્રાણીઓને સર્વદા ભય રહે છે, તેથી તેવાઓને અટકાવવા માટે બ્રહ્માએ ક્ષત્રિય જાતિને ઉત્પન્ન કરી છે.[૧૨] ચારે આશ્રમોમાં દમનેજ ઉત્તમ વ્રત કહ્યું છે. હવે હું ઉદયના હેતુરૂપ એવા દમથી યુક્ત પુરુષનાં લક્ષણ કહું છું;[૧૩] ક્ષમા (બીજાઓથી પ્રહાર વગેરે થવા છતાં સંતાપ ન થવો તે), ધૃતિ (કામાદિકથી સંતપ્ત ન થવું તે), અહિંસા (વાણી, મન તથા શરીરવડે બીજાને પીડા ન કરવી તે), સમતા (શત્રુ, મિત્ર વગેરેમાં તુલ્યભાવ), સત્ય (યથાર્થ ભાષણ),

આર્જવ (સરળતા),ઇંદ્રિયોનો જય, ધૈર્ય (અત્યંત આપત્તિમાં પણ મનની સ્થિરતા), માર્દવ ( પ્રિયવાદીપણું ), હ્રી ( અકાર્યથી નિવૃત્તિ ), અચાપલ્ય (વાણી,મન તથા કાયાની સ્થિરતા),ઉદારતા, ક્રોધનો ત્યાગ, સંતોષ અને શ્રદ્ધાળુપણું. હે રાજેંદ્ર! આટલા ગુણો જેનામાં હોય, તે પુરુષ દાંત કહેવાય છે.[14,15] કામ, લોભ, ગર્વ, ક્રોધ, અતિનિદ્રા, આપવડાઈ, માન, ઈર્ષ્યા અને શોક-એટલાંને દાંત પુરુષ સેવન કરતો નથી. અકુટિલતા, નિષ્કપટપણું અને માનસિક શુદ્ધિ–એ દાંતનું લક્ષણ છે.[16] નિર્લોભ, અલ્પ ઇચ્છાવાળો, કામનાઓનું ચિંતન ન કરનારો અને સમુદ્રના જેવો જે ગંભીર હોય છે, તે પુરુષને દાંત કહે છે.[17] સદાચરણી, શીલસંપન્ન, શુદ્ધ ચિત્તવાળો અને આત્મવેત્તા જ્ઞાની મનુષ્ય આ લોકમાં સન્માન પામીને મરણ પછી સદ્ગતિ પામે છે.[18] જેને પ્રાણીઓથી ભય નથી અને સર્વ પ્રાણીઓને જેનાથી ભય નથી, તે પુરુષ શ્રેષ્ઠ પરિપક્વ બુદ્ધિવાળો ગણાય છે.[19] જે મનુષ્ય સર્વ પ્રાણીઓનું હિત કરે છે તથા સર્વત્ર મિત્રભાવના રાખે છે, તેનાથી લોકોને ત્રાસ થતો નથી અને સમુદ્રના જેવો ગંભીર તે પુરુષ આત્મજ્ઞાનથી તૃપ્ત થઇને શાંતિ પામે છે.[20] પૂર્વે કરેલાં કર્મનાં ફળનો અને સદાચારનો આશ્રય કરીનેજ શમ તથા દમસંપન્ન પુરુષો આનંદમાં રહે છે.[21] જિતેંદ્રિય તથા જ્ઞાનવડે તૃપ્ત થયેલો જે પુરુષ કાળની આકાંક્ષા કરતો લોકમાં ફરે છે અને નિર્વિકલ્પ અવસ્થામાં રહે છે, તે બ્રહ્મભાવને માટે યોગ્ય થાય છે.[22] પક્ષીઓ આકાશમાં ગમન કરે છે, પણ તેનો જેમ માર્ગ જણાતો નથી, તેમ પ્રત્યક્ષ જ્ઞાનથી તૃપ્ત થયેલા મુનિનો માર્ગ જણાતો નથી.[23] જે મનુષ્ય ઘરબાર છોડીને કેવળ મોક્ષમાર્ગનોજ આશ્રય કરે છે, તેને માટે સ્વર્ગમાં તેજોમય અક્ષય લોકો તૈયાર થઇ રહે છે.[24]

અધ્યાય ૬૩ મો સમાપ્ત.

# અધ્યાય ૬૪ મો

## વિદુરનો ઉપદેશ

॥ विदुर उवाच ॥

शकुनीनामिहार्थाय पाशं भूमावयोजयत् ।
कश्चिच्छाकुनिकस्तात पूर्वेषामिति शुश्रुम ॥१॥

વિદુરે કહ્યું:–હે તાત ! અમે વૃદ્ધોની પાસેથી એવી એક વાત સાંભળી છે કે, કોઇ એક પારધીએ પક્ષીઓને પકડવામાટે જમીનપર એક જાળ પાથરી હતી.[1] તે જાળમાં એકી વખતે સાથે ફરનારાં બે પક્ષીઓ સપડાઇ ગયાં; પરંતુ તે બન્ને આકાશચારી પક્ષીઓ તે જાળને લઇને ઉડી ગયાં.[2] તે બન્નેને આકાશમાં ઉડતાં જોઇને, પારધી તે વખતે કંટાળ્યાવિના જે જે માર્ગે તે જતાં હતાં, ત્યાં ત્યાં તેની પાછળ દોડવા લાગ્યો.[3] પક્ષી મેળવવામાટે તે પ્રમાણે દોડતા પારધિને કોઈએક પોતાનું નિત્યકર્મ પરવારીને આશ્રમમાં બેઠેલા મુનિએ જોયો.[4] હે કુરુવંશી ! તે વખતે તે મુનિએ આકાશમાં જનારાં તે બે પક્ષીની પાછળ, જમીનપર દોડતા પારધીને નીચેના શ્લોકથી પૂછ્યું:–[5] ‘ હે પારધિ ! તું આકાશમાં ઉડતાં બે પક્ષીઓની પાછળ જમીનપર દોડે છે,એ મને વિચિત્ર આશ્ચર્ય લાગે છે.’[6]

પારધીએ કહ્યું:– ‘આ બન્ને પક્ષીઓ સાથે મળીને ઉડે છે, માટે મારી જાળને હરી જાય છે; પરંતુ જ્યાં તેઓ વિવાદ કરશે ત્યાં તેઓ મારા તાબામાં આવી જશે.’[7]

વિદુરે કહ્યું:–તે પછી મૃત્યુથી સપડાયલાં તે બન્ને પક્ષી પરસ્પર વિવાદ કરવા લાગ્યાં અને લડાઇ કરીને તે દુર્બુદ્ધિવાળાં આકાશમાંથી જમીનપર પડયાં.[8] મૃત્યુના પાશને અધીન થયેલાં અને ક્રોધ કરીને પરસ્પરમાં લડતાં તે પક્ષીઓને તે વખતે પારધીએ ખબર ન પડે તેમ પાસે જઇને પકડી લીધાં.[9] એ પ્રમાણે જે સંબંધીઓ ધનને માટે પરસ્પરમાં કલહ કરે છે, તેઓ કલહ કરનારાં પક્ષીઓની પેઠે શત્રુને વશ થઇ જાય છે.[10] સાથે ભોજન કરવું, સાથે વાતો

કરવી, પરસ્પર કુશળ પ્રશ્ન પૂછવા તથા એકબીજાનો સમાગમ કરવો, આ જ્ઞાતિજનોનાં કાર્યો છે; પરંતુ વિરોધ કરવો એ જ્ઞાતિજનોને કદી યોગ્ય નથી.[૧૧] જેઓ યોગ્ય સમયે નિર્મળ મનથી એકત્ર થઇને વૃદ્ધોનું સેવન કરે છે—અર્થાત તેઓની સલાહપ્રમાણે વર્તે છે, તેઓનો સિંહથી રક્ષણ કરાયલા અરણ્યની પેઠે કોઇ પણ પરાભવ કરી શકતા નથી.[૧૨] હે ભરતશ્રેષ્ઠ ! જેઓ સતત ધન મેળવીને પણ દીનની પેઠે રહે છે, તેઓ પોતાની લક્ષ્મી શત્રુઓને સ્વાધીન કરે છે, એમ સમજવું.[૧૩] હે ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર ! જ્ઞાતિજનો છૂટાં હોય છે તો ઉંબાડિયાંની પેઠે ધૂમાયા કરે છે અને સાથે થાય છે એટલે સળગી ઉઠે છે.[૧૪]

હે કુરુવંશી ! આ એક બીજું ઉદાહરણ મેં પર્વત ઉપર જોયું છે, તે હું તમને કહું છું. તમે તે સાંભળ્યા પછી જે પ્રમાણે કલ્યાણ થાય તે પ્રમાણે કરો.[૧૫] એક વખતે અમે મંત્રયંત્રાદિક તથા ઔષધિનાં સાધનોની વાર્તામાં પ્રીતિવાળા દેવતુલ્ય બ્રાહ્મણોની સાથે તથા ભીલોની સાથે ઉત્તરમાં આવેલા ગંધમાદન પર્વત ઉપર ગયા હતા. તે આખો પર્વત સર્વ તરફ વેલીઓથી વીંટાયલો હોવાથી કુંજ જેવો લાગતો હતો. તેના ઉપર દેદીપ્યમાન ઔષધિઓ ઉગી નીકળેલી હતી અને સિદ્ધો તથા ગંધર્વો નિવાસ કરતા હતા.[૧૬,૧૭] અમે સૌએ તે પર્વતની એક વિકટ નિર્જળ ખીણમાં એક ઘડો ભરાય તેટલું પીળા રંગનું મધ× એકઠું થયેલું દીઠું.[૧૮] તે મધ કુબેરને અત્યંત પ્રિય હતું તથા ઝેરી સર્પો તેનું રક્ષણ કરતા હતા. આ મધ ખાવાથી મરણધર્મવાળો પુરુષ પણ અમર થાય છે, આંધળો દેખતો થાય છે અને વૃદ્ધ તરુણ થાયછે. એ પ્રમાણે તે ઔષધિનાં સાધનોમાં નિપુણ બ્રાહ્મણોએ અમને કહ્યું.[૧૯,૨૦] હે રાજા ! પછી અમારી સાથેના ભીલો તે મધ જોઇને તેને લેવામાટે ગયા અને સર્પવાળા તે પર્વતની વિષમ ખીણમાં મરણ પામ્યા![૨૧] તેજ પ્રમાણે આ તમારો પુત્ર દુર્યોધન પણ એકલો પૃથ્વીનું રાજ્ય કરવા ઇચ્છે છે. એ મહામોહને લીધે મધને જુએ છે, પણ પડી જવાય એવી ખીણને જોતો નથી.[૨૨] દુર્યોધન સંગ્રામભૂમિમાં અર્જુનની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે; પરંતુ હું એનામાં તે પ્રકારનું તેજ અથવા પરાક્રમ જોતો નથી.[૨૩] અર્જુન એકલાએ રથમાં બેસીને આખી પૃથ્વીનો વિજય કર્યો હતો, તેમજ વિરાટ નગરપર સારી રીતે ચઢાઇ લઇ ગયેલા ભીષ્મ, દ્રોણ વગેરે તેનાથી ત્રાસ પામી ગયા હતા અને ત્યાંથી ભાગ્યા હતા. અર્જુનના તે સામર્થ્ય તરફ તમે દૃષ્ટિ કરો. વીર અર્જુન તમારો અભિપ્રાય સમજાય ત્યાંસુધી ક્ષમા રાખી રહ્યા છે.[૨૪,૨૫] દ્રુપદ, વિરાટ અને ક્રોધે ભરાયલો અર્જુન, એ ત્રણે પવનવાળા અગ્નિની પેઠે સમરાંગણમાં કોઇને બાકી રાખશે નહિ.[૨૬] હે ધૃતરાષ્ટ્ર ! તમે યુધિષ્ઠિર રાજાને ખોળામાં લ્યો; કારણકે રણભૂમિમાં યુદ્ધ કરતા બન્ને પક્ષનો સર્વથા જય થતો નથી—અર્થાત્ બન્ને યુદ્ધ કરશે તેમાં એકનો નાશ થશે અને તે પણ તમારોજ નાશ થયેલો ગણાશે. માટે યુદ્ધનો વિચાર માંડી વાળો."[૨૭]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "વિદુરવાક્ય" એ વિષયનો અધ્યાય ૬૪ મો સમાપ્ત.

× પીળા રંગનું મધ એટલે 'સુવર્ણમાક્ષિક' ધાતુ સમજવી.

## અધ્યાય ૬૫ મો

### ધૃતરાષ્ટ્રનો દુર્યોધનને ઉપદેશ

॥ धृतराष्ट्र उवाच ॥

**दुर्योधन विजानीहि यत्त्वां वक्ष्यामि पुत्रक ।**
**उत्पथं मन्यसे मार्गमनभिज्ञ इवाध्वगः ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:—"હે પુત્ર દુર્યોધન ! હું તને જે કહું છું તે તું ધ્યાનમાં લે. અજાણ્યો વટેમાર્ગુ જેમ અવળા રસ્તાને રસ્તો માની લે છે, તેમ તું પણ અવળા માર્ગને માર્ગ માને છે![૧] તું જે પાંચ પાંડવોના તેજને હરણ કરવાની ઇચ્છા રાખે છે, તે લોકોને ધારણ કરનારા પંચમહાભૂતોના તે-

જને હરણ કરવા જેવી વાત છે.[૨] પરમ ધર્મને સેવનારા કુંતીપુત્ર યુધિષ્ઠિરને તો તું મૃત્યુ પામ્યાવિના આ લોકમાં જિતી શકીશ નહિ.[૩] જે કુંતીપુત્ર ભીમસેનના જેવો બીજો કોઇ બળવાન નથી, તે રણભૂમિમાં કાળ જેવા ભીમનો તું તિરસ્કાર કરે છે, એ એકાદ ઝાડ જેમ પવનનો તિરસ્કાર કરે તેના જેવુંજ છે.[૪] પર્વતોમાં મેરુ જેમ શ્રેષ્ઠ છે, તેમ સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ગાંડીવધન્વા અર્જુનની સાથે રણભૂમિમાં કયો બુદ્ધિમાન પુરુષ યુદ્ધ કરવા તૈયાર થાય ?[૫] દેવેંદ્ર જેમ વજ્ર છોડે, તેમ શત્રુઓમાં બાણો છોડનારો પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન આજે કોનો વિનાશ નહિ કરે વારૂ ?[૬] અંધક તથા યાદવોમાં માન્ય અને પાંડુપુત્રનું હિત કરવામાં તત્પર દુર્જય સાત્યકિ પણ તારી સેનાનો વિનાશ કરશેજ.[૭] ત્રણ લોકમાં પણ જેના સમાન કોઇ નથી, તે કમળનયન શ્રીકૃષ્ણની સાથે કયો બુદ્ધિમાન પુરુષ યુદ્ધ કરે ?[૮] તે શ્રીકૃષ્ણને એક તરફ પોતાની સ્ત્રીઓ, જ્ઞાતિજનો, બાંધવો, આત્મા તથા આ પૃથ્વી છે અને એક તરફ અર્જુન છે–અર્થાત તેમને સર્વ કરતાં અર્જુન અધિક પ્રિય છે.[૯] જ્યાં માનસિક નિગ્રહવાળો અર્જુન હોય, ત્યાંજ દુર્જય કૃષ્ણ પણ રહેવાના;અને જે સૈન્યમાં કૃષ્ણ હોય, તે સૈન્ય પૃથ્વીને પણ અસહ્ય થઇ પડે![૧૦]

બેટા ! એટલામાટે તું હિતકારક વાત કહેનારા સજ્જન સ્નેહીઓના કહેવા પ્રમાણે ચાલ અને વૃદ્ધ, શાંતનુના પુત્ર ભીષ્મપિતામહનાં વચનનો સ્વીકાર કર.[૧૧] કૌરવોનું હિત જોનારો હું પણ જે કહું છું તે તું સાંભળ; અને દ્રોણ, કૃપાચાર્ય, વિકર્ણ તથા મહારાજ બાલ્હિક, એઓને પણ તારે મારી પેઠેજ માન આપવું જોઇએ; કારણ કે હે ભારત ! એ સર્વે ધર્મવેત્તાઓ છે અને સમાન સ્નેહવાળા છે.[૧૨,૧૩] વિરાટ નગરમાં તારા બંધુઓની સાથે તારૂં સૈન્ય ભયભીત થઇને તારી આગળ ગાયો છોડી દઇ નાસી છૂટયું હતું; અને તે નગરમાં એકલા અર્જુનનું ઘણાઓની સાથે થયેલું મહા આશ્ચર્યકારક યુદ્ધ જે સંભળાય છે, તેજ તેના બળનું પૂરતું ઉદાહરણ છે.[૧૪,૧૫] એકલા અર્જુનેજ તેવું પરાક્રમ કર્યું, તો પછી તે બધા ભાઈઓ એકઠા મળીને શું ન કરી શકે ? માટે તું તેઓને તારા ભાઇઓ જાણ અને યુધિષ્ઠિરને અર્ધું રાજ્ય આપીને તેને માન આપ!

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "ધૃતરાષ્ટ્રવાક્ય" એ વિષયનો અધ્યાય ૬૫ મો સમાપ્ત.

## અધ્યાય ૬૬ મો

### અર્જુનનો સંદેશો

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्त्वा महाप्राज्ञो धृतराष्ट्रः सुयोधनम् ।**
**पुनरेव महाभागः संजयं पर्यपृच्छत ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું:–મહાબુદ્ધિમાન તથા મહાભાગ્યશાળી ધૃતરાષ્ટ્ર, દુર્યોધનને એ પ્રમાણે કહ્યા પછી ફરી સંજયને પૂછવા લાગ્યાઃ–[૧] "હે સંજય ! હવે જે બાકી હોય તે અને શ્રીકૃષ્ણ બોલી રહ્યા પછી અર્જુને તને જે કહ્યું હોય તે તું મને કહે; કારણ કે તે સાંભળવા મને મોટું કૌતુક થાય છે."[૨]

સંજયે કહ્યું:–"વાસુદેવનાં વચન સાંભળીને, કોઈથી પરાજય કરવાને અશક્ય કુંતીપુત્ર અર્જુન, તે સમયે વાસુદેવના સાંભળતાં કહેવા લાગ્યોઃ–[૩] "હે સંજય ! ભીષ્મ પિતામહ, ધૃતરાષ્ટ્ર, દ્રોણ, કૃપ, કર્ણ, મહારાજા બાલ્હિક, અશ્વત્થામા, સોમદત્ત, સુબલપુત્ર શકુનિ, દુઃશાસન, શલ, પુરુમિત્ર, વિવિંશતિ, વિકર્ણ, ચિત્રસેન, જયત્સેન રાજા, અવંતીના વિંદ તથા અનુવિંદ, કૌરવ દુર્મુખ, જયદ્રથ, દુઃસહ, ભૂરિશ્રવા, રાજા ભગદત્ત, જલસંધ રાજા એ સર્વને અને કૌરવોનું પ્રિય કરવામાટે જે બીજા રાજાઓ યુદ્ધાર્થે ત્યાં આવ્યા હોય તથા મરવાની ઇચ્છાવાળા જે રાજાઓને દુર્યોધને, પ્રદીપ્ત થયેલા પાંડવરૂપી અગ્નિમાં હોમવામાટે એકઠા કર્યા હોય તેઓને તું મારાં વચનથી યથાયોગ્ય રીતે વંદન તથા કુશળ પ્રશ્ન કરજે અને હે સંજય !

પછી રાજાઓની વચ્ચે ક્રોધી, દુર્બુદ્ધિ, પાપાત્મા, મહાલોભી અને પાપીઓનું આશ્રયસ્થાન રાજપુત્ર દુર્યોધનને તથા તેના મંત્રીઓને, આ મારાં સર્વ વચન સંભળાવજે."૪–૧૦

એ પ્રમાણે પ્રસ્તાવ કર્યા પછી, બુદ્ધિમાન તથા રાતા છેડાવાળાં વિશાળ નેત્રોવાળો અર્જુન વાસુદેવના તરફ જોઇને, મને ધર્મ તથા અર્થવાળાં વચન કહેવા લાગ્યોઃ–૧૧ " હે સંજય ! મધુવંશમાં મહાવીર તથા મહાત્મા શ્રીકૃષ્ણનું વ્યવસ્થિત ભાષણ તેં બરોબર સાંભળ્યું છે તે, તેમજ હું જે કહું તે, તારે એકઠા થયેલા સર્વ રાજાઓમાં કહેવું.૧૨ તેઓને કહેજે કે, જે યજ્ઞમાં બાણોની અથડામણથી ઉત્પન્ન થયેલા અગ્નિનો ધૂમાડો નીકળે છે અને રથનાં પૈડાંઓની ગર્જનારૂપી મંત્રનાદ છે, તે મહાયુદ્ધરૂપી યજ્ઞમાં અસ્ત્રબળવડે આગળ ધસનારા ધનુષરૂપી સરવાથી જે રીતે હોમ કરવામાં ન આવે,તે રીતે તમે સર્વે એકઠા મળીને લક્ષ્યપૂર્વક પ્રયત્ન કરો.૧૩ જો તમે શત્રુહંતા યુધિષ્ઠિરને તેનો પોતાનો ભાગ ઇચ્છાપ્રમાણે આપશો નહિ, તો હું તીક્ષ્ણ બાણોવડે, ઘોડા, પાળાઓ અને હાથીઓની સાથે તમને અશુભ પિતૃઓની દિશામાં–અર્થાત યમલોકમાં પહોંચાડીશ !"૧૪

હે દેવતુલ્ય કાંતિવાળા રાજા ! અર્જુનનાં એ વચન સાંભળ્યા પછી હું અર્જુનની આજ્ઞા લઈને અને ચતુર્ભુજ શ્રીકૃષ્ણને વંદન કરીને, તે મહત્ત્વાભરેલો સંદેશો તમને પહોંચાડવામાટે તુરત વેગથી અહીં નીકળી આવ્યો છું.૧૫

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં " સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૬૬ મો સમાપ્ત.

## અધ્યાય ૬૭ મો

### વ્યાસ તથા ગાંધારીનું આગમન

॥ वैशंपायन उवाच ॥

दुर्योधने धार्तराष्ट्रे तद्वचो नाभिनंदति ॥
तूष्णींभूतेषु सर्वेषु समुत्तस्थुर्नरर्षभाः ॥१॥

વૈશંપાયને કહ્યુંઃ—ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને જ્યારે તે વચનને અભિનંદન આપ્યું નહિ અને સર્વે મૌન ધારણ કરી રહ્યા, ત્યારે બીજા રાજાઓ ત્યાંથી ઉઠીને ચાલી નીકળ્યા.૧ હે મહારાજ જનમેજય ! પૃથ્વીના સર્વ રાજાઓ ઉઠી ગયા પછી એકાંત થતાં પુત્રને અનુસરીને ચાલનારા અને તેઓનો વિજય ઇચ્છનારા ધૃતરાષ્ટ્ર રાજાએ સંજયને પોતાનો, તટસ્થ રાજાઓનો અને પાંડવોનો નિશ્ચય પૂછવાનો આરંભ કર્યો.૨,૩

ધૃતરાષ્ટ્રે પૂછયુંઃ–"હે સંજય ! આપણી સેનામાં જે કંઈ સારરૂપ તથા તુચ્છ હોય, તે મને કહે. વળી તું પાંડવોના તરફનું પણ સર્વ સારી રીતે જાણે છે, માટે તેઓનું શ્રેષ્ઠ શું છે અને કનિષ્ઠ શું છે, તે પણ મને કહે.૪ તું સિદ્ધાંતી, ધર્મ તથા અર્થમાં કુશળ, સર્વદર્શી અને બન્ને પક્ષના સારને જાણનારો છે; તેથી હે સંજય ! હું તને પૂછું છું કે, આ સંગ્રામમાં યુદ્ધ કરનારા કયા નાશ પામશે ? તે સર્વ તું મને કહે.૫

સંજય બોલ્યોઃ–હે રાજા ! હું તમને એકાંતમાં કદી કંઈ પણ કહીશ નહિ, કારણકે તેમ કરવાથી તમને મારામાં દોષદૃષ્ટિ ઉત્પન્ન થશે; માટે હે અજમીઢવંશી ! તમે મહાવ્રતવાળા પિતા વ્યાસને તથા પટરાણી ગાંધારીને અહીં તેડાવો.૬ તે બન્ને ધર્મજ્ઞ છે, નિપુણ છે તથા નિશ્ચયને જાણનાર છે, તેથી તેઓ તમારી ઈર્ષ્યાને દૂર કરશે.હે રાજા ! હું તે બન્નેની તમને સમક્ષ શ્રીકૃષ્ણ તથા અર્જુનનો જે મત છે તે કહીશ.૭

વૈશંપાયને કહ્યુંઃ–સંજયે એ પ્રમાણે કહ્યું એટલે, ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી વિદુરજી વ્યાસ તથા ગાંધારીને બોલાવી લાવ્યા અને ઝટ તેમને સભામાં દાખલ કર્યાં.૮ પછી સંજયનો તથા પોતાના પુત્ર ધૃતરાષ્ટ્રનો તે અભિપ્રાય જાણીને તથા તેનો સત્કાર કરીને મહાબુદ્ધિશાળી મુનિ વ્યાસ બોલ્યા.૯

વ્યાસ બોલ્યાઃ–" હે સંજય ! ધૃતરાષ્ટ્ર તને જેટલું પૂછે, તે સર્વ તું પ્રશ્નકર્તા એવા એને કહે; કારણ કે વાસુદેવ અને અર્જુનની

જે જે વાતો છે, તે સઘળી તું યથાર્થ રીતે જાણે છે.”૧૦

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં “વ્યાસ તથા ગાંધારીનું આગમન” એ વિષયનો અધ્યાય ૬૭ મો સમાપ્ત.

## અધ્યાય ૬૮ મો

### સંજયે કહેલું શ્રીકૃષ્ણનું માહાત્મ્ય

॥ संजय उवाच ॥

**अर्जुनो वासुदेवश्च धन्विनौ परमार्चितौ ॥**
**कामादन्यत्र संभूतौ सर्वभावाय संमितौ ॥१॥**

સંજયે કહ્યું:–ધનુર્ધારી તથા પરમ પૂજ્ય અર્જુન અને વાસુદેવ, એ બન્ને બ્રહ્મભાવમાં સમાન છે–અર્થાત્ બન્ને સાક્ષાત્ બ્રહ્મરૂપ છે. તેઓનો જન્મ, કર્મને લીધે નથી–અર્થાત્ લોકોના ઉપર અનુગ્રહને માટેજ સૂર્યની પેઠે તેઓ પ્રકટ થયા છે.૧ હે રાજા! ઉદાર ચિત્તવાળા વાસુદેવનું ચક્ર, મધ્યમાં પાંચ હાથ પહોળું છે. શ્રીકૃષ્ણ તેને જેટલા પ્રમાણવાળું થવાની ધારણા કરીને છોડે છે, તેટલા પ્રમાણવાળું થઇને તે જાય છે અને દુર્લક્ષ્યરૂપે રહે છે.૨ તેજના સમૂહથી ઝળકતું તે ચક્ર કોઇનું પણ સારાસાર બળ જાણવામાટે નિર્માયું છે. તે પાંડવોનું બહુ માનીતું છે અને કૌરવોનો સંહાર વાળનારૂં છે.૩ મહાબળવાન શ્રીકૃષ્ણે, ભયંકર જણાતા નરકાસુર, શંબરાસુર, કંસ તથા શિશુપાલને રમતાં રમતાં જિતી લીધા હતા.૪ ઐશ્વર્યસંપન્ન તથા શ્રેષ્ઠ રૂપવાળા પુરુષોત્તમ, માત્ર મનના સંકલ્પથીજ પૃથ્વીને, અંતરિક્ષને અને સ્વર્ગને કબજે કરી લે તેવા છે.૫ હે રાજા! તમે પાંડવોનું સારાસાર બળ જાણવામાટે મને વારંવાર પૂછો છો, તો હું તમને સંક્ષેપથી કહું છું તે તમે સાંભળો.૬ એક તરફ આખું જગત હોય અને એક તરફ એકલા શ્રીકૃષ્ણ હોય, તો સારમાં આખા જગત કરતાં શ્રીકૃષ્ણ અધિક થાય.૭ શ્રીકૃષ્ણ સંકલ્પમાત્રથી આ જગતને ભસ્મ કરી નાખે; પરંતુ આખું જગત શ્રીકૃષ્ણને ભસ્મ કરવા સમર્થ નથી.૮ જ્યાં સત્ય ધર્મ, અકાર્યમાં લજ્જા અને સરળતા હોય, ત્યાં શ્રીકૃષ્ણ હોય છે અને જ્યાં શ્રીકૃષ્ણ હોય, ત્યાંજ જય છે.૯ પુરુષોમાં ઉત્તમ તથા સર્વ પ્રાણીઓના અંતરાત્મા શ્રીકૃષ્ણ, ક્રીડા કરતા હોય તેમ પૃથ્વીને, અંતરિક્ષને અને સ્વર્ગને ચલાયમાન કર્યા કરે છે.૧૦ તે શ્રીકૃષ્ણ, લોકને મોહિત કરતા હોય તેમ, પાંડવોના બહાનાથી તમારા અધર્મપરાયણ મૂર્ખ પુત્રોને બાળી નાખવા ઇચ્છે છે.૧૧ ભગવાન કૃષ્ણ પોતાના ચૈતન્યસંબંધથી કાળચક્રને, જગતચક્રને અને યુગચક્રને હમેશાં ફેરવ્યા કરે છે.૧૨ કાળ, મૃત્યુ અને સ્થાવરજંગમરૂપ જગત–એ સર્વના એક ભગવાન શ્રીકૃષ્ણજ નિયંતા છે. આ હું તમને સત્ય કહું છું.૧૩ ખેડુત જેમ પોતાના વાવેલા ખેતરને કાપે છે, તેમ મહાયોગી કૃષ્ણ સર્વ જગતના પાલક છે, છતાં પોતેજ તેના સંહારને માટે કર્મો કરે છે;૧૪ અને તેમાટે પોતાની માયાના યોગથી લોકોને મોહિત કરે છે; પરંતુ જે મનુષ્યો તે કૃષ્ણનેજ શરણે જાય છે, તેઓ માયાથી મોહ પામતા નથી.૧૫

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં “સંજયવાક્ય” એ વિષયનો અધ્યાય ૬૮ મો સમાપ્ત.

## અધ્યાય ૬૯ મો

### શ્રીકૃષ્ણનું માહાત્મ્ય (ચાલુ)

॥ धृतराष्ट्र उवाच ॥

**कथं त्वं माधवं वेत्थ सर्वलोकमहेश्वरम् ॥**
**कथमेनं न वेदाहं तन्ममाचक्ष्व संजय ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય! શ્રીકૃષ્ણ સર્વ લોકના મહેશ્વર છે, એ તું શાથી જાણે છે અને એને હું કેમ જાણતો નથી, તે તું મને કહે.૧

સંજયે કહ્યું:–હે રાજા! સાંભળો. તમને જ્ઞાન નથી અને મારૂં જ્ઞાન નાશ પામતું નથી. જે પુરુષ જ્ઞાનથી રહિત છે તથા અજ્ઞાનને લીધે સ્વ-

સ્વરૂપથી ભ્રષ્ટ થયેલો છે, તે શ્રીકૃષ્ણને ઓળખતો નથી.[2] હે તાત ધૃતરાષ્ટ્ર! હું જ્ઞાનના સામર્થ્યથી શ્રીકૃષ્ણને જાણું છું કે, તે અધિષ્ઠાનરૂપ હોવાથી સ્થૂલ,સૂક્ષ્મ તથા કારણશરીર સાથે, દોરીમાંના સર્પની પેઠે સંબંધવાળા છે, વિશ્વના નિમિત્તકારણ છે, કર્મવડે અસાધ્ય છે અને પંચમહાભૂતના ઉત્પત્તિ તથા લયના સ્થાનરૂપ છે.[3]

ધૃતરાષ્ટ્રે પૂછયું:-હે ગાવલ્ગણના પુત્ર! તારી જે શ્રીકૃષ્ણમાં નિત્ય ભક્તિ છે, તે કેવા પ્રકારની છે, કે જે ભક્તિથી તું ત્રણ પ્રકારના શરીરસંબંધવાળા મધુસૂદનને ઓળખે છે?[4]

સંજયે કહ્યું:-તમારૂં કલ્યાણ થાઓ! હું પુત્ર, સ્ત્રી વગેરે આકારમાં પરિણામ પામેલી અવિદ્યાનું સેવન કરતો નથી, મિથ્યા અર્થાત્ ભગવદર્પણવિનાના ધર્મનું આચરણ કરતો નથી અને ધ્યાનવડે નિર્મળ ભાવને પામ્યો છું, એટલે 'તત્ત્વમસિ' ઇત્યાદિ વાકયોથી શ્રીકૃષ્ણના સ્વરૂપને જાણું છું.[5]

ધૃતરાષ્ટ્રે કહ્યું:-"હે દુર્યોધન! તું ઇંદ્રિયોના અધિપતિ શ્રીકૃષ્ણને શરણે જા. હે તાત! આપણો સંજય યથાર્થ વક્તા છે,માટે તું શ્રીકૃષ્ણને શરણે જા!"[6]

દુર્યોધને કહ્યું:-"દેવકીપુત્ર ભગવાન શ્રીકૃષ્ણ, અર્જુનની મિત્રતાનું બહાનું કાઢીને જો લોકોનો સંહાર કરવાના હોય, તો આજે હું એવા કૃષ્ણને શરણે જઇશ નહિ."[7]

ધૃતરાષ્ટ્રે કહ્યું:-"હે ગાંધારિ! આ દુર્બુદ્ધિવાળો ઇર્ષ્યાખોર, દુરાત્મા, અભિમાની અને હિતેચ્છુઓનાં વચનને ન માનનારો તારો પુત્ર નરકમાં જવા તૈયાર થયો છે."[8]

ગાંધારીએ કહ્યું:-"ઓ ઐશ્વર્યની કામનાવાળા દુષ્ટાત્મા! રે વૃદ્ધોની આજ્ઞાને ઉલ્લંઘન કરનારા મૂર્ખ! તું ઐશ્વર્યને, જીવિતને, પિતાને તથા મને ત્યજીને તેમજ શત્રુઓના આનંદને અને મારા શોકને વધારીને જ્યારે ભીમસેનથી હણાઇશ, ત્યારે પિતાનાં વચનને યાદ કરીશ!"[10]

વ્યાસે કહ્યું:-હે ધૃતરાષ્ટ્ર રાજા! તમે મારૂં કહેવું સાંભળો. સંજય તમારો દૂત છે, તેથી શ્રીકૃષ્ણને તમે પ્રિયજ છો. આ સંજય તમને કલ્યાણના માર્ગમાં જોડશે;[11] કારણકે તે પુરાણપુરુષ પરમાત્મા શ્રીકૃષ્ણના સ્વરૂપને સારી રીતે જાણે છે. તમે એનું કહેવું એકાગ્ર ચિત્તથી સાંભળશો તો એ તમને મહાભયમાંથી મુક્ત કરશે.[12] હે વિચિત્રવીર્યના પુત્ર! જે પુરુષો ક્રોધ તથા હર્ષથી સારી પેઠે વીંટાયલા છે અને પોતાના ધનથી સંતોષ પામતા નથી,તેઓ અનેક પ્રકારના કામાદિક પાશોથી બંધાયલા રહે છે; અને તેવા કામનાથી મૂઢ થઇ ગયેલા લોકો, અંધથી દોરાતા આંધળાઓની પેઠે,પોતાનાં કર્મવડે વારંવાર યમના તાબામાં જઇ પડે છે.[13,14] જ્ઞાનમાર્ગ એકલોજ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારો છે, કે જે માર્ગે વિવેકી પુરુષો પ્રયાણ કરે છે. મહાત્મા પુરુષ તે જ્ઞાનમાર્ગને જાણીને મૃત્યુને તરી જાય છે અને ફરી સંસારમાં આસક્ત થતો નથી."

ધૃતરાષ્ટ્રે કહ્યું:-"હે સંજય! તું મને એવો સર્વથા નિર્ભય માર્ગ કહે, કે જે માર્ગે હું ઇંદ્રિયોના અધિપતિ શ્રીહરિની પાસે જઇને મુક્ત થઇ જાઉં."[16]

સંજયે કહ્યું:-"અવશ આત્મા(ચિત્ત)વાળો પુરુષ, નિત્યસિદ્ધ હરિને કદી પણ જાણતો નથી; અને આત્માને જિતવામાટે ઇંદ્રિયનિગ્રહવિના યજ્ઞયાગાદિ બીજા ઉપાય વ્યર્થ છે.[17] ઇંદ્રિયો વિષયોના સાન્નિધ્યથી ઉન્મત્ત થઈ જાય છે, માટે સાવધાનીથી વિષયોનો ત્યાગ કરવો. પ્રમાદનો ત્યાગ અને અહિંસા એ અવશ્ય જ્ઞાન થવાનાં કારણ છે.[18] હે રાજા! તમે આળસરહિત થઇને ઇંદ્રિયોના નિગ્રહને માટે તત્પર થાઓ; અને તમારી બુદ્ધિ તત્ત્વથી ભ્રષ્ટ ન થાય,તે માટે તેનો આંતર તથા બાહ્ય વિષયોમાંથી નિગ્રહ કરો.[19] મનસહિત ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એને બ્રાહ્મણો ખરૂં જ્ઞાન જાણે છે. એજ જ્ઞાન છે, એજ બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ છે અને વિવેકી પુરુષો એ માર્ગેજ જાય છે.[20] હે રાજા! ઇંદ્રિયોનો જય કર્યાવિના મનુષ્યોને શ્રીહરિપ્રાપ્તિ થતી નથી. શાસ્ત્રોક્ત યુક્તિના લાભથી અને

ચિત્તવૃત્તિના નિરોધથી, મનુષ્યના ઉપર પરમેશ્વર જ્ઞાન આપીને અનુગ્રહ કરે છે.૨૧

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૬૯ મો સમાપ્ત.

## અધ્યાય ૭૦ મો

### હેતુવાળાં શ્રીકૃષ્ણનાં નામો

॥ धृतराष्ट्र उवाच ॥

**भूयो मे पुंडरीकाक्षं संजयाचक्ष्व पृच्छतः ।**
**नामकर्मार्थवित्तात प्राप्नुयां पुरुषोत्तमम् ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:-હે સંજય ! હું તને પ્રશ્ન કરૂં છું, માટે ફરી તું કમળનયન શ્રીકૃષ્ણસંબંધી કથા કહે, કે જે પુરુષોત્તમનાં નામો તથા કર્મોનો અર્થ જાણીને હું તેમને પ્રાપ્ત થાઉં.૧

સંજયે કહ્યું:-મેં શ્રીકૃષ્ણનાં નામોનો શુભ અર્થ (વ્યુત્પતિથી થતો અર્થ) સાંભળ્યો છે, તેમાં હું જેટલું જાણું છું તેટલું તમને કહીશ; કારણ કે ભગવાન કૃષ્ણ વાણીના અવિષય છે.૨ એ શ્રીકૃષ્ણ માયાવડે આવરણ કરે છે, તેથી અથવા જગત એમનામાં વાસ કરે છે તેથી અને પ્રકાશમાન હોવાથી 'वासुदेव' કહેવાય છે અથવા દેવો એમનામાં વાસ કરે છે તેથી 'वासुदेव' કહેવાય છે. સર્વવ્યાપક હોવાથી 'विष्णु' કહેવાય છે.૩ હે ભારત! मा એટલે આત્માની ઉપાધિરૂપ બુદ્ધિવૃત્તિ, તેને મૌન, ધ્યાન તથા યોગથી દૂર કરે છે, તેથી શ્રીકૃષ્ણનું નામ 'माधव' છે એમ તમે જાણો. મધુ એટલે પૃથિવ્યાદિક તત્ત્વો, તેઓના સંહારકર્તા હોવાથી અથવા તે તત્ત્વો એમનામાં લય પામે છે, તેથી ભગવાન 'मधुहा' કહેવાય છે. મધુ નામના દૈત્યનો નાશકર્તા હોવાથી શ્રીકૃષ્ણ 'मधुसूदन' કહેવાય છે.૪ कृषि શબ્દ સત્તાવાચક છે અને ण નિર્વૃતિ-સુખવાચક છે એ બન્ને ધાતુના અર્થરૂપ સત્તા તથા આનંદના સંબંધથી યદુવંશી વિષ્ણુ 'कृष्ण' નામને પ્રાપ્ત થયા છે.૫ નિત્ય, અક્ષય અને અવિનાશી એવું પુંડરીક એટલે હૃદયકમળ પ્રભુનું નિવાસસ્થાન છે, છતાં તે હૃદયકમળના જરા, નાશ વગેરે દોષોથી ક્ષીણ થતા નથી, માટે 'पुंडरीकाक्ष' કહેવાય છે. દસ્યુને એટલે પ્રજાપીડક ચોર વગેરે જનોને પીડા કરે છે તેથી ભગવાન 'जनार्दन' કહેવાય છે.૬ તે સત્વથી ભ્રષ્ટ થતા નથી, તેમ સત્વ તેમનાથી દૂર થતું નથી, તેથી તે 'सत्वत' અથવા 'सात्वत' કહેવાય છે. વૃષભ એટલે ધર્મભાસક-વેદ, તેજ ईक्षण એટલે જેના જ્ઞાનનું દ્વાર છે; તેથી તે 'वृषभेक्षण' કહેવાય છે.૭ સેનાને જિતનારા શ્રીકૃષ્ણ કોઈ જનકદ્વારા ઉત્પન્ન થતા નથી,તેથી એમને 'अज' કહેવામાં આવે છે. વ્યાપક પ્રભુ દેવોમાં એટલે ઇંદ્રિયોમાં સ્વપ્રકાશમાન હોવાથી તથા દમસંપન્ન હોવાથી 'दामोदर' કહેવાય છે.૮ જેનાથી હર્ષ થાય તે હૃષીક એટલે વૃત્તિસુખ, સ્વરૂપાનંદ અને ઐશ્વર્ય એ ત્રણે કૃષ્ણમાં હોવાથી તે 'हृषीकेश' કહેવાય છે. ભગવાન પોતાના બે બાહુવડે સ્વર્ગ તથા પૃથ્વીને ધારણ કરી રહેલા છે, તેથી 'महाबाहु' કહેવાય છે.૯ તે કદી अधः એટલે સંસારમાં नक्षीयते પડતા નથી તેથી 'अधोक्षज' કહેવાય છે. નરોના તે अयन એટલે આશ્રય છે, તેથી 'नारायण' કહેવાય છે.૧૦ ઇશ્વર पुरु એટલે પૂર્ણ કરનારા અને सः એટલે લયસ્થાન હોવાથી पुरुष; અને પુરુષ હોઇને उत्तम છે, માટે 'पुरुषोत्तम' કહેવાય છે. ભગવાન સર્વ કાર્ય તથા કારણના ઉત્પત્તિ અને પ્રલયના સ્થાનરૂપ છે તથા સર્વદા સર્વના જ્ઞાનવાળા છે તેથી તેને 'सर्व' કહે છે. શ્રીકૃષ્ણ સત્યમાં રહેલા છે અને સત્ય એમનામાં રહેલું છે તથા એ ગોવિંદ વ્યવહારિક, સત્ય કરતાં પણ પરમ સત્યરૂપ છે તેથી એમનું નામ 'सत्य' પણ કહેવાય છે. એ દેવ સર્વત્ર વ્યાપક છે, તેથી 'विष्णु' કહેવાય છે અને સર્વને જિતનારા છે, તેથી 'जिष्णु' કહેવાય છે. પ્રભુ શાશ્વત એટલે અંતવિનાના હોવાથી 'अनंत' કહેવાય છે અને गो એટ લે ઇંદ્રિયોના પ્રકાશક હોવાથી 'गोविंद' કહેવાય છે. વાસ્તવિક રીતે આ જગત મિથ્યારૂપ છે, છતાં પ્રભુ પોતાની સત્તા તથા સ્ફુર્તિ આપીને તેને સત્ય જેવું કરે છે અને

તેનાથી લોકોને મોહિત કરે છે.[૧૧-૧૪] આવા એ નિત્ય ધર્મરૂપ, મહાબાહુ, મધુસૂદન અચ્યુત ભગવાન કૌરવોનો ક્ષય ન થાય એટલામાટે કૃપા કરીને અહીં આવવાના છે.[૧૫]

ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિપર્વમાં "સંજયવાક્ય" એ વિષયનો અધ્યાય ૭૦ મો સમાપ્ત.

## અધ્યાય ૭૧ મો

### ધૃતરાષ્ટ્રે કરેલું શ્રીકૃષ્ણનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

**चक्षुष्मतां वै स्पृहयामि संजय द्रक्ष्यंति ये वासुदेवं समीपे । विभ्राजमानं वपुषा परेण प्रकाशयंतं प्रदिशो दिशश्च ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:-હે સંજય ! હું નેત્રવાળાંના ભાગ્યની સ્પૃહા કરૂં છું-અર્થાત આંખવાળાંઓનાં ધન્ય ભાગ્ય છે એમ મને લાગે છે; કારણકે તેઓ ચૈતન્યસ્વરૂપથી ઝળહળી રહેલા અને દિશાઓ તથા વિદિશાઓને પ્રકાશિત કરતા વાસુદેવનાં પ્રત્યક્ષ દર્શન કરશે.[૧] યાદવરૂપે પ્રકટ થયેલા, વિશ્વમાં એક વીર, યાદવોના મુખ્ય નાયક,શત્રુઓને ક્ષોભ પમાડી મારી. તેઓના યશનો નાશ કરનારા યાદવ શ્રેષ્ઠ શત્રુહંતા, ઈચ્છવા યોગ્ય અને મહાત્મા શ્રીકૃષ્ણ ભરતવંશીઓએ સન્માન કરવાયોગ્ય-સંજયોનું કલ્યાણ કરનારી, ઐશ્વર્યની ઈચ્છાવાળાઓએ ગ્રહણ કરવા યોગ્ય, મરવાની તૈયારીવાળાઓને અગ્રાહ્ય અનિંદ્ય તથા પ્રેમાળ વાણી બોલી, મારા પુત્રોને મોહિત કરતા હશે,તે વખતે એકઠા મળેલા કૌરવો તેમનાં દર્શન કરશે.[૨-૪] હું તે અત્યંત સનાતન ઋષિ,આત્મવેત્તા,વાણીના સમુદ્ર, સંન્યાસીઓથી સુખવડે ગ્રહણ કરાય તેવા, મર્યાદા ન તોડનારા, સુંદર પાંખવાળા ગરુડરૂપ,પ્રજાનો સંહાર કરનારા,ભુવનના આધાર,હજારો મસ્તકવાળા, પુરાણ પુરુષ, આદિ, મધ્ય તથા અંતથી રહિત, અનંત કીર્તિવાળા, કર્મબીજના ધારક, અજન્મા, નિત્ય તથા વિરાટ્ વગેરેથી પણ શ્રેષ્ઠ શ્રીકૃષ્ણને શરણે જાઉં છું.[૫-૬] ત્રણ લોકના સ્રષ્ટા, દેવો, અસુરો, નાગો તથા રાક્ષસો વગેરેને ઉત્પન્ન કરનારા, રાજાઓમાં તથા વિદ્વાનોમાં શ્રેષ્ઠ તે ઇંદ્રના નાના ભાઈ અર્થાત ઉપેંદ્રરૂપધારી વિષ્ણુને હું શરણે જાઉં છું."[૭]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ યાનસંધિ પર્વમાં "ધૃતરાષ્ટ્રવાક્ય" એ વિષયનો અધ્યાય ૭૧ મો સમાપ્ત.

યાનસંધિ પર્વ સમાપ્ત

# भगवद्यान पर्व

## અધ્યાય ૭૨ મો

### યુધિષ્ઠિરની શ્રીકૃષ્ણને પ્રેરણા

॥ वैशंपायन उवाच ॥

**संजये प्रतियाते तु धर्मराजो युधिष्ठिरः ॥ अभ्यभाषत दाशार्हमृषभं सर्वसात्वताम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:-સંજય કૌરવોના તરફ ગયા પછી ધર્મરાજ યુધિષ્ઠિર,સર્વ યાદવોમાં શ્રેષ્ઠ દશાર્હવંશી શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા:-[૧] "હે મિત્રવત્સલ! મિત્રોને સહાય કરવાનો આ સમય પ્રાપ્ત થયો છે. આપત્તિમાંથી અમને તારે એવા તમારાવિના બીજા કોઇને હું જોતો નથી.[૨] લક્ષ્મીના પતિ તમારો આશ્રય કરીને નિર્ભય થયેલા અમે મિથ્યા ગર્વિષ્ઠ એવા મંત્રિઓસહિત દુર્યોધનની પાસેથી અમારા ભાગની પ્રાર્થના કરીએ છીએ.[૩] હે શત્રુદમન!

તમે જેમ સર્વ આપત્તિમાંથી યાદવોનું રક્ષણ કરો છો, તેમ તમારે પાંડવોનું પણ રક્ષણ કરવું જોઇએ; માટે આ મહાભયમાંથી અમને બચાવો."[૪]

શ્રીભગવાને કહ્યું:–" હે મહાબાહુ ! આ હું તમારેમાટે તૈયારજ છું. તમારે જે કહેવાની ઇચ્છા હોય, તે કહો. હે ભરતવંશી ! તમે જે કહેશો, તે સર્વ હું કરીશ."[૫]

યુધિષ્ઠિરે કહ્યું:–" હે કૃષ્ણ! પુત્રસહિત ધૃતરાષ્ટ્રની કર્તવ્યેચ્છા તમે જાણો છો. સંજયે મને જે કહ્યું, તે સર્વ ધૃતરાષ્ટ્રને માન્ય છે અને તેનાથી એના હૃદયનો અભિપ્રાય સ્પષ્ટ થાય છે. દૂત તો ધણીએ જેવું કહ્યું હોય તેવું કહે,કેમકે તે ખોટું બોલે તો વધ કરવા યોગ્ય થાય છે.[૭] પોતાના વડીલપણાથી વિરુદ્ધ આચરણ કરનારા લોભી ધૃતરાષ્ટ્ર પાપી મનવડે રાજ્યભાગ આપ્યાવિના આપણામાં શાંતિ ખોળવા ઇચ્છે છે![૮] અમે તો ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી બાર વર્ષ વનમાં રહ્યા છીએ અને એક વર્ષ ગુપ્ત વાસ પણ ભોગવ્યો છે.[૯] હે પ્રભો ! ધૃતરાષ્ટ્ર ચૌદમે વર્ષે અમને રાજ્ય આપવાનો ઠરાવ પાળશે,એમ માનીને હે કૃષ્ણ! અમે અમારી પ્રતિજ્ઞાનો ત્યાગ કર્યો નથી, તે બ્રાહ્મણો જાણે છે.[૧૦] લોભી ધૃતરાષ્ટ્ર રાજા પોતાના ધર્મતરફ દૃષ્ટિ કરતા નથી અને પુત્રલોભ હોવાથી તથા પુત્રને વશ હોવાથી મૂર્ખ દુર્યોધનની આજ્ઞાને અનુસરે છે.[૧૧] હે જનાર્દન ! ધૃતરાષ્ટ્ર રાજા, દુર્યોધનના મતમાં રહીને પોતાનું પ્રિય કરવાની ઇચ્છાથી લોભી થઇ, અમારાપ્રત્યે મિથ્યા વર્તન ચલાવે છે.[૧૨] હે જનાર્દન! હું ત્યાં રહેલી મારી માતાનું અથવા મિત્રોનું પણ સારી રીતે પોષણ કરી શકતો નથી, એનાથી અધિક દુઃખ શું હોય?[૧૩]હે મધુસૂદન! હું કાશીના, ચેદિદેશના, પાંચાલ દેશના અને મત્સ્ય દેશના રાજાઓથી તથા આપનાથી સનાથ છું, છતાં મેં માત્ર પાંચ ગામોનીજ માગણી કરી છે.[૧૪] હે ગોવિંદ! મારી ધૃતરાષ્ટ્રની પાસે એવી માગણી છે કે:–' હે તાત ! તમે અવિસ્થલ, વૃકસ્થલ, માકંદી, વારણાવત અને પાંચમું રહેવા જેવું કોઇ ગામ, એમ પાંચ ગામો અથવા નગરો અમને આપો, કે જેમાં અમે સાથે વાસ કરીએ; અને અમારે લીધે ભરતવંશીઓનો નાશ ન થાય.[૧૫,૧૬] મેં એટલુંજ માગ્યું છે,છતાં દુષ્ટાત્મા દુર્યોધન પોતાનેજ આખા રાજ્યનો ધણી માનીને તે ગામો આપવા પણ કબૂલ થતો નથી ! આનાથી અધિક દુઃખ શું હોય ?[૧૭]

મનુષ્ય કુલીન હોય, વૃદ્ધ હોય, તોપણ તે જો પારકા ધનનો લોભ કરે, તો તે લોભ તેની વિવેકી બુદ્ધિનો નાશ કરે છે; બુદ્ધિ નાશ પામતાં લજ્જા નાશ પામે છે, લજ્જા જતાં ધર્મનો નાશ થાય છે, ધર્મનો વિનાશ લક્ષ્મીનો નાશ કરે છે અને નિર્ધનતા પુરુષનો નાશ કરે છે; કારણકે નિર્ધનતા એ પુરુષનો નાશજ ગણાય છે.[૧૮,૧૯] હે કૃષ્ણ ! પક્ષીઓ જેમ પુષ્પફળરહિત વૃક્ષનો ત્યાગ કરી જાય છે, તેમજ જ્ઞાતિજનો, સ્નેહીઓ અને બ્રાહ્મણો નિર્ધન પુરુષનો ત્યાગ કરી જાય છે.[૨૦] હે તાત ! પ્રાણો જેમ શબ છોડી જાય છે, તેમ જ્ઞાતિજનો મારો પતિતની પેઠે ત્યાગ કરશે, એ મારૂં એક પ્રકારનું મરણજ ગણાશે.[૨૧] શંબર કહે છે કે, 'જે અવસ્થામાં આજનું અને બીજા પ્રભાતનું ભોજન જોવામાં આવતું નથી, એનાથી બીજી દુઃખદાયક અવસ્થા નથી.'[૨૨]વિચક્ષણ પુરુષો ધનનેજ મુખ્ય ધર્મ કહે છે; કારણકે ધનને આધારે સર્વ રહેલું છે. આ લોકમાં ધનવાનો ખરૂં જીવે છે અને નિર્ધન પુરુષો મરેલા છે, એમજ સમજવું.[૨૩] જેઓ પોતાના બળથી પુરુષને નિર્ધન કરી નાખે છે, તેઓ તે પુરુષનો ધર્મ, અર્થ તથા કામની સાથે નાશ કરે છે, એમ જાણવું.[૨૪] એવી નિર્ધન અવસ્થામાં આવીને કેટલાએક લોકો મરણ માગી લે છે; કેટલાએક ખરાબ ગામમાં જઇને વસે છે, કેટલાએક વનમાં ચાલ્યા જાય છે,કેટલાએક નાશને માટે નીકળી જાય છે;[૨૫]કેટલાએક ગાંડા થઈ જાય છે; કેટલાએક શત્રુઓના તાબામાં જઇ પડે છે અને કેટલાએક ધનને માટે બીજાના દાસ બની જાય છે ![૨૬] ધનનાશની આપત્તિ પુરુષને મરણ કરતાં

અધિક કષ્ટદાયક છે; કારણ કે ધન એજ ધર્મ તથા કામ સંપાદન કરવામાં નિમિત્ત છે.[૨૭] પુરુષનું જે સ્વાભાવિક મરણ થાય છે, તે અનાદિનો લોકમાર્ગજ છે,તે સર્વ પ્રાણીઓને સર્વત્ર પ્રાપ્ત થાય છે અને કોઈપણ તેનું ઉલ્લંઘન કરી શકતો નથી.[૨૮] હે કૃષ્ણ ! પુષ્કળ લક્ષ્મીવાન તથા સુખમાં ઉછરેલો પુરુષ, નિર્ધન થઇ જતાં જેવો દુઃખી થાય છે, તેવો જન્મથીજ નિર્ધન રહેલો પુરુષ દુઃખી થતો નથી.[૨૯] ધનવાન પુરુષ પોતાના અપરાધને લીધે મહાકષ્ટમાં પડી જાય છે, ત્યારે ઇંદ્રસહિત દેવોને દોષ દે છે; પરંતુ કોઇપણ રીતે પોતાને દોષ દેતો નથી.[૩૦] એવાના કષ્ટનો નાશ કરવા સર્વ શાસ્ત્રો પણ સમર્થ થતાં નથી. પછી તે દુઃખી પુરુષ સેવકોના ઉપર ક્રોધ કરે છે; સ્નેહીઓની ઈર્ષ્યા કરે છે;[૩૧] સર્વદા ક્રોધપરાયણ રહે છે અને કાર્ય—અકાર્યનું ભાન ગુમાવી દે છે. એવી રીતે મોહને અધીન થયેલો પુરુષ ક્રૂર કર્મ કરવા માંડે છે, પાપકર્મ કરવાથી સંકરતાને પોષે છે અને સંકરભાવ પામેલો (સેળભેળીઓ) નરકમાંજ જાય છે; કારકે સંકરતા એ પાપકર્મની પરાકાષ્ઠા છે.[૩૨,૩૩] હે કૃષ્ણ ! એવો પુરુષ જો વેળાસર જાગૃત ન થાય તો નરકમાંજ જાય છે.તેવા અવિદ્યાથી ઘેરાયલાને પ્રજ્ઞાવિવેકજ જાગૃતિ છે,પ્રજ્ઞાદૃષ્ટિવાળો પુરુષ અવિદ્યાને તરી જાય છે;[૩૪] કારણકે વિવેકનો ઉદય થતાં પુરુષ શાસ્ત્રોનુંજ અવલોકન કર્યા કરે છે અને શાસ્ત્રનિષ્ઠ થઇ પુનઃ ધર્મનું સેવન કરે છે. તે ધર્મનું ઉત્તમ અંગ, અકાર્ય કરવાથી અટવવારૂપ લજ્જા છે.[૩૫] લજ્જાશીલ પુરુષ પાપકર્મનો દ્વેષ કરે છે અને તેમ વર્તવાથી તેની લક્ષ્મી વૃદ્ધિ પામે છે. મનુષ્ય જ્યાંસુધી શ્રીમાન હોય છે, ત્યાંસુધી તે પુરુષ ગણાય છે.[૩૬] તે નિત્ય ધર્મપરાયણ રહે છે, તેનું અંતઃકરણ શાંત રહે છે, સર્વદા આવેલાં કાર્યને પાર પાડે છે, અધર્મમાં બુદ્ધિ કરતો નથી અને પાપમાં પડતો નથી.[૩૭] જેને અકાર્ય કરવાની લજ્જા નથી કિંવા વિવેક નથી, તે સ્ત્રીએ નથી તેમ પુરુષે નથી—અર્થાત તે સ્થાવર અથવા પશુના જેવો છે; તેને વૈદિક ધર્મનો અધિકાર નથી, કારણકે તે શૂદ્રના જેવોજ છે. લજ્જાશીલ પુરુષ દેવોનું, પિતૃઓનું અને પોતાનું પણ પરિપાલન કરે છે અને તેથી મુક્ત થાય છે; મુક્તિ એ પુણ્યકર્મની પરિસીમા છે.[૩૮,૩૯]

હે મધુસૂદન ! તમે આ સર્વ મારેવિષે પ્રત્યક્ષ જોયું છે. હું જે રીતે રાજ્યથી ભ્રષ્ટ થઇને આ કષ્ટસ્થિતિમાં રહું છું,[૪૦] તે રીતે જોતાં અમારે કોઇ પણ ન્યાયથી લક્ષ્મીનો ત્યાગ કરવો યોગ્ય નથી. પછી તે મેળવવા યત્ન કરતાં અમારો નાશ થશે, તે પણ ઠીક છે.[૪૧] હે માધવ ! તેમાં અમારો પ્રથમ પક્ષ એ છે કે, અમે અને કૌરવો સલાહ કરીને શાંતિથી રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કરીએ;[૪૨] અને બીજો પક્ષ એ છે કે, અમે કૌરવોને મારીને તે રાજ્યને મેળવીએ; પરંતુ એમાં નાશપૂર્વક ઉદય રહેલો હોવાથી એ પક્ષ ક્રૂર કર્મની પરમ અવધીજ ગણાય.[૪૩] હે કૃષ્ણ ! જેઓ સંબંધવિનાના હોય, અનાર્ય હોય અને શત્રુઓ હોય, તેઓનો પણ બનતાંસુધી વધ કરવો ન જોઇએ, તો પછી જેઓ સંબંધી, આર્ય અને અશત્રુ હોય, તેઓનો વધ તો કરાયજ કેમ ?[૪૪] જેઓ કૌરવ પક્ષના છે, તેઓ અમારા નજીકના સંબંધી, સહાયકો તથા ગુરુજનો છે, તેઓનો વધ કરવો એ મહાપાપ છે. યુદ્ધ કરવામાં કયું શુભ રહેલું છે ?[૪૫]

ક્ષત્રિયોનો ધર્મ એટલે સાક્ષાત્ પાપજ છે; પરંતુ અમે ક્ષત્રિયકુળમાં ઉત્પન્ન થયા છીએ, તેથી તે અમારો સ્વધર્મ હોય કે અધર્મ હોય, તોપણ અમારે માટે બીજી વૃત્તિ નિંદ્ય છે.[૪૬] શૂદ્ર સેવા કરે છે, વૈશ્યો વ્યાપારધંધો કરીને આજીવિકા કરે છે, બ્રાહ્મણોએ ભિક્ષાપાત્ર સ્વીકાર્યું છે અને અમે વધ કરીને જીવીએ છીએ.[૪૭] હે કૃષ્ણ ! ક્ષત્રિય, ક્ષત્રિયનો નાશ કરીને જીવે છે, માછલુ, માછલાંનો નાશ કરીને જીવે છે અને કૂતરો, કૂતરાનો નાશ કરીને જીવે છે ! આ કુલપરંપરાગત ધર્મ તો જુઓ ![૪૮]

હે કૃષ્ણ ! યુદ્ધમાં નિત્ય ક્લેશ રહેલો છે, તેમજ તેમાં પ્રાણોની પણ હાનિ થાય છે; માટે

હું નીતિરૂપ બળનોજ આશ્રય કરીને યુદ્ધ કરીશ. પ્રાણીઓનો જય અથવા પરાજય જેમ પોતાની ઇચ્છાપ્રમાણે થતો નથી, તેમ પ્રાણીઓનું જીવિત અથવા મરણ પણ પોતાની ઇચ્છાપ્રમાણે થતું નથી;તેમજ હે યદુશ્રેષ્ઠ! સમયવિના સુખ અથવા દુઃખ પણ મળતું નથી.[૪૯,૫૦] યુદ્ધમાં કોઇ વખત એક પુરુષ પણ ઘણાનો નાશ કરે છે, ઘણાઓ એકનો પણ નાશ કરે છે, કંગાળ શૂર પુરુષનો નાશ કરે છે અને અયશસ્વી, યશસ્વીનો નાશ કરે છે. એટલે એમાં કંઇ ઠેકાણું નથી;[૫૧] પરંતુ એ તો નક્કી છે કે, લઢનારા બન્નેનો જય અથવા બન્નેનો પરાજય થયો હોય એવું જોવામાં આવતું નથી; પણ ભયથી નાસી જવામાં દીનતા, મરણ અને દ્રવ્યાદિકનો નાશ તો જોવામાં આવે છેજ.[૫૨] યુદ્ધ એ સર્વથા પાપરૂપજ છે. યુદ્ધમાં બીજાને હણનારો કોણ હણાતો નથી? અને હે હૃષીકેશ! મરણ પામેલાને જય અથવા પરાજય સમાનજ છે.[૫૩] હે કૃષ્ણ! હું મરણ કરતાં પરાજય પામીને જીવવાને શ્રેષ્ઠ માનતો નથી. તેમ જેનો વિજય થાય છે,તેનો પણ પ્રિય મનુષ્યોના નાશને લીધે અવશ્ય પરાજયજ થયેલો ગણું છું.[૫૪] યુદ્ધમાં વિજયી પુરુષ પોતે બચી જાય છે; પરંતુ શત્રુઓ તેના વહાલા પુત્ર વગેરેનો નાશ કરે છે, એટલે હે કૃષ્ણ! જાતિબળથી રહિત થયેલા અને પુત્રોને તથા બંધુઓને ન જોતા તે વિજયી પુરુષને સર્વ રીતે જીવિત ઉપર કંટાળો આવી જાય છે. હે કૃષ્ણ! જેઓ ધીર, લજ્જાશીલ, સદ્વર્તનવાળા અને દયાળુ હોય છે, તેઓજ યુદ્ધમાં હણાય છે અને હલકા મનુષ્યો બચી જાય છે. હે જનાર્દન! વળી શત્રુઓને મારીને પણ નિત્ય પશ્ચાત્તાપ થાય છે અને વધનો દોષ પણ પરિણામે કષ્ટ આપનારો હોય છે. આટલું વેઠતાં છતાં શત્રુઓમાંથી અમુકભાગ બચી જાય છે અને તે બાકી રહેલો ભાગ બળવાન થઇને વૈરનો છેડો લાવવામાટે વિજય મેળવનારાનો સર્વરીતે વિનાશ કરવા યત્ન કરે છે તથા કોઇને પણ બચવા દેતો નથી. આ રીતે વિજયથી વૈર ઉત્પન્ન થાય છે અને પરાજય પામેલો નિત્ય દુઃખયુક્ત રહે છે.[૫૫-૫૯] જે મનુષ્ય જય તથા પરાજયની વાત છોડીને શાંત રહે છે, તે સુખે સૂએ છે; પરંતુ જે પુરુષને વૈર થયું છે, તે પુરુષ સર્પવાળા ઘરમાં રહેનારાની પેઠે ઉદ્વિગ્ન મનથી નિત્ય દુઃખમાં દિવસ ગુજારે છે.

જે મનુષ્ય શત્રુના સર્વનો નાશ કરે છે, તેનો યશ નાશ પામે છે[૬૦,૬૧] અને તે સર્વ પ્રાણીઓમાં કાયમની અપકીર્તિ સંપાદન કરે છે. એકવાર વૈર ઉત્પન્ન થયું એટલે તે લાંબો સમય જતાં પણ શાંત થતું નથી; કારણ કે શત્રુકુળમાં જો એકાદ પુરુષ પણ હયાત હોય છે, તો તેને પૂર્વ વૈરની વાત કહેનારા લોકો મળી આવે છે. આ ઉપરથી હે કેશવ! વૈરથી વૈરની કદી શાંતિ થતી નથી;[૬૨-૬૩] પરંતુ હે કૃષ્ણ! ઘી નાખવાથી અગ્નિ જેમ પ્રદીપ્ત થાય છે, તેમ વૈરથી વૈર અધિકાધિક વૃદ્ધિજ પામે છે અને છિદ્ર જોનારાને અવશ્ય છિદ્ર જડી આવે છે; માટે છેવટે પોતાનો અથવા શત્રુનો પૂરો વિનાશ થયાવિના શાંતિ થતી નથી. છિદ્ર શોધનારાઓને માટે આ વિનાશરૂપી દોષ નિત્યજ છે. જેને પુરુષાર્થનું અભિમાન છે, તેને હૃદયમાં પીડા કરનાર બળવાન વૈરરૂપી મનોવ્યથા રહે છે. તે મનોવ્યથાનો ત્યાગ કરવાથી શાંતિ થાય છે અથવા મરણથી શાંતિ થાય છે;[૬૪,૬૫] અથવા તો હે મધુસૂદન! શત્રુઓનો સમૂળ નાશ કરવાથી નિષ્કંટક ઝળહળતી રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થાય છે, પરંતુ કોઇનો સમૂળ ઉચ્છેદ કરવો એ મહાક્રૂર કર્મ કર્યું ગણાય નહિ કે? ગણાયજ.[૬૬]

હવે રાજ્યનો ત્યાગ કરવાથી જે શાંતિ થાય, તે શાંતિ પણ રાજ્ય છોડવાથી મરણરૂપજ ગણાય; કારણ કે એક તો તેમાં શત્રુઓના તરફથી પ્રહાર થવાનો સંશય રહે છે અને બીજો લક્ષ્મીવિના પોતાના વિનાશનો સંભવ રહે છે;[૬૭] માટે અમે રાજ્યનો ત્યાગ કરવા ઇચ્છતા નથી, તેમ કુળનો ક્ષય કરવા પણ ઇચ્છતા નથી, તેથી એ સંબંધમાં નમી પડીને પોતાનો ભાગ મેળવવાથીજે શાંતિ થાય તેજ અધિક શ્રેષ્ઠ છે.[૬૮]

યુદ્ધનો પ્રસંગ ન આવે એવી ઇચ્છાથી આપણે સામ, દાન તથા ભેદથી રાજ્યને માટે યત્ન કરીશું, છતાં જો તે સામાદિ ઉપાયને શત્રુઓ તોડી પાડશે, તો યુદ્ધ કરવું એ નક્કીજ છે, પછી પરાક્રમ કર્યાવિના પડી રહેવું યોગ્ય નથી.૬૯ સામાદિ ઉપાયને શત્રુઓ તોડી પાડે છે એટલે દારુણ યુદ્ધપ્રસંગ ચાલુ થાય છે અને તેમાં કૂતરાની લડાઇનાં લક્ષણો પંડિતોના જોવામાં આવે છે.૬૯,૭૦ ધ્વજાઓ ફરકાવવી એજ પૂછડીઓ હલાવવી, પરસ્પરનાં છિદ્રો ખોળવાં એજ ધ્વનિની કુટિલતા, પરસ્પરની નિંદા અને આત્મશ્લાઘા એજ સામસામો ઘુરકાટ, આસન વાળવું એજ પૃથ્વીપર લોટવું અને સિંહનાદ કરવો એજ દાંત દેખાડીને ભસવું, એ પ્રમાણે યુદ્ધ પહેલાં કૂતરાંની લડાઇનાં સર્વ લક્ષણ થયા પછી યુદ્ધ ચાલુ થાય છે.૭૧ હે કૃષ્ણ ! યુદ્ધમાં પણ જે બળવાન કૂતરો હોય છે, તે બીજાને જિતીને તેનું માંસ ખાય છે, તેમજ મનુષ્યોમાં પણ બને છે, તેમાં જરાએ ફરક પડતો નથી;૭૨ માટે બળવાને દુર્બળના તરફ લક્ષ્યજ આપવું નહિ, એ સર્વથા યોગ્ય માર્ગ છે; પરંતુ અનાદર કરવાથી રાજ્યની પ્રાપ્તિ થતી નથી, યુદ્ધ કરવાથી કુળનો ક્ષય થાય છે અને નમીપડવાથી દુર્બળતા પ્રસિદ્ધ થાય છે.૭૩ હે જનાર્દન ! ધૃતરાષ્ટ્ર અમારા પિતા છે, રાજા છે અને વૃદ્ધ છે, એટલે સર્વથા માનપાત્ર છે, માટે અમારે તેમને માન આપવું જોઇએ અને પૂજવા જોઇએ;૭૪ પરંતુ હે માધવ ! ધૃતરાષ્ટ્રને અતિશય પુત્રપ્રેમ છે, તેથી પુત્રને વશ થયેલા તે, આપણા નમનને સ્વીકારશે નહિ.૭૫ હે કૃષ્ણ ! એ સંબંધમાં હવે પછી શું કરવું યોગ્ય માનો છો? હે માધવ! અમે અર્થથી તથા ધર્મથી કેવી રીતે ભ્રષ્ટ થઇએ નહિ?૭૬ હે મધુસૂદન ! હે પુરુષોત્તમ ! આવી અત્યંત વિપત્તિમાં મારે તમારાવિના બીજા કોને પૂછવું ?"૭૭ હે કૃષ્ણ ! તમે અમારા પ્રિય છો, હિતેચ્છુ છો અને સર્વ કર્મનાં પરિણામને જાણનારા છો. અમારે તમારા જેવો સર્વ નિશ્ચયને જાણનારો સ્નેહી બીજો કોણ છે ?"૭૮

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું, એટલે શ્રીકૃષ્ણ ધર્મરાજાપ્રત્યે બોલ્યા કેઃ–" હું તમારા બંનેના કલ્યાણને માટે કૌરવોની સભામાં જઈશ.૭૯ તમારા લાભને નુકસાન પહોંચાડયાવિના જો હું ત્યાં સલાહ કરાવી શકું તો હે રાજા ! મેં મહાફળવાળું ઘણું મોટું પુણ્ય કરેલું ગણાય;૮૦ કારણ કે હું ક્રોધે ભરાયલા કૌરવોને, સંજયોને, પાંડવોને, ધૃતરાષ્ટ્રના પુત્રોને અને આખી પૃથ્વીને પણ મૃત્યુના પાશથી મુક્ત કરી શકું."૮૧

યુધિષ્ઠિરે કહ્યું:–" હે કૃષ્ણ ! તમે કૌરવોની પાસે જાઓ, એ મને ઠીક લાગતું નથી; કારણ કે તમે બહુ સારી વાત કહેશો, તોપણ દુર્યોધન તમારાં વચનને માન આપશે નહિ.૮૨ વળી હે કૃષ્ણ ! દુર્યોધનને અધીન રહેલા પૃથ્વીના ક્ષત્રિયો એકઠા મળ્યા છે, તેઓની વચ્ચે તમે જાઓ તે હું પસંદ કરતો નથી.૮૩ હે માધવ ! તમને કષ્ટમાં નાખીને, અમને દ્રવ્ય, દેવપણું અથવા સર્વ દેવોનું ઐશ્વર્ય મળે, તોપણ તે પસંદ પડે નહિ, ત્યારે કેવળ સુખ તો ક્યાંથીજ પસંદ પડે ? "૮૪

શ્રીભગવાન બોલ્યા:–" હે મહારાજ ! હું દુર્યોધનની પાપવૃત્તિ જાણું છું; પરંતુ મારા જવાથી આપણે સર્વ લોકમાં રાજાઓની પાસે નિર્દોષ ઠરીશું.૮૫ વળી તમારે ચિંતા પણ કરવી નહિ, કારણ કે હું સંગ્રામમાં કોપાયમાન થયો એટલે મારી આગળ સર્વ રાજાઓ એકઠા મળીને પણ, સિંહની આગળ મૃગલાંઓનીપેઠે ઉભા રહેવા પણ સમર્થ થશે નહિ.૮૬ કદાચ તેઓ ત્યાં મારાપ્રત્યે લેશમાત્ર પણ અયોગ્ય વર્તન ચલાવશે, તો હું તેજ સમયે સર્વ કૌરવોને બાળી નાખીશ, આવો મેં ઠરાવ કરી રાખ્યો છે.૮૭ હે પાર્થ ! મારૂં ત્યાંનું પ્રયાણ કદી નિરર્થક થવાનું નથી; કારણ કે આપણી અર્થસિદ્ધિ કદાચ થાય કે ન થાય તો લોકમાં, યુદ્ધ આપણે ઉઠાવ્યું એ જાતનો અપવાદ તો દૂર થશેજ."૮૮

યુધિષ્ઠિર બોલ્યા:–" હે કૃષ્ણ ! તમને જેમ રુચે તેમ કરો. તમે સુખેથી કૌરવોની

પાસે જાઓ. તમને કાર્ય કરીને, ક્ષેમકુશળ પાછા આવેલા હું જોઉં એજ મારી ઇચ્છા છે.[૮૯] હે વિષ્વક્સેન! હે પ્રભો! તમે ભરતવંશીઓને શાંત પાડવામાટે કૌરવોની પાસે જઈને તેઓને એવું કહો કે, જે રીતે અમે સર્વે નિર્મળ મનથી આનંદમાં સાથે વાસ કરીએ.[૯૦] તમે અમારા બંધુ છો, અર્જુનના મિત્ર છો, મારા પ્રીતિપાત્ર છો અને તમારા સદ્ભાવમાં શંકાને સ્થાન નથી, માટે તમે અમારૂં કલ્યાણ કરવા ખુશીથી કૌરવોની પાસે જાઓ.[૯૧] હે કૃષ્ણ! તમે અમને જાણો છો કૌરવોને જાણો છો, સર્વ વિષયોને જાણો છો, અને કેવું બોલવું તે પણ જાણો છો, માટે તમારે અમારૂં જે જે હિત હોય, તે તે દુર્યોધનને કહેવું.[૯૨] હે કેશવ! જો સીધી સલાહ ન થાય અને અમે અર્ધા રાજ્યના ધણી છીએ છતાં અધર્મથી અમને પાંચ ગામ આપીને તેઓ સલાહ કરવા ઈચ્છતા હોય અથવા ફરી દ્યૂત રમીને રાજ્ય આપવા ઇચ્છતા હોય તો તેમ પણ અમારા હિતનું જે જે કહેવું યોગ્ય લાગે, તે તે તમે ત્યાં કહેજો."[૯૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "યુધિષ્ઠિરકૃત કૃષ્ણપ્રેરણા" એ વિષયનો અધ્યાય ૭૨ મો સમાપ્ત.

# અધ્યાય ૭૩ મો

## શ્રીકૃષ્ણનું ભાષણ

॥ શ્રીભગવાનુવાચ ॥

**संजयस्य श्रुतं वाक्यं भवतश्च श्रुतं मया ।**
**सर्वं जानाम्यभिप्रायं तेषां च भवतश्च यः ॥१॥**

શ્રીભગવાન બોલ્યાઃ—"હે રાજા! મેં સંજયનું કહેવું અને તમારૂં કહેવું પણ સાંભળ્યું છે તથા તમારો અને તેઓનો જે અભિપ્રાય છે, તે સર્વ પણ હું જાણું છું.[૧] તમારી બુદ્ધિ ધર્મનો આશ્રય કરીને રહેલી છે અને તેઓની બુદ્ધિ વૈરનો આશ્રય કરીને રહેલી છે. યુદ્ધ કર્યાવિના થોડું મળે તેને તમે ઘણું માનવા તત્પર છો;[૨] પરંતુ હે રાજા! સર્વ આશ્રમીઓ કહે છે કે, ક્ષત્રિયે જીવતાંસુધી બ્રહ્મચર્ય પાળવું નહિ તેમ સંન્યાસી થઇને ભિક્ષાથી નિર્વાહ કરવો નહિ."[૩] ક્ષત્રિયને માટે સંગ્રામમાં જય અથવા વધ; એજ વિધાતાએ સનાતન સ્વધર્મ કહેલો છે. દીનની પેઠે યાચના કરવી એ ક્ષત્રિયનો ધર્મ નથી.[૪] હે યુધિષ્ઠિર! દીનતાનો આશ્રય કરીને જીવિકા ચલાવવી યોગ્ય નથી; માટે હે મહાબાહો! હે શત્રુતાપન! પરાક્રમ કરો અને શત્રુઓનો સંહાર વાળો.[૫] હે પરંતપ! ધૃતરાષ્ટ્રના પુત્રો મહાલોભી છે, તેઓએ બીજાઓની સાથે સ્નેહ કર્યો છે, મિત્રો કર્યા છે, સેના તૈયાર કરી છે અને તેઓ લાંબો સમય બીજા રાજાઓની સાથે રહ્યા છે.[૬] તેથી હે રાજા! હવે તમારી સાથે સલાહ કરે તેવો ઉપાય રહ્યો નથી. વળી તેઓ ભીષ્મ, દ્રોણ, કૃપ વગેરેથી પોતાને બળવાન માને છે,[૭] માટે હે શત્રુદમન રાજા! તમે જ્યાંસુધી તેઓની સાથે કોમળતાથી વર્તશો, ત્યાંસુધી તેઓ તમારૂં રાજ્ય પાછું આપશે નહિ.[૮] હે શત્રુદમન! ધૃતરાષ્ટ્રના પુત્રો તમારા ઉપર કૃપાથી અથવા પોતાની દીનતાથી કે ધર્મ તથા અર્થના કારણથી તમારો મનોરથ પૂર્ણ કરવા તૈયાર થશે નહિ.[૯] હે પાંડુપુત્ર! તમને કાપીન ધારણ કરાવીને તથા દુષ્કર વનવાસ વગેરે કષ્ટ આપીને પણ કૌરવોએ પશ્ચાત્તાપ કર્યો ન હતો એજ તમારે સલાહ ન થવાનું એક ઉદાહરણ છે.[૧૦] હે રાજા! તમે દાની, શાંત, જિતેંદ્રિય, ધર્મશીલ તથા આચારપરાયણ હોવા છતાં તમને જેણે ભીષ્મ પિતામહ, દ્રોણ, બુદ્ધિમાન વિદુર, બ્રાહ્મણો, સાધુપુરુષો રાજાધૃતરાષ્ટ્ર, નગરજનો અને મુખ્ય મુખ્ય કૌરવોની સમક્ષ દ્યૂતમાં કપટથી છેતર્યા હતા અને જે ક્રૂર પુરુષ પોતાના નીચ કર્મને માટે શરમાયો પણ નહતો, તેવા દુષ્ટસ્વભાવવાળા તથા દુષ્ટ આચારવાળાના ઉપર તમે પ્રેમ લાવશો નહિ. હે ભરતવંશી રાજા! તેઓ તો સર્વ લોકોને હાથે મરવા જેવા છે, પછી તમારે મારવા યોગ્ય હોય એમાં કહેવુંજ શું?[૧૧–૧૪] તમે સ્મરણ કરો કે, દ્યૂતસભામાં દુર્યોધન હર્ષ-

માં આવી જઈ,ભાઈઓની સાથે પોતાની બડાઇ હાંકતો અને તમારા નાના ભાઈઓની સાથે તમને અયોગ્ય વાણીથી દુઃખ ઉપજાવતો બોલ્યો હતો કે, હવે પાંડવોનું પોતાનું અહીં કંઈપણ રહ્યું નથી. રે! તેઓનાં નામ તથા ગોત્ર પણ બાકી રહેશે નહિ. લાંબાકાળના વનવાસથી તેઓ જીર્ણ થઈ જશે અને મારી આગળ નાશ પામેલા શૌર્યાદિ સ્વભાવવાળા તેઓ છેવટે મૃત્યુના મુખમાં જઈ પડશે ! વળી દ્યૂતક્રીડા ચાલતી હતી તે વખતે અત્યંત દુષ્ટ અંતઃકરણ-વાળા પાપી દુઃશાસને, રડતી દ્રૌપદીને અનાથ-ની પેઠે ચોટલો પકડી, રાજસભામાં ખેંચી આણી હતી અને ભીષ્મ તથા દ્રોણ વગેરેની આગળ તેને 'તું ગૌ છે,'અર્થાત ગાયનીપેઠે સર્વ કોઇએ ભોગવવા યોગ્ય છે; એમ વારંવાર કહ્યું હતું.[૧૫-૧૯] તે વખતે ભયંકર પરાક્રમવાળા સર્વ ભાઈઓને તમે વારી રાખ્યા હતા અને તેથી ધર્મપાશવડે બંધાયલા તેઓ કંઇપણ કરી શકયા ન હતા.[૨૦] તમે વનમાં ગયા તેપછી પણ દુર્યોધન, આ અને બીજી કઠોર વાણી બોલી સંબંધીઓની વચ્ચે પોતાની બડાઈ હાં-કવા લાગ્યો.[૨૧] તે સમયે જેઓ સભામાં એકઠા મળ્યા હતા, તેઓ તમને નિરપરાધી જોઇને, ગળગળા કંઠે રુદન કરતા બેસી રહ્યા હતા.[૨૨] રાજાઓ તથા બ્રાહ્મણો એને અભિનંદન આપતા ન હતા અને સર્વે સભાસદો ત્યાં દુર્યોધનને નિં-દતા હતા.[૨૩] હે શત્રુહંતા રાજા! કુલીન પુરુષમાટે નિંદા અને વધ એ બેમાંથી વધ શ્રેષ્ઠ ગણાય છે; પરંતુ જીવિતને ધૂળ કરનારી નિંદા ઠીક ગ-ણાતી નથી.[૨૪] હે મહારાજ ! જે વખતે પૃથ્વી-ના સર્વ રાજાઓએ તે નિર્લજ્જની નિંદા કરી, તે વખતેજ તેનો નાશ થયો એમ જાણો.[૨૫] જે મનુષ્યનું આવું દુષ્ટ ચરિત્ર છે, તેનો વધ, ગોળ ચોતરાને આધારેજ ઉભા રહેલા પણ ઉખડી ગયેલાં મૂળીઆંવાળા ઝાડની પેઠે સહેજમાં કરી શકાય છે.[૨૬] દુર્બુદ્ધિવાળો નીચ પુરુષ સ-ર્પની પેઠે સર્વ લોકને હાથે વધ પામવા યોગ્ય ગણાય છે; માટે હે શત્રુહંતા રાજા ! તમે પણ દુર્યોધનનો નાશ કરો, વિચાર કરશો નહિ.[૨૭] હે નિષ્પાપ ! તમે પિતા ધૃતરાષ્ટ્રને અને પિતા-મહ ભીષ્મને નમીને ચાલો એ વાત તમને સર્વથા યોગ્ય છે તથા મને પણ તે રુચે છે.[૨૮] હે રાજા ! જે લોકોને દુર્યોધનની દુષ્ટતાના સં-બંધમાં બે મત છે,તે સર્વ લોકોના સંશયને હું ત્યાં જઇને ઉડાવી દઈશ.[૨૯] વળી ત્યાં હું રાજા-ઓની વચ્ચે તમારા સર્વ પુરુષોમાં યોગ્ય ગુણોનું વર્ણન કરીશ અને દુર્યોધનના સર્વ દોષને ઉ-ઘાડા પાડીશ.[૩૦] હું ત્યાં ધર્મયુક્ત, અર્થયુક્ત તથા હિતકારક વચન કહીશ, તે સાંભળીને જૂદા જૂદા દેશના સર્વ રાજાઓ, તમને ધર્માત્મા તથા સત્યવચની જાણશે અને દુર્યોધનને લોભ-થી વર્તનારો જાણશે.[૩૧,૩૨] વળી હું ચારે વર્ણના વૃદ્ધો, બાળકો, નગરવાસીઓ તથા દેશ-વાસીઓ જ્યાં એકઠા થશે, ત્યાં તેઓની આગળ પણ દુર્યોધનની નિંદા કરીશ.[૩૩] તમે તો સલા-હની માગણી કરનારા છો, એટલે ત્યાં તમારો કોઈ દોષ કાઢશે નહિ; પરંતુ રાજાઓ કૌરવોની તથા ધૃતરાષ્ટ્રની નિંદા કરશે[૩૪] અને લોકો દુર્યો-ધનનો ત્યાગ કરશે,એટલે તે મુઓજ સમજો. હે રાજા! એ પ્રમાણે દુર્યોધન મરણતોલ થયા પછી અમુક કરવા જેવું બીજું કયું કામ બાકી રહે-શે ?[૩૫] એ રીતે હું સર્વ કૌરવોની પાસે જઈ તમારા હિતને હાનિ ન પહોંચે તે પ્રમાણે સલા-હને માટે યત્ન કરીશ, બીજી તરફથી કૌરવોની હીલચાલ જાણી લઈશ તથા યુદ્ધસંબંધી તે-યારીઓ પણ જોઈ લઇશ. એ કાર્ય કરીને હે ભા-રત ! હું તમારા વિજયમાટે પાછો ફરીશ.[૩૬,૩૭]

હું તો શત્રુઓની સાથે સલાહ ન થતાં સર્વથા યુદ્ધ થવાનીજ આશા રાખું છું; કારણ કે મને તેવાં સર્વ નિમિત્તો પ્રકટ થતાં જણાય છે.[૩૮] સા-યંકાળે પશુઓ અને પક્ષીઓ ભયંકર શબ્દો કરે છે; હાથી, ઘોડા વગેરે મુખ્ય પશુઓનાં ભયંકર રૂપો જણાય છે અને અગ્નિ પણ ઉગ્ર રૂપવાળા અનેક રંગો ધારણ કરે છે.[૩૯] મનુષ્યલોકનો ક્ષય કરનારો મહાભયંકર કાળ જો અહીં સમી-પમાં આવી પહોંચ્યો ન હોય,તો આવાં ચિહ્નો

થાય નહિ; માટે યુદ્ધ થવાનુંજ એમ સમજીને શસ્ત્રો, તોપો, બખ્તરો, રથો, હાથીઓ અને ઘોડાઓને સજ્જ કરો, તમારા સર્વ યોદ્ધાઓ યુદ્ધને માટે દૃઢ નિશ્ચય ઉપર આવો અને તેઓ પોતપોતાના હાથી, ઘોડાઓ તથા રથોમાં સાવધાન થઈ જાઓ. હે નરેંદ્ર! તમારે યુદ્ધ સંબંધી જે સામગ્રી મેળવવી હોય તે સર્વ મેળવીને તૈયાર રાખો.[૪૦,૪૧] હે પાંડવશ્રેષ્ઠ રાજા! તમારૂં પૂર્વે સમૃદ્ધિવાળું જે રાજ્ય દુર્યોધને દ્યૂતમાં હરી લીધું છે, તે રાજ્ય દુર્યોધન જીવતો રહીને તમને હમણાં કોઈરીતે પાછું આપશે નહિ, એ ખાત્રી રાખો."[૪૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "કૃષ્ણ વાક્ય" એ વિષયનો અધ્યાય ૭૩ મો સમાપ્ત.

## અધ્યાય ૭૪ મો

### ભીમનું સુલેહ તરફ વલણ

॥ भीम उवाच ॥

**यथा यथैव शांतिः स्यात्कुरूणां मधुसूदन ।**
**तथा तथैव भाषेथा मा स्म युद्धेन भीषयेः॥१॥**

ભીમે કહ્યું:-"હે મધુસૂદન! કૌરવોમાં જે જે રીતે શાંતિ થાય તે તે રીતેજ તમે ત્યાં બોલજો; તેઓને યુદ્ધનું નામ આપી ડરાવશો નહિ.[૧] દુર્યોધન અસહનશીલ, ક્રોધી, કલ્યાણનો દ્વેષી અને ગર્વિષ્ઠ છે; માટે તમારે તેને ઉગ્રવચન કહેવાં નહિ; પરંતુ તેની સાથે સમજાવીનેજ કામ લેવું.[૨] દુર્યોધન સ્વાભાવિક રીતેજ પાપી બુદ્ધિવાળો છે, ચોરના જેવા ચિત્તવાળો છે, ઐશ્વર્યના મદથી છકી ગયેલો છે, પાંડવોની સાથે વૈર બાંધી બેઠો છે,[૩] ટુંકી દૃષ્ટિનો છે, કઠોર વાણીવાળો છે, નિંદક છે, ક્રૂર પરાક્રમવાળો છે, લાંબા ક્રોધવાળો છે, ઉપદેશને માટે અયોગ્ય છે, પાપાત્મા છે, કપટપ્રિય છે,[૪] મરે પણ નમે નહિ તેવો છે અને મતીલો છે. હે કૃષ્ણ! તેવાની સાથે સલાહ કરવી મહા કઠીન છે, એમ હું માનું છું.[૫] તે હિતેચ્છુઓથી વિરુદ્ધ ચાલે છે, તેણે ધર્મનો ત્યાગ કર્યો છે, તેને અસત્ય પ્રિય છે, તે હિતેચ્છુઓનાં વચનને તોડી પાડીને તેઓનાં મન દુભાવે છે[૬] તેમજ જ્યારે પોતાના દુષ્ટ સ્વભાવને લીધે ક્રોધને અધીન થાય છે,ત્યારે તે ઘાસથી ઢંકાયલા સર્પની પેઠે સહજમાં પાપ કરી બેસે છે.[૭] તે દુર્યોધનનું સૈન્ય કેટલું છે, ચારિત્ર્ય કેવું છે, તેનો સ્વભાવ કેવો છે, તેનું બળ કેવું છે તથા પરાક્રમ કેવું છે, એ સર્વ તમે સારીરીતે જાણો છો.[૮] પૂર્વે કૌરવો અને અમે પુત્રોની સાથે પ્રસન્ન રહેતા હતા અને ઇંદ્ર વગેરે દેવોની પેઠે બાંધવોની સાથે આનંદમાં દિવસો ગાળતા હતા;[૯] પરંતુ હે મધુસૂદન! હવે ઉનાળામાં અગ્નિથી જેમ વનો બળી જાય, તેમ દુર્યોધનના ક્રોધથી ભરતવંશીઓ બળી જશે.

હે મધુસૂદન! આ અઢાર રાજાઓ પ્રખ્યાત છે, કે જેઓએ સગોત્રીઓનો, મિત્રોનો અને સાળા, સસરા વગેરે બાંધવોનો સંહાર વાળ્યો હતો.[૧૧] જ્યારે ધર્મનો અંતકાળ પ્રાપ્ત થયો, ત્યારે જેમ તેજવડે પ્રજ્વલિત તથા સમૃદ્ધિયુક્ત અસુરોના વંશમાં કલિ પુરુષ ઉત્પન્ન થયો; તેમ આ રાજાઓ ઉત્પન્ન થયા હતા. હૈહયોના વંશમાં મુદાવર્ત, નીપોના વંશમાં જનમેજય, તાલજંઘોના વંશમાં બહુલ, કૃમિઓના વંશમાં ઉદ્ધત તથા વસુ,સુવીરોમાં અજબિંદુ, સુરાષ્ટ્રોમાં રુષર્દ્ધિક,બલીહોમાં અર્કજ, ચીનાઓમાં ધૌતમૂલક, વિદેહોમાં હયગ્રીવ, મહાજસોમાં વરયુ, સુંદરવંશીઓમાં બાહુ, દીપ્તાક્ષોમાં પુરૂરવા,ચેદિમત્સોમાં સહજ, પ્રવીરોમાં વૃષધ્વજ, ચંદ્રવત્સોમાં ધારણ, મુકુટોના વંશમાં વિગાહન અને નંદિવેગોના વંશમાં શમ થયો હતો. હે કૃષ્ણ! આ કુળને કલંક લગાડનારા મહાનીચ પુરુષો, પ્રલયસમયે રાજકુળોમાં ઉત્પન્ન થયા હતા.[૧૨-૧૭] હમણાં પણ આ દ્વાપર યુગના અંતમાં કાળની પ્રેરણાથી અમારા કુરુકુળમાં આ પાપી પુરુષ નીચ દુર્યોધન કુલાંગાર તે નીપજ્યો ન હોય! મને તો એમજ લાગે છે.[૧૮] માટે હે ઉગ્ર પરાક્રમી કૃષ્ણ! તમે ત્યાં ઉગ્ર ભાષણ કરશો નહિ, પણ ધર્મ તથા અર્થથી

યુક્ત અને હિતકારક કોમળ વચન, લગભગ તેનાં ચિત્તને અનુસરીને ધીરેથી બોલજો.[૧૯] હે કૃષ્ણ! અમે સર્વે દુર્યોધનના હાથનીચે રહીશું અને નમ્ર થઇને તેની પાછળ ચાલીશું; પરંતુ અમારા ભરતકુળમાં ઉત્પન્ન થયેલાઓનો નાશ થવો ન જોઈએ.[૨૦] હે વાસુદેવ! અમે કૌરવોની સાથે ત્રાહિતની પેઠે મધ્યસ્થ રીતે પ્રીતિથી રહીએ તેમ તમે કરજો, કે જેથી કૌરવોને કુળક્ષયનો દોષ લાગે નહિ.[૨૧] હે કૃષ્ણ! તમારે વૃદ્ધ પિતામહ ભીષ્મને તથા બીજા સભાસદોને કહેવું કે, ભાઇઓમાં ઉત્તમ ભ્રાતૃભાવ થાય અને દુર્યોધન શાંત થાય તેમ તમે કરો.[૨૨] હું એ પ્રમાણે કહું છું, રાજા યુધિષ્ઠિર સલાહને વખાણે છે અને અર્જુન દયાળુ હોવાથી યુદ્ધની ઇચ્છા પણ રાખતો નથી."[૨૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ભીમવાક્ય" એ વિષયનો અધ્યાય ૭૪ મો સમાપ્ત.

## અધ્યાય ૭૫ મો
### શ્રીકૃષ્ણનાં ભીમને ઉત્તેજન આપનારાં વાક્યો

**॥ वैशंपायन उवाच ॥**

**एतच्छ्रुत्वा महाबाहुः केशवः प्रहसन्निव ।**
**अभूतपूर्वं भीमस्य मार्दवोपहितं वचः ॥१॥**

વૈશંપાયને કહ્યું:-પૂર્વે કદી નહિ સાંભળેલું એવું ભીમનું એ કોમળતાભરેલું ભાષણ સાંભળીને, બળરામના નાનાભાઈ, શાર્ઙ્ગ નામના ધનુષને ધારણ કરનારા, મહાબાહુ કૃષ્ણ હસવા લાગ્યા અને એ ભાષણને પર્વતના વજનમાં હલકાપણાના જેવું તથા અગ્નિમાં શીતળતાના જેવું માનીને, તે વખતે વાયુ જેમ અગ્નિને પ્રદીપ્ત કરે તેમ શ્રીકૃષ્ણ,કૃપાથી વ્યાપ્ત થઇ બેઠેલા ભીમને વાણીવડે ઉત્તેજિત કરતા કહેવા લાગ્યા.[૧-૩]

શ્રીભગવાને કહ્યું:-" હે ભીમસેન! તું આઠે દિવસે તો વધને અભિનંદન આપનારા ક્રૂર ધૃતરાષ્ટ્રના પુત્રોને કચરી નાખવાની ઇચ્છાથી યુદ્ધનીજ પ્રશંસા કર્યા કરે છે.[૪] હે શત્રુતાપન! તું એના એ વિચારમાં ઉંઘતો નથી, ઉજાગરા કર્યા કરે છે, ઉંધો પડી રહે છે અને સર્વદા ભયંકર ક્રોધથી ભરેલી ઉગ્ર વાણી બોલ્યા કરે છે.[૫] હે ભીમ! તું પોતાના અગ્નિ જેવા ક્રોધથી તપી જઇને તથા મનમાં ઉકળાટ લાવીને ધૂમાડાવાળા અગ્નિની પેઠે નિસાસા નાખ્યા કરે છે;[૬] ભારથી પીડાયલા કોઈ દુર્બળ મનુષ્યની પેઠે એકાંતમાં જઇ નિઃશ્વાસ નાખતો પડી રહે છે અને આ વાતને ન જાણનારા કેટલાક લોકો તો તને ગાંડો થઇ ગયેલો માને છે.[૭] હે ભીમ! તું વૃક્ષોને મૂળમાંથી ઉપાડી નાખી તેના ચૂરા કરી દોડતા હાથીની પેઠે પૃથ્વીને પગના આઘાતથી ધમધમાવતો અને ગર્જના કરતો ચોતરફ દોડયા કરે છે![૮] હે પાંડુપુત્ર! તું આ સ્થાનમાં કોઈપણ મનુષ્યની સાથે રમતગમતમાં ભાગ લેતો નથી અને રાત્રે તથા દિવસે કોઇપણ વખત કોઇને અભિનંદન આપતો નથી, પણ એકાંતમાંજ સમય ગાળ્યા કરે છે.[૯] અકસ્માત્ હાસ્ય કરે છે, એકાંતમાં રડવા જેવો થઇ જાય છે, કોઇ વખતે બે ઢીંચણમાં માથું ઘાલી, આંખ મીંચીને લાંબા સમયસુધી જડની પેઠે બેસી રહે છે;[૧૦] વળી તરંગ આવતાં ભ્રુકુટી ચઢાવે છે તથા દાંતથી હોઠ કરડતો જણાય છે-આવું વારંવાર જોવામાં આવે છે. હે ભીમ! તે સર્વ ક્રોધને લીધેજ થાય છે.[૧૧] હે પરંતપ! તું ભાઇઓની વચ્ચે ગદાનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞા કરતો હતો કે, 'જેમ કિરણવાળો સૂર્ય તેજનો વિસ્તાર કરતો પૂર્વમાં ઉદય પામે છે અને પશ્ચિમમાં અસ્ત પામી મેરુની પુનઃ પુનઃ પ્રદક્ષિણા કરે છે, એમાં ફેરફાર પડતો નથી, તેમ હું સત્ય કહું છું કે, ક્રોધી દુર્યોધનનો મેળાપ થતાં તેને હું ગદાથી ઠાર કરીશ, એમાં ફેરફાર થશે નહિ.' આવું બોલનારો તું જે તેની બુદ્ધિ આજે સલાહ તરફ કેમ વળી છે?[૧૨-૧૪] અહો, હે ભીમ! તને ભય લાગ્યો એ ઉપરથી, યુદ્ધની ઇચ્છા રાખનારા પુરુષોનાં ચિત્તો યુદ્ધકાળ આવતાં ફરી જાય છે એમજ કહેવું પડશે.[૧૫] હે પાર્થ! તું શું

જાગૃતિમાં અને સ્વપ્નમાં વિપરીત નિમિત્તો જુએ છે અને તેથી સલાહ કરવાની ઈચ્છા રાખે છે ?[૧૬] નપુંસક જેમ પોતાનેવિષે પુરુષાતન જોતો નથી, તેમ તું પોતાને વિષે લેશમાત્ર પુરુષાર્થની આશા રાખતો નથી શું ? તું મોહથી વ્યાપ્ત થઈ ગયો છે અને તેથી તારૂં મન વિકાર પામી ગયું છે.[૧૭] તારૂં હૃદય કંપે છે, મન ખિન્ન થઇ જાય છે અને તારી સાથળો ઝલાઇ ગઈ છે, તેથી તું શાંતિની ઇચ્છા કરે છે કે ?[૧૮] હે કુંતીપુત્ર ! શીમળાના ઝાડની ડોડી જેમ વાયુના વેગથી ચંચળ રહે છે, તેમ ખરેખર મનુષ્યનું ચિત્ત ચંચળ છે, તે એક ઠરાવપર રહેતું નથી.[૧૯] ગાયની મનુષ્યના જેવી વાણી જેમ વિકારવાળી ગણાય છે, તેમ આ તારી બુદ્ધિ જણાઇ છે અને તે નૌકારહિત પુરુષોની પેઠે પાંડવોનાં મનને નિરાશાના સમુદ્રમાં ડૂબાડે છે.[૨૦] હે ભીમસેન ! તું, જે તને ન છાજે તેવું બોલે છે, એ મને પર્વતના ચાલવા જેવું મહા આશ્ચર્યકારક લાગે છે.[૨૧] હે ભરતવંશી ભીમ ! તું તારા ઉત્તમ કુળમાં થયેલા જન્મ તરફ અને તારાં પોતાનાં કર્મો તરફ દૃષ્ટિ કર અને ઉઠ ! હે વીર ! ખેદ ન કરતાં સ્થિર થઇ જા ![૨૨] હે શત્રુદમન ! તારામાં ગ્લાનિ આવે એ તારા સ્વરૂપથી વિરુદ્ધ છે. જે વસ્તુ પોતાના પરાક્રમથી ન મળે તેને ક્ષત્રિય ભોગવતો નથી, માટે પરાક્રમથી મેળવવું એજ ક્ષત્રિયનો ધર્મ છે."[૨૩]

ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "શ્રીકૃષ્ણનાં ભીમને ઉત્તેજન આપનારાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૭૫મો સમાપ્ત.

## અધ્યાય ૭૬ મો

### ભીમસેનનું તેજ

॥ વૈશંપાયન ઉવાચ ॥

तथोक्तो वासुदेवेन नित्यमन्युरमर्षणः ।
सदश्ववत्समाधावद्बभाषे तदनंतरं ॥१॥

વૈશંપાયને કહ્યું:-વાસુદેવે તે પ્રમાણે કહ્યું, એટલે નિત્ય ક્રોધી તથા અસહનશીલ ભીમ, તુરત્ત પાણીદાર ઘોડાની પેઠે ઉછળીને કહેવા લાગ્યો.[૧]

ભીમસેને કહ્યું:-" હે અચ્યુત ! મારો બોલવાનો ભાવ જૂદો છે અને તેનો તમે જૂદોજ અભિપ્રાય માનો છો. હે કૃષ્ણ ! હું યુદ્ધમાં અત્યંત પ્રીતિવાળો છું અને સત્ય પરાક્રમી છું, એ વાત તમે લાંબો સમય સાથે રહેલા હોવાથી ખરી રીતે જાણો છો; અથવા ઉંડા ગાધ ધરામાં તરનારાને જેમ તેનો થાક ન લાગે તેમ મારા સ્વરૂપને તમે જાણી શકયા નથી[૨,૩] અને તેથીજ તમે અયોગ્ય વાણીવડે મારો તિરસ્કાર કરો છો. હે માધવ ! તમે મને જેવાં અયોગ્ય વચનો કહો છો, તેવાં વચનો મને ભીમસેનને જાણનારો કયો પુરુષ બોલી શકે ? હે યાદવનંદન ! તમે મને ઉતારી પાડો છો, માટે મારાં બીજાથી ઉત્તમ પરાક્રમ તથા બળસંબંધી આ વચનો હું કહું છું. જો કે પોતે પોતાનાં વખાણ કરવાં એ કામ સર્વથા અનાર્ય મનુષ્યોનું છે;[૪-૬] તોપણ તમારા અતિવાદથી હું વીંધાઇ ગયો છું, માટે મારૂં પોતાનું બળ હું કહું છું. હે કૃષ્ણ ! આ અચળ, નિરાધાર, અનંત અને સર્વનાં માતાસમાન કે જેનાથી આ પ્રજા ઉત્પન્ન થઈ છે તે સ્વર્ગ તથા પૃથ્વી તરફ તમે દૃષ્ટિ કરો ! કદાચ એ બન્ને એકાએક ક્રોધે ભરાઇને બે શિલાઓની પેઠે એકઠાં થઈ જાય તો હું મારા બે બાહુવડે ચરાચર પ્રાણીઓની સાથે એ બન્નેને તેમ થતાં અટકાવું ! તમે મારા મોટી ભૂંગળના જેવા બે બાહુઓના મધ્યને તો જુઓ ![૭-૯] એ બાહુઓના મધ્યમાં આવેલો જીવતો છૂટી જાય એવા પુરુષને હું તો જોતો નથી. મારા સપાટામાં આવેલા પુરુષને બચાવવા હિમાલય, સમુદ્ર અથવા ખુદ વજ્રધારી ઇંદ્ર, એ ત્રણે પણ પોતાના પરાક્રમથી સમર્થ નથી. પાંડવોના ઉપર ચઢી આવનારા યુદ્ધ કરવામાં યોગ્ય સર્વ ક્ષત્રિયોને હું જમીનપર નાખી, તેઓના ઉપર પગ મૂકીને ઉભો રહીશ ! હે અચ્યુત ! મેં રાજાઓને હરાવીને જે રીતે વશ કર્યા હતા, એ મારાં પરાક્રમને તમે નથી જાણતા એમ નથી-અર્થાત

જાણો છોજ. કદાચ ઉદય પામતા સૂર્યની કાંતિના જેવાં મારાં પ્રસિદ્ધ પરાક્રમને તમે જાણતા ન હો તો, હે જનાર્દન! ભયંકર યુદ્ધના ઝપાટામાં તમે મારો પ્રભાવ જાણશો. તમે પાકેલા ગુમડાને ખોતરતા હો, તેમ કઠોર વાણીથી મારો તિરસ્કાર કરો છો; પરંતુ હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું કે, મેં કરેલા વર્ણન કરતાં પણ તમે મને અધિક જાણો. જ્યારે ઘનઘોર યુદ્ધ ચાલુ થઈ તેમાં કાપાકાપી શરૂ થશે, ત્યારે તમે મારો પ્રભાવ જોશો.[૧૦-૧૫] હું ક્રોધે ભરાઇને હાથીઓને, રથીઓને, ઘોડેસ્વારોને, પાળાઓને તથા શ્રેષ્ઠ ક્ષત્રિયોને મારીશ તથા મુખ્ય મુખ્ય યોદ્ધાઓને યુદ્ધભૂમિમાં ઘસડીશ, તે તમે અને લોકો જોશો. મારી ચરબી પીડાતી નથી, મારા મનમાં કંપ થતો નથી અને ચોમેરથી ક્રોધે ભરાયેલા સર્વ લોકોથી પણ મને ભય લાગે તેમ નથી; પરંતુ હે મધુસૂદન! અમારા ભરતકુળમાં જન્મેલાઓનો નાશ ન થાય એટલામાટે દયાથી હું સર્વ કષ્ટોને સહન કરવા તૈયાર થયો છું, એ ભયથી નહિ પણ સુહૃદ્‌ધર્મથીજ છે એમ તમે જાણો."૧૦-૧૮

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ભીમસેનનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૭૬ મો સમાપ્ત.**

## અધ્યાય ૭૭ મો
### શ્રીકૃષ્ણે કરેલું ભીમનું સાંત્વન

**॥ શ્રી ભગવાનુવાચ ॥**

**भावं जिज्ञासमानोऽहं प्रणयादिदमब्रुवम् ॥**
**न चाक्षेपान्न पांडित्यान्न क्रोधान्न विवक्षया ॥**

શ્રીભગવાન બોલ્યાઃ—" હે ભીમ! મેં તને જે કહ્યું છે, તે કંઇ તારો તિરસ્કાર કરવાના હેતુથી, પાંડિતાઈ દેખાડવાના હેતુથી, ક્રોધથી કે કંઇક બોલવું એવી ઇચ્છાથી કહ્યું નથી; પરંતુ તારો અભિપ્રાય જાણવાની ઈચ્છાથી પ્રેમને લીધે કહ્યું છે.[૧] હું તારા માહાત્મ્યને જાણું છું, તારે કેટલું બળ છે તે જાણું છું અને તારાં કર્મોને પણ જાણું છું, એટલેજ હું તારૂં અપમાન કરતો નથી.[૨] હે પાંડુપુત્ર! તું પોતાને વિષે જેટલા ઉત્તમ ગુણો ધારે છે, તેના કરતાં હજારગણા ગુણો તારામાં છે, એમ હું માનું છું.[૩] હે ભીમ! સર્વ રાજાઓએ, બંધુઓએ તથા સ્નેહીઓએ માન આપેલા જે મહાકુળમાં તું જન્મ્યો છે તે કુળને તું લાયકજ છે.[૪]

હે વૃકોદર! મનુષ્યો સંદેહવાળા દૈવધર્મનો અર્થાત્ ભાવિ પુણ્ય તથા પાપનાં ફળનો પાર દૈવજ્ઞ વગેરેથી જાણવાની ઇચ્છા રાખે છે, પરંતુ નિશ્ચય કરી શકતા નથી; તેમજ સંદેહભરેલા માનુષ ધર્મનો એટલે પુરુષાર્થના બળાબળનો નિર્ણય જાણવાની ઇચ્છા રાખે છે; પરંતુ તેનો પણ નિશ્ચય કરી શકતા નથી–અર્થાત્ કોઈવાર શૂરામાં પણ ષંઢપણું જોવામાં આવે છે, તેથી નિશ્ચય થતો નથી.[૫] જે પુરુષાર્થ પુરુષની અર્થસિદ્ધિમાં હેતુરૂપ થાય છે, તેજ પુરુષાર્થ તેના વિનાશમાં પણ હેતુરૂપ થાય છે; તેથી પુરુષાર્થનું ફળ સંદેહભરેલું છે.[૬] કોઇ પણ કાર્યના દોષને પ્રથમથી જોનારા જ્ઞાની લોકોએ કાર્યોના સંબંધમાં અમુક થશે એવો નિશ્ચય કર્યો હોય છે; પરંતુ તે કાર્યો, વાયુના વેગની પેઠે ઉલટા રૂપમાંજ પરિણામ પામે છે.[૭] મનુષ્યે એકાદ કાર્ય સારો વિચાર કરીને ઉત્તમ ન્યાયથી સારીરીતે આરંભીને કરવા માંડયું હોય, પરંતુ તે કાર્ય દૈવયોગે ઉલટું થઇ જાય છે,[૮] ત્યારે હે ભારત! ટાઢ, તાપ, વૃષ્ટિ, ભૂખ, તરસ–આ સર્વ સ્વાભાવિક દૈવી કર્મ પણ પુરુષાર્થથી એટલે કામળો ઓઢવા વગેરેથી દૂર કરાય છે.[૯] પ્રારબ્ધકર્મસિવાય પુરુષનાં પોતાનાં કરેલાં બીજાં સંચિત વગેરે કર્મ આડાં આવતાં નથી અર્થાત તે દૂર કરી શકાય છે; કારણ કે તેના ઉપાય શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા છે. શ્રુતિ કહે છે કે, 'धर्मेण पापमपनुदति ધર્મવડે પાપનો નાશ કરાય છે' સ્મૃતિમાં કહે છે કે, 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે.'[૧૦] હે પાંડુપુત્ર! પુરુષાર્થ કર્યાવિના એકલા દૈવથી લોકની આજી-

વિકા ચાલતી નથી; માટે દૈવ તથા પુરુષાર્થ એ ભેગાં મળવાથી ફળ પ્રાપ્ત થાય છે, એમ જાણીને મનુષ્યે કાર્ય કરવામાં પ્રવૃત્તિ કરવી.[૧૧] જે એવી યથાર્થ સમજવાળો છે, તે કર્મો કર્યાજ કરે છે, અને તે કર્મ નિષ્ફળ જતાં ગભરાતો નથી, તેમજ કર્મ સિદ્ધ થતાં હર્ષ પણ પામતો નથી.[૧૨] હે ભીમસેન! કર્મ કરવાના સંબંધમાં આ મારો નિશ્ચય મેં કહ્યો છે; પરંતુ શત્રુની સાથે યુદ્ધ કરતાં અવશ્ય વિજયજ થાય, એમ કહી શકાય નહિ;[૧૩] માટે કદાચ પ્રારબ્ધ વિપરીત થવાથી પરાજય થાય, તોપણ અત્યંત નિસ્તેજ થઇને ખેદ કરવો નહિ તેમ ગ્લાનિને વશ થવું નહિ, એ જણાવવા માટેજ હું તને આ વિષય કહું છું.[૧૪]

હે પાંડુપુત્ર! હું કાલે ધૃતરાષ્ટ્રની પાસે જઇશ અને તમારા લાભને હાનિ ન પહોંચે તે રીતે સલાહ થવામાટે યત્ન કરીશ.[૧૫] જો તેઓ સલાહ કરશે તો તેથી મને અપાર યશ મળશે, તમારી ઇચ્છા સફળ થશે અને તેઓનું પણ ઉત્તમ કલ્યાણ થશે:[૧૬] પણ કૌરવો જો મારાં વચનને સ્વીકારશે નહિ અને હઠે ભરાશે તો યુદ્ધરૂપી ઘોર કર્મવિના આ કામમાં બીજો ઉપાય નથી.[૧૭] હે ભીમસેન! આ યુદ્ધનો સર્વ ભાર તારા ઉપર મૂકયો છે—અર્થાત્ તું જાણે ભાર ઉપાડનારો રથ છે, અને અર્જુને તે રથની ઝુંસરી ઘોડાની પેઠે ધારણ કરવાની છે અને બીજા સર્વને ઉપાડી લેવાના છે.[૧૮] જો યુદ્ધ ઉભું થશે તો હું અર્જુનનો સારથિ થઈશ; કારણ કે અર્જુનની એવી ઈચ્છા છે. બાકી મને યુદ્ધ કરવાની ઇચ્છા નથી, એમ તારે માનવું.[૧૯] આવી ગોઠવણ છે, પરંતુ તું કેવળ નમાલું બોલવા લાગ્યો, ત્યારે મને તારી બુદ્ધિમત્તયે શંકા ઉત્પન્ન થઈ અને તેથી મેં એવું બોલીને તારૂં તેજ પ્રદીપ્ત કર્યું છે. ”[૨૦]

**ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં “કૃષ્ણવાકય” એ વિષયનો અધ્યાય ૭૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૭૮ મો

## અર્જુનનું ભાષણ

**॥ अर्जुन उवाच ॥**

**उक्तं युधिष्ठिरेणैव यावद्वाच्यं जनार्दन ।**
**तव वाक्यं तुमे श्रुत्वा प्रतिभाति परंतप॥१॥**

અર્જુને કહ્યું:—“ હે જનાર્દન! જેટલું કહેવાનું હતું તેટલું યુધિષ્ઠિરેજ કહ્યું છે; તોપણ હે શત્રુતાપન! હે પ્રભો! તમારૂં કહેવું સાંભળીને મને સમજાય છે કે,તમે ધૃતરાષ્ટ્રના લોભને લીધે અથવા અમને પ્રાપ્ત થયેલી દીનતાને લીધે આ કાર્યમાં સલાહ થવી સુલભ નથીજ, એમ માનો છો.[૧,૨] વળી તમે પુરુષનાં કેવળ પરાક્રમને નિષ્ફળ માનો છો અને પૂર્વકર્મના સંયોગવિના એકલા પુરુષાર્થથી ફળ પ્રાપ્ત થતું નથી એમ કહો છો.[૩] એ તમે જે કહ્યું તે તેમજ છે; તોપણ એ ઉપરથી કોઈ વાત અસાધ્ય છે, એમ પણ તમારે જાણવું નહિ.[૪] જે પુરુષોના શુભ ફળનો ઉદય થવાનો નથી, તેઓનાં કરવા માંડેલાં સામ, દાન વગેરે કર્મો પણ નાશ પામે છે, એમ જાણીને તમે, કૌરવપાંડવોનો વિનાશ કરે તેવા યુદ્ધરૂપી સંકટને સ્વીકારો છો;[૫] પરંતુ હે પ્રભો! કોઈ પણ કામ સારી રીતે કરવામાં આવે તો તે સફળ થાય છે; માટે હે કૃષ્ણ! તમે પણ જે રીતે શત્રુઓની સાથે સલાહસંપ થાય, તેવી રીતે વર્તો.[૬] હે વીર! જેમ પ્રજાપતિ દેવોના તથા અસુરોના હિતકર્તા છે, તેમ તમે પાંડવોના અને કૌરવોના મુખ્ય હિતકર્તા છો;[૭]માટે તમે કૌરવોનું અને પાંડવોનું ભલું થાય તેમ કરો. અમારૂં હિત કરવું તમને કઠિન નથી એમ હું માનું છું.[૮] હે જનાર્દન! એ પ્રમાણે કરવાથી તમારૂં કાર્ય ખરા કાર્યપણાને પામશે; અને હે કૃષ્ણ! એ વાત તમે મનપર લેશો તો ત્યાં જતાંની સાથેજ તે પાર ઉતારશો.[૯]હે વીર! અથવા તે દુરાત્મા દુર્યોધનના સંબંધમાં તમે કંઇ બીજુંજ કરવા ધાર્યું હશે, તો તે સર્વ તમારી ધારણા પ્રમાણેજ થશે.[૧૦] હે કૃષ્ણ! અમારે તેઓની સાથે સલાહ થાઓ; અથવા તમે જે

કરવા ધારતા હો તે થાઓ; કારણ કે તમારા વિચારોના સંકલ્પ અમને પ્રમાણ છે.

ધર્મપુત્ર યુધિષ્ઠિરની લક્ષ્મી દેખીને જે સહી શકયો નહિ અને હે મધુસૂદન ! જે કપટદ્યૂત રમનારાએ યુદ્ધાદિ ધાર્મિક ઉપાય ન જડવાથી જુગાર જેવા નીચ ઉપાયથી રાજ્યલક્ષ્મીને હરી લીધી, તે દુષ્ટાત્મા દુર્યોધન, પુત્રો તથા બાંધવોની સાથે વધને માટે યોગ્યજ છે. (યુધિષ્ઠિર દ્યૂત રમવા શામાટે ? ગયા એમ કોઈ કહે તો તેનો ઉત્તર એ છે કે,) ક્ષત્રિયકુળમાં જન્મેલો ધનુર્ધારી પુરુષ, પ્રાણત્યાગનો પ્રસંગ આવી પડતાં પણ બોલાવ્યા પછી પાછો કેમ ફરે? હે યાદવનંદન ! અમને અધર્મથી હરાવીને વનમાં મોકલ્યા, તે જોતાં એ દુર્યોધન મારા હાથથી અવશ્ય વધને પાત્ર થયો છે.હે કૃષ્ણ ! તમે મિત્રને માટે જે કંઈ કરવા ધારો છો, તેમાં આશ્ચર્ય નથી. આ પ્રસંગમાં કોમળ સામાદિ ઉપાય અથવા યુદ્ધ જેવો ક્રૂર ઉપાય, એ બેમાંથી કયા ઉપાયવડે આપણું મુખ્ય કાર્ય સિદ્ધ થાય, એ વિચારવાનું છે;[૧૧-૧૫] અથવા તમે હમણાંજ તેઓના વધને શ્રેષ્ઠ માનતા હો તો તત્કાળ તેમજ કરો. હવે એ સંબંધી વિચાર કરો નહિ.[૧૬] પાપબુદ્ધિ દુર્યોધને જે રીતે સભાવચ્ચે દ્રૌપદીને પજવી હતી અને અમે તેના તે અપરાધને સહન કર્યો હતો, એ તમે જાણો છો.[૧૭] હે માધવ ! તે દુર્યોધન પાંડવોની સાથે સારી રીતે વર્તે, એ ખારી જમીનમાં બીજ ઉગાડવા જેવું મારી બુદ્ધિમાં અશકય લાગે છે;[૧૮] માટે હે યાદવવંશી કૃષ્ણ! તમને જે યોગ્ય લાગતું હોય, પાંડવોનું જેમાં હિત હોય અને હવે પછી અમારૂં જે કાર્ય કરવાનું હોય, તે તમે તત્કાળ કરો."[૧૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "અર્જુનવાકય" એ વિષયનો અધ્યાય ૭૮ મો સમાપ્ત.

# અધ્યાય ૭૯ મો

## શ્રીકૃષ્ણનું ભાષણ

॥ શ્રીભગવાનુવાચ ॥

**एवमेतन्महाबाहो यथा वदसि पांडव ।**
**पांडवानां कुरूणां च प्रतिपत्स्ये निरामयम् ॥१॥**

શ્રીભગવાને કહ્યું:-"હે મહાબાહુ પાંડવ ! તું જે કહે છે તે યથાર્થ છે. હું પાંડવોનું તથા કૌરવોનું કલ્યાણ કરીશ.[૧] હું દૂત થઈને જાઉં છું,માટે સંધિ કરવી અથવા યુદ્ધનો પ્રસંગ લાવવો, એ બન્ને કામ મારે અધીન છે; તોપણ એમાં દૈવની અનુકૂળતાની અપેક્ષા છે. એક ખેતર રસાળ હોય અને તેને ખેડુતે મહેનતથી તૈયાર કર્યું હોય, તોપણ હે કુંતીપુત્ર! તે ખેતર વરસાદવિના કદી ફળ આપતું નથી, તેમાં દૈવનું પ્રાધાન્ય છે. હવે તેજ ખેતરમાં પાણી પાઈને ફળ મેળવવું એમાં કેટલાએક પુરુષ યત્નનું પ્રાધાન્ય કહે છે; પરંતુ તેમાંએ દૈવયોગે જળાશય સૂકાઈ જતું જોવામાં આવે છે, એટલે એમાં દૈવનું પ્રાધાન્ય આવે છે. આ સંબંધમાં પૂર્વકાળના મહાત્માઓએ પોતાની બુદ્ધિથી નિશ્ચય કર્યો છે કે, દૈવ અને પુરુષાર્થ એ બન્ને સાથે મળવાથીજ લોકનું હિત સધાય છે. હું પુરુષાર્થવડે સલાહને માટે મહાન પ્રયત્ન કરીશ;[૨-૫] પરંતુ હું દૈવને કોઇપણ રીતે ફેરવી શકીશ નહિ.

દુર્બુદ્ધિવાળો દુર્યોધન,ધર્મભય અને લોકભય એ બન્નેનો ત્યાગ કરીને વર્તે છે અને એવાં નીચકામ કરવા માટે તેને સંતાપ પણ થતો નથી. વળી શકુનિ, કર્ણ અને તેનો બંધુ દુઃશાસન આ ત્રણ તેના મંત્રીઓ તેની પાપિષ્ઠ બુદ્ધિમાં વધારો કર્યા કરે છે.હે કુંતીપુત્ર ! તે દુર્યોધન પોતાના પરિવારસાથે નાશ પામ્યાવિના તમારૂં રાજ્ય તમને આપીને સલાહ કરશે નહિ. આ તરફ ધર્મરાજા પણ નમતું મૂકીને રાજ્યનો ત્યાગ કરવા ઇચ્છતા નથી. દુર્બુદ્ધિવાળો દુર્યોધન યાચના કરવાથી પણ રાજ્ય આપશે નહિ;[૬-૯]માટે હું માનું છું કે,મારે યુધિષ્ઠિરનો પાંચ ગામ આપવાનો સંદેશો તેને કહેવો નહિ.

હે ભરતવંશી! ધર્મરાજાએ જે સલાહશાંતિને માટે કહ્યું છે, તે સર્વ પણ પાપી દુર્યોધન કબૂલ કરશે નહિ અને તે પ્રમાણે સંદેશાને માન્ય કરશે નહિ, એટલે તે લોકમાં વધ કરવા યોગ્ય ગણાશે. હે ભારત! તે મારે વધ કરવા યોગ્ય છે, એટલુંજ નહિ પણ આખા જગતે પણ તેનો નાશ કરવો યોગ્ય છે. તે દુર્યોધને તમારા બાળપણમાં તમને સર્વને સદા દુઃખ આપ્યા કર્યું હતું.[૧૦–૧૨] વળી યુધિષ્ઠિરની લક્ષ્મી જોઇને તે ક્રૂર તથા પાપી દુરાત્મા, તપી ઉઠયો અને તેણે તે તમારા રાજ્યને છીનવી લીધું.[૧૩] હે કુંતીપુત્ર! તેણે, તારાથી હું છુટો થાઉં એટલા માટે મને વારંવાર ફોડવા પ્રયત્ન કર્યો હતો; પરંતુ મેં તેના તે પાપી કર્તવ્યને સ્વીકાર્યું ન હતું.[૧૪] હે મહાબાહુ! તું એ દુર્યોધનનું ખરૂં ધ્યેય જાણે છે અને ધર્મરાજાનું પ્રિય કરવાની ઇચ્છાવાળા મને પણ તું જાણે છે.[૧૫] દુર્યોધનના મનને અને મારા છેવટના વિચારને તું જાણે છે, છતાં હે અર્જુન! તું અજાણ્યો હોય તેમ આજે કેમ મારા પ્રત્યે શંકા લાવે છે?[૧૬] હે પાર્થ! પૃથ્વીનો ભાર ઉતારવા માટે દેવો સ્વર્ગમાંથી પૃથ્વીમાં અવતર્યા છે, આ દૈવી ઘટનાને પણ તું જાણે છે, ત્યારે હવે શત્રુઓની સાથે કેવી રીતે સલાહ થાય? તે તુંજ કહે.[૧૭] હે પાંડુપુત્ર! મારાથી વાણીવડે અથવા કર્મવડે જે કરી શકાશે, તે હું કરીશ; પરંતુ શત્રુઓની સાથે સલાહ થાય તેવી હું આશા રાખતો નથી.[૧૮] ગયે વર્ષે ગાયોના હરણ પછીપાછા વળતાં માર્ગમાં ભીષ્મે, દુર્યોધનની પાસે સલાહની યાચના કરીને તેને હિતવચન કહ્યાં હતાં, તોપણ તેણે તે કયાં સ્વીકાર્યા છે?[૧૯] જ્યારથી તેં કૌરવોને વધ કરવા યોગ્ય માન્યા છે, ત્યારથીજ તેઓ પરાજય પામ્યા છે. દુર્યોધન તમારો રાજ્યભાગ સ્વીકારીને પણ સંતોષ પામ્યો નથી. તે તમને આપવા તો કયાંથીજ તૈયાર થશે;[૨૦] તોપણ મારે ધર્મરાજાની આજ્ઞા પ્રમાણે સર્વથા કરવું જોઇએ અને દુરાત્મા દુર્યોધનનું પાપકર્મ ફરી તપાસવું જોઇએ."[૨૧]

અધ્યાય ૭૯ મો સમાપ્ત.

---

# અધ્યાય ૮૦ મો

## નકુલનું ભાષણ

॥ नकुल उवाच ॥

**उक्तं बहुविधं वाक्यं धर्मराजेन माधव ।**
**धर्मज्ञेन वदान्येन श्रुतं चैव हि तत्त्वया ॥१॥**

નકુલે કહ્યું:–"હે માધવ! ધર્મવેત્તા અને ઉદાર ધર્મરાજાએ અનેક પ્રકારનાં વચનો કહ્યાં અને તે તમે સાંભળ્યાં છે.[૧] હે માધવ! ધર્મરાજાનો મત જાણીને ભીમસેને પણ સલાહને માટે અભિપ્રાય આપ્યો અને પછી પોતાના બાહુઓનું પરાક્રમ પણ વર્ણવ્યું;[૨] તેમજ અર્જુને પણ જે કહ્યું તે તમે સાંભળ્યું અને હે વીર! તમે પોતાનો વિચાર પણ વારંવાર કહ્યો છે;[૩] પરંતુ હે પુરુષોત્તમ! હું કહું છું કે, એ સર્વ વાતને બાજુએ રાખીને, શત્રુઓના મતને સાંભળ્યા પછી તમને જે સમયને યોગ્ય લાગે તે તમે કરજો.[૪] હે કેશવ! જૂદાં જૂદાં કારણો મળવાથી મનુષ્યના મતમાં ફેરફાર થઇ જાય છે; માટે સમયને અનુસરીને જે કાર્ય યોગ્ય લાગે તેજ કરવું જોઈએ.[૫] મનુષ્યે કોઇ કામ અમુક એક રીતે કરવાનો વિચાર કર્યો હોય, પરંતુ તે ફરી ઉલટીજ સ્થિતિમાં આવી જાય છે; કારણ કે હે પુરુષોત્તમ! લોકમાં મનુષ્યોની બુદ્ધિ અસ્થિર છે.[૬] હે કૃષ્ણ! અમે વનવાસમાં હતા, ત્યારે અમારો મનોરથ જૂદો હતો, ગુપ્તવાસમાં તેનાથી જૂદોજ થયો હતો અને હમણાં પ્રકટ થયા છીએ, ત્યારે કંઇ જૂદોજ છે.[૭] હે યાદવનંદન! અમે જ્યારે વનમાં ફરતા હતા, ત્યારે હમણાં અમને જેવો રાજ્ય ઉપર પ્રેમ છે, તેવો પ્રેમ તે સમયે ન હતો.[૮] હે વીર! હે જનાર્દન! અમને વનવાસમાંથી પાછા આવેલા સાંભળીને, તમારી કૃપાથી આ સાત અક્ષૌહિણી સેના આવી મળી છે.[૯] આ અચિંત્ય બળ તથા પુરુષાર્થવાળા પુરુષવ્યાઘ્રોને રણભૂમિમાં હથિયાર ધારણ કરી ઉભા રહેલા જોઇને કયો પુરુષ ગભરાય નહિ?[૧૦] માટે તમે કૌરવોની વચ્ચે દુર્યોધનને પ્રથમ શાંતિયુક્ત

અને પછી ભય ઉપજાવે તેવાં વચનો કહેજો, કે જેથી મૂર્ખ દુર્યોધન ગભરાઈ જાય નહિ.[૧૧] હે કેશવ ! યુધિષ્ઠિર, ભીમસેન, અજિત અર્જુન, સહદેવ, હું, તમે, બળરામ, મહાવીર્યવાન સાત્યકિ, પુત્રસહિત વિરાટ, અમાત્યોસહિત દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, પરાક્રમી કાશિરાજ અને ચેદિરાજ ધૃષ્ટકેતુ–આ સર્વની સામે, હે માધવ ! સંગ્રામમાં માંસ તથા રુધિરવાળો કયો મનુષ્ય યુદ્ધ કરી શકે ?[૧૨-૧૪] હે મહાબાહુ ! તમે ત્યાં જવાથીજ ધર્મરાજાનું ઈષ્ટ કાર્ય અવશ્ય સિદ્ધ કરશો.[૧૫] હે નિર્દોષ ! વિદુર, ભીષ્મ, દ્રોણ અને બાલ્હિક–એ સર્વે તમારા કહેવાથી શ્રેય શું છે, તે જાણવામાટે સમર્થ છે.[૧૬] તેઓ ધૃતરાષ્ટ્ર રાજાને તથા અમાત્યોસહિત પાપાચરણી દુર્યોધનને સમજાવશે.[૧૭] હે જનાર્દન ! જે વાતના તમે વક્તા છો અને વિદુર શ્રોતા છે, તો પછી તમે બન્ને કયી વિનાશ પામતી વાતને માર્ગ ઉપર સ્થિર નહિ કરી શકો ? ”[૧૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં “ નકુલવાક્ય ” એ વિષયનો અધ્યાય ૮૦ મો સમાપ્ત.

## અધ્યાય ૮૧ મો
### સહદેવ અને સાત્યકિનાં ભાષણ

॥ सहदेव उवाच ॥

**यदेतत्कथितं राज्ञा धर्म एष सनातनः ॥**
**य थाच युद्धमेवस्यात्तथा कार्यमरिंदम ॥१॥**

સહદેવે કહ્યું:–“ હે શત્રુદમન કૃષ્ણ ! યુધિષ્ઠિર રાજાએ જે કહ્યું છે, તે સનાતન ધર્મ છે; પરંતુ તમારે તો જે પ્રમાણે યુદ્ધ થાય તે પ્રમાણેજ કરવું.[૧] હે યાદવવંશી કૃષ્ણ ! કૌરવો જો પાંડવોની સાથે સલાહ કરવાની ઈચ્છા રાખતા હોય, તોપણ તમારે તો તેઓની સાથે યુદ્ધ થાય એવીજ યોજના કરવી;[૨] કારણ કે હે કૃષ્ણ ! સભામાં દ્રૌપદીની તેવી દશા જોઈને દુર્યોધન ઉપર ઉત્પન્ન થયેલો મારો ક્રોધ, તેનો વધ કર્યાવિના કેવી રીતે શાંત થાય ?[૩] હે કૃષ્ણ ! જો ભીમ, અર્જુન અને ધર્મરાજા ધાર્મિક થઈને બેસી રહેશે, તોપણ હું એકલો ધર્મનો ત્યાગ કરીને સંગ્રામમાં તેની સાથે યુદ્ધ કરવાની ઈચ્છા રાખું છું. ”[૪]

સાત્યકિએ કહ્યું:–“હે મહાબાહુ કૃષ્ણ ! મહાબુદ્ધિમાન સહદેવ સત્ય કહે છે. દુર્યોધનનો વધ કરવાથીજ સહદેવનો તથા મારો ક્રોધ શાંત થશે.[૫] વનમાં પાંડવોને વલ્કલ તથા મૃગચર્મ ધારણ કરી, દુઃખી થતા જોઇને, તમને પણ ક્રોધ ઉત્પન્ન થયો હતો, તે તમે જાણતા નથી કે?[૬] માટે રણમાં તીક્ષ્ણ શૂરા સહદેવે જે વચન કહ્યાં છે, તે હે પુરુષોત્તમ ! સર્વ યોદ્ધાઓને માન્ય છે. ”[૭]

વૈશંપાયને કહ્યું:–આ પ્રમાણે મહાબુદ્ધિમાન સાત્યકિ કહેતો હતો, તે વખતે ત્યાં સર્વ યોદ્ધાઓનો મહાભયંકર સિંહનાદ થવા લાગ્યો;[૮] અને યુદ્ધ કરવાની ઈચ્છાવાળા તે સર્વ વીરો, સાત્યકિને હર્ષ આપતા ‘ ઠીક કહ્યું, ઠીક કહ્યું ’ કહીને તેનાં વચનને ચોતરફથી માન આપવા લાગ્યા.[૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં “સહદેવ સાત્યકિવાક્ય” એ વિષયનો અધ્યાય ૮૧ મો સમાપ્ત.

## અધ્યાય ૮૨ મો
### દ્રૌપદીનો કોપ અને શ્રીકૃષ્ણે કરેલું તેમનું સાંત્વન

॥ वैशंपायन उवाच ॥

**राज्ञस्तु वचनं श्रुत्वा धर्मार्थसहितं हितम् ।**
**कृष्णा दाशार्हमासीनमब्रवीच्छोकर्शिता ॥१॥**

વૈશંપાયને કહ્યું:– ધર્મરાજાનું ધર્મ તથા અર્થથી યુક્ત અને હિતકારક ભાષણ સાંભળીને શોકવડે શુષ્ક થયેલાં, લાંબા કાળા કેશવાળાં મનસ્વિની દ્રૌપદી, સહદેવને તથા મહારથી સાત્યકિને અભિનંદન આપી અને ભીમસેનને શાંત પડી ગયેલો જોઈ, મનમાં અત્યંત ખિન્ન થઇ તથા આંસુથી આંખો ભરી, ત્યાં બેઠેલા શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યાં:–[૧-૩]

"હે મોટા બાહુવાળા ધર્મજ્ઞ મધુસૂદન ! હે જનાર્દન ! અમાત્યોસહિત ધૃતરાષ્ટ્રના પુત્રે જે પ્રમાણે કપટનો આશ્રય કરીને પાંડવોને સુખથી ભ્રષ્ટ કર્યા હતા તે તમે જાણો છો. ધૃતરાષ્ટ્ર રાજાએ એકાંતમાં સંજયને પોતાનો ગુપ્ત વિચાર સંભળાવ્યો હતો અને સંજયે યુધિષ્ઠિરને જે સંદેશો કહ્યો હતો, તે પણ હે કૃષ્ણ! તમે જાણો છો.વળી હે મહાકાંતિવાળા મહાબાહુ કેશવ! યુધિષ્ઠિરે સંજયને જે કહ્યું હતું કે:–'હે તાત! અમને અવિસ્થલ, વૃકસ્થલ, માકંદી, વારણાવત અને પાંચમું કોઈએક ગામ, એમ પાંચ ગામો આપો, એમ તારે દુર્યોધનને તથા તેના સ્નેહીઓને કહેવું" આ સર્વ તમે સાંભળ્યું છે.[૪–૮] હે યાદવવંશી કૃષ્ણ! સંધિની ઈચ્છા રાખતા શ્રીમાન યુધિષ્ઠિરનાં તે વાકયને સાંભળવા છતાં દુર્યોધને તે પ્રમાણે કર્યું નથી;[૯] માટે હે કૃષ્ણ! દુર્યોધન રાજ્ય આપ્યાવિના જો સંધિ કરવાની ઇચ્છા રાખે તો ત્યાં જઈને તમારે કોઈપણ રીતે સંધિ કરવી નહિ;[૧૦] કારણ કે હે મહાબાહુ! સંજયોની સાથે પાંડવો દુર્યોધનના ક્રોધવાળા ભયંકર સૈન્યને પહોંચી વળવા સમર્થ છે.[૧૧] હે મધુસૂદન! કૌરવોની પાસેથી સામવડે અથવા દાનવડે કોઈપણ અર્થ સાધી લેવો શક્ય નથી; માટે તમારે તેઓના ઉપર કૃપા કરવી નહિ.[૧૨] હે કૃષ્ણ! જે શત્રુઓ સામથી અથવા દાનથી શાંત થતા નથી, તેઓના ઉપર જીવિતના રક્ષણની ઇચ્છાવાળા પુરુષે દંડનો પ્રયોગ કરવો.[૧૩] કૌરવો તેવા છે, માટે હે મહાબાહુ અચ્યુત! પાંડવો તથા સૃંજયોની સાથે તમારે તેઓના ઉપર કાળદંડનો પ્રહાર કરવો.[૧૪] હે કૃષ્ણ! આ પ્રમાણે કરવું પાંડવોને યોગ્ય ગણાશે, તમને પણ યશ આપનારૂં થશે અને ક્ષત્રિયોને સુખદાયી નિવડશે.[૧૫] હે યાદવ! સ્વધર્મનું સેવન કરનારા ક્ષત્રિયે, લોભવશ થયેલા ક્ષત્રિયોનો અથવા ક્ષત્રિયથી અન્ય વર્ણના પુરુષનો નાશ કરવો યોગ્ય છે.[૧૬]માત્ર હે તાત! બ્રાહ્મણ સર્વપ્રકારના પાપમાં પડયો હોય તોપણ તેનો નાશ કરવો નહિ; કારણકે બ્રાહ્મણ સર્વ વર્ણોનો ગુરુ અને પૂજ્ય છે.[૧૭]હે જનાર્દન! વધ ન કરવા જેવાનો વધ કરવાથી જેટલો દોષ લાગે છે, તેટલોજ દોષ વધ કરવા યોગ્યનો વધ ન કરવાથી લાગે છે, એમ ધર્મવેત્તાઓ જાણે છે;[૧૮]માટે હે કૃષ્ણ! જે રીતે એ દોષ તમને પ્રાપ્ત ન થાય તે રીતે તમે, પાંડવો, યાદવો અને સૈનિકોસહિત સૃંજયોની સાથે કરો.[૧૯]

હે જનાર્દન! હું તમારા ઉપર વિશ્વાસ હોવાથી એકવાર કહેલી વાત ફરી કહું છું; હે કેશવ! પૃથ્વીઉપર મારા જેવી સૌભાગ્યવતી સ્ત્રી બીજી કયી છે?[૨૦] હું દ્રુપદ રાજાની પુત્રી છું, યજ્ઞવેદીમાંથી ઉત્પન્ન થઇ છું, ધૃષ્ટદ્યુમ્નની બહેન થાઉં છું અને હે કૃષ્ણ! તમારી પ્રિય સખી છું.[૨૧] વળી હું અજમીઢકુળના મહાત્મા પાંડુની પુત્રવધૂ થઈને આવી છું, ઇંદ્રસમાન કાંતિવાળા પાંચ પાંડવોની પટરાણી છું અને મને તે પાંચ વીરોથી પાંચ મહારથી પુત્રો ઉત્પન્ન થયેલા છે.હે કૃષ્ણ! જેવો અભિમન્યુ તમારો ભાણેજ છે, તેવાજ તેઓ ધર્મદૃષ્ટિએ તમારા ભાણેજ છે.[૨૩] હે કેશવ! તેવી યોગ્યતાવાળી હું પાંડવોના દેખતાં અને તમારા જીવતાં કેશ ગ્રહણના કષ્ટને પામી અસ્તવ્યસ્તસ્થિતિથી સભામાં આવી[૨૪] અને પાંડવો, પંચાલો તથા યાદવો જીવતા હોવા છતાં પાપીઓની સભામાં દાસી થઈને ઉભી રહી![૨૫] મારી તેવી સ્થિતિ જોવા છતાં જ્યારે પાંડવોને ક્રોધ ચઢયો નહિ અને તેઓએ કંઇ કર્યું નહિ, ત્યારે મેં 'હે ગોવિંદ! મારૂં રક્ષણ કરો!' એમ મનમાં તમારૂં ચિંતન કર્યું.[૨૬] તે સમયે મારા સસરા ઐશ્વર્યસંપન્ન ધૃતરાષ્ટ્ર રાજાએ મને કહ્યું કે:–'હે પાંચાલિ! તને હું વર માગવા યોગ્ય માનું છું, માટે તું વર માગ.'[૨૭] હે કેશવ! તે વખતે 'પાંડવો રથ તથા આયુધોની સાથે દાસભાવથી મુક્ત થાઓ' એવી મેં માગણી કરી અને પાંડવો વનવાસને માટે છૂટા થયા![૨૮] હે જનાર્દન! અમને આવાં આવાં દુઃખો પડયાં,તે તમે જાણો છો, માટે હે કમળનયન! તમે મારા પતિઓનું, જ્ઞાતિજનોનું તથા બાંધવોનું રક્ષણ કરો.[૨૯] હે કૃષ્ણ! હું ધર્મદૃષ્ટિએ ભીષ્મ તથા ધૃતરાષ્ટ્ર એ બ-

એની પુત્રવધૂ થાઉં છું, છતાં મને બળાત્કારે દાસી બનાવી હતી![૩૦] હે કૃષ્ણ! અર્જુનના ધનુર્ધારીપણાને ધિક્કાર હો અને ભીમના બળને પણ ધિક્કાર હો! કારણકે દુર્યોધન બે ઘડીપણ જીવવા પામ્યો છે.[૩૧] હે કૃષ્ણ! હું જો તમારે અનુગ્રહ કરવા યોગ્ય હોઉં અને તમારી જો મારા ઉપર દયા હોય તો તમે ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર જેટલો થાય તેટલો કોપ કરો![૩૨]

વૈશંપાયને કહ્યું:—એ પ્રમાણે કહીને પછી શ્યામ કટાક્ષવાળી, સુંદર જઘનવાળી, કમળનયની અને ગજગામિની દ્રૌપદી, પોતાના વેણીરૂપે સંકેલેલા છતાં કોમળ વળેલા છેડાવાળા, દેખાવડા, અતિશય શ્યામ રંગવાળા, સર્વ સુગંધથી સુગંધિત કરેલા, સર્વ લક્ષણસંપન્ન અને મોટા સર્પના જેવા દેખાતા કેશપાશને ડાબા હાથથી પકડી કમળનયન શ્રીકૃષ્ણની પાસે જઇ, અશ્રુથી નેત્રોને પૂર્ણ કરી, તેમને આ પ્રમાણે કહેવા લાગી:—[૩૩–૩૫] 'હે કમળનયન! તમે શત્રુઓની સાથે સંધિ કરવાની ઇચ્છા રાખો છો; પરંતુ તમારે સર્વ કાર્યમાં, દુઃશાસનના હાથથી ખેંચી કઢાયેલા આ કેશપાશનું સ્મરણ રાખવું.[૩૬] હે કૃષ્ણ! દીન બનેલા ભીમ તથા અર્જુન હમણાં સંધિની ઇચ્છા રાખે છે તો ભલે, મારા વૃદ્ધ પિતા પોતાના મહારથી પુત્રોની સાથે રહીને કૌરવોની સામે યુદ્ધ કરશે.[૩૭] વળી હે મધુસૂદન! મારા મહાપરાક્રમી પાંચ પુત્રો પણ અભિમન્યુને આગળ કરીને કૌરવોની સામે યુદ્ધ કરશે.[૩૮] હું જ્યાંસુધી દુઃશાસનના કાળા હાથને કપાઇને ધૂળમાં રગદોળાયલો ન જોઉં, ત્યાંસુધી મારા હૃદયને શાંતિ ક્યાંથી વળે![૩૯] પ્રદીપ્ત અગ્નિના જેવા ક્રોધને હૃદયમાં ધારણ કરી સમયની વાટ જોતાં મારાં તેર વર્ષો જતાં રહ્યાં છે![૪૦] ભીમનાં આજનાં વાક્યબાણથી પીડાયલું મારૂં હૃદય ફાટી જાય છે; કારણ કે તે મહાબાહુ આજે ધર્મ તરફ દૃષ્ટિ કરતા થયા છે!"[૪૧]

આ પ્રમાણે કહીને વિશાળ નેત્ર તથા વિશાળ નિતંબવાળાં દ્રૌપદી, અશ્રુથી રૂંધાયલા કંઠવડે ગળગળા સાદથી કંપતે સ્વરે રડવા લાગ્યાં;[૪૨] અને તેમણે ઝરતા અગ્નિના જેવાં અત્યંત ઊના નેત્રના જળને વર્ષાવી તેવડે પરસ્પર વળગેલાં બન્ને સ્તનોને ભીંજાવી દીધાં.[૪૩] તે વખતે મહાબાહુ શ્રીકૃષ્ણ તેનું સાંત્વન કરતા બોલ્યા કે:—"હે દ્રૌપદી! તું થોડા સમયમાં ભરતકુળની સ્ત્રીઓને રડતી જોઇશ.[૪૪] હે ભીરુભામિનિ! તું જેઓના ઉપર ક્રોધે ભરાઇ છે, તેઓ જ્ઞાતિ, બાંધવો, મિત્રો અને સૈનિકોનો નાશ થતાં આ પ્રમાણેજ રુદન કરશે.[૪૫] ભીમ, અર્જુન, નકુળ અને સહદેવની સાથે હું, યુધિષ્ઠિરની આજ્ઞાથી તથા વિધાતાએ નિર્માણ કરેલા નિયમ પ્રમાણે કૌરવોનો વિનાશ કરીશ.[૪૬] કાળવડે પરિપક્વ થયેલા ધૃતરાષ્ટ્રના પુત્રો જો મારૂં વચન નહિ સાંભળે, તો તેઓ હણાઇને શિયાળ તથા કૂતરાંઓના ભક્ષ્યરૂપ થઇ જમીનપર પડશે.[૪૭] હિમાલય પર્વત ચલિત થાય, પૃથ્વીના સેંકડો ટુકડા થાય અને નક્ષત્રોની સાથે આકાશ પૃથ્વીપર તૂટી પડે, તોપણ મારૂં વચન મિથ્યા થશે નહિ.[૪૮] હે દ્રૌપદિ! તું તારાં આંસુઓને રોકી દે; હું તારી આગળ સત્ય પ્રતિજ્ઞાથી કહું છું કે, તું તારા પતિઓને થોડાજ સમયમાં શત્રુવિનાના તથા રાજ્યલક્ષ્મીથી યુક્ત જોઇશ."[૪૯]

ઇતી શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "દ્રૌપદી અને કૃષ્ણનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૮૨ મો સમાપ્ત.

---

# અધ્યાય ૮૩ મો

## શ્રીકૃષ્ણનું પ્રયાણ

॥ अर्जुन उवाच ॥

**[illegible]रूणामद्य सर्वेषां भवान्सुहृद[illegible]त्तमः ।**
**संबंधी दयितो नित्यमुभयोः पक्षयोरपि ॥१॥**

અર્જુને કહ્યું:—"હે કૃષ્ણ! આજે તમે સર્વ કુરુવંશીઓના પરમ સ્નેહી છો અને બન્ને પક્ષના સંબંધી તથા નિત્ય પ્રીતિપાત્ર છો;[૧] માટે તમારે ધૃતરાષ્ટ્રના પુત્રોનો પાંડવોની સાથે સંપ થાય તેમ કરવું; કારણ કે હે કેશવ! તમે

સલાહસંપ કરાવવા સમર્થ છો, માટે તમારે તેમ કરવું યોગ્ય છે.[2] હે શત્રુહંતા ! હે પુંડરીકાક્ષ ! તમે અહીંથી અમારા ભાઇ ક્રોધી દુર્યોધનની પાસે જઇને તેને શાંતિને માટે જે કહેવા જેવું હોય તે કહેજો.[3] તમે ધર્માર્થયુક્ત, નિર્દોષ અને કલ્યાણકારક વચન કહેશો, તે હિતરૂપ વચનને જો મૂર્ખ દુર્યોધન સ્વીકારશે નહિ તો પછી તે ભાગ્યને અધીન થશે.”[4]

શ્રી ભગવાને કહ્યું:—“ધર્મને અનુસરીને આપણું હિત અને કૌરવોનું કુશળ સાધવામાટે ધૃતરાષ્ટ્ર રાજાને મળવાની ઇચ્છાથી હું ત્યાં ચાલ્યો.”[5]

વૈશંપાયને કહ્યું:—પછી અંધકારરહિત થયેલા નિર્મળ આકાશમાં સૂર્ય કોમળ કિરણો પ્રસારતા ઉદય પામ્યા હતા, મિત્ર દેવનું મુહૂર્ત પ્રાપ્ત થયું હતું,[6] કાર્તિક માસ હતો, રેવતી નક્ષત્ર હતું, શરદ્ઋતુ પૂરી થઇને હેમન્ત ઋતુ બેઠી હતી અને ખેતરમાં ધાન્ય પાકવાથી સુખકર કાળ ચાલુ હતો; તે સમયે સમર્થ તથા સાત્ત્વિકોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણે, ઇંદ્ર જેમ ઋષિઓની વાણી સાંભળે, તેમ પ્રસન્ન બ્રાહ્મણોની મંગળકારક, પવિત્ર ધ્વનિવાળી મધુર વાણીને સાંભળતાં સાંભળતાં સ્નાન કર્યું, શુદ્ધ થઇ અલંકારો ધારણ કર્યા, પ્રભાતનું નિત્ય કૃત્ય કર્યું, અગ્નિની ઉપાસના કરી, સૂર્યનું ઉપસ્થાન કર્યું, આખલાની પીઠનો સ્પર્શ કર્યો, બ્રાહ્મણોને વંદન કર્યું, અગ્નિની પ્રદક્ષિણા કરી અને આગળ રહેલી કલ્યાણકારક વસ્તુઓને જોઇ યુધિષ્ઠિરનું વચન યાદ કરીને ત્યાં બેઠેલા શિનિના પૌત્ર સાત્યકિને કહ્યું કે:— ૭-૧૧ “ હે સાત્યકિ ! મારા રથમાં શંખ, ચક્ર, ગદા, ભાથાઓ, શક્તિઓ અને સર્વ આયુધો મૂક;[12] કારણકે દુર્યોધન, કર્ણ અને શકુનિ દુષ્ટ અંતઃકરણવાળા છે; શત્રુ દુર્બળ હોય તોપણ બળવાને તેને તુચ્છ ગણીને અસાવધ રહેવું નહિ.”[13] પછી શ્રીકૃષ્ણનો અભિપ્રાય જાણીને તેમના મુખ્ય સેવકો ચક્રગદાધારી ભગવાનનો રથ જોડવા ત્વરાથી ગયા; અને તેઓએ પ્રદીપ્ત કાળાગ્નિના જેવા દેદીપ્યમાન, આકાશમાં જનારા સૂર્યના જેવી શીઘ્ર ગતિવાળા, સૂર્ય અને ચંદ્રના જેવા પ્રકાશવાળાં બે પૈડાંથી શોભતા, કૃત્રિમ અર્ધચંદ્ર, ચંદ્ર, મત્સ્ય, મૃગો પક્ષીઓ, વિવિધ પુષ્પો અને મણિ તથા રત્નોથી સર્વ તરફ ચિત્રેલા, તરુણ સૂર્યના જેવા ઝળહળતા, સુંદર દેખાવવાળા, મણિ તથા સુવર્ણથી વિચિત્ર અવયવવાળા, ઉત્તમ ધ્વજા તથા પતાકાવાળા, સુંદર સાહિત્યવાળા, શત્રુઓથી ખાળી ન શકાય તેવા, વાઘના ચામડાંથી ઢાંકેલા, શત્રુઓના યશને હણનારા અને યાદવોના આનંદને વધારનારા મોટા રથને, સ્નાન કરાવીને સર્વ શણગારોથી શણગારેલા શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ઘોડાઓ જોડયા.[14-19] શ્રીકૃષ્ણના મહિમાને અત્યંત વધારતા અને ઉત્તમ ગર્જનાવાળા, રથ ઉપર ગરુડવાળો ધ્વજ ચઢાવ્યો.[20]

તે મેરુના શિખર જેવા દેખાવવાળા મેઘ તથા દુંદુભિના જેવા શબ્દવાળા અને ઇચ્છા હોય ત્યાં જનારા વિમાનના જેવા રથમાં શ્રીકૃષ્ણ બેઠા;[21] અને સાત્યકિને બેસાડી, રથની ગર્જનાવડે પૃથ્વીને તથા આકાશને ગજાવતા પુરુષોત્તમ શ્રીકૃષ્ણે ત્યાંથી પ્રયાણ કર્યું.[22] તેજ ક્ષણે આકાશ વાદળાંવિનાનું થઇ ગયું, પાછળનો સુખકર વાયુ વાવા લાગ્યો, ધૂળ ઉડતી બંધ થઇ ગઇ,[23] મંગળકારક પશુપક્ષીઓ શુભ શકુન સૂચવતાં જમણી બાજુએ થઇને શ્રીકૃષ્ણના પ્રયાણમાં પાછળ પાછળ ગતિ કરવા લાગ્યાં;[24] સારસો, મયૂરો અને હંસો મધુસૂદનને મંગળ આપે તેવા શબ્દો બોલતાં સર્વ દિશામાંથી તેમની સાથે જવા લાગ્યાં.[25] મંત્રપૂર્વક આહુતિથી તથા મોટા મોટા હોમથી તૃપ્ત કરાતો અગ્નિ પોતાની જ્વાળાઓ જમણી તરફ વાળીને ધૂમાડાવિનાનો થઈ ગયો અને વસિષ્ઠ, વામદેવ, ભૂરિદ્યુમ્ન, ગય, ક્રથ, શુક્ર, નારદ, વાલ્મીકિ, મરુદ્ગણ, કુશિક, ભૃગુ વગેરે દેવર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓ એકઠા મળીને યાદવોને સુખ આપનારા તથા ઇંદ્રના નાના ભાઈ ઉપેંદ્રરૂપ શ્રીકૃષ્ણની જમણી બાજુ ઉભા રહ્યા.[26-28] આ પ્રમાણે મહાભાગ્યવાળા એવા આખુ

મહર્ષિ જનોએ સન્માન કરેલા શ્રીકૃષ્ણ કૌરવોના સ્થાનપ્રત્યે જવા નીકળ્યા.[૨૯] પ્રયાણ કરતા ક્ષત્રિયશ્રેષ્ઠ શ્રીકૃષ્ણની પાછળ કુંતીપુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, માદ્રીપુત્ર નકુલ, સહદેવ, પરાક્રમી ચેકિતાન, ચેદિરાજ ધૃષ્ટકેતુ, દ્રુપદ, કાશિરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, પુત્રસહિત વિરાટ અને કેકય વગેરે ક્ષત્રિયો કાર્યસિદ્ધિને માટે વળાવવા ગયા.[૩૦-૩૨]

પછી કુંતીપુત્ર કાંતિમાન ધર્મરાજા યુધિષ્ઠિર, ગોવિંદની પાછળ પાછળ જઇને, કામથી, ભયથી, લોભથી અથવા અર્થના કારણથી અન્યાયં નહિ કરનારા, સ્થિર બુદ્ધિવાળા, લોભવિનાના, ધર્મજ્ઞ, ધીર, જ્ઞાની, સર્વ ભૂતોમાં રહેલા, સર્વ પ્રાણીઓના ઈશ્વર, દેવાધિદેવ, સનાતન, સર્વગુણસંપન્ન અને શ્રીવત્સના ચિહ્નવાળા, શ્રીકૃષ્ણને રાજાઓની સમક્ષ આલિંગન કરીને સંદેશો કહેતાં આ પ્રમાણે બોલ્યા.[૩૩-૩૬]

યુધિષ્ઠિરે કહ્યું:–'હે જનાર્દન! પોતે અબળા હોવા છતાં જે માતાએ અમને નાનેથી મોટા કર્યા છે, જે અમારા કલ્યાણને માટે નિત્ય ઉપવાસ તથા તપ કર્યા કરે છે; જે દેવતા તથા અતિથિઓની પૂજામાં તથા ગુરુજનોની સેવામાં તત્પર રહે છે, જેણે દુર્યોધનના ભયથી અમારૂં રક્ષણ કર્યું હતું, નૌકા જેમ સમુદ્રમાંથી તારે તેમ જેણે મહાન મૃત્યુકષ્ટમાંથી અમને બચાવ્યા હતા, દુઃખ ભોગવવાને અયોગ્ય છતાં જેણે અમારે લીધે વારંવાર ઘણાં દુઃખો અનુભવ્યાં છે, જે પ્રેમાળ માતાને પુત્રો બહુ પ્રિય છે અને જે અમને બહુ વહાલાં છે, તે પુત્રશોકથી વ્યાપ્ત થયેલાં અમારાં માતૃશ્રીને, હે શત્રુમર્દન માધવ! તમે કુશળપ્રશ્ન પૂછજો અને તેમને અત્યંત આશ્વાસન આપજો તથા પાંડવોનાં નામ લઈને તેમને પ્રણામ કરીને ભેટજો.[૩૭-૪૧] હે શત્રુદમન! તે અમારી માતા લગ્નથી આરંભીને સાસરા તરફનાં દુઃખોને તથા અપમાનોને જુએ છે અને તે ભોગવવામાટે પોતે અયોગ્ય છતાં ભોગવે છે.[૪૨] હે શત્રુસંહારક કૃષ્ણ! શું દુઃખ મટીને સુખ પ્રાપ્ત થાય એવો કોઈ સમય આવશે, કે જે સમયે હું મારી દુઃખી માતાને સુખ આપું?[૪૩] અરે! અમે વનમાં જવા લાગ્યા તે વખતે તે અમારી પુત્રવત્સલ ગરીબ માતા, રડતી રડતી અમારી પાછળ દોડતી હતી; પરંતુ અમે તેને તેમજ છોડી દઇને વનમાં ચાલી નીકળ્યા હતા![૪૪] હે આનર્ત્ત દેશવાસીઓમાં માન્ય કેશવ! પુત્રોની ચિંતાથી અત્યંત દીન થયેલાં તે અમારી માતા દુઃખને લીધે મરણ ન પામતાં જો જીવતાં રહ્યાં હોય તો તેમને હે કૃષ્ણ! તમે મારૂં નામ લઇને પ્રણામ કરજો; તેમજ હે વિભો! કુરુવંશી ધૃતરાષ્ટ્રને, અધિક વયવાળા રાજાઓને, ભીષ્મને, દ્રોણને, કૃપને, મહારાજ બાલ્હિકને, અશ્વત્થામાને અને સર્વ ભરતવંશીઓને પ્રણામ કરજો તથા હે મધુસૂદન! કૌરવોના મુત્સદ્દી, મહાજ્ઞાની, અગાધ બુદ્ધિવાળા અને મર્મ જાણનારા વિદુરને તમે ભેટજો.[૪૫-૪૮]

આ પ્રમાણે રાજાઓની વચ્ચે શ્રીકૃષ્ણને કહીને, તેમની પ્રદક્ષિણા કરી, આજ્ઞા લઈ યુધિષ્ઠિર ત્યાંથી પાછા ફર્યા.[૪૯] પછી અર્જુને માર્ગમાં જતાં જતાંજ પોતાના મિત્ર, યાદવકુળમાં ઉત્પન્ન થયેલા, શત્રુવીરોને હણનારા અને અજિત પુરુષોત્તમ શ્રીકૃષ્ણને કહ્યું કે:–[૫૦]"હે વિભો! હે ગોવિંદ! પૂર્વે સંધિની મસલત વખતે અમારે અર્ધું રાજ્ય મળવાથી સલાહ કરવી એવો નિશ્ચય કરવામાં આવ્યો હતો અને તે સર્વ રાજાઓ જાણે છે.[૫૧] હે મહાબાહુ! દુર્યોધન જો તે અર્ધું રાજ્ય અપમાન કર્યાવિના આગ્રહરહિત થઇને સત્કારપૂર્વક અમને આપશે તો મારૂં મનગમતું થશે અને કૌરવો મહાભયમાંથી મુક્ત થશે;[૫૨]પરંતુ હે જનાર્દન! યોગ્ય ઉપાયને ન જાણનારો દુર્યોધન જો એથી ઉલટું કરશે, તો હું અવશ્ય ક્ષત્રિયોનો નાશ કરીશ."[૫૩]

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે અર્જુને કહ્યું, ત્યારે ભીમસેન બહુ પ્રસન્ન થયો અને તે પાંડુપુત્ર ક્રોધાવેશને લીધે વારંવાર કંપવા લાગ્યો તથા કંપતાં કંપતાં મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યો. એ રીતે અર્જુનનું કહેવું સાંભળીને ભીમ મનમાં થયેલા અત્યંત હર્ષાવેશને લીધે ગાજવા

લાગ્યો અને તેની તે ગર્જના સાંભળીને ધનુર્ધારીઓ કંપી ઉઠ્યા તથા સર્વ વાહનો મળમૂત્ર છોડવા લાગ્યાં.[૫૪-૫૬] અર્જુન પણ શ્રીકૃષ્ણને એ પ્રમાણે કહી તથા પોતાનો નિશ્ચય જણાવી શ્રીકૃષ્ણને ભેટી તેમની આજ્ઞા મળતાં પાછો ફર્યો.

પછી સર્વ રાજાઓ પાછા વળ્યા, એટલે શૈબ્ય તથા સુગ્રીવ નામના ઘોડાવાળા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ પ્રસન્ન થઇને ત્વરાથી જવા લાગ્યા.[૫૮] વાસુદેવના સારથિ દારુકે હાંકેલા તે ઘોડાઓ જાણે માર્ગનું આચમન કરી જતા હોય અને આકાશને ગળી જતા હોય તેમ ગમન કરતા હતા.[૫૯] પછી માર્ગમાં જતાં મહાબાહુ કૃષ્ણે, બ્રહ્મતેજથી ઝળકતા ઋષિઓને માર્ગની બન્ને બાજુએ ઉભેલા દીઠા.[૬૦] શ્રીકૃષ્ણે તત્કાળ રથમાંથી ઉતરીને તે સર્વ ઋષિઓને યથાયોગ્ય પ્રણામ કરી, તેઓનું સન્માન કરતાં પૂછ્યું કેઃ-[૬૧] "લોકોમાં સર્વે કુશળ છે કે? ધર્મક્રિયા સારી રીતે ચાલે છે કે? અને ત્રણે વર્ણના લોકો બ્રાહ્મણોની આજ્ઞામાં રહે છે કે?"[૬૨] આ રીતે કુશળ પ્રશ્નથી તેઓનું પૂજન કરીને શ્રીકૃષ્ણ ભગવાન ફરી પૂછવા લાગ્યાઃ- "હે મહાત્માઓ! આપ કયાં જવા નીકળ્યા છો? અહીં આપને જવાનો કયો માર્ગ છે? આપ શું કાર્ય કરવા ધારો છો? હું આપનું શું કાર્ય કરૂં? અને આપ સર્વે આ પૃથ્વીપર કયા કાર્યને માટે આવ્યા છો?"

એ પ્રશ્નો સાંભળીને, સુરેંદ્ર તથા અસુરેંદ્રના મિત્ર પરશુરામ, શ્રીકૃષ્ણપાસે આવી, તેમને ભેટીને કહેવા લાગ્યાઃ-[૬૫] "હે કૃષ્ણ! આ પુણ્યશીલ દેવર્ષિઓ, વિદ્વાન બ્રાહ્મણો, રાજર્ષિઓ અને તપસ્વીઓ તમને બહુમાન આપે છે. હે મહાબુદ્ધિમાન કૃષ્ણ! તેઓએ દેવોના તથા અસુરોના પુરાતન ઘણા પ્રસંગો જોયેલા છે; પરંતુ તેઓ પૃથ્વી ઉપરના સર્વ તરફથી એકઠા મળેલા ક્ષત્રિયોને, સભાસદોને, રાજાઓને અને સત્યસ્વરૂપી જનાર્દન-તમને જોવાની ઇચ્છા રાખે છે. હે કેશવ! એ અપૂર્વ દેખાવ જોવામાટે અમે જઇએ છીએ. હે શત્રુતાપન માધવ! કૌરવોની સભામાં રાજાઓની વચ્ચે તમે જે ધર્માર્થયુક્ત વાણી કહેશો તે અમે સાંભળવાની ઈચ્છા રાખીએ છીએ. હે યાદવસિંહ! સભામાં ભીષ્મ, દ્રોણ વગેરે મહાત્માઓ, મહાબુદ્ધિમાન વિદુર અને તમે એકઠા મળશો, ત્યાં હે લક્ષ્મીપતિ ગોવિંદ! તમારાં અને તેઓનાં સત્ય, હિતકારક તથા દિવ્ય એવાં વચનો અમે સાંભળવા ઇચ્છીએ છીએ. હે મહાબાહુ! હવે અમે રજા લઇએ છીએ અને તમારાં ફરી દર્શન કરીશું.[૬૬-૭૧] હે વીર! તમે નિર્વિઘ્નતાથી પ્રયાણ કરો. અમે તમને સભામાં બળ અને તેજથી યુક્ત થઇ દિવ્ય આસન ઉપર બેઠેલાજ જોઈશું.[૭૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "શ્રીકૃષ્ણનું પ્રસ્થાન" એ વિષયનો અધ્યાય ૮૩ મો સમાપ્ત.

## અધ્યાય ૮૪ મો

### શ્રીકૃષ્ણનું પ્રયાણ (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

**प्रयांतं देवकीपुत्रं परवीररुजो दश ॥**
**महारथा महाबाहुमन्वयुः शस्त्रपाणयः ॥१॥**

વૈશંપાયને કહ્યું:-હે શત્રુતાપન જનમેજય રાજા! મહાબાહુ દેવકીપુત્ર શ્રીકૃષ્ણ જવા લાગ્યા, તે સમયે તેમની સાથે, શત્રુવીરને હંફાવનારા શસ્ત્રધારી દશ મહારથીઓ, એક હજાર પાળાઓ, એક હજાર ઘોડેસ્વારો, સેંકડો સેવકો અને પુષ્કળ અન્નસામગ્રી હતી.[૧,૨]

જનમેજયે પૂછ્યું:-યાદવ મહાત્મા શ્રીકૃષ્ણ કેવીરીતે ગયા? અને તે મહાબળવાન નેમાર્ગમાં જતાં કયાં કયાં નિમિત્તો થયાં હતાં?[૩]

વૈશંપાયને કહ્યું:-તે મહાત્માના પ્રયાણમાં જે શકુનો અને અપશકુનો થયાં હતાં, તે સઘળાં હું કહું છું, તમે સાંભળો.[૪] આકાશમાં વાદળાં ન હોવા છતાં વિજળીના ચમકારા થવા લાગ્યા, કડાકાઓ થવા લાગ્યા અને તેની પાછળજ વાદળરહિત આકાશમાંથી પુષ્કળ વરસાદ વર્ષવા લાગ્યો.[૫] સિંધુ વગેરે સાત મહાનદીઓ પૂર્વ તરફ વહેતી હતી, તે પશ્ચિમ તરફ વહેવા લાગી

અને સર્વ દિશાઓ વિપરીત ભાસવા લાગી તથા કંઇ પણ સૂઝે નહિ તેવું થઇ ગયું.[૬] હે રાજા! અગ્નિઓ પ્રકટવા લાગ્યા, પૃથ્વી કંપવા લાગી અને જળાશયોમાંથી તથા પાણી ભરેલા ઘડાઓમાંથી ઉછળીને પુષ્કળ પાણી નીકળી જવા લાગ્યું.[૭] હે રાજન્! આ આખું જગત અંધારાથી છવાઈ ગયું અને ધૂળ ઉડવાથી દિશાઓ તથા વિદિશાઓ પણ ઓળખાતી બંધ પડી ગઈ.[૮] હે રાજા! આકાશમાં અને સર્વ પ્રદેશોમાં મોટો શબ્દ થવા લાગ્યો; પરંતુ (શબ્દ કરનારનું) શરીર દેખાતું ન હતું, એ આશ્ચર્ય જેવું થઈ પડ્યું![૯] અને કઠોર તથા વજ્રના જેવા શબ્દવાળો નૈઋત્ય ખૂણાનો વાયુ, સંખ્યાબંધ ઝાડોને તોડી પાડતો હસ્તિનાપુરને ઝુડી નાખવા લાગ્યો.[૧૦]

પરંતુ હે ભારત! યાદવવંશી શ્રીકૃષ્ણ જે જે માર્ગે થઇને જતા હતા, ત્યાં ત્યાં સુખકર વાયુ વાતો હતો અને સર્વ અનુકૂળ થઈ જતું હતું.[૧૧] પુષ્પોની અને પુષ્કળ કમળોની વૃષ્ટિ થતી હતી, માર્ગ સુખકર, સરખો અને કાંટાદાભડાવિનાનો હતો.[૧૨] ઠામ ઠામ હજારો બ્રાહ્મણો ધન આપનારા વાસુદેવની, વાણીવડે સ્તુતિ કરતા હતા અને દ્રવ્ય તથા મધુપર્કથી તેમનું પૂજન કરતા હતા.[૧૩] માર્ગમાં સ્ત્રીઓ એકઠી મળીને સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર મહાત્મા શ્રીકૃષ્ણને સુગંધીવાળાં વનનાં પુષ્પોથી વધાવતી હતી.[૧૪]

હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે સન્માન પામતા શ્રીકૃષ્ણ માર્ગમાં પુષ્કળ પશુવાળાં, રમણીય અને હૃદયને સંતોષ આપે તેવાં ગામો, નગરો અને અનેક દેશોને ઉલ્લંઘન કરતા કરતા સર્વ પ્રકારનાં ધાન્યોથી ભરપૂર, સુખકારક અને પરમ ધાર્મિક લોકોથી વસાયલા રમણીય શાલિભવન નામના સ્થાનમાં આવ્યા.[૧૫,૧૬] તે વખતે શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છાથી, શુદ્ધ મનના, નિત્ય આનંદી અને ભરતવંશી રાજાઓથી રક્ષિત હોવાને લીધે શત્રુઓ તરફથી નિર્ભય તથા દુઃખોથી અજાણ્યા નગરવાસી લોકો ગામમાંથી નીકળીને માર્ગમાં ટોળે વળીને ઉભા રહ્યા હતા.[૧૭,૧૮] પ્રદીપ્ત અગ્નિના જેવા પ્રકાશમાન અને પૂજા કરવા યોગ્ય શ્રીકૃષ્ણ પોતાના દેશના અતિથિ તરીકે ત્યાં આવ્યા, એટલે તે સર્વ લોકોએ તેમની પૂજા કરી.[૧૯] તે પછી શત્રુવીરને હણનારા શ્રીકૃષ્ણ, વૃકસ્થળ નામના ગામ આગળ આવ્યા તે વખતે પ્રસારેલાં કિરણવાળા સૂર્ય આકાશમાં લાલવર્ણો જણાવા લાગ્યા.[૨૦] તે જોતાંજ શ્રીકૃષ્ણ તુરત રથમાંથી ઉતર્યા અને રથ છોડવાની આજ્ઞા કરીને તથા વિધિપ્રમાણે સ્નાનાદિ કરીને સંધ્યાવંદન કરવા બેઠા.[૨૧] દારુક સારથિએ પણ ઘોડાઓને છોડી અશ્વશાસ્ત્ર પ્રમાણે તેઓની સંભાળ લીધી અને ચોકડાં વગેરે કાઢી મૂકીને તેમને છૂટા કર્યા.[૨૨] શ્રીકૃષ્ણે પોતાનું સર્વ કાર્ય આટોપી લીધા પછી કહ્યું કે, "આપણે યુધિષ્ઠિરના કાર્યને માટે અહીં એક રાત્રિ નિવાસ કરીએ."[૨૩] તેમનો તે અભિપ્રાય જાણીને સેવકોએ એક ક્ષણમાંજ રહેવાની તથા ખાવાપીવાની ઉત્તમ સગવડ કરી દીધી.[૨૪] હે જનમેજય રાજા! તે ગામમાં આર્ય, કુલીન, લજ્જાશીલ તથા બ્રાહ્મીવૃત્તિ કરનારા જે મુખ્ય મુખ્ય બ્રાહ્મણો હતા,[૨૫] તેઓ શત્રુદમન હૃષીકેશ મહાત્મા શ્રીકૃષ્ણની પાસે આવ્યા; અને તેઓએ પ્રભુની મંગળ આશીર્વાદવાળી વિધિ પ્રમાણે પૂજા કરી.[૨૬] સર્વ લોકમાં પૂજાતા મહાત્મા શ્રીકૃષ્ણની પૂજા કર્યા પછી તેઓએ તેમને પોતાનાં રત્નયુક્ત ઘરો નિવેદન કર્યાં.[૨૭] શ્રીકૃષ્ણે 'ઠીક' કહીને તેઓનો યથાયોગ્ય સત્કાર કર્યો અને તે પ્રભુ તેઓને ઘેર જઇને ફરી તેઓની સાથેજ પાછા મુકામપર આવ્યા.[૨૮] પછી કેશવે તે બ્રાહ્મણોને સ્વાદિષ્ટ ભોજન કરાવ્યું અને પોતે પણ તે સર્વની સાથે ભોજન કરી, તે રાત્રિ ત્યાં સુખથી નિવાસ કર્યો.[૨૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં " શ્રીકૃષ્ણનું જવું " એ વિષયનો અધ્યાય ૮૪ મો સમાપ્ત.

## અધ્યાય ૮૫ મો

### શ્રીકૃષ્ણના સત્કારની તૈયારી

॥ वैशंपायन उवाच ॥

**तथा दूतैः समाज्ञाय प्रयांतं मधुसूदनं ।**
**धृतराष्ट्रोऽब्रवीद्भीष्ममर्चयित्वा महाभुजम्॥१॥**

વૈશંપાયને કહ્યું:–શ્રીકૃષ્ણ આપણી પાસે આવે છે ,એવી વાર્તા દૂતોદ્વારા જાણીને ધૃતરાષ્ટ્રનાં રૂવાંટાં ઉભાં થઈ ગયાં;અને તેમણે સત્કારપૂર્વક મહાબાહુ ભીષ્મને, દ્રોણને, સંજયને,મહાબુદ્ધિમાન વિદુરને તથા અમાત્યોસહિત દુર્યોધનને આ પ્રમાણે કહ્યું:–[1,2] "હે કુરુનંદન! આજે એક અદ્ભુત મહા આશ્ચર્યકારક વાત સંભળાય છે. ઘેરે ઘેર સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો એજ વાત કરી રહ્યાં છે.[3] કેટલાએક એ વાત સન્માન પૂર્વક બીજાઓને કહે છે. કેટલાંએક ચૌટાંઓમાં અને સભાઓમાં એકઠા મળીને શ્રીકૃષ્ણના આવવાની અનેક વાતો કરે છે.[4] પરાક્રમી શ્રીકૃષ્ણ પાંડવોને માટે અહીં આવે છે, તે મધુસૂદન આપણને સર્વથા માન્ય તથા પૂજ્ય છે.[5] સર્વ લોકનો નિર્વાહ તેમને આધારે ચાલે છે; કારણ કે ત પ્રાણીઓના ઇશ્વર છે. તે શ્રીકૃષ્ણમાં ધૈર્ય, પરાક્રમ, બુદ્ધિ અને બળ રહેલાં છે.[6] તેજ પુરુષોત્તમ સનાતન ધર્મરૂપ છે; માટે તેમનો સત્કાર કરો; કારણ કે તે પૂજન કરવાથી સુખ આપે છે અને પૂજન ન કરવાથી દુઃખ આપે છે.[7] આપણા સત્કારથી જો તે શત્રુદમન યાદવ શ્રીકૃષ્ણ સંતુષ્ટ થાય તો આપણે તેમનાથી સર્વ રાજાઓમાં આપણા મનોરથો પૂર્ણ કરી શકીશું;[8] માટે હે શત્રુતાપન દુર્યોધન! તું આજ ને આજ તેમના સત્કારને માટે ગોઠવણ કર. સર્વ ભોગ્ય વસ્તુઓથી સંપન્ન એવાં તેમનાં નિવાસસ્થાનો માર્ગમાં તૈયાર કરાવ.[9] હે મહાબાહુ ગાંધારીપુત્ર! તારા ઉપર જે રીતે શ્રીકૃષ્ણની પ્રીતિ થાય, તે પ્રમાણે તું કર. હે ભીષ્મ! આપનો શો મત છે?"[10]

તે સમયે ભીષ્માદિ સર્વે તેનાં વચનને સન્માન આપીને ધૃતરાષ્ટ્ર રાજાપ્રત્યે બોલ્યા કે:–" તમારૂં કહેવું ઉત્તમ છે. "[11] તે સર્વનો અભિપ્રાય જાણીને તે વખતે રાજા દુર્યોધને રમણીય સભાસ્થાનો તથા નિવાસગૃહો તૈયાર કરવા આજ્ઞા કરી.[12] પછી સેવકોએ ઠામ ઠામ રમણીય વિભાગોમાં સર્વ રત્નોથી ભરપૂર અનેક સભાઓ તૈયાર કરી;[13] અને તેને શણગારવામાટે અનેક ગુણોથી યુક્ત વિચિત્ર આસનો, સ્ત્રીઓ, સુગંધી પદાર્થો, અલંકારો, સૂક્ષ્મ વસ્ત્રો,ઉત્તમ અન્ન તથા પીવાના રસો, જાતજાતના ભોજ્ય પદાર્થો અને સુગંધી પુષ્પો, એ સર્વ વસ્તુઓ દુર્યોધન રાજાએ આપી.[14,15] વળી વધારામાં દુર્યોધન રાજાએ,વૃકસ્થલ ગામમાં નિવાસને માટે બહુ રત્નોથી મનોહર સભા તૈયાર કરાવી.[16] એ પ્રમાણે દુર્યોધન રાજાએ, અમાનુષ હોઇને કેવળ દેવોને ભોગવવા યોગ્ય સર્વ સામગ્રી તૈયાર કરીને તે ખબર ધૃતરાષ્ટ્રને કહી;[17] પરંતુ યાદવવંશી શ્રીકૃષ્ણ તે સભાસ્થાનો અને વિવિધ રત્નોના તરફ નજર પણ ન કરતાં બારોબાર કુરુગૃહમાં આવ્યા.[18]

ઇતિશ્રી મહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "માર્ગમાં સભાનિર્માણ" એ વિષયનો અધ્યાય ૮૫ મો સમાપ્ત.

## અધ્યાય ૮૬ મો

### શ્રીકૃષ્ણના સન્માનની યોજના

॥ धृतराष्ट्र उवाच ॥

**उपप्लव्यादिह क्षत्तरुपयातो जनार्दनः ॥**
**वृकस्थले निवसति स च प्रातरिहैष्यति॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:–" હે વિદુર! શ્રીકૃષ્ણ ઉપપ્લવ્ય ગામથી અહીં આવવા નીકળ્યા છે, આજે વૃકસ્થળમાં નિવાસ કરે છે અને કાલે સવારે તે અહીં આવશે.[1] શ્રીકૃષ્ણ આહુકવંશના અધિપતિ છે, સર્વ યાદવોના નેતા છે, ઉદાર મનવાળા, મોટા પરાક્રમી અને મહાસત્ત્વવાળા છે.[2] તે માધવ ભગવાન સમૃદ્ધિયુક્ત યાદવરાષ્ટ્રના સ્વામી અને પાળક છે તથા ત્રણે લોકના પ્રપિતામહ છે–અર્થાત્ ત્રણ લોકના પિતા-

મહ બ્રહ્માના પણ પિતા થાય છે.[3] આદિત્યો, વસુઓ અને રુદ્રો જેમ બૃહસ્પતિની બુદ્ધિ પ્રમાણે ચાલે છે, તેમ પ્રસન્ન મનવાળા યાદવો અને અંધકો શ્રીકૃષ્ણની બુદ્ધિ પ્રમાણે ચાલે છે.[4] હે ધર્મજ્ઞ વિદુર! તારી સમક્ષ હું તે યાદવ મહાત્માનો સત્કાર કરવાનો છું, તેનું હું વર્ણન કરૂં છું, તું સાંભળ.[5] બાલ્હિક દેશમાં ઉત્પન્ન થયેલા, એક રંગના અને દઢ અંગવાળા ચાર ચાર ઉત્તમ ઘોડાઓ જોડેલા સોનાના સોળ રથો, હું શ્રીકૃષ્ણને ભેટ કરીશ.[6] હે કુરુવંશી! હળના દાંડા જેવા દાંતવાળા, નિત્ય ઝરતા મદવાળા, લડાયક અને એક એકની પાછળ આઠ આઠ નોકરવાળા આઠ હાથીઓ હું કૃષ્ણને આપીશ.[7] વળી સુવર્ણના જેવી કાંતિવાળી, સુંદર અને પ્રજાવિનાની સો દાસીઓ તથા સો દાસો હું કૃષ્ણને આપીશ.[8] પહાડી પ્રદેશમાં રહેનારા એ ભેટમાં આપેલાં કોમળ સ્પર્શવાળા બકરાંના વાળનાં દશ હજાર વસ્ત્રો હું કૃષ્ણને આપીશ; અને ચીન દેશમાં ઉત્પન્ન થયેલાં આઠ હજાર મૃગચર્મો પણ હું કૃષ્ણને ભેટ કરીશ; કારણ કે કેશવ તેને માટે પાત્ર છે. આ ઉત્તમ તેજવાળો નિર્મળ મણિ, જે રાત્રિદિવસ પ્રકાશ્યા કરે છે, તે કૃષ્ણને લાયક છે, માટે હું તે પણ તેમને આપીશ.[9-11] વળી મારી પાસે ખચ્ચર જોડેલો રથ છે, કે જે એક દિવસમાં ચૌદ યોજન જાય છે, તે પણ હું કૃષ્ણને આપીશ.[12] વળી શ્રીકૃષ્ણની સાથે જેટલાં વાહનો હશે અને જેટલા પુરુષો હશે, તેઓને ચાલે તેનાથી આઠગણી ભોજનસામગ્રી હું તેમને ઉતારે રોજ પહોંચતી કરીશ.[13] દુર્યોધનસિવાયના મારા સર્વ પુત્રો તથા પૌત્રો સારી પેઠે શણગારાઈને સુંદર રથોમાં બેસી શ્રીકૃષ્ણને લેવા તેમની સામે જશે.[14] ઉત્તમ અલંકારવાળી અને સુંદર અંગવાળી હજારો શ્રેષ્ઠ વારાંગનાઓ, મહાભાગ્યશાળી કેશવને લેવા માટે પગથી ચાલતીજ જશે.[15] વળી નગરમાંથી જે પવિત્ર કન્યાઓ શ્રીકૃષ્ણનાં દર્શનને માટે જશે, તેઓ પણ પડદાવિના ખુલ્લી રીતેજ જશે.[16] જેમ પ્રજા સૂર્યનાં દર્શન કરે, તેમ સ્ત્રી, પુરુષ અને બાળકોસહિત આખું નગર, મહાત્મા શ્રીકૃષ્ણનાં દર્શન ભલે કરે.[17] સર્વ દિશાઓમાં મોટી ધ્વજાઓ તથા પતાકાઓ ઉભી કરો અને તેમને આવવાના માર્ગને વાળી, પાણી છાંટીને સ્વચ્છ કરો તેમ કરો.[18] દુઃશાસનનું ઘર દુર્યોધનના ઘર કરતાં પણ શ્રેષ્ઠ છે; માટે આજે તે ઘરને સત્વર સ્વચ્છ કરી શણગારી દો.[19] એ ઘર સુંદર આકારવાળા મહાલયોથી સુશોભિત છે, સુખકર છે, રમણીય છે અને સર્વ ઋતુના ગુણો ધરાવનારૂં છે.[20] આ ઘરમાં મારી અને દુર્યોધનની જે સર્વ રત્નરૂપ વસ્તુઓ છે, તેમાંથી શ્રીકૃષ્ણને જે જે ભોગવવા યોગ્ય હોય, તે તે અવશ્ય તેમને આપવી."[21]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ધૃતરાષ્ટ્રવાક્ય" એ વિષયનો અધ્યાય ૮૬ મો સમાપ્ત.

---

## અધ્યાય ૮૭ મો
### વિદુરનું સ્પષ્ટ ભાષણ

॥ विदुर उवाच ॥

राजन्बहुमतश्चासि त्रैलोक्यस्यापि सत्तमः ।
संभावितश्च लोकस्य संमतश्चासि भारत ॥१॥

વિદુરે કહ્યું:-'હે ભરતવંશી રાજા! તમે ત્રણે લોકમાં પણ બહુ માન્ય તથા સજ્જનોમાં મુખ્ય છો અને લોકમાં પ્રતિષ્ઠિત તથા સંમત છો.[1] તમે હમણાં વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છો, તે વખતે શાસ્ત્રજ્ઞાનથી અથવા સારા તર્કથી આવી ઉત્તમ વાતો કરો છો, તેથી ખરેખર, તમે સ્થિર વિચારના તથા વૃદ્ધ છો.[2] હે રાજા! ચંદ્રમાં કળા, સૂર્યમાં પ્રભા અને સાગરમાં જેમ મહાન તરંગો છે, તેમ તમારેવિષે ધર્મ છે, એવો પ્રજાનો નિશ્ચય છે.[3] હે પૃથ્વીપતિ! લોકો તમારા ગુણસમૂહથી સર્વદા પ્રસન્ન છે; માટે તમે બાંધવોની સાથે ગુણોના રક્ષણને માટે નિત્ય પ્રયત્ન કરો.[4] હે રાજા! તમે સરળતા રાખો, બાળબુદ્ધિથી પુત્રોનો, પૌત્રોનો અને અતિપ્રિય સ્નેહી

વગેરેનો નાશ કરો નહિ.[૫] હે રાજા! તમે અતિથિ-તરીકે આવેલા કૃષ્ણને પુષ્કળ ભેટ કરવા ઇચ્છો છો;પરંતુ એ કૃષ્ણ તો એટલું, એથી બીજું અને આખી પૃથ્વી આપવાને પણ પાત્ર છે.[૬] વળી હું સત્યથી પોતાના સોગંદ ખાઇને કહું છું કે,તમે શ્રીકૃષ્ણને જે આ આપવા ધારો છો, તે ધર્મના ઉદ્દેશથી અથવા કૃષ્ણસંબંધી પ્રેમને લીધે નથી; પરંતુ હે બહુ દક્ષિણા દેનારા! એ સર્વ ઇંદ્રજાળ તથા ઠગાઇ છે. હે રાજા! તમારાં બાહ્ય કર્મથી હું તમારા ગુપ્ત વિચારને જાણી ગયો છું.'[૮] હે રાજા! પાંડવો પાંચ હોઈને તે પાંચજ ગામડાંની માગણી કરે છે, પણ તમારે તેઓને તે આપવાં નથી અને સલાહ પણ કરવી નથી![૯] તમે દ્રવ્યથી મહાબાહુ કૃષ્ણને પોતાના કરવા ધારો છો અને એજ ઉપાયથી તેમને પાંડવોથી ફોડવા ધારો છો;[૧૦] પરંતુ હું તમને ખરૂં કહું છું કે, તમે ધનથી, ખટપટથી અથવા નિંદાથી શ્રીકૃષ્ણને અર્જુનથી વેગળા કરી શકશો નહિ.[૧૧] હું કૃષ્ણના માહાત્મ્યને જાણું છું, તેમની પાંડવો ઉપરની દૃઢ ભક્તિને પણ જાણું છું અને તેમને અર્જુન પ્રાણતુલ્ય તથા ત્યાગ ન કરાય તેવો છે, એ પણ હું જાણું છું.[૧૨] શ્રીકૃષ્ણ જળથી ભરેલા કળશસિવાય, પગ ધોવાના જળસિવાય અને કુશળ પ્રશ્નસિવાય તમારી બીજી વસ્તુઓ તરફ દૃષ્ટિ પણ કરશે નહિ. [૧૩] હે રાજા! માટે માનપાત્ર મહાત્મા શ્રીકૃષ્ણનો જે સલાહરૂપી પ્રિય અતિથિસત્કાર છે,તેજ અતિથિસત્કાર તમે કરો. ખરેખર, જનાર્દન માનપાત્ર છે.[૧૪] કેશવ પ્રભુ કૌરવોના કલ્યાણની આશાથી તમારી પાસે આવે છે; માટે હે રાજા! જે ઉદ્દેશથી તે આવે છે,તેજ તમે તેમને અર્પણ કરો.[૧૫] હે રાજેંદ્ર! શ્રીકૃષ્ણ તમારા દુર્યોધનની અને પાંડવોની વચ્ચે સલાહ થાય એમ ઇચ્છે છે; માટે તમે તેમનાં વચનને કબૂલ કરો.[૧૬] હે રાજન્! તમે પિતા છો અને તેઓ પુત્રો છે; તમે વૃદ્ધ છો અને તેઓ તમારા બાળક છે, માટે તમે પાંડવોપ્રત્યે પિતાની પેઠે વર્તો અને તેઓ તમારાપ્રત્યે પુત્રની પેઠે વર્તે છેજ."[૧૭]

અધ્યાય ૮૭ મો સમાપ્ત.

# અધ્યાય ૮૮ મો

## શ્રીકૃષ્ણને કેદ કરવાની દુર્યોધનની ઇચ્છા

॥ दुर्योधन उवाच ॥

यदाह विदुरः कृष्णे सर्वं तत्सत्यमच्युते ।
अनुरक्तो ह्यसंहार्यः पार्थान्प्रति जनार्दनः॥१॥

દુર્યોધને કહ્યું:–"વિદુરે કૃષ્ણના સંબંધમાં જે કહ્યું છે, તે સઘળું કૃષ્ણને વિષે સત્ય છે. જનાર્દન પાંડવોપ્રત્યે પ્રીતિવાળા છે અને તે આપણા પક્ષમાં ખેંચાય તેવા નથી;[૧] માટે હે રાજેંદ્ર! તમે જનાર્દનને સત્કારપૂર્વક જે અનેક પ્રકારનું ધન આપવા ધારો છો, તે તેને કદી આપવું નહિ.[૨] કૃષ્ણ તેવા સત્કારને માટે પાત્ર નથી,એમ મારૂં કહેવું નથી; પરંતુ આ દેશ અને કાળ તેવા સત્કારને માટે અયોગ્ય છે,કારણકે હે રાજા! તેમ કરવાથી કૃષ્ણ માનશે કે, આ લોકો ભયથી મારૂં પૂજન કરે છે.[૩] હે રાજા! જે કાર્ય કરવાથી ક્ષત્રિયનું અપમાન થાય, તે કાર્ય ડાહ્યા મનુષ્યે કરવું નહિ, એવો મારો દૃઢ નિશ્ચય છે.[૪] વિશાળ નેત્રવાળા કૃષ્ણ, આ લોકમાંજ નહિ પરંતુ ત્રણે લોકમાં મહાપૂજ્ય છે,એ હું સર્વથા જાણું છું;[૫] પરંતુ હે રાજા! હમણાં કર્તવ્યની રીત એજ છે કે, તેને કંઇપણ આપવું નહિ. લડાઈનો આરંભ થઇ ચૂક્યો છે, તે કંઇ લડ્યા વિના–માત્ર અતિથિસત્કાર શાંત પડશે નહિ."[૬]

વૈશંપાયને કહ્યું:–તેનાં તે વચન સાંભળીને કુરુપિતામહ ભીષ્મ, વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૭] "તમે સત્કાર કરો કે અસત્કાર કરો, પરંતુ શ્રીકૃષ્ણ ક્રોધ કરે તેમ નથી. તેમનું અપમાન કરવા તમે સમર્થ નથી અને તમારે તેમનું અપમાન કરવું પણ નહિ.[૮] હે મહાબાહુ! શ્રીકૃષ્ણ જે કાર્ય મનથી કરવા ધારે છે, તેને કોઇપણ સર્વ ઉપાયવડે ફેરવી શકતું નથી;[૯] માટે તે મોટા બાહુવાળા કૃષ્ણ જે કંઈ કહે તે તમારે નિઃશંકપણાથી કરવું. વાસુદેવરૂપી તીર્થ (ઉતરવાના માર્ગ)દ્વારા તુરત તમે પાંડવોની સાથે સલાહ કરી લ્યો.[૧૦] ધર્માત્મા જનાર્દન અવશ્ય

ધર્મ તથા અર્થયુક્ત વચન કહેશે; માટે તમારે ભાઈઓની સાથે તેમની આગળ પ્રિય વાણીજ બોલવી."[૧૧]

દુર્યોધને કહ્યું:–"હે રાજન્! હે પિતામહ! હું જીવું ત્યાંસુધી આ આખી રાજ્યલક્ષ્મી પાંડવોની સાથે ભોગવું, એવો તો કોઈ પ્રકારજ નથી;[૧૨] માટે મેં એ સંબંધમાં એક મોટું કાર્ય વિચારી કાઢયું છે, તે તમે સાંભળો. હું પાંડવોના આધારરૂપ કૃષ્ણનેજ કેદ કરવા ધારૂં છું.[૧૩] તે કૃષ્ણને બંધનમાં નાખ્યા, એટલે યાદવો, પાંડવો અને આખી પૃથ્વી મારે તાબે થઈ જશે! કાલે સવારેજ કૃષ્ણ અહીં આવશે;[૧૪] માટે એ સંબંધી ઉપાયોને કૃષ્ણ જે રીતે જાણે નહિ અને કોઈપણ જાતનો વિનાશ થાય નહિ, તેવી યુક્તિ તમે મને કહો."[૧૫]

વૈશંપાયને કહ્યું:–શ્રીકૃષ્ણના સંબંધમાં દુર્યોધનનું તે ભયંકર વચન સાંભળીને મંત્રીઓની સાથે ધૃતરાષ્ટ્ર ગભરાઈ ખિન્ન થઇ ગયા.[૧૬] પછી ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કહ્યું કેઃ–"હે પ્રજાપાલ! તું એવું બોલ નહિ. એ સનાતન ધર્મ નથી.[૧૭] શ્રીકૃષ્ણ દૂત થઈને અહીં આવે છે, તે આપણા સંબંધી તથા પ્રિય છે અને કૌરવોપ્રત્યે નિષ્પાપબુદ્ધિવાળા છે, તેને કેદ કેમ કરાય?"[૧૮]

ભીષ્મે કહ્યું:–"હે ધૃતરાષ્ટ્ર! તારો આ અત્યંત મંદ બુદ્ધિવાળો પુત્ર દુર્યોધન કાળવડે ઘેરાઈ ગયો છે, સ્નેહિઓ તેના ભલાની માગણી કરે છે તેને તે સાંભળતો નથી; પરંતુ અનર્થનોજ સ્વીકાર કરે છે;[૧૯] અને તમે પણ સ્નેહીઓનાં વાકયોનો અનાદર કરીને, આ આડે માર્ગે જનારા અને પાપીઓની સંગતવાળા પાપી દુર્યોધનને અનુસરો છો![૨૦] ઉત્તમ કાર્ય કરનારા શ્રીકૃષ્ણનો સમાગમ થતાંજ તમારો આ અતિ દુષ્ટ બુદ્ધિવાળો પુત્ર પોતાના મંત્રીઓની સાથે એક ક્ષણમાંજ હતો ન હતો થઇ જશે![૨૧] હવે હું આ પાપી, ક્રૂર, ધર્મનો ત્યાગ કરનારા, દુર્બુદ્ધિ દુર્યોધનની અનર્થયુક્ત વાણી સાંભળવા કોઈપણ રીતે ઇચ્છતો નથી."[૨૨]

એ પ્રમાણે કહીને સત્ય પરાક્રમવાળા તથા ભરતકુળમાં શ્રેષ્ઠ વૃદ્ધ ભીષ્મ, મહા ક્રોધ કરીને ત્યાંથી ઉઠી ચાલતા થયા.[૨૩]

ઇતિશ્રી મહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "દુર્યોધનનાં વાકયો" એ વિષયનો અધ્યાય ૮૮ મો સમાપ્ત.

## અધ્યાય ૮૯ મો

### શ્રીકૃષ્ણનો વિદુરના ઘરમાં પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

प्रातरुत्थाय कृष्णस्तु कृतवान्सर्वमाह्निकम् ।
ब्राह्मणैरभ्यनुज्ञातः प्रययौ नगरं प्रति ॥१॥

વૈશંપાયન કહ્યું:–આ તરફ શ્રીકૃષ્ણે પણ પ્રાતઃકાળમાં ઉઠી સર્વ નિત્યકર્મ કર્યું અને બ્રાહ્મણોની આજ્ઞા લઇને હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું.[૧] તેમને વળાવવા ગયેલા સર્વ વૃકસ્થળવાસી લોકો, પ્રયાણ કરતા મહાબાહુ અને મહાબળવાન્ શ્રીકૃષ્ણની આજ્ઞા લઇને પાછા વળ્યા.[૨] શ્રીકૃષ્ણને આવતા સાંભળીને, દુર્યોધનસિવાય બીજા ધૃતરાષ્ટ્રના શણગારાયલા સર્વે પુત્રો, ભીષ્મ, દ્રોણ, કૃપ વગેરે તેમને લેવા સામા ગયા.[૩] હે રાજા! શ્રીકૃષ્ણનાં દર્શનની ઇચ્છાવાળા નગરના પુષ્કળ લોકો અનેક જાતનાં વાહનોમાં બેસીને તેમની સામા ગયા અને કેટલાએક પગે ચાલતાજ ગયા.[૪] માર્ગમાં શ્રીકૃષ્ણ પવિત્ર કર્મવાળા ભીષ્મને, દ્રોણને અને ધૃતરાષ્ટ્રના પુત્રોને મળ્યા અને તેઓથી વીંટાઈને નગરમાં આવ્યા.[૫] શ્રીકૃષ્ણના સન્માનને માટે નગરને શણગાર્યું હતું અને અનેક રત્નરૂપ વસ્તુઓથી રાજમાર્ગને ભરી દીધો હતો.[૬] હે ભરતશ્રેષ્ઠ રાજા! તે વખતે વાસુદેવનાં દર્શનની ઇચ્છાથી સ્ત્રી, વૃદ્ધ, બાળક સર્વે બહાર નીકળ્યાં હતાં, કોઈપણ ઘરમાં રહ્યું ન હતું.[૭] હે મહારાજ! શ્રીકૃષ્ણ નગરમાં પ્રવેશ કરીને રાજમાર્ગ ઉપર આવ્યા, તે વખતે નગરજનો પ્રણામ કરીને તેમની સ્તુતિ કરવા લાગ્યા.[૮] મોટાં મોટાં ઘરો પણ સુંદર સ્ત્રીઓથી ભરાઈ ગયાં હતાં અને તે ભારવડે જમીનપર ઝૂકી જતાં હોય તેવાં દેખાતાં હતાં.[૯] રાજ-

માર્ગ મનુષ્યોથી એટલો બધો ભરાઇ ગયો હતો કે, વાસુદેવના તેવા વેગવાળા ઘોડાઓની ગતિ પણ અટકી પડી હતી.[૧૦] પછી શત્રુનાશક કમળનયન શ્રીકૃષ્ણે, આસપાસ આવેલાં રાજમંદિરોથી સુશોભિત ધૃતરાષ્ટ્રના શ્વેતવર્ણા રાજમહેલમાં પ્રવેશ કર્યો.[૧૧] શત્રુદમન કૃષ્ણ રાજમહેલનાં ત્રણ દ્વાર ઓળંગીને ધૃતરાષ્ટ્ર રાજાની પાસે પહોંચ્યા.[૧૨] શ્રીકૃષ્ણ પાસે આવ્યા એટલે તુરતજ મહાયશસ્વી અંધ ધૃતરાષ્ટ્ર રાજા, દ્રોણ તથા ભીષ્મની સાથે ઉઠીને ઉભા થયા.[૧૩] કૃપાચાર્ય, સોમદત્ત, મહારાજા બાહ્લિક, એ સર્વે પણ જનાર્દનને માન આપવામાટે આસન ઉપરથી ઉઠીને ઉભા થઇ ગયા.[૧૪] તે પછી શ્રીકૃષ્ણે યશસ્વી રાજા ધૃતરાષ્ટ્રની પાસે જઇને તુરત વાણીવડે તેનું તથા ભીષ્મનું સન્માન કર્યું.[૧૫] ધર્માનુસાર ક્રમથી તેઓનું પૂજન કર્યા પછી, લક્ષ્મીપતિ મધુસૂદન વયના પ્રમાણમાં બીજા રાજાઓને પણ મળ્યા.[૧૬] પછી શ્રીકૃષ્ણ દ્રોણને, તેમના પુત્ર યશસ્વી અશ્વત્થામાને, બાહ્લિકને, કૃપાચાર્યને તથા સોમદત્તને મળ્યા;[૧૭] અને ત્યાં એક ભવ્ય તથા ચળકતું સુવર્ણનું મોટું સિંહાસન હતું તેના ઉપર ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી બેઠા.[૧૮] તે સમયે ધૃતરાષ્ટ્રના પુરોહિતો સંપ્રદાય પ્રમાણે શ્રીકૃષ્ણનાં પૂજનનેમાટે ગાય, મધુપર્ક તથા જળ લાવ્યા અને તેવડે તેઓએ કૃષ્ણનું પૂજન કર્યું. આ રીતે અતિથિસત્કાર થયા પછી કૌરવોથી વીંટાયલા શ્રીકૃષ્ણ,વેવાઇતરીકેના સંબંધને યોગ્ય તે સર્વની સાથે પરિહાસ કરવા લાગ્યા.[૧૯,૨૦] ધૃતરાષ્ટ્રે શત્રુદમન મહાયશસ્વી શ્રીકૃષ્ણનું પૂજન-અર્ચન કર્યું; તે પછી શત્રુદમન શ્રીકૃષ્ણ, રાજાની આજ્ઞા લઇને તથા કુરુસભામાં સર્વ કૌરવોને યથાયોગ્ય મળીને ત્યાંથી નીકળ્યા અને વિદુરના રમણીય ગૃહમાં ગયા.[૨૧,૨૨] ત્યાં વિદુર સર્વ માંગલિક પદાર્થો લઇને શ્રીકૃષ્ણની સામા આવ્યા અને તેમણે સર્વ કામનાઓથી સેવાતા તે જનાર્દનની પૂજા કરી.[૨૩] પછી તે બોલ્યા કેઃ- "હે કમળનયન ! મને તમારાં દર્શનથી જે આનંદ ઉત્પન્ન થયો છે, તે મારે તમને શામાટે કહેવો જોઇએ? કારણ કે તમે દેહધારીઓના અંતરાત્માજ છો !"[૨૪] આવું કહ્યા પછી સર્વ ધર્મને જાણનારા વિદુરે અતિથિસત્કારને પામેલા શ્રીકૃષ્ણને પાંડુપુત્રોના કુશળસમાચાર પૂછયા.[૨૫] વળી બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ વિદુરે પ્રીતિયુક્ત, સામા ઉપકારની આશા રાખ્યાવિના ઉપકાર કરનારા, ધર્માર્થપરાયણ, રોષરહિત અને ધીમાન શ્રીકૃષ્ણને પાંડવોનો સર્વ વૃત્તાંત વિસ્તારથી પૂછયો અને પ્રત્યક્ષ જોનારા શ્રીકૃષ્ણે, તે સર્વ વૃત્તાંત વિદુરને કહી સંભળાવ્યો.[૨૬,૨૭]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ધૃતરાષ્ટ્રના ગૃહમાં પ્રવેશ" એ વિષયનો અધ્યાય ૮૯ મો સમાપ્ત.

## અધ્યાય ૯૦ મો

### કુંતીનો તથા શ્રીકૃષ્ણનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**अथोपगम्य विदुरमपराह्णे जनार्दनः।**
**पितृष्वसारं स पृथामभ्यगच्छदरिंदमः॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ-શત્રુદમન શ્રીકૃષ્ણ વિદુરને મળ્યા પછી પાછલે પહોરે પોતાનાં ફોઇ કુંતીની પાસે ગયા.[૧] નિર્મળ સૂર્યના જેવા તેજસ્વી શ્રીકૃષ્ણને આવેલા જોઇને કુંતી તેમને ગળે બાઝી પડયાં અને પુત્રોનું સ્મરણ કરીને રડવા લાગ્યાં. પોતાના સત્ત્વસંપન્ન પુત્રોની સાથે ફરનારા શ્રીકૃષ્ણને લાંબે દિવસે જોઇને કુંતી આંખમાંથી આંસુ પાડવા લાગ્યાં.[૨,૩] પછી અતિથિ સત્કાર પામીને વીરનાયક શ્રીકૃષ્ણ બેઠા, એટલે કુંતી સૂકાયલા અને અશ્રુ ભરાઈ જવાથી ગળગળા થયેલા મુખવડે તેમને કહેવા લાગ્યાંઃ-[૪] "જેઓ બાળવયમાંથીજ ગુરુસેવામાં તત્પર રહે છે, પરસ્પરમાં સ્નેહવાળા છે, એકબીજા તરફ માનવૃત્તિવાળા છે, સમાન ચિત્તવાળા છે, કપટવડે રાજ્યથી ભ્રષ્ટ થઇને મનુષ્યોમાં નિવાસ કરવા યોગ્ય છતાં નિર્જન અરણ્યમાં ગયા છે, ક્રોધ તથા હર્ષને સ્વાધીન રાખનારા, બ્રાહ્મણોના ભક્ત

અને સત્ય બોલનારા છે, તે મારા પુત્રો પ્રિય વસ્તુઓનો તથા સુખનો ત્યાગ કરીને અને મને રડતી છોડીને વનમાં જતાં જતાં મારા હૃદયને સમૂળગું હરી ગયા છે. હે તાત! હે કેશવ! વનવાસને માટે અયોગ્ય મહાત્મા પાંડવો સિંહ, વાઘ અને હાથીથી ભરપૂર મહાવનમાં કેવી રીતે રહ્યા હશે? બાળવયમાંજ પિતાવિનાના થયેલા તેઓને મેં હમેશાં લાડ લડાવ્યાં હતાં.[૫–૮] તેઓ પિતા તથા માતા બન્નેને ન જોતાં મહાવનમાં કેમ રહી શકયા હશે? હે કેશવ! પાંડવોને બાલ્યાવસ્થાથીજ શંખ તથા દુંદુભિના નાદોથી અને મૃદંગ તથા વેણુના ધ્વનિથી જગાડવામાં આવતા હતા. વળી તેઓ જ્યારે ઘેર હતા, ત્યારે મહાલયના ઉપલા ભાગમાં રંકુ મૃગનાં સુંવાળાં ચર્મોથી બીછાવેલી શય્યાઓમાં સૂતા હતા અને પ્રાતઃકાળે હાથીઓના મોટા શબ્દોથી, ઘોડાઓના હણહણાટથી, રથનાં પૈડાંઓની ગર્જનાથી, શંખ તથા ભેરીના શબ્દોથી, વેણુ અને વીણાના ધ્વનિઓથી, મહાત્મા બ્રાહ્મણોની માંગલિક વાણીથી અને સત્કારપાત્ર તથા સત્કાર પામેલા સ્તુતિ કરતા બંદિજનોનાં અભિનંદનથી જાગ્રત થતા હતા અને જાગ્યા પછી વસ્ત્રો, રત્નો તથા અલંકારોથી બ્રાહ્મણોનો સત્કાર કરતા હતા, તેમજ બ્રાહ્મણો પણ પુણ્યાહવાચનપૂર્વક તેઓને આશીર્વાદ આપતા હતા. હે જનાર્દન! તે પુત્રોને મહાવનમાં ભયંકર પ્રાણીઓના ક્રૂર શબ્દો સાંભળીને નિદ્રા પણ આવી નહિ હોય; કારણ કે તેઓ તેવા શબ્દો સાંભળવાને યોગ્ય નથી. હે મધુસૂદન! ભેરી, મૃદંગ, શંખ અને વેણુના શબ્દોથી, સ્ત્રીઓના મધુર ગીતધ્વનિઓથી અને સ્તુતિ કરતા બંદિ, માગધ તથા સૂતોથી જાગનારા તેઓ મહાવનમાં પશુઓના શબ્દોથી કેવી રીતે જાગ્રત થતા હશે?

હે કૃષ્ણ! સત્યનિષ્ઠ, લજ્જાશીલ, જિતેંદ્રિય, પ્રાણીઓના ઉપર દયા રાખનાર, કામ તથા દ્વેષને વશ રાખીને સજ્જનના માર્ગને અનુસરનાર, અંબરીષ, માંધાતા, યયાતિ, નહુષ, ભરત, દિલીપ, ઉશીનરનોપુત્ર શિબિ–આ પુરાતન રાજર્ષિઓને પણ ઉપાડવી કઠિન પડે તેવી રાજ્યની ધુંસરીને ધારણ કરનાર, શીલ તથા સદાચારથી સંપન્ન, ધર્મજ્ઞ, સત્યપ્રતિજ્ઞાવાળો, ત્રણે લોકનો પણ સર્વગુણસંપન્ન રાજા થવા યોગ્ય, અજાતશત્રુ, ધર્માત્મા, શુદ્ધ સુવર્ણના જેવી કાંતિવાળો, ધર્મ, શાસ્ત્રાધ્યયન અને વર્તનમાં સર્વ કૌરવો કરતાં શ્રેષ્ઠ અને દેખાવડો મહબાહુ યુધિષ્ઠિર કેવી સ્થિતિમાં છે?[૯,૨૧]

હે મધુસૂદન! જે મહાબળવાન પાંડુપુત્ર દશ હજાર હાથીના જેવું બળ ધરાવે છે, વાયુના જેવો વેગવાન છે, નિત્ય ક્રોધયુક્ત રહે છે, ભાઇઓને વહાલો અને તેઓનું પ્રિય કરનારો છે; જે શૂરાએ કીચકને, તેના ભાઈઓને, ક્રોધવશ નામના ગણને, હિડિંબને અને બકને મારી નાખ્યા છે;[૨૨,૨૩] જે ભીમ પરાક્રમમ ઇંદ્રના જેવો છે, બળમાં વાયુના જેવો છે, ક્રોધમાં મહેશ્વરના જેવો છે અને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ છે;[૨૪] જે પાંડુપુત્ર શત્રુઓને તાપ આપનારો અને ક્રોધી છે, છતાં જે ચિત્તને, ક્રોધને, બળને તથા અસહનતાને વશ રાખી પોતાના વડીલ ભાઈની આજ્ઞામાં રહે છે;[૨૫] હે યાદવવંશી કૃષ્ણ! તેજના ઢગ જેવો મહાત્મા, શ્રેષ્ઠ, મહાપ્રતાપી, ભૂંગળના જેવા બાહુવાળો, નામે ભીમસેન અને દેખાવમાં પણ ભયંકર એવો તે વચેટ પાંડવ બળવાન વૃકોદર હમણાં કેવી સ્થિતિમાં રહે છે, તે મને કહો.[૨૬,૨૭]

હે કૃષ્ણ! જે અર્જુન પોતે બે બાહુવાળો હોવા છતાં પૂર્વે થઈ ગયેલા હજાર બાહુવાળા સહસ્રાર્જુનની નિત્ય સ્પર્ધા કરે છે,[૨૮] જે એક જ વેગવડે પાંચસો બાણો ફેંકે છે, જે અસ્ત્રવિદ્યામાં સહસ્રાર્જુન રાજાના જેવો છે,[૨૯] તેજમાં સૂર્ય જેવો છે, ઇન્દ્રિયનિગ્રહમાં મહર્ષિ જેવો છે, ક્ષમામાં પૃથ્વી જેવો છે અને પરાક્રમમાં મહેન્દ્ર જેવો છે;[૩૦] વળી હે મધુસૂદન! જેણે પોતાના પરાક્રમવડે મહાઉજ્જ્વલ અને પ્રસિદ્ધ એવું સર્વ રાજાઓમાં સમ્રાટ્પદ કૌરવોને માટે

મેળવી આપ્યું છે;[૩૧] સર્વ પાંડવો જેના બાહુબળનો આશ્રય કરીને રહેલા છે, તે પાંડુપુત્ર સર્વ રથીઓમાં શ્રેષ્ઠ તથા સત્ય પરાક્રમી છે.[૩૨] વળી હે અચ્યુત! સંગ્રામમાં જેની સામે ગયેલો કોઇપણ જીવતો પાછો આવી શકતો નથી, જે સર્વ પ્રાણીઓનો વિજેતા, અજિત અને જયશીલ છે[૩૩] તથા દેવોને જેમ ઇંદ્રનો આશ્રય છે, તેમનો પાંડવોને આશ્રય છે, તે તમારો ભાઈ અને મિત્ર અર્જુન, હમણાં કેવી સ્થિતિમાં છે?[૩૪]

હે કૃષ્ણ! સર્વ પ્રાણીઓપર દયાળુ, લજ્જાશીલ, મોટો અસ્ત્રવેત્તા, શાંત, સુકુમાર, ધાર્મિક, મને વહાલો, મહાધનુર્ધારી, શૂરો, સંગ્રામમાં શોભનારો, ભાઇઓની સેવા કરનારો, ધર્માર્થમાં કુશળ, તરુણ અને હે મધુસૂદન! જે પવિત્ર વર્તનવાળા મહાત્મા સહદેવના સદ્વર્તનને બંધુઓ વખાણે છે; તે વડીલની સેવા કરનારો, યોદ્ધાઓમાં શ્રેષ્ઠ અને મારી સેવા કરનારો વીર માદ્રીપુત્ર સહદેવ કેવી સ્થિતિમાં છે? તે હે યાદવવંશી! તમે મને કહો.[૩૫-૩૮]

હે કૃષ્ણ! સુકુમાર, યુવાન, શૂરો, દેખાવડો, સર્વ ભાઇઓને બહાર ફરનારા પ્રાણ જેટલો વહાલો, જાતજાતનું યુદ્ધ કરનારો, મહાધનુર્ધારી અને સુખમાં વૃદ્ધિ પામેલો મારો મહાબળવાન પુત્ર નકુલ કુશળ છે? હે મહાબાહુ! સુખ ભોગવવાને યોગ્ય, દુઃખ ભોગવવાને અયોગ્ય, સુકુમાર અને મહારથી નકુળને હું ફરી કોઇ વખત જોઇશ કે? રે! પૂર્વે હું પલકારા જેટલો સમય પણ નકુળવિના અધીરી થઇ જતી હતી, હે વીર! તેજ હું આજે તેનાવિના જીવું છું, એ તમે જુઓ![૩૯,૪૨]

હે જનાર્દન! મને મારા સર્વ પુત્રો કરતાં દ્રૌપદી બહુ વહાલી છે, તે કુલીન છે, રૂપસંપન્ન છે અને સર્વ ગુણોથી સારીપેઠે ઝળકી રહી છે. જે સત્યવાદિની, પુત્રના સહવાસ કરતાં પતિઓના સહવાસ શ્રેષ્ઠ માનતી, પોતાના પ્રિય પુત્રોનો ત્યાગ કરીને પતિ—પાંડવની સેનામાં તત્પર રહે છે;[૪૪] હે અચ્યુત! તે મહાકુળમાં ઉત્પન્ન થયેલી, સર્વ કામનાઓથી અત્યંત માન્ય અને સર્વ કલ્યાણસ્વરૂપ દેવી દ્રૌપદી હમણાં કેવી સ્થિતિમાં છે?[૪૫] અરેરે! અગ્નિતુલ્ય તેજસ્વી, મહાધનુર્ધારી, પ્રહાર કરનારા અને શૂરા પાંચ પતિઓની સાથે રહેવા છતાં તે દ્રૌપદી દુઃખ ભોગવે છે![૪૬] હે શત્રુદમન! પુત્રાદિના વિયોગથી દુઃખી થયેલી સત્યવાદિની દ્રૌપદીને આ ચૌદ વર્ષ થયાં મેં જોઈ નથી. દ્રૌપદી જેવી પુણ્યશીલ સ્રીને પણ અક્ષય સુખ મળ્યું નહિ, એ ઉપરથી એમ લાગે છે કે, પુણ્યકર્મો કરવાથી પુરુષને અવશ્ય સુખ મળેજ, એવું કંઈ નથી.[૪૭,૪૮] મને દ્રૌપદી કરતાં યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અથવા સહદેવ પણ અધિક પ્રિય નથી. તે દ્રૌપદી રજસ્વલા હતી ત્યારે તેને ક્રોધ તથા લોભને અધીન રહેનારા નીચ દુર્યોધને સભામાં ખેંચી મંગાવી સસરાઓની સમીપમાં ઉભી કરી હતી તથા એક વસ્ત્રસાથે સભામાં આવેલી દ્રૌપદીને સર્વ કૌરવો જોઈ રહ્યા હતા. તે જોઇને મને જે મહાદુઃખ લાગ્યું તેનાથી અધિક દુઃખ પૂર્વે મેં કોઇ દિવસ અનુભવ્યું ન હતું.[૪૯-૫૧] તે સમયે ધૃતરાષ્ટ્ર, મહારાજ બાલ્હિક, કૃપાચાર્ય, સોમદત્ત તથા કેટલાએક કૌરવો ખિન્ન થઈ ગયા હતા;[૫૨] પરંતુ તે સભામાં બેઠેલા સર્વમાં હું વિદુરનેજ મોટું માન આપું છું;કારણ કે પુરુષ ધનથી અથવા વિદ્યાથી આર્ય ગણાતો નથી; પણ સદાચારથીજ આર્ય ગણાય છે.[૫૩] હે કૃષ્ણ! તે મહાબુદ્ધિવાળા ગંભીર મહાત્મા વિદુરનું શીલ એજ અલંકાર છે અને તે સર્વ લોકોનું આધારરૂપ થઈ રહેલું છે."[૫૪]

વૈશંપાયને કહ્યું:—કુંતી, ગોવિંદને આવેલા જોઈને શોકાતુર તથા આનંદિત થયાં હતાં અને તેથી તેણે શ્રીકૃષ્ણની આગળ પોતાનાં નાના પ્રકારનાં સર્વ દુઃખોનું વર્ણન કર્યું.[૫૫]

"હે શત્રુદમન! પૂર્વના નિંદાપાત્ર રાજાઓ જુગાર તથા મૃગયા ખેલ્યા હતા; પરંતુ તેથી તેઓને સુખ થયું હતું કે?[૫૬] ધૃતરાષ્ટ્રના પુત્રોએ સભામાં કૌરવોની સમક્ષ દ્રૌપદીને જે મહાદુઃખ આપ્યું,તે મને મરણ કરતાં પણ વધારે બાળે છે.[૫૭]

હે જનાર્દન! હે શત્રુતાપન! મારા બાળકોને નગરમાંથી કાઢી મૂક્યા, વનવાસ ભોગવાવ્યો, ગુપ્તવાસ વેઠાવ્યો, રાજ્ય ન આપીને જીવિકાનો વિરોધ કર્યો–ઇત્યાદ અનેક પ્રકારનાં દુઃખો મેં અનુભવ્યાં છે; પરંતુ હે શત્રુતાપન માધવ! એજ દુઃખો જો હું પુત્રોની સાથે હોત તો મને એટલાં દુઃસહ લાગ્યાં ન હોત.[૫૮,૫૯] દુર્યોધને મારા પુત્રોને રાજ્યથી ભ્રષ્ટ કર્યાને હમણાં ચૌદમું વર્ષ ચાલે છે; અને સુખ ભોગવવાથી જો પુણ્યનો ક્ષય થતો હોય તથા દુઃખ ભોગવવાથી પાપનો ક્ષય થતો હોય, તો હવે અમને દુઃખ ભોગવવાથી પાપનો ક્ષય થવાને લીધે સુખ પ્રાપ્ત થવું જોઇએ.[૬૦] હે કૃષ્ણ! મેં પાંડવોમાં અને ધૃતરાષ્ટ્રના પુત્રોમાં કદી ફેર ગણ્યો નથી તે સત્યથી, હું તમને પાંડવોની સાથે આ સંગ્રામમાંથી મુક્ત થયેલા શત્રુવિનાના તથા રાજ્યલક્ષ્મીથી વીંટાયલા જોઇશ.[૬૧] શત્રુઓ પાંડવોનો પરાજય કરી શકે તેમ નથી, કારણકે પાંડવોનું સર્વ વર્તન સમાનતાભરેલું છે.

મારે જે દુઃખ ભોગવવું પડે છે, એ સંબંધમાં હું પોતાને તેમજ દુર્યોધનને દોષ દેતી નથી; પરંતુ પિતાનેજ દોષ દઉં છું;[૬૨] કારણકે તે મારા પિતા અને તમારા પિતામહે હું હાથમાં દડો લઇને ખેલતી બાળા હતી તે વખતે, એકાદો ઉદાર પુરુષ જેમ પોતાના હાથમાંનું ધન કોઈને આપી દે તેમ મને પોતાના મહાત્મા મિત્ર કુંતીભોજને આપી દીધી હતી! આ પ્રમાણે હે શત્રુતાપન કૃષ્ણ! પિતાએ અને ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વગેરે સસરાઓએ મારો ત્યાગ કરવાથી હું અત્યંત દુઃખી થયેલી છું, તેથી હવે મને જીવવાનું શું ફળ છે?[૬૩,૬૪] અર્જુનનો જ્યારે જન્મ થયો, ત્યારે રાત્રે મને આકાશવાણીએ કહ્યું હતું કે:–'આ તારો પુત્ર પૃથ્વીનો વિજય કરશે, એનો યશ સ્વર્ગસુધી પહોંચશે અને એ ધનંજય મહાયુદ્ધમાં કૌરવોને મારી, રાજ્ય મેળવી પોતાના ભાઇઓની સાથે ત્રણ અશ્વમેધ કરશે.'[૬૫,૬૬] હું તે આકાશવાણીને દોષ દેતી નથી. વિશ્વકર્તા મહાત્મા ધર્મરૂપી કૃષ્ણને મારા નમસ્કાર હો. ધર્મજ પ્રજાનો આધાર છે. હે યાદવ કૃષ્ણ! તે ધર્મ જો સત્ય હશે તો આકાશવાણીએ જે પ્રમાણે કહ્યું છે, તે ખરૂં પડશે અને તમે પણ તે પ્રમાણે સર્વ સંપાદન કરશો.[૬૭,૬૮] હે માધવ! મને પુત્રોવિના જીવવું પડે છે, એ દુઃખ જેવું બાળે છે તેવું વૈધવ્ય, ધનનાશ અને વૈરનું દુઃખ પણ બાળતું નથી.[૬૯] હું, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ગાંડીવધન્વા અર્જુનને પણ જોતી નથી, પછી મારા હૃદયને શાંતિ કેમ વળે? હે ગોવિંદ! આજ ચૌદ ચૌદ વર્ષ થયાં મેં યુધિષ્ઠિરને, અર્જુનને, નકુળને સહદેવને કે ભીમને દીઠા નથી! જેઓ જીવથી જાય છે, તેઓનું મનુષ્યો શ્રાદ્ધ પણ કરે છે;[૭૦,૭૧] પરંતુ હે જનાર્દન! આ તો જીવતા છતાં મારા મનથી તેઓ અને તેઓના મનથી હું મરણ પામ્યા જેવાંજ છીએ તો![૭૨]

હે માધવ! તમે ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને કહેજો કે, તારો (ક્ષાત્ર) ધર્મ બહુ ક્ષીણ થવા લાગ્યો છે, માટે હે પુત્ર! તું તે ધર્મને વ્યર્થ જવા ન દે. હે વાસુદેવ! મારા જેવી પારકાને આધારે જીવનારી સ્ત્રીને ધિક્કાર હો! દીન થઇને પેટ ભરવા કરતાં તો મરવું પણ સારૂં છે. આવું યુધિષ્ઠિરને કહ્યા પછી અર્જુનને તથા નિત્ય યુદ્ધને માટે તૈયાર રહેલા ભીમસેનને કહેજો કે, ક્ષત્રિયાણી જે કાર્યને માટે પુત્રને જન્મ આપે છે, તે કાર્ય કરવાનો આ સમય આવી પહોંચ્યો છે. આવો સમય આવ્યા છતાં જો તમે તેને મિથ્યા કરી નાખશો, તો લોકમાં પ્રતિષ્ઠિત ગણાતા તમે ઘણું નિંદાપાત્ર કાર્ય કરેલું ગણાશે અને તેવા નિંદ્ય કાર્યથી યુક્ત થયેલા તમને હું હમેશને માટે ત્યજી દઇશ.[૭૨–૭૬] સમય પ્રાપ્ત થતાં જીવિતનો પણ ત્યાગ કરવો, એ ધર્મ છે. વળી તમારે સદા ક્ષાત્રધર્મમાં તત્પર રહેનારા માદ્રીપુત્રોને કહેવું કે,[૭૭] તમે જીવિત કરતાં પણ પરાક્રમથી સંપાદન કરેલા વૈભવોને શ્રેષ્ઠ માની તે મેળવો; હે પુરુષોત્તમ! ક્ષાત્રધર્મથી જીવનારા મનુષ્યના મનને પરાક્રમથી મેળવેલા ભોગો સર્વદા આનંદ આપે છે. વળી હે મહાબાહુ!

તમે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ વીર પાંડુપુત્ર અર્જુનની પાસે જઈને તેને કહેજો કે, તું દ્રૌપદીને માર્ગે ગતિ કર–અર્થાત્ તેના દુઃખનું શોધન કર. તમે જાણો છો કે, ભીમ અને અર્જુન જ્યારે અત્યંત ક્રોધમાં આવી જાય, ત્યારે તેઓ યમની પેઠે દેવોને પણ છેવટની ગતિએ પહોંચાડે તેવા છે. દ્રૌપદી સભામાં હતી, તે વખતે તેને દુઃશાસને અને કર્ણે કઠોર વચનો કહ્યાં, એ ભીમ તથા અર્જુનનુંજ મોટું અપમાન કરેલું ગણાય. કુરુઓના મુખ્ય પુરુષોના જોતાં દુર્યોધને, મનસ્વી ભીમસેનનું જે અપમાન કર્યું હતું, તેનું ફળ હવે તે જોશે; કારણકે ભીમસેન વૈર થયા પછી શાંત થતો નથી. શત્રુમર્દન ભીમ જ્યાંસુધી શત્રુઓનો નાશ કરતો નથી, ત્યાંસુધી ગમે તેટલો લાંબો સમય જાય તોપણ તેનું વૈર શાંત પડતું નથી.[૭૮–૮૪]

કૌરવોએ મારા પુત્રોનું રાજ્ય હરી લીધું, તેઓનો દ્યૂતમાં પરાજય કર્યો અને તેમને વનમાં કાઢી મૂક્યા, એ સર્વનું મને દુઃખ નથી;[૮૫] પરંતુ તરુણ વયની મારી પુત્રવધૂ દ્રૌપદીને એકજ વસ્ત્રસાથે સભામાં ઉભી કરી અને તેને કઠોર વાણી સાંભળવી પડી, એ દુઃખ મને ઘણુંજ સાલે છે; કેમકે તેનાથી બીજું વધારે દુઃખ શું હોય ?[૮૬] સદા ક્ષાત્રધર્મમાં રહેનારી તથા ઋતુધર્મને પ્રાપ્ત થયેલી સુંદરી દ્રૌપદી, નાથવાળી હોવા છતાં તે વખતે ત્યાં અનાથ જેવી થઈ પડી હતી.[૮૭] હે મધુસૂદન ! હે પુરુષોત્તમ ! મને તથા મારા પુત્રોને તમારો, બળવાનોમાં શ્રેષ્ઠ બળરામનો અને મહારથી પ્રદ્યુમ્નનો આશ્રય હોવા છતાં તથા કોઈથી પણ પરાભવ ન પામે તેવો ભીમ અને રણમાં પાછી પાની ન કરનાર અર્જુન જીવતાં છતાં, મારે એ પ્રમાણે દુઃખ સહેવું પડે એ શું કહેવાય ?"[૮૮,૮૯]

વૈશંપાયને કહ્યુંઃ–તે પછી અર્જુનના મિત્ર શ્રીકૃષ્ણે, પુત્રોની ચિંતાથી વ્યાપ્ત થયેલાં અને શોક કરતાં પોતાનાં ફોઈ પૃથાનું આશ્વાસન કર્યું.[૯૦]

શ્રીકૃષ્ણે કહ્યુંઃ–હે ફોઈ ! તમારા જેવી ભાગ્યવતી સ્ત્રી આ લોકમાં બીજી કયી છે ? તમે શૂરરાજાની પુત્રી છો અને આ અજમીઢકુળમાં આવ્યાં છો;[૯૧] એટલે કમલિની જેમ એક સરોવરમાંથી બીજા સરોવરમાં આવે, તેમ તમે એક મહાકુળમાંથી બીજા મહાકુળમાં આવ્યાં છો અને તેથી તમે મહાકુલીન છો, સર્વ સત્તાવાળાં છો, સર્વ પ્રકારનાં કલ્યાણપાત્ર છો અને પતિથી પરમ સન્માન પામ્યાં છો.[૯૨] વળી તમે વીર પુરુષનાં પત્ની છો, વીર પુત્રોનાં માતા છો અને સર્વ ગુણોથી વૃદ્ધિ પામ્યાં છો; માટે હે મહાબુદ્ધિવાળાં ફોઈ ! તમારા જેવી સ્ત્રીએ સુખદુઃખ સહન કરવાંજ જોઇએ.[૯૩] તમારા પુત્ર પાંડવો નિદ્રા–તંદ્રા, ક્રોધ–હર્ષ, ભૂખ–તરસ અને ટાઢ–તડકો–એ સર્વનો વિજય કરીને નિત્ય વીરસુખમાં તત્પર રહેલા છે.[૯૪] પાંડવો મોટા ઉત્સાહવાળા અને મહાબળવાન છે. તેઓએ ગ્રામ્ય સુખનો ત્યાગ કર્યો છે અને નિત્ય વીર પુરુષોને યોગ્ય સુખમાંજ પ્રીતિવાળા છે, એટલે તેઓ નાનાસુનાથી સંતોષ પામે તેવા નથી.[૯૫] જે ધીર પુરુષો છે તેઓ અંતને એટલે રાજ્યને અથવા વનનેજ સેવે છે અને વિષયસુખમાં પ્રીતિવાળાઓ મધ્ય એટલે અલ્પ ઐશ્વર્યને સેવે છે. ઉત્તમ પુરુષો કાં તો તીવ્ર દુઃખો ભોગવે છે કે કાં તો દૈવી ભોગો ભોગવે છે. આ રીતે તેઓ અંતિમસ્થિતિમાંજ રમણ કરે છે, પણ મધ્યમાં એટલે થોડાંઘણાં સુખદુઃખમાં રમણ કરતા નથી; કારણ કે અંતિમ સ્થિતિ સુખરૂપ છે અને વચલી સ્થિતિ દુઃખરૂપ છે, એમ પંડિતો કહે છે.[૯૬,૯૭] દ્રૌપદીસહિત પાંડવોએ તમને પ્રણામ કહ્યા છે અને પોતાનું કુશળ કહીને તમારૂં આરોગ્ય પૂછ્યું છે.[૯૮] તમે હવે થોડાજ સમયમાં પાંડવોને રોગરહિત, સર્વ અર્થસિદ્ધિવાળા, સર્વ લોકના સ્વામી, શત્રુવિનાના અને રાજ્યલક્ષ્મીથી વીંટાયલા જોશો."[૯૯]

એ પ્રમાણે શ્રીકૃષ્ણે સાંત્વન કરેલાં પુત્રદુઃખથી વિહ્વળ થયેલાં કુંતી, અજ્ઞાનના મોહને વશ કરીને જનાર્દનને કહેવા લાગ્યાં.[૧૦૦]

કુંતી બોલ્યાંઃ–" હે લાંબા હાથવાળા મધુસૂદન કૃષ્ણ ! ધર્મનો લોપ ન થવા દેતાં તથા કપટ ન કરતાં તેઓના હિતને માટે ત-

મને જે જે ઈષ્ટ લાગે, તે તે તમે કરજો. હે કૃષ્ણ ! હું તમારાં સામર્થ્ય, સત્ય, કુલીનતા અને મિત્રોની વ્યવસ્થા કરવામાં બુદ્ધિ તથા પરાક્રમએ સર્વ જાણું છું. અમારા કુળમાં ધર્મ તમેજ છો, સત્ય તમે છો, મહાન તપ તમે છો, રક્ષક તમે છો, મહદ્‌બ્રહ્મ તમે છો અને સર્વ કંઈ તમારે આધારેજ રહેલું છે. તમે જે પ્રમાણે કહો છો, તે પ્રમાણેજ તે સર્વ સત્ય થશે, એવી મને ખાત્રી છે. "૧૦૧,૧૦૪

વૈશંપાયને કહ્યું:–પછી મહાબાહુ ગોવિંદ કુંતીની રજા લઇ તથા તેની પ્રદક્ષિણા કરી, દુર્યોધનના મહેલ તરફ જવા નીકળ્યા.૧૦૫

ઈતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "કૃષ્ણ અને કુંતીનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૯૦ મો સમાપ્ત.

## અધ્યાય ૯૧ મો

### દુર્યોધનને ત્યાં શ્રીકૃષ્ણ

॥ वैशंपायन उवाच ॥

**पृथामामंत्र्य गोविंदः कृत्वा चाभिप्रदक्षिणम्। दुर्योधनगृहं शौरिरभ्यगच्छदरिंदमः ॥१॥**

વૈશંપાયને કહ્યું:–શત્રુઓને દમનારા, દુષ્ટજનોને પીડનારા અને ઇંદ્રિયોના અધિપતિ શ્રીકૃષ્ણ, પૃથાની રજા લઇને તથા તેની પ્રદક્ષિણા કરીને ઇંદ્રના મહાલય જેવા પરમ શોભાસંપન્ન તથા ચિત્રવિચિત્ર આસનોથી યુક્ત દુર્યોધનના મહેલમાં દાખલ થયા.૧,૨ મહાયશસ્વી કૃષ્ણ દ્વારપાળોના અટકાવસિવાય તે મહેલનાં ત્રણ દ્વાર ઓળંગીને જળવાળા મેઘના જેવા દેખાવવાળા તથા પર્વતના શિખર જેવા ઉંચા અને લક્ષ્મીથી ઝળકતા તે રાજમહેલ ઉપર ચઢી ગયા. ત્યાં શ્રીકૃષ્ણે હજારો રાજાઓ અને કૌરવોથી વીંટાઇને સિંહાસન ઉપર બેઠેલા મહાબાહુ દુર્યોધનને દીઠો અને દુર્યોધનની સમીપમાં દુઃશાસનને, કર્ણને તથા સુબળના પુત્ર શકુનિને પણ આસન ઉપર બેઠેલા દીઠા. યાદવ શ્રીકૃષ્ણને પાસે આવેલા જોઇને મહાયશસ્વી દુર્યોધન મધુસૂદનને માન આપવામાટે પોતાના અમાત્યોની સાથે ઉભો થયો. શ્રીકૃષ્ણ પ્રથમ અમાત્યોસહિત દુર્યોધનને મળીને પછી ત્યાં વયના પ્રમાણમાં બીજા રાજાઓને પણ મળ્યા; અને ત્યાં જાતજાતનાં પાથરણાંઓથી પાથરેલા તથા સારી રીતે તૈયાર કરેલા એક સુવર્ણમય પલંગ ઉપર બેઠા. તે પછી દુર્યોધને ગાય, મધુપર્ક, જળ, પોતાનાં મંદિરો તથા રાજ્ય, એ સર્વ શ્રીકૃષ્ણને અર્પણ કર્યું; અને સર્વ રાજાઓ તથા કૌરવો ત્યાં બેઠેલા નિર્મળ સૂર્યના જેવી કાંતિવાળા ગોવિંદની સેવા કરવા લાગ્યા. તે પછી રાજા દુર્યોધને વિજયીઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણને ભોજનને માટે નિમંત્રણ કર્યું; પરંતુ કેશવે તે કબૂલ કર્યું નહિ, એટલે કુરુવંશી દુર્યોધને, કૌરવોની સભામાં કર્ણને પાસે બોલાવીને ઉપરથી મૃદુ પણ અંદરથી શઠતાભરેલાં વાક્યવડે શ્રીકૃષ્ણને કહ્યું કે:–"હે જનાર્દન ! તમારેમાટે અનેક પ્રકારનાં ખાણાં, પીણાં, વસ્ત્રો, શય્યાઓ વગેરે લાવવામાં આવ્યાં છે, છતાં તમે તેનો સ્વીકાર કર્યો નહિ એનું શું કારણ ? હે કૃષ્ણ ! તમે બન્ને પક્ષને સહાય આપનારા છો તથા બન્ને પક્ષના હિતમાં તત્પર છો.૩–૧૪ વળી હે માધવ ! તમે ધૃતરાષ્ટ્રના સંબંધી છો અને પ્રીતિપાત્ર પણ છો. હે ગોવિંદ ! તમે ધર્મ તથા અર્થનાં તત્ત્વને યથાર્થ રીતે સંપૂર્ણ જાણો છો; છતાં હે ચક્રગદાધર ! તમે મારાં અન્નાદિકનો સ્વીકાર કરતા નથી. તેનું કારણ હું સાંભળવાની ઇચ્છા રાખું છું."૧૫

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે દુર્યોધને કહ્યું, ત્યારે ઉદાર ચિત્તવાળા અને નવા મેઘના જેવા સ્વરવાળા કમળનયન શ્રીકૃષ્ણ, પોતાનો વિશાળ હાથ ઉંચો કરીને, દૃઢ પ્રયત્નવાળાં, અક્ષરત્રુટિવિનાનાં સ્થાનભ્રષ્ટ ન થયેલાં અને સ્ફૂટ અક્ષરોવાળાં સમયોચિત હેતુયુક્ત વાક્યો દુર્યોધનને કહેવા લાગ્યા:–૧૬,૧૭ "હે ભરતવંશી ! દૂતો જે કાર્યને માટે

આવ્યા હોય, તે કાર્ય સિદ્ધ થયા પછી ભોજન કરે છે તથા સત્કાર સ્વીકારે છે; માટે હું પણ સિદ્ધકાર્યવાળો થાઉં ત્યારે તમે મારો અને મારા મંત્રીઓનો સત્કાર કરજો."૧૮

એ પ્રમાણે શ્રીકૃષ્ણે કહ્યું, ત્યારે દુર્યોધન તેમને કહેવા લાગ્યો કેઃ-"હે મધુસૂદન! તમારે અમારી સાથે આવું અયોગ્ય રીતે વર્તવું એ યોગ્ય નથી. તમે તમારા કાર્યમાં સફળ થાઓ કે નિષ્ફળ થાઓ, તેથી શું? અમે તો સંબંધને લીધેજ તમારો સત્કાર કરવા યત્ન કરીએ છીએ; પરંતુ હે યાદવ! તમે તે સ્વીકારતા નથી, એટલે અમે શું કરી શકીએ?૧૯,૨૦ હે મધુદૈત્યને હણનારા પુરુષોત્તમ! અમે પ્રીતિથી તમારી પૂજા કરીએ છીએ,તેનો તમે અનાદર કરો છો એમાં કારણ શું છે,તે પણ અમે જાણતા નથી.૨૧ હે ગોવિંદ! અમારે તમારી સાથે વેર નથી; તેમ લડાઇ પણ થઈ નથી માટે તમારે આ વાતનો સારી રીતે વિચાર કરીને આવું બોલવું ન જોઇએ."૨૨

વૈશંપાયને કહ્યુંઃ-એ પ્રમાણે દુર્યોધને કહ્યું ત્યારે યાદવ શ્રીકૃષ્ણ, મંત્રીઓસહિત દુર્યોધનના તરફ જોઈને હાસ્ય કરતા હોય તેમ પ્રત્યુત્તર આપતા બોલ્યા કેઃ-૨૩"હું કામથી, ક્રોધથી, દ્વેષથી, ધનના કારણથી, કપટથી અથવા લોભથી ધર્મનો કોઇ પણ રીતે ત્યાગ કરે તેવો નથી.૨૪ હે રાજા! ઉત્તમ પ્રીતિવાળાના અન્નનું ભોજન કરવું અથવા પોતે આપત્તિમાં પડયો હોય તો પારકા અન્નનું ભોજન કરવું;પરંતુ એ બન્ને પ્રકાર અહીં નથી; કારણકે તમે અમારા ઉપર ઉત્તમ પ્રીતિ ધરાવતા નથી, તેમ અમે અન્ન ન મળે તેવી આપત્તિમાં પડયા નથી, એટલે ભોજન શી રીતે કરવું?૨૫ હે રાજા! પાંડવો સ્નેહીઓને અનુસરનારા છે, તમારા બંધુઓ છે અને સર્વ ગુણોથી સંપન્ન છે, છતાં તમે તેઓનો જન્મથી આરંભીને દ્વેષ કરો છો.૨૬ પાંડવોનો નિષ્કારણ દ્વેષ કરવો, એ અયોગ્ય છે. પાંડવો સર્વદા ધર્મમાં રહેલા છે, તેઓને કોણ કંઈ પણ કહી શકે તેમ છે?૨૭ જે પુરુષ તેઓનો દ્વેષ કરે છે, તે મારો દ્વેષ કરે છે અને જે પુરુષ તેઓને અનુસરે છે, તે મનેજ અનુસરે છે; કારણ કે ધર્માચરણ કરનારા પાંડવોની સાથે હું એકજીવ થઈ ગયો છું, એમ તમે જાણો.૨૮ જે પુરુષ કામ-ક્રોધને અધીન થઇને મોહને લીધે ગુણવાન પુરુષનો દ્વેષ કરે છે અને તેની સાથે વિરોધ કરવાની ઇચ્છા રાખે છે, તેને વિદ્વાનો અધમ પુરુષ કહે છે.૨૯ જે પુરુષ ઉત્તમ ગુણવાળા સંબંધીઓ તરફ દોષદૃષ્ટિથી અથવા ધનહરણ કરવાની ઈચ્છાથી જુએ છે, તે અવશ અંતઃકરણવાળા ક્રોધી પુરુષની પાસે લાંબા સમય સુધી લક્ષ્મી રહેતી નથી.૩૦ બીજી તરફ જે પુરુષ પોતાને મનમાં ન ગમતા એવા પણ ગુણસંપન્ન પુરુષોને પ્રિય વર્તનથી વશ કરી લે છે, તેની કીર્તિ લાંબા કાળસુધી ટકી રહે છે.૩૧ તમારું સર્વ અન્ન દુષ્ટોના સંબંધવાળું છે, માટે મારે ભોજન કરવા યોગ્ય નથી. મારે માત્ર વિદુરનું અન્ન જમવું એવો મારી બુદ્ધિનો નિશ્ચય છે."૩૨

આ પ્રમાણે અસહનશીલ દુર્યોધનને કહીને મહાબાહુ શ્રીકૃષ્ણ, દુર્યોધનના તે શ્વેતરંગના મહેલમાંથી બહાર નીકળ્યા.૩૩ ઉદાર મનવાળા મહાબાહુ શ્રીકૃષ્ણ ત્યાંથી નીકળીને મહાત્મા વિદુરને ઘેર રહેવા માટે ગયા.૩૪ તે પછી દ્રોણ, કૃપાચાર્ય, ભીષ્મ, બાલ્હિક અને બીજા કૌરવો વિદુરને ઘેર રહેલા મહાબાહુ શ્રીકૃષ્ણની પાસે ગયા;૩૫ અને તેઓ લક્ષ્મીપતિ વીર મધુસૂદનને કહેવા લાગ્યા કેઃ-"હે યાદવવંશી કૃષ્ણ! અમે તમને અમારાં રત્નજડિત મંદિરો અર્પણ કરીએ છીએ."૩૬ તે સાંભળીને મહા તેજસ્વી મધુસૂદને તે કૌરવોને કહ્યું કેઃ-"તમે સર્વે તમારાં સ્થાનમાં પાછા જાઓ, તમે મારી સર્વ પૂજા કરી, એમ હું માનું છું."૩૭

સર્વ કૌરવો પાછા ગયા પછી વિદુરે, પ્રયત્નપૂર્વક સર્વ પ્રકારની પ્રિય વસ્તુ અર્પણ કરીને શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો;૩૮ અને શુદ્ધ તથા ગુણવાન અનેક ખાવાના તથા પીવાના પદાર્થો મહાત્મા કેશવની આગળ આણી મૂકયા.૩૯ શ્રીકૃષ્ણે તે પદાર્થોથી પ્રથમ વેદવેત્તા બ્રાહ્મણોને તૃપ્ત

કર્યા અને તેઓને પુષ્કળ દક્ષિણા પણ આપી.[૪૦] તે પછી ઇંદ્ર જેમ દેવગણોની સાથે બેસે, તેમ શ્રીકૃષ્ણે પોતાના અનુયાયીઓની સાથે બેસીને વિદુરનાં પવિત્ર તથા ગુણવાળાં ભાતભાતનાં અન્નનું ભોજન કર્યું.[૪૧]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યાગ૦ ભગવદ્યાન પર્વમાં "કૃષ્ણ અને દુર્યોધનનો સંવાદ"એ વિષયનો અધ્યાય ૯૧ મો સમાપ્ત.**

## અધ્યાય ૯૨ મો

### શ્રીકૃષ્ણ આગળ વિદુરનું ભાષણ

**॥ वैशंपायन उवाच ॥**

**तं भुक्तवंतमाश्वस्तं निशायां विदुरोऽब्रवीत् ।**
**नेदं सम्यग्व्यवसितं केशवागमनं तव ॥१॥**

વૈશંપાયને કહ્યું:- શ્રીકૃષ્ણ ભોજન કર્યા પછી રાત્રે શાંતિથી બેઠા હતા, તે વખતે વિદુર તેમને કહેવા લાગ્યા કે:-"હે કેશવ ! તમારૂં અહીં આવવું થયું, એ સારા વિચારપૂર્વક થયું નથી;[૧] કારણકે હે જનાર્દન! આ દુર્યોધન અર્થ તથા ધર્મનું ઉલ્લંઘન કરનારો, મૂર્ખ, ક્રોધી, બીજાનું અપમાન કરીને પોતે માનની ઇચ્છા રાખનારો, વૃદ્ધોની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારો, ધર્મશાસ્ત્રને ન ગણકારનારો, મૂઢ, દુરાત્મા, આગ્રહી, કલ્યાણ તરફ ન વાળી શકાય તેવો, વિષયપરાયણ, પોતાને ડાહ્યો માનનારો, મિત્રદ્રોહી, સર્વ તરફ શંકા રાખનારો, કોઇનું પણ ભલું ન કરનારો, કરેલા ઉપકારને ન જાણનારો, ધર્મભ્રષ્ટ, અસત્યપ્રિય, અજ્ઞાની, અસંસ્કારી બુદ્ધિવાળો, ઇંદ્રિયોના ઉપર કાબુવિનાનો, ઇચ્છાપ્રમાણે વર્તનારો અને સર્વ કાર્યોમાં પ્રથમથી નિશ્ચય ન કરનારો-આ અને બીજા ઘણા દોષોથી ભરેલો છે; માટે તમે તેને કલ્યાણની વાત કહેશો, તોપણ તે ક્રોધને લીધે ગ્રહણ કરશે નહિ.[૨-૬] વળી તે ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા તથા જયદ્રથ, એ સર્વે યુદ્ધ કરીને મને રાજ્યરૂપી જીવિકા અપાવશે, એવા વિચારથી સલાહ કરવા ધારતો નથી.[૭] હે જનાર્દન! કર્ણની સાથે ધૃતરાષ્ટ્રના પુત્રોએ નિશ્ચય કર્યો છે કે, ભીષ્મ, દ્રોણ વગેરે આપણા નાયકો છે,એટલે પાંડવો આપણી સામે જોવા પણ સમર્થ નથી.[૮] હે મધુસૂદન ! અવિચક્ષણ મૂર્ખ દુર્યોધન પૃથ્વીપરની સઘળી સેના માત્ર એકઠી કરીને પોતાને કૃતાર્થ થયેલો માને છે.[૯] વળી તે દુર્બુદ્ધિવાળા દુર્યોધને,એકલો કર્ણજ શત્રુઓને જિતવા સમર્થ છે એવો નિશ્ચય કર્યો છે, તેથી તે શાંતિ પામશે નહિ.[૧૦] હે કેશવ! તમે ભાઇઓની વચ્ચે પ્રેમ રહે એવી ઇચ્છાથી સલાહ કરાવવામાટે પ્રયત્ન કરો છો; પરંતુ ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોએ તો એવો ઠરાવ કર્યો છે કે, 'આપણે પાંડવોનો યોગ્ય ભાગ પણ પાછો આપવો નહિ,' આવા નિશ્ચયવાળાઓની આગળ તમારૂં વચન નિરર્થક થઇ પડશે.[૧૧,૧૨] હે મધુસૂદન! જ્યાં સારી વાત તથા નઠારી વાત સરખી ગણાતી હોય,ત્યાં ડાહ્યા મનુષ્યે બોલવું નહિ;કારણ કે તે બહેરાઓની આગળ ગાયન ગાવા જેવું છે.[૧૩] હે માધવ! જેમ બ્રાહ્મણે ચાંડાળોની આગળ બોલવું અયોગ્ય ગણાય છે, તેમ અજ્ઞાની, મૂર્ખ અને અમર્યાદ ધૃતરાષ્ટ્રના પુત્રોની આગળ તમારે બોલવું એ પણ અયોગ્યજ છે.[૧૪] દુર્યોધન બળવાન છે અને મૂર્ખ છે, તેથી તમારૂં વચન માન્ય કરશે નહિ અને તેની આગળ તમારૂં બોલેલું નિરર્થક થશે.[૧૫] હે કૃષ્ણ! પાપી ચિત્તવાળા તે સર્વે બેઠા હોય તેઓની વચ્ચે તમારે જવું,એ મને રુચતું નથી;[૧૬] તેમજ હે કૃષ્ણ! દુર્બુદ્ધિવાળાં, દુષ્ટ ચિત્તવાળા અને અસભ્ય એવા ઘણાઓની વચ્ચે, તમે તેઓથી વિરુદ્ધ બોલો એ પણ મને ઠીક લાગતું નથી.[૧૭] દુર્યોધને વૃદ્ધ પુરુષોની સેવા કરી નથી અને તે લક્ષ્મીના ગર્વથી, યુવાવસ્થાના ગર્વથી તથા અસહિષ્ણુતાથી મોહિત થયેલો છે, માટે તમારાં કલ્યાણકારી વચનને તે ગ્રહણ કરશે નહિ.[૧૮] હે માધવ ! દુર્યોધનને તમારાપ્રત્યે મોટી શંકા છે; માટે તમે ગમે તેટલા બળથી તેને કહેશો, તોપણ તે તમારાં વચન પ્રમાણે વર્તશે નહિ.[૧૯] હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો એવો નિશ્ચય કરી બેઠા છે કે, 'હમણાં દેવોસહિત ઇંદ્ર

પણ યુદ્ધ કરીને આપણું રાજ્ય લઇ શકે તેમ નથી.'[20] કામ તથા ક્રોધને અનુસરનારા તેઓ આવું માની બેઠા છે, તેથી તેઓની આગળ તમારૂં સમર્થ વાક્ય પણ અસમર્થ થઈ પડશે. મહામૂર્ખ દુર્યોધન હાથી, ઘોડા તથા રથની સેનાવચ્ચે ઉભો રહી ભયરહિત થઇને માને છે કે, આ આખી પૃથ્વી મેં જિતી લીધી છે.[21,22] ધૃતરાષ્ટ્રનો પુત્ર આ પૃથ્વી ઉપર નિષ્કંટક સમ્રાટ્પણું સંપાદન કરવાની ઉમેદ રાખે છે અને પાંડવોની માલીકીનો ભાગ પણ પોતાને મળેલોજ માને છે; માટે તેની સાથે સલાહ થવી કેવળ અશક્ય છે.[23] આ પૃથ્વી કાળવડે પરિપકવ થઇ વિપરીત દશામાં પડી ગઈ છે અને તેથીજ તે ઉપરના સર્વ ક્ષત્રિય યોદ્ધાઓ રાજાઓની સાથે એકઠા થઇને દુર્યોધનને માટે પાંડવોની સાથે યુદ્ધ કરવા અહીં આવ્યા છે.[24] હે કૃષ્ણ ! એ સર્વ વીર રાજાઓએ પૂર્વે તમારીસાથે વૈર કરેલું છે અને તમે તેઓનું સત્ત્વ હરણ કરેલું છે, તેથી તેઓ તમારા ભયને લીધે એકઠા મળીને કર્ણસહિત ધૃતરાષ્ટ્રના પુત્રોના આશ્રયમાં આવી રહેલા છે.[25] જે સર્વ યોદ્ધાઓ પ્રાણની પણ દરકાર ન કરતાં દુર્યોધનની સાથે રહી પાંડવોની સામે યુદ્ધ કરવા ઉત્સાહમાં આવી ગયા છે, તેઓની વચ્ચે તમે પ્રવેશ કરો એ વાત, હે યાદવવીર ! મને પસંદ નથી.[26] હે શત્રુઓનો નાશ કરનારા કૃષ્ણ! દુષ્ટ ચિત્તવાળા ઘણા શત્રુઓ બેઠા હોય તેઓની વચ્ચે તમે શામાટે પ્રવેશ કરવા ધારો છો ?[27] હે મહાબાહુ શ્રીકૃષ્ણ ! જો કે તમે યુદ્ધમાં દેવોને પણ સર્વથા ભારે પડો તેવા છો અને હે શત્રુહંતા ! તમારા પ્રભાવને, પુરુષાર્થ તથા બુદ્ધિને પણ હું જાણું છું;[28] તો પણ તમારાપ્રત્યે પ્રેમ, બહુમાન અને સ્નેહબુદ્ધિથી પ્રેરાઇનેજ હું એ પ્રમાણે કહું છું; કારણ કે હે માધવ ! મારી પાંડવોના ઉપર જેવી પ્રીતિ છે, તેવી અધિક પ્રીતિ તમારેવિષે પણ છે.[29] હે કમળનયન ! તમારાં દર્શનથી મને જે આનંદ થયો છે, તેનું હું તમારી આગળ શું વર્ણન કરૂં ? તમે દેહધારીઓના અંતરાત્મા છો, તેથી તે જાણોજ છો."[30]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "શ્રીકૃષ્ણ અને વિદુરનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૯૨ મો સમાપ્ત.

# અધ્યાય ૯૩ મો

## શ્રી કૃષ્ણનું વિદુરપ્રત્યે ભાષણ

॥ શ્રીભગવાનુવાચ ॥

**यथा ब्रूयान्महाप्राज्ञो यथा ब्रूयाद्विचक्षणः ।**
**यथा वाच्यस्त्वाद्विधेन भवता मद्विधः सुहृत् ॥**

શ્રીભગવાન બોલ્યાઃ-'હે વિદુર ! મહાબુદ્ધિમાન પુરુષ જે પ્રમાણે કહે, વિચક્ષણ પુરુષ જે પ્રમાણે કહે અને તમારા જેવાએ મારા જેવા સ્નેહીને જે પ્રમાણે કહેવું જોઇએ તથા તમારેવિષે જેવું ધર્માર્થયુક્ત તથા સત્ય બોલવું યોગ્ય ગણાય, તે પ્રમાણે તમે મને માતાપિતાની પેઠે આ વચન કહ્યાં છે.[1,2] તમે મને જે સત્ય, સમયોચિત તથા યોગ્ય કહ્યું છે, તે યથાર્થ છે. હવે હે વિદુર ! તમે સ્વસ્થ થાઓ અને મારા આવવાનું કારણ સાંભળો.[3] હે વિદુર ! હું દુર્યોધનની દુષ્ટતા અને ક્ષત્રિયોનો વૈરભાવ, એ સર્વ જાણીનેજ આજે અહીં કૌરવોની પાસે આવ્યો છું. ઘોડા, રથ અને હાથીઓની સાથે આ પૃથ્વી નાશ પામવા બેઠી છે, તેને જે પુરુષ મૃત્યુપાશથી મુક્ત કરે, તે ઉત્તમ ધર્મને પ્રાપ્ત થાય તેમ છે.[4,5] મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે ધર્મનું કાર્ય કરવા યત્ન કરે, છતાં જો તે કાર્ય સિદ્ધિ કરી શકે નહિ, તોપણ તેને તે શુભ યત્નનું પુણ્ય મળે છે, એમાં મને સંદેહ નથી.[6] મનુષ્ય પોતાના મનમાં પાપનું ચિંતન કરતો હોય, પણ જો તે કર્મથી કરતો ન હોય, તો તેને તે પાપનું ફળ મળતું નથી, એમ ધર્મવેત્તાઓ સમજે છે;[7] માટે હે વિદુર ! સંગ્રામમાં વિનાશ પામવા તૈયાર થયેલા કૌરવો તથા સંજયોની વચ્ચે સલાહશાંતિ કરાવવા હું નિષ્કપટપણે યત્ન કરીશ.[8] આ કર્ણ તથા દુર્યોધને ઉત્પન્ન

કરેલી મહાભયંકર આપત્તિ કૌરવોમાંજ ઉભી થઇ છે અને આ બીજા સર્વ તેના અનુયાયી થયા છે.[૯] જે પુરુષ સંકટમાં ફસેલા મિત્રને યથાશક્તિ સહાય કરતો નથી, તે ક્રૂર પુરુષને વિદ્વાનો અનર્થકારક સમજે છે.[૧૦] જે પુરુષ અકાર્યમાં પડનારા મિત્રને તેમાંથી પાછો વાળવા માટે સામર્થ્ય પ્રમાણે યત્ન કરે છે અને પ્રસંગે ચોટલી પકડીને પણ પાછો વાળવા યત્ન કરે છે, તે પુરુષની કોઇ પણ નિંદા કરી શકતું નથી;[૧૧] માટે હે વિદુર! દુર્યોધનને તથા તેના મંત્રીઓને મારાં સમર્થ, શુભકારક, ધર્માર્થયુક્ત તથા હિતકર વચનો સંભળાવવાં જોઈએ.[૧૨] હું ધૃતરાષ્ટ્રના પુત્રોનું, પાંડવોનું અને પૃથ્વીના ક્ષત્રિયોનું જે રીતે હિત થાય, તે રીતે નિષ્કપટભાવથી યત્ન કરીશ.[૧૩] હિતને માટે પ્રયત્ન કરવા છતાં જો દુર્યોધન મારેવિષે શંકા લાવશે, તો તેમાં પણ મને સંતોષજ છે; કારણ કે હું કર્તવ્યરૂપી ઋણથી મુક્ત થઇશ.[૧૪] જ્યારે સંબંધીઓમાં પરસ્પર ભેદ પડે, ત્યારે જે પુરુષ મિત્રને સર્વ યત્નથી સહાય કરે નહિ, તે મધ્યસ્થ પુરુષને વિદ્વાનો મિત્ર ગણતા નથી.[૧૫] 'કૃષ્ણ સમર્થ હતા, છતાં તેણે ક્રોધે ભરાયલા કૌરવપાંડવોને વાર્યા નહિ' આમ અધર્મિષ્ઠ, મૂર્ખ તથા મારા શત્રુઓ કહે નહિ, એટલામાટે હું બન્ને પક્ષનો અર્થ સાધવાની ઇચ્છાથી અહીં આવ્યો છું અને તે સંબંધમાં યત્ન કરીને હું લોકોમાં નિર્દોષ થઇશ.[૧૭] મારાં ધર્માર્થયુક્ત તથા હિતાવહ વાક્યો સાંભળીને જો મૂર્ખ દુર્યોધન તે સ્વીકારશે નહિ, તો તે પોતાના ભાગ્યને અધીન થશે. જો હું પાંડવોના અર્થને હાનિ પહોંચાડયાવિના કૌરવપાંડવોમાં યથાયોગ્ય સલાહકરાવું, તો મેં પુણ્ય કરેલું ગણાય અને હે મહાત્મન્! કૌરવો મૃત્યુના પાશથી મોકળા થાય.[૧૮,૧૯] હું મધુર, ધર્મયુક્ત, અર્થયુક્ત તથા કોઇનેપણ પીડા ન ઉપજાવે તેવી વાણી બોલીશ,તેને જો ધૃતરાષ્ટ્રના પુત્રો સાંભળશે અને હું શાંતિને માટે આવ્યો છું એમ જાણીને મારૂં સન્માન કરશે, તો સર્વ ઠીક છે;નહિ તો એકઠા મળેલા સર્વ રાજાઓ પણ, હું ક્રોધાયમાન થઇશ તે વખતે સિંહની આગળ પશુઓની પેઠે મારી આગળ ઉભા રહેવા સમર્થ થશે નહિ."[૨૦,૨૧]

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે કહ્યા પછી, યાદવોને સુખ આપનારા યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે કોમળ સ્પર્શવાળી શય્યા ઉપર શયન કર્યું.[૨૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં
"શ્રીકૃષ્ણવાક્ય" એ વિષયનો
અધ્યાય ૯૩ મો સમાપ્ત.

## અધ્યાય ૯૪ મો
### શ્રીકૃષ્ણનો સભામાં પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

**तथा कथयतोरेव तयोर्बुद्धिमतोस्तदा ।**
**शिवा नक्षत्रसंपन्ना सा व्यतीयाय शर्वरी ।१।**

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે વાતો કરતાં કરતાંજ તે બન્ને બુદ્ધિમાનોની સુખકારક તથા નક્ષત્રોવાળી તે રાત્રિ વીતી ગઈ.[૧] તેમાં ધર્મ, અર્થ તથા કામથી યુક્ત અને વિચિત્ર અર્થ, પદ તથા અક્ષરવાળીઅનેક પ્રકારની વાણી સાંભળતાં મહાત્મા વિદુરની રાત્રિ પૂરી થઈ[૨] અને યોગ્ય યોગ્ય કથાઓ કહેતાં માપ તેજવાળા નિષ્કામ શ્રીકૃષ્ણની તે રાત્રિ વીતી ગઇ.[૩] રાત્રિ પૂરી થતાંજ, ઉત્તમ સ્વરવાળા પુષ્કળ સૂત તથા માગધોએ સ્તુતિથી અને શંખ તથા દુંદુભિઓના ધ્વનિઓથી શ્રીકૃષ્ણને જાગ્રત કર્યા.[૪] સર્વ યાદવોમાં શ્રેષ્ઠ દાશાર્હ શ્રીકૃષ્ણ ઉઠયા અને તેમણે સઘળું આવશ્યક પ્રાતઃકાર્ય કર્યું.[૫] લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણે સ્નાન કર્યું, જપ કર્યા, અગ્નિમાં હોમ આપ્યો,ચંદન વગેરે અલંકાર ધારણ કર્યા અને ઉદય પામતા સૂર્યનું ઉપસ્થાન કર્યું.[૬] અજિત યાદવ શ્રીકૃષ્ણ, એ પ્રમાણે સંધ્યા કરતા હતા, તે વખતે દુર્યોધન અને સુબલનો પુત્ર શકુનિ એ બન્ને ત્યાં આવ્યા અને તેમણે કૃષ્ણને કહ્યું કે:–"સભામાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મ વગેરે કૌરવો તથા સર્વ રાજાઓ આવ્યા છે;[૭,૮] અને હે ગોવિંદ! સ્વર્ગમાં દેવો જેમ

ઇંદ્રની વાટ જુએ, તેમ તમારા આવવાની વાટ જુએ છે.”

એ સાંભળીને શ્રીકૃષ્ણે અતિ મધુર સૌમ્ય શબ્દોથી તે બન્નેને અભિનંદન આપ્યું.[૯] તે પછી નિર્મળ સૂર્યનો ઉદય થયો, એટલે શત્રુતાપન જનાર્દને બ્રાહ્મણોને સુવર્ણ, વસ્ત્રો, ગાયો, ઘોડાઓ અને પુષ્કળ રત્નોનાં દાનો આપ્યાં. તે દાન કરીને અજિત શ્રીકૃષ્ણ સ્વસ્થ થયા, એટલામાં દારુક સારથિએ તેમની પાસે આવીને વંદન કર્યું;[૧૦,૧૧] અને તત્કાળ ઘુઘરીવાળો, ઉત્તમ ઘોડાઓ જોડેલો, શ્વેત રંગનો મોટો રથ તૈયાર કરીને ત્યાં આણ્યો.[૧૨] ઉદાર મનવાળા શ્રીકૃષ્ણે, સર્વ રત્નોથી શણગારેલા તથા મેઘના જેવા ગંભીર ઘોષવાળા પોતાના તે દિવ્ય રથને આવેલો જાણી, અગ્નિની તથા બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરી અને કંઠમાં કૌસ્તુભમણિ ધારણ કરવાથી પરમ શોભાવડે ઝળહળતા તે સર્વ યાદવોને આનંદ આપનારા શ્રીકૃષ્ણ રથમાં બેઠા. તે વખતે કૌરવો તેમની આજુબાજુ વીંટાયલા હતા તથા યાદવો તેમનું રક્ષણ કરતા હતા.[૧૩-૧૫] સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ તથા સર્વબુદ્ધિમાનોમાં ઉત્તમ શ્રીકૃષ્ણ રથમાં બેઠા પછી તેમની પાછળ સર્વ ધર્મવેત્તા વિદુર પણ તેજ રથમાં બેઠા.[૧૬] દુર્યોધન તથા સુબલનો પુત્ર શકુનિ બીજા રથમાં બેસીને શત્રુતાપન શ્રીકૃષ્ણની પાછળ જવા લાગ્યા.[૧૭] સાત્યકિ, કૃતવર્મા અને બીજા યાદવ યોદ્ધાઓ હાથીઓ ઉપર, ઘોડાઓ ઉપર તથા રથમાં બેસીને કૃષ્ણની પાછળ જવા લાગ્યા.[૧૮] હે રાજા ! ગમન કરતા તે વીરોના સુવર્ણના સામાનોથી શણગારેલા, ઉત્તમ ઘોડાઓ જોડેલા તથા ગર્જના કરતા ચિત્રવિચિત્ર રથો અતિશય શોભતા હતા.[૧૯] બુદ્ધિમાન્ તથા ઐશ્વર્યથી દેદીપ્યમાન જણાતા શ્રીકૃષ્ણ, અનેક રાજર્ષિઓ જેના ઉપર ફરેલા હતા અને જે વાળીઝાડીને તથા પાણી છાંટીને તૈયાર કરેલો હતો, તે રાજમાર્ગ ઉપર યોગ્ય સમયે આવી પહોંચ્યા.[૨૦] શ્રીકૃષ્ણ તે રાજમાર્ગ ઉપરથી જવા લાગ્યા, તે વખતે તેમની આગળ મોટી ઝાંઝો વાગવા લાગી, શંખો ફુંકાવા લાગ્યા અને બીજાં પણ અનેક પ્રકારનાં વાદિત્રો વાગવા લાગ્યાં.[૨૧] સર્વ લોકવીરોમાં મુખ્ય, તરુણ વયના, સિંહના જેવા પરાક્રમી તથા શત્રુઓને તાપ આપનારા યોદ્ધાઓ, શ્રીકૃષ્ણના રથને વીંટાઇને ચાલતા હતા.[૨૨] વળી બીજા હજારો યોદ્ધાઓ વિચિત્ર અદ્ભુત વસ્ત્રો પહેરીને તથા હાથમાં તરવાર, ભાલાં વગેરે આયુધો ધારણ કરીને શ્રીકૃષ્ણની આગળ ચાલતા હતા;[૨૩] તેમજ એ સ્વારીમાં અજિત વીર શ્રીકૃષ્ણની પાછળ પાંચસો હાથીઓ અને હજારો રથો ચાલતા હતા.[૨૪] હે શત્રુદમન જનમેજય ! તે વખતે શ્રીકૃષ્ણનાં દર્શનની ઈચ્છાથી સ્ત્રી, બાળક તથા વૃદ્ધોની સાથે આખું કૌરવોનું નગર તે રાજમાર્ગમાંજ એકઠું થઈ ગયું હતું.[૨૫] વળી છજાંઓમાં તથા અગાશીઓમાં ચઢેલી સ્ત્રીઓના ભારથી દબાયલાં અનેક ભવનો, જાણે ડગી જતાં હોય તેવાં જણાતાં હતાં.[૨૬] શ્રીકૃષ્ણ કૌરવોની પૂજાને સ્વીકારતા, મધુર મધુર વાતો સાંભળતા, યોગ્યતા પ્રમાણે સામો સત્કાર કરતા તથા નગરની શોભા જોતા ધીરે ધીરે માર્ગમાં જતા હતા.[૨૭]

એ પ્રમાણે શ્રીકૃષ્ણ સભાસ્થાન આગળ આવ્યા, એટલે તેમના અનુચરોએ શંખોસહિત વેણુઓના શબ્દોથી સર્વ દિશાઓને ગજાવી મૂકી.[૨૮] તે શબ્દ સાંભળીને અમાપ તેજવાળા રાજાઓની તે આખી સભા, શ્રીકૃષ્ણના આવવાની આકાંક્ષાથી હર્ષવડે કંપી ઉઠી.[૨૯] શ્રીકૃષ્ણ પાસે આવ્યા, એટલે તેમના રથની મેઘની ગર્જના જેવી પ્રચંડ ગર્જના સાંભળીને રાજાઓ બહુ આનંદ પામ્યા.[૩૦] પછી સભાદ્વાર આગળ આવીને સર્વ યાદવોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ, કૈલાસના શિખર જેવા તે રથમાંથી ઉતરીને, નવા મેઘના જેવા દેખાવવાળી, તેજવડે ઝગઝગાટ થઈ રહેલી અને મહેંદ્રના મહાલય જેવી તે રમ્ય સભામાં પેઠા.[૩૧,૩૨] મહાયશસ્વી શ્રીકૃષ્ણે, વિદુરનો અને સાત્યકિનો હાથ પકડીને સભામાં પ્રવેશ કર્યો, તે વખતે હે રાજા ! સૂર્ય જેમ નક્ષત્રોને ઝાંખાં પાડી દે, તેમ તેમણે પોતાના તેજવડે કૌરવોને ઝાંખા પાડી દીધા.[૩૩] સભામાં પ્રવેશ

કરતી વખતે ભગવાનની આગળ કર્ણ તથા દુર્યોધન ચાલતા હતા અને યાદવો તથા કૃતવર્મા પાછળ ચાલતા હતા.[૩૪] શ્રીકૃષ્ણ પાસે આવ્યા એટલે તેમને સન્માન આપવા માટે, ધૃતરાષ્ટ્રને આગળ કરીને ભીષ્મ, દ્રોણ વગેરે સર્વે આસનો ઉપરથી ઉઠયા. મહાયશસ્વી પ્રજ્ઞાચક્ષુ મહારાજા ધૃતરાષ્ટ્ર દ્રોણ તથા ભીષ્મની સાથે ઉઠીને ઉભા થયા, એટલે ત્યાં ચોતરફ બેઠેલા હજારો રાજાઓ પણ ઉભા થઇ ગયા.[૩૫-૩૭] સભામાં ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી શ્રીકૃષ્ણને માટે સુવર્ણજડિત સર્વતોભદ્ર નામનું આસન ગોઠવ્યું હતું.[૩૮] ધર્માત્મા શ્રીકૃષ્ણે પ્રથમ ધૃતરાષ્ટ્ર રાજા, ભીષ્મ તથા દ્રોણની સાથે હસતાં હસતાં વાતચિત કરી, પછી બીજા રાજાઓની સાથે પણ વયના પ્રમાણમાં સંભાષણ કર્યું.[૩૯] સર્વ રાજાઓએ તથા કૌરવોએ પણ સભામાં પધારેલા શ્રીકૃષ્ણનું ઉત્તમ સન્માન કર્યું.[૪૦] પછી શત્રુના નગરને જિતનારા શત્રુતાપન શ્રીકૃષ્ણ તે રાજાઓની વચ્ચે ઉભા હતા, એટલામાં તેમણે અંતરિક્ષમાં રહેલા ઋષિઓને જોયા. તે નારદ વગેરે ઋષિઓને જોઇને શ્રીકૃષ્ણે, શાંતનુના પુત્ર ભીષ્મને ધીરેથી કહ્યું કે:-"હે રાજા! આ ઋષિઓ આપણી પૃથ્વી ઉપરની સભા જોવા આવ્યા છે, માટે મોટા સત્કારસાથે તેઓને નિમંત્રણ કરો અને બેસવા આસનો આપો; કારણ કે તેઓ બેસશે નહિ ત્યાંસુધી કોઈ પણ બેસી શકશે નહિ. તમે સત્વર પ્રથમ એ સંસ્કારી અંતઃકરણવાળા મુનિઓનો સત્કાર કરો." [૪૦-૪૩]

શ્રીકૃષ્ણ એ પ્રમાણે કહે છે, એટલામાં તો શાંતનુપુત્ર ભીષ્મે ઋષિઓને સભાદ્વાર આગળ ઉભેલા દીઠા.[૪૪] તેનીજ સાથે 'આસનો લાવો, આસનો લાવો !' કહીને ભીષ્મે ઉતાવળથી સેવકોને આજ્ઞા કરી. તત્કાળ સેવકોએ ચળકતાં, વિશાળ અને મણિ તથા સુવર્ણથી જડેલાં મોટાં મોટાં આસનો ઠામ ઠામથી આણીને ત્યાં ગોઠવી દીધાં. હે ભારત! ઋષિઓ તે આસનો ઉપર બેઠા અને તેઓએ અર્ધ્યપાદ્ય વગેરે પૂજાનો સ્વીકાર કર્યો.[૪૫,૪૬] તે પછી શ્રીકૃષ્ણ પોતાના આસન ઉપર બેઠા અને રાજાઓ પણ પોતપોતાનાં આસનો ઉપર બેઠા.તે વખતે દુઃશાસને સાત્યકિને ઉત્તમ આસન આપ્યું[૪૭] અને વિવિંશતિએ કૃતવર્માને એક સુવર્ણનું આસન આપ્યું. પ્રચંડ શરીરવાળા તથા અસહનશીલ દુર્યોધન તથા કર્ણ, એ બન્ને શ્રીકૃષ્ણની સમીપમાંજ એક આસન ઉપર બેઠા. હે રાજા! ગાંધાર યોદ્ધાઓથી રક્ષાતો ગાંધારરાજ શકુનિ પોતાના પુત્રોની સાથે એક આસનપર બેઠો અને મહાબુદ્ધિમાન વિદુર શ્રીકૃષ્ણના આસન પાસે ધોળ કિંમતી મૃગચર્મ પાથરેલા મણિમય આસન ઉપર બેઠા. ત્યાં બેઠેલા સર્વ રાજાઓ ઘણે દિવ શ્રીકૃષ્ણને જોઇને,અમૃત પીતાં જેમ તૃપ્ત ન થવાય તેમ પ્રભુને જોતાં તૃપ્ત થયા નહિ. અળસીના પુષ્પ જેવા વર્ણવાળા, પીતાંબરધારી શ્રીકૃષ્ણ તે સભામાં સુવર્ણમાં જડેલા મણિના જેવા અત્યંત પ્રકાશમાન જણાતા હતા.[૪૮-૫૩] ત્યાં સર્વનાં ચિત્ત ગોવિંદમાં પરોવાઇ જવાથી સભામાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ. કોઇપણ પુરુષ ક્યાંય કંઇ પણ બોલતો ન હતો.[૫૪]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "શ્રીકૃષ્ણનો સભાપ્રવેશ" એ વિષયનો અધ્યાય ૯૪ મો સમાપ્ત.

## અધ્યાય ૯૫ મો
## શ્રીકૃષ્ણની શિખામણ

॥ वैशंपायन उवाच ॥

**तेष्वासीनेषु सर्वेषु तूष्णींभूतेषु राजसु ॥**
**वाक्यमभ्याददे कृष्णः सुदंष्ट्रो दुंदुभिस्वनः।**

વૈશંપાયને કહ્યું:- તે સર્વ રાજાઓ આસનો ઉપર શાંત થઇને બેઠા પછી, સુંદર દંતપંક્તિવાળા તથા દુંદુભિના જેવા સાદવાળા લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ, ધૃતરાષ્ટ્રના તરફ જોઇને, વર્ષાઋતુના મેઘના જેવી ગર્જનાથી સર્વ સભાને સંભળાવતા આ પ્રમાણે કહેવા લાગ્યા.[૧,૨]

શ્રીભગવાને કહ્યું:-"હે ભરતવંશી રાજા! વીર પુરુષોનો વિનાશ થયાવિના કૌરવપાંડવોની વચ્ચે સલાહ થાય, એવી માગણી કરવા

માટે હું અહીં આવ્યો છું.[3] હે શત્રુદમન રાજા! મારે તમારા હિતને માટે આ વિના બીજું કંઇ વચન કહેવાનું નથી. તમે જાણવા યોગ્ય સર્વ જાણોજ છો.[4] હે રાજન્! આજે આ કુરુકુળ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ છે, શાસ્ત્રજ્ઞાન તથા સદ્વર્તનથી સંપન્ન છે અને સર્વ ગુણોથી ઝળકી રહ્યું છે.[5] કુરુવંશીઓમાં પારકાના સુખને માટે યત્નરૂપી દયા, પારકાનું દુઃખ જોવાથી ત્રાસરૂપી અનુકંપા, પારકાનું દુઃખ મટાડવાના યત્નરૂપી કારુણ્ય, પારકાને દુઃખ ન આપવારૂપી આનૃશંસ્ય, સરળતા, ક્ષમા અને સત્ય બીજાઓના કરતાં વિશેષ છે.[6] હે રાજા! આવા સદ્ગુણવાળા મહાન પ્રતિષ્ઠિત કુળમાં ખાસ કરીને તમારાજ નિમિત્તે દયા વગેરેથી વિરુદ્ધ વર્તન થાય, તે કુરુકુળને યોગ્ય નથી.[7] હે કુરુકુળમાં મુખ્ય ધૃતરાષ્ટ્ર! હે તાત! તમે વડીલ છો, તેથી તમારે આ કુળમાં જે કોઈ ગુપ્તરીતે અથવા જાહેરરીતે અયોગ્ય વર્તન કરતા હોય, તેઓને રોકીને મર્યાદામાં રાખવા જોઇએ.[8] હે કૌરવરાજ! તમારા અસભ્ય, મર્યાદાવિનાના અને લોભને અધીન ચિત્તવાળા દુર્યોધન વગેરે પુત્રો ધર્મ તથા અર્થને પાછળ નાખીને, પોતાના મુખ્ય બંધુઓની સાથેજ ક્રૂરની પેઠે વર્તે છે અને હે પુરુષશ્રેષ્ઠ! તે તમે જાણો છો.[9,10] હે કુરુવંશી! આ મહાભયંકર આપત્તિ કૌરવોમાંથીજ પ્રકટ થયેલી છે અને જો તેની દરકાર કરવામાં નહિ આવે તો તે આખી પૃથ્વીનો નાશ કરશે.[11] હે ભારત! તમે જો કુળના નાશની ઇચ્છા ન રાખતા હો, તો એ આપત્તિ શાંત કરી શકાય તેવી છે. હે ભરતશ્રેષ્ઠ! બન્ને પક્ષમાં શાંતિ કરવી કઠિન નથી, એમ હું માનું છું.[12] હે કુરુરાજ! એ શાંતિ તમારે તથા મારે અધીન છે. હે પ્રજાધીશ! તમે તમારા પુત્રોને મર્યાદામાં રાખો એટલે હું પાંડવોને મર્યાદામાં રાખીશ.[13] હે રાજેંદ્ર! અનુયાયીઓસહિત તમારા પુત્રોએ તમારી આજ્ઞાપ્રમાણે વર્તવું જોઇએ; કારણકે તમારી આજ્ઞામાં રહેવાથી તેઓનું મહાન હિત છે.[14] હે રાજા! તમારૂં પણ હિત છે, પાંડવોનું પણ હિત છે અને તમારી આજ્ઞા તમારા પુત્રો પાળે, એવી શુભેચ્છાથી સંધિને માટે હું પ્રયત્ન કરૂં છું, તે મારૂં પણ હિત છે.[15] હે રાજા! તમે વૈરને નિષ્ફળ સમજીને મૈત્રી કરો. તેમ કરવાથી હે જનેશ્વર! ભરતવંશી વીરો તમારાજ સહાયકો થશે.[16] હે રાજા! યત્ન કરવાથી પણ પાંડવો જેવા સહાયકો મળી શકે તેમ નથી; માટે તમે પાંડવોની સાથે સંધિ કરી, તેઓના સુરક્ષણ હેઠળ ધર્માર્થનું સેવન કરો.[17] મહાત્મા પાંડવોથી રક્ષણ કરાતા તમને દેવોસહિત ઇંદ્ર પણ જિતવા સમર્થ થશે નહિ, ત્યારે રાજા તો જિતેજ ક્યાંથી?[18]

હે ભરતશ્રેષ્ઠ! જ્યાં ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, વિવિંશતિ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લિક, જયદ્રથ, કલિંગ, કાંબોજ, સુદક્ષિણ, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, મહાતેજસ્વી સાત્યકિ અને મહારથી યુયુત્સુ–આ સર્વ યોદ્ધાઓ હોય, ત્યાં તેઓની સાથે કયો વિપરીત બુદ્ધિવાળો યુદ્ધ કરી શકે?[19,21] હે શત્રુહંતા રાજા! તમે જો કૌરવો તથા પાંડવોની સાથે થશો, તો મહાન લોકેશ્વરપણાને પામશો અને શત્રુઓ તમારો પરાભવ કરી શકશે નહિ.[22] વળી હે શત્રુતાપન રાજા! તમારા બરોબરીયા અને તમારાથી શ્રેષ્ઠ રાજાઓ પણ તમારી સાથે સંધિ કરશે[23] અને તમે પુત્રો, પૌત્રો, પિતાઓ, ભાઈઓ અને સ્નેહીઓથી સુરક્ષિત થઇને સુખમાં જીવન ગાળી શકશો.[24] હે પૃથ્વીપતિ! તમે પાંડવોને આગળ કરી, પૂર્વની પેઠે તેઓનો સત્કાર કરશો તો નિષ્કંટક સમગ્ર પૃથ્વીને ભોગવશો.[25] હે ભારત! તમે પાંડવો અને પોતાના પુત્રો, એ સર્વની સાથે બીજા શત્રુઓનો પરાભવ કરશો, એજ તમારો સંપૂર્ણ સ્વાર્થ છે.[26] હે રાજા! જો તમે તમારા પુત્રો, મંત્રીઓ અને પાંડવોની સાથે સલાહ કરશો, તો હે પરંતપ! તે પાંડવોએ સંપાદન કરેલી પૃથ્વીને પણ ભોગશો.[27]

હે મહારાજ! યુદ્ધ કરવામાં તો બહુ ભારે વિનાશજ દેખાય છે. હે રાજા! બન્ને પક્ષના ક્ષયમાં તમે કયો ધર્મ જુઓ છો?[28] હે ભરત-

શ્રેષ્ઠ ! સંગ્રામમાં મહાબળવાન પાંડવો અથવા તમારા પુત્રો હણાશે, તેથી તમે કેવું સુખ મેળવશો, તે મને કહો ![૨૯] પાંડવો અને તમારા પુત્રો, એ સર્વ શૂરા છે, અસ્ત્રવિદ્યામાં કુશળ છે અને યુદ્ધની આકાંક્ષાવાળા છે, માટે તમે હમણાંજ તેઓને મહાભયમાંથી બચાવી લ્યો.[૩૦] સંગ્રામમાં હણાયલા સર્વ કૌરવોને, પાંડવોને, બન્ને પક્ષના ક્ષીણ થયેલા શૂરા યોદ્ધાઓને તથા રથીઓથી હણાયલા રથીઓને જોવાનો વારો આપણને ન આવે તેમ કરો.[૩૧] હે મહારાજ ! પૃથ્વી ઉપરના સર્વ રાજાઓ એકડા થયા છે, તેઓ ક્રોધને અધીન થઇને આ પ્રજાનો સંહાર વાળી નાખશે;[૩૨] માટે હે રાજા ! તમે આ લોકનું રક્ષણ કરો અને આ પ્રજા નાશ ન પામે તેમ કરો. હે કુરુનંદન ! તમે સત્વગુણ ધારણ કરશો તો સર્વ બચી જશે.[૩૩] હે રાજન્ ! યુદ્ધને માટે એકઠા મળેલા સર્વ રાજાઓ નિર્મળ, ઉદાર, અકાર્યથી દૂર રહેનારા, શિષ્ટ, ઉત્તમ કુળમાં જન્મેલા અને એકબીજાના સહાયક છે; તેઓને આ મહાભયમાંથી ઉગારો.[૩૪] હે શત્રુતાપન ભરતશ્રેષ્ઠ ! આ આવેલા સર્વ રાજાઓ સુખથી એકબીજાને ભેટી, સાથે ભોજનપાન કરી, ઉત્તમ વસ્ત્રો તથા પુષ્પમાળાઓ ધારણ કરી, વૈર તથા ઈર્ષ્યાને દૂર કરી, સત્કાર પામીને પોતપોતાને ઘેર પાછા જાય તેમ કરો.[૩૫,૩૬] હે ભરતર્ષભ ! પાંડવો બાળક હતા, તે વખતે તમારી તેઓના ઉપર જેવી પ્રીતિ હતી, તેવીજ પ્રીતિ હમણાં આ તમારી છેલ્લી અવસ્થામાં પણ તમે રાખો અને તેઓની સાથે સંધિ કરો.[૩૭] હે ભરતશ્રેષ્ઠ! પિતાવિનાના બાળક પાંડવોને તમેજ ઉછેર્યા હતા; માટે હમણાં પણ ન્યાય પ્રમાણે તેઓનું તથા પુત્રોનું પાલન કરો.[૩૮] આપત્તિઓમાં ખાસ કરીને તમારેજ તેઓનું રક્ષણ કરવું જોઇએ. હે ભરતશ્રેષ્ઠ! તમારો ધર્મ તથા અર્થ નાશ ન પામો.[૩૯]

હે રાજન્ ! પાંડવોએ તમને અભિવંદન કરીને તથા કૃપા યાચીને કહાવ્યું છે કે,' અમે તમારી આજ્ઞાથી અનુયાયીઓની સાથે દુઃખ ભોગવ્યું છે,[૪૦] અમે બાર વર્ષો વનમાં ગાળ્યાં છે અને તેરમું વર્ષ મનુષ્યોની વચ્ચે ગુપ્તપણે ગાળ્યું છે.[૪૧] અમારા પિતા ધૃતરાષ્ટ્ર રાજ્ય આપવાનો ઠરાવ પાળશે, એવો નિશ્ચય કરીને, હે તાત ! અમે કરેલા ઠરાવનું ઉલ્લંઘન કર્યું નથી, તે આ બ્રાહ્મણો જાણે છે.[૪૨] હે ભરતશ્રેષ્ઠ! અમે ઠરાવ પ્રમાણે વર્ત્યા છીએ, એ જાણીને હવે તમે પણ કરેલા ઠરાવ પ્રમાણે વર્તો. હે રાજા ! અમે નિત્ય ઘણાં દુઃખો ભોગવ્યાં છે; માટે અમને અમારો રાજ્યભાગ મળે તેમ કરો.[૪૩] તમે ધર્મ તથા અર્થને સારી રીતે જાણો છો, માટે હવે તમારે અમારૂં રૂડીરીતે રક્ષણ કરવું જોઇએ. તમારા વડીલપણા તરફ દૃષ્ટિ કરીને અમે ઘણાં કષ્ટો સહન કર્યાં છે;[૪૪] માટે તમે પણ અમારા તરફ માતા તથા પિતાની પેઠે વર્તો. હે ભારત ! શિષ્ય ગુરુપ્રત્યે જેવી આદરબુદ્ધિથી વર્તે,તે પ્રમાણે અમે તમારીસાથે વર્તીએ છીએ, માટે તમે પણ અમારીસાથે વડીલની પેઠે વર્તો. તમે અમારા પિતા છો અને અમે અવળે માર્ગે જતા હોઇએ તો અમને માર્ગપર લાવવા એ તમારો અધિકાર છે; માટે અમને માર્ગ ઉપર સ્થાપો અને તમે પણ ધર્મના સુમાર્ગપર રહો.'

હે ભરતશ્રેષ્ઠ !તમારા પુત્રોએ આ સભાસદોને પણ કહેવરાવ્યું છે કે:-[૪૫-૪૭] ' ધર્મવેત્તા સભાસદોમાં અમારાસંબંધી અન્યાય થવો યોગ્ય ગણાશે નહિ; કારણ કે જ્યાં સભાસદોના દેખતાં અધર્મવડે ધર્મ અને અસત્યવડે સત્ય હણાય છે, ત્યાં સભાસદો અધર્મથી હણાય છે. જે સભામાં અધર્મથી વીંધાયલો ધર્મ શરણે આવે અને સભાસદો ધર્મના અંગમાં પેઠેલા તે અધર્મરૂપી શલ્યને કાપી ધર્મને મોકળો કરે નહિ, તો તે સભામાં બેઠેલા સભાસદો અધર્મથી વીંધાય છે; અને નદી જેમ કિનારા ઉપર ઉગેલાં વૃક્ષોનો નાશ કરે છે, તેમ ધર્મ તે સભાસદોનો નાશ કરે છે.[૪૮-૫૦]

હે ભરતશ્રેષ્ઠ! પાંડવો આજસુધી ધર્મ તરફ દૃષ્ટિ રાખી મૌન ધરીને બેઠા છે, તેઓએ સત્ય, ધર્મયુક્ત તથા ન્યાયભરેલુંજ કહ્યું છે.[૫૧]

હે રાજા! પાંડવોને રાજ્યભાગ આપવાવિના બીજું તમને શું કહી શકાય તેમ છે? આ સભામાં બેઠેલા જે રાજાઓ છે, તેઓ ભલે કહેવું હોય તે કહે.[૫૨] હે પુરુષશ્રેષ્ઠ! હું જો ધર્મ તથા અર્થને ધ્યાનમાં લઇ સત્ય કહેતો હોઉં, તો તમે આ ક્ષત્રિયોને મૃત્યુપાશથી મુક્ત કરો.[૫૩] હે ભરતશ્રેષ્ઠ! હે પરંતપ! તમે ક્રોધને અધીન ન થાઓ; પરંતુ શાંત થઇને પાંડવોને યથાયોગ્ય તેઓના પિતાનો રાજ્યભાગ આપી, કૃતાર્થ થાઓ તથા પુત્રોની સાથે વૈભવ ભોગવો. હે રાજા! અજાતશત્રુ યુધિષ્ઠિર સર્વદા સજ્જનોના ધર્મમાં રહેલા છે;અને તમારાપ્રત્યે તથા તમારા પુત્રોપ્રત્યે કેવી સદ્વૃત્તિથી વર્તે છે, તે તમે જાણો છો. તે યુધિષ્ઠિરને તમે લાક્ષાગૃહમાં બાળી મૂકવા પ્રયત્ન કર્યો અને દ્યૂતવડે રાજ્યમાંથી હાંકી કાઢયા, તોપણ તે ફરી તમારે શરણે આવ્યા છે.[૫૪-૫૬] વળી તમે તથા તમારા પુત્રે મળીનેજ તેમને ઇંદ્રપ્રસ્થમાં કાઢયા, છતાં તેમણે ત્યાં રહીને સર્વ રાજાઓને વશ કરી તમને અનુકૂળ કરી આપ્યા અને તે પોતે પણ તમારાથી દૂર થયા નહિ. હે રાજા! એ પ્રમાણે વર્ત્યા છતાં તેમનાં ધન, ધાન્ય તથા રાજ્ય હરણ કરવાની ઇચ્છાથી શકુનિએ છળભરેલા જુગારનો પ્રયોગ કર્યો; કપટદ્યૂતને લીધે તે દરિદ્રી થઇ ગયા તથા દ્રૌપદીને સભામાં ખેંચી આણેલી તેમણે જોઈ, તોપણ અમાપ ગંભીરતાવાળા તે યુધિષ્ઠિર ક્ષાત્રધર્મથી ડગ્યા નહિ!

હે ભરતવંશી! હું તો તમારૂં અને તેઓનું કલ્યાણ ઇચ્છું છું.[૫૭-૬૦] હે રાજા! તમે પોતાના અર્થને અનર્થ માનીને અને અનર્થને અર્થ માનીને પ્રજાના ધર્મ, અર્થ તથા સુખનો નાશ કરો નહિ.[૬૧] હે પ્રજાધીશ! તમે અત્યંત લોભમાં પડેલા પુત્રોને કબજે રાખો. શત્રુદમન પાંડવો તમારી સેવા કરવા પણ તૈયાર છે અને યુદ્ધ કરવા પણ તૈયાર છે; માટે હે શત્રુતાપન રાજા! એ બેમાંથી તમને જે વધારે અનુકૂળ લાગે, તે તમે સ્વીકારો.”

વૈશંપાયને કહ્યું:–શ્રીકૃષ્ણનાં તે વચનને સર્વ રાજાઓએ હૃદયમાં બહુ માન આપ્યું; પરંતુ ત્યાં તે વાણીવડે પ્રકટ કરવા કોઇપણ આગળ પડયો નહિ.[૬૨,૬૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં “ શ્રીકૃષ્ણવાક્ય ” એ વિષયનો અધ્યાય ૯૫ મો સમાપ્ત.

## અધ્યાય ૯૬ મો

## દંભોદ્ભવનું આખ્યાન

॥ वैशंपायन उवाच ॥

**तस्मिन्नभिहिते वाक्ये केशवेन महात्मना ।**
**स्तिमिता हृष्टरोमाण आसन्सर्वे सभासदः॥१॥**

વૈશંપાયને કહ્યું:–મહાત્મા કેશવે એ પ્રમાણે વચન કહ્યાં, તે વખતે સર્વ સભાસદો રોમાંચિત થઇને સ્તબ્ધ થઇ ગયા;[૧] અને ‘કોઇપણ પુરુષ એ વચનોનો ઉત્તર આપવા કેમ ઉત્સાહ ધરાવતો નથી?’ એમ સર્વ રાજાઓ મનમાંજ વિચારવા લાગ્યા.[૨] તે પ્રમાણે જ્યારે સર્વ રાજાઓ ચૂપચાપ બેસી રહ્યા, ત્યારે કૌરવોની સભામાં પરશુરામ આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૩]“હે ધૃતરાષ્ટ્ર રાજા! તું મારી આ દૃષ્ટાંતવાળી સત્ય વાણીને નિઃશંક થઇને સાંભળ; અને તે સાંભળીને તને ઠીક લાગે તો તું તારા કલ્યાણને ગ્રહણ કર.[૪]

પૂર્વે એક દંભોદ્ભવ નામનો ચક્રવર્તી રાજા હતો. તે નિષ્કંટક સર્વ પૃથ્વીને ભોગવતો હતો, એમ અમારા સાંભળવામાં આવ્યું છે.[૫] તે મહારથી તથા વીર્યવાન રાજા રોજ રાત્રિ પૂરી થતાં પ્રાતઃકાળમાં ઉઠીને, બ્રાહ્મણોને તથા ક્ષત્રિયોને પૂછતો કે:–‘યુદ્ધમાં મારા જેવો અથવા મારાથી અધિક કોઇપણ શસ્ત્રધારી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર છે?’[૬,૭] મોટા ગર્વથી છકી ગયેલો તથા બીજા કોઇને ન ગણકારતો તે રાજા એ પ્રમાણે પૂછતો પૂછતો આ પૃથ્વી ઉપર ફરવા લાગ્યો.[૮] પોતાનાં વારંવાર વખાણ કરતા તે રાજાને, વિદ્વાન, ઉદાર તથા સર્વ તરફથી નિર્ભય બ્રાહ્મણો તેમ કરતાં અટકાવતા હતા;[૯] પરંતુ નિષેધ કરવા છતાંએ તે વારંવાર બ્રાહ્મ-

ણોને પૂછયાજ કરતો હતો. ત્યારે એક વખતે તપસ્વી, આત્મસાક્ષાત્કારવાળા મહાત્મા બ્રાહ્મણો ક્રોધવડે તપી ઉઠયા અને તે બ્રાહ્મણોએ, મહા અભિમાની તથા લક્ષ્મીથી છકી ગયેલા તે બડાઇ હાંકનારા રાજાને કહ્યું કે:–[10,11] ‘હે રાજા! સંગ્રામમાં અનેકનો પરાજય કરનારા બે મહાપુરુષો છે. તું તેમની સમાન કદી પણ થવાનો નથી.’[12] એ પ્રમાણે બ્રાહ્મણોએ કહ્યું, ત્યારે તે રાજાએ ફરી બ્રાહ્મણોને પૂછયું કે:–‘ તે બન્ને વીર કયાં છે? કયાં જન્મેલા છે? શું કામ કરે છે? અને કોણ છે?’[13]

બ્રાહ્મણો બોલ્યાઃ–“ અમારા સાંભળવામાં આવ્યું છે કે, નર અને નારાયણ નામના બે તપસ્વીઓ મનુષ્યલોકમાં આવ્યા છે; હે રાજા! તું તે બન્નેની સાથે યુદ્ધ કર.[14] તે બન્ને નરનારાયણ મહાત્માઓ ગંધમાદન પર્વત ઉપર વર્ણવી ન શકાય તેવું ઘોર તપ કરે છે.’[15]

એ વાત સહન ન કરતાં તે રાજા છ અંગવાળી મોટી સેના (રથ, હાથી, ઘોડા, પાળા, ગાડાં અને ઉંટ) સાથે લઇને જ્યાં તે બન્ને અજિત નરનારાયણ તપ કરતા હતા, ત્યાં જવા નીકળ્યો;[16] અને વિકટ તથા ભયંકર ગંધમાદન પર્વત ઉપર પહોંચ્યો. ત્યાં જઇને શોધ કરતાં તેણે વનમાં રહેલા બન્ને તપસ્વીઓને દીઠા. ભૂખ તથા તરસવડે દુર્બળ થયેલા, નાડીઓથી વ્યાપ્ત થયેલા અને ટાઢ, વાયુ તથા તાપથી સૂકાઇ ગયેલા તે બન્ને મહાપુરુષોને જોઇને દંભોદ્‌ભવ રાજા તેમની પાસે ગયો અને વંદન કરીને તેણે તેમનું આરોગ્ય પૂછયું. નરનારાયણે પણ આસન, જળ, મૂળ તથા ફળવડે તેનો સત્કાર કર્યો અને રાજાને પૂછયું કે:–‘ અમારે તમારૂં શું કાર્ય કરવાનું છે?’ ત્યારે રાજાએ ફરી તે વાર્તા અનુક્રમથી કહી કે,[17–20] ‘મેં પોતાના બાહુવડે પૃથ્વીને જિતી છે, સર્વ શત્રુઓને માર્યા છે અને હમણાં હું તમારીસાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી આ પર્વત ઉપર આવ્યો છું;[21] માટે તમે લાંબા સમયની મારી એ આકાંક્ષા પૂર્ણ કરીને મારો અતિથિસત્કાર કરો.

નરનારાયણ બોલ્યાઃ–‘હે રાજસત્તમ! આ આશ્રમ ક્રોધ તથા લોભથી રહિત છે;[22] તેમ આ આશ્રમમાં યુદ્ધ પણ નથી, ત્યારે શસ્ત્ર કયાંથી હોય અને શસ્ત્ર વાપરનારો દુષ્ટ પુરુષ પણ કયાંથી હોય? તું બીજે કોઈ ઠેકાણે જઇને યુદ્ધની ઇચ્છા કર. પૃથ્વી ઉપર ઘણા ક્ષત્રિયો રહે છે.’[23]

પરશુરામે કહ્યું:–આ પ્રમાણે નરનારાયણે કહ્યું, તોપણ તે વારંવાર યુદ્ધનીજ માગણી કરવા લાગ્યો. હે ભારત! તેવી અયોગ્ય માગણી બદલ તેને અનેક વખત ક્ષમા આપીને નરનારાયણે તેનું સાંત્વન કર્યું, તોપણ જ્યારે દંભોદ્‌ભવ યુદ્ધની ઇચ્છાથી તે તપસ્વીઓને આહ્‌વાનજ કરવા લાગ્યો, ત્યારે હે ભરતવંશી રાજા! તે બેમાંના નર નામના ઋષિ હાથમાં મુઠ્ઠીભર બરૂ લઇને બોલ્યા કે:–‘ઓ યુદ્ધની કામનાવાળા ક્ષત્રિય! ચાલ, આવી જા! યુદ્ધ કર. તું તારાં સર્વ શસ્ત્રો ગ્રહણ કર અને તારી સેનાને તૈયાર કર. હમણાં હું તારી યુદ્ધની શ્રદ્ધાને દૂર કરી દઉં છું!’

દંભોદ્‌ભવ બોલ્યોઃ–‘હે તપસ્વી! જો તું આવું અસ્ત્ર અમારેમાટે યોગ્ય માનતો હોય તો ભલે હું એવા અસ્ત્રવાળા તારીસાથે પણ યુદ્ધ કરીશ; કારણ કે હું યુદ્ધ કરવાજ અહીં આવ્યો છું.’

પરશુરામે કહ્યું:–એ પ્રમાણે કહીને સૈનિકોસહિત તે દંભોદ્‌ભવે, તપસ્વીના નાશની ઇચ્છાથી તેમને બાણોની વૃષ્ટિવડે ચોમેરથી ઢાંકી દીધા. શત્રુઓનાં શરીરને કાપી નાખનારાં ભયંકર બાણો ફેંકતા તે દંભોદ્‌ભવને તુચ્છ ગણીને નરમુનિ તેના ઉપર ઇષીકાઓ (બરૂઓ) જ ફેંકયા ગયા. તે પછી અજિત નર ભગવાને વાળ્યું ન વળે તેવું ભયંકર ઐષીકાસ્ત્ર તેના ઉપર છોડયું. તેનીજ સાથે એક અદ્‌ભુત ચમત્કાર જણાયો. સચોટ વેધ કરનારા મુનિએ અસ્ત્રના માયાબળથી તે સર્વ સૈનિકોનાં નાક, આંખ તથા કાન બરૂની સળીઓથી ભરી દીધાં તથા આકાશને પણ ભરી દીધું. દંભોદ્‌ભવે જ્યારે ઇષીકાથી ભરાઇ ગયેલા શ્વેત આકાશને જોયું, ત્યારે તે રાજા નર ભગવાનના ચરણમાં પડયો

અને 'મારૂં કલ્યાણ થાઓ' એમ બોલ્યો. તે વખતે હે રાજા! શરણની ઇચ્છાવાળાઓને શરણે રાખનારા નર ભગવાને તેને કહ્યું કેઃ–[૨૪–૩૩] 'તું બ્રાહ્મણો ઉપર પૂજ્ય બુદ્ધિવાળો તથા ધર્માત્મા થા અને ફરી આવું કામ કરીશ નહિ. હે રાજસિંહ! શત્રુના નગરને જિતનારો અને ક્ષાત્રધર્મને સ્મરણ કરનારો પુરુષ, મનથી પણ આવું કામ કરે નહિ. હે રાજા! તું ગર્વથી ભરાઇને પોતાનાથી કોઈ મોટાનો અથવા નાનાનો કોઈ રીતે તિરસ્કાર કરીશ નહિ. આ વાત ધ્યાનમાં રાખજે. હે રાજા! તું નિરભિમાન, નિર્લોભ, જિતેન્દ્રિય, મનોનિગ્રહી, ક્ષમાશીલ, શાંત, સદ્‌વિચારી, આત્મનિષ્ઠ તથા દયાળુ થઇને પ્રજાઓનું પાલન કર્યા કર; અને બલાબલ જાણ્યાવિના કોઇનું પણ ફરી અપમાન કર નહિ.[૩૪–૩૭] હું તને જવાની આજ્ઞા આપું છું, માટે ક્ષેમકુશળ પાછો જા અને ફરી આવું કામ કરીશ નહિ. અમારા બન્નેના વચનથી તું બ્રાહ્મણોને સારી રીતે કુશળ પૂછજે.'[૩૮]

તે પછી દંભોદ્‌ભવ રાજા તે બન્ને મહાત્માના ચરણમાં પ્રણામ કરીને પોતાના નગરમાં પાછો આવ્યો અને અતિશય ધર્મથી વર્તવા લાગ્યો.[૩૯] આ પ્રમાણે પૂર્વે નર ભગવાને જે કર્મ કર્યું, તે ઘણું મોટું છે; પરંતુ નારાયણ તેથી પણ અતિ અધિક ગુણવાળા છે; (અને તેજ નર તથા નારાયણ હમણાંના અર્જુન તથા કૃષ્ણ છે.)[૪૦] માટે હે રાજા! જ્યાંસુધી અર્જુને ઉત્તમ ગાંડીવ ધનુષ ઉપર બાણ ચઢાવ્યું નથી અને કાકુદીક, શુક, નાક, અક્ષિ, સંતર્જન, સંતાન, નર્તક, ઘોર તથા આસ્યમોદક,× આ આઠ પ્રકારનાં અસ્ત્રોનો પ્રયોગ કર્યો નથી ત્યાંસુધીમાંજ તું અભિમાન છોડીને અર્જુનને શરણે જા;[૪૧,૪૨] કારણકે એ આઠ અસ્ત્રોને અનુક્રમે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માન, મત્સર અને અહંકાર–આ આઠ વિકારનાંજ સ્વરૂપો કહ્યાં છે. એ અસ્ત્રોથી વીંધાયલાં સર્વ મનુષ્યો મરણ પામે છે. એ અસ્ત્રોનો પ્રયોગ થતાં કેટલાએક ગાંડા થઇને રઝળે છે, કેટલાએક બેભાન થઇ જાય છે, કેટલાએક ઉંઘી જાય છે, કેટલાએક કૂદાકૂદ કરે છે, કેટલાએક ઓકવા મંડે છે, કેટલાએક મળમૂત્ર કરે છે, કેટલાએક રડયા કરે છે અને કેટલાએક મનુષ્યો હસ્યા કરે છે. આ રીતે હાલહવાલ થઇને મરે છે.[૪૩–૪૫] હે ધૃતરાષ્ટ્ર! સર્વ લોકના સ્રષ્ટા, નિયંતા અને સર્વ કર્મને જાણનારા નારાયણ જેના બંધુ છે, તે અર્જુન યુદ્ધમાં દુઃસહ છે.[૪૬] સંગ્રામમાં જેના સમાન બીજો કોઇ નથી અને જે કપિધ્વજ, વીર તથા જયશીલ છે, તે અર્જુનને જિતવાનો ત્રણે લોકમાં કયો પુરુષ ઉત્સાહ ધરાવે તેમ છે?[૪૭] અર્જુનમાં અસંખ્ય ગુણો રહેલા છે અને જનાર્દન તેનાથી પણ ચઢિયાતા છે. કુંતીપુત્ર અર્જુનના ગુણોને તો તું પણ સારી રીતે જાણેજ છે.[૪૮] હે મહારાજ! મેં જે નરનારાયણ કહ્યા, તેજ પુરુષોત્તમ મહાવીર અર્જુન તથા શ્રીકૃષ્ણ છે, એમ તું જાણ.[૪૯] હે ભારત! જો તું એ વાત એ પ્રમાણે માનતો હોય અને મારાપ્રત્યે તને શંકા ન હોય, તો તું સદ્‌બુદ્ધિ ધારણ કરીને પાંડવોની સાથે સલાહ કર.[૫૦] હે ભરતશ્રેષ્ઠ! જો તું પાંડવોની સાથે ભેદ રાખવામાં પોતાનું કલ્યાણ માનતો ન હોય, તો તું

× કાકુદીક વગેરે અસ્ત્રની આઠ જાતિ છે, તેમાં જે અસ્ત્રથી પરાભવ પામેલાઓ રથ, હાથી વગેરેના ખભા ઉપર તરફડે છે, તેનું કાકુદીક અથવા પ્રસ્વાપન નામ છે; જે અસ્ત્રવડે શુકનલિકાન્યાયપ્રમાણે અભયમાં પણ ભય જોનારાઓ ઘોડા, હાથી વગેરેને પગે જોરથી વળગી પડે છે, તે અસ્ત્રનું નામ શુક અથવા મોહન છે; જે અસ્ત્રવડે પુરુષ સ્વર્ગનગર જુએ છે, તે નાક અથવા ઉન્માદન કહેવાય છે; જે અસ્ત્ર ફેંકતાંની સાથેજ પુરુષો ત્રાસથી મળમૂત્ર કરી દે છે, તે અક્ષિસંતર્જન અથવા ત્રાસન કહેવાય છે; જે અસ્ત્ર અવિચ્છિન્ન શસ્ત્રોની વૃષ્ટિ કરે છે, તે સંતાન અથવા દિવ્ય કહેવાય છે; નૃત્ય કરાવનારૂં અસ્ત્ર નર્તક અથવા પૈશાચ કહેવાય છે; સંહાર કરનારૂં અસ્ત્ર ઘોર અથવા રાક્ષસી કહેવાય છે; અને જે અસ્ત્રથી હણાયલા પુરુષો મોઢામાં પાષાણ ઘાલીને મરવા તૈયાર થાય છે, તે અસ્ત્ર આસ્યમોદક અથવા યામ્ય કહેવાય છે.

શાંત થઇ જા, યુદ્ધમાં મન જોડીશ નહિ.[11] હે કુરુશ્રેષ્ઠ! તમારૂં કુળ પૃથ્વીમાં બહુ માન્ય ગણાય છે; માટે તે તેવુંજ રહે, તે પ્રમાણે સ્વહિતનો વિચાર કરીને વર્તો. તમારૂં કલ્યાણ થાઓ.

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "દંભોદ્‌ભવોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૯૬ મો સમાપ્ત.

# અધ્યાય ૯૭ મો

## માતલિએ કરેલી વરની શોધ

॥ वैशंपायन उवाच ॥

जामदग्न्यवचः श्रुत्वा कण्वोऽपि भगवानृषिः॥
दुर्योधनमिदं वाक्यमब्रवीत्कुरुसंसदि ॥१॥

વૈશંપાયને કહ્યુંઃ—પરશુરામનાં વચન સાંભળીને ભગવાન કણ્વ ઋષિ પણ કૌરવોની સભામાં દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યા.[1]

કણ્વે કહ્યુંઃ—"લોકના પિતામહ બ્રહ્મા જેમ અક્ષય અને અવિનાશી છે, તેમજ ભગવાન નરનારાયણ ઋષિ પણ અક્ષય અને અવિનાશી છે.[2] અદિતિના સર્વ પુત્રોમાં એકલા વિષ્ણુજ સનાતન, અજિત, અવિનાશી, શાશ્વત, પ્રભુ અને ઈશ્વર છે.[3] તે સિવાય બીજા ચંદ્ર, સૂર્ય, પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ, આકાશ, ગ્રહો, તારાગણો—એ સર્વે નિમિત્તવડે નાશ પામનારાં છે.[4] સર્વદા જગતનો ક્ષય થતાંજ એ સર્વે ત્રણ લોકનો ત્યાગ કરીને નાશ પામે છે અને ઉત્પત્તિ થતાં પુનઃ પુનઃ ઉત્પન્ન થાય છે.[5] એ સિવાય બીજાં મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, તિર્યક્‌યોનિવાળાં પ્રાણીઓ અને જીવલોકમાં ફરનારાં સર્વ પ્રાણીઓ ક્ષણભંગુરજ છે.[6] તેમાં પણ ઘણું કરીને રાજાઓ લક્ષ્મીને ભોગવવાસમયે તરુણ વયમાંજ યુદ્ધાદિકથી આયુષ્ય ક્ષીણ થતાં પુણ્ય તથા પાપ ભોગવવા પરલોકમાં ચાલ્યા જાય છે.[7] સર્વની આ સ્થિતિ છે, માટે તારે ધર્મપુત્ર યુધિષ્ઠિરની સાથે સલાહ કરવી યોગ્ય છે. પાંડવો અને કૌરવો એકઠા મળીને પૃથ્વીનું પાલન કરો.[8] ઓ દુર્યોધન! 'હુંજ બળવાન છું' એમ તારે માનવું નહિ; કારણ કે હે પુરુષશ્રેષ્ઠ! જગતમાં બળવાન ગણાતા હોય તેઓનાથી પણ અધિક બળવાળાઓ જોવામાં આવે છે.[9] હે કુરુવંશી! શારીરિક બળવાળાઓની વચ્ચે સૈનિકબળ બળ ગણાતું નથી. સર્વ પાંડવો તો દેવના જેવા પરાક્રમી છે, તેથી તે ખરા બળવાન છે.[10] સ્વાભાવિક બળ એજ ખરૂં બળ છે, એ સંબંધમાં કન્યા આપવાની ઈચ્છાવાળા તથા વર ખોળતા માતલિનો પુરાતન ઇતિહાસ આ પ્રમાણે કહેવામાં આવે છે.[11] ત્રણ લોકના રાજા ઇંદ્રનો માતલિ નામનો પ્રખ્યાત સારથિ છે. તેના કુળમાં એકજ કન્યા ઉત્પન્ન થઇ હતી. રૂપને લીધે તે લોકમાં તે વિખ્યાત થઇ હતી.[12] દેવના જેવી રૂપાળી તે કન્યા 'ગુણકેશી' એવા નામથી પ્રખ્યાત હતી અને સૌંદર્યમાં તથા દેહના બાંધામાં તે બીજી સર્વ સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ હતી.[13] હે રાજા! તે કન્યાનું દાન કરવાનો સમય આવેલો જાણીને, માતલિ પોતાની સ્ત્રીની સાથે એકાગ્ર ચિત્તથી વિચાર કરવા લાગ્યો અને બોલ્યો કેઃ—[14] 'જે પુરુષો પ્રૌઢ શીલવાળા, મોટાતરીકે પ્રખ્યાત થયેલા, કીર્તિવાળા અને કોમળ હૃદયવાળા હોય છે, તેઓના કુળમાં કન્યાનો જન્મ ધિક્કારવા યોગ્ય છે;[15] કારણ કે કન્યા ઉત્તમ માતાના કુળને, પિતાના કુળને અને જે કુળમાં આપી હોય તે કુળને, એમ ત્રણ કુળને સંશયમાં નાખી દે છે.[16] મેં માનુષદૃષ્ટિથીજ દેવલોકમાં અને મનુષ્યલોકમાં ઉંડા ઉતરીને શોધ કરી; પરંતુ મને કન્યાને માટે કોઈ વર પસંદ પડતો નથી.'[17]

કણ્વે કહ્યુંઃ—આ પ્રમાણે કહીને માતલિએ ફરી દેવો, દૈત્યો, ગંધર્વો, મનુષ્યો અને પુષ્કળ ઋષિઓ—એ સર્વની તપાસ કરી જોઇ; પરંતુ તેને એકે વર યોગ્ય લાગ્યો નહિ.[18] પછી તેણે પોતાની ભાર્યા સુધર્માની સાથે રાત્રે વિચાર કરીને નાગલોકમાં જવાનો નિશ્ચય કર્યો.[19] તેણે કહ્યુંઃ—'મને ગુણકેશીના જેવો રૂપાળો દેવોમાં તથા મનુષ્યોમાં કોઇ પણ વર જડતો નથી, પણ તેવો વર નાગલોકમાં અવશ્ય હશે.'[20]

આ પ્રમાણે કહી, સુધર્મા સ્ત્રીની રજા લઈ, તેને જમણી તરફ રાખી શુકન લઇ તથા કન્યાનું મસ્તક સુંઘીને માતલિએ પૃથ્વીની અંદર પ્રવેશ કર્યો.[૨૧]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "માતલિવરાન્વેષ્ણ" એ વિષયનો અધ્યાય ૯૭ મો સમાપ્ત.

## અધ્યાય ૯૮ મો

### માતલિએ કરેલી વરની શોધ (ચાલુ)

॥ कण्व उवाच ॥

**मातलिस्तु व्रजन्मार्गे नारदेन महर्षिणा ॥**
**वरुणं गच्छता द्रष्टुं समागच्छद्यदृच्छया ॥१॥**

કણ્વે કહ્યું:–માતલિ જતો હતો, તે વખતે માર્ગમાં વરુણને મળવા જતા મહર્ષિ નારદની સાથે તેનો દૈવેચ્છાથી મેળાપ થયો.[૧] ત્યારે નારદે તેને પૂછ્યું કેઃ–'હે સૂત ! તું કયાં જવા નીકળ્યો છે ? તું પોતાના કાર્યમાટે જાય છે કે ઇંદ્રની આજ્ઞાથી જાય છે ?'[૨] માર્ગમાં જતા નારદે એ પ્રમાણે પૂછ્યું, ત્યારે માતલિએ નારદને પોતાનું સર્વ કાર્ય યથાર્થ કહી સંભળાવ્યું.[૩] તે સાંભળીને નારદે માતલિને કહ્યું કે, 'હું પણ વરુણનાં દર્શનની ઇચ્છાથી સ્વર્ગમાંથી નીકળ્યો છું, માટે આપણે બન્ને સાથેજ ત્યાં જઇએ.[૪] હે માતલિ ! હું તને પૃથ્વીનું તળિયું દેખાડીને ત્યાંની સર્વ હકીકત કહીશ. ત્યાં કોઇ યોગ્ય વરને જોઇને આપણે બન્ને પસંદ કરીશું.'[૫] આ પ્રમાણે વાત કરીને તે બન્ને–માતલિ તથા નારદ ભૂમિની અંદર ઉતર્યા અને તે મહાત્માઓએ ત્યાં જલાધિપતિ લોકપાલ વરુણને જોયા.[૬] વરુણને ત્યાં નારદને દેવર્ષિસમાન સત્કાર પ્રાપ્ત થયો અને માતલિનો મહેંદ્રના જેવો સત્કાર થયો.[૭] તે સત્કારથી મનમાં પ્રસન્ન થયેલા તથા કાર્ય કરવા નીકળેલા તે બન્ને પોતાનું કાર્ય વરુણને જણાવી, તેમની આજ્ઞા મેળવીને નાગલોકમાં ફરવા લાગ્યા.[૮] નારદમુનિ પાતાળમાં રહેનારા સર્વ પ્રાણીઓની હકીકત જાણતા હતા, તેથી તેમણે માતલિની આગળ સમગ્ર સર્વ વ્યાખ્યાન કરવા માંડયું.[૯]

નારદે કહ્યું:–'હે સૂત ! તેં પુત્રપૌત્રથી વીંટાયલા વરુણનાં દર્શન કર્યાં. હવે તું તે વરુણનાં સમૃદ્ધિયુક્ત સર્વતોભદ્ર નામના સ્થાનને જો.[૧૦] આ જલાધિપતિ વરુણનો મહાબુદ્ધિમાન પુત્ર છે. એ શીલ, આચાર તથા પવિત્રતાવડે બીજા કરતાં શ્રેષ્ઠ છે.[૧૧] કમળના જેવાં નેત્રવાળો એ પુષ્કર નામનો પુત્ર વરુણને વહાલો છે. રૂપવાન તથા દેખાવડા એ પુષ્કરને ચંદ્રની પુત્રીએ પતિ કર્યો છે.[૧૨] ચંદ્રની બીજી પુત્રી જેનું નામ જ્યોત્સ્નાકાલી છે અને જે રૂપવડે બીજી લક્ષ્મી જેવી છે, તેણે અદિતિના મોટા પુત્ર સૂર્યની સાથે લગ્ન કર્યાં છે.[૧૩] હે ઇંદ્રમિત્ર ! આ મદિરા રાખવાનું સર્વ સુવર્ણમય વારુણીભવનને તું જો. એ સુરા (મદિરા)ને પ્રાપ્ત થઇને સર્વ દેવો સુર નામને પ્રાપ્ત થયા છે.[૧૪] હે માતલિ ! હરાઈ ગયેલા રાજ્યવાળા દૈત્યોનાં આ સર્વ દેદીપ્યમાન હથિયારો દેખાય છે.[૧૫] એ હથિયારો ક્ષય ન પામે તેવાં, પ્રહાર કરનારાના હાથમાં પાછાં આવનારાં અને માહાત્મ્યવાળાં છે. હે માતલિ ! એને દેવોએ વિજયથી મેળવ્યાં છે.[૧૬] હે માતલિ ! આ સ્થાનમાંજ દિવ્ય આયુધોને ધારણ કરનારી રાક્ષસજાતિ અને દૈત્યજાતિ હતી અને તેનો દેવોએ જય કર્યો હતો.[૧૭] આ વરુણના ધરામાં મોટી જ્વાળાવાળો અગ્નિ સદા જાગ્રત રહે છે, કે જે ધૂમાડારહિત અગ્નિએ વિષ્ણુના ચક્રને પણ રોકી દીધું છે–અર્થાત્ આ સ્થાનમાં વિષ્ણુના ચક્રનો પણ ભય નથી.[૧૮] આ લોકના સંહારને માટે રાખેલું ગાંડી (ગેંડા)ના બરડાનું બનેલું ગાંડીવ નામનું ધનુષ છે અને દેવો તેનું નિત્ય રક્ષણ કરે છે.[૧૯] એ ધનુષ હમેશાં લાખ ધનુષના જેટલું બળવાળું છે, છતાં કાર્યપ્રસંગ આવતાં જેટલું જોઈએ તેટલું બળ પણ ધારણ કરે છે.[૨૦] એ ધનુષને બ્રહ્મવાદી બ્રહ્માએ પ્રથમ ઉત્પન્ન કર્યું છે અને એ શાસન ન કરાય તેવા રાક્ષસતુલ્ય રાજાઓનું પણ શાસન કરે છે.[૨૧] એ ધનુષ રાજા-

ઓને સુદર્શન ચક્ર કરતાં પણ અધિક ભયંકર લાગે છે અને એ મોટો ઉદય આપનારા ધનુષને વરુણરાજના પુત્રો ધારણ કરે છે.[૨૨] આ છત્રશાળામાં રહેલું જળના અધિપતિ વરુણનું છત્ર છે.એ છત્ર મેઘની પેઠે સર્વ તરફથી શીતળ જળની વૃષ્ટિ કર્યા કરે છે.[૨૩] એ છત્રથી ઝરતું જળ ચંદ્રના જેવું નિર્મળ છે, છતાં તે અંધકારથી વ્યાપ્ત હોવાથી મનુષ્યોની દૃષ્ટિએ પડતું નથી.[૨૪] હે માતલિ! અહીં બહુ આશ્ચર્યકારક દેખાવો જોવા જેવા છે; પરંતુ તને કાર્યનો અટકાવ છે, માટે ચાલ, આપણે વિનાવિલંબે અહીંથી ચાલી નીકળીએ.[૨૫]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "માતલિએ કરેલી વરની શોધ" એ વિષયનો અધ્યાય ૯૮ મો સમાપ્ત.

# અધ્યાય ૯૯ મો

## માતલિએ કરેલી વરની શોધ-પાતાલનું વર્ણન

॥ नारद उवाच ॥

**एतत्तु नागलोकस्य नाभिस्थाने स्थितं पुरम् ।**
**पातालमिति विख्यातं दैत्यदानवसेवितम् ॥१॥**

નારદે કહ્યું:- આ નાગલોકની વચ્ચે આવેલું પાતાળ નામનું નગર છે અને એમાં દૈત્યો તથા દાનવો નિવાસ કરે છે.[૧] પૃથ્વી ઉપરનાં જે કોઇ જંગમ પ્રાણી પાણીના તરંગસાથે અહીં પેસી જાય છે, તેઓ ભયથી પીડાઇને દુઃખના મોટા પોકારો કરે છે.[૨] અહીં જળનો આહાર કરનારો આસુરાગ્નિ સતત બળ્યા કરે છે, એને દેવોએ પ્રયત્નવડે મર્યાદામાં રાખ્યો છે; નહિ તો એ તત્કાળ આખા સમુદ્રને તથા લોકોને બાળી નાખે. પોતાને બાંધી લીધો છે, એ વાત અગ્નિ પણ જાણે છે.[૩] દેવોએ શત્રુઓને માર્યા પછી અમૃત પીને બાકી રહેલું અમૃત અહીં મૂક્યું છે; એ કારણથી અહીં ચંદ્રની× ક્ષય વૃદ્ધિ જોવામાં આવતી નથી.[૪] અદિતિનો પુત્ર વિષ્ણુ વેદરૂપી શબ્દજાળને વાણીવડે પૂર્ણ કરવામાટે હયગ્રીવરૂપે યોગ્ય સમયે પર્વે પર્વે અહીંજ પ્રકટ થાય છે.[૫] આ ઉત્તમ નગરનું પાતાળ એવું નામ પાડવાનું કારણ એ છે કે, જળમૂર્તિ ચંદ્ર વગેરે અહીં ચંદ્રકાંતની પેઠે અલં એટલે અત્યંત જળનો પાત એટલે સ્રાવ કર્યા કરે છે.[૬] જગતનું હિત કરનારો ઐરાવત નામનો હાથી અહીંથીજ પાણી લઇને મેઘોમાં મૂકે છે અને મહેંદ્ર તે શીતળ જળને પૃથ્વીપર વર્ષાવે છે.[૭] અહીં અનેક પ્રકારના આકારવાળાં અને અનેક રૂપવાળાં મોટાં જળચર માછલાંઓ પાણીમાં ચંદ્રની કાંતિનું પાન કરીને નિવાસ કરે છે.[૮]

હે સૂત! આ પાતાળનો આશ્રય કરનારાં કેટલાંક પ્રાણીઓ દિવસે સૂર્યનાં કિરણોથી ભેદાઇને મરણ પામે છે અને રાત્રે પાછાં જીવતાં થાય છે.[૯] અહીં ઉદય પામતો ચંદ્ર નિત્ય પોતાના કિરણરૂપી બાહુઓવડે અમૃતનો સ્પર્શ

× દડાના જેવા આકારવાળા ભૂગોળની પ્રદક્ષિણા કરતા સૂર્ય તથા ચંદ્ર કોઇએક ભૂગોળના પ્રદેશથી ઢંકાઇ જાય છે, ત્યારે તે ભાગમાં સૂર્ય તથા ચંદ્ર જણાતા નથી. ઢંકાઇ જવાને લીધે જ્યાં સૂર્ય ન જણાય ત્યાં રાત્રિ ગણાય છે. જેઓ ભૂગોળની ઉપર તથા નીચે નિવાસ કરે છે, તેઓ સર્વદા સૂર્ય વગેરેને જુએ છે. ચંદ્રનું મંડળ જળમય છે અને તે સૂર્યનાં તેજોમય કિરણોથી પ્રકાશિત થાય છે. સૂર્ય અને ચંદ્ર જેમ જેમ વધારે છેટે હોય છે, તેમ તેમ ચંદ્ર અધિક પ્રકાશમાન થાય છે અને તે બન્ને જેમ જેમ પાસે આવતા જાય છે, તેમ તેમ સૂર્યની આગળ રહેનારા અગ્નિ વગેરે દેવતાઓથી ચંદ્ર આપણી દૃષ્ટિથી અદૃશ્ય થાય છે. એ અભિપ્રાયથી શાસ્ત્રમાં કહ્યું છે કે, **प्रथमां पिबते वह्निर्द्वितीयां पिबते रविः ।** ચંદ્રની પ્રથમ કળાનું અગ્નિ પાન કરે છે, બીજી કળાનું સૂર્ય પાન કરે છે' અહીં પાન એટલે સામીપ્યને લીધે કેવળ પોષણ સમજવું. જેઓ પાતાળની વચ્ચે રહે છે, તેઓને તો મેરુના શિખર ઉપર રહેનારાઓની પેઠે સર્વદા સંપૂર્ણ ચંદ્રજ જણાય છે; કારણ કે તેઓના દૃશ્ય પ્રદેશમાં અગ્નિ વગેરેનું આવરણ નથી, માટે તે સ્થાનમાંથી ચંદ્રનો ક્ષય તથા વૃદ્ધિ જણાતાં નથી.

**नीलकंठ.**

કરી, તે કિરણોના સ્પર્શવડે જીવોને જીવાડે છે.[10] ઇંદ્રે હરણ કરી લીધેલી લક્ષ્મીવાળા કાળવડે પીડા ભોગવતા ધર્મપરાયણ દૈત્યો આ સ્થાનમાં બંધાઈને નિવાસ કરે છે.[11] આ ઠેકાણે સર્વ પ્રાણીઓના મહેશ્વર ભૂતપતિ શંકરે સર્વ જીવોના અભ્યુદયને માટે ઉત્તમ તપ કર્યું છે.[12] નિત્ય કોઈપણ સ્થાનમાં પડી રહેવું, કોઇ ખાવાનું આપે તો ખાવું અને કોઈ જે કંઇ ઓઢાડે તે ઓઢવું,એનું નામ ગોવ્રત કહેવાય છે. એવા ગોવ્રતવાળા, વેદપાઠ કરતાં કરતાં શુષ્ક થઈ ગયેલા, પ્રાણની દરકાર ન કરનારા અને સ્વર્ગનો વિજય કરનારા મહર્ષિઓ આ સ્થાનમાં નિવાસ કરે છે.[13,14] અહીં સુપ્રતીકના વંશમાં ગજેંદ્ર ઐરાવણ, વામન, કુમુદ અને અંજન નામના મોટા હાથીઓ જન્મ્યા છે.[15] હે માતલિ! તું તપાસ કર. જો તને આમાંથી કોઈ ગુણવાન વર ગમતો હોય તો હું તેની પાસે જઈને યત્નપૂર્વક તેની માગણી કરૂં.[16] આ તેજવડે દેદીપ્યમાન જણાતું ઇંડું પાણીમાં મૂકેલું છે. એ ઈંડું પ્રજાની ઉત્પત્તિથી આરંભીને હજીસુધી ફુટતું એ નથી, તેમ ખસતું પણ નથી.[17] એની જાતિ અથવા સ્વભાવના સંબંધમાં મેં કોઇને મોઢે કંઈપણ સાંભળ્યું નથી, તેમજ એનાં માતાપિતાને પણ કોઇ જાણતું નથી.[18] માત્ર એટલું જાણવામાં છે કે, પ્રલયકાળે એમાંથી ઉત્પન્ન થયેલો મહાન અગ્નિ સચરાચર સર્વ ત્રિલોકને બાળી મૂકશે.[19]

નારદનું ભાષણ સાંભળીને માતલિ બોલ્યો કે, 'મને અહીં કોઈ પણ પુરુષ ગમતો નથી, માટે વિલંબ ન કરતાં અહીંથી બીજે ચાલો.'[20]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં " માતલિએ કરેલી વરની શોધ " એ વિષયનો અધ્યાય ૯૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૦૦ મો

## માતલિએ કરેલી વરની શોધ-હિરણ્યપુરનું વર્ણન

**॥ नारद उवाच ॥**

**हिरण्यपुरमित्येतत् ख्यातं पुरवरं महत् ॥**
**दैत्यानां दानवानां च मायाशतविचारिणाम्॥**

નારદે કહ્યું:- 'સેંકડો માયા સાથે સંચાર કરનારા દૈત્યો અને દાનવોનું આ હિરણ્યપુર નામથી પ્રખ્યાત મહાશ્રેષ્ઠ નગર છે.[1] પાતાળ તળમાં આવેલા એ નગરની પ્રથમ મયદાનવે મનથીજ કલ્પના કરી અને તે પછી વિશ્વકર્માએ મોટા પ્રયત્નથી એની રચના કરી છે.[2] એ નગરમાં પૂર્વે વરદાનો મેળવનારા, મોટા બળવાન તથા હજારો માયા કરનારા શૂરા દાનવો નિવાસ કરે છે.[3] ઇંદ્ર, યમ, વરુણ, કુબેર તથા બીજાઓ, એ દાનવોને વશ કરી શકતા નથી.[4] હે માતલિ! એ નગરમાં કાલખંજ અસુરો, વિષ્ણુના ચરણથી ઉત્પન્ન થયેલા અસુરો, નૈર્ઋતો, યાતુધાનો અને બ્રહ્માના ચરણથી ઉત્પન્ન થયેલા અસુરો, જેઓ મોટી દાઢવાળા, ભયંકર વેગવાળા, વાયુના વેગ જેવા પરાક્રમી અને માયારૂપી બળથી સંપન્ન છે, તેઓ નિવાસ કરે છે.[5-6] વળી યુદ્ધ કરવામાં દુષ્ટ મદવાળા નિવાતકવચ નામના દાનવો પણ અહીં રહે છે. તું જાણે છેજ કે, ઇંદ્ર પણ તેમને પીડા કરવા સમર્થ નથી.[7] હે માતલિ! એ દાનવોથી તું, તારો પુત્ર ગોમુખ તથા પુત્રસહિત શચીપતિ ઇંદ્ર પણ ઘણી વખત નાસી છૂટયા છો.[8]

હે માતલિ! હવે તું આ ઘરો તરફ દૃષ્ટિ કર. એ સઘળાં ઘરો શિલ્પશાસ્ત્રના નિયમ પ્રમાણે બાંધેલાં અને મનુષ્યસમૂહથી ભરેલાં છે. એમાંનાં કેટલાંએક ઘરો સોનાનાં છે, કેટલાંએક રૂપાનાં છે,[9] કેટલાંએક વૈડૂર્યમણિથી જડેલાં છે, કેટલાંએક પરવાળાંથી સુંદર દેખાય છે, કેટલાંએક સૂર્યકાંતવડે ઉજ્જ્વળ જણાય છે, કેટલાંએક વજ્રસાર મણિવડે ઉજ્જ્વળ લાગે છે,[10] કેટલાંએક માટીનાં હોય તેવાં દેખાય છે, કેટલાંએક પદ્મ-

રાગમય દેખાય છે, કેટલાંએક પાષાણનાં હોય તેવાં દેખાય છે, કેટલાંએક કાષ્ઠનાં હોય તેવાં દેખાય છે,[૧૧] કેટલાંએક સૂર્યના જેવાં ઝળહળતાં લાગે છે અને કેટલાંએક પ્રદીપ્ત અગ્નિસમાન જણાય છે. એ સર્વ ઘરો મણિની જાળીઓવડે વિચિત્ર, ઉંચાં અને દઢ છે.[૧૨] એ ઘરોનો દેખાવ કેવો છે તથા એ બાંધવામાં શી શી વસ્તુઓનો ઉપયોગ કર્યો છે, તે કહી શકાય તેમ નથી. એ સર્વ ઘરો શાસ્ત્રોક્ત પ્રમાણથી યુક્ત તથા સર્વ ગુણોથી સંપન્ન છે.[૧૩] વળી તું આ દૈત્યોનાં વિહારસ્થાનો, શય્યાઓ, રત્નજડિત મહામૂલ્યવાન પાત્રો, આસનો, મેઘના જેવા દેખાવવાળા પર્વતો, પાણીનાં ઝરણાંઓ અને ઈચ્છા પ્રમાણે ફળપુષ્પ આપનારાં તથા ઇચ્છા પ્રમાણે ગતિ કરનારાં વૃક્ષોને જો.[૧૪,૧૫] હે માતલિ ! અહીં તને કોઇ પણ વર સારો લાગતો હોય તો તેમ, નહિ તો આપણે તારા વિચાર પ્રમાણે પૃથ્વીની બીજી દિશામાં જઇએ.'[૧૬]

એ પ્રમાણે બોલતા નારદપ્રત્યે માતલિએ કહ્યું કેઃ-'હે દેવર્ષિ ! મારે દેવોને અપ્રિય લાગે તેવું કામ કરવુંજ નથી.[૧૭] જો કે દેવો અને દાનવો ભાઇઓ થાય છે, તોપણ તેઓ નિત્યનું વેર બાંધી બેઠેલા છે, માટે હું શત્રુપક્ષની સાથેના સંબંધને કેમ પસંદ કરૂં ?[૧૮] હું દાનવોને જોવા પણ ઇચ્છતો નથી, માટે આપણે અહીંથી બીજે ઠેકાણે જવું ઠીક છે. હિંસાપરાયણ દૈત્યો તમારા ઉપર પ્રીતિ રાખે છે; પરંતુ તમે પોતે અહિંસાપરાયણ છો, તે હું જાણું છું.'[૧૯]

**અધ્યાય ૧૦૦ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૦૧ મો

### માતલિએ કરેલી વરની શોધ-ગરુડલોકનું વર્ણન

**॥ नारद उवाच ॥**

**अयं लोकः सुपर्णानां पक्षिणां प-गाशिनाम् ।**
**विक्रमे गमने भारे नै[illegible] परिश्रमः॥१॥**

નારદે કહ્યુંઃ-'હે માતલિ! આ સર્પોનું ભક્ષણ કરનારા ગરુડ પક્ષીઓનો લોક છે. એ પક્ષીઓને પરાક્રમ કરવામાં, ગતિમાં અને ભાર ઉપાડવામાં પરિશ્રમ લાગતો નથી.[૧] હે માતલિ સારથિ ! કશ્યપપત્ની વિનતાના વંશને વધારનારા ગરુડના સુમુખ, સુનામા, સુનેત્ર, સુવર્ચા, પક્ષિરાજ સુરુચ અને સુબલ એ છ પુત્રોએ પોતાની સંતતિવડે આ કુળ વધારી દીધું છે.[૨,૩] કશ્યપઋષિના વંશમાં ઉત્પન્ન થયેલાં અને ઐશ્વર્યની વૃદ્ધિ કરનારાં કુલીન ગરુડ પક્ષીઓનાં સેંકડો અને હજારો કુળો ઉદય પામ્યાં છે.[૪] એ સર્વે શ્રીમાન છે, સર્વે શ્રીવત્સના ચિહ્નવાળાં છે અને સર્વે લક્ષ્મીની ઇચ્છા રાખી મહાબળ ધારણ કરે છે.[૫] તેઓ કર્મવડે ક્ષત્રિયો છે, નિર્દય છે, સર્પોનું ભોજન કરે છે અને જ્ઞાતિનો ક્ષય કરનારા હોવાથી બ્રાહ્મણપણાને પામતા નથી.[૬] હે માતલિ! સાક્ષાત્ વિષ્ણુએ આ કુળને અંગીકાર કર્યું છે, તેથી એ કુળ પ્રશંસનીય છે. એ કુળના દેવતા વિષ્ણુ છે, વિષ્ણુજ શરણ છે, તેઓના હૃદયમાં સર્વદા વિષ્ણુ વસે છે અને એમની પરમ ગતિરૂપ પણ વિષ્ણુજ છે. એ કુળનાં મુખ્ય મુખ્ય પક્ષીઓનાં નામો હું કહું છું, તે તું સાંભળ.[૭,૮] સુવર્ણચૂડ, નાગાશી, દારુણ ચંડતુંડક, અનિલ, અનલ, વિશાલાક્ષ, કુંડલી, પંકજિત, વજ્ર, વિષ્કંભ, વૈનતેય, વામન, વાતવેગ, દિશાચક્ષુ, નિમેષ, અનિમિષ, ત્રિરાવ, સપ્તરાવ, વાલ્મીકિ, દ્વીપક, દૈત્યદ્વીપ, સરિદ્દીપ, સારસ, પદ્મકેતન, સુમુખ, ચિત્રકેતુ, ચિત્રબર્હ, અનઘ, મેષહૃત, કુમુદ, દક્ષ, સર્પાંતિ, સોમભોજન, ગુરુભાર, કપોત, સૂર્યનેત્ર, ચિરાંતક, વિષ્ણુધર્મા, કુમાર, પરિબર્હ, હરિ, સુસ્વર, મધુપર્ક, હેમવર્ણ, માલાય, માતરિશ્વા, નિશાકર અને દિવાકર.[૯-૧૪] આ ગરુડના યશસ્વી મુખ્ય મુખ્ય પુત્રોનાં નામોમાંથી મેં થોડાંએક નામો તને કહ્યાં છે.[૧૫] હે માતલિ ! આમાંથી તને કોઈ વર ગમતો ન હોય તો ચાલ આપણે બીજા પ્રદેશમાં જઇએ. હું તને એવા દેશમાં લઇ જઇશ, કે જ્યાં તને યોગ્ય વર મળી આવશે.[૧૬]

**અધ્યાય ૧૦૧ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૦૨ મો
### માતલિએ કરેલી વરની શોધ-રસાતલનું વર્ણન

॥ नारद उवाच ॥

इदं रसातलं नाम सप्तमं पृथिवीतलम्।
यत्रास्ते सुरभिर्माता गवाममृतसंभवा ॥१॥

નારદે કહ્યુંઃ–આ પૃથ્વીનું રસાતલ નામનું સાતમું તળ છે. અમૃતથી ઉત્પન્ન થયેલી ગાયોની માતા સુરભિ અહીં નિવાસ કરે છે.[1] એ સુરભિ, પૃથ્વીના સારથી ઉત્પન્ન થયેલા છ રસના સારરૂપ એક અતિ ઉત્તમ રસ–દૂધને પોતાના આંચળમાંથી સતત ઝર્યા કરે છે.[2] પૂર્વે અમૃતનું પાન કરીને તૃપ્ત થયેલા બ્રહ્મા અમૃતનો ઓડકાર ખાવા લાગ્યા, ત્યારે તેમના મુખમાંથી આ નિર્દોષ સુરભિ ઉત્પન્ન થઈ હતી.[3] એ સુરભિની પૃથ્વીપર પડતી દૂધની ધારાવડે ક્ષીરનિધિ નામનો ધરો ઉત્પન્ન થયો, કે જે પરમ પવિત્ર કહેવાય છે.[4] એ ક્ષીરસમુદ્રના છેડાના ભાગો ફીણથી વીંટાયલા છે અને તેથી તે પુષ્પથી ભરેલા હોય તેવા દેખાય છે. તે ફીણનું પાન કરીને એ સ્થાનમાં રહેનારા મહામુનિઓ ફેનપ નામથી પ્રખ્યાત થયેલા છે. હે માતલિ! એ ફીણનો આહાર કરીને રહેનારા ફેનપ ઋષિઓ એવું ઉગ્ર તપ કરે છે, કે તેઓથી દેવો પણ ભય પામે છે.[5,6] હે માતલિ! એ સુરભિથી બીજી ચાર ધેનુઓ ઉત્પન્ન થઈ છે. દિશાઓનું પાલન કરનારી તે ધેનુઓ સર્વ દિશાઓમાં રહીને દિશાઓને ધારણ કરે છે.[7] સુરભિની પુત્રી સુરૂપા પૂર્વ દિશાને ધારણ કરે છે, હંસિકા બીજી દક્ષિણ દિશાને ધારણ કરે છે,[8] વરુણની પશ્ચિમ દિશાને મહાન મહિમાવાળી તથા વિશ્વરૂપા સુભદ્રા ધેનુ નિત્ય ધારણ કરે છે અને હે માતલિ! કુબેરના નામથી પ્રખ્યાત તથા ધર્મને માટે અનુકૂળ ઉત્તર દિશાને સર્વકામદુધા નામની ધેનુ ધારણ કરે છે.[9,10]

હે માતલિ! દેવોએ અને દૈત્યોએ એકઠા થઇ મંદર પર્વતને રવૈયો કરીને, આ ગાયોના દૂધથી મિશ્રિત થયેલા સમુદ્રના જળને વલોવીને તેમાંથી મદિરા, લક્ષ્મી, અમૃત, અશ્વરાજ ઉચ્ચૈઃશ્રવા તથા મણિશ્રેષ્ઠ કૌસ્તુભ, એ રત્નો કાઢયાં હતાં.[11,12] એકલી સુરભિ ગાયજ સુધાનો આહાર કરનારા નાગોને સુધારૂપ, સ્વધાનું ભોજન કરનારા પિતૃઓને અને સ્વધારૂપ અમૃતનું ભોજન કરનારા દેવોને અમૃતરૂપ દૂધ આપે છે.[13] આ રસાતલમાં રહેનારાઓએ પૂર્વે ગાયેલી એક પુરાતન કહેવત જગતમાં સંભળાય છે અને બુદ્ધિમાનો પણ આ પ્રમાણે તેને વર્ણવે છે કેઃ–[14] 'રસાતલમાં રહેવું જેવું સુખકારક છે, તેવું નાગલોકમાં, સ્વર્ગમાં અને સ્વર્ગના વિમાનમાં પણ નથી.''[15]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "માતલિએ કરેલી વરની શોધ" એ વિષયનો અધ્યાય ૧૦૨ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૩ મો
### માતલિએ કરેલી વરની શોધ-નાગલોકનું વર્ણન

॥ नारद उवाच ॥

इयं भोगवती नाम पुरी वासुकिपालिता ॥
यादृशी देवराजस्य पुरीवर्याऽमरावती ॥१॥

નારદે કહ્યુંઃ–'' દેવરાજ ઇંદ્રની નગરીઓમાં શ્રેષ્ઠ જેવી અમરાવતી નગરી છે, તેવી આ વાસુકિએ પાલન કરેલી ભોગવતી નામની નગરી છે.[1] લોકમાં મુખ્ય એવા જે પ્રભાવશાળી શેષનાગ પોતાના તપવડે પૃથ્વીને સર્વદા ધારણ કરે છે, તે શેષનાગ અહીં રહેલા છે.[2] મહાબળવાન શેષનાગનો દેહ ધવલગિરિના જેવો તથા દિવ્ય અલંકારોથી શોભાયમાન છે. એમને હજાર ફણાઓ છે તથા અગ્નિની જ્વાળા જેવી જીહ્વાઓ છે.[3] આ નગરીમાં અનેક પ્રકારના આકારવાળા તથા અનેક પ્રકારના અલંકારવાળા સુરસાના પુત્ર નાગો નિર્ભય થઇને નિવાસ કરે છે.[4] તેઓના દેહ ઉપર મણિ, સાથીઆ, ચક્ર અને કમંડલુનાં ચિહ્નો છે; તેઓ હજા-

રોની સંખ્યામાં છે અને સર્વે બળવાન તથા ભયંકરસ્વભાવના છે.[૫] તેમાંના કેટલાએક હજાર માથાંવાળા, કેટલાએક પાંચસો મુખવાળા, કેટલાએક સો મસ્તકવાળા, કેટલાએક ત્રણ મસ્તકવાળા, કેટલાએક બે મસ્તકવાળા,કેટલાએક પાંચ મસ્તકવાળા અને કેટલાએક સાત મુખવાળા છે. તેઓ મોટી ફણાવાળા, મહાન દેહવાળા અને પર્વતના જેવા વિશાળ છે.[૬,૭] આ સ્થાનમાં એક વંશમાંનાજ હજારો, લાખો અને અબજો નાગો રહે છે, તેમાંના મુખ્ય મુખ્યનાં નામો હું કહું છું, તે તું સાંભળઃ-[૮] 'વાસુકિ, તક્ષક, કર્કોટક, ધનંજય, કાલીય, નહુષ, કંબલ અને અશ્વતર એ બે, બાહ્યકુંડ, મણિ, આપૂરણ, ખગ, વામન, એલપત્ર, કુકુર, કુકુણ, આર્યક, નંદક, કલશ, પોતક, કેલાસક, પિંજરક, ઐરાવત, સુમનોમુખ, દધિમુખ, શંખ, નંદ, ઉપનંદ, આપ્ત, કોટરક, શિખી, નિષ્ઠુરિક, તિત્તિરિ, હસ્તિભદ્ર, કુમુદ, માલ્યપિંડક, બે પદ્મ, પુંડરીક, પુષ્પ, મુદ્દગરપર્ણક, કરવીર, પીઠરક, સંવૃત્ત, વૃત્ત, પિંડાર, બિલ્વપત્ર, મૂષિકાદ, શિરીષક, દિલીપ, શંખશીર્ષ, જ્યોતિષ્ક, અપરાજિત, કૌરવ્ય, ધૃતરાષ્ટ્ર, કુકુર, કૃશક, વિરજા, ધારણ, સુબાહુ, મુખર, જય, બધિર, અંધ, વિશુંડિ, વિરસ, સુરસ-આ અને બીજા કશ્યપના ઘણા પુત્રો અહીં રહે છે. હે માતલિ! જો, આમાંથી કોઈ વર તને પસંદ પડે છે ?[૯-૧૭]

કણ્વે કહ્યું:-માતાલિએ તે નાગોમાંથી એકના તરફ એકસરખા ધ્યાનથી જોયું અને પ્રસન્ન થઈને નારદજીને પૂછયું.[૧૮]

માતલિ બોલ્યોઃ- કૌરવ્ય આર્યકની આગળ જે આ કાંતિમાન તથા દેખાવડો નાગ બેઠો છે, એ કોનો પુત્ર છે?[૧૯] એનો પિતા કોણ છે? એની માતા કોણ છે? અને એ કયા નાગના વંશમાં મહાન ધ્વજરૂપ થઈને રહેલો છે?[૨૦] હે દેવર્ષિ ! એ એકાગ્રતા, ધૈર્ય, રૂપ તથા વયવડે મારા મનમાં ભરાઇ ગયો છે, મારી ગુણકેશીને માટે એ શ્રેષ્ઠ વર છે.[૨૧]

કણ્વે કહ્યું:-તે સુમુખ નાગને જોઈને માતલિ મનમાં પ્રસન્ન થયો. એ જોઈને નારદ મુનિ તેને સુમુખનું માહાત્મ્ય, જન્મ તથા કર્મ કહેવા લાગ્યા.[૨૨]

નારદે કહ્યું:-'એ ઐરાવત નાગના કુળમાં જન્મેલો સુમુખ નામનો નાગરાજ છે. એ આર્યકનોઃપૌત્ર છે અને વામનનો દૌહીત્ર છે.[૨૩] હે માતલિ ! ચિકુર નાગ એનો પિતા છે અને તેને ગરુડે થોડાજ સમયપર મારી નાખ્યો છે.[૨૪]

તે સાંભળીને મનમાં પ્રસન્ન થયેલા માતલિએ નારદને કહ્યું કેઃ-'હે તાત ! એ શ્રેષ્ઠ નાગ મને જમાઇતરીકે પસંદ પડયો છે.[૨૫] હે મુનિ! એ નાગથી હું પ્રસન્ન થયો છું, માટે મારી પ્રિય પુત્રી એને આપવા માટે આપ યત્ન કરો.'[૨૬]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "માતલિએ કરેલી વરની શોધ" એ વિષયનો અધ્યાય ૧૦૩ મો સમાપ્ત.**

---

## અધ્યાય ૧૦૪ મો

### માતલિએ કરેલી વરની શોધ-આર્યકની પાસે વરની માગણી

**॥ नारद उवाच ॥**

**सूतोऽयं मातलिर्नाम शक्रस्य दयितः सुहृत् ॥**
**शुचिः शीलगुणोपेतस्तेजस्वी वीर्यवान् वली॥**

(માતલિની તે વિનતિ સ્વીકારી આર્યકની પાસે જઇ) નારદ બોલ્યાઃ-આ ઇંદ્રનો વહાલો તથા હિતેચ્છુ માતલિ નામનો સારથિ છે. એ પવિત્ર, સદાચારી, ગુણવાન, તેજસ્વી, વીર્યવાન અને બળવાન છે.[૧] ઇંદ્રનો મિત્ર, મંત્રી તથા સારથિ માતલિ, પ્રત્યેક સંગ્રામમાં ઇંદ્રથી કંઇકજ ઓછા પ્રભાવવાળો જણાય છે.[૨] હજાર ઘોડાઓ જોડેલા ઇંદ્રના વિજયી શ્રેષ્ઠ રથને દેવદૈત્યોના સંગ્રામમાં આ સારથિ મનવડેજ વશ રાખે છે.[૩] આ માતલિએ પ્રથમ ઘોડાઓના હલ્લાવડે હરાવેલા શત્રુઓને પછીથી ઇંદ્ર પોતાના બાહુઓવડે જીતી લે છે અને આ પ્રથમ શત્રુઓ ઉપર પ્રહાર કરે છે, તે પછી ઇંદ્ર તેઓના ઉપર પ્રહાર કરે છે.[૪] આવા

પ્રભાવવાળા આ માતલિની એક સુંદર કેડવાળી, પૃથ્વીમાં અનુપમ રૂપવાળી અને સત્ય, શીલ તથા ગુણવડે યુક્ત ગુણકેશી નામની પ્રસિદ્ધ કન્યા છે.[૫] હે દેવતુલ્ય તેજસ્વી આર્યક! તે કન્યાના વરને માટે ત્રણ લોકમાં યત્નપૂર્વક ફરતા આ માતાલને તમારો પૌત્ર સુમુખ પોતાની પુત્રીના પતિતરીકે પસંદ પડયો છે.[૬] હે ભુજંગોત્તમ આર્યક! જો તને એ સંબંધ સારી રીતે રુચતો હોય તો તું તત્કાળ કન્યાનો સ્વીકાર કરવા નિશ્ચય કર, વિલંબ કરીશ નહિ.[૭] વિષ્ણુના કુટુંબમાં જેમ લક્ષ્મી છે અને અગ્નિના કુટુંબમાં જેમ સ્વાહા છે, તેમ સુંદર કેડવાળી ગુણકેશી તમારા કુળમાં હો.[૮] ઇંદ્રને યોગ્ય જેવી ઇંદ્રાણી છે, તેવીજ તારા પૌત્રને યોગ્ય ગુણકેશી છે; માટે તું તારા પૌત્રને સારૂ ગુણકેશીનો સ્વીકાર કર.[૯] જો કે સુમુખને પિતા નથી, તોપણ એના ગુણને લીધે તથા તમારા તરફ અને ઐરાવત કુળના તરફ અમારૂં બહુ માન હોવાને લીધે, અમે એની માગણી કરીએ છીએ.[૧૦] આ સુમુખ શીલ, શૌચ, ઇંદ્રિયનિગ્રહ વગેરે ગુણોવડે યુક્ત છે, તેથી આ માતલિ પોતે સામો આવીને કન્યા આપવા તૈયાર થયો છે, માટે તારે પણ તેનું સન્માન કરવું યોગ્ય છે.”[૧૧]

કણ્વે કહ્યું:– એ સાંભળીને પૌત્રનું માગું થવાથી પ્રસન્ન થયેલો તથા પુત્રના મરણથી દીન થયેલો આર્યક નારદને કહેવા લાગ્યો કે:–‘હે દેવર્ષિ ! હું ગુણકેશીને વધૂતરીકે કેવી રીતે ઇચ્છી શકું?’[૧૨-૧૩] વળી આર્યક બોલ્યો:–‘હે મહર્ષિ! મને તમારૂં વચન બહુ માન્ય ન હોય એમ બનેજ નહિ; તેમ ઇંદ્રના આ સહવાસી સખાની સાથે સંબંધ બાંધવા કોની ઇચ્છા ન હોય?[૧૪] પરંતુ હે મહામુનિ! હું સંબંધના કારણની દુર્બળતાને લીધે ચિંતામાં પડી ગયો છું. હે મહાકાંતિવાળા મુનિ! આ સુમુખને ઉત્પન્ન કરનાર એના પિતાને એટલે મારા પુત્રને ગરુડ ખાઇ ગયો છે; તેથી અમે દુઃખાતુર થઈ ગયા છીએ અને હે પ્રભો! વળી ગરુડે જતાં જતાં અમને કહ્યું છે કે, બીજા માસમાં હું સુમુખને પણ ખાઇ જઈશ.[૧૫,૧૬] ગરુડનો નિશ્ચય દૃઢ છે, તે અમે જાણીએ છીએ તેથી અમારી ખાત્રી છે કે,જરૂર તે તેમજ થશે. ગરુડનાં વચનથી મારો હર્ષ નાશ પામ્યો છે.’[૧૭]

કણ્વે કહ્યું:– એ સાંભળીને માતલિએ આર્યકને કહ્યું કે, ‘મેં એ સંબંધી નિશ્ચય કર્યો છે. તમારા પૌત્રને હું જમાઇતરીકે સ્વીકારી ચૂક્યો છું,[૧૮] માટે આ સુમુખનાગ મારી તથા નારદની સાથે ત્રિલોકાધિપતિ દેવેશ ઇંદ્રની પાસે આવીને તેમનાં દર્શન કરે.[૧૯]. હે સત્તમ! હું એનું શેષ રહેલા કાર્યવડે આયુષ્ય કેટલું છે,તે જાણી લઇશ અને ગરુડને અટકાવવા પ્રયત્ન કરીશ;[૨૦] માટે સુમુખ કાર્ય સાધવા સારૂ મારીસાથે ઇંદ્રની પાસે આવે તેમ કરો. હે ભુજંગમ ! તમારૂં કલ્યાણ થાઓ.’[૨૧]

તે પછી મહાતેજસ્વી તે સર્વે સુમુખને સાથે લઇને મહાકાંતિવાળા દેવરાજ ઇંદ્રની પાસે ગયા અને તેઓએ ઇંદ્રને તથા કર્મસંયોગથી ચતુર્ભુજ ભગવાન વિષ્ણુને પણ ત્યાં બેઠેલા દીઠા. તે પછી નારદે માતલિસંબંધી સર્વ વૃત્તાંત તેઓને કહી સંભળાવ્યું.[૨૨,૨૩]

વૈશંપાયને કહ્યું:–તે સાંભળીને વિષ્ણુએ ભુવનેશ્વર ઇંદ્રને કહ્યું કે, ‘તમે આને અમૃતપાન કરાવો અને દેવોના જેવા અમર કરો.[૨૪] હે ઇંદ્ર! આ માતલિ, નારદ અને સુમુખ તમારા ઉપર આશા બાંધીને આવ્યા છે, માટે તમે એઓની આ કામના યથેચ્છ પૂર્ણ કરો!’[૨૫] તે સાંભળીને ઇંદ્રે ગરુડનાં પરાક્રમનો વિચાર કરી વિષ્ણુને કહ્યું કે, ‘તમેજ એને અમૃત આપો.’[૨૬]

વિષ્ણુએ કહ્યું:–‘હે વિભો ! તમે સ્થાવરજંગમ સર્વ લોકોના અધિપતિ છો, માટે તમારૂં આપેલું ન આપેલું કરવાને કોણ સમર્થ છે?’

તે સાંભળીને બલ તથા વૃત્રને હણનારા ઇંદ્રે સુમુખ નાગને મહાન આયુષ્ય આપ્યું; પરંતુ અમૃત પાયું નહિ.[૨૮] સુમુખ વર મેળવીને પ્રસન્ન મુખવાળો થયો અને તે ગુણકેશીની સાથે લગ્ન કરીને પોતાની ઇચ્છા પ્રમાણે

ઘેર ગયો.[૨૯] નારદ અને આર્યક પણ કાર્ય સિદ્ધ કરી, આનંદિતનો થઈ મહાકાંતિમાન ઇંદ્રનું સન્માન કરીને પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા.[૩૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "માતલિએ કરેલી વરની શોધ"એ વિષયનો અધ્યાય ૧૦૪મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૫ મો
### માતલિએ કરેલી વરની શોધ–ગરુડનો ગર્વ ઉતાર્યો.

॥ कण्व उवाच ॥

गरुडस्तत्र शुश्राव यथावृत्तं महाबलः ॥
आयुःप्रदानं शक्रेण कृतं नागस्य भारत॥१॥

કણ્વે કહ્યું:–હે ભરતવંશી ! ઇંદ્રે નાગને આયુષ્ય આપ્યું, એ સર્વ વૃત્તાંત મહાબળવાન ગરુડના સાંભળવામાં આવ્યું.[૧] તેજ વખતે અત્યંત ક્રોધાયમાન થયેલો આકાશગામી ગરુડ, પોતાની પાંખના પ્રચંડ પવનવડે ત્રણ ભુવનને રૂંધી દઇ ઇંદ્રની પાસે દોડતો આવ્યો.[૨]

ગરુડે કહ્યું:–'હે ભગવન્ ! તમે અપમાન કરીને મારી આજીવિકા શામાટે નષ્ટ કરી ? તમે મને યથેચ્છ વર્તનનો વર આપ્યો છે અને હવે તે વચનથી ઠગી જાઓ છો, એ શું કહેવાય ?[૩] સર્વ ભૂતપતિ બ્રહ્માએ, જેમ સર્વ પ્રાણીઓને માટે સ્વાભાવિક આહાર નિર્માણ કર્યો છે,તેમ અમારી જાતિને માટે સર્પોનો સ્વાભાવિક આહાર નિર્માણ કર્યો છે, તે તમે શામાટે અટકાવો છો ?[૪] મેં એ સુમુખનો આહાર કરવા નિશ્ચય કર્યો હતો અને તેનેમાટે સમય પણ ઠરાવ્યો હતો. હે દેવ ! એના દેહવડે મારે મારા મોટા પરિવારનું પોષણ કરવાનું હતું;[૫] પરંતુ એ સર્પ તો લાંબા આયુષ્યવાળો થયો, એટલે હવે હું બીજા સર્પને પણ મારવા ઇચ્છતો નથી. હે દેવરાજ ! તમે સ્વતંત્રતાથી ઇચ્છામાં આવે તેમ ક્રીડા કરો છો;[૬] પણ હે ઇંદ્ર! હવે હું મારા પરિવાર તથા ઘરના સેવકોની સાથે આહાર ન મળવાથી પ્રાણોનો ત્યાગ કરૂં તેથી તમે રાજી થજો![૭] હે બલ તથા વૃત્રને હણનારા ઇંદ્ર! મારામાં ત્રણ લોકના ઇશ્વર થવાનું સામર્થ્ય છે, છતાં હું પારકાનો સેવક થયો છું, તેથી મારે આટલુંજ નહિ પણ એથી અધિક કષ્ટ પણ ભોગવવુંજ જોઇએ. હે દેવેશ ઇંદ્ર ! તમે હયાત છતાં મારે વિષ્ણુને દુઃખ જણાવવાનું કંઇ પ્રયોજન નથી; કારણ કે ત્રણ લોકનું શાશ્વત રાજ્ય તમારેજ આધીન છે;[૮,૯] તથાપિ હું પણ કંઇ સામાન્ય નથી. મારી માતા પણ દક્ષની પુત્રી છે, મારા પિતા કશ્યપ છે અને હું પણ આ સર્વ લોકને અલ્પ યત્નથી ધારણ કરવાનું સામર્થ્ય ધરાવું છું.[૧૦] વળી સર્વ પ્રાણીઓને અસહ્ય થઇ પડે તેવું મારામાં પણ અથાગ બળ રહેલું છે. દૈત્યોના સંગ્રામમાં મેં પણ અતિ મહાન કર્મ કર્યું હતું.[૧૧] શ્રુતશ્રી,શ્રુતસેન,વિવસ્વાન, રોચનામુખ, પ્રસ્તુત અને કાળકાક્ષ, એ દૈત્યોને પણ મેં માર્યા છે.[૧૨] હું તમારા નાના બંધુ વિષ્ણુ ( ઉપેંદ્ર ) ના ધ્વજમાં રહ્યો છું, યત્નથી તેમની સેવા કરૂં છું અને તેમને ઉપાડીને ફરૂં છું,તેથી મારૂં અપમાન કરો છો કે?[૧૩] મારા સમાન ભાર સહન કરનારો બીજો કોણ છે? અને મારાથી બીજો અધિક બળવાળો પણ કોણ છે ? તેવો હું શ્રેષ્ઠ હોવા છતાં આ વિષ્ણુને તેમના બાંધવોની સાથે ઉપાડીને ફરૂં છું.[૧૪] તમે મારૂં અપમાન કરીને મને ભોજનથી દૂર કર્યો છે અને તેથી હે ઇંદ્ર! તમારે લીધે તથા આ વિષ્ણુને લીધે મારૂં ગૌરવ નાશ પામ્યું છે.[૧૫] હે વિષ્ણુ ! અદિતિથી ઉત્પન્ન થયેલા બળવાન તથા પરાક્રમશાળી સર્વ દેવોમાં તમેજ મહાબળવાન છો;[૧૬] છતાં હું તમને મારી પાંખના એક ભાગ ઉપર શ્રમવિનાજ ઉપાડીને ફરૂં છું; એ ઉપરથી હે તાત વિષ્ણુ ! તમે ધીરેથી વિચાર કરો કે, આપણામાં બળવાન કોણ ?' [૧૭]

કણ્વે કહ્યું:–ગરુડનાં તે, આખરે ભયંકર થઈ પડેલાં વચનને સાંભળી ચક્રધારી વિષ્ણુ, ક્ષોભ ન પમાડાય તેવા ગરુડને ક્ષોભ પમાડતા બોલ્યા:–[૧૮] હે ગરુડ ! તું પોતે અતિ દુર્બળ હોવા

છતાં પોતાને બળવાન માને છે; પરંતુ ઓ પક્ષિ! તારે અમારી સમક્ષમાં પોતાનાં વખાણ કરવાં નહિ. ૧૯ હે ગરુડ ! સંપૂર્ણ ત્રણ લોક પણ મારા દેહને ઉપાડવામાટે અશક્ત છે, ત્યાં તું કોણ? હું પોતેજ પોતાને ધારણ કરૂં છું અને તને પણ ધારણ કરૂં છું.૨૦ આ મારા એક જમણા હાથને તું ઉપાડ જોઇએ! જો તું આ એક હાથને ઉપાડીશ તો હું સમજીશ કે, તારી બડાઇ સફળ છે.૨૧ આ પ્રમાણે કહીને ભગવાન વિષ્ણુએ ગરુડના ખભા ઉપર પોતાનો હાથ મૂકયો, તેની સાથેજ ગરુડ તે હાથના ભારથી પીડાઈને વિહ્‌વળ થઇ ગયો અને છેવટે મૂર્છિત થઇને જમીનપર પટકાઇ પડયો.૨૨ પર્વતોની સાથે આખી પૃથ્વીનો જેટલો ભાર હોય, તેટલો વિષ્ણુના દેહની શાખારૂપ એક હાથનો ગરુડને લાગ્યો.૨૩ મહાબળવાન વિષ્ણુએ પોતાના પૂરા બળથી ગરુડને દબાવ્યો ન હતો અને તેથીજ તેના પ્રાણ બચી ગયા હતા.૨૪ અતિશય ભારથી પીડાયલા ગરુડનું મોં પહોળું થઈ ગયું, શરીર શિથિલ થઈ ગયું, તેનાં પીછાં ખરવા માંડયાં અને તે વિહ્‌વળ તથા બેભાન થઈ ગયો.૨૫ પછી કંઇક ભાન આવ્યું,ત્યારે વ્યાકુળ તથા દીન થયેલો વિનતાનો પુત્ર ગરુડ પોતાના મસ્તકવડે વિષ્ણુને પ્રણામ કરીને કંઇક વચન કહેવા લાગ્યોઃ–૨૬ ‘હે ભગવન્! સર્વ લોકના સાક્ષાત્ સારના જેવા આ હાથને તમે સહજ લીલાથી મારા શરીરપર મૂકયો; પરંતુ હું તેટલાથીજ જમીન ઉપર ચગદાઇ ગયો છું.૨૭ હે દેવ! હું વિહ્‌વળ થઇ ગયો છું અને આપના બળરૂપી અગ્નિથી બળી જાઉં છું; માટે મને ધ્વજા ઉપર રહેનારૂં એક અલ્પ બુદ્ધિવાળું પંખી માનીને તમારે મારા ઉપર ક્ષમા કરવી જોઇએ. હે દેવ! હે વિભો! મેં તમારૂં આવું મહાન બળ જાણ્યું ન હતું અને તેથીજ હું પોતાનું બળ બીજાઓના જેવું નહિ પણ અધિક છે, એમ માનતો હતો.’૨૮,૨૯ પછી ભગવાને ગરુડના ઉપર કૃપા કરી અને સ્નેહથી તેને કહ્યું કેઃ–‘ફરી તું આવું કરીશ નહિ.’૩૦ હે રાજેંદ્ર! પછી ભગવાને પગના અંગુઠાવડે સુમુખને ગરુડની છાતીપર ફેંકયો અને તે દિવસથી ગરુડ તે સર્પની સાથે રહે છે.૩૧ હે રાજા! એ પ્રમાણે બળવાન તથા મહાયશસ્વી વિનતાપુત્ર ગરુડ વિષ્ણુના બળથી હારી જઇને ગર્વરહિત થઈ ગયો હતો.૩૨

કણ્વે કહ્યુંઃ–હે વત્સ દુર્યોધન! તું પણ તેની પેઠે સંગ્રામમાં જ્યાંસુધી વીર પાંડવોના સપાટામાં આવ્યો નથી ત્યાંસુધીજ જીવે છે, એમ સમજ.૩૩ વાયુનો પુત્ર મહાબળવાન ભીમ યોદ્ધાઓમાં શ્રેષ્ઠ છે અને અર્જુન ઇંદ્રનો પુત્ર છે, તે બન્ને રણમાં કોનો સંહાર કરશે નહિ?૩૪ વિષ્ણુ, વાયુ, ઇંદ્ર, ધર્મ અને બે અશ્વિનીકુમાર, એ દેવોની સામે દૃષ્ટિ કરવાને પણ તું સમર્થ નથી;૩૫ માટે હે રાજપુત્ર ! તું વિરોધ બંધ કરીને શાંત થા. તારે શ્રીકૃષ્ણરૂપી તીર્થવડે કુળનું રક્ષણ કરવું જોઇએ.૩૬ તે વખતના વિષ્ણુના સર્વ માહાત્મ્યને પ્રત્યક્ષ જોનારા આ મહાતપસ્વી નારદ અહીં હયાત છે અને ચક્ર તથા ગદાને ધારણ કરનારા તે વિષ્ણુ પણ આ કૃષ્ણરૂપે વિરાજે છે.૩૭

વૈશંપાયને કહ્યુંઃ–તે સાંભળીને દુર્યોધને ભ્રુકુટી ચઢાવી અને નિસાસા નાખતો નાખતો કર્ણના તરફ જોઇને તે ખડખડાટ હસવા લાગ્યો. પછી કણ્વ ઋષિનાં તે વચનને તુચ્છ ગણીને દુર્બુદ્ધિવાળો દુર્યોધન પોતાની હાથીની સુંઢના જેવી સાથળને થાબડતો આ પ્રમાણે બોલ્યોઃ– “હે મહર્ષિ! ઈશ્વરે મને જે કાર્યને માટે ઉત્પન્ન કર્યો હશે,જે કાર્ય મારે હાથે થવાનું હશે અને મારી જે ગતિ થવાની હશે, તે પ્રમાણેજ હું વર્તું છું અને વર્તીશ. તેમાં તમારો બડબડાટ શું કરવાનો છે?”૩૮–૪૦

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં “માતલિએ કરેલી વરની શોધ” એ વિષયનો અધ્યાય ૧૦૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૦૬ મો
## ગાલવચરિત્ર–વિશ્વામિત્રની પરીક્ષા

॥ जनमेजय उवाच ॥

**अनर्थे जातनिर्बंधं परार्थे लोभमोहितम् ॥**
**अनार्यकेष्वभिरतं मरणे कृतनिश्चयम् ॥१॥**

જનમેજયે પૂછ્યું:–અનર્થમાં હઠે ભરાયલો, પરદ્રવ્યમાં લોભને લીધે મોહિત થયેલો, અનાર્યોમાં પ્રીતિવાળો, મરણને માટે નિશ્ચય કરી બેઠેલો, જ્ઞાતિજનોને દુઃખ કરનારો, બંધુઓના શોકને વૃદ્ધિ પમાડનારો, સ્નેહીઓને ક્લેશ આપનારો, અને શત્રુઓના હર્ષમાં વધારો કરનારો દુર્યોધન આડે માર્ગે જતો હતો, છતાં એને બાંધવોએ કેમ વાર્યો નહિ? અથવા કોઇ પ્રેમાળ સ્નેહીએ કે પિતામહ ભગવાન વ્યાસે પણ સ્નેહને લીધે તેને કેમ વાર્યો નહિ ?[૧-૩]

વૈશંપાયને કહ્યું:–તેને ભગવાન વ્યાસે કહ્યું; ભીષ્મે પણ જેટલું કહેવાય તેટલું કહ્યું અને નારદે પણ અનેક પ્રકારનાં વચન કહ્યાં. તે નારદનાં વચન તમે સાંભળો.[૪]

નારદ બોલ્યા:–" હિતકારક વચન કહેનારો સુહૃત્ ( પ્રત્યુપકારની અપેક્ષા રાખ્યાવિના ઉપકાર કરનાર ) મળવો દુર્લભ છે અને તેવા સુહૃત્નાં વાક્યને સાંભળનારો પણ દુર્લભ છે. જે મહાસંકટમાં સુહૃદ ઉભો રહે છે, તેમાં બંધુ ( ઉપકારની અપેક્ષાથી ઉપકાર કરનાર ) ઉભો રહેતો નથી;[૫] માટે હે કુરુનંદન! તેવા સુહૃત્ જનોનાં વાક્યો સાંભળવાં જોઈએ, એવું મારૂં માનવું છે; અને તે સાંભળીને કોઈ પણ વાતમાં આગ્રહ કરવો નહિ; કારણકે આગ્રહ મહા ભયંકર નિવડે છે.[૬] એવા આગ્રહથી ગાલવ ઋષિ પરાજય પામ્યા હતા. એ વિષે આ એક પુરાતન ઈતિહાસ કહેવાય છે, તે સાંભળ.[૭]

**પૂર્વે હે ભારતરાજ ! તપશ્ચર્યા કરતા વિશ્વામિત્રની પરીક્ષા કરવામાટે ધર્મ પોતે સમક્ષમાંના એક ભગવાન વસિષ્ઠ ઋષિનું રૂપ ધારણ કરીને ક્ષુધાતુરના ડોળથી વિશ્વામિત્રના આશ્રમમાં ગયા.[૮,૯] તેમને જોઇને વિશ્વામિત્રે ઉ**તાવળથી યત્નપૂર્વક ઉંચી જાતના ચોખા રાંધવા મૂક્યા; પરંતુ તે રંધાય ત્યાંસુધી ધર્મે વાટ જોઇ નહિ[૧૦] અને બીજા તપસ્વીઓએ આપેલા અન્નનું ભોજન કર્યું. અતિથિરૂપ ધર્મે ભોજન કર્યું, એટલામાં વિશ્વામિત્ર પણ અત્યંત ઉનું અન્ન લઇને અતિથિની પાસે આવ્યા.[૧૧] તે જોઇને વસિષ્ઠરૂપધારી ભગવાન ધર્મે કહ્યું કેઃ–મેં ભોજન કર્યું છે; માટે હવે તું અહીંજ ઉભો રહે.' આ પ્રમાણે કહીને તે ત્યાંથી ચાલ્યા ગયા.

હે રાજા! આ તરફ ઉત્તમ વ્રતવાળા અને મહાકાંતિમાન વિશ્વામિત્ર બે હાથવડે તે ભાતની તપેલીને માથા ઉપર રાખી આશ્રમની પાસે નિશ્ચેષ્ટ થાંભલાની પેઠે માત્ર વાયુનો આહાર કરતા ઉભા રહ્યા.[૧૨,૧૩] તે સમયે તેમના શિષ્ય ગાલવ મુનિએ, વિશ્વામિત્ર પોતાના ગુરુ હોવાથી, લોકપૂજ્ય હોવાથી, તેમનું પ્રિય કરવાની ઇચ્છાથી અને તેમનાપ્રત્યે પ્રીતિ હોવાથી તેમની યત્નપૂર્વક સેવા કરી.[૧૪] આ રીતે જ્યારે સો વર્ષ પૂરાં થયાં, ત્યારે ધર્મ ફરી વસિષ્ઠનો વેષ ધારણ કરીને ભોજનની ઇચ્છાથી વિશ્વામિત્રની પાસે આવ્યા.[૧૫] ત્યાં તેમણે બુદ્ધિમાન મહર્ષિ વિશ્વામિત્રને માત્ર વાયુનું ભક્ષણ કરી, માથા ઉપર ભાતની તપેલી લઇને તેમજ ઉભેલા દીઠા,[૧૬] એટલે ધર્મે તેમની પાસેથી અન્ન લીધું, કે જે અન્ન સો વર્ષ જવા છતાં રાંધેલું તે વખતના જેવુંજ ઉષ્ણ અને તાજું હતું; તે અન્નનું ભોજન કર્યું અને 'હે વિપ્રર્ષિ ! હું પ્રસન્ન થયો છું ' એમ વિશ્વામિત્રને કહી ત્યાંથી ચાલ્યા ગયા.[૧૭] આ પ્રમાણે ધર્મના વચનવડે ક્ષાત્રભાવથી દૂર થયેલા અને બ્રાહ્મણપણાને પામેલા વિશ્વામિત્ર બહુ આનંદ પામ્યા.[૧૮] પછી વિશ્વામિત્ર પોતાના તપસ્વી શિષ્ય ગાલવની સેવાથી તથા ભક્તિથી પ્રસન્ન થઇને તેને આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૧૯]'હે વત્સ ગાલવ ! હું તને આજ્ઞા આપું છું. તું હવે તારી ઇચ્છા હોય ત્યાં જા.' આ પ્રમાણે કહ્યું એટલે પ્રસન્ન થયેલા ગાલવે મધુર વાણીવડે મહાકાંતિમાન મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને કહ્યું કે:–'હે મહારાજ ! હું આપને

ગુરુ દક્ષિણામાં શું આપું ? ૨૦,૨૧ કારણ કે હે માનદાતા ! દક્ષિણાવાળું કર્મ સિદ્ધ થાય છે; અને દક્ષિણા આપનારાને તે કર્મનું ફળ પ્રાપ્ત થાય છે.૨૨ દક્ષિણા આપનારોજ સ્વર્ગમાં યજ્ઞનું ફળ મેળવે છે અને વેદમાં દક્ષિણાને સર્વ ઉપદ્રવ શાંત કરનારી કહેવામાં આવે છે; માટે હું આપને ગુરુદક્ષિણામાં શું લાવી આપું ? તે આપ મને કહો.૨૩ ભગવાન વિશ્વામિત્ર જાણતા હતા કે, એણે સેવા કરીનેજ મને જિતી લીધો છે, તેથી તેમણે વારંવાર ગાલવને 'જા, જા', એમ કહીને આજ્ઞા કરી.૨૪ આ પ્રમાણે વિશ્વામિત્રે તેને વારંવાર 'જા, જા,' કહ્યું, તોપણ ગાલવે વારંવાર 'હું શું આપું?' એમ પૂછયા કર્યું.૨૫ પછી તપસ્વી ગાલવના અતિ આગ્રહથી વિશ્વામિત્રને કંઈક ક્રોધ આવ્યો અને તે આ પ્રમાણે બોલ્યાઃ–૨૬ 'હે ગાલવ! તું મને એક તરફ કાળા કાનવાળા તથા ચંદ્રના જેવી ઉજ્જવળ કાંતિવાળા આઠસો ઘોડાઓ લાવી આપ. જા, વિલંબ કરીશ નહિ.૨૭

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૦૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૭ મો
### ગાલવચરિત્ર–ગાલવનો શોક

॥ नारद उवाच ॥

**एवमुक्तस्तदा तेन विश्वामित्रेण धीमता ॥**
**नास्ते न शेते नाहारं कुरुते गालवस्तदा॥१॥**

નારદે કહ્યું:–બુદ્ધિમાન વિશ્વામિત્રે એ પ્રમાણે કહ્યું, તેવખતથી ગાલવ નિશ્ચિંતપણાથી એસતો ન હતો, સૂતો ન હતો અને આહાર પણ કરતો ન હતો.૧ રાત્રિદિવસ ચિંતા અને શોક કર્યા કરવાથી તેનું શરીર પીળું પડી ગયું અને માત્ર હાડકાંચામડાંરૂપેજ બાકી રહ્યું. હે સુયોધન ! પછી અત્યંત શોક કરતો તથા ક્રોધવડે બળી થતો દુઃખી ગાલવ, દુઃખને લીધે વિલાપ કરવા લાગ્યોઃ–૨ 'મારે ધનાઢ્ય મિત્રો નથી અને મારી પાસે ધન પણ નથી, ત્યારે ધનનો સંચય તો કયાંથીજ હોય ? આવી સ્થિતિમાં મને ચંદ્રના જેવા ઉજ્જવળ રંગના આઠસો ઘોડાઓ કયાંથી મળે?૩ હવે મને ભોજન કરવાની શ્રદ્ધા કેવી રીતે થાય ? અને સુખની શ્રદ્ધા પણ કયાંથી થાય ? રે ! મારી જીવવાની શ્રદ્ધા પણ હવે નાશ પામી ગઈ છે અને હવે મારે જીવિતનું પ્રયોજન પણ શું છે?૪ માટે હું સમુદ્રની સામે પાર જઇને અથવા પૃથ્વીના અતિ દૂર પ્રદેશમાં જઇને મારા દેહને ત્યજી દઉં. હવે મને જીવવાથી શું ફળ છે?૫ નિર્ધન, અકૃતાર્થ, અનેક પ્રકારનાં ફળોથી રહિત અને બીજાના ઋણતળે દબાયલા, પુરુષને ઉદ્યોગ કર્યાવિના સુખ કયાંથી મળે?૬ સ્નેહીઓનું ધન ભોગવીને અને 'તમારૂં ઇચ્છિત હું આપીશ' એવો કોઇને વિશ્વાસ દઈને પછી જે પુરુષ તે વચન પૂર્ણ કરવા સમર્થ થતો નથી, તેને જીવવા કરતાં મરવું સારૂં છે.૭ 'હું તમારૂં કાર્ય કરીશ' એમ કહ્યા પછી તે કર્તવ્યરૂપ થયેલા કાર્યને જે કરતો નથી, તે મિથ્યા વચનથી બળી ગયેલા પુરુષનાં યજ્ઞ, દાન વગેરે સર્વ પુણ્ય નાશ પામે છે.૮ અસત્યવાદી પુરુષનું સ્વરૂપ નાશ પામે છે, અસત્યવાદી પુરુષની સંતતિ નષ્ટ થાય છે અને અસત્યવાદીનું અધિપતિપણું ટકતું નથી, ત્યારે તેને શુભ ગતિ તો કયાંથીજ મળે?૯ કૃતઘ્ન પુરુષને યશ કયાંથી મળે? આશ્રય કોણ આપે? અને સુખ પણ કયાંથી મળે ? કારણકે કૃતઘ્ન પુરુષના ઉપર કોઇ વિશ્વાસ રાખતા નથી અને કૃતઘ્નના પાપનું પ્રાયશ્ચિત્ત પણ નથી.૧૦ નિર્ધન પાપી મનુષ્ય પોતાનું જીવન ટકાવી શકતો નથી, તોપછી કુટુંબનું પોષણ કરેજ કયાંથી? બીજાના કરેલા ઉપકારને નાશ પમાડનારો કૃતઘ્ની મનુષ્ય તો અવશ્ય વિનાશજ પામે છે.૧૧ હું પણ ગુરુની પાસેથી પોતાનું કાર્ય સાધી લઈને હવે તેમનું કહેલું કાર્ય કરતો નથી, તેથી પાપી, કૃતઘ્ન, કૃપણ તથા જૂઠો ઠર્યો છું;૧૨ માટે હું અતિ પ્રયત્ન કરીને પ્રાણોનો ત્યાગ કરીશ, મેં આજસુધી કોઈ વખત દેવોની પાસે કંઇપણ યાચના કરી નથી૧૩ અને તેથી સર્વ

દેવો યજ્ઞ ચાલતો હોય છે, તેમાં મને માન આપે છે, તેઓની પાસે યાચના કરવી ઠીક નથી; માટે હું હવે દેવશ્રેષ્ઠ, પ્રકાશમાન, ત્રિભુવનેશ્વર–ગતિવાળાઓમાં શ્રેષ્ઠ અને ગતિરૂપ કૃષ્ણરૂપધારી વિષ્ણુને શરણે જાઉં.[14] જેમનાથી સર્વ દેવ તથા દૈત્યોને પહોંચી વળે તેટલા વૈભવો ઉત્પન્ન થાય છે. હું તે અવિનાશી યોગી શ્રીકૃષ્ણનાં પ્રણામપૂર્વક દર્શન કરવા ઇચ્છું છું.[15]

આ પ્રમાણે ગાલવે કહ્યું, એટલામાં તેનો મિત્ર વિનતાનો પુત્ર ગરુડ ત્યાં આવ્યો અને પ્રસન્ન થઈ તેનું પ્રિય કરવાની ઇચ્છાથી ગાલવને કહેવા લાગ્યોઃ–[16] 'હું તમને મારા મિત્ર માનું છું; અને જો પોતાની પાસે વૈભવ હોય તો મિત્રની ઇચ્છિત અભિલાષા પૂર્ણ કરવી એ મિત્રોનો માન્ય ધર્મ છે.[17] હે દ્વિજ ! મારી પાસે વૈભવ છે અને મેં અહીં આવતાં પહેલાં તમારે માટે વિષ્ણુની પ્રાર્થના કરી, ત્યારે તેમણે મારી ઇચ્છા પ્રમાણે કરવા છૂટ પણ આપી છે;[18] માટે તમે ઘોડાઓ શોધવા મારીસાથે ચાલો. હું તમને પાતાળમાં અથવા સમુદ્રમાં પણ સુખેથી લઈ જઇશ. હે ગાલવ ! ઉઠો, વિલંબ કરો નહિ.[19]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૦૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૮ મો

### ગાલવચરિત્ર–પૂર્વદિશાનું વર્ણન

॥ सुवर्ण उवाच ॥

**अनुशिष्टोऽस्मि देवेन गालव ज्ञानयोनिना ।**
**ब्रूहि कामं तु कां यामि द्रष्टुं प्रथमतो दिशम् ॥१॥**

ગરુડે કહ્યું:–'હે ગાલવ ! બુદ્ધિના પ્રવર્તક દેવ વિષ્ણુએ મને આજ્ઞા કરી છે; માટે તમે ઇચ્છા પ્રમાણે કહો કે, હું તમને પ્રથમ કયી દિશા જોવાને લઇ જાઉં ?[1] હે દ્વિજશ્રેષ્ઠ ગાલવ ! પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ, એ દિશાઓમાંથી હું કયી દિશામાં જાઉં ?[2] પ્રથમ તમે પૂર્વદિશાનું વર્ણન સાંભળો. જે દિશામાં સર્વલોકને પ્રકાશિત કરનારા સૂર્યનો પ્રથમ ઉદય થાય છે; જે દિશામાં સંધ્યાસમયે સાધ્ય નામના દેવગણો તપ કરે છે;[3] જે દિશામાંથી પ્રથમ પ્રાતઃસંધ્યામાં સૂર્યની કૃપાવડે સમગ્ર જગતને વ્યાપ્ત કરી દેનારી બુદ્ધિ પ્રાપ્ત થાય છે; જે દિશામાં યજ્ઞવિધિ સુવ્યવસ્થિત ચાલે એટલા માટે અગ્નિ તથા સોમ દેવતાવાળાં આજ્યભાગ નામનાં યજ્ઞનાં બે નેત્રો સ્થિત કરી રહ્યાં છે;[4] અને જે દિશામાં હોમેલું સંસ્કારવાળું હવનદ્રવ્ય સર્વ દિશાઓમાં પહોંચે છે, હે દ્વિજશ્રેષ્ઠ! તે આ પૂર્વ દિશા દિવસનું તથા દેવમાર્ગનું દ્વાર છે.[5] પૂર્વે આ દિશામાં દક્ષકન્યાઓએ પ્રજાઓ ઉત્પન્ન કરી હતી; આ દિશામાં કશ્યપના પુત્રો મોટા થયા હતા;[6] આ દિશાજ દેવોની સંપત્તિનું મૂળ છે; આ દિશામાંજ ઇંદ્રનો દેવરાજ્ય ઉપર અભિષેક થયો હતો અને હે વિપ્રાપ ! દેવોએ પણ અહીંજ તપનો સંચય કર્યો હતો.[7] ઘણા પૂર્વકાળમાં પ્રથમ દેવોએ આ દિશાનોજ સ્વીકાર કર્યો હતો, આ કારણથી હે બ્રહ્મન્ ! એ દિશાને પૂર્વ કહેવામાં આવે છે;[8] અને એ હેતુથીજ સર્વ કાર્યને માટે પૂર્વ દિશા વખણાય છે. સુખની ઇચ્છાવાળાએ દેવનાં સર્વ કાર્યો પૂર્વ દિશામાંજ કરવાં.[9] લોકસ્રષ્ટા ભગવાન બ્રહ્માએ પૂર્વે આ દિશામાંજ વેદોનો ઉચ્ચાર કર્યો હતો અને સૂર્યનારાયણે આ દિશામાંજ બ્રહ્મવાદીઓને ગાયત્રી મંત્રનો ઉપદેશ કર્યો હતો.[10] હે દ્વિજસત્તમ ! સૂર્યે આ દિશામાંજ યાજ્ઞવલ્કયને યજુર્વેદ આપ્યો હતો; સોમ ઔષધિને અહીંજ વર મળવાથી દેવો યજ્ઞોમાં તેના રસનું પાન કરે છે;[11] આ દિશામાં તૃપ્ત થયેલા અગ્નિઓ પોતાના ઉત્પત્તિસ્થાનરૂપ સોમ, આજ્ય, દૂધ વગેરેરૂપ જળનો ઉપભોગ કરે છે અને વરુણે આ દિશામાંથીજ પાતાળમાં જઇને લક્ષ્મી મેળવી હતી.[12] હે દ્વિજશ્રેષ્ઠ ! પૂર્વે આ દિશામાંજ મિત્રાવરુણના યજ્ઞકાળમાં નિમિના શાપથી નાશ પામેલા પુરાતન ઋષિ વસિષ્ઠ ફરી ઉત્પત્તિ તથા પ્રતિષ્ઠા

પામ્યા હતા.[૧૩] ૐકારના હજારો ભેદો અહીંજ પ્રકટ થયા હતા. ધૂમાડાનું પાન કરનારા મુનિઓ આ દિશામાંજ હવિષના ધૂમાડાનું પાન કરે છે.[૧૪] ઇંદ્રે આ દિશામાંજ વરાહ વગેરે વનનાં પુષ્કળ પશુઓનું મંત્રેલા જળથી સિંચન કરીને તેઓને દેવોના યજ્ઞભાગતરીકે કલ્પ્યાં હતાં.[૧૫] સૂર્યનારાયણ આ દિશામાંજ ઉદય પામીને અહિત કરનારા સર્વ કૃતઘ્ની મનુષ્યોનો અથવા અસુરોનો ક્રોધવડે નાશ કરે છે.[૧૬] ત્રણ લોકનું, સ્વર્ગનું તથા સુખનું દ્વાર આ દિશાજ છે અને દિશાઓનો પ્રથમ ભાગ પણ એ દિશાજ છે; માટે તમારી જો ઇચ્છા હોય તો આપણે એ દિશામાં પ્રવેશ કરીએ.[૧૭] હું જેની આજ્ઞામાં રહ્યો છું, તેનું મારે પ્રિય કરવું જોઇએ; માટે હે ગાલવ ! તમે કહો, એટલે હું અહીંથી ઉડવા માંડું, અથવા રહો; તમે બીજી દિશાનું પણ વર્ણન સાંભળો.[૧૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવ ચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૦૮ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦૯ મો

### ગાલવચરિત્ર-દક્ષિણ દિશાનું વર્ણન

॥ सुपर्ण उवाच ॥

**इयं विवस्वता पूर्वं श्रौतेन विधिना किल ।
गुरवे दक्षिणा दत्ता दक्षिणेत्युच्यते च दिक् ॥**

ગરુડે કહ્યું:-પૂર્વે સૂર્યે વેદોક્ત વિધિથી આ દિશા કશ્યપ ગુરુને ગુરુદક્ષિણામાં આપી હતી, તેથી એ દિશા દક્ષિણ કહેવાય છે.[૧] ત્રણ લોકના પિતૃગણો આ દિશામાં રહે છે અને હે દ્વિજ ! ઉષ્ણ અન્નનું ભોજન કરનારા ઉષ્મપ નામના દેવોનો નિવાસ પણ અહીંજ સંભળાય છે.[૨] અહીં વિશ્વેદેવા દેવો પિતૃઓની સાથે રહે છે અને તેઓ લોકમાં પૂજ્ય ગણાઇને પિતૃઓની સાથે સમાન ભાગને પામ્યા છે.[૩] હે દ્વિજ ! આ દિશાને ધર્મનું બીજું દ્વાર કહેવામાં આવે છે અને અહીં ત્રુટિ તથા લવપર્યંત સૂક્ષ્મ કાળનો નિશ્ચય કરવામાં આવે છે.[૪] આ દિશામાં દેવર્ષિઓ, પિતૃલોકના ઋષિઓ અને સર્વ રાજર્ષિઓ સર્વદા સુખથી નિવાસ કરે છે.[૫] હે દ્વિજશ્રેષ્ઠ ! આ દિશામાં રહેલા ચિત્રગુપ્ત વગેરે, મૃત્યુ પામેલા પ્રાણીઓનાં પાપ, પુણ્ય, ધર્મ, સત્ય વગેરે કહે છે અને નાશવંત કર્મોની એ દિશામાંજ ગતિ થાય છે.[૬] હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! આ તે દિશા છે, કે જેમાં સર્વ પ્રાણીઓને જવું પડે છે; પરંતુ એ અંધારાથી ઢંકાયલી છે, તેથી એમાં સુખે જઈ શકાતું નથી-અર્થાત પુણ્યવાન અથવા પાપી જીવ મરણસમયે અત્યંત મૂઢ થઈ જાય છે, તેથી દુઃખી સ્થિતિમાંજ આ દિશામાં જાય છે.[૭] હે દ્વિજશ્રેષ્ઠ ! આ દિશામાં હજારો રાક્ષસો ને ઉત્પન્ન કરેલા છે અને ઇંદ્રિયનિગ્રહવિનાના જીવોને તે પ્રતિકૂળ વર્તનારા રાક્ષસો જોવા પડે છે.[૮] હે દ્વિજ ! અહીં મંદર પર્વતની ઝાડીઓમાં અને બ્રહ્મર્ષિઓનાં સ્થાનોમાં ગંધર્વો ચિત્ત અને બુદ્ધિને હરણ કરે તેવી ગાથાઓ ગાય છે.[૯] રૈવત નામનો રાજા આ દિશામાં સામની ગાથાઓ અને ગાયનો સાંભળીને કેટલો સમય ગયો તે ન જાણતાં ભૂલોકમાં પાછો આવ્યો. અને ત્યાં સ્ત્રી, અમાત્ય તથા રાજ્યને નાશ પામેલાં જોઇને વનમાં ચાલ્યો ગયો હતો.[૧૦] આ દિશામાં સાવર્ણિએ તથા યવક્રીતના પુત્રે મર્યાદા સ્થાપન કરી છે, કે જે મર્યાદાને હે બ્રહ્મન ! સૂર્ય ઉલ્લંઘન કરી શકતો નથી.[૧૧] અહીં પુલસ્ત્યપુત્ર રાક્ષસરાજ મહાત્મા રાવણે તપશ્ચર્યા કરીને દેવોથી અમરપણું માગી લીધું હતું.[૧૨] આ દિશામાંજ વૃત્રાસુરે પોતાના વર્તનવડે ઇંદ્રની સાથે શત્રુતા કરી હતી. સર્વના પ્રાણો અહીં આવ્યા પછી પુનઃ દેહને પ્રાપ્ત થાય છે.[૧૩] હે ગાલવ ! દુષ્કર્મ કરનારા લોકો અહીં નરકમાં સબડ્યા કરે છે. અહીં વૈતરણી નામની નદી છે, જે નરકમાં પડનારા પાપીઓથી ભરેલી છે.[૧૪] પ્રાણી અહીં આવીને સુખના અંતરૂપ નરકને અથવા દુઃખના અંતરૂપ સ્વર્ગસુખને પ્રાપ્ત થાય છે. સૂર્ય આ

દક્ષિણ દિશા તરફ વળીને સારા રસવાળા જળની વૃષ્ટિ કરે છે[૧૫] અને ઉત્તર દિશામાં જઇને પાછો હિમ વર્ષાવે છે. હે ગાલવ ! પૂર્વે હું ક્ષુધાતુર થઇને વિચારમાં પડી ગયો હતો, તે વખતે મને આ દિશામાંથીજ યુદ્ધ કરતા બે મોટા હાથી તથા કાચબો મળ્યા હતા. અહીં ચક્રધનુ નામના મહર્ષિ સૂર્યથી ઉત્પન્ન થયા હતા,[૧૬,૧૭] જેને કપિલદેવ કહેવામાં આવે છે. તેમણે સગરના પુત્રોને બાળી નાખ્યા હતા. અહીં વેદપારંગત શિવ નામના સિદ્ધ બ્રાહ્મણો સર્વ વેદોનું અધ્યયન કરીને અક્ષય મોક્ષને પ્રાપ્ત થયા હતા. વાસુકિ, તક્ષક અને ઐરાવત નામના નાગોએ રક્ષણ કરેલી એક ભોગવતી નામની નગરી આ દિશામાંજ છે. મરણ પછી પ્રયાણ કરતાં આ દિશામાં સૂર્ય તથા અગ્નિથી પણ ભેદી ન શકાય તેવો ગાઢ અંધકાર પ્રાપ્ત થાય છે. હે ગાલવ ! હું હમણાં તમારો દાસ થયો છું માટે બોલો, આ માર્ગે તમારે જવું છે ? નહિ તો બીજી દિશા પશ્ચિમનું વર્ણન સાંભળો.[૧૮–૨૧]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૦૯ મો સમાપ્ત.

# અધ્યાય ૧૧૦ મો

## ગાલવચરિત્ર–પશ્ચિમ દિશાનું વર્ણન

॥ सुपर्ण उवाच ॥

**इयं दिग्दयिता राज्ञो वरुणस्य तु गोपतेः ॥**
**सदा सलिलराजस्य प्रतिष्ठा चादिरेव च ॥१॥**

ગરુડે કહ્યું:–આ દિશા જલાધિપતિ વરુણ રાજાને પ્રિય છે, તેમની ઉત્પત્તિ તથા સ્થિતિ પણ આ દિશામાંજ છે અને એ દિશામાં સૂર્ય પણ સ્થિતિ કરે છે.[૧] દિવસના પાછલા ભાગમાં સૂર્ય પોતે આ દિશામાં કિરણોનો ત્યાગ કરે છે; એ ઉપરથી હે દ્વિજશ્રેષ્ઠ ! આ દિશા પશ્ચિમ નામથી પ્રસિદ્ધ થયેલી છે.[૨] ભગવાન કશ્યપે જળના રક્ષણને માટે વરુણનો જળચરોના રાજ્ય ઉપર અભિષેક કર્યો છે.[૩] અંધકારનો નાશ કરનાર ચંદ્ર, અહીં વરુણના સમગ્ર છ રસનું પાન કરીને શુક્લ પક્ષના આરંભમાં તરુણ થાય છે.[૪] હે દ્વિજ ! વાયુએ બાંધીને પાછા હઠાવેલા દૈત્યો, પ્રચંડ પવનથી જર્જરિત થઇ નિઃશ્વાસ નાખતા અહીંજ શયન કરે છે.[૫] આ દિશામાં અસ્ત નામનો પર્વત પોતાના પ્રિય સખા સૂર્યનું સ્વાગત કરે છે અને તે બેનો સંબંધ થતાં સાયંકાળની સંધ્યાનો આરંભ થાય છે.[૬] દિવસનો ક્ષય થતાંજ જીવલોકના અર્ધા આયુષ્યને જાણે હરણ કરવામાટે રાત્રિ અને નિદ્રા આ દિશામાંથી નીકળીને સર્વત્ર ફેલાઇ જાય છે.[૭] આ દિશામાંજ ગર્ભવતી દેવી દિતિ સૂતી હતી, તે વખતે ઇંદ્રે તેના ગર્ભના ઓગણપચાસ ટુકડા કર્યા હતા અને તેમાંથી વાયુગણની ઉત્પત્તિ થઇ હતી.[૮] અહીંજ હિમાલયનું મૂળ સમુદ્રમાં ડૂબેલા અક્ષયમંદર પર્વતમાં મળે છે, કે જે મૂળનો છેડો હજાર વર્ષ ખોળ કરતાં પણ જડે તેમ નથી.[૯] અહીં સુવર્ણ પર્વત અને સુવર્ણ કમળથી યુક્ત એવું સમુદ્રના જેવું મોટું એક સરોવર છે, તેના તીરપર આવીને સુરભિ ગાય દૂધની ધારા છોડે છે.[૧૦] ચંદ્ર તથા સૂર્યનો નાશ કરવાની ઇચ્છાવાળા અને સૂર્યના જેવા તેજસ્વી રાહુનું ઘર અહીં સમુદ્રની વચ્ચે જોવામાં આવે છે.[૧૧] અદૃશ્ય, અમાપ અને નિત્ય તરુણ એવા સુવર્ણશિરા મુનિ વેદગાન કર્યા કરે છે, તેનો મહાન ધ્વનિ અહીં નિત્ય સંભળાયા કરે છે.[૧૨] હરિમેધસ્ મુનિની ધ્વજવતી નામની કુમારી 'ઉભી રહે, ઉભી રહે' એવી સૂર્યની આજ્ઞાથી અહીંજ આકાશમાં ઉભી રહી છે.[૧૩] હે ગાલવ! આ દિશામાં અગ્નિ, જળ, વાયુ તથા આકાશ, દિવસે તથા રાત્રે સુખકર સ્પર્શવાળાંજ હોય છે.[૧૪] આ દિશામાંથીજ સૂર્યની ગતિ વક્ર થાય છે અને અહીંજ સર્વ નક્ષત્રો સૂર્યમંડળમાં પ્રવેશ કરે છે;[૧૫] તથા અઠ્ઠાવીસ દિવસસુધી સૂર્યની સાથે ફરીને પાછાં ચંદ્રનો સંયોગ થતાં સૂર્યમાંથી બહાર નીકળે છે.[૧૬] સાગરને પૂર્ણ કરનારી નિત્ય વહેનારી નદીઓની ઉત્પત્તિ આ દિશામાંથી થાય છે અને ત્રણ લોકનું

પાણી અહીં વરુણાલયમાં રહે છે.[17] આ દિશામાં નાગરાજ અનંતનું નિવાસસ્થાન છે અને આદિ–અંતરહિત વિષ્ણુનું પણ અતિ ઉત્તમ સ્થાન છે.[18] વળી આ દિશામાં અગ્નિના મિત્ર વાયુનું પણ સ્થાન છે અને મરીચિના પુત્ર મહર્ષિ કશ્યપનું નિવાસસ્થાન પણ અહીંજ છે.[19] હે ગાલવ! આ મેં તમારી પાસે પશ્ચિમમાર્ગનું ટુંકમાં વર્ણન કર્યું છે. હે દ્વિજશ્રેષ્ઠ ! બોલો, તમારો વિચાર હોય તો આપણે એ દિશામાં જઇએ.[20]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૧૦ મો સમાપ્ત.

## અધ્યાય ૧૧૧ મો

### ગાલવચરિત્ર–ઉત્તર દિશાનું વર્ણન

॥ सुपर्ण उवाच ॥

यस्मादुत्तार्यते पापाद्यस्मान्निःश्रेयसोऽश्नुते ॥
अस्मादुत्तारणबलादुत्तरेत्युच्यते द्विज ॥१॥

ગરુડે કહ્યું:–હે દ્વિજ ! આ દિશા પુરુષને પાપમાંથી તારે છે અને મોક્ષની પ્રાપ્તિ કરાવે છે. આ ઉદ્ધાર કરવાના સામર્થ્યને લીધે એ ઉત્તર દિશા કહેવાય છે.[1] હે ગાલવ ! આ દિશા ઉત્તમ સુવર્ણની ખાણ છે અને પૂર્વ તથા પશ્ચિમ દિશાની વચ્ચે થઇને જનારો સ્વર્ગમાર્ગ કહેવાય છે.[2] હે દ્વિજશ્રેષ્ઠ ! આ શ્રેષ્ઠ ઉત્તર દિશામાં ક્રૂર, અવશચિત્તવાળા અને અધર્મી લોકોને સ્થાન મળતું નથી.[3] આ દિશામાં નારાયણરૂપ કૃષ્ણ, નરોત્તમરૂપ વિષ્ણુ અને સનાતન બ્રહ્મા બદ્રિકાશ્રમમાં વાસ કરે છે.[4] પ્રલયકાળના અગ્નિસમાન કાંતિવાળા આદિપુરુષ મહાદેવ પોતાની પ્રકૃતિરૂપ પાર્વતીની સાથે આ દિશામાંજ હિમાલયની સપાટી ઉપર નિત્ય નિવાસ કરેછે.[5] તે મહાદેવને નરનારાયણસિવાય બીજા મુનિગણો, ઇંદ્રસહિત દેવો, ગંધર્વો, યક્ષો અને સિદ્ધો પણ જોઇ શકતા નથી.[6] અહીં હજાર નેત્રવાળા, હજાર ચરણવાળા, હજાર મસ્તકવાળા અને અવિનાશી એકલા શ્રીમાન વિષ્ણુજ માયાસહિત રહેલા તે મહાદેવનાં દર્શન કરે છે.[7] અહીંજ ચંદ્રમાનો પણ બ્રાહ્મણોના રાજાતરીકે અભિષેક કર્યો હતો. હે મહાબ્રહ્મવેત્તા આ સ્થાનમાંજ આકાશમાંથી નીચે પડતાં ગંગાજીને મહાદેવે ધારણ કરીને મનુષ્યલોકમાં આપ્યાં હતાં. પાર્વતીએ મહાદેવને મેળવવાની ઇચ્છાથી અહીંજ તપ કર્યું હતું; અને આ સ્થાનમાંજ કામદેવ, મહાદેવનો ક્રોધ, હિમાલય પર્વત અને પાર્વતી એકી વખતે યથાર્થરૂપે શોભી નીકળ્યાં હતાં. હે ગાલવ ! આ દિશામાં કૈલાસ પર્વત ઉપર રાક્ષસો, યક્ષો અને ગંધર્વોના અધિપતિપદ ઉપર કુબેરનો અભિષેક કર્યો હતો. વળી હે દ્વિજશ્રેષ્ઠ ! આ દિશામાંજ ચૈત્રરથ નામનું રમણીય વન છે, વૈખાનસોનો આશ્રમ છે, મંદાકિની ગંગા છે અને મંદર પર્વત છે. અહીંજ આવેલા સૌગંધિક વનનું રાક્ષસો રક્ષણ કર્યા કરે છે.[8–12] લીલા ઉંચા ઘાસવાળું કેળનું વન તથા કલ્પવૃક્ષો અહીંજ છે. હે ગાલવ ! અહીં સ્વચ્છંદે ફરનારા છતાં સર્વદા સંયમશીલ સિદ્ધ પુરુષોનાં યોગ્ય તથા ઇચ્છિત વૈભવ આપનારાં વિમાનો છે; અને અરુંધતી દેવીસહિત સપ્તર્ષિઓ વાસ કરે છે.[13,14] વળી આ દિશામાં સ્વાતિ નક્ષત્રની સ્થિતિ તથા ઉદય થાય છે. પિતામહ બ્રહ્મદેવ પણ યજ્ઞનો આશ્રય કરીને સતત આ દિશામાંજ નિવાસ કરે છે.[15] ચંદ્ર, સૂર્ય અને નક્ષત્રો નિત્ય આ દિશાની પ્રદક્ષિણા કર્યા કરે છે. હે દ્વિજસત્તમ ! સત્યવાદી ધામા નામના મહાત્મા મુનિઓ આ દિશામાં આવેલા મહાન ગંગાદ્વારનું રક્ષણ કરે છે. હે ગાલવ ! તેઓની મૂર્તિ, આકૃતિ, સંચય કરેલું તપ, જવું, આવવું અને યથેષ્ટ ભોજન આપનારા સત્રમાં પીરસવાનાં પાત્રો, એ સર્વ સ્થૂલદૃષ્ટિવાળાઓ જોઇ શકતા નથી. હે દ્વિજશ્રેષ્ઠ ગાલવ ! મનુષ્ય એ સ્થાન ઓળંગીને જેમ જેમ આગળ પ્રવેશ કરે છે, તેમ તેમ તે હિમમાં ગળી જઇને નાશ પામે છે. હે દ્વિજશ્રેષ્ઠ ! એ સ્થાનમાં દેવ નારાયણસિવાય અને અવિનાશી તથા જયશીલ નરસિવાય પૂર્વે બીજો કોઈ પણ પુરુષ જઈ શક્યો નથી.

અહીં કુબેરનું કૈલાસ નામનું સ્થાન છે.[૧૯–૨૦] આ દિશામાં વિદ્યુત્પ્રભા નામની દશ અપ્સરાઓ ઉત્પન્ન થઈ છે. હે બ્રહ્મન્ ! ત્રિવિક્રમ–વિષ્ણુએ ત્રણ લોકને દબાવતી વખતે આ ઉત્તર દિશામાં એક પગલું મૂકીને વિષ્ણુપદ નામનું તીર્થ કર્યું છે. હે દ્વિજોત્તમ ! આ દિશામાં મરુત્ત રાજાએ ઉશીરબીજ નામના સ્થાનમાં યજ્ઞ કર્યો હતો. હે બ્રહ્મર્ષિ ! એજ સ્થાનમાં જાંબુનંદ નામનું સરોવર છે. આ ઠેકાણે મહાત્મા વિપ્રર્ષિ જીમૂતની આગળ હિમાલયનો નિર્મળ તથા પવિત્ર સુવર્ણનો ભંડાર સાક્ષાત્ પ્રકટ થયો હતો. જીમૂત ઋષિએ તે સર્વ મહાન ધન બ્રાહ્મણોને અર્પણ કરીને બ્રાહ્મણોની પાસે માગણી કરી કે, આ ધન મારા નામથી પ્રસિદ્ધ થાઓ, તેથી તે ધન ‘ જૈમૂત ’ નામથી પ્રસિદ્ધ થયું. હે દ્વિજશ્રેષ્ઠ ગાલવ ! અહીં રોજ સાંજે તથા સવારે દિક્પાળો ઉચ્ચ સ્વરથી પૂછે છે કે, ‘ કોઈનું કંઇ કાર્ય છે કે ?’ હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! આ પ્રમાણે આ દિશા આવા અને બીજા ગુણોવડે ઉત્તમ છે અને સર્વ કર્મમાં ઉત્તમ ગણેલી છે, તેથી એ ઉત્તર નામથી પ્રખ્યાત થયેલી છે. હે તાત ! આ રીતે મેં તમને આ ચારે દિશાઓનું ક્રમવાર વિસ્તારથી વર્ણન કહ્યું છે. હવે તમે આમાંની કયી દિશામાં જવા ઇચ્છો છો ? હે દ્વિજશ્રેષ્ઠ ! હું તમને સર્વ દિશાઓ તથા આખી પૃથ્વી દેખાડવા તૈયાર થયો છું; માટે હે બ્રહ્મન્ ! તમે મારી ઉપર સ્વારી કરો.’[૨૧–૨૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં “ ગાલવચરિત્ર ” એ વિષયનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૧૨ મો

### ગાલવચરિત્ર–ગરુડનો વેગ

॥ गालव उवाच ॥

गरुत्मन् भुजगेन्द्रारे सुपर्ण विनतात्मज ॥
नय मां तार्क्ष्य पूर्वेण यत्र धर्मस्य चक्षुषी ॥१॥

ગાલવે કહ્યું:–હે ગરુડ ! હે નાગેંદ્રશત્રુ ! હે સુંદર પીછાંવાળા વિનતાપુત્ર ! હે તાર્ક્ષ્ય ! જ્યાં ધર્મનાં બે ચક્ષુઓ છે, ત્યાં પૂર્વદિશામાં તમે મને લઇ જાઓ.[૧] તમે સર્વ દિશાઓમાં પ્રથમ એ દિશાનું વર્ણન કર્યું છે, દેવતાઓનો નિવાસ પણ એ દિશામાંજ કહ્યો છે અને ધર્મ તથા સત્યની સ્થિતિ પણ એ દિશામાંજ સારી રીતે વર્ણવી છે; માટે હે અરુણના નાના ભાઇ ! હું એ દિશામાં રહેલા સર્વ દેવોનાં દર્શન તથા તેઓનો સમાગમ કરવાની ઉત્કટ ઇચ્છા રાખું છું.[૩]

નારદે કહ્યું:–તે સાંભળીને વિનતાના પુત્ર ગરુડે બ્રાહ્મણને કહ્યું કે, ‘ તમે મારા ઉપર બેસો. ’ તે વખતે ગાલવમુનિએ ગરુડના ઉપર સ્વારી કરી;[૪] અને ગરુડ ઉડ્યો એટલે ગાલવે તેને કહ્યું કે:–‘ હે સર્પભક્ષક ! તમે માર્ગને કાપો છો તે વખતે તમારૂં રૂપ, પ્રાતઃકાળે ઉદય પામતા સહસ્ર કિરણવાળા સૂર્યના જેવું દેખાય છે.[૫] હે આકાશગામી ! તમારી પાંખના વાયુવડે ઉપડીને તમારી પાછળ આવનારાં વૃક્ષો જાણે તમારી સાથે ઉડતાં હોય તેમ તેઓની ગતિ હું જોઉં છું.[૬] હે આકાશચારી ગરુડ ! તમે તમારી પાંખના પવનથી સમુદ્ર, પર્વત, વન અને ઉપવનની સાથે આ પૃથ્વીને જાણે ખેંચી જતા હો તેમ જણાય છે.[૭] તમારી પાંખના પવનવડે સમુદ્રનું જળ માછલાં, સર્પ અને મગરોની સાથે જાણે નિત્ય આકાશમાં ચઢાવી દેવાતું હોય તેમ જણાય છે;[૮] તેમજ વાયુના ઝપાટાથી એકસરખાં રૂપ તથા મુખવાળાં માછલાં, તિમિ તથા તિમિંગિલ નામનાં જળચરોને અને હાથી, ઘોડા તથા મનુષ્યના જેવાં મુખવાળાં જળચરોને મથી નાખ્યાં હોય તેમ લાગે છે.[૯] આ મહાસાગરની ગર્જનાઓવડે મારા કાન બહેર મારી ગયા છે. હું કંઈ સાંભળી શકતો નથી, જોઈ શકતો નથી અને હું શામાટે જાઉં છું, તેનું પણ મને ભાન રહ્યું નથી;[૧૦] માટે તમે આ બ્રાહ્મણની હત્યા થઇ જશે એમ સંભારીને ધીરેથી ગતિ કરો. હે આકાશચારી ! મને સૂર્ય દેખાતો નથી, દિશાઓ દેખાતી નથી અને આકાશ પણ દેખાતું નથી;[૧૧] પરંતુ હું તો

માત્ર અંધારૂંજ જોઉં છું. મને તમારૂં શરીર જણાતું નથી, પણ હે પક્ષિરાજ! ઉત્તમ જાતના મણિના જેવાં તમારાં બે ચક્ષુઓજ દેખાય છે.[૧૨] હું તમારા શરીરને તથા મારા શરીરને પણ જોઈ શકતો નથી; માત્ર પગલે પગલે તમારા દેહમાંથી ઉત્પન્ન થતા અગ્નિને જોઉં છું,[૧૩] કે જે અગ્નિ એકાએક મારાં ચક્ષુઓને આંજી નાખીને પાછો શાંત પડી જાય છે; માટે હે વિનતાપુત્ર! તમે તમારી ગતિના મહાવેગને વશ કરો.[૧૪] હે સર્પ-ભક્ષક! મારે હવે જવાનું કંઈપણ પ્રયોજન નથી. હે મહાભાગ્યવાળા! તમે પાછા વળો, હું તમારા વેગને સહન કરી શકતો નથી.[૧૫] મેં એક તરફ કાળા કાનવાળા અને ચંદ્રના જેવી ઉજ્જવલ કાંતિવાળા આઠસો ઘોડાઓ આપવા કહ્યા છે;[૧૬] પરંતુ હે ગરુડ! તે ઋણમાંથી છૂટવાનો માર્ગ મને જડતો નથી અને તેથીજ મને આ મારા પ્રાણત્યાગનો માર્ગ દેખાય છે.[૧૭] મારી પાસે થોડું પણ ધન નથી, મારો કોઈ ધનવાન સ્નેહી નથી અને પુષ્કળ ધનવડે આ કષ્ટ દૂર કરાય તેવું પણ નથી, તેથી મને મરણજ સ્વીકારવા યોગ્ય લાગે છે.[૧૮]

નારદે કહ્યું:–આ પ્રમાણે ગાલવ દીનતાભરેલું બહુ બહુ બોલવા લાગ્યો, ત્યારે ગરુડે ઉડતાં ઉડતાંજ હાસ્ય કરીને ગાલવને કહ્યું કે:–[૧૯]હે વિપ્રર્ષિ! તમે દેહત્યાગની ઇચ્છા રાખો છો, એ ઉપરથી તમે બહુ બુદ્ધિશાળી લાગતા નથી. રે, મૃત્યુ કંઇ પોતાની ઇચ્છાથી પ્રાપ્ત કરી શકાય છે? નહિજ; કારણકે મૃત્યુ એટલે કાળ; તે પોતે પરમેશ્વરસ્વરૂપજ છે.[૨૦] તમારે જ્યારે આવુંજ કરવું હતું, તો તમે મને પ્રથમથીજ કેમ કહ્યું નહિ? હશે, ગભરાઓ નહિ. એ કાર્ય જે રીતે સિદ્ધ થાય તેવો એ મહાન ઉપાય છે.[૨૧] હે ગાલવ! આ સમુદ્રની પાસે ઋષભ નામનો પર્વત છે, અહીં વિશ્રાંતિ લઇને તથા ભોજન કરીને આપણે પાછા ફરીશું.[૨૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૧૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૧૩ મો

## ગાલવચરિત્ર–શાંડિલીનો પ્રભાવ

॥ नारद उवाच ॥

**ऋषभस्य ततः शृंगं निपत्य द्विजपक्षिणौ ॥**
**शांडिलीं ब्राह्मणीं तत्र ददृशाते तपोन्विताम्॥**

નારદે કહ્યું:–પછી તે બ્રાહ્મણ અને ગરુડ ઋષભ પર્વતના શિખર ઉપર ઉતર્યા. ત્યાં તેઓએ શાંડિલી નામની એક તપશ્ચર્યાપરાયણ બ્રાહ્મણીને દીઠી.[૧] ગરુડે તેને પ્રણામ કર્યા અને ગાલવે તેની પૂજા કરી. પછી તે તપસ્વિનીએ 'આવો' એમ કહીને તે બન્નેનું સ્વાગત કર્યું એટલે તેઓ આસન ઉપર બેઠા.[૨] પછી તપસ્વિનીએ તે બન્નેને, બલિકર્મ અને મંત્રોથી સંસ્કારયુક્ત કરેલું તૈયાર અન્ન આપ્યું. તેનું ભોજન કરીને તૃપ્ત થયેલા તેઓ ભૂમિ ઉપર સૂતા અને નિદ્રાથી મોહિત થઇ ગયા.[૩] એક મુહૂર્ત પછી ગરુડ જાગ્રત થયો અને આગળ જવાની ઇચ્છા કરે છે, એટલામાં તેણે પોતાના શરીરની પાંખ ખરી ગયેલી દીઠી.[૪] તે વખતે ગરુડ મુખ તથા પગવાળો એક માંસનો પિંડ હોય તેવો થઇ ગયો. તેવી સ્થિતિમાં ગરુડને જોઇને ગાલવનું મન ખિન્ન થઇ ગયું અને તેણે ગરુડને પૂછ્યું કે:–[૫] અહીં આવવાથી તમને આવું ફળ શાથી પ્રાપ્ત થયું? હવે તમારી પાંખ ગઇ, એટલે આપણે અહીં કેટલો સમય પડી રહેવું પડશે?[૬] તમે ધર્મને દૂષણ લગાડે એવો શો અશુભ વિચાર મનમાં કર્યો હતો? તમને આવી મોટી શિક્ષા થઇ એ ઉપરથી તમે કંઇ નાનો સૂનો અધર્મ કર્યો નહિ હોય."[૭]

ગરુડે બ્રાહ્મણને કહ્યું:–'હે દ્વિજ! મેં કંઈ ખરાબ વિચાર કર્યો નથી, પણ જ્યાં પ્રજાપતિ રહે છે, જ્યાં મહાદેવ, સનાતન વિષ્ણુ, ધર્મ અને યજ્ઞ છે, ત્યાં આ સિદ્ધ સ્ત્રી નિવાસ કરે, એવા હેતુથી એ સિદ્ધ સ્ત્રીને ત્યાં લઇ જવાનો વિચાર કર્યો હતો,[૮,૯] (એટલું કહીને તે બ્રાહ્મણીના તરફ જોઇને બોલ્યો.) હું પ્રણામ કરીને આપ ભગવતીની યાચના કરૂં છું. મેં

આપનું પ્રિય કરવાની ઇચ્છાથીજ મનમાં એવો વિચાર કર્યો હતો; કારણ કે તમારા જેવાં અહીં શામાટે રહે? એમ મારા મનમાં ખટકતું હતું.[૧૦] આ રીતે મેં તમારાપ્રત્યે બહુ માનથી વિચાર્યું હતું, પરંતુ તે તમને અપ્રિય લાગ્યું હોય એમ જણાય છે. હવે આમાં મેં સારૂં કર્યું અથવા નઠારૂં કર્યું પણ તમે તમારી મહત્તા તરફ જોઇને તે ક્ષમા કરવા યોગ્ય છો.[૧૧]

આ પ્રાર્થના સાંભળીને તે તપસ્વિની સંતોષ પામી અને તે પક્ષીરાજને તથા દ્વિજશ્રેષ્ઠને કહેવા લાગીઃ–"તમારે ડરવું નહિ. હે ગરુડ! તું ગભરાઇશ નહિ. તને સારી પાંખો પ્રાપ્ત થઇ એમજ સમજ.[૧૨] હે વત્સ! તેં મારી નિંદા કરી છે અને હું નિંદાને સહન કરતી નથી. જે કોઈ મારી નિંદા કરે છે તે પાપી તત્કાળ પુણ્યલોકમાંથી ભ્રષ્ટ થાય છે.[૧૩] હું સર્વ કુલક્ષણોથી રહિત છું અને અનિંદિત છું. હું ઉત્તમ આચરણથી વર્તું છું, તેથી મને આ ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થઇ છે.[૧૪] સદાચારથી ધર્મ ફળે છે, સદાચારથી ધન ફળે છે, સદાચારથી લક્ષ્મી મળે છે અને સદાચાર કુલક્ષણોને ટાળી દે છે;[૧૫] માટે હે આયુષ્યમન્ પક્ષીંદ્ર ? તું હવે અહીંથી તારી ઇચ્છામાં આવે ત્યાં જા. તારે મારી નિંદા કરવી નહિ; તેમ કદી સ્ત્રીઓની પણ નિંદા કરવી નહિ.[૧૬] હવે તું પ્રથમના જેવો બળ તથા વીર્યથી સંપન્ન થઈશ. આ પ્રમાણે શાંડિલીએ કહ્યું એટલે ગરુડને અતિબળવાન પાંખો ઉત્પન્ન થઇ.[૧૭] પછી શાંડિલીની આજ્ઞા થતાંજ તે ગાલવને લઇને જેમ આવ્યો હતો તેમ વેગથી ઇચ્છિત માર્ગે ચાલ્યો ગયો; પરંતુ તેને જોઇએ તેવા રૂપવાળા ઘોડાઓ મળ્યા નહિ.[૧૮]

એટલામાં વિશ્વામિત્રે ગાલવને જોયો અને તે માર્ગમાંજ ઉભા રહ્યા. પછી વક્તાઓમાં શ્રેષ્ઠ તેમણે ગરુડની સમક્ષ ગાલવને કહ્યું કે,[૧૯] 'હે દ્વિજ! તેં પોતેજ મને જે વસ્તુ આપવાની પ્રતિજ્ઞા કરી હતી તે પૂર્ણ કરવાનો આ સમય છે અથવા તારો જે વિચાર હોય તે પણ મને માન્ય છે.[૨૦] મેં આટલો સમય વાટ જોઈ તેમ હવે પછી પણ હું વાટ જોઇશ. હે વિપ્ર! જે રીતે તને ઇષ્ટ અર્થની પ્રાપ્તિ થાય, તે માર્ગ તું શોધી કાઢ.[૨૧] તે સાંભળીને ગાલવ દીન તથા અત્યંત દુઃખી થઇ ગયો. એટલે ગરુડે ગાલવને કહ્યું કે, 'વિશ્વામિત્રે હમણાં મારી સમક્ષ તને જે કહ્યું, તેથી તારી સ્થિતિ મારા ધ્યાનમાં આવી છે.[૨૨] હે દ્વિજશ્રેષ્ઠ ગાલવ! ચાલ, આપણે બન્ને એ સંબંધમાં વિચાર કરીએ; કારણકે ગુરુને સંપૂર્ણ દક્ષિણા આપ્યાવિના તારાથી બેસી શકાય તેમ નથી.'[૨૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૧૩ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૧૪ મો
### ગાલવચરિત્ર–યયાતિની પાસે યાચના

॥ नारद उवाच ॥

अथाह गालवं दीनं सुपर्णः पततां वरः ॥
निर्मितं वह्निना भूमौ वायुना शोधितं तथा॥
यस्माद्धिरण्मयं सर्वं हिरण्यं तेन चोच्यते॥१॥

નારદે કહ્યું:–પછી પક્ષિશ્રેષ્ઠ ગરુડે તે દીન થયેલા ગાલવને કહ્યું કેઃ–'અગ્નિએ ભૂમિમાં સુવર્ણને નિર્માણ કર્યું છે, વાયુએ તેને શુદ્ધ કર્યું છે તથા સર્વ જગતમાં સુવર્ણ મુખ્ય છે. તેથી સુવર્ણનું નામ હિરણ્ય કહેવાય છે.[૧] એ હિરણ્ય સર્વ જીવોનું ધારણ તથા પોષણ કરે છે તેથી એનું નામ ધન કહેવાય છે. એ ધન ત્રણે લોકમાં નિરંતર રહેલું છે. શુક્રવારે પૂર્વા ભાદ્રપદા અથવા ઉત્તરા ભાદ્રપદા નક્ષત્રનો યોગ આવતાં અગ્નિ પોતાના વીર્યરૂપ ધન કુબેરના ભંડારની વૃદ્ધિને માટે મનુષ્યોને નિયમથી આપે છે, માટે એ યોગમાં ધનાર્થી મનુષ્યે અગ્નિની પ્રાર્થના કરવી.[૨,૩] કુબેર અને બન્ને નક્ષત્રોના દેવતા અજૈકપાત્ તથા અહિર્બુધ્ન્ય ધનનું રક્ષણ કરે છે; માટે એ દેવોની પ્રાર્થના કરનારાને ધન મળી શકે છે. હે દ્વિજશ્રેષ્ઠ! ધન મહાદુર્લભ

છે, તે આમ બેસી રહેવાથી મળે તેવું નથી અને ધનવિના તમને ઘોડાઓ મળવાના નથી;[૪] માટે તમે રાજર્ષિના વંશમાં ઉત્પન્નથયેલા કોઈ રાજાની પાસે ધનની યાચના કરો, કે જે રાજા કર વગેરેથી પ્રજાને પીડયાવિના આપણને કૃતાર્થ કરે.[૫] સોમવંશમાં ઉત્પન્ન થયેલો એક રાજા મારો મિત્ર છે. આપણે બન્ને તેની પાસે જઈએ. તેનો વૈભવ પૃથ્વી ઉપર પ્રખ્યાત છે[૬] તે રાજર્ષિનું નામ યયાતિ છે, તે નહુષનો પુત્ર છે અને સત્ય પરાક્રમી છે. તેની પાસે કુબેરના જેવો અતિમહાન વૈભવ છે, માટે તમે પોતે તેની યાચના કરશો અને હું કહીશ, એટલે તે તમને ધન આપશે. હે વિદ્વન્! એ પ્રમાણે તમે ગુરુદક્ષિણાનું ધન દાનવડે સંપાદન કરી, તે આપીને ઋણરહિત થાઓ.[૭,૮]

આ રીતે તે બન્ને વાતો કરતા કરતા તથા યોગ્ય રીતે માગણી કેવી રીતે કરવી તેનો વિચાર કરતા કરતા પ્રતિષ્ઠાન નગરમાં યયાતિ રાજાની પાસે આવી પહોંચ્યા.[૯] રાજાએ અર્ધ્યપાદ્ય વગેરેથી તે બન્નેનો સત્કાર કર્યો. તેનો સ્વીકાર કર્યા પછી યયાતિએ આવવાનું કારણ પૂછયું; ત્યારે ગરુડે કહ્યું:–[૧૦] 'હે યયાતિ રાજા! આ તપશ્ચર્યાના ભંડારરૂપ ગાલવ મારો મિત્ર છે અને એ હજારો વર્ષથી વિશ્વામિત્રના શિષ્ય છે.[૧૧] વિશ્વામિત્રે એને ઘેર જવાની આજ્ઞા આપી; પરંતુ આ સમર્થ ગુરુનો ઉપકાર કરવાની ઈચ્છાથી પોતેજ તેમને કહ્યું કે, 'હું આ સમયે આપને ગુરુદક્ષિણા આપવા ધારૂં છું, માટે આપ મને કહો કે હું શું આપું?[૧૨] વિશ્વામિત્રે ઘણીવાર ના કહેવા છતાં આણે વારંવાર ગુરુદક્ષિણા માગવાની પ્રેરણા કરી, તેથી વિશ્વામિત્રને કંઈક ક્રોધ આવ્યો અને તેમણે આ ગાલવનો થોડો વૈભવ જાણીને એને કહ્યું કે:–[૧૩] 'ભલે, તું ગુરુદક્ષિણા આપ. એક તરફ કાળા કાનવાળા, ચંદ્રના જેવી કાંતિવાળા અને શુદ્ધ જન્મવાળા આઠસો ધોળા ઘોડાઓ તું મને લાવી આપ.[૧૪] હે ગાલવ! જો તારો ગુરુદક્ષિણા આપવાનો વિચારજ હોય તો તું મને એ દક્ષિણા આપ.' તપરૂપી ધનવાળા વિશ્વામિત્રે ક્રોધ કરીને એ પ્રમાણે કહ્યું;[૧૫] ત્યારથી આ શ્રેષ્ઠ બ્રાહ્મણ તે આપવાને અશક્ત હોવાથી મહાન શોકથી સંતાપ પામે છે; અને હમણાં એ તમારે શરણે આવ્યો છે.[૧૬] હે નરવ્યાઘ્ર! આ ગાલવ તમારી પાસેથી ભિક્ષા લઈને ચિંતારહિત થશે અને ગુરુને દક્ષિણા આપ્યા પછી મહાન તપ કરશે.[૧૭] વળી તે તપનો યોગ્ય ભાગ તમને પણ આપશે અને તમે પોતાના રાજર્ષિપણાના તપથી પૂર્ણ છો, છતાં તમને તપવડે અધિક પૂર્ણ કરશે.[૧૮] હે પૃથ્વીપતિ રાજા! ઘોડાના શરીરમાં જેટલાં રુવાંટાં હોય છે,તેટલાં વર્ષ ઘોડાનું દાન કરનારાનો વાજિલોકમાં વાસ થાય છે.[૧૯] આ બ્રાહ્મણ દાન લેવાને અને તમે દાન આપવા પાત્ર છો; માટે શંખમાં દૂધ ભરવાની પેઠે આ બ્રાહ્મણને દ્રવ્યદાન કરો."[૨૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં
"ગાલવચરિત્ર" એ વિષયનો
અધ્યાય ૧૧૪ મો સમાપ્ત.

## અધ્યાય ૧૧૫ મો

### ગાલવચરિત્ર–યયાતિએ માધવી કન્યા આપી

॥ नारद उवाच ॥

एवमुक्तः सुपर्णेन तथ्यं वचनमुत्तमम् ॥
विमृश्यावहितो राजा निश्चित्य च पुनः पुनः॥

નારદે કહ્યું:–ગરુડે એ પ્રમાણે સત્ય તથા ઉત્તમ વચન કહ્યું, એટલે હજારો યજ્ઞો કરનારો, ઉદાર, સમર્થ, દાનપતિ તથા આખા કાશીદેશના રાજા તે યયાતિ એકાગ્રતાથી વિચાર કરીને અને વારંવાર નિશ્ચય કરીને આ પ્રમાણે વચન બોલ્યો.[૧,૨] યયાતિએ પોતાના પ્રિયમિત્ર ગરુડને તથા સાક્ષાત તપરૂપ, દ્વિજશ્રેષ્ઠ ગાલવને આવેલા જોઈને, તેમણે માગેલી પ્રશંસાપાત્ર ભિક્ષા તરફ ધ્યાન આપીને તથા એ બન્ને સૂર્યકુળમાં ઉત્પન્ન થયેલા બીજા રાજાઓને છોડીને મારી પાસેજ આવ્યા છે, એવો વિચારીને કહ્યું કે:–[૩,૪] 'હે નિષ્પાપ ગરુડ! તેં આજે આસ

જન્મને સફળ કર્યો છે, મારા કુળને તાર્યું છે અને મારા દેશનો ઉદ્ધાર કર્યો છે.[૫] હે મિત્ર! હું તને એ કહેવાની ઇચ્છા રાખું છું કે, પૂર્વે તું મને જેવો ધનવાન જાણતો હતો, તેવો ધનવાન હું હમણાં નથી. હે સખા! મારૂં ધન ક્ષીણ થઇ ગયું છે.[૬] તો પણ હે ગરુડ! હું તારૂં આવવું નિષ્ફળ કરી શકતો નથી, તેમજ આ બ્રહ્મર્ષિની આશાને પણ મિથ્યા કરવા ઇચ્છતો નથી;[૭] એટલા માટે હું એવી વસ્તુ આપીશ, કે જે વસ્તુ તમારા આ કાર્યને સિદ્ધ કરશે. આશાવાળો યાચક પોતાની પાસે આવી નિરાશ થઇને જો પાછો જાય, તો તે કુળને ભસ્મ કરી નાખે છે.[૮] હે વિનતાપુત્ર! કોઇની આશાનો વિનાશ કરવો અથવા કોઈ 'આપો' કહીને યાચના કરે તેને 'નથી' કહેવું એના જેવું જગતમાં બીજું કંઈપણ અધિક પાપ કહેવાતું નથી.[૯] પ્રતિષ્ઠિત પુરુષને હતાશ અને કાર્યમાં નિષ્ફળ કર્યો હોય તો તે,પોતાનું અહિત કરનારાના પુત્રોને પૌત્રોનો નાશ કરે છે;[૧૦] માટે આ મારી પુત્રી, જે ચાર વંશને સ્થાપન કરનારી, સર્વ ધર્મની વૃદ્ધિ કરનારી તથા દેવપુત્રના જેવી છે અને હે ગાલવ! સ્વરૂપસૌંદર્યને લીધે દેવો, મનુષ્યો તથા અસુરો પણ જેની નિત્ય કામના કરે છે, તે મારી બાળા પુત્રીને તમે ગ્રહણ કરો.[૧૧,૧૨] રાજાઓ આ કન્યાના મૂલ્યબદલ તમને અવશ્ય રાજ્ય પણ આપી દેશે, તો પછી કાળા કાનવાળા આઠ સો ઘોડાઓ આપે એમાં તો કહેવુંજ શું?[૧૩] તેથી તમે આ મારી માધવી નામની કન્યાને ગ્રહણ કરો. હે સમર્થ મુનિ! હું એ કન્યાના પુત્રોથી દૌહિત્રવાળો થાઉં, એજ મારૂં ઇચ્છિત છે."[૧૪]

રાજાના કહેવાથી ગાલવ અને ગરુડે તે કન્યા લીધી અને 'ફરીથી મળીશું' એમ રાજાને કહીને, તે બન્ને કન્યાની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા.[૧૫] પછી ગરુડે ગાલવને કહ્યું કેઃ–'તમને ઘોડાઓની પ્રાપ્તિનું આ સાધન મળ્યું છે, માટે હવે હું જાઉં છું" એમ કહી,ગાલવની આજ્ઞા માગી ગરુડ ત્યાંથી પોતાના સ્થાનમાં ગયો.[૧૬] પક્ષિરાજ ગરુડ ગયા પછી ગાલવ માધવી કન્યાની સાથે રહી મનમાં વિચારવા લાગ્યા કે, રાજાઓમાં કયો રાજા આ કન્યાનું મૂલ્ય આપે તેવો છે?[૧૭] વિચાર કરતાં ઇક્ષ્વાકુ વંશનો મહારાજા હર્યશ્વ તેમના ધ્યાનમાં આવ્યો,એટલે ગાલવમુનિ મહાવીર્યવાન, ચતુરંગ સેનાવડે યુક્ત, ભંડાર, ધાન્ય અને બળવડે સંપન્ન,નગરજનો ઉપર પ્રીતિવાળા, બ્રાહ્મણ પ્રિય અને સંતતિની ઇચ્છાથી ઇંદ્રિયનિગ્રહ કરીને ઉત્તમ તપ કરતા તે હર્યશ્વરાજાની પાસે અયોધ્યામાં આવ્યા અને બોલ્યા કેઃ–'હે રાજેન્દ્ર! આ મારી કન્યા, સંતાનોથી કુળની વૃદ્ધિ કરનારી છે;[૧૮-૨૦] માટે હે હર્યશ્વ! તમે આ કન્યા મૂલ્ય આપીને લ્યો અને એને ભાર્યા કરો. આનું મૂલ્ય હું તમને કહું છું. તે સાંભળ્યા પછી તમે નિશ્ચય કરો.'[૨૧]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૧૫ મો સમાપ્ત.

## અધ્યાય ૧૧૬ મો

### ગાલવચરિત્ર-હર્યશ્વને માધવી આપી.

॥ नारद उवाच ॥

हर्यश्वस्त्वब्रवीद्राजा विचिंत्य बहुधा ततः॥
दीर्घमुष्णं च निःश्वस्य प्रजाहेतोर्नृपोत्तमः॥

નારદે કહ્યુંઃ–" નૃપતિશ્રેષ્ઠ હર્યશ્વ રાજા અનેક પ્રકારના વિચાર કર્યા પછી, પ્રજાના કારણથી લાંબો ઉનો નિસાસો નાખીને કહેવા લાગ્યા.[૧] આ કન્યા' ઘણાં સુલક્ષણોથી યુક્ત છે; સામુદ્રિક શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જે છ +અવયવો ઉન્નત હોવા જોઇએ તે એના ઉન્નત છે;જે સાત ×સ્થાન

+બે હાથપગનાં બન્ને તળીયાં અને બે સ્તન એ ઉન્નત હોવાં જોઇએ. આ એક પક્ષ; બીજા પક્ષમાં બે સ્તન, બે નિતંબ તથા બે નેત્ર એ છ ઉન્નત હોવાં જોઇએ. કાશીખંડમાં કહેલા ત્રીજા પક્ષમાં છાતી કાખ, કેશ, ખભા, હાથ અને મુખ એ છ ઉન્નત હોવાં જોઇએ.

× ત્વચા, કેશ, દાંત, હાથની આંગળીઓ, પગની આંગળીઓ અને તે આંગળીઓના પર્વો એ સાત સુક્ષ્મ હોવાં જોઇએ.

સૂક્ષ્મ હોવાં જોઇએ તે સૂક્ષ્મ છે, જે ત્રણ *ગંભીર હોવાં જોઈએ તે ગંભીર છે અને જે પાંચ ÷ લાલ હોવાં જોઇએ તે લાલ છે. એકંદર આ કન્યા પુષ્કળ દેવોએ તથા અસુરોએ જોવા યોગ્ય રૂપવાળી, ગીતા વગેરે ગાંધર્વવિદ્યામાં કુશળ તથા અનેક સંતતિ ઉત્પન્ન કરનારી છે.[2,3] આ કન્યા ચક્રવર્તી પુત્રને પણ જન્મ આપવા સમર્થ છે, માટે હે દ્વિજશ્રેષ્ઠ! તમે મારા વૈભવ તરફ દૃષ્ટિ રાખીને એ કન્યાનું મૂલ્ય કહો.'[4]

ગાલવે કહ્યું:-'તમે આ કન્યાના મૂલ્યમાં એક તરફ કાળા કાનવાળા, ચંદ્રના જેવા ઉજ્જ્વળ રંગના, સ્વદેશમાં ઉત્પન્ન થયેલા અને કદાવર શરીરવાળા આઠ સો ઘોડાઓ મને આપો.[5] એટલે અરણી જેમ અગ્નિઓને ઉત્પન્ન કરે, તેમ વિશાળ નેત્રવાળી આ શુભ કન્યા તમારા પુત્રોને ઉત્પન્ન કરનારી થશે.[6]

નારદે કહ્યું:-કામથી મોહિત થયેલો રાજર્ષિ હર્યશ્વ, ગાલવની એ માગણી સાંભળીને દીન થઈ ગયો અને તેણે ઋષિશ્રેષ્ઠ ગાલવને કહ્યું કે:-[7] 'તમે કહ્યા તેવા ઘોડાઓ તો મારી પાસે બસોજ છે, બાકી મારા બીજી જાતના સેંકડો ઘોડાઓ ફર્યા કરે છે.[8] હે ગાલવ! તમારી માગણી પ્રમાણેના પૂરતા ઘોડા મારી પાસે નથી, તેથી હું આ સ્ત્રીમાં એકજ પુત્ર ઉત્પન્ન કરીશ. આ મારી ઉત્તમ કામનાને તમે પૂર્ણ કરો.'[9] રાજાનું એ વચન સાંભળીને માધવી કન્યાએ ગાલવમુનિને કહ્યું કે,-'મને કોઇએક બ્રહ્મવાદીએ વર આપ્યો છે કે;[10] તું પ્રત્યેક પ્રસવને અંતે ફરી કન્યાજ થઈ જઇશ. આવો વર મને મળ્યો છે, તેથી તમે બસો ઉત્તમ ઘોડાઓ લઇને મને રાજાને અર્પણ કરો.[11] આ રીતે તમને મારાદ્વારા ચાર રાજાઓ પાસેથી પૂરા આઠસો ઘોડાઓ મળી જશે અને મને પણ ચાર પુત્રો પ્રાપ્ત થશે.[12] હે દ્વિજશ્રેષ્ઠ! તમે ગુરુને માટે એ રીતે ઘોડાઓનો સંગ્રહ કરો. હે દ્વિજ! મને આવો વિચાર સૂઝે છે; પછી તમને જેમ ગમે તેમ કરો.'[13] એ પ્રમાણે કન્યાએ ગાલવ મુનિને કહ્યું, તે વખતે ગાલવે, હર્યશ્વરાજાપ્રત્યે કહ્યું કે:-[14] 'હે હર્યશ્વ રાજા! આ કન્યાને તમે ગ્રહણ કરો અને ચતુર્થાંશ મૂલ્ય આપો છો, તેથી એકપુત્ર ઉત્પન્ન કરો.'[15]

પછી હર્યશ્વરાજાએ તે કન્યા ગ્રહણ કરીને ગાલવને અભિનંદન આપ્યું અને યોગ્ય સમયે યોગ્ય સ્થાનમાં તેનાથી એક ઇચ્છિત પુત્ર પ્રાપ્ત કર્યો.[16] તે પુત્ર આઠ વસુઓ કરતાં પણ અધિક વસુ-ધનવાળો હોવાથી તથા પુષ્કળ વસુ આપનારો હોવાથી તેને વસુ કહેતા હતા અને તેજ વસુમના નામનો રાજા થયો હતો.[17] પછી યોગ્ય સમયે બુદ્ધિમાન ગાલવમુનિ પાછા હર્યશ્વરાજાની પાસે આવ્યા અને પ્રસન્ન મનવાળા રાજાને મળીને કહેવા લાગ્યા કે:-[18] 'હે રાજા! તમારે સૂર્યના જેવો તેજસ્વી આ બાલપુત્ર ઉત્પન્ન થયો છે; માટે મને માધવી કન્યા પાછી સોંપો. હે નૃપશ્રેષ્ઠ! હવે મારે ભિક્ષાને માટે બીજા રાજાની પાસે જવાનો સમય થયો છે.[19] હર્યશ્વરાજાએ, બીજા ઘોડાઓ દુર્લભ હોવાથી પોતાના સત્ય વચન તથા પુરુષાર્થમાં સ્થિર રહીને માધવી ગાલવને પાછી સોંપી દીધી.[20] માધવી પણ રાજાની ઉજ્જ્વળ રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને ઇચ્છાવડે યોગસામર્થ્યથી પુનઃ કુમારી થઇને ગાલવની પાછળ ચાલી નીકળી.[21] જતી વખતે ગાલવે રાજાને કહ્યું કે:-'હમણાં આ ઘોડાઓ તમારી પાસેજ રહેવા દો' એમ કહી તે કન્યાને લઇને દિવોદાસ રાજાની પાસે ગયા.[22]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત.

---

* સ્વર, મન અને નાભિ આ ત્રણ ગંભીર હોવાં જોઇએ.

÷ હથેળી, નેત્રના છેડા, તાળવું, જીભ અને નીચલો હોઠ એ પાંચ લાલ હોવાં જોઇએ.

# અધ્યાય ૧૧૭ મો
## ગાલવચરિત્ર–દિવોદાસને માધવી આપી.

॥ गालव उवाच ॥

**महावीर्यो महीपालः काशीनामीश्वरः प्रभुः।**
**दिवोदास इति ख्यातो भैमसेनिर्नराधिपः॥१॥**

ગાલવે કહ્યું:–'હે કલ્યાણિ! દિવોદાસ નામનો સમર્થ રાજા કાશીનો અધિપતિ છે. તે મહાવીર્યવાળો પૃથ્વીપતિ ભીમસેનનો પુત્ર થાય છે, તેની પાસે આપણે જઈએ. તું ધીરે ધીરે ચાલી આવ, શોક કરીશ નહિ. તે રાજા ધાર્મિક, સંયમવાળો તથા સત્યપરાયણ છે.'[૧,૨]

નારદે કહ્યું:–પછી ગાલવ મુનિ દિવોદાસ પાસે ગયા, એટલે રાજાએ તેનો યથાયોગ્ય સત્કાર કર્યો. ગાલવે જ્યારે પુત્રોત્પત્તિને માટે તે રાજાને પ્રેરણા કરી,[૩] ત્યારે દિવોદાસ બોલ્યો:–હે દ્વિજ ! મેં એ વાત પ્રથમથીજ સાંભળી છે, માટે હવે વિસ્તારથી કહેવાની શી જરૂર છે? હે દ્વિજસત્તમ! એ વૃત્તાંત સાંભળતાંજ આ કન્યા પ્રાપ્ત થાય એવી મને ઇચ્છા થઇ છે[૪] અને તમે બીજા રાજાઓને છોડીને મારી પાસેજ આવ્યા છો, તેથી મારો હેતુ અવશ્ય પૂર્ણ થશે, એમ મને સારી રીતે સમજાય છે.[૫] હે ગાલવ ! હર્યશ્વની પેઠે મારી પાસે પણ તેવા બસોજ ઘોડાઓ છે; માટે તે આપીને હું પણ આ કન્યામાં એકજ રાજ પુત્ર ઉત્પન્ન કરીશ.'[૬] 'તથાસ્તુ' કહીને દ્વિજશ્રેષ્ઠ ગાલવે તે કન્યા રાજાને આપી અને રાજાએ વિધિપૂર્વક તે કન્યાનો સ્વીકાર કર્યો.[૭]

પછી રાજર્ષિ દિવોદાસ, સૂર્ય જેમ પ્રભાવતી સાથે રમણ કરે, અગ્નિ જેમ સ્વાહા સાથે રમણ કરે, ઇંદ્ર જેમ શચીસાથે રમણ કરે, ચંદ્ર જેમ રોહિણી સાથે, યમ જેમ ધૂમોર્ણા સાથે, વરુણ જેમ ગૌરી સાથે, કુબેર જેમ ઋદ્ધિ સાથે, નારાયણ જેમ લક્ષ્મી સાથે, સમુદ્ર જેમ ગંગા સાથે, રુદ્ર જેમ રુદ્રાણી સાથે, પિતામહ બ્રહ્મા જેમ વેદી સાથે, વસિષ્ઠનો પુત્ર જેમ અદૃશ્યંતી સાથે, વસિષ્ઠ જેમ અક્ષમાળા સાથે, ચ્યવન જેમ સુકન્યા સાથે, પુલસ્ત્ય જેમ સંધ્યા સાથે, અગસ્ત્ય જેમ વૈદર્ભી સાથે, સત્યવાન જેમ સાવિત્રી સાથે, ભૃગુ જેમ પુલોમા સાથે, કશ્યપ જેમ અદિતિ સાથે, જમદગ્નિ જેમ રેણુકા સાથે, કૌશિક જેમ હૈમવતી સાથે, બૃહસ્પતિ જેમ તારા સાથે, શુક્ર જેમ શતપર્વા સાથે, રાજા જેમ પૃથ્વિ સાથે, પુરૂરવા જેમ ઉર્વશી સાથે, ઋચીક જેમ સત્યવતી સાથે, મનુ જેમ સરસ્વતી સાથે, દુષ્યંત જેમ શકુંતલા સાથે, શાશ્વત ધર્મ જેમ ધૃતિ સાથે, નળ જેમ દમયંતી સાથે, નારદ જેમ સત્યવતી સાથે, જરત્કારુ મુનિ જેમ જરત્કારુ સાથે, પુલસ્ત્ય જેમ પ્રતીચી સાથે, કર્ણાયુ જેમ મેનકા સાથે, તુંબુરુ જેમ રંભા સાથે, વાસુકિ જેમ શતશીર્ષા સાથે. ધનંજય જેમ કુમારી સાથે, રામ જેમ સીતા સાથે અને શ્રીકૃષ્ણ જેમ રુકિમણી સાથે રમણ કરે, તેમ માધવી સાથે રમણ કરવા લાગ્યો.[૮–૧૭] એ પ્રમાણે રમણ કરતા દિવોદાસ રાજાથી માધવીએ એક પ્રતર્દન નામના પુત્રને ઉત્પન્ન કર્યો.[૧૮]

આ રીતે ઠરાવેલો સમય પૂરો થતાંજ ભગવાન ગાલવ મુનિ દિવોદાસની પાસે આવ્યા અને બોલ્યા કે:–[૧૯] 'તમે મને કન્યા પાછી આપો; અને હે રાજા! હું આ કન્યાનું મૂલ્ય ઉપજાવવા બીજે જાઉં છું, ત્યાંથી પાછો આવું ત્યાંસુધી એ ઘોડાઓ તમારી પાસેજ રહેવા દો.'[૨૦]

એ સાંભળીને ધર્માત્મા તથા સત્યનિષ્ઠ દિવોદાસ રાજાએ ઠરાવ પ્રમાણે તે કન્યા ગાલવને સોંપી દીધી.[૨૧]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૧૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૧૮ મો

## ગાલવચરિત્ર-ઉશીનરને માધવી આપી

॥ नारद उवाच ॥

**तथैव तां श्रियं त्यक्त्वा कन्या भूत्वा यशस्विनी।**
**माधवी गालवं विप्रमभ्ययात्सत्यसंगरा ॥१॥**

નારદે કહ્યુંઃ–સત્ય પ્રતિજ્ઞાવાળી યશસ્વિની માધવી પૂર્વની પેઠેજ દિવોદાસની રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને કન્યારૂપ ધારણ કરી, ગાલવ મુનિની પાસે આવી.[1] પોતાના કાર્યમાં જોડાયલા મનવાળા ગાલવ પણ તે સંબંધી વિચાર કરતા કરતા ઉશીનર રાજાને મળવામાટે ભોજ નગરમાં ગયા.[2] ગાલવે સત્ય પરાક્રમવાળા તે રાજાને મળીને કહ્યું કેઃ–'આ કન્યા તમને બે રાજપુત્રો ઉત્પન્ન કરી આપશે.[3] હે રાજા ! તમે આનાથી ચંદ્ર તથા સૂર્યના જેવા બે પુત્રો ઉત્પન્ન કરીને આ લોકમાં અને પરલોકમાં કૃતાર્થ થશો.[4] હે સર્વ ધર્મને જાણનારા ! આ કન્યાના મૂલ્યમાં તમારે મને એક તરફ કાળા કાનવાળા અને ચંદ્રના જેવી ઉજ્જ્વલ કાંતિવાળા ચારસો ઘોડાઓ આપવા પડશે.[5] મારે ઘોડાઓનું કંઇ કામ નથી; પરંતુ ગુરુદક્ષિણાને માટે આ ઉદ્યમ કરવો પડે છે. હે મહારાજ ! તમે જો એ કામ કરી શકતા હો તો વિચાર કર્યાવિના તત્કાળ કરો.[6] હે રાજર્ષિ ! તમે સંતતિવિનાના છો; માટે બે પુત્રોને ઉત્પન્ન કરો અને તે પુત્રરૂપી નૌકાવડે પિતૃઓનો તથા પોતાનો ઉદ્ધાર કરો.[7] હે રાજર્ષિ ! પુત્રફળ ભોગવનારાને સ્વર્ગમાંથી પાડવામાં આવતો નથી અને પુત્રવિનાનાઓ જેમ ઘોર નરકમાં જાય છે, તેમ પુત્રવાળો નરકમાં જતો નથી.'[8]

આ અને બીજું અનેક પ્રકારનું ગાલવનું ભાષણ સાંભળીને, ઉશીનર રાજાએ તેમને પ્રત્યુત્તરમાં કહ્યું કેઃ–[9] 'હે ગાલવ ! તમે જે કહ્યું તે મેં સાંભળ્યું છે. હે બ્રાહ્મણ ! મારૂં મન પણ એમાં પરોવાયું છે; પરંતુ દૈવ બળવાન છે.[10] હે દ્વિજોત્તમ ! મારી પાસે બીજી જાતના તો હજારો ઘોડાઓ છે; પરંતુ તમે કહ્યા તેવા ઘોડાઓ માત્ર બસોજ છે;[11] માટે હે ગાલવમુનિ ! હું પણ બીજાઓએ સ્વીકારેલા માર્ગનો સ્વીકાર કરીને આ કન્યામાં એકજ પુત્રને ઉત્પન્ન કરીશ.[12] હે દ્વિજોત્તમ ! જો કે હું તમને બીજા બસો ઘોડાઓનું મૂલ્ય પણ આપી શકું તેમ છું; પરંતુ મારી પાસે રહેલું દ્રવ્ય મારા પોતાના ઉપભોગને માટે નથી, પણ નગરના અને દેશના લોકોને માટે છે.[13] હે ધર્માત્મન્ ! જે રાજા પારકું અર્થાત્ પ્રજાનું ધન ઇચ્છામાં આવે તેમ ઉડાવે છે, તે ધર્મ તથા યશ બન્નેથી ભ્રષ્ટ થાય છે.[14] એટલા માટે તમે મને એક પુત્ર ઉત્પન્ન કરવા આ દેવગર્ભ જેવી કુમારી આપો. હું એક પુત્રને માટે એનો સ્વીકાર કરીશ.'[15]

એ પ્રમાણે ઉશીનર રાજાએ કન્યાના સંબંધમાં ઘણું ઘણું કહ્યું, ત્યારે દ્વિજશ્રેષ્ઠ ગાલવે, ઉશીનરને સત્કારપૂર્વક તે કન્યા આપી અને પોતે વનમાં ચાલ્યા ગયા. પછી ઉશીનર રાજા, પુણ્યવાન જેમ લક્ષ્મીને મેળવે તેમ તે કન્યા મેળવીને તેની સાથે, પર્વતોની ગુફાઓમાં, નદીના ઝરાઓમાં, વિચિત્ર બગીચાઓમાં, વનોમાં, ઉપવનોમાં, રમણીય રાજમંદિરોમાં, મહાલયની અગાશીઓમાં, ઝરુખાઓમાં, વિમાનોમાં અને ઘરના ઓરડાઓમાં વિહાર કરવા લાગ્યા. પછી યોગ્ય સમય થતાં રાજાને ત્યાં બાલસૂર્યના જેવો તેજસ્વી એક પુત્ર ઉત્પન્ન થયો; જે શિબિ નામનો પ્રખ્યાત મહારાજા થયો.[20] હે રાજા ! સમય પ્રમાણે ગાલવ મુનિ પણ રાજાની પાસે આવ્યા અને તે કન્યાને લઇને ત્યાંથી ચાલવા લાગ્યા, એટલામાં તેમણે વિનતા પુત્ર ગરુડને જોયો.[21]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૧૮ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૧૯ મો
### ગાલવચરિત્ર–વિશ્વામિત્રને માધવી આપી.

॥ नारद उवाच ॥

**गालवं वैनतेयोऽथ प्रहसन्निदमब्रवीत् ॥**
**दिष्टया कृतार्थं पश्यामि भवंतमिह वै द्विज॥**

નારદે કહ્યું:–પછી ગરુડે હાસ્ય કરતાં ગાલવને આ પ્રમાણે કહ્યું:–૧ 'હે દ્વિજ! હું તમને અહીં કૃતાર્થ થયેલા જોઉં છું, એ બહુ સારૂં થયું.' ગરુડનું વચન સાંભળીને ગાલવે કહ્યું કે:–'ચોથા ભાગનું કામ હજી બાકી છે.'૨ ત્યારે વક્તાઓમાં શ્રેષ્ઠ ગરુડે ગાલવને કહ્યું કે:–'હવે તમે આગળ પ્રયત્ન કરશો નહિ, તે તમારો પ્રયત્ન સિદ્ધ થશે નહિ;૩ કારણ કે પૂર્વે ઋચીક ઋષિએ કાન્યકુબ્જ દેશમાં જઇને ગાધિ રાજાની પાસે તેની કન્યા સત્યવતીને પોતાની ભાર્યા કરવામાટે માગણી કરી હતી; ત્યારે હે ગાલવ! ગાધિરાજાએ ઋચીકને કહ્યું હતું કે:–'હે ભગવન્! તમે એક તરફ શ્યામ કાનવાળા અને ચંદ્રના જેવી ઉજ્જ્વળ કાંતિવાળા એક હજાર ઘોડાઓ મને આપો અને કન્યા ગ્રહણ કરો.'૫ 'તથાસ્તુ' કહીને ઋચીક ઋષિ વરુણના સ્થાનમાં ગયા અને અશ્વતીર્થમાંથી તેવા ઘોડાઓ મેળવીને ગાધિરાજાને આપ્યા.૬ પછી ગાધિરાજાએ પુંડરીક નામનો યજ્ઞ કરીને તે ઘોડાઓ બ્રાહ્મણોને આપી દીધા. તે વખતે તે બ્રાહ્મણો પાસેથી ત્રણ રાજાઓએ બસો બસો ઘોડાઓ વેચાતા લઇ લીધા;૭ અને હે દ્વિજશ્રેષ્ઠ! બાકી રહેલા ચારસો ઘોડાઓને લઇ જતા હતા; પરંતુ માર્ગમાં વિતસ્તા નદીના પ્રવાહમાં તે ઘોડાઓ તણાઇ ગયા.૮ 'હે ગાલવ! આ રીતે જે વસ્તુ દુર્લભ છે, તે કદી પણ મળી શકતી નથી; માટે હે ધર્માત્મન્! તમે છસો ઘોડાઓ અને બસો ઘોડાઓના બદલામાં આ કન્યા વિશ્વામિત્રને આપો, એટલે હે દ્વિજોત્તમ! તમે કૃતાર્થ થશો અને તમારી ચિંતા દૂર થઇ જશે.'૯–૧૦

ગાલવને એ વાત પસંદ પડી અને તે'તેમ કરીએ' એમ કહીને પેલા ઘોડાઓ તથા કન્યા લઇને ગરુડની સાથે વિશ્વામિત્રની પાસે આવ્યા.૧૧ પછી ગાલવે વિશ્વામિત્રને કહ્યું કે:–'આપની ઈચ્છા પ્રમાણેના આ છસો ઘોડાઓ અને બસો ઘોડાઓના બદલામાં આ કન્યાને આપ ગ્રહણ કરો.૧૨ ત્રણ રાજર્ષિઓએ આ કન્યામાં ત્રણ ધાર્મિક પુત્રો ઉત્પન્ન કર્યા છે અને તમે પણ આનાથી એક ઉત્તમ પુત્ર ઉત્પન્ન કરો.૧૩ આ રીતે તમારા આઠસો ઘોડાઓ પૂરા થઇ જશે અને હું આપના ઋણમાંથી મુક્ત થઇને સુખથી તપ કરીશ.'૧૪

ગરુડસહિત ગાલવ અને તે સુંદર કન્યાને જોઇને વિશ્વામિત્ર બોલ્યા કે:–૧૫ 'હે ગાલવ! તેં પ્રથમથીજ આ કન્યા મને કેમ ન આપી? તેમ કરવાથી મારાજ વંશવર્ધક ચાર પુત્રો થયા હોત.૧૬ ઠીક, હું એક પુત્રફળને માટે આ કન્યાને ગ્રહણ કરૂં છું અને ઘોડાઓ આશ્રમની પાસે ચોતરફ ફર્યા કરો.૧૭

પછી માધવીસાથે રમણ કરતા મહાકાંતિવાળા વિશ્વામિત્રે તેનાથી અષ્ટક નામના પુત્રને ઉત્પન્ન કર્યો.૧૮ મહામુનિ વિશ્વામિત્રે તે પુત્ર ઉત્પન્ન થતાંજ તેને ધર્મોપદેશ કર્યો અને ધન તથા પેલા ઘોડાઓ તેને સોંપી દીધા.૧૯ પછી અષ્ટક ચંદ્રનગરના જેવા દિવ્ય નગરમાં ચાલ્યો ગયો અને વિશ્વામિત્ર પણ પોતાના શિષ્ય ગાલવને માધવી કન્યા સોંપીને ત્યાંથી વનમાં ગયા.૨૦ ગાલવ પણ ગરુડની સાથે રહી ગરુડને દક્ષિણા આપીને મનમાં બહુ પ્રસન્ન થયા અને કન્યાપ્રત્યે બોલ્યા કે:–૨૧'તારાથી ચાર પુત્રો થયા છે, તેમાંનો એક દાનપતિ છે, બીજો શૂરો છે, ત્રીજો સત્ય ધર્મપરાયણ છે અને ચોથો યજ્ઞયાગ કરનારો છે;૨૨ માટે હે સુંદરાંગિ! હે સુંદર કટિવાળી! તેં એ પુત્રોદ્વારા તારા પિતાને, ચાર રાજાઓને અને મને પણ તાર્યો છે. હવે ચાલ, તારા પિતા પાસે જઈએ.૨૩ પછી ગાલવ, સર્પભક્ષક ગરુડને રજા આપીને તથા માધવી કન્યા તેના પિતાને સોંપીને વનમાં ચાલ્યા ગયા.

અધ્યાય ૧૧૯ મો સમાપ્ત.

# અધ્યાય ૧૨૦ મો
## માધવીની તપશ્ચર્યા

॥नारद उवाच॥

**स तु राजा पुनस्तस्याः कर्तुकामः स्वयंवरम् ।**
**उपगम्याश्रमपदं गंगायमुनसंगमे ॥१॥**

નારદે કહ્યું:–" પછી યયાતિ રાજા ફરી તે માધવી કન્યાનો સ્વયંવર કરવાની ઇચ્છાથી ગંગા-યમુનાના સંગમ આગળ આવેલા એક આશ્રમમાં ગયો;[1] અને તેના પુત્રો પૂરુ તથા યદુ, પુષ્પમાળાને ગ્રહણ કરનારી પોતાની બહેન માધવીને રથમાં બેસાડી વર ખોળવામાટે આશ્રમમાં ફરવા લાગ્યા.[2] ત્યાં નાગો, યક્ષો, મનુષ્યો, ગંધર્વો, પશુઓ, પક્ષીઓ, પહાડ, ઝાડ અને વનમાં રહેનારાં પ્રાણીઓનો સમુદાય એકઠો મળેલો હતો.[3] અનેક જાતિના પુરુષોથી વસાયલા એવા દેશોના રાજાઓથી તથા બ્રહ્માના જેવા ઋષિઓથી તે વન ચોતરફ વીંટાઇ ગયું હતું.[4] તે વરોનાં નામઠામો કહેવા માંડયાં; પરંતુ સુંદર વર્ણવાળી કન્યાએ તે સર્વ વરોનો ત્યાગ કરીને વનનોજ વરતરીકે સ્વીકાર કર્યો–અર્થાત્ વનવાસનેજ પસંદ કર્યો.યયાતિની તે કન્યા રથમાંથી ઉતરીને પોતાના બંધુઓને નમસ્કાર કરી,પવિત્ર વનમાં જઈ, તપશ્ચર્યા કરવા લાગી. માધવી વિવિધ ઉપવાસો, દીક્ષાઓ તથા નિયમોવડે શરીર હલકું કરીને તથા ચિત્તને નિર્વિકાર કરીને મૃગવૃત્તિથી રહેવા લાગી.[૫,૭] વૈડૂર્યમણિના અંકુર જેવાં કોમળ તથા લીલાં અને કંઇક કડવાં તથા કંઇક મધુર એવા કોમળ ઘાસનું ભક્ષણ કરીને અને પવિત્ર નદીઓનાં સુરસ, સ્વચ્છ, પવિત્ર તથા શીતળ ઉત્તમ જળોનું પાન કરીને સિંહ, વાઘ વગેરે હિંસક પ્રાણીઓવિનાના અને દાવાગ્નિથી રહિત એવાં નિર્જન ગાઢ જંગલોમાં વનચારિણી હરિણીની પેઠે હરિણોની સાથે ફરતી તે બ્રહ્મચર્યથી યુક્ત વિશાળ ધર્મ આચરવા લાગી.[૮-૧૧]

આ તરફ પૂર્વરાજાઓનાં વર્તન પ્રમાણે વર્તનારો યયાતિ રાજા પણ હજારો વર્ષ આયુષ્ય ભોગવીને મરણ પામ્યો.[૧૨] તેના પૂરુ અને યદુ,એ બન્ને પુરુષશ્રેષ્ઠ પુત્રો વંશમાં ઉત્તમ નિવડયા અને તે બન્નેએ યયાતિને આ લોકમાં તથા પરલોકમાં પ્રતિષ્ઠાપાત્ર કર્યો.[૧૩] હે પૃથ્વીપતિ! મહર્ષિસમાન સમર્થ યયાતિ રાજા સ્વર્ગમાં રહીને સ્વર્ગનાં ઉત્તમ ફળો ભોગવવા લાગ્યો.[૧૪] એ પ્રમાણે સુખ ભોગવવામાં હજારો વર્ષો નીકળી ગયાં. પછી એક વખતે મોટી સમૃદ્ધિવાળા મહાન રાજર્ષિઓ બેઠા હતા, તેઓની સમક્ષ અતિ ગર્વિષ્ઠ ચિત્તવાળા તથા જ્ઞાનમાં મૂઢ થયેલા યયાતિએ દેવોનું, ઋષિગણોનું તથા સર્વ મનુષ્યોનું અપમાન કર્યું.[૧૫,૧૬] બલ દૈત્યનો નાશ કરનારા ઇંદ્રે તેમનો અભિપ્રાય જાણી લીધો અને ત્યાં બેઠેલા સર્વ રાજર્ષિઓ, 'ધિક્ ધિક્' એમ બોલવા લાગ્યા[૧૭] અને તે નહુષપુત્ર યયાતિને જોઇને વિચાર કરવા લાગ્યા કે:– 'આ કોણ? કયા રાજાનો પુત્ર? એ સ્વર્ગમાં કેવી રીતે આવ્યો?[૧૮] કયાં કર્મવડે આ સિદ્ધ થયો? એણે કયા સ્થાનમાં તપ કર્યું? સ્વર્ગમાં એ કેવી સ્થિતિમાં ઓળખાય છે? અને એને કોણ ઓળખે છે?[૧૯] આ રીતે યયાતિ રાજાને જોઇને તે સ્વર્ગવાસીઓ વિચાર કરતા યયાતિ રાજાના સંબંધમાં પરસ્પર પૂછવા લાગ્યા. તેઓએ સેંકડો વિમાનપાલકોને, સ્વર્ગદ્વારના રક્ષકોને અને આસનરક્ષકોને પૂછ્યું; પરંતુ તેઓએ કહ્યું કે:–'અમે એને ઓળખતા નથી.[૨૦,૨૧] તે વખતે સર્વનું જ્ઞાન ઢંકાઈ ગયું અને તેથી તેઓ યયાતિ રાજાને ઓળખી પણ શક્યા નહિ! પછી એક મુહુર્તમાંજ યયાતિ રાજા નિસ્તેજ થઈ ગયો.[૨૨]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવધાન પર્વમાં "ગાલવચરિત્રમાં યયાતિમોહ"એ વિષયનો અધ્યાય ૧૨૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૨૧ મો
## યયાતિ સ્વર્ગમાંથી પડયો
### ॥ नारद उवाच ॥

**अथ प्रचलितः स्थानादासनाच्च परिच्युतः ॥**
**कंपितेनेव मनसा धर्षितः शोकवन्हिना ॥१॥**

નારદે કહ્યું:–પછી યયાતિ રાજા, સ્થાનથી ડગી ગયો અને આસનથી નીચે પડયો. તેનું મન કંપી ઉઠયું, તે શોકાગ્નિથી પરાભવ પામ્યો,[૧] તેના અંગ ઉપરની પુષ્પમાળા ચીમળાઇ ગઈ, તેનું જ્ઞાન નાશ પામ્યું, તેના મુકુટ તથા બાજુબંધ નીકળી પડયાં, તેને ચક્કર આવવા લાગ્યાં, તેનાં સર્વ અંગો શિથિલ થઇ ગયાં તથા અલંકાર અને વસ્ત્રો શરીર ઉપરથી સરી પડયાં.[૨] તે વારંવાર દેવતાઓને જોવા યત્ન કરવા લાગ્યો, તોપણ તેઓને જોઇ શકયો નહિ અને બીજાઓ તેને પણ જોઈ શકયા નહિ. તે રાજા પૃથ્વી ઉપર પડવાની તૈયારીમાં હતો, તેથી શૂન્ય જેવો થઈ ગયો અને ખિન્ન મનથી વિચારવા લાગ્યો કે, 'મેં પુણ્યને નાશ પમાડે એવો શોકવિચાર મનમાં આણ્યો હશે, કે જેને લીધે હું સ્વર્ગરૂપી સ્થાનમાંથી પડવામાટે ચલિત થયો છું! [૩,૪] પછી ત્યાં બેઠેલા રાજાઓએ, સિદ્ધોએ તથા અપ્સરાઓએ નિરાધાર થયેલા યયાતિને નીચે પડતો જોયો.[૫]

હે રાજા! એટલામાં ક્ષીણ પુણ્યવાળા જીવને સ્વર્ગમાંથી પાડી નાખનારો કોઈએક પુરુષ દેવરાજની આજ્ઞાથી ત્યાં આવીને યયાતિને કહેવા લાગ્યો કે:–[૬] 'હે રાજપુત્ર! તું મદથી અત્યંત છકી ગયો છે, તેં જેનું અપમાન કર્યું ન હોય તેવો કોઈ પણ પુરુષ બાકી નથી; માટે તું અભિમાનને લીધે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયો છે. હવે અહીં રહેવાને તું લાયક નથી.[૭] તારૂં તેજ ક્ષીણ થઈ ગયું છે, તેથી તને કોઇ ઓળખતું પણ નથી! હવે તું જા, પૃથ્વી ઉપર પડ!' એ સાંભળીને યયાતિએ તેને કહ્યું કે:–'હું સજ્જનોમાં પડું તેમ કરો.' એમ ત્રણવાર કહીને, ગતિવાળાઓમાં શ્રેષ્ઠ તે રાજા, પડતી વખતે કયાં પડવું, તેનો વિચાર કરવા લાગ્યો. એજ સમયે યયાતિ રાજાએ નૈમિષારણ્યમાં ચાર મહારાજાઓને જોયા. એ રાજાઓ પ્રતર્દન, વસુમના, ઉશીનરનો પુત્ર શિબિ અને અષ્ટક હતા. યયાતિએ તેઓની વચ્ચે પડવાનો વિચાર કર્યો. તે રાજાઓ વાજપેય નામના યજ્ઞથી ઇંદ્રને તૃપ્ત કરતા હતા. તેઓના યજ્ઞનો ધૂમાડો છેક સ્વર્ગના દ્વારસુધી આવ્યો હતો અને તે જાણે પૃથ્વી તથા સ્વર્ગના સંબંધવાળી ધૂમાડાની નદી હોય અથવા પૃથ્વીપર ઉતરતી ગંગા હોય તેવો જણાતો હતો. યયાતિ રાજા તે ધૂમાડાની નદીને સુંઘતો સુંઘતો તેનો આશ્રય કરીને પૃથ્વી ઉપર આવી પડયો. પુણ્યનો ક્ષય થતાં રાજર્ષિ યયાતિ તે શ્રીમાન, લોકપાલતુલ્ય, અવભૃથ સ્નાન કરવાથી શ્રેષ્ઠ અને હોમ આપેલા મહાગ્નિઓના જેવા તેજસ્વી પોતાના દૌહિત્ર ચાર રાજસિંહોની વચ્ચે પડયો.[૮–૧૪] શોભાવડે દેદીપ્યમાન જણાતા યયાતિને જોઇને તે સર્વ રાજાઓએ તેને પૂછયું કે:–'તમે કોણ છો? કયા દેશના અથવા નગરના રાજા છો? તમે યક્ષ છો? દેવ છો? ગંધર્વ છો? અથવા રાક્ષસ છો? કારણ કે તમારૂં રૂપ મનુષ્યના જેવું નથી. તમે શી વસ્તુની ઇચ્છા રાખો છો?' [૧૬]

યયાતિએ કહ્યું:–"હું યયાતિ નામનો રાજર્ષિ છું, પુણ્ય ક્ષીણ થવાથી સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયો છું. પડતી વખતે મેં 'સજ્જનોમાં પડવું' એવો વિચાર કર્યો, તેથી હું તમારી વચ્ચે પડયો છું."[૧૭]

રાજાઓએ કહ્યું:–"હે પુરુષશ્રેષ્ઠ! તમારી એ આકાંક્ષા સત્ય થાઓ. તમે અમારા સર્વના યજ્ઞફળને તથા ધર્મને ગ્રહણ કરો."[૧૮]

યયાતિએ કહ્યું:–"હું પ્રતિગ્રહવડે ધન સંપાદન કરનારો બ્રાહ્મણ નથી; પરંતુ ક્ષત્રિય છું. વળી બીજાનું પુણ્ય નાશ કરવામાં મારી બુદ્ધિ પણ પ્રવૃત્ત થતી નથી."[૧૯]

નારદે કહ્યું:–આ પ્રમાણે તેઓવચ્ચે વાત ચાલે છે, એટલામાં માધવી મૃગની પેઠે ફરતી

કરતી ત્યાં આવી પહોંચી. રાજાઓએ માધવીને જોઇને પ્રણામ કરી પૂછ્યું કેઃ—[20] 'તમે અહીં શા કાર્યમાટે આવ્યાં છો? અમે તમારી શી આજ્ઞા પાળીએ? હે તપરૂપી ધનવાળાં! અમે સર્વે તમારા પુત્રો છીએ, માટે તમારે અમને આજ્ઞા કરવી જોઇએ.'[21]

તેઓનું તે ભાષણ સાંભળીને માધવી અત્યંત હર્ષથી પોતાના પિતા યયાતિની પાસે ગઈ અને તેને પ્રણામ કર્યા.[22] પછી પોતાના પુત્રોનાં મસ્તકોનો હાથવડે સ્પર્શ કરીને તાપસી માધવીએ યયાતિને કહ્યું કેઃ—'હે રાજેંદ્ર! આ મારા પુત્રો અને તમારા દૌહિત્રો છે. તેઓ પારકા નથી.[23] આ પુત્રો તમને તારશે, એ વાત અનાદિકાળથી ચાલતા આવેલા વેદમાં જણાય છે. હે રાજા! હું મૃગવૃત્તિથી ફરનારી તમારી માધવી નામની કન્યા છું.[24] મેં પણ ધર્મ સંપાદન કર્યો છે, તેમાંથી તમે અર્ધો ભાગ ગ્રહણ કરો; કારણ કે હે રાજા! સર્વ મનુષ્યો પોતાની સંતતિએ સંપાદન કરેલા પુણ્યફળનાં ભાગી ગણાય છે;[25] અને હે પૃથ્વીપતિ! તેટલા માટેજ તમારી પેઠે સર્વ મનુષ્યો દૌહિત્રોની ઇચ્છા રાખે છે.'

પછી તે સર્વ રાજાઓ મસ્તકવડે પોતાની માતાને પ્રણામ કરીને તથા માતામહને નમસ્કાર કરીને, સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા પોતાના માતામહને તારવામાટે પ્રેમાળ, અનુપમ તથા ઉચ્ચ સ્વરથી પૃથ્વીને ગજાવતા, તેની વિનતિ કરવા લાગ્યા. એટલામાં ત્યાં ગાલવમુનિ આવ્યા અને તે પણ રાજાને કહેવા લાગ્યા કે, 'તમે મારા તપના અષ્ટમાંશથી સ્વર્ગમાં જાઓ.'[26-28]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્ર" એ વિષયનો અધ્યાય ૧૨૧ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૨૨ મો

## યયાતિ ફરી સ્વર્ગમાં ગયો.

॥ नारद उवाच ॥

प्रत्यभिज्ञातमात्रोऽथ सद्भिस्तैर्नरपुंगवः ॥
समारुरोह नृपतिरस्पृशन्वसुधातलम् ॥
ययातिर्दिव्यसंस्थानो बभूव विगतज्वरः॥१॥

નારદે કહ્યુંઃ—તે સજ્જનોએ નરશ્રેષ્ઠ યયાતિ રાજાને ઓળખ્યો, તેની સાથેજ તે ક્લેશરહિત થઇ, પૃથ્વીતળનો સ્પર્શ ન કરતાં સ્વર્ગ તરફ ઉંચે ચઢવા લાગ્યો.[1] દિવ્ય પુષ્પોની માળા, દિવ્ય વસ્ત્રો અને દિવ્ય આભૂષણોથી સુશોભિત થયેલો તે રાજા દિવ્ય સુગંધવાળો થઇને પગથી પૃથ્વીનો સ્પર્શ ન કરતાં અદ્ધર ઉભો રહ્યો.[2] તે વખતે લોકમાં દાનપતિ એવા નામથી પ્રખ્યાત થયેલા વસુમનાએ પ્રથમ ઉચ્ચ સ્વરે રાજાને કહ્યું કેઃ—[3] 'સર્વ વર્ણોમાં અનિંદ્ય વર્તનથી જગતમાં મેં જે પુણ્ય સંપાદન કર્યું છે, તે પુણ્ય હું તમને આપું છું. તમે તેનાથી પુણ્યવાન થાઓ;[4] તેમજ મને દાનશીલપણાથી જે ફળ મળ્યું હોય, ક્ષમાશીલપણાથી જે ફળ મળ્યું હોય અને અગ્નિહોત્રથી જે ફળ મળ્યું હોય, તે પુણ્યફળ તમને પ્રાપ્ત થાઓ."[5]

પછી ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ પ્રતર્દને પણ કહ્યું કેઃ—'મેં નિત્ય ધર્મ ઉપર પ્રીતિ રાખીને તથા નિત્ય યુદ્ધપરાયણ રહીને જગતમાં જે ક્ષત્રિયોના વંશમાં ઉત્પન્ન થતા યશને તથા વીર નામના ફળને સંપાદન કર્યું છે, તે ફળ તમને પ્રાપ્ત થાઓ.'[6,7]

તે પછી ઉશીનરના પુત્ર બુદ્ધિમાન શિબિએ મધુર વાણીથી કહ્યું કેઃ—'મેં બાળકોની સાથે, સ્ત્રીઓની સાથે મશ્કરી કરવા યોગ્ય સાળા વગેરે સંબંધીઓની સાથે, યુદ્ધોમાં, સંકટોમાં તથા દ્યૂતાદિ વ્યસનોમાં પણ પૂર્વે કોઈ વખત અસત્ય ભાષણ કર્યું નથી, તે સત્યના પુણ્યથી તમે સ્વર્ગમાં જાઓ.[8,9] હે રાજા! હું પ્રાણો, રાજ્ય તથા કામસુખોનો ત્યાગ કરૂં; પરંતુ સત્યનો કદી પણ ત્યાગ કરૂં નહિ, તે સ-

ત્યના સામર્થ્યથી તમે સ્વર્ગમાં જાઓ.[10] મારા સત્યથી ધર્મ, અગ્નિ અને ઇંદ્ર પ્રસન્ન થયા છે, તે સત્યથી તમે સ્વર્ગમાં જાઓ.'[11]

પછી કુશિકવંશી ધર્મવેત્તા માધવી-પુત્ર રાજર્ષિ અષ્ટક, હજારો યજ્ઞ કરનારા યયાતિને કહેવા લાગ્યો કે,[12] 'હે રાજા! મેં સેંકડો પુંડરીકો, ગોસવો અને વાજપેય યજ્ઞો કર્યા છે, તેનું ફળ તમને પ્રાપ્ત થાઓ.[13] મેં મારાં રત્નો, ધન તથા બીજાં સાહિત્યો યજ્ઞોમાં આપી દીધાં છે, એ સત્ય હોય, તો તે સત્યથી તમે સ્વર્ગમાં જાઓ.'[14]

આ પ્રમાણે યયાતિ રાજાને ઉદ્દેશીને તેના દૌહિત્રો જેમ જેમ પોતાનું પુણ્ય આપીને બોલતા ગયા, તેમ તેમ તે રાજા પૃથ્વીનો ત્યાગ કરીને સ્વર્ગ તરફ જવા લાગ્યો.[15] આ રીતે તે સર્વ રાજાઓએ તે વખતે પોતાનાં સમગ્ર પુણ્યોવડે સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા યયાતિને તત્કાળ તાર્યો હતો.[16] ચાર રાજવંશોમાં ઉત્પન્ન થયેલા તે કુળવર્ધક ચાર દૌહિત્રોએ પોતાના યજ્ઞ તથા દાનના ધર્મવડે, મહાજ્ઞાની માતામહને સ્વર્ગમાં મોકલ્યો;[17] અને તે વખતે તે રાજાઓ બોલ્યા કેઃ-'હે રાજા! અમે તમારા દૌહિત્રો, રાજાઓના ધર્મ તથા ગુણોથી યુક્ત છીએ અને સર્વ ધર્મગુણોથી સંપન્ન છીએ. એ પુણ્યના સામર્થ્યથી તમે સ્વર્ગમાં ચઢી જાઓ.[18]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ગાલવચરિત્રમાં યયાતિનું સ્વર્ગારોહણ" એ વિષયનો અધ્યાય ૧૨૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૨૩ મો

## યયાતિના પડવાનું કારણ

**॥ नारद उवाच ॥**

**सद्भिरारोपितः स्वर्गं पार्थिवैर्भूरिदक्षिणैः॥**
**अभ्यनुज्ञाय दौहित्रान् ययातिर्दिवमास्थितः॥**

નારદે કહ્યું:-પુષ્કળ દક્ષિણા આપનારા સજ્જન રાજાઓએ યયાતિને સ્વર્ગમાં ચઢાવ્યો, તે વખતે યયાતિ પોતાનાં દૌહિત્રોને સંમતિ આપીને સ્વર્ગમાં ગયો.[1] ત્યાં તેના ઉપર અનેક પ્રકારનાં સુગંધી પુષ્પોની વૃષ્ટિ થઇ. શ્રેષ્ઠ ગંધવાળા પવિત્ર વાયુએ તેને આલિંગન કર્યું.[2] દૌહિત્રોના પુણ્યફળવડે સંપાદન કરેલું અચળ સ્થાન પ્રાપ્ત કરીને તે પોતાનાં પુણ્યકર્મવડે પણ યુક્ત થઇ દિવ્ય ગતિથી ઝળકવા લાગ્યો.[3] તેની આગળ ગંધર્વ તથા અપ્સરાના સમૂહો નૃત્ય તથા ગાન કરવા લાગ્યા અને સ્વર્ગમાં દુંદુભિના શબ્દોની સાથે પ્રીતિથી તેનું સ્વાગત કરવામાં આવ્યું.[4] અનેક દેવર્ષિ, રાજર્ષિ તથા ચારણોએ તેની સ્તુતિ કરીને ઉત્તમ અર્ઘ્યદાનપૂર્વક તેનું પૂજન કર્યું અને દેવતાઓએ તેને અભિનંદન આપ્યું.[5]

આ પ્રમાણે સ્વર્ગફળને ફરી પ્રાપ્ત થયેલા અને મનમાં શાંતિ પામી સુખી થયેલા તે રાજાને જોઇને પિતામહ બ્રહ્મા વાણીવડે તૃપ્ત કરતા હોય તેમ તેને કહેવા લાગ્યાઃ-[6] 'હે યયાતિ! તેં સ્વર્ગલોક વગેરેને પ્રાપ્ત કરવામાં હેતુરૂપ કર્મવડે ચાર પાદવાળા* ધર્મનો સંચય કર્યો હતો.તને આ અક્ષયલોક પ્રાપ્ત થયો હતો અને સ્વર્ગમાં અક્ષય કીર્તિ પ્રાપ્ત થઈ હતી;[7] પરંતુ હે રાજર્ષિ! તેં પોતેજ પુણ્યના ગર્વવડે તે સુખનો વિનાશ કર્યો હતો.તારી ગર્વભરી વાણીથી સર્વ સ્વર્ગવાસીઓનાં ચિત્ત ક્રોધાયમાન થયાં હતાં.[8] તેથી તેઓએ તને શ્રેષ્ઠતરીકે સ્વીકાર્યો નહિ અને તું અકીર્તિથી ઢંકાઇ ગયો, એટલે તને સ્વર્ગમાંથી પાડી દીધો; પરંતુ તારા દૌહિત્રોએ પ્રીતિથી તને તાર્યો અને તું પાછો અહીં આવ્યો છે.[9] હવે તું સ્વકર્મવડે સંપાદન કરેલાં અચળ, શાશ્વત, પવિત્ર, ઉત્તમ, સ્થિર અને અવિનાશી સ્થાનને પ્રાપ્ત થયો છે.'[10]

યયાતિએ કહ્યું:-'હે લોકપિતામહ ભગવન્! મને એક સંશય છે. તેનું નિવારણ આપે કરવું જોઇએ. આપ હોવા છતાં મારે બીજાને પૂછવા જવું એ યોગ્ય લાગતું નથી.[11] મેં હ-

* તપ,યજ્ઞ,જ્ઞાન અને દાન; અથવા અહિંસા, સત્ય, ચૌર્યનો ત્યાગ અને સર્વ ઋણથી મુક્ત. આ ચાર ધર્મના ચાર પાદો છે.

જારો વર્ષસુધી પ્રજાનું પાલન કરીને તથા અનેક યજ્ઞો અને દાનોના સમુદાયવડે અથાગ પુણ્યફળ સંપાદન કર્યું હતું.[12] તે પુણ્યનું ફળ થોડાજ સમયમાં શાથી ક્ષીણ થઇ ગયું, કે જેને લીધે મને સ્વર્ગલોકમાંથી પાડી દેવામાં આવ્યો? હે મહાકાંતિવાળા ભગવન્ ! મેં પુણ્યવડે શાશ્વત લોકો સંપાદન કર્યા હતા એ તમે જાણો છો,તે મારૂં સર્વ ઐશ્વર્ય શાથી નાશ પામ્યું ?[1,3]

બ્રહ્મદેવ બોલ્યાઃ—" તેં અનેક યજ્ઞ તથા દાનના સમુદાયવડે જે પુણ્યફળ સંપાદન કર્યું હતું અને હજારો વર્ષસુધી પ્રજાનું પાલન કરીને તેને વધાર્યું હતું, તે આ અભિમાનરૂપી દોષવડેજ ક્ષીણ થઇ ગયું હતું અને તેથી તને સ્વર્ગમાંથી નીચે પાડી દેવામાં આવ્યો હતો. હે રાજેંદ્ર ! સ્વર્ગવાસીઓએ તને તારા અભિમાનને લીધેજ ધિક્કાર્યો હતો.[14,15] હે રાજર્ષિ ! આ સ્વર્ગલોકમાં અભિમાનથી,બળથી,હિંસાથી, શઠતાથી અને કપટથી નિત્ય નિવાસ મળતો નથી;[16] માટે હે રાજા ! તારે ઉત્તમ,મધ્યમ અને અધમનું કદી અપમાન કરવું નહિ; કારણકે અભિમાનથી બળી ગયેલાઓને કયાંય પણ કોઇ પ્રકારની શાંતિ વળતી નથી.[17] આ તારા 'પતનારોહણ' (સ્વર્ગમાંથી પતન અને ફરી આરોહણ ) નામના આખ્યાનનું જે મનુષ્યો કથન કરશે, તેઓ કષ્ટમાં પડયા હશે તોપણ તેમાંથી ફરી તરી જશે, એમાં સંશય નથી.[18]

નારદે કહ્યું:—હે રાજા ! પૂર્વે યયાતિને આ દોષ અભિમાનને લીધે તથા ગાલવને અત્યંત આગ્રહને લીધે પ્રાપ્ત થયો હતો.[19] પુરુષે હિતની કામનાવાળા હિતેચ્છુ સ્નેહીઓનું કહેવું સાંભળવું જોઇએ, આગ્રહ પકડીને બેસી રહેવું નહિ; કારણકે આગ્રહથી પરિણામે વિનાશ થાય છે.[20] માટે હે ગાંધારીપુત્ર ! તું પણ અભિમાન તથા ક્રોધનો ત્યાગ કર અને હે વીર રાજા ! મનનો ક્ષોભ મટાડીને પાંડવોની સાથે સંધિ કર. હે રાજા ! મનુષ્ય જે દાન આપે છે, જે કર્મ કરે છે, જે તપ તપે છે અને જે હોમ કરે છે,તે કર્મનો નાશ થતો નથી તેમ તેમાં ઘટાડો પણ થતો નથી અને તેના કર્તાસિવાય બીજો કોઇ ઉપભોગ પણ કરતો નથી.[21,22] રાગદ્વેષરહિત, વિદ્વાન પુરુષોને અત્યંત હિતકારક અને અનેક શાસ્ત્ર તથા યુક્તિવડે નક્કી કરેલા આ મહાન આખ્યાનને જગતમાં જે કોઇ પુરુષ ધ્યાનપૂર્વક વાંચશે, તેને ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થનું જ્ઞાન થઈને પૃથ્વીનો ઉપભોગ મળશે."[23]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં " ગાલવચરિત્ર " એ વિષયનો અધ્યાય ૧૨૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૨૪ મો

## શ્રીકૃષ્ણનો દુર્યોધનને ઉપદેશ

॥ धृतराष्ट्र उवाच ॥

भगवन्नेवमेवैतद्यथा वदसि नारद ।
इच्छामि चाहमप्येवं नत्वीशो भगवन्नहम् ॥१॥

ધૃતરાષ્ટ્રે કહ્યું:—"હે ભગવન્ નારદ ! તમે જે કહો છો તે તેમજ છે અને હું પણ એ પ્રમાણે થાય એમ ઇચ્છું છું; પરંતુ હે ભગવન્ ! મારી સત્તા ચાલતી નથી."[1]

વૈશંપાયને કહ્યું:—એ પ્રમાણે નારદને કહીને ધૃતરાષ્ટ્ર શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, "હે કેશવ ! તમે મને જે બોધ કર્યો, તે ધર્મ તથા ન્યાયને અનુસરનારો અને આ લોકમાં તથા સ્વર્ગમાં સુખ આપનારો છે.[2] દુર્યોધને જે કાર્ય કરવા માંડયું છે, તે મને પ્રિય નથી; પરંતુ શું કરૂં ? હું સ્વાધીન સત્તાવાળો નથી;માટે હે મહાબાહુ કૃષ્ણ ! હે પુરુષોત્તમ ! તમે આ મારા મૂર્ખ તથા શાસ્ત્રનું ઉલ્લંઘન કરનારા દુર્યોધનનેજ સમજાવવા યત્ન કરો. હે ઇંદ્રિયોના નેતા મહાબાહુ કૃષ્ણ! ગાંધારીનાં, બુદ્ધિમાન વિદુરનાં અને બીજા હિતૈષી ભીષ્મ વગેરે સ્નેહીઓનાં શુભ વચનને પણ આ દુર્યોધન સાંભળતો નથી;[3-5] માટે તમે પોતે આ પાપી વિચારવાળા અને ભાનવિનાના દુરાત્મા દુર્યોધનને ઉપદેશ આપો.[6] હે જનાર્દન ! આ કામ કરવાથી તમે

એક મોટું સુહૃત્કાર્ય કરેલું ગણાશે. તે પછી સઘળા ધર્માર્થના રહસ્યને જાણનારા શ્રીકૃષ્ણ, ક્રોધી દુર્યોધનના તરફ વળીને મધુર વાણીથી બોલ્યાઃ–"હે કુરુશ્રેષ્ઠ દુર્યોધન! તું મારાં આ વચનને ધ્યાનપૂર્વક સાંભળ.[૭-૮] હે ભરતવંશી! મારૂં કહેવું ખાસ કરીને પરિવારસહિત તારૂં ભલું કરનાર છે. હે મહાબુદ્ધિમાન! તું ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો છે, માટે તારે ઉત્તમ કામ કરવું જોઇએ.[૯] તું શાસ્ત્ર, સદાચાર તથા સર્વ ગુણોથી સંપન્ન છે. હે તાત! હમણાં તું જેવું કામ કરવા ધારે છે, તેવું કામ તો દુષ્ટ કુળમાં ઉત્પન્ન થયેલા, દુરાત્મા, ક્રૂર તથા નિર્લજ્જ લોકોજ કરે છે. હે ભરતશ્રેષ્ઠ! આ લોકમાં સત્પુરુષોની પ્રવૃત્તિ ધર્મ તથા અર્થવાળી જોવામાં આવે છે અને દુર્જનોની પ્રવૃત્તિજ તેથી વિપરીત જોવામાં આવે છે. આ વિપરીત વૃત્તિ તારામાં વારંવાર જણાય છે.[૧૦-૧૨] હે ભારત! આ સંબંધમાં તારો જે આગ્રહ છે, તે અધર્મરૂપ, ભયંકર, પ્રાણહારક, મહાન અનિષ્ટકારક, કારણરહિત અને પાછળથી ટાળી ન શકાય તેવો છે;[૧૩] માટે હે શત્રુતાપન! તે અનર્થનો ત્યાગ કરવાથી તું તારૂં પોતાનું, તારા ભાઇઓનું, સેવકોનું તથા મિત્રોનું કલ્યાણ કરીશ[૧૪] અને તું પણ અધર્મયુક્ત તથા અકીર્તિકારક કર્મથી મુક્ત થઈશ. હે પુરુષવ્યાઘ્ર! હે ભરતશ્રેષ્ઠ! તું મહાબુદ્ધિમાન, શૂરા, મોટા ઉત્સાહવાળા, વિદ્વાન અને સંયમી પાંડવોની સાથે સંધિ કર. એ કાર્ય બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રનું, પિતામહ ભીષ્મનું, દ્રોણનું, મહાબુદ્ધિમાન વિદુરનું, કૃપાચાર્યનું, સોમદત્તનું, બુદ્ધિમાન બાહ્લીકનું, અશ્વત્થામાનું, વિકર્ણનું, સંજયનું, વિવિંશતિનું, સંબંધીઓનું અને મિત્રોનું સારી પેઠે હિતકારક છે તથા હે પરંતપ! સર્વને પ્રિય છે.[૧૫-૧૮] હે તાત! સલાહ કરવામાં આખા જગતનું પણ કલ્યાણ થાય તેમ છે. હે ભરતશ્રેષ્ઠ! તું કુલીન છે, લજ્જાશીલ છે, શાસ્ત્રસંપન્ન છે અને દયાળુ છે, માટે હે તાત! તું પિતાની અને માતાની આજ્ઞામાં રહે.[૧૯] હે ભારત! પિતા જે ઉપદેશ કરે છે, તેને જ્ઞાની પુરુષો કલ્યાણકારક માને છે. કોઈપણ મનુષ્ય જ્યારે મોટી આપત્તિમાં પડી જાય છે, ત્યારે તે પિતાના શબ્દોને સંભારે છે.[૨૦] હે તાત! તારા પિતાને પાંડવોની સાથે સલાહ કરવી રુચે છે અને તેના અમાત્યોને પણ રુચે છે, માટે હે કુરુશ્રેષ્ઠ! તને પણ તે વાત રુચિકર થાઓ.[૨૧] જે મનુષ્ય સ્નેહીઓનાં વચન સાંભળીને તે પ્રમાણે વર્તતો નથી, તેને 'મહાકાળ' નામનાં ફળ ખાનારાની પેઠે પરિણામે બળવું પડે છે.[૨૨] જે પુરુષ બુદ્ધિના મોહને લીધે કલ્યાણકારક વાકયને સ્વીકારતો નથી, તે દીર્ઘસૂત્રી મનુષ્યને કાર્ય નાશ પામતાં પશ્ચાત્તાપ કરવો પડે છે;[૨૩] પરંતુ જે મનુષ્ય કલ્યાણકારક વાત સાંભળીને પોતાનો મત છોડી, પ્રથમથીજ તેને સ્વીકારે છે, તે આ લોકમાં સુખ ભોગવે છે.[૨૪]

જે મનુષ્ય પોતાના હિતૈષીનાં વચનને માત્ર પોતાની ઇચ્છાવિરુદ્ધ હોવાથીજ સાંખતો નથી અને અહિત વચનો સાંભળે છે. તે શત્રુઓને વશ થાય છે.[૨૫] જે સજ્જનોના મતને ઉલ્લંઘીને દુર્જનોના મતને અનુસરે છે, તેને સંકટ આવી પડતાં તેના સ્નેહીઓ થોડાજ સમયમાં રડે છે.[૨૬] જે પુરુષ મુખ્ય મંત્રીઓને છોડીને હલકા મંત્રીઓને સેવે છે, તે ભયંકર આપત્તિમાં પડે છે અને તેમાંથી તેને નીકળવાનો માર્ગ જડતો નથી.[૨૭] હે ભરતવંશી! જે પુરુષ દુર્જનોની સેવા કરે છે, સજ્જન સ્નેહીઓનાં વચનને સાંભળતો નથી, પારકાંઓને પોતાનાં માને છે અને પોતાનાંઓનો દ્વેષ કરે છે, તેનો પૃથ્વી ત્યાગ કરે છે.[૨૮] હે ભરતશ્રેષ્ઠ! તું પણ વીર પાંડવોની સાથે વિરોધ કરીને બીજા અસભ્ય, અસમર્થ અને મૂઢ લોકોથી પોતાનું રક્ષણ ઇચ્છે છે![૨૯] રે, ઇંદ્રસમાન મહારથી સંબંધીઓનો ત્યાગ કરીને બીજાઓથી રક્ષણની આશા રાખનારો પૃથ્વીમાં તારાવિના બીજો કોણ મનુષ્ય હોય?[૩૦] તેં જન્મથી આરંભીને નિત્ય પાંડવોને દુઃખ દીધું છે, છતાં પાંડવો તારા ઉપર કદીપણ કોપ કરતા નથી. કારણકે પાંડવો ધર્માત્મા

છે.[31] હે તાત! તેં જન્મથી માંડીને બંધુ પાંડવોને કપટથી છેતર્યા છે; પરંતુ હે મહાબાહુ! યશસ્વી પાંડવો તારીસાથે સારી રીતેજ વર્ત્યા છે.[32] હે ભરતશ્રેષ્ઠ! તારે પણ તેઓની સાથે તે પ્રમાણેજ વર્તવું જોઇએ. તું પોતાના મુખ્ય બંધુ પાંડવો તરફ ક્રોધાધીન થા નહિ.[33]

હે ભરતશ્રેષ્ઠ! જ્ઞાની પુરુષો ધર્મ, અર્થ અને કામ જેથી સિદ્ધ થતાં હોય, તેવાં કર્મનો આરંભ કરે છે અને એ ત્રિવર્ગ સિદ્ધ થાય નેમ ન હોય તો ધર્મ તથા અર્થ સિદ્ધ થાય તેવું કામ કરે છે;[34] પરંતુ એક કામથી એ ત્રણ અથવા એની સિદ્ધિ ન થતી હોય અને એક એક કામથી એક એકનીજ સિદ્ધિ થતી હોય તો તેમાં ખરો ધીર પુરુષ જેનાથી ધર્મ સધાય એવાં કર્મનો આશ્રય કરે છે. જે મધ્યમ વિચારનો મનુષ્ય છે તે કલહના મૂળરૂપ અર્થ (ધન) પ્રાપ્ત કરી આપનારાં કર્મનો આશ્રય કરે છે અને કેવળ મૂર્ખ મનુષ્ય કામતૃપ્તિ આપનારાં કર્મનોજ આશ્રય કરે છે.[35] જે અજ્ઞાની મનુષ્ય ઇંદ્રિયોને અધીન થઇને લોભને લીધે ધર્મનો સમૂળ ત્યાગ કરે છે અને અયોગ્ય ઉપાયથી કામ તથા અર્થ સંપાદન કરવાની ઇચ્છા રાખે છે, તે વિનાશ પામે છે;[36] માટે જેને કામ તથા અર્થ સંપાદન કરવાની ઇચ્છા હોય, તેણે પ્રથમથી ધર્મનુંજ આચરણ કરવું જોઇએ; કારણ કે અર્થ તથા કામ કદી ધર્મથી વેગળા રહેતા નથી.[37] હે રાજા! ધર્મ, અર્થ અને કામ આ ત્રિવર્ગને ધર્મજ સાધનરૂપ છે, એમ વિદ્વાનો કહે છે. ઘાસની ગંજીમાં પડેલો અગ્નિ જેમ ઝટ વૃદ્ધિ પામે છે, તેમ ધર્મનું આચરણ કરવાથી ત્રિવર્ગ ઝટ વૃદ્ધિ પામે છે;[38] પરંતુ હે ભરતશ્રેષ્ઠ દુર્યોધન! તું તો સર્વ રાજાઓમાં પ્રખ્યાત તથા મહા ઉજ્જવલ સામ્રાજ્ય, નીચ ઉપાયવડેજ સંપાદન કરવાની ઇચ્છા રાખે છે![39] હે રાજા! જે મનુષ્ય પોતાની સાથે સારીરીતે વર્તનારાની સાથે કપટથી વર્તે છે, તે મનુષ્ય કુહાડીથી જેમ વન કાપવામાં આવે, તેમ પોતેજ પોતાનો નાશ કરે છે. જેનો પરાભવ ન થાય એવી પોતાની ઇચ્છા હોય, તેની બુદ્ધિને લોભ વગેરેથી દૂષિત કરવી નહિ;[40] કારણકે જેની બુદ્ધિ દૂષિત થઇ ન હોય તેની બુદ્ધિ કલ્યાણમાર્ગમાં દોરાય છે. હે ભારત! જે સ્થિર બુદ્ધિવાળો છે, તે ત્રણ લોકમાં કોઈ સામાન્ય પ્રાણીનું પણ અપમાન કરતો નથી, તો પછી શ્રેષ્ઠ પાંડવ જેવાનું તો કરેજ ક્યાંથી? જે મનુષ્ય ક્રોધને અધીન થાય છે, તેને કંઈપણ ભાન રહેતું નથી અને હે ભારત! લોક તથા વેદમાં પ્રસિદ્ધ વિશાળ પ્રમાણ તેની આગળ છિન્ન ભિન્ન થઈ જાય છે–અર્થાત તે ક્રોધી પ્રમાણમાર્ગથી ભ્રષ્ટ થાય છે. એ તરફ તું દૃષ્ટિ કર. હે તાત! દુર્જનોની સંગતિ કરવા કરતાં પાંડવોની સાથે જો તું સંગતિ કરીશ તો તારૂં કલ્યાણ થશે.[41–43] પાંડવો તારા ઉપર પ્રીતિ રાખે તેમ કરવાથી તારા સર્વ મનોરથો સિદ્ધ થશે. હે મહારાજા! પાંડવોએ સંપાદન કરેલી ભૂમિને તું ભોગવે છે છતાં તે પાંડવોનેજ પાછળ રાખીને બીજાઓથી રક્ષણ ઇચ્છે છે, એ શું કહેવાય? હે ભારત! દુઃશાસન, દુઃસહ, કર્ણ અને શકુનિના ઉપર ઐશ્વર્યનો આધાર રાખીને તું સમૃદ્ધિની ઇચ્છા રાખે છે; પરંતુ એ સર્વે જ્ઞાનમાં, ધર્મમાં, અર્થમાં અને પરાક્રમમાં કોઈ રીતે પાંડવોને પૂરા પડે તેમ નથી. તારી સાથે આ સર્વ રાજાઓ સંગ્રામમાં કોપી ઉઠેલા ભીમસેનનું મુખ જોવાને પણ સમર્થ નથી. હે તાત! આ એકઠું મળેલું રાજાઓનું સમગ્ર સૈન્ય, આ ભીષ્મ, દ્રોણ, કર્ણ, કૃપાચાર્ય, ભૂરિશ્રવા, સૌમદત્તિ, અશ્વત્થામા, જયદ્રથ–આ સર્વ એકત્ર થાય તોપણ અર્જુનની સામે યુદ્ધ કરવા અસમર્થ છે. રે, સંગ્રામમાં સર્વ દેવો, અસુરો, મનુષ્યો અને ગંધર્વો એકઠા થઇને આવે, તોપણ અર્જુન જિતાય તેવો નથી, માટે તું યુદ્ધ કરવાનો વિચાર માંડી વાળ.[44–50] તું આ રાજાઓના સમગ્ર સૈન્યમાંથી કોઇ એવો પુરુષ તો દેખાડ, કે જે અર્જુનની સામે યુદ્ધમાં જઇને ક્ષેમકુશળ પાછો ઘેર આવે?[51] હે ભરતશ્રેષ્ઠ! સંગ્રામમાં મનુષ્યોનો ક્ષય કરવાથી તને શું ફળ મળશે? જે અર્જુનને જિતવાથી સર્વને જિત્યા ગણાય, તે અર્જુનને જિતનારા એક પુરુષનેજ

તું બોળી કાઢ, એટલે થયું.[૫૨] જે અર્જુને ખાંડવવનમાં દેવોને, ગંધર્વોને, યક્ષોને, અસુરોને અને સર્પોને જિત્યા હતા, તે અર્જુનની સાથે કયો મનુષ્ય યુદ્ધ કરે તેવો છે?[૫૩] વિરાટનગરમાં એકલા અર્જુનનું અનેક યોદ્ધાઓની સાથે જે મહા અદ્ભુત યુદ્ધ થયેલું સંભળાય છે, તે તેના પરાક્રમને માટે પૂરતું ઉદાહરણ છે,જે અર્જુને યુદ્ધમાં સાક્ષાત સદાશિવ મહાદેવને પણ સંતુષ્ટ કર્યા હતા, તે અજિત, પરાભવ કરવાને અશક્ય અમોઘ પરાક્રમી, જયશીલ અને તેજસ્વી એવા વીર અર્જુનને તું સંગ્રામમાં જિતવાની આશા રાખે છે એ શું કહેવાય? મારી સાથે રહીને યુદ્ધમાં શત્રુરૂપે સામા આવતા અર્જુનની સામે કોણ આવે તેવો છે? રે! સાક્ષાત ઇંદ્ર પણ ઉભો રહે તેમ નથી.[૫૪-૫૬] યુદ્ધમાં જે અર્જુનને જિતે,તે પુરુષ બે હાથવડે પૃથ્વીને પણ ઉપાડી લે, ક્રોધ કરીને આ પ્રજાનો પણ દાહ કરે અને સ્વર્ગમાંથી દેવોને પણ પાડી નાખે એમજ જાણવું.[૫૭] તું આ તારા પુત્રો, ભાઈઓ, જ્ઞાતિજનો અને સંબંધીઓના તરફ દૃષ્ટિ કર! આ ભરતકુલમાં શ્રેષ્ઠ પુરુષો તારે લીધે વિનાશ ન પામે એમ તું કર.[૫૮] હે રાજા! આ કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓનાં મૂળને બાકી રહેવા દે, આ કુળનો પરાભવ ન થાય તેમ કર અને તું પોતે કીર્તિરહિત થઈને 'કુળઘ્ન' એવા નામને પાત્ર ન થા.[૫૯] તું પાંડવોની સાથે સલાહ કરીશ એટલે તે મહારથીઓ તનેજ યુવરાજના પદ ઉપર સ્થાપશે અને તારા પિતા ધૃતરાષ્ટ્ર રાજાને મહારાજપદ ઉપર સ્થાપશે. હે તાત! તું પોતાની મેળે આવતી લક્ષ્મીનો અનાદર ન કર, પાંડવોને અર્ધું રાજ્ય આપીને મહા રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત થા.[૧૦,૧૧] તું પાંડવો સાથે સલાહ કર, સ્નેહીઓનાં વચનને માન આપ અને મિત્રોની પ્રીતિ સંપાદન કર. એટલે તારું લાંબા કાળ સુધી કલ્યાણ થશે."[૧૨]

અધ્યાય ૧૨૪ મો સમાપ્ત.

# અધ્યાય ૧૨૫ મો

## ભીષ્માદિનો દુર્યોધનને ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

ततः शांतनवो भीष्मो दुर्योधनममर्षणम् ॥
केशवस्य वचः श्रुत्वा प्रोवाच भरतर्षभ ॥१॥

વૈશંપાયને કહ્યું:-" હે ભરતશ્રેષ્ઠ જનમેજય! પછી શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને શાંતનુના પુત્ર ભીષ્મ અસહનશીલ દુર્યોધનને કહેવા લાગ્યા:-"હે તાત! સંબંધીઓમાં સલાહસંપ થાય એવી ઈચ્છાવાળા શ્રીકૃષ્ણે તને જે વચન કહ્યાં છે, તે વચનને તું ગ્રહણ કર, ક્રોધને અધીન થઇશ નહિ.[૨] હે તાત! મહાત્મા શ્રીકૃષ્ણનાં વચન પ્રમાણે તું નહિ ચાલે તો તારું કદી પણ શ્રેય થશે નહિ, તારું કલ્યાણ થશે નહિ અને તને સુખ પણ મળશે નહિ.[૩] હે તાત! મહાબાહુ શ્રીકૃષ્ણે તને ધર્મ તથા અર્થયુક્ત વચન કહ્યાં છે; માટે તું તે ગ્રહણ કર અને હે રાજા! તું પ્રજાનો વિનાશ નહિ કર.[૪] આ તારી ભારતીય રાજ્યલક્ષ્મી સર્વ રાજાઓમાં અત્યંત ઉજ્જ્વળ છે.એનો તું કેવળ પોતાની દુષ્ટતાને લીધે ધૃતરાષ્ટ્ર રાજાની હયાતીમાંજ નાશ કરી બેસીશ;[૫] અને 'હું, હું' એવી અભિમાની બુદ્ધિને લીધે મંત્રી, પુત્ર, ભાઇઓ અને સગાંઓની સાથે તું તારા પોતાના જીવિતનો પણ નાશ કરીશ.[૬] હે ભરતશ્રેષ્ઠ! તું તારા પિતા, બુદ્ધિમાન વિદુર અને શ્રીકૃષ્ણ-એ સર્વનાં સાચાં અને હિતકારક વચન ઓળંગીને, પોતાને 'કુલઘ્ન, કુપુરુષ, દુર્મતિ,કુમાર્ગગામી' એવાં વિશેષણો લગાડીશ નહિ; અને માબાપને શોકસાગરમાં ડૂબાવીશ નહિ."[૭,૮]

આ સાંભળીને સભામાં ક્રોધાધીન થઈ વારંવાર નિઃશ્વાસ નાખતા દુર્યોધનને દ્રોણ આ પ્રમાણે કહેવા લાગ્યા:-[૯] "હે તાત! શ્રીકૃષ્ણે તને ધર્મ તથા અર્થયુક્ત વચન કહ્યાં છે અને તેવાં જ શાંતનુપુત્ર ભીષ્મે પણ કહ્યાં છે; માટે હે રાજા તું તેનો સ્વીકાર કર.[૧૦] શ્રીકૃષ્ણ અને ભીષ્મ એ બન્ને જ્ઞાની, બુદ્ધિમાન, જિતેંદ્રિય, વિદ્વા-

અને તારા હિતેષી છે, તે બન્નેએ તને જે હિતકર વચનો કહ્યાં છે તેને હે રાજા! તું સ્વીકારી લે;[૧૧] હે મહાબુદ્ધિમાન ! શ્રીકૃષ્ણે તથા ભીષ્મે જે કંઇ કહ્યું તે પ્રમાણે તું આચરણ કર; હે શત્રુતાપન ! તું તારી બુદ્ધિના મોહને લીધે શ્રીકૃષ્ણનું અપમાન નહિ કર.[૧૨] આ કર્ણ વગેરે તને ચઢાવે છે ખરા, પરંતુ તેઓ તારા વિજયમાં કોઇપણ રીતે કામ આવશે નહિ. એ લોકો તો સંગ્રામ વખતે પારકાઓને ગળે વૈરનું ઝુંસરૂં ભેરવીને આઘા ખસી જશે.[૧૩] જે પક્ષમાં વાસુદેવ અને અર્જુન રહેલા છે, તેઓને તું સંપૂર્ણ રીતે અજિત જાણ; અને સર્વ પ્રજાનો, પુત્રોનો તથા ભાઇઓનો નાશ નહિ કર.[૧૪] હે ભારત ! સુહૃદ્ શ્રીકૃષ્ણ તથા ભીષ્મના આ સત્ય મતને જો તું નહિ સ્વીકારે, તો હે તાત ! તારે પાછળથી પશ્ચાત્તાપ કરવો પડશે.[૧૫] પરશુરામે અર્જુનનું જે પરાક્રમ વર્ણવ્યું છે, તેના કરતાં પણ અર્જુન અધિક પરાક્રમી છે; અને દેવકીપુત્ર શ્રીકૃષ્ણ તો દેવતાઓને પણ અત્યંત ભારે પડે તેવા છે. હે ભરતશ્રેષ્ઠ ! તને આથી અધિક સુખ તથા પ્રિય સંબંધી વાત કહેવાથી શું ફળ ?[૧૬] મેં કહેવાનું સર્વ તને કહ્યું છે; હવે તું તારી ઈચ્છામાં આવે તેમ કર. હે ભરતશ્રેષ્ઠ ! હું આ સંબંધમાં ફરી તને કહેવાની ઈચ્છા રાખતો નથી."[૧૭]

વૈશંપાયને કહ્યું:-દ્રોણાચાર્યનું બોલવું પૂરૂં થવાની સાથેજ ક્ષત્તા વિદુર, ક્રોધમૂર્તિ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનના તરફ જોઇને બોલ્યા કે:-[૧૮] "ઓ ભરતશ્રેષ્ઠ દુર્યોધન ! હું તારો શોક કરતો નથી; પરંતુ આ તારાં વૃદ્ધ માતાપિતા ગાંધારી તથા ધૃતરાષ્ટ્રનો શોક કરૂં છું;[૧૯] કારણ કે દુષ્ટ હૃદયવાળો તું એનો ધણીરણી થઈ પડયો છે, તેથી એ બન્ને મિત્રો તથા અમાત્યોથી રહિત અને નિરાધાર થઇને પાંખ પેકાલાં પંખીની પેઠે રવડશે.[૨૦] તેઓ આવા કુળહત્યારા પાપી કુપુત્રને જન્મ આપવાથી ભિક્ષુક થઇને આ પૃથ્વી ઉપર શોક કરતાં ભટકશે."[૨૧]

પછી ભાઇઓની સાથે રાજાઓથી વીંટાઇને બેઠેલા દુર્યોધનને ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું કે:-[૨૨] "હે દુર્યોધન ! મહાત્મા શ્રીકૃષ્ણે તને જે વચન કહ્યાં છે, તે અત્યંત કલ્યાણકારી, ફેરફારવિનાનાં અને યોગક્ષેમ આપનારાં છે, તેને તું ધ્યાનપૂર્વક ગ્રહણ કર.[૨૩] આ સ્તુતિપાત્ર ચરિત્રવાળા શ્રીકૃષ્ણ સહાયરૂપે મળવાથી આપણે સર્વ રાજાઓમાં આપણા સર્વ ઈષ્ટ અભિપ્રાયોને સાધ્ય કરીશું;[૨૪] માટે હે તાત ! તું શ્રીકૃષ્ણની સાથે સારી રીતે એકતા કરીને પછી યુધિષ્ઠિરની પાસે જા અને ભરતવંશીઓને આરોગ્ય તથા સંપૂર્ણ કલ્યાણનો લાભ થાય તેવું કામ કર.[૨૫] હે વત્સ ! આ વાસુદેવના મધ્યસ્થપણાથી તું યુધિષ્ઠિરની સાથે સલાહ કર. આ સલાહ કરવાનો સમય છે, એમ હું માનું છું; માટે હે દુર્યોધન ! તું એ સમયને નિષ્ફળ જવા ન દે.[૨૬] તારા હિતને માટે ભાષણ કરતા અને સલાહની યાચના કરતા શ્રીકૃષ્ણને જો તું પાછા કાઢીશ, તો તારો પરાજયજ થશે."[૨૭]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ભીષ્માદિનાં વાકય" એ વિષયનો અધ્યાય ૧૨૫ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૨૬ મો

### ભીષ્મ તથા દ્રોણનો ફરી ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

धृतराष्ट्रवचः श्रुत्वा भीष्मद्रोणौ समव्यथौ ॥
दुर्योधनमिदं वाक्यमूचतुः शासनातिगम् ॥

વૈશંપાયને કહ્યું:-ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળીને સમાન ચિંતાવાળા ભીષ્મ તથા દ્રોણ, આજ્ઞાને ઉલ્લંઘન કરનારા દુર્યોધનને ફરી આ આ પ્રમાણે કહેવા લાગ્યાઃ-[૧] "જ્યાંસુધી શ્રીકૃષ્ણ તથા અર્જુન યુદ્ધ કરવા સજ્જ થયા નથી, જ્યાંસુધી ગાંડીવ ધનુષ ઠેકાણે રહેલું છે, જ્યાંસુધી ધૌમ્ય મુનિ સંગ્રામના અગ્નિમાં શત્રુસેનાની આહુતિ આપવા લાગ્યા નથી, જ્યાંસુધી અકાર્યથી વિમુખ તથા મહાધનુર્ધારી યુધિષ્ઠિરે ક્રોધ કરીને તારી સેના તરફ જોયું નથી,

ત્યાંસુધીમાં વૈર શાંત થઈ જાય તો સારૂં.[૨-૩] જ્યાંસુધી અર્જુન પોતાના સૈન્યમાં ઉભો રહેલો દેખાતો નથી અને મહાધનુર્ધારી ભીમસેન પણ જોવામાં આવતો નથી, તેટલામાં વૈર શાંત થવું જોઇએ.[૪] હે દુર્યોધન ! જ્યાંસુધી ભીમસેન હાથમાં ગદા લઇને આપણી સેનાનો પરાભવ કરતો યુદ્ધના જૂદા જૂદા પ્રકારો સ્વીકારે નહિ, ત્યાંસુધીમાં તું પાંડવોની સાથે સલાહ કરી લે.[૫] જ્યાંસુધી ભીમસેને વીર પુરુષોનો નાશ કરનારી પોતાની ગદાવડે, હાથી ઉપર બેસીને યુદ્ધ કરનારા યોદ્ધાઓનાં મસ્તકોને, કાળે કરીને પાકી ગયેલાં વૃક્ષનાં ફળોની પેઠે સંગ્રામમાં તોડી પાડ્યાં નથી, ત્યાંસુધીમાં વૈર શાંત થઈ જાય તેમ કર. જ્યાંસુધી નકુળ, સહદેવ, પાર્ષત ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, શિખંડી અને શિશુપાળનો પુત્ર–એ સર્વે અસ્ત્રનિપુણ યોદ્ધાઓ બખતરો ચઢાવીને ઝડપથી બાણો ફેંકતા, મહાસમુદ્રમાં પ્રવેશ કરનારા મગરોની પેઠે તારી સેનામાં પ્રવેશ કરે નહિ, ત્યાંસુધીમાં આ વૈર શાંત થઇ જાય તો સારૂં. જ્યાંસુધી રાજાઓનાં સુકુમાર શરીરો ઉપર ગીધનાં પીછાંવાળાં ભયંકર બાણો પડે નહિ, ત્યાં સુધીમાં વૈર શાંત થઈ જાઓ.[૬-૯] જ્યાંસુધી અસ્ત્રવિદ્યામાં નિપુણ અને અતિ દૂર રહેલા લક્ષ્યને પણ અચૂક વીંધનારા મહાધનુર્ધારી યોદ્ધાઓએ, તારા પક્ષના યોદ્ધાઓની ચંદન તથા અગરથી ચર્ચેલી અને હાર તથા પદકોને ધારણ કરનારી છાતીઓ ઉપર પોલાદી મોટાં બાણો માર્યાં નથી, તેટલામાં વૈર શાંત થઈ જાય તેમ કર.[૧૦,૧૧] મસ્તકવડે પ્રણામ કરતા તને રાજાઓમાં હાથી જેવા ધર્મરાજા યુધિષ્ઠિર પોતાના બે હાથથી ઉપાડી લે તેમ તું કર."[૧૨]

હે ભરતશ્રેષ્ઠ ! અત્યંત દક્ષ એવા યુધિષ્ઠિર શાંતિને માટે પોતાનો ધ્વજ, અંકુશ તથા પતાકાના ચિહ્નવાળો જમણો હાથ તારા ખભા ઉપર મૂકે;[૧૩] અને તું બેસે એટલે તે પોતાનો રત્નૌષધિયુક્ત તથા રત્નના જેવી રાતી આંગળીઓ અને તળીઆંવાળો હાથ તારી પીઠપર ફેરવે.[૧૪] વળી હે ભરતશ્રેષ્ઠ ! સાગવૃક્ષના જેવા ખભાવાળો મહાબાહુ ભીમસેન, તને ભેટીને શાંતિ કરવા માટે તારી સાથે શાંત શબ્દોથી વાર્તાલાપ કરો.[૧૫] અર્જુન, નકુલ અને સહદેવ, આ ત્રણે તને પ્રણામ કરે એટલે હે રાજા ! તું તેઓનાં મસ્તક સુંઘીને તેમની સાથે પ્રેમથી વાર્તાલાપ કર.[૧૬] તને વીરભ્રાતા પાંડવોની સાથે મળેલો જોઇને, સર્વ રાજાઓ આનંદનાં અશ્રુઓ છોડો.[૧૭] રાજાઓની રાજધાનીઓમાં તમારી પરસ્પરની પ્રીતિને ઢંઢેરાદ્વારા પ્રસિદ્ધ કરો અને તમે બધા ભ્રાતૃભાવથી પૃથ્વીનો ઉપભોગ કરો તથા તું સંતાપરહિત થા."[૧૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ભીષ્મદ્રોણવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૨૬ મો સમાપ્ત.

# અધ્યાય ૧૨૭ મો

## દુર્યોધનનાં વાક્ય

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वा दुर्योधनो वाक्यमप्रियं कुरुसंसदि ।
प्रत्युवाच महाबाहुं वासुदेवं यशस्विनम् ॥१॥

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે કૌરવોની સભામાં પોતાને અપ્રિય લાગે તેવાં વાક્ય સાંભળીને દુર્યોધન, મહાબાહુવાળા યશસ્વી શ્રીકૃષ્ણપ્રત્યે બોલ્યો:–[૧] "હે કેશવ! તમારે સારી પેઠે વિચાર કરીને બોલવું જોઇએ. તમે ખાસ કરીને કઠોર શબ્દો બોલી મારીજ નિંદા કરો છો.[૨] હે મધુસૂદન ! તમે નિત્ય પાંડવો ઉપર પ્રીતિ દર્શાવનારા વાદવડે એકાએક જે મારી નિંદા કરો છો, તે અમારા અને પાંડવોવચ્ચેના કયા બળાબળને જોઇને કરો છો ?[૩] તમે, વિદુર, રાજા ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય અને ભીષ્મ પિતામહ, કેવળ મારીજ નિંદા કરો છો, બીજા કોઇ રાજાને નિંદતા નથી.[૪] હું તો મારો કોઇપણ અન્યાય જોતો નથી, છતાં રાજાઓ–સહિત તમે સર્વે મારોજ દ્વેષ કર્યા કરો છો ![૫] હે શત્રુદમન કેશવ! હું વિચાર કરૂં છું, તોપણ

મારો કોઇપણ જાતનો મહાઅપરાધ અથવા અતિસૂક્ષ્મ અપરાધ પણ મારા જોવામાં આવતો નથી.[૬] હે મધુસૂદન! પાંડવો પ્રીતિથી સ્વીકારેલા દ્યૂતમાં શકુનિથી રાજ્ય હારી ગયા, તેમાં મારો શો અપરાધ?[૭] હે મધુસૂદન! તે દ્યૂતમાં પાંડવો જે થોડું દ્રવ્ય જિત્યા હતા, તે મેં તેજ વખતે તેઓને આપી દીધું હતું.[૮] હે વિજયીઓમાં શ્રેષ્ઠ! યુદ્ધમાં અજિત પાંડવો પાસાથી હારી ગયા અને વનમાં ગયા, એમાં અમારો અપરાધ નથી;[૯] તો પછી તેઓ અમારા ઉપર કયો અપવાદ મૂકીને અમને શત્રુ માની, અમારી સાથે વિરોધ કરે છે? હે કૃષ્ણ! પાંડવો અસમર્થ છે, છતાં ઉમંગમાં આવી જઇને શત્રુની પેઠે અમારી સાથે કેમ વિરોધ કરે છે?[૧૦] અમે તેઓનું શું બગાડયું છે? તેઓ અમારા કયા અપરાધને લીધે સૃંજયોની સાથે મળી જઇને ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાની ઇચ્છા કરે છે?[૧૧] અમે તેઓનાં ઉત્કટ પરાક્રમથી અથવા વચનથી ભયભીત થઇ, રાજ્ય છોડીને માથું નમાવીએ તેવા નથી.[૧૨] રે, સાક્ષાત્ ઇંદ્રને પણ ભયથી ન નમીએ, તો પછી પાંડવોની વાતજ શી? હે શત્રુહંતા કૃષ્ણ! ક્ષાત્રધર્મ પ્રમાણે વર્તનારામાંથી યુદ્ધમાં અમને જિતવાનો ઉત્સાહ ધરાવે એવો મને તો કોઇ દેખાતો નથી.[૧૩] હે મધુસૂદન! ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણગુરુ અને કર્ણ, એમને યુદ્ધમાં દેવો પણ જિતી શકે નહિ, ત્યાં પાંડવોની શી વાત?[૧૪] છતાં હે માધવ! અમે સ્વધર્મનું પાલન કરતાં સંગ્રામમાં કદાચ શસ્ત્રથી મરણ પામીશું, તો તે પણ અમને સ્વર્ગ આપનારૂંજ થશે.[૧૫] હે જનાર્દન! અમે સંગ્રામમાં બાણશય્યા ઉપર શયન કરીએ, એ અમારો ક્ષત્રિયોનો મુખ્ય ધર્મજ છે;[૧૬] માટે જો અમે શત્રુઓને નમ્યાવિનાજ રણભૂમિમાં વીરશયનને પ્રાપ્ત થઈશું, તો હે માધવ! અમારા સંબંધીઓ સંતાપ પામશે નહિ.[૧૭] આ લોકમાં ક્ષાત્રધર્મથી વર્તનારો કયો કુલીન ક્ષત્રિય કેવળ આજીવિકા તરફ દૃષ્ટિ કરીને ભયથી કોઇપણ વખત માથું નમાવે?[૧૮] 'પુરુષે નમી જવું નહિ, પણ ઉદ્યમજ ચાલુ રાખવો; કારણ કે ઉદ્યમ એજ પુરુષાર્થ છે. પુરુષે વાંસની પેઠે વચ્ચેથી ભાગી જવું, પણ કદી નમવું નહિ.'[૧૯] આ માતંગ મુનિનાં વચનને પોતાનું હિત ઇચ્છનારા મનુષ્યો અનુસરે છે. મારા જેવા પુરુષે ધર્મને અને બ્રાહ્મણને પ્રણામ કરવા અને બીજા કોઈની પણ દરકાર ન કરતાં મરણસુધી અક્કડ થઇને વર્તવું. આ ક્ષત્રિયોનો ધર્મ છે અને સદા મારો મત પણ એજ છે.[૨૦,૨૧]

હે કેશવ! મારા પિતાએ પાંડવોને જે રાજ્યભાગ આપવા પૂર્વે કબૂલ કર્યું હતું, તે હવે હું જીવું છું ત્યાંસુધી ફરી કદી પણ પાંડવોને મળે તેમ નથી.[૨૨] હે જનાર્દન! જ્યાંસુધી ધૃતરાષ્ટ્ર રાજા જીવે છે. ત્યાંસુધી અમે અથવા તેઓ શસ્ત્રો હેઠાં મૂકીને, ભિક્ષુકની પેઠે નિર્વાહ કરીશું; પરંતુ હે માધવ! પૂર્વે વાણીથી આપેલું રાજ્ય મારે હાથે તેઓને પાછું અપાય તેમ નથી, કારણકે હું પણ પરાધીન છું.[૨૩] હે યાદવનંદન કૃષ્ણ! હું બાળક હતો તે વખતે અજ્ઞાનને લીધે અથવા ભયને લીધે પાંડવોને રાજ્ય આપ્યું હતું, પણ તે આજે પાંડવોને પાછું મળે તેમ નથી.[૨૪] હે કેશવ! મોટા બાહુવાળો હું હમણાં જીવતો બેઠો છું, તેથી તીક્ષ્ણ સોયનાં અણીઆંમાંથી વીંધાય તેટલી પૃથ્વી પણ અમારે પાંડવોને આપવી નથી."[૨૫]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "દુર્યોધનવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૨૭ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૨૮ મો

## શ્રીકૃષ્ણનો પ્રત્યુત્તર

॥ वैशंपायन उवाच ॥

ततः प्रहस्य दाशार्हः क्रोधपर्याकुलेक्षणः ।
दुर्योधनमिदं वाक्यमब्रवीत्कुरुसंसदि ॥१॥

વૈશંપાયને કહ્યું:–દુર્યોધનનો એ ઉત્તર સાંભળીને શ્રીકૃષ્ણનાં નેત્રો ક્રોધથી વ્યાકુળ થઇ ગયાં, પરંતુ તે કંઇક ગમ ખાઈને કૌરવોની સ-

ભામાં દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ-[૧] "તું વીરશય્યાની ઇચ્છા કરે છે,એ તારો મનોરથ પૂર્ણ થશે. તું તારા મંત્રીઓની સાથે સ્થિર થા, થોડાજ સમયમાં મહાન સંગ્રામ શરૂ થશે.[૨] ઓ મૂર્ખ! તું એમ માને છે કે, મેં પાંડવોના સંબંધમાં કંઈ અન્યાય કર્યો નથી, પરંતુ હે રાજાઓ ! આના તે સર્વ અન્યાયને તમે સાંભળો.[૩] હે ભરતવંશી! તું મહાત્મા પાંડવોના વૈભવ જોઇને તપી ઉઠયો અને તેં તથા શકુનિનીએ દ્યૂત રમવાનો દુષ્ટ વિચાર ઉભો કર્યો.[૪] હે તાત દુર્યોધન ! તારા કાકાના પુત્ર પાંડવો, કે જેઓ સદાચારી, સજ્જનોને માન્ય અને સરળ આચારના છે, તેઓની સાથે તારે કપટપૂર્વક અન્યાયથી વર્તવું એ કેમ યોગ્ય ગણાય? હે મહાબુદ્ધિમાન! પાસાઓથી રમાતું દ્યૂત સજ્જનોની બુદ્ધિનો નાશ કરે છે અને દુર્જનોમાં તે રમતાં ટંટો તથા અનેક કષ્ટો ઉભાં થાય છે.[૫,૬] તેં સદાચરીઓની સલાહ ન લેતાં પાપીઓની સાથે મળીને, દ્યૂતદ્વારા આ ભયંકર સંકટ વહોરી લીધું છે.[૭] કુલીન, શીલસંપન્ન પાંડવોની પટ્ટરાણી અને તેઓને પ્રાણ કરતાં પણ અધિક વહાલી દ્રૌપદીને ઉઘાડી સભામાં ખેંચી મંગાવીને તેં તેને જેવાં વચનો કહ્યાં અને તેનું જેવું અપમાન કર્યું, તેવું પોતાના ભાઇની સ્રીનું બીજો કોણ અપમાન કરે?[૮,૯] વળી શત્રુને તપાવનારા પાંડવો વનમાં જવા નીકળ્યા તે વખતે કૌરવોની સભામાં દુઃશાસને તેઓને જે વચનો કહ્યાં હતાં, તે સર્વે કૌરવો જાણેજ છે.[૧૦] સારાવર્તનવાળા, લોભવિનાના અને નિત્ય ધર્માચરણ કરનારા પોતાના પ્રત્યે કયો સત્પુરુષ એવું અયોગ્ય વર્તન ચલાવે?[૧૧] તેં, કર્ણે તથા દુઃશાસને ક્રૂર અને અનાર્ય પુરુષોના જેવું અનેકવાર ભાષણ કર્યું છે.[૧૨] રે, પાંડવો બાળક હતા, ત્યારે તેં તેઓને માતાસહિત બાળી મૂકવા માટે વારણાવત નગરમાં મહાન યત્ન કર્યો હતો, પરંતુ તારો તે યત્ન સફળ થયો ન હતો,[૧૩] તે વખતે પાંડવો ત્યાંથી નીકળીને પોતાની માતાની સાથે એકચક્રા નગરીમાં બ્રાહ્મણને ઘેર ઘણો વખત સુધી છુપીરીતે રહ્યા હતા.[૧૪] તેં ઝેરથી, સર્પોનાં બંધનથી અને બીજા સર્વ ઉપાયોથી પાંડવોના વિનાશને માટે યત્ન કર્યો હતો, પરંતુ તે તારા ઉપાયો સફળ થયા ન હતા.[૧૫] એ પ્રમાણે તું સર્વદા પાંડવોની સાથે દુષ્ટતાથી તથા કપટબુદ્ધિથીજ વર્ત્યો છે, ત્યારે મહાત્મા પાંડવોપ્રત્યે તારો અપરાધ નથી, એમ કહેવાય કેમ?[૧૬] હમણાં પાંડવો શાંતિથી માગણી કરે છે, તેમને જો તું તેના પિતાનો ભાગ નહિ આપે, તો પછી હે પાપાત્મા! પાંડવોના હાથે પડીને તથા ઐશ્વર્યથી ભ્રષ્ટ થઇને તું તે આપીશ.[૧૭] કોઈ ક્રૂર મનુષ્યની પેઠે પાંડવોપ્રત્યે આવાં અનેક અકાર્યો કરીને અને હજી પણ કપટવૃત્તિ તથા અનાર્યતા ધારણ કરીને આજે તું મારી સાથે વિવાદ કરે છે?[૧૮] તને તારાં માતાપિતાએ, ભીષ્મે, દ્રોણાચાર્યે અને વિદુરે, 'તું સલાહ કર' એમ વારંવાર કહ્યું; પરંતુ હે રાજા! તું હજી સલાહ કરવા તૈયાર થતો નથી.[૧૯] સલાહ કરવામાં તારો તેમજ પાંડવોનો મોટો લાભ સમાયલો છે, પરંતુ હે રાજન્! એ વાત તને ગમતી નથી, એનું કારણ તારી અલ્પ બુદ્ધિવિના બીજું શું હોય?[૨૦] હે રાજા! તું સ્નેહીઓનાં વચનનું ઉલ્લંઘન કરીને અધર્મયુક્તતથા અપયશ આપનારાં કામ કરે છે; પરંતુ તેથી તને સુખ મળશે નહિ."[૨૧]

વૈશંપાયને કહ્યું:-શ્રીકૃષ્ણ એ પ્રમાણે કહેતા હતા, એટલામાં દુઃશાસને કૌરવોની સભામાં ક્રોધી દુર્યોધનને કહ્યું કે,[૨૨] "હે રાજા! તમે જો પોતાની ઇચ્છાથી પાંડવોની સાથે સલાહ નહિ કરો તો કુરુવંશી પુરુષો તમને બાંધીને કુંતીપુત્રોને સ્વાધીન કરશે.[૨૩] હે રાજા! ભીષ્મ, દ્રોણ અને તમારા પિતા તમને, કર્ણને અને મને, એમ આપણે ત્રણેને પાંડવોને સોંપશે."[૨૪]

પોતાના ભાઈ દુઃશાસનનાં એવાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન ક્રોધે ભરાયો અને તે મોટા નાગની પેઠે ફુંફાડા મારતો ઉભો થઈ ત્યાંથી ચાલતો થયો.[૨૫] એ પ્રમાણે તે દુ

બુદ્ધિ, નિર્લજ્જ, મર્યાદારહિત, અભિમાની અને માન્ય પુરુષોનું અપમાન કરનારો દુર્યોધન અસભ્યની પેઠે વિદુર, ધૃતરાષ્ટ્ર, મહારાજા બાલ્હિક, કૃપાચાર્ય, સોમદત્ત, ભીષ્મ, દ્રોણ અને શ્રીકૃષ્ણ–એ સર્વનો અનાદર કરીને ચાલતો થયો. તે જોઇને તેના ભાઇઓ તથા મંત્રીઓ અને સર્વ રાજાઓ પણ તેની પાછળ ચાલી નીકળ્યા.[૨૬–૨૮] ક્રોધ કરી સભામાંથી ઉઠેલા અને ભાઈઓની સાથે ચાલી નીકળેલા દુર્યોધનને જોઈને શાંતનુના પુત્ર ભીષ્મ બોલ્યા કેઃ–[૨૯] "જે મનુષ્ય ધર્મનો તથા અર્થનો ત્યાગ કરીને ક્રોધને અધીન થાય છે, તેને થોડા સમયમાંજ સંકટમાં સપડાયલો જોઇને તેના શત્રુઓ હસે છે.[૩૦] આ રાજપુત્ર દુર્યોધન દુરાત્મા છે, રાજ્યનું મિથ્યા અભિમાન ધરાવે છે, ક્રોધી છે, લોભી છે અને અવળા ઉપાયોનો આશ્રય લેનારો છે.[૩૧] હે જનાર્દન ! હું માનું છું કે, આ સર્વ ક્ષત્રિયો કાળવડે પરિપકવ થઇ ગયા છે; કારણ કે સર્વ રાજાઓ પોતાના મંત્રીઓની સાથે મોહને લીધે દુર્યોધનને અનુસરે છે."[૩૨]

ભીષ્મનાં વચન સાંભળીને વીર્યવાન કમળ જેવાં નેત્રવાળા શ્રીકૃષ્ણે ભીષ્મ, દ્રોણ વગેરે સભ્યોને કહ્યું કે,[૩૩] "ઐશ્વર્યવડે મૂઢ બનેલા આ દુર્યોધનને બળાત્કારથી કેદ કરતા નથી, એ સર્વ વૃદ્ધ કૌરવોનો મોટો પ્રમાદ છે.[૩૪] હે શત્રુઓને દમન કરનારા નિષ્પાપ રાજાઓ! હું આ સંબંધમાં આ સમયે જે કાર્ય કરવાયોગ્ય માનું છું અને જે કરવાથી કલ્યાણ થાય તેમ છે, તે સર્વ તમે સાંભળો.[૩૫] હે ભરતવંશી ! હું તમારૂં હિત થાય તેવું વચન પ્રત્યક્ષરીતેજ કહું છું, તે તમને જો અનુકૂળ લાગે અને રુચે તો કરજો.[૩૬] ભોજકુળના વૃદ્ધ રાજા ઉગ્રસેનનો પુત્ર કંસ દુરાચારી તથા અવશ ચિત્તવાળો હતો, તેણે પિતાના જીવતાં તેનું રાજ્ય હરી લીધું હતું અને તેથી તે મૃત્યુને તાબે થયો હતો.[૩૭] એ ઉગ્રસેનના પુત્ર કંસના સંબંધીઓએ તેનો ત્યાગ કર્યો હતો અને જ્ઞાતિજનોનું હિત કરવાની ઇચ્છાથી મેં તેને મહાયુદ્ધમાં મારી નાખ્યો હતો.[૩૮] પછી અમે તથા જ્ઞાતિજનોએ ભોજરાજાના વંશની વૃદ્ધિ કરનારા ઉગ્રસેન રાજાનો સત્કાર કરીને તેમને પાછા ગાદીપર બેસાડયા હતા.[૩૯] હે ભરતવંશી ! આ રીતે કુળને માટે એક કંસનો ત્યાગ કરીને સર્વ યાદવો તથા અંધકો એકઠા મળીને સુખથી આબાદી ભોગવે છે.[૪૦]

વળી હે રાજા ! પૂર્વે જે વખતે દેવાસુર નામનું યુદ્ધ શરૂ થયું, ચોમેરથી હથિયારો ઉગામાયાં, લોકોમાં બે પક્ષ પડયા અને તેઓ વિનાશ પામવા લાગ્યા, તે વખતે હે ભારત ! જગતરક્ષક, સૃષ્ટિકર્તા, પરમેષ્ઠી ભગવાન બ્રહ્મદેવ બોલ્યા કે,[૪૧,૪૨] 'આ યુદ્ધમાં છેવટે અસુરો, દૈત્યો અને દાનવો પરાજય પામશે અને આદિત્યો, વસુઓ, રુદ્રો વગેરે દેવો જય પામશે.[૪૩] પછી દેવો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, સર્પો અને રાક્ષસો આ યુદ્ધમાં અતિશય ક્રોધ કરીને પરસ્પરનો સંહાર કરશે,[૪૪] એમ માનીને પરમેષ્ઠી બ્રહ્માએ ધર્મને કહ્યું કે, 'તમે આ દૈત્યોને તથા દાનવોને બાંધીને વરુણને સ્વાધીન કરો.'[૪૫] એ પ્રમાણે બ્રહ્માએ કહ્યું, એટલે ધર્મે બ્રહ્માની આજ્ઞાથી સર્વ દૈત્યોને તથા દાનવોને બાંધીને વરુણને સોંપી દીધા.[૪૬] ત્યારથી જળદેવ વરુણ, તે સર્વ દાનવોને ધર્મપાશોથી તથા પોતાના પાશોથી બાંધીને સાવધાન થઇ સમુદ્રમાં તેઓનું નિત્ય રક્ષણ કરે છે.[૪૭]

તે પ્રમાણેજ તમે પણ દુર્યોધનને, કર્ણને, સુબલના પુત્ર શકુનિને અને દુઃશાસનને બાંધી પાંડવોને સોંપી દો.[૪૮] શાસ્ત્રમાં કહેલું છે કે, કુળના રક્ષણને માટે એક પુરુષનો ત્યાગ કરવો પડે તો તે કરવો, ગામના રક્ષણને માટે એક કુળનો ત્યાગ કરવો પડે તો તે કરવો, દેશના રક્ષણને માટે ગામનો ત્યાગ કરવો પડે તો તે કરવો અને પોતાના રક્ષણને માટે પૃથ્વીનો ત્યાગ કરવો પડે તો તે પણ કરવો;[૪૯] માટે હે રાજા ! તમે દુર્યોધનને બાંધીને પછી પાંડવોની સાથે સંધિ કરો,

એટલે હે ક્ષત્રિયશ્રેષ્ઠ! તમારે લીધે ક્ષત્રિયોનો વિનાશ થાય નહિ."[૫૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "કૃષ્ણવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૨૮ મો સમાપ્ત.

## અધ્યાય ૧૨૯ મો
### ગાંધારીનું ભાષણ

॥ वैशंपायन उवाच ॥

**कृष्णस्य तु वचः श्रुत्वा धृतराष्ट्रो जनेश्वरः ॥**
**विदुरं सर्वधर्मज्ञं त्वरमाणोऽभ्यभाषत ॥१॥**

વૈશંપાયને કહ્યું:–શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજા ઉતાવળથી સર્વધર્મવેત્તા વિદુરને કહેવા લાગ્યાઃ–[૧] "હે તાત! તું જા અને દીર્ઘદૃષ્ટિવાળી તથા મહાબુદ્ધિવાળી ગાંધારીને અહીં બોલાવી લાવ, એટલે હું તેની સાથે મળીને દુર્બુદ્ધિવાળા દુર્યોધનને સમજાવું.[૨] જો ગાંધારી તે દુષ્ટ ચિત્તવાળા દુરાત્માને શાંત પાડે, તો પછી આપણે સઘળા સ્નેહીઓ શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણે કરી શકીએ.[૩] કદાચ ગાંધારી તે લોભથી પરાભવ પામેલા, દુર્બુદ્ધિવાળા અને દુષ્ટ સહાયવાળા દુર્યોધનને શાંતિને માટે વચનો કહીને યોગ્ય માર્ગ બતાવી શકશે;[૪] અને તેમ કરવાથી ગાંધારી, આપણા ઉપર દુર્યોધને ઉભું કરેલું જે મહાન ભયંકર દુઃખ આવી પડવાનું છે, તે લાંબા કાળસુધી શમાવી દે અને આપણું યોગક્ષેમ નિર્બાધ રીતે ટકી રહે."[૫]

ધૃતરાષ્ટ્ર રાજાનું વચન સાંભળીને તેમની આજ્ઞાથી વિદુર દીર્ઘદૃષ્ટિવાળી ગાંધારીને બોલાવી લાવ્યા,[૬] એટલે ધૃતરાષ્ટ્રે કહ્યું:–"હે ગાંધારિ! આ દુરાત્મા તથા મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનારો તારો પુત્ર ઐશ્વર્યના લોભથી ઐશ્વર્યનો તથા જીવિતનો ત્યાગ કરશે.[૭] દુરાત્મા તથા મર્યાદાવિનાનો મૂર્ખ દુર્યોધન, સ્નેહીઓનાં વચનનો અનાદર કરીને હમણાં પાપીઓની સાથે ઉદ્ધતની પેઠે સભામાંથી નીકળી ગયો છે."[૮]

વૈશંપાયને કહ્યું:–યશસ્વિની રાજપુત્રી ગાંધારી પોતાના પતિનું વચન સાંભળીને મહાકલ્યાણની ઈચ્છાથી કહેવા લાગી.[૯]

ગાંધારીએ કહ્યું:–"હે મહારાજ! રાજ્યની કામનાવાળા અને તેનેમાટે આતુર મારા પુત્રને તત્કાળ અહીં બોલાવી મંગાવો. ધર્મ તથા અર્થનો નાશ કરનારો ઉદ્ધત પુરુષ કદી રાજ્ય મેળવી શકતો નથી;[૧૦] તો પણ ઉદ્ધત દુર્યોધનને સંપૂર્ણ રીતે રાજ્ય મળી ચૂક્યું છે. હે ધૃતરાષ્ટ્ર! આ સંબંધમાં પુત્ર ઉપર પ્રીતિવાળા તમેજ અત્યંત ઠપકાપાત્ર છો;[૧૧] કારણ કે તમે તેની પાપવૃત્તિને જાણવા છતાં પણ તેનીજ બુદ્ધિને અનુસરો છો. હે રાજા! દુર્યોધન કામ, ક્રોધ અને લોભને એવો અધીન થઈ ગયો છે કે હવે તમે બળાત્કારથી પણ તેને પાછો વાળી શકો તેમ નથી. એવા મૂર્ખ, અજ્ઞાની, દુરાત્મા, લોભી, દુષ્ટ અને દુષ્ટ સહાયવાળા પુત્રને રાજ્ય આપીને હવે તમે તેનું ફળ ભોગવો છો. પૃથ્વીપતિ રાજા સંબંધીઓમાં પડતા ભેદની બેદરકારી શામાટે કરે? તમને સ્વજનોથી છૂટા પડેલા જોઇને તમારા શત્રુઓ હસશે.[૧૨-૧૪] હે મહારાજ! જે આપત્તિઓ સામવડે અથવા ભેદવડે તરી શકાય તેવી હોય, તેમાં કયો પુરુષ દંડનો પ્રયોગ કરે?"[૧૫]

વૈશંપાયને કહ્યું:–પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી અને ગાંધારી માતાના કહેવાથી વિદુર ક્રોધી દુર્યોધનને ફરી સભામાં તેડી લાવ્યા.[૧૬] તે વખતે ચોમેર તાંબાના જેવી લાલ આંખવાળા તથા ક્રોધવડે સર્પની પેઠે ફુંફાડા મારતા દુર્યોધને પોતાની માતાનાં વચન સાંભળવાની ઇચ્છાથી પુનઃ સભામાં પ્રવેશ કર્યો.[૧૭] અવળે માર્ગે ચઢેલા પોતાના પુત્રને સભામાં આવેલો જોતાંજ ગાંધારીએ તેની ઝાટકણી કાઢી. પછી શાંતિને માટે કહેવા માંડ્યું:–[૧૮] "હે પુત્ર દુર્યોધન! તું મારૂં કહેવું સાંભળ. એમાં તારા પરિવારસહિત તારૂં હિત છે અને પરિણામે સુખનો ઉદય છે.[૧૯] હે ભરતશ્રેષ્ઠ દુર્યોધન! તને

તારા પિતા ભીષ્મ, દ્રોણ, કૃપ, વિદુર ઇત્યાદિ સ્નેહીઓએ જે વચન કહ્યાં છે, તે પ્રમાણે તું કર.[૨૦] પાંડવોની સાથે તું સલાહ કરીશ તેથી તેં ભીષ્મની, તારા પિતાની, મારી અને દ્રોણ વગેરે સર્વ સ્નેહીઓની પૂજા કરેલી ગણાશે.[૨૧] હે મહાબુદ્ધિમાન ભરતશ્રેષ્ઠ! પોતાની માત્ર ઇચ્છાથી રાજ્ય મેળવી શકાતું નથી, તેમ તેનું રક્ષણ પણ કરી શકાતું નથી. ઇંદ્રિયોને વશ ન રાખનારો રાજા લાંબા સમયસુધી રાજ્યને ભોગવી શકતો નથી. જે બુદ્ધિમાન પોતાની ઇંદ્રિયોને વશ રાખે છે, તેજ રાજ્યનું પાલન કરી શકે છે.[૨૨,૨૩] કામ અને ક્રોધ એ બન્ને પુરુષને અર્થથી દૂર ખેંચે છે; માટે તે બન્ને શત્રુઓને જિત્યા પછી રાજા પૃથ્વીનો વિજય કરી શકે છે.[૨૪] રાજરાજેશ્વરપદની સર્વે ઇચ્છા રાખે છે ખરા; પરંતુ દુરાત્માઓ તે રાજ્યનું રક્ષણ કરી શકતા નથી.[૨૫] રાજ્યની ઇચ્છા રાખનારા પુરુષે પ્રથમ પોતાની ઇંદ્રિયોને ધર્મ તથા અર્થમાં સ્થિર કરવી જોઇએ. ઇંદ્રિયો વશ થવાથી લાકડાંઓ નાખવાથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે તેમ બુદ્ધિ વૃદ્ધિ પામે છે; પરંતુ ઇંદ્રિયોને વશ રાખી ન હોય તો, વશ ન રહેનારા ઉદ્ધત ઘોડાઓ જેમ નબળા સારથિને માર્ગમાંજ નાશ પમાડે છે, તેમ અવશ ઇંદ્રિયો નાશ પમાડવા પણ સમર્થ છે.[૨૬,૨૭] જે રાજા મનનો જય કર્યાવિના અમાત્યોને જિતવાની ઇચ્છા રાખે છે, અથવા અમાત્યોને જિત્યાવિના શત્રુઓને જિતવાની ઇચ્છા કરે છે, તે અસ્વતંત્ર રાજા નાશ પામે છે;[૨૮] પરંતુ જે રાજા પ્રથમ પોતાના મનનેજ શત્રુરૂપ ગણીને તેને જિતે છે, તે પછી અમાત્યોને જિતે છે અને તે પછી શત્રુઓને જિતે છે, તે રાજા શત્રુને જિતવાની ઇચ્છામાં નિષ્ફળ થતો નથી.[૨૯] જે પુરુષ ઇંદ્રિયોને વશ રાખે છે. અમાત્યોને જિતે છે, અપરાધીઓને શિક્ષા કરે છે, વિચાર કરીને કામ કરે છે અને ધીર હોય છે, તેને લક્ષ્મી સારી પેઠે સેવે છે.[૩૦] સૂક્ષ્મ છિદ્રવાળી જાળમાં લપેટાયલાં બે માછલાંની પેઠે શરીરમાં રહેલા કામ તથા ક્રોધ એ બન્ને મનુષ્યની બુદ્ધિનો નાશ કરે છે.[૩૧] વિષયમાં પ્રીતિવિનાના મનુષ્યને સ્વર્ગમાં આવવા યોગ્ય થયેલો જોઇ, તે પોતાના સમાન થશે એવી બીકથી દેવોએ કામ તથા ક્રોધવડે સ્વર્ગના દ્વારને ઢાંકી રાખ્યું છે અથવા તેવા વિરક્ત મનુષ્યના શરીરમાં કામ તથા ક્રોધ વધારી મૂકીને દેવોએ તેનું સ્વર્ગદ્વાર બંધજ કરી દીધું છે.[૩૨] જે રાજા કામ, ક્રોધ, લોભ, દંભ અને ગર્વ, એટલાંને સારી પેઠે જિતી જાણે છે, તેજ પૃથ્વીને જિતે છે.[૩૩] જે રાજા ધર્મ, અર્થ તથા શત્રુઓના પરાજયની ઇચ્છા રાખતો હોય, તેણે નિત્ય ઇંદ્રિયોને વશ રાખવામાં તત્પર રહેવું જોઇએ.[૩૪] જે મનુષ્ય કામથી અથવા ક્રોધથી પરાજય પામીને પોતાનાંઓની સાથે અથવા પરાયાંઓની સાથે કપટભરેલું વર્તન ચલાવે છે, તેના કોઇ સહાયક થતા નથી.[૩૫] હે તાત દુર્યોધન! મહાબુદ્ધિમાન, શૂરા, શત્રુમર્દક અને ઐક્યથી રહેનારા પાંડવોની સાથે સંધિ કરીશ તો સુખેથી પૃથ્વીનો ઉપભોગ કરીશ.[૩૬] બેટા! શાંતનુના પુત્ર ભીષ્મે અને મહારથી દ્રોણે જે કહ્યું છે કે, 'શ્રીકૃષ્ણ તથા પાંડવો અજિત છે' તે વાત સત્ય છે;[૩૭] માટે તું શુદ્ધ આચારવાળા મહાબાહુ શ્રીકૃષ્ણને શરણે જા. જો કેશવ પ્રસન્ન થશે, તો નિશ્ચય બન્ને પક્ષના સુખના કારણ થશે.[૩૮] જે પુરુષ હિતની કામનાવાળા, બુદ્ધિમાન અને વિદ્વાન સ્નેહીઓના કહેવા પ્રમાણે ચાલતો નથી, તે પુરુષ શત્રુઓને આનંદ આપે છે.[૩૯] હે તાત! યુદ્ધમાં કલ્યાણ નથી, તેમ ધર્મ તથા અર્થની પ્રાપ્તિ પણ નથી, ત્યારે સુખ તો હોયજ ક્યાંથી? વળી યુદ્ધમાં નિત્ય વિજય પણ થતો નથી, માટે તું યુદ્ધમાં મન લગાડીશ નહિ.[૪૦] હે મહાબુદ્ધિમાન! હે શત્રુદમન! તારા પિતાએ, ભીષ્મે અને બાલ્હિકે પરસ્પરમાં ભેદ ન પડે તેવા ભયથી પાંડવોને રાજ્યભાગ આપ્યો હતો;[૪૧] અને રાજ્યભાગ આપવાનું ફળ આજે તું પ્રત્યક્ષ જુએ છે. શૂરા પાંડવોએ શત્રુરહિત કરેલી આખી પૃથ્વીનો તું જે ઉપભોગ કરે છે, તે તેનુંજ ફળ છે.[૪૨] હે શત્રુદમન! જો તું

મંત્રીઓની સાથે રાજ્ય ભોગવવાની ઇચ્છા રાખતો હોય તો પાંડવોને ન્યાય પ્રમાણે અર્ધો ભાગ આપી દે.[૪૩] અર્ધી પૃથ્વી તને અને તારા મંત્રીઓને જીવવા માટે પૂરતી છે. હે ભારત! તું સ્નેહીઓનાં વચન પ્રમાણે ચાલવાથી યશ પામીશ.[૪૪] હે તાત! શ્રીમાન, વિવેકી, બુદ્ધિમાન અને જિતેંદ્રિય પાંડવોની સાથે યુદ્ધ કરવાથી તારૂં મહાન સુખ નાશ પામશે;[૪૫] માટે હે ભરતશ્રેષ્ઠ! તું પાંડવોને તેઓનો ભાગ આપી દે, સ્નેહીઓના ક્રોધને શાંત કર અને ન્યાય પ્રમાણે રાજ્ય ચલાવ.[૪૬] હે પુત્ર! તેં તેર વર્ષસુધી પાંડવોનો અપકાર કર્યો તેજ બહુ છે. હે મહાબુદ્ધિમાન! હવે તું કામક્રોધવડે વૃદ્ધિ પામેલા વૈરને શાંત કરી દે.[૪૭] તું, તારો ભાઈ દુઃશાસન અને દૃઢ ક્રોધવાળો સૂતપુત્ર કર્ણ પાંડવોનું રાજ્ય પચાવી પાડવા ઇચ્છા કરો છો; પરંતુ તે પચાવવાનું તમારૂં સામર્થ્ય નથી.[૪૮] રે! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, ભીમસેન, અર્જુન અને ધૃષ્ટદ્યુમ્ન કોપશે તો અવશ્ય સર્વ પ્રજાનો સંહાર વળી જશે;[૪૯] માટે હે તાત! તું ક્રોધને અધીન થઈને કુરુકુળનો નાશ કર નહિ. તારા નિમિત્તે આ આખી પૃથ્વીનો વિનાશ ન થાઓ.[૫૦] ઓ મૂર્ખ! તું માને છે કે, ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરે યોદ્ધાઓ સર્વ સામર્થ્યથી મારે-માટે યુદ્ધ કરશે, પરંતુ તે હવે અસંભવિતજ છે;[૫૧] કારણકે ભીષ્મ વગેરે વિવેકી છે. તેઓ તમારો અને પાંડવોનો રાજ્ય ઉપર સમાન હક્ક ગણે છે, સરખી પ્રીતિ રાખે છે અને સ્થાન પણ સમાન ગણે છે તથા ધર્મને તેથી પણ અધિક માને છે.[૫૨] કદાચ તેઓ રાજાનું અન્ન ખાધેલું એ ભયથી જીવિતનો ત્યાગ કરશે; પરંતુ યુધિષ્ઠિરની સામે ઉંચી દૃષ્ટિથી જોઈ શકશે નહિ.[૫૩] હે ભરતશ્રેષ્ઠ! આ લોકમાં કેવળ લોભથી મનુષ્યોને અર્થસંપત્તિ મળેલી જોવામાં આવતી નથી; માટે હે તાત! તું હવે લોભને છોડી દે અને શાંતિ ધારણ કર."[૫૪]

**અધ્યાય ૧૨૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૩૦ મો

## દુર્યોધનનો દુર્વિચાર અને તેની ઝાટકણી

॥ वैशंपायन उवाच ॥

**तत्तु वाक्यमनादृत्य सोऽर्थवन्मातृभाषितम् ।**
**पुनः प्रतस्थे संरंभात्सकाशमकृतात्मनाम् ॥१॥**

વૈશંપાયને કહ્યું:–દુર્યોધન, માતાએ કહેલાં તે અર્થયુક્ત વચનનો અનાદર કરીને, ક્રોધથી ફરી અવશ ચિત્તવાળા પોતાના મંત્રીઓની પાસે ચાલ્યો ગયો.[૧] દુર્યોધન સભામાંથી નીકળ્યા પછી સુબલના પુત્ર દ્યૂતપ્રવીણ શકુનિની સાથે વિચાર કરવા લાગ્યો.[૨] પછી દુર્યોધન, કર્ણ, સુબલનો પુત્ર શકુનિ અને દુઃશાસન, આ ચારે મળીને આ પ્રમાણે કરવાનો વિચાર કર્યો.[૩] "આ ચાલાક કૃષ્ણ ધૃતરાષ્ટ્ર રાજા અને ભીષ્મની સાથે મળીને પ્રથમ આપણને પકડી લેવા ધારે છે;[૪] પરંતુ ઇંદ્રે જેમ મહાપુરુષ બલિને બલાત્કારથી બાંધી લીધો હતો, તેમ આપણેજ કૃષ્ણને પ્રથમ બળાત્કારથી બાંધી લઈએ. કૃષ્ણને કેદ કરેલા સાંભળીને દાઢ પાડી નાખેલા સર્પોની પેઠે પાંડવોનાં મન ભાંગી પડશે અને તેઓ ઉત્સાહવિનાના થઈ જશે;[૫,૬] કારણકે આ મહાબાહુ કૃષ્ણજ સર્વ પાંડવોને સુખ આપનારા તથા તેઓના રક્ષક છે; માટે આ વર આપનારા સર્વ યાદવોના નાયક કૃષ્ણને કેદ કરીશું, એટલે સોમકોની સાથે પાંડવો નિરુદ્યોગી થઇ જશે. આ પ્રમાણે પાંડવોને ઢીલા કરવા માટે આપણે આ ઉતાવળથી કાર્ય કરનારા કૃષ્ણને અહીંજ બાંધી લઇને પછી શત્રુઓની સાથે યુદ્ધ કરીશું. ધૃતરાષ્ટ્ર ભલે બૂમ માર્યા કરે!"

બીજાઓના મનના વિચારને જાણનારો વિદ્વાન સાત્યકિ, તે દુષ્ટ ચિત્તવાળા પાપીઓના પાપી અભિપ્રાયને ઝટ જાણી ગયો અને તેટલા માટે તે સભામાંથી બહાર નીકળીને કૃતવર્માને મળ્યો.[૭-૧૦] તેણે કૃતવર્માને કહ્યું કે, "તમે તત્કાળ સેનાને સજ્જ કરો અને સેનાને વ્યૂહમાં ગોઠવી બખ્તર ધારણ કરીને સભાના દ્વાર આ-

ગળ ઉભા રહો,[૧૧] એટલામાં હું આ વૃત્તાંત સ્તુતિપાત્ર કર્મ કરનારા શ્રીકૃષ્ણને જણાવું.” આમ કહીને, સિંહ જેમ પર્વતની ગુફામાં પ્રવેશ કરે, તેમ વીર સાત્યકિએ સભામાં પ્રવેશ કર્યો અને મહાત્મા શ્રીકૃષ્ણને તે દુષ્ટોનો અભિપ્રાય કહ્યો. પછી સાત્યકિએ હસતાં હસતાં ધૃતરાષ્ટ્રને તથા વિદુરને દુર્યોધન વગેરેનો ઉપલો અભિપ્રાય જણાવતાં કહ્યું કે; “ મૂર્ખ દુર્યોધન, વગેરે ધર્મદૃષ્ટિથી, અર્થદૃષ્ટિથી અને કામદૃષ્ટિથી પણ સત્પુરુષોએ નિંદેલું દૂતને કેદ કરવારૂપી કર્મ આજે અહીં કરવા ઈચ્છે છે; પરંતુ તે કોઈ રીતે સિદ્ધ થવાનું નથી. ક્રોધ તથા લોભને અધીન થયેલા અને દીનતા તથા ભોગેચ્છાથી પરાભવ પામેલા આ પાપી ચિત્તવાળા મૂર્ખો એકઠા મળીને પ્રથમથીજ કલેશ કરવા તૈયાર થયા છે. બાળકો અથવા ગાંડાઓ જેમ બળતા અગ્નિને વસ્ત્રમાં બાંધવાની ઇચ્છા કરે, તેમ એ મૂર્ખાઓ કમલનેત્ર શ્રીકૃષ્ણને બાંધવાની ઇચ્છા કરે છે ! ”

સાત્યકિનાં એ વચન સાંભળીને દીર્ઘ દૃષ્ટિવાળા વિદુર કૌરવોની સભામાંજ મહાબાહુ ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા કે, “ હે શત્રુતાપન રાજા ! તમારા સર્વ પુત્રો કાળવડે ઘેરાઈ ગયા છે. તેઓ અશકય અને અપયશ આપનારૂં કર્મ કરવા તૈયાર થયા છે. આ ઇંદ્રના નાના ભાઇ કમળનેત્ર શ્રીકૃષ્ણને એ સઘળા એકઠા મળી, ચઢી આવીને બળાત્કારથી કેદ કરવા ઇચ્છે છે; પરંતુ પતંગીઆંઓ જેમ અગ્નિ પાસે જતાં નાશ પામે છે, તેમ તેઓ આ નરવ્યાઘ્ર, અજિત તથા દુઃસહ શ્રીકૃષ્ણની પાસે આવતાંજ નાશ પામશે. ક્રોધ પામેલો સિંહ જેમ હાથીઓને યમલોકમાં પહોંચાડે, તેમ આ શ્રીકૃષ્ણ ઇચ્છા કરે તો તે સઘળા યુદ્ધ કરનારાઓને જરૂર યમલોકમાં પહોંચાડી દે તેવા છે; પરંતુ આ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ કોઈપણ રીતે પાપવાળું નિંદિત કર્મ કરે તેવા નથી અને ધર્મથી ચલિત થાય તેવા નથી.”

વિદુરે એ પ્રમાણે કહ્યું, એટલે શ્રીકૃષ્ણ બન્ને પક્ષના સ્નેહીઓના સાંભળતાં ધૃતરાષ્ટ્રના તરફ જોઇને બોલ્યા કે, હે રાજા ! જો દુર્યોધન વગેરે ક્રોધ કરીને બળથી મને કેદ કરવા ધારતા હોય તો ભલે તેઓ મને કેદ કરે અથવા હું તેઓને કેદ કરી દઉં. હે રાજા ! તમે માત્ર આજ્ઞા આપો. ક્રોધાધીન થયેલા એ સઘળાઓને કબજે કરવા હું સમર્થ છું;[૧૨-૨૫] પરંતુ હું કોઇપણ રીતે નિંદિત તથા પાપયુક્ત કર્મ કરીશ નહિ. તમારા છોકરાઓ પાંડવોના ધનમાં લોભ કરવા જાય છે, પરંતુ તેમ કરતાં પોતાના ધનને ગુમાવી બેસશે.[૨૬] તેઓ એ પ્રમાણે કરવા ઈચ્છે છે, તેથી તો યુધિષ્ઠિરનું કાર્ય હમણાંજ સિદ્ધ થઇ જશે; કારણકે હે ભારતરાજ ! હું આજેજ તેઓને અને તેમના અનુયાયીઓને કેદ કરીને પાંડવોને સ્વાધીન કરી દઇશ અને તેમાં મેં ખોટું કર્યું પણ ગણાશે નહિ, પરંતુ હે ભારત મહારાજા ! હું તમારી સમક્ષ એવું ક્રોધ તથા પાપબુદ્ધિથી ઉત્પન્ન થયેલું નિંદિત કર્મ કરવા તૈયારી થઇશ નહિ. હે રાજા ! ભલે દુર્યોધન જે પ્રમાણે કરવા ઇચ્છતો હોય તે પ્રમાણે કરે.[૨૭-૨૯] હે રાજા ! હું તમારા સર્વ પુત્રોને ઇચ્છા પ્રમાણે કરવાની રજા આપું છું.”

એ સાંભળીને ધૃતરાષ્ટ્રે વિદુરને કહ્યું કે, તમે જાઓ અને તે રાજ્યના લોભી પાપી દુર્યોધનને તેના મિત્રો, અમાત્યો, બંધુઓ તથા અનુયાયીઓની સાથે ઝટ અહીં તેડી લાવો. જોઉં કે હું તેને ફરી માર્ગપર લાવવા સમર્થ થાઉં છું ?”[૩૦,૩૧]

રાજાના કહેવાથી વિદુર ગયા અને સભામાં આવવાની ઇચ્છાવિનાના દુર્યોધનને તેના ભાઇઓ તથા રાજાઓની સાથે ફરી સભામાં તેડી લાવ્યા.[૩૨] પછી ધૃતરાષ્ટ્ર રાજાએ કર્ણ, દુઃશાસન તથા રાજાઓથી વીંટાયલા દુર્યોધનને કહ્યું કે,[૩૩] ઓ ક્રૂર ! ઓ હલકાં કર્મની સહાયવાળા ! ઓ પાપમૂર્તિ ! તું પાપીઓની સાથે મળીને તેઓની મદદથી પાપકર્મ કરવાની ઇચ્છાથી ફરે છે કે ?[૩૪] સજ્જનોએ નિંદેલું, અપયશ આપ-



## श्रीकृष्ण विष्टी–पांडव कौरव वच्चे मेळ करावववानो प्रयत्न.

દુર્યોધનની રાજસભામાં જઇ ભગવાન શ્રીકૃષ્ણે નીતિ રીતિ, ધર્માધર્મ, વ્યવહાર પરમાર્થ, લોક પરલોક, લાભ હાનિ ઇ૦ દુર્યોધનને પુષ્કળ સમજાવ્યું. કૌરવ પક્ષના સર્વ વડીલો, આચાર્યો અને માતા ગાન્ધારીએ પણ સમજાવવામાં કસર રાખી નહિ. પણ જેના અંતરમાંજ કામક્રોધાદિ શત્રુ ભરેલા હોય તે કંઇ માને! "બસ સોય જેટલી પણ ભૂમિ આપું નહિ" એમ કહી ઉલટો શ્રીકૃષ્ણનેજ કેદ કરવા તૈયાર થયો! સર્વ ઐશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ તો એ જોઇ હસીજ પડયા; અને પોતાના સાથીને તલવાર ખેંચતા રોકીને જગત સમ્રાટ પેઠે ત્યાંથી નીડર ભાવે ચાલ્યા ગયા!

નારૂં અને કોઇ રીતે સિદ્ધ ન થનારૂં કામ તારા જેવો કુળને કલંક લગાડનારો મૂર્ખ મનુષ્યજ કરવા ધારે.[૩૫] તું પાપી સહાયકોની સાથે મળીને, આ કમળનેત્ર, દુર્જય અને દુષ્પ્રાપ્ય શ્રીકૃષ્ણને કેદ કરવાની ઇચ્છા કરે છે, કેમ?[૩૬] ઓ મૂર્ખ! ઇંદ્રસહિત દેવો પણ જેને બળથી વશ કરી શકે નહિ, તે કૃષ્ણને, બાળક ચંદ્રને પકડવાની ઇચ્છા કરે, તેમ તું પકડવાની ઇચ્છા કરે છે ? [૩૭] જેને સંગ્રામમાં દેવો, મનુષ્યો, ગંધર્વો, અસુરો અને સર્પો એકઠા મળીને પણ સહન કરી શકે નહિ, તે કેશવને તું ઓળખતો નથી ? જેમ હાથવડે વાયુ પકડી શકાતો નથી, જેમ હાથવડે ચંદ્રનો સ્પર્શ કરી શકાતો નથી અને જેમ મસ્તકવડે પૃથ્વી ઉપાડી શકાતી નથી, તેમ બળથી કેશવને પકડવા અશક્ય છે."[૩૮,૩૯]

એ પ્રમાણે ધૃતરાષ્ટ્રે કહ્યું, એટલે ક્ષત્તા વિદુર પણ તે ધૃતરાષ્ટ્રના ક્રોધી પુત્ર દુર્યોધનને ઉદ્દેશીને બોલવા લાગ્યા.[૪૦]

વિદુરે કહ્યું:– "હે દુર્યોધન! હું તને સમયોચિત વચન કહું છું, તેને તું ધ્યાનમાં લે:સૌભવિમાનના દરવાજાપર દ્વિવિદ નામના મોટા વાનરે આ કૃષ્ણને મોટી પાષાણની વૃષ્ટિવડે ઢાંકી દીધા હતા;[૪૧] અને સર્વ પ્રયત્નથી પરાક્રમ કરીને એમને પકડી લેવાની ઇચ્છા કરી હતી; પરંતુ તે આ કૃષ્ણને પકડી શકયો ન હતો, એમને તું બળથી પકડવાની ઇચ્છા કરે છે કેમ?[૪૨] શ્રીકૃષ્ણ પ્રાગ્જ્યોતિષ નગરમાં ગયા હતા, ત્યાં દાનવોસહિત નરકાસુર પણ એમને પકડી શકયો ન હતો, તે કૃષ્ણને તું બળથી પકડવા ઇચ્છા રાખે છે?[૪૩] અનેક યુગ વર્ષોના આયુષ્યવાળા આ કૃષ્ણે, યુદ્ધમાં નરકાસુરને મારીને ત્યાંથી હજારો કન્યાઓ લાવી, તેઓની સાથે વિધિ પ્રમાણે લગ્ન કર્યાં હતાં.[૪૪] આ શ્રીકૃષ્ણે નિર્મોચન નામના નગરમાં છ હજાર મોટા અસુરોને પાશોથી બાંધ્યા હતા; પરંતુ તે અસુરો એમને પકડી શકયા ન હતા, તે કેશવને તું બળથી પકડવા ઇચ્છે છે,એ શું કહેવાય?[૪૫] હે ભરતશ્રેષ્ઠ! આ શ્રીકૃષ્ણે બાલ્યવયમાંજ પૂતનાને તથા બકાસુરને મારી નાખ્યાં હતાં અને ગાયોના રક્ષણને માટે ગોવર્ધન પર્વતને હાથથી ઉપાડી રાખ્યો હતો.[૪૬] વળી એમણે અરિષ્ટ, ધેનુક, મહાબળી ચાણૂર, અશ્વરાજ કેશી અને દુરાચારી કંસને મારી નાખ્યા હતા.[૪૭] જરાસંધ, દંતવક્ત્ર, વીર્યવાન શિશુપાલ, બાણાસુર અને બીજા રાજાઓને પણ રણમાં નાશ પમાડયા હતા.[૪૮] વળી અમાપ પરાક્રમવાળા આ શ્રીકૃષ્ણે વરુણરાજાને જિત્યો હતો, અગ્નિને જિત્યો હતો અને પારિજાતકનું હરણ કરતી વખતે સાક્ષાત્ ઇંદ્રને પણ જિત્યો હતો.[૪૯] પ્રલયમાં એકાકાર થયેલા સમુદ્રમાં શયન કરતા આ શ્રીકૃષ્ણે મધુ તથા કૈટભ નામના બે અસુરોને માર્યા હતા અને બીજો જન્મ સ્વીકારીને હયગ્રીવ દાનવનો નાશ કર્યો હતો.[૫૦] આ કેશવ સર્વના કર્તા છે;એમનો કર્તા કોઇ નથી.પરાક્રમના આદિકારણ પણ એજ છે અને તેથી એ કૃષ્ણ જે જે મનમાં લાવે તે તે યત્નવિનાજ કરે છે.[૫૧]એવા આ ભયંકર પરાક્રમી તથા દૃઢ પ્રતિજ્ઞાવાળા ગોવિંદને તું ઓળખતો નથી અને સ્તુતિપાત્ર ચરિત્રવાળા, ઉત્તમ કર્મવાળા, મહાબાહુ, ક્રોધ પામેલા મહાસર્પના જેવા ઉગ્ર તથા તેજના ઢગરૂપ આ કૃષ્ણનો પરાભવ કરવા ઇચ્છે છે;પરંતુ તેમ કરતાં, અગ્નિની પાસે જનારાં પતંગીઆંની પેઠે તું મંત્રીઓની સાથે નાશ પામીશ."[૫૨,૫૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "વિદુરવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૩૦ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૧ મો

## વિશ્વરૂપનું દર્શન

॥ વૈશંપાયન ઉવાચ ॥

विदुरेणैवमुक्तस्तु केशवः शत्रुपूगहा ।
दुर्योधनं धार्तराष्ट्रमभ्यभाषत वीर्यवान् ॥१॥

વૈશંપાયને કહ્યું:–વિદુરે એ પ્રમાણે વર્ણ-

વેલા એવા શત્રુસમૂહને હણનારા તે વીર્યવાન શ્રીકૃષ્ણ, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન પ્રત્યે બોલ્યાઃ–[1] "હે અતિ દુર્બુદ્ધિવાળા દુર્યોધન ! તું મોહને લીધે 'હું એકલો છું' એમ માને છે અને મારો પરાભવ કરીને મને પકડવાની ઈચ્છા કરે છે;[2] પરંતુ જો તો ખરો, સર્વ પાંડવો, સર્વ અંધકો યાદવો આદિત્યો, રુદ્રો, વસુઓ અને સર્વ મહર્ષિઓ અહીંજ છે."[3] આ પ્રમાણે કહીને શત્રુવીરને હણનારા શ્રીકૃષ્ણે ખડખડાટ હાસ્ય કર્યું. તે વખતે હાસ્ય કરતા મહાત્મા શ્રીકૃષ્ણનાં અંગોમાંથી વિજળીના જેવા રૂપવાળા, અંગુઠા જેવડા દેહવાળા અને અગ્નિની જ્વાળાનાજેવા તેજસ્વી સર્વ દેવો પ્રકટ થયા.

એમના લલાટસ્થાનમાં બ્રહ્મા પ્રકટ થયા; વક્ષઃસ્થળમાં રુદ્ર પ્રકટ થયા;[4,5] લોકપાલો બાહુઓમાં પ્રકટ થયા; અગ્નિ મુખથી પ્રકટ થયો; આદિત્યો, સાધ્યો, વસુઓ, અશ્વિનીકુમારો, ઇંદ્રસહિત વાયુઓ, વિશ્વેદેવાઓ, યક્ષો, ગંધર્વો તથા રાક્ષસો–આ સર્વે પોતપોતાનાં રૂપો ધારણ કરીને, શ્રીકૃષ્ણનાં અંગોમાંથી પ્રકટ થયા.[6,7] એમના બે બાહુઓમાંથી બળરામ તથા અર્જુન પ્રકટ થયા, તેમાં ધનુર્ધારી અર્જુન જમણા બાહુમાંથી અને હળધારી બલરામ ડાબા બાહુમાંથી પ્રકટ થયા.[8] ભીમ, યુધિષ્ઠિર, નકુલ તથા સહદેવ શ્રીકૃષ્ણની પીઠથી પ્રકટ થયા અને અંધકો, યાદવો તથા પ્રદ્યુમ્ન વગેરે યાદવો મોટાં મોટાં આયુધો ઉગામીને શ્રીકૃષ્ણના અગ્રભાગમાંથી પ્રકટ થયા. શંખ, ચક્ર, ગદા, શક્તિ, શાર્ઙ્ગ ધનુષ, હળ, નંદક,મુસલ, વગેરે સઘળાં ઝળહળતાં આયુધો શ્રીકૃષ્ણના અનેક બાહુઓમાં ઉગામેલાં જણાવા લાગ્યાં.[9-11] વળી શ્રીકૃષ્ણનાં નેત્રોમાંથી, નાકમાંથી, કાનોમાંથી અને સર્વ રુવાંટાંનાં છિદ્રોમાંથી સૂર્યનાં કિરણોની પેઠે મહાભયંકર ધૂમાડાસહિત અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી. મહાત્મા શ્રીકૃષ્ણનું તેવું ભયંકર રૂપ જોઇને રાજાઓના ચિત્તમાં ત્રાસ ઉત્પન્ન થયો અને તેઓએ નેત્રો બંધ કરીદીધાં. માત્ર તે વખતે દ્રોણ, ભીષ્મ, મહાબુદ્ધિમાન વિદુર, મહાભાગ્યશાળી સંજય અને તપોધન ઋષિઓએ આંખ બંધ કરી નહિ; કારણકે જનાર્દન ભગવાને તેઓને વિશ્વરૂપ જોવામાટે દિવ્ય દૃષ્ટિ આપી હતી.[12-15] એ પ્રમાણે સભાસ્થાનમાં શ્રીકૃષ્ણે કરેલા મહા આશ્ચર્યને જોઇને,દેવોનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં અને આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. [16]

એટલે ધૃતરાષ્ટ્રે કહ્યું:–" હે પુંડરીકાક્ષ ! તમેજ સર્વ જગતના હિતકર્તા છો, માટે હે યાદવશ્રેષ્ઠ ! તમે મારા ઉપર કૃપા કરવા યોગ્ય છો.[17] હે ભગવન્ ! હું આપનાં દર્શન કરવાની ઇચ્છા કરૂં છું. તમારૂં દર્શન થયાપછી પાછાં મારાં નેત્રો જતાં રહે એવી પણ હું માગણી કરૂં છું; કારણકે તમારૂં દર્શન કર્યા પછી તે નેત્રોથી હું બીજાને જોવાની ઈચ્છા કરતો નથી."[18] એ સાંભળીને મહાબાહુ શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને કહ્યું કેઃ– "હે કુરુનંદન! બીજાઓને ન દેખાય એવાં તમને બે નેત્રો પ્રાપ્ત થાઓ."[19] હે મહારાજ! એવું કહેતાંની સાથે તો ત્યાં મોટું આશ્ચર્ય થયું. વિશ્વરૂપના દર્શનની ઇચ્છાથી ધૃતરાષ્ટ્રને વાસુદેવની કૃપાથી બન્ને નેત્રો પ્રાપ્ત થયાં ! [20] તે સભામાં બેઠેલા ધૃતરાષ્ટ્રને નેત્રો પ્રાપ્ત થયેલાં જોઇને ઋષિઓની સાથે રાજાઓ આશ્ચર્ય પામ્યા અને તેઓ મધુસૂદનની સ્તુતિ કરવા લાગ્યા.[21] હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે આખી પૃથ્વી ચલિત થઈ ગઈ, સમુદ્ર પણ ખળભળી ઉઠયો અને રાજાઓ મોટું આશ્ચર્ય પામ્યા.[22]

તે પછી શત્રુઓનું દમન કરનારા નરવ્યાઘ્ર શ્રીકૃષ્ણે પોતાના દિવ્ય દેહને તથા તે દિવ્ય, અદ્ભુત અને ચિત્રવિચિત્ર સંપત્તિને ગુપ્ત કરી દીધી.[23] પછી મધુસૂદન ઋષિઓની આજ્ઞા લઇને, સાત્યકિ તથા કૃતવર્માના હાથ પકડી સભાસ્થાનમાંથી બહાર નીકળ્યા.[24] નારદ વગેરે ઋષિઓ પણ ત્યાંથી અંતર્હિત થઇને ચાલ્યા ગયા અને તે ચાલુ કોલાહલમાં આશ્ચર્ય જેવું થઇ પડયું.[25] શ્રીકૃષ્ણને જતા જોઇને રાજાઓની સાથે સર્વ કૌરવો ઈંદ્રની પાછળ દેવો જાય

તેમ તે નરવ્યાઘ્રની પાછળ જવા લાગ્યા;[૨૬] પરંતુ અમાપ અંતઃકરણવાળા શ્રીકૃષ્ણ તે રાજમંડળ તરફ લક્ષ્ય ન આપતાં ધૂમાડાવાળા અગ્નિની પેઠે તપી જઇને સભાસ્થાનમાંથી તુરત બહાર નીકળી ગયા.[૨૭]

એટલામાં દારુક સારથિ, શૈબ્ય તથા સુગ્રીવ નામના ઘોડા જોડેલો, શ્વેત રંગનો, મોટો, ઘુઘરીઓવાળો, સુવર્ણની જાળીથી વિચિત્ર, હલકો, મેઘના જેવી ગર્જના કરનારો, ઉત્તમ સાહિત્યવાળો, સ્વચ્છ અને વ્યાઘ્રચર્મથી મઢેલો રથ લઈને ત્યાં આગળ આવેલો દેખાયો;[૨૮,૨૯] તેમજ યાદવોમાં માનીતો, મહારથી હૃદીકનો પુત્ર વીર કૃતવર્મા પણ રથમાં બેઠેલો જણાયો.[૩૦] પછી પાસે ઉભા રહેલા રથમાં બેસીને ત્યાંથી પ્રયાણ કરવા તૈયાર થયેલા શત્રુહંતા શ્રીકૃષ્ણની આગળ આવીને મહારાજા ધૃતરાષ્ટ્ર ફરી શ્રીકૃષ્ણને કહેવા લાગ્યાઃ–[૩૧] "હે શત્રુનાશન જનાર્દન! મારૂ પુત્રોના ઉપર કેટલું બળ ચાલે છે, તે તમે તમારી નજરથી જોયું છે. તમને કંઇપણ પરોક્ષ અથવા અજાણ્યું નથી.[૩૨] હે કેશવ ! હું કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓમાં સલાહસંપ થાય એવી ઇચ્છા રાખું છું અને યત્ન પણ કરૂ છું; છતાં મારી આ અવસ્થા છે, તે જાણીને તમારે મારાપ્રત્યે શંકા લાવવી યોગ્ય નથી.[૩૩] હે કેશવ ! મારો પાંડવોના તરફ પાપી અભિપ્રાય નથી; અને તે સંબંધમાં મેં દુર્યોધનને હિતવચન કહ્યાં તે તમે જાણોજ છો.[૩૪] હે માધવ ! હું સર્વ યત્નથી સલાહસંપ કરાવવા ઉદ્યોગ કરૂં છું, એ વાત પૃથ્વીના સર્વ રાજાઓ તથા કૌરવો જાણે છે."[૩૫]

વૈશંપાયને કહ્યું:–તે પછી મહાબાહુ જનાર્દને ધૃતરાષ્ટ્રને, દ્રોણને, ભીષ્મપિતામહને વિદુરને, બાલ્હિકને અને કૃપાચાર્યને કહ્યું કેઃ–[૩૬] "આજે કૌરવોની સભામાં જે જે પ્રકાર થયો, તે તમે પ્રત્યક્ષ જોયો છે. મૂર્ખ દુર્યોધન અસભ્યની પેઠે ગુસ્સામાંજ ઉઠીને કેવી રીતે ચાલતો થયો તે તમે જોયું છે અને રાજા ધૃતરાષ્ટ્ર પૃથ્વીપતિ હોવા છતાં 'મારી સત્તા ચાલતી નથી' એવું બોલે છે, તે પણ તમે સાંભળ્યું છે. હવે હું તમારી સર્વની રજા લઈને યુધિષ્ઠિર પાસે પાછો જાઉં છું"[૩૭,૩૮]

પછી હે રાજા ! સર્વની રાજા લઇ, રથમાં બેસી પ્રયાણ કરતા શ્રીકૃષ્ણને વળાવવા, મહાધનુર્ધારી ભીષ્મ, દ્રોણ, કૃપ, વિદુર, ધૃતરાષ્ટ્ર,ને બાલ્હિક, અશ્વત્થામા, વિકર્ણ, મહારથી યુયુત્સુ અને બીજા ભરતકુળશ્રેષ્ઠ મહાવીરો પાછળ ગયા.[૩૯,૪૦] પછી શ્રીકૃષ્ણ તે કુરુવંશીઓના દેખતાંજ ઘુઘરીવાળા, મોટા ઉજ્જ્વળ રથ પોતાનાં ફોઇ કુંતીને મળવા ગયા.[૪૧]*

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "વિશ્વરૂપદર્શન" એ વિષયનો અધ્યાય ૧૩૧ મો સમાપ્ત.

---

## અધ્યાય ૧૩૨ મો
### કુંતીએ સંદેશો કહ્યો.

॥ वैशंपायन उवाच ॥

**प्रविश्याथ गृहं तस्याश्चरणावभिवाद्य च ।**
**आचख्यौ तत्समासेन यद्वृत्तं कुरुसंसदि॥१॥**

વૈશંપાયને કહ્યું:–શ્રીકૃષ્ણે કુંતીના ઘરમાં પ્રવેશ કરીને, તેના ચરણમાં પ્રણામ કર્યા અને કુરુસભામાં જે વૃત્તાંત થયો હતો તે ટુંકાણમાં કહ્યો.[૧]

વાસુદેવે કહ્યું:–"મેં તથા ઋષિઓએ હેતુવાળાં તથા ગ્રહણ કરવાયોગ્ય બહુ પ્રકારનાં વચન કહ્યાં; પરંતુ દુર્યોધને તે સ્વીકાર્યાં નહિ.[૨] એ ઉપરથી સમજાય છે કે, દુર્યોધનને અનુસરનારા સર્વે કાળવડે પરિપક્વ થઈ ગયા છે. હવે હું તમારી રજા લઇશ અને ત્વરાથી પાંડવોની પાસે જઇશ;[૩] માટે તમારાં વચનથી પાંડવોને શું કહેવું, તે હે મહાબુદ્ધિમતિ ! તમે મને કહો;

---

* ऐश्वर्यं वैश्वरूप्यं च हरेः श्रुत्वाऽवलोक्य च । दुर्योधनो न मनेऽस्य वाक्यं म्लेच्छः श्रुतेरिव ॥

મ્લેચ્છ જેમ શ્રુતિનાં વાક્યને માને નહિ, તેમ દુર્યોધને શ્રીકૃષ્ણનું ઐશ્વર્ય સાંભળીને તથા વિશ્વરૂપ જોઇને પણ તેમનું કહેવું માન્યું નહિ. ગ૦

હું તમારું કહેવું સાંભળવા ઇચ્છું છું."[૪]

કુંતીએ કહ્યું:-" હે કેશવ ! તમે ધર્માત્મા યુધિષ્ઠિરરાજાને કહેજો કે, તારો પૃથ્વીપાલનનો મહાન ધર્મ ક્ષીણ થાય છે; માટે હે પુત્ર ! તું તે ધર્મને મિથ્યા કર નહિ.[૫] હે રાજા ! જેમ અર્થજ્ઞાનવિના કેવળ વેદની ગોખણપટ્ટી કરનારા મૂર્ખ બ્રાહ્મણની બુદ્ધિ, વેદના અક્ષરોની અત્યંત આવૃત્તિથી થાશ પામીને તેનેજ એક ધર્મ જુએ છે, તેમ તારી બુદ્ધિ પણ કેવળ એક ધર્મનેજ જોયા કરે છે.[૬] હે પુત્ર ! સ્વયંભૂ બ્રહ્માએ તને કયા ધર્મની સાથે ઉત્પન્ન કર્યો છે, તે તારા ધર્મ તરફ તું દૃષ્ટિ કર. બ્રહ્મદેવે ક્ષત્રિયોને પોતાના બાહુથી ઉત્પન્ન કર્યા છે, માટે તેઓ બાહુવીર્યથી આજીવિકા ચલાવે છે,[૭] નિત્ય શત્રુમર્દન જેવાં ક્રૂર કર્મ કરે છે અને પ્રજાનું પરિપાલન કરે છે. આ વિષયમાં મેં વૃદ્ધોથી એક દૃષ્ટાંતરૂપ વાત સાંભળી છે. તે તું સાંભળ.[૮]

પૂર્વે કુબેરે પ્રસન્ન થઇને રાજર્ષિ મુચુકુંદને આ આખી પૃથ્વી આપવા માંડી, પરંતુ તેણે તે ગ્રહણ કરી નહિ;[૯] અને કહ્યું કે:-' હું બાહુબળથી સંપાદન કરેલા રાજ્યને ભોગવવા ઇચ્છું છું.' તે સાંભળીને કુબેર પ્રસન્ન થયા અને આશ્ચર્ય પામ્યા.[૧૦] પછી સારીરીતે ક્ષાત્રધર્મને અનુસરનારા તે મુચુકુંદ રાજાએ પોતાના બાહુબળથી પૃથ્વી મેળવીને તેનું પરિપાલન કર્યું.[૧૧]

હે ભરતવંશી ! રાજાથી ઉત્તમ રીતે રક્ષણ કરાતી પ્રજા આ લોકમાં જે ધર્મ આચરે છે, તે ધર્મનો ચતુર્થાંશ રાજાને પ્રાપ્ત થાય છે;[૧૨] અને રાજા પોતે જો ધર્માચરણ કરે છે તો દેવપણાને પામે છે. પણ તે જો અધર્મ કરે છે તો નરકમાંજ જાય છે.[૧૩] રાજા જો દંડનીતિનો સારીરીતે ઉપયોગ કરે છે, તો તે દંડનીતિ ચારે વર્ણોને અધર્મથી અટકાવે છે અને ધર્મમાર્ગમાં પ્રેરે છે.[૧૪] વળી જ્યારે રાજા દંડનીતિનો ન્યાયાનુસાર સંપૂર્ણ પ્રયોગ કરે છે, ત્યારે સત્યયુગ નામનો ઉત્તમ કાળ પ્રવર્તે છે.[૧૫] કાળ રાજાનું કારણ છે કે રાજા કાળનું કારણ છે ? એવો તને સંશય ન થાઓ. હું નિશ્ચયથી કહું છું કે, રાજા એજ કાળનું કારણ છે—અર્થાત્ સારો નબળો કાળ પ્રવર્તાવનાર રાજાજ છે.[૧૬] કૃતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગનો કર્તા રાજા છે.[૧૭] રાજા સત્યયુગ પ્રવર્તાવવાથી અત્યંત સ્વર્ગસુખ ભોગવે છે, ત્રેતાયુગ પ્રવર્તાવવાથી સંપૂર્ણ સ્વર્ગસુખ ભોગવતો નથી, દ્વાપરયુગ પ્રવર્તાવવાથી સ્વર્ગસુખનો થોડો ભાગ ભોગવે છે અને કલિયુગ પ્રવર્તાવવાથી અનંત પાપ સંપાદન કરે છે;[૧૮,૧૯] અને પછી તે દુષ્કર્મવાળો રાજા ઘણાં વર્ષોસુધી નરકમાં પડી રહે છે. રાજાનો દોષ જગતને લાગે છે અને જગતનો દોષ રાજાને લાગે છે;[૨૦] માટે તું તારા બાપદાદાને યોગ્ય રાજધર્મોના તરફ દૃષ્ટિ કર. તું જે વર્તનથી રહેવાની ઇચ્છા કરે છે, તે રાજર્ષિઓનું વર્તન નથી.[૨૧] તું વિકળ અંગવાળાની પેઠે કેવળ દયાનું અવલંબન કરીને રહ્યો છે; પરંતુ એથી તને પ્રજાઓના પાલનનું લેશમાત્ર ફળ પ્રાપ્ત થતું નથી.[૨૨] તું હમણાં જે બુદ્ધિનો આશ્રય કરીને ચાલે છે, તે પ્રમાણે ચાલવાનો પૂર્વે પાંડુએ, મેં અથવા પિતામહ વ્યાસે તને આશીર્વાદ આપ્યો ન હતો.[૨૩] મેં તો યજ્ઞ, દાન, તપ, શૌર્ય, વિશાળ બુદ્ધિ માહાત્મ્ય, બળ અને તેજ, એ તારામાં નિત્ય રહે એવીજ આશા રાખી હતી.[૨૪] નિત્ય સ્વાહા તથા સ્વધાવડે સારીરીતે દેવોનું તથા પિતરોનું આરાધન કર્યું હોય તો તેઓ સંતુષ્ટ થઇને લાંબુ આયુષ્ય, ધન અને પુત્રો આપે છે.[૨૫] પુત્રોએ દાન, વેદાધ્યયન, યજ્ઞ અને પ્રજાનું રક્ષણ કરવું, એવી પિતૃઓ તથા દેવતાઓ સદા ઇચ્છા રાખે છે.[૨૬] આ હું કહું છું તે ધર્મયુક્ત હો કે અધર્મયુક્ત હો, પણ તું તો જન્મ્યો ત્યારથીજ એ કર્મો તારી સાથે બંધાયલાં છે. હે તાત ! સર્વ પાંડવો વિદ્યાવાન છે, કુલીન છે, છતાં તેઓ આજીવિકાવિના પીડા પામે છે.[૨૭] ક્ષુધાતુર મનુષ્યો જે શૂરા રાજાની પાસે આવતાંજ આહાર મેળવી સંતોષ પામીને પાછા ફરે છે, તેનાથી અધિક ધર્માત્મા કોણ ?[૨૮] રાજ્ય સંપાદન કર્યા પછી ધાર્મિક રાજાએ કોઇને દાનથી, કોઇને બળથી અને

કોઇને મધુર વાણીથી, એમ સર્વને પોતાના કરી રાખવા.[૨૯] બ્રાહ્મણે ભિક્ષા માગવી, ક્ષત્રિયે પ્રજાનું પાલન કરવું, વૈશ્યે ધન સંપાદન કરવું અને શૂદ્રે તે ત્રણે વર્ણની સેવા કરવી, એ ધર્મ છે.[૩૦] તું ક્ષત્રિય છે, તેથી ભિક્ષા અથવા ખેતી એ તારેમાટે નિષિદ્ધ છે. પ્રજાનું દુઃખથી રક્ષણ કરવું તથા બાહુબળ ઉપર આજીવિકા કરવી, એજ તારો ધર્મ છે.[૩૧] હે મહાબાહુ ! સામ, દાન, ભેદ, દંડ અથવા ન્યાય એમાંના કોઈ પણ ઉપાયનો આશ્રય કરીને તું તારા પિતાનો જે રાજ્યભાગ શત્રુઓ ગળી ગયા છે, તેનો પુનઃ ઉદ્ધાર કર.[૩૨] હે શત્રુઓને ખુશી કરનારા પુત્ર ! તને જન્મ આપનારી અને તારે લીધેજ દીન થઈ ગયેલા બાંધવોવાળી હું આજે કોળીઆ અન્નને માટે બીજાના મોં સામું જોઉં છું. એનાથી બીજું અધિક દુઃખ શું હોય?[૩૩] માટે તું રાજધર્મ પ્રમાણે યુદ્ધ કર. આમ બેસી રહીને પૂર્વજોને નરકમાં ડૂબાવ નહિ અને તું પણ પુણ્યહીન થઇને ભાઇઓની સાથે અધોગતિને પામ નહિ.”[૩૪]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં
“ કુંતીવાક્ય” એ વિષયનો
અધ્યાય ૧૩૨ મો સમાપ્ત.

## અધ્યાય ૧૩૩ મો

### વિદુલાનો પુત્રને ઉપદેશ

॥ कुंत्युवाच ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
विदुलायाश्च संवादं पुत्रस्य च परंतप ॥१॥

કુંતીએ કહ્યું:–હે શત્રુતાપન કૃષ્ણ ! આ વિષયમાં વિદુલા અને તેના પુત્રના સંવાદરૂપ આ એક પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે.[૧] આ સંવાદ મારાં વાક્યો કરતાં પણ શ્રેષ્ઠ અને વિશાળ છે, માટે એ તમારે યુધિષ્ઠિરને સંપૂર્ણ કહેવો.

વિદુલા નામની એક યશસ્વિની ક્ષત્રિયાણી હતી. તે કુલીન, દીનતાવાળી, ક્ષત્રધર્મમાં તત્પર, ઉગ્ર સ્વભાવવાળી, ઇંદ્રિયનિગ્રહવાળી, દીર્ઘદષ્ટિવાળી, રાજસભાઓમાં વિખ્યાત, યશસ્વી તથા પંડિતા હતી. એક વખતે સિંધુરાજાથી હારીને ચિત્તમાં ખિન્ન થઈ સૂતેલા પોતાના ઔરસ પુત્રની નિંદા કરતી તે કહેવા લાગી.[૨–૪]

વિદુલા બોલી:–‘ ઓ શત્રુઓના હર્ષને વધારનારા અને મારા હર્ષને નાશ પમાડનારા પુત્ર ! તું માતાથી તથા પિતાથી ઉત્પન્ન થયો હોય એમ લાગતું નથી. તું ક્યાંથી આવ્યો છે? તું ક્રોધવિનાનો નિર્માલ્ય છે, તેથી તને કોઈ ગણતું નથી અને તારાં બાહુ વગેરે સાધનો પણ વીર્યહીન છે. તું જીવતાં સુધી ઉદયની આશાથી રહિત થઇને બેઠો છે, પણ એ ઠીક નહિ. ઉઠ, અને પોતાના ભલાને માટે કાર્યની ઝુંસરી ઉપાડ ![૫-૬] તું પોતાને હીન સમજીને પોતાનું અપમાન કર નહિ. અલ્પસ્વલ્પથી સંતુષ્ટ થઇને દેહનું પાલન કર નહિ, ડર નહિ; પરંતુ મનને ઉદાર કરીને ભયને નાશ પમાડ.[૭] હે કાયર પુરુષ ! ઉઠ, આમ પરાજય પામીને સૂઇ ન રહે ! તું છેક સ્વમાનરહિત નીકળવાથી શત્રુઓને આનંદ પમાડે છે અને બંધુઓને શોક આપે છે.[૮] નાની નદી થોડા પાણીથી ભરાઈ જાય છે, ઉંદરની મૂઠી થોડી વસ્તુથીજ ભરાઈ જાય છે અને કાયર પુરુષને જલદી સંતોષી શકાય છે; કારણકે તે અલ્પ વસ્તુથીજ સંતોષ પકડી બેસે છે.[૯] જેમ કોઈ સાપની દાઢ ઉપાડવાનો યત્ન કરતાં તુરત મરણ પામે છે, તેમ તું જીવિતના સંશયમાં પડીને પણ પરાક્રમ કર.[૧૦] શકરો જેમ આકાશમાં ઉડી, નિર્ભય થઇને પોતાના શત્રુનાં છિદ્રને શોધે છે, તેમ તું ગુપચુપ રહીને અથવા શત્રુને જિતવાના અનેક પ્રકારો પ્રકટ કરીને નિઃશંક થઇ શત્રુનાં છિદ્રો શોધી કાઢ અને લાગ જોઇને પરાક્રમ કર.[૧૧] વજ્રથી હણાયલા પુરુષની પેઠે તું આમ મુડદાં જેવો થઇને કેમ સૂતો છે? ઓ કાપુરુષ ! ઉઠ, શત્રુથી હારીને પડી ન રહે.[૧૨] તું આમ દીન થઇને અસ્ત પામ નહિ, પણ પોતાનાં પરાક્રમવડે સર્વત્ર પ્રખ્યાત થા. સામ જેવા મધ્યમ, ભેદ જેવા અધમ અને દાન જેવા નીચ ઉપાયનું અવલં-

અન ન કરતાં તું દંડરૂપી ઉત્તમ ઉપાયનો આશ્રય કરીને ગાજી ઉઠ.[13] ટીંબરૂના લાકડાની પેઠે તું બે ઘડી પણ પ્રજ્વલિત રહે. જીવવાની ઇચ્છા રાખીને ફુસકાના જ્વાળાવિનાના અગ્નિની પેઠે ધૂમાયા કર.[14] લાંબા સમય સુધી ધૂમાયા કરવા કરતાં બે ઘડી પણ પ્રજ્વલિત રહેવું શ્રેષ્ઠ છે. કોઇ પણ રાજાને ઘેર અતિ કોમળ અથવા અતિ તીક્ષ્ણ પુત્રનો જન્મ થશો નહિ.[15] પુરુષ સંગ્રામમાં જઈ મનુષ્યથી થાય તેવું પરાક્રમ કરવાથી ધર્મના ઋણથી મુક્ત થાય છે અને તેને આત્મનિંદાનો પ્રસંગ આવતો નથી.[16] કરેલા કાર્યનું ફળ મળોકે ન મળો, તોપણ પંડિત મનુષ્ય તેનો શોક કરતો નથી, પરંતુ અટક્યા વિના કાર્ય કર્યા કરે છે અને તેમાં પ્રાણની તથા ધનની પણ દરકાર કરતો નથી;[17] માટે હે પુત્ર! તું તારૂં પરાક્રમ ઝળકાવ અથવા મરણને શરણ થા. નિરર્થક ક્ષાત્રધર્મને પાછળ નાખીને શામાટે જીવે છે?[18] ઓ ષંઢ! તારાં આજ સુધીનાં યજ્ઞદાનાદિક કર્મો નાશ પામ્યાં છે, તારી સર્વ કીર્તિ પણ હણાઇ ગઈ છે અને જે સાધનથી તારે વૈભવો ભોગવવાના છે તે તારૂં રાજ્યરૂપી સાધન પણ નાશ પામ્યું છે. હવે તું શામાટે જીવે છે?[19] પડવાનો અથવા ડૂબવાનો સમય આવ્યો હોય તો તે વખતે પણ શત્રુનેજ જાંઘમાંથી પકડીને તેની સાથે પડવું અથવા ડૂબવું અને તેમ કરતાં નિર્મૂળ થવાનો પ્રસંગ આવે તોપણ કોઇ રીતે નિરુદ્યમી થવું નહિ.[20] જાતવાન ઘોડાઓનું યુદ્ધમાં જે અખંડ તેજ હોય છે, તેને સ્મરણમાં રાખીને પુરુષો ઉદ્યમપૂર્વક યુદ્ધભાર ઉપાડવો જોઇએ; માટે તું સત્વ તથા માન ધારણ કર અને પોતાના પુરુષાર્થને પ્રાપ્ત થા.[21] તારે લીધે ડૂબેલા આ કુળનો તું પોતેજ ઉદ્ધાર કર. જેનું એક પણ મહા અદ્ભુત કામ મનુષ્યો ગાતાં નથી, તે સ્ત્રીએ નથી તેમ પુરુષે નથી, પણ કેવળ સંખ્યાની ગણત્રીમાં વધારો કરનારજ છે. જે પુરુષનું દાનમાં, તપમાં, સત્યમાં, વિદ્યામાં અથવા ધનપ્રાપ્તિમાં યશ ગવાતો નથી, તે માતાના પેટમાંથી પડેલો મળજ છે. જે વિદ્યાથી, તપથી, સંપત્તિથી અથવા પરાક્રમથી બીજા મનુષ્યો ઉપર છાપ બેસાડે છે, તેજ ખરો પુરુષ છે. તું, નીચ ભિક્ષાવૃત્તિ કરવાયોગ્ય નથી;[22-25] કારણ કે એ વૃત્તિ નિંદ્ય, અકીર્તિકર, દુઃખદ અને કાયર પુરુષોને યોગ્ય છે. જે દુર્બળ પુરુષને શત્રુઓ અભિનંદન આપતા હોય, જે લોકમાં નિંદાતો હોય, જેને રહેવાને ઘર અને પહેરવાને વસ્ત્ર ન હોય, જે થોડું મળવાથીજ બહુ મળ્યું માનતો હોય અને દારિદ્ર્યમાંજ કાળ કાઢતો હોય, એવા અલ્પ સત્વવાળા ક્ષુદ્ર પુરુષને બંધુતરીકે મેળવીને સંબંધીઓ સુખી થતા નથી. સ્વરાજ્યમાંથી હાંકી કઢાયલાં, સર્વ કામનાઓ તથા સુખોથી રહિત થયેલાં, સ્થાનથી ભ્રષ્ટ થયેલાં અને દરિદ્ર બની ગયેલાં આપણે આજીવિકાના અભાવથીજ મરી જઇશું. ઓ સંજય! સજ્જનોનું અમંગલ કરનારા અને કુળ તથા વંશનો નાશ કરનારા તને–પુત્ર કહેવાતા સાક્ષાત કલિનેજ મેં જન્મ આપ્યો છે, એમ લાગે છે. તારા જેવા ક્રોધવિનાના, નિરુત્સાહી, નિર્વીર્ય અને શત્રુઓને રાજી કરનારા પુત્રને કોઇ પણ સ્ત્રી ઉત્પન્ન ન કરો. તું ધૂમાયા ન કર, પણ અત્યંત પ્રદીપ્ત થઇ જા અને શત્રુઓના ઉપર હલ્લો કરીને તેઓનો નાશ કર.[26-31] રે! બે ઘડી નહિ તો એક ક્ષણ પણ શત્રુઓના માથાપર ઝળહળી ઉઠ. જે અસહનશીલ તથા ક્રોધી છે, તેજ પુરુષ છે;[32] પણ જે સહનશીલ તથા ક્રોધ વિનાનો છે, તે સ્ત્રીએ નથી તેમ પુરુષે નથી. સંતોષ અને દયા, એ બન્ને લક્ષ્મીનો નાશ કરે છે;[33] અને શત્રુપર ચઢાઇ ન કરવી તથા ભયભીત રહેવું એ બન્ને પણ તેજ પરિણામ લાવે છે. જે નિરુદ્યમી બેસી રહે છે, તે કદી મહત્પદ ભોગવતો નથી; માટે તું એ પરાભવ આપનારા દોષોથી પોતેજ પોતાનો છૂટકો કરી લે[34] અને લોખંડી હૃદય બનાવીને ફરી પોતાનાં ધનાદિકને ખોળી કાઢ. જે પરને એટલે શત્રુને સહન કરે છે, તેજ પુરુષ કહેવાય છે.[35] જે પુરુષ આ લોકમાં સ્ત્રીની પેઠે ઘરમાં ભરાઇ

રહીને જીવે છે, તેનું પુરુષ નામ વૃથા છે, એમ કહે છે. શૂરો, ઉન્નત મનોબળવાળો અને સિંહની પેઠે પરાક્રમ ગજાવનારો રાજા કદાચ મરણ પામે છે, તોપણ તેના દેશની પ્રજા મગરૂર રહે છે. જે રાજા પોતાના પ્રિય પુત્ર આદિનો તથા સુખનો ત્યાગ કરીને સંપત્તિની શોધ પાછળ મંડે છે, તે થોડાજ સમયમાં મંત્રી વગેરેને આનંદ આપે છે.[૩૬-૩૮]

પુત્રે કહ્યું:-'તું મને આ લોકમાં નહિ જુએ તો પછી તને આખી પૃથ્વી મળવાથી પણ શું સુખ થવાનું હતું? તેમજ અલંકારો, વૈભવો અને જીવવાથી પણ શો લાભ થવાનો હતો.?'[૩૯]

માતાએ કહ્યું:-'આજે શું ખાવું' આવી ચિંતા કરનારા નિર્ધનોને જે લોકો મળે છે, તે આપણા શત્રુઓને મળો અને મન સ્વાધીન રાખીને ઉદ્યોગ કરનારાને જે લોકો મળે છે, તે આપણા સ્નેહીઓને મળો.[૪૦] જેઓને સેવકો છોડી જાય છે અને જેઓ પારકાના અન્ન ઉપર દિવસ કાઢે છે, એવા નિઃસત્ત્વ પામર પ્રાણીઓના માર્ગને તું અનુસરીશ નહિ.[૪૧] પ્રાણીઓ જેમ મેઘથી અને દેવો જેમ ઇંદ્રથી આજીવિકા ચલાવે છે, તેમ હે તાત! બ્રાહ્મણો અને સ્નેહીઓ તારા પરાક્રમ ઉપર આજીવિકા ચલાવો.[૪૨] હે સંજય! પાકાં ફળવાળા ઝાડની પેઠે, જે પુરુષના આશ્રયથી સર્વ પ્રાણીઓનો નિર્વાહ ચાલે છે, તે પુરુષનું જીવતર સફળ છે.[૪૩] દેવો જેમ ઇંદ્રનાં પરાક્રમથી સુખ ભોગવે છે, તેમ જે શૂરા પુરુષના પરાક્રમથી બાંધવો સુખેથી વૃદ્ધિ પામે છે, તેનું જીવિત ધન્ય છે.[૪૪] જે મનુષ્ય પોતાના બાહુબળનો આશ્રય કરીને ઉન્નત જીવન ગાળે છે, તે આ લોકમાં કીર્તિ પામે છે અને પરલોકમાં શુભ ગતિ મેળવે છે.[૪૫]

**ઇતિશ્રી મહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "વિદુલાનો પુત્રને ઉપદેશ" એ વિષયનો અધ્યાય ૧૩૩મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૩૪ મો

## વિદુલાનો પુત્રને ઉપદેશ (ચાલુ)

॥ विदुलोवाच ॥

**अथैतस्यामवस्थायां पौरुषं हातुमिच्छसि ।**
**निहीनसेवितं मार्गं गमिष्यस्यचिरादिव ॥१॥**

વિદુલા બોલીઃ-તું આ અવસ્થામાં પુરુષાનો ત્યાગ કરવા ઇચ્છે છે; પરંતુ એથી તું થોડાજ સમયમાં અતિ નીચ મનુષ્યોએ સેવેલા માર્ગપર ચાલ્યો જઈશ.[૧] જે ક્ષત્રિય પોતાના જીવિતની ઇચ્છાથી શક્તિ પ્રમાણે પરાક્રમ કરીને પોતાનું તેજ દેખાડતો નથી, તેને પંડિતો ચોરજ સમજે છે.[૨] મરવાની તૈયારીમાં આવેલા મનુષ્યને જેમ ઔષધ લાગુ પડતું નથી, તેમ તને પણ મારાં અર્થયુક્ત અને ગુણવાળાં, ઉપર કહેલાં વાક્યો અસર કરતાંજ નથી.[૩] હમણાં સિંધુરાજનો પ્રજાવર્ગ પૂર્વની પેઠે તેનાપર સંતુષ્ટ નથી; પરંતુ તે પોતાની દુર્બળતાને લીધે તેના હાથથી છૂટવાના ઉપાયથી અજાણ હોવાને લીધે તે રાજાના ઉપર દુઃખનો ઓઘ આવી પડે તેની વાટ જોયા કરે છે.[૪] એક વાર તું તારો પુરુષાર્થ પ્રકટ કર. એટલે તે જોઈને બીજાઓ પણ અનેક પ્રકારની ખટપટથી સહાયસંપત્તિ ભેગી કરીને તારી પાછળ તેની સાથે યુદ્ધ કરવા તૈયાર થશે.[૫] તું તેઓની સાથે મેળાપ કરીને હમણાં પર્વતનાં વિકટ સ્થાનોમાં ફર અને શત્રુપર કષ્ટ આવી પડવાની વાટ જો; કારણ કે એ સિંધુરાજ કંઈ અજરામર નથી.[૬] તારૂં નામ સંજય એટલે સારી પેઠે જય મેળવનારો છે, છતાં તે સંજયપણું હું તારામાં જોતી નથી; માટે હે પુત્ર! તું તારા નામને સફળ કર, વ્યર્થ કરીશ નહિ.[૭] તું જ્યારે બાળક હતો, ત્યારે એક મહાબુદ્ધિશાળી ભવિષ્યવેત્તા બ્રાહ્મણે મને તારેમાટે કહ્યું હતું કે, 'આ બાળક મહાકષ્ટ પામીને પાછો ઉન્નતિમાં આવશે.'[૮] તે બ્રાહ્મણનાં વચનને સાંભળીને હું તારા વિજયની આશા રાખું છું અને તેથીજ હે તાત! તને વારંવાર પરાક્રમ કરવા કહ્યા કરૂં

છું.[૮,૯] અર્થને અનુસરનારા જે પુરુષનું ઇચ્છિત પ્રયોજન સિદ્ધ થતાં બીજા સંબંધીઓ પણ સુખી થાય છે, તે સંબંધીઓના ભાગ્યથીજ તે પુરુષના નીતિમાર્ગોમાં અવશ્ય અર્થસિદ્ધિ રહેલી છે.[૧૦] હે સંજય! યુદ્ધ કરવામાં મારી તથા મારા પૂર્વજોની ચઢતી અથવા પડતી અવશ્ય થવાનીજ છે, એમ સમજીને તું યુદ્ધમાં મન જોડ, પાછો હઠ નહિ.[૧૧] શંબરે કહ્યું છે કે, જે અવસ્થામાં આજે તથા સવારે ભોજનનું સાધન જોવામાં આવતું નથી, એનાથી અધિક કષ્ટવાળી બીજી કોઇ અવસ્થા નથી.[૧૨] દારિદ્ર નામનું જે દુઃખ છે, તેને પતિના તથા પુત્રના મરણ કરતાં પણ અધિક કહેલું છે. ખરેખર, દારિદ્રય એ મરણનું બીજું નામજ છે.[૧૩] હું મહાકુળમાં ઉત્પન્ન થઇ છું અને કમલિની જેમ એક ધરામાંથી બીજા ધરામાં આવે છે, તેમ આ મહાકુળમાં આવી છું. હું અહીં સર્વસ્વની માલીક, સર્વ કલ્યાણરૂપ અને પતિની ઘણીજ માનીતી હતી[૧૪] પૂર્વે હું અતિશ્રેષ્ઠ પુષ્પમાળાઓ, અલંકારો અને અતિ સ્વચ્છ તથા ઉજ્જવલ વસ્ત્રો ધારણ કરીને સ્નેહીઓની વચ્ચે રહેતી હતી, ત્યારે સ્નેહીવર્ગ મને જોઈને આનંદ પામતો હતો.[૧૫] હે સંજય! જ્યારે તું મને અને તારી ભાર્યાને અત્યંત દુર્બળ થયેલાં જોઈશ, ત્યારે તારા જીવિતનું શું પ્રયોજન રહેશે?[૧૬] નોકર–ચાકરો, સેવકો આચાર્યો, ઋત્વિજો અને પુરોહિતો આજીવિકા ન મળવાથી આપણો ત્યાગ કરી જાય છે અને તે તું જુએ છે, તો આવી સ્થિતિમાં તારા જીવિતનું શું ફળ?[૧૭] પૂર્વે તું જેવું શ્લાઘ્ય અને યશસ્વી કર્મ કરતો હતો, તેવું તારૂં કર્મ હમણાં હું ન જોઉં, તો મારા હૃદયને શાંતિ કેમ વળે?[૧૮] જો હું ઘેર આશાથી આવેલા બ્રાહ્મણને 'નથી' એમ કહું તો મારૂં હૃદય ચીરાઈ જાય; કારણકે મેં અને મારા પતિએ કદી બ્રાહ્મણને ના કહીને પાછો કાઢયો નથી.[૧૯] આપણે બીજાઓને આશ્રય આપનારાં છીએ, બીજાની આજ્ઞા ઉઠાવનારાં નથી; છતાં હમણાં મારે બીજાના આશ્રયથી જીવવાનો વારો આવ્યો છે, તેથી હું મારાં જીવિતનો ત્યાગ કરીશ.[૨૦] આ અપાર દુઃખમાંથી તું અમને પાર ઉતારનારો થા; આ નૌકારહિત વિપત્તિરૂપમાં સમુદ્રમાં તું અમારી નૌકા થા; અમને રહેવાનું સ્થાન નથી તેની તું વ્યવસ્થા કર; અમે મરણતોલ થયાં છીએ, તું અમને સારીરીતે જીવાડ.[૨૧] તું જો જીવવાની સ્પૃહા રાખીશ નહિ તો તારા સર્વ શત્રુઓ જિતી શકાય તેમ છે; પરંતુ તું જો મનમાં ખિન્ન થઇને તથા હતાશ થઇને આવી નિર્માલ્ય વૃત્તિનેજ આશ્રય કરવાનો હોય, તો આ પાપી આજીવિકાને છોડી દે. શૂરપુરુષ તો એક શત્રુનો વધ કરવાથીજ વિખ્યાત થઈ જાય છે.[૨૨,૨૩] ઇંદ્રે એક વૃત્રાસુરનો વધ કર્યો, તેટલાથીજ તેને મહેંદ્ર પદ મળ્યું હતું, યજ્ઞમાં સોમપાત્ર મળ્યું હતું અને સર્વ લોકનું ઈશ્વરપણું મળ્યું હતું.[૨૪] જ્યારે વીરપુરુષ સંગ્રામમાં પોતાનું નામ ગજાવી સજ્જ થયેલા શત્રુઓને હાંક મારી, ઉત્તમ યુદ્ધથી સેનાના મોખરામાં ભંગાણ પાડે છે અથવા શ્રેષ્ઠ પુરુષને હણે છે અને મહાયશ સંપાદન કરે છે, ત્યારેજ એના શત્રુઓ ગભરાય છે અને નમી પડે છે.[૨૫,૨૬] એથી ઉલટું કાયર પુરુષો કદાચ રણમાં જાય છે તો ત્યાં તત્કાળ વ્યાકુળ થઇને પોતાનો દેહ છોડી દે છે અને શૂર તથા દક્ષ શત્રુને સર્વ ઈચ્છિત સમૃદ્ધિઓથી તૃપ્ત કરે છે.[૨૭] ઉત્તમ પુરુષો તો રાજ્યના ભયંકર વિનાશનો અથવા જીવિતના સંશયનો પ્રસંગ આવી પડતાં પણ હાથમાં આવેલા શત્રુને બાકી રહેવા દેતા નથી, પણ પૂરોજ કરી દે છે.[૨૮] રાજ્ય એ સ્વર્ગના દ્વાર જેવું છે અથવા અમૃતના જેવું છે. તે તારૂં રાજ્ય શત્રુએ લઇ લીધું છે, માટે તું સ્વર્ગ અથવા રાજ્ય એ બેનો એકજ માર્ગ જાણીને બળતાં ઉંબાડીઆંની પેઠે શત્રુઓપર તુટી પડ.[૨૯] ઓ રાજા! તું રણમાં શત્રુઓનો સંહાર વાળ અને સ્વધર્મનું પાલન કર. તારા શત્રુઓનો ભય ભાંગી જાય એવો તને અતિદીન થએલો હું જોઉં તેમ તું કર. શોક કરતા સંબંધીઓથી તથા ગર્જના કરતા શત્રુઓથી વીંટાઇને અતિદીન થઇ ઉભેલા એવા તને જોવા-

નો મારે વારો ન આવો.[૩૦,૩૧] તું સૌવીર દેશની સુંદરીઓની સાથે આનંદ કર અને પૂર્વની પેઠે પોતાના વૈભવો મેળવીને સ્તુતિપાત્ર થા; પરંતુ આમ ખિન્ન થઈને સિંધુદેશની શત્રુકન્યાઓને અધીન ન થા.[૩૨] તું તરુણ છે, સ્વરૂપવાન છે, વિદ્વાન છે અને કુલીન છે; તારા જેવો યશસ્વી અને લોકવિખ્યાત પુરુષ ભાર ઉપાડતી વખતે ગળીઆ બળદની પેઠે ખસી જાય અથવા બેસી પડે તેને હું મરણુજ માનું છું. હું જો તને શત્રુની આગળ પ્રિય બોલતો અથવા શત્રુની પાછળ પાછળ જતો જોઉં તો મારા હૃદયને શાંતિ કેમ વળે ? શત્રુની પાછળ ઘસડાતો પુરુષ આ કુળમાં કદી ઉત્પન્ન થયો નથી.[૩૩–૩૫] હે તાત ! તું શત્રુનો સેવક થઇને જીવવામાટે યોગ્ય નથીજ. મૂળ બ્રહ્મદેવે રચેલું અને અતિ પ્રાચીનોએ તથા અર્વાચીનોએ વર્ણન કરેલું એવું અવિનાશી સનાતન ક્ષાત્રધર્મનું રહસ્ય હું જાણું છું.[૩૬,૩૭] તે રહસ્ય એ છે કે, જે કોઈ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો ક્ષત્રિય ક્ષાત્રધર્મને જાણે છે, તે ભયને લીધે અથવા આજીવિકાની ઇચ્છાથી કોઇને પણ નમતો નથી.[૩૮] તે ઉદ્યમ કર્યે જાય છે, પણ નમતો નથી; કારણકે ઉદ્યમ એજ પુરુષાર્થ છે, એમ તે સમજે છે. ક્ષત્રિય કવખતે નાશ પામવા તૈયાર થાય છે; પરંતુ તે કોઇને પણ નમતો નથી.[૩૯] ઉદાર મનવાળા ક્ષત્રિયે મદમત્ત હાથીની પેઠે યથેચ્છ વિહાર કરવો. હે પુત્ર સંજય ! તેણે બ્રાહ્મણોને અને ધર્મનેજ નિત્ય નમવું જોઇએ.[૪૦] ક્ષત્રિયને સહાય હોય અથવા ન હોય, તોપણ તેણે બ્રાહ્મણસિવાયના બીજા વર્ણોને મર્યાદામાં રાખવા અને પાપિષ્ઠનો નાશ કરવો; મરતાંસુધી એ પ્રમાણે વર્તવું એ ક્ષત્રિયનો ધર્મ છે.[૪૧]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "વિદુલાપુત્રાનુશાસન" એ વિષયનો અધ્યાય ૧૩૪ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૩૫ મો
## વિદુલાનો પુત્રને ઉપદેશ (ચાલુ)

**॥ पुत्र उवाच ॥**

**कृष्णायसस्येव च ते संहत्य हृदयं कृतम् ।**
**मम मातस्त्वकरुणे वीरप्रज्ञे ह्यमर्षणे ॥१॥**

પુત્રે કહ્યું:–' ઓ મારી વીર બુદ્ધિવાળી, નિર્દય તથા અસહનશીલ માતા ! તારૂં હૃદય તો તીક્ષ્ણ લોખંડને ટીપી ટીપીને તેનુંજ ઘડેલું હોય એમ લાગે છે![૧] અહો! ક્ષત્રિયનો આચાર કેવો વિલક્ષણ છે, કે જેને લીધે તું પરાઈ માતા હોય અથવા હું પારકો પુત્ર હોઉં તેમ તું મને યુદ્ધ કરવામાટે પ્રેરણા કરે છે ![૨] હું તારો એકનો એક પુત્ર છું, છતાં તું મને આવું વચન કહે છે; પરંતુ તારો પ્રિય પુત્ર હું યુદ્ધમાં મરીશ અને તું મને જોઈશ નહિ, ત્યારે તને આ આખી પૃથ્વી, અલંકાર, વૈભવો અને જીવિતનું પણ શું પ્રયોજન રહેશે ?'[૩,૪]

માતાએ કહ્યું:–' હે તાત ! વિદ્વાનોની સર્વ અવસ્થાઓ ધર્મ તથા અર્થને માટેજ હોય છે. હે સંજય ! તે ધર્માર્થ તરફ દૃષ્ટિ રાખીનેજ મેં તને યુદ્ધ કરવા પ્રેરણા કરી છે.[૫] તારે પરાક્રમ દેખાડવા જેવો આ ઉત્તમ સમય આવેલો છે. આ યોગ્ય સમયે તું જો યુદ્ધરૂપી કર્તવ્યથી વિમુખ થઇશ અને દેહઉપર દયા રાખીને બેસી રહીશ તો તિરસ્કારપાત્ર થઇશ. ઓ સંજય ! આવી અપકીર્તિને સમયે પણ જો હું તને હિત વચન ન કહું, તો મારો પુત્રપ્રેમ ગધેડીના જેવો નિર્બળ અને નિષ્પ્રયોજનજ કહેવાય; માટે હે પુત્ર ! તું સજ્જનોએ નિંદેલા અને મૂર્ખોએ સેવેલા માર્ગનો ત્યાગ કર.[૬–૮] આત્માથી ભિન્ન દેહને આત્મા માનવો, એ મહાન અવિદ્યા છે અને તે અવિદ્યાનો આ પ્રજાએ આશ્રય કર્યો છે. તું પણ દેહને આત્મા માની દુરાચરણી થઈશ તો મારો દ્વેષપાત્ર થઈશ; પણ જો તારૂં સદાચરણ હશે તો તું મને વહાલો લાગીશ.[૯] ધર્મ તથા અર્થરૂપી ગુણથી યુક્ત, દૈવી તથા માનુષી ઉપાયવાળાં અને સજ્જનોએ સેવેલાં

આચરણથીજ તું મને પ્રિય લાગીશ, બીજા કશાંએથી નહિ.[१०] જે મનુષ્ય અશિક્ષિત, અવિનયી, નિરુદ્યમી અને દુર્બુદ્ધિવાળા પુત્રોથી અથવા પૌત્રોથી રાજી થાય છે, તેનું તે પ્રજારૂપ ફળ મિથ્યા છે. જે અધમ પુરુષો કરવાનાં કામો કરતા નથી અને નિંદિત કામો કરે છે, તેઓને આ લોક કે પરલોકમાં સુખ મળતું નથી. હે સંજય! આ લોકમાં ક્ષત્રિયને યુદ્ધમાટે તથા વિજયમાટેજ ઉત્પન્ન કરેલો છે.[१३] ક્ષત્રિય યુદ્ધમાં જય પામતાં અથવા વધ પામતાં ઇંદ્રલોકમાં જાય છે. શત્રુઓને વશ કરવાથી ક્ષત્રિયને જે સુખ મળે છે, તેવું સુખ સ્વર્ગમાં પવિત્ર ઇંદ્રભવનમાં પણ મળતું નથી.[१४] જે માની પુરુષ છે, તેણે તો ઘણીવાર શત્રુથી હારવા છતાં ક્રોધવડે તપી જઇને જિતવાની ઇચ્છાથી શત્રુઓના ઉપર ચઢાઇ કર્યાજ કરવી;[१५] કારણ કે એવા માની પુરુષને પોતાનો દેહ પાડયાવિના અથવા શત્રુનો નાશ કર્યાવિના બીજા પ્રકારથી શાંતિ કેમ વળે ?[१६] આ લોકમાં ડાહ્યો પુરુષ અલ્પ ઐશ્વર્યને અનિષ્ટરૂપ માને છે. જે પુરુષને જગતમાં અલ્પ ઐશ્વર્ય પ્રિય લાગે છે, તેને તે અલ્પ ઐશ્વર્યજ અવશ્ય અનર્થકારક થઇ પડે છે;[१७] કારણ કે તે સ્વલ્પ ઐશ્વર્ય થોડા વખતમાંજ નાશ પામે છે અને તેનો નાશ થતાં પુરુષને સુખ થતું નથી, એટલે તે પુરુષ સમુદ્રમાં મળતી ગંગાની પેઠે અવશ્ય નાશ પામે છે.'[१८]

પુત્ર બોલ્યોઃ–' હે માતા ! તારે આવો ક્રૂર ઉપદેશ કરવો યોગ્ય નથી, તેમાં પણ ખાસ કરીને મને–પુત્રને એમ કહેવું યોગ્ય નથીજ. તું તો જેમ કંઇ સમજતી ન હોય અને મૂગી હોય તેમ મારા હિતમાટે કરુણાદૃષ્ટિથીજ જો.'[१९]

માતાએ કહ્યું:–' આ વચનથી મને બહુ સમૃદ્ધિ પ્રાપ્ત થશે; કારણ કે તું દેહ ઉપર દયા રાખવાને હિતરૂપ માને છે, છતાં મને મારાં કર્તવ્યની પ્રેરણા કરે છે; તેથી હું પણ તને તારા કર્તવ્યને માટે આગ્રહસાથે પ્રેરણા કરું છું.[२०] તું કષ્ટ વેઠીને પણ સર્વ સિંધુ દેશમાંના શત્રુઓનો નાશ કરી વિજય મેળવ, એટલે તને વિજયી થયેલો જોઇને હું તારી પૂજા કરીશ–તને માન આપીશ.'[२१]

પુત્રે કહ્યું:–" હે માતા ! મારીપાસે ભંડાર નથી, તેમ સહાય પણ નથી, તો પછી મારી કાર્યસિદ્ધિ કયાંથી થાય અને મને જય પણ કયાંથી મળે ? આવી મારી ભયંકર સ્થિતિ મારા મન આગળ ખડી થાય છે અને તેથી, પાપી જેમ સ્વર્ગની આશા છોડી દે છે, તેમ મેં પણ રાજ્યની આશા છોડી દીધી છે. હે પરિપકવ બુદ્ધિશાળી માતા ! તું એ સંબંધમાં જો કોઇ યોગ્ય ઉપાય જાણતી હોય તો હું પૂછું છું, માટે તું મને તે સારી રીતે કહે. હું તારા ઉપદેશ પ્રમાણે તે સર્વ અવશ્ય કરીશ. "

માતાએ કહ્યું:–' હે પુત્ર ! હમણાં આપણી પાસે સમૃદ્ધિ નથી એમ માનીને પુરુષે ના ઉમેદ થવું નહિ;કારણ કે ધન ન હોય ત્યાં આવી લાગે છે અને હોય ત્યાંથી પાછું નાશ પણ પામે છે;પરંતુ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે, કોઈપણ કામ મૂર્ખની પેઠે વિચાર કર્યાવિના આરંભી બેસવું નહિ, પરિસ્થિતિ જોઇનેજ આરંભવું.[२२,२५] હે તાત! સર્વ કાર્યોના ફળમાં હમેશાં અનિત્યતા રહેલી છે, એમ જાણવા છતાં પણ ડાહ્યા મનુષ્યો કાર્યનો આરંભ કરે છે અને તેમાંથી કેટલાંક સફળ થાય છે તથા કેટલાંક નિષ્ફળ પણ થાય છે;[२६] પરંતુ જેઓ કર્મનો આરંભ કરતાજ નથી, તેઓને ફળનો લાભ કદી થતોજ નથી, નિરુદ્યમી બેસી રહેવામાં કર્મોનું ફળ મળતું નથી એ એક પરિણામ સિદ્ધ છે[२७] અને કર્મ કરવામાં બે પરિણામ છે. કાંતો તે કર્મનું ફળ મળે છે અથવા નથી મળતું. હે રાજપુત્ર ! જેને સર્વ કર્મફળની અનિત્યતા પ્રથમથીજ જાણવામાં છે, તે પુરુષ કાર્ય કરીને પોતાની પીડા અને શત્રુની સમૃદ્ધિ એ બન્ને પ્રતિકૂળ બાબતોને દૂર કરી દે છે. પુરુષોએ મનમાં કંઇપણ ભય ન રાખતાં,પોતાનું કાર્ય સફલ થશેજ એવો ભરોસો રાખીને સતત ઉદ્યમશીલ રહેવું, જાગ્રત રહેવું અને ઐશ્વર્ય આપનારાં કર્મોમાં જોડાયલા રહેવું-

હે પુત્ર! એવાં કાર્યો કરતી વખતે મંગલકાર્યો કરવાથી તથા બ્રાહ્મણોનું અને દેવોનું પૂજન કરવાથી બુદ્ધિશાળી રાજાની તત્કાળ વૃદ્ધિ થાય છે અને સૂર્ય જેમ પૂર્વ દિશામાંજ ઉદય પામે છે, તેમ લક્ષ્મી એના તરફજ વળે છે.[૨૮–૩૧]

મેં તને આ સંબંધમાં ઘણા ઉપાયો કહ્યા છે અને ઉત્તેજન આપનારાં ઘણાં દૃષ્ટાંતો આપીને લોકવૃત્તાંત પણ જણાવ્યો છે; હવે તું પુરુષાર્થ કર અને હું તે નજરથી જોઉં.[૩૨]તારે આ સમયે ઇચ્છિત પુરુષાર્થ સાધવો જોઇએ; માટે તારા આશ્રિતોમાંના ક્રોધ પામેલા, લોભી, દુર્બળ, ગર્વિષ્ઠ, અપમાનિત અને તારી સાથે સ્પર્ધા કરનારા કોણ કોણ છે, તેને તું સાવધાન થઇને જાણી લે અને તેઓને પ્રથમથી પગાર વગેરે આપ તથા સવારમાં ઉઠી, ઉદ્યોગપરાયણ થઈ, તેઓની સાથે મધુર વચનો બોલ,એટલે તેઓ તને આગળ કરીને તારૂં અવશ્ય પ્રિય કરશે.[૩૩,૩૫] આ પ્રકારથી, મહાવેગવાળો પ્રખર પવન જેમ મેઘમંડળને વિખેરી નાખે છે, તેમ તું મોટા શત્રુસમૂહને ભેદી નાખીશ." જ્યારે શત્રુ જાણે છે કે, મારો શત્રુ પ્રાણની દરકાર ન કરતાં મારાપર ચઢી આવ્યો છે, ત્યારેજ તે, ઘરમાં પેઠેલા સાપની પેઠે શત્રુથી ભય પામે છે.[૩૬] પોતાનો શત્રુ પરાક્રમી છે અને તે હમણાં વશ થાય તેવો નથી, એમ જાણવામાં આવે, તો કુશળ દૂત મોકલીને તે દ્વારા સામથી અથવા દાનથી તેને શાંત પાડવો, એટલે છેવટે તેજ ઉપાય શત્રુને વશ કરનારો થઈ પડશે.[૩૭] આ રીતે શત્રુની સાથે કામચલાઉ સલાહ કરવાથી પોતાને સ્વસ્થતા મળી એટલે ધનની વૃદ્ધિ થશે અને ધનવાનનો, મિત્રો, આશ્રય કરે છે તથા તેની સેવા કરે છે.[૩૮] પણ પુરુષ જ્યારે નિર્ધન થઈ જાય છે,ત્યારે ફરી તે ને તે મિત્રો અને બાંધવો ત્યજી જાય છે, તેનો વિશ્વાસ કરતા નથી અને તેવાની નિંદા પણ કરે છે.[૩૯] જે પુરુષ શત્રુને સહાયભૂત ગણીને તેનો વિશ્વાસ રાખે છે, તેને રાજ્યની પ્રાપ્તિ થાય એ વાત અસંભવિતજ છે.'[૪૦]

અધ્યાય ૧૩૫ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૬ મો

## વિદુલાનો પુત્રને ઉપદેશ (ચાલુ)

॥ માતોવા[illegible] ॥

**नैव राज्ञा दरः कार्यो जातु कस्यांचि[illegible]।**
**अथ चेदपि दीर्णः स्या[illegible]व वर्तेत दीर्णवत् ॥१॥**

માતાએ કહ્યું:–' રાજાએ કોઇપણ આપત્તિમાં કદી ડરી જવું નહિ અને કદાચ તેને ડર લાગે તોપણ તેણે ભયભીતના જેવું વર્તન રાખવું નહિ;[૧] કારણ કે રાજાને ભયભીત થયેલો જોઇને સૈન્ય, રાષ્ટ્ર અને અમાત્યો–એ સર્વે ભયભીત થઈ જાય છે તથા તેઓના વિચાર ફરી જાય છે.[૨] તેમાંના કેટલાએક શત્રુને મળી જાય છે, કેટલાએક રાજાનો ત્યાગ કરી જાય છે અને રાજાએ પ્રથમ જેઓનું અપમાન કરેલું હોય એવા કેટલાએક રાજા ઉપરજ પ્રહાર કરવાની ઇચ્છા કરે છે.[૩] તે સમયે જેઓ રાજાના અત્યંત સ્નેહી, શુભેચ્છક અથવા અશક્ત હોય છે, તેઓજ બાંધેલાં વાછરડાંવાળી ગાયોની પેઠે એ રાજાને વીંટાઇને એની સેવા કરે છે[૪] અને પોતાના બાંધવો વિપત્તિમાં પડયા હોય તેમ તેઓ શોક કરતા રાજાની સાથે શોક કરે છે. જેઓ રાજાને કષ્ટ આવી પડતાં, આ રાષ્ટ્ર અમારૂં છે, માટે અમારે તેનું રક્ષણ કરવું જોઈએ તથા રાજાનો સંકટમાંથી ઉદ્ધાર કરવો જોઇએ, એવું માનનારા છે, તે પ્રથમ તે સારીરીતે સન્માન પામેલા સ્નેહીઓને તું ભયભીત ન કર અને ભયભીત થયેલા તને તેઓ ત્યજી ન જાય તેમ તું કર.[૫,૬]મેં તારો પ્રભાવ, તારૂં પુરુષાર્થ અને તારી બુદ્ધિ જાણવાની ઇચ્છાથી તથા તારા તેજ અને ધૈર્યની વૃદ્ધિ કરવામાટે આ વચનો કહ્યાં છે.[૭] હે સંજય ! આ મારૂં કહેવું જો તું બરોબર સમજ્યો હોય અને હું કહું છું તે યથાર્થ છે એમ તારૂં મન કબૂલ કરતું હોય, તો તું મોળાપણું છોડી દઇને મન કઠિન કર અને વિજયને માટે ઉભો થા.[૮] આપણી પાસે મોટો ધનનો ભંડાર છે, એમ તું જાણ. તે ભંડાર હું જાણું છું, બીજું કોઇ જા-

ણતું નથી. હું તને તે ધન સ્વાધીન કરૂં છું.[૯] વળી હે વીર સંજય! સુખ તથા દુઃખને સહન કરનારા અને સંગ્રામમાંથી પાછા નહિ હઠનારા તારા ઘણા સ્નેહીઓ પણ છે.[૧૦] હે શત્રુસંહારક સંજય ! આત્મોન્નતિ સાધવાની ઈચ્છાવાળા તથા જયની ઇચ્છાવાળા પુરુષને તેવા સહાયકો મંત્રીરૂપ થાય છે.'[૧૧]

વિદુલાનાં આવાં અદ્‌ભુત અર્થ, પદ અને અક્ષરવાળાં વચન સાંભળીને, સંજય અલ્પ બુદ્ધિવાળો હતો તોપણ તેનું અજ્ઞાન દૂર થઇ ગયું અને તેણે કહ્યું.[૧૨]

પુત્રે કહ્યું:–'હે માતા ! ભાવી ઉદય તરફ દૃષ્ટિ રાખનારી તું મારી માર્ગદર્શક થઈ છે, તો હું હવે શત્રુરૂપી સમુદ્રમાં ડૂબતી મારી પૃથ્વીનો ઉદ્ધાર કરીશ અથવા રણભૂમિમાં મરીશ; પરંતુ નિરુદ્યમી થઇને બેસી રહીશ નહિ.[૧૩] હું તમારાં ઉત્તરોત્તર વચનો સાંભળવાની ઈચ્છાથી વચ્ચે વચ્ચે કંઈ કંઈ પ્રત્યુત્તર આપીને વારંવાર ચૂપ થઇ જતો હતો.[૧૪] તારા જેવી સ્નેહાળ માતાનાં કષ્ટવડે પ્રાપ્ત થયેલાં અમૃત જેવાં વચનવડે તૃપ્ત ન થવાથી મેં તને વારંવાર પ્રેરણા કરી હતી. આ હવે હું શત્રુઓને વશ કરવા માટે તથા આપણા વિજયને માટે ઉદ્યોગ કરૂં છું.'[૧૫]

કુંતી બોલ્યાં:–આ પ્રમાણે માતાએ વાક્યરૂપી બાણવડે વીંધી નાખેલા સંજયે તેજી ઘોડાની પેઠે પોતાની માતાના ઉપદેશપ્રમાણે તે સર્વ કાર્ય કર્યું.[૧૬] શત્રુથી પીડાઇને ખિન્ન થએલા રાજાને મંત્રીએ આ ઉત્તેજન આપનારૂં, ભયંકર તથા તેજની વૃદ્ધિ કરનારૂં ઉત્તમ આખ્યાન સંભળાવ્યું.[૧૭] જય નામનો આ ઇતિહાસ વિજયની ઇચ્છાવાળા રાજાએ સાંભળવો, આ સાંભળવાથી રાજા તત્કાળ પૃથ્વીનો વિજય કરે છે અને શત્રુનો સંહાર વાળે છે.[૧૮] આ આખ્યાન સાંભળવાથી પુત્રનો અને તે પણ વીરપુત્રનો જન્મ થાય છે; ગર્ભિણી સ્ત્રી આ આખ્યાન વારંવાર સાંભળીને અવશ્ય વીરપુત્રને જન્મ આપે છે;[૧૯] ક્ષત્રિયાણી આ આખ્યાન સાંભળીને વિદ્યાશૂર, તપશૂર, દાનશૂર, તપસ્વી, બ્રાહ્મી લક્ષ્મીથી દેદીપ્યમાન, સાધુવાદમાં સંમત, તેજસ્વી, બળસંપન્ન, મહાભાગ્યવાન, મહારથી, ધૈર્યશીલ, દુર્જય, વિજેતા, અજિત, અસાધુઓને નિયમમાં રાખનાર, ધર્માચરણ કરનારાના રક્ષક, વીર અને સત્યપરાક્રમી પુત્રને ઉત્પન્ન કરે છે.[૨૦–૨૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "વિદુલાનો પુત્રને ઉપદેશ" એ વિષયનો અધ્યાય ૧૩૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૩૭ મો

### કુંતીનો પુત્રોને સંદેશો

॥ कुंत्युवाच ॥

**अर्जुनं केशव ब्रूयास्त्वयि जाते स्म सूतके ॥**
**उपोपविष्टा नारीभिराश्रमे परिवारिता ॥१॥**

કુંતીએ કહ્યું:–હે કેશવ ! તમે અર્જુનને કહેજો કે, તું ઉત્પન્ન થયો ત્યારે સૂતકસમયમાં હું સ્ત્રીઓથી વીંટાઇને તેઓની પાસે આશ્રમમાં બેઠી હતી.[૧] તે વખતે આકાશમાં દિવ્ય અને મનોહર વાણી થઈ હતી કે:–'હે કુંતિ ! આ તારો પુત્ર ઇંદ્રના જેવો પરાક્રમી થશે.[૨] આ એકલો ભીમસેનને સાથે રાખીને સંગ્રામમાં એકઠા મળેલા સર્વ કૌરવોને જિતશે અને શત્રુઓને આકુળવ્યાકુળ કરી દેશે.[૩] આ તારો પુત્ર પૃથ્વીનો વિજય કરશે; એનો યશ સ્વર્ગસુધી પહોંચશે અને એ શ્રીકૃષ્ણની સહાયથી સંગ્રામમાં કૌરવોનો નાશ કરીને, પોતાના પિતાના નાશ પામેલા રાજ્યભાગનો પુનઃ ઉદ્ધાર કરશે; તથા એ શ્રીમાન થયા પછી પોતાના બંધુઓની સાથે ત્રણ અશ્વમેધ યજ્ઞો કરશે.'[૪,૫] હે અચ્યુત ! સવ્યસાચી અને સત્ય પ્રતિજ્ઞાવાળો અર્જુન કેવો બળવાન અને દુર્જય છે, એ તમે સારીરીતે જાણોજ છો.[૬] હે યાદવ ! આકાશવાણીએ જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણેજ તે થાઓ. હે યાદવવંશી ! જો ધર્મ હશે તો તે વાણી સત્ય થશે;[૭] અને હે કૃષ્ણ ! તમે પણ તે સર્વ કથન તે પ્રમાણેજ સંપાદન કરશો.[૮] મહાન ધર્મને નમસ્કાર હો; કારણકે ધર્મજ

પ્રજાને ધારણ કરે છે. તમારે આ અર્જુનને કહેવું તથા તેને અને નિત્ય ઉદ્યમી રહેનારા ભીમને કહેવું કે,[9] 'ક્ષત્રિયાણીઓ જેટલામાટે પુત્રને જન્મ આપે છે, તે હેતુ સાર્થક કરવાનો આ સમય આવી પહોંચ્યો છે. મહાપુરુષો એકવાર વૈર કર્યા પછી અધવચ બેસી પડતા નથી.[10] હે શત્રુસંહારક કૃષ્ણ ! તમે ભીમની બુદ્ધિને તો સર્વદા જાણોજ છો. તે જ્યાંસુધી શત્રુનો છેડો લાવે નહિ, ત્યાંસુધી કદી શાંત પડતો નથી.[11]

હે મધુવંશી કૃષ્ણ ! તમે સર્વ ધર્મની વિશેષતાને જાણનારી, મહાત્મા પાંડુની પુત્રવધૂ યશસ્વિની કૃષ્ણાને કહેજો કે,[12] હે મહાભાગ્યશાળિ ! હે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી યશસ્વિનિ ! તું મારા સર્વ પુત્રોપ્રત્યે યથાયોગ્યજ છે.[13] વળી તમારે ક્ષાત્રધર્મમાં તત્પર એવા માદ્રીના બન્ને પુત્રોને કહેવું કે, તમે સ્વપરાક્રમથી મેળવેલા વૈભવોને જીવિત કરતાં પણ શ્રેષ્ઠ સમજીને તે મેળવો.[14] હે પુરુષોત્તમ ! પરાક્રમથી સંપાદન કરેલા વૈભવો ક્ષાત્રધર્મથી જીવનારા મનુષ્યના મનને સર્વદા પ્રસન્ન કરે છે.[15] તમારા જેવા સર્વ ધર્મની વૃદ્ધિ કરનારાઓની સમક્ષ પાંચાલીને જે કઠોર વચન કહ્યાં હતાં, તે કોણ સહન કરે વારુ ?[16] દ્યૂતમાં મારા પુત્રો હાર્યા, તેઓનું રાજ્ય હરી લીધું અને તે પુત્રોને વનમાં હાંકી કાઢ્યા, આ સઘળું મને દુઃખનું કારણ નથી;[17] પરંતુ કૌરવોની સભામાં તે તરુણ વયની અને ઉચ્ચ વંશની દ્રૌપદીએ રડતાં રડતાં જે કઠોર વચનો સાંભળ્યાં, તે દુઃખ મને બહુ સાલે છે.[18] અરેરે ! ક્ષાત્રધર્મમાં સદા તત્પર એવી સુંદરી દ્રૌપદી તે વખતે રજસ્વલા હતી અને સનાથ હતી, તોપણ તેને તે સમયે કોઇ નાથ મળ્યો નહિ ![19] હે મહાબાહુ ! તમે તે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ પુરુષવ્યાઘ્ર અર્જુનને કહેજો કે, તું દ્રૌપદીના માર્ગને અનુસર–અર્થાત્ શત્રુની સ્ત્રીઓને વિધવા કરવામાટે યત્ન કર.[20] તમે સારી રીતે જાણો છો કે, ભીમ અને અર્જુન ક્રોધ પામેલા યમ અને અંતકની પેઠે દેવોને પણ અંતિમ ગતિએ પહોંચાડી દે તેવા છે.[21] કુરુવીરોના દેખતાં દ્રૌપદીને સભામાં ખેંચી આણી અને દુઃશાસને ભીમને કડવાં વચનો કહ્યાં હતાં, એ તે ભીમ તથા અર્જુનનાં અપમાનને તમે ફરી તેઓને સંભાળી આપજો. હે જનાર્દન ! પુત્રોસહિત પાંડવોને તથા દ્રૌપદીને મારા તરફથી કુશળ પૂછજો અને હું કુશળ છું એમ તેઓને વારંવાર કહેજો. હવે તમે નિર્વિઘ્નતાથી માર્ગે જાઓ અને મારા પુત્રોનું પાલન કરો."[22–24]

વૈશંપાયને કહ્યું:–પછી ખેલ કરતા સિંહના જેવી ચાલવાળા મહાબાહુ શ્રીકૃષ્ણ, કુંતીને પ્રણામ કરીને તથા તેની પ્રદક્ષિણા કરીને બહાર નીકળ્યા.[25] તે પછી ભીષ્માદિક કુરુશ્રેષ્ઠોને વિદાય કર્યા અને કર્ણને રથમાં બેસાડી સાત્યકિ સાથે ત્યાંથી ચાલતા થયા.[26] શ્રીકૃષ્ણ ગયા એટલે કૌરવો એકઠા થઇને પરસ્પર શ્રીકૃષ્ણસંબંધી મહા આશ્ચર્યકારક પરમ અદ્ભુત વાતો કરવા લાગ્યા.[27] તેથી તેઓ બોલ્યા કે, 'આ સર્વ પૃથ્વી મૃત્યુપાશમાં સપડાઇને મૂઢ બની ગઇ છે અને દુર્યોધનની મૂર્ખતાને લીધે આ રાષ્ટ્ર વિનાશ પામશે.'[28] પછી પુરુષોત્તમ શ્રીકૃષ્ણ નગરમાંથી બહાર નીકળીને આગળ ચાલ્યા અને તે વખતે તેમણે કર્ણની સાથે ઘણી વારસુધી મસલત કરી.[29] સર્વ યાદવને આનંદ આપનારા શ્રીકૃષ્ણે તે પછી કર્ણને વિદાય કર્યો અને તુરત મોટા વેગથી ઘોડાઓને હંકાર્યા.[30] દારુક સારથિએ હંકારેલા અને મન તથા વાયુના જેવા મહાવેગવાળા તે ઘોડાઓ આકાશને પી જતા હોય તેમ વેગથી દોડવા લાગ્યા.[31] શકરાની પેઠે શીઘ્ર ગતિવાળા તે ઘોડાઓ મોટો માર્ગ વટાવીને તત્કાળ જવા લાગ્યા અને શાર્ઙ્ગધન્વા શ્રીકૃષ્ણને વિરાટ નગર આગળ લઈ ગયા.[32]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં
"કુંતીવાક્ય" એ વિષયનો
અધ્યાય ૧૩૭ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૮ મો
## ભીષ્મ તથા દ્રોણનો દુર્યોધનને ફરી ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

कुंत्यास्तु वचनं श्रुत्वा भीष्मद्रोणौ महारथौ ।
दुर्योधनमिदं वाक्यमूचतुःशासनातिगं ॥१॥

વૈશંપાયને કહ્યું:–કુંતીનાં વચન સાંભળીને મહારથી ભીષ્મ તથા દ્રોણ, આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ– "હે પુરુષવ્યાઘ્ર દુર્યોધન! કુંતીએ શ્રીકૃષ્ણની આગળ જે ધર્માનુસાર, અને અતિ ઉત્તમ છતાં ભયંકર વચન કહ્યાં તે તેં સાંભળ્યાં છે."[૨] હે કૌરવ! વાસુદેવને માન્ય એવાં તે વચન પ્રમાણે કુંતીપુત્રો અવશ્ય કરશે. તેઓ રાજ્ય મેળવ્યાવિના કદી પણ શાંત થશે નહિ.[૩] તે વખતે સભામાં ધર્મપાશથી બંધાયલા પાંડવોને તથા દ્રૌપદીને તેં બહુ ક્લેશ આપ્યો હતો, પરંતુ તેઓએ તારા તે અપરાધને સહન કર્યો હતો,[૪] પણ હવે અસ્ત્રકુશળ અર્જુનને, દૃઢ નિશ્ચયવાળા ભીમને, ગાંડીવ ધનુષને, અક્ષય બે ભાથાઓને, રથને, ધ્વજને, બળ તથા વીર્યવાન નકુળ તથા સહદેવને અને સહાયરૂપ વાસુદેવને મેળવીને યુધિષ્ઠિર તને ક્ષમા કરશે નહિ.[૫,૬] હે મહાબાહુ! પૂર્વે વિરાટ નગરમાં બુદ્ધિમાન અર્જુને જે પ્રમાણે આપણ સર્વને યુદ્ધમાં હરાવ્યા હતા, તે તને પ્રત્યક્ષજ છે.[૭] વળીઃવાનરધ્વજ અર્જુને યુદ્ધમાં રૌદ્રાસ્ત્ર ધારણ કરીને ભયંકર કર્મવાળા નિવાતકવચ નામના દાનવોને બાળી મૂકયા હતા. ઘોષયાત્રામાં આ કર્ણ વગેરે યોદ્ધાઓને અને બખ્તર તથા રથવાળા તને પણ અર્જુને ગંધર્વો પાસેથી છોડાવ્યો હતો, એજ પૂરતું ઉદાહરણ છે; માટે હે ભરતશ્રેષ્ઠ! તું પોતાના ભાઇ પાંડવોની સાથે સલાહ કરી દે,[૮,૯] અને મૃત્યુની દાઢમાં ગયેલી આ આખી પૃથ્વીનું રક્ષણ કર. તારા મોટા ભાઇ યુધિષ્ઠિર ધર્મશીલ છે, પ્રેમાળ છે, મધુરભાષી અને વિદ્વાન છે;[૧૦] માટે તું તારૂં પાપ છોડી દઇને તે પુરુષવ્યાઘ્રની પાસે જા. યુધિષ્ઠિર ધનુષવિનાના તથા શાંત ભ્રકુટીવાળા તને જોશે, એટલેજ આપણા કુળની શાંતિ થઇ સમજ. હે શત્રુદમન! તારા મંત્રીઓની સાથે, યુધિષ્ઠિર રાજાની પાસે જઇ, તેમને ભેટી પૂર્વની પેઠે પ્રણામ કર, એટલે ભીમના મોટા ભાઇ કુંતીપુત્ર યુધિષ્ઠિર સ્નેહથી પોતાના બે હાથવડે પ્રણામ કરતા તને ઉપાડી લેશે; સિંહના જેવા ખભાવાળો, લાંબા, ગોળ તથા વિશાળ બાહુવાળો, મહાયોદ્ધો ભીમસેન તને બે બાહુથી ભેટશે; તે પછી શંખના જેવા કંઠવાળો તથા કમળના જેવાં નેત્રવાળો કુંતીપુત્ર અર્જુન તને પ્રણામ કરશે અને પૃથ્વીમાં અતુલ રૂપવાળા પુરુષવ્યાઘ્ર નકુલ તથા સહદેવ પ્રેમથી ગુરુની પેઠે તારી પૂજા કરીને તારૂં સંમાન કરશે; તેમજ શ્રીકૃષ્ણ વગેરે રાજાઓ આનંદનાં આંસુઓ સારશે. હે રાજા! તું માન મૂકી દઇને ભાઈઓની સાથે મેળાપ કર;[૧૧-૧૮] અને તે પછી ભાઇઓની સાથે આખી પૃથ્વીનું રાજ્ય કર; તથા રાજાઓ એકબીજાને ભેટીને હર્ષવડે પોતપોતાનાં રાજ્યોમાં જાઓ.[૧૯] ઓ રાજેંદ્ર! તું યુદ્ધ માંડી વાળ, સ્નેહીઓનાં યુદ્ધ ન કરવાનાં વચનને સાંભળ. રે, યુદ્ધમાં તો અવશ્ય ક્ષત્રિયોનો વિનાશજ દેખાય છે.[૨૦] હે વીર! ક્ષત્રિયોનો નાશ કરે તેવા અનેક ઉત્પાતો જણાય છે, ગ્રહ પ્રતિકૂળ છે અને પશુપક્ષીઓ દારુણ શબ્દો કરે છે. તેમાં આપણાં સ્થાનોમાં તો ખાસ કરીને દુષ્ટ નિમિત્તો જણાય છે. બળતાં ઉબાંડિયાંઓથી તારી સેના પીડાય છે.[૨૧,૨૨] હે રાજા! આપણાં વાહનો અપ્રસન્ન તથા રડતાં હોય તેવાં જણાય છે, ગીધડાંઓ તારી સેનાની ચોમેર ચક્કરો ખાય છે,[૨૩] નગર તથા રાજમહેલ પહેલાંના જેવાં જણાતાં નથી અને કઠોર શબ્દવાળી શિયાળવીઓ પ્રદીપ્ત દિશા તરફ જાય છે.[૨૪] તું પિતાનું, માતાનું અને અમારૂં–હિતૈષીઓનું કહેવું માન્ય કર. હે મહાબાહુ! શાંતિ અથવા યુદ્ધ તારેજ આધીન છે.[૨૫] હે શત્રુનાશન! તું જો સ્નેહીઓનાં વચન પ્રમાણે નહિ કરે તો અર્જુનનાં બાણથી પીડાતી આ સેનાને જોઇને સંતાપ પામીશ.[૨૬] આ

વચન જો તને વિપરીત લાગે તો રણમાં ગર્જના કરતા બળવાન ભીમના મહાનાદને અને ગાંડીવના શબ્દને સાંભળીને તું મારાં વચનને સંભારીશ."૨૭

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "ભીષ્મ અને દ્રોણનાં વાક્યો" એ વિષયનો અધ્યાય ૧૩૮ મો સમાપ્ત.

# અધ્યાય ૧૩૯ મો

## ભીષ્મ અને દ્રોણનો ઉપદેશ (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्तस्तु विमनास्तिर्यग्दृष्टिरधोमुखः ॥ संहत्य च भ्रुवोर्मध्यं न किंचिद्व्याजहार ह॥१॥**

વૈશંપાયને કહ્યું:–ભીષ્મ તથા દ્રોણે એ પ્રમાણે કહ્યું, ત્યારે દુર્યોધન મનમાં ખિન્ન થઈ ગયો અને તે નીચું મુખ રાખી તીરછી નજરથી જોવા લાગ્યો તથા ભ્રુકુટીનો મધ્ય ભાગ સંકોચીને કંઈપણ બોલ્યો નહિ.[1] દુર્યોધનને ઉદાસ થયેલો જોઈને પાસે બેઠેલા પુરુષશ્રેષ્ઠ ભીષ્મ તથા દ્રોણ એકબીજાની સામે જોઈને ફરીથી છેલ્લાં વચન કહેવા લાગ્યા.

ભીષ્મે કહ્યું:–"સેવાપરાયણ, ઇર્ષ્યારહિત, બ્રાહ્મણભક્ત અને સત્યવાદી અર્જુનની સાથે અમારે યુદ્ધ કરવું પડે એનાથી બીજું અધિક દુઃખ કયું ગણાય."[3]

દ્રોણે કહ્યું:–"હે રાજન્! મને મારા પુત્ર અશ્વત્થામા કરતાં અર્જુનપ્રત્યે બહુ માન છે અને અર્જુનમાં નમ્રતા પણ તેવીજ રહેલી છે.[4] તે પુત્ર કરતાં અધિક પ્રિય અર્જુનની સામે ક્ષાત્રધર્મનો આશ્રય કરીને મારે યુદ્ધ કરવું પડે, એ ક્ષાત્રજીવિકાને ધિક્કાર હો![5] આ લોકમાં જે અર્જુનના જેવો બીજો કોઇ ધનુર્ધારી નથી, તે અર્જુન મારી કૃપાથીજ બીજા ધનુર્ધારીઓ કરતાં શ્રેષ્ઠ છે.[6] મિત્રદ્રોહી, દુષ્ટબુદ્ધિવાળા નાસ્તિક, કુટિલ અને શઠ પુરુષને સજ્જનોમાં માન મળતું નથી. યજ્ઞમંડપમાં આવેલા મૂર્ખની પેઠે તેનો ત્યાં બહિષ્કાર થાય છે.[7] જે મનુષ્ય પાપાત્મા હોય છે, તેને પાપોથી રોકવા છતાં તે પાપ કરવાનીજ ઇચ્છા કરે છે અને પુણ્યાત્મા પુરુષ પાપમાં પ્રેર્યા છતાં પુણ્ય કરવાનીજ ઇચ્છા કરે છે.[8] તેં પાંડવોને કપટથી દુઃખી કર્યા, તોપણ તેઓ તારૂં પ્રિય કરવાની ઇચ્છા રાખે છે અને હે ભરતશ્રેષ્ઠ! તારામાં રહેલા દ્વેષાદિક દોષો વૈરભાવનેજ પ્રકટ કરે છે.[9] તને કુરુવૃદ્ધ ભીષ્મે, મેં વિદુરે અને વાસુદેવે હિતવચન કહ્યાં, પરંતુ તું તે કલ્યાણની વાતને માનતોજ નથી.[10] મારી પાસે બળ છે એમ માનીને તું વર્ષાઋતુમાં ગ્રુડ, માછલાં તથા મગરથી ભરપૂર ગંગાના વેગને એકાએક તરી જવાની ઇચ્છા રાખનારા પુરુષના જેવી ઇચ્છા રાખે છે. તું પારકું વસ્ત્ર પહેરીને તેને પોતાનુંજ માને છે, અથવા ત્યાગ કરેલી પુષ્પમાળાના જેવી યુધિષ્ઠિરની લક્ષ્મી લઈને તેને લોભથી પોતાનીજ માને છે![11,12] યુધિષ્ઠિર રાજા હથિયારધારી ભાઇઓથી વીંટાઇને દ્રૌપદીની સાથે વનમાં રહ્યા હોય; તોપણ રાજ્ય ઉપર રહેલો કયો પુરુષ તેને જિતે તેવો છે?[13] સર્વ રાજાઓ દાસની પેઠે જેની આજ્ઞામાં રહે છે, તે કુબેરની સામે યુદ્ધમાં ધર્મરાજા પ્રકાશી નીકળ્યા હતા;[14] અને કુબેરના ભવનમાં જઈ ત્યાંથી રત્નો લાવ્યા હતા. તે પાંડવો હમણાં તારા સમૃદ્ધિમાન દેશપર ચઢાઇ કરીને પોતાનું રાજ્ય લેવા ઇચ્છે છે.[15] અમે દાન આપ્યાં છે, હોમ કર્યા છે, અધ્યયન કર્યું છે, ધનથી બ્રાહ્મણોને તૃપ્ત કર્યા છે અને અમારૂં આયુષ્ય પણ પૂરૂં થવા આવ્યું છે, એટલે તું અમને બન્નેને કૃતાર્થ થયેલાજ જાણ;[16] પરંતુ તું તો સુખ, રાજ્ય, મિત્રો અને ધનનો ત્યાગ કરીને પાંડવોની સાથે લડાઈ કરવાથી મહાકષ્ટ પામીશ.[17] રે, ભયંકર તપ અને વ્રત કરનારી સત્યવાદિની દેવી દ્રૌપદી, જે યુધિષ્ઠિરના વિજયની નિત્ય ઇચ્છા કરે છે, તે પાંડવને તું કેવી રીતે જિતી શકીશ?[18] જેના મંત્રી જનાર્દન છે અને જેનો ભાઇ સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન છે, તે યુધિષ્ઠિરને તું કેવી રીતે જિતી શકીશ?[19] ધૈર્યવાળા અને જિતેંદ્રિય એવા

બ્રાહ્મણો જેના સહાયક છે, તે ઉગ્ર તપસ્વી વીર યુધિષ્ઠિરને તું કેવી રીતે જિતીશ ?[20] પોતાના સ્નેહીઓ દુઃખસાગરમાં ડૂબવા માંડતાં તેનું કલ્યાણ ઇચ્છનારા સ્નેહીએ જે કરવું જોઇએ તે રીતે હું તને ફરી કહું છું કે,[21] તું વીર પાંડવોની સાથે યુદ્ધ કરવાનો વિચાર માંડી વાળ, કૌરવોની વૃદ્ધિને માટે શાંતિ ધારણ કર અને પુત્ર, મંત્રી તથા સેનાની સાથે પરાભવ ન પામ."[22]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "ભીષ્મ અને દ્રોણનાં વાકયો"એ વિષયનો અધ્યાય ૧૩૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪૦ મો

### શ્રીકૃષ્ણે કર્ણને સમજાવવા યત્ન કર્યો.

॥ धृतराष्ट्र उवाच ॥

राजपुत्रैः परिवृतस्तथा भृत्यैश्च संजय ।
उपारोप्य रथे कर्णं निर्यातो मधुसूदनः ॥१॥

ધૃતરાષ્ટ્રે પૂછયું:–હે સંજય! શ્રીકૃષ્ણ રાજપુત્રોથી તથા સેવકોથી વીંટાઇને એકલા કર્ણને રથમાં બેસાડી અહીંથી ચાલી નીકળ્યા.[1] તે શત્રુવીરને હણનારા અમાપ અંતઃકરણવાળા ગોવિંદે કર્ણને શું કહ્યું ? અને સાંત્વનનાં કેવાં વચનોનો પ્રયોગ કર્યો ?[2] હે સંજય! ઉદય પામતા મેઘના જેવા સાદવાળા કૃષ્ણે તે સમયે કર્ણને કોમળ અથવા તીક્ષ્ણ જે વચનો કહ્યાં હોય, તે તું મને કહે.[3]

સંજયે કહ્યું:–હે ભારત ! મહાત્મા શ્રીકૃષ્ણે કર્ણને જે જે તીક્ષ્ણ, કોમળ, પ્રિય, ધર્મયુક્ત, સત્ય, હિતકર અને હૃદયમાં ગ્રહણ કરવાયોગ્ય વચનો કહ્યાં, તે હું અનુક્રમથી તમને કહું છું, સાંભળો.[4,5]

વાસુદેવે કહ્યું:–"હે રાધાપુત્ર! તેં વેદપારંગત બ્રાહ્મણોની ઉપાસના કરી છે તથા નિયમપરાયણ રહીને અને ઈર્ષ્યારહિત થઇને તત્ત્વજ્ઞાનને માટે બ્રાહ્મણોને પ્રશ્ન પણ કર્યા છે.[1] હે કર્ણ! તું સનાતન વેદવાદને જાણે છે અને ધર્મશાસ્ત્રના સૂક્ષ્મ સિદ્ધાંતો પણ તેં સારી રીતે જાણ્યા છે. જે કન્યાને લગ્ન થતાં પહેલાં પુત્ર થયો હોય અથવા જે પુત્ર લગ્ન વખતે પેટમાં હોય તે બન્ને પુત્રો કાનીન કહેવાય છે અને તે કન્યા સાથે લગ્ન કરનાર, તેનો પિતા ગણાય એમ શાસ્ત્રવેત્તા લોકો કહે છે.[7,8] હે કર્ણ ! તું પણ તે પ્રમાણેજ ઉત્પન્ન થયો છે, એટલે ધર્મથી પાંડુનો પુત્ર છે, માટે પાંડવના પક્ષમાં આવ, એટલે ધર્મશાસ્ત્રના નિયમથી તું રાજા થઇશ.[9] હે પુરુષશ્રેષ્ઠ ! પાંડવો તારા પિતૃ પક્ષમાં છે અને યાદવો માતૃપક્ષમાં છે; આ બન્ને પક્ષો તારા છે, એમ તું જાણ.[10] હે તાત ! તું અહીંથી મારી સાથે આવીશ એટલે પાંડવો આજે તને યુધિષ્ઠિરથી પ્રથમ ઉત્પન્ન થયેલા કુંતીપુત્રતરીકે જાણશે;[11] અને પાંચ પાંડવો કે, જે તારા ભાઇઓ છે તેઓ, દ્રૌપદીના પાંચ પુત્રો તથા અજિત અભિમન્યુ તારા પગમાં પડશે. વળી પાંડવોને માટે આવેલા રાજાઓ, રાજપુત્રો અને સર્વ અંધક તથા યાદવો પણ તારા ચરણમાં પ્રણામ કરશે.[12,13] રાજાઓ અને રાજ્યકન્યાઓ તારા અભિષેકનેમાટે સુવર્ણના ઘડાઓમાં, રૂપાના ઘડાઓમાં અને માટીના ઘડાઓમાં તીર્થજળ ભરી તેમાં ઔષધિઓ, સર્વ બીજો, સર્વ રત્નો અને લતાઓ નાખીને લાવશે. દ્રૌપદી વર્ષના છઠ્ઠા ભાગમાં એટલે બે માસ તારી પાસે આવશે.[14,15] સંયમી મનવાળા દ્વિજશ્રેષ્ઠ ધૌમ્ય અગ્નિમાં હોમ કરશે અને આજેજ ચાર વેદ જાણનારા બ્રાહ્મણો, બ્રહ્મકર્મનિષ્ઠ પાંડવોના પુરોહિત, મહાપુરુષ પાંચ પાંડવ ભાઇઓ, દ્રૌપદીના પાંચ પુત્રો, પંચાલો, ચેદીઓ અને હું પોતે તારો પૃથ્વીપતિ રાજાતરીકે અભિષેક કરીશું.[16–18] ધર્માત્મા તથા ઉત્તમ વ્રતવાળા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા તારા યુવરાજ થઇ હાથમાં શ્વેત ચામર પકડી તારી પાછળ રથમાં બેસશે અને અભિષેક પામેલા તારા મસ્તક ઉપર મહાબળવાન કુંતીપુત્ર ભીમસેન મોટું શ્વેત છત્ર ધારણ કરશે. વળી સેંકડો ઘુઘરીઓના શબ્દવાળા, વ્યાઘ્રચર્મના ઓઢાવાળા તથા શ્વેત ઘોડાઓ જોડેલા તારા રથને અર્જુન હાંકશે, અભિમન્યુ નિત્ય તારી પાસે

રહેશે[૧૯-૨૨] અને હે રાજા! નકુળ, સહદેવ, દ્રૌપદીના પાંચ પુત્રો, પાંચાલો, મહારથી શિખંડી, હું, સર્વ અંધકો, યાદવો, દાશાર્હો અને દાશાર્ણો–એ સર્વે તારા અનુયાયી થશે.[૨૩,૨૪] હે મહાબાહુ! તું જપ, હોમ તથા અનેક પ્રકારનાં મંગલ કાર્યો કરતો પાંડવભાઈઓની સાથે રાજ્યનો ઉપભોગ કર.[૨૫] દ્રવિડો, કુંતલો, આંધ્રો તાલચરો, ચૂચુપો અને વેણુપો તારી આગળ ચાલશે.[૨૬] સૂત તથા માગધો પુષ્કળ સ્તુતિઓથી તારૂં સ્તવન કરશે અને પાંડવો, વસુષેણ નામવાળા તારો વિજયઘોષ ગજાવશે.[૨૭] હે કુંતીપુત્ર! તું નક્ષત્રોથી વીંટાયલા ચંદ્રમાની પેઠે પાંડવોથી વીંટાઈને રાજ્ય કર અને કુંતીને આનંદ આપ.[૨૮] તારા મિત્રો રાજી થાઓ, શત્રુઓ વ્યથા પામો અને આજે પાંડવભાઈઓની સાથે તારો ભ્રાતૃપ્રેમ જોડાઓ."[૨૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં "શ્રીકૃષ્ણનાં વાકયો" એ વિષયનો અધ્યાય ૧૪૦ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪૧ મો

### કર્ણનો પ્રત્યુત્તર

॥ कर्ण उवाच ॥

असंशयं सौहादान्मे प्रणयाच्चात्थ केशव ॥
सख्येन चैव वार्ष्णेय श્રेयस्कामतयैव च ॥

કર્ણે કહ્યું:– "હે યાદવનંદન કૃષ્ણ! ખરેખર તમે મને જે કહ્યું છે તે સ્નેહથી, પ્રેમથી, મિત્રતાથી અને મારાં કલ્યાણની ઇચ્છાથીજ કહ્યું છે.[૧] હે કૃષ્ણ! હું ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે અને તમે માનો છો તેમ ધર્મવડે પાંડુનો પુત્ર છું અને એ સર્વ હું જાણું છું.[૨] હે જનાર્દન! કુંતીએ કન્યાવસ્થામાં સૂર્યથી મારો ગર્ભ ધારણ કર્યો હતો અને મારો જન્મ થયા પછી તેણે સૂર્યનાં વચનથી મને ત્યજી દીધો હતો.[૩] હે કૃષ્ણ! તે પ્રમાણે ઉત્પન્ન થયેલો હું ધર્મથી પાંડુનો પુત્ર છું, પરંતુ કુંતીએ મારૂં ભલું ન થાય તે રીતે મારો ત્યાગ કરી દીધો[૪] અને અધિરથ સૂત મને જોતાંજ તુરત પોતાને ઘેર લઈ ગયો તથા હે મધુસૂદન! તેણે સ્નેહવડે મને રાધાને સોંપ્યો.[૫] મારા ઉપર સ્નેહ થવાથી તુરત રાધાને સ્તનમાં દૂધ ઉતર્યું. હે માધવ! તેણે મારાં મળમૂત્ર ઉપાડયાં.[૬] તેવી માતાનો પિંડલોપ મારા જેવો ધર્મવેત્તા અને સતત ધર્મશાસ્ત્રનું શ્રવણ કરનારો કેવીરીતે કરે?[૭] તેમજ અધિરથ સૂત પણ મને પોતાનો પુત્રજ ગણે છે અને હું પણ સ્નેહને લીધે સર્વદા તેને પિતા તરીકેજ જાણું છું. હે માધવ! હે જનાર્દન! તે અધિરથે પુત્રપ્રીતિવડે શાસ્ત્રોક્ત વિધિથી મારા જાતકર્માદિ સંસ્કારો કરાવ્યા છે.[૮,૯] તેણે બ્રાહ્મણોદ્વારા મારૂં વસુષેણ એવું નામ પાડયું છે અને તેણે મારો સ્વીકાર કરેલો તેથીજ હું યૌવન આવતાં ભાર્યા પરણી શકયો છું.[૧૦] હે જનાર્દન! તે સ્ત્રીઓમાં મને પુત્રો અને પૌત્રો ઉત્પન્ન થયા છે; અને હે કૃષ્ણ! તે સ્ત્રીઓમાં મારૂં હૃદય કામબંધનથી બંધાઇ ગયું છે.[૧૧] હે ગોવિંદ! હવે હું આખી પૃથ્વીના લાભથી, સુવર્ણના ઢગલાઓથી, હર્ષથી અથવા ભયથી તેઓનો સ્નેહ મિથ્યા કરવા ઇચ્છતો નથી.[૧૨] વળી હે કૃષ્ણ! મેં દુર્યોધનના આશ્રયથી ધૃતરાષ્ટ્રના કુળમાં તેર વર્ષસુધી નિષ્કંટક રાજ્ય ભોગવ્યું છે.[૧૩] મેં સૂતોની સાથે વારંવાર અનેક યજ્ઞોથી યજન કર્યું છે તથા સૂતોની સાથે કુળધર્મો અને વિવાહો કર્યા છે.[૧૪] હે યાદવવંશી! દુર્યોધને મને મિત્રતરીકે મેળવીને શસ્ત્ર ઉઠાવવાનો ઉદ્યમ કર્યો છે અને પાંડવોની સાથે વિરોધ કર્યો છે.[૧૫] હે અચ્યુત! હે કૃષ્ણ! સંગ્રામ શરૂ થયા પછી સવ્યસાચી અર્જુનની સાથે દ્વંદ્વયુદ્ધમાં આગળ કરવા દુર્યોધને મને નક્કી કરી રાખ્યો છે;[૧૬] માટે હે જનાર્દન! હું વધ, બંધન, ભય અથવા લોભને લીધે પણ બુદ્ધિમાન દુર્યોધનની સાથે અસત્ય વર્તન કરવા ઇચ્છતો નથી.[૧૭] હે હૃષીકેશ! જો હું હવે સવ્યસાચી અર્જુનની સામે દ્વંદ્વયુદ્ધમાં ન જાઉં તો મારી અને અર્જુનની બન્નેની અપકીર્તિ થાય.[૧૮] હે મધુસૂદન! તમે મારા હિતને માટે પાંડવોને આ વાત

જરૂર કહેજો, અને પાંડવો તમારે આધીન છે તેથી તેઓ તમારા કહેવા પ્રમાણે સર્વ કરે એમાં પણ સંદેહ નથી;[૧૯] પરંતુ હે મધુસૂદન ! આપણી વચ્ચે થયેલી ગુપ્ત વાતને તમે અહીંજ દાબી દેજો. હે યાદવનંદન ! એ પ્રમાણે કરવું એજ સર્વ રીતે હિતકારક છે,એમ હું માનું છું;[૨૦] કારણકે ધર્માત્મા તથા નિયત ઇંદ્રિયોવાળા યુધિષ્ઠિર રાજા જો હું કુંતીનો પ્રથમ પુત્ર છું એમ જાણશે તો પછી રાજ્યગ્રહણ કરશે નહિ;[૨૧] અને હે શત્રુદમન મધુસૂદન ! મને તે મહાન સમૃદ્ધિયુક્ત રાજ્ય મળે તોપણ હું તે દુર્યોધનનેજ આપવાનો.[૨૨] મારી ઇચ્છા છે કે, શ્રીકૃષ્ણ જેના નેતા છે અને અર્જુન જેનો યોદ્ધો છે, તે ધર્માત્મા યુધિષ્ઠિરજ હમેશને માટે રાજા થાઓ![૨૩]હે માધવ ! મહારથી ભીમ, નકુલ, સહદેવ, દ્રૌપદીના પુત્રો, પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, મહારથી સાત્યકી, ઉત્તમૌજા, યુધામન્યુ, સત્યધર્મા, સૌમકિ, ચૈદ્ય, ચેકિતાન, અજિત-શિખંડી, લાલ રંગના કેકય ભાઇઓ, ઇંદ્રધનુષના જેવી કાંતિવાળા ઉદાર કુંતિભોજ, ભીમસેનનો મામો મહારથી શ્યેનજિત, વિરાટનો પુત્ર શંખ અને અક્ષય કામના પૂર્ણ કરનારા તમે, હે જનાર્દન ! આ સર્વ જેની પાસે છે તેનીજ પૃથ્વી અને રાષ્ટ છે.[૨૪—૨૭]

હે કૃષ્ણ ! આ ક્ષત્રિયોનો મહાન સમુદાય જ્યારે એકઠો કર્યો, ત્યારેજ આ પ્રકાશિત રાજ્ય યુધિષ્ઠિરને પ્રાપ્ત થયું, એમ સર્વ રાજાઓ માને છે.[૨૮] હે યાદવવંશી જનાર્દન ! ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનનો શસ્ત્રયજ્ઞ ચાલુ થશે; એ યજ્ઞના તમે ઉપદ્રષ્ટા થશો.[૨૯] વળી હે કૃષ્ણ ! એ યજ્ઞમાં અધ્વર્યુપણું પણ તમારૂંજ થશે, સજ્જ થયેલો કપિધ્વજ અર્જુન એમાં હોતા થશે; ગાંડીવ ધનુષ સ્રુક્ થશે, પુરુષોનું પરાક્રમ આજ્ય (ઘી) થશે, હે માધવ ! અર્જુને પ્રયોગ કરેલાં ઐંદ્ર, પાશુપત, બ્રાહ્મ, સ્થૂણાકર્ણ વગેરે અસ્ત્રો તે યજ્ઞમાં મંત્રોનું કામ કરશે.[૩૦,૩૧] જે પરાક્રમમાં પિતાના સમાન અથવા પિતાથી અધિક છે, તે સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તે યજ્ઞમાં મંત્રસાધ્ય સ્તુતિ ગાશે—અર્થાત ઉદ્ગાતા થશે.[૩૨] રણમાં હાથીઓની સેનાનો સંહાર વાળનારો ગર્જના કરતો મહાબળવાન નરવ્યાઘ્ર ભીમસેન ઉદ્ગાતા તથા પ્રસ્તોતા થશે.[૩૩] સદા જપ અને હોમ કરનારા ધર્માત્મા યુધિષ્ઠિર રાજા તે યજ્ઞમાં બ્રહ્માનું કામ કરશે.[૩૪] હે મધુસૂદન ! શંખના શબ્દો, મુરજો, ભેરીઓ અને ઉત્તમ સિંહનાદો, એજ ત્યાં સુબ્રહ્મણ્ય એટલે યુદ્ધયજ્ઞમાં ભોક્તા એવા કાળના આવાહનકર્તા મંત્રો થશે.[૩૫] મહાપરાક્રમી તથા યશસ્વી માદ્રીપુત્ર નકુલ અને સહદેવ તે યજ્ઞમાં શામિત્રકર્મરૂપ થશે એટલે ક્ષત્રિયરૂપી પશુઓને મારવાનું કામ કરશે.[૩૬] હે ગોવિંદ ! હે જનાર્દન ! વિચિત્ર ધ્વજવાળા નિર્મળ રથોની હારો એ યજ્ઞમાં યૂપો—યજ્ઞપશુ બાંધવાના સ્તંભો થશે.[૩૭] કર્ણિ, નાલીક, નારાચ અને વત્સદંત જાતનાં બાણો ઉપબૃંહણ એટલે અધ્વર્યુને સોમાહુતિ આપતી વખતે સહાયરૂપ ચમસ (સ્રુક્ ભેદ) થશે. તોમરો, સોમકલશો એટલે સોમરસ ગ્રહણ કરવાનાં પાત્રો થશે. એ યજ્ઞમાં ધનુષો દર્ભનાં પવિત્રાં થશે,[૩૮] એ યજ્ઞમાં ખડ્ગો કપાલોનું કામ કરશે, મસ્તકો પુરોડાશ થશે અને હે કૃષ્ણ ! તે યજ્ઞમાં રુધિરજ હવિ થશે.[૩૯] શક્તિઓ સમધો થશે, નિર્મળ ગદાઓ* પરિધિઓ થશે અને દ્રોણના તથા કૃપાચાર્યના શિષ્યો સદસ્યો થશે. ગાંડીવધન્વા અર્જુને, દ્રોણે, અશ્વત્થામાએ અને બીજા મહારથીઓએ મૂકેલાં બાણો (સોમ—ચમસ વગેરે) પરિસ્તોમ થશે.[૪૦,૪૧] સાત્યકિ, પ્રતિપ્રસ્થાતાનું એટલે અધ્વર્યુના સહાયકનું કામ કરશે. ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન એ યજ્ઞમાં દીક્ષા ગ્રહણ કરશે અને મહાસેના એની પત્ની થશે.[૪૨] હે મહાબાહુ ! આ વિશાળ યજ્ઞકર્મના અતિરાત્ર નામના ક્રતુમાં મહાબળવાન ઘટોત્કચ શામિત્રકર્મ કરશે.[૪૩] હે કૃષ્ણ ! શ્રૌતયજ્ઞમાં કર્મદ્વારા અભિ-

* અગ્નિની ચોબાજુ આહુતિના રક્ષણમાટે મૂકવામાં આવતાં લાકડાંઓને 'પરિધિ' કહેવામાં આવે છે.

થી ઉત્પન્ન થયેલો પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન એ યજ્ઞની દક્ષિણા થશે.[૪૪] હે કૃષ્ણ ! મેં દુર્યોધનને સારૂ લગાડવા માટે પાંડવોને જે કડવાં વચનો કહ્યાં છે, તે દુષ્કર્મથી હું સંતાપ પામું છું.[૪૫] હે કૃષ્ણ ! તમે જ્યારે અર્જુનને હાથે મને મરેલો જોશો, ત્યારે આ યજ્ઞ પછીના ચયનનો આરંભ થશે. જ્યારે ગર્જના કરતો ભીમસેન બરાડા પાડતા દુઃશાસનનું રુધિર પીશે, ત્યારે એ યજ્ઞમાં સોમપાન થયું ગણાશે.[૪૬,૪૭] હે જનાર્દન ! જ્યારે પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી દ્રોણને તથા ભીષ્મને પાડશે, ત્યારે તે યજ્ઞની સમાપ્તિ થશે.[૪૮] હે માધવ ! જ્યારે મહાબળવાન ભીમસેન દુર્યોધનને મારશે, ત્યારે દુર્યોધનનો એ યજ્ઞ સમાપ્ત થશે.[૪૯] હે જનાર્દન ! પોતાના પુત્રો, પતિઓ તથા રક્ષકો મરવાથી ધૃતરાષ્ટ્રની પુત્રવધૂઓ તથા પૌત્રવધૂઓ ગાંધારીની સાથે રડતી રડતી કૂતરાં, ગીધ અને ટીટોડાંથી ભરપૂર રણભૂમિમાં એકઠી મળીને આંસુથી નહાશે તે એ યજ્ઞમાં અવભૃથ સ્નાન થશે.[૫૦,૫૧]

હે ક્ષત્રિયશ્રેષ્ઠ મધુસૂદન ! વિદ્યાવૃદ્ધ અને વયોવૃદ્ધ ક્ષત્રિયો તમારે લીધે વૃથા મૃત્યુ એટલે યુદ્ધવિનાના મૃત્યુને ન પામે તેમ કરજો–અર્થાત કલ્યાણકારક યુદ્ધ થવાજ દેજો.[૫૨] હે કેશવ ! આ એકઠું મળેલું ક્ષત્રમંડળ ત્રણે લોકમાં પણ અત્યંત પવિત્ર એવા કુરુક્ષેત્રમાં શસ્ત્રવડે મૃત્યુ પામે તેમ કરો.[૫૩] હે કમળનયન કૃષ્ણ ! જે રીતે સમગ્ર ક્ષત્રમંડળ સ્વર્ગને પ્રાપ્ત થાય, તે રીતે તમે આ સંબંધમાં ઇચ્છા પ્રમાણે ઉપાય કરો.[૫૪] હે જનાર્દન! જ્યાંસુધી પર્વતો અને નદીઓ રહેશે,ત્યાંસુધી આ તમારો કીર્તિ ઉત્પન્ન કરનારો શબ્દ કાયમ રહેશે.[૫૫] હે વાર્ષ્ણેય! સંગ્રામમાં ક્ષત્રિયોને યશરૂપી ધન અપાવનારૂં આ મહાભારતયુદ્ધનું સમાજોમાં બ્રાહ્મણો કહેશે.[૫૬] હે શત્રુતાપન કેશવ ! તમે આપણી ગુપ્ત વાતને નિત્ય ઢાંકી રાખીને મારી સામે યુદ્ધ કરવા અર્જુનને તેડી લાવો."[૫૭]

અધ્યાય ૧૪૧ મો સમાપ્ત.

# અધ્યાય ૧૪૨ મો

## શ્રીકૃષ્ણનાં વાકય

॥ संजय उवाच ॥

कर्णस्य वचनं श्रुत्वा केशवः परवीरहा ॥
उवाच प्रहसन्वाक्यं स्मितपूर्वमिदं यथा ॥१॥

સંજયે કહ્યુંઃ–કર્ણનાં વચન સાંભળીને શત્રુવીરને હણનારા કેશવ મુખ મલકાવી હસતા હસતા આ પ્રમાણે વચન બોલ્યા.[૧]

શ્રીભગવાને કહ્યું:–"હે કર્ણ ! તું રાજ્યપ્રાપ્તિનો ઉપાય સ્વીકારતો નથી અને જ્યારે મારી આપેલી પૃથ્વીનું રાજ્ય કરવા ઇચ્છતો નથી,[૨] ત્યારે અવશ્ય પાંડવોનો જય થશે, એમાં કોઇપણ જાતનો સંદેહ જણાતો નથી. જેના ઉપર ઉગ્ર વાનરરાજ બેઠેલો છે, તે અર્જુનનો જયધ્વજ ઉંચે ફરકી રહેલોજ દેખાય છે.[૩] વિશ્વકર્માએ એ ધ્વજમાં ઇંદ્રધ્વજના જેવી અતિ ઉત્તમ દિવ્ય માયા રચેલી છે, અને એમાં જયને વહન કરનારાં ભયાનક દિવ્ય ભૂતો રહેલાં જોવામાં આવે છે.[૪] હે કર્ણ ! અર્જુનનો એ ઉંચો કરેલો શ્રીમાન ધ્વજ અગ્નિ જેવો દેદીપ્યમાન જણાય છે અને ચાર ગાઉ સુધી ઉંચે તથા આડે ફેલાયલો છે; છતાં ક્યાંયે ઝાડ તથા પહાડમાં અટકતો નથી.[૫] જ્યારે તું કૃષ્ણ જેના સારથી છે તે શ્વેત ઘોડાવાળા અર્જુનને સંગ્રામમાં ઐંદ્રાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર અને મારુતાસ્ત્ર પ્રકટ કરતો જોઇશ અને વજ્રના કાટકા જેવા ગાંડિવ ધનુષના ટંકારને સાંભળીશ, ત્યારે+ કૃત, ત્રેતા અને દ્વાપર પ્રવર્તશે નહિ.[૬,૭] જ્યારે તું સંગ્રામમાં જપ તથા હોમપરાયણ કુંતીપુત્ર યુધિષ્ઠિરને પોતાની મહાસેનાનું રક્ષણ કરતા તથા આદિત્યની પેઠે અસ-

+ કૃત, ત્રેતા, દ્વાપર એટલે મોક્ષ, ધર્મ અર્થ અને કામ એ પુરુષાર્થ તમને મળશે નહિ, પણ યુદ્ધથી મૃત્યુજ થશે, એવો અર્થ નીલકંઠે કર્યો છે. મરાઠી ભાષાંતરમાં કૃત, ત્રેતા, દ્વાપર એટલે ચોક્કો, તીરી અને દુરી ઇત્યાદિ પાસામાંની ખટપટ ત્યાં કંઇ ઉપયોગમાં આવશે નહિ, એવો અર્થ કર્યો છે.

હ્ય તેજવડે શત્રુસેનાને તપાવતા જોઈશ, ત્યારે કૃત, ત્રેતા અને દ્વાપર પ્રવર્તશે નહિ.[૮,૯] જ્યારે તું સંગ્રામમાં સામા હાથીને મારનારા અને મદ ઝરતા હાથીના જેવા મહાબળવાન ભીમસેનને દુઃશાસનનું રુધિર પીને રણમાં નાચતો જોઈશ, ત્યારે કૃત, ત્રેતા અને દ્વાપર પ્રવર્તશે નહિ;[૧૦,૧૧] જ્યારે તું સંગ્રામમાં દ્રોણ, ભીષ્મ, કૃપ,દુર્યોધન રાજા અને જયદ્રથ, એ સર્વે યુદ્ધ કરવા ચઢી આવેલાને તુરત સવ્યસાચીએ રોકી દીધેલા જોઇશ, ત્યારે કૃત, ત્રેતા અને દ્વાપર પ્રવર્તશે નહિ; જ્યારે તું સંગ્રામમાં શત્રુવીરના રથોને ભાગનાર મહાબળવાન નકુળને તથા સહદેવને શસ્ત્રોના ચાલુ મારામાં બે હાથીઓની પેઠે કૌરવોની સેનાને ડહોળી નાખતા જોઇશ, ત્યારે કૃત, ત્રેતા અને દ્વાપર પ્રવર્તશે નહિ.[૧૨-૧૫]

હે કર્ણ ! તું અહીંથી જઇને દ્રોણને, ભીષ્મને તથા કૃપાચાર્યને કહેજે કે, આ ચાલુ માસ ચંદ્રકાંતિથી રમણીય છે. એમાં ઘાસ, લાકડાં સુલભતાથી મળે તેમ છે.[૧૬] સર્વ પ્રકારનાં ધાન્ય તથા વનસ્પતિથી વનો સમૃદ્ધિવાળાં છે, વૃક્ષોને ફળો આવેલાં છે, માખીઓ ઓછી થઇ ગઈ છે, કાદવ સૂકાઈ ગયો છે, પાણી રસવાળું મળે છે અને આ સમયે અતિ તાપ તેમજ અતિ ઠંડી ન હોવાથી સુખકારક છે.[૧૭] આજથી સાતમે દિવસે અમાવાસ્યા આવશે, તે તિથિએ સંગ્રામની યોજના કરો. તે તિથિ ઇંદ્ર દેવની છે, એમ વિદ્વાનો કહે છે.[૧૮] આ પ્રમાણે ભીષ્મ વગેરેને કહ્યા પછી ત્યાં યુદ્ધને માટે જે રાજાઓ આવ્યા છે, તે સર્વને મારો સંદેશો કહેજે કે, તમારા મનમાં જે ઇચ્છા છે, તે સર્વ હું સંપાદન કરીશ.[૧૯] દુર્યોધનને અધીન થઇ તેને અનુસરનારા રાજાઓ અને રાજપુત્રો શસ્ત્રથી મરણ પામીને ઉત્તમ ગતિ પામશે."[૨૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "કર્ણને શ્રીકૃષ્ણે કહેલાં વાક્ય" એ વિષયનો અધ્યાય ૧૪૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૪૩ મો

## કર્ણે કહેલાં અપશુકનો

॥ संजय उवाच ॥

**केशवस्य तु तद्वाक्यं कर्णः श्रुत्वाऽहितं शुभम्।**
**अब्रवीदभिसंपूज्य कृष्णं तं मधुसूदनम् ॥**

સંજયે કહ્યું:-શ્રીકૃષ્ણનાં તે શુભ વચન સાંભળીને એકાગ્ર થયેલો કર્ણ, મધુસૂદન કૃષ્ણનું સન્માન કરીને તેમનાપ્રત્યે બોલ્યો:-[૧] "હે મહાબાહુ ! તમે જાણો છો છતાં શામાટે મને મોહિત કરવાની ઇચ્છા કરો છો ? આ પૃથ્વીનો સંપૂર્ણતાથી જે વિનાશકાળ પ્રાપ્ત થયો છે,[૨] તેમાં શકુનિ, હું, દુઃશાસન અને ધૃતરાષ્ટ્રનો પુત્ર રાજા દુર્યોધન એ નિમિત્તરૂપ છીએ.[૩] હે કૃષ્ણ ! પાંડવો અને કૌરવોની વચ્ચે લોહીનો કીચડ થાય તેવું આ ભયંકર મહાયુદ્ધ અવશ્ય થવાનુંજ છે,[૪] તેમાં દુર્યોધનને અનુસરનારા રાજાઓ તથા રાજપુત્રો સંગ્રામમાં શસ્ત્રાગ્નિથી બળી જઈને યમલોકમાં પહોંચશે.[૫] હે મધુસૂદન ! પુષ્કળ ભયંકર સ્વપ્નો, ઘોર નિમિત્તો અને અતિ દારુણ ઉત્પાતો જોવામાં આવે છે.[૬] હે યાદવ ! તે રોમાંચિત કરી દે તેવા અનેક ઉત્પાતો દુર્યોધનનો પરાજય અને યુધિષ્ઠિરનો વિજય સૂચવતા હોય એમ લાગે છે.[૭] મહાતેજસ્વી ઉગ્ર ગ્રહ શનૈશ્ચર પ્રાણીઓને અધિક પીડા સૂચવતો રોહિણી નક્ષત્રને પીડે છે.[૮] હે મધુસૂદન ! જ્યેષ્ઠ નક્ષત્રમાં રહેલો મંગળ વક્ર થઇને (જ્યેષ્ઠ રાજાના મિત્રસમૂહનો નાશ કરતો હોય તેમ) મિત્ર દેવના અનુરાધા નક્ષત્રના સંગમની ઈચ્છા કરે છે.[૯] હે કૃષ્ણ ! ખચિત કૌરવોને મોટો ભય આવી પડ્યો છે; કારણકે હે વાર્ષ્ણેય ! મહાપાત નામનો ગ્રહ ચિત્રા નક્ષત્રને ખાસ કરીને પીડે છે.[૧૦] ચંદ્ર ઉપરનું ચિન્હ બદલાઈ ગયું છે, રાહુ સૂર્યની પાસે જાય છે, આકાશમાંથી ગર્જના કરતાં અને કંપતાં ઉબાડિયાંઓ પડે છે;[૧૧] હાથીઓ મોટા શબ્દો કરે છે, ઘોડાઓ આંસુઓ પાડે છે અને હે માધવ ! તેઓ ઘાસપાણી તરફ પણ

રુચિ દેખાડતા નથી.[૧૨] હે મહાબાહુ! આવાં નિમિત્તો પ્રકટ થાય, ત્યારે પ્રાણીઓનો નાશ કરે એવો દારુણ ભય આવી લાગ્યો એમ નિમિત્તવેત્તાઓ કહે છે.[૧૩] હે કેશવ ! દુર્યોધનના સર્વ સૈન્યમાં મનુષ્યો, હાથીઓ અને ઘોડાઓ થોડું ખાય છે, તોપણ તેઓને અધિક ઝાડો થતો જણાય છે! હે મધુસૂદન ! વિદ્વાનો કહે છે કે, એ પરાજયનું ચિન્હ છે.[૧૪,૧૫] હે કૃષ્ણ ! પાંડવોનાં વાહનો આનંદિત છે અને મૃગો તેઓની જમણી બાજુએ જાય છે, એમ કહેવામાં આવે છે. તે તેઓના જયનું લક્ષણ છે.[૧૬] હે કેશવ ! સર્વ પશુઓ દુર્યોધનની ડાબી બાજુએ જાય છે અને વારંવાર આકાશવાણી સંભળાય છે, તે પરાજયનું લક્ષણ છે.[૧૭] મયૂરો, હંસો, સારસો, ચાતકો, જીવંજીવકનાં ટોળાંઓ અને બીજાં પવિત્ર પક્ષીઓ પાંડવોની પાછળ પાછળ ગતિ કરે છે;[૧૮] અને ગીધો, કંક પક્ષીઓ, બગલાઓ, શકરાઓ, યાદવો, દીપડાંઓ તથા માખીનાં ટોળાંઓ કૌરવોની પાછળ દોડે છે.[૧૯] દુર્યોધનના સૈન્યમાં ભેરીઓને વગાડવા છતાં તેનો શબ્દ થતો નથી અને પાંડવોની ભેરીઓ વગાડ્યા વિનાજ શબ્દ કરે છે ![૨૦] દુર્યોધનની સેનાના પડાવમાં કૂવાઓ વગેરે જળાશયોમાંથી આખલાઓની ગર્જના જેવા શબ્દો થાય છે, તે પણ પરાજયનું લક્ષણ છે.[૨૧] હે માધવ ! દેવે માંસ તથા રુધિરની વૃષ્ટિ વર્ષાવી છે અને આકાશમાં કોટ, કિલ્લા, ખાઇ તથા સુંદર દરવાજાવાળું સૂર્યયુક્ત ગંધર્વનગર જણાય છે, અને ત્યાં કાળું મંડળ સૂર્યને વીંટી રહેલું છે,[૨૨-૨૩] નિત્ય સૂર્યોદય અને સૂર્યાસ્તસમયે સંધ્યાનું સ્વરૂપ મહાભય સૂચવે છે અને શિયાળવીઓ ભયંકર શબ્દો કરતી રડે છે, તે પરાજયનું લક્ષણ છે.[૨૪] હે મધુસૂદન ! એક આંખ અને એક પગવાળાં પક્ષીઓ (મહારાષ્ટ્ર ભાષામાં જેને 'પાકોળી' કહે છે તેઓ) મહા બીભત્સ મળમૂત્રનો ત્યાગ કરે છે, તે પરાજયનું લક્ષણ છે.[૨૫] કાળી ડોકીવાળાં અને લાલ પગવાળાં ભયાનક પક્ષીઓ સંધ્યાકાળે કૌરવસેનાની સામે આવે છે, તે પણ પરાભવનું લક્ષણ છે.[૨૬] હે મધુસૂદન ! (દુર્યોધન) પ્રથમ બ્રાહ્મણોનો દ્વેષ કરે છે, પછી ગુરુજનોનો દ્વેષ કરે છે અને પછી ભક્તિમાન સેવકોનો દ્વેષ કરે છે, તે પરાજયનું લક્ષણ છે.[૨૭] પૂર્વ દિશાનો રંગ રાતો, દક્ષિણ દિશાનો વર્ણ શસ્ત્રના જેવો સતેજ શ્યામ, પશ્ચિમ દિશાનો રંગ કાચા ઘડાના જેવો અને ઉત્તર દિશાનો વર્ણ શંખના જેવો ઉજ્જ્વળ, હે મધુસૂદન ! આ પ્રમાણે દિશાના હમેશના વર્ણો કહેલા છે;[૨૮] પરંતુ હે માધવ ! દુર્યોધનને તો એ સર્વ દિશાઓ પ્રદીપ્ત થયેલીજ દેખાય છે અને એ ઉત્પાતના દર્શનથી મહાન ભય આવશે, એમ સૂચવાય છે.[૨૯]

હે અચ્યુત ! મેં નિદ્રાના અંતમાં યુધિષ્ઠિર રાજાને ભાઇઓની સાથે હજાર સ્તંભવાળા મહેલમાં ચઢતા જોયા છે.[૩૦] હું સર્વ પાંડવોને ધોળી પાઘડીવાળા, ધોળા પોષાકવાળા અને ધોળાં આસનો ઉપર બેઠેલા સ્વપ્નમાં જોઉં છું. હે જનાર્દન કૃષ્ણ ! મેં સ્વપ્નની અંતે રુધિરથી ખરડાયેલા તમારા શરીરને પણ આંતરડાંથી વીંટાયલું દીઠું.[૩૧,૩૨] અમાપ તેજવાળા યુધિષ્ઠિર હાડકાંના ઢગલા ઉપર ચઢયા અને ત્યાં તેમણે પ્રસન્ન થઇને સુવર્ણની થાળીમાં ઘી અને દૂધપાકનું ભોજન કર્યું, એમ મેં સ્વપ્નમાં જોયું.[૩૩] વળી મેં યુધિષ્ઠિરને માટીનું ભક્ષણ કરતા જોયા. આ ઉપરથી સમજાય છે કે, તે તમારી આપેલી આ પૃથ્વીનો અવશ્ય ઉપભોગ કરશે. વળી ભયંકર કર્મ કરનારો નરવ્યાઘ્ર ભીમસેન, હાથમાં ગદા લઇને આ પૃથ્વીને ગળી જતો હોય તેમ ઉંચા પર્વત ઉપર ચઢયો ![૩૪,૩૫] એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે મહાસંગ્રામમાં અમારો સર્વનો ક્ષય કરશે. હે કૃષ્ણ! હું જાણું છું કે, જ્યાં ધર્મ છે ત્યાં જય છે.[૩૬] હે ઇંદ્રિયોના નિયંતા ! પરમ ઐશ્વર્યથી ઝળહળતા ગાંડીવધારી અર્જુનને તમારી સાથે શ્વેત હાથી ઉપર ચઢેલો મેં જોયો છે.[૩૭] હે કૃષ્ણ ! તમે સંગ્રામમાં દુર્યોધન વગેરે રાજાઓનો વધ કરશો એમાં મને સંદેહ લાગતો નથી.[૩૮] નકુળ, સહદેવ અને મહારથી સાત્યકિ, આ ત્રણ પુરુષ-

વ્યાઘ્રોને મોતીના શ્વેત બાજુબંધ, શ્વેત કંઠાઓ, શ્વેત પુષ્પમાળાઓ અને શ્વેત વસ્ત્ર ધારણ કરીને ઉત્તમ પાલખીમાં બેઠેલા મેં જોયા. હે જનાર્દન ! દુર્યોધનના સૈન્યમાં અશ્વત્થામા, કૃપાચાર્ય અને યાદવ કૃતવર્મા, આ ત્રણને મેં શ્વેત છત્ર તથા શ્વેત વસ્ત્રવાળા જોયા અને એ ત્રણે શ્વેત પાઘડીવાળા દેખાતા હતા, એ તમે જાણો. હે માધવ ! એ સિવાયના બીજા સર્વ રાજાઓ લાલ રંગની પાઘડીવાળા દેખાતા હતા.[૩૯-૪૨] હે મહાબાહુ ! હે વિભો ! મહારથી ભીષ્મ તથા દ્રોણ મારી સાથે અથવા દુર્યોધનની સાથે ઉંટ જોડેલા રથમાં બેસીને દક્ષિણ દિશામાં જતા જણાતા હતા. હે જનાર્દન ! એ ઉપરથી જણાય છે કે, અમે થોડાજ સમયમાં યમલોકમાં પહોંચી જઈશું.[૪૩,૪૪] હું, બીજા રાજાઓ અને જે ક્ષત્રિયોનું મંડળ છે, તે સર્વે ગાંડીવરૂપી અગ્નિમાં પ્રવેશ કરીશું, એમાં મને સંદેહ લાગતો નથી.”[૪૫]

શ્રીકૃષ્ણે કહ્યું:–“ હે કર્ણ ! હમણાં આ પૃથ્વીનો વિનાશ, ખરેખર નજીક આવી પહોંચ્યો છે, જેથી તારૂં હૃદય મારા વચનને સ્વીકારતું નથી.[૪૬] હે તાત ! જ્યારે વિનાશ પાસે આવે છે, ત્યારે સર્વ પ્રાણીઓને અન્યાય પણ ન્યાય જેવો લાગે છે અને તે હૃદયમાંથી દૂર થતો નથી.”[૪૭]

કર્ણે કહ્યું:–“ હે મહાબાહુ કૃષ્ણ ! આ વીર ક્ષત્રિયોનો વિનાશ કરનારા મહાસંગ્રામમાંથી પાર પડી, જીવતા રહીને અમે તમને જોઈશું કે ?[૪૮] અથવા હે કૃષ્ણ ! સ્વર્ગમાં આપણો સમાગમ અવશ્ય થશે. હે નિષ્પાપ ! હવે ત્યાંજ અમે તમારી સાથે ફરી ભેગા મળીશું.”[૪૯]

સંજયે કહ્યું:–આ પ્રમાણે કહીને કર્ણે શ્રીકૃષ્ણને ગાઢ આલિંગન કર્યું અને શ્રીકૃષ્ણે રજા આપી એટલે તે રથની બેઠકમાંથી નીચે ઉતર્યો.[૫૦] તે પછી રાધાપુત્ર કર્ણ પોતાના સુવર્ણથી શોભતા રથમાં બેસીને મનમાં ખિન્ન થતો અમારી સાથે પાછો ફર્યો.[૫૧] કર્ણ ઉતર્યા પછી શ્રીકૃષ્ણ ફરી, ‘ ચલાવ, ચલાવ ’ એમ સારથિને કહેતા સાત્યકિની સાથે ઉતાવળથી વિરાટનગર તરફ પ્રયાણ કરી ગયા.[૫૨]*

ઈતિશ્રી મહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં “કર્ણનાભેદમાં કૃષ્ણકર્ણસંવાદ ”એ વિષયનો અધ્યાય ૧૪૩ મો સમાપ્ત

# અધ્યાય ૧૪૪ મો

## કર્ણની પાસે કુંતી

॥ वैशंपायन उवाच ॥

असिद्धानुनये कृष्णे कुरुभ्यः पांडवान् गते ॥
अभिगम्य पृथां क्षत्ता शनैः शोचन्निवाब्रवीत्

વૈશંપાયને કહ્યું:–જેમની સમજાવટ સિદ્ધ થઈ ન હતી, તે શ્રીકૃષ્ણ કૌરવોની પાસેથી પાંડવોની પાસે ગયા. તે પછી વિદુર કુંતીની પાસે જઈને શોક કરતા હોય તેમ ધીરેથી તેને કહેવા લાગ્યાઃ–[૧] “ હે જીવંત પુત્રવાળી ! મારો અભિપ્રાય હમેશાં યુદ્ધ ન કરવા તરફ છે, એ તમે જાણો છો.[૨] હું ઘણી બૂમો પાડું છું, તોપણ દુર્યોધન મારૂં કહેવું સ્વીકારતો નથી.[૨] યુધિષ્ઠિર રાજાની પાસે ચેદિ, પાંચાલ, કેકય, ભીમ, અર્જુન, કૃષ્ણ, સાત્યકિ, નકુળ અને સહદેવ જેવા યોદ્ધાઓ છે અને તેણે ઉપપ્લવ્યમાં આવીને પડાવ પણ નાખ્યો છે. આ રીતે યુધિષ્ઠિર બળવાન છે, તોપણ તે સ્વજ્ઞાતિ ઉપર સ્નેહ હોવાને લીધે દુર્બળની પેઠે ધર્મનીજ આકાંક્ષા રાખ્યા કરે છે,[૩,૪] એટલે તેમને કંઇ કહેવાનું નથી; પરંતુ આ વયોવૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજાજ શાંત પડતા નથી. એ પુત્રના મદવડે છકી જઈને અધર્મને માર્ગે વર્તે છે.[૫] જયદ્રથની, કર્ણની, દુઃશાસનની અને શકુનિની દુર્બુદ્ધિને

* अपि त्रैलोक्यराज्यस्य हेतोर्विश्वस्तमाश्रितम् । न त्यजेद्देहनाशेऽपीत्युक्तं कर्णोपजापतः ॥ ત્રણ લોકનાં રાજ્યને માટે અથવા દેહનાશનો પ્રસંગ આવી પડતાં પણ પોતાના ઉપર વિશ્વાસ રાખનારા આશ્રિતનો ત્યાગ કરવો નહિ, એ વ્યાસજીએ કર્ણને ફોડવાના પ્રસંગથી કહ્યું છે. ना.

લીધે પરસ્પરમાં ભેદ પડશે.[૬] જેઓને અધર્મવડે કરેલું આવું વિકારજનક વૈર ધર્મયુક્ત લાગે છે, તેઓનો આ વિકૃત ધર્મ સફળ થશેજ—અર્થાત તેઓનો અધર્મના ફળરૂપ વિનાશ થશેજ. કૌરવો શાસ્ત્રથી વિરુદ્ધ વાતને બળાત્કારે ધર્મનું સ્વરૂપ આપે છે, તેથી કોને સંતાપ ન થાય વારૂ ? કેશવ સલાહ કર્યાવિના અહીંથી ગયા, એટલે પાંડવો હવે યુદ્ધને માટે ઉદ્યોગ કરશે; અને કૌરવોના વીર પુરુષોનો નાશ થાય એવો મહા અત્યાચાર થશે, આ વિચાર કરતાં મને હવે રાત્રે તેમજ દિવસે નિદ્રા આવતી નથી."[૭-૯]

હિતની કામનાવાળા વિદુરનાં એ વચન સાંભળીને, કુંતી દુઃખાતુર થઈ નિઃશ્વાસ નાખતાં મનથી વિચાર કરવા લાગ્યાં કે,[૧૦] "ધિક્કાર હો ધનને, કે જેને લીધે આ મહાન કુળનો ક્ષય થશે. આ યુદ્ધમાં તો સ્નેહીઓનોજ પરાભવ થવાનો ![૧૧] પાંડવો, ચેદિ, પાંચાલ અને યાદવો એકઠા મળ્યા છે અને તેઓ ભરતવંશી કૌરવોની સાથે યુદ્ધ કરશે, એનાથી બીજું અધિક દુઃખ શું હોય ?[૧૨] હું યુદ્ધમાં ખરેખર દોષ જોઉં છું, તેમ યુદ્ધ ન કરવામાં પરાભવ પણ જોઉં છું. નિર્ધનનું મરણ સારૂં છે, પણ જ્ઞાતિનો ક્ષય કરીને વિજય મેળવવો સારો નથી.[૧૩] આવો વિચાર કરવાથી મારા હૃદયમાં દુઃખ થાય છે. વળી ભીષ્મ પિતામહ, યોદ્ધાઓના નેતા દ્રોણાચાર્ય અને કર્ણ, દુર્યોધનનો પક્ષ લઇને મારા ભયની વૃદ્ધિ કરે છે. તેમાં આચાર્ય દ્રોણ પોતાના શિષ્યોની સાથે કદીપણ યથેચ્છ યુદ્ધ કરશે નહિ;[૧૪,૧૫] અને ભીષ્મ પિતામહ પણ પાંડવોના ઉપર કેમ સ્નેહ નહિ ? ( કરશેજ; ) પરંતુ આ એક મિથ્યા દૃષ્ટિવાળો, સતત પાપીવૃત્તિવાળો અને દુર્બુદ્ધિમાન દુર્યોધનના મોહને અનુસરનારો કર્ણ પાંડવોનો દ્વેષ કર્યા કરે છે. પાંડવોને મહા અનર્થ કરવામાં સદા આગ્રહી અને ખાસ કરીને બળવાન એવો એ કર્ણ હમણાં મારા મનમાં દાહ ઉત્પન્ન કરે છે. આજે હું કર્ણની પાસે જઈ, તેને તેની ઉત્પત્તિનો ખરો વૃત્તાંત કહી, તેનું મન પાંડવોના ઉપર પ્રસન્ન થાય એમ કરવા આશા રાખું છું. હું પિતા કુંતીભોજ રાજાથી માન પામતી તેના અંતઃપુરમાં રહેતી હતી, તે વખતે મેં ભગવાન દુર્વાસાને સેવાથી સંતુષ્ટ કર્યા, એટલે તેમણે મને કોઈ પણ દેવને બોલાવવાનો મંત્ર વરતરીકે આપ્યો.[૧૬,૨૦] આવો વર મેળવ્યા પછી હું સ્ત્રીભાવને લીધે તથા બાળભાવને લીધે અસ્થિર હૃદયથી મંત્રોના બળાબળસંબંધી તથા બ્રાહ્મણના વચનબળસંબંધી વારંવાર અનેક પ્રકારના વિચાર કરવા લાગી. તે સમયે હું સખીઓથી વીંટાઇને વિશ્વાસપાત્ર ધાવના રક્ષણ હેઠળ રહેતી હતી,[૨૧,૨૨] તેથી કોઈ દોષ ન લાગે, પિતાનાં ચારિત્ર્યનું રક્ષણ થાય, મારૂં કરેલું સારૂં કેમ ગણાય અને હું કેવી રીતે અપરાધી ન થાઉં? આવો વિચાર કરી, તે બ્રાહ્મણને નમસ્કાર કરીને, મેં કુતૂહલથી તથા મૂર્ખાઇથી કન્યાભાવમાંજ તે મળેલા મંત્રથી સૂર્યદેવનું આવાહન કર્યું અને તેનાથી મને ગર્ભ પ્રાપ્ત થયો. કન્યા અવસ્થામાં પણ મેં એ ગર્ભનું પુત્રની પેઠે રક્ષણ કર્યું હતું. તેજ એ કર્ણ મારાં હિત વચનનો સ્વીકાર કેમ ન કરે? અને પોતાના ભાઇઓનું હિત કેમ ન કરે?"[૨૩-૨૫]

આ પ્રમાણે વિચાર કરીને તથા કાર્ય કરવાનો ઉત્તમ નિશ્ચય કરીને કુંતી પોતાનું કાર્ય પાર ઉતારવામાટે ગંગાના તીર ઉપર ગયાં.[૨૬] ત્યાં ગંગાતીર ઉપર કુંતીએ દયાળુ તથા સત્યપ્રતિજ્ઞાવાળા પોતાના પુત્રનો વેદાધ્યયનનો શબ્દ સાંભળ્યો.[૨૭] ઉંચા હાથ રાખી પૂર્વતરફ મુખ કરીને ઉભા રહેલા કર્ણના જપની સમાપ્તિની વાટ જોતાં તપસ્વિની કુંતી, પોતાના કાર્યને માટે તેની પાછળ જઇને ઉભાં રહ્યાં. યાદવવંશમાં જન્મેલાં અને કુરુવંશી પાંડુનાં પત્ની કુંતી, સૂકાતી કમળમાળાની પેઠે સૂર્યના તાપથી દીન થઈને કર્ણનાં ઉત્તરીય વસ્ત્રની છાયામાં ઉભાં રહ્યાં.[૨૯] નિયમિત વ્રતવાળો કર્ણ દિવસના પાછલા ભાગ સુધી જપ કર્યાપછી પાછો ફર્યો એટલે તેણે કુંતીને દીઠી

અને તેને બે હાથજોડીને પ્રણામ કર્યા. પછી મહાતેજસ્વી અભિમાની અને ધર્મધારીઓમાં શ્રેષ્ઠ સૂર્યપુત્ર કર્ણ વિસ્મયરહિત થઇ,યોગ્ય રીતે પ્રણામ કરી, કુંતીપ્રત્યે બોલ્યો.[૩૦,૩૧]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "કુંતી અને કર્ણનો સમાગમ" એ વિષયનો અધ્યાય ૧૪૪ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪૫ મો

### કુંતીનું ભાષણ

॥ कर्ण उवाच ॥

राधेयोऽहमाधिरथिः कर्णस्त्वामभिवादये ॥
प्राप्ता किमर्थं भवति ब्रूहि किं करवाणि ते॥१॥

કર્ણ બોલ્યોઃ–"હું, અધિરથ સૂતનો તથા રાધાનો પુત્ર કર્ણ તમને વંદન કરૂં છું. તમે અહીં શામાટે આવ્યાં છો ? હું તમારૂં શું કાર્ય કરૂં, તે મને કહો."[૧]

કુંતીએ કહ્યુંઃ–"તું કુંતીનો પુત્ર છે, રાધાનો પુત્ર નથી. તારા પિતા અધિરથ નથી અને હે કર્ણ! તું સૂતકુળમાં જન્મ્યો નથી. તારા જન્મવિષે હું જે કહું તે તું સાંભળ.[૨] હે પુત્ર ! કુંતિભોજ રાજાને ત્યાં કન્યાવસ્થામાં મેં તને ગર્ભમાં પ્રથમ ધારણ કર્યો હતો, તું મારાથી ઉત્પન્ન થયો છે;[૪] તેથી તું કુંતીપુત્ર છે.[૩] હે કર્ણ ! પ્રકાશ કરનારા જે આ તેજસ્વી સૂર્યદેવ છે, તેણે શસ્ત્રધારીમાં શ્રેષ્ઠ તને મારામાં ઉત્પન્ન કર્યો છે[૪]હે દુર્જય પુત્ર ! મારા પિતાના ઘરમાં તું મારાથી ઉત્પન્ન થયો ત્યારેજ કુંડળધારી, કવચવાળો અને દેવકુમાર જેવો ઐશ્વર્યથી સંપન્ન હતો.[૫] તે તું પોતાના ખરા ભાઈઓને ઓળખ્યાવિના અજ્ઞાનતાથી ધૃતરાષ્ટ્રના પુત્રોની જે સેવા કરે છે, તે હે પુત્ર ! વિશે કરીને તને યોગ્ય નથી.[૬]હે પુત્ર ! પુરુષોના ધર્મનિશ્ચયમાં નિર્ણય કર્યો છે કે,પુત્રે પિતૃઓ તથા અનન્ય દૃષ્ટિવાળી માતાને સંતોષવી એજ એનો પરમ ધર્મ છે.[૭]પૂર્વે અર્જુને સંપાદન કરેલી પણ પછી દુષ્ટ કૌરવોએ લોભથી હરી લીધેલી યુધિષ્ઠિર રાજ્યલક્ષ્મીને તું પાછો કૌરવો પાસેથી ખુંચવી લઇ તેનો ઉપભોગ કર.[૮] આજે ભ્રાતૃપ્રેમવડે કર્ણ તથા અર્જુનના થયેલા સમાગમને જોઇને દુર્જન કૌરવો નમ્ર થઇ જાઓ.[૯] જેમ બળરામ અને કૃષ્ણની જોડી છે, તેમ કર્ણ અને અર્જુનની જોડી થાઓ. તમારાં બેનાં ચિત્ત એક થયાં એટલે આ જગતમાં અસાધ્ય જેવું શું છે ?[૧૦] હે કર્ણ ! મહાયજ્ઞની વેદીમાં દેવોથી વીંટાયલા બ્રહ્મા જેમ શોભે, તેમ તું પણ પાંચ ભાઈઓથી વીંટાઇને અવશ્ય શોભીશ.[૧૧] તું સર્વ ગુણોથી સંપન્ન છે, શ્રેષ્ઠ બંધુઓમાં વડીલ છે, કુંતીનો પુત્ર છે અને વીર્યવાન છે; માટે હવે તારે 'સૂતપુત્ર' એવા નામથી ઓળખાવું યોગ્ય નથી."[૧૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "કુંતી અને કર્ણનો સમાગમ" એ વિષયનો અધ્યાય ૧૪૫ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪૬ મો

### કર્ણનાં વચન

॥ वैशंपायन उवाच ॥

ततः सूर्यान्निश्चरितां कर्णः शुश्राव भारतीम् ॥
दुरत्ययां प्रणयिनीं पितृवद्भास्करेरिताम् ॥१॥

વૈશંપાયને કહ્યુંઃ– એ પ્રમાણે કુંતીએ કહ્યું તેવામાં સૂર્યમંડળમાંથી નીકળેલી, ઉલ્લંઘન ન કરાય તેવી, પ્રેમાળ, પિતાની પેઠે સૂર્યે ઉચ્ચારેલી વાણીને કર્ણે સાંભળીઃ–[૧] "હે કર્ણ! કુંતીએ સત્ય વાત કહી છે. તું માતાનાં વચન પ્રમાણે ચાલ. હે નરવ્યાઘ્ર! તે પ્રમાણે સર્વ આચરણ કરવાથી તારૂં કલ્યાણ થશે."[૨]

વૈશંપાયને કહ્યુંઃ–આ પ્રમાણે માતાએ તથા પિતા–સૂર્યે પોતે કહ્યું, તોપણ તે વખતે સત્ય ધૈર્યવાળા કર્ણની બુદ્ધિ ડગી નહિ;[૩] અને કર્ણ બોલ્યોઃ–"હે ક્ષત્રિયાણિ! તેં જે ભાષણ કર્યું,તેને હું કર્તવ્યરૂપ માનતો નથી; કારણકે હવે તારી આજ્ઞાપ્રમાણે વર્તવું, એ મને મારા ધર્મથી દૂર થવાનું દ્વાર છે.[૪] હે માતા ! તેં મને જાતિથી ભ્રષ્ટ કરવારૂપી જે મહાવિનાશકારક પાપ કર્યું છે અને મારો જે ત્યાગ કર્યો છે, તે મારા માહા-

ત્મ્ય તથા કીર્તિને નાશ કરનારાં છે.[૫] હું ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયો હતો, તોપણ તારે લીધે મને ક્ષત્રિયોની સાત્ક્રિયાનો લાભ મળ્યો નહિ. આના કરતાં બીજો કયો શત્રુ મારૂં વિશેષ અહિત કરે?[૬] જ્યારે મને ક્ષત્રિયોને યોગ્ય સંસ્કાર કરવાનો સમય હતો, ત્યારે તેં દયા ન લાવતાં મારો ત્યાગ કર્યો અને હવે સંસ્કારનો સમય વીતી ગયાપછી આજે તું પોતાના કાર્યને માટે મને પ્રેરણા કરે છે ![૭] તેં પૂર્વે મારા હિતને માટે માતાની પેઠે વર્તન કર્યું નહિ, તેનું આજે હવે કેવળ પોતાના હિતની ઈચ્છાથી મને 'પુત્ર' કહીને બોલાવે છે! પણ વિચાર કર કે, શ્રીકૃષ્ણની સાથે રહેલા અર્જુનથી કોણ વ્યાકુળ ન થાય ? આજે હું પાંડવોની સભામાંજઇને તેઓને મળું તો મને:ભયભીત થયેલો કોણ ન જાણે?[૮] હું પૂર્વે પાંડવોના ભાઈતરીકે જાણમાં આવ્યો નથી અને હવે યુદ્ધસમય આવતાં ભાઇતરીકે પ્રકટ થઇને પાંડવોની પાસે જાઉં, તો ક્ષત્રિયમંડળ મને શું કહેશે ?[૧૦]

વળી ધૃતરાષ્ટ્રના પુત્રોએ આજસુધી મને સર્વ વૈભવો અર્પણ કર્યા છે અને મારૂં સારીરીતે સન્માન કર્યું છે, તે પણ હું કેવીરીતે નિષ્ફળ કરૂં ?[૧૧] જેઓ શત્રુઓની સાથે વેર બાંધીને નિત્ય મારી સેવા કરે છે અને વસુઓ જેમ ઇંદ્રને નમસ્કાર કરે છે, તેમ જેઓ મને સદા નમસ્કાર કરે છે;[૧૨] વળી જેઓ મારા જીવ ઉપરજ' અમે શત્રુઓને જિતવા સમર્થ છીએ' એમ માને છે, તેઓના મનોરથને હું કેવી રીતે છેદી શકું ?[૧૩] હુંરૂપી નાવવડે જેઓ તરી ન શકાય એવા સંગ્રામસમુદ્રને તરવાની ઇચ્છા રાખે છે, તેઓનો હું કેવી રીતે ત્યાગ કરૂં ?[૧૪] દુર્યોધનથી આજીવિકા મેળવનારાઓને ઋણથી છૂટવાનો આ સમય મારે આવી લાગ્યો છે, માટે એ સમયમાં પણ પ્રાણની દરકાર ન રાખતાં તેનું દેવું ફેડવું જોઇએ.[૧૫] અસ્થિર ચિત્તવાળા પાપીઓ સ્વામીએ સારીરીતે પોષણ આપીને સુખી કર્યા હોય છતાં સ્વામીનું કાર્ય આવી પડતાં તેના ઉપકાર તરફ દૃષ્ટિ ન રાખી વિરુદ્ધ થઈ બેસે છે,[૧૬] તે નિમકહરામ, સ્વામિદ્રોહી પાપીઓને આ લોકમાં સુખ મળતું નથી તથા પરલોક પણ મળતો નથી.[૧૭] હું ધૃતરાષ્ટ્રના પુત્રોને માટે સંપૂર્ણ બુદ્ધિબળ તથા શક્તિનો આશ્રય કરીને તારા પુત્રોની સાથે યુદ્ધ કરીશ; આ હું તારી આગળ મિથ્યા કહેતો નથી.[૧૮] હું સત્પુરુષોને યોગ્ય કૃતજ્ઞતા તથા સદાચારનું રક્ષણ કરવામાટે આજે તારાં આ અર્થકારક વચનને પણ સ્વીકારીશ નહિ;[૧૯] તોપણ તારો આ ઉદ્યોગ મારેવિષે મિથ્યા જશે નહિ. સંગ્રામમાં હું તારા વધ કરવાયોગ્ય અને હણી શકાય એવા પુત્રોને પણ મારીશ નહિ.[૨૦] યુધિષ્ઠિરની સેનામાં એક અર્જુનાસવાય બીજા-યુધિષ્ઠિર, ભીમ, નકુળ તથા સહદેવની સાથે હું યુદ્ધ કરીશ નહિ. માત્ર અર્જુનની સાથે યુદ્ધ કરીશ;[૨૧] કારણ કે સંગ્રામમાં અર્જુનને મારવાથી મારૂં જીવિત સફળ થશે અને અર્જુનને હાથે હું મરીશ તો મને યશ પ્રાપ્ત થશે.[૨૨] હે યશસ્વિનિ ! સર્વથા તારા પાંચ પુત્રો કાયમ રહેશે. અર્જુન મરશે તો કર્ણસાથે પાંચ રહેશે અને હું મરીશ તો અર્જુનસાથે પાંચ રહેશે."[૨૩]

આવાં કર્ણનાં વચન સાંભળી, દુ:ખથી ધ્રૂજતી કુંતી, સ્થિર નિશ્ચયવાળા પોતાના પુત્ર કર્ણને આલિંગન કરીને ધૈર્યથી બોલી:-[૨૪] "હે કર્ણ ! તું જે પ્રમાણે કહે છે, તે પ્રમાણેજ થવાનું અને કૌરવોનો સંહાર થવાનો; કારણ કે દૈવ અતિ બળવાન છે.[૨૫] અસ્તુ;. હે શત્રુનાશન કર્ણ ! તેં ચાર ભાઇઓને યુદ્ધમાં જતા કરવાનું જે અભયવચન આપ્યું છે, તેનું યથાર્થ પાલન કરજે એટલે થયું."[૨૬] તે પછી કુંતીએ કર્ણને કહ્યું કે:-" તારૂં આરોગ્ય રહો અને કલ્યાણ થાઓ." કર્ણે તેને 'તેમ કરીશ.' એમ કહ્યું અને તે બન્ને જૂદે જૂદે માર્ગે ચાલ્યાં ગયાં.[૨૭]

ઈતિ૦ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવાન પર્વમાં "કુંતી અને કર્ણનો સમાગમ" એ વિષયનો અધ્યાય ૧૪૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૪૭ મો
### શ્રીકૃષ્ણે કૌરવસભાનો વૃત્તાંત કહ્યો.

॥ वैशंपायन उवाच ॥

**आगम्य हास्तिनपुरादुपप्लव्यमरिंदमः ॥**
**पांडवानां यथावृत्तं केशवः सर्वमुक्तवान् ॥१॥**

વૈશંપાયને કહ્યું:-શત્રુદમન શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી ઉપપ્લવ્યમાં આવીને ત્યાં થયેલો સર્વ વૃત્તાંત પાંડવોને કહ્યો.[1] લાંબો સમય પાંડવોની સાથે વાતચીત કરીને તથા વારંવાર મસલત કરીને પછી શ્રીકૃષ્ણ વિશ્રાંતિ લેવાને માટે પોતાના ભવનમાં ગયા.[2] આ તરફ પાંચ પાંડવ ભાઈઓએ વિરાટ વિગેરે સર્વ રાજાઓને પોતાના મુકામપર જવાની રજા આપી અને સૂર્યાસ્ત થતાંજ સંધ્યાવંદન કર્યું; તથા એકાગ્રચિત્તથી શ્રીકૃષ્ણનુંજ ધ્યાન કરતા તેઓ ફરી દાશાર્હ કૃષ્ણને બોલાવી તેમની સાથે ગુપ્ત વિચાર કરવા લાગ્યા.[3,4]

યુધિષ્ઠિરે કહ્યું:-"હે પુંડરીકાક્ષ! તમે હસ્તિનાપુરમાં જઇને સભામાં દુર્યોધનને શું કહ્યું, તે અમને કહો."[5]

વાસુદેવે કહ્યું:-"મેં હસ્તિનાપુરમાં જઇને સભામાં દુર્યોધનને સત્ય, ન્યાયયુક્ત અને હિતકારક વચનો કહ્યાં; પરંતુ તે દુર્બુદ્ધિવાળાએ ગ્રહણ કર્યાં નહિ."[6]

યુધિષ્ઠિરે કહ્યું:-હે કૃષ્ણ! તમારૂં કહેવું ન માની દુર્યોધન જ્યારે આડે માર્ગે જવા લાગ્યો, ત્યારે કુરુઓમાં વૃદ્ધ ભીષ્મ પિતામહે તે ઈર્ષ્યાળુ દુર્યોધનને શું કહ્યું?[7] હે મહાભાગ! ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યે શું કહ્યું? પિતા ધૃતરાષ્ટ્રે અને માતા ગાંધારીએ તેને શું કહ્યું?[8] અમારા નાના કાકા ધર્મવેત્તામાં શ્રેષ્ઠ વિદુરે પુત્રશોકથી સંતાપ પામીને દુર્યોધનને શું કહ્યું?[9] વળી સભામાં બેઠેલા સર્વ રાજાઓએ તેને શું કહ્યું? હે જનાર્દન! તે મને યથાર્થ રીતે કહો.[10] હે કેશવ! તમે, ભીષ્મે, ધૃતરાષ્ટ્રે અને રાજાઓએ કૌરવસભામાં મારા હિતને માટે કરેલાં સર્વ ભાષણો જોકે કામ અને લોભથી ઘેરાઈ ગયેલા તથા મૂર્ખ છતાં પોતાને પંડિત માનનારા દુર્યોધનને અપ્રિય લાગ્યાં અને તેના હૃદયમાં સ્થિર થયાં નહિ, તોપણ હે ગોવિંદ! હે વિભો! હું તેઓનાં વાક્યો સાંભળવાની ઈચ્છા રાખું છું. હે તાત! જે રીતે આપણો સમય નિરર્થક ન જાય, તે રીતે તમે કરો. હે કૃષ્ણ! તમેજ અમારા નાથ, તમેજ અમારી ગતિ અને તમેજ અમારા ગુરુ છો.[11-13]

વાસુદેવે કહ્યું:-હે રાજેન્દ્ર યુધિષ્ઠિર! કૌરવોની સભાવચ્ચે દુર્યોધન રાજાને જે જે વચનો કહ્યાં, તે હું કહું છું, તમે સાંભળો.[14] મેં મારે કહેવાનાં વચન દુર્યોધનને સંભળાવ્યાં ત્યારે તે અવજ્ઞાથી હસ્યો; એટલે ભીષ્મ અતિ ક્રોધયુક્ત થઈને કહેવા લાગ્યા:-[15] "હે દુર્યોધન! કુળના હિતને માટે હું તને જે કહું છું, તે તું ધ્યાન દઇને સાંભળ અને હે રાજસિંહ! તે સાંભળીને તું પોતાના કુળનું હિત કર.[16] હે તાત! હે રાજન્! મારા પિતા શાંતનુ લોકમાં વિખ્યાત હતા, તેમનો હું એકજ પુત્ર હતો, તોપણ તેટલાથી તે પુત્રવાળાઓમાં શ્રેષ્ઠ મનાતા હતા.[17] તેમને વિચાર આવ્યો કે, 'બીજો પુત્ર કેવી રીતે થાય? કારણ કે બુદ્ધિમાનો એક પુત્રવાળાને પુત્રરહિતજ કહે છે;[18] માટે મારૂં કુળ કેવી રીતે નાશ ન પામે અને મારો યશ કેવી રીતે વિસ્તાર પામે?' પિતાની આવી ઇચ્છા જાણીને, હું પિતાને માટે તથા કુળને માટે રાજ્યહીન તથા બ્રહ્મચારી રહેવાની દુષ્કર પ્રતિજ્ઞા કરીને, માતા સત્યવતીને મારા પિતાની સાથે લગ્ન કરવા લઇ આવ્યો; અને સંતુષ્ટ થઇ પ્રતિજ્ઞાનું પાલન કરતો અહીં રહું છું, એ તું સારી પેઠે જાણે છે.[19,20] હે રાજા! તે સત્યવતીમાં ધર્માત્મા કુરુકુળને પ્રવર્તાવનારો, મહાપરાક્રમી તથા વૈભવશાળી એવો વિચિત્રવીર્ય નામનો પુત્ર ઉત્પન્ન થયો, જે મારો નાનો ભાઈ થાય.[21] પિતા સ્વર્ગમાં ગયા તે પછી મેં તે વિચિત્રવીર્યને રાજ્યાસન ઉપર બેસાડ્યો અને હું તે રાજાનો સેવક થઇને તેનાથી નીચા દરજ્જામાં રહેવા લાગ્યો.[22] હે રા-

જેન્દ્ર ! પછી રાજસમૂહ જિતીને હું તેને માટે યોગ્ય સ્ત્રીઓ લઇ આવ્યો, એ તેં ઘણીવાર સાંભળ્યું છે.[૨૩] તે પછી મારે પરશુરામની સાથે સંગ્રામમાં દ્વંદ્વયુદ્ધ શરૂ થયું; તે વખતે આ નગરજનોએ પરશુરામના ભયથી વિચિત્રવીર્યને દૂર લઈ જઇને રાખ્યો હતો.[૨૪] ત્યાં સ્ત્રીઓમાં અત્યંત આસક્ત થવાથી વિચિત્રવીર્યને ક્ષયરોગ થયો અને તે મરણ પામ્યો.

જ્યારે રાજાવિનાના દેશમાં ઇંદ્રે વૃષ્ટિ કરી નહિ, ત્યારે ક્ષુધાના ભયથી પીડાયલી પ્રજા મારી પાસે દોડી આવી.[૨૫]

પ્રજાએ કહ્યું:–' હે શાંતનુના કુળને વૃદ્ધિ પમાડનારા ! આ સર્વ પ્રજા નાશ પામવા લાગી છે, માટે તમે અમારૂં કલ્યાણ કરવા રાજા થાઓ અને આ અનાવૃષ્ટિ વગેરે પીડાઓનો નાશ કરો. તમારૂં કલ્યાણ થાઓ.[૨૬] હે ગંગાપુત્ર ! તમારી સર્વ પ્રજા અત્યંત ભયંકર રોગોથી પીડાય છે અને થોડીજ પ્રજા બાકી રહી છે, માટે તમારે તેનું રક્ષણ કરવું જોઇએ.[૨૭] હે વીર ! તમે વ્યાધિઓનો નાશ કરો અને ધર્મવડે પ્રજાનું પાલન કરો. તમારા જીવતાં આ રાષ્ટ્ર વિનાશ ન પામો.'[૨૮]

ભીષ્મે કહ્યું:–'હે દુર્યોધન ! પ્રજા આ પ્રમાણે આક્રંદ કરવા લાગી, તોપણ પ્રતિજ્ઞાના પાલન તરફ લક્ષ્ય હોવાથી અને સદ્વર્તનનું સ્મરણ હોવાથી મારૂં મન ડગમગ્યું નહિ, તે પછી હે મહારાજ ! નગરના લોકો, મારી કલ્યાણી માતા સત્યવતી, સેવકવર્ગ, પુરોહિતો, આચાર્યો અને વિદ્વાન બ્રાહ્મણો, એ સર્વે અત્યંત સંતાપ પામીને મને વારંવાર કહેવા લાગ્યાં કે, 'તમે રાજા થાઓ.'[૨૯,૩૦] પ્રતીપ રાજાથી રક્ષણ કરાયલું રાજ્ય તમારી પાસે આવીને વિનાશ પામશે, માટે હે મહાબુદ્ધિમાન ! તમે અમારા હિતને સારૂ રાજા થાઓ.'[૩૧]

આ પ્રમાણે જ્યારે તેઓએ કહ્યું:–" ત્યારે મેં દુઃખીત તથા અત્યંત આતુર થઇને બે હાથ જોડી તેઓને પિતાના ગૌરવથી કરેલી પ્રતિજ્ઞા જણાવી. કુળને માટે જન્મપર્યંત બ્રહ્મચર્ય અને રાજ્યના ત્યાગની પ્રતિજ્ઞા વારંવાર મેં તેઓને કહી. પછી બે હાથ જોડી માતાને વિનવતાં મેં કહ્યું કે, ' ખાસ કરીને તમારેમાટેજ મેં એ પ્રતિજ્ઞા લીધી છે, તેથી હવે તમે મારા ઉપર રાજ્યની ઝુંસરી મૂકો નહિ. હે માતા ! શાંતનુથી ઉત્પન્ન થયેલો અને કૌરવવંશનો ધુરંધર હું પ્રતિજ્ઞાને મિથ્યા કરીશ નહિ. વિશેષે કરી આ પ્રતિજ્ઞા મેં તમારેમાટેજ લીધી છે. હે પુત્રવત્સલ માતા ! હું આજે તમારી આજ્ઞા ઉઠાવનારો દાસ છું. ' હે રાજા ! આ પ્રમાણે વારંવાર કહીને મેં માતા સત્યવતીને સમજાવ્યાં અને લોકોને પણ શાંત પાડયા.[૩૨–૩૬]

હે મહારાજ ! પછી મેં ભાઈની સ્ત્રીઓમાં પુત્ર ઉત્પન્ન કરવા માટે માતા સત્યવતી સાથે મહામુનિ વ્યાસને પ્રસન્ન કરીને તેમની યાચના કરી, ત્યારે તેમણે કૃપા કરી. હે ભરતશ્રેષ્ઠ ! તે વખતે તેમણે ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા.[૩૭,૩૮] તેમાં તારા પિતા જન્માંધ હોવાથી રાજા થઇ શકયા નહિ, એટલે લોકવિખ્યાત મહાત્મા પાંડુને રાજ્ય મળ્યું.[૩૯] તે પાંડુરાજાના પુત્રો પિતાના રાજ્યના હક્કદાર છે; માટે હે તાત ! તું લડાઇ કરીશ નહિ. તેઓને અર્ધું રાજ્ય આપી દે.[૪૦] હું જીવું છું, ત્યાંસુધી કયો પુરુષ અહીં રાજ્ય કરવા સમર્થ છે ? પરંતુ હું સર્વદા તમારૂં કલ્યાણ ઇચ્છું છું, માટે તું મારાં વચનનું અપમાન ન કર.[૪૧] હે પુત્ર ! મને તારામાં અને તેઓમાં ભેદ નથી. હે રાજા ! આ વાત તારા પિતા, ગાંધારી અને વિદુરને માન્ય છે.[૪૨] તારે વૃદ્ધોનું કહેવું સાંભળવું જોઇએ. તું મારાં વચન ઉપર શંકા ન રાખ અને તારો પોતાનો, પૃથ્વીનો તથા સર્વનો નાશ ન કર."[૪૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાનપર્વમાં
" ભગવદ્વાકય "એ વિષયનો
અધ્યાય ૧૪૭ મો સમાપ્ત.

# અધ્યાય ૧૪૮ મો

## શ્રીકૃષ્ણે દ્રોણ, વિદુર અને ગાંધારીનાં વચન કહ્યાં.

॥ वासुदेव उवाच ॥

**भीष्मेणोक्ते ततो द्रोणो दुर्योधनमभाषत ॥**
**मध्ये नृपाणां भद्रं ते वचनं वचनक्षमः ॥१॥**

વાસુદેવે કહ્યું:–તમારૂં કલ્યાણ થાઓ. ભીષ્મે એ પ્રમાણે કહ્યા પછી રાજાઓવચ્ચે બોલવામાં સમર્થ દ્રોણાચાર્યે દુર્યોધનને કહ્યું કેઃ–[૧] "હે તાત ! પ્રતીપના પુત્ર શાંતનુ જે પ્રમાણે કુળના રક્ષણને માટે વર્ત્યા હતા અને દેવવ્રત ભીષ્મ જે પ્રમાણે કુળના ભલાને માટે તત્પર રહ્યા હતા,[૨] તે પ્રમાણે સત્યની પ્રતિજ્ઞાવાળા, જિતેંદ્રિય, ઉત્તમ વ્રતનિષ્ઠ અને સ્થિર ચિત્તવાળા કૌરવોના રાજા ધર્માત્મા પાંડુરાજા પણ વર્ત્યા હતા.[૩] ( ધૃતરાષ્ટ્ર રાજા અંધ હોવાથી અને વિદુર દાસીપુત્ર હોવાથી એ બન્ને રાજ્યના અનધિકારી હતા તોપણ ) કુરુના વંશની વૃદ્ધિ કરનારા પાંડુ રાજાએ પોતાના જ્યેષ્ઠ બંધુ બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રને તથા નાનાભાઇ વિદુરને રાજ્ય આપ્યું હતું.[૪] હે રાજા ! દૃઢ મનવાળા ધૃતરાષ્ટ્રને સિંહાસન ઉપર સ્થાપન કર્યા પછી પાંડુરાજા પોતાની બે રાણીઓની સાથે વનમાં ચાલ્યા ગયા હતા.[૫] પુરુષવ્યાઘ્ર વિદુર સિંહાસનથી નીચે ઉભા રહી, ચાકરની પેઠે નમ્ર થઇને ધૃતરાષ્ટ્ર ઉપર ચામર ઢોળતા તેની સેવા કરતા હતા.[૬] હે તાત ! તે પછી સર્વ પ્રજા જેમ પાંડુ રાજાની સેવા કરતી હતી,તેમ વિધિ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાની સેવા કરતી તેમને રાજા માનવા લાગી.[૭] આ રીતે વિદુરસહિત ધૃતરાષ્ટ્રને રાજ્ય સોંપ્યા પછી શત્રુનગરના જેતા પાંડુ રાજા સર્વ પૃથ્વી ઉપર ફરવા લાગ્યા.[૮] સત્ય પ્રતિજ્ઞાવાળા વિદુર દ્રવ્યભંડારની વ્યવસ્થા, દાન, સેવકોની દેખરેખ અને સર્વના પોષણની વ્યવસ્થાનું કામ કરતા હતા[૯] અને શત્રુનગરના જેતા મહાતેજસ્વી ભીષ્મ સંધિ તથા વિગ્રહનાં કાર્યો ઉપર અને રાજાઓને ભેટસોગાત આપવાના કાર્ય ઉપર દેખરેખ રાખતા હતા;[૧૦] તેમજ મહાત્મા વિદુરથી સતત સેવાતા મહાબળવાન ધૃતરાષ્ટ્ર રાજા તો સિંહાસન ઉપર બેસી રહેતા હતા.[૧૧] તેના કુળમાં ઉત્પન્ન થયેલો તું કુરુમાં ભેદ પડાવવાનો આગ્રહ કેમ રાખે છે ? હે રાજા ! તું ભાઇઓની સાથે મળીને વૈભવો ભોગવ.[૧૨] હે મહારાજા ! હું જે કંઈ કહું છું, તે યુદ્ધના ભયથી કહેતો નથી, તેમજ કોઇ રીતે ધનના હેતુથી પણ કહેતો નથી. હું ભીષ્મે આપેલું લેવાની ઈચ્છા રાખું છું, તારૂં આપેલું લેવા ઇચ્છતો નથી.[૧૩]હે રાજા ! હું તારી પાસેથી આજીવિકાના ઉપાયની ઇચ્છા રાખતો નથી. તું જાણ કે, જ્યાં ભીષ્મ ત્યાંજ દ્રોણ છે, માટે ભીષ્મ જે કહે તે તું કર.[૧૪] હે શત્રુનાશન ! તું પાંડવોને અર્ધું રાજ્ય આપ. હે તાત ! મારૂં આચાર્યપણું સદા તારાપ્રત્યે તેમજ તેઓના પ્રત્યે સમાન છે;[૧૫] અને મને જેવો અશ્વત્થામા છે, તેવોજ અર્જુન છે. બહુ બોલ બોલ કરવાથી શું ફળ? જ્યાં ધર્મ ત્યાં જય છે."[૧૬]

વાસુદેવે કહ્યું:–હે મહારાજ યુધિષ્ઠિર! અમાપ તેજવાળા દ્રોણે એ પ્રમાણે કહ્યું તે પછી સત્યપ્રતિજ્ઞાવાળા ધર્મવેત્તા વિદુર, પાછળ ફરી ભીષ્મ પિતામહના મુખ તરફ જોઈને કહેવા લાગ્યા.[૧૭]

વિદુરે કહ્યું:– "હે દેવવ્રત ભીષ્મ ! હવે હું કહું છું તે વચન ઉપર ધ્યાન આપો. આ કૌરવોનો વંશ નાશ પામ્યો હતો, તેનો તમે પુનઃ ઉદ્ધાર કર્યો છે.[૧૮] હું આટલો વિલાપ કરૂં છું, તોપણ તમે મારાં વચનની દરકાર કરતા નથી! રે, કુળને કલંક લગાડનારો દુર્યોધન આ કુળમાં કોણ માત્ર છે, કે જે લોભથી ઘેરાયલા દુષ્ટની બુદ્ધિને તમે અનુસર્યા કરો છો ? અનાર્ય, કૃતઘ્ની તથા લોભવડે હણાયલા ચિત્તવાળો જે દુર્યોધન ધર્માર્થ દૃષ્ટિવાળા પિતાના ઉપદેશને પણ ઉલ્લંઘે છે, તે દુર્યોધનનાં કાર્યથી આ કૌરવોનો વિનાશ થવા બેઠો છે.[૧૯–૨૧] હે મહારાજ ! આ કૌરવો જે રીતે નાશ પામે નહિ, તે પ્રમાણે તમે કરો. હે મહાબુદ્ધિમાન ! તમે મને

અને ધૃતરાષ્ટ્રને તો પ્રથમથીજ ચિત્રકાર જેમ એક ચિત્ર ચિતરીને ગોઠવે, તેમ ચિત્ર જેવા–પૂતળાં જેવા કરીને બેસાડી દીધા છે, એટલે અમે શું કરીએ? હે મહાપરાક્રમી ! પ્રજાપતિ જેમ પ્રજા ઉત્પન્ન કરીને પછી તેનો સંહાર કરે છે, તેમ તમે દૃષ્ટિ આગળ થતા કુળક્ષયની બેદરકારી રાખો નહિ. શું કુળનો વિનાશકાળ આવી પહોંચવાથી આજે તમારી બુદ્ધિ નાશ પામી છે?[૨૪] જો તેમ હોય તો તમે મારી સાથે અને ધૃતરાષ્ટ્રની સાથે વનમાં ચાલો; અને બુદ્ધિ ઠેકાણે હોય તો આ દુષ્ટ બુદ્ધિવાળા કપટી દુર્યોધનને કેદ કરીને તુરત પાંડવોથી રક્ષણ કરાયલા આ રાજ્યને આજથીજ સ્વાધીનમાં લ્યો. હે રાજસિંહ ! તમે કૃપ કરો; કારણકે પાંડવોનો, કૌરવોનો અને અમાપ તેજવાળા રાજાનો મહાન વિનાશ થાય એમ દેખાય છે.

આમ કહીને મનમાં દીન થઈ ગયેલા, એજ વિષયનું ચિંતન કરતા અને વારંવાર નિસાસા નાખતા વિદુર બોલતા બંધ થયા.[૨૫–૨૭] તે પછી સુબલ રાજાની પુત્રી ગાંધારી, કુળનાશના ભયથી, ક્રોધ કરીને પાપ બુદ્ધિવાળા ક્રૂર પુત્ર દુર્યોધનને રાજાઓની સમક્ષ ધર્મ તથા અર્થવાળાં વચન કહેવા લાગી.[૨૮] 'આ રાજસભામાં જે રાજાઓ, બ્રહ્મર્ષિઓ અને બીજા સભાસદો બેઠા છે. તેઓ સાંભળો. હે પાપી દુર્યોધન ! હું તારા તથા તારા અમાત્યાદિ પરિવારના અપરાધો કહું છું.[૨૯] કુરુવંશીઓનું રાજ્ય અનુક્રમે પુત્રપરંપરા ભોગવે છે અને એ આપણો ક્રમપરંપરાગત કુળધર્મ છે. હે પાપી બુદ્ધિવાળા ! હે અતિ નીચ કર્મ કરનારા ! તે કુરુવંશીઓનાં રાજ્યનો તું અન્યાયથી નાશ કરીશ એમ મને લાગે છે.[૩૦] આ રાજ્ય ઉપર બુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર અને તેના નાના ભાઇ દીર્ઘદૃષ્ટિવાળા વિદુર બેઠેલા છતાં બન્નેનું ઉલ્લંઘન કરીને હે દુર્યોધન ! તું મોહને લીધે આજે કેમ રાજા થઇ બેસવાની ઇચ્છા કરે છે?[૩૧] ભીષ્મ હયાત છે ત્યાંસુધી મહાનુભાવ ધૃતરાષ્ટ્ર રાજા તથાવિદુર પણ પરતંત્ર છે; (કારણકે આ રાજ્ય ઉપર મૂળ હક્ક એમનો છે) પરંતુ આ નરશ્રેષ્ઠ ગંગાપુત્ર મહાત્મા ભીષ્મ પિતામહ ધર્મજ્ઞ હોવાથી પ્રતિજ્ઞાપાલનમાટે રાજ્યની ઇચ્છા કરતા નથી.[૩૨] એટલે ખરી રીતે કોઈથી પણ ખુંચવી ન લેવાય એવું આ રાજ્ય પાંડુરાજાનું છે અને તેથી બાપદાદાથી ચાલતું આવેલું અને પુત્રપૌત્રની પરંપરામાં ઉતરનારૂં આ આખું રાજ્ય પાંડવોનું છે. પાંડુના પુત્રોસિવાય આ રાજ્ય ઉપર બીજા કોઈનો હક્ક નથી.[૩૩] કુરુકુળમાં મુખ્ય, સત્ય પ્રતિજ્ઞાવાળા તથા બુદ્ધિમાન મહાત્મા ભીષ્મ પિતામહ જે કંઈ કહે, તે સર્વ આપણે પૂરેપૂરૂં કરવું જોઇએ અને તેમ કરવાથીજ આપણે રાજ્યનું તથા સ્વધર્મનું રક્ષણ કર્યું ગણાશે.[૩૪] મહાવ્રતવાળા ભીષ્મ પિતામહની આજ્ઞાથી આ ધૃતરાષ્ટ્ર રાજા તથા વિદુર જે કાર્ય કરવાની આજ્ઞા કરે, તે કાર્ય સર્વ સ્નેહીઓએ ધર્મને આગળ કરીને સતત કરવું જોઇએ.[૩૫] તાત્પર્ય કે, ધૃતરાષ્ટ્ર રાજાએ પ્રેરેલા તથા ભીષ્મ પિતામહે આગળ કરેલા ધર્મપુત્ર યુધિષ્ઠિરે ન્યાયથી પ્રાપ્ત થયેલા આ કૌરવોના રાજ્યનું પાલન કરવું યોગ્ય છે."[૩૬]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વ માં "શ્રીકૃષ્ણનાં વકચો" એ વિષયનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત.

# અધ્યાય ૧૪૯ મો
## શ્રીકૃષ્ણે કહેલાં ધૃતરાષ્ટ્રનાં વચન

॥ वासुदेव उवाच ॥

**एवमुक्ते तु गांधार्यां धृतराष्ट्रो जनेश्वरः ॥**
**दुर्योधनमुवाचेदं राजमध्ये जनाधिप ॥१॥**

વાસુદેવે કહ્યું:–હે રાજા ! ગાંધારીએ એ પ્રમાણે કહ્યું તે પછી ધૃતરાષ્ટ્ર રાજા રાજાઓની વચ્ચે દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૧]'હે પુત્ર દુર્યોધન ! હું તને જે કહું તે તું ધ્યાન દઇને સાંભળ; અને જો તને પિતા તરફ માન હોય તો તું તે પ્રમાણે કર. તારૂં કલ્યાણ થશે.[૨] પૂર્વે કુરુવંશની વૃદ્ધિ કરનારા મૂળ પુરુષ સોમ

નામના પ્રજાપતિ હતા. એ સોમથી છઠ્ઠા પુરુષ નહુષના પુત્ર યયાતિ થયા હતા.[3] તેને રાજર્ષિઓમાં શ્રેષ્ઠ એવા પાંચ પુત્રો થયા હતા. તેમાં મહાતેજસ્વી યદુ વડીલ હોવાથી રાજા થયો હતો.[4] વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાથી ઉત્પન્ન થએલો અને આપણા વંશની વૃદ્ધિ કરનારો પૂરુ સર્વ ભાઈઓમાં નાનો હતો.[5] હે ભરતશ્રેષ્ઠ ! હે તાત ! યદુ, કવિના પુત્ર અમાપ તેજવાળા શુક્રની પુત્રી દેવયાનીનો પુત્ર હતો. એ યાદવવંશનો મૂળ પુરુષ બળવાન તથા વીર્યસંપન્ન હતો. બળના ગર્વથી પૂર્ણ થયેલો તે મતિમંદ ક્ષત્રિયોને તુચ્છ ગણવા લાગ્યો.બળના ગર્વથી મોહિત થયેલો યદુ પિતાની આજ્ઞામાં પણ રહ્યો નહિ અને અજિત થઈ પડેલો તે પિતાનું તથા ભાઈઓનું અપમાન કરવા લાગ્યો.[8]ચાર સમુદ્રો સુધીની પૃથ્વીમાં યદુજ બળવાન થઇ પડચો.તે સર્વ રાજાઓને વશ કરીને હસ્તિનાપુરમાં રહેવા લાગ્યો.[9] હે દુર્યોધન! તેના ઉપર તેનો પિતા–નહુષપુત્ર યયાતિ બહુ ક્રોધ પામ્યો અને તેણે પોતાના પુત્ર યદુને શાપ આપ્યો તથા રાજ્યથી પણ ભ્રષ્ટ કરી દીધો;[10] એટલુંજ નહિ પણ જે ભાઇઓ બળથી ગર્વિત થઇને યદુને અનુસરતા હતા, તે પોતાના પુત્રોને પણ કોપેલા યયાતિએ શાપ આપ્યો.[11] તે પછી મહારાજા યયાતિએ પોતાનો નાનો પુત્ર પૂરુ, કે જે અધીન રહી પોતાની આજ્ઞા ઉઠાવતો હતો તેને રાજ્ય ઉપર બેસાડચો.[12] આ પ્રમાણે મોટો પુત્ર પણ જો ગર્વિષ્ઠ હોય તો તે રાજ્ય મેળવતો નથી અને નાના પુત્રો પણ વડીલોની સેવાથી રાજ્ય મેળવે છે.[13]

હવે એક બીજું દૃષ્ટાંત સાંભળ. મારા પિતાના પિતામહ પ્રતીપરાજા સર્વ ધર્મને જાણનારા હતા અને ત્રણે લોકમાં પ્રખ્યાત હતા. ધર્મથી રાજ્ય કરતા તે રાજસિંહને દેવસમાન ત્રણ યશસ્વી પુત્રો ઉત્પન્ન થયા હતા.[14,15]મોટા પુત્રનું નામ દેવાપિ હતું, તેનાથી નાના પુત્રનું નામ બાહલીક હતું અને ત્રીજા પુત્રનું નામ શાંતનુ હતું. હે તાત ! એ ધૈર્યવાળા શાંતનુ મારા પિતામહ થાય.[16] રાજાઓમાં શ્રેષ્ઠ દેવાપિ મહાતેજસ્વી, ધાર્મિક, સત્યવાદી, પિતાની સેવામાં તત્પર,નગરના અને દેશના લોકોનો માનીતો,સત્પુરુષોથી સત્કાર પામેલો,બાલકથી વૃદ્ધ પર્યંત સર્વને પ્રિય, ઉદાર, સત્ય પ્રતિજ્ઞાવાળો, સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર અને પિતાની તથા બ્રાહ્મણોની આજ્ઞામાં રહેનારો હતો, માત્ર તેનું શરીર કોઢના રોગવાળું હતું.[17–19] દેવાપિ મહાત્મા શાંતનુ અને બાહ્લીકનો પ્રિય ભાઇ હતો અને તે સર્વ મહાત્મા ભાઈઓમાં પરસ્પર ઉત્તમ ભ્રાતૃપ્રેમ હતો.[20] કેટલોએક કાળ વીત્યા પછી નૃપશ્રેષ્ઠ પ્રતીપરાજા વૃદ્ધ થયા, એટલે તેમણે દેવાપિને રાજ્યાભિષેક કરવામાટે શાસ્ત્ર પ્રમાણે સાહિત્યો તૈયાર કરાવ્યાં અને સર્વ મંગલ પદાર્થો તૈયાર કરાવ્યા; પરંતુ નગરના અને દેશના લોકોની સાથે વૃદ્ધોએ તથા બ્રાહ્મણોએ એકઠા મળીને તેમને દેવાપિનો અભિષેક કરતા અટકાવ્યા;કારણ કે દેવાપિ ઉદાર, ધર્મજ્ઞ,સત્યપ્રતિજ્ઞ અને પ્રજાપ્રિય હતો,તોપણ કોઢના રોગથી દૂષિત હતો; તેથી રાજ્યાસનને માટે અયોગ્ય હતો. દેવોને પણ ખોડખાંપણવાળો રાજા રુચતો નથી; એટલામાટે ઉત્તમ બ્રાહ્મણોએ નૃપશ્રેષ્ઠ પ્રતીપને દેવાપિનો રાજ્યાભિષેક કરતા અટકાવ્યા પ્રતીપરાજા પુત્રના રાજ્યાભિષેકનો અટકાવ સાંભળીને ગળગળા થઈ ગયા અને પુત્રને માટે શોક કરવા લાગ્યા.[21–25] પુત્રના શોકથી યુક્ત થયેલા પ્રતીવ રાજાના અંગમાં બહુ પીડા થવા લાગી. એ રીતે પ્રતીપ રાજાને અટકાવેલા જોઇને દેવાપિ વનમાં ચાલ્યો ગયો.[26] તેનો નાનો ભાઈ બાહ્લીક રાજ્ય,પિતા તથા ભાઇઓનો ત્યાગ કરીને, અત્યંત સમૃદ્ધિયુક્ત મામાના કુળમાં જઇને રહ્યા;[27]એટલે હે રાજન્ ! બાહ્લીકે આજ્ઞા કરેલા લોકવિખ્યાત શાંતનુ રાજા પોતાના પિતા મરણ પામતાં રાજ્ય કરવા લાગ્યા.[28]

હે ભરતવંશી દુર્યોધન ! તે પ્રમાણેજ બુદ્ધિમાન પાંડુએ વિચાર કરીને હું વડીલ છતાં પણ આંખે અંધ હોવાથી મને આ રાજ્યથી ભ્રષ્ટ કર્યો હતો;[29] અને પાંડુરાજા મારાથી નાનો હતો, તોપણ તેને રાજ્ય મળ્યું હતું, માટે હે

હે શત્રુદમન ! તેના મરણ પછી આ રાજ્ય તેના પુત્રોનુંજ ગણાય.[૩૦] હું પોતેજ રાજ્યના ભાગને મેળવી શકયો નથી, તો પછી તું કેવી રીતે રાજ્યની ઇચ્છા રાખે છે ? તું રાજપુત્ર નથી, તેમજ રાજ્યસ્વામી પણ નથી; છતાં તું પારકું રાજ્ય હરી લેવાની ઇચ્છા રાખે છે તે અયોગ્ય છે.[૩૧] મહાત્મા યુધિષ્ઠિર રાજપુત્ર છે, માટે ન્યાયથી પ્રાપ્ત થતું આ રાજ્ય તેનું છે. મહાન મહિમાવાળા તે આ કૌરવકુળના સ્વામી અને શાસ્તા છે.[૩૨] યુધિષ્ઠિર સત્યપ્રતિજ્ઞાવાળા, પ્રમાદરહિત, શાસ્ત્રનિષ્ઠ, બંધુજનની સાથે સારી રીતે વર્તનારા, પ્રજાઓને પ્રિય, સ્નેહીઓ ઉપર દયા કરનારા, જિતેંદ્રિય અને સાધુજનોનું પોષણ કરનારા છે.[૩૩] વળી ક્ષમા, સહિષ્ણુતા, દમ, સરળતા, સત્યનિષ્ઠા, વિદ્વત્તા, દક્ષતા, ભૂતદયા અને શાસન કરવાની યોગ્યતા–આ સર્વ રાજગુણો યુધિષ્ઠિરમાં રહેલા છે.[૩૪] તું રાજપુત્ર નથી, અનાર્ય આચરણવાળો છે, લોભી છે અને બંધુઓમાં સદા પાપબુદ્ધિવાળો છે. હે અવિનયવાળા ! પરંપરાથી ચાલતા આવેલા આ બીજાઓના રાજ્યને તું કેવી રીતે હરી શકીશ ?[૩૫] માટે હે નરેંદ્ર ! તું મોહ દૂર કરીને, વાહન તથા સાહિત્યોની સાથે અર્ધું રાજ્ય પાંડવોને આપ, એટલે નાના ભાઈઓની સાથે તારૂં જીવિત કેટલોક સમય ટકી રહે."[૩૬]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "ધૃતરાષ્ટ્રવાક્યકથન" એ વિષયનો અધ્યાય ૧૪૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૫૦ મો
### શ્રીકૃષ્ણે કહેલું તાત્પર્ય

॥ वासुदेव उवाच ॥

एवमुक्ते तु भीष्मेण द्रोणेन विदुरेण च ।
गांधार्या धृतराष्ट्रेण न वै मंदोऽन्वबुध्यत ॥१॥

વાસુદેવે કહ્યું:–ભીષ્મે, દ્રોણે, વિદુરે, ગાંધારીએ અને ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યું, તોપણ મૂર્ખ દુર્યોધન સમજ્યો નહિ;[૧] એટલુંજ નહિ પણ તે મૂર્ખ સર્વનાં વચનનો તિરસ્કાર કરીને ત્યાંથી ઉઠયો અને ક્રોધવડે લાલચોળ આંખો કરી સભામાંથી ચાલી નીકળ્યો, એટલે મરવા તૈયાર થયેલા તેના પક્ષના રાજાઓ પણ તેની પાછળ ગયા.[૨] પછી દુર્યોધને ભાનવિનાના તે રાજાઓને વારંવાર આજ્ઞા કરી કે, "આજે પુષ્યનક્ષત્ર છે, માટે તમે કુરુક્ષેત્રમાં જાઓ."[૩] તે આજ્ઞા સાંભળીને કાળવડે પ્રેરાયલા તે સર્વ રાજાઓ મોટા આનંદથી પોતપોતાની સેના સાથે લઇ, ભીષ્મને સેનાપતિ કરી કુરુક્ષેત્રમાં જવા નીકળ્યા.[૪] કૌરવોના પક્ષમાં અગિયાર અક્ષૌહિણી સેના એકઠી થઇ છે અને તે સર્વ સેનાના અગ્રભાગમાં તાડના ચિહ્નયુક્ત ધ્વજવાળા ભીષ્મ શોભી રહ્યા છે.[૫]

હે રાજા ! આ સંબંધમાં તમને જે યોગ્ય તથા આવશ્યક લાગે તે તમે કરો. હે ભારતરાજ ! મારી સમક્ષ ભીષ્મે, દ્રોણે, વિદુરે, ગાંધારીએ અને ધૃતરાષ્ટ્રે જે વાક્ય કહ્યાં હતાં તે અને કૌરવોની સભામાં જે થયું હતું તે મેં તમને કહ્યું છે.[૬,૭] હે રાજન્ ! ભાઈઓમાં પરસ્પર પ્રેમ રહે એવી ઇચ્છાથી, આ વંશમાં ભેદ ન પડે એટલા માટે તથા પ્રજાની વૃદ્ધિ થવામાટે મેં પ્રથમ તો ત્યાં સામનો પ્રયોગ કર્યો; પરંતુ જ્યારે તેઓએ સામનો સ્વીકાર કર્યો નહિ, ત્યારે મેં કર્ણની સાથે સંવાદ કરી ભેદનો પ્રયોગ કર્યો અને તેને દૈવ તથા મનુષ્યનાં સંયુક્ત કર્મની વાત કહી.[૮,૯] વળી જ્યારે દુર્યોધને મારાં સામપૂર્વક વાક્યનો આદર કર્યો નહિ, ત્યારે મેં સર્વ રાજાઓને એકઠા કરીને તેઓને ફોડવા યત્ન કર્યો;[૧૦] અને હે ભારતરાજ ! મેં તેઓને આશ્ચર્યકારક, ભયંકર તથા દારુણ અમાનુષી કર્મો દેખાડયાં.[૧૧] પછી મેં તે રાજાઓનો તિરસ્કાર કરી, દુર્યોધનને તૃણતુલ્ય તુચ્છ કરી, કર્ણ તથા શકુનિને વારંવાર ભયભીત કરી, દ્યૂતદ્વારા ધૃતરાષ્ટ્રના પુત્રોની નિંદા કરી, પુનઃ અનેકવાર વાણી તથા મસલતવડે સર્વ રાજાઓના મનમાં ભેદ ઉત્પન્ન કર્યો. તે પછી કુરુવંશમાં ભેદ ન પડે તથા કાર્યની સિદ્ધિ થાય એટલા

માટે ફરી મેં સામસાથે દાનનો પ્રયોગ કરતાં કહ્યું કે,[12–14] 'સર્વે શૂરા પાંડવો માન છોડીને ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા વિદુરના અનુયાયી થઇને રહેશે.[15] તેઓ રાજ્ય તને આપી દઇને અધિકારવિનાના સાદા મનુષ્યની પેઠે રહેશે; માટે રાજાએ, ભીષ્મપિતામહે અને વિદુરે તને જે હિતવચન કહ્યાં છે, તે પ્રમાણે તું કર.[16] આ આખું રાજ્ય ભલે તારી પાસે રહે. તું માત્ર પાંચ ગામ પાંડવોને આપ. હે નૃપશ્રેષ્ઠ! તારા પિતાએ પાંડવોનું અવશ્ય ભરણપોષણ કરવું જોઇએ.'[17] આ પ્રમાણે મેં કહ્યું, તોપણ તે દુષ્ટાત્મા અલ્પ ભાગ આપવા પણ તૈયાર થયો નહિ; માટે હવે તે પાપીઓને ચોથા ઉપાયરૂપ દંડ કરવો એજ મને યોગ્ય લાગે છે, એ વિના બીજો ઉપાય નથી.[18] હે રાજા! તેના પક્ષના રાજાઓ વિનાશને માટે કુરુક્ષેત્રમાં જવા નીકળી ચૂક્યા છે. કૌરવોની સભામાં જે વૃત્તાંત થયો હતો, એ મેં તમને કહ્યો છે.[19] હે પાંડુપુત્ર! કૌરવો યુદ્ધ કર્યાવિના તમને રાજ્ય આપશે નહિ; કારણ કે તે સર્વે વિનાશના હેતુરૂપ છે અને સર્વનું મૃત્યુ સમીપ આવી લાગ્યું છે."[20]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ભગવદ્યાન પર્વમાં "કૃષ્ણવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૫૦ મો સમાપ્ત.

**ભગવદ્યાન પર્વ સમાપ્ત.**

# સૈન્યનિર્યાણ પર્વ

## અધ્યાય ૧૫૧ મો

### સેનાપતિની નિમણુક અને કુરુક્ષેત્રમાં પ્રવેશ

**॥ वैशंपायन उवाच ॥**

**जनार्दनवचः श्रुत्वा धर्मराजो युधिष्ठिरः ।**
**भ्रातॄनुवाच धर्मात्मा समक्षं केशवस्य ह ॥१॥**

વૈશંપાયને કહ્યું:–ધર્માત્મા ધર્મરાજ યુધિષ્ઠિર શ્રીકૃષ્ણનું કહેવું સાંભળીને તેમની સમક્ષમાંજ પોતાના ભાઇઓને કહેવા લાગ્યા કે,[1] કૌરવોની સભામાં જે જે થયું તે તમે સાંભળ્યું છે અને શ્રીકૃષ્ણે ત્યાં જે જે કહ્યું તે સઘળું તમે ધ્યાનમાં લીધું છે;[2] માટે હે નરશ્રેષ્ઠો! તમે મારી સેનાના વિભાગ પાડો. આપણા વિજયને માટે આ સાત અક્ષૌહિણી સેના એકઠી થઇ છે,[3] તેઓના વિખ્યાત સાત અધિપતિઓનાં નામો હું કહું છું, તે તમે સાંભળો. દ્રુપદરાજા, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, સાત્યકિ, ચેકિતાન અને વીર્યવાન ભીમસેન, આ સાત રણમાં દેહ પડે ત્યાંસુધી યુદ્ધ કરે તેવા વીર સેનાપતિઓ છે.[4,5] એ સર્વે વેદવેત્તાઓ શૂરા, ઉત્તમ વ્રતાચરણવાળા, મર્યાદાશીલ, નીતિમાન, યુદ્ધકુશળ બાણાદિક શસ્ત્રપ્રયોગમાં કુશળ અને સર્વ પ્રકારનાં અસ્ત્રોથી યુદ્ધ કરે તેવા છે; પરંતુ આ સાતે સેનાને દોરનારો, સેનાના વિભાગને સમજનારો અને બાણરૂપી જ્વાળાવાળા અગ્નિતુલ્ય ભીષ્મને રણમાં સહન કરે તેવો આપણામાં મુખ્ય સેનાપતિ થવાને કોણ સમર્થ છે? એ સંબંધમાં હે પુરુષવ્યાઘ્ર કુરુનંદન સહદેવ! પ્રથમ તું તારો મત કહે."[6–8]

સહદેવે કહ્યું:–" મારા મત પ્રમાણે જે ધર્મવેત્તાનો આશ્રય કરીને આપણે આપણો રાજ્યભાગ લેવા પ્રયત્ન કરી રહ્યા છીએ, તે મત્સ્યદેશના રાજા વિરાટ આ કાર્યને માટે યોગ્ય છે; કારણકે તે આપણા સંબંધી છે, આપણે દુઃખે દુઃખી થાય તેવા છે, વીર્યસંપન્ન છે, અસ્ત્રકુશળ છે, યુદ્ધમાં દુર્મદ છે અને બળવાન છે. તે સંગ્રામમાં ભીષ્મને અને બીજા મહારથીઓને સારી રીતે સહન કરવા સમર્થ છે.[9–10]

વૈશંપાયને કહ્યું:–હે વાક્યસ્વરૂપને જાણ-

વામાં કુશળ જનમેજય ! સહદેવે એ પ્રમાણે કહ્યા પછી, નકુલ નીચે પ્રમાણે વચન બોલ્યોઃ– "પકવ વય,શાસ્ત્રજ્ઞાન, ધૈર્ય, કુળ અને કુટુંબ,આ ગુણોને લીધે આપણા સસરા દ્રુપદરાજા સેનાપતિ થવાને યોગ્ય છે. તે શ્રીમાન, બળવાન, મર્યાદાશીલ, સર્વ શાસ્ત્રમાં કુશળ, દુર્જય અને સત્ય પ્રતિજ્ઞાવાળા છે. તે ભરદ્વાજ પાસેથી અસ્ત્રવિદ્યા શીખ્યા છે. મહાબળવાન ભીષ્મ અને દ્રોણની નિત્ય સ્પર્ધા કરે છે, પુત્રો તથા પૌત્રોથી વીંટાયલા તે સેંકડો શાખાવાળાં વૃક્ષની પેઠે રાજસમૂહના અગ્ર ભાગમાં સેનાપતિતરીકે ઉભા રહેવાને યોગ્ય છે. યુદ્ધમાં શોભનારા જે વીર રાજાએ ક્રોધમાં આવીને દ્રોણના વિનાશને માટે પોતાની રાણીની સાથે ઘોર તપ કર્યું હતું અને જે નૃપશ્રેષ્ઠ પિતાની પેઠે આપણા મનનું સમાધાન કરે છે, તે દ્રુપદ મુખ્ય સેનાપતિ થવા જોઇએ.[૧૧-૧૬] દ્રુપદરાજા ચઢી આવેલા દ્રોણને તથા ભીષ્મને પૂરા પડશે, એમ મારૂ માનવું છે; કારણકે તે રાજા દિવ્ય અસ્ત્રોને જાણનારા છે અને દ્રોણના મિત્ર છે."[૧૭]

માદ્રીના પુત્ર નકુલ તથા સહદેવે પોતાનો અભિપ્રાય કહ્યા પછી ઇંદ્રતુલ્ય પરાક્રમી ઇંદ્રપુત્ર કુરુનંદન અર્જુન બોલ્યોઃ–[૧૮] "અગ્નિની જવાળા જેવો દેદીપ્યમાન અને મોટા બાહુવાળો જે આ દિવ્ય પુરુષ તપના પ્રભાવથી તથા ઋષિઓને સંતુષ્ટ કરવાથી ધનુષ, કવચ અને ખડ્ગથી સુસજ્જિત થઇ દિવ્ય ઉત્તમ ઘોડાઓ જોડેલા રથમાં બેસીને, રથના ઘોષવડે મહામેઘની પેઠે ગર્જના કરતો અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયો છે, જે વીરનું પરાક્રમ સિંહતુલ્ય છે, જેના શરીરનો બાંધો સિંહસમાન છે, જેની છાતી, ભુજા, વક્ષઃસ્થલ, ગર્જના તથા ખભા સિંહના જેવાં છે, જે મહાકાંતિવાળા મહાબળવાનની ભ્રુકુટી, દાઢ, ગાલ, કાનની વચ્ચેનો પ્રદેશ, બાહુ, મુખ હાંસડીઓ, વિશાળ નેત્રો અને ચરણો સુંદર છે; જે શરીરે ભરેલો, ધૈર્યવાન, સર્વ શસ્ત્રોથી અભેદ્ય, મદ ઝરતા હાથી જેવો, સત્યવાદી અને જિતેંદ્રિય છે તથા દ્રોણના વિનાશને માટે ઉત્પન્ન થયો છે, તે ધૃષ્ટદ્યુમ્ન, ભીષ્મનાં વજ્ર અથવા વિજળી જેવા સ્પર્શવાળાં, સર્પ જેવાં પ્રદીપ્ત મુખવાળાં, વેગમાં યમદૂત જેવાં, પડવામાં અગ્નિ જેવાં, વજ્રના ઘસારા જેવાં દારુણ અને સંગ્રામમાં પરશુરામે સહન કરેલાં એવાં બાણોને સહન કરશે, એમ હું માનું છું;[૧૯-૨૬] હે રાજા ! હું ધૃષ્ટદ્યુમ્નવિના બીજા કોઇ એવા પુરુષને જોતો નથી, કે જે રણમાં મહાવ્રતધારી ભીષ્મના વેગને સહન કરી શકે. આ મારો નિશ્ચય છે.[૨૭] ધૃષ્ટદ્યુમ્ન ચાલાક હાથવાળો, આશ્ચર્યકારક યુદ્ધ કરનારો, અભેદ્ય કવચવાળો અને ટોળાંના રક્ષક હાથીના જેવો શોભાયમાન છે, માટે એને સેનાપતિ પદ આપવું એવો મારો અભિપ્રાય છે."[૨૮]

ભીમસેને કહ્યુંઃ–"હે રાજેંદ્ર ! અહીં એકઠા મળેલા સિદ્ધો અને ઋષિઓ કહે છે કે, દ્રુપદનો પુત્ર શિખંડી ભીષ્મના વધને માટે ઉત્પન્ન થયો છે. જે વખતે શિખંડી યુદ્ધમાં દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા માંડશે, તે વખતે પુરુષોને તેનું રૂપ મહાત્મા રામના જેવું દેખાશે.[૨૯,૩૦] હે રાજા ! સજ્જ થઇને રથમાં બેઠેલા શિખંડીને સંગ્રામમાં શસ્ત્રથી ભેદી નાખે એવા કોઈ પુરુષને હું જોતો નથી.[૩૧] દ્વંદ્વયુદ્ધમાં વીર શિખંડીસિવાય બીજો કોઇ પુરુષ મહાવ્રતધારી ભીષ્મને હણે તેવો નથી; માટે શિખંડીને સેનાપતિ કરવો એવો મારો મત છે."[૩૨]

યુધિષ્ઠિરે કહ્યુંઃ–"હે તાત ! ધર્માત્મા શ્રીકૃષ્ણ સર્વ જગતના સારાસાર, બલાબલ તથા તેઓના અભિપ્રાયને જાણે છે;[૩૩] માટે યાદવવંશી શ્રીકૃષ્ણ જેને સેનાપતિ થવાનું કહે, તે મારો સેનાપતિ થાઓ. પછી તે સેનાપતિ અસ્ત્રકુશળ હોય કે અસ્ત્રવિષયમાં અજ્ઞાની હોય, વૃદ્ધ હોય કે તરુણ હોય, તે જોવાનું અમારે નથી;[૩૪] કારણ કે, હે તાત ! આપણા વિજયનું અથવા પરાજયનું મૂળ આ શ્રીકૃષ્ણજ છે. આપણા પ્રાણ, રાજ્ય, અસ્તિત્વ, નાશ, સુખ અને દુઃખ–એ સર્વ એમને આધારે રહેલાં છે.[૩૫] એ ધાતા તથા વિધાતા છે અને

કોઈ પણ સિદ્ધિનો આધાર એજ છે, માટે દાશાર્હ શ્રીકૃષ્ણ જેનું નામ કહે તેજ આપણો સેનાપતિ થાઓ.[૩૬] હમણાં રાત્રિનો આરંભ થઇ ચૂકયો છે, માટે વક્તાઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ સેનાપતિનું નામ કહે એટલે એમને આધીન રહેનારા આપણે, સેનાપતિ નિમી બાકીની રાત્રિ પૂરી થતાં શસ્ત્રોનું ગંધાદિકથી પૂજન કરી, સ્વસ્તિવાચન તથા રક્ષાબંધન કરાવી રણાંગણ તરફ પ્રયાણ કરીએ."[૩૭,૩૮]

વૈશંપાયને કહ્યુંઃ–બુદ્ધિમાન ધર્મરાજનું એવું કહેવું સાંભળીને, કમળનેત્ર શ્રીકૃષ્ણ, અર્જુનના તરફ જોઇને બોલ્યા કેઃ–[૩૯] "હે મહારાજ! તમે સેનાપતિતરીકે જેઓનાં નામો કહ્યાં તે સર્વ પરાક્રમી યોદ્ધાઓ તમારી સેનાના નાયક થવાને પાત્ર છે એવો મારો પણ અભિપ્રાય છે.[૪૦] એ સર્વે તમારા શત્રુનો પરાજય કરવા સમર્થ છે, એટલુંજ નહિ પણ તેઓ મહાસંગ્રામમાં ઇંદ્રને પણ ભય ઉત્પન્ન કરે તેવા છે;[૪૧] ત્યારે લોભી અને પાપચિત્તવાળા ધૃતરાષ્ટ્રના પુત્રોને ભયભીત કરી દે એમાં કહેવુંજ શું? હે ભરતવંશી મહાબાહુ! મેં પણ તમારૂં પ્રિય કરવામાટે મહાયુદ્ધ બંધ થઇ સલાહ થાય, એ હેતુથી ત્યાં મહાન યત્ન કર્યો, પરંતુ ફળ મળ્યું નહિ; તોપણ આપણે ધર્મના ઋણથી મુક્ત થયા છીએ અને ટીકા કરનારાઓના દોષથી પણ મોકળા થયા છીએ.[૪૨,૪૩] મૂર્ખ તથા અવિવેકી દુર્યોધન પોતાને અસ્ત્રવિદ્યામાં કુશળ માને છે અને આતુર થયેલો તે પોતાને બળવાન જુએ છે;[૪૪] માટે આપણી સેનાને સારીરીતે તૈયાર કરો. તેઓ નાશથીજ સાધ્ય થાય તેવા છે એમ મારૂં માનવું છે. અર્જુનને, ક્રોધયુક્ત થયેલા ભીમસેનને, યમના જેવા નકુલ તથા સહદેવને, સાત્યકિને, ક્રોધી ધૃષ્ટદ્યુમ્નને, અભિમન્યુને, દ્રૌપદીના પુત્રોને, વિરાટને, દ્રુપદને અને બીજા અક્ષૌહિણીના સ્વામી ભયંકર પરાક્રમી રાજાઓને જોઇને ધૃતરાષ્ટ્રના પુત્રો સંગ્રામમાં ઉભા રહેવા પણ સમર્થ થશે નહિ.[૪૫–૪૭] આપણું સૈન્ય સારવાળું, પરાજય ન પામે તેવું અને કબજે ન થાય તેવું છે;માટે એ સૈન્ય,સંગ્રામમાં દુર્યોધનના સૈન્યનો શત્રુનો નાશ કરશે એમાં સંશય નથી.[૪૮] હે દમન રાજા! હું ધૃષ્ટદ્યુમ્નને સેનાપતિતરીકે માન્ય કરૂં છું."[૪૮]

વૈશંપાયને કહ્યુંઃ–શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું એટલે તે નરશ્રેષ્ઠોને અતિ આનંદ થયો;[૪૯] અને પ્રફુલ્લિત મનવાળા તેઓનો 'યુદ્ધમાટે તૈયાર થાઓ' એવો મહાન શબ્દ થવા લાગ્યો. તે વખતે ઉતાવળ કરતા અને દોડાદોડ કરતા સૈનિકોના તથા હાથીઘોડાઓના શબ્દો, રથના પૈડાંના ઘડઘડાટ અને શંખ તથા દુદુંભિના તુમુલ ધ્વનિઓ સર્વ તરફ ફેલાઈ ગયા.[૫૦,૫૧] રથ, પાળા તથા હાથીઓવડે મહાન દેખાતું તે પાંડવોનું એકત્ર થયેલું ઉગ્ર સૈન્ય, તરંગોવડે વ્યાકુળ તથા ખળભળી ઉઠેલા સાગર જેવું જણાવા લાગ્યું.[૫૨] આમ તેમ દોડાદોડ કરતા, એકબીજાને બોલાવતા અને શરીર ઉપર બખ્તરો બાંધી જવાની તૈયારી કરતા સૈન્યસહિત પાંડવોની સેના સર્વ તરફથી પૂર્ણ અને અજિત, એવી ગંગાના જેવી દેખાવા લાગી. સેનાના અગ્રભાગમાં ભીમસેન અને સજ્જ થયેલા નકુલ તથા સહદેવ ચાલતા હતા;[૫૩,૫૪] અને અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, પ્રભદ્રકો તથા પાંચાલો ભીમસેનને આગળ રાખીને તેની પાછળ ચાલતા હતા.[૫૫] આનંદમાં આવીને પ્રયાણ કરતા તે યોદ્ધાઓનો શબ્દ, પર્વ એટલે અમાવાસ્યા તથા પૂર્ણિમાને દિવસે થતા સમુદ્રના શબ્દની છેક આકાશસુધી પહોંચી ગયો હતો.[૫૬] શત્રુસેનામાં ભંગાણ પાડનારા યોદ્ધાઓ શરીર ઉપર બખ્તરો ચઢાવીને આનંદથી પ્રયાણ કરવા લાગ્યા અને તેઓની વચ્ચે ગાડાંઓ, વેપારીની દુકાનો, ડેરા–તંબુઓ, રથ, ગાડી વગેરે વાહનો, ખજાનો, તોપો, વૈદ્યો, શસ્ત્રવૈદ્યો, હલકું, દુર્બળ તથા કૃશ એવું બીજું સૈન્ય અને નોકરચાકરો–એ સર્વને સાથે લઈને કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા જવા લાગ્યા.[૫૭–૫૯] વળાવવા આવેલાં સત્યવાદિની દ્રૌપદી પોતાનાં દાસી, દાસ તથા સ્ત્રીઓથી વીંટાઇને ઉપપ્લ-

વ્યમાં જવા પાછાં વળ્યાં. પાંડવો ધન તથા સ્ત્રી વગેરેનું રક્ષણ, કોટ–કિલ્લા વગેરે સ્થાવર સાધનોથી તથા ઠામ ઠામ શૂરા રક્ષકોરૂપી જંગમ સાધનોથી કરીને, મોટું સૈન્ય સાથે લઈ ત્યાંથી નીકળ્યા.[૬૦,૬૧] હે રાજા ! માર્ગમાં ગાયો તથા સુવર્ણનું દાન કરતા, બ્રાહ્મણોથી વીંટાયલા અને સ્તુતિ કરાતા પાંડવો મણિજડિત રથોમાં બેસીને પ્રયાણ કરવા લાગ્યા.[૬૨] કેકયો, ધૃષ્ટકેતુ, કાશ્યપુત્ર અભિભુ, શ્રેણિમાન, વસુદાન અને અજિત શિખંડી, એ સર્વે આનંદિત તથા સંતુષ્ટ થઈને, અલંકાર તથા બખ્તરો ધારણ કરી, હાથમાં શસ્ત્રો લઈ, યુધિષ્ઠિર રાજાને વીંટાઇ તેમની પાછળ ચાલવા લાગ્યા.[૬૩-૬૪] સેનાના પાછલા ભાગમાં વિરાટ્, દ્રુપદપુત્ર, સૌમિકિ, સુધર્મા, કુંતિભોજ અને ધૃષ્ટદ્યુમ્નના પુત્રો ચાલતા હતા.[૬૫] ચાલીસ હજાર રથો, બે લાખ ઘોડાઓ, ચાર લાખ પાળાઓ, સાઠ હજાર હાથીઓ, અનાધૃષ્ટિ ચેકિતાન, ધૃષ્ટકેતુ અને સાત્યકિ, એ સર્વે શ્રીકૃષ્ણ તથા અર્જુનને વીંટાઈને ચાલતા હતા.[૬૬,૬૭] કુરુક્ષેત્રમાં પહોંચી સેનાને વ્યૂહરચનામાં ગોઠવી, પ્રહાર કરવા તત્પર થયેલા પાંડવો ગર્જના કરતા આખલાઓના જેવા દેખાવા લાગ્યા.[૬૮] તે શત્રુદમનોએ કુરુક્ષેત્રમાં પ્રવેશ કરીને શંખો ફુંકવા માંડ્યા તેમજ વાસુદેવ અને અર્જુને પણ પોતપોતાના શંખો ફુંક્યા.[૬૯] વજ્રના કડાકાના જેવો તે પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળીને સર્વ સૈનિકોના અંગો ઉપર હર્ષથી રૂંવાંટાં ઉભાં થઈ ગયાં[૭૦] અને શંખ તથા દુંદુભિના ધ્વનિવડે વૃદ્ધિ પામેલા તે વેગવાળા યોદ્ધાઓના સિંહનાદે પૃથ્વી, આકાશ તથા સમુદ્રોને ગજાવી મૂક્યા.[૭૧]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સૈન્યનિર્યાણ પર્વમાં "કુરુક્ષેત્રમાં પ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૫૨ મો

## પાંડવોની છાવણી

**॥ वैशंपायन उवाच ॥**

**ततो देशे समे स्निग्धे प्रभूतयवसेंधने ।**
**निवेशयामास तदा सेनां राजा युधिष्ठिरः॥१॥**

વૈશંપાયને કહ્યું:– તે પછી યુધિષ્ઠિર રાજાએ રસાળ અને પુષ્કળ ઘાસ તથા લાકડાં મળે એવા સપાટ પ્રદેશમાં પોતાની સેનાનો પડાવ નાખ્યો અને સ્મશાનો, દેવમંદિરો, મહર્ષિઓના આશ્રમો, તીર્થો તથા પવિત્ર સ્થાનો–એ સર્વનો ત્યાગ કરીને, મનોહર,શુદ્ધ, પવિત્ર તથા રસાળ પ્રદેશમાં મહાબુદ્ધિવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિરે પોતે નિવાસ કર્યો.[૧-૩] ત્યાં વાહનોને વિસામો આપીને તથા પોતે પણ વિશ્રાંતિ લઇ સ્વસ્થ થયા પછી યુધિષ્ઠિર રાજા ત્યાંથી ઉઠી, સેંકડોને હજારો રાજાઓથી વીંટાઈ આગળ ચાલવા લાગ્યા.[૪] તે વખતે અર્જુન તથા શ્રીકૃષ્ણ ઠેક ઠેકાણે રક્ષણને માટે બેસાડેલાં દુર્યોધનનાં સૈનિકોનાં સેંકડો થાણાંઓને નસાડી ચોતરફ ફરવા લાગ્યા.[૫] પાર્ષત્ ધૃષ્ટદ્યુમ્ને અને વીર્યવાન મહારથી યુયુધાન–સાત્યકિએ કુરુક્ષેત્રમાં ઉત્તમ તીરવાળી, સ્વચ્છ જળવાળી અને કાદવ તથા કાંકરાવિનાની પવિત્ર હિરણ્વતી નદીના કિનારા ઉપર સેનાની છાવણીમાટે જમીનની માપણી કરી.[૬,૭] હે ભારત ! ત્યાં શ્રીકૃષ્ણે ખાઇ ખોદાવી અને ઉત્તમ રખવાળી કરવાની આજ્ઞા કરીને સૈનિકોનાં થાણાં બેસાડયાં.[૮] તે પછી શ્રીકૃષ્ણે મહાત્મા પાંડવોની જેવી છાવણી કરાવી, તેવીજ બીજા રાજાઓની છાવણીઓ તૈયાર કરાવી.[૯] હે રાજેંદ્ર ! મજબૂત તથા પુષ્કળ કાષ્ઠોથી રચેલી, કોઇથી પણ છાપો ન મરાય તેવી અને ભક્ષ્ય, ભોજ્ય, અન્ન તથા પીવાના પદાર્થોથી ભરેલી તે રાજાઓની છૂટી છૂટી રચેલી સેંકડો ને હજારો મહાકીંમતી છાવણીઓ પૃથ્વી ઉપર ઉતરેલાં વિમાનના જેવી શોભતી હતી.[૧૦,૧૧] તે છાવણીઓમાં સેંકડો બુદ્ધિશાળી કારીગરોને અને શાસ્ત્રકુશળ વૈદ્યોને, સર્વ સાહિત્યોની

સાથે પગાર આપીને રાખ્યા હતા.[૧૨] પ્રત્યંચાઓ, ધનુષો, બખ્તરો, હથિયારો, મધ,ઘી, રાળ અને લાખના ત્યાં પર્વત જેવડા ઢગલાઓ કરાવ્યા હતા.[૧૩] વળી યુધિષ્ઠિર રાજાએ પ્રત્યેક તંબુમાં ઘાસ, પાણી, છોતરાં અને કોલસાની પુષ્કળ સગવડ કરી હતી.[૧૪] મોટાં યંત્રો, નારાચો,તોમરો, ફરશીઓ, ધનુષો, બખ્તરો બેધારી તરવારો અને ભાથાઓના ઢગલાઓ કરાવ્યા હતા.[૧૫] સેંકડોની સાથે અથવા હજારોની સાથે યુદ્ધ કરનારા અને કાંટાવાળાં લોખંડી બખ્તરોથી ઢંકાયલા હાથીઓ ત્યાં પર્વતોના જેવા દેખાતા હતા.[૧૬] હે ભરતવંશી જનમેજય ! પાંડવો કુરુક્ષેત્રમાં આવીને રહ્યા છે, એમ જાણીને જૂદા જૂદા દેશના તેમના મિત્રો પોતાનાં સૈન્યો તથા વાહનોની સાથે ત્યાં આવવા લાગ્યા. જેઓએ બ્રહ્મચર્ય પાળેલું, સોમપાન કરેલું અને પુષ્કળ દક્ષિણાઓ આપેલી તે રાજાઓ પાંડવોનો વિજય થાય એટલા માટે ત્યાં આવી મળ્યા."[૧૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સૈન્યનિર્યાણ પર્વમાં "શિબિરાદિનિર્માણ" એ વિષયનો અધ્યાય ૧૫૨ મો સમાપ્ત.

## અધ્યાય ૧૫૩ મો
### દુર્યોધનના સૈન્યની તૈયારી

॥ जनमेजय उवाच ॥

**युधिष्टिरं सहानीकमुपयांतं युयुत्सया ॥**
**सन्निविष्टं कुरुक्षेत्रे वासुदेवेन पालितम् ॥१॥**

જનમેજયે કહ્યું:–હે વૈશંપાયન મુનિ! યુદ્ધ કરવાની ઇચ્છાથી યુધિષ્ઠિર સૈન્યસહિત કુરુક્ષેત્રમાં આવીને દાખલ થયા છે, શ્રીકૃષ્ણ તેમનું રક્ષણ કરે છે, પુત્રસહિત વિરાટ તથા દ્રુપદ તેમની સાથે છે, કેકયો,યાદવો અને બીજા સેંકડો રાજાઓ તેમને વીંટાઇ રહ્યા છે અને આદિત્યો જેમ મહેંદ્રનું રક્ષણ કરે છે, તેમ મહારથીઓ તેમનું રક્ષણ કરે છે, એ સાંભળીને દુર્યોધન રાજાએ કયાં કાર્યનો આરંભ કર્યો ?[૧-૩] હે મહાબુદ્ધિમાન વૈશંપાયન ! તે તુમુલ ખળભળાટના સમયે કુરુજાંગલમાં શું શું થયું, તે સર્વ હું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું;[૪] કારણ કે પાંડવો, વાસુદેવ, વિરાટ, દ્રુપદ, પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન અને દેવોથી પણ અજિત પરાક્રમી યુધામન્યુ–એ સર્વે યુદ્ધમાં એકઠા મળતાં ઇંદ્રસહિત દેવોને પણ ગભરાવી દે તેવા હતા.[૫,૬] માટે હે તપોધન ! કૌરવોએ અને પાંડવોએ જે જે કર્મ કર્યાં હોય, તે હું સવિસ્તર સાંભળવાની ઇચ્છા રાખું છું."[૭]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય ! શ્રીકૃષ્ણ પાછા ગયા પછી દુર્યોધન રાજાએ કર્ણને, દુઃશાસનને અને શકુનિને આ પ્રમાણે કહ્યું:–" કૃષ્ણ પોતાનું કાર્ય સિદ્ધ કર્યાવિનાજ પાંડવોની પાસે ગયા છે, તેથી ક્રોધે ભરાયલા તે અવશ્ય પાંડવોના ક્રોધાગ્નિને જાગ્રત કરશે એમાં સંશય નથી.[૮,૯] પાંડવોની સાથે મારે ઝગડો થાય એ વાત વાસુદેવને ગમતી છે અને ભીમસેન તથા અર્જુન કૃષ્ણના મત પ્રમાણે ચાલે છે.[૧૦] વળી અજાતશત્રુ યુધિષ્ઠિર પણ સર્વ રીતે ભીમસેનને અનુસરીને વર્તે છે અને મેં પૂર્વે તેના સર્વ ભાઇઓને તથા તેને કપટથી ઠગ્યા છે.[૧૧] વળી વિરાટે અને દ્રુપદે પણ મારી સાથે વેર બાંધેલું છે, એટલે વાસુદેવને અનુસરનારા તે બન્ને સેનાના નાયકો થશે;[૧૨] તેથી બન્ને વચ્ચે રોમાંચિત કરે તેવો મહાભયંકર સંગ્રામ અવશ્ય થશે. એટલા માટે તમે આળસરહિત થઇને યુદ્ધસંબંધી સર્વ તૈયારી કરાવો.[૧૩] હે રાજાઓ ! તમે કુરુક્ષેત્રમાં પોતપોતાનો નિર્વાહ ચાલે એટલા અવકાશવાળાં તથા શત્રુઓથી કબજે ન થાય તેવા સેંકડો અને હજારો તંબુઓ તૈયાર કરાવો. તે છાવણીઓ નજીકમાં આવેલાં જળાશયોવાળી, લાવવાની વસ્તુઓને શત્રુઓ ખાળી ન શકે એવા માર્ગોવાળી, ઉંચા બંધવાળી, ઉન્નત, જાતજાતના હથિયારોથી ભરેલી અને ધ્વજાપતાકાઓથી સુશોભિત કરાવો. વળી તે છાવણીઓમાં જવામાટે આપણા નગરથી ત્યાંસુધી સડકો તૈયાર કરાવો[૧૪-૧૬] અને આજે ઢંઢેરો પીટાવો કે:–'કાલે યુદ્ધ ક-

રવા નીકળવાનું છે.’ આ કામમાં વિલંબ કરો નહિ.”

આ સાંભળીને ‘અમે તેમ કરીએ છીએ’ એમ કહી, તે આનંદિત થયેલા મહાત્માઓએ બીજે દિવસેજ રાજાઓના નિવાસને માટે છાવણીઓ તૈયાર કરાવી દીધી. દુર્યોધન રાજાની તે આજ્ઞા સાંભળીને ત્યાં બેઠેલા સર્વ રાજાઓ ક્રોધ કરી કિંમતી આસનો ઉપરથી ઉઠીને ઉભા થઈ ગયા. કેટલાએક રાજાઓ ચંદન તથા અગરથી ચર્ચિત તથા સુવર્ણના બાજુબંધથી દેદીપ્યમાન પોતાના ભૂંગળ જેવા બાહુઓને ધીરે ધીરે મસળવા લાગ્યા; કેટલાએક કમળ જેવા હાથથી માથાની પાઘડીઓ ઠીક કરવા લાગ્યા, કેટલાએક પહેરેલાં વસ્ત્રને, કેટલાએક ઓઢેલાં સેલાંને અને કેટલાએક અલંકારોને બરાબર ગોઠવવા લાગ્યા.[૧૭–૨૦] શ્રેષ્ઠ રથીઓ રથોને તૈયાર કરવા લાગ્યા; અશ્વવેત્તાઓ અશ્વોને તૈયાર કરવા લાગ્યા અને હાથીઓની શિક્ષામાં કુશળ પુરુષો હાથીઓને તૈયાર કરવા લાગ્યા.[૨૧] સર્વ યોદ્ધાઓ સુવર્ણનાં ચિત્રવિચિત્ર બખતરો શરીર ઉપર ચઢાવીને તે ઉપર જાતજાતના હથિયારો બાંધવા લાગ્યા;[૨૨] અને પાળાઓ પણ શરીર ઉપર સુવર્ણજડિત જાતજાતનાં અનેક હથિયારો ધારણ કરી લીધાં.[૨૩] હે ભરતવંશી જનમેજય! તે વખતે ઉત્સાહયુક્ત લોકોથી ઉભરાઇ ગયેલું દુર્યોધનનું નગર કંઈ ઉત્સવયુક્ત હોય તેવું શોભવા લાગ્યું.[૨૪] હે રાજા! તે વખતે જનસમૂહરૂપી ઘુમરીઓવાળો, રથો, હાથીઓ તથા ઘોડાઓરૂપી માચલાંવાળો, શંખ તથા દુંદુભિના ધ્વનિરૂપી ગર્જનાવાળો, ભંડારના સંચયરૂપી રત્નોવાળો, તરેહ તરેહના અલંકારો તથા બખ્તરોરૂપી તરંગોવાળો, શસ્ત્રોરૂપી નિર્મળ ફીણવાળો, મહેલોની હારરૂપી પર્વતોથી વીંટાયલો, શેરી તથા બજારરૂપી મોટા ધરાવાળો અને યોદ્ધાઓરૂપી ચંદ્રોદયવડે ઉછળતો કુરુરાજરૂપી મહાસમુદ્ર, ચંદ્રોદય વખતે ઉછળતા સમુદ્રના જેવો શોભવા લાગ્યો.[૨૫–૨૭]

વિષયનો અધ્યાય ૧૫૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૫૪ મો
## શ્રીકૃષ્ણનો નિશ્ચય

॥ वैशंपायन उवाच ॥

**वासुदेवस्य तद्वाक्यमनुस्मृत्य युधिष्ठिरः ।**
**पुनः पप्रच्छ वार्ष्णेयं कथं मंदोऽब्रवीदिदम्॥१॥**

વૈશંપાયને કહ્યું:–શ્રીકૃષ્ણે કૌરવોની સભાનો જે વૃત્તાંત કહ્યો, તે સંભારીને, યુધિષ્ઠિર ફરી શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યા કે:–“મૂર્ખ દુર્યોધન એવું શામાટે બોલ્યો?[૧] હે અચ્યુત! આવો સમય આવી પહોંચ્યો છે, તે વખતે અમારે શું કરવું યોગ્ય છે અને કેવી રીતે વર્તવાથી અમે સ્વધર્મથી ભ્રષ્ટ થઈએ નહિ, તે અમને કહો.[૨] હે વાસુદેવ! તમે દુર્યોધનનો, કર્ણનો, સુબલપુત્ર શકુનિનો અને મારા ભાઈઓનો તથા મારો અભિપ્રાય જાણો છો.[૩] વળી હે વિશાળ બુદ્ધિવાળા કૃષ્ણ! તમે ભીષ્મ તથા વિદુર–એ બન્નેનાં વચન પણ સાંભળ્યાં છે અને કુંતીનો વિચાર પણ સંપૂર્ણ રીતે સાંભળ્યો છે;[૪] માટે હે મહાબાહુ! હવે તમે એ સર્વ વચનોને એક બાજુ રાખીને તથા વારંવાર વિચાર કરીને અમારે જે કરવા યોગ્ય હોય તે નિઃશંકપણે અમને કહો.”[૫]

ધર્મરાજાનાં એવાં ધર્મ તથા અર્થયુક્ત વચન સાંભળીને, મેઘ તથા દુંદુભિના જેવા સ્વરવાળા શ્રીકૃષ્ણે કહ્યું.[૬]

કૃષ્ણે કહ્યું:–“મેં જે ધર્માર્થયુક્ત તથા હિતાવહ ભાષણ કર્યું, તે કપટબુદ્ધિવાળા દુર્યોધનને ગળે ઉતર્યું નહિ.[૭] તે દુર્બુદ્ધિવાળો ભીષ્મનું, વિદુરનું અથવા મારૂં કહેવું લગાર પણ સાંભળતો નથી; પરંતુ સર્વના કહેવાનો અનાદર કરે છે.[૮] તેને ધર્મની ઇચ્છા નથી; યશની દરકાર નથી; એક કર્ણના આશ્રયથી તે દુરાત્મા પોતે સર્વ જિતી લીધું છે એમજ માને છે.[૯] પાપી નિશ્ચયવાળા દુર્યોધને તો મને પણ બાંધી લેવાની આજ્ઞા કરી હતી; પરંતુ તે દુષ્ટાત્માનો તે મનોરથ સિદ્ધ થયો નહિ.[૧૦] હે ધર્મનિષ્ઠ! ભીષ્મ

તથા દ્રોણ પણ દુર્યોધનને દબાવીને હિતવચન કહેતા નથી; પણ એક વિદુરસિવાય સર્વે તેનેજ અનુસરે છે.[૧૧] સુબલપુત્ર શકુનિ, કર્ણ તથા દુઃશાસન-એ સર્વ મૂર્ખોએ, તે મૂર્ખ તથા ઈર્ષ્યાળુ દુર્યોધનની આગળ તમારી બહુ નિંદા કરી.[૧૨] તે અને દુર્યોધને જે કંઈ કહ્યું, તે મારે પોતે કહેવું એમાં શું ફળ છે? સંક્ષેપમાં કહેવાનું કે, તે દુરાત્મા તમારા સંબંધમાં યોગ્ય વર્તતો નથી.[૧૩] આ તમારા પક્ષના સર્વ રાજાઓમાં તથા સૈનિકોમાં જે પાપ અને અકલ્યાણ નથી, તે સર્વ પાપ અને અકલ્યાણ એકલા દુર્યોધનમાં રહેલું છે;[૧૪] અને આપણે પણ સંપૂર્ણ રાજ્યભાગ છોડીને કદી કૌરવોની સાથે સલાહ કરવા ઈચ્છતા નથી, એટલે છેવટે યુદ્ધ કરવુંજ બાકી રહ્યું છે."[૧૫]

વૈશંપાયને કહ્યું:-હે ભરતવંશી જનમેજય! વાસુદેવનું એ ભાષણ સાંભળીને સર્વ રાજાઓ કંઈપણ ન બોલતાં યુધિષ્ઠિર રાજાના મુખ તરફ જોવા લાગ્યા.[૧૬] ત્યારે યુધિષ્ઠિરે, સર્વ રાજાઓનો અભિપ્રાય સમજીને ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવની સાથે એકમત થઈ, યુદ્ધ કરવાની આજ્ઞા આપી.[૧૭] એ સાંભળીને પાંડવોની સેનામાં કોલાહલ મચી રહ્યો અને યુદ્ધની આજ્ઞા થતાંજ સૈનિકો બહુ રાજી થયા;[૧૮] પરંતુ યુદ્ધમાં વધ ન કરવા જેવાઓનો વધ થશે, એ વિચાર આવતાં ધર્મરાજા યુધિષ્ઠિર નિઃશ્વાસ નાખતા નાખતા ભીમસેનને તથા અર્જુનને આ પ્રમાણે કહેવા લાગ્યા:-[૧૯] "મેં જે અનર્થ ટાળવામાટે વનવાસ વેઠયો અને દુઃખો ભોગવ્યાં, તે કુળના ક્ષયરૂપી મહા અનર્થ તો બળાત્કારે પણ આપણી પાસે આવીને ઉભોજ રહ્યો![૨૦] આપણે યુદ્ધ ન કરવું પડે એટલામાટે યત્ન કર્યો; પરંતુ આપણો તે યત્ન બળપૂર્વક વ્યર્થ થઈ ગયો અને યુદ્ધને માટે પ્રયત્ન ન કરવા છતાં તે મહાન કુટુંબક્લેશ આપણી આગળ આવીને ખડો થયો![૨૧] રે, વધ કરવાને અયોગ્ય પુરુષોની સાથે કેવી રીતે સંગ્રામ કરી શકાશે? અને વૃદ્ધ ગુરુજનોને મારીને આપણો વિજય પણ કેવી રીતે થશે?"[૨૨]

ધર્મરાજાનું વચન સાંભળીને શત્રુઓને તાપ આપનારા સવ્યસાચી અર્જુને, શ્રીકૃષ્ણનાં વચન સંભારી આપતાં યુધિષ્ઠિરને કહ્યું:-[૨૩] "હે રાજા! શ્રીકૃષ્ણે કુંતીનાં તથા વિદુરનાં જે વચન કહ્યાં તે તમે પૂરેપૂરાં ધ્યાનમાં લીધાં છે.[૨૪] મારી પાકી ખાત્રી છે કે, કુંતી અને વિદુર એ બન્ને આપણને અધર્મયુક્ત કામ કરવાનું કહે નહિ; અને હે કુંતીપુત્ર! હવે યુદ્ધ કર્યાવિના પાછું ફરવું એ પણ યોગ્ય ગણાય નહિ"[૨૫] અર્જુનનું એ વચન સાંભળીને વાસુદેવે પણ મંદ હાસ્ય કરતાં ધર્મરાજાને કહ્યું કે:-"અર્જુન કહે છે તે ઠીક છે."[૨૬]

હે મહારાજ જનમેજય! પછી પાંડવપક્ષના વીરોએ યુદ્ધમાટે નિશ્ચય કરીને, સૈનિકોસહિત તે રાત્રે સુખથી નિવાસ કર્યો.[૨૭]

ઇતિ **શ્રીમહા૦ઉદ્યોગ૦સૈન્યનિર્યાણ પર્વ**માં "યુધિષ્ઠિર અને અર્જુનનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૫૪ મો સમાપ્ત.

## અધ્યાય ૧૫૫ મો

### દુર્યોધનના સૈન્યના વિભાગ

॥ वैशंपायन उवाच ॥

**व्युष्टायां वै रजन्यां हि राजा दुर्योधनस्ततः ।
व्यभजतान्यनीकानि दश चैकं च भारत ॥१॥**

વૈશંપાયને કહ્યું:-હે ભરતવંશી જનમેજય! રાત્રિ પૂરી થતાંજ દુર્યોધન રાજાએ પોતાની સેનાના અગિયાર વિભાગ કર્યા;[૧] અને એ સર્વ સેનામાંનાં મનુષ્યો, હાથીઓ, રથો અને ઘોડાઓમાંથી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા વિભાગ કરવાની આજ્ઞા આપી.[૨] તે સૈન્યની સાથે અનુકર્ષ (યુદ્ધમાં રથના ભાંગી ગએલા ભાગને સુધારી લેવામાટે રથની નીચે બાંધવામાં આવતું લાકડું ), તૂણીર (રથથી ઉપાડવામાં આવતા બાણના ભાથા )વરૂથ (રથ ઉપર નાખવાના વ્યાઘ્રચર્મના ઓઢા), તોમર ( હાથવડે ફેંકાય તેવા કાંટાવાળા દંડો ), ઉપાસંગ ( હાથી તથા ઘોડાઓથી ઉપાડાય તેવા

ભાથાઓ), નિષંગ (પાળાઓથી ઉપાડાય તેવા ભાથાઓ), શક્તિ (લોહદંડ), ઋષ્ટિ (ભારે ડાંગ), ધ્વજાઓ, પતાકાઓ, ધનુષો, તોમરો (ધનુષથી ફેંકાય તેવાં મોટાં બાણો,) જાત જાતની દોરીના ફાંસાઓ, બીછાનાંઓ, કચગ્રહ વિક્ષેપ (શત્રુના કેશ પકડી તેને પાડવામાટે આગળ ચીકણા પદાર્થવાળી લાકડીઓ), તેલ, ગોળ, રેતી, ઝેરી સર્પથી ભરેલા ઘડાઓ, રાળનો ભૂકો, ઘુઘરીવાળી ઢાલો, લોખંડી શસ્ત્રો, ગોળનું પાણી, તોપના ગોળાઓ, શબ્દવાળી ગોફણો, મીણ, મુદ્દગર (મુસલ જેવો દંડ), કાંડદંડ, (લોખંડી કાંટાવાળો દંડ), હળ, ઝેર ચોપડેલાં તોમરો, પાણી છાંટવાનાં સુપડાંઓ, અસ્ત્ર મૂકવાની પેટીઓ, ફરસી વગેરે હથિયારો, અંકુશવાળાં તોમરો, ખીલાવાળાં બખ્તરો, ગુપ્તીઓ, લોઢાના કાંટા, ખીલા વગેરે સાધનો, વાઘના ચામડાથી મઢેલા રથો, ઋષ્ટિ (હાથથી ફેંકાય તેવાં વાંકાં લાકડાં), શિંગડાંઓ, ભાલાઓ, અનેક આયુધો, કુહાડાઓ, કોદાળીઓ, ઘાવ રૂઝવવા માટે તેલમાં બોળેલાં રેશમી વસ્ત્રો અને જૂનું ઘી વગેરે સાધનો લેવામાં આવ્યાં હતાં.[3–9] સુવર્ણની જાળીથી ઢંકાયલા તથા અનેક પ્રકારના મણિઓથી શણગારાયલા રથો અને ઉત્તમ દેહવાળા તે જૂદા જૂદા યોદ્ધાઓ ઝળહળતા અગ્નિ જેવા દેખાતા હતા.[3–10] કવચધારી, શસ્ત્રવિદ્યામાં કુશળ, કુલીન અને અશ્વશાસ્ત્રને જાણનારા શૂરા પુરુષોને સારથિના કામ ઉપર નિમ્યા હતા.[11] અશુભ દૂર કરવામાટે રથોને યંત્રો તથા ઔષધિઓ બાંધી હતી. ઘોડાઓઓના મસ્તક ઉપર ઘંટા, માળા, મોતીનાગુચ્છાઓ વગેરે શૌર્યસૂચક ચિહ્નો બાંધી દીધાં હતાં. રથો ઉપર ધ્વજાઓ તથા પતાકાઓ ચઢાવી દીધી હતી અને રથોને ઘુઘરીઓ તથા શિખરોથી સુશોભિત કર્યા હતા. પ્રત્યેક રથોમાં ઢાલ, તરવાર, પટ્ટિશ, પ્રાસ તથા સો સો ધનુષો મૂકવામાં આવ્યાં હતાં. સર્વ રથોને ઉત્તમ જાતના કેળવાયલા ચાર ચાર ઘોડાઓ જોડેલા હતા.[12,13] તેમાંના આગળના બે ઘોડાઓ માટે એક સારથિ અને પૈડાંની પાસેના બે ઘોડાઓ માટે બે સારથિઓ હતા. તે સારથિઓ ઉત્તમ રથી હતા અને રથમાં બેસનારો રથી પણ અશ્વવેત્તા હતો.[14] આવા શત્રુઓથી અભેદ્ય તથા સુરક્ષિત નગરોના જેવા વિશાળ અને સુવર્ણથી શણગારેલા હજારો રથો દુર્યોધનની સેનામાં જણાતા હતા.[15] જે પ્રમાણે રથોને શણગાર્યા હતા, તે પ્રમાણે હાથીઓને પણ ઝુલ તથા અલંકારોથી ઉત્તમ રીતે શણગાર્યા હતા અને તે પ્રત્યેક હાથીઓ ઉપર સાત સાત પુરુષો બેઠા હતા, તેથી તે શિખરવાળા રત્નમય પર્વતો જેવા શોભતા હતા.[16] હે રાજા! તે સાત પુરુષોમાં બે અંકુશધારી માવતો, બે ઉત્તમ ધનુર્ધારીઓ, બે ઉત્તમ ખડ્ગધારીઓ અને એક શક્તિ તથા ત્રિશૂળધારી હતો.[17] હે રાજા ! મહાત્મા દુર્યોધનનું તે સૈન્ય બખ્તરો તથા આયુધના ભાથાઓ લાદેલા મદમત્ત હાથીઓથી ભરપૂર હતું;[18] તેમજ બખ્તરો તથા અલંકારો ધારણ કરી, પતાકા લઈને બેઠેલા સ્વારોવાળા હજારો ઘોડાઓ પણ તે સેનામાં હતા.[19] એ સુવર્ણના અલંકારવાળા લાખો ઘોડાઓ સારીરીતે કેળવેલા હોવાથી તોફાન ન કરતાં પોતાના સ્વારને તાબે રહેતા હતા.[20] અનેક પ્રકારના ચહેરાવાળા અને અનેક પ્રકારનાં બખ્તર તથા શસ્ત્રોને ધારણ કરનારા પાળાઓ પણ ત્યાં સુવર્ણમાળાથી શોભી રહ્યા હતા.[21]

પ્રત્યેક રથની પાછળ દશ હાથીઓ, પ્રત્યેક હાથીની પાછળ દશ ઘોડાઓ અને પ્રત્યેક ઘોડાની પાછળ તેના પાદરક્ષક દશ પુરુષો રહેતા હતા–અર્થાત એક રથના પરિવારમાં દશ હાથીઓ, સો ઘોડાઓ અને હજાર પાળાઓ રહેતા હતા.[22] આ પરિવારમાં ભંગાણ પડે ત્યાં પૂરવણી કરવામાટે એક રથની પાછળ પચાસ હાથીઓ, એક હાથીની પાછળ સો ઘોડાઓ અને પ્રત્યેક ઘોડાઓની પાછળ સાત પુરુષોની યોજના કરી હતી.[23] પાંચસો હાથી અને પાંચસો રથો મળીને એક સેના થાય છે, દશ સેનાની એક પૃતના થાય છે અને દશ પૃતનાની એક વાહિની થાય છે.[24] સામાન્ય રીતે સેના, વાહિની,

પૃતના, ધ્વજિની, ચમૂ, અક્ષૌહિણી, વરૂથિની આ સર્વ શબ્દ સમાન અર્થવાળા ગણીને સેનાના અર્થમાં વપરાય છે.[૨૫] એ પ્રમાણે બુદ્ધિમાન દુર્યોધને વ્યૂહરચનામાં ગોઠવેલી અગિયાર અક્ષૌહિણી સેના હતી અને બીજી યુધિષ્ઠિરની સાત મળીને યુદ્ધમાં અઢાર અક્ષૌહિણી સેના થઇ હતી.[૨૬] પાંડવોનું સૈન્ય સાતજ અક્ષૌહિણી હતું અને કૌરવોનું સૈન્ય અગિયાર અક્ષૌહિણી હતું.[૨૭] પંચાવન પુરુષોની એક પત્તિ કહેવાય છે, ત્રણ પત્તિને એક સેનામુખ અથવા ગુલ્મ કહેવાય છે અને ત્રણ ગુલ્મનો એક ગણ કહેવાય છે. દુર્યોધનની સેનામાં એવા હજારો શૂરા ગણો યુદ્ધ કરવાની ઇચ્છાથી જોડાયા હતા.[૨૮,૨૯] મહાબાહુ દુર્યોધન રાજાએ તેમાંના શૂરા તથા બુદ્ધિમાન પુરુષોને ઓળખીને તે વખતે તેઓને સેનાપતિતરીકે નિમી દીધા.[૩૦] પછી એક એક અક્ષૌહિણીના અધિપતિ નરશ્રેષ્ઠોને દુર્યોધને યથાયોગ્ય માનપૂર્વક પોતાની પાસે બોલાવીને, તેઓની સાથે મીઠાશથી વાત કરી.[૩૧] કૃપાચાર્ય, દ્રોણ ગુરુ, શલ્ય, સિંધુદેશનો રાજા જયદ્રથ, કાંબોજ સુદક્ષિણ, કૃતવર્મા, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, સુબલપુત્ર શકુનિ અને મહાબળવાન બાહ્લીક, આ અગિયાર અક્ષૌહિણીના નેતા હતા.[૩૨,૩૩] હે ભારત! દુર્યોધન રોજ રોજ પ્રત્યેક સમયે એ સેનાનાયકોને મળીને તેઓનું અનેક પ્રકારે સન્માન કરતો હતો;[૩૪] એટલુંજ નહિ પરંતુ તેઓના જે અનુયાયીઓ હતા, તેઓની પણ દુર્યોધન ઉત્તમ બરદાસ્ત રાખતો હતો, તેથી તે રાજાઓના સર્વ સૈનિકો દુર્યોધન રાજાનું પ્રિય કરવા તૈયાર હતા.[૩૫]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સૈન્યનિર્યાણ પર્વમાં ''દુર્યોધનના સૈન્યવિભાગ''એ વિષયનો અધ્યાય ૧૫૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૫૬ મો

## ભીષ્મને મુખ્ય સેનાપતિ નિમ્યા.

**॥ वैशंपायन उवाच ॥**

**ततः शांतनवं भीष्मं प्रांजलिर्धृतराष्ट्रजः ॥**
**सह सर्वैर्महीपालैरिदं वचनमब्रवीत् ॥१॥**

વૈશંપાયને કહ્યું:-તે પછી દુર્યોધન બે હાથ જોડી, સર્વ રાજાઓની સાથે શાંતનુપુત્ર ભીષ્મને આ પ્રમાણે કહેવા લાગ્યો:-[૧] ''સેના ઘણી મોટી હોય, તોપણ તે સેનાના નાયકવિના યુદ્ધનો પ્રસંગ આવતાં કીડીઓના સમૂહની પેઠે છૂટી છૂટી વેરાઇ જાય છે.[૨] સેના ગમે તેટલી મોટી હોય તોપણ તેનો સેનાપતિ એકજ હોવો જોઇએ; કારણ કે બે પુરુષની બુદ્ધિ કદીપણ એક વિચારવાળી થતી નથી. વળી તે સેનાપતિઓમાં પરસ્પર શૌર્યની પણ સ્પર્ધા થાય છે.[૩] હે મહાબુદ્ધિમાન ! આ સંબંધમાં એક પ્રાચીન કથા સાંભળવામાં આવે છે. એક વખતે સર્વ બ્રાહ્મણો દર્ભરૂપી ધ્વજા ઉંચી કરીને, અમાપ બળવાળા હૈહય નામના ક્ષત્રિયોની સામે યુદ્ધ કરવા ચઢી ગયા હતા.[૪] હે પિતામહ ! તે વખતે તે બ્રાહ્મણોની પાછળ વૈશ્યો તથા શૂદ્રો પણ ગયા હતા, એટલે યુદ્ધમાં એક તરફ ત્રણ વર્ણના લોકો હતા અને એક તરફ ઉત્તમ ક્ષત્રિયો હતા.[૫] પછી યુદ્ધનો આરંભ થયો, તેમાં બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર આ ત્રણ વર્ણમાં વારંવાર ભંગાણ પડવા માંડયું અને ક્ષત્રિયો તે મોટા સૈન્યને જિતવા લાગ્યા.[૬] તે જોઇને તે દ્વિજશ્રેષ્ઠોએ, ક્ષત્રિયોનેજ એમ થવાનું કારણ પૂછયું; ત્યારે હે પિતામહ ! ધર્મવેત્તા ક્ષત્રિયોએ તેઓને યથાર્થ ઉત્તર આપ્યો કે,[૭] 'અમે રણભૂમિમાં મહાબુદ્ધિમાન એક સેનાપતિનુંજ કહેવું સાંભળીએ છીએ અને તમે સર્વે જૂદા પડીને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વર્તો છો, તેથી તમારો પરાજય થાય છે.'[૮] આ સાંભળીને બ્રાહ્મણોએ પોતાનામાંથી એક યુદ્ધનીતિમાં કુશળ શૂરવીર બ્રાહ્મણને સેનાપતિ કર્યો અને યુદ્ધમાં ક્ષત્રિયોનો પરાજય કર્યો.[૯]

એ પ્રમાણે જેઓ કુશળ, શૂરવીર, હિતેચ્છુ અને નિષ્પાપ એવા એક પુરુષને સેનાપતિ કરે છે, તેઓ યુદ્ધમાં શત્રુઓને જિતે છે.[૧૦] આપ નીતિમાં શુક્રાચાર્ય જેવા છો, મારા સર્વદા હિતૈષી છો, કાળવડે અવધ્ય છો અને ધર્મમાં અડગ છો; માટે આપ અમારા સેનાપતિ થાઓ.[૧૧] કિરણવાળાઓમાં જેમ સૂર્ય, ઔષધિઓમાં જેમ ચંદ્ર, યક્ષોમાં જેમ કુબેર, દેવોમાં જેમ ઇંદ્ર, પર્વતોમાં જેમ મેરુ, પક્ષીઓમાં જેમ ગરુડ, દેવોમાં જેમ કાર્તિકેય અને વસુઓમાં જેમ અગ્નિ મુખ્ય છે, તેમ તમે અમારામાં મુખ્ય છો.[૧૨,૧૩] ઇંદ્ર જેમ દેવોનું રક્ષણ કરે છે, તેમ તમે અમારૂં રક્ષણ કરશો તો અવશ્ય દેવો પણ અમારો પરાભવ કરી શકશે નહિ.[૧૪] કાર્તિકેય જેમ દેવોની આગળ ચાલે છે, તેમ તમે અમારી આગળ ચાલો, એટલે આખલાની પાછળ જેમ બળદો ચાલે તેમ અમે તમારી પાછળ ચાલીશું."[૧૫]

ભીષ્મે કહ્યું:-"હે મહાબાહુ દુર્યોધન! તું કહે છે તે યથાર્થ છે; પરંતુ મને જેવા તમે તેવાજ પાંડવો પણ છે;[૧૬] માટે હે રાજા! મારે પાંડવોને તેઓના કલ્યાણની વાત કહેવી એ મારૂં કર્તવ્ય છે અને મેં તને વચન આપ્યું છે, તે પ્રમાણે મારે તેઓની સાથે યુદ્ધ કરવું એ પણ યોગ્ય છે.[૧૭] નરવ્યાઘ્ર કુંતીપુત્ર અર્જુનસિવાય પૃથ્વીમાં મારાસમાન બીજા કોઇ યોદ્ધાને હું જોતો નથી.[૧૮] મહાબુદ્ધિશાળી અર્જુન અનેક દિવ્ય અસ્ત્રોને જાણે છે; તોપણ એટલું ઠીક છે કે, તે પાંડુપુત્ર સંગ્રામમાં મારીસાથે ઉઘાડો પડીને કદીપણ યુદ્ધ કરશે નહિ.[૧૯] હું શસ્ત્રના બળથી એક ક્ષણમાંજ દેવ, દૈત્ય તથા રાક્ષસોની સાથે આ જગતને મનુષ્યવિનાનું કરી નાખું એવું મારૂં સામર્થ્ય છે;[૨૦] તોપણ હે રાજા! હું મારે હાથે પાંડવોનો નાશ કરીશ નહિ. માત્ર તને સહાય કરવામાટે હું શસ્ત્રના પ્રયોગથી રોજ રોજ પાંડવોના દશ હજાર યોદ્ધાઓનો સંહાર કરીશ.[૨૧] હે કુરુનંદન! પ્રથમ સમાગમમાંજ જો તેઓ મારો વધ નહિ કરે તો હું એ રીતે તેઓનો નાશ કરીશ. આ મારો એક ઠરાવ છે.[૨૨] હે રાજા! હવે એક બીજો મારો ઠરાવ છે તે જો તને કબુલ હોય તો હું તારી ઇચ્છા પ્રમાણે તારો સેનાપતિ થઇશ.તે ઠરાવ તું સાંભળ.[૨૩] હે પૃથ્વીપતિ! સંગ્રામમાં સૂતપુત્ર કર્ણ હમેશાં મારી અત્યંત સ્પર્ધા કરે છે, માટે કાં તો પ્રથમ કર્ણ યુદ્ધ કરે અથવા પ્રથમ હું એકલો યુદ્ધ કરૂં, પણ અમે બે સાથે યુદ્ધ કરીએ નહિ."[૨૪] તે સાંભળીને કર્ણ બોલ્યોઃ-"હે રાજા! ભીષ્મ જીવતા હોય ત્યાંસુધી હું કોઈપણ રીતે યુદ્ધ કરીશ નહિ. ભીષ્મનો વધ થયા પછી હું ગાંડીવધારી અર્જુનની સાથે યુદ્ધ કરીશ."[૨૫]

વૈશંપાયને કહ્યું:-તે પછી ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને પુષ્કળ દક્ષિણા આપનારા ભીષ્મનો સેનાપતિપદપર અભિષેક કર્યો અને અભિષેક થવાથી તે અત્યંત ઝગઝગવા લાગ્યા.[૨૬] તે વખતે રાજાની આજ્ઞાથી અવ્યગ્ર ચિત્તવાળા વગાડનારાઓ સેંકડો અને હજારો ભેરીઓ તથા શંખો વગાડવા લાગ્યા;[૨૭] જાત જાતના સિંહનાદો તથા વાહનોના શબ્દો થવા લાગ્યા; વાદળાંવિનાના આકાશમાંથી રુધિરવાળા કાદવની વૃષ્ટિ થવા લાગી.[૨૮] સર્વ યોદ્ધાઓનાં મનને નિરુત્સાહ કરી નાખે તેવા કડાકા ભડાકા થવા લાગ્યા, પૃથ્વી કંપવા લાગી અને હાથીઓ ગર્જના કરવા લાગ્યા.[૨૯] આકાશવાણીઓ થવા લાગી, આકાશમાંથી બળતાં ઉંબાડીઆંઓ પડવા લાગ્યાં અને અનિષ્ટ સૂચવનારી શિયાળવીઓ અત્યંત ઉગ્ર શબ્દો કરવા લાગી.[૩૦] હે જનમેજય રાજા! જે વખતે દુર્યોધન રાજાએ ભીષ્મનો સેનાપતિપદપર અભિષેક કર્યો, તે વખતે આવાં સેંકડો ભયંકર ચિહ્નો થયાં હતાં.[૩૧] દુર્યોધને શત્રુસૈન્યને પીડનારા ભીષ્મને સેનાપતિ કરીને, ઉત્તમ બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવ્યું અને તેઓને દક્ષિણામાં પુષ્કળ ગાયો તથા સોનામહોરો આપી.[૩૨] પછી જયસૂચક આશીર્વાદોથી વધાવી લેવાતો દુર્યોધન તેજ વખતે ભીષ્મપિતામહને આગળ કરીને પોતાના ભાઇઓની સાથે, સૈનિકોથી વીંટાઈ, પ્રચંડ સેના સાથે લઇને, કુરુક્ષે-

ત્રમાં ગયો.[૩૩,૩૪] હે રાજા! ત્યાં ગયા પછી દુર્યોધને કર્ણની સાથે કુરુક્ષેત્રમાં બધે ફરીને સપાટ પ્રદેશમાં છાવણી નાખવા જમીનની માપણી કરી;[૩૫] અને મનોહર, રસાળ તથા પુષ્કળ ઘાસ અને લાકડાં મળે એવા પ્રદેશમાં છાવણી નાખી. દુર્યોધનની તે છાવણી, જેવું હસ્તિનાપુર શોભે, તેવી શોભવા લાગી.[૩૬]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સૈન્યનિર્યાણ પર્વમાં " ભીષ્મસૈનાપત્ય ' એ વિષયનો અધ્યાય ૧૫૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૫૭ મો

### બલરામ તીર્થયાત્રા કરવા ગયા.

॥ जनमेजय उवाच ॥

**आपगेयं महात्मानं भीष्मं शस्त्रभृतांवरम् ।**
**पितामहं भारतानां ध्वजं सर्वमहीक्षिताम्॥१॥**

જનમેજયે પૂછ્યું:–ગંગાના પુત્ર, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, ભરતવંશીઓના પિતામહ, સર્વ રાજાઓમાં ધ્વજરૂપ, બુદ્ધિમાં બૃહસ્પતિસમાન, ક્ષમામાં પૃથ્વીસમાન, ગંભીરતામાં સમુદ્રસમાન, સ્થિરતામાં હિમાચળસમાન, ઉદારતામાં પ્રજાપતિસમાન, તેજમાં સૂર્યસમાન અને બાણની વૃષ્ટિવડે શત્રુઓનો નાશ કરવામાં મહેંદ્રસમાન મહાત્મા ભીષ્મને રોમાંચિત કરે તેવા અતિ ભયંકર વિશાળ રણયજ્ઞમાં લાંબા કાળને માટે દીક્ષિત થયેલા સાંભળીને, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ મહાબાહુ યુધિષ્ઠિર શું બોલ્યા ? ભીમસેન તથા અર્જુન શું બોલ્યા ? અને શ્રીકૃષ્ણે પણ શું કહ્યું ?[૧–૫]

વૈશંપાયને કહ્યું:–સંકટ સમયે કેમ વર્તવું એ સારી રીતે જાણનારા, મહા બુદ્ધિવાળા તથા વક્તાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે, પોતાના સર્વ ભાઇઓને તથા અવિનાશી શ્રીકૃષ્ણને પોતાની પાસે બોલાવીને તેઓને સાંત્વનપૂર્વક આ પ્રમાણે કહ્યું:–"તમે સર્વ સૈન્યમાં ફરીને તેની તપાસ રાખો અને બખ્તરો ચઢાવીને સજ્જ રહો;[૬,૭] કારણ કે તમારે પ્રથમજ ભીષ્મ પિતામહની સાથે યુદ્ધ કરવું પડશે અને એટલામાટે તમે મારી સાત અક્ષૌહિણી સેનાના નાયકોની પ્રથમ યોજના કરો."[૮]

શ્રીકૃષ્ણે કહ્યું:–"હે ભરતશ્રેષ્ઠ ! આવે સમયે તમારે જેવું કહેવું જોઇએ, તેવુંજ અર્થયુક્ત વાક્ય તમે બોલ્યા છો.[૯] હે મહાબાહુ ! એ વાત મને રુચે છે. હવે પછી જે કરવા યોગ્ય હોય તે કરો. પ્રથમ તમારી સેનાના સાત સેનાપતિની નિમણુક કરો."[૧૦]

વૈશંપાયને કહ્યું:–હે જનમેજય રાજા ! એ સાંભળીને યુધિષ્ઠિરે દ્રુપદ, વિરાટ, સાત્યકિ, પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ, પાંચાલ્ય, શિખંડી અને મગધરાજ સહદેવ, આ મહાભાગ્યશાળી તથા યુદ્ધની ઇચ્છા રાખનારા સાત વીરપુરુષોને પોતાની પાસે બોલાવીને તેઓનો વિધિપૂર્વક સેનાપતિપદપર અભિષેક કર્યો અને ધૃષ્ટદ્યુમ્નને સર્વ સેનાનો સેનાપતિ કર્યો;[૧૧–૧૩] કારણ કે ધૃષ્ટદ્યુમ્ન દ્રોણના વિનાશને માટેજ પ્રદીપ્ત અગ્નિથી ઉત્પન્ન થયો હતો, તે સર્વ મહાત્મા સેનાપતિઓના અધિપતિતરીકે નિદ્રાને જિતનારા અર્જુનની નિમણુક કરી; અને બલરામના નાનાભાઈ તથા અર્જુનના સારથિ લક્ષ્મીપતિ મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણને અર્જુનના પણ નેતાતરીકે નિમ્યા.

હે રાજા ! તે મહા વિનાશ કરનારા યુદ્ધને સમીપમાં આવી લાગેલું જોઇને નીલ વર્ણનાં રેશમી વસ્ત્ર પહેરનારા, કૈલાસના શિખર જેવા ભવ્ય, પ્રચંડ બાહુવાળા, ખેલ કરતા સિંહના જેવી ગતિવાળા અને મદવડે લાલ છેડાવાળાં તથા વાઘના જેવા બલોત્કટ અક્રૂર, ગદ, સાંબ, ઉદ્ધવ, રુકિમણીપુત્ર, આહુકના પુત્રો અને ચારુદેષ્ણ વગેરે જેના નેતા છે એવા યાદવવંશના મુખ્ય મુખ્ય વીરોએ, મરુદ્ગણોથી રક્ષાતા ઇંદ્રની પેઠે રક્ષણ કરેલા શ્રીમાન હળના આયુધવાળા બલરામે પાંડવોની છાવણીમાં પ્રવેશ કર્યો. તેમને જોતાંજ ધર્મરાજા, મહાકાંતિમાન કેશવ, ગાંડીવધારી અર્જુન, ભયંકર કર્મ કરનારો ભીમસેન અને બીજા જે કોઇ રાજાઓ ત્યાં હતા,

તે સર્વે ઉભા થયા અને તેઓએ આવેલા હલધારી બલરામનો સત્કાર કર્યો. પછી પાંડવરાજ યુધિષ્ઠિરે પોતાના હાથથી બલરામના હાથનો સ્પર્શ કર્યો[૧૪-૨૨] અને વાસુદેવ વગેરે બીજા સૌએ તેમને પ્રણામ કર્યા. શત્રુદમન બલરામે પણ વૃદ્ધ વિરાટ તથા દ્રુપદને પ્રણામ કર્યા. પછી તે યુધિષ્ઠિરની સાથે આસન ઉપર બેઠા; એટલે સર્વ રાજાઓ પણ ચોતરફ બેઠા. તે વખતે બલરામ શ્રીકૃષ્ણના તરફ જોઇને બોલ્યાઃ— "હવે આ દારુણ યુદ્ધ થશે અને તેમાં પુરુષોનો મહા ભયંકર સંહાર વળશે.હું આ કાર્યને ખરેખર દૈવે કરેલું માનું છું અને તે કોઈથી પણ ફેરવી શકાય તેવું નથી.[૨૩-૨૫]એટલામાટે હું તમને સંબંધીઓની સાથે યુદ્ધસાગરમાંથી પાર ઉતરેલા અને રોગરહિત અક્ષત શરીરવાળા પાછા જોઉં એટલીજ ઇચ્છા રાખું છું.[૨૬] આ એકઠા મળેલા પૃથ્વીના ક્ષત્રિયો ખરેખર કાળવડે પરિપક્વ થઇ ગયા છે, એટલે અહીં માંસ તથા રુધિરનો કાદવ થઇ જાય એવો ભયંકર વિનાશ થશે.[૨૭] મેં વાસુદેવને એકાંતમાં વારંવાર કહ્યું હતું કે, 'હે મધુસૂદન! તું આપણા સંબંધીઓમાં સમાનવૃત્તિથી વર્તન રાખ.[૨૮] આપણને જેવા પાંડવો તેવોજ રાજા દુર્યોધન પણ છે; માટે તું તેને પણ સહાય કર; કારણકે તે પણ સહાયને માટે વિનતિ કરવા વારંવાર આવે છે.[૨૯]હે યુધિષ્ઠિર! મેં આ પ્રમાણે કહ્યું હતું છતાં તમારે લીધે કૃષ્ણે મારૂં કહેવું કર્યું નથી. એક અર્જુનના તરફ જોઇને કૃષ્ણે પોતાનું તન—મન-ધન તમનેજ અર્પણ કરી દીધું છે.[૩૦] આ ઉપરથી અવશ્ય પાંડવોનો જય થશે,એમ હું માનું છું; અને હે ભારત! વાસુદેવનો પણ તેવોજ આગ્રહ જણાય છે.[૩૧] હું કૃષ્ણવિનાના જગતને જોવાની પણ ઇચ્છા રાખતો નથી અને તેથીજ કૃષ્ણની કર્તવ્યેચ્છાને હું અનુસરૂં છું,[૩૨] ગદાયુદ્ધમાં કુશળ ભીમ અને દુર્યોધન, એ બન્ને વીરો મારા શિષ્ય છે અને તેથી મારો તે બન્નેના ઉપર સમાન સ્નેહ છે.[૩૩] કૌરવોનો મારા દેખતાં નાશ થાય અને તે હું જોઈ રહું એ વાત અશકય છે, માટે હું તો સરસ્વતીનાં તીર્થોનું સેવન કરવા ચાલ્યો જાઉં છું."[૩૪]

આ પ્રમાણે કહીને મહાબાહુ બલરામ પાંડવોની રજા લઇને તથા વળાવવા આવેલા શ્રીકૃષ્ણને પાછા વાળી, તીર્થયાત્રા કરવા ચાલ્યાગયા.

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સૈન્યનિર્યાણ પર્વમાં "બલરામ તીર્થયાત્રાગમન" એ વિષયનો અધ્યાય ૧૫૭ મો સમાપ્ત.

# અધ્યાય ૧૫૮ મો
## રુકમીને પાછો કાઢ્યો.

॥ वैशंपायन उवाच ॥

एतस्मिन्नेव काले तु भीष्मकस्य महात्मनः।
हिरण्यरोम्णो नृपतेः साक्षादिंद्रसखस्य वै॥१॥

વૈશંપાયને કહ્યું:—એજ સમયે સાક્ષાત ઇંદ્રના મિત્ર, હિરણ્યરોમા નામથી પ્રસિદ્ધ, મહાયશસ્વી, દક્ષિણ દેશના અધિપતિ, ભોજવંશી મહાત્મા ભીષ્મકરાજાનો સર્વ દિશાઓમાં રુકમી નામથી વિખ્યાત થયેલો પુત્ર પાંડવોની પાસે આવ્યો. સત્ય સંકલ્પવાળો એ રુકમી, ગંધમાદન પર્વતપર રહેનારા મુખ્ય ગંધર્વ દ્રુમનો શિષ્ય હતો; અને તેની પાસેથી ચાર પાદવાળો સંપૂર્ણ ધનુર્વેદ શીખ્યો હતો,[૧-૩] જે મહાબાહુ રુકમીને તેજમાં ગાંડીવ તથા શાર્ઙ્ગ ધનુષના જેવું દિવ્ય લક્ષણવાળું મહેંદ્રનું વિજય નામનું ધનુષ મળ્યું હતું.[૪] સ્વર્ગમાં રહેનારા દેવોનાં આ ત્રણ ધનુષ્યોજ દિવ્ય કહેવાય છે, તેમાંનું એક વરુણનું ગાંડીવ ધનુષ, બીજું મહેંદ્રનું વિજય ધનુષ અને ત્રીજું વિષ્ણુનું તેજોમય દિવ્યશાર્ઙ્ગ ધનુષ છે.[૫] શત્રુસેનાને ભય આપનારા તે શાર્ઙ્ગધનુષને શ્રીકૃષ્ણ ધારણ કરે છે; ગાંડીવધનુષ ખાંડવવનમાં અગ્નિપાસેથી અર્જુનને મળ્યું હતું અને મહાતેજસ્વી રુકમીને દ્રુમની પાસેથી વિજય ધનુષ મળ્યું હતું. શ્રીકૃષ્ણે મુરુ દૈત્યના પાશો કાપી, બળવડે મુરુનો નાશ કરી, ભૂમિના પુત્ર નરકાસુરનો પરાજય કર્યો અને ત્યાંથી મણિમય કુંડળો, સોળ-

હજાર સ્ત્રીઓ,જાતજાતનાં રત્નો અને ઉત્તમ શાર્ઙ્ગ-ધનુષ, એ સર્વ મેળવ્યાં હતાં. રુકમી મેઘના જેવા શબ્દવાળા વિજય નામના ધનુષને મેળવી, જાણે આખાં જગતને ભય પમાડતો હોય તેમ પાંડવોની પાસે આવ્યો. પોતાના બાહુબળથી ગર્વિત થએલો જે વીર રુકમી, પૂર્વે બુદ્ધિમાન વાસુદેવે કરેલા રુક્મિણીના હરણને સહન કરી શકયો ન હતો; અને 'જનાર્દનને માર્યાવિના હું પાછો ફરીશ નહિ' આવી પ્રતિજ્ઞા કરીને, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તે, વૃદ્ધિ પામેલી ગંગાની પેઠે દૂર સુધી ફેલાયલી તથા વિચિત્ર આયુધો અને બખ્તરોવાળી મોટી ચતુરંગિણી સેના સાથે લઇને શ્રીકૃષ્ણની પાછળ દોડયો હતો, હે રાજા! તે રુકમી,યોગેશ્વર પ્રભુ શ્રીકૃષ્ણની સાથે યુદ્ધ કરવા લાગ્યો; પરંતુ હારી ગયો, એટલે શરમાઇને તે પોતાના કુંડિનનગરમાં પાછો ગયો નહિ; પણ શત્રુવીરોના હંતા રુકમીએ જે રણપ્રદેશમાં પોતાને શ્રીકૃષ્ણે હરાવ્યો હતો, ત્યાંજ ભોજકટ નામનું ઉત્તમ નગર વસાવ્યું અને પુષ્કળ હાથીઘોડાવાળા તે મોટા સૈન્યને ત્યાં રાખ્યું.[૧૫] હે રાજા! તે નગર પૃથ્વીપર ભોજકટ નામથી વિખ્યાત છે.

મહા પરાક્રમી તે ભોજરાજ રુકમી મોટા અક્ષૌહિણી સૈન્યથી વીંટાઇને તુરત પાંડવોની પાસે આવ્યો;અને બખ્તર,ધનુષ,હાથનાં મોજાં, ખડ્ગ તથા ભાથા ધારણ કરી,સૂર્યવર્ણો તેજસ્વી ધ્વજ સાથે, શ્રીકૃષ્ણનું પ્રિય કરવાની ઇચ્છાથી પાંડવોને ખબર કરી તેમની મહાસેનામાં દાખલ થયો.[૧૬–૧૮]

યુધિષ્ઠિર રાજાએ સામે જઇને તેનો સત્કાર કર્યો અને બીજા પાંડુપુત્રોએ પણ યોગ્ય રીતે સત્કાર કરીને તેની સ્તુતિ કરી.[૧૯] રુકમીએ તેઓનો સામો સત્કાર કરીને સૈનિકોની સાથે વિશ્રાંતિ લીધી. પછી તેણે વીરપુરુષોની વચ્ચે કુંતીપુત્ર અર્જુનને કહ્યું કેઃ–[૨૦] "હે પાંડુપુત્ર અર્જુન! જો તું ભયભીત થયો હોય, તો હું યુદ્ધમાં તને સહાય આપવા તૈયાર છું. હું તને એવી સહાયતા આપીશ, કે રણભૂમિ ઉપર શત્રુઓ તેને સહન કરી શકશે નહિ.[૨૧] આ લોકમાં પરાક્રમ કરવામાં મારાસમાન બીજો કોઇ પુરુષ નથી; માટે હે પાંડુપુત્ર! તું મને સંગ્રામમાં જે ભાગ યુદ્ધ કરવા આપીશ, તે ભાગનો હું નાશ કરીશ.[૨૨] વીર દ્રોણુ, કૃપ, ભીષ્મ કે કર્ણ હશે, તોપણ તેઓનો હું વધ કરીશ અથવા આ સર્વ રાજાઓ ભલે બેસી રહે, હું એકલોજ સંગ્રામમાં શત્રુઓનો નાશ કરીને તારા હાથમાં આખી પૃથ્વી આપવા તૈયાર છું."

રુકમીએ ધર્મરાજ અને કેશવની સમીપમાં તથા સર્વ રાજાઓ અને બીજા સર્વના સાંભળતાં એ પ્રમાણે કહ્યું, ત્યારે બુદ્ધિમાન અર્જુને શ્રીકૃષ્ણના તરફ અને પાંડુપુત્ર ધર્મરાજાના તરફ જોયું તથા મિત્રભાવથી હાસ્ય કરીને કહ્યું કે, હું કૌરવોના કુળમાં ઉત્પન્ન થયો છું, ખાસ કરીને પાંડુનો પુત્ર છું. દ્રોણુનો શિષ્ય કહેવાઉં છું, વાસુદેવની સહાયતાવાળો છું અને ગાંડીવધનુષ ધારણ કરૂં છું. આવી સ્થિતિવાળો હું 'ભયભીત થયો છું" એમ કેમ કહું ?[૨૩–૨૭] હે વીર! ઘોષયાત્રાને પ્રસંગે હું મહાબળવાન ગંધર્વોની સાથે લડયો હતો તે વખતે ત્યાં મારો સહાયક મિત્ર કોણ હતો ?[૨૮] તેમજ ખાંડવવનમાં મહાભયાનક દેવદાનવોનાં ટોળાં સાથે હું યુદ્ધ કરતો હતો, તે વખતે ત્યાં મારો સહાયક કોણ હતો ?[૨૯] હું નિવાતકવચોની સાથે તથા કાલકેય દાનવોની સાથે રણભૂમિમાં યુદ્ધ કરતો હતો, તે વખતે ત્યાં મારો સહાયક કોણ હતો ?[૩૦] તેમજ વિરાટ નગરમાં મેં એકલાએ અનેક કૌરવોની સાથે યુદ્ધ કર્યું હતું, ત્યાં મારો સહાયક કોણ હતો ?[૩૧] યુદ્ધમાટે રુદ્ર, ઇંદ્ર, કુબેર, યમ, વરુણુ, અગ્નિ, કૃપ, દ્રોણુ તથા શ્રીકૃષ્ણનું આરાધન કરનારો, તેજોમય, દિવ્ય તથા દઢ ગાંડીવ ધનુષને ધારણ કરનારો, અક્ષય બાણોવાળો અને દિવ્યાસ્ત્રોથી સંપન્ન મારા જેવો પુરુષ 'હું ભય પામ્યો છુ" એવું યશને હરણ કરનારૂં વચન સાક્ષાત્ ઇંદ્રની આગળ પણ કેમ બોલે ? હે નરવ્યાઘ્ર! નજ બોલે.[૩૨–૩૪] હે મહાબાહુ રાજા! હું ભય પામ્યો નથી અને મને સહાય

કની જરૂર પણ નથી; માટે તમે તમારી ઈચ્છા પ્રમાણે અને અનુકૂળતા પ્રમાણે અહીં રહો અથવા બીજે જ્યાં જવું હોય ત્યાં જાઓ."[૩૫]

હે ભરતશ્રેષ્ઠ જનમેજય! અર્જુને એ પ્રમાણે કહ્યું, એટલે રુકમી પોતાની સાગર જેવી સેના પાછી વાળીને તેવીજ રીતે પાછો દુર્યોધનની પાસે ગયો[૩૬] અને તે રાજાએ દુર્યોધનને મળીને તેવાંજ વચન કહ્યાં. તે વખતે પોતાને શૂરવીર માનનારા દુર્યોધને પણ તેની સહાયતા લેવા ના પાડી,એટલે તે ત્યાંથી પણ પાછો ગયો. હે મહારાજ! આ રીતે યુદ્ધમાંથી યાદવવંશી બલરામ અને રાજા રુકમી એ બે જણાજ દૂર થયા હતા"[૩૮] બલરામ તીર્થયાત્રા કરવા ગયા અને ભીષ્મકનો પુત્ર રુકમી પણ આવ્યો હતો તેમ પાછો ગયો. તે પછી પાંડવો ફરીથી મસલત કરવા બેઠા. હે ભરતવંશી! રાજાઓથી ભરપૂર તે ધર્મરાજાની સભા, તારાઓથી વ્યાપ્ત આકાશ જેમ ચંદ્રથી શોભે તેમ શોભવા લાગી.[૩૯,૪૦]

ઇતિ૦ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સૈન્યનિર્યાણ પર્વમાં "રુક્મિપ્રત્યાખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૫૮ મો સમાપ્ત.

## અધ્યાય ૧૫૯ મો

### ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ

॥ जनमेजय उवाच ॥

**तथा व्यूढेष्वनीकेषु कुरुक्षेत्रे द्विजर्षभ ।**
**किमकुर्वंश्च कुरवः कालेनाभिप्रचोदिताः॥१॥**

જનમેજયે પૂછયું:–હે દ્વિજશ્રેષ્ઠ! કુરુક્ષેત્રમાં સેનાઓ તે પ્રમાણે વ્યૂહરચનામાં ગોઠવાઇ ગયા પછી કાળવડે પ્રેરાયલા કૌરવોએ શું કર્યું?[૧]

વૈશંપાયને કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ મહારાજ! સેનાઓ તે પ્રમાણે વ્યૂહરચનામાં ગોઠવાઇને સજ્જ થઇ ગઇ, ત્યારે ધૃતરાષ્ટ્રે સંજયને કહ્યું કે:–[૨] "હે સંજય! તું અહીં આવ અને કૌરવપાંડવોના સૈન્યની છાવણીમાં જે કંઈ વૃત્તાંત બન્યો હોય, તેમાંથી કંઈ પણ બાકી ન રાખતા સર્વ મને કહે.[૩] હું દૈવનેજ શ્રેષ્ઠ માનું છું અને પુરુષાર્થને નિરર્થક માનું છું; કારણકે હું પરિણામે વિનાશ ઉત્પન્ન કરનારા યુદ્ધના દોષોને જાણું છું,[૪] તોપણ કપટબુદ્ધિવાળા અને દુષ્ટ દ્યૂત રમનારા પુત્રને કબજે રાખવામાં અથવા પોતાનું હિત સાધવામાં સમર્થ થતો નથી![૫] હે સૂત! મારી બુદ્ધિ અમારા કાર્યના દોષોને અવશ્ય જુએ છે; પરંતુ તે દુર્યોધનને મળતાંજ પાછી ફરી જાય છે.[૬] હે સંજય! આવી વસ્તુસ્થિતિ છે, માટે જે થવાનું હશે તે થશે. ક્ષત્રિયોએ રણમાં દેહનો ત્યાગ કરવો, એ તેઓનો માન્ય ધર્મજ છે."[૭]

સંજયે કહ્યું:–"હે મહારાજ! તમે સેનાસંબંધી જે પ્રશ્ન કર્યો, એ તમારી ઇચ્છાપ્રમાણે યોગ્ય છે; પરંતુ તમારે આ દોષ દુર્યોધનના ઉપર મૂકવો યોગ્ય નથી.[૮] હે રાજા! એનું કારણ હું કહું છું, તે તમે પૂરેપૂરું સાંભળો. જે મનુષ્ય પોતાનાં દુરાચરણને લીધે દુઃખી થાય છે, તેણે દેવોને અથવા કાળને માથે તેનો દોષ મૂકવો યોગ્ય નથી.[૯] હે મહારાજ! જે પુરુષ મનુષ્યોમાં સર્વ પ્રકારનાં નિંદિત કાર્યો કરે છે, તે નિંદિત કામો કરનારો સર્વ લોકોને હાથે નાશ પામવાયોગ્ય છે.[૧૦] હે રાજા! દ્યૂતમાં કપટથી હરાવેલા પાંડવોએ પોતાના મંત્રીઓની સાથે તમારા તરફ જોઇનેજ આજસુધી અનેક તિરસ્કારો અનુભવ્યા;[૧૧] પરંતુ તેને પરિણામે હમણાં હાથીઓ, ઘોડાઓ અને અમાપ તેજવાળા રાજાઓને નાશ પમાડનારૂં યુદ્ધ આરંભાયું. હે મહાજ્ઞાની! સર્વ લોકોને વિનાશ પમાડનારા તે મહાયુદ્ધમાં જે જે હકીકતો બની, તે સર્વ તમે સ્થિર થઇને મારા મુખથી સાંભળો અને તે સાંભળીને મનને સ્વસ્થ કરો;[૧૨,૧૩] કારણ કે શુભ અથવા અશુભ કર્મ કરવામાં પુરુષ સ્વતંત્ર નથી, પણ લાકડાના યંત્રની પેઠે તે પરાધીન થઇને શુભાશુભ કાર્યો કરે છે.[૧૪] કર્મ કરવાના સંબંધમાં ત્રણ પ્રકારના મતો જોવામાં આવે છે. કેટલાએક કહે છે કે, પ્રાણીઓ ઈ-

શ્વરની પ્રેરણાથી કર્મ કરે છે, કેટલાએક કહે છે કે, દૈવેચ્છાથી કર્મ કરે છે અને કેટલાએક કહે છે કે, પૂર્વકર્મપ્રમાણે અહીં કર્મ કરે છે-અર્થાત્ કર્મસંબંધમાં એક નિશ્ચય નથી; માટે કોઈ પણ કારણથી અનર્થમાં સપડાયલા તમે મનને સ્થિર કરીને હું કહું તે સાંભળો."[૧૫]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ સૈન્યનિર્યાણ પર્વમાં "સંજયવાકય" એ વિષયનો અધ્યાય ૧૫૯ મો સમાપ્ત.

## સૈન્યનિર્યાણ પર્વ સમાપ્ત

# ઉલૂકદૂતાગમન પર્વ

## અધ્યાય ૧૬૦ મો

### દુર્યોધને ઉલૂકદૂતની સાથે પાંડવોને સંદેશો કહાવ્યો.

॥ संजय उवाच ॥

**हिरण्वत्यां निविष्टेषु पांडवेषु महात्मसु ।**
**न्यविशंत महाराज कौरवेया यथाविधि ॥१॥**

સંજયે કહ્યુંઃ-મહાત્મા પાંડવોએ હિરણ્યવતી નદીના તીર ઉપર પડાવ નાખ્યો, ત્યારે કૌરવોએ પણ વિધિ પ્રમાણે છાવણીમાં નિવાસ કર્યો.[૧] દુર્યોધન રાજાએ ત્યાં યત્નથી સેનાની વ્યવસ્થા કરી, રાજાઓનો સત્કાર કર્યો, સૈન્યની ટુકડીઓને ઠેકઠેકાણે ગોઠવી દીધી અને યોદ્ધાઓની તથા રક્ષણ કરવા યોગ્ય વસ્તુઓના રક્ષણની વ્યવસ્થા કરી. હે ભારત ! પછી તે રાજાએ કર્ણ, દુઃશાસન અને સુબળપુત્ર શકુનિને બોલાવી તેઓની સાથે વાતચીત અને મસલત કરીને, એકાંતમાં ઉલૂકને તેડાવી તેને આ પ્રમાણે કહ્યુંઃ-" હે જુગારીના પુત્ર ઉલૂક ! તું સોમકોની સાથે રહેનારા પાંડવોની પાસે જા અને ત્યાં જઈને શ્રીકૃષ્ણના સાંભળતાંજ તેઓને મારો સંદેશો કહે કે, ઘણાં વર્ષોથી મનમાં વિચારી રાખેલું તથા લોકોને ભય ઉપજાવનારૂં આ કૌરવપાંડવોનું યુદ્ધ આવી પહોંચ્યું છે. હે કુંતીપુત્ર ભીમસેન ! વાસુદેવની સહાયતાવાળા તેં તારા નાના ભાઈઓની સાથે જે પોતાની પ્રશંસાનાં મોટાં વચનો ગર્જના કરીને ઉચ્ચાર્યાં છે, તે વચનો સંજયે કૌરવોની વચ્ચે કહ્યાં છે અને તે સફળ કરવાનો આ સમય આવી પહોંચ્યો છે;[૨-૯] માટે તેં જે પ્રતિજ્ઞાઓ કરી છે, તે સઘળી હવે સત્ય કરી દેખાડ; તેમજ કુંતીના વડીલ પુત્ર યુધિષ્ઠિરને તું મારા કહેવાથી કહેજે કે, તમે ધાર્મિક થઈને પોતાના મનને અધર્મમાં શામાટે પ્રેરો છો ? સર્વ ભાઈઓ, સોમકો તથા કેકયોની સાથે તમે ક્રૂરની પેઠે આખું જગત નાશ પામે એમ શામાટે ઇચ્છો છો ? હું ધારતો હતો કે, તમે સર્વ પ્રાણીઓને અભયદાન આપશો-અર્થાત્ રાજ્યભાગ છોડીને સંન્યાસી થઈ જશો, પણ તે ધારણા વ્યર્થ થઈ છે."[૧૨] હે ભરતશ્રેષ્ઠ ! તમારૂં ભલું થાઓ. સંભળાય છે કે, પૂર્વે દેવોએ પ્રહ્લાદનું રાજ્ય હરી લીધું, ત્યારે પ્રહ્લાદે એક શ્લોક કહ્યો હતો કેઃ-"હે દેવો ! જેમાં ધર્મચિન્હ એટલે ભસ્મ, રુદ્રાક્ષધારણ વગેરે ધર્મનાં બાહ્ય ચિહ્નો ધ્વજાની પેઠે ફરકતાં હોય અને પાપો ગુપ્ત હોય તે વ્રતને 'બૈડાલવ્રત' એટલે બિલાડાનું વ્રત કહેવામાં આવે છે.[૧૩,૧૪] હે રાજા ! આ વિષયમાં નારદે મારા પિતાને એક ઉત્તમ આખ્યાન કહ્યું હતું, તે હું તમને કહું છું.[૧૫]

હે રાજા ! એક દુષ્ટ અંતઃકરણવાળો બિલાડો કોઈ એક વખતે ગંગાના તીર ઉપર સર્વ કર્મ છોડી દઈ, બે આગલા પગ ઉંચા રાખીને ઉભો રહ્યો;[૧૬] અને પ્રાણીઓને વિશ્વાસ ઉપજાવવામાટે હિંસાદિકનો ત્યાગ કરી સર્વ પ્રાણી-

ઓને કહેવા લાગ્યો કે,હું ધર્મસેવન કરૂં છું.[૧૭] હે રાજા ! આ પ્રમાણે ઘણો સમય ગયા પછી પક્ષીઓ તેનો વિશ્વાસ કરવા લાગ્યાં અને તેઓ એકઠાં મળીને બિલાડાનાં વખાણુ પણુ કરવા લાગ્યાં.[૧૮] જ્યારે પક્ષીઓનું ભોજન કરનારા બિલાડાનું તે સર્વ પક્ષીઓ સન્માન કરવા લાગ્યાં, ત્યારે તે પોતાનું કાર્ય સિદ્ધ થયું અને તપશ્ચર્યાનું ફળ મળ્યું, એમ માનવા લાગ્યો.[૧૯] ફરી ઘણો સમય ગયા પછી જ્યાં તે બિલાડો હતો ત્યાં ઉંદરો આવ્યા અને તેઓએ તે ધાર્મિક તથા વ્રતાચરણ કરનારા બિલાડાનાં દર્શન કર્યાં.[૨૦] હે ભરતકુળવંશી રાજા ! દંભવાળા મહાકાર્યમાં જોડાયલા તે બિલાડાને જોઇને, ઉંદરોના મનમાં આવો ખરેખરો વિચાર આવ્યો કે, આપણા સર્વના ઘણા શત્રુઓ છે; માટે આ આપણો મામો થઇને, બાળક તથા વૃદ્ધોની સાથે આપણું સર્વ રીતે રક્ષણ કરે એવી આપણે યોજના કરીએ.[૨૧,૨૨] આવો વિચાર કરીને તે સર્વે બિલાડાની પાસે જઇને બોલ્યા કેઃ–' અમે તમારી કૃપાથી યથેષ્ટ આનંદથી વિહાર કરવા ઇચ્છીએ છીએ.[૨૩] તમે અમારા ખરેખર આધાર છો અને તમેજ અમારા પરમસ્નેહી છો; માટે અમે બધા એકઠા મળીને તમારે શરણે આવ્યા છીએ.[૨૪] તમે નિત્ય ધર્મપરાયણ છો તથા ધર્મનિષ્ઠ છો; માટે વજ્રધારી ઇંદ્ર જેમ દેવોનું રક્ષણ કરે છે, તેમ હે મહાબુદ્ધિવાળા ! તમે અમારૂં રક્ષણ કરો.'[૨૫] હે રાજા ! આ પ્રમાણે તે સર્વ ઉંદરોએ કહ્યું, ત્યારે ઉંદરોનો નાશ કરનારા તે બિલાડાએ સર્વ ઉંદરોને કહ્યું કેઃ–[૨૬] 'તપ કરવું અને તમારૂં રક્ષણ કરવું, એ બન્ને કામ એકી વખતે થાય તેમ નથી; તોપણ મારે તમારૂં હિત કરવામાટે તમારા વચન પ્રમાણે અવશ્ય કરવું જોઇએ;[૨૭] તેમજ તમારે પણુ નિત્ય મારા કહેવા પ્રમાણે કામ કરવું જોઇએ. હું દૃઢ નિયમવાળું તપ કરવાથી થાકી ગયો છું.[૨૮] મારામાં ચાલવાની જરા પણુ શક્તિ રહી નથી એમ મને લાગે છે; માટે હે વત્સો ! તમારે હમેશાં મને અહીંથી નદીના કિનારા ઉપર લઈ જવો. ' હે ભરતશ્રેષ્ઠ ! ઉંદરોએ ' તેમ કરીશું ' એમ કહીને બિલાડાને પોતાના વૃદ્ધ, બાળક વગેરે સર્વ ઉંદરો સોંપ્યા. પછી દુષ્ટ અંતઃકરણવાળો પાપી બિલાડો ઉંદરોનું ભક્ષણ કરવાથી પુષ્ટ, તેજદાર અને દૃઢ બાંધાનો થવા લાગ્યો.[૨૯-૩૧] ઉંદરોનો સમૂહ અત્યંત ખૂટવા લાગ્યો અને તેજ તથા બળવડે યુક્ત થયેલો બિલાડો વૃદ્ધિ પામવા લાગ્યો.[૩૨] તે જોઈ સર્વે ઉંદરો એકઠા મળીને એકબીજાને કહેવા લાગ્યા કેઃ–" આપણો મામો નિત્ય વૃદ્ધિ પામે છે અને આપણે અત્યંત ક્ષીણ થઇએ છીએ, એનું કારણ શું હશે ?"[૩૩]

હે રાજા ! તે સાંભળીને એક મહાબુદ્ધિમાન ડિંડિક નામનો ઉંદર તે ઉંદરોના ટોળાંને કહેવા લાગ્યો કેઃ–[૩૪] 'તમે બધા એકઠા થઇને નદીના કિનારા ઉપર જાઓ, ત્યારે હું મામાની સાથે પાછળથી આવીશ, એટલે મામાનું પોલ ઉઘાડું થશે.[૩૫] તે વખતે એ યુક્તિથી રાજી થયેલા સર્વ ઉંદરોએ ' ઠીક, ઠીક ' કહીને તેનો સત્કાર કર્યો અને ડિંડિકનાં અર્થયુક્ત વચન પ્રમાણે વર્તન કર્યું.[૩૬] ઉંદરોની આ યુક્તિ ન જાણવાથી બિલાડો પાછળ રહેલા ડિંડિકને ખાઈ ગયો, એટલે સર્વ ઉંદરો એકઠા થઇને ફરી વિચાર કરવા લાગ્યા.[૩૭] હે રાજા ! તે વખતે તે ઉંદરોમાં એક મહાવૃદ્ધ કોળિક નામનો ઉંદર હતો, તેણે પોતાની જ્ઞાતિવચ્ચે ખરેખરૂં કારણુ દર્શાવતાં કહ્યું કેઃ–[૩૮] ' આપણો મામો ધર્મની કામનાવાળો નથી, પણુ એણે તો કપટથી મિત્રભાવ સ્વીકાર્યો છે. જો એ ફળમૂળનુંજ ભક્ષણુ કરતો હોય તો એની વિષ્ઠામાં વાળ હોય નહિ. એના શરીરના અવયવો વૃદ્ધિ પામે છે અને આપણા મંડળની સંખ્યા ઘટતી જાય છે. વળી આજે સાત આઠ દિવસથી મામાની પાસે રહેલો ડિંડિક ઉંદર પણ જણાતો નથી.'[૩૯,૪૦] આ કહેવું સાંભળીને સર્વ ઉંદરો ત્યાંથી નાસી ગયા અને તે દુષ્ટાત્મા બિલાડો પણુ પોતાને રસ્તે પડયો.[૪૧]

તેજ રીતે હે દુષ્ટ મનવાળા! તેં પણુ બિલાડાના જેવું વ્રત ધારણ કરેલું છે; અને બિલાડો

જેમ ઉંદરોની સાથે ધર્મના ઢોંગથી વર્તતો હતો તેમ તું પણ સદા પોતાની જ્ઞાતિમાં વર્તે છે.[૪૨] તારૂં બોલવું જૂદું છે અને કરવું જૂદું જણાય છે. એ ઉપરથી તારૂં વેદાધ્યયન તથા શાંતિ લોકોને છેતરવામાટેજ છે.[૪૩] હે રાજા! તું આ અજાતશત્રુપણાનો ઢોંગ છોડી દઈ, ક્ષાત્રધર્મનો આશ્રય કરી સર્વ કાર્યો કર; કારણ કે હે નરશ્રેષ્ઠ! તું ધર્મિષ્ઠ ગણાય છે.[૪૪] હે ભરતશ્રેષ્ઠ! તું પોતાના બાહુબળથી પૃથ્વી સંપાદન કરીને પછી બ્રાહ્મણોને દાન આપ તથા પિતૃઓનો યથાયોગ્ય સત્કાર કર.[૪૫] ઘણાં વર્ષોથી તારી માતા પારકે ઘેર દુઃખી થાય છે અને રડે છે, માટે તું પોતાની માતાના હિતમાં તત્પર થઈ, રણમાં વિજય મેળવી, તેનાં આંસુ લૂછ અને તેનું ઉત્તમ સન્માન કર.[૪૬] તેં યત્નપૂર્વક અમારી પાસે પાંચ ગામની માગણી કરી; પરંતુ અમે તે આપ્યાં નહિ, એનું કારણ એટલુંજ કે અમે પાંડવોને શી રીતે ચિઢવીએ અને અમારે તેઓની સાથે સંગ્રામમાં લડવાનો પ્રસંગ કેવી રીતે આવે? એમ અમને થઈ ગયું છે.[૪૭] તારે લીધે અમે દુષ્ટ ભાવવાળા વિદુરનો ત્યાગ કર્યો હતો અને તમને લાક્ષાગૃહમાં બાળવાનો પ્રયત્ન કર્યો હતો, તે વાત યાદ કર અને પુરુષપણું ધારણ કર.[૪૮] જ્યારે કૃષ્ણ કૌરવોની સભામાં આવવા તૈયાર થયા, ત્યારે તેં તેની સાથે કહાવ્યું હતું કે, 'હે રાજા! હું સલાહ કરવા તેમજ યુદ્ધ કરવા પણ તૈયાર ઉભો છું.'[૪૯] હે રાજા! તે યુદ્ધ કરવાનોજ આ સમય આવી પહોંચ્યો છે અને હે યુધિષ્ઠિર! મેં પણ એ સમયને માટેજ આ સર્વ ખટપટ કરી છે.[૫૦] ક્ષત્રિય, યુદ્ધ કરતાં બીજા કયા લાભને શ્રેષ્ઠ માને? તું ક્ષત્રિયકુળમાં ઉત્પન્ન થયો છે અને પૃથ્વી ઉપર પ્રખ્યાત છે;[૫૧] વળી હે ભરતશ્રેષ્ઠ! તેં દ્રોણાચાર્ય તથા કૃપાચાર્યની પાસેથી અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી છે અને તું બળમાં તથા કુળમાં મારા સમાન છે, એટલુંજ નહિ પણ તેં વાસુદેવનો આશ્રય કરેલો છે, એટલે તારે પણ યુદ્ધથી ડરવા જેવું નથી.[૫૨]

હે ઉલૂક! તારે પાંડવોની સમીપમાં વાસુદેવને કહેવું કે, તમે પોતાને માટે તથા પાંડવોને માટે સજ્જ થઈને મારી સામે યુદ્ધ કરો.[૫૩] તમે કૌરવોની સભામાં માયાવડે જે રૂપ ધારણ કર્યું હતું, તેવુંજ રૂપ ફરી ધારણ કરીને, અર્જુન સાથે મારી સામે દોડી આવો.[૫૪] ઇંદ્રજાળ, માયા, કૃત્યા વગેરે સામાન્ય મનુષ્યોને ભય ઉત્પન્ન કરે છે; પરંતુ શસ્ત્રધારી પુરુષોને તો તે સંગ્રામમાં વીરશ્રી ઉત્પન્ન કરે છે.[૫૫] અમે પણ માયાવડે સ્વર્ગમાં જઇ શકીએ, આકાશમાં ઉડી શકીએ, રસાતલમાં પેસી શકીએ, ઇંદ્રના નગરમાં જઈ શકીએ.[૫૬] તેમજ અમારા શરીરમાં અનેક રૂપો પણ દેખાડી શકીએ; પરંતુ એવા ભયદર્શક પ્રકારોથી પોતાના કાર્યની સિદ્ધિ થતી નથી, તેમ બીજાને ભય પણ લાગતો નથી.[૫૭] ખરીરીતે એક વિધાતાજ પોતાની ઇચ્છાવડે પ્રાણીઓને તાબે કરે છે. વળી હે યાદવવંશી! તું બોલ્યો હતો કે, દુર્યોધનને હું તથા અર્જુન એ બેની સાથે વેર છે, તો હું સંગ્રામમાં ધૃતરાષ્ટ્રના પુત્રોને મારી પાંડવોને ઉત્તમ રાજ્ય આપીશ. આ તારૂં સર્વ કથન સંજયે મને કહ્યું છે. તે કહેનાર તું હવે સત્ય પ્રતિજ્ઞાવાળો થઇને, પાંડવોને માટે પરાક્રમ કર અને સજ્જ થઇને રણભૂમિમાં યુદ્ધ કર. અમે જોઈએ કે, તું કેવો પુરુષાર્થ દેખાડે છે! જે પુરુષ શત્રુનું સ્વરૂપ જાણી શુદ્ધ પુરુષાર્થનો આશ્રય કરીને શત્રુઓને રડાવે છે, તેનુંજ જીવન ઉત્તમ છે. હે કૃષ્ણ! જગતમાં તારો મોટો યશ અકસ્માતજ ફેલાઈ ગયો છે; પણ આજે અમે સારીરીતે જાણીશું કે, મોટાં શિંગડાંવાળા બળદો જેમ પંઢ હોય છે, તેમ દાઢી, મૂછ વગેરે પુરુષચિહ્નવાળા મનુષ્યો પણ ષંઢ–નિર્વીર્ય હોય છે. તારા જેવા સાથે તેમાં પણ ખાસ કરીને કંસના એક સેવકનીસાથે મારા જેવો રાજા કોઇ પણ રીતે રણમાં યુદ્ધ કરવા યોગ્ય નથીજ, છતાં તું સજ્જ થા, હું લડવા તૈયાર છું.

હે ઉલૂક! તું પેલા મોટા શિંગડાવાળા આખલાના જેવા, મૂર્ખ, ખાઉધરા અને વિદ્યાવિનાના ભીમસેનને વારંવાર મારો સંદેશો કહેજે કે, હે કુંતીપુત્ર! પૂર્વે તું વિરાટ નગરમાં

બલ્લવ નામનો રસોઇઓ થઇને રહ્યો હતો, તે મારૂંજ પરાક્રમ હતું. પૂર્વે તેં સભામાં પ્રતિજ્ઞા કરી હતી,તે મિથ્યા થવા દે નહિ.[૫૮-૬૬]તારામાં સામર્થ્ય હોય તો તું દુઃશાસનના રુધિરનું પાન કર. વળી હે કુંતીપુત્ર ! તું બોલે છે કે, હું સંગ્રામમાં ધૃતરાષ્ટ્રના પુત્રોને એકે તડાકેજ મારી નાખીશ, તો હવે તેનો સમય પણ આ આવી પહોંચ્યો છે. હે ભારત ! તું તો ખાવાપીવાના કામમાં આગળ કરવા જેવો છે.[૬૭,૬૮]યુદ્ધ ક્યાં? અને ભોજન ક્યાં ? તું એકવાર પુરુષાર્થ ધારણ કરીને યુદ્ધ કર, એટલે હે ભારત ! હણાયલો તું પોતાની ગદાને ભેટીને પૃથ્વીપર શયન કરીશ;[૬૯] અને હે વૃકોદર ! સભામાં તું જે બકયો હતો તે સઘળું મિથ્યા થઇ જશે.

હે ઉલૂક ! તું નકુળને મારો સંદેશો કહેજે કે, હે ભારત ! હવે તું સ્થિર થઇને યુદ્ધ કર, અમે તારો પુરુષાર્થ જોઈશું. હે ભરતવંશી નકુળ ! તું યુધિષ્ઠિરના પ્રેમ, મારાપ્રત્યેનો દ્વેષ અને દ્રૌપદીનાં અનેક કષ્ટોનું હમણાં યથાર્થ સ્મરણ કર.[૭૦,૭૧] વળી હે દૂત ! તું રાજાઓની વચ્ચે સહદેવને મારૂં વચન કહેજે કે, હે પાંડુપુત્ર ! તું પહેલાં દુઃખોનું સ્મરણ કરીને હવે રણભૂમિમાં યુદ્ધ કરવા તૈયાર થઇ જા.[૭૨] હે ઉલૂક ! તું મારા કહેવાથી વિરાટ તથા દ્રુપદને કહેજે કે, આ પ્રજા જ્યારથી ઉત્પન્ન થઈ છે, ત્યારથી મહા ગુણવાન સેવકોએ રાજાઓના ગુણો તપાસ્યા નથી અને રાજાઓએ સેવકોના ગુણો તપાસ્યા નથી; તેથીજ તમારા બન્નેના મનમાં આવ્યું કે, આ દુર્યોધન રાજા પ્રશંસનીય ગુણવાળો નથી.[૭૩,૭૪] તો હવે તમે એકઠા મળીને મારા વધને માટે,પોતાને માટે તથા પાંડવોના ભલાને માટે મારીસાથે યુદ્ધ કરવા તૈયાર થાઓ.[૭૫]

તું મારાં વચનથી પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્નને કહેજે કે, તું જે સમય આવવાની વાટ જોતો હતો, તેજ સમય આવી પહોંચ્યો છે; પણ સંગ્રામમાં દ્રોણનો ભેટો થતાં તને તારા ઉત્તમ હિતનું ભાન થશે. ભલે તું તારા સ્નેહીઓની સાથે રહીને યુદ્ધ કર અને ગુરુવધરૂપી પાપભરેલું દુષ્કર કર્મ પણ કર.[૭૭]

હે ઉલૂક ! તું મારા કહેવાથી શિખંડીને કહેજે કે, મહાબાહુવાળા અને ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ ગંગાપુત્ર ભીષ્મ તને સ્ત્રી માનીને મારશે નહિ, માટે તું સારી પેઠે નિર્ભય થઇને યુદ્ધ કર. રણમાં સાવધાન થઇને કર્મ કર. અમે તારી મર્દાઇ કેવી છે, તે જોઈશું.[૭૮,૭૯]

આ પ્રમાણે કહ્યા પછી રાજા દુર્યોધને હસીને ઉલૂકને કહ્યું કેઃ–" તું વાસુદેવના સાંભળતાં ફરી અર્જુનને કહેજે કે, કાં તો તું અમારો પરાજય કરીને આ પૃથ્વીનું રાજ્ય કર અથવા હે વીર ! તું અમારાથી પરાજય પામીને રણમાં શયન કર.[૮૧] હે પાંડુપુત્ર ! રાજ્યમાંથી હાંકી કાઢ્યા તે કષ્ટ, વનવાસનાં કષ્ટો અને દ્રૌપદીનાં કષ્ટો સંભારીને હવે તું પુરુષાર્થ ધારણ કર.[૮૨] ક્ષત્રિયાણી જે કાર્યમાટે પુત્રને જન્મ આપે છે તે સર્વ કાર્ય કરવાનો આ સમય આવી પહોંચ્યો છે; માટે હવે તું યુદ્ધમાં અંગબલ, વીર્ય, શૌર્ય, ઉત્તમ અસ્ત્રોની ચતુરાઈ તથા પુરુષાર્થ દેખાડીને તારા ક્રોધને સફળ કર. ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા, સર્વ તરફથી દુઃખીત થયેલા અને દીનતા પામેલા, લાંબા સમયસુધી પરદેશમાં ભટકતા કયા પુરુષનું હૃદય ફાટી ન જાય ?[૮૩,૮૪] કુલીન, શૂર અને પરધનમાં લોભ ન રાખનારા પુરુષનું રાજ્ય હરી લેનારો મારા જેવો, કયા પુરુષના ક્રોધને કરતો નથી ?[૮૫] તેં સભામાં જે મોટાં મોટાં વચન કહ્યાં હતાં, તે હવે તું કર્મથી કરી દેખાડ. કાર્ય કર્યાવિના માત્ર બકબકાટ કરનારાપુરુષને સત્પુરુષો નિંદ્ય જાણે છે.[૮૬] તારૂં સ્થાન તથા રાજ્ય-એ બન્ને શત્રુઓના તાબામાં છે, માટે તેનો તું પુનઃ ઉદ્ધાર કર. યુદ્ધની કામનાવાળા પુરુષને એ બેજ મેળવવાનાં હોય છે, માટે તું પુરુષાર્થ કરીને તે મેળવ.[૮૭] તું દ્યૂતથી હાર્યો હતો અને અમે દ્રૌપદીને સભામાં ખેંચી મંગાવી હતી; આટલાથીજ પુરુષપણાનું અભિમાન રાખનારા કોઈપણ મનુષ્યને ક્રોધ થવો જોઇએ.[૮૮] ઘરમાંથી-

હાંકી કાઢેલો તું બાર વર્ષપર્યંત વનમાં રહ્યો હતો અને એક વર્ષ વિરાટને ત્યાં દાસ થઈને રહ્યો હતો.[૮૯] હે પાંડુપુત્ર! તે દેશનિકાલનું દુઃખ, વનવાસ અને દ્રૌપદીનાં દુઃખને સંભારીને તું પુરુષ થા.[૯૦] વારંવાર અપ્રિય વચન બોલનારા શત્રુઓના ઉપર તું તારો ક્રોધ દેખાડ; કારણકે ક્રોધ એજ પુરુષાર્થ છે.[૯૧] હે પાર્થ! ક્રોધ,બળ, વીર્ય, જ્ઞાનયોગ અને અસ્ત્રકુશળતા, એ સઘળું એકવાર દેખાડી દે અને પુરુષ થઈને યુદ્ધ કર.[૯૨] શસ્ત્રોની આરતિ વગેરે તથા તેમાં મંત્રવડે દેવતાઓનું આવાહન વગેરે થઇ ગયું છે, કુરુક્ષેત્રની પૃથ્વી કાદવવિનાની થઈ ગઇ છે અને તારા યોદ્ધાઓ તથા ઘોડાઓ પણ હૃષ્ટપુષ્ટ બન્યા છે; માટે હવે તું સમય ન ગાળતાં કાલેજ કૃષ્ણને સાથે રાખી,યુદ્ધનો આરંભ કર.[૯૩] તું સંગ્રામમાં ભીષ્મનો સમાગમ કર્યાવિનાજ આપવડાઇ કેમ હાંકે છે? ગંધમાદન પર્વત ઉપર ચઢવાની ઈચ્છાવાળો નિર્બળ મનુષ્ય જેમ તે ચઢયાવિનાજ બોલ બોલ કરે, તેમ હે કુંતીપુત્ર! તું પણ બક બક કરે છે, માટે બડબડાટ કર્યાવિના કાર્ય કરી દેખાડી પુરુષ થા. હે પાર્થ! સંગ્રામમાં દુર્ધર્ષ કર્ણને, મહાબળવાન શલ્યને અને યુદ્ધમાં ઇંદ્રસમાન મહાબળવાન દ્રોણને જિત્યાવિના તું આ લોકમાં રાજ્ય લેવાની ઇચ્છા કેમ રાખે છે? હે પાર્થ! વેદ તથા ધનુર્વિદ્યાના આચાર્ય, વેદ તથા ધનુર્વેદ એ બન્નેમાં પારંગત, યુદ્ધમાં આગળ રહેનારા, કોઇપણ પ્રસંગમાં ન ડગનારા, સેનામાં ઘૂમનારા,ક્ષોભરહિત અને મહાકાંતિવાળા દ્રોણાચાર્યને તું જિતવાની ઇચ્છા રાખે છે, તે મિથ્યા છે, વાયુએ મેરુ પર્વતને ઉથલાવી નાખ્યો એવું અમે સાંભળ્યુંજ નથી.[૯૪-૯૮] તેં મને જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણે જો થાય તો તારે સમજવું કે, વાયુ મેરુ પર્વતને ઉડાવી જાય, સ્વર્ગ પૃથ્વીપર પડે અને કાળચક્ર ઉલટું ફરવા માંડે.[૯૯] અર્જુન હો કે બીજો કોઇ પુરુષ હો, પણ જીવવાની આકાંક્ષાવાળો કયો પુરુષ શત્રુદમન દ્રોણના સપાટામાં આવ્યા પછી પાછો ક્ષેમકુશળ ઘેર જાય?[૧૦૦] દ્રોણ તથા ભીષ્મ–એ બન્નેએ જેને મારવા ધાર્યો હોય અથવા જેને તેઓનાં દારુણ અસ્ત્રોનો સ્પર્શ થયો હોય તેવો પગવડે પૃથ્વીનો સ્પર્શ કરનારો–મનુષ્ય યુદ્ધમાંથી જીવતો કેમ છૂટે?[૧૦૧] અરે, દેવગણોથી રક્ષાતી સ્વર્ગપુરીની પેઠે અનેક રાજાઓથી રક્ષાતી, દેવસેનાના જેવા દેખાવવાળી અને અસહ્ય આ અમારી એકઠી મળેલી રાજસેનાને, કૂવામાં રહેનારા દેડકાની પેઠે તું ઓળખતો નથી શું?[૧૦૨] એ સેનામાં પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ,ઉત્તર, કાંબોજ, શક, ખશ, શાલ્વ, મત્સ્ય, કુરુમધ્ય દેશ, મ્લેચ્છ દેશ, પુલિંદ, દ્રવિડ, આંધ્ર અને કાંચ્ય દેશના રાજાઓ છે.[૧૦૩] હે અલ્પ બુદ્ધિવાળા મંદ! અપાર ગંગાના વેગની પેઠે સારી રીતે વૃદ્ધિ પામેલા અનેક જાતના યોદ્ધાઓના સમૂહની સામે અને હાથીસેનાની વચ્ચે રહેલા મારી સામે તું યુદ્ધ કરવાની ઇચ્છા કરે છે કે?[૧૦૪] હે ભરતવંશી પાર્થ! તારી પાસે રહેલા અક્ષય ભાથાઓ,અગ્નિએ આપેલો રથ અને દિવ્ય ધ્વજ–એના પ્રભાવને અમે સંગ્રામમાં જાણીશું;[૧૦૫] માટે હે અર્જુન! તું બકવાદ કર્યાવિના યુદ્ધ કર, બહુ ફડાકા શા માટે મારે છે? કાર્ય કરવાથી કાર્યની સિદ્ધિ થાય છે,માત્ર બોલબોલ કરવાથી સિદ્ધિ થતી નથી.[૧૦૬] હે ધનંજય! બોલ બોલ કરવાથી જો કાર્યસિદ્ધિ થતી હોય તો સર્વનાં કાર્યો સિદ્ધ થાય; કારણકે બકવાદ કરવામાં કોણ પાછો હઠે તેમ છે?[૧૦૭] તારા સહાયભૂત વાસુદેવને હું જાણું છું, તારા તાડ જેવડા ગાંડીવ ધનુષને હું જાણું છું અને તારા જેવો યોદ્ધા નથી તે પણ હું જાણું છું.આ સઘળું જાણીનેજ મેં તારૂં રાજ્ય હરી લીધું છે.[૧૦૮] મનુષ્ય કંઇ પર્યાયધર્મથી એટલે આ રાજપુત્ર છે માટે રાજ્યને પાત્ર છે એવા ક્રમધર્મથી સિદ્ધિ મેળવતો નથી, પણ તે શૌર્યથીજ સિદ્ધિ મેળવે છે; માત્ર એક વિધાતાજ પોતાના સંકલ્પથી અનુકૂળ ભાવોને વશ કરે છે, મનુષ્યમાં તે સામર્થ્ય નથી.[૧૦૯] તને રડતો રાખીને મેં તેર વર્ષપર્યંત તારૂં રાજ્ય ભોગવ્યું છે અને ફરી પણ તારા બંધુઓની સાથે તને

મારીને હુંજ રાજ્ય ભોગવીશ.[૧૧૦] એ દાસ! જ્યારે જુગારની શરતોમાં તને હરાવી દીધો, ત્યારે તારૂં ગાંડીવ ધનુષ ક્યાં ગયું હતું? અને હે ફાલ્ગુન! ત્યારે ભીમસેનનું બળ પણ ક્યાં ગયું હતું?[૧૧૧] તે સમયે ગદાધારી ભીમસેનથી અથવા ગાંડીવધારી અર્જુનથી જે વિપત્તિમાંથી છૂટકો કરાયો ન હતો, તે વિપત્તિમાંથી પવિત્ર ચરિત્રવાળી દ્રૌપદીએ છૂટકો કર્યો હતો–[૧૧૨] તે દ્રૌપદીએ દાસભાવમાં સપડાઇ ગયેલા તમને મુક્ત કર્યા હતા. તમે જ્યારે કોઇ હલકા મનુષ્ય જેવા થઇ ગયા અને દાસકર્મ કરવાની સ્થિતિમાં આવી પડ્યા, ત્યારે મેં તમને ષંઢતલ એટલે પોકળ તલ અર્થાત નિર્વીર્ય કહીને બોલાવ્યા હતા, તે ખરૂંજ છે; કારણકે હે કુંતીપુત્ર! વિરાટ નગરમાં તું રહ્યો હતો તે વખતે તેં માથે ચોટલો રાખ્યો હતો અને ભીમસેન વિરાટના રસોડામાં રસોઇના કામથી થાકી જતો હતો–આ તમારી દુર્બળતા! અને તે મારૂંજ પરાક્રમ હતું. ક્ષત્રિયો ક્ષત્રિયને હમેશાં એ પ્રમાણેજ શિક્ષા કરે છે. તું પંઢનો વેશ ધારણ કરીને માથે ચોટલો રાખી કન્યાને નચાવતો હતો, તે મારી શિક્ષાનુંજ ફળ સમજ.[૧૧૩-૧૧૬] હે ફાલ્ગુન! હું વાસુદેવના ભયથી અથવા તારા ભયથી રાજ્ય પાછું આપી દઇશ નહિ, માટે તું કેશવને સાથે રાખીને યુદ્ધ કર.[૧૧૭] માયા, ઇંદ્રજાળ અથવા કૃત્યા, સામાન્ય મનુષ્યને ભય ઉત્પન્ન કરે છે, પરંતુ સંગ્રામમાં શસ્ત્રધારી મનુષ્યને તો તે વધારે ઉત્તેજિત કરે છે.[૧૧૮]

અરે, હજારો વાસુદેવો અથવા સેંકડો અર્જુનો મારા જેવા સફળ બાણવાળા યોદ્ધાની આગળ આવતાંજ દશે દિશામાં નાસી જશે.[૧૧૯] ભીષ્મની સામે યુદ્ધ કરવું એટલે મસ્તકવડે પર્વતને તોડી પાડવો અથવા બે હાથવડે આ વીરમય અગાધ સેનાસમુદ્રને તરી જવો, એના જેવું દુષ્કર છે.[૧૨૦] એ સેનાસમુદ્રમાં કૃપાચાર્યરૂપી મહામત્સ્ય છે, વિવિંશતિરૂપી મહાસર્પ છે, બૃહદ્બલરૂપી મોટી ભરતી છે, ભૂરિશ્રવારૂપી તિમિંગિલ છે, ભીષ્મરૂપી અપાર વેગ છે, દ્રોણાચાર્યરૂપી બીજાને ગળી જનારા મગર છે, કર્ણ અને શલ્યરૂપી ઘુમરી અને મત્સ્ય છે, કાંબોજરૂપી વડવાગ્નિ છે, દુઃશાસનરૂપી પ્રવાહ છે, શલ તથા શલ્યરૂપી મત્સ્ય છે, સુષેણ અને ચિત્રાયુધરૂપી નાગ અને મગર છે, જયદ્રથરૂપી પર્વત છે, પુરુમિત્રરૂપી ઉંડાઇ છે, દુર્મર્ષણરૂપી જળ છે અને શકુનિરૂપી પ્રવાહ પડવાનું સ્થાન છે.[૧૨૧–૧૨૩] આ શસ્ત્રસમૂહરૂપી પ્રવાહવાળા, અખૂટ અને સર્વ તરફથી વૃદ્ધિ પામેલા સેનાસમુદ્રમાં પ્રવેશ કરતાંજ શ્રમને લીધે તારૂં ભાન નાશ પામશે અને જ્યારે એમાં તારા સર્વ બાંધવો નાશ પામશે ત્યારે તારૂં મન સંતાપ પામશે;[૨૪] અને હે પાર્થ! અપવિત્ર મનુષ્યનું મન, જેમ સ્વર્ગ મેળવવાની આશા છોડી પાછું વળે છે, તેમ તે વખતે તારૂં મન પૃથ્વીના રાજ્યની આશાથી પાછું વળશે; માટે તું હમણાંથીજ શાંત થા. તપોહીન મનુષ્ય સ્વર્ગની ઈચ્છા કરે, પરંતુ તેને જેમ સ્વર્ગ અતિ દુર્લભ હોય છે, તેમ તને રાજ્ય મળવું અતિ દુર્લભ છે."[૧૨૫]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ઉલૂકદૂતાગમન પર્વમાં "દુર્યોધનવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૬૦ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૧ મો
### ઉલૂકે દુર્યોધનનો સંદેશો પાંડવોને કહ્યો.

॥ संजय उवाच ॥

**सेनानिवेशं संप्राप्तः कैतव्यः पांडवस्य ह ।**
**समागतः पांडवेयैर्युधिष्ठिरमभाषत ॥१॥**

સંજયે કહ્યું:–દુર્યોધનનો સંદેશો લઇને કૈતવ્ય ઉલૂક પાંડવોની છાવણીમાં આવ્યો અને પાંડવોને મળીને યુધિષ્ઠિરને કહેવા લાગ્યો:–[૧] "તમે દૂતનાં વાક્યોને જાણનારા છો; માટે દુર્યોધને જે પ્રમાણે સંદેશો કહાવ્યો છે, તે પ્રમાણે હું તને કહું, તે સાંભળીને તમારે ક્રોધ કરવો યોગ્ય નથી."[૨]

યુધિષ્ઠિરે કહ્યું:–"હે ઉલૂક! તારે ડરવું નહિ. તું સંતાપરહિત થઇને ટુંકી દૃષ્ટિવાળા

લોભી દુર્યોધનનો જે સંદેશો હોય તે કહે."[3]

આ પ્રમાણે અભયવચન મેળવ્યા પછી ઉલૂક, કાંતિવાળા મહાત્મા પાંડવો, સંજયો, મત્સ્યો, યશસ્વી કૃષ્ણ, પુત્રસહિત દ્રુપદ તથા વિરાટ અને બીજા સર્વ રાજાઓની વચ્ચે દુર્યોધનનો સંદેશો કહેવા લાગ્યો.[4,5]

ઉલૂકે કહ્યુંઃ–"હે યુધિષ્ઠિર! ઉદાર મનના દુર્યોધન રાજાએ કુરુવીરોના સાંભળતાં તમને આ પ્રમાણે સંદેશો કહાવ્યો છે, તે તમે સાંભળોઃ–[6] "તું જુગારથી પરાજય પામ્યો હતો અને તારી સ્ત્રી દ્રૌપદીને સભામાં પકડી મંગાવી હતી, આટલાથીજ પુરુષપણાના અભિમાનવાળા મનુષ્યે ક્રોધ કરવો જોઇએ.[7] તને પોતાના સ્થાનમાંથી હાંકી કાઢ્યા પછી તું બાર વર્ષસુધી વનમાં રહ્યો અને એક વર્ષ વિરાટનું દાસપણું સ્વીકારીને તેને ત્યાં રહ્યો હતો.[8] હે પાંડવ! તે સમયનો ક્રોધ, રાજ્યહરણ, વનવાસ અને દ્રૌપદીનાં કષ્ટોનું સ્મરણ કરીને તું પુરુષાર્થ ધારણ કર.[9] હે પાંડુપુત્ર! અશક્ત ભીમસેને જે સોગન ખાધા હતા, તે પ્રમાણે જો તેનામાં શક્તિ હોય તો દુઃશાસનના રુધિરનું ભલે તે પાન કરે.[10] શસ્ત્રોમાં મંત્રવડે દેવતાઓનું આવાહન વગેરે થઇ ગયું છે, કુરુક્ષેત્રની ભૂમિ કાદવવિનાની થઈ ગઇ છે, માર્ગો સરખા છે અને તારા ઘોડાઓ પણ પુષ્ટ છે; માટે તું કેશવને સાથે રાખીને કાલેજ યુદ્ધ શરૂ કરી દે.[11] તું સંગ્રામમાં ભીષ્મનો સમાગમ કર્યાવિનાજ કેમ આપવડાઈ હાંકે છે? ગંધમાદન પર્વત ઉપર ચઢવાની ઇચ્છાવાળો નિર્બળ મનુષ્ય જેમ તે ચઢ્યાવિનાજ બોલ બોલ કરે છે, તેમ હે કુંતીપુત્ર! તું પણ બડબડાટ કરે છે; માટે બડબડાટ કર્યાવિનાજ કાર્ય કરીને પુરુષ થા. હે પાર્થ! દુર્જય કર્ણને, મહાબળવાન શલ્યને અને યુદ્ધમાં ઇંદ્રસમાન મહાબળવાન દ્રોણને સંગ્રામમાં જિત્યાવિના તું આ લોકમાં રાજ્ય લેવાની ઈચ્છા કેમ રાખે છે?[12-14] હે પાર્થ! વેદ તથા ધનુર્વિદ્યાના આચાર્ય, ધનુર્વેદ તથા વેદ એ બન્નેમાં પારંગત, યુદ્ધમાં આગળ રહેનારા, કોઈપણ પ્રસંગમાં ન ડગનારા, સેનામાં ઘૂમનારા, ક્ષોભરહિત અને મહાકાંતિવાળા દ્રોણાચાર્યને તું જિતવાની ઈચ્છા રાખે છે, તે મિથ્યા છે, વાયુએ મેરુ પર્વતને ઉથલાવી નાખ્યો એવું અમે કદી પણ સાંભળ્યું નથી.[15,16] તેં મને જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણે જો થાય તો તારે સમજવું કે, વાયુ મેરુ પર્વતને ઉડાવી જાય, સ્વર્ગ પૃથ્વીપર પડે અને કાળચક્ર ઉલટું ફરવા માંડે.[17] જીવવાની આકાંક્ષાવાળો હાથી રથ અથવા ઘોડો એવો કયો છે, કે જે શત્રુમર્દન દ્રોણના સપાટામાં આવ્યા પછી ક્ષેમકુશળ પાછો ઘેર જાય?[18] દ્રોણ તથા ભીષ્મ એ બન્નેએ જેને મારવા ધાર્યો હોય અથવા જેને તેઓનાં દારુણ અસ્ત્રોનો સ્પર્શ થયો હોય તેવો પગવડે પૃથ્વીનો સ્પર્શ કરનારો–મનુષ્ય યુદ્ધમાંથી જીવતો કેમ છૂટે?[19] દેવગણોથી રક્ષાતી સ્વર્ગપુરીની પેઠે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, કાંબોજ, શક, ખશ, શાલ્વ, મત્સ્ય, કુરુમધ્ય દેશ, મ્લેચ્છ દેશ, પુલિંદ, દ્રવિડ, આંધ્ર અને કાંચ્ય આ દેશના રાજાઓથી રક્ષાયેલી, દેવસેનાના જેવા દેખાવવાળી અને અસહ્ય એવી અમારી એકઠી મળેલી રાજસેનાને, કૂવામાં રહેનારા દેડકાની પેઠે તું ઓળખતો નથી શું?[20,21] હે અલ્પ બુદ્ધિવાળા મંદ! અપાર ગંગાના વેગની પેઠે સારી રીતે વૃદ્ધિ પામેલા અનેક જાતના યોદ્ધાઓના સમૂહની સામે અને હાથીસેનાની વચ્ચે રહેલા મારી સામે તું યુદ્ધ કરવાની ઈચ્છા કરે છે કે?"[22]

એ પ્રમાણે ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને કહીને, ઉલૂક મુખ ફેરવી ફરી અર્જુનને કહેવા લાગ્યોઃ–[23] 'હે અર્જુન! તું બકવાદ કર્યાવિના યુદ્ધ કર, બહુ ફડાકા શામાટે મારે છે? કાર્ય કરવાથીજ કાર્યની સિદ્ધિ થાય છે, કંઈ બોલ બોલ કરવાથી સિદ્ધિ થતી નથી.[24] હે ધનંજય! બોલ બોલ કરવાથી જો કાર્ય સિદ્ધ થતું હોય, તો સર્વનાં કાર્યો સિદ્ધ થાય; કારણ કે બકવાદ કરવામાં કોણ પાછો હઠે તેમ છે?[25] તારા સહાયભૂત વાસુદેવને હું જાણું છું, તારા તાડ જેવડા ગાંડીવ ધનુષને હું જાણું છું અને

તારા જેવો યોદ્ધો નથી તે પણ હું જાણું છું– આ સઘળું જાણીનેજ મેં તારૂં રાજ્ય હરી લીધું છે.૨૬ મનુષ્ય કંઈ પર્યાયધર્મથી અર્થાત્ આ રાજપુત્ર છે માટે રાજ્યને પાત્ર છે એવા ક્રમધર્મથી રાજ્ય મેળવતો નથી; માત્ર એક વિધાતાજ પોતાના સંકલ્પથી અનુકૂળ ભાવોને વશ કરે છે.૨૭ તને રડતો રાખીને મેં તેર વર્ષપર્યંત તારૂં રાજ્ય ભોગવ્યું છે અને ફરી પણ તારા બંધુઓની સાથે તને મારીને, હુંજ રાજ્ય ભોગવીશ.૨૮ ઓ દાસ! જ્યારે જુગારની શરતોમાં તને હરાવી દીધો, ત્યારે તારૂં ગાંડીવ ધનુષ ક્યાં ગયું હતું? અને હે ફાલ્ગુન! ત્યારે ભીમસેનનું બળ પણ ક્યાં ગયું હતું?૨૯ તે વખતે પવિત્ર ચરિત્રવાળી દ્રૌપદીવિના ગદાવાળા ભીમસેનથી અથવા ગાંડીવવાળા અર્જુનથી, તમારો છુટકો થયો ન હતો.૩૦ તે દ્રૌપદીએ દાસભાવમાં સપડાઇ ગયેલા તમને મુક્ત કર્યા હતા. તમે જ્યારે કોઈ હલકા મનુષ્ય જેવા થઇ ગયા અને દાસકર્મ કરવાની સ્થિતિમાં આવી પડ્યા, ત્યારે મેં તમને પંઢતલ એટલે નિર્વીર્ય કહીને બોલાવ્યા હતા, તે ખરૂંજ છે; કારણ કે હે કુંતીપુત્ર! વિરાટનગરમાં તું રહ્યો હતો તે વખતે તેં માથે ચોટલો રાખ્યો હતો અને ભીમસેન વિરાટના રસોડામાં રસોઈના કામથી થાકી જતો હતો! આ સઘળું મારૂંજ પરાક્રમ હતું.૩૧–૩૩ ક્ષત્રિયો ક્ષત્રિયને હમેશાં એ પ્રમાણેજ શિક્ષા કરે છે. તું પંઢનો વેષ ધારણ કરીને માથે ચોટલો રાખી, કન્યાને નચાવતો હતો, તે મારી શિક્ષાનુંજ ફળ સમજ.૩૪ હે ફાલ્ગુન! હું વાસુદેવના ભયથી અથવા તારા ભયથી રાજ્ય પાછું આપીશ નહિ; માટે તું કેશવને સાથે રાખીને યુદ્ધ કર.૩૫ માયા, ઇંદ્રજાળ અથવા કૃત્યા સામાન્ય મનુષ્યને ભય ઉત્પન્ન કરે છે, પરંતુ સંગ્રામમાં શસ્ત્રધારી મનુષ્યને તો તે વધારે ઉત્તેજિત કરે છે.૩૬ રે, હજારો વાસુદેવો અથવા સેંકડો અર્જુનો, મારા જેવા સફળ બાણવાળા યોદ્ધાની આગળ આવતાંજ દશે દિશામાં નાસી જશે.૩૭ ભીષ્મની સામે યુદ્ધ કરવું એટલે મસ્તકવડે પર્વતને તોડી પાડવો, અથવા બે હાથવડે આ વીરમય અગાધ સેનાસમુદ્રને તરી જવો, એના જેવું દુષ્કર છે.૩૮ એ સેનાસમુદ્રમાં કૃપાચાર્યરૂપી મહામત્સ્ય છે, વિવિંશતિરૂપી મહાસર્પ છે, બૃહદ્બલરૂપી મોટી ભરતી છે, ભૂરિશ્રવારૂપી તિમિંગિલ છે,૩૯ ભીષ્મરૂપી અપાર વેગ છે, દ્રોણાચાર્યરૂપી બીજાને ગળી જનાર મગર છે, કર્ણ અને શલ્યરૂપી ઘુમરી અને મત્સ્ય છે, કાંબોજરાજરૂપી વડવાગ્નિ છે,૪૦ દુઃશાસનરૂપી પ્રવાહ છે, શલ તથા શલ્યરૂપી મત્સ્ય છે, સુષેણ અને ચિત્રાયુધરૂપી નાગ અને મગર છે, જયદ્રથરૂપી પર્વત છે, પુરુમિત્રરૂપી ઉંડાઈ છે, દુર્મર્ષણરૂપી જળ છે અને શકુનિરૂપી પડવાનું સ્થાન છે.૪૧ આ શસ્ત્રસમૂહરૂપી પ્રવાહવાળા, અખૂટ અને સર્વ તરફથી વૃદ્ધિ પામેલા સેનાસમુદ્રમાં પ્રવેશ કરતાંજ શ્રમને લીધે તારૂં ભાન નષ્ટ થશે અને જ્યારે એમાં તારા સર્વ બાંધવો નાશ પામશે ત્યારે તારૂં મન સંતાપ પામશે;૪૨ તેમજ હે પાર્થ! અપવિત્ર મનુષ્યનું મન જેમ સ્વર્ગ મેળવવાની આશા છોડી પાછું વળે છે, તેમ તે વખતે તારૂં મન પૃથ્વીના રાજ્યની આશાથી પાછું વળશે: માટે તું હમણાંથીજ શાંત થા. તપહીન મનુષ્ય સ્વર્ગની ઈચ્છા કરે, પરંતુ તેને જેમ સ્વર્ગ અતિ દુર્લભ હોય છે, તેમ તને રાજ્ય મળવું અતિ દુર્લભ છે.૪૩

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ઉલૂકદૂતાગમન પર્વમાં "ઉલૂકવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૬૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૨ મો

### પાંડવોએ સામો સંદેશો કહાવ્યો.

॥ संजय उवाच ॥

उलूकस्त्वर्जुनं भूयो यथोक्तं वाक्यमब्रवीत् ॥
आशीविषमिव क्रुद्धं तुदन्वाक्यशलाकया ॥१॥

સંજયે કહ્યું:–ઉલૂકે પ્રથમથીજ ઝેરી સર્પની પેઠે ક્રોધાયમાન થયેલા અર્જુનને વાક્યરૂપી

શળીથી ટોચતાં દુર્યોધનનાં કહેલાં વચનો ફરીથી પણ કહ્યાં.[1] પાંડવો પ્રથમથીજ અત્યંત ક્રોધાયમાન થયેલા હતા, તેમાં તેઓને કૈતવ્ય ઉલૂકે વાણીરૂપ બાણથી વીંધી નાખ્યા, એટલે ઉલૂકનાં તે વચન સાંભળીને તેઓ એટલા બધા ક્રોધમાં આવી ગયા કે,[2] પોતાનાં આસનો ઉપરથી ઉભા થઇ ગયા, બાહુઓ ઠોકવા લાગ્યા અને ઝેરી સર્પની પેઠે ક્રોધપૂર્વક એકબીજાની સામે જોવા લાગ્યા. ભીમસેન સર્પની પેઠે સુસ્કારા નાખતો, મસ્તક નીચું કરીને, લાલ છેડાવાળાં નેત્રોથી શ્રીકૃષ્ણની સામે જોવા લાગ્યો.[3,4] વાયુપુત્ર ભીમને પીડિત તથા ક્રોધથી અત્યંત ઘવાયલો જોઇને, શ્રીકૃષ્ણે કંઇક હાસ્ય કરી ઉલૂકને કહ્યું કેઃ–[5] "ઓ કૈતવ્ય! તું હવે ઝટ જા. દુર્યોધનને કહે કે, તારૂં કહેવું અમે સાંભળ્યું છે અને તેનો અર્થ પણ સમજ્યા છીએ. તારૂં જે માનવું છે, તે પ્રમાણે તે ભલે થાય."[6]

હે મહારાજા! મહાબાહુ કેશવ એ પ્રમાણે કહીને ફરી મહાબુદ્ધિશાળી યુધિષ્ઠિરના તરફ જોવા લાગ્યા.[7] પુનઃ ઉલૂક, સર્વ સૃંજયો, યશસ્વી કૃષ્ણ, પુત્રસહિત દ્રુપદ તથા વિરાટની સમક્ષમાં અને સર્વ રાજાઓની વચ્ચે બોલવા લાગ્યો અને તેણે, ઝેરી સર્પની પેઠે ક્રોધ પામેલા અર્જુનને વચનરૂપી શળી ટોચતાં ટોચતાં દુર્યોધનનાં કહેલાં વચન કહી સંભળાવ્યાં તથા કૃષ્ણ વગેરે તે સર્વેને પણ દુર્યોધનનો કહેલો સંદેશો કહ્યો.[10] ઉલૂકનું તે પાપી તથા દારુણ ભાષણ સાંભળીને અર્જુન ખળભળી ગયો અને તે પોતાના લલાટને લૂછવા લાગ્યો.[11] હે મહારાજ! અર્જુનની તેવી અવસ્થા જોઇને તે વખતે તે સભા અને પાંડવોના મહારથીઓ સહન કરી શકયા નહિ.[12] હે ધૈર્યસંપન્ન રાજા! શ્રીકૃષ્ણનો અને મહાત્મા અર્જુનનો એ પ્રમાણે તિરસ્કાર થયો, તે સાંભળીને ત્યાં બેઠેલા પુરુષવ્યાઘ્રો ક્રોધવડે પ્રજ્વલિત થઇ ગયા.[13] ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, મહારથી સાત્યકિ, પાંચ કેકય ભાઇઓ, ઘટોત્કચ રાક્ષસ, દ્રૌપદીના પુત્રો, અભિમન્યુ, રાજા ધૃષ્ટકેતુ, પરાક્રમી ભીમસેન, મહારથી નકુલ તથા સહદેવ, એ સર્વે ક્રોધવડે લાલચોળ નેત્રો કરી રાતા ચંદનના અંગરાગવાળા તથા બાજુબંધ, બેરખા અને કેયૂરોથી સુશોભિત અન્યોન્યના બાહુઓ પકડીને આસનો ઉપરથી ઉછળીને ઉભા થઇ ગયા.[14–16] કુંતીપુત્ર ભીમસેન તેઓનો આકાર તથા ભાવ સમજીને ક્રોધથી પ્રજ્વલિત થતો હોય તેમ દાંતોથી દાંત દબાવી, બન્ને ગલોફાંઓ ચાટતો ચાટતો વેગથી ઉભો થઇ ગયો અને એકાએક આંખો ફાડી, દાંત કચકચાવી તથા હાથથી હાથ મસળીને ઉલૂકને કહેવા લાગ્યોઃ–" અરે મૂર્ખ! અમને અશક્તની પેઠે ઉત્તેજિત કરવામાટે તને દુર્યોધને જે વચન કહેલાં તે અમે તારા મુખથી સાંભળ્યાં છે. હવે હે મૂઢ! તને બીજે ક્યાંયે સાંભળવા ન મળે એવાં વાક્યો હું કહું છું, તે તું સાંભળ;[17–20] અને તે સર્વ ક્ષત્રિયોની વચ્ચે સૂતપુત્ર કર્ણ તથા દુરાત્મા તારા પિતા શકુનિના સાંભળતાં દુર્યોધનને કહેજે.[21] હે દુરાચારી દુર્યોધન! અમે નિત્ય અમારા મોટા ભાઈ યુધિષ્ઠિરને પ્રસન્ન રાખવાની ઇચ્છાથી તારા અપરાધો સહન કર્યા, પરંતુ તે વાતને તું બહુ માન આપતો જણાતો નથી.[22] કુળહિતની ઇચ્છાવાળા બુદ્ધિમાન ધર્મરાજાએ, સલાહસંપની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણને કૌરવોની પાસે સમાધાન કરવા મોકલ્યા હતા; પરંતુ કાળવડે પ્રેરાયલો તું ખરેખર યમલોકમાં જવાનીજ ઇચ્છાવાળો છે; માટે હવે તું અમારી સામે યુદ્ધ કરવા આવી જા અને તે યુદ્ધ અવશ્ય કાલેજ શરૂ થશે.[24] મેં પણ તારા ભાઈઓની સાથે તારો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે અને ઓ પાપી! તે તેમજ થશે, એમાં વિચાર કરવા જેવું કંઇ નથી.[25] વરુણના સ્થાનરૂપ સાગર મર્યાદાનું ઉલ્લંઘન કરે અને પર્વતો કદાચ છિન્ન ભિન્ન થઈ જાય, પરંતુ મારૂં કહેવું કદી પણ મિથ્યા થાય નહિ.[26] ઓ દુર્બુદ્ધિમાન! તને કદાચ યમ, કુબેર અથવા રુદ્ર સહાય કરશે, તોપણ પાંડવો તો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે કાર્ય કરશેજ અને હું પણ મારી ઇચ્છા પ્રમાણે દુઃશાસનના રુધિરને પીશ.[27] તે વખ-

તે કોઇપણ ક્ષત્રિય ક્રોધ કરીને મારી સામે ચઢી આવશે–અરે, ભીષ્મને આગળ કરીને ચઢી આવશે, તો તેને પણ હું યમલોકમાં પહોંચાડી દઇશ.[૨૮] ક્ષત્રિયોની સભામાં મેં જે આ વચન કહ્યાં છે, તે સત્યજ થશે અને તેને માટે હું આત્માના સોગન ખાઉં છું."[૨૯]

ભીમસેનનું કહેવું સાંભળીને અસહનતા શીલ સહદેવની આંખો ક્રોધથી લાલ થઇ ગઇ અને તે પણ પરાક્રમી ગર્વિષ્ઠ યોદ્ધાને છાજે તે રીતે સૈનિકોની સભામાં ઉલૂકને કહેવા લાગ્યો:–"ઓ પાપી ઉલૂક ! તું મારૂં કહેવું સાંભળ. તારે તારા પિતા શકુનિને મારા વચનથી કહેવું કે,[૩૧] તારી સાથે જો ધૃતરાષ્ટ્રનો સંબંધ ન થયો હોત તો અમારે કૌરવોની સાથે કદીપણ ભેદ પડત નહિ.[૩૨] તું તો લોકોના વિનાશને માટે તથા ધૃતરાષ્ટ્રકુળના નાશને માટે વેરપુરુષ ઉત્પન્ન થયો છે. પાપી કર્મવાળો તું પોતાના કુળનો પણ વિનાશક છે.[૩૩] ઓ ઉલૂક ! પાપમૂર્તિ તારો પિતા જન્મથી આરંભીને નિત્ય અમારાં અહિત કરવાની તથા ક્રૂર કર્મો કરવાનીજ ઇચ્છા રાખે છે. તે વેરસંબંધનો બીજાથી ન લાવાય તેવો છેડો હું લાવીશ, શકુનિના દેખતાં હું પ્રથમ તને મારીશ[૩૪,૩૫] અને તે પછી સર્વ ધનુર્ધારીઓના દેખતાં શકુનિને મારીશ."

ભીમસેન તથા સહદેવ એ બન્નેનાં વચન સાંભળીને અર્જુન મંદ હાસ્ય કરતો ભીમસેન પ્રત્યે બોલ્યો:–"હે ભીમસેન ! જેઓએ તારી સાથે વેર કર્યું છે, તેઓ આ જગતમાં રહેતા નથી–અર્થાત્ ઉપડી જાય છે.[૩૬,૩૭] તે મૂર્ખો ઘરમાં સુખ ભોગવતા હોય, તોપણ તેઓને મૃત્યુના પાશને તાબે થયેલાજ સમજવા. હે પુરુષોત્તમ ! તારે ઉલૂકને કઠોર વચન કહેવાં નહિ; કારણ કે ધણીના કહેવા પ્રમાણે બોલનારા દૂતોનો શો અપરાધ ?"

આ પ્રમાણે ભયંકર પરાક્રમી ભીમને કહ્યા પછી, મહાબાહુ અર્જુને ધૃષ્ટદ્યુમ્ન વગેરે વીરસંબંધીઓને કહ્યું કે:–"તમે પાપી દુર્યોધનનું કહેવું સાંભળ્યું ?[૩૮,૪૦] શ્રીકૃષ્ણની અને ખાસ કરીને મારી નિંદા સાંભળીને તમે અમારા હિતની ઇચ્છાથી ક્રોધયુક્ત થયા છો.[૪૧] તમારા પ્રયત્નથી તથા વાસુદેવના પ્રભાવથી હું પૃથ્વીના સમગ્ર ક્ષત્રિયો સામા આવે, તોપણ તેઓનો ભાર ગણતો નથી.[૪૨] તમારી સર્વની આજ્ઞાથી હું દુર્યોધનનાં વચનનો ઉત્તર ઉલૂકને આપું છું, તે દુર્યોધનને કહેશે.[૪૩] હે ઉલૂક ! દુર્યોધનને કહે કે, કાલે હું તારા બકબકાટનો ઉત્તર સેનાના મોખરા ઉપર ગાંડીવ ધનુષથી આપીશ; કારણ કે વચનથી ઉત્તર આપવો એ નપુંસકોનો માર્ગ છે."[૪૪]

આ ઉત્તર સાંભળીને સર્વ રાજાઓ અર્જુનની પ્રશંસા કરવા લાગ્યા અને શ્રેષ્ઠ રાજાઓ તે વાક્યપદ્ધતિથી વિસ્મય પામ્યા.[૪૫] ધર્મરાજાએ તે સર્વની યોગ્યતા તથા વયના પ્રમાણમાં સાંત્વના કરી. પછી દુર્યોધનને શો સંદેશો મોકલવો, એ સૂચવવાના હેતુથી અર્જુને ધર્મરાજાને કહ્યું કે:–[૪૬] "પોતાનું અપમાન કરનારો અર્થાત્ યોગ્ય સમયે તેજ ન દેખાડનારો ઉત્તમ રાજા ગણાતો નથી. હે ભરતશ્રેષ્ઠ ! ઉલૂકદ્વારા દુર્યોધનને જેમાં પ્રથમ કોમળતા હોય પણ છેવટે તેજસ્વિતા હોય તેવો ઉત્તર આપવો, એમ હું આપનો સેવાપરાયણ બંધુ આપને સૂચવું છું."

પછી ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર દુર્યોધનનાં તે વચન સાંભળીને, સર્પની પેઠે સૂસકારા નાખતા નાખતા ક્રોધથી ગલોફાં ચાટવા લાગ્યા અને લાલચોળ નેત્રોથી જનાર્દન તથા ભાઇઓના તરફ જોઇને અને પોતાનો મોટો બાહુ ઉંચો કરીને પ્રૌઢતાથી કૈતવ્ય ઉલૂકને કહેવા લાગ્યા:–[૪૭–૫૦] "હે કૈતવ્ય ઉલૂક ! હે તાત ! કૃતઘ્ની, વેરમૂર્તિ, દુર્બુદ્ધિ અને કુલમાં કલંકરૂપ દુર્યોધનની પાસે જા અને તેને કહે કે, હે પાપી ! પાંડવોમાં નિત્ય 'બિડાલવ્રત' રૂપી કપટ રહેલું છે, એમ તું ભલે કહે; પરંતુ તું કયાં શુદ્ધ ક્ષત્રિયપણું રાખે છે ? જે પુરુષ પોતાના સામર્થ્યથી પરાક્રમ કરીને યુદ્ધમાટે શત્રુઓને બોલાવે છે અને નિર્ભય થઇને બોલેલાં વાક્યને ખરૂં કરે છે, તેજ ખરો ક્ષત્રિય

છે.[૫૧,૫૨] હે કુલાધમ ! તું પાપી ક્ષત્રિયજાતિનો થઇને અમને યુદ્ધ કરવા બોલાવી, હવે માન્ય એવા ભીષ્માદિ વૃદ્ધોને તથા અમાન્ય એવા પુત્ર વગેરેને આગળ કરી યુદ્ધ કરવા ન આવ;[૫૩] પરંતુ હે કૌરવ ! તું પોતાના વીર્યનો તથા સેવકોના વીર્યનો આશ્રય કરીને પાંડવોને રણભૂમિમાં યુદ્ધ કરવા બોલાવ અને ખરો ક્ષત્રિય થા.[૫૪] જે કોઈ પારકાના વીર્યનો આશ્રય કરીને શત્રુઓને યુદ્ધ કરવા બોલાવે છે અને પોતે શત્રુને કબજે કરવા અશક્ત હોય છે, એજ નપુંસક છે.[૫૫] તું પણ કર્ણ વગેરે બીજાઓના બળથી પોતાને બહુ બળવાન માને છે, પોતાના બળથી નહિ. આવો અશક્ત છતાં તું અમારી સામે કેમ ગર્જના કરે છે ?"[૫૬]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ—" હે ઉલૂક ! તારે ફરી દુર્યોધનને મારૂં વચન કહેવું કે, તું કાલે આ વખતે સંગ્રામમાં પ્રાપ્ત થા. હે દુર્મતિ ! તું ખરો પુરુષ થઈ જા.[૫૭] ઓ મૂર્ખ ! પાંડવોએ સારથીનું કર્મ કરવામાટે વરેલા જનાર્દન આપણી સામે યુદ્ધ કરશે નહિ, એમ માનીને તું ભય પામતો નથી;[૫૮] પરંતુ હું માત્ર ક્રોધવડેજ, અગ્નિ જેમ ઘાસને બાળી મૂકે, તેમ તારા પક્ષના સર્વ રાજાઓને બાળી નાખીશ; છતાં છેવટની ઘડીસુધી એમ ન થાય એવી મારી ઇચ્છા છે.[૫૯] યુધિષ્ઠિરની આજ્ઞાથી યુદ્ધ કરતા વશ ચિત્ત વાળા મહાત્મા અર્જુનનું હું સારથિપણું કરીશ.[૬૦] તું ત્રણ લોકમાંથી ગમે ત્યાં ઉડી જઈશ અથવા ભૂતળમાં પ્રવેશ કરીશ, તોપણ તે તે ઠેકાણે સવારમાં તું તારી સામે અર્જુનના રથને જોઇશ.[૬૧] વળી તું ભીમસેનનાં વચનને મિથ્યા માને છે, પરંતુ ભીમે દુઃશાસનનું રુધિર આજેજ પીધું એમ નક્કી સમજ.[૬૨] અર્જુન, યુધિષ્ઠિર રાજા, ભીમસેન, નકુલ અને સહદેવ, એ સર્વે પ્રતિકૂળ ભાષણ કરનારા તને તુચ્છ સમજે છે."[૬૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ઉલૂકદૂતાગમન પર્વમાં "કૃષ્ણાદિનાં વાક્ય" એ વિષયનો અધ્યાય ૧૬૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૬૩ મો

## ઉલૂક દુર્યોધન પાસે આવ્યો.

॥ संजय उवाच ॥

**दुर्योधनस्य तद्वाक्यं निशम्य भरतर्षभ ।**
**नेत्राभ्यामति ताम्राभ्यां कैतव्यं समुदैक्षत॥१॥**

સંજયે કહ્યું:—હે ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર ! મહાયશસ્વી અર્જુન દુર્યોધનનાં તે વચન સાંભળીને અત્યંત લાલ નેત્રોથી ઉલૂકના તરફ જોવા લાગ્યો અને તે પછી કેશવના તરફ દૃષ્ટિ કરીને તથા વિશાળ બાહુ ઉંચો કરીને ઉલૂકને કહેવા લાગ્યો:—[૧,૨]" જે મનુષ્ય પોતાના બળનો આશ્રય કરીને શત્રુઓને યુદ્ધ કરવા બોલાવે છે અને નિર્ભય થઇ શત્રુઓની સાથે યુદ્ધ કરે છે, તેજ પુરુષ કહેવાય છે;[૩] પરંતુ જે અધમ ક્ષત્રિય પોતે અશક્ત હોવાથી પારકાના બળ ઉપર આધાર રાખીને શત્રુઓને યુદ્ધનું આહ્વાન કરે છે, તે આ લોકમાં અધમ પુરુષ છે.[૪] તું પણ પારકાના બળવડે પોતાને બળવાન માને છે અને ઓ મૂર્ખ ! પોતે કાયર હોવા છતાં બીજાઓને ધિક્કારવા ઇચ્છે છે![૫] સર્વ રાજાઓમાં વૃદ્ધ, હિતકારક બુદ્ધિવાળા, જિતેંદ્રિય અને મહાજ્ઞાની ભીષ્મને મરણની દીક્ષા આપીને તું મિથ્યા બડાઈ શા માટે મારે છે?[૬] ઓ કુલને કલંક લગાડનારા દુર્બુદ્ધિમાન! અમે તારો અભિપ્રાય સમજી ગયા છીએ કે, પાંડવો દયાને લીધે ગંગાપુત્ર ભીષ્મને મારશે નહિ;[૭] પરંતુ ઓ ધૃતરાષ્ટ્રના પુત્ર !તું જેના બળ ઉપર આધાર રાખીને બડાઇ મારે છે, તે ભીષ્મને સર્વ ધનુર્ધારીઓના દેખતાં હું પ્રથમજ મારીશ.[૮] હે કૈતવ્ય ઉલૂક ! તું જા, અને ભરતવંશીઓને એકઠા કરીને ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કહે કે, અર્જુને તને કહેવરાવ્યું છે કે, આ રાત્રિ પૂરી થતાં કાલે સવારે સંગ્રામ શરૂ થશે.[૯] ઉદાર બળવાળા અને સત્ય પ્રતિજ્ઞાવાળા ભીષ્મે રાજાઓની વચ્ચે કૌરવોને પ્રસન્ન કરતાં કહ્યું હતું કે, ' હું સંજયોની તથા શાલ્વની સેનાનો સંહાર કરીશ. એ ભાર હું પોતે લઉં છું. હે દુર્યોધન ! ' હું દ્રોણના આશ્રયવિના પણ આખા

જગતનો વધ કરીશ, માટે તારે પાંડવોથી ડરવું નહિ.' આવાં ભીષ્મનાં વચનથી તું માને છે કે, મને સંપૂર્ણ રાજ્ય મળ્યું અને પાંડવો આપત્તિમાં પડી રહ્યા;[૧૦,૧૧] અને તેથી તું ગર્વિષ્ઠ થઇને પોતાના ઉપર ઝઝુમી રહેલા અનર્થને જોતો નથી; માટે હું પ્રથમ સેનાસમૂહમાં રહેલા કુરુવૃદ્ધ ભીષ્મનેજ તારા દેખતાં મારીશ.[૧૨] સૂર્યોદય થતાંજ સેના સજ્જ કરી ધ્વજવાળા રથમાં બેઠેલા, સત્ય પ્રતિજ્ઞાવાળા અને તમારા આધારરૂપ ભીષ્મને હું તમારા દેખતાંજ બાણોવડે રથમાંથી પાડીશ, માટે તમે તેનું રક્ષણ કરજો.[૧૩] આવતી કાલે, મેં બાણુની જાળવડે ઢાંકી દીધેલા ભીષ્મ પિતામહને જોઇને, દુર્યોધન મારાં કહેલાં વચન મિથ્યા નથી એમ જાણશે.[૧૪] વળી હે દુર્યોધન! અલ્પ દૃષ્ટિવાળા, અધર્મી, નિત્ય વૈર રાખનારા તથા ક્રૂરની પેઠે પાપી બુદ્ધિના તારા ભાઈ દુઃશાસનને માટે, સભાવચ્ચે ક્રોધ પામેલા ભીમસેને જે પ્રતિજ્ઞા કરીહતી, તે પ્રતિજ્ઞાને પણ તું થોડા સમયમાંજ સત્ય થયેલી જોઇશ.[૧૫,૧૬] હે સુયોધન! તું અભિમાનનું, ગર્વનું, ક્રોધનું, કઠોર વાણીનું, નિર્દયપણાનું, બીજાના અપમાનનું, હુંજ જ્ઞાની તથા શૂરો છું એવી બુદ્ધિનું,ક્રૂરતાનું,તીક્ષ્ણતાનું,ધર્મના દ્રોહનું, અધર્મનું, અતિવાદનું, વૃદ્ધોના અપમાનનું, કર્ણાદિકમાં જયનિશ્ચયનું, સેનાની અધિકતાનું અને સમસ્ત અપરાધનું તીવ્ર ફળ થોડા સમયમાંજ જોઇશ.[૧૭-૧૯] ઓ નરાધમ! રે મૂર્ખ! વાસુદેવસહિત હું, ક્રોધ પામ્યા પછી તને જીવિતની અને રાજ્યની આશા શા આધાર ઉપર રહે છે?[૨૦] અરે, ભીષ્મ તથા દ્રોણ મરણ પામતાં અને સૂતપુત્ર કર્ણ ધરણીપર ઢળતાં તું જીવિત, રાજ્ય અને પુત્રો, એ સર્વમાં નિરાશ થઇ જઇશ.[૨૧] હે સુયોધન! તું ભાઇઓનું અને પુત્રોનું મરણ સાંભળીને જ્યારે ભીમસેનની ગદાથી હણાઇ પડીશ, ત્યારેજ તું તારાં દુષ્કૃત્યોને સંભારીશ.[૨૨] હે કૈતવ્ય! હું બીજી પ્રતિજ્ઞા કરતો નથી, પરંતુ હું સત્યજ કહું છું કે, આ સર્વ બોલેલું સત્ય થશે."[૨૩]

તે પછી યુધિષ્ઠિરે પણ કૈતવ્ય ઉલૂકને આ પ્રમાણે કહ્યું કેઃ-"હે તાત ઉલૂક! તું સુયોધનની પાસે જઇને તેને મારો સંદેશો કહેજે કે,[૨૪] તારે પોતાનાં આચરણ ઉપરથી મારાં આચરણનો ન્યાય કરવો યોગ્ય નથી.હું સત્ય તથા અસત્ય એ બન્નેના અંતરને જાણું છું.[૨૫]હું કીડીઓનું તથા કીડાઓનું પણ અનિષ્ટ ઇચ્છું નહિ, તો પછી સંબંધીઓના વધની ઇચ્છા કોઇપણ રીતે કરૂંજ કેમ?[૨૬] ઓ અતિ દુર્બુદ્ધિવાળા! મારે તારૂં પ્રાણસંકટ કયી રીતે જોવું ન પડે? એ હેતુથી તો હે તાત! પૂર્વે મેં પાંચ ગામોની માગણી કરી હતી;[૨૭] પરંતુ તારૂં અંતઃકરણ કામનાઓથી ભરેલું છે અને તું મૂર્ખ છે, તેથી બકવાદ કર્યા કરે છે તથા વાસુદેવનાં હિતકારક વચનને ગ્રહણ કરતોનથી.[૨૮] હવે વિશેષ કહેવાથી શું ફળ? બાંધવોની સાથે યુદ્ધ કર. હું કાણુમાં હે કૈતવ્ય! મારૂં અપ્રિય કરનારા કૌરવને કહેજે કે,[૨૯] તારૂં કહેવું સાંભળ્યું તેનો અર્થ સમજ્યા. તારો જે મત છે, તે પ્રમાણે તે ભલે થાય."

તે પછી ભીમસેને ફરી રાજપુત્ર ઉલૂકને કહ્યું કેઃ-[૩૦]"હે ઉલૂક! તારે મારા કહેવાથી દુર્બુદ્ધિ, પાપમૂર્તિ, શઠ, કપટી, પાપી અને દુરાચારી સુયોધનને કહેવું કે,[૩૧] હવે કાં તો હસ્તિનાપુરમાં વાસ કરવો કે, મરીને ગીધના પેટમાં વાસ કરવો, એ બેમાંથી એકજ નિર્ણય છે. ઓ નરાધમ! મેં સભામાં જે પ્રતિજ્ઞા કરી હતી,[૩૨] તે પ્રતિજ્ઞાને હું સત્ય કરીશ. હું સત્યના સોગન ખાઇને કહું છું કે સંગ્રામમાં તારા દુઃશાસનને મારીને હું તેના રુધિરનું પાન કરીશ,[૩૩] તારી સાથળો ભાંગી નાખીશ અને તારા બંધુઓને મારી નાખીશ! કારણ કે હે સુયોધન! હું ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોનો કાળ છું;[૩૪] અને અભિમન્યુ સર્વ રાજપુત્રોનો કાળ છે, એમાં સંદેહ નથી. હું વાણી કરતાં કર્મવડે સર્વને સંતોષ પમાડીશ. વળી મારૂં વચન સાંભળ.[૩૫] હે સુયોધન! હું તારા સર્વ ભાઇઓની સાથે તને મારીને ધર્મરાજના દેખતાં તારા મસ્તક ઉપર પગ મૂકીને ઉભો રહીશ."[૩૬]

હે રાજા! તે પછી નકુલે ઉલૂકને કહ્યું કે:- "હે ઉલૂક! તું કુરુવંશી ધૃતરાષ્ટ્રપુત્ર સુયોધનને કહેજે કે,[૩૭] તારાં કહેલાં સર્વ વચન યથાર્થ રીતે સાંભળ્યાં છે. હે કૌરવ્ય ! તેં મને જે પ્રમાણે ઉપદેશ કર્યો છે, તે પ્રમાણેજ હું કરીશ."[૩૮]

હે ધૃતરાષ્ટ્ર રાજા ! તે પછી સહદેવે પણ આ પ્રમાણે અર્થયુક્ત વચન કહ્યું:-"હે સુયોધન! હમણાં તારી જે માન્યતા છે,તે છેવટે નિષ્ફળ થશે, અને હમણાં તું અમારાં દુઃખને ખુશી થઇને વર્ણવે છે,પરંતુ હે મહારાજ! તારે પુત્ર,સંબંધીઓ તથા બાંધવોની સાથે શોક કરવો પડશે."[૪૦]

તે પછી વૃદ્ધ વિરાટે તથા દ્રુપદે ઉલૂકને કહ્યું કે:-" અમે સત્પુરુષના દાસ થઈએ, એવી અમારી નીત્ય બુદ્ધિ છે. અમે દાસ છીએ કે પ્રભુ છીએ અને તારો પુરુષાર્થ કેવો છે, તે અમે કાલે સવારે જોઇશું."[૪૧]

તે પછી શિખંડીએ ઉલૂકને આ પ્રમાણે કહ્યું:-"તારે નિત્ય પાપપરાયણ રાજા દુર્યોધનને કહેવું કે,[૪૨] હે રાજા ! તું સંગ્રામમાં મને દારુણ કર્મ કરતો જોજે. યુદ્ધમાં જેના પરાક્રમનો આશ્રય કરીને તું પોતાનો વિજય માને છે, તે તારા પિતામહ ભીષ્મને હું રથમાંથી ગબડાવી પાડીશ. મહાત્મા વિધાતાએ મને ભીષ્મના વધને માટેજ ઉત્પન્ન કર્યો છે, માટે હું સર્વ ધનુર્ધારીઓના દેખતાં ભીષ્મનો નાશ કરીશ."

તે પછી ધૃષ્ટદ્યુમ્ને પણ કૈતવ્ય ઉલૂકને આ પ્રમાણે કહ્યું:-[૪૩-૪૫] 'તારે રાજપુત્ર દુર્યોધનને મારૂં વચન કહેવું કે,હું સેનાગણ અને બાંધવોની સાથે દ્રોણને મારીશ; કારણકે મારે દ્રોણના વધવડે મારા પિતાના વૈરની નિવૃત્તિરૂપી મહાન કર્મ અવશ્ય કરવુંજ જોઇએ અને તેથી હું રણમાં એવું કર્મ કરીશ, કે જેવું કર્મ બીજો કોઇ પણ કરશે નહિ."[૪૬,૪૭]

છેવટે ધર્મરાજાએ ઉલૂકદ્વારા દુર્યોધનને મહાન વચન કહેવરાવ્યું કે:-"હે રાજા! હું કોઈપણ રીતે જ્ઞાતિવધની ઇચ્છા રાખતો નથી;[૪૮] પરંતુ હે દુર્બુદ્ધિવાળા! એ સર્વ સ્પષ્ટ રીતે તારા દોષને લીધેજ થાય છે. હે ઉલૂક ! હવે જો તારી ઇચ્છા હોય તો તું સત્વર ચાલ્યો જા અથવા હે તાત ! અહીં રહે,અમે પણ તારા બાંધવો છીએ. તારૂં કલ્યાણ થાઓ."

હે ધૃતરાષ્ટ્ર રાજા ! પછી ઉલૂક ધર્મપુત્ર યુધિષ્ઠિરની આજ્ઞા લઈને, જ્યાં રાજા દુર્યોધન હતો ત્યાં ચાલ્યો ગયો. ઉલૂકે ક્રોધી દુર્યોધનને મળીને તેને અર્જુનનો સર્વ સંદેશો તેના કહેવા પ્રમાણે કહ્યો; વાસુદેવ, ભીમ તથા ધર્મરાજાનું પરાક્રમ કહી સંભળાવ્યું [૪૯-૫૨] અને નકુલ, વિરાટ, દ્રુપદ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, કેશવ તથા અર્જુનના સર્વ સંદેશાઓ તેઓના કહેવા પ્રમાણે કહ્યા.[૫૩] હે ભરતવંશી રાજા! ઉલૂકનું કહેવું સાંભળીને દુર્યોધને દુઃશાસન, કર્ણ તથા શકુનિને કહ્યું કે,[૫૪] તમે રાજાઓના સૈન્યને તથા મિત્રોનાં સૈન્યને આજ્ઞા કરો કે, કાલે સૂર્યોદય થતા પહેલાં સર્વ સેનાપતિઓ પોતપોતાનાં સૈન્યોસહિત રણભૂમિ ઉપર સજ્જ થઇને ઉભા રહે.[૫૫] તે પછી કર્ણની આજ્ઞાથી કોઇ દૂતો રથોમાં બેસીને, કોઈ ઉંટો ઉપર બેસીને, કોઇ ઘોડીઓપર બેસીને અને કોઇ મહાવેગવાળા ઉત્તમ ઘોડાઓ ઉપર બેસીને તત્કાળ આખી સેનામાં ફરી વળ્યા અને તેઓએ સર્વ રાજાઓને રાજા દુર્યોધનની આજ્ઞા સંભળાવી દીધી કે:-'કાલે સૂર્યોદય પહેલાં યુદ્ધમાટે તૈયાર થઇ જવું.'[૫૬,૫૭]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ઉલૂકદૂતાગમન પર્વમાં "ઉલૂકગમન" એ વિષયનો અધ્યાય ૧૬૩ મો સમાપ્ત.

# અધ્યાય ૧૬૪ મો

## સેનાપતિની યોજના

॥ संजय उवाच ॥

उलूकस्य वचः श्रुत्वा कुंतीपुत्रो युधिष्ठिरः ।
सेनां निर्यापयामास धृष्टद्युम्नपुरोगमाम् ॥१॥

સંજયે કહ્યું:-ઉલૂકનું કહેવું સાંભળ્યા પછી કુંતીપુત્ર યુધિષ્ઠિરે, ધૃષ્ટદ્યુમ્નની આગેવાનીહેઠળ હાથી, ઘોડા, રથ અને પાળાવાળી ચતુરંગિણી,

ભયંકર તથા પૃથ્વીના જેવી અકંપ્ય સેનાને રણભૂમિ તરફ રવાના કરી.[૧,૨] અર્જુનસહિત ભીમસેન વગેરે મહારથિઓ તે સેનાનું રક્ષણ કરતા હતા; તે દુસ્તર સેના ધૃષ્ટદ્યુમ્નને આધીન હતી અને નિશ્ચળ સમુદ્રના જેવી ગંભીર દેખાતી હતી.[૩] દ્રોણને મેળવવાની ઇચ્છાવાળો, મહાધનુર્ધારી, યુદ્ધદુર્મદ પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન આગળ રહીને તે સેનાને ઇચ્છિત સ્થાનમાં લઈ જતો હતો.[૪] તેણે પોતાના રથીઓનાં બલાબલનો તથા યુદ્ધોત્સાહનો વિચાર કરીને તેઓની દ્વંદ્વયુદ્ધમાં યોજના કરતાં કહ્યું કેઃ–'અર્જુન કર્ણની સામે, ભીમ દુર્યોધનની સામે,[૫] ધૃષ્ટકેતુ શલ્યની સામે, ઉત્તમૌજા કૃપાચાર્યની સામે, નકુલ અશ્વત્થામાની સામે, શૈબ્ય કૃતવર્માની સામે,[૬] યાદવવંશી યુયુધાન જયદ્રથની સામે, શિખંડી ભીષ્મની સામે,[૭] સહદેવ શકુનિની સામે, ચેકિતાન શલની સામે, દ્રૌપદીના પાંચ પુત્રો ત્રિગર્ત રાજાઓની સામે[૮] અને સુભદ્રાનો પુત્ર અભિમન્યુ વૃષસેન તથા બીજા રાજાઓની સામે યુદ્ધ કરે; કારણ કે ધૃષ્ટદ્યુમ્ન રણમાં અર્જુન કરતાં પણ અભિમન્યુને સમર્થ માનતો હતો.[૯] અગ્નિની જ્વાળા જેવા વર્ણવાળા મહાધનુર્ધારી ધૃષ્ટદ્યુમ્ને એ પ્રમાણે તે યોદ્ધાઓની જૂદી જૂદી તથા સાથે નિમણુક કર્યા પછી પોતાને ભાગે દ્રોણને રાખ્યા.[૧૦] આ રીતે યુદ્ધ કરવામાં તત્પર મનવાળા, સેનાપતિઓના સ્વામી, મહાધનુર્ધારી બુદ્ધિમાન ધૃષ્ટદ્યુમ્ને વિધિપ્રમાણે પાંડવોની સેનાને વિભાગ પ્રમાણે વ્યૂહમાં ગોઠવી દીધી અને પોતે પણ પાંડવોના વિજયમાટે સજ્જ થઇને રણના મોખરામાં ઉભો રહ્યો.[૧૧,૧૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ ઉલૂકદૂતાગમન પર્વમાં "સેનાપતિનિયોગ" એ વિષયનો અધ્યાય ૧૬૪ મો સમાપ્ત.

ઉલૂકદૂતાગમન પર્વ સમાપ્ત.×

# रथातिरथसंख्यान पर्व

## અધ્યાય ૧૬૫ મો

### ભીષ્મે દુર્યોધનને ધીરજ આપી.

॥ धृतराष्ट्र उवाच ॥

**प्रतिज्ञाते फाल्गुनेन वधे भीष्मस्य संयुगे।**
**किमकुर्वत मे मंदाः पुत्रा दुर्योधनादयः॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યુંઃ–અર્જુને સંગ્રામમાં ભીષ્મને મારવાની પ્રતિજ્ઞા કરી, ત્યારપછી મારા દુર્યોધનાદિક મૂર્ખ પુત્રોએ શું કર્યું?[૧] હું તો વાસુદેવની સહાયતાવાળા દૃઢ ધનુષધારી અર્જુને, સંગ્રામમાં પિતા ભીષ્મને મારી નાખ્યા હોય એમજ જોઉં છું.[૨] અમાપ બુદ્ધિવાળા, મહાધનુર્ધારી અને યોદ્ધાઓમાં મુખ્ય ભીષ્મે પણ અર્જુનનું તે ભાષણ સાંભળીને શું કહ્યું?[૩] મહાબુદ્ધિમાન તથા મહાપરાક્રમવાળા કૌરવોના ધુરંધર ભીષ્મે સેનાપતિપણું ગ્રહણ કર્યા પછી શું કર્યું? એ સર્વ મને કહે.[૪]

વૈશંપાયને કહ્યુંઃ–તે પછી કૌરવોમાં વૃદ્ધ અને અમાપ તેજવાળા ભીષ્મે દુર્યોધનને જે પ્રમાણે કહ્યું, તે સઘળું સંજયે ધૃતરાષ્ટ્રને નિવેદન કર્યું.[૫]

સંજયે કહ્યુંઃ–હે ધૃતરાષ્ટ્ર રાજા! શાંતનુના પુત્ર ભીષ્મ, સેનાપતિપણું પ્રાપ્ત કર્યા પછી દુર્યોધનને હર્ષ પમાડતા હોય તેમ આ પ્રમાણે વચન કહેવા લાગ્યાઃ–[૬] "હું હાથમાં શક્તિ ધારણ કરના-

× **निंदंत्यसंतोऽपिसतो बैडालव्रतिका इति । युधिष्ठिरमिवोलूक इत्यूचे बादरायण: ॥** ઉલૂકે યુધિષ્ઠિરની નિંદા કરી તેમ દુર્જનો પણ સજ્જનોને બિડાલ વ્રતવાળા કહીને નિંદે છે, તે વ્યાસે આ પર્વમાં કહ્યું છે.

રા, અને દેવના સેનાપતિ, કુમાર કાર્તિકસ્વામીને નમસ્કાર કરીને, આજે તારો સેનાપતિ થઇશ, એમાં સંદેહ નથી.[૭] હું સેનાસંબંધી કામમાં તથા અનેક પ્રકારની વ્યૂહરચનાને જાણું છું, તેમજ પગારદાર અને પગારવિનાના લોકો પાસે કામ કેમ કરાવવું તે પણ હું જાણું છું.[૮] હે મહારાજ! શત્રુ ઉપર ચઢાઇ કરવામાં, યુદ્ધ કરવામાં અને શત્રુનાં અસ્ત્રોને પાછાં પાડવામાં જેમ બૃહસ્પતિ કુશળ છે, તેમ હું સારી પેઠે કુશળ છું.[૯] વળી હું દૈવી, ગાંધર્વી તથા માનુષી વ્યૂહરચનામાં કુશળ છું. તે વ્યૂહોની ગોઠવણીથી હું પાંડવોને મોહિત કરીશ. તું તારો સંતાપ દૂર કર.[૧૦] હું તારી સેનાનું રક્ષણ કરીશ અને નિષ્કપટપણે વિધિપ્રમાણે યુદ્ધ કરીશ, માટે હે રાજા! તું તારા મનનો સંતાપ છોડી દે.'[૧૧]

દુર્યોધને કહ્યુંઃ–"હે ગંગાપુત્ર ભીષ્મ! હે મહાબાહુ! મને સમસ્ત દેવોનો તથા અસુરોનો પણ ડર લાગતો નથી. આ હું તમને સત્ય કહું છું.[૧૨] જ્યારે હું એકલો કોઇથી ડરતો નથી,ત્યારે જ્યાં દુર્જય એવા તમે સેનાપતિ થયા છો અને પુરુષવ્યાઘ્ર દ્રોણ યુદ્ધને અભિનંદન આપનારા સારથિ છે, ત્યાં મને ભય કયાંથી હોય?[૧૩] હે કુરુશ્રેષ્ઠ! તમે બે મહાપુરુષો મારો વિજય થાય એટલામાટે ઉભા છો, તો મારે દેવનું રાજ્ય લેવું હોય તો તે પણ ખરેખર દુર્લભ નથીજ.[૧૪] હે કુરુવંશી ભીષ્મ! હું આપણા તથા શત્રુઓના રથીઓની તથા અતિરથીઓની સંપૂર્ણ સંખ્યા જાણવાની ઇચ્છા રાખું છું.[૧૫] આપ પિતામહ આપણા તથા શત્રુઓના યોદ્ધાઓની યોગ્યતા જાણવામાં કુશળ છો, માટે હું આ સર્વ રાજાઓની સાથે તે સાંભળવાની ઇચ્છા રાખું છું."[૧૬]

ભીષ્મે કહ્યુંઃ–"હે ગાંધારીપુત્ર રાજેંદ્ર! તું પ્રથમ આપણી સેનામાં રથીઓ અને અતિરથીઓ કેટલા છે, તેની સંખ્યા સાંભળ.[૧૭]તારી આ સેનામાં હજારો, લાખો અને અબજો રથીઓ છે,તેઓમાંના મુખ્ય મુખ્યને તું સાંભળ.[૧૮] તારા દુઃશાસન વગેરે સો સહોદર ભાઈઓ તથા તું ઉત્તમ રથી છો.[૧૯] તમે સર્વ શસ્ત્ર નિપુણ છો,શત્રુનાં શસ્ત્રોને છેદવા–ભેદવામાં કુ છો, રથની બેસણી ઉપર તથા હાથીની પ ઉપર બેસીને યુદ્ધ કરવામાં અને ગદા, ભા ઢાલ તથા તરવારના યુદ્ધમાં પ્રવીણ છો.[૨૦] તમે પ્રહાર કરવામાં, અસ્ત્રવિદ્યામાં, કાય ભાર વહેવામાં અને સારથિના કર્મમાં કુશળ તથા શસ્ત્રાસ્ત્રવિદ્યામાં દ્રોણના અને શાર કૃપાચાર્યના શિષ્ય છો.[૨૧] પાંડવોની સાથે કરનારા તમે ધૃતરાષ્ટ્રના મનસ્વી પુત્રો, સંગ્ર માં યુદ્ધદુર્મદ પાંચાલોનો નાશ કરશો; તેમજ હે ભરતશ્રેષ્ઠ! તારી સર્વ સેનાનો અ પતિ હું પણ પાંડવોને ન ગણકારતાં તારા શ ઓનો સંહાર વાળીશ.[૨૩] મારે પોતે પોત ગુણોનું વર્ણન કરવું યોગ્ય નથી; તું મને એ ખેજ છે. ભોજવંશી શસ્ત્રધારીઓમાં કૃતવર્મા અતિરથી છે. શસ્ત્રવેત્તાઓથી પરા ન પામે તેવો, દૂરસૂધી વીંધનારો અને દૃઢ યુધવાળો એ કૃતવર્મા, મહેંદ્ર જેમ દ વોનો નાશ કરે તેમ પાંડવોની સેનાનો ન કરશે અને સંગ્રામમાં અવશ્ય તારા અ સિદ્ધ કરશે. મહાધનુર્ધારી મદ્રરાજ શલ્ હું અતિરથી માનું છું.[૨૪–૨૬] જે પ્રત્યેક દ્ધમાં નિત્ય વાસુદેવની સ્પર્ધા કરે છે, તે અ રથી શલ્ય પોતાના ભાણેજોનો ત્યાગ કરીને ત પક્ષમાં આવ્યો છે. એ શલ્ય સંગ્રામમાં સ દ્રના તરંગોસમાન બાણોવડે શત્રુઓને ડૂબ દેતો હોય, તેમ મહારથી પાંડવોની સામે ર કરશે. સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, કે જે અ વિદ્યામાં કુશળ છે, તારો હિતકારી સ્નેહી મહાધનુર્ધારી છે અને અતિરથી છે, તે શ ઓની સેનાનો ભારે સંહાર વાળશે.[૨૭–૨૯] મહારાજ! સિંધુરાજ જયદ્રથને હું દ્વિ માનું છું. હે રાજા! એ પરાક્રમી રથીશ્રેષ્ઠ ગ્રામમાં યુદ્ધ કરશે;[૩૦] કારણકે એણે દ્રૌપદ હરણ કર્યું તે વખતે પાંડવોએ એને બહુ દુ દીધું હતું, તેથી હે રાજા! તે કષ્ટનું સ્મરણ રીને એ શત્રુવીરહંતા અવશ્ય યુદ્ધ કરશે.

હે રાજા! જયદ્રથે પાંડવોથી પરાજય પામ્યા પછી દારુણ તપ કરીને, રણમાં પાંડવોની સાથે યુદ્ધ કરવામાટે અતિ દુર્લભ વર મેળવ્યો છે. હે તાત! રથીઓમાં વ્યાઘ્ર જેવો એ જયદ્રથ તે વૈર સંભારીને,પોતાના દુસ્ત્યજ પ્રાણોની પણ દરકાર ન રાખી રણમાં પાંડવોની સાથે યુદ્ધ કરશે."[૩૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથ સંખ્યાન પર્વમાં અધ્યાય ૧૬૫ મો સમાપ્ત.

# અધ્યાય ૧૬૬ મો

## રથી–અતિરથીની ગણના

॥ भीष्म उवाच ॥

**सुदक्षिणस्तु कांबोजो रथ एकगुणो मतः ।**
**तवार्थसिद्धिमाकांक्षन्योत्स्यते समरे परैः ॥१॥**

ભીષ્મે કહ્યું:–કાંબોજરાજ સુદક્ષિણ એકગણો રથી મનાય છે. તે તારા અર્થની સિદ્ધિની ઇચ્છાથી સંગ્રામમાં શત્રુઓની સાથે યુદ્ધ કરશે.[૧] હે મહારાજ! રથીઓમાં સિંહસમાન એ રાજા તારેમાટે ઇંદ્રના જેવું પરાક્રમ કરશે, તેને સંગ્રામમાં કૌરવો જોશે.[૨] હે મહારાજ! તીવ્ર વેગથી પ્રહાર કરનારા એ રાજાના રથસમૂહમાં રહેલા કાંબોજ યોદ્ધાઓ, તીડનાં ટોળાંની પેઠે શત્રુઓ ઉપર તૂટી પડે છે.[૩] કાળા બખ્તરને ધારણ કરનારો માહિષ્મતીવાસી નીલ રાજા રથી છે. તે રથોના સમૂહની સાથે તારા શત્રુઓનો સંહાર વાળશે.[૪] હે આર્ય! એ નીલ રાજાને પૂર્વે સહદેવની સાથે વૈર થયેલું છે, તેથી હે કુરુનંદન રાજા! એ તારેમાટે સતત યુદ્ધ કરશે.[૫] અવંતીના રાજા વિંદ તથા અનુવિંદ રથીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. હે તાત! એ બન્ને સંગ્રામમાં કુશળ દૃઢ વીર્યવાળા તથા પરાક્રમી છે.[૬] એ પુરુષવ્યાઘ્રો હાથથી છૂટેલાં ગદા, ભાલા, તરવાર નારાચ તથા તોમરોવડે શત્રુસેનાને બાળી નાખશે.[૭] યુદ્ધની કામનાવાળા એ બન્ને, હાથીના ટોળામાં ક્રીડા કરતા ગજેંદ્રોના જેવા સંગ્રામમાં જણાય છે અને હે મહારાજ! તેઓ કાળની પેઠે સૈન્યમાં ઘૂમે છે.[૮] ત્રિતર્ગદેશના અધિપતિ પાંચ બંધુઓને હું ઉત્તમ રથીઓ માનું છું. તેઓએ(ગાયોના હરણ વખતે)વિરાટનગરમાં પાંડવોની સાથે વૈર કર્યું છે;[૯] તેથી હે રાજેંદ્ર! મગરો જેમ ઉછળતા તરંગવાળી ગંગાને ડહોળી નાખે, તેમ સંગ્રામમાં પાંડવોની ફરકતી ધ્વજાવાળી સેનાને ડહોળી નાખશે.[૧૦] હે રાજેંદ્ર! જેઓમાં સત્યરથ મુખ્ય છે,એવા એ પાંચે રથીઓ છે. હે ભારતરાજ! પૂર્વે પાંડુપુત્ર, ભીમાના નાના ભાઇ શ્વેતાશ્વ અર્જુને દિગ્વિજય કરતી વખતે તેમનો અપકાર કર્યો હતો, તે યાદ કરીને તેઓ સંગ્રામમાં યુદ્ધ કરશે[૧૧,૧૨] અને પાંડવોના મુખ્ય મુખ્ય મહાધનુર્ધારી ધુરંધર ક્ષત્રિયોની સામે જઈ તેઓને મારશે.[૧૩] તારો પુત્ર લક્ષ્મણ તથા દુઃશાસનનો પુત્ર, એ બન્ને રાજપુત્રો પુરુષોમાં વ્યાઘ્રસમાન છે, સંગ્રામમાં પાછી પાની ન કરે તેવા છે, તરુણ છે, સુકુમાર છે, વેગવાળા છે, યુદ્ધના વિશેષ ભેદોને જાણનારા છે અને સર્વ રીતે નેતાપણાને લાયક છે.[૧૪,૧૫] હે કુરુવ્યાઘ્ર! એ બન્ને ઉત્તમ રથીઓને હું રથીઓ માનું છું. ક્ષાત્રધર્મમાં પ્રીતિવાળા એ બન્ને વીરો મહાન કર્મ કરશે.[૧૬] હે મહારાજ! દંડધાર રાજા એકરથી છે. એ રાજા પોતાના સૈન્યથી સુરક્ષિત થઇને તારેમાટે સંગ્રામમાં યુદ્ધ કરશે;[૧૭] તેમજ હે તાત! કોસલ દેશના રાજા મહાવેગ તથા પરાક્રમવાળા રથીશ્રેષ્ઠ બૃહદ્બલને હું રથી માનું છું.[૧૮] ઉગ્ર આયુધવાળો, મહાધનુર્ધારી અને ધૃતરાષ્ટ્રપુત્રોના હિતમાં તત્પર એ રાજા સંગ્રામમાં પોતાના બંધુઓને આનંદ આપતો આપતો યુદ્ધ કરશે.[૧૯] હે રાજા! શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય અતિરથી છે. તેઓ પોતાના પ્રિય પ્રાણની પણ દરકાર રાખ્યાવિના તારા શત્રુઓને બાળી મૂકશે.[૨૦] ગૌતમકુળવંશી મહર્ષિ શરદ્વાન આચાર્યથી કાસડાના મૂહમાં ઉત્પન્ન થયેલા એ કૃપાચાર્ય કાર્તિક સ્વામીના જેવા અજિત છે.[૨૧] હે તાત! એ કૃપાચાર્ય જાતજાતના આયુધો તથા ધનુષોવાળી પુષ્કળ

સેનાઓને અગ્નિની પેઠે બાળતા બાળતા રણભૂમિમાં ઘૂમશે.[૨૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથસંખ્યાન પર્વમાં અધ્યાય ૧૬૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૬૭ મો

### રથી-અતિરથીની ગણના ( ચાલુ )

॥ भीष्म उवाच ॥

**शकुनिर्मातुलस्तेऽसौ रथ एको नराधिप ।**
**प्रयुज्य पांडवैर्वैरं योत्स्यते नात्र संशयः॥१॥**

ભીષ્મે કહ્યું:-હે રાજા ! તારો મામો શકુનિ એક રથી છે. એ પાંડવોની સાથે વૈરભાવ રાખીને યુદ્ધ કરશે એમાં સંદેહ નથી. સંગ્રામમાં સામે જઇને યુદ્ધ કરનારા એ શકુનિની સેના અસહ્ય જાતજાતનાં આયુધોથી સંપન્ન તથા વેગમાં વાયુના જેવી છે.[૧,૨] દ્રોણનો પુત્ર અશ્વત્થામા મહાધનુર્ધારી, રણમાં વિચિત્ર યુદ્ધ કરનારો, દૃઢ અસ્ત્રવાળો અને સર્વ ધનુર્ધારીઓથી શ્રેષ્ઠ મહારથી છે.[૩] હે મહારાજ ! ગાંડીવધન્વા અર્જુનની પેઠે એનાં બાણો પણ ધનુષથી છૂટીને એકબીજાની સાથે વળગતાં જાય છે-અર્થાત્ વચ્ચે અંતર પડતું નથી.[૪] એ રથીશ્રેષ્ઠ વીરનાં પરાક્રમની મારાથી ગણના થઈ શકે તેમ નથી; કારણ કે એ મહારથી જો ઇચ્છા કરે તો ત્રણ લોકને પણ બાળી નાખે તેવો છે.[૫] આશ્રમવાસી ઋષિઓનાં તપ, તેજ તથા ક્રોધથી એ સંપન્ન છે અને એ ઉદાર બુદ્ધિવાળાને દિવ્ય અસ્ત્રો આપીને દ્રોણે એના ઉપર અનુગ્રહ કર્યો છે;[૬] તોપણ હે ભરતશ્રેષ્ઠ ! એનામાં એક મોટો દોષ છે, જેને લીધે હું એ રાજમાન્ય વિપ્રને રથી પણ માનતો નથી, તેમ અતિરથી પણ માનતો નથી.[૭] તે દોષ એ છે કે, આયુષ્યની ઈચ્છાવાળા એ બ્રાહ્મણને હમેશાં જીવિત બહુ વહાલું છે; નહિ તો એના જેવો યોદ્ધો બન્ને પક્ષની સેનામાં કોઈ પણ નથી.[૮] દૃઢ દેહવાળો એ પોતાના એકલા રથવડેજ દેવોની સેનાનો પણ નાશ કરે અને હથેળીના શબ્દવડે પર્વતોને પણ ફોડી નાખે તેવો છે.[૯] એ અસંખ્ય ગુણવાળો, શત્રુઓને હણનારો તથા દારુણ કાંતિવાળો વીર, અસહ્ય દંડધારી યમની પેઠે શત્રુસેનામાં ઘૂમશે.[૧૦] સિંહના જેવી ડોકીવાળો, મહાકાંતિવાળો તથા ક્રોધવડે પ્રલયના અગ્નિ જેવો એ અશ્વત્થામા ભારતયુદ્ધમાં બાકી રહી ગયેલાઓનો સંહાર વાળશે.[૧૧]

આ અશ્વત્થામાના મહાતેજસ્વી પિતા દ્રોણાચાર્ય વૃદ્ધ છે, છતાં યુવાનો કરતાં શ્રેષ્ઠ છે. તે રણમાં મહાપરાક્રમ કરશે, એમાં મને સંશય નથી.[૧૨] અસ્ત્રવેગરૂપી વાયુથી પ્રકટેલો અને સેનારૂપી ઘાસ તથા લાકડાંથી ભભુકી ઉઠેલો એ દ્રોણરૂપી અગ્નિ રણમાં પાંડવોનાં સૈન્યોને બાળીને ભસ્મ કરી નાખશે.[૧૩] આ અતિરથીઓના પણ અતિરથી ભારદ્વાજપુત્ર દ્રોણ રણમાં તારા હિતને માટે તીવ્ર કર્મ કરશે. આ વૃદ્ધ દ્રોણાચાર્ય મૂર્ધાભિષિક્ત સર્વ રાજાઓના ગુરુ છે. એ સંજયોનો નાશ કરશે, પરંતુ એમને અર્જુન વહાલો છે.[૧૪,૧૫] મહાધનુર્ધારી દ્રોણાચાર્ય પોતાનું ઝળહળતું આચાર્યપણું અર્જુનના ગુણથી જિતાયું છે એમ સંભારીને, ઉત્તમ કર્મ કરનારા અર્જુનને કદી પણ મારશે નહિ.[૧૬] હે વીર ! દ્રોણગુરુ અર્જુનની ગુણપરંપરા જોઇને તેની પ્રશંસા કરે છે અને તેને પોતાના પુત્ર અશ્વત્થામા કરતાં પણ અધિક માને છે.[૧૭] એ પ્રતાપી દ્રોણાચાર્ય પોતે એકલા એક રથમાં બેસીને, રણમાં એકઠા મળીને આવેલા દેવ, ગંધર્વ તથા મનુષ્યોને પણ દિવ્ય અસ્ત્રોથી હણી નાખે તેવા છે.[૧૮]

હે રાજા ! જેને તું મહારથી માને છે, તે રાજસિંહ અને શત્રુના વીર રથીઓને હણનારા પૌરવરાજને હું ઉત્તમ રથી માનું છું.[૧૯] તે પોતાના મોટા સૈન્યવડે શત્રુસેનાને તપાવી અગ્નિની ગતિ જેમ ઘાસના બીડને બાળે તેમ પાંચાલોને બાળશે.[૨૦] હે રાજા ! સત્ય કીર્તિવાળો રાજપુત્ર બૃહદ્બલ એકલરથી છે. તે તારા શત્રુની સેનામાં કાળની પેઠે ફરશે.[૨૧] હે રાજેંદ્ર! વિચિત્ર બખ્તર તથા આયુધોવાળા એના યોદ્ધાઓ તારા

શત્રુઓનો સંહાર કરતા સંગ્રામમાં ફરશે.[૨૨] કર્ણનો મહારથ વૃષસેન તારો ઉત્તમ રથી છે. બળવાનોમાં શ્રેષ્ઠ તે તારા શત્રુઓના સૈન્યને બાળી મૂકશે.[૨૩] હે રાજા ! મહાતેજસ્વી જલસંધ ઉત્તમ રથી છે. તે શત્રુવીરહંતા મધુવંશી સંગ્રામમાં પોતાના પ્રાણોનો ત્યાગ કરશે.[૨૪] હાથીની ખાંધ ઉપર બેસીને અથવા રથમાં બેસીને યુદ્ધ કરવામાં કુશળ એ મહાબાહુ જલસંધ સંગ્રામમાં શત્રુસેનાનો સંહાર કરતો યુદ્ધ કરશે.[૨૫] હે મહારાજ ! હે રાજસત્તમ ! મારા માનવાપ્રમાણે એ રથી મહાસંગ્રામમાં તારેમાટે સેનાસાથે પોતાના પ્રાણોનો ત્યાગ કરશે. હે રાજા ! એ ભયંકર યોદ્ધો છે અને સંગ્રામમાં વિચિત્ર યુદ્ધો કરી જાણે છે; તે નિડર થઇને તારા શત્રુઓની સાથે યુદ્ધ કરશે.[૨૬,૨૭] હે રાજા! યુદ્ધમાં પાછી પાની ન કરનારા બાહ્લીક રાજાને હું અતિરથી માનું છું. એ રાજા યુદ્ધમાં યમરાજાના જેવો શૂરો છે.[૨૮] હે રાજન્! યુદ્ધમાં ગયા પછી એ કોઇ રીતે પાછો હઠતો નથી અને નિત્ય ગતિવાળા વાયુની પેઠે રણમાં શત્રુઓને હણી નાખે છે.[૨૯] હે મહારાજ ! રણમાં અદ્‌ભુત કર્મ કરનારો અને શત્રુના રથીઓનો નાશ કરનારો તારો સેનાપતિ સત્યવાન્, જેને તું મહારથી સમજે છે, તે રથી છે.[૩૦] એને સંગ્રામ જોઇને કોઇ રીતે પીડા થતી નથી, પણ એ રથમાર્ગમાં ઉભેલા શત્રુઓને જોઈને હર્ષથી ઉછળતા તેઓના ઉપર તૂટી પડે છે. એ યોદ્ધાઓમાં પરાક્રમી મહાપુરુષ, સંગ્રામમાં તારેમાટે ઉત્તમ ક્ષત્રિયોને યોગ્ય એવું મોટું પરાક્રમ કરશે.[૩૨] હે રાજા ! ક્રૂર કર્મ કરનારો રાક્ષસરાજ મહારથી અલંબુષ પૂર્વવૈરનું સ્મરણ કરીને શત્રુઓનો વિનાશ કરશે.[૩૩] એ સર્વ રાક્ષસસેનામાં ઉત્તમ રથી છે, માયાવી છે અને દૃઢ વૈરવાળો છે, માટે સંગ્રામમાં સારી પેઠે ઘૂમશે.[૩૪] પ્રાગ્જ્યોતિષ નગરનો અધિપતિ વીર ભગદત્ત પ્રતાપી છે, ગજયુદ્ધકુશલોમાં શ્રેષ્ઠ છે અને રથયુદ્ધમાં પણ કુશળ છે.[૩૫] હે રાજા ! પૂર્વે ગાંડીવધન્વા અર્જુનની એની સાથે બહુ દિવસ સુધી યુદ્ધ થયું હતું, કારણકે તે બન્ને વિજયની આકાંક્ષાવાળા હતા,[૩૬] છેવટે હે ગાંધારીપુત્ર ! એણે પોતાના મિત્ર ઇંદ્રને માન આપીને મહાત્મા પાંડુપુત્ર અર્જુનની સાથે મિત્રતા કરી હતી.[૩૭] હાથીની સ્વારીમાં કુશળ એ રાજા ઐરાવત ઉપર બેઠેલા દેવરાજ ઇંદ્રની પેઠે સંગ્રામમાં યુદ્ધ કરશે.[૩૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથસંખ્યાન પર્વમા અધ્યાય ૧૬૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૬૮ મો

### રથી–અતિરથીની ગણનામાં ભીષ્મ અને કર્ણનો વિવાદ

**॥ भीष्म उवाच ॥**

**अचलो वृषकश्चैव सहितौ भ्रातरावुभौ ।**
**रथौ तव दुराधर्षौ शत्रून्विध्वंसयिष्यतः ॥१॥**

ભીષ્મે કહ્યું:–"હે દુર્યોધન ! નરોમાં વ્યાઘ્ર જેવા, બળવાન, દૃઢ ક્રોધવાળા, પ્રહાર કરનારા, અસહ્ય, તરુણ, દેખાવડા, મહાપરાક્રમી અને ગાંધારોમાં મુખ્ય અચલ તથા વૃષક નામના બે જોડીદાર ભાઇઓ રથીઓ છે અને તેઓ તારા શત્રુઓનો નાશ કરશે.[૧,૨] હવે આ તારો મિત્ર, મંત્રી, નેતા, બંધુ અને વહાલો સૂર્યપુત્ર કર્ણ કઠોર, આત્મશ્લાઘી, અત્યંત ચઢાઉ, રણમાં નિત્ય તીક્ષ્ણ, અભિમાની અને નીચ છે; તથા હે રાજા! જે તને પાંડવોની સાથે વૈર કરવામાં ઉત્તેજન આપ્યા કરે છે, એ કર્ણ રણમાં રથી પણ નથી તેમ અતિરથી પણ નથી; કારણકે એ નિત્ય નિંદક તથા મૂર્ખ, જન્મસિદ્ધ કવચથી વિખૂટો થયો છે;[૩–૫] એટલુંજ નહિ પણ દિવ્ય કુંડલોથી પણ રહિત થયો છે. પરશુરામના શાપને લીધે, બ્રાહ્મણનાં વચનને લીધે અને કવચ તથા કુંડળથી રહિત થવાને લીધે એને હું અર્ધરથી માનું છું. એ અર્જુનની સામે રણમાં જતાં પાછો જીવતો છૂટશે નહિ."[૬,૭]

એ ઉપર સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ દ્રોણ બોલ્યા:–"હે ભીષ્મ ! તમે કહો છો, તે પ્રમા-

ભેજ છે. એ વાત કદી મિથ્યા નથી.[૮] કર્ણ પ્રત્યેક રણમાં પ્રથમ અભિમાની જણાય છે અને પાછળથી નાસી જતો જોવામાં આવે છે. વળી એ કર્ણ નિંદક તથા પ્રમાદી છે, તેથી હું એને અર્ધરથી માનું છું."[૯]

એ સાંભળીને રાધાપુત્ર કર્ણ ક્રોધવડે નેત્રો ફાડી, લાકડીની પેઠે વાણીથી ભેદતો ભીષ્મને કહેવા લાગ્યોઃ–[૧૦] "હે પિતામહ ! મેં તમારો કંઈ અપરાધ કર્યો નથી, છતાં તમે નિત્ય દ્વેષને લીધે ડગલે ને પગલે આ પ્રમાણે ઈચ્છામાં આવે તેમ વાણીરૂપી બાણોથી મને વીંધ્યા કરો છો;[૧૧] પરંતુ હું તે સર્વ દુર્યોધનને લીધે સહન કરૂં છું. તમે તો મને કોઈ કાયર પુરુષની પેઠે નિર્માલ્ય માનો છો[૧૨] અને 'તને હું નિઃસંશય અર્ધરથી માનું છું' એમ કહો છો; તેથી સર્વ જગત પણ મને અર્ધરથી માનીને મારૂં અપમાન કરે એમાં સંદેહ નથી; કારણ કે ભીષ્મ મિથ્યા બોલે નહિ એમ જગત માને છે![૧૩] આ રીતે તમે નિત્ય કૌરવોનું અહિત કરો છો અને તે રાજા દુર્યોધન સમજતો નથી. તમે મારા ગુણો સહન ન થવાથી તથા પરસ્પરમાં ભેદ પડાવવાની ઈચ્છાથી મારો દ્વેષ કરો છો. બાકી યુદ્ધના સમયમાં એકઠા મળેલા ઉદાર કર્મવાળા સમાન રાજાઓમાં આવી તેજની હાનિ કોણ કરે ?[૧૪,૧૫] હે કૌરવ ! વર્ષો વધારે થવાને લીધે, પળીઆં આવવાને લીધે, ધનને લીધે અથવા વધારે બંધુવર્ગોને લીધે ક્ષત્રિયોનું મહારથીપણું ગણી શકાતું નથી.[૧૬] ક્ષત્રિય બળથી શ્રેષ્ઠ ગણાય છે, બ્રાહ્મણો મંત્રજ્ઞાનથી શ્રેષ્ઠ ગણાય છે, વૈશ્યો ધનથી શ્રેષ્ઠ ગણાય છે અને શૂદ્રો વયથી શ્રેષ્ઠ ગણાય છે.[૧૭] તમે કામ તથા દ્વેષથી યુક્ત છો, તેથી મોહને લીધે પોતાની ઈચ્છા પ્રમાણે આ રથી છે અને આ અતિરથી છે, એવા ભેદ પાડયા કરો છો.[૧૮] હે મહાબાહુ દુર્યોધન ! તમે સારીરીતે વિવેકથી જુઓ અને આ તમારૂં ભુંડું કરનારા દુષ્ટ ભાવવાળા ભીષ્મનો ત્યાગ કરો.[૧૯] હે પુરુષવ્યાઘ્ર રાજા ! પરંપરાગત સેનામાં પણ એકવાર ભેદ પડયા પછી તેનું સંધાન કરવું કઠિન થઇ પડે છે, તોપછી એક કામને માટે એકઠી મળેલી જૂદા જૂદાઓની સેનાને માટે કહેવું જ શું![૨૦] હે ભારત ! આવા યુદ્ધપ્રસંગમાં આ યોદ્ધાઓમાં ભેદભાવ ઉત્પન્ન થયો છે. ભીષ્મ અમારા તેજને ઉતારી નાખે છે અને ખાસકરીને પ્રત્યક્ષમાં તેમ કરે છે;[૨૧] પરંતુ રથીઓનું જ્ઞાન કયાં ?અને અલ્પ બુદ્ધિવાળો ભીષ્મ કયાં? કંઇ ચિંતા નહિ, હું એકલોજ પાંડવોની સેનાને રોકી રાખીશ.[૨૨] આખલાઓ જેમ વાઘને જોઇને નાસી જાય, તેમ પાંચાલોની સાથે પાંડવો, સફળ બાણવાળા મારી આગળ આવીને દશે દિશાઓમાં નાસી જશે.[૨૩] યુદ્ધ કયાં ? રણધમાલ કયાં અથવા મસલતનાં સુભાષિત કયાં ? અને આ કાળના સપાટામાં આવેલો મંદ બુદ્ધિનો ઘરડો ભીષ્મ કયાં ?[૨૪] મિથ્યા દૃષ્ટિવાળો એ એકલોજ આખા જગતસાથે નિત્ય સ્પર્ધા કરે છે અને બીજા કોઈ પુરુષને ગણકારતોજ નથી.[૨૫] શાસ્ત્રની આજ્ઞા છે કે, વૃદ્ધોનું કહેવું સાંભળવું; પરંતુ તે અતિવૃદ્ધોનું નહિ, કારણ કે તેઓ તો ફરી બાળક જેવાજ બની જાય છે.[૨૬] હે રાજસિંહ! હું એકલોજ ઉત્તમ યુદ્ધ કરીને પાંડવોની સેનાને હણીશ, પરંતુ હમણાં તેનો યશ ભીષ્મને મળશે;[૨૭] કારણ કે હે રાજા ! તમે આ ભીષ્મને સેનાપતિ કર્યા છે, તેથી તે યશ સેનાપતિને મળે, યોદ્ધાઓને કોઈરીતે મળે નહિ;[૨૮] માટે હે રાજા! હું ભીષ્મ જીવતા હોય ત્યાંસુધી કોઇ રીતે યુદ્ધ કરીશ નહિ; પણ ભીષ્મ હણાયા પછી હું સર્વ મહારથીઓની સાથે યુદ્ધ કરીશ."[૨૯]

ભીષ્મે કહ્યું:–ઘણાં વર્ષથી વિચારી રાખેલો દુર્યોધનના સંગ્રામનો આ સાગર જેવો મોટો બોજો હમણાં મારે માથે આવી પડયો છે.[૩૦] એ રોમાંચજનક ભીષણ સમયમાં મારે પરસ્પરમાં ભેદ પડાવવો નથી, તેથીજ હે કર્ણ ! તું જીવતો રહ્યો છે.[૩૧] ઓ સૂતપુત્ર ! હું વૃદ્ધ છું, છતાં આજે ભેદ પડવાના ભયથીજ પરાક્રમ કરીને તારા જેવા બાળકની યુદ્ધની તથા જીવિતની શ્રદ્ધાને કાપી નાખતો નથી;[૩૨] નહિ તો મહાન

અસ્ત્રો છોડનારા જમદગ્નિના પુત્ર પરશુરામ મને કંઇ વ્યથા કરી શકયા નથી, તે તું શું કરવાનો હતો?[33] ઓ નીચ ! હે કુળને કલંક લગાડનારા ! સત્પુરુષો આત્મપ્રશંસાને વખાણતા નથી; તોપણ હું સંતાપ પામવાથી તને કહું છું કે,[34] કાશિરાજને ત્યાંના સ્વયંવરમાં પૃથ્વી ઉપરના તમામ ક્ષત્રિયો એકઠા મળ્યા હતા, તે સર્વને મેં એક રથના સહાયથી હરાવીને, કાશીરાજની કન્યાઓને બળથી હરી આણી હતી;[35] અને તેઓથી શ્રેષ્ઠ બીજા હજારો રાજાઓને તેઓનાં સૈન્યોની સાથે મેં એકલાએજ રણભૂમિપર હરાવી દીધા હતા.[36] તારા જેવા વૈરપુરુષની સંગતિથી કૌરવોપર મોટો વિનાશકારક અનર્થ આવી પડયો છે; માટે તું પુરુષ થઇને યત્ન કર. હે અતિ દુર્બુદ્ધિવાળા ! તું જેની સાથે સ્પર્ધા કર્યા કરે છે, તે અર્જુનની સાથે રણમાં યુદ્ધ કર અને આ યુદ્ધમાંથી તને જીવતો આવેલો હું જોઉં તેવું પરાક્રમ ગજાવ !"[37,38]

આ સાંભળીને પ્રતાપી રાજા દુર્યોધને ભીષ્મને કહ્યું કેઃ–"હે ગંગાપુત્ર ! તમે મારા તરફ જુઓ. કાર્ય મોટું આવી પડયું છે,[39] માટે તમે એકાગ્ર અંતઃકરણથી મારા ઉત્તમ કલ્યાણનો વિચાર કરો. તમે બન્ને મારૂં મોટું કામ કરશો એમ હું માનું છું.[40] હવે હું શત્રુઓના ઉત્તમ રથીઓ, મહારથીઓ તથા અતિરથીઓ કોણ કોણ છે, તે સાંભળવાની ઇચ્છા રાખું છું.[41] હે કૌરવ ! હું શત્રુઓનું બલાબલ સાંભળવા ઇચ્છું છું; કારણ કે આ રાત વીતીને વહાણું વાતાંજ યુદ્ધનો આરંભ થશે."[42]×

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથસંખ્યાન પર્વમાં'ભીષ્મ અને કર્ણનો સંવાદ'એ વિષયનો અધ્યાય ૧૬૮ મો સમાપ્ત.**

---

× **यद्बलाज्जयमाशास्ते धार्तराष्ट्रस्तमर्कजम् । प्राहार्धरथ इत्युच्चैर्भीष्मस्तेजोवधेप्सया ॥**
દુર્યોધન જેના બળથી વિજય મેળવવાની આશા રાખે છે, તે સૂર્યપુત્ર કર્ણના તેજનો વધ કરવાની ઇચ્છાથી ભીષ્મે તેને ભાર દઇને 'અર્ધરથી' કહ્યો છે. गणेश

# અધ્યાય ૧૬૯ મો

## પાંડવોના રથીઓ અને અતિરથીઓ

**॥ भीष्म उवाच ॥**

**एते रथास्तवाख्यातास्तथैवातिरथा नृप ।**
**ये चाप्यर्द्धरथा राजन् पांडवानामतः शृणु ॥**

ભીષ્મે કહ્યું:–"હે રાજા! આ તારા રથીઓ, અતિરથીઓ તથા અર્ધરથીઓ તને કહ્યા. હવે તું પાંડવોના રથી વગેરેને સાંભળ.[1] હે રાજા ! આજે તને પાંડવોની સેનાના રથીઓ વગેરેની સંખ્યા સાંભળવાની ઉત્કંઠા હોય તો તું આ રાજાઓની સાથે તે સાંભળ.[2] હે તાત ! કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિર પોતે ઉત્તમ રથી છે. તે અગ્નિની પેઠે સંગ્રામમાં ફરી વળશે, એમાં સંદેહ નથી.[3] હે રાજેંદ્ર ! ભીમસેન આઠગણો રથી છે; ગદાયુદ્ધમાં અથવા બાણયુદ્ધમાં તેના સમાન કોઈ નથી.[4] તે દશહજાર હાથીના બળવાળો, અભિમાની અને દિવ્ય તેજવાળો છે. પુરુષશ્રેષ્ઠ માદ્રીપુત્રો બન્ને રથી છે,તે બન્ને રૂપ તથા તેજ વડે અશ્વિનીકુમારના જેવા છે. એ સર્વ પાંડવો સેનાના મોખરામાં ઉભા રહી, પૂર્વનાં મોટાં દુઃખો સંભારીને રુદ્રની પેઠે સંહાર કરતા રણમાં ઘૂમશે, તેમાં મને સંદેહ લાગતો નથી. તે સર્વ પાંડવો મહાત્માઓ છે, સાગના સોટા જેવા ઉંચા વધેલા છે, બીજા પુરુષો કરતાં પ્રમાણમાં એક વેંત ઉંચા છે, સિંહના જેવા દૃઢ શરીરવાળા છે અને મહાબળવાન છે.[5-8] વળી હે તાત! તે પુરુષવ્યાઘ્રોએ અધ્યયનને માટે બ્રહ્મચર્ય પાળીને તપ કર્યું છે. તેઓ વાઘના જેવા બલોત્કટ છે, છતાં વર્તનમાં વિનયશીલ છે.[9] વેગમાં, પ્રહારમાં અને ઝડપદાર યુદ્ધમાં તે સર્વે દિવ્ય પરાક્રમી છે, અને હે ભરતશ્રેષ્ઠ ! તે સઘળાએ દિગ્વિજયમાં રાજાઓનો પરાજય કર્યો છે.[10] હે કૌરવ ! તેઓનાં આયુધો, ગદા તથા બાણોને કોઇ પુરુષો સહન કરી શકતા નથી; એટલુંજ નહિ, પણ તેઓનાં ધનુષોની પણછો ચઢાવવા, ભારવાળી ગદા ઉઠાવવા અથવા રણમાં તેઓનાં બાણો છોડવામાટે બીજા કોઈ સમર્થ

નથી. તેઓ બાળક હતા,ત્યારે પણ વેગથી દોડવામાં, નિશાન પાડવામાં, ભોજનમાં અને ભૂમિ ઉપર મુષ્ટિયુદ્ધમાં તમારા સર્વ કરતાં શ્રેષ્ઠ હતા. તે બલોત્કટ પાંડવો આ સૈન્યની સામે આવીને તેનો સંહાર વાળશે, માટે રણમાં તેઓની સામે જવું નહિ, એજ ઠીક છે. તેઓ સંગ્રામની ઝડીમાં એકેએક રાજાઓને મારી નાખશે.[૧૧-૧૪] હે રાજેન્દ્ર! રાજસૂયમાં જે પ્રમાણે થયું હતું, તે તને પ્રત્યક્ષજ છે. પાંડવો દ્રૌપદીનાં કષ્ટોને તથા દ્યૂતમાં બોલાયલી કઠોર વાણીને યાદ કરતા સંગ્રામમાં રુદ્રની પેઠે સંહાર કરતા ઘૂમશે.

રાતાં નેત્રવાળા અર્જુનને તો નારાયણની સહાયતા છે.[૧૫,૧૬] બન્ને પક્ષની સેનામાં તેના જેવો કોઇ વીરરથી નથી; એટલુંજ નહિ પણ પૂર્વે દેવોમાં,મનુષ્યોમાં સર્પોમાં,રાક્ષસોમાં અને યક્ષોમાં પણ તેના જેવો વીર થયો નથી, ત્યારે હમણાંના પુરુષોમાં તો હોયજ ક્યાંથી? મેં પણ તેના જેવો રથી થઈ ગયેલો સાંભળ્યો નથી, તેમજ ભવિષ્યમાં થશે નહિ એમ હું માનું છું. હે મહારાજ! બુદ્ધિમાન અર્જુનનો રથ પણ સર્વ રીતે સંપન્ન છે; તેમાં વાસુદેવ સારથિ છે, અર્જુન યોદ્ધો છે.[૧૭-૧૯] દિવ્ય ગાંડીવ ધનુષ, વાયુ જેવા વેગવાળા ઘોડાઓ, તૂટે નહિ તેવું દિવ્ય બખ્તર, બે અક્ષય ભાથા,[૨૦] મહેંદ્ર, રુદ્ર, કુબેર, યમ તથા વરુણનાં અસ્ત્રોનો સમૂહ, ઉગ્ર દેખાવવાળી ગદાઓ અને વજ્ર વગેરે અનેક પ્રકારનાં મુખ્ય આયુધો છે. એ અર્જુને માત્ર એક રથની સહાયતાથી હિરણ્યપુરવાસી હજારો દાનવોનો નાશ કર્યો હતો. તેના જેવો બીજો કયો રથી છે? એ મહાબાહુ, સત્ય પરાક્રમી બળવાન અર્જુન પોતાની સેનાનું રક્ષણ કરશે અને ક્રોધવડે તારી સેનાનો સંહાર વાળશે. હે રાજેંદ્ર! ગ્રીષ્મઋતુના અંતમાં પ્રચંડ પવનથી પ્રેરાયલા મેઘની વૃષ્ટિની પેઠે બાણોનો વરસાદ વર્ષાવતા એ અર્જુનની સામે બન્ને પક્ષની સેનામાંથી એક હું અથવા બીજા દ્રોણાચાર્યસિવાય ત્રીજો કોઇ યોદ્ધો જાય તેમ નથી; પરંતુ અર્જુન સર્વસાધનોથી સંપન્ન વાસુદેવની સહાયતાવાળો,તરુણ તથા કાર્યકુશળ છે,ત્યારે અમે બન્ને વૃદ્ધ થઇ ગયા છીએ.[૨૫,૨૬]

વૈશંપાયને કહ્યું:-ભીષ્મનાં એ વચનો સાંભળીને, તે સમયે પાંડવોનાં પૂર્વે કરેલાં પરાક્રમો જાણે પ્રત્યક્ષ જોવામાં આવ્યાં હોય તેવું સ્મરણ થતાં રાજાઓનાં વેગવાળાં મનોની સાથે તેઓના સુવર્ણના બાજુબંધવાળા ચંદનચર્ચિત પુષ્ટ બાહુઓ શિથિલ થઇ ગયા.[૨૭,૨૮]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથસંખ્યાન પર્વમાં "પાંડવરથાતિરથસંખ્યાન" એ વિષયનો અધ્યાય ૧૬૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૦ મો

### પાંડવોના રથી-અતિરથી ( ચાલુ )

॥ भीष्म उवाच ॥

**द्रौपदेया महाराज सर्वे पंच महारथाः ।**
**वैराटिरुत्तरश्चैव रथोदारो मतो मम ॥ १ ॥**

ભીષ્મે કહ્યું:-હે મહારાજ! દ્રૌપદીના પાંચ પુત્રો સર્વે મહારથીઓ છે અને વિરાટના પુત્ર ઉત્તરને હું ઉત્તમ રથી માનું છું.[૧] મહાબાહુ અભિમન્યુ અતિરથી છે, શત્રુહંતા તે, સંગ્રામમાં અર્જુનનો અને શ્રીકૃષ્ણનો બરોબરીઓ છે.[૨] ઝડપથી અસ્ત્રોનો પ્રયોગ કરનારો, જાતજાતનાં યુદ્ધ કરનારો, મનસ્વી અને દઢ નિશ્ચયવાળો તે પોતાના પિતાનાં દુઃખો સંભારીને રણમાં પરાક્રમ કરશે;[૩] મધુવંશી શૂરો સાત્યકિ અતિરથી છે. તે યાદવવીરોમાં મહાક્રોધી તથા નિર્ભય છે.[૪] હે રાજા! હું ઉત્તમૌજાને ઉત્તમ રથી માનું છું તેમજ પરાક્રમી યુધામન્યુ પણ ઉત્તમ રથી છે, એમ મારૂં માનવું છે.[૫] તેઓના હજારો રથીઓ, હાથીસ્વારો તથા ઘોડેસ્વારો, યુધિષ્ઠિરનું પ્રિય કરવામાટે પોતાના દેહની દરકાર રાખ્યાવિના યુદ્ધ કરશે.[૬] હે ભારત રાજેંદ્ર! તેઓ એકબીજાને બોલાવતા અગ્નિ અને વાયુની પેઠે પાંડવોની સાથે તારી સેનામાં પ્રવેશ કરશે.[૭] સંગ્રામમાં અજિત તથા મહાપરાક્રમી વૃદ્ધ વિરાટ અને દ્રુપદ રાજા એ બન્ને મહા

પુરુષોને હું મહારથી માનું છું.[૮] તે બન્ને વૃદ્ધ છે, તોપણ ક્ષાત્રધર્મમાં તત્પર છે, તેથી વીર પુરુષોના માર્ગમાં રહીને પોતાના સર્વ સામર્થ્યથી યુદ્ધ કરશે.[૯] હે રાજેંદ્ર! આર્યવર્તનવાળા, મહાધનુર્ધારી અને સ્નેહ તથા વીર્યથી સંપન્ન તે બન્ને પાંડવોના સંબંધને લીધે પોતાના વીર્યને તથા બળને અનુસરીને યુદ્ધમાં ઝુકાવશે.[૧૦] હે કુરુશ્રેષ્ઠ ! બળશાળી પુરુષો કારણને લઈને શૂરા અથવા તો કાયર બની જાય છે. હે શત્રુતાપન! એ ન્યાય પ્રમાણે વૃદ્ધતાને લીધે મરણની નજીક પહોંચેલા એ બન્ને દૃઢ ધનુર્ધારીઓ પ્રાણની પરવા કર્યાવિના પોતાની પૂર્ણ શક્તિથી સંગ્રામમાં લઢશે.[૧૧,૧૨] યુદ્ધમાં ભયંકર એવા એ બન્ને, સંબંધીપણું સાચવવામાટે પોતપોતાની અક્ષૌહિણી સેનાસાથે રણ ઉપર મોટું કામ કરશે.[૧૩] હે ભારત! લોકોમાં શ્રેષ્ઠ, વીર અને મહાધનુર્ધારી દ્રુપદ તથા વિરાટ પોતાના ઉપરના પાંડવોના વિશ્વાસને સત્ય કરવામાટે મરણીઆ થઇને મહાન કર્મ કરશે.[૧૪]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથસંખ્યાન પર્વમાં અધ્યાય ૧૭૦ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૧ મો
### પાંડવોના રથી–અતિરથી (ચાલુ)

**॥ भीष्म उवाच ॥**

**पंचालराजस्य सुतो राजन्परपुरंजयः ।**
**शिखंडी रथमुख्यो मे मतः पार्थस्य भारत ॥**

ભીષ્મે કહ્યું:–હે ભારતરાજ ! પાંડવના પક્ષમાં શત્રુનગરના જેતા પાંચાલરાજના પુત્ર શિખંડીને હું મુખ્ય રથી માનું છું.[૧] હે ભારત! એ શિખંડી પોતાનો પ્રાચીન સ્ત્રીભાવ ત્યજીને અર્થાત્ પુરુષાર્થ દેખાડીને, સંગ્રામમાં ઉત્તમ યશનો વિસ્તાર કરતો તારી સેનાસાથે યુદ્ધ કરશે.[૨] એની પાસે પાંચાલોની અને પ્રભદ્રકોની મોટી સેના છે, તે સેનાના રથસમૂહોની સાથે એ મહાન કર્મ કરશે.[૩] હે ભારતરાજ ! દ્રોણનો મહારથી શિષ્ય અને પાંડવની સર્વ સેનાનો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન અતિરથી છે, એમ હું માનું છું.[૪] એ પણ પ્રલયસમયે ક્રોધ પામેલા ભગવાન પિનાકધારી રુદ્રની પેઠે સંગ્રામમાં શત્રુઓનો સંહાર વાળતો યુદ્ધ કરશે.[૫] એની રથસેના સંગ્રામમાં દેવોની રથસેનાના જેવડી મોટી છે, તેથી યુદ્ધપ્રિય પુરુષો તેને સાગરના જેવડી કહે છે.[૬] હે રાજા ! ધૃષ્ટદ્યુમ્નના પુત્ર ક્ષત્રધર્માને હું અર્ધરથી માનું છું; કારણ કે તેણે બાલ્યાવસ્થાને લીધે યુદ્ધકળામાં બહુ પરિશ્રમ કર્યો નથી.[૭] ચેદિ દેશનો રાજા, પાંડવોનો સંબંધી, શિશુપાલનો પુત્ર અને મહાધનુર્ધારી વીર ધૃષ્ટકેતુ મહારથી છે.[૮] હે ભારત ! એ શૂરો ચેદિરાજ પોતાના પુત્રોની સાથે મહારથીઓને યોગ્ય મહાન કર્મ કરશે.[૯] હે રાજેંદ્ર ! ક્ષત્રધર્મમાં પ્રીતિવાળા તથા શત્રુનગરના જેતા ક્ષત્રદેવને હું પાંડવોના પક્ષમાં ઉત્તમ રથી માનું છું.[૧૦] જયંત, અમિતૌજા અને સત્યજિત–એ ત્રણે પાંચાલમહાત્માઓ મહારથીઓ છે.[૧૧] હે તાત ! તેઓ, રણભૂમિમાં ક્રોધ પામેલા હાથીઓની પેઠે યુદ્ધ કરશે. પરાક્રમી અજ તથા ભોજ એ બન્ને મહારથી છે. બળવાન તથા શૂરા એ રાજાઓ પાંડવોને માટે યુદ્ધ કરશે અને સંપૂર્ણ બળથી સંહાર વાળશે. હે રાજેંદ્ર ! દૃઢ પરાક્રમવાળા પાંચ કેકય ભાઇઓ ઝડપથી અસ્ત્રપ્રયોગ કરનારા, જાત જાતનું યુદ્ધ કરનારા, કાર્યકુશળ તથા રાતા ધ્વજવાળા છે. તે દૃઢ પરાક્રમી સર્વ ભાઇઓ ઉત્તમ રથીઓ છે.[૧૨–૧૪] હે રાજા ! કાશિક, સુકુમાર, બીજો નીલ, સૂર્યદત્ત, શંખ અને મદિરાશ્વ–એ સર્વે ઉત્તમ રથી છે. તેઓ સર્વ અસ્ત્રોમાં કુશળ, યુદ્ધનાં લક્ષણવાળા તથા મહાત્મા છે, એમ હું માનું છું.[૧૫,૧૬] હે મહારાજ ! વાર્ધક્ષેમી રાજાને હું મહારથી માનું છું તથા ચિત્રાયુધ રાજાને ઉત્તમ રથી માનું છું.[૧૭] તે રાજા સંગ્રામમાં શોભનારો તથા અર્જુનનો ભક્ત છે. પાંડવોના પક્ષમાં પુરુષોમાં વ્યાઘ્રસમાન ચેકિતાન તથા સત્યધૃતિ મહારથી ગણાય છે, પણ હું એ બન્નેને ઉત્તમ રથી માનું છું.[૧૮] હે ભારત રાજેંદ્ર ! પાંડવોના

વ્યાઘ્રદત્ત તથા ચંદ્રસેન એ બન્ને ખરેખર ઉત્તમ રથી છે.[19] હે રાજેંદ્ર ! ક્રોધહંતા નામથી પ્રસિદ્ધ સેનાબિંદુ રાજા વાસુદેવ તથા ભીમસેનના જેવો છે.[20] તે સંગ્રામમાં પરાક્રમપૂર્વક તારા સૈનિકોસાથે યુદ્ધ કરશે. તું મને, દ્રોણને અને કૃપને જેવા માને છે, તેવોજ તે યુદ્ધની પ્રશંસા કરનારો રથીશ્રેષ્ઠ છે, એમ માન. અત્યંત ઝડપથી અસ્ત્રપ્રયોગ કરનારા, શત્રુપુરના જેતા તથા પ્રશંસનીય ગુણવાળા કાશ્ય રાજાને હું એક રથી માનું છું.યુદ્ધમાં પરાક્રમ કરનારા તથા સંગ્રામની પ્રશંસા કરનારા દ્રુપદના તરુણ પુત્ર સત્યજિતને આઠગણો રથી માનવો. તે ધૃષ્ટદ્યુમ્નના જેવો છે અને લોકમાં અતિરથી ગણાય છે.[21-24]પાંડવોને યશ મળે એવી ઇચ્છાવાળો તે,ઉત્તમ કામ કરશે. પાંડવોના પક્ષમાં મહાવીર્યવાન પાંડયરાજ છે. તે પાંડવો ઉપર પ્રીતિવાળો, શૂરો, ધુરંધર તથા દૃઢ મોટા ધનુષવાળો અને મહારથી છે.[25,26] હે કૌરવશ્રેષ્ઠ ! શત્રુનગરને જિતનારા શ્રેણિમાન અને રાજા વસુદાન એ બન્નેને હું અતિરથી માનું છું.[27]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથસંખ્યાન પર્વમાં અધ્યાય ૧૭૧ મો સમાપ્ત.

# અધ્યાય ૧૭૨ મો

## પાંડવોના રથી-અતિરથી (ચાલુ)

### ॥ भीष्म उवाच ॥

**रोचमानो महाराज [illegible] महारथः ।**
**योत्स्यतेऽमरवत्संख्ये परसैन्येषु भारत ॥१॥**

ભીષ્મે કહ્યું:-હે ભારત મહારાજ ! પાંડવોના પક્ષમાં રોચમાન રાજા મહારથી છે. તે સંગ્રામમાં શત્રુના સૈન્યસામે દેવની પેઠે યુદ્ધ કરશે.[1] ભીમસેનનો મામો પુરુજિત કુંતિભોજ મહાધનુર્ધારી તથા મહાબળવાન છે, તેને હું અતિરથી માનું છું.[2] એ વીર મોટા ધનુષવાળો, કાર્યકુશળ,નિપુણ,જાત જાતનું યુદ્ધ કરનારો,સમર્થ અને રથીશ્રેષ્ઠ છે,એમ હું માનું છું.[3] ઇંદ્ર જેમ દાનવોની સાથે યુદ્ધ કરે,તેમ તે કુંતિભોજ પરાક્રમપૂર્વક યુદ્ધ કરશે. એના સર્વ યોદ્ધાઓ વિખ્યાત તથા યુદ્ધમાં કુશળ છે.[4] પાંડવોનાં પ્રિય તથા હિતમાં તત્પર તે વીર રાજા, પોતાના ભાણેજને માટે રણભૂમિમાં અતિમહાન કર્મ કરશે.[5] હે મહારાજ! ભીમસેનનો હિડિંબામાં ઉત્પન્ન થયેલો મહામાયાવી રાક્ષસરાજ ઘટોત્કચ અતિરથી છે, એમ હું માનું છું.[6] હે તાત ! યુદ્ધપ્રિય માયાવી ઘટોત્કચ તથા એને આધીન રહેનારા એના શૂરા રાક્ષસમંત્રીઓ સંગ્રામમાં યુદ્ધ કરશે.[7] આ અને બીજા અનેક દેશના ઘણા રાજાઓ વાસુદેવને આગળ કરી પાંડવોને માટે એકઠા થયા છે.[8] હે રાજા ! મહાત્મા યુધિષ્ઠિરના આ મુખ્ય મુખ્ય રથીઓ, અતિરથીઓ તથા બીજા અર્ધરથીઓ છે.[9] હે રાજા ! તેઓ મહેંદ્રની પેઠે વીર અર્જુને રક્ષણ કરેલી યુધિષ્ઠિરની ભયંકર સેનાને સંગ્રામમાં દોરશે.[10] હે વીર ! રણમાં જયની અથવા મૃત્યુની આકાંક્ષા રાખતો હું તે જયની ઇચ્છાવાળા માયાવી રાજાઓની સાથે રણભૂમિમાં યુદ્ધ કરીશ.[11] ચક્રધારી વાસુદેવ તથા ગાંડીવધારી અર્જુન, એ બન્ને સંધ્યાસમયે એકઠા મળેલા સૂર્યચંદ્રની પેઠે ઉત્તમ રથમાં એકઠા મળીને આવશે, તેઓની સામે હું યુદ્ધ કરીશ.[12] વળી યુધિષ્ઠિરના સૈનિકોમાં જેઓ ઉત્તમ રથીઓ છે, તેઓની સામે તથા તેઓનાં સૈન્યની સામે હું રણના મોખરા ઉપર યુદ્ધ કરીશ."

હે કૌરવેંદ્ર! આ પ્રમાણે મેં પાંડવોના પક્ષના મુખ્ય મુખ્ય રથીઓ, અતિરથીઓ તથા અર્ધરથીઓ તને કહી સંભળાવ્યા.[13,14] હે ભારત ! અર્જુન, વાસુદેવ અને પાંડવ પક્ષના સર્વ રાજાઓને હું બનશે ત્યાંસુધી રોકી રાખીશ;[15] પરંતુ હે મહાબાહુ ! સંગ્રામમાં મારીસામે બાણ લઇને યુદ્ધ કરવા આવેલા દ્રુપદના પુત્ર શિખંડીને જોયા છતાં હું મારીશ નહિ.[16] હું પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી પ્રાપ્ત થયેલા રાજ્યનો પરિત્યાગ કરી બ્રહ્મચર્ય વ્રતમાં રહ્યો અને મેં ચિત્રાંગદને કૌરવોની રાજ્યગાદી ઉપર બેસાડયો તથા બાળક વિચિત્રવીર્યનો યુવરાજપદ ઉપર

અભિષેક કર્યો, આ વાત લોકો જાણે છે.[૧૭,૧૮] આ પ્રમાણે પૃથ્વી ઉપર સર્વ રાજાઓને પોતાનું તીવ્ર બ્રહ્મચર્ય જણાવ્યા પછી હું કદી પણ સ્ત્રીને અથવા પૂર્વે સ્ત્રી હોઇને પછી પુરુષ થયેલાને મારીશ નહિ.[૧૯] હે રાજા ! શિખંડી પૂર્વે સ્ત્રી હતો, એ કદાચ તારા સાંભળવામાં પણ આવ્યું હશે. હે ભારત ! તે પ્રથમ કન્યારૂપે અવતરીને પછી પુરુષ થયો છે; માટે હું તેની સામે યુદ્ધ કરીશ નહિ.[૨૦] હે ભરતશ્રેષ્ઠ ! બીજા જે રાજાઓ મારી સામે આવશે તે સર્વને હું સંગ્રામમાં મારીશ; પરંતુ કુંતીપુત્રોને મારીશ નહિ."

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ રથાતિરથસંખ્યાન પર્વમાં અધ્યાય ૧૭૨ મો સમાપ્ત.

રથાતિરથસંખ્યાન પર્વ સમાપ્ત.

# अंबोपाख्यान पर्व

## અધ્યાય ૧૭૩ મો
### કાશિરાજની કન્યાઓનું હરણ

॥ दुर्योधन उवाच ॥

**किमर्थं भरतश्रेष्ठ नैव हन्याः शिखंडिनम् ।**
**उद्यतेषुमथो दृष्ट्वा समरेष्वाततायिनम् ॥ १॥**

દુર્યોધને પૂછ્યું:-"હે ભરતશ્રેષ્ઠ ! તમે શસ્ત્રથી સજ્જ થયેલા શિખંડીને સંગ્રામમાં બાણ ઉગામી સામે આવેલો જોયા છતાં શામાટે મારશો નહિ ?[૧] હે ગંગાપુત્ર, મહાબાહુ પિતામહ ! તમે પ્રથમ કહ્યું હતું કે, હું સોમકોની સાથે પાંચાલોને મારીશ અને હવે પાંચાલ શિખંડીને મારવાની ના કહો છો, તેનું કારણ મને કહો. "[૨]

ભીષ્મે કહ્યું:-" હે દુર્યોધન ! હું યુદ્ધમાં શિખંડીને જોયા છતાં મારીશ નહિ, તેનું કારણ તું આ રાજાઓની સાથે સાંભળ.[૩] હે ભરતશ્રેષ્ઠ ! મારા લોકવિખ્યાત ધર્માત્મા પિતા મહારાજા શાંતનુ યોગ્ય સમયે મરણ પામ્યા.[૪] તે પછી હે ભરતવંશશ્રેષ્ઠ ! મેં મારી પ્રતિજ્ઞા પાળવામાટે મારા ભાઇ ચિત્રાંગદનો મહારાજ્ય ઉપર અભિષેક કર્યો.[૫] જ્યારે તે ચિત્રાંગદ મરણ પામ્યો,ત્યારે મેં સત્યવતીની સંમતિથી વિચિત્રવીર્યનો વિધિપૂર્વક રાજ્યાસન ઉપર અભિષેક કર્યો.[૬] હે રાજેંદ્ર ! વિચિત્રવીર્ય નાનો હતો, તોપણ મેં ધર્મથી તેનો રાજ્યાભિષેક કર્યો અને ધર્માત્મા વિચિત્રવીર્ય પણ મારીજ સલાહ પ્રમાણે વર્તવા લાગ્યો.[૭] હે તાત ! પછી યોગ્ય કુળની કન્યાસાથે તેનાં લગ્ન કરવાની વાત મેં મનપર લીધી.[૮] હે મહાબાહુ ! એટલામાં મેં સાંભળ્યું કે, કાશિરાજની અતુલ રૂપવાળી અંબા, અંબિકા અને અંબાલિકા નામની ત્રણ કન્યાઓનો સ્વયંવર થાય છે;[૯] અને હે ભરતશ્રેષ્ઠ ! તે સ્વયંવરમાં પૃથ્વીના રાજાઓને બોલાવ્યા છે. હે રાજેંદ્ર ! તે રાજકન્યાઓમાં અંબા મોટી હતી, અંબિકા વચેટ હતી અને અંબાલિકા નાની હતી. હું માત્ર એક રથ લઇનેજ કાશિરાજાની નગરીમાં ગયો;[૧૦,૧૧] અને હે મહાબાહુ રાજા ! ત્યાં મેં તે શણગારેલી ત્રણ કન્યાઓને તથા બોલાવેલા પૃથ્વીપતિ રાજાઓને જોયા.[૧૨] હે ભરતશ્રેષ્ઠ! તે કન્યાઓ પરાક્રમરૂપી મૂલ્યથીજ મળે તેવી છે,એમ જાણીને મેં તે કન્યાઓને ઉપાડી રથમાં બેસાડી અને ત્યાં એકઠા મળેલા સર્વ રાજાઓને વારંવાર કહ્યું કે:-"શાંતનુનો પુત્ર ભીષ્મ કન્યાઓને હરી જાય છે, માટે હે રાજાઓ ! તમે સર્વે આ કન્યાઓને છોડાવવા સંપૂર્ણ શક્તિથી યત્ન કરો. હે નરશ્રેષ્ઠો ! આ તમારા દેખતાં હું બળાત્કારથી કન્યાઓને હરી જાઉં છું !'[૧૩-૧૫] તે સાંભળીને સર્વ રાજાઓ ક્રોધ કરી, હથિયારો ઉગામીને મારી સામે ઉછળી આવ્યા. 'રથો તૈયાર કરો, તૈયાર કરો!' એમ સારથિઓને કહેવા લાગ્યા.[૧૬]

તેઓ મોટા હાથીઓના જેવા રથોમાં બેસીને, હાથીસ્વારો હાથીઓ ઉપર બેસીને અને બીજા રાજાઓ પુષ્ટ ઘોડાઓ ઉપર બેસી હથિયારો ઉગામીને મારા ઉપર તૂટી પડયા.[૧૭] હે રાજા ! તે સર્વ ભૂપાલો મોટા રથના સમૂહોવડે મારી ચોતરફ વીંટાઈ વળ્યા.[૧૮] મેં પણ તેઓને બાણની વૃષ્ટિવડે વીંટી લીધા અને દેવરાજ ઇંદ્ર જેમ દાનવોને જિતી લે, તેમ સર્વ રાજાઓને જિતી લીધા.[૧૯] હે ભરતશ્રેષ્ઠ ! મેં હસતાં હસતાં તે ચઢી આવેલા રાજાઓના સોનેરી અદ્ભુત ધ્વજોને તેજસ્વી બાણો મારીને પાડી નાખ્યા[૨૦] તથા એક એક બાણ મારીનેજ તેઓના ઘોડાઓને, હાથીઓને અને સારથિઓને રણભૂમિ ઉપર પાડી દીધા.[૨૧] તે વખતે મારી બાણ ફેંકવાની ઝડપ જોઇને તેઓ પાછા ફર્યા અને ત્યાંથી નાસી ગયા. આ રીતે રાજાઓને જિત્યા પછી હું ત્યાંથી હસ્તિનાપુરમાં આવ્યો[૨૨] અને હે મહાબાહુ ! મેં ભાઇને માટે આણેલી તે કન્યાઓ તથા ત્યાં કરેલું પરાક્રમ સત્યવતીને જણાવ્યું.[૨૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાનપર્વમાં "કન્યાહરણ" એ વિષયનો અધ્યાય ૧૭૩ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૪ મો

### અંબાનો વાંધો

॥ भीष्म उवाच ॥

**ततोऽहं भरतश्रेष्ठ मातरं वीरमातरम् ।**
**अभिगम्योपसंगृह्य दाशेयीमिदमब्रुवम् ॥१॥**

ભીષ્મે કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ ! તે પછી હું વીર પુત્રોને જન્મ આપનારાં મારી માતા દાશ(મચ્છીમાર)નીપુત્રી સત્યવતીની પાસે જઇને તેના ચરણમાં પ્રણામ કરી આ પ્રમાણે બોલ્યો:–[૧]"મેં એકઠા થયેલા રાજાઓને હરાવી, પરાક્રમરૂપી મૂલ્યથી મળનારી આ કાશિરાજની કન્યાઓ વિચિત્રવીર્યને માટે હરી આણી છે."[૨] હે રાજા ! તે સાંભળીને સત્યવતી આનંદ પામ્યાં અને મારૂં મસ્તક સુંઘી, નેત્રમાં હર્ષનાં આંસુ લાવી બોલ્યાં કે:–'હે પુત્ર ! તેં વિજય મેળવ્યો એ બહુ સારૂં થયું.'

પછી સત્યવતીની સંમતિથી વિવાહની સર્વ તૈયારી થઇ,ત્યારે કાશિરાજની મોટી પુત્રી અંબાએ શરમાઇને મને કહ્યું કે:–[૩,૪] "હે ભીષ્મ! તમે ધર્મવેત્તા તથા સર્વ શાસ્ત્રમાં કુશળ છો, માટે મારૂં ધર્મયુક્ત વચન સાંભળીને, તમારે તે પ્રમાણે કરવું યોગ્ય છે.[૫] મારૂં હરણ થતા પહેલાં હું મનવડે શાલ્વરાજને વરી ચૂકી છું અને તે પણ મારા પિતા ન જાણે તેમ એકાંતમાં મને વરી ચૂકયા છે.[૬] હે ભીષ્મ ! બીજા પુરુષની કામનાવાળી મને, તમે રાજધર્મનું ઉલ્લંઘન કરીને અને વધારામાં કુરુકુળમાં ઉત્પન્ન થઇને શામાટે ઘરમાં રાખો છો ?[૭] હે મહાબાહુ ભરતશ્રેષ્ઠ ! આ વાતનો મનવડે વિચાર કરી, બુદ્ધિથી નિશ્ચય કર્યા પછી, તમને જે યોગ્ય લાગે તે તમે કરો.[૮] હે પ્રજાપતિ ! શાલ્વરાજ મારી વાટ જુએ છે, એ વાત સ્પષ્ટ છે; માટે હે કુરુશ્રેષ્ઠ ! તમારે મને જવાની આજ્ઞા આપવી યોગ્ય છે. હે મહાબાહુ ! હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ! મારા ઉપર કૃપા કરો. હે વીર ! પૃથ્વી ઉપર તમે સત્યવ્રતવાળા છો, એમ અમે સાંભળ્યું છે."[૯,૧૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "અંબાવાકય" એ વિષયનો અધ્યાય ૧૭૪ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૫ મો

### અંબાને શાલ્વે પણ સ્વીકારી નહિ !

॥ भीष्म उवाच ॥

**ततोऽहं समनुज्ञाप्य कालीं गंधवतीं तदा ।**
**मंत्रिणश्चर्त्विजश्चैव तथैव च पुरोहितान् ॥१॥**

ભીષ્મે કહ્યું:–"હે રાજા ! તે પછી મેં માતા સત્યવતીની, મંત્રીઓની, ઋત્વિજોની તથા પુરોહિતોની સંમતિ લઇને તે મોટી કન્યા અંબાને જવાની આજ્ઞા આપી; અને આજ્ઞા થતાંજ તે કન્યા પણ શાલ્વરાજના નગરપ્રત્યે જવા નીક-

ળી.[૧,૨] મારા મોકલેલા વૃદ્ધ બ્રાહ્મણોથી સુરક્ષિત તે કન્યા, ધાવોની સાથે માર્ગ વટાવીને શાલ્વ રાજાની પાસે ગઇ અને તેણે શાલ્વને કહ્યું કેઃ–"હે મહાબાહુ બુદ્ધિમાન રાજા! હું તમારી પાસે આવી છું,માટે તમે મારોસ્વીકાર કરો."[૩,૪] હે રાજા ! તે સાંભળીને શાલ્વરાજા હસતો હોય તેમ તેને કહેવા લાગ્યોઃ–'હે સુંદર વર્ણવાળી ! હું બીજા પુરુષને માટે હરણ કરાયલી તને હવે પોતાની ભાર્યા કરવા તૈયાર નથી. હે કલ્યાણિ ! તું પાછી ભીષ્મની પાસે જા.ભીષ્મે બળાત્કારથી ગ્રહણ કરેલી તને હું સ્વીકારવા ઇચ્છતો નથી.[૫,૬] ભીષ્મ મહાયુદ્ધમાં રાજાઓને હરાવીને તારો હાથ પકડી તને લઇ ગયા હતા અને તું પ્રીતિથી ગઈ હતી;માટે હે સુંદરિ !હવે હું પ્રથમ બીજાએ ગ્રહણ કરેલી તને ભાર્યા કરવા ઇચ્છિતો નથી. અમારા જેવો શાસ્ત્ર જાણનારો તથા બીજાને ધર્મોપદેશ કરનારો રાજા,બીજાએ સ્વીકારેલી સ્ત્રીને કેમ ઘરમાં ઘાલે? માટે હે કલ્યાણિ ! તું તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલી જા,નકામો સમય ન જવા દે.[૭-૯]

હે રાજા દુર્યોધન ! કામબાણથી પીડાયલી અંબા તે સાંભળીને શાલ્વરાજાપ્રત્યે બોલી. 'હે પૃથ્વીપાલ! તમે એવું ન બોલો. તમે કહો છો તેવું કોઇ રીતે થયું નથી.[૧૦] હે શત્રુમર્દન ! ભીષ્મ મારી પ્રસન્નતાથી મને લઇ ગયા ન હતા; પરંતુ તે રાજાઓને નસાડી રડતી મને બળાત્કારથી લઇ ગયા હતા;[૧૧] માટે હે શાલ્વરાજ ! તમારી ભકત, બાળા અને અપરાધવિનાની મને તમે ગ્રહણ કરો. ભકતોના ત્યાગને ધર્મશાસ્ત્રમાં વખાણ્યો નથી. હું યુદ્ધમાં પાછા ન હઠનારા ભીષ્મની આજ્ઞા લઇને, તેમની આજ્ઞાથીજ તુરત તમારી પાસે આવી છું.[૧૨,૧૩]હે રાજા ! મહાબાહુ ભીષ્મ મારી ઈચ્છા રાખતા નથી,તેમણે પોતાના ભાઇને માટેજ આ ઉદ્યોગ કર્યો હતો, એમ મેં સાંભળ્યું છે.[૧૪] હે રાજા ! મારી જે અંબિકા અને અંબાલિકા નામની બે બહેનોને ભીષ્મ લાવ્યા હતા, તે બન્ને તેમણે પોતાના નાનાભાઇ વિચિત્રવીર્યને આપી દીધી છે.[૧૫]હે પુરુષવ્યાઘ્ર શાલ્વરાજ ! હું મસ્તકનો સ્પર્શ કરી સોગન ખાઇને કહું છું કે, તમારાવિના બીજા કોઇ વરનું હું કોઈ રીતે ચિંતન પણ કરતી નથી.[૧૬] હે રાજેંદ્ર! હું પ્રથમ બીજાની સ્ત્રી થઇને પછી તમારી પાસે આવી નથી. હે શાલ્વ! હું સત્ય કહું છું અને હૃદયનો સ્પર્શ કરીને સત્યથી સોગન ખાઉં છું.[૧૭] હે વિશાળ નેત્રવાળા રાજેંદ્ર! બીજા કોઇને પણ ન વરેલી હું કન્યા છું; અને તમારી કૃપા મેળવવાની ઇચ્છાથી પોતે ચાલીને તમારી પાસે આવી છું; માટે તમે મને સ્વીકારો કરો.[૧૮]

હે ભરતશ્રેષ્ઠ દુર્યોધન ! કાશિરાજની પુત્રી અંબાએ આ પ્રમાણે વિનવણી કરી તોપણ શાલ્વરાજાએ તેને સ્વીકારી નહિ; પણ સાપ જેમ જૂની કાંચળીનો ત્યાગ કરે તેમ તેનો ત્યાગ કર્યો.[૧૯] હે ભરતશ્રેષ્ઠ ! અંબાએ અનેક પ્રકારનાં વચનોથી રાજાની યાચના કરી; પરંતુ શાલ્વરાજાએ તે કન્યા ઉપર વિશ્વાસ રાખ્યો નહિ,[૨૦] ત્યારે કાશિરાજાની તે વડીલ પુત્રી ક્રોધાયમાન થઇ અને આંખમાં આંસુ લાવી ગળગળી વાણીથી બોલીઃ–[૨૧] "હે રાજા! તમે મારો ત્યાગ કરો છો તો હું જાઉં છું; અને સત્ય નિત્ય છે, તેથી કહું છું કે, હું જ્યાં જ્યાં જઈશ ત્યાં ત્યાં સત્પુરુષો મારા રક્ષક થશે."[૨૨] હે દુર્યોધન ! એ પ્રમાણે તે કન્યા બોલતી હતી અને દયાજનક સ્વરથી રડતી હતી, તોપણ શાલ્વરાજાએ તેનો ત્યાગ કર્યો;[૨૩] અને તે વારંવાર તેને કહેવા લાગ્યો કે, 'હે સુંદર નિતંબવાળી ! તને ભીષ્મે સ્વીકારી છે અને હું ભીષ્મથી ભય પામું છું; માટે તું અહીંથી જા ! ચાલી જા !' આ પ્રમાણે ટુંકી દૃષ્ટિવાળા શાલ્વે કહ્યું, ત્યારે દીન થયેલી અંબા ટીટોડીની પેઠે વિલાપ કરતી નગરની બહાર નીકળી."

ભીષ્મે કહ્યુંઃ–દુઃખી થયેલી અંબા નગરમાંથી નીકળતાં મનમાં વિચારવા લાગી કેઃ–'અરેરે ! આ પૃથ્વી ઉપર મારા કરતાં અધિક સંકટમાં પડેલી બીજી કોઇ તરુણી નહિ હોય.[૨૬]હું બંધુઓથી વિખૂટી પડી છું; શાલ્વ રાજાએ મને હાંકી કાઢી છે અને હવે હું પાછી હસ્તિનાપુરમાં પણ જઇ શકું તેમ નથી;[૨૭] કારણ કે મારા

આગ્રહથીજ ભીષ્મે મને શાલ્વ પાસે જવાની આજ્ઞા આપી છે. આ સંબંધમાં હવે હું પોતાને દોષ આપું કે દુર્જય ભીષ્મને દોષ આપું ?[28] અથવા જેણે મારો સ્વયંવર કર્યો તે મારા મૂર્ખ પિતાને દોષ આપું ? મને લાગે છે કે, આ દોષ મેં પોતેજ ઉભો કર્યો છે; કારણ કે દારુણ યુદ્ધ થવા લાગ્યું તે વખતે હું શાલ્વ પાસે જવામાટે ભીષ્મના રથમાંથી કૂદી પડી નહિ, પણ મૂઢની પેઠે બેસી રહી તેનુંજ આ ફળ મને મળ્યું છે. મને બળાત્કારથી લઇ જનારા ભીષ્મને ધિક્કાર હો! અને મારા મૂઢ બુદ્ધિવાળા પિતાને પણ ધિક્કાર હો! કારણ કે જેણે પરાક્રમરૂપ મૂલ્યવડે મને વારાંગનાની પેઠે વેચવા મૂકી દીધી ![29-31] અથવા મનેજ ધિક્કાર હો ! અથવા શાલ્વ રાજાને ધિક્કાર હો, અને વિધાતાને પણ ધિક્કાર હો! કારણકે તેઓના અવિચારીપણાને લીધે હું આ મોટી આપત્તિમાં આવી પડી છું.[32] મનુષ્ય પોતાનાં ભાગ્યોનેજ ભોગવે છે, એટલે આમાં મારૂં દુર્દૈવ ખરૂંજ; તોપણ મારાપર આ અનર્થ આવી પડયો તેનો આરંભ તો શાંતનુના પુત્ર ભીષ્મથીજ થયો, માટે હવે મારે તપવડે અથવા યુદ્ધવડે ભીષ્મને આનો બદલો આપવો એમ મને લાગે છે. મારૂં માનવું છે કે,મારા દુઃખનું કારણ તેજ છે;[33,34] પરંતુ કયો રાજા યુદ્ધમાં ભીષ્મને જિતવા સમર્થ થાય ? કોઈ પણ નહિ.”

આ પ્રમાણે તે કન્યા મનમાં નિશ્ચય કરીને નગરમાંથી બહાર નીકળી;[35] અને પુણ્યશીલ તપસ્વી મહાત્માઓના આશ્રમમાં ગઈ. ત્યાં તેણે તપસ્વીઓથી વીંટાઈને તે રાત્રિ વીતાવી.[36] હે ભારત ! હે મહાબાહુ ! શુદ્ધ હાસ્યવાળી અંબાએ તે તપસ્વીઓની આગળ પોતાને વીતેલી સર્વ વાત વિસ્તારથી કહી સંભળાવી. પોતાને ભીષ્મ હરી ગયા, તેમણે ત્યાગ કર્યો અને શાલ્વે પણ વિદાય કરી, આ સર્વ અંબાએ કહ્યું.[36,37] તે વખતે ત્યાં ઉત્તમ વ્રતવાળા, શ્રૌતસ્માર્ત કર્મમાં કુશળ, તપોવૃદ્ધ, શાસ્ત્ર તથા ઉપનિષદમાં ગુરુ એવા એક મહાત્મા મુનિ હતા.[38] તે મહાતપસ્વી શૈખાવત્ય મુનિએ, દુઃખ તથા શોકમાં મગ્ન થયેલી અને નિસાસા નાખતી તે આતુર સતી બાળાને કહ્યું કેઃ–[39] ‘હે મહાભાગ્યવાળી કલ્યાણિ! તારી આવી સ્થિતિમાં આશ્રમવાસી તપસ્વી મહાત્માઓ શું કરી શકે ? તેઓ તો નિત્ય તપશ્ચર્યાપરાયણજ રહે છે.’[40] હે રાજા ! તે સાંભળીને અંબા બોલીઃ–‘આપ મારા ઉપર કૃપા કરો. હું સંન્યાસને યોગ્ય કર્મો કરી દુશ્ચર તપ કરવાની ઇચ્છા રાખું છું.[41] મેં મૂર્ખીએ પૂર્વના દેહમાં જે કર્મો કરેલાં તે અવશ્ય પાપકર્મો હોવાં જોઇએ. ખરેખર, તે કર્મોનુંજ આ ફળ છે.[42] હે તપસ્વીઓ ! હું હવે મારા સંબંધીઓની પાસે જવાની ઇચ્છા રાખતી નથી. શાલ્વે મારૂં અપમાન કરીને મને કાઢી મૂકી છે, તેથી હું કેવળ નિરુત્સાહ થઇ ગઇ છું.[43] હે નિષ્પાપ મુનિઓ! તમે દેવસમાન છો. હું તમારી પાસેથી તપમાં હિતકર ધર્મનો ઉપદેશ ગ્રહણ કરવાની ઇચ્છા રાખું છું; માટે આપ મારા ઉપર કૃપા કરો.’[44]

અંબાનું કહેવું સાંભળીને તે મુનિએ વેદ, યુક્તિ તથા લૌકિક ઉદાહરણોથી તેનું સાંત્વન કર્યું અને બ્રાહ્મણોની સાથે તેનું કાર્ય કરી આપવા વચન આપ્યું.[45]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં “શૈખાવત્ય અને અંબાનો સંવાદ” એ વિષયનો અધ્યાય ૧૭૫ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૬ મો

### હોત્રવાહન અને અંબાનો સંવાદ

॥ भीष्म उवाच ॥

ततस्ते तापसाः सर्वे कार्यवंतोऽभवंस्तदा ।
तां कन्यां चिंतयंतस्ते किं कार्यमिति धर्मिणः

ભીષ્મે કહ્યુંઃ–તે પછી સર્વ ધર્મિષ્ઠ તપસ્વીઓ કાર્ય કરવા તત્પર થયા અને તે કન્યાને માટે શું કરવું, તેનો વિચાર કરવા લાગ્યા.[1] તેમાં કેટલાએક તપસ્વીઓએ કહ્યું કે,આ કન્યાને એના બાપને ઘેર લઈ જાઓ. કેટલાએક વ-

પસ્વીઓએ મને ઠપકો આપવાનો વિચાર જણાવ્યો.[૨] કેટલાએક શાલ્વરાજાની પાસે જઇને તેને આ કન્યા સોંપવી એવો અભિપ્રાય જણાવવા લાગ્યા; ત્યારે કેટલાએકે પોતાનો વિચાર જણાવ્યો કે, શાલ્વે એ કન્યાને અપમાનપૂર્વક કાઢી મૂકી છે માટે તેને ત્યાં જવું યોગ્ય નથી.[૩] આ પ્રમાણે મતભેદ ઉત્પન્ન થયો, ત્યારે ફરી ઉત્તમ વ્રતવાળા સર્વ તપસ્વીઓએ તે કન્યાને કહ્યું કે:–'હે કલ્યાણિ! આ સ્થિતિમાં બુદ્ધિમાન તપસ્વીઓ શું કરી શકે?[૪] તોપણ હે ભદ્રે! તું સંન્યાસધર્મનો વિચાર માંડી વાળ અને અમારાં હિતકારક વચનને સાંભળ. તારૂં કલ્યાણ થાઓ! તું અહીંથી તારા પિતાને ઘેર જ જા.[૫] તારા પિતા રાજા છે, તે તારેમાટે આગળ જે કરવા યોગ્ય હશે તે કરશે. હે કલ્યાણિ! સર્વ ગુણોવાળી તું ત્યાં સુખથી નિવાસ કરીશ.[૬] હે ભદ્રે! તારેમાટે પિતાનો આશ્રય જેવો ન્યાયયુક્ત ગણાય, તેવો બીજાનો આશ્રય ન્યાયયુક્ત ગણાય નહિ. હે સુંદર વર્ણવાળી! સ્ત્રીને પતિ અથવા પિતા–આ બેજ આશ્રયસ્થાન છે. તેમાં સારી સ્થિતિમાં પતિ અને વિપરીત સ્થિતિમાં પિતા આધારરૂપ છે. આ સંન્યાસચર્યા બહુ કષ્ટદાયક છે, તેમાં પણ તને સુકુમારીને વિશેષ કષ્ટદાયક છે.[૭,૮] હે ભામિનિ! તું રાજપુત્રી હોવાથી સ્વાભાવિક રીતે સુકુમાર છે અને વળી કુમારી છે, તેથી તને એ સંન્યાસચર્યા બહુ દુઃખદાયક થઈ પડશે. હે સુંદર વર્ણવાળી કલ્યાણિ! આશ્રમવાસમાં બહુ દોષો રહેલા છે.[૯] તે દોષો આશ્રમમાં રહેવાથી તને પ્રાપ્ત થશે; પણ પિતાને ઘેર રહેવાથી લાગશે નહિ.' પછી બીજા તપસ્વીઓ તે તપસ્વિનીને કહેવા લાગ્યા કે:–[૧૦] 'તને અહીં નિર્જન ગહન વનમાં એકલી જોઈને રાજાઓ તારી માગણી કરશે, માટે તું વનમાં રહેવાનો વિચાર માંડી વાળ'.[૧૧]

અંબાએ કહ્યું:–મારાથી હવે કાશિ નગરમાં મારા પિતાને ઘેર જઈ શકાય તેમ નથી; કારણકે ત્યાં જવાથી ખરેખર મારા બાંધવો મારૂં અપમાન કરશે.[૧૨] હે તપસ્વીઓ! હું બાલ્યાવસ્થામાં પિતાને ઘેર માનમાં રહી હતી, તેથી હવે આ સ્થિતિમાં હું જ્યાં મારા પિતા છે ત્યાં જઈશ નહિ. તમારૂં કલ્યાણ થાઓ! હું તો હવે તપસ્વીઓના રક્ષણહેઠળ રહીને તપ કરવાની ઇચ્છા રાખું છું,[૧૩] કે જેમ કરવાથી બીજા જન્મમાં પણ આ પ્રમાણે સુખને નાશ પમાડનારૂં મારૂં દુર્ભાગ્ય ઘડાય નહિ. હે તાપસશ્રેષ્ઠો! આ હેતુથી હું તપશ્ચર્યાજ કરીશ.'[૧૪]

ભીષ્મે કહ્યું:–આ પ્રમાણે અંબાએ કહ્યું, ત્યારે બ્રાહ્મણો તે સંબંધમાં યથાયોગ્ય કાર્યનો વિચાર કરવા લાગ્યા. એટલામાં તપસ્વી રાજર્ષિ હોત્રવાહન તે વનમાં આવી પહોંચ્યા.[૧૫] સર્વ તપસ્વીઓએ સ્વાગત, આસન, જળ વગેરેથી તે રાજાનો સત્કાર કર્યો.[૧૬] જ્યારે રાજા આસન ઉપર બેસી, વિશ્રાંતિ લઇને સ્વસ્થ થયા, ત્યારે તેના સાંભળતાં વનવાસીઓ ફરી કન્યાના સંબંધમાં વાતો કરવા લાગ્યા.[૧૭] હે ભારત! કાશિરાજની તથા અંબાની તે કથા સાંભળીને મહાતેજસ્વી રાજર્ષિ હોત્રવાહન મનમાં ઉદ્વેગ પામ્યા.[૧૮] કન્યાને તે પ્રમાણે બોલતી સાંભળીને તથા તેને જોઈને મહાતપસ્વી રાજર્ષિ મહાત્મા હોત્રવાહનના મનમાં દયા ઉત્પન્ન થઇ. હે રાજા! એ હોત્રવાહન અંબાની માના બાપ થતા હતા. તે ધ્રૂજતા ધ્રૂજતા ઉઠયા અને કન્યાને ખોળામાં લઇને આશ્વાસન આપવા લાગ્યા. તેમણે અંબાને આ દુઃખની ઉત્પત્તિ આરંભથી અંતસુધી પૂરેપૂરી પૂછી અને અંબાએ તેમને એ વૃત્તાંત જે પ્રમાણે બન્યો હતો, તે પ્રમાણે વિસ્તારથી કહી સંભળાવ્યો.[૧૯–૨૧] તે સાંભળીને મહાતપસ્વી હોત્રવાહન રાજર્ષિ દુઃખ તથા શોકથી ઘેરાઇ ગયા અને તેમણે કન્યાનું કાર્ય કરી આપવા નિશ્ચય કર્યો.[૨૨] અતિ દુઃખી થયેલા હોત્રવાહને ધ્રૂજતાં ધ્રૂજતાં તે દીન કન્યાને કહ્યું કે:–'હે કલ્યાણિ! તું હવે પિતાને ઘેર જઇશ નહિ. હું તારી માનો બાપ છું.[૨૩] તું મારી પાસે રહે; હું તારૂં દુઃખ જરૂર દૂર કરીશ. તું આ પ્રમાણે સૂકાય છે, તેથી હે પુત્રિ! તારૂં મન દુઃખથી ભરેલું લાગે છે.[૨૪] તું મારા કહેવાથી જ-

મદગ્નિના તપસ્વી પુત્ર પરશુરામની પાસે જા. તે તારા મોટા દુઃખને તથા શોકને દૂર કરશે.[૨૫] ભીષ્મ જો પરશુરામનું કહેવું માનશે નહિ, તો તે રણમાં ભીષ્મનો નાશ કરશે; માટે તું તે ભૃગુકુળમાં શ્રેષ્ઠ તથા પ્રલયાગ્નિના જેવા તેજસ્વી પરશુરામની પાસે જા.[૨૬] તે મહાતપસ્વી તને યોગ્ય રસ્તે લાવી મૂકશે.'

તે સાંભળીને વારંવાર સુંદર સ્વરપૂર્વક આંસુ ટપકાવતી અંબા પોતાની માતાના પિતા હોત્રવાહનને કહેવા લાગીઃ–'હું તમને મસ્તકવડે પ્રણામ કરીને તમારી આજ્ઞાથી જઈશ;[૨૮] પરંતુ મને તે લોકવિખ્યાત આર્ય પરશુરામનાં આજે ક્યાં દર્શન થશે ? અને તે મારૂં તીવ્ર દુઃખ કેવી રીતે નાશ પમાડશે ? એ હું જાણુવા ઇચ્છું છું, કે જે જાણીને હું ત્યાં જાઉં.[૨૯]

હોત્રવાહને કહ્યુંઃ–' હે કલ્યાણિ ! તું પરશુરામને મહાવનમાં જોઇશ. તે મહાબળવાન તથા સત્યપ્રતિજ્ઞાવાળા રામ,મહેંદ્ર પર્વત ઉપર ઉગ્ર તપ કરતા નિત્ય નિવાસ કરે છે અને ત્યાં વેદવેત્તા ઋષિઓ, ગંધર્વો તથા અપ્સરાઓ પણ રહે છે.[૩૦,૩૧] તારૂં કલ્યાણ થાઓ ! તું ત્યાં જા અને તે દૃઢ વ્રતવાળા તપોવૃદ્ધ મુનિને મસ્તકવડે પ્રણામ કરીને તેમને મારૂં વચન કહેજે.[૩૨] પછી હે કલ્યાણિ ! તું તારૂં ધારેલું કાર્ય કહેજે. મારૂં નામ લેવાથી રામ તારૂં સર્વ કામ કરશે. હે વત્સા! રામ મારા પ્રેમાળ મિત્ર છે.વળી તે મારા સુહૃદ્ જમદગ્નિના વીરપુત્ર પરશુરામ સર્વ શસ્ત્રધારીઓમાં પણ શ્રેષ્ઠ છે,માટે તારૂં કાર્ય અવશ્ય કરશે.

હોત્રવાહન રાજા આ પ્રમાણે કન્યાને કહેતા હતા, એટલામાં ત્યાં પરશુરામના પ્રિય અનુચર અકૃતવ્રણ આવી પહોંચ્યા.[૩૩-૩૫] તેને જોઇને ત્યાં બેઠેલા હજારો મુનિઓ તથા સંજયવંશના વયોવૃદ્ધ રાજા હોત્રવાહન–એ સર્વે ઉઠીને ઉભા થયા.[૩૬] હે ભરતશ્રેષ્ઠ ! તે પછી એકબીજાને નમસ્કાર વગેરે કરીને તે વનવાસી મુનિઓ અકૃતવ્રણને વીંટાઇને બેઠા.[૩૭] હે રાજેંદ્ર ! પછી પ્રીતિ તથા હર્ષયુક્ત થયેલા તે મુનિઓ આનંદથી ઉત્તમ, દિવ્ય તથા મનોહર જુદી જુદી કથાઓ કરવા લાગ્યા.[૩૮] કથાઓ સમાપ્ત થયા પછી મહાત્મા હોત્રવાહન રાજર્ષિએ અકૃતવ્રણને મહર્ષિઓમાં શ્રેષ્ઠ પરશુરામની ખબર પૂછીઃ–[૩૯] 'હે મહાબાહુ ! જમદગ્નિના પ્રતાપી પુત્ર પરશુરામ હમણાં ક્યાં છે? હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ અકૃતવ્રણ! તેમનાં દર્શન થઈ શકશે?'

અકૃતવ્રણે કહ્યુંઃ–' હે સમર્થ રાજા ! સંજય રાજર્ષિ હોત્રવાહન મારા પ્રિય મિત્ર છે.' એ પ્રમાણે કહીને પરશુરામ વારંવાર તમારૂંજ કીર્તન કર્યા કરે છે.[૪૧] મને લાગે છે કે, કાલે સવારેજ પરશુરામ તમારાં દર્શનની આકાંક્ષાથી અહીં આવી પહોંચશે અને તમેઆ સ્થળમાંજ તેમનાં દર્શન કરશો.[૪૨] હે રાજર્ષિ ! આ કન્યા કોની છે? તમારી શું થાય છે? અને અહીં વનમાં શામાટે આવી છે? એ હું જાણુવાની ઇચ્છા રાખું છું.'[૪૩]

હોત્રવાહને કહ્યુંઃ–' હે વિભો ! આ મારી પુત્રીની પુત્રી છે અને કાશિરાજની વહાલી મોટી પુત્રી છે. હે નિષ્પાપ! એ કન્યા પોતાની બે બહેનોની સાથે સ્વયંવરમાં ઉભી હતી.[૪૪] હે તપોધન! કાશિપતિની આ મોટી પુત્રી,અંબા નામથી વિખ્યાત છે અને અંબિકા તથા અંબાલિકા એ બન્ને આનાથી નાની છે.[૪૫] હે વિપ્રર્ષિ! આ કન્યાઓને માટે કાશીપુરીમાં પૃથ્વી ઉપરના ક્ષત્રિયો એકઠા થયા હતા અને ત્યાં મોટો ઉત્સવ ચાલી રહ્યો હતો.[૪૬] એટલામાં મહાતેજસ્વી તથા મહા વીર્યવાન શાંતનુપુત્ર ભીષ્મે તે રાજાઓને તુચ્છ ગણી ત્રણે કન્યાઓને હરી લીધી.[૪૭] આ રીતે ભરતવંશી વિશુદ્ધાત્મા ભીષ્મ એકઠા મળેલા રાજાઓને હરાવીને તે કન્યાઓની સાથે હસ્તિનાપુર આવ્યા[૪૮] અને કન્યાઓ સત્યવતીને અર્પણ કરી તથા પોતાના ભાઈ વિચિત્રવીર્યનાં લગ્ન તે કન્યાઓ સાથે કરવાની આજ્ઞા આપી.[૪૯] જ્યારે હે દ્વિજશ્રેષ્ઠ ! આ કન્યા અંબાએ વિચિત્રવીર્યને પીઠી ચોળી લગ્નને માટે તૈયાર થયેલો દીઠો, ત્યારે મંત્રીઓની વચ્ચે ગંગાપુત્ર ભીષ્મને તેણે કહ્યું કેઃ–[૫૦] ' હે ધર્મજ્ઞ! મેં મારા મનથી વીર શાલ્વરાજને પતિતરીકે સ્વીકાર્યો છે, માટે બીજા પુરુષમાં મન-

વાળી મને તમે પોતાના ભાઈની સાથે પરણાવશો નહિ.'[૫૧] તે સાંભળીને ભીષ્મે મંત્રીઓની સાથે વિચાર કરીને સત્યવતીની સંમતિથી નિશ્ચય ઉપર આવી આ કન્યાને શાલ્વરાજ પાસે જવાની રજા આપી.[૫૨] ભીષ્મે આજ્ઞા આપી એટલે આ કન્યા ખુશી થતી થતી સૌભપતિ શાલ્વની પાસે આવી અને તેને સમયોચિત વચન કહેવા લાગીઃ-[૫૩]' હે મહારાજા! મેં મારા મનવડે પ્રથમથી તમને પતિતરીકે સ્વીકાર્યા છે, એ વાત જાણીને ભીષ્મે મને તમારી પાસે આવવાની રજા આપી છે; માટે હવે તમે મારી સાથે લગ્ન કરીને ધર્મને સાધો.'[૫૪] આવું કન્યાએ કહ્યું, પરંતુ શાલ્વે એના ચારિત્ર્યમાટે શંકિત થઈને એને તિરસ્કારપૂર્વક કાઢી મૂકી; એટલે એ આ તપોવનમાં આવી છે અને મોટું તપ કરવા તૈયાર થઈ છે.[૫૫]એણે પોતાનો વંશ કહ્યો તેથી મેં એને મારી દૌહિત્રીતરીકે ઓળખી છે અને એ કન્યા પોતાના આ દુઃખની ઉત્પત્તિમાં ભીષ્મનેજ કારણરૂપ માને છે.[૫૬]

તે સાંભળીને અંબા બોલીઃ-' હે ભગવન્! રાજા જે પ્રમાણે કહે છે, તે પ્રમાણેજ આ વાત છે. સંજય હોત્રવાહન મારી માતાના પિતા થાય છે.[૫૭] હે તપરૂપી ધનવાળા મહામુનિ! હું અપમાનના ભયથી તથા લજ્જાથી પોતાના પિતાના નગરમાં પાછી જવા ઉત્સાહ ધરાવતી નથી;[૫૮] માટે હે દ્વિજશ્રેષ્ઠ! હે ભગવન્! હવે તો ભગવાન પરશુરામ મને જે કાર્ય કરવાનું કહે, તેજ મારૂં ઉત્તમ કર્તવ્ય છે, એમ હું માનું છું.'[૫૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "હોત્રવાહન અને અંબાનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૭૬ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૭ મો

### અંબા અને પરશુરામનો સંવાદ

॥ अ[illegible]तव्रण उवाच ॥

दुःखद्वयमिदं भद्रे कत[illegible]स्य चि[illegible]र्पसि ॥
[illegible]तिकर्तव्यम[illegible] तत्त्वं वत्से वदस्व मे॥१॥

અકૃતવ્રણે કહ્યુંઃ-' હે કલ્યાણિ! હે અબળા! હમણાં તને બે દુઃખ છે. તે બેમાંથી તું કયા દુઃખનો ઉપાય કરવા ઇચ્છે છે? હે વત્સા! તે તું મને કહે.[૧] હે ભદ્રે! જો તું, સૌભપતિ શાલ્વ તારી સાથે લગ્ન કરે, એવી પ્રેરણા કરાવવાની ઇચ્છા રાખતી હોય, તો મહાત્મા પરશુરામ તારા હિતની ઇચ્છાથી તેને તેવી આજ્ઞા કરશે;[૨]અને જો તું બુદ્ધિમાન પરશુરામથી રણમાં ગંગાપુત્ર ભીષ્મને હારેલા જોવા ઇચ્છતી હોય તો ભૃગુવંશી રામ તે પણ કરે તેમ છે.[૨,૩] હે શુદ્ધ હાસ્યવાળી! આ રાજા હોત્રવાહનનું અને તારૂં કહેવું સાંભળ્યા પછી, આ સંબંધમાં જે કાર્ય અવશ્ય કરવા જેવું હોય તેનો આજેજ વિચાર કરી રાખવો ઠીક છે.'[૪]

અંબાએ કહ્યુંઃ-' હે ભગવન્! ભીષ્મ મારા મનનો અભિપ્રાય જાણ્યાવિના મને હરી ગયા હતા. હે બ્રહ્મન્! મારૂં મન શાલ્વ રાજામાં જોડાયલું છે, એ વાત ભીષ્મ જાણતા ન હતા.[૫] તમે આ વાતનો મનમાં સારી રીતે વિચાર કરીને એક નિશ્ચય કરો અને તે પછી જે યોગ્ય હોય તે ઉપાય કરો.[૬] હે બ્રહ્મન્! કુરુસિંહ ભીષ્મનો પરાભવ કરવો અથવા શાલ્વરાજ પાસે લગ્ન કરાવવું અથવા એ બન્ને કામ કરવાં, એ સંબંધમાં જે યોગ્ય લાગે તે કરો.[૭] મેં તો આ મારા દુઃખનું કારણ યથાર્થ રીતે આપને નિવેદન કર્યું; હવે હે ભગવન્! એ સંબંધમાં જે ઉપાય કરવો હોય તે આપ યુક્તિથી કરો.'[૮]

અકૃતવ્રણે કહ્યુંઃ-' હે કલ્યાણિ! હે સુવર્ણાંગિ! તું આ પ્રમાણે ધર્મને અનુસરીને જે વચન કહે છે, તે યોગ્યજ છે. હવે તું મારૂં કહેવું સાંભળ.[૯] હે ભીરુ! જો ભીષ્મ તને હસ્તિનાપુર લઈ ગયા ન હોત તો પરશુરામની પ્રેરણાથી શાલ્વરાજ મસ્તક નમાવીને તને ગ્રહણ કરત;[૧૦] પરંતુ હે કલ્યાણિ સ્ત્રિ! ભીષ્મ તને જિતીને લઈ ગયા હતા, તેથી હે સુંદરિ! શાલ્વરાજને તારા ઉપર સંદેહ ઉત્પન્ન થયો છે.[૧૧] વળી ભીષ્મ પુરુષપણાનું અભિમાન રા-

ખનારા તથા યુદ્ધવિજયથી પ્રકાશી નીકળ્યા છે; માટે તારે ભીષ્મ પાસેથી બદલો લેવો એજ યોગ્ય છે.

અંબાએ કહ્યું:–' હે બ્રહ્મન્ ! મારા હૃદયમાં પણ નિત્ય એજ અભિલાષા રહ્યા કરે છે કે, હું રણમાં ભીષ્મનો જો નાશ કરાવું તો સારું; તોપણ હે મહાબાહુ ! તમે ભીષ્મ અથવા શાલ્વરાજ એ બેમાંથી જેને દોષયુક્ત ગણતા હો અને જેને લીધે મને અત્યંત દુઃખ પ્રાપ્ત થયું એમ માનતા હો તેનેજ શિક્ષા કરો.' ૧૨-૧૪

ભીષ્મે કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ દુર્યોધન ! આ પ્રમાણે વાતો કરતાં તેઓનો તે દિવસ ગયો તથા સુખકર શીતોષ્ણ વાયુવાળી રાત્રિ પણ વીતી ગઇ.[૧૫] હે રાજા ! પ્રભાત થતાંજ જટા તથા ચીરને ધારણ કરનારા અને તેજવડે ઝળહળતા પરશુરામ મુનિ શિષ્યોથી વીંટાઇને ત્યાં આવી પહોંચ્યા.[૧૬] હે રાજવંશી ! ઉદાર અંતઃકરણવાળા અને શુદ્ધ તે મુનિ હાથમાં ધનુષ, તલવારતથા ફરસી ધારણ કરીને હોત્રવાહન રાજાની પાસે આવ્યા.[૧૭] હે રાજા ! તપસ્વીઓ, મહાતપસ્વી રાજા હોત્રવાહન અને તપસ્વિની કન્યા અંબા એ સર્વે તેમને જોઈ હાથ જોડીને ઉભાં થયાં;[૧૮] અને તેઓએ એકાગ્ર ચિત્તથી મધુપર્કપૂર્વક ભૃગુવંશી રામની પૂજા કરી. યથાવિધિ પૂજન થયા પછી રામ તે સર્વની સાથેજ ત્યાં બેઠા.[૧૯] પછી હે દુર્યોધન ! પરશુરામ તથા હોત્રવાહન રાજા એ બન્ને પૂર્વે થઇ ગયેલી વાતો કરવા લાગ્યા.[૨૦] તે વાતો પૂરી થયા પછી યોગ્ય સમય મળતાં રાજર્ષિ હોત્રવાહને મહા બળવાન ભૃગુશ્રેષ્ઠ પરશુરામને અર્થયુક્ત મધુર વાણીથી કહ્યું કે:–[૨૧] 'હે કાર્યકુશળ રામ! આ મારી દૌહિત્રી અને કાશિરાજની પુત્રી છે. હે પ્રભો ! એનું એક કાર્ય છે, તે તમે યથાર્થ રીતે સાંભળો.'[૨૨] તે સાંભળીને રામે તે કન્યાને કહ્યું કે, ' તારે જે કહેવું હોય તે તું કહે. ' રામની આજ્ઞા થતાં તે કન્યા પ્રજ્વલિત અગ્નિના જેવા રામને પોતાની વાત કહેવા તૈયાર થઇ.[૨૩] પ્રથમ તેણે રામના શ્રેષ્ઠ ચરણમાં પ્રણામ કર્યાં અને તે પોતાના કમળની પાંખડી જેવા બે હાથથી રામના ચરણનો સ્પર્શ કરીને આગળ ઉભી રહી.[૨૪] પછી અશ્રુથી વ્યાકુળ નેત્રવાળી શોકગ્રસ્ત તે કન્યા રડવા લાગી અને શરણાગતરક્ષક પરશુરામને શરણે ગઇ.'[૨૫]

રામે કહ્યું:–' હે રાજપુત્રિ ! તું જેમ આ સંજયની છે, તેમ મારી પણ છે; માટે તું તારા મનમાં જે દુઃખ હોય તે કહે, હું તારા કહેવા પ્રમાણે કરીશ. '[૨૬]

અંબાએ કહ્યું:–"હે ભગવન્ ! હું,મહાવ્રતવાળા તમારે શરણે આવી છું. હે વિભો ! હું શોકના કાદવરૂપી ઘોર સાગરમાં ડૂબી છું, તેમાંથી મારો ઉદ્ધાર કરો."[૨૭]

ભીષ્મે કહ્યું:–પરશુરામ તે કન્યાનું અલૌકિક તરુણરૂપ, તરુણ શરીર અને પરમ સુકુમારતા જોઇને ચિંતાપરાયણ થયા;[૨૮] અને કૃપાવ્યાપ્ત થયેલા તે 'આ કન્યા શું કહેશે?' એ સંબંધમાં ઘણો વખત વિચારમગ્ન થઇ ગયા.[૨૯] પછી રામે ફરી કન્યાને 'તારો વૃત્તાંત કહે' એમ પ્રેરણા કરી, ત્યારે તે શુદ્ધ હાસ્યવાળી કન્યાએ પરશુરામને ખરેખરી બનેલી સર્વ વાત કહી સંભળાવી.[૩૦] રાજપુત્રીનું કહેવું સાંભળીને પરશુરામે કાર્યનો નિર્ણય કરી તે સુંદરીને કહ્યું.[૩૧]

રામે કહ્યું:–'હે ભાવિનિ! હું તને કુરુશ્રેષ્ઠ ભીષ્મની પાસેજ પાછી મોકલીશ. તે રાજા મારું કહેવું સાંભળીને તે પ્રમાણે કરશે;[૩૨] છતાં જો ગંગાપુત્ર મારા કહેવા પ્રમાણે નહિ કરે તો, હે ભદ્રે ! હું રણમાં શસ્ત્રતેજ અમાત્યોસહિત ભીષ્મને બાળી નાખીશ;[૩૩]અથવા હે રાજપુત્રિ! તારી ત્યાં જવું ન હોય તો હું વીર શાલ્વરાજને તારીસાથે લગ્ન કરવા આજ્ઞા કરીશ.'[૩૪]

અંબાએ કહ્યું:–'હે ભૃગુનંદન ! પ્રથમથી મારો પ્રેમ તથા મારી ઇચ્છા શાલ્વરાજપ્રત્યે છે, એ સાંભળતાંજ ભીષ્મે મને વિદાય કરી દીધી.[૩૫] હું ત્યાંથી સૌભરાજ શાલ્વની પાસે આવી અને મારા ચારિત્ર્ય ઉપર શંકિત થયેલા તે રાજાએ મારો સ્વીકાર કર્યો નહિ, ત્યારે મેં તેને કેટલાંએક ન કહેવાનાં વચન પણ કહી દીધાં,

છતાં તે પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ.[૩૬] હે ભૃગુનંદન ! તમે પોતાની બુદ્ધિથી આ સર્વ વાતનો નિશ્ચય કરીને પછી એ સંબંધમાં જે ઉપયોગી કાર્ય હોય તેનો વિચાર કરવા યોગ્ય છો.[૩૭] મને તો મારા આ દુઃખનું મૂળ કારણ મહાવ્રતી ભીષ્મ છે, એમ લાગે છે; કારણકે તેણેજ સ્વયંવર વખતે બળાત્કારથી મને ઉંચકીને પોતાને આધીન કરી હતી.[૩૮] હે મહાબાહુ! હે ભૃગુશ્રેષ્ઠ! જે ભીષ્મને લીધે હું આવા દુઃખમાં પડી છું અને મહાકષ્ટ ભોગવતી ફરૂં છું તે ભીષ્મનો તમે નાશ કરો.[૩૯] હે નિષ્પાપ ભાર્ગવ ! ભીષ્મ લોભી, નીચ તથા યુદ્ધવિજયથી પ્રકાશી નીકળ્યો છે;માટે તમારે તેની પાસેથી બદલો લેવો યોગ્ય છે.[૪૦] હે વિભો ! જે વખતે ભીષ્મે બળાત્કારથી મારૂં હરણ કરવારૂપી મારો નાશ કરવા માંડયો, તે વખતેજ મારા હૃદયમાં એવો સંકલ્પ થયો કે, મારે મહાવ્રતી ભીષ્મનો નાશ કરાવવો;[૪૧] માટે હે નિષ્પાપ ! તમે હવે મારો સંકલ્પ સફળ કરો. હે મહાબાહુ ! ઇંદ્રે જેમ વૃત્રાસુરનો નાશ કર્યો, તેમ તમે ભીષ્મનો નાશ કરો.[૪૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "રામ તથા અંબાનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૭૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૭૮ મો

### પરશુરામ તથા ભીષ્મ યુદ્ધમાટે કુરુક્ષેત્રમાં ગયા.

**॥ भीष्म उवाच ॥**

**एवमुक्तस्तदा रामो जहि भीष्ममिति प्रभो ।**
**उवाच रुदतीं कन्यां चोदयंतीं पुनः पुनः॥१॥**

ભીષ્મે કહ્યું:– હે રાજા ! કન્યાએ એ પ્રમાણે કહ્યું અને તે 'ભીષ્મને મારો' એમ વારંવાર પરશુરામને પ્રેરણા કરી રડવા લાગી, ત્યારે રામે તેને કહ્યું કેઃ–[૧] 'હે સુવર્ણાંગિ ! હે કાશિરાજની પુત્રિ! હું બ્રહ્મવેત્તા બ્રાહ્મણોનાં કાર્યવિના પોતાની ઇચ્છાથી શસ્ત્રગ્રહણ કરતો નથી; માટે કહે, હું શસ્ત્રવિનાનું બીજું તારૂં કયું કાર્ય કરૂં ?[૨] હે નિર્દોષ અંગવાળી રાજપુત્રિ! ભીષ્મ અને શાલ્વ એ બન્ને મારી વાણીથી આધીન થશે;માટે હું તારૂં કામ કરી આપીશ; તું શોક કર નહિ.[૩] હે ભાવિનિ! હું બ્રાહ્મણોની આજ્ઞાવિના કોઇપણ રીતે શસ્ત્ર ગ્રહણ કરીશ નહિ; કારણકે મેં એવો નિયમ કર્યો છે.[૪]

અંબાએ કહ્યું–" હે સમર્થ રામ ! આપે કોઈપણ રીતે મારૂં દુઃખ દૂર કરવું જોઇએ. મારૂં દુઃખ ભીષ્મથીજ ઉત્પન્ન થયું છે; માટે તમે તેનો નાશ કરો. વિલંબ કરો નહિ."[૫]

રામે કહ્યું:–' હે કાશિરાજની પુત્રિ ! તું વિચાર કરીને ફરી બોલ. ભીષ્મ મસ્તકવડે વંદન કરવા યોગ્ય છે, છતાં તે મારી વાણીથી તારા બન્ને ચરણોમાં વંદન કરશે.'[૬]

અંબાએ કહ્યું:–' હે રામ ! જો મારૂં પ્રિય કરવા ઇચ્છતા હો તો રણમાં બોલાવેલા તમે અસુરની પેઠે ગર્જના કરતા ભીષ્મને સંગ્રામમાં મારો; અને મને 'તું કહીશ તે કરીશ' એવું જે તમે વચન આપ્યું છે, તે પણ સત્ય કરો.'[૭]

ભીષ્મે કહ્યું:–હે રાજા ! રામ અને અંબા આ પ્રમાણે સંવાદ કરતાં હતાં, તે વખતે પરમ ધર્માત્મા ઋષિ અકૃતવ્રણે કહ્યું:–[૮]'હે મહાબાહુ ! આ શરણે આવેલી કન્યાનો તમારે ત્યાગ કરવો યોગ્ય નથી. હે ભૃગુનંદન રામ ! સંગ્રામમાં તમે યુદ્ધ કરવા બોલાવેલા ભીષ્મ જો 'હું હાર્યો છું' એમ કહે અથવા તમારા કહેવા પ્રમાણે કરે, તો આ કન્યાનું કાર્ય સિદ્ધ થયેલું ગણાશે;[૯,૧૦]અને હે વિભો! હે વીર! તમારૂં વાકય પણ સત્ય કરેલું ગણાશે.હે મહામુનિ રામ! તમે સર્વ ક્ષત્રિયોને જિત્યા પછી બ્રાહ્મણોની આગળ આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી હતી કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર, એમાંનો કોઇપણ જો બ્રાહ્મણનો દ્વેષ કરશે તો હું તેને રણમાં મારીશ. હું જીવતો હોઉં ત્યાંસુધી કોઇ પણ ભયભીત થઇ રક્ષણ મેળવવા મારે શરણે આવશે તેનો હું ત્યાગ કરી શકીશ નહિ. વળી હે ભૃગુવંશી રામ ! તમે પ્રતિજ્ઞા કરી હતી કે, જે કોઈ સંગ્રામમાં એકઠા

મળેલા સર્વ ક્ષત્રિયોને જિતશે, તે તેજસ્વી વીરનો પણ હું નાશ કરીશ. હે રામ ! કુરુકુળને ધારણ કરનારા ભીષ્મ પણ એ પ્રમાણે વિજયી છે; માટે હે ભૃગુનંદન ! તમે સંગ્રામમાં તેની સામે જઇને યુદ્ધ કરો.'[११-१५]

રામે કહ્યું:-'હે ઋષિશ્રેષ્ઠ ! મને પૂર્વે કરેલી પ્રતિજ્ઞાનું સ્મરણ છે, છતાં હું જે રીતે સલાહસંપથી કામ થાય તે પ્રમાણેજ કરીશ.[१६] હે બ્રહ્મન્ ! કાશિરાજાની કન્યાના મનમાં રહેલું આ કાર્ય ઘણું મોટું છે; માટે જ્યાં ભીષ્મ છે ત્યાં હું પોતેજ કન્યાને લઇને જઈશ.[१७] જો યુદ્ધોન્મત્ત ભીષ્મ મારા કહેવા પ્રમાણે કરશે નહિ, તો તે ગર્વિષ્ઠનો હું નાશ કરીશ, એવો મેં નિશ્ચય કર્યો છે.[१८] મારાં છોડેલાં બાણો દેહધારીઓના દેહોમાં અટકી રહેતાં નથી, પણ દેહોને ફોડી ચાલ્યાં જાય છે, એ વાત પૂર્વે ક્ષત્રિયોના યુદ્ધમાં તમને જાણવામાંજ છે.'[१९]

આ પ્રમાણે કહ્યા પછી મહાતપસ્વી રામ ભીષ્મ પાસે જવાનો નિશ્ચય કરીને તે બ્રહ્મવાદી મુનિઓની સાથે ઉઠયા.[२०] તપસ્વીઓ તે રાત્રિ ત્યાં રહ્યા અને બીજે દિવસે અગ્નિઓમાં હોમ આપી, જપ કરી, મને મારવાની ઇચ્છાથી નીકળ્યા.[२१] હે ભરતવંશી મહારાજ ! પરશુરામ તે બ્રહ્મવાદીઓની સાથે કન્યાને લઇને કુરુક્ષેત્રમાં આવ્યા.[२२] ત્યાં પરશુરામ વગેરે તે સર્વ મહાત્મા તપસ્વીઓએ સરસ્વતીનાં તીર ઉપર મુકામ કર્યો.

ભીષ્મે કહ્યું:-હે રાજા ! પછી ત્રીજે દિવસે ત્યાં રહેલા મહાવ્રતી પરશુરામે મને સંદેશો કહાવ્યો કે, 'હું અહીં આવ્યો છું; માટે તું મારૂં પ્રિય કાર્ય કર.'[२३,२४] મહાબળવાન અને તેજના ભંડાર સમર્થ પરશુરામને પોતાના દેશસમીપ આવેલા સાંભળી હું ગાયને આગળ કરી, દેવતુલ્ય ઋત્વિજો, પુરોહિતો અને બ્રાહ્મણોથી વીંટાઇને પ્રેમથી સત્વર તેમની પાસે ગયો.[२५,२६] પ્રતાપી પરશુરામે મને પોતાની પાસે આવેલો જોઇને મારી પૂજાનો સ્વીકાર કર્યો અને મને આવું વચન કહ્યું [२७]

રામે કહ્યું:-'હે ભીષ્મ ! તમે સ્ત્રીની કામનાથી રહિત હોવા છતાં સ્વયંવરપ્રસંગે શો વિચાર કરીને આ કાશિરાજની પુત્રીને હરી લાવ્યા અને તેને પુનઃ ત્યજી દીધી ?[२८] તમે આ યશસ્વિની કન્યાને કન્યાધર્મથી ભ્રષ્ટ કરી છે. તમે સ્પર્શ કરેલી આ કન્યાને હવે કોણ ગ્રહણ કરે?[२९] હે ભારત ! તમે એને લઇ ગયેલા તેથી શાલ્વે પણ એને સ્વીકારવા ના કહી; માટે હે ભરતવંશી ભીષ્મ ! તમે મારી આજ્ઞાથી એ કન્યાને ગ્રહણ કરો.[३०] હે પુરુષવ્યાઘ્ર ! આ રાજપુત્રી સ્વધર્મને પ્રાપ્ત થાય તેમ કરો. હે નિષ્પાપ ! તમારે આ પ્રમાણે રાજાઓનું અપમાન કરવું યોગ્ય નથી.[३१]

પછી મનમાં ઉદ્વેગ પામેલા પરશુરામને જોઇને મેં તમને કહ્યું કે:-'હે બ્રહ્મન્ ! હું હવે આ કન્યા કોઇપણ રીતે મારા ભાઇને આપીશ નહિ;[३२] કારણકે હે ભાર્ગવ ! આગળ એણેજ મને કહ્યું હતું કે:-'હું શાલ્વના ઉપર પ્રીતિવાળી છું.' તે ઉપરથી મેં એને આજ્ઞા આપી અને એ શાલ્વના નગરપ્રત્યે ચાલી ગઇ, એમાં મારો શો દોષ ?[३३] હું ભયથી, દયાથી, ધનલોભથી અથવા કામનાથી ક્ષાત્રધર્મનો ત્યાગ નહિ કરૂં, એવો મારો નિયમ છે.'[३४]

એ સાંભળીને પરશુરામ ક્રોધવડે વ્યાકુળ નેત્ર કરી મને કહેવા લાગ્યા:-'હે નરશ્રેષ્ઠ ! તું મારા કહેવા પ્રમાણે નહિ કરે તો આજે હું તારા અમાત્યોની સાથે તારો નાશ કરીશ.' આ પ્રમાણે પરશુરામે ક્રોધથી આંખો ફેરવીને મને વારંવાર કહ્યું.[३५,३६] હે શત્રુદમન દુર્યોધન ! તે વખતે મેં પ્રિય લાગે તેવી વાણીવડે વારંવાર ભૃગુકુલશ્રેષ્ઠ પરશુરામની વિનવણી કરી, પરંતુ તે શાંત થયાજ નહિ.[३७] ફરી મેં બ્રાહ્મણશ્રેષ્ઠ પરશુરામને મસ્તકવડે પ્રણામ કરીને કહ્યું કે, તમે મારીસાથે યુદ્ધ કરવા ઇચ્છો છો એનું કારણ શું ? હે મહાબાહુ ! હું બાળક હતો, તે વખતે તમેજ મને ચાર પ્રકારની ધનુર્વિદ્યા શીખવી હતી, તેથી

હે ભાર્ગવ ! હું તમારો શિષ્ય છું,[૩૭-૩૯]

એ સાંભળીને ક્રોધથી લાલ નેત્ર કરી પરશુરામે મને કહ્યું:–'હે મહાબુદ્ધિમાન ભીષ્મ! તું મને ગુરુ જાણે છે, છતાં હું કહું છું તે પ્રમાણે મારૂં પ્રિય કરવા આ કાશિરાજની પુત્રીને ગ્રહણ કરતો નથી એ શું કહેવાય? પણ હે કુરુનંદન! એને ગ્રહણ કર્યાવિના તને શાંતિ મળવાની નથી, એ વાત નક્કી છે; માટે હે મહાબાહુ! તું એ કન્યાને ગ્રહણ કર અને પોતાના કુળનું રક્ષણ કર. તેં ધર્મથી ભ્રષ્ટ કરેલી આ કન્યાને હવે કોઇ પતિ મળતો નથી.'[૪૦-૪૨]

એ પ્રમાણે બોલતા શત્રુનગરને જિતનારા પરશુરામને મેં કહ્યું કે:–'હે બ્રહ્મર્ષિ! હું એ કન્યાને ફરીથી ગ્રહણ કરીશ નહિ, તમે શ્રમ શું કામ કરો છો?[૪૩] હે જમદગ્નિના પુત્ર ભગવન! હું તમારાપ્રત્યેના પુરાતન ગુરુભાવને વિચારીને તમારી પ્રાર્થના કરૂં છું; અને કહું છું કે, મેં એકવાર આ કન્યાનો ત્યાગ કર્યો છે, માટે હું હવે એને સ્વીકારીશ નહિ.[૪૪] પારકા પુરુષ ઉપર ભાવ રાખનારી સ્ત્રી સાપણના જેવી ભયાનક છે, તેવી સ્ત્રીને જાણવા છતાં કયો પુરુષ પોતાના ઘરમાં રાખે? પરપુરુષમાં પ્રીતિ રાખવી એ સ્ત્રીઓનો મહાવિનાશક દોષ છે.[૪૫] હે મહાવ્રતધારી! હું ઇંદ્રના ભયથી પણ સ્વધર્મનો ત્યાગ નહિ કરૂં; માટે તમે પ્રસન્ન થાઓ, ક્રોધ કરો અથવા તમારે જે કરવું હોય તે વિલંબવિના કરો.[૪૬] હે પવિત્ર મનવાળા અને મહાબુદ્ધિવાળા રામ! મહાત્મા મરુત્ત રાજાએ કહેલો આ એક શ્લોક પુરાણમાં સંભળાય છે કે,[૪૭] 'પોતાનો ગુરુ હોય છતાં જો તે ગર્વિષ્ઠ થઇ કાર્ય–અકાર્યનો વિવેક ત્યજી અવળે માર્ગે જવા લાગે, તો તેનો ત્યાગ કરી દેવો.'[૪૮] તમે મારા ગુરુ છો, એમ માનીને મેં પ્રેમથી તમારૂં બહુ સન્માન કર્યું, છતાં ગુરુએ શિષ્યસાથે કેવી રીતે વર્તવું તે તમે જાણતા નથી, માટે હવે હું તમારીસાથે યુદ્ધજ કરીશ.[૪૯] સંગ્રામમાં ગુરુનો, તેમાં વળી બ્રાહ્મણ ગુરુનો અને તેમાં પણ ખાસ કરીને તપોવૃદ્ધ બ્રાહ્મણ ગુરુનો વધ ન કરવો એ હેતુથી મેં તમારાં વચન સહન કર્યાં છે;[૫૦] નહિ તો ધર્મશાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે, બ્રાહ્મણ પણ સંગ્રામમાં એક ક્ષુદ્ર ક્ષત્રિયની પેઠે ક્રોધ કરી, હથિયાર ઉગામી પલાયન ન કરતાં સામે રહીને યુદ્ધ કરતો હોય, તેનો જે પુરુષ વધ કરે, તેને બ્રહ્મહત્યાનો દોષ લાગતો નથી. હે તપોધન! હું ક્ષત્રિયોના ધર્મમાં રહ્યો છું અને જાતે ક્ષત્રિય છું.[૫૧,૫૨] પોતાની સાથે બીજો જે પ્રમાણે વર્તતો હોય તે પ્રમાણે તેની સાથે વર્તવાથી અધર્મ લાગતો નથી તેમ અકલ્યાણ પણ થતું નથી.[૫૩] દેશ તથા કાળને જાણનાર સમર્થ એટલે વિવેકકુશળ પુરુષને અર્થમાં અથવા ધર્મમાં સંશય ઉત્પન્ન થાય તો તેમાં જે પુરુષ અર્થનું સેવન ન કરતાં નિઃસંશય રીતે ધર્મનું સેવન કરે છે, તે શ્રેષ્ઠ છે.[૫૪] તમે તો સંશયગ્રસ્ત અર્થમાં ન્યાયનું ઉલ્લંઘન કરીને મને પ્રેરો છો; માટે હે રામ! હું તે પ્રમાણે ન કરતાં મહાસંગ્રામમાં તમારીસાથે યુદ્ધજ કરીશ;[૫૫] તમે મારા બાહુબળને તથા દૈવી પરાક્રમને પ્રત્યક્ષ કરો! હે ભૃગુનંદન! આવી સ્થિતિમાં આવી પડતાં મારાથી જે થઇ શકશે, તે હું કુરુક્ષેત્રમાં કરીશ અને હે વિપ્ર! તમારીસાથે લડીશ. હે મહાકાંતિવાળા રામ! તમે મારીસાથે દ્વંદ્વયુદ્ધ કરવા યથેષ્ટ તૈયાર થાઓ.[૫૭] હે રામ! મહાસંગ્રામમાં તમે મારાં સેંકડો બાણોથી શિથિલ થઇ તથા શસ્ત્રોથી પવિત્ર થઈ, મરણ પામીને યુદ્ધથી જિતેલા લોકોને પ્રાપ્ત થશો;[૫૮] માટે હે યુદ્ધપ્રિય તપોધન! જાઓ, તમે કુરુક્ષેત્રમાં પાછા આવો. હે મહાબાહુ! ત્યાં હું તમારીસાથે યુદ્ધ કરવા આવું છું.[૫૯] હે ભાર્ગવ રામ! જે કુરુક્ષેત્રમાં તમે પૂર્વે પિતાના સૂતકની શુદ્ધિ કરી હતી, તેજ કુરુક્ષેત્રમાં હું પણ તમને મારીને સૂતકશુદ્ધિ કરીશ.[૬૦] હે યુદ્ધદુર્મદ રામ! તમે સત્વર ત્યાં આવો. તમે માત્ર નામનાજ બ્રાહ્મણ છો; એટલે હું તમારો પુરાતન ગર્વ ત્યાં ઉતારી નાખીશ.[૬૧] હે રામ! તમે ઘણાં વર્ષોથી બક્યા કરો છો કે, 'મેં એકલાએ આ લોકના સર્વ ક્ષત્રિયોને જિત્યા છે!' તે સંબંધમાં સાંભ-

ઓ.[૬૨] તે વખતે ભીષ્મ અથવા મારા જેવો બીજો કોઇ ક્ષત્રિય પૃથ્વી ઉપર જન્મ્યો ન હતો. તેજસ્વી ક્ષત્રિયો તો પછીથી ઉત્પન્ન થયા, એટલે તમે ઘાસ જેવા ક્ષત્રિયો ઉપર પરાક્રમ કરીને તેઓને બાળી નાખ્યા એમાં શું ?[૬૩] હે મહાબાહુ ! તમારા યુદ્ધમદના યથેષ્ટ ચૂરા કરે એવો શત્રુનગરનો વિજેતા આ ભીષ્મ હમણાંજ ઉત્પન્ન થયો છે. હે રામ ! હું યુદ્ધમાં તમારો ગર્વ ઉતારી નાખીશ, એમાં સંદેહ નથી,[૬૪]

ભીષ્મે કહ્યું:– હે ભરતવંશી દુર્યોધન ! તે પછી પરશુરામે હસતાં હસતાં મને કહ્યું કે:–' હે ભીષ્મ ! તું રણભૂમિપર મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરે છે, એ ખુશીની વાત છે.[૬૫] હે શત્રુતાપન કૌરવ્ય! આ હું તારી સાથેજ કુરુક્ષેત્રમાં આવું છું; તું ત્યાં ચાલ, હું તારા કહેવા પ્રમાણે યુદ્ધ કરીશ.[૬૬] હે ભીષ્મ ! ત્યાં મારા સેંકડો બાણોથી ભરપૂર થઇ, તું મરણ પામીને પડીશ અને ગીધ, કાગડા તથા કંકપક્ષી તારા શરીરનું ભક્ષણ કરશે, તે તારી માતા ગંગા જોશે.[૬૭] હે રાજા ! સિદ્ધ તથા ચારણોથી સેવાતી ગંગા દેવી, મારે હાથે મરણ પામી દીન થઇને પડેલા તને જોઇને આજેજ રુદન કરો ![૬૮] મહાભાગ્યવતી પવિત્ર ગંગા એવા દુઃખને માટે યોગ્ય નથી, છતાં તારા જેવા મતિમંદ,યુદ્ધની ઇચ્છાવાળા અને ઉતાવળીઆ પુત્રને તેણે જન્મ આપ્યો છે, તેથી તેને તેવું દુઃખ ભોગવવું પડશે.[૬૯] હે યુદ્ધનીઇચ્છાવાળા ભરતશ્રેષ્ઠ! હે દુર્મંદ ભીષ્મ! ચાલ, તું તારી રથઆદિ સર્વ યુદ્ધસામગ્રી લઈને મારીસાથે કુરુક્ષેત્રમાં આવ.'[૭૦]

આ પ્રમાણે બોલતા શત્રુનગરના વિજેતા પરશુરામને મેં મસ્તક નમાવીને પ્રણામ કર્યા અને કહ્યું કે:–'ભલે એમ થાઓ!'[૭૧] પછી પરશુરામ યુદ્ધ કરવાની ઇચ્છાથી કુરુક્ષેત્રમાં ગયા અને મેં નગરમાં પ્રવેશ કરીને આ વાત સત્યવતીને જણાવી.[૭૨] હે મહાતેજસ્વી દુર્યોધન! તે સાંભળીને માતા સત્યવતીએ મંગલવિધિ કરીને મને આશીર્વાદ આપ્યો. પછી બ્રાહ્મણોની પાસે પુણ્યાહવાચન તથા સ્વસ્તિવાચન કરાવીને હું ધોળા ઘોડાઓ જોડેલા રૂપેરી સુંદર રથમાં બેઠો. તે રથનો સામાન ઉત્તમ હતો, અંદર બેસવાની જગા સુંદર હતી અને તેનો માફો વ્યાઘ્રચર્મનો હતો;[૭૩,૭૪] તેમાં મોટાં હથિયારો તથા સર્વ સાહિત્યો ભરેલાં હતાં અને કુલીન, વીર, અશ્વશાસ્ત્રને જાણનાર, રણમાં સાવધાન રહેનાર,સુશિક્ષિત તથા ઘણીવાર યુદ્ધકર્મ પ્રત્યક્ષ કરનાર તે રથનો સારથિ હતો. હું મારા શરીરપર ધોળા રંગનું મજબૂત બખ્તર પહેરીને અને હાથમાં શ્વેત ધનુષ ધારણ કરીને ત્યાંથી નીકળ્યો. તે વખતે હે ભરતશ્રેષ્ઠ ! મારા મસ્તકપર શ્વેતવર્ણનું છત્ર ધારણ કર્યું હતું.[૭૫-૭૭] હે રાજા ! મને ધોળા પંખાઓથી પવન નાખવામાં આવતો હતો અને મારાં વસ્ત્ર, પાઘડી તથા સર્વ અલંકારો પણ ધોળા રંગનાજ હતા. હે ભરતશ્રેષ્ઠ ! પછી જયસૂચક આશીર્વાદોથી સ્તુતિ કરાતો હું હસ્તિનાપુરમાંથી નીકળીને કુરુક્ષેત્રની રણભૂમિપર ગયો.[૭૮,૭૯] હે રાજા ! મારા સારથિએ હાંકેલા મન તથા વાયુના જેવા વેગવાળા તે ઘોડાઓ મને ઝપાટાબંધ યુદ્ધભૂમિમાં લઇ ગયા.[૮૦] હે રાજા! હું અને પરાક્રમી પરશુરામ કુરુક્ષેત્રમાં જઇને તુરત એકબીજાની સાથે યુદ્ધ કરવા તૈયાર થઈ ગયા.[૮૧] મેં મહાતપસ્વી રામની સામે ઉભા રહીને મારો ઉત્તમ શંખ વગાડ્યો.[૮૨] હે રાજન! તે વખતે ત્યાં બ્રાહ્મણો, વનવાસી તપસ્વીઓ અને ઇંદ્ર તથા વાયુગણસહિત દેવો તે દિવ્ય સંગ્રામ જોવા લાગ્યા.[૮૩] ચોતરફથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી; દિવ્ય વાદિત્રો વાગવા લાગ્યાં અને મેઘસમૂહો ગર્જના કરવા લાગ્યા.[૮૪] પછી પરશુરામની સાથે આવેલા સર્વ તપસ્વીઓ રણભૂમિની ચોતરફ પ્રેક્ષક થઇને ઉભા રહ્યા.[૮૫] એટલામાં સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છનારી મારી માતા ગંગાદેવી સાક્ષાત્સ્વરૂપે મારી આગળ આવી અને તેણે મને કહ્યું:–' આ તેં શું કરવા ધાર્યું છે ?[૮૬] હે કુરુકુળને ધારણ કરનારા ! હું પરશુરામની પાસે જઇને વારંવાર યાચના કરીશ કે, તમે તમારા શિષ્ય ભીષ્મની સાથે યુદ્ધ

કરશો નહિ.[૮૭] હે પુત્ર ! હે રાજા ! તું સંગ્રામમાં બ્રાહ્મણ પરશુરામની સાથે યુદ્ધ કરવાનો આગ્રહ ન કર!' આમ કહીને તેણે મારો તિરસ્કાર કર્યો;[૮૮] અને મને ફરી કહ્યું કેઃ–' હે પુત્ર! સમસ્ત ક્ષત્રિયોને હણનારા અને રુદ્રતુલ્ય પરાક્રમી રામને તું ઓળખતો નથી કે તેની સાથે યુદ્ધ કરવાની ઈચ્છા કરે છે ?'[૮૯]

હે ભરતશ્રેષ્ઠ ! તે સાંભળીને મેં પ્રણામ કરી, બે હાથ જોડીને ગંગાદેવીને સ્વયંવરનો સર્વ વૃત્તાંત કહ્યો.[૯૦] હે રાજેંદ્ર ! મેં પરશુરામને પ્રથમ શાંતિભરેલી વાત કહી હતી તે તથા કાશિરાજની પુત્રીનો સર્વ પૂર્વવૃત્તાંત પણ ગંગા માતાને કહ્યો.[૯૧] તે પછી મારી માતા મહાનદી ગંગા મારેમાટે તે ભૃગુવંશી રામની પાસે ગઈ અને તે ઋષિને જોઈ, તેની ક્ષમા માગતી બોલી કેઃ–' તમે તમારા શિષ્ય ભીષ્મની સાથે યુદ્ધ કરશો નહિ.' આ પ્રમાણે યાચના કરતી મારી માતાને પરશુરામે કહ્યું કેઃ–' તું ભીષ્મનેજ યુદ્ધ કરતો અટકાવ. તે મારી ઈચ્છાપ્રમાણે કરતો નથી, માટેજ હું તેની સામે યુદ્ધ કરવા આવ્યો છું.'[૯૨-૯૩]

વૈશંપાયને કહ્યુંઃ–પછી ગંગા પુત્રસ્નેહને લીધે પાછાં ભીષ્મની પાસે આવ્યાં; પરંતુ ક્રોધવડે વ્યાકુળ નેત્રવાળા ભીષ્મે તેનું કહેવું માન્યું નહિ.[૯૪] એટલામાં મહાતપસ્વી ધર્માત્મા ભૃગુશ્રેષ્ઠ રામ ત્યાં દેખાયા અને તેણે યુદ્ધ કરવા ભીષ્મને હાંક મારી.[૯૫]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં " પરશુરામ તથા ભીષ્મનું કુરુક્ષેત્રમાં ઉતરવું " એ વિષયનો અધ્યાય ૧૭૮ મો સમાપ્ત.**

---

## અધ્યાય ૧૭૯ મો

### પરશુરામ અને ભીષ્મનું યુદ્ધ

**॥ भीष्म उवाच ॥**

**तमहं स्मयन्निव रणे प्रत्यभाषं व्यवस्थितम् ।**
**भूमिष्ठं नोत्सहे योद्धुं भवंतं रथमास्थितः ॥**

ભીષ્મે કહ્યુંઃ–પછી રણભૂમિપર સ્થિર થઈને ઉભા રહેલા પરશુરામને મેં કંઈક ગર્વિત વાણીથી કહ્યું કેઃ–' રથમાં બેઠેલો હું ભૂમિપર ઉભા રહેલા તમારીસાથે યુદ્ધ કરવા ઇચ્છા રાખતો નથી;[૧] માટે હે મહાબાહુ વીર રામ ! જો તમે મારીસાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખતા હો તો, શરીર ઉપર બખ્તર ધારણ કરો અને રથમાં બેસો.'[૨]

'તે સાંભળીને રણાંગણમાં ઉભેલા પરશુરામે હસીને મને કહ્યું કેઃ–' હે ભીષ્મ ! પૃથ્વી મારો રથ છે, વેદો મારા ઉત્તમ ઘોડાઓ છે,[૩] વાયુ મારો સારથિ છે અને વેદમાતાઓ જે ગાયત્રી, સાવિત્રી તથા સરસ્વતી તે મારૂં બખ્તર છે.હે કુરુનંદન ભીષ્મ ! હું તે વેદમાતારૂપી બખ્તરથી સુરક્ષિત થઈને રણમાં તારીસાથે યુદ્ધ કરીશ.'[૪] હે દુર્યોધન! આ પ્રમાણે બોલતાં બોલતાં સત્ય પરાક્રમી પરશુરામે મોટા બાણસમૂહથી મને સર્વ તરફ વીંટી લીધો.[૫] એટલામાં મેં પરશુરામને રથમાં બેઠેલા જોયા.તે રથ શોભાયમાન તથા અદ્દભુત દેખાવવાળો હતો; તેમાં સર્વશ્રેષ્ઠ આયુધો ભરેલાં હતાં;[૬] તે નગર જેવો વિશાળ તથા પવિત્ર રથ મનવડેજ રચાયો હતો; તેને દિવ્ય ઘોડાઓ જોડેલા હતા; તેનું બંધન મજબૂત હતું અને તે સુવર્ણથી શણગારેલો હતો.[૭] હે મહાબાહુ દુર્યોધન ! આવા રથમાં બેઠેલા પરશુરામે પણ ચંદ્ર તથા સૂર્યની આકૃતિનાં ચિહ્નોવાળું બખ્તર ધારણ કર્યું હતું ભાથો બાંધ્યો હતો, હાથની આંગળીઓ ઉપર ઘોના ચામડાની ખોળીઓ ચઢાવી હતી અને હાથમાં ધનુષ લીધું હતું.[૮] યુદ્ધ કરવાની ઇચ્છાવાળા ભૃગુનંદન પરશુરામના મુખ્ય, પ્રિય મિત્ર તથા વેદવેત્તા અકૃતવ્રણે તે રથનું સારથિપણું સ્વીકાર્યું હતું.[૯] પછી પરશુરામ ' યુદ્ધ કરવા સામો આવ ! સામો આવ !' એમ વારંવાર બૂમ પાડીને મને રણમાં બોલાવવા લાગ્યા, તેમ તેમ મારા મનમાં અધિક હર્ષ થવા લાગ્યો.[૧૦] પછી ઉદય પામતા સૂર્યના જેવા તેજસ્વી, દુઃસહ મહાબળવાન અને ક્ષત્રિયોનો અંત કરનાર

એકલા રામની સામે હું એકલોજ પહોંચી ગયો.[11] જ્યારે બાણના ત્રણ ટપ્પા જેટલા અંતરપર રામનો રથ રહ્યો,ત્યારે હું મારા ઘોડાઓ અટકાવીને રથમાંથી ઉતર્યો,ધનુષ મૂકી દીધું અને ઋષિશ્રેષ્ઠ રામનું પૂજન કરવામાટે ઉઘાડે પગે ચાલતો તે દ્વિજશ્રેષ્ઠની પાસે ગયો. વિધિપ્રમાણે તેમને પ્રણામ કર્યા પછી મેં ઉત્તમ વાણીથી કહ્યું કેઃ–[12,13] ' હે રામ ! તમે મારાસમાન અથવા અધિક છો અને એવા ધર્મશીલ ગુરુની સામે હું રણમાં યુદ્ધ કરવા તૈયાર થયો છું; તોપણ હે વિભો ! તમે મારો જય થાય એવી ઇચ્છા રાખો !' [14]

રામે કહ્યું:–'હે કુરુશ્રેષ્ઠ ! અભ્યુદયની ઇચ્છાવાળા પુરુષે એ પ્રમાણેજ કરવું જોઇએ. હે મહાબાહુ! પોતાનાથી શ્રેષ્ઠ પુરુષોની સાથે યુદ્ધ કરનારાઓનો એ ધર્મ છે.[15] હે રાજા ! જો તું એ પ્રમાણે મારી પાસે આવ્યો ન હોત તો હું તને શાપ આપત. હે કુરુવંશી ભીષ્મ ! તું રણમાં સાવધાન રહીને તથા ધૈર્ય ધારણ કરીને યુદ્ધ કર.[16] હું તને જિતવા માટે તારી સામે ઉભો છું; માટે તારો જય થાય એવી ઇચ્છા રાખી શકતો નથી. તું હવે જા,ધર્મથી યુદ્ધ કર. હું તારા ચરિત્રથી પ્રસન્ન થયો છું.'[17]

પછી હું તેમને નમસ્કાર કરીને સત્વર રથમાં બેઠો અને સુવર્ણથી મઢેલો મારો શંખ મેં રણભૂમિપર ફરીથી ફુંક્યો.[18] હે ભારતરાજ ! તે પછી મારૂં અને તેમનું એકબીજાને જિતવાની ઈચ્છાથી ઘણા દિવસસુધી યુદ્ધ ચાલ્યું. તે યુદ્ધમાં પ્રથમ પરશુરામે મારા ઉપર નમેલા ગાંઠાવાળાં અને કંકપક્ષીના પીછાંવાળાં નવસોસાઠ બાણો માર્યાં.[19,20] હે રાજા ! તે બાણોવડે મારા ચારે ઘોડાઓ તથા સારથિ ઢંકાઇ ગયા,તોપણ હું રણમાં સજ્જ થઇનેજ ઉભો રહ્યો.[21] પછી મેં દેવોને તથા ખાસ કરીને બ્રાહ્મણોને નમસ્કાર કરીને રણમાં યુદ્ધમાટે સજ્જ થયેલા પરશુરામને મંદ હાસ્ય કરતાં કહ્યું કેઃ–[22] ' હે બ્રહ્મન્ ! તમે જો કે મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, તોપણ મેં આપના આચાર્યપણાનું માન રાખ્યું છે, પણ હવે ક્ષાત્રધર્મના રક્ષણમાટે મારી જે સંપત્તિ છે,તે તમે સાંભળો તમારા શરીરમાં રહેલા વેદ, તમારૂં મહાન બ્રહ્મત્વ તથા તમારૂં આચરેલું મોટું તપ, એ સર્વના ઉપર હું પ્રહાર કરતો નથી;[23,24] પરંતુ હે રામ ! તમે જે આ ક્ષાત્રધર્મ સ્વીકાર્યો છે, તે ઉપર હું પ્રહાર કરીશ; કારણ કે બ્રાહ્મણ શસ્ત્ર ઉગામવાથી ક્ષત્રિયપણાને પામે છે.[25] તમે હવે મારા ધનુષનું પરાક્રમ તથા બાહુનું બળ જુઓ. હે વીર ! હું મારાં તીવ્ર બાણોવડે હમણાંજ તમારૂં ધનુષ કાપી નાખું છું.' [26]

એ પ્રમાણે કહીને,હે ભરતશ્રેષ્ઠ! મેં એક તીક્ષ્ણ બાણ તેનાપર મૂક્યું અને તે બાણવડે તેના ધનુષની અણી કાપીને જમીનપર પાડી.[27] તેમજ નમેલા પર્વવાળાં અને કંકપક્ષીના પીછાંવાળાં સો બાણ પરશુરામના રથ ઉપર માર્યાં.[28] તે બાણો રામના શરીરમાં પેઠાં અને વાયુની પ્રેરણાથી દરમાં પેસતા નાગોની પેઠે રુધિરઝરતાં થઇ હાલવા લાગ્યાં.[29] હે રાજા ! તે વખતે પરશુરામના શરીરમાંથી રુધિર ઝરતું હતું અને તે રુધિરવડે તેમનું શરીર ન્હાઇ રહ્યું હતું, તેથી રણમાં તે રામ ગેરુ વગેરે ધાતુઓનો ઝરનારા મેરુ પર્વતના જેવા અથવા હેમંત ઋતુના અંતમાં લાલ પુષ્પના ગુચ્છાઓથી શોભતા આશોપાલવના જેવા અથવા પ્રફુલ્લિત થયેલા ખાખરાના વૃક્ષ જેવા શોભવા લાગ્યા.[30,31] પછી પરશુરામે ક્રોધ કરીને બીજું ધનુષ હાથમાં લીધું અને તેવડે સુવર્ણનાં પીછાંવાળાં તથા અતિ તીક્ષ્ણ ધારવાળાં બાણોની વૃષ્ટિ કરી.[32] સર્પ, અગ્નિ અને ઝેરના જેવાં, મહાવેગવાળાં ભયંકર તથા લગભગ મર્મભેદક તે બાણો મારી પાસે આવીને મને કંપાવવા લાગ્યાં;[33] પરંતુ મેં રણમાં ફરી મારા શરીરને સ્થિર કર્યું અને તે વખતે ક્રોધ કરીને સેંકડો બાણોથી રામને ઢાંકી દીધા.[34] તે અગ્નિ, સૂર્ય અને ઝેરી સર્પના જેવાં તીક્ષ્ણ બાણોથી પીડાયલા રામ મનમાં ગભરાઇને મંદ જેવા થઈ ગયા.[35] તે જોઈને મારા મનમાં દયા આવી ગઈ. પછી હે ભા-

રત ! મેં મારા મનને સ્થિર કરીને કહ્યું કે, 'યુદ્ધને અને ક્ષત્રિયધર્મને ધિક્કાર હો !'[36] હે રાજા ! શોકના વેગથી વ્યાપ્ત થયેલો હું વારંવાર કહેવા લાગ્યો કેઃ–'અરે, મેં ક્ષાત્રધર્મનું સેવન કરતાં આ મહાપાપ કર્યું !'[37] જે ક્ષાત્રધર્મને લીધે મેં પોતાના ગુરુ, ધર્માત્મા બ્રાહ્મણને આ પ્રમાણે બાણો મારીને પીડા ઉત્પન્ન કરી, તે ધર્મને ધિક્કાર હો !' હે ભારત ! તે પછી મેં પરશુરામના ઉપર ફરી બાણનો પ્રહાર કર્યો નહિ.[38] એટલામાં દિવસનો ક્ષય થતાં હજાર કિરણોવાળા ભગવાન સૂર્ય પોતાનાં કિરણોથી પૃથ્વીને તપાવીને અસ્તાચળપ્રત્યે ગયા અને અમારું યુદ્ધ બંધ પડયું.[39]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "રામ અને ભીષ્મનું યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૧૭૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮૦ મો

### પરશુરામ અને ભીષ્મનું યુદ્ધ (ચાલુ)

॥ भीष्म उवाच ॥

**आत्मनस्तु ततः सूतो हयानां च विशांपते ।**
**मम चाप-[illegible] शल्यान्कुशलसंमतः ॥१॥**

ભીષ્મે કહ્યું:–હે દુર્યોધન રાજા! યુદ્ધ બંધ પડયા પછી, કુશળ પુરુષોમાં માન પામેલા મારા સારથિએ પોતાના શરીરમાં, મારા શરીરમાં અને ઘોડાઓના શરીરમાં પેઠેલાં બાણોને કાઢી નાખ્યાં.[1] પછી ઘોડાઓને નવરાવી, ફેરવીને પાણી પાયું, એટલે તે હુંશિયાર થઈ ગયા. બીજે દિવસે પ્રભાતમાં સૂર્યોદય થતાંજ ફરી યુદ્ધનો આરંભ થયો.[2] મને બખ્તર ચઢાવી, રથમાં બેસી, ઉતાવળે આવતો જોઇને, પ્રતાપી પરશુરામ તત્કાળ પોતાનો રથ સજ્જ કરી તેમાં બેસીને મારી સામે આવવા લાગ્યા.[3] યુદ્ધની આકાંક્ષાવાળા રામને આવતા જોઇને હું મારું શ્રેષ્ઠ ધનુષ નીચે મૂકી, એકદમ રથમાંથી નીચે ઉતરી પડયો;[4] અને હે ભારત ! આગલા દિવસની પેઠેજ તેમને પ્રણામ કરીને પાછો રથમાં બેસી યુદ્ધની ઇચ્છાથી પરશુરામની આગળ નિર્ભય થઇને ઉભો રહ્યો.[5] તે પછી મેં પરશુરામના ઉપર બાણની મોટી વૃષ્ટિ કરી, એટલે રામે પણ બાણની વૃષ્ટિ વર્ષાવતા મારા ઉપર બાણોનો વરસાદ વર્ષાવ્યો.[6] બહુ ક્રોધે ભરાયલા પરશુરામે ફરી પણ તેજસ્વી તથા પ્રદીપ્ત મુખવાળા સર્પના જેવાં ભયંકર બાણો મારા ઉપર છોડયાં.[7] તે વખતે હે રાજા ! મેં પણ તીક્ષ્ણ ભાલાની જાતનાં બાણો મારીને ઝપાટાબંધ તેમનાં સેંકડો અને હજારો બાણોને વારંવાર આકાશમાંજ કાપી નાખ્યાં.[8] તે પછી પ્રતાપી પરશુરામે મારા ઉપર દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા માંડયો; પરંતુ મેં તે અસ્ત્રોને પણ અસ્ત્રોથી અટકાવી દીધાં; કારણ કે હે મહાબાહુ ! ગુરુ કરતાં અધિક અસ્ત્રક્રિયા દર્શાવવાની મારી ઇચ્છા હતી. તે અસ્ત્રોના પ્રયોગથી આકાશમાં ચોતરફ મોટાશબ્દ થવા લાગ્યો.[9,10] તે પછી મેં પરશુરામના ઉપર વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો, એટલે હે ભારત! પરશુરામે ગુહ્યકાસ્ત્રથી તેનો નાશ કર્યો.[11] ત્યાર પછી મેં આગ્નેયાસ્ત્રને મંત્રીને છોડયું, એટલે સમર્થ રામે વારુણાસ્ત્રથી તેનું વારણ કર્યું.[12] આ પ્રમાણે મેં રામનાં દિવ્ય અસ્ત્રો રોકવા માંડયાં અને દિવ્યાસ્ત્રવેત્તા શત્રુદમન તેજસ્વી રામ મારાં અસ્ત્રોને ખાળવા લાગ્યા.[13] તે પછી હે રાજા ! પ્રતાપી દ્વિજશ્રેષ્ઠ પરશુરામ કોપાયમાન થયા અને તેમણે મને ડાબી બાજુ ઉપર રાખીને બાણવડે મારી છાતી વીંધી નાખી.[14] હે ભરતશ્રેષ્ઠ ! તે પ્રહારથી હું મારા ઉત્તમ રથમાં મૂર્છિત થઇને પડયો. મને મૂર્છા પામેલો જોઇને મારો સારથિ તત્કાળ મારા રથને દૂર લઈ ગયો.[15] હે ભરતશ્રેષ્ઠ ! રામનાં બાણથી પીડાઇને ગ્લાનિ પામેલા અને અત્યંત વીંધાવાથી બેભાન થયેલા મને ત્યાંથી દૂર થતો જોઇને, અકૃતવ્રણ વગેરે રામના સર્વ અનુચરો અને કાશિરાજની કન્યાએ સર્વે ખુશી થઇને હર્ષના પોકારો કરવા લાગ્યાં.[16,17] એટલામાં મને ભાન આવ્યું

અને તે સર્વ સમજાયું, ત્યારે મેં સારથિને કહ્યું કે:–‘ હે સૂત ! મારી વેદના મટી ગઇ છે અને હું સજ્જ છું; માટે તું મને રામની સામે લઈ જા. ’[૧૮] હે કૌરવ્ય ! તે સાંભળીને મારો સારથિ પરમ સુશોભિત, વાયુના જેવા વેગવાળા અને નૃત્ય કરતા હોય તેવી ચાલવાળા ઘોડાઓને હાંકીને મને રણભૂમિમાં લઈ ગયો.[૧૯]

પછી હે કુરુવંશી દુર્યોધન ! મેં રામની આગળ જઈ ક્રોધ કરીને, કોપેલા રામને જિતવાની ઇચ્છાથી તેમના ઉપર બાણોનો વરસાદ વર્ષાવ્યો;[૨૦] પરંતુ રામે તે સરળ ગતિવાળાં બાણો પોતાની પાસે આવે તે પહેલાંજ રણમાં એક એક બાણને ત્રણ ત્રણ બાણ મારીને કાપી નાખ્યાં.[૨૧] આ રીતે મારાં સેંકડો અને હજારો તીક્ષ્ણ ધારવાળાં સર્વ બાણો રામનાં બાણોવડે બબ્બે ટુકડા થઈને નીચે પડયાં.[૨૨] તે પછી મેં પરશુરામના વધની ઈચ્છાથી ફરી તેના ઉપર એક પ્રજ્વલિત મહાતેજસ્વી કાળતુલ્ય બાણ છોડયું.[૨૩] તે બાણના વેગને અધીન થયેલા અને અત્યંત હણાયલા રામ રણમાં મૂર્છિત થઈને પૃથ્વીપર પડયા.[૨૪] પરશુરામ જમીનપર પડયા તેની સાથેજ હે ભારત ! સૂર્યના પડવાથી જેમ જગત ઉદ્વેગ પામે તેમ આખું જગત ઉદ્વેગ પામીને હાહાકાર કરવા લાગ્યું;[૨૫] અને હે કુરુનંદન ! તપસ્વીઓ તથા કાશિરાજની કન્યા–એ સર્વે ગભરાઈ જઈને એકદમ પરશુરામના તરફ દોડયાં.[૨૬] હે કૌરવ ! તેઓ રામને બાથમાં લઇને જળવડે શીતળ કરેલા પોતાના હાથવડે તેને પંપાળવા લાગ્યાં અને જયસૂચક આશીર્વાદોથી આશ્વાસન આપવા લાગ્યાં.[૨૭] પછી ભાન આવતાં રામ ઉઠ્યા અને ધનુષ ઉપર બાણ ચઢાવીને ગભરાયલી વાણીથી બોલ્યા કે:–‘ઓ ભીષ્મ ! ઉભો રહે ! હમણાંજ તું મરે છે!’[૨૮] આવું કહીને રામે બાણ છોડયું. તે બાણ તત્કાળ મારા ડાબા પડખામાં પેઠું અને તેથી હું મહાસંગ્રામમાં બહુ ગભરાટમાં પડી વંટોળીઆમાં સપડાયલા ઝાડની પેઠે ઘૂમવા લાગ્યો.[૨૯] એટલામાં રામે શીઘ્ર અસ્ત્રનો પ્રયોગ કરીને મહારણમાં મારા ઘોડાઓને મારી નાખ્યા તથા નિશ્ચિંતપણાથી સીધી ગતિવાળાં બાણોથી મને ઢાંકી દીધો.[૩૦] તે પછી હે મહાબાહુ ! મેં પણ યુદ્ધમાં સર્વને રોકી દે એવું એક શીઘ્રાસ્ત્ર છોડયું, તેને લીધે રામનાં સર્વ બાણો અધવચ અટકી ગયાં.[૩૧] પછી રામનાં અને મારાં બાણો ચોતરફ આકાશમાં એટલાં બધાં વધી ગયાં કે, તે બાણોની જાળથી વીંટાયલા સૂર્યનો પ્રકાશ જમીનપર પડતો બંધ થઈ ગયો[૩૨] અને વાયુ, મેઘમંડળથી રૂંધાયો હોય તેમ બંધાઇ ગયો. પછી વાયુના કંપવાથી,સૂર્યનાં કિરણથી અને બાણોની એકબીજા સાથે અથડામણના પ્રભાવથી અગ્નિ ઉત્પન્ન થયો અને બાણો પોતાથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે બળવા લાગ્યાં; તથા હે રાજા ! તે વખતે તે સર્વે ભસ્મ થઈને પૃથ્વીપર પડયાં. હે કૌરવ ! તે વેળા ક્રોધે ભરાયલા રામે ઝપાટાબંધ સેંકડો, હજારો, લાખો, કરોડો, અબજો, ખર્વો અને નિખર્વોની સંખ્યામાં મારા ઉપર બાણો છોડયાં.[૩૩–૩૬] હે રાજા! મેં રણમાં તે બાણોને પણ ઝેરી સર્પના જેવાં બાણોથી કાપીને પર્વતની પેઠે જમીનપર પાડયાં.[૩૭] હે ભરતશ્રેષ્ઠ ! તે વખતે એ પ્રમાણે યુદ્ધ ચાલતું હતું, એટલામાં સંધ્યાકાળ થયો અને મારા ગુરુ પરશુરામ યુદ્ધભૂમિમાંથી ચાલ્યા ગયા.[૩૮]

**ઇતિ શ્રીમહા૦ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં “રામ અને ભીષ્મનું યુદ્ધ” એ વિષયનો અધ્યાય ૧૮૦ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૮૧ મો

## પરશુરામ અને ભીષ્મનું યુદ્ધ (ચાલુ)

**॥ भीष्म उवाच ॥**

**समागतस्य रामेण पुनरेवातिदारुणः ।**
**अन्येद्युस्तुमुलं युद्धं तदा भरतसत्तम ॥१॥**

ભીષ્મે કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ ! બીજે દિવસે પણ મારો રામની સાથે સમાગમ થતાં પુનઃ અમારી બેની વચ્ચે અતિ ભયંકર તુમુલ યુદ્ધ શરૂ થયું.[૧] દિવ્યાસ્ત્રને જાણનારા, ધર્માત્મા તથા

શૌર્યસંપન્ન પ્રભુ પરશુરામ રોજ રોજ મારા ઉપર અનેક દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરવા લાગ્યા.[૨] હે ભારત ! હું પણ તુમુલ સંગ્રામમાં દુસ્ત્યજ પ્રાણોની દરકાર ન કરતાં તે અસ્ત્રોને તેને અટકાવનારાં અસ્ત્રોથી નાશ પમાડવા લાગ્યો.[૩] હે ભારત ! આ રીતે મારાં અસ્ત્રોથી પરશુરામનાં અસ્ત્રો લગભગ હણાઇ ગયાં,ત્યારે સંગ્રામમાં જીવ ઉપર આવી ગયેલા તે મહાતેજસ્વી કોપાયમાન થયા.[૪] પોતાનાં અસ્ત્રો રોકાઇ જવાથી મહાત્મા પરશુરામે ભયંકર રૂપવાળી, સાક્ષાત્ કાળેજ ફેંકેલી હોય તેવી,ઉંબાડીઆંના જેવી પ્રજ્વલિત, પ્રદીપ્ત અણીવાળી અને પોતાના તેજથી લોકને ભરી દેનારી એક શક્તિ મારા ઉપર મૂકી;[૫] પરંતુ મેં તે પ્રલયકાળના સૂર્ય જેવી પ્રદીપ્ત તથા દેદીપ્યમાન જણાતી શક્તિને બાણોના પ્રહારથી ત્રણ ટુકડા કરી જમીનપર પાડી નાખી. તે વખતે પવિત્ર સુગંધવાળો વાયુ વાવા લાગ્યો.[૬]

તે શક્તિ કપાઇ જતાં પરશુરામ ક્રોધથી તપી ઉઠ્યા અને તેમણે બીજી ભયંકર બાર શક્તિઓ મારા ઉપર ફેંકી. હે ભારત ! તે શક્તિઓ એવી તેજસ્વી તથા ઝડપદાર હતી કે, તેઓનાં રૂપનું વર્ણન કરવું અશકય છે.[૭] લોકોના સંહાર વખતે ઉદય પામતા બાર સૂર્યના જેવી, ઉગ્ર તેજવડે ઝળહળતી, ભિન્ન ભિન્ન રૂપવાળી અને અગ્નિનાં મોટાં ઉંબાડીયાંના જેવી તે સર્વ શક્તિઓને દિશાઓમાંથી મારા તરફ આવતી જોઇને હું ગભરાઈ ગયો.[૮] એટલામાં હે રાજા ! મેં પરશુરામે છોડેલાં બાણોની એક જાળ પથરાયલી જોઈ, તેને તેવાજ બાણોના સમૂહથી પ્રથમ કાપી નાખી અને પછી બાર બાણો મૂકીને રણમાં ભયંકર રૂપવાળી તે બાર શક્તિઓને પણ તોડી પાડી.[૯] હે રાજા ! તે પછી મહાત્મા પરશુરામે સુવર્ણના દાંડાવાળી, અનેક ચિત્રોવાળી તથા સોનાના પાટાઓવાળી બીજી ભયંકર શક્તિઓ મારા ઉપર ફેંકી. તે શક્તિઓ બળતાં મોટાં ઉંબાડીયાં જેવી હતી.[૧૦] હે નરેંદ્ર ! મેં તે ઉગ્ર શક્તિઓને ઢાલથી વારી રાખી અને તરવારના પ્રહારથી રણભૂમિપર તોડી પાડી. તે પછી મેં સંગ્રામમાં પરશુરામના દિવ્ય ઘોડાઓ ઉપર તથા સારથિ ઉપર દિવ્ય બાણોની વૃષ્ટિ કરી.[૧૧] જ્યારે સહસ્રાર્જુનને હણનારા મહાત્મા પરશુરામે, કાંચળી ઉતારેલા સર્પોના જેવી તેજસ્વી તથા સુવર્ણનાં ચિત્રોવાળી પોતાની શક્તિઓને કાપી નાખેલી જોઈ, ત્યારે ક્રોધાયમાન થઈને એક દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું.[૧૨] તેની સાથેજ તીડનાં ટોળાંઓની પેઠે પ્રદીપ્ત તથા ઉગ્ર બાણોનાં ટોળાંઓ મારા ઉપર આવી પડવા લાગ્યાં અને તેનાથી મારૂં શરીર, મારા ઘોડાઓ, મારો સારથિ અને રથ, એ સર્વ અત્યંત ઢંકાઇ ગયાં.[૧૩] હે રાજા ! તે બાણોવડે મારા ઘોડાઓ, સારથિ, રથ, રથની ઝુંસરી, ઇષ તથા પૈડાં ભરાઇ ગયાં અને રથનો આંક તો બાણથી કપાઇને જમીનપર તૂટી પડ્યો.[૧૪] પછી એ બાણની વૃષ્ટિ પૂરી થતાંજ મેં ગુરુજીના ઉપર બાણોનો ઢગ વર્ષાવી દીધો. તે બાણોથી વેદમૂર્તિ પરશુરામ વીંધાઈ ગયા અને તેમના દેહમાંથી મોટી રુધિરની ધારા અસ્ખલિત વહેવા માંડી.[૧૫] જેમ મારા બાણસમૂહથી પરશુરામ તપી ગયા હતા, તેમજ હું પણ પરશુરામનાં બાણોથી બહુજ વીંધાઇને તપી ઉઠ્યો હતો; એટલામાં સૂર્ય અસ્તાચળ તરફ જવા લાગ્યો અને સાંજ પડતાં અમારૂં યુદ્ધ બંધ પડ્યું.[૧૬]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબાપાખ્યાન પર્વમાં ''રામ અને ભીષ્મનું યુદ્ધ''એ વિષયનો અધ્યાય ૧૮૧ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮૨ મો

### પરશુરામ અને ભીષ્મનું યુદ્ધ (ચાલુ)

॥ भीष्म उवाच ॥

ततः प्रभाते राजेन्द्र सूर्ये विमलतां गते ।
भार्गवस्य मयासार्धं पुनर्युद्धमवर्तत ॥१॥

ભીષ્મે કહ્યું:–હે રાજેંદ્ર ! બીજે દિવસે પ્રભાતમાં સૂર્યનો સ્વચ્છ પ્રકાશ પડતાંજ મારી સાથે પરશુરામનું યુદ્ધ ફરીથી શરૂ થયું.[૧] પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા રામ સ્થિર રથમાં બેસી-

ને, મેઘ જેમ પર્વત ઉપર વૃષ્ટિ કરે, તેમ મારા ઉપર બાણસમૂહની વૃષ્ટિ કરવા લાગ્યા.[૨] તે બાણની વૃષ્ટિથી મારો સ્નેહી સારથિ ઘવાયો અને મારા મનને ખિન્ન કરતો રથની બેસણી ઉપરથી નીચે ગબડી પડયો.[૩] મારા સારથિને બાણના આઘાતથી બહુ પીડા થઇ અને તે મૂર્છિત થઇને પૃથ્વીપર પડયો.[૪] હે રાજેંદ્ર ! પછી રામનાં બાણથી પીડાયલા તે સારથિએ થોડાજ સમયમાં પ્રાણ છોડી દીધા અને તે વખતે મારા મનમાં પણ ભય પેસી ગયો.[૫] સારથિના મરણથી હું ઉન્મત્ત જેવો થઇ ગયો અને રામના ઉપર બાણો ફેંકવા લાગ્યો. તે વખતે રામે એક મૃત્યુતુલ્ય બાણ મારા ઉપર છોડયું.[૬] હું સારથિના મૃત્યુથી દુઃખી થયો હતો અને મનમાં ગભરાયો હતો, એટલામાંજ પરશુરામે પોતાનું ધનુષ જોરથી ખેંચીને મારા ઉપર બાણનો જબરો પ્રહાર કર્યો.[૭] હે રાજેંદ્ર ! રુધિરપાન કરનારૂં તે બાણ મારી છાતીમાં લાગ્યું અને મારી સાથેજ જમીનપર પડયું![૮] હે ભરતશ્રેષ્ઠ ! તે વખતે પરશુરામ મને મરણ પામેલો જાણીને મેઘની પેઠે મોટી ગર્જના કરવા લાગ્યા અને વારંવાર હર્ષનાદ કરવા લાગ્યા.[૯] હે રાજા ! હું તે પ્રમાણે પડયો, એટલે આનંદયુક્ત થયેલા રામ પોતાના અનુયાયીઓની સાથે મોટી ગર્જના કરવા લાગ્યા.[૧૦] મારા જે કૌરવો ત્યાં આવીને મારી પાસે ઉભા હતા અને તે યુદ્ધ જોવાની ઇચ્છાથી જે લોકો ત્યાં આવ્યા હતા, તેઓ હું પડયો એટલે અત્યંત દુઃખીત થઈ ગયા.[૧૧] એટલામાં હે રાજસિંહ ! મેં તેવીજ સ્થિતિમાં સૂર્ય તથા અગ્નિના જેવી કાંતિવાળા આઠ બ્રાહ્મણો ( આઠ વસુઓ)ને જોયા. તેઓ સંગ્રામભૂમિમાં મને પોતાના બાહુઓથી ઉપાડીને મારી ચારે તરફ વીંટાઇને ઉભા રહ્યા.[૧૨] તે બ્રાહ્મણોએ બાંધવોની પેઠે મારૂં રક્ષણ કર્યું હતું તથા અદ્ધર ઉપાડી લીધો હતો, તેથી મને જમીનનો સ્પર્શ પણ થતો ન હતો.[૧૩] હું અદ્ધર રહીને માત્ર શ્વાસ લેતો હતો અને મને સાવધ કરવામાટે તેઓ મારા ઉપર શીતળ જળબિંદુ છાંટતા હતા. પછી હે રાજા ! મને પકડી રાખીને તે સર્વ બ્રાહ્મણોએ વારંવાર સાથેજ કહ્યું કેઃ–'તું ભય પામીશ નહિ! તારૂં કલ્યાણ થાઓ.' તેઓની તે વાણીથી હું તૃપ્ત તથા બલિષ્ઠ થયો અને એકદમ ઉઠીને ઉભો થઇ ગયો, એટલે મેં પોતાની માતા મહાનદી ગંગાને મારા રથ ઉપર બેઠેલી જોઇ હે કૌરવેંદ્ર! સંગ્રામભૂમિમાં તે મહાનદી ગંગાએ દિવ્ય રૂપ ધારણ કરી, રથ ઉપર બેસીને મારા ઘોડાઓના દોર પકડયા હતા. હું મારી માતાના ચરણમાં તથા બ્રાહ્મણરૂપધારી પિતૃઓના ચરણમાં પ્રણામ કરીને રથ ઉપર ચઢયો.[૧૬] ગંગામાતા રથ, ઘોડાઓ તથા સાહિત્યોની સાથે મારૂં રક્ષણ કરતાં હતાં, તેમને મેં બે હાથ જોડી પ્રણામ કરીને પાછાં વિદાય કર્યાં.[૧૭] તે પછી પવનના જેવા વેગવાળા ઘોડાઓને હું પોતેજ હાંકવા લાગ્યો અને હે ભારત ! દિવસ નમી ગયા પછી પરશુરામસાથે ફરી યુદ્ધ કરવા લાગ્યો.[૧૮] હે ભરતશ્રેષ્ઠ ! તે યુદ્ધમાં મેં વેગવાળું, મહાબળવાન અને હૃદયને ચીરી નાખે તેવું એક બાણ રામના ઉપર મૂક્યું.[૧૯] તે મારૂં બાણ લાગતાંજ તેનાથી પીડાયલા પરશુરામ હાથમાંનું ધનુષ છોડી દઈને ઘુંટણભેર જમીનપર પડયા અને મૂર્છિત થઇ ગયા.[૨૦] હજારો સુવર્ણમુદ્રાનું દાન કરનારા રામ પૃથ્વી ઉપર પડતાંજ મેઘમંડળે આકાશને વીંટી લીધું અને પુષ્કળ રુધિરની વૃષ્ટિ કરવા માંડી.[૨૧] આકાશમાં ગડગડાટ થવા લાગ્યો અને વિજળીની સાથે સેંકડો ઉબાડીયાં પડવા લાગ્યાં પ્રકાશયુક્ત સૂર્યને એકાએક રાહુએ ઘેરી લીધો;[૨૨] તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યો; પૃથ્વી કંપી ઉઠી; ગીધ, કાગડા અને કંકપક્ષીઓ આનંદ પામીને ત્યાં ચોમેરથી પડવા લાગ્યાં;[૨૩] દિશાઓ બળવા લાગી, શિયાળવાં વારંવાર ભયંકર શબ્દ કરવા લાગ્યાં અને વગાડયા વિના દુંદુભિઓમાંથી પ્રચંડ શબ્દો થવા લાગ્યાં.[૨૪] આ પ્રમાણે મહાત્મા પરશુરામ બેભાન જેવા થઇને ધરણી ઉપર પડયા, ત્યારે આ સર્વ અતિ ભયંકર ઉત્પાતો થયા.[૨૫]

હે કૌરવ્ય ! તે પછી પરશુરામ એકાએક

ઉઠયા અને વિહ્વળ તથા ક્રોધાધીન થઇને ફરી મારી સામે યુદ્ધ કરવા આવ્યા.[૨૬] મહાબાહુ રામે પોતાના સામર્થ્યને છાજે તેવું મોટું ધનુષ હાથમાં લીધું અને ક્રોધે ભરાઇને મને મારવા-માટે પ્રલયકાળના અગ્નિ જેવું બાણ કાઢવા માંડયું;પરંતુ તે વખતે દયાળુ મહર્ષિઓએ તેમ ને વાર્યા, એટલે અમાપ અંતઃકરણવાળા પરશુરામે તે બાણ પાછું મૂકી દીધું.[૨૭,૨૮] એટલામાં મંત્રરૂપ કિરણમંડળવાળી સૂર્ય રણની ઉડેલી ધૂળના સમૂહથી ઢંકાઇને અસ્ત પામી ગયા અને સુખકર શીતળ વાયુવાળી રાત્રિ પ્રાપ્ત થઇ એટલે અમે બન્નેએ યુદ્ધ બંધ પાડયું.[૨૯] હે રાજા! આ પ્રમાણે સાયંકાળે યુદ્ધ બંધ થતું. અને પ્રભાત થતાંજ પુનઃ ભયંકર યુદ્ધ ચાલુ થતું. આ ક્રમથી અમારૂં ત્રેવીસ દિવસસુધી યુદ્ધ ચાલ્યું.[૩૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "રામ ભીષ્મ યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૧૮૨ મો સમાપ્ત.

# અધ્યાય ૧૮૩ મો

## ભીષ્મને પ્રસ્વાપનાસ્ત્રની સ્મૃતિ

॥ भीष्म उवाच ॥

**ततोऽहं निशि राजेन्द्र प्रणम्य शिरसा तदा ।**
**ब्राह्मणानां पितृणां च देवतानां च सर्वशः॥**

ભીષ્મે કહ્યુંઃ-હે રાજેંદ્ર! તે પછી રાત્રે હું બ્રાહ્મણોને, પિતૃઓને, સર્વ દેવતાઓને, નિશાચર પ્રાણીઓને અને ક્ષત્રિયોને મસ્તકવડે પ્રણામ કરીને એકાંતમાં શયન કરી મનમાં વિચારવા લાગ્યો કેઃ-[૧,૨] 'મારૂં પરશુરામની સાથે આ અત્યંત દારુણ તથા મહાવિનાશકારક યુદ્ધ આજ ઘણા દિવસથી ચાલે છે;[૩] પરંતુ હું મહાવીર્યશાળી તથા મહાબળવાન બ્રાહ્મણ પરશુરામને સંગ્રામમાં જિતી શકતો નથી;[૪] માટે મારી પ્રાર્થના છે કે, જો મારાથી પ્રતાપી પરશુરામને જિતી શકાય તેમ હોય તો આજે રાત્રે દેવતાઓ પ્રસન્ન થઇને મને દર્શન આપો.[૫] હે રાજેંદ્ર! આવો વિચાર કરીને બાણોથી વીંધાયલો હું રાત્રે જમણે પડખે સૂઈ ગયો અને પ્રભાત થવા આવ્યું તે વખતે, પ્રથમ હું રથમાંથી પડયો હતો ત્યારે જે મહાબ્રાહ્મણોએ મને ઉપાડી લઇને 'તું ભય પામીશ નહિ' એમ કહી આશ્વાસન આપ્યું હતું, તેજ બ્રાહ્મણોએ મને સ્વપ્નમાં દર્શન આપ્યાં. હે કુરુકુળને ધારણ કરનાર મહારાજા! તેઓએ મારી ચોબાજુ વીંટાઈને મને જે કહ્યું તે તું સાંભળ.[૬-૮]

તેઓએ કહ્યુંઃ-'હે ગંગાપુત્ર! તું ઉઠ, ડરીશ નહિ. તને લગાર પણ ભયનું કારણ નથી. હે કૌરવ! અમે તારૂં રક્ષણ કરીએ છીએ; કારણ કે તું અમારૂંજ શરીર છે.[૯] હે ભરતશ્રેષ્ઠ! જમદગ્નિના પુત્ર પરશુરામ તને કોઈ રીતે જિતી શકશે નહિ; પરંતુ તુંજ સંગ્રામમાં પરશુરામનો પરાજય કરીશ.[૧૦] હે ભરતવંશી! પ્રજાપતિ દેવતાનું વિશ્વકર્માએ નિર્માણ કરેલું પ્રસ્વાપન નામનું અસ્ત્ર છે, તે અતિ પ્રિય અસ્ત્રનો તને પરિચય થશે; કારણકે તારા પૂર્વદેહમાં તે અસ્ત્ર તને જાણીતું છે. એ પ્રસ્વાપન અસ્ત્રને પરશુરામ પણ જાણતા નથી, તેમજ પૃથ્વીપર બીજો કોઇ પુરુષ પણ જાણતો નથી;[૧૧,૧૨] માટે હે મહાબાહુ! તું તેનું સ્મરણ કર, એટલે તે પોતેજ તારી પાસે આવશે. હે નિષ્પાપ રાજેંદ્ર! તે પછી તું તેનો સારી રીતે પ્રયોગ કરજે.[૧૩] હે કૌરવ! તે અસ્ત્રના પ્રયોગથી તું મહાવીર્યશાળી સર્વ યોદ્ધાઓને વશ કરીશ. હે માનદાતા રાજા! તે અસ્ત્રથી પરશુરામનો નાશ થશે નહિ,એટલે તને જરાપણ પાપનો સંબંધ થશે નહિ. માત્ર તારા અસ્ત્રના બળથી પીડાયલા પરશુરામ ગાઢ નિદ્રામાં પડશે.[૧૪,૧૫] આ રીતે હે ભીષ્મ! રણમાં વિજય મેળવ્યા પછી તુંજ સંબોધન નામના પ્રિય અસ્ત્રવડે તેમને પુનઃ ઉઠાડજે.[૧૬] હે કૌરવ્ય! તું પ્રભાતે રથમાં બેસીને એ પ્રમાણે કરજે, એટલે તારો જય થશેજ; કારણકે રણમાં નિશ્ચેષ્ટ સૂનારાને અથવા મરનારાને અમે તુલ્યજ માનીએ છીએ. હે રાજા! પરશુરામ કદી પણ મરવાના નથી; માટે તું આ ઉત્પન્ન થયેલા પ્રસ્વાપનાસ્ત્રનો ઉપ-

યોગ કરજે."[૧૮]

હે રાજા ! દુર્યોધન એ પ્રમાણે કહીને તે સમાન રૂપવાળા તથા તેજસ્વી મૂર્તિવાળા આઠે દ્વિજશ્રેષ્ઠો અંતર્ધાન થઈ ગયા.[૧૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "ભીષ્મ પ્રસ્વાપનાસ્રલાભ" એ વિષયનો અધ્યાય ૧૮૩ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮૪ મો

### પરસ્પર બ્રહ્માસ્રનો પ્રયોગ

॥ भीष्म उवाच ॥

ततो रात्रौ व्यतीतायां प्रतिबुद्धोऽस्मि भारत ।
ततः संचिन्त्य वै स्वप्नमवापं हर्षमुत्तमम् ॥१॥

ભીષ્મે કહ્યું:–હે ભરતવંશી દુર્યોધન ! પછી રાત્રિ વીતિ ગઇ એટલે હું જાગ્રત થયો અને સ્વપ્ન સંભારીને બહુ આનંદ પામ્યો.[૧] હે ભારત ! પછી પરશુરામ ને મારી વચ્ચે તુમુલ યુદ્ધ ચાલુ થયું. તે યુદ્ધ સર્વ પ્રાણીઓનાં રુવાંટાં ઉભાં કરે તેવું અદ્‌ભુત હતું.[૨] હે ભારત ! પરશુરામ મારા ઉપર બાણોનો વરસાદ વર્ષાવવા લાગ્યા. એટલે મેં પણ બાણોના સમુદાયવડે તેનું નિવારણ કરવા માંડયું;[૩] તેથી મહાતપસ્વી પરશુરામ ફરી બહુ ક્રોધે ભરાયા અને તેમણે આગલા દિવસના કોપનું સ્મરણ કરીને મારા ઉપર એક શક્તિ ફેંકી.[૪] તે શક્તિ ઇંદ્રના વજ્ર જેવી, તીક્ષ્ણ સ્પર્શવાળી, યમદંડના જેવી કાંતિવાળી, અગ્નિની પેઠે રણમાં ઝળહળ બળતી તથા ચોતરફ સર્વ વસ્તુને ચાટી જતી હતી.[૫] હે કુરુકુળને ધારણ કરનારા ભરતશ્રેષ્ઠ ! આકાશનાં નક્ષત્રની પેઠે પડતી તે શક્તિએ ઝટ મારી હાંસડીના ભાગમાં મોટો પ્રહાર કર્યો.[૬] હે લાલ નેત્રવાળા મહાબાહુ! પરશુરામે કરેલા એ પ્રહારથી, જેમ પર્વતમાંથી ગેરુ વગેરે ધાતુઓનો રસ ઝરે, તેમ મારા ઘામાંથી ભયંકર રુધિરધારા વહેવા લાગી;[૭] તેથી મને બહુ ક્રોધ ચઢયો અને મેં સર્પના ઝેર જેવું તીક્ષ્ણ તથા મૃત્યુના જેવું પ્રાણઘાતક એક બાણ પરશુરામના ઉપર છોડયું.[૮] હે મહારાજ ! તે બાણ વીર પરશુરામના લલાટમાં પેસી ગયું અને તેથી તે દ્વિજશ્રેષ્ઠ શિખરવાળા પર્વતના જેવા શોભવા લાગ્યા.[૯] તત્કાળ કોપેલા રામે માર્ગ બદલીને કાળના જેવું ભયંકર તથા શત્રુનાશક બાણ ભાથામાંથી કાઢયું અને ધનુષને જોરથી ખેંચી તે બાણનું સંધાન કરી મારા ઉપર છોડયું. હે રાજા ! સર્પની પેઠે ફુંફાડા મારતું તે ઉગ્ર બાણ મારી છાતીમાં લાગ્યું અને હું રુધિરથી તરબોળ થઇને જમીનપર પડયો.[૧૧] ફરી મને ભાન આવતાંજ મેં બુદ્ધિમાન પરશુરામના ઉપર વજ્રના જેવી ઝળહળતી એક નિર્મળ શક્તિ ફેંકી.[૧૨] તે શક્તિ દ્વિજશ્રેષ્ઠ રામની છાતીપર જઇ પડી. હે રાજા ! તેનાથી રામ વિહ્‌વલ થઈ ગયા તથા કંપી ઉઠયા.[૧૩] તે વખતે તેમના મિત્ર મહાતપસ્વી અકૃતવ્રણ વિપ્રે તેમને બાથમાં ઉપાડી લીધા અને શુભ વચનો કહી અનેક રીતે આશ્વાસન આપ્યું.[૧૪] પછી રામ સાવધ થયા એટલે તે મહાવ્રતધારીએ તે વખતે ક્રોધ તથા અસહનશીલ થઇને મારા ઉપર સર્વોત્તમ બ્રહ્માસ્રનો પ્રયોગ કર્યો.[૧૫] તે બ્રહ્માસ્રનો નાશ કરવામાટે મેં પણ સામે ઉત્તમ બ્રહ્માસ્રનોજ પ્રયોગ કર્યો અને તે અસ્ત્ર પ્રલયકાળને પ્રત્યક્ષ કરાવતું હોય તેમ ભભુકી ઉઠયું.[૧૬] હે ભારતશ્રેષ્ઠ ! પરશુરામનું બ્રહ્માસ્ત્ર મારી પાસે ન આવ્યું, તેમજ મારૂં બ્રહ્માસ્ત્ર પરશુરામની પાસે ન ગયું; પરંતુ તે બન્ને બ્રહ્માસ્ત્રો અમારી બન્નેની વચ્ચેજ એકઠાં થઇ ગયાં;[૧૭] અને તેથી હે રાજા ! આકાશમાં કેવળ તેજનો સમૂહ પ્રકટી નીકળ્યો તથા સર્વ પ્રાણીઓ પીડિત થવા લાગ્યાં.[૧૮] હે ભારત ! અસ્ત્રના તેજથી પીડાયલા ઋષિઓ, ગંધર્વો તથા દેવતાઓ બહુ સંતાપ પામ્યા;[૧૯] પર્વત, અરણ્ય તથા વૃક્ષોની સાથે પૃથ્વી ચલાયમાન થઈ; સંતાપ પામેલાં સર્વ પ્રાણીઓ બહુજ ખિન્ન થઇ ગયાં;[૨૦] આકાશ બળવા લાગ્યું, દશે દિશાઓમાંથી ધૂમાડાના ગોટાઓ નીકળવા લાગ્યા અને હે રાજા ! તે વખતે આકાશચારીઓ આકાશમાં ઉભા રહેવા પણ અ-

સમર્થ થઇ ગયા.[૨૧] હે ભારત ! આ રીતે દેવો, અસુરો તથા રાક્ષસોની સાથે સર્વ લોકમાં હાહાકાર થઇ ગયો, ત્યારે આ લાગ સારો છે, એમ વિચારીને મેં તુરત બ્રહ્મવાદીઓનાં વચનથી પ્રસ્વાપનાસ્ત્ર મૂકવાની ઇચ્છા કરી અને તેજ વખતે તે વિચિત્ર અસ્ત્રની મારા મનમાં સ્ફુર્તિ થઇ.[૨૨,૨૩]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાનપર્વમાં "પરસ્પર બ્રહ્માસ્ત્રપ્રયોગ" એ વિષયનો અધ્યાય ૧૮૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૮૫ મો

## યુદ્ધનિવારણ

**॥ भीष्म उवाच ॥**

**ततो हलहलाशब्दो दिवि राजन्महानभूत् ॥**
**प्रस्वापं भीष्म मा स्राक्षीरिति कौरवनंदन॥१॥**

ભીષ્મે કહ્યું:-"હે રાજા! મેં પ્રસ્વાપાસ્ત્રનો પ્રયોગ કરવાની ઇચ્છા કરી કે તુરતજ આકાશમાં 'હે કૌરવનંદન ભીષ્મ ! તમે પ્રસ્વાપાસ્ત્ર પ્રકટ કરશો નહિ' એવો મોટો હલહલાટ શબ્દ થઇ રહ્યો;[૧] તોપણ મેં પરશુરામ ઉપર તે અસ્ત્ર મૂકવાની યોજના કરીજ. હું પ્રસ્વાપાસ્ત્રનો પ્રયોગ કરવા લાગ્યો, કે તુરતજ નારદમુનિએ આવીને મને કહ્યું કે:-'હે કૌરવ્ય ! આ દેવગણો આકાશમાં ઉભા છે, તેઓ આજે તમને વારે છે કે તમે પ્રસ્વાપાસ્ત્રનો પ્રયોગ ન કરો.[૩] હે કુરુવંશી ! પરશુરામ તપસ્વી, બ્રહ્મવેત્તા, બ્રાહ્મણ અને તમારા ગુરુ છે, માટે તમે તેનું કોઈ રીતે અપમાન કરો નહિ.'[૪] એ પ્રમાણે નારદ મને કહેતા હતા, એટલામાં મેં તે મારા રક્ષક આઠ બ્રહ્મવાદીઓને આકાશમાં ઉભેલા દીઠા. હે રાજેંદ્ર ! તેઓ મંદ હાસ્ય કરતા ધીરેથી મને કહેવા લાગ્યા કે:-[૫] 'હે ભરતશ્રેષ્ઠ ભીષ્મ! નારદ તને જે પ્રમાણે કહે છે, એ પ્રમાણે તું કર. એજ લોકોનું પરમ કલ્યાણકારી છે.[૬] એ સાંભળીને મેં તે મહાન પ્રસ્વાપાસ્ત્રને રોકી દીધું અને તે યુદ્ધમાં વિધિપ્રમાણે બ્રહ્માસ્ત્રનેજ અધિક ચેતાવ્યું.[૭] હે રાજસિંહ ! મેં પ્રસ્વાપાસ્ત્રને પાછું ખેંચી લીધું તે જોઇને પરશુરામ હર્ષ પામ્યા અને એકાએક બોલી ઉઠયા કે:-'હે ભીષ્મ ! તેં મને મંદ બુદ્ધિવાળાને જિતી લીધો છે !'[૮]

તે પછી પરશુરામે પોતાના પિતા જમદગ્નિને તથા તેના માન્ય પિતા ઋચીકને જોયા. તેઓ રણભુમિમાં પરશુરામની પાસે ઉભા રહ્યા અને તેને શાંત પાડતા કહેવા લાગ્યા.[૯]

પિતૃઓએ કહ્યું:-' હે તાત ! ભીષ્મ સામે અને ખાસ કરીને તેવા ક્ષત્રિયની સામે સંગ્રામ કરવારૂપી આવું સાહસ તું ફરી કોઈ રીતે કરીશ નહિ.[૧૦] હે ભૃગુનંદન ! યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનો તો ધર્મ છે; પણ બ્રાહ્મણોનું પરમ ધન તો વેદાધ્યયન તથા વ્રતાચરણજ છે.[૧૧] પૂર્વે એક પ્રસંગમાં અમે તને આ વાત કહી હતી કે, શસ્ત્રગ્રહણ અતિ ઉગ્ર કર્મ છે, છતાં તેં વિસરી જઇને તે અકાર્ય કર્યું છે.[૧૨] હે વત્સ ! રણભૂમિમાં ભીષ્મની સાથે તારૂં આટલું યુદ્ધ પૂરતું છે; માટે હે મહાબાહુ ! હવે તું આ સંગ્રામમાંથી ચાલ્યો જા.[૧૩] તારૂં ધનુષ ધારણ કરવાનું પ્રયોજન પૂરૂં થયું છે; માટે હે અજિત ભાર્ગવ ! હવે તું આ ધનુષ છોડી દે અને તપશ્ચર્યા કર. તારૂં કલ્યાણ થાઓ.[૧૪] આ શાંતનુના પુત્ર ભીષ્મને સર્વ દેવોએ યુદ્ધથી અટકાવ્યા છે અને 'આ રણમાંથી પાછા ફરો' એમ કહીને તેમને પ્રસન્ન કર્યા છે.[૧૫] તેઓ ભીષ્મને વારંવાર કહે છે કે, હે કુરુકુળને ધારણ કરનારા ભીષ્મ! પરશુરામ તમારા ગુરુ છે, માટે તમે તેની સાથે યુદ્ધ કરો નહિ. તમારે યુદ્ધમાં પરશુરામને જિતવા એ ન્યાય નથી.[૧૬] હે ગંગાપુત્ર ! તમે રણાંગણમાં બ્રાહ્મણનું માન રાખો. અમે તમારા ગુરુ છીએ, માટે તમને આ યુદ્ધ કરતાં વારીએ છીએ.[૧૭] આ પ્રમાણે દેવો ભીષ્મને કહે છે; માટે હે પુત્ર ! તું પણ યુદ્ધ બંધ કર. તું જીવતો રહ્યો છે એજ આનંદની વાત છે;[૧૮] કારણ કે ગંગા અને શાંતનુના પુત્ર-આ મહાયશસ્વી ભીષ્મ આઠ વસુઓમાંના એક વસુ છે, તેને તું કેવી રીતે જિતી શકીશ ? માટે હે ભા-

ર્ગવ ! તું યુદ્ધથી નિવૃત્ત થા. બ્રહ્માએ ઇંદ્રનો પુત્ર, પાંડવોમાં શ્રેષ્ઠ, બળવાન, સનાતન દેવ, નરનો અવતાર,પુરાતન પ્રજાપતિ, પરાક્રમી, વીર અને ત્રણલોકમાં સવ્યસાચી નામથી વિખ્યાત અર્જુનને ભીષ્મના મૃત્યુને માટે યોગ્ય સમયે નિર્માણ કર્યો છે. ૧૯,૨૦

ભીષ્મે કહ્યું:–પિતૃઓએ પરશુરામને એ પ્રમાણે કહ્યું, ત્યારે પરશુરામે પિતૃઓને કહ્યું કેઃ–'હું યુદ્ધમાંથી પાછો ફરૂં નહિ, એવી મેં પ્રતિજ્ઞા કરી છે૨૧ અને હું પૂર્વે યુદ્ધમાંથી કોઇ વખત પાછો ફર્યો પણ નથી; માટે હે પિતામહો ! તમે ઈચ્છતા હો તો ભીષ્મને યુદ્ધથી અટકાવો. હું તો આ યુદ્ધમાંથી કોઈ રીતે પાછો હઠીશ નહિ.'

હે રાજા ! પછી તે ઋચીક વગેરે મુનિઓ નારદની સાથે મારી પાસે આવ્યા અને બોલ્યા કેઃ–'હે તાત ! તું યુદ્ધથી નિવૃત્ત થા અને દ્વિજશ્રેષ્ઠ પરશુરામને માન આપ. '૨૨,૨૪ એવું તેઓએ કહ્યું, ત્યારે મેં પણ મારા ક્ષત્રધર્મના સંબંધથી તેઓને કહ્યું કેઃ–'આ લોકમાં મારી એવી પ્રતિજ્ઞા છે કે, મારે પીઠપર બાણોનો પ્રહાર સહન કરતાં યુદ્ધમાંથી વિમુખ થઇને કદી પણ પાછા ફરવું નહિ. લોભથી, દીનતાથી, ભયથી અથવા ધનના કારણથી મારે શાશ્વત ધર્મનો ત્યાગ કરવો નહિ, એવો મારો દૃઢ નિશ્ચય છે.'

હે રાજા ! આ ઉત્તર સાંભળ્યા પછી તે નારદ વગેરે સર્વ મુનિઓ અને મારી માતા ગંગા–એ સર્વે રણભૂમિની વચ્ચે ઉભાં રહ્યાં. હું તો પૂર્વની પેઠેજ હાથમાં ધનુષ તથા બાણ લઈને દૃઢ નિશ્ચય રાખી રણમાં યુદ્ધ કરવામાટે સ્થિર થઇને ઉભો હતો. તે જોઇને તેઓ એકઠા થઈને સંગ્રામમાં ફરી પરશુરામને કહેવા લાગ્યાઃ–'હે ભાર્ગવ ! બ્રાહ્મણોનું હૃદય ઉદ્ધત હોતું નથી, માટે તું શાંત થા.૨૫–૨૯ હે રામ ! હે દ્વિજશ્રેષ્ઠ રામ ! આ યુદ્ધથી નિવૃત્ત થા. હે ભાર્ગવ ! તારે હાથે ભીષ્મ અવધ્ય છે અને ભીષ્મને હાથે તું અવધ્ય છે.'૩૦ આ પ્રમાણે બોલતા તે સર્વે રણભૂમિનો મોખરો રોકીને ઉભા રહ્યા અને તે પિતૃઓએ પરશુરામની પાસે શસ્ત્રો મૂકાવી દીધાં.૩૧ હે દુર્યોધન ! તે પછી મેં ફરીથી ઉદય પામેલા આઠ ગ્રહોના જેવા દેદીપ્યમાન જણાતા આઠ બ્રહ્મવાદીઓને જોયા.૩૨ તેઓ યુદ્ધભૂમિમાં ઉભા રહેલા મને પ્રેમાળ વાણીથી કહેવા લાગ્યા કેઃ–'હે મહાબાહુ ! તું પોતાના ગુરુ રામની પાસે જા અને લોકનું હિત કર. '૩૩ પછી હિતેચ્છુઓનાં વચનથી પરશુરામને અટકેલા જોઇને, મેં પણ લોકોનું હિત કરવામાટે બ્રહ્મવાદીઓનું કહેવું સ્વીકાર્યું.૩૪ પછી શસ્ત્રોથી અનેક ઠેકાણે વીંધાયલા મેં પરશુરામની પાસે જઈને તેમને પ્રણામ કર્યા; ત્યારે મહાતપસ્વી રામ હસતા હસતા પ્રેમથી મને કહેવા લાગ્યાઃ–૩૫ 'હે ભીષ્મ ! આ પૃથ્વી ઉપર ફરનારા ક્ષત્રિયોમાં તારા જેવો યોદ્ધા બીજો કોઇ નથી. તેં મને આ યુદ્ધમાં બહુ પ્રસન્ન કર્યો છે. હવે તું જા.'૩૬ તે પછી પરશુરામ તે મહાત્માઓની વચ્ચે અને મારી સમક્ષ કન્યા અંબાને બોલાવીને તેને દીન વાણીથી કહેવા લાગ્યા.૩૭

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "યુદ્ધનિવૃત્તિ" એ વિષયનો અધ્યાય ૧૮૫ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮૬ મો

### અંબાની તપશ્ચર્યા

॥ राम उवाच ॥

प्रत्यक्षमेतल्लोकानां सर्वेषामेव भाविनी ॥
यथाशक्त्या मया युद्धं कृतं वै पौरुषं परम् ॥१॥

પરશુરામે કહ્યું:– 'હે ભાવિનિ કન્યા ! આ સર્વ લોકની સમક્ષ મેં મારી શકિત પ્રમાણે યુદ્ધ કરીને મારૂં ઉત્તમ પરાક્રમ કરી દેખાડયું છે.૧ મેં સર્વ ઉત્તમ અસ્ત્રો પ્રકટ કર્યાં,છતાં હું શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ભીષ્મથી ચઢીઆતો થવા સમર્થ થતો નથી.૨ મારી પરમ શક્તિ એટલીજ છે અને મારૂં પરમ બળ પણ એજ છે; માટે હે કલ્યાણિ! હવે તું તારી ઇચ્છામાં આવે ત્યાં જા ! અથવા બોલ,હું તારૂં બીજું કયું કામ કરૂં?૩

હું તો કહું છું કે, તું ભીષ્મનેજ શરણે જા, તે વિના તારી બીજી ગતિ નથી; કારણકે ભીષ્મે મહાન અસ્ત્રો છોડીને મને જિતી લીધો છે, એટલે હું તારૂં કાર્ય કરવા અસમર્થ છું.[૪]

આ પ્રમાણે કહી ઉદાર મનવાળા પરશુરામ નિઃશ્વાસ નાખીને બોલતા બંધ થયા,ત્યારે તે કન્યા રામને કહેવા લાગીઃ—[૫]'હે ભગવન્ ! આપે જે પ્રમાણે કહ્યું તેમજ છે. ઉદાર બુદ્ધિવાળા ભીષ્મને યુદ્ધમાં દેવો પણ જિતે તેમ નથી.[૬]તમે શક્તિ તથા ઉત્સાહ પ્રમાણે મારૂં કાર્ય કર્યું અને રણમાં ખાળી ન શકાય તેવું પરાક્રમ તથા વિવિધ અસ્ત્રો પણ પ્રકટ કર્યાં,[૭]તોપણ છેવટે યુદ્ધમાં ભીષ્મ કરતાં અધિકતા લાવી શકયા નહિ એ પ્રત્યક્ષ થયું છે;માટે એમાં હું આપને દોષ દેતી નથી. આપ મને ભીષ્મ પાસે જવા કહો છો, પરંતુ હું ફરી કોઇરીતે એ ભીષ્મની પાસે જઇશ નહિ.[૮] હે તપરૂપી ધનવાળા રામ ! હું તો ત્યાં જઇશ, કે જ્યાં રહેવાથી હું પોતેજ યુદ્ધમાં ભીષ્મનો નાશ કરીશ,[૯]

એ પ્રમાણે કહીને રોષવડે વ્યાકુળ નેત્રવાળી તે કન્યા મારા વધનો વિચાર કરતી તપ કરવાનો દૃઢ સંકલ્પ કરીને ત્યાંથી ચાલી ગઈ.[૧૦] તે પછી હે ભરતવંશી દુર્યોધન ! ભૃગુશ્રેષ્ઠ પરશુરામ,મુનિઓની સાથે મને પૂછીને જેમ આવ્યા હતા તેમ પુનઃ મહેંદ્ર પર્વત ઉપર ગયા.[૧૧] હું પણ બ્રાહ્મણોથી સ્તુતિ કરાતો રથમાં બેસીને હસ્તિનાપુરમાં દાખલ થયો અને ત્યાં જઇને મેં માતા સત્યવતીને થયેલી સર્વ વાત જણાવી, એટલે તેણે મને અભિનંદન આપ્યું. તે પછી મેં કન્યાનો વૃત્તાંત જાણવામાટે બુદ્ધિશાળી દૂતોને આજ્ઞા કરી.[૧૨–૧૩] મારૂં પ્રિય તથા હિત કરવામાં સર્વદા તૈયાર એવા તે પુરુષો રોજ રોજ તે કન્યાનું બોલવું, ચાલવું, આચરણ વગેરેની ખબર લાવવા લાગ્યા.[૧૪] તપ કરવાનો નિશ્ચય કરીને જ્યારે તે કન્યા વનમાં ગઇ, ત્યારેજ હું ગભરાયલો દીન તથા અચેતન જેવો થઇ ગયો;[૧૫] કારણ કે તપશ્ચર્યાપૂર્વક ઉત્તમ વ્રતધારી બ્રાહ્મણસિવાય કોઇપણ ક્ષત્રિયે મને યુદ્ધમાં પરાક્રમથી હરાવ્યો નથી.[૧૬]હે રાજા! આ વાત મેં નારદમુનિને તથા વ્યાસને પણ જણાવી ત્યારે તે બન્નેએ મને કહ્યું કેઃ—[૧૭]'હે ભીષ્મ ! તારે કાશીરાજની પુત્રીના સંબંધમાં ખેદ કરવો નહિ; કારણ કે કયો પુરુષ પુરુષાર્થવડે દૈવકાર્યને મટાડી શકે છે ?'[૧૮]

હે મહારાજ ! કન્યા અંબા યમુના નદીના તીર ઉપર આવેલા આશ્રમમંડળમાં જઇને ત્યાં અલૌકિક તપ કરવા લાગી.[૧૯] તપનેજ ધન માનનારી તે કન્યાએ છ માસપર્યંત માત્ર વાયુનો આહાર કરી થાંભલાની પેઠે ઉભી રહીને તપ કર્યું. તેનું શરીર આહારવિના શુષ્ક તથા કઠોર થઇ ગયું હતું, અને તેના ઉપર મેલનો થર બાઝી ગયો હતો તથા તેના કેશ જટારૂપ થઇ ગયા હતા.[૨૦] છ માસ એ રીતે ગયા પછી તે કન્યાએ કેવળ નિરાહાર રહી યમુનાના જળમાં ઉભી રહીને એક વર્ષસુધી તપ કર્યું.[૨૧] તે પછી તીવ્ર કોપવાળી તે કન્યાએ ખરી પડેલા એક પાંદડાંનો આહાર કરી, પગના અંગુઠાનાં ટેરવાં ઉપર ઉભા રહીને એક વર્ષ તપશ્ચર્યા કરી.[૨૨] આ રીતે તેણે બાર વર્ષપર્યંત તપ કરીને પૃથ્વીને તથા સ્વર્ગને તપાવી દીધાં. તેને તેનાં સગાંસંબંધીઓએ તપમાંથી રોકવા પ્રયત્ન કર્યો, પરંતુ તે તપ કરતી અટકી નહિ.[૨૩] પછી તે કન્યા સિદ્ધ તથા ચારણોથી સેવાતી અને તપસ્વી પુણ્યશીલ મહાત્માઓના આશ્રમવાળી પવિત્ર વત્સભૂમિમાં ગઇ.[૨૪] ઇચ્છા પ્રમાણે વિચરનારી તે કાશીરાજની કન્યા ત્યાં પવિત્ર તીર્થોમાં સ્નાન કરતી રાત્રિદિવસ ફરવા લાગી.[૨૫] હે મહારાજ ! નંદાશ્રમ, પવિત્ર ઉલૂકાશ્રમ, ચ્યવનાશ્રમ, બ્રહ્માનું સ્થાન, દેવોની યજ્ઞભૂમિરૂપ પ્રયાગ, દેવોનાં અરણ્યો, ભોગવતી, કૌશિકનો આશ્રમ, માંડવ્યનો આશ્રમ, દિલીપનો આશ્રમ, રામહ્રદ પૈલાશ્રમ અને ગર્ગાશ્રમ, હે કૌરવ્ય મહારાજ ! એ તીર્થોમાં કાશિરાજની કન્યા દુષ્કર વ્રત ધારણ કરીને ફરી અને તે પ્રત્યેકમાં તેણે સ્નાન કર્યું.[૨૬–૨૯] હે કુરુવંશી દુર્યોધન! એક વખતે જળમાં રહેલી મારી માતા ગંગાએ તે કન્યાને પૂછ્યું કેઃ—'હે કલ્યાણિ! તું શા-

માટે દુઃખ વેઠે છે? તે મને સત્ય કહે"[30] હે રાજા! તે સાંભળીને પવિત્ર અંબાએ બે હાથ જોડીને ગંગાને કહ્યું કેઃ–'હે સુંદર નેત્રવાળાં! સંગ્રામમાં જે ભીષ્મે પરશુરામને હરાવ્યા,[31] તે ભીષ્મ હાથમાં શસ્ત્ર લઇને ઉભા રહે ત્યારે તેને બીજો કયો પૃથ્વીપતિ જિતવા સમર્થ થાય? કોઈ પણ નહિ; માટે હું તે અજિત ભીષ્મનો નાશ કરવા અતિ દારુણ તપ કરૂં છું.[32] હે દેવિ! આ પૃથ્વીપર્યટન ભીષ્મના વધને માટેજ છે અને મારી તપશ્ચર્યાનું મુખ્ય ફળ પણ તેજ છે."[33]

તે પછી સાગરગામિની ગંગાએ તેને કહ્યું કેઃ–' હે ભાવિનિ! તું કુટિલભાવથી વર્તે છે; માટે હે સુંદરાંગિ અબળા! તારી એ ઇચ્છા પૂર્ણ થઇ શકશે નહિ.[34] હે કાશિરાજની પુત્રિ! જો તું ભીષ્મના વિનાશને માટેજ તપ કરતી હોઇશ અને એ તપ કરતાંજ જો તારૂં શરીર પડી જશે, તો હે શુભે! તું વરસાદના પાણીને વહેનારી એક વાંકીચૂકી ક્ષુદ્ર નદી થઇશ. તારામાં માત્ર ચોમાસાના ચાર મહિનાજ પાણી રહેશે, આઠ મહિના રહેશે નહિ. તું દુષ્ટ તીર્થ ગણાઇશ અને પ્રસિદ્ધિ પામીશ નહિ.[35,36] તારામાં ભયંકર મગરો રહેશે અને તેથી ઘોર એવી તું સર્વ પ્રાણીઓને ભયંકર થઇ પડીશ."

હે રાજા! મારી મહાભાગ્યવાળી માતા કાશિરાજાની કન્યાને એ પ્રમાણે કહીને હસતી હોય તેમ મુખ કરી ત્યાંથી અંતર્ધાન થઇ ગઇ. આ તરફ સુંદરી અંબા પાછી કોઇ વખત આઠ મહિના તો કોઇ વખત દશ મહિનાસુધી જળ પણ ન પીતાં નિરાહાર રહેવા લાગી.[37,38] હે કૌરવ! પછી તીર્થના લોભથી ઠામ ઠામ ભ્રમણ કરનારી તે કાશિરાજની પુત્રી પુનઃ વત્સભૂમિમાં ગઈ; અને હે ભારત! ત્યાં તે અંબા નામથી પ્રસિદ્ધ નદી થઈને પડી. તે નદી ચોમાસામાંજ વહેનારી, મગરોથી ભરેલી, દુસ્તર અને કુટિલ હતી.[40] હે રાજા! તે કન્યા તપના પ્રભાવને લીધે માત્ર અર્ધા દેહથી વત્સ દેશમાં નદી થઇ ગઈ પણ અર્ધ દેહથી કન્યારૂપે કાયમ રહી.[41]

અધ્યાય ૧૮૬ મો સમાપ્ત.

# અધ્યાય ૧૮૭ મો
## અંબાનો અગ્નિમાં પ્રવેશ.

॥ भीष्म उवाच ॥

ततस्ते तापसाः सर्वे तपसे धृतनिश्चयाम् ॥
दृष्ट्वा न्यवर्तयंस्तात किं कार्यमिति चाब्रुवन् ॥

ભીષ્મે કહ્યુંઃ–"તે પછી હે તાત! સર્વ તપસ્વીઓ તપને માટે નિશ્ચયવાળી તે કન્યાને જોઇને તેને તપથી અટકાવતા પૂછવા લાગ્યા કેઃ–' તારે કયું કાર્ય કરવું છે?'[1]

તે સમયે કન્યાએ તે તપોવૃદ્ધ ઋષિઓને કહ્યું કેઃ–' ભીષ્મે મને પતિધર્મથી ભ્રષ્ટ કરીને રઝળતી કરી છે;[2] માટે હે તપોધનો! તે ભીષ્મના વધને માટે મેં આ તપની દીક્ષા ધારણ કરી છે; ઉત્તમ લોક મેળવવા માટે ધારણ નથી. હું ભીષ્મને માર્યા પછી શાંતિ પામીશ, એવો મારો નિશ્ચય છે.[3] ભીષ્મને લીધે હું આ નિત્યની દુઃખી સ્થિતિને પ્રાપ્ત થઇ છું; પતિલોકથી ભ્રષ્ટ થઈ છું; નથી રહી સ્ત્રીધર્મમાં તથા નથી રહી પુરુષધર્મમાં.[4] આ સર્વ અનર્થના કારણરૂપ ભીષ્મને સંગ્રામમાં માર્યાસિવાય હું તપથી પાછી હઠીશ નહિ. હે તપોધનો! મેં આ જે કહ્યું છે, એ મારા હૃદયનો સંકલ્પ છે.[5] હું સ્ત્રીપણાથી બહુ કંટાળી ગઈ છું અને પુરુષજન્મ મેળવવાના નિશ્ચયપૂર્વક ભીષ્મના વેરનો બદલો લેવાની ઇચ્છા રાખું છું; માટે તમારે એ કાર્યમાં મને ફરીથી અટકાવવી નહિ."[6]

પછી તે મહર્ષિઓની વચ્ચે શૂલધારી પાર્વતીપતિ શંકરે તપસ્વિની અંબાને પોતાનાં સ્વરૂપથી દર્શન આપ્યું[7] અને તેને વર માગવા કહ્યું; ત્યારે તેણે કહ્યું મારાથી (ભીષ્મનો) પરાજય થાય. મહાદેવે તે મનસ્વિની કન્યાને કહ્યું કે, તું ભીષ્મનો વધ કરીશ![8] "કન્યાએ ફરી શંકરને પૂછ્યું કેઃ–'હે દેવ! હું સ્ત્રી છું, મારો યુદ્ધમાં જય કેવી રીતે ઘટી શકે?[9] હે ઉમાકાંત! સ્ત્રીપણાને લીધે મારૂં મન બહુ નરમ છે અને હે ભૂતેશ! તમે તો મને વચન આપ્યું છે કે, તારે હાથે ભીષ્મનો પરાજય થશે;[10] માટે હે વૃષ-

ભધ્વજ! તમારો આપેલો વર જે રીતે સત્ય થાય તે પ્રમાણે તમે કરો, કે જેથી હું યુદ્ધમાં શાંતનુપુત્ર ભીષ્મની સામે જઇને તેનો વધ કરૂં !"[11]

એ સાંભળીને વૃષભધ્વજ મહાદેવે તે કન્યાને કહ્યું કેઃ–'હે ભદ્રે! મારી વાણી મિથ્યા બોલતી નથી; માટે તે સત્યજ થશે.[12] તું પુરુષપણાને પામીશ અને રણમાં ભીષ્મનો નાશ કરીશ. આ વાત તારા બીજા જન્મમાં થશે, પરંતુ તને આ જન્મની સર્વ વાત સ્મરણમાં રહેશે.[13] તું દ્રુપદના કુળમાં ઉત્પન્ન થઇશ, ત્યાં તું પુરુષરૂપમાં મહારથી, વિચિત્ર યુદ્ધ કરનારો, હાથનો ચાલાક તથા માનપાત્ર થઇશ.[14] હે કલ્યાણિ! મેં જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણેજ સર્વ કંઈ થશે. ત્યાં તું પ્રથમ કન્યારૂપે અવતરીશ, પરંતુ કેટલોક સમય ગયા પછી પાછી પુરુષપણાને પામીશ.'[15]

આ પ્રમાણે કહીને જટાજૂટધારી વૃષભધ્વજ શંકર સર્વ બ્રાહ્મણોના જોતાં ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.[16] પછી તે પવિત્ર સુંદરી અંબાએ મહર્ષિઓની સમક્ષમાંજ તે વનમાંથી કાષ્ઠો લાવીને તેની મોટી ચિતા ખડકી અને તેમાં અગ્નિ મૂક્યો. હે રાજા! તે પછી કાશિરાજની મોટી પુત્રી અંબાએ રોષથી બળતા ચિત્તવડે "હું ભીષ્મના વધને માટે દેહ છોડું છું" એમ કહીને યમુના નદીના તીર ઉપર કરેલી ચિતાના પ્રદીપ્ત અગ્નિમાં પ્રવેશ કર્યો.[17-19]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાનપર્વમાં "અંબાના અગ્નિમાં પ્રવેશ" એ વિષયનો અધ્યાય ૧૮૭ મો સમાપ્ત.**

## અધ્યાય ૧૮૮ મો
### શિખંડીની ઉત્પત્તિ

**॥ दुर्योधन उवाच ॥**

**कथं शिखंडी गांगेय कन्या भूत्वा पुरा तदा ॥**
**पुरुषोऽभूद्युधिश्रेष्ठ तन्मे ब्रूहि पितामह ॥१॥**

દુર્યોધને પૂછ્યું:– હે યુદ્ધકુશળ ગંગાપુત્ર પિતામહ! શિખંડી પ્રથમ કન્યારૂપે ઉત્પન્ન થઇને પછી પુરુષ કેવીરીતે થયો, તે મને કહો.[1]

ભીષ્મે કહ્યું:–હે પ્રજાપતિ રાજેંદ્ર! દ્રુપદ રાજાની પ્રિય પટરાણી પુત્રવિનાની હતી.[2] કાશિરાજાની પુત્રી અંબાનું પ્રકરણ ચાલતું હતું, તે સમયેજ હે મહારાજ! દ્રુપદ રાજાએ પુત્રપ્રાપ્તિને માટે તપ કરીને શંકરને પ્રસન્ન કર્યા હતા.[3] દ્રુપદરાજા પણ મારો વધ કરવાનો નિશ્ચય કરીને ઘોર તપ કરતો હતો અને કહેતો હતો કેઃ–'હે મહાદેવ! મને કન્યા ન થતાં પુત્ર પ્રાપ્ત થાઓ.'[4] પછી શંકર પ્રસન્ન થયા એટલે તેણે માગ્યું કેઃ– 'હે ભગવન્! હું ભીષ્મના વેરનો બદલો વાળવામાટે પુત્રની ઇચ્છા રાખું છું.'એ સાંભળીને દેવાધિદેવ શંકરે તેને કહ્યું કેઃ–'પ્રથમ સ્ત્રીરૂપ પણ પછી પુરુષરૂપ એવું એક સંતાન તને થશે.[5]હે રાજા!હવે તું તપ બંધ કરીને પાછો જા. આ મારૂં કહેવું કદીપણ મિથ્યા થશે નહિ.' આ પ્રમાણે વરમેળવીને દ્રુપદ પોતાના નગરમાં ગયો અને ભાર્યાને કહેવા લાગ્યો કેઃ–[6] મેં યત્નપૂર્વક તપ કરીને મહાદેવને પ્રસન્ન કર્યા, ત્યારે શંકરે મને કહ્યું કે, તારે ત્યાં પ્રથમ એક કન્યા ઉત્પન્ન થશે અને તે પછીથી પુરુષ થશે.[7] મેં પુત્રને માટે વારંવાર યાચના કરી, ત્યારે મહાદેવે કહ્યું કેઃ–'તારા નશીબમાંજ એ પ્રમાણે છે; માટે હવે તે મિથ્યા નહિ. મારા કહેવા પ્રમાણેજ થશે.'[8]

તે સાંભળીને દ્રુપદ રાજાની મનસ્વિની ભાર્યાએ નિયમ ધારણ કરીને ઋતુકાળમાં દ્રુપદનો સમાગમ કર્યો.[9] તે સમયે તેને શાસ્ત્રોક્ત કર્મવડે દ્રુપદ રાજાથી ગર્ભ રહ્યો. હે રાજા! આ વાત મને નારદે કહી.[10] પછી હે કુરુનંદન! કમળના જેવાં નેત્રવાળી પોતાની તે પ્રિય ભાર્યા ગર્ભવતી થઇ એટલે મહાબાહુ દ્રુપદરાજા પુત્રલોભથી તેને સુખ થાય તે રીતે અનુકૂળ રહેવા લાગ્યો અને તેના સર્વ મનોરથો પૂર્ણ કરવા લાગ્યો.[11,12]તે પછી હે રાજા! પુત્રરહિત દ્રુપદ રાજાની પટરાણીએ યોગ્ય સમયે ઉત્તમ રૂપવાળી એક કન્યાને જન્મ આપ્યો; પરંતુ હે રાજેંદ્ર! પુત્રરહિત દ્રુપદ રાજાની મનસ્વિની રાણીએ મને પુત્ર ઉત્પન્ન થયો છે, એવું લોકોમાં

જાહેર કર્યું. હે રાજા ! દ્રુપદરાજાએ પણ ગુપ્ત રાખેલી તે પુત્રીના પુત્રની પેઠે સર્વ સંસ્કારો કરાવ્યા. દ્રુપદની પટરાણી પણ ' આ પુત્ર છે ' એ પ્રમાણે કહીને સર્વ યત્નથી તે વાતને ગુપ્ત રાખવા લાગી અને આ વાત દ્રુપદસિવાય નગરમાં બીજા કોઈએ જાણી નહિ.[૧૩-૧૭] દ્રુપદરાજા અસ્ખલિત તેજવાળા શંકરનાં વચન ઉપર શ્રદ્ધા રાખીને તે કન્યાને ગુપ્ત રાખવા લાગ્યો તથા ' આ પુત્ર છે ' એમ કહેવા લાગ્યો.[૧૮] રાજાએ પુત્રની પેઠે વિધિપૂર્વક તેના સર્વ જાતકર્માદિ સંસ્કારો કરાવ્યા અને લોકો પણ તેને શિખંડી એવા પુરુષવાચક નામથી ઓળખવા લાગ્યા.[૧૯] માત્ર હું એકલોજ દૂતથી ખબર મળેલી,નારદનાં વચનથી,શંકરના વરદાનથી તથા અંબાની તપશ્ચર્યાથી શિખંડી સ્ત્રી છે એમ જાણતો હતો.[૨૦]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "શિખંડીની ઉત્પત્તિ" એ વિષયનો અધ્યાય ૧૮૮ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮૯ મો

### હિરણ્યવર્માનો દૂત દ્રુપદની પાસે આવ્યો.

॥ भीष्म उवाच ॥

**चकार यत्नं द्रुपदः सुतायाः सर्वकर्मसु ॥**
**ततो लेख्यादिषु तथा शिल्पेषु च परंतप॥१॥**

ભીષ્મે કહ્યું:-' હે શત્રુતાપન ! પછી દ્રુપદ રાજાએ પોતાની પુત્રીને લેખન,શિલ્પકળા વગેરે સર્વ કર્મો શીખવવાનો યત્ન કર્યો.[૧] હે રાજેંદ્ર! શિખંડી ધનુર્વિદ્યા શીખવામાં દ્રોણનો શિષ્ય થયો હતો. હે મહારાજ ! પછી શિખંડીની સુંદર વર્ણવાળી માતાએ તે કન્યાને પુત્રની પેઠે લગ્ન કરીને સ્ત્રી લાવી આપવા દ્રુપદરાજાને પ્રેરણા કરી; ત્યારે દ્રુપદ, કન્યાને યૌવન આવેલું જોઇને તથા તેને સ્ત્રી માનીને પોતાની રાણીસાથે ચિંતા કરવા લાગ્યો.[૨,૩]

દ્રુપદે કહ્યું:-' મારા શોકને વધારનારી આ કન્યાને યૌવન પ્રાપ્ત થઈ છે. મેં શૂલધારી શંકરના વચનથી એને ગુપ્ત રાખી છે; પરંતુ હવે શું થશે ? '[૪]

રાણીએ કહ્યું:-' હે મહારાજ ! મહાદેવનું વચન કોઇ રીતે મિથ્યા થશે નહિ. ત્રણ લોકના કર્તા પ્રભુ શામાટે મિથ્યા બોલે ?[૫] હે રાજા ! જો તમને રુચે તો હું કહું તે તમે સાંભળો; અને હે પૃષતના પુત્ર ! તે સાંભળીને તમારી બુદ્ધિ કબૂલ કરે તો કરો.[૬] આ શિખંડીનાં યત્નથી પણ વિધિ પ્રમાણે લગ્ન કરો; કારણ કે શંકરનું વચન સત્ય થશે એવો મારી બુદ્ધિનો નિશ્ચય છે.'[૭]

તે પછી બન્ને પતિપત્નીએ શિખંડીનાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો અને દશાર્ણરાજની કન્યાનું માગું કર્યું.[૮] રાજસિંહ દ્રુપદ રાજાએ સર્વ રાજાઓનાં કુળશીલનો વિચાર કર્યા પછીજ દશાર્ણદેશના રાજાની પુત્રીનું શિખંડી સાથે લગ્ન કરવા માગું કર્યું હતું.[૯] દશાર્ણદેશનો હિરણ્યવર્મા નામનો રાજા મહાન દુર્જય, અસહ્ય, મોટી સેનાવાળો અને ઉદાર હતો, તેણે દ્રુપદ રાજાની માગણીને લીધે પોતાની કન્યા વિધિપ્રમાણે શિખંડીને આપી.[૧૦,૧૧] હે મહારાજ ! વિવાહ થઇ ગયા પછી તે રાજપુત્રી તથા શિખંડિની એ બન્નેને યૌવન પ્રાપ્ત થયું.[૧૨] લગ્ન થઈ ગયાં એટલે શિખંડી કાંપિલ્ય નગરમાં પાછો આવ્યો. કેટલોએક સમય ગયા પછી હિરણ્યવર્માની કન્યાએ શિખંડી પોતાના જેવી સ્ત્રી છે, એમ જાણ્યું. તે જાણતાંજ તેણે શરમાઈને પોતાની સખીઓને તથા ધાવોને પાંચાલરાજની કન્યા શિખંડીનીની વાત જણાવી.[૧૩,૧૪] હે શાર્દૂલ ! તે જાણીને દશાર્ણરાજની ધાત્રીઓ બહુ દુઃખી થઈ ગઈ અને તેઓએ દશાર્ણરાજને ખબર કરવા દાસીઓ મોકલી.[૧૫] તે દાસીઓએ દશાર્ણરાજ હિરણ્યવર્માને જે પ્રમાણે ઠગાઈ કરવામાં આવી હતી તે સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને રાજાને બહુ ક્રોધ ઉત્પન્ન થયો.[૧૬]

હે મહારાજ ! આ તરફ સ્ત્રીપણા ઉપર અરુચિવાળી શિખંડિની,તે સમયે પણ રાજકુળમાં આનંદયુક્ત થઇને પુરુષની પેઠે મોજ કર્યા કરતી હતી.[૧૭] હે ભરતશ્રેષ્ઠ ! હે રાજેંદ્ર ! પછી કેટલેક

દિવસે હિરણ્યવર્મા રાજા ફરી તે વાત સાંભળીને ક્રોધપીડિત થયો;[૧૮] અને તીવ્ર ક્રોધ પામેલા તે રાજાએ દ્રુપદને ઘેર એક દૂતને મોકલ્યો. હિરણ્યવર્માનો દૂત દ્રુપદની પાસે ગયો અને તેને એકાંતમાં મળીને ગુપ્ત વાત કહેવાલાગ્યોઃ-[૧૯,૨૦] 'હે નિષ્પાપ રાજા! તમે દશાર્ણ દેશના રાજાને ઠગ્યા છે, તેથી પોતાના પરાજયને લીધે અત્યંત ક્રોધ પામીને તેમણે તમને આ પ્રમાણે કહાવ્યું છે કેઃ-[૨૧] 'હે રાજા! તેં મારૂં અપમાન કર્યું છે, ખરેખર તારો વિચાર દુષ્ટ છે; કારણ કે મૂર્ખતાને લીધે પોતાની કન્યાને માટે મારી કન્યાનું માગું કર્યું હતું.[૨૨] હે દુર્બુદ્ધિમાન! તે તારી ઠગાઈનું ફળ તું હમણાંજ ભોગવ. હું તારા સ્વજન તથા અમાત્યોની સાથે તને ઉખેડી નાખું છું, તું તૈયાર થઈ જા!'[૨૩]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦અંબોપાખ્યાન પર્વમાં "હિરણ્યવર્માના દૂતનું આવવું"એ વિષયનો અધ્યાય ૧૮૯ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯૦ મો

## દ્રુપદની ચિંતા

॥ भीष्म उवाच ॥

**एवमुक्तस्य दूतेन द्रुपदस्य तदा नृप ॥**
**चोरस्येव गृहतस्य न प्रावर्तत भारती ॥१॥**

ભીષ્મે કહ્યુંઃ-હે રાજા! દૂતે એ પ્રમાણે દ્રુપદને કહ્યું, તે વખતે પકડેલા ચોરની પેઠે દ્રુપદ બોલી શકયો નહિ.[૧] પછી તેણે મધુર ભાષણ કરનારા દૂતોદ્વારા 'તમે માનો છો તેમ નથી' એવો સંદેશો મોકલીને વેવાઇને મનાવવામાટે બહુ યત્ન કર્યો;[૨] પરંતુ હિરણ્યવર્મા રાજાએ ફરી તપાસ કરીને ખરી વાત મેળવી કે,પાંચાલરાજનો શિખંડી કન્યા છે; એટલે તેણે ઉતાવળથી ચઢાઇની તૈયારી કરી.[૩] ધાવોના કહેવા પ્રમાણે પોતાની પુત્રીને છેતરી હતી, એ વાત રાજાએ પોતાના અમાપ બળવાળા મિત્રોને પહોંચાડી;[૪] અને હે ભારત! પોતે સૈન્ય એકઠું કરીને દ્રુપદ ઉપર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો.[૫] હે રાજેંદ્ર! હિરણ્યવર્મા રાજાએ પ્રથમ પોતાના મંત્રીઓની સાથે દ્રુપદરાજાના સંબંધમાં વિચાર કર્યો.[૬] તેમાં ત્યાં એકઠા મળેલા મહાત્મા રાજાઓએ નિશ્ચય જણાવ્યો કેઃ-'હે રાજા! જો શિખંડી કન્યા છે, એ વાત સાચી ઠરે,[૭] તો આપણે પાંચાલરાજને બાંધીને ઘેર લાવીશું અને પાંચાલ દેશમાં બીજો રાજા બેસાડીને પાંચાલરાજને તથા શિખંડીને મારી નાખીશું.[૮,૯] આ ગોઠવણ થયા પછી હિરણ્યવર્મા રાજાએ દ્રુપદના જૂઠાણાની તપાસ કરીને ફરી તેની પાસે દૂતો મોકલ્યા અને કહાવ્યું કેઃ-'તું ઉભો રહે, હું હમણાં તારો નાશ કરૂં છું!'[૧૦]

ભીષ્મે કહ્યુંઃ-હે દુર્યોધન! દ્રુપદરાજા મૂળથીજ બીકણ હતો અને તેમાં ખરો અપરાધી હતો, એટલે તે વેવાઇનો સંદેશો મળતાંજ બહુ ડરી ગયો.[૧૧] શોકાતુર થયેલા દ્રુપદરાજાએ હિરણ્યવર્માને સમજાવવા દૂતો મોકલ્યા અને પોતે એકાંતમાં રાણીને મળ્યો. તે વખતે દ્રુપદ રાજા ભયભીત થઈ ગયો હતો અને હૃદયમાં શોકથી ભેદાયો હતો. તેણે પોતાની પ્રિય ભાર્યા શિખંડીની માતાને કહ્યું કેઃ-[૧૨,૧૩] આપણો વેવાઇ મહાબળવાન હિરણ્યવર્મા રાજા ક્રોધથી મોટી સેના લઇને મારા ઉપર ચઢી આવે છે.હવે મૂઢ બનેલા આપણે આ કન્યાના સંબંધમાં શું કરવું? તેં જેને પુત્ર ઠરાવેલો તે શિખંડી કન્યા છે,આવી હિરણ્યવર્માને સબળ શંકા થઈ છે;[૧૫] અને 'દ્રુપદે મને ઠગ્યો' એમ માનીને તે પોતાના મિત્રો,સેના તથા સેવકોની સાથે મારા ઉપર ચઢી આવીને મને ઉખેડી નાખવાની ઇચ્છા રાખે છે.[૧૬] હે સુંદર નિતંબવાળી! આ સંબંધમાં સત્ય શું છે? અને મિથ્યા શું છે? તે તું કહે. હે શોભને! તારૂં શુભ વાકય સાંભળ્યા પછી હું તે પ્રમાણે કરીશ.[૧૭] હે સુંદરાંગી રાણી! આ પ્રસંગમાં હું જીવિતના સંશયમાં પડયો છું અને આ બાળા શિખંડિની તથા તું મોટા દુઃખમાં પડયાં છો.[૧૮]હું પૂછું છું માટે હે સુંદર નિતંબવાળી! તું સર્વના દુઃખમાંથી છૂટકો થવા સારૂ મને ખરી વાત કહે, એટલે હે શુદ્ધ હાસ્યવાળી! હું તે પ્રમાણે ઝટ

કાર્ય કરૂં.[19] હે સુંદરિ ! તથા હે શિખંડિનિ ! તમે બન્ને ડરશો નહિ. હું કૃપાવડે તમારૂં બન્નેનું રક્ષણ કરીશ. હે સ્ત્રિ ! તેં શિખંડિનીને પુત્રસંસ્કાર કરાવીને મને છેતર્યો છે[20] અને મેં દશાર્ણના રાજા હિરણ્યવર્માને છેતર્યો છે; પરંતુ હે મહાભાગ્યવાળી ! હવે આ સંબંધમાં જે હિતકારક હોય તે તું મને કહે, એટલે હું તે પ્રમાણે કરૂં.[21] હે દુર્યોધન ! જો કે દ્રુપદરાજા સર્વ વાત જાણતો હતો, છતાં તેણે બીજાઓને જણાવવામાટે જાહેરમાં રાણીને આ પ્રમાણે પૂછયું, એટલે રાણીએ રાજાને પ્રત્યુત્તર આપ્યો.[22]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં " દ્રુપદનો પ્રશ્ન " એ વિષયનો અધ્યાય ૧૯૦ મો સમાપ્ત.

## અધ્યાય ૧૯૧ મો

### શિખંડીને સ્થૂણાકર્ણ યક્ષનો સમાગમ

॥ भीष्म उवाच ॥

ततः शिखंडिनो माता यथातत्त्वं नराधिप ॥
आचचक्षे महाबाहो भर्त्रे कन्यां शिखंडिनीम्॥

ભીષ્મે કહ્યું:–હે મહાબાહુ રાજા ! તે પછી શિખંડીની માતાએ પોતાના ભર્તાને ખરી વાત કહી કે, શિખંડિની કન્યા છે.[1] હે રાજા ! મને પુત્ર ન હોવાથી શોકયોના ભયને લીધે, આ શિખંડિની કન્યા હતી, તોપણ એ પુરુષ છે એમ મેં તમને જણાવ્યું હતું;[2] અને હે મહારાજ ! તમે પણ મારા ઉપર પ્રીતિને લીધે તે વાતને અનુમોદન આપ્યું તથા કન્યાને પુત્રના જેવા સંસ્કારો કર્યા.[3] પછી હે રાજા ! તમે દશાર્ણરાજની કન્યાસાથે શિખંડિનીનાં લગ્ન કર્યાં અને ' કન્યા અવતરીને પછી પુરુષ થશે' એવાં શંકરનાં વચન તરફ નજર રાખીને મેં પણ તેમાં હા કહી તથા આ અનર્થની દરકાર ન રાખી. આ રીતે આ વાત આ સ્થિતિસુધી આવી પહોંચી છે.[4]

એ સાંભળીને યજ્ઞસેન દ્રુપદ રાજાએ સર્વ વાત મંત્રીઓને કહી તથા તેઓની સાથે પ્રજાના રક્ષણને માટે યથાયોગ્ય મસલત ચલાવી.[5] હે નરેંદ્ર ! દ્રુપદે ખરીરીતે હિરણ્યવર્માની સાથે ઠગાઇ કરી હતી, છતાં પોતે ઠગાઈ કરી નથી, પણ યોગ્ય સંબંધ કર્યો છે, એવું તે મસલતમાં સિદ્ધ કર્યું. પછી વિચાર કરવામાં એકાગ્ર થયેલા રાજાએ આવેલા કાર્યનો નિશ્ચય કર્યો.[6] હે ભારત રાજેંદ્ર! દ્રુપદ રાજાનું નગર સર્વ તરફથી સુશોભિત તથા સ્વાભાવિક રીતેજ સુરક્ષિત હતું, તોપણ આ આપત્તિકાળમાં દ્રુપદે તેના રક્ષણની વિશેષ યોજના કરી.[7] હે ભરતશ્રેષ્ઠ ! દ્રુપદ રાજાને અને તેની ભાર્યાને દશાર્ણ દેશના રાજાની સાથે વિરોધ થવાથી બહુ કષ્ટ થવા લાગ્યું;[8] અને મારે સંબંધીની સાથે શું કરવાથી મોટું યુદ્ધ ન કરવું પડે એમ મનમાં વિચારીને દ્રુપદે તે વખતે દેવનું પૂજન કર્યું.[9] હે રાજા ! રાણીએ દ્રુપદને દેવપરાયણ થઇ તેનું પૂજન કરતો જોઇને કહ્યું કેઃ–[10]'સુખી મનુષ્યે પણ નિત્ય દેવોનું તથા સત્પુરુષોનું પૂજન કરવું, એમ શાસ્ત્રમાં કહ્યું છે, ત્યારે દુઃખરૂપી સમુદ્રમાં ડૂબવાના પ્રસંગમાં પૂજન કરવું એમાં કહેવાનુંજ શું ? માટે તમે દેવના આરાધનને માટે બ્રાહ્મણોનું પૂજન કરો;[11] તેમજ દાશાર્ણરાજને પાછો ફેરવવામાટે સર્વ દેવોનું પૂજન કરો, પુષ્કળ દક્ષિણાઓ આપો અને અગ્નિઓમાં હોમ આપો.[12] હે રાજા ! તમે મનમાં એવું ચિંતન કરો કે, દશાર્ણ દેશનો રાજા યુદ્ધ કર્યાવિનાજ પાછો જાય, દેવતાઓની કૃપાથી એ સર્વ થશે.[13] વળી હે વિશાળ લોચનવાળા રાજા ! તમે આ નગરના રક્ષણને માટે મંત્રીઓની સાથે જે વિચાર કર્યો છે, તે પ્રમાણે કાર્ય કરો.[14] હે રાજા ! દૈવની જોડે પુરુષાર્થ મળવાથી કાર્ય ઉત્તમ રીતે સિદ્ધ થાય છે, પરંતુ તે બન્નેમાં પરસ્પર વિરોધ હોય તો કાર્યની સિદ્ધિ થતી નથી;[15] માટે હે રાજા ! તમે પ્રધાનોની સાથે નગરના રક્ષણની યોજના પ્રથમ કરીને પછી ઇચ્છા પ્રમાણે દેવોનું પૂજન–અર્ચન કરો.[16]

આ પ્રમાણે બોલતાં શોકપરાયણ થયેલાં પોતાનાં માતાપિતાને જોઇને તે વખતે બીચારી શિ-

ખંડિની કન્યા લજ્જિત જેવી થઇ ગઇ[૧૭]અને 'આ બન્ને મારે લીધે દુઃખી થયાં છે' એમ વિચાર કરીને તેણે પોતાના પ્રાણત્યાગનો નિશ્ચય કર્યો.[૧૮] બહુ શોકપરાયણ થયેલી શિખંડિની ઉપર પ્રમાણેનો નિશ્ચય કરી, ઘર છોડીને નિર્જન ગહન વનમાં ચાલી ગઇ.[૧૯] હે રાજા! સ્થૂણાકર્ણ નામનો એક સમૃદ્ધિવાળો યક્ષ તે વનનું રક્ષણ કરતો હતો, તેના ભયને લીધેજ મનુષ્યો તે વનનો ત્યાગ કરતાં હતાં.[૨૦] ત્યાં ઉંચા કોટવાળું, દરવાજાવાળું, ચુનાથી ધોળેલું અને વીરણના વાળાના ધૂપથી સુગંધવાળું સ્થૂણાકર્ણનું ભવન હતું.[૨૧] હે રાજા! દ્રુપદની પુત્રી શિખંડિનીએ તેમાં પ્રવેશ કર્યો અને બહુ દિવસસુધી ભોજન ન કરીને તેણે શરીર સૂકવવા માંડયું.[૨૨] સ્થૂણાકર્ણ યક્ષે તેને દર્શન આપ્યું અને દયાયુક્ત થઇને કહ્યું કેઃ–આ તારો શામાટે આરંભ છે? ઝટ બોલ. હું તારૂં કાર્ય કરીશ.'[૨૩]

શિખંડિનીએ યક્ષને વારંવાર કહ્યું કેઃ–'તે કાર્ય તમારાથી થઇ શકે તેવું નથી.' ત્યારે યક્ષે તત્કાળ તેને કહ્યું કેઃ–'હું કરીશ.[૨૪] હે રાજપુત્રિ! હું કુબેરનો અનુચર છું અને વર આપવા સમર્થ છું,માટે હું તને ન આપવા જેવું પણ આપીશ. તારે જે કહેવાની ઇચ્છા હોય તે કહે.'[૨૫] હે ભારત! તે પછી શિખંડિનીએ પોતાની સર્વ વાત મહાયક્ષ સ્થુણાકર્ણને કહી.[૨૬] શિખંડિનીએ કહ્યુંઃ–હે યક્ષ! મારા પિતાને પુત્ર નથી અને દશાર્ણ દેશનો રાજા ક્રોધ પામીને તેના ઉપર ચઢી આવે છે, એટલે થોડાજ સમયમાં મારા પિતાનો વંશ વિનાશ પામશે.[૨૭]તે હિરણ્યવર્મા રાજા મહાબળવાન છે તથા મોટો ઉત્સાહી છે; માટે હે યક્ષ! તે રાજાથી મારાં માતાપિતાને તમે બચાવો.[૨૮] તમે મારૂં દુઃખ મટાડવાની પ્રતિજ્ઞા કરી છે,માટે હે યક્ષ! હું તમારી કૃપાથી ઉત્તમ પુરુષ થાઉં તેમ કરો.[૨૯] હે મહાયક્ષ! હે ગુહ્યક! હિરણ્યવર્મા રાજા મારા પિતાના નગર ઉપર ચઢી આવે નહિ તે પહેલાંજ તમે મારા ઉપર કૃપા કરો.'[૩૦]

**અધ્યાય ૧૯૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૯૨ મો

## શિખંડીને પુરુષપણાની પ્રાપ્તિ

**॥ भीष्म उवाच ॥**

**शिखंडिवाक्यं श्रुत्वाऽथ स यक्षो भरतर्षभ ॥**
**प्रोवाच मनसा चिंत्य दैवेनोपनिपीडितः ॥**

ભીષ્મે કહ્યુંઃ–'હે ભરતશ્રેષ્ઠ! શિખંડીનું કહેવું સાંભળીને, દૈવના સપાટામાં સપડાયલા તે યક્ષે મનમાં વિચાર કર્યો અને હે કૌરવ! મારાં દુઃખને માટે તેમ થવાનું હતું તેથી તેણે કહ્યું કેઃ–'હે કલ્યાણિ! હું તારો મનોરથ પૂર્ણ કરીશ; પરંતુ તું મારો ઠરાવ સાંભળ.[૧,૨] હું મારૂં પુરુષપણું તને થોડા સમયને માટે આપું છું; પરંતુ તારે સમય પૂરો થતાં અહીં પાછું આવવું. એને માટે તું મારી આગળ સત્યના સોગન લે.[૩] હું આકાશમાં ગતિ કરનારો, ઇચ્છામાં આવે ત્યાં જનારો અને માત્ર સંકલ્પથીજ કાર્ય સિદ્ધ કરનારો સમર્થ યક્ષ છું. તું મારી કૃપાથીજ તારા નગરનું તથા બંધુઓનું રક્ષણ કર.[૪] હે રાજપુત્રિ! હું તારૂં સ્ત્રીપણું ધારણ કરીશ, પરંતુ તું મારી આગળ સત્ય પ્રતિજ્ઞા લે એટલે હું તારૂં પ્રિય કરીશ.'[૫]

શિખંડીએ કહ્યુંઃ–"હે ભગવન્! હે સદાચારી નિશાચર! હું તમારૂં પુરુષપણું પાછું આપીશ. તમે થોડા સમયસુધી મારૂં સ્ત્રીપણું ધારણ કરો.[૬] દશાર્ણ દેશનો રાજા હિરણ્યવર્મા પાછો જશે,એટલે હું ફરી કન્યા થઇ જઇશ અને તમે પુરુષ થજો."[૭]

ભીષ્મે કહ્યુંઃ–'હે દુર્યોધન રાજા! આ પ્રમાણે કહીને તે બન્નેએ ઠરાવ કર્યો અને એક બીજાનાં જાતિસૂચક ચિહ્નનો બદલો કર્યો.[૮] હે ભારત! સ્થૂણાકર્ણ યક્ષે સ્ત્રીલિંગ ધારણ કર્યું અને શિખંડીને તે દેદીપ્યમાન યક્ષનું રૂપ પ્રાપ્ત થયું.[૯] હે રાજા! પાંચાલ શિખંડી પુરુષપણું મેળવીને બહુ આનંદ પામ્યો અને નગરમાં પ્રવેશ કરીને પોતાના પિતાને મળ્યો.[૧૦] તેણે દ્રુપદને પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભ-

ળીને દ્રુપદને બહુ હર્ષ થયો.[૧૧] તે વખતે તેણે તથા રાણીએ મહાદેવનાં વચન સંભાર્યાં.

પછી દ્રુપદરાજાએ દશાર્ણ દેશના રાજાની પાસે દૂત મોકલ્યો[૧૧] અને તેને કહાવ્યું કેઃ– ‘મારો પુત્ર પુરુષ છે. તમે મારાં વચન ઉપર વિશ્વાસ રાખો !’ આ સંદેશો સાંભળીને દુઃખ તથા શોક પામેલો દાશાર્ણક રાજા તે વખતેજ એકાએક પાંચાલરાજ દ્રુપદના ઉપર ચઢી આવ્યો. દશાર્ણ દેશનો રાજા કાંપિલ્ય નગર આગળ આવ્યો,[૧૩,૧૪] એટલે તેણે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા એક બ્રાહ્મણનો સત્કાર કરીને તેને દ્રુપદની પાસે મોકલ્યો અને તેને કહ્યું કે, હે દૂત ! તું મારાં વચનથી તે અધમ રાજા પાંચાલ્યને કહે કેઃ–[૧૫] ‘ઓ દુર્મતિ ! તેં પોતાની કન્યાને માટે મારી કન્યાને માગી લીધી, એ તારા ગર્વનું ફળ તું આજેજ પ્રત્યક્ષ કરીશ,એમાં સંદેહ નથી.’[૧૬]

હે મહારાજા ! દાશાર્ણ રાજાએ આ પ્રમાણે કહીને મોકલેલો તે બ્રાહ્મણદૂત દ્રુપદના નગરમાં ગયો;[૧૭]અને ત્યાં દ્રુપદને મળ્યો.હે રાજેંદ્ર! પાંચાલરાજ દ્રુપદે પોતાના પુત્ર શિખંડીની સાથે તે પુરોહિત દૂતને સત્કારપૂર્વક અર્ધ્યાદિ પૂજા કરીને ગાય અર્પણ કરી; પરંતુ બ્રાહ્મણદૂતે તે પૂજાને અભિનંદન આપ્યું નહિ અને વીર હિરણ્યવર્મા રાજાએ જે સંદેશો કહાવેલો તે આ પ્રમાણે દ્રુપદને કહ્યોઃ–‘ઓ દુર્બુદ્ધિવાળા અને અધમ આચરણવાળા ! તેં પોતાની પુત્રીદ્વારા મને છેતર્યો છે, તે પાપ કરવાનું ફળ હવે તું ભોગવ. હે રાજા ! આજે રણના મોખરા ઉપર મારીસાથે તારૂં યુદ્ધ થશે;[૧૮–૨૧] તેમાં હું તને, તારા અમાત્યો, પુત્રો તથા બાંધવોની સાથે તુરત ઉખેડી નાખીશ !’ આ પ્રમાણે પુરોહિતે દશાર્ણદેશના રાજાનો ઠપકાભરેલો સંદેશો મંત્રીઓની વચ્ચે દ્રુપદ રાજાને સંભળાવ્યો; ત્યારે હે ભરતશ્રેષ્ઠ ! દ્રુપદે સ્નેહથી નમ્ર થઇને કહ્યું કેઃ–[૨૨,૨૩] ‘ હે બ્રહ્મન્ ! તમે મારા સંબંધીના કહેવાથી મને જે કહ્યું છે, એનો પ્રતિ ઉત્તર મારો દૂત તમારા રાજાને કહેશે. ’[૨૪] આવું કહીને દ્રુપદે પણ વેદપારંગત એક બ્રાહ્મણદૂતને મહાત્મા હિરણ્યવર્મા રાજાની પાસે મોકલ્યો.[૨૫] હે રાજા ! તે દૂતે દશાર્ણ દેશના રાજાની પાસે જઇને દ્રુપદે જે સંદેશો કહાવેલો તે તેને કહ્યો કેઃ–[૨૬] ‘ તમે ખુશીથી નગરમાં આવો અને તપાસ કરો. મારો પુત્ર ખરેખર પુરુષ છે. તમને કોઇએ એનેવિષે ખોટી વાત કહી છે;માટે તમે તે ઉપર વિશ્વાસ રાખો નહિ.’[૨૭]

દ્રુપદનો આવો સંદેશો સાંભળીને હિરણ્યવર્મા રાજા વિચારમાં પડયો અને તેણે શિખંડી પુરુષ છે કે સ્ત્રી છે, તે જાણવામાટે સુંદર રૂપવાળી ઉત્તમ તરુણ સ્ત્રીઓને મોકલી.[૨૮] હે કૌરવેંદ્ર ! તે સુંદરીઓ શિખંડીનું ખરૂં સ્વરૂપ જાણીને દાશાર્ણ રાજાની પાસે પાછી આવી અને તેઓએ ‘ મહાનુભાવ શિખંડી પુરુષ છે ’ એમ રાજાને હર્ષથી કહ્યું.[૨૯] તે સાંભળીને રાજા હિરણ્યવર્મા બહુ ખુશી થયો અને તે નગરમાં જઇ સંબંધી દ્રુપદને મળી ભેટીને ત્યાં આનંદથી રહ્યો.[૩૦] રાજાએ પ્રસન્ન થઇને શિખંડીને ધન, હાથીઓ, ઘોડાઓ, ગાયો તથા પુષ્કળ દાસીઓ આપી.[૩૧] દ્રુપદરાજાએ પણ તેનો સત્કાર કર્યો. પછી હિરણ્યવર્મા રાજા પોતાની પુત્રીને ઠપકો આપીને પોતાના નગરમાં પાછો ગયો. આ રીતે હિરણ્યવર્મા રાજાના મનનો વહેમ દૂર થયો અને તે પ્રસન્ન થઇને દશાર્ણ દેશમાં ગયો. તે જોઇને શિખંડીને પણ બહુ આનંદ થયો.

આ અરસામાં એક વખતે મનુષ્યના વાહનવાળા કુબેર વિમાનમાં બેસીને લોકમાં ફરતા ફરતા સ્થૂણાકર્ણ યક્ષના ભવન આગળ આવી પહોંચ્યા.[૩૨,૩૩] તે ઘરની ઉપર આવતાંજ વિમાનમાં બેઠેલા ધનાધિપતિ કુબેરે નીચે વિચિત્ર પુષ્પમાળાઓથી શણગારેલું સ્થૂણાકર્ણ યક્ષનું ઘર જોયું અને તેમાં પ્રવેશ કર્યો.[૩૪] તે ઘર વાળાના પડદાઓથી સુગંધિત હતું,ચંદરવાઓથી રમણીય જણાતું હતું, ધૂપોથી સુવાસિત કરેલું હતું, ધ્વજાઓ તથા પતાકાઓથી શણગારેલું હતું અને ભક્ષ્ય, અન્ન, પેય, માંસ વગેરે દાંતને આહુતિ આપવાના ( દાંતથી ખાવાના ) પદાર્થોથી ભ-

રેલું હતું.[૩૫] સર્વ તરફ શણગારેલું, મણિ, રત્ન તથા સુવર્ણની માળાઓથી ભરેલું, અનેક પ્રકારના પુષ્પગંધોથી સંપન્ન અને વાળી ઝાડી, પાણી છાંટવાથી શોભી રહેલું તે યક્ષનું સ્થાન જોઈને તે વખતે યક્ષપતિ કુબેરે પોતાના અનુયાયી યક્ષોને કહ્યું કેઃ–[૩૬,૩૭]'હે અમાપ પરાક્રમી યક્ષો ! આ શણગારેલું ઘર સ્થૂણાકર્ણનું છે; છતાં તે મંદ બુદ્ધિવાળો આજે મારી પાસે કેમ આવતો નથી ?[૩૮] મને આવેલો જાણવા છતાં તે મંદાત્મા મારી પાસે આવતો નથી તેથી તેને મોટી શિક્ષા કરવી, એવો મારો વિચાર છે.'[૩૯]

યક્ષોએ કહ્યું:–'હે રાજા ! દ્રુપદ રાજાને એક શિખંડિની નામની કન્યા થઇ હતી. તેને કોઇક કારણથી સ્થૂણાકર્ણે પોતાનું પુરુષપણું આપ્યું છે[૪૦] અને પોતે તેનું સ્ત્રીપણું ગ્રહણ કર્યું છે, તેથી હમણાં તે સ્ત્રીરૂપ થઈને ઘરમાં રહે છે. પોતે સ્ત્રીરૂપ ધારણ કરેલું હોવાથી શરમાતો સ્થૂણાકર્ણ યક્ષ બહાર નીકળતો નથી અને હે રાજા ! એજ કારણથી તે આજે તમારી પાસે પણ આવતો નથી. આ સાંભળીને આપને જે યોગ્ય લાગે તે કરો.' ત્યારે યક્ષરાજ કુબેરે કહ્યું કેઃ–'વિમાનને અહીં ઉભું રાખો અને સ્થૂણાકર્ણને બોલાવી લાવો. મારે તેને શિક્ષા કરવી છે.' આવું તેણે વારંવાર કહ્યું. હે દુર્યોધન રાજા ! પછી કુબેરના બોલાવવાથી સ્થૂણાકર્ણ સ્ત્રીના રૂપમાં કુબેરની પાસે આવ્યો અને શરમાઇને ઉભો રહ્યો.[૪૧-૪૪] હે કુરુનંદન ! કુબેરે ક્રોધ કરીને તેને શાપ આપતાં કહ્યું કેઃ–'હે યક્ષો ! આજથી આ પાપીનું સ્ત્રીપણું આ પ્રમાણેજ કાયમ રહો.'[૪૫] આ રીતે શાપ આપ્યા પછી ફરી મહાત્મા કુબેરે કહ્યું કેઃ–'ઓ પાપ કર્મ કરનારા ! તેં આ લોકમાં યક્ષોનું અપમાન કરીને પાપ બુદ્ધિવાળા શિખંડીને પોતાનું પુરુષપણું આપ્યું છે અને તેનું સ્રીલક્ષણ ગ્રહણ કર્યું છે;[૪૬] પરંતુ હે અતિ દુર્બુદ્ધિવાળા ! જેથી તેં કોઈ વખત ન થયેલું આ કામ કર્યું છે, તેથી આજથી તું હમેશ સ્ત્રીરૂપમાંજ રહેજે અને શિખંડિની કાયમ પુરુષરૂપે રહેશે.'[૪૭]

પછી યક્ષોએ સ્થૂણાકર્ણને માટે કુબેરની વારંવાર પ્રાર્થના કરીને કહ્યું કેઃ–તમે શાપની મર્યાદા બાંધીને તેને કમી કરો.'[૪૮] તે સાંભળીને મહાત્મા કુબેરે એ શાપનો છેડો લાવવાની ઈચ્છાથી પોતાના અનુયાયી સર્વ યક્ષોને કહ્યું કેઃ–[૪૯] 'હે યક્ષો ! જ્યારે શિખંડી મરણ પામશે, ત્યારે સ્થૂણાકર્ણ યક્ષને પુનઃ પોતાનું પુરુષરૂપ પ્રાપ્ત થશે; માટે આ ઉદાર બુદ્ધિવાળા યક્ષે મનમાં ઉદાસ થવું નહિ.'[૫૦]આ પ્રમાણે કહીને યક્ષોએ પૂજેલા ભગવાન યક્ષપતિ કુબેર, નિમેષમાત્રમાં ઘણે દૂર નીકળી જનારા સર્વ યક્ષોની સાથે ત્યાંથી ચાલ્યા ગયા.[૫૧]

સ્થૂણાકર્ણ યક્ષ શાપ મળ્યા પછી ત્યાંજ રહેવા લાગ્યો.એટલામાં પોતે કરેલા ઠરાવ પ્રમાણે તત્કાળ શિખંડી તે યક્ષની પાસે આવ્યો.તેને મળીને શિખંડીએ કહ્યું કેઃ–'હે ભગવન્! હું ઠરાવ પ્રમાણે તમારી પાસે આવ્યો છું.' એ સાંભળીને સ્થૂણાકર્ણે તેને વારંવાર કહ્યું કેઃ–'હું તારા ઉપર પ્રસન્ન થયો છું.'[૫૨,૫૩]પછી રાજપુત્ર શિખંડીને સરળપણાથી આવેલો જોઇને યક્ષે તેને પોતાની સર્વ વાત કહી.[૫૪]

યક્ષે કહ્યુંઃ–'હે રાજપુત્ર ! તારા કારણથી કુબેરે મને કાયમ સ્ત્રીરૂપે રહેવાનો શાપ આપ્યો છે; માટે હવે તું પુરુષરૂપે તારી ઇચ્છામાં આવે ત્યાં જા અને સુખથી લોકમાં વિહાર કર.[૫૫] તારૂં અહીંથી જવું અને કુબેરનું અહીં આવવું તથા તેનું આ પરિણામ, એને હું પૂર્વજન્મનું ભાગ્ય માનું છું. તેને કોઇ ફેરવી શકતું નથી.'[૫૬]

ભીષ્મે કહ્યુંઃ–હે ભારત ! સ્થૂણાકર્ણ યક્ષે એ પ્રમાણે કહ્યું, એટલે શિખંડી બહુ આનંદ પામીને પોતાના નગરમાં પાછો આવ્યો.[૫૭] તેણે જાત જાતનાં પુષ્પો, સુગંધી દ્રવ્યો તથા રત્નાદિ મૂલ્યવાન વસ્તુઓથી બ્રાહ્મણોની, દેવતાઓની, દેવાલયોની તથા ચૌટાંઓની પૂજા કરી.[૫૮]પાંચાલ્ય દ્રુપદ રાજા પણ પોતાના કૃતાર્થ થયેલા પુત્ર શિખંડીને જોઇને બાંધવોની સાથે બહુ આનંદ પામ્યો;[૫૯] અને હે કુરુશ્રેષ્ઠ મહા-

હારાજ ! તેણે પ્રથમ સ્ત્રીરૂપ છતાં પછીથી પુરુષરૂપ પામેલા પોતાના પુત્ર શિખંડીને શિષ્યતરીકે દ્રોણાચાર્યને સોંપ્યો.[૬૦] ત્યાં રાજપુત્ર શિખંડી તથા દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન એ બન્ને તમારી સાથે ચાર પાદવાળો ધનુર્વેદ શીખ્યા. હે તાત દુર્યોધન ! મેં જે જડ, આંધળા અને બહેરા જેવા જણાતા દૂતો દ્રુપદને ત્યાં મૂકયા હતા, તેઓએ આવીને મને આ વાત યથાર્થ રીતે કહી હતી.[૬૧,૬૨]

હે કુરુશ્રેષ્ઠ મહારાજ ! આ રીતે દ્રુપદનો પુત્ર મહારથી શિખંડી પ્રથમ સ્ત્રી હતો અને પાછળથી પુરુષ થયો છે.[૬૩] હે ભરતશ્રેષ્ઠ ! કાશિરાજની મોટી કન્યા જે અંબા નામે વિખ્યાત હતી, તેજ દ્રુપદરાજાને ત્યાં શિખંડી નામથી ઉત્પન્ન થઈ છે;[૬૪] માટે એ શિખંડી હાથમાં ધનુષ લઈને યુદ્ધની ઈચ્છાથી સામો આવશે, તોપણ હું એક મુહૂર્તભર પણ તેની સામે જોઈશ નહિ, તેમ તેના ઉપર પ્રહાર કરીશ નહિ.[૬૫] હે કૌરવનંદન ! હું સ્ત્રીના ઉપર, પ્રથમ સ્ત્રી હોઈને પછી પુરુષ થયેલા ઉપર, સ્ત્રીનામધારી ઉપર અને સ્ત્રીરૂપધારી ઉપર બાણ મૂકતો નથી, એવું મારૂં નિત્યનું વ્રત છે અને તે પૃથ્વીમાં પણ પ્રખ્યાત છે. આ કારણને લીધે હું શિખંડીને મારીશ નહિ.[૬૬,૬૭] હે તાત! શિખંડીના જન્મનું આ ખરૂં રહસ્ય હું જાણું છું, તેથી સંગ્રામમાં શિખંડી હથિયાર ધારણ કરીને આવશે, તોપણ હું તેને મારીશ નહિ.[૬૮] હું તીવ્ર વ્રતવાળો હોઈને જો સ્ત્રીને મારૂં, તો સત્પુરુષો મારી નિંદા કરે; માટે હું રણમાં ઉભા રહેલા શિખંડીને જોવા છતાં પણ તેને હણીશ નહિ. "[૬૯]

વૈશંપાયને કહ્યું:–આ સાંભળીને કુરુવંશી દુર્યોધન ક્ષણભર વિચારમાં પડયો અને પછી તેણે ભીષ્મમાં એવું વર્તન યોગ્ય છે, એમ માન્યું.[૭૦]

અધ્યાય ૧૯૨ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૯૩ મો

## ભીષ્મ વગેરેની શક્તિનું વર્ણન

॥ संजय उवाच ॥

**प्रभातायां तु शर्वर्यां पुनरेव सुतस्तव ॥**
**मध्ये सर्वस्य सैन्यस्य पितामहमपृच्छत ॥१॥**

સંજયે કહ્યું:–હે ધૃતરાષ્ટ્ર! તે રાત્રિ વીતીને પ્રભાત થતાંજ તમારા પુત્ર દુર્યોધને સર્વ સૈન્યની વચ્ચે ભીષ્મ પિતામહને પૂછયું કેઃ–[૧]"હે ગંગાપુત્ર ! પાંડુપુત્ર યુધિષ્ઠિરનું આ પુષ્કળ પુરુષો, હાથીઓ, ઘોડાઓ અને મહારથોથી ભરેલું સૈન્ય યુદ્ધ કરવા તૈયાર થયેલું છે.[૨]એ સૈન્ય લોકપાલના જેવા મહાબળવાન તથા મહાધનુર્ધારી ભીમસેન, અર્જુન તથા ધૃષ્ટદ્યુમ્ન વગેરેથી સુરક્ષિત છે, ઉછળતા સમુદ્રની પેઠે એની સામે ચઢી જવું અથવા એને ખાળી રાખવું પણ અશકય છે અને દેવો પણ મહાસંગ્રામમાં આ સેનાસાગરને ખળભળાવે તેમ નથી.[૩,૪] હે મહાકાંતિવાળા ગંગાપુત્ર ! તમે એ સૈન્યનો કેટલે દિવસે નાશ કરી શકો ? વળી મહા ધનુર્ધારી દ્રોણાચાર્ય, મહાબળવાન કૃપાચાર્ય, યુદ્ધની પ્રશંસા કરનારો કર્ણ અને દ્વિજશ્રેષ્ઠ અશ્વત્થામા, એમાંના એક એક જણ કેટલે કેટલે દિવસે પાંડવોની સેનાનો ક્ષય કરી શકે ? મારી સેનામાં તમો સર્વે દિવ્ય અસ્ત્રોને જાણનારા છો;[૫,૬] માટે હે મહાબાહુ ! એ સામર્થ્ય જાણવાની મારા મનમાં નિત્ય ઇચ્છા રહ્યા કરે છે તથા મને મોટી ઉત્કંઠા છે; તેથી તમારે મને કહેવું જોઈએ."[૭]

ભીષ્મે કહ્યું:–"હે કુરુશ્રેષ્ઠ રાજા ! આ સમયે તું શત્રુઓનું બલાબલ જે પૂછે છે, તે તારે-માટે યોગ્યજ છે.[૮] હે મહાભુજ રાજા ! યુદ્ધમાં મારી જે શસ્ત્રવીર્યમાં તથા ભુજબળમાં શ્રેષ્ઠ શક્તિ છે, તે તું સાંભળ.[૯] યુદ્ધધર્મનો એવો નિશ્ચય છે કે, સરળ યુદ્ધ કરનારાની સાથે સરળ યુદ્ધ કરવું અને કપટીની સાથે કપટથી યુદ્ધ કરવું.[૧૦] હે મહાભાગ ! એ નિયમ પ્રમાણે હું

એકલો પાંડવોની સેનાના ભાગ પાડી રોજ રોજ દિવસના પહેલા ભાગથી આરંભી સાંજસુધીમાં દશ હજાર યોદ્ધાઓનો અને એક હજાર રથીઓનો સંહાર વાળું.[૧૧,૧૨] હે ભારત! આ રીતે હું નિત્ય ઉદ્યોગપરાયણ તથા સજ્જ રહું તો સૈન્યના પ્રમાણમાં જેટલા દિવસ જોઇએ, તેટલા દિવસમાં મોટા સૈન્યનો નાશ કરૂં;[૧૩] પરંતુ હે ભારત! હું જો સંગ્રામમાં ઉભો રહીને લાખોનો સંહાર વાળે તેવાં મોટાં અસ્ત્રો મૂકવા માંડું તો એક માસ થતાં પાંડવની સેનાનો નાશ કરૂં.[૧૪]

સંજયે કહ્યું:-હે રાજેંદ્ર ધૃતરાષ્ટ્ર ! ભીષ્મનું કહેવું સાંભળીને દુર્યોધન રાજાએ અંગિરસ કુળમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યને પૂછયું કેઃ-[૧૫] "હે આચાર્ય! આપ કેટલે દિવસે પાંડવોના સૈનિકોને મારી શકો?"

ત્યારે દ્રોણે હસતાં હસતાં ઉત્તર આપ્યો કેઃ-[૧૬] "હે મહાબાહુ ! હું વૃદ્ધ થયો છું અને મારી શક્તિ તથા હાલચાલ મંદ પડી ગયાં છે, તોપણ હું શાંતનુપુત્ર ભીષ્મની પેઠે એક માસમાં શસ્ત્રાગ્નિથી પાંડવોની સેનાને બાળી નાખું એમ મારૂં માનવું છે. આ મારી શક્તિની અને બળની છેલ્લી હદ છે.[૧૭,૧૮] પછી શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે પોતાને એ કૃત્ય કરતાં બે મહિના લાગે એમ કહ્યું.અશ્વત્થામાએ દશ દિવસમાં પાંડવોની સેનાનો સંહાર વાળવાની પ્રતિજ્ઞા કરી[૧૯] અને મહાન અસ્ત્રવેત્તા કર્ણે તો માત્ર પાંચ રાત્રિમાંજ તે કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરી ! સૂતપુત્ર કર્ણનું તે વચન સાંભળીને ગંગાપુત્ર ભીષ્મ ખડખડાટ હસ્યા અને બોલ્યા કેઃ-"હે રાધાપુત્ર ! શ્રીકૃષ્ણની સાથે રથમાં બેસી, સંગ્રામમાં બાણ, શંખ તથા ધનુષ ધારણ કરીને આવતા અર્જુનનો જ્યાંસુધી તને ભેટો થયો નથી, ત્યાંસુધી તું એ પ્રમાણે માને છે; પણ તેના સમાગમમાં આવ્યા પછી તું આમ યથેષ્ટ બોલી શકીશ કે ?"[૨૦-૨૨]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "ભીષ્માદિ શક્તિકથન" એ વિષયનો અધ્યાય ૧૯૩ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૯૪ મો

## અર્જુનનાં વાક્યો

॥ वैशंपायन उवाच ॥

एतच्छ्रुत्वा तु कौन्तेयः सर्वान्भ्रातॄन्पह्वरे ॥
आहूय भरतश्रेष्ठ इदं वचनमब्रवीत् ॥१॥

વૈશંપાયને કહ્યું:-હે ભરતશ્રેષ્ઠ જનમેજય ! દુર્યોધન તરફની એ સર્વ વાત દૂતોદ્વારા સાંભળીને યુધિષ્ઠિરે પોતાના સર્વ ભાઈઓને એકાંતમાં બોલાવી તેઓને આ પ્રમાણે કહ્યું.[૧]

યુધિષ્ઠિરે કહ્યું:-દુર્યોધનની સેનામાં જે મારા છૂપા દૂતો છે, તેઓ આજે પ્રભાતમાં મને આ પ્રમાણે સમાચાર મોકલાવે છે કે,[૨] દુર્યોધને મહાવ્રતધારી ભીષ્મને પ્રશ્ન કર્યો કેઃ-'હે પ્રભો! તમે કેટલા સમયમાં પાંડવોની સેનાનો નાશ કરી શકો ?'[૩] તે ઉપરથી ભીષ્મે અતિ દુર્બુદ્ધિવાળા દુર્યોધનને કહ્યું કેઃ-'એક મહિનામાં નાશ પમાડું.'દ્રોણગુરુને પૂછતાં તેમણે પણ તેટલાજ સમયમાં સેનાનો સંહાર વાળવા કહ્યું.[૪] કૃપાચાર્યે તેનાથી બમણો સમય કહ્યો.એવું અમે સાંભળ્યું છે.મહાન અસ્ત્રવેત્તા અશ્વત્થામાએ તો દશ રાત્રિમાં સેનાનો સંહાર કરવાની પ્રતિજ્ઞા કરી,[૫] તેમજ કૌરવોની સભામાં દિવ્ય અસ્ત્રોને જાણનાર કર્ણને પૂછતાં તેણે પાંડવોની સેનાનો પાંચ દિવસમાંજ નાશ કરવાની પ્રતિજ્ઞા કરી;[૬] માટે હે અર્જુન! હું પણ તારૂં વચન સાંભળવાની ઈચ્છા રાખું છું કે, તું કેટલા દિવસમાં શત્રુઓનો સંહાર કરી શકે ?"[૭]

યુધિષ્ઠિર રાજાએ એ પ્રમાણે અર્જુનને પૂછયું, ત્યારે નિદ્રાને જિતનારા તે અર્જુને વાસુદેવના તરફ જોઇને પ્રત્યુત્તર આપ્યોઃ-[૮] "હે મહારાજ! અકુશળ તથા વિચિત્ર યુદ્ધ કરનારા એ સર્વ મહાત્માઓ જરૂર કહેલી મુદતમાં સંહાર કરે એમાં સંદેહ નથી; પરંતુ એને લીધે આપના મનમાં સંતાપ કરવાનું કંઈ કારણ નથી. હું આપને સત્ય કહું છું કે, માત્ર શ્રીકૃષ્ણની સહાયથી હું એક રથવડેજ દેવોસહિત ત્રણ લોકમાં રહેલા

ભૂત, ભવિષ્ય અને વર્તમાન સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓનો આંખના એક પલકારામાંજ સંહાર કરવા સમર્થ છું એવું મારૂં માનવું છે.[10,11] ભીલરૂપધારી પશુપતિ શંકરની સાથે મારે દ્વંદ્વયુદ્ધ થયેલું તેમાં તેમણે મને જે ઘોર પાશુપતાસ્ત્ર આપ્યું હતું, તે મહાન અસ્ત્ર મારી પાસે રહેલું છે. હે પુરુષવ્યાઘ્ર! પશુપતિ શંકર પ્રલયસમયે સર્વ પ્રાણીઓનો સંહાર કરવામાટે જે અસ્ત્રનો પ્રયોગ કરે છે,તે અસ્ત્ર મારી પાસે છે.[12,13] એ અસ્ત્રને ભીષ્મ જાણતા નથી, દ્રોણ જાણતા નથી, કૃપાચાર્ય જાણતા નથી, અશ્વત્થામા પણ જાણતા નથી,ત્યારે હે રાજા! કર્ણ તો જાણેજ કયાંથી![14] એવું અમોઘ અસ્ત્ર મારી પાસે છે, તોપણ એવાં દિવ્ય અસ્ત્રોથી રણમાં સામાન્ય મનુષ્યોને મારવાં યોગ્ય ગણાય નહિ; માટે અમે તો સરળ યુદ્ધથીજ શત્રુઓનો પરાજય કરીશું.[15] વળી હે રાજા! આ પુરુષોમાં વ્યાઘ્ર જેવા બીજા જે રાજાઓ તમારા સહાયક છે, તે સર્વે દિવ્ય અસ્ત્રોને જાણનારા, યુદ્ધની આકાંક્ષા રાખનારા, વેદોનું અધ્યયન કરી યજ્ઞને અંતે અવભૃથસ્નાન કરનારા અને અજિત છે.હે પાંડવ! એ યોદ્ધાઓ સંગ્રામમાં દેવોની સેનાનો પણ નાશ કરે તેવા છે.[17] શિખંડી, યુયુધાન, દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, નકુળ, સહદેવ, યુધામન્યુ,ઉત્તમૌજા, યુદ્ધમાં ભીષ્મ તથા દ્રોણના જેવા વિરાટ અને દ્રુપદ, મહાબાહુ શંખ, મહાબળવાન ઘટોત્કચ, તેનો પુત્ર, મહાબળવાન તથા પરાક્રમવાળો અંજનપર્વા, આપણો સહાયક, રણકુશળ મહાપરાક્રમી સાત્યકિ,બળવાન અભિમન્યુ,દ્રૌપદીના પાંચ પુત્રો એ સર્વે અને તમે પોતે ત્રણ લોકનો સંહાર વાળવા સમર્થ છો.[18-21] હે ઇંદ્રસમાન કાંતિવાળા! હે કુરુવંશી મહારાજા! આપ ક્રોધથી જે પુરુષના તરફ જુઓ તે તત્કાળ નાશ પામે એવો આપનો પ્રભાવ છે, તે હું જાણું છું."[22]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "અર્જુનવાક્ય" એ વિષયનો અધ્યાય ૧૯૪ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯૫ મો
## કૌરવસેના રણભૂમિમાં આવી.

॥ वैशंपायन उवाच ॥

ततः प्रभाते विमले धार्तराष्ट्रेण चोदिताः ॥
दुर्योधनेन राजानः प्रययुः पांडवान्प्रति ॥१॥

વૈશંપાયને કહ્યું:-પછી નિર્મળ પ્રભાત થતાં ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને આજ્ઞા કરી એટલે તેના પક્ષના રાજાઓ પાંડવોપર ચઢાઇ કરવા નીકળ્યા.[1] તેઓએ સ્નાન કરીને શુદ્ધ થઇ, શ્વેત વસ્ત્રો તથા પુષ્પમાળાઓ ધારણ કરી હતી, સ્વસ્તિવાચન ભણાવી અગ્નિમાં હોમ આપ્યો હતો અને શસ્ત્રો તથા ધ્વજાઓ ગ્રહણ કર્યાં હતાં.[2] તે સર્વ રાજાઓ વેદવેત્તા, શૂરા, સદાચારી, ઇચ્છા પ્રમાણે વર્તનારા, સંગ્રામકુશળ, યુદ્ધમાં શત્રુઓને જિતવાની ઇચ્છાવાળા, એકાગ્ર ચિત્તવાળા, એકબીજા ઉપર વિશ્વાસ રાખનારા અને મહાબળવાન હતા.[3,4] પ્રથમ અવંતીના વિંદ તથા અનુવિંદ અને બાહ્લીકની સાથે કેકયો-એ સર્વે દ્રોણાચાર્યને આગળ કરીને નીકળ્યા.[5] તેમની પાછળ અશ્વત્થામા, સિંધુરાજ જયદ્રથ, દક્ષિણના રાજાઓ, પશ્ચિમના રાજાઓ, પર્વત પ્રદેશના રાજાઓ, ગાંધારરાજ શકુનિ, પૂર્વના રાજાઓ, ઉત્તરના રાજાઓ, શકો, કિરાતો, યવનો અને શિબિવંશના રાજાઓ, એ સર્વ મહારથીઓ પોતપોતાનાં સૈન્યની સાથે મહારથી ભીષ્મને વીંટાઇને સેનાના બીજા સમૂહતરીકે નીકળ્યા.[6-8] તેઓની પાછળ સેનાસહિત કૃતવર્મા, મહારથી ત્રિગર્ત, ભાઈઓથી વીંટાયલો દુર્યોધન રાજા, શલ, ભૂરિશ્રવા, શલ્ય અને કોશલ દેશનો રાજા બૃહદ્રથ, એઓ દુર્યોધનને આગળ કરીને ગયા."[9,10] તે સર્વે એકબીજાને યોગ્યતા પ્રમાણે મળ્યા. તે પછી મહાબળવાન તે દુર્યોધનના પક્ષના રાજાઓ બખ્તરો ધારણ કરી સજ્જ થઇને કુરુક્ષેત્રની પાછળના અર્ધા ભાગમાં ઉભા રહ્યા.[11]

હે ભરતવંશી જનમેજય! દુર્યોધને ત્યાં પોતાનેમાટે છાવણી કરાવી હતી, તે શણગારે-

લા બીજા હસ્તિનાપુર જેવી હતી.[૧૨] હે રાજેંદ્ર! તે એટલી સુંદર હતી કે નગરમાં રહેનારા કુશળ પુરુષો પણ તે છાવણીમાં અને નગરમાં ભેદ જાણી શકતા ન હતા.[૧૩] કુરુવંશી દુર્યોધન રાજાએ બીજા રાજાઓનેમાટે પણ તેવીજ સેંકડો ને હજારો દુર્ગમ છાવણીઓ તૈયાર કરાવી હતી.[૧૪] હે રાજા! રણભૂમિ ઉપર તે સેંકડો છાવણીઓનો સમુદાય વીસ ગાઉના ઘેરાવામાં પડયો હતો.[૧૫] તે સમૃદ્ધિયુક્ત હજારો છાવણીઓમાં રાજાઓએ પોતપોતાના સૈન્યનો સમાવેશ થાય તેવી રીતે યથારુચિ પ્રવેશ કર્યો.[૧૬] દુર્યોધન રાજાએ તે મહાત્મા રાજાઓને તથા તેઓના હાથીઓ, ઘોડાઓ, સૈનિકો, પહેરેગીરો અને સેવકોને અતિ ઉત્તમ ખાવાના પદાર્થોની સામગ્રી પૂરી પાડવાની વ્યવસ્થા કરી દીધી. વળી શિલ્પકળાથી જીવનારાઓ, ભાટ, ચારણો, બંદીઓ, વાણીઆઓ, વેશ્યાઓ, દૂતો અને પ્રેક્ષકજનો–એ સર્વની પણ દુર્યોધન રાજાએ યથાયોગ્ય સંભાળ લીધી.[૧૭–૧૯]

ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં "કૌરવસૈન્ય નિર્યાણ" એ વિષયનો અધ્યાય ૧૯૫ મો સમાપ્ત.

## અધ્યાય ૧૯૬ મો

### પાંડવસેના રણભૂમિપર આવી. (ચાલુ)

॥ वैशंपायन उवाच ॥

**तथैव राजा कौन्तेयो धर्मपुत्रो युधिष्ठिरः ॥**
**धृष्टद्युम्नमुखान्वीरांश्चोदयामास भारत ॥१॥**

વૈશંપાયને કહ્યું:–તે પ્રમાણેજ કુંતી તથા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજાએ પણ ધૃષ્ટદ્યુમ્ન વગેરે વીરોને રણભૂમિપર જવાની આજ્ઞા આપી.[૧] ચેદિ, કાશિ અને કરુષ એ દેશોની સેનાના નેતા, દૃઢ પરાક્રમી અને શત્રુસંહારક સેનાપતિ ધૃષ્ટકેતુને, વિરાટને, દ્રુપદને, સાત્યકિને, શિખંડીને તથા મહાધનુર્ધારી પાંચાલ્ય યુધામન્યુને અને ઉત્તમૌજાને રણભૂમિપર જવાની સૂચના કરી.[૨,૩] ચિત્રવિચિત્ર બખ્તરો તથા ચળકતાં કુંડળો ધારણ કરનારા તે મહાધનુર્ધારી શૂરા યોદ્ધાઓ, ઘીની આહુતિથી પ્રજ્વલિત થયેલા વેદી ઉપરના અગ્નિઓ જેવા અથવા આકાશમાંના ચળકતા ગ્રહોના જેવા શોભતા હતા. યુધિષ્ઠિર રાજાએ સર્વ સેનાનો યથાયોગ્ય સત્કાર કરીને તેને રણભૂમિપર જવાની આજ્ઞા આપી. સેનાસહિત તે મહાત્મા રાજાઓ તથા તેઓના હાથીઓ, ઘોડાઓ, સેવકો, પહેરેગીરો અને કારીગરો, એ સર્વને માટે યુધિષ્ઠિર રાજાએ ઉત્તમ ખાવાના પદાર્થોની વ્યવસ્થા કરી દીધી.[૪–૭] પછી પાંડુપુત્ર યુધિષ્ઠિરે સેનાના પ્રથમ વિભાગમાં ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી અભિમન્યુને, બૃહંતને તથા દ્રૌપદીના પાંચ પુત્રોને વિદાય કર્યા.[૮] બીજા સૈન્યવિભાગમાં યુધિષ્ઠિરે ભીમસેન, યુયુધાન અને પાંડુપુત્ર અર્જુનને મોકલ્યા.[૯] તે સમયે હર્ષમાં આવી ગયેલા યોદ્ધાઓ યુદ્ધનાં સાહિત્યો ચઢાવતા હતા, આમતેમ ફરતા હતા તથા દોડાદોડ કરતા હતા, તેથી ત્યાં ઉત્પન્ન થયેલો કોલાહલ ગગનમંડળસુધી પહોંચી ગયો હતો.[૧૦] પછી બાકી રહેલા રાજાઓ, વિરાટ તથા દ્રુપદ રાજાને લઇને યુધિષ્ઠિર રાજા પોતે રણભૂમિપર જવા લાગ્યા.[૧૧] ભયંકર ધનુષવાળા યોદ્ધાઓ જેમાં જતા હતા એવી તે ધૃષ્ટદ્યુમ્ને પાલન કરેલી સેના મંદ ગતિથી ગમન કરતી ભરપૂર ગંગાના જેવી દેખાતી હતી.[૧૨]

પછી યુધિષ્ઠિર રાજાએ થોડે છેટે જઇને ધૃતરાષ્ટ્રના પુત્રોના નિશ્ચયમાં ભ્રમ ઉપજાવવા માટે, પ્રથમ કરેલી સેનાની વ્યૂહરચના રદ કરીને ફરીથી તેની યોજના કરી.[૧૩] તે આ પ્રમાણે:–મહાધનુર્ધારી દ્રૌપદીના પાંચ પુત્રો, અભિમન્યુ, નકુલ, સહદેવ, સર્વપ્રભદ્રક, દશહજાર ઘોડાઓ, બે હજાર હાથીઓ, દશહજાર પાળાઓ અને પાંચસો રથો, આ સૈન્યનો અસહ્ય પ્રથમ ભાગ ભીમસેનને સ્વાધીન કરીને તેને વિદાય કર્યો. મધ્યભાગમાં વિરાટ, જયત્સેન, ગદા તથા ધનુષ્ય ધારણ કરનારા પાંચાલરાજના વીર્યવાન તથા મહારથી પુત્રો, યુધામન્યુ અને ઉત્તમૌજા, એટલાની નિમણુક કરી.[૧૪–૧૭] તે સ-

મધ્યે વાસુદેવ અને અર્જુન પણ સેનાના મધ્યભાગમાં જવા લાગ્યા. વળી પૂર્વે જેઓએ યુદ્ધો કરેલાં તથા અતિ ઉત્સાહમાં આવી ગયેલા એવા શૂરા વીસ હજાર યોદ્ધાઓથી સ્વારી કરાયલા વીસ હજાર ઘોડાઓ, પાંચ હજાર હાથીઓ, અનેક રથીઓ અને ધનુષ, ખડ્ગ તથા ગદાધારી હજારો શૂરા પાળાઓ, આ સર્વે સેનાની આગળ તથા પાછળ ચાલવા લાગ્યા.[૧૮,૨૦] સેનારૂપી સમુદ્રના જે ભાગમાં યુધિષ્ઠિર રાજા પોતે હતા, તે ભાગમાં ઘણા રાજાઓ રહ્યા હતા.[૨૧] હે ભારત ! તેજ વિભાગમાં હજારો હાથીઓ, હજારો ઘોડાઓ અને હજારો રથીઓ તથા પાળાઓ હતા.[૨૨] હે મહારાજ! ચેકિતાન રાજા પોતાનું મોટું સૈન્ય સાથે લઈને ચાલતો હતો તથા ચેદિદેશના યોદ્ધાઓનો નેતા ધૃષ્ટકેતુ રાજા પણ એજ વિભાગમાં જઈ રહ્યો હતો.[૨૩] યાદવોમાં મહારથી તથા મહાધનુર્ધારી બળવાન સાત્યકિ એક લાખ રથીઓથી વીંટાઈને તેઓને પ્રેરણા કરતો કરતો આગળ ચાલતો હતો.[૨૪] પુરુષોમાં શ્રેષ્ઠ ક્ષત્રદેવ અને બ્રહ્મદેવ એ બન્ને રથોમાં બેસીને સેનાના પાછળના ભાગનું રક્ષણ કરતા પાછળ ચાલતા હતા. સરસામાનથી ભરેલાં ગાડાંઓ, વ્યાપારીઓ, વેશ્યાઓ, યુદ્ધમાં ઉપયોગી વાહનો, સાધારણ વાહનો, હજારો હાથીઓ, લાખો ઘોડાઓ, સ્ત્રી-બાળક વગેરે મંડળ, કૃશ તથા દુર્બળ મનુષ્યો, ધનભંડારનાં તથા કોઠારનાં ગાડાંઓ—આ સર્વને હસ્તિસેનાની સાથે લઈને યુધિષ્ઠિર રાજા ધીરે ધીરે રણભૂમિ તરફ જઈ રહ્યા હતા.[૨૫-૨૭] તેમની પાછળ સત્ય ધૈર્યવાળો તથા યુદ્ધદુર્મદ સૌચિત્તિ, શ્રેણિમાન તથા સમર્થ કાશ્યપુત્ર વસુદાન, એ રાજાઓ ચાલતા હતા.[૨૮] વીસ હજાર રથો, ઘુઘરીઓવાળા દશ કરોડ મોટા ઘોડાઓ, હળના દાંડાના જેવા મોટા દાંતવાળા, કુલીન, પ્રહાર કરનારા અને મેઘમંડળની પેઠે ગતિ કરનારા વીસ હજાર મદ ઝરતા હાથીઓ તેમની પાછળ ચાલતા હતા.[૨૯,૩૦] હે ભારત ! વળી મહાત્મા યુધિષ્ઠિરની સેનામાં સીત્તેર હજાર હાથીઓ હતા.[૩૧] ગંડસ્થળમાંથી મદ ઝરવાને લીધે વૃષ્ટિ કરતા મેઘોના જેવા તે હાથીઓ ચાલતા પર્વતોની પેઠે યુધિષ્ઠિર રાજાની પાછળ પાછળ ચાલતા હતા.[૩૨]

આ પ્રમાણે બુદ્ધિમાન યુધિષ્ઠિરનું ભયંકર સૈન્ય હતું, કે જે સૈન્યનો આશ્રય કરીને તેમણે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની સાથે યુદ્ધ કર્યું. આ સિવાય બીજા સેંકડો, હજારો અને દશ દશ હજાર યોદ્ધાઓનાં હજારો ટોળાંઓ ગર્જના કરતાં કરતાં યુધિષ્ઠિરની પાછળ ચાલતાં હતાં.[૩૩,૩૪] ત્યાં હજારો પુરુષો આનંદ પામીને હજારો ભેરીઓ તથા લાખો શંખોનો શબ્દ કરતા હતા.[૩૫]

**ઇતિ શ્રીમહા૦ ઉદ્યોગ૦ અંબોપાખ્યાન પર્વમાં " પાંડવસેનાનિર્યાણ " એ વિષયનો અધ્યાય ૧૯૬ મો સમાપ્ત.**

## ઉદ્યોગ પર્વ સમાપ્ત



महर्षि कृष्णद्वैपायनविरचित

# श्रीमहाभारतनुं भीष्म पर्व*

## जंबूखंडविनिर्माण पर्व

### અધ્યાય ૧ લો

#### યુદ્ધનિયમ

**मंगलश्लोकः—नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥**
**देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ १ ॥**

શ્રીનારાયણને, નરોમાં ઉત્તમ નર ભગવાનને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને, તે પછી જય નામધારી ભારતાદિક ગ્રંથનો આરંભ કરવો.[१]

જનમેજયે પૂછ્યું:–હે વૈશંપાયન! પછી જૂદા જૂદા દેશોમાંથી આવેલા મહાનુભાવ વીર રાજાઓ, કૌરવો, પાંડવો અને સોમકોએ કેવી રીતે યુદ્ધ કર્યું ?[१]

વૈશંપાયને કહ્યું:–હે રાજા! તપશ્ચર્યાના ક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં તે વીર કૌરવો, પાંડવો અને સોમકોએ જે પ્રમાણે યુદ્ધ કર્યું, તે તમે સાંભળો.[२] મહાબળવાન સોમકોસહિત પાંડવો તથા કૌરવો કુરુક્ષેત્રમાં આવીને એક બીજાને જિતવાની ઇચ્છાથી પ્રવૃત્તિ કરવા લાગ્યા.[३] વેદાધ્યયનસંપન્ન, યુદ્ધને અભિનંદન આપનારા તથા યુદ્ધમાં જયની આશાવાળા પાંડવપક્ષના અસહ્ય યોદ્ધાઓએ પોતાના સૈનિકોની સાથે દુર્યોધનની સેનાસામે આવીને રણભૂમિના પશ્ચિમભાગમાં પૂર્વસન્મુખ પડાવ નાખ્યો.[४,५] કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાએ સમંતપંચકથી બહારના ભાગમાં વિધિ પ્રમાણે હજારો છાવણીઓ તૈયાર કરાવી.[६] તે વખતે હાથી, ઘોડા, રથો અને પુરુષોવિનાની થયેલી તથા બાળક અને વૃદ્ધોજ જેમાં બાકી રહ્યા હતા

---

* ભગવાનનો ભક્ત પોતે સામર્થ્યવાળો હોય, તોપણ સત્યનું પાલન કરે છે; ઐશ્વર્ય દેખાડતો નથી અને સમય આવતાં બીજાપર ઉપકાર કરે છે, આ વાત વ્યાસજીએ આગળના પર્વમાં પાંડવોના આચાર દર્શાવવાના બહાનાથી દર્શાવી છે. હવે તેવા ભક્ત ઉપર ભગવાન પોતે હિતોપદેશદ્વારા અનુગ્રહ કરે છે અને પોતાની પ્રતિજ્ઞા છોડીને પણ તે ભક્તની પ્રતિજ્ઞાને સત્ય કરે છે, એ વાત અર્જુનને કરેલા ઉપદેશવડે તથા ભીષ્મના વધને માટે ભગવાને શસ્ત્ર ઉપાડયું તેદ્વારા દર્શાવવામાટે વ્યાસજી આ ભીષ્મપર્વનો આરંભ કરે છે. **नीलकंठ**

એવી આખી પૃથ્વી શૂન્ય થઈ ગઇ;[૭] કારણ કે હે મહારાજા! જંબુદ્વીપના જેટલા ભાગ ઉપર સૂર્યનો પ્રકાશ પડે છે, તેટલા સર્વ ભાગના લોકો આવીને સૈન્યમાં જોડાયા હતા.[૮] ત્યાં એકઠા મળેલા સર્વ વર્ણોએ દેશો, નદીઓ, પર્વતો અને વનો વગેરેનું બહુ યોજનનું મંડળ ઘેરી લીધું હતું.[૯] હે પુરુષશ્રેષ્ઠ! યુધિષ્ઠિર રાજાએ તેઓને માટે તથા બહારના પ્રદેશોમાં રહેનારા કૈવર્ત, મ્લેચ્છ, આંધ્રવગેરેને માટે અતિ ઉત્તમ ખાવાના પદાર્થોની વ્યવસ્થા કરી દીધી;[૧૦] તથા હે તાત! રાત્રે તેઓને સૂવામાટે અનેક પ્રકારની શય્યાઓની ગોઠવણ કરી. પછી યુદ્ધનો સમય પ્રાપ્ત થતાં બન્ને પક્ષના યોદ્ધાઓમાં ગોટાળો ન થવામાટે કુરુવંશી યુધિષ્ઠિરે, અમુક સંકેત જાણનારાને પાંડવપક્ષનો જાણવો એવો સંકેત ઠરાવ્યો અને પોતાના પક્ષના સર્વ યોદ્ધાઓને નિશાનીઓ, સંજ્ઞાઓ તથા અલંકારો આપ્યા.[૧૧,૧૨]

પાર્થના ધ્વજનો અગ્રભાગ ફરકતો જોતાંજ મોટા મનવાળા દુર્યોધને સર્વ રાજાઓની સાથે પાંડવોની સામે પોતાના સૈન્યની વ્યૂહરચના કરી;[૧૩] અને તે હજારો હાથીઓની વચ્ચે પોતાના ભાઇઓથી વીંટાઇને ઉભો રહ્યો. તે વખતે તેના મસ્તક ઉપર શ્વેત રંગનું છત્ર ધારણ કરેલું હતું.[૧૪] આ તરફ યુદ્ધને અભિનંદન આપનારા પાંચાલો દુર્યોધનને સજ્જ થયેલો જોઇને હર્ષ પામ્યા અને તેઓએ આનંદમગ્ન થઇને મોટા શંખો ફુંકયા તથા મધુર શબ્દવાળી ભેરીઓ વગાડવા માંડી.[૧૫] પોતાની સેનાને ઉત્સાહિત થયેલી જોઇને પાંડવો તથા વીર્યસંપન્ન વાસુદેવનાં મન પણ પ્રફુલ્લિત થયાં. પછી પુરુષોમાં વ્યાઘ્ર જેવા વાસુદેવ અને અર્જુન એક રથમાં બેઠા અને તે બન્નેએ હર્ષયુક્ત થઇને પોતાના દિવ્ય શંખો ફુંકયા.[૧૭] તે પાંચજન્ય તથા દેવદત્ત નામના બે શંખોનો ધ્વનિ સાંભળતાંજ યોદ્ધાઓનાં મળમૂત્ર છૂટી ગયાં.[૧૮] જેમ ગર્જના કરતા સિંહનો શબ્દ સાંભળીને બીજાં પશુઓ ત્રાસી જાય, તેમ શંખોનો નાદ સાંભળીને તે સૈન્ય ત્રાસ પામી ગયું[૧૯] અને નાસભાગ કરવા લાગ્યું; તેથી એટલી બધી ધૂળ ઉડી કે, તેવડે એકાએક ઢંકાયલો સૂર્ય જાણે અસ્ત પામી ગયો હોય તેમ કોઇને કંઇ પણ ન દેખાય તેવું અંધારૂં થઇ ગયું![૨૦] એટલામાં ત્યાં માંસરુધિરનો વરસાદ પડવા લાગ્યો અને સર્વ સૈન્યો દિશાઓમાં વેરાઇ ગયાં! તે એક આશ્ચર્ય જેવું થઇ પડયું.[૨૧] પછી નીચેથી કાંકરા ઉરાડતો વાયુ વાવા માંડયો અને તે કાંકરાથી સેંકડો ને હજારો સૈનિકો પીડા પામ્યા.[૨૨] હે રાજેંદ્ર! આવી સ્થિતિમાં પણ યુદ્ધને માટે અત્યંત ઉત્સાહમાં આવેલાં તે બન્ને પક્ષનાં સૈન્યો સજ્જ થઇને ખળભળેલા બે સમુદ્રોની પેઠે કુરુક્ષેત્રમાં ઉભાં રહ્યાં.[૨૩] પ્રલયકાળ પ્રાપ્ત થતાં ઉછળતા બે સમુદ્રોના જેવો તે બન્ને સેનાનો સમાગમ અદ્ભુત દેખાતો હતો.[૨૪] કુરુવંશી યુધિષ્ઠિરે તથા દુર્યોધને ત્યાં એટલો મોટો સેનાસમૂહ એકઠો કર્યો હતો કે, તેથી હાથી, ઘોડા, રથો અને પુરુષોવિનાની થયેલી અને માત્ર વૃદ્ધો તથા બાળકોજ જેમાં રહેલા એવી આખી પૃથ્વી તે વખતે શૂન્ય જેવી થઇ પડી હતી.

તે પછી કૌરવો, પાંડવો તથા સોમકોએ મળીને યુદ્ધ કરવાના નિયમો કર્યા અને હે ભરતશ્રેષ્ઠ! યુદ્ધના ધર્મો ઠરાવ્યા કે, બન્ને પક્ષોનો વિરોધ, પ્રાપ્ત થયેલા યુદ્ધના સમયમાંજ રહે, યુદ્ધ બંધ પડતાં પરસ્પરમાં પ્રીતિ રાખવી.[૨૫,૨૬] પોતાના સમાન બળવાળાની સાથેજ યુદ્ધ કરવું, જેથી કોઈ અલ્પ બળવાળાની સાથે યુદ્ધ કરવારૂપી અન્યાય થાય નહિ. વાણીથી યુદ્ધ કરનારાઓની સાથે વાણીથીજ યુદ્ધ કરવું. સેનામાંથી બહાર નીકળી ગયેલાઓને કદી મારવા નહિ.[૨૭,૨૮] હે ભારત! રથીએ રથીની સાથે, હાથી ઉપર બેઠેલાએ હાથી ઉપર બેઠેલાની સાથે, ઘોડેસ્વારે ઘોડેસ્વારની સાથે અને પાળાએ પાળાની સાથેજ યુદ્ધ કરવું.[૨૯] સામા યોદ્ધાની યોગ્યતા, ઇચ્છા, ઉત્સાહ અને બળ જોઇને પછી તેને હાંક મારીને તેના ઉપર પ્રહાર

કરવો; વિશ્વાસમાં રહેલા અથવા વિહ્વળ થયેલા ઉપર પ્રહાર કરવો નહિ.[૩૦] બીજાની સાથે યુદ્ધમાં જોડાયલાને, શરણે આવેલાને, વિમુખ થયેલાને, શસ્ત્રહીન થયેલાને અને બખ્તરવિનાના થયેલાને કદી પણ મારવો નહિ.[૩૧] સારથિઓ ઉપર, ઘોડા તથા શસ્ત્રો લાવી આપનારા ઉપર અને ભેરી તથા શંખ વગાડનારાઓ ઉપર કોઈ રીતે પ્રહાર કરવો નહિ.[૩૨]

આ પ્રમાણે યુદ્ધનો નિયમ કરીને કૌરવો, પાંડવો અને સોમકો એકબીજાની તૈયારી જોઇ અત્યંત વિસ્મય પામ્યા.[૩૩] પછી તે પુરુષશ્રેષ્ઠ મહાત્માઓ પોતપોતાની સેનામાં પ્રવેશ કરીને સૈનિકોની સાથે મનમાં પ્રસન્ન તથા પ્રફુલ્લિત થયા.[૩૪]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં 'સૈન્યશિક્ષણ' એ વિષયનો અધ્યાય ૧ લો સમાપ્ત.

## અધ્યાય ૨ જો

### વ્યાસદર્શન અને દુશ્ચિહ્નકથન

॥ वैशंपायन उवाच ॥

**ततः पूर्वापरे सैन्ये समीक्ष्य भगवानृषिः ॥**
**सर्ववेदविदांश्रेष्ठो व्यासः सत्यवतीसुतः ॥१॥**

વૈશંપાયને કહ્યું:-"પછી પૂર્વ અને પશ્ચિમમાં ગોઠવાયલાં બન્ને પક્ષનાં સૈન્યોને જોઇને સર્વ વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ, ભારતોના પિતામહ, થનારા ઘોર યુદ્ધને પ્રત્યક્ષ જોનારા, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારા, સત્યવતીના પુત્ર ભગવાન વ્યાસ ઋષિ, તે વખતે પુત્રોના અન્યાયનો વિચાર કરતા, શોક કરતા અને દુઃખી થયેલા વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાને મળ્યા અને તેને આ પ્રમાણે રહસ્યયુક્ત કહેવા લાગ્યા.[૧-૩]

વ્યાસે કહ્યું:-"હે રાજા! તારા પુત્રોનો તથા બીજા રાજાઓનો કાળ બદલાયો છે. તેઓ સંગ્રામમાં એકબીજાની સામે આવીને પરસ્પરનો નાશ કરશેજ.[૪] હે ભારત! તેઓ મૃત્યુના સપાટામાં આવી પડયા છે, એટલે અવશ્ય નાશ પામશે; માટે કાળનું વિપરીતપણું જાણીને તું મનમાં શોક કરીશ નહિ.[૫] હે પ્રજાપતિ! હે પુત્ર! જો તું તેઓને સંગ્રામમાં યુદ્ધ કરતા જોવા ઇચ્છતો હોય તો હું તને ચક્ષુ આપું, તું ત્યાં યુદ્ધને પ્રત્યક્ષ જો."[૬]

ધૃતરાષ્ટ્રે કહ્યું:-"હે શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ! હું સ્વજ્ઞાતિના વધને જોવા ઇચ્છતો નથી; પરંતુ તમારા પ્રભાવવડે એ યુદ્ધ સંપૂર્ણ રીતે સાંભળવાની ઇચ્છા રાખું છું."[૭]

વૈશંપાયને કહ્યું:-જ્યારે ધૃતરાષ્ટ્રે સંગ્રામ જોવાની નહિ, પરંતુ સાંભળવાની ઇચ્છા કરી ત્યારે સર્વ પ્રકારના વર આપવાને સમર્થ વ્યાસે સંજયને વર આપ્યો.[૮] પછી વ્યાસે ધૃતરાષ્ટ્રને કહ્યું કે:-"હે રાજન્! આ સંજય તને યુદ્ધ કહેશે. સંગ્રામમાં જે કંઈ થશે તે સર્વ એને પ્રત્યક્ષ થશે.[૯] હે રાજન્! સંજય દિવ્ય ચક્ષુથી યુક્ત થયો છે, તેથી એ સર્વજ્ઞ થશે અને તને યુદ્ધનો સર્વ વૃત્તાંત કહેશે.[૧૦] પ્રત્યક્ષમાં, પરોક્ષમાં, દિવસે અથવા રાત્રે જે કંઈ થશે તે તથા મનમાં ચિંતન કરેલી વાતને પણ સંજય સંપૂર્ણતાથી જાણશે.[૧૧] વળી સંગ્રામમાં આ ગાવલ્ગણના પુત્ર સંજયને શસ્ત્રો છેદશે નહિ તથા થાક પીડશે નહિ અને એ આ યુદ્ધમાંથી જીવતો છૂટશે.[૧૨] હે ભરતશ્રેષ્ઠ! હું આ કૌરવો, પાંડવો તથા સર્વની કીર્તિનો વિસ્તાર કરીશ, તું શોક કરીશ નહિ.[૧૩] હે નરવ્યાઘ્ર! આ યુદ્ધ દૈવે નિર્માણ કરેલું છે, એને રોકી શકાય તેમ નથી; માટે તારે એ સંબંધમાં શોક કરવો યોગ્ય નથી અને પરિણામના સંબંધમાં જાણ કે, જ્યાં ધર્મ હશે ત્યાંજ જય થશે."[૧૪]

વૈશંપાયને કહ્યું:-કૌરવોના પ્રપિતામહ મહાભાગ ભગવાન વ્યાસ એ પ્રમાણે કહીને પુનઃ ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા-:[૧૫] "હે મહારાજ! આ યુદ્ધમાં મહાન ક્ષય થશે; કારણ કે તેવાં ભયકારક દુષ્ટ ચિન્હો મારા જોવામાં આવે છે.[૧૬] શકરાઓ, ગીધો, કાગડાઓ અને બગલાઓની સાથે કંક પક્ષીઓ, એકઠાં થઈને ઝાડના અગ્ર-

ભાગો ઉપર પડે છે અને ટોળે વળીને બેસે છે;[૧૭] તથા એ પક્ષીઓ આનંદ પામીને યુદ્ધભૂમિની સામે જોયા કરે છે. એ ઉપરથી સમજાય છે કે, માંસાહારી પ્રાણીઓ હાથીઓનાં તથા ઘોડાઓનાં માંસોનું ભક્ષણ કરશે.[૧૮] ભયદર્શક તથા ભયંકર કંક પક્ષીઓ ક્રૂર શબ્દ કરતાં કુરુક્ષેત્રની વચ્ચે થઈને દક્ષિણ દિશા તરફ ચાલ્યાં જાય છે.[૧૯] હે ભારત! હું નિત્ય પ્રાતઃસંધ્યા અને સાયંસંધ્યાને સમયે, સૂર્યના ઉદય તથા અસ્ત વખતે સૂર્યને માથાંવિનાનાં ધડોથી વીંટાયલો જોઉં છું. સંધ્યાસમયે વચ્ચે કાળાં, તેનાથી બહાર ધોળાં તથા તેની બહાર લાલ, આવાં ત્રણ રંગવાળાં તથા વિજળીવાળાં કુંડાળાંઓ સૂર્યને વીંટી લે છે.[૨૦,૨૧] રાત્રિદિવસ તિથિક્ષયના યોગવાળી અમાવાસ્યાએ સૂર્યચંદ્રના સંયોગવાળાં નક્ષત્રને પાપગ્રહથી ઘેરાતું મેં જોયું છે, તે ભય આપનારૂં થશે–અર્થાત્ જે અમાવાસ્યાએ ક્ષયતિથિ તથા તે દિવસનાં નક્ષત્રમાં પાપગ્રહનો સંબંધ આ મહાન ભયસૂચક દુર્યોગ છે.[૨૨] કાર્તિકી પૂર્ણિમાએ આકાશ લાલ રંગનું થઈને તેમાં ચંદ્ર પણ પ્રભારહિત, ન દેખાય તેવો તથા અગ્નિના જેવા રાતા વર્ણનો જણાતો હતો;[૨૩] તેથી ભૂંગળના જેવા બાહુવાળા શૂરવીર રાજાઓ અને રાજપુત્રો હણાઈને પોતાનાં શરીરોથી રણભૂમિને ઢાંકી દઈ શયન કરશે.[૨૪] રાત્રે અંતરિક્ષમાં યુદ્ધ કરતા ભુંડ અને બિલાડાના ભયંકર શબ્દોને હું રોજ સાંભળું છું.[૨૫]દેવતાઓની પ્રતિમાઓ કંપે છે, હસે છે, મુખમાંથી રુધિર ઓકે છે, પરસેવાથી ભીંજી જાય છે અને સ્થાનમાંથી પડી જાય છે.[૨૬]હે રાજા! વગાડયાવિનાજ નગારાંઓમાંથી શબ્દ થાય છે અને ક્ષત્રિયોના મોટા રથો ઘોડા જોડયાવિનાજ ચાલતા થાય છે.[૨૭]કોયલો શતપત્રો, ચાષો, ભાસો, પોપટો, સારસો અને મયૂરો દારુણ શબ્દો કરે છે.[૨૮] લોહતુંડ અને ભૃંગરિટિ નામનાં પક્ષીઓ ઘોડાઓની પીઠ ઉપર બેસી તેને ટોકતાં તથા વિલાપ કરતાં જણાય છે. અરુણોદય વખતે સેંકડો તીડનાં ટોળાંઓ દેખાય છે,[૨૯] બન્ને સંધ્યાસમયે દિશાઓ બળતી હોય તેવી પ્રકાશયુક્ત જણાય છે અને હે ભારત! મેઘ ધૂળની તથા માંસની વૃષ્ટિ કરે છે.[૩૦] હે રાજા! ત્રણ લોકમાં વિખ્યાત અને સત્પુરુષોને માન્ય એવી જે આ સપ્તર્ષિમંડળમાં રહેલી અરુંધતીની ચાંદરણી, તેણે પણ આકાશમાં વસિષ્ઠના તારાને પાછળ પાડી દીધો છે.[૩૧] હે રાજા! આ શનૈશ્ચર ગ્રહ રોહિણી નક્ષત્રને પીડતો રહ્યો છે અને ચંદ્ર પણ ચિહ્નવિનાનો દેખાય છે. આ ઉપરથી મોટું ભય આવી પડશે, એમ લાગે છે.[૩૨]વાદળાંવિનાના આકાશમાં મહાભયંકર ગર્જનાનો શબ્દ સંભળાય છે; અને રડતાં વાહનોની આંખોમાંથી અશ્રુનાં બિંદુઓ પડે છે."[૩૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં "શ્રીવેદવ્યાસદર્શન" એ વિષયનો અધ્યાય ૨ જો સમાપ્ત.

## અધ્યાય ૩ જો

### દુર્નિમિત્તકથન

॥ व्यास उवाच ॥

खरा गोषु प्रजायंते रमन्ते मातृभिः सुताः ।
अनार्तवं पुष्पफलं दर्शयंति वनद्रुमाः ॥१॥

વ્યાસે કહ્યું:–ગાયોમાં ગધેડાઓ ઉત્પન્ન થાય છે, પુત્રો માતાઓની સાથે રમણ કરે છે અને વનનાં વૃક્ષો વગરઋતુએ પુષ્પ તથા ફળો દેખાડે છે.[૧] ગર્ભિણી અને વાંઝણી સ્ત્રીઓ પણ મહાભયાનક પ્રજાઓને જન્મ આપે છે. માંસાહારી પ્રાણીઓ પક્ષીઓની સાથે બેસીને ખાય છે.[૨] ત્રણ શિંગડાંવાળાં, ચાર નેત્રવાળાં, પાંચ પગવાળાં, બે મૂત્રેંદ્રિયવાળાં, બે મસ્તકવાળાં, બે પૂછડાંવાળાં અને મોટી દાઢવાળાં કુલક્ષણ પશુઓ જન્મે છે.[૩] ત્રણ પગવાળા મોર તથા ચાર દાઢ અને શિંગડાંવાળા ગરુડો ઉત્પન્ન થાય છે અને તેઓ મોઢાં પહોળાં કરીને અશુભ વાણી બોલ્યા કરે છે.[૪] તમારા નગરમાં બ્રહ્મવાદીઓની સ્ત્રીઓ પણ મયૂરોને અને ગરુડોને જન્મ આપતી જણાય છે.[૫] હે રાજા! ઘોડી ગાયનાં વાછરડાંને, કૂતરી શિયાળને અને કરભ જાતની મૃગ-

લી કુરકુરીઆંને જન્મ આપે છે તથા પોપટો અશુભ શબ્દો બોલે છે.[૬] કેટલીએક સ્ત્રીઓ એકી વખતે ચારપાંચ કન્યાઓને જન્મ આપે છે અને તે કન્યાઓ ઉત્પન્ન થતાંજ નાચે છે, ગાય છે તથા હસે છે.[૭] નીચ જાતિમાં ઉત્પન્ન થયેલા અતિ ક્ષુદ્ર લોકો મહાન ભય સૂચવતા ખડખડાટ હસે છે, નાચે છે, ગાય છે[૮]અને કાળની પ્રેરણાથી શસ્ત્રધારી મૂર્તિનાં ચિત્રો કાઢે છે. બાળકો હાથમાં દંડાઓ લઇને એકબીજાની સામે દોડે છે[૯] અને યુદ્ધની ઇચ્છાથી કૃત્રિમ નગરો બનાવી એકબીજાનાં નગરોનો નાશ કરે છે. વૃક્ષો ઉપર નાનાંમોટાં કમળો તથા કુંપળીઓ થાય છે.[૧૦] સર્વ તરફ કઠોર વાયુઓ વાયા કરે છે અને ઉડતી ધૂળ શાંત થતી નથી. પૃથ્વી ઉપર વારંવાર દાવાગ્નિ પ્રદીપ્ત થાય છે.રાહુ સૂર્યની પાસે આવે છે,*[૧૧] તેમજ શ્વેત× ગ્રહ ચિત્રા નક્ષત્રનું ઉલ્લંઘન કરીને રહેલો છે, તેથી મુખ્યત્વે કરીને કૌરવોના નાશને સૂચવેછે.[૧૨]મહા ભયંકર =ધૂમકેતુ પુષ્ય નક્ષત્રનું આક્રમણ કરીને રહેલો છે, તેથી એ મહાગ્રહ બન્ને સેનાનું ભયંકર અશુભ કરશે. મંગલ વક્ર થઇને મઘા નક્ષત્રમાં આવ્યો છે, બૃહસ્પતિ શ્રવણ નક્ષત્રમાં છે અને સૂર્યનો પુત્ર શનિ પૂર્વાફાલ્ગુની નક્ષત્રનું આક્રમણ કરીને તેને પીડે છે.[૧૪] શુક્ર પૂર્વાભાદ્રપદા નક્ષત્રનું આક્રમણ કરીને પ્રકાશે છે અને પરિઘ નામના ઉપગ્રહની સાથે ઉત્તરાભાદ્રપદા નક્ષત્રનું આક્રમણ કરવા ઇચ્છેછે.[૧૫]ધૂમાડાવાળા પ્રજ્વલિત અગ્નિના જેવો દેખાવવાળો બીજો એક શ્વેત ગ્રહ (કેતુ નામનો ઉપગ્રહ) ઇંદ્રના તેજસ્વી નક્ષત્ર જ્યેષ્ઠાનું આક્રમણ કરીને રહ્યો છે.[૧૬] ચિત્રા નક્ષત્ર અને સ્વાતિ નક્ષત્રની વચ્ચે પેઠેલો દુષ્ટ ગ્રહ રાહુ અત્યંત પ્રજ્વલિત થયો છે અને તે સર્વદા વક્ર થઇને (સર્વતોભદ્ર ચક્રના વેધાનુસાર) રોહિણી નક્ષત્રને તથા સૂર્યચંદ્રને પીડે છે.[૧૭] અગ્નિ જેવો કાંતિમાન મંગળ વારંવાર વક્ર થઇ, બૃહસ્પતિએ આક્રમણ કરેલા શ્રવણ નક્ષત્રનો પૂર્ણ દૃષ્ટિથી વેધ કરીને(મઘા નક્ષત્રમાં)રહ્યો છે.[૧૮]

સર્વ ઋતુમાં ધાન્ય એકી વખતે પાકીને તેનાથી પૃથ્વી ઢંકાઈ ગઇ છે. જવના છોડને પાંચ પાંચ લુમખાંઓ અને ડાંગરને સો સો લુમખાંઓ લાગ્યાં છે.[૧૯] જેમને આધારે આ જગત રહેલું છે, તે સર્વ લોકમાં મુખ્ય ગાયો વાછરડાં વળગાડતાંજ દૂધને ઠેકાણે રુધિરનો પાન્હો મૂકે છે,[૨૦] ધનુષમાંથી જ્વાળા નીકળે છે અને તરવારો અત્યંત પ્રજ્વલિત થઇ ગઇ છે, એ ઉપરથી યુદ્ધ સમીપ આવ્યું છે, એમ શસ્ત્રો ખુલ્લી રીતે સૂચવે છે.[૨૧] શસ્ત્રોની, જળની, બખ્તરોની અને ધ્વજોની કાંતિ અગ્નિવર્ણી થઇ ગઈ છે, તેથી મહાક્ષય થશે એમ સમજાય છે.[૨૨]

હે ભારતરાજ ! કૌરવપાંડવોના યુદ્ધમાં

* કાર્તિકી પૂર્ણિમા પછી સંગ્રામનો આરંભ થયો છે, તેથી રાહુ તુલા રાશિમાં રહેલા સૂર્યની પાસે આવે છે, એમ કહ્યું છે.

× શ્વેત ગ્રહ એટલે કેતુ તેજ વખતે ચિત્રા નક્ષત્રનું ઉલ્લંઘન કરીને સ્વાતિ નક્ષત્રમાં રહેલો છે. હવે રાહુ અને કેતુ હમેશા સાત સાત રાશિઓને અંતરે રહે છે; પરંતુ તે વખતે તુલારાશિના સૂર્યનો ગ્રાસ કરવા રાહુ ગયો એમ કહ્યું છે. એ ઉપરથી રાહુ તુલારાશિનો થયેલો કહ્યો છે અને સ્વાતિ નક્ષત્ર પણ તુલા રાશિનું છે, તે સ્વાતિ નક્ષત્રમાં કેતુ રહેલો છે–અર્થાત્ કેતુ પણ તુલા રાશિનોજ થયો. આ રીતે સામસામે રહેનારા રાહુ અને કેતુ એક રાશિમાં આવી ગયા, એ મહા અનિષ્ટસૂચક છે, એ અભિપ્રાય છે.

= ધૂમકેતુ એ એક ઉપગ્રહ છે. તે ક્ષત્રિયના પુષ્ય નક્ષત્રનું આક્રમણ કરીને રહેલો છે; તેમજ આગળ કહેવામાં આવશે તે રીતે જ્યેષ્ઠા નક્ષત્રમાં રહેલા કેતુએ પણ પુષ્ય નક્ષત્રનો વેધ કર્યો છે. આ રીતે ક્ષત્રિયોનું પોતાનું નક્ષત્ર ક્રૂર ગ્રહથી દબયું છે તથા ક્રૂર ગ્રહથી વીંધાયું છે, તેથી અવશ્ય ક્ષત્રિયોનો નાશ થશે. નરપતિવિજય નામના ગ્રંથમાં કહ્યું છે કેઃ—

'कृत्तिकायां तथा पुष्ये रेवत्यां च पुनर्वसौ।
वेधे सति क्रमाद्धघो वर्णेषु ब्राह्मणादिषु ॥

કૃત્તિકા,પુષ્ય,રેવતી અને પુનર્વસુ એ નક્ષત્રોનો જો વેધ થાય તો અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર–એ ચાર વર્ણનો વિનાશ થાય એમ સમજવું.

પૃથ્વી ઉપર રુધિરની ઘૂમરીવાળી અને ધ્વજોરૂપી નાવડાંઓવાળી લોહીની નદીઓ વહેશે.[23] પ્રજ્વલિત મુખવાળાં પશુઓ અને પક્ષીઓ દિશાઓમાં કીકીઆરી કરતાં ભટકે છે,તેથી તેઓ અત્યંત અનિષ્ટ દર્શાવતાં મોટો ભય સૂચવે છે.[24] એક પાંખ, એક આંખ અને એક પગવાળું પક્ષી રાત્રે આકાશમાં ઉડતું ઉડતું ગુસ્સામાં આવી જઇને એવો કઠોર શબ્દ કરે છે, કે તે જાણે લોહી ઓકતું હોય તેમ લાગે છે.[25] હે રાજેન્દ્ર ! હમણાં શસ્ત્રો પ્રજ્વલિત થતાં હોય તેવાં જણાય છે અને ઉદાર સપ્તર્ષિઓની કાંતિ ઢંકાઇ ગયેલી લાગે છે.[26] વર્ષપર્યંત સ્થિતિ કરનારા બૃહસ્પતિ અને શનૈશ્ચર નામના બે ગ્રહો પ્રજ્વલિત થઇને વિશાખા નક્ષત્રની સમીપમાં રહેલા* છે.[27] ચંદ્ર તથા સૂર્ય એ બન્ને પડવાથી તેરમે દિવસે પર્વવિના એકે દહાડે રાહુથી ગ્રહણ પામ્યા છે, તે બન્ને પ્રજાનો સંહાર ઇચ્છે છે.×[28] સર્વ તરફથી ધૂળનો વરસાદ પડવાને લીધે સર્વ દિશાઓ અમંગળરૂપ થઇ ગઇ છે અને ભયંકર ઉત્પાતસૂચક મેઘો રાત્રે રુધિરની વૃષ્ટિ કરે છે.[29] હે પૃથ્વીપતિ ! ક્રૂર કર્મોવડે જણાતો રાહુ કૃત્તિકા નક્ષત્રને પીડે છે;+ અને ઉત્પાતસૂચક ધૂમકેતુનો આશ્રય કરીને વાયુઓ વાર વાર વાયા કરે છે.[30] એ વાયુઓ આક્રંદ કરાવનારૂં ભારે યુદ્ધ ઉત્પન્ન કરે છે. હે રાજા ક્ષત્રિયોનો વિનાશ કરનારા ત્રણે નક્ષત્રસમૂહોના શીર્ષ ઉપર પાપગ્રહ પડે અને તે મહાભય ઉત્પન્ન કરે છે.÷ [31]

* પહેલાં કહ્યું છે કે, બૃહસ્પતિ શ્રવણ નક્ષત્રમાં છે અને શનિ પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં છે. હવે આ શ્લોકમાં તે બન્ને વિશાખા નક્ષત્રની પાસે છે, એમ કહે છે. એનું તાત્પર્ય એ છે કે, તે બન્ને ગ્રહો પૂર્વોક્ત નક્ષત્રોમાં રહીનેજ શતપદ ચક્રમાં આડા વેધ કરીને વિશાખા નક્ષત્રનો વેધ કરે છે.

× દર્શ એટલે અમાવાસ્યાપર્વ પડવાથી પંદરમે દિવસે આવે છે. તેમાં એક તિથિની વૃદ્ધિ થતાં સોળમે દિવસે અને એક તિથિનો ક્ષય થતાં ચૌદમે દિવસે અમાવાસ્યા આવે છે; પરંતુ એ તિથિનો ક્ષય જગતમાં અત્યંત અપ્રસિદ્ધ છે, છતાં હમણાં બે તિથિનો ક્ષય થઇ તેરમે દિવસે અમાવાસ્યા આવીને તે દિવસે રાહુથી સૂર્ય તથા સૂર્યમાં રહેલા ચંદ્રનું ગ્રહણ થયું છે, એજ પ્રજાના સંહારનું કારણ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.

+ પ્રથમ કહ્યું છે કે, ક્રૂર ગ્રહ રાહુ, ચિત્રા અને સ્વાતિની વચ્ચે રહીને રોહિણી નક્ષત્રને પીડે છે. જેમાં રાહુ ચિત્રા નક્ષત્રના અંશમાં રહીને તેનાથી અઢારમાં સામુદાયિક નક્ષત્ર રોહિણીને પીડે છે અને સ્વાતિ નક્ષત્રના અંશમાં રહીને તેનાથી સોળમા સાંઘાતિક નક્ષત્ર કૃત્તિકાને પીડે છે. આ પ્રમાણે સર્વતોભદ્ર ચક્રમાં જોવામાં આવે છે. તેમ આ શ્લોકમાં કહ્યું છે.

÷ નરપતિવિજય નામના ગ્રંથમાં ત્રણ છત્ર કહ્યાં છે. તેમાં ઉત્તરના અશ્વપતિના છત્રમાં અશ્વિની નક્ષત્રથી આરંભીને નવ નક્ષત્રોવડે ચામર, કલશ, વીણા, છત્ર, દંડ, પતદગ્રહ, આસન, કીલક અને રજ્જુ, આ નવ અવયવો કલ્પ્યા છે. એ પ્રમાણેજ મઘાથી નવ નક્ષત્રોવડે પૂર્વના ગજપતિના છત્રને કલ્પ્યું છે; તેમજ મૂળથી આરંભીને નવ નક્ષત્રોવડે દક્ષિણના નરપતિનું છત્ર કલ્પ્યું છે. આ પ્રકારનાં ત્રણ છત્રોમાં સર્વ નક્ષત્રો આવી જાય છે. તેમાંનાં જે નક્ષત્રો ક્રૂર ગ્રહોથી યુક્ત હોય તે નક્ષત્રો તે તે છત્રવાળા ક્ષત્રિયોનો વિનાશ કરે છે. હમણાં છત્રના કલશસ્થાનમાં પાપગ્રહ પડ્યો છે, તેથી ત્રણે છત્રોનો તથા તેમાંના બીજા માંડલિક રાજાઓના નાશનું સૂચન થાય છે. એ પ્રમાણે મઘા નક્ષત્રમાં મંગળ રહેલો છે તથા પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં શનિ રહ્યો છે, તે ગજપતિને યુદ્ધાદિકથી અવશ્ય મહાભય ઉત્પન્ન કરશે. તેજ ગ્રંથમાં કહ્યું છે કે:-

**कलशस्थे भवेद्युद्धं रणे रोगे महद्भयम् ।**
**घातपातादिकं सर्वं जायते नात्र संशयः ॥**

શનિ છત્રના કલશસ્થાનમાં રહ્યો હોય તો યુદ્ધ થાય, રણમાં અને રોગમાં મહાન ભય થાય તથા ઘાત, પાત વગેરે સર્વ થાય છે, એમાં સંશય નથી; તેમજ એ ગજપતિના છત્રમાંજ વિશાખા તથા જ્યેષ્ઠા પણ ક્રૂર ગ્રહથી વીંધાયાં દેખાયાં છે. તેથી ગજપતિના છત્રનો અવશ્ય નાશ થશે. એ રીતે પ્રથમ છત્રનાં કૃત્તિકા, રોહિણી અને પુષ્ય, આ નક્ષત્રો પણ પાપગ્રહોથી પીડાય છે; તેમજ છેલ્લાં છત્રનાં શ્રવણ તથા પૂર્વાભાદ્રપદ

પૂર્વે પખવાડીઆમાં ચૌદમે દિવસે, પંદરમે દિવસે અથવા સોળમે દિવસે અમાવાસ્યા થઇ એ હું જાણુંછું; પરંતુ પખવાડીઆમાં તેરમે દિવસે અમાવાસ્યા આવી હોય એમ હું જાણતો નથી. હમણાં તો એક મહિનામાંજ તેરમે દિવસે ચંદ્ર તથા સૂર્ય બન્નેનું ગ્રહણ થયું છે.[૩૨] આ રીતે પર્વવગર ચંદ્ર તથા સૂર્ય બન્ને રાહુથી ઘેરાયા છે, તેથી તે બન્ને પ્રજાનો મહાન ક્ષય કરશે. વળી અંધારી ચૌદશે માંસનો ભયંકર વરસાદ પડયો અને તે વખતે રાક્ષસોએ મોઢું ભરાઇ જાય તેટલું રુધિર પીધું છતાં તેઓ તૃપ્ત થયા નથી.[૩૩] મહાનદીઓના પ્રવાહો અવળા વહે છે, નદીઓમાં પાણીને ઠેકાણે રુધિર વહે છે અને કૂવાઓ ફીણથી ભરાઈ જઇને આખલાઓની પેઠે કૂદે છે.[૩૪] ઇંદ્રના વજ્રસમાન કાંતિવાળાં ઉંબાડિયાંઓ કડાકા ભડાકા સાથે પડે છે; માટે આજની રાત્રિ વીતી ગયા પછી તમને તમારી અનીતિનું ફળ મળશે.[૩૫]

સર્વ દિશાઓમાં ગાઢ અંધારું ફેલાવાને લીધે હાથમાં સળગતા મોટા કાકડાઓ લઇને ઘરમાંથી બહાર નીકળી એકબીજાને મળતા મહર્ષિઓએ ત્યાં કહ્યું છે કેઃ–[૩૬]"પૃથ્વી હજારો રાજાઓનું રુધિર પીશે.' હે રાજા! કૈલાસ, મંદર તથા હિમાલય પર્વતોમાંથી હજારો પ્રકારની ગર્જનાઓ થાય છે તથા તેઓનાં શિખરો નીચે ગબડી પડે છે. જૂદા જૂદા ચારે સમુદ્રો પૃથ્વીકંપ થતાં વધી જઇને પૃથ્વીને ખળભળાવતા મર્યાદા ઓળંગી જતા હોય તેવા લાગે છે;[૩૭,૩૮] કાંકરાઓ ઉરાડતા અને વૃક્ષોને ઉખેડી નાખતા ઉગ્ર વાયુઓ વાયા કરે છે; ગામડાંમાં તથા નગરોમાં વૃક્ષો અને દેવાલયો પ્રચંડ વાયુઓથી તથા વિજળીઓથી ઝપટાઇને ભાંગી પડે છે; બ્રાહ્મણો અગ્નિમાં આહુતિ આપે છે ત્યારે તે અગ્નિ શ્યામ, લાલ તથા પીળા વર્ણનો થઈ જાય છે;[૩૯–૪૦] અને તે દારુણ શબ્દ કરતો, દુર્ગંધ પ્રસારતો ડાબી બાજુએ જ્વાળાઓ કાઢે છે. હે રાજા! સ્પર્શ, ગંધ તથા રસો પણ વિપરીત થઈ ગયા છે,[૪૧] વારંવાર કંપાયમાન થતા

---

નક્ષત્રમાં બૃહસ્પતિ તથા શુક્ર રહેલા છે, તોપણ તે બન્ને અનિષ્ટ ફળને ઉત્પન્ન કરનારા છે. આ પ્રમાણે છે, તેથી પૂર્વના રાજાનો સમૂળ નાશ થશે અને બીજાં બે છત્રોના રાજાઓનો નાશ થયા છતાં તેઓના પુત્રોને છત્રપ્રાપ્તિ થશે, આટલી વિશેષતા છે. તેમજ મધ્યમ છત્રમાં, મઘાનાં મંગળ, સ્વાતિમાં સૂર્ય, ચંદ્ર અને રાહુ, પૂર્વાફાલ્ગુનીમાં અથવા ઉત્તરાફાલ્ગુનીમાં શનૈશ્ચર અને વિશાખામાં વેધવડે બૃહસ્પતિ છે. તેઓનું ફળ તેજ ગ્રંથમાં કહ્યું છે કેઃ–

**क्रूरग्रहचतुष्कं च बुधचंद्रेण संयुतम् ।**
**पूर्वछत्रविनाशाय कथितं पूर्वसूरिभिः ॥**

બુધ તથા ચંદ્રવડે યુક્ત ચાર ક્રૂર ગ્રહો એકઠા થયા હોય તો પૂર્વછત્રનો વિનાશ કરે, એમ પૂર્વના વિદ્વાનોએ કહ્યું છે.' તેમાં સિંધુ અને સાગરના સંગમથી માંડીને ગોદાવરી અને સાગરના સંગમપર્યંતની એક રેખા છે. તે રેખાની દક્ષિણે નરપતિ છત્ર છે. ત્યાંથી કર્ણપ્રાવરણ દેશપર્યંતની બીજી રેખા છે. તેની ઉત્તરે ગજપતિ છત્ર છે અને તે બે રેખાની વચ્ચે અશ્વપતિ છત્ર છે. હસ્તિનાપુર ઇશાનપ્રદેશમાં હોવાથી ગંગાદ્વારથી પૂર્વભાગમાં છે, એટલે તે ગજપતિ છત્રમાંજ આવેલું છે. હરિદ્વાર તો **देहलीदीप** ન્યાયપ્રમાણે–અર્થાત્ ઉંબરાપર મૂકેલો દીવો બન્ને બાજુમાં પ્રકાશ આપે તેમ અશ્વપતિ તથા ગજપતિની વચ્ચે આવ્યું છે; તેથી હસ્તિનાપુરમાં રહેનારાઓ પૂર્વમાં આવેલા હોવાથી તેઓનો અત્યંત ક્ષય થશે. તેમજ પાંચાલાદિકોનો પણ અત્યંત ક્ષય થશે. આ વાત નરપતિવિજય ગ્રંથ જાણનારાને સ્પષ્ટ છે. ઇશાનના દેશો કૂર્મચક્રમાં કહ્યા છે કેઃ–

**रेवती अश्विनी याम्ये पादे ईशानगोचरे ।**
**गंगाद्वारं कुरुक्षेत्रं श्रीकण्ठं हस्तिनापुरम् ॥**
**अश्ववक्त्रैकपादाश्च कर्णप्रावरणास्तथा ।**
**विनश्यंति च ते सर्वे देशास्त्वीशानगोचरे ॥**

રેવતી તથા અશ્વિની ઇશાનમાં આવેલા દક્ષિણપાદમાં છે. ગંગાદ્વાર, કુરુક્ષેત્ર, શ્રીકંઠ, હસ્તિનાપુર, અશ્વવક્ત્ર, એકપાદ અને કર્ણપ્રાવરણ, આ સર્વ દેશો ઇશાનમાં આવેલા છે, તેથી વિનાશ પામશે.'

ધ્વજોમાંથી ધૂમાડાઓ નીકળે છે અને ભેરીઓમાંથી તથા ઢોલોમાંથી અંગારાની વૃષ્ટિ થાય છે. કાગડાઓ ફળપુષ્પથી ભરેલાં વૃક્ષોનાં શિખરો ઉપર ડાબું ચક્કર દેતા ભયંકર શબ્દો કરે છે.[૪૨,૪૩] પક્ષીઓ 'પકવાપકવ' (એટલે વિનાશને માટે તૈયાર થયેલાઓનું પરસ્પર યુદ્ધ છે) એવો અત્યંત અશુભસૂચક ઉચ્ચાર કરે છે અને રાજાઓના ક્ષયને માટે ધ્વજાઓના અગ્રભાગોમાં લપાય છે.[૪૪] મદમાતા હાથીઓ થરથર કંપે છે, મળમૂત્ર કરે છે તથા ધ્યાનમાં પડી જાય છે; અને સર્વ ઘોડાઓ તથા હાથીઓ દીન થઈ જઇને પરસેવાથી ન્હાઈ રહે છે.[૪૫] હે ભારત! આ સઘળાં દુષ્ટ ચિહ્નો સાંભળીને તમે જે રીતે આ લોકનો સંહાર ન વળે તે રીતે સમયાનુકૂળ કાર્ય કરો.[૪૬]

વૈશંપાયને કહ્યું:–પિતા વ્યાસનાં એવાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્રે કહ્યું કે, મનુષ્યોનો ક્ષય થશે એવું પ્રથમથીજ નિર્માણ થયું છે એમ હું માનું છું.[૪૭] રાજાઓ સંગ્રામમાં ક્ષત્રધર્મથી જો હણાશે તો તેઓ વીરલોકમાં જઇને દુઃખ રહિત કેવળ સુખ ભોગવશે.[૪૮] મહાયુદ્ધમાં પ્રાણ ત્યજીને એ પુરુષવ્યાઘ્રો આ લોકમાં કીર્તિ અને પરલોકમાં લાંબા સમયપર્યંત મહાસુખ પામશે.[૪૯]

વૈશંપાયને કહ્યું:–'હે મહારાજા! તારૂં કહેવું ઠીક છે' એમ કહીને પછી કવીન્દ્ર મુનિ વ્યાસ, પુત્ર ધૃતરાષ્ટ્રના સંબંધમાં વિચારમગ્ન થઇ ગયા.[૫૦] ક્ષણભર વિચાર કર્યા પછી ફરી તે બોલ્યા કે:–'હે રાજેંદ્ર! અવશ્ય કાળજ જગતનો ક્ષય કરે છે[૫૧] અને પુનઃ તેજ જગતને ઉત્પન્ન કરે છે. આ જગતમાં અવિનાશી જેવું કંઇજ નથી; તોપણ તમે જ્ઞાતિજનોને, કુરુવંશીઓને, સંબંધીઓને તથા સ્નેહીઓને ધર્મયુક્ત માર્ગનો ઉપદેશ કરો; કારણકે તમે તેઓને વારવામાટે સમર્થ છો. જ્ઞાતિજનોના વધને ક્ષુદ્ર કહ્યો છે ને મને પણ તે પ્રિય નથી; માટે તમે મારૂં અપ્રિય કામ ન કરો.[૫૨,૫૩] હે રાજા! કાળ પોતેજ તમારા પુત્રરૂપે ઉત્પન્ન થયો છે. વેદમાં વધને માન્ય ગણ્યો નથી અને તે કોઈરીતે હિતકારક પણ નથી.[૫૪] પોતાના દેહરૂપ કુળધર્મને જે હણે છે, તેને તે કુળધર્મ હણી નાખે છે. તમે અનર્થને અટકાવવા સમર્થ છતાં આપત્તિમાં સપડાયા હો, તેમ કાળવડે અવળે માર્ગે જાઓ છો.[૫૫] હે પ્રજાપતિ! આ કુળના તથા રાજાઓના વિનાશને માટે અનર્થ પોતેજ તમને રાજ્યરૂપે પ્રાપ્ત થયો છે.[૫૬] તમે કેવળ ધર્મ રહિત થઇ ગયા છો, તોપણ પુત્રોને ધર્મનો માર્ગ દેખાડો. હે દુર્જય! જેનાથી તમને પાપ પ્રાપ્ત થયું છે, તે રાજ્ય રાખવાથી તમને શો લાભ છે?[૫૭] તમે યશ, ધર્મ તથા કીર્તિનું પાલન કરશો તો સ્વર્ગ પામશો; માટે પાંડવોને તેમનું રાજ્ય મળવા દો અને કૌરવો શાંત થાય તેમ કરો.'[૫૮]

આ પ્રમાણે વિપ્રશ્રેષ્ઠ વ્યાસ બોલતા હતા, તે વખતે તેમનું વાક્ય અટકાવીને વાક્યને જાણનારો અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્ર ફરી કહેવા લાગ્યો.[૫૯]

ધૃતરાષ્ટ્રે કહ્યું:–જેવા તમે જ્ઞાતા છો તેવો હું પણ જ્ઞાતા છું, વસ્તુની સ્થિતિને અને વિનાશને હું સારી રીતે જાણું છું; પરંતુ હે તાત! લોકો સ્વાર્થની વાત આવતાં વિવેકશૂન્ય થઇ જાય છે અને હું પણ તે લોકોમાંનોજ છું, એમ તમે જાણો.[૬૦] અતુલ પ્રભાવવાળા તમને હું પ્રસન્ન કરૂં છું, તમે ધીરજવાન છો અને અમને શુભ માર્ગ દર્શાવનારા છો. હે મહર્ષિ! મારી બુદ્ધિ અધર્મ કરવા યોગ્ય નથીજ, તોપણ હું શું કરૂં? દુર્યોધન વગેરે મારા કબજામાં નથી.[૬૧] કૌરવોના તથા પાંડવોના માન્ય પિતામહ તમેજ છો; માટે ભરતવંશીઓની ધર્મપ્રવૃત્તિ, કીર્તિ અને યશ પણ તમારેજ આધારે છે.[૬૨]

વ્યાસે કહ્યું:– હે વિચિત્રવીર્યના પુત્ર! હે રાજા! તમારા મનમાં જે સંશય હોય તે તમે ખુલ્લા મનથી કહો, હું તમારો સંશય દૂર કરવા તૈયાર છું.[૬૩]

ધૃતરાષ્ટ્રે કહ્યું:–હે ભગવન્! સંગ્રામમાં વિજય મેળવનારાઓને જે જે નિમિત્તો થાય, તે તે સર્વ નિમિત્તો હું યથાર્થરીતે સાંભળવા ઈચ્છું છું.[૬૪]

વ્યાસે કહ્યું:-કુંડમાંનો અગ્નિ સ્વચ્છ કાંતિવાળો તથા ધૂમાડાવિનાનો હોય, તેની જ્વાળાઓ ઉંચી સીધી નીકળીને જમણું ચક્કર ખાય અને તેમાં આપેલી આહુતિઓનો પવિત્ર સુગંધ ફેલાય,એ ભાવિ વિજયનાં ચિહ્નો કહેવાય છે.૬૫ શંખોના તથા મૃદંગોના મોટા ગંભીર શબ્દો નીકળે અને ચંદ્ર તથા સૂર્યનાં નિર્મળ કિરણો ફેલાય, એને ભાવિ વિજયનાં ચિહ્નો કહે છે.૬૬ ઘરમાંથી બહાર નીકળેલા અથવા નીકળવા તૈયાર થયેલા લોકોને કાગડાઓની અનુકૂળ વાણી સંભળાય છે. તેમાં જનારાઓની પાછળ કાગડાઓ બોલે તે કાર્ય ત્વરાથી કરવા સૂચવે છે-અર્થાત કાર્યની સિદ્ધિ સૂચવે છે અને આગળ બોલનારા કાગડાઓ જવાની ના પાડે છે, એમ જાણવું.૬૭ રાજહંસો, પોપટો, ક્રૌંચો અને સારસો-આ પક્ષીઓ શુભ વાણી બોલતાં બોલતાં જમણી બાજુ ઉપર ગતિ કરે, ત્યારે યુદ્ધમાં જરૂર વિજય મળે એમ બ્રાહ્મણો કહે છે.૬૮ જેઓની સેના અલંકારો,બખ્તરો, ધ્વજાઓ તથા ઘોડાઓના સુખકર હણહણાટોથી એવી તેજદાર દેખાય, કે જેની સામે જોવું પણ કઠિન થઇ પડે, તે સેનાવાળાઓ શત્રુઓને જિતે છે.૬૯ હે ભારત ! જે સેનામાં યોદ્ધાઓની વાણી તથા અંતઃકરણ પ્રફુલ્લિત હોય અને જેઓની પુષ્પમાળાઓ એકદમ કરમાઈ જાય નહિ, તેઓ રણસમુદ્રને તરી જાય છે.૭૦ શત્રુસેનામાં પ્રવેશ કરીને જે યોદ્ધો 'આ તને માર્યો ! આ મારૂં છું !' આવી ઇષ્ટ વાણી બોલે છે અને પ્રવેશ કરતી વખતે 'તું હણાયો !' આવી ઉત્સાહવાળી વાણી બોલે છે, તેનો પાછળથી વિજય થાય છે; અને જેને આગળથીજ 'યુદ્ધ ન કરીશ, મરીશ !' આવી મનાઈવાળી વાણી કહેવામાં આવે છે, તેને તે વાણી મરણસૂચક છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વિકારરહિત તથા શુભ જણાય અને યોદ્ધાઓમાં સદા હર્ષ રહે, એ જય પામનારાઓનું લક્ષણ છે.૭૧,૭૨ હે રાજા ! સેનાની પાછળ વાયુઓ વાય, વાદળાંઓ, પક્ષીઓ અને મેઘો પાછળ ગતિ કરે અને ઇંદ્રધનુષ પણ પાછળ જણાય, એ વિજય આપનારાં લક્ષણો છે; અને હે રાજા ! મરનારાઓને એનાથી વિપરીત લક્ષણો થાય છે-અર્થાત્ વાયુ, વાદળાંઓ વગેરે સામે આવે છે.૭૩,૭૪ સેના નાની હોય અથવા મોટી હોય, પરંતુ જે સેનાના યોદ્ધાઓમાં એકસરખો હર્ષ હોય, તે અવશ્ય જયનું લક્ષણ કહેવાય છે;૭૫ કારણ કે સેનામાંથી એક જણ નાઠો કે તે ઘણી મોટી સેનાને પણ છિન્નભિન્ન કરી નાખે છે અને તે સેના વીંખાઈ જતાં તેમાંના શૂરવીર યોદ્ધાઓ પણ ગભરાટમાં પડી નાસે છે.૭૬ તે વખત ભંગાણ પામેલી મોટી સેનાને પાણીના મહાવેગની પેઠે અથવા નાસતાં મૃગનાં ટોળાંઓની પેઠે પાછી વળાતી નથી.૭૭ હે ભારત ! જ્યારે સેનામાં ભંગાણ પડે છે, ત્યારે મોટી સેનાને સ્થિર કરી શકાતી નથી અને એકવાર ભંગાણ પડયું એટલે ગંભીર તથા કુશળ યોદ્ધાઓ પણ પાછળ નાસવા માંડે છે.૭૮ હે રાજા ! ભય પામેલાઓને તથા નાસનારાઓને જોઈને ભય અધિકાધિક વધે છે અને ભંગાણ પામેલી સેના એકાએક દિશાઓમાં નાસભાગ કરી મૂકે છે.૭૯ નાસતી મહાસેનાને શૂરા પુરુષોથી પણ સ્થિર કરી શકાતી નથી. એટલા માટે બુદ્ધિમાન રાજાએ નિત્ય સાવધાન રહીને પોતાની ચતુરંગિણી મોટી સેનાને સત્કારથી તથા ઉપાયથી સુવ્યવસ્થિત રાખવા યત્ન કરવો જોઇએ.૮૦ હે રાજા ! વિદ્વાનો કહે છે કે, સામ તથા દાનરૂપી ઉપાયવડે જે વિજય મેળવાય તે શ્રેષ્ઠ છે, ભેદવડે જે વિજય મેળવાય તે મધ્યમ છે અને યુદ્ધથી જે વિજય મેળવાય તે અધમ છે;૮૧ કારણ કે યોદ્ધાઓનો સંગ્રામ મહાદોષરૂપ છે. તેમાં પ્રાણીઓનો સંહાર એ મુખ્ય દોષ રહેલો છે. એકબીજાનું મન જાણનારા, આનંદીવૃત્તિના, બાયડીછોકરાંઓમાં આસક્તિવિનાના અને દૃઢ નિશ્ચયવાળા પચાસ શૂરા પુરુષો પણ મોટી સેનાનો સંહાર વાળી શકે છે. રે ! પાછી

પાની ન કાઢનારા પાંચ, છ અથવા સાત યોદ્ધાઓ પણ મોટી સેનાનો વિજય કરી શકે છે.[૮૨,૮૩] હે ભરતવંશી ! વિનતાનો પુત્ર સુંદર પીંછાંવાળો ગરુડ મોટી સેનાસામે પણ પોતે એકલોજ થશે એમ વિચારીને પોતાની સહાયતાને માટે જનસમૂહની ઈચ્છા રાખતો નથી.[૮૪] એટલા માટે સેનાની અધિકતાવડે નિત્ય જય થતો નથી. જય અનિશ્ચિત છે; ઘણું ખરૂં તે દૈવનેજ આધીન છે. માત્ર એ વાત ખરી છે કે, સંગ્રામમાં જય મેળવનારાઓ કૃતાર્થ થાય છે.[૮૫]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં "નિમિત્તાખ્યાન" એ વિષયનો અધ્યાય ૩ જો સમાપ્ત.

## અધ્યાય ૪ થો

### પૃથ્વીના ગુણોનું વર્ણન

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्त्वा ययौ व्यासो धृतराष्ट्राय धीमते ।**
**धृतराष्ट्रोऽपि तच्छ्रुत्वा ध्यानमेवान्वपद्यत ॥१॥**

વૈશંપાયને કહ્યુંઃ-બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રને એ પ્રમાણે કહીને વ્યાસજી ચાલ્યા ગયા અને ધૃતરાષ્ટ્ર પણ તે સાંભળીને વિચારમગ્ન થઈ ગયા.[૧] હે ભરતશ્રેષ્ઠ જનમેજય ! એ ઘડી વિચાર કરીને તથા વારંવાર નિઃશ્વાસ નાખીને પછી તેણે શુદ્ધાત્મા સંજયને પૂછ્યું કેઃ-[૨] હે સંજય ! યુદ્ધને અભિનંદન આપનારા આ શૂરા રાજાઓ પૃથ્વી ઉપર નાનાંમોટાં શસ્ત્રોવડે એકબીજાનો નાશ કરે છે.[૩] એ રાજાઓ પૃથ્વીને માટે પોતાના જીવિતની પણ દરકાર રાખ્યાવિના એકબીજાનો વિનાશ કરે છે; શાંત પડતા નથી અને યમલોકનો વધારો કરે છે.[૪] તેઓ પૃથ્વીનું ઐશ્વર્ય મેળવવાની ઇચ્છાથી એકબીજાને સાંખી શકતા નથી, એ ઉપરથી હું માનું છું કે, પૃથ્વીમાં બહુ ગુણો રહેલા છે, માટે હે સંજય ! તું મને તે ગુણો કહે.[૫] હમણાં કુરુજાંગલ દેશમાં હજારો, લાખો અને કરોડો વીર પુરુષો એકઠા થયા છે.[૬] હે સંજય ! તેઓ જે જે દેશમાંથી તથા નગરોમાંથી અહીં આવ્યા છે, તે તે દેશોના તથા નગરોના વાસ્તવિક માપને હું સાંભળવાની ઇચ્છા રાખું છું.[૭] તું અમાપ તેજવાળા વિપ્રર્ષિ વ્યાસના પ્રભાવથી દિવ્ય બુદ્ધિરૂપ દીવાથી તથા જ્ઞાનદષ્ટિથી યુક્ત થયો છે,* માટે તે સર્વ મને કહે.[૮]

સંજયે કહ્યુંઃ-"હે મહાજ્ઞાની ! હે ભરતશ્રેષ્ઠ ! હું તમને નમસ્કાર કરીને મારી બુદ્ધિ પ્રમાણે તમને પૃથ્વીના ગુણો કહું છું, તે તમે શાસ્ત્રદષ્ટિવાળા થઇને સાંભળો.[૯]×આ પૃથ્વી ઉપર સ્થાવર તથા જંગમ એવાં બે પ્રકારનાં પ્રાણીઓ છે. તેમાં જંગમોના અંડજ (પક્ષી,સર્પ વગેરે), સ્વેદજ ( જૂ, લિખ વગેરે ) અને જરાયુજ ( મનુષ્ય, પશુ વગેરે) એવા ત્રણ વર્ગ છે.[૧૦] હે રાજન્ ! સર્વ જંગમોમાં પણ જરાયુજો શ્રેષ્ઠ છે અને જરાયુજોમાં પણ મનુષ્યો તથા પશુઓ શ્રેષ્ઠ છે.[૧૧] હે પૃથ્વીપાલ રાજા ! એ વિવિધ જાતનાં રૂપોને ધારણ કરનારાં મનુષ્યો તથા પશુઓના ચૌદ ભેદો છે, કે જેઓને આધારે વેદોક્ત યજ્ઞો રહેલા છે.[૧૨] ગામમાં રહેનારાં પ્રાણીઓમાં મનુષ્યો

* જેમ દીવાથી અંધકારનો નાશ થતાં ચક્ષુવડે ઘટો દેખાય છે, તેમ બુદ્ધિવૃત્તિવડે સર્વ વિષયોને ઢાંકનારૂં અજ્ઞાનરૂપી અંધારૂં નાશ પામતાં ચક્ષુ ચિદાત્મારૂપ થાય છે અને તે ચક્ષુવડે સર્વ વસ્તુનો પ્રકાશ થાય છે. તું તે ચિદાત્મચક્ષુ-જ્ઞાનચક્ષુથી યુક્ત થયો છે, તેથી તને કંઇ પણ અજ્ઞાત નથી, એ અભિપ્રાય છે.

× આ શ્લોકમાં ધૃતરાષ્ટ્રને શાસ્ત્રદષ્ટિવાળા થઇને સાંભળવાનું કહ્યું છે. તેનું તાત્પર્ય એ છે કે, જ્યારે યોગી '**अहं ब्रह्मास्मि**-હું બ્રહ્મ છું' એ વાકયથી પ્રકટેલી બુદ્ધિવડે અર્થાત્ એ સંસ્કારયુક્ત બુદ્ધિવડે આત્માને જુએ છે, ત્યારે તે અંધ પણ દેખતો થાય છે. શ્રુતિ કહે છે કે-'**तं वा एतं सेतुं तीर्त्वाऽन्धः सन्ननंधो भवति** । તે આ મર્યાદાધારક પરમેશ્વરને પામીને આંધળો પણ સર્વને જુએ છે, માટે તમે તે દષ્ટિ રાખો, એ કહ્યું છે. નમસ્કાર કરવાથી પોતાનો વિનય જણાવ્યો છે એટલુંજ નહિ પણ હું તમને ઉપદેશ કરતો નથી પરંતુ વ્યાસેજ તમને ઉપદેશ કર્યો છે, એ સૂચવ્યું છે.

શ્રેષ્ઠ છે અને અરણ્યવાસી પ્રાણીઓમાં સિંહો શ્રેષ્ઠ છે. સર્વ પ્રાણીઓ એકબીજાના ઉપર આજીવિકા ચલાવે છે.[૧૩] ઉદ્‌ભિજ્જ એટલે પૃથ્વી ભેદીને ઉત્પન્ન થનારાં સ્થાવર કહેવાય છે અને તેના વૃક્ષ (વડ વગેરે), ગુલ્મ ( દર્ભ વગેરેનાં ઝુંગાં ), લતા (ઝાડપર ચઢનારી ગળો વગેરે), વલ્લી (જમીનપર પ્રસરનારી અને માત્ર એકવર્ષ રહેનારી કોહોળી વગેરે) અને ત્વકસાર–કઠણ છાલવાળા વાંસ વગેરે તૃણજાતિઓ, આવા પાંચ ભેદો છે.[૧૪] આ પ્રમાણે જંગમ અને સ્થાવર મળીને ઓગણીસ અને પાંચ મહાભૂતો મળીને ચોવીસ થાય છે અને તે લોકમાન્ય ગાયત્રી ગણાય છે.+[૧૫] હે ભરતશ્રેષ્ઠ! જે કોઈ આ પવિત્ર તથા સર્વગુણસંપન્ન પ્રકૃતિવિકૃતિરૂપા ગાયત્રીને યથાર્થ રીતે જાણે છે, તે લોકમાં વિનાશ પામતો નથી–અર્થાત્ મુક્ત થાય છે.[૧૬]

હે રાજા ! સિંહ, વાઘ, વરાહ, ભેંસ, હાથી, રીંછ અને વાનર–આ સાત પૂર્વે જણાવેલાં જંગલી પ્રાણીઓ છે અને ગાય, બકરાં ઘેટાં, મનુષ્યો, ઘોડાં, ખચ્ચર અને ગધેડાં–આ સાતને સાધુ પુરુષોએ ગ્રામ્ય પશુઓ કહ્યાં છે. હે રાજા ! આ ગામમાં રહેનારાં અને જંગલમાં રહેનારાં ચૌદ જાતનાં પશુઓ છે.[૧૭–૧૯] સર્વ પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે, પૃથ્વીમાં લય પામે છે, પૃથ્વી સર્વપ્રાણીઓનું આશ્રય સ્થાનછે અને પૃથ્વીજ સનાતનરૂપ છે.[૨૦] જેની પાસે પૃથ્વી છે,તેનું સ્થાવરજંગમ સર્વ જગત છે; માટે તે પૃથ્વી મેળવવામાં અત્યંત તૃષ્ણાવાળા રાજાઓ એકબીજાનો નાશ કરે છે.[૨૧]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં " પૃથ્વીના ગુણોનું વર્ણન " એ વિષયનો અધ્યાય ૪ થો સમાપ્ત.

## ×અધ્યાય ૫ મો
## સુદર્શન દ્વીપનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

**नदीनां पर्वतानां च नामधेयानि संजय॥**
**तथा जनपदानां च ये चान्ये भूमिमाश्रिताः॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:–હે સંજય ! તું નદીઓનાં, પર્વતોનાં, દેશોનાં અને બીજા પૃથ્વી ઉપર રહેલા પ્રદેશોનાં નામો મને કહે.[૧] વળી હે પ્રમાણવેત્તા સંજય ! આખી પૃથ્વીનું સર્વ તરફનું પ્રમાણ અને અરણ્યો વગેરે સંપૂર્ણતાથી મને કહે.[૨]

સંજયે કહ્યું:–+હે મહારાજ ! એકંદર રીતે પૃથ્વી વગેરે પંચમહાભૂતોજ પિંડ તથા બ્રહ્માંડરૂપ બનેલાં છે; માટે જ્ઞાનીઓ આ જગતમાં

---

+ સાત ગ્રામ્ય પશુઓ, સાત વનનાં પશુઓ અને પાંચ ઉદ્‌ભિજ્જો મળીને ઓગણીસ વિકારોમાં એટલે વિકૃતિઓમાં તેની પ્રકૃતિરૂપ એવાં પાંચ મહાભૂતો મેળવતાં ચોવીસ થાય છે અને ગાયત્રીના અક્ષરો પણ ચોવીસ છે. એ સમાનતાને લીધે ઉપર ગણાવેલાં ચોવીસની પ્રકૃતિવિકૃતિરૂપા ગાયત્રી થાય છે. એમાં સ્વેદજોનો ઉદ્‌ભિજ્જોમાં સમાવેશ થાય છે; કારણ કે ઉદ્‌ભિજ્જો પૃથ્વી ભેદીને ઉત્પન્ન થાય છે, ત્યારે સ્વેદજો જળ ભેદીને ઉત્પન્ન થાય છે. આ સમાનતા છે. વળી અંડજો પણ મૈથુનથી ઉત્પન્ન થાય છે તથા જરાયુજોના ગર્ભને વીંટનારો જેમ પડદો હોય છે, તેમ ઇંડાંથી ઉત્પન્ન થનારાંઓ પણ ઇંડાંથી વીંટાયલાં હોય છે. એ સમાનતાને લીધે તેઓનો પણ જરાયુજમાં સમાવેશ થાય છે. આ રીતે ચોવીસ થાય છે અને તે કાર્યકારણના સમુદાયરૂપ ગાયત્રી નામનું બ્રહ્મ છે.

× એ પ્રમાણે આગળ કહેવામાં આવનારી ભગવદ્‌ગીતાના અર્થજ્ઞાનનો અધિકાર થવામાટે કર્મનું અનુષ્ઠાન કરવું જોઇએ, આ વાતને બીજા પ્રકારે સિદ્ધ કરી. હવે આત્મજ્ઞાનની ઇચ્છાવાળા અધિકારીએ પણ અતિસૂક્ષ્મ આત્મતત્ત્વ ગ્રહણ કરવાની યોગ્યતા સિદ્ધ થવામાટે ભગવાનના સમગ્ર બ્રહ્માંડાત્મક સ્થૂલરૂપમાં ચિત્તનો સંયમ કરવો. આ અભિપ્રાયથી ભગવાન વ્યાસ આઠ અધ્યાયોવડે ભુવનકોશનું વર્ણન કરે છે.

+ આકાશાદિક તત્ત્વોના ઉપાદાનકારણરૂપ ભગવાનજ છે, તેથી સુવર્ણથી થતાં કુંડળાદિ જેમ સુવર્ણરૂપ છે, તેમ ભૂતો તથા ભૌતિક પદાર્થો સર્વ ભગવદ્‌રૂપ છે, એ પુરવાર કરે છે.

રહેલી ચૈતન્યથી કહેવાતી સર્વ વસ્તુઓને સમાન કહે છે.[3] પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ આ પાંચ ભૂતો છે, તેમાં આકાશથી પાછળ પાછળનાં એક એક અધિક ગુણવાળાં છે અને તેથી પૃથ્વી મુખ્ય ગણાય છે.[4] તત્ત્વવેત્તા ઋષિઓએ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ ગુણો પૃથ્વીના કહ્યા છે.[5] હે રાજા ! જળમાં ચાર ગુણો રહેલા છે, તેમાં ગંધ ગુણ નથી. શબ્દ, સ્પર્શ અને રૂપ આ ત્રણ ગુણો તેજના છે. વાયુના શબ્દ તથા સ્પર્શ એ ગુણો છે અને આકાશનો એક શબ્દ ગુણજ છે.[6] હે રાજા ! આ શબ્દાદિ પાંચ ગુણો પાંચ મહાભૂતોમાં અને સર્વ લોકોમાં રહેલા છે; તથા એના ઉપર પ્રાણીમાત્રના ભોગનો આધાર છે.[7] જ્યારે પાંચ મહાભૂતો સમાનસ્થિતિમાં હોય છે, ત્યારે તેઓ એકબીજાની સાથે ભળતાં નથી; પરંતુ જ્યારે ઓછાવધતાં થાય છે, ત્યારે પરસ્પરમાં પ્રવેશ કરે છે અને તે વખતેજ ભોક્તા જીવો તથા ભોગ્ય પદાર્થો દેહયુક્ત થઇને એકબીજામાં વ્યવહાર કરે છે,નહિ તો નહિ.[8,9] એ પંચમહાભુતો સંહારક્રમમાં, પૃથ્વી જળમાં, જળ તેજમાં,તેજ વાયુમાં અને વાયુ આકાશમાં, એ ક્રમે નાશ પામે છે; અને સૃષ્ટિક્રમમાં આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ અને જળથી પૃથ્વી–એ ક્રમે ઉત્પન્ન થાય છે. એ સર્વ ભૂતોનું માપ કાઢી શકાતું નથી, કારણ કે એ અપરિમેય છે અને તેથીજ બ્રહ્મરૂપ છે.*[10] *પ્રત્યેક સ્થાનોમાં પાંચભૂતોવાળી વ્યક્તિઓ દેખાય છે, છતાં મનુષ્યો તર્કવડે તેઓનાં પ્રમાણો કહે છે.× ખરેખર જે પદાર્થો અચિંત્ય છે, તેઓનો તર્કવડે નિર્ણય કરવો નહિ. જે વસ્તુ પ્રકૃતિથી પર છે, તે અચિંત્ય છે. આ અચિંત્યનું લક્ષણ છે.[12] હે કુરુનંદન ! હું તમને સુદર્શન દ્વીપનું વર્ણન કહી સંભળાવું છું. હે મહારાજ ! આ દ્વીપ ગોળ ચક્રાકાર છે.[13] નદીઓનાં જળથી, વાદળાં જેવા પર્વતોથી, વિવિધ આકારવાળાં નગરોથી, રમણીય દેશોથી તથા ફળપુષ્પવાળાં વૃક્ષથી ભરપૂર છે, ધનધાન્યથી સંપન્ન છે અને ખારા સમુદ્રવડે સર્વ તરફથી વીં-

---

*પાંચ ભૂતામય ભોક્તા તથા ભોગ્યપદાર્થો ઉત્પત્તિ તથા વિનાશ પામવાના સ્વભાવવાળા છે, માટે તે સર્વે ઝાંઝવાના પાણીના ધરા જેવા હોવાથી અપરિમેય અર્થાત્ અનંત છે. ઝાંઝવાનું પાણી આટલું છે એમ માપી શકાતું નથી, એ પ્રસિદ્ધજ છે, જેથી એ ભોક્તા તથા ભોગ્યો અપરિમેય છે, તેથી તેઓ ઇશ્વરરૂપજ છે–ભ્રાંતિકરૂપ નથી. અધ્યસ્તનું રૂપ અધિષ્ઠાનથી જૂદું હોતું નથી; (જેમ આરોપિત કરાતા સર્પનું રૂપ અધિષ્ઠાનરૂપ રજ્જુથી જૂદુ હોતું નથી તેમ.) અને તેથીજ '**सर्वं खल्विदं ब्रह्म** । ખરેખર આ સર્વ બ્રહ્મરૂપ છે', '**आत्मैवेदं सर्वं**–આ સર્વ આત્માજ છે' '**ब्रह्मैवेदं सर्वं**–આ સર્વ બ્રહ્મજ છે.' આ રીતે શ્રુતિઓ સર્વનો બ્રહ્મભાવ કહે છે, તે ઘટે છે.

*આ શ્લોકમાં તે અપરિમેયપણુંજ કહે છે. સિદ્ધ પુરુષો બ્રહ્માંડનો ભેદ કરીને જ્યાં જાય છે, ત્યાં પણ વાસનામય ધાતુઓ એટલે વ્યક્તિઓ પાંચ ભૂતોવાળીજ દેખાય છે; માટે પાંચ ભૂતો અપરિમેયજ સિદ્ધ થાય છે. એ પ્રમાણે છે, છતાં જ્યોતિષી વગેરે મનુષ્યો તર્કવડે, સૂર્યની ગતિવડે દેશભેદથી, દિનમાનભેદ અને પગની છાયા વગેરે ભેદથી તેઓનાં પ્રમાણો તથા આકારભેદોનું વર્ણન કરે છે. આકાર ભેદના સંબંધમાં કેટલાએક પૃથ્વીના આકારને દડાના આકાર જેવો કલ્પે છે; કેટલાએક ચોખંડો કલ્પે છે; કેટલાએક ત્રિકોણ કલ્પે છે; અને કેટલાએક ચક્રાકાર કલ્પે છે. તે રીતેજ પ્રમાણમાં પણ ભેદ કહે છે. જંબુદ્વીપના વિસ્તારની ગણના કરનારાઓ. **तद्व्यासः कुभुजंगसायकभुवः सिद्धांशकेनाधिका** ' જંબુદ્વીપનો વિસ્તાર ચોવીસ યોજનના અંશ સાથે પંદરસોએક્યાશી યોજનનો છે, એમ કહે છે. બીજાં પુરાણોમાં એક લાખ યોજનનો વિસ્તાર કહે છે; અને આ ગ્રંથમાં પણ અઢાર હજાર ને છસો યોજનની વિશાળતા કહેશે.

× ત્યારે આ સંબંધમાં ખરો સિદ્ધાંત શો છે ? આવી શંકાનો ઉત્તર આપતાં કહે છે કે, આ વિષય તર્કવડે સાધવા યોગ્ય નથી; કારણ કે એ અનિર્વચનીયજ છે. જગતનો જન્મ, ઉપાદાનકારણ, નિમિત્તકારણ, માપ, ધર્મ, અધર્મ વગેરે

ટાયલો છે.[૧૪,૧૫] જેમ પુરુષ દર્પણમાં પોતાનું મુખ જુએ છે,તેમ સુદર્શન દ્વીપ ચંદ્રમંડળમાં–અર્થાત ચંદ્ર જેનો અધિષ્ઠાતા છે તે મનમાં દેખાય છે. મનના એક ભાગમાં કાર્ય તથા કારણ એ બે રૂપવડે સંસારરૂપી પીપળો રહેલો છે અને બીજા ભાગમાં જીવ તથા ઇશ્વર એ બે રૂપવડે સસલાના જેવી શીઘ્ર ગતિવાળા પરમાત્મા રહેલા છે. તેની ફરતે કાર્યરૂપી સર્વ ઔષધિઓનો સમુદાય વીંટાયલો છે.[૧૭] તે સસલારૂપ પરમાત્માથી સર્વ ભૂતભૌતિક કાર્ય ભિન્ન છે, એમ જાણવું. બાકી રહેલું કારણ પણ કાર્યનુંજ સંક્ષિપ્તરૂપ કહેવાય છે, માટે તે પણ આત્માથી ભિન્ન છે. શુદ્ધ બ્રહ્મ તે કારણ તથા કાર્યથી ભિન્ન છે અને તેજ આ જીવ છે. એ જીવથી અભિન્ન એવા પરમેશ્વરને હું સંક્ષેપથી કહું છું, તમે સાંભળો.[૧૮]

ઇતિ૦ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં "સુદર્શનદ્વીપનું વર્ણન" એ વિષયનો અધ્યાય ૫ મો સમાપ્ત.

## અધ્યાય ૬ ઠ્ઠો

### પૃથ્વી વગેરેનાં માપનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

**उक्तो द्वीपस्य संक्षेपो विधिवद् बुद्धिमंस्त्वया॥**
**तत्त्वज्ञश्चासि सर्वस्य विस्तरं ब्रूहि संजय ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:–હે બુદ્ધિમાન સંજય ! તેં મને વિધિપ્રમાણે એ દ્વીપનું સંક્ષેપથી વર્ણન કહ્યું; પરંતુ તું સર્વનાં તત્ત્વને જાણનારો છે,માટે મને વિસ્તારથી કહે.[૧] પ્રથમ સસલાના જેવા લક્ષણમાં એટલે પરમાત્માને જણાવનારા માયાશબલ હાર્દબ્રહ્મમાં આ માયાકલ્પિત પૃથ્વીનો જે અવકાશ દેખાય છે, તેનું પ્રમાણ કહે અને તે પછી પીપળારૂપ ભાગનું વર્ણન કહેજે.[૨]

---

જે પદાર્થો છે, તે અચિંત્ય છે, તેથી તેઓનો તર્કવડે નિર્ણય કરવો નહિ; કારણ કે બીજા તર્કવડે પ્રથમનો બાધ થવા સંભવ છે, માટે તે પદાર્થો તર્કથી સાધી શકાય તેવા નથી. '**तर्काप्रतिष्ठानात्** ।' આ ન્યાય પણ તર્કની સ્થિતિની ના કહે છે. આ હેતુથીજ આ શ્લોકનું ઉત્તરાર્ધ બીજા સ્થાનમાં આ પ્રમાણે કહે છે:–'**नाप्रतिष्ठिततर्केण गंभीरार्थस्य निश्चयः** । અપ્રતિષ્ઠિત તર્કવડે ગંભીર અર્થનો નિશ્ચય થતો નથી.' આ કથન યોગ્ય છે. જેમકે–આ ભુવનકોશને દડાના આકારનું કલ્પવામાં આવે તો તે દડાની પીઠ કાચબાની પીઠના જેવી થાય, એટલે તેનો કેટલો પ્રદેશ જળ, પશુ તથા મનુષ્યોએ આશ્રય કરવા યોગ્ય છે, તે પણ કહેવું જોઇએ; તેમજ જેઓ તે દડાના આકારવાળા ભુવનકોશનાં પડખાંઓમાં તથા નીચે વાસ કરે, તેઓ ભારવાળાં હોવાથી અને નીચે કંઇપણ આશ્રય ન હોવાથી અવશ્ય પડી જાય, એટલે તેટલો પ્રદેશ શૂન્યજ છે, એમ કહેવું જોઇએ. તેમ થતાં તેઓએ ભુવનકોશના આશ્રયમાં કરેલી બીજા દ્વીપોની કલ્પના પણ લોકદૃષ્ટિએ વિરુદ્ધ છે, એમ પામરજનો પણ જાણી શકે છે. આ સંબંધમાં વાદી કહે કે,એમ નહિ.જેમ દિગંબર મતવાળાઓવિના બીજા સર્વવાદીઓ પૃથ્વીની અંતરિક્ષમાં રહેવાની શક્તિ કલ્પે છે, તેમ અમે પણ પૃથ્વીની બીજી એક આકર્ષણ શક્તિ કલ્પીએ છીએ, કે જે શક્તિવડે સર્વ દિશાઓમાં રહેલાં પ્રાણીઓ પૃથ્વીને પગનીચે રહેલી અને આકાશને ઉપર રહેલું માને છે. આના ઉત્તરમાં કહેવાનું કે, આવી લોકદૃષ્ટિથી વિરુદ્ધ કલ્પના કરવા કરતાં સર્વ પ્રાણીઓને પ્રત્યક્ષ એવાં સ્વપ્ન, માયા, ઇંદ્રજાળ વગેરેના સમાનજ એ ભુવનકોશને કેમ કલ્પતા નથી? તમે કહેતા હો કે, સ્વપ્નાદિકની પેઠે આ ભુવનકોશનો બાધ દેખાતો નથી: પરંતુ એ અબાધિતરીતે દૃષ્ટિગોચર થયા કરે છે; માટે સ્વપ્નાદિતુલ્ય ન કહેવાય. અમે કહીએ છીએ કે, બ્રહ્માત્મજ્ઞાન થતાં પહેલાં ભલે તમે આ ભુવનનો બાધ ન જુઓ; તેથી અમને કંઇ હાનિ નથી; પરંતુ શ્રુતિવડે બ્રહ્મજ્ઞાન થતાંજ દ્વૈત રહેવાનું નથી. '**नेह नानाऽस्ति किंचन** । અહીં ભિન્ન ભિન્ન કંઇજ નથી' ઇત્યાદિ શ્રુતિઓવડે બ્રહ્મસાક્ષાત્કાર થતાં જેમ દોરીનો સાક્ષાત્કાર થતાં સર્પનો બાધ થઈ જાય છે, તેમ પ્રપંચનો બાધ કહેવામાં આવે છે. આ રીતે નિષ્કલંક શ્રુતિપ્રમાણથી બ્રહ્મના અદ્વૈતનોજ આદર કરવો. કલંકવાળા તર્કથી જગતનું વર્ણન કરવા બેસવું નહિ, એ અભિપ્રાય છે.

વૈશંપાયને કહ્યું:-આ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાએ પૂછયું, એટલે સંજય કહેવા લાગ્યો.

સંજયે કહ્યું:-હે મહારાજ ! હિમવાન, હેમકૂટ, પર્વતશ્રેષ્ઠ નિષધ, વૈડૂર્યમય નીલ, ચંદ્રસમાન કાંતિવાળો શ્વેત પર્વત અને સર્વ ધાતુઓવડે રંગબેરંગી શૃંગવાન નામનો પર્વત-આ છ ખંડ પાડનારા પર્વતો પશ્ચિમથી પૂર્વ તરફ લાંબા છે અને બન્ને તરફથી પૂર્વ તથા પશ્ચિમ સમુદ્રમાં પેઠેલા છે. હે રાજા ! એ પર્વતો ઉપર સિદ્ધો તથા ચારણો વાસ કરે છે. ૩-૫ હે ભારત ! એ પર્વતો એકબીજાથી હજારો યોજનોને અંતરે આવેલા છે અને તે ભૂમિના વિસ્તારમાં પવિત્ર તથા રમણીય દેશો આવેલા છે. તે પ્રદેશો વર્ષ નામથી ઓળખાય છે.૬ તેમાં સર્વત્ર જૂદી જૂદી જાતનાં પ્રાણીઓ વસે છે. આ આપણે રહીએ છીએ તે ભારતવર્ષ છે. તેનાથી ઉત્તરે હૈમવત વર્ષ છે,હેમકૂટ પર્વતથી પેલી તરફ આવેલો ખંડ હરિવર્ષ કહેવાય છે. હે મહાભાગ! નીલ પર્વતની દક્ષિણે અને નિષધ પર્વતની ઉત્તરે પૂર્વ તરફ લંબાયલો માલ્યવાન નામનો પર્વત છે, તે માલ્યવાનની પેલી તરફ ગંધમાદન પર્વત છે.૭,૯તે બન્ને પર્વતોની વચ્ચે ગોળાકાર સુવર્ણમય મેરુ પર્વત છે. તે તરુણ સૂર્યના જેવો દેદીપ્યમાન તથા ધૂમાડાવિનાના અગ્નિના જેવો પ્રકાશિત છે.૧૦ હે રાજા ! મેરુ પર્વત ચોરાશી હજાર યોજન ઉંચો છે તથા ચોરાશીહજાર યોજન પૃથ્વીમાં નીચે ગયેલો છે.૧૧ એની ઉપર, હેઠળ તથા આજુબાજુએ લોકો નિવાસ કરે છે. હે વિભો ! હે ભારત ! તે પર્વતની ચારે દિશામાં ભદ્રાશ્વ, કેતુમાલ, જંબુદ્વીપ અને પુણ્યજનોના નિવાસયુક્ત ઉત્તરકુરુ, આ ચાર દ્વીપો રહેલા છે.૧૨,૧૩ ગરુડનો પુત્ર સુમુખ પક્ષી મેરુ ઉપર સોનાના કાગડાઓને જોઇને વિચારવા લાગ્યો કે:-૧૪ 'આ મેરુ ઉત્તમ, મધ્યમ અને અધમ પક્ષીઓમાં કંઈજ તફાવત રાખતો નથી, માટે હું એનો ત્યાગ કરૂં.' આમ વિચારીને તે એ પર્વતને છોડી ગયો હતો.૧૫ આકાશના જ્યોતિર્ગણોમાં શ્રેષ્ઠ સૂર્ય, નક્ષત્રોસહિત ચંદ્રમા અને અનુકૂળ વાયુ-એ સર્વે નિત્ય મેરુપર્વતની પ્રદક્ષિણા કર્યા કરે છે.૧૬ હે મહારાજ! તે પર્વત દિવ્ય ફળપુષ્પોથી સંપન્ન છે અને સુવર્ણવડે શોભતાં ભવનોથી વીંટાયલો છે.૧૭ હે રાજા ! તે પર્વતમાં દેવગણો, ગંધર્વો અને રાક્ષસો અપ્સરાગણોની સાથે સર્વદા ક્રીડા કર્યા કરે છે.૧૮ ત્યાં બ્રહ્મા, રુદ્ર અને સુરેશ્વર ઇંદ્ર, એ સર્વે એકઠા મળીને અનેક દક્ષિણાવાળા વિવિધ યજ્ઞોથી યજન કરે છે.૧૯ તુંબુરુ, નારદ, વિશ્વાવસુ, હાહા, હૂહૂ વગેરે ગંધર્વો એ પર્વતપર આવીને વિવિધ સ્તવનોથી શ્રેષ્ઠ દેવોને સંતુષ્ટ કરે છે.૨૦ તમારૂં કલ્યાણ થાઓ. મહાત્મા સપ્તર્ષિઓ તથા પ્રજાપતિ કશ્યપ સદા પ્રત્યેક પર્વે તે પર્વતપર જાય છે. હે રાજા! કવિશ્રેષ્ઠ શુક્રાચાર્ય દૈત્યોની સાથે તેજ પર્વતનાં શિખરો ઉપર રમણ કરે છે, આ સર્વ રત્નો અને રત્નના પર્વતો તે શુક્રાચાર્યની માલિકીના છે.૨૨ તેમની પાસેથી ભગવાન કુબેરને રત્નોનો ચતુર્થાંશ ભાગ ભોગવવા મળે છે અને કુબેર તે ધનમાંથી સોળમો ભાગ મનુષ્યોને આપે છે.૨૩ મેરુ પર્વતના ઉત્તર પડખામાં શિલાસમૂહ ઉપર ઉગી નીકળેલું સર્વ ઋતુનાં પુષ્પોથી સંપન્ન તથા દિવ્ય એવું રમણીય કરેણનું વન છે.૨૪ તે વનમાં સર્વ ભૂતોના સ્રષ્ટા પશુપતિ ભગવાન શંકર દિવ્ય ભૂતગણોથી વીંટાઇને પાર્વતીની સાથે ક્રીડા કરે છે.૨૫ પગસુધી લાંબી કરેણનાં પુષ્પોની માળાને ધારણ કરતા તે ભગવાન ઉદય પામેલા ત્રણ સૂર્યના જેવાં પોતાનાં ત્રણ નેત્રોવડે ત્યાં સર્વત્ર પ્રકાશ કરી દે છે.૨૬ તે મહેશ્વરને ઉગ્ર તપસ્વી, ઉત્તમ વ્રતવાળા, સત્યવાદી સિદ્ધો જોઇ શકે છે; દુરાચરણીઓ તેમને જોઇ શકતા નથી.૨૭ હે રાજા! તે પર્વતનાં શિખર ઉપરથી દૂધની ધારાના જેવી શ્વેત ધારાવાળી, વિશ્વરૂપ, પરિમાણરહિત, ભયંકર વજ્રપાતના જેવા શબ્દવાળી, પવિત્ર, મહાપુણ્યાત્માઓએ સેવેલી પવિત્ર ભાગીરથી ગંગા મોટા વેગવડે પવિત્ર ચંદ્ર સરોવરમાં પડે છે.૨૮,૨૯ ગંગાએ પોતાના પડવાના વેગવડેજ તે સાગર-

ના જેવા પવિત્ર ચંદ્ર નામના ધરાને ઉત્પન્ન કર્યો છે. પર્વતોથી પણ ધારણ ન કરાય એવા વેગવાળી ગંગાને પિનાકધારી શંકરે સો હજાર વર્ષસુધી પોતાના મસ્તકવડેજ ધારણ કરી હતી.

હે રાજા! મેરુના પશ્ચિમભાગમાં કેતુમાલ નામનો ખંડ છે.[૩૦-૩૧] હે ભરતવંશી રાજા! ત્યાં જંબૂખંડ નામનો મોટો દેશ છે, તે દેશમાં રહેનારાઓનું આયુષ્ય દશહજાર વર્ષનું છે.[૩૨] ત્યાંના પુરુષો સુવર્ણવર્ણા છે અને સ્ત્રીઓ અપ્સરાઓ જેવી છે. તે સર્વે રોગરહિત, શોકરહિત તથા નિત્ય પ્રસન્ન રહે છે.[૩૩] ત્યાં આગળ પુરુષો તપાવેલા સુવર્ણના જેવી કાંતિવાળા ઉત્પન્ન થાય છે, યક્ષોના અધિપતિ કુબેર રાક્ષસોની સાથે અપ્સરાઓના સમુદાયથી વીંટાઇને ગંધમાદન પર્વતનાં શિખરો ઉપર આનંદ ભોગવે છે. ગંધમાદન પર્વતના પડખામાં બીજા ઘણા નાના પર્વતો છે.[૩૪,૩૫] ત્યાં રહેનારાઓનાં આયુષ્યની મર્યાદા અગીઆર હજાર વર્ષની છે. હે રાજા! ત્યાંના પુરુષો તેજસ્વી, આનંદી તથા મહાબળવાન છે અને સર્વ સ્ત્રીઓ સુંદર દેખાવવાળી તથા કમળના જેવા ગુલાબી રંગની છે.[૩૬]

નીલ પર્વતથી ઉત્તરે શ્વેતખંડ છે; શ્વેત પર્વતથી ઉત્તરે હૈરણ્યકખંડ છે અને હે રાજા! પેલી તરફ જૂદા જૂદા દેશોથી યુક્ત ઐરાવત નામનો ખંડ છે.[૩૭] હે મહારાજ! ધનુષની એકઠી કરેલી બે અણીઓને ઠેકાણે દક્ષિણમાં ભરતખંડ અને ઉત્તરમાં આવેલો ઐરાવત ખંડ છે તથા તે બન્ને ખંડની વચ્ચે હૈમવત, હરિવર્ષ, ઇલાવૃત્ત, શ્વેતવર્ષ અને હૈરણ્યક, આ પાંચ ખંડો ઉત્તરોત્તર આવેલા છે. તેમાં ઇલાવૃત્ત સર્વની વચ્ચે આવેલો છે.[૩૮] ભરતખંડથી આરંભીને ઉત્તરોત્તર આવેલા ખંડો આયુષ્યપ્રમાણ, આરોગ્ય, ધર્મ, કામ તથા અર્થ આ ગુણોવડે એક કરતાં એક ચઢિયાતા છે. હે ભારત! તે ખંડોમાં ભિન્ન ભિન્ન જાતિનાં પ્રાણીઓ પોતપોતાનું મંડળ કરીને સાથે રહે છે. હે મહારાજ! આ પ્રમાણે આ પૃથ્વી પર્વતોથી વ્યાપ્ત થએલી છે.[૪૦] હે રાજા! હેમકૂટ પર્વત ઘણો મોટો છે, તેનું બીજું નામ કૈલાસ છે. એ કૈલાસ પર્વતના ઉપર કુબેર યક્ષોની સાથે આનંદ કરે છે.[૪૧] કૈલાસની ઉત્તરે મૈનાક પર્વત છે, તેની પાસે ઘણો મોટો હિરણ્યશૃંગ નામનો દિવ્ય મણિમય પર્વત છે,[૪૨] તેની પડખે દિવ્ય, સ્વચ્છ જળવાળું, સુવર્ણની રેતીવાળું, રમણીય બિંદુસર નામનું મોટું સરોવર છે. ત્યાં ભગીરથ રાજા ભાગીરથી ગંગાને જોઇને ઘણાં વર્ષ રહ્યા હતા. તે સ્થાનમાં મણિમય યજ્ઞસ્તંભો અને સુવર્ણમય યજ્ઞશાળાઓ છે.[૪૩,૪૪] વળી ત્યાં મહાયશસ્વી ઇંદ્ર યજ્ઞ કરીને સિદ્ધિ પામ્યો હતો. તે ઠેકાણે સર્વના સ્રષ્ટા, તીક્ષ્ણ તેજવાળા તથા સનાતન ભૂતપતિ શંકરની સર્વ લોકો તથા ભૂતગણો સર્વરીતે ઉપાસના કરે છે. ત્યાં નર, નારાયણ, બ્રહ્મા, મનુ અને પાંચમા સ્થાણુ-રુદ્ર રહે છે.[૪૫,૪૬] ત્રણ માર્ગે વહેતી દિવ્ય ગંગા બ્રહ્મલોકમાંથી નીકળીને પ્રથમ એ ઠેકાણે રહી અને તે પછી અહીંથી વસ્વૌકસારા, નલિની, પાવની, સરસ્વતી, જંબૂનદી, સીતા, ગંગા અને સિંધુ આ સાતરૂપે વહેંચાઇ જાય છે,[૪૯] તેમાં સરસ્વતી કોઈ ઠેકાણે દેખાય છે અને કોઇ ઠેકાણે અદૃશ્ય થઇને વહે છે. આ દિવ્ય સાત ગંગાઓ ત્રણ લોકમાં વિખ્યાત છે.[૫૦]

હિમવાન પર્વત ઉપર રાક્ષસો રહે છે; હેમકૂટ પર્વત ઉપર યક્ષો રહે છે; સર્પો તથા નાગો નિષધ પર્વત ઉપર રહે છે અને ત્યાંજ ગોકર્ણ નામનું તપોવન છે.[૫૧] શ્વેત પર્વત સર્વ દેવોનું તથા અસુરોનું નિવાસસ્થાન કહેવાય છે; નિષધ પર્વત ઉપર નિત્ય ગંધર્વો રહે છે;નીલ પર્વત ઉપર બ્રહ્મર્ષિઓ રહે છે;અને હે મહારાજ! શૃંગવાન પર્વત ઉપર સર્વ દેવોનો વાસ તથા સંચાર છે. હે મહારાજ! એ પ્રમાણે સાત ખંડોના વિભાગો છે. એ ખંડોમાં સર્વ સ્થાવર તથા જંગમ પ્રાણીઓ રહેલાં છે.[૫૩] તેઓની દેવી તથા માનુષી બહુ પ્રકારની સમૃદ્ધિ દેખાય છે. તે સમૃદ્ધિની ગણના કરી શકાય તેમ નથી; માટે કલ્યાણેચ્છુ મનુષ્યોએ આ વાત ઉપર શ્રદ્ધા રાખવી.[૫૪] હે રાજા! તમે મને તે દિવ્ય સસલાના આકાર

(પરમાત્માના સ્થૂલરૂપ) ના સંબંધમાં પૂછયું હતું, તે મેં તમને કહ્યું છે. તે સસલાની ઉત્તર તથા દક્ષિણ એ બે બાજુએ ભરતખંડ અને ઐરાવતખંડ આવ્યા છે, તે પણ મેં કહ્યું છે. નાગદ્વીપ અને કાશ્યપદ્વીપ આ બે દ્વીપો સસલાના બે કાન છે.[૫૪,૫૫] હે રાજા! તાંબાનાં પતરાંના જેવી શિલાવાળો શ્રીમાન મલય પર્વત એ જંબુદ્વીપનું બીજું સસલાનું સ્વરૂપ દેખાય છે.[૫૬]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં "ભૂમ્યાદિ પરિમાણવિવરણ" એ વિષયનો અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત.

## અધ્યાય ૭ મો

### ઉત્તરકુરુનું અને માલ્યવાનનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

**मेरोरथोत्तरं पार्श्वं पूर्वं चाचक्ष्व संजय ।**
**निखिलेन महाबुद्धे माल्यवंतं च पर्वतम् ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:–"હે મહાબુદ્ધિમાન સંજય! તું મને મેરુપર્વતના ઉત્તરના તથા પૂર્વના પડખાનું અને માલ્યવાન પર્વતનું સંપૂર્ણ વર્ણન કહી સંભળાવ.[૧]

સંજયે કહ્યું:–'હે રાજા! નીલ પર્વતની દક્ષિણે અને મેરુની ઉત્તર બાજુએ પવિત્ર તથા સિદ્ધ પુરુષોએ સેવેલા ઉત્તરકુરુ નામના દેશો છે.[૨] ત્યાં વૃક્ષો મધુર ફળવાળાં હોઈને નિત્ય પુષ્પફળને ધારણ કરે છે. પુષ્પો સુગંધીવાળાં અને ફળો રસવાળાં હોય છે.[૩] હે રાજા! ત્યાં કેટલાંએક વૃક્ષો સર્વ ઇચ્છિત વસ્તુઓને આપનારાં છે. હે નરાધિપ! ત્યાં બીજાં ક્ષીરી નામનાં વૃક્ષો છે.[૪] તે વૃક્ષોમાંથી સદા અમૃત જેવા છ રસો તથા દૂધ ઝર્યા કરે છે, વસ્ત્રો નીકળે છે અને તેનાં ફળોમાંથી આભૂષણો નીકળે છે.[૫] હે રાજા! ત્યાંની સર્વ ભૂમિ મણિમય તથા સૂક્ષ્મ સુવર્ણની રેતીવાળી છે અને તે સર્વ ઋતુમાં સુખદાયક સ્પર્શવાળી તથા કાદવવિનાની છે. ત્યાં સ્પર્શથી સુખ આપનારી, પવિત્ર અને સુંદર તળાવડીઓ આવેલી છે.[૬] પુણ્ય ક્ષીણ થતાં દેવલોકમાંથી ભ્રષ્ટ થયેલા સર્વ મનુષ્યો ત્યાં ઉત્પન્ન થાય છે. તે સર્વે મોટાં પવિત્ર કુળમાં જન્મેલાં તથા સુંદર રૂપવાળાં હોય છે.[૭] ત્યાં સ્ત્રીપુરુષની જોડીજ ઉત્પન્ન થાય છે. તેમાં સ્ત્રીઓ અપ્સરાઓના જેવી રૂપાળી હોય છે. તેઓ ક્ષીરી વૃક્ષોનું અમૃત જેવું દૂધ પીને પોતાનો નિર્વાહ કરે છે.[૮] તે સ્ત્રીપુરુષનું જોડું એકી વખતે ઉત્પન્ન થાય છે, સાથેજ વૃદ્ધિ પામે છે અને રૂપ, ગુણ તથા વેષમાં સમાનજ હોય છે.[૯] હે વિભો! ચક્રવાક પક્ષીના જોડાની પેઠે તે જોડું એકબીજાંને યોગ્ય હોય છે. તે લોકો નિત્ય આનંદમાં રહે છે તથા રોગરહિત હોય છે.[૧૦] હે મહારાજ! તેઓ અગિયાર હજાર વર્ષપર્યંત જીવે છે અને મરતાંસુધી એકબીજાનો ત્યાગ કરતાં નથી.[૧૧] તેઓ જ્યારે મરણ પામે છે, ત્યારે તીક્ષ્ણ ચાંચવાળાં મોટાં બળવાન ભારૂંડ નામનાં પક્ષીઓ તેઓને ઉપાડીને પર્વતોની ખીણોમાં નાખી દે છે.[૧૨] હે રાજા! આ પ્રમાણે મેં તમને ઉત્તરકુરુદેશોનું ટુંકામાં વર્ણન કહ્યું છે.

હવે મેરુ પર્વતની પૂર્વ બાજુનું યથાર્થ વર્ણન કરૂં છું, તે તમે સાંભળો.[૧૩] હે રાજા! એ બાજુપર ભદ્રાશ્વ નામનો મુખ્ય દેશ છે. ત્યાં ભદ્રસાલ નામનું વન અને કાલામ્ર નામનું મોટું ઝાડ છે.[૧૪] હે મહારાજ! એ શુભ કાલામ્ર વૃક્ષ એક યોજન ઉંચું છે, નિત્ય ફળ તથા પુષ્પોથી ભરેલું રહે છે અને સિદ્ધ તથા ચારણો તેનું સેવન કરે છે.[૧૫] ત્યાંના પુરુષો વર્ણે ગૌર, તેજસ્વી તથા મહાબળવાન છે અને સ્ત્રીઓ પોયણીના જેવા ગૌર વર્ણવાળી, પ્રિય દેખાવવાળી, સૌંદર્યસંપત્તિથી યુક્ત, ચંદ્રના જેવી પ્રભાવાળી, ચંદ્રના જેવા વર્ણવાળી, પૂર્ણ ચંદ્રના જેવા મુખવાળી, ચંદ્રના જેવાં શીતળ ગાત્રવાળી અને નૃત્ય તથા ગાનમાં કુશળ હોય છે.[૧૬,૧૭] હે ભરતશ્રેષ્ઠ! ત્યાંનાં મનુષ્યોનું આયુષ્ય દશ હજાર વર્ષનું છે અને કાલામ્રનો રસ પીનારાં તેઓ નિત્ય યૌવનસંપન્ન રહે છે.[૧૮]

નીલની દક્ષિણે અને નિષધની ઉત્તરે સુદ-

ર્શન નામનું ઘણું જૂનું તથા મોટું જાંબૂનું વૃક્ષ છે.[૧૯] તે ઝાડ સર્વ ઇચ્છિત ફળને આપનારું, સિદ્ધચારણોએ સેવેલું તથા પવિત્ર છે. તે જંબૂ વૃક્ષના નામ ઉપરથી એ પુરાતન પ્રદેશ જંબૂદ્વીપ એવા નામથી ઓળખાય છે.[૨૦] હે ભરતશ્રેષ્ઠ રાજા!આકાશમાં પહોંચેલા એ વૃક્ષરાજની ઉંચાઇ અગિયાર હજાર યોજન છે.[૨૧] એ વૃક્ષનાં ફળો અઢી હજાર હાથના ઘેરાવાવાળાં હોય છે અને તે રસ પરિપકવ થતાં ફાટી જાય છે.[૨૨] હે રાજા! એ જાંબૂઓ પૃથ્વી ઉપર પડતાં મોટો શબ્દ થાય છે અને તેમાંથી રૂપેરી રંગનો રસ નીકળે છે.[૨૩] હે રાજન્ ! તે જંબૂફળનો રસ નદીરૂપ થઇને મેરુની પ્રદક્ષિણા કરી ઉત્તરકુરુ દેશમાં જાય છે.[૨૪] હે રાજા ! એ જંબૂફળનો રસ પીનારાંઓનાં મનને શાંતિ વળે છે; તેઓને તરસ લાગતી નથી અને વૃદ્ધાવસ્થા પણ બાધ કરતી નથી.[૨૫]ત્યાં તે જંબૂરસથી ઇંદ્રગોપ નામના કીડા જેવું લાલ અને તેજસ્વી જાંબૂનદ નામનું સુવર્ણ થાય છે. દેવો તે સુવર્ણના અલંકાર કરે છે.[૨૬] વળી ત્યાં તરુણ સૂર્યના જેવી કાંતિવાળાં મનુષ્યો ઉત્પન્ન થાય છે.

હે ભરતશ્રેષ્ઠ ! માલ્યવાન પર્વતના શિખર ઉપર સર્વદા સંવર્તક નામનો કાલાગ્નિ સળગતો દેખાય છે. માલ્યવાનનાં શિખરથી પૂર્વપૂર્વમાં નાના નાના ડુંગરો આવેલા છે.[૨૭,૨૮] આ માલ્યવાન પર્વતનો વિસ્તાર અગિયાર હજાર યોજન છે. જે મનુષ્યો બ્રહ્મલોકથી ભ્રષ્ટ થાય છે, તેઓ ત્યાં જન્મ લે છે. તે મનુષ્યોની કાંતિ સુવર્ણના જેવી હોય છે. તે સર્વે સઘળાની જોડે સાધુતાથી વર્તે છે; નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને પ્રાણીઓના રક્ષણને માટે ઉગ્ર તપ કરે છે અને સૂર્યમંડળમાં પ્રવેશ કરે છે.[૩૦] તેમાંના છાસઠ હજાર મુનિઓ સૂર્યને વીંટીને અરુણની આગળ ગતિ કરે છે;[૩૧] અને ત્યાં છાસઠ હજાર વર્ષ આદિત્યના તાપથી તૃપ્ત થયા પછી તેઓ ચંદ્રમંડળમાં પ્રવેશ કરે છે.[૩૨]

અધ્યાય ૭ મો સમાપ્ત.

# અધ્યાય ૮ મો

## રમણક વગેરે ખંડોનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

**वर्षाणां चैव नामानि पर्वतानां च संजय ।**
**आचक्ष्व मे यथातत्त्वं ये च पर्वतवासि- : ॥**

ધૃતરાષ્ટ્રે પૂછયું:–હે સંજય! તું મને ખંડોનાં અને પર્વતોનાં નામો તથા પર્વતવાસી લોકોનું યથાર્થ વર્ણન કહે.[૧]

સંજયે કહ્યું:–શ્વેત પર્વતની દક્ષિણે અને નિષધ પર્વતની ઉત્તરે રમણક નામનો ખંડ છે. ત્યાં જે મનુષ્યો ઉત્પન્ન થાય છે,તે સર્વે કુલીન, સુંદર દેખાવવાળા અને શત્રુરહિત હોય છે.[૨,૩] હે મહારાજ! તેઓ નિત્ય આનંદયુક્ત મનવાળા હોઇને અગિયાર હજાર ને પાંચસો વર્ષ જીવે છે.[૪] નીલ પર્વતની દક્ષિણે અને નિષધ પર્વતની ઉત્તરે હિરણ્મય નામનો ખંડ છે. તે ખંડમાં હૈરણ્વતી નામની નદી છે.[૪,૫] હે મહારાજ !એ ખંડમાં પક્ષિરાજ ગરુડ નિવાસ કરે છે અને ધનસંપન્ન તથા પ્રિય દેખાવવાળા, યક્ષના અનુચરો રહે છે.[૬] હે રાજન્ ! ત્યાંના લોકો મહા બળવાન તથા પ્રસન્ન મનવાળા હોય છે. હે રાજા ! તેઓ સાડાબાર હજાર વર્ષ આયુષ્ય ભોગવે છે. હે રાજા ! છઠ્ઠા ખંડનો પર્વત જે શૃંગવાન તેને વિચિત્ર ત્રણજ શિખરો છે.[૭,૮] તેમાંનું એક મણિમય છે, એક અદ્‌ભુત સુવર્ણનું છે અને એક સર્વ રત્નમય તથા ભવનોથી સુશોભિત છે.[૯] ત્યાં સ્વયંપ્રકાશક શાંડિલી દેવી નિત્ય વાસ કરે છે. એ શૃંગવાન પર્વતની ઉત્તરે સમુદ્રની સમીપમાં ઐરાવત નામનો ખંડ આવેલો છે. હે રાજા ! તે ખંડમાં સૂર્ય તપતો નથી અને મનુષ્યો જીર્ણ થતાં નથી.[૧૦,૧૧] ત્યાં નક્ષત્રોસહિત ચંદ્રમાજ પ્રકાશ આપે છે. ત્યાં જે માનવો ઉત્પન્ન થાય છે, તેઓ કમળના જેવી કાંતિવાળા, કમળના જેવા વર્ણવાળા,કમળની પાંખડી જેવાં નેત્રવાળા, કમળપત્રના જેવા સુગંધવાળા, પરસેવાથી રહિત, ઇષ્ટ ગંધવાળા, નિરાહાર, જિતેંદ્રિય, દેવ-

લોકથી ભ્રષ્ટ થઈને આવેલા અને રજોગુણરહિત છે. હે રાજા! હે ભરતશ્રેષ્ઠ! તે લોકો તેર હજાર વર્ષપર્યંત આયુષ્ય ભોગવે છે. ક્ષીરોદ સમુદ્રની ઉત્તરે સુવર્ણમય રથમાં વૈકુંઠ હરિ વાસ કરે છે.[૧૨-૧૫] તે રથ આઠ ચક્રવાળો, ભૂતોથી યુક્ત, મનના જેવા વેગવાળો, અગ્નિના જેવા વર્ણવાળો, મહાતેજવાળો અને જાંબૂનદ સુવર્ણથી સુશોભિત છે.[૧૬] હે ભરતશ્રેષ્ઠ! તે રથમાં રહેનારા હરિ સર્વ પ્રાણીઓના નિયંતા છે, વ્યાપક છે, સંહારકર્તા છે, ઉત્તમ રચના કરનારા છે, જીવરૂપે કર્તા છે અને ઈશ્વરરૂપે નિયંતા છે.[૧૭] હે રાજા! તેજ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશરૂપ છે. તેમનું મુખ અગ્નિ છે અને તેજ સર્વ પ્રાણીઓને ઉપાસના કરવાયોગ્ય યજ્ઞરૂપ છે.[૧૮]

વૈશંપાયને કહ્યું:–એ પ્રમાણે સંજયે કહ્યું એટલે મોટાં મનવાળો ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોના સંબંધમાં મોટા વિચારમાં પડી ગયો.[૧૯] તે મહાતેજસ્વી, વિચાર કર્યા પછી ફરીથી બોલ્યો કે:–હે સૂતપુત્ર! ખરેખર કાળજ જગતનો સંહાર કરે છે[૨૦] અને તેજ પુનઃ સર્વને ઉત્પન્ન કરે છે. આ લોકમાં કંઇ પણ અવિનાશી જણાતું નથી. સર્વજ્ઞ નરનારાયણજ સર્વ પ્રાણીઓના સંહર્તા છે.[૨૧] તે પ્રભુનેજ દેવો વૈકુંઠ કહે છે અને મનુષ્યો વિષ્ણુ કહે છે.[૨૨]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં "ધૃતરાષ્ટ્ર વાક્ય" એ વિષયનો અધ્યાય ૮ મો સમાપ્ત.

# અધ્યાય ૯ મો

## ભારતવર્ષનું વર્ણન

॥ धृतराष्ट्र उवाच ॥

यदिदं भारतं वर्षं यत्रेदं मूर्च्छितं बलम् ।
यत्रातिमात्रं लुब्धोऽयं पुत्रो दुर्योधनो मम॥१॥

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય! આ જે ભારતવર્ષ કહેવાય છે, જેમાં આટલું મોટું સૈન્ય એકઠું થયું છે, જેમાં મારો પુત્ર દુર્યોધન અત્યંત લુબ્ધ થયો છે, જેમાં પાંડવો લલચાયા છે અને જેમાં મારૂં મન પણ આસક્ત થયું છે, તેનું યથાર્થ વર્ણન તું મને કહી સંભળાવ; કારણકે હું તને બુદ્ધિમાન માનું છું.[૧,૨]

સંજયે કહ્યું:– હે રાજા! તમે મારૂં કહેવું સાંભળો. આ ભારતવર્ષને માટે પાંડવો લલચાયા નથી; પરંતુ સુબળપુત્ર શકુનિ અને દુર્યોધન આ બે જણા લલચાયા છે.[૩] વળી જૂદા જૂદા દેશના રાજાઓ તથા ક્ષત્રિયો ભારતવર્ષને માટે લોભાયા છે અને તેથી તેઓ એકબીજાને સાંખી શકતા નથી.[૪] હે ભરતવંશી રાજા! હું તમને ભારતવર્ષના સંબંધમાં કહું છું કે, આ ભારતવર્ષ ઇંદ્રને, વૈવસ્વત મનુને, વેનના પુત્ર પૃથુને, મહાત્મા ઇક્ષ્વાકુને, યયાતિને, અંબરીષને, માંધાતાને, નહુષને, મુચુકુંદને, ઉશીનરના પુત્ર શિબિને, ઋષભને, ઐલને, નૃગરાજાને, કુશિકને, મહાત્મા ગાધિને, સોમકને, દિલીપને અને હે અજિત મહારાજ! બીજા બળવાન ક્ષત્રિયોને તથા સર્વને પ્રિય હતો.[૫-૯] હે શત્રુદમન રાજા! તમે મને જે પૂછો છો, તે ભારતવર્ષનું હું યથાર્થ વર્ણન કરૂં છું, તમે સાંભળો.[૧૦] આ ભારતવર્ષમાં મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષવાન, વિંધ્ય અને પારિયાત્ર આ સાત મુખ્ય પર્વતો છે.[૧૧] હે રાજા! તે પર્વતોની સમીપમાં ચિત્રવિચિત્ર શિખરોવાળા, વિશાળ અને સારસંપન્ન હજારો પર્વતો આવેલા છે, તેઓનાં નામો પણ લોકો જાણતા નથી.[૧૨] તે પ્રમાણેજ બીજા નામથી અજાણ્યા એવા અનેક નાના નાના પર્વતો છે અને તે જંગલીઓને જીવિકા આપે છે.

હે કુરુવંશી રાજા! આ ભારતવર્ષમાં આર્યો, મ્લેચ્છો અને તેઓના મિશ્રણથી થયેલા લોકો રહે છે.[૧૩] તેઓ જે વિશાળ નદીઓનું પાન કરે છે, તે નદીઓનાં નામો હું કહું છું. ગંગા, સિંધુ, સરસ્વતી, ગોદાવરી, નર્મદા, બાહુદા, મહાનદી[૧૪] શતદ્રુ, ચંદ્રભાગા, મહાનદી યમુના, દૃષદ્વતી, વિપાશા, સ્થૂલરેતીવાળી વિપાપા,[૧૫] વેત્રવતી, કૃષ્ણવેણા, ઇરાવતી,

વિતસ્તા, પયોષ્ણી, દેવિકા,[૧૬] વેદસ્મૃતા, વેદવતી, ત્રિદિવા, ઇક્ષુલા, કૃમિ, કરીષિણી, ચિત્રવાહા, ચિત્રસેના,[૧૭] ગોમતી, ધૂતપાપા, મહાનદી વંદના, કૌશિકી, ત્રિદિવા, કૃત્યા, નિચિતા, લોહિતારણી,[૧૮] રહસ્યા, શતકુંભા, સરયૂ, ચર્મણ્વતી, વેત્રવતી, હસ્તિસોમા, દિક્,[૧૯] શરાવતી, પયોષ્ણી, વેણા, ભીમરથી, કાવેરી, ચુલુકા, વાણી, શતબલા,[૨૦] હે રાજા! નીવારા, મહિતા, સુપ્રયોગા, પવિત્રા, કુંડલી, સિંધુરાજની, પુરમાલિની,[૨૧] પૂર્વાભિરામા, વીરા, ભીમા, ઓઘવતી પાશાશિની, પાપહરા, મહેંદ્રા, પાટલાવતી,[૨૨] કરીષિણી, અસિક્નની, મહાનદી કુશચીરા, મકરી, પ્રવરા, મેના, હેમા, ઘૃતવતી,[૨૩] પુરાવતી, અનુષ્ણા, શૈબ્યા, કાપી, હે ભારત! સદાનીરા, અધૃષ્યા, મહાનદી કુશધારા,[૨૪] સદાકાંતા, શિવા, વીરવતી. વસ્ત્રા, સુવસ્ત્રા, ગૌરી, કંપના, હિરણ્વતી,[૨૫] વરા, વીરકરા, મહાનદી પંચમી, રથચિત્રા, જ્યોતિરથા, વિશ્વામિત્રા, કપિંજલા,[૨૬] ઉપેંદ્રા, બહુલા, કુવીરા, અંબુવાહિની, વિનદી, પિંજલા, વેણા, મહાનદી તુંગવેણા,[૨૭] વિદિશા, કૃષ્ણવેણા, તામ્રા, કપિલા, ખલુ, સુવામા. વેદાશ્વા, મહાનદી હરિશ્રાવા,[૨૮] શીઘ્રા, પિચ્છિલા, ભારદ્વાજી નદી, કૌશિકી નદી, શોણા, બાહુદા, ચંદ્રમા.[૨૯] દુર્ગા, ચિત્રશિલા, બ્રહ્મવેધ્યા, બૃહદ્વતી, યવક્ષા, રોહી, જાંબુ નદી.[૩૦] સુનસા, તમસા, દાસી, વસામન્યા, વરાણસી, નીલા, ધૃતવતી, મહાનદી પર્ણાશા,[૩૧] માનવી, વૃષભા, બ્રહ્મમેધ્યા, બૃહદ્ધ્વની, હે રાજન! આ અને બીજી ઘણી મહાનદીઓ છે.[૩૨] તેમાંની હે ભારત! સદા નિરામયા, કૃષ્ણા, મંદગા, મંદવાહિની, બ્રાહ્મણી, મહાગૌરી, દુર્ગા,[૩૩] ચિત્રોપલા, ચિત્રરથા, મંજુલાનદી મંદાકિની, વૈતરણી, મહાનદી કોષા,[૩૪] શુક્તિમતી, અનંગા, વૃષસાહ્વયા, લોહિત્યા, કરતોયા, વૃષકાહ્વયા,[૩૫] કુમારી ઋષિકુલ્યા, મારિષા, સરસ્વતી, મંદાકિની, સુપુણ્યા, સર્વા અને ગંગા, હે ભારત! આ સઘળી મહાફળ આપનારી વિશ્વની માતાઓ છે. આ વિના અપ્રસિદ્ધ એવી બીજી સેંકડો ને હજારો નદીઓ છે.[૩૭] હે રાજા! મારી સ્મૃતિ પ્રમાણે મેં તમને આ નદીઓ કહી છે. હવે હું તમને દેશોનાં નામો કહું છું, તે તમે સાંભળો.[૩૮]

તે દેશોમાં આ કુરુપાંચાલ, શાલ્વ, માદ્રેય, જાંગલ, શૂરસેન, પુલિંદ, બોધ, માલ,[૩૯] મત્સ્ય, કુશલ્ય, સૌશલ્ય, કુંતિ, કાંતિ, કોસલ, ચેદિ, મત્સ્ય, કરૂષ, ભોજ, સિંધુ, પુલિંદક,[૪૦] ઉત્તમાશ્વ, દશાર્ણ, ઉત્કલસહિત મેકલ, પંચાલ, કોસલ, નૈકપૃષ્ઠ, ધુરંધર,[૪૧] ગોધા, મદ્ર, કલિંગ, કાશિ, અપરકાશિ, જઠર, દશાર્ણસહિત કુકુર,[૪૨] કુંતિ, અવંતિ, અપરકુંતિ, ગોમંત, મંડક, સંડ, વિદર્ભ, રૂપવાહિક,[૪૩] અશ્મક, પાંડુરાષ્ટ્ર, ગોપરાષ્ટ્ર, કરીતિ, અધિરાજ્ય, કુશ, મલ્લરાષ્ટ્ર, કેવલ,[૪૪] વારવાસ્ય, અયવાહ, ચક્ર, ચક્રાતિ, શક, વિદેહ, મગધ, સ્વક્ષ, મલજ, વિજય,[૪૫] અંગ, વંગ, કલિંગ, યકૃલ્લોમ, મલ્લ, સુદેષ્ણ, પ્રલ્હાદ, માહિક, શશિક,[૪૬] બાહ્લિક, વાટધાન, આભીર, કાલતોયક, અપરાંત, પરાંત, પંચાલ, ચર્મમંડલ,[૪૭] અટવી શિખર, હે આર્ય! મેરુભૂત, ઉપાવૃત્ત, અનુપાવૃત્ત, સ્વરાષ્ટ્ર, કેકય, કુંદ, અપરાંત, માહેય, કક્ષ, સામુદ્રનિષ્કુટ, અંધ્રો. હે રાજા! અંતર્ગિરિ,[૪૮,૪૯] બહિર્ગિરિ, મલજ, મગધ, માનવર્જક. સમંતર. પ્રાવૃષેય, હે રાજા! ભાર્ગવ,[૫૦] પુંડ્ર, ભર્ગ. કિરાત, સુદૃષ્ટ, યામુન, શક, નિષાદ, નિષધ, આનર્ત, નૈર્ઋત,[૫૧] દુર્ગાલ, પ્રતિમત્સ્ય, કુંતલ, કોશલ, તીરગ્રહ, શૂરસેન, ઈજિક, કન્યકાગુણ,[૫૨] તિલભાર, મસીર, મધુમંત, સુકંદક, કાશ્મીર, સિંધુસૌવીર, ગાંધાર, દર્શક,[૫૩] અભિસાર, ઉલૂત, શૈવલ, બાહ્લિક, દાર્વીચવ, નવ, દર્વ, વાતજ, આમરથ, ઉરગ,[૫૪] હે કૌરવ્ય! બહુવાદ્ય, સુદામ, સુમલ્લિક, વધ્ર, કરીષક, કુલિંદોપત્યક,[૫૫] વનાયુ, દશ, પાર્શ્વરોમ, કુશબિંદુ, કચ્છ, ગોપાલકક્ષ, જાંગલ, કુરુવર્ણક,[૫૬] કિરાત, બર્બર, સિદ્ધ, વૈદેહ, તામ્રલિપ્તક, ઓંડ્ર મ્લેચ્છ, સૈસિરિધ્ર, પાર્વતીય, હે આર્ય![૫૭] હે ભરતશ્રેષ્ઠ! આ વિના બીજા દેશો દક્ષિણમાં આવેલા છે. તે દેશનાં નામો દ્રવિડ,

કેરલ, પ્રાચ્ય, ભૂષિક, વનવાસિક,[૫૮] કર્ણાટક, મહિષક, વિકલ્પ, મૂષક, ઝિલ્લિક, કુંતલ, સૌહૃદ, નભકાનન,[૫૯] કૌકુટ્ટક, ચોલ, કોંકણ, માલવ, નર, સમંગ, કરક, કુકુરાંગાર, મારિષ,[૬૦] ધ્વજિની, ઉત્સવસંકેત, ત્રિગર્ત, શાલ્વસેનિ, વ્યૂક, કોકબક, પ્રોષ્ઠ, સમવેગ વશ,[૬૧] વિંધ્યચુલિક, વલ્કલસહિત પુલિંદ, માલવ, બલ્લવ, અપર બલ્લવ,[૬૨] કુલિંદ, કાલદ, કુંડલ, કરટ, મૂષક, સ્તનબાલ, સનીપ, ઘટસૃંજય,[૬૩] અઠિદ, પાશિવાટ, તનય, સુનય, ઋષિક, વિદભ, કાક, તંગણ, પરતંગણ,[૬૪] હે ભરતશ્રેષ્ઠ! ઉત્તરમાં અપર મ્લેચ્છ, ક્રૂર, યવન, ચીન, કાંબોજ, દારુણ તથા બીજા મ્લેચ્છ દેશ,[૬૫] સકૃદ્ગ્રહ, કુલત્થ, પારસિસહિત હૂણ, રમણ, ચીન, દશમાલિક[૬૬] તથા જેમાં ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્ર કુળો નિવાસ કરે છે એવા દેશ–શૂદ્ર, આભીર, દરદ, પશુ,[૬૭] આશીર, અંતચાર, પલ્હવ, ગિરિગહ્વર, આત્રેય, ભરદ્વાજ, સ્તનપોષિક,[૬૮] પ્રોષક, કલિંગ તથા કિરાતના દેશો, તેમજ તોમર, હન્યમાન અને કરભંજક વગેરે દેશો છે.[૬૯] હે રાજા! આ અને બીજા પૂર્વ તથા ઉત્તર તરફના દેશો મેં તમને ટુંકાણથી કહ્યા છે.[૭૦] જે કોઇ સત્વાદિક ગુણો વડે તથા શૌર્યવડે આ પૃથ્વીનું સારી રીતે પાલન કરે છે, તેને આ કામધેનુના જેવી ભૂમિ ધર્મ, અર્થ તથા કામસંબંધી મહાફળ આપે છે;[૭૧] અને એટલામાટેજ ધર્માર્થમાં કુશળ શૂરા રાજાઓ પૃથ્વીમાં લાલસા રાખે છે તથા ધનમાં લોભાયલા તેઓ વેગમાં આવીને યુદ્ધમાં પ્રાણોનો ત્યાગ કરે છે.[૭૨] દેવદેહ તથા મનુષ્યદેહ પામનારાઓને આ ભૂમિજ ઉત્તમ શરણરૂપ× છે. હે ભરતશ્રેષ્ઠ! એવી વસુંધરા–પૃથ્વીનો ઉપભોગ લેવાની કામનાથી રાજાઓ, કૂતરાઓ જેમ માંસના ટુકડાને અન્યોન્યની પાસેથી ખેંચી લે છે, તેમ એકબીજાની પાસેથી પૃથ્વીને ખુંચાવી લે છે; તોપણ હજીસુધી કોઇની પણ કામના તૃપ્ત થયેલી જણાતી નથી.[૭૩,૭૪] હે ભારત! એટલા માટેજ કૌરવો તથા પાંડવો પણ સામ, દાન, ભેદ તથા છેવટે દંડવડે પૃથ્વી મેળવવા યત્ન કરે છે.[૭૫] હે રાજા! આ પૃથ્વીને સારી રીતે સંપૂર્ણ જોવામાં આવે તો એ પૃથ્વી પ્રાણીઓને પિતા, ભ્રાતા તથા પુત્રની ગરજ સારે છે અને સૂર્યલોક તથા સ્વર્ગલોકરૂપ થઇ પડે છે.[૭૬]

× દેવદેહવાળાઓને યજ્ઞવડે તથા મનુષ્યદેહવાળાઓને અન્નવડે પોષે છે તેથી.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબૂખંડવિનિર્માણ પર્વમાં "ભારતીય નદીદેશાદિનામકથન" એ વિષયનો અધ્યાય ૯ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૧૦ મો

## યુગ પ્રમાણે આયુષ્યનું વર્ણન

**॥धृतराष्ट्र उवाच॥**

**भारतस्यास्य वर्षस्य तथा हैमवतस्य च ।**
**प्रमाणमायुषः सूत बलं चापि शुभाशुभम् ॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સૂત! આ ભારતવર્ષ, હૈમવત અને હરિવર્ષ આ ત્રણે ખંડના લોકોનાં આયુષ્યનું પ્રમાણ અને બળ તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું શુભાશુભ, એ સર્વ તું મને વિસ્તારથી કહે.[૧,૨]

સંજયે કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ! હે કુરુવર્ધન! ભારતવર્ષમાં કૃત, ત્રેતા, દ્વાપર અને કળિ એવા ચાર યુગો છે.[૩] હે પ્રભો! પ્રથમ સત્યયુગ, પછી ત્રેતાયુગ, પછી દ્વાપર યુગ અને તે પછી કળિયુગ પ્રવર્તે છે.[૪] હે કુરુસત્તમ! હે રાજસત્તમ! સત્યયુગમાં મનુષ્યોનાં આયુષ્યની સંખ્યા ચાર હજાર વર્ષની છે.[૫] હે રાજા! ત્રેતાયુગમાં ત્રણ હજાર વર્ષનું આયુષ્ય છે; દ્વાપરમાં મનુષ્ય બે હજાર વર્ષ પૃથ્વીપર જીવે છે[૬] અને હે ભરતશ્રેષ્ઠ! આ કળિયુગમાં આયુષ્યના પ્રમાણનું ઠેકાણું નથી; કારણકે કળિનાં મનુષ્યો ગર્ભમાં પણ મરે છે અને ઉત્પન્ન થઇને તુરત પણ મરે છે.[૭] હે રાજન્! સત્યયુગમાં ઉત્પન્ન થયેલા લોકો મહાબળવાન, મહાપરાક્રમી, બુદ્ધિમાન, ગુણવાન, ધનવાન અને પ્રિયદર્શન હોય છે તેમજ તેઓ સેંકડો ને હજારો પ્રજાઓ ઉત્પન્ન કરે છે તથા તેમાં તપરૂપી ધનવાળા મુનિ-

ઓ ઉત્પન્ન થાય છે.[૮,૯] હે રાજન્! ત્રેતાયુગમાં મોટા ઉત્સાહવાળા, મહાત્મા, ધાર્મિક, સત્યવાદી, દેખાવડા, પ્રૌઢ દેહવાળા, મહાવીર્ય, ધનુર્ધર, વર પામવાને યોગ્ય અને યુદ્ધમાં શૂરશ્રેષ્ઠ એવા ક્ષત્રિયો વિશેષ ઉત્પન્ન થાય છે અને તે સર્વે ચક્રવર્તી રાજાઓ થાય છે.[૧૦,૧૧] દ્વાપરમાં સર્વદા સર્વ વર્ણોના લોકો ઉત્પન્ન થાય છે અને તેઓ મોટા ઉત્સાહવાળા, વીર્યવાન તથા પરસ્પરના જયની ઇચ્છાવાળા હોય છે.[૧૨] હે ભારતરાજ! કળિયુગમાં અલ્પ તેજવાળા, ક્રોધી, લોભી અને અસત્યવાદી પુરુષો ઉત્પન્ન થાય છે.[૧૩] હે ભારત! કળિયુગના લોકોમાં ઈર્ષ્યા, માન, ક્રોધ, કપટ, પારકાના ગુણમાં દોષ પ્રકટ કરવાની ટેવ, વિષયપ્રીતિ અને લોભ હોય છે.[૧૪] હે રાજા! આ દ્વાપર યુગમાં સદ્‌ગુણો સંકોચાઈ ગયા છે. ભરતખંડ કરતાં હેમવતખંડ અધિક ગુણવાળો છે અને હરિખંડ તેનાથી પણ અધિક ગુણવાળો છે.[૧૫]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ જંબુખંડ૦ પર્વમાં
"ભારતવર્ષમાં સત્યયુગાદિને અનુ૦
આયુષ્યનું નિરૂપણ" એ વિષયનો
અધ્યાય ૧૦ મો સમાપ્ત.

જંબૂખંડવિનિર્માણ પર્વ સમાપ્ત.

# ભૂમિ પર્વ

## અધ્યાય ૧૧ મો
### શાકદ્વીપનું વર્ણન

॥धृतराष्ट्र उवाच॥

**जंबूखंडस्त्वया प्रोक्तो यथावदिह संजय ।**
**विष्कंभमस्य प्रब्रूहि परिमाणं तु तत्त्वतः ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય! તેં મને જંબૂખંડનું યથાર્થ વર્ણન કહી સંભળાવ્યું. હવે તું એ ખંડનું માપ અને વિસ્તાર મને યથાર્થ રીતે કહે.[૧] વળી હે સંજય! સમુદ્રનું ખરેખરૂં પ્રમાણ કહે; તેમજ શાકદ્વીપ, કુશદ્વીપ, શાલ્મલિ દ્વીપ, ક્રૌંચદ્વીપ, રાહુ, ચંદ્ર અને સૂર્ય, એ સર્વનું યથાર્થ વર્ણન કહે.[૨,૩]

સંજયે કહ્યું:–હે રાજન્! દ્વીપો ઘણા છે અને તેનાથી આ જગત ભરાઇ ગયેલું છે; તેમાંના સાત દ્વીપો, ચંદ્ર, સૂર્ય અને રાહુ એટલાનું વર્ણન હું કહું છું.[૪] હે રાજા! જંબૂપર્વતનો વિસ્તાર પૂરા અઢાર હજાર અને છસો યોજનનો છે[૫] અને ક્ષાર સમુદ્રનો વિસ્તાર તેનાથી બમણો છે. તેમાં અનેક દેશો રહેલા છે તથા તે મણિ અને વૈદૂર્યથી સંપન્ન છે.[૬] તે અનેક ધાતુઓથી વિચિત્ર એવા પર્વતોથી શોભી રહ્યો છે અને સિદ્ધ તથા ચારણોથી વ્યાપ્ત છે. એ સમુદ્ર મંડળાકાર છે.[૭]

હે કુરુનંદન રાજા! હું તમને શાકદ્વીપનું વર્ણન યથાર્થ રીતે કહું છું, તે તમે સાંભળો.[૮] હે રાજા! શાકદ્વીપ જંબુદ્વીપના કરતાં બમણા પ્રમાણનો છે અને હે ભરતશ્રેષ્ઠ મહારાજ! તેનાથી બમણા પ્રમાણવાળા ક્ષીરોદ સમુદ્રથી વીંટાયલો છે. તે દ્વીપમાં પવિત્ર દેશો છે. ત્યાં મનુષ્યોનું મરણ થતું નથી;[૯,૧૦] ત્યારે દુષ્કાળ તો હોયજ કયાંથી? ત્યાંના લોકો ક્ષમા તથા તેજયુક્ત છે. હે ભરતશ્રેષ્ઠ મહારાજ! આ મેં તમને શાકદ્વીપનું યથાર્થ વર્ણન કહ્યું. હવે હું તમને બીજું શું કહું?

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે મહાજ્ઞાની સંજય! તેં મને યથાર્થ રીતે શાકદ્વીપનું વર્ણન સંક્ષેપથી કહ્યું છે. હવે તું તે વિસ્તારથી તથા તત્ત્વથી મને કહે.

સંજયે કહ્યું:–હે રાજન! જંબુદ્વીપ-

ની પેઠે શાકદ્વીપમાં પણ મણિભૂષિત તથા રત્નની ખાણોવાળા સાત પર્વતો છે અને નદીઓ છે, તેનાં નામ હું કહું છું, તમે સાંભળો. હે રાજા! ત્યાંની સર્વ વસ્તુઓ અત્યંત પવિત્ર તથા ગુણયુક્ત છે. ૧૧–૧૪ ત્યાં દેવર્ષિઓ તથા ગંધર્વોથી યુક્ત એવો પ્રથમ મેરુ પર્વત છે. હે મહારાજ! બીજો પૂર્વ તરફ લંબાયલો મલય નામનો પર્વત છે.[૧૫] તે પર્વતમાંથી નીકળીને મેઘો સર્વત્ર ફેલાય છે. હે કૌરવ્ય! તેની આગળ એક જળધાર નામનો મોટો પર્વત છે.[૧૬] ઇંદ્ર તે પર્વતમાંથી નિત્ય ઉત્તમ જળ ગ્રહણ કરે છે અને હે રાજા! તે જળથી વર્ષાકાળમાં વૃષ્ટિ થાય છે.[૧૭] તેની આગળ એક ઘણો ઉંચો રૈવતક નામનો પર્વત છે. તેના ઉપર આકાશનું દિવ્ય નક્ષત્ર રેવતી નિત્ય રહે છે.આવી મર્યાદા બ્રહ્માએ પોતે કરેલી છે.[૧૮]હે રાજેંદ્ર! તેની ઉત્તરે શ્યામ નામનો મોટો પર્વત છે. તે પર્વત ઘણો ઉંચો, સુશોભિત, દેદીપ્યમાન આકૃતિવાળો અને નવા મેઘના જેવો કાળો છે;[૧૯] અને તેથીજ હે રાજા! ત્યાંની પ્રજાનો રંગ કાળો થઈ ગયો છે.

ધૃતરાષ્ટ્રે પૂછયું:–હે સંજય! આજે તેં મને મહાન સંશયભરેલી વાત કહી છે.[૨૦]હે સંજય! ત્યાંની પ્રજા શી રીતે શ્યામ થઈ ગઇ?

સંજયે કહ્યું:–હે કુરુનંદન મહારાજ! સર્વ દ્વીપોમાં લોકોનો વર્ણ ગૌર, કૃષ્ણ અને મિશ્ર હોય છે; પરંતુ આ પર્વત આગળના સર્વ લોકો શ્યામ રંગનાજ થાય છે અને તેથીજ એ પર્વત પણ શ્યામ કહેવાય છે.[૨૧,૨૨] હે કૌરવેંદ્ર! તે પછી મોટા ઉદયવાળો દુર્ગશૈલ નામનો પર્વત છે.તેના પછી કેસર નામનો પર્વત છે અને તેમાંથી કેસરયુક્ત વાયુ વાય છે.[૨૩]તે પર્વતોનું પ્રમાણ અનુક્રમે પ્રથમ કરતાં બમણું બમણું છે. હે કૌરવ્ય! તે સાત પર્વતોની હદમાં સાત વર્ષો (ખંડો) છે, એમ વિદ્વાનો કહે છે.[૨૪] એમાંનો મહામેરુ આગળ આવેલો ખંડ મહાકાશ કહેવાય છે. જળોત્પાદક મલય પર્વત આગળ આવેલો ખંડ કુમુદોત્તર કહેવાય છે. હે મહારાજ! જળધાર પર્વત આગળનો ખંડ સુકુમાર કહેવાય છે,[૨૫] રૈવત આગળનો ખંડ કૌમાર કહેવાય છે; શ્યામ પર્વત આગળનો ખંડ મણિકાંચન કહેવાય છે; કેસર પર્વતની આગળનો ખંડ મૌદાકી કહેવાય છે અને તેની પેલી તરફ મહાપુમાન નામનો ખંડ છે.[૨૬] હે કૌરવ્ય! તેની વચ્ચે એક શાક નામનું મોટું ઝાડ છે. તેની ઉંચાઇ તથા પહોળાઇ જંબૂદ્વીપમાં આવેલા જંબૂવૃક્ષના જેટલીજ છે. હે મહારાજ! તે દ્વીપની પ્રજા સર્વદા તે વૃક્ષને ભજે છે. ત્યાં પવિત્ર દેશો છે અને ત્યાંની પ્રજા શંકરનું પૂજન કરે છે.[૨૭,૨૮] તે દ્વીપમાં સિદ્ધો, ચારણો તથા દેવતાઓ જાય છે. હે ભારતરાજ! ત્યાંની ચારે વર્ણની પ્રજા અત્યંત ધાર્મિક છે અને સ્વકર્મમાં તત્પર છે. ત્યાં કોઇ ચોર જોવામાં આવતો નથી. હે મહારાજ! ત્યાંની પ્રજા લાંબા આયુષ્યવાળી અને જરા તથા મરણભયથી રહિત હોવાને લીધે વર્ષાકાળની મહાનદીની પેઠે વૃદ્ધિ પામે છે. તે દ્વીપમાં પવિત્ર જળવાળી નદીઓ છે અને ગંગા પણ અનેક રૂપથી વહે છે.[૨૯–૩૧] હે ભરતશ્રેષ્ઠ! સુકુમારી નદી કુમારી, શીતાશી, વેણિકા, મહાનદી, મણિજળા નદી અને ચક્ષુર્વર્ધનિકા નદી વગેરે પવિત્ર જળવાળી ત્યાં લાખો નદીઓ છે. ઇંદ્ર તે નદીઓમાંથી જળ લઇને વૃષ્ટિ કરે છે. હે કુરુકુળવાહક! તે અસંખ્ય નદીઓનાં નામો તથા માપો કહી શકાય તેમ નથી. ખરેખર, તે મહાનદીઓ પવિત્ર છે. તે દ્વીપમાં લોકમાન્ય તથા પવિત્ર એવા ચાર દેશો આવેલા છે.[૩૨–૩૫]તેઓનાં નામ મંગ, મશક, માનસ અને મંદગ છે. હે નૃપ! તેમાંના મંગ દેશમાં સ્વકર્મનિષ્ઠ બ્રાહ્મણો વિશેષ છે;[૩૬] હે રાજન્! મશક દેશમાં સર્વ ઇચ્છિત આપનારા ધાર્મિક ક્ષત્રિયો રહે છે; હે મહારાજ! માનસદેશમાં વૈશ્યવૃત્તિથી આજીવિકા ચલાવનારા વૈશ્યો રહે છે;[૩૭] તેઓ શૂરા, ધર્માર્થના નિશ્ચયવાળા અને પૂર્ણકામ છે. મંદગ દેશમાં ધર્મશીલ શૂદ્ર લોકો રહે છે.[૩૮]હે રાજેંદ્ર! ત્યાં કોઈ રાજા નથી, દંડ

નથી અને દંડપાત્ર પણ નથી;કારણકે ધર્મજ્ઞ એવા તેઓ સ્વધર્મવડેજ પરસ્પરનું રક્ષણ કરે છે.[૩૯] મહાપ્રભાવયુક્ત એ શાકદ્વીપના સંબંધમાં એટલુંજ કહી શકાય તેમ છે અનેએટલુંજ સાંભળવા યોગ્ય છે.[૪૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભૂમિપર્વમાં "શાકદ્વીપનું વર્ણન" એ વિષયનો અધ્યાય ૧૧ મો સમાપ્ત.

# અધ્યાય ૧૨ મો

## ઉત્તરદ્વીપ વગેરે સંસ્થાનોનું વર્ણન

॥ संजय उवाच ॥

**उत्तरेषु च कौरव्य द्वीपेषु श्रूयते कथा ।
एवं तत्र महाराज ब्रुवतश्च निबोध मे ॥१॥**

સંજયે કહ્યું:–હે કૌરવ્ય મહારાજ ! હવે ઉત્તરમાં આવેલા દ્વીપોસંબંધી જે કથા સંભળાય છે, તે હું કહું છું; તમે ધ્યાનમાં લ્યો.[૧] એ ઉત્તરદિશામાં એક ઘૃતસમુદ્ર, બીજો દધિમંડોદક સમુદ્ર,ત્રીજો સુરોદસમુદ્ર અને ચોથો જળસમુદ્ર છે.[૨]હે રાજા ! એ સર્વ દ્વીપો ઉત્તરોત્તર બમણા બમણા પ્રમાણના છે અને હે મહારાજ ! પ્રત્યેક પર્વતો સમુદ્રોથી વીંટાયલા છે.[૩]હે રાજા ! મધ્યમ દ્વીપમાં ગૌર નામનો મણસીલનો મોટો પર્વત છે. પશ્ચિમ દ્વીપમાં નારાયણનો સખા કૃષ્ણ નામનો પર્વત છે.[૪] કેશવ પોતે ત્યાંનાં દિવ્ય રત્નોનું રક્ષણ કરે છે અને પ્રસન્ન રહીને ત્યાંની પ્રજાને સુખ આપે છે.[૫] દેશોથી યુક્ત કુશદ્વીપમાં એક દર્ભનું મોટું ઘુંગું છે અને હે રાજા! શાલ્મલી દ્વીપમાં એક શીમળાનું ઝાડ છે, તેની ત્યાં પૂજા કરવામાં આવે છે.[૬] હે મહારાજ ! ક્રૌંચદ્વીપમાં રત્નસમૂહોની ખાણરૂપ મોટો ક્રૌંચ નામનો પર્વત છે. તેનું ત્યાંની ચારે વર્ણની પ્રજા નિત્ય પૂજન કરે છે.[૭] હે રાજન્ ! સર્વ ધાતુઓથી ભરેલો એક ગોમંત નામનો ઘણો મોટો પર્વત છે; તે પર્વતમાં મુક્ત થયેલા પોતાના ભક્તોની સાથે શ્રીમાન કમળનેત્ર નારાયણ પ્રભુ નિત્ય નિવાસ કરે છે. હે રાજેંદ્ર! કુશદ્વીપમાં પરવાળાંઓથી ભરેલો,તેજ નામથી પ્રસિદ્ધ અને ચઢી ન શકાય તેવો એક પર્વત છે; બીજો સુવર્ણમય દ્યુતિમાન નામનો પર્વત છે;ત્રીજો કુમુદ નામનો પર્વત છે;[૮–૧૦]ચોથો પુષ્પવાન નામનો પર્વત છે; પાંચમો કુશેશય નામનો પર્વત છે અને છઠ્ઠો હરિગિરિ નામનો પર્વત છે.આ છ પર્વતો મુખ્ય છે.[૧૧] તે પર્વતોની વચ્ચેનો વિસ્તાર એક એક કરતાં બમણો બમણો અધિક છે, તેમાં ખંડો આવેલા છે, તેમાંનો પ્રથમ ખંડ ઔદ્ભિદ છે, બીજો વેણુમંડલ,[૧૨] ત્રીજો સુરથાકાર, ચોથો કંબલ, પાંચમો ધૃતિમાન, છઠ્ઠો પ્રભાકર[૧૩] અને સાતમો કાપિલ નામનો ખંડ છે. આ સાત ખંડ એટલે વિભાગો છે. હે પૃથ્વીનાથ ! એ ખંડોમાં દેવો, ગંધર્વો તથા પ્રજાઓ વિહાર કરે છે અને આનંદમાં રહે છે. ત્યાં કોઈ પણ મરણ પામતું નથી;તેમજ હે રાજા! ત્યાં ચોર લોકો અથવા મ્લેચ્છજાતિના લોકો નથી.[૧૪,૧૫] હે પાર્થિવ ! ત્યાંના સર્વ લોકો ગૌરવર્ણના અને સુકુમાર છે.

હવે હે રાજા ! બાકી રહેલા સર્વ દ્વીપોનું વર્ણન જેવું મેં સાંભળ્યું છે. તેવું હું કરૂં છું, તે તમે એકાગ્ર મનથી સાંભળો. હે મહારાજ ! ક્રૌંચ દ્વીપમાં ક્રૌંચ નામનો મોટો પર્વત છે.[૧૬,૧૭] તેની ઉત્તરે વામનક પર્વત છે, વામનક પછી અંધકારક, અંધકારક પછી હે રાજા ! મહાપર્વત મૈનાક છે.[૧૮] હે રાજન્ ! મૈનાક પછી ઉત્તમ ગોવિંદગિરિ છે અને ગોવિંદ પછી હે રાજા ! નિબિડ નામનો પર્વત આવેલો છે.[૧૯]હે વંશવર્ધન ! તે પર્વતોના અંતરનો વિસ્તાર બમણો બમણો છે, તેમાં આવેલા દેશો હું તમને કહું છું, તે તમે સાંભળો.[૨૦] ક્રૌંચની પાસે કુશલ નામનો દેશ છે, વામનની પાસે મનોનુગ દેશ છે; હે કુરુકુલવાહક ! મનોનુગના પછી ઉષ્ણ દેશ છે, ઉષ્ણ પછી પ્રાવરક દેશ છે, પ્રાવરક પછી અંધકારક દેશ છે,અંધકારકના પછી મુનિ દેશ છે અને મુનિ દેશના પછી દુંદુભિસ્વન નામનો દેશ છે. હે રાજા ! આ દ્વીપ સિદ્ધ તથા ચારણોથી ભરપૂર છે અને ત્યાંના લોકો બહુધા ગૌર-

વર્ણના છે.[૨૧–૨૩] હે મહારાજ! એ દેશોનું દેવો તથા ગંધર્વો સેવન કરે છે.

પુષ્કર દ્વીપમાં મણિ તથા રત્નથી ભરેલો પુષ્કર નામનો પર્વત છે.[૨૪] ત્યાં નિત્ય બ્રહ્મદેવ પોતે રહે છે અને દેવો તથા સર્વ મહર્ષિઓ સર્વદા તેમની ઉપાસના કરે છે;[૨૫] તેમજ હે રાજા! મનને અનુકૂળ લાગે તેવી વાણીવડે સ્તુતિ કરે છે. જંબૂદ્વીપમાંથી વિવિધ રત્નો આ દ્વીપમાં આવે છે.[૨૬] હે કુરુશ્રેષ્ઠ! જંબૂદ્વીપથી આરંભીને સર્વ દ્વીપોમાં પ્રજાઓનાં આયુષ્ય, આરોગ્ય, બ્રહ્મચર્ય, સત્ય અને ઇંદ્રિયદમન–આ ગુણો અનુક્રમે બમણા બમણા છે. હે ભારત! એ દ્વીપોમાં જૂદા જૂદા દેશો પણ એક દેશરૂપજ ગણાય છે અને ત્યાં ધર્મ પણ એકજ જોવામાં આવે છે.[૨૭,૨૮] હે મહારાજ! સાક્ષાત્ ઈશ્વર પ્રજાપતિ પોતેજ દંડ ઉગામીને એ દ્વીપોનું રક્ષણ કરતા ત્યાં નિત્ય નિવાસ કરે છે.[૨૯] હે રાજા! તે પ્રજાના પ્રજાપતિ પોતેજ રાજા, કલ્યાણ, પિતા અને પ્રપિતામહ છે, અને હે નરશ્રેષ્ઠ! તેજ પિતામહ જડથી આરંભીને પંડિતપર્યંતની સર્વ પ્રજાનું રક્ષણ કરે છે.[૩૦] હે મહાબાહુ કૌરવ્ય! ત્યાંની પ્રજા નિત્ય સ્વતઃસિદ્ધ પોતાની મેળે આવેલું ભોજન કરે છે.[૩૧]

હે મહારાજ! તે દ્વીપોની પેલી તરફ સમા નામની લોકનિવાસની ભૂમિ છે, તે ચોખંડી છે અને તેનો વિસ્તાર તેત્રીસ હજાર યોજનનો છે.[૩૨] હે કૌરવ્ય! ત્યાં લોકમાન્ય વામન, ઐરાવત વગેરે ચાર દિગ્ગજો રહે છે; તેમજ હે ભરતશ્રેષ્ઠ રાજા! ગંડસ્થાન તથા મુખમાંથી જેને મદ ઝરે છે તે સુપ્રતીક હાથી રહે છે. તેના દેહનું માપ કહેવાનું હું અહીં સાહસ કરતો નથી;[૩૩,૩૪] કારણ કે તે નિત્ય ઉંચાઇમાં, લંબાઈમાં અને પહોળાઈમાં અસંખ્યાત છે. ત્યાં બંધવિનાના વાયુઓ સર્વ દિશાઓમાંથી વાય છે. હે મહારાજ! તે વાયુઓને એ હાથીઓ વિકાસ પામેલાં કમળના જેવી મહાકાંતિવાળી પોતાની સુંઢોવડે કબજે કરે છે;[૩૫,૩૬] અને તુરત પાછા તે વાયુઓને સેંકડો પ્રકારથી મુક્ત કરે છે. હે મહારાજ! શ્વાસોચ્છ્વાસ લેતા તે દિગ્ગજોએ છોડેલા વાયુઓ અહીં આવે છે અને તેથી પ્રજા જીવે છે.[૩૭]

ધૃતરાષ્ટ્રે પૂછયું:–'હે સંજય! તેં મારા પ્રશ્નથી પૂર્વ વિભાગ જે દ્વીપસંસ્થાન વગેરે તથા તેનો વિસ્તાર તે સારી રીતે કહ્યાં. હવે તું ઉત્તર વિભાગ એટલે સૂર્ય, ચંદ્ર તથા રાહુનું પ્રમાણ કહે.

સંજયે કહ્યું:–' હે મહારાજ! મેં તમને દ્વીપોનું વર્ણન કહ્યું, હવે તમે ગ્રહોનું વર્ણન યથાર્થ રીતે સાંભળો.[૩૮,૩૯] હે કૌરવશ્રેષ્ઠ! પ્રથમ હું સ્વર્ભાનું એટલે રાહુનું પ્રમાણ કહું છું. હે મહારાજ! રાહુ ગ્રહ મંડળાકાર સંભળાય છે.[૪૦] હે નિર્દોષ! તેનાં મંડળનો વિસ્તાર બાર હજાર યોજન છે:અને પરિધિ છત્રીસ હજારથી અધિક છ હજાર છે, એમ વિદ્વાન પૌરાણિકો કહે છે. હે રાજન્! મહાત્મા ચંદ્રમાનો વિસ્તાર અગિયાર હજાર યોજન છે, અને હે કુરુશ્રેષ્ઠ! તેનો પરિઘ વિસ્તાર તેત્રીસ હજાર ઓગણસાઠસો યોજન છે.[૪૩] હે કુરુનંદન રાજા! સૂર્યમંડળનો વિસ્તાર દશ હજાર યોજન છે અને પરિઘ ત્રીસ હજાર અઠ્ઠાવીશસો યોજન છે. હે નિષ્પાપ રાજા! પરમ ઉદાર શીઘ્રગામી સૂર્ય એટલા વિસ્તારવાળો સંભળાય છે.[૪૪,૪૫] હે ભારત! સૂર્યનું એ પ્રમાણ મેં તમને કહ્યું છે. રાહુ પોતે ચંદ્ર તથા સૂર્યથી મોટો છે, તેથી તે સંધિ મળતાં ચંદ્ર સૂર્યને ઢાંકી દે છે. હે મહારાજ! તમારા પૂછવાથી મેં તમને શાસ્ત્રદૃષ્ટિવડે સંક્ષેપથી આ સઘળું કહ્યું છે; માટે હવે તમે શાંતિ પામો. તમારી ઇચ્છાપ્રમાણે મેં તમને જગતનું વર્ણન સૃષ્ટિ સાથે કહ્યું છે;[૪૬–૪૮] માટે હે કૌરવ્ય! તમે પુત્ર દુર્યોધનના સંબંધમાં નિશ્ચિંત રહો.[૧]

હે ભરતશ્રેષ્ઠ! આ મનોહર ભૂમિપર્વ શ્રવણ કરવાથી રાજા શ્રીમાન થાય છે, તેના અર્થ સિદ્ધ થાય છે, તે સાધુસંમત થાય છે તથા તેનાં આયુષ્ય, બળ, કીર્તિ અને તેજ વૃદ્ધિ પામે છે. હે રાજા! જે મનુષ્ય વ્રતનિષ્ઠ થઇને પર્વને દિવસે આ ભૂમિપર્વ સાંભળે. તેના પિતૃઓ તથા પિતામહો તૃપ્ત થાય છે.[૪૯–૫૧] હે રાજા! હ-

મણું આપણે જેમાં રહીએ છીએ તે પૂર્વના પુરુષોએ આ સ્થિતિમાં આણેલો પવિત્ર ભારતવર્ષ છે, તે સંબંધી તમે સર્વ સાંભળ્યું છે.[૫૨]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભૂમિપર્વમાં "ઉત્તરદ્વીપાદિ સંસ્થાન વર્ણન" એ વિષયનો અધ્યાય ૧૨ મો સમાપ્ત.

ભૂમિ પર્વ સમાપ્ત.

# भगवद्गीता पर्व

## અધ્યાય ૧૩ મો
### ભીષ્મપતનનું સંક્ષિપ્ત વર્ણન

॥ वैशंपायन उवाच ॥

अथ गावल्गणिर्विद्वान् संयुगादेत्यभारत ।
प्रत्यक्षदर्शी सर्वस्य भूतभव्यभविष्यवित् ॥१॥

વૈશંપાયને કહ્યું:-'હે ભરતવંશી જનમેજય! પછી ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જાણનાર અને સર્વ વાતને પ્રત્યક્ષ જોનાર વિદ્વાન ગાવલ્ગણનો પુત્ર સંજય સંગ્રામમાંથી એકાએક આવીને, વિચારમાં પડેલા ધૃતરાષ્ટ્રને ભરતોના પિતામહ ભીષ્મ હણાયા એ વાત દુઃખી થઇને કહેવા લાગ્યો.

સંજયે કહ્યું:-હે મહારાજ ! હું સંજય આપને વંદન કરૂં છું. હે ભરતશ્રેષ્ઠ ભરતવંશીઓના પિતામહ શાંતનુપુત્ર ભીષ્મ હણાયા![૨,૩] સર્વ ધનુર્ધારીઓનું મૂર્તિમંત તેજ તથા સર્વ યોદ્ધાઓમાં મુખ્ય એવા જે કુરુઓના પિતામહ ભીષ્મ તે આજે બાણશય્યા ઉપર સૂતા છે.[૪] હે રાજા ! જેના પરાક્રમનો આશ્રય કરીને તમારો પુત્ર દ્યૂત રમ્યો હતો, તે ભીષ્મ સંગ્રામમાં શિખંડીથી હણાઇને પડ્યા છે.[૫] જે મહારથીએ કાશિપુરીમાં એક રથના આશ્રયવડેજ એકઠા મળેલા સર્વ રાજાઓને મહાયુદ્ધમાં હરાવ્યા હતા;[૬] અને જેણે જમદગ્નિના પુત્ર પરશુરામની સાથે નિર્ભય થઇને રણમાં યુદ્ધ કર્યું હતું, છતાં જે પરશુરામથી હણાયા ન હતા, તે ભીષ્મ પિતામહને આજે શિખંડીએ હણ્યા છે.[૭] જે શૌર્યમાં મહેંદ્રસમાન, સ્થિરતામાં હિમાચળસમાન, ગંભીરતામાં સમુદ્રસમાન અને સહનશીલતામાં પૃથ્વીસમાન બાણોરૂપ દાઢવાળા, ધનુષરૂપ મુખવાળા, તરવારરૂપ જીભવાળા અને જેની પાસે દુઃખથી જઇ શકાતું હતું, તે નરોમાં સિંહસમાન તમારા પિતા ભીષ્મને આજે પાંચાલ્ય શિખંડીએ પાડ્યા છે.[૮,૯] સિંહને જોઇને ગાયનું ટોળું જેમ ભયવડે કંપી જાય તેમ યુદ્ધમાં તત્પર થએલા જે ભીષ્મને જોઇને પાંડવોનું મહાસૈન્ય ભયવડે કંપી ઉઠયું હતું,[૧૦] તે શત્રુસેનાને હણનારા ભીષ્મ દશ દિવસસુધી તમારી સેનાનું રક્ષણ કરીને તથા દુષ્કર કર્મ કરીને સૂર્યની પેઠે અસ્ત પામી ગયા છે.[૧૧] જે ઇંદ્રના જેવા અડગ ભીષ્મે હજારો બાણોની વૃષ્ટિ કરીને યુદ્ધમાં દશ દિવસમાં એક લાખ યોદ્ધાઓનો નાશ કર્યો,[૧૨] તે ભીષ્મ આજે વાયુએ ભાંગેલા વૃક્ષની પેઠે હણાઇને પૃથ્વી ઉપર સૂતા છે, હે ભારતરાજ ! જે સ્થિતિને માટે ભીષ્મ યોગ્ય ન હતા, તે સ્થિતિને તમારા દુર્વિચારને પરિણામે તે પામ્યા છે.[૧૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "ભીષ્મમૃત્યુશ્રવણ" એ વિષયનો અધ્યાય ૧૩ મો સમાપ્ત.

## અધ્યાય ૧૪ મો
### ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન-ભીષ્મ કેવી રીતે હણાયા ?

॥ धृतराष्ट्र उवाच ॥

कथं कुरूणामृषभो हतो भीष्मः शिखंडिना ।
कथं रथात्स न्यपतत्पिता मे वासवोपमः ॥१॥

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–કુરુકુળશ્રેષ્ઠ ભીષ્મ શિખંડીને હાથે કેવી રીતે હણાયા? ઇંદ્રસમાન મારા પિતા રથમાંથી કેવી રીતે પડયા?[1] હે સંજય! પોતાના પિતાને માટે જન્મ પર્યંત બ્રહ્મચર્ય પાળનારા દેવતુલ્ય પરાક્રમી ભીષ્મથી રહિત થએલા મારા યોદ્ધાઓની કેવી સ્થિતિ થઇ?[2] મહાજ્ઞાની,મહાધનુર્ધર,મહાબળવાન અને મહાપરાક્રમી નરવ્યાઘ્ર ભીષ્મ જ્યારે હણાયા, ત્યારે તારા મનની સ્થિતિ કેવી થઇ હતી?[3] તે અકંપ્ય કુરુશ્રેષ્ઠ પુરુષોત્તમ વીરને તું હણાયલા કહે છે, તે સાંભળીને મારૂં મન મહાદુઃખમાં ડૂબી જાય છે.[4] હે સંજય! રથીશ્રેષ્ઠ, અદ્‌ભુત પરાક્રમી ક્ષત્રિયશ્રેષ્ઠ ભીષ્મ જ્યારે શત્રુસેનામાં એકાએક પ્રવેશ કરવા લાગ્યા, ત્યારે કયા શૂરા પુરુષો તેમની આગળ ચાલતા હતા? તેમની પાછળ કોણ હતા? કોણ ઉભા હતા? કોણ પાછા વળ્યા હતા? કોણ તેમને અનુસર્યા હતા? અને કોણ પછી તેમની પાછળ ગયા હતા?[5,6] સૂર્ય જેમ અંધકારને નસાડે, તેમ સૂર્ય જેવા તેજસ્વી તથા શત્રુઓને હણનારા ભીષ્મે જ્યારે શત્રુસૈન્યને ભયભીત કરી, નસાડી દીધું અને રણમાં પાંડુપુત્રોની સામે દુષ્કર કર્મ કર્યું તથા શત્રુસેનાનો સંહાર વાળવા માંડયો, ત્યારે એમને કોણે ઘેરી લીધા હતા?[7,8] હે સંજય! તેં પાસે રહીને સર્વ જોયું છે, માટે તું કહે કે, અજિત અને યુદ્ધકુશળ ભીષ્મને યુદ્ધમાં પાંડવોએ કેવી રીતે ઘેરી લીધા હતા?[9] બાણરૂપી દાઢવાળા, ધનુષરૂપી પહોળા મુખવાળા, ભયંકર તરવારરૂપી જિભવાળા, પુરુષોમાં વ્યાઘ્ર જેવા, અજિત, મનસ્વી, શત્રુસેનાને કાપી નાખનારા, પતનને માટે અયોગ્ય, લજ્જાળુ અને યુદ્ધમાં અજિત એવા પિતામહ ભીષ્મને અર્જુને કેવી રીતે પાડયા?[10,11] પાંડવોનું મોટું સૈન્ય જે ઉગ્ર ધનુષવાળા,ઉગ્ર બાણવાળા ઉત્તમ રથમાં બેસીને બાણોવડે શત્રુઓનાં મસ્તકોને ટપોટપ પાડનારા અને કાલાગ્નિના જેવા અસહ્ય ભીષ્મને સંગ્રામમાં તત્પર થયેલા જોતાંજ નિત્ય કંપી થઇ જતું હતું,[12,13] તે શત્રુસૈન્યને હણનારા ભીષ્મ દશ દિવસસુધી સેનાપતિપણું કરીને તથા દુષ્કર કર્મ કરીને છેવટે સૂર્યની પેઠે અસ્ત પામ્યા;[14] જેમણે ઇંદ્રની પેઠે અખંડ બાણની વૃષ્ટિ કરીને યુદ્ધમાં દશ દિવસોમાં એક લાખ યોદ્ધાઓનો નાશ કર્યો, તે ભીષ્મ એવા નાશને માટે અયોગ્ય છતાં મારા દુર્વિચારને પરિણામે વાયુથી ભાંગેલા વૃક્ષની પેઠે હણાઈને ભૂમિપર સૂતા છે![15,16] ભયંકર પરાક્રમી શાંતનુપુત્ર ભીષ્મને જોઇને પાંડવોની સેના તેમના ઉપર પ્રહાર કરવા કેવી રીતે શકિતમાન થઇ?[17] પાંડુપુત્રોએ ભીષ્મની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું અને હે સંજય! દ્રોણ જીવતા હતા છતાં ભીષ્મ કેમ જિત્યા નહિ?[18] ત્યાં કૃપાચાર્ય અને દ્રોણગુરુ સમીપમાં હતા, છતાં યોદ્ધાઓમાં શ્રેષ્ઠ ભીષ્મ કેવી રીતે મરણ પામ્યા?[19] દેવોથી પણ વશ ન કરાય તેવા અતિરથી ભીષ્મને યુદ્ધમાં પાંચાલ્ય શિખંડીએ કેવી રીતે નાશ પમાડયા?[20] જે નિત્ય મહાબળવાન પરશુરામની સંગ્રામમાં સ્પર્ધા કરતા હતા, પરશુરામથી અજિત રહ્યા હતા અને પરાક્રમમાં ઇંદ્રની બરોબરી કરે તેવા હતા, તે મહારથી કુળમાં ઉત્પન્ન થએલા વીર ભીષ્મ સંગ્રામમાં કેવી રીતે હણાયા? હે સંજય! તે તું મને કહે; કારણ કે તે સાંભળ્યાવિના મને શાંતિ વળનાર નથી.[21,22] હે સંજય! ધર્મથી ભ્રષ્ટ ન થનારા ભીષ્મને અમારા સૈન્યમાંના કયા ધનુર્ધારીઓ છોડી ગયા ન હતા અને દુર્યોધનની આજ્ઞાથી કયા વીરો તેમને વીંટાઇને ઉભા રહ્યા હતા?[23] હે સંજય! જ્યારે પાંડવો શિખંડીને આગળ કરીને ભીષ્મની સામે ચઢી આવ્યા, ત્યારે સર્વ કૌરવોએ અસ્ખલિત શક્તિવાળા ભીષ્મનો ત્યાગ તો કર્યો ન હતો ને?[24]

ખરેખર મારૂં હૃદય પોલાદના જેવું મજબૂત છે; તેથીજ પુરુષવ્યાઘ્ર ભીષ્મને હણાયલા સાંભળીને પણ ફાટી જતું નથી.[25] જે ભરતશ્રેષ્ઠ ભીષ્મમાં સત્ય, બુદ્ધિ અને નીતિ અમાપ હતાં, તે અસહ્ય ભીષ્મ યુદ્ધમાં કેવી રીતે હણાયા?[26] જે ભીષ્મ પણછના ઘોષરૂપી

ગર્જનાવાળા, બાણરૂપી જળધારાવાળા અને ધનુષના ધ્વનિરૂપી મહાશબ્દવાળા ચઢી આવેલા મહામેઘના જેવા હતા;[૨૭] અને જે વીર કૌંતેય, પાંચાલ તથા સૃંજયોના રથીઓને, દાનવોને હણતા વજ્રધારી ઇંદ્રની પેઠે હણતા, તેઓના ઉપર બાણોની વૃષ્ટિ વર્ષાવતા હતા;[૨૮] વળી જે ભીષ્મ બાણરૂપી ગ્રાહવાળા, અપાર, ધનુષરૂપી તરંગવાળા, અક્ષય, નિરાશ્રય, ચંચળ, તરવાના ઉપાયથી રહિત, ગદા અને તરવારરૂપી મગરોથી વસાયલા, ઘોડારૂપી ધુમરીવાળા, હાથીઓથી આકુળ, પાળારૂપી માછલાંથી વ્યાપ્ત, શંખ તથા દુંદુભિના શબ્દરૂપી ગર્જનાવાળા અને સંગ્રામમાં પુષ્કળ હાથીઓ, ઘોડાઓ, રથો તથા પાળાઓને ઝપાટાબંધ ડૂબાવનારા એવા શસ્ત્ર તથા અસ્ત્રના ભયંકર સાગરરૂપ હતા, તે શત્રુવીરને હણનારા, કોપવડે દેદીપ્યમાન થયેલા અને તેજવડે શત્રુઓને તપાવતા ભીષ્મને તીર જેમ મહાસમુદ્રને ખાળી રાખે, તેમ કયા વીરોએ ખાળી રાખ્યા હતા ?[૨૯-૩૨] હે સંજય ! દુર્યોધનના હિતને માટે શત્રુહંતા ભીષ્મે જ્યારે સંગ્રામમાં મોટું પરાક્રમ કર્યું, ત્યારે તેમની આગળ કોણ હતા?[૩૩] અમાપ તેજવાળા ભીષ્મના રથના જમણા ચક્રનું રક્ષણ કોણ કરતા હતા ? કયા નિશ્ચયવાળા યોદ્ધાઓ પાછળથી શત્રુવીરોને અટકાવતા હતા ?[૩૪] ભીષ્મનું રક્ષણ કરવા કયા યોદ્ધાઓ તેમની આગળ સમીપમાં રહ્યા હતા ? યુદ્ધ કરતા વીર ભીષ્મના રથનું ડાબું ચક્ર કયા વીરો સાચવતા હતા ?[૩૫] હે સંજય ! ડાબા ચક્ર આગળ રહેલા કયા યોદ્ધાઓએ સૃંજયોનો નાશ કર્યો ? કોઇના પણ હાથમાં ન આવનારા સેનાપતિ ભીષ્મની આગળ રહીને કોણ તેમનું રક્ષણ કરતું હતું ?[૩૬] પોતે કષ્ટભરેલી સ્થિતિમાં આવી પડયા છતાં કયા યોદ્ધાઓ એમની બાજુમાં રહીને એમનું રક્ષણ કરતા હતા ? હે સંજય ! તુમુલ યુદ્ધમાં શત્રુવીરોની સાથે કોણ યુદ્ધ કરતા હતા ?[૩૭] ભીષ્મથી જેઓનું રક્ષણ થતું હતું એવા વીરોથી રક્ષણ કરાયલા ભીષ્મે યુદ્ધમાં દુર્જય પાંડવોની સેનાને ઝપાટાબંધ શા કારણથી જીતી લીધી નહિ ?[૩૮] હે સંજય ! સર્વ લોકેશ્વર દક્ષાદિ પ્રજાપતિના પણ પરમેષ્ઠી એટલે હિરણ્યગર્ભના જેવા ભીષ્મના ઉપર પાંડવો કેવી રીતે પ્રહાર કરી શકયા ?[૩૯]

હે સંજય ! કૌરવો જે દ્વીપના ઉપર આધાર રાખીને શત્રુઓની સાથે યુદ્ધ કરે છે, તે દ્વીપરૂપી નરવ્યાઘ્ર ભીષ્મ નાશ પામ્યા, એમ તું કહે છે, એ કેટલું અનિષ્ટ ?[૪૦] જેના વીર્યનો આશ્રય કરીને મારો પુત્ર મહાબળવાન દુર્યોધન પાંડવોને ગણતો ન હતો, તે ભીષ્મને શત્રુઓએ કેવી રીતે માર્યા ?[૪૧] પૂર્વે દાનવોને હણવાની ઇચ્છાવાળા સર્વ દેવોએ જે મહાવ્રતવાળા અને યુદ્ધ દુર્મદ એવા મારા પિતા ભીષ્મની સહાયતામાટે આકાંક્ષા કરી હતી;[૪૨] અને જે મહાપરાક્રમી શ્રેષ્ઠ પુત્રનો જન્મ થવાથી લોકવિખ્યાત શાંતનુ રાજાએ શોક, દીનતા તથા દુઃખનો ત્યાગ કરી દીધો હતો,[૪૩] તે લોકવિખ્યાત, પરમ શરણરૂપ, જ્ઞાની, સ્વધર્મનિષ્ઠ, પવિત્ર અને વેદ તથા વેદાંગનાં તત્ત્વને જાણનારા ભીષ્મ હણાયા, એમ તું મને કેમ કહે છે ?[૪૪] સર્વ અસ્ત્રશિક્ષણથી યુકત, શાંત, દાંત અને મનસ્વી ભીષ્મને હણાયલા સાંભળીને હું બાકીનું સૈન્ય હણાયલુંજ માનું છું.[૪૫] પાંડવો પોતાના વૃદ્ધ પિતામહને મારીને રાજ્ય કરવાની ઇચ્છા કરે છે, એ ઉપરથી હમણાં ધર્મ કરતાં અધર્મ બળવાન થયો છે, એમ મને લાગે છે.[૪૬] પૂર્વે શસ્ત્રવેત્તાઓમાં મુખ્ય જમદગ્નિપુત્ર પરશુરામ અંબાને માટે યુદ્ધ કરવા તત્પર થયા, ત્યારે જે ભીષ્મે યુદ્ધમાં તેમનો પરાજય કર્યો હતો,[૪૭] તે ઇંદ્રસમાન પરાક્રમી અને સર્વ ધનુર્ધારીઓના સેનાધિપતિ ભીષ્મ હણાયા એમ તું કહે છે, એનાથી અધિક દુઃખ બીજું શું હોય ?[૪૮] જે શત્રુવીરને હણનારા વીર પરશુરામે સંગ્રામમાં વારંવાર ક્ષત્રિયસમૂહોને હરાવ્યા હતા, છતાં તેનાથી મહાબુદ્ધિમાન ભીષ્મ હણાયા ન હતા, તે ભીષ્મને આજે

શિખંડીએ માર્યા; એ ઉપરથી ખરેખર, યુદ્ધ-દુર્મદ મહાવીર્યશાળી પરશુરામ કરતાં પણ દ્રુપદનો પુત્ર શિખંડી તેજ, વીર્ય અને બળવડે અધિક ઠરે છે, તેણે શૂર, યુદ્ધકુશળ, સર્વશાસ્ત્ર, વિશારદ અને ઉત્તમ અસ્ત્રવેત્તા ભરતશ્રેષ્ઠને મારી નાખ્યા, તે સમયે રણમાં કયા વીર પુરુષો શત્રુહંતા ભીષ્મને અનુસર્યા હતા ? અને ભીષ્મનું પાંડવોની સાથે કેવું યુદ્ધ થયું હતું ? તે તું મને કહે.

હે સંજય ! હવે મારા પુત્રની સેના મરણ પામેલા પતિવાળી વિધવા સ્ત્રીના જેવી થઇ ગઈ હશે.[૪૯–૫૩] રે, મારા સૈન્યની સ્થિતિ ગોવાળિયાવિનાનાં નાસભાગ કરતાં ગાયોનાં ટોળાં જેવી થઈ પડી હશે. જેમનેવિષે સર્વ લોકનો ઉત્તમ પુરુષાર્થ રહ્યો હતો, તે ભીષ્મ મહાયુદ્ધમાં પડયા ત્યારે તમારા મનની સ્થિતિ કેવી થઈ હતી? હે સંજય ! લોકમાં મહાધાર્મિક અને મહાવીર્યવાન ભીષ્મ પિતામહને મરાવીને હવે અમારામાં જીવવાનું સામર્થ્ય પણ કયાંથી હોય? પેલે પાર જવાની ઈચ્છાવાળાઓ અગાધ પાણીમાં ડૂબતાં નાવને જોઇને જેમ શોક કરે છે, તેમ મારા પુત્રો ભીષ્મ હણાતાં દુઃખવડે અત્યંત શોક કરતા હશે. હે સંજય ! ખરેખર, મારૂં હૃદય પોલાદનુંજ છે;[૫૪–૫૭] કારણ કે તે પુરુષવ્યાઘ્ર ભીષ્મને હણાયલા સાંભળીને પણ ફાટી જતું નથી. જે અસહ્ય નરશ્રેષ્ઠ ભીષ્મમાં અસ્ત્રો, બુદ્ધિ અને નીતિ અપરિમિત હતાં,તે યુદ્ધમાં શી રીતે મરાયા ? હે સંજય ! તું શાંતનુપુત્ર ભીષ્મને હણાયલા કહે છે, એ ઉપરથી હું માનું છું કે, કોઈ પણ અસ્ત્રવડે, શૌર્યવડે, તપવડે, બુદ્ધિવડે, ધૈર્યવડે અને ત્યાગવડે મૃત્યુથી મુક્ત થતો નથી. ખરેખર, મહાવીર્યવાન કાળ સર્વ લોકથી અલંઘ્ય છે, પુત્રશોકથી સંતાપ પામેલો હું શાંતનુના પુત્ર ભીષ્મની પરમ રક્ષણની આશા રાખતો હતો; પરંતુ હવે મહાદુઃખમગ્ન થઈ ગયો છું. હે સંજય ! જ્યારે દુર્યોધને સૂર્યના જેવા ભીષ્મને પૃથ્વીપર પડેલા જોયા, ત્યારે તેણે શા ઉપાયની યોજના કરી ? હે સંજય ! બુદ્ધિવડે વિચાર કરતાં મને જણાય છે કે, યુદ્ધમાં પોતાના પક્ષના અને શત્રુપક્ષના રાજાઓમાંથી કોઇ-પણ બાકી રહેશે નહિ. ઋષિઓએ દર્શાવેલો આ ક્ષાત્રધર્મ કેવો દારુણ છે ![૫૮–૬૪] કે જેથી પાંડવો શાંતનુપુત્ર ભીષ્મને મારીને રાજ્યની ઈચ્છા કરે છે; અથવા અમે પણ તે મહાવ્રતધારીને મરાવીને રાજ્યની ઇચ્છા રાખીએ છીએ.[૬૫] ક્ષાત્રધર્મમાં રહેલા પાંડવો અને મારા પુત્રો એ પ્રમાણે કરવાથી અપરાધી ઠરતા નથી; કારણકે હે સંજય ! મહાકષ્ટકારક આપત્તિમાં આર્યપુરુષે એ પ્રમાણે કરવું જોઇએ.[૬૬] પરાક્રમ અને શ્રેષ્ઠશક્તિ એ ક્ષાત્રધર્મમાં રહેલાંજ છે.

હે સંજય! લજ્જાવાળા અજિત અને શત્રુસેનાને સંહારનારા ભીષ્મ પિતામહને પાંડવોએ કેવી રીતે અટકાવી દીધા ? સેનાની રચના કેવી કરી હતી? મહાત્મા વીરોનું યુદ્ધ કેવી રીતે થયું ? અને શત્રુઓએ મારા પિતા ભીષ્મને કેવી રીતે માર્યા ? ભીષ્મ હણાયા તે વખતે દુર્યોધન, કર્ણ, સુબલપુત્ર શકુનિ અને ધૂર્ત દુઃશાસન, શું બોલ્યા? મનુષ્ય, હાથી અને ઘોડાઓનાં શરીરોરૂપી સોકટાંવાળી બાણ-શક્તિ, તરવાર અને તોમરરૂપ પાસાવાળી અને પ્રાણરૂપીજ દાવમાં મૂકવાના દ્રવ્યવાળી આવી મહાભયંકર અને દુષ્પ્રવેશ્ય યુદ્ધભૂમિરૂપી દ્યૂતસભામાં કયા મંદ બુદ્ધિવાળા જુગારીઓએ પ્રવેશ કર્યો હતો ? અને કયા રાજાઓએ તે ભયાનક પ્રાણદ્યૂતથી ક્રીડા કરી હતી ? હે સંજય ! તેમાં કોણ હાર્યા હતા? કોણ જિત્યા હતા ? અને શાંતનુપુત્ર ભીષ્મસિવાય બીજા કોણ લક્ષ્યરૂપ થઈને પડયા હતા ? તે તું મને કહે. યુદ્ધભૂમિને શોભાવનારા તથા ભયંકર પરાક્રમ કરનારા પિતા દેવવ્રત ભીષ્મને હણાયલા સાંભળીને હવે મારી શાંતિ નાશ પામી ગઈ છે. એ સંજય ! પુત્રોના ભાવી વિનાશની મોટી પીડા મારા હૃદયમાં ચાલુ હતી, તેને તું અગ્નિમાં ઘી નાખવાની પેઠે પ્રદીપ્ત કરે છે. જેમણે યુદ્ધનો મોટો ભાર પોતાને માથે લીધો હતો, તે જગદ્વિખ્યાત ભીષ્મને હણાયલા જોઈને મારા

પુત્રો,શોક કરતા હશે,એમ હું માનું છું. હું દુર્યોધને ઉત્પન્ન કરેલાં તે દુઃખો સાંભળીશ;[૬૭–૭૬] માટે હે સંજય ! તું ત્યાં જે થયું હોય, તે સર્વ મને કહે. તે સંગ્રામમાં મંદાત્માની અબુદ્ધિવડે જે કંઈ સારૂં અથવા નબળું થયું હોય, તે હે સંજય ! તું મને કહે. વળી તે સંગ્રામમાં જયની ઇચ્છાવાળા અને અસ્ત્રકુશળ ભીષ્મે જે કાર્ય કર્યું હોય, તે પણ મને સંપૂર્ણતાથી કહે તથા તે કૌરવપાંડવોની સેનાવચ્ચે જે ક્રમથી જે સમયે અને જે પ્રમાણે યુદ્ધ થયું હોય, તે પણ મને કહે.[૭૭–૮૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતા પર્વમાં "ધૃતરાષ્ટ્રના પ્રશ્ન" એ વિષયનો અધ્યાય ૧૪ મો સમાપ્ત.

# અધ્યાય ૧૫ મો

## દુર્યોધનની દુઃશાસનને આજ્ઞા

॥ संजय उवाच ॥

**त्वद्युक्तोऽयमनुप्रश्नो महाराज यथार्हसि ।**
**न तु दुर्योधने दोषमिममासंक्तुमर्हसि ॥१॥**

સંજયે કહ્યુંઃ–હે મહારાજ ! આ તમારો પાછળનો પ્રશ્ન યોગ્ય છે અને તે તમને ઘટે તેવો છે; પરંતુ તમારે આ દોષ દુર્યોધનના ઉપર મૂકવો યોગ્ય નથી;[૧] કારણ કે જે મનુષ્યને પોતાનાં દુશ્ચરિત્રથી નઠારૂં ફળ પ્રાપ્ત થાય, તેણે તે પાપ બીજાને માથે નાખવું યોગ્ય નથી.[૨] હે મહારાજ ! જે કોઇ, મનુષ્યોમાં નિંદિત સર્વ કામ કરે છે, તે નિંદિત કર્મ કરનારો સર્વ લોકોને હાથે વધ પામવા યોગ્ય છે.[૩] નિષ્કપટ બુદ્ધિવાળા પાંડવોએ તમારી તરફ જોઇને પોતાના અમાત્યોની સાથે અપકાર અનુભવ્યો અને વનમાં લાંબો કાળ સુધી સહન કર્યો છે.[૪]

હવે હે પૃથ્વીપાલ ! મેં ઘોડાઓ, હાથીઓ અને અમાપ તેજવાળા રાજાઓના સંબંધમાં જે કંઈ નજરથી તથા યોગબળથી જોયું છે, તે તમે સાંભળો,મનમાં શોક કરો નહિ; કારણકે હે રાજા ! એ પ્રમાણે થવાનું દૈવ પૂર્વેથીજ નિર્માયલું હતું.[૫,૬] હું તમારા પિતા બુદ્ધિમાન વ્યાસને નમસ્કાર કરૂં છું, કારણકે જેમની કૃપાવડે મને દિવ્ય અતિઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થયું છે.' તેમજ હે રાજા ! અતીંદ્રિય દૃષ્ટિ–અર્થાત્ ઇંદ્રિયો ન પહોંચે ત્યાંના વિષયો જાણવાની શક્તિ, દૂર થતી વાતો સાંભળવાની શક્તિ, પારકાના મનની વાત જાણવાની શક્તિ, થઇ ગયેલી તથા થવાની વાત જાણવાની શક્તિ,[૮] શાસ્ત્રમર્યાદા ઉલ્લંઘન કરીને વર્તનારાનું કારણ જાણવાની શક્તિ, આકાશમાં શુભ ગતિ અને યુદ્ધમાં અસ્ત્રશસ્ત્રોથી અસંગપણું–આ સઘળું તે મહાત્માના વરદાનથી મને પ્રાપ્ત થયું છે;[૯] માટે તે ભરતવંશીઓનું રૂવાંટાં ઉભાં કરી દે તેવું વિચિત્ર અને પરમ અદ્‌ભુત જે યુદ્ધ થયું હતું, તે હું વિસ્તારથી કહું છું, તમે સાંભળો.[૧૦]

હે મહારાજ ! બન્નેતરફની સેનાઓ સજ્જ થઇને વિધિપ્રમાણે વ્યૂહરચનામાં ઉભી રહી તે જોઇને દુર્યોધને કહ્યું કેઃ–" હે દુઃશાસન ! તું ભીષ્મનું રક્ષણ કરનારા રથીઓની તત્કાળ યોજના કર અને સર્વ સેનાને શીઘ્ર પ્રેરણા કર.[૧૨] મેં ઘણાં વર્ષથી વિચારી રાખેલો આ સૈન્યસહિત પાંડવોનો તથા કૌરવોનો સમાગમ પ્રાપ્ત થયો છે,[૧૩] માટે અત્યારે સંગ્રામમાં ભીષ્મના રક્ષણસિવાય બીજું હું મહત્કાર્ય માનતો નથી; કારણ કે સુરક્ષિત રહેલા ભીષ્મ પાંડવોને, સોમકોને અને સંજયોને મારશે.[૧૪] શુદ્ધ અંતઃકરણવાળા ભીષ્મ પિતામહે કહ્યું છેકે,'હું શિખંડીને મારીશ નહિ; કારણકે તે પૂર્વે સ્ત્રી હતો એમ સંભળાય છે; માટે મારે તે રણમાં ત્યાગ કરવા યોગ્ય છે.'[૧૫] આમ હોવાથી ભીષ્મનું ખાસ રક્ષણ કરવું જોઇએ, એમ મારૂં માનવું છે. મારા સર્વ યોદ્ધાઓ શિખંડીના વધને માટે સાવધાન થઇને ઉભા રહો.[૧૬] વળી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ તરફના અસ્ત્રકુશળ યોદ્ધાઓ સર્વથા ભીષ્મપિતામહનું રક્ષણ કરો;[૧૭] કારણકે રક્ષણવિનાના મહાબળવાન સિંહને પણ એક દીપડું મારી નાખે છે; એટલા માટે આપણે શિખંડીરૂપી શિયાળવા પાસે સિંહરૂપી ભીષ્મનો ઘાત ન ક-

રાવવા સાવધ રહેવું જોઇએ.[૧૮] અર્જુનના રથના ડાબા ચક્રનું યુધામન્યુ રક્ષણ કરે છે તથા ઉત્તમૌજા જમણા ચક્રનું રક્ષણ કરેછે અને એ બે રક્ષકોની સાથે અર્જુન શિંખડીનું રક્ષણ કરે છે. આ રીતે અર્જુનથી રક્ષણ કરાયલો અને ભીષ્મે ત્યજી દીધેલો શિખંડી જે પ્રમાણે ગંગાપુત્ર ભીષ્મને ન મારે, તે પ્રમાણે હે દુઃશાસન! તું યોજના કર.”[૧૯,૨૦]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં “દુર્યોધન અને દુઃશાસનનો સંવાદ”એ વિષયનો અધ્યાય ૧૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૧૬ મો

## સૈન્યવર્ણન

**॥ संजय उवाच ॥**

**ततो रजन्यां व्युष्टायां शब्दः समभवन्महान्॥**
**क्रोशतां भूमिपालानं युज्यतां युज्यतामिति॥**

સંજયે કહ્યું:–પછી રાત્રિ પૂરી થતાંજ‘તૈયાર થાઓ, તૈયાર થાઓ’ એ પ્રમાણે બૂમ મારતા રાજાઓનો મોટો શબ્દ થયો.[૧] હે ભારત ! શંખ તથા દુંદુભિના ધ્વનિઓથી,સિંહનાદોથી, ઘોડાઓના હણહણાટથી, રથચક્રની ધારાઓના ઘડઘડાટોથી, હાથીઓની ચીસોથી,યોદ્ધાઓની ગર્જનાઓથી, આમતેમ દોડાદોડીથી, બાહુઓ ઠોકવાથી અને બૂમાબૂમથી ત્યાં સર્વ તરફ ઘોંઘાટ થઇ રહ્યો.[૨,૩] હે મહારાજ ! સૂર્યોદય થતાંજ કૌરવોની તથા પાંડવોની મોટી સેનાઓ સંપૂર્ણ રીતે સજ્જ થઇને ઉભી રહી.[૪] હે રાજેંદ્ર ! તમારા પુત્રોનાં તથા પાંડવોનાં પરાભવ ન પામે તેવાં અસ્ત્રો, શસ્ત્રો અને બખ્તરો દીપવા માંડયાં.[૫] હે ભારત ! પછી સૂર્યના પ્રકાશમાં તમારાં અને શત્રુઓનાં શસ્ત્રવાળાં મોટાં સૈન્યો ઝળકવા લાગ્યાં.[૬] ત્યાં સુવર્ણભૂષિત હાથીઓ અને રથો વિજળીવાળા મેઘોની પેઠે પ્રકાશમાન દેખાવા લાગ્યા;[૭] અને રથનાં ટોળાંઓ પુષ્કળ નગરોના જેવાં જણાવા લાગ્યાં.તે સર્વમાં તમારા પિતા ભીષ્મ પૂર્ણ ચંદ્રની પેઠે અત્યંત શોભતા હતા.[૮] યોદ્ધાઓ ઝળહળતાં આયુધો, ધનુષો, બે ધારી તરવારો ખડ્ગો, ગદાઓ, શક્તિઓ તથા તોમરો લઇને તે સેનામાં પોતપોતાની જગાએ ગોઠવાઈ ગયા.[૯] હે રાજા ! ત્યાં સેંકડો–હજારો હાથીઓ, ઘોડાઓ, રથીઓ અને પાળાઓ શત્રુઓને બાંધવામાટે જાળની પેઠે પથરાઇ ગયા.[૧૦] પોતાના તથા શત્રુઓના અનેક આકારવાળા અને પ્રકાશવાળા હજારો ધ્વજો ઉભા કરેલા દેખાતા હતા.[૧૧] સોનેરી ભૂમિની અંદર મણિમય ચિત્રો કરવાથી પ્રજ્વલિત અગ્નિના જેવા ઝળહળતા તે હાથી ઉપર ચઢાવેલા હજારો ધ્વજો મહેંદ્રસદનપર ચઢાવેલા શ્વેત મહેંદ્રધ્વજોના જેવા શોભતા હતા અને યુદ્ધની આકાંક્ષાવાળા સજ્જ થયેલા મહાવીરો તે ધ્વજોને જોતા હતા.[૧૨,૧૩] વૃષભના જેવી વિશાળ આંખોવાળા અને ઉગામેલાં આયુધોથી ચિત્રવિચિત્ર દેખાવવાળા રાજાઓ હાથમાં મોજાં બાંધીને તથા ભાથાઓ લટકાવીને સેનાના મોખરા ઉપર શોભી રહ્યા હતા.[૧૪]

સુબલપુત્ર શકુનિ, શલ્ય, જયદ્રથ, અવંતિના રાજા વિંદ અને અનુવિંદ, કેકય,કાંબોજપતિ સુદક્ષિણ,[૧૫] કલિંગાધીશ શ્રુતાયુધ, રાજા જયત્સેન,કોશલરાજા બૃહદ્બલ અને યાદવ કૃતવર્મા,[૧૬] આ પુરુષોમાં વ્યાઘ્ર જેવા, શૂરા, ભૂંગળના જેવા બાહુવાળા અને યજ્ઞો કરીને પુષ્કળ દક્ષિણા આપનારા દશ રાજાઓ દશ અક્ષૌહિણી સેનાના અધિપતિઓ હતા.[૧૭] આ અને બીજા નીતિમાન તથા મહારથી ઘણાએક રાજાઓ અને રાજપુત્રો દુર્યોધનને આધીન હતા.[૧૮] તે સર્વે હથિયારો ધારણ કરીને પોતપોતાની સેનાઓમાં ઉભા હતા. મહાબળવાન તથા યુદ્ધમાં શોભનારા તેઓ શરીર ઉપર કાળાં મૃગચર્મ બાંધી આનંદથી દુર્યોધનને માટે બ્રહ્મલોકમાં જવાની દીક્ષા લઇ, દશ અક્ષૌહિણી સેનાને સંભાળીને ઉભા હતા.[૧૯,૨૦] દુર્યોધનવાળી કૌરવોની મહાન સેના તે અગિયારમી અક્ષૌહિણી હતી અને તે સર્વ સેનાની આગળ હતી. તેના શાંતનુપુત્ર ભીષ્મ નેતા હતા.[૨૧] હે મહારાજ !તે સમયે શ્વેત શિરપેચ,શ્વેત ઘોડા અને શ્વેત બખ્તર આ સર્વ શ્વેત

સરંજામને લીધે સ્થિર ધર્મવાળા ભીષ્મને અમે ઉદય પામેલા ચંદ્રના જેવા જોયા.[૨૨] સોનેરી તાડના ચિહ્નવાળો ધ્વજ જેના ઉપર ઉભો કરેલો હતો તેવા રૂપેરી રથમાં બેઠેલા ભીષ્મને કૌરવો તથા પાંડવોએ શ્વેત વાદળાંઓમાં રહેલા સૂર્યના જેવા દીઠા.[૨૩] ડાચું ફાડીને સામે આવતા મહાસિંહને જોઇને જેમ ક્ષુદ્ર મૃગો ઉદ્વેગ પામે, તેમ ભીષ્મને જોઇને ધૃષ્ટદ્યુમ્ન વગેરે મહાધનુર્ધારી સર્વ સંજયો વારંવાર ત્રાસ પામવા લાગ્યા. હે રાજા! તમારી શોભાયમાન અગિયાર અક્ષૌહિણી સેના અને મહાપુરુષોએ પાલન કરેલી પાંડવોની સાત અક્ષૌહિણી સેના—એ બન્ને સેનાઓ જ્યારે એકમેકની સામે આવીને ઉભી રહી, ત્યારે ઉન્મત્ત મગરોથી ઘુમરીઓવાળા અને મોટાં માછલાંથી વ્યાકુળ થતા પ્રલયકાળના બે ઉછળતા સમુદ્રો ભેગા થયા હોય તેવો દેખાવ જણાતો હતો. હે રાજન્! કૌરવપાંડવોની એકઠી થયેલી સેનાના જેવો દેખાવ પૂર્વે અમે કોઇ વખત જોયો પણ ન હતો અને સાંભળ્યો પણ ન હતો.[૨૪–૨૭]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતા પર્વમાં "સૈન્યવર્ણન" એ વિષયનો અધ્યાય ૧૬ મો સમાપ્ત.

---

# અધ્યાય ૧૭ મો

## સૈન્યવર્ણન (ચાલુ)

॥ संजय उवाच ॥

**यथा स भगवान्व्यासः कृष्णद्वैपायनोऽब्रवीत्।**
**तथैव सहिताः सर्वे समाजग्मुर्महीक्षितः ॥१॥**

સંજયે કહ્યું:—ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે સર્વ રાજાઓ એકઠા મળીને ત્યાં રણભૂમિપર આવ્યા.[૧] તે દિવસે ચંદ્રમા મઘા નક્ષત્રનો દેશ જે પિતૃલોક ત્યાં હતો અને (ઉપગ્રહ રાહુ તથા કેતુને છોડીને) સાત મહાગ્રહો બળતા હોય તેવા લાલ જણાતા હતા તથા આકાશમાં એકબીજાના ઉપર ગતિ કરતા હતા.[૨] ઉદયસમયે તેજસ્વી સૂર્ય બે ભાગ થઇ ગયેલા જેવો જણાતો હતો અને પુષ્કળ બળતી જ્વાળાઓ કાઢતો ઉદય પામ્યો હતો.[૩] માંસ અને રુધિરનું ભોજન કરનારાં શિયાળો તથા કાગડાઓ શરીરો મળવાની લાલસાથી પ્રદીપ્ત થયેલી દિશામાં શબ્દ કરતા હતા.[૪] યુદ્ધ શરૂ થયું ત્યારથી હમેશાં કૌરવપાંડવોના વૃદ્ધ પિતામહ ભીષ્મ તથા ભરદ્વાજના પુત્ર દ્રોણ પ્રાતઃકાળમાં ઉઠીને 'પાંડુપુત્રોનો જય થાઓ' એમ એકાગ્ર મનથી કહી પછી તે બન્ને શત્રુને દમનારાઓ તમારી સાથે કરેલા ઠરાવ પ્રમાણે તમારેમાટે યુદ્ધ કરતા હતા.[૫,૬]

યુદ્ધના આરંભસમયે સર્વ ધર્મરહસ્યને જાણનારા તમારા પિતા દેવવ્રત ભીષ્મ સર્વ રાજાઓને એકઠા કરીને આ પ્રમાણે બોલ્યાઃ—[૭] "હે ક્ષત્રિયો! તમારે સ્વર્ગમાં જવામાટે આ યુદ્ધરૂપી મોટું દ્વાર ઉઘાડું છે. એ દ્વારથી તમે ઇંદ્રના લોકમાં તથા બ્રહ્માના લોકમાં જાઓ.[૮] તમારા ઘણા જૂના પૂર્વજોએ આ કાયમ માર્ગ સ્થાપ્યો છે; માટે તમે મનને સ્થિર કરી યુદ્ધમાં પોતાને માનપાત્ર કરો.[૯] નાભાગ, યયાતિ, માંધાતા, નહુષ, નૃગ વગેરે રાજાઓ આવાં કર્મોવડે પોતાનો અર્થ સિદ્ધ કરીને ઉત્તમ સ્થાનમાં ગયા છે.[૧૦] ક્ષત્રિયે ઘરમાં રહી વ્યાધિથી મરવું એ અધર્મ છે અને શસ્ત્રવડે મરવું તે એનો સનાતન ધર્મ છે."[૧૧]

હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે ભીષ્મે કહ્યું, એટલે રાજાઓ ઉત્તમ રથોમાં બેસી મોટા ઠાઠથી પોતપોતાની સેનાઓ તરફ ચાલ્યા ગયા. હે ભરતશ્રેષ્ઠ! એ યુદ્ધમાં ભીષ્મે અપમાનપાત્ર સૂર્યપુત્ર કર્ણનાંજ તેના બંધુઓની સાથે હથિયારો છોડાવ્યાં હતાં;[૧૩] તેથી કર્ણસિવાયના તમારા પક્ષના સર્વ રાજાઓ તથા તમારા પુત્રો પોતાના સિંહનાદવડે દશે દિશાઓને ગજાવતા ત્યાંથી બહાર નીકળ્યા.[૧૪] તે વખતે શ્વેત છત્રો, પતાકાઓ, ધ્વજાઓ, હાથીઓ, ઘોડાઓ, રથો તથા પાળાઓથી તે સેનાઓ બહુ શોભતી હતી.[૧૫] ભેરી તથા ઢોલના શબ્દોથી, દુંદુભિના ધ્વનિઓથી અને રથની નેમિઓના ઘડઘડાટોથી પૃથ્વી ધણધણી ગઇ હતી.[૧૬] સુવર્ણના બાજુબંધો,

કેયૂરો તથા ધનુષોથી ઝળહળતા તે મહારથીઓ અગ્નિયુક્ત પર્વતોના જેવા શોભતા હતા.[૧૭] પાંચ સોનેરી ફુદડીઓવાળા પોતાના મોટા તાલધ્વજને ફરકાવતા નિર્મળ સૂર્યના જેવા તેજસ્વી ભીષ્મ કુરુસેનાના ઉપરીતરીકે ઉભા હતા.[૧૮] હે ભરતશ્રેષ્ઠ રાજા ! પછી તમારા પક્ષના મહાધનુર્ધારી જે રાજાઓ હતા, તેઓ ભીષ્મની આજ્ઞાવડે પોતપોતાના સ્થાનમાં જઇને ઉભા રહ્યા.[૧૯] પ્રથમ ગોવાસન દેશનો રાજા શૈબ્યરાજાને બેસવા યોગ્ય તથા પતાકાવાળા મોટા હાથીઉપર બેસીને સર્વ રાજાઓની સાથે રણભૂમિપર ગયો. કમળવર્ણા અશ્વત્થામા સજ્જ થઈ સિંહના પૂછડાથી ચિહ્નિત ધ્વજયુક્ત પોતાના રથમાં બેસીને નીકળ્યા અને સર્વની આગળ ઉભા રહ્યા. શ્રુતાયુધ, ચિત્રસેન, પુરુમિત્ર, વિવિંશતિ, શલ્ય, ભૂરિશ્રવા અને મહારથી વિકર્ણ–આ સાત ઉત્તમ બખ્તરવાળા મહાધનુર્ધારીઓ દ્રોણપુત્ર અશ્વત્થામાને આગળ કરીને રથોમાં બેસી ભીષ્મની આગળ આવીને ઉભા રહ્યા. તેઓના ઘણા ઉંચા સુવર્ણમય ધ્વજો, ઉત્તમ રથોને શોભાવતા શોભી રહ્યા હતા; કમંડળ, ધનુષ અને સુવર્ણની વેદીથી ચિહ્નિત આચાર્યમુખ્ય દ્રોણનો ધ્વજ હતો. પોતાની પાછળ સૈન્યની હજારો ટુકડીઓને ખેંચતા દુર્યોધનનો ધ્વજ મણિમય હાથીના ચિન્હવાળો હતો. પૌરવ, કાલિંગ, સુદક્ષિણોસહિત કાંબોજો, ક્ષેમધન્વા અને શલ્ય, આ રથીઓ તેની આગળ ઉભા હતા. વૃષભચિન્હિત મહાકિંમતી ધ્વજવાળા રથમાં બેસીને કૃપાચાર્ય માગધ સેનાના અગ્રભાગને લઇને નીકળ્યા હતા.[૨૦–૨૭] શરદ્‌ઋતુનાં વાદળાંઓના જેવી શોભાવાળાં પૂર્વ તરફના યોદ્ધાઓના મોટા સૈન્યનું મનસ્વી કૃપ તથા કર્ણપુત્ર વૃષસેન રક્ષણ કરતા હતા.[૨૮] સેનાના અગ્રભાગમાં રહેલો મહાયશસ્વી જયદ્રથ પોતાના વરાહચિન્હિત રૂપેરી મહાધ્વજથી શોભતો હતો.[૨૯] જયદ્રથના તાબામાં એકલાખ રથો, આઠલાખ હાથીઓ અને સાઠ હજાર ઘોડેસ્વારો હતા.[૩૦] સિંધુપતિ જયદ્રથ રાજાએ પાલન કરેલું તે અનંત રથો, હાથીઓ તથા ઘોડાઓવાળું મોટું સૈન્ય બહુ સુંદર દેખાતું હતું.[૩૧] સર્વ કલિંગોનો રાજા, કેતુમાનની સાથે સાઠ હજાર રથો અને દશ હજાર હાથીઓ લઈને નીકળ્યો.[૩૨] તેના યંત્ર, તોમર, ભાથાઓ અને પતાકાઓવડે સુશોભિત પર્વત જેવા મોટા હાથીઓ બહુ શોભતા હતા.[૩૩] કલિંગરાજ પોતે પણ અગ્નિ જેવા તેજસ્વી મોટા ધ્વજવડે, શ્વેત છત્રવડે તથા ચામર અને પંખાવડે શોભી રહ્યો હતો.[૩૪] હે રાજા ! વિચિત્ર અંકુશવાળા મોટા હાથી ઉપર બેઠેલો કેતુમાન રાજા પણ સંગ્રામભૂમિમાં મેઘ ઉપર રહેલા સૂર્યના જેવો શોભતો હતો.[૩૫] તેજવડે દેદીપ્યમાન જણાતો ભગદત્ત રાજા ઉત્તમ હાથી ઉપર બેસીને વજ્રધારી ઇંદ્રના જેવો શોભતો રણભૂમિમાં આવી પહોંચ્યો.[૩૬] ભગદત્તના સમાન અવંતીના વિંદ અને અનુવિંદ એ બન્ને પણ હાથીઓ ઉપર બેસીને કેતુમાનને અનુસરી રણમાં આવ્યા.[૩૭] હે રાજા ! પછી દ્રોણ, રાજા ભીષ્મ, આચાર્યપુત્ર અશ્વત્થામા, બાહ્લિક અને કૃપાચાર્ય–એઓએ રથ તથા પાળાયુકત સૈન્યનો એવો વ્યૂહ ગોઠવ્યો, કે તેમાં હાથીઓ ધડને ઠેકાણે, રાજાઓ મસ્તકને ઠેકાણે અને ઘોડાઓ પાંખને ઠેકાણે હતા. આવો સર્વ તરફ મુખવાળો તે પક્ષીવ્યૂહ હસતો હસતો શત્રુઓના ઉપર ઉગ્રતાથી તૂટી પડતો હોય તેવો જણાતો હતો.[૩૮–૩૯]

ઈતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "સૈન્યવર્ણન" એ વિષયનો અધ્યાય ૧૭ મો સમાપ્ત.

## અધ્યાય ૧૮ મો

### સૈન્યવર્ણન (ચાલુ)

॥ संजय उवाच ॥

ततो मुहूर्तात्तुमुलः शब्दो हृदयकंपनः ॥
अश्रूयत महाराज योधानां प्रयुयुत्सताम् ॥

સંજયે કહ્યું:–હે મહારાજ ! તે પછી બે ઘડી થતાંજ યુદ્ધ કરવાની તીવ્ર ઇચ્છાવાળા યો-

દ્ધાઓનો હૃદયને કંપાવી નાખે તેવો તુમુલ શબ્દ સંભળાવા લાગ્યો.[૧] શંખોના અને દુંદુભિઓના ધ્વનિઓથી, હાથીઓના ચીત્કારોથી અને રથોની ચક્રધારાના ઘડઘડાટોથી પૃથ્વી ફાટી જતી હોય એમ જણાવા લાગ્યું.[૨] તે વખતે ઘોડાઓના હણહણાટોથી તથા યોદ્ધાઓની ગર્જનાઓથી એક ક્ષણમાંજ પૃથ્વી અને આકાશ ભરાઈ ગયાં.[૩] હે દુર્જય! તમારા પુત્રોની અને પાંડવોની સેનાઓનો જ્યારે પરસ્પર સમાગમ થયો, ત્યારે એકબીજાની ભ્રાંતિથી તે બન્ને સેનાઓ કંપવા લાગી.[૪] રણભૂમિમાં સુવર્ણથી શણગારેલા હાથીઓ અને રથો વિજળીવાળા મેઘોની પેઠે શોભતા હતા.[૫] હે રાજા! તમારા યોદ્ધાઓના સુવર્ણથી શોભતા અનેક આકારવાળા ધ્વજો પ્રજ્વલિત અગ્નિના જેવા દીપતા હતા.[૬] હે ભારત! બન્ને પક્ષના શ્વેત ધ્વજો મહેંદ્રસદનમાં ઉભા કરેલા મહેંદ્રધ્વજના જેવા દેખાતા હતા.[૭] અગ્નિ અને સૂર્યના જેવી કાંતિવાળાં સુવર્ણનાં બખ્તરો ચઢાવીને ઉભા રહેલા વીર પુરુષો અગ્નિ અને સૂર્યના જેવી કાંતિવાળા દેખાતા હતા.[૮] હે રાજન! જાતજાતનાં આયુધો અને ધનુષોવાળા, બળદના જેવાં વિશાળ નેત્રોવાળા અને હાથમાં ચામડાંનાં મોજાંઓવાળા મહાધનુર્ધારી કુરુઓના શ્રેષ્ઠ યોદ્ધાઓ પતાકાઓ તથા ઉગામેલાં જાત જાતનાં આયુધો લઇને પોતપોતાના સૈન્યના મોખરાપર શોભતા હતા. હે રાજા! ભીષ્મના પીઠરક્ષકતરીકે દુઃશાસન, દુર્વિષહ, દુર્મુખ, દુઃસહ, વિવિંશતિ, ચિત્રસેન, મહારથી વિકર્ણ, સત્યવ્રત, પુરુમિત્ર અને જય એ તમારા પુત્રો તથા ભૂરિશ્રવા અને શલ હતા.[૯-૧૧] તેઓની પાછળ વીસ હજાર રથો, તેમજ અભીષહો, શૂરસેનો, શિબિઓ, વસાતિઓ, શાલ્વો, મત્સ્યો, અંબષ્ઠો, ત્રૈગર્ત્તો, કેકયો, સૌવીરો, કૈતવો અને પૂર્વ, પશ્ચિમ તથા ઉત્તરવાસીઓ મળીને બાર દેશના પ્રાણની પણ દરકાર ન કરનારા શૂરા યોદ્ધાઓ મોટા રથસમુદાયવડે ભીષ્મ પિતામહનું રક્ષણ કરતા હતા.[૧૨-૧૪] એ રથસમૂહની પાછળજ વેગવાળા દશ હજાર હાથીઓનું સૈન્ય લઇને મગધ દેશનો રાજા ચાલતો હતો.[૧૫] એ સેનામાં રથોના ચક્રરક્ષકો તથા હાથીઓના પાદરક્ષકોજ સાઠ લાખ હતા.[૧૬] ભાલાઓથી અને લોઢાના વાઘનખોથી લડનારા લાખો પાળાઓ હાથમાં ધનુષ તથા ઢાલતરવારો લઇને સેનાની આગળ ચાલતા હતા.[૧૭] હે ભારતરાજ! તમારા પુત્રોની અગિયાર અક્ષૌહિણી સેના, યમુના નદી યુક્ત ગંગા નદીના જેવી જણાતી હતી.[૧૮]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "સૈન્યવર્ણન" એ વિષયનો અધ્યાય ૧૮ મો સમાપ્ત.

# અધ્યાય ૧૯ મો

## પાંડવસેનાની વ્યૂહરચના

॥ धृतराष्ट्र उवाच ॥

**अक्षौहिण्यो दशैका च व्यूढा दृष्ट्वा युधिष्ठिरः।**
**कथमल्पेन सैन्येन प्रत्यव्यूहत पांडवः ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–પાંડુપુત્ર યુધિષ્ઠિરે અમારી અગિયાર અક્ષૌહિણી સેનાની વ્યૂહરચના જોઈને, તેની સામે પોતાના અલ્પ સૈન્યવડે કેવી વ્યૂહ રચના કરી હતી?[૧] હે સંજય! જે માનુષી, દૈવી, ગાંધર્વ અને આસુરી વ્યૂહ જાણે છે, તે ભીષ્મની સામે યુધિષ્ઠિરે કેવો વ્યૂહ રચ્યો હતો?[૨]

સંજયે કહ્યું:–પાંડુપુત્ર ધર્માત્મા ધર્મરાજાએ દુર્યોધનની સેનાને વ્યૂહમાં ગોઠવાયલી જોઇને અર્જુનને કહ્યું કેઃ–[૩] "હે તાત! મહર્ષિ બૃહસ્પતિનાં વચનથી વિદ્વાન પુરુષો જણાવે છે કે, 'થોડા યોદ્ધાઓ હોય તો તેને ભેગા કરીને લઢાવવા અને ઘણા હોય તો ઇચ્છા પ્રમાણે વિસ્તારીને લઢાવવા.[૪] ઘણાની સાથે થોડાને લઢવાના પ્રસંગથી સૂચીમુખ વ્યૂહ રચવો. તે પ્રમાણે શત્રુઓના કરતાં આપણું સૈન્ય ઘણું થોડું છે;[૫] માટે હે પાંડવ! મહર્ષિનાં આ વચનપર લક્ષ્ય દઇને તું હવે વ્યૂહરચના કર."

ધર્મરાજાનું એ કહેવું સાંભળીને અર્જુને ઉત્તર આપ્યો:–"[૫,૬] હે રાજશ્રેષ્ઠ! વજ્રધારી ઇંદ્રે

નિર્માણ કરેલો વજ્ર નામનો અચળ તથા દુર્જય વ્યૂહ હું તમારાં સૈન્યનો રચું છું.[૭] પ્રચંડ વાયુની પેઠે સંગ્રામમાં શત્રુઓને દુઃસહ, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, યુદ્ધના ઉપાયો જાણવામાં વિચક્ષણ તથા આપણી સેનાનો નાયક પુરુષશ્રેષ્ઠ ભીમસેન આપણી આગળ રહીને શત્રુસૈન્યોનાં તેજને નાશ પમાડતો મોખરે યુદ્ધ કરશે.[૮,૯] જેમ સિંહને જોઈને ક્ષુદ્ર મૃગો નાસી જાય, તેમ તે ભીમસેનને જોઇને દુર્યોધન વગેરે સર્વ કૌરવો ત્રાસ પામીને પાછા વળશે.[૧૦] દેવતાઓ જેમ ઇંદ્રનો આશ્રય કરે છે, તેમ આપણે પણ પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ ભીમરૂપી કિલ્લાનો નિર્ભય થઇને આશ્રય કરીશું;[૧૧] કારણ કે આ લોકમાં એવો કોઈ પુરુષ નથી, કે જે અત્યંત ઉગ્ર કર્મ કરનારા ક્રોધે ભરાયલા પુરુષશ્રેષ્ઠ ભીમસેનને જોવા પણ સમર્થ થાય.”[૧૨]

આ પ્રમાણે કહીને મહાબાહુ અર્જુને તે પ્રમાણે સેનાની વ્યૂહરચના કરી અને તત્કાળ તે શત્રુઓની સામે જવા નીકળ્યો.[૧૩] પાંડવોની મોટી સેના કૌરવોની સેનાને સામી આવતી જોઇને જળથી ભરેલી ગંગાની પેઠે ધીરે ધીરે ગતિ કરતી દેખાવા લાગી.[૧૪] તે સેનાની આગળ ભીમસેન, વીર્યવાન ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ અને રાજા ધૃષ્ટકેતુ હતા.[૧૫] તેઓની પાછળ અક્ષૌહિણી સેનાથી વીંટાયલા વિરાટ રાજા પોતાના ભાઈઓ તથા પુત્રોની સાથે ચાલતા હતા અને પાછળથી રક્ષણ કરતા હતા.[૧૬] મહાકાંતિવાળા નકુલ અને સહદેવ ભીમસેનના ચક્રરક્ષક હતા અને વેગવાળા દ્રૌપદીના પુત્રો તથા અભિમન્યુ તેના પીઠરક્ષક હતા.[૧૭] મહારથી પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન,પ્રભદ્રક વગેરે રથીઓ તથા સેનાના શૂર પુરુષોની સાથે તે રાજપુત્રોનું રક્ષણ કરતો હતો.[૧૮] હે ભરતશ્રેષ્ઠ! અર્જુને રક્ષણ કરેલો શિખંડી ભીષ્મના વિનાશને માટે સજ્જ થઈને પાછળ ચાલતો હતો.[૧૯] અર્જુનની પાછળ મહાબળવાન યુયુધાન રક્ષક હતો અને પાંચાલ્ય યુધામન્યુ તથા ઉત્તમૌજા એ બન્ને અર્જુનના ચક્રરક્ષક હતા;[૨૦] તેમજ કૈકેય, ધૃષ્ટકેતુ તથા વીર્યવાન ચેકિતાન પણ તેજ કામમાં સહાયક હતા. “હે રાજા! વજ્રના જેવા સારવાળી દૃઢ ગદા ધારણ કરીને મોટા વેગથી ગતિ કરનારો ભીમસેન આખા સમુદ્રને પણ શોષી નાખે તેવો છે.“આ ધૃતરાષ્ટ્રના પુત્રો પણ અમાત્યોની સાથે ભીમને જોઇને સ્તબ્ધ થઇ ગયા છે!” હે રાજન્! આ પ્રમાણે યુધિષ્ઠિરને કહીને તે વખતે અર્જુને ભીમસેનને કહ્યું કે:–“તમે અમને પોતાનું મહાબળ દર્શાવો.”

હે ભારત! આ પ્રમાણે અર્જુને કહ્યું,એટલે રણભૂમિમાં સર્વ સૈનિકોએ અનુકૂળ વાણીવડે તેને માન આપ્યું. ચાલતા પર્વતોના જેવા મદમત્ત મોટા હાથીઓની સાથે કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા સેનાના મધ્યભાગમાં હતા. ઉદાર મનવાળા પરાક્રમી પાંચાલ્ય યજ્ઞસેન રાજા,અક્ષૌહિણી સેના લઇને પાંડવોને માટે વિરાટની પાછળ ચાલતા હતા.[૨૧–૨૫] હે રાજા! તેઓના રથો ઉપર સૂર્ય અને ચંદ્રના જેવી કાંતિવાળા, ઉત્તમ સુવર્ણના અલંકારવાળા અને અનેક પ્રકારનાં ચિત્રવાળા મહાધ્વજો ચઢાવેલા હતા.[૨૬]

તે પછી મહારથી ધૃષ્ટદ્યુમ્ન બીજાઓને દૂર કરી, પોતે પોતાના બંધુઓ તથા પુત્રોની સાથે યુધિષ્ઠિરનું રક્ષણ કરવા લાગ્યો.[૨૭] તમારા પક્ષના અને બીજા પક્ષના રથો ઉપર રહેલા વિશાળ ધ્વજોનો પરાજય કરીને અર્જુનના રથ ઉપર એક મોટો વાનર બેઠો હતો.[૨૮] ભીમસેનના રક્ષક લાખો પાળાઓ હાથમાં તરવારો, શક્તિઓ તથા ઋષ્ટિઓ લઇને આગળ ચાલતા હતા.[૨૯] ભેદાયલા ગંડસ્થળમાંથી ઝરતા મદવડે વૃષ્ટિ કરતા મેઘોના જેવા દેખાતા, સુવર્ણમય ઝુલોથી સળગતા પર્વતોના જેવા ભાસતા, કમળના જેવા ગંધવાળા,શૂરા અને ઘણી કિંમતના દશહજાર હાથીઓ રાજા યુધિષ્ઠિરની પાછળ ચાલતા હતા. તેઓ વર્ષાકાળના મેઘોના જેવા જણાતા હતા.[૩૧] ઉદાર મનવાળો અને અસહ્ય એવો ભીમસેન ભૂંગળના જેવી ભયંકર ગદા ઉપાડીને પોતાની પાછળ પોતાનું મોટું સૈન્ય લઇને આગળ વધતો હતો.[૩૨] તે વખતે સૂર્યની પેઠે દુષ્પ્રેક્ષ્ય અને સેનાને ત-

પાવતા પાસે આવેલા તે ભીમસેનની સામે સર્વ ચોદ્ધાઓ જોવા પણ સમર્થ થયા નહિ.[૩૩] પાંડવોએ વજ્ર નામનો જે વ્યૂહ રચ્યો હતો, તે નિર્ભય, ધનુષરૂપી પ્રકાશમાન ધ્વજવાળો સર્વ તરફ મુખવાળો, ભયંકર ગાંડીવધન્વા અર્જુનથી રક્ષાયલો, મનુષ્યલોકમાં અજેય અને પાંડવોથી પણ સુરક્ષિત હતો. પાંડવો તમારી સેનાની સામે એ વજ્ર વ્યૂહરચીને ઉભા રહ્યા હતા.[૩૪,૩૫]

આ પ્રમાણે બન્ને સૈન્યો સજ્જ થઇને સૂર્યોદયની સંધિની વાટ જોતાં ઉભાં હતાં, એટલામાં વાદળાંવિનાના આકાશમાંથી કડાકા, ભડાકા તથા જળબિંદુની સાથે વાયુ વાવા લાગ્યો.[૩૬] નીચેના કાંકરા ઉરાડનારા વાયુઓ સર્વ તરફથી છૂટયા અને એટલી બધી ધૂળ ઉડી કે તેનાથી થયેલા અંધારાવડે જગત ઢંકાઇ ગયું.[૩૭] હે ભરતશ્રેષ્ઠ! પૂર્વ તરફ મુખવાળું મોટું ઉંબાડીયું પડ્યું અને તે ઉદય પામતા સૂર્ય સાથે અથડાઇને મોટા શબ્દ સાથે છિન્નભિન્ન થઈ ગયું.[૩૮] હે ભરતશ્રેષ્ઠ! જ્યારે બન્ને સૈન્યો યુદ્ધને માટે તૈયાર થઈ ગયાં, ત્યારે સૂર્ય કાંતિરહિત ઉદય પામ્યો અને મોટા ધડાકાસાથે પૃથ્વી ચલિત થઇ ગઇ તથા ઠેક ઠેકાણે શબ્દપૂર્વક ફાટી ગઇ! હે ભરતશ્રેષ્ઠ રાજા! સર્વ દિશાઓમાં પુષ્કળ અવાજ થવા લાગ્યા[૩૯,૪૦] અને ધૂળ અત્યંત ઉડવા લાગી. તેથી કંઇ પણ ન દેખાય તેવું અંધારૂં થઈ ગયું. ઘુઘરીઓવાળા, સુવર્ણની માળાઓવાળા, ઉત્તમ વસ્ત્રવાળા, સૂર્ય જેવા તેજસ્વી અને પતાકાઓથી યુક્ત ધ્વજો એકાએક વાયુથી ઉડવા લાગ્યા અને ત્યાં તાડવનની પેઠે સર્વત્ર ઝણાઝણાટ થઇ રહ્યો. હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે યુદ્ધને અભિનંદન આપનારા પુરુષવ્યાઘ્ર પાંડવો તમારા પુત્રની સેનાની સામે વ્યૂહરચના કરીને, હાથમાં ગદા લઇ આગળ ઉભેલા ભીમસેનને જોઇ, તમારા ચોદ્ધાઓની ચરબીને ગળી જતા હોય તેમ ઉભા રહ્યા.[૪૧-૪૫]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "પાંડવસૈન્યવ્યૂહ" એ વિષયનો અધ્યાય ૧૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૦ મો

## સૈન્યવર્ણન

**॥ धृतराष्ट्र उवाच ॥**

**सूर्योदये संजय के नु पूर्वं युयुत्सवो हृष्यमाणा इवासन् ॥ मामका वा भीष्मनेत्राः समीपे पांडवा वा भीमनेत्रास्तदानीम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્રે પૂછયું:—હે સંજય! સૂર્યોદય થયો ત્યારે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉત્સુક થઇને પ્રથમ કોણ આગળ આવ્યા હતા? ભીષ્મ જેઓના નેતા એવા મારા સૈનિકો કે ભીમ જેઓનો નેતા હતો એવા પાંડવો?[૧] ચંદ્ર, સૂર્ય અને વાયુ કોને અશુભસૂચક હતા? કયી સેના તરફ પશુઓ અમંગળ શબ્દ કરતાં હતાં? અને કયા પક્ષના યુવાનોના મુખનો રંગ પ્રસન્ન હતો? એ સઘળું તું મને યથાર્થ રીતે કહે.[૨]

સંજયે કહ્યું:—હે નરેંદ્ર! બન્ને સેના એકી વખતેજ આવીને ઉભી હતી, વ્યૂહરૂપે ગોઠવાયલી બન્ને સેના પ્રસન્નરૂપ તથા વિચિત્ર વનપંક્તિની જેવી દેખાતી હતી અને બન્ને હાથીઓ, રથો તથા ઘોડાઓથી ભરપૂર હતી.[૩] હે ભારત! બન્ને સેના ઘણી મોટી હતી, ભયંકર દેખાવવાળી હતી, અસહ્ય હતી તથા સ્વર્ગ જિતવા માટે નિર્માઇ હોય તેવી અને સત્પુરુષોથી સેવાતી હતી.[૪] ધૃતરાષ્ટ્રપુત્ર કૌરવો પશ્ચિમ તરફ મુખ કરીને ઉભા હતા અને યુદ્ધની ઇચ્છાવાળા પાંડવો પૂર્વાભિમુખ હતા. કૌરવોની સેના દૈત્યેંદ્રની સેનાના જેવી દેખાતી હતી અને પાંડવોની સેના દેવેંદ્રની સેનાના જેવી દેખાતી હતી.[૫] વાયુ પાંડવોની પાછળ વાતો હતો અને કૌરવોની બાજુએ પશુઓ શબ્દ કરતાં હતાં. પાંડવોના ગજેંદ્રોના તીવ્ર મદગંધને તમારા પુત્રોના હાથીઓ સહન કરી શકતા ન હતા.[૬] પીઠ ઉપર તથા બાજુ ઉપર સોનાની જાળીવાળા અને કમળના જેવા વર્ણવાળા મદ ઝરતા હાથી ઉપર બેસીને દુર્યોધન કૌરવોની વચ્ચે રહ્યો હતો; ભાટો તથા ચારણો તેની સ્તુતિ કરતા હતા.[૭] સોનાની માળા-

વાળું તથા ચંદ્રના જેવી પ્રભાવાળું શ્વેત છત્ર તેના મસ્તક ઉપર શોભી રહ્યું હતું અને ગાંધારનો રાજા શકુનિ પર્વતપ્રદેશમાં રહેનારા ગાંધાર રાજાઓ-ની જોડે સર્વત્ર તેમની સાથે જતો હતો.[૮] સર્વ સૈન્યની આગળ વૃદ્ધ ભીષ્મ હતા; તેમના મસ્તક ઉપર શ્વેત છત્ર ધારણ કરેલું હતું, તે-મણે શ્વેત ધનુષ તથા તરવાર ગ્રહણ કરેલાં હતાં, તેમના મસ્તક ઉપર શ્વેત પાઘડી હતી, તેમના રથનો ધ્વજ શ્વેત હતો અને રથને શ્વેતપર્વત જે-વા શ્વેત રંગના ઘોડાઓ જોડેલા હતા.[૯] ભીષ્મના સૈન્યમાં સર્વ ધૃતરાષ્ટ્રપુત્રો, બાલ્હીકોનો એક ભાગ, શલ, અંબષ્ઠ, ક્ષત્રિયો, સિંધુ દેશના ક્ષ-ત્રિયો, સૌવીર યોદ્ધાઓ અને પંજાબના શૂરા ક્ષત્રિયો હતા.[૧૦] લગભગ સર્વ રાજાઓના ગુરુ ઉદાર સત્વવાળા મહાત્મા દ્રોણ,લાલ ઘોડાઓ જોડેલા સુવર્ણરથમાં બેસી હાથમાં ધનુષ ધારણ કરીને અડગ પર્વતની પેઠે સૈન્યની પાછળ પા-છળ ચાલતા હતા.[૧૧]સર્વ સૈન્યની મધ્યે વાર્દ્ધક્ષ-ત્રિ,ભૂરિશ્રવા, પુરુમિત્ર, જય, શાલ્વ,તથા મત્સ્ય દેશના યોદ્ધાઓ અને હાર્થીસેનાની સાથે યુદ્ધની ઇચ્છાવાળા સર્વ કેકય ભાઈઓ હતા.[૧૨]સૈન્યના ઉ-ત્તરભાગનું રક્ષણ કરનારા ગૌતમવંશી,અદ્ભુત યુ-દ્ધ કરનાર મહાધનુર્ધારી શારદ્વાનના પુત્ર કૃપાચાર્ય શક, કિરાત, યવન અને પલ્હવોની સાથે સૈન્યના ઉત્તર ભાગમાં જતા હતા.[૧૩] મહારથી યાદવો, ભોજવંશીઓ યાદવોએ, શસ્ત્રધારી સુરાષ્ટ્ર-કો તથા કૃતવર્માએ રક્ષેલું એવું તમારૂં મો-ટું સૈન્ય દક્ષિણભાગમાં જતું હતું.[૧૪] હે રાજા! અર્જુનને જિતવો અથવા યુદ્ધમાં મરવું એટલામાટેજ સૂજાયલા અસ્ત્રકુશલ દશ હજાર સંશપ્તક રથીઓ અને શૂરા ત્રિગર્તો જ્યાં અર્જુ-ન હતો ત્યાં જતા હતા.[૧૫]હે ભારત ! તમારી સે-નામાં થોડા વધારાસાથે એક લાખ હાથીઓ હતા, તે પ્રત્યેક હાથીઓની સાથે સો સો રથો હતા, પ્રત્યેક રથોની સાથે સો સો ઘોડાઓ હતા, પ્રત્યેક ઘોડાઓની સાથે દશ દશ ધનુર્ધારીઓ હતા અને પ્રત્યેક ધનુર્ધારીઓની સાથે સો સો ઢાલવાળાઓ હતા–આ પ્રમાણે હે ભારત ! ભી-ષ્મે તમારા સૈન્યની વ્યૂહરચના કરી હતી.[૧૬,૧૭] શાંતનુપુત્ર સેનાપતિ ભીષ્મ પ્રત્યેક દિવસ ઉગ-તાં તમારી સેનાના માનુષી, દૈવી, ગાંધર્વ અથવા આસુરી, એ પૈકી નવા નવા વ્યૂહ રચતા હતા. ભીષ્મે રચેલો ધાર્તરાષ્ટ્રોનો વ્યૂહ મહારથોના સમૂહવડે વિશાળ અને સમુદ્રના જેવા ઘોષવા-ળો હતો, તે યુદ્ધમાં પશ્ચિમ તરફ મુખવાળો હતો.[૧૮,૧૯] હે નરેંદ્ર! તમારી સેના અસંખ્ય હોવાથી ભયંકર દેખાતી હતી. પાંડવોની સેના તેવી ન હતી, તોપણ તેના નેતા શ્રીકૃષ્ણ અને અ-ર્જુન હોવાથી તે ઘણી મોટી અને પરાભવ ન પામે તેવી હતી, એમ હું માનું છું.[૨૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "સૈન્યવર્ણન "એ વિષયનો અધ્યાય ૨૦ મો સમાપ્ત.

---

# અધ્યાય ૨૧ મો

## યુધિષ્ઠિર અને અર્જુનનો સંવાદ

॥ संजय उवाच ॥

**बृहतीं धार्त्तराष्ट्रस्य सेनां दृष्ट्वा समुद्यताम् ।**
**विषादमगमद्राजा कुंतीपुत्रो युधिष्ठिरः ॥१॥**

સંજયે કહ્યું:–દુર્યોધનની મોટી સેનાને યુદ્ધ કરવા તત્પર થયેલી જોઇને, કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા ખેદ પામ્યા.[૧] ભીષ્મે રચેલા અભેદ્ય નામ-ના વ્યૂહને જોઇને અને તેને ખરેખર અભેદ્ય મા-નીને યુધિષ્ઠિર ફીક્કા પડી ગયા અને અર્જુનને કહે-વા લાગ્યા કે:–[૨]"હે મહાબાહુ ધનંજય! જેઓ-ના યોદ્ધા ભીષ્મપિતામહ છે, તે કૌરવોના સૈન્ય-સાથે સંગ્રામમાં આપણે કેવીરીતે યુદ્ધ કરી શકીશું ?[૩]મહાતેજસ્વી શત્રુહંતા ભીષ્મે શાસ્ત્રોક્ત વિધિવડે આ અડગ અને અભેદ્ય વ્યૂહ રચ્યો છે.[૪] હે શત્રુહંતા! તેથી આપણે સૈન્યસહિત સંશયમાં પડી ગયા છીએ કે, આ મહાવ્યૂહ આગળ આ-પણો જય કેવી રીતે થશે ? "[૫]

હે રાજન્! પછી તમારી સેના જોઈને ખિન્ન જેવા થઇ ગયેલા યુધિષ્ઠિરને શત્રુહંતા અર્જુને કહ્યું કે:–[૬] "હે પ્રજાપતિ ! અધિક બુદ્ધ-

વાળા, શૂરા અને ગુણવાન એવા ઘણાઓને પણ બહુ થોડાઓ જે રીતે જિતી લે છે, તે તમે સાંભળો.[૭]હે પાંડવરાજ! જે કારણને નારદ ઋષિ, ભીષ્મ અને દ્રોણ જાણે છે, તે કારણ ઈર્ષ્યારહિત તમને હું કહું છું.[૮] પૂર્વે પિતામહ બ્રહ્માએ દેવાસુર યુદ્ધમાં મહેંદ્રાદિ દેવોને એ સંબંધમાંજ કહ્યું હતું કેઃ–'વિજયની ઈચ્છાવાળાઓ સત્ય, દયા, ધર્મ અને ઉદ્યમથી જેવો જય મેળવે છે, તેવો બળ તથા વીર્યથી મેળવતા નથી;[૯,૧૦] માટે તમે ધર્મ તથા અધર્મનાં સ્વરૂપને જાણીને અને અહંકાર છોડીને, ઉત્તમ આસ્થા રાખી યુદ્ધ કરો, એટલે જય મળશે; કારણ કે જ્યાં ધર્મ છે, ત્યાં જય છે.'[૧૧]આ ઉપરથી હે રાજા! તમે નક્કી જાણો કે, રણમાં આપણોજ વિજય છે. વળી નારદે પણ કહ્યું છે કે, 'જ્યાં કૃષ્ણ છે, ત્યાં જય છે.'[૧૨] જય શ્રીકૃષ્ણનો દાસ છે; માટે તે માધવની પાછળ પાછળ આવે છે. વિજય એ જેમ શ્રીકૃષ્ણનો એક ગુણ છે, તેમજ નમ્રતા તેમનો બીજો ગુણ છે.[૧૩] ગોવિંદ અનંત તેજવાળા છે,શત્રુસમૂહ આગળ પણ નિર્ભય ઉભા રહેનારા છે અને સનાતન પુરુષ છે; તેથી જ્યાં કૃષ્ણ છે, ત્યાં જય છે.[૧૪]પૂર્વે દેવ અને અસુરોનું યુદ્ધ ચાલતું હતું,તે વખતે આ અસ્ખલિત આયુધવાળા પ્રભુએ હરિરૂપ થઈને તે બન્ને પક્ષનાઓને પૂછ્યું કેઃ–' જય કોનો થશે ?[૧૫] તે વખતે ' હે કૃષ્ણ! અમે તમારાવિના કેવી રીતે જિતીએ ?' આવું જેઓએ કહ્યું, તેઓ જિત્યા–અર્થાત્ એમના ઉપર આધાર રાખનારાઓનો વિજય થયો.આ રીતે પ્રભુની કૃપાથી ઈંદ્રાદિ દેવોને ત્રૈલોક્યનું રાજ્ય મળ્યું હતું;[૧૬] માટે હે ભારત! તમારે જરાપણ ચિંતા કરવાનું કારણ હું જોતો નથી; કારણકે તે વિશ્વભોક્તા ત્રૈલોક્યનાથ તમારા જયની ઇચ્છા રાખે છે."[૧૭]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા૦ પર્વમાં 'યુધિષ્ઠિર અને અર્જુનનો સંવાદ'એ વિષયનો અધ્યાય ૨૧ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૨૨ મો
## પાંડવસૈન્યનું વર્ણન

॥ संजय उवाच ॥

**ततो युधिष्ठिरो राजा स्वां सेनां समनोदयत् ।**
**प्रतिव्यूहन्ननीकानि भीष्मस्य भरतर्षभ ॥१॥**

સંજયે કહ્યુંઃ–હે ભરતશ્રેષ્ઠ! તે પછી યુધિષ્ઠિર રાજાએ ભીષ્મની સેના સામે વ્યૂહરચનામાટે પોતાની સેનાને આજ્ઞા કરી.[૧]તે સમયે કુરુકુળને ધારણ કરનારા અને ધર્મયુદ્ધવડે સ્વર્ગમાં જવાની ઇચ્છાવાળા પાંડવોએ ઉદ્દેશ પ્રમાણે સેનાને વ્યૂહરચનામાં ગોઠવી દીધી.[૨] સૈન્યના મધ્યમાં અર્જુને રક્ષેલા શિખંડીનું સૈન્ય હતું. ભીમસેને રક્ષણ કરેલો ધૃષ્ટદ્યુમ્ન સૈન્યના મોખરામાં હતો.[૩] હે રાજન્! ધનુર્ધારી ઇંદ્રના જેવા શ્રીમાન યાદવશ્રેષ્ઠ સાત્યકિએ દક્ષિણ તરફના સૈન્યનું રક્ષણ કર્યું હતું.[૪]સર્વ યુદ્ધસામગ્રીથી સંપન્ન,સુવર્ણ તથા રત્નોથી શણગારેલા અને સુવર્ણથી શોભતા ઘોડાઓ જેને જોડેલા હતા એવા મહેંદ્રના વિમાનના જેવા રથમાં બેસીને યુધિષ્ઠિરરાજા હાથીઓના સમૂહની વચ્ચે રહ્યા હતા.[૫]તેમના મસ્તકઉપર ધારણ કરેલું હાથીદાંતના દાંડાવાળું શ્વેત છત્ર અત્યંત શોભી રહ્યું હતું અને મહર્ષિઓ ઉત્તમ સ્તુતિઓવડે સન્માન કરતા મહેંદ્રતુલ્ય યુધિષ્ઠિરની જમણી બાજુએ ચાલતા હતા;[૬] તેમજ વેદપારંગત પુરોહિતો,બ્રહ્મર્ષિઓ અને સિદ્ધ પુરુષો 'તમારા શત્રુઓનો નાશ થાઓ' એ પ્રમાણે બોલતા તથા જપ, મંત્ર અને મહૌષધિઓથી રાજા યુધિષ્ઠિરનું સર્વ તરફથી સ્વસ્ત્યયન કરતા હતા.[૭] કુરુશ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિર રાજા વસ્ત્રો, ગાયો, ફળો, પુષ્પો તથા સોનામહોરો બ્રાહ્મણોને આપતા આપતા દેવરાજ ઇંદ્રની પેઠે પ્રયાણ કરતા હતા.[૮] અર્જુનના રથને ધોળા ઘોડાઓ જોડેલા હતા, સૂર્યના જેવાં હજાર દર્પણો જડેલાં હતાં, સેંકડો ઘુઘરીઓ બાંધેલી હતી;તે મહાકિંમતી જાંબૂનદ સુવર્ણનાં ચિત્રોથી ચિતરેલો હતો,તેથી જ્વાળાઓવાળા અગ્નિના જેવો પ્રકાશતો હતો; તેનાં ચક્રો સુંદર હતાં; શ્રીકૃષ્ણ તેના સારથિ હતા અને તેના

ધ્વજ ઉપર હનુમાન બેઠેલો હતો; તે રથમાં ગાંડીવ ધનુષ તથા બાણ હાથમાં લઇને અર્જુન બેઠો હતો. જેના જેવો બીજો ધનુર્ધારી પૃથ્વીમાં છે નહિ અને કદાચ થશે પણ નહિ,૯,૧૦ તે અર્જુને તમારા પુત્રની સેનાનો સંહાર વાળવામાટે ઉગ્ર રૂપ ધારણ કર્યું હતું.

આયુધવિના પણ પોતાના કેવળ બાહુબળવડેજ યુદ્ધમાં પુરુષો, ઘોડા અને હાથીઓને ભસ્મ કરી નાખનારો, મહાસિંહના જેવા ઉચ્છૃંખલ ખેલ ખેલનારો, ઉત્તમ બાહુવાળો અને લોકમાં મહેંદ્રસમાન તેજસ્વી જે વૃકોદર ભીમસેન તે નકુલ તથા સહદેવની સાથે વીર રથોનું રક્ષણ કરતો હતો. ગજેંદ્રના જેવા ગર્વવાળા તે અસહ્ય ભીમસેનને સેનાના મોખરામાં ઉભેલો જોઇનેજ તમારા યોદ્ધાઓનાં અંતઃકરણ ભયથી ખિન્ન થઇ ગયાં અને તેઓ કાદવમાં ડૂબેલા હાથીઓની પેઠે ગભરાઇ ગયા.૧૧-૧૩

પછી શ્રીકૃષ્ણ સેનાના મધ્યમાં રહેલા ભરતકુળમાં શ્રેષ્ઠ તથા કષ્ટવડે પાસે જઇ શકાય તેવા રાજપુત્ર અર્જુનને કહેવા લાગ્યા.૧૪

વાસુદેવે કહ્યું:-" જે આ પોતાની સેનામાં રહીને ક્રોધવડે આપણને સંતાપ આપે છે અને સિંહની પેઠે આપણી સેના તરફ જુએ છે, તે ત્રણસો અશ્વમેધ યજ્ઞ કરનારા કુરુવંશના ધ્વજરૂપ ભીષ્મ છે.૧૫ મેઘો જેમ સૂર્યને વીંટાઇવળે છે, તેમ આ સૈન્યો મહાનુભાવ ભીષ્મની આજુબાજુએ વીંટાઇને ઉભાં રહ્યાં છે; માટે હે મહાવીર પુરુષ ! તું પ્રથમ એ સૈન્યોનો નાશ કરીને પછી ભરતશ્રેષ્ઠ ભીષ્મની સાથે યુદ્ધ કરવાની ઈચ્છા કર."૧૬

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતા પર્વમાં "શ્રીકૃષ્ણાર્જુનસંવાદ" એ વિષયનો અધ્યાય ૨૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૩ મો

## દુર્ગાસ્તોત્ર

**॥ संजय उवाच ॥**

**धार्त्तराष्ट्रबलं दृष्ट्वा युद्धाय समुपस्थितम् ।**
**अर्जुनस्य हितार्थाय कृष्णो वचनमब्रवीत्॥१॥**

સંજયે કહ્યું:-" દુર્યોધનના સૈન્યને યુદ્ધમાટે આવી પહોંચેલું જોઇને, શ્રીકૃષ્ણ અર્જુનના હિતને માટે તેને કહેવા લાગ્યા.૧

શ્રીભગવાને કહ્યું:-"હે મહાબાહુ ! તું પવિત્ર સંગ્રામભૂમિની સન્મુખ ઉભો રહી, શત્રુઓના પરાજયને માટે દુર્ગાસ્તોત્રનો પાઠ કર."૨

સંજયે કહ્યું:-એ પ્રમાણે બુદ્ધિમાન વાસુદેવે રણભૂમિપર અર્જુનને કહ્યું, એટલે તે કુંતીપુત્ર રથમાંથી ઉતરીને બે હાથ જોડી દુર્ગાસ્તોત્ર ભણવા લાગ્યો.૩

**॥ अर्जुन उवाच ॥**

**" नमस्ते सिद्धसेनानि आर्ये मंदरवासिनि ।**
**कुमारि कालि कापालि कपिले कृष्णपिंगले॥४॥**

અર્જુને કહ્યું:-હે સિદ્ધસમૂહને પરમપદ આપનારાં ! હે ૧આર્યે ! હે મંદરવાસિનિ ! હે ૨કુમારિ ! હે ૩કાલિ ! હે ૪કાપાલિ ! હે કપિલે! હે શ્યામ અને પિંગટ વર્ણવાળાં! હું તમને નમસ્કાર કરૂં છું.(૪)

**भद्रकालि नमस्तुभ्यं महाकालि नमोस्तु ते ।**
**चंडि चंडे नमस्तुभ्यं तारिणि वरवर्णिनि॥५॥**

હે ૫ભદ્રકાલિ ! તમને નમસ્કાર હો. હે ૬મહાકાલિ ! તમને નમસ્કાર હો. હે ૭ચંડિ ! હે ૮ચંડે ! હે ૯તારિણિ ! હે ૧૦વરવર્ણિનિ ! હું તમને નમસ્કાર કરૂં છું. (૫)

---

૧ પ્રાપ્ત કરવા યોગ્ય બ્રહ્મસ્વરૂપા, ૨ અખંડ બ્રહ્મચર્યવાળાં અથવા વૃદ્ધાદિ અવસ્થાવિનાનાં, ૩ કાળશક્તિ, ૪ રુદ્રપત્ની, ૫ ભક્તનું કલ્યાણ કરનારાં, ૬ મહાસંહાર કરનારાં, ૭ ચંડ એટલે કાલાંતક તેમનાં પત્ની, ૮ પ્રૌઢ, ૯ સંકટોથી તારનારી, ૧૦ સર્વ સૌભાગ્ય લક્ષણોથી યુક્ત,

कात्यायनि महाभागे करालि विजये जये ।
शिखिपिच्छध्वजधरे नानाभरणभूषिते ॥६॥
अट्टशूलप्रहरणे खड्गखेटकधारिणि ।
गोपेन्द्रस्यानुजे ज्येष्ठे नंदगोपकुलोद्भवे॥७॥
महिषासृक्प्रिये नित्यं कौशिकि पीतवासिनि।
अट्टहासे कोकमुखे नमस्तेऽस्तु रणप्रिये॥८॥

હે [11]કાત્યાયનિ ! હે [12]મહાભાગે ! હે [13]કરાલિ! હે [14]વિજયે! હે [15]જયે ! હે મોરના પીછાવાળા ધ્વજને ધારણ કરનારાં ! હે જાત જાતનાં આભરણોથી વિભૂષિત! હે અતિ ઉગ્ર શૂલરૂપ આયુધવાળાં ! હે તરવાર તથા ઢાલને ધારણ કરનારાં ! હે ગોપેન્દ્ર–શ્રીકૃષ્ણનાં નાની બહેન ! હે જયેષ્ઠા ! હે નંદ ગોવાળીઆના કુળમાં ઉત્પન્ન થયેલાં! હે નિત્ય મહિષાસુરના રુધિરપર પ્રીતિવાળાં! હે કુશિકકુલોત્પન! હે પીતાંબરધારિણિ! હે અટ્ટહાસ્યવાળાં ! હે ચકની પેઠે ગોળ મુખવાળાં ! હે રણપ્રિયે ! તમને નમસ્કાર હો.૬–૮

उमे शाकंभरि श्वेते कृष्णे कैटभनाशिनि ।
हिरण्याक्षि विरूपाक्षि सुधूम्राक्षि नमोऽस्तु ते॥

હે ઉમે ! હે શાકંભરિ ! હે શ્વેતે ! ( મહેશ્વરરૂપ ) હે કૃષ્ણે ! (વાસુદેવરૂપ ) હે કૈટભનાશિનિ ! હે પીળાં નેત્રવાળાં ! હે અનેક સ્વરૂપયુક્ત નેત્રવાળાં ! હે કાળાશ પડતાં લાલ નેત્રવાળાં ! તમને નમસ્કાર હો.૯

वेदश्रुतिमहापुण्ये ब्रह्मण्ये जातवेदसि ।
जंबूकटकचैत्येषु नित्यं संनिहितालये ॥१०॥

હે વેદશ્રુતિમાં મહાપુણ્યરૂપા ! હે બ્રાહ્મણ વગેરેપર પ્રીતિવાળાં ! હે ભૂતકાળના જ્ઞાનવાળાં ! હે જંબૂદ્વીપની રાજધાનીઓમાં તથા દેવાલયોમાં નિત્ય નિવાસ કરનારાં ! તમને નમસ્કાર હો.૧૦

त्वं ब्रह्मविद्या विद्यानां महानिद्रा च देहिनाम्।
स्कंदमातर्भगवति दुर्गे कांतारवासिनि ॥११॥

તમે વિદ્યાઓમાં બ્રહ્મવિદ્યા છો અને દેહધારીઓની મહાનિદ્રા(મુક્તિ)રૂપા છો.હે કાર્તિકસ્વામીનાં માતા ! હે ભગવતિ ! હે દુર્ગે ! હે અરણ્યવાસિનિ ! તમને નમસ્કાર હો.૧૧

स्वाहाकारः स्वधा चैव कला काष्ठा सरस्वती।
सावित्रि वेदमाता च तथा वेदांत उच्यते॥१२॥

તમેજ સ્વાહાકાર છો, સ્વધા છો, કળા છો, કાષ્ઠા છો, સરસ્વતી છો, વેદમાતા સાવિત્રી છો અને વેદાંતરૂપ કહેવાઓ છો.૧૨

स्तुताऽसि त्वं महादेवि विशुद्धेनांतरात्मना ।
जयो भवतु मे नित्यं त्वत्प्रसादाद्रणाजिरे॥१३॥

હે મહાદેવિ ! મેં શુદ્ધ અંતઃકરણથી તમારી સ્તુતિ કરી છે, માટે તમારી કૃપાથી રણાંગણમાં નિત્ય મારો જય થાઓ.૧૩

कांतारभयदुर्गेषु भक्तानां चालयेषु च ।
नित्यं वसासि पाताले युद्धे जयसि दानवान् ॥

તમે અરણ્યોમાં, ભયસ્થાનોમાં તથા દુર્ગમ પર્વત વગેરેમાં, તેમજ ભક્તોનાં ઘરોમાં નિત્ય નિવાસ કરો છો; વળી તમે પાતાળમાં પણ નિત્ય રહીને યુદ્ધમાં દાનવોને જિતો છો.૧૪

त्वं जंभनी मोहिनी च माया ह्रीः श्रीस्तथैव च।
संध्या प्रभावती चैव सावित्री जननी तथा ॥
तुष्टिः पुष्टिर्धृतिर्दीप्तिश्चंद्रादित्यविवर्धिनी ।
भूतिर्भूतिमतां संख्ये वीक्ष्यसे सिद्धचारणैः ॥

તમેજ આળસ, નિદ્રા, માયા, લજ્જા, શ્રી, સંધ્યા ( સૃષ્ટિનાં પ્રલયકર્તા ), પ્રભાવતી ( સૂર્યચંદ્રનાં પ્રભાવવાળાં દિવસ અને રાત્રિરૂપ), સાવિત્રી ( સૂર્યસંબંધી પ્રકાશનશક્તિરૂપ ) અને જનની અર્થાત્ માતાની પેઠે પાલન કરનારાં છો.૧૫ તુષ્ટિ, પુષ્ટિ, ધૃતિ અને ચંદ્ર તથા સૂર્યને વધારનારી કાંતિરૂપ તમેજ છો; ઐશ્વર્યવાનોનું ઐશ્વર્ય તમે છો અને સમાધિમાં સિદ્ધો તથા ચારણો તમારૂંજ દર્શન કરે છે.”૧૫,૧૬

સંજયે કહ્યું:–પછી અર્જુનની ભક્તિ જાણીને મનુષ્યપર પ્રેમ રાખનારાં દેવી અંતરિક્ષમાં ગોવિંદની આગળ ઉભાં રહીને કહેવા લાગ્યાં.૧૭

દેવીએ કહ્યું:–“ હે પાંડુપુત્ર ! તું થોડાજ સમયમાં શત્રુઓને જિતીશ. હે દુર્જય ! તું

૧૧ કત ગોત્રમાં ઉત્પન્ન થયેલાં, ૧૨ અતિપૂજ્યા, ૧૩ ક્રૂર, ૧૪ જય આપનાર, ૧૫ જયસ્વરૂપા.

નારાયણની સહાયવાળો નર છે.[18] સાક્ષાત્ વજ્રધારી ઇંદ્ર જેવા શત્રુઓથી પણ તું રણમાં અજિત છે." આ પ્રમાણે કહીને વરદાન આપનારાં દેવી એક ક્ષણમાંજ અદશ્ય થઈ ગયાં.[19] વર મેળવીને અર્જુન પોતાનો વિજય માનવા લાગ્યો અને પોતાના અતિ ઉત્તમ રથમાં બેઠો.[20] તે પછી એક રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તથા અર્જુને પોતાના દિવ્ય શંખો ફુંક્યા. જે મનુષ્ય પ્રભાતમાં ઉઠીને આ સ્તોત્રનો પાઠ કરે,[21] તેને સર્વદા યક્ષ, રાક્ષસ તથા પિશાચોથી ભય થાય નહિ; તેના કોઇ શત્રુ થાય નહિ; દાઢવાળાં સર્પાદિ પ્રાણીઓથી તથા રાજકુળથી પણ તેને કદી ભય થાય નહિ. આ દુર્ગાસ્તોત્રનો પાઠ કરવાથી વિવાદમાં જય મળે છે, બંધનમાં પડ્યો હોય તે બંધનથી મુક્ત થાય છે;[22,23] સંકટોમાંથી અવશ્ય પાર પડે છે; ચોરોથી મુક્ત થાય છે; સંગ્રામમાં નિત્ય વિજય મેળવે છે અને શુદ્ધ લક્ષ્મી પ્રાપ્ત કરે છે.[24] વળી તે આરોગ્ય તથા બલસંપન્ન થઇને સો વર્ષસુધી જીવે છે.

હે રાજા! મેં બુદ્ધિમાન વ્યાસની કૃપાથી એ સર્વ જોયું હતું.[25] ક્રોધને અધીન થયેલા તમારા સર્વ દુરાત્મા પુત્રો મોહનેલીધે એ અર્જુન–કૃષ્ણરૂપ નરનારાયણ ઋષિને ઓળખતા નથી;[26] તેથી તેઓ કાળપાશમાં ગુંચવાયા છે, એ કહેવું સમયોચિતજ છે. દ્વૈપાયન વ્યાસે, નારદે, કણ્વઋષિએ તથા નિષ્પાપ પરશુરામે તમારા પુત્રને વાર્યો, પરંતુ તેણે તેઓનું કહેવું સાંભળ્યું નહિ.[27] જ્યાં ધર્મ ત્યાં તેજ અને કાંતિ; જ્યાં લજ્જા ત્યાંજ લક્ષ્મી તથા બુદ્ધિ; જ્યાં ધર્મ ત્યાં કૃષ્ણ અને જ્યાં કૃષ્ણ ત્યાંજ જય છે.[28]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "દુર્ગાસ્તોત્ર" એ વિષયનો અધ્યાય ૨૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૪ મો

## ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ

**॥ धृतराष्ट्र उवाच ॥**

**केषां प्रहृष्टास्तत्राग्रे योधा युध्यंति संजय ॥**
**उदग्रमनसः के वा के वा दीना विचेतसः ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય! એ હૃદયને કંપાવી નાખે તેવા યુદ્ધમાં મારા અને પાંડવોના યોદ્ધાઓ પૈકી પ્રથમ કોના યોદ્ધાઓ મોટા આનંદથી યુદ્ધ કરતા હતા; કોનાં મન ઉંચાં થઈ ગયાં હતાં; કોણ દીન અને ઉદાસ થઇ ગયા હતા અને પ્રથમ કોણે પ્રહાર કર્યો હતો? હે સંજય! તે તું મને કહે.[1,2] કોના સેનાસમૂહમાં સુગંધ પ્રસરતો હતો, પુષ્પો તાજાં દેખાતાં હતાં અને કયા પક્ષના ગર્જના કરતા યોદ્ધાઓની શુભ વાણી નીકળતી હતી?[3]

સંજયે કહ્યું:–"ત્યાં બન્ને સેનાના યોદ્ધાઓ તે સમયે આનંદમાં હતા તથા બન્ને સેનામાં પુષ્પમાળાઓ સરખીજ પ્રફુલ્લિત હોઇને સુગંધ પ્રસરતો હતો.[4] હે ભરતશ્રેષ્ઠ! એકત્ર વ્યૂહરચનામાં ગોઠવાયલી તે બન્ને સેનાઓ જ્યારે એકમેકની પાસે આવી પહોંચી, ત્યારે ત્યાં ભારે ઠઠ્ઠ જામી હતી.[5] શંખો તથા ભેરીના શબ્દોથી મિશ્રિત થયેલો વાદિત્રોનો તુમુલ ધ્વનિ થતો હતો અને તેમાં એકબીજાની સામે ગર્જના કરતા રણશૂરાઓનો શબ્દ વધારો કરતો હતો.[6] હે ભરતશ્રેષ્ઠ રાજન્! એકબીજાની સામે દૃષ્ટિ કરતા યોદ્ધાઓનો, ગર્જના કરતા હાથીઓનો અને આનંદમાં આવી ગયેલાં બન્ને સૈન્યોનો તે સંગમ ઘણો આશ્ચર્યકારક થઇ પડ્યો હતો."[7]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૨૪ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૫ મો
## અર્જુનવિષાદયોગ

નીલકંઠઃ—

**प्रणम्य भगवत्पादान् श्रीधरादींश्च सद्गुरून् ॥**
**संप्रदायानुसारेण गीताव्याख्यां समारभे ॥१॥**

ભગવાન્ શ્રીશંકરાચાર્યને તથા શ્રીધર આદિ સદ્ગુરુઓને પ્રણામ કરી હું નીલકંઠ, સંપ્રદાયને અનુસરતું ગીતાનું વ્યાખ્યાન આરંભું છું. ૧

**भारते सर्ववेदार्थो भारतार्थश्च कृत्स्नशः ॥**
**गीतायामस्ति तेनेयं सर्वशास्त्रमयी मता ॥२॥**

શ્રીમહાભારતમાં સર્વ વેદોના અર્થનો સમાવેશ કરેલો છે અને તે સમગ્ર મહાભારતના અર્થનો ગીતામાં સમાવેશ કરેલો છે; માટે આ ગીતાને સર્વ શાસ્ત્રમય માનેલી છે. ૨

**कर्मोपास्तिज्ञानभेदैः शास्त्रं कांडत्रयात्मकम् ॥**
**अन्ये तूपासनाकांडात्तृतीयोनातिरिच्यते ॥३॥**

કર્મ, ઉપાસના અને જ્ઞાન–આવા ભેદથી, આ ગીતાશાસ્ત્ર, ત્રણ કાંડના સ્વરૂપવાળું છે–અર્થાત્ આ ગીતામાં કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ–એમ ત્રણ વિભાગો પાડ્યા છે; અને વળી બીજા કેટલાએક આચાર્યો એમ પણ માને છે કે,–ઉપાસનાકાંડથી ત્રીજો જ્ઞાનકાંડ આ ગીતામાં વધારાનો છેજ નહિ–અર્થાત્ ગીતામાં કર્મકાંડ અને ઉપસનાકાંડ–આ બેજ કાંડો આવે છે. ૩

**'तदेव ब्रह्म विद्धि त्वं नेदं यत्तदुपासते' ॥**
**इति श्रुत्यैव वेद्यस्य ह्युपास्यादन्यतेरिता ॥४॥**

"જે ઉપાસ્ય છે તે બ્રહ્મ નથી એમ તારે જાણવું પરંતુ જે વેદ્ય છે તેજ બ્રહ્મ છે.' આ વેદવાક્યને અનુસરીનેજ આ ગીતાશાસ્ત્રમાં વેદ્ય–પરબ્રહ્મને, ઉપાસ્ય–ઉપાસના કરવાયોગ્ય પુરુષથી ભિન્ન કહેલા છે. ૪

**इयमष्टादशाध्यायी क्रमात् षट्कत्रिकेण हि ॥**
**कर्मोपास्तिज्ञानकांडत्रितयात्मा निगद्यते ॥५॥**

આ ગીતાશાસ્ત્ર અઢાર અધ્યાયમાં રચેલું છે. તેના છ છ અધ્યાયોના ત્રણ વિભાગોમાં અનુક્રમે કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ–એમ ત્રણ કાંડો કહેવામાં આવ્યાં છે. ૫

**॥ धृतराष्ट्र उवाच ॥**

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ॥**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યુંઃ–હે સંજય! ધર્મના ક્ષેત્રરૂપ મનાયેલા કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઈચ્છાથી મળેલા મારા પુત્રોએ તથા પાંડુના પુત્રોએ શું કર્યું?૧

(૧) તે બન્ને કૌરવ અને પાંડવોવચ્ચે થયેલો યુદ્ધ કરવાનો ઉદ્યમ સાંભળીને અતિ ઉત્કંઠાથી આગળનું વૃત્તાંત જાણવાની ઇચ્છાવાળા ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યુંઃ–"હે સંજય! તે ધર્મનાક્ષેત્ર કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવામાટે એકઠા થયેલા કૌરવોએ અને પાંડવોએ શું કર્યું?" આ શ્લોકમાં કુરુક્ષેત્રને ધર્મક્ષેત્ર એવું જે વિશેષણ આપેલું છે તે એટલાજ માટે કે, કર્મકાંડમાં પ્રસિદ્ધ એવું જે કુરુક્ષેત્ર છે તે આ કુરુક્ષેત્રથી ભિન્ન છે એમ જણાવવા માટે તે વિશેષણ છે; કારણ કે વેદમાં કહેલું છે–"**तेषां कुरुक्षेत्रं देवयजनमास** " તેઓનું કુરુક્ષેત્ર દેવોની યજ્ઞભૂમિરૂપ હતું.

વળી એક બીજું અવિમુક્ત નામનું કુરુક્ષેત્ર બ્રહ્મની પ્રાપ્તિ કરવાના સ્થાનરૂપ છે. તે કુરુક્ષેત્ર પણ આ કુરુક્ષેત્રથી ભિન્ન છે. તે અવિમુક્ત કુરુક્ષેત્રને દર્શાવનારી શ્રુતિ આ છે–"**अविमुक्तं वै कुरुक्षेत्रं देवानां देवयजनं सर्वेषां भूतानां ब्रह्मसदनम्**–અવિમુક્ત નામનું જે કુરુક્ષેત્ર છે, તે પણ દેવોની યજ્ઞભૂમિરૂપ છે અને સર્વ પ્રાણીઓને બ્રહ્મપ્રાપ્તિ કરવાનું મુખ્યસ્થાન છે. આ અવિમુક્ત નામના કુરુક્ષેત્રમાં કોઇપણ પ્રાણીના પ્રાણ જ્યારે નીકળી જવાની તૈયારીમાં હોય છે, ત્યારે તે પ્રાણીને ત્યાં રહેલા રુદ્રદેવ તારકબ્રહ્મનો ઉપદેશ આપે છે. તેથી એ પ્રાણી અજરામર થઇને મોક્ષ પામે છે. આવા હેતુથી એ અવિમુક્ત કુરુક્ષેત્ર 'બ્રહ્મસદન'ના નામથી પ્રસિદ્ધ છે; પણ આ કુરદેશની અંદર આવેલું જે કુરુક્ષેત્ર છે, તે તો માત્ર ધર્મક્ષેત્રજ છે, બ્રહ્મસદન–બ્રહ્મની પ્રાપ્તિ કરવાના સ્થાનરૂપ નથી. આવા આશયથીજ મૂળમાં કુરુક્ષેત્રને ધર્મક્ષેત્ર એવું વિશેષણ આપેલું છે; અને વેદના પ્રવર્ગ્યકાંડમાં પણ આ કુરુક્ષેત્રને માત્ર ધર્મક્ષેત્ર એવા નામથીજ કહેલું છે. તેજ આ કુરુક્ષેત્રમાં પાંડવો અને કૌરવો યુદ્ધ કરવાની ઇચ્છાથી મળેલા હતા.

મૂળમાં '**मामकाः**' એ પદથીજ કૌરવ અને પાંડવો બન્નેનું કથન થઇ શકે છે છતાં '**पांडवाः**' એ પદ લીધું છે, તે એમ સૂચવે છે કે, ધૃતરાષ્ટ્રને પાંડવોપર મમત્વબુદ્ધિ નથી.

॥ संजय उवाच ॥
दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ॥
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥

સંજયે કહ્યું:-તે સમયે પાંડવોના સૈન્યને બરાબર વ્યૂહરચનામાં ઉભેલું જોઈ, રાજા દુર્યોધન, આચાર્ય દ્રોણ પાસે આવીને આવું વચન બોલ્યો:-[2]

(૨) અહીં મૂળમાં 'राजाऽब्रवीत्' એટલુંજ કહ્યું હોત તોપણ અર્થમાં 'રાજા વચન બોલ્યો' એમ વચન શબ્દ નીકળી આવત, છતાં 'वचनम' એ પદ લીધું છે તે એમ સૂચવે છે કે, દુર્યોધનનું વાક્ય ટુંકું હતું છતાં પણ એમાં મહાગંભીર પુષ્કળ અર્થ સમાયલો છે.

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥

હે આચાર્ય! તમારા શિષ્ય બુદ્ધિમાન દ્રુપદપુત્રે (ધૃષ્ટદ્યુમ્ને) વ્યૂહરચનામાં ગોઠવેલી આ પાંડવોની મહાન સેનાને તમે જુઓ![3]

(૩) આ શ્લોકમાં "ધૃષ્ટદ્યુમ્ને ગોઠવેલી પાંડવોની સેનાને જુઓ" એમ નહિ કહેતાં "દ્રુપદરાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને" એમ વિશેષણપૂર્વક કહેવામાં દુર્યોધનનો એ હેતુ છે કે:- "યાદ રાખજો કે દ્રુપદરાજાને અને તમારે પૂર્વનું વૈર છે. આ ધૃષ્ટદ્યુમ્ન તમારો શિષ્ય છે, તોપણ તમારા કટ્ટા શત્રુનો પુત્ર છે અને તે શત્રુના પુત્ર આ સેનાને ગોઠવી છે" આવો આશય જણાવી આચાર્યને ક્રોધ પ્રકટ કરવો હતો.

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

આ પાંડવ સેનામાં મોટાં મોટાં ધનુષ્યોવાળા તથા યુદ્ધ કરવામાં ભીમ અને અર્જુનસમા શૂરવીર યોદ્ધાઓ જેવાકે.-યુયુધાન, વિરાટરાજા, મહારથ દ્રુપદરાજા, ધૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશિરાજ, પુરુજિત, કુંતિભોજ, પુરુષશ્રેષ્ઠ શૈબ્ય, પરાક્રમી યુધામન્યુ, વીર્યવાન ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર અભિમન્યુ અને પ્રતિવિંધ્ય આદિ દ્રૌપદીના પાંચ પુત્રો-આ બધાય મહારથો છે.[૪-૬]

(૪-૬) આ શ્લોકોમાં ઘણે સ્થળે च શબ્દ લીધો છે. તે એમ જણાવે છે કે, બીજા ઘટોત્કચ આદિ અતિ પ્રસિદ્ધ એવા ઘણા મહારથો પણ છે. મહારથ, અતિરથ, રથ તથા અર્ધરથ-યોદ્ધાઓનાં લક્ષણો આ પ્રમાણે છે:—

एको दशसहस्राणि योधयेद्यस्तु धन्विनाम् ॥
शस्त्रशास्त्रप्रवीणश्च स वै प्रोक्तो महारथः ॥१॥
अमितान्योधयेद्यस्तु संप्रोक्तोऽतिरथस्तु सः ॥
रथस्त्वेकेन योद्धा स्यात्तन्न्यूनोऽर्धरथःस्मृतः ॥२॥

જે યોદ્ધો દશહજાર ધનુર્ધરો સાથે પોતે એકલોજ લડે તથા શસ્ત્રો અને શાસ્ત્રોમાં અતિ કુશળ હોય, તે યોદ્ધાને શાસ્ત્રકારોએ મહારથ કહેલો છે; પણ જે અસંખ્ય ધનુર્ધરો સાથે લડી શકે તેને અતિરથ કહેલો છે, એકહજાર ધનુર્ધરો સાથે લડી શકે તેને રથ કહેલો છે અને જે એક હજાર ધનુર્ધરોથી ઓછી સંખ્યાવાળા જોડે લડી શકે તેને અર્ધરથ કહેલો છે.

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥

હે બ્રાહ્મણશ્રેષ્ઠ! આપણા સૈન્યમાં પણ જેઓ મહા ઉત્તમ યોદ્ધાઓ છે તેઓને આપ જાણો. મારા સૈન્યમાં જે મુખ્ય મુખ્ય આગેવાનો છે, તેઓનાં નામ હું આપને જણાવવામાટે કહું છું.[૭]

(૭) આપણા પક્ષમાં પણ ઘણા શૂરા યોદ્ધાઓ છે એમ હું આપને જણાવું છું, જેથી શત્રુઓને બળવાન જોઈ આપનો ઉત્સાહ ભાંગી ન જાય.

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः* ॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणा सर्वे युद्धविशारदाः ॥९॥

પ્રથમ તો આપ (દ્રોણાચાર્ય), ભીષ્મ, કર્ણ, યુદ્ધમાં જય મેળવનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, મારો ભાઈ વિકર્ણ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, જયદ્રથ,-વગેરે અને બીજા શલ્ય, કૃતવર્મા

* અહીં जयद्रथને બદલે तथैव च પાઠ પણ છે.

વગેરે ઘણા શૂરવીરો મારામાટે પોતાના પ્રાણ છોડવા તત્પર થયા છે. વળી તે સર્વ શૂરા યોદ્ધાઓ, અનેક પ્રકારનાં શસ્ત્રો ( ચીરી નાખે તેવાં તરવાર વગેરે હથિયારો ) અને પ્રહરણો ( માત્ર પ્રહાર કરવામાંજ ઉપયોગી, ભૂંગળ વગેરે)વાળા છે અને યુદ્ધ કરવામાં કુશળ છે.[૮-૯]

**अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥**

ભીષ્મ જેવા બુદ્ધિમાન અને ગંભીર સેનાપતિના રક્ષણતળે રહેલું આપણું સૈન્ય શત્રુઓના સૈન્યથી ઘેરી શકાય તેવું નથી; પણ ભીમ જેવા મંદ બુદ્ધિના તથા ઉછાંછળા સ્વભાવના સેનાપતિના રક્ષણતળે રહેલું પાંડવોનું સૈન્ય આપણા સૈન્યથી ઘેરી શકાય તેવું છે.[૧૦]

(૧૦) અહીં દુર્યોધન એમ કહેવા માગે છે કે, પાંડવોનું સૈન્ય તો માત્ર સાત અક્ષૌહિણીની સંખ્યાવાળું અલ્પ છે અને આપણું સૈન્ય તો અગીઆર અક્ષૌહિણીની સંખ્યાવાળું મોટું છે, જેથી આપણું સૈન્ય પાંડવોના સૈન્યને ઘેરી શકશે પણ પાંડવોનું સૈન્ય આપણા સૈન્યને ઘેરી શકશે નહિ.

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥**

સર્વ પ્રવેશમાર્ગોમાં પોતપોતાના સ્થાને ઉભેલા આપ સર્વે ભીષ્મનુંજ રક્ષણ કરો.[૧૧]

(૧૧) વ્યૂહરચનામાં ગોઠવાયેલા સૈન્યના પ્રવેશમાર્ગોમાં પોતપોતાને સ્થાને ઉભેલા તમે, સૈન્યના મધ્યભાગમાં રહેલા ભીષ્મનીજ રક્ષા કરો; કારણ કે એ ભીષ્મ આપણા સેનાપતિ છે અને સેનાપતિ જો લગાર પણ ડગે તો આખી સેનામાં ભારે ગભરાટ થઇ જાય તથા સેનાપતિ જો સ્થિર રહે તો સેના પણ સ્થિર રહે; માટે તમારે બધાએ ભીષ્મનુંજ રક્ષણ કરવું.

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।**
**सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥**

પછી તે દુર્યોધનને હર્ષ ઉપજાવતા કુરુઓમાં વૃદ્ધ, પ્રતાપી ભીષ્મ પિતામહે, સિંહનાદ કરીને મોટેથી પોતાનો શંખ વગાડયો.[૧૨]

(૧૨) આ વાક્ય સંજયનું છે. આનો ભાવાર્થ એ છે કે, પૂર્વે વિરાટ્ નગરમાં રાજા દુર્યોધને પાંડવોનો પ્રભાવ જોયો છે, તેથી આ સમયે તેઓને જોઇને રાજા દુર્યોધનને ભય ન થાય અને યુદ્ધ કરવાનો ઉત્સાહ થાય એવા અભિપ્રાયથી હર્ષ ઉત્પન્ન કરવામાટે ભીષ્મે પોતાનો શંખ વગાડયો.

**ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।**
**सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥**

તે પછી શંખો, ભેરીઓ (નોબતો), પણવો (મૃદંગના જેવાં વાજીંત્રો), આનકો (નગારાં), રણશીંગાં—વગેરે વાજીંત્રો એકદમ વાગવા લાગ્યાં, જેથી ઘણો મોટો શબ્દ થઇ રહ્યો.[૧૩]

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।**
**माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥**

તેવામાં ધોળા રંગના ઘોડાઓથી જોડાયલા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુને પણ પોતપોતાના દિવ્ય શંખો વગાડયા.[૧૪]

**पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।**
**पौण्ड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥**
**अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।**
**नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥**

શ્રીકૃષ્ણે પાંચજન્ય નામનો શંખ વગાડયો, અર્જુને દેવદત્ત નામનો શંખ વગાડયો, ભયંકર કર્મ કરનારા ભીમસેને પૌણ્ડ્ર નામનો મોટો શંખ વગાડયો, કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંત વિજય નામનો શંખ વગાડયો, નકુલે સુઘોષ નામનો શંખ વગાડયો અને સહદેવે મણિપુષ્પક નામનો શંખ વગાડયો.[૧૫,૧૬]

**काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥**
**द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।**
**सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक्**

હે રાજા! મહાધનુર્ધર કાશિરાજ, મહારથ શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટરાજા, અજિત સાત્યકિ, દ્રુપદરાજા, (પ્રતિવિંધ્ય આદિ) દ્રૌપદીના પાંચ પુત્રો અને મહાબાહુ સુભદ્રાપુત્ર—અભિમ-

ન્યુ-વગેરે યોદ્ધાઓ પણ ચારે બાજુ પોતપોતાના જૂદા જૂદા શંખો વગાડવા લાગ્યા.[૧૭,૧૮]

**स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥**

આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકતા તે તુમુલ-પાંડવોના શંખઘોષે, કૌરવોનાં હૃદયોને ચીરી નાખ્યાં.[૧૯]

**अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।**
**प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥**
**हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।**

તે સમયે હે રાજા! જ્યારે પરસ્પર શસ્ત્રોનો પ્રહાર ચાલુ થયો ત્યારે, પોતાની સામે ઉભેલા કૌરવોને જોઇને વાનરના ચિન્હવાળી ધ્વજાવાળા અર્જુને પોતાનું ધનુષ ઉંચું કરી, સર્વની ઇંદ્રિયોના પ્રવર્તક શ્રીકૃષ્ણને આ વાકય કહ્યું:-[૨૦]

(૨૦) અહીં મૂળમાં '**व्यवस्थितान्**' એ પદ લીધું છે તે એમ સૂચવે છે કે, કૌરવોને પાંડવોની સામે આવી ભય થઇ ગયો છે જેથી તેઓ ઉદ્વેગને લીધે બરાબર નિયમિત રીતે ગોઠવાઇને ઉભા નથી; પરંતુ આડાઅવળા જેમતેમ ઉભા છે. વળી "**कपिध्वज**" અને "**पांडव**"-આ બે પદોમાંથી એકજ પદ મૂકયું હોત તોપણ ચાલી શકત, છતાં બે પદ મૂકેલાં છે તે એમ જણાવે છે કે, અર્જુનની ધ્વજા દેખીને પણ શત્રુઓને ભય થઇ જતો હતો અને અર્જુનમાં શૌર્ય પણ ઘણું રહેલું છે.

**॥ अर्जुन उवाच ॥**

**सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥**
**यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।**
**कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२॥**
**योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।**
**धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥**

અર્જુને કહ્યું:-હે કૃષ્ણ! આ બન્ને સેનાના મધ્ય ભાગમાં મારા રથને લઈ જઈ ઉભો રાખો; કારણ કે જેટલામાં યુદ્ધ કરવાની ઇચ્છાથી સામા આવીને ઉભેલા આ કૌરવયોદ્ધાઓને હું જોઇ લઉં. વળી આ યુદ્ધનાઉદ્યોગમાં કોની સાથે મારે યુદ્ધ કરવાનું છે તથા કોણ કોણ મારી સાથે યુદ્ધ કરવાના છે, તે પણ મારે જોવું છે; તેમજ આ યુદ્ધમાં દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધનનું પ્રિય કરવાની ઇચ્છાથી યુદ્ધ કરવા માટે જેઓ આવેલા છે, તેઓને પણ મારે જોવા છે.[૨૧-૨૩]

૨૧-૨૩ બન્ને સેનાના મધ્યમાં રથ ઉભો રાખવાનું કારણ એ છે કે, આ સામે ઉભેલા કૌરવોમાંથી કોણ કોણ મને જીતવાનો યત્ન કરે છે તથા કોને કોને મારે જીતવાના છે તે મારે જોવું છે. વળી આ બધા કેવા મૂર્ખ છે કારણ કે શાંતિ કરવાની ઇચ્છા નહિ રાખતાં ઉલટું યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે. તેમજ તેઓ દુષ્ટબુદ્ધિવાળા દુર્યોધનનું પ્રિય કરવામાટે અહીં આવેલા છે માટે તેઓપણ તે દુર્યોધનના જેવા દુષ્ટ બુદ્ધિવાળાજ હોવા જોઇએ એમ જણાય છે.

**॥ संजय उवाच ॥**

**एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।**
**सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥**
**भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।**
**उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥**

સંજયે કહ્યું:-હે ભારત! ઇંદ્રિયોના પ્રવર્તક શ્રીકૃષ્ણને નિદ્રાને જિતનાર અર્જુને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે તેમણે અર્જુનના ઉત્તમ રથને બન્ને સેનાના મધ્યભાગમાં ભીષ્મ, દ્રોણ અને સર્વ રાજાઓની સામે ઉભો રાખી અર્જુનને કહ્યું:-'હે અર્જુન! આ એકઠા મળેલા કૌરવોને તું જો.'[૨૪-૨૫]

**तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।**
**आचार्यान्मातुलान्भ्रातॄन् पुत्रान्पौत्रान्सखींस्तथा ॥**
**श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।**
**तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ।**
**कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।**

ત્યારે અર્જુને, પોતાના કાકાઓને, પિતામહોને, આચાર્યોને, મામાઓને, ભાઈઓને, પુત્રોને, પૌત્રોને, મિત્રોને, સસરાઓને તથા સ્નેહીઓને બન્ને સેનાઓમાં ઉભેલા જોયા. આમ ઉભેલા તે સર્વ બંધુઓને જોઇને તેઓના પર અત્યંત સ્નેહાવેશવાળો થયેલો અર્જુન, ખેદ



## पराक्रमनी मूर्ति अर्जुन अने परम योगेश्वर श्रीकृष्ण

વડીલો અને બંધુઓ વગેરેને યુદ્ધસ્થળમાં ઉભેલા જોઈ અર્જુનને એટલી બધી લાગણી થઈ આવી કે તે હથિયાર નીચે મૂકી દઈને બેસી ગયો અને શ્રીકૃષ્ણપ્રત્યે કહ્યું કે, હે પ્રભો! અત્યારે મારો ક્ષાત્ર સ્વભાવ દબાઇ ગયો છે, માટે મારૂં જેમાં શ્રેય હોય તે મને કહો. હું આપનો શિષ્ય છું, આપને શરણે છું, મને માર્ગ બતાવો. ત્યારે ભગવાને કહ્યું કે, હે પાર્થ! યદૃચ્છાથી પ્રાપ્ત થએલું આ ધર્મયુદ્ધ તારે માટે સ્વર્ગના ખુલ્લા દરવાજા જેવું છે. આવું યુદ્ધ ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય છે. જો એમાં હણાઈશ તો સ્વર્ગને પામીશ, અને જીતીશ તો પૃથ્વીને ભોગવીશ. માટે હે ભારત! યુદ્ધમાટે ખડો થઈ જા.

મામીને આવું વચન બોલ્યો. ૨૬,૨૭

॥ अर्जुन उवाच ॥

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

અર્જુને કહ્યું:–હે કૃષ્ણ! યુદ્ધ કરવા માટે ઉભેલા અમારા કુટુંબીઓને જોઇને મારાં અંગો જડ જેવાં થઇ જાય છે, મુખ સૂકાઈ જાય છે, મારા શરીરમાં કંપારી છૂટે છે અને રૂવાંટાં ઉભાં થઈ જાય છે. મારા હાથમાંથી ગાંડીવ ધનુષ સરકી પડે છે, ચામડી બળે છે, મારામાં ઉભા રહેવાની પણ શક્તિ નથી અને મારૂં મન જાણે ભમતું હોય તેમ લાગે છે. ૨૮–૩૦

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥

હે કેશવ! લોકનો સંહાર સૂચવતાં ધરતીકંપ વગેરે અશુભ નિમિત્તો મારા જોવામાં આવે છે, તેથી આ યુદ્ધમાં મારા કુટુંબીઓને મારી નાંખીને મને કંઈ પણ કલ્યાણ દેખાતું નથી. ૩૧

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा
येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च
त इमेऽवस्थिता युद्धे प्राणाँस्त्यक्त्वा धनानि च
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाःश्वशुराःपौत्राःस्यालाःसंबंधिनस्तथा ॥

હે કૃષ્ણ! મને રાજ્ય, વિજય અને સુખોની ઇચ્છા નથી. હે ગોવિંદ! અમારે રાજ્ય, ભોગો અથવા જીવિતનું શું પ્રયોજન છે? કારણ કે જેઓને માટે અમે રાજ્ય, ભોગો અને સુખની ઇચ્છા રાખીએ છીએ, તેઓ આ આચાર્યો, કાકાઓ, પુત્રો, પિતામહો, મામાઓ, સસરાઓ, પૌત્રો, સાળાઓ અને બીજા સંબંધીઓ, પોતાના પ્રાણોનો અને ધનનો ત્યાગ કરીને યુદ્ધ કરવા માટે આવી ઉભા છે. ૩૨–૩૪

एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोःकिंन्नु महीकृते ॥

હે મધુસૂદન! મને મારવાને તત્પર થયેલા છતાં પણ આ કૌરવોને હું મારવા ઇચ્છતો નથી. તેમને મારવાથી કદાચ મને ત્રૈલોકયનું રાજ્ય મળે તોપણ હું તેઓને મારવા ઈચ્છું નહિ, તો માત્ર પૃથ્વીને માટે તો કેમજ મારૂં! ૩૫

(૩૫) આ કૌરવોને મારવાની ઇચ્છા પણ મને થતી નથી તો પછી તેઓને મારૂં તો કેમજ.

निहत्य धार्तराष्ट्रान्नःका प्रीतिःस्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥

હે જનાર્દન! આ ધૃતરાષ્ટ્રના પુત્રોને મારી નાખીને અમને શી પ્રીતિ થવાની છે?' આતતાયી છતાં આ કૌરવોને મારીને ઉલટું અમને પાપજ લાગવાનું છે. ૩૬

(૩૬) જો કે શાસ્ત્રમાં તો "આતતાયીને મારવાથી દોષ લાગતોજ નથી" એમ કહ્યું છે જેમકે:–

"अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ॥
क्षेत्रदारापहर्ताच षडेते आततायिनः ॥१॥
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥
नाततायिवधे दोषो हंतुर्भवति कश्चन "॥२॥

આગ લગાડનાર, ઝેર આપનાર, હથિયાર લઇ મારવા આવનાર, ધનની ચોરી કરનાર અને ક્ષેત્ર તથા સ્ત્રીનું હરણ કરનાર–આ છ પુરુષો આતતાયી કહેવાય છે. પોતાની સામે આવતા આતતાયી પુરુષને વિચાર કર્યાવિના મારીજ નાખવો; કારણ કે આતતાયીને મારવામાં મારનારને કોઇ પણ જાતનો દોષ લાગતો નથી. આવી રીતે આતતાયીને મારવાની શાસ્ત્રની આજ્ઞા છે, તોપણ આ કૌરવોને મારવાથી અમને પાપજ લાગે; કારણ કે 'આતતાયીને મારી નાખવો' એ વચન અર્થશાસ્ત્રનું છે, પરંતુ '**मा हिंस्यात्सर्वभूतानि**' કોઇપણ પ્રાણીને મારવું નહિ–આ ધર્મશાસ્ત્રનું વચન ઉપરના અર્થશાસ્ત્રના વચનથી બળવાન છે. આના સંબંધમાં યાજ્ઞવલ્કયે કહ્યું છે:–

"स्मृत्योर्विरोधे न्यायस्तु बलवान्व्यवहारतः ।
अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमितिस्थितिः "

જ્યાં બે સ્મૃતિઓમાં પરસ્પર વિરોધ આવતો હોય, ત્યાં વ્યવહારદૃષ્ટિએ જે ન્યાય હોય તે બળ-

વાન મનાય છે. તેમાં પણ અર્થશાસ્ત્ર કરતાં ધર્મ-શાસ્ત્ર બળવાન ગણાય છે. આવી મર્યાદા છે."

આવા કારણથીજ આ આતતાયીઓને મારવાથી અમને પાપ લાગવાનો સંભવ છે, માટે એ કૌરવોજ અમને મારીને ભલે પાપી થાય, પણ અમે તેમને મારીને પાપી થઇશું નહિ.

**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥**

તે કારણથી અમારા બાંધવ આ કૌરવોને મારવાને અમે યોગ્ય નથી. હે માધવ! અમારા કુટુંબીઓને મારી નાખીને અમે કેમ સુખી થઇએ? ૩૭

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥**

જો કે લોભવડે સારાસારના વિવેકથી રહિત ચિત્તવાળા આ કૌરવો, પોતાના કુળનો નાશ કરવાથી થતા દોષને તથા મિત્રોનો દ્રોહ કરવાથી લાગતા પાપને જોતા નથી, ૩૮

**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥**

તોપણ હે જનાર્દન! કુળનો નાશ કરવાથી થતા દોષને સમજનારા–જાણનારા અમારે એ પાપમાંથી દૂર રહેવા શામાટે ન સમજવું જોઇએ? ૩૯

(૩૯) "**आहूतो न निवर्तेत द्यूतादपि रणादपि**" આહ્‌વાન કરાયેલા ક્ષત્રિયે, જુગારથી અથવા યુદ્ધથી પાછા હઠવું નહિ. વળી "**विजितं क्षत्रियस्य**" ક્ષત્રિયે હમેશાં શત્રુઓના સંહાર કરી વિજય મેળવવો જોઇએ–આ સ્મૃતિવચનોથી ક્ષત્રિયે યુદ્ધમાંથી પાછા નહિ હઠવું જોઇએ તથા શત્રુઓની હિંસાથી આજીવિકા ચલાવવી જોઇએ. તો તું યુદ્ધમાંથી પાછા હઠવાની કેમ ઇચ્છા કરે છે? આમ જો શ્રીકૃષ્ણ શંકા કરે તો તેને માટે અર્જુને આ શ્લોકમાં એવો ભાવ દર્શાવ્યો છે કે, "ક્ષત્રિયે યુદ્ધ કરી હિંસાથી આજીવિકા ચલાવવી" આવા આશયની ઉપરની સ્મૃતિ લોભમૂલક હોવાથી તેનો કુલક્ષયથી થનારો દોષ બાધ કરે છે–અર્થાત્ કુલક્ષયથી થતા દોષને જોનારા ક્ષત્રિયે યુદ્ધમાંથી પાછા હઠી જઇ હિંસા કરવી નહિ. જેમકે આવું એક સ્મૃતિવચન છેઃ–"×**औदुंबरीं स्पृष्ट्वा उद्गायेत्**" ઉંબરાના વૃક્ષની ડાળીનો સ્પર્શ કરીને મંત્રગાન કરવું. આ શ્રુતિમાં દર્શાવેલ સ્પર્શનવિધિથી વિરોધ દર્શાવનારી બીજી પણ એક સ્મૃતિ છે–"**औदुंबरी सर्वा वेष्टयितव्या**" ઉંબરાના વૃક્ષની ડાળીને વસ્ત્રથી વીંટીને મંત્રગાન કરવું–આ સર્વવેષ્ટનને દર્શાવનારી સ્મૃતિનો જેમ પ્રથમ દેખાડી શ્રુતિ બાધ કરે છે અને સર્વવેષ્ટન નહિ કરતાં માત્રસ્પર્શનવિધિનોજ સ્વીકાર કરવામાં આવે છે, તેમ આ કુલક્ષયથી થનારો દોષ, પૂર્વોક્ત હિંસાનેસિદ્ધ કરનારી અને લોભમૂલક સ્મૃતિનો બાધ કરે છે અને શાસ્ત્ર કંઇ એમ કહેતું નથી કે માત્ર વિધિવાકયથી જે તે શુભ-અશુભ કર્મ કરી લેવું. જો એમજ કરવાની શાસ્ત્રાજ્ઞા હોય તો શ્યેન યાગવગેરે અધમ ફળવાળાં કર્મોનું પણ અવસ્ય અનુષ્ઠાન કરવું એમ સિદ્ધ થશે; માટે જે કર્મ, ફળથી દૂષિત ન હોય તેનેજ વિધિરૂપે અને ધર્મરૂપે માની આચરવું. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ–

"**फलतोऽपिच यत्कर्म नानर्थेनानुबध्यते**
**केवलं प्रीतिहेतुत्वात्तद्धर्म इतिकथ्यते**"

જે કર્મ, ફળથી અનર્થ–અધર્મની સાથે સંબંધ રાખનારૂં ન હોય અને કેવળ પ્રીતિનુંજ કારણ બનતું હોય, તે કર્મને શાસ્ત્રકારો ધર્મરૂપ કહે છે. આ યુદ્ધ તો +શ્યેન વગેરે યજ્ઞની પેઠે અધર્મરૂપ ફળવાળું અને પાપી પરિણામવાળું છે, માટે તજવા લાયક છે.

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥**

કુળનો નાશ થતાં કુળના પરંપરાથી ચાલ્યા આવતા સનાતન ધર્મો પણ નાશ પામે છે અને ધર્મનો નાશ થતાં સમગ્ર કુળનો અધર્મ પરાભવ કરે છે. ૪૦

(૪૦) કુળનો સંહાર થતાં ધર્મનું આચરણ

× સોમયાગમાં સદોગૃહમાં વેદિકાની પાસે ઉંબરાના વૃક્ષની ડાળખી રોપવામાં આવે છે. ૧ તેનો સ્પર્શ કરીને એકજ શ્વાસે મૈત્રાવરુણતરીકે વરાયલો યાજ્ઞિક, સામગાન કરે છે.

+ શ્યેનયાગ–એટલે "જેમાં શ્યેન પક્ષીનો હોમ કરવામાં આવે તેવો કોઇ યજ્ઞ" આવો અર્થ નહિ સમજવો, પરંતુ શ્યેનયાગ–એટલે "જે યજ્ઞ શ્યેન પક્ષી–બાજ પક્ષીની પેઠે –અર્થાત્ બાજ પક્ષી જેમ તરપ મારી મારીને બીજાં પક્ષીઓનો સંહાર કરે છે, તેમ જે યજ્ઞનું પુણ્ય શત્રુ આદિનું મારણ કરે" આવા હેતુથી આરંભેલો યજ્ઞ.

કરનારા વૃદ્ધોનો અભાવ થાય છે, જેથી બાકી રહેલા નાની વયના વંશજોમાં ધર્મનો નાશ થતાં અધર્મ વ્યાપી જાય છે.

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः॥४१॥**

હે કૃષ્ણ! જ્યારે કુળમાં અધર્મથી પરાભવ થાય છે, ત્યારે કુળની સ્ત્રીઓ દુષ્ટ આચરણવાળી થાય છે–અર્થાત પુત્રોત્પત્તિમાટે બીજા વર્ણના પતિને સેવનારી થાય છે. હે યાદવવંશી કૃષ્ણ! સ્ત્રીઓ જ્યારે દુષ્ટ થાય છે, ત્યારે વંશની પ્રજા વર્ણસંકર થાય છે.[૪૧]

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः॥४२॥**

વર્ણસંકર થયેલી પ્રજા, કુળનો નાશ કરનારાઓને તથા આખા કુળને નરકમાં નાખવામાટેજ થાય છે. વળી કુળનો નાશ કરનારા પુરુષોના પિતૃઓ પણ–પિંડદાન, ઉદકદાન આદિ ક્રિયાઓનો નાશ થવાથી અવશ્ય નરકમાં પડે છે.[૪૨]

(૪૨) જ્યારે એમ હોય તો પૂર્વના સમયમાં પરશુરામે સર્વ ક્ષત્રિયોને મારી નાખ્યા ત્યારે તેઓની સ્ત્રીઓએ વારંવાર બ્રાહ્મણોથી પુત્રોને કેમ ઉત્પન્ન કર્યા હતા અને ધૃતરાષ્ટ્ર આદિ તારા પિતૃઓ પણ સંકરપ્રજામાં કેમ નહિ ગણાય ? આવી શંકા કદાચ શ્રીકૃષ્ણ કરશે એમ મનમાં લાવીને અર્જુન કહે છેઃ–પિંડદાનઆદિ ક્રિયાઓનો નાશ થતાં અવશ્ય પિતૃઓ નરકમાંજ પડે છે. અહીં મૂળમાં **हि** શબ્દનો પ્રયોગ કર્યો છે તે એમ સૂચવે છે કે, આ સંબંધની પ્રસિદ્ધિ–વેદમાં પણ મળી આવે છે. જેમકે–"**न शेषो अग्ने अन्य जातमस्ति**"-હે અગ્નિદેવ! બીજાથી ઉત્પન્ન થયેલું સંતાન પોતાનું સંતાન નથી." આ વૈદિક વાક્યના આશયને અનુસરતું યાસ્કનું પણ એક વચન છે કે–" **अन्योदर्यो मनसाऽपि न मंतव्यो ममायं पुत्र इति** " બીજાથી ઉત્પન્ન થયેલા પુત્રને 'આ મારો પુત્ર છે' એમ મનથી પણ નહિ માનવું જોઇએ; તેમજ વળી બીજું પણ એક શાસ્ત્રવચન છે કેઃ– "**ये यजामहे**" અમે જે જાતિના હોઇએ તે જાતિ થઇને યજન કરીએ છીએ. આ વાક્ય પણ એમજ સૂચવે છે કે, પોતાના પ્રત્યક્ષ દેખાતા પિતા આદિને સત્ય પિતાતરીકે માનવા તે સંશયભરેલું છે તથા આજ મારો પિતા છે, એમ નિશ્ચય કરવો દુઃસાધ્ય છે. વળી એક મંત્ર પણ છે કેઃ–"**योऽहमस्मि स सन् यजे**" હું જે જાતિનો છું તે જાતિનો થઇને યજન કરું છું–આ મંત્રનો અર્થ પણ પોતાના પિતાના સંબંધમાં સંશય સૂચવે છે. વળી બ્રાહ્મણ ગ્રંથમાં પણ આવાજ આશયને જણાવનારૂં એક અર્થવાદ વચન છે કે, "**न चैतद्विद्मो ब्राह्मणाः स्मोवयमब्राह्मणा वा**" અમે જાણતા નથી કે અમે બ્રાહ્મણ વર્ણના છીએ કે કોઈ અન્ય વર્ણના છીએ–અર્થાત સ્ત્રીઓની બાબતમાં દૃઢ નિશ્ચય થઇ શકતો નથી કે, તેઓ નિરંતર પતિવ્રતાજ હોઇ શકે, જેથી તેઓ દુષ્ટ આશયવાળી થયેલી હોય તો પોતાના સત્ય પિતાનો નિશ્ચય કરવો દુઃસાધ્ય છે. આવા કારણથી વીર્યસિંચન કરનારા બીજપતિનેજ પિંડપ્રાપ્તિ થાય છે, પણ મૂળ જે ક્ષેત્રપતિ તેને પિંડ કે ઉદકદાન પહોંચી શકતાં નથી; કારણ કે પુત્ર કરેલું પિંડદાન કે ઉદકદાન જેના વીર્યથી તે પુત્ર ઉત્પન્ન થયો હોય તેનેજ પહોંચી શકે છે,બીજાને પહોંચતું નથી. આવા હેતુથી પ્રજા વર્ણસંકર થતાં પિતૃઓના પિંડદાન–જળપ્રદાન આદિ ક્રિયાઓનો નાશ થવાથી તેઓ નરકમાંજ પડે.

ધર્મશાસ્ત્રમાં "*ક્ષેત્રજ પુત્રને ઉત્પન્ન કરવો' આવા આશયવાળી સ્મૃતિઓનું તાત્પર્ય એજ છે કે, એ ક્ષેત્રજપુત્રથી વંશનો વિચ્છેદ ન થતાં વંશ ચાલુ રહે. વાસ્તવિક રીતે તે ક્ષેત્રજપુત્રથી ક્ષેત્રપતિને પિંડપ્રાપ્તિ–આદિ પારલૌકિક લાભ છેજ નહિ; કારણ કે તે ક્ષેત્રજપુત્રથી જો ક્ષેત્રપતિને પિંડોદકદાન મળી શકતું હોય તો પૂર્વોક્ત વેદવાક્યોનો વિરોધ સ્પષ્ટ દેખાય છે; માટે ક્ષેત્રજપુત્રે કરેલું પિંડોદકદાન જેના વીર્યથી તે ઉત્પન્ન થયો છે તેનેજ મળે છે પણ તેની માતાના મૂળપતિ–ક્ષેત્રપતિને મળતું નથી.

માટે અમારા કુળની સ્ત્રીઓના પતિઓનો આ યુદ્ધમાં અમારે હાથેજ વધ કરી, અમારા કુળની સ્ત્રીઓને દુષ્ટ બનાવી અમે પોતેજ કરેલો વર્ણસંકર, અવશ્ય અમને પોતાનેજ પિંડાદિની

* પોતાની સ્ત્રીસાથે પરપુરુષના સંયોગથી થયેલા પુત્રને 'ક્ષેત્રજ' કહેવામાં આવે છે.

પ્રાપ્તિમાં બાધરૂપ થશે, આવા ભાવાર્થનું આ અર્જુનનું વાકય છે.

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥**

કુળનો નાશ કરનારા પુરુષોના વર્ણસંકર પ્રજાને ઉત્પન્ન કરાવનારા એ પૂર્વોક્ત દોષોથી કુળનો પરંપરાથી ચાલ્યા આવેલા ધર્મો અને તેની જાતિના ધર્મો નાશ પામે છે.૪૩

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥**

હે જનાર્દન ! જેઓના કુળધર્મ, જાતિધર્મ—આદિ ધર્મો,નાશ પામ્યા છે તેવા મનુષ્યોનો અવશ્ય નરકમાંજ વાસ થાય છે એમ અમે કેટલાંએક શાસ્ત્રવચનોથી સાંભળેલું છે.*૪૪

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥**

અરેરે ! મહાખેદની વાત છે કે, અમે મહાન પાપ કરવામાટે સજ્જ થયા છીએ; કારણકે રાજ્યસુખના લોભને લીધે અમારા કુટુંબીઓનો નાશ કરવા તત્પર થયા છીએ.૪૫

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥**

આ યુદ્ધમાં સામા ઉભેલા આ ધૃતરાષ્ટ્રના પુત્રો, કોઇ પણ જાતનો બચાવ નહિ કરી માત્ર શાંત થઇને ઉભેલા તથા શસ્ત્રવિનાના મનેજ જો મારી નાખે તો તે મારૂં મૃત્યુ, મને અતિ કલ્યાણકારક છે—અર્થાત પાપ નહિ કરીને આમ મરી જવું તે વધારે સારૂં છે.૪૬

**॥ संजय उवाच ॥**

**एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥**

સંજયે કહ્યું:—આવી રીતે શોકથી આકુળવ્યાકુળ મનવાળો તે અર્જુન, એ પ્રમાણે કહીને બાણ અને ધનુષને ફેંકી દઇને પોતે એ રણભૂમિપર રહેલા પોતાના રથની બેઠકપર બેસી ગયો.૪૭

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ શ્રીમદ્ ભગવદ્ગીતા પર્વમાં "અર્જુન વિષાદયોગ" એ વિષયનો અધ્યાય ૨૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૬ મો

## સાંખ્યયોગ

**નીલકંઠ:**—અર્જુન યુદ્ધથી વિરામ પામ્યો એટલે હવે "મારા પુત્રો શત્રુરહિત નિષ્કંટક રાજ્યને પામશે" આવી આશાવાળા રાજા ધૃતરાષ્ટ્રને સંજય કહે છે.

**॥ संजय उवाच ॥**

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।**
**विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥**

સંજયે કહ્યું:—એ રીતે કુટુંબીઓપરના સ્નેહાવેશવાળા, અશ્રુઓથી ભરપૂર અને તેજ કારણથી આકુળ નેત્રવાળા તથા એ પ્રમાણે ખેદ કરતા અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું.૧

---

* જેમકે:—

**'प्रायश्चित्तमकुर्वाणाः पापेषु निरता नराः ।**
**अपश्चात्तापिनो नित्यं निरयान्यान्ति दारुणान् ॥'**

અર્થાત્ પાપકર્મોમાં આસક્ત રહેલા તથા તે પાપોને દૂર કરવામાટે પ્રાયશ્ચિત્ત અને પશ્ચાત્તાપ નહિ કરનારા પુરુષો, અવશ્ય દારુણ નરકોમાં જાય છે.

(૧) સંજયે કહ્યું:—ત્યાર પછી "**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव**" હે કૃષ્ણ ! અમારા સ્વજનોને મારીને અમે કેમ સુખી થઇએ ? એ પ્રકારે પોતાના સ્વજન કૌરવો તરફ અર્જુન, કૃપાસ્નેહની લાગણીથી વ્યાપ્ત થઇ ગયો—અહીં કૃપાશબ્દનો અર્થ દયા એવો થતો નથી; કારણ દયા એટલે પારકાં દુઃખોને નાશ કરવાની ઇચ્છા. તો તેવી ઇચ્છારૂપ દયા, શત્રુઓ અથવા બીજા કોઇ મનુષ્યોની દુર્બળતાનો નિશ્ચય કર્યા પછીજ થાય છે. તો આવા પ્રકારની દયા—"**यदि वा नो जयेयुः—**" 'કદાચ એ કૌરવો અમને જિતે, આવી પોતાના પરાજયની શંકા રાખતા અર્જુનને થયેલી છે, એમ કહેવું અશકય છે. વળી અર્જુનને કૌરવોપ્રત્યે દયાજ થઈ હોય તો—"**यानेव हत्वा न जिजीविषामः—**" જેઓનો નાશ કરી અમે જીવવાનીજ ઇચ્છા

રાખીએ નહિ—આ અતિશય સ્નેહને સૂચવનાર વાક્ય સાથે પણ વિરોધ આવે; માટે પૂર્વાપર વાક્યોનો વિચાર કરતાં જણાય છે કે, અર્જુનને કૌરવો તરફ બંધુસ્નેહ થયો છે, પણ દયા આવેલી નથી. આવાજ આશયથી અહીં કૃપા શબ્દનો અર્થ દયા નહિ કરતાં સ્નેહ એવો કરવાનો છે. તો તેવા બંધુસ્નેહથી વ્યાપ્ત થયેલા તથા "**सीदंति मम गात्राणि**"—મારાં અંગો ચેષ્ટાવિનાનાં થઈ જાય છે ઈત્યાદિ વચનોથી ખેદ કરતા તે અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણ, આ પ્રમાણે કહેવા લાગ્યા.

આ શ્લોકમાં "**मधुसूदनः**" એ શ્રીકૃષ્ણનું વિશેષણ છે. તે એવો ભાવ જણાવે છે કે, મધુ રાક્ષસ જેવા દુષ્ટોને હણનારા શ્રીકૃષ્ણ, અર્જુનને નિમિત્તરૂપ કરીને તમારા પુત્રોને પણ હણશેજ, માટે તમારે જયની આશા ન રાખવી.

એ રીતે યુદ્ધમાંથી વિરામ પામેલા અર્જુનને યુદ્ધમાં તત્પર કરવા માટે શ્રીભગવાન કહે છે.

**॥ श्रीभगवानुवाच ॥**

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥**

શ્રીભગવાને કહ્યું:—હે અર્જુન ! આવા સંકટના સમયમાં કાયર પુરુષોએ સેવેલો, સ્વર્ગને નહિ આપનારો તથા અપકીર્તિ કારક આવો મોહ તને કયાંથી થયો ?[2]

(૨) શ્રીભગવાને કહ્યું:—હે અર્જુન ! તારામાં નામ જેવાજ ગુણો રહેલા છે—અર્થાત્ તું સ્વચ્છ સ્વભાવવાળો છે, છતાં તારા જેવા શૂરાઓને માટે તદ્દન નહિ સેવવા યોગ્ય અને કેવળ કાયર તથા બીકણ ષોને સેવવા લાયક એવી આ કાયરતા, આવા યુદ્ધસંકટના સમયમાં તને કેમ થઇ ? કારણકે તેવી કાયરતા, સ્વર્ગથી ભ્રષ્ટ કરનારી તથા મહાન અપકીર્તિને કરનારી છે. તને એ યોગ્ય નથી.

આ વાતનેજ ફરીથી કહે છે:—

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥**

**હે પાર્થ ! તું કાયરતાને ન પામ. તારા જેવા શૂરવીર પુરુષમાં આવી કાયરતા ઘટે નહિ. હે શત્રુઓને તપાવનારા અર્જુન! તારા હૃદયની તુચ્છ દુર્બળતાને તજીને યુદ્ધ કરવામાટે ઉઠ—તૈયાર થા.**[3]

(૩) હે પાર્થ ! "**न च शक्नोम्यवस्थातुम्**" હું ઉભો રહેવાને અશક્ત છું ઇત્યાદિ વાકયોથી સ્પષ્ટ દેખાઇ આવતું વીર્યહીનપણું તું ન પામ. મહાદેવ શંકર જેવાની સાથે યુદ્ધ કરનારા તારા જેવા વીરપુરુષમાં આવું નિર્વીર્યપણું ન ઘટે. આ તારી દુર્બળતા ક્ષુદ્ર છે—તુચ્છ છે અને કેવળ તારા હૃદયનીજ તે દુર્બળતા છે. તું શકિત અથવા સહાય—મદદવિનાનો નથી, કે જેથી તેવી દુર્બળતા તને હોઇ શકે; માટે તારી માનસિક નબળાઇ ત્યજી દઇને, હે શત્રુઓને તપાવનાર અર્જુન ! તું યુદ્ધ કરવા માટે ઉઠ.

જેઓ આપણા શત્રુ હોય અથવા સ્વભાવથી દુષ્ટ હોય, તેઓને તપાવવા—દુઃખ દેવું તે તો ઘટે, પણ આ તો અમારા બંધુઓ છે અને વળી સત્પુરુષોતરીકે ગણાય છે તો તેઓની સાથે હું કેમ યુદ્ધ કરૂં ? આવું મનમાં લાવીને અર્જુન કહે છે:—

**॥ अर्जुन उवाच ॥**

**कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥**

અર્જુને કહ્યું:—હે મધુસૂદન! આ ભીષ્મ અને દ્રોણની સામે હું યુદ્ધમાં બાણોવડે કેમ લડીશ ? હે શત્રુસૂદન! તેઓ તો મારા પૂજ્ય છે.[4]

(૪) અહીં અર્જુને ભગવાન શ્રીકૃષ્ણને "**मधुसूदन**"—**अरिसूदन**—આવાં બે સંબોધનો આપ્યાં છે, તેથી એમ સૂચવે છે કે, તમે પણ દુષ્ટ શત્રુઓનેજ સંતાપો છો, જેથી આ મારા પૂજ્ય અને સજ્જન ગુરુ ભીષ્મ અને દ્રોણને "તું મારી નાખ" એમ કહેવું તમને યોગ્ય નથી. વળી કેટલાએક વિદ્વાનો એમ પણ કહે છે કે, આ બન્ને સંબોધનો સમાન અર્થને કહેનારાં છે—છતાં એકને બદલે બે સંબોધનો લીધાં છે, જેથી પુનરુક્તિ દોષનો સંભવ છે, પણ વક્તા અર્જુન,શોકથી ઘણો વિહ્વળ થઇ ગયો છે, જેથી બે સંબોધનવડે તેણે શ્રીકૃષ્ણને સંબોધ્યા છે માટે પુનરુક્તિદોષ ન ગણાય. અર્જુન ભીષ્મ અને દ્રોણની સાથે બાણોવડે યુદ્ધ કરવાની ના પાડે છે, તેમાં એવો ભાવ રહેલો છે કે, એ મારા પૂજ્ય ગુરુઓની સાથે મારે વાણીથી પણ નહિ લડવું જોઇએ તો બાણોથી તો કેમજ લડાય ?

યુદ્ધ કરવા સામે તત્પર થયેલા ગુરુઓનો વધ પણ કલ્યાણકારક છે–આમ કદાચ શ્રીકૃષ્ણ કહેશે, એવી મનમાં શંકા લાવીને અર્જુન કહે છે.

**गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके । हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥**

મોટા પ્રભાવવાળા આ ગુરુઓને નહિ મારીને, મારે આ લોકમાં ભિક્ષાન્ન ખાવું તે પણ શ્રેયસ્કર છે; પણ ધનની તૃષ્ણાવાળા એવા પણ મારા ગુરુઓને મારી નાખીને તો આ લોકમાંજ (પરલોકમાં તો મારી શી દશા થશે તે તો કોણ જાણે!) મારે તેમના લોહીથી ખરડાયેલા ભોગો ભોગવવા પડે.[5]

(૫) અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું:–જો કે તમે કહો છો તે વખાણવાલાયકજ છે. તોપણ મને તો એમજ લાગે છે કે, આવા મહાપ્રતાપી ગુરુઓને નહિ મારીને મારે ભિક્ષાન્ન ખાવું તે વધારે ઉત્તમ છે. કદાચ આપ મને એમ કહો કે:–"તારા ગુરુઓસિવાયના દુર્યોધન આદિ દુષ્ટોનેજ તું માર." પણ એમાંએ દોષ આવે છે, તે એજ છે કે, આ મારા ગુરુઓ ધનની કામનાવાળા છે, જેથી દુર્યોધનને અવશ્ય સહાય કરશે. એટલે સાથે સાથે તેઓને પણ મારવાજ પડે. આ શ્લોકમાં **तु** શબ્દ મૂકેલો છે તે બીજા પક્ષનું સ્થાપન કરવા માટે છે; તથા "**भुंजीय**" એ ક્રિયાપદ પ્રશ્નાર્થ વિધ્યર્થકાળનું મૂકેલું છે. તે એમ સૂચવે છે કે, અર્જુને આ શ્લોકમાં બે પક્ષ ઉભા કરીને શ્રીકૃષ્ણને પ્રશ્ન કર્યો છે તે આ પ્રમાણે છે:–ગુરુઓને નહિ મારી, ભિક્ષાન્ન ખાવું તે શ્રેય છે કે ગુરુઓને મારી નાખીને ભોગો સંપાદન કરવા તે શ્રેય છે?–આ બન્ને પક્ષના પ્રશ્નમાં છેલ્લા પક્ષમાં જે દૂષણ રહેલું છે, તેને પોતેજ કહી દેખાડે છે:–ગુરુઓને મારી નાખીને તેમના લોહીથી ખરડાયેલા ભોગો સંપાદન કરવા તે તો મને ઠીક લાગતું નથી.

જો ગુરુઓને મારી નાખીને ભોગો ભોગવવા તને ઠીક ન લાગતા હોય તો તારે માટે ભિક્ષાન્ન ભોગવવાનો પ્રથમ પક્ષજ શ્રેયસ્કર છે–આમ કદાચ શ્રીકૃષ્ણ કહે તો તેને માટે કહે છે:–

**न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः । यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥**

યુદ્ધ કરવું કે ભિક્ષા માગવી –આ બે પક્ષોમાંથી અમારેમાટે કયો પક્ષ અતિશ્રેષ્ઠ છે, એ અમને જણાતું નથી. કદાચ યુદ્ધ શ્રેષ્ઠ છે એમ માનીએ, તોપણ કંઇ નિશ્ચય નથી કે, અમે કૌરવોને જિતીએ અથવા કૌરવો અમને જિતે. ધારો કે, કદાચ અમારો જય થાય, તોપણ શું ફળ છે? કારણકે જેઓને મારીને અમે જીવવાનેજ ન ઇચ્છીએ, તે કૌરવો તો યુદ્ધના મોખરામાંજ આવી ઉભા છે.[6]

(૬) અર્જુને કહ્યું:–જો કે ક્ષત્રિયસિવાયના બ્રાહ્મણને માટે તો ભિક્ષા માગવી તેજ ઇષ્ટ છે, પણ અમને ક્ષત્રિયોને ભિક્ષા અને ભોગોમાં કયું અતિ ઉત્તમ છે? એ અમને જણાતું નથી. કદાચ તમે કહેશો કે, ક્ષત્રિયોને તો મારા કહેવાપ્રમાણે યુદ્ધ કરવું તેજ અતિ ઉત્તમ છે; તો તેમાં પણ અમે શત્રુઓને જિતીશું અથવા શત્રુઓ અમને જિતશે–એ અમે જાણી શકતા નથી. વળી છેલ્લો યુદ્ધપક્ષ સ્વીકારતાં અમે માર્યા જઇએ, તેવો પણ સંભવ છે; અથવા તેઓ અમને જિતે અને અમે કદાચ યુદ્ધમાંથી બચી જઇએ તોપણ અમારે નહિ ઇચ્છવા યોગ્ય ભિક્ષા તો પ્રાપ્ત થાયજ છે. વળી કદાચ તમે કહો કે, મારી સહાય હોવાથી તારો અવશ્ય વિજય થશે; પણ પોતાના વહાલા સંબંધીઓનો નાશ થતાં મને વિજય મળે તે પણ પરાજયસરખોજ છે.

કેટલાએક વિદ્વાનો આ શ્લોકના અર્થમાં ફેરફાર કરે છે. તેઓ કહે છે કે, અર્જુને ભિક્ષાનેજ શ્રેયસ્કરતરીકે નિશ્ચિત માની છે તો ફરી "યુદ્ધ અને ભિક્ષામાં કયું ઉત્તમ છે" આવો સંશય કરવો તે યોગ્ય નથી; માટે અહીં એવું વ્યાખ્યાન કરવું કે, અમારા બન્ને સૈન્યોમાં કયું સૈન્ય શ્રેષ્ઠ છે–મોટું છે–આવો "**कतरन्नोगरीयः**"–એ વાક્યનો અર્થ કરવો; પણ તેઓનો આ અર્થ અયોગ્ય છે, કારણકે હવે પછીના શ્લોકમાં અર્જુને પોતાને "**धर्मसंमूढचेताः**" એવું વિશેષણ આપી એમ જણાવ્યું છે કે, મારેમાટે ભિક્ષાધર્મ શ્રેષ્ઠ છે કે યુદ્ધધર્મ શ્રેષ્ઠ છે? એ વિષે મને સંશય થયો છે. આ ઉપરથી જણાય છે કે,

આ શ્લોકમાં ભિક્ષા અને યુદ્ધના સંબંધમાંજ સંશય કરેલો છે અને તેજ સંશય અહીં યોગ્ય લાગે છે; કારણ કે સૈન્યની શ્રેષ્ઠતાનો સંશય જો અર્જુનને થયો હોય તો પુનઃ વિજયનો સંશય કરવાની જરૂર રહેતી નથી; કારણ કે સૈન્યના સંશયપરથીજ વિજયનો સંશય સિદ્ધ થઇ જાય છે. વળી સૈન્યના સંશયમાં કેટલોએક અધ્યાહાર પણ કરવો પડે છે, જેથી તે પણ દોષયુક્ત ગણાય.

વળી તેજ સંશય કરીને અર્જુને પૂછ્યું.

**कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः । यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मा त्वां प्रपन्नम् ॥**

અમે અમારા બંધુઓનો નાશ કરીને કેમ જીવી શકીશું–આવી દીનતાથી તથા પોતાના કુળનો નાશ કરવાથી થતા દોષથી–નષ્ટ થયેલા ક્ષાત્રસ્વભાવવાળો અને ભિક્ષાટન કરવું તે ક્ષત્રિયનો ધર્મ હશે કે અધર્મ હશે–એવા ધાર્મિક સંશયથી મોહયુક્ત થયેલા મનવાળો હું, તમને પૂછું છું; માટે જે નિશ્ચિત શ્રેય મારે માટે યોગ્ય હોય તે મને કહો. હું તમારો શિષ્ય છું, શરણે આવેલા મને તમે યોગ્ય શિક્ષણ આપો.[૭]

(૭) આ શ્લોકમાં ક્ષાત્રસ્વભાવ એટલે–"**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धेचाप्यपलायनम्**"–વગેરે જે આગળ કહેવામાં આવશે તે સમજવાનો છે.

કદાચ શ્રીકૃષ્ણ કહે કે:—

"**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप**"

હે શત્રુતાપન અર્જુન! તારા હૃદયની ક્ષુદ્ર દુર્બળતાને તજીને યુદ્ધ કરવમાટ તૈયાર થા–ઇત્યાદિ વાક્યોથી મેં તને પ્રથમજ કહેલું છે કે, તારે યુદ્ધ કરવું તેજ શ્રેયસ્કર છે, તોપણ તું વારંવાર શામાટે પૂછે છે? તો તેને માટે કહે છે.

**न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् । अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥**

**તેવું એક પણ કર્મ મારા જોવામાં આવતું નથી, કે જે ઇંદ્રિયોને અત્યંત સૂકાવી નાખનારા મારા શોકને દૂર કરી શકે. પૃથ્વીપરનું શત્રુઓ-રહિત તથા સમૃદ્ધિવાળું રાજ્ય પામીને અથવા દેવોના અધિપતિપણાને પામીને પણ મારા શોકને દૂર કરવાનો ઉપાય હું દેખતો નથી.**[૮]

(૮) અહીં અર્જુન, એવા આશયથી કહે છે કે,–હે કૃષ્ણ! તમે મને યુદ્ધ કરવામાટે કહીને શ્રેયસ્કર માર્ગ દેખાડો છો અને મારા ક્ષત્રિયધર્મને અનુસરતું કરવામાટે કહો છો; પણ તેમ કરવાથી મારા બંધુઓનો નાશ થાય છે અને તે કારણથીજ આ મને શોક થયો છે, તો તે મારો શોક, રાજ્યના લાભથી અથવા દેવેન્દ્રપદના લાભથી દૂર થઇ શકે તેમ નથી; માટે તે યુદ્ધસિવાયનો બીજો કોઇ નિવૃત્તિરૂપ શાંતિનો ઉપાય કહો, કે જેથી મારો શોક દૂર થાય. અહીંસુધીના ગ્રંથમાં અર્જુનને થયેલા ખેદને બહાને બ્રહ્મવિદ્યામાં અધિકાર ધરાવના પુરુષે, ભિક્ષાચરણ અને આ લોકના તથા પરલોકના ફળભોગ તરફ વૈરાગ્ય–એ બન્નેસાથે સંબંધ કરવો જોઇએ, એમ દર્શાવ્યું છે.

**॥ संजय उवाच ॥**

**एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।**
**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥**

સંજયે કહ્યું:–હે શત્રુતાપન ધૃતરાષ્ટ્ર રાજા! નિદ્રાને જિતનાર અર્જુન, ઇંદ્રિયોના નિયંતા શ્રીકૃષ્ણને એ પ્રમાણે કહીને પુનઃ "હું યુદ્ધ કરવાનો નથી" આમ તે ગોવિંદ ભગવાનને કહીને ચૂપ થઈ ગયો.[૯]

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।**
**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥१०॥**

હે ભરતવંશી રાજા! બન્ને સેનાઓના મધ્યભાગમાં એ પ્રમાણે ખેદ કરતા તે અર્જુનને ઇંદ્રિયોના નિયંતા શ્રીકૃષ્ણ, મંદ હસીને આવું વચન કહેવા લાગ્યા.[૧૦]

(૧૦) આ અર્જુન મૂર્ખ છે–કંઇ સમજતો નથી છતાં પણ જાણે મૂર્ખ ન હોય તેમ મારી પાસે ડાહી ડાહી વાતો કરે છે–આવા અભિપ્રાયથી ભગવાનને હસવું આવ્યું.

અર્જુનને બે જાતનો મોહ ઉત્પન્ન થયો છે–તેમાં એક તો–"દેહનો નાશ થતાં આત્માનો પણ નાશ થાય છે" આવા પ્રકારની બુદ્ધિરૂપ

મોહ અને બીજો–"યુદ્ધ કરવું તે પોતાનો ધર્મ છે છતાં તેમાં અધર્મની માન્યતાવાળી બુદ્ધિ–આ બન્ને પ્રકારના મોહમાં પ્રથમના "દેહનો નાશ થતાં આત્માનો પણ નાશ થાય છે" એ મોહને, બ્રહ્મવિદ્યાના સૂત્રરૂપ વીસ શ્લોકોથી દૂર કરવા ઇચ્છતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે.

**॥ શ્રીભગવાનુવાચ ॥**

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादाँश्च भाषसे ।**
**गतासूनगतासूँश्च नानुशोचंति पंडिताः॥११॥**

શ્રીકૃષ્ણે કહ્યું:–તું શોક નહિ, કરવા યોગ્ય એવાં આ તારા બંધુઓનો શોક કરે છે. વળી હું તને સમજાવું છું, છતાં પણ બુદ્ધિમાન પુરુષોના શબ્દો બોલ્યા કરે છે–અર્થાત તું પંડિત નથી છતાં તારી પંડિતાઈ દેખાડ્યા કરે છે; પણ પંડિત પુરુષો તો મરેલાઓનો કે જીવતાઓનો શોક કરતા નથી.[૧૧]

(૧૧) શ્રીભગવાને કહ્યું:–હે અર્જુન ! **"जीवापेतं वा किलेदं म्रिय ते न जीवो म्रियते–** જીવવિનાનું થયેલું આ શરીર મરણ પામે છે પણ જીવ મરણ પામતો નથી" આ વેદવાકયના પ્રમાણથી જેમ ઘટ આદિ ઉપાધિનો નાશ થયા છતાં આકાશનો નાશ થતો નથી તેમ, આ દેહ આદિ ઉપાધિનો નાશ થતાં પણ જીવનો નાશ થતો નથી; માટે આ ભીષ્મ વગેરે તારા સ્વજનો અશોચ્ય છે–શોક કરવાને યોગ્ય નથી, છતાં તું શોક કરે છે–કે, આ ગુરુઓને મારે કેમ મારવા, તેઓ વિના અમે કેમ જીવીશું? વગેરે વગેરે એ પરથી જણાય છે કે,તું મૂઢ છે, છતાં પણ દેહથી આત્માને જૂદો જાણનારા મોટા પંડિતપુરુષોના જેવી વાતો કર્યા કરે છે અને કહે છે કે, **"नरके नियतं वासः"** હમેશાં નરકમાં વાસ થાય છે–**"पतंति पितरो ह्येषाम्"** કુળની હત્યા કરનારાઓના પિતૃઓ નરકમાં પડે છે, ઇત્યાદિ બોલ્યા કરે છે; પરંતુ વિચાર કરતાં જણાય છે કે, તું બુદ્ધિમાન પંડિત નથી; કારણ કે બુદ્ધિમાન પંડિત પુરુષો તો મરણ પામેલા–જીવવિનાના થયેલા દેહોનો શોક કરતા નથી પણ ઉલટા તેવા દેહોનો ત્યાગ કરે છે. આ પરથી જણાય છે કે, પ્રાણ–જીવજ ઇષ્ટ છે–પણ દેહ ઇષ્ટ નથી. શ્રુતિ પણ કહે છે કે:–**"प्राणो ह पिता प्राणो माता प्राण आचार्यः"** પ્રાણજ પિતા છે, પ્રાણજ માતા છે અને પ્રાણજ આચાર્ય છે. આવાજ કારણથી પ્રાણવાળા–જીવતા પિતા, માતા અને આચાર્યની અવગણના કરનાર પુરુષને "તું પિતા વગેરેની હત્યા કરનારો છે, માટે તને ધિક્કાર હજો"–આમ લોકો કહે છે; પણ જ્યારે તે પિતા વગેરેનો પ્રાણ નીકળી જાય છે–અર્થાત તેઓ જ્યારે મરણ પામે છે, ત્યારે તેઓને બાળી મૂકતા પુરુષને પણ લોકો કંઇ કહેતાં નથી કે ધિક્કારતા નથી. આ પ્રસિદ્ધિ,લોકમાં અને વેદમાં પણ સ્પષ્ટ દેખાય છે; માટે તે પરથી સિદ્ધ થાય છે કે, આત્મા દેહથી ભિન્ન છે; કારણ કે તે ચેતન છે. જે જે ચેતન હોય છે, તે તે દેહથી ભિન્ન હોય છે જેમ વ્યતિરેક દૃષ્ટાંતે ઘડો તે ચેતન નથી. તેમ દેહ આત્માથી ભિન્ન હોવા છતાં ચેતન નથી કારણ કે તે દૃશ્યપદાર્થ છે. જે જે દૃશ્ય પદાર્થ છે, તે તે ચેતન નથી. જેમકે ઘડો. ઘડો પણ દૃશ્ય પદાર્થ છે, જેથી તે ચેતન નથી; અને ધારો કે, કદાચ દેહ ચેતન હોય તો મરણ પછી પણ તે દેહમાં ચૈતન્ય હોવું જોઇએ, પરંતુ તેવું તો જોવામાં આવતું નથી; માટે સિદ્ધ થાય છે કે, દેહ અચેતન છે–જડ છે. આવું વાસ્તવિક સ્વરૂપ નહિ સમજીને "દેહનો નાશ થતાં આત્માનો પણ નાશ થાય છે" એમ માનનારો તું મૂર્ખજ છે.

આ શ્લોકમાં કેટલાએક તર્કશાસ્ત્રીઓ **"प्रज्ञावादान्"** એ પદમાં **"प्रज्ञानाम्–अवादान्"** આમ **वादान्** ને બદલે **अवादान्** એમ વિભાગ કરી, "તું બુદ્ધિમાન પુરુષોને નહિ બોલવા યોગ્ય બોલે છે." આવું વ્યાખ્યાન કરે છે; પણ તે ઠીક નથી; કારણ કે "નહિ બોલવા યોગ્ય" એવો અર્થ લાવવા માટે વ્યાકરણની રીતિ પ્રમાણે **"घञ्"** પ્રત્યય મળી શકતો નથી અને તેવો અર્થ કરવામાં કેટલોએક અધ્યાહાર પણ કરવો પડે છે, માટે તેવું વ્યાખ્યાન ત્યાજ્ય છે.

કોશેટો બનાવનાર કીડો ( રેશમનો કીડો ) એ કોશેટાથી જૂદો છે, છતાં પણ જ્યારે કોશેટાનો નાશ થાય છે, ત્યારે તે કીડાનો પણ જેમ નાશ થાય છે તેમજ, જીવ પણ દેહથી જૂદો છે છતાં દેહનો નાશ થતાં તે જીવ પણ નાશ પામતોજ હશે, આવી અર્જુનની માન્યતા કદાચ હોય એમ ધારીને ભગવાન કહે છે.

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे ज[illegible]धिपाः ।**
**न चैव न [illegible]ः सर्वे व[illegible]मतः परम् ॥**

**હું (કૃષ્ણ) પ્રથમ નજ હતો તેમ કદી ન હતું; તું પણ પ્રથમ ન હતો એમ કદી ન હતું અને આ બધા રાજાઓ પણ ન હતા તેમ ન હતું; તેમજ આપણે બધા હવે પછી પણ નહિ હોઈશું તેમ નહિજ બને.**[૧૨]

(૧૨) ભગવાને કહ્યું:–હે અર્જુન ! તું, હું અને આ સર્વ રાજાઓ અનાદિ અને અનંત છીએ. કદી પણ હું ન હતો તેમ બન્યુંજ નથી; પણ હું હતોજ તેમ તું પણ ન હતો તેમ નથી બન્યું; પરંતુ હતોજ; અને આ રાજાઓ તથા બીજાં સર્વ પ્રાણીઓ પણ પૂર્વે ન હતાં તેમ નથી બન્યું, પરંતુ સર્વે હતાંજ; તેમજ હવે પછી પણ આપણે બધા નહિ હોઇશું તેમ નહિ બને, પરંતુ આપણે બધા હવે પછી પણ હોઈશુંજ. કદાચ તને શંકા થશે કે, આ દેહ આત્મા ન હોય તો દેહને પીડા થતાં આત્માને કેમ પીડા થાય છે? આ શંકાના સમાધાનમાં અમે એમજ કહીશું કે, આત્માને પીડા થવાનું કારણ માત્ર તેનું અભિમાનજ છે. દૃષ્ટાંતતરીકે, જેમ કોઇ યક્ષ બીજાના શરીરમાં પ્રવેશકરે છે, ત્યારે તે યક્ષે કરેલી પીડાથી તે દેહનો પતિ આત્મા પીડાતો નથી; કારણકે તે સમયે તે દેહપતિ આત્માને પોતાના દેહપરનું અભિમાન હોતું નથી, જે કારણથી તે આત્માને એ યક્ષની પીડા અસર કરતી નથી, પણ યક્ષને પીડા થાય છે; કારણકે તે સમયે તે યક્ષે પારકા શરીરપર અભિમાન કરેલું છે. આ વાત લોકમાં પ્રસિદ્ધ છે. આ દૃષ્ટાંત પ્રમાણે દેહની પીડાથી તે દેહના અભિમાની આત્માને પણ પીડા થાય છે. બીજું વળી પૂર્વનાં કર્મોવિના જીવન પણ સંભવી શકતું નથી, છતાં પણ જો આપણે પૂર્વનાં કર્મોને જીવિકામાં કારણતરીકે ન માનીએ તો પૂર્વનાં કરેલાં કર્મોનો નાશ અને નહિ કરેલાં કર્મોની પ્રાપ્તિનો પ્રસંગ આવી પડશે; માટે આપણા બધાની જીવિકા પૂર્વજન્મનાં કર્મોને લીધેજ સિદ્ધ થાય છે.

વળી વૃક્ષ આદિ સ્થાવરોની જીવિકા પણ તેમનાં પૂર્વકર્મોવિના સિદ્ધ થતી નથી, એમ અનુમાન કરી લેવું. એ અનુમાન આ પ્રમાણે થાય છે:–"સ્થાવરોની જીવિકા, તેમનાં પૂર્વકર્મોને લીધેજ હોવી જોઇએ; કારણકે તેમને પણ જીવિકા હોય છે. જે જે જીવિકા, તે તે પૂર્વનાં કર્મોને લીધેજ હોય છે. જેમ આપણા બધાની જીવિકા, રસોઈ આદિ ક્રિયાથીજ થતી જોવામાં આવે છે તેમ." આ અનુમાનપરથી સિદ્ધ થાય છે કે, વૃક્ષાદિ સ્થાવરોમાં પણ પૂર્વજન્મનાં કર્મ છે.

વળી બીજું, ક્રિયાના વિચિત્રપણાથી કાર્યમાં પણ વિચિત્રપણું જોવામાં આવે છે. જેમ ઘડા, કોઠીયાં, ઢાંકણાં–વગેરે વાસણોમાં ક્રિયાના વિચિત્રપણાથી વિચિત્રતા જોવામાં આવે છે, તેમજ આ લોકમાં સુખદુઃખાદિ કાર્યોમાં જે વિચિત્રતા દેખાય છે, તેમાં પૂર્વનાં કર્મોનુંજ વિચિત્રપણું કારણતરીકે હોવું જોઇએ, એમ અનુમાન થઈ શકે છે. તેનું અનુમાન આ પ્રમાણે છે:–"તુરત જન્મેલા ગાયના વાછરડાને તેની માતાનું સ્તનપાન કરવામાં આપોઆપ જે પ્રવૃત્તિ થાય છે તથા પ્રાણીમાત્રને મરણથી જે ત્રાસ થાય છે, તે બન્નેના ઉત્પન્ન થવામાં પૂર્વજન્મના અનુભવથી ઉત્પન્ન થયેલા સંસ્કારોજ કારણતરીકે હોવા જોઇએ. વળી જેમ શ્વાસોચ્છ્વાસ લેવામાં પણ પૂર્વજન્મના સંસ્કારોજ કારણ હોય છે તેમ સર્વ પ્રાણીઓને જન્મ થયા પછી તુરતજ ભોજન વગેરેમાં આપોઆપ પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે, તેમાં પણ પૂર્વજન્મના અનુભવથી ઉત્પન્ન થતા સંસ્કારોજ કારણતરીકે હોવા જોઇએ." આવાં અનુમાનોપરથી સિદ્ધ થાય છે કે, પૂર્વજન્મનાં કર્મ અને તે કર્મ સર્વ જીવોને અનુસરતાંજ રહે છે. વળી એ પ્રાચીન કર્મોના અસ્તિત્વની સિદ્ધિ કરવામાટે કૌલિકશાસ્ત્ર–તંત્રશાસ્ત્રમાં પણ એક વાત પ્રસિદ્ધ છે. જેમકે:–દેવદત્ત, પોતાના શરીરમાં કાંટો ભોંકાવાથી જેવો દુઃખી થાય છે તેવોજ–તેજ પ્રમાણે, દેવદત્તના શત્રુએ કરેલી દેવદત્તની પ્રતિમામાં તેનો શત્રુ, મંત્રાદિનો વિધિ કરીને કાંટા ભોંકે છે ત્યારે પણ તે મૂળ દેવદત્તને પ્રત્યક્ષ પીડા જણાય છે અને તે દેવદત્ત દુઃખી થાય છે. હવે, એ દેવદત્તને થતી પીડામાં તેના શરીરની આંતરિક ધાતુઓનું ઓછાવત્તાપણું તે કંઇ કારણ નથી અથવા તેના શરીરની બહારના ભાગમાં કાંટાનું ભોંકાવું તે પણ કારણ નથી, પરંતુ તેને પીડા થવામાં માત્ર તેના પૂર્વજન્મનાં કર્મોજ કારણ છે. એ પ્રમાણે બીજાંકુરન્યાયથી–અર્થાત્ બીજમાંથી અંકુરનો જન્મ અને અંકુરમાંથી બીજનો જન્મ–આમ સતત પ્રવાહ જે પ્રમાણે ચાલે છે, તેજ પ્રમાણે કર્મોમાંથી સંસ્કારનો જન્મ અને સંસ્કારોમાંથી કર્મનો જન્મ આવી

પરંપરાથી અનાદિકાળનો આ સંસારપ્રવાહ ચાલુજ છે; માટે દેહનો નાશ થતાં પણ આત્માનો નાશ થતો નથી, જેથી આ ભીષ્મ વગેરે તારા સ્વજનો શોક કરવા યોગ્ય નથી. આ શ્લોકની પૂર્વના શ્લોકમાં "**गतासून् देहान्**" એવા વિશેષણથી આત્માને દેહથી ભિન્ન કહી દેખાડયો અને આ શ્લોકમાં "સૂક્ષ્મશરીરથી યુક્ત આત્મા વ્યવહારદૃષ્ટિથી નિત્ય છે" એમ સિદ્ધ કર્યું. આ પ્રમાણે આ બન્ને શ્લોકોમાં પરસ્પર ભેદ રહેલો છે.

જોકે આપ કહો છો તે છે તો તેમજ, પણ પોતાને અતિપ્રિય દેહનો વિયોગ થતાં શોક તો થાયજ, આવી અર્જુનની શંકાનું ભગવાન સમાધાન કરે છેઃ–

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥**

દેહાભિમાની જીવને જેમ આ દેહમાં (સ્થૂલદેહમાં) કુમારાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, તેમજ તેને બીજા દેહોની પ્રાપ્તિ થાય છે–અર્થાત્ જીવને આ દેહનો નાશ થતાં બીજા દેહની પ્રાપ્તિ થાય છે, પણ તેથી તે જીવનો નાશ થતો નથી; માટે વીરપુરુષ તેમાં–દેહનો નાશ અને તેની ઉત્પત્તિમાં મોહ પામતો નથી–આત્માનાંજ જન્મમરણ થાય છે, એમ માનતો નથી.[13]

(૧૩) દેહી–એટલે જેને સ્થૂલદેહ અને સૂક્ષ્મદેહનો સંબંધ છે તે ચિદાત્મા. તે ચિદાત્મા જીવને જેમ આ સ્થૂલશરીરમાં કુમાર આદિ અવસ્થાઓમાં દેહનો ભેદ થાય છે, તોપણ–"હું તો એકનો એકજ છું. પૂર્વે બાળક હતો અને અત્યારે વૃદ્ધ થયો છું." આવું અભેદ અભિમાન થાય છે, તેથી તે ચિદાત્મા પોતે એકનો એકજ છે અને બાળક આદિ શરીરથી ભિન્ન છે–અર્થાત્ ચિદાત્મા, પુષ્પ–સૂત્ર ન્યાયથી પોતે ત્યજેલાં અને પોતાનાથી ભિન્ન એવાં પૂર્વનાં શરીરોમાંથી પોતાનાથી ભિન્ન અન્ય શરીરોમાં વ્યાપ્ત થઇને પણ તે શરીરોથી ભિન્ન છે. જેમ સૂત્ર (દોરો) પોતે ત્યજેલાં અને પોતાનાથી ભિન્ન પુષ્પોમાંથી પોતાથી ભિન્ન બીજાં પુષ્પોમાં વ્યાપ્ત થઇને રહેલો છે, છતાં પણ તે પુષ્પોથી પણ ભિન્નજ છે તેમ આત્મા પણ શરીરોથી ભિન્ન છે અને કુમાર આદિ જૂદી જૂદી અવસ્થાઓને પોતે એકનો એક અવિકારી રહીને ગ્રહણ કરે છે. એજ પ્રમાણે તે ચિદાત્માને બીજા દેહોની પ્રાપ્તિ થાય છે–અર્થાત્ સ્થૂલશરીરોને તજી દઇને તે સ્થૂલશરીરનું અનુકરણ કરનારાં બીજાં સૂક્ષ્મ–લિંગશરીરોને તે ચિદાત્મા પ્રાપ્ત થાય છે. આનો સ્પષ્ટાર્થ આ પ્રમાણે છેઃ–જેમ એકનું એક સ્થૂલશરીર કુમાર આદિ અવસ્થાઓના ભેદથી અનેક સ્વરૂપનું થાય છે, તેજ પ્રમાણે નિત્ય એવું પણ લિંગશરીર, પ્રાણીઓના કર્મના ભેદથી પ્રાપ્ત થયેલી દેવ, મનુષ્ય અને પશુપક્ષી આદિ અવસ્થાના ભેદથી અનેક પ્રકારનું થાય છે; માટે પૂર્વોક્ત પુષ્પ-સૂત્રન્યાય પ્રમાણે સ્થૂલશરીરથી જેમ આત્મા ભિન્ન છે તેમજ સૂક્ષ્મશરીરથી પણ આત્મા ભિન્ન છે. આ પરથી જણાય છે કે શોક આદિ ધર્મો લિંગશરીરના છે અને તું તો તે લિંગશરીરથી પણ ભિન્ન રહેલો છે, તો તને તારાં સ્વજનોના વિયોગથી ઉત્પન્ન થતો શોક પણ ઘટતો નથી.

ઉપર દર્શાવેલી દેહ અને આત્માની ભિન્નતાના કારણથી ધીર પુરુષ, દેહના નાશમાં અથવા ઉત્પત્તિમાં મોહ પામતો નથી; એટલે દેહપરના અભિમાનથી ઉત્પન્ન થનારા શોક અને મોહ, એ બન્ને, સ્થૂલ અને સૂક્ષ્મ શરીરપરના મમત્વાભિમાનનો ત્યાગ કરનારા ધીર પુરુષને દુઃખ આપતા નથી; માટે તું પણ ધીર પુરુષ થા.

આ શ્લોકની પહેલાંના બે શ્લોકોમાં **गतासून्** અને **वयम्** એવાં બહુવચનો મૂકવાનો અભિપ્રાય એ છે કે, જીવાત્માને ઉપાધિરૂપે વળગેલા દેહો અનેક છે, નહિ કે જીવાત્માઓ અનેક છે–અર્થાત્ એ બન્ને બહુવચનો આત્માને ઉપાધિરૂપ રહેલા દેહનાં વિશેષણો છે, આત્માનાં નથી; તેમજ આ શ્લોકમાં '**देहिनः**' એવું એકવચન મૂકેલું છે, તે આવા અભિપ્રાયથી મૂકેલું છે કે, ભિન્ન ભિન્ન ઉપાધિઓવાળો ચિદાત્મા તો એકજ છે, પણ ભિન્ન નથી. આવા આશયથી આ શ્લોકમાં તે એકવચન મૂકેલું છે, એમ સમજવું. શ્રુતિ પણ એમજ કહે છે કેઃ–આત્મા એકજ છે પણ ભિન્ન ભિન્ન ઉપાધિઓથી તે ભિન્ન ભિન્ન દેખાય છે. એવાજ આશયની શ્રુતિ આ છેઃ–"**यथाह्ययं ज्योतिरात्मा विवस्वानपो भिन्ना बहुधैकोऽनुगच्छन् ॥ उपाधिना क्रियते भेदरूपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा ॥**" જેમ આ જ્યોતિસ્વરૂપ સૂર્ય પોતે એકજ છે,

છતાં ભિન્ન ભિન્ન જળોને પોતાના પ્રતિબિંબથી અનુસરતાં તે જળરૂપ ઉપાધિથી ભિન્ન સ્વરૂપવાળો— અનેક સ્વરૂપવાળો કરાય છે, તેમ અજન્મા એવો આ આત્મા પોતે એકજ છે, છતાં સ્થૂલ અને સૂક્ષ્મશરીરરૂપ ક્ષેત્રોમાં વ્યાપ્ત થઇ, તે તે ક્ષેત્રોની ઉપાધિથી અનેક સ્વરૂપવાળો કરાય છે—વાસ્તવિક સ્વરૂપમાં તો તે એકજ છે. વળી બીજી પણ એક શ્રુતિ આવાજ આશયની છેઃ—"**एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतांतरात्मा**" સર્વભૂતોમાં ગૂઢસ્વરૂપે રહેલા, સર્વવ્યાપક અને સર્વ ભૂતોના અંતરાત્મા દેવ—ચિદાત્મા પોતે એકજ છે. જો આત્મા એકજ છે તો તે વિભુ—વ્યાપક પણ છે એમ સિદ્ધ થાય છે. આ ઉપરથી એમ પણ જાણી લેવું કે, અનિત્ય અને અવ્યાપક દેહાદિને બીજા કેટલાએક અજ્ઞાનીઓ આત્માતરીકે માને છે, એ વાત ખંડનીય છે.

જો કે આત્મા લિંગશરીર—સૂક્ષ્મશરીરથી ભિન્ન છે, તોપણ "હું દુઃખી છું" ઇત્યાદિ અનુભવથી આત્માપર આવતું દુઃખાદિનું આશ્રયપણું વારી શકાય તેમ નથી; તોપછી મારા આ ભીષ્મ આદિ બંધુવર્ગનો નાશ થતાં મને દુઃખનો સંબંધ થાયજ. આવી અર્જુનની શંકાને મનમાં લાવી ભગવાન કહે છેઃ—

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्ताँस्तितिक्षस्व भारत ।**

હે કુંતીપુત્ર અર્જુન! ઇંદ્રિયોની વૃત્તિઓના શબ્દ આદિ વિષયોની સાથે થનારા જે સંબંધો તે, ટાઢ, તાપ, સુખ અને દુઃખને આપનારા થાય છે; પણ તે વિષયો અને ઇંદ્રિયવૃત્તિઓના સંબંધો, ઉત્પત્તિ અને નાશના સ્વભાવવાળા છે તથા અનિત્ય છે; માટે હે ભારત! તેઓને તું સહન કર.[૧૪]

(૧૪)"**માત્રાઃ**" એટલે ઇંદ્રિયોની વૃત્તિઓ કે જેઓથી વિષયોનું માપ—જ્ઞાન કરી શકાય છે તે, અથવા "**માત્રાઃ**" એટલે કૌષીતકિ નામના બ્રાહ્મણગ્રંથમાં પ્રસિદ્ધ વાણી આદ દશ પ્રજ્ઞામાત્રાઓ અને નામ આદિ દશ ભૂતમાત્રાઓ કે જેઓ ઇંદ્રિયોના વિષયરૂપ છે, તે અહીં ગ્રહણ કરવી. તે માત્રાઓનો "**સ્પર્શ**" એટલે—વિષયવિષયી ભાવે સંબંધ—તેનું નામ **માત્રાસ્પર્શ** કહેવાય; અથવા **માત્રા** એ ત્રીજી વિભક્તિ એકવચન સમજવું, એટલે પ્રમાતાની સાથે **સ્પર્શ**—એટલે વિષય અને ઇંદ્રિયોનો સંબંધ—તેનું નામ **માત્રાસ્પર્શ** કહેવાય; કારણકે **સ્પર્શ** શબ્દનો વિષય અને ઇંદ્રિયોનો સંબંધ, એવો અર્થ થઇ શકે છે. જેમકે "**स्पर्शान् कृत्वाबहिर्बाह्यान्**" આ, ગીતાના પાંચમા અધ્યાયમાં દર્શાવેલા શ્લોકમાં રહેલા **સ્પર્શ** શબ્દનો વિષય અને સંબંધ એવો અર્થ કરેલો છે; માટે **પ્રમાતાને**(જીવને)**પ્રમાણદ્વારા** (ઇંદ્રિયોદ્વારા) **પ્રમેયની** (શબ્દાદિની) સાથેના જે સંબંધો તે બધા, ટાઢ અને તાપની પેઠે ઉત્પત્તિ તથા નાશના સ્વભાવવાળા છે અને તેજ કારણથી તે અનિત્ય છે તથા શીતોષ્ણની પેઠે સુખ અને દુઃખ આપનારા છે; માટે તેઓને તું સહન કર. અહીં ભગવાને અર્જુનને હે કુંતીપુત્ર! હે ભરતવંશી! આવાં સંબોધનો આપી એમ સૂચવ્યું છે કે, તું ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલો ધીરપુરુષ છે, જેથી તે માત્રાસ્પર્શોને તારે સહન કરવાજ જોઇએ.

પ્રમાતા આદિ અનર્થ—એટલે અસત્ પદાર્થો સુષુપ્તિ સમાધિ અને પ્રલયાવેશ આદિ અવસ્થાઓમાં હયાત હોતા નથી. પરંતુ જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં મળી આવે છે. જો કે કોઇ કોઇ સમયે તે મિથ્યા પદાર્થોની આત્મામાં પણ પ્રતીતિ થાય છે પણ વાસ્તવિક રીતે તે પ્રતીતિ દોરડીમાં જણાતા સર્પના અધ્યાસ જેવી તદ્દન મિથ્યા છે, જેથી તેને આત્માના ધર્મ પ્રાપ્ત થતા નથી. જે વસ્તુ, બીજી કોઇ વસ્તુમાં અભેદપણે કોઇ સમયે દેખાય અને કોઈ સમયે ન દેખાય તો તે વસ્તુનો પેલી બીજી વસ્તુમાં અધ્યાસ થયેલો ગણાય. જેમ દોરીની અંદર સર્પ કોઇ વખતે દેખાય છે અને કોઇ વખતે નથી દેખાતો માટે તે દોરીમાં સર્પનો અધ્યાસ થયેલો ગણાય; તેમજ પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય આદિ અસત્ પદાર્થો, આત્માવિષે કોઈ સમયે અભેદપણે દેખાય છે અને કોઇ સમયે નથી દેખાતા; માટે તે મિથ્યા છે, એમ નિશ્ચય થાય છે; માટે પ્રમાતા આદિનો પ્રત્યગાત્મામાં સંબંધજ નથી, કારણકે સત્ય વસ્તુનો અને મિથ્યા વસ્તુનો વાસ્તવિક સંબંધ હોઈ શકેજ નહિ. આવી રીતે જો પ્રમાતા આદિનો પ્રત્યગાત્માની અંદર સંબંધ હોતો નથી, તો પછી એ પ્રમાતાના સુખદુઃખાદિ ધર્મોનો તો પ્રત્યગાત્મામાં સંબંધ ક્યાંથીજ હોય!

કદાચ તું શંકા કરીશ કે, જો આત્મામાં સુખદુઃખ આદિનો સંભવ ન હોય તો "હું દુઃખી છું" એવો અનુભવ કેમ થાય છે? આના ઉત્તરમાં હું તને એવુંજ સમાધાન કહું છું કે,તે તે ઉપાધિઓ-માં તદાકારપણે જે અધ્યાસ થાય છે, તે કારણ-થીજ આત્મામાં સુખદુઃખાદિનો અનુભવ થાય છે. વાસ્તવિકરીતે તે દુઃખિત્વ આદિનો પ્રત્યય-અનુભવ મિથ્યા છે. એજ કારણથી જાગ્રત અવસ્થામાં જોયેલું સુખદુઃખ સ્વપ્નાવસ્થા-નિદ્રાવસ્થામાં દેખાતું નથી અને સ્વપ્નાવસ્થામાં જોયેલું સુખ-દુઃખ જાગ્રત અવસ્થામાં દેખાતું નથી. શ્રુતિ પણ કહે છેઃ-"**स यत्तत्र पश्यति पुण्यं च पापं चानन्वागतस्तेन भवत्यसंगोह्ययं पुरुषः**" આ આત્મા જાગ્રત અથવા સ્વપ્નાવસ્થામાં જે કંઇ પુણ્ય અથવા પાપ જુએ છે, તેનાથી તે અનુસરાતો નથી-અર્થાત્ તે પુણ્ય અને પાપ આત્માને લેપી શકતાં નથી; કારણ કે આત્મા અસંગ છે-નિર્લેપ છે. વળી "**कामः संकल्पो विचिकित्साश्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव**" ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, બુદ્ધિ અને ભય,આ બધું મનજ છે. આ શ્રુતિ પણ "આ બધું મનજ છે" એમ અભેદ દેખાડીને કામ આદિ વિકારોનું ઉપાદાનકારણ મનજ છે, એમ કહી બતાવે છે.

માટે જેમ સ્વપ્નાવસ્થામાં થતી દુઃખની પ્રતીતિ કેવળ ભ્રાંતિરૂપજ છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ આત્માને વિષે થતી દુઃખની પ્રતીતિ ભ્રાંતિરૂપજ છે. આમ સમજીને તું પણ તે તે સ્વજનોના વિયોગથી ઉત્પન્ન થતી દુઃખાદિની મિથ્યા પ્રતીતિને સહન કર.

તેવી તિતિક્ષા-સહનશીલતાનું પ્રત્યક્ષ ફળ કહે છેઃ-

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥**

હે પુરુષશ્રેષ્ઠ! એ માત્રાસ્પર્શો-ઇંદ્રિયવૃત્તિઓને વિષયોની સાથે થતા સંબંધો, સુખ-દુઃખને સમાન માનનારા જે ધીર પુરુષને વ્યથા કરી શકતા નથી-દુઃખી કરી શકતા નથી, તે પુરુષ ધર્મજ્ઞાનદ્વારા મોક્ષ મેળવવામાટે યોગ્ય થાય છે.૧૫

(૧૫) પ્રથમ વ્યાખ્યાન કરી બતાવેલા ત્રણે પ્રકારના એ માત્રાસ્પર્શો, જે પુરુષને જાગ્રત, સ્વપ્ન અથવા અસંપ્રજ્ઞાત સમાધિ અવસ્થામાં ચિત્તની એકાગ્રતારૂપ સ્વસ્થતાથી ભ્રષ્ટ કરતા નથી, તે પુરુષ મોક્ષને માટે યોગ્ય થાય છે. આ શ્લોકમાં '**पुरुषम्**' એ પદથી આઠ પ્રકારની **પુરીઓમાં** ( શરીરમાં કલ્પેલી નગરીઓમાં ) વસનારો પુરુષ જીવ લેવાનો છે. તે આઠ પ્રકારની પુરીઓ આ પ્રમાણે છેઃ-

"**कर्मेन्द्रियाणि खलु पञ्च तथापराणि ।**
**ज्ञानेन्द्रियाणि मनआदि चतुष्टयं च ॥**
**प्राणादि-पंचकमथोवियदादिकं च ।**
**कामश्च कर्म च तमः पुनरष्टमी पूः** "॥

પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર, પાંચ પ્રાણો, આકાશાદિ પાંચ ભૂતો, કામ અને કર્મ-આ સાત પુરીઓ ઉપરાંત અજ્ઞાન નામની એક આઠમી પુરી છે. આ આઠ પુરીઓમાં વસનારો જીવ તે પુરુષ કહેવાય છે અથવા સ્થૂલ અને સૂક્ષ્મશરીરરૂપ ઉપાધિમાં બીજી સાતે પુરીઓનો સમાવેશ થઇ જાય છે, માટે છેલ્લી અજ્ઞાન નામની આઠમી પુરીજ અહીં લેવી. તે પુરીમાં જે વસે તે પુરુષ સમજવો; તેથી કારણોપાધિથી પણ આત્માની ભિન્નતા અહીં દર્શાવી છે. (આ શ્લોકમાં શ્રીકૃષ્ણે અર્જુનને "**હે પુરુષર્ષભ:**" આવું સંબોધન કરી એમ સૂચવ્યું છે કે, તું સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ હોવાથી તું પણ આ અનુભવવાને યોગ્ય છે, એમ જણાવ્યું છે.)

ત્રણેય પ્રકારની ઉપાધિનો ત્યાગ કરવાથી જેને સુખદુઃખ સમાન થયાં છે, તેવા પુરુષને એ માત્રાસ્પર્શો દુઃખી કરી શકતા નથી; કારણ કે સમાધિમાં રહેલા પુરુષને ટાઢ અને તડકો, સુખ કે દુઃખ આપી શકતાં નથી અને તેથીજ તે સમાધિનિષ્ઠ પુરુષ, સુખદુઃખને સમાન માનનારો થાય તે યોગ્યજ છે. આવા ધીર પુરુષને-ધ્યાન કરનારા યોગી પુરુષને એ માત્રાસ્પર્શો દુઃખી કરતા નથી તેથી તે પુરુષ, મોક્ષને માટે યોગ્ય થાય છે.

સુષુપ્તિ અને સમાધિ અવસ્થામાં ઉપાધિનો ત્યાગ કરનાર આત્મા, સુખદુઃખને સમાન માનવાવાળો થઇ શકે; પણ જ્યારે તે આત્મા ઉપાધિયુક્ત દશામાં આવે, ત્યારે તે આત્માને દુઃખી દશા પ્રાપ્ત થાયજ, તેમાં કોઇ વારી શકે તેમ નથી. દાખલાતરીકે, લોઢાનો ગોળો જ્યારે અગ્નિ-

ની ઉપાધિવાળો, નથી હોતો, ત્યારે કોઇને બાળનારો થતો નથી; પણ જ્યારે તે ગોળો અગ્નિરૂપ ઉપાધિથી યુક્ત થઇ તપે છે, ત્યારે બીજાને બાળનારો થઈ પડે છે, તેમ તે ઉપાધિવાળો આત્મા દુઃખી થાયજ અને ઉપાધિ,વ્યાપક એવી મૂળ પ્રકૃતિની માત્રારૂપ છે; માટે જ્યાંસુધી મૂળપ્રકૃતિ રહેલી છે, ત્યાંસુધી તે ઉપાધિનો નિર્મૂળ નાશ થઇ શકતો નથી, જેથી તે ઉપાધિયુક્ત અવસ્થામાં આત્માને દુઃખીપણા રૂપ ધર્મ લાગુ થશેજ. તો **"સોऽમૃતત્વાય કલ્પતે"** આ પૂર્વના શ્લોકમાં દર્શાવેલું ઘટી શકતું નથી. આવી કદાચ અર્જુન શંકા કરે એમ વિચારીને ભગવાન કહે છે.

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥**

અસત્–મિથ્યા પદાર્થની–શીત, ઉષ્ણ આદિની સત્તા–હયાતી નથી; તેમજ સત્ પદાર્થ આત્માની અસત્તા–અભાવ નથી. આ બન્ને સત્ અને અસત્ પદાર્થોનો તાત્ત્વિક નિર્ણય, તત્ત્વજ્ઞાનીઓએ જોયેલો છે.[૧૬]

(૧૬) દોરીમાં ભાસિત થયેલા સર્પની પેઠે અસત્–મિથ્યા પદાર્થરૂપ પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય આદિ કોઈ કોઇ સમયે દેખાતા અસત્ પદાર્થો, ઉત્પત્તિ અને નાશવંત હોવાથી ત્રણે કાળમાં પણ તેની સત્તા નથી–અર્થાત્ પ્રમાતા આદિ મિથ્યા પદાર્થો મૂળ અજ્ઞાનથીજ ચિદાત્માવિષે કલ્પિત થાય છે; પણ એ મૂળ અજ્ઞાનનેજ આત્મજ્ઞાનથી નાશ કરવામાં આવે તો કારણનો નાશ થતાં કાર્યરૂપ પ્રમાતા આદિનો પુનઃ સંભવ રહી શકે નહિ, જેથી નિર્વિઘ્ને આત્મજ્ઞાનદ્વારા મોક્ષની સિદ્ધિ થઈ શકે છે. કદાચ તું એમ કહીશ કે, સુષુપ્તિ આદિ અવસ્થાઓમાં પ્રમાતા આદિનો અનુભવ થતો નથી. આ કારણથીજ જો પ્રમાતા આદિને મિથ્યા માનવામાં આવે તો આત્મા પણ સુષુપ્તિ આદિ અવસ્થામાં અનુભવાતો નથી, જેથી તે આત્માને પણ મિથ્યા પદાર્થતરીકે માનવો પડશે અથવા તે પ્રમાતા આદિ પદાર્થોને અને આત્માને–એ બધાને સત્ય પદાર્થતરીકે માનવા પડે; તો આના ઉત્તરમાં હું તને સમાધાન આપું છું કે, સત્ વસ્તુનો કદીપણ અભાવ હોતો નથી–અર્થાત્ આત્માનો સુષુપ્તિ અવસ્થામાં પણ અનુભવ થાય છે. જેમકેઃ–સુષુપ્તિ અવસ્થામાંથી જાગ્રત અવસ્થામાં આવ્યા પછી તે સુષુપ્તિમાં અનુભવેલાં સુખનો તથા અજ્ઞાનનો–"હું સુખેથી સૂતો હતો, મેં કંઇ પણ જાણ્યું નથી" આવો જ્ઞાનસંબંધ થતો જોવામાં આવે છે. આ પરથી સિદ્ધ થાય છે કે, સુષુપ્તિકાળમાં પણ આત્માનો અનુભવ થાય છે; કારણ કે જો તે વેળા આત્માનો અનુભવ ન થતો હોય તો જાગ્રત અવસ્થામાં આવ્યા પછી તે સુષુપ્તિના સુખ અને અજ્ઞાનનું ભાન ક્યાંથી રહે? માટે સત વસ્તુનો અભાવ હોતોજ નથી. શ્રુતિ પણ, સુષુપ્તિ અને કૈવલ્ય–સમાધિની અવસ્થામાં પ્રમાતા આદિનો અભાવ અને દ્રષ્ટા–આત્માનો ભાવ–નિત્યત્વ–સત્તા હોય છે તેમ કહે છેઃ–

**"यद्वैतन्न पश्यति पश्यन्वै तन्न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यत्पश्येदिति"**

આ આત્મા સ્વપ્નાવસ્થા (નિદ્રા)માં નથી જોતો તેમ નથી, પરંતુ સાક્ષીતરીકે રહીને બધું જોયા કરે છે; કારણકે દ્રષ્ટા–આત્માની દૃષ્ટિનો નાશ થતો નથી, કેમકે તે અવિનાશી છે. વળી તે અવસ્થામાં બીજી એક પણ વસ્તુ હોતી નથી, કે જે વસ્તુ તેથી અન્ય વિભક્તને જુએ."–જો પ્રમાતા આદિ મિથ્યા પદાર્થો સત્ય હોય તો તેઓનું સુષુપ્તિ આદિમાં અદર્શન થાય છે તેમાં શું કારણ છે? શું તે અવસ્થામાં તેઓ સમીપમાં હોતા નથી કે દ્રષ્ટાની દૃષ્ટિનો નાશ થાય છે, કે જેથી તેઓ દેખાતા નથી? તેઓના અદર્શનના કારણમાં "તે અવસ્થામાં તેઓ સમીપમાં હોતા નથી" એમ કહી શકાશે નહિ; કારણકે આત્મામાંજ દેખાવ આપવાના સ્વભાવવાળી તથા આત્મામાંજ નાશ પામવાના સ્વભાવવાળી વસ્તુની તે આત્માસિવાયની બીજી જગ્યાએ હોવાની કલ્પના કરી શકાય નહિ. ત્યારે દ્રષ્ટાની દૃષ્ટિનો નાશ થવાને લીધે સુષુપ્તિ અવસ્થામાં પ્રમાતા આદિ દેખાતા નથી એમ પણ કહી શકાય તેમ નથી; કારણકે પૂર્વોક્ત શ્રુતિમાંજ કહી દેખાડયું છે કે, દ્રષ્ટાની દૃષ્ટિનો નાસ થતો નથી; માટે આત્મા અને પ્રમાતા આદિને સત્યતાથી અથવા મિથ્યાત્વથી સમાન કહી શકાય તેમ નથી. હવે તું શંકા કરીશ કે, (સત પદાર્થ આકાશ આદિ)નો કોઇપણ દેશ અથવા કાળમાં અભાવ નથી એ તો ઠીક છે, પણ સત્ પદાર્થતરીકે ગણાયેલા પરમાણુનો બીજા પ્રદેશોમાં અભાવ જોવામાં આવે

છે તથા પ્રથમ ઉત્પત્તિ પહેલાં અસત્ પદાર્થતરીકે ગણાતા ઘટાદિ પદાર્થોનો ભાવ જોવામાં આવે છે. તો તમે કેમ કહો છો કે, **"નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ**-અસત્ પદાર્થનો ભાવ-હયાતી નથી અને સત્ વસ્તુનો અભાવ નથી" આ વચન અઘટિત જણાય છે. આ શંકાને વિદ્વાનોના અનુભવને સ્વીકારીને તું દૂર કરી લે; કારણ કે વિદ્વાનોએ સત્ અને અસત્ વસ્તુનો યથાર્થ નિર્ણય કર્યો છે. જેમ સ્વપ્નમાં આકાશ, ઘટ તથા દોરડીમાં દેખાતો સર્પ વગેરે પદાર્થો નિત્ય, અનિત્ય, સત્ય અને અસત્ય આદિ ધર્મોવાળા નિશ્ચિત થાય છે, પણ જાગ્રત અવસ્થામાં તેમાંનું કંઇ પણ હોતું નથી, તેમ જાગ્રત અવસ્થામાં જે જે પદાર્થો સત્ હોય છતાં તને અભાવવાળા દેખાય અને અસત્ હોય છતાં ભાવવાળા દેખાય તે તે પદાર્થોને તત્ત્વજ્ઞાનવડે બાધ કરી શકાશે.

અર્જુન વળી પણ શંકા કરે છે કે, જાગ્રત અવસ્થાની વાસનાને લીધે સ્વપ્નાવસ્થામાં દેખાયલા આકાશ વગેરે પદાર્થોમાં નિત્યત્વ આદિનો જે નિશ્ચય તે માત્ર ભ્રાંતિજ છે એમ જો માનીએ, તો અનાદિકાળથી ચાલ્યા આવેલા પૂર્વજન્મોના સંસ્કારોને લીધે, જાગ્રત અવસ્થામાં દેખાતા આકાશાદિ પદાર્થોમાં નિત્યત્વ વગેરેનો નિશ્ચય પણ ભ્રાંતિજ મનાશે. વળી એક બીજી શંકા પણ કરે છે કે, સ્વરૂપથી હયાત એવી જે રજત (રૂપું) આદિ વસ્તુ તેઓનો શુક્તિ (છીપ) આદિમાં અધ્યાસ થાય છે; પણ સ્વરૂપથી જગતમાં અવિદ્યમાન એવી શશશૃંગ (સસલાનાં શીંગડાં) આદિ વસ્તુઓનો કદીપણ અધ્યાસ થતો નથી, તો પછી આકાશ આદિ પદાર્થો તમારી રીતિ પ્રમાણે સ્વરૂપથી અવિદ્યમાન છે; છતાં તે વસ્તુઓનો આત્મામાં કેમ અધ્યાસ થાય છે? આ શંકાઓનું ભગવાન સમાધાન કરે છે કે, અધ્યાસ થવામાં માત્ર પૂર્વે કરેલા અનુભવનીજ જરૂર પડે છે, નહિ કે તે અનુભવેલી વસ્તુના સ્વરૂપની વિદ્યમાનતાની જરૂર પડે છે. જેમ કેઃ-દર્પણમાં પ્રતિબિંબિત થયેલા આકાશની સાથે સાથે તે આકાશમાં અધ્યસ્ત થયેલી કાળાશ પણ તે દર્પણમાં દેખાય છે. ખરી રીતે જોતાં આકાશમાં દેખાતી કાળાશ સ્વરૂપથી સત્ય છેજ નહિ, છતાં દર્પણની અંદર અધ્યાસ પામેલી જણાય છે; માટે અનેક ભ્રમની પરંપરાઓના સંભવથી સ્વપ્નાવસ્થામાં જોયેલી નિત્ય અનિત્ય વસ્તુ, જાગ્રત અવસ્થામાં આવ્યા પછી આપણને યથાર્થ રીતે સમજાય છે, તેમ આપણે જાગ્રત અવસ્થામાં નહિ જોયેલી સત્ અસત્ વસ્તુની યથાર્થતા, જ્ઞાની પુરુષો જોઇ શકે છે. આના સંબંધમાં કેટલીએક શ્રુતિઓ પણ છેઃ—**"नेह नानाऽस्ति किंचन"** આ જગતમાં પરમાત્માસિવાયની અનેક પ્રકારની કંઇ પણ વસ્તુ નથી. **"अस्तीत्येवोपलब्धव्यः"** સર્વ સ્થળે પરમાત્મા રહેલાજ છે, આવા જ્ઞાનથી તે પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે. **"अतोऽन्यदार्त्तम्"** એ પરમાત્માસિવાયની બીજી સર્વ વસ્તુ નાશવંત છે-આ બધી શ્રુતિઓ આત્માસિવાયના પદાર્થોને અસત્-મિથ્યાતરીકે સિદ્ધ કરે છે અને આત્માને સત્ વસ્તુતરીકે સિદ્ધ કરે છે. એ પ્રમાણે સત્ વસ્તુનું જ્ઞાન કરવાથી અને અસત્ વસ્તુનો બાધ કરવાથી મોક્ષસિદ્ધિ થાય છે.

જેનો કદી અભાવ થતો નથી તેવો સત્ પદાર્થ આ જગતમાં છે તેમાં શું પ્રમાણ છે? આવા અર્જુનના પ્રશ્નનો ભગવાન ઉત્તર કહે છેઃ-

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥**

જેનાવડે (ઉત્પત્તિ અને નાશના ધર્મવાળું) આ સમગ્ર જગત, (તેના સાક્ષીપણે) વ્યાપ્ત થયું છે,તે સત્ એવું આત્મસ્વરૂપ અવિનાશી છે,એમ તું જાણ. એ અવિનાશી આત્મસ્વરૂપનો નાશ કરવામાટે કોઇ પણ યોગ્ય નથી.[૧૭]

(૧૭) મૂળમાં **તત્** શબ્દ દર્શાવ્યો છે, તેથી જેનો પ્રસંગ ચાલુ છે તે સત્ વસ્તુનું તે શબ્દથી ગ્રહણ થાય છે, જે સત્ વસ્તુથી આ સર્વ આકાશાદિ વિશ્વ વ્યાપ્ત થયું છે, તે સત્ અવિનાશી છે. ઘટનું સત્ત્વ, પટનું સત્ત્વ ઇત્યાદિ સર્વ વસ્તુઓનો એ સત્ વસ્તુસાથે આપણને અભેદાનુભવ થાય છે. ઘડો માટી છે, કોડિયું માટી છે. એ પ્રમાણે જેમ ઘટ આદિ સર્વ માટીના બનેલા પદાર્થોનો માટી સાથેનો અભેદસંબંધ આપણે અનુભવીએ છીએ તેથી તે માટી સર્વ ઘટાદિ પદાર્થોનું ઉપાદાનકારણ છે, તેમ સર્વ જગતનું ઉપાદાનકારણ સત્ (બ્રહ્મ) છે, એમ સમજવું.

હવે અર્જુન શંકા કરે છે કે, શું સત્-પરબ્રહ્મ પણ માટીની પેઠે વિકારવાળા થાય છે? આ શંકા-

નું સમાધાન શ્રીભગવાન કરે છે કે, તે સત્ વસ્તુ અવિનાશી છે એમ તું જાણ. આનો ભાવાર્થ આ પ્રમાણે છે. પ્રથમની અવસ્થાનો જે ત્યાગ, તેનું નામ વિનાશ કહેવાય છે. માટી,તેની પ્રથમની અવસ્થા-પિંડાકારનો ત્યાગ કરી ઘટના આકારે થાય છે, માટે તે માટી વિનાશશીલ-નાશવંત સ્વભાવવાળી ગણાય; કારણ કે તે માટી પ્રથમ પિંડાકારમાં હતી અને પછીથી ઘટ, શરાવ (કોડિયું ),ઢાંકણું આદિ અનેક વિકારોની ધારાઓનો આશ્રય કરનારી થાય છે, માટે તે માટી વિનાશશીલ છે પણ પરબ્રહ્મ તેવા નથી; પરંતુ જેમ દોરડી પોતે નાશ નહિ પામીને સર્પના આકારે થાય છે, તેમ પરબ્રહ્મ પણ પોતે નાશ નહિ પામીનેજ-વિકારની ધારાનો આશ્રય નહિ કરીનેજ કાર્ય આકાશાદિના આકારવાળા થાય છે અને પોતાની સત્તા અને સ્ફુરણશક્તિને તે તે કાર્યોમાં અર્પણ કરે છે, માટે તે સત્ (બ્રહ્મ) અવિનાશી છે. શ્રુતિઓ પણ કહે છે:-

"**अजायमानो बहुधा विजायते**-પરમાત્મા પોતે અજન્મા રહીને આકાશ વગેરે અનેક રૂપે થાય છે." "**जात एव न जायते कोन्वेनं जनयेत्पुनः**-અજ્ઞાનદષ્ટિથી પરમાત્મા જન્મેલા જણાય છેજ, પણ જ્ઞાનદષ્ટિથી જોતાં એમને કોણ ઉત્પન્ન કરી શકે તેમ છે;"-અર્થાત્ પરમાત્મા જન્મ ધરતા નથી. પોતે અજાયમાન છે-જન્મ નામના વિકારને પામતા નથી, છતાં પણ આકાશાદિરૂપે પ્રકટ થાય છે અને લોકદષ્ટિએ ઘટ આદિ પદાર્થો ઉત્પન્ન થાય છે, પણ પરમાર્થદષ્ટિએ ઘટ આદિ પદાર્થો ઉત્પન્ન થતાજ નથી; કારણ કે પરિણામવાળું એવું કોઇ ઉપાદાનકારણ છેજ નહિ. જોકે ઘટ આદિમાં માટી તે ઉપાદાનકારણરૂપે દેખાય છે, પણ તે માટી તો સ્વપ્નમાં જોયેલી માટીની પેઠે મિથ્યા છે; માટે એ ઘટાદિ પદાર્થોને કોઇ પણ ઉત્પન્ન કરતુંજ નથી;ત્યારે કદાચ એમ કહીશ કે, જો ઘટાદિ પદાર્થો ઉત્પન્ન થતા નથી તો પછી જગતમાં કેમ દેખાય છે? તેના ઉત્તરમાં કહેવાનું કે, જેમ દોરડીમાં સર્પનું અસ્તિત્વ નથી છતાં પણ તે દેખાય છે, તેમ પરબ્રહ્મમાં ઘટપટાદિનું અસ્તિત્વ નથી છતાં દેખાય છે. આવાજ આશયને શ્રુતિ પણ કહે છે:-

"**प्राणा वै सत्यं तेषामेष सत्यं**-આ જગતમાં પ્રાણો તેજ સત્ય છે અને તે પ્રાણોમાં પણ આ પરબ્રહ્મ સત્ય છે." "**तस्यभासा सर्वमिदं विभाति**-તે પરબ્રહ્મની સત્તા અને સ્ફુર્તિથી આ સર્વ જગત સ્ફુરે છે-પ્રકાશે છે."

સત્વસ્તુ-પરબ્રહ્મના સત્યપણાથી પ્રાણયુક્ત આ પ્રપંચનું સત્યપણું છે. સત્ વસ્તુનું ભાન તેજ આ પ્રપંચનું ભાન છે, તેમજ પ્રપંચમાં રહેલી સત્તા અને સ્ફુર્તિ તેજ સત્ વસ્તુની સત્તામાં (હયાતીમાં) પ્રમાણરૂપ છે.

વળી "**अन्नेन सौम्य शुंगेनापोमूलमन्विच्छ अद्भिः सौम्य शुंगेन तेजोमूलमन्विच्छ तेजसा सौम्य शुंगेन सन्मूलमन्विच्छ सन्मूलाः सौम्येमाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ॥** હે સૌમ્ય ! અન્નરૂપ કાર્યનું કારણ તારે જળને જાણવું, જળરૂપ કાર્યનું કારણ તેજને જાણવું, તેજરૂપ કાર્યનું કારણ સત્-પરબ્રહ્મને જાણવું. આ સર્વ પ્રજાઓનું ઉત્પત્તિકારણ તે સત્ છે, તેમજ આ સર્વ પ્રજાઓને તે સત્નોજ આશ્રય છે અને છેવટે આ સર્વ પ્રજાઓનો લય પણ તે સત્માંજ છે"-આ શ્રુતિ, સર્વ કાર્યોનાં કારણો દર્શાવીને તે સત્ પરબ્રહ્મનેજ જગતના ઉપાદાનકારણતરીકે દઢતાપૂર્વક જણાવે છે.

આ સત્ વસ્તુ અવિનાશી છે, કેમકે તેનો નાશ કરી શકે તેવું કોઇ પણ કારણ છેજ નહિ. આવાજ આશયથી મૂળમાં કહ્યું છે કે, અવિનાશી તે સત્વસ્તુનો કોઇપણ નાશ કરી શકતું નથી; કારણ કે તે સત્ અવ્યય-વિકાર અને અપક્ષયરહિત છે-અર્થાત્ સર્વ વિકારોથી શૂન્ય છે, માટે તેનો વિનાશ થતો નથી. જે વસ્તુ જન્મ આદિ વિકારોવાળી હોય છે, તેનોજ અપક્ષય-નાશ થાય છે; પણ આ પરબ્રહ્મ તો સર્વ વિકારોથી રહિત છે, માટે તેનો અપક્ષય થતો નથી. આ શ્લોકમાં "**न कश्चित्**" એવું પદ મૂકેલું છે, તે એમ દર્શાવે છે કે, આ જગતમાં પરબ્રહ્મસિવાયની બીજી કોઇ પણ વસ્તુ છેજ નહિ-અર્થાત્ સર્વ જે કંઇ છે તે પરબ્રહ્મજ છે, જેથી તેનાસિવાયનું તેનો નાશ કરે તેવું કારણજ નથી. શ્રુતિ પણ કહે છે-"**द्वितीयाद्वै भयं भवति**" દ્વૈતભાવથીજ ભય ઉત્પન્ન થાય છે."

એ પ્રમાણે સત્ વસ્તુરૂપ આત્માનું નિત્યપણું અને અસત્ વસ્તુરૂપ દેહાદિનું અનિત્યપણું કહી દેખાડ્યું. હવે એ વાતનો ઉપસંહાર કરતા ભગવાન અર્જુનને યુદ્ધ કરવામાં તત્પર થવામાટે કહે છે:—

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥**

નિત્ય–સર્વદા એકસ્વરૂપે રહેનાર, અવિનાશી અને અમાપ એવા આ જીવાત્માને વળગેલા દેહો નાશવંત છે, માટે હે ભારત! તું યુદ્ધ કર.૧૮

(૧૮) જો કે **"नासतो विद्यते भावः"** એ સોળમા શ્લોકમાં કહ્યું છે કેઃ–"અસત્ પદાર્થરૂપ એવા દેહો ત્રણેય કાળમાં પણ સત્ છેજ નહિ." એમ પરમાર્થદૃષ્ટિથી કહી બતાવ્યું છે, તોપણ તે પરમાર્થ દૃષ્ટિને નહિ સ્વીકારનાર તથા નરક આદિના ભયને અનુસરનાર અર્જુનને ફરીથી વ્યવહારદૃષ્ટિએ નિત્ય અનિત્યના વિભાગને લક્ષ્યમાં લઇ, દેહનું નાશવંતપણું કહી બતાવે છે; માટે અહીં પુનરુક્તિદોષ નથી એમ સમજવું.

અહીં મૂળમાં આત્માને નિત્ય એવું વિશેષણ આપેલું છે. તો તે વિશેષણ ઉપરથી 'અવિનાશી' એવો અર્થ નીકળે છે, છતાં બીજું 'અવિનાશી' એવું વિશેષણ શામાટે છે? આ શંકાના સમાધાનમાં કહેવાનું કે, નિત્યવસ્તુ એટલે જેનો કાળથી માપ ન થઈ શકે તેવી વસ્તુ તો તેવી નિત્ય વસ્તુ વ્યવહારદૃષ્ટિએ આકાશ પણ છે; માટે આકાશને આત્માથી જૂદું પાડવામાટે અહીં આત્માને 'અનાશી' એવું વિશેષણ આપેલું છે. નાશ એટલે અદર્શન–જેનો કોઇ સમયે પણ દર્શનાભાવ થાય તે. આકાશ, તેવા નાશધર્મવાળું છે; કારણ કે સ્મૃતિમાં કહ્યું છે–**" नभ आत्मनि लीयते "** આકાશનો આત્મામાં લય થાય છે; માટે આકાશ પણ નાશવંત છે, પણ આત્મા તેવો નાશવંત નથી, પરંતુ સર્વદા પ્રકાશમાન છે. વળી આ આત્માનું સ્વરૂપ ઘટાદિ પદાર્થોની પેઠે દૃશ્ય નથી, કારણ કે આત્મા સર્વદા માપ ન થઇ શકે તેવો છે. શ્રુતિ પણ કહે છેઃ– **"एतदप्रमेयं ध्रुवम्**–આ આત્મસ્વરૂપ પ્રમાણોથી સિદ્ધ કરી શકાય તેવું નથી અને ધ્રુવ છે." વળી પણ બીજી એક શ્રુતિ કહે છેઃ–**"येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् विज्ञातारमरे केन विजानीयात्"** જેનાવડે આ સર્વ જગત જણાય છે, તેવા એ પરમાત્માને કયા પ્રમાણથી જાણવા? અરે જે પરમાત્મા સર્વના જ્ઞાતા છે, તેને કોણ જાણી શકે?" આ વૈદિકી પ્રસિદ્ધિ, પરમાત્માના પ્રત્યગાત્મસ્વરૂપના વર્ણનરૂપે છે. વળી **"यत्साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वांतरः"**–જે આત્મા, પ્રમાણ આદિથી અપરોક્ષ હોવાથી સાક્ષાત્ પરબ્રહ્મ છે અને સર્વનો અંતર્યામી છે." આ બધી શ્રુતિઓ આત્માને અપ્રમેયતરીકે સિદ્ધ કરે છે. વળી પ્રમાણશાસ્ત્રમાં પણ કહ્યું કેઃ–

**" प्रमाणमप्रमाणं च प्रमाभासस्तथैव च ।**
**यत्प्रसादात्प्रसिद्धयंति तदसंभावनाकुतः" ॥**

પ્રમાણ, અપ્રમાણ અને પ્રમાભાસ–એ બધાં જેના પ્રસાદથી સિદ્ધ થાય છે, તે આત્માની અસંભાવના–અમાન્યતા કેમ માની શકાય? માટે આત્મા અવિનાશી છે અને તેને લાગેલા દેહો નાશવંત છે, એમ માનીને હે ભરતવંશી અર્જુન! તું યુદ્ધ કર. ભાવાર્થ એ છે કે, આ ભીષ્મઆદિ તારા સ્વજનોના દેહો મિથ્યા છે, અનિત્ય છે અને આપોઆપ લગભગ નાશ પામ્યા છે. માટે તેવા નાશધર્મવાળાં તેમનાં શરીરોનો નાશ નહિ કરીને તારે તારા સ્વધર્મનો નાશ નહિ કરવો જોઇએ.

અર્જુન શંકા કરે છે કે, **"नासतो विद्यते भावः** અસત્ વસ્તુની સત્તા નથી" આ પૂર્વોક્ત ન્યાયથી મિથ્યા પદાર્થરૂપ પ્રમાતા આદિ અસત્ પદાર્થો સ્વરૂપમાં નહિ હોવાથી તે મને કર્તાપણું સંભવી શકતું નથી—જેથી સત્ વસ્તુરૂપ આત્માજ કર્તા અને બંધમોક્ષનો ભોક્તા છે, એમ કહેવું પડશે; કારણ કે જો તેમ ન માનીએ તો અંતઃકરણને બંધ થશે અને આત્માનો મોક્ષ થશે. આમ બંધ અને મોક્ષનું ભિન્ન ભિન્ન સ્થળે હોવાપણું પ્રાપ્ત થશે. વળી **" येन सर्वमिदं ततम्**–જે સત્ વસ્તુથી આ સર્વ જગત વ્યાપ્ત થયું છે" આ વચનપરથી સત્ વસ્તુને દેહાદિ સર્વ પદાર્થોનાં ઉપાદાનકારણતરીકે તમે કહેલ છે. હવે જો તે સત્ વસ્તુ આત્મા, સર્વનું ઉપાદાનકારણ છે, તો મારવાની ક્રિયાપ્રત્યે તે એકનો એક આત્માજ કર્તા અને કર્મતરીકે થઇ પડે છે, એ તો વિરુદ્ધ ગણાય; કારણ કે પોતાનામાંજ પોતાનો વ્યાપાર હોઇ શકે નહિ–અર્થાત્ બ્રહ્મ, સર્વના ઉપાદાનકારણ છે, તો મારવાની ક્રિયામાં હણનારો આત્મા તે કર્તા અને મરણ પામનારાં શરીરો તે કર્મ–એ બન્ને કર્તા અને કર્મ, એકલા આત્મામાંજ આવી પડશે, કારણકે મારનાર અને મરનાર એ બન્ને આત્માજ હોેલા છે; તો આત્મા આત્માને મારે એ તો વિરુદ્ધ ગણાય. અર્થાત્,

અગ્નિને બાળે તે કંઇ ઘટી શકે નહિ. આ શંકાનું ભગવાન સમાધાન કહે છેઃ-

**य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥**

જે પુરુષ, એ આત્માને હણનારો માને છે અને જે પુરુષ એ આત્માને હણાયલો માને છે, તે બન્ને પુરુષો, વાસ્તવિક આત્મસ્વરૂપને જાણતાજ નથી; કારણકે આ આત્મા હણતોએ નથી અને હણાતોએ નથી.૧૯

(૧૯) જે તર્કશાસ્ત્રી આદિ શાસ્ત્રીઓ, આ આત્માને હણનારતરીકે માને છે-હનનક્રિયા-મારણક્રિયાના કર્તાતરીકે માને છે અને જે ચાર્વાક આદિ શાસ્ત્રીઓ આ આત્માને હણાયલો માને છે—હનનક્રિયા—મારણક્રિયાના કર્મરૂપ થયેલો માને છે, તે બન્ને શાસ્ત્રવેત્તાઓ, આત્માનું તાત્ત્વિક સ્વરૂપ સમજી શકતા નથી; કારણ કે આત્મા હણતો પણ નથી અને હણાતો પણ નથી-અર્થાત્ આત્મા કર્તા પણ નથી અને કર્મ પણ નથી; તેમજ જે કર્તા છે તે આત્મા નથી અને દેહ પણ આત્મા નથી. તે બન્ને આત્મા નથી, એમ પ્રથમજ નિશ્ચય કરી દેખાડ્યો છે. અહીં ભાવાર્થ એ છે કે, જેમ લોઢાનો ગોળો અગ્નિના સંબંધથીજ બીજાને બાળનારો થાય છે પણ સ્વતઃ તે કોઇને બાળતો નથી, તેમ આત્માની અંદર ભાસતું કર્તાપણું પ્રમાતા આદિના ઉદયકાળની સાથેજ મથી રહેનારૂં છે. વાસ્તવિક રીતે એ કર્તાપણું તે પ્રમાતા આદિનો ધર્મ છે, આત્માનો ધર્મ નથી. પ્રમાતા આદિનો આત્માની સાથે સંબંધ થવાથીજ આત્માવિષે કર્તાપણું ભાસે છે. તેજ પ્રમાણે આત્મા જ્યારે પ્રમાતા આદિથી યુક્ત થાય છે, ત્યારે તેને બંધ થાય છે; પણ કેવળ આત્માને બંધ થતો નથી. પ્રમાતા આદિનો આત્માની સાથેનો જે વિયોગ તેનું નામજ મોક્ષ છે. આવા કારણથી બંધ અને મોક્ષનું ભિન્ન ભિન્ન સ્થળે રહેવાપણું છેજ નહિ. કદાચ તું એમ કહીશ કે, કર્તૃત્વધર્મ, જે સ્વરૂપવાન હોય છે તેનેવિષેજ ઘટી શકે છે. પ્રમાતા આદિ તો સ્વરૂપરહિત અસત્ છે. તેના ઉત્તરમાં કહેવાનું કે, પ્રમાતા આદિને સ્વરૂપ નથી એમ નહિ માનવું; કારણ કે સત્ અથવા અસત્પણાથી નહિ જણાતું, વ્યવહારમાં યોગ્ય અને બ્રહ્મજ્ઞાનમાં વિઘ્ન કરનારૂં તથા સ્વપ્ન, માયા અને ગંધર્વ નગરના જેવું તે પ્રમાતા આદિનું સ્વરૂપ સ્વીકારવામાં આવ્યું છે, જેથી પ્રમાતા આદિનું પણ સ્વરૂપ છે અને તેજ કારણથી કર્તૃત્વ આદિ ધર્મો, એ પ્રમાતા આદિના છે, પણ આત્માના નથી. કહ્યું છે કેઃ—

**“आत्मा कर्त्रादिरूपश्चेन्माकांक्षीस्तर्हि मुक्तताम्।
न हि स्वभावो भावानां व्यावर्तेतौष्ण्यवद्रवेः”॥**

“જો આત્મા કર્તા આદિ સ્વરૂપવાળો હોય તો તું મુક્ત થવાની ઇચ્છા રાખીશ નહિ; કારણકે જેમ સૂર્યનો ઉષ્ણ સ્વભાવ બદલાતો નથી, તેમ પદાર્થોનો સ્વભાવ પણ બદલાતો નથી.” વળી જે રાગદ્વેષાદિ વિકારવાળો હોય, તેજ કર્તા હોઇ શકે છે; અને જે રાગદ્વેષવાળો હોય છે તે તો દુઃખી છે, માટે આત્મા તેવા વિકારવાળો છે એમ જો માનશે તો પછી આત્માનું અનુભવાતું સાક્ષીપણું પણ રહેશે નહિ.આવાજ આશયનું શાસ્ત્રવચન છે કેઃ-

**“नर्तेस्याद्विक्रियां दुःखी साक्षिता का विकारिणः।
धीविक्रियासहस्राणां साक्ष्यतोऽहमविक्रियः” ॥**

“રાગદ્વેષ આદિ વિકારોવિના દુઃખી થવાતું નથી અને જે તેવા વિકારોવાળો છે, તે વળી સાક્ષી શાનો હોઇ શકે ? માટે હું વિકારોવિનાનો છું અને તેજ કારણથી હું બુદ્ધિના હજારો વિકારોનો સાક્ષી છું.”

અને વળી સત્ વસ્તુ-પરબ્રહ્મને દેહાદિના ઉપાદાનકારણરૂપ માનવાથી તે બ્રહ્મને મારણક્રિયાના કર્મરૂપે થવાનો સંભવ છેજ નહિ; કારણકે અહીં વિવર્તવાદ અધ્યાસમૂલક પ્રતીતિનો સ્વીકાર કરવામાં આવ્યો છે; અને કોઇ સ્થળે તેવું જોવામાં આવતું નથી કે, અધ્યસ્ત વસ્તુના ધર્મોવડે અધિષ્ઠાનમાં વિકાર થાય.ભાષ્યમાં પણ કહ્યું છેઃ-

**“यत्र यदध्यस्तं तत्तत्कृतेन गुणेन दोषेण वाऽणुमात्रेणापि न संबध्यते”** જે વસ્તુનો જે વસ્તુમાં અધ્યાસ થયો હોય, તે (અધ્યાસ પામેલી ) વસ્તુના કરાયલા ગુણ અથવા દોષથી જે વસ્તુમાં અધ્યાસ થયો હોય, તેવી અધિષ્ઠાનરૂપ વસ્તુને લેશમાત્ર પણ સંબંધ થતો નથી.” આ વિષયનુંજ પ્રાચીન વૃદ્ધોએ વિવરણ કર્યું છેઃ-

**“न हि भूमिरूषरवती मृगतृड्जलवाहिनीं सरितमुद्वहति । मृगवारिपूरपरिपूरवती न नदी तथोषरभुवं [illegible]शाति ॥”**

“ખારી જમીન, ઝાંઝવાનાં જળના પ્રવાહ-

વાળી નદીને પોતાનાપર વહેતી નથી; તેમ ઝાંઝવાના જળપૂરથી પરિપૂર્ણ થયેલી તે દેખાતી નદી, ખારી જમીનને સ્પર્શ કરતી નથી." અર્થાત્ અધ્યસ્ત વસ્તુના ગુણદોષો–વિકારો, અધિષ્ઠાનમાં લાગતા નથી. આવાજ કારણથી, કર્તૃત્વ અને કર્મત્વ–એ બન્ને અનાત્મવસ્તુના ધર્મ છે અને તેવી અનાત્મવસ્તુઓ તો આ જગતમાં અનેક સ્વરૂપવાળી છે. તો કેવળ એકજ સ્વરૂપવાળા આત્મામાં તે કર્તૃત્વ અને કર્મત્વ એ બન્ને ધર્મોનો વિરોધ ઉત્પન્ન કરવો, એ વાતનું અહીં ખંડન કર્યું છે, એમ સમજવું. એજ પ્રમાણે ચાર્વાકે માનેલા દેહાત્મવાદનું અને તર્કશાસ્ત્રીઓએ માનેલા આત્માપરના કર્તૃત્વવાદનું પણ આ શ્લોકથી ખંડન થયું છે, એમ સમજવું.

આ શ્લોક, કઠવલ્લી ઉપનિષદ્‌માં દર્શાવેલા મંત્રને પૂર્વાર્ધમાં પાઠફેર કરીને અહીં લખ્યો હોય તેમ જણાય છે. કઠવલ્લી મંત્ર આ પ્રમાણે છેઃ–

**"हंता चेन्मन्यते हंतुं हतश्चेन्मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते॥"**

પૂર્વના શ્લોકમાં દર્શાવ્યું છે કે, "**नायं हन्ति न हन्यते**" તેમાંની "**न हन्य ते**" આ આત્મા હણાતો નથી" એ વાતને કઠવલ્લીના બીજા મંત્રને અહીં ટાંકીને સિદ્ધ કરે છેઃ–

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

આ આત્મા કદી જન્મ પામતો નથી અથવા મરણ પણ પામતો નથી; તેમજ આત્મા, પ્રથમ ઉત્પન્ન થઇને પાછો ફરીથી ઉત્પન્ન થનારો છે તેમ પણ નથી; કારણકે આ આત્મા અજન્મા છે, નિત્ય છે, પુરાણ છે અને સદાકાળ એકજ સ્વરૂપમાં રહેનારો છે. શરીરનો નાશ થયા છતાં પણ આત્માનો નાશ થતો નથી.[૨૦]

(૨૦) આ આત્મા કદી પણ નવો ઉત્પન્ન થતો નથી અથવા તર્કશાસ્ત્રીઓ જેમ ઘટનો તદ્દન સમૂળગો નાશ માને છે, તેમ આ આત્માનો સમૂળગો નાશ થતો નથી. આ વાત સિદ્ધ કરવામાટે મૂળમાં અનુક્રમે અજ અને નિત્ય એવાં બે વિશેષણો આપ્યાં છે–અર્થાત્ આત્મા અજન્મા છે, માટે જન્મ પામતો નથી તથા આત્મા નિત્ય છે, માટે મરણ પામતો નથી–નષ્ટ થતો નથી; ત્યારે કદાચ તું એમ કહીશ કે, વિજ્ઞાનવાદીઓ, વિજ્ઞાનધારાને અજન્મા અને નિત્ય માને છે,માટે આત્મા પણ તમારા કહેવા પ્રમાણે અજન્મા અને નિત્ય છે, જેથી તેઓની ક્ષણિક વિજ્ઞાનધારાના સમાન સ્વરૂપવાળો તે આત્મા ક્ષણિક હશે. આ શંકાનું સમાધાન કરવા માટેજ મૂળમાં "**भविता वा न भूयः**"એ વાકય મૂકેલું છે. આ આત્મા ઉત્પન્ન થઇને પાછો ફરીથી ઉત્પન્ન થનારો છે તેમ નથી; પરંતુ સદા હોઇને સદા હોવાનોજ છે. અહીં "**भूत्वा भविता**" આ બે ક્રિયાઓનો એકજ કર્તા છે તેમ **क्त्वा** પ્રત્યય દર્શાવે છે અને તે એવો અભિપ્રાય બતાવે છે કે, આત્મા સદા એકજ ધારામાં રહેવાવાળો છે, નહિ કે ઉત્પન્ન થઇ, ક્ષણવાર રહીને નાશ પામવાનો છે, પણ હમેશાં હોઇને હોવાનોજ છે. તર્કશાસ્ત્રીઓનું વિજ્ઞાન તો એવું હોય છે–પ્રથમ ક્ષણમાં ઉત્પન્ન થઇ બીજી ક્ષણમાં સ્થિતિ ભોગવી, ત્રીજી ક્ષણમાં નાશ થનારૂં હોય છે–અર્થાત્ તેમનું વિજ્ઞાન ક્ષણવ્યાપી છે અને ત્રણ ક્ષણ રહેનારૂં છે. વિજ્ઞાનવાદીઓની તો એવી માન્યતા છે કે, પૂર્વવિજ્ઞાનના નાશના ક્ષણમાંજ ઉત્તરવિજ્ઞાનની ઉત્પત્તિ થાય છે અને પાછા તેના તેજ ક્ષણે તેની સ્થિતિ રહે છે અને પાછું તે વિજ્ઞાન નાશ પામે છે. આમ તેઓ વિજ્ઞાનોને ક્ષણિક માને છે, પણ આત્મા તેવો ક્ષણિક નથી, એમ દર્શાવવામાટેજ મૂળમાં "**भूत्वा भविता**" એમ બે ભવનક્રિયાઓને એકીસાથે મૂકીને આત્માની અંદર ક્ષણિકપણાનો પ્રતિષેધ કર્યો છે અને તેવો ક્ષણિક આત્મા નથી, એમ સૂચવવામાટેજ આત્માને શાશ્વત એવું વિશેષણ પણ મૂળમાં આપ્યું છે; તથા જણાવ્યું છે કે, આત્મા હમેશાં એકજ સ્વરૂપમાં રહેનારો છે. આ વાતનો લોકમાં પણ પ્રત્યક્ષ અનુભવ થાય છે. જેમકે:–હું, જે મારી બાલ્યાવસ્થામાં માતાપિતાનો અનુભવ કરતો હતો, તેજ હું અત્યારે વૃદ્ધાવસ્થામાં મારા છોકરાઓને ત્યાં પણ છોકરાઓનો–પૌત્રોનો અનુભવ કરું છું. આવી રીતે બાલ્યાવસ્થામાં અને વૃદ્ધાવસ્થામાં આત્મા તો એકજ છે, એમ પ્રત્યક્ષ અનુભવ થાય છે. કદાચ તું એમ કહીશ કે, તે અનુભવ તો સરખાપણાથી થાય છે–અર્થાત્ બાલ્યાવસ્થામાં જેવો મારો આત્મા હતો તેવોજ આ બીજો વૃદ્ધા-

વસ્થામાં મારો આત્મા છે અને તેને હું અનુભવું છું, એમ સરખાપણાથી અનુભવ થાય છે, નહિ કે આત્માની એકતાને લીધે; માટે આત્મા ક્ષણિક હોવો જોઇએ. આમ કહેવું તે તો તદ્દન સમજવિનાનું છે; કારણ કે પ્રથમની સમાનતાને ગ્રહણ કરનારો તે પ્રથમનો આત્મા તો સ્થિર છેજ નહિ, તો તે બીજાએ પૂર્વના આત્માની સમાનતા કેમ અનુભવી? માટે આત્મા ક્ષણિક નથી પણ સર્વદા એકજ સ્વરૂપમાં રહેનારો છે.

વળી તારી એવી માન્યતા હોય કે, ભલે આત્મા જન્મમરણહીન છે, પણ પ્રથમ બાલ્યાદિ અવસ્થામાં જૂદા જૂદા ધર્મવાળો થઇને પાછો ફરી વૃદ્ધાવસ્થામાં જૂદા જૂદા ધર્મવાળો થાયજ છે. આ માન્યતા પણ ભૂલભરેલી છે; કારણ કે મૂળમાં— "**भूत्वा एव भविता, न तु अभूत्वा**—આત્મા જેવો છે તેવોને તેવો રહીનેજ રહેનારો છે, નહિ કે પ્રથમ જૂદા જૂદા ધર્મવાળો ન હતો તેથી તેવા જૂદા જૂદા ધર્મવાળો થઇને રહેનારો છે." આવી યોજના પણ કરવી. વળી અર્હત્ મતને અનુસરનારા (જૈનો) એમ માને છે કે, આત્મા નિત્ય છે પણ શરીરના માપને અનુસરી ક્રમપૂર્વક અથવા ક્રમનો ત્યાગ કરીને નાનોમોટો થયા કરે છે. તેઓ કહે છે કે, આત્મા મચ્છરના શરીરમાં દાખલ થઇ મચ્છર જેવડો થાય છે, મનુષ્યના શરીરમાં દાખલ થઇ મનુષ્ય જેવડો થાય છે અને હાથીના શરીરમાં દાખલ થઇ હાથી જેવડો થાય છે. આવી રીતે પરિમાણભેદને માનીને તેઓ કહે છે કે, આત્મા નિત્ય તો છેજ પણ તેને વિશેષણરૂપ થયેલા પરિમાણવાળા દેહનું નાનામોટાપણું થવાથી તે આત્માવિષે પણ માત્ર કહેવાનું નાનામોટાપણું થાય છે. આ પ્રમાણે તેઓ (જૈનો) માને છે, પણ તે માન્યતા ઘણી ભૂલભરેલી છે; કારણ કે આત્મા તો શાશ્વત છે—સદા એકજ સ્વરૂપે રહેનારો છે. નાનામોટા થવાના સ્વભાવવાળી, મધ્યમ પરિમાણવાળી વસ્તુ કદી પણ નિત્ય હોતી નથી અને આત્મા તો નિત્ય છે, માટે તે માન્યતા પણ ખોટી છે. આજ કારણથી સુખદુઃખ આદિ જૂદા જૂદા ધર્મોની ઉત્પત્તિથી આત્મા પણ તે તે ધર્મોનું સેવન કરીને વારંવાર તે તે ધર્મોવાળો થઇને પુનઃ પુનઃ થયા કરે છે, આવી માન્યતાનું પણ ખંડન થયું છે; કારણ કે જે કોઇ ધર્મવાળી વસ્તુ હોય છે, તેનો સમૂળગો નાશ થયાવિના તેના ધર્મનો પણ નાશ થતો નથી, તો આત્માને પણ સુખદુઃખાદિ ધર્મ જો લાગુ થતો હોય તો તેનો (આત્માનો) નાશ થયાવિના તેના ધર્મનો પણ અત્યંત નાશ થવાનો સંભવ નથી. જેમ ઘટનો સમૂળગો નાશ થયાવિના તેના રૂપનો પણ સમૂળગો નાશ થતો નથી, તેમ આત્માના સંબંધમાં પણ તેવો નાશ પ્રાપ્ત થશે અને નિત્યપણું નહિ રહેતાં અનિત્યપણું આવી લાગશે; માટે આત્મા—સુખદુઃખાદિ ધર્મવાળો થઇને થતો નથી, પણ સર્વદા એકજ સ્વરૂપમાં રહેનારો છે.

કદાચ અહીં તું શંકા કરીશ કે, જે અજન્મા હોય, નિત્ય હોય અને શાશ્વત હોય તે આત્મા છે, એમ જો આપણે માનીશું તો આકાશ પણ અજન્મા, નિત્ય અને શાશ્વત હોવાથી આકાશને પણ આત્માતરીકે માનવું પડશે. આ શંકાનું સમાધાન કરવામાટેજ મૂળમાં પુરાણ એવું વિશેષણ આત્માને આપેલું છે. આત્મા પુરાણ છે એટલે—આકાશ આદિની સૃષ્ટિ પહેલાંનો તેવો ને તેવોજ નવો છે. અહીં આત્માને પુરાણ એવું વિશેષણ આપીને એમ દર્શાવ્યું છે કે, જેમાં અપક્ષય આદિ ધર્મો નથી, તેવું મુખ્ય અજપણું, નિત્યપણું અને શાશ્વતપણું આત્માનેજ છે, પણ આકાશાદિને તેવું મુખ્ય અજપણું, નિત્યપણું અને શાશ્વતપણું નથી; કારણ કે આકાશાદિ પદાર્થો અપક્ષય આદિ ધર્મોવાળા છે. આ અર્થને સૂચવનારી શ્રુતિ પ્રથમ દર્શાવી છે— "**नभ आत्मनि लीयते**—આકાશનો આત્મામાં લય થાય છે;" અને વળી આવું મુખ્ય અજન્માપણું, નિત્યપણું અને શાશ્વતપણું દર્શાવવામાટેજ મૂળમાં છેવટ કહ્યું છે કે, "**न हन्यते हन्यमाने शरीरे**" શરીરના હણાવા છતાં આત્મા હણાતો નથી."

આ શ્લોકમાં રહેલા **वा** શબ્દનો ભગવાન ભાષ્યકાર શ્રીશંકરાચાર્ય **च** શબ્દના જેવો અર્થ કરીને એવો અર્થ કરે છે કે, "આત્મા જન્મ પામતો નથી અને મરતો પણ નથી" આવા અર્થમાં એવું સિદ્ધ કરે છે કે, જેમ ઘટાદિ પદાર્થો પ્રથમ ઉત્પન્ન હતા નહિ અને પછીથી ઉત્પન્ન થાય છે, તેમ આત્મા પ્રથમ નહિ ઉત્પન્ન થઇને ઉત્પન્ન થનારો નથી-અર્થાત્ આત્મા સદાનો છેજ, આમ સિદ્ધ કરે છે.

અથવા આ શ્લોકમાં રહેલા **वा** શબ્દની પહેલાં **न** શબ્દનો અન્વય કરીને આવો પણ અર્થ કરે છે—આત્મા જન્મતો નથી અથવા મરતોએ નથી; કારણ કે જેમ ઘટાદિ પદાર્થો, ઉત્પન્ન પામીને પાછા નાશ પામે છે, તેમ આત્મા ઉત્પન્ન

થઇને પાછો નાશ પામતો નથી. આવાજ આશયથી **न म्रियते** એમ **न** શબ્દનો **म्रियते**ની પહેલાં અન્વય કરે છે.

વળી ભગવાન શંકરાચાર્ય કહે છે કે, આ શ્લોકમાં **शाश्वतः** અને **पुराणः** આ બે વિશેષણોથી એમ સૂચવ્યું છે કે, આત્માની કદી વૃદ્ધિ થતી નથી તેમ હ્રાસ થતો નથી; અને વળી **न हन्यते** એ વાક્યનું એવું વ્યાખ્યાન કરે છે કે, આત્મા કોઇપણ જાતના પરિમાણને પામતો નથી.

વળી કેટલાએક પંડિતો, આ શ્લોકના સંબંધમાં કહે છે કેઃ–"**न जायते म्रियते**" આ વાક્ય અર્જુનને આત્મસ્વરૂપ દર્શાવવામાટે ભગવાન શ્રીકૃષ્ણની પ્રતિજ્ઞારૂપ છે. **कदाचित्** એ પદથી ભગવાને તે પ્રતિજ્ઞાને સિદ્ધ કરેલી છે અને **अजः** ઇત્યાદિ પદોથી તેનો ઉપસંહાર કર્યો છે.

હવે "**नायं हन्ति**"–આ આત્મા હણાતો નથી" આ વાતને સિદ્ધ કરે છે.

**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।**
**कथं स पुरुषःपार्थ कं घातयाति हंति कम् ॥२१॥**

**હે પાર્થ ! જે પુરુષ, આ આત્માને નિત્ય વૃદ્ધિશૂન્ય, અજ–અવિનાશી અને અવ્યય–અપક્ષય–હ્રાસવિનાનો–માને છે, તે પુરુષ કોને મારે છે! અરે,કેવી રીતે મારે છે તથા પોતે પ્રેરક થઈને બીજાદ્વારા કોને હણાવે છે–કેવી રીતે હણાવે છે ?૨૧**

(૨૧) જેનો નાશ પામવાનો સ્વભાવ હોય તે વિનાશી કહેવાય. જેમકે દોરીમાં ભ્રાંતિથી દેખાયલો સર્પ, નાશવંત સ્વભાવવાળો છે, તેમ નાશવંત સ્વભાવવાળી જે ત્રણ ઉપાધિ–સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર અને કારણશરીર તેથી અન્ય–અવિનાશી અને તેજ કારણથી નિત્ય–નાશહીન એવો આત્મા છે. આવું નાશહીનપણું દર્શાવવામાટે મૂળમાં **अजम्** એ વિશેષણ મૂકયું છે–અર્થાત્ જે વસ્તુ જન્મવાળી હોય છે, તેજ અનિત્ય હોય છે; પણ આત્મા તો અજન્મા છે, માટે નિત્ય છે. અહીં એક શંકા થવાનો સંભવ છે કે, સાંખ્ય દર્શનવાળાઓ, વિનાશશીલ એવાં પણ પ્રધાનને પોતાના કાર્યની અપેક્ષાએ અવિનાશી, અજ અને નિત્ય માને છે તથા તર્કશાસ્ત્રીઓ પણ આકાશને અવિનાશી, અજ અને નિત્ય માને છે, તો આત્માને પણ તે પ્રધાન અને આકાશના જેવો માનવો કે શું ? આ શંકાને દૂર કરવામાટેજ અહીં મૂળમાં **अव्ययम्** એ વિશેષણ આત્માને આપ્યું છે. અવ્યય એટલે "**न व्येति पूर्वावस्थां त्यजति इति अव्ययम्** " જે વસ્તુ પોતાની પૂર્વાવસ્થાનો ત્યાગ ન કરે–અર્થાત્ કોઇ પણ જાતના પરિણામને ન પામે, તેનું નામ અવ્યય કહેવાય છે. સાંખ્યદર્શનીઓનું પ્રધાન તો, "**चलं गुणवृत्तम्**" ગુણોમાં વર્તન કરનારી વસ્તુ ચલ હોય છે " આ ન્યાયથી ગુણોની સામ્યાવસ્થામાં પણ પરિણામધર્મને પામનારૂં છે. આ વાતનો તેઓએ પણ સ્વીકાર કરેલો છે; તેમજ આકાશ પણ પરિણામધર્મને પામનારૂં છે.શ્રુતિ કહે છેકેઃ–**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः**–તે આ આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઈ છે." આવી રીતે આકાશ પણ ઉત્પત્તિધર્મવાળું છે, માટે અજ–અજન્મા નથી, પણ પરિણામી છે; માટે તે પ્રધાન અને આકાશ એ બન્ને અવ્યય નથી, પણ આત્મા તો અવ્યય છે–અપરિણામી છે. આવા આત્માને જે પુરુષ જાણે છે–સાક્ષાત્ કરે છે, તે પુરુષ કયા પ્રકારે કોઇ બીજા પુરુષને પોતે પ્રેરક થઇને હણાવે–મારણક્રિયામાં પ્રવર્તાવે અથવા પોતે કોને હણે. અર્થાત્ કોઇ પણ પ્રકારથી કોઇને પણ તે પુરુષ હણાવતો નથી અથવા હણતો નથી; કારણ કે તે પુરુષને સર્વ સ્થળે આત્માસિવાય બીજી વસ્તુનું દર્શનજ થતું નથી, તો પછી તે કોને હણે–હણાવે ? શ્રુતિ પણ જ્ઞાનાવસ્થામાં સર્વ જાતના કારકવ્યાપારનો નિષેધ દર્શાવે છે–"**यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्**" જ્યાં આ જ્ઞાની પુરુષને સર્વ દેખાતા પદાર્થ આત્માતરીકેજ થઇ રહ્યા છે, તો પછી તે જ્ઞાની પુરુષ, કોનાવડે કોને જુએ ?

અજ્ઞાનદશામાંજ સર્વ કારકનો વ્યવહાર હોય છે એમ બીજી એક શ્રુતિ દર્શાવે છેઃ–**यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति**–જ્યાં આ જીવાત્માને દ્વૈતભાવ હોય છે–અર્થાત્ જ્યાંસુધી જીવાત્મા અજ્ઞાન અવસ્થામાં હોય છે, ત્યાંસુધી પોતે દેખાતી વસ્તુથી જુદો રહીને તે દેખાતી વસ્તુને ભિન્નતાથી–પોતાનાથી જુદી જુએ છે.

આ પરથી સર્વ કારકનું નાશ કરનારૂં જ્ઞાન, સર્વ કારકની અપેક્ષા રાખનારાં કર્મો–

ની સાથે સમુચ્ચિત છે-એક કાર્યકારી છે, એ વાતનું ખંડન થાય છે; કારણકે જેમ શીત અને ઉષ્ણ (ગરમી અને ઠંડી) પરસ્પર વિરુદ્ધ સ્વભાવનાં છે, જેથી તે બન્ને એક કાર્યકારી થઇ શકતાં નથી; તેમજ પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળાં જ્ઞાન અને કર્મ-રથાશ્વન્યાયથી—જેમ રથ અને ઘોડો એક કાર્યને કરનારા નથી તેમ, તે જ્ઞાન અને કર્મ પણ એક કાર્યકારી હોઈ શકે તેવો સંભવ નથી. આ વાતનો અમે બીજે સ્થળે વિસ્તાર કર્યો છે.

ભગવાને કહ્યું:-મારા જેવા જ્ઞાની પુરુષોને જો કે સમાધિરહિત અવસ્થામાં અવિદ્યાના-અજ્ઞાનના લેશનું અનુસરણ હોવાથી હણાવનારપણું વગેરે ધર્મો આવી લાગે છે, તોપણ જ્ઞાનદ્વારા તેનો બાધ થઈ જાય છે અને તે જ્ઞાનદ્વારાજ ભવિષ્યનાં નવાં કર્મોનો સંસર્ગ પણ થતો નથી, જેથી કંઇ દોષ લાગતો નથી. આવાજ આશયથી આગળ જતાં કહેવામાં આવશે-"**हत्वापि स इमॉंल्लोकान्न हंति न निबध्यते**-તે જ્ઞાનીપુરુષ આ સમગ્ર લોકોને હણી નાખે છે, છતાં પણ તે હણતો નથી અને બંધાતોએ નથી."

વળી પણ આત્મા દેહથી ભિન્ન હશે કે નહિ, એ વિષેની અર્જુન શંકા કરે છે-દરેક પ્રકારનાં કર્મોની વિધિ-આજ્ઞાઓ, જેવી કે-**ब्राह्मणो जयत**-બ્રાહ્મણે યજ્ઞ કરવા જોઇએ"-"**जातपुत्रः कृष्णकेशोऽग्नीनादधीत**-પુત્રોત્પત્તિ થયા પછી તુરતજ મસ્તકપર કાળા કેશ હોય તે અવસ્થામાંજ-વૃદ્ધાવસ્થા ન થવા દેતાં અગ્નિહોત્ર લઇ લેવું જોઇએ-અગ્ન્યાધાન કરવું જોઇએ-ઇત્યાદિ શાસ્ત્રાજ્ઞાઓ, આત્માને બ્રાહ્મણાદિ વર્ણ અને વય આદિ વિશેષણવાળો સ્વીકારીનેજ કર્મોમાં અધિકારી ઠરાવે છે. તે પરથી સિદ્ધ થાય છે કે, જેમ કાળા કમળનો કાળો વર્ણ, કમળથી ભિન્ન નથી, તેમજ આત્મા પણ દેહથી ભિન્ન હોય તેવો કંઇ નિશ્ચય થઇ શકતો નથી. આ શંકાનું સમાધાન કરવા ભગવાન કહે છે.

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

**જેમ પુરુષ, જૂનાં વસ્ત્રોને ત્યજીને બીજાં નવાં વસ્ત્રો ગ્રહણ કરે છે, તેમ શરીરધારી જીવાત્મા પણ જૂનાં શરીરોનો ત્યાગ કરીને બીજાં નવાં શરીરોમાં જાય છે.[૨૨]**

(૨૨) "**दण्डी प्रैषानन्वाह**"-યાજ્ઞિક ઋત્વિજે હાથમાં દંડ ધારણ કરી પ્રૈષો કહેવા. આ વાક્યમાં દર્શાવેલો દંડ, યાજ્ઞિકના વિશેષણતરીકે છે, પણ તે પ્રૈષોચ્ચાર કરનારના સ્વરૂપભૂત નથી; તેમજ બ્રાહ્મણપણું પણ સ્વર્ગની ઈચ્છા રાખનાર આત્માના વિશેષણતરીકે છે, પણ તેના સ્વરૂપભૂત નથી. વળી જેમ દેવદત્તે ધારણ કરેલા વસ્ત્રમાં તથા દેવદત્તમાં, જડ અને ચૈતન્યપણાથી અત્યંત ભિન્નતા રહેલી છે, તેમજ આત્માએ ધારણ કરેલા દેહોમાં અને આત્મામાં અત્યંત વિલક્ષણતા-ભિન્નતા રહેલી છે; કારણ કે દેહ જડ છે અને આત્મા ચેતન છે; છતાં પણ જેમ કોઈ મૂર્ખ માણસ, દેવદત્તે ધારણ કરેલાં વસ્ત્રનો નાશ થતાં તે દેવદત્તનો નાશ થયો એમ માની બેસે તેમ, તું પણ દેહનો નાશ થતાં આત્માનો નાશ થાય છે, એમ માની બેઠેલો છે. આ પરથી તારી મૂર્ખતા સ્પષ્ટ દેખાય છે.

ત્યારે આ દેહધારી આત્મા કેવા સ્વરૂપવાળો છે? આ પ્રશ્નનો ઉત્તર ભગવાન કહે છે:—

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥**

**આ આત્માને શસ્ત્રો ( હથિયારો ) કાપી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવી શકતું નથી અને વાયુ સૂકવી શકતો નથી.[૨૩]**

(૨૩) આ આત્મા સ્થૂલપદાર્થ નથી, જેથી તરવાર આદિ શસ્ત્રો એને છેદી શકતાં નથી-એ કકડા કરી શકતાં નથી. કદાચ તું કહીશ કે, ત્યારે આત્મા પૃથ્વીના પરમાણુની પેઠે અગ્નિના પાકથી ઉત્પન્ન થતા શ્યામ,રક્ત આદિ રૂપનો આશ્રય તો હશે. તેના ઉત્તરમાં કહેવાનું કે, આ આત્મા પરમાણુસ્વરૂપ પણ નથી, જેથી અગ્નિ તેને બાળી શકતો નથી-અર્થાત્ આત્મા પાર્થિવ પદાર્થોની પેઠે પાકથી ઉત્પન્ન થતા રૂપ આદિનો આશ્રય નથી. આત્મા સ્પર્શવાળો પદાર્થ નથી, તેથી પાણી તેને ભીંજવી શકતું નથી; કારણ કે જે સ્પર્શવાળું દ્રવ્ય હોય તેનેજ પાણી ભીંજવી શકે છે; તેમજ આત્મા સ્નિગ્ધ પદાર્થ નથી, જેથી વાયુ તેને સૂકાવી શકતો નથી.

આ પરથી શ્રુતિમાં પ્રસિદ્ધ એવું અદીર્ઘ, અસ્થૂલ આદિ વિશેષણોવાળું આત્મસ્વરૂપનું ગ્રહણ કરી લેવું. શ્રુતિ કહે છે કે, **अदीर्घमस्थूलमनणु अशब्दमस्पर्शम् रूपमव्ययंतथाऽरसं नित्यमगंधवच्च यत्**" આત્માનું સ્વરૂપ દીર્ઘ, સ્થૂલ કે અણુ નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધવાળું નથી પણ અવિનાશી, અવિકારી અને નિત્ય છે.

શામાટે આત્માને શસ્ત્રો છેદન કરી શકતાં નથી? આ શંકાના ઉત્તરમાં કહે છે કેઃ–તે આત્મા, છેદન વગેરે કરવા માટે તદ્દન અયોગ્ય છે તે કહે છેઃ—

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥**

આ આત્મા છેદન કરવા યોગ્ય નથી, બાળવા યોગ્ય નથી, ભીંજવવા યોગ્ય નથી અને શોષવવા યોગ્ય પણ નથી; કારણકે આ આત્મા નિત્ય છે, સર્વવ્યાપક છે, સ્થિર સ્વભાવનો છે, અચળ છે અને સનાતન છે.[૨૪]

(૨૪) આત્મા, છેદન વગેરે કરવા યોગ્ય નથી. તેમાં પ્રથમ દર્શાવેલાં અસ્થૂલ આદિ કારણો સમજવાં.

એ પ્રમાણે આત્મા એ છેદ્ય છે, તેમાં કારણતરીકે તે આત્માના અસ્થૂલ આદિ અભાવરૂપ ગુણો કહ્યા. હવે તે આત્માના ભાવરૂપ ગુણો કહે છેઃ– આ આત્મા નિત્ય છે–ઈત્યાદિ.

અહીં નિત્યત્વ આદિ સર્વ વિશેષણો આપીને અખંડ એક રસવાળી આત્મારૂપ વસ્તુનું જ લક્ષ્ય કરવાનું છે તથા તે વિશેષણોવડે આત્માવિષે ઉત્પાદ્યત્વ (ઉત્પન્ન કરવા યોગ્ય) આદિ ધર્મોને દૂર કરવાના છે.

આત્મા, જે કારણથી નિત્ય છે, તેથી ઘટાદિ પદાર્થોની પેઠે ઉત્પન્ન કરવા યોગ્ય નથી. આત્મા સર્વવ્યાપક છે, તેથી ગ્રામ વગેરેની પેઠે પ્રાપ્ત કરવા યોગ્ય નથી. આત્મા સ્થાણુ છે–પૂર્વરૂપનો ત્યાગ નહિ કરીને પોતાના મૂળસ્વભાવમાં સ્થિર રહેનારો છે, તેથી દૂધ વગેરે પદાર્થોની પેઠે વિકાર પામવા યોગ્ય નથી. વળી આત્મા અચલ છે. જેમ દર્પણ, પોતાની સ્વચ્છતાથી ભ્રષ્ટ થયો નથી, તોપણ મેલરૂપ આવરણને લીધે પોતાની સ્વચ્છતાથી ભ્રષ્ટ થાય છે, તેમજ આત્મા પણ પોતાના સ્થિર સ્વભાવવાળો છે, તોપણ માયાના સંયોગથી ચંચળપણાને પામે છે; પણ પેલું દર્પણ, જ્યારે મેલું થાય છે, ત્યારે તેનો મેલ દૂર કરવામાટે તેનાપર વસ્ત્ર વગેરેથી લૂંછવાની તે અપેક્ષા રાખે છે. આ આત્મા તો પોતે અચળ હોવાથી તેવા સંસ્કારની અપેક્ષા રાખતો નથી. એ પ્રમાણે ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ અને સંસ્કૃતિરૂપ ચાર પ્રકારની ક્રિયાઓનું ફળ આત્માવિષે સંભવતું નથી; કારણ કે આ આત્મા સનાતન છે–નિરંતરનો છે.

સનાતન શબ્દમાં **સના** એવું જે અવ્યય છે, તે નિરંતર એવા અર્થવાળું છે–અર્થાત્ જેનો દેશથી, કાળથી અને વસ્તુથી પરિચ્છેદ (માપ) ન થઇ શકે તેનું નામ **સના** કહેવાય છે.

ઘણા પંડિતોના મતમાં પરમાણુઓનો કાળથી અપરિચ્છેદ (અમાપણી) માનેલો છે; પણ દેશથી પરિચ્છેદ માનેલો છે, તેમજ આકાશનો કાળ અને દેશથી પરિચ્છેદ માનેલો નથી, પણ વસ્તુથી પરિચ્છેદ માન્યો છે. તે આ વસ્તુપરિચ્છેદ ત્રણ પ્રકારનો છેઃ–સજાતીય ભેદ, વિજાતીય ભેદ અને સ્વગતભેદ. જેમકેઃ—

**"वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादितः ॥**
**वृक्षांतरात्सजातीयो विजातीयः शिलादितः"॥**

વૃક્ષનો, તેનાં પાંદડાં, પુષ્પ અને ફળ વગેરેથી સ્વગતભેદ છે, બીજાં વૃક્ષોથી સજાતીય ભેદ છે અને પથ્થર વગેરેથી વિજાતીય ભેદ છે.

પણ આ આત્મા તો **સના**–નિરંતર પૂર્વોક્ત ત્રણેય પ્રકારના પરિચ્છેદથી રહિત **भवति**–રહે છે, માટે **સનાતન** છે–અર્થાત્ પરમાત્મા, અખંડ એક રસવાળો છે, જેથી તે ઉત્પત્તિ આદિના આશ્રયરૂપ નથી.

એ રીતે જ્ઞેય વસ્તુનું નિરૂપણ કર્યું. હવે તે જ્ઞેય વસ્તુમાં અધ્યાસ પામેલાં ત્રણ શરીરોનો ત્યાગ કરીને, તે જ્ઞેય વસ્તુનો સાક્ષાત્કાર કેવી રીતે કરવો તે કહે છેઃ–

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥**

**આ આત્મા, અવ્યક્ત છે, ( વ્યક્ત–પ્રત્યક્ષ એવું જે સ્થૂલશરીર તેથી ભિન્ન છે,) અચિંત્ય છે ( ચિંત્ય–વિચાર કરવા યોગ્ય–અનુમાન કરવા યોગ્ય લિંગશરીરથી ભિન્ન છે) અને અવિકાર્ય છે ( ત્રિગુણાત્મક વિકારને યોગ્ય એવું જે**

કારણશરીર, તેથી પણ ભિન્ન છે.) એમ જ્ઞાનીઓ કહે છે; માટે આવા સ્વરૂપવાળા આ—આત્માને જાણીને તારે શોક કરવો યોગ્ય નથી.[૨૫]

(૨૫) આ જીવાત્મા અવ્યક્ત છે—અર્થાત્ વ્યક્ત—પ્રત્યક્ષ કરી શકાતું એવું જે આ સ્થૂલશરીર તેથી અન્ય છે—ભિન્ન છે; તેમ એ જીવાત્મા અચિંત્ય છે—અર્થાત્ ચિંતન કરવા યોગ્ય રૂપાદિ કાર્યોના પ્રકાશથી અનુમાન કરવા યોગ્ય અને ચક્ષુ આદિના સમુદાયરૂપ જે લિંગશરીર, તેથી પણ ભિન્ન છે. વળી એ જીવાત્મા અવિકાર્ય છે—સ્થૂલ અને સૂક્ષ્મ કાર્યપણે જે વસ્તુ સ્થિતિને યોગ્ય બને છે, તે વસ્તુ વિકાર્ય કહેવાય છે. આ વિકાર્યનેજ ત્રિગુણાત્મક મૂળ અજ્ઞાનરૂપ કારણશરીર કહે છે. એ કારણશરીર, સુષુપ્તિને ઉઠેલા પુરુષને, 'આજની નિદ્રામાં મેં કંઇ પણ જાણ્યું નથી' આવું ભાન થાય છે. તે પરથી અને હું નથી જાણતો એ અનુભવપરથી માત્ર સાક્ષી આત્માથીજ જાણી શકાય તેવું છે. તેવા સ્વરૂપવાળા કારણશરીરથી પણ આત્મા ભિન્ન છે.

આ શ્લોકમાં, આત્મા વ્યક્ત નથી, ચિંત્ય નથી અને વિકાર્ય નથી, એમ નિષેધમુખે આત્મસ્વરૂપ કહ્યું છે; પણ જેમ ગાયની ઓળખાણ પાડતી વખતે શીંગડું આદિ તેના અવયવોને ગ્રહણ કરી કરીને જેમ આ ગાય છે એમ કહી દેખાડે છે, તેમ આ આત્મા આવા પ્રકારનો છે, એમ વિધિમુખે કહેલું નથી.

માટે આવા સ્વરૂપનો આ આત્મા છે, એમ જાણીને તારે શોક કરવો યોગ્ય નથી. શ્રુતિ કહે છે કેઃ—**तरति शोकमात्मवित्** "આત્મજ્ઞાની પુરુષ શોકને તરી જાય છે." માટે તું પણ આત્મજ્ઞાની થા અને બંધુઓના વિયોગથી ઉત્પન્ન થતો શોક ન કર.

વળી આ આત્મા ત્રણેય અવસ્થાઓ—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિથી રહિત છે, એમ પણ શાસ્ત્રમાં કહ્યું છેઃ—

**"स्वप्ननिद्रायुता वाद्यौ प्राज्ञस्त्वस्वप्ननिद्रया ।**
**न निद्रां नैव च स्वप्नं तुर्ये पश्यंति निश्चिताः"**

આ જીવાત્માના જૂદી જૂદી ઉપાધિઓને લીધે પોતે એકજ છે છતાં ત્રણ ભેદ થાય છે—વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ. તેમાં પ્રથમના વિશ્વ અને તૈજસ, અનુક્રમે સ્વપ્ન અને નિદ્રાવસ્થારૂપ ઉપાધિવાળા હોય છે અને છેલ્લો પ્રાજ્ઞ, સ્વપ્ન અને નિદ્રાસિવાયની ત્રીજી જાગ્રત અવસ્થારૂપ ઉપાધિવાળો હોય છે. જે પુરુષોને તત્ત્વજ્ઞાનનો નિશ્ચય થયો છે, તે પુરુષો હમેશાં તુરીયાવસ્થામાં રહે છે અને સ્વપ્ન કે નિદ્રાને જોતા નથી.

એ પ્રમાણે તત્ત્વદૃષ્ટિથી જોતાં તારે શોક કરવો યોગ્ય નથી, એમ કહ્યું. હવે સામાન્ય મનુષ્યોની દૃષ્ટિથી જોતાં પણ તારે શોક કરવો યોગ્ય નથી એ, વાત કહે છે.

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥**

હે મોટા બાહુવાળા અર્જુન ! તું એ આત્માને હમેશાં જન્મ પામતો અને હમેશાં મરણ પામતો માનતો હોય તોપણ તારે શોક કરવો યોગ્ય નથી.[૨૬]

(૨૬) હે મહાબાહુ અર્જુન ! તું કદાચ ચાર્વાક પક્ષને અનુસરીને આ આત્માને નિયમવડે ઉત્પન્ન થનારો માનતો હોય, ક્ષણિક વિજ્ઞાનવાદીઓના મત પ્રમાણે હમેશાં ક્ષણે ક્ષણે ઉત્પન્ન થનારો માનતો હોય અથવા તર્કશાસ્ત્રીઓના મત પ્રમાણે આત્મા નિત્ય છે છતાં પણ અપૂર્વ એવા દેહો અને ઇંદ્રિયોના સંબંધથી ઉત્પન્ન થનારો છે એમ માનતો હોય અને તેમના મત પ્રમાણેજ હમેશાં મરણ પામનારો માનતો હોય, તોપણ તારે શોક કરવો યોગ્ય નથી.

અહીં મૂળમાં "**हे महाबाहो**" એવું અર્જુનને સંબોધન આપીને ભગવાન, અર્જુનને યુદ્ધ કરવામાટે ઉત્સાહિત કરે છે.

પૂર્વના શ્લોકમાં કહ્યું કે, સામાન્ય મનુષ્યોની દૃષ્ટિએ પણ તારે શોક કરવો યોગ્ય નથી હવે તેનું કારણ કહે છેઃ—

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥**

આ જગતમાં જન્મ પામેલાનું મરણ અવશ્ય છે અને મરણ પામેલાનો જન્મ પણ અવશ્ય છે; માટે આ અવશ્ય થનારી—કોઇનાથી પણ નહિ ઓળંગાય તેવી બાબતમાં તારે શોક કરવો યોગ્ય નથી.[૨૭]

(૨૭) જન્મેલાનું મરણ અવશ્ય થાય છેજ અને મરણ પામેલાનો જન્મ પણ અવશ્ય થાય

છેજ; તો આ યુદ્ધના નિમિત્તે તારા બંધુવર્ગનું મરણ પણ અવશ્ય થનારૂંજ છે. તું કદી ઉદ્યોગ નહિ કરે તોપણ આ બાબત અવશ્ય થનારી છે. તો પછી તારે શોક કરવો યોગ્ય નથી. આ બાબતનેજ આગળ જતાં કહેશેઃ–"**मयैवैते निहताः पूर्वमेव**" આ તારા સ્વજનોને મેંજ પ્રથમ મારી નાખ્યા છે. તું તો માત્ર નિમિત્તરૂપ થા. ઠીક છે, આત્મા ભલે શોક કરવા યોગ્ય નથી, પણ પોતાનાં પ્રિય સ્વજનોના દેહનો નાશ થતાં શોક તો થાયજ. આવી શંકાનું નિરાકરણ કરવામાટે ભગવાન શ્રીકૃષ્ણ, કારણસહિત દેહાદિનું મિથ્યાપણું સિદ્ધ કરે છે.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥२८॥**

**હે ભરતવંશી અર્જુન! આ સર્વ આકાશ આદિ ભૂતો અવ્યક્ત (અજ્ઞાન)રૂપ મૂળ કારણવાળાં છે–અર્થાત આ સર્વ ભૂતો પ્રથમ સ્પષ્ટ નહિ દેખાતાં અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયાં છે. ઉત્પન્ન થયા પછી મધ્ય અવસ્થામાં તે સર્વ ભૂતો સ્પષ્ટપણે ભાસે છે અને અંતે પ્રલયકાળે તે અવ્યક્ત–અજ્ઞાનમાંજ નાશ પામનારાં છે; તો આવાં મિથ્યારૂપ ભૂતોના સંબંધમાં શોક કરવા જેવું શું છે?**

(૨૮) હે ભારત! આકાશાદિ સર્વ ભૂતો અને તેમના વિકારરૂપ એવાં જરાયુજ, અંડજ અને સ્વેદજ આદિ પ્રાણીઓના મૂળ વગેરેનું ઉત્પત્તિકારણ અવ્યકત–અજ્ઞાન છે–અર્થાત્ અજ્ઞાનમાંથીજ તેઓની ઉત્પત્તિ થયેલી છે અને તે ભૂતો ઉત્પત્તિથી આરંભીને મરણસુધીની અવસ્થારૂપ મધ્યભાગમાં સ્પષ્ટપણે ભાસે છે તથા અંતે તે અવ્યક્ત-અજ્ઞાનમાંજ લય પામે છે. અહીં સારાંશ એ છે કે, જેમ દોરીમાં સર્પના દેખાવાનું કારણ મૂળ અજ્ઞાનજ છે અને તે અજ્ઞાન દોરી કે સર્પના જેવું વ્યક્ત–સ્પષ્ટ દેખાતું નથી, પરીક્ષા કરવા છતાં પણ તે અજ્ઞાન નજરે પડતું નથી; માટે તેનું નામ અવ્યક્ત કહેવાય છે. તે અવ્યક્તથી ઉત્પન્ન થયેલો સર્પ, અંતે તે અવ્યક્ત-અજ્ઞાનમાંજ નાશ પામે છે–અર્થાત દોરીનું વાસ્તવિક જ્ઞાન થતાં તે સર્પનું મિથ્યાજ્ઞાન નાશ પામે છે, એટલે સર્પનો અજ્ઞાનમાંજ નાશ થયો ગણાય. એજ પ્રમાણે આત્માવિષે કલ્પાયેલાં ભૂતોનું આદિકારણ અને છેવટે લયસ્થાન તે અવ્યક્ત–અજ્ઞાનજ છે. તેથી "**आदावंते च यन्नास्ति वर्तमानेपि तत्तथा**" જે વસ્તુ આદિ અને અંતમાં નથી તે વસ્તુ વર્તમાનમાં પણ નજ હોય—આવા ન્યાયથી મધ્ય અવસ્થામાં ભાસતાં એવાં પણ તે ભૂતો, દોરીમાં ભાસતા સર્પની પેઠે મિથ્યાજ છે. આ પ્રકારની તે ભૂતોની બાબતમાં વિલાપ કરવા જેવું શું છે? યથાર્થ અર્થને જાણનારો જ્ઞાની પુરુષ, ઝાંઝવાના જળનો ભરેલો ઘરો નાશ પામે તો, તેનો કદી પણ શોક કરતો નથી. સર્વ ભૂતો દોરીમાં દેખાતા સર્પસમાન મિથ્યા છે અને તેઓની જ્યાંસુધી પરબ્રહ્મમાં અધ્યાસરૂપે પ્રતીતિ થાય છે, ત્યાંસુધીજ આ સૃષ્ટિ છે–આવા અભિપ્રાયથી કૌષીતકિબ્રાહ્મણમાં પરમાત્માની નિદ્રાવસ્થા અને જાગ્રત અવસ્થાને જગતના લય અને ઉત્પત્તિના કારણતરીકે વર્ણવેલ છે. **सयदास्वपिति तदैनं वाक्सर्वैर्नामभिः सहाप्येति चक्षुः सर्वैः रूपैः सहाप्येति श्रोत्रं सर्वैः शब्दैः सहाप्येति मनः सर्वैर्ध्यानैः सहाप्येति स यदा प्रबुध्यतेऽथैतस्मादात्मनःसर्वे प्राणातऽयथायतनं विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवा देवेभ्यो लोकाः**"

તે પરમાત્મા જ્યારે નિદ્રા કરે છે, ત્યારે વાણી સર્વ નામોની સાથે તે પરમાત્મામાં લય પામે છે. ચક્ષુ સર્વ રૂપોની સાથે, શ્રોત્ર સર્વ શબ્દોની સાથે અને મન સર્વ ધ્યાનોની સાથે તે પરમાત્મામાં લય પામે છે; પણ જ્યારે તે પરમાત્મા જાગે છે, ત્યારે એ પરમાત્મામાંથીજ સર્વ પ્રાણો ચક્ષુ આદિ ઇંદ્રિયો ઉત્પન્ન થઇને પોતપોતાના યથાયોગ્ય સ્થાને દાખલ થઇ જાય છે અને તેની પાછળ તે ઇંદ્રિયોના અધિષ્ઠાતા સૂર્ય આદિ, દેવો અને રૂપ આદિ વિષયો પણ પોતપોતાના યોગ્ય સ્થાનમાં દાખલ થઈ જાય છે.

આ શ્રુતિ સાંભળતાંજ અર્જુનને એક શંકા થઈ કે, આ શ્રુતિમાં અને બીજે પણ ઘણે સ્થળે પરમાત્માનેજ સર્વ ભૂતોની ઉત્પત્તિ અને લયનું સ્થાન કહેલ છે, બીજું કોઇ પણ સર્વનું ઉત્પત્તિ અને લયનું સ્થાન નથી; તોપછી તમે આ શ્લોકમાં અવ્યક્ત અજ્ઞાનને જગતનું ઉત્પત્તિસ્થાન અને લયસ્થાન કેમ કહો છો? આ અર્જુનની શંકાનું સમાધાન કરતા ભગવાન કહે છે કે, તું કહે છે તે વાત ખરી છે, પણ અજ્ઞાનના આશ્રયથીજ પરબ્રહ્મને વિષે તેવો વ્યવહાર–જગતની ઉત્પત્તિ અને લયસ્થાનતરીકેનો જોવામાં આવે છે. વાસ્તવિક રીતે તેમ છેજ નહિ; કારણ

કે પરબ્રહ્મ પરમાત્મા તો પોતે અપરિણામી અને કૂટસ્થ છે, જેથી તે પરમાત્મા માટીની પેઠે કાર્ય–જગતનું લય અને ઉદયનું સ્થાન હોઇ શકેજ નહિ. શાસ્ત્રમાં કહ્યું છે:—

**"अस्य द्वैतेन्द्रजालस्य यदुपादानकारणम् ।**
**अज्ञानं तदुपाश्रित्य ब्रह्म कारणमुच्यते ॥**

આ દ્વૈત–પ્રપંચરૂપ જે ઇંદ્રજાળ, તેનું જે ઉપાદાનકારણ અજ્ઞાન છે, તેનો આશ્રય કરીનેજ પરબ્રહ્મને તે પ્રપંચના કારણતરીકે કહેવામાં આવે છે. વાસ્તવિક રીતે તેવું કંઇ છેજ નહિ.

વજ્રના પિંજરસમાન અને સર્વ પ્રમાણોથી સિદ્ધ થતો જે આકાશાદિ પ્રપંચ, તેને દોરીમાં ભ્રાંતિથી દેખાતા સર્પની પેઠે અજ્ઞાનથીજ ઉત્પન્ન થયેલો અત્યંત તુચ્છ કેમ કહો છો? વળી કર્મકાંડ અને જ્ઞાનકાંડમાં જરૂરી એવું આત્માનું યજ્ઞાદિકર્તૃત્વ અને શ્રવણમનનાદિકર્તૃત્વ તેને કેમ છુપાવી રાખો છો? આવી શંકાને દૂર કરવામાટે ભગવાન કહે છે:—

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः । आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥**

કોઇ એક પુરુષ, પૂર્વોક્ત એ ભૂતપ્રપંચને આશ્ચર્યની માફક જુએ છે; તેમજ બીજો વળી કોઇ પુરુષ એ પ્રપંચને આશ્ચર્યની માફક કહે છે. ત્યારે કોઇ બીજો પુરુષ, એ પ્રપંચને આશ્ચર્યની માફક સાંભળે છે અને કોઇ પુરુષ એ પ્રપંચને સાંભળ્યા પછી પણ જાણી શકતો નથી.[૨૯]

(૨૯) આત્મતત્ત્વને જાણનારો કોઈ પુરુષ, એ પૂર્વના શ્લોકમાં દર્શાવેલા ભૂતસમુદાયને આશ્ચર્યકારક એવાં સ્વપ્ન, માયા કે ઇંદ્રજાળ આદિના જેવો અદ્ભુત સ્વરૂપવાળો જુએ છે તથા બીજો કોઇ પુરુષ, એ ભૂતપ્રપંચને સત્ય કે મિથ્યા કહેવાને અશક્ય છે, એમ સમજીને પણ કોઇ અવર્ણ્ય, લોકમાં અપ્રસિદ્ધ એવા સ્વરૂપેજ કહીને સિદ્ધ કરે છે. તે પુરુષ, આવી રીતે એ પ્રપંચને કહી દેખાડે છે:–દોરીમાં દેખાતા સર્પના જેવો આ ભૂતપ્રપંચ જો ખરો હોય તો "**नेह नानास्ति किंचन**–આ જગતમાં જે કંઈ અનેક પ્રકારનું દેખાય છે તે કંઇ નથી–અર્થાત્ પરબ્રહ્મજ છે." આ શ્રુતિ તે પ્રપંચનો બાધ ન કરત અને જો આ પ્રપંચ અસત્ય હોય તો દેખાય છે કેમ? માટે એ પ્રપંચ અનિર્વચનીય–અવર્ણ્નીય છે; કારણકે સર્વ વ્યવહારના સ્થાનરૂપ એવા પણ આ પ્રપંચને મિથ્યાતરીકેજ સિદ્ધ કરવો તે આ ઘણું આશ્ચર્ય છે.

તેમજ કોઇ બીજો પુરુષ, એ પ્રપંચને આશ્ચર્યની પેઠે સાંભળે છે:–**इमे लोका इमे देवा इमे वेदा इदं सर्वं यदयमात्मा**–આ લોકો, આ દેવો, આ વેદો અને આ સર્વ જે જગત, તે બધું આત્માજ છે. આ શ્રુતિ, પ્રત્યક્ષ આત્માથી ભિન્નતરીકે જણાતા એવા, પણ આ પ્રપંચને આત્માથી અભિન્નપણે વર્ણવે છે, તે ઘણું આશ્ચર્ય છે. આ શ્રુતિ, **यजमानः प्रस्तरः** દર્ભની મુઠ્ઠીને યજમાનતરીકે માનવી. આ વાક્યની પેઠે બનાવટી અર્થને સૂચવનારી નથી. જો કદાચ આ પ્રપંચ, આત્માથી ભિન્ન હોય તો **आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितं भवति**–અરે, આ આત્માનાં દર્શન, શ્રવણ, મનન અને વિજ્ઞાનવડે, આ સર્વ જગત જાણવામાં આવી જાય છે. આ શ્રુતિમાં દર્શાવેલી એક આત્માના જ્ઞાનથી સર્વના જ્ઞાનની પ્રતિજ્ઞા સાથેનો વિરોધ આવી પડે. આ પ્રતિજ્ઞા પણ ઔપચારિકી–કૃત્રિમ–બનાવટી નથી; કારણ કે વળી બીજે સ્થળે એક દૃષ્ટાંત પણ સાંભળવામાં આવે છે–**यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात्**–હે સૌમ્ય ! જેમ એક માટીના પિંડનું જ્ઞાન થતાં સર્વ માટીના પદાર્થોનું જ્ઞાન થાય છે, તેમ એક આત્માનું જ્ઞાન થતાં સર્વ જગતનું જ્ઞાન થાય છે. આ દૃષ્ટાંતની સાથે પણ વિરોધ આવી પડે, માટે પ્રતિજ્ઞા દર્શાવનારી શ્રુતિ, દૃષ્ટાંત દર્શાવનારી શ્રુતિ અને પ્રતિજ્ઞાના ઉપસંહારને દર્શાવનારી પૂર્વોક્ત શ્રુતિ, આ ત્રણેય શ્રુતિઓની પરસ્પરની એકવાક્યતાને લીધે એમ જણાય છે કે, આ સર્વ પ્રપંચ, આત્માથી ભિન્ન નથી.

એ પ્રમાણેની તે પ્રપંચની, આત્મા સાથેની અભિન્નતાનો, પ્રત્યક્ષ ભેદને ગ્રહણ કરાવનાર આ દૃશ્યમાન જગતની ભિન્નતા સાથેનો વિરોધ જણાવાથી તે આ પુરુષ, આશ્ચર્યની પેઠે સાંભળે છે.

તેમજ કોઈ પુરુષ, આ પ્રપંચને આત્માથી અભિન્નપણે સાંભળીને તથા તે પ્રમાણે પોતે બીજા આગળ કહીને અને સ્વપ્ન આદિ દૃષ્ટાંતોથી સિદ્ધ કરીને તથા ધ્યાનથી સાક્ષાત્ કરીને

પણ વાસ્તવિક રીતે જાણી શકતો નથી; કારણ કે તીવ્ર વિક્ષેપવાળા પુરુષને (સત્ય વસ્તુથી ખસેડી નાખનારી અવિદ્યા શક્તિવાળા પુરુષને), વસ્તુતત્ત્વને સાક્ષાત કરાવનારી બુદ્ધિ, પ્રાપ્ત થઇ હોય તોપણ નાશ પામે છે, એમ આગળ જતાં કહેવાશે; માટે આ સર્વ પ્રપંચની આત્માની સાથે એકતા હોવાથી, દોરીમાં દેખાતા સર્પની પેઠે તેની તુચ્છતા મિથ્યાત્વ સંભવી શકે છે.

આ શ્લોકનો આવો અર્થ પણ થઇ શકે છે. આ આત્મા કર્તૃત્વ, ભોક્તૃત્વ, દુઃખિત્વ, અનિત્યત્વ, જડત્વ, સંગિત્વ, પરિચ્છિન્નિત્વ આદિ ધર્મવાળો પ્રસિદ્ધ છે, છતાં પણ **तत्त्वमसि**–તે તું છે–ઇત્યાદિ શાસ્ત્રોક્ત મહાવાક્યોથી ઉત્પન્ન થયેલી બ્રહ્મવિદ્યા નામની બ્રહ્માકાર અંતઃકરણવૃત્તિવડે, તેના તેજ આત્માને અકર્તા, અભોક્તા, આનંદઘન, સત્ય, ચિત્સ્વરૂપ, અસંગ અને અનંત–તરીકે, જે કોઇ પુરુષ પ્રત્યક્ષ કરે છે, એ મોટું આશ્ચર્ય છે. જોકે તે પરમાત્મદર્શન પણ અવિદ્યાની સાથે સંબંધ રાખનારું–અવિદ્યાને લગતુંજ છે, તોપણ જેમ નિર્મળી, પાણીમાં રહેલા મેલને નીચે બેસાડીને પોતે પણ તળીએ જઇને બેસી જાય છે અને પાણીને કેવળ સ્વચ્છ કરી નાખે છે, તેમ તે બ્રહ્મદર્શન પણ પોતાની સાથે સંબંધ ધરાવનારી અવિદ્યાને તથા જીવોપાધિવાળા આત્માને દૂર કરે છે–અર્થાત્ બ્રહ્મજ્ઞાન થતાં તે પુરુષ, કેવળ શુદ્ધ બ્રહ્મનોજ અનુભવ કરે છે; અથવા આ શ્લોકનો આવો અર્થ પણ કરે છે. જે કોઇ પુરુષ, તે પરમાત્માનાં દર્શન કરે છે, તે પુરુષ પણ આશ્ચર્યવાળા પુરુષની પેઠે દર્શન કરે છે; કારણ કે એકનો એકજ જ્ઞાની પુરુષ, સમાધિયુક્ત અવસ્થામાં પોતાના આત્માને બ્રહ્મરૂપે જુએ છે અને સમાધિરહિત અવસ્થામાં જીવરૂપે જુએ છે. આમ પોતાનાં આરંભેલાં કર્મોનો જ્યાંસુધી ક્ષય થાય, ત્યાંસુધી અનુભવ કરે છે અને પરમાત્માનાં દર્શન કરતો કરતો આશ્ચર્યવાળો થાય છે; તેમજ "**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह**–મનસહિત વાણી જે પરબ્રહ્મનો સાક્ષાત્કાર નહિ કરીને પાછી ફરે છે–આ શ્રુતિના આશયપ્રમાણે વાણી અને મનથી પણ પર એવા આત્માને જે વાણીથી કહી દેખાડે છે–**अहंब्रह्मास्मि** હું બ્રહ્મ છું–તે પણ, ઘણું આશ્ચર્ય છે. જેમ, અર્થસંબંધ નહિ જણાયલા માત્ર શબ્દથી ગાઢ નિદ્રામાં સૂતેલો પુરુષ જાગી જાય છે, તેમ વાણી અને મનથી પર એવા આત્માને જે વાણીથી કહી દેખાડે છે, તે પણ આશ્ચર્યજ છે. આ બાબતમાં વાર્તિક ગ્રંથમાં કહ્યું છે કેઃ—

**"अगृहीत्वैव संबन्धमभिधानाभिधेययोः ॥**
**हित्वा निद्रां प्रबुध्यंते सुषुप्ते बोधिताः परैः ॥**
**जाग्रद्वन्न यतः शब्दं सुषुप्ते वेत्ति कश्चन ॥**
**ध्वस्तेऽतो ज्ञानतोऽज्ञाने ब्रह्मास्मीति भवेत्फलम्॥**
**अविद्याघातिनः शब्दाद्याऽहं ब्रह्मेति धीर्भवेत्**
**नश्यत्यविद्यया सार्द्धं हत्वा रोगमिवौषधम् ॥"**

ગાઢ નિદ્રામાં પડેલા પુરુષોને જ્યારે બીજાઓ જગાડે છે, ત્યારે જગાડનાર પુરુષે બોલેલા શબ્દને અને શબ્દાર્થને નહિ સમજીને પણ નિદ્રાનો ત્યાગ કરીને જાગી જાય છે. જોકે નિદ્રાવસ્થામાં કોઈ પણ માણસ, જાગ્રત અવસ્થાની પેઠે–શબ્દને જાણી શકતો નથી, છતાં પણ તેઓ માત્ર શબ્દથી જેમ જાગી જાય છે, તેમ અવિદ્યાનો નાશ કરનારા શબ્દથી **अहंब्रह्म** હું બ્રહ્મ (છું)–આવી બુદ્ધિ થાય છે; અને પછીથી જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ થતાં "**ब्रह्मास्मि**–હું બ્રહ્મ છું" આ પ્રમાણેનું ફળ પ્રાપ્ત થાય છે; અને આવો બ્રહ્મસાક્ષાત્કાર થયો કે તુરતજ, જેમ રોગનો નાશ કરીને ઔષધ પણ નાશ પામે છે, તેમ અવિદ્યાનો નાશ કરીને સાથે સાથે તે જ્ઞાન પણ નાશ પામે છે અને કેવળ શુદ્ધ બ્રહ્મ બાકી રહે છે; તેમજ આ આત્માનું શ્રવણ કરનારો પણ આશ્ચર્યસરખો છે–અર્થાત્ અતિ દુર્લભ છે. શ્રુતિ કહે છે કે, **श्रवणायापि बहुभिर्यो न लभ्यः** જે ઘણાઓવડે શ્રવણ કરવામાટે પણ દુર્લભ છે અને કદાચ કોઇ શ્રવણ કરનારો મળે તોપણ તે શ્રવણ કરનારો શ્રવણ કર્યા છતાં પણ એ આત્માને જાણી શકતો નથી, આવાજ આશયથી શ્રુતિ કહે છે કેઃ–**शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः**–ઘણા પુરુષો આત્મશ્રવણ કરે છે છતાં પણ તે આત્માને જાણી શકતા નથી.

આ આખો શ્લોક નીચેની શ્રુતિમાં કંઇ ફેરફાર કરીને લખ્યો છેઃ–

**'श्रवणायापि बहुभिर्यो न लभ्यः ।**
**शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः ॥**

आश्चर्योवक्ता कुशलोऽस्य लब्धा ।
आश्चर्यो ज्ञाता कुशलेनानुशिष्टः" ॥

આ આત્મા ઘણાઓવડે શ્રવણમાટે પણ દુર્લભ છે. કેટલાએક પુરુષો, શ્રવણ કર્યા છતાં પણ એ આત્માને જાણી શકતા નથી. એ આત્માનો વક્તા પણ અદ્ભુત જેવો છે. વળી તે એ આત્માને મેળવનાર કોઇ એકજ કુશળ પુરુષ હોય છે–અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર કરનારો કોઈ એકજ હોય છે; તેમજ કોઇ કુશળ ગુરુથી શિક્ષા પામેલો આ આત્માનો જ્ઞાતા પણ અદ્ભુત જેવો છે–અર્થાત્ એ આત્માનો જ્ઞાતા પણ અતિદુર્લભ છે. આ શ્રુતિના પૂર્વાર્દ્ધને આ શ્લોકમાં ઉત્તરાર્ધતરીકે ભણેલ છે અને આ શ્રુતિના ઉત્તરાર્દ્ધને આ શ્લોકમાં પૂર્વાર્દ્ધતરીકે ભણેલ છે. આ સર્વનો ભાવાર્થ એ છે કે, આ આત્મા ઘણો દુર્વિજ્ઞેય–મુશ્કેલીથી જાણી શકાય તેવો છે, માટે તું તેને જાણવામાટે યત્ન કર.

હવે ચાલતા પ્રસંગનો ભગવાન ઉપસંહાર કરે છે.

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥

હે ભરતવંશી અર્જુન ! સર્વના દેહમાં રહેલો આ દેહધારી જીવાત્મા, હમેશાં અવધ્ય છે–નાશ પામવા યોગ્ય નથી; માટે સર્વ ભૂતોનો તારે શોક કરવો યોગ્ય નથી.[30]

(૩૦) તારે સર્વ ભૂતોનો શોક કરવો તે પણ યોગ્ય નથી–અર્થાત્ આ સામે ઉભેલા દુર્બળ બીચારા ક્ષત્રિયોને મારા જેવા અતિ બળવાને કેમ મારવા? વળી આ બિચારાઓનો પુત્ર વગેરે પરિવાર, તેઓનાવિના કેમ જીવશે અને હું પણ મારા ભીષ્મ વગેરે વડીલોવિના કેમ જીવીશ ? ઇત્યાદિ શોક કરવો તે તને યોગ્ય નથી.

એ પ્રમાણે અર્જુનને, અનાત્મવસ્તુરૂપ એવા આ દેહપર આત્માતરીકેની બુદ્ધિરૂપ એવો જે મોહ થયો હતો, તેનું નિવારણ તો કર્યું; પણ હવે તેને જે પોતાના યુદ્ધરૂપ ધર્મવિષે અધર્મબુદ્ધિરૂપ મોહ થયો છે, તેનું નિવારણ કરે છેઃ–

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥

તને તારા ક્ષાત્રધર્મનો વિચાર કરીને પણ આ યુદ્ધમાંથી ચલિત થવું તે યોગ્ય નથી; કારણકે છળકપટના ત્યાગ કરવારૂપ ધર્મયુક્ત યુદ્ધસિવાય ક્ષત્રિયને માટે બીજું કલ્યાણકારક છેજ નહિ.[31]

(૩૧) યુદ્ધ કરવું તે ક્ષત્રિયનો પોતાનો ધર્મ છે. તો તે તારા ક્ષાત્રધર્મનો વિચાર કરીને પણ તું ચલિત થવાને યોગ્ય નથી; કારણ કે ધર્મયુક્ત યુદ્ધસિવાય ક્ષત્રિયમાટે બીજું અતિ ઉત્તમ કલ્યાણ નથી.

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनःक्षत्रियाःपार्थ लभंते युद्धमीदृशम् ॥

વળી હે અર્જુન ! પ્રાર્થના કર્યાસિવાય સ્વેચ્છાથી આવી મળેલું તથા ઉઘાડાં સ્વર્ગના દ્વાર સરખું આવું યુદ્ધ, જે ક્ષત્રિયોને પ્રાપ્ત થાય છે તે ધન્યવાદને પાત્ર છે.[32]

આવાં યુદ્ધનો જો તું ત્યાગ કરીશ તો તારી ઇષ્ટ વસ્તુનો નાશ થશે અને અનિષ્ટ વસ્તુની તને પ્રાપ્તિ થશે, એ વાત કહે છે:–

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

જો તું આ ધર્મયુક્ત યુદ્ધ નહિ કરે તો તારા ક્ષાત્રધર્મનો અને કીર્તિનો ત્યાગ કરી, પાપને પ્રાપ્ત કરીશ.[33]

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिमरणादतिरिच्यते ॥३४॥

વળી આ યુદ્ધનો ત્યાગ કરવાથી, અહીં ઉભેલા આ સર્વ મનુષ્યો તારી લાંબા કાળસુધીની અપકીર્તિ ગાયા કરશે. તારા જેવા માનવંત પુરુષની જે અપકીર્તિ થાય, તે મરણથી પણ અધિક છે.[34]

કેવા પ્રકારની અપકીર્તિ થશે તે કહે છે.

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥

અને જે આ મહારથીઓની આગળ તું ઘણો માનવંતો અને શ્લાઘ્ય વર્તનવાળો થઈ ચૂકયો છે, તેઓની આગળજ આવી કાયરતારૂપ હલકાઇને જો તું પામીશ તો તે આ મહારથીઓ

તને ભયથી યુદ્ધમાં પાછો હઠેલો માનશે.[૩૫]

**अवाच्यवादाँश्च बहून्वदिष्यंति तवाहिताः ।**
**निं तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥**

વળી તારા સામર્થ્યની નિંદા કરનારા તારા શત્રુઓ નહિ બોલવાનાં ઘણાં વચનો બોલશે, તો પછી એનાથી વધારે શું દુઃખ હોય ![૩૬]

(૩૬) તારા શત્રુઓ નહિ બોલવાના શબ્દો જેવાકે-“ અર્જુન નપુંસક છે ” ઇત્યાદિ બોલશે અને વળી તારાં સામર્થ્યની નિંદા કરશે કે:- “ આ અર્જુનની શૂરવીરતાને ધિક્કાર હજો; કારણકે જે અર્જુન, ભીષ્મઆદિના ભયથી આ રણસંગ્રામમાંથી નાસી ગયો. ” આવાં વચનો મરણથી પણ અધિક દુઃખ આપનારાં છે, તો પછી આનાથી બીજું વધારે દુઃખ શું હોય! અર્થાત્ કંઇ પણ નહિ.

પ્રથમ અર્જુને શંકા કરી છે કે:-“આ યુદ્ધમાં અમે શત્રુઓને જિતીએ અથવા અમને શત્રુઓ જિતે એ બાબતનો કંઈ નિશ્ચય નથી. ” તો તે બાબતમાં કહે છે.

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् । तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

જો તું આ યુદ્ધમાં માર્યો જઇશ તો સ્વર્ગ પામીશ અને જો શત્રુઓને જિતીશ તો પૃથ્વીના રાજ્યને ભોગવીશ. માટે હે કુંતીપુત્ર અર્જુન! યુદ્ધમાટે નિશ્ચય કરીને તું ઉભો થા-તૈયાર થા.[૩૭]

સ્વધર્મરૂપ યુદ્ધ નહિ કરવાથી તારા ધર્મનો અને કીર્તિનો નાશ થશે તથા પાપની પ્રાપ્તિ થશે. એમ તો ભગવાને ઉપરના શ્લોકોમાં કહી સંભળાવ્યું, તોપણ યુદ્ધના સંબંધમાં અર્જુને માની લીધેલા કામ્ય પક્ષમાં-

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः—**

ઈત્યાદિ માન્યતાને લીધે યુદ્ધ કરવાથી મને પાપ લાગશે-આવી પાપ લાગવાની માન્યતાને દૂર કરવા માટે કાર્યસિદ્ધિ અથવા કાર્યની અસિદ્ધિમાં સમભાવ રાખવારૂપ યોગને કહે છે:-

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥**

સુખ, દુઃખ, લાભ, હાનિ, જય અને પરાજયને સમાન માનીને તું યુદ્ધ કરવા માટે તૈયાર થા. એમ કરવાથી તને પાપ લાગશે નહિ.[૩૮]

(૩૮) સુખ અને દુઃખને તથા તેનાં કારણરૂપ રાજ્યના લાભને અથવા હાનિને તેમજ તેના કારણરૂપ જયને અથવા પરાજયને સમાન ગણીને-અર્થાત્ રાગ અથવા દ્વેષ નહિ કરીને, પરંતુ આ મારો ધર્મ છે એમ માનીને તું યુદ્ધ કરવામાટે તત્પર થા. એમ કરવાથી તને પાપ નહિ લાગે; કારણ કે જે માણસ, રાજ્યના લોભથી પોતાના સુહૃદોનો વધ કરે, તેનેજ પાપ લાગે છે. કદાચ તું કહીશ કે, ત્યારે તમે પ્રથમ એમ કેમ કહ્યું કે:-“ પોતાનો ધર્મ સમજીને પણ જો તું યુદ્ધ કરીશ અને તેમાં જો માર્યો જઇશ તો તને સ્વર્ગ મળશે.” એ રીતે મને સ્વર્ગપ્રાપ્તિનું ફળ તમે કેમ બતાવ્યું, આ પ્રશ્નના ઉત્તરમાં તને કહેવાનું કે મેં તને પ્રથમ એ પ્રમાણે સ્વર્ગની પ્રાપ્તિરૂપ ફળ બતાવ્યું છે તે તો એક આનુષંગિક-પ્રસંગવશાત્ પ્રાપ્ત થનારૂં ફળ મેં તને કહ્યું છે. આવા વિષયમાં આપસ્તંબ કહે છે:-“ જેમ ફળોને માટે આંબો વાવવામાં આવે છે, પણ તેની છાયા તથા સુગંધ પ્રસંગવશાત પાછળ પાછળ મળે છે, તેમ ધર્મનું આચરણ કરનારા પુરુષને પ્રસંગવશાત સાથે સાથે અર્થો, સ્વર્ગ, લાભઆદિ પાછળ પાછળ પ્રાપ્ત થાય છે, પણ તેથી કંઈ ધર્મહાનિ થતી નથી. ” આ પ્રમાણે આપસ્તંબે આંબાના વૃક્ષનું દૃષ્ટાંત આપીને સિદ્ધ કર્યું છે.

એ રીતે અર્જુનને થયેલા બન્ને પ્રકારના મોહને ભગવાને દૂર કર્યા. તેમાં “**कं घातयति हन्ति कम्**” વગેરેથી આત્માને વિષે કર્તાપણાનો સંભવ નથી તથા કારયિતૃત્વ( કરાવનારપણું ) નોએ સંભવ નથી, એમ પણ કહ્યું અને ત્યાર પછી **युद्धाय युज्यस्व**-યુદ્ધ કરવામાટે તત્પર થા, એમ યુદ્ધની પ્રેરણા પણ કરી. ત્યારે તે સાંભળીને ફરીથી અર્જુન શંકા કરે છે. જો આત્મા અકર્તા છે અને આકાશની પેઠે સર્વવ્યાપક છે, તો તેને કોઇ પણ પ્રકારનાં કર્મોમાં પ્રેરણા કરવી તે તો સંભવી શકે નહિ. તો તમે મને આમ પરસ્પર વિરુદ્ધ

વચનો કેમ કહો છો? આ શંકાનો પરિહાર કરતા ભગવાન એ બન્નેની અધિકારીના ભેદ પરત્વે વ્યવસ્થા કહી દેખાડે છે.

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥**

આ મેં તને ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવા પરબ્રહ્મના સંબંધમાં જ્ઞાન કહ્યું. હવે કર્મયોગના સંબંધમાં હું તને જ્ઞાન કહું છું, તે તું સાંભળ, કે જે જ્ઞાનથી યુક્ત થઇને હે પાર્થ! તું કર્મના બંધને તજીશ.૩૯

(૩૯) **अशोच्यानन्वशोचस्त्वम्**—ઇત્યાદિથી આરંભીને **स्वधर्ममपि चावेक्ष्य**—ત્યાં સુધીના શ્લોકોથી મેં તને સાંખ્યજ્ઞાન—બ્રહ્મજ્ઞાન કહ્યું. (સાંખ્યજ્ઞાન—એટલે સારી રીતે જેમાં વસ્તુતત્ત્વ કહેવામાં આવ્યું છે તે **संख्या**—કહેવાય છે—ઉપનિષદ્ કહેવાય છે અને તે ઉપનિષદમાં પ્રસિદ્ધ એવા જે પરબ્રહ્મ તેનું જ્ઞાન તે સાંખ્યજ્ઞાન કહેવાય છે.) એ સાંખ્ય જ્ઞાન પણ સંસારને નિવૃત્ત કરનારૂં છે. તોપણ હવે હું તને કર્મયોગ સંબંધી જ્ઞાન કહું છું. તેનું લક્ષણ—**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते**—કાર્યસિદ્ધિ અથવા કાર્ય અસિદ્ધિમાં સમભાવ રાખવારૂપ યોગથી તું યુક્ત થા; કારણ કે તેવો સમભાવ—તેનું નામજ યોગ કહેવાય છે—આમ જે આગળ જતાં કહેવામાં આવશે. તે યોગના સંબંધનું જ્ઞાન હવે તને હું કહું છું તે તું સાંભળ. આ શ્લોકમાં **तु** શબ્દ મૂકેલો છે તે, પૂર્વે કહેલા સાંખ્યજ્ઞાન કરતાં આ કર્મયોગનું જ્ઞાન ઘણું વિલક્ષણ છે, એમ સૂચવવા માટે મૂકેલું છે. આના સંબંધમાં પણ ભગવાન શ્રીકૃષ્ણ કહેશે કે—જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠાના અધિકારીઓ પણ ભિન્ન ભિન્ન હોય છે—

**"लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम्" ॥**

"હે નિર્દોષ અર્જુન! આ લોકમાં મેં પ્રથમ બે પ્રકારની નિષ્ઠા કહેલી છે. એક તો જ્ઞાનનિષ્ઠા અને બીજી કર્મનિષ્ઠા. તેમાં જ્ઞાનયોગથી આત્મજ્ઞાનીઓને ઇષ્ટલાભ થાય છે અને યોગીઓને કર્મયોગથી ઇષ્ટ વસ્તુનો લાભ થાયછે." આ પરથી જ્ઞાન અને કર્મ—એ બન્ને જો સાથેજ હોયતો મોક્ષદાયી થાય છે.—એ શંકા દૂર થઇ જાય છે.ભગવાન કહે છે કે, આ યોગસંબંધી જ્ઞાન, જો કે મેં તને "**स्वधर्ममपि चावेक्ष्य**"—ઇત્યાદિ ગ્રંથથી હમણાંજ કહી સંભળાવ્યું છેતોપણ તેના સંબંધમાં હું તને વિસ્તારથી કહું છું તે તું સાંભળ. એ યોગજ્ઞાન કંઇ જેવું તેવું સામાન્ય નથી; પરંતુ તે યોગજ્ઞાનનો આશ્રય કરીને તું કર્મનાં બંધનોથી છૂટી જઈશ. આવું તે યોગજ્ઞાન છે. અહીં કદાચ તને શંકા થશે કે, શ્રુતિઓમાં તો 'આત્મજ્ઞાનથીજ કર્મોનો બંધ છૂટી શકે છે એમ કહેલું છે. જેમકે:—

"**तपसैवात्मपदं विदित्वा न लिप्यते कर्मणा पापकेन**"—તપથીજ આત્મપદનું જ્ઞાન કરીને પાપિષ્ઠ કર્મોથી લેપાતો નથી, તો કર્મયોગ તો ઉલટો કર્મબંધોને દૃઢ કરશે, છતાં તમે કેમ કહો છો કે—"તું કર્મયોગથી કર્મોના બંધનોથી છૂટો થઇશ." આવી શંકા તારે કરવીજ નહિ, કારણ કે મેં તને એ જે કહ્યું છે તે પણ શ્રુતિઓના બળનો આશ્રય કરીનેજ કહ્યું છે:—

**"ईशावास्यमिदं सर्वं यत्किंचिज्जगत्यां जगत्।।**
**तेन त्यक्तेन भुंजीथा मा गृधः कस्यचिद्धनम्"॥**

વિશ્વમાં જે કંઈ સ્થાવરજંગમ જગત છે તે તે સર્વ, પરમાત્માવડે આચ્છાદિત—વ્યાપ્ત થયેલું છે. તે પરમાત્માએ અર્પણ કરેલી વસ્તુવડે તું ઉપભોગ કર. કોઇના ધનની લાલસા નહિ રાખ." ત્યાર પછીની બીજી એક શ્રુતિ પણ છે—

**"कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।।**
**एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे।।"**

"આ લોકમાં કર્મોને કરતાં કરતાંજ સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા રાખવી; કારણ કે, એ સિવાય બીજો કોઇ ઉપાય નથી અને એમ કર્માચરણ કરતા તારા વિષે કર્મનો લેપ પણ લાગવાનો નથી." આ શ્રુતિ એમ કહે છે કે, ઈશ્વરે આ સર્વ જગતને એવું થંભાવી દીધેલું છે, કે જેથી કોઇ પણ માણસ, પોતાની ઇચ્છામાં આવે તેમ કંઇ પણ કરી શકતો નથી. માટે સર્વ સ્થળે મમતા રાખ્યાવિના તથા હું કરૂં છું, હું ભોગવું છું—ઇત્યાદિ અભિમાનનો ત્યાગ કરીનેજ તું ભોગોને ભોગવ અને કર્મોને કર. એમ કરતાં તને કર્મનો લેપ લાગશે નહિ તેમજ એ સિવાય બીજો કોઈ ઉપાય પણ નથી. આમ તે શ્રુતિઓ પણ કર્મો કરવા માટેનો ઉપદેશ કરે છે; માટે મેં તને જે કર્મયોગ કરવામાટેનો ઉપદેશ આપ્યો છે તે પણ યોગ્યજ છે; કારણ કે, જેમ લોઢું લોઢાંને કાપી નાખે છે, તેમ કોઇ વિશેષ સ્વરૂપવાળું કર્મ, પો-

તાના સજાતીય કર્મનેજ નાશ કરવામાટે નિમિત્ત-રૂપ થઈ પડશે. આવાજ અભિપ્રાયથી આ શ્લોકમાં મેં તને "કર્મયોગથી તું કર્મના બંધનોથી છૂટો થઈ જઇશ" એમ કહેલું છે અને તે યોગ્યજ છે.

એ વાતનેજ સિદ્ધ કરે છેઃ—

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥**

આ કર્મયોગનું આચરણ કરતાં તેમાં આરંભેલાં કર્મોનો નાશ થતો નથી—અર્થાત્ તે કર્મોનો આરંભ નિષ્ફળ થતો નથી અને તે કર્મારંભ, ઈશ્વરને ઉદ્દેશીને કરેલો હોવાથી તેમાં કંઇ દોષ પણ હોતો નથી. આ નિષ્કામ કર્મરૂપ ધર્મનો લેશ માત્ર આરંભ કર્યો હોય તોપણ, તે મહાન ભય જે સંસાર તેથી બચાવી લે છે.[૪૦]

(૪૦) આ કર્મોના બંધનોનો નાશ કરવામાટે આચરણ કરાતા કર્મયોગમાં અભિક્રમ—કર્મોના આરંભનો અથવા કર્મોનો નાશ થતો નથી. જેમ બીજાં કર્મો, તેમનું ફળ આપીને નાશ પામે છે તેમ, આ કર્મોનો નાશ થતો નથી; કારણકે આ કર્મો કંઇ ઇષ્ટ ફળોને ઉત્પન્ન કરવાવાળાં નથી કે જેથી બીજાં કર્મોની પેઠે નાશ પામે! કદાચ તું શંકા કરીશ કે, આ કર્મનો પણ કામ્ય-કર્મમાંજ સમાવેશ થાય છે જેથી કામ્યકર્મોમાં હમેશાં નહિ કરવાથી જે દોષ ઉત્પન્ન થાય છે તેજ દોષ આ કર્મમાં પણ ઉત્પન્ન થવો જોઇએ કારણકે એકાદ વખત આચરણ કરવાથી કર્મના બંધનનો નાશ અને દોષનો પરિહાર—આવાં બે ફળોના કારણતરીકે તેને મનાય નહિ. આ શંકાનો પરિહાર કરવામાટેજ મૂળમાં કહ્યું છે કે—આ કર્મયોગમાં કરાતાં કર્મોમાં કામ્યકર્મોની પેઠે કોઇપણ જાતનો દોષ નથી. શ્રુતિ પણ કહે છેઃ— **"तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन"**—"તે આ પરમાત્માને બ્રાહ્મણો વેદાધ્યયનવડે, યજ્ઞવડે, દાનવડે, તપવડે અને અનશનવડે જાણવાની ઇચ્છા કરે છે." આ શ્રુતિપ્રમાણે તથા કોઇએક પદાર્થથી બન્ને પ્રયોજનને સિદ્ધ થતાં જણાવનાર સંયોગપૃથક્ત્વ નામના ન્યાયથી **दध्नेन्द्रियकामो जुहुयात्**—ઇંદ્રિયની કામનાવાળાએ દહીંથી હોમ કરવો—આ વાક્યમાં જણાવેલો નિત્ય એવો જે દધિહોમ જેમ વીર્યરૂપ કામનાને સિદ્ધ કરનારો છે તેમ, નિત્ય એવાં પણ કર્મો, વિનિયોગના બળથી જિજ્ઞાસારૂપ કામનાને સિદ્ધ કરનારાં થઈ પડે છે. તેથી કામ્યપ્રયોગથીજ નિત્ય કર્મની પણ સિદ્ધિ થઈ જાય છે માટે નિત્ય નહિ કરવાના કારણથી અથવા અકામ્ય હોવાથી સર્વ પ્રકારના અંગોના રહિતપણાના કારણથી પણ દોષ લાગવાનો સંભવ નથી; કારણકે નિત્યકર્મોતરીકેનોજ વિનિયોગ કરેલો છે અને વળી નિત્ય કર્મો યથાશક્તિ કરવાં એવી શાસ્ત્રની આજ્ઞા પણ છે.

વાર્તિકમાં તો કામ્યકર્મોનો પણ નિત્ય કર્મોમાંજ વિનિયોગ કરેલો દેખાય છેઃ—

**वेदानुवचनादीनामैकात्म्य ज्ञानजन्मने ।**
**तमेतमिति वाक्येन नित्यानां वक्ष्यते विधिः**
**यद्वा विविदिषार्थत्वं काम्यानामपि कर्मणाम् ।**
**तमेतमिति वाक्येन संयोगस्य पृथक्त्वतः ॥**

"વેદાધ્યયન આદિ, જ્ઞાનને ઉત્પન્ન કરવામાં એક સ્વરૂપવાળાંજ છે. આ પ્રમાણે **तमेतं** એ વાક્યવડે નિત્યોની વિધિ કહેવાશે અથવા **तमेतं** એ વાક્યપરથી અને સંયોગપૃથક્ત્વના ન્યાયથી કામ્યકર્મો પણ જિજ્ઞાસાને માટે થઈ શકે છે." આ પક્ષમાં કામ્યકર્મોનું પણ તુલ્ય ફળજ હોવાથી નિત્યોની પેઠે યથાશક્તિ કરવાનું રહેશે. જેથી સર્વ અંગો બરાબર નહિ થયા છતાં દોષ લાગશે નહિ. આ કર્મયોગરૂપ ધર્મનું અલ્પ અનુષ્ઠાન કર્યું હોય તોપણ તે નહિ ભોગવેલા બીજના જેવું છે. આના સંબંધમાં સ્મૃતિ કહે છેઃ—

**"जन्मजन्मांतराभ्यस्तं दानमध्ययनं तप ॥**
**तेनैवाभ्यासयोगेन तच्चैवाभ्यसते पुनः" ॥**

"જન્મ જન્માંતરમાં હમેશાં અભ્યાસમાં પડી ગયેલું દાન, અધ્યયન અને તપ—તે, પુનઃ તેના તે અભ્યાસના યોગથી બીજા જન્મમાં પણ અભ્યાસમાં આવે છે.' આ સ્મૃતિમાં જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે ઉત્તરોત્તર સંસ્કાર પડી જવાથી પોતાનાં સજાતીય એવાં તે પુણ્યજનક કર્મોની વૃદ્ધિ થયા કરે છે તે કારણથી કામાદિ દોષોનો નાશ કરીને તેદ્વારા આ કર્મયોગ, મહાભયંકર આ સંસારથી રક્ષણ કરે છે, માટે જ્ઞાનમાં અધિકારને નહિ ધરાવનારા પુરુષે, કર્મયોગનુંજ આચરણ કરવું.

એ પ્રમાણે જ્ઞાનયોગ તથા કર્મયોગ એ બન્ને મહાભય-સંસારથી રક્ષણ કરવાના કારણ

રૂપે જો સરખાજ છે તોપછી એ બન્નેમાં વિશેષ શો? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છે:-જ્ઞાનીઓને કદી પણ ભ્રષ્ટ થવાની શંકા નથી પણ કર્મયોગીઓને તો જ્યાંસુધી વિદેહકૈવલ્ય થાય ત્યાંસુધી ભ્રષ્ટ થવાની શંકા રહે છે. આવા આશયથી ભગવાન કહે છે:-

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥**

હે કુરુનંદન! તત્ત્વના નિશ્ચિત સ્વરૂપમય થયેલી જ્ઞાની પુરુષોની બુદ્ધિ સારીરીતે ઉદય પામીને એકજ અવસ્થામાં રહે છે; પણ અજ્ઞાની પુરુષોની બુદ્ધિ તો અનેક શાખાવાળી અને અનંત છે.

(૪૧) જ્ઞાની પુરુષોની બુદ્ધિ તત્વના નિશ્ચય સ્વરૂપવાળી બની ગયેલી હોય છે અને તેમની તે અંતઃકરણ વૃત્તિ **अहं ब्रह्मास्मि** હું બ્રહ્મ છું. ઇત્યાદિ વાક્યોથી બ્રહ્માકાર થઇ ગયેલી હોય છે. જેથી બીજી સમગ્ર બુદ્ધિઓનો બાધ કરીને સારી રીતે ઉદયમાં આવી ગયેલી હોય છે અને તેજ કારણથી સદા એકજ સ્થિતિમાં રહેનારી હોય છે શ્રુતિ પણ કહે છે:-**सकृद्विभातो ह्येष ब्रह्मलोकः** એક વખતજ આ બ્રહ્મલોકનું-પરબ્રહ્મનું જ્ઞાન થવાથી જ્ઞાની પુરુષને જાણવાનું રહેતું નથી. એક વખત બ્રહ્મજ્ઞાન થતાં, મનુષ્યને બીજું જાણવાનું કે કરવાનું બાકી રહેતું નથી; જેથી બ્રહ્મજ્ઞાની માણસ કૃતાર્થ થઈ જાય છે, એટલે તેને ભ્રષ્ટ થવાની શંકા રહેતી નથી.

અજ્ઞાની પુરુષોની બુદ્ધિ તો અનંત છે અને વળી દરેકપ્રત્યે અનેક શાખાઓવાળી છે. ભાવાર્થ એ છે કે, અજ્ઞાની પુરુષોને પોતાનામાં રહેલા અજ્ઞાનને લીધે "મારેમાટે આજ કલ્યાણ છે" એવો નિશ્ચય થવો દુર્લભ હોય છે, તેથી તેઓને કદાચ અકલ્યાણમાં પણ કલ્યાણબુદ્ધિ જો થઇ જાય તો તેમને ભ્રષ્ટ થવાની શંકા રહે છે, આવા હેતુથી જ્ઞાનયોગ અને કર્મયોગમાં મહાન વિશેષતા રહેલી છે.

પૂર્વશ્લોકના ઉત્તરાર્ધનુંજ વિવરણ કરે છે:-

**यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥**
**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥**
**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥**

હે પાર્થ! કેટલાએક મૂર્ખ પુરુષો, આ કર્મસિવાય બીજું કંઇ પણ ઈશ્વરતત્ત્વ છેજ નહિ, એમ બોલે છે અને વેદોક્ત અર્થવાદનાં વાક્યોમાં આસક્ત રહી સ્વર્ગપરાયણ રહે છે; અને એજ કારણથી કામથી આકુળચિત્તવાળા તે પુરુષો જન્મ અને કર્મોનાં ફળને આપનારી, ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિપ્રત્યે સાધનરૂપ અનેક ક્રિયાઓથી ભરપૂર તથા પુષ્પોથી ખીલેલા વિષના વેલા જેવી ઉપર ઉપરથી સુંદર દેખાતી વેદવાણીને બોલ્યા કરે છે. આવી રીતે ભોગો અને ઐશ્વર્યમાં આસક્ત ચિત્તવાળા તથા તે અર્થવાદરૂપ પુષ્પોવાળી વેદોક્ત વાણીથી મોહિત થયેલાં મનવાળા તે અજ્ઞાની પુરુષોની બુદ્ધિ, સમાધિઅવસ્થામાં પણ નિશ્ચયાત્મક તત્ત્વસ્વરૂપવાળી થતી નથી.૪૨-૪૪

(૪૨-૪૪) વેદની અંદર રહેલા અર્થવાદોમાં આસક્ત રહેલા કેટલાએક અનિશ્ચયાત્મક બુદ્ધિવાળા મૂઢ પુરુષો, પુષ્પોથી ખીલેલા વૃક્ષની પેઠે દૂરથી સુંદર દેખાતી આવા પ્રકારની વાણી બોલ્યા કરે છે:-"**अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति**-ચાતુર્માસ્ય યજ્ઞ કરનાર પુરુષને અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે" "**अपाम सोमममृता अभूम**-અમે સોમરસનું પાન કરીએ અને અમર થઇએ." આવી માત્ર અર્થવાદવાળી વાણીને બોલ્યા કરે છે. વળી "**यस्य पर्णमयी जुहूर्भवति न पापं श्लोकं शृणोति**-જે પુરુષના યજ્ઞમાં જુહૂ (યજ્ઞનું પાત્ર-સરવો) ખાખરાના કાષ્ઠની બનાવેલી હોય છે, તે અપકીર્તિને સાંભળતો નથી." ઇત્યાદિ વચનોપર બંધાયેલી શ્રદ્ધાવાળા અને તેજ કારણથી કર્મસિવાય બીજું આત્મજ્ઞાન કે આત્મજ્ઞાનનું ફળ મોક્ષ એ કંઈ છેજ નહિ, આમ બોલનારા તથા ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે લાલચુ ચિત્તવાળા તે પુરુષો, હમેશાં સ્વર્ગપરાયણ રહે છે. વાસ્તવિક રીતે જોતાં એ ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ કેવળ જન્મ અને તે જન્મમાં કરેલાં કર્મોનાં ફળને આપનારી છે. આવી ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થયા પછી પણ તે પુરુષ, તેની વાસનાથી વાસિત રહ્યા કરે છે અને પુનઃ પુનઃ તે ભોગ અને

ઐશ્વર્યની પ્રાપ્તિમાટે જન્મ પામ્યા કરે છે;તથા તેને માટે કર્મો કર્યા કરે છે અને તે તે કર્મોનાં ફળને પામ્યા કરે છે. એ રીતે તેનું સંસારચક્ર નિરંતર ફર્યા કરે છે. આ કારણથી કર્મ કરવામાં આસક્ત થયેલો પુરુષ, જ્ઞાનનિષ્ઠાથી ભ્રષ્ટ થાય છે; કારણ કે જેમ જેમ દ્રવ્યના ખર્ચનું તથા કર્મના પરિશ્રમનું જોર વધતું જાય છે, તેમ તેમ ભોગો અને ઐશ્વર્યની પ્રાપ્તિનો પણ વધારો થતો જાય છે અને પછીથી ઘણાં કષ્ટોથી સાધ્ય એવાં પણ યાજ્ઞિક કર્મોમાં ફળના લોભને લીધે આસક્ત રહ્યા કરે છે.

શાંકરભાષ્યમાં આ શ્લોકના વ્યાખ્યાનમાં વિશેષ્ય તથા વિશેષણોનો જરા ફેરફાર કર્યો છે–"ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિમાં સાધનરૂપ અગ્નિહોત્રાદિ ક્રિયાઓથી ભરપૂર તથા જન્મરૂપ કર્મનાં ફળને આપનારી વેદોક્ત અર્થવાદવાળી વાણી છે." આવું વ્યાખ્યાન કરેલું છે. તે કર્મરૂપ પુષ્પવાળી વેદવાણીથી મોહિત થયેલાં મનવાળા પુરુષોની બુદ્ધિ, ચિત્તની એકાગ્રતા કરવારૂપ સમાધિના અનુષ્ઠાનસમયે નિશ્ચયાત્મક જ્ઞાનસ્વરૂપવાળી તથા શુદ્ધ ચૈતન્યાકાર થતી નથી; કારણકે એ વાત તો ખુલ્લીજ છે કે, ભોગાદિથી વિરક્ત થયેલા પુરુષની બુદ્ધિજ સમાધિકાળમાં ચૈતન્યાકાર બને છે, પણ જે પુરુષ ભોગાદિમાં આસક્ત હોય છે, તેની બુદ્ધિ કદી પણ શુદ્ધચૈતન્યાકાર થતી નથી.

ભાષ્યમાં તો "સમાધિ એટલે અંતઃકરણમાં નિશ્ચયાત્મક બુદ્ધિ થતી નથી" એવું વ્યાખ્યાન કરેલું છે અથવા અહીં આવું વ્યાખ્યાન પણ થઇ શકે છે કે, ભોગાદિમાં આસક્ત થયેલા તે પુરુષોની બુદ્ધિ, સમાધિ કરવા માટેજ નિશ્ચયાત્મક થતી નથી.

ત્યારે કયા પુરુષની બુદ્ધિ, સમાધિકાળે નિશ્ચયાત્મક થાય છે, એ વાતને કહે છે:–

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥**

**હે અર્જુન! વેદો, ત્રણ ગુણોની સાથે સંબંધ રાખનારાં યજ્ઞયાગાદિ કર્મોનુંજ પ્રતિપાદન કરનારા છે, માટે તું ત્રિગુણાતીત થા, હમેશાં સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત થા, હમેશાં ધૈર્યનો આશ્રય કરનારો થા તથા માનસિક જય કરીને યોગ અને ક્ષેમથી પણ રહિત થઇ જા.૪૫**

(૪૫) હે અર્જુન ! વેદો, ત્રણ ગુણોના કાર્યભૂત ઉચ્ચગતિ, મધ્યગતિ અને અધોગતિરૂપ સંસારને પ્રકાશિત કરનારા છે–અર્થાત્ કર્મકાંડપરાયણ છે. તું તો ત્રિગુણાતીત થા. ઉચ્ચ ગતિ મેળવવામાં પણ વિરક્ત થા. આ બાબતમાં આગળ જતાં કહેવામાં આવશે કે, **ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्थाः**–સત્વગુણમાં રહેલા પુરુષો ઉચ્ચ ગતિને પામે છે–ઇત્યાદિ કહેવાશે. અહીં કહેવાનો ભાવ એ છે કે, જે પુરુષ દિવ્ય વિષયોથી પણ વિરક્ત થાય છે, તે પુરુષ સમાધિમાં અધિકારી બને છે. આવો ત્રણ ગુણરહિત પુરુષ કેવા લક્ષણવાળો હોવો જોઇએ તે કહે છે–પોતાના શત્રુરૂપ પદાર્થતરીકે ગણાતાં સુખ, દુઃખ, માન, અપમાન, શત્રુ, મિત્ર, ટાઢ, તાપ ઇત્યાદિ દ્વંદ્વોમાંથી નીકળી ગયેલો હોવો જોઇએ–અર્થાત્ સર્વ સ્થળે સમાન બુદ્ધિવાળો થવો જોઇએ. કદાચ તું શંકા કરીશ કે, ટાઢ વગેરે પદાર્થોની પેઠે બાધ–દુઃખ દેનારા તાપાદિ પદાર્થો કેમ સહન થઈ શકે ? આના સમાધાનમાટેજ મૂળમાં જણાવ્યું છે કે, હમેશાં ધૈર્ય અથવા સત્ત્વગુણનો આશ્રય કરીને તે તે દ્વંદ્વોને સહન કરવામાટે શક્તિમાન થઈ શકાય છે; કારણ કે ધીરજવાળો માણસ, સર્વ સહન કરી શકે છે અથવા સત્વગુણી માણસ પણ "પોતાના પ્રારબ્ધકર્મને લીધે આ દુઃખ આવી પડયું છે; માટે તે કાઢયું કઢાય તેમ નથી તો વ્યર્થ સંતાપ શામાટે કરવો જોઇએ" આમ સમજીને સર્વ સહન કરી શકે છે. વળી પણ કદાચ તું કહીશ કે, ભૂખ વગેરે દુઃખ તો ઘણું દુઃસહ છે તો તેવાં દુઃખને સર્વથા પ્રવૃત્તિવિનાનો થયેલો ત્રણ ગુણરહિત પુરુષ પણ કેમ સહન કરી શકે ? આના ઉત્તરમાં કહેવાનું કે, તે ત્રિગુણાતીત માણસે માનસિક જય કરવો જોઇએ અને પછી તે મનોજયને લીધે નહિ મળેલી વસ્તુની પ્રાપ્તિરૂપ યોગ અને મળેલી વસ્તુના રક્ષણ કરવારૂપ ક્ષેમ–આ બન્ને પણ "પ્રારબ્ધકર્મને અધીન છે" એમ સમજીને તે બન્નેથી પણ રહિત થઇને તે દુઃસહ ક્ષુધા વગેરે દુઃખને પણ સહન કરી શકશે. આવી રીતે ત્રણ ગુણથી રહિત થયેલો પુરુષ સર્વ અવસ્થામાં અનાકુળ–ગભરાટવિનાનો રહે છે અને હમેશાં તૃપ્ત રહેતો હોવાથી નિરુદ્યમી થાય છે, માટે તું પણ તેવો

નિસ્ત્રૈગુણ્ય–ત્રિગુણાતીત થા.

હવે અર્જુન શંકા કરે છે કે, આત્મજ્ઞાની થવામાટે પ્રથમ મુખ્યત્વે કરીને ચિત્તશુદ્ધિની જરૂરપડે છે અને તે ચિત્તશુદ્ધિ કરવા માટે સમગ્ર વેદોક્ત કર્મ, અવશ્ય કરવાંજ પડશે; તો તમે કહો છો તેવું નિસ્ત્રૈગુણ્ય–ત્રિગુણાતીતપણું દુર્લભ છે. આ શંકાનો પરિહાર કરવામાટે ભગવાન કહે છે.

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**

**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥**

ચારે બાજુ જળથી ભરેલા મોટા જળાશયમાં પુરુષને જેટલું સ્નાન, પાન આદિ પ્રયોજન થઇ શકે છે, તેટલુંજ પ્રયોજન, માત્ર એક ઘડો ભરાય તેટલા જળથી પણ થઇ શકે છે; જેથી તે પુરુષને સમગ્ર જળાશયનો ઉપયોગ કરવાની જરૂર રહેતી નથી. એજ પ્રમાણે બ્રહ્મરૂપ થવાને ઇચ્છનારા જ્ઞાની પુરુષને સર્વ વેદોમાં જેટલું પ્રયોજન થઇ શકે છે, તેટલુંજ તેના એક ભાગમાં રહેલાં ઉપનિષદોથી પોતાનું પ્રયોજન થઇ શકે છે તો તેને સમગ્ર વેદાર્થનું અનુષ્ઠાન કરવાની જરૂર નથી.[૪૬]

(૪૬) ચોતરફથી પાણીથી ભરેલા મહાન જળાશયમાં પુરુષને સ્નાન, પાન આદિ જેટલું કાર્ય કરવાનું હોય છે તેટલુંજ કાર્ય, માત્ર એક ઘડા જેટલા જળથી બની શકે તેમ છે; તો પછી તે પુરુષને સમગ્ર જળાશયને વાપરવાની જરૂર રહેતી નથી. તે પ્રમાણે બ્રહ્મ થવાની ઇચ્છા રાખતા જ્ઞાની પુરુષને સમગ્ર વેદોમાંથી જે અર્થ પ્રાપ્ત કરવાનો છે તેટલોજ તે અર્થ, વેદના એક ભાગતરીકે ગણાતાં ઉપનિષદોનું શ્રવણ કરવાથી મળી શકે છે; તો પછી તે પુરુષને પોતાની કાર્યસિદ્ધિમાટે સમગ્ર વેદાર્થનું અનુષ્ઠાન કરવાની જરૂર નથી અને વળી એકજ જન્મથી કંઈ સમગ્ર વેદાર્થનું અનુષ્ઠાન થઈ શકવાનો સંભવ પણ નથી. કહેવાનો ભાવ એ છે કે, આ જન્મમાં કરેલા અથવા પૂર્વજન્મમાં કરેલા જપ આદિથી ચિત્તશુદ્ધિ થતી હોવાથી તે પ્રમાણે ચિત્તશુદ્ધિ કરીને ઉપનિષદોનું શ્રવણ કરવાથી ત્રિગુણરહિતપણું સંભવી શકે છે.

આ શ્લોકનો શ્રીધર આદિ પ્રાચીન વૃદ્ધો આવો અર્થ પણ કરે છેઃ–અનેક કૂવા આદિ જળાશયોમાં પુરુષને જેટલો અર્થ સિદ્ધ થાય છે તેટલોજ અર્થ ચારે બાજુથી ભરેલા એક મોટા ધરામાં પણ સિદ્ધ થાય છે. એજ પ્રમાણે ચારેય વેદોમાં કહેલાં કર્મો કરવાથી પુરુષને જેટલો અર્થ પ્રાપ્ત થાય છે, તેટલોજ અર્થ આત્મજ્ઞાનમાં પણ પ્રાપ્ત થાય છે; કારણ કે બ્રહ્માનંદમાં બીજા ક્ષુદ્ર આનંદોનો સમાવેશ થઇ જાય છે. શ્રુતિ પણ, જ્ઞાનમાં સર્વ કર્મોનો તથા તેમનાં ફળોનો અંતર્ભાવ દર્શાવે છે; (છાંદોગ્ય ઉપનિષદ્‌ના ચોથા પ્રપાઠકમાં જાનશ્રુતિ રાજા અને રૈકવ મુનિનો સંવાદ છે. ત્યાં પ્રથમ જાનશ્રુતિ રાજાએ હંસરૂપધારી ઋષિઓ પાસેથી રૈકવ મુનિના તત્ત્વજ્ઞાનીપણાનાં વખાણ સાંભળ્યાં, જેથી તે રાજાને તે મુનિ પાસેથી તત્ત્વજ્ઞાન ગ્રહણ કરવાની ઇચ્છા થઇ અને તેણે પોતાના નોકરને તે મુનિની તપાસ કરવામાટે મોકલ્યો;પણ તે નોકરને તેની ઓળખાણ નહિ હોવાથી તપાસ મળી શકી નહિ એટલે તે પાછો આવ્યો. પછી તે રાજાએ પોતે જેવું રૈકવ મુનિનું વર્ણન પૂર્વે હંસરૂપધારી ઋષિઓ પાસેથી સાંભળ્યું હતું તેવું વર્ણન, પોતાના નોકર આગળ, તે મુનિની ઓળખાણ આપવામાટે કરી બતાવ્યું. તે રૈકવ મુનિના વર્ણનરૂપે આ શ્રુતિ છે)—

"**कृताय विजितायाधरेऽयाः संयन्त्येवमेवैनं सर्वं तदभिसमेति यत्किंच प्रजाः साधु कुर्वंति यस्तद्वेद यत्स वेदेति**"–"જુગારમાં રમવાના કોઇએક પાસાના ચારે પડખાઓમાં એક, બે, ત્રણ અને ચાર એમ અંકો લખેલા હોય છે અને તેમાં અનુક્રમે એક અંકવાળી બાજુમાં કલિયુગની, બે અંકવાળી બાજુમાં દ્વાપરની, ત્રણ અંકવાળી બાજુમાં ત્રેતાયુગની અને ચાર અંકવાળી બાજુમાં સત્યયુગની કલ્પના કરેલી હોય છે. તેમાં રમતાં રમતાં ચાર અંકવાળો સત્યયુગનો પાસો જો જિતમાં આવી પડે, તો જેમ બીજા સર્વ પાસાઓનો તેમાં સમાવેશ થઇ જાય છે, તેમ પ્રજાઓ જે જે કંઇ શુભ કર્મો કરે છે, તે તે બધું તે રૈકવ મુનિના ધર્મમાં સમાઇ જાય છે–અર્થાત્ તે રૈકવમુનિના ધર્મફળમાં સર્વ પ્રાણીઓના ધર્મફળનો સમાવેશ થઇ જાય છે. આવો ઉત્તમ તેનો જ્ઞાનધર્મ છે; તેમજ બીજો કોઇ પણ મનુષ્ય, તે રૈકવ મુનિ જે વેદ્ય વસ્તુને જાણે છે, તે વેદ્ય વસ્તુને જો જાણે તો તે મનુષ્યને પણ સર્વ પ્રાણીઓના ધર્મો તથા તે ધર્મોનાં ફળો તે રૈકવમુનિની પેઠે પ્રાપ્ત થાય છે."–આ શ્રુતિનો સારાંશ એ

છે કે, તે રૈકવમુનિના જેવું તત્ત્વજ્ઞાન ધરાવનાર મનુષ્યના તે જ્ઞાનમાં સર્વ કર્મોનો તથા તેમનાં ફળોનો અંતર્ભાવ થઇ જાય છે. આવાજ આશયથી હે અર્જુન ! આગળ જતાં પણ તને કહેવામાં આવશે કે, **सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते**—" સર્વ કર્મોની જ્ઞાનમાં સમાપ્તિ થઇ જાય છે." અર્થાત્ ગંગાતુલ્ય જ્ઞાનનો ઉદય થતાંસુધીજ વાવ, કૂવા જેવાં કર્મો કરવાં પડે છે." આવું વ્યાખ્યાન તે પ્રાચીન વૃદ્ધો કરે છે. આવો અર્થ કરવામાં આ શ્લોકના પૂર્વાર્ધમાં અમુક પદનો અધ્યાહાર કરવો પડે છે તથા દાષ્ટાન્તિકમાં પણ અમુક પદોનો સંબંધ કરવો પડે છે.

હવે અર્જુન કહે છે કે, મારે પણ ઉપનિષદોમાં કહેલા આત્મજ્ઞાનનીજ જરૂર છે અને તેને માટે મારે શાંતિનીજ ઇચ્છા છે; તો પછી તમે મને યુદ્ધ કરવામાટે કેમ પ્રેરણા કરો છો ? આ પ્રશ્નનો ભગવાન ઉત્તર આપે છે.

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥**

તને કર્મમાંજ અધિકાર છે; પણ તે કર્મોનાં ફળોમાં કદી અધિકાર નથી. કર્મોનાં ફળોના કારણને લીધે તારે કર્મ કરવાનાં નથી, પણ નિષ્કામ થઈને કર્મો કરવાનાં છે; તેમજ કર્મો નહિ કરવા તરફ તારૂં વલણ નહિ થવું જોઇએ.[૪૭]

(૪૭) તને કર્મનિષ્ઠામાંજ અધિકાર છે, જ્ઞાનનિષ્ઠામાં અધિકાર નથી. તારે કર્મોનાં ફળોનો સંગ પણ કરવાનો નથી, તેમજ સ્વર્ગ અથવા પશુ વગેરેના કારણથી તારે કર્મોમાં પ્રવૃત્તિ કરવાની નથી અને કર્મો નહિ કરવાતરફ પણ વલણ કરવાનું નથી.

એ વાતનુંજ વિવરણ કરે છેઃ–

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योःसमो भूत्वा समत्वं योग उच्यते**

હે ધનંજય ! કર્મોનાં ફળનો સંગ ત્યજી દઇને તથા કર્મફળની સિદ્ધિમાં અથવા અસિદ્ધિમાં સમભાવ રાખીને, કર્મયોગમાં સ્થિતિ કરી તું કર્મોજ કર્યા કર. કર્મફળની સિદ્ધિ અથવા અસિદ્ધિમાં જે સમભાવ રાખવો તેનું નામજ યોગ કહેવાય છે.[૪૮]

(૪૮) યોગમાં રહીને તથા ફળની તૃષ્ણા અને કર્તૃત્વાભિમાન આદિનો સંગ ત્યજી દઇને કેવળ જ્ઞાનને માટેજ તું કર્મો કર. હે ધનંજય ! તે તારાં કર્મોનાં ફળરૂપ બ્રહ્મજિજ્ઞાસા આદિની સિદ્ધિ થાય અથવા ન થાય, તોપણ સમભાવ રાખીને હર્ષ કે ખેદથી શૂન્ય થઇને તું કર્મો કર્યા કર. ફળસિદ્ધિ અથવા ફળની અસિદ્ધિમાં જે સમભાવ રાખવો, તેનું નામજ યોગ કહેવાય છે.

આવા બુદ્ધિયોગનાંજ ભગવાન વખાણ કરે છેઃ–

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः॥४९॥**

હે ધનંજય ! ફળકામનાથી કરાતું કર્મ, પૂર્વોક્ત નિષ્કામ બુદ્ધિયોગ કરતાં ઘણુંજ હલકું છે; માટે તું તે નિષ્કામ યોગરૂપ બુદ્ધિમાટે ઇશ્વરરૂપ શરણ લેવા ઇચ્છ; કારણ કે, ફળને માટે કર્મોમાં પ્રવૃત્તિ કરનારા પુરુષો, કૃપણ છે-દીન છે.[૪૯]

(૪૯) ફળની ઇચ્છાથી કરવામાં આવતું કર્મ પૂર્વોક્ત નિષ્કામ કર્મરૂપ બુદ્ધિયોગ કરતાં અત્યંત હલકું છે, માટે નિષ્કામ કર્મયોગરૂપ બુદ્ધિમાટે અથવા તેના ફળરૂપ જ્ઞાનનિષ્ઠામાટે શરણરૂપ ઇશ્વરની તું પ્રાર્થના કર–અર્થાત્ ઇશ્વરને પ્રસન્ન કરવામાટે કર્મો કર; કારણકે ફળ મેળવવામાટેજ કર્મોમાં પ્રવૃત્તિ કરનારા તથા ફળની તૃષ્ણા રાખનારા પુરુષો કૃપણ છે–દીન છે. શ્રુતિ પણ કહે છે કે, **यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात्प्रैति स कृपणः**–હે ગાર્ગિ ! જે પુરુષ, આ પ્રસિદ્ધ અક્ષર પરમાત્માને નહિ જાણીને આ લોકમાં મૃત્યુ પામે છે તે પુરુષ, કૃપણ છે–દીન છે.

**बुद्धियुक्तो जहातीह उभे सुकृत दुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥**

પૂર્વોક્ત નિષ્કામ યોગરૂપ બુદ્ધિથી યુક્ત થયેલો પુરુષ આ લોકમાં પાપ અને પુણ્ય બન્નેનો ત્યાગ કરે છે; માટે તું યોગયુક્ત થા. કર્મો, બંધન કરનારાં છે, છતાં પણ તેને બંધન કરનાર નહિ થવા દેવાની કુશળતાનું નામ યોગ છે.[૫૦]

(૫૦) પૂર્વોક્ત સમભાવરૂપ બુદ્ધિથી યુક્ત થએલો પુરુષ આ જગતમાં પુણ્ય અને પાપ બન્નેનો ત્યાગ કરે છે; માટે તું તેના સમત્વબુદ્ધિરૂપ

યોગને માટે યત્ન કર. બંધન કરનારાં એવાં પણ કર્મોને બંધ–નિવૃત્તિ કરનારાં કરી દેવાની કુશળતાનું નામ એ સમત્વબુદ્ધિયોગ કહેવાય છે. અહીં તને એક શંકા થવાનો સંભવ છે કે, પૂર્વોક્ત બુદ્ધિયોગથી યુક્ત થયેલો પુરુષ, કર્મોદ્વારા પાપનો તો ત્યાગ કરી શકે; કારણ કે શ્રુતિ પણ કહે છે કે,–**धर्मेण पापमपनुदति**—ધર્મથી પાપનો નાશ કરે છે; પણ તે નિષ્કામ યોગથી ઉત્પન્ન થનારૂં પુણ્ય, પોતાના સજાતીય પુણ્યનો કેમ નાશ કરી શકે? આ શંકાના સમાધાનમાં કેટલાએક પ્રાચીન પંડિતો કહે છે કે, ચિત્તશુદ્ધિદ્વારા ઉત્પન્ન થયેલા જ્ઞાનથી તે પુણ્યનો પણ નાશ થઇ શકે છે; પણ કેટલાએક અર્વાચીન પંડિતો, પૂર્વોક્ત રીતિ પ્રમાણે પાપનો ત્યાગ થાય છે એમ સ્વીકારીને, (ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનની ઉત્પત્તિને લીધે કર્મયોગીના પાપનો નાશ થાય છે એમ સ્વીકારીને) કહે છે કે, ફળનો ત્યાગ કરવાથી પુણ્યનો ત્યાગ પણ તે કર્મયોગીને થઇ શકે છે; કારણ કે મોક્ષમાં વિઘ્નરૂપ પાપનો ત્યાગ કરવાથી જેમ તે પાપનું ફળ ઉત્પન્ન થતું નથી, તેમ ફળના ત્યાગપૂર્વક કરેલાં પુણ્યનો ત્યાગ કરવાથી તે પુણ્યનું ફળ પણ પછીથી ઉત્પન્ન થતું નથી. જો કે આપસ્તંબે કહેલા આંબાના વૃક્ષના દૃષ્ટાંતથી પુણ્યનું ગૌણ ફળ ઉત્પન્ન થાય છે, પણ તે કંઇ ફળતરીકે ગણાય નહિ; કારણ કે તે તો ગૌણ છે, માટે ફળદ્વારા મોક્ષમાં વિઘ્નરૂપ પુણ્ય અને પાપનો કર્મયોગી ત્યાગ કરે છે; પણ તે કર્મયોગી વર્તમાન દશામાં કરાતાં પુણ્ય અને પાપનો ત્યાગ કરી શકે છે, પરંતુ સંચિત પુણ્ય કે પાપનો ત્યાગ કરી શકતો નથી; પણ જ્ઞાની તો સંચિત એવાં પણ પુણ્ય અને પાપનો ત્યાગ કરે છે. આટલો તે કર્મયોગી અને જ્ઞાનીમાં ભેદ રહેલો છે.' આવું સમાધાન અર્વાચીન પંડિતો કરે છે.

એની એ વાતનેજ કહે છેઃ–

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥**

**તે સમત્વબુદ્ધિથી યુક્ત થયેલા કર્મયોગી પુરુષો, વર્તમાન દશામાં કરાતાં કર્મોનાં ફળને ત્યજીને તથા મનનો નિગ્રહ કરવામાં સમર્થ થઈને જન્મના બંધથી મુક્ત થાય છે અને ઉપદ્રવરહિત એવા મોક્ષપદને પામે છે.**૫૧

તેવો મનોનિગ્રહ કરવામાં કયારે સમર્થ થવાય? આ પ્રશ્નનો ભગવાન ઉત્તર કહે છેઃ–

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥**

**જ્યારે તારી બુદ્ધિ, ઇષ્ટ વસ્તુના વિયોગથી તથા અનિષ્ટ વસ્તુના સંયોગથી ઉત્પન્ન થતા સંતાપરૂપ મોહના મેલને તરી જશે–ઉલ્લંઘી જશે, ત્યારે તું સાંભળેલાં અને સાંભળવાનાં શાસ્ત્રો તરફ વૈરાગ્ય પામીશ.**૫૨

(૫૨) જ્યારે તારી બુદ્ધિ, મોહરૂપ મેલથી રહિત થશે અને નિર્મળ થશે, ત્યારે તને સાંભળેલાં તથા સાંભળવાનાં શાસ્ત્રો તરફ વૈરાગ્ય થશે–અર્થાત્ શાસ્ત્રોની પણ તને જરૂર રહેશે નહિ. અહીં ભાવાર્થ એ કહેવાનો છે કે, જેમ જ્યાંસુધી બુદ્ધિ મેલી હોય છે, ત્યાંસુધી વારંવાર ગ્રહણ કરેલો પણ શાસ્ત્રનો અર્થ સ્ફુરતો નથી, જેથી સાંભળેલાં તથા સાંભળવાનાં શાસ્ત્રો વ્યર્થ થઇ પડે છે; તેમજ જ્યારે બુદ્ધિ શુદ્ધ થાય છે, ત્યારે પણ શાસ્ત્રોનો અર્થ એકદમ સ્ફુરી ઉઠે છે તેથી સાંભળેલાં તથા સાંભળવાનાં શાસ્ત્રો તરફ વૈરાગ્ય થાય, તે યોગ્યજ છે; અને વળી પ્રસન્ન થયેલી બુદ્ધિ નિગ્રહ કરવામાટે યોગ્ય થાય છે, એટલા માટે જ્યારે બુદ્ધિ શુદ્ધ થઇ જાય છે, ત્યારે શ્રવણાદિકનો ત્યાગ કરીને કેવળ ધ્યાનનિષ્ઠજ થઇ જવું.

બુદ્ધિની નિર્મળતાને પણ કયા ચિહ્નથી જાણવી? આ પ્રશ્નનો ઉત્તર ભગવાન કહે છેઃ—

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥**

**અનેક પ્રકારનાં શાસ્ત્રશ્રવણોથી સંશયથી ઘેરાઇગયેલી તારી બુદ્ધિ, જ્યારે બ્રહ્માદ્વૈતમાં નિશ્ચયવાળી થઇને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર રહેશે, ત્યારે તું યોગ–વિવેકબુદ્ધિને પામીશ.**૫૩

(૫૩) અનેક શાસ્ત્રોનાં શ્રવણોથી સંશયગ્રસ્ત થયેલી–"આત્મા નિત્ય હશે કે અનિત્ય હશે? અથવા જો નિત્યજ હશે તો પછી કર્તા હશે કે અકર્તા હશે; એક હશે કે અનેક હશે" ઇત્યાદિ સંશયોથી ઘેરાયેલી તારી બુદ્ધિ, જ્યારે અસંભાવના–અશ્રદ્ધા અને વિપરીત ભાવના (વિપરીત શ્રદ્ધા)ના ત્યાગપૂર્વક ઉપનિષદોના તાત્પર્યવિષયરૂપ અદ્વૈતમાં નિ-

શ્ચળ થઇને–અનેક પ્રકારના કુતર્કોથી દબાઇ ગયાવિના નિઃસંશય અપરોક્ષ નિશ્ચયવાળી થઇને, નિર્વિકલ્પક સમાધિવિષે–અર્થાત પ્રત્યગાત્માવિષે લયવિક્ષેપરહિત થઇને સ્થિર રહેશે, ત્યારે તું યોગને–વિવેકબુદ્ધિને પામીશ–અર્થાત નિશ્ચલ સમાધિનો લાભજ બુદ્ધિની નિર્મળતાનું ચિહ્ન છે.

હવે સમાધિને પ્રાપ્ત થયેલાસ્થિત પ્રજ્ઞ પુરુષનાં લક્ષણોને જાણવાની ઇચ્છાથી અર્જુન પ્રશ્ન કરે છે.

**॥अर्जुन उवाच॥**

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम्॥**

અર્જુને પૂછયું:–હે કેશવ ! નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થયેલા સ્થિતપ્રજ્ઞ પુરુષની ભાષા શી હોય છે ? અર્થાત્ એ પુરુષ, જ્યારે સમાધિમાં રહ્યો હોય છે ત્યારે, બીજાઓ સાથે કેવી રીતે ભાષણ કરે છે ? વળી તે સ્થિર બુદ્ધિવાળો થયેલો સ્થિતપ્રજ્ઞ પુરુષ, સમાધિરહિત અવસ્થામાં બીજાઓ સાથે કેવી રીતે બોલે છે અને વળી તે પુરુષ, કેવી રીતે બેસે છે તથા કેવી રીતે ગતિ કરે છે–વિષયોને ભોગવે છે ?[૫૪]

(૫૪) આ શ્લોકમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોને જાણવામાટે અર્જુને ભગવાનને ત્રણ પ્રશ્નો પૂછયા–તેમાં પહેલો પ્રશ્ન આ છેઃ–પ્રત્યગાત્મામાં પ્રતિષ્ઠા પામેલી બુદ્ધિવાળો–સ્થિતપ્રજ્ઞ પુરુષ, જ્યારે સમાધિમાં સ્થિત હોય છે, ત્યારે બીજાઓ સાથે કેવીરીતે ભાષણ કરે છે? બીજો પ્રશ્ન આ છેઃ–તે સ્થિતપ્રજ્ઞ પુરુષ, સમાધિરહિત અવસ્થામાં જ્યારે હોય છે, ત્યારે બીજાઓ સાથે કેવી રીતે ભાષણ કરે છે ? ત્રીજો પ્રશ્ન આ છેઃ–તે સ્થિતપ્રજ્ઞપુરુષ, સમાધિરહિત અવસ્થામાં રહીને કેવી રીતે વિષયોનો ઉપભોગ કરે છે ? આ ત્રણ પ્રશ્નો પૂછયા છે.

હવે એ ત્રણે પ્રશ્નોના ઉત્તર અનુક્રમે ભગવાન કહે છેઃ–

**॥ श्रीभगवानुवाच ॥**

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥**

શ્રીભગવાને કહ્યુંઃ–હે પાર્થ ! જ્યારે કોઇ યોગી પુરુષ, પોતાના મનમાં રહેલા સર્વ કામ્ય વિષયોનો મૂળસહિત ત્યાગ કરે છે અને પોતે પોતાના સ્વરૂપાનંદથી આત્માવિષેજ સંતુષ્ટ રહે છે, ત્યારે એ યોગી પુરુષ, સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.[૫૫]

(૫૫) આ શ્લોકમાં, કૃતાર્થ થયેલા સ્થિતપ્રજ્ઞ–યોગી પુરુષનાં લક્ષણો, કે જે જ્ઞાન મેળવવામાં સાધનરૂપ હોય છે, તે લક્ષણોનોજ વિચાર કરીને ભગવાન અર્જુનને ઉપદેશ કરે છે; કારણ કે તે લક્ષણો, કૃતાર્થ થયેલા પુરુષોમાં સ્વાભાવિક હોય છે; અને કૃતાર્થ નહિ થયેલા પુરુષોને તો તે લક્ષણો પ્રયત્નસાધ્ય હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–

**उत्पन्नात्मप्रबोधस्य ह्यद्वेष्टृत्वादयो गुणाः ॥**
**भवन्त्ययत्न तस्तस्य न तु साधकरूपिणः ॥"**

"જે પુરુષને આત્મજ્ઞાન થઇ ગયું છે, તે પુરુષને દ્વેષરહિતપણું આદિગુણો, પ્રયત્નવિનાજ ઉત્પન્ન થાય છે; પણ જે પુરુષ, હજી સાધક અવસ્થામાં છે તે પુરુષને તે ગુણો મેળવવામાં પ્રયત્ન કરવો પડે છે."

વિષયો ત્રણ પ્રકારના હોય છે. સ્થૂલશરીરથી ભોગવવા યોગ્ય વિષયો, સૂક્ષ્મ શરીરથી ભોગવવા યોગ્ય વિષયો અને કારણશરીરથી ભોગવવા યોગ્ય વિષયો. આ ત્રણેય જાતના વિષયો, સંકલ્પ-વિકલ્પસ્વરૂપ મનમાંજ રહેલા હોય છે–અર્થાત તે વિષયો સંકલ્પમય મનથીજ ઉત્પન્ન થાય છે. આના સંબંધમાં અક્ષપાદાચાર્યે કહેલું છે કેઃ—**दोषनिमित्तंपादरूपादयो विषयाः संकल्पकृताः**— દોષોના કારણરૂપ રૂપાદિ વિષયો, સંકલ્પમય મનથીજ ઉત્પન્ન થયેલા હોય છે." તેમાં જાગ્રત અવસ્થામાં સ્થૂલશરીરથી ભોગવવાલાયક વિષયોનો ત્યાગ, માત્ર એકાંતસેવનથીજ થઇ શકે છે; અને જેમાં મનસિવાય સર્વ ઇંદ્રિયોનો લય થઇ જાય છે, તેવી સ્વપ્નાવસ્થામાં જાગ્રત અવસ્થાની વાસનાના જે જે સૂક્ષ્મશરીરથી ભોગવવાયોગ્ય વિષયો સ્ફુરે છે, તે તે વિષયનો જાગ્રત અવસ્થામાં કરેલા,ભગવાનના ધ્યાન આદિરૂપ શુભ વાસનાના અભ્યાસના બળથી ત્યાગ થઇ શકે છે તથા જેમાં સર્વ ઇંદ્રિયોનો ઉપસંહાર થઇ જાય છે, તેવી સંપ્રજ્ઞાતસમાધિની અવસ્થામાં સંકલ્પમાત્રથી પ્રાપ્ત થયેલા અને દહરવિદ્યા આદિમાં પ્રસિદ્ધ એવા જે જે દિવ્ય વિષયો પ્રાપ્ત થાય છે, તેઓનો પણ, અસંપ્રજ્ઞાતસમાધિના અભ્યાસબળથી ત્યાગ થઇ શકે છે.

એ પ્રમાણેના તે ત્રણેય પ્રકારના વિષયોનો જે કોઇ યોગી પુરુષ, જ્યારે સમૂળ ત્યાગ કરે છે, તેમનો ત્યાગ કરીને અખંડ એકરસવાળા પોતાના આત્મામાંજ પોતાના સ્વરૂપાનંદથી સંતુષ્ટ રહે છે તથા બાહ્ય વિષયો તરફ નિરપેક્ષ થાય છે ત્યારે એ યોગી પુરુષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

હવે તે સ્થિતપ્રજ્ઞ યોગીનાં લક્ષણો કહે છે:—

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥**

**જેનું મન દુઃખોમાં ઉદ્વેગ પામતું નથી, જેને સુખોમાં સ્પૃહા રહી નથી અને જેના રાગ, ભય તથા ક્રોધ ચાલ્યા ગયા છે તેવો તે સ્થિતપ્રજ્ઞ પુરુષ, મુનિ કહેવાય છે.**[૫૬]

(૫૬) દુઃખોમાં અને દુઃખના સાધનરૂપ હથિયાર આદિના પ્રહારોમાં જેનું મન લગાર પણ ચંચળ થતું નથી તેવો પુરુષ, સ્થિતપ્રજ્ઞ મુનિ કહેવાય છે. આવાજ આશયથી આગળ જતાં કહેવાશે કે, **यस्मिँस्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते** "જેમાં રહેલો પુરુષ, મહાન દુઃખથી પણ ચલિત થતો નથી;" વળી સુખોમાં તથા સુખના સાધનરૂપ પુષ્પમાળા અને ચંદનાદિ પદાર્થોમાં જેનું મન સ્પૃહારહિત થયું છે તેવો તથા તેજ કારણથી રાગ, ભય તથા ક્રોધ જેનામાંથી ચાલ્યા ગયેલા છે તેવો, એ સમાધિનિષ્ઠ પુરુષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. આવી રીતે સ્થિતપ્રજ્ઞ અને સમાધિ અવસ્થામાં રહેલા તે યોગીપુરુષવિષે રાગ, દ્વેષ, સુખ, દુઃખ આદિ કંઇ સંભવી શકેજ નહિ.

હવે "**स्थितधीः किं प्रभाषेत**" સમાધિરહિત અવસ્થામાં તે સ્થિતપ્રજ્ઞ પુરુષ,કેવી રીતે ભાષણ કરે છે ? એ પ્રશ્નનો ઉત્તર કહે છે.

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥**

**જે પુરુષ, ધન, સ્ત્રી, પુત્ર આદિ પદાર્થોમાં સ્નેહવાળો થતો નથી, શુભ કે અશુભ પામીને તેની પ્રશંસા કરતો નથી કે નિંદા કરતો નથી, તે પુરુષની બુદ્ધિ, સ્થિર થઈ છે, એમ સમજવું.**[૫૭]

(૫૭) જેમ કોઈ ચંચળ બુદ્ધિનો મનુષ્ય, જ્યારે પોતે ધન, સ્ત્રીઆદિ પદાર્થોથી રહિત થાય છે, ત્યારે એમ માને છે કે, "હું અપૂર્ણ છું, દીન છું" અને તેનો તે પુરુષ જ્યારે તે તે પદાર્થોથી યુક્ત થાય છે, ત્યારે વળી ગર્વયુક્ત થઇને એમ માને છે કે, "હું સંપૂર્ણ છું," આમ આગળપાછળના સંબંધવિનાનું તથા વિચારવિનાનું બક્યા કરે છે તેમ, આ સ્થિતપ્રજ્ઞ પુરુષ, પોતાને સંપૂર્ણ કે અસંપૂર્ણ માનતો નથી તથા જેમ આવે તેમ બકતો નથી અને તે તે ધન, સ્ત્રી વગેરે પદાર્થોમાં સ્નેહવાળો પણ થતો નથી; તેમજ વળી કંઇ શુભ વસ્તુને પ્રાપ્ત કરીને, સંતુષ્ટ થઇને તે શુભ વસ્તુને પ્રાપ્ત કરાવનારની પ્રશંસા કરતો નથી અને અશુભ વસ્તુને પામીને, દુઃખી થઇને તે અશુભ વસ્તુને પ્રાપ્ત કરાવનારની નિંદા પણ કરતો નથી. આવાં લક્ષણોવાળો જે પુરુષ હોય છે, તેની બુદ્ધિ સ્થિર થઇ છે એમ સમજવું.

હવે **किमासीत व्रजेत किम्**—"તે સ્થિતપ્રજ્ઞ કેવી રીતે રહીને વિષયોપભોગ કરે છે?" એ પ્રશ્નનો ઉત્તર કહે છે:—

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥**

**જેમ કાચબો,પોતાનાં અંગોને સર્વ બાજુથી સંકુચિત કરે છે,તેમ જ્યારે આ યોગી પુરુષ સમાધિરહિત કાળમાં પણ પોતાની સર્વ ઇંદ્રિયોને તેમના વિષયોથી સંકુચિત કરે છે—આકર્ષી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઇ છે એમ સમજવું. ( આવાં લક્ષણો સ્થિતપ્રજ્ઞ પુરુષનાં હોય છે. )**[૫૮]

(૫૮) પ્રારબ્ધકર્મોને લીધે સમાધિ અવસ્થામાંથી ઉઠેલો છતાં પણ તે યોગી પુરુષ, જગતમાં દેખાતા દ્વૈતપદાર્થોથી ઉદ્વિગ્ન થઇને તથા તે તે શબ્દાદિ વિષયોથી ઇંદ્રિયોને આકર્ષી લઇને પ્રથમથી અભ્યસ્ત થઇ ગયેલા મનોનિગ્રહના અભ્યાસબળથી પુનઃ પ્રેમપૂર્વક સમાધિનુંજ અનુષ્ઠાન કરતો રહે છે.

હવે અહીં એક શંકા થવાનો સંભવ છે કે, વિષયોથી ઇંદ્રિયોની નિવૃત્તિ કરવી તેજ જો સ્થિતપ્રજ્ઞપણાનું કારણ હોય, તો સુષુપ્તિ, મૂર્ચ્છા, લય (કોઇ પણ વસ્તુમાં એકતાન થઇ જવું તે),

ગ્રહાવેશ (ભૂતાદિનો વળગાડ) વગેરે અવસ્થામાં પણ ઇંદ્રિયોની વિષયોથી નિવૃત્તિ જોવામાં આવે છે, તેથી સર્વ લોકને સ્થિતપ્રજ્ઞપણું પ્રાપ્ત થશે. આવી શંકા કદાચ અર્જુન કરે તો તેનેમાટે ભગવાન કહે છેઃ–

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥**

**ઇંદ્રિયોથી વિષયનો ઉપભોગ નહિ કરનાર દેહાભિમાની–અજ્ઞાની પુરુષને સુષુપ્તિ આદિ અવસ્થામાં જો કે વિષયોની નિવૃત્તિ થાય છે, તોપણ તે નિવૃત્તિ આંતરિક સૂક્ષ્મ વિષયાભિલાષવિનાજ થાય છે–અર્થાત્ તે નિવૃત્તિ, વિષયાભિલાષનો ત્યાગ કરવાથી થયેલી હોતી નથી; પણ આ સ્થિતપ્રજ્ઞ પુરુષનો તો તે વિષયાભિલાષ પણ પરમાત્માનો સાક્ષાત્કાર કરીને એની મેળે નિવૃત્ત થઈ જાય છે–અર્થાત્ સ્થિતપ્રજ્ઞ પુરુષની વિષયો તરફની નિવૃત્તિ, આંતરિક અભિલાષાને તજવાર્થીજ થયેલી હોય છે.**[૫૯]

(૫૯) દેહાભિમાની મૂઢ પુરુષને સુષુપ્તિ આદિ અવસ્થામાં વિષયોનો ઉપભોગ નહિ થતો હોવાથી વિષયોની નિવૃત્તિ થઈ જાય છે. આ વાત ખરી છે, તોપણ તે નિવૃત્તિ, રસ–રાગની નિવૃત્તિ થયાવિના થાય છે–અર્થાત્ સુષુપ્તિ આદિ અવસ્થામાં પણ તે દેહાભિમાની જીવમાં સૂક્ષ્મરૂપે રાગ રહેલો હોય છે, જેથી રાગમૂલક આત્માના અજ્ઞાનનો નાશ નહિ થવાથી એ દેહાભિમાની પુરુષને સ્થિતપ્રજ્ઞ કહેવાય નહિ; પણ આ સ્થિતપ્રજ્ઞ પુરુષને તો આત્માનો સાક્ષાત્કાર થયેલો હોય છે અને તે સાક્ષાત્કાર કરીને તે સ્થિતપ્રજ્ઞ પુરુષ વિષયોનો ઉપભોગ કરતો નથી.તે કારણથી તેનો રાગ–વિષયાભિલાષ પણ નિવૃત્ત થઈ જાય છે અને તેના મૂળ અજ્ઞાનનો પણ નાશ થઈ જાય છે. આવા હેતુથી સુષુપ્તિ આદિ અવસ્થામાં રહેલા પુરુષમાં અને સમાધિ અવસ્થામાં રહેલા પુરુષમાં મહાન વિશેષતા રહેલી છે. પ્રાચીન પંડિતો આ શ્લોકનું આવું વ્યાખ્યાન પણ કરે છેઃ–"રોગી મનુષ્ય,કાષ્ઠતપસ્વી મનુષ્ય (લાકડાંની પેઠે સ્થિર થઇને તપશ્ચર્યા કરનારો અજ્ઞાની તપસ્વી)અને મૂઢ મનુષ્ય–આ બધાએ વિષયોનો ઉપભોગ નથી કરતા તેથી તેઓને પણ વિષયો તરફની નિવૃત્તિ થઇ જાય છે; પરંતુ રસ–રાગની નિવૃત્તિ થયાવિનાજ પણ તેના તેજ એ રોગી, કાષ્ઠતપસ્વી અને મૂઢ મનુષ્યને પરમાત્માનો જ્યારે સાક્ષાત્કાર થાય છે, ત્યારે વિષયોનો ઉપભોગ નહિ કરતાં વિષયોની અને રાગની પણ નિવૃત્તિ થઈ જાય છે.'

સુષુપ્તિ આદિ અવસ્થામાં તો ઇંદ્રિયો શ્રમિત થયેલી હોય છે, તેથી એની મેળેજ લીન થઇ જાય છે; પણ સમાધિનિષ્ઠ પુરુષે તો, કાચબો જેમ પોતાનાં અંગોને પોતાની ઇચ્છાથી સંકોચી લે છે તેમ, ઇંદ્રિયોને બળાત્કારે પોતાનીજ ઇચ્છાથી સંકોચી લેવી પડે છે–વશ કરવી પડે છે. આવી રીતે ઇંદ્રિયોને વશ કરવી તે ઘણુંજ ક્લિષ્ટ છે, એ વાત કહે છેઃ–

**यततोह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः॥६०॥**

**હે કુંતીપુત્ર અર્જુન ! સમાધિની સિદ્ધિમાટે યત્ન કરતા વિદ્વાન પુરુષના મનને પણ, જોરજુલમથી મથી નાખવાના સ્વભાવવાળી ઇંદ્રિયો, બળાત્કારે વિષયો તરફ લઈ જાય છે.**[૬૦]

(૬૦) શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશવાળા તથા સમાધિની સિદ્ધિમાટે યત્ન કરતા વિદ્વાન પુરુષની પણ ઇંદ્રિયો, પ્રત્યગાત્મામાં સ્થિર કરાતા તે પુરુષના મનને હરી જાય છે–વિષયોમાં તત્પર થનારૂં કરી દે છે; કારણકે ઇંદ્રિયોનો મનને મથી નાખવાનો સ્વભાવજ હોય છે. જેમ લૂંટારાઓ જંગલમાં એકલા મળેલા પુરુષને દબાવી દઇને તેનું ધન લૂંટી લે છે, તેમ ઇંદ્રિયો પણ સમાધિમાટે પ્રયત્ન કરતા વિદ્વાન પુરુષના મનનું પણ હરણ કરે છે; કારણકે ઇંદ્રિયો, બળાત્કારે મથી નાખવાનાજ સ્વભાવવાળી હોય છે.

જો કે એ પ્રમાણે ઇંદ્રિયોને વશ કરવી તે કાર્ય ઘણું ક્લિષ્ટ છે, તોપણ ગમે તે ઉપાયથી તે ઇંદ્રિયોને વશ કરવી જોઇએ; નહિ તો સ્થિતપ્રજ્ઞપણાનીજ સિદ્ધિ થતી નથી, એ વાત કહે છે.

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥**

**તે સર્વ ઇંદ્રિયોને વશ કરીને યોગી પુરુષે, મારાપરાયણ થઈને રહેવું; કારણ કે જે પુરુષની ઇંદ્રિયો વશ થયેલી છે, તેની બુદ્ધિ સ્થિર થયેલી ગણાય છે.**[૬૧]

(૬૧) તે સર્વ ઇંદ્રિયોને વશ કરીને તથા બરાબર તત્પર થઇને પ્રત્યગાત્માસ્વરૂપ એવો હુંજ જેને સ્ત્રી આદિ બાહ્યપદાર્થોના કરતાં અને દેહ, ઇંદ્રિય આદિ આંતરપદાર્થો કરતાં અત્યંત વધારેમાં વધારે પ્રિય છું તેવો થઇને તે પુરુષ રહે; કારણકે જે પુરુષની ઇંદ્રિયો વશ છે તે પુરુષની બુદ્ધિ સ્થિર થયેલી ગણાય છે.

હવે અહીં અર્જુન પ્રશ્ન કરે છેઃ-

**"यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ॥**
**बुद્धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम्" ॥**

"જે સ્થિતિમાં મનસહિત પાંચ જ્ઞાનેંદ્રિયો પોતપોતાના વ્યાપારથી નિવૃત્ત થઇને આત્મામાં સ્થિર થાય છે તથા નિશ્ચયાત્મક થયેલી બુદ્ધિ પણ પોતાના વ્યાપારમાં ચેષ્ટા કરતી નથી, તે સ્થિતિને યોગી પુરુષો,પરમ ગતિ કહે છે." આ શ્રુતિમાં ઇંદ્રિયો, મન અને બુદ્ધિનો નિગ્રહ થતાં પરમ પદની પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે. તેમાં સર્વ ઇંદ્રિયોને વશ કરીને બાહ્ય વિષયોને ગ્રહણ નહિ કરનાર તથા માત્ર મનમાંજ સ્થિતિ કરનારો યોગી પુરુષ, જો મનનો નિગ્રહ ન કરે તો તેને શું વાંધો આવી પડે ? આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીભગવાને કહ્યુંઃ-

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥**
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥**

**વિષયોનું ચિંતન કરનાર પુરુષને તે તે વિષયોમાં સંગ-સંબંધ થાય છે. તે સંગથી કામ ઉત્પન્ન થાય છે, કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી મોહ ઉત્પન્ન થાય છે, મોહથી સ્મૃતિનો વિભ્રમ થાય છે, સ્મૃતિનો નાશ થતાં બુદ્ધિનો નાશ થાય છે અને જ્યારે બુદ્ધિનો નાશ થાય છે, ત્યારે તે પુરુષ પણ નાશ પામે છે-પુરુષાર્થને માટે અયોગ્ય થાય છે.**[૬૨,૬૩]

(૬૨-૬૩) શબ્દાદિ વિષયોનું ચિંતન કરનાર પુરુષને તે તે શબ્દાદિ વિષયોમાં સંગ થાય છે-સંબંધ થાય છે-અર્થાત્ બાહ્યવિષયોથી નિયમિત કરેલી ઇંદ્રિયો, પુનઃ તે બાહ્ય વિષયોનું ગ્રહણ કરે છે. ત્યાર પછી જ્યારે તે વિષયો સાથે સંગ-સંબંધ થાય છે, ત્યારે તે તે વિષયોમાં અભિલાષ ( ભોગવવાની ઇચ્છા ) થાય છે અને પછી જો કદાચ કોઈ કારણથી તે અભિલાષ સ્ખલિત થાય-નાશ પામે, તો અગ્નિસમાન તીવ્ર સ્વરૂપવાળો ક્રોધ ઉત્પન્ન થાય છે. તે પછી તે ક્રોધને લીધે કાર્ય-અકાર્યના વિવેકનો નાશ કરનારો મોહ ઉત્પન્ન થાય છે. તે મોહની ઉત્પત્તિ થતાં શાસ્ત્રોના અર્થનું અનુસંધાન કરનારી સ્મૃતિનું ચલન થાય છે-અર્થાત્ તે સ્મૃતિ પણ નાશ પામે છે અને પછી તે સ્મૃતિનો નાશ થતાં બુદ્ધિનો નાશ થાય છે-નિશ્ચિત કરેલો એવો પણ શાસ્ત્રોનો અર્થ ઢંકાઇ જાય છે. આવી રીતે જ્યારે તે તે શાસ્ત્રોથી ઉત્પન્ન થયેલું પરોક્ષ જ્ઞાન પણ નાશ પામે છે, ત્યારે પુરુષ પુરુષાર્થને લાયક રહેતો નથી. જગતમાં પણ તેવા પુરુષાર્થહીન પુરુષને જીવતાં મુવા જેવોજ માનવામાં આવે છે.

વળી અહીં અર્જુન, એક શંકા કરે છે કેઃ-ભલે સમાધિ અવસ્થામાં તો યોગીને વિષયોનું ચિંતન નહિ હોવાથી તેઓનો સંગ થશે નહિ, પણ સમાધિરહિત અવસ્થામાં તે તે વિષયોનું ધ્યાન નહિ કરવા છતાં પણ પ્રમાજ્ઞાનના સ્વભાવથી ઇંદ્રિયોનો વિષયોની અંદરનો સંગ દુષ્પરિહર છે-વાર્યો વળે તેમ નથી, તેથી તે યોગી પુરુષને પણ તમારા કહેવા પ્રમાણે નાશ પામવાનો પ્રસંગ આવી પડશે. આ શંકાનું સમાધાન કરવા-માટે ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ-

**रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥**

**મનનો જય કરનારો પુરુષ, રાગદ્વેષરહિત થયેલી તથા વશ થયેલા મનને-વશ રહેનારી ઇંદ્રિયોવડે વિષયોનો ઉપભોગ કરે છે, તોપણ મનની મલિનતાને નહિ પામતાં ઉલટો મનની નિર્મળતાને પ્રાપ્ત કરે છે.**[૬૪]

(૬૪) પોતાના મનને દાસસમાન કરનાર પુરુષ, મનને અધીન થયેલી ઇંદ્રિયોદ્વારા વિષયોનો ઉપભોગ કરે છે, તોપણ મનની પ્રસન્નતાને પામે છે; કારણ કે ઇંદ્રિયોનો સ્વામી મન છે, મન, જ્યારે પુરુષના દાસસમાન થાય છે, ત્યારે તે સર્વ ઇંદ્રિયો પણ કામ-ક્રોધથી હીન થાય છે અને રાગદ્વેષથી રહિત થાય છે; તેથી તે મનોજય કરનારો પુરુષ, વિષયોપભોગ કરે છે છતાં પણ તેને કામ વગેરેનો ઉદય થતો નથી, પણ ઉલટો સંકલ્પવિકલ્પરૂપ

કાદવ ધોવાઈ જવાથી મનની સ્વચ્છતાને પ્રાપ્ત કરે છે. મનની સ્વચ્છતા એજ જીવાત્માની પણ સ્વચ્છતા છે; કારણ કે તે મન, તે આત્માના એક ઉત્તમ ગુણરૂપે છે. આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, મનનો જય નહિ કરનાર પુરુષને જેવો વિષયસંગ બાધ કરે છે, તેવો મનનો જય કરનાર પુરુષને તે વિષયસંગ બાધ કરી શકતો નથી; માટે દરેકે મનનો જય કરવો તે આવશ્યક છે.

**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥**

વળી પણ ચિત્તની પ્રસન્નતા થતાં એ પુરુષનાં સર્વ દુઃખો નાશ પામે છે; તેમજ જે પુરુષનું ચિત્ત પ્રસન્ન થયું છે–નિર્મળ થયું છે, તેવા પુરુષની બુદ્ધિ પણ સ્થિર થઇ જાય છે.[૬૫]

(૬૫) ચિત્તની પ્રસન્નતા થતાં એ પુરુષનાં સર્વ કામમૂલક દુઃખોનો, કામનાનો અભાવ થઇ ગયેલો હોવાથી નાશ થાય છે. (કામનાનો ઉદય નહિ થવામાં કારણ કહે છેઃ–) પ્રસન્ન થયેલા ચિત્તવાળા પુરુષની બુદ્ધિ–બ્રહ્મ અને આત્માની એકતાનો નિશ્ચય, એકદમ દૃઢ થઇ જાય છે. એ નિશ્ચય જ્યારે દૃઢ થાય છે, ત્યારે તે પુરુષને બીજી કોઇ પણ પ્રાપ્ત કરવા લાયક વસ્તુ રહેતીજ નથી, જેથી કામનાનો ઉદય થતો નથી.

એ પ્રમાણે મનસહિત ઈંદ્રિયોને વશમાં નહિ રાખવાથી જે દોષ પ્રાપ્ત થાય છે, તે દોષને ભગવાને કહ્યો. હવે બુદ્ધિની સ્થિરતા ન હોય તો કયો દોષ પ્રાપ્ત થાય છે, તે કહે છેઃ–

**नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।**
**न चाभावयतःशांतिरशांतस्य कुतःसुखम् ॥६६**

શ્રવણ અને મનનમાં આસક્ત નહિ થયેલા પુરુષને બ્રહ્મ અને આત્માની એકતાના નિશ્ચયરૂપ બુદ્ધિ હોતી નથી; તેમજ જેનું મન, સમાધિનિષ્ઠ થયું નથી, તેવા પુરુષને બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિના પ્રવાહરૂપ ભાવના હોતી નથી. વળી ધ્યાન નહિ કરનારા પુરુષને શાંતિ હોતી નથી અને શાંતિવિનાના માણસને સુખ ક્યાંથીજ હોય ![૬૬]

(૬૬) શ્રવણ અને મનનમાં આસક્ત નહિ થયેલા પુરુષને બ્રહ્મ અને આત્માની એકતાનો નિશ્ચય હોતો નથી; કારણ કે તે પુરુષને પ્રમાણ અને પ્રમેયની અસંભાવના દૂર થયેલી હોતી નથી, જેથી તેને બ્રહ્મ અને આત્માની એકતાનો નિશ્ચય પણ થતો નથી; તેમજ જે પુરુષનું મન સમાધિમાં એકાગ્ર થયું નથી, તે પુરુષની બુદ્ધિ પણ ચંચળ હોવાથી તેને બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિના પ્રવાહરૂપ ભાવના હોતી નથી. વળી જે પુરુષ ધ્યાન કરતો નથી, તેને સર્વ દુઃખોની શાંતિ પણ હોતી નથી; કારણ કે ચિત્તની અવ્યવસ્થાને લીધે દુઃખો અવશ્ય થાય છે; અને જે પુરુષને સર્વ દુઃખોનો નાશ થવાથી થતી શાંતિ પ્રાપ્ત થઇ નથી, તે પુરુષને આત્માના અદ્વૈત આનંદરૂપ સુખ કયાંથીજ હોય ! કારણ કે તે પુરુષ તો સદાનો દુઃખીજ છે, માટે બુદ્ધિની સ્થિરતા કરવી તે પણ આવશ્યક છે.

એ બુદ્ધિની સ્થિરતા જો ન હોય તો કયો દોષ છે, તે કહે છેઃ—

**इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥**

ઇચ્છામાં આવે તેમ, પોતપોતાના વિષયોમાં ફરતી ઈંદ્રિયોનું લક્ષ્ય કરીને રાગાદિ દોષોથી મલિન થયેલું જે મન, તેઓની પાછળ પાછળ પ્રવર્તે છે. ઈંદ્રિયોની પાછળ અનુસરનારૂં તે મન, સાધક પુરુષની આત્મતત્ત્વના વિષયવાળી બુદ્ધિને, જેમ કોઇ પ્રમાદી નાવિકની નાવને વાયુ, સમુદ્રમાં ચારે બાજુ આમતેમ લઇ જાય છે, તેમ લઇ જાય છે; કારણ કે બુદ્ધિ, મનને અનુસરનારી હોય છે–અર્થાત્ તે પુરુષની બુદ્ધિ, આત્મતત્ત્વમાં સ્થિર રહેતી નથી.[૬૭]

(૬૭) કેટલાએક શ્રીધર આદિ વિદ્વાનો, આ શ્લોકને આવી રીતે પણ યોજે છેઃ–" ઇંદ્રિયોના મધ્યમાં જે ઈંદ્રિયનું લક્ષ્ય કરીને મન પ્રવર્તે છે, તે ઈંદ્રિય આ સાધક પુરુષની બુદ્ધિને અથવા તે મનને અનુસરનારી બુદ્ધિને હરી જાય છે–વિષયોમાં ફેંકી દે છે."

ભગવાન ભાષ્યકાર વળી આવી રીતે કહે છેઃ– તે પુરુષની આત્મવિષયક બુદ્ધિનું હરણ કરીને મન, તે બુદ્ધિને, વિષયો તરફ જનારી કરી નાખે છે.

હવે, ભગવાન એ વાતનો ઉપસંહાર કરે છે.

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८**

મન ઇંદ્રિયોને અનુસરનારૂં છે અને બુદ્ધિ મનને અનુસરનારી છે;માટે હે મહાબાહુ અર્જુન! જે પુરુષની મનસહિત ઇંદ્રિયો, સર્વ પ્રકારે શબ્દાદિ વિષયોથી નિયમિત થયેલી હોય છે–વશ થયેલી હોય છે, તે પુરુષની બુદ્ધિ સ્થિર થયેલી હોય છે, એમ તું જાણ.[૧૮]

(૧૮) હવે **यदापंचावतिष्ठन्ते**–એ પૂર્વોક્ત શ્રુતિના **तामाहुः परमां गतिम्** એ ચોથા ચરણનું વ્યાખ્યાન કરે છેઃ—

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥**

જે પ્રત્યગ્‌જ્યોતિ સર્વ અજ્ઞાની પ્રાણીઓને રાત્રિસમાન છે, તેમાં ઇંદ્રિય વગેરેનો નિગ્રહ કરનારો યોગી પુરુષ જાગે છે–અર્થાત્ બોધ પામે છે અને જે અવિદ્યામાં સર્વ અજ્ઞાની પ્રાણીઓ જાગ્રત થાય છે–પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે, તે અવિદ્યા, આત્મદર્શન કરનાર તે મુનિને રાત્રિસમાન કલેશ કરનારી છે.[૧૯]

(૧૯) જે પ્રત્યગ્‌જ્યોતિ સર્વ અજ્ઞાની પ્રાણીઓને રાત્રી નહિ છતાં રાત્રિસમાન જણાય છે; જેમ ઘુવડો, મધ્યાહ્નસમયે પોતે આંધળાં નથી છતાં આંધળાં ભીત બની જાય છે, તેમ એ પ્રત્યગ્‌જ્યોતિમાં પણ અજ્ઞાની પ્રાણીઓ પોતે અંધ નથી છતાં અંધ બની જાય છે; કારણ કે આત્માના અજ્ઞાનરૂપ અંધકારથી તે અજ્ઞાની પ્રાણીઓની બુદ્ધિ ઢંકાઈ જાય છે, તેથી તેઓને તેમાં દર્શન આદિ વ્યવહાર થઇ શકતો નથી, જેથી તે પ્રત્યગ્‌જ્યોતિ, તેઓને રાત્રિસમાન છે; પણ તેજ પ્રત્યગ્‌જ્યોતિમાં ઇંદ્રિયો, મન અને બુદ્ધિના નિગ્રહ કરવાના સ્વભાવવાળો યોગી પુરુષ જાગે છે–ઇંદ્રિયો આદિની દર્શનશક્તિ નાશ પામેલી હોય છે, છતાં પણ તે પોતે તો નહિ નાશ પામેલી દર્શનશક્તિવાળોજ રહે છે. શ્રુતિ પણ કહે છે કેઃ–**न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात्**–દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો નથી, કારણ કે તે અવિનાશી છે.

તેમજ ક્રિયા, કારક આદિ દ્વૈતરૂપ સ્વપ્નને પ્રવર્તાવનારી અવિદ્યા નામની રાત્રિમાં, મધ્ય રાત્રિએ ઘુવડો જેમ પોતપોતાના વ્યાપારમાં પ્રવર્તે છે, તેમ સર્વ અજ્ઞાની પ્રાણીઓ જાગ્રત થાય છે–પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્તિ થાય છે તે અવિદ્યા, સમાધિરહિત કાળમાં જગતના વ્યવહારને કરતા આત્મદર્શનવાળા યોગી પુરુષને પણ વિદેહકૈવલ્ય ન થયું હોય ત્યાંસુધી લેશમાત્ર અનુસરે છે; અને ગાઢ અંધકારવાળી રાત્રિની પેઠે તે અવિદ્યા, એ યોગી પુરુષને કલેશ કરનારી થઈ પડે છે. જેમ મનુષ્યો ગાઢ અંધકારમાં સંચાર કરવાથી કંટાળી જાય છે, તેમ યોગી પુરુષો પણ અવિદ્યામાં દેખાતા બાહ્ય વ્યવહારોથી કંટાળી જાય છે; કારણકે યોગી પુરુષો અતિસુકુમાર હોય છે. યોગભાષ્યમાં કહ્યું છે કેઃ—**अक्षिमात्रकल्पो हि विद्वानल्पदुःखलेशेनाप्युद्विजते**—"આત્મજ્ઞાનવાળો યોગી પુરુષ, આંખના જેવો અતિ સુકુમાર છે. આંખ જેમ લેશમાત્ર રજકણથી દુઃખી થાય છે, તેમ એ યોગી પુરુષ પણ અતિ અલ્પ–લેશમાત્ર દુઃખથી પણ કંટાળે છે."

આ શ્લોકના આશયને અનુસરનારાં કેટલાંએક વાર્તિકવચનો અહીં આપવામાં આવે છે.

**"कारकव्यवहारो हि शुद्धं वस्तु न वीक्ष्यते।**
**शुद्धे वस्तुनि सिद्धे च कारकव्यापृतिस्तथा॥"**

"ઇંદ્રિય વગેરેનો વ્યવહાર જ્યાંસુધી ચાલુ હોય છે, ત્યાંસુધી શુદ્ધ વસ્તુ–આત્મસ્વરૂપ જોવામાં આવતું નથી; તેમજ જ્યારે શુદ્ધ વસ્તુ સિદ્ધ થઈ જાય છે–અર્થાત જ્યારે આત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે ઇંદ્રિયાદિનો વ્યાપાર જોવામાં આવતો નથી."

**"काकोलूकनिशेवायं संसारोऽज्ञात्मवेदिनोः।**
**या निशा सर्वभूतानामित्यवोचत्स्वयं हरिः॥"**

"આ સંસાર, અજ્ઞાની અને જ્ઞાનીને કાગડા અને ઘુવડની રાત્રિ જેવો છે—અર્થાત કાગડાઓ જેમ રાત્રિમાં જોઈ શકતા નથી અને ઘુવડો જોઇ શકે છે, તેમ અજ્ઞાનીઓ જ્ઞાનમાં જોઇ શકતા નથી; પણ જ્ઞાનીઓ જ્ઞાનમાં જોઇ શકે છે અને જાગે છે. વળી કાગડાઓ દિવસે જોઈ શકે છે તો ઘુવડો દિવસે આંધળાં હોય છે; તેમ અજ્ઞાનીઓ અવિદ્યામાં જોઇ શકે છે–જાણી શકે છે, પણ જ્ઞાનીઓ તે અવિદ્યામાં આંધળા બની જાય છે. આ આશયનેજ–**या निशा सर्वभूतानाम्**–એ શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણે પોતે કહેલી છે."

વળી પણઃ–

**"बुद्धतत्त्वस्य लोकोऽयं जडोन्मत्तपिशाचवत् ।**
**बुद्धतत्त्वोऽपिलोकस्य जडोन्मत्तपिशाचवत् ॥"**

તત્ત્વજ્ઞાની પુરુષને આ લોક, જડ, ઉન્મત્ત અને પિશાચ જેવો ભાસે છે; તેમજ આ લોકને તે તત્ત્વજ્ઞાની પુરુષ, જડ, ઉન્મત્ત અને પિશાચ જેવો ભાસે છે.

એ પ્રમાણે **यदा संहरते चायम्**–ઇત્યાદિથી આરંભીને અહીંસુધીના ગ્રંથમાં **किमासीत** તત્ત્વજ્ઞાની પુરુષે કેવી રીતે રહેવું, એ પ્રશ્નના ઉત્તરતરીકે ભગવાને કહ્યું કે, "સ્થિતપ્રજ્ઞ પુરુષે, સદા સમાધિનું અનુષ્ઠાન કરતાં કરતાં પરમ ગતિને પ્રાપ્ત કરીને રહેવું." એમ જણાવ્યું.

હવે અહીં અર્જુન શંકા કરે છે કે:–**प्रजहाति यदाकामान्**–જ્યારે સર્વ વિષયોનો ત્યાગ કરે છે, **इन्द्रियाणीन्द्रियार्थेभ्यो निगृहीतानि**–ઇંદ્રિયોને તેમના વિષયોથી આકર્ષી લેવી ઇત્યાદિ વચનોની તમે વારંવાર, વિષયોના ત્યાગના સંબંધમાં તથા વિષયોથી ઇંદ્રિયોને આકર્ષવાના સંબંધમાં કહ્યું. તો તે પરથી સિદ્ધ થાય છે કે, તે ઇંદ્રિય આદિ પદાર્થો આત્માથી ભિન્ન છે. કદાચ તમે એમ કહેશો કે, **नेह नानास्ति किंचन** "આ જગતમાં પરબ્રહ્મસિવાય બીજી અનેક પ્રકારની વસ્તુઓ કંઈ પણ નથી" આ શ્રુતિવાક્ય, તે ઇંદ્રિય આદિ પદાર્થો છેજ નહિ એમ સૂચવે છે. આમ તમારાથી કહી શકાય તેમ નથી; કારણ કે તે શ્રુતિનો અર્થ તો આવો થાય છે કે:–આત્માવિષે ઇંદ્રિયોનો કંઇ પણ સંબંધ નથી. આમ તે ઇંદ્રિય આદિ પદાર્થોના આત્માવિષેના સંબંધનોજ નિષેધ કરાય છે, નહિ કે જગતમાં ઇંદ્રિય આદિ પદાર્થોજ નથી. જેમ "પૃથ્વીપર ઘડો નથી" એ વાક્ય, પૃથ્વીપર ઘડાના માત્ર સંબંધનો નિષેધ કરે છે, પણ કંઈ ઘડાનાં સ્વરૂપનો નિષેધ કરતું નથી. તો એ પ્રમાણે ઇંદ્રિય આદિ પદાર્થો આત્માથી ભિન્ન હયાત છે, તો પછી તમારા કહેવા પ્રમાણે અદ્વૈતસિદ્ધિ થતી નથી. આ શંકાને ભગવાન દૃષ્ટાંત આપીને દૂર કરે છે.

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् । तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥**

સમુદ્ર ચોતરફથી ભરાતાં જળથી પણ અચળ પ્રતિષ્ઠાવાળો છે–વૃદ્ધિથી રહિત છે; તેમજ તે સમુદ્ર પોતાનામાંથી નીકળી જતા જળથી પણ અચળ પ્રતિષ્ઠાવાળો છે–ઊણપથી રહિત છે. આવા અચળ સ્થિતિવાળા સમુદ્રમાં જેમ જળ પ્રવેશ કરે છે, તેમ જે પુરુષ, પોતાનામાં સર્વ વિષયો પ્રવેશ કરે છે તોપણ અચળ સ્થિતિમાં રહે છે અને સર્વ વિષયો પોતાને ત્યજે છે, તોપણ અચળ સ્થિતિવાળો રહે છે તે પુરુષ, શાંતિ–મોક્ષને પામે છે; પણ વિષયોની સ્પૃહા રાખનારો શાંતિને પામતો નથી.૭૦

(૭૦) ચારે બાજુથી પ્રવેશ કરતા જળથી ભરપૂર થતો પણ સમુદ્ર, અચળ પ્રતિષ્ઠા–સ્થિતિવાળો રહે છે–અર્થાત પોતે વૃદ્ધિથી રહિત રહે છે; અને તેજ પ્રમાણે ચારે બાજુથી નીકળી જતા જળથી પણ તે સમુદ્ર અચળ સ્થિતિવાળો રહે છે–અર્થાત ક્ષીણ થતો નથી. આવા પ્રકારના સમુદ્રમાં જેમ પોતાનાથીજ ઉત્પન્ન થયેલું પાણી પ્રવેશ કરે છે, તેમ જે પુરુષ, ચોતરફથી વિષયોથી પૂર્ણ થયા છતાં અથવા હીન થયા છતાં પોતે નિર્વિકાર સ્વરૂપમાં રહે છે—અચળ સ્થિતિમાં રહે છે તથા વૃદ્ધિ અથવા ક્ષયવિનાનો રહે છે અને વળી પોતે એમજ માને છે કે, સર્વ કામો આત્મામાંથીજ ઉત્પન્ન થાય છે અને તેના તેજ કામો આત્મામાં પ્રવેશ કરે છે. આવી રીતે અડગ સ્થિતિવાળો તે પુરુષજ, શાંતિને–મોક્ષને–અત્યંત દુઃખોના ઉપરામને પામે છે; પણ જે પુરુષ, કામોની ઝંખના કરનારો હોય છે, તે કદી પણ શાંતિને પામી શકતો નથી. અહીં ભાવાર્થ એ કહેવાનો છે કે, અપરિણામી આત્મામાંથી સર્વની ઉત્પત્તિ થાય છે તથા તે આત્મામાંજ સર્વનો લય થાય છે. આ વાત સર્વ શ્રુતિઓમાં તથા સ્મૃતિઓમાં પ્રસિદ્ધ છે. તે કારણથી સ્મૃતિઓમાં દર્શાવેલો વિષયોનો ત્યાગ તથા તે વિષયોથી ઇંદ્રિયોનું આકર્ષણ તે, તે ઇંદ્રિય આદિ પદાર્થોનું પરમાર્થદૃષ્ટિએ ભિન્નપણું સિદ્ધ કરતું નથી; કારણ કે જો તે ઇંદ્રિય આદિ પદાર્થોને આત્માથી ભિન્ન માનવામાં આવશે તો, ઘણાં પ્રમાણોની સાથે વિરોધ આવી પડશે. "વિષયોનો ત્યાગ કરવો" ઇત્યાદિ જે કંઈ કહેવામાં આવે છે, તેનો એવો અભિપ્રાય છે કે, પામર લોકોમાંજ આ ઇંદ્રિય આદિ પદાર્થોનું ભિન્નપણું પ્રસિદ્ધ છે, વાસ્તવિક તેમ છેજ નહિ. ઇંદ્રિયોનો લય કરવા વિષે પણ એજ પ્રમાણે વ્યાખ્યાન કરી લેવું. જેમ–**अग्नये पथिकृतेऽष्टाकपालं निर्वपेत्**–

"પથિકૃત નામના અગ્નિને અષ્ટાકપાલ પુરોડાશ (આઠ માટીની ઠીંકરીઓપર પકાવેલો રોટલો) નું બલિદાન આપવું." આ શ્રુતિમાં દર્શાવેલું પુરોડાશનું બલિદાન કેવળ વૈદિક અર્થનેજ બતાવે છે તેમ નથી, પરંતુ એક યાગને પણ દર્શાવે છે. તેજ પ્રમાણે અહીં ઇંદ્રિયોના લયના સંબંધમાં સમજવું. "**नेह नानास्ति किंचन**"-આ શ્રુતિનું પણ આવી રીતેજ વ્યાખ્યાન કરવું-"આ દશ્યમાન પ્રપંચમાં આત્માસિવાયની અનેક પ્રકારની કંઇપણ વસ્તુ છેજ નહિ. આવું વ્યાખ્યાન કરવાથીજ "**आत्मवेदं सर्वं**-આ બધું આત્માજ છે" "**ब्रह्मैवेदं सर्वं**"આ બધું બ્રહ્મજ છે. "**सर्वं खल्विदं ब्रह्म**-આ સર્વ દશ્યમાન જગત બ્રહ્મનુંજ સ્વરૂપ છે" ઇત્યાદિ શ્રુતિવચનો ઘટી શકે છે. આત્મામાં કલ્પિત થયેલા આ સર્વ પ્રપંચનો તે આત્મામાંજ નિષેધ કરવાથી તે પ્રપંચ બીજે સ્થળે હયાત હોય તેવો કંઇ સંભવ નથી; માટે કામાદિ વિષયો આત્માથી ભિન્ન નથી એમ દર્શાવવામાટે સમુદ્રનું દૃષ્ટાંત આપેલું છે તે ઘણુંજ યોગ્ય છે. આ દૃષ્ટાંતપરથી કદાચ તું શંકા કરીશ કે, સમુદ્રથી ભિન્નપણે ગંગા નદીની સત્તા (હયાતી) છે, તો પછી તમે કેમ કહો છો કે, આત્માથી ભિન્નપણે કામાદિની સત્તા નથી? આ શંકા કરવી યોગ્ય નથી; કારણકે કાર્યની અંદર જે કંઈ સત્તા ભિન્નપણે જોવામાં આવે છે, તે કારણની સત્તાથી કોઈ જૂદી સત્તા નથી; કારણ કે એક શ્રુતિવાક્ય છે કે:-**वाचारंभणं विकारो नामधेयम्**-માટીના વિકારરૂપ કોડીઆં, સરાવડાં, ઘડા વગેરે નામો માત્ર વાણીના આરંભરૂપ છે-આ વાક્યપરથી સિદ્ધ થાય છે કે, દરેક કાર્ય, માત્ર વાણીના આશ્રયરૂપજ છે-અર્થાત્ દરેક કાર્યો, માત્ર નામથીજ તેમનાં કારણોથી ભિન્ન હોય છે. એ ન્યાયથી સિદ્ધ થાય છે કે, આ જે કંઇ દશ્યમાન પ્રપંચ છે, તે સર્વ બ્રહ્મનુંજ સ્વરૂપ છે.

એ રીતે પ્રસંગોપાત આવેલી શંકાનો પરિહાર કરીને-**व्रजेत किम्** એ સ્થિતપ્રજ્ઞ પુરુષ કેવી રીતે વિષયોનો ઉપભોગ કરે છે, એ પ્રશ્નનો ઉત્તર કહે છે:-

**विहाय कामान्यः सर्वान्पुमाँश्चरति निःस्पृहः।**
**निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति॥७१॥**

**જે પુરુષ,પૂર્વોક્ત ત્રણેય પ્રકારના કામોનો ત્યાગ કરીને સ્પૃહારહિત, મમતારહિત અને અહંકારરહિત થઇને વિષયોનો ઉપભોગ કરે છે, તે પુરુષ શાંતિને-મોક્ષને પામે છે.૭૧**

(૭૧) પૂર્વોક્ત ત્રણેય પ્રકારના કામોનો ત્યાગ કરીને જે પુરુષ નિઃસ્પૃહ થઇને વિષયોપભોગ કરે છે, તે શાંતિને પામે છે; પણ તે પુરુષે, નિઃસ્પૃહની સાથે મમતારહિત પણ થવું પડશે; કારણ કે મમતાવાળો મનુષ્ય, બીજાના ધનાદિ પદાર્થોમાં 'આ મારૂં થાય' આવી સ્પૃહા કરે છે, માટે તેવી સ્પૃહા ન થાય તે માટે તે સ્થિતપ્રજ્ઞ પુરુષે સર્વ મમતાનો પણ ત્યાગ કરવો જોઇએ. વળી તે મમતાનો ત્યાગ કરવામાટે તેણે અહંકારરહિત થવું જોઇએ; કારણકે અહંકારરહિત મનુષ્યને સુષુપ્તિ આદિ અવસ્થામાં પણ મમતા જોવામાં આવતી નથી, માટે અહંકારનો પણ ત્યાગ કરવો અને જ્યારે અહંકારનો પણ નાશ થાય છે, ત્યારે તે પુરુષ શાંતિને-મોક્ષને પામે છે.

આ અધ્યાયમાં-**यः सर्वत्रानभिस्नेहः**-ઇત્યાદિ સર્વ શ્લોકોમાં **यत्** શબ્દનો પ્રયોગ કરેલો જોવામાં આવે છે. તે પરથી એમ જણાય છે કે, આ સર્વ ગ્રંથસાધન વિધિપરાયણજ છે; કારણ કે જો એમ ન હોય તો સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોનો પ્રસંગ ચાલુજ છે. તેમાં તેના અનુવાદમાટે વારંવાર **यत्** શબ્દનો પ્રયોગ કરવો તે નિષ્ફળ થાય છે. લોકોમાં પણ જ્યારે કોઇનો સ્વભાવ કહી દેખાડવાનો હોય ત્યારે, **स एवं करोति**-તે એમ કરે છે. ઇત્યાદિ વાક્યોમાં **तत्** શબ્દનોજ પ્રયોગ કરેલો જોવામાં આવે છે, પણ **यत्** શબ્દનો પ્રયોગ કરેલો હોતો નથી; માત્ર જ્યાં વિધિ દર્શાવવી હોય છે, ત્યાં **य एवं करोति स इदं प्राप्नोति**-જે આમ કરે છે તે આ પામે છે. ઇત્યાદિ વાક્યોમાં **तत्** અને **यत्** એ બંને શબ્દોનો પ્રયોગ કરેલો જોવામાં આવે છે. કદાચ આપણે એમ માનીએ કે, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો કહી દેખાડવા માટે સર્વ સ્થળે **यत्** શબ્દનો પ્રયોગ કર્યો છે. તો એમાં પણ કંઇ એટલું બધું તાત્પર્ય નથી, કે જેથી ખાસ તેને માટે **यत्** શબ્દનો વારંવાર પ્રયોગ કરવો પડે. માટે સિદ્ધ થાય છે કે, એ **यत्** શબ્દનો પ્રયોગ કેવળ વિધિમાંજ પરિણામ પામે છે.

અહીંસુધીના ગ્રંથમાં એમ સિદ્ધ કર્યું કે, જ્ઞાનયોગનિષ્ઠા કર્મયોગનિષ્ઠાથી પ્રાપ્ત થાય

છે. હવે તે જ્ઞાનયોગનિષ્ઠાનાં ફળપૂર્વક વખાણ કરતા ભગવાન શ્રીકૃષ્ણ, ચાલુ વિષયનો ઉપસંહાર કરે છે.

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति । स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥**

**હે પાર્થ ! આ મેં તને બ્રહ્મજ્ઞ પુરુષોની સ્થિતિ કહી. એ સ્થિતિ પામીને પુરુષ, મોહ પામતો નથી. મરણસમયે પણ આ સ્થિતિને પ્રાપ્ત કરીને પુરુષ, નિર્વાણ બ્રહ્મને પામે છે.** ૭૨

(૭૨) આ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોના પ્રસંગમાં મેં તને બ્રાહ્મી સ્થિતિ કહી દેખાડી. બ્રાહ્મીસ્થિતિ એટલે-બ્રહ્મવેત્તા પુરુષની નિષ્ઠા.અહીં બ્રહ્મ શબ્દથી બ્રહ્મવેત્તાનું ગ્રહણ થાય છે; કારણ કે બ્રહ્મજ્ઞાની પુરુષ પણ બ્રહ્મતરીકેજ ગણાય છે. શ્રુતિ પણ કહે છે. **ब्रह्मविद् ब्रह्मैवभवति**-"બ્રહ્મને જાણનારો બ્રહ્મજ થઈ જાય છે-" આ શ્રુતિપરથી બ્રહ્મ-એટલે બ્રહ્મજ્ઞાની પુરુષ. તેની સ્થિતિ-એટલે નિષ્ઠા. તે બ્રાહ્મીનિષ્ઠા કહેવાય છે. એ નિષ્ઠાને પામીને પુરુષ, પુનઃ મોહ પામતો નથી.અંતકાળે-મરણસમયે પણ આ નિષ્ઠામાં રહેલો પુરુષ, બ્રહ્મને પામી જાય છે-અર્થાત્ એકાદ વખત પણ જો આ નિષ્ઠા ઉત્પન્ન થઇ જાય છે, તોપણ મહાન ફળને આપનારી છે. ઉપાસનાની પેઠે લાંબા કાળ સુધી અભ્યાસ કરવાની લગાર પણ જરૂર નથી. અહીં તું કદાચ એમ કહીશ કે, તે બ્રહ્મ, બીજા સ્વર્ગાદિ લોકોની પેઠે ગતિથી પ્રાપ્ત થાય છે? ના તેમ નથી. એ તારા પ્રશ્નના ઉત્તરતરીકેજ મૂળમાં **निर्वाणम्** એવું વિશેષણ આપેલું છે-અર્થાત્ તે બ્રહ્મની પ્રાપ્તિ કરવામાટે ગતિ વગેરે કંઈ પણ કરવું પડતું નથી. શ્રુતિ પણ કહે છે કેઃ-**न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंते ब्रह्मैव सन्ब्रह्माप्येति**-તે બ્રહ્મજ્ઞાની પુરુષના પ્રાણ બીજાની પેઠે ગતિ કરતા નથી; પરંતુ તેના પ્રાણ તેના આત્મામાંજ લીન થાય છે. તે જ્ઞાની પુરુષ, પરબ્રહ્મસ્વરૂપ થઇને પરબ્રહ્મને પામે છે-આ શ્રુતિના પ્રમાણથી અહીં ભગવાન એવા આશયથી કહે છે કે, કોઇ પણ જાતની ગતિ કર્યાવિના માત્ર પ્રાણરૂપ ઉપાધિનો નાશ કરવાથીજ, જેમ ઘડાની અંદર રહેલું આકાશ, ઘટરૂપ ઉપાધિનો નાશ થતાં મહાકાશપણાને પામે છે,તેમ જીવ પણ તે પોતાની ઉપાધિનો નાશ થતાં બ્રહ્મસ્વરૂપજ થઈ જાય છે. અહીં મૂળમાં-**अंतकाले अपि**-એમ **अपि** શબ્દ મૂકયો છે, તે એમ સૂચવે છે કે, છેવટે મરણસમયે પણ આ નિષ્ઠાને પામનાર પુરુષ, નિર્વાણબ્રહ્મને પામે છે; તો પછી બ્રહ્મચર્યથી આરંભીને જે પુરુષ આ નિષ્ઠામાં રહે છે, તે બ્રહ્મ-નિર્વાણને પામે એમાં શી નવાઇ છે !

પૂજ્ય શ્રીમાન મધુસૂદનાચાર્યે આ અધ્યાયના અર્થનો આવી રીતે સંગ્રહ કર્યો છેઃ-

**"ज्ञानं तत्साधनं कर्म सत्वशुद्धिश्च तत्फलम् तत्फलं ज्ञाननिष्ठैवेत्यध्यायेऽस्मिन्प्रकीर्तितम्"**

આ અધ્યાયમાં જ્ઞાન, જ્ઞાનના સાધનરૂપ કર્મ, તે કર્મોનાં ફળરૂપ અંતઃકરણની શુદ્ધિ અને તે અંતઃકરણશુદ્ધિના ફળરૂપ જ્ઞાનનિષ્ઠા-આટલા વિષયો કહેલા છે.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતા પર્વમાં "સાંખ્યયોગ" એ વિષયનો અધ્યાય ૨૬ મો સમાપ્ત.**

# અધ્યાય ૨૭ મો

## કર્મયોગ

**(નીલકંઠઃ-)**

પૂર્વના અધ્યાયમાં-"**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु**-આ તને સાંખ્યયોગસંબંધી બુદ્ધિ કહી. હવે તું કર્મયોગસંબંધી બુદ્ધિને સાંભળ." એ શ્લોકમાં ભગવાને અર્જુનને બે બુદ્ધિ દર્શાવી. તેમાં **व्यवसायात्मिका बुद्धिः**-એ શ્લોકવડે કહ્યું કે, સાંખ્યનિષ્ઠાવાળાઓને પતનની શંકા નથી, પણ કર્મયોગવાળાઓને પતનની શંકા છે-એમ કહીને-**यावानर्थ उदपाने**-એ શ્લોકથી એમ સંભળાવ્યું કે, સાંખ્યનિષ્ઠામાં સર્વ કર્મોનો સમાવેશ થઇ જાય છે. આ બધું સાંભળીને અર્જુન, તે શાંતિમય તથા પોતાના આશયને અનુકૂળ સાંખ્યનિષ્ઠાનેજ ઉત્તમ માનીને ભગવાન શ્રીકૃષ્ણને કહે છેઃ-

**॥ अर्जुन उवाच ॥**

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन । तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥**

**અર્જુને કહ્યુંઃ-હે જનાર્દન ! નિષ્કામ કર્મયોગની અપેક્ષાએ તમે જો જ્ઞાનને વધારે**

શ્રેષ્ઠ માનતા હો તો હે કેશવ! મને આ ઘોર કર્મમાં શામાટે જોડો છો![1]

(૧) હે જનાર્દન! નિષ્કામ કર્મયોગની અપેક્ષાએ બુદ્ધિ–સાંખ્યનિષ્ઠારૂપ જ્ઞાનને જો તમે વધારે ઉત્તમ માનતા હો તો, ભિક્ષાવૃત્તિથીજ માત્ર સંતોષ પામનારા મને આ બંધુઓના વધરૂપ ભયંકર કર્મમાં "તું યુદ્ધ કર, તું યુદ્ધ કર" એમ વારંવાર કહીને શામાટે જોડો છો?

કદાચ શ્રીકૃષ્ણ કહે કે, તને જ્ઞાનનિષ્ઠામાં અધિકાર નથી, માટે હું તને કર્મો કરવાનું કહું છું. આવી શંકા લાવીને અર્જુન કહે છેઃ–

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥**

મિશ્ર મિશ્ર વાક્યોવડે તમે મારી બુદ્ધિને મોહ પમાડી દો છો, માટે એક નિશ્ચય કરીને કહો, કે જેથી હું કલ્યાણને પ્રાપ્ત થાઉં.[2]

(૨) અહીં **व्यामिश्रेण इव** એ પદમાં **इव** શબ્દ મૂક્યો છે. તે એમ સૂચવે છે કે, તમે ભલે મને સ્પષ્ટ વાક્યો કહેતા હશો, પણ મને તો મારી બુદ્ધિના દોષને લીધે તમારાં વાક્યો અસ્પષ્ટજ લાગે છે. તો તેવાં અસ્પષ્ટ વાક્યો જેવાં કેઃ—**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन**– "વેદો ત્રણ ગુણોની સાથે સંબંધવાળાં કર્મોનું પ્રતિપાદન કરનારા છે; માટે હે અર્જુન! તું ત્રિગુણાતીત થા." ઇત્યાદિ વાક્યોથી કોઇ સ્થળે મારી વેદનિષ્ઠાને તમે છોડાવી દો છો. વળી **कर्मण्येवाधिकारस्ते**—તને કર્મ કરવાનોજ અધિકાર છે ઇત્યાદિ વાક્યોથી પુનઃ તે વેદનિષ્ઠાનેજ ગ્રહણ કરાવો છો. તેમજ વળી–**निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् भव**– ઇત્યાદિ વાક્યોથી સુખદુઃખરહિત થઇને, હમેશાં ધૈર્યનો આશ્રય કરીને તથા યોગ અને ક્ષેમનો પણ ત્યાગ કરી દઇને જિતેંદ્રિય થવામાટે નિવૃત્તિમાર્ગનો ઉપદેશ કરો છો. વળી કેટલાંએક–**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते**–ધાર્મિક યુદ્ધસિવાય ક્ષત્રિયને માટે બીજું કલ્યાણજ નથી–ઇત્યાદિ વાક્યોથી પ્રવૃત્તિમાર્ગનો પણ ઉપદેશ કરો છો. તો જેમ ઉભા રહેવાનું તથા ચાલવાનું એક માણસથી સાથેજ બની શકતું નથી, તેમ મારા એકલાથી તે બન્ને સાથે બની શકે તેમ નથી. આ હેતુથી મારી બુદ્ધિને તમે ગભરાવી નાખો છો. (અહીં પણ મૂળમાં **मोहयसि इव** એ સ્થળે **इव** શબ્દથી એમ સૂચવે છે કે, વાસ્તવિક રીતે તો તમે મારા મોહનો નાશ કરવા તત્પર થયા છો, તોપણ આમ પરસ્પર વિરુદ્ધ અર્થવાળાં વચનોને લીધે મારી બુદ્ધિ મુંઝાઇ જાય છે, માટે એ કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠામાં જે મુખ્ય હોય તથા મારામાટે જે યોગ્ય હોય તે એકનોજ નિશ્ચય કરીને મને કહો, કે જેનું આચરણ કરવાથી હું કલ્યાણ પામું.

અર્જુનના એ પૂર્વોક્ત કથનનો ભગવાન ઉત્તર કહે છેઃ–

**॥ श्रीभगवानुवाच ॥**

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ। ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥**

ભગવાને કહ્યુંઃ—હે નિર્દોષ અર્જુન! આ લોકમાં મેં પૂર્વે એકજ બ્રહ્મનિષ્ઠાને અધિકારીના ભેદપરત્વે બે પ્રકારની કહેલી છે. જ્ઞાનીઓને જ્ઞાનયોગથી બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થાય છે તથા કર્મયોગીઓને કર્મયોગથી બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થાય છે.[3]

(૩) આ શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણે, અર્જુનને હે **अनघ**! આવું સંબોધન આપીને એમ જણાવ્યું છે કે, હે અર્જુન! તું શુદ્ધ અંતઃકરણવાળો છે, માટે મારા વચનના અર્થનો સારી રીતે વિચાર કર. પૂર્વના અધ્યાયમાં મેં એકજ નિષ્ઠા કહેલી છે, પરંતુ તે એકજ નિષ્ઠાના માત્ર બે પ્રકાર કહી બતાવ્યા છે–અર્થાત્ એકજ બ્રહ્મનિષ્ઠાના અધિકારીના ભેદથી બે પ્રકાર કહેલા છે, નહિ કે બ્રહ્મની પ્રાપ્તિ કરવામાટે પરસ્પર ભિન્ન એવા બે માર્ગો કહ્યા છે. (તે બે પ્રકારોનેજ કહે છે.) પ્રકૃતિ અને પુરુષના પરસ્પર ભેદને સમજનારા તથા આત્મવસ્તુ અને અનાત્મવસ્તુના વિવેકરૂપ જ્ઞાનને ધરાવનારા જ્ઞાની પુરુષોને માટે જ્ઞાનયોગ–જ્ઞાનને માટે ઉપયોગી એવો યોગ દર્શાવ્યો છે–અર્થાત જ્ઞાની પુરુષો, જ્ઞાન મેળવવાના ઉપાયરૂપ વેદાંતશાસ્ત્રના શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ જ્ઞાનયોગથી બ્રહ્મની અંદર પરિ સમાપ્તિને પામે છે અને **सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते** એ પ્રથમ દર્શાવેલા સમભાવરૂપ યોગને

ધારણ કરનારા યોગી પુરુષો, સંધ્યોપાસનથી આરંભીને નિર્વિકલ્પ સમાધિના અનુષ્ઠાનસુધીના કર્મયોગનું આચરણ કરીને તે બ્રહ્મને વિષે પરિસમાપ્તિને પામે છે. આ શ્લોકનો ભાવ આવો છેઃ–આ જન્મમાં અથવા પૂર્વજન્મમાં કેવળ ઇશ્વરને પ્રસન્ન કરવા માટેજ આચરેલાં નિષ્કામ કર્મોવડે જેનું અંતઃકરણ શુદ્ધ થયેલું છે તેવો તથા વિવેક, વૈરાગ્ય અને શમ, દમ, શ્રદ્ધા,સમાધાન,ઉપરતિ અને તિતિક્ષા એ ૭ તથા મુમુક્ષુતા આદિ સાધનોથી યુક્ત થયેલો મુમુક્ષુ પુરુષ, પોતાના ચિત્તને પ્રત્યગાત્મામાં તત્પર કરીને શ્રવણ અને મનનથીજ કૃતાર્થ થાય છે; પણ કદાચ તે મુમુક્ષુ પુરુષનું ચિત્ત, શ્રવણાદિની પહેલાં એકાગ્ર ન થયું હોય તો તેને નિદિધ્યાસનની જરૂર છે. આવા આશયથીજ સૂત્રકાર ભગવાન વેદવ્યાસે **सहकार्यंतरविधिः पक्षेण** એ સૂત્રમાં શ્રવણ અને મનનને નિત્ય કહ્યાં છે અને નિદિધ્યાસનને પાક્ષિક કહેલું છે. એ રીતનો આ યોગમાર્ગ છે.

તેમજ પોતાનાં સર્વ કર્મો પરમ ગુરુને અર્પણ કરતો કર્મયોગી પુરુષ, શ્રવણ–મનનરૂપ વિચારવિના માત્ર શ્રદ્ધા ધારણ કરીનેજ પ્રત્યગાત્માના નિર્વિશેષ બ્રહ્મસ્વરૂપને ગુરુના વાક્યથી નિશ્ચિત કરીને, અશ્રદ્ધા આદિ દોષથી રહિત થઇને તથા આચાર્યની પાસેથી નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાના પ્રકારને મેળવીને કર્મો કરતાં કરતાં જ્યારે સમય મળે ત્યારે, સમાધિનો અભ્યાસ કરીને સંપૂર્ણ પ્રત્યગાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. તે આ યોગમાર્ગ છે.

તે પરથી જ્ઞાનીઓનું અને કર્મયોગીનું આવું લક્ષણ થઇ શકે છેઃ–જે પુરુષોમાં આત્મ–અનાત્મવસ્તુમાં તર્કવિતર્ક કરવાની કુશળતા હોય છે, તેઓ જ્ઞાની કહેવાય છે અને જે પુરુષોમાં તે કુશળતા નથી હોતી તેઓ યોગી કહેવાય છે; માટે અહીં એકજ નિષ્ઠાના બે પ્રકાર કહેલા છે, પણ જૂદી જૂદી બે નિષ્ઠાઓ કહેલી નથી; માટે તેવા ભ્રમમાં પડવું નહિ. વસિષ્ઠે પણ એકજ નિષ્ઠાના બે પ્રકાર સમજાવતાં કહ્યું છે કેઃ–

**"द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव**
**योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम्"॥**
**असाध्यः कस्यचिद्योगः कस्यचित्तत्त्वनिश्चयः।**
**प्रकारौ द्वौ ततो देवो जगाद परमः शिवः"॥**

હે રામ ! ચિત્તનો નાશ કરવામાટે બે ક્રમ કહેલા છે. એક તો યોગ અને બીજું જ્ઞાન. ચિત્તની વૃત્તિઓનો સંયમ કરવો, તેનું નામ યોગ કહેવાય છે અને વસ્તુતત્ત્વને યથાર્થ રીતે સમ્યગ્ દષ્ટિથી જે જોવી તેનું નામ જ્ઞાન કહેવાય છે. કોઇ પુરુષને યોગ અસાધ્ય થઇ પડે છે તો કોઇ પુરુષને તત્ત્વ નિશ્ચય–જ્ઞાન અસાધ્ય થઇ પડે છે, માટે પરમ દેવ શંકરે બે પ્રકારો કહ્યા છે.

ચિત્તનું જેમાં અદર્શન થાય છે તેવો બ્રહ્મસાક્ષાત્કાર કરવામાટે બે ક્રમ કહ્યા છે. જે પક્ષમાં ચિત્ત આદિ પદાર્થોને મિથ્યા માનવામાં આવે છે, તે પક્ષમાં જ્ઞાનજ ઉપયોગી છે. જેમ દોરીની અંદર દેખાતો સર્પ,યથાર્થ સમ્યગ્દષ્ટિથી જોતાં દોરીનું જ્ઞાન થતાં નાશ પામે છે, તેમ ચિત્ત આદિ મિથ્યા પદાર્થોનું સારી રીતે અવલોકન કરતાં જ્ઞાનદ્વારા તે પદાર્થો નાશ પામે છે અને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે; પણ જે પક્ષમાં ચિત્ત વગેરેને સત્ય માનવામાં આવે છે, તે પક્ષમાં યોગજ ઉપયોગી છે. જેમ, સત્ય સ્વરૂપવાળો સર્પ, મંત્ર આદિથી તેની ગતિને અટકાવી દેતાં આપોઆપ નાશ પામે છે, તેમ ચિત્ત પણ યોગવડે જ્યારે બંધાઇ જાય છે, ત્યારે આપોઆપ નાશ પામે છે; તોપણ તે ચિત્તનો તદ્દન નાશ તો પ્રારબ્ધકર્મોની સમાપ્તિ થતાંજ થાય છે અને એ તો બન્ને પક્ષમાં સરખુંજ છે.

હવે એ બન્ને પ્રકારો અન્યોન્યના આશ્રિત છે, તે વિષે કહે છેઃ–

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥**

યજ્ઞાદિ કર્મોનું અનુષ્ઠાન નહિ કરવાથી, પુરુષ જ્ઞાનનિષ્ઠાને પામતો નથી; તેમજ કેવળ સંન્યાસથી પણ પુરુષ, સિદ્ધિને પામતો નથી.[૪]

(૪) યજ્ઞાદિ કર્મોનો તદ્દન આરંભ કર્યાવિના–અનુષ્ઠાન કર્યાવિના પુરુષ જ્ઞાનનિષ્ઠાને પામી શકતો નથી; કારણકે શ્રુતિ કહે છે કેઃ–'**विविदिषंति यज्ञेन**–યજ્ઞવડે જ્ઞાન મેળવવાની ઇચ્છા કરે છે.' આ શ્રુતિ, યજ્ઞાદિ કર્મોને જ્ઞાનનું અંગ ઠરાવે છે.

હવે અહીં એક શંકા થવાનો સંભવ છે કે, પૂર્વોક્ત શ્રુતિમાં **विविदिषंति** એ ક્રિયાપદ મૂળ **विद्** ધાતુને **सन्** પ્રત્યય લગાડવાથી સિદ્ધ થયું છે. તેમાં મૂળ ધાતુ **विद्** નો અર્થ જ્ઞાન એવો થાય છે અને **सन्** પ્રત્યયનો અર્થ ઇચ્છા એવો

થાય છે. તેમાં જો આપણે પ્રત્યયના અર્થને પ્રધાન ગણીએ તો, યજ્ઞાદિ કર્મો, જ્ઞાનનાં અંગતરીકે નહિ ગણાય; પણ જ્ઞાનની ઇચ્છાના અંગતરીકે ગણાશે, તેથી યજ્ઞાદિ કર્મોવડે જ્ઞાનેચ્છાની સિદ્ધિ જ્યારે થઈ ગઈ છે ત્યારે,

**एतमेव प्रवाजिनो लोकमिच्छन्त: प्रव्रजंति**–

એ આત્મારૂપ લોકનીજ ઇચ્છા રાખનારા મુમુક્ષુ પુરુષો, સંન્યાસ લે છે. આ શ્રુતિવાકયથી સંન્યાસરૂપ નૈષ્કર્મ્યને (કર્મરહિતપણાને) અહીં જ્ઞાનનિષ્ઠામાં સાધનતરીકે ગ્રહણ કરવું; પણ જ્ઞાનને તેના સાધનતરીકે લેવું નહિ. આમ સિદ્ધ થશે; કારણકે **नैष्कर्म्यसिद्धिं परमाम्** ઇત્યાદિ સ્થળે જેમ તે જ્ઞાનને ગ્રહણ કરાવનાર **परमाम्** એવું વિશેષણ આપવામાં આવ્યું છે, તેમ અહીં કંઈ તેવું વિશેષણ છે નહિ. વળી અહીં બીજી એક શંકા પણ છે કે, “ કર્મયોગથી ઉત્પન્ન થતી ચિત્તશુદ્ધિવિના કેવળ સંન્યાસથીજ સિદ્ધિને પામે છે ” આવી યોજના કરતાં અતિ અંતરવાળાં જ્ઞાન અને કર્મનો સમુચ્ચય તો નથી; જેથી આપણા ઇષ્ટની સિદ્ધિ થાય છે, તો પછી અહીં **नैष्कर्म्य** શબ્દથી **ज्ञाननिष्ठा** એવો અર્થ શામાટે લેવો જોઇએ? આ શંકાનું સમાધાન કરવામાટે કહે છે કે, એ પ્રમાણે અર્થ કરવાથી આપણા ઇષ્ટ અર્થની સિદ્ધિ થાય છે, એ વાત ખરી છે, તોપણ **कार्यते ह्यवश: कर्म सर्व: प्रकृतिजैर्गुणै:**–સર્વ લોકને પ્રકૃતિથી ઉત્પન્ન થનારા ગુણો પરાધીન કરી દઇને કર્મ કરાવે છે–એ વિશેષવાકયથી અહીં **नैष्कर्म्य** શબ્દનો, નિર્ગુણપણાના હેતુરૂપ મુખ્ય જ્ઞાન–એવો અર્થ થાય છે; પણ પ્રવ્રજ્યા–સંન્યાસ એવો અર્થ થતો નથી.

**विविदिषंति यज्ञेन**–એ શ્રુતિવાકયમાં પણ, “**जिगमिषति अश्वेन**–ઘોડાવડે જવા ઇચ્છે છે.” “**जिघांसति असिना**–તરવારવડે હણી નાખવા ઇચ્છે છે.” ઇત્યાદિ વાકયોમાં જેમ ત્રીજી વિભકિતમાં રહેલો ઘોડો અને તરવાર–એ શબ્દાર્થનો ગમન અને હનનક્રિયાસાથે સંબંધ થાય છે, તેમ પૂર્વોક્ત તે શ્રુતિવચનમાં પણ યજ્ઞાદિ ત્રીજી વિભક્તિમાં રહેલા શબ્દાર્થનો વેદન (જાણવું) ક્રિયાસાથેજ સંબંધ છે, એમ સમજવું–અર્થાત્ તે શ્રુતિવચનમાં પ્રત્યયના અર્થની પ્રધાનતા નથી, પરંતુ પ્રકૃતિ–ધાતુના અર્થની પ્રધાનતા રહેલી છે.

હવે કદાચ શંકાવાદી કહે કે–ત્યારે પૂર્વોક્ત **एतमेव प्रव्राजिनो लोकमिच्छंत: प्रव्रजंति**–એ શ્રુતિના અર્થનું કેમ? આના ઉત્તરમાં કહેવાનું કે, એ શ્રુતિ, જ્ઞાનેચ્છા પ્રત્યે સંન્યાસના અભિપ્રાયનું લક્ષ્ય કરીને પ્રવૃત્ત થયેલી છે; કારણ કે **एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणा पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यंचरन्ति**–એ આત્માનોજ સાક્ષાત્કાર કરીને બ્રહ્મજ્ઞાની પુરુષો, પુત્રવાસનાથી, દ્રવ્યવાસનાથી અને લોકવાસનાથી વ્યુત્થાન કરીને (તેઓને તજી દઇને) શ્રવણાદિના અવકાશકાળમાં દેહસ્થિતિમાટે ભિક્ષાચરણ કરે છે–સંન્યાસ લે છે. આ શ્રુતિવાકય પ્રમાણે જ્ઞાનનો પરિપાક કરવામાટે અથવા જીવન્મુક્તિનાં સુખનો અનુભવ કરવામાટે યાજ્ઞવલ્કય વગેરે તત્ત્વજ્ઞાની પુરુષોએ આચરેલો વિદ્વત્સંન્યાસ, શાસ્ત્રમાં જોવામાં આવે છે. જો કે સંન્યાસ નહિ લેનારને જ્ઞાનજ થતું નથી, આવો પ્રાચીન પંડિતોનો આગ્રહ છે, તોપણ તેમનો અભિપ્રાય એવો છે કે, સર્વ મનુષ્યે બ્રહ્માકાર વૃત્તિનો વિક્ષેપ કરનારાં કર્મોના ત્યાગરૂપ સંન્યાસ લેવો જોઇએ નહિ કે ભગવાં વસ્ત્રોજ ખાસ પહેરવાં જોઇએ; કારણકે ગાર્ગી, વ્યાધ, વસિષ્ઠ વગેરે પ્રાચીન મહાત્માઓએ સંન્યાસ લીધો ન હતો છતાં પણ તેમને જ્ઞાનની ઉત્પત્તિ થયેલી જાણવામાં આવી છે; માટે હવે તે બાબતનું વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. આ શ્લોકના પૂર્વાર્દ્ધનો આવો અર્થ છેઃ–જે પુરુષનું ચિત્ત, કર્મોવડે શુદ્ધ થયું નથી તેવા મંદ બુદ્ધિના તથા રાગદ્વેષ વગેરે દોષોથી ઘેરાયલા તે પુરુષને આત્મ–અનાત્મ વસ્તુના વિવેકદ્વારા અથવા માનસિક સંયમદ્વારા પણ નૈષ્કર્મ્ય–જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ થતીજ નથી. હવે અહીં કદાચ કોઇને શંકા થાય કે, **अभयं सर्वभूतेभ्यो दत्त्वा नैष्कर्म्यमाचरेत्** “ સર્વ પ્રાણીઓને અભયદાન આપીને **नैष्कर्म्य**નું (સંન્યાસનું) આચરણ કરી મોક્ષસિદ્ધિ કરવી ” આ સ્મૃતિવચનથી કેવળ કર્મોનો સંન્યાસ કરવાથી પણ નૈષ્કર્મ્યની સિદ્ધિ દર્શાવી છે; તો પછી તમે કેમ કહો છો કે, **न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषो श्नुते**–કર્મોનો આરંભ કર્યાવિના પુરુષને નૈષ્કર્મ્યની સિદ્ધિ નથી. આ શંકાના સમાધાનમાટેજ ભગવાન શ્રીકૃષ્ણ ઉત્તરાર્ધમાં કહે છેઃ–**न च संन्यसना**

**देव सिद्धिं समधिगच्छति**–કેવળ કર્મોનો સંન્યાસ કરવાથી પુરુષને મોક્ષસિદ્ધિ પ્રાપ્ત થતી નથી. જ્યાંસુધી કર્માનુષ્ઠાનવડે અંતઃકરણની શુદ્ધિ થઇ નથી, ત્યાંસુધીમાં સંન્યાસ લેવા છતાં પણ મોક્ષસિદ્ધિ થતી નથી. પૂર્વોક્ત સ્મૃતિનો અભિપ્રાય એવો છે કે, સર્વ મનુષ્યે ચિત્તશુદ્ધિ થયા પછીજ સંન્યાસ લેવો; કારણકે રાગદ્વેષ આદિથી ઘેરાયલો પુરુષ, સર્વ પ્રાણીઓને સર્વ પ્રકારે અભયદાન આપવામાટે સમર્થ થતોજ નથી, માટે આ શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણે યોગ્યજ કહ્યું છે કે, કર્મો કર્યાવિના લીધેલા સંન્યાસથી પુરુષ સિદ્ધિને પામતો નથી.

એ વાતનેજ હવે વિસ્તારથી કહે છેઃ–

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ॥**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥**

કોઇપિણ મનુષ્ય, એક ક્ષણવાર પણ કર્મ કર્યા વિના કદી રહી શકતો નથી. પ્રકૃતિના ગુણોવડે પરાધીન થયેલા સર્વ લોકને તે ગુણો કર્મ કરાવે છે–કર્મમાં પ્રવર્તાવે છે.[૫]

(૫) કર્માનુષ્ઠાનદ્વારા ઉત્પન્ન થયેલી ચિત્તશુદ્ધિના અભાવને લીધે પરાધીન ચિત્તવાળો અવશ એવો કોઇ પણ મનુષ્ય, સમાધિકાળમાં પણ એક ક્ષણવાર પણ દુષ્ટ મનોરથ આદિ કર્મોને નહિ કરતો હોય તેમ પ્રસિદ્ધ રહી શકતો નથી; કારણકે સર્વ લોકને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્વ, રજ અને તમ–એ ગુણો અથવા સ્વભાવથી ઉત્પન્ન થયેલા રાગદ્વેષ આદિ ગુણો કાયિક, વાચિક અથવા છેવટે માનસિક કર્મ પણ કરાવે છે–અર્થાત્ અવશ્ય તે ગુણો સર્વને કર્મમાં પ્રવર્તાવે છે.

અર્જુન કદાચ કહે કે,સંન્યાસપૂર્વકધ્યાનથીજ હું ચિત્તશુદ્ધિને પણ સંપાદન કરી લઇશ. તો પછી મારે શામાટે કર્મો કરવાં જોઇએ ? આમ કદાચ અર્જુન શંકા કરે તો તેને માટે ભગવાન કહે છેઃ–

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्॥**
**इंद्रियार्थान्वि[illegible]ढात्मा मिथ्याचा[illegible]ः स उच्यते ॥**

જે પુરુષ,વાણી આદિ કર્મેન્દ્રિયોને વશ કરીને મનથી વિષયનું સ્મરણ કરતો એકાંતમાં ધ્યાન કરવાને બહાને બેસે છે, તે મૂઢાત્મા પુરુષ, મિથ્યા આચરણવાળો કહેવાય છે–દાંભિક કહેવાય છે–ઢોંગી છે.[૬]

(૬) રાગાદિ દોષોથી દબાઇ ગયેલા મનવાળો જે મૂઢાત્મા પુરુષ, વાણી આદિ કર્મેન્દ્રિયોને વશ કરીને ધ્યાન કરવાના બહાનાથી એકાંતમાં બેસે છે, તે પુરુષ મિથ્યાચારી છે–અર્થાત્ તે પુરુષનું તે આસન, નિયમન આદિ આચરણ મિથ્યા છે–જૂઠું છે—નિષ્ફળ છે; કારણ કે તે પુરુષ, ત્યાં એકાંતમાં બેસીને પણ શબ્દાદિ વિષયોનું ગ્રહણ કરે છે અને મનથી તે વિષયોનું સ્મરણ કરે છે, માટે તે મિથ્યાચાર છે; કારણકે તે પુરુષ મનમાં તો વિષયોનું ચિંતન કરે છે અને જગતમાં પોતાની યોગનિષ્ઠાને જાહેર કરે છે. એ હેતુથી તે કપટી છે. આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, કર્મો કર્યાસિવાયનો ચિત્તશુદ્ધિને માટે બીજો એક પણ ઉપાય નથી.

**यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ॥**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥**

પણ પૂર્વોક્ત મિથ્યાચારથી વિલક્ષણ જે મહાન પુરુષ, મનસહિત ઇંદ્રિયોને વશ કરીને તથા રાગદ્વેષ વગેરેથી રહિત કરીને કર્મેન્દ્રિયોવડે કર્મયોગનો આરંભ કરે છે, તેમજ કર્મનાં પારલૌકિક ફળ–સ્વર્ગાદિમાં તથા આ લોકનાં ફળ-શબ્દાદિમાં આસક્ત રહેતો નથી, તે પુરુષ હે અર્જુન! પૂર્વોક્ત મિથ્યાચાર પુરુષ કરતાં ઉત્તમ છે.[૭]

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥**

માટે તું નિયમપૂર્વક કર્મોનેજ કર્યા કર; કારણકે કર્મ નહિ કરવા કરતાં કર્મો કરવાં તે વધારે ઉત્તમ છે; અને તું કદાચ કર્મ નહિ કરે તો તારે તારા શરીરનો નિર્વાહ કરવો તે પણ સિદ્ધ થશે નહિ.[૮]

(૮) માટે હે અર્જુન! તું સંધ્યોપાસન આદિ નિત્ય–નૈમિત્તિક કર્મોનેજ કર્યા કર; અથવા હે અર્જુન! તું નિયમપૂર્વક, જે કોઈ પાપની નિવૃત્તિ કરનારૂં નિત્ય અથવા કામ્ય સાધારણ કર્મ હોય તેનેજ કર્યા કર; કારણ કે સર્વ કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરીને પણ માનસિક જપાવના કર્મો નહિ કરવા કરતાં કર્મો કરવાં તેજ વધારે શ્રેષ્ઠ

છે. વળી પણ કદાચ તને ચિત્તશુદ્ધિ થઇ જાય ત્યાર પછીની અવસ્થામાં પણ તારે તો કર્મ કરવાંજ પડશે; કારણ કે તું ક્ષત્રિય છે અને તને ભિક્ષાચરણનો અધિકાર નથી, તેથી જો કદાચ તું કર્મ નહિ કરે અને સર્વ કર્મોનો ત્યાગ કરીશ તો તારા શરીરનો નિર્વાહ પણ થશે નહિ. શ્રુતિ પણ કહે છેઃ-**ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति**-બ્રહ્મવેત્તા બ્રાહ્મણો, પુત્રવાસના, દ્રવ્યવાસના અને લોકવાસનાને મને ત્યજી દઇને ભિક્ષાચરણ કરે છે—સંન્યાસ લે છે." આ સંન્યાસવિધિને દર્શાવનાર શ્રુતિવાકયમાં '**राजसूयेन स्वाराज्य कामो यजेत**-સ્વરાજ્યની ઇચ્છાવાળા રાજાએ રાજસૂય યજ્ઞ કરવો.' જેમ આ શ્રુતિવાકયમાં રાજા શબ્દ, કેવળ ક્ષત્રિય અર્થનેજ સૂચવે છે, તેમ તે પૂર્વશ્રુતિમાં બ્રાહ્મણ શબ્દ કેવળ બ્રાહ્મણ અર્થનેજ સૂચવે છે. વળી સ્મૃતિ પણ કહે છે કે, **चत्वार आश्रमा ब्राह्मणस्य त्रयो राजन्यस्य द्वौवैश्यस्य**-બ્રાહ્મણના બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત-આ ચાર આશ્રમો છે. ક્ષત્રિયના ત્રણ છે અને વૈશ્યના બે છે. વળી બીજે સ્થળે પણ સંન્યાસ ધર્મના પ્રસંગમાં એક સ્મૃતિ છે કેઃ-

"**मुखजानामयं धर्मो वैष्णवं लिङ्गधारणम्**
**बाहुजातोरुजातानां नायं धर्मो विधीयते**"

સંન્યાસ વેશને ધારણ કરવો, તે બ્રાહ્મણોનો ધર્મ છે. ક્ષત્રિય અથવા વૈશ્યને તે વેશનું ધર્મ તરીકે વિધાન નથી-અર્થાત્ સંન્યાસ લેવો તે બ્રાહ્મણોનો ધર્મ છે, ક્ષત્રિય કે વૈશ્યનો ધર્મ નથી.

**कर्मणा बध्यते जंतुः**-કર્મથી પ્રાણી બંધાય છે. આ સ્મૃતિવાકય, કર્મો બંધન કરનારાં છે એમ કહે છે, તો પછી મુમુક્ષુ એવા મને તે કર્મોમાં તમે શામાટે જોડો છો? આવી કદાચ અર્જુન શંકા કરે, તેને માટે ભગવાન કહે છેઃ-

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९॥**

**પરમેશ્વરનાં આરાધનસિવાયનાં બીજાં કર્મોમાં પ્રવૃત્ત થયેલો આ લોક, તે કર્મોથી બંધાય છે. માટે હે કુંતીપુત્ર! તું ફળની ઇચ્છા રાખ્યાવિના તે ઇશ્વરના આરાધનમાટેનાં તારા વર્ણાશ્રમને યોગ્ય કર્મો કર.**[૯]

(૯) આ શ્લોકમાં યજ્ઞ શબ્દનો અર્થ પરમેશ્વરનું આરાધન એવો થાય છે; કારણ કે **यज देवपूजायाम्**-યજ ધાતુનો અર્થ દેવની પૂજા કરવી એવો થાય છે; અને તે ધાતુપરથી **यज्ञ** શબ્દ સિદ્ધ થયો છે. અથવા-**यज्ञो वै विष्णुः**-યજ્ઞનો "વિષ્ણુ" એવો અર્થ થાય છે; આ શ્રુતિવાકયથી અહીં **यज्ञ** શબ્દનો વિષ્ણુ એવો અર્થ કરવો. યજ્ઞ અથવા વિષ્ણુના આરાધનમાટે જે કર્મ કરવામાં આવે છે, તે કર્મસિવાયનાં બીજાં સ્વર્ગ આદિની અભિલાષાથી કરવામાં આવતાં કર્મોમાં પ્રવૃત્ત થયેલો આ લોક, કર્મોથી બંધાય છે; પણ ઇશ્વરના આરાધનમાટે કરેલાં કર્મોથી બંધાતો નથી.

એ વાતનેજ ભગવાન અર્થવાદથી દૃઢ કરે છેઃ-

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक्॥१०॥**

**પૂર્વે યજ્ઞસહિત પ્રજાઓને ઉત્પન્ન કરીને પ્રજાપતિ (બ્રહ્મા) એ તે પ્રજાઓને કહ્યું હતું કે, તમે આ યજ્ઞવડે ઉત્તરોત્તર વૃદ્ધિને મેળવો. આ યજ્ઞ તમને ઇચ્છિત ભોગો આપનાર થાઓ.**[૧૦]

(૧૦) પૂર્વકાળમાં કર્મમાં અધિકારી એવી ત્રણેય વર્ણની પ્રજાને ઉત્પન્ન કરીને બ્રહ્માએ તેને કહ્યું કે, તમે આ યજ્ઞવડે વૃદ્ધિને મેળવો. આ યજ્ઞ તમારી ઇચ્છિત વસ્તુઓને પૂરનાર થાઓ.

યજ્ઞ, ઇચ્છિત વસ્તુને આપનાર છે, તે કહે છેઃ-

**देवान्भावयता नेन ते देवा भावयंतु वः।**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥**

**આ યજ્ઞવડે તમે દેવોને તૃપ્ત કરો અને તે દેવો વૃષ્ટિ આદિના દાનવડે તમને તૃપ્ત કરો. આમ પરસ્પર તૃપ્ત કરતા દેવો અને તમે પરમ શ્રેયને પામશો.**[૧૧]

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥१२॥**

**યજ્ઞોથી તૃપ્ત થયેલા દેવો, તમને ઇચ્છિત ભોગો આપશે. તે દેવોએ આપેલા ભોગોને તેમને યજ્ઞાદિદ્વારા અર્પણ કર્યાવિના જે પુરુષ ભોગવે છે તે ચોર છે.**[૧૨]

(૧૨) યજ્ઞથી તૃપ્ત થયેલા દેવો તમને પુત્ર,

પશુ આદિ ઇચ્છિત પદાર્થો આપશે; પણ જે પુરુષ, તે દેવોએ આપેલા ડાંગેર, પશુ, ઘી આદિ પદાર્થો તેમને અર્પણ કરતો નથી–અર્થાત તે દેવોને ઉદ્દેશીને દ્રવ્યનો જેમાં હોમ કરવામાં આવે છે તેવા નિત્યનૈમિત્તિક યજ્ઞો અને વૈશ્વદેવ, અગ્નિહોત્ર આદિ ઇષ્ટિઓને જે પુરુષ નથી કરતો અને પોતે એકલોજ તે ભોગોને ભોગવે છે, તે પુરુષ ચોરજ છે.

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ।१३।**

વૈશ્વદેવાદિ યજ્ઞોથી શેષ રહેલા અન્નનું ભોજન કરનારા સત્પુરુષો, સર્વ પાપોથી મુક્ત થાય છે; પણ જે પાપી પુરુષો, કેવળ પોતાનેમાટેજ રાંધે છે, તેઓ પાપનું ભોજન કરે છે.[૧૩]

(૧૩) જે સત્પુરુષો, વૈશ્વદેવ આદિ યજ્ઞોથી શેષ રહેલા અન્નનું ભોજન કરનારા છે, તેઓ પોતાનાપર રહેલાં દેવઋણ અને પિતૃઋણને દૂર કરી નાખવાના કારણથી પ્રમાદથી કરેલાં, શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે નહિ વર્તવાથી લાગેલાં અથવા પોતાના ઘરમાં રહેલાં પાંચ વધસ્થાનોથી લાગેલાં સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થાય છે; પરંતુ જે પુરુષો કેવળ પોતાનેમાટેજ રાંધે છે પણ પંચમહાયજ્ઞોમાટે રાંધતા નથી, તે પુરુષો પોતે પાપરૂપ થઇને પાપનુંજ ભોજન કરે છે. સ્મૃતિ કહે છેઃ—

**" कंडनी पेषणी चुल्ली उदकुंभी च मार्जनी ।**
**पंचसूना गृहस्थस्य ताभिः स्वर्गं न विंदति ॥**

ખાંડણી, ઘંટી, ચૂલો, પાણીની ગોળી અને સાવરણી–આ પાંચ ગૃહસ્થના ઘરમાં હિંસા થવાનાં સ્થાનો છે. તે તે સ્થાનોમાં હિંસા થવાને લીધે ગૃહસ્થ પુરુષ, સ્વર્ગને પામી શકતો નથી; માટે–**पंचसूनाकृतं पापं पंचयज्ञैर्व्यपोहति**–તે પાંચ હિંસાસ્થાનોથી કરેલાં પાપને ગૃહસ્થ પુરુષ, પાંચ મહાયજ્ઞોદ્વારા દૂર કરી શકે છે, માટે દરેક ગૃહસ્થે તે પાંચ મહાયજ્ઞો કરવા આવશ્યક છે. શ્રુતિ પણ કહે છે કેઃ–" **इदमेवास्य तत्साधारणमन्नं यदिदमद्यते स य एतदुपास्ते न स पाप्मनो व्यावर्तते मिश्रंह्येतत्** " જે અન્નનું ભક્ષણ કરવામાં આવે છે, તે અન્ન સર્વસાધારણ છે. માટે તે અન્નના વિભાગ કરીને જેનું જે હોય, તેને તે આપી દઇને જે પુરુષ ભોજન કરે છે, તે પુરુષ પાપથી મુક્ત થાય છે. વળી બીજો એક મંત્ર પણ તેવાજ આશયનો છે.

**" मोघमन्नं विंदते अप्रचेताः सत्यं ब्रवीमि वधइत्स तस्य नार्यमणं पुष्यति नो सखायं केवलाघो भवति केवलादी "**

જે મૂઢ પુરુષ, નિષ્ફળ અન્નને મેળવે છે, તે પુરુષ પોતાનો વધ કરે છે, એ વાત હું સત્ય કહું છું. વળી જે પુરુષ પિતૃઓ, દેવો અને મિત્રોનું પોષણ કરતો નથી તથા પોતે એકલોજ ભોજન કરે છે, તે પુરુષ કેવળ પાપી છે. આ શ્રુતિઓ તથા પૂર્વોક્ત સ્મૃતિઓનો એજ આશય છે કે, સર્વ મનુષ્યે પંચમહાયજ્ઞો કરીનેજ ભોજન લેવું જોઇએ.

કર્મ જગતચક્રની પ્રવૃત્તિનું કારણ છે, એમ સમજીને પણ કર્મ કરવું જોઇએ, તે કહે છેઃ–

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः १४**

અન્નમાંથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે, અન્નની ઉત્પત્તિ મેઘથી થાય છે,મેઘની ઉત્પત્તિ યજ્ઞથી થાય છે અને યજ્ઞની ઉત્પત્તિ કર્મોમાંથી થાય છે.[૧૪]

(૧૪) વીર્યરૂપે પરિણામ પામેલા અન્નથી સર્વ પ્રાણીઓનાં શરીરો થાય છે. અન્ન મેઘથીજ થાય છે, એ વાત પ્રસિદ્ધજ છે. યજ્ઞથી મેઘ ઉત્પન્ન થાય છે. તે આ પ્રમાણેઃ—

**" अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।**
**आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः "**

અગ્નિની અંદર વિધિ પ્રમાણે નાખવામાં આવેલી આહુતિ સૂર્યને પ્રાપ્ત થાય છે. તે સૂર્યથી વૃષ્ટિ થાય છે, તે વૃષ્ટિથી અન્ન થાય છે અને તે અન્નથી પ્રજાઓની ઉત્પત્તિ થાય છે. દેવતાના આરાધનથી ઉત્પન્ન થતા ધર્મરૂપ યજ્ઞ યાગ, હોમ, દાન આદિ કર્મોથી ઉત્પન્ન થાય છે.

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥**

તે કર્મ, વેદમાંથી ઉત્પન્ન થયું છે અને તે વેદ સાક્ષાત્ અવિનાશી પરમાત્માથી ઉત્પન્ન થયા છે, એમ તારે જાણવું; માટે સર્વવ્યાપક પરબ્રહ્મસ્વરૂપ વેદનું હમેશાં યજ્ઞમાં તાત્પર્ય રહેલું છે.

(૧૫) કર્મ, વેદમાંથી ઉત્પન્ન થયેલું છે. ધર્મમાં વેદજ પ્રમાણતરીકે ગણાય છે, પણ

પાખંડીઓએ બનાવેલાં શાસ્ત્રો પ્રમાણભૂત નથી; કારણ કે તે વેદ સાક્ષાત્ પરમાત્માથી ઉત્પન્ન થયેલ છે. શ્રુતિ કહે છેઃ-**अस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः**-આ જે ઋગ્વેદ, યજુર્વેદ વગેરે વેદો છે, તે એ મહાન ભૂત-પરમાત્માના શ્વાસોચ્છ્વાસરૂપ છે. આ શ્રુતિવાક્યથી સિદ્ધ થાય છે કે, વેદો સાક્ષાત્ પરમેશ્વરથીજ ઉત્પન્ન થયા છે, તેથી તે વેદોમાં ભ્રમ, ઠગાઈ વગેરે દોષોથી ભરપૂર એવાં પાખંડીઓનાં વાકયોની પેઠે અપ્રમાણપણાની શંકા પણ નથી. વળી આ કારણથી સિદ્ધ થાય છે કે, વેદ સર્વ દેશ અને કાળમાં વર્તમાન છે તથા તે નિત્ય છે અને સર્વવ્યાપક છે. તે બ્રહ્મસ્વરૂપ વેદનું નિયમવડે યજ્ઞમાંજ તાત્પર્ય રહેલું છે.

ભલે તે બધું આપ કહો છો તેમ હશે, પણ તેથી તમે શું કહેવા માગો છો ? આ પ્રશ્નનો ભગવાન ઉત્તર કહે છેઃ-

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ॥**
**अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति॥१६॥**

એ પ્રમાણે પ્રવર્તેલા આ સંસારચક્રને જે પુરુષ અનુસરતો નથી, તે પુરુષ હે પાર્થ ! પાપી જીવનવાળો અને ઇંદ્રિયોમાં રમણ કરનારો વૃથા જીવે છે.[૧૬]

(૧૬) સૃષ્ટિની આદિમાં પ્રથમ વેદોની પ્રાપ્તિ થયેલી છે, તે વેદોમાંથી કર્માનુષ્ઠાન ચાલેલું છે, તે કર્માનુષ્ઠાનથી દેવોની તૃપ્તિ થાય છે, તે તૃપ્તિથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને અન્નથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે તથા પુનઃ તે પ્રાણીઓને વેદોની પ્રાપ્તિ ઇત્યાદિ સ્વરૂપથી ચક્રની પેઠે નિરંતર ભમ્યા કરતું આ જગત પરસ્પરની યાત્રાનો નિર્વાહ કરનારૂં છે. તે જગતને જે પુરુષ, અનુસરતો નથી, તે પુરુષ પાપી જીવનવાળો છે, કેવળ ઇંદ્રિયોમાંજ રમણ કરનારો છે, પણ ધર્મમાં કે આત્મામાં રમણ કરનારો નથી; માટે તે પુરુષ ચાંચડ, મચ્છર, માંકડ આદિ ક્ષુદ્ર પ્રાણીઓની પેઠે વ્યર્થ જીવે છે. આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, જે પુરુષ આ સંસારચક્રને અનુસરે છે, તેજ પુરુષ જગતનો ઉપકારક છે અને ધન્યવાદને પાત્ર છે. શ્રુતિ પણ કહે છે કેઃ-" **अथो अयं वा आत्मा सर्वेषां भूतानां लोकः स यज्जुहोति यद्यजते तेन देवानां लोकोऽथ यदनुब्रूते तेन ऋषीणामथ यत् पितृभ्यो निपृणाति यत्प्रजामिच्छाति तेन पितृणामथ यन्मनुष्यान्वासयते यदेभ्योऽशनंददाति तेन मनुष्याणामथ यत्पशुभ्यस्तृणोदकं विंदति तेन पशूनां यदस्य गृहेषु श्वापदा वयांस्यापिपीलिकाभ्य उपजीवंति तेन तेषां लोकः** " " આ કર્માધિકારી અવિદ્વાન ગૃહસ્થ પુરુષ, વર્ણાશ્રમનાં શાસ્ત્રોક્ત કર્મોવડે પ્રાણીઓપર ઉપકાર કરનારો છે અને તેથી તે કર્માધિકારી પુરુષ સર્વ પ્રાણીઓનો ભોગ્ય છે. તે કર્માધિકારી ગૃહસ્થ, દેવોને ઉદ્દેશીને જે કંઇ અગ્નિમાં હોમે છે તથા દેવોને ઉદ્દેશીને જે કંઈ યાગરૂપ દ્રવ્યનો ત્યાગ કરે છે, તેવડે તે પુરુષ ઇંદ્રાદિ દેવોનો ભોગ્ય છે; તેમજ હમેશાં તે પુરુષ, જે સ્વાધ્યાયનું અધ્યયન કરે છે, તેવડે ઋષિઓનો ભોગ્ય છે. વળી તે પુરુષ, પિતૃઓને પિંડોદક આદિનું દાન કરે છે તથા પ્રજા ઉત્પન્ન કરે છે તેવડે, તે પિતૃઓનો ભોગ્ય છે અને વળી તે પુરુષ, પોતાના સ્થાનમાં મનુષ્યોને વસાવે છે તથા તેઓને ભોજન આપે છે, તેથી તે મનુષ્યોનો ભોગ્ય છે. વળી તે પુરુષ, પશુઓને ઘાસપાણી આપે છે, તેથી તે પુરુષ પશુઓનો ભોગ્ય છે. એ કર્માધિકારી ગૃહસ્થ પુરુષના ઘરમાં બિલાડાં આદિ શિકારી પશુઓ, પક્ષીઓ તથા કીડીઓસુધીનાં પ્રાણીઓ આજીવિકા કરે છે, તેથી તે સર્વ પ્રાણીઓનો ભોગ્યતરીકે છે." આ શ્રુતિ એમ દર્શાવે છે કે, પોતાના વર્ણાશ્રમને અનુસરતાં કર્મોદ્વારા જગતનો ઉપકાર કરનાર પુરુષજ પ્રશંસાપાત્ર છે.

એ પ્રમાણે ઈશ્વરે વેદ અને યજ્ઞપૂર્વક આ સંસારચક્ર પ્રવર્તાવેલું છે, તો તે સંસારચક્રને અજ્ઞાની અધિકારી પુરુષોએ અનુસરવું જોઇએ, એમ પૂર્વના શ્લોકમાં કહ્યું; અને વળી તે સંસારચક્રને નહિ અનુસરવાથી મહાન દોષ લાગે છે તેમ પણ કહ્યું. તે દોષ, બ્રહ્મજ્ઞાની પુરુષને પણ લાગવો જોઇએ. આવી અર્જુનને કદાચ શંકા થાય, એમ મનમાં વિચાર કરીને ભગવાન તે શંકાને દૂર કરે છેઃ-

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ॥**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥**

પણ જે મનુષ્ય, આત્મામાંજ રમણ કરનારો

છે, આત્મામાંજ તૃપ્ત રહેનારો છે અને આત્મામાંજ સંતોષ માનનારો છે,તે મનુષ્યને કંઇ પણ કરવાનું છેજ નહિ.[૧૭]

(૧૭) આત્મામાંજ પ્રીતિવાળો તે આત્મારામ પુરુષ, સ્ત્રીપુત્ર વગેરેમાં પ્રીતિવાળો થતો નથી. કદાચ અહીં એવી શંકા થાય કે, આત્મામાં તો સર્વ પ્રાણીઓને ઉપાધિરહિત સ્વાભાવિકીજ પ્રીતિ રહેલી હોય છે અને તે આત્માને માટેજ સ્ત્રીપુત્રાદિમાં પ્રીતિ થાય છે, તેથી તે સર્વ પ્રીતિ, આત્માપરનીજ પ્રીતિ ગણાય; અને તેવી પ્રીતિમાં રમણ કરનારા સર્વ મનુષ્યો આત્મારામતરીકેજ ગણાય; તો તેમાં વિશેષતા શી છે? આ શંકાનું સમાધાન કરવામાટેજ ભગવાન કહે છે કે, તે પુરુષ, હમેશાં આત્માના પરમાનંદસ્વરૂપવડેજ તૃપ્ત રહેનારો છે, નહિ કે બીજાઓની પેઠે ને મિષ્ટાન્ન વગેરેથી તૃપ્તિ થાય છે.

વળી પણ અહીં એક શંકા થવાનો સંભવ છે કે, કોઇ મંદ જઠરાગ્નિવાળો પુરુષ પણ સ્ત્રી આદિમાં રમણ કરતો નથી અને મિષ્ટાન્નથી તૃપ્ત પણ થતો નથી, તો પછી તે મંદાગ્નિવાળો પુરુષ પણ આત્મારામ ગણાય કે શું? આ શંકાનું સમાધાન કરવામાટેજ મૂળમાં કહે છે કે, આત્મારામ પુરુષ સદાકાળ પોતાના આત્મસ્વરૂપમાંજ સંતુષ્ટ રહે છે, પણ પેલો મંદાગ્નિ પુરુષ તો પોતાના શરીરની ધાતુવૃદ્ધિ કરવામાટે તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરવામાટે ઔષધ વગેરેની ઇચ્છાથી જ્યાં ત્યાં આમતેમ દોડયા કરે છે. તે પુરુષ, પોતાના આત્મામાંજ સંતુષ્ટ રહેનારો નથી અને તે જ્ઞાની પુરુષ તો પ્રીતિ, તૃપ્તિ અને તુષ્ટિનો, પરમાનંદસ્વરૂપ પોતાના આત્માવડેજ અનુભવ કરે છે, નહિ કે તેને તે પ્રીતિ, તૃપ્તિ અને તુષ્ટિનો અનુભવ કરવામાટે સ્ત્રી, અન્ન કે ધન આદિ પદાર્થોની જરૂર પડે છે. આવા હેતુથી તે આત્મારામ જ્ઞાની પુરુષોને કોઇપણ જાતનું કર્મ કરવાનું રહેતુંજ નથી; કારણકે જે જે ક્રિયાથી પ્રાપ્ત કરવાલાયક અર્થો છે, તે તે, તે પુરુષને માટે બાકી રહેલાજ નથી.

એ વાતનેજ વળી પણ ભગવાન કહે છે:–

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥**

તે આત્મારામ પુરુષને આ લોકમાં કોઈ પણ જાતનાં શુભ કર્મોવડે સ્વર્ગાદિ અર્થનું પ્રયોજન નથી. વળી તેને કોઈ વિરુદ્ધ કર્મના આચરણથી પણ નરકાદિ અર્થ પ્રાપ્ત થતો નથી, તેમજ એ આત્મારામ પુરુષને સર્વ ભૂતોની સાથે કોઇ પણ જાતનાં પ્રયોજનનો સંબંધ નથી.[૧૮]

(૧૮) તે આત્મારામ પુરુષને સ્વર્ગ આદિને મેળવવાની ઇચ્છા હોતી નથી, તેથી તેને આ લોકમાં કોઈપણ જાતનું પુણ્યકર્મ કરવાનું પ્રયોજન નથી. તે પુરુષને તો મોક્ષ સંપાદન કરવાની જરૂર છે; તો તે મોક્ષ મેળવવામાં કોઈ પણ જાતની ક્રિયા કરવાની હોતીજ નથી; કારણકે મોક્ષ ક્રિયાથી અસાધ્ય છે. શ્રુતિ પણ કહે છે કે:–**नास्त्यकृतः कृतेन**–મોક્ષ, કર્મ કરવાથી થતો નથી; તેમજ તે પુરુષને કોઇ વિરુદ્ધ કર્મો કરવાથી પણ નરકાદિ અર્થ પ્રાપ્ત થતો નથી.

આ શ્લોકમા **कृत** અને **अकृत** શબ્દો **मित्र** અને **अमित्र** શબ્દોની પેઠે પરસ્પર વિરુદ્ધ અર્થને કહેનારા હોવાથી પુણ્ય અને પાપના અર્થને જણાવનારા છે.

હવે અહીં કેટલાએક પંડિતો કહે છે કે, આ શ્લોકમાં રહેલો **अकृत** શબ્દ **कृ** ધાતુને નિષ્ઠાપ્રત્યય **त** લાગવાથી સિદ્ધ થયો છે, તેથી અહીં એવો અર્થ થાય છે કે:–"તે જ્ઞાની પુરુષને નિત્યકર્મો નહિ કરવાથી નિંદિતરૂપ અથવા પ્રત્યવાયની પ્રાપ્તિરૂપ કોઇ પણ જાતનો દોષ લાગતો નથી." હવે આ પ્રમાણેના તેમના અર્થમાં નિત્ય કર્મ નહિ કરવારૂપ અભાવમાંથી નિંદ્યપણારૂપ અથવા પ્રત્યવાયપ્રાપ્તિરૂપ ભાવની ઉત્પત્તિ, સ્પષ્ટ થાય છે અને તેઓની માન્યતા તો એવા પ્રકારનીજ છે કે, અભાવમાંથી ભાવની ઉત્પત્તિ કદી થાયજ નહિ; અને એ વાત સર્વને પણ માન્ય છે, તો તેમના પૂર્વોક્ત અર્થમાં તે દોષ સ્પષ્ટ દેખાય છે. તેને દૂર કરવામાટે તેમણે આમ કહેવું પડશે કે:–'નિત્ય કર્મ કરવાના સમયે જે કોઈ બીજું અશાસ્ત્રોક્ત વિરુદ્ધ કર્મ કર્યું હોય, તોપણ તે જ્ઞાની પુરુષને પ્રત્યવાયની ઉત્પત્તિરૂપ અર્થ પ્રાપ્ત થતો નથી. હવે જો તેઓને આવો અર્થ તો કરવોજ પડશે, તો પછી "ઘટ્ટ કુટી પ્રભાત" ન્યાય પ્રમાણે પાછળથી તેવો અમારા પ્રમાણેનો અર્થ સ્વીકારવા કરતાં પ્રથમથીજ તે અમે દર્શાવેલો અર્થ

સ્વીકારવો તે યોગ્ય છે. ("ઘટ્ટ કુટી પ્રભાત" ન્યાયનો વૃત્તાંત આ પ્રમાણે છેઃ-પૂર્વકાળમાં રાજ્ય તરફથી દાણ લેવાના સ્થળે એક ઝુંપડી બાંધવામાં આવતી હતી. તે ઝુંપડીપર એક ઘડો મૂકીને તે ઝુંપડીને 'ઘટ્ટ કુટી' નામ અપાતું હતું. હવે એક સમયે એવું બન્યું કે, કોઇ એક વણઝારો દાણ નહિ આપવાના વિચારથી જે માર્ગમાં તે 'ઘટ્ટ કુટી' આવતી હતી, તે માર્ગનો ત્યાગ કરીને બીજા માર્ગે પોતાના ધારેલા સ્થળે જવા લાગ્યો; પણ રાત્રિનો સમય હોવાથી માર્ગ બરાબર દેખાયો નહિ, જેથી તે વણઝારો ભૂલો પડયો અને પ્રભાત (સવાર) થતાં તે ઘટ્ટ કુટી પાસેજ આવીને ઉભો રહ્યો એટલે પોતાની ઇચ્છા ન હતી છતાં પણ દાણ લેનારાને દાણ આપવું પડયું." એ વૃત્તાંતપરથી "ઘટ્ટ કુટી પ્રભાત" ન્યાય પ્રવર્ત્યો;) કારણકે તે આત્મરતિ પુરુષને સર્વ ચેતન, અચેતન, ઉત્તમ, મધ્યમ અને અધમ ભૂતોમાં કોઇપણ જાતના સુખભોગરૂપ પ્રયોજનનો સંબંધ છેજ નહિ; કારણકે તે પુરુષ પોતાના આત્મામાંજ રમણ કરનારો છે-અર્થાત્ જ્ઞાની પુરુષ નિષ્કામ થયેલા હોય છે, તેથી તેને પુણ્ય કે પાપનાં ફળનો સંબંધ છેજ નહિ.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥**

માટે તું પણ કર્મનાં ફળમાં આસક્તિ રાખ્યાવિના અવશ્ય કર્તવ્ય કર્મનું આચરણ કર; કારણકે આસક્તિ રાખ્યાવિના કર્મનું આચરણ કરનારો પુરુષ, મોક્ષને પામે છે.૧૯

(૧૯)-નિષ્કામ પુરુષને કોઇપણ જાતનાં કર્મનો લેપ લાગતો નથી, માટે તું પણ કર્મનાં ફળમાં આસક્તિ રાખ્યાવિના અવશ્ય કરવાયોગ્ય નિત્યનૈમિત્તિક કર્મોનું આચરણ કર; કારણ કે આસક્તિ રાખ્યાવિના કર્મનું આચરણ કરનારો પુરુષ, ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ પામે છે.

હવે અહીં, પ્રાચીન શિષ્ટ પુરુષોના આચારનું પ્રમાણ આપે છેઃ—

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

જનક વગેરે રાજાઓ, કર્મથીજ સિદ્ધિને પામ્યા છે. તારા જેવા મહાન પુરુષે, લોકોને પોતપોતાના ધર્મમાં પ્રવર્તાવવામાટે પણ કર્મ કરવાં યોગ્ય છે.૨૦

(૨૦) જનક વગેરે તારા જેવા ક્ષત્રિયો પણ કર્મ કરીનેજ શ્રવણ વગેરેથી સિદ્ધ થઇ શકે તેવી જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત કરવામાટે તત્પર થયા હતા, નહિ કે તેઓએ તારી પેઠે સંન્યાસ લેવાનો વિચાર કર્યો હતો. અહીં કદાચ તું એમ કહીશ કે, મારૂં ચિત્ત તો શુદ્ધ છે, તેથી ચિત્તશુદ્ધિમાટે કરાતાં કર્મોની મને જરૂર નથી; તો તેને માટે તને કહેવાનું કે, તારા જેવા મહાન પુરુષે, લોકોને પોતપોતાના ધર્મમાં પ્રવર્તાવવામાટે પણ કર્મ કરવાં યોગ્ય છે.

હવે અહીં કોઇએક શંકાવાદી શંકા કરે કે, "પોતાને જો ચિત્તશુદ્ધિ થઇ ગઇ હોય, તોપણ જો લોકોને ધર્મમાં પ્રવર્તાવવામાટેજ કર્મ કરવાં પડે, તો પછી મોટા મોટા તત્ત્વજ્ઞાની બ્રાહ્મણોએ પણ સંન્યાસ નહિ લેવો જોઇએ; કારણ કે તેવા મહાન પુરુષોએ તો અવશ્ય લોકોને ધર્મમાં જોડવાજ જોઇએ. કદાચ તમે એમ કહેશો કે, તે બ્રાહ્મણો તો યતિઓને સંન્યાસધર્મ ગ્રહણ કરાવવામાટે સંન્યાસ લે છે. આમ જો કદાચ કહેવામાં આવે તો અમે તેનેમાટે કહીએ છીએ કે, અર્જુનને પણ, તેવો યતિધર્મોને ગ્રહણ કરાવવામાટેનો સંન્યાસ લેવામાટે લાકડી લઇને કોણ વારે છે-અર્થાત્ અર્જુન પણ, તેવો સંન્યાસી થઇ શકે છે. આના ઉત્તરમાં કદાચ તમે એમ કહેશો કે, ક્ષત્રિયને સંન્યાસ લેવાનો અધિકાર નથી, જેથી અર્જુન તેવા હેતુથી પણ સંન્યાસી થઇ શકે નહિ. હા, એ વાતને અમે પણ કબૂલ કરીએ છીએ કે, ક્ષત્રિયને સંન્યાસનો અધિકાર નથી; પણ તે ક્ષત્રિયને ભરત, ઋષભ આદિ ક્ષત્રિયોની પેઠે સંન્યાસવેષ ધારણ કર્યાવિના વિક્ષેપક કર્મોનો ત્યાગ કરવાનો તો અધિકાર છેજ. કારણ કે વાર્તિકકાર કહે છે કેઃ-

**"सर्वाधिकारविच्छेदि ज्ञानं चेदभ्युपेयते**
**कुतोऽधिकारनियमो व्युत्थाने क्रियते बलात् "**

"જો સર્વ પ્રકારના અધિકારને નાશ કરનારૂં જ્ઞાન પ્રાપ્ત થઇ ગયું છે, તો પછી તે પુરુષને સંન્યાસ લેવામાં બળાત્કારે શામાટે અધિકારનો નિયમ હોવો જોઇએ?" આ વાર્તિક વચન એમ સિદ્ધ કરે છે કે, ક્ષત્રિય વગેરે સંન્યાસના અનધિકારી પુરુષોને જો જ્ઞાન ગઇ ગયું હોય તો પછી વેષ ધારણ કર્યાસિવાયનો જ્ઞાનપૂર્વક કર્મ-

સંન્યાસ લેવાનો-વિદ્વત્સંન્યાસનો તેમને અધિકાર છે; માટે જ્ઞાની પુરુષે, લોકસંગ્રહ-લોકોને ધર્મમાં પ્રવર્તાવવામાટે પણ કર્મ કરવાં, તેવું કંઇ મુખ્ય પ્રયોજન નથી." આ શંકાવાદીની શંકાનું સમાધાન કરવામાટે નીલકંઠ કહે છે કે-હા, એ વાત ખરી છે કે ક્ષત્રિય આદિને પણ તેવો વિદ્વત્સંન્યાસ લેવાનો અધિકાર છે, તોપણ ભગવાન શ્રીકૃષ્ણ-**न मे पार्थास्ति कर्तव्यम्**-"હે અર્જુન ! મારે તો આ જગતમાં કંઇ પણ કર્મ કરવાની જરૂર નથી, છતાં હું લોકસંગ્રહમાટે કર્મો કરૂં છું." આમ પોતાનું દૃષ્ટાંત આપીને તથા "અર્જુન, કર્મ કરવામાટેજ અધિકારી છે" એમ વિચારીને અર્જુનનેજ કર્મ કરવામાટે પ્રેરણા કરે છે; પણ દરેક ક્ષત્રિયોને તેવી પ્રેરણા કરતા નથી કે, સર્વ ક્ષત્રિયોએ, જ્ઞાન થઇ ગયા પછી પણ કર્મો કર્યા કરવાં-આવું કહેવાનો ભગવાનનો અભિપ્રાય નથી.

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

શ્રેષ્ઠ પુરુષ, જે જે આચરણ કરે છે, તેને તેને બીજાં સામાન્ય પંક્તિનાં માણસો આચરે છે અને વળી તે શ્રેષ્ઠ પુરુષ, જે જે કંઇ પ્રમાણ કરે છે, તેને તેને લોકો અનુસરે છે.[૨૧]

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥**

હે પાર્થ ! મારે તો આ ત્રણેય લોકમાં કરવાનું કર્મ બાકી રહ્યું નથીને? તેમજ નહિ મળેલું મેળવવાનું નથીને ? છતાં પણ હું કર્મ કરૂંજ છું![૨૨]

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥**

કર્મ કરવામાં આળસરહિત એવો હું, જો કદાચ કર્મ કરવામાં ન વર્તું, તો હે પાર્થ! મનુષ્યો પણ સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે-અર્થાત્ સર્વ મનુષ્યો પણ કર્મ કરવામાં ન પ્રવર્તે.[૨૩]

તેથી શું થયું ! ભલે લોકો તેમ વર્તે. આવાં અર્જુનના કહેવાનો ભગવાન ઉત્તર આપે છે:-

**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः २४**

જો હું કર્મ ન કરૂં તો, કર્મનો લોપ થવાથી આ લોકોનો નાશ થઇ જાય અને તેથી જે કંઇ વર્ણસંકર થાય, તેનો કરનારો પણ હુંજ થાઉં અને આ પ્રજાને હુંજ મલિન કરૂં.[૨૪]

(૨૪) **यद्यदाचरति श्रेष्ठः**:-એ એકવીસમા શ્લોકની, આચાર્ય શ્રીમધુસૂદન સ્વામી, એક બીજી યોજના પણ કરે છે:-ભગવાન શ્રીકૃષ્ણ, અર્જુનને કહે છે કે:-"તારે કેવળ લોકોને ધર્મમાં પ્રવર્તાવવામાટેજ કર્મો કરવાનાં છે એમ નહિ સમજવું જોઇએ; પણ મારા જેવા શ્રેષ્ઠ પુરુષનો જેવો આચાર છે, તેવા આચારનું અનુષ્ઠાન કરવાનું છે-અર્થાત્ તારે મારા આચારને અનુસરીને વર્તવાનું છે, સ્વતંત્રપણે વર્તવાનું નથી." આવું ભગવાનનું વચન સાંભળીને અર્જુન બોલ્યો કે, તમારો આચાર કેવા સ્વરૂપનો છે ? તે જણાવો, જેથી હું તે આચારને અનુસરૂં. એ પ્રમાણે અર્જુનને જ્યારે પોતાનો આચાર જાણવાની ઇચ્છા થઇ, ત્યારે ભગવાને આ ત્રણ શ્લોકોથી પોતાનો આચાર દર્શાવ્યો છે.

ભલે કદાચ તું મારાસમાન કૃતાર્થ થયેલો છે, તોપણ બીજાઓપર કૃપા કરવામાટે તું કર્મો કર. આવા અભિપ્રાયથી ભગવાન શ્રીકૃષ્ણ કહે છે:-

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।**
**कुर्याद्विद्वाँस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५**

હે ભારત ! અજ્ઞાની પુરુષો, જેમ કર્મમાં તથા કર્મના ફળમાં આસક્ત થઇને કર્મો કરે છે, તેમ તેથી ઉલટી રીતે, જ્ઞાની પુરુષે, કર્મમાં તથા કર્મનાં ફળમાં આસક્ત નહિ થઇને લોકોને ધર્મમાં પ્રવર્તાવવાની ઇચ્છાથી પણ કર્મ કરવાં જોઇએ.[૨૫]

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**
**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६**

જ્ઞાની પુરુષે, કર્મોમાં આસક્ત થયેલા અજ્ઞાની પુરુષોની બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન કરવો નહિ; પરંતુ પોતે આદરયુક્ત થઇને સર્વ કર્મો આચરીને, તે અજ્ઞાનીઓને પણ સર્વ કર્મોમાં જોડવા.[૨૬]

અજ્ઞાની માણસ કેવી રીતે કર્મમાં આસકત થાય છે તે વાત કહે છે:-

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः।**
**अहंकार विमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥२७**

પ્રકૃતિના ગુણોથી કરાતાં સર્વ કર્મોને અહંકારથી મૂઢ થયેલા મનવાળો પુરુષ, "તે તે કર્મોને હું કરૂં છું" એમ માને છે.[૨૭]

(૨૭) સત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપ પરમેશ્વરની પ્રકૃતિ-શક્તિ, **देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्**-પોતાના સત્વ, રજ અને તમસ નામના ત્રણ ગુણોવડે ઢંકાયેલી-અલ્પબુદ્ધિવાળાઓને નહિ જણાયેલી સ્વયંપ્રકાશ આત્માની શક્તિને તત્ત્વવેત્તાઓએ જોઈ." આ શ્રુતિમાં પ્રસિદ્ધ રીતે વર્ણવેલી છે. તે માયા શક્તિના કાર્ય અને કારણના સમૂહરૂપ ગુણોવડે કરાતાં કર્મોને, પોતાનામાં અધ્યસ્ત થયેલા અહંકારથી મૂઢ થયેલા તથા તે ગુણોના કર્તૃત્વ આદિ ગુણોને આત્માના ગુણોતરીકે જોતો અને પોતે અસંગ છે, આનંદસ્વરૂપ છે અને જ્ઞાનસ્વરૂપ છે—એમ નહિ સમજતો જીવાત્મા, "હું તે કર્મોને કરૂં છું." એમ પોતાનામાં કર્તાપણાના ધર્મનો આરોપ કરે છે.

એ પ્રમાણે અજ્ઞાની પુરુષનાં કર્માચરણને દર્શાવીને હવે જ્ઞાની પુરુષનાં કર્માચરણને ભગવાન દર્શાવે છેઃ-

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः।**
**गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते॥२८॥**

હે મહાબાહુ! ગુણવિભાગ અને કર્મવિભાગના તત્ત્વને જાણનારો જ્ઞાની પુરુષ, ગુણો ચક્ષુ આદિ-ઇંદ્રિયો, ગુણોમાં-રૂપ આદિ વિષયોમાં પોતપોતાના સ્વભાવ પ્રમાણે પ્રવર્તે છે, એમ માનીને આસક્ત થતો નથી-"હું કર્તા છુ" એવું અભિમાન કરતો નથી.[૨૮]

(૨૮) આ શ્લોકમાં, ભાષ્યકાર ભગવાન શંકરાચાર્ય, **गुणकर्मविभागयोः**-એ પદનો આવો અર્થ કરે છે કે, ગુણવિભાગ અને કર્મવિભાગના તત્ત્વને જાણનારો પુરુષ, કર્તાપણું વગેરે ધર્મોમાં આસક્ત થતો નથી."

શ્રીધરાચાર્ય વળી આમ કહે છેઃ-"હું ગુણસ્વરૂપ નથી" આવી રીતે આત્માને ગુણોથી જૂદો પાડવો તે ગુણવિભાગ અને "હું કર્મસ્વરૂપ નથી" એ રીતે આત્માને કર્મોથી જૂદો પાડવો તે કર્મવિભાગ. આ બન્ને ગુણવિભાગ અને કર્મવિભાગના તત્ત્વને જાણનારો પુરુષ, કર્તાપણું વગેરે ધર્મોમાં આસક્ત થતો નથી.

વળી મધુસૂદનાચાર્ય કહે છે કે, આ શ્લોકમાં ગુણ શબ્દથી અહંકારના સ્થાનરૂપ દેહ, ઇંદ્રિયો અને અંતઃકરણ-એ પદાર્થો લેવાના છે; તથા કર્મ-એટલે તે દેહાદિના વ્યાપારો લેવાના છે, કે જે વ્યાપારો મારૂં, તારૂં વગેરે અભિમાનના સ્થાનરૂપ છે અને વિભાગ શબ્દથી-સર્વ જડ પદાર્થોને ભાસિત કરનારો, તે તે જડ પદાર્થોથી ભિન્ન રહેનારો, સ્વયંપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ અને અસંગ-એવો આત્મા લેવાનો છે. એ રીતે જડસ્વરૂપ ગુણો-દેહાદિ પદાર્થોનાં તથા તેમના વ્યાપારરૂપ કર્મોના યથાર્થ સ્વરૂપને જાણનારો તથા ચૈતન્યસ્વરૂપ વિભાગના-આત્માના યથાર્થ સ્વરૂપને જાણનારો તે જ્ઞાની પુરુષ, ઇંદ્રિયાદિ ગુણો વિષયાદિ ગુણોમાં પ્રવર્ત્યા કરે છે, એમ માનીને પોતે કર્તૃત્વ વગેરેનું અભિમાન કરતો નથી.

હવે અહીં પ્રથમ જણાવેલા ભાષ્યકારના મત પ્રમાણે અર્થ કરતાં **गुणकर्मविभागयोः** એ પદમાં **विभाग**-શબ્દ વ્યર્થ હોય છે; કારણ કે તેમના મત પ્રમાણે **गुणकर्मणोः**-આવું પદ મૂક્યું હોત તોપણ વિભાગ શબ્દનો અર્થ નીકળી આવે છે.

અથવા અહીં આવી યોજના કરવીઃ-જે તત્ત્વજ્ઞ પુરુષ છે તે એમ માને છે કે, ગુણો-ઇંદ્રિયાદિ પદાર્થો, ગુણોમાં-રૂપ આદિ પદાર્થોમાં પ્રવર્તે છે. તેથી તે જ્ઞાની પુરુષ આસક્ત થતો નથી-અર્થાત સત્વ, રજ અને તમ એ ગુણોના વિભાગરૂપે રહેલા બુદ્ધિ, અહંકાર, જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય અને વિષયોમાં આસક્ત થતો નથી-અર્થાત તે પદાર્થોમાંનો હું એક છું, એમ માનતો નથી.

(આત્મા કેવી રીતે અભિમાની બને છે તે વાતને કહે છે-)

આત્મા જ્યારે અહંકારનો અભિમાની બને છે, ત્યારે શરીર ગોરૂં છે છતાં હું ગોરો છું એમ માને છે; એ હાથ ગ્રહણ કરે છે-છતાં એમ માને છે કે, મેં ગ્રહણ કર્યું; આંખ જુએ છે, ત્યારે તે એમ માને છે કે, હું જોઉં છું. આવી રીતે "આ મારૂં" ઇત્યાદિ અભિમાન કરે છે; તેમજ જ્યારે બુદ્ધિ વિકારવાળી થાય છે, ત્યારે તે આત્મા એમ માને છે કે, "હું સુખી છું." એ પ્રમાણે જૂદા જૂદા જણાતા સર્વ બુદ્ધિ આદિ પદાર્થોમાં દરેકપ્રત્યે

પોતે દાખલ થઈને "આ હું છું, આ મારૂં કર્મ છે" ઇત્યાદિ માન્યતા કરે છે; પણ ખરી રીતે જોતાં તે આત્મા પોતે અકર્તા, અભોક્તા આદિ વિશેષણોવાળો છે. આવાજ આશયથી અહીં કર્મવિભાગનું આવશ્યકતરીકે વ્યાખ્યાન કરેલું છે. જો કદાચ તે કર્મવિભાગ, અહીં દર્શાવ્યો ન હોત તો ચિદાત્માવિષે પણ લેવુંદેવું વગેરેનું કર્તાપણું તથા દુઃખીઆરાપણું, સુખીઆરાપણું આવી પડત. આ કર્મવિભાગને શ્રુતિ પણ દર્શાવે છે:–

"**अंधो मणिमविंदत् तमनंगुलिरावयत् अग्रीवः प्रत्यमुंचत् तमजिह्वो असश्चत्**"—"એક આંધળાએ મણિને જોયો; આંગળીઓવિનાનાએ તે મણિને ગ્રહણ કર્યો; ડોકવિનાનાએ તે મણિને પહેર્યો અને જીભવિનાનાએ તેની પ્રશંસા કરી–અર્થાત્ અંધ એટલે–સ્વયંપ્રકાશહીન એવા પણ ચક્ષુ આદિ પદાર્થો રૂપાદિ વિષયરૂપ મણિને પ્રકાશિત કરે છે–મણિના રૂપ આદિ વિષયને પ્રકાશિત કરવાનું અભિમાન કરે છે. આંગળીઓવિનાનો એટલે લાકડું અને માટીના ઢેફાંસમાન જડ–પોતાની મેળે કર્મ કરવામાં અશક્ત એવા હાથ વગેરે અવયવો, તે તે વિષયોને ગ્રહણ કરવાનું અભિમાન કરે છે. ડોકવગરનો–કપાયેલા મસ્તકવાળા મનુષ્યના જેવો નિર્જીવ અહંકાર, તે વિષયોને પોતાની ડોકમાં ધારણ કરે છે–મેં આ મેળવ્યું એમ માની લે છે; તેમજ જીભવિનાનો–એટલે બુદ્ધિ તથા દેહાદિ જડ પદાર્થો, વસ્ત્રો, જેમ પોતાનામાં રહેલાં કાળા, ધોળા વગેરે રંગોનો પોતે પ્રકાશ કરી શકતાં નથી, તેમ પોતાનામાં રહેલાં સુખ–દુઃખનો પ્રકાશ કરવામાં અસમર્થ છે, છતાં પણ "હું સુખી છું, હું દુઃખી છું" ઈત્યાદિ અનુભવ કરે છે." આ શ્રુતિ એમ જણાવે છે કે, આ બધું, આત્માને તે તે પદાર્થોમાં અભિમાન થવાથી જણાય છે; પણ જે પુરુષ આત્મ–અનાત્મ વસ્તુના યથાર્થ સ્વરૂપને સમજનારો છે. તે તો એમજ માને છે કે, "પુષ્પોની અંદર પરોવાયેલો દોરો જેમ તે પુષ્પોથી ભિન્ન છે, તેમ જડસ્વરૂપવાળા અહંકારાદિ ગુણોમાં તથા તેમનાં અભિમાન આદિ કર્મોમાં અનુસરનારો આત્મા ચૈતન્યસ્વરૂપ છે અને તે તે પદાર્થોથી ભિન્ન છે." આમ સમજીને તથા બુદ્ધિ, ચક્ષુ આદિ ગુણો, દુઃખ, રૂપ આદિ ગુણોમાં પ્રવર્ત્યા કરે છે, એમ માનીને આસક્ત થતો–અર્થાત્ "હુંજ તે હાથ, પગ આદિ સમૂહસ્વરૂપ છું અથવા મારૂંજ તે લેવું–દેવું વગેરે કર્મ છે" આમ માનતો નથી.

એ રીતે અજ્ઞાની અને જ્ઞાનીનાં કર્મોનો વિભાગ કરી દેખાડીને હવે અજ્ઞાનીઓનાં કર્મોનો અનુવાદ કરી, **न बुद्धिभेदं जनयेदज्ञानाम्**–એ શ્લોકથી આરંભેલા વિષયનો ભગવાન ઉપસંહાર કરે છે:–

**प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥**

અહંકારાદિ ગુણોથી મૂઢ થયેલા પુરુષો, પ્રકૃતિના દેહાદિ ગુણોમાં તથા ગમનાદિ કર્મોમાં આસક્ત થાય છે; માટે તેવા આત્મજ્ઞાનને નહિ જાણનારા મંદ પુરુષોને આત્મજ્ઞાની પુરુષે, કર્મનિષ્ઠાથી ભ્રષ્ટ કરવા નહિ.[૨૯]

(૨૯) પોતાનામાં એકીભાવથી અભેદપણે આરોપિત થયેલા અહંકારાદિ ગુણોવડે મોહ પામેલા અજ્ઞાની પુરુષો, પ્રકૃતિની સાથે સંબંધવાળા દેહાદિ ગુણોમાં તથા ગમનાદિ કર્મોમાં આસક્ત થાય છે–હું બ્રાહ્મણ છું, યજ્ઞાદિ કર્મ એ મારૂંજ છે–આમ મિથ્યાભિમાનમાં નિમગ્ન થાય છે. આત્મજ્ઞાનવિનાના તેવા મૂઢ પુરુષોને આત્મજ્ઞાની પુરુષે, કર્મથી ચલાયમાન કરવા નહિ. અહીં **कृत्स्नावित्** શબ્દનો આત્મજ્ઞાની એવો અર્થ થાય છે. શ્રુતિ કહે છે–**आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम् भवति**–"અરે આ આત્માના દર્શન, શ્રવણ, મનન અને વિજ્ઞાનથી આ સર્વ દશ્યમાન વસ્તુનું જ્ઞાન થઇ જાય છે." આ શ્રુતિ, એમ સૂચવે છે કે, આત્મદર્શન કરનાર પુરુષ, સર્વજ્ઞ છે–**कृत्स्नवित्** છે. મૂઢ પુરુષો, મંદ હોય છે–શાસ્ત્રોના અર્થને ગ્રહણ કરવામાં અસમર્થ હોય છે, તેથી તેવા મંદ પુરુષોને તે આત્મજ્ઞાની પુરુષે, કર્મનિષ્ઠાથી ભ્રષ્ટ કરવા નહિ–અર્થાત્ જ્ઞાનનિષ્ઠાને રસ્તે ચઢાવવા નહિ; કારણ કે તેમ કરવાથી તેઓ કદાચ બન્નેથી પણ ભ્રષ્ટ થાય છે.

આ શ્લોકમાં કેટલાએક પ્રાચીન પંડિતો આવી યોજના પણ કરે છે:–પ્રકૃતિના ગુણોથી મૂઢ થયેલા પુરુષો, ગુણોનાં કર્મોમાં આસક્ત થાય છે.

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा।**
**निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥**

અધ્યાત્મશાસ્ત્રમાં તત્પર થયેલા ચિત્તવડે કર્મનાં ફળનો અને મમતાનો ત્યાગ કરીને, મારાવિષે તારાં સર્વ કર્મો સમર્પણ કરીને તથા શોકરહિત થઇને તું યુદ્ધ કર.[૩૦]

(૩૦) ભગવાન અર્જુનને કહે છે:-હે અર્જુન ! તું અજ્ઞાની છે તથા મુમુક્ષુ પણ છે; માટે તારાં સર્વ નિષ્કામ કર્મોને સર્વના અંતર્યામી એવા મારાવિષે સમર્પી દઇને, વેદાંતશાસ્ત્રમાં તત્પર થયેલા ચિત્તવડે આત્મ-અનાત્મ વસ્તુના વિવેકવાળો થઇને, "ઈશ્વરની પ્રેરણાથી હું આ કર્મ કરૂં છું" આવી બુદ્ધિથી, કર્મના ફળની ઇચ્છા નહિ રાખીને, દૈવેચ્છાથી મળી આવેલી કોઈ પણ વસ્તુમાં મારાપણાના અભિમાનથી રહિત થઇને તથા શોકવિનાનો થઇને તું યુદ્ધ કર.

**ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।**
**श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कार्मभिः ॥**

જે કોઇ બીજા મનુષ્યો પણ શ્રદ્ધાવાળા થઇને તથા દોષદષ્ટિથી રહિત થઇને આ મારા મતને હમેશાં અનુસરશે, તેઓ પણ કર્મથી મુક્ત થશે.[૩૧]

(૩૧) હે અર્જુન ! જે કોઇ તારા જેવા બીજા મનુષ્યો પણ-"ફળમાં આસક્તિ રાખ્યા વિના કર્મ કરવાં" આ મારા મતને શ્રદ્ધાવાળા થઇને તથા તેમાં દોષદષ્ટિ નહિ કરીને અનુસરશે, તેઓ પણ પોતાનાં ધર્મ-અધર્મ નામનાં કર્મોથી મુક્ત થઈ જશે.

પણ જેઓ પોતાના મતને નહિ અનુસરે તેઓને થનારા દોષનું ભગવાન નિરૂપણ કરે છે:-

**ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।**
**सर्वज्ञानविमूढाँस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥**

પરંતુ જેઓ આ મારા મતને દોષદષ્ટિને લીધે નહિ અનુસરે, તેઓ ઈશ્વરના જ્ઞાનમાં મૂઢ થશે, વિવેકવિનાના થશે તથા નાશ પામશે, એમ તારે જાણવું.[૩૨]

(૩૨) આ શ્લોકમાં મૂકેલો **સર્વ** શબ્દ ઈશ્વરના અર્થનો વાચક છે. આગળ જતાંજ તેનો પ્રયોગ આવશે "**सर्वं समाप्नोषि ततोऽसि सर्वः**" "તમે આ સર્વ જગતમાં ચારે બાજુ વ્યાપ્ત થઇને રહેલા છો, માટે સર્વ કહેવાઓ છો." જેઓ દોષદષ્ટિવાળા હોઇને આ મારા મતને નહિ અનુસરે તેઓ તે **સર્વ**ના ઈશ્વરના જ્ઞાનમાં મૂઢ થયેલા-અર્થાત્ પરોક્ષ રીતે પણ ઈશ્વરને નહિ જાણતા તથા માત્ર દેહમાંજ નિષ્ઠાવાળા સ્વર્ગ અને મોક્ષથી ભ્રષ્ટ થશે તથા વિવેકથી રહિત થશે.

હવે અર્જુન અહીં એક પ્રશ્ન કરે છે:-જો તે પુરુષો તમારા મતને ન અનુસરે તો પછી તમે અંતર્યામી શાના ? આના ઉત્તરમાં ભગવાન કહે છે:—

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ३३**

જ્ઞાની પુરુષ પણ પોતાના પૂર્વજન્મના સંસ્કારોને યોગ્ય ચેષ્ટા કરે છે; (તો પછી મૂર્ખની તો વાતજ શી!) માટે સર્વ પ્રાણીઓ, પોતાના સંસ્કારોને અનુસરનારાં હોય છે. તેમાં કોઇના દબાણથી શું ફળ ? કંઈ નહિ.[૩૩]

(૩૩) જ્ઞાની પુરુષ પણ, પોતાના પૂર્વજન્મના ધર્મ અધર્મના સંસ્કારોને યોગ્ય ચેષ્ટા કરે છે, તો પછી મૂર્ખ માણસ તેવી ચેષ્ટા કરે તેમાં શી નવાઈ છે! કારણ કે તે મૂર્ખ માણસ તો પશુના જેવોજ મનાયેલો છે; માટે સર્વ પ્રાણીઓ પોતપોતાના સંસ્કારોને અનુસરનારાં હોય છે. તેમાં મારૂં કે બીજા કોઇનું દબાણ થવાથી શું વળે ? કંઈ નહિ-અર્થાત્ હું પણ સર્વ પ્રાણીઓને તેમનાં પૂર્વકર્મોની અપેક્ષાએજ પ્રવર્તાવું છું.

એ રીતે તમારા કહેવા પ્રમાણે પુરુષની સ્વતંત્રતા છેજ નહિ, એમ સિદ્ધ થાય છે, તો પછી વિધિશાસ્ત્રની તથા નિષેધશાસ્ત્રની શી દશા ? આ શંકાના સમાધાનમાટે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે:-

**इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥**

દરેક ઇંદ્રિયના વિષયોના સંબંધમાં, રાગ અને દ્વેષનો નિત્ય સંબંધ રહેલો હોય છે, માટે તે રાગ અને દ્વેષને વશ થવું નહિ; કારણકે તે રાગદ્વેષજ પ્રાણીના શત્રુ છે.[૩૪]

(૩૪) દરેક ઇંદ્રિયોના પોતપોતાના શબ્દાદિ તથા વચનાદિ વિષયોમાં, પોતાને અનુકૂળ રાગ અને પ્રતિકૂળ દ્વેષનો નિત્યસંબંધ રહેલો છે; માટે તેના સંબંધમાં **तयोर्न वशमागच्छेत्** "તે રાગદ્વેષને વશ ન થવું" આ રીતની શાસ્ત્રીય

આજ્ઞા છે. તે આજ્ઞાનું આચરણ કરવામાં પુરુષ, સ્વતંત્ર છે; કારણ કે રાગ અને દ્વેષજ પ્રાણીના વિરોધી છે અને તે રાગદ્વેષજ દરેક પ્રાણીઓને તે તે ઇંદ્રિયોદ્વારા શુભ કે અશુભમાં પ્રવર્તાવે છે; પણ પ્રકૃતિને પ્રવર્તાવનારા ઇશ્વિર, તે પ્રાણીના વિરોધી અથવા શુભાશુભમાં પ્રવર્તક નથી; કારણકે જો ઇશ્વિરજ સર્વના પ્રવર્તક અને વિરોધી હોય, તો પછી તે ઇશ્વિરવિષે વિષમતા, નિર્દયતા, સ્પૃહયાળુતા આદિ દોષોની પ્રાપ્તિ થશે; માટે ઇશ્વિર કોઇના પ્રવર્તક છેજ નહિ.

અહીં કહેવાનો ભાવાર્થ એ છે કે, જેમ દાખલાતરીકે કોઈ રાજા ગઇકાલે પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા કોઇ પુરુષપર કોપાયમાન થયો અને તે અપરાધી પુરુષને કેદ કરવાની ઇચ્છાથી પોતાના નોકરોને તેને પકડવાની આજ્ઞા આપી; પણ આજે તે અપરાધી પુરુષે, દાનમાન વગેરેથી તે રાજાને પ્રસન્ન કર્યો, જેથી તેજ રાજાએ, તે પુરુષને તેજ દિવસે, પોતાના જે નોકરોને તે પુરુષને પકડવાની આજ્ઞા કરી હતી, તેજ નોકરોનો ( તે અપરાધી પુરુષને ) ઉપરી બનાવ્યો; તેમજ પૂર્વકર્મને અનુસરનારા ઇશ્વિર, રાગદ્વેષાદિદ્વારા પુરુષને જો કે બાધ કરનારા થઇ પડે છે, તોપણ વિધિનિષેધ શાસ્ત્રને અનુસરનારા પુરુષો, જો ભક્ત, ધ્યાન, સમાધિ વગેરેથી તે ઇશ્વિરને પ્રસન્ન કરે છે, તો તેના તેજ ઇશ્વિર એ પુરુષોને રાગ આદિના વિજય કરવાનું સામર્થ્ય આપે છે; માટે વિધિશાસ્ત્ર અને નિષેધશાસ્ત્ર નિષ્ફળ નથી; કારણકે શાસ્ત્રોની આજ્ઞા પાળવામાં પુરુષ સ્વતંત્ર છે; તેમજ ઇશ્વિરવિષે વિષમતા, નિર્દયતા આદિ દોષોની પણ પ્રાપ્તિ નથી; કારણ કે ઇશ્વિર પ્રાણીઓનાં કર્મોને અનુસરનાર છે; માટેઃ—

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥**

પારકા ધર્મનું સંપૂર્ણ આચરણ કરવા કરતાં અમુક—કોઈ જાતના ગુણોથી રહિત એવો પણ પોતાનો ધર્મ શ્રેષ્ઠ છે. પોતાના ધર્મમાં મરણ થાય તોપણ શ્રેયસ્કર છે, પણ પારકો ધર્મ તો ભયંકર છે.[૩૫]

(૩૫) હિંસા આદિથી મિશ્ર એવો અને કોઇ જાતનાં અંગોથી રહિત એવો પણ પોતાનો ધર્મ અતિ શ્રેષ્ઠ ગણાય છે; કારણ કે ઇશ્વિરે, સર્વના વર્ણ અને આશ્રમને યોગ્યજ ધર્મનું બંધારણ કરેલું છે; પણ સર્વ અંગોનો ઉપસંહાર કરીને સારી રીતે આચરેલો તથા હિંસા વગેરે દોષોથી રહિત એવો પારકો ધર્મ, પોતાના ધર્મની અપેક્ષાએ અતિ શ્રેષ્ઠ નથી; માટે તારા યુદ્ધ આદિ સ્વધર્મમાં તારૂં મરણ થાય તોપણ તે શ્રેષ્ઠ છે; કારણ કે તે તારો ધર્મ, શાસ્ત્રવિધિપૂર્વક છે; પણ ભિક્ષાચરણ આદિ પરધર્મ તારામાટે ભયંકર છે; કારણ કે તું ક્ષત્રિય છે અને ક્ષત્રિયમાટે ભિક્ષાચરણ શાસ્ત્રનિષિદ્ધ છે; માટે સ્વતંત્ર થઇને તારે તારા સ્વધર્મનુંજ આચરણ કરવું જોઇએ.

ઇશ્વિર, ધર્મ, અધર્મ, રાગ અથવા દ્વેષ, પુરુષને શુભ—અશુભમાં પ્રવર્તાવનારા છે, જેથી પુરુષ સ્વતંત્ર નથી. આમ માનીને અર્જુન ભગવાનને પૂછે છે.

**॥ अर्जुन उवाच ॥**

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥**

અર્જુને પૂછયું:—હે યાદવવંશી કૃષ્ણ ! પુરુષ ઇચ્છતો ન હોય, છતાં જાણે બળાત્કારથી તેને કોઇ પ્રેરતું હોય તેમ એ પુરુષ, કોનાથી પ્રેરાઇને પાપનું આચરણ કરે છે ?[૩૬]

(૩૬) હે યાદવવંશી કૃષ્ણ ! ઇશ્વિર, ધર્મ, અધર્મ, રાગ અને દ્વેષ—આ બધામાંથી કોની પ્રેરણાથી પુરુષ પાપનું આચરણ કરે છે ? પુરુષને પાપ કરવાની ઇચ્છા હોતી નથી, માટે તેને પ્રેરણા કરનારો રાગ તો નજ હોવો જોઇએ; કારણકે જ્યારે પાપ કરવાની ઇચ્છા થતી નથી, ત્યારે રાગ તો થાયજ શાનો? તેમજ પાપ કરવાની જો ઇચ્છાજ નથી, તો પછી તેના તરફ દ્વેષનો પણ સંબંધ નથી, માટે દ્વેષ પણ પુરુષને પાપ કરવાની પ્રેરણા કરતો નથી; તેમજ વળી જ્યારે રાગ, પુરુષને પાપ કરવામાં પ્રવર્તાવતો નથી, ત્યારે તે રાગનાજ મૂળ સંસ્કારરૂપ ધર્મ અને અધર્મ પુરુષને પાપ કરવાની પ્રેરણા કયાંથી કરી શકે ? અને તેજ પ્રમાણે ધર્મ—અધર્મની અપેક્ષા રાખનાર ઇશ્વિર પણ પુરુષને પાપ કરવાની પ્રેરણા કયાંથી કરી શકે? માટે તે સર્વે પુરુષના પ્રવર્તક નથી એમ સિદ્ધ થાય છે; પણ તેઓ સિવાયનો કોઈ બીજોજ સર્વથી મુખ્ય હેતુ, પુરુષને પાપ કરવામાં પ્રેરક હોવો જોઇએ; માટે તે પાપપ્રવર્તક કોણ છે, તે મને

કહો, કે જેની પ્રેરણાને અધીન થયેલો પુરુષ, પોતાની ઈચ્છા ન હોવા છતાં, વેઠે પકડાયલા પુરુષની પેઠે બળાત્કારથી જાણે પાપ કરવામાં જોડાય છે!

અર્જુનના એ પ્રશ્નનો-**काममय एवायं पुरुषः**-"આ પુરુષ કામમયજ છે"-ઈત્યાદિ શ્રુતિપ્રસિદ્ધ ઉત્તરને શ્રીભગવાન કહે છે:—

**॥ श्रीभगवानुवाच ॥**

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥**

આ પ્રસિદ્ધ એવો કામ તથા ક્રોધ, રજોગુણથી ઉત્પન્ન થાય છે. મહાભક્ષક તથા મહાપાપી તે કામ અને ક્રોધ આ લોકમાં પ્રાણીના શત્રુ છે, એમ તારે જાણવું.[૩૭]

(૩૭) "**सोऽकामयत जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वीय**-તેણે ઇચ્છા કરી કે, મને સ્ત્રી મળે, હું સંતાન ઉત્પન્ન કરું, મને દ્રવ્ય મળે અને પછીથી હું યજ્ઞાદિ કર્મો કરું."-આ શ્રુતિવાકયમાં પ્રસિદ્ધ રીતે વર્ણવેલો, મને અમુક થાય, અમુક થાય ઇત્યાદિ તીવ્ર અભિલાષાના કારણભૂત એવો કામ, ચિત્તની વૃત્તિને અવ્યવસ્થિત કરી નાખનારો છે તથા ચિત્તરૂપજ છે; કારણકે શ્રુતિમાં-**कामः संकल्पो**-"કામસંકલ્પ, નિંદા, ભય, લજ્જા વગેરેથી આરંભીને-**एतत्सर्वं मन एव**-આ બધું મનજ છે" એમ ઉપસંહાર કરીને કામને પણ મનરૂપજ ઠરાવ્યો છે. તે આ કામ, જો કોઈ પણ કારણથી સ્ખલિત થાય તો ક્રોધરૂપે પરિણામ પામે છે; માટે સળગાવી નાખવાના સ્વરૂપવાળો એ ક્રોધ પણ તે કામજ છે. એ કામનેજ આ શરીરની અંદર રહેલા શત્રુતરીકે તું જાણ; કારણ કે તે કામ, પ્રકૃતિના રંજનાત્મક રજોગુણના કાર્યરૂપ તૃષ્ણા અને સંગથી ઉત્પન્ન થાય છે. એ રીતે તે રજોગુણના કાર્યરૂપ છે અને દુઃખનું એક મૂળ છે, માટે તેજ સર્વનો મહાન શત્રુ છે. અથવા લોભપ્રવૃત્તિ વગેરે લક્ષણોવાળા રજોગુણથીજ તે કામ ઉત્પન્ન થાય છે. હવે કદાચ તું શંકા કરીશ કે, વિષયાભિલાષ તેજ કામનું સ્વરૂપ છે. તો વિષયોને અર્પણ કરવાથી તે કામની શાંતિ થઈ જશે; અથવા વિષયોની દુર્લભતા જો હશે તો એની મેળે આપોઆપ, આંધળો માણસ જેમ પોતાના રૂપને જોવાની ઇચ્છાથી આપોઆપ નિવૃત્ત થાય છે, તેમ નિવૃત્ત થઇ જશે; તો એમાં શી મોટી વાત છે? તેના સમાધાનમાં તને કહેવાનું કે, તે કામ મહાભક્ષક છે-અર્થાત્ તેને આપવાનો ખોરાક એટલો મોટો છે, કે જેને આપવામાટે મનુષ્યસમર્થજ થઇ શકતો નથી. શાસ્ત્રોમાં કહ્યું છે:-

"**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥**
**यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।**
**नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत् ॥**"

વિષયાભિલાષ, વિષયોનો ઉપભોગ કરવાથી કદી પણ શાંત થતો નથી; પરંતુ તેથી તો ઉલટો તે વિષયાભિલાષ, અગ્નિ જેમ ઘીથી વધે છે, તેમ ઘણોજ વધી પડે છે.

આખી પૃથ્વીમાં જે કંઇ ડાંગેર, જવ, સોનું, પશુઓ અને સ્ત્રીઓ આદિ પદાર્થો છે, તે બધા પણ તે એકલા વિષયાભિલાષને સંપૂર્ણ થઈ શકતા નથી, આવો વિચાર કરીને સમજુ મનુષ્યે શાંતિને પામવું જોઇએ.

એ રીતે કામ મહાભક્ષક છે; એટલુંજ નહિ પરંતુ તે મહાપાપી છે-અતિ ઉગ્ર છે. જેમ કોઈ મહાપાપી-અતિ ઉગ્ર માણસને, હજારો વખત સમજાવ્યા છતાં પણ સમજાવી શકાતો નથી, તેમ આ કામ પણ સમજાવી શકાય તેવો નથી-અર્થાત્ આ કામ ઘણો અસાધ્ય છે; તેમજ આ કામરૂપ શત્રુ, એવો વિલક્ષણ છે અને એવો મહાભક્ષક છે, કે જેથી તેને અતિ દાન કરવાથી પણ સાધી શકાતો નથી; તથા સામ કે ભેદથી પણ તેને વશ કરી શકાય તેમ નથી, માટે તેને તો હણવોજ.

આ કામના શત્રુપણાનું ભગવાન વિવરણ કરે છે:-

**धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥**

અગ્નિ જેમ ધૂમાડાવડે વીંટાય છે, દર્પણ જેમ મેલવડે વીંટાય છે અને ગર્ભ જેમ ઓળવડે વીંટાય છે, તેમ જ્ઞાન, આ કામવડે વીંટાયેલું છે.[૩૮]

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥**

હે કુંતીપુત્ર ! મહાકષ્ટથી પણ પૂરવાને અશક્ય તથા અસંતોષી એવા આ કામરૂપ નિત્ય;

શત્રુવડે જ્ઞાનીનું જ્ઞાન ઢંકાયેલું રહે છે.[૩૯]

(૩૯) આ શ્લોકમાં જ્ઞાન શબ્દથી અંતઃકરણ-સત્ત્વનું ગ્રહણ થાય છે. શ્રુતિ કહે છે કેઃ–**હ્રીર્ધીર્ભીરિત્યેતત્સર્વં મન એવ**–"લજ્જા, ભય, બુદ્ધિ એ બધું મનજ છે." આ રજોગુણી કામવડે અંતઃકરણયુક્ત ચૈતન્યપ્રમાતાનું જ્ઞાન ઢંકાયલું રહે છે; કારણ કે તે કામ, તે પ્રમાતાનો નિત્યશત્રુ છે; તેમજ તે કામ, કષ્ટથી પણ પૂરી શકાય તેવો નથી અને જો કદાચ તેને પૂર્ણ કરવામાં આવે તો તે અનર્થનેજ ઉત્પન્ન કરનારો થઇ પડે છે. વળી જેમ અગ્નિને લાકડાંથી તૃપ્ત કરી શકાતો નથી, પણ ઉલટો તે વૃદ્ધિ પામતો જાય છે, તેમ આ કામ પણ જેમ જેમ પૂરવામાં આવે તેમ તેમ ઉલટો વધતો જાય છે, પણ તેને કોઇ રીતે તૃપ્તિ થતી નથી. અહીં ભાવાર્થ એ છે કે, અંતઃકરણસત્ત્વ, અગ્નિની પેઠે પ્રકાશમય સ્વરૂપવાળું છે પણ તેજ અંતઃકરણ, પોતાની સાથેજ ઉત્પન્ન થયેલા કામવડે ધૂમાડાથી ઢંકાઈ ગયેલા અગ્નિની પેઠે જ્યારે ઢંકાઈ જાય છે, ત્યારે તે અંતઃકરણ, પ્રમાતાને અનર્થમાં પાડી દે છે; પણ તેનું તેજ અંતઃકરણ પોતે સ્વભાવથી શુદ્ધ હોય છે, તેથી જ્યારે તે વિવેક અને વૈરાગ્યને અનુસરનારૂં થાય છે, ત્યારે પ્રમાતાનો ઉદ્ધાર કરનારૂં થઇ પડે છે; માટે આ કામજ, જ્ઞાનીનો નિત્ય શત્રુ છે.

**इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥**

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ–એ આ કામના આશ્રયરૂપ કહેવાય છે. પોતાના આશ્રયરૂપ તે ઇંદ્રિયાદિવડે જ્ઞાનને ઢાંકી દઇને એ કામ જીવને અનેક રીતે મોહ પમાડી દે છે.[૪૦]

(૪૦) ઇંદ્રિયો, મન અને બુદ્ધિ, જ્યારે કામથી વ્યાપ્ત થાય છે, ત્યારે બાહ્યવિષયો તરફ તત્પર થાય છે. એ રીતે બાહ્યવિષયો તરફ તત્પર થયેલા તે ઇંદ્રિયાદિ પદાર્થોદ્વારા એ કામ, દર્પણ-સમાન નિર્મળ તથા ચિદાકાશરૂપ જ્ઞાનને ઢાંકી દે છે. એ જ્ઞાન, એટલું બધું નિર્મળ સ્વભાવનું હોય છે, કે જે જ્ઞાનમાં રહેલા યોગી લોકો, ભીંત વગેરેથી ઢંકાયલા પદાર્થને, અતિ દૂર રહેલા પદાર્થને, ભૂતકાળના પદાર્થને તથા ભવિષ્ય કાળના પદાર્થને જોઇ શકે છે. એ જ્ઞાનના સંબંધમાં ભગવાન શંકરાચાર્યે કહેલું છે કેઃ–

"**विश्वं दर्पणदृश्यमाननगरीतुल्यं निजान्तर्गतं पश्यन्नात्मनि**–પોતાના હૃદયાકાશ બ્રહ્મમાં સ્થિત થયેલા જ્ઞાની પુરુષો, આખા જગતને દર્પણમાં દેખાતી નગરીસમાન પોતાના શરીરની અંદર રહેલું જોઇ શકે છે." આવા પ્રકાશક સ્વભાવવાળા જ્ઞાનને એ કામ ઢાંકી દે છે. એ રીતે મેલ જેમ દર્પણને ઢાંકી દે છે, તેમ કામ, તે જ્ઞાનને ઢાંકી દઇને દેહાભિમાની જીવને મોહ પમાડી દે છે. અહીં મૂળમાં **मोहयति** ક્રિયાપદને **वि** ઉપસર્ગ લગાડીને એમ સૂચવ્યું છે કે, યોગાભ્યાસ કરનારા અને દેહાભિમાનથી શૂન્ય એવા યોગી પુરુષને પણ સમાધિરહિત અવસ્થામાં તે કામ, કંઇક થોડો પણ મોહ ઉપજાવે છે.

**तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥**

માટે હે ભરતશ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરીને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનારા એ પાપી કામને હણી નાખ.[૪૧]

(૪૧) જેમ સામંતો પર્વત, કિલ્લા વગેરેનો આશ્રય કરીને રહે છે, તેમ આ કામ પણ ઇંદ્રિયોનો આશ્રય કરીને રહે છે; માટે તે ઇંદ્રિયોનેજ પ્રથમ વશ કરીને તું એ કામનો નિશ્ચયપૂર્વક અત્યંત નાશ કરી નાખ. જેમ રાજાઓ પર્વતો, કિલ્લા વગેરેને પ્રથમ પોતાને સ્વાધીન કરીને પછી તેની અંદર રહેલા સામંતોનો નાશ કરે છે, તેમ તારે પણ પ્રથમ ઇંદ્રિયોને સ્વાધીન કરીને કામનો નાશ કરવો; કારણ કે એ કામ, પાપી છે–અતિ ઉગ્ર છે તથા શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી થયેલા પરોક્ષ જ્ઞાનનો અને નિદિધ્યાસનના પરિપાકથી ઉત્પન્ન થયેલા પ્રત્યક્ષ જ્ઞાનનો નાશ કરનાર છે; માટે એને તો તારે હણીજ નાખવો.

જેમ ત્રણ કિલ્લાવાળા દુર્ગમાં રહેલા સામંતનો જય કરવામાટે રાજાએ, બહારના કિલ્લાનો જય કર્યા પછી અંદરના પણ બન્ને કિલ્લાનો જય કરવો પડે છે, તેમ ઇંદ્રિયો, મન અને બુદ્ધિરૂપ ત્રણ કિલ્લાના મધ્યમાં રહેલા કામનો સમૂળગો નાશ કરવામાટે કેવળ બાહ્યેંદ્રિયોના જયથી કૃતાર્થતા પ્રાપ્ત થતી નથી; પણ મન અને બુદ્ધિનો પણ જય કરવો જોઇએ અને તોજ તે કામનો સમૂળગો નાશ કરી શકાય છે. આવા અભિપ્રાયથી ભગવાન અર્જુનને મન અને

બુદ્ધિનો જય કરવામાટે ઉપાય દેખાડે છેઃ–

**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥**

ચક્ષુ વગેરે ઇંદ્રિયો પોતપોતાના વિષયો કરતાં સૂક્ષ્મ છે. મન, તે ઇંદ્રિયોથી પણ સૂક્ષ્મ છે; ત્યારે બુદ્ધિ, તે મન કરતાં પણ સૂક્ષ્મ છે અને જ્ઞાનસ્વરૂપ આત્મા, તે બુદ્ધિથી પણ સૂક્ષ્મ છે.[૪૨]

(૪૨) આ શ્લોકમાં દર્શાવેલા **પર** શબ્દનો સૂક્ષ્મ અથવા કારણ એવો અર્થ થાય છે.

ચક્ષુ આદિ ઇંદ્રિયો, પૃથ્વી આદિ પોતપોતાના આશ્રયસહિત ગંધાદિ વિષયો અને ધન, પુત્ર, શરીર આદિના કરતાં સૂક્ષ્મ છે; કારણ કે તે ઇંદ્રિયો તે તે પૃથ્વી આદિનું મૂળકારણ છે. કૌષીતકિ નામના બ્રાહ્મણગ્રંથમાં કહેલું છે કેઃ– **प्राणेभ्यो देवादेवेभ्यो लोका व्युच्चरंति** "ઇંદ્રિયોથી તેના અધિષ્ઠાયક દેવો ઉત્પન્ન થાય છે અને તે દેવોથી પંચમહાભૂતો અને બીજા ભૌતિક પદાર્થો ઉત્પન્ન થાય છે."

ઇંદ્રિયોના કરતાં મન, સૂક્ષ્મ છે. કારણ કે ઇંદ્રિયો, મનના વિકારભૂત છે. શ્રુતિ પણ કહે છે કે, **मनसा ह्येव पश्यति मनसा शृणोति**–દેહધારી, મનથીજ જુએ છે અને મનથી સાંભળે છે." આ શ્રુતિ, મનને ઇંદ્રિયોના કારણતરીકે વર્ણવે છે.

આ શ્લોકના અહીંસુધીના પૂર્વાર્દ્ધથી એમ દર્શાવ્યું છે કે, "ઇંદ્રિયોને બાહ્યવિષયોથી આકર્ષી લઇને તેમનો મનમાં લય કરવો." આવાજ અભિપ્રાયથી અહીં ઇંદ્રિયાદિ પદાર્થોના એકબીજાથી એકબીજાના સૂક્ષ્મપણાનું આ શ્લોકમાં વર્ણન કર્યું છે. બીજું કંઇ પણ પ્રયોજન નથી.

મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ છે. શ્રુતિ પણ કહે છેઃ– "**तस्माद्वा एतस्मान्मनोमयात् अन्योऽन्तर आत्मा विज्ञानमयः**–તે આ મનોમયથી બીજો વિજ્ઞાનમય અંતરાત્મા છે આ શ્રુતિ, બુદ્ધિને મનના કારણતરીકે વર્ણવે છે. એટલે બુદ્ધિ, મન કરતાં પણ સૂક્ષ્મ છે–અર્થાત્ મનનો તેના કારણરૂપ બુદ્ધિમાં લય કરવો. અહીં સમષ્ટિબુદ્ધિનો પણ અંતર્ભાવ થાય છે અને જે બુદ્ધિ કરતાં પણ સૂક્ષ્મ છે, તે જ્ઞાનસ્વરૂપ આત્મા છે. (મૂળમાં **यस्तु** એ પદમાં **तु** શબ્દ મૂકેલો છે, તે એમ જણાવે છે કે,બુદ્ધિ આદિ પદાર્થો પ્રકાશ પામવા યોગ્ય છે અને જ્ઞાન છે તે પ્રકાશ છે; માટે તે પ્રકાશ્ય અને પ્રકાશકમાં ઘણી વિલક્ષણતા રહેલી છે.) જે બુદ્ધિથી પણ સૂક્ષ્મ છે, તેજ જ્ઞાનપદાર્થ છે; અને તેજ જ્ઞાનપદાર્થ, ઓળથી જેમ ગર્ભ વીંટાયલો હોય છે, તેમ કામથી વીંટાયેલો રહે છે.

આ શ્લોકનાજ આશયને દર્શાવનારી એક શ્રુતિ છેઃ—

"**यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि । ज्ञानमात्मनि महति तद्यच्छेच्छान्त आत्मनि**–વિવેકી પુરુષે, વાણીનો મનવિષે લય કરવો, મનનો પ્રકાશરૂપ બુદ્ધિમાં લય કરવો, તે બુદ્ધિનો મહાન આત્મામાં લય કરવો અને તે મહાન આત્માનો શાંત આત્મામાં લય કરવો.– અર્થાત્ વાણી વગેરે બાહ્ય ઇંદ્રિયોના વ્યાપારનો ત્યાગ કરીને માત્ર મનરૂપે સ્થિતિ કરવી. પછીથી વિષયો અને સંકલ્પવિકલ્પો તરફ દોડતા મનને જ્ઞાનાત્મા શબ્દથી ઉદય પામેલી બુદ્ધિમાં લીન કરવું. તે બુદ્ધિને પણ મહાન આત્મારૂપ સમષ્ટિ બુદ્ધિમાં લીન કરવી અને તે મહાન આત્મારૂપ સમષ્ટિ બુદ્ધિને, શાંત, સંપૂર્ણ, પરમ જ્યોતિ પ્રત્યગાત્મામાં લીન કરવી.

પૂર્વોક્ત યોગનું ફળ કહે છેઃ—

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥**

હે મહાબાહુ ! એ રીતે મનને બુદ્ધિથીજ વશ કરીને, બુદ્ધિથી પર રહેલા આત્માને જાણીને તું દુર્જય કામરૂપ શત્રુને હણી નાખ.[૪૩]

(૪૩) મન, હૃદયાકાશમાં રહેલું હોય છે, તોપણ ત્યાં રહેલા નિત્યભોગોની કામના કરે છે. આના સંબંધમાં દહરવિદ્યામાં હૃદયાકાશના પ્રસંગમાં કહેલું છેઃ–**यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदत्र गत्वा विंदते**–જે વસ્તુ, આ જ્ઞાની પુરુષને આ જગતમાં છે અથવા નથી તે બધી વસ્તુને તે હૃદયાકાશ બ્રહ્મમાં જઇને તે જ્ઞાની પુરુષ મેળવે છે." આ દહરવિદ્યાના વચનપરથી સિદ્ધ થાય છે કે, તે હૃદયાકાશ બ્રહ્મમાં ભોગો રહેલા છે અને તે ભોગો નિત્ય છે. શ્રુતિ

પણ કહે છે કે, **तइमे सत्याः कामाः**–તે એ ભોગો સત્ય છે.

માટે હે અર્જુન ! તારા મનને બુદ્ધિથીજ વશ કરીને તે તે નિત્યભોગોથી પણ પાછું વાળીને તથા બુદ્ધિથી પરમાત્માનો સાક્ષાત્કાર કરીને તું તે દુર્જય એવા કામરૂપ શત્રુને સમૂળગો હણી નાખ.

( અહીં **હે મહાબાહો** ! એ સંબોધન આપીને ભગવાન અર્જુનને એમ જણાવે છે કે, તે કામરૂપ શત્રુનો નાશ કરવામાં તારું સામર્થ્ય છે. ) અહીં કહેવાનો આશય એ છે કે, જ્યાંસુધી કામમૂલક અજ્ઞાનનો નાશ આત્માના તત્ત્વજ્ઞાનથી કરવામાં આવે, ત્યાંસુધી કામનો સમૂળગો નાશ થઈ શકતો નથી; માટે બુદ્ધિથી પરમાત્માનું જ્ઞાન કરીને કામનો નાશ કરવો અને જ્યારે તે કામનો નાશ થયો, એટલે સંસારના સર્વ અનર્થોનો આપોઆપ નાશ થઇ જશે. કામરૂપ શત્રુ એવો છે કે, પરમાત્માના જ્ઞાનવિના તેનો નાશ કરવામાં ઘણુંજ દુઃખો સહન કરવાં પડે છે.' આવો તે દુર્જય છે, માટે પરમાત્માનું જ્ઞાન કરવાનીજ ખાસ જરૂર છે.

આ અધ્યાયમાં કર્મનિષ્ઠારૂપ ઉપાયને મુખ્ય કહ્યો છે અને પ્રાપ્ત કરવા યોગ્ય જ્ઞાનનિષ્ઠાને તેનાથી ગૌણ કહેલી છે.

**ઈતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "કર્મયોગ" એ વિષયનો અધ્યાય ૨૭ મો સમાપ્ત.**

## અધ્યાય ૨૮ મો
### યજ્ઞવિભાગ યોગ

પૂર્વના એ અધ્યાયમાં કહેલો અર્થ અપ્રમાણ છે એવી શંકા ન થાય એટલા માટે આ અધ્યાયના આરંભમાં ભગવાન શ્રીકૃષ્ણ, "આ વિદ્યા, વંશપરંપરાથી ચાલી આવે છે" એમ વિદ્યાવંશના સંપ્રદાયને તથા પોતાના પરના "ભ્રાંતિમાં નાખનાર–છેતનાર" આદિ અપવાદોને દૂર કરવામાટે પોતાનું ઈશ્વરપણું અને સર્વજ્ઞપણું બતાવે છે.

**॥ श्रीभगवानुवाच ॥**

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥**

શ્રીભગવાને કહ્યું:–મેં આ અવિનાશી યોગ પ્રથમ સૂર્યને કહ્યો હતો, સૂર્યે પોતાના પુત્ર મનુને કહ્યો હતો અને મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુ રાજાને કહ્યો હતો.[૧]

(૧) ભગવાને કહ્યું:–હે અર્જુન ! કર્મયોગરૂપ ઉપાયસહિત ( અથવા ભાષ્યકારના મત પ્રમાણે સંન્યાસસહિત ) આ સાંખ્યયોગ મેં પ્રથમ સૂર્યને કહ્યો હતો. પૂર્વના અધ્યાયમાં દર્શાવેલો સંધ્યોપાસનથી આરંભીને નિર્વિકલ્પક સમાધિના અનુષ્ઠાનસુધીનો કર્મયોગ, જ્ઞાનનિષ્ઠાનો ગુણરૂપ છે અને તે કર્મયોગ સંન્યાસમાં અધિકારને નહિ ધરાવનારા રાજાઓનેજ યોગ્ય છે, એ યોગ પૂર્વે સર્વ ક્ષત્રિયોના આદિરૂપ સૂર્યમંડળના અભિમાની સૂર્યને કહ્યો હતો. હું સૂર્યનો પણ અંતર્યામી છું. શ્રુતિ કહે છે કે:–**य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेशः आप्रणखात्सर्व एव सुवर्णस्तस्य यथा कप्यासंपुंडरीकमेवमक्षिणी तस्योदिति नाम** "જે આ સૂર્યમંડળમાં સુવર્ણમય પુરુષ દેખાય છે, તેની દાઢીમૂછ સુવર્ણની છે, તેના કેશ પણ સુવર્ણના છે, છેક પગના નખસુધીના તેના ભાગો સુવર્ણમય છે, તેની આંખો વાંદરાના નિતંબ જેવી લાલ અને કમળ જેવી છે તથા તેનું નામ "**उत**" એવું છે. એ રીતે હું સૂર્યમંડળનો પણ અંતર્યામી શ્રુતિપ્રસિદ્ધ છું; તે મેં એ યોગને સૂર્ય કહ્યો હતો. ( અહીં ભગવાન શ્રીકૃષ્ણ, એ કર્મયોગની પ્રાચીનતા દર્શાવે છે. ) વળી એ કર્મયોગનો સંપ્રદાય અવિચ્છિન્ન છે; કારણ કે અનાદિકાળથી ચાલ્યા આવતા એ યોગને સૂર્યે પોતાના પુત્ર મનુને કહ્યો હતો અને તે મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુ રાજાને કહ્યો હતો.

**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।**
**स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २॥**

**એ રીતે પરંપરાથી–ઇક્ષ્વાકુથી નિમિરાજાએ, નિમિથી નાભાગ રાજાએ એ યોગને જાણ્યો અને પછીથી પરંપરાથી ચાલ્યા આવતા તે યોગને જનક, અજાતશત્રુ, કેકય વગેરે રાજાઓએ તથા સનક, વસિષ્ઠ આદિ તત્ત્વાર્થવેત્તા ઋષિઓએ (આ યોગને) જાણ્યો હતો; પરંતુ મહાન કાળ જતાં તે યોગ, હે શત્રુતાપન અર્જુન ! આ**

પૃથ્વી પરથી નષ્ટ થઈ ગયો.[2]

**स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखाचेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥**

તે ને તેજ એ પુરાતની યોગને મેં આજે તને કહેલો છે. એ યોગ ઉત્તમ રહસ્યરૂપ છે, છતાં પણ તું મારો ભક્ત છે અને મિત્ર છે, તેથી મેં તને કહ્યો છે.[3]

(૩) સંપ્રદાયનો નાશ થતાં એ યોગ જ્યારે નાશ પામ્યો, ત્યારે આજે મેં તને કહી દેખાડયો છે. એ યોગ ઘણો પુરાતની છે તથા ઉત્તમ રહસ્યવાળો છે. અભકત પુરુષને તો તે આપવા યોગ્યજ નથી, કારણ કે તેથી વિદ્યા વીર્યહીન થાય છે. એક મંત્ર પણ કહે છે કેઃ–

" **विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि । असूयकायानृजवेऽयताय-न मा ब्रूया वीर्यवती तथा स्याम्** "

" વિદ્યાએ, બ્રાહ્મણની પાસે આવીને કહ્યું કે, હે બ્રાહ્મણ ! તું મારૂં રક્ષણ કર. હું તારો ભંડાર છું. દોષદષ્ટિવાળા, ઉદ્ધત તથા અસંયમી પુરુષને તું મને આપીશ નહિ, જેથી હું પરાક્રમવાળી રહું." એ શ્રુતિના આશય પ્રમાણે વિદ્યા જેવા તેવાને આપવી નહિ જોઇએ; પણ તું તો મારો ભક્ત છે, મિત્ર છે અને તે વિદ્યાને તું યોગ્ય છે, તેથી એ કર્મયોગ મેં તને કહ્યો છે.

ભગવાન શ્રીકૃષ્ણને વસુદેવથી ઉત્પન્ન થયેલા માનતો અર્જુન પૂછે છેઃ–

**॥ अर्जुन उवाच ॥**

**अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥**

અર્જુને પૂછયું:–આપનો જન્મ આધુનિક સમયનો હમણાંનો છે અને સૂર્યનો જન્મ તો ઘણા કાળ પહેલાંનો છે;તો આ યોગ તમે પ્રથમ સૂર્યને કહ્યો હતો એમ હું શી રીતે જાણું[4]

(૪) અર્જુનના એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન પોતાનું અજન્માપણું સિદ્ધ કરવામાટે પ્રથમ પોતાનું સર્વજ્ઞપણું કહે છેઃ–

**॥ श्रीभगवानुवाच ॥**

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥**

શ્રીભગવાને કહ્યું:–હે શત્રુતાપન અર્જુન ! તારા અને મારા ઘણા જન્મો વીતી ગયા છે. તે બધા જન્મોને હું જાણું છું, તું જાણતો નથી.[5]

શું ત્યારે, જેમ યોગીઓ સર્વજ્ઞ જીવતરીકે પ્રસિદ્ધ હોય છે તેમ, તમે પણ પોતાના પૂર્વજન્મનું સ્મરણ કરનારા કોઇ એક જીવ છો ? આ અર્જુનના પ્રશ્નનો ભગવાન ઉત્તર કહે છેઃ–

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥**

હું અજન્મા, અવિનાશી અને સર્વ ભૂતોનો ઈશ્વર છું, છતાં પણ મારી પ્રકૃતિનો આશ્રય કરીને મારી પોતાની માયાવડે હું ઉત્પન્ન થાઉં છું.[6]

(૬) દેહથી રહિત થયેલો આત્મા અજન્મા છે અને અવિનાશી છે, એમ **न त्वेवाहं जातु नासम्**–ઇત્યાદિ સ્થળે પ્રથમ સિદ્ધ કર્યું છે. હવે અહીં આ શ્લોકમાં દેહયુક્ત એવા પણ પરમાત્મા અજન્મા અને અવિનાશી છે, એમ કહેવામાં આવે છે. અહીં મૂળમાં–**ईश्वरोऽपि**–એ પદથી દેહયુક્ત એવા પણ પરમાત્મા અવિનાશી અને અજન્મા છે–એ વાતનેજ દૃઢ કરેલી છે; કારણ કે '**तत्त्वमसि**–તે તું છે.' '**अहं ब्रह्मास्मि**–હું બ્રહ્મ છું.' ઇત્યાદિ શ્રુતિઓમાં દેહરહિત એવા આપણા બધાનો આત્મા ઈશ્વર છે, એ વાત તો પ્રસિદ્ધજ છે; પણ જો દેહયુક્ત એવા આત્માનું ઈશ્વરપણું સિદ્ધ કરવામાં ન આવે તો આત્માપર અનીશ્વરપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. કદાચ અહીં કોઈ એમ કહે કે, " સૂર્યમંડળના અંતર્યામી સુવર્ણમય દાઢીમૂછવાળા પરમેશ્વરનો દેહ જન્મ અને નાશવાળો હોવો જોઇએ." પરંતુ આમ કહી શકાય તેમ નથી; કારણ કે તે સૂર્યમંડળના અંતર્યામી પરમેશ્વરનો દેહ કર્મથી ઉત્પન્ન થયેલો નથી, પણ કર્મનાં ફળની પરાકાષ્ઠારૂપ તે હિરણ્યગર્ભના શરીરની પ્રાપ્તિ છે. વળી એમ પણ કહી શકાય તેમ નથી કે,–"**पुरुषो ह वै नारायणोऽकामयत अत्यातिष्ठेयं सर्वाणि भूतानि अहमेवेदं सर्वस्यामिति स एवं पुरुषमेधं पंचरात्रं यज्ञक्रतुमपश्यत्**"–પરમાત્મા નારાયણે ઇચ્છા કરી કેઃ–'હું આ સર્વ ભૂતોથી અધિક થઇને રહું અને હું આ સર્વસ્વરૂપ થાઉં.' આવી રીતે ઇચ્છા કરીને તે નારાયણે પંચરાત્ર નામનો પુરુષ-

મેધ યજ્ઞ કર્યો. આ શતપથ બ્રાહ્મણમાં તથા-"**सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् स भूमिं विश्वतो वृत्वाऽत्यतिष्ठद्दशांगुलम्**"

હજાર મસ્તકવાળા, હજાર આંખોવાળા તથા હજાર પગવાળા તે નારાયણ, આખી પૃથ્વીને ચારે બાજુથી વીંટી લઇને દશ આંગળ જેટલા પ્રદેશમાં પૃથ્વીની બહાર રહ્યા.

વળી-"**पादोऽस्य सर्वाभूतानि त्रिपादस्यामृतं दिवि**"-"સર્વ પ્રાણીઓ આ નારાયણ પુરુષના પાદરૂપ છે-ચોથા ભાગરૂપ છે તથા તેમના ત્રણ ભાગોરૂપ ત્રણ પાદો સ્વર્ગમાં વ્યાપ્ત છે." આ પુરુષસૂક્તમાં સિદ્ધ કરેલા, સર્વ ભૂતોથી પર રહેલા, સર્વના ઈશ્વર પરમાત્મા નારાયણનું શરીર પણ પંચરાત્ર નામના યજ્ઞના ફળથી ઉત્પન્ન થયું છે. એમ તે તે શ્રુતિઓમાં પ્રસિદ્ધ છે." આમ કહેવું તે પણ યોગ્ય નથી; કારણ કે તે તે શ્રુતિઓમાં દર્શાવેલા **नारायण** શબ્દનો 'હિરણ્યગર્ભ' એવો અર્થ થાય છે; તેમજ પરમેશ્વર તો સંપૂર્ણ કામનાવાળા છેજ અને સર્વથી પર રહેલાજ છે; તો પછી તેને ફરીથી સર્વ ભૂતોથી પર-શ્રેષ્ઠ થવાની કામના થાય તેવો સંભવજ નથી. વળી કદાચ કોઈ એમ કહેશે કે, "પરમેશ્વરની અંદર પણ કામના જોવામાં આવે છે. શ્રુતિમાં કહ્યું છે-"**सोऽकामयत बहु स्यां प्रजायेय**-તેણે ઇચ્છા કરી કે, હું અનેકરૂપે થાઉં, હું પ્રજા ઉત્પન્ન કરૂં." ઇત્યાદિ વાક્યોથી જણાય છે કે, પરમેશ્વર પણ કામનાવાળા છે." આમ કહેનારની બુદ્ધિનાં તો ખરેખર વખાણ કરવાં જોઇએ; કારણ કે તે મૂર્ખ માણસ, "**आप्तकामस्य का स्पृहा**-જેને સર્વ કામનાઓ પ્રાપ્ત થયેલી છે તેવા પરમેશ્વરને વળી શી સ્પૃહા છે?" આ શ્રુતિવાક્ય પ્રમાણે તથા **लोकवत्तु लीलाकैवल्यम्**-પરમાત્માનું જે કંઈ લોકના જેવું વર્તન દેખાય છે તે તો કેવળ તેની લીલા છે-એ ન્યાયપરથી-કેવળ નિઃસ્પૃહતરીકે સિદ્ધ થયેલા અને માત્ર લીલાથીજ કરોડો બ્રહ્માંડોને ઉત્પન્ન કરનારા ભગવાન રાજગોપાલની, કર્મવડે સર્વ પ્રકારની પ્રાર્થના કરનારા કોઇ કર્મના દાસ બનેલા પુરુષની સાથે સમાનતા સિદ્ધ કરે છે; (તેથી તે માણસ મૂર્ખજ છે) માટે ભગવાનનું શરીર, કર્મના ફળરૂપ નથી અને તેજ કારણથી તેમનું શરીર ભૂતોથી બનેલું પણ નથી; કારણ કે વિરાટ અને સૂત્રાત્માનાં શરીરો ભૂતોથી બનેલાં હોય છે. આવાજ કારણથી આ શ્લોકમાં ભગવાને યોગ્યજ કહ્યું છે કે, હું અજન્મા છું. ત્યારે વળી કોઇ શંકા કરે કે, ભગવાનના શરીરનું ઉપાદાનકારણ શું હશે? કદાચ આપણે એમ માનીએ કે, ભગવાનના શરીરનું ઉપાદાનકારણ અવિદ્યા હશે, પણ તેમ તો કહી શકાય નહિ; કારણ કે પરમેશ્વરવિષે અવિદ્યા હોતી નથી. ત્યારે શું જીવની અવિદ્યા તે ભગવાનનું ઉપાદાનકારણ હશે? ના, તેમ પણ કહેવાય નહિ; કારણ કે જો તે જીવની અવિદ્યા ભગવાનના શરીરનું ઉપાદાનકારણ હોય, તો છીપમાં ભ્રાંતિથી દેખાતા રૂપાની પેઠે પરમેશ્વરના પર પણ ક્ષુદ્રપણું આવી પડે. ત્યારે શું માત્ર ચૈતન્ય, ભગવાનના શરીરનું ઉપાદાનકારણ હશે? ના, તેમ પણ કહેવાય નહિ; કારણ કે ચૈતન્ય કદી સાકાર હોતું નથી, છતાં પણ કદાચ આપણે તે ચૈતન્યને ભગવાનના શરીરનું ઉપાદાનકારણ માનીએ તો તે ભગવાન પણ ઇન્દ્રિયોથી અગ્રાહ્ય થશે. ત્યારે કયા કારણનો આધાર લઇને ભગવાનનું શરીર, દેવકીના ગર્ભમાં પ્રવેશવાળું, જન્મવાળું, બાલ્યાવસ્થાવાળું, કુમારાવસ્થાવાળું, પોગંડ અવસ્થાવાળું અને યુવાવસ્થાવાળું જણાયું?

આ શંકાનું સમાધાન કરવા નીલકંઠ શંકાવાદીને કહે છે, સાંભળ. ભગવાન પોતેજ આ શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે કે, પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને હું મારી માયાવડે ઉત્પન્ન થાઉં છું. આનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ-જીવાત્માઓ તેજ, પાણી અને અન્નરૂપ જડપ્રકૃતિનો આશ્રય કરીને અથવા પંચમહાભૂતરૂપ જડપ્રકૃતિનો આશ્રય કરીને ઉત્પન્ન થાય છે-જન્મ વગેરેને પામે છે; પણ હું તો મારા પોતાના પ્રત્યક્ ચૈતન્યનો આશ્રય કરી મારી પોતાની માયાવડેજ ઉત્પન્ન થાઉં છું. મારે ઉત્પન્ન થવામાં મારા પ્રત્યક્ ચૈતન્યનોજ આશ્રય કરવો પડે છે, પણ કોઈ બીજા ઉપાદાનકારણનો આશ્રય કરવો પડતો નથી. જેમ દાખલાતરીકે કોઈ માયાવી પુરુષ, પોતે પોતાના સ્થાનપરથી લગારે ખસતો નથી છતાં પણ અદૃશ્ય થઇને તથા કોઈ પણ જાતનાં સ્થૂલ કે સૂક્ષ્મ ભૂતોનો સ્વીકાર નહિજ કરીને કેવળ પોતાની માયાવડેજ પોતાના જેવા બીજા માયાવી પુરુષને ઉત્પન્ન કરે છે અને તેને દોરીના માર્ગે આકાશમાં ચઢાવે છે. એજ પ્રમાણે, કૂટસ્થ, માત્ર ચૈતન્યરૂપ અને અગ્રાહ્ય એવો હું, મારી માયાવડે ચૈતન્ય-

મય આત્માના શરીરને ઉત્પન્ન કરૂં છું; અને જેમ પેલો માયાવી પુરુષ, બીજા ઉત્પન્ન કરેલા માયાવી પુરુષને દોરીના માર્ગે આકાશમાં ચઢતો લોકોને બતાવે છે, તેમ હું પણ તે મારા ચૈતન્યમય આત્મામાં બાલ્ય આદિ અવસ્થાઓને લોકોની નજરે દેખાડું છું; પણ મારામાં તથા પેલા માયાવી પુરુષમાં તફાવત એટલો છે કે, પેલો લૌકિક માયાવી પુરુષ, જ્યારે પોતાની માયાને સમેટી લે છે, ત્યારે પોતે ઉત્પન્ન કરેલા બીજા માયાવી પુરુષને પણ સમેટી લે છે; પણ હું તો તે મારી માયાને પણ સમેટી લેતો નથી તથા તે મારા માયાવી શરીરને પણ સમેટતો નથી. આ રીતેજ હોવાથી સુવર્ણની દાઢીમૂછોથી યુક્ત શરીરવાળા આદિત્યમંડળના અંતર્યામી ચૈતન્યને –**अंतस्तद्धर्मोपदेशात्**–આ દિવ્ય મંડળમાં રહેલા તે પુરુષમાં પરમાત્માના ધર્મો જોવામાં આવે છે–આ વ્યાસ સૂત્રના ન્યાયથી સિદ્ધ થયેલું આકાશાદિ પદાર્થોના ઉપાદાનકારણરૂપ સર્વેશ્વરપણું ઘટી શકે છે, નહિ તો ઘટેજ નહિ.

માટે પરમેશ્વરનું માયામય શરીર પણ નિત્ય છે, જેથી એકના એક શરીરથી મેં સૂર્યને ઉપદેશ કર્યો હતો અને અત્યારે તને પણ તેજ શરીરથી હું ઉપદેશ કરૂં છું. બીજે સ્થળે પણ "**नित्यैव सा जगन्मूर्तिः**" તે પરમાત્માની માયામય મૂર્તિ નિત્યજ છે, એમ નિશ્ચયપૂર્વક પ્રતિજ્ઞા કરેલી છે. વળી પણ તેજ સ્થળે કહ્યું છે કેઃ–

**"देवानांकार्यसिद्धयर्थमाविर्भवति सा यदा ।**
**उत्पन्नेति तदा लोके सा नित्याप्यभिधीयते॥"**

"પરમાત્માની મૂર્તિ નિત્ય છે, તોપણ જ્યારે દેવોનું કાર્ય સિદ્ધ કરવામાટે પ્રકટ થાય છે ત્યારે તે મૂર્તિ, લોકમાં ઉત્પન્ન થયેલી કહેવાય છે." એ રીતે નિત્ય એવી પણ ભગવાનની મૂર્તિના પ્રકટપણાની અપેક્ષાએ સૂર્યની પેઠે બાલ્યાદિ અવસ્થાઓ તથા ઉત્પત્તિ વગેરે જાણવામાં આવે છે.

ભગવાન શ્રીશંકરાચાર્યકૃત ગીતાભાષ્યમાં આ શ્લોકનું વ્યાખ્યાન આ રીતે કર્યું છેઃ— **મારી પોતાની ત્રિગુણાત્મક વૈષ્ણવી માયાને વશ કરીને હું મારી માયાવડે ઉત્પન્ન થાઉં છું. જાણે શરીરને ધારણ કરનારો થયો હોઉં તેમ મારી માયાવડે હું જણાઉં છું. વાસ્તવિક રીતે લોકોની પેઠે હું ઉત્પન્ન થતો નથી.**

તમે કયારે ઉત્પન્ન થાઓ છો? આના ઉત્તરમાં શ્રી ભગવાન કહે છેઃ–

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥**

હે ભરતવંશી અર્જુન ! જ્યારે જ્યારે ધર્મનો હ્રાસ થાય છે તથા અધર્મની વૃદ્ધિ થાય છે,ત્યારે ત્યારે હું માયાવડે શરીરને સરજું છું–જન્મ ધરૂં છું.[૭]

(૭) શામાટે તમે માયાવડે શરીરને ધારણ કરો છો? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છેઃ–

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥**

સત્પુરુષોનું રક્ષણ કરવામાટે, દુષ્ટોનો નાશ કરવામાટે અને ધર્મનું સ્થાપન કરવામાટે હું યુગે યુગે પ્રકટ થાઉં છું.[૮]

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन॥९॥**

હે અર્જુન ! એ રીતે જે પુરુષ, મારા માયામય દિવ્ય જન્મને તથા સત્પુરુષોનું રક્ષણ કરવારૂપ કર્મને યથાર્થ રીતે જાણે છે, તે પુરુષ દેહનો ત્યાગ કર્યા પછી ફરીથી જન્મ પામતો નથી, પરંતુ મનેજ પામે છે.[૯]

(૮-૯) આ શ્લોકમાં એમ દર્શાવ્યું છે કે, ભગવાનને મેળવવા ઇચ્છનાર પુરુષે, ભગવાનના જન્મોનું અને કર્મોનું ગાન કર્યા કરવું જોઇએ.

ભગવાનના જન્મકર્મનું ગાન પણ ભગવાનની પ્રાપ્તિનું દ્વાર છે, એ વાત કહે છેઃ–

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥**

જેઓમાંથી રાગ, ભય અને ક્રોધ ચાલ્યો ગયો છે–તેવા અને મારામય થઇને મારેજ આશ્રય કરનારા ઘણા પુરુષો, જ્ઞાનમય તપથી પવિત્ર થઇને મારા સ્વરૂપને પામ્યા છે.[૧૦]

(૧૦) વિષયોમાં પ્રીતિરૂપ રાગ, પોતાના નાશની શંકારૂપ ભય અને પોતાને તથા બીજાને પીડા થવાના કારણરૂપ જે સંતાપ તે ક્રોધ–આ ત્રણેય દોષોથી રહિત થયેલા, હુંજ જેઓનો મુખ્ય

આધાર છું તેવા, પણ વ્યભિચારિણી સ્ત્રી જેમ પોતાના નિર્વાહમાટે પોતાના જારનો તથા પોતાના ધણીનો આશ્રય કરે છે તેમ નહિ પણ કેવળ મારોજ આશ્રય કરનારા ઘણા મહાત્મા પુરુષો, મારા જન્મ અને કર્મનાં તથા મારા સ્વરૂપનાં નિરંતર ચિંતનરૂપ અને-**यस्य ज्ञानमयं तपः**- જે પુરુષને જ્ઞાનમય તપ છે તે ઉત્તમ છે ઇત્યાદિ શ્રુતિઓમાં પ્રસિદ્ધ જ્ઞાનમય તપથી પવિત્ર થઇને મારા સ્વરૂપને પામેલા છે.

હવે અર્જુન અહીં એક શંકા કરે છે કે, હે પ્રભુ! તમે સત્પુરુષોનું રક્ષણ કરો છો તથા દુષ્ટોનો નાશ કરો છો તેથી તમારામાં પણ પક્ષપાત અને નિર્દયતા તો છેજ, એમ સિદ્ધ થાય છે. તો પછી અમારા જેવા સામાન્ય મનુષ્ય સરખા તમારા જન્મો, કર્મો અને સ્વરૂપનું ચિંતન કરવાથી શો લાભ? કંઇ નહિ. આ શંકાનું સમાધાન કરવામાટે ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ-

**ये यथा मां प्रपद्यंते ताँस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥११॥**

**હે પાર્થ! જે મનુષ્યો મને જેવી રીતે પ્રાપ્ત થાય છે તેઓને હું તેવાજ પ્રકારે અનુસરૂં છું; પણ જેઓ મારા માર્ગને અનુસરે છે તેઓને તો હું સર્વ પ્રકારે અનુસરૂં છું.**[૧૧]

(૧૧) હે પાર્થ! જે મનુષ્યો મને જે પ્રકારે-શત્રુ અથવા મિત્રપણે પ્રાપ્ત થાય છે-અનુસરે છે, તેઓને હું પણ તેજ પ્રકારે અનુસરૂં છું; પણ જેઓ મારી ભક્તિ, ધ્યાન,પ્રણિધાનરૂપ મારા માર્ગને અનુસરે છે તેઓ તો મારા આત્મારૂપજ થયેલા હોય છે અને તેઓને તો હું સર્વ પ્રકારે અનુસરૂં છું.

અહીં આશય એવો છે કે, જે કોઇ પુરુષ, મારાં બિંબરૂપ સર્વ પ્રાણીઓપર જે પ્રમાણે રાગ અથવા દ્વેષ કરે છે, તે પુરુષને વિષે હું પણ તેજ પ્રમાણે રાગ અથવા દ્વેષ કરૂં છું; કારણ કે તે રાગદ્વેષ કરનારો પુરુષ, મારૂં પ્રતિબિંબ છે, તેથી બિંબની પૂજા અથવા અપૂજા તેના પ્રતિબિંબમાં અવશ્ય દાખલ થાય છે. આવા હેતુથી મારામાં પક્ષપાત કે નિર્દયતા છેજ નહિ; પરંતુ તે પક્ષપાત કે નિર્દયતા કરનારો પુરુષજ હાથે કરીને પોતાનાપર વિષમપણું અને નિર્દયપણું કરે છે; માટે કલ્યાણની ઇચ્છા રાખનારા પુરુષે સર્વનાં કલ્યાણમાટેજ યત્ન કરવો જોઇએ.

પૂજ્યપાદ ભગવાન શ્રીશંકરાચાર્ય, પોતાના ભાષ્યમાં આ શ્લોકનો આવો અર્થ કરે છેઃ—જે કોઇ રોગી, જિજ્ઞાસુ, ધનની ઇચ્છાવાળા અને જ્ઞાની મનુષ્યો, મને જે જે પ્રકારે તથા જે જે પ્રયોજનમાટે પ્રાપ્ત થાય છે, તે પુરુષોનો હું પણ તેજ પ્રકારે-રોગનો નાશ કરવાવડે, જ્ઞાનદાનવડે, ધનદાનવડે અને મોક્ષદાનવડે અનુગ્રહ કરૂં છું; કારણ કે તેઓ પણ સર્વથા મારા માર્ગનેજ અનુસરનારા છે. આવાજ આશયથી-**येऽप्यन्यदेवताभक्ताः**-ઇત્યાદિ આગળ જતાં કહેવામાં આવશે.

**कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥**

**કર્મોનાં ફળને તુરત ઇચ્છનારા પુરુષો, ઇંદ્રાદિ દેવોનું પૂજન કરે છે; કારણકે મનુષ્યલોકમાં કર્મોનું ફળ તુરત થાય છે.**[૧૨]

(૧૨) આ મનુષ્યલોકમાં પોતે કરેલાં કામ્યકર્મોનાં ફળરૂપે પુત્ર, પશુ, આદિની સિદ્ધિ, પુરુષોને તુરત થાય છે; પણ નિષ્કામ કર્મોના ફળરૂપ ચિત્તશુદ્ધિ, તુરત થતી નથી. આવા હેતુથીજ કામ્ય કર્મોનાં ફળને આ લોકમાંજ તુરત ઇચ્છતા કેટલાએક પુરુષો ઇંદ્રાદિ દેવોનું પૂજન કરે છે. તેઓ પણ ખરી રીતે મારા માર્ગનેજ અનુસરે છે, કારણ કે આગળ જતાં કહેવાશે કે—**येऽप्यन्यदेवताभक्ताः**-જે કોઇ બીજા દેવોનું ભજન કરનારા છે, તે પણ અવિધિપૂર્વક મારૂં ભજન કરે છે.

બીજા દેવોના ભક્તો પણ કયા કારણથી તમારાજ માર્ગને અનુસરે છે? આના ઉત્તરમાં ભગવાન કહે છેઃ—

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥**

**મેં,ચારે વર્ણોના હિતને માટે દ્રવ્ય,દેવતા આદિ ગુણો અને અગ્નિહોત્ર આદિ કર્મો વિભાગ પ્રમાણે સરજેલાં છે.હું અવિકારી,તે ગુણોનો અને કર્મોનો,માયાના યોગથી કર્તા છું અને વાસ્તવિક રીતે અકર્તા પણ છું એમ તારે જાણવું.**[૧૩]

(૧૩) ચારેય વર્ણોનું હિત કરનાર એવા દ્રવ્ય, દેવતા આદિ ગુણો અને અગ્નિહોત્ર આદિ કર્મોને મેં સરજેલાં છે. તે પણ સર્વને સામાન્ય રીતે અને અમુક અમુક ખાસ અધિકારીપરત્વે વિભાગ

કરીને સરજેલાં છે. જેમકે દાન, જપ આદિ કર્મો સર્વને માટે સામાન્ય છે, અગ્નિહોત્ર આદિ કર્મો ત્રણ વર્ણના માણસોમાટેજ છે, પણ શૂદ્રમાટે નથી અને રાજસૂય આદિ કર્મ, કેવળ રાજાઓમાટેજ છે, બીજાઓ માટે નથી. ઇત્યાદિ વિભાગપૂર્વક સરજેલાં છે. એ રીતે ચારેય વર્ણોને હિતકારક એવાં ગુણકર્મોને જ્યારે મેંજ સરજેલાં છે, ત્યારે દેવતાઓ પણ મારાથીજ ઉત્પન્ન થયેલા છે. એટલે જેમ પુત્રની પ્રીતિ સંપાદન કરવાથી તેના પિતાની પણ પ્રીતિ સંપાદન કરી શકાય છે, તેમ તે દેવોની પ્રીતિ સંપાદન કરવાથી મારી પ્રીતિ પણ સંપાદન કરી શકાય છે.

અથવા આ શ્લોકની આવી રીતે યોજના પણ થઇ શકે છેઃ-મેં ગુણવિભાગ અને કર્મવિભાગ પ્રમાણે ચારે વર્ણોને ઉત્પન્ન કર્યા છે. જેમકે-બ્રાહ્મણો સત્વગુણપ્રધાન હોય છે અને તેઓનાં શમ, દમ વગેરે કર્મો હોય છે. ક્ષત્રિયો, મુખ્યત્વે કરીને રજોગુણવાળા હોય છે અને ગૌણપણાથી સત્વગુણી પણ હોય છે; તો તેઓનું શૌર્ય આદિ કર્મ છે. વૈશ્યો મુખ્યત્વે કરીને રજોગુણી હોય છે તથા ગૌણપણાથી તમોગુણી પણ હોય છે, તો તેઓનું ખેતી વગેરે કર્મ છે અને શૂદ્રો મુખ્યત્વે કરીને તમોગુણવાળા હોય છે અને ગૌણપણે રજોગુણી પણ હોય છે, તો તેઓનું ત્રણે વર્ણોની સેવા વગેરે કર્મ છે. એ રીતે ગુણો અને કર્મોના વિભાગ પ્રમાણે મેં ચારે વર્ણોને ઉત્પન્ન કર્યા છે.

અહીં કહેવાનો ભાવ એ છે કે,બીજા દેવોનું ભજન કરનારા પુરુષો પણ મેં કહેલાં કર્મોને કરનારા છે, તેથી તેઓ પણ મારાજ ભક્ત છે.હવે કદાચ અહીં તું એવી શંકા કરીશ કે,જો એ પ્રમાણે તમે તમારી સંતતિરૂપ દેવતાઓને પ્રસન્ન કરવાથી તથા તમારી આજ્ઞા પ્રમાણે વર્તન કરવાથી પ્રસન્ન થાઓ છો અને તેવી પ્રસન્નતા મેળવવામાટેજ તમે જો ચારેય વર્ણોને સરજેલા છે, તો પછી તમે તો મોટામાં મોટા સંસારી ગણાઓ; પણ એ શંકા કરવી યોગ્ય નથી, કારણ કે માયાના યોગથી હું તે ચારે વર્ણનો કર્તાતરીકે જણાઉં છું. વાસ્તવિક રીતે તો હું અકર્તા છું અને તેથીજ અવ્યય છું-અવિકારી છું.

**તમે તો બધું અવળુંજ બોલો છો; કારણ કે તમે ચારે વર્ણના કર્તાતરીકે છો અને વળી અકર્તાતરીકે કેમ હોઇ શકો? આના ઉત્તરમાં ભગવાન કહે છેઃ—**

**न मां कर्माणि लिंपंति न मे [illegible]र्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स ब[illegible]्यते ॥**

**મને કર્મો લેપી શકતાં નથી; કારણકે મને કર્મોનાં ફળમાં સ્પૃહા હોતી નથી. એ રીતે જે પુરુષ, મને જાણે છે તે પુરુષ પણ કર્મથી બંધાતો નથી.**[૧૪]

(૧૪) મને કર્મોનો લેપ પણ લાગતો નથી; કારણ કે મને કર્મોના ફળની સ્પૃહા હોતી નથી. જે પુરુષ, કર્તાપણાનો અભિમાની છે,તેનેજ કર્મનો લેપ લાગે છે; અને જે પુરુષ, કર્મનાં ફળની ઇચ્છા રાખે છે, તે પુરુષજ પોતાને કર્તાતરીકે માને છે; માટે ફળની ઇચ્છાનો જો અભાવ હોય તો અકર્તાપણું પ્રાપ્ત થાય છે; અને જો અકર્તાપણું પ્રાપ્ત થાય છે, તો પછી તે પુરુષ, કર્મો કર્યા કરે તોપણ કર્મોથી લેપાતો નથી! એ રીતે કર્મોના અકર્તાતરીકે જે પુરુષ મને માને છે, તે પુરુષ પણ કર્મના ફળની સ્પૃહાનો ત્યાગ કરીને કર્મ કરવા છતાં પણ કર્મોથી બંધાતો નથી.

એ વાતનેજ શિષ્ટ પુરુષોના આચારને દેખાડી અહણ કરાવે છે.

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥**

**એ પ્રમાણે સમજીને પૂર્વકાળના મુમુક્ષુ પુરુષોએ પણ કર્મો કર્યાં હતાં; માટે તું પણ તે પ્રાચીન પુરુષોએ કરેલાં અતિ પ્રાચીન વેદોક્ત કર્મનેજ કર.**[૧૫]

(૧૫) આ શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણ, પ્રાચીન શિષ્ટ પુરુષોનો આચાર દર્શાવીને અર્જુનને એમ કહેવા માગે છે કે, કર્મ કરવાનો આચાર ઘણો પ્રાચીન કાળનો છે. આજકાલમાં કોઇએ નવો ઘડી કાઢયો નથી; અથવા આ કર્મો, અતિ પ્રાચીન હોવાથી તથા પૂર્વકાળના પ્રાચીન પુરુષોએ આચરેલાં હોવાથી અતિ આવશ્યક છે; માટે તે આવશ્યક કર્મોને તારે કરવાંજ જોઇએ.

કર્મો કરવાં તે આવશ્યક છે, તોપણ ગાડરીઆ પ્રવાહની પેઠે દેખાદેખીથી કર્મો કરવા મચી પડવું નહિ; પણ-"**ज्ञात्वा कर्माणि कुर्वीत**-બરાબર સમજીને જ્ઞાનપૂર્વક કર્મો કરવાં" એ શાસ્ત્રવચ-

નથી કર્મોમાં રહેલી કંઇક વિશેષતાને જણાવવામાટે ભગવાન શ્રીકૃષ્ણ, તેનો ઉપોદ્‌ઘાત કરે છે.

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्**

**કર્મ શું અને અકર્મ શું ? એના સંબંધમાં મોટા મોટા પંડિતો પણ મોહ પામી ગયા છે–અર્થાત્ મોટા મોટા પંડિતોને પણ કર્મનું સ્વરૂપ તથા અકર્મનું સ્વરૂપ બરાબર સમજાયું નથી; માટે હું તને તે કર્મ અને અકર્મના યથાર્થ સ્વરૂપને કહીશ, કે જે જાણીને તું અશુભ સંસારથી મુક્ત થઇશ.**[૧૬]

(૧૬) એ કર્મ અને અકર્મનું જ્ઞાન કરવું તે ઘણું આવશ્યક છે. એ વાતને ભગવાન કહે છેઃ–

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः॥१७॥**

**શાસ્ત્રમાં કહેલાં કર્મનું તત્ત્વ જાણવા યોગ્ય છે, નહિ કરવા કહેલાં વિરુદ્ધ કર્મનું તત્ત્વ પણ જાણવાલાયક છે અને મૌનપણે રહેવારૂપ અકર્મનું તત્ત્વ પણ સમજવા જેવું છે. આ ત્રણેય કર્મ, વિકર્મ અને અકર્મનું વાસ્તવિક તત્ત્વ ગહનછે.**

હવે જે પ્રથમ "હું તને કર્મોનું તત્ત્વ કહીશ" એવી પ્રતિજ્ઞા કરી છે, તે કહે છેઃ—

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥**

**જે પુરુષ, કર્મમાં અકર્મને જુએ છે તથા અકર્મમાં કર્મને જુએ છે, તે પુરુષ મનુષ્યોમાં બુદ્ધિમાન છે, યોગી છે અને તેજ પુરુષ સર્વ કર્મને કરનારો છે.**[૧૮]

(૧૮) કર્મ, અકર્મ અને વિકર્મરૂપ દેહ, ઈંદ્રિય વગેરેના વ્યાપારનો અવિદ્યાવડે અંતરાત્મામાં આરોપ થયા છતાં તેમાં કર્મના અભાવરૂપ અકર્મને, જેમ નાવમાં બેઠેલો કોઇ ડાહ્યો પુરુષ નૌકાની ગતિનો તીર અને તીરપરનાં વૃક્ષોમાં આરોપ થયા છતાં વાસ્તવિક બુદ્ધિવડે તેમાં ચાલવાના અભાવને જુએ છે, તેમ જે પુરુષ જુએ છે તથા '**चलंगुणवृत्तम्**' (ગુણોની વૃત્તિવાળા પદાર્થો ચલિત હોય છે) એ ન્યાયવડે નિરંતર કર્મ કરતા ત્રિગુણાત્મક દેહ, ઇન્દ્રિય વગેરેને વિષે જે, ચંદ્ર અને તારા આદિમાં ગતિના અભાવની પેઠે હું નિષ્ક્રિય છું, હું કાંઈ કરતો નથી, એમ અધ્યાસ પામેલા કર્મના અભાવરૂપ અકર્મમાં કર્મને–એટલે તેને નિગ્રહ કરવારૂપ પ્રયત્નને જુએ છે, તે મનુષ્યોમાં બુદ્ધિમાન—યથાર્થ વસ્તુને જોનારો છે.

પ્રત્યગાત્મામાં જ્યારે અવિદ્યાવડે કર્મ, અકર્મ અને વિકર્મરૂપ દેહ, ઈંદ્રિય વગેરેના વ્યાપારરૂપ કર્મનો આરોપ થાય છે, ત્યારે તે આરોપિત દેહ–ઈંદ્રિયના વ્યાપારરૂપ કર્મમાં, નાવમાં બેઠેલા પુરુષે, નાવના ચાલવાથી આરોપિત કરેલા કાંઠાનાં વૃક્ષના ચાલવાના ધર્મમાં, જેમ કોઇ ડાહ્યો પુરુષ તત્ત્વદષ્ટિથી તે કાંઠાનાં વૃક્ષમાં ચાલવાના ધર્મનો અભાવ જુએ છે તેમ, જે પુરુષ, તે દેહ–ઈંદ્રિયાદિના વ્યાપારરૂપ કર્મમાં કર્મનો અભાવ જુએ છે તથા **चलं गुणवृत्तम्**–ગુણોની વૃત્તિવાળા પદાર્થો ચલિત હોય છે, એ ન્યાય પ્રમાણે તે પુરુષ, પોતે એમ માને છે કે, ત્રિગુણાત્મક એવા દેહ–ઈંદ્રિય આદિ પદાર્થોજ હમેશાં કર્મ કરવાવાળા હોય છે; પણ મારામાં તો, જેમ ચંદ્ર, તારા વગેરેમાં ગતિનો અભાવ છે, તેમ કર્મનો અભાવ રહેલો છે. હું તો શાંત રીતે રહેલો છું, હું તો કંઇ પણ કરતો નથી—એમ તે દેહ–ઈંદ્રિય આદિનાં કર્મમાં પોતે જ્ઞાનદ્વારા અકર્મબુદ્ધિ કરે છે અને અકર્મમાં-કર્મના અભાવમાં–પ્રત્યગાત્માવિષે આરોપિત થયેલા દેહ ઇંદ્રિય આદિના વ્યાપારના અભાવમાં, જે પુરુષ તે દેહ, ઇંદ્રિય આદિના નિગ્રહ કરવારૂપ પ્રયત્નને કર્મરૂપે જુએ છે, તે પુરુષ મનુષ્યોની અંદર બુદ્ધિમાન છે—તત્ત્વદર્શી છે અને પોતાના આત્મામાં ભ્રાંતિથી ઉત્પન્ન થયેલા દેહ–ઈંદ્રિય આદિના વ્યાપારનો તથા તે અનાત્મવસ્તુરૂપ એવા દેહ–ઇંદ્રિયાદિ પદાર્થોમાં ભ્રાંતિથી ઉત્પન્ન થયેલા વ્યાપારરહિતપણાનો બાધ કરે છે, તેથી એ પુરુષ યોગી છે અને સમગ્ર કર્મને કરનારો પણ છે; કારણ કે તે પુરુષને કર્મયોગના ફળરૂપ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું છે. અહીં કહેવાનો આશય એ છે કે, બુદ્ધિમાન પુરુષે, આત્માને અકર્તાતરીકે માનીને તથા દેહ, ઇંદ્રિયાદિસમૂહને કર્તાતરીકે માનીને કર્મો કરવાં. જો કે આ વાતને **अव्यक्तोऽयमचिन्त्योऽयम्** ઇત્યાદિ શ્લોકોનું વ્યાખ્યાન કરતી વખતે વિસ્તારથી કહેલી છે, તોપણ તત્ત્વવસ્તુ ઘણી દુર્જ્ઞેય હોય છે, માટે વારંવાર તે બાબતમાં કહેવું

જોઇએ, એમ પ્રાચીન પંડિતો માને છે. તેથી અહીં ફરીથી કહેવામાં આવેલ છે.

હવે અહીં કેટલાએક પંડિતો આવો અર્થ કરે છે:–"પરમેશ્વરને માટે કરાતાં કર્મો બંધનનાં કારણ થતાં નથી, માટે તે પરમેશ્વરાર્થ નિત્ય કર્મોમાં જે પુરુષ, "આ કર્મ નથી" એમ જુએ છે તથા નિત્ય કર્મો નહિ કરવામાં દોષ લાગે છે માટે "આ કર્મ છે" આમ જે પુરુષ જુએ છે, તે બુદ્ધિમાન છે; પણ આ અર્થ સંબંધવિનાનો છે; કારણ કે ઇશ્વરાર્થે કરાતાં કર્મોમાં "આ કર્મ નથી" એવું જે જ્ઞાન, તે પાપથી મુક્ત થવામાં કારણરૂપ નથી, પણ ઊલટું તે મિથ્યાજ્ઞાન અશુભરૂપેજ થાય છે. વળી એ પ્રકારનું મિથ્યાજ્ઞાન, કંઇ જાણવાલાયક તત્ત્વ નથી તેમજ એવા પ્રકારનું જ્ઞાન થતાં બુદ્ધિમાનપણાની સ્તુતિ પણ પ્રાપ્ત થતી નથી, માટે તેવો અર્થ કરવો તે સંબંધવિનાનો–અઘટિત છે.

વળી અહીં કેટલાએક આવો અર્થ પણ કરે છે કે, પ્રત્યક્ષ આદિ પ્રમાણના જ્ઞાનનો જે વિષય, તેનું નામ કર્મ કહેવાય છે, એટલે કે, સર્વ દશ્યરૂપ અને જડરૂપ જે આ પ્રપંચ, તેનું નામ કર્મ કહેવાય છે; અને જે વસ્તુ, પ્રત્યક્ષ આદિ પ્રમાણના જ્ઞાનનો વિષય થતી નથી, તે વસ્તુનું નામ અકર્મ છે–એટલે કે સર્વ ભ્રમનું અધિષ્ઠાન સ્વપ્રકાશરૂપ જે ચૈતન્ય, તેનું નામ અકર્મ કહેવાય છે. હવે જે પુરુષ, પ્રત્યક્ષ આદિ પ્રમાણથી થનારા જ્ઞાનના વિષયભૂત સર્વ દશ્યમાન જડપ્રપંચરૂપ કર્મમાં, સતરૂપે અથવા સ્ફુરણરૂપે પરોવાઇને રહેલા, સર્વ ભ્રમનાં અધિષ્ઠાનરૂપ તથા પ્રત્યક્ષ આદિ પ્રમાણથી થનારા જ્ઞાનના અવિષય સ્વપ્રકાશ ચૈતન્યરૂપ અકર્મને પરમાર્થદૃષ્ટિથી જુએ છે તથા તે સ્વપ્રકાશ દ્રષ્ટાવસ્તુભૂત ચૈતન્ય–અકર્મમાં કલ્પિત થયેલા માયામય દશ્યમાન પ્રપંચરૂપ કર્મને અવાસ્તવિક અસત્ જુએ છે–અર્થાત્ જે પુરુષ, એમ માને છે કે, આ દ્રષ્ટા અને દશ્ય વસ્તુનો કોઇ પણ જાતનો સંબંધ નથી, માત્ર પરસ્પરનો અધ્યાસજ છે, એમ વિચારી જે શુદ્ધ વસ્તુ છે તેનેજ જુએ છે, તે પુરુષ, બુદ્ધિમાન છે અને તેજ પુરુષ યથાર્થ વસ્તુને જોનારો હોવાથી વાસ્તવિક ગુણોથી વખણાય છે. આવી રીતે જેઓ વ્યાખ્યાન કરે છે તે પણ અસંગત છે–અઘટિત છે; કારણ કે **कर्म कुरु**–તું કર્મ કર, **कर्म प्रवक्ष्यामि**–હું તને કર્મનું સ્વરૂપ કહીશ–ઇત્યાદિ વાકયોથી સિદ્ધ થાય છે કે, અહીં અવશ્ય આચરણ કરવા લાયક કર્મોનોજ પ્રસંગ ચાલે છે, જેથી તે પૂર્વોક્ત વિદ્વાનોના અર્થ પ્રમાણે તત્ત્વજ્ઞાનનો અહીં અવસરજ નથી–અર્થાત્ અહીં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કર્મ કરવામાટે કહી રહ્યા છે, પણ તત્ત્વજ્ઞાન કહેતા નથી, માટે તે અર્થ યોગ્ય નથી.

"વળી કેટલાએક વૈયાકરણી પંડિતો અહીં કર્મ શબ્દનો અર્થ પોતાની વ્યાકરણની રીતિ પ્રમાણે કરે છે. તેઓ કહે છે કે, '**कर्तुरीप्सिततमं कर्म**–કર્તાને ક્રિયાવડે મેળવવા માટે અતિ ઇષ્ટ એવી જે વસ્તુ તેનું નામ કર્મ કહેવાય છે" આ વ્યાકરણના સૂત્રમાં દર્શાવેલી પારિભાષિક કર્મસંજ્ઞાવડે અહીં કર્મ શબ્દનો અર્થ "દૃશ્યમાન પ્રપંચ" એવો થાય છે; પરંતુ તે વ્યાકરણશાસ્ત્રીઓને કહેવું જોઇએ કે, તમારા વ્યાકરણશાસ્ત્રમાં દર્શાવેલી સંજ્ઞાઓ જેવીકે, **घुसंज्ञा, टिसंज्ञा, भसंज्ञा**–ઇત્યાદિ સંજ્ઞાઓ આગમ–શાસ્ત્રના અર્થનો નિર્ણય કરવામાટે જેમ અયોગ્ય છે, તેમ એ તમારી વ્યાકરણશાસ્ત્રમાં કહેલી કર્મ સંજ્ઞા, અહીં આગમશાસ્ત્રમાં તદ્દન નિરુપયોગી છે; માટે વાસ્તવિક રીતે તો, **कर्मणो ह्यपि बोद्धव्यम्**–"એ સત્તરમા શ્લોકમાં, કર્મ, વિકર્મ અને અકર્મનું વાસ્તવિક તત્ત્વ ઘણું ગહન છે માટે સમજવું જોઇએ ' એમ કહીને આ **कर्मण्यकर्म यः पश्येत्**–શ્લોકમાં તે ત્રણેય પ્રકારનાં કર્મોનું વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. જેમકે કર્મની અંદર જે પુરુષ, અકર્મ જુએ છે, તે પુરુષ મનુષ્યોમાં બુદ્ધિમાન છે. વળી શાસ્ત્રમાં પણ કર્મ, અકર્મ અને વિકર્મમાં વિપરીતપણું ઘણે સ્થળે જોવામાં આવે છે. જેમકે, કોઈ શ્રદ્ધાવિનાના માણસે કરેલું યજ્ઞરૂપ કર્મ, કરેલું હોય છતાં ન કર્યા જેવું થઈ જાય છે, તેથી તે યજ્ઞરૂપ કર્મ પણ અકર્મરૂપેજ થાય છે; તેમજ કોઈ દાંભિક પુરુષ, જે કંઇ કર્મ કરે છે તે વિકર્મરૂપે પરિણામ પામે છે. આ વાતને આ ગીતાશાસ્ત્રમાંજ આગળ જતાં કહેવામાં આવશે જેમકે:—

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ॥**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥**

હે પાર્થ ! શ્રદ્ધાવિના, જે કંઇ હોમ કર્યો

હોય દાન આપ્યું હોય, તપ તપ્યું હોય અથવા જે કંઇ કર્મ કર્યું હોય, તે બધું અસત્-નિષ્ફળ કહેવાય છે અને તે બધું આ લોકમાં કે પરલોકમાં ફળદાયક થતું નથી.'' વળી બીજે સ્થળે પણ કહ્યું છે કેઃ—

**“चत्वारि कर्माण्यभयंकराणि भयं प्रयच्छंत्ययथाकृतानि । मानाग्निहोत्रमुत मानमौनं मानेनाधीतमुत मानयज्ञः”**

ચાર કર્મો, આ જગતમાં અભય આપનારાં થઇ પડે છે; પણ તે કર્મો, જો અભિમાનપૂર્વક અયથાર્થ રીતે કર્યાં હોય તો તેનાં તેજ કર્મો, ભય આપનારાં થઈ પડે છે. જેમકે અભિમાનપૂર્વક કરેલું અગ્નિહોત્ર, અભિમાનપૂર્વક કરેલું મૌન, અભિમાનપૂર્વક કરેલું અધ્યયન અને અભિમાનપૂર્વક કરેલો યજ્ઞ-આ ચારે કર્મો અભિમાનપૂર્વક કરેલાં હોય તો ભય આપનારાં થાય છે;અને જો નિરભિમાન થઇને કર્યાં હોય તો અભય આપનારાં થાય છે-અર્થાત્ કહેવાનું એ છે કે, કેટલાંએક કર્મો પણ અકર્મરૂપે થાય છે. એજ પ્રમાણે ઉદાસીનતા પણ અકર્મજ છે, તોપણ ઉદાસીન એવો શક્તિમાન પુરુષ, જો કદાચ પોતાની ઉદાસિનતારૂપ અકર્મને અનુસરીને કોઇ પીડિત મનુષ્યનું રક્ષણ ન કરે તો તેનું ઉદાસિનતારૂપ અકર્મ વિકર્મરૂપેજ પરિણમે છે; તેમજ વળી કોઇ દીક્ષિત પુરુષ અથવા ભગવાનના ધ્યાનમાં આસક્ત થયેલો પુરુષ પંચમહાયજ્ઞાદિ નિત્ય કર્મો કરવાના સમયે તે તે કર્મો ન કરે તોપણ **दीक्षितो न ददाति**-દીક્ષિત પુરુષ દાન આપે નહિ.' **'सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज**-સર્વ ધર્મોનો ત્યાગ કરીને તું એકલા મારે શરણે આવ.' ઈત્યાદિ વચનોથી તે પુરુષોનાં અકર્મો પણ કર્મોરૂપે પરિણમે છે; કારણકે તે દીક્ષિત પુરુષ અને ભગવાનના ધ્યાનમાં આસક્ત થયેલા પુરુષો, તે નિત્ય કર્મોને કરવાના સમયે દોષપ્રાપ્તિનાં હેતુરૂપ એવાં અ શાસ્ત્રોક્ત વિરુદ્ધ કર્મ કરતા નથી, માટે તેઓનું અકર્મ પણ કર્મજ છે. એજ પ્રમાણે વિકર્મતરીકે ગણાતી એવી પણ હિંસા, **अग्निषोमीयं पशुमालभेते**-અગ્નિ તથા સોમ જેના દેવ છે તે પશુનો વધ કરવો-એ શ્રુતિવચનથી યજ્ઞમાં કર્મરૂપેજ ગણાય છે; પણ તેની તેજ હિંસા, જો પશુ વૃથા નાશ પામ્યું હોય તો કર્મતરીકે ગણાતી નથી; કારણકે પૂર્વોક્ત વિધિવાક્યના અર્થની સિદ્ધિ થતી નથી. વળી તે હિંસા, સ્વેચ્છાથી નહિ કરતાં શાસ્ત્રની આજ્ઞાપૂર્વક કરેલી હોય છે, તેથી વિકર્મતરીકે પણ ગણાય નહિ; પરંતુ પરિશેષાનુમાનથી તે હિંસા કરેલી હોય છે છતાં નહિ કરેલી મનાય છે અને અકર્મરૂપે પરિણમે છે.

વળી એજ પ્રમાણે ચોરને છોડી મૂકવો તે ચોરની ટોળીવાળાઓનું કર્મ છે અને રાજાનું વિકર્મ છે; કારણકે રાજાએ શિક્ષા કર્યાવિના છોડી મૂકેલો તે ચોર, પોતાનું સઘળું પાપ તે રાજાને અર્પણ કરે છે; પણ તેનું તેજ-રાજાનું ચોરને છોડી મૂકવારૂપ વિકર્મ, યતિઓને ઉપેક્ષા કરવા યોગ્ય હોવાથી અકર્મતરીકે ગણાય છે; તેમજ સત્ય બોલતાં જો હિંસારૂપ ફળ આવતું હોય તો તે સત્ય, વિકર્મતરીકે ગણાય છે; અને અસત્ય બોલતાં જો પ્રાણદાનરૂપ ફળ આવતું હોય, તો તે અસત્ય પણ કર્મરૂપે ગણાય છે; માટે એ રીતે કર્મ, વિકર્મ અને અકર્મરૂપ કર્મમાં જે પુરુષ તેવે તેવે સ્થળે વિપરીતપણું જુએ છે, તે પુરુષ કાર્ય અને અકાર્યના વિભાગને જાણનારો તથા સર્વ જાણવાલાયક તત્ત્વોનો જ્ઞાની હોવાથી બુદ્ધિમાન કહેવાય છે. હવે **किं कर्म किमकर्मेति**-એ શ્લોકમાં, ''આ કર્મ અને અકર્મની બાબતમાં મોટા મોટા વિદ્વાનો પણ મોહ પામી ગયા છે માટે તે કર્મ અને અકર્મનું જ્ઞાન પાપમાંથી મુક્ત થવામાં હેતુરૂપ છે, જેથી તે કર્મ અને અકર્મનું જ્ઞાન હું તને કહીશ'' એમ જે પ્રથમ કહ્યું હતું, તેના વ્યાખ્યાનરૂપે આ શ્લોકમાં કહેલું છે કે જે પુરુષ, અકર્મમાં કર્મ જુએ છે, તે યોગી છે.

આ શ્લોકમાં **अकर्मणि च कर्म यः**-એ ચરણમાં **च** શબ્દ મૂકીને જ્ઞાન અને કર્મ બન્નેનો સમુચ્ચય (સહયોગ) દર્શાવ્યો છે, તેથી એવો અર્થ સમજવાનો છે કે, જે પુરુષ જ્ઞાની અને યોગી છે,તે એકજ સમગ્ર કર્મોને કરનારો પણ છે; પરંતુ એકલો જ્ઞાની હોય તેજ સમગ્ર કર્મને કરનારો છે અથવા કેવળ યોગી હોય તેજ સમગ્ર કર્મનો કરનારો છે, એમ સમજવું નહિ.

(હવે જ્ઞાનકર્મના સમુચ્ચયનીજ વાત કહે છે.)

અકર્મમાં એટલે-ક્રિયાશૂન્ય વસ્તુરૂપ કૂટસ્થમાં, કર્મને એટલે—ક્રિયાયુક્ત આકાશ વગેરે બાહ્યપદાર્થોને તથા પ્રમાતા આદિ આભ્યંતર પદાર્થોને, આધાર-આધેય ભાવથી, ઉપાદાન-ઉપાદેય ભાવથી અને અધિષ્ઠાન-અધ્યસ્ત

ભાવથી જોનારા શાસ્ત્રવેત્તા પુરુષો, કર્મો કર્યા કરે છે. તેમાં પહેલો સાંખ્યમતવાળો પુરુષ, "હું અસંગ છું, મારામાં જે કર્તાપણું વગેરે ધર્મો જણાય છે તે દેહ-ઇંદ્રિયાદિ સમુદાયનાજ ધર્મો છે. જેમ સ્ફટિકમણિ સ્વચ્છ છે છતાં તેમાં રતાશ જણાય છે તે કેવળ અજ્ઞાનથીજ જણાય છે, તેમ મારામાં દેહ-ઇંદ્રિય આદિના ધર્મો-કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ જે જણાય છે તે કેવળ અજ્ઞાનથીજ જણાય છે" એમ માને છે (આ માન્યતા આધારાધેય ભાવથી અથવા અધિષ્ઠાન-અધ્યસ્ત ભાવથી છે એમ સમજવું.)

ત્યારે કોઇ બીજો પુરુષ, "જેમ સુવર્ણથી ઉત્પન્ન થયેલા કુંડલાદિ પદાર્થો, વાસ્તવિક રીતે સુવર્ણજ છે, તેમ બ્રહ્મથી ઉત્પન્ન થયેલું આ સર્વ દશ્યમાન જગત બ્રહ્મજ છે; તથા કર્મો, કર્મોનાં સાધનો અને હું-તે બધાં પણ બ્રહ્મજ છે" આવી ભાવના કરતો કર્મ કરે છે. (અહીં ઉપાદાન-ઉપાદેય ભાવથી બ્રહ્મભાવને પામીને કર્મ કરવાનું દર્શાવ્યું છે.)

પૂર્વોક્ત માન્યતાવાળા બન્ને પુરુષો બુદ્ધિમાન અને યોગી છે, તેથી સર્વ કર્મોને કરનારા મનાય છે; પણ જે પુરુષ અતિ બુદ્ધિમાન હોય પણ યોગી ન હોય તો તેનું સર્વ અનુષ્ઠાન વૃથા થાય છે અને તે પુરુષનું તે અનુષ્ઠાન તેને પાપોથી મુક્ત કરી શકતું નથી. શ્રુતિ પણ કહે છે કેઃ-**यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिन्लोके यजति ददाति तपस्तप्यतेऽपि बहूनि वर्षाणि अंतवदेवास्य तद् भवति**-હે ગાર્ગિ! જે પુરુષ, આ અક્ષર પરબ્રહ્મને નહિ જાણીને આ લોકમાં અનેક હજારો વર્ષસુધી યજ્ઞ કરે છે, દાન આપે છે, તપ તપે છે-તે બધું તે પુરુષનું વૃથા થાય છે અને વળી જે પુરુષ, યોગી હોય અને બુદ્ધિમાન ન હોય તો તે પુરુષ, જે કંઇ અશાસ્ત્રોક્ત-વિરુદ્ધ કર્મ કરે છે, તેનો તેને પ્રત્યવાય-દોષ લાગે છે, માટે કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય તે અતિ આવશ્યક છે અને શાસ્ત્રોક્ત છે.

તેજ આ કર્મ અને જ્ઞાનનું બીજું નામ અવિદ્યા અને વિદ્યા એવું આપેલું છે; અને તેજ અવિદ્યા અને વિદ્યા શબ્દથી જણાતાં કર્મનો અને જ્ઞાનનો સમુચ્ચય શ્રુતિમાં પણ દર્શાવ્યો છે. જેમકેઃ—

**"विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ॥**
**अविद्यया मृत्युंतीर्त्वा विद्ययाऽमृतश्नुते" ॥**

જે પુરુષ, જ્ઞાનને અને કર્મને એકજ સમયમાં સાથે ઉપાસે છે, તે પુરુષ કર્મવડે મૃત્યુને તરી જઇને (અંતઃકરણમાં રહેલા પાપિષ્ઠ સંસ્કારોરૂપ મૃત્યુના નાશ કરવાપૂર્વક અંતઃકરણને શુદ્ધ કરીને) જ્ઞાનવડે મોક્ષને પામે છે.

અથવા કર્મની અંદર કર્મનું દર્શન બે પ્રકારનું હોય છે. એક પરોક્ષ કર્મદર્શન અને બીજું અપરોક્ષ કર્મદર્શન. તેમાં પ્રથમના પરોક્ષ કર્મદર્શનવાળો પુરુષ, કર્મ અને જ્ઞાનનું સાથે અનુષ્ઠાન કરનારો છે, માટે બુદ્ધિમાન કહેવાય છે. વળી તેમાં બીજું જે અપરોક્ષ કર્મદર્શન છે, તે પણ બે પ્રકારનું છે. ઉપાસ્યસાક્ષાત્કારરૂપ અને તત્ત્વસાક્ષાત્કારરૂપ. તેમાં વળી પ્રથમનું ઉપાસ્યસાક્ષાત્કારરૂપ અપરોક્ષ કર્મદર્શન બે પ્રકારનું છે. એક તો જેમાં વ્યાકૃત-સૂત્રાત્મા-કાર્યબ્રહ્મ, ઉપાસ્યતરીકે છે તેવું અપરોક્ષ કર્મદર્શન. તેમાં સૂત્રાત્માનું ઉપાસ્યતરીકે દર્શન કરનારો પુરુષ, દેહાભિમાનથી રહિત થયેલો હોય છે, માટે તે પુરુષને યોગશાસ્ત્રમાં 'વિદેહ' એવી સંજ્ઞા આપવામાં આવી છે; અને કારણબ્રહ્મનું ઉપાસ્યતરીકે દર્શન કરનારા પુરુષને યોગશાસ્ત્રમાં 'પ્રકૃતિલય' કહેલો છે. આ બન્ને ઉપાસનાનો સંભવ અને અસંભવ એવા નામથી ઈશાવાસ્ય ઉપનિષદ્‌માં સમુચ્ચય કરેલો છે. જેમકેઃ-

**'अन्यदेवाहु: संभवादन्यदाहुरसंभवात्**
**इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे "**

"સંભવ તથા સંભૂતિ એ કાર્યબ્રહ્મ (સૂત્રાત્મા)નાં નામ છે અને અસંભવ તથા અસંભૂતિ એ પ્રકૃતિ (કારણબ્રહ્મ)નાં નામ છે. કાર્યબ્રહ્મરૂપ સંભવની ઉપાસનાના અનુષ્ઠાનથી અણિમાદિક ઐશ્વર્યની પ્રાપ્તિરૂપ ભિન્ન ફળ થાય છે, એમ તત્ત્વજ્ઞ પુરુષો કહે છે; અને પ્રકૃતિરૂપ અસંભવ (કારણબ્રહ્મ)ની ઉપાસનાના અનુષ્ઠાનથી પ્રકૃતિમાં લયરૂપ ભિન્ન ફળ થાય છે, એમ અમે બુદ્ધિમાન આચાર્યોનું વચન સાંભળ્યું છે, કે જે આચાર્યોએ અમને સંભવ અને અસંભવની ઉપાસનાનું સ્પષ્ટ ફળ કહેલું છે."

આ બન્ને ઉપાસના કરનારો પુરુષ યુક્ત કહેવાય છે-યોગી કહેવાય છે; પણ તે સમગ્ર કર્મને કરનારો ગણાતો નથી; કારણ કે આને પણ હજી કરવાનું બાકી રહેલું છે, જેથી તે કૃતાર્થ થયો નથી; પણ

જે પુરુષને કર્મના બાધવડે અકર્મ દર્શન મુખ્ય થયેલું છે, તે પુરુષજ કૃતકૃત્ય છે-કૃતાર્થ છે; અને તેજ પુરુષ મુખ્યરીતે સમગ્ર કર્મને કરનારો છે.

આ સમગ્ર ઉપાસકોમાં પ્રથમ દર્શાવેલો બુદ્ધિમાન, તે કેવળ દેહાભિમાની મનુષ્યોની અંદરજ બુદ્ધિમાન છે; પણ ક્રાંતદર્શી-બ્રહ્મદર્શી નહિ હોવાથી તે કવિ-જ્ઞાની નથી. મધ્યમના કાર્યબ્રહ્મનું ઉપાસન કરનાર તથા કારણબ્રહ્મનું ઉપાસન કરનાર બન્ને પુરુષો બ્રહ્મદર્શી છે, તોપણ તત્ત્વના વિષયમાં મૂઢ થયેલા બ્રહ્મદર્શી છે; કેમકે તેઓ આ કર્મના સ્વરૂપમાં તથા અકર્મના સ્વરૂપમાં મોહિત થઇ ગયેલા છે. આ બન્ને ઉપાસકોને ક્રમે ક્રમે મુક્તિ થાય છે; પરંતુ છેલ્લો-કર્મોનો બાધ કરીને અકર્મદર્શન કરનારો પુરુષ, જીવન્મુક્ત છે અને તેજ પુરુષ, સર્વ અશુભોથી મુક્ત થયેલો ગણાય છે. (અહીં નીલકંઠ કહે છે કે, )મને તો એ રીતે આ શ્લોકનો અર્થ દેખાય છે તોપણ-

**"व्याख्यातुरपि मे नास्ति भाष्यकारेण तुल्यता।**
**गुहावद्योतिनोऽप्यास्ति किं दीपस्यार्क तुल्यता॥"**

(નીલકંઠ કહે છે કે, હું વ્યાખ્યાન કરનારો એક ટીકાકાર છું, તોપણ મારી ભાષ્યકાર ભગવાન શંકરાચાર્યની સાથે તુલના ક્યાંથી હોઇ શકે ! ગુફાને પ્રકાશ કરનારો દીવો શું સૂર્યસમાન હોઈ શકે કે ?- અર્થાત્ મને ભાષ્યકારનો અર્થ ઠીક લાગ્યો નથી, તેથી મેં એ રીતે વ્યાખ્યાન કર્યું છે; કારણકે ભાષ્યકાર, " જ્ઞાન અને કર્મનો આ ગીતાશાસ્ત્રમાં સમુચ્ચય છે" એમ માનતા નથી; અને મારી માન્યતા એવી છે કે, આ ગીતાશાસ્ત્રમાં સર્વ સ્થળે જ્ઞાન અને કર્મનો સમુચ્ચય દર્શાવ્યો છે.)

અથવા ભગવાન શ્રીકૃષ્ણે, કર્મ અને અકર્મને સમજવાયોગ્ય જણાવીને આ શ્લોકમાં તે કર્મ અને અકર્મનું લક્ષણ દર્શાવ્યું છે; તેથી અહીં આવું વ્યાખ્યાન કરવું તે પણ યોગ્ય છે. જેમકેઃ- જે, અકર્મથી વિશેષતાવાળું હોય છે, તેનું નામ કર્મ કહેવાય છે. એ પ્રમાણે કર્મનું લક્ષણ થાય છે તથા જે, કર્મથી વિશેષતાવાળું હોય છે, તેનું નામ અકર્મ કહેવાય છે. એ પ્રમાણે અકર્મનું લક્ષણ થાય છે.

આ શ્લોકનો અક્ષરાર્થ આ રીતે થાય છેઃ- જે પુરુષ, સાધનોસહિત યજ્ઞાદિ કર્મોમાં, ક્રિયાશૂન્ય કૂટસ્થ બ્રહ્મરૂપ અકર્મને જુએ-અર્થાત્ કર્મમાં અને તેનાં અંગોમાં બ્રહ્મદૃષ્ટિનો અભ્યાસ કરે જેવી રીતે-

**" अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम्।**
**मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् "**

હું ક્રતુ છું, હું યજ્ઞ છું, હું સ્વધા છું, હું ઔષધ છું, હું મંત્ર છું, હું આજ્ય ( ઘી ) છું, હું અગ્નિ છું અને હું હુતદ્રવ્ય છું. ઇત્યાદિ પ્રકારથી જે પુરુષ, કર્મોમાં તથા તે કર્મોનાં અંગોમાં સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરે છે, તે પુરુષ બુદ્ધિમાન, યોગી અને સર્વ કર્મને કરનારો છે; કારણકે એ રીતે જો બ્રહ્મદૃષ્ટિ ન કરે તો તે પુરુષનું સર્વ કર્મ વૃથા છે-કેવળ ચેષ્ટારૂપ છે. આવા કારણથીજ ભગવાને પ્રથમ કહેલું છે કેઃ-"**गहना कर्मणो गतिः**-કર્મનું યથાર્થ સ્વરૂપ ગહન છે."

તે અકર્મ એટલે શું, કે જેનો કર્મની અંદર અધ્યાસ કરવામાં આવે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે, જેની અંદર પુણ્યપાપરૂપ કર્મ દેખાય છે તથા જેની અંદર તે પુણ્યપાપરૂપ કર્મનાં ફળરૂપ સુખદુઃખાદિ, હું સુખી છું, હું દુઃખી છું-ઈત્યાદિ અનુભવથી દેખાય છે, તે પ્રત્યક્ચૈતન્યનું નામજ અકર્મ કહેવાય છે. તે અકર્મ-નિષ્ક્રિય પ્રત્યક્ચૈતન્યમાં, આ ક્રિયારૂપ કર્મ, દોરીમાં સર્પની પેઠે અધ્યસ્ત થયેલું છે-મિથ્યા જણાય છે, એમ જે પુરુષ જુએ છે, તે પુરુષ બુદ્ધિમાન, યોગી અને સંપૂર્ણ કર્મ કરનારો છે.

અહીં કહેવાનો ભાવ એ છે કે, જેમ કોઇ પુરુષ ભ્રાંતિથી દોરીની અંદર સર્પને જુએ છે; તેને કોઇ બીજો ભ્રાંતિવિનાનો મનુષ્ય કહે છે કે, આ સર્પ નથી પણ દોરી છે, તોપણ તે ભ્રાંતિવશ થયેલો પુરુષ ભ્રાંતિની પ્રબળતાથી એ વાતને માનતો નથી અને દોરીને સર્પતરીકેજ જુએ છે. એટલે વળી તે પુરુષને કોઇએ પ્રેરણા કરી કેઃ-" આ સર્પની તું દોરીની બુદ્ધિથી ઉપાસના કર." આવી પ્રેરણાથી તે ભ્રાંતિવશ થયેલો પુરુષ, પોતાને દેખાતા સર્પને સર્પતરીકે નહિ માનીને દોરીની બુદ્ધિથી ઉપાસના કરવા લાગી પડે છે. એ રીતે જ્યારે ઉપાસના દૃઢ થઇ જાય છે, ત્યારે તે સર્પને ભૂલી જઇને ખરેખરી રીતે દોરીના તત્ત્વને જાણે છે.

પરંતુ જે પુરુષ, કેવળ " આ સર્પ નથી પણ દોરી છે " એ વાક્યથીજ વાસ્તવિક દોરીના તત્ત્વને જાણે છે, તે પુરુષને પછીથી તે દોરીમાં વિશ્વાસ પામવામાટે ઉપાસનાની જરૂર રહેતી નથી; તેમજ

જે કોઈ શુદ્ધ અંતઃકરણવાળો પુરુષ હોય છે, તેને પ્રત્યક્ચૈતન્યરૂપ અકર્મમાં, અજ્ઞાનથી કર્તાપણું વગેરે કર્મબુદ્ધિ જ્યારે થાય છે, ત્યારે "**तत्त्वमसि**" એ મહાવાકયના ઉપદેશથી અજ્ઞાનની નિવૃત્તિ થતાં અકર્મનું—પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન થઈ જાય છે; પણ જે પુરુષ મલિન અંતઃકરણવાળો છે અને અજ્ઞાનને લીધે કર્તા આદિનેજ અકર્મ દષ્ટિથી જોનારો છે, તે પુરુષે, તો તે કર્તા આદિનેજ અકર્મ-બ્રહ્મદષ્ટિથી ઉપાસવા જોઇએ, જેથી તે ઉપાસના દૃઢ થતાં કર્તા આદિનું સ્વરૂપ અદૃશ્ય થાય છે અને તેને અકર્મનું-પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

અથવા આ શ્લોકને ભગવાન શ્રીકૃષ્ણે, "કર્મમાં જેમ અકર્મ દષ્ટિ કરવાની છે તેમ અકર્મ અને વિકર્મમાં પણ, અર્જુન કદાચ અકર્મ દષ્ટિ કરે" આવી મનમાં શંકા લાવીને અહીં કહેલો છે. અર્થાત્ શાસ્ત્રમાં કહેલાં કર્મો નહિ કરવામાં તથા વિરુદ્ધ કર્મોના આચરણમાં તો કર્મદષ્ટિજ હોવી જોઇએ-એટલે કે, અકર્મથી કરીને બ્રહ્મદષ્ટિથી કર્મો કરવાંજ જોઇએ; પરંતુ બ્રહ્મદષ્ટિથી અકર્મ તો નહિજ કરવાં જોઇએ.

હવે અજ્ઞાની પુરુષોને કર્મની અંદર અકર્મ ભાવના દૃઢ થાય એટલા માટે વિદ્વાનોની કર્મદષ્ટિનાં ભગવાન શ્રીકૃષ્ણ છ શ્લોકથી વખાણ કરે છે.

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९॥**

જે પુરુષનાં સર્વ કર્મો,ફળની ઈચ્છાથી તથા સંકલ્પથી રહિત છે, તે જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયેલાં કર્મોવાળા પુરુષને તત્ત્વવેત્તાઓ પંડિત કહે છે.[૧૯]

(૧૯) જે પુરુષના સર્વ આરંભો-સર્વ કર્મો, ફળની ઇચ્છાથી તથા "આ હું કરું છું" એવા અભિમાનરૂપ સંકલ્પથી રહિત છે, તે પુરુષનાં સર્વ કર્મો, જ્ઞાનરૂપ અગ્નિથી બળીને ભસ્મ થઇ જાય છે; કારણ કે તે પુરુષ કર્મ કરતાં છતાં તે કર્મોમાં અકર્મ દષ્ટિજ કરે છે, તેથી તેનાં સર્વ શુભાશુભ કર્મોનો એક અંકુર પણ રહેતો નથી. એવા પુરુષને તત્ત્વવેત્તાઓ પંડિત કહે છે.

જેમ પ્રાયશ્ચિત્ત કરવાથી પૂર્વકાળનાં કર્મો નાશ પામે છે પણ વર્તમાન સમયમાં કરાતાં કર્મો નાશ પામતાં નથી, તેમ જ્ઞાનરૂપ અગ્નિથી પૂર્વનાં કર્મો બળી જશે, પણ પાછાં વર્તમાન સમયમાં કરાતાં કર્મો, પોતાનું ફળ આપ્યાવિના રહેશે નહિ. તેનું કેમ કરવું ? આના ઉત્તરમાં ભગવાન કહે છેઃ-

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैवकिंचित्करोति सः ॥**

કર્મોનાં ફળમાં આસક્તિનો ત્યાગ કરીને આત્મલાભને લીધે નિત્ય તૃપ્ત રહેનારો તથા અહંકારથી રહિત થયેલો પુરુષ, કર્મોમાં પ્રવૃત્તિ કરે છે છતાં પણ તે કંઇ કરતોજ નથી.[૨૦]

(૨૦) આત્મલાભ થયો હોવાથી હમેશાં તૃપ્ત રહેનારો તથા અહંકારના આશ્રયથી કર્મો કરે છે છતાં અહંકારરહિત થયેલો-એટલે-હું કર્મ કરૂં છું-એવા અભિમાનનો ત્યાગ કરનારો જે પુરુષ, લૌકિક અથવા વૈદિક કર્મમાં સર્વ અંગોથી પ્રવૃત્તિ કરે છે છતાં તે કંઇ કરતો નથી, એમ જાણવું. આવા હેતુથી એ પુરુષનાં વર્તમાનકાળનાં કર્મો પણ તેને ફળ આપવામાટે સમર્થ નથી.

કદાચ અર્જુન કહે કે, આવું ગૌણ કર્મ કરવું તેના કરતાં કર્મ નહિ કરવું તેજ સારૂં. આના ઉત્તરમાં ભગવાન કહે છે કે, ગૃહસ્થ પુરુષ એ પ્રમાણે જો કર્મો ન કરે તો તેને દોષ લાગે છે, એ વાતને હવે વ્યતિરેકમુખે કહે છેઃ—

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥**

જે પુરુષે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો હોય, વળી જે યોગૈશ્વર્યની પણ ઇચ્છા ન રાખતો હોય તથા જેણે મનને નિયમિત કરેલું છે, તેવો પુરુષ કેવળ શરીરનિર્વાહમાટે કર્મ કરે તોપણ તેને દોષ લાગતો નથી.[૨૧]

(૨૧) જે પુરુષે સ્ત્રી આદિ પરિગ્રહનો ત્યાગ કરી સંન્યાસ લીધેલો છે, વળી જે યોગૈશ્વર્ય-અણિમાદિ સિદ્ધિની પણ ઇચ્છા કરતો નથી તથા જેણે મનને એકાગ્ર કરી સમાધિના સમયે સર્વ બાહ્ય અને આભ્યંતર વૃત્તિનો નિરોધ કર્યો છે, તેવો પુરુષ સમાધિરહિત અવસ્થામાં માત્ર શરીરસ્થિતિને પૂરતા ભિક્ષાટન આદિ કર્મને પોતાના આત્મામાં કર્તાપણાઅભિમાનનો ત્યાગ કરીને તેમજ બીજા શરીર, ઇંદ્રિયો વગેરે પદાર્થોપર કર્તાપણું વગેરેને સ્થાપીને કરે છે તોપણ

यावज्जीवमग्निहोत्रं जुहुयात्-જ્યાંસુધી જીવે ત્યાંસુધી અગ્નિહોત્ર રાખી હોમ કર્યા કરે-ઈત્યાદિ જીવતાંસુધી આજ્ઞા કરાયેલાં અગ્નિહોત્ર આદિ કર્મો નહિ કરવાથી તે પુરુષને દોષ લાગતો નથી; કારણ કે તે સંન્યાસી પુરુષે તે સર્વ કર્મોનો વિધિપૂર્વક ત્યાગ કરેલો છે; પરંતુ જે પુરુષ પરિગ્રહવાળો છે, તેને તો તે અગ્નિહોત્ર આદિ કર્મો નહિ કરવાથી અને કેવળ શરીરનિર્વાહાર્થેજ કર્મો કરવાથી અવશ્ય દોષ લાગે છે. ભલે પછી તે પરિગ્રહવાળો પુરુષ, યોગૈશ્વર્યની ઇચ્છા નહિ કરનારો તથા માનસિક સંયમવાળો હોય; પણ તેને દોષ લાગ્યાવિના રહેતો નથી.

વળી અર્જુન શંકા કરે છે કેઃ-પરિગ્રહવાળો પુરુષ પોતાના કુટુંબનું ભરણપોષણ કરવામાં ઘણો વ્યગ્ર હોય છે, તેથી ધનના ખર્ચથી બની શકે તેવાં તથા ઘણા પરિશ્રમને આપનારાં અગ્નિહોત્ર આદિ કર્મોને તે પુરુષ, સદાકાળ કેવી રીતે કરી શકે? આ શંકાનો પરિહાર કરવામાટે ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ—

**यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबध्यते ॥**

**અનાયાસે મળી આવેલા લાભમાં સંતોષ રાખનારો, સુખદુઃખ આદિ દ્વંદ્વોથી રહિત થયેલો, બીજાના લાભને જોઈને સંતાપ નહિ કરનારો તથા પોતાનાં નિત્યકર્મોની સિદ્ધિમાં અથવા અસિદ્ધિમાં સમદૃષ્ટિથી નિર્વિકાર રહેનારો પુરુષ, કર્મ કરીને પણ બંધાતો નથી.**[22]

(૨૨) જે પુરુષ, પ્રાર્થના કર્યાવિના આપોઆપ આવી મળેલા લાભથી સંતુષ્ટ રહે છે, એટલે કે શાસ્ત્રમાં દર્શાવેલી ઋત અને અમૃત નામની બ્રાહ્મણમાટેની આજીવિકાપર જીવનારો છે, તેને કર્મનું બંધન પ્રાપ્ત થતું નથી. શાસ્ત્રમાં તે આજીવિકામાટે વર્ણન કરેલું છે. જેમકેઃ—

**"ऋतमुञ्छशिलं प्रोक्तममृतं स्यादयाचितम्"**

ખેતરમાં અથવા દાણાબજાર વગેરે સ્થળોમાં જે કંઈ દાણા વેરાઈ પડેલા હોય તે દાણાઓને તે બજાર ઉઠયા પછી, જઈને વીણી લાવવા અને તેવડે જે આજીવિકા ચલાવવી તેનું નામ ઋત કહેવાય છે તથા માગ્યાવિના આપોઆપ જે વસ્તુ આવી મળે તેવડેજ આજીવિકા ચલાવવી તેનું નામ અમૃત કહેવાય છે." આ બન્ને આજીવિકાપર જે પુરુષ જીવન ચલાવનારો હોય છે તથા ઘણો લાભ થાય અથવા ઘણો ગેરલાભ થાય તોપણ જે સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત છે, બીજાને લાભ થયેલો જોઈ, જે પુરુષ સંતાપવિનાનો છે અને વળી અનાયાસે મળી આવેલા લાભથીજ ઇષ્ટિ, પશુયાગ, ચાતુર્માસ્ય આદિ પોતાનાં નિત્યકર્મોની સિદ્ધિ થાય અથવા ન થાય તોપણ જે પુરુષ સમભાવ રહેનારો તથા નિર્વિકાર છે-આવો પુરુષ, ઇષ્ટિ આદિ પોતાનાં નિત્યકર્મો હમેશાં કર્યા કરે તોપણ તે તે કર્મોના ફળરૂપ સ્વર્ગાદિથી બંધાતો નથી. અહીં મૂળમાં **अपि** શબ્દ મૂકેલો છે તે એમ સૂચવે છે કે, તે પુરુષ, કદાચ તે નિત્યકર્મો ન કરે તોપણ તેને કોઈ જાતનો દોષ પણ લાગતો નથી; કારણકે બંધનાં કારણરૂપ કર્મોનો તે પુરુષના તત્ત્વજ્ઞાનથીજ નાશ થઈ જાય છે. સ્મૃતિ કહે છેઃ—

**"न्यायागतधनस्तत्त्वज्ञाननिष्ठोऽतिथिप्रियः ।**
**श्राद्धकृत्सत्यवादी च गृहस्थोऽपि विमुच्यते"**

"જે પુરુષ, ન્યાયપૂર્વક પ્રાપ્ત કરેલા ધનવાળો છે, તત્ત્વજ્ઞાનમાં નિષ્ઠાવાળો છે, અતિથિઓપર પ્રેમ રાખનારો છે, શ્રાદ્ધ કરનારો છે અને સત્યવાદી છે, તે પુરુષ ગૃહસ્થ હોય છતાં પણ સંસારથી મુક્ત થાય છે."

(ભાષ્યકાર શ્રીશંકરાચાર્યે આ શ્લોકનું સંન્યાસીપરત્વેજ વ્યાખ્યાન કરેલું છે.)

એ પ્રમાણે **त्यक्त्वा कर्मफलासंगं**-ઈત્યાદિ ત્રણ શ્લોકોવડે કહ્યું કે, જ્ઞાની પુરુષ કર્મ કરે છે છતાં કંઈ કરતો નથી અને તેજ કારણથી તે જ્ઞાની પુરુષ, કર્મનાં ફળથી લેપાતો નથી; અને જ્યારે લેપાતો નથી ત્યારે બંધાતો પણ નથી. તો શું તે જ્ઞાની પુરુષ, જ્ઞાનવડે કર્મોની ફળ આપવાની શક્તિને અટકાવી રાખે છે, કે તે શક્તિનો સમૂળગો નાશ કરે છે? એ રીતે અર્જુને બે પક્ષ ઉભા કરીને શંકા કરી; એટલે ભગવાન શ્રીકૃષ્ણ, "અર્જુને મૂકેલા પહેલા પક્ષમાં મુક્તને પણ ફરીથી સંસારની પ્રાપ્તિ થાય છે" એમ વિચારીને છેલ્લા પક્ષનો સ્વીકાર કરી, તેની શંકાનું સમાધાન કરે છે.

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

અભિમાનના સંગથી રહિત થયેલા, ફળની કામનાથી મુક્ત થઇને કેવળ યજ્ઞમાટેજ કર્મનું આચરણ કરનારા તથા જ્ઞાનમાં સ્થિર થયેલી બુદ્ધિવાળા જ્ઞાની પુરુષનું સમગ્ર કર્મ નાશ પામે છે.[૨૩]

(૨૩) જ્ઞાની પુરુષને કર્તાપણાનો અભિમાનનો સંગ હોતો નથી, જેથી તે કર્મ કરે છે છતાં નથી કરતો. વળી તે પુરુષ, ફળકામનાથી મુક્ત હોય છે તેથી કર્મોવડે લેપાતો નથી અને વળી તે પુરુષ, જે કંઈ કર્મ કરે છે તે બધું, યજ્ઞમાટે એટલે યજ્ઞેશ્વર એવા પરમાત્માની પ્રીતિમાટેજ કરે છે; કારણકે તેને કોઈ પણ જાતની પ્રાપ્ત કરવા લાયક વસ્તુ બાકી રહેતીજ નથી તેથી તેને પરમાત્માની પ્રીતિસિવાય બીજું ફળ ઇષ્ટજ નથી. આવા હેતુથી પરમેશ્વરની પ્રીતિને ઉત્પન્ન કરીને કૃતાર્થ થયેલાં કર્મોવડે તે જ્ઞાની પુરુષ બંધાતો પણ નથી, તેમજ તે જ્ઞાની પુરુષ, સમ્યગ્દર્શનરૂપ જ્ઞાનમાં સ્થિર થયેલી બુદ્ધિવાળો હોય છે, તેથી તે પુરુષને જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિરૂપ ઈશ્વરની પ્રીતિરૂપ ફળ પ્રથમથીજ મળી ચૂકેલું હોય છે; માટે સંગરહિત, મુક્ત, યજ્ઞ-(ઈશ્વર) માટેજ કર્મનું આચરણ કરનાર અને જ્ઞાનમાં પ્રતિષ્ઠિત બુદ્ધિવાળા એ જ્ઞાની પુરુષનાં સર્વ વર્તમાનકાલિન કર્મો, સર્વ પ્રકારે કારણરહિત થઇને આગળની ફળવાસનાસહિત સમગ્ર અત્યંત સમૂળગાં નાશ પામે છે અને ફરીથી કદી પણ પ્રકટ થતાં નથી. આ શ્લોકમાં દર્શાવેલો જ્ઞાની પુરુષનાં વર્તમાન કર્મોનો પ્રલય, વિદ્વાનની દૃષ્ટિએજ છે, પણ જેમ અગ્નિમાં રહેલી સ્વાભાવિક દાહશક્તિ ટાળી ટળે તેવી હોતી નથી, તેમ કર્મોમાં રહેલી ફળને ઉત્પન્ન કરવાની શક્તિ પણ, ટાળી ટળે તેવી નથી. આવાજ આશયથી શ્રુતિમાં કહેલું છે કે, જ્ઞાનવડે પૂર્વકાળનાં કર્મોનો દાહ થઇ જાય છે અને ઉત્તર કાળનાં કર્મોનો માત્ર સંબંધ થતો નથી; પણ ઉત્તર કાળનાં કર્મોનો તે પૂર્વકાળનાં કર્મોની પેઠે કદી દાહ થતો નથી. તે શ્રુતિ આ પ્રમાણે છેઃ– '**यथैषीकतूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयंते**''–જેમ હીરવણીનું રૂ (અથવા-મુંજના મધ્યમાં રહેલા રાડાનું રૂ) અગ્નિમાં નાખતાં ચીમળાઇ જાય છે, તેમ આ જ્ઞાની પુરુષનાં (પ્રારબ્ધસિવાયનાં) સર્વ પાપો ચીમળાઈ જાય છે. ''**तं विदित्वा न कर्मणा लिप्यते पापकेन**–તે પરમાત્માનો સાક્ષાત્કાર કરીને આ જ્ઞાની પુરુષ, પાપી કર્મોથી લેપાતો નથી.'' ''**तस्य पुत्रा दायमुपयंति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम्**–તે જ્ઞાની પુરુષના પુત્રો, તેના વારસાને લઈ લે છે, તેના મિત્રો શુભ કર્મને લઈ લે છે અને તેના શત્રુઓ પાપકર્મને લઇ લે છે.'' જેમ કોઇ પુરુષનું ધન, પુત્રાદિ અન્ય સ્થળે ચાલ્યું જાય છે, તેમ જ્ઞાની પુરુષનાં કર્મો પણ અન્ય સ્થળે ચાલ્યાં જાય છે, પણ વાસ્તવિક રીતે તે કર્મોનો પ્રલય થતોજ નથી.

ત્યારે જ્ઞાની પુરુષનાં કર્મોનો કેવી રીતે પ્રલય થાય છે ? આના ઉત્તરમાં ભગવાન કહે છેઃ—

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्म कर्मसमाधिना ।।२४।।**

સવિકલ્પ સમાધિવડે આત્માનો સાક્ષાત્કાર કરનારા જ્ઞાની પુરુષોના યજ્ઞમાં અર્પણ કરવાનાં સાધનો, જે મંત્રજુહૂ (યજ્ઞપાત્ર વગેરે) તે બ્રહ્મજ છે, આપવાનું હવ્ય તે પણ બ્રહ્મજ છે, અગ્નિમાં જે હોમ્યું તે પણ બ્રહ્મમાંજ હોમેલું હોય છે, જે યજમાને હોમ્યું હોય છે તે બ્રહ્મેજ હોમ્યું હોય છે, તે યજ્ઞાદિ કર્મવડે મેળવવાનું જે ફળ તે બ્રહ્મજ હોય છે અને જે કંઇ તે જ્ઞાની પુરુષોનાં શયન, આસન આદિ કર્મો હોય છે તે સર્વ બ્રહ્મજ હોય છે.[૨૪]

(૨૪) તે જ્ઞાની પુરુષો, સવિકલ્પ સમાધિમાં સર્વ જગતને પ્રત્યક્ ચૈતન્યની શક્તિવડે નિર્માણ થયેલું જુએ છે. શ્રુતિ પણ આવાજ આશયને જણાવે છે કેઃ–

**ब्रह्मवादिनो वदन्ति–किं कारणं ब्रह्म कुतः स्म जाता जीवाम केन क च संप्रतिष्ठाः । अधिष्ठिताः सुखेतरेषु वर्तामहे ब्रह्मविदो व्यवस्थाम्**–બ્રહ્મવાદીઓ પરસ્પર કહે છે કે, જગતનું કારણ બ્રહ્મ શું છે, તેનું સ્વરૂપ શું છે, શરીર અને ઇંદ્રિયોવાળા આપણે બધા કોનાથી ઉત્પન્ન થયા છીએ, કોનાવડે આપણે જીવીએ છીએ, પ્રલયકાળે કયે સ્થળે આપણે સારી સ્થિતિવાળા થઈશું અને આપણે બધા કોનાવડે નિયમિત થઇને સુખદુઃખોની વ્યવસ્થાને પામીએ છીએ ?

હવે તે બધા બ્રહ્મવાદીઓ બ્રહ્મકારણવાદના પ્રતિપક્ષરૂપ કાળ આદિ પદાર્થોનું નિરૂપણ કરી તેઓમાં દોષ દેખાડે છેઃ–**कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम् संयोग एषां नत्वात्मभावादात्माप्यनीशः सुखदुःखहेतोः ॥** "કાળ, સ્વભાવ, પુણ્યપાપરૂપ દૈવ, કાકતાલીયન્યાયપ્રમાણે કામ કરનારી કોઇ શક્તિરૂપ યદૃચ્છા, પંચમહાભૂતો, પ્રકૃતિ અને પુરુષ–આ સાતમાંથી જગતનું કારણ કોણ? આ વાતનો વિચાર કરવો જોઇએ. ચેતનરૂપ આત્માનો સદ્‍ભાવ હોવાથી પૂર્વોક્ત કાળ વગેરે પદાર્થોનો સંયોગ, જગતનું કારણ નથી. કર્તાભોક્તારૂપ આત્મા પણ સુખદુઃખનાં કારણરૂપ ધર્માધર્મની હયાતીને લીધે જગત ઉત્પન્ન કરવામાં અસમર્થ છે."

એ રીતે વિચાર કરીને તે બ્રહ્મવેત્તાઓએ જગતનું કારણ શું જોયું? એ કહે છેઃ—

**'ते ध्यानयोगानुगता अपश्यन्देवात्म शक्तिं स्वगुणैर्निगूढाम्। यः कारणानि निखिलानि तानि कालात्मयुक्तान्यधितिष्ठत्येकः॥'**

"અસંગ તથા ઉદાસીન બ્રહ્મ–ચેતનને પણ આ જગતનું કારણપણું સંભવે નહિ, તેથી અવશ્ય એ કારણમાંજ કોઈ જૂદી જાતનું સામર્થ્ય હોવું જોઇએ. આમ પરસ્પર વિચાર કરતાં છતાં પણ જ્યારે તે બ્રહ્મવેત્તાઓ જગતના કારણનો નિર્ણય કરી શક્યા નહિ, ત્યારે તેઓ સમાધિયુક્ત થયા, તેથી તેઓએ ત્રણ ગુણોવડે ગૂઢ થયેલી સ્વયંપ્રકાશ આત્માની માયારૂપ શક્તિને જોઇ અને તે શક્તિ આ જગતનું કારણ છે, એમ તેઓએ નિશ્ચય કર્યો; તે બ્રહ્મવેત્તાઓએ જોયેલી તે શક્તિના આશ્રયરૂપ જે એક ચેતન છે તે કાળથી આરંભીને જીવાત્માપર્યંતનાં સર્વ કારણોથી ઉપર રહેલું છે." પૂર્વોક્ત એ શ્રુતિઓમાં દર્શાવ્યા પ્રમાણે આ સર્વ જગતને બ્રહ્મવિષે કલ્પી કાઢેલું જોનારા જ્ઞાની પુરુષોનાં જે જે કંઈ મંત્ર, જુહૂ વગેરે યજ્ઞમાં અર્પણ કરવાનાં સાધનો છે, તે બધાં બ્રહ્મસ્વરૂપજ છે, જે અર્પણ કરવાનું હવ્ય છે તે પણ બ્રહ્મ સ્વરૂપજ છે; જે કંઇ તે હવનક્રિયામાં હોમેલું અથવા તૃપ્ત કરેલા બ્રાહ્મણો વગેરે તે બધું પણ બ્રહ્મજ છે; જે તેમણે અગ્નિમાં હોમ કરેલો હોય છે તે પણ બ્રહ્મમાંજ હોમ કરેલો છે; જે યજમાને હોમ કર્યો છે, તે યજમાન પણ બ્રહ્મસ્વરૂપજ છે; જે તે યજ્ઞ આદિ કર્મવડે પ્રાપ્ત કરવાનું ફળ છે, તે પણ બ્રહ્મજ છે. વધારે શું કહેવું? પણ ટુંકામાં એટલુંજ કે, તે જ્ઞાની પુરુષોનાં જે જે કંઈ શયન, આસન આદિ કર્મો છે તે તે બધાં બ્રહ્મરૂપજ હોય છે; કારણ કે તે પુરુષોને સમાધિવડે આત્માનો સાક્ષાત્કાર ઉત્પન્ન થઈ ગયેલો હોય છે. કહેવાનો ભાવ એ છે કે, તે જ્ઞાની પુરુષને આ સર્વ દૃશ્યમાન વસ્તુ, બ્રહ્મસ્વરૂપજ જણાય છે, તેથી તેને કોઇ પણ જાતનું આપવાનું ફળ બાકી રહેતું નથી તેથી, લાકડાંનો અભાવ થતાં અગ્નિ જેમ આપોઆપ હોલવાઇ જાય છે તેમ, તે જ્ઞાનીનાં સર્વ કર્મો પણ નાશ પામી જાય છે.

અહીં કેટલાએક ટીકાકારો આવું વ્યાખ્યાન કરે છે કેઃ–"જેમ ૐકાર વગેરે નામોમાં બ્રહ્મબુદ્ધિ કરવામાં આવે છે, તેમ અહીં કર્મોમાં અને તેમનાં અંગોમાં બ્રહ્મબુદ્ધિ કરવાની છે." આ વ્યાખ્યાન સંબંધવિનાનું–અસંગત છે; કારણ કે અહીં ચાલુ પ્રકરણનો ઉપક્રમ (આરંભ) જોતાં તે વ્યાખ્યાન વિરુદ્ધ થઇ પડે છે ભાષ્યકારેજ આ વ્યાખ્યાનનું ખંડન કરીને કહેલું છે કે, આ પ્રકરણમાં બ્રહ્મવિદ્યાનોજ પ્રસંગ ચાલુ છે તેથી તે ટીકાકારોનું વ્યાખ્યાન અઘટિત છે. અહીં જો કે "બ્રહ્મજ્ઞાનીઓને કર્મનાં અંગોમાં તાત્વિક બ્રહ્મદૃષ્ટિ હોય છે" એમ કહેલું છે, પણ તે તો સ્થિતપ્રજ્ઞનાં લક્ષણની પેઠે અજ્ઞાનીઓને તે પ્રમાણે અનુષ્ઠાન કરવામાટેજ કહ્યું છે, તેથી તે બ્રહ્મદૃષ્ટિનું કર્મોનાં અંગોમાં તાત્પર્ય રહેલું છે એમ વર્ણન કરવું નહિ.

એ રીતે "સમ્યક્‍દૃષ્ટિ છે તેજ યજ્ઞ છે" એમ સિદ્ધ કરીને તેનાં વખાણ કરવામાટે બીજા યજ્ઞોને પણ કહી દેખાડે છે.

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥**

**કેટલાએક યોગી પુરુષો, જેમાં દેવતાનું પ્રાધાન્ય છે તેવા યજ્ઞને ઉપાસે છે અને વળી બીજા કેટલાએક યોગીઓ બ્રહ્મરૂપ અગ્નિમાં ઉપાધિયુક્ત જીવને નિરૂપાધિક સ્વરૂપેજ હોમે છે.**

(૨૫) કેટલાએક કર્મયોગીઓ, દેવત નું જેમાં પ્રાધાન્ય છે તેવા દર્શ, પૂર્ણમાસ આદિ યજ્ઞોનું ઉપાસન કરે છે, ત્યારે કેટલાએક બીજા યોગીઓ જેનું જ્ઞાન થતાં સર્વ કર્મો બળી જાય છે તેવા

અખંડ એકરસયુક્ત–વસ્તુરૂપ અને સત્ય, જ્ઞાન તથા આનંદસ્વરૂપ એવા બ્રહ્મરૂપ અગ્નિમાં, ઉપાધિવાળા જીવને ઉપાધિરહિત રૂપવડે હોમે છે–અર્થાત્ જેમ ઘટાકાશનો મહાકાશમાં લય થાય છે. તેમ ઉપાધિનો ત્યાગ કરી જીવનો પરબ્રહ્મમાં લય કરે છે. આનું નામજ જ્ઞાનયજ્ઞ કહેવાય છે અને તે સર્વ યજ્ઞોમાં મુખ્ય છે.

બીજા યજ્ઞોને પણ કહે છેઃ—

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्ये इंद्रियाग्निषु जुह्वति ॥**

**કેટલાએક યોગીઓ શ્રોત્ર આદિ ઇંદ્રિયોને સંયમોરૂપ અગ્નિમાં હોમે છે અને વળી બીજા કેટલાએક યોગીઓ શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે.**[૨૬]

(૨૬) કોઇપણ જાતના બાહ્ય કે આભ્યંતર વિષયનો સ્વીકાર કરીને તેમાં ચિત્તનું નિયમન કરવામાં આવે છે, તે સંયમો અનેક વિષયના અને અનેક છે તથા તેઓનાં ફળ પણ અનેક પ્રકારનાં જૂદાં જૂદાં હોય છે. યોગસૂત્રકારે કહ્યું છે કેઃ– "**भुवनज्ञानं सूर्यसंयमात्, चन्द्रे ताराव्यूहज्ञानं, कंठकूपे क्षुत्पिपासानिवृत्तिः**–સૂર્યમાં સંયમ કરવાથી એટલે સૂર્યદ્વારરૂપ સુષુમ્ણા નાડીમાં સંયમ કરવાથી યોગીને ચૌદ ભુવનોનું જ્ઞાન થાય છે; ચંદ્રમાં સંયમ કરવાથી યોગીને તારામંડળનું જ્ઞાન થાય છે–અર્થાત્ જ્યોતિઃશાસ્ત્રનો અભ્યાસ કર્યાવિના માત્ર સંયમથી અમુક તારો આકાશના અમુક ભાગમાં નિવાસ કરે છે એમ તે યોગીને તેમનું સંશયરહિત વિશેષ જ્ઞાન થાય છે; અને કંઠકૂપમાં સંયમ કરવાથી ભૂખ અને તરસની નિવૃત્તિ થાય છે–અર્થાત્ જીભના નીચેના ભાગમાં રહેલું જે જીહ્વામૂળ છે, તેને તંતુ કહે છે. તે તંતુથી આગળ નીચેના ભાગમાં કંઠપ્રદેશ છે. તે કંઠની સમીપ નીચેના ભાગમાં ખાડાના આકાર જેવો એક પ્રદેશ છે તેનું નામ કંઠકૂપ કહેવાય છે. તે કંઠકૂપમાં પ્રાણાદિકનો સ્પર્શ થવાથી મનુષ્યને ભૂખતરસ પીડા કરે છે. તે કંઠકૂપમાં શ્રીસદ્‌ગુરુના ઉપદેશ પ્રમાણે સંયમ કરવાથી પ્રાણાદિકના સ્પર્શની નિવૃત્તિદ્વારા યોગીને ભૂખ તથા તરસ પીડા કરતાં નથી." ઈત્યાદિ સંયમોરૂપ અગ્નિમાં ઇંદ્રિયોરૂપ કાષ્ઠોનો સંહાર થઇ જાય છે, માટે તે સંયમોરૂપ અગ્નિમાં કેટલાએક યોગી પુરુષો પોતાનાં શ્રોત્ર આદિ ઇંદ્રિયોને હોમે છે. તેમાં શ્રોત્રેન્દ્રિયનો અનાહત ધ્વનિમાં સંયમ કરીને યોગીપુરુષો, હંસોપનિષત્‌માં કહેલી રીત પ્રમાણે ઘંટાનાદ, ચિણુનાદ, ચિણુચિણુનાદ, શંખનાદ, વીણાનાદ, તાલનાદ, વેણુનાદ, ભેરીનાદ, મૃદંગનાદ અને મેઘનાદ–આ દશ પ્રકારના નાદોનો (શબ્દોનો) અનુભવ કરે છે. આ નાદોમાં ચિત્ત જ્યારે બરાબર નિયમિત થઈ જાય છે, ત્યારે કોઇ પણ બીજા શબ્દનું ગ્રહણ થતુંજ નથી. તેનું નામજ આ શ્રોત્રેંદ્રિયનો સંયમરૂપ અગ્નિમાં હોમ થયેલો સમજવો. એજ પ્રમાણે બીજા બીજા સંયમોમાં તે તે ઇંદ્રિયોના હોમદ્વારા તે યોગીઓ સંપૂર્ણ બ્રહ્મતત્ત્વને પ્રાપ્ત થાય છે.

પણ બીજા કેટલાએક યોગીઓ કે જેઓએ ઇંદ્રિયોને વિષયો તરફથી પાછી વાળેલી છે તથા જેઓ ધારણા, ધ્યાન અને સમાધિરૂપ મનના સંયમને–મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને સહસ્રદલ વગેરે ચક્રોમાંના કોઇએક ચક્રમાં કોઇએક સ્થળે કરવામાટે અશક્ત છે તેઓની મનસહિત ઇંદ્રિયો, વિષયો સાથેના વિયોગને લીધે, જેમ લાકડાં બળી જતાં અગ્નિ શાંત થઈ જાય છે, તેમ આપોઆપ શાંત થઇ જાય છે. એ રીતના તે ઇંદ્રિયોના પ્રલયમાં જે યોગીઓની સમાધિબુદ્ધિ થાય છે, તેઓએ વસ્તુતઃ ઇંદ્રિયોમાં વિષયોનોજ ઉપસંહાર કર્યો છે, પણ ઇંદ્રિય વગેરેનો મન વગેરેમાં પ્રથમ કહેલી રીતે તેઓએ ઉપસંહાર કર્યો નથી; માટે તે યોગીઓને ઇંદ્રિયચિંતક એવું નામ આપેલું છે. તે આ ઇંદ્રિયચિંતકોના સંબંધમાં વાયવીય સંહિતામાં કહેલું છે કેઃ–'**दश मन्वंतराणीह तिष्ठंतींद्रियचिंतकाः**–ઇંદ્રિયચિંતકો, દશ મન્વંતરસુધી સ્વર્ગલોકમાં રહે છે.

પૂર્વોક્ત યોગથી ઉત્તમ એવા બીજા યોગને કહે છેઃ—

**सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥**

**વળી બીજા કેટલાએક યોગી પુરુષો, સર્વ ઇંદ્રિયોનાં કર્મોને તથા પ્રાણનાં કર્મોને, જ્ઞાનથી પ્રજ્વલિત એવા બુદ્ધિના સંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે.**[૨૭]

(૨૭) બીજા કેટલાએક યોગીઓ, શબ્દ વગેરે વિષયોના ગ્રહણ કરવારૂપ ઇંદ્રિયોનાં કર્મોને તથા

આકુંચન, પ્રસારણ, શ્વાસ અને પ્રશ્વાસ આદિ પ્રાણવાયુનાં કર્મોને દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને મનથી ભિન્ન એવા આત્માના જ્ઞાનથી પ્રકાશિત બુદ્ધિના સંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે–લય પમાડે છે. પૂર્વશ્લોકમાં દર્શાવેલા ઇંદ્રિયયોગીઓ અને આ શ્લોકમાં દર્શાવેલા બુદ્ધિયોગીઓમાં ભેદ એટલો છે કે, ઇંદ્રિયયોગીઓનો પ્રાણ, સુષુપ્તિ અવસ્થાની પેઠે લય પામેલો થતો નથી; કારણ કે તેઓએ પ્રાણોની સાથે રહેનારા મનનો લય કર્યો નથી; પણ આ બુદ્ધિયોગીઓએ તો મનનો પણ લય કરેલો હોય છે, તેથી તેઓના તે મનને અધીન રહેલા પ્રાણોનો પણ લય થઈ જાય છે. એ રીતે તે ઇંદ્રિયયોગી અને બુદ્ધિયોગીમાં ભેદ રહેલો છે. આ બુદ્ધિયોગીઓની પણ બુદ્ધિ, જ્યારે તેને કંઇ જાણવાનું બાકી રહેતું નથી, ત્યારે પૂર્વની પેઠે (ઇંદ્રિયયોગીઓની ઇંદ્રિયોની પેઠે) આપોઆપ લીન થઈ જાય છે. એ રીતે તે બુદ્ધિની લીનાવસ્થામાંજ તે બુદ્ધિયોગીઓ સમાધિબુદ્ધિ કરે છે; માટે તે બુદ્ધિયોગીઓને પણ બુદ્ધિથી ભિન્ન રહેલા આત્માનું જ્ઞાન થયેલું હોતું નથી અને તેથીજ તેઓએ પોતાની બુદ્ધિનો આત્મામાં લય કરેલો હોતો નથી. આ બુદ્ધિયોગીઓના સંબંધમાં પણ વાયવીય સંહિતામાં કહેલું છે કે:—

**"बौद्धा दशसहस्राणि तिष्ठंति विगतज्वराः"**–

"બુદ્ધિની અંદર લીન થયેલા યોગીઓ દશ હજાર મન્વંતરસુધી સંતાપરહિત થઇને સ્વર્ગલોકમાં રહે છે."

એ પ્રમાણે પાંચ યજ્ઞો ત્રણ શ્લોકોમાં કહ્યા. હવે એકજ શ્લોકમાં બીજા પાંચ યજ્ઞો કહે છે:—

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।**
**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥**

યત્નશીલ કેટલાએક તીક્ષ્ણ વ્રતવાળા યોગીઓ, દ્રવ્યથી થતા યજ્ઞો કરનારા હોય છે, કેટલાએક તપરૂપ યજ્ઞ કરનારા હોય છે, વળી કેટલાએક યોગરૂપ યજ્ઞ કરનારા હોય છે, કેટલાએક વેદાભ્યાસરૂપ યજ્ઞને કરનારા હોય છે અને કેટલાએક યોગીઓ જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા હોય છે. ૨૮

(૨૮) **दैवमेवापरे यज्ञम्**–એ વચનથી પ્રથમ કહેવાયેલા શ્રૌત યજ્ઞોથી ભિન્ન, સ્માર્ત કર્મરૂપ અને દ્રવ્યથી સધાય તેવા વાવ, કૂવા, ધર્મશાળા અથવા સાર્વજનિક બાગબગીચા અને તીર્થમાં વેદિકાની બહાર આપવામાં આવતું દાન વગેરે બધા દ્રવ્યયજ્ઞોને કરનારા કેટલાએક યોગીઓ હોય છે; તેમજ કૃચ્છ્રચાંદ્રાયણ, મહિનાના ઉપવાસ વગેરે તપરૂપ યજ્ઞને કરનારા કેટલાએક તપોયજ્ઞ યોગીઓ હોય છે તથા સંગ અને ફળના ત્યાગપૂર્વક સંધ્યોપાસનથી આરંભીને નિર્વિકલ્પ સમાધિસુધીનાં કર્મોનું અનુષ્ઠાન જે ત્રીજા અધ્યાયમાં કહેલું છે, તેરૂપ યોગને યજ્ઞસ્થાને કરનારા કેટલાએક યોગીઓ યોગ યજ્ઞવાળા હોય છે; અથવા યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિરૂપ આઠ પ્રકારના અંગથી યુક્ત અને યોગસૂત્રકારે ચિત્તની વૃત્તિઓને વશ કરવારૂપે દર્શાવેલ યોગનેજ યજ્ઞસ્થાને કરીને યોગયજ્ઞ કરનારા કેટલાએક યોગીઓ હોય છે; તેમજ વળી કેટલાએક સ્વાધ્યાયરૂપ યજ્ઞને કરનારા હોય છે–અર્થાત્ કેટલાએક યોગીઓ હમેશાં વેદાધ્યયનરૂપ યજ્ઞમાં આસક્ત હોય છે અને વળી કેટલાએક યોગીઓ, સ્વાધ્યાય (વેદાધ્યયન)ના અર્થના જ્ઞાનરૂપ પૂર્વ અને ઉત્તરમીમાંસાના વિચારરૂપ–જ્ઞાનયજ્ઞને કરનારા હોય છે. આ પાંચેય પ્રકારના યજ્ઞને કરનારા, તે તે યોગીઓ બરાબર પ્રયત્નશીલ હોય છે તથા અહિંસા વગેરે વ્રતોને સારી રીતે તીક્ષ્ણ પાળવાવાળા હોય છે. ૨૮

હવે અગીઆરમા યજ્ઞને કહે છે:—

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥**

વળી બીજા કેટલાએક યોગીઓ અપાન વાયુની વૃત્તિમાં પ્રાણવાયુની વૃત્તિને હોમે છે તથા પ્રાણવાયુની વૃત્તિને અપાનવાયુની વૃત્તિમાં હોમે છે અને પ્રાણવાયુની તથા અપાનવાયુની ગતિને રોકીને પ્રાણાયામ કરવામાં તત્પર રહે છે.

(૨૯) બીજા કેટલાએક યોગીઓ અપાનની વૃત્તિમાં પ્રાણની વૃત્તિનો લય કરે છે અને પ્રાણની વૃત્તિમાં અપાનની વૃત્તિનો લય કરે છે–અર્થાત્ પૂરક અને રેચક નામનો પ્રાણાયામ કરે છે તથા મુખ અને નાસિકાના માર્ગે સંચાર કરતા પ્રાણવાયુની ગતિને તથા ગુદામાર્ગે સંચાર

કરતા અપાન વાયુની ગતિને રોકીને પ્રાણાયામ કરવામાં તત્પર રહે છે–અર્થાત્ કુંભક નામને પ્રાણાયામ કરે છે.

બારમા યજ્ઞને કહે છેઃ—

**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**
**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥**

વળી જેમણે વિષયભોગ નિયમિત કરેલો છે એવા કેટલાએક યોગીઓ મનસહિત ઇંદ્રિયોને અંતઃકરણની વૃત્તિઓમાં હોમે છે. આ બારેય પ્રકારના યજ્ઞોને જાણનારા તે તે યોગીઓ તે તે યજ્ઞોવડે પાપનો નાશ કરનારા થાય છે.[૩૦]

(૩૦) આ શ્લોકમાં પ્રથમના પ્રાણ શબ્દથી મનસહિત ઇંદ્રિયો લેવાની છે તથા બીજા પ્રાણ શબ્દથી મન, ચિત્ત, અહંકાર આદિ અંતઃકરણની વૃત્તિઓ લેવાની છે.

વિષયભોગને નિયમિત કરી વૈરાગ્ય વગેરેથી યુક્ત થયેલા કેટલાએક યોગીઓ મનસહિત ઇંદ્રિયોને અંતઃકરણની વૃત્તિઓમાં લય પમાડે છે–અર્થાત્ ઇંદ્રિયોને મનમાં લય કરે છે. સંકલ્પવિકલ્પરૂપ મનને સ્મરણધર્મવાળા ચિત્તમાં લય કરે છે અને ચિત્તને અહંકારમાં લય કરે છે. પછીથી તે એકલો રહેલો અભિમાનરૂપ અહંકાર, પોતે જેમાં અહંભાવ કરે તેવી અન્ય વસ્તુઓનો અભાવ થવાથી બળી ગયેલાં લાકડાંવાળા અગ્નિની પેઠે આપોઆપ લય પામે છે. એ રીતે લય પામેલા અહંકારમાં આ યોગીઓ સમાધિબુદ્ધિ કરે છે, માટે તેઓ 'આભિમાનિક યોગી' કહેવાય છે અને તેઓ પૂર્વોક્ત બુદ્ધિયોગીઓના કરતાં અધમ સ્થિતિના છે. આ આભિમાનિક યોગીઓના સંબંધમાં પણ વાયવીય સંહિતામાં કહેલું છે કેઃ–**सहस्रं त्वाभिमानिकाः**–આભિમાનિક યોગીઓ એક હજાર મન્વંતરસુધી સ્વર્ગલોકમાં રહે છે.

આ બધા યોગસિવાયનો એક બીજો ભૌતિક નામનો યોગ પણ છે. તેને અહીં કહેલો નથી, પણ વાયવીય સંહિતામાં તે ભૌતિક યોગનું અનુષ્ઠાન કરનારાઓના સંબંધમાં કહેલું છે કેઃ–**भौतिकास्तु शतं पूर्णम्**–ભૌતિક યોગનું અનુષ્ઠાન કરનારા યોગીઓ પૂરેપૂરાં સો મન્વંતરસુધી સ્વર્ગલોકમાં રહે છે.

પૂર્વોક્ત બારેય યજ્ઞોને જાણનારા તે તે યોગીઓ, તે તે યજ્ઞોવડે પોતાનાં પાપોનો નાશ કરી શકે છે–અર્થાત્ એ સર્વ યજ્ઞો, કેવળ પાપનોજ નાશ કરનારા થાય છે પણ સાક્ષાત્ મોક્ષને આપનારા થતા નથી.

હવે પૂર્વોક્ત યજ્ઞોમાંથી એકેયનું અનુષ્ઠાન નહિ કરનારા અશક્ત પુરુષને માટે કહે છેઃ–

**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम॥**

પંચ મહાયજ્ઞોથી બાકી રહેલા અમૃત નામના અન્નનું ભોજન કરનારા પુરુષો પણ સનાતન બ્રહ્મને પામે છે.હે કુરુવંશશ્રેષ્ઠ અર્જુન ! પૂર્વોક્ત યજ્ઞો કરવાને અશક્ત તથા છેવટે પંચમહાયજ્ઞોને પણ નહિ કરનારા પુરુષને આ લોકની પણ પ્રાપ્તિ થતી નથી તો પછી તેને બીજો લોક તો કયાંથીજ મળે ![૩૧]

(૩૧) હે કુરુશ્રેષ્ઠ પંચમહાયજ્ઞથી અવશેષ રહેલા અમૃત નામના અન્નનું ભોજન કરનારા પુરુષો પણ ચિત્તશુદ્ધિદ્વારા સનાતન બ્રહ્મને પામે છે; પરંતુ પૂર્વે દર્શાવેલા બાર યજ્ઞોમાંથી એકેય યજ્ઞને નહિ કરનારા તથા છેવટે નિત્ય એવા પંચમહાયજ્ઞોને પણ નહિ કરનારા પુરુષને આ લોક પણ મળતો નથી તો પછી બીજો પરલોક અથવા આત્મલોક તો કયાંથીજ મળે–અર્થાત્ નજ મળે.

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।**
**कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥**

એ રીતે અનેક પ્રકારના યજ્ઞોને વેદદ્વારા મહાત્મા પુરુષોએ આ પૃથ્વીપર વિસ્તારેલા છે; પરંતુ એ બધા યજ્ઞો કાયિક, વાચિક અથવા માનસિક કર્મોથીજ ઉત્પન્ન થનારા છે, પણ નૈષ્કર્મ્યરૂપ નથી, એમ સમજીને તું તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિદ્વારા અશુભથી મુક્ત થઇશ.[૩૨]

હવે, જે જ્ઞાનયજ્ઞને માટે પ્રથમ દર્શાવેલા સર્વ યજ્ઞોનો ઉપન્યાસ કરેલો છે, તે જ્ઞાનયજ્ઞનાં ભગવાન શ્રીકૃષ્ણ વખાણ કરે છેઃ—

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥**

હે શત્રુતાપન અર્જુન ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય યજ્ઞ અતિ ઉત્તમ છે; કારણકે હે કુંતી-

પુત્ર! સર્વ-અંગોપાંગસહિત કર્મનો જ્ઞાનમાં સમાવેશ થઇ જાય છે.[૩૩]

(૩૩) હે શત્રુતાપન અર્જુન ! વાવ, કૂવા, બગીચા વગેરે બાહ્યદ્રવ્યો અને દેહ, ઇંદ્રિય વગેરે આભ્યંતર દ્રવ્યોથી સિદ્ધ થનારા દ્રવ્યમય યજ્ઞ કરતાં સમગ્ર મન, વચન અને કાયાની પ્રવૃત્તિને શાંત કરવારૂપ જ્ઞાનયજ્ઞ અતિ ઉત્તમ છે; કારણકે સર્વ અંગોપાંગસહિત કર્મોનો જ્ઞાનમાં સમાવેશ થઇ જાય છે. શ્રુતિ પણ કહે છે કેઃ-"**कृताय विजितायाधरेयाः संयन्त्येवमेवैनं सर्वत-दभिसमैति यत्किंच प्रजाः साधु कुर्वंति यस्तद्वेद यत्स वेद**-જેમ વિજય પામેલા ચાર અંકવાળા પાસાના કૃતના ભાગમાં નીચેના ત્રેતા, દ્વાપર અને કલિ-એ ત્રણ ભાગોનો સમાવેશ થઇ જાય છે, તેમ પ્રજાઓ જે કંઇ શુભ કર્મ કરે છે, તે સર્વ શુભ કર્મનો તથા તેનાં ફળનો આ રૈક્વ મુનિના ધર્મમાં સમાવેશ થઈ જાય છે. તે રૈક્વ મુનિ જે વેદ્યને જાણે છે, તે વેદ્યને જાણનારા પ્રાણીને પણ સર્વ પ્રાણીઓના ધર્મનો સમૂહ તથા ફળ તે રૈક્વ મુનિની પેઠે પ્રાપ્ત થાય છે." (આ શ્રુતિનો અર્થ પ્રથમ વિસ્તારથી દર્શાવ્યો છે.)

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः॥३४॥**

પ્રણામથી, પ્રશ્નથી અને સેવાથી તું તે જ્ઞાનને જાણ. ગ્રંથને જાણનારા અનુભવી તત્ત્વદર્શી પુરુષો તને એ જ્ઞાનનો (બ્રહ્મનો) ઉપદેશ કરશે.

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ३५**

જે જ્ઞાનનો સાક્ષાત્કાર કરીને તું હમણાંની પેઠે ફરીથી મોહ પામીશ નહિ અને હે પાંડુપુત્ર ! જે જ્ઞાનવડે તું સમગ્ર ભૂતોને પરમાત્મારૂપ મારાવિષે જોઈશ.[૩૫]

(૩૫) હે પાંડવ! જે ચૈતન્યમાત્રસ્વરૂપ બ્રહ્મને જાણીને તું હાલની પેઠે ફરીથી મોહને પામીશ નહિ અને વળી જે જ્ઞાનવડે તું બ્રહ્માથી આરંભીને થુંબડાંસુધીનાં સર્વ સ્થાવર-જંગમ ભૂતોને, **त्वं** પદથી લક્ષ્ય એવા જીવથી ભિન્ન સ્વરૂપવાળા પરમાત્મા પરમેશ્વરરૂપ મારાવિષે જોઈશ. શ્રુતિ પણ કહે છે કેઃ-"**नान्योऽतोऽस्ति द्रष्टा**-આ પરમાત્માસિવાય બીજો કોઇ દ્રષ્ટા નથી." એ રીતે શ્રુતિ પણ પ્રત્યગાત્માથી અન્યને દ્રષ્ટાપણુ નો નિષેધ કરે છે.

ભાષ્યમાં તો એમ કહેલું છે કે, તે જ્ઞાનના યોગથી બ્રહ્માથી સ્તંબપર્યંતનાં સર્વ પ્રાણીઓને તું તારા આત્મામાં એટલે કે "સર્વ ભૂતો મારામાં છે" એમ અને હું વાસુદેવમાં એટલે કે "સર્વ ભૂતો પરમેશ્વરમાં છે." એમ જોઇશ-અર્થાત્ સર્વ ઉપનિષદોમાં પ્રસિદ્ધ ક્ષેત્રજ્ઞ અને ઇશ્વરનું એકત્વ-એકપણું તું અનુભવીશ.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

સર્વ પાપીઓના કરતાં પણ જો તું વધારે પાપ કરનારો હોઇશ, તોપણ તું તારા સર્વ પાપરૂપ સમુદ્રને જ્ઞાનરૂપ વહાણવડે તરી જઇશ.[૩૬]

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ३७**

હે અર્જુન ! જેમ પ્રજ્વલિત થયેલો અગ્નિ લાકડાંઓને ભસ્મ કરી નાખે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ પણ ( પ્રારબ્ધસિવાયનાં ) સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે.[૩૭]

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति३८**

ખરેખર આ જગતમાં જ્ઞાનના જેવું બીજું કંઇપણ પવિત્ર છેજ નહિ. તે જ્ઞાન ને યોગથી સિદ્ધ થયેલો પુરુષ, સમય જતાં પોતાની મેળે પોતાના આત્મામાં પામે છે.[૩૮]

(૩૮) યોગથી સિદ્ધ થયેલો પુરુષ-એટલે નિષ્કામ કર્મયોગના અનુષ્ઠાનથી અથવા સમાધિયોગથી સિદ્ધ થયેલો-યોગ્યતા પામેલો મુમુક્ષુ પુરુષ, કેટલોએક વખત ગયા પછી પોતાની મેળેજ પોતાના આત્મામાં તે જ્ઞાનને પામે છે. કહેવાનું એ છે કે, જ્ઞાનની સિદ્ધિ કરવામાટે ઘણા પ્રયત્નની અને ઘણા સમયની જરૂર પડે છે.

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः।**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति३९**

ગુરુ વગેરેમાં શ્રદ્ધા રાખનારો તથા તે જ્ઞાન

મેળવવામાં તત્પર રહેનારો જિતેંદ્રિય પુરુષ, તે જ્ઞાનને મેળવે છે. જ્ઞાન પામીને પછી થોડા સમયમાં–પરા શાંતિ–મોક્ષને પામે છે.[૩૯]

(૩૯) શ્રદ્ધાવાળો હોય પણ જો મંદ પ્રયત્નવાળો હોય તો જ્ઞાન થતું નથી, માટે તે જ્ઞાન મેળવવામાં હમેશાં પ્રયત્ન કરવાપૂર્વક તત્પર રહેવું જોઇએ. પ્રયત્નવાન હોય પણ જો જિતેંદ્રિય ન હોય તોપણ જ્ઞાન મળતું નથી, માટે જ્ઞાન મેળવવામાં જિતેંદ્રિય થવું જોઇએ. એવા પ્રકારનો શ્રદ્ધાવાન, તત્પર અને જિતેંદ્રિય પુરુષ, અવશ્ય જ્ઞાનને મેળવે છે. પછી તે જ્ઞાનને મેળવીને થોડાજ સમયમાં–પ્રારબ્ધકર્મોની સમાપ્તિ થતાં પરાશાંતિ–વિદેહકૈવલ્યને પામે છે.

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥**

અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને સંશયાત્મા–આ ત્રણે પુરુષો નાશ પામે છે. તેમાં સંશયાત્મા પુરુષને તો આ લોક,પરલોક કે સુખ એમાંનું કંઈ પણ મળતું નથી.[૪૦]

(૪૦) અજ્ઞાનીને સુખેથી સમજાવી શકાય છે, અશ્રદ્ધાળુને પ્રયત્નપૂર્વક પણ સમજાવી શકાય છે, પરંતુ સંશયાત્માને તો સમજાવી શકાતોજ નથી; કારણકે સંશયાત્માને જો તેના મિત્રો વગેરે સમજાવે, તોપણ તેઓના તરફ તે સંશય કરે છે, જેથી તેને આ લોક પણ મળતો નથી. વેદવાકયોમાં પણ તેને સંશય હોય છે, તેથી તેને પરલોક પણ મળતો નથી. એ રીતે હમેશાં સંશયાકુળ હોવાથી તે પુરુષને સુખ પણ મળતું નથી, માટે સંશય કરવો નહિ.

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१॥**

**હે ધનંજય ! કર્મની અંદર અકર્મ દૃષ્ટિ કરવારૂપ યોગથી જે પુરુષે ફળથી અને સ્વરૂપથી સર્વ કર્મોનો ત્યાગ કરેલો છે, તથા જ્ઞાનવડે જેના સર્વ સંશયો નાશ પામ્યા છે તેવા જિતેંદ્રિય પુરુષને કરેલાં કર્મો પણ બાંધી શકતાં નથી.**[૪૧]

(૪૧) હે ધનંજય !કર્મની અંદર અકર્મદૃષ્ટિ કરવારૂપ યોગવડે જેણે સર્વ કર્મોનો ફળથી અને સ્વરૂપથી ત્યાગ કરેલો છે તથા સમ્યગ્દૃષ્ટિરૂપ જ્ઞાનથી જેના સર્વ સંશયો જેવા કે, "આત્મા દેહરૂપજ હશે કે તેથી ભિન્ન હશે, જો ભિન્ન હશે તો વિભુ હશે કે અવિભુ હશે, વિભુ હશે તો કર્તા હશે કે અકર્તા હશે, અકર્તા હશે તોપણ એક હશે કે અનેક હશે અને જો કદાચ એક હશે તોપણ તે સગુણ હશે કે નિર્ગુણ હશે–" ઈત્યાદિ સંશયો જેના નાશ પામ્યા છે તેવા શમદમાદિપરાયણ જ્ઞાની પુરુષને કરેલાં કર્મો પણ બાંધી શકતાં નથી.

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥**

માટે હે ભરતવંશી અર્જુન! તારી બુદ્ધિમાં રહેલા એ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા સંશયને જ્ઞાનરૂપ તરવારથી છેદી નાખીને તું જ્ઞાનના ઉપાયરૂપ આ નિષ્કામ કર્મયોગનું આચરણ કર અને યુદ્ધ કરવા માટે તૈયાર થા.[૪૨]

ઈતિ શ્રીમહા૦ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં 'યજ્ઞવિભાગયોગ' એ વિષયનો અધ્યાય ૨૮ મો સમાપ્ત.

## અધ્યાય ૨૯ મો
### સંન્યાસયોગ

ત્રીજા અધ્યાયમાં–**लोकेऽस्मिन्द्विविधा निष्ठा** એ શ્લોકમાં ભિન્ન ભિન્ન અધિકારીપરત્વે બે નિષ્ઠાનો પ્રસ્તાવ કરીને **न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते**–કર્મોનો આરંભ કર્યાસિવાય પુરુષ, નૈષ્કર્મ્યને પામતો નથી. ઇત્યાદિ વાકયોવડે કર્મનિષ્ઠાને જ્ઞાનનિષ્ઠાના અંગતરીકે દર્શાવીને તે કર્મનિષ્ઠાનું અવશ્ય અનુષ્ઠાન કરવું જોઇએ એમ કહ્યુ. ચોથા અધ્યાયમાં **कर्मण्येवाधिकारस्ते**–તારે કર્મ કરવાનોજ અધિકાર છે-ઇત્યાદિ વચનોથી એમ જણાવ્યું કે, જેઓને કર્મની અંદર અકર્મની માન્યતારૂપ સમ્યગ્દૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે તેવા પુરુષોએ કર્મ કરેલાં હોય તોપણ નહિ કરેલાંજ રહે છે; કારણકે તેઓએ જ્ઞાનદ્વારા કર્તાપણું વગેરેનો બાધ કરેલો હોય છે; માટે તેવા સમ્યગ્દર્શની પુરુષોએ વૃથા ચેષ્ટાની પેઠે કર્મ કરવાં અથવા સંન્યાસ કરવો એમ ભાર દીધા વિના કહ્યું. હવે આ પાંચમા અને છઠ્ઠા અધ્યાયમાં એમ કહેવામાં આવશે કે, "જ્ઞાનની

ઇચ્છા રાખનારા અજ્ઞાની પુરુષે વૈરાગ્યની ઉત્પત્તિ થાય ત્યાંસુધી કર્મોજ કર્યાં કરવાં;અને જ્યારે વૈરાગ્યની પ્રાપ્તિ થઇ જાય, ત્યાર પછીથી જોવામાં આવતા પદાર્થોમાં મનનો સંચાર દૂર કરવામાટે તે પુરુષે કર્મોનો ત્યાગ કરવો અને જ્ઞાનની ઉત્પત્તિમાટે યોગનું આચરણ કરવું " એમ કહેવાશે. તેમાં પ્રથમ અર્જુન વિચાર કરે છે કેઃ-"ભગવાન શ્રીકૃષ્ણે, ચોથા અધ્યાયમાં **त्यक्तसर्व परिग्रहः**-સર્વ (સ્ત્રીપુત્રાદિ) પરિગ્રહનો ત્યાગ કરીને-ઇત્યાદિ વચનોથી મને સંન્યાસયોગ આચરવાનું કહ્યું; અને **योगमातिष्ठ**-તું કર્મયોગનું આચરણ કર-એ વચનથી કર્મયોગ આચરવાનું કહ્યું. તો આ બન્ને સંન્યાસયોગ અને કર્મયોગનું હું એકલો, "ઉભું રહેવું અને ચાલવું " એ બન્ને ક્રિયાઓની પેઠે એકીસાથે આચરણ કરી શકું તેમ નથી; કારણ કે તે બન્ને યોગ પરસ્પર વિરુદ્ધ છે" આવો વિચાર કરીને અર્જુન,ભગવાન શ્રીકૃષ્ણને કહે છેઃ-

**॥ अर्जुन उवाच ॥**

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥**

અર્જુને કહ્યુંઃ-હે કૃષ્ણ ! તમે મને કર્મોનો સંન્યાસ અને કર્મોનો યોગ એ બન્નેને સાથે ફરી ફરીને કેમ કહો છો ? એ બન્નેમાંથી જે અતિ શ્રેયસ્કર હોય તે એકનેજ બરાબર નિશ્ચય કરીને મને કહો.[1]

(૧) હે પાપનો નાશ કરનાર-શ્રીકૃષ્ણ ! જ્ઞાનની ઇચ્છા રાખનારા મને તમે પરસ્પર વિરુદ્ધ સંન્યાસયોગને તથા કર્મયોગને બન્નેને શામાટે કહો છો ? આવું પરસ્પર વિરુદ્ધનું કથન વેદના રચનારા તમે પૂર્વકાળમાં પણ કરેલું છે, એમ શ્રુતિ અને સ્મૃતિપરથી જણાય છે; કારણ કે તેવી શ્રુતિ અને સ્મૃતિ જોવામાં આવે છે. જેમકે-'**एतमेव प्रव्राजिनो लोकमिच्छंतः प्रव्रजंति**-એ આત્મલોકનીજ ઇચ્છાવાળા મુમુક્ષુ પુરુષો સંન્યાસ લે છે." આ શ્રુતિ, સંન્યાસ લેવાનું કહે છે; તેમજ-

"**संसारमेव निःसारं दृष्ट्वा सारदिदृक्षया ।**
**प्रव्रजंत्यकृतोद्वाहाः परं वैराग्य मास्थिताः ॥**"

"આ સંસારને નિઃસાર જોઇને પરમ વૈરાગ્ય પામેલા મુમુક્ષુ પુરુષો, સાર વસ્તુ (પરમાત્મા)ને જોવાની ઇચ્છાથી વિવાહ કર્યાવિનાજ સંન્યાસ લે છે." આ સ્મૃતિ પણ સંન્યાસનું પ્રતિપા[દન] કરે છે; તેમજ વળી કર્મયોગનું પ્રતિપાદન [કર]નારી શ્રુતિ-સ્મૃતિ પણ છે. જેમકેઃ-"**तमेतं वेदा[नु]वचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दा[नेन] तपसाऽनाशकेन**-તે આ આત્માને બ્રાહ્[મણો] વેદાધ્યયનવડે, યજ્ઞવડે, દાનવડે, તપવડે [અને] અનશનવડે જાણવાની ઇચ્છા કરે છે." આ શ્રુ[તિ] કર્મયોગપરાયણ છે; તેમજ-**महायज्ञैश्च यज्ञै[श्च] ब्राह्मीयं क्रियते तनुः**-મહાયજ્ઞો અને યજ્ઞો[થી] શરીરને પરમાત્માનાં દર્શન કરવામાટે યે[ાગ્ય] કરાય છે." આ સ્મૃતિ પણ કર્મયોગપરા[યણ] છે. એ રીતે સંન્યાસયોગ અને કર્મયોગ-બન્ને શ્રુતિ અને સ્મૃતિમાં કહેલાં છે; [તે] બન્ને શ્રેષ્ઠ તો છેજ, પરંતુ તે બન્નેમાં [જે] એક અતિશય ઉત્તમ હોય, તેનોજ નિશ્ચય ક[રી] મને કહો.

અર્જુનના પૂર્વ પ્રશ્નનો ભગવાન શ્રીકૃ[ષ્ણ] ઉત્તર કહે છેઃ-

**॥ श्रीभगवानुवाच ॥**

**संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।**
**तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते**

શ્રીભગવાને કહ્યુંઃ-હે અર્જુન ! સંન્ય[ાસ] અને કર્મયોગ એ બન્ને મોક્ષને આપનારા [છે.] તે બન્નેમાં પણ કર્મનો સંન્યાસ કરવા ક[રતાં] કર્મનો યોગ શ્રેષ્ઠ છે.[2]

(૨) શ્રીભગવાને કહ્યુંઃ-હે અર્જુન ! [સં]ન્યાસ અને કર્મયોગ એ બન્ને જ્ઞાનની ઉ[ત્પ]ત્તિમાં કારણ છે; અને બન્ને મોક્ષને આપન[ારાં] છે, તોપણ વૈરાગ્યવિનાના પુરુષે કરેલા કર્મ[ના] સંન્યાસ કરતાં કર્મનો યોગજ અધિક ઉ[ત્તમ] છે; કારણ કે તે કર્મયોગ, ચિત્તશુદ્ધિદ્વારા વૈરા[ગ્ય] વગેરેનું કારણ બને છે.

કર્મયોગીઓને તે કર્મોનું અનુષ્ઠાન ક[ર]વું જ્ઞાન ઉત્પન્ન કરવામાં પ્રત્યક્ષ વિઘ્ન છે [અને] સંન્યાસીઓને તો તેવું વિઘ્ન હોતુંજ નથી. [તો] તમે કેમ કહો છો કે, સંન્યાસ કરતાં કર્મયો[ગ] ઉત્તમ છે? આવી શંકા કદાચ અર્જુન કરે [તો] તેને માટે ભગવાન કહે છેઃ-

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति**
**निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते**

**જે, કોઈનાપર રાગ કરતો નથી તથા દ્વેષ કરતો નથી, તેને તારે નિત્યસંન્યાસી જાણવો. હે મહાબાહુ! રાગદ્વેષરૂપ દ્વંદ્વથી રહિત તે નિત્ય-સંન્યાસી અનાયાસે સંસારબંધનથી છૂટે છે.**[૩]

(૩) હે મહાબાહુ અર્જુન! જે પુરુષ રાગ-દ્વેષરહિત છે, તે કર્મો કરે અથવા ન કરે, તોપણ તે સંન્યાસીજ કહેવાય છે—અર્થાત્ રાગદ્વેષવગરનો સંન્યાસ અને રાગદ્વેષવગરનો કર્મયોગ–એ બન્ને સરખાજ છે, એમ તારે જાણવું. એ સંન્યાસ અને કર્મયોગ એ રીતે કેવળ જ્ઞાન મેળવવામાં સાધન હોઇનેજ સરખા છે એમ નહિ સમજવું; પરંતુ ફળ તરફ દૃષ્ટિ કરતાં પણ તે બન્ને સરખાજ છે; કારણ કે બન્નેનું ફળ એજ છે કે, સર્વ પ્રકારના સંશયોથી રહિતપણુ સંપાદન કરવું. એ પ્રમાણે હમણાંજ તને કહેવામાં આવશે, તોપણ ચિત્તના ચંચળ સ્વભાવને લીધે કદાચ સંન્યાસીને રાગનો ઉદય જો થઇ જાય તો તેને ભ્રષ્ટ થવાની શંકા છે; પણ પેલા કર્મયોગીને તેવી શંકા હોતી નથી. આવા હેતુથીજ મેં તને કર્મયોગની ઉત્તમતા દર્શાવી છે. જોકે છે તો તેમજ, પણ પ્રસિદ્ધ રીતે જોતા, સત્ય–અસત્યરૂપ આત્મ–અનાત્મ વસ્તુના પરસ્પર અધ્યાસથી રહિત થયેલા જ્ઞાની સંન્યાસી પુરુષના રાગાદિના કારણભૂત અજ્ઞાનનો સમૂળગો નાશ થયેલો હોય છે, તેથી તે સંન્યાસી કર્મ કરવાના પ્રયાસવિના પણ કેવળ જ્ઞાનદ્વારાજ સુખેથી સંસારથી મુક્ત થાય છે. આવા કારણથી તેને કર્મોની જરૂર રહેતી નથી. અથવા અહીં આ પ્રમાણે પણ વ્યાખ્યાન થઇ શકે છે કે, નિર્દ્વંદ્વ એટલે સ્ત્રીપુરુષનાં દ્વંદ્વરૂપ મિથુનથી રહિત થયેલો–સ્ત્રી વગેરેનો ત્યાગ કરનારો સંન્યાસી પુરુષ અનાયાસે સંસારથી મુક્ત થાય છે; કારણ કે સંન્યાસ અને કર્મયોગમાં રાગાદિના જય કરવાનું તો સરખુંજ હોય છે, જેથી કર્મયોગી કુટુંબપોષણ વગેરે રાગજનક કર્મોથી વ્યગ્ર હોય છે, તેથી તેને સંસારથી છૂટતાં ક્લેશ પડે છે, પણ આ સંન્યાસીએ તો સર્વનો ત્યાગ કરેલો હોવાથી તેને સંસારથી મુક્ત થવામાં ક્લેશ પડતો નથી.

હવે અર્જુન કદાચ આવો પ્રશ્ન કરે કે, સંન્યાસમાં તમારા કહેવા પ્રમાણે કદાચ રાગાદિનો ઉદય થતાં ભ્રષ્ટ થવાની શંકા રહે છે અને કર્મયોગમાં કર્મ કરતાં ક્લેશ પડે છે, તો પછી એ બન્નેમાંથી વધારે શ્રેયસ્કર કયો માર્ગ છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન શ્રીકૃષ્ણ, ફળદૃષ્ટિએ બન્નેની સમાનતા કહી દેખાડે છેઃ—

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥**

**અજ્ઞાની પુરુષો જ્ઞાનયોગને અને કર્મયોગને ભિન્ન ભિન્ન કહે છે, પણ પંડિતો કહેતા નથી. બન્નેમાંથી એકનું પણ સારી રીતે આચરણ કરનારો પુરુષ, બન્નેનું ફળ મેળવે છે.**[૪]

(૪) સાંખ્ય શબ્દની વ્યાખ્યા આ રીતે થાય છેઃ–યાસ્ક કહે છે કે, **સમ** ઉપસર્ગનો એકીભાવ એવો અર્થ થાય છે; એટલે જેનાવડે આત્માની સાથે એકીભાવવડે–અભિન્નપણે વસ્તુસ્વરૂપ પ્રકાશે છે, તેનું નામ **સંખ્યા** કહેવાય છે–એટલે કે સર્વ સ્થૂલ–સૂક્ષ્મ કારણપ્રપંચનો નિર્વિકલ્પ પ્રત્યગાત્મામાં લય કરી દઇને ઉદય પામેલી જે ચિત્તની વૃત્તિ, તેનું નામ **સંખ્યા** કહેવાય છે. તે સંખ્યાના સાધનરૂપ જે હોય તેનું નામ **સાંખ્ય** અથવા **સંન્યાસ** કહેવાય છે. વળી તે સંન્યાસનો સ્પષ્ટાર્થ આ પ્રમાણે થાય છેઃ–સ્ત્રીથી આરંભીને બુદ્ધિસુધીના સર્વ પદાર્થોનો આત્માની અંદર જે એકીભાવથી ત્યાગ કરવો–લય પમાડવો, તેનું નામ સંન્યાસ કહેવાય છે; અને અગ્નિહોત્ર, સંધ્યોપાસન વગેરેથી આરંભીને નિર્વિકલ્પ સમાધિસુધીનું જે અનુષ્ઠાન, તેનું નામ યોગ કહેવાય છે. તેમાં વળી મુખ્ય યોગનું લક્ષણ સૂત્રકાર ભગવાન પતંજલિએ દર્શાવ્યું છે. જેમકેઃ–**योगश्चित्तवृत्तिनिरोधः**–ચિત્તની વૃત્તિઓના નિરોધનું નામ યોગ કહેવાય છે.” તે ચિત્તવૃત્તિઓ પાંચ પ્રકારની છેઃ–પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ. તેમાં પ્રમાણ વળી ત્રણ પ્રકારનું છે. પ્રત્યક્ષ, અનુમાન અને આગમ. તેમાં પ્રત્યક્ષ એટલે ઇંદ્રિયથી ઉત્પન્ન થયેલી વૃત્તિ–એટલે છીપ વગેરેમાં તે છીપ વગેરેનું યથાર્થપણે જે જ્ઞાન તે પ્રત્યક્ષ પ્રમાણથી થયેલું જ્ઞાન છે; અને તેજ છીપ વગેરેમાં જે રૂપ વગેરેની ભ્રાંતિથી જ્ઞાન થાય છે, તેનું નામ વિપર્યય છે. સંશયપણું–“આ રૂપું હશે કે છીપ હશે” આવા પ્રકારનું અનિશ્ચયાત્મક જ્ઞાન છે અને તે સંશયનો

વિપર્યયમાંજ સમાવેશ થઇ જાય છે. વસ્તુથી શૂન્ય હોય અને શબ્દના જ્ઞાનને જે અનુસરે તેનું નામ વિકલ્પ કહેવાય છે. દાખલાતરીકે:- **पुरुषस्य चैतन्यम्**-" પુરુષનું ચૈતન્ય. " આ દૃષ્ટાંતમાં પુરુષ, ચૈતન્ય અને તેના સંબંધની, અન્યોન્ય ભિન્નતા છેજ નહિ, પરંતુ તે ત્રણેય શબ્દો ચૈતન્યનેજ કહેનારા છે; તેમજ વળી-**वंध्यापुत्र**-વાંઝણીનો પુત્ર-આ દૃષ્ટાંતવાક્યથી વાંઝણીના પુત્રની વસ્તુતઃ હયાતી છેજ નહિ છતાં, પણ શબ્દમાત્રથી તેમ બોલાય છે. આનું નામજ વસ્તુથી શૂન્ય હોય છતાં શબ્દના જ્ઞાનને અનુસરનારો વિકલ્પ કહેવાય છે-અર્થાત્ એક વસ્તુની અંદર અનેકની બુદ્ધિ અને મિથ્યા પદાર્થની અંદર જે સત્યબુદ્ધિ તેનું નામ વિકલ્પ કહેવાય છે. નિદ્રા અને સ્મૃતિ તો લોકમાં પ્રસિદ્ધજ છે." એ પાંચેય વૃત્તિનો નિરોધ થતાં પણ નિર્વિકલ્પ પ્રત્યગાત્માજ બાકી રહે છે. એ રીતે નિર્વિકલ્પ પ્રત્યગાત્મારૂપ ફળદૃષ્ટિએ જોતાં સાંખ્ય અને યોગ સરખાજ છે તથા રાગદ્વેષથી રહિતપણારૂપ સાધનદૃષ્ટિએ જોતાં પણ તે સંન્યાસ અને કર્મયોગ સરખાજ છે. તેમાં સાધનતરીકે સમાનતા **ज्ञेयः स नित्यसंन्यासी**-એ પૂર્વના શ્લોકમાં સૂચવેલી છે અને ફળતરીકેની સમાનતા આ શ્લોકમાં સૂચવેલી છે. આ બન્નેમાંથી ગમે તેનું સારી રીતે આચરણ કરનારો પુરુષ, નિર્વિકલ્પ સ્થિતિરૂપ એકજ ફળને પામે છે.

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥**

જે સ્થાનને સંન્યાસીઓ પામે છે,તેજ સ્થાનને કર્મયોગીઓ પણ પામે છે; માટે જે પુરુષ, સંન્યાસને અને યોગને એકરૂપે જુએ છે, તેજ પુરુષ ખરી રીતે જુએ છે.[૫]

(૫) અર્જુન શંકા કરે છે કે, નિર્વિકલ્પ સ્થાનને મેળવવા માટે જો તમારા કહેવા પ્રમાણે એ માર્ગ હોય તો **नान्यः पन्था विद्यतेऽयनाय**-મોક્ષને મેળવવામાટે જ્ઞાનવિના બીજો માર્ગ નથી-આ શ્રુતિની સાથે વિરોધ આવશે. એ શંકાનું સમાધાન કરવામાટે ભગવાન કહે છે:-

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥**

હે મહાબાહુ અર્જુન ! સંન્યાસ, યોગવિના મેળવવો ઘણો કઠિન છે; કારણ કે યોગયુક્ત થયેલો મુનિ, થોડાજ સમયમાં બ્રહ્મને મેળવી શકે છે.[૬]

(૬) અહીં કહેવાનું એ છે કે, નિર્વિકલ્પ સમાધિ પણ **तत् त्वमसि** એ મહાવાક્યની પ્રાપ્તિ કરવામાં એક ઉપાયરૂપજ છે; પરંતુ બીજો કોઇ એક સ્વતઃ પુરુષાર્થ નથી. આવા કારણથી મોક્ષ સંપાદન કરવામાં બીજો માર્ગ છે તેવું કંઇ છેજ નહિ, જેથી **नान्यः पन्थाः** એ શ્રુતિની સાથે લગાર પણ વિરોધ આવતો નથી. વળી " **शांतो दांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति**-શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધિવાળો થઇને પુરુષ, પોતાની અંદરજ આત્માનો સાક્ષાત્કાર કરે છે. " આ શ્રુતિ, શમદમાદિની પેઠે સમાધિને પણ આત્મદર્શનના કારણતરીકે દર્શાવે છે; તેમજ વળી એ શ્રુતિમાં રહેલા **समाहित** પદનું વાર્તિકકારોએ આ પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે. જેમકે:-

**स्वातंत्र्यं येषु कर्तुः स्यात्करणाकरणं प्रति ॥**
**तान्येव तु निषिद्धानि कर्माणीह शमादिभिः ॥**
**अस्वातंत्र्यं तु येषु स्यात्करणाकरणं प्रति ।**
**समाहितोक्तयाऽथेदानीं तन्निरोधो विधीयते**
**पिंडीकृत्येन्द्रियग्रामं बुद्धावारोप्य निश्चलम् ।**
**विषयाँस्तत्स्मृतीस्त्यक्त्वा तिष्ठेच्चिदनुरोधतः॥**
**एषोऽभ्युपायः सर्वत्र वेदांतेषु प्रतिष्ठितः ।**
**तत्त्वमस्यादिवाक्यार्थज्ञानोत्पत्त्यर्थमादरात् ॥**

જે કર્મોમાં કર્તાનું કરવા નહિ કરવા પ્રત્યે સ્વતંત્રપણું છે તેવાં કર્મોનો આ શ્રુતિમાં દર્શાવેલા શમદમાદિવડે નિષેધ કરેલો છે;અને જે કર્મો કરવામાં અથવા નહિ કરવામાં ગુરુના ઉપદેશની અપેક્ષાએ કર્તાનું અસ્વતંત્રપણું હોય છે તેવાં કર્મોનો પણ શ્રુતિમાં દર્શાવેલા **समाहित** પદથી નિષેધ કરેલો છે. સમાહિત થવા માટે સર્વ ઇંદ્રિયોને એકઠી કરીને બુદ્ધિમાં સ્થાપવી જોઇએ અને પછીથી વિષયો અને તેમના સ્મરણનો ત્યાગ કરીને નિશ્ચળપણે ચૈતન્યમાં એકાગ્ર થઇને રહેવું જોઇએ. **तत्त्वमसि**-ઇત્યાદિ મહાવાક્યોના અર્થજ્ઞાનની ઉત્પત્તિમાટે વેદાંતશાસ્ત્રોમાં સર્વ સ્થળે આ સમાધિરૂપ ઉપાયનેજ આદરપૂર્વક સિદ્ધ કરી સ્થાપેલો છે; માટે તે યોગમાર્ગ, સ્વતંત્ર માર્ગ નથી, પરંતુ જ્ઞાનના ઉપાયભૂત

ગુણરૂપે છે. ( એ પ્રમાણે યોગવિના સંન્યાસની પ્રાપ્તિ થતી એમ વ્યતિરેકથી કહીને હવે યોગયુક્ત મુનિને તુરતજ બ્રહ્મપ્રાપ્તિ થાય છે, એ વાતને અન્વયથી કહે છે.) યોગયુક્ત થયેલો સંન્યાસી, માત્ર મહાવાક્યના શ્રવણથીજ એકદમ બ્રહ્મને પામી જાય છે; પરંતુ કેવળ સંન્યાસી બ્રહ્મને પામી શકતો નથી. આવાજ અભિપ્રાયથી પ્રથમ કહેલુંજ છે કે, "**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति**–કેવળ સંન્યાસથીજ કોઇ પુરુષ સિદ્ધિને પામતો નથી."

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥**

યોગથી યુક્ત થયેલો, શુદ્ધ આત્માવાળો, ચિત્તનો જય કરનારો, જિતેંદ્રિય અને સર્વભૂતોના આત્મારૂપ થયેલા આત્માવાળો પુરુષ કર્મો કરવા છતાં પણ લેપાતો નથી.[૭]

(૭) નિર્વિકલ્પ સમાધિરૂપ યોગથી યુક્ત થયેલો અને તેથીજ શુદ્ધ આત્માવાળો–અર્થાત્ વૃત્તિઓ સાથેની એકતારૂપ દોષથી રહિત પ્રત્યક્ચૈતન્ય પુરુષ, કર્મથી લેપાતો નથી; કારણકે તે નિર્વિકલ્પ અવસ્થામાંજ કેવળ શુદ્ધ ચૈતન્ય હોય છે, પણ બીજી અવસ્થામાં શુદ્ધ ચૈતન્ય હોતું નથી. ભગવાન સૂત્રકાર પતંજલિ કહે છે કે, **तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्**–તે અસંપ્રજ્ઞાત–નિર્વિકલ્પ સમાધિની અવસ્થાના સમયે દ્રષ્ટાનું–ચિત્શક્તિરૂપ પુરુષનું પોતાના સ્વરૂપમાંજ હોવાપણું હોય છે;" પણ તેના તે ચૈતન્યનું સમાધિરહિત અવસ્થામાં વૃત્તિઓની સાથે સમાનપણું દેખાય છે. આવાજ આશયથી સૂત્રકાર કહે છે કેઃ–"**वृत्तिसारूप्यमितरत्र**–" સમાધિરહિત અવસ્થામાં પુરુષનું વૃત્તિઓ સાથે એકપણું જણાય છે." એ પ્રમાણે જે પુરુષ નિર્વિકલ્પ અવસ્થાથી યુક્ત થયેલો હોય છે, તેનો આત્મા શુદ્ધ થઇ જાય છે; કારણકે એ સમયે તે પુરુષે પોતાના મનનો અને ઇંદ્રિયોનો જય કરેલો હોય છે. એ રીતે ભગવાન શ્રીકૃષ્ણે આ શ્લોકના પૂર્વાર્ધમાં શુદ્ધ **त्वं** પદનો અર્થ કહ્યો. હવે તે **त्वं** પદાર્થની **तत्** પદાર્થની સાથે એકતા કહે છે. પૂર્વોક્ત નિર્વિકલ્પ સમાધિરૂપ યોગથી યુક્ત થયેલા યોગીનો આત્મા, બ્રહ્માથી આરંભીને સ્તંભ (થુંબડું) સુધીનાં સર્વ ભૂતોના તથા આકાશ આદિ સર્વ સ્થાવરજંગમ, જડ-ચેતનના ઉપાદાન કારણપણે સ્વરૂપભૂત થયેલો બની જાય છે. જેમ સુવર્ણ, કુંડલ આદિ પદાર્થોનું સ્વરૂપભૂતજ ગણાય છે, તેમ એ યોગી પણ સર્વ ભૂતોના સ્વરૂપભૂત ગણાય છે; કારણકે કાર્ય કદી પણ કારણથી ભિન્ન હોતું નથી, માટે તે યોગીનો આત્મા પણ સર્વ ભૂતોના આત્મારૂપજ છે.

હવે અહીં કેટલાએક પોતાને પંડિત માનનારા પોતાનું સ્વતંત્ર ડહાપણ ચલાવે છે. તેઓ કહે છે કેઃ–"ભગવાન ભાષ્યકારે **सर्वभूतात्म भूतात्मा**–પદનો વિગ્રહ– **सर्वेषां भूतानां आत्मभूतः आत्मा यस्य**–એવો કર્યો છે તે દૂષિત છે; કારણ કે તેવો વિગ્રહ કરવાથી **आत्मभूतः**–એ પદ અધિક થઇ પડે છે; કારણ કે **सर्वभूतात्मा**–એવા પદથીજ ઇષ્ટ અર્થનો લાભ થઇ જાય છે; માટે ભાષ્યકારનો વિગ્રહ બરાબર નથી." આમ કહીને તેઓ એક સ્વતંત્ર વિગ્રહ કરી દેખાડે છે. જેમકેઃ– **सर्वभूतः आत्मभूतश्च आत्मा यस्य इति सर्वभूतात्मभूतात्मा**–એટલે સર્વરૂપ અને આત્મરૂપ છે આત્મા જેનો" આ પ્રમાણે વિગ્રહ કરે છે. તો હવે આપણે તેમને કહેવાનું કે, તેમાં કંઇ સંકોચ રાખવાનું કારણ નથી. સાંભળો. જે પ્રમાણે ભાષ્યકારના વિગ્રહમાં **आत्मभूतः** એ પદ વ્યર્થ પડે છે, તેમજ તમારા વિગ્રહમાં પણ **आत्मभूतः** એ પદ અધિક થઇ પડે છે; કારણ કે તમારા વિગ્રહમાં રહેલા **सर्व** શબ્દથીજ જડ-ચેતન પદાર્થોનું ગ્રહણ થઇ જાય છે; અને વળી તે **आत्मभूतः** પદ વ્યર્થ પડતાં પણ, "સર્વ ચેતન–અચેતન પ્રપંચરૂપ થયેલો છે આત્મા જેનો" એવો ઇષ્ટ અર્થ પણ નીકળી આવે છે; તેમજ **सर्वे च आत्मानश्च तद्भूतः आत्मा यस्य**–એ પ્રમાણે વિગ્રહ કરીને **सर्वात्मभूतात्मा** એવા પદથીજ આપણા ઇષ્ટ અર્થની સિદ્ધિ થઇ જાય છે; તો પછી તમે દર્શાવેલા વિગ્રહમાં પ્રથમના **भूत** પદની પણ વ્યર્થતા સ્પષ્ટ દેખાય છે. વળી બીજું, ભાષ્યકારે કરેલા વિગ્રહ પ્રમાણે **ब्रह्मादीनां प्रत्यग्भूतः आत्मा यस्य**–બ્રહ્મા આદિના ચૈતન્યરૂપ થયેલો છે આત્મા જેનો–એમ સાંભળતાંજ જીવ અને ઈશ્વરનો અભેદ કહેવા જાય છે; અને તમારા વિગ્રહ પ્રમાણે તો જડ વસ્તુઓમાં પણ સાધારણપણે રહેલા ઉપાદાન-કારણપણાના હેતુથી જીવ અને ઈશ્વરનો અભેદ જણાય છે. (આટલો બધો અન્યોન્ય ભેદ હોવાથી તમારો વિગ્રહ ત્યાજ્ય છે અને ભગવાન ભાષ્ય-

કારનો વિગ્રહ ગ્રાહ્ય છે. અહીં નીલકંઠ કહે છે કે, અહીં મેં લગાર વિસ્તારથી ભગવાન ભાષ્યકારના વિગ્રહમાટે બીજા પોતાને પંડિત માનનારાના વિગ્રહનું યોગ્યજ ખંડન કર્યું છે તો વિદ્વાનોએ, મારા અવિનયમાટે મને ક્ષમા આપવી જોઇશે.)

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું:–હે અર્જુન ! એ પ્રમાણે સર્વ ભૂતોના આત્મારૂપ થયેલો એ યોગી, મારી પેઠે કર્મો કરે છે છતાં પણ લેપાતો નથી; કારણ કે તે યોગીને અસંગ એવા આત્માનું જ્ઞાન થયેલું હોય છે અને તે જ્ઞાનદ્વારા તે યોગી, કર્તાપણા વગેરેનો બાધ કરે છે. જોકે સમાધિરહિત અવસ્થામાં તે યોગીને પણ કર્તાપણું વગેરે જણાય છે, તોપણ જેમ ઉખેડી નાખેલી દાઢવાળો સર્પ કોઇને પીડા કરી શકતો નથી, તેમ તે કર્તાપણા વગેરેનું ભાન તે યોગીને બાધ કરી શકતું નથી.

એ યોગી, કર્મોથી લેપાતો નથી. એ વાતનુંજ બે શ્લોકવડે પ્રતિપાદન કરે છે:–

**नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।**
**पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥**
**प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।**
**इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥**

**યોગયુક્ત થયેલો તત્ત્વજ્ઞ પુરુષ જુએ છે, સાંભળે છે, સ્પર્શ કરે છે, સુંઘે છે, ખાય છે, જાય છે, સૂવે છે, શ્વાસોચ્છ્વાસ લે છે, બોલે છે, મળનો ત્યાગ કરે છે, ગ્રહણ કરે છે, આંખોના પલકારા પણ મારે છે, છતાં "ઇન્દ્રિયો તેના તેના વિષયોમાં વર્તે છે" આમ ધારીને હું કંઇ કરતોજ નથી, એમ માને છે.** ૮,૯

(૮,૯) તત્ત્વવેત્તા પુરુષ, 'હું કંઈ કરતો નથી' એમ માને છે; કારણ કે "ઇંદ્રિયો અને પ્રાણો પોતપોતાના વિષયોમાં વર્તે છે, પણ હું કંઇ તે વિષયોમાં વર્તતો નથી" એ રીતનો તેને નિશ્ચય થઇ ગયેલો હોય છે. આ શ્લોકોમાં દર્શન આદિ પાંચ વ્યાપારો જ્ઞાનેંદ્રિયોના છે; અને જવું, મળત્યાગ કરવો, બોલવું અને ગ્રહણ કરવું–એ બધા કર્મેન્દ્રિયોના વ્યાપારો છે. તેમાં એક આનંદરૂપ વ્યાપારનું પણ ગ્રહણ કરી લેવું. શ્વાસ લેવો–એ પ્રાણનો વ્યાપાર છે; ઉંઘવું એ બુદ્ધિનો વ્યાપાર છે; આંખો મીંચવી–ઉઘાડવી એ કૂર્મ નામના પ્રાણનો વ્યાપાર છે–આવો વિભાગ સમજી લેવો. અહીં તે તે વ્યાપારોને ક્રમપૂર્વક દર્શાવ્યા નથી.

આ શ્લોકોનો સારાંશ એ છે કે, તત્ત્વવેત્તા પુરુષને અભિમાન નહિ હોવાથી તે તે વ્યાપારોને કરવા છતાં પણ તેનો લેપ લાગતો નથી.

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥**

**જે પુરુષ, ફ્લેચ્છાનો ત્યાગ કરીને સર્વ કર્મોને બ્રહ્માર્પણ કરીને કરે છે, તે પુરુષ કમળનું પાંદડું જેમ જળવડે લેપાતું નથી, તેમ પાપથી લેપાતો નથી.** ૧૦

(૧૦) જેમ વિદ્વાન પુરુષ અસંગ હોવાથી કર્મો કરે છે છતાં લેપાતો નથી, તેમ અવિદ્વાન પણ સર્વના અંતર્યામી પરબ્રહ્મવિષે પોતાનાં સર્વ કર્મોને–"એ પરમાત્માજ બધું કરાવનારો છે, હું તો કંઇ પણ કરતો નથી" એ પ્રમાણે સમર્પણ કરીને કર્મ કરે છે, તે પુરુષ કમળનું પાંદડું જેમ જળવડે લેપાતું નથી, તેમ પાપવડે લેપાતો નથી.

**कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।**
**योगिनःकर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥**

યોગી પુરુષો (કર્મયોગીઓ) સંગનો ત્યાગ કરીને કેવળ કાયાથી, મનથી, બુદ્ધિથી અને ઇંદ્રિયોથી ચિત્તશુદ્ધિમાટે કર્મો કરે છે.૧૧

(૧૧) કર્મયોગીઓ ફ્લેચ્છાના સંગનો ત્યાગ કરીને "આ હું બ્રાહ્મણ છું, યુવાન છું" એ પ્રકારના આત્માપરના આરોપથી રહિત થઇને કેવળ કાયા આદિથી કર્મો કરે છે. દેહ આદિ પદાર્થોથી આત્મા ભિન્ન છે, છતાં જેમ તર્કશાસ્ત્રીઓ "હું કરું છું" એવું અભિમાન કરે છે, તેમ યોગીઓ અભિમાન કરતા નથી; અને ચિત્તશુદ્ધિમાટે કર્મો કર્યા કરે છે. એ પ્રમાણે તારે પણ કર્મ કરવાનોજ અધિકાર છે, માટે તું તે કર્મોનેજ કર.

**युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।**
**अयुक्तःकामकारेण फले सक्तो निबध्यते ॥१२॥**

**કર્મબ્રહ્માર્પણરૂપ યોગથી યુક્ત થયેલો પુરુષ, કર્મનાં ફળનો ત્યાગ કરીને બ્રહ્મનિષ્ઠાના ફળરૂપ શાંતિને પામે છે; પણ તે યોગથી યુક્ત નહિ થયેલો તથા સ્વેચ્છા પ્રમાણે ફળમાં આસક્ત થયેલો પુરુષ, અત્યંત બંધાય છે.**૧૨

(૧૨) **ब्रह्मण्याधाय कर्माणि**-ઈત્યાદિ શ્લોકમાં દર્શાવેલા કર્મબ્રહ્માર્પણયોગથી યુક્ત થયેલો પુરુષ, કર્મોનાં ફળનો ત્યાગ કરીને તથા તે કર્મોને ઈશ્વરાર્પણ કરીને ચિત્તશુદ્ધિ વગેરે ક્રમથી પ્રાપ્ત થયેલી બ્રહ્મનિષ્ઠાના ફળરૂપ શાંતિ-મોક્ષને પામે છે; પણ તેથી વિરુદ્ધ વર્તનારો તથા પોતાની ઇચ્છાનુસાર ફળમાં આસક્ત થયેલો પુરુષ અત્યંત બંધાય છે.

એ પ્રમાણે અજ્ઞાની માણસ ફળમાં આસક્તિ રાખે તો બંધાય છે અને જો ફળમાં આસક્તિ ન રાખે તો બંધાતો નથી, એ વાતને કહી. હવે જ્ઞાની પુરુષ તો તે અજ્ઞાનીથી વિપરીતજ હોય છે, એ વાતને કહે છેઃ-

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥**

**મનનો જય કરનાર દેહધારી યોગી પુરુષ સર્વ કર્મોનો મનવડે ત્યાગ કરીને નવ દરવાજાવાળા શરીરરૂપ નગરમાં સુખેથી રહે છે. તે યોગી, કરતોએ નથી અને કરાવતોએ નથી.**[૧૩]

(૧૩) પાંચ જ્ઞાનેંદ્રિયો, છઠ્ઠો પ્રાણ અને બુદ્ધિ, અહંકાર તથા ચિત્તરૂપ નવ દરવાજાવાળું આ શરીરરૂપ એક નગર છે. (પૂર્વોક્ત નવ પદાર્થોની અંદર તેમનાથીજ પ્રવૃત્તિવાળી કર્મેન્દ્રિયોનો પણ સમાવેશ થઇ જાય છે.) એ નવેય દરવાજાઓ, શરીરરૂપ નગરનો રાજા જે જીવ તેને ભોગ ભોગવવામાટે જૂદા જૂદા વિષયોને તે શરીરરૂપ નગરમાં દાખલ કરનારા છે. એ શરીરરૂપ નગર તરેહ તરેહની વાસનાઓથી કલ્પી કાઢેલા અનંત વિષયોથી ભરપૂર છે. તેમાં કર્મોરૂપી અનેક મંત્રીઓ છે, સુખદુઃખાદિ અનેક પ્રકારનાં કરીઆણાં છે, તે આ નવ દરવાજાવાળા શરીરરૂપ નગરમાં સમાધિમાં રહેલો યોગીપુરુષ સુખેથી રહે છે; કારણ કે તે યોગીપુરુષ, જેમ કોઇ રાજા, સર્વ રાજકાર્યોને છોડીને નીરાંતે રહે છે, તેમ સર્વ કર્મોને ત્યજીને સુખથી રહે છે; તેમજ તે યોગીપુરુષ, પૂર્વોક્ત નવેય દરવાજાઓને ઉઘાડવાની કુંચીસમાન મનની સાથે સર્વ કર્મોને ત્યજી દઇને તથા પોતાના ચિત્તનો જય કરીને નીરાંતે નિર્વિકલ્પ જ્ઞાનસ્વરૂપ એવા માત્ર આત્મસ્વરૂપમાંજ રહે છે. કદાચ અહીં કોઈ કહેશે કે, તે કર્મોને કેવી રીતે ત્યજી શકાય ? તેના ઉત્તરમાં કહેવાનું કે, કર્મો એ ક્ષેત્રનોજ એટલે શરીરનોજ ધર્મ છે, પણ આત્માનો ધર્મ નથી, તેથી તે કર્મોનો ક્ષેત્રમાં ત્યાગ થઇ શકે છે. શ્રુતિ પણ કહે છે:-"**शरीरे पाप्मनो हित्वा**-શરીરમાં સર્વ પાપોનો ત્યાગ કરવો." વળી બીજી પણ એક શ્રુતિ છે. જેમકે:-

"**यत्र सुहार्दः सुकृतो मदंते विहाय रोगं तन्वां स्वायाम्**-પુણ્યશાળી અને પવિત્ર હૃદયનો જ્ઞાની પુરુષ, પોતાના શરીરમાં સર્વ પાપનો ત્યાગ કરીને સદા આનંદમાં રહે છે."

વળી તે સમાધિનિષ્ઠ યોગી પુરુષ, દેહાભિમાનને સમયે-અર્થાત્ સમાધિરહિત અવસ્થામાં પણ, રાજા જેમ પોતાના મંત્રીઓને રાજકારભાર સોંપીને કંઇ કરતોએ નથી તથા કરાવતોએ નથી, તેમ તે યોગી પણ કંઈ કરતોએ નથી તથા કરાવતોએ નથી.

સમાધિયુક્ત અવસ્થામાં તો તે યોગી,પોતાના આત્માનો અને શરીરનો સંબંધજ જોતો નથી.

કેટલાએક ટીકાકારો આ શ્લોકમાં દર્શાવેલા નવ દરવાજાનું આ પ્રમાણે પણ વર્ણન કરે છેઃ-ચક્ષુ, શ્રોત્ર અને નાસિકાનાં બબ્બે છિદ્રો મળીને છ તથા સાતમું મુખ અને નીચેનાં બે છિદ્રો-આમ કુલ નવ દરવાજા શરીરમાં રહેલા છે. આ પક્ષમાં શરીરમાં રહેલા જીવરૂપી રાજાના ઇંદ્રિયોરૂપ સેવકો છે, બુદ્ધિરૂપી પ્રધાન છે અને અહંકારરૂપી યુવરાજ છે, ઇત્યાદિ સમજી લેવું.

આ શ્લોકમાં કહેવાનો ભાવ એ છે કે, જ્ઞાની પુરુષને કર્મનો સંબંધજ થતો નથી, તોપછી તેને તે કર્મોનાં ફળમાં આસક્તિ અથવા અનાસક્તિ તો ક્યાંથીજ થાય !

અર્જુન શંકા કરે છે કે, આત્માની અંદર સેવકની પેઠે કર્તાપણું અથવા સ્વામીની પેઠે કરાવનારપણું તમારા કહેવા પ્રમાણે ભલે કદાચ ન હોય, પણ લોહચુંબકની પેઠે પોતે અવિકારી રહીને તે આત્મા, કર્તાપણું વગેરે ધર્મોવાળા અહંકાર આદિ પદાર્થોનો પ્રવર્તક-પ્રેરક કેમ ન હોય, એ શંકાનું ભગવાન સમાધાન કરે છેઃ-

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥**

**ચિદાત્મા,દેહાદિજડ પદાર્થોના કર્તાપણાને સરજતો નથી, કર્મોને પણ સરજતો નથી તથા કર્મફળના સંયોગને પણ સરજતો નથી; પરં-**

તુ તેમનો સ્વભાવજ એ રીતે પ્રવર્ત્યા કરે છે.[૧૪]

(૧૪) કર્તૃત્વ ધર્મ અહંકારનો છે. બોલવું, લેવું વગેરે તથા સાંભળવું, જોવું વગેરે કર્મો કર્મેન્દ્રિયોનાં છે. વાસ્તવિક રીતે તે બધી વસ્તુઓ કેવળ જડ છે. પ્રભુ-ચિદાત્મા, સૂર્યની પેઠે આપણુ સર્વનો પ્રકાશક છે, તોપણ કર્મઆદિમાં પ્રવૃત્તિ કરાવનારો નથી; તેમજ વળી તે આત્મા કરતોએ નથી અને કરાવતોએ નથી; તથા કર્મનાં ફળના સંયોગને પણ સરજતો નથી; પરંતુ જેનો જેવો સ્વભાવ છે, તે તે પ્રમાણે તે પ્રવર્ત્યા કરે છે. જેમ સૂર્યનો ઉદય થતાં કમળો ખીલે છે અને પોયણાં બીડાઈ જાય છે, તેમ આત્માનો પ્રકાશ થતાં ઘટ વગેરે પદાર્થો ચેષ્ટા કરતા નથી પણ મનુષ્ય વગેરે પદાર્થો ચેષ્ટા કરે છે, તેથી કરીને આત્મા કોઇનો પ્રવર્તક નથી અને નિવર્તક પણ નથી. કહેવાનો ભાવ એ છે કે, જેમ લોઢાનો તથા લોહચુંબકનો પરસ્પર સંબંધ નથી, તેમ આત્માનો અને અનાત્માનો પરસ્પર સંબંધજ નથી.

વળી પણ અર્જુન શંકા કરે છે કે,જો તમારા કહેવા પ્રમાણે આત્મા કોઇનો પ્રેરક ન હોય તો "**एष ह्येव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते एष ह्येवासाधुकर्म कारयति तं यमधो निनीषते**-એ પરમેશ્વરજ તે પુરુષની પાસે સારૂં કામ કરાવે છે, કે જેને તે આ લોકમાંથી ઊર્ધ્વલોકમાં લઇ જવા ઇચ્છે છે; તેમજ એ પરમેશ્વરજ તે પુરુષની પાસે દુષ્ટ કામ કરાવે છે, કે જેને તે આ લોકમાંથી નીચેના લોકમાં લઇ જવા ઇચ્છે છે. આ શ્રુતિ, ઇશ્વરની અંદર કારયિતૃત્વનો-પ્રેરકનો બોધ કેમ કરાવે છે અને તમે તે શ્રુતિથી વિરુદ્ધ રીતે કેમ કહો છો કે, **स्वभावस्तु प्रवर्तते**-સર્વનો સ્વભાવજ પ્રવૃત્તિ કરે છે? આના ઉત્તરમાં ભગવાન કહે છે:-

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५॥**

સર્વવ્યાપક પરમેશ્વર, કોઇનાં પાપને લેતા નથી તેમ કોઇનાં પુણ્યને પણ લેતા નથી. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયેલું છે, તેથી પ્રાણીઓ મોહ પામે છે.[૧૫]

(૧૫) પરમાત્મા સર્વવ્યાપક છે અને ક્રિયારહિત છે, તેથી તે કોઇના પાપને અથવા પુણ્યને ગ્રહણ કરતા નથી; કારણ કે તે પરમાત્મા કોઈના પણ પ્રેરક નથી. જગતમાં પણ દેખાય છે કે, જે કોઈ પદાર્થ ક્રિયાવાળો હોય છે, તેજ બીજાને પ્રવર્તાવે છે અને તેનાં પુણ્યપાપ લે છે; પણ આ પરમેશ્વર તો ક્રિયાથી રહિત છે-અર્થાત્ સૂર્યની પેઠે ઈશ્વર કેવળ પ્રકાશેજ છે, પણ પોતે પ્રકાશેલા કર્તા આદિ પદાર્થોનાં કર્મોની સાથે સંબંધ પામતા નથી. પૂર્વોક્ત શ્રુતિમાં ઈશ્વરના પ્રેરકપણાનું જે વર્ણન કરેલું છે, તે કેવળ તેની સર્વ પદાર્થોમાં માત્ર સત્તા-સ્ફુરણ રહેલું છે તેવા આશયથીજ છે. જેમ ઘડો પ્રકાશે છે અને સૂર્ય તેને પ્રકાશમાન કરે છે, તેમજ ઈશ્વર સર્વ પદાર્થોને કેવળ પ્રકાશમાન કરે છે.

અહીં કદાચ તું શંકા કરીશ કે, "જો ઈશ્વર કોઇનો પ્રેરક નથી તથા પાપપુણ્યને લેતો નથી, તો પછી ભક્ત પુરુષો, તેનું આરાધન કરવામાટે કર્મ શામાટે કરે છે? તથા તે આરાધન નહિ કરવાથી શામાટે ડરે છે?" આના ઉત્તરમાં કહેવાનું કે, પ્રાણીઓનું જ્ઞાન, અજ્ઞાનવડે ઢંકાયેલું રહે છે, તેથી તેઓ મોહ પામે છે. જેમ કોઇ ચક્રવર્તી મહારાજાનું "હું સર્વનો રાજા છું" એ પ્રકારનું જ્ઞાન, સુષુપ્તિ અવસ્થામાં જ્યારે અજ્ઞાનથી ઢંકાઈ જાય છે, ત્યારે તે પોતાને આવેલા સ્વપ્નમાં શત્રુઓની સાથેની લડાઇમાં પોતાનો પરાજય વગેરે સેંકડો મહાન સંકટોને જુએ છે તથા "હું દીન છું, દુઃખી છું"ઈત્યાદિ માન્યતાથી મોહ પામે છે; તેમજ આ સર્વ પ્રાણીઓ અજ્ઞાનને લીધે **अहं ब्रह्मास्मि**-હું બ્રહ્મ છું-એ રીતના પોતાના બ્રહ્મભાવને નહિ જાણીને, પોતાના આત્માને ઈશ્વરથી ભિન્ન માનીને તથા ઈશ્વરનો અને પોતાનો સેવ્યસેવકભાવ જોઇને મોહ પામે છે. શ્રુતિ પણ કહે છે:-"**अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योहमिति न स वेद यथा पशुरेव स देवानाम्**-જે કોઇ પુરુષ, "આ દેવ ભિન્ન છે અને હું પણ ભિન્ન છું" એમ માનીને બીજા દેવનું ઉપાસન કરે છે, તે પુરુષ જાણતોજ નથી કે, તે દેવોનો એક પશુજ છે-અર્થાત્ જે અજ્ઞાની મનુષ્ય, પોતાનામાં કર્તાપણાનું અભિમાન કરીને પોતાનાથી ભિન્ન દેવને "આ ઉપાસ્ય દેવ મારાથી ભિન્ન છે અને હું તે ઉપાસ્ય દેવથી ભિન્ન છું" એમ ભેદ દૃષ્ટિવડે ઉપાસે છે, તે ઉપાસક મનુષ્ય, ઉપાસક-ઉપાસ્યના વાસ્તવિક સ્વરૂપને જાણતોજ નથી." આ શ્રુતિ, અજ્ઞાનીઓની મોહદશાનુંજ

વર્ણન કરે છે. પ્રથમ દર્શાવેલી **एष ह्येव साधु-कर्म कारयति**–એ શ્રુતિ પણ ભ્રાંતિવશ થયેલા મનુષ્યોનાજ વ્યવહારને દર્શાવે છે.

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥**

જેઓનું તે આત્માને ઢાંકી દેનારૂં અજ્ઞાન જ્ઞાનવડે નાશ પામ્યું છે, તેઓનું જ્ઞાન સૂર્યની પેઠે પરમ વસ્તુબ્રહ્મને પ્રકાશિત કરે છે.[૧૬]

(૧૬) જે પુરુષોનું તે આત્મસ્વરૂપને ઢાંકી દેનારૂં અજ્ઞાન, **अहं ब्रह्मास्मि**–હું બ્રહ્મ છું એ મહાવાકયના પ્રમાણથી નાશ પામ્યું છે, તેઓનું તે જ્ઞાન, સૂર્ય જેમ સમગ્ર વસ્તુને પ્રકાશિત કરે છે, તેમ પરમાર્થવસ્તુ બ્રહ્મને પ્રકાશિત કરે છે. ભાવાર્થ એ છે કે, અજ્ઞાનથી ઉત્પન્ન થતા અનર્થોને દૂર કરવામાટે જ્ઞાનનીજ ઇચ્છા કરવી જોઇએ.

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥**

તે પરબ્રહ્મમાંજ જેઓની બુદ્ધિ છે, તે પરબ્રહ્મજ જેઓનો આત્મા છે, તે પરબ્રહ્મમાંજ જેઓની એકનિષ્ઠા છે, તે બ્રહ્મજ જેઓનું પરમ પ્રાપ્ય સ્થાન છે, તેવા જ્ઞાની પુરુષો જ્ઞાનદ્વારા મૂળ અજ્ઞાનનો નાશ કરીને મોક્ષને પામે છે.[૧૭]

(૧૭) તે જ્ઞાની પુરુષોની બુદ્ધિ, 'પરબ્રહ્મ છે' આવા નિશ્ચયવાળી થઇ ગયેલી હોય છે અને સમગ્ર વેદાર્થનું જ્ઞાન કરીને તેમની બુદ્ધિ, તે પરમતત્ત્વમાંજ સ્થિર થયેલી હોય છે, વળી તેઓ શ્રવણમનનરૂપ વિચાર કરીને પ્રમાણ તથા પ્રમેયમાં રહેલી અશ્રદ્ધાથી રહિત થયેલા હોય છે અને તે પ્રત્યક્ તત્ત્વનેજ પોતાના આત્માતરીકે માનનારા હોય છે; વળી તેઓ, અનાત્મવસ્તુરૂપ દેહાદિ પદાર્થોમાં આત્મબુદ્ધિરૂપ વિપરીત ભાવનાથી રહિત હોય છે તથા તેમનાં અંતઃકરણની વૃત્તિનો પ્રવાહ પરમાત્માવિષેજ વિજાતીય વૃત્તિઓથી રહિત સજાતીય વૃત્તિવાળો હોય છે. વળી તે જ્ઞાનીઓ, અજ્ઞાનરૂપ ઉપાધિનો નાશ કરીને અખંડ આનંદમાં મગ્ન હોય છે અને તે પરબ્રહ્મનેજ પોતાના પ્રાપ્ય સ્થાનતરીકે માને છે. એ પ્રકારના તે જ્ઞાનીઓ, પોતાના જ્ઞાનદ્વારા સંસારના મૂળ બીજરૂપ અજ્ઞાનનો નાશ કરીને મોક્ષને પામે છે.

પૂર્વોક્ત જ્ઞાનીઓની જગતમાં કેવા પ્રકારની દૃષ્ટિ હોય છે તે કહે છેઃ–

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८**

વિદ્યા અને વિનયથી યુક્ત બ્રાહ્મણવિષે તથા ગાય, ઘોડો, કૂતરો અને ચંડાળવિષે પંડિતો સમદૃષ્ટિવાળા હોય છે.[૧૮]

(૧૮) જ્ઞાની પુરુષો, ઉત્તમ બ્રાહ્મણવિષે અથવા ચંડાળ વગેરેમાં સતરૂપે અથવા સ્ફુરણરૂપે પ્રકાશી રહેલા પરબ્રહ્મનેજ જોનારા હોય છે. શાસ્ત્ર કહે છેઃ–" **अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकम् ॥ आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम्**–છે, ભાસે છે, સર્વને પ્રિય, રૂપ અને નામ–આ પાંચ અંશ રહેલા છે. તેમાં પ્રથમના ત્રણ અંશ બ્રહ્મરૂપ છે અને બાકીના બે અંશ જગતરૂપ છે. એ પ્રમાણે વિચાર કરીને જ્ઞાની પુરુષો, સર્વ ચરાચર જગતને બ્રહ્મદૃષ્ટિએજ જુએ છે.

અર્જુન શંકા કરે છેઃ–**समासमाभ्यां विषमसमे पूजातः**–એ સ્મૃતિમાં ગૌતમ ઋષિ કહે છે કે, સમાન શાસ્ત્ર અને સમાન શીલવાળા બે બ્રાહ્મણોની વિષમ પૂજા કરનારા તથા શાસ્ત્ર અને શીલથી જેઓની સમાનતા ન હોય તેવા બે બ્રાહ્મણોની સમાન પૂજા કરનારા પુરુષનું અન્ન ખાવું નહિ. આ સ્મૃતિવચનથી સિદ્ધ થાય છે કે, સર્વ સ્થળે સમદૃષ્ટિ રખાય નહિ. તો પછી તમારા કહેવા પ્રમાણે બ્રાહ્મણ અને ચંડાલની અંદર સમદૃષ્ટિ કરવી તે કેમ યોગ્ય ગણાય? આ શંકાના સમાધાનમાટે ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ–

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥**

જેઓનું મન, સર્વ સ્થળે સમદૃષ્ટિ રાખવારૂપ બ્રહ્મભાવમાં સ્થિર થયેલું છે, તેઓએ આ લોકમાં જીવતાંજ જન્મને જિતેલો છે; કારણકે સર્વ સ્થળે વ્યાપકતરીકે રહેલા બ્રહ્મ, સમ છે તથા નિર્દોષ છે; માટે તેઓ બ્રહ્મમાં સ્થિર થયેલા છે.[૧૯]

(૧૯) જેઓનું મન સર્વભૂતોમાં બ્રહ્મભાવપણે સ્થિર–નિશ્ચળ થયેલું છે, તેઓએજ આ લોકમાં જીવતાં જન્મને જીત્યો છે–વશ કર્યો છે; કારણ કે નિર્દો-

૫ બ્રહ્મ સર્વ સ્થળે સમાનપણેજ–વિષમતાથી રહિતપણે રહેલા છે. જેમ સુવર્ણની દેવપ્રતિમામાં તથા સુવર્ણના પાટલામાં સુવર્ણની દષ્ટિએ જોનારો પુરુષ સમાનતાજ જુએ છે, પણ આકારદૃષ્ટિએ જોનારો પૂજારી, તેમાં ભિન્નતા જુએ છે, તેમ બ્રહ્મદૃષ્ટિથી જોનારો પુરુષ, સર્વ પદાર્થોને બ્રહ્મતરીકે જુએ અને વ્યાવહારિક દૃષ્ટિએ જોનારો પુરુષ સર્વ સ્થળે ભિન્નતા જુએ છે. પૂર્વોક્ત પૂજાવિષેની ગૌતમસ્મૃતિ વ્યાવહારિક દૃષ્ટિએ ભ્રાંતિથી ઉત્પન્ન થયેલી ભિન્નતાના વિષયવાળી છે અને સર્વ સ્થળે બ્રહ્મભાવરૂપ દૃષ્ટિ તો તાત્ત્વિક વિષયવાળી હોય છે. એ પ્રમાણે જેઓ સર્વ સ્થળે બ્રહ્મભાવરૂપ સમદૃષ્ટિથી જુએ છે, તેઓ અખંડ એકરસવાળા પરબ્રહ્મમાં સ્થિર થયેલા છે–અર્થાત્ તેઓ બ્રહ્મવિષે એકીભાવથી સમાપ્તિને પામેલા છે.

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥**

**પુત્રાદિ પ્રિય વસ્તુ પામીને હર્ષિત થવું નહિ અને શત્રુ વગેરે અપ્રિય વસ્તુને પામીને ઉદ્વિગ્ન થવું નહિ. બ્રહ્મજ્ઞ પુરુષ પરમાત્મામાં બુદ્ધિને સ્થિર કરીને તથા પરબ્રહ્મમાં સ્થિર થઈને બ્રહ્મના ધ્યાનથી ઉત્પન્ન થયેલા સાક્ષાત્કારવડે મોહથી રહિત થાય છે.**[૨૦]

(૨૦) બ્રહ્મ, નિર્દોષ અને સમાન છે, તેથી પુત્રાદિ પ્રિય પદાર્થને પામીને પ્રસન્ન થવું નહિ; તેમજ દુઃખને આપનાર શત્રુ વગેરે અપ્રિય પદાર્થને પામીને શોક કરવો નહિ. જણાવવાનું એ છે કે, અજ્ઞાની પુરુષે જ્ઞાની પુરુષની સ્થિતિનું આચરણ કરવું. વળી શાસ્ત્ર અને યુક્તિથી બુદ્ધિને અદ્વૈત પ્રત્યગાત્મામાં સ્થિર કરવી; કારણકે પરમાત્માના ધ્યાનથી ઉત્પન્ન થયેલા સાક્ષાત્કારવડે મોહરહિત થયેલો બ્રહ્મજ્ઞ પુરુષ, બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. વળી તે પુરુષ, સમાધિરહિત અવસ્થામાં પણ અદ્વૈત પ્રત્યગાત્મામાંજ સ્થિર થયેલો હોય છે–અર્થાત્ સર્વ સ્થળે બ્રહ્મનેજ જુએ છે.

કદી પણ નહિ અનુભવેલા આત્મસુખને મેળવવામાટે પ્રસિદ્ધ બાહ્યસુખનો ત્યાગ કરવો તે તો અશકય છે. તો પછી **न प्रहृष्येत्प्रियं प्राप्य**–ઇત્યાદિ તમારૂં કથન અસંગત છે–અઘટિત છે, આવી શંકાનું સમાધાન કરવામાટે ભગવાન કહે છેઃ—

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥**

**બાહ્ય વિષયોમાં અનાસક્ત ચિત્તવાળો પુરુષ, સુષુપ્તિકાળના સમયે જે ક્ષણિક સુખને પ્રાપ્ત થાય છે,તે અક્ષય સુખને બ્રહ્મની અંદર સમાધિવડે જોડેલી બુદ્ધિવાળો પુરુષ પ્રાપ્ત થાય છે.**

(૨૧) બહારના વિષય અને ઇંદ્રિયના સંબંધમાં આસક્તિરહિત ચિત્તવાળો પુરુષ, પ્રત્યગાત્માનો અદ્વૈત આનંદ જેમાં ક્ષણિક રહેલો છે તેવા સુષુપ્તિકાળમાં રહીને જે સુખને મેળવે છે, તેજ સુખને પરબ્રહ્મવિષે સમાધિમાં જોડેલી બુદ્ધિવાળો બ્રહ્મજ્ઞાની પુરુષ મેળવે છે. શ્રુતિ પણ કહે છેઃ–**ब्रह्मविद् ब्रह्मैव भवति**–બ્રહ્મજ્ઞાની પુરુષ બ્રહ્મરૂપજ થાય છે. હવે કદાચ તું કહીશ કે, જો સુષુપ્તિ અને સમાધિમાં એકજ પ્રકારનું સુખ હોય છે, તોપછી સુષુપ્તિ અને સમાધિમાં વિશેષતા શું રહી? આના ઉત્તરમાટેજ મૂળમાં કહ્યું છે કે, તે અક્ષય સુખને પામે છે–મોક્ષસુખને પામે છે. જો કે સુષુપ્તિમાં અને સમાધિમાં દ્વૈતપદાર્થોનું અદર્શન હોવાથી બન્ને સ્થળે એકજ પ્રકારનું સુખ રહેલું હોય છે, તોપણ સમાધિનિષ્ઠ યોગી પુરુષની મૂળ અવિદ્યાનો નાશ થયેલો હોવાથી તેને અક્ષય સુખનો લાભ થાય છે અને સૂતેલા પુરુષની અવિદ્યાનો નાશ નહિ થયેલો હોવાથી તેને ક્ષણિક સુખનો લાભ થાય છે–અર્થાત્ મોક્ષસુખ કેવું હોય છે, તેનો સુષુપ્તિકાળમાં અનુભવ થયેલો હોય છે; માટે તે અનુભવેલા મુખ્ય મોક્ષસુખનેમાટે બાહ્ય સુખોનો અત્યંત ત્યાગ કરવો જોઇએ.

કદાચ અર્જુન શંકા કરે કે, સુષુપ્તિના જેવા મોક્ષસુખને માટે કયો પુરુષ, પ્રાપ્ત થયેલાં દિવ્ય સ્ત્રી, અન્ન, પાન, ગીત, વાદિત્ર આદિના સુખનો ત્યાગ કરે ? આના ઉત્તરમાં તે બાહ્ય સુખોની અનિત્યતા દર્શાવીને તે સુખોની ભગવાન નિંદા કરે છેઃ–

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥**

**હે કુંતીપુત્ર! વિષયોના સંબંધથી જે ભોગો ઉત્પન્ન થાય છે, તેઓ દુઃખનુંજ કારણ હોય છે. વળી તેઓ આદિ અને અંતવાળા હોય છે, માટે તે ભોગોમાં ડાહ્યો પુરુષ રમતો નથી.**[૨૨]

(૨૨) હે કુંતીપુત્ર! વિષયોના સંબંધથી ઉત્પન્ન થનારા ભોગો મૂળ દુઃખનુંજ કારણ હોય છે; કારણ કે તે ભોગો આદિ-અંતવાળા હોય છે. પુત્રનો જન્મ થતાં જે સુખ ઉત્પન્ન થાય છે, તેનું તેજ સુખ તે પુત્રનું મરણ થતાં મહાકષ્ટદાયી થઈ પડે છે; માટે પરિણામને જોનારો સમજુ પુરુષ તે ભોગોમાં રમતો નથી.

ત્યારે જગતમાં મુખ્ય સુખી કોણ? આ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કેઃ-

**शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥**

જે પુરુષ, આ લોકમાં જીવતાંજ-શરીર પડે ત્યાંસુધી કામ અને ક્રોધથી ઉત્પન્ન થયેલા વેગને સહન કરી શકે છે, તે પુરુષજ યોગી છે અને સુખી છે.[૨૩]

(૨૩) જીવતાંજ-શરીર પડયું ન હોય ત્યાંસુધીમાં એટલે કે-જીવનપર્યંત કામક્રોધના વેગને સહન કરવો જોઇએ-અર્થાત્ કોઇપણ પુરુષે, એકાદી વખત કામક્રોધના વેગને જિતીને "હવે તો મેં કામક્રોધને જિત્યા છે" આવો વિશ્વાસ કરવો નહિ. જોયેલા, સાંભળેલા અથવા અનુમાન કરેલા વિષયપર જે તૃષ્ણારૂપ અભિલાષ થાય છે, અથવા તે તે વિષયપર અતૃપ્તિ થાય છે, તેનું નામ કામ કહેવાય છે અને તે તે વિષયપર જે દ્વેષ થાય છે, તેનું નામ ક્રોધ કહેવાય છે. શરીરમાં કામનો વેગ દાખલ થતાં રૂવાં ઉભાં થઇ જાય છે, મુખ અને નેત્ર ફૂલી જાય છે અને અંતઃકરણ ક્ષોભ પામે છે. આ બધાં કામના વેગનાં ચિહ્‌ન છે; તેમજ શરીરમાં ક્રોધનો વેગ દાખલ થતાં અંગો કંપી ઉઠે છે, શરીરમાં પરસેવો થાય છે, ક્રોધના વેગવાળો મનુષ્ય હોઠ પીસે છે તથા લાલચોળ નેત્રવાળો થઇ જાય છે. ઇત્યાદિ ચિહ્‌નોથી જણાતા કામક્રોધના વેગને જે પુરુષ સહન કરી શકે છે, તેજ યોગી અને મુખ્ય સુખી છે, બીજો નહિ.

એ યોગી કયો, કે જે મુખ્ય સુખી છે? એ પ્રશ્નના ઉત્તરમાં શ્રીભગવાન કહે છેઃ-

**योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥**

જે યોગી, અંતરાત્મામાં સુખવાળો છે, અંતરાત્મામાંજ ક્રીડા કરનારો છે તથા અંતરાત્મામાંજ પ્રકાશવાળો છે, તે બ્રહ્મરૂપ થયેલો યોગી, નિર્વાણ બ્રહ્મને પામે છે.[૨૪]

(૨૪) હે અર્જુન! જે યોગી અંતરાત્માની અંદરજ વિષયસંગથી ઉત્પન્ન થનારી પ્રીતિને માનનારો છે, અંતરાત્મામાંજ પ્રીતિના કારણરૂપ સ્ત્રી વગેરે સાથેની ક્રીડાને માનનારો છે તથા અંતરાત્મામાંજ ક્રીડા કરવાનાં સાધનોના પ્રકાશવાળો છે પણ તે સુખ, ક્રીડા અને પ્રકાશને જે ઇંદ્રિયોદ્વારા ગ્રહણ કરતો નથી, તે યોગી પુરુષ ગતિથી દુર્લભ પરમાનંદવાળા બ્રહ્મને આ લોકમાંજ પામે છે; કારણ કે તે યોગી બ્રહ્મરૂપ થયેલો છે-અર્થાત્ જીવતાંજ બ્રહ્મદર્શનમાં બ્રહ્મભાવને પામી ગયેલો છે.

**लभंते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ।२५।**

મનનો જય કરનારા, સર્વ પ્રાણીઓનું હિત કરવામાં આસક્ત રહેનારા અને નાશ પામેલા સંશયોવાળા સમ્યગ્દર્શી ઋષિઓ, પાપોને ક્ષીણ કરીને નિર્વાણ બ્રહ્મને પામે છે.[૨૫]

**कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।**
**अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥**

કામ અને ક્રોધથી રહિત થયેલા, મનનો જય કરનારા તથા આત્મતત્ત્વને જાણનારા યોગી પુરુષોને જીવીને અથવા મરણ પામીને પણ સર્વ સ્થળે નિર્વાણ બ્રહ્મજ રહેલું છે.[૨૬]

(૨૬) એ રીતે સમ્યગ્દર્શન-જ્ઞાનમાં નિષ્ઠાવાળા પુરુષોની તુરતજ મુક્તિ થાય છે, એ વાત કહી અને વળી સંગ તથા ફળનો ત્યાગ કરીને કેવળ ઇશ્વરપ્રીતિને માટેજ આચરેલો કર્મયોગ ચિત્તશુદ્ધિ અને જ્ઞાનપ્રાપ્તિદ્વારા મોક્ષને આપનારો થાય છે. એ વાત પણ કહી. હવે સમ્યગ્દર્શનના અંતરંગ સાધનભૂત ધ્યાનયોગને વિસ્તારથી કહેવામાટે, યોગસૂત્રનાજ આશયવાળા ત્રણ શ્લોકો કહે છેઃ-

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥**
**यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥**

ઇંદ્રિયાદિકના બાહ્ય વિષયોને દૂર કરીને,

**નેત્રોને બે ભ્રમરની મધ્યમાં સ્થાપીને તથા પ્રાણવાયુને અને અપાનવાયુને સમાન રીતે નાસિકાની અંદરજ સંચારવાળા કરીને–રુંધી દઇને ઇંદ્રિયો, મન અને બુદ્ધિનો જય કરનાર, ઇચ્છા, ભય તથા ક્રોધથી રહિત થનારો અને મોક્ષમાંજ પરાયણ રહેનારો જે મુનિ તે સદા મુક્તજ છે.**૨૭,૨૮

(૨૭–૨૮) અહીં ૨૭–૨૮–૨૯ એ ત્રણ શ્લોકોમાં ધ્યાન યોગનું સંક્ષેપમાં વર્ણન કરેલું છે. તેમાં ૨૭ મા શ્લોકના ઉત્તરાર્ધથી પ્રાણાયામ દર્શાવ્યો છે. "**સ્પર્શાન્ કૃત્વા બહિર્બાહ્યાન્**" એ ચરણથી **પ્રત્યાહાર** સૂચવ્યો છે; "**ચક્ષુશ્ચૈવાંતરે ભ્રુવોઃ**" એ ચરણથી ધારણા જણાવી છે: **વિગતેચ્છાભયક્રોધઃ**" એ ચરણથી સાધનરૂપ અને ફળરૂપ એવા બન્ને પ્રકારના યમો અને નિયમો કહેલા છે. સંપ્રજ્ઞાત સમાધિનાં ચાર સ્વરૂપો છેઃ– વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા. તેમાં "**યતેન્દ્રિય**" એ પદથી વિતર્ક નામનો સંપ્રજ્ઞાત સમાધિ કહ્યો છે. "**યતમના**" એ પદથી વિચાર નામનો સંપ્રજ્ઞાતસમાધિ સૂચવ્યો છે અને "**યતબુદ્ધિઃ**" એ પદથી આનંદ અને અસ્મિતા નામના સંપ્રજ્ઞાત સમાધિનું નિરૂપણ કર્યું છે. "**મોક્ષપરાયણઃ**" એ પદવડે અસંપ્રજ્ઞાત સમાધિનું સ્વરૂપ દર્શાવ્યું છે. બાકી રહેલાં પદોવડે આ ત્રણેય શ્લોકોમાં યોગના ફળનું વર્ણન કરેલું છે. એ પ્રમાણે અહીં સંક્ષેપમાં આ ત્રણેય શ્લોકનો આશય જણાવ્યો. હવે શ્લોકમાંના પાઠક્રમને નહિ અનુસરીને અર્થક્રમ પ્રમાણે આ શ્લોકોના અક્ષરાર્થનું સ્પષ્ટીકરણ કરાય છે.

તેમાં "**વિગતેચ્છાભયક્રોધઃ**" એ ચરણમાંના **વિગત** પદનો ઇચ્છા, ભય અને ક્રોધ એ ત્રણેમની સાથે સંબંધ લઇને, ઇચ્છારહિત, ભયરહિત અને ક્રોધરહિત એવો અર્થ સમજવાનો છે. જે પુરુષ, કોઇ પણ વસ્તુની ઇચ્છાવાળો હોય છે, તે પોતાની ઇષ્ટ વસ્તુની સિદ્ધિને માટે હિંસા, અસત્ય, ચોરી, સ્ત્રી અને પરિગ્રહ વગેરેની ઇચ્છા કરે છે; માટે અહીં એમ સૂચવ્યું છે કે, યોગી પુરુષને કોઇ પણ પ્રકારની ઇચ્છા ન હોવી જોઇએ. આવાજ આશયથી અહીં મૂળમાં "**વિગતેચ્છઃ**" એ પદ મૂકીને તે હિંસા, અસત્ય વગેરેના વિરોધી એવા "**અહિંસાસત્યાસ્તેયબ્રહ્મચર્યાપરિગ્રહા યમાઃ**"–અહિંસા, અસત્ય, અસ્તેય ( ચોરી કરવી તે ) બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ યમ કહેવાય છે." એ યોગસૂત્રમાં દર્શાવેલા ય અહીં સૂચવ્યા છે–અર્થાત્ યોગીએ ઇચ્છાર થવામાટે તે યોગસૂત્રમાં વર્ણવેલા યમોને ધ કરવા જોઇએ; તેમજ વળી યોગીએ ભયર થવું જોઇએ. ભય એટલે પોતાના નાશની શ એ શંકાથી ભયભીત થયેલો યોગી, "**શૌચસં યતપઃસ્વાધ્યાયેશ્વરપ્રણિધાનાનિ નિયમા** "પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વ ધ્યાન–આ પાંચ પ્રકારના નિયમો કહેવાય છે." યોગસૂત્રમાં દર્શાવેલા નિયમોનો સ્વીકાર કર ઇચ્છા કરી શકતો નથી; માટે અહીં મૂ "**વિગતભયઃ**" એ પદવડે સૂચવ્યું છે યોગીએ ભયરહિત થઇને તે યોગસૂત્રમાં જણ લા પાંચેય નિયમોનું બરાબર પાલન કરવું જોઇ વળી પણ યોગીએ ક્રોધરહિત થવું જોઇએ; ણકે ક્રોધવશ થયેલો યોગી, મૈત્રી, કરુણા, દિતા અને ઉપેક્ષા–એ યોગશાસ્ત્રોક્ત ભાવનાઓ અભ્યાસમાટે અસમર્થ થાય છે અને તે વનાઓ નહિ કરવાથી ચિત્તની પ્રસન્નતાને પાદન કરી શકતો નથી; કારણ કે યોગશાસ્ત્ર કહેલું છે કેઃ–"**મૈત્રીકરુણામુદિતોપેક્ષ સુખદુઃખપુણ્યાપુણ્યવિષયાણાં ભાવનાતશ્ચિ સાધનમ્**" "સુખીમાં મૈત્રીની, દુઃખીમાં કરુ ની, પુણ્યવાનમાં હર્ષની અને પાપીમાં ઉપેક્ષ ભાવનાથી ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય આ યોગસૂત્રમાં દર્શાવેલી ચિત્તની પ્રસન્નતાને ક્ર વાળો યોગી પામી શકતો નથી; માટે યોગી ક્રોધરહિત થઇને તથા સ્વભાવને શાંત ક સુખી મનુષ્યોપર મૈત્રીભાવના કરવી જોઇએ– ર્થાત સુખીઓને સુખી જોઇને પોતે એવ વિચાર કરે કે, તેમનું સુખ તે મારૂંજ સુખ તેમજ યોગીએ ક્રોધરહિત થઇને દુઃખી મનુ પર કરુણાભાવના કરવી જોઇએ, પુણ્યવાન મ ષ્યોપર મુદિતા ભાવના કરવી જોઇએ–અ પુણ્યવાનોને જોઇને આનંદિત થવું જોઇએ પાપી મનુષ્યોપર ઉપેક્ષા ભાવના કરવી જોઇ આ ભાવનારૂપ સાધનવિના સાધક યોગ ચિત્તરૂપી દર્પણ નિર્મળ થતું નથી.

એ પ્રમાણે સાધનાવસ્થામાં યમ, નિ અને ચિત્તની પ્રસન્નતાનાં સાધનોની સિ

માટે દરેક યોગીએ ઇચ્છા, ભય અને ક્રોધરહિત થવાની જરૂર છે; એટલુંજ નહિ પણ ફળની અવસ્થામાંએ ઈચ્છા, ભય અને ક્રોધથી રહિત થવાની જરૂર છે, એ વાત હવે કહેવામાં આવે છે. જ્યારે સંપ્રજ્ઞાત સમાધિ અચળ થાય છે, ત્યારે તેના ફળરૂપે યોગીને મધુમતી નામની અવસ્થા પ્રાપ્ત થાય છે. તે યોગભૂમિ પ્રાપ્ત થતાં તે યોગીને દિવ્ય ભોગો પ્રાપ્ત થાય છે. એ સમયે પણ યોગી, તે તે ભોગોમાં ઇચ્છારહિત હોવો જોઇએ. યોગસૂત્રકાર ભગવાન પતંજલિ કહે છે કેઃ- **स्थान्युपनिमंत्रणे संगस्मयाकरणं पुनरनिष्टप्रसंगात्**-દેવો સત્કારપૂર્વક પ્રાર્થના કરે છે તોપણ તેમાં સંગ નહિ કરવો અથવા ગર્વ પણ નહિ કરવો; કારણ કે તેમ કરવાથી પુનઃ અનિષ્ટની પ્રાપ્તિનો પ્રસંગ રહે છે-અર્થાત્ દેવો સત્કારપૂર્વક પ્રાર્થના કરે કે, આપ અહીં સ્વર્ગમાં પધારો, આ સુંદર મકાનો છે, આ સુંદર બાગબગીચાઓ છે, આ જરામરણને હરણ કરનારાં દિવ્ય રસાયણો છે, આ અમે બધા તમારા દાસ છીએ, આ સ્થાન તમે તમારા પુણ્યથી મેળવેલું છે, માટે તેનો તમે ઉપભોગ કરો-વગેરે પ્રાર્થનાઓ કરે, છતાં પણ યોગીએ તે તે ભોગોનો સંગ નહિ કરવો-અથવા તે તે ભોગોને મેળવવાની ઇચ્છા પણ ન કરવી; તેમજ તે દિવ્ય ભોગોની પ્રાપ્તિથી પોતાને મહાભાગ્યશાળી માનીને તથા સાક્ષાત્ દેવોએ પણ મારી પ્રાર્થના કરી છે, વગેરે ગર્વ પણ ન કરવો; કારણ કે તે દિવ્ય ભોગોનો સંગ કરવાથી અથવા ગર્વ કરવાથી યોગીને ભ્રષ્ટ થવાનો સંભવ રહે છે. વળી તે યોગી, જો કદાચ ઇચ્છારહિત ન થયો હોય અને દેવોની પ્રાર્થનાથી તેમાં લપટાય તો તેને અસંપ્રજ્ઞાત યોગની તો પ્રાપ્તિ થતીજ નથી, પણ બીજી હાનિ થવાનોએ સંભવ રહે છે.

વળી યોગસિદ્ધિને સંપાદન કરવામાં ભય પણ રહેલો છે. તેમાં, એક તો યોગનાં વિઘ્નોથી ભય થાય છે તથા બીજો વિતર્કથી ભય થાય છે. તેમાંથી યોગસિદ્ધિનાં વિઘ્નોનું સૂત્રકાર પતંજલિએ આ પ્રમાણે વર્ણન કર્યું છેઃ-" **व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः**-" વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાંતિદર્શન, અલબ્ધભૂમિકત્વ અને અનવસ્થિતત્વ-આ બધાં ચિત્તનો વિક્ષેપ કરનારાં યોગસિદ્ધનાં વિઘ્નો છે." (તેમાં શરીરને ધારણ કરવાના સામર્થ્યથી 'ધાતુ' નામને પામેલા વાત, પિત્ત અને કફની ન્યૂનાધિકતા, ખાધેલા તથા પીધેલા આહારના પરિણામવિશેષરૂપ જે રસ તેની ન્યૂનાધિકતા અને મનસહિત અગીઆર ઇંદ્રિયોના બળની જે ન્યૂનાધિકતા તેનું નામ વ્યાધિ કહેવાય છે. આ વ્યાધિને યોગના વિઘ્નરૂપે ગણેલો છે; તેમજ દેશકાલાદિના વિરુદ્ધપણાની કલ્પના કરી યોગનાં સાધનોમાં પ્રવૃત્ત થવાની જે ચિત્તની અસમર્થતા તેનું નામ સ્ત્યાન કહેવાય છે. આ પણ યોગના વિઘ્નરૂપે છે. વિરોધી એવી બન્ને કોટીનું જે જ્ઞાન તેનું નામ સંશય કહેવાય છે. એ સંશય કદી પણ મનુષ્યને યોગારૂઢ થવા દેતો નથી; માટે તે પણ યોગનું એક વિઘ્ન છે. સમાધિનાં સાધનોમાં પ્રયત્ન નહિ કરવો તેનું નામ પ્રમાદ કહેવાય છે અને તે પણ યોગના વિઘ્નરૂપે છે. કફ વગેરેને લીધે શરીરનું ભારેપણું હોવાથી અને ચિત્તમાં તમોગુણ અધિક હોવાથી યોગસાધનામાં જે પ્રવૃત્તિ ન થઇ શકે, તેનું નામ આલસ્ય કહેવાય છે અને એ પણ યોગનું એક વિઘ્ન છે. વિષયોની સમીપતાથી વિષયોમાં રહેલા દોષોને ભૂલી જઇને તેમાં પ્રવૃત્તિ કરવામાટે જે તીવ્ર ઇચ્છા તેનું નામ અવિરતિ કહેવાય છે-અથવા અવૈરાગ્ય કહેવાય છે. તે પણ યોગનું વિઘ્ન છે. ગુરુએ તથા યોગશાસ્ત્રોએ ઉપદેશ કરેલાં સાધનોમાં અસાધનબુદ્ધિ અને અસાધનોમાં જે સાધનબુદ્ધિ તેનું નામ ભ્રાંતિદર્શન કહેવાય છે. આ પણ યોગનું વિઘ્નજ છે. મધુમતી આદિ સમાધિની ભૂમિનો અભ્યાસ કરવા છતાં પણ કોઇ કારણથી તે ભૂમિનો જે અલાભ તેનું નામ અલબ્ધભૂમિકત્વ કહેવાય છે. આ પણ સાધકના ચિત્તને અસંતોષ કરનાર છે, તેથી યોગના વિઘ્નતરીકે ગણાય છે. મધુમતી આદિ યોગની ભૂમિકામાંથી કોઈ પણ ભૂમિકાની પ્રાપ્તિ થતાં તેમાં થયેલા વિસ્મયને લીધે ચિત્તની જે અસ્વસ્થતા તેનું નામ અનવસ્થિતત્વ કહેવાય છે. આ પણ યોગસિદ્ધિના વિઘ્નરૂપે છે.)

કેવળ આ નવજ યોગનાં વિઘ્નો છે એમ નથી, પણ ચિત્તનો વિક્ષેપ કરનારાં તે વિઘ્નોની સાથે દુઃખાદિ અન્ય વિઘ્નો પણ ઉપજે

છે. જેમકેઃ– " **दुःखदौर्मनस्याङ्गमेजयत्वश्वासप्रश्वासा विक्षेपसहभुवः**–દુઃખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ અને શ્વાસપ્રશ્વાસ–આ પણ વિક્ષેપની સાથેજ થનારાં વિઘ્નો છે." (તેમાં દુઃખ ત્રણ પ્રકારનું હોય છે. આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક. કોઈ પણ જાતની ઇચ્છાનો ભંગ થવાથી પ્રાણીના મનમાં જે ક્ષોભ અથવા ચંચળપણું ઉદ્ભવે છે, તેનું નામ દૌર્મનસ્ય કહેવાય છે. પ્રાણવહા નાડીમાં કોઇ પણ જાતના રજોગુણી દ્રવ્યની વૃદ્ધિ થતાં અંગોમાં જે કંપ ઉત્પન્ન થાય છે, તેનું નામ અંગમેજયત્વ કહેવાય છે. સાધકની ઇચ્છાવિના અથવા પ્રયત્નવિના પ્રાણવાયુ પોતાની મેળેજ બહારના વાયુને અતિ વેગથી જે અંદર દાખલ કરી દે છે, તેનું નામ શ્વાસ કહેવાય છે; અને તેજ પ્રાણવાયુ, ઉદરમાં રહેલા વાયુને સાધકની ઇચ્છાવિના પોતાની મેળેજ અત્યંત વેગથી જે બહાર કાઢી દે, તેનું નામ પ્રશ્વાસ કહેવાય છે. આ બધાંમાંથી દુઃખ અને દૌર્મનસ્ય તે એકાગ્રતાનાં વિરોધી છે, અંગમેજયત્વ આસનનું વિરોધી છે, શ્વાસ એ રેચકનો વિરોધી છે અને પ્રશ્વાસ તે પૂરકનો વિરોધી છે તથા તે બન્ને, કુંભકના વિરોધી છે. એવી રીતે પૂર્વોક્ત વ્યાધિ આદિ વિક્ષેપની સાથે ઉપજનારાં આ ચારેય યોગનાં વિઘ્ન છે.) આ વિઘ્નોથી યોગીને ભય રહેલો છે તથા બીજો હિંસા વગેરે વિતર્કોથી પણ ભય રહેલો હોય છે. તેમાંના પ્રથમના ભયનું વારણ ઈશ્વરના ધ્યાનથી થઈ જાય છે. આના સંબંધમાં પણ યોગસૂત્રકાર કહે છે કેઃ– **ततः प्रत्यक्चेतनाधिगमोऽन्तरायाभावश्च**–ઈશ્વરના ધ્યાનથી પુરુષતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે અને વિઘ્નોનો અભાવ પણ થાય છે." તેમજ વિતર્ક, હિંસા આદિથી ઉત્પન્ન થતા બીજા ભયની નિવૃત્તિ, તેમના પ્રતિપક્ષોની ભાવના કરવાથી થાય છે. આના સંબંધમાં પણ યોગસૂત્રકાર કહે છે કેઃ–**वितर्कबाधने प्रतिपक्षभावनम्**–હિંસા વગેરે વિતર્કના બાધમાં સાધક યોગીએ તેમના પ્રતિપક્ષની ભાવના કરવી–અર્થાત્ અહિંસા વગેરેથી વિપરીત જે હિંસા આદિના વિચારો તે વિતર્કો કહેવાય છે. જેવા કે, " આ અપકાર કરનારને હું હણીશ, અસત્ય બોલીશ, આના દ્રવ્યનો સ્વીકાર કરીશ, અમુક સ્ત્રીસાથે મૈથુન કરીશ, અમુક પદાર્થો મેળવી હું તેનો સ્વામી થઈશ તથા શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરના ધ્યાનનો હું ત્યાગ કરીશ" આવા વિપરીત વિચારો જ્યારે સાધકના ચિત્તમાં ઉદ્ભવે, ત્યારે તેણે નીચે પ્રમાણેના પ્રતિપક્ષ વિતર્કોની ભાવના કરવીઃ– " ભયંકર સંસારરૂપ અગ્નિથી તપી ગયેલા મેં અહિંસા આદિ યોગધર્મોનું શરણ લીધું છે. હવે જો હું તે ધર્મોનો ત્યાગ કરીશ અને હિંસા આદિ દુષ્ટ વિતર્કોને પુનઃ સ્વીકારીશ તો વમન કરેલાનું ભક્ષણ કરનારા કૂતરામાં તથા મારામાં શો ભેદ રહેશે ? વળી તેવું અધાર્મિક વર્તન કરવાથી મારે પુનઃ પુનઃ દુઃખાદિનોજ અનુભવ કરવો પડશે, પણ આ દુઃખદ સંસાર ભ્રમણનો અંત તો નહિજ આવે " એ પ્રમાણે પ્રતિપક્ષભાવના કરવાનું કહીને ભગવાન પતંજલિએ તે પ્રતિપક્ષ ભાવનાનું સ્વરૂપ નીચેના સૂત્રથી દર્શાવ્યું છે. જેમકેઃ– **वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफला इति प्रतिपक्षभावनम्**–હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ, અપવિત્રતા, અસંતોષ, તપરહિતપણું, સ્વાધ્યાયરહિતપણું અને ઈશ્વરધ્યાનરહિતપણું–એ દશ વિતર્કો એટલે યમનિયમથી વિપરીત વિચારો છે. એ વિતર્કોના કૃત એટલે પોતે કરેલા, કારિત એટલે બીજા પાસે કરાવેલા તથા અનુમોદિત એટલે અનુમોદન આપેલા એમ ત્રણ પ્રકારો છે. એ ત્રણે પ્રકારોના દરેકપ્રત્યે લોભ, ક્રોધ અને મોહ એ હેતુઓ છે. પદાર્થોની તૃષ્ણા એ લોભ, કર્તવ્ય–અકર્તવ્યના વિચારનો નાશ કરનાર તે ક્રોધ અને વિપરીત જ્ઞાન એ મોહ છે. એ રીતે લોભ, ક્રોધ અને મોહનાં કારણથી એ ત્રણેય પ્રકારના વિતર્કો પુનઃ ત્રણ ત્રણ પ્રકારના થાય છે. વળી તેઓ પણ સામાન્ય લોભ, મધ્યમ લોભ અને તીવ્ર લોભથી, સામાન્ય ક્રોધ, મધ્યમ ક્રોધ અને તીવ્ર ક્રોધથી તથા સામાન્ય મોહ, મધ્યમ મોહ અને તીવ્ર મોહથી દરેક પ્રત્યે ત્રણ ત્રણ પ્રકારના થાય છે, એ રીતે તે મૂળભૂત વિતર્કો ત્રણ, ચાર, પાંચ અથવા તેથી અધિક ત્રણ ત્રણગણા થતાં એકયાશી, એકસો આઠ, એકસો પાંત્રીસ અથવા તેથી અધિક પણ થાય છે. તે વિતર્કોની શાખા અને પ્રશાખાના ભેદથી તેઓ અનંતગણા થાય છે. એ બધા વિતર્કો દુઃખરૂપ અને અજ્ઞાનરૂપ અનંત ફળને આપનારા છે, એ પ્રમાણેની પ્રતિ-

પક્ષ ભાવના કરીને સાધક યોગી પુરુષે તેઓનો ત્યાગ કરવો જોઇએ.

આ પ્રકારે યમ, નિયમ, ભાવના આદિથી ચિત્તની પ્રસન્નતા તથા દુષ્ટ વિતર્કો તરફ પ્રતિપક્ષ ભાવના–એ યોગસાધનોનું સેવન કરવાથી જેણે ચિત્તને શુદ્ધ કર્યું છે તથા નિર્વિઘ્નતાને લીધે જેનું ચિત્ત કોમળ થયેલું છે, એવો યોગી પુરુષ "**आसीनः संभवात्**–આસનપર બેઠેલાનેજ યોગપ્રાપ્તિનો સંભવ છે"–એ વ્યાસના સૂત્રમાં કહેલા ન્યાય પ્રમાણે એકાંતપ્રદેશમાં સ્થિર અને સુખકારક આસનપર બેસવું અને પછીથી તે યોગીએ યોગસાધનાનો આરંભ કરવો. તે એકાંતપ્રદેશમાં આસન રાખવાના સંબંધમાં શ્રુતિ પણ કહે છે કેઃ–"**समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः । मनोनुकूलेन तु चक्षुपीडने गुहानिवाताश્रयेण प्रयोजयेत्**"

ઉંચાણનીચાણથી રહિત–સપાટ, પવિત્ર, કાંકરા, અગ્નિ અને રેતીથી રહિત, પ્રાણીઓના તથા વાદિત્ર આદિના કોલાહલથી રહિત, જળાશયના ભેજથી તથા સર્પ, વીંછી વગેરેના ભયથી રહિત, પોતાના મનને અનુકૂળ, પોતાની આંખને અનુકૂળ તથા કોઇપણ પ્રાણી અથવા પદાર્થના દર્શનથી રહિત એવા એકાંતપ્રદેશમાં–અર્થાત્ ગુફા વગેરે પવનના ઝપાટાથી રહિત સ્થળમાં યોગીનું આસન હોવું જોઇએ; કારણકે તેવા પ્રદેશમાં નિર્વિઘ્નતાથી યોગસાધન થઇ શકે છે. તેવા આસનપર યોગીએ કેવી રીતે બેસવું તથા બેસીને શું કરવું તેના સંબંધમાં પણ શ્રુતિ કહે છે કેઃ–"**त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा संनिरुध्य ब्रह्मोडुपेन प्रतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि**–" છાતી, ડોક અને કેડને ઉંચાં રાખી, શરીરને સીધું કરી તથા મન અને ઇંદ્રિયોનો હૃદયમાં સારી રીતે નિરોધ કરી યોગી પુરુષ, બ્રહ્મરૂપ નાવવડે ભયને આપનારી દેવ, મનુષ્ય, તિર્યંચ અને સ્થાવર ગતિરૂપ નદીઓને તરી જવી." આ શ્રુતિમાં કહેલી રીતિએ આસનનો જય કરીને યોગી પુરુષે પ્રાણાયામનો અભ્યાસ કરવો; કારણ કે પ્રાણાયામના અભ્યાસથી પ્રાણની ગતિ મંદ પડી જાય છે અને જ્યારે તે પ્રાણવાયુ મંદ ગતિવાળો થાય છે, ત્યારે તેને અનુસરનારૂં મન પણ પોતાની ચંચળતાને ત્યજે છે; પણ જો પ્રાણાયામ બરાબર ન થાય તો પ્રાણવાયુનો વિક્ષેપ થાય છે અને તેનો વિક્ષેપ થતાં તેને અનુસરનારા મનનો પણ વિક્ષેપ થાય છે; માટે પ્રાણજય કરવો આવશ્યક છે. શ્રુતિ પણ કહે છે કેઃ–

"**प्राणान्प्रपीडयेह सयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत**–યથાયોગ્ય ચેષ્ટાવાળો થઇને–આહાર આદિમાં નિયમ "કરીને, શરીરમાં પ્રાણોનો નિરોધ કરવો અને જ્યારે તે પ્રાણો બરાબર ક્ષીણ થઇ જાય એટલે–વિરલ થઇ જાય ત્યારે, તે પ્રાણોને ધીમે ધીમે નાસિકાદ્વારા બહાર કાઢવા."

આ શ્રુતિમાં દર્શાવેલા અર્થનેજ અહીં મૂળમાં–**प्राणापानौ समौ कृत्वा नासाऽभ्यंतरचारिणौ**–એ ચરણમાં ગ્રહણ કરેલો છે અને પ્રાણાયામ જણાવ્યો છે. તેનો સારાંશ આ પ્રમાણે છેઃ–પ્રાણાયામવડે પ્રાણની ઊર્ધ્વગતિ અને અપાનની અધોગતિ સરખી થઇ જાય છે; તથા એ બન્નેની બાહ્યગતિનો વિચ્છેદ થઇ જાય છે. આમ તેઓની ગતિને કુંભકવડે સમાન કરીને તે પ્રાણ–અપાનનો નાસિકામાં નિયમિત સંચાર કરવો. એ રીતે કરવાથી ઇંદ્રિયોદ્વારા હમેશાં બુદ્ધિની અંદર દાખલ થનારા બાહ્યવિષયો બુદ્ધિમાં જતા બંધ પડે છે અને પ્રત્યાહારની સિદ્ધિ થાય છે. આમ પ્રત્યાહાર સિદ્ધ થતાં તથા સર્વ ઇંદ્રિયો વિષયો તરફથી પાછી વળી જતાં યોગી પુરુષ, સ્વપ્નાવસ્થાની પેઠે અંતઃકરણમાં કેવળ મનોમાત્રબીજ રહે છે; તેમજ તે સાધકનું મન પણ વ્યાપારરહિત થઇ જાય છે; પરંતુ જે યોગીથી પ્રત્યાહાર સિદ્ધ ન થઇ શકે તેવા વૈરાગ્યહીન (તે) યોગીએ શું કરવું? તેના ઉત્તરમાં પણ અહીં મૂળમાંજ કહ્યું છે કેઃ–"**चक्षुश्चैवान्तरे भ्रुवोः**–અર્થાત્ તેવા વૈરાગ્યહીન યોગીએ પોતાનાં ચક્ષુને ભ્રમરના મધ્યમાં સ્થાપીને ખેચરી મુદ્રાનો અભ્યાસ કરવો. તે ખેચરી મુદ્રાનું યોગસાર નામના ગ્રંથમાં આમ વર્ણન કર્યું છેઃ–

"**लंबिकोर्ध्वस्थिते गर्त्ते जिह्वां व्यावृत्य धारयेत् । दृढासनश्चिरं तिष्ठेन्मुद्रैषा खेचरी मता । भ्रूमध्यदृष्टिरप्येषा महादेवेन कीर्तिता ।**"

"પડજીભના ઉપરના ભાગમાં રહેલા ખાડામાં જીભને વાળીને લઇ જવી અને લાંબા સમયસુધી દૃઢ આસને બેસી રહેવું. આનું નામ ખેચરી

મુદ્રા કહેવાય છે; અથવા શંકર ભગવાને "બે ભ્રમરો વચ્ચે ચક્ષુને સ્થિર રાખવાં" તેને ખેચરી મુદ્રા કહેલી છે." આ ખેચરી મુદ્રાનો અભ્યાસ કરનાર પણ મુક્ત થાય છે. આ ખેચરી મુદ્રાનો વિધિ તથા બાહ્યવિષયરૂપ એવા સૂર્ય આદિમાં સંયમ કરવાનો જે કોઇ સર્વ પ્રકારનો વિધિ છે, તે પણ જેઓ પૂર્વોક્ત પ્રત્યાહાર કરવામાટે અસમર્થ છે તેઓને માટેજ ઉપદેશેલ છે,એમ સમજવું.

ગમે તે કોઇ સ્થૂલ પદાર્થમાં જેવા કે સૂર્ય, તેનાં કિરણો, વિષ્ણુની પ્રતિમા અથવા અનાહતધ્વનિના સ્થાનમાં કે કોઇ બીજા પદાર્થમાં, ચક્ષુ આદિ ગમે તે ઇંદ્રિયદ્વારા મનને ધારણ કરવું. જ્યારે તે મન, તે વિષયમાં તદાકાર થઇ જાય છે અને તે પદાર્થમાં સ્થિર એવા અભ્યાસથી લીન થઇ જાય છે, ત્યારે યોગી, પોતાના દેહને પણ જોતો નથી. આ ધારણાનું નામ મહાવિદેહા ધારણા કહેવાય છે. આ ધારણાની જ્યારે સિદ્ધિ થાય છે, ત્યારે સર્વ ઇંદ્રિયો એકદમ શાંત થઇ જાય છે અને પોતપોતાના વિષયને ગ્રહણ કરતી નથી. આનું નામજ બાહ્યવિષયપ્રત્યાહાર કહેવાય છે; અને જે પ્રથમ દર્શાવેલો છે તેનું નામ આંતરપ્રત્યાહાર કહેવાય છે; પરંતુ એ બન્નેનું ફળ તો સમાનજ આવે છે. યોગસૂત્રકાર કહે છેઃ- **ततः क्षीयते प्रकाशावरणम्**-તે આભ્યંતર પ્રત્યાહારથી તથા મહાવિદેહા ધારણા જેવું બીજું નામ છે તેવા બાહ્ય પ્રત્યાહારથી વિવેકના કારણરૂપ બુદ્ધિસત્વને ઢાંકી દેનારૂં પાપ તથા ક્લેશનું આવરણ ક્ષય પામે છે-અર્થાત્ ચિત્તમાંના પાપી સંસ્કારો દૂર થઇને ચિત્ત પવિત્ર થાય છે.

જ્યારે ચિત્ત, દેહને વિસરી ગયાવિનાજ બળાત્કારથી પણ આગળ રહેલી મૂર્તિ વગેરે વસ્તુમાં તદાકાર થઇ જાય છે, ત્યારે તે ચિત્તની મૂર્તિસ્વરૂપ જે વૃત્તિ તે કલ્પિત થયેલી મનાય છે; પણ જ્યારે તે ચિત્ત સમગ્રપણે દેહને ભૂલી જઇને કેવળ ધ્યેય વસ્તુના આકારસ્વરૂપજ બની રહે છે, ત્યારે તે ધારણા મહાવિદેહાતરીકે સિદ્ધ થાય છે. આ મહાવિદેહાનો સંયમ કરવાથી પણ અજ્ઞાનરૂપ આવરણનો ક્ષય થાય છે અને આનું નામજ બાહ્યવિષયની વિતર્કસમાધિ કહેવાય છે. તે આ વિતર્કસમાધિના બે ભેદ પડે છે-સવિતર્ક અને નિર્વિતર્ક. પ્રથમના સવિતર્ક સમાધિનું લક્ષણ ભગવાન પતંજલિએ યોગસૂત્રમાં આ પ્રમાણે દર્શાવ્યું છેઃ-" **तत्र शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्का समापत्तिः**-તે ત્રણેય સમાધિઓમાં જે શબ્દ, અર્થ અને જ્ઞાનના વિકલ્પથી યુક્ત હોય તેનું નામ સવિતર્કા સમાપત્તિ-સમાધિ કહેવાય છે"-એટલે કે પૃથ્વી આદિ પાંચ સ્થૂલભૂતો તથા જડચેતન સર્વ સ્થૂલવસ્તુઓ સ્થૂલવિષય કહેવાય છે. ક્રમ પ્રમાણે ઉચ્ચારેલા અથવા ગોઠવેલા યોગ્ય અક્ષરોથી બનેલાં જે **ગૌ** (ગાય)આદિ પદો તેનું નામ શબ્દ કહેવાય છે, તેવા પ્રકારના શબ્દોવડે વ્યુત્પત્તિથી, રૂઢિથી કે વ્યુત્પત્તિરૂઢિ બન્નેથી જાણીતા મનુષ્યને શ્રવણેંદ્રિયાદિદ્વારા જે વસ્તુનું જ્ઞાન થાય છે, તે વસ્તુ અર્થ કહેવાય છે અને તે વસ્તુને આકારે થયેલી જે ચિત્તવૃત્તિ તે જ્ઞાન કહેવાય છે. અન્વયવ્યતિરેકવડે પરીક્ષા કરનારની દૃષ્ટિએ શબ્દ, અર્થ અને જ્ઞાન-એ ત્રણેયના ધર્મો ભિન્ન ભિન્ન જણાતા હોવાથી એ ત્રણેય સ્વરૂપથીજ ભિન્ન ભિન્ન છે, પણ એક નથી-અર્થાત્ જેનું પરિણામ ધ્વનિરૂપ થયેલું છે તેવા શબ્દના ઉદાત્ત, અનુદાત્ત આદિ ધર્મો છે, તે ધર્મો, અર્થના અને જ્ઞાનના ધર્મોથી ભિન્ન છે; તેમજ અર્થના જડત્વ, મૂર્તત્વ આદિ ધર્મો છે, તે ધર્મો શબ્દના અને જ્ઞાનના ધર્મોથી ભિન્ન છે; તથા જ્ઞાનના પ્રકાશ, અમૂર્તત્વ આદિ ધર્મો છે અને તે ધર્મો શબ્દના તથા અર્થના ધર્મોથી ભિન્ન છે. એ પ્રમાણે-શબ્દાદિના ધર્મોનું પરસ્પરમાં ભિન્નપણું હોવાથી તેમના આશ્રયરૂપ ધર્મીઓનાં સ્વરૂપો પણ પરસ્પરથી ભિન્નજ છે, એમ નિશ્ચય થાય છે. હવે, જે એક વસ્તુમાં મિથ્યાભેદ દેખાડે અથવા ભિન્ન વસ્તુમાં મિથ્યા અભેદ દેખાડે, તે મિથ્યા જ્ઞાન વિકલ્પ કહેવાય છે. ગાય એવો શબ્દ, ગાય એવો અર્થ અને ગાય એવું જ્ઞાન એ ત્રણેય વાસ્તવિક રીતે ભિન્ન ભિન્ન છે, છતાં પણ પરસ્પરના અધ્યાસરૂપ વિકલ્પથી લોકવ્યવહારમાં તેમનું મિશ્રરૂપે-અવિભાગરૂપે ગ્રહણ થતું હોય તેમ જણાય છે. જેમકેઃ-'ગાય' એ બે અક્ષરના શબ્દનો, તે શબ્દવડે જણાતી સાસ્ના (ગળે લટકતી ગોદડી) તથા શીંગડાંવાળી વસ્તુની સાથે તેમજ તે વસ્તુવડે થતા તદાકાર ચિત્તરૂપ જ્ઞાનની સાથે વિકલ્પ છે. ગાય એ અર્થનો તેને કહેનાર શબ્દની સાથે અને તેવડે થતા જ્ઞાનની સાથે વિકલ્પ છે; અને ગાયના જ્ઞાનનો ગાય એ

શબ્દની સાથે તથા ગાય એ અર્થની સાથે વિકલ્પ છે. ગાય વગેરે પદાર્થોમાં જેનું ચિત્ત એકાગ્ર થયેલું છે, તેવા યોગીને સમાધિપ્રજ્ઞામાં જે ગાય વગેરે પદાર્થ સમારૂઢ થયેલો હોય તે અર્થ જો શબ્દ અને જ્ઞાનથી મિશ્રિત હોય–અર્થાત્ તે સમયે જો તે યોગીને એ ત્રણેયના અભેદનું ભાન થતું હોય, તો તે સમાધિનું નામ સવિતર્કા સમાધિ કહેવાય છે.

વિષ્ણુ વગેરેની પ્રતિમામાં સંયમ કરનાર યોગીને "આ વિષ્ણુ ભાસે છે" એમ ત્રણેયના અભેદરૂપે જો ભાન થાય તો તે સમાધિ પણ વિકલ્પમિશ્ર સમાધિ છે; કારણ કે અહીં "આ વિષ્ણુ" એ અંશમાં શબ્દ તથા અર્થના અભેદનો વિકલ્પ છે; અને "ભાસે છે" એ અંશમાં અર્થ અને જ્ઞાનના અભેદનો વિકલ્પ છે; માટે તે સવિકલ્પા–સવિતર્કા સમાધિ છે, એમ સમજવું–અર્થાત્ પૂર્વાપરના અનુસંધાનપૂર્વક તથા શબ્દ અને અર્થના ઉલ્લેખપૂર્વક જે કોઇ વસ્તુમાં ભાવના પ્રવર્તે તેનું નામ સવિતર્કા સમાધિ કહેવાય છે; પરંતુ એની એજ વસ્તુમાં પૂર્વાપરના અનુસંધાનવિના તથા શબ્દ અને અર્થના ઉલ્લેખવિના જે ભાવના પ્રવર્તે, તેનું નામ નિર્વિતર્કા સમાધિ કહેવાય છે. આનું લક્ષણ પણ યોગસૂત્રકારે દર્શાવ્યું છે. જેમકેઃ–**स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा निर्वितर्का**–શબ્દ, અર્થ અને જ્ઞાનના વિકલ્પોના દૂર થવારૂપ જે સ્મૃતિ તેનો ત્યાગ થઇ જતાં ભાવના કરનાર યોગીના સ્વરૂપથી જાણે શૂન્ય થઇ ગઇ હોય તેવી જે વૃત્તિ, તેનું નામ નિર્વિતર્કા સમાધિ કહેવાય છે–અર્થાત્ એ અવસ્થામાં "હું આ વસ્તુની ભાવના કરૂં છું" એવા આકારની વૃત્તિ પણ તે ભાવના કરનાર યોગીને રહેતી નથી; કારણ કે તે અવસ્થામાં કેવળ અર્થમાત્રનોજ પ્રકાશ થાય છે. કેવળ ધ્યેય અર્થજ ભાસે થાય છે, પણ બીજી કોઇ વસ્તુ ભાસતી નથી; માટે તે સમાધિપ્રજ્ઞા નિર્વિતર્કા સમાધિ કહેવાય છે. આ સમાધિ પણ સ્થૂલપદાર્થ સંબંધીજ છે. ગાય વગેરે શબ્દોનો સંકેત લોકમાં વિકલ્પિત અર્થમાં એટલે કે શબ્દ, અર્થ અને જ્ઞાનના અવિભાગમાંજ વૃદ્ધવ્યવહાર વગેરેને આધારે બાળક વગેરેથી ગ્રહણ થાય છે. "**एतद्वै तत्परमपरं च ब्रह्म यदोङ्कारः**– જે ૐકાર છે તે પરબ્રહ્મ અને અપરબ્રહ્મ છે. ઇત્યાદિ શ્રુતિઓમાં, "**अकारोकारमकारा ब्रह्मविष्णुमहेश्वराः**–ૐકારમાં રહેલા અકાર, ઉકાર અને મકાર તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે. ઇત્યાદિ સ્મૃતિઓમાં તથા "**अमरा निर्जरा देवाः**–ઇત્યાદિ કોશોમાં વિકલ્પવાળા અભેદરૂપનો નિશ્ચય હોય છે, તે તે સંકેતના સ્મરણથી જે શાબ્દબોધ અને પરાર્થાનુમિતિ થાય છે, તે પણ વિકલ્પરૂપજ છે, તેથી સાંભળેલા તથા અનુમાન કરેલા વિષયમાં શ્રુતિ તથા અનુમિતિરૂપ વિકલ્પથી થયેલી જે સમાધિપ્રજ્ઞા તે સવિતર્કા સમાધિ કહેવાય છે. તે સવિતર્કા સમાધિનું વારંવાર અનુષ્ઠાન કરવાથી કાળે કરીને જ્યારે એ સંકેતસ્મરણનો વિલય થતાં ચિત્ત કેવળ અર્થમાત્રમાંજ તત્પર થાય છે ત્યારે, તે યોગીને કેવળ ધ્યેય અર્થનુંજ ભાન થાય છે. એ રીતે થયેલા કેવળ અર્થનાજ ભાનથી જ્યારે સંકેતના સ્મરણનો ત્યાગ થાય છે, ત્યારે આ સમાધિપ્રજ્ઞા પોતાના ગ્રહણકર્તાપણારૂપ સ્વરૂપને ત્યજી દે છે અને શુદ્ધ અર્થમાત્રનોજ અનુભવ કરે છે, તેથી વિકલ્પરહિત તથા કેવળ ધ્યેય અર્થરૂપેજ જણાતી આ સમાધિ નિર્વિતર્કા સમાધિ કહેવાય છે.

આ સમાધિની સિદ્ધિ થતાં યોગી જિતેન્દ્રિય કહેવાય છે. (એ પ્રમાણે સ્થૂલ પદાર્થમાં થનારી બાહ્યવિષયની વિતર્ક સમાધિના બન્ને પ્રકારોનું નિરૂપણ કર્યું. હવે સૂક્ષ્મપદાર્થોમાં થનારી સમાધિના સવિચાર અને નિર્વિચાર નામના બે પ્રકારો દર્શાવે છે.) આભ્યંતર પ્રત્યાહારપૂર્વક જ્યારે મનના કલ્પિત સૂક્ષ્મ વિષયમાં–પદાર્થમાં પૂર્વની પેઠે પૂર્વાપરના સંધાનપૂર્વક તથા શબ્દ અને અર્થના ઉલ્લેખપૂર્વક અને પૂર્વાપરના અનુસંધાનરહિતપણાથી તથા શબ્દ અને અર્થના ઉલ્લેખરહિતપણાથી મનની ભાવના પ્રવર્તે, ત્યારે અનુક્રમે સવિચાર અને નિર્વિચાર નામની બે સમાધિઓ થયેલી કહેવાય છે. યોગસૂત્રકાર કહે છે કેઃ–**एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता**–આ સવિતર્ક અને નિર્વિતર્કનાં વ્યાખ્યાનથીજ સૂક્ષ્મવિષયની સવિચારા અને નિર્વિચારા સમાધિનું વ્યાખ્યાન પણ થઇ જાય છે. તેમાં સવિતર્કાના વ્યાખ્યાનથી સવિચારાનું વ્યાખ્યાન અને નિર્વિતર્કાના વ્યાખ્યાનથી નિર્વિચારાનું વ્યાખ્યાન થયું છે, એમ સમજવું.' અહીં સૂત્રમાં સવિચારા અને નિર્વિચારા સમાધિને

સૂક્ષ્મવિષયા એવું વિશેષણ આપ્યું છે, તેથી સિદ્ધ થાય છે કે, પૂર્વોક્ત સવિતર્કા અને નિર્વિતર્કા સમાધિઓ સ્થૂલવિષયની છે. પંચભૂતના અણુઓ, પંચતન્માત્રાઓ, અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિ-એ સૂક્ષ્મવિષયો કહેવાય છે. સ્થૂલવિષયની સમાધિની સારી રીતે સિદ્ધિ થયા પછી તે પદાર્થ જાણે પ્રવાહીપણાને પામી અતિ વિરલ થઇ જતા હોય અને જાણે પોતાના કારણભાવને પામતા હોય, તેમ શાસ્ત્ર અને અનુમાન પ્રમાણે પુનઃ પુનઃ ભાવના કરવાથી વૃત્તિ સૂક્ષ્મવિષયના આકારે થવા લાગે છે અને અભ્યાસના બળથી પછી તે સૂક્ષ્મ વિષયોનો યથાર્થ સાક્ષાત્કાર થાય છે. એ સૂક્ષ્મવિષયની સમાધિના સવિચારા અને નિર્વિચારા એવા બે ભેદ છે. તેમાં જે સમાધિમાં નીચે-ઉંચે આદિ દેશ, વર્તમાન આદિકાળ અને ઉપાદાનકારણરૂપ નિમિત્ત-એ વિશેષણોવાળા સૂક્ષ્મ પદાર્થ જણાય છે, તે સમાધિ સવિચારા કહેવાય છે. આનું બીજું નામ 'સવિચાર સંપ્રજ્ઞાત યોગ' પણ છે. તે આ સવિચાર સમાધિનું વારંવાર અનુષ્ઠાન કરવાથી તે સૂક્ષ્મ પદાર્થરૂપ ધ્યેય વસ્તુના દેશ, કાળ અને કારણની ચિંતા ચિત્તમાંથી દૂર થઇને જેમાં માત્ર અવિકલ્પિત અર્થનુંજ ભાન થાય છે, તે સમાધિને નિર્વિચારા સમાધિ કહેવામાં આવે છે. આ બન્ને સમાધિઓ પૂર્વોક્ત વિતર્કા સમાધિથી જ્યારે દૃઢ થાય છે, ત્યારે યોગી મનનો જય કરનાર કહેવાય છે.

હવે જ્યારે ચિત્તની ભાવના, મૂર્તિના આકારનો ત્યાગ કરીને સત્વગુણની અધિકતાથી સમષ્ટિમનોમયના વિષયવાળી થઇને "હુંજ આ સર્વસ્વરૂપ છું" એવા આકારવાળી પ્રવર્તે છે, ત્યારે તે અવસ્થાનું નામ સાનંદ સમાધિ છે; અને જ્યારે તે ભાવનાનો પણ ત્યાગ કરીને કોઈ પણ જાતના વિષયોના જ્ઞાનવિના કેવળ "હું છું" એવા આકારનીજ માત્ર ભાવના પ્રવર્તે, ત્યારે તેનું નામ અસ્મિતા સમાધિ કહેવાય છે. જેમ એકનો એકજ માણસ પૂર્વાભિમુખ અને પશ્ચિમાભિમુખ કહેવાય છે, તેમજ અસ્મિતા અને અહંકાર બન્ને એકજ છે; પણ જે અવસ્થામાં વિષયો તરફની વિમુખતા હોય તેનું નામ અસ્મિતા કહેવાય છે અને જેમાં વિષયો તરફનું વલણ હોય તેનું નામ અહંકાર કહેવાય છે. આ અસ્મિતા સમાધિની અવસ્થામાં યોગી, બુદ્ધિ વિવેચન કરાયેલા તત્ત્વ પદાર્થનો સાક્ષાત્કાર કરે માટે બુદ્ધિનો જય કરનાર કહેવાય છે. તે આ સ તર્ક, સવિચાર, સાનંદ અને અસ્મિતા નામની પ્રજ્ઞાત સમાધિનું આ શ્લોકમાં **यतेन्द्रियम बुद्धिः**-એ ચરણથી સૂચવ્યું છે.

આ બધાં સાધનો ગુણપર્વ ( ત્રણ ગુણ વિભાગ ) કહેવાય છે. યોગસૂત્રકાર કહે છે **विशेषाविशेषलिङ्गमात्रालिङ्गानि गुणपर्वाणि** વિશેષ-અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ- ત્રણ ગુણોનાં પર્વો છે-અવસ્થાવિશેષો છે. તે પંચમહાભૂતો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિ અને મન-આ સોળ પદાર્થો વિશેષ કહેવાય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-આ પાંચ ન્માત્રાઓ અને અહંકાર-એ અવિશેષ કહેવ છે. મહત્તત્ત્વ એ લિંગમાત્ર કહેવાય છે અ પ્રકૃતિ અલિંગ કહેવાય છે. તેમાં જ્યારે ર્વોક્ત સોળ વિશેષ પદાર્થોમાંથી અવિશેષ પ ર્થોમાં પ્રવેશ કરવાની યોગીને ઇચ્છા થાય, ત્ય તેણે દિનપ્રતિદિન લયનો અભ્યાસ કરવો જોઇએ કારણ કે તેમ કરવાથી તે યોગીની મનસહિ ઇંદ્રિયો લય પામી જાય છે અને તેનું નામ લ કહેવાય છે; તેમજ જ્યારે તે ઇંદ્રિયો બહારના વ્ય પારમાં પ્રવૃત્ત થાય, ત્યારે તે વિક્ષેપ કહેવાય એજ પ્રમાણે અવિશેષ પદાર્થોમાંથી લિંગમાત્રમ મહત્તત્ત્વમાં પ્રવેશ કરનાર યોગીને પણ લયવિક્ષે રહે છે; તેમજ વળી તે યોગી, લિંગમાત્ર-મહત્તત્ માંથી પર એવા પુરુષપ્રત્યે પ્રવેશ કરવાની જ્ય ઇચ્છા કરે, ત્યારે પણ લયવિક્ષેપ રહે છે. આ લયવિક્ષેપને ત્યજી દેવા જોઇએ, એમ શ્રુ કહે છે. જેમકેઃ—

**"लयविक्षेपरहितं मनः कृत्वा सुनिश्चलम्।**
**यदायात्युन्मनीभावं तदा तत्परमं पदम्॥"**

લયવિક્ષેપરહિત મનને અત્યંત નિશ્ચલ કરી જ્યારે યોગી, મનની અત્યંત સ્થિરતાને પામે ત્યારે તે પરમપદની સ્થિતિએ છે.

આ ત્રણેય યોગીઓમાં-વિશેષમાંથી અવિ શેષમાં લીન થનાર, અવિશેષમાંથી લિંગમાત્ર લીન થનાર તથા લિંગમાત્રમાંથી પરમ પુરુષ લીન થનાર-એ ત્રણેય યોગીઓમાં પ્રથમનો સુ યોગી કહેવાય છે, બીજો દેહ અને અહંકાર રહિત થયેલો હોવાથી વિદેહ યોગી કહેવાય

અને ત્રીજો પ્રકૃતિલય યોગી કહેવાય છે. આ પ્રકૃતિલયની તથા વિદેહયોગની સમાધિ ગૌણ કહેવાય છે. ભગવાન પતંજલિ કહે છેઃ-**भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम्**-વિદેહ અને પ્રકૃતિલયનો સમાધિ, જન્માંતરના કારણતરીકે બને છે; અથવા તે વિદેહ અને પ્રકૃતિલય યોગીને જન્માંતરોમાં જન્મની સાથેજ સમાધિની સિદ્ધિ થાય છે. જેમ પક્ષીઓને આકાશમાં ગમન કરવાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેમ.

આ યોગસૂત્રનો વિસ્તૃત અર્થ આવો છેઃ—

(આકાશ વગેરે પંચમહાભૂતો અને શ્રોત્ર આદિ અગીઆર ઇંદ્રિયોરૂપ વિકારમાંથી કોઈ એકને આત્મા માની તેની ઉપાસના કરવાથી તેની વાસનાવડે જેનું ચિત્ત વાસિત થયું છે તેવો યોગી પુરુષ, દેહપાત થયા પછી જે વિકારની પોતે ઉપાસના કરી હોય તે વિકારમાં સંસ્કારમાત્ર જેમાં બાકી રહેલા છે એવા ચિત્તયુક્ત, ૭ કોશથી બનેલા શરીરથી રહિત, લય પામે છે. (લોહી, માંસ, મેદ, હાડકાં, મજ્જા અને વીર્ય–આ ૭ પદાર્થોને કોશ કહે છે; અને સર્વ શરીરનું બંધારણ આ ૭ કોશથી થાય છે.) તે યોગી વિદેહ કહેવાય છે, કારણ કે તેઓ પોતાના માત્ર સંસ્કારયુક્ત ચિત્તવડે કૈવલ્યપદના જેવી સ્થિતિને પામે છે. એ સ્થિતિમાં વૃત્તિરહિતપણું એ કૈવલ્ય છે અને ભોગ મોક્ષરૂપ અધિકારયુક્ત સંસ્કારનું શેષપણું તે કૈવલ્યથી વિરૂપપણું છે; માટે તે સ્થિતિને કૈવલ્ય પદના જેવી કહેલી છે. તેઓ, જ્યારે પોતાના સંસ્કારનો વિપાક થાય છે, ત્યારે પુનઃ તેના અનુકૂળ સંસ્કારમાં પ્રવેશ કરે છે; તેમજ વળી પંચતન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ અને અવ્યક્ત રૂપ પ્રકૃતિમાંથી કોઈ એકને આત્મા માની તેની ઉપાસના કરવાથી તેની વાસનાયુક્ત ચિત્તવાળો અને દેહપાત પછી પોતે પૂર્વોક્ત પ્રકૃતિમાંથી જે કોઈની ઉપાસના કરી હોય તેમાં, જેણે પોતાનું કર્તવ્ય સમાપ્ત કર્યું નથી એવા સંસ્કારી ચિત્તવાળો થઈને લય પામે છે, તે યોગી પ્રકૃતિલય કહેવાય છે. એ યોગી તે સમયે કૈવલ્યપદના જેવી સ્થિતિને પામે છે. પૂર્વે કહેલી આ સ્થિતિને પણ કંઈક સમાનતા તથા કંઈક અસમાનતાને લીધે કૈવલ્ય પદના જેવી સ્થિતિ કહેલી છે. જ્યારે તે પ્રકૃતિલય યોગીઓના સંસ્કારનો વિપાક થાય છે, ત્યારે તેઓ પણ પોતાના તે સંસ્કાર પ્રમાણે સંસારમાં પ્રવેશ કરે છે. જેમ વર્ષાઋતુની સમાપ્તિ પછી માટીરૂપ થયેલું દેડકાનું શરીર પુનઃ વર્ષાકાળ આવતાં જળસિંચનથી દેડકાના ભાવને પામે છે, તેમ વિદેહ અને પ્રકૃતિલય યોગી, પોતે જેમાં લય પામ્યા હોય તેમાંથી અવધિને પામી, શરીરની પ્રાપ્તિને અનુભવે છે. આવાજ આશયથી અમે પ્રથમજ આ સૂત્રનો "વિદેહ અને પ્રકૃતિલયોનો સમાધિ, જન્માંતરનું કારણ છે" આવો અર્થ કરેલો છે.)

પણ અસ્મિતા સમાધિમાં સ્થિર થયેલો યોગી, "હું છું" આવો માત્ર અહંભાવ કરે છે, તોપણ જો તે યોગીનો નિર્વિકલ્પ ચૈતન્યમાત્રમાં લય થાય તો એ જ્ઞાની યોગી, કૈવલ્યરૂપ ધર્મમેઘ સમાધિનો અનુભવ કરે છે. તે આ ધર્મમેઘ સમાધિના અધિકારમાં શ્રુતિ કહે છેઃ–**क्षणमेकं क्रतुशतस्य चतुःसप्तत्या यत्फलं तदवाप्नोति**—એક ક્ષણવાર પણ ધર્મમેઘસમાધિમાં સ્થિર થનારો પુરુષ, સાતહજાર ચારસો યજ્ઞોનાં ફળને પામે છે." આનું નામજ મોક્ષ છે. તેવો જ્ઞાની પુરુષ, સદા મોક્ષમાંજ તત્પર રહે છે. આવા આશયથી અહીં કહેલું છે કેઃ–**मुनिर्मोक्षपरायणः**–તે મુનિ સદા મોક્ષનેજ પરમ પ્રાપ્યસ્થાનતરીકે માનનારો છે; કારણ કે આ ધર્મમેઘસમાધિની અવસ્થામાં રહેલો યોગી જીવન્મુક્ત કહેવાય છે. આ જીવન્મુક્ત યોગી, બંધનોના અનુભવકાળમાં પણ સદા મુક્તજ છે; કારણ કે મુક્ત થવામાં માત્ર અજ્ઞાનજ વચ્ચે નડનારૂં હોય છે, અને તે અજ્ઞાનને તો એ પુરુષે દૂર કરી નાખ્યું છે, માટે તે સદા મુક્તજ છે.

અહીંસુધીના વ્યાખ્યાનથી એમ સૂચવાય છે કે, અહંકાર વગેરેનું બંધન, ત્રણેય કાળમાં મિથ્યા છે.

એ પ્રમાણે સમાધિનિષ્ઠ ચિત્તવાળા યોગીએ કયી વસ્તુનું જ્ઞાન કરવું જોઈએ? આના ઉત્તરમાં કહે છેઃ—

**भोक्तारं यज्ञतपसां सर्वभूतमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥**

તે યોગી પુરુષ, યજ્ઞો અને તપના ભોક્તા. સર્વ ભૂતોના મહાન ઈશ્વર તથા સર્વ ભૂતોના મિત્ર

એવા મને જાણીને શાંતિ પામે છે.[२९]

(૨૯) હે અર્જુન ! તેવો સમાધિનિષ્ઠ યોગી પુરુષ, ઉપાધિયુક્ત સ્વરૂપથી યજ્ઞોના તથા તપના કર્તારૂપે અને દેવતારૂપે ભોગ કરનાર, હિરણ્યગર્ભ આદિ સર્વ ભૂતોના મહાન વ્યાપક ઈશ્વર, સર્વના અંતર્યામી સર્વ પ્રાણીઓના મિત્ર, એટલે સામા ઉપકારની અપેક્ષા રાખ્યાવિના ઉપકાર કરનાર, સર્વ જ્ઞાનના સાક્ષીરૂપ નારાયણ મને પ્રત્યગાત્માની સાથે અભેદપણે જાણીને–સાક્ષાત્ કરીને–તદ્રૂપ થઇને શાંતિને પામે છે–અર્થાત્ નિરૂપા અને કૈવલ્ય નામની નિરૂપાધિક અવસ્થાને પામે છે.

આ પરથી જણાય છે કે, નિરૂપાધિક અવસ્થાની પ્રાપ્તિ સોપાધિક બ્રહ્મભાવની પ્રાપ્તિપૂર્વક જ હોય છે. આના સંબંધમાં વાર્તિક સારમાં કહેલું છે:–

**"सोपाधिर्निरुपाधिश्च द्वेधा ब्रह्मविदुच्यते ।**
**सोपाधिकः स्यात्सर्वात्मा निरुपाख्योऽनुपाधिकः॥**
**जक्षन् क्रीडन् रतिं प्राप्त इति सोपाधिकस्य तु ।**
**छांदोग्ये सर्वकामाप्तिः सार्वात्म्यात्स्पष्टमीरिता॥**
**अहमन्नं तथान्नादः श्लोककार्यप्यहो अहं ।**
**इति तत्त्वविदः सामगाने सर्वात्मता श्रुता ॥**
**अत्रापि चक्रदृष्टांतात्सोपाधिस्तत्त्वविच्छ्रुतः ।**
**अपूर्वानपराद्युक्त्या श्रोप्यते निरुपाधिक ॥**

બ્રહ્મજ્ઞાની બે પ્રકારનો કહેવાય છે. એક સોપાધિક અને બીજો નિરૂપાધિક. તેમાં સોપાધિક સર્વ સ્વરૂપે થાય છે અને નિરૂપાધિક રૂપરહિત થાય છે. સોપાધિક જ્ઞાની ખાય છે, ક્રીડા કરે છે અને સ્ત્રીસંભોગ કરે છે. એ રીતે તેને સર્વ કામનાઓની પ્રાપ્તિ સર્વાત્મા સ્વરૂપથી થાય છે, એમ છાંદોગ્ય ઉપનિષદ્‌માં સ્પષ્ટ કહેલું છે. વળી તેવા તત્ત્વજ્ઞાનીને શ્રુતિ, સર્વાત્મસ્વરૂપે સામગાન પ્રકરણમાં વર્ણવે છે કે, હું અન્ન છું, અન્નનો ભક્ષણ કરનારો છું અને શ્લોકોને બનાવનાર છું–અર્થાત્ હું સર્વાત્મા છું. ઇત્યાદિ. વળી અહીં સોપાધિક બ્રહ્મજ્ઞાનનું ચક્રના દૃષ્ટાંતથી વર્ણન કરેલું છે અને નિરૂપાધિકનું તો, પૂર્વાપરરહિત પરબ્રહ્મસ્વરૂપેજ વર્ણન કર્યું છે."

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં**
**'સંન્યાસયોગ' એ વિષયનો**
**અધ્યાય ૨૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૦ મો

## અધ્યાત્મયોગ

પૂર્વાધ્યાયના અંતમાં સૂત્રરૂપે કહેલા ધ્યાનયોગનું વિવરણ કરવાની ઇચ્છાથી તેમાં પ્રથમ અધિકારનાં કારણથી કર્મયોગનાં વખાણ કરે છેઃ–

**॥ श्रीभगवानुवाच ॥**

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥**

**શ્રીભગવાને કહ્યું:–કર્મોનાં ફળનો આશ્રય નહિ કરીને જે પુરુષ, પોતાનાં અવશ્ય કરવાયોગ્ય કર્મને કરે છે તેજ સંન્યાસી અને યોગી છે; પણ અગ્નિવિનાનો તથા ક્રિયાવિનાનો, સંન્યાસી કે યોગી નથી.[१]**

(૧) શ્રીભગવાને કહ્યું:–હે અર્જુન ! જે પુરુષ કર્મનાં ફળની અપેક્ષા રાખતો નથી અને હમેશાં પોતાનાં અવશ્ય કરવાયોગ્ય કર્મને કર્યે જાય છે, તેજ ખરો સંન્યાસી અને યોગી છે; કારણ કે તેણે કર્મફળના સંકલ્પનો તદ્દન ત્યાગ કર્યો છે; પણ જે પુરુષ, અગ્નિરહિત થાય છે, એટલે કે વિધિપૂર્વક શ્રૌત અને સ્માર્ત કર્મોનો ત્યાગ કરે છે, તેજ સંન્યાસી છે એમ નથી; તેમજ જે પુરુષ મન, વચન અને કાયાની સર્વ ક્રિયાઓનો ત્યાગ કરે છે, તેજ યોગી છે, એમ પણ નથી.

કયી સમાનતાથી એ કર્મયોગીનાં સંન્યાસી અને યોગીતરીકે તમે વખાણ કરો છો ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છેઃ–

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥**

**હે પાંડુપુત્ર ! વિદ્વાન પુરુષો જેને સંન્યાસ કહે છે, તેને તારે યોગ સમજવાનો છે. સંકલ્પોનો ત્યાગ કર્યાવિના કોઇપણ પુરુષ યોગી થઇ શકતો નથી.[२]**

(૨) હે પાંડવ ! જેણે સર્વ સંકલ્પોનો ત્યાગ કર્યો છે, તે ખરો સંન્યાસી છે અને તેવાજ પ્રકારનો ધ્યાનયોગી પણ હોય છે, માટે તે સંન્યાસી અને યોગીમાં કોઇ જાતનો ભેદ નથી; કારણ કે **निःसंकल्पस्तटस्थस्तिष्ठेदेतन्मोक्षलक्षणम्**– "સંકલ્પરહિત થઇને તટસ્થ રહેવું–આ લક્ષણ, મોક્ષનું

છે.” આ મૈત્રાયણીય ઉપનિષદ્‌માં વર્ણવેલા મોક્ષના લક્ષણરૂપ સંકલ્પરહિતપણાની સંન્યાસ અને યોગ બન્ને સ્થળે સમાનતાજ રહેલી છે; માટે આ કર્મ-યોગી પણ ફળના સંકલ્પનો ત્યાગ કરે છે, તેથી તે કર્મયોગીની સંકલ્પરહિતપણાની સાથે સમાનતા મળી શકે છે, માટે તે કર્મયોગીનાં સંન્યાસી અને યોગીતરીકે વખાણ કરેલાં છે.

આ બંને શ્લોકોનું તાત્પર્ય એ છે કે, યોગાધિકારને સિદ્ધ કરવામાટે નિષ્કામ કર્મો આચરવાં જોઇએ.

નિષ્કામ કર્મો ક્યાંસુધી આચરવાં, તેની અવધિ કહે છેઃ—

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥**

યોગપ્રત્યે આરૂઢ થવાની ઇચ્છાવાળા મુનિને કર્મ તે સાધનતરીકે છે; પણ યોગપ્રત્યે આરૂઢ થઈ ગયેલા તેજ મુનિને શમ—કર્મોનો ત્યાગ કરવો તે સાધનતરીકે છે.[3]

(૩) યમ, નિયમ આદિ અષ્ટાંગથી યુક્ત એવા યોગપ્રત્યે આરૂઢ થવામાટે જે યોગી ઇચ્છા કરે છે, તેણે યોગારૂઢ થવાય ત્યાંસુધી કર્મોજ કરવાં જોઇએ; કારણ કે યોગપ્રત્યે આરૂઢ થવાની ઇચ્છાવાળા તે મુનિને તે ઇચ્છાનું કારણ તીવ્ર વૈરાગ્યને ઉત્પન્ન કરનારાં કર્મજ થાય છે; પણ તેનો તેજ મુનિ જ્યારે યોગારૂઢ થઈ જાય છે, એટલે યોગનાં અંગોનું અનુષ્ઠાન કરવામાં પ્રવૃત્ત થઈ જાય છે તથા વિક્ષેપોને સહન કરવામાં અસમર્થ થાય છે, ત્યારે તે મુનિએ યોગમાં પ્રવેશ કરવામાટે કર્મનો ત્યાગજ કરવો; કારણ કે તે અવસ્થાએ પહોંચેલા તે મુનિને કર્મોનો ત્યાગ તેજ સાધનતરીકે થઇ પડે છે; કારણ કે જ્યાંસુધી તે મુનિ કર્મ કરવામાં તત્પર રહે છે, ત્યાંસુધી તેનું ચિત્ત એકાગ્ર થતું નથી, જેથી તે યોગાનુષ્ઠાન કરી શકતો નથી.

હવે અહીં અર્જુન શંકા કરે છે કે, યોગ શબ્દ મુખ્યત્વે કરીને નિર્બીજ સમાધિના અર્થને જણાવનારો છે. તો તે સમાધિમાં આરૂઢ થયેલાને તો સ્વતઃ—આપોઆપજ કર્મોનો ત્યાગ સિદ્ધ થઇ જાય છે. તો પછી તમે કેમ કહો છો કે, યોગારૂઢ થયેલાએ કર્મોનો ત્યાગ કરવો ? આ શંકાને દૂર કરવામાટે, અહીં ચાલુ પ્રકરણમાં યોગારૂઢ શબ્દનો જે અર્થ સમજવાનો છે, તે અર્થને ભગવાન કહે છેઃ—

**यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥४॥**

પુરુષ, જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં તથા તે તે વિષયોને મેળવવાનાં સાધનરૂપ કર્મોમાં આસક્ત થતો નથી અને સર્વ સંકલ્પોનો સારી રીતે ત્યાગ કરે છે, ત્યારે યોગારૂઢ કહેવાય છે.[4]

(૪) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચેય ઇંદ્રિયોના સુંદર વિષયોમાં તથા તે વિષયોની પ્રાપ્તિ કરાવનારાં કર્મોમાં વૈરાગ્યની દૃઢતાથી પુરુષ જ્યારે આસક્ત થતો નથી અને મનથી પણ “મને અમુક વસ્તુ મળે, એને માટે આ કર્મ હું કરું” એવા પ્રકારનો સંકલ્પ ન કરે તથા સર્વ પ્રકારના સંકલ્પોનો ત્યાગ કરે, ત્યારે યોગારૂઢ કહેવાય છે. જેમ અત્યંત ભૂખ્યો થયેલો મનુષ્ય અન્ય વસ્તુપરના રાગથી રહિત થઇને તથા બીજા પ્રકારના સંગનો ત્યાગ કરીને કેવળ ભોજનમાંજ તત્પર થાય છે તેમ યોગપ્રત્યે ચઢવાની તીવ્ર ઇચ્છાવાળો પુરુષ પણ સર્વ સ્થળે વીતરાગ થઇને તથા સર્વ કર્મોનો ત્યાગ કરીને કેવળ યોગારૂઢજ થાય છે. આવી રીતે યોગારૂઢ ન થયો હોય ત્યાંસુધીજ કર્મો કરવાનાં રહે છે, પણ તેવી અવસ્થાએ પહોંચતાં કર્મોનો ત્યાગ કરવાનો છે.

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥**

પોતેજ પોતાના આત્માનો ઉદ્ધાર કરવો, પણ પોતાના આત્માનો નાશ કરવો નહિ; કારણ કે આત્માજ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે.[5]

(૫) પૂર્વોક્ત ક્રમથી કર્મોદ્વારા ચિત્તશુદ્ધિ સંપાદન કરીને તથા યોગારૂઢ થઇને અભ્યાસ અને વૈરાગ્યના બળથી પોતેજ પોતાના આત્માનો ઉદ્ધાર કરવો; કારણ કે આત્માજ આત્માનો બંધુ છે, જેથી પુત્ર વગેરે બંધુઓ આત્માનો ઉદ્ધાર કરી શકતા નથી; તેમજ આત્માજ આત્માનો શત્રુ છે, પરંતુ બીજા શત્રુઓ આ આત્માને સંસારસમુદ્રમાં ડુબાડી દેવાને સમર્થ થતા નથી; માટે બીજા કોઇ આત્માના શત્રુ નથી.

**बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥**

જેણે પોતાના મનવડે મનને જિત્યું છે, તે પુરુષને તે મનજ પોતાના આત્માના બંધુરૂપ થાય છે; પણ જેણે તે મનને જિત્યું નથી, તે પુરુષનું મનજ શત્રુની પેઠે શત્રુભાવે વર્તે છે.૬

મનના જયનું ફળ કહે છેઃ-

**जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥**

ટાઢ, તડકો, સુખ, દુઃખ તથા માન-અપમાનમાં વિકારરહિત ચિત્તવાળા શાંત પુરુષનું મન અત્યંત સમાધિનિષ્ઠ થાય છે. ( માટે સમાધિની સિદ્ધિને માટે મનનોજ અવશ્ય જય કરવો જોઇએ.)૭

સમાધિની સિદ્ધિનું પણ શું ફળ થાય છે? તે કહે છેઃ—

**ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥**

જ્ઞાન અને વિજ્ઞાનમાં તૃપ્ત ચિત્તવાળો, સંસારના તાપથી કંપાયમાન નહિ થનારો, જિતેન્દ્રિય અને માટીનું ઢેકું, પથ્થર તથા સુવર્ણમાં સમાનદૃષ્ટિવાળો યોગી યોગયુક્ત કહેવાય છે.૮

(૮) શાસ્ત્રના ઉપદેશથી ઉત્પન્ન થયેલી બુદ્ધિરૂપ જ્ઞાનવડે તથા શાસ્ત્રના અર્થનું ધ્યાન કરવાથી ઉત્પન્ન થયેલા અનુભવરૂપ વિજ્ઞાનવડે અત્યંત તૃપ્ત થયેલા મનવાળો તથા સંસારના તાપથી કંપાયમાન નહિ થનારો-યોગી, સમાધિના ફળને પામેલો ગણાય છે. એ યોગી સદા જિતેન્દ્રિય હોય છે તથા માટીનાં ઢેકાંમાં, પથ્થરમાં અને સુવર્ણમાં સમાન દૃષ્ટિ રાખે છે. આવા પ્રકારના તે યોગીને વિદ્વાનો પ્રાપ્ત થયેલા યોગવાળો કહે છે.

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥**

સુહૃદ, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ, સાધુ અને અસાધુપર પણ સમાન બુદ્ધિવાળો પુરુષ સર્વથી શ્રેષ્ઠ છે.૯

(૯) સુહૃદ એટલે સામા ઉપકારની આકાંક્ષા રાખ્યાવિના ઉપકાર કરનાર, મિત્ર એટલે સ્નેહપાત્ર, શત્રુ, બન્ને તરફના પક્ષપાતથી રહિત-ઉદાસીન, બન્ને પક્ષનું હિત ઇચ્છનારો-મધ્યસ્થ, પોતાને અપ્રિય લાગે તે દ્વેષ્ય, બંધુ એટલે સં
પુણ્યકર્મ કરનારા સાધુઓ અને પાપી
રણવાળા દુષ્ટ પુરુષોવિષે કોનું કયું કર્મ છે
બાબતનો વિચાર નહિ કરતો અને તે સર્વ
સમાનબુદ્ધિ રાખનારો પુરુષ સર્વોત્તમ છે.

**योगी युंजीत सततमात्मानं रहसि स्थि**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ।**

એકાંતમાં એકલા બેઠેલા, મનને
ઇંદ્રિયોસહિત શરીરને સ્થિર કરનારા તથા
અને પરિગ્રહનો ત્યાગ કરનારા યોગીએ હ
બુદ્ધિને સમાધિયુક્ત કરવી.૧૦

(૧૦) યોગાભ્યાસપરાયણ યોગીએ એક
બેસીને હમેશાં બુદ્ધિને સમાધિનિષ્ઠ કરવી. એ
તે યોગી યોગસિદ્ધિસિવાયની ઇચ્છાથી
હોવો જોઇએ અને કેવળ તે યોગમાંજ નિષ્ઠા
હોવો જોઇએ. વળી તે સમયે તેને કોઇની
સહાય હોવી ન જોઇએ-અર્થાત્ તે યોગી સં
હોવો જોઇએ; તેમજ તે વખતે તેણે મનને
ઇંદ્રિયોસહિત શરીરને સ્થિર કરવાં જોઇએ
કેવળ એકલા રહીને પણ પાથરવાની ગોદડી
સ્તક વગેરે અનેક પદાર્થોના પરિગ્રહથી
થવું જોઇએ.

પૂર્વના શ્લોકમાં કહ્યું કે, યોગીએ યોગ
થવું; પણ તે કેવી રીતે થવું તેને માટે તે યો
અંગરૂપ આસન વગેરેને કહી દેખાડે છેઃ—

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मन**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तर**

પવિત્ર પ્રદેશમાં, નહિ અતિ ઉંચું
નહિ અતિ નીચું દર્ભ, મૃગચર્મ અને વસ્ત્ર
પોતાનું સ્થિર આસન સ્થાપવું.૧૧

(૧૧) સ્વાભાવિક રીતે પવિત્ર અથવા ગ
આદિથી સંસ્કારદ્વારા પવિત્ર સ્થાનમાં પો
નિશ્ચળ આસન સ્થાપવું. આસન નિશ્ચળ હોવું
ઇએ એટલે માટીનું બનાવેલું સ્થંડિલજ આ
તરીકે હોવું જોઇએ; પણ લાકડાનું-પાટલા
રેનું આસન નહિ હોવું જોઇએ. એમ અહીં
પ્રકારનાં આસનોનો નિષેધ કરેલો છે. તે સ
લાસન બહુ ઉંચું ન હોવું જોઇએ તેમ બહુ
પણ ન હોવું જોઇએ. વળી તે સ્થંડિલાસ
પ્રથમ દર્ભાસન, પછી મૃગચર્માસન અને તે

વસ્ત્રાસન એમ ઉપરાઉપરી ત્રણ આસનો સ્થાપવાં.

એ પ્રમાણે આસન સ્થાપીને શું કરવું તે કહે છેઃ—

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियाक्रियः ।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥**

પદ્માસન આદિમાંનાં હરકોઇ આસનથી તે આસનપર બેસીને મન અને ઇંદ્રિયોની ક્રિયાઓને વશ કરવી અને પછીથી ધ્યેય વસ્તુમાં મનને એકાગ્ર કરીને ચિત્તશુદ્ધિમાટે યોગાનુષ્ઠાન કરવું.[૧૨]

(૧૨) પદ્માસન, સ્વસ્તિકાસન વગેરેમાંનાં હરકોઇ આસનથી તે સ્થંડિલપરનાં આસનપર બેસીને વિષયોના સ્મરણરૂપ ચિત્તની ક્રિયાઓને તથા વિષયોનાં ગ્રહણ કરવારૂપ ઇન્દ્રિયોની ક્રિયાઓને વશ રાખવી અને બાહ્ય તથા આભ્યંતર વિષયોથી વિરક્ત થયેલા મનને કેવળ પ્રત્યક્ તત્ત્વરૂપ ધ્યેય વસ્તુમાંજ વૃત્તિવાળું કરવું. એ રીતે મનને બીજી વૃત્તિઓનાં વિઘ્નથી રહિત કેવળ બ્રહ્માકાર વૃત્તિના પ્રવાહવાળું–એકાગ્ર કરીને ચિત્તશુદ્ધિને માટે યોગાનુષ્ઠાન કરવું–અર્થાત્ ચિત્તની સ્થિરતા કરીને તે બ્રહ્માકાર વૃત્તિનો પણ નિરોધ કરવો.

આસનપર બેસીને યોગાનુષ્ઠાન કરવું એમ કહ્યું; પણ તે આસનપર કેવી રીતે બેસવું? તેને માટે કહે છેઃ—

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥**
**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥**

શરીર, મસ્તક અને ડોકને અચળ રીતે સીધાં ધારણ કરીને તથા પોતે પણ બરાબર સ્થિર થઇને પોતાની નાસિકાના અગ્રભાગને જોવો પણ બીજી દિશાઓને ન જોવી. એ રીતે યોગયુક્ત થયેલા, બ્રહ્મચારીના વ્રતમાં સ્થિર થયેલા તથા મારામાંજ ચિત્તવાળા યોગીએ મનેજ પરમ પ્રાપ્ય માની, મારામાંજ મનનો સંયમ કરી શાંતાત્મા થઇને નિર્ભય રહેવું.[૧૩–૧૪]

(૧૩,૧૪) શરીરના મધ્યભાગને, મસ્તકને તથા ડોકને–મૂલાધારથી આરંભીને મસ્તકસુધીના ભાગને–અવક્ર અને અચળ–નિષ્કંપ ધારણ કરીને તથા પોતે પણ બરાબર સ્થિર થઇને પોતાની નાસિકાના અગ્રભાગને જોવો. અહીં નાસિકાને જોવાનો કોઈ જાતનો વિધિ નથી, પણ આંખોને મીંચવામાં તથા ઉઘાડવામાં વિક્ષેપનો ભય રહેલો છે, માટે સ્ત્રીઆદિ વિક્ષેપક વિષયોનાં દર્શનના ભયથી દિશાઓને પણ જોવી નહિ; પરંતુ નેત્રો અર્ધ ઉઘાડાં રાખીને બેસવું. (એ રીતે આસનપર સ્થિર બેસીને શું કરવું તે કહે છે.) એ પ્રમાણે યોગયુક્ત થયેલો યોગી બ્રહ્મચારીના વ્રતમાં એટલે ભિક્ષાચરણમાં રહીને–અર્થાત્ સંન્યાસી થઇને પરમેશ્વર એવા મારામાંજ ચિત્ત રાખનાર થવું, મારામાંજ મનનો સંયમ કરીને બેસી રહેવું. એ રીતે શાંતાત્મા થઇને તે યોગી ભયરહિત થાય છે.

એવો પણ કોઇ યોગી હોય છે,કે જે આત્માસિવાયના બીજાને ઈશ્વરતરીકે માનીને તેમાંજ પોતાના ચિત્તને સ્થાપે છે, તેનેજ આરાધ્ય માનીને શરણે જાય છે અને તેમાંજ મનનો સંયમ કરે છે; પરંતુ તે યોગી આત્માસિવાયના તે પોતાના આરાધ્યને પરમ પુરુષાર્થપણે પ્રાપ્ત કરવા યોગ્ય માનતો નથી; માત્ર તે પોતાના આરાધ્યને પ્રસન્ન કરીને કોઈ જૂદાં ફળનીજ કામના કરે છે; પણ આ યોગી તો કેવળ મારામાંજ ચિત્ત રાખે છે તથા મારામાંજ મનનો સંયમ કરીને સર્વના અંતર્યામી, અદ્વૈત પ્રત્યક્ તત્ત્વરૂપ એવા મનેજ પ્રાપ્ય સ્થાનતરીકે માને છે; તેમજ એજ કારણથી આ યોગીનું મન, બાહ્ય તથા આભ્યંતર વિષયોનો ત્યાગ કરીને તેમજ સમાધિનાં સુખનો પણ ત્યાગ કરીને અત્યંત શાંત થઈ જાય છે–કેવળ અસ્મિતા સમાધિથીજ અવશેષ રહીને તે યોગી નિર્ભય થાય છે. આ અવસ્થાનું નામજ **સત્ત્વપુરુષાન્યતાખ્યાતિ** અથવા **બ્રહ્મસાક્ષાત્કાર** કહેવાય છે. તે અવસ્થા સિદ્ધ થતાં પુરુષ, સર્વથા પરમ પુરુષાર્થને ભજનારો–સેવનારો થાય છે.

એ અવસ્થાનું ફળ કહે છેઃ—

**युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।**
**शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥**

એ પ્રમાણે નિરંતર પોતાના મનને સમાધિનિષ્ઠ કરતો નિયમિત મનવાળો યોગી, મોક્ષરૂપ પરમ નિષ્ઠાવાળી મારામાં એકીભાવરૂપ શાંતિને પામે છે.[૧૫]

(૧૫) એ પ્રમાણે જ્ઞાનનાં ફળથી પણ જેણે

પોતાના મનનો નિગ્રહ કર્યો છે, તેવો તથા નિરંતર પોતાના મનને સમાધિનિષ્ઠ કરતો યોગી, પરમ વૈરાગ્યના બળથી જ્ઞાનનો પણ નિરોધ કરીને નિર્વિકલ્પ સ્થાનરૂપ પરમ મોક્ષ-નિષ્ઠાવાળી મારામાં એકતારૂપ શાંતિને પામે છે—અર્થાત્ તે યોગી, મારાસ્વરૂપજ થઇ જાય છે. જ્ઞાનનું ફળ યોગસૂત્રકાર ભગવાન પતંજલિએ દર્શાવ્યું છે કે:—**प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः**—વિવેકજ્ઞાનમાં પણ ફલેચ્છારહિત યોગીને સર્વથા વિવેકજ્ઞાનથી ધર્મમેઘ સમાધિ પ્રાપ્ત થાય છે—એટલે કે, જ્યારે બ્રહ્મનિષ્ઠ યોગી, વિવેકજ્ઞાનરૂપ મનનનું અવાંતર ફળ જે સર્વભાવનું અધિષ્ઠાતાપણું તથા સર્વજ્ઞપણું છે, તેમાં પણ પરમ વૈરાગ્યદ્વારા વિરક્ત થઈ જાય છે, ત્યારે તે યોગીને નિરંતર વિવેકખ્યાતિનો લાભ થાય છે; કારણ કે સંસ્કારોનો ક્ષય થવાથી અન્ય વૃત્તિઓની ઉત્પત્તિનો તે સમયે અભાવ હોય છે. વિવેકખ્યાતિના દૃઢ અભ્યાસદ્વારા તથા પરમ વૈરાગ્યદ્વારા સમાધિરહિત અવસ્થાના સંસ્કારોના ક્ષયપૂર્વક નિરંતર માત્ર વિવેકખ્યાતિરૂપથી ચિત્તની જે સ્થિતિ થવી તેનું નામ ધર્મમેઘ સમાધિ કહેવાય છે—**अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्** "યોગવડે જે આત્મદર્શન કરવું તેજ પરમ ધર્મ છે." આ શ્રીયાજ્ઞવલ્કયનાં વચનથી આત્મસાક્ષાત્કારનું નામ ધર્મ છે અને તે ધર્મની નિરંતર વૃષ્ટિ કરનાર જે યોગ તેનું નામ ધર્મમેઘ સમાધિ કહેવાય છે. ( આ સમાધિનું વ્યાખ્યાન પ્રથમ કરેલું છે. )

વળી પણ યોગસૂત્રકાર કહે છે કે:—**तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्**—પુરુષના સાક્ષાત્કારથી વિવેકખ્યાતિમાં પણ જે તૃષ્ણારહિતપણું તે પર નામનો વૈરાગ્ય છે. એટલે કે, સંપ્રજ્ઞાત સમાધિની દૃઢતાવડે ત્રણ ગુણરૂપ પ્રધાનથી તથા બુદ્ધિથી ભિન્ન એવા પુરુષની જે ખ્યાતિ—સાક્ષાત્કાર થાય છે, તે પુરુષ ખ્યાતિ કહેવાય છે. તે ખ્યાતિથી ગુણવૈતૃષ્ણ્ય એટલે સંપ્રજ્ઞાત સમાધિના ફળરૂપ અને અસંપ્રજ્ઞાત સમાધિના અંતરંગ સાધનરૂપ પ્રકૃતિસહિત બુદ્ધિસત્વથી પુરુષના ભિન્નપણાનું જે જ્ઞાન, તેમાં પણ તૃષ્ણારહિતપણું તે માત્ર જ્ઞાનપ્રસાદરૂપ શ્રેષ્ઠ વૈરાગ્ય છે. આ વૈરાગ્યનું મુખ્ય લક્ષણ એ છે કે, દિવ્ય અને અદિવ્ય વિષયોમાં તૃષ્ણારહિતપણું પ્રાપ્ત થાય છે. આ વૈરાગ્યનુંજ મુખ્ય ફળ કૈવલ્ય છે, એમ યોગવેત્તાઓ કહે છે.

વળી—**सत्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वज्ञातृत्वं सर्वभावाधिष्ठातृत्वं च**—"બુદ્ધિ તથા પુરુષના ભેદ જ્ઞાનમાં નિષ્ઠાવાળાને સર્વ પદાર્થોનું સ્વામીપણું અને સર્વનું જ્ઞાતાપણું પ્રાપ્ત થાય છે." આ યોગસૂત્રમાં ફળરૂપે કહેલા સર્વજ્ઞપણા વગેરેના અભિપ્રાય પ્રમાણેજ શ્રુતિમાં કહ્યું છે કે:—**कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति**—કોનું જ્ઞાન કરવાથી હે ભગવન્! આ સર્વ દૃશ્યમાન પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે? વળી પણ બીજી એક શ્રુતિ કહે છે—**सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपतिः**—તે સર્વને વશ રાખનારો, સર્વનો ઈશ્વર અને સર્વનો અધિપતિ થાય છે. ઈત્યાદિ શ્રુતિઓ પૂર્વોક્ત અવસ્થાનાં ફળનેજ દર્શાવનારી છે.

એ પ્રમાણે યોગાભ્યાસમાં નિષ્ઠાવાળા પુરુષના આહાર આદિના નિયમને બે શ્લોકવડે કહે છે:—

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः।**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥**

અતિશય ખાનારને યોગ પ્રાપ્ત થતો નથી તેમ કેવળ નહિ ખાનારને પણ યોગ પ્રાપ્ત થતો નથી; તેમજ હે અર્જુન! અતિશય ઉંઘનારને યોગ પ્રાપ્ત થતો નથી અને અતિ જાગનારને પણ યોગ પ્રાપ્ત થતોજ નથી.[૧૬]

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा १७**

પણ યોગ્ય આહારવિહાર કરનાર, કર્મની અંદર યોગ્ય ચેષ્ટા કરનાર તથા યોગ્ય રીતે ઉંઘઉજાગરા કરનાર પુરુષને દુઃખનો નાશ કરનાર યોગ પ્રાપ્ત થાય છે.[૧૭]

હવે ૭ શ્લોકથી મોક્ષરૂપ પરમ શાંતિને પ્રાપ્ત થયેલા પુરુષનાં લક્ષણો કહે છે:—

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा॥**

વિશેષે કરીને નિયમિત થયેલું ચિત્ત જ્યારે પ્રત્યગાત્મામાંજ સ્થિર થાય છે, ત્યારે સર્વ કામ-

નાઓથી નિઃસ્પૃહ થયેલો તે યોગી, યોગયુક્ત કહેવાય છે.[૧૮]

(૧૮) વિશેષે કરીને એકાગ્રતા ભૂમિથી પણ રૂંધાયેલું ચિત્ત જ્યારે કેવળ પ્રત્યગાત્મામાંજ સ્થિર થાય છે પણ અસ્મિતા આદિના સ્વરૂપે ઉછાછળું થતું નથી, ત્યારે યોગી જાગ્રત, સ્વપ્ન, અને સંપ્રજ્ઞાત સમાધિ-આદિ અવસ્થાઓમાં પ્રાપ્ત થયેલા તે તે વિષયોથી, સર્વાત્મપણાની પ્રાપ્તિને લીધેજ તે વિષયોને પ્રાપ્ત કરી લઇને નિઃસ્પૃહ થાય છે. આવી અવસ્થાને પામેલો તે યોગી નિર્વિકલ્પક યોગી કહેવાય છે.

એકાગ્રતા અવસ્થામાં યોગીના ચિત્તની ઉપમા કહે છેઃ—

**यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता।**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥**

જેમ વાયુરહિત પ્રદેશમાં રહેલો દીવો ચલાયમાન થતો નથી, તેમ યોગાનુષ્ઠાન કરનારા નિયમિત મનવાળા યોગીનું મન પણ ચલાયમાન થતું નથી;માટે તે યોગીના ચિત્તની વાયુરહિત પ્રદેશમાં રહેલા દીવાની ઉપમા કહેલી છે.[૧૯]

(૧૯) પવનવિનાના પ્રદેશમાં રહેલો દીવો જેમ હાલતો ચાલતો નથી, તેમ આત્મસમાધિનું અનુષ્ઠાન કરનારા યોગી પુરુષનું નિયમિત થયેલું મન પણ હાલતુંચાલતું નથી. આવા હેતુથી તે મનને સ્થિર દીવાની ઉપમા કહેલી છે-અર્થાત્ એકાગ્રતાને પામેલું યોગીનું મન વાયુરહિત પ્રદેશમાં રહેલા દીવાની પેઠે ચલાયમાન થતું નથી.

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनाऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥**

યોગનું સેવન કરવાથી રૂંધાયેલું ચિત્ત જે અવસ્થામાં લય પામે છે અને જે અવસ્થામાં ચિત્તવડે નિર્વિકલ્પ આત્માનો સાક્ષાત્કાર કરે છે,તે અવસ્થામાં તે યોગી પોતાના આત્મામાંજ સંતુષ્ટ રહે છે.[૨૦]

(૨૦) એ પ્રમાણે એકાગ્ર થયેલું યોગીનું મન યોગના સેવનવડે રૂંધાઇને જે અવસ્થામાં લીન થાય છે અને જે અવસ્થામાં તે યોગી, પોતાના ચિત્તવડે નિર્વિકલ્પ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે અવસ્થામાં તે યોગી આત્મામાંજ સંતુષ્ટ રહે છે, પણ બાહ્ય પદાર્થોમાં સંતોષ પામતો નથી.

**सुखमात्यंतिकं यत्तद् बुद्धिग्राह्यमतींद्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥**

જે આત્યન્તિક-મોક્ષસુખ છે, તે તો કેવળ બુદ્ધિથીજ ગ્રહણ કરી શકાય તેવું છે; કારણકે તે સુખ ઇંદ્રિયોનું અવિષય છે. વળી તે સુખમાં રહેલો પુરુષ, કંઇપિણ જાણી શકતો નથી તથા તત્ત્વથી ચલિત પણ થતો નથી.[૨૧]

(૨૧) જે આત્યંતિક-અનંત એવું મોક્ષસુખ છે, તે તો સુષુપ્તિના સુખની પેઠે કેવળ બુદ્ધિથીજ ગ્રહણ કરી શકાય તેવું છે; કારણ કે તે સુખ ઇન્દ્રિયોનું અગોચર છે. વળી જે સુખમાં રહેલો એ યોગી પુરુષ, બીજી વેદ્યવસ્તુના અભાવને લીધે કોઇ પણ પદાર્થને અનુભવી શકતો નથી, તેમ તત્ત્વથી ચલાયમાન પણ થતો નથી. જો કે જે સમયે બુદ્ધિપર આત્માની ભ્રાંતિ થાય છે, તે સમયે ચલિત થયો હોય તેમ જણાય છે, પણ વાસ્તવિક રીતે એ ચલિત થતોજ નથી. શ્રુતિ પણ કહે છે કે, **ध्यायतीव लेलायतीव**-બુદ્ધિ જ્યારે ધ્યાન કરતી હોય છે, ત્યારે એ ધ્યાનનિષ્ઠ યોગી ધ્યાન કરતો હોય તેમ જણાય છે; અને બુદ્ધિ જ્યારે ચલિત થઇ હોય, ત્યારે તે ચલિત થયો હોય તેમ જણાય છે. વાસ્તવિક તેવું કંઇ છેજ નહિ.

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**
**यस्मिँस्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते॥**

જે આત્મલાભને પામીને બીજા લાભને તેથી અધિક માનતો નથી અને જે આત્મતત્ત્વમાં સ્થિર થયેલો પુરુષ,(શસ્ત્રપાત આદિ)મહાન દુઃખથી પણ ચલાયમાન થતો નથી,[૨૨]

**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन यो[ક્ત]व्यो योगो निर्विण्णचेतसा ॥**

તે આ દુઃખના સંયોગના વિયોગને, યોગ એવા નામથી જાણવો-અર્થાત્ તે દુઃખરહિત કૈવલ્ય અવસ્થાનેજ યોગ એવા નામથી જાણવી. નહિ કંટાળેલા ચિત્તવાળા (સહનશીલ) પુરુષે, તે યોગનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવો.[૨૩]

(૨૩) **यत्रोपरमते चित्तम्**-ઇત્યાદિ પ્રથમના શ્લોકોમાં વર્ણવેલી દુઃખસંયોગના વિયોગરૂપ કૈવલ્યાવસ્થાનેજ યોગ એવું નામ આપવામાં આવ્યું છે,

એમ સમજવું. (એ રીતે યોગના ફળનો ઉપસંહાર કરીને "યોગમાં નિશ્ચય અને ઉત્સાહ તે સાધનરૂપ છે" એમ દર્શાવવામાટે ભગવાન શ્રીકૃષ્ણ **"शतकृत्वोऽपि पथ्यं वदितव्यम्"**–સો વાર પણ હિતકારક હોય તે કહેવું જોઇએ (એ ન્યાયને અનુસરીને પુનઃ તેનોજ ઉપદેશ કરે છે.) ઉત્સાહયુક્ત ચિત્તવાળા પુરુષે, તે યોગનો નિશ્ચય અભ્યાસ કરવો જોઇએ. અથવા–**शांतो दांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत्**–"શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધાનયુક્ત થઇને આત્માવિષે આત્માનો સાક્ષાત્કાર કરવો." આ શ્રુતિમાં દર્શાવેલાં ઉપરાંત બીજી શ્રુતિઓમાં પણ દર્શાવેલાં શ્રદ્ધા આદિ છ સાધનોનો ઉપદેશ કરવામાટે આ શ્લોકથી આરંભ કર્યો છે. તેમાં અહીં મૂળમાં દર્શાવેલા **निश्चयेन** એ પદથી "ગુરુ અને વેદવાકયો અવશ્ય ફળ આપનારાં હોય છે" આવા નિશ્ચયરૂપ શ્રદ્ધાને કહી બતાવી છે; તેમજ **निर्विण्णचेतसा** એ પદવડે વૈરાગ્ય ધારણ કરીને સુખદુઃખાદિ દ્વંદ્વોને સહન કરવારૂપ તિતિક્ષાને સૂચવેલી છે, એમ સમજવું.

હવે એ શ્લોકમાં શમ, દમ, ઉપરમ અને સમાધાન–એ બાકી રહેલાં ચાર સાધનોને કહે છેઃ–

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥**
**शनैःशनैरुपरमेद्बुद्धया धृतिगृहीतया ॥**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥**

સંકલ્પથી ઉત્પન્ન થયેલા સર્વ કામ્ય વિષયોનો સંપૂર્ણ ત્યાગ કરીને, મનવડેજ સર્વ ઇંદ્રિયોને ચોતરફથી નિયમિત કરીને સાત્વિકી ધૃતિથી વશ થયેલી બુદ્ધિવડે ધીમે ધીમે ઉપરામ પામવું. એ પ્રમાણે જ્યારે ઉપરામ થઇ જાય, ત્યારે મનને આત્મામાં સ્થિતિવાળું કરીને કોઇ પણ વસ્તુનું ચિંતન કરવું નહિ.[૨૪,૨૫]

(૨૪–૨૫) મને અમુક વસ્તુ મળે–એ પ્રકારની ચિત્તવૃત્તિરૂપ સંકલ્પથી ઉત્પન્ન થયેલા સર્વ કામ્ય વિષયોનો, વાસનાના નાશપૂર્વક સંપૂર્ણરીતે સંકલ્પના નિરોધવડે ત્યાગ કરીને (અહીં આભ્યંતર ઇન્દ્રિયોના નિગ્રહરૂપ શમ સૂચવ્યો છે.) મનવડે સર્વ ઇંદ્રિયોને ચારે તરફથી નિયમિત કરવી–(આમ કહીને બાહ્યેન્દ્રિયોના નિગ્રહરૂપ દમ સૂચવ્યો છે અર્થાત્ વિષયો તરફ દોષદૃષ્ટિવાળા મનથીજ સર્વ પ્રકારે શ્રોત્રાદિ ઇંદ્રિયોને ચારે બાજુથી સર્વ વિષયોમાંથી નિયમિત કરીને ઉપરામ પામવું. એટલે કે–**धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः । योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्विकी**–"હે અર્જુન ! સમાધિની સાથે રહેનારી જે ધૃતિવડે પુરુષ મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાને ધારણ કરી રાખે છે–વશ રાખી શકે છે, તે ધૃતિ સાત્વિકી ધૃતિ કહેવાય છે." ઇત્યાદિ લક્ષણવાળી સાત્વિકી ધૃતિ (ધૈર્ય)વડે વશ થયેલી બુદ્ધિથી ભૂમિકાના જયના ક્રમથી દિવ્યઅદિવ્ય વિષયોથી ઉપરામ પામવું. એ રીતે ઉપરામ પામેલા મનને પણ આત્માની અંદરજ સ્થિતિવાળું કરવું, પણ કોઇ દસ્ય અથવા દ્રષ્ટામાં સ્થાપવું નહિ–અર્થાત્ કેવળ આત્મામાંજ એકાકાર–એકાગ્ર કરવું. યોગસૂત્રકાર ભગવાન્ પતંજલિ કહે છેઃ–**द्रष्टृदृश्योपरक्तं चित्तं सर्वार्थम्**–પુરુષ તથા વિષયથી સંબંધવાળું ચિત્ત સર્વાર્થ એટલે ચેતન–અચેતન સર્વને ગ્રહણ કરનારૂં થાય છે. વળી પણ સૂત્રકાર કહે છે કે–**सर्वार्थतैकार्थतयोः क्षयोदयौ चित्तस्यैकाग्रतापरिणामः**–અનેક પ્રકારના પદાર્થોને આકારે થવાનો ચિત્તનો ધર્મ કે જેને વિક્ષેપરૂપ ધર્મ કહેવામાં આવે છે, તે ચિત્તની સર્વાર્થતા છે. અનેક પ્રકારના પદાર્થોને આકારે પરિણામ નહિ પામતાં કેવળ ધ્યેયરૂપ એક પદાર્થને આકારે પરિણામ પામવાનો ચિત્તનો જે ધર્મ તે એકાગ્રતા કહેવાય છે. સર્વાર્થતા જેમ ચિત્તનો ધર્મ છે, તેમ એકાગ્રતા પણ ચિત્તનો ધર્મ છે.જ્યારે સર્વાર્થરૂપ ચિત્તનો ધર્મ અદસ્ય અને એકાગ્રતારૂપ ધર્મ પ્રગટ થાય છે, ત્યારે ચિત્તનું એકાગ્રતારૂપ પરિણામ થાય છે.

આ પૂર્વોક્ત સૂત્રોનો આશય એ છે કેઃ-**अहं पश्यामि**–હું જોઉં છું–એ પ્રકારના અનુભવમાં દ્રષ્ટા, દસ્ય અને દર્શનનો ભાસ થાય છે. તેમાંથી દર્શનનું ભાન તો જતુંજ નથી; માટે દ્રષ્ટા અને દસ્યમાં સંબંધવાળું ચિત્ત સર્વાર્થ કહેવાય છે. આ ચિત્તની સર્વાર્થતામાં દર્શનના સંબંધની ગણત્રી કરી નથી; કારણ કે જો તે દર્શનનો અભાવ થાય તો ચિત્તનો નાશ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. હવે તે ચિત્ત જ્યારે દ્રષ્ટા અને દસ્યના સંબંધથી રહિત થાય, ત્યારે (તે ચિત્ત) એકાર્થ કહેવાય છે. જેમ સ્વપ્નાવસ્થામાં કોઇ દસ્ય પદાર્થ હોતો નથી એ વાત

પામરોમાં-અજ્ઞાનીઓમાં પણ પ્રસિદ્ધ છે. વળી તે સમયે દ્રષ્ટા પણ નથી,કારણ કે ઇંદ્રિયોનો અભાવ હોય છે. વળી શ્રુતિ પણ કહે છે કે, **आत्मेन्द्रियमनोयुक्तं भोक्ता**-ઇંદ્રિયો અને મનથી યુક્ત એવો જે આત્મા તે ભોક્તા કહેવાય છે." આ શ્રુતિ પણ ઇંદ્રિયોના સંબંધથીજ આત્માને ભોક્તાતરીકે કહે છે, પણ ખરી રીતે તેમ નથીજ; અને મન તેજ દ્રષ્ટા અને દશ્યની વાસનાથી વાસિત થયેલું એક ચિત્રપટના જેવું છે. તે મનને જ્યારે સ્વયંજ્યોતિ આત્મા, ભાસમાન કરે છે, ત્યારે જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં પણ તે મન દ્રષ્ટા અને દશ્યના સંબંધવાળું થઇને પ્રકાશમાન થાય છે; કારણ કે તે મન દ્રષ્ટા અને દશ્યની વાસનાથી વાસિત થયેલું છે. આમ હોવાથી જ્યારે દ્રષ્ટા અને દશ્યના સંબંધરૂપ સર્વાર્થતાનો નાશ થાય છે અને દ્રષ્ટા અને દશ્યના સંબંધના અભાવરૂપ એકાર્થતાનો ઉદય થાય છે, ત્યારે ચિત્તનું એકાગ્રતારૂપ પરિણામ થાય છે અને સંપ્રજ્ઞાત સમાધ સિદ્ધ થાય છે. આવાજ આશયથી અહીં-**आत्मसंस्थं मनः कृत्वा**-એ ચરણ મૂકેલું છે. હવે તે સંપ્રજ્ઞાત સમાધિમાં પણ પૂર્વના અભ્યાસને લીધે ચિત્તનો દ્રષ્ટા અને દશ્યની સાથે વાસનામય સંબંધ ભાસે છે;માટે તેનું વારણ કરવા સારૂ ભગવાન શ્રીકૃષ્ણ અસંપ્રજ્ઞાત સમાધિનો ઉપદેશ કરતાં કહે છે કે, **न किंचिदपि चिंतयेत्**-કાંઇપણ પદાર્થનું ચિંતન કરવું નહિ-અર્થાત્ ધ્યાતા, ધ્યાન અને ધ્યેયના વિભાગનું પણ સ્મરણ કરવું નહિ; પરંતુ સુષુપ્તિની પેઠે અખંડ, એકરસ, જ્ઞાનસ્વરૂપ આત્મારૂપેજ રહેવું. ( આ સ્થિતિનું નામજ અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે.)

હવે **शनैः शनैरुपरमेद्**-ધીમે ધીમે ઉપરામ પામવું-એ પ્રથમના શ્લોકમાં દર્શાવેલા ચરણનું ત્રણ શ્લોકોથી વ્યાખ્યાન કરે છેઃ-

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥**

ચંચળ અને અસ્થિર એવું મન, જે જે કારણથી જે જે વિષયોનું ગ્રહણ કરવામાટે બહાર નીકળે, તે તે કારણોમાં તથા તે તે વિષયોમાં દોષદૃષ્ટિ કરીને મનને ત્યાંથી પાછું વાળીને સ્વસ્વરૂપ આત્મામાંજ વશ કરી સ્થાપવું.[૨૬]

એ રીતે જ્યારે મન પોતાને વશ થાય છે, ત્યારે શું થાય છે ? તે કહે છેઃ-

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥**

એ રીતે શાંત થયેલા મનવાળા,શાંત થયેલા મોહાદિ કલેશોવાળા તથા ધર્માધર્મરૂપ મેલથી રહિત થયેલા બ્રહ્મરૂપ એ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.[૨૭]

(૨૭) જેથી એ યોગીનું મન શાંત થયેલું હોય છે, તેથી એ યોગીને એકાગ્રતાની ભૂમિમાં સંપ્રજ્ઞાત સમાધિના ફળરૂપ ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે; અને બાહ્ય ભૌતિક વિષયોનો તથા આભ્યંતર મનોરથના વિષયોનો ત્યાગ કરેલો હોવાથી એ યોગીના મોહ વગેરે કલેશો પણ ક્ષીણ થઈ જાય છે તથા તે યોગી, ધર્માધર્મથી રહિત થઇને કેવળ સદ્‌વસ્તુરૂપ બ્રહ્મસ્વરૂપેજ થઈ જાય છે. યોગભાષ્યમાં કહેલું છે કેઃ-"**यस्त्वेकाग्रे चेतसि सद्भूतमर्थं प्रद्योतयति कर्मबंधनानि श्लथयति निरोधमभिमुखीकरोति क्षिणोति च क्लेशान् स संप्रज्ञातो योग इत्याख्यायते**-જે, એકાગ્ર થયેલા ચિત્તમાં સદ્‌રૂપ અર્થને પ્રકાશિત કરે છે, કર્મનાં બંધનોને શિથિલ કરી નાખે છે, નિરોધને અભિમુખ કરે છે તથા મોહ વગેરે કલેશોનો નાશ કરે છે, તે સંપ્રજ્ઞાત યોગ કહેવાય છે." આ સંપ્રજ્ઞાતયોગને જણાવવામાટે ૨૫ મા શ્લોકમાં કહ્યું છે કેઃ-**आत्मसंस्थं मनःकृत्वा**-મનને આત્માની અંદર સ્થિતિવાળું કરવું.

એ સંપ્રજ્ઞાત યોગનું ફળ કહે છેઃ—

**युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८॥**

એ પ્રમાણે નિરંતર પોતાના મનને સમાધિનિષ્ઠ કરતો યોગી, અવિદ્યા આદિ કલેશરૂપ દોષોથી રહિત થઇને અનાયાસે બ્રહ્મની સાથે એકતાના અત્યંત સુખ-પરમાનંદને પામેછે.[૨૮]

(૨૮) એ પ્રકારે પોતાના મનને સમાધિયુક્ત કરતો યોગીપુરુષ, અવિદ્યા આદિ કલેશથી રહિત થઇને અનાયાસે ત્રણેય પ્રકારની ઉપાધિનો લય કરીને દ્રષ્ટા અને દશ્યના સંબંધથી રહિત બ્રહ્મની સાથે એકતાનું પરમાનંદ એકસ્વરૂપ એવું જે સુખ તેને પામે છે. ( આ શ્લોકથી સંપ્રજ્ઞાત યોગનું વ્યાખ્યાન કરી બતાવ્યું છે;

અને તે અસંપ્રજ્ઞાત યોગને સૂચવનારા **न किंचिदपि चिंतयेत्**–એ ૨૫ મા શ્લોકના ચોથા ચરણનું વ્યાખ્યાન કરી દેખાડયું છે.)

હવે સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત એ બન્ને યોગનું ફળ કહે છેઃ–

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥**

યોગવડે સમાધિયુક્ત ચિત્તવાળો તથા સર્વ **સ્થળે નિર્વિશેષ બ્રહ્મવિષયની દૃષ્ટિવાળો યોગી, પોતાના આત્માને સર્વ ભૂતોની અંદર રહેલો જુએ છે તથા સર્વ ભૂતોને પોતાના આત્માની અંદર રહેલાં જુએ છે.**[२९]

(૨૯)"**सोपाधिर्निरुपाधिश्च द्वेधा ब्रह्मविदुच्यते सोपाधिकःस्यात्सर्वात्मा निरुपाख्योऽनुपाधिकः**"

"બે પ્રકારના બ્રહ્મજ્ઞાની હોય છે. સોપાધિક અને નિરૂપાધિક. તેમાં સોપાધિક બ્રહ્મજ્ઞાની સર્વસ્વરૂપ હોય છે અને નિરૂપાધિક બ્રહ્મજ્ઞાની સ્વરૂપરહિત થાય છે." આ વાર્તિકમાં કહેલી રીતિ પ્રમાણે સંપ્રજ્ઞાત સમાધિમાં યોગી, પોતાના આત્માને સર્વના આત્માસ્વરૂપે અનુભવે છે અને સર્વ ભૂતોમાં પોતાના આત્માને ઉપાદાનકારણપણાથી રહેલો જુએ છે તથા અસંપ્રજ્ઞાત સમાધિમાં બ્રહ્માથી આરંભીને ઘાસના ગુચ્છા સુધીનાં સર્વ ભૂતોને પોતાના આત્મામાં, દોરીમાં ભ્રાંતિથી દેખાતા સર્પ, દંડ વગેરેની પેઠે એકસ્વરૂપતાને પામેલાં જુએ છે. આ દર્શન, જ્યારે તે યોગી, સમાધિયુક્ત ચિત્તવાળો હોય છે, ત્યારે તેને પ્રાપ્ત થાય છે. (હવે એજ યોગીની સમાધિરહિત અવસ્થાને કહે છે.) સમાધિરહિત અવસ્થામાં રહેલો એવો પણ તે યોગી, બ્રહ્માદિ સ્થાવરસુધીનાં સર્વ વિષમ ભૂતોમાં પણ સમદૃષ્ટિવાળો હોય છે–અર્થાત્ નિર્વિશેષ બ્રહ્મરૂપ આત્માની એકતાના દર્શનવાળો–સર્વ સ્થળે બ્રહ્મદૃષ્ટિવાળો હોય છે. શ્રુતિઓ પણ કહે છેઃ–

"**यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते**"

જે વિવેકી, બ્રહ્માથી આરંભીને સ્થાવરપર્યંતનાં સર્વ ભૂતોને પોતાનાથી ભિન્ન જોતો નથી, પણ પોતાના વાસ્તવિક સ્વરૂપમાં તે સર્વને આરોપિત જાણે છે અને તે સર્વ ભૂતોમાં આત્મારૂપે પોતાના આત્માને જુએ છે, તે પુરુષ તેવા પ્રકારના જ્ઞાનથી કોઈની નિંદા કરતો નથી." વળી **सर्वस्यात्मा**–એ યોગી સર્વના આત્મારૂપે થાય છે.

"**ब्रह्मदाशा ब्रह्मदासा ब्रह्मेमे कितवा उत**"–મચ્છીમારો, નોકરચાકરો અને કપટી ઠગારાઓ–એ બધા બ્રહ્મસ્વરૂપજ છે. "**इदं सर्वं यदयमात्मा**–આ સર્વ સ્થાવરજંગમ જગત આત્માસ્વરૂપજ છે "ઇત્યાદિ શ્રુતિઓ આ શ્લોકમાં દર્શાવેલા અર્થનેજ સિદ્ધ કરે છે.

હવે અહીં કેટલાએક પોતાને પંડિત માનનારાઓ આવું વ્યાખ્યાન કરે છેઃ–"જે પુરુષ, યોગયુક્ત મનવાળો હોય અથવા સમદૃષ્ટિવાળો હોય તે આત્માને જોઈ શકે છે" આમ કહીને તેઓ જણાવે છે કેઃ–"યોગી પુરુષ, આત્મદર્શનનો અધિકારી છે અને સમદર્શી પુરુષ પણ આત્મદર્શનનો અધિકારી છે. જેમ ચિત્તવૃત્તિનો નિરોધ આત્માના સાક્ષાત્કારનું કારણ બને છે, તેમ જડ વસ્તુને ભિન્ન દર્શાવીને સર્વમાં પરોવાઇ રહેલાં ચૈતન્યનું જે પૃથક્કરણ–ભેદજ્ઞાન તે પણ આત્માના સાક્ષાત્કારનું કારણ બને છે; માટે અહીં યોગની ખાસ જરૂરજ હોવી જોઇએ, તેવું કંઈ નથી." આમ કહેવું તે યોગ્ય નથી; કારણ કે "**समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति**–સમાધિનિષ્ઠ થઇને પોતાનામાંજ પોતાના આત્માને જુએ છે." વળી–"**तं पश्यति निष्कलं ध्यायमानः**–ધ્યાન કરનારો યોગી તે સંપૂર્ણ આત્મસ્વરૂપને જુએ છે." ઈત્યાદિ શ્રુતિઓ, યોગનેજ સમાધિ અને ધ્યાનના પર્યાય શબ્દતરીકે જણાવીને આત્મદર્શનમાં કારણતરીકે સિદ્ધ કરે છે. વળી–**तत्कारणं सांख्ययोगाभिपन्नं विद्यामेतां योगविधिं च कृत्स्नम्**–તે જગતના કારણરૂપ દેવને–પરમાત્માને "હું બ્રહ્મ છું" એવા સાંખ્ય–સમ્યગ્ જ્ઞાનથી અને યોગથી જાણી શકાય છે." અને વળી–"બ્રહ્મવિદ્યા તથા સમગ્ર યોગવિધિને બ્રહ્મદર્શનના સાધનતરીકે સમજવાં." ઇત્યાદિ પ્રમાણોથી જ્ઞાન અને યોગનો સહયોગ જણાવેલો છે; તેમજ વળી શ્રુતિમાં દર્શાવેલું જડવસ્તુ–દેહનું તથા ચેતનવસ્તુ–આત્માનું પૃથક્કરણ, માત્ર યુક્તિના વિવેકથી સંભવી શકે નહિ; કારણ કે ઉપાધિયુક્ત ભ્રમનો તે ઉપાધિની નિવૃત્તિ થયાવિના નાશ

થાય તે સંભવતું નથી; અને જો કદાચ ઉપાધિની નિવૃત્તિ થયા વિનાજ ઉપાધિયુક્ત ભ્રમનો નાશ થતો હોય, તો દર્પણને દૂર કર્યાવિનાજ તેમાંના પ્રતિબિંબ વગેરેના ભ્રમની નિવૃત્તિ થવી જોઇએ; પણ તેમ તો થતું નથી, માટે સિદ્ધ થાય છે કે,સોપાધિક ભ્રમની, ઉપાધિની નિવૃત્તિ થયાવિના નિવૃત્તિ થઈ શકતી નથી. આ હેતુથીજ "અધિષ્ઠાનના જ્ઞાનની દૃઢતા થતાં તેમાં કલ્પાયેલા ચિત્તનું તથા તે તે દૃશ્ય પદાર્થોનું અનાયાસે અદર્શન થાય છે." એ વાતનું પણ ખંડન થઇ જાય છે; કારણ કે યોગવિના અધિષ્ઠાનના જ્ઞાનનોજ અસંભવ છે. દક્ષ કહે છે કેઃ-

**"स्वसंवेद्यं हि तद् ब्रह्म कुमारी स्त्रीसुखं यथा अयोगी नैव जानाति जात्यंधो हि यथा घटम्"**

જેમ કુમારી,પતિસંગથી પ્રાપ્ત થનારા સ્ત્રીસુખને જાણી શકતી નથી અને જન્મથી આંધળો માણસ જેમ ઘડાને જાણી શકતો નથી, તેમ યોગવિનાનો પુરુષ, તે કેવળ પોતાના અનુભવથી જાણવાયોગ્ય બ્રહ્મને જાણી શકતો નથી.

જોકે પૂજ્યપાદ ભગવાન શંકરાચાર્યે કહેલું છે કેઃ-" બ્રહ્મજ્ઞાનીને યોગની જરૂર રહે છે એમ કોઇએ પણ સિદ્ધ કરેલું નથી." આ પ્રમાણેનું શ્રી શંકરાચાર્યનું કથન **अथातो ब्रह्मजिज्ञासा**-એ વ્યાસસૂત્રમાંના પ્રથમના **अथ** શબ્દથી સૂચવાયેલાં તથા મુમુક્ષુ પુરુષનો ખાસ સંબંધ ધરાવનારાં ચાર સાધનોમાં અંતર્ગત થયેલા શમ, દમાદિયુક્ત સમાધિ તરફ લક્ષ્ય નહિ આપીનેજ છે, માટે તેમાં કંઇ દોષ નથી; તેમજ-

**" द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव"**

" હે રામ ! ચિત્તનો નાશ કરવાના બે ક્રમ છે. યોગ તથા જ્ઞાન."

એ વસિષ્ઠના વાક્યનું તાત્પર્ય પણ એજ છે કે, જો જ્ઞાન મેળવવામાટે પરસ્પર નિરપેક્ષ એવા બે માર્ગ હોય તો-**नान्यःपन्था विद्यतेऽयनाय**-મોક્ષ મેળવવામાટે બીજો માર્ગજ નથી, એ શ્રુતિવચન સાથે વિરોધ આવે; માટે ચિત્તનો નાશ કરવામાટે યોગ અને જ્ઞાન એ બન્ને પરસ્પરથી ભિન્ન સ્વતંત્ર માર્ગ નથી, પણ એકજ માર્ગના બે ક્રમ છે. આ વાતનું પ્રથમ વર્ણન કરેલું છે. વળી બીજું, અહીં ખાસ કરીને યોગનુંજ પ્રકરણ ચાલે છે તો તેમાં તે યોગસાથે સંબંધ નહિ ધરાવનારા બીજા માર્ગનું જે પ્રતિપાદન કરવું તે અસંગત-અઘટિત છે; તેમજ તે બીજા માર્ગને સૂચવનારો કોઈ શબ્દ પણ અહીં મૂળમાં મૂકેલો નથી, કે જેથી તેવું સંભવી શકે. કદાચ અહીં મૂળમાં **વા** શબ્દનો અધ્યાહાર કરીને પણ બીજા માર્ગનું આપણે પ્રતિપાદન કરીએ, પણ તે અસંગતજ છે; કારણ કે અહીં પ્રકરણજ યોગનું ચાલે છે, માટે સિદ્ધ થાય છે કે, યોગ અને જ્ઞાન તે પરસ્પર સંબંધવાળો એકજ માર્ગ છે, પણ પરસ્પરથી ભિન્ન બે માર્ગ નથીજ.

હવે, સર્વ સ્થળે આત્મા એકજ છે, આવા પ્રકારના દર્શનનું ફળ કહે છેઃ—

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥**

**જે યોગી,મને નારાયણને સર્વ સ્થળે જુએ છે તથા મારામાં સર્વને જુએ છે, તે યોગીને કદી પણ મારૂં અદર્શન થતું નથી; તેમ મને પણ તે યોગીનું કદી અદર્શન થતું નથી.[૩૦]**

(૩૦) જે યોગી, પોતાના આત્માને સર્વ જગતમાં જુએ છે તથા સર્વ જગતને પોતાના આત્મામાં જુએ છે, તે યોગીને સાક્ષાત્ થયેલો તે આત્મા, કદી અદર્શનને પામતો નથી-**અર્થાત્** તે યોગીને થયેલું આત્મજ્ઞાન કદી પણ નાશ પામતું નથી; કારણ કે તે યોગીનું મૂળ અજ્ઞાન એક વખતમાંજ સમૂળગું બીજસહિત નાશ પામ્યું છે, તેથી તેને ફરીથી અજ્ઞાનનો ઉદય થવા સંભવજ નથી. હવે અહીં કદાચ અર્જુન શંકા કરે કે, કાર્ય અને કારણમાં અભિમાન ધરાવનારો તથા છીપની અંદર રૂપાની પેઠે પરબ્રહ્મમાં ભ્રાંતિ પામેલો જીવ, જ્યારે તે કાર્યકારણ સમૂહના અભિમાનનો ત્યાગ કરે છે, ત્યારે પોતાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. એ સાક્ષાત્કાર તેનાથી કદી પણ અદૃશ્ય થતો નથી; કારણ કે તેની બુદ્ધિ, તત્ત્વવસ્તુનોજ પક્ષપાત કરનારી થયેલી હોય છે, આ તમારી વાત યોગ્યજ છે; પણ બ્રહ્મની દૃષ્ટિએ તો તે મુક્ત થયેલા જીવનો સમૂળગો નાશ થઇ જાય છે તેનું કેમ? આ શંકાનું સમાધાન કરવામાટેજ ભગવાન કહે છે કેઃ-**स च मे न प्रणश्यति**-તે બ્રહ્મજ્ઞાની યોગી, મારાથી પણ અદૃશ્ય થતો નથી; કારણ કે તે મુક્ત થયેલો જ્ઞાની મારાથી અભિન્ન છે. તારા કહેવા પ્રમાણે મુક્ત

જીવનો બ્રહ્મદૃષ્ટિએ સમૂળગો નાશ કયારે થાય કે, જો જીવ, મારામાં આરોપિત હોય અથવા મારો વિકાર હોય તોજ; પણ તે મુક્ત થયેલો જીવ તો હુંજ છું, જેથી તેનો સમૂળગો નાશ થતોજ નથી. શ્રુતિઓ પણ કહે છે કેઃ-"**तत्त्वमसि**"-તે તું છે. "**अहं ब्रह्मास्मि**"-હું બ્રહ્મ છું. "**अयमात्मा ब्रह्म**"-આ આત્મા તે બ્રહ્મજ છે; માટે અહીં યોગ્યજ કહેલું છે કેઃ-**स च मे न प्रणश्यति**-તે મુક્ત થયેલો જીવ મારી દૃષ્ટિએ પણ નાશ પામતો નથી-અર્થાત્ તે વિદ્વાન મને નારાયણને પરોક્ષ થતો નથી.

સર્વ સ્થળે આત્માની એકતાનું દર્શન કરનાર યોગી તે હુંજ છું; માટે એ યોગીને મોક્ષમાં કોઇ પણ જાતનો પ્રતિબંધ આવતો નથી, એ વાતને કહે છેઃ-

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥**

જીવ અને બ્રહ્મના એકપણાને પામેલો જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને ભજે છે, તે સર્વથા વ્યવહાર કર્યા છતાં મારામાંજ રહેલો છે.[૩૧]

(૩૧) જે યોગી, સર્વનાં ઉપાદાનકારણપણે સર્વ ભૂતોમાં સત્તારૂપે અને સ્ફુરણરૂપે રહેલા મને-પરમાત્માને, જીવ અને બ્રહ્મની એકતાને પામીને નિર્વિકલ્પ સમાધિથી સેવે છે, તે યોગી સમાધિરહિત દશામાં પ્રારબ્ધ કર્મોને લીધે બાધિત પદાર્થોનું પુનઃ અનુસરણ થતાં દેહપ્રત્યે આરૂઢ થઇને સર્વ પ્રકારે એટલે કે યાજ્ઞવલ્કય વગેરેની પેઠે કર્મોનો ત્યાગ કરે વસિષ્ઠ, જનક વગેરેની પેઠે નિષિદ્ધ કર્મોનું આચરણ કરે, ગમે તેમ વર્તે, ગમે તેવો વ્યવહાર કરે, છતાં પણ મારામાંજ વર્તે છે-પણ મારાથી ભ્રષ્ટ થતો નથી-મને વિસરતો નથી, કારણ કે એ યોગીને દેવો તરફથી પણ ભય નથી, એમ શ્રુતિ કહે છે. જેમકેઃ-"**तस्य ह न देवाश्च नाभूत्याईशतआत्मा ह्येषां स भवति**"-દેવો પણ તે બ્રહ્મજ્ઞાની પુરુષને ઐશ્વર્યરહિત કરવામાટે સમર્થ થતા નથી; કારણ કે તે પુરુષ, એ દેવોનો પણ આત્મરૂપજ હોય છે"-અર્થાત્ કહેવાનું એ છે કે, તેવો તત્ત્વજ્ઞાની પુરુષ, ગમે તેમ વર્તે તોપણ પૂર્વની પેઠે પુનઃ સંસારી થતો નથી.

જો કે આત્મજ્ઞાની પુરુષ, નિષિદ્ધ કર્મ કરવાથી પણ બંધાતો નથી, તોપણ સદાચારી યોગી શ્રેષ્ઠ છે. આવા આશયથી કહે છેઃ-

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥**

હે અર્જુન! જે યોગી, પોતાનું દૃષ્ટાંત લઇને સર્વ ભૂતોમાં સુખ કે દુઃખને (પોતાના) સમાન જુએ છે, તે યોગીને વિદ્વાનો શ્રેષ્ઠ માને છે.[૩૨]

(૩૨) આ શ્લોકનો આશય એ છે કે, જે યોગી, "જેમ પોતાને સુખ ઇષ્ટ છે અને દુઃખ અનિષ્ટ છે, તેમ બીજાં પ્રાણીને પણ સુખ ઈષ્ટ હોય અને દુઃખ અનિષ્ટજ હોય"-આવી બુદ્ધિથી બીજાને દુઃખ ન આપે તે અહિંસક યોગીને શાસ્ત્રકારો શ્રેષ્ઠ માને છે.

પૂર્વોક્ત સર્વ સ્થળે બ્રહ્મદર્શન કરવારૂપ સામ્ય યોગને આચરવો અશકય માનીને, એ સિવાયના બીજા કોઇ ઉપાયને જાણવાની ઇચ્છાથી અર્જુન કહે છેઃ-

**॥ अर्जुन उवाच ॥**

**योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।**
**एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिरा**

અર્જુને કહ્યુંઃ-હે મધુસૂદન! તમે જે આ સમભાવરૂપે યોગાનુષ્ઠાન કહ્યું, એની સ્થિતિ મને સ્થિર જોવામાં આવતી નથી; કેમકે મન ચંચળ છે.[૩૩]

(૩૩) હે મધુસૂદન! જે તમે આ સમભાવરૂપે તથા અહિંસાની મુખ્યતાથી સંન્યાસપૂર્વક યોગ કહ્યો તે યોગની સ્થિતિ મને સ્થિર જોવામાં આવતી નથી; કારણ કે તે યોગમાં તો સર્વ વૃત્તિઓનો નિરોધ કરવો પડે છે અને આ તરફથી મન તો ઘણું ચંચળ છે.

મનની ચંચળતાનેજ કહી દેખાડે છેઃ-

**चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ३४॥**

હે કૃષ્ણ! મન ચંચળ છે, બળાત્કારે ઇંદ્રિયોને મથી નાખે તેવું છે, બળવાન છે અને દૃઢ છે, જેથી વાયુનો નિગ્રહ કરવો જેમ અતિ દુષ્કર છે, તેમ મનનો નિગ્રહ કરવો તે પણ મને અતિ દુષ્કર લાગે છે.[૩૪]

"મનનો નિગ્રહ અતિદુષ્કર છે" એ અર્જુનના અભિપ્રાયનો સ્વીકાર કરીને શ્રીભગવાન કહે છેઃ-

॥ श्रीभगवानुवाच ॥

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**[illegible]भ्यासेन तु कौंतेय वैराग्येण गृह्यते ॥३५॥**

શ્રીભગવાને કહ્યું:–હે મહાબાહુ! અવશ્ય એ વાત ખરી છે કે, મન ઘણું ચંચળ છે અને વશ કરવું કઠિન છે; પણ હે કુંતીપુત્ર ! તે મનને અભ્યાસથી અને વૈરાગ્યથી વશ કરી શકાય છે.[૩૫]

(૩૫) હે મહાબાહુ અર્જુન ! મન ઘણું ચંચળ છે,એ વાત ખરી છે તોપણ અભ્યાસ અને વૈરાગ્ય બન્નેના સહયોગથી તે ચંચળ મનને પણ વશ કરી શકાય છે. તેમાં અભ્યાસ એટલે કોઇ ચિત્તની ભૂમિમાં બ્રહ્માકાર એવી અવિચ્છિન્ન ધારાવાળી વૃત્તિ અને વૈરાગ્ય એટલે જોયેલા અને નહિ જોયેલા ભોગોમાં તથા તે ભોગો મેળવવાનાં સાધનોમાં દોષદૃષ્ટિ કરીને જે તૃષ્ણારહિત થવું તે.

જેમ કોઇ ક્યારાઓમાં પાણીને વાળનારો ખેડુત, ક્યારાઓમાં પાણીના ધોરીઆમાં વહેતા જળનો સંચાર કરવામાટે એક ક્યારાના દ્વારને બંધ કરીને બીજાના દ્વારને ખુલ્લું કરે છે, તેમ સાધક યોગી પણ વૈરાગ્યવડે વિષયોરૂપ પાણીના પ્રવાહને બંધ કરે છે; અને અભ્યાસવડે કલ્યાણરૂપ જળપ્રવાહને ખુલ્લો કરે છે, માટે સાધકયોગીને વૈરાગ્ય અને અભ્યાસ એ બન્નેની આવશ્યકતા છે. સૂત્રકાર ભગવાન પતંજલિ પણ કહે છે કે, **अभ्यासवैराग्याभ्यां तन्निरोधः**–અભ્યાસ અને વૈરાગ્યનું સાથેજ અનુષ્ઠાન કરવાથી માનસિક વૃત્તિઓનો નિરોધ થાય છે.

**असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥**

મનને નહિ જિતનાર પુરુષને યોગની પ્રાપ્તિ દુર્લભ છે, પણ મનનો જય કરનાર પુરુષને તે યોગ અભ્યાસ અને વૈરાગ્યરૂપ ઉપાયથી પ્રયત્ન કરતાં પ્રાપ્ત થઇ શકે છે,એમ મારું માનવું છે.[૩૬]

મનને વશ કરવાનું કામ કઠિન હોવાથી યોગસિદ્ધિમાં વિઘ્નને જોતો અર્જુન પ્રશ્ન કરે છે:–

॥ अर्जुन उवाच ॥

**अयतिः श्र[illegible]योपेतो [illegible]ाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसि[illegible] कां गतिं कृष्ण गच्छति ॥**

અર્જુને કહ્યું:–હે કૃષ્ણ ! કર્મયોગથી ચલાયમાન થયેલા મનવાળો સંન્યાસી, શ્રદ્ધાવાન હોય છતાં વૈરાગ્ય આદિની ન્યૂનતાને લીધે અલ્પ પ્રયત્નવાળો થઇને યોગસિદ્ધિને પામ્યાવિના જો મરી જાય તો કયી ગતિ પામે છે?[૩૭]

(૩૭) હે કૃષ્ણ ! કર્મયોગથી ચલિત થયેલા મનવાળો એટલે જેણે કર્મોનો ત્યાગ કર્યો છે તેવો સંન્યાસી, શ્રદ્ધાયુક્ત થઈને યોગમાર્ગમાં દાખલ થયો હોય, તોપણ આયુષ્યની અથવા તો વૈરાગ્યની ન્યૂનતાને લીધે અલ્પ પ્રયત્નવાળો થઇને જો કદાચ અધવચમાંથીજ યોગના ફળરૂપ સમ્યગ્દર્શનને પામ્યાવિના મરી જાય તો તે કયી ગતિ પામે?

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥**

હે મહાબાહુ શ્રીકૃષ્ણ! શું તે યોગી ઉભયથી ભ્રષ્ટ થઇને વચમાંથી તૂટી ગયેલા વાદળની પેઠે નાશ તો ન પામે ? કારણ કે તે યોગી, આશ્રયરહિત થયેલો હોય છે તથા બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં મૂઢ થયેલો હોય છે.[૩૮]

(૩૮) કર્મમાર્ગ અને યોગમાર્ગ એમ ઉભય માર્ગથી ભ્રષ્ટ થયેલો તે યોગી, તૂટી ગયેલું વાદળ જેમ આગળના અને પાછળના મેઘમંડળને ન પામતાં વચમાંજ નાશ પામે છે, તેમ નાશને તો નહિ પામતો હોય ? કારણ કે તે યોગી, આશ્રયવિનાનો તથા બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં મૂઢ થયેલો હોય છે.

**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ॥**
**त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥३९॥**

આ મારા સંશયને સંપૂર્ણ રીતે દૂર કરવાને તમે યોગ્ય છો; કારણકે હે કૃષ્ણ ! તમારાવિના બીજો કોઈપણ આ મારા સંશયનો નાશ કરનાર મળે તેમ નથી.[૩૯]

ભગવાન અર્જુનના એ પ્રશ્નનો ઉત્તર કહે છે:–

॥ श्रीभगवा[illegible]वाच ॥

**पार्थ नैवेह नामुत्र विना[illegible]स्तस्य विद्यते ।**
**नहि कल्याण[illegible]त्कश्चिद् दुर्गतिं तात [illegible]च्छति ॥**

શ્રીભગવાને કહ્યું:–હે પાર્થ ! તે યોગભ્રષ્ટ મુનિનો આ લોકમાં (નીચયોનિની પ્રાપ્તિરૂપ) નાશ થતો નથી,તેમ પરલોકમાં (નરકની પ્રાપ્તિરૂપ)નાશ

પણ થતો નથી; કારણકે હે તાત ! શુભ કૃત્યને કરનારો કોઇપણ મનુષ્ય દુર્ગતિને પામતોજ નથી.

પરંતુ તેવા પુરુષની આ લોકમાં તથા પરલોકમાં ઉલટી મોટાઇજ છે, એ વાતને કહે છેઃ–

**प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥**

તે યોગભ્રષ્ટ થયેલો મુનિ, અશ્વમેધ આદિ પુણ્યકર્મને કરનારા પુરુષોને જે લોક પ્રાપ્ત થાય છે, તે લોકમાં જઇને ત્યાં ઘણાં વર્ષોસુધી રહી, પછીથી પુણ્યનો ક્ષય થતાં પવિત્ર શ્રીમંતોને ઘેર જન્મે છે.[૪૧]

(૪૧) યોગભ્રષ્ટ થયેલો પુરુષ, પુણ્યશાળી લોકોને જે લોક મળે છે, તે લોકને પ્રાપ્ત થાય છે અને ત્યાં શાશ્વત વર્ષોસુધી રહે છે; પરંતુ તે યોગભ્રષ્ટ મુનિ, જો રાગી હોય અથવા અલ્પ સમયસુધીનોજ યોગાભ્યાસી હોય તો પોતાનાં પુણ્યનો ક્ષય થયા પછી પાછો શ્રીમંતોને ઘેર જન્મે છે. હવે કદાચ અહીં કોઇ શંકા કરે કે, શ્રીમંત મનુષ્યનો તો હમેશાં નરકમાંજ વાસ થાય છે, તો તે યોગી તેવાને ત્યાં કેમ જન્મે છે? આ શંકાના સમાધાનમાટેજ મૂળમાં શ્રીમંતોને **શુચીનામ્** એવું વિશેષણ આપેલું છે–અર્થાત્ પવિત્ર શ્રીમંતો પોતાની લક્ષ્મીનો શુભ કાર્યોમાંજ ઉપયોગ કરે છે, જેથી તેઓ બીજા શ્રીમંતોના કરતાં અતિ ઉત્તમ સ્થાનને પ્રાપ્ત કરે છે.

પરંતુ તે યોગભ્રષ્ટ મુનિ જો વિરક્ત હોય અથવા દીર્ઘકાળસુધીનો યોગાભ્યાસી હોય તો તેને જે ગતિ પ્રાપ્ત થાય છે, તે કહે છેઃ–

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥**

અથવા તો તે યોગભ્રષ્ટ થયેલો મુનિ, બુદ્ધિમાન યોગીઓના કુળમાંજ જન્મે છે. આવા પ્રકારનો આ યોગીઓના કુળમાં જે જન્મ તે લોકમાં અતિ દુર્લભ છે.[૪૨]

**तत्र तं बु[illegible]संयोगं लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥४३॥**

તે પવિત્ર શ્રીમંતોને ઘેર જન્મીને અથવા યોગીઓનાં કુળમાં જન્મીને તે યોગભ્રષ્ટ મુનિ, પોતાના પૂર્વશરીરના બુદ્ધિસંયોગને પ્રાપ્ત થાય છે અને પછીથી હે કુરુપુત્ર ! અધિક યોગસિદ્ધિને માટે પ્રયત્ન કરે છે.[૪૩]

(૪૩) તે બન્ને પ્રકારના જન્મમાં તે યોગભ્રષ્ટ મુનિ, પોતાના પૂર્વના દેહમાં પ્રાપ્ત થયેલા બુદ્ધિસંયોગને પામે છે–અર્થાત્ જેટલી યોગભૂમિ પૂર્વજન્મની અંદર જિતી હોય અને જેટલો બુદ્ધિનો લાભ તે જન્મમાં થયો હોય તેટલાજ બુદ્ધિસંયોગને પૂર્વના અભ્યાસથી આ જન્મમાં અલ્પ અભ્યાસવડેજ પામે છે અને પછી તેથી પણ વધારે સિદ્ધિ મેળવવામાટે એટલે તે જિતેલી ભૂમિકાથી ઉપર રહેલી ભૂમિકાના લાભને માટે પ્રયત્ન કરે છે.

પણ તે ભ્રષ્ટમુનિ, શિક્ષણ પામ્યાવિના ક્યાંથી યત્ન કરે ? આનો ઉત્તર કહે છે.

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।**
**जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥**

પરાધીન એવો પણ તે યોગભ્રષ્ટ મુનિ, તે પોતાના પૂર્વ જન્મના અભ્યાસવડેજ યોગમાર્ગ તરફ આકર્ષાય છે; કારણકે યોગનાં માત્ર જ્ઞાનનેજ ઇચ્છતો એવો પણ પુરુષ, કર્મકાંડમય વેદનું પણ ઉલ્લંઘન કરે છે.[૪૪]

(૪૪) તે યોગભ્રષ્ટ મુનિ, પ્રહ્લાદ આદિની પેઠે પિતા વગેરે વડીલોવડે અવળે માર્ગે લઇ જવાતો હોય તોપણ તે પોતાના પૂર્વજન્મના અભ્યાસવડે જ બળાત્કારે પણ યોગમાંજ તત્પર થાય છે કારણ કે, જે પુરુષ યોગનાં કેવળ જ્ઞાનમાત્રનેજ ઇચ્છનારો હોય છે તે કર્મકાંડમય વેદનું પણ ઉલ્લંઘન કરીને વર્તે છે તોપછી પિતા વગેરેની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને વર્તે એમાં શી નવાઈ છે. અર્થાત્ તે યોગભ્રષ્ટ મુનિના પૂર્વજન્મના અભ્યાસનું બળ તો પિતા વગેરેના મહાન્ પ્રયત્નને પણ વૃથા કરે છે.

એ પ્રમાણે યોગભ્રષ્ટ મુનિની ગતિ કહીને, હવે વિષયોથી ખેંચાતાં છતાં પ્રયત્નપૂર્વક યોગનોજ અભ્યાસ કરનાર પુરુષ, અધવચમાં કદાચ મરી જાય તો તેની કયી ગતિ થાય છે, તે વાતને કહે છેઃ–

**प्रयत्नाद्यतमानस्तु योगी[illegible] [illegible]किल्बिषः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५॥**

ઉત્તમ અભ્યાસથી યત્ન કરતો પુરુષ

યોગથી પાપરહિત થાય છે અને પછીથી અનેક જન્મોવડે યોગસિદ્ધિવાળો થઈને પરમ ગતિને પામે છે.[૪૫]

(૪૫) વાયુના નિરોધ આદિરૂપ મહાન યત્નથી એટલે હઠયોગથી અને ખેચરી આદિ જૂદી જૂદી મુદ્રાઓના અભ્યાસથી જે પુરુષ ઉત્તમ યત્ન કરે છે, તે પુરુષ પણ પાપરહિત થાય છે. મનુ ભગવાન કહે છે:–"**प्राणायामैर्दहेदेनः** –પ્રાણાયામોવડે પાપને બાળી નાખવું." કહેવાનો આશય એ છે કે, સર્વ હઠયોગો પાપની નિવૃત્તિ કરવામાંજ ઉપયોગી છે; પણ તત્ત્વવસ્તુનો સાક્ષાત્કાર કરવામાં સાક્ષાત્ સાધનરૂપ નથી.

એ રીતે હઠયોગદ્વારા પાપરહિત થયેલો તે યોગી, અનેક જન્મોવડે યોગસિદ્ધિને પ્રાપ્ત કરીને પરમ ગતિ–મોક્ષને પામે છે. ( આ શ્લોકના વ્યાખ્યાનથી "**चक्षुश्चैवांतरे भ्रुवोः**" એ પાંચમા અધ્યાયના અંતમાં દર્શાવેલા ચરણનું અહીં વ્યાખ્યાન થયેલું છે, એમ સમજવું.)

હવે યોગીનાં વખાણ કરે છે:-

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः । कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

હે અર્જુન ! યોગીને તપસ્વીઓ કરતાં પણ અધિક માનેલો છે, જ્ઞાનીઓ કરતાં પણ અધિક માનેલો છે તથા કર્મઠો કરતાં પણ અધિક માનેલો છે; માટે તું યોગી થા.[૪૬]

(૪૬) હે અર્જુન! કૃચ્છ્રચાંદ્રાયણ, માસોપવાસ આદિ તપને કરનારા પુરુષોના કરતાં પણ યોગી અધિક મનાય છે, શાસ્ત્રોસંબંધી પંડિતાઇ ધરાવનારા જ્ઞાનીઓના કરતાં પણ યોગી અધિક મનાય છે અને અગ્નિહોત્ર આદિ કર્મોનું અનુષ્ઠાન કરનારા કર્મઠોના કરતાં પણ યોગી અધિક મનાય છે. એ પ્રમાણે સર્વના કરતાં યોગીનેજ અધિક માનેલો છે, માટે તું પણ યોગી થા.

એ પ્રમાણે કર્મનું જેમાં પ્રાધાન્ય છે, એવા **त्वं** પદના અર્થનું વિવેચન અહીં સમાપ્ત થાય છે. હવે પછી ઉપાસનાનું જેમાં પ્રાધાન્ય છે એવા **तत्** પદના અર્થનું નિરૂપણ કરવાની ઇચ્છાથી ભગવાન શ્રીકૃષ્ણ, "ઉપાસના મહાફળને આપનારી છે" એમ કહેવાને તેનાં વખાણ કરે છે.

**योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना । श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥**

સર્વ યોગીઓમાં પણ જે યોગી મારામાં મન રાખીને શ્રદ્ધાયુક્ત થઇ મારૂં ભજન કરે છે તે મહાયોગી છે,એવો મારો મત છે. (અથવા તે યોગીને મેં મારો પોતાનો માનેલો છે.)[૪૭]

(૪૭) "**दैवमेवापरे यज्ञम्**"–ઇત્યાદિ ચોથા અધ્યાયમાં કહેલા બાર યોગોનું આચરણ કરનારા તે બારેય પ્રકારના યોગીઓમાં જે યોગી મારામાં–વાસુદેવમાં ચિત્તને અર્પણ કરીને તથા શ્રદ્ધાયુક્ત થઇને મારૂં ભજન કરે છે, તે યોગી મારો અતિશય શ્લાઘ્યભક્ત મનાયેલો છે, માટે તું પણ મારો ભક્ત થા."

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "અધ્યાત્મયોગ" એ વિષયનો અધ્યાય ૩૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૧ મો

## ઉપાસનાકાંડ-જ્ઞાનયોગ

પૂર્વના અધ્યાયના અંતમાં–**यो मां भजते स मे युक्ततमो मतः**–જે પુરુષ મારૂં ભજન કરે છે તેને હું મહાયોગી માનું છું–એ પ્રમાણે કહ્યું, ત્યારે હવે અર્જુન શંકા કરે છે કે, તે તમારૂં ભજન કેવું છે ? શું પૂર્વોક્ત નિષ્કામ કર્મયોગની અપેક્ષાએ વિલક્ષણ છે ? અને કયા ગુણથી તે તમારૂં ભજન કરનાર યોગી પૂર્વોક્ત યોગની અપેક્ષાએ મહાયોગીતરીકે છે ? આ અર્જુનની શંકા સમાધાન કરતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે:–

**॥ श्रीभगवानुवाच ॥**

**मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः । असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥**

શ્રીભગવાને કહ્યું:–હે પાર્થ ! મારામાં મનને આસક્ત કરી તથા મારોજ આશ્રય કરી યોગાનુષ્ઠાન કરતો તું,જે પ્રમાણે મને નિઃસંશય સમગ્ર રીતે જાણીશ, તે હું તને કહું છું; સાંભળ.[૧]

(૧) હે પાર્થ ! રાજાનો આશ્રિત થયેલો કોઇ પુરુષ ધન, માન વગેરેમાં આસક્ત મનવાળો થાય છે; પણ આ મારો ભક્ત તો મારો

આશ્રય કરીને પરમ પુરુષાર્થરૂપ મનેજ પ્રાપ્ત થવાને ઇચ્છે છે; માટે તું એવા પ્રકારનો મારો ભક્ત થઇને સમાધિનું અનુષ્ઠાન કરીને જે પ્રકારે મને જાણીશ તે પ્રકારને તું સાંભળ. (અહીં મૂળમાં **असंशयं** અને **समग्रं** એવાં બે પદો મૂકીને એમ જણાવવા માગે છે કે, યોગીને **त्वं** પદાર્થનો વિવેક કરતી વખતે પણ સર્વજ્ઞપણું તો હોયજ છે. આ વાતને **सर्वभूतस्थमात्मानम्**–ઇત્યાદિ વચનોથી કહેલીજ છે; તોપણ "પોતાનાથી બીજો કોઇ ઇશ્વર છે કે નહિ" એ પ્રમાણે, પાતંજલ અને સાંખ્યદર્શનીઓના સેશ્વરવાદના મતભેદથી તથા નૈયાયિક અને મીમાંસકોના નિરીશ્વરવાદના મતભેદથી સંશય થવાનો સંભવ રહે છે; અને મૂળકારણના અજ્ઞાનથી તે **त्वं** પદાર્થના વિવેક કરનારા યોગીને સંપૂર્ણ સર્વજ્ઞપણું હોતું નથી. આવા અભિપ્રાયને જણાવવામાટે એ બે પદો મૂળમાં મૂકીને ભગવાન કહે છે–) જે પ્રકારે તું **तत्** પદના અર્થરૂપ મને–ઇશ્વરને નિઃસંશયપણે સમગ્ર રીતે જાણીશ, તે પ્રકારને તું સાંભળ. અહીં, હવે પછીથી કહેવામાં આવતી રીતિપ્રમાણે "આ સર્વ વાસુદેવાત્મક બ્રહ્મજ છે" એ પ્રકારના ભજનમાં વિલક્ષણતા અને કારણના જ્ઞાતાતરીકેની આ યોગીમાં પૂર્વોક્ત યોગીઓના કરતાં અધિકતા રહેલી છે, આવો ભાવ રહેલો છે.

એ વાતનેજ કહે છેઃ—

**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।**
**यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥**

હું તને વિજ્ઞાનસહિત આ સંપૂર્ણ જ્ઞાન કહીશ કે જેને જાણીને ફરીથી આ જગતમાં બીજું જાણવાનું બાકી રહેતું નથી.[2]

(૨) અહીં જ્ઞાન શબ્દનો અર્થ "શુદ્ધ પ્રજ્ઞાનઘન બ્રહ્મ એવો થાય છે; કારણ કે "**सत्यं ज्ञानमनंतं ब्रह्म**–" બ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંત છે." "**विज्ञानमानंदं ब्रह्म**–બ્રહ્મ, વિજ્ઞાન અને આનંદ સ્વરૂપ છે." ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મને જ્ઞાન શબ્દના પર્યાયતરીકે વર્ણવેલ છે. ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છેઃ– હે અર્જુન ! તે જ્ઞાન શબ્દથી કહેવાતા બ્રહ્મને હું તને સાધનસમુદાયસહિત કહીશ. કદાચ તું અહીં શંકા કરીશ કે, વચનમાત્રથી ઉત્પન્ન થનારા પરોક્ષ જ્ઞાનથી મને શો લાભ થવાનો છે? કારણ કે શબ્દ, પોતાના વિષયમાં પરોક્ષ જ્ઞાનનેજ ઉત્પન્ન કરનારો છે. એવો નિયમ હોવાથી મને પરોક્ષ જ્ઞાન, શું ફળ આપનાર થશે? પણ આ શંકા તારે કરવા જેવી નથી; કારણ કે હું તને જે જ્ઞાન કહેવાનો છું, તે જ્ઞાન અનુભવસહિત છે; તેમજ શબ્દથી અપરોક્ષ જ્ઞાનની પણ ઉત્પત્તિ થતી જોવામાં આવે છે. દાખલાતરીકે, કોઇ સ્થળે સાથે બેઠેલા દશ પુરુષોમાંથી એક જણે બધાની ગણત્રી કરતાં તેને નવ જણા માલૂમ પડ્યા. ત્યારે તેઓ સર્વે આશ્ચર્ય પામ્યા કે, આપણામાંથી એક ઓછો કેમ થયો? એટલે વળી પણ દરેક જણાએ વારાફરતી ઉભા થઇ થઇને ગણત્રી કરી જોઇ પણ બધાને નવના નવજ જણાયા; એટલામાં ત્યાં કોઈ ડાહ્યો માણસ આવી પહોંચ્યો અને તેણે તેઓને આશ્ચર્ય પામેલા જોઇ કારણ પૂછ્યું. ત્યારે તેઓએ પોતાની હકીકત જણાવી. તે પછી તે સમજુ માણસે તેઓમાંના એકને કહ્યું કે, તું બધાને ફરીથી ગણી જા, એટલે તેણે ફરી બધાને ગણ્યા. તોએ નવના નવજ થયા; એટલે તે ગણત્રી કરનારો બોલ્યો કે, જુઓ ભાઇ ! આમ અમારામાંથી એક દશમો માણસ ઓછો થયો છે. એ સાંભળી પેલો ડાહ્યો માણસ બોલ્યો કેઃ–"**दशमस्त्वमसि**–અલ્યા, દશમો તો તુંજ છે." આ સાંભળી સર્વને જ્ઞાન થયું કે, આપણે દશના દશજ છીએ. અહીં **दशमस्त्वमसि**–એ શબ્દવચનથી અપરોક્ષ જ્ઞાન થયેલું જોવામાં આવેજ છે.

માટે હું તને અનુભવસહિત જ્ઞાન કહીશ.

(અહીં ભગવાન શ્રીકૃષ્ણ, "**कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं स्यात्**–હે ભગવન્ ! કોનું જ્ઞાન કરવાથી આ સર્વનું જ્ઞાન થઈ જાય?" એ શ્રુતિમાં દર્શાવેલી એકના જ્ઞાનથી સર્વના જ્ઞાનની પ્રતિજ્ઞાનું વર્ણન કરે છે–) જે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન કરીને ફરીથી આ જગતમાં બીજું જાણવાનું બાકી રહેતું નથી– અર્થાત્ જગતના કારણરૂપ, સર્વના અધિષ્ઠાન અને જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મનું જ્ઞાન થતાં સંશયોનો નાશ થઇ જાય છે અને સર્વ વસ્તુ પોતાના આત્મારૂપેજ જણાતી હોવાથી તે પુરુષને પછીથી બીજી જાણવાલાયક વસ્તુ બાકી રહેતી નથી.

એ જ્ઞાન ઘણું દુર્લભ છે, એમ કહીને ભગવાન તે જ્ઞાનની સ્તુતિ કરે છેઃ-

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

હજારો મનુષ્યોમાં કોઇ એકજ સિદ્ધિને માટે યત્ન કરે છે અને યત્ન કરનારા સિદ્ધ મનુષ્યોમાં પણ કોઈકજ મને તત્ત્વથી જાણે છે.[3]

એ પ્રમાણે એકનું વિજ્ઞાન થયાથી સર્વનું વિજ્ઞાન થઇ જાય છે, એમ પ્રથમ પ્રતિજ્ઞા કરીને હવે તે એકના વિજ્ઞાનની સિદ્ધિને માટે "આ સર્વ દશ્યમાન જડચેતનપ્રપંચ, જ્ઞાનસ્વરૂપ બ્રહ્મથીજ ઉત્પન્ન થયેલ છે" એ વાતને ત્રણ શ્લોકથી કહે છેઃ—

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मेऽभिन्ना प्रकृतिरष्टधा ॥४॥**

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર—આ આઠ પ્રકારની પ્રકૃતિ મારાથી અભિન્ન છે.[4]

(૪) (અહીં પૃથ્વી વગેરે પદોથી સ્થૂલભૂતોનું ગ્રહણ કરવાનું નથી; પરંતુ તેના કારણરૂપ તન્માત્રાઓનુંજ ગ્રહણ કરવાનું છે.) પૃથ્વી એટલે ગંધતન્માત્રા, જળ એટલે રસતન્માત્રા, અગ્નિ એટલે રૂપતન્માત્રા, વાયુ એટલે સ્પર્શતન્માત્રા, આકાશ એટલે શબ્દતન્માત્રા, મન એટલે તેના કારણરૂપ અહંકાર, બુદ્ધિ એટલે સમષ્ટિબુદ્ધિ—મહત્તત્ત્વ અને અહંકાર એટલે મૂળપ્રકૃતિ—અવ્યક્ત, આ આઠ પ્રકારની પ્રકૃતિ, છીપના ટુકડામાં ભ્રાંતિથી દેખાયલું રૂપું જેમ તે છીપના ટુકડાથી ભિન્ન સિદ્ધ નથી, પણ અપૃથક્ સિદ્ધ—અભિન્ન છે, તેમ મારાથી અપૃથક્ સિદ્ધ—અભિન્ન છે. આ આઠેય પ્રકારની પ્રકૃતિ જડ પ્રપંચના ઉપાદાનકારણરૂપ છે.

અથવા અહીં, પાંચ તન્માત્રાઓ, અવ્યક્ત, મહત્તત્ત્વ અને અહંકાર—એમ આઠ પ્રકારની પ્રકૃતિ સાંખ્યના મત પ્રમાણેજ લેવી, તેવો કંઈ નિયમ નથી; કારણ કે **"मनसा ह्येव पश्यति"** આ પુરુષ, મનથીજ જુએ છે. **"मनसा शृणोति"** આ પુરુષ મનવડે સાંભળે છે—ઈત્યાદિ શ્રુતિઓમાં મનને પણ એક ઇંદ્રિયતરીકે તથા પ્રકૃતિતરીકે વર્ણવેલું છે; માટે ભલે નવ પ્રકારની પ્રકૃતિ થાય તેમાં કંઈ દોષ નથીજ. એ પ્રમાણે નવ પ્રકારની પ્રકૃતિ માનીને આ શ્લોકની આ પ્રમાણે યોજના કરવીઃ— મારાથી અભિન્ન આ અવ્યાકૃતા નામની પ્રકૃતિ, પૃથ્વી વગેરેના ભેદથી આઠ પ્રકારની છે.

અહીં મૂળપ્રકૃતિ અવ્યક્તનો પણ પૃથ્વી આદિની સાથે પાઠ કરેલો છે; માટે જણાય છે કે, મૂળપ્રકૃતિ પણ ઉત્પન્ન થનારી છે, નહિ કે સાંખ્યમતની પેઠે મૂળપ્રકૃતિ સ્વયં છે. સ્મૃતિ પણ કહે છેઃ— "**तस्मादव्यक्तमुत्पन्नं त्रिगुणं द्विजसत्तम**—હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તે પુરુષથી ત્રિગુણાત્મિકા મૂળપ્રકૃતિ ઉત્પન્ન થઇ. વળી—" **अव्यक्तं पुरुषे ब्रह्मन् निष्कले प्रविलीयते**—તે અવ્યક્ત—મૂળપ્રકૃતિ, હે બ્રહ્મન્ ! નિરવયવ પુરુષવિષે લય પામે છે." આ સ્મૃતિઓ તે મૂળપ્રકૃતિને પણ ઉત્પત્તિ અને લયવાળી કહે છે.

એ પ્રમાણે ક્ષેત્રાત્મક પ્રકૃતિને કહીને હવે ક્ષેત્રજ્ઞાત્મક પ્રકૃતિને કહી દેખાડે છેઃ-

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥**

હે મહાબાહુ અર્જુન ! એ પૂર્વોક્ત પ્રકૃતિ, અપરા—અશ્રેષ્ઠ પ્રકૃતિ છે, પણ એ સિવાયની બીજી જીવરૂપ પરા—શ્રેષ્ઠ પ્રકૃતિ છે, તેને તું મારી પાસેથી જાણી લે, કે જે પ્રકૃતિવડે આ જગત ધારણ કરાય છે.[5]

(૫) હે મહાબાહુ અર્જુન ! મેં હમણાં તને જે પ્રકૃતિ કહી, તે પ્રકૃતિ જડ હોવાથી અપરા છે—એટલે કે તે પ્રકૃતિ શ્રેષ્ઠ નથી; પરંતુ એ જડ પ્રકૃતિથી વિલક્ષણ એક બીજી પ્રકૃતિ પણ છે, કે જે પ્રકૃતિ ચેતન છે અને મારાથી અભિન્ન છે; માટે તે પરા પ્રકૃતિ—શ્રેષ્ઠ—ઉત્તમ પ્રકૃતિ કહેવાય છે. વળી તે પ્રકૃતિ મારા સંબંધીજ છે અને સર્વના પ્રાણોને ધારી રાખવામાં કારણરૂપ તથા જીવરૂપ છે. તે પ્રકૃતિનું નામ ક્ષેત્રજ્ઞ છે, એમ તારે સમજવું, કે જે ક્ષેત્રજ્ઞ પ્રકૃતિ, અંદર દાખલ થઇને સ્થાવરજંગમ શરીરરૂપ જગતને ધારણ કરી રાખે છે.

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥**

એ પૂર્વોક્ત બન્ને પ્રકારની ક્ષેત્રક્ષેત્રજ્ઞમય પ્રકૃતિ, આ સર્વ જડચેતન ભૂતોનું ઉત્પત્તિસ્થાન છે, એમ તારે સારી રીતે સમજવું; તેમજ હુંજ સર્વ જગતનો ઉત્પાદક અને સંહારક છું, એમ

સમજજે.[૬]

(૬) એ પૂર્વોક્ત પરા અને અપરા અથવા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપ જડચેતન બન્ને પ્રકૃતિ, જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજ્જ–એ ચારેય પ્રકારનાં ભૂતોનું ઉત્પત્તિ અને લયનું સ્થાન છે, એમ તારે સારી રીતે સમજવું. અહીં કોઇને શંકા થાય કે, એ બન્ને પ્રકૃતિઓ પાતંજલ મતમાં જણાવ્યાપ્રમાણે શું ઈશ્વરથી જૂદી છે? આ શંકાનું સમાધાન કરવામાટેજ કહે છે કે, એ બન્ને પ્રકૃતિઓ મારાથી અભિન્ન છે અને તેજ કારણથી આ સમગ્ર પોતપોતાની પ્રકૃતિસહિત જડચેતન જગતનું ઉત્પત્તિકારણ તથા પ્રલયસ્થાન હુંજ છું. આવા હેતુથીજ આ બન્ને પ્રકૃતિઓ મારાથી અધિક થઇ શકતી નથી.

એ રીતે એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે, એ ચાલુ વાતને, પોતાને જગતના ઉપાદાનકારણતરીકે જણાવીને સિદ્ધ કરી દેખાડી; પણ તે રીતે કહેવાથી પોતાના નિર્વિકારપણામાં દોષ આવી પડયો, માટે હવે તે કહે છે:–

**मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥**

હે ધનંજય! મારાથી બીજું કોઇપણ કારણ જગતની ઉત્પત્તિ વગેરેમાં વિદ્યમાન નથી.જેમ દોરામાં મણકાઓ પરોવાયલા હોય છે, તેમ મારામાં આ સર્વ જગત પરોવાયલું છે.[૭]

(૭) માટી વગેરે કારણથી ઘટ વગેરે પદાર્થો પર છે–ભિન્ન છે, એમ વ્યવહારમાં તે બન્નેનો એટલે માટીનો અને ઘડાનો પરસ્પર ભેદ હોય તેવો અનુભવ થાય છે. તેમ વળી માટીથી ગાય, ઘોડો વગેરે પદાર્થો અત્યંત પર છે; કારણ કે તે પદાર્થોમાં માટી, ઉપાદાનકારણરૂપે નથી. એ પ્રમાણે હે ધનંજય! બ્રહ્મથી અતિ પર એવી કોઇ પણ વસ્તુ છેજ નહિ–અર્થાત્ બ્રહ્મ જેનું ઉપાદાનકારણ ન હોય તેવી જગતમાં કોઈપણ વસ્તુ નથી. (એ રીતે પ્રપંચમાં બ્રહ્મનો અવ્યતિરેક દર્શાવીને હવે બ્રહ્મની અંદર પ્રપંચનો વ્યતિરેક છે, એમ દૃષ્ટાંતપૂર્વક કહે છે.) દોરાની પેઠે સદ્રૂપે અને સ્ફુરણરૂપે સર્વ સ્થળે પરોવાયેલા મારાવિષે આ સર્વ દશ્યમાન પ્રપંચ મણકાઓની પેઠે પરસ્પર અલગ અલગ રહીને પરોવાયલું છે–અર્થાત્ તે કારણથી **व्यावृत्तेभ्यः अनुवृत्त भिन्नम्**–પરસ્પર વ્યાવૃત્ત–છૂટી–અલગ વસ્તુઓમાં પરોવાઇને રહેલી વસ્તુ, તે અલગ વસ્તુઓથી ભિન્ન હોય છે." એ ન્યાય પ્રમાણે હું પ્રપંચથી પર છું, જેથી મારામાં વિકારીપણું નથી.

હવે અર્જુન શંકા કરે છે કે, એ પ્રમાણે જો પ્રપંચથી પરમાત્મા પર છે, તો પછી પ્રપંચનો એને પરમાત્માનો, માળામાં રહેલા મણકાઓ અને દોરાની પેઠે, પરસ્પર ઉપાદાન–ઉપાદેય ભાવ થશે નહિ; કારણ કે જે ઉપાદાન હોય તે પરોવાયલું ન હોય તેમ ઘટેજ નહિ; કારણ કે માટી ઘડાનું ઉપાદાનકારણ છે, તો ઘડામાં પરોવાઇને રહેલી પણ છે; પણ તમારા કહેવા પ્રમાણે જે ઉપાદાનકારણ હોય અને પરોવાયલું ન હોય તેવું કોઇ સ્થળે પણ જોવામાં આવતું નથી. આ શંકાનું સમાધાન કરવામાટે, "આ દશ્યમાન પ્રપંચ સ્વપ્ન, માયા, ઇંદ્રજાળ અને દોરીમાં દેખાતા સર્પના જેવો છે." એમ સિદ્ધ કરીને, "ઉપાદાન અને નહિ પરોવાયલું એ બંને વિરુદ્ધ નથી" એમ જો હું ઉપદેશ કરીશ તો આ અર્જુન અકસ્માત્ ઉદ્વેગ પામશે. આવો વિચાર કરીને બીજાં દૃષ્ટાંતોવડેજ ચૈતન્ય અને જડની અનુવૃત્તિને અને વ્યાવૃત્તિને ભગવાન દર્શાવે છે:—

**रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥**

હે કુંતીપુત્ર! જળની અંદર હું રસ છું, ચંદ્રસૂર્યમાં હું પ્રકાશ છું, સર્વ વેદોમાં ॐકાર છું, આકાશમાં શબ્દ છું અને પુરુષોમાં પુરુષત્વરૂપે છું.[૮]

(૮) હે કુંતીપુત્ર અર્જુન! જેથી રસ, જળની અંદર એક પરમાણુનો પણ ત્યાગ કર્યાવિના પરોવાઇ રહેલો દેખાય છે, તેથી રસરૂપ એવા મારાવિષે જળ પરોવાઇને રહેલું છે. એ પ્રમાણે કાંતિ સૂર્યચંદ્રના એક પણ પરમાણુનો ત્યાગ કર્યાવિના તેઓમાં પરોવાઇને રહેલી છે; માટે કાંતિરૂપ જે હું તેને વિષે સૂર્યચંદ્ર પરોવાઇને રહેલા છે, તેમજ ॐકાર સર્વ વેદોમાં પરોવાઇને રહેલો છે; માટે ॐકારરૂપ મારાવિષે સર્વ વેદો પરોવાઇને રહેલા છે. શ્રુતિ પણ કહે છે:–**शंकुना सर्वाणि पर्णानि संतृण्णानि एवमोङ्कारेण सर्वा वाक् संतृण्णा**–જેમ શંકુવડે સર્વ પાંદડાં સંધાયલાં હોય છે, તેમ

ૐકારવડે સર્વ વાણી ગુંથાયલી છે." આ શ્રુતિ ૐકારને વાણીમાત્રમાં પરોવાયલો કહે છે. એ પ્રમાણે આકાશમાં શબ્દ સારરૂપ છે અને તે શબ્દરૂપ મારાવિષે આકાશ પરોવાયલું છે. સર્વ પુરુષોની અંદર શૌર્ય, ધૈર્ય આદિરૂપ પુરુષત્વ સારરૂપ છે અને તે પુરુષત્વરૂપ મારાવિષે સર્વ પુરુષો પરોવાઇને રહેલા છે. આ પ્રમાણેજ આગળ જણાવાતા સર્વ પદાર્થોમાં જોઈ લેવું.

**पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥**

પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું, અગ્નિમાં હું તેજ છું, સર્વ પ્રાણીઓમાં હું જીવનરૂપ છું અને તપસ્વિઓમાં હું તપરૂપે છું.૯

(૯) ગંધ, પૃથ્વીના એક પણ પરમાણુનો ત્યાગ કર્યાવિના પરોવાઇને રહેલો દેખાય છે, તેથી પવિત્ર ગંધરૂપ મારાવિષે પૃથ્વી પરોવાઇને રહેલી છે. (અહીં તથા પૂર્વના શ્લોકમાં ગંધ, રસ આદિ પદાર્થો જે પવિત્ર છે, તેજ પરમાત્મારૂપે છે એમ સમજવું;કારણકે જેટલા અપવિત્ર પદાર્થો છે તેઓ બધા માત્ર અવિદ્યાનાજ વિલાસરૂપ છે.)તેમજ તેજ અગ્નિના એકપણ પરમાણુનો ત્યાગ કર્યાવિના તેમાં પરોવાઇને રહેલું દેખાય છે, તેથી તેજરૂપ મારાવિષે અગ્નિ પરોવાઇને રહેલો છે. (આ શ્લોકમાં જીવન શબ્દવડે અન્ન લેવાનું છે.) અન્નરૂપ મારાવિષે સર્વ ભૂતો પરોવાઇને રહેલાં છે. (કેટલાએક અહીં જીવન શબ્દનો આયુષ્ય એવો અર્થ પણ કરે છે.) તપસ્વીઓમાં પરોવાઇને રહેલા તપ-એટલે ધર્મરૂપ મારાવિષે તપસ્વીઓ પરોવાઇને રહેલા છે.

**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।**
**बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥**

હે પાર્થ ! મને તું સર્વ ભૂતોના સનાતન કારણતરીકે જાણજે; તેમજ બુદ્ધિમાનોની જે બુદ્ધિ તે હું છું. તેજસ્વી પુરુષોના તેજરૂપ પણ હુંજ છું.૧૦

(૧૦) હે પાર્થ ! જેમ કુંડલાદિ પદાર્થો સુવર્ણની અંદર પરોવાઇને રહેલા છે, તેમ પિંડાત્મક અને બ્રહ્માંડાત્મક સર્વ ભૂતોના બીજરૂપ મારામાં સર્વ પિંડાત્મક અને બ્રહ્માંડાત્મક ભૂતો, પરોવાઇને રહેલાં છે.હું આ સર્વ ભૂતોનાં સનાતન બીજરૂપે છું.જેમ એક બીજ, બીજા બીજમાંથી ઉત્પન્ન થાય છે અને અનિત્ય છે, તેમ બીજરૂપ હું બીજામાંથી ઉત્પન્ન થતો નથી માટે નિત્ય છું; તેમજ વળી બુદ્ધિમાન પુરુષોમાં બુદ્ધિરૂપે રહેલા મારાવિષે બુદ્ધિમાનો પરોવાઇને રહેલા છે તથા તેજસ્વી પુરુષોમાં તેજ એટલે પ્રભાવરૂપે રહેલા મારાવિષે પ્રભાવવાળા પુરુષો પરોવાઇને રહેલા છે.

**बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।**
**धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥**

હે ભરતશ્રેષ્ઠ ! કામ અને રાગસિવાયનું બળવાનોનું જે બળ તે હું છું. સર્વ ભૂતોમાં ધર્મને અનુકૂળ જે અભિલાષ તે હું છું.૧૧

(૧૧) હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! કામ એટલે તૃષ્ણા અને રાગ એટલે રંજન. આ બન્ને વિકારો અવિદ્યાથી ઉત્પન્ન થયેલા છે; પણ જે પુરુષ અવિદ્યાથી રહિત થયેલો છે, તેનું બળ તે અવિદ્યાત્મક કામ અને રાગથી રહિત હોય છે; માટે તેવા અવિદ્યારહિત પુરુષોની અંદર રહેલું જે બળ તે હું છું અને તેઓમાં બળરૂપે રહેલા મારાવિષે, તે બળવાનો પરોવાઇને રહેલા છે; તેમજ ધર્મથી વિરુદ્ધ નહિ વર્તનારાં ભૂતોમાં ધર્માનુકૂળ જે કામ તે હું છું અને ધર્માનુકૂળ કામરૂપ મારાવિષે તે ધર્મથી વિરુદ્ધ નહિ વર્તનારાં ધાર્મિક કામવાળાં ભૂતો પરોવાઇને રહેલાં છે.

**ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये ।**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि॥१२॥**

સત્વગુણી, રજોગુણી અને તમોગુણી જે કોઇ ભાવો છે, તે બધાય મારાથીજ ઉત્પન્ન થયેલા છે એમ તારે જાણવું; પણ તે પદાર્થોમાં હું રહેલો નથી, પરંતુ તેઓ મારાવિષે રહેલા છે.૧૨

(૧૨) ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય આદિ પદાર્થો સત્વગુણી છે; લોભ, પ્રવૃત્તિ આદિ પદાર્થો રજોગુણી છે અને નિદ્રા, આલસ્ય આદિ પદાર્થો તમોગુણી છે. તે બધાય પદાર્થો મારાથી નીકળેલા છે—એટલે રસતન્માત્રા આદિરૂપ સૂત્રાત્મામાંથી નીકળેલા છે, એમ તારે જાણવું. હવે કદાચ તું એમ કહીશ કે, જો તે સર્વ સાત્વિકાદિ પદાર્થો તમારામાંથી નીકળેલા છે, તો પછી સર્વ જગતના આત્મારૂપ તમારાવિષે વિકારીપણાનો દોષ આવશે અને કૂટસ્થપણાની હાનિ થશે; પણ આમ કહેવું તે યોગ્ય નથી, કારણ કે

તે સાત્વિકાદિ પદાર્થોમાં હું રહેલો નથી; પણ તેઓ મારાવિષે રહેલા છે-એટલે કે, સૂત્રાત્માના અવયવરૂપ અને અસત્ય તથા જડસ્વરૂપ એવા રસતન્માત્રા આદિ પદાર્થોમાં-કે જેઓમાં જળ વગેરે સ્થૂલ પદાર્થો પરોવાઇને રહેલા છે તેઓમાં-નિર્બાધ ચૈતન્યમાત્ર સ્વરૂપવાળો હું, ઘડા, કોઠીઓ, શરાવડાં, ઢાંકણાં વગેરે પદાર્થોમાં માટી જેમ અનુસ્યૂત થઇને રહેલી છે, તેમ રહેલો નથી-અર્થાત્ અસત્ય સ્વરૂપવાળા એવા તે રસતન્માત્રા આદિ પદાર્થોમાં હું મારી સત્તા અને સ્ફુરણશક્તિનેજ આપું છું, પણ તેઓમાં દાખલ થઇને તેઓના જેવો અસત્ય સ્વરૂપવાળો થતો નથી; પરંતુ તે બધા પદાર્થો તો મારાવિષેજ અજ્ઞાનથી દેખાઇને મારાથી અભિન્નપણે રહેલા છે. જેમ દોરીમાં ભ્રાંતિથી જણાતા સર્પ વગેરે પદાર્થો તે દોરીથી અભિન્ન છે, તેમજ તે પદાર્થો મારાથી અભિન્ન છે.

**तदनन्यत्वमारंभणशब्दादिभ्यः** – આરંભણ શબ્દાદિથી તે કાર્યકારણનું અનન્યપણું છે-અર્થાત્ આરંભણ આદિ શબ્દથી કાર્યરૂપ જગતનું કારણરૂપ બ્રહ્મથી અનન્યપણું-પૃથક્ સત્તારહિતપણું-એટલે કે વ્યતિરેકા ભાવ છે." એ વ્યાસસૂત્રને અનુસરીને અહીં અમે તે સાત્વિકાદિ પદાર્થોનો પરબ્રહ્મથી વ્યતિરેક અભાવ કહીએ છીએ-એટલે કે ભેદનો નિષેધ કરીએ છીએ; પણ અભેદ કહેતા નથી. તે શા ઉપરથી કહીએ છીએ કે, આરંભણ શબ્દ ઉપરથી તે શ્રુતિ આ પ્રમાણે છેઃ-**यथा सौम्यैकेन मृत्पिंडेन सर्वं मृण्मयं विज्ञातं स्याद् वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्**-હે પ્રિયદર્શન શ્વેતકેતુ ! એક માટીના પિંડનાં યથાર્થ જ્ઞાનવડે સર્વ ઘડા, કોઠીઓ વગેરે માટીના વિકારોનું જ્ઞાન થઈ જાય છે; કારણ કે વાણીવડે જેનો આરંભ થયેલો છે તેવા ઘટ આદિ વિકારો કેવળ નામમાત્ર છે. પોતાના કારણરૂપ માટીથી ભિન્ન નથી; પરંતુ તેઓનાં કારણરૂપ જે માટી તેજ સત્ય છે." આ શ્રુતિ સર્વ વિકારોની કેવળ વાણીના આલંબનપણાથી સ્વપ્ન, માયા અને ઇંદ્રજાળથી જણાતા પદાર્થોની સાથે સમાનતા દર્શાવે છે. કહેવાનો ભાવ એ છે કે, તે બધાય સાત્વિકાદિ પદાર્થો પરબ્રહ્મથી ભિન્ન નથીજ.

હવે અહીં, આત્માને વિચિત્ર એવા પ્રપંચરૂપ માનવામાં શ્લોકની અંદર દર્શાવેલા "**ते मयि**-તે સાત્વિક આદિ પદાર્થો મારામાં રહેલા છે" એ અંશ સાથે વિરોધ લગાર પણ આવતો નથી; પણ-"**नत्वहं तेषु**-તે પદાર્થોમાં હું રહેલો નથી" એ અંશસાથે વિરોધ સ્પષ્ટ રીતે દેખાય છે અને તે વિરોધ દૂર પણ થઈ શકે તેમ નથી; કારણ કે, સર્વ કાર્યો અવશ્ય કારણસ્વરૂપજ હોવાં જોઇએ, માટે અહીં તે વિરોધને દૂર કરવામાટે વિવર્તવાદનો આશ્રય કરવો જોઇએ; એટલે કે, અધ્યાસમૂલક પ્રતીતિનું નામ વિવર્ત કહેવાય છે અથવા દોરી વગેરે પદાર્થો, વિકાર પામ્યાવિના સર્પાદિકરૂપે જે દેખાય છે, તે વિવર્ત-અધ્યાસમૂલક પ્રતીતિ છે; એટલે અહીં એમ માનવું જોઇએ કે, આ સર્વ દશ્યમાન પ્રપંચ, પરબ્રહ્મનો વિવર્ત છે; કારણ કે પરબ્રહ્મમાં કોઈ જાતનો પણ વિકાર થતો નથી અને તેમાં આ સર્વ ચરાચર પ્રપંચ અધ્યાસરૂપે દેખાય છે. એ પ્રમાણે વિવર્તવાદનો આશ્રય કરીનેજ પરબ્રહ્મવિષે જગતના ઉપાદાનકારણપણાનો તથા કૂટસ્થપણાનો નિર્વાહ થઈ શકે છે અને આવા હેતુથીજ અહીં ભગવાન શ્રીકૃષ્ણે યોગ્યજ કહેલું છે કેઃ-**नत्वहं तेषु ते मयि**-તે સાત્વિક આદિ પદાર્થોમાં હું રહેલો નથી પણ તેઓ મારામાં અધ્યસ્ત થઇને રહેલા છે.

ત્યારે માણસો, સ્થૂલ અને સૂક્ષ્મ પ્રપંચનો બાધ કરીને આત્માનું જ્ઞાન કેમ કરતા નથી? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છેઃ-

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥**

એ પૂર્વોક્ત ત્રણ ગુણમય ભાવોથી આ સર્વ જગત મોહ પામી ગયું છે, તેથી એ ભાવોથી પર રહેલા અપરિણામી મને જાણી શકતું નથી.[૧૩]

(૧૩) હે અર્જુન! પૂર્વોક્ત ત્રણ પ્રકારના સત્વ, રજ અને તમોગુણના વિકારરૂપ એવા પ્રકાશ, પ્રવૃત્તિ અને નિયમ આદિ ભાવોવડે આ સર્વ ચરાચર જગત શબ્દથી કહેવાતાં પ્રાણીઓ મોહ પામી ગયેલાં છે; જેથી દોરીની અંદર સર્પના ભ્રમથી વ્યાકુળ થયેલો પુરુષ, જેમ સર્પથી પર રહેલી દોરીને વાસ્તવ સ્વરૂપમાં જાણી શકતો નથી, તેમ એ ત્રિગુણાત્મક ભાવોથી પર રહેલા મને તે મોહિત થયેલું જગત જાણી શકતું નથી. હું તે ત્રિગુણાત્મક ભાવોથી પર છું તેમાં કારણ એ છે કે, એ ત્રિગુણાત્મક ભાવો પરિણામી હોવાથી નાશવંત છે અને હું તો અપરિણામી હોવાથી અવિનાશી છું

તથા સર્વનો સાક્ષી છું,

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥**

મારી આ ત્રણગુણવાળી દૈવી માયા, અવશ્ય દુઃખથી ઓળંગાય તેવી છે. જેઓ મારેજ શરણે આવે છે, તેઓ એ માયાને તરી જાય છે.[૧૪]

(૧૪) દેવ એટલે જીવ અને જીવરૂપે ક્રીડા કરનારા એવા મારા સંબંધવાળી આ માયા દૈવી એવા નામથી પ્રસિદ્ધ છે. પિંડબ્રહ્માંડરૂપે વિસ્તાર પામેલી, "હું મને પોતાને જાણતો નથી" એ પ્રકારે સાક્ષીને પ્રત્યક્ષ થતી હોવાથી ગુપ્ત ન રાખી તેવી, ઇંદ્રજાળ આદિની પેઠે અસત્ય આ પ્રપંચને પ્રકાશ કરનારી સત્વ, રજ અને તમોગુણમય તથા ચૈતન્યમાત્ર એવા મારી સાથે સંબંધવાળી આ માયા, દુઃખથી ઓળંગાય તેવી છે. જેઓ, સર્વ ભૂતોની અંદર રહેલા ભગવાન વાસુદેવ-મને શરણ થાય છે તેઓજ મારી એ માયાને તરી જાય છે. કહેવાનો ભાવ એ છે કે, અધિષ્ઠાનનું જ્ઞાન કરવાથી ભ્રમનો સમૂળગો નાશ થાય છે; પરંતુ તે અધિષ્ઠાનના જ્ઞાનસિવાયનાં બીજાં જ્ઞાનથી અથવા વૃત્તિઓનો નિરોધ કરવાથી ભ્રમનો નાશ થતો નથી.

સારાંશ એ છે કે, આ માયારૂપ દર્પણ, જીવ અને ઈશ્વરના વિભાગથી રહિત એવા શુદ્ધ ચૈતન્યમાત્રમાં કલ્પી કાઢેલો છે. તે માયારૂપ દર્પણ ચૈતન્યના પ્રતિબિંબરૂપ જીવને વશ કરીને તથા બિંબચૈતન્યને અનુસરીને, લોહચુંબકને અનુસરીને જેમ લોઢાની સળી ચલાયમાન થાય છે, તેમ ચલાયમાન થાય છે. આજ માયાનું ઈશ્વરાધીનપણું છે અને આજ માયાદ્વારા ઈશ્વરનું સર્વસ્રષ્ટાપણું છે. શ્રુતિ પણ કહે છે કેઃ-**अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः**-"આવા હેતુથી માયાવી એવા ઈશ્વર, આ જગતને સરજે છે અને એ જગતમાં બીજો એટલે જીવ, માયાવડે રૂંધાયલો રહે છે." જેમ બિંબ અને પ્રતિબિંબની ઉપાધિરૂપે દર્પણજ છે, તેમ જીવ અને ઈશ્વરને માયા એકજ ઉપાધિરૂપ છે; પરંતુ બિંબ, અને પ્રતિબિંબ ભાવથી રહિત તથા તે જીવ અને ઈશ્વરમાં પરોવાઇને રહેલું બીજું એક શુદ્ધ ચૈતન્ય તે જીવ અને ઈશ્વરથી ત્રીજું છે, કે જે ચૈતન્યને મુક્ત પુરુષો પામી શકે છે. જીવ અને ઈશ્વર જ્યારે માયારૂપ ઉપાધિની પક્ષપાતદશામાં હોય છે, ત્યારે અનુક્રમે અલ્પજ્ઞપણાને, સર્વજ્ઞપણાને, શિક્ષા પામવા યોગ્યપણાને તથા શિક્ષાકર્તાપણાને પ્રાપ્ત થાય છે; પણ તેના તેજ જીવ અને ઈશ્વર, જ્યારે ઉપાધિની પક્ષપાતદશામાં હોતા નથી, ત્યારે ઉપાધિ-માયાના સંચારના દ્રષ્ટાતરીકે બને છે તથા ઉદાસીન બોધરૂપપણાથી જીવસાક્ષી અને ઈશ્વરસાક્ષી એ પ્રમાણેના શબ્દોથી વ્યવહારને પામે છે. એ પ્રમાણે જીવને ઈશ્વરની આરાધનાથી જ્યારે, પ્રત્યક્તત્ત્વનું જ્ઞાન થાય છે, ત્યારે તેની ઉપાધિરૂપ માયાનો તથા તે માયાના કાર્યનો નાશ થતાં તે જીવ, સાક્ષીભાવથી રહિત થાય છે અને તે સાક્ષીભાવનો ત્યાગ કરીને બિંબ અને પ્રતિબિંબમાં પરોવાઇને રહેલા ત્રીજા શુદ્ધચૈતન્યને પ્રાપ્ત થાય છે. આવા આશયથીજ અહીં કહેલું છે કે, "**दैवी माया**,"-આ માયા જીવસંબંધી છે અને વળી-**मम माया**-એ માયા ઈશ્વરના સંબંધવાળી છે." આમ કહીને સૂચવ્યું છે કે, એકજ માયાનો જીવ અને ઈશ્વર સાથે સંબંધ રહેલો છે અને તે જીવ, ઈશ્વરનું ભજન કરવાથી એ માયાને તરી શકે છે.

ત્યારે શામાટે સર્વ મનુષ્યો તમારે શરણે આવીને આ દૈવી માયાને તરી જતા નથી? આના ઉત્તરમાં કહે છેઃ-

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।**
**माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः॥१५॥**

દુષ્ટ કૃત્ય કરનારા મૂઢ નીચ પુરુષો, મારે શરણે આવતા નથી; કારણકે તેઓના જ્ઞાનને માયાએ હરી લીધેલું હોય છે અને તેઓ આસુરી ભાવને પામેલા હોય છે.[૧૫]

(૧૫) દુષ્ટ કૃત્યોને કરનારા અને તેથીજ ચિત્તશુદ્ધિવિનાના તથા આત્મ-અનાત્મ વસ્તુના વિવેકથી રહિત થયેલા નીચ પુરુષો મારૂં શરણ લેતા નથી; કારણકે એક તો તેઓ દુષ્ટ કૃત્યને કરનારા હોય છે અને વળી બીજું તેઓનું જ્ઞાન-એટલે અખંડ પરમાનંદસ્વરૂપ બ્રહ્મ, માયાવડે તિરસ્કાર પામેલું-ઢંકાઈ ગયેલું હોય છે. (આમ કહીને અહીં જણાવ્યું છે કે માયા, આવરણશક્તિરૂપ છે.) અને વળી તે નીચ પુરુષો, વિરોચન આદિ અસુરોના ચિત્તના અભિપ્રાયનો આશ્રય કરનારા હોય છે-એટલે કે તેઓ માને છે કે, શરીર અને

ઇંદ્રિયસમૂહ તેજ આત્મા છે અને તે શરીર અને ઇંદ્રિયસમૂહનેજ તૃપ્ત કરવો જોઇએ." આ પ્રકારની માન્યતારૂપ આસુરી ભાવને તેઓ પામેલા હોય છે. (આમ કહીને સૂચવ્યું કે, માયા, વિક્ષેપશક્તિરૂપ છે.)

એ પ્રમાણે માયા, જ્યારે જીવના સ્વરૂપાનંદને ઢાંકી દઇને દેહ વગેરેને વિષે આત્મભાવરૂપ ભ્રમને ઉત્પન્ન કરાવે છે, ત્યારે અધમ જીવોને દેહને વિષે અભિમાન થાય છે અને તે દેહને પોષવામાટે દુષ્ટ કૃત્યો કરે છે; પણ મારે શરણે આવતા નથી–અર્થાત્ સર્વ અનર્થનું મૂળકારણ માયાજ છે.

હવે જેઓ, દેહાદિમાં આત્મભ્રાંતિવાળા હોઇને મારાથી ડરીને મને પ્રસન્ન કરવાને પુણ્યનું આચરણ કરે છે, તેઓ પણ ચાર પ્રકારના છે, નહિ કે તેઓ બધાય કેવળ મારીજ કામનાવાળા હોય છે. આવા આશયથી કહે છે:–

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ॥१६॥**

હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે. દુઃખી, જ્ઞાનની ઇચ્છાવાળો, ધનની ઇચ્છાવાળો અને જ્ઞાની.[૧૬]

(૧૬) હે ભરતશ્રેષ્ઠ અર્જુન! મારૂં ભજન કરનારા પુણ્યશાળી મનુષ્યો ચાર પ્રકારના છે. તેમાંથી એક તો કોઇપણ જાતની પીડાથી પીડાયલો મનુષ્ય, પોતાની પીડાને દૂર કરવા માટે મારૂં ભજન કરે છે; બીજો પોતાનામાં રહેલાં અજ્ઞાનનો નાશ કરવાની ઇચ્છાથી મારૂં ભજન કરે છે; ત્રીજો ધન વગેરેની ઇચ્છાથી મારૂં ભજન કરે છે અને ચોથો જ્ઞાની મનુષ્ય મારૂં ભજન કરે છે.

એ ચારેય પ્રકારના પુરુષોને **सुकृतिनः** એવું સમાનતાસૂચક વિશેષણ આપ્યું છે માટે શું તેઓ બધા સમાન કક્ષાવાળા છે ? આના ઉત્તરમાં ભગવાન્ કહે છે:–

**तेषां ज्ञानी नित्य[युक्त] एकभक्तिर्वि[शि]ष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थम[हं] स च मम प्रियः॥**

તે ચારેય પ્રકારના મનુષ્યોમાં, જ્ઞાની મનુષ્ય સર્વોત્તમ છે; કારણ કે તે હમેશાં એકાગ્ર ચિત્તવાળો તથા એકભાવથી ભજન કરનારો છે અને વળી તે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને મને તે પ્રિય છે.[૧૭]

(૧૭) તે ચારેય પ્રકારના ભક્તોમાં મારો જ્ઞાની ભક્ત સર્વોત્તમ છે; કારણ કે તે હમેશાં મારૂં ભજન કરવામાંજ યુક્ત રહે છે. પહેલા દુઃખી આદિ ત્રણ ભક્તો તો કામનાવાળા હોય છે. જેથી તેઓની કામના પૂરી થતાં તેઓ મારાં ભજનમાં તત્પર રહેતા નથી; પણ આ જ્ઞાની તો હમેશાં ભજનમાં તત્પર રહે છે અને એકભાવથી ભજન કરે છે. જેમકે, રોગી મનુષ્યો, સૂર્યનું ભજન કરે છે, જ્ઞાનની ઇચ્છાવાળા સરસ્વતીનું ભજન કરે છે અને ધન વગેરેની ઇચ્છાવાળા કુબેર વગેરેનું ભજન કરે છે; માટે તેઓ પોતપોતાની કામના પ્રમાણે અનેકની ભક્તિ કરતા જોવામાં આવે છે; પણ આ જ્ઞાની તો કેવળ મારૂંજ ભજન કરે છે, કારણ કે જ્ઞાનીને હું તેનો આત્મા હોવાથી હુંજ અત્યંત પ્રિય છું અને વાસ્તવિક રીતે આત્માજ સર્વને પ્રિય હોવો જોઇએ; કારણ કે આત્મા, નિરૂપાધિક પ્રેમનો વિષય છે. શ્રુતિ પણ કહે છે કે:–" **तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादांतरं यदयमात्मा**–અંતરમાં રહેલો આત્મા, પુત્રથી, ધનથી અને બીજા સર્વ પદાર્થોથી પણ અતિશય પ્રિય છે." અને જ્ઞાની ભક્ત મને પણ પ્રિય છે; કારણ કે મારા સર્વ ભક્તોમાં તેવો નિત્યયુક્ત ભક્ત દુર્લભ હોય છે.

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मै[व] मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवा[नु]त्तमां गतिम्॥**

જો કે એ સર્વ ભક્તો, શ્રેષ્ઠજ છે, તોપણ જ્ઞાની ભક્ત તો મારો આત્માજ છે, એમ મારો નિશ્ચય મત છે; કારણ કે તે જ્ઞાની ભક્ત, એકાગ્ર ચિત્તવાળો થઇને મને એકનેજ પોતાના શ્રેષ્ઠ પ્રાપ્ય સ્થાનતરીકે પ્રાપ્ત થયેલો હોય છે.[૧૮]

(૧૮) એ પૂર્વોક્ત સર્વ ભક્તો શ્રેષ્ઠજ છે–શ્રેષ્ઠજ છે, તોપણ મારો જ્ઞાની ભક્ત તો મારા આત્મારૂપજ છે, એમ મારો નિશ્ચય મત છે; કારણ કે તે, "હુંજ ભગવાન વાસુદેવ છું" એમ અભેદથી મારામાં ચિત્તને એકાગ્ર કરીને મનેજ પોતાની ઉત્તમોત્તમ ગતિતરીકે પ્રાપ્ત થાય છે, તે

જ્ઞાની મારાસિવાયની બીજી આરોગ્ય આદિની કામના-ઇચ્છા રાખીને મારી ભક્તિ કરતો નથી; પરંતુ મારી પ્રાપ્તિમાટેજ મને ભજે છે.

**बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः॥१९॥**

"આ સર્વ, ભગવાન વાસુદેવસ્વરૂપજ છે" આવા પ્રકારના જ્ઞાનવાળો જે જ્ઞાની અનેક જન્મોને અંતે મને પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મરૂપ થયેલો મહાત્મા, અતિ દુર્લભ છે.[૧૯]

(૧૯) "આ સર્વ દસ્યમાન પ્રપંચ ભગવાન વાસુદેવરૂપ છે." આવા પ્રકારના જ્ઞાનવાળો જે જ્ઞાની અનેક જન્મોને અંતે પ્રાપ્ત કરેલા છેલ્લા જન્મમાં મને પ્રાપ્ત થાય છે—એટલે સમ્યગ્દર્શનથી મને પ્રત્યક્ષ કરે છે, તેવો બ્રહ્મરૂપ મહાત્મા અતિ દુર્લભ છે.

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया॥**

એ જ્ઞાનીસિવાયના બીજાઓ તો તે તે કામનાઓથી હરાયલાં જ્ઞાનવાળા થઈને, પોતપોતાની પ્રકૃતિને વશ થઇને અને તે તે નિયમોનો આશ્રય કરીને બીજા દેવોને શરણે જાય છે.

(૨૦) પુત્ર, પશુ વગેરેની કામનાઓવડે દૂર કરાયેલા વિવેકવાળા બીજાઓ તો, પોતાની દૈવી કે આસુરી પ્રકૃતિને અધીન થઇને તથા ચતુર્દશીના ઉપવાસ વગેરે નિયમોનો આશ્રય કરીને "હું આ દેવનું આરાધન કરીને અમુક ફળને પામું" આવી ભેદબુદ્ધિથી ઇંદ્ર વગેરે દેવોને શરણે જાય છે.

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥**

જે જે ભક્ત, જે જે મૂર્તિને જે જે શ્રદ્ધાથી પૂજવાને ઇચ્છે છે, તે તે ભક્તની તે તે શ્રદ્ધાને હું અચળ કરૂં છું.[૨૧]

(૨૧) સાત્વિક, રાજસ કે તામસ હરકોઇ ભક્ત, સાત્વિક એવા દેવ વગેરેની મૂર્તિને રાજસ એવા યક્ષ, રાક્ષસ વગેરેની મૂર્તિને અથવા તો તામસ એવા ભૂતપ્રેત આદિની મૂર્તિને, સાત્વિકી, રાજસી કે તામસી હરકોઈ શ્રદ્ધાવડે પૂજવાને ઇચ્છે છે, તે તે ભક્તની તે તે શ્રદ્ધાને હું અચળ કરૂં છું.

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान् मयैव विहितान्हि तान् ॥**

આમ મેં અચળ કરેલી તે શ્રદ્ધાથી યુક્ત થયેલો એ ભક્ત, તે તે દેવાદિની મૂર્તિનું આરાધન કરવા ઇચ્છે છે અને પછીથી તે મૂર્તિદ્વારા મારાવડેજ આજ્ઞા અપાયેલા પોતાના ઇચ્છિત વિષયોને પામે છે.[૨૨]

(૨૨) આ શ્લોકથી ભગવાન એમ દર્શાવે છે કે, સર્વ દેવો મારી પોતાની આજ્ઞામાં વશ રહેલા હોય છે અને તે દેવો મારી આજ્ઞા પ્રમાણેજ પોતાના ભકતોના મનોરથો પૂરે છે.

**अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।**
**देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि॥२३**

તે અલ્પબુદ્ધિવાળા દેવાદિના ભકતોને પ્રાપ્ત થયેલું ફળ નાશવંત છે; કારણ કે દેવોનું ભજન કરનારા દેવોને પામે છે અને મારૂં ભજન કરનારા મને પામે છે.[૨૩]

(૨૩) અહીં અલ્પ શબ્દનો દ્વૈત એવો અર્થ કરવાનો છે; કારણ કે શ્રુતિ કહે છેઃ—"**अथ यत्रान्यत् पश्यति अन्यत् शृणोति अन्यत् मनुते अन्यत् विजानाति तत् अल्पम्**—તે પરમાત્માસિવાય બીજી કોઇ વસ્તુનાં જે દર્શન કરે છે, એના સિવાય બીજું સાંભળે છે, એના વિના બીજાને માને છે અને એ પરમાત્માવિના બીજાનું જ્ઞાન કરે છે, તે બધું અલ્પ છે." આ શ્રુતિ અલ્પ શબ્દનો દ્વૈત એવો અર્થ દર્શાવે છે, તેથી દ્વૈતરૂપ અલ્પમાં જેઓની બુદ્ધિ રહેલી છે તેવા પુરુષોનું—અર્થાત્ બાહ્ય વિષયોની ઇચ્છા રાખનારા પુરુષોનું તે ફળ, નાશવંત છે; કારણ કે સર્વ બાહ્ય વિષયો કેવળ નાશવંતજ છે. (અહીં મૂળમાં જે તુ શબ્દ મૂકેલો છે તે એમ સૂચવે છે કે, ભેદદૃષ્ટિથી ભજન કરનારા ભકતોના કરતાં અભેદદૃષ્ટિથી ઇશ્વરનું ભજન કરનારા ભક્તો વિલક્ષણ છે.) કેમકે દેવોનું ભજન કરનારા ભકતો, નાશવંત એવા દેવોનેજ પામે છે. એજ પ્રમાણે યક્ષ, રાક્ષસ વગેરેનું ભજન કરનારા ભકતો, નાશવંત એવા યક્ષ, રાક્ષસોને પામે છે તથા ભૂતપ્રેત આદિનું ભજન કરનારા ભકતો, નાશવંત એવા તે ભૂતપ્રેત વગેરેને પામે છે; પણ મારૂં ભજન કર-

નારા ભક્તો તો અવિનાશી એવા મનેજ પામે છે; માટે મારૂં ભજન કરનારાજ, અનંત-અવિનાશી ફળને પામનારા થાય છે.

ત્યારે બધા તમારૂંજ કેમ ભજન કરતા નથી? આના ઉત્તરમાં શ્રીભગવાન, 'તેઓ અજ્ઞાનથી મારૂં ભજન કરતા નથી.' એ વાતને કહે છેઃ-

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ॥**
**परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥**

**હું અવ્યક્ત છું-સર્વ ઉપાધિથી રહિત હોવાથી અસ્પષ્ટ છું, છતાં અજ્ઞાની પુરુષો મને વ્યક્ત થયેલો માને છે; કેમકે તેઓ મારા ઉત્તમ અને અવિનાશી પરમભાવને જાણતા નથી.**[૨૪]

(૨૪) હું સર્વ ઉપાધિથી રહિત હોવાને લીધે અવ્યક્ત-અસ્પષ્ટ છું, છતાં પણ બુદ્ધિવિનાના અજ્ઞાનીઓ, મને પોતાની પેઠે વાસુદેવના શરીરથી વ્યક્ત થયેલો-સ્પષ્ટ થયેલો માને છે; કારણ કે તેઓ મારા પરમ ભાવની ઉત્તમતાને સમજતા નથી; પણ ક્યાંથી સમજે! તે મારા પરમ ભાવની ઉત્તમતા અવિનાશી છે, જેનાથી બીજું કોઇ ઉત્તમ નથી અને નિરતિશય અખંડ ઐશ્વર્યરૂપ છે.

કયા કારણથી લોકને તમારાસંબંધી અજ્ઞાન રહેલું છે? આના ઉત્તરમાં કહે છેઃ-

**नाहं प्रकाशः सर्वस्य योग मायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥**

હે યોગી અર્જુન ! હું સર્વ લોકને સ્પષ્ટ રીતે જણાતો નથી; કારણ કે હું માયાથી વીંટાએલો છું અને તેથીજ મોહિત થયેલો આ લોક, મને જન્મરહિત તથા નાશરહિત જાણતો નથી. [૨૫]

(૨૫) હે યોગી અર્જુન !-**तत्** પદના અર્થભૂત એવો હું, **त्वं** પદનાજ માત્ર અર્થને જાણનારા સર્વ યોગીને સાક્ષાત્ થતો નથી; કારણ કે હું માયાથી વીંટાયેલો છું અને તેજ કારણથી મોહિત થયેલો આ લોક જન્મ અને નાશરહિત એવા મને જાણી શકતો નથી. ( અહીં ભગવાન ભાષ્યકારે, **योगमायासमावृतः** એવું એકજ પદ રાખીને એવો અર્થ કર્યો છે કે, યોગ એટલે ત્રણ ગુણોનો સંયોગ અથવા તેમનું એકત્ર થવું અને તેજ માયા તે યોગમાયા કહેવાય છે; અથવા યોગ એટલે શ્રીભગવાનના ચિત્તનું સમાધાન અને તેણે કરેલી જે માયા તે યોગમાયા કહેવાય છે- અર્થાત્ ભગવાનના સંકલ્પને વશ રહેનારી જે માયા તે યોગમાયા કહેવાય છે. એ યોગમાયાથી ભગવાન ઢંકાયેલા છે.)

હવે અર્જુન શંકા કરે છે કે, હે ભગવન્! તમારી માયા, તમારાથી અભિન્ન એવા પણ લોકને જો મોહ પમાડે છે, તોપછી તમને કેમ મોહ પમાડતી નથી? આ શંકાનું સમાધાન કરતા ભગવાન કહે છેઃ-

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥**

**હે અર્જુન! હું ભૂત, ભવિષ્ય અને વર્તમાન ભૂતોને જાણું છું, પણ મને કોઇ જાણતું નથી.**

(૨૬) હે અર્જુન ! તું કહે છે કે, લોકમાં તથા તમારામાં અભેદ રહેલો છે, તોપછી તમારી માયા તમને કેમ મોહ પમાડતી નથી ? આ વાત ખરી છે, તોપણ ઉપાધિનો ભેદ તો રહેલોજ છે અને આ સર્વ લોક તે ઉપાધિધર્મમાં અભિમાન કરીને મોહિત થાય છે, માટે અલ્પજ્ઞ છે અને મને તો તેવું અભિમાન નથી, જેથી હું સર્વજ્ઞ છું. એટલી મારામાં લોકથી વિશેષતા છે.

કયા કારણથી લોકો ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણતા નથી? એ પ્રશ્નનો ભગવાન ઉત્તર કહે છેઃ-

**इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।**
**सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥**

**હે ભરતવંશી શત્રુતાપન અર્જુન ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થયેલા દ્વંદ્વમોહથી સર્વ પ્રાણીઓ સૃષ્ટિના સંબંધમાં મોહ પામે છે.**[૨૭]

(૨૭) હે ભરતવંશી શત્રુતાપન અર્જુન ! રાગ અને દ્વેષથી ઉત્પન્ન થયેલા દ્વંદ્વમોહને લીધે સર્વ પ્રાણીઓ સૃષ્ટિના વિષયમાં અવિવેકને પામે છે. તે દ્વંદ્વમોહ આ પ્રમાણે થાય છેઃ-શુભ પદાર્થમાં અશુભની બુદ્ધિ અને અશુભ પદાર્થમાં શુભની બુદ્ધિ, સત્ય પદાર્થમાં અસત્યની બુદ્ધિ અને અસત્ય પદાર્થમાં સત્યની બુદ્ધિ, નિત્ય પદાર્થમાં અનિત્યની બુદ્ધિ અને અનિત્ય પદાર્થમાં નિત્યની બુદ્ધિ તથા આત્મપદાર્થમાં અનાત્મબુદ્ધિ અને અનાત્મપદાર્થમાં આત્મબુદ્ધિ-ઇત્યાદિ દ્વંદ્વમોહથી પ્રાણીઓ મોહિત થાય છે. અહીં

કહેવાનો ભાવ એ છે કે, જે પુરુષ સૃષ્ટિના ઉપાદાનકારણને તથા તેના સ્વરૂપને યથાર્થ સમજે છે, તે બ્રહ્મજ્ઞાની પુરુષ સર્વજ્ઞ હોવાથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન ભૂતોને જાણે છે; પરંતુ એ સિવાયનાં સર્વ ભૂતોને સૃષ્ટિના સંબંધમાં મોહ રહેલો છે; કારણ કે અશુભ એવા સ્ત્રી વગેરે પદાર્થોમાં શુભની ભ્રાંતિ થાય છે, અસત્ય એવા આ પ્રપંચમાં સત્યપણાની ભ્રાંતિ થાય છે, આત્માના સત્ય એવા અસંગપણામાં અસત્યપણાનો ભ્રમ થાય છે, અનિત્ય એવા સ્વર્ગ આદિ પદાર્થોમાં નિત્યપણાનો ભ્રમ થાય છે તથા અનાત્મ એવા દેહ વગેરે પદાર્થોમાં આત્માનો ભ્રમ થાય છે. એ પ્રમાણેના વિપરીત ભ્રમ સૃષ્ટિનું યથાર્થ જ્ઞાન, સાધારણ મનુષ્યોને સ્ખલિત થઈ જાય છે અને તેમને સર્વજ્ઞપણું ઉત્પન્ન થતું નથી.

ત્યારે સર્વજ્ઞપણું કોને થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં શ્રીભગવાન કહે છેઃ-

**येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥**

જે પુણ્યકર્મો કરવાવાળા મનુષ્યોનું પાપ નાશ પામેલું છે, તેઓ દ્વંદ્વમોહથી મુક્ત થઈને તથા શમદમાદિ વ્રતમાં દૃઢ થઇને મારૂં ભજન કરે છે.[૨૮]

(૨૮) જે મનુષ્યો પુણ્યકર્મો કરે છે, તેઓનું પાપ નાશ પામે છે અને તેઓ પૂર્વોક્ત દ્વંદ્વમોહથી મુક્ત થાય છે અને પછીથી પ્રથમ શમ, દમ વગેરે વ્રતોમાં દૃઢ થઇને મારૂં ભજન કરે છે.

**जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥**

જેઓ જરા અને મરણથી પોતાનો મોક્ષ કરવામાટે મારો આશ્રય કરીને પ્રયત્ન કરે છે, તેઓ તે સમગ્ર બ્રહ્મને જાણે છે તથા સમગ્ર આધ્યાત્મિક કર્મને પણ જાણે છે.[૨૯]

(૨૯) એ રીતે પૂર્વશ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે મારૂં ભજન કરીને પછીથી પોતાના આત્માનો જરા (વૃદ્ધભાવ) અને મરણના પ્રવાહથી મોક્ષ કરવામાટે મારો આશ્રય કરવાપૂર્વક મારામાં એકાગ્ર ચિત્તવાળા થઇને જેઓ જ્ઞાનનો લાભ મેળવવામાટે વેદાંતશ્રવણ વગેરેમાં પ્રયત્ન કરે છે, તેઓ તે સર્વ વેદાંતદર્શનમાં પ્રસિદ્ધ એવા સંપૂર્ણ બ્રહ્મને જાણે છે; પણ જેઓ વિરાટ્ આદિની ઉપાસના કરે છે, તેઓ સંપૂર્ણ બ્રહ્મને જાણી શકતા નથી; કારણ કે તેમને સૂત્રાત્મા અને કારણાત્માનું તથા નિષ્કલ બ્રહ્મનું જ્ઞાન હોતું નથી; પરંતુ જેઓ ગોપાલબાળનું ઉપાસન કરનારા છે, તેઓ તો "**तत्**" પદના લક્ષ્યરૂપ સમગ્ર બ્રહ્મને જાણી શકે છે તથા અધ્યાત્મને એટલે શરીરમાં રહેલા પ્રત્યગાત્માના વિષયરૂપ, શુદ્ધ વસ્તુ **त्वं** પદના અર્થને જાણી શકે છે અને "**तत्**" તથા "**त्वं**" પદાર્થના જ્ઞાનનાં સાધનરૂપ શ્રવણાદિ સર્વ કર્મને પણ જાણી શકે છે-અર્થાત્ તેઓજ સર્વને જાણનારા સર્વજ્ઞ થાય છે. (આમ કહીને ભગવાન શ્રીકૃષ્ણે "**यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते**"-એ બીજા શ્લોકમાં એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થવાની પૂર્વે જે પ્રતિજ્ઞા કરી હતી, તેનો અહીં ઉપસંહાર કરી બતાવ્યો છે.)

એ પ્રમાણે સદ્યોમુક્તિના કારણભૂત એવા "**तत्**" પદાર્થના વિવેચનને સમાપ્ત કરીને હવે ક્રમમુક્તિરૂપ તથા "**तत्**" પદાર્થના જ્ઞાનની પ્રાપ્તિના ઉપાયભૂત ઉપાસનોનું વિસ્તારથી નિરૂપણ કરવાની ઇચ્છાવાળા ભગવાન શ્રીકૃષ્ણ, તે ઉપાસનોનું અહીં સંક્ષેપમાં સૂત્રરૂપે વર્ણન કરે છેઃ-

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥**

સમાધિનિષ્ઠ ચિત્તવાળા જે પુરુષો, અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞસહિત એવા મને જાણે છે, તેઓ મરણસમયે પણ મને જાણે છે.[૩૦]

(૩૦) અધિભૂત, અધિદૈવ તથા અધિયજ્ઞસહિત એવા મારૂં જેઓ ઉપાસન કરે છે, તેઓનું ચિત્ત એકાગ્ર થાય છે અને એ રીતે એકાગ્ર થયેલા ચિત્તવાળા તેઓ સર્વ મનુષ્યોને મોહ ઉપજાવનારા મરણસમયે પણ મારૂં યથાર્થ જ્ઞાન કરી શકે છે. કહેવાનો ભાવ એ છે કે, તેવા ઉપાસકોની ભાવના દૃઢ થયેલી હોય છે, જેથી મરણસમયે પણ તેઓનું જ્ઞાન નાશ પામતું નથી; માટે સર્વ મનુષ્યે ભગવાનવિષે નિરંતર દૃઢ ભાવના કરવી જોઇએ. (અધિભૂત આદિ પદોના અર્થને શ્રીભગવાન પોતેજ કહેશે, માટે અહીં અમે કહેતા નથી.)

**અધ્યાય ૩૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૨ મો
## અક્ષરબ્રહ્મયોગ

પૂર્વના અધ્યાયમાં "માયાથી ઢંકાયલું બ્રહ્મ જગતનું કારણ છે" એમ કહ્યું. તે માયાથી ઢંકાયલાં બ્રહ્મ ઉત્તમ અધિકારીઓને ઉપાધિરહિત બ્રહ્મની પ્રાપ્તિ કરવામાં ઉપલક્ષણરૂપ છે અને મધ્યમ અધિકારીઓને ઉપાસના કરવા યોગ્ય છે, આમ માનીને પ્રાપ્ત કરવા યોગ્ય બ્રહ્મવિષેનો એક પ્રશ્ન તથા ઉપાસનાવિષેના છ પ્રશ્નો-આમ કુલ સાત પ્રશ્નના વિષયોને અધ્યાયના અંતમાં દોઢ શ્લોકથી ભગવાન શ્રીકૃષ્ણે, સૂત્રરૂપે મૂકી દીધેલા છે. તેમના વિવરણરૂપે આ આઠમા અધ્યાયનો હવે આરંભ કરાય છે. તેમાં સૂત્રરૂપે મૂકેલા બ્રહ્મ વગેરે શબ્દોના અર્થને જાણવાની ઈચ્છાથી અર્જુન પ્રશ્ન કરે છે:-

**॥ अर्जुन उवाच ॥**

**किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।**
**अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥**
**अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।**
**प्रयाणकालेऽपि कथं ज्ञेयोऽसि नियतात्मभिः॥२॥**

અર્જુને પૂછયું:-હે પુરુષોત્તમ શ્રીકૃષ્ણ! તે બ્રહ્મ એટલે શું? અધ્યાત્મ શું? કર્મ શું? વળી અધિભૂત એ શું કહ્યું? અધિદૈવ એ શું કહેવાય છે? અને હે મધુસૂદન! આ શરીરની અંદર અધિયજ્ઞ કોણ છે અને તે કેવા સ્વરૂપવાળો છે? તેમજ વળી નિયમિત મનવાળા પુરુષોને મરણસમયે પણ આપ કેવી રીતે જણાઓ છો?૧,૨

એ બધા પ્રશ્નોનો, ક્રમ પ્રમાણે ભગવાન ઉત્તર કહે છે:-

**॥ श्रीभगवानुवाच ॥**

**अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्मउच्यते ।**
**भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥**

શ્રીભગવાને કહ્યું:-ઉપાધિથી મુક્ત એવું જે જીવસ્વરૂપ તે પરમ બ્રહ્મ છે; તેમજ શુદ્ધ એવો જે त्वं પદાર્થ તે અધ્યાત્મ કહેવાય છે અને ભૂતોના સાત્વિક આદિ સ્વભાવને તથા ઉત્પત્તિને કરનારો જે યજ્ઞ તેનું નામ કર્મ કહેવાય છે.૩

(૩) અર્જુને પ્રથમ જે પ્રશ્ન કર્યો છે કે, "**किं तद् ब्रह्म** તે બ્રહ્મ એટલે શું" આ પ્રશ્નના ઉત્તરમાં અહીં ભગવાને "**अक्षरं ब्रह्म परमं**" એમ કહેલું છે-અર્થાત્ જે પરમ અક્ષર તે બ્રહ્મ છે. અહીં "**अक्षरं**" એ પદને "**परमं**" એવું વિશેષણ એટલામાટે આપેલું છે કે, અક્ષર શબ્દ વર્ણોની અંદર રૂઢ થયેલો છે, જેથી અક્ષરોમાં જે ઉત્તમોત્તમ અક્ષર ૐકાર છે, તે બ્રહ્મ છે. શ્રુતિ પણ કહે છે:-"**ओमित्येतदक्षरम्**"- ૐકાર એ એક અક્ષર છે અને વળી બીજી એક સ્મૃતિ કહે છે કે:-"**ओमित्येकाक्षरं ब्रह्म**"ૐકાર એ એક અક્ષર છે અને તે બ્રહ્મ છે. ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓમાં ૐકારનું એક અક્ષરતરીકે તથા બ્રહ્મતરીકે વર્ણન કરેલું જોવામાં આવે છે.

હવે અહીં કેટલાએક પ્રાચીન પંડિતો કહે છે કે, અહીં "**अक्षरं ब्रह्म परमं**"-એ ચરણથી ભગવાન, ૐકારને પરબ્રહ્મ કહેતા નથી; પરંતુ અહીં ભગવાનના કહેવાનો આશય એ છે કે, જ્ઞાન, અજ્ઞાન તથા કાળવડે જેનો નાશ થતો નથી, તે અક્ષર કહેવાય છે; અથવા માયામાં તથા તેના કાર્યમાં, લોઢાના ગોળામાં જેમ અગ્નિ અંદર અને બહાર વ્યાપી રહેલો છે, તેમ જે વ્યાપી રહેલ છે તે અક્ષર છે અને તેજ પરમ બ્રહ્મ છે: પણ ૐકાર તે પરમબ્રહ્મ નથી; કારણ કે ૐકારને પરમ બ્રહ્મપણાનો સંભવજ નથી. વળી શ્રુતિમાં પણ અક્ષર શબ્દથી પરમ બ્રહ્મની પ્રસિદ્ધિ જોવામાં આવે છે. જેમકે:-"**एतद्वैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंत्यस्थूलमनण्वह्रस्वमदीर्घम्**- હે ગાર્ગિ! તે અક્ષરને-અવિનાશી પરમાત્માને બ્રહ્મવેત્તાઓ અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ અને અદીર્ઘ કહે છે. ઇત્યાદિ શ્રુતિમાં અક્ષર-શબ્દથી અખંડ એકરસવાળા પરબ્રહ્મરૂપ વસ્તુનુંજ વર્ણન કરેલું જોવામાં આવે છે; માટે અહીં પણ અક્ષર શબ્દથી અવિનાશી પરબ્રહ્મજ કહેલા છે, પણ ૐકાર નહિ.

અથવા અહીં અક્ષર શબ્દથી જીવ સમજાય છે; કારણ કે આ ગીતાશાસ્ત્રમાંજ એક સ્થળે અક્ષર શબ્દથી જીવનું વર્ણન કરેલું છે. જેમકે:-"**कूटस्थोऽक्षर उच्यते**"-જીવ તે અક્ષર કહેવાય છે, પણ-"**उत्तमः पुरुषस्त्वन्यः**" માયારહિત ઉત્તમ પુરુષ તો બીજો છે. આ ગીતાવાક્યમાં પ્રથમ કૂટસ્થ (જીવ)ને

અક્ષર શબ્દથી કહેલો છે. વળી–"**क्षरं प्रधानं अमृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः**"–પ્રધાન તે ક્ષર છે અને જીવ તે અમૃત અને અક્ષર છે. તે ક્ષરના તથા આત્માના એક દેવ (પરમાત્મા) નિયંતા છે." આ શ્રુતિમાં પણ અમૃત એવું વિશેષણ આપીને અક્ષર શબ્દને જીવનો વાચક દર્શાવ્યો છે; માટે અહીં પણ અક્ષર શબ્દથી જીવ નામના પરમ બ્રહ્મ સૂચવેલા છે. મૂળમાં અક્ષર પદને "**परमं**" એવું વિશેષણ આપીને પૂર્વના અધ્યાયમાં કહેલા માયાના આવરણવાળા જીવને ગ્રહણ કર્યો નથી; કારણ કે માયાથી ઢંકાયલા જીવને કદી બ્રહ્મભાવ સંભવેજ નહિ. તેમજ ભેદભાવને દર્શાવનારૂં ઉપાધિભૂત માયારૂપ દર્પણ જ્યાંસુધી હોય છે, ત્યાંસુધી ઉપાધિવાળા જીવાત્માનો ઉપાધિરહિત પરમાત્માની સાથે અભેદ ઘટી શકે નહિ.

જો કે "**किं तद्ब्रह्म**" એ અર્જુનના પ્રશ્નમાં "**परमं**" એવું વિશેષણ નથી તોપણ "**ते ब्रह्म तद्विदुः कृत्स्नम्**" એ પ્રશ્નને ઉત્પન્ન કરાવનારા સૂત્રવાક્યમાં "**परमं**" શબ્દના અર્થને કહેનારા "**कृत्स्नम्**" એ શબ્દથી પરબ્રહ્મને '**परमं**' એવું વિશેષણ અપાઈ જાય છે; માટે અહીં પણ "**परमं**" એ વિશેષણ પરબ્રહ્મનેજ ઘટે છે તથા અર્જુનના પ્રથમ પ્રશ્નમાં પણ "**तत्**" શબ્દથી "**कृत्स्नम्**' એ પદનું ગ્રહણ થઈ જાય છે. કહેવાનું એ છે કે, જ્યારે અર્જુને પ્રશ્ન કર્યો કે, તે કૃત્સ્ન–પરમ બ્રહ્મ કયું? ત્યારે તેના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, ઉપાધિના સંબંધથી રહિત થયેલું જે જીવસ્વરૂપ તે કૃત્સ્ન–પરબ્રહ્મ છે, આમ કહીને "**तत्त्वमसि**" એ મહાવાક્યના અર્થરૂપ એવા પ્રત્યગાત્માના બ્રહ્મભાવનું અહીં પ્રતિપાદન કરેલું છે. આ પ્રમાણે અહીં વાસ્તવિક હાર્દ રહેલું છે–અર્થાત્ અહીં વાસ્તવિક અર્થ એજ પ્રમાણે થાય છે; તથા અનાગંતુક એવો જે ભાવ–સ્વરૂપ તેનું નામ સ્વભાવ કહેવાય છે–એટલે કે, શુદ્ધ એવો જે "**त्वम्**" પદનો અર્થ તે અધ્યાત્મ કહેવાય છે.

ભગવાન ભાષ્યકાર તો અહીં એવો અર્થ કરે છે કે, તેજ પરમ બ્રહ્મનો પ્રત્યેક શરીરમાં પ્રત્યગાત્મારૂપે જે ભાવ–હોવાપણું તે સ્વભાવ કહેવાય છે; એટલે કે, પ્રત્યેક શરીરમાં પરમાત્માનું જે પ્રત્યગાત્મસ્વરૂપ તે અધ્યાત્મ કહેવાય છે–અર્થાત્ પ્રત્યેક શરીરમાં જીવરૂપે દાખલ થયેલા પરમાત્માજ છે અને તે અધ્યાત્મ કહેવાય છે.

હવે વિસર્ગ એટલે–જેમાં દેવતાઓને ઉદ્દેશીને દ્રવ્યનો ત્યાગ કરવામાં આવે છે તે–અર્થાત્ યજ્ઞનું નામ વિસર્ગ છે અને તેનેજ કર્મ કહેવામાં આવે છે, કે જે–વિસર્ગ યજ્ઞ, સર્વ ભૂતોના સાત્વિક આદિ સ્વભાવને તથા ઉદ્ભવ–ઉત્પત્તિને કરનારો છે. "**बुद्धिः कर्मानुसारिणी**–બુદ્ધિ કર્મને અનુસરનારી છે."–આ સ્મૃતિવચન, સર્વ ભૂતોના સાત્વિક આદિ સ્વભાવને વિસર્ગરૂપ કર્મથી ઉત્પન્ન થનારો સિદ્ધ કરે છે; તેમજ સર્વ ભૂતોની ઉત્પત્તિ પણ વિસર્ગરૂપ કર્મથીજ થાય છે. આના સંબંધમાં પણ સ્મૃતિ કહે છેઃ–

"**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ॥**
**आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥**"

વૈદિક અગ્નિમાં વેદોક્ત વિધિથી સારી રીતે હોમેલી આહુતિ સૂર્યમંડળમાં પહોંચે છે, તે સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને અન્નથી પ્રજાઓની ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે વિસર્ગરૂપ કર્મથી એટલે યજ્ઞાદિથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. તે શાસ્ત્રસિદ્ધ છે.

ઉપાસનાવિષે છ પ્રશ્નોમાંથી ત્રણ પ્રશ્નોનો ઉત્તર એ પ્રમાણે પૂર્વના શ્લોકમાં કહીને હવે બાકી રહેલા ત્રણ પ્રશ્નોનો આ ચોથા શ્લોકમાં ભગવાન ઉત્તર કહે છેઃ—

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥**

**ઉત્પત્તિ અને નાશના સ્વભાવવાળી જે વસ્તુ તે અધિભૂત કહેવાય છે, પુરુષ જે હિરણ્યગર્ભ તે અધિદૈવત કહેવાય છે અને હે દેહધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન! આ શરીરમાં રહેલો અંતર્યામી જે હું તે અધિયજ્ઞ છું.**[૪]

(૪) કર્મનાં ફળ તથા સાધનરૂપ એવી ઉત્પત્તિ અને નાશના સ્વભાવવાળી જે વસ્તુ તે અધિભૂત કહેવાય છે. સર્વ દેહરૂપ નગરીઓમાં વસનારો, સમગ્ર ઇંદ્રિયોનો અનુગ્રહ કરનારો અને સમગ્ર દેવતામય એવો જે હિરણ્યગર્ભ પુરુષ, તે અધિદૈવત છે અને યજ્ઞનો અભિમાની તથા સર્વનો અંતર્યામી વિષ્ણુરૂપ જે હું તેજ આ શરીરમાં અધિયજ્ઞ છું.

એ પ્રમાણે છએ પ્રશ્નોના ઉત્તરો કહેવાઈ

ગયા. હવે તેમાંના પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને જીવનો બ્રહ્મભાવ કહ્યો છે, તે બ્રહ્મભાવને જાણનારા પુરુષોનું ( સ્વર્ગાદિ લોકમાં ) પ્રયાણુજ હોતું નથી; કારણ કે શ્રુતિ કહે છે કેઃ– **"न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंते ब्रह्मैव सन्ब्रह्माप्येति**–તે બ્રહ્મજ્ઞાની પુરુષના પ્રાણો શરીરમાંથી બહાર નીકળી જતા નથી; પરંતુ એ પરબ્રહ્મમાંજ લય પામે છે, તે પુરુષ બ્રહ્મરૂપ થઇનેજ બ્રહ્મને પામે છે.

હવે બીજા પ્રશ્નના ઉત્તરમાં ભગવાને શુદ્ધ એવા **"त्वं"** પદના અર્થને કહી દેખાડયો છે. તેનું જ્ઞાન પણ વસ્તુતત્ત્વના વિષયરૂપજ હોય છે, તેથી તેમાં ભાવના કરવાની જરૂર રહેતી નથી; માટે ભાવનાના ફળસમયે તે **"त्वं"** પદાર્થના પ્રત્યય (ભાન) ની પણ અપેક્ષા નથી.

તેમજ ત્રીજા અને ચોથા પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કર્મ અને તેના સાધનરૂપ ઉત્પત્તિવિનાશના સ્વભાવવાળી વસ્તુ કહેલી છે. તેમાં પણ ભાવના કરવાની અપેક્ષા નથી; કારણ કે મરણસમયે બળવાન કર્મોજ ચિત્તને રૂંધી રાખે છે, જેથી તે કર્મ અને તેનાં સાધનરૂપ ફળનુંજ તે સમયે અવસ્ય સ્મરણ થાય છે; માટે તેમાં ભાવના કરવી તે તો વ્યર્થજ છે.

હવે બાકી રહેલા છેલ્લા બે પ્રશ્નોના ઉત્તરમાં શ્રીભગવાને ઉપાધિયુક્ત કાર્યબ્રહ્મનું તથા ઉપધિઃહિત કારણબ્રહ્મનું નિરૂપણ કર્યું છે. તે બંનેમાંના એકની ભાવના જો દઢ થાય તો અવસ્ય મરણસમયે તેનું ભાન થાય છે; માટે જે પુરુષ તે બંનેમાંથી કોઇ એક પરમાત્માનું સ્મરણ કરતો કરતો શરીરનો ત્યાગ કરીને દેવયાનાદિક માર્ગે પ્રયાણ કરે છે તે પુરુષ બ્રહ્મલોકમાં પ્રથમ પ્રાપ્ત થઇને તેદ્વારા અનુક્રમે મોક્ષને પામે છે. આ વાતનેજ હવે પછીના શ્લોકમાં ભગવાન કહે છેઃ––

**अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।**
**यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ।**

મરણસમયે મારૂંજ સ્મરણ કરતો જે પુરુષ, શરીરનો ત્યાગ કરીને પ્રયાણ કરે છે, તે પુરુષ મારા ભાવને–મારા સ્વરૂપને પામે છે, એમાં સંશય નથી.[૫]

(૫) ઉપાધિયુક્ત બ્રહ્મની ઉપાસનાના પ્રકરણમાં શ્રુતિ કહે છેઃ–**" शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्द्धानमभिनिःसृतैका। तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वगन्या उत्क्रमणे भवंति।"** પુરુષના હૃદયમાંથી નીકળેલી એકસોને એક નાડીઓ છે. તેઓમાં બ્રહ્મરંધ્રને ભેદીને નીકળેલી એક સુષુમ્ણા નામની નાડી છે. મરણસમયે મનને વશ કરીને તે મનને ઉપાસકે, હૃદયમાં તે નાડીસાથે જોડવું. તે નાડીવડે ઉપર જનારો ઉપાસક, સૂર્યરૂપ દ્વારથી બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ અમુખ્ય અમર ભાવને પામે છે. તે બ્રહ્મલોકમાં રહેલા અનુપમ ભોગોને ભોગવીને શ્રીબ્રહ્માની સાથે મહાપ્રલયકાળે તે ઉપાસક, મુખ્ય અમરભાવને પામે છે. વિવિધ પ્રકારની ગતિવાળી જે બીજી નાડીઓ છે, તે પ્રાણના જવામાં એટલે સંસારની પ્રાપ્તિમાં નિમિત્ત થાય છે." આ શ્રુતિ, ઉપાધિયુક્ત બ્રહ્મનું ઉપાસન કરનારા પુરુષને પણ ક્રમે કરીને મોક્ષ થાય છે એમ જણાવે છે; અને વળી જે પુરુષે શુદ્ધ એવા **त्वं** પદાર્થરૂપ અધ્યાત્મવસ્તુને જાણેલી છે, તે પુરુષને પણ પૂર્વોક્ત શ્રુતિમાં દર્શાવ્યા પ્રમાણે ક્રમમુક્તિજ પ્રાપ્ત થાય છેઃ પરંતુ **"न तस्य प्राणा उत्क्रामंति**– તે જ્ઞાનીના પ્રાણો અન્યત્ર ગમન કરતા નથી" આ સદ્યોમુક્તિવિષે શ્રુતિવાક્યનો તે પુરુષ, વિષય થતો નથી–અર્થાત્ શુદ્ધ **त्वं** પદાર્થને જાણનાર પુરુષની પણ ક્રમમુક્તિજ થાય છે; પણ સદ્યોમુક્તિ થતી નથી. કદાચ અહીં કોઇ શંકા કરે કે, માત્ર **त्वं** પદાર્થને જાણનારો પુરુષ, ઉપાસક નહિ હોવા છતાં તેને કેમ એ રીતે ક્રમમુક્તિનો લાભ થાય છે? આ શંકાના સમાધાનમાટે શ્રીભગવાને પોતેજ પ્રથમ કહેલું છે કેઃ–**" न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति**–હે તાત ! કલ્યાણને કરનારો કોઇ પણ માણસ દુર્ગતિને પામતો નથી." આ ન્યાય પ્રમાણે તે પુરુષ, ઉભયભ્રષ્ટ થતો નથી. વળી કઠોપનિષદ્‌માં જે સ્થળે નિષ્કલ એવા પ્રત્યગાત્માનું જ્ઞાન ધરાવનારા કેવળ યોગીનું પ્રકરણ ચાલેલું છે, તેજ સ્થળે પૂર્વોક્ત **"शतं चैका हृदयस्य नाड्यः"** એ શ્રુતિ, કહેવામાં આવેલી છે. વળી–**"वेदांतविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः। ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥"** જે પુરુષો, વેદાંતથી ઉપજેલા વિજ્ઞાનવડે જાણવાયોગ્ય પરમાત્મરૂપ અર્થમાં અતિ દઢ નિશ્ચયવાળા થયેલા છે,–

જેઓ સર્વ કર્મોનો પરિત્યાગ કરીને કેવળ બ્રહ્મનિષ્ઠારૂપ સંન્યાસયોગથી પ્રયત્ન કરવાના સ્વભાવવાળા છે અને જેઓ સંન્યાસયોગથી શુદ્ધ ચિત્તવાળા છે, તેઓ સર્વે પોતાના શરીરના પરિત્યાગસમયે જીવતાં છતાંજ બ્રહ્મરૂપ લોકમાં પરમ અમૃત(બ્રહ્મ)રૂપ થઇને દીપકના નિર્વાણની પેઠે તથા ઘટાકાશની પેઠે સર્વ તરફથી મુક્ત થાય છે.” આ શ્રુતિ પણ, નિશ્ચિત અર્થવાળા તથા **त्वं** પદાર્થનું શોધન કરનારા પુરુષોને ક્રમમુક્તિ જણાવે છે. વળી આ શ્રુતિમાં રહેલા “**सुनिश्चितार्थाः**” એ પદથી બ્રહ્મ અને આત્માની એકતાના નિશ્ચયવાળા બ્રહ્મજ્ઞ પુરુષોનું ગ્રહણ કરવાનું નથી; કારણ કે, તેવા બ્રહ્મજ્ઞ પુરુષોની કોઇપણ જાતની બ્રહ્મલોક આદિ ગતિ હોતીજ નથી, એમ “**न तस्य प्राणा उत्क्रामंति**” એ શ્રુતિમાં પ્રથમ કહેલુંજ છે; તેમજ તે પદવડે ઉપાસના કરનારા પુરુષોનું પણ ગ્રહણ કરી શકાય તેમ નથી, કારણ કે તેઓનો તો ત્યાં સંભવજ નથી; અને ઉપાસનાનો અર્થ એ થાય છે કે, અવસ્તુમાં વસ્તુબુદ્ધિ કરવી તે. જેમ દાખલાતરીકે:–શાલગ્રામમાં વિષ્ણુબુદ્ધિ કરવી; સૂત્રાત્મા, વિરાટ અને અંતર્યામીમાં આત્માની બુદ્ધિ કરવી, ઇત્યાદિનું નામ ઉપાસના કહેવાય છે. જેઓ તે શ્રુતિમાં દર્શાવ્યાપ્રમાણે “**सुनिश्चितार्थाः**”–અતિદૃઢ નિશ્ચયવાળા હોય છે તેઓ તેવા પ્રકારની ઉપાસના કરતાજ નથી;માટે તે શ્રુતિમાં દર્શાવેલા તે પદવડે શુદ્ધ **त्वं** પદાર્થના જ્ઞાનવાળા યોગીઓનુંજ ગ્રહણ કરવાનું છે; માટે જેઓ અધ્યાત્મને જાણનારા છે–એટલે કે, શુદ્ધ **त्वं** પદાર્થના જ્ઞાનવાળા છે, તેઓને બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન હોતું નથી તથા તેઓ ઉપાસક પણ હોતા નથી અને તેઓને મરણસમયે અંત્ય સાક્ષાત્કાર પણ હોતો નથી, છતાં તેઓને દેવયાનાદિ ગતિની પ્રાપ્તિ છે.

એ પ્રમાણે મરણસમયે કાર્યબ્રહ્મ અને કારણબ્રહ્મની ભાવના કરવાથીજ કેવળ તેના સ્વરૂપને પમાય છે તેમ નથી; પરંતુ આપણે જગતમાં જોઇએજ છીએ કે, કીડો જીવતાં જીવતાંજ ભાવનાના બળથી પોતે ચિંતવેલી વસ્તુના સ્વરૂપને પામે છે–એટલે કે, ભમર આદિની ભાવના કરતો કીડો ભ્રમરજ બની જાય છે. વળી યોગશાસ્ત્રમાં પણ એક વાત પ્રસિદ્ધ છે કે, મહાદેવની ભાવના કરતો નંદિકેશ્વર, એકના એક શરીરથી મહાદેવસ્વરૂપ થયો છે. તો પછી મરણસમયે કરેલી ભાવનાના બળથી બીજા શરીરમાં તે વસ્તુરૂપ બની જવાય તેમાં શી નવાઇ છે ? આ વાતનેજ દર્શાવે છે:–

**यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।**
**तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥**

હે કુંતીપુત્ર ! પુરુષ મરણસમયે જે જે ભાવનું સ્મરણ કરતાં કરતાં શરીરનો ત્યાગ કરે છે, તે તે ભાવની ભાવનાવાળો થઇને–એટલે પોતાના ભાવવાળી વસ્તુની વાસનાથી રંગાઇ જઇને તે તે ભાવને સદા પામે છે.[૬]

**तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।**
**मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयः ॥७॥**

તે માટે સર્વ સમયમાં તું મારૂં સ્મરણ કર અને યુદ્ધ કર. જો તું મારામાં મન અનેબુદ્ધિને અર્પણ કરીશ તો અવશ્ય મનેજ પામીશ.[૭]

(૬–૭) પુરુષ જે જે ભાવનું સ્મરણ કરે છે, તે તે ભાવને પામે છે, માટે તું સર્વ કાળમાં મારૂં સ્મરણ કર અને યુદ્ધ કર; કારણ કે તેમ કરવાથી મરણસમયે પણ તને મારૂં સ્મરણ રહેશે અને તું મારા સ્વરૂપને પામી જઇશ. (અહીં મૂળમાં “**युद्ध्य च**” એ સ્થળે **च**કાર મૂકેલો છે, તેથી કર્મ અને ઉપાસનાનો પણ સહયોગ જણાય છે. જેમ જ્ઞાન અને કર્મનું એકસાથે અનુષ્ઠાન કરનારા પુરુષને કર્તાપણાનો તથા અકર્તાપણાનો વિરોધ આવતો નથી, તેમ કર્મ અને ઉપાસનાનું એકસાથે અનુષ્ઠાન કરનારા પુરુષને પણ કર્તાપણાનો તથા અકર્તાપણાનો વિરોધ આવતો નથી.) વળી હે અર્જુન! અંતકાળે મારૂં સ્મરણ કરીને જો તું મારામાં તારા મનને તથા બુદ્ધિને અર્પણ કરીશ, તો અવશ્ય તું મનેજ પામી જઇશ.

એ વાતનેજ ત્રણ શ્લોકથી કહી દેખાડે છે:–

**अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।**
**परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८॥**

હે પાર્થ ! અભ્યાસના ફળરૂપ સમાધિયોગથી યુક્ત થયેલા અને બીજે સ્થળે નહિ જનારા ચિત્તવડે પરમ દિવ્ય પુરુષનું–પરમાત્માનું ચિંતન કરનારો પુરુષ, તેનેજ પામે છે.[૮]

(૮) આ શ્લોકમાં અભ્યાસ શબ્દથી–“**तत्र स्थितौ यत्नोऽभ्यासः**”–એ પાતંજલસૂત્રોક્ત અ-

ભ્યાસ ગ્રહણ થાય છે; એટલે કે ધ્યેય વસ્તુમાં ચિત્તને સ્થિર કરવામાટે વિજાતીય જ્ઞાનના આવરણવિનાના સજાતીય જ્ઞાનનો પ્રવાહ કરવારૂપ જે પ્રયત્ન તેનું નામ અભ્યાસ કહેવાય છે. તેમાં ભાવ્ય-ધ્યેય વિષય, બે પ્રકારનો હોય છેઃ-સિદ્ધ અને અસિદ્ધ. વિષ્ણુની પ્રતિમા અને વિરાટ્ આદિ સિદ્ધ ધ્યેયવિષય છે અને માનસિક પ્રતિમા આદિ અસિદ્ધ ધ્યેયવિષય છે. તેમાંના અસિદ્ધ ધ્યેયવિષયમાં, મનને પ્રતિમાના આકારે કરવું પડે છે અને પાછું તે મનને તે માનસિક પ્રતિમામાં સ્થિર કરવું પડે છે. આમ એકનાજ સંબંધમાં વિષયનો ભેદ હોવાથી તેમાં બમણો પ્રયત્ન કરવો પડે છે; પણ સિદ્ધ ધ્યેયવિષયમાં તો કેવળ ચિત્તને સ્થિર કરવારૂપ એકજ પ્રયત્ન કરવો પડે છે.

જેમ સ્વભાવથી સ્વચ્છ એવો સ્ફટિકમણિ, જાસુંદીના પુષ્પના રંગથી લાલ બને છે અને તેમાં લાલાશનો આરોપ થાય છે. પછી તે આરોપ જ્યારે પ્રબળ થાય છે, ત્યારે તેના તેજ સ્ફટિકમાં સ્ફટિકબુદ્ધિનો નાશ થતાં પદ્મરાગમણિની બુદ્ધિનો ભ્રમ થાય છે; અને તે પદ્મરાગમાં પણ ચંદ્રિકાનો સંબંધ થતાં ઇંદ્ર-નીલબુદ્ધિનો ભ્રમ થાય છે. વળી તે ચંદ્રિકાના સંબંધમાંજ તેજ સમયે જો તે મણિ કંઇક દૂર પ્રદેશમાં રહેલો હોય તો તેમાં વળી સામાન્ય પથ્થરબુદ્ધિનો ભ્રમ થાય છે. આવી રીતે ઉત્તરોત્તર ભ્રમના ક્રમથી શુદ્ધ એવો એકનો એકજ સ્ફટિકમણિ પાંચ પ્રકારનો થાય છે. એજ પ્રમાણે સ્વભાવથી શુદ્ધ એવું ચૈતન્ય માયાના સંબંધથી ઈશ્વરરૂપે થાય છે. તે માયાની જ્યારે પ્રબળતા થાય છે, ત્યારે ઈશ્વરપણાના અંશનો નાશ થતાં તેજ ચૈતન્યમાં સૂત્રાત્માનો ભ્રમ થાય છે અને સૂત્રાત્મામાં પણ જ્યારે અજ્ઞાનની દૃઢતા થાય છે, ત્યારે વિરાટ્‌નો ભ્રમ થાય છે; અને તે અજ્ઞાન, જ્યારે અતિ દૃઢ થઇ જાય છે, ત્યારે તે વિરાટ્‌ના એક ભાગરૂપ શરીર વગેરે પદાર્થોમાં પણ આત્માની ભ્રાંતિ થાય છે. તેમાં વળી જેમ, ઘડાની અંદર રહેલો દીવો, માત્ર ઘડાનેજ પ્રકાશિત કરે છે અને જ્યારે તે દીવો ઘડાના મોં આગળ જરા બહાર નીકળે છે, ત્યારે પોતાની કાંતિના સંબંધમાં આવેલા પદાર્થોને પ્રકાશિત કરે છે; પણ જ્યારે તે દીવો સંપૂર્ણતાથી બહાર નીકળે છે, ત્યારે ઘરની અંદર રહેલા સમગ્ર પદાર્થોને પ્રકાશિત કરે છે, તેમજ દેહની અંદર રહેલું ચૈતન્ય, માત્ર દેહનેજ પ્રકાશિત કરે છે; ચક્ષુ આદિ દેહનાં છિદ્રમાંથી જ્યારે બહાર નીકળે છે, ત્યારે પાસે રહેલારૂપાદિક વિષયોને પ્રકાશિત કરે છે; પણ જ્યારે ગુરુએ કહેલી યુક્તિ પ્રમાણે સંપૂર્ણ રીતે દેહમાંજ કરાયલી આત્મબુદ્ધિના અભિમાનનો ત્યાગ થાય છે, ત્યારે તે ચૈતન્ય અમાપ થઇને સમગ્ર વિરાટ્ આત્માને પ્રકાશિત કરે છે. આ વાતને બીજા બહારના ગ્રંથોમાં પણ કહેલી છે. જેમકેઃ-

**"मणिहुतवहतारा सोमसूर्यादयोऽपि ।**
**क्षितिविषयमिहाल्पं बाह्यमुद्योतयंति ॥**
**सहजलयसमुत्थं द्योतयेज्ज्योतिरंता ।**
**त्रिभुवनमपि सूक्ष्मस्थूलभेदक्रमेण ॥"**

મણિ, અગ્નિ, તારાઓ, ચંદ્ર અને સૂર્ય-એ બધા ઉત્તરોત્તર અધિક તેજવાળા પદાર્થો, પૃથ્વીસંબંધી અલ્પ અને બાહ્ય પદાર્થોનેજ પ્રકાશિત કરે છે; પણ સ્વાભાવિક એવા દેહાભિમાનનો લય થતાં જે જ્યોતિ ઉત્પન્ન થાય છે, તે તો સૂક્ષ્મ અને સ્થૂલ પદાર્થોના ભેદના ક્રમપૂર્વક સમગ્ર ત્રિભુવનને પ્રકાશિત કરે છે," કારણ કે આ જગતમાં જે કંઈ દૃશ્ય જોવામાં આવે છે; તે બધું સંકલ્પથીજ ઉત્પન્ન થયેલું છે અને પરમાત્માની દૃષ્ટિમાત્રાથીજ બનેલું છે. તે ઈશ્વરના સંકલ્પની પહેલાં આ સર્વ દૃશ્યમાન પ્રપંચ હતોજ નહિ. શ્રુતિ પણ કહે છેઃ-"**स यदि पितृलोककामो भवति संकल्पादेवास्य पितरः समुत्तिष्ठंति**-તે જો પિતૃલોકની ઇચ્છાવાળો થાય છે, તો એને સંકલ્પમાત્રમાં પિતૃઓ આવી મળે છે." આ શ્રુતિ, સર્વ સંકલ્પથી થયેલું છે, એમ દર્શાવે છે. વળીઃ-"**दोषनिमित्तं रूपादयो विषयाः संकल्पकृताः**-રાગાદિ દોષના કારણરૂપ જે રૂપ વગેરે વિષયો, તે પરમાત્માના સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે." આ અક્ષપાદનું સૂત્ર પણ સર્વને સંકલ્પથી થયલું કહે છે.

તે રીતે ઉપાસકને જ્યારે વિરાટ્ આત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે તે માને છે કેઃ-"આ સર્વ હુંજ છું અને આજ મારો પરમ લોક છે." જોકે એ પ્રમાણેનો તે ઉપાસકે ગ્રહણ કરેલો અહંભાવ, વસ્તુતત્ત્વની અપેક્ષાએ તો કેવળ ભ્રાંતિરૂપજ છે, તોપણ તે અહંભાવ, સ્વાભાવિક એવા દેહપરના અહંભાવ કરતાં સત્ય સ્વરૂપવાળો છે. જેમ સ્ફટિકની અંદર સામાન્ય પથ્થરની

બુદ્ધિ કરતાં ઇંદ્રનીલમણિની બુદ્ધિ થવી તે ભ્રાંતિરૂપ હોવા છતાં કંઇક અંશે શ્રેષ્ઠ છે, તેમજ પૂર્વોક્ત વિરાટ્‌ની ઉપાસનાવાળા યોગીને થયેલો અહંભાવ દેહપરના અહંભાવ કરતાં ઉત્તમ છે.

હવે જેમ સ્ફટિકમણિપર લક્ષ્યપૂર્વક સ્થાપેલી દૃષ્ટિ, ઉત્તરોત્તર વાસ્તવિક જ્ઞાનની વૃદ્ધિ થતાં ઇંદ્રનીલમણિની બુદ્ધિનો ત્યાગ કરી પદ્મરાગમણિની બુદ્ધિને ધારણ કરે છે અને પછીથી તે પદ્મરાગ બુદ્ધિનો પણ ત્યાગ કરીને લાલ સ્ફટિકમણિની બુદ્ધિને પામે છે અને છેવટે તે ભ્રાંતિથી દેખાતી રતાશનો પણ બાધ કરીને શુદ્ધ સ્ફટિકમણિને જાણે છે, તેમજ ગુરુએ ઉપદેશેલી યુક્તિ પ્રમાણે પ્રત્યગાત્મામાં સ્થાપેલું મન, તે પ્રત્યગાત્માના બાહ્ય બાહ્ય રૂપનો ત્યાગ કરીને આંતર આંતર રૂપમાં સ્થિર થતું જાય છે અને છેવટે છેલ્લામાં છેલ્લા શુદ્ધ સ્વરૂપને પામીને તે મન, તે શુદ્ધ સ્વરૂપમાં પોતાની મેળેજ લય પામે છે. કહ્યું છે કેઃ—"**येन त्यजसि तत्त्यज**—જે મનથી તું વિરાટ્ સૂત્રાત્મા આદિના ભાવને ત્યજે છે, તે—મનનો પણ તું છેવટે ત્યાગ કર."

એ પ્રમાણે કેવળ વ્યવહારદૃષ્ટિથીજ સિદ્ધ વિષયરૂપ એવા વિરાટ્, સૂત્રાત્મા અને અંતર્યામી વગેરેમાં મનને સ્થિર કરવામાટે જે પ્રયત્ન કરાય તેનું નામ અભ્યાસ કહેવાય છે; અને તે અભ્યાસના ફળરૂપ એવો જે યોગ, તેનું નામ સમાધિ કહેવાય છે—એટલે કે, ધ્યાન કરવા યોગ્ય વસ્તુમાં મનની જે સ્થિરતા તે સમાધિ છે. તે આ સમાધિના ગુણથી યુક્ત થયેલા અને તે કારણથીજ અન્ય સ્થળે નહિ જનારા ચિત્તવડે, સર્વથી ઉત્તમ, સમગ્ર દોષોથી રહિત તથા સર્વ પાપોને બાળનાર પ્રકાશમાન પરમ પુરુષનું, "હુંજ સર્વાત્મા ભગવાન વાસુદેવ છું" એ રીતના આચાર્યના ઉપદેશપૂર્વક ચિંતન કરતો યોગી, હે પાર્થ ! નદી જેમ પોતાનાં નામરૂપનો ત્યાગ કરીને સમુદ્રને પામે છે, તેમ તે પરમ પુરુષનેજ પામે છે. આ વાતનેજ શ્રુતિ કહે છેઃ—"**यथा नद्यः स्यंदमानाः समुद्रेऽस्तं गच्छंति नामरूपे विहाय ॥ तथा विद्वान् पुण्यपापे विधूय परात्परं पुरुषमुपैति दिव्यम् ॥**

જેમ ગંગા વગેરે નદીઓ વહેતી વહેતી સમુદ્રને પામીને નામરૂપનો ત્યાગ કરી દઇ, તે સમુદ્રમાં અસ્ત થાય છે, તેમ જ્ઞાનીપુરુષ પણ, અવિદ્યાએ કરેલા નામરૂપનો સારી રીતે ત્યાગ કરીને તથા પુણ્યપાપનો નાશ કરીને સૂત્રાત્માથી શ્રેષ્ઠ એવા સ્વયંપ્રકાશ પરમ પુરુષને પામે છે.

એ પ્રમાણે ઉપાસનાનું સ્વરૂપ કહીને હવે ભગવાન શ્રીકૃષ્ણ, ઉપાસના કરવા યોગ્ય વસ્તુનું સ્વરૂપ કહે છેઃ—

**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः। सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९॥ प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव। भ्रुवोर्मध्ये प्राणमावेश्यसम्यक् स तं परं पुरुषमुपैतिदिव्यम्**

ભક્તિયુક્ત થયેલો જે પુરુષ, મરણસમયે, અચળ મનવડે,યોગબળથી યુક્ત થઇને તથા બે ભ્રમરની વચ્ચે પ્રાણવાયુને સારી રીતે સ્થાપીને સર્વજ્ઞ, પુરાણ, સર્વનું શાસન કરનાર, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, સર્વ કર્મના ફળદાતા, અચિંત્યસ્વરૂપ, સૂર્યસમાન તેજસ્વી તથા અવિદ્યાથી પર પરમ દિવ્ય પુરુષનું સ્મરણ કરે છે, તે પુરુષ તે પરમાત્માનેજ પામે છે.૯–૧૦

(૯–૧૦) પરબ્રહ્મ પરમાત્મા સર્વજ્ઞ છે, પુરાણ એટલે અતિ પ્રાચીન કાળના છે, સર્વનું શાસન કરનારા છે—અર્થાત્ જગતના અંતર્યામી છે, આકાશ વગેરે સૂક્ષ્મ પદાર્થોના કરતાં પણ અતિસૂક્ષ્મ છે, સર્વ પ્રકારનાં કર્મોનાં ફળને વિભાગ પ્રમાણે આપનારા છે, અચિંત્ય સ્વરૂપવાળા છે—અર્થાત્ સર્વ સ્થળે સ્થિતિવાળા છે છતાં કોઇ એકજ તે પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. વળી સૂર્યની પેઠે નિત્ય પ્રકાશસ્વરૂપ કાંતિવાળા છે—અર્થાત્ સર્વ જગતના પ્રકાશક છે અને દેહ, ઈંદ્રિય વગેરે અનાત્મા પદાર્થોપર આત્મસ્વરૂપના અભિમાનને કરાવનારી જે અવિદ્યા તેથી પર છે. સારાંશ કે, જ્યાંસુધી દેહાભિમાન હોય છે, ત્યાંસુધી પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી; પણ જ્યારે યોગની યુક્તિથી તે દેહાભિમાનનો ત્યાગ થઇ જાય છે, ત્યારે તે દેહની અંદરજ પરમાત્માનો આપોઆપ સાક્ષાત્કાર થાય છે.

યોગીએ પૂર્વોક્ત લક્ષણવાળા પરમાત્માનું અચળ મનવડે એટલે બીજી વૃત્તિઓથી રહિત

થયેલા મનવડે સ્મરણ કરવું અને ભગવાન વાસુદેવને વિષે પૂજ્યબુદ્ધિરૂપ ભક્તિવડે યુક્ત થવું તથા મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાનો નિરોધ કરવો–અર્થાત્ તે સર્વ ક્રિયાઓને યોગથી હૃદયકમળમાં વશ કરવી.

એ રીતના યોગબળથી યુક્ત થયેલો યોગી, મધુમતી આદિ ભૂમિકાઓના જયના ક્રમથી પ્રથમજ મૂલાધારથી આરંભી બ્રહ્મરંધ્ર સુધીનાં આંતરિક સ્થાનોમાં ચઢાવવાના તથા ઉતારવાના ક્રમથી પવનનો સંચાર કરી, મરણસમયે બે ભ્રમરોના મધ્યમાં રહેલા આજ્ઞાચક્રમાં, સુષુમ્ણા નાડીદ્વારા મૂલાધારમાંથી ખેંચીને પ્રાણનું સ્થાપન કરે. એ આજ્ઞાચક્રમાં પ્રાણને સ્થાપવાનું પ્રયોજન એ છે કે, તેથી યોગીને બીજા પદાર્થોનું વિસ્મરણ થઇ જાય છે અને કેવળ દિવ્ય પુરુષનું ચિંતનજ રહે છે; પણ તે દિવ્ય પુરુષનું ચિંતન, જ્યારે તે પ્રાણવાયુને આજ્ઞાચક્રમાંથી ઉપર લઇ જવામાં આવે છે ત્યારે રહેતું નથી; કારણ કે તે સ્થિતિમાં મન મૂર્ચ્છાને પામી જાય છે; માટે જે સમયે આજ્ઞાચક્રમાં પ્રાણવાયુની સ્થિતિ હોય છે, તે અવસ્થામાંજ સત્ય જ્ઞાન સંપાદન કરી લેવું અને ત્યાર પછી દેવયાનાદિ માર્ગના વિભાગથી જૂદાં જૂદાં સ્થાનપ્રત્યે લઇ જનારા દિવ્ય પુરુષનું તથા પ્રાપ્ત કરવા યોગ્ય સ્થાનનું તેની અંદરજ સ્મરણ કરવું.

જ્યારે યોગી, ભ્રમરના મધ્યભાગમાંથી ઊર્ધ્વ નાડીદ્વારા પોતાના પ્રાણવાયુને ઉપર લઇ જાય છે, ત્યારે તે પ્રાણ, છૂટેલાં બાણની પેઠે બ્રહ્માંડરૂપ ખર્પર ( કપાલ–ખપ્પર ) ને ભેદી નાખીને આગળ ચાલુ થાય છે; એટલે પછી પૂર્વોક્ત સ્મરણની વાસનાથી વાસિત થયેલું તે યોગીનું મન, પ્રાપ્ત થયેલી વૃત્તિવાળું થઇને પૂર્વસંસ્કારના પ્રબળપણાથી તથા યોગના માહાત્મ્યથી, દિવ્ય ઉપાધિથી યુક્ત અને દેવયાનાદિ વિભાગ દેવતાઓથી પૂજાતાં ઉત્તરોત્તર સ્થાનપ્રત્યે ગતિવાળું થાય છે અને દિવ્ય પુરુષના સંબંધવાળું થયેલું તે યોગીનું મન, તે દિવ્ય પુરુષદ્વારા ઇચ્છિત સ્થાનને પ્રાપ્ત થાય છે તથા આત્માનો સાક્ષાત્કાર કરે છે. આટલા બધા આશયને મનમાં લાવીને અહીં કહેલું છે કે, બે ભ્રમરની વચ્ચે પ્રાણવાયુને સારી રીતે સ્થાપવો. એ પ્રમાણે કરીને તે યોગી, કવિ, સર્વજ્ઞ, પુરાણ આદિ પૂર્વોક્ત લક્ષણવાળા, સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા અને નારાયણ શબ્દથી પ્રતિપાદન કરવા યોગ્ય એવા હિરણ્યગર્ભ નામના પરમ પુરુષને પ્રાપ્ત થાય છે–અર્થાત્ તેના લોકમાં જાય છે.

પૌરાણિકો, જે પ્રમાણે બ્રહ્મલોક, વિષ્ણુલોક અને રુદ્રલોકની ઉપર ઉપર કલ્પના કરે છે, તે પ્રમાણે વેદાંતીઓની કલ્પના હોતી નથી; પરંતુ વેદાંતીઓ તો એમ માને છે કે, સર્વ લોકનો, હિરણ્યગર્ભ નામના સત્યલોકમાંજ સમાવેશ થાય છે અને તે હિરણ્યગર્ભ લોક સુધીની પ્રાપ્તિ, ઉપાસનારૂપ કર્મની અતિ ઉત્તમતા છે. આ વાત, બૃહદારણ્યક ઉપનિષદ્‌માં તથા તે ઉપનિષદ્‌પરનાં ભાષ્યમાં સ્પષ્ટ છે, માટે ત્યાં જોવું.

બે ભ્રમરના મધ્યભાગમાં રહેલા આજ્ઞાચક્રમાં પ્રાણવાયુને સ્થાપવાનું કહ્યું; પણ તે પ્રાણવાયુનું સ્થાપન કર્યા પહેલાં શું કરવું અને સ્થાપન કર્યા પછી શું કરવું, એ વાતને હવે પછી કહેશે; પણ તેમાં પ્રથમ પ્રતીક રૂપે ચિંતન કરવા યોગ્ય ૐકારનાં વાચ્ય અને વાચકના અભેદને કહેવાની ઇચ્છાથી તેનાં વખાણ કરે છેઃ—

**यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥**

વેદવેત્તાઓ જે પ્રણવ નામના અક્ષરને(ૐકારને) વેદના આરંભમાં કહે છે, રાગથી રહિત થયેલા સંન્યાસીઓ, જે પ્રણવને પ્રતિમાની પેઠે પ્રતીકરૂપે શરણ કરે છે અને જે પ્રણવને ઇચ્છનારા યતિઓ, બ્રહ્મચર્ય પાળે છે, તે પ્રણવરૂપ સ્થાન હું તને સંક્ષેપમાં કહીશ. ૧૧

(૧૧) વેદને જાણનારા મહર્ષિઓ પ્રણવ નામના જે અક્ષરને વેદના આરંભમાં ભણે છે, અથવા વેદવેત્તાઓ–ઉપનિષદ્‌ને જાણનારા મહાત્માઓ જે ૐકાર કહેવાતા બ્રહ્મને અવિનાશી કહે છેઃ–જેમકે, "**एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंत्यस्थूलमनण्वह्रस्वमदीर्घम्**"-યાજ્ઞવલ્કયે કહ્યુંઃ–હે ગાર્ગિ ! તે અવિનાશી પરબ્રહ્મને બ્રહ્મવેત્તાઓ, સ્થૂલ, અણુ, હ્રસ્વ અને દીર્ઘથી ભિન્ન કહે છે–રહિત કહે છે; જે પ્રણવને (ૐકારને) વીતરાગ સંન્યાસીઓ બ્રહ્મના પ્રતિનિધિતરીકે શરણ કરે છે, અથવા જે અવિનાશી બ્રહ્મમાં ગયેલા રાગવાળા યત્નશીલ સંન્યાસીઓ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ

થતાં પ્રવેશ કરે છે અને જે અક્ષરને ( પ્રણવને અથવા તો પરબ્રહ્મને ) જાણવાની ઈચ્છા કરતા યતિઓ બ્રહ્મચર્યનું અનુષ્ઠાન કરે છે, તે ત્રણ વર્ણવાળા ૐકારરૂપ પદને અથવા તો તારે પ્રાપ્ત કરવા યોગ્ય અવિનાશી પરબ્રહ્મને હું તને કહીશ. ( આ પ્રમાણે અહીં વાચ્ય–પરબ્રહ્મ અને વાચક–ૐકારનો અભેદ, શ્રુતિની છાયાથી જણાય છે.) જેમ કે, કઠોપનિષદ્‌માં નચિકેતાએ યમરાજાપ્રત્યે પ્રશ્ન કર્યો છે કે,–"**अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ॥ अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥**" હે ભગવન્! જો હું આપનો યોગ્ય શિષ્ય છું અને જો આપ મારાપર પ્રસન્ન થયા છો, તો શાસ્ત્રોક્ત ધર્મ, તેનું ફળ અને તેનાં સાધનો તેથી ભિન્ન, શાસ્ત્રે નિષેધ કરેલા અધર્મથી પણ ભિન્ન, કાર્ય અને કારણથી પણ ભિન્ન, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનથી પણ ભિન્ન તેમજ સર્વ વ્યવહારોથી પણ ભિન્ન એવી જે વસ્તુને આપ જાણો છો, તે વસ્તુ મને કહો. ( આમ પ્રશ્ન કરનાર નચિકેતાપ્રત્યે, પૂછેલી વસ્તુ–બ્રહ્મના અન્ય વિશેષણને કહેવાની ઈચ્છાવાળા યમરાજાએ કહ્યું કેઃ–**सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति। यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीमि–"ओमित्येयत्"**– " સર્વ વેદો એટલે વેદના એક ભાગરૂપ શ્રુતિઓ, પ્રાપ્ત કરવા યોગ્ય એવા જે પદનું મતભેદવિના પ્રતિપાદન કરે છે અને સર્વ તપો–એટલે કર્મો, ચિત્તશુદ્ધિદ્વારા જેની પ્રાપ્તિને માટે છે તથા જેને ઈચ્છનારા પુરુષો તેની પ્રાપ્તિને માટે જીવનપર્યંત ગુરુકુળમાં વાસ કરવારૂપ નૈષ્ઠિક બ્રહ્મચર્યને અથવા બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતાંસુધી ગુરુસમીપ વાસ કરવારૂપ બ્રહ્મવિદ્યાના અંગભૂત બ્રહ્મચર્યને આચરે છે, તે પદ હું તને સંક્ષેપમાં કહું છું આ પદ ૐકારથી કહેવાતું તથા ૐકારરૂપ પ્રતિનિધિવાળું છે. જે શબ્દનું ઉચ્ચારણ કરવાથી જે વસ્તુ સ્ફુરે છે, તે તેનું વાચ્ય છે. એકાગ્ર ચિત્તવાળા પુરુષોને ૐકારનો વિચાર કરવાથી વિષયના સંબંધથી રહિત એવું જે જ્ઞાન સ્ફુરે છે, તે તેનું વાચ્ય છે, તેથી ૐકારનો આશ્રય કરીને "તેનું વાચ્ય–બ્રહ્મ હું છું" એમ યોગીઓ ધ્યાન કરે છે; પણ જેઓ તેવું ધ્યાન કરવામાં અસમર્થ છે, તેઓ તે બ્રહ્મના પ્રતિનિધિરૂપ ૐકારવિષે જ બ્રહ્મદૃષ્ટિ કરે છે. ધ્યેય વસ્તુના સ્વરૂપનું ગ્રહણ નહિ થતાં તે ધ્યેય વસ્તુની ભાવનાથી શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે જે બીજી વસ્તુનું ધ્યાન કરવામાં આવે તે વસ્તુ પ્રતીક કહેવાય છે. અહીં સગુણ અથવા નિર્ગુણ બ્રહ્મનાં સ્વરૂપનું ગ્રહણ નહિ થતાં "આ ૐકાર અક્ષર–બ્રહ્મ છે" આમ તેની ભાવનાથી ૐકારનું ધ્યાન કરવામાં આવે છે, માટે તે ૐકાર બ્રહ્મના પ્રતિનિધિરૂપે છે."

કહેવાનું એ છે કે, ૐકારને બ્રહ્મનાં પ્રતીક તરીકે કલ્પીને તેદ્વારા સગુણ અથવા નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત કરવું. આ વાતનેજ બીજી શ્રુતિમાં દર્શાવેલી છે. જેમકે, પ્રશ્નોપનિષદ્‌માં શિબિ ઋષિના પુત્ર સત્યકામે, પિપ્પલાદ નામના મુનિને પ્રશ્ન કર્યો છે કે, હે ભગવન્! ૐકારની ઉપાસના, હૃદયાકાશ આદિની ઉપાસનાની પેઠે શું અપરબ્રહ્મ–સગુણ બ્રહ્મની પ્રાપ્તિનું સાધન છે? કે પરબ્રહ્મ–નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિનું સાધન પણ છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન પિપ્પલાદ મુનિ, સત્યકામને કહે છે કે, "**एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोङ्कारः**–હે સત્યકામ! આ ૐકાર તે પરબ્રહ્મ અને અપરબ્રહ્મરૂપજ છે." આમ ઉપક્રમ કરીને વળી પણ તે પિપ્પલાદ મુનિએ કહ્યું છે કેઃ– "**तस्मादेवं विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति**"– માટે એ ૐકારને પરબ્રહ્મ અને અપરબ્રહ્મતરીકે જાણનારો વિદ્વાન પુરુષ, શાલગ્રામની પેઠે એ ૐકારરૂપ પ્રતીકદ્વારાજ પરબ્રહ્મને અથવા તો અપરબ્રહ્મને પામે છે.

સારાંશ એ છે કે, મંદ અને મધ્યમ બુદ્ધિના અધિકારીઓને, પરબ્રહ્મના વાચકરૂપે અને પ્રતીકરૂપે ૐકારની ઉપાસના કરતાં કરતાં તે ઉપાસના જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે મુક્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે.

હવે એ ભ્રમરના મધ્યભાગમાં પ્રાણવાયુને કેવી રીતે સ્થાપન કરવું, એ વાતને કહે છેઃ–

**सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्ध्य च।**
**मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम्॥**

**સર્વ ઇંદ્રિયોને વશ કરીને, મનને હૃદયમાં રૂંધીને તથા પોતાના પ્રાણવાયુને બે ભ્રમરવચ્ચે સ્થાપીને યોગશાસ્ત્રમાં કહેલી માનસિક ધારણાનું અનુષ્ઠાન કરવું. ૧૨**

(૧૨) શબ્દાદિ વિષયોને ગ્રહણ કરવામાં દ્વારભૂત સર્વ ઇંદ્રિયોને નિયમિત કરીને તથા

મનને હૃદયમાં રૂંધીને તેઓની કંચુકરૂપ પ્રાણવાયુને મસ્તકમાં રહેલી સુષુમ્ણા નાડીદ્વારા બે ભ્રમરના મધ્યભાગમાં રહેલા આજ્ઞાચક્રમાં સ્થાપીને પછીથી યોગશાસ્ત્રમાં કહેલી કોઇ માનસિક પ્રદેશ સંબંધી ધારણાનું અનુષ્ઠાન કરવું.

બે ભ્રમરવચ્ચેના આજ્ઞાચક્રમાં પ્રાણને સ્થાપીને પછી શું કરવું તે કહે છેઃ—

**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥**

ૐકારરૂપ એક અક્ષર બ્રહ્મનું ઉચ્ચારણ કરતો તથા મારૂં સ્મરણ કરતો જે પુરુષ, દેહને ત્યજીને પ્રયાણ કરે છે, તે પુરુષ પરમ ગતિને પામે છે.[૧૩]

(૧૩) ૐકારરૂપ એકાક્ષર પરબ્રહ્મનું ઉચ્ચારણ કરતો તથા બ્રહ્મરૂપ એવા મારૂં સ્મરણ કરતો જે સાધક, દેહનો ત્યાગ કરીને પ્રયાણ કરે છે, તે પરમ ગતિને પામે છે. દાખલાતરીકે:-જે કોઇ મનુષ્ય દેવદત્તનું સ્મરણ કરીને તેના નામનું ઉચ્ચારણ કરે છે, તેને દેવદત્ત સામીપ્ય કરે છે; તેમજ પરબ્રહ્મનું નામોચ્ચારણપૂર્વક જે પુરુષ સ્મરણ કરે છે, તેને પરબ્રહ્મ પણ સામીપ્ય કરે છે. એ રીતે બ્રહ્મનું સામીપ્ય થતાં દેહનો ત્યાગ કરનાર સાધક, મરણ પામીને ઊર્ધ્વ નાડીદ્વારા ઉંચે ગતિ કરે છે અને બ્રહ્મના સામીપ્યરૂપ પરમ ગતિને પામે છે—અર્થાત્ બ્રહ્મલોકની પ્રાપ્તિદ્વારા તે પુરુષ, શુદ્ધ પરબ્રહ્મનેજ પ્રાપ્ત થાય છે. શ્રુતિ પણ તે પરબ્રહ્મના પ્રકરણમાં કહે છેઃ—"**एषाऽस्य परमा गतिरेषाऽस्य परमा संपदेषोऽस्य परमानंदः**"—એ બ્રહ્મજ્ઞ-પુરુષની એ પરમ ગતિ છે, એજ પરમ સંપત્તિ છે અને એજ પરમ આનંદ છે.

હે અર્જુન ! તું એમ ન માનીશ કે, મરણસમયે તેવી બુદ્ધિ થવી દુર્લભ છે; તે કહે છે કેઃ—

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥**

હે પાર્થ ! નિરંતર અન્ય સ્થળે ચિત્ત નહિ રાખનારો જે પુરુષ,દીર્ઘકાળસુધી મારૂં સ્મરણ કરે છે, તે યોગીઓના આવશ્યક નિયમોમાં સાવધાન રહેનાર યોગીને હું સુલભ છું.[૧૪]

(૧૪) હે પાર્થ ! બીજે કોઇ પણ સ્થળે ચિત્તને નહિ રાખીને નિરંતર દીર્ઘકાળસુધી—અર્થાત્ જ્યાંસુધી જીવે ત્યાંસુધી આદરપૂર્વક જે મારૂં સ્મરણ કરે છે, તે યોગીઓને આવશ્યક એવા આહાર, વિહાર, યમ, નિયમ વગેરેમાં સાવધાન રહીને યોગાનુષ્ઠાન કરનાર પુરુષને હું સુલભ છું—અર્થાત્ તેવા પુરુષને મારો લાભ થાય એમાં કંઇ મોટી વાત નથી.

તમારો લાભ થતાં પણ શું થઇ જવાનું હતું? આના ઉત્તરમાં શ્રીભગવાન કહે છે:—

**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।**
**नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥**

મને પામીને પરમસિદ્ધિને પામેલા મહાત્માઓ, દુઃખના સ્થાનરૂપ એવા નાશવંત જન્મને પુનઃ પ્રાપ્ત થતા નથી.[૧૫]

(૧૫) યોગથી ચિત્તનો જય કરનાર મહાત્મા પુરુષો, બ્રહ્મલોકસુધી પહોંચીને મહાપ્રલયસમયે મોક્ષને પામે છે, એટલા માટે મારા સામીપ્યથી તેઓનો મોક્ષ નથી થયો છતાં મોક્ષ થયોજ છે, એમ માનવામાં આવે છે. આવા હેતુથી તેઓનો દુઃખના સ્થાનરૂપ પુનર્જન્મ થતોજ નથી; કારણ તે પુનર્જન્મ અશાશ્વત છે—અતિ તુચ્છ છે, માટે તેઓનો તો બ્રહ્મલોકમાં ગયા પછી તે બ્રહ્માની સાથે મોક્ષજ થાય છે. આ વાતનેજ સ્મૃતિ કહે છેઃ—

**ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।**
**परस्यांते कृतात्मानः प्रविशंति परं पदम् ॥**

બ્રાહ્મપ્રલય પ્રાપ્ત થતાં જ્યારે બ્રહ્માનો પણ નાશ થાય છે, ત્યારે તે બધા પુણ્યશાળી મહાત્માઓ બ્રહ્માની સાથે પરમ પદને પામે છે.

જો તમારો લાભ ન થાય? તો શું થાય? આનો ઉત્તર કહે છેઃ—

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥**

હે અર્જુન! બ્રહ્મલોકસુધીના સર્વ લોકો, પુનર્જન્મ પામનારા છે; પણ હે કુંતીપુત્ર! મને પામીને તો પુનર્જન્મ રહેતોજ નથી.[૧૬]

(૧૬) હે અર્જુન ! બ્રહ્મલોકસુધીના સર્વ લોકો તે બ્રહ્મલોકની સાથે ફરી ફરીને જન્મ લેવાના સ્વભાવવાળા છે; પણ મને પામીને તો પુનર્જન્મ રહેતોજ નથી.

અહીં આ પ્રમાણે વ્યવસ્થા સમજવાની છે

કેઃ—જેઓ,ક્રમમુક્તિરૂપ ફળવાળી દહર આદિ વિદ્યાઓથી બ્રહ્મલોકને પામેલા છે તેઓ તો ત્યાંજ જ્ઞાન સંપાદાન કરીને બ્રહ્માની સાથે મુક્ત થાય છે; પણ જેઓ પંચાગ્નિ આદિ વિદ્યાઓથી બ્રહ્મલોકમાં ગયેલા છે, તેઓને પરમેશ્વરનું ઉપાસન નહિ કરેલું હોવાથી પુનર્જન્મ સ્વીકારવો પડે છે.

એ પ્રમાણે પુનર્જન્મને પામનારા પુરુષોના સમયનું માપ કહે છેઃ—

**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः॥१७॥**

રાત્રિદિવસના માપને જાણનારા મનુષ્યો, બ્રહ્માના દિવસને ચારહજાર યુગનો જાણે છે તથા રાત્રિને પણ ચારહજાર યુગની જાણે છે.[૧૭]

(૧૭) અહીં શ્લોકમાં દર્શાવેલો **યુગ** શબ્દ ચાર યુગનો પર્યાય છે; કારણ કે પુરાણોમાં જોવામાં આવે છે કેઃ—"**चतुर्युगसहस्रं तु ब्रह्मणो दिनमुच्यते**—ચાર હજાર યુગનો બ્રહ્માનો દિવસ થાય છે."

બ્રહ્માના દિવસમાં તથા રાત્રિમાં શું બને છે તે કહે છેઃ—

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।**
**रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥**

જ્યારે બ્રહ્માનો દિવસ આવે છે ત્યારે અવ્યક્તમાંથી સર્વ વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે; અને જ્યારે બ્રહ્માની રાત્રિ પડે છે, ત્યારે સર્વ વ્યક્તિઓ તે અવ્યક્તમાંજ લય પામે છે.[૧૮]

(૧૮) અહીં બ્રહ્માના રાત્રિદિવસમાં દરરોજ થનારી સૃષ્ટિ અને પ્રલયની વાત ચાલે છે; માટે અહીં મૂળમાં રહેલા "**अव्यक्त**" શબ્દથી આકાશ વગેરેનું કારણ જે અવ્યાકૃત—મૂળપ્રકૃતિ તેનું ગ્રહણ કરવાનું નથી; કારણ કે તે દરરોજના સૃષ્ટિપ્રલયમાં તો આકાશ વગેરે પદાર્થો હયાત હોય છે; માટે અહીં "**अव्यक्त**" શબ્દથી બ્રહ્માની નિદ્રાવસ્થાનું ગ્રહણ થાય છે. આ શ્લોકનો ભાવ આ પ્રમાણે છેઃ—જ્યારે પ્રજાપતિ બ્રહ્મા, નિદ્રાવસ્થામાં હોય છે, ત્યારે તેમણે કલ્પેલો આ સર્વ સ્થાવરજંગમ પ્રપંચ, તેમની રાત્રિ પડતાં તે બ્રહ્માના અવ્યાકૃત નામના અજ્ઞાનમાં લય પામે છે અને જ્યારે તે બ્રહ્માની જાગ્રત અવસ્થાવાળો દિવસ થાય છે, ત્યારે પુન તે પ્રપંચ તે અજ્ઞાનમાંથીજ પ્રકટ થાય છે. એજ પ્રમાણે દૃષ્ટિસૃષ્ટિ ન્યાયથી આપણે કલ્પી કાઢેલે આ સર્વ આકાશ વગેરે પ્રપંચ, આપણી સુષુપ્તિ અવસ્થામાં લય પામે છે અને આપણી જાગ્ર અવસ્થામાં પૂર્વની પેઠે પ્રકટ થાય છે.

હવે કરેલાં કર્મોના નાશરૂપ તથા નહિ કરેલ કર્મોની પ્રાપ્તિરૂપ દોષને દૂર કરવામાટે અને બંધ મોક્ષને સૂચવનારાં શાસ્ત્રોની પ્રવૃત્તિને સફળ કરવ માટે તથા અર્જુનને વૈરાગ્ય ઉત્પન્ન કરવામાટે અવિદ્યા આદિને લીધે પરવશ થયેલાં આ સર્વ પ્રાણીઓ વારંવાર ઉત્પન્ન થઇ થઇને વારંવાર લ પામે છે, એ વાતને ભગવાન કહે છેઃ—

**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।**
**रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे॥१९**

હે પાર્થ! એ રીતે આ સર્વ પ્રાણીસમુદાય બ્રહ્માનો દિવસ થતાં ઉત્પન્ન થઇ થઇને રાત્રિ પડ લય પામ્યા કરે છે; કારણ કે તે પ્રાણીસમુદા અવિદ્યાને લીધે પરાધીન થયેલો હોય છે અ તેથીજ વારંવાર ઉત્પન્ન થયા કરે છે.[૧૯]

(૧૯) એ પ્રમાણે હે કુંતીપુત્ર! આ સ ભૂતવર્ગ, બ્રહ્માના દિવસમાં ઉત્પન્ન થઇને રા પડતાં નાશ પામે છે. આવી રીતે વારંવાર જન્મ મરણના ફેરા ફર્યા કરે છે; કારણ કે તે ભૂતવ અવિદ્યા, કામ, કર્મ વગેરેને અધીન થયેલો છે. કહેવાનો આશય એ છે કે, સર્વ અનર્થોનું મૂળબી અવિદ્યા છે, માટે તે અવિદ્યાનો વિદ્યાવડે ઉચ્છ કરી નાખી, જન્મમરણના પ્રવાહનો નાશ ક વામાટે અવશ્ય યત્ન કરવો જોઇએ.

એ પ્રમાણે બ્રહ્મલોકસુધીના સર્વ લોકોનો પુ ર્જન્મ કહીને હવે જેને પ્રાપ્ત થયેલા મહા પુરુષોનો પુનર્જન્મ રહેતો નથી, તે પ્રથમ ઉપા કરીને મૂકી દીધેલી અક્ષર પરબ્રહ્મરૂપ વસ્તુ ત લક્ષ્ય કરે છેઃ—

**[illegible]भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनात**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२**

તે અવિદ્યારૂપ અવ્યક્તથી ઉત્તમ એવો જે ઇંદ્રિયોથી પર સનાતન અક્ષર પરબ્રહ્મરૂપ વ છે, કે જે ભાવ, સર્વ ભૂતો નાશ પામે છે

નાશ પામતો નથી. ૨૦

(૨૦) સર્વ ભૂતવર્ગના મૂળબીજરૂપ એવા તે અવિદ્યારૂપ અવ્યક્તથી અત્યંત વિલક્ષણ સ્વરૂપવાળો અને તે અસત્ય સ્વરૂપવાળા અવ્યક્તથી ભિન્ન એવો ભાવ સત્તારૂપ છે. (અહીં મૂળમાં **તુ** શબ્દ મૂકીને સૂચવેલું છે કે, આ સત્તારૂપ ભાવ, નૈયાયિકોએ માનેલા સત્તાસામાન્યથી ભિન્ન છે; કારણ કે તે નૈયાયિકો સત્તાસામાન્યના સંબંધમાં માને છે કે, **द्रव्यादित्रिकवृत्तिस्तु सत्ता परतयोच्यते**–પર નામનું સત્તા સામાન્ય, દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણમાં રહેનારૂં છે; પણ બીજા સામાન્ય આદિ પદાર્થોમાં રહેનારૂં નથી; પરંતુ આ સત્તારૂપ ભાવ તો સર્વ પદાર્થોની અંદર રહેનારો છે. વળી તે આ સત્તારૂપ ભાવ સનાતન છે, એટલે હમેશાં એકજ સ્વરૂપમાં રહેનારો છે; કારણ કે જે પદાર્થ ઉપાધિવાળો હોય છે, તેજ ઉપાધિમાં વિકાર થતાં વિકાર પામેલો દેખાય છે; પણ આ તો ઉપાધિરહિત છે અને તેથીજ નિત્ય એકસ્વરૂપ છે. વળી જે આ સત્તારૂપ ભાવ છે, તે કેવળ સત્તાસ્વરૂપજ હોવાથી આકાશ વગેરે સર્વ ભૂતોના નાશ પામવા છતાં નાશ પામતો નથી. આમ કહીને ભગવાન એમ કહેવા માગે છે કે, તે અક્ષર પરમ બ્રહ્મરૂપ ભાવ, ત્રણેય કાળમાં નિર્બાધ સ્વરૂપવાળો છે અને નિત્ય છે.

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।**
**यं प्राप्य न निवर्तते तद्धाम परमं मम ॥२१॥**

તે અક્ષર બ્રહ્મને અવ્યક્ત (ઇંદ્રિયોથી પર) કહેલા છે અને તેનેજ શ્રુતિઓ પરમ ગતિ કહે છે, જેને પામીને બ્રહ્મજ્ઞપુરુષો પાછા ફરતા નથી, તે મારૂં પરમ ધામ છે.૨૧

(૨૧) (આ શ્લોકમાં પરમાત્માને અવ્યક્ત કહીને તેમનું દશ્યપણું દૂર કરેલું છે તથા અક્ષર કહીને તેમ સર્વવ્યાપકપણું તથા ત્રણે પ્રકારે અમાપપણું કહેલું છે.) તે સત્તારૂપ અક્ષરભાવને, "**एषाऽस्य परमा गतिः** એ જ્ઞાનીની પરમ ગતિ છે." ઇત્યાદિ શ્રુતિઓ, પરમ ગતિ કહે છે. બ્રહ્મલોકસુધીની ગતિ પરમ ગતિ કહેવાતી નથી, કારણ કે તે બ્રહ્મલોકાદિ પદાર્થો કાર્યરૂપ છે; પણ આ પરબ્રહ્મને તો પરમા ગતિરૂપ કહેલ છે; કારણ કે તે પરબ્રહ્મ કાર્ય અને કારણથી પર છે. વળી જે ભાવને પામીને ફરીથી સંસારમાં પડવું પડતું નથી, તેજ મારૂં વિષ્ણુનું પરમ પદ છે અને તેજ નિષ્કલ બ્રહ્મ છે. શ્રુતિ પણ કહે છે કે:–"**तद् विष्णोः परमं पदम्**–તે વિષ્ણુનું પરમ પદ છે."

એ રીતે જ્ઞેય અને પ્રત્યગાત્માથી અભિન્ન એવા પરબ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કર્યું. હવે, જગતનું કારણ અને ઉપાસના કરવાયોગ્ય એવી વસ્તુ, એનાથી બીજી છે, એ વાતને કહે છેઃ–

**पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।**
**यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम्॥**

હે કુંતીપુત્ર ! પૂર્વોક્ત નિષ્કલ બ્રહ્મના કરતાં વિલક્ષણ સ્વરૂપવાળો એક પરપુરુષ છે, કે જે પુરુષ, અનન્યભક્તિથી મળી શકે છે, જેની અંદર સર્વ ભૂતો રહેલાં છે અને જેનાવડે આ સર્વ જગત વ્યાપ્ત થયેલું છે.૨૨

(૨૨) હે પાર્થ ! પૂર્વોક્ત બ્રહ્મથી વિલક્ષણ સ્વરૂપવાળો તથા ઉપાસ્ય અને ઉપાસકના ભેદવિના 'તે હું છું' એવી અનન્ય ભક્તિવડે પામવાયોગ્ય કારણાત્મારૂપ બીજો એક પુરુષ છે. (આ કારણાત્મા પુરુષ, પામવા યોગ્ય છે માટેજ તે પૂર્વોક્ત અક્ષરબ્રહ્મના કરતાં ભિન્ન છે.) હવે તે આ પુરુષનું કારણપણું કહે છે–જેમ બીજમાં વૃક્ષ રહેલું છે, તેમ જે આ પુરુષની અંદર આકાશ વગેરે સર્વ સ્થાવરજંગમ ભૂતો રહેલાં છે અને જેનાવડે આ અખિલ વિશ્વ વ્યાપ્ત થયેલું છે; કારણ કે તે, સર્વનું ઉપાદાનકારણ છે–તે આ પુરુષ, ભક્તિવડે પ્રાપ્ત થાય છે.

પ્રથમ કહેલા ૐકારદ્વારા સગુણ બ્રહ્મને જાણીને ક્રમમુક્તિને પામનારા યોગીઓને બ્રહ્મપ્રાપ્તિમાટે ઉત્તરમાર્ગ કહેવો જોઇએ; માટે હવે તે કહે છેઃ–

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥**

હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! જે કાળમાં મરણ પામેલા યોગીઓ, અનાવૃત્તિને (મોક્ષને) તથા આવૃત્તિને (જન્મને) પામે છે, તે કાળ હું તને કહું છું.૨૩

(૨૩) (અહીં અનાવૃત્તિમાર્ગનાં વખાણ કરવામાટે આવૃત્તિમાર્ગને મૂકેલો છે.) (મૂળમાંનાં **योगिनः** એ પદથી યોગીઓ અને કર્મયોગીઓ બન્નેનું ગ્રહણ થાય છે અને તેઓ બન્નેને માટે યથાયોગ્ય બે માર્ગનો વિભાગ છે. એમ સમજવું.)

તેમાં પ્રથમ ઉપાસકોના દેવયાન માર્ગને કહે છેઃ-

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**
**तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥**

અગ્નિ નામનો કાલાભિમાની દેવ, જ્યોતિ નામનો કાલાભિમાની દેવ,અહઃનામનો દિવસાભિમાની દેવ, શુકલપક્ષનો અભિમાની દેવ અને છ મહિનારૂપ ઉત્તરાયણનો અભિમાની દેવ-આ દેવો જે માર્ગમાં છે,તે માર્ગમાં શરીરનો ત્યાગ કરીને પ્રયાણ પામેલા સગુણ બ્રહ્મના ઉપાસકો, અનુક્રમે પરબ્રહ્મને પામે છે.[૨૪]

( ૨૪ ) ( અહીં મૂળમાં રહેલા **अग्निः** અને **ज्योतिः** શબ્દોથી અર્ચિષનો અભિમાની દેવ સમજવાનો છે; તેમજ **अहः** શબ્દથી દિવસાભિમાની દેવ સમજવાનો છે અને શુકલપક્ષ તથા છ મહિનારૂપ ઉત્તરાયણથી પણ તે તે દેવોનુંજ ગ્રહણ કરવાનું છે.) તે આ દેવો જે માર્ગમાં રહેલા છે, તે માર્ગમાં શરીરનો ત્યાગ કર્યા પછી ગતિ કરનારા સગુણ બ્રહ્મના ઉપાસકો અનુક્રમે પ્રથમ કાર્યબ્રહ્મને પ્રાપ્ત થાય છે અને તેને પામીને તેદ્વારા પરબ્રહ્મને પામે છે.

(આ ચોવીસમા શ્લોકપર મધુસૂદનાચાર્ય આ પ્રમાણે લખે છેઃ-આ શ્લોકમાં અગ્નિથી આરંભીને ઉત્તરાયણ સુધીના દેવોનું કથન કરેલું છે, તેથી શ્રુતિમાં જણાવેલા બીજા દેવો પણ અહીં સમજી લેવા. જેમકેઃ-સંવત્સર, દેવલોક, વાયુ, આદિત્ય, ચંદ્રમા, વિદ્યુત, વરુણ, ઇંદ્ર અને પ્રજાપતિ-આ દેવો જે કાળના અભિમાની છે, તે કાળમાં મરણ પામેલા સગુણ બ્રહ્મોપાસકો, અનુક્રમે તે તે અભિમાની દેવોને પામે છે. અર્ચિ-અગ્નિથી આરંભી વિદ્યુતસુધીના દેવલોકમાં ઉપાસક પોતાની જાતે જાય છે અને ત્યાં ગયા પછી તે સાધક પુરુષની પાસે કોઇ દૈવી પુરુષ આવી, તેને અનુક્રમે બ્રહ્મલોકપર્યંત લઈ જાય છે.આનું નામ દેવયાનમાર્ગ અથવા બ્રહ્મમાર્ગ કહેવાય છે. આ બ્રહ્મલોકને પામેલો પુરુષ ફરી આવતો નથી. આ સગુણબ્રહ્મના ઉપાસકોને થનારી ક્રમમુક્તિ છે; પણ જેઓ પંચાગ્નિ વગેરેનું ઉપાસન કરનારા છે, તેઓ બ્રહ્મલોકસુધી જઇને ત્યાંના વૈભવો ભોગવીને ફરીથી નવી સૃષ્ટિમાં પાછા જન્મને પામે છે.)

(આચાર્ય શ્રીધર અહીં ૨૩ મા શ્લોકનું તથા ૨૪ મા શ્લોકનું આ રીતે વ્યાખ્યાન કરે છેઃ-ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, જે કાળમાં શરીર ત્યજનારા યોગીઓ, અનાવૃત્તિ-મોક્ષને પામે છે અને જે કાળમાં દેહ ત્યજનારા આવૃત્તિ-જન્મને પામે છે, તે કાળ હું તને કહું છું. હવે અહીં "**रश्म्यनुसारी**"-મરણ પામેલો ઉપાસક, સુષુમ્ણા નાડીદ્વારા, સૂર્યનાં કિરણોને અનુસરીને ઊર્ધ્વ ગતિ કરે છે." તથા **अतश्चायनेऽपि दक्षिणे**-ઉપાસક જો દક્ષિણાયનમાં મરણ પામે, તોપણ ઉપાસનાના બળથી, ઉપાસનાનાં ફળને પામે છે.' એ વ્યાસસૂત્રે સૂચવેલા ન્યાય પ્રમાણે, ઉત્તરાયણ આદિ કાળવિશેષનાં સ્મરણને કહેવાની ઇચ્છા હોવાથી અહીં કાળ શબ્દથી, તે તે કાળના અભિમાની દેવતાઓથી પ્રાપ્ત કરવાયોગ્ય માર્ગનુંજ ગ્રહણ થાય છે. વ્યાસસૂત્ર કહે છે કેઃ-"**आतिवाहिकास्तल्लिङ्गात्**-તેઓ આતિવાહિક દેવો છે;' કારણ કે શ્રુતિ કહે છે કેઃ-**चंद्रमसो विद्युतं तत्पूरुषोऽमानवः स एतान् ब्रह्म गमयति**-તે ઉપાસકો, ચંદ્રમાના લોકથી વિદ્યુત્ લોકમાં આવે છે અને ત્યાંથી કોઇ દિવ્ય પુરુષ, તેમને બ્રહ્મલોકપ્રત્યે લઈ જાય છે.' આ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ થાય છે કે, વિદ્યુત્ લોકની પહેલાં માનવસૃષ્ટિના દેવો, તે ઉપાસકોના નેતા હતા અને તે વિદ્યુત્ લોકની ઉપર અમાનવ દેવો તે ઉપાસકોને લઇ જાય છે; માટે અર્ચિષ્ આદિ પદથી તે તે અભિમાની દેવોનુંજ ગ્રહણ થાય છે, તેથી અહીં આવો અર્થ થાય છે કે, જે કાલાભિમાની દેવથી યુક્ત માર્ગમા ઉપાસકો અથવા કર્મયોગીઓ પ્રયાણ કરે છે અને અનુક્રમે અનાવૃત્તિને તથા આવૃત્તિને પામે છે, તે કાલાભિમાની દેવથી યુક્ત માર્ગને હે અર્જુન! હું તને કહું છું. અગ્નિ અને જ્યોતિષ નામનો અર્ચિષ્નો અભિમાની દેવ છે; કારણ કે શ્રુતિ પણ કહે છે કેઃ-"**तेऽर्चिषमभिसंभवन्ति**-તે ઉપાસકો સૂર્યના કિરણના અભિમાની દેવને પામે છે." અહઃ એ દિવસનો અભિમાની દેવ છે, શુક્લ એ શુકલપક્ષનો અભિમાની દેવ છે અને ઉત્તરાયણરૂપ જે છ મહિના તેનો ઉત્તરાયણ નામનો અભિમાની દેવ છે. એ પ્રમાણે અહીં સંવત્સર, દેવલોક વગેરે બીજા દેવોનું પણ સૂચન થાય છે, તે આ દેવોથી જણાતો જે માર્ગ તેમાં ગતિ કરનારા ભગવાનના ઉપાસકો બ્રહ્મને પામે છે; કારણ કે

તેઓ સગુણ બ્રહ્મને જાણનારા છે. શ્રુતિ કહે છે કેઃ–**તેઽર્ચિષમભિસંભવન્તિ અર્ચિષોઽહરન્હ આપૂર્યમાણપક્ષમાપૂર્યમાણપક્ષાદ્યાન્ષણ્માસાનુદઙ્ઙાદિત્ય એતિ માસેભ્યો દેવલોકમ્**–તે ઉપાસકો અર્ચિ-સૂર્યના કિરણના અભિમાની દેવને પામે છે, તે અર્ચિથી દિવસાભિમાની દેવને, તે દિવસાભિમાની દેવથી શુકલપક્ષાભિમાની દેવને અને તે શુકલપક્ષાભિમાની દેવથી જે છ માસોમાં સૂર્ય ઉત્તર ભણી જાય છે, તે માસોને પામે છે અને તે માસોથી દેવલોકોને પામે છે.'' આ સગુણ બ્રહ્મવેત્તાઓની ક્રમમુક્તિ છે; પણ જેઓ સમ્યગ્દર્શનમાં નિષ્ઠાવાળા સદ્યોમુક્તિને પામનારા છે, તેઓને માટે તો તે પૂર્વોક્ત ગતિ છેજ નહિ. શ્રુતિ પણ કહે છે કેઃ– ''**न तस्य प्राणा उत्क्रामंति**–તે જ્ઞાની પુરુષના પ્રાણો ક્યાંય ગતિ કરતા નથી.)

(આ ૨૪ મા શ્લોકપર ભગવાન શ્રીશંકરાચાર્ય આ પ્રમાણે લખે છેઃ–અહીં ''**अग्नि**'' શબ્દથી કાલાભિમાની દેવનું ગ્રહણ કરવું; તેમજ '**ज्योति**' શબ્દથી પણ કાલાભિમાની દેવનુંજ ગ્રહણ કરવું, અથવા ''**अग्निज्योतिषी**'' એ નામથી શ્રુતિમાં પ્રસિદ્ધ એવા દેવોનું ગ્રહણ કરવું. જો કે, અગ્નિ અને જ્યોતિ એ કાલાભિમાની દેવ નથી, તોપણ આ શ્લોકમાં કાલાભિમાની દેવોની અધિકતા હોવાથી તથા તે અધિક દેવોનું સાહચર્ય હોવાથી **अग्नि** અને **ज्योति** ને પણ કાલાભિમાની દેવ કહેલા છે. જેમ કોઇ વાડીમાં આંબાનાં વૃક્ષો વધારે હોય અને બીજાં વૃક્ષો થોડાં હોય તો તે વાડીનું નામ આંબાવાડી કહેવાય છે; તેમજ અહીં અગ્નિ અને જ્યોતિના સંબંધમાં સમજી લેવું. તેમ **અહઃ** એ દિવસાભિમાની દેવ છે. શુકલ એ શુકલપક્ષાભિમાની દેવ છે અને છ મહિનારૂપ ઉત્તરાયણ એ પણ માર્ગરૂપ અભિમાની દેવજ છે. આ વાત **आतिवाहिकास्तल्लिङ्गात्**–એ વ્યાસસૂત્રમાં સ્પષ્ટ કહેલી છે. તે આ દેવોથી જણાયલા માર્ગમાં, શરીરનો ત્યાગ કર્યા પછી ગતિ કરનારા સગુણ બ્રહ્મના ઉપાસકો, અનુક્રમે પરબ્રહ્મને પામે છે; પણ જેઓ સમ્યગ્દર્શનમાં નિષ્ઠાવાળા છે, તેઓ તો સદ્યોમુક્તિને પામનારા છે અને તેઓને તો કોઈ પણ સ્થળે જવુંઆવવું રહેતુંજ નથી. શ્રુતિ પણ કહે છે કેઃ–**न तस्य प्राणा उत्क्रामन्ति**–તે જ્ઞાનીના પ્રાણો ઊર્ધ્વ ગતિ કરતા નથી.) એ પ્રમાણે પૂર્વોક્ત ટીકાકારોનો તથા ભગવાન ભાષ્યકારનો આ શ્લોકપરનો આશય સર્વથા મળતોજ આવે છે; પણ અમને આ શ્લોકનો આશય સ્પષ્ટ રીતે આ પ્રમાણે દેખાય છેઃ–સામાન્ય દૃષ્ટિએ જોતાં ઉત્તરાયણના છ માસ મૃત્યુકાળમાટે ઉત્તમ મનાયેલા છે; માટે તે ઉત્તરાયણકાળના છ માસના હરકોઇ શુકલપક્ષના હરકોઈ દિવસે (રાત્રિમાં નહિ) શરીરનો ત્યાગ કરીને ઊર્ધ્વ ગતિમાટે ગતિ કરનારા સગુણ બ્રહ્મવેત્તાઓ અથવા કર્મયોગીઓ અનુક્રમે અર્ચિષ્–સૂર્યકિરણના અભિમાની અગ્નિજ્યોતિર્દેવદ્વારા, દિવસાભિમાની અહર્દેવદ્વારા, શુકલપક્ષાભિમાની શુકલ દેવદ્વારા તથા છ માસરૂપ ઉત્તરાયણ કાળના અભિમાની ઉત્તરાયણ દેવદ્વારા પરબ્રહ્મને પામે છે.

એ પ્રમાણે અનાવૃત્તિ માર્ગને (દેવયાન માર્ગને) કહીને હવે ભગવાન શ્રીકૃષ્ણ, આવૃત્તિમાર્ગને (પિતૃયાન માર્ગને) કહે છેઃ–

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम्।**
**तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥**

ધૂમનો અભિમાની દેવ, રાત્રિનો અભિમાની દેવ, કૃષ્ણપક્ષનો અભિમાની દેવ તથા છ મહિનારૂપ દક્ષિણાયનનો અભિમાની દેવ–આ દેવોથી યુક્ત માર્ગમાં શરીરના ત્યાગપૂર્વક પ્રયાણને પામેલો કર્મયોગી, ચંદ્રલોક સુધી જઇને તથા ત્યાં પોતાનાં કર્મોનાં ફળોને પામીને ત્યાંથી પાછો ફરે છે.[૨૫]

(૨૫) આ ''**धूमो रात्रिः**'' એ શ્લોકથી ભગવાને ધૂમમાર્ગ અથવા પિતૃયાન માર્ગ કહ્યો છે. આ માર્ગ, અપક્વ યોગવાળા કર્મયોગીઓને માટે યોગ્ય છે અને પુનરાવૃત્તિ–જન્મમરણના ફેરારૂપ ફળવાળો છે.

(આ શ્લોકપર પણ મધુસૂદનાચાર્ય લખે છે કે, પૂર્વોક્ત દેવયાન માર્ગની સ્તુતિને માટે હવે ભગવાન પિતૃયાનમાર્ગને કહે છેઃ–આ શ્લોકમાં પણ ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ અને દક્ષિણાયનના અભિમાની દેવોનુંજ કથન કહેલું છે, તેથી શ્રુતિમાં દર્શાવેલા પિતૃલોકના, આકાશના તથા ચંદ્રલોકના અભિમાની દેવોનું પણ ગ્રહણ કરવું. ઇષ્ટ–એટલે અગ્નિહોત્ર આદિ કર્મ કરનાર, પૂર્ત–એટલે વાવ, કૂવા વગેરે નવાણ બંધાવનાર અને દાનાદિક કર્મ કરનાર–આ ત્રણેય કર્મઠો, ચંદ્રલોકને એટલે સ્વર્ગને પામે છે. આને ધૂમમાર્ગ,

દક્ષિણાયનમાર્ગ અથવા પિતૃયાન માર્ગ કહે છે. આ માર્ગથી પુનર્જન્મ થાય છે, માટે આ માર્ગના કરતાં પૂર્વોક્ત દેવયાનમાર્ગ શ્રેષ્ઠ છે.)

(આચાર્ય શ્રીધર આ શ્લોકનું વ્યાખ્યાન કરતાં કહે છે કે, આ શ્લોકમાં પણ ધૂમ શબ્દથી ધૂમાભિમાની દેવનું ગ્રહણ કરવું, રાત્રિ શબ્દથી રાત્રિના અભિમાની દેવનું ગ્રહણ કરવું, કૃષ્ણ શબ્દથી કૃષ્ણપક્ષના અભિમાની દેવનું ગ્રહણ કરવું તથા દક્ષિણાયન શબ્દથી દક્ષિણાયનના અભિમાની દેવનું ગ્રહણ કરવું. તે આ દેવોથી યુક્ત માર્ગમાં ગતિ પામેલો કર્મયોગી, ચંદ્રમાના જ્યોતિથી યુક્ત એવા સ્વર્ગલોકને પામીને ત્યાં પોતાના ઇષ્ટાપૂર્ત આદિ કર્મોનાં ફળને ભોગવીને પાછો ફરે છે. શ્રુતિ કહે છેઃ–"**ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिरपक्षीयमाणपक्षमपक्षीयमाणपक्षाद्यान्षण्मासान्दाक्षिणादित्य एति मासेभ्यः पितृलोकं पितृलोकाचन्द्रं ते चन्द्रं प्राप्यान्नं भवन्ति**–તે કર્મયોગીઓ અહીંથી પ્રયાણ કરીને ધૂમના અભિમાની દેવને પામે છે અને પછીથી તે ધૂમના અભિમાની દેવથી રાત્રિના અભિમાની દેવને, રાત્રિના અભિમાની દેવથી કૃષ્ણપક્ષના અભિમાની દેવને તથા કૃષ્ણપક્ષના અભિમાની દેવથી જે છ માસોમાં સૂર્ય દક્ષિણ ભણી જાય છે, તે છ માસોરૂપ દક્ષિણાયનના અભિમાની દેવને પામે છે; અને ત્યાંથી ઉપર પિતૃલોકને, પિતૃલોકથી આકાશના અભિમાની દેવને અને તે આકાશાભિમાની દેવથી ચંદ્રમંડળના અભિમાની દેવને તે કર્મયોગીઓ પ્રાપ્ત થાય છે. ત્યાં પોતાનાં કર્મફળોને પામીને પુનર્જન્મને પામે છે અને અહીં અન્નરૂપે થાય છે." એ પ્રમાણે નિષ્કામ કર્મની ઉપાસનાથી ક્રમમુક્તિ થાય છે, કામ્યકર્મોની ઉપાસનાથી સ્વર્ગના ભોગો ભોગવ્યા પછી પુનર્જન્મ થાય છે અને નિષિદ્ધ કર્મોનું ઉપાસન કરવાથી નરક ભોગવ્યા પછી પુનર્જન્મ થાય છે; પણ ક્ષુદ્ર કર્મને કરનારા પ્રાણીઓનો તો આ લોકમાંજ વારંવાર જન્મ થયા કરે છે.")

(આ શ્લોકપર આચાર્ય શ્રીશંકર ભગવાન પોતાના ભાષ્યમાં આ પ્રમાણે લખે છેઃ–ધૂમ એટલે ધૂમના અભિમાની દેવ, રાત્રિ એટલે રાત્રિના અભિમાની દેવ, કૃષ્ણ એટલે કૃષ્ણપક્ષના અભિમાની દેવ તથા દક્ષિણાયન એટલે દક્ષિણના માર્ગરૂપ દેવ–તે આ દેવોથી યુક્ત માર્ગમાં ગતિ પામેલો ઇષ્ટાપૂર્ત આદિ કર્મોને કરનારો કર્મયોગી, ચંદ્રલોકની અંદર રહેલાં પોતાનાં કર્મોનાં ફળને ભોગવીને તેનો ક્ષય થતાં પુનઃ આ કર્મભૂમિમાં પાછો આવે છે.) પૂર્વોક્ત ટીકાકારોનો તથા ભગવાન ભાષ્યકારનો આ શ્લોકપરનો અર્થ પણ લગભગ મળતોજ આવે છે; પરંતુ અમને પૂર્વોક્ત શ્લોકની પેઠે આ શ્લોકનો અર્થ પણ આ પ્રમાણે ભાસે છેઃ–સામાન્ય દૃષ્ટિએ જોતાં દક્ષિણાયનમાં થયેલું મૃત્યુ, સર્વને માટે અનિષ્ટ ગણાય છે; આવા હેતુથી પિતામહ ભીષ્મ, દક્ષિણાયન કાળમાં રણભૂમિપર પડતાં તે દક્ષિણાયન કાળને અનિષ્ટ માનીને ઉત્તરાયણ કાળની રાહ જોઇને બાણશય્યાપર પડી રહ્યા હતા અને ઉત્તરાયણ આવતાંજ પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો હતો. તેમાં પણ વળી જો દક્ષિણાયનના કૃષ્ણપક્ષની રાત્રિમાં મરણ થયું હોય તો વળી ઘણુંજ અનિષ્ટ ગણાય છે. આવા આશયનેજ મનમાં લાવીને શ્રીભગવાન અર્જુનને કહે છે કેઃ–છ માસરૂપ ઉત્તરાયણના હરકોઇ કૃષ્ણપક્ષની હરકોઈ રાત્રિમાં શરીરનો ત્યાગ કરી ગતિ પામેલો કર્મયોગી, અનુક્રમે ધૂમના અભિમાની દેવદ્વારા, રાત્રિના અભિમાની દેવદ્વારા, કૃષ્ણપક્ષના અભિમાની દેવદ્વારા તથા દક્ષિણાયનના અભિમાની દેવદ્વારા ચંદ્રલોકમાં જાય છે અને ત્યાં જઇને પોતાનાં ઇષ્ટાપૂર્ત આદિ કર્મોનાં ફળોને ભોગવીને પુણ્યનો ક્ષય થતાં આ લોકમાં પાછો આવે છે. ચંદ્રલોકમાં ગયેલા આ કર્મયોગીની જલપ્રધાન શરીરે ક્યાંસુધી સ્થિતિ રહે છે તથા ત્યાંથી તેનું પુનરાગમન કેવી રીતે થાય છે, તેના સંબંધમાં શ્રુતિ કહે છેઃ—

"**तस्मिन्यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वान पुनर्निवर्तन्ते यथैतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवति अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति। तइह व्रीहियवा ओषधिवनस्पतयास्तिलमाषा इति जायन्तेऽतो वै खलु दुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद् भूय एव भवति**–

તે ચંદ્રમંડળમાં, જ્યાંસુધી પોતાનાં કર્મોનાં ફળની પ્રાપ્તિ થાય ત્યાંસુધી રહીને પછી એના એજ માર્ગે અથવા હવે પછી કહેવાશે તે માર્ગે પાછા ફરે છે. જેમકેઃ–ચંદ્રલોકથી ભૌતિક આકાશને અને ભૌતિક આકાશથી વાયુને પામે છે. વાયુ

થઇને ધૂમાડો થાય છે, ધૂમાડો થઇને વાદળું થાય છે, વાદળું થઇને મેઘ થાય છે,મેઘ થઇને સમુદ્રાદિકથી ભિન્ન પ્રદેશોમાં વરસે છે અને ત્યાં તેઓ ડાંગર,જવ, ઔષધિ, વનસ્પતિ, તલ અને અડદ આદિરૂપે ઉત્પન્ન થાય છે. અવશ્ય તેઓને તેમાંથી નીકળવું ગહન થઈ પડે છે. જે જે વીર્યસિંચન કરનાર પુરુષ તે તે અન્ન ખાય છે અને ઋતુકાળમાં સ્ત્રીની અંદર વીર્યનું સિંચન કરે છે, તે તે પુરુષના જેવી આકૃતિવાળો ફરીથી તે થાય છે.)

એ પ્રમાણે કહેલા તે બન્ને માર્ગોનો ભગવાન, ઉપસંહાર કરે છે:—

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥**

આ બન્ને ગતિમાંની પ્રથમની દેવયાનાદિ ગતિ, (જ્ઞાનનું કારણ હોવાથી) શુકલાગતિ કહેવાય છે અને બીજી ધૂમાદિ ગતિ જ્ઞાનનું કારણ નહિ હોવાથી કૃષ્ણ ગતિ કહેવાય છે. આ બન્ને ગતિઓ જગતના અનાદિકાળની મનાયેલી છે. તેમાંની પ્રથમની ગતિથી અનાવૃત્તિને (મોક્ષને) પામે છે અને બીજી ગતિથી પુનરાવૃત્તિને (જન્મમરણને) પામે છે.[२६]

**नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥**

હે પાર્થ! એ બન્ને માર્ગોને જાણનારો કોઇ પણ યોગી, મોહ પામતો નથી; માટે હે અર્જુન! સર્વ કાળમાં તું યોગયુકત થા.[२७]

(૨૭) હે કુંતીપુત્ર અર્જુન ! જે કોઇ પણ યોગી, આવૃત્તિ અને અનાવૃત્તિરૂપ ફળવાળા એ બન્ને માર્ગોને જાણે છે, તે મોહ પામતો નથી—અર્થાત્ તે યોગી, યોગથી ભ્રષ્ટ થતો નથી અથવા યોગમાં અલ્પ પ્રયત્નવાળો પણ થતો નથી, માટે તું પણ સર્વ કાળમાં યોગયુક્ત થા.

વળી પણ અર્જુનની યોગ તરફ શ્રદ્ધા વધે એટલામાટે ભગવાન શ્રીકૃષ્ણ યોગનાં વખાણ કરે છે:—

**वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् । अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥**

આ ઉપાસનાનું જ્ઞાન કરીને યોગી વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં અને દાનોમાં જે પુણ્યફળ શાસ્ત્રોમાં બતાવેલું છે, તે સર્વ પુણ્યફળને ઓળંગી જાય છે અને આદ્ય પરમ સ્થાનને પામે છે.[२८]

(૨૮) એ પૂર્વોક્ત ઉપાસનાનું જ્ઞાનપૂર્વક અનુષ્ઠાન કરીને યોગી, સારી રીતે વેદાધ્યયન કરવામાં, યજ્ઞો કરવામાં સારી રીતે આચરેલાં તપશ્ચરણોમાં તથા સારી રીતે આપેલાં દાનોમાં, શાસ્ત્રોની અંદર જે પુણ્ય અને ફળ બતાવવામાં આવ્યું છે તે-સર્વ પુણ્યને તથા ફળને ઉલ્લંઘી જાય છે—અર્થાત્ તે યોગી કાર્યબ્રહ્મના લોકને પામે છે અને પછીથી અનુક્રમે મારા નિર્વિશેષ પરબ્રહ્મ સ્થાનને પ્રાપ્ત થાય છે. એ સ્થાનને કોઇએ નિર્માણ કરેલું નથી; પરંતુ તે સ્થાન તો આદિકાળનુંજ છે.

આમ કહીને ભગવાને આ અધ્યાયમાં ધ્યાન કરવા યોગ્ય **તત્** પદાર્થનું વ્યાખ્યાન કર્યું છે. હવે આગળના નવમા અધ્યાયમાં જ્ઞેય ( જાણવા યોગ્ય ) એવા બ્રહ્મનું વ્યાખ્યાન કરશે.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતા પર્વમાં " અક્ષરબ્રહ્મયોગ " એ વિષયનો અધ્યાય ૩૨ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૩ મો

## રાજવિદ્યા-રાજગુહ્યયોગ

( પૂર્વના અધ્યાયમાં "**किं तद् ब्रह्म**-તે બ્રહ્મ શું ?" ઇત્યાદિ સાત પ્રશ્નોનું "**अक्षरं ब्रह्म परम्**-પરમ બ્રહ્મ અક્ષર કહેવાય છે " ઇત્યાદિ ઉત્તરોવડે વ્યાખ્યાન કર્યું. તે જ્ઞાનના જૂદા પ્રયોજનની અપેક્ષાએ કર્મવેત્તાને ધૂમાદિ માર્ગદ્વારા આધિભૌતિક પ્રાપ્ય સ્થાપનું નિરૂપણ કરીને પ્રાપ્ય-પ્રાપકનો વિભાગ દર્શાવ્યો; અને તેથી કર્મ તથા અધિભૂતનુ વ્યાખ્યાન કર્યું, તેમજ સૂત્રાત્મા અને અંતર્યામીના ઉપાસકને અર્ચિરાદિ માર્ગદ્વારા ક્રમમુક્તિરૂપ સ્થાન મળે છે, એમ કહીને અધિદૈવ અને અધિયજ્ઞનું પણ વ્યાખ્યાન કર્યું. "**ओमित्येकाक्षरं ब्रह्म**" ઇત્યાદિ વચનથી "**अंतकाले कथं ज्ञेयोऽसि**" મરણસમયે તમારૂં, જ્ઞાન કેવી રીતે થાય ? એ અર્જુનના પ્રશ્નનો ઉત્તર પણ કહ્યો. એ પ્રમાણે અંગસહિત એવી ધ્યેય બ્રહ્મવિદ્યાનું

નિરૂપણ કરી બતાવ્યું. હવે "किं तद् ब्रह्म" તે બ્રહ્મ એટલે શું? અને "किमध्यात्मम्" અધ્યાત્મ એટલે શું? આ પ્રથમના બે પ્રશ્નો, જાણવાયોગ્ય બ્રહ્મના સંબંધમાં બાકી રહેલા છે. તેનું વિવરણ કરવામાટે આ નવમા અધ્યાયનો આરંભ કરાય છે.)

હે અર્જુન ! તે દેવયાનાદિ માર્ગદ્વારા ક્રમે ક્રમે કેવળ કાલાંતરેજ મુક્તિ થાય છે એમ તારે નહિ સમજવું; પણ આ લોકમાં તુરત સીધીજ મુક્તિ પણ થાય છે, એ વાતને કહેવામાટે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે:—

**॥ श्रीभगवानुवाच ॥**

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥**

**શ્રી ભગવાને કહ્યું:–હે અર્જુન ! અસૂયારહિત એવા તને અનુભવની સાથે આ અતિ ગુહ્ય જ્ઞાન હું કહું છું કે જેને જાણીને તું સંસારથી મુક્ત થઈશ. ૧**

(૧) શ્રીભગવાને કહ્યું:–હે અર્જુન ! હું તને જે આ જ્ઞેય કહું છું તે પૂર્વોક્ત ધ્યેયના કરતાં વિલક્ષણ છે અને અતિ ગુહ્ય છે. જેવા તેવાને તો કહેવા યોગ્યજ નથી; પણ તું તો ગુણોની અંદર દોષદૃષ્ટિ કરવારૂપ અસૂયાથી રહિત છે, જેથી હું તને માત્ર જ્ઞાનસ્વરૂપ એવા તે જાણવાયોગ્ય બ્રહ્મને કહું છું. વળી હું તને તે જ્ઞેય બ્રહ્મને અનુભવસહિત કહીશ પણ કેવળ પરોક્ષ રીતે નહિ કહું. તેનો સાક્ષાત્કાર કરીને તું આ અશુભ સંસારથી મુક્ત થઇશ. (અહીં જે, સાતમા અધ્યાયના આરંભમાં "**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः** હું તને અનુભવ સહિત સંપૂર્ણ જ્ઞાન કહીશ" એમ પ્રથમ પ્રતિજ્ઞા કરી હતી અને જે વિજ્ઞાનને માટે વૃક્ષની શાખા બતાવીને ચંદ્ર બતાવ્યાની પેઠે જગતના કારણરૂપ બ્રહ્મનું ત્યાંજ નિરૂપણ કર્યું હતું તથા જે વિજ્ઞાનમાં અધિકાર સંપાદન કરવામાટે તેજ સગુણબ્રહ્મનું ઉપાસન ત્યાં કહેલું હતું, તે સર્વનાં શેષભૂત બ્રહ્મને આ અધ્યાયમાં ભગવાન કહેવા માગે છે, એ વાતને ધ્યાનમાં રાખવી; એજ રીતે "માત્ર વચનથી પણ અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે." એ પ્રમાણે ત્યાં સાતમા અધ્યાયના આરંભમાં દૃષ્ટાંતદ્વારા જે સિદ્ધ કરેલું છે તે પણ ભૂલવું નહિ.)

એ જ્ઞાનનીજ ભગવાન સ્તુતિ કરે છે:—

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥**

**આ બ્રહ્મજ્ઞાન વિદ્યાઓનો રાજા છે, ગુહ્ય જ્ઞાનોનો પણ રાજા છે, પવિત્ર છે, ઉત્તમ છે, પ્રત્યક્ષ જાણી શકાય તેવું છે, ધર્મયુક્ત છે, અનાયાસે પ્રાપ્ત કરી શકાય તેવું છે અને અવિનાશી છે. ૨**

(૨) આ જ્ઞાન–એટલે અધ્યાત્મવિદ્યા, સર્વ વિદ્યાઓનો રાજા છે અને સર્વ ગુહ્યનો પણ રાજા છે. વળી પવિત્ર છે તથા આગળ–પાછળનાં પાપના નાશનું તથા પાપોના સંબંધનું કારણ હોવાથી પ્રાયશ્ચિત્ત આદિની દૃષ્ટિએ ઉત્તમ છે. આ જ્ઞાનથી નિત્ય અપરોક્ષ એવી પ્રત્યગાત્મારૂપ વસ્તુનો પ્રત્યક્ષ અને યથાર્થ સાક્ષાત્કાર થાય છે. અથવા સુખ આદિ પદાર્થોનો જેમ પ્રત્યક્ષ અનુભવ કરી શકાય છે તેમ, આ જ્ઞાનનો પણ પ્રત્યક્ષ અનુભવ થઇ શકે છે. કદાચ તું કહીશ કે ત્યારે તો તે જ્ઞાન, અપૂર્વ નહિ હોવાથી નિષ્ફળ થશે; પણ તેમ કહેવા જેવું નથી; કારણ કે તે આ જ્ઞાન ધર્મથી યુક્ત છે. એક ક્ષણવાર પણ વૃત્તિને જો પ્રત્યગાત્મારૂપ કરી હોય તો તેને માટે શ્રુતિ કહે છે કે:–"**क्षणमेकं क्रतुशतस्य चतुःसप्तत्या यत्फलं तदवाप्नोति**–એક ક્ષણવાર પણ પ્રત્યગાત્મારૂપ વૃત્તિને કરનારો પુરુષ, ચુમોત્તેરસો યજ્ઞ કર્યાનાં ફળને પામે છે." "ત્યારે તો એ જ્ઞાન, ઘણું દુઃસાધ્ય હશે." એમ પણ તારે કહેવું નથી; કારણ કે માત્ર અજ્ઞાન દૂર થતાંજ એ જ્ઞાન સિદ્ધ થાય છે, જેથી તેને સંપાદાન કરવામાટે કે પ્રકટ કરવામાટે બિલકુલ પરિશ્રમ પડતો નથી–અર્થાત્ તે જ્ઞાન અનાયાસે સાધી શકાય તેવું છે. વળી તે આ જ્ઞાનનું ફળ એકદમ નાશ પામી જાય તેવું નથી; પરંતુ વસ્તુમાત્રના વિષયરૂપ હોવાથી અવિનાશી છે. કર્મનાં ફળની પેઠે નાશવંત નથી.

ત્યારે સર્વ લોકો એ જ્ઞાનને કેમ પ્રાપ્ત કરતા નથી ? આના ઉત્તરમાં ભગવાન કહે છે:–

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥३॥**

**હે શત્રુતાપન અર્જુન ! આ આત્મજ્ઞાનરૂપ**

ધર્મનાપર અશ્રદ્ધા રાખનારા પુરુષો, મને પામ્યાવિના મૃત્યુયુક્ત સંસારના માર્ગમાં ભટકે છે.[૩]

એ પ્રમાણે સ્તુતિ કરીને પોતાના કહેવાના ભાવને સન્મુખ કરી, પોતાનું કહેવાનું કહે છેઃ—

**मया ततमिदं सर्वं जगदव्यक्त मूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः॥**

ઇંદ્રિયોથી અગ્રાહ્ય સ્વરૂપવાળા મારાવડે આ સર્વ જગત વ્યાપેલું છે. સર્વ ભૂતો મારામાં રહેલાં છે, પણ હું તેઓમાં રહેલો નથી.[૪]

(૪) જેમ સુવર્ણ કડાં, કુંડળ આદિ પદાર્થોનું ઉપાદાનકારણ હોઇને તે તે પદાર્થોમાં વ્યાપ્ત થઇને રહેલું છે, તેમજ હું આ જગતનું ઉપાદાનકારણ છું અને તેથીજ મારાવડે આ સર્વ જગત વ્યાપ્ત થયેલું છે. અહીં કદાચ તું કહીશ કે, આ વાતને તો તમે પ્રથમજ કહેલી છે કેઃ– **"अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा'**– હું આ સર્વ જગતનું ઉત્પત્તિસ્થાન તથા લયસ્થાન છું; તોપછી અહીં **"राजविद्या"** ઇત્યાદિ પૂર્વના શ્લોકોથી જે સ્તુતિ કરી, તે તો હવે વ્યર્થજ લાગે છે; કારણકે તમારે જે કહેવાનું છે, તે તો પ્રથમ કહેવાઇ ગયું છે. હવે તો કોઈ જાતનું કહેવાનું બાકી રહેતુંજ નથી; પણ આમ કહેવું તે ઠીક નથી, કારણ કે શ્રુતિમાં જેમઃ–**यतो वा इमानि भूतानि जायंते येन जातानि जीवंति यत्प्रयंत्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद् ब्रह्मेति"** જેનાથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, જેનાવડે ઉત્પન્ન થઇને જીવે છે તથા જેની અંદર લય પામે છે, તેને તું બ્રહ્મ જાણ." એ રીતે જાણવા યોગ્ય બ્રહ્મનું લક્ષણ તથા જગતના જન્મ આદિનું કારણ કહીને તે બ્રહ્મનું અન્ન વગેરે શબ્દોથી કહેવાતા વિરાટ્ આદિમાં વ્યાપકપણું દર્શાવે છે. જેમકેઃ–**"अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायंते**–અવસ્ય અન્નમાંથીજ આ સમગ્ર ભૂતો ઉત્પન્ન થાય છે. વળી **"प्राणाद्ध्येव खल्विमानि भूतानि जायंते**–અવસ્ય પ્રાણથીજ આ સમગ્ર પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સંશયવાકયોને જણાવીને તેના નિર્ણયનું વાકય આ પ્રમાણે કહેલું છેઃ–**"आनंदाद्ध्येव खल्विमानि जायंते**–આનંદથીજ આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે." એમ કહીને છેવટે કહેલું છે કે, **"सैषा भार्गवी वारुणी विद्या**–તે આ ભૃગુ ઋષિએ જાણેલી અને વરુણ મુનિએ ઉપદેશેલી વિદ્યા અન્નમયરૂપ આત્માથી પ્રવૃત્ત થઇને ચિદાકાશરૂપ બ્રહ્મમાં સમાપ્તિ પામી છે." એ રીતે છેવટે તે આનંદસ્વરૂપ બ્રહ્મમાંજ તે વિદ્યાની પરિસમાપ્તિ કહેલી છે. એજ પ્રમાણે અહીં પણ સાતમા અધ્યાયમાં **"भूमिरापोऽनलो वायुः** ઇત્યાદિ વચનથી સર્વ ભૂતસ્વરૂપ વિરાટ્‌ને જગતના જન્મ આદિના કારણતરીકે દર્શાવીને પછી **"अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा**– હું સર્વ જગતનો ઉત્પાદક અને સંહારક છું." એ વચનથી માયાથી ઢંકાયલા બ્રહ્મવિષે જગતના જન્મ આદિનું કારણપણું દર્શાવીને હવે અહીં શુદ્ધ પ્રત્યગાત્મામાંજ એ વાતને કહી દેખાડે છે; તેનું કારણ એ છે કે, સ્થૂલારુંધતી ન્યાય પ્રમાણે આમ કહેવાથીજ જ્ઞાન થવું સરળ પડે છે. જેમ કોઇ પુરુષ, અતિ સૂક્ષ્મ એવા અરુંધતીના તારાને દર્શાવવાની ઇચ્છાથી તેની પાસે રહેલા મોટા તારાને "આ અરુંધતીનો તારો છે" એમ પ્રથમ બીજા અજ્ઞાની માણસપાસે ગ્રહણ કરાવે છે અને પેલો માણસ પણ તે મોટા તારાનેજ પ્રથમ અરુંધતીના તારાતરીકે ગ્રહણ કરે છે. પછીથી પેલો દેખાડનાર માણસ તેને તે મોટા તારાની પાસે રહેલો ઝીણો ખરો અરુંધતીનો તારો દેખાડે છે; તેમજ અહીં પણ કાર્યબ્રહ્મ અને કારણબ્રહ્મદ્વારા કાર્યકારણરહિત શુદ્ધ બ્રહ્મનું જ્ઞાન કરવું તેજ યોગ્ય છે. આવા હેતુથીજ ભગવાન ભાષ્યકારે, **"मया ततमिदं सर्वं"** એ ચરણનું "મારો જે પરમ ભાવ તેનાવડે આ સર્વ જગત વ્યાપેલું છે" આવું વ્યાખ્યાન કરેલું છે; પણ **"अहं सर्वस्य जगतः प्रभवः"** એ સ્થળે "મારો પરમ ભાવ સર્વ જગતનો ઉત્પત્તિકર્તા અને લયકર્તા છે" આવું વ્યાખ્યાન કરેલું નથી, તે પરમ ભાવ એટલે ભગવાન કારણાત્માનો પરમ આનંદ તેજ આ સર્વ જગતમાં વ્યાપ્ત થયેલો છે. **"आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते**–આનંદથીજ આ સર્વ જગત ઉત્પન્ન થાય છે." એ શ્રુતિપરથી સિદ્ધ થાય છે કે, તે કારણાત્માનો પરમાનંદજ જગતનું ઉપાદાનકારણ છે અને તે પરમાનંદની સત્તા અને સ્ફુર્તિવડે આ જગત વ્યાપ્ત થયું છે. આવા હેતુથીજ અહીં મૂળમાં **"अव्यक्तमूर्तिना"** એવું

વિશેષણ મૂકેલું છે; કારણકે માયાથી યુક્ત જે કારણબ્રહ્મ, તે બુદ્ધિથી ગ્રાહ્ય છે, માટે ઇંદ્રિયોના વિષયરૂપ છે; પણ શુદ્ધબ્રહ્મ તો બુદ્ધિથી પર હોવાથી બુદ્ધિથી અગ્રાહ્ય છે, માટે ઇંદ્રિયોના અવિષયરૂપ છે. ત્યારે જો આનંદજ જગતમાં વ્યાપ્ત થઇને રહેલો છે, તો પછી તે કેવા આકારથી પરિણામને પામે છે? આના ઉત્તરમાં ભગવાન કહે છે કેઃ—પ્રત્યગાનંદસ્વરૂપ એવા મારાવિષે દોરીની અંદર પુષ્પમાળા, સર્પ, દંડ વગેરે પદાર્થો જેમ જોવામાં આવે છે, તેમ સર્વ ભૂતો રહેલાં છે. આવા આશયથી મૂળમાં કહેલું છે કે, સર્વ ભૂતો મારામાં રહેલાં છે. આ વચન કેવળ કહેવાનુંજ છે; કારણકે શાસ્ત્રકારો કહે છે કેઃ—**यत्र यदध्यस्तं तत्कृतेन गुणेन दोषेण वाऽणुमात्रेणापि न संबध्यते**—અધ્યાસ પામેલી વસ્તુએ કરેલા ગુણદોષનો મૂળ અધિષ્ઠાનમાં લગાર પણ સંબંધ થતો નથી." આ શાસ્ત્રવચનથી અધિષ્ઠાન અને અધ્યસ્ત વસ્તુનો વાસ્તવિક સંબંધ ઘટતોજ નથી. આવા અભિપ્રાયથીજ અહીં મૂળમાં કહેલું છે કેઃ—"**न चाहं तेष्ववस्थितः**—હું તે ભૂતોની અંદર રહેલો નથી—અર્થાત્ પરિણામધર્મવાળી માટી, ઘટાદિ પદાર્થોમાં જેમ રહેલી છે, તેમ હું સર્વ ભૂતોમાં રહેલો નથી; કારણકે હું પરિણામધર્મવાળો નથી પણ અપરિણામી છું.

એ પ્રમાણે આનંદ તે જગતરૂપ મિથ્યાભ્રાંતિનું અધિષ્ઠાન છે, એમ પ્રથમ સ્વીકારીને હવે એ વાતનો પણ ભગવાન અપવાદ કરે છેઃ—

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः॥५॥**

સર્વ ભૂતો મારામાં રહેલાં નથી. આ મારી ઐશ્વરી યુક્તિ ઘટનાને તો તું જો! પ્રાણીઓની વૃદ્ધિ કરનારો તથા પ્રાણીઓને ધારણ કરનારો મારો આત્મા પ્રાણીઓની અંદર રહેલો નથી.[૫]

(૫) ભગવાને કહ્યુંઃ—હે અર્જુન! આ સર્વ ભૂતો, મારામાં રહેલાં નથી. કહેવાનો ભાવ એ છે કેઃ—**अस्य द्वैतेन्द्रजालस्य यदुपादानकारणम् । अज्ञानं तदुपाश्रित्य ब्रह्मकारणमुच्यते ॥**"—આ દ્વૈતરૂપ ઇંદ્રજાળનું ઉપાદાનકારણ જે અજ્ઞાન છે, તેનો આશ્રય કરીને બ્રહ્મને જગતનું કારણ કહેવામાં આવે છે. આ વાર્તિક વચનથી અજ્ઞાનજ જગતનું કારણ છે, એમ સિદ્ધ થાય છે. તે અજ્ઞાન તો અતિ તુચ્છ છે અને હું તો અસંગ છું, તેથી તે અતિ તુચ્છ અજ્ઞાનની સાથે તથા તેના કાર્યરૂપ આ ભૂતસમુદાયની સાથે અસંગ એવા મારો આધારાધેય ભાવનો અનિર્વચનીય સંબંધ પણ નથી. ભ્રાંતિથી ઢંકાઈ ગયેલા દોરી વગેરે પદાર્થોમાં અનિર્વચનીય એવા સર્પ વગેરે પદાર્થોનો તેવો સંબંધ છે; પણ હું તો સર્વદા માયાથી અનાવૃત—નહિ ઢંકાયલોજ રહું છું અને સર્વનો સાક્ષીરૂપ છું, જેથી મારામાં તે આધારાધેય ભાવ સંબંધ હોઈ શકેજ નહિ. આવા હેતુથીજ મેં તને કહેલું છે કે, આ સર્વ ભૂતો મારામાં રહેલાં નથી. હવે કદાચ અર્જુન શંકા કરે કે, હે ભગવન્! સાક્ષી અને પરબ્રહ્મરૂપ એવા તમારો—"હું યુવાન છું, હું સુખી છું" ઇત્યાદિ પ્રત્યગાત્માવિષેજ ભૂતોના સંબંધનો અનુભવ થાય છે, તો તમે કેમ કહો છો કે, મારામાં સર્વ ભૂતો રહેલાં નથી? તો આ શંકાનું સમાધાન કરવામાટે શ્રીભગવાન કહે છે કે, મારી સર્વ ભૂતોની સાથે યુક્તિઘટનાને તો તું જો! જેમ કોઈ માયાવી પુરુષ, આકાશમાં ગંધર્વનગરની રચના કરે છે, તેમ માયાવી એવા ઈશ્વરે, તે યુક્તિઘટનાને રચેલી છે. આવા હેતુથીજ કારણશરીરવાળો મારો પ્રત્યગાનંદસ્વરૂપ આત્મા, સર્વ ભૂતોને ધારણ કરે છે છતાં સર્વ ભૂતોની અંદર રહેલો નથી. જેમ આકાશ, ગંધર્વનગરને ધારણ કરે છે છતાં ગંધર્વનગરમાં રહેલું નથી; કારણ કે તે આકાશ, તે ગંધર્વનગરના આકારમાં પરિણામ પામતું નથી; તેમજ મારા આત્માના સંબંધમાં પણ સમજવાનું છે. હે અર્જુન! મારો પરમાનંદસ્વરૂપ આત્મા, એ પ્રકારના સ્વરૂપવાળો છે, છતાં સર્વ ભૂતોની વૃદ્ધિને કરનારો છે; કારણ કે શ્રુતિઓ કહે છે કે, "**एतस्यैवानंदस्य सर्वाणि भूतानि मात्रामुपजीवंति को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्**"—આ આનંદસ્વરૂપ બ્રહ્મનાજ અંશપર સર્વ ભૂતો જીવી રહ્યાં છે. જો અવ્યાકૃત નામના (હૃદય) આકાશમાં પોતાના અધિષ્ઠાનભૂત એવો તે આનંદ પરોવાઇને રહેલો ન હોત તો કોઈ પણ પ્રાણી પ્રાણ—અપાનની ક્રિયાને કરી શકત નહિ; કારણ કે કારણની જડતા કાર્યમાં પણ આવી રહેત; પણ જ્યારે તે

અવ્યાકૃત નામના આકાશમાં આનંદ પરોવાઇને રહેલો છે, ત્યારેજ કાર્ય પણ ચેતનાવાળું થઈ રહેલું છે." આ શ્રુતિ તે પરમાનંદસ્વરૂપ બ્રહ્મનેજ સર્વ ભૂતોની વૃદ્ધિ કરનાર કહે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પણ કહેલું છે કેઃ-"**यदूर्ध्वं गार्गि दिवो यद वाक् पृथिव्या यदंतरां द्यावापृथिवी इमे ॥ यद्भूतं च भवच्च भविष्यच्चेत्याचक्षत आकाश एव तदोतं च प्रोतं च ॥**" યાજ્ઞવલ્કયે ગાર્ગીને કહ્યું કે, હે ગાર્ગિ ! જે સ્વર્ગથી ઉપર છે, જે પૃથ્વીથી નીચે છે, જેના મધ્યમાં આ સ્વર્ગ તથા પૃથ્વી રહેલી છે અને જેને શાસ્ત્રવેત્તાઓ ભૂત, ભવિષ્ય તથા વર્તમાનસ્વરૂપ કહે છે, તે અંતર્યામી આત્મા, અવ્યાકૃત નામના આકાશમાં ઓતપ્રોત થઇને રહેલા છે." એ પ્રમાણે માયાવી અંતર્યામીવિષે સર્વ પ્રપંચનું ઓતપ્રોતપણું એ શ્રુતિમાં દર્શાવ્યું છે. હવે વળી પણ તેજ શ્રુતિમાં ગાર્ગીએ પ્રશ્ન કર્યો છે કે, ત્યારે આકાશ કોની અંદર ઓતપ્રોત થઇને રહેલું છે? આના ઉત્તરમાં યાજ્ઞવલ્કયે કહ્યું છે કે, "**एतस्मिन्खल्वक्षरे गार्गि आकाश ओतश्च प्रोतश्च**-એ અક્ષરબ્રહ્મમાં, હે ગાર્ગિ ! આકાશ (માયાવી) ઓતપ્રોત થઇને રહેલ છે." આના ઉત્તરમાં સ્થૂલ આદિ લક્ષણથી રહિત અક્ષર બ્રહ્મને અવ્યાકૃત નામના આકાશના (માયાવી અંતર્યામીના) આધારતરીકે તે ઉપનિષદ્‌માં કહેલ છે; માટે આકાશરૂપ (માયાવી અંતર્યામીસ્વરૂપ) શરીરવાળા ભગવાને કારણોપાધિથી રહિત એવા અક્ષર બ્રહ્મરૂપ ચિન્માત્રના અભિપ્રાયને મનમાં લાવી "**ममात्मा भूतभावनः**-મારો આત્મા ભૂતોની વૃદ્ધિને કરનારો છે" એમ જે કહેલું છે, તે યોગ્યજ છે.

પૂર્વના એ શ્લોકમાં કહેલી વાતનેજ દૃષ્ટાંતદ્વારા કહે છેઃ—

**यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान्।।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय।।६।।**

**જેમ સર્વ સ્થળે ગતિવાળો મહાન વાયુ, હમેશાં આકાશમાં રહેલો છે, તેમ સર્વ ભૂતો મારામાં રહેલાં છે, એમ તારે સમજવું.**[૬]

(૬) આ શ્લોકપર પ્રાચીન પંડિતો આવું વ્યાખ્યાન કરે છેઃ-જેમ લોકમાં સર્વ સ્થળે ગતિ કરનારો તથા પરિણામથી મોટો વાયુ હમેશાં આકાશમાં રહેલો છે, તેમ સર્વ ભૂતો સર્વવ્યાપક એવા મારાવિષે સંસર્ગરહિતપણે રહેલાં છે. (નીલકંઠ, પોતાના આશયને હવે લખે છે-) પૂર્વે અર્જુને પ્રશ્ન કર્યો હતો કેઃ-"**किं तद् ब्रह्म**-તે બ્રહ્મ એટલે શું?" આના ઉત્તરમાં ભગવાને ઉત્તર આપ્યો હતો કેઃ-"**अक्षरं ब्रह्म परमं**-અક્ષર નામનો જે શુદ્ધ **त्वं** પદાર્થ(જીવ) તેજ ઉપાધિરહિત બ્રહ્મ છે." એ ઉત્તરમાં જે નિરુપાધિક બ્રહ્મ જણાવેલ છે, તે બ્રહ્મનુંજ આ અધ્યાયમાં પૂર્વના ૪-૫ એ શ્લોકમાં વ્યાખ્યાન કરી દેખાડયું છે. હવે અહીં તે નિરુપાધિક બ્રહ્મનો ક્ષર સંજ્ઞાવાળા જીવની સાથે દૃષ્ટાંતપૂર્વક અભેદ કહેવામાં આવે છે. આ શ્લોકમાં દર્શાવેલો **वायु** શબ્દ સૂત્રાત્માને કહેનારો છે. શ્રુતિ પણ કહે છે કેઃ-"**वायुर्वै गौतम तत् सूत्रं**-હે ગૌતમ ! વાયુ તે સૂત્રાત્મા છે." તે સૂત્રાત્મા, સમષ્ટિસ્વરૂપ હોવાથી સર્વ સ્થળે વ્યાપી રહેલ છે અને મહાન છે-એટલે કે બાહ્ય વાયુથી ભિન્ન છે. તે સૂત્રાત્મા જેમ, પોતાના કારણભૂત અવ્યાકૃત નામના આકાશમાં ત્રણેય કાળમાં નિત્ય સંબંધવાળો થઇને વ્યાપી રહેલ છે, તેમ સર્વ ભૂતો એટલે ઉપાધિથી રહિત શુદ્ધ **त्वं** પદાર્થરૂપ ચેતનવર્ગ (જીવ), ત્રણેય કાળમાં પરબ્રહ્મની સાથે અભેદથી વ્યાપી રહેલ છે. જેમ સર્વ કાર્ય ઉત્પત્તિની પહેલાં, ઉત્પત્તિ થયા પછી-મધ્યમ અવસ્થામાં અને નાશ થયા પછી પણ પોતાના કારણમાં અભેદપણેજ રહે છે, તેમ સર્વ જીવવર્ગ પણ, ઉપાધિની ઉત્પત્તિ પહેલાં, ઉપાધિના મધ્યમાં અને ઉપાધિનો નાશ થયા પછી પણ ત્રણેય કાળમાં મહાકાશથી અભિન્નપણે રહેલા ઘટાકાશની પેઠે પરબ્રહ્મથી અભિન્નપણે રહેલ છે. અર્થાત્ ત્રણેય કાળમાં **त्वं** પદાર્થથી કહેવાતો જીવ, **तत्** પદાર્થથી કહેવાતા પરબ્રહ્મથી ભિન્ન નથી. આમ કહીને આ શ્લોકમાં જીવ અને બ્રહ્મનો અભેદ કહી '**स्वभावोऽध्यात्ममुच्यते**'-એ પૂર્વોક્ત વાક્યમાં જે જીવ અને બ્રહ્મનો અભેદ દર્શાવ્યો હતો, તેનુંજ અહીં વિવરણ કરેલું છે.

એ પ્રમાણે જો ઉપાધિરહિત જીવનો પરબ્રહ્મમાં લય થાય છે, તોપછી ઉપાધિની શી ગતિ ? આ શંકાનું સમાધાન કરતાં ભગવાન કહે છેઃ—

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ।**

**હે કુંતીપુત્ર! પ્રલયકાળે સર્વ સ્થાવરજંગમ**

શરીરો, મારી અપરા પ્રકૃતિમાં લય પામે છે અને પુનઃ સૃષ્ટિના આદિકાળમાં તેનાં તેજ શરીરોને માયાવી એવો હું સરજું છું.'

(૭) હે કુંતીપુત્ર અર્જુન! સૃષ્ટિના સંહારકાળે સર્વ સ્થાવરજંગમ શરીરો, મારી-માયાવીની સૂક્ષ્મ ભૂમિ (ગંધતન્માત્રા) આદિ સ્વરૂપ ત્રિગુણાત્મિકા અપરા નામની પ્રકૃતિમાં લય પામે છે. પુનઃ સૃષ્ટિના આરંભકાળમાં સુષુપ્તિની પેઠે પ્રકૃતિમાં સંસ્કારસ્વરૂપે રહેલાં તેનાં તેજ શરીરોને કારણાત્મા માયાવી એવો હું અનેક પ્રકારે સરજું છું.

એ વાતનેજ કહે છે:—

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**

પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને હું, સ્વભાવને લીધે રાગદ્વેષાદિને અધીન થયેલા આ સમગ્ર ભૂતવર્ગને વારંવાર સરજું છું. ૮

(૮) એ પ્રમાણે અવિદ્યારૂપ લક્ષણવાળી મારી પ્રકૃતિનો આશ્રય કરીનેજ હું સર્વ ભૂતોને સરજું છું; કારણ કે અવિદ્યારહિત કેવળ શુદ્ધ સ્વરૂપવાળા મારાવિષે સ્રષ્ટાપણાનો સંભવજ નથી; માટે તે અવિદ્યારૂપ લક્ષણવાળો પ્રકૃતિનો આશ્રય કરીને હું, સ્વભાવને લીધે રાગદ્વેષાદિને અધીન થયેલા આ સમગ્ર ભૂતવર્ગને અનેક પ્રકારે સર્જ્યા કરૂં છું.

હવે અર્જુન શંકા કરે છે કેઃ-એ રીતે વિષમ સૃષ્ટિને સરજનારા તમારાવિષે પણ વિષમતા અને નિર્દયતા હોવીજ જોઇએ. આ શંકાનું સમાધાન કરવામાટે શ્રીભગવાન કહે છે:—

**न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥**

હે ધનંજય! તે કર્મો મને બાંધી શકતાં નથી; કારણ કે હું ઉદાસીનની પેઠે રહું છું અને તે કર્મોમાં આસક્ત થતો નથી. ૯

(૯) હે ધનંજય! તે વિષમ સૃષ્ટિને ઉત્પન્ન કરવારૂપ કર્મો મને બાંધી શકતાં નથી; કારણ કે હું ઉદાસીનની પેઠે રહું છું. જેમ મેઘ, કોઇપણ બીજપર રાગ અથવા દ્વેષ કર્યાવિના ઉદાસીન થઇને વર્ષે છે, તેમ ઈશ્વર પણ પુણ્યશાળી ભૂતોપર અથવા પાપી ભૂતોપર રાગદ્વેષ કર્યાવિના જગત સરજે છે-તાત્પર્ય કે, તે તે અસાધારણ કર્મબીજને લીધે તે તે પુણ્યશાળી અથવા પાપી જીવો, જૂદાં જૂદાં ફળને પામે છે, તેથી ઈશ્વરવિષે વિષમતા આદિનો સંભવજ નથી.

તમે કહો છો કે, "હું સર્વ ભૂતોને સરજું છું અને વળી ઉદાસીનની પેઠે રહું છું" આમ પરસ્પર વિરુદ્ધ કેમ હોઇ શકે? કારણ કે જે ઉદાસીન હોય તે તો સ્રષ્ટા હોઇ શકેજ નહિ. આવી કદાચ અર્જુન શંકા કરે, એમ મનમાં લાવીને ભગવાન શ્રીકૃષ્ણ કહે છે:—

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥**

હુંરૂપ અધ્યક્ષદ્વારા પ્રકૃતિજ સ્થાવરજંગમસહિત જગતને ઉત્પન્ન કરે છે. હે કુંતીપુત્ર! આ કારણથીજ જગત જન્માદિ અવસ્થાઓમાં ભમ્યા કરે છે.૧૦

(૧૦) હે કુંતીપુત્ર! હું તો કૂટસ્થ છું-અધ્યક્ષ છું. લોહચુંબકની પેઠે કેવળ પ્રવર્તક છું. મારી જે પ્રકૃતિ તેજ આ સ્થાવરજંગમ જગતને ઉત્પન્ન કરે છે. આ મારા અધ્યક્ષપણાના હેતુથીજ જગત જન્મ આદિ અવસ્થાઓમાં ભમ્યા કરે છે. સારાંશ કે, હું તો ઉદાસીનજ છું-લોહચુંબકની પેઠે કેવળ સૃષ્ટિનો પ્રવર્તકજ છું. શ્રુતિ પણ કહે છે:—
" **एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥ कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च॥**"

એકજ દેવ, સર્વ ભૂતોમાં ગૂઢ થઇને રહેલા છે, સર્વવ્યાપક છે, સર્વ ભૂતોના અંતરાત્મા છે, કર્મના દ્રષ્ટા છે, સર્વ ભૂતોમાં વસી રહેલા છે, સર્વના સાક્ષી છે, કેવળ છે, ચેતનરૂપ છે અને નિર્ગુણ છે." આ શ્રુતિ પણ એકજ દેવ પરમાત્માને સર્વના અધ્યક્ષતરીકે તથા સાક્ષીતરીકે પ્રતિપાદન કરે છે.

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥**

સર્વ ભૂતોના મહાન ઈશ્વર અને મનુષ્યશરીરનો આશ્રય કરનારા મારૂં, મૂઢ પુરુષો અપમાન કરે છે; કારણ કે તેઓ મારા પરમ તત્ત્વને સમજતા નથી.૧૧

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥**

(મારૂં અપમાન કરવાથી)તેઓ નિષ્ફળ આશાવાળા, નિષ્ફળ કર્મોવાળા, નિષ્ફળ જ્ઞાનવાળા અને વિવેકવિનાના થઇને રાક્ષસી તથા આસુરી મોહક પ્રકૃતિનો આશ્રય કરનારા થાય છે.૧૨

(૧૨) મારૂં અપમાન કરનારા તે મૂઢ પુરુષો વૃથા આશિષવાળા, નિષ્ફળ ઉદ્યોગવાળા, નિષ્ફળ જ્ઞાનવાળા અને વિવેકવિનાના થાય છે; તથા રજોગુણ અને તમોગુણના પ્રાધાન્યવાળી રાક્ષસી તથા આસુરી પ્રકૃતિનો આશ્રય કરનારા થઇ જાય છે—અર્થાત્ તેઓ કાપવું, મારવું, ખાવું, પીવું, પારકું ધન લઇ લેવું ઇત્યાદિ ક્રૂર સ્વભાવવાળા તથા ક્રૂર કર્મો કરવાવાળા થઇ જાય છે.

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥**

(પરંતુ પૂર્વોક્ત દુષ્ટાત્માઓથી અત્યંત વિલક્ષણ એવા) મહાત્મા પુરુષો તો દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને, એકાગ્ર ચિત્તવાળા થઇને તથા મને સર્વ ભૂતોના આદિકારણ અને અવિનાશી જાણીને ભજે છે.૧૩

(૧૩) પૂર્વોક્ત દુષ્ટાત્માઓના કરતાં અત્યંત વિલક્ષણ તથા ઉદાર ચિત્તવાળા મહાત્માઓ દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને એટલે સત્વગુણના પ્રાધાન્યવાળી પ્રકૃતિનો આશ્રય કરીને એકાગ્ર ચિત્તવાળા થઇને મારૂં ભજન કરે છે. તે મહાત્માઓ ગાડરીઆ પ્રવાહની પેઠે, દેખાદેખીથી અથવા દંભથી મારૂં ભજન કરતા નથી; પરંતુ સર્વ ભૂતોના આદિકારણ મને અવિનાશીને યથાર્થ રીતે જાણીને ભજે છે.

તેઓ કેવીરીતે મારૂં ભજન કરે છે, તે તું સાંભળઃ—

**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।**
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥**

હમેશાં મારૂં કીર્તન કરતા તે મહાત્માઓ, અહિંસાદિ વ્રતમાં યત્નપૂર્વક દૃઢ થઇને તથા નિત્ય સાવધાન થઇને મને નમસ્કાર કરતા ભક્તિપૂર્વક ઉપાસે છે.૧૪

(૧૪) હે અર્જુન! તે મહાત્મા પુરુષો સદાય મારૂં કીર્તન કર્યા કરે છે, ઇંદ્રિયોને વશ કરવાનાં શમદમાદિ સાધનોમાં યત્ન કરે છે, અહિંસા આદિ વ્રતોમાં દૃઢ રહે છે તથા હૃદયમાં રહેલા મને અથવા પ્રતિમા આદિસ્વરૂપ મને નમસ્કાર કરી ભક્તિપૂર્વક નિત્ય સાવધાન થઇને ઉપાસે છે.

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥**

બીજા કેટલાએક મહાત્મા પુરુષો જ્ઞાનયજ્ઞથી પણ મારૂં પૂજન કરીને મને ઉપાસે છે, કેટલાએક મહાત્માઓ મને સર્વ સ્થળે એકસ્વરૂપેજ ઉપાસે છે, કેટલાએક વળી ભિન્ન ભિન્ન સ્વરૂપે મારૂં ઉપાસન કરે છે અને કેટલાએક મહાત્માઓ તો મને સર્વસ્વરૂપ માનીને અનેક પ્રકારે ઉપાસે છે.

(૧૫) કેટલાએક પાતંજલ યોગદર્શનને અનુસરનારા યોગનિષ્ઠ પુરુષો, જ્ઞાનયજ્ઞથી એટલે નિર્વિકલ્પ સમાધિથી મારૂં ઉપાસન કરે છે. ઉપનિષદોસંબંધી જ્ઞાનને અનુસરનારા જ્ઞાની પુરુષો "હુંજ ભગવાન વાસુદેવ છું" આમ અભેદદષ્ટિથી મારૂં ઉપાસન કરે છે. વળી કેટલાએક સામાન્ય કક્ષાના મનુષ્યો, "આ ઇશ્વર મારો સ્વામી છે" આવી ભેદબુદ્ધિથી મારૂં ઉપાસન કરે છે અને બીજા કેટલાએક મહાત્માઓ તો સર્વ પ્રકારે એટલે "જે કંઇ જોવામાં આવે છે તે ભગવાનનું સ્વરૂપ છે, જે કંઇ સાંભળવામાં આવે છે તે ભગવાનનું નામ છે, જે કંઇ આપવામાં આવે છે અથવા ભોગવવામાં આવે છે, તે બધું ભગવાનનેજ અર્પણ કરાય છે" આવી રીતે મને સર્વસ્વરૂપ સમજીને મારૂં ઉપાસન કરે છે.

આ છેલ્લા ઉપાસનનુંજ વિવરણ કરે છેઃ—

**अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।**
**मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥**
**पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।**
**वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च॥१७॥**
**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८**
**तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।**
**अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥**

હું દેવતાના ધ્યાનરૂપ સંકલ્પ છું; દેવતાને ઉદ્દેશીને જેમાં દ્રવ્યનો ત્યાગ કરવામાં આવે

છે તે શ્રૌતસ્માર્ત યજ્ઞ હું છું, હું પિતૃઓના અન્નરૂપ સ્વધા છું, મનુષ્યોના અન્નરૂપ ઔષધ હું છું, જેનાવડે અપાય છે તે મંત્ર હું છું, આજ્ય–એટલે હવિષ હું છું, હું અગ્નિ છું, હું પ્રક્ષેપ ક્રિયારૂપ હોમ છું, હું આ જગતનો પિતા છું, માતા છું, કર્મફળને કરનારો ધાતા છું, પિતામહ છું, જાણવાયોગ્ય બ્રહ્મ છું, પવિત્ર કરનાર તપ આદિ પણ હુંજ છું; હું ૐકાર છું, હું ઋગ્વેદ છું, હું સામવેદ છું, હું યજુર્વેદ છું, મુક્ત પુરુષોને પ્રાપ્ત કરવા યોગ્ય ગતિ–સ્થાન હું છું, કર્મના ફળને આપીને પોષણ કરનારો હું છું, હું સર્વનો પ્રભુ–અંતર્યામી છું, હું કરેલું, નહિ કરેલું જોનારો સાક્ષી છું, હું આશ્રયભૂત યજમાન આદિ છું, હું સર્વનો રક્ષક છું, હું સર્વનો સુહૃત એટલે સામા ઉપકારની અપેક્ષા રાખ્યાવિના ઉપકાર કરનારો છું, હું સર્વનું ઉત્પત્તિસ્થાન છું, હું સર્વનું લયસ્થાન છું, હું સર્વનું સ્થિતિસ્થાન છું, કર્મોનાં ફળને સમર્પણ કરવાનું સ્થાન હું છું, હું સંસારપર્યંત રહેનારા અવિનાશી અંકુરનું કારણબીજ છું, હું સૂર્ય થઇને તપું છું, હું આઠ મહિના વૃષ્ટિને અટકાવું છું, હું ચાર મહિના વૃષ્ટિ વરસાવું છું, હું સર્વના જીવનરૂપ છું અથવા હું દેવોના અન્નરૂપ અમૃત છું, હું સર્વના મૃત્યુરૂપ છું, હે અર્જુન! જે કંઈ સત્ અથવા અસત્ તે સર્વ હુંજ છું. ૧૬–૧૯

(૧૬–૧૯) આ ચારેય શ્લોકોથી કહેવાનો ભાવ એ છે કે, એ રીતે મને સર્વસ્વરૂપ માનીને ભજન કરનારા પુરુષોનો હું સર્વ રીતે અનુગ્રહ કરૂં છું, માટે આ પ્રકારે મારૂં ભજન કરવું તે ઉત્તમોત્તમ છે.

પરંતુ જેઓ પૂર્વોક્ત ઉપાસના પ્રકારોમાંના કોઇ એક પ્રકારથી પણ મારૂં ભજન કરતા નથી અને કેવળ વૈદિક કર્મોનુંજ અનુષ્ઠાન કરવામાં કુશળ–કર્મઠો છે, તેઓ કયી ગતિને પામે છે, તે તું હવે સાંભળ:–

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते । ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥**

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति । एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥ २१ ॥**

ત્રણ વેદરૂપ વિદ્યાવાળા તથા સોમરસનું પાન કરનારા યાજ્ઞિકો, યજ્ઞોવડે મારૂં પૂજન કરીને અને (તે દ્વારા) પાપરહિત થઇને સ્વર્ગની ગતિને ઇચ્છે છે. તેઓ પુણ્યના ફળરૂપ દેવેન્દ્રના લોકને પામીને ત્યાં દેવોના દૈવી ભોગોને ભોગવે છે. તેઓ વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્યનો ક્ષય થતાં પુનઃ મનુષ્યલોકમાં દાખલ થાય છે. એ રીતે વિષયોની ઇચ્છાવાળા અને વેદોક્ત કર્માનુષ્ઠાન ધર્મનો આશ્રય કરનારા કર્મઠો, ગમન–આગમનને (જન્મમરણના ફેરાને) પામ્યા કરે છે. ૨૦,૨૧

(૨૧) ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદરૂપ વિદ્યાવાળા અને સોમવલ્લીના રસનું પાન કરનારા યાજ્ઞિકો, યજ્ઞોથી મારૂં યજન કરીને સ્વર્ગફળને ઇચ્છે છે, તેઓ પુણ્યના ફળરૂપ તે સ્વર્ગલોકને પામીને ત્યાં સંકલ્પમાત્રથી પ્રાપ્ત થયેલા તથા દુઃખના સંબંધથી રહિત એવા દિવ્ય ભોગોને ભોગવે છે. જ્યાંસુધી પુણ્ય હોય, ત્યાંસુધી તે વિશાળ સ્વર્ગલોકમાં અમાનુષ ભોગોને ભોગવીને પુણ્યનો ક્ષય થતાં પુનઃ આ મનુષ્યલોકમાં પાછા આવે છે. એ પ્રમાણે વેદોક્ત ધર્મનો આશ્રય કરીને કામ્ય યજ્ઞોનું અનુષ્ઠાન કરનારા તે વિષયાભિલાષી કર્મઠો, નિરંતર આવ–જા કર્યા કરે છે; પણ કદી સ્વતંત્ર થતા નથી. શ્રુતિ પણ કહે છે કે:–"**प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म ॥ एतच्छ्रेयोयेऽभिनंदन्ति मूढा जरामृत्युं ते पुनरेवापियंति**–યજ્ઞો એ મજબુતીવિનાની અસ્થિર નૌકાઓ છે, એમજ સમજવું, કે જે યજ્ઞોમાં સોળ ઋત્વિજો, યજમાન અને યજમાનપત્ની–એ અઢાર અજ્ઞાની મનુષ્યોએ કહેલું હલકું કર્મ હોય છે, જે મૂઢ પુરુષો તે યજ્ઞોનેજ પોતાના શ્રેયતરીકે પસંદ કરે છે, તેઓ પુનઃ પુનઃ જરા-મૃત્યુને પામ્યા કરે છે. ૨૦–૨૧

એ રીતે કર્મઠોના પુનર્જન્મ તથા તેમને થનારાં કહીને, ફળને ભક્તોને તો મારા ભજનથીજ સર્વ સિદ્ધિ થાય છે, એ વાતને કહે છે:–

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

મારાસિવાય બીજો જેઓને સેવવાયોગ્ય નથી એવા જે મનુષ્યો, મારૂં ચિંતન કરીને મને ભજે છે, તે નિત્ય એકાગ્ર ચિત્તવાળા મનુષ્યોના યોગક્ષેમનો હું પોતેજ નિર્વાહ કરૂં છું.[૨૨]

(૨૨) મારાવિના બીજો કોઇ પણ જેઓને ઉપાસ્ય નથી તેવા જે મનુષ્યો, "હુંજ ભગવાન વાસુદેવ છું" આમ અભેદપણે મારૂં ચિંતન કરીને તથા સમગ્ર સ્થળે અદ્વૈત દૃષ્ટિ કરીને મારૂં ઉપાસન કરે છે અને નિત્ય યોગાભિમુખ રહે છે, તે મનુષ્યોના યોગનો એટલે નહિ પ્રાપ્ત થયેલા અન્નાદિનો અથવા યોગભૂમિકાએ પહોંચાડવારૂપ યોગનો તથા મળેલાંના સંરક્ષણરૂપ ક્ષેમનો હું પોતેજ નિર્વાહ કરૂં છું-અર્થાત્ તે મારા ભક્તોએ, અન્નાદિકને માટે અથવા યોગભૂમિકાઓમાં ઉપર ઉપરની ભૂમિકાના લાભને માટે લગાર પણ ચિંતા કરવાની નથી; કારણ કે અનન્ય ચિત્તવાળા તે મારા ભકતો, મારાથી અભિન્ન છે; જેથી તેમનાં સર્વ ઇષ્ટો એની મેળેજ સિદ્ધ થશે. આવા હેતુથીજ પ્રથમ કહેલું છે કે, "ज्ञानी त्वात्मैव मे मतम्" જ્ઞાની પુરુષ તો મારૂં સ્વરૂપજ છે, એમ હું માનું છું.

**येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।**
**तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३॥**

હે કુંતીપુત્ર ! જેઓ અન્ય દેવોના ભક્તો છે, તેઓ પણ શ્રદ્ધાયુક્ત થઇને મારૂંજ યજન કરે છે; માત્ર તેઓ વિધિપૂર્વક યજન કરતા નથી.[૨૩]

(૨૩) જેઓ બીજા દેવોનું ભજન કરે છે, તેઓ ખરીરીતે મારૂંજ ભજન કરે છે, પણ તેઓનું ભજન વિધિપૂર્વક હોતું નથી; કારણ કે વિધિ એટલે અભેદબુદ્ધિ. તેઓનું ભજન અભેદબુદ્ધિથી રહિત હોય છે, માટે તે ભજન અવિધિપૂર્વક છે.

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।**
**न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥**

હુંજ સર્વ યજ્ઞોનો ભોકતા અને પ્રભુ છું. આ પ્રમાણે તેઓ મને યથાર્થ રીતે જાણતા નથી, તેથી સંસારમાં ગબડયા કરે છે.[૨૪]

(૨૪) હુંજ સર્વ યજ્ઞોનો સર્વ દેવતાસ્વરૂપે ભોક્તા અને ફળદાતા છું. આમ હોવા છતાં તેઓ મને પ્રત્યગાત્માથી અભિન્ન સ્વરૂપે યથાર્થ રીતે જાણતા નથી, તેથી જ્ઞાનનિષ્ઠાને પામ્યાવિના તેઓ સંસારરૂપ ખાડામાં પડે છે.

સર્વ ભકતો પોતપોતાના ભજન પ્રમાણે પોતપોતાના આરાધ્યદેવને પામે છે, એ વાતને કહે છે.

**यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।**
**भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपिमाम्**

દેવોની ભક્તિ કરનારા પુરુષો દેવોને પામે છે, શ્રાદ્ધ આદિ ક્રિયાઓમાં તત્પર રહેનારા પિતૃભક્ત પુરુષો અગ્નિષ્વાત આદિ પિતૃઓને પામે છે, ભૂતોનું ભજન કરનારા પુરુષો, વિનાયક માતૃગણ, ચતુર્ભગિની આદિ ભૂતોને પામે છે અને મને ભજનારા પુરુષો મને પામે છે.[૨૫]

(૨૫) મારી ભક્તિ તો સહેલથી કરી શકાય છે; પણ બીજા દેવોની ભક્તિ તો ઘણા દ્રવ્યથી અને પરિશ્રમથી સાધ્ય છે, એવા આશયથી કહે છેઃ-

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥**

જે પુરુષ પત્ર, પુષ્પ, ફળ અથવા જળ, મને ભક્તિપૂર્વક આપે છે, તે શુદ્ધાત્મા પુરુષના ભક્તિથી અર્પણ કરેલા તે પદાર્થને હું ગ્રહણ કરૂં છું.[૨૬]

(૨૬) આ શ્લોકમાં ભગવાનના કહેવાનો ભાવ એ છે કે, મને ભક્તિનીજ જરૂર છે, બીજા કોઇ પણ પદાર્થની જરૂર નથી; માટે હે અર્જુન ! તું પણ બધું મને અર્પણ કરી દે, એ વાતને કહે છેઃ-

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥**

હે કુંતીપુત્ર ! તું જે કંઇ કરે, જે કંઇ ભક્ષણ કરે, જે કંઈ હવનહોમ કરે, જે કંઈ દાન દે અને જે કંઇ તપશ્ચરણ કરે, તે મને અર્પણ કર.[૨૭]

(૨૭) હે કૌન્તેય ! તું જે કંઈ જવું-આવવું વગેરે ક્રિયા કરે, તે "આ હું ભગવાનની પ્રદક્ષિણા કરૂં છું" એવી બુદ્ધિથી મારી પ્રીતિ સંપાદન કરવામાટે મને અર્પણ કરી દે. એ પ્રમાણે તું જે કંઈ બોલવું, ખાવું, દેવું, લેવું વગેરે કરે, તે બધામાં ભગવાનના નામકીર્તન આદિની દૃષ્ટિ કરી, ભગવાનને સમર્પણ કરી દે.

આથી તને જે ફળ મળશે, તે તું સાંભળ.

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥**

આમ કરવાથી તું શુભ–અશુભ ફળવાળાં કર્મોરૂપ બંધનોથી મુકત થઇશ અને આ કર્મફળના સંન્યાસ(ત્યાગ)રૂપ યોગમાં યુક્ત ચિત્તવાળો તું મુક્ત થઇને મને પામીશ.[૨૮]

(૨૮) આમ કરવાથી તું ઇષ્ટ–અનિષ્ટ ફળવાળાં કર્મરૂપ બંધનોથી છૂટો થઇ જઇશ–અર્થાત્ ભગવાનને સમર્પણ કરી દેવાની બુદ્ધિથી તું ગમે તે કર્મ કરીશ, તોપણ તને કર્મનો લેપ લાગશે નહિ. આજ કર્મફળના ત્યાગરૂપ માર્ગને મેં પ્રથમ તને કહેલો હતો. આ માર્ગમાં જો તું તારા ચિત્તને એકાગ્ર કરીશ તો કર્મોરૂપ બંધનથી મુક્ત થઇને સર્વના પ્રત્યગાત્મારૂપ મને પામી જઇશ.

જો ભગવાન ભક્ત પુરુષોનોજ અનુગ્રહ કરે છે, પણ અભક્ત પુરુષોનો અનુગ્રહ કરતા નથી, તો પછી ભગવાનની અંદર પણ રાગદ્વેષ હોવા જોઇએ. આ શંકાનું સમાધાન કરવામાટે ભગવાન કહે છેઃ–

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**

હું સર્વ ભૂતોવિષે સમદષ્ટિવાળો છું, મારો કોઇ દ્વેષપાત્ર નથી કે પ્રીતિપાત્ર નથી; તોપણ જેઓ ભક્તિપૂર્વક મારૂં ભજન કરે છે, તેઓ મારાવિષે છે અને હું તેઓવિષે છું.[૨૯]

(૨૯) જેમ રાગ, દ્વેષ આદિથી રહિત એવો અગ્નિ, સમીપમાં રહેલાઓનીજ ટાઢનો નાશ કરે છે, પણ દૂર રહેલાઓની ટાઢનો નાશ કરતો નથી, તેમ સર્વ સ્થળે સમાન રીતે રહેલો એવો હું પણ મારે શરણે આવેલા મારા ભકતોનાંજ બંધનનો નાશ કરૂં છું; પણ શરણે નહિ આવેલાઓનાં બંધનનો નાશ કરતો નથી–અર્થાત્ મારે રાગ કે દ્વેષ છેજ નહિ; તોપણ જેઓ ભક્તિપૂર્વક મારૂં ભજન કરે છે, તેઓ બીજા શરણથી રહિત થયેલા હોય છે, માટે તેઓ મારામાં રહેલા છે અને હું પણ તેઓને વિષેજ રહું છું. કહેવાનો ભાવ એ છે કે, મારૂં ભજન નહિ કરનારા અભક્ત પુરુષોનાં ચિત્ત, રાગાદિ દોષોથી ઘેરાયલાં હોય છે, જેથી તેઓના ચિત્તમાં મારૂં ખાસ કરીને પ્રકટપણું હોતું નથી.

હવે ભક્તિનું માહાત્મ્ય કહે છેઃ—

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥**

અત્યંત પાપી પુરુષ પણ અન્ય સ્થળે ચિત્ત રાખ્યાવિના જો મારૂં ભજન કરે છે, તો તેને સત્પુરુષજ માનવો; કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો છે–તેનું વર્તન ઉત્તમ હોય છે.[૩૦]

**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।**
**कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥**

તે પુરુષ, તત્કાળ ધર્માત્મા થઈ જાય છે અને સદાની શાંતિને પામે છે. હે કુંતીપુત્ર! તું જ મારી આજ્ઞાથી પ્રતિજ્ઞા કર કે,મારો–ભગવાન શ્રીહરિનો ભક્ત કદી નાશ પામતો નથી.[૩૧]

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्**

હે કુંતીના પુત્ર ! મારો આશ્રય કરીને જેઓ પાપી યોનિ (જન્મ) વાળા હોય છે–જેવા કે, સ્ત્રીઓ,વૈશ્યો, તથા શૂદ્રો–તેઓ પણ પરમ ગતિને પામે છે.[૩૨]

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥**

તો પછી મારા પવિત્ર ભકતો–બ્રાહ્મણો તથા રાજર્ષિઓ મારો આશ્રય કરીને પરમ ગતિને પામે એમાં શી નવાઇ છે? માટે તું પણ નાશવંત અને સુખવિનાના આ મનુષ્યલોકને પામીને મારૂં ભજન કર.[૩૩]

(૩૩) જ્યારે પૂર્વોક્ત પાપી જન્મવાળા મનુષ્યો, મારો આશ્રય કરીને પરમ ગતિને પામે છે, ત્યારે પવિત્ર જન્મવાળા મારા બ્રાહ્મણભક્તો તથા રાજર્ષિઓ મારા આશ્રયથી પરમ ગતિને પામે એમાં શું આશ્ચર્ય છે? માટે તું પણ આ નાશવંત અને લેશમાત્ર પણ સુખવિનાના મનુષ્યલોકને પામીને મને–પરમાત્માને ભજી લે. આ લોકસિવાયના બીજા લોકમાં મારૂં ભજન થશે નહિ. શ્રુતિ પણ કહે છેઃ–" **इह चेदवेदीदथ सत्यमस्ति न चेदवेदीन्महती विनष्टिः**– આ મનુષ્યલોકમાંજ જો કંઇ જાણ્યું તે ખરૂં છે; પણ જો અહીં કંઈ ન જાણ્યું તો સમજવું કે, મહાન

વિનાશ કર્યો."

હવે ભજન કરવાના પ્રકારને દર્શાવે છેઃ—

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः॥३४॥**

તું મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કર અને મનેજ નમસ્કાર કર. એ પ્રમાણે ચિત્તની એકાગ્રતારૂપ યોગ કરીને તથા મારામાં પરાયણ થઇને તું સર્વના આત્મારૂપ મનેજ પામીશ.[૩૪]

(૩૪) તું મારામાંજ મન રાખ, પણ પુત્ર આદિમાં મન ન રાખ; મારોજ ભક્ત થા પણ ધન આદિને માટે રાજા આદિનો ભક્ત ન થા; મારા માટેજ યજ્ઞયાગાદિ કર પણ સ્વર્ગ આદિની તૃષ્ણાથી ન કર; મનેજ નમસ્કાર કર—મારેજ શરણે આવ, બીજાને શરણે ન જઇશ. એ પ્રકારે યોગ કરીને તું સર્વના અંતર્યામી આત્મારૂપ મને ઘટાકાશ જેમ મહાકાશને પામે તેમ, અભેદપણે પામી જઇશ; કારણ કે તું સર્વ ઉપાધિથી શૂન્ય ચિદાત્મારૂપ મનેજ સર્વથી ઉત્તમ પ્રાપ્ય સ્થાનરૂપ માનનારો થઇશ. શ્રુતિ પણ કહે છે કેઃ—**यथा नद्यः स्यंदमानाः समुद्रेऽस्तं गच्छंति नामरूपे विहाय। तथा विद्वान् नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्॥**—જેમ વહેતી નદીઓ, પોતાના નામરૂપનો ત્યાગ કરીને સમુદ્રમાં અસ્ત પામે છે, તેમ જ્ઞાની પુરુષ પણ પોતાના નામરૂપથી મુક્ત થઇને સૂત્રાત્માથી પર એવા દિવ્ય પુરુષને પામે છે.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતા પર્વમાં "રાજવિદ્યા-રાજગુહ્યયોગ" એ વિષયનો અધ્યાય ૩૩ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૪ મો

## વિભૂતિયોગ

પ્રથમ સાતમા અધ્યાયમાં **त्वं** પદથી કહેવાતા અર્થનું નિરૂપણ કરી આઠમા અધ્યાયમાં તેનું ઉપાસન કરવાથી ક્રમે ક્રમે મુક્તિ થાય છે, એમ કહ્યું. પછી નવમા અધ્યાયમાં **तत्** પદનો લક્ષ્યાર્થ કહ્યો અને તેની પ્રાપ્તિને માટે સર્વ સ્થળે ભગવદ્ભાવની ભાવનારૂપ વ્યાપક ભજન કહ્યું; પણ તે ભજન, રાગાદિ દોષોથી મલિન ચિત્તવાળા પુરુષોને માટે અશક્ય થઇ પડશે, આવો વિચાર કરીને ભગવાન તે ભજનની સિદ્ધિને માટે કોઇ કોઇ પદાર્થોમાંજ ભગવાનની બુદ્ધિ કરવા માટેની પોતાની વિભૂતિઓને આ દશમા અધ્યાયમાં દર્શાવે છે; અને પછીથી અગીઆરમા અધ્યાયમાં તે વિભૂતિઓના ફળરૂપ સર્વ સ્વરૂપ પરમાત્માનું ઉપાસન કહેશે; અને વિશ્વરૂપ પરમાત્માનું અર્જુનને દર્શન કરાવશે. ત્યાર પછી બારમા અધ્યાયમાં **तत्** પદથી જણાતા અવ્યક્ત ભગવાનનું ઉપાસન તથા તે ઉપાસન કરનારા ઉપાસકોનાં લક્ષણોને કહીને **तत्** પદાર્થનું શોધન કરવામાટે ઉપાસના કાંડની સમાપ્તિ કરશે.

હવે અર્જુનપરના પ્રેમથી ભગવાન પોતેજ પ્રથમ બોલ્યાઃ—

**॥ श्रीभगवानुवाच ॥**

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥**

શ્રીભગવાને કહ્યુંઃ—હે મોટી ભુજાવાળા અર્જુન! મારાં વચનથી પ્રસન્ન થનારા તને ફરીથી હું જે શ્રેષ્ઠ વચન કહું છું, તે તું સાંભળ; કારણ કે તે વચન હું તારૂં હિત કરવાની ઇચ્છાથી કહું છું.[૧]

(૧) હે મહાબાહુ અર્જુન! મારે તને જે વચન કહેવાનું હતું તે તો જો કે પ્રથમ કહી દીધું છે, તોપણ ફરીથી હું તને જે વચન કહેવા માગું છું, તે વચન નિરતિશય વસ્તુનો પ્રકાશ કરનારૂં છે; માટે તું બરાબર સાવધાન થઇને સાંભળ. વળી મારૂં વચન સાંભળીને તું જાણે અમૃત પીધું હોય તેમ પ્રીતિનો અનુભવ કરે છે, તેથી તારૂં હિત કરવાની ઇચ્છાથી હું તને આ વચન કહું છું.

મારાં સ્વરૂપનું જ્ઞાન કરવું અતિ ગહન છે, માટેજ હું તને કહું છું. આવા આશયથી કહે છેઃ—

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥**

દેવો અને મોટા મોટા ઋષિઓ પણ મારા ઐશ્વર્યને જાણતા નથી; કારણ કે હું સર્વ પ્રકારે દેવોનો તથા મહર્ષિઓનો આદિ છું.[૨]

(૨) મારા ઐશ્વર્યને એટલે આકાશાદિ સૃષ્ટિને રચવાના સામર્થ્યને દેવો અને મોટા ઋષિઓ પણ જાણતા નથી; કારણ કે હું તે બધાયનો આદિ છું. કહેવાનો ભાવ એ છે કે, દેહની ઉત્પત્તિ થયા પ-

ાજ દેવ આદિને બુદ્ધિ આદિનો લાભ થયેલો છે, થી અર્વાચીન કાળનાં તે બુદ્ધિ આદિ પદાર્થો- ઃ પોતાની ઉત્પત્તિની પહેલાં કયો પદાર્થ હતો, ું માપ ક્યાંથી કરી શકાય? આવા હેતુથી ઓ મારા સામર્થ્યને જાણતા નથી.

**ा मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**संमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥**

મનુષ્યોની મધ્યમાં જે મનુષ્ય અજ્ઞાનથી ાહ પામતો નથી તે મનુષ્ય અજન્મા, અનાદિ ને સર્વ લોકના મહાન્ ઈશ્વર એવા મને જા- શકે છે અને સર્વપાપોથી મુક્ત થાય છે.[3]

(૩) મનુષ્યોમાં જે મનુષ્ય મૂઢ થયો નથી, ટલે જડ અને ચેતન એવા બુદ્ધિ તથા આત્મા- એકીભાવરૂપ પરસ્પર ઉપરના આરોપથી જે લિત થયેલો નથી અને તત્વજ્ઞાનથી જેણે તે ારોપને દૂર કરેલો છે તેવો આત્મજ્ઞાની મ- ય, આત્મા સિવાયના પદાર્થોને જન્મવાળા અ- ાવે છે અને મને–પ્રત્યગાત્માને લોકના મહાન ારતરીકે અનાદિ એટલે કારણશૂન્યતરીકે અને જન્માતરીકે જાણે છે તથા તે મનુષ્ય ભૂત અને ર્માનકાળનાં સર્વપાપોથી મુક્ત પણ થાય છે.

હું મહેશ્વર છું તેથીજ મારામાંથી બુદ્ધિ વગેરે ર્ પદાર્થો ઉત્પન્ન થાય છે; એ વાતને કહે છેઃ–

**द्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।**
**खं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥**
**हिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।**
**वंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥**

બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, મ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, ભાવ, અભાવ, ભય, ભય, અહિંસા, સમભાવ, સંતોષ, તપ, દાન, ા અને અપયશ–આ દરેક પ્રત્યે અનેક પ્રકાર- સર્વ ભાવો, પ્રાણીઓને મારાથીજ ઉત્પન્ન ય છે. ૪,૫

(૪–૫) સૂક્ષ્મ અર્થને જાણવાનું અંતઃકરણ- જે સામર્થ્ય તેનું નામ બુદ્ધિ કહેવાય છે. આ- ા અનાત્મ પદાર્થોનું જે સમ્યક્ જ્ઞાન તે જ્ઞાન ાવાય છે. પોતાની સામે ઉત્પન્ન થયેલા જાણ- યોગ્ય પદાર્થોમાં વ્યાકુળતાવિના વિવેકપૂર્વક સ્વીકાર કરવામાં આવે છે, તેનું નામ અસં- મોહ કહેવાય છે. બીજો કોઈ શત્રુ વગેરે મનુષ્યો, મારી જાય અથવા ખેંચી જાય તોપણ ચિત્તની જે અ- વિકારાવસ્થા તેનું નામ ક્ષમા કહેવાય છે. પ્ર- માણથી જાણેલા અર્થનું જે યથાર્થ ભાષણ કરવું તેનું નામ સત્ય કહેવાય છે. બાહ્યેન્દ્રિયોને વશ કરવી તે દમ, મનનો નિગ્રહ કરવો તે શમ, સુખ એટલે હર્ષ, દુઃખ એટલે સંતાપ, ભવ એટલે ઉ- ત્પત્તિ, ભાવ એટલે સત્તા (હયાતી) અભાવ એટલે અસત્તા (નહિ હયાતી તે), ભય એટલે ત્રાસ, અ- ભય એટલે નિર્ભયતા, અહિંસા એટલે પ્રાણીઓને પીડા નહિ કરવી તે, મિત્ર કે અમિત્રપર સમાન ચિત્ત રાખવું તે સમતા કહેવાય છે, તુષ્ટિ એટલે સંતોષ–જેટલું મળે તેટલામાંજ સંપૂર્ણતાની બુદ્ધિ રાખવી તે, ઇંદ્રિયોના સંયમપૂર્વક જે શરીરને પીડા આપવી તેનું નામ તપ કહેવાય છે, યથા- શક્તિ સંવિભાગ કરી બીજાને જે કંઈ આપવું તે દાન કહેવાય છે, ધર્મને માટે જે કીર્તિ તે યશ કહેવાય છે અને અધર્મને નિમિત્તે થયેલી જે અ- પકીર્તિ તે અપયશ કહેવાય છે. આ બુદ્ધિ વગેરે વીસ ભાવો મારાથીજ પ્રાણીઓને થાય છે. તે આ વીસ ભાવોના દરેકપ્રત્યે અનેક પ્રકારો થાય છે. અહીં કહેવાનો ભાવ એ છે કે, હે અર્જુન ! ઉત્તમગુણોના લાભને માટે તારે મારૂંજ શરણ લેવું.

એ વાતનેજ શિષ્ટ પુરુષોના આચારને દેખા- ડીને દૃઢ કરે છેઃ–

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥**

સૃષ્ટિની પૂર્વ કાળના ભૃગુ વગેરે સાત મ- હર્ષિઓ, સનક વગેરે ચાર કુમારો તથા પ્રસિદ્ધ એવા ચૌદ મનુઓ–તે સર્વે હિરણ્યગર્ભ (બ્રહ્મા) રૂપ મારા મનથી ઉત્પન્ન થયેલા છે, કે જેઓ- થી આ પ્રજા અને લોક ઉત્પન્ન થયેલ છે. તેઓ પણ મારામાંજ ભાવ રાખનારા છે.[6]

(૬) પૂર્વકાળના ભૃગુ આદિ સાત મહર્ષિઓ, સનકાદિ કુમારો અને ચૌદ મનુઓ બ્રહ્મદેવરૂપ મારા મનથીજ ઉત્પન્ન થયેલા છે–એટલે કે, તેઓ યોનિથી ઉત્પન્ન થયેલા નથી. આ ચારેય પ્રકારની પ્રજા અને આ લોકને જેઓનો આધાર છે–અર્થાત્ આ સર્વ પ્રજા અને લોક, જેઓની સંતતિરૂપ છે અથવા જેઓથી આ પ્રજા અને લોક ઉત્પન્ન થયેલ છે, તેઓ પણ મારામાંજ ભાવ રાખવાવાળા

છે—મારામાંજ મનને રાખનારા છે. ભાવાર્થ એ છે કે, આવા પ્રસિદ્ધ મહિમાવાળા તે મહાત્માઓ પણ મારૂંજ ઉપાસન કરે છે, માટે તું પણ મારૂં-જ ઉપાસન કર.

ઉપાસનામાં અધિકારી કોણ છે, તે કહે છે:—

**एतां विभूति योगं च मम यो वेत्ति तत्त्वतः ।**
**सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥**

હવે પછી કહેવાતી આ મારી વિભૂતિને તથા યોગને જે પુરુષ યથાર્થ રીતે જાણે છે, તે અચળ યોગથી યુક્ત થાય છે એમાં સંશય નથી.[૭]

(૭) હવે પછી કહેવામાં આવતી મારી વિભૂતિને તથા સર્વ સ્વરૂપ ભગવાન વિષે મનને એકાગ્ર કરવારૂપ યોગને જે પુરુષ, યથાર્થરીતે જાણે છે એટલે સારીરીતે આચરવાને તથા જાણુવાને સમર્થ થાય છે તે પુરુષ, છઠ્ઠા અધ્યાયમાં કહેલા નિર્વિકલ્પ સમાધિરૂપ મારા સંબંધી અચળ સમાધિવડે યુક્ત થાય છે અને કૃતાર્થ થાય છે. એમાં સંશય નથી. ( અહીં મૂળમાં " **नात्र संशयः**–" એમાં સંશય નથી " એ રીતનું જે વાક્ય મૂકેલું છે તેનો, એ વાતમાં સર્વને અતિશય પ્રવૃત્તિ થાય, એવોજ આશય છે; કારણ કે ભગવાનના વચનમાં સંશયનો તો સંભવજ નથી.)

હવે બે શ્લોકોથી ઉપાસનાનું સ્વરૂપ કહે છે:—

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥**

હું સર્વનો ઉત્પાદક છું. મારાથી સર્વ પ્રવર્તે છે. વિદ્વાનો મને—પ્રત્યગાત્માને એ રીતે માનીને તથા ભાવનાથી યુક્ત થઇને ભજે છે.[૮]

(૮) હુંજ સર્વ જગતનું ઉત્પત્તિ કારણ છું. બુદ્ધિઆદિ સર્વ પદાર્થો મારા અનુગ્રહને પામીનેજ પોતપોતાના કાર્યમાં પ્રવૃત્તિ કરે છે. એ પ્રમાણે મને પ્રત્યગાત્માને માનીને જ્ઞાની પુરુષો, ભાવનાયુક્ત થઈ મારૂં ભજન કરે છે. કહેવાનો ભાવ એ છે કે, હુંજ જગતનો કર્તા અને અંતર્યામી છું, આવા અહંભાવથી આત્માનું ઉપાસન કરવું. એ પ્રમાણે ધ્યાનાવસ્થામાં કરવાની ભાવનાના પ્રકારને કહીને હવે ધ્યાનરહિત અવસ્થામાં કરવાની ભાવનાના પ્રકારને કહે છે:—

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमन्ति च ॥**

વળી તે જ્ઞાની પુરુષો, મનેજ પોતાના ચિત્તમાં રાખે છે, મનેજ પોતાના પ્રાણોમાં રાખે છે, પરસ્પર મારા સંબંધીજ બોધ આપે છે અને હમેશાં મારીજ કથા કરીને સંતોષ પામે છે તથા રમણ કરે છે.[૯]

(૯) તે જ્ઞાની પુરુષોના ચિત્તમાં હુંજ રહેલો હોઉં છું, તેઓના પ્રાણોમાં એટલે ઇંદ્રિયોમાં પણ હુંજ હમેશાં હોઉં છું—અર્થાત્ તેએ હમેશાં એવીજ ભાવના કરનારા હોય છે કે, ચિત્ત અને ઇંદ્રિયોથી જે કંઇ ગ્રહણ કરવામાં આવે છે તે બધું પ્રત્યગાત્મા વાસુદેવજ છે. આ અર્થનેજ પરસ્પર પોતાનાસમાન પુરુષોના સમુદાયમાં શ્રુતિ તથા યુક્તિ પ્રદર્શિત કરીને તેવો બોધ ઉપદેશદ્વારા જણાવ્યા કરે છે અને પોતાના શિષ્યોપ્રત્યે પણ કહ્યા કરે છે. વળી તે જ્ઞાનીએ પ્રત્યગાત્મા સંબંધી જ્ઞાનવડેજ સંતોષ પામે છે, પણ મિષ્ટાન્ન આદિથી સંતોષ પામતા નથી તેમજ હમેશાં તે જ્ઞાનમાંજ રમણ કર્યા કરે છે, પણ સ્ત્રી આદિમાં રમણ કરતા નથી.

તે આ ઉપાસનાનું ફળ શું થાય છે, તે કહે છે:—

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०**

હમેશાં ઉત્સાહવાળા તથા પ્રીતિપૂર્વક ભજન કરનારા પુરુષોને હું તેવો જ્ઞાનરૂપ યોગ આપું છું, કે જેથી તેઓ મને પામી જાય છે.[૧૦]

(૧૦) નિત્ય ઉત્સાહવાળા તથા પ્રેમપૂર્વક સેવા કરનારા તે પુરુષોને હું તેવો બુદ્ધિયોગ એટલે જ્ઞાનયોગ—અર્થાત્ જ્ઞાનનિષ્ઠાને આપું છું કે જે જ્ઞાનનિષ્ઠાવડે તેઓ, સમુદ્રમાં જેમ નદીઓ અભેદપણે પ્રવેશ કરે છે, તેમ મારામાં અભેદપણે પ્રવેશ કરે છે—મારીસાથે એકતાને પામે છે.

**तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ।**

અંતઃકરણરૂપ ગૃહમાં રહેલો હું, તે ભક્તોનાપર દયા કરવા માટેજ તેઓના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અંધકારનો, પ્રકાશમાન જ્ઞાનરૂપ દીપકથી નાશ કરૂં છું.[૧૧]

(૧૧) ભક્તોનાં અંતઃકરણરૂપ ઘરમાં રહેલો હું, રાજાની પેઠે પોતાનાજ કાર્યની સિદ્ધિમાટે નહિ પરંતુ તે ભક્તોનાપર દયા કરવા માટેજ

જ્ઞાનરૂપ યોગનું દાન કરી પ્રબળ જ્ઞાનરૂપ દીપક વડે તેઓના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલાં મિથ્યા જ્ઞાનરૂપ તમસ્ નામના મોહાંધકારને સર્વ અનર્થના કારણરૂપ મૂળ અજ્ઞાનનો નાશ કરીને નાશ પમાડું છું. અહીં કહેવાનો ભાવ આ પ્રમાણે છે–"**तत्त्वमसि**" એ વાક્યથી ઉત્પન્ન થયેલી બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિ પોતાની ઉત્પત્તિમાટે પ્રથમ શ્રવણ, મનન અને નિદિધ્યાસનની તથા શમ, શમાદિ કર્મોની અપેક્ષા રાખે છે. દાખલા તરીકે–દીવો જેમ પોતાની ઉત્પત્તિને માટે તેલ, દીવેટ અને અગ્નિ વગેરે પદાર્થોની અપેક્ષા રાખે છે, તેમ. પણ જ્યારે તે બ્રહ્માકારવૃત્તિ ઉત્પન્ન થઇ જાય છે ત્યારે, મિથ્યા પ્રત્યય (અજ્ઞાન)રૂપ અંધકારનો નાશ થયેલો હોવાથી આત્માની સાથે એકાકારવૃત્તિરૂપ વિવેકખ્યાતિની–શ્રવણ, મનન તથા ધ્યાનાદિની અથવા તો શમ–દમાદિરૂપ કર્મોની તે અપેક્ષા રાખતી નથી. જેમ ઘટનું જ્ઞાન થઇ ગયા પછી તે ઘટના આકારની ખાત્રીની અથવા કોઇ જાતનાં કર્મોની તે ઘટજ્ઞાનને દૃઢ કરવામાટે જરૂર રહેતી નથી; કારણ કે જ્ઞાનમાત્ર પ્રમાણુવ્યાપ્તિનીજ અપેક્ષા રાખનારાં હોય છે; તેમજ બ્રહ્માકારવૃત્તિ થઇ ગયા પછી તે વૃત્તિની દૃઢતામાટે કોઇપણ સાધનની જરૂર રહેતી નથી; છતાં પણ કેટલાએક વિદ્વાનો કહે છેઃ–"જેઓને જ્ઞાન ઉત્પન્ન થયેલું છે તેઓને પણ મનન અથવા ચિંતનની તથા કર્મોદ્વારા ઉપકારની જરૂર છે." આમ કહેનારા તેઓ, બળાત્કારેજ મોક્ષને બનાવટી અને અનિત્ય ઠરાવે છે.

એ પ્રમાણે વિભૂતિજ્ઞાનના ફળનું પરિણામ સાંભળીને તે વિભૂતિજ્ઞાનને પ્રાપ્ત કરવામાટે ઉત્કંઠિત થયેલો અર્જુન, ભગવાનને પ્રસન્ન કરવામાટે પ્રથમ તેમની સ્તુતિ કરે છેઃ–

**॥ अर्जुन उवाच ॥**

**परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।**
**पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥**
**आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।**
**असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥**

અર્જુને કહ્યું:–આપ પરબ્રહ્મ છો, પરમધામ છો અને પરમપવિત્ર છો. સર્વ ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત દેવલ તથા વ્યાસ, આપને હૃદયાકાશમાં પ્રકટ થએલા, સૂત્રાત્માના આદિદેવ, અજન્મા, વ્યાપક અને નિત્ય પરમ પુરુષતરીકે કહે છે અને આપ પોતે પણ મને તેમજ કહો છો.૧૨,૧૩

(૧૨,૧૩) અર્જુન, ભગવાનની સ્તુતિ કરતો કહે છે કે. આપ પરબ્રહ્મ છો પણ ઉપાસના કરવા યોગ્ય અપરબ્રહ્મ નથી. શ્રુતિ પણ કહે છે–"**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते**"–તેજ આત્મસ્વરૂપ, સર્વથી અધિક વ્યાપક હોવાથી બ્રહ્મ છે એમ તું જાણ; પણ અનાત્મરૂપ ઉપાધિઓવાળા જે ઈશ્વરાદિકની લોક ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી." વળી આપ પરમજ્યોતિ સ્વરૂપ છો પણ અપર એવું વૃત્તિસ્વરૂપ જે જ્ઞાન, તે રૂપ નથી. શ્રુતિ પણ તે અપરજ્ઞાનને વૃત્તિસ્વરૂપજ કહે છે. જેમકે, "**एतस्य ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव**–આની લજ્જા, બુદ્ધિ, ભય એ બધું મનજ છે. વળી આપ પરમ પવિત્ર છો પણ તીર્થાદિની પેઠે સામાન્ય નથી; કારણ કે સર્વ ઋષિઓ દેવર્ષિ નારદ, અસિત–દેવલ તથા વ્યાસ–એ બધા આપનેજ જૂદાં જૂદાં શરીરોમાં રહેલા, નિત્ય, હૃદયાકાશમાં પ્રકટ થયેલા, સૂત્રાત્માથી પણ આદિ દેવ, અજન્મા અને વ્યાપક કહે છે. અને તમે પોતે પણ અત્યારે મને તેમજ કહો છો.

**सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।**
**नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥**

હે કેશવ! આપ મને જે કહો છો તેને હું સત્ય માનું છું. હેભગવન્! દેવો કે દાનવો આપના ઐશ્વર્યને જાણી શકતા નથી.૧૪

**स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।**
**भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥**

હે પુરુષોમાં ઉત્તમ! હે ભૂતોના ઉત્પાદક! હે ભૂતોના નિયંતા! હે દેવના દેવ! હે જગતના પતિ! તમે પોતેજ પોતાવડે પોતાને જાણો છો.૧૫

એ પ્રમાણે સ્તુતિ કરીને પોતાની જાણવાની ઈચ્છાને કહે છેઃ–

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।**
**याभिर्विभूतिभिर्लोकानिमाँस्त्वं व्याप्य तिष्ठसि**

તમારી દિવ્ય વિભૂતિઓને સમગ્રપણાથી મને કહેવાને આપ યોગ્ય છો, કે જે વિભૂતિ-

ઓવડે તમે આ સર્વ લોકમાં વ્યાપ્ત છો.[१६]

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।**
**केषु केषु च भावेषु चिंत्योऽसि भगवन्मया॥**

હે ઐશ્વર્યવાળા ભગવન્! સદા તમારૂં ચિંતન કરતો હું આપને કેવી રીતે જાણું ? મારે કયા કયા પદાર્થોમાં તમારૂં ચિંતન કરવું ? કયા કયા પદાર્થોમાં તમે ચિંતન કરવા યોગ્ય છો ?[१७]

(૧૭) હે ઐશ્વર્યવાળા ભગવન્! હું મારાં ચર્મચક્ષુથી આપને કેવી રીતે જાણી શકું ? ( આમ કહીને અર્જુન ભગવાનનાં વિશ્વરૂપદર્શનની દુર્લભતા માનીને " હું કેટલાંએક સ્થાનોમાંજ ભગવાનનું ચિંતન કરીશ કે જેથી મને વિશ્વરૂપનું દર્શન કરવાનો અધિકાર સિદ્ધ થશે" આવા આશયથી કહે છે–) કયા કયા પદાર્થોમાં આપ મારે ચિંતન કરવા યોગ્ય છો ?

**विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।**
**भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम्॥**

હે જનાર્દન! આપના વિશ્વરૂપ યોગને, ધ્યાનના આધારભૂત વિભૂતિને તથા અમૃતને એટલે મોક્ષનાં સાધનને વિસ્તારપૂર્વક ફરીથી કહો;કારણ કે તે સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.[१८]

(૧૮) આ શ્લોકમાં રહેલા **યોગ** શબ્દનો અર્થ વિશ્વરૂપ છે, '**વિભૂતિ**'–શબ્દનો અર્થ ધ્યાનનું આલંબન અને '**અમૃત**' શબ્દનો અર્થ મોક્ષનું સાધન એવો કરવાનો છે.

અર્જુનના તે પૂર્વોક્ત પ્રશ્નોને શ્રીભગવાન ઉત્તર કહે છેઃ–

**॥ श्रीभगवानुवाच ॥**

**हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥**

શ્રીભગવાને કહ્યુંઃ–હે કુરુઓમાં શ્રેષ્ઠ અર્જુન ! હું તને મારી દિવ્ય મુખ્ય મુખ્ય વિભૂતિઓ હવે કહું છું. (મુખ્ય મુખ્ય વિભૂતિઓનું કહેવાનું કારણ એ છે કે–) મારી વિભૂતિઓના વિસ્તારનો અંતજ નથી–અર્થાત મારી વિભૂતિઓ અનંત છે.[१९]

(૧૯) હે અર્જુન ! જૂદાં જૂદાં પુરાણોમાં પણ પ્રસિદ્ધ એવી મારી દિવ્ય વિભૂતિઓને હું તને કહેવાનો છું. ( અહીં ભાવ એ છે કે, વિભૂતિઓ યોગની અંદર મુખ્ય ઉપકારક છે માટે યોગમાં વિભૂતિઓનુંજ પ્રાધાન્ય હોવાથી અહીં પ્રથમ વિભૂતિઓનેજ કહેવાનો આરંભ કરેલો છે. યોગને તો આગળ જતાં સંક્ષેપમાં કહેવાનો છે. ભગવાન શ્રીકૃષ્ણનો અહીં એ પ્રમાણેનો ભાવ ન હોય તો, અર્જુને યોગ અને વિભૂતિ બન્નેનો પ્રશ્ન કર્યો હતો છતાં માત્ર વિભૂતિઓનુંજ કથન કરવાથી ભગવાનના ચિત્તપર અસાવધપણુ આવી પડે. )

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।**
**अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥**

હે નિદ્રાને જિતનાર અર્જુન ! હું સર્વવ્યાપક છું,સર્વ ભૂતોને એક થવાનું સ્થાન છું અને અચલ છું; તેમજ હુંજ સર્વ ભૂતોનું જન્મકારણ છું, સ્થિતિકારણ છું અને લયસ્થાન છું.[२०]

(૨૦) ભગવાન શ્રીકૃષ્ણ,પ્રથમ વિશ્વરૂપ લક્ષણવાળા યોગને સંક્ષેપમાં કહે છે–હે નિદ્રાને જિતનાર અર્જુન ! અથવા હે ઘાટા કેશવાળા અર્જુન ! હું વાસુદેવ, સર્વના આત્મારૂપ છું–અર્થાત્ સર્વવ્યાપક છું. જેમ જળને એકત્ર થવાના સ્થાનભૂત સરોવર જળાશય કહેવાય છે તેમ, હું સર્વ ભૂતોને એકત્ર થવાનાં સ્થાનભૂત–સર્વભૂતાશય કહેવાઉં છું–અર્થાત્ હું સર્વ ભૂતોને એક થવાનું સ્થાન છું, તેમજ અચળ છું. વળી હુંજ સર્વભૂતોનો આદિ–જન્મકારણ છું, મધ્ય–સ્થિતિકારણ છું અને અંત–લયસ્થાન છું–અર્થાત્ સર્વ બ્રહ્માંડ મારામાંજ રહેલું છે. (ભગવાન ભાષ્યકારે આ શ્લોક માંહેના "**सर्वभूताशयस्थितः**" એ પદનું આ પ્રમાણે વ્યાખ્યાન કરેલું છે–હું સર્વ ભૂતોનાં અંતઃકરણમાં રહેલો છું અને તે સ્થળેજ નિત્ય ધ્યાન કરવા યોગ્ય છું. )

એ પ્રમાણે વિશ્વરૂપ લક્ષણવાળો યોગ કહીને હવે આ અધ્યાયની સમાપ્તિ થાય ત્યાંસુધી પોતાની વિભૂતિઓને કહે છેઃ—

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान्।**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥**

બાર સૂર્યોમાં હું વિષ્ણુ નામનો સૂર્ય છું અથવા દેવોના મધ્યમાં વામનાવતારી ઉપેન્દ્ર હું છું. અગ્નિ આદિ જ્યોતિઓમાં હું પ્ર-

ખર કિરણોવાળો સૂર્ય છું. ઓગણપચાસ વાયુ-ઓમાં મરીચિ નામનો વાયુ હું છું. તારાઓમાં હું ચંદ્ર છું.[૨૧]

**वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।**
**इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२**

વેદોમાં હું સામવેદ છું, દેવોમાં હું ઇંદ્ર છું, ઇન્દ્રિયોમાં હું મન છું અને ભૂતોના સંબંધમાં હું ચેતના છું.[૨૨]

(૨૨) ગાનને લીધે સામવેદ સુંદર છે અને સર્વ વેદોમાં શ્રેષ્ઠ છે માટે ભગવાને સામવેદને પોતાની વિભૂતિતરીકે ગણ્યો છે. ઇંદ્ર, દેવોનો રાજા હોવાથી દેવોમાં શ્રેષ્ઠ છે માટે ભગવાને તેને પોતાની વિભૂતિતરીકે ગણ્યો છે. મન, ઇં-દ્રિયોનું પ્રવર્તક હોવાથી ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ છે માટે તેને પણ ભગવાને પોતાની વિભૂતિતરીકે કહેલ છે અને ભૂતોના સંબંધમાં રહેલી જે ચેતના એટલે બુદ્ધિની વૃત્તિ તે, ચૈતન્યને પ્રકટ થવામાં કારણ બને છે માટે તે શ્રેષ્ઠ છે અને તેથીજ ભગવાને તેને પોતાની વિભૂતિમાં ગણેલ છે.

**रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३**

અગીઆર રુદ્રોમાં હું શંકર છું. યક્ષો અને રાક્ષસોમાં હું કુબેર છું. આઠ વસુઓમાં હું પાવક નામનો વસુ છું અને અનેક પ્રકારનાં રત્નોવાળા પર્વતોમાં હું મેરુ પર્વત છું.[૨૩]

**पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।**
**सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४**

હે કુંતીપુત્ર ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ હું છું, એમ તું જાણ. સેનાપતિઓમાં હું કાર્તિક સ્વામી છું. જળાશયોમાં હું સમુદ્ર છું.[૨૪]

**महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।**
**यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥**

મહર્ષિઓમાં હું ભૃગુ છું. વાણીઓમાં હું એકાક્ષર–ૐકાર છું. યજ્ઞોમાં હું જપયજ્ઞ છું. (કારણ કે તે હિંસારહિત છે.) સ્થાવરોમાં હું હિમાલય છું.[૨૫]

**अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।**
**गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥**

સર્વ વૃક્ષોમાં પીપળાનું વૃક્ષ હું છું. દેવર્ષિ-ઓમાં હું નારદ છું. ગંધર્વોમાં ચિત્રરથ નામનો ગંધર્વ હું છું અને સિદ્ધોમાં હું કપિલમુનિ છું.[૨૬]

**उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।**
**ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७**

ઘોડાઓમાં અમૃતમથન સમયે ઉત્પન્ન થયેલો ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો હું છું, એમ તું જાણ, હાથીઓમાં ઐરાવત જાણ અને પુરુષો-માં રાજા હું છું, એમ તું જાણ.[૨૭]

**आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।**
**प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८**

આયુધોમાં હું વજ્ર છું. ગાયોમાં હું કામ-ધેનુ છું. સંતાનને–બાળકને ઉત્પન્ન કરનાર કામ-દેવ હું છું.(વિધિપ્રમાણે પ્રજોત્પત્તિનો હેતુ કામદેવ હું છું; પણ કેવળ સંભોગપ્રધાન કામદેવ હું નથી.) સર્પોમાં વાસુકિ નામનો સર્પ હું છું.[૨૮]

**अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।**
**पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९**

નાગો( સર્પનાજ અવાંતર ભેદ )માં હું શેષનાગ છું. જળચરોમાં હું વરુણ છું, પિતૃઓમાં હું અર્યમા છું અને પ્રજાઓને વશ ન કર-નારાઓમાં હું યમ છું.[૨૯]

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०**

દૈત્યોમાં હું પ્રહ્લાદ છું, ગણત્રી કરનારાઓ-માં હું કાળ છું, મૃગોમાં હું મૃગેન્દ્ર (સિંહછું) અને પક્ષીઓમાં હું ગરુડ છું.

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१**

પવિત્ર કરનારાઓમાં અથવા વેગવાળાઓ-માં હું પવન છું. શસ્ત્રધારીઓમાં હું દશરથપુત્ર રામ છું. મત્સ્યોમાં હું મકર નામનો મત્સ્ય છું. નદીઓમાં હું ગંગા છું.[૩૧]

(૩૧) રામ આદિ પરમેશ્વરોની પણ ભગવાને પોતાની વિભૂતિમાં ગણના કરી છે, તે તેઓનું પણ ધ્યાન કરવા માટેજ.

**सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥**

હે અર્જુન! ભૌતિક સર્ગોનો તથા ભૂતસર્ગોનો હું આદિ (જન્મકારણ)છું, મધ્ય (સ્થિતિકારણ) છું અને અંત (લયસ્થાન) છું. ચૌદ વિદ્યાઓમાં હું અધ્યાત્મવિદ્યા છું. વાદ, જલ્પ અને વિતંડા–એ ત્રણ ભાષણના પ્રકારોથી બોલનારાઓમાં હું વાદ નામનો ભાષણપ્રકાર છું.

(૩૨) ચૌદ વિદ્યાઓમાં અધ્યાત્મ–વિદ્યા સંસારના બંધનનો નાશ કરવામાં કારણ બનતી હોવાથી શ્રેષ્ઠ છે માટેજ ભગવાને તેને પોતાની વિભૂતિમાં ગણેલી છે. વળી અહીં મૂળમાં રહેલા "**प्रवदताम्**" એ શબ્દથી વક્તાદ્વારા વાદ, જલ્પ અને વિતંડા એ ત્રણ ભાષણપ્રકારોનું ગ્રહણ થાય છે. તે ત્રણેય પ્રકારોમાં વાદ નામનો ભાષણપ્રકાર તાત્ત્વિક અર્થના નિર્ણયનો હેતુ હોય છે; માટે ભગવાને તેને પોતાની વિભૂતિમાં ગણેલ છે.

**अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३**

અક્ષરોમાં હું અકાર છું. વિદ્વાનોની સભામાં પ્રસિદ્ધ થયેલા અર્થોના મધ્યમાં જે રહસ્ય અર્થ તે હું છું. હુંજ અક્ષય કાળ છું, હુંજ સર્વને કર્મનાં ફળ આપનારો છું અને હુંજ સર્વ પ્રાણીઓની તૃપ્તિથી તૃપ્ત થનારો છું.[૩૩]

(૩૩) "**अकारो वै सर्वा वाक्**"–અકાર તેજ સર્વ વાણીસ્વરૂપ છે." એ શ્રુતિ વચનથી ભગવાને અહીં અકારને પોતાની વિભૂતિતરીકે ગણેલ છે.આ શ્લોકના "**द्वंद्वः सामासिकस्य च**" એ ચરણનો પ્રાચીન પંડિતો આવો અર્થ કરે છે–"સમાસસમુદાયના મધ્યમાં હું દ્વંદ્વ નામનો સમાસ છું, કારણકે તે દ્વંદ્વ સમાસ ઉભયપદાર્થપ્રધાન હોય છે. નીલકંઠ કહે છે કે, તે આ ચરણનો અમે આવો અર્થ કરીએ છીએઃ–વિદ્વાનો અથવા ગુરુશિષ્યો પોતાના વિચારેલા અર્થને કહેવામાટે જે કોઇ એક સ્થળે સંઘાતે બેસે તેનું નામ સમાસ કહેવાય છે અને તે સમાસમાં જે કોઇ અર્થો પ્રસિધ્ધ થાય છે તેનું નામ સામાસિક કહેવાય છે. તે સામાસિકના મધ્યમાં દ્વંદ્વ–એટલે રહસ્ય એવો જે અર્થ તે હું છું–અર્થાત્ વિદ્વાનોની સભામાં પ્રસિધ્ધ થયેલા અર્થોમાં જે રહસ્ય અર્થ તે હું છું. આમ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહેલું છે× અક્ષય એવો જે ક્ષણ આદિ કાળ તે હું છું. અથવા કાળનો પણ જે કાળ છે તે પરમેશ્વર હું છું. હું સર્વને કર્મનાં ફળ આપનાર ધાતા છું અને હું વિશ્વતો મુખ છું અર્થાત્સર્વ પ્રાણીઓની તૃપ્તિથી તૃપ્ત થનારો છું.

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।**
**कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा**

હું સર્વનો નાશ કરનાર મૃત્યુ છું, ભાવિ કલ્યાણોનું ઉત્તમ ઐશ્વર્ય છું અને નારી જાતમાં હું કીર્તિ છું,લક્ષ્મી છું,વાણી છું,સ્મૃતિ છું, બુદ્ધિ છું, ધૃતિ છું અને ક્ષમા છું.[૩૪]

(૩૪) ભગવાન કહે છે કે, પ્રલય કાળનો જે મૃત્યુ તે હું છું, ભાવિ કલ્યાણોનાં ઐશ્વર્યનો જે ઉત્કર્ષ તે પણ હું છું અને નારી જાતિમાં કીર્તિ આદિ જે સાત દેવતાઓ તે મારી વિભૂતિઓ છે, કે જેઓના આશ્રયમાત્રથી મનુષ્યોમાં કૃતાર્થતાબુદ્ધિ થાય છે.

**बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहं ऋतूनां कुसुमाकरः ॥३५**

૮૦૧૪ સંખ્યાવાળાં સામોમાં હું બૃહત્સામ છું, છંદોમાં હું ગાયત્રી છું, મહિનાઓમાં હું માર્ગશીર્ષ છું અને ઋતુઓમાં હું વસંત છું.[૩૫]

(૩૫) સામોના મધ્યમાં "**त्वामिद्धि हवामहे**" એ ઋચામાં ગવાતું, સામપૃષ્ઠય સ્તોત્રમાં યોજેલું તથા ઇંદ્ર દેવતાવાળું જે બૃહત્સામ તે હું છું. છંદોમાં હું ગાયત્રી છું. કારણ કે, ગાયત્રી બ્રાહ્મણત્વને પમાડે છે અને વળી ત્રિષ્ટુપ્ તથા જગતી છંદો, સોમને લાવી શક્યા નથી; પણ ગાયત્રી તો તે સોમને પણ લાવી શકી છે, માટે ગાયત્રી સર્વ છંદોમાં શ્રેષ્ઠ છે અને મારી વિભૂતિ છે; તેમજ ઋતુઓમાં હું વસંત છું; કારણ કે વસંતઋતુ સર્વ ઋતુઓમાં શ્રેષ્ઠ છે.

---

× કારણકે **द्वंद्वं रहस्यमर्यादावचनव्युत्क्रमणयज्ञपात्रप्रयोगाभिव्यक्तिषु**–"રહસ્ય, મર્યાદા, વ્યુત્ક્રમણ, યજ્ઞપાત્ર, પ્રયોગ અને અભિવ્યક્તિ–આટલા અર્થમાં દ્વંદ્વ શબ્દ વપરાય છે." આ પાણીનીય વ્યાકરણસૂત્રમાં દ્વંદ્વ શબ્દને રહસ્યાર્થનો વાચક કહેલો છે.

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम्**

છળ કરનારાઓમાં હું જુગાર છું. તેજસ્વી પુરુષોમાં હું તેજ છું, હું જયરૂપ છું, હું નિશ્ચય અથવા ઉદ્યમરૂપ છું અને પરાક્રમી પુરુષોમાં હું પરાક્રમ છું.[૩૬]

**वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।**
**मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥**

યાદવોમાં હું વાસુદેવ (શ્રીકૃષ્ણ) છું. પાંડવોમાં હું અર્જુન છું. મુનિઓમાં હું વ્યાસ છું. કવિઓમાં હું ઉશના કવિ–શુક્રાચાર્ય છું.[૩૭]

**दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥**

દમન કરનારા રાજા વગેરેમાં દમનનું સાધન જે દંડ તે હું છું, જિતેચ્છુઓના જયનું સાધન જે નીતિ તે હું છું, ગુહ્ય પદાર્થોમાં વાણીના નિગ્રહરૂપ મૌન હું છું. જ્ઞાનીઓમાં હું જ્ઞાનરૂપે છું. [૩૮]

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान् मया भूतं चराचरम्**

હે અર્જુન ! સર્વ ભૂતોનું જે કંઇ બીજ છે તે પણ હું જ છું. જે મારાવિનાનું હોય તેવું જંગમ કે સ્થાવર પ્રાણી, આ જગતમાં નથી.[૩૯]

(૩૯) અહીં પૂર્વાર્ધમાં "સર્વ ભૂતોનું હું બીજ છું" એમ કહીને દર્શાવ્યું છે કે, સર્વભૂતો મારી વિભૂતિ છે. એ વાતનેજ ઉત્તરાર્ધમાં સિદ્ધ કરે છે કે, મારાવિનાનું કોઈ પણ ભૂત નથી; કારણકે કોઇ પણ ઉપાદેય–ઉપાદાનવિના રહી શકે તેવો સંભવજ હોતો નથી.

**नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥**

હે શત્રુતાપન અર્જુન ! મારી દિવ્ય (પુરાણપ્રસિદ્ધ) વિભૂતિઓનો અંતજ નથી. મેં તને જે આ વિભૂતિનો વિસ્તાર કહ્યો તે તો અમુક ભાગથીજ કહ્યો છે.[૪૦]

એ પ્રમાણે "હું સર્વભૂતોનું બીજ છું" એમ કહીને ભગવાને પોતાનું સર્વસ્વરૂપપણું કહી દેખાડ્યું અને જે કંઈ દેખાય છે તે સર્વ પોતાની વિભૂતિજ છે આવા આશયથીજ પૂર્વનાં વાક્યો કહ્યાં છે; તોપણ તે વાતને નહિ ગ્રહણ કરી શકનારા મંદ બુદ્ધિવાળાઓને ઉદ્દેશીને કહે છેઃ–

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥**

જે જે પ્રાણી ઐશ્વર્યયુક્ત છે તથા શોભાયુક્ત છે તે તે સર્વ પ્રાણી, મારી ચિત્‌શક્તિના અંશથી ઉત્પન્ન થયેલ છે એમ તારે જાણવું.[૪૧]

(૪૧) આ શ્લોકમાં કહેવાનો ભાવ એ છે કે, લોકમાં જે વસ્તુ અતિ સુંદર હોય તે ભગવાનનું સ્વરૂપ છે એમ ધ્યાન કરવું.

હવે ઉત્તમ અધિકારીને ઉદ્દેશીને કહે છેઃ–

**अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।**
**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥**

અથવા હે અર્જુન ! તારે વધારે જાણવાની શી જરૂર છે. ટુંકામાં એટલુંજ સમજ કે, હું આ સર્વ જગતને એક અંશથી ધારણ કરી રહ્યો છું.[૪૨]

(૪૨) હે અર્જુન ! પૂર્વોક્ત વિભૂતિવર્ણન તો મૂઢ પુરુષોને ઉદ્દેશીને કરવામાં આવ્યું છે પણ તું તો એટલુંજ સમજ કે, હું આ સર્વ જગતમાં એક અંશથી વ્યાપ્ત થઇને રહેલો છું. શ્રુતિ પણ કહે છેઃ–"**पादोऽस्य विश्वाभूतानि**" સર્વ ભૂતો, એ પરમાત્માનો એક ચતુર્થાંશ છે. કહેવાનો આશય એ છે કે, સંકુચિત દૃષ્ટિનો ત્યાગ કરીને તું સર્વ સ્થળે બ્રહ્મબુદ્ધિનેજ કર.

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતા પર્વમાં 'વિભૂતિયોગ,' એ વિષયનો અધ્યાય ૩૪ મો સમાપ્ત.

---

# અધ્યાય ૩૫ મો
## વિશ્વરૂપ દર્શન

પૂર્વના અધ્યાયમાં યોગ (ઇશ્વરનું સર્વાધારસ્વરૂપ) અને વિભૂતિનું વ્યાખ્યાન કરવાની પ્રતિજ્ઞા કરી હતી. જેમકે "**एतां विभूतिं योगं च मम यो वेत्ति**" એ સ્થળે તે પ્રતિજ્ઞાનું બીજ મૂકેલું હતું અને "**आत्मनो योगं विभूतिं च जनार्दन भूयः कथय**" એ વચનથી

તે યોગ અને વિભૂતિનું શ્રવણ કરવામાટે અર્જુને પ્રાર્થના પણ કરી હતી. તેમાં–" **अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थित:** "–હે નિદ્રાને જિતનાર અર્જુન! હું સર્વવ્યાપક છું, સર્વ ભૂતોને એક થવાનું સ્થાન છું અને અચળ છું" એ વચનથી શ્રીકૃષ્ણે સંક્ષેપમાં ભગવાનના સર્વાધારસ્વરૂપ લક્ષણવાળા યોગને વિભૂતિઓનાં કથા પહેલાં કહ્યો છે અને તે પછી અંતે "**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्**"–એ વાક્યથી "અન્નના કોઠારવડે જેમ ધાન્ય વ્યાપ્ત થયેલું હોય છે તેમ, મારા વડે આ સર્વ જગત વ્યાપ્ત થયેલું છે" એમ કહીને પુનઃ તે યોગનુંજ સ્મરણ કરાવ્યું. તેજ ભગવાનનાં સર્વભૂતાધારસ્વરૂપને સાક્ષાત્ કરવાની ઈચ્છાથી અર્જુન કહે છેઃ—

**॥ अर्जुन उवाच ॥**

**मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम॥१॥**

અર્જુને કહ્યું:–હે ભગવન્! મારાપરની દયાને લીધે આપે પરમ ગુહ્ય અધ્યાત્મ નામનું જે વચન કહ્યું, તેથી મારો મોહ અત્યંત નાશ પામ્યો છે.[1]

(૧) હે પ્રભો ! આપે મારા પર કૃપા હોવાને લીધે, શોક અને મોહને એકદમ દૂર કરનારૂં, અતિઉત્તમ, પરમગુહ્ય, આત્મા–અનાત્માના વિવેકને દર્શાવનારૂં અધ્યાત્મશાસ્ત્ર, એ નામનું જે વચન–" **अशोच्यानन्वशोच:** " તું નહિ શોક કરવા યોગ્યનો શોક કરે છે" ઇત્યાદિથી આરંભીને છઠ્ઠા અધ્યાયસુધી કહ્યું, કે જે વચનમાં **त्वं** પદાર્થનાં શોધનની મુખ્યતા હતી તથા "**नायं हन्ति न हन्यते**" આ આત્મા હણતોએ નથી અને હણાતોએ નથી". ઈત્યાદિ વાક્યોથી આત્માના અકર્તાપણાનું તથા અભોક્તાપણાનું પ્રતિપાદન કરેલું હતું, તે વચનથી મારો અવિવેકરૂપ મોહ અત્યંત નાશ પામ્યો છે. (આ શ્લોકના પ્રથમ ચરણમાં એક અક્ષર વધારે છે પણ આ ગીતાશાસ્ત્ર, આર્ષ હોવાથી તેમાં દોષ ગણાય નહિ.)

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम्॥**

હે કમળની પાંખડી જેવાં નેત્રવાળા ભગવાન ! પ્રાણીઓની ઉત્પત્તિને તથા નાશને પણ મેં તમારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યો અને તમારૂં અવિનાશી માહાત્મ્ય પણ મેં સાંભળ્યું.[2]

(૨) હે કમળની પાંખડીસમાન નેત્રવાળા ભગવન્ ! સાતમા અધ્યાયથી આરંભીને દશમા અધ્યાય સુધી તમેં જે પ્રાણીઓની ઉત્પત્તિ તથા નાશ કહ્યો કે, "**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते**" હું સર્વનો ઉત્પાદક છું અને મારાથીજ સર્વ પ્રવર્તે છે" તે પણ મેં વિસ્તારપૂર્વક તમારી પાસેથી સાંભળ્યો. તેમજ "**न च मां तानि कर्माणि लिपन्ति**" તે કર્મો મને લેપી શકતાં નથી" ઈત્યાદિ વાક્યોથી સૃષ્ટિને કરવા છતાં પણ આપનામાં વિષમતા કે નિર્દયતારૂપ દોષો આવતા નથી તથા જગતની રચના કરવા છતાં પણ આપનામાં વિકારનો ગંધ પણ હોતો નથી–ઈત્યાદિ સ્વરૂપવાળું તથા **तत्** પદાર્થનાં શોધનની મુખ્યતાવાળું આપનું અવિનાશી માહાત્મ્ય પણ મેં સાંભળ્યું.

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥**

હે પરમેશ્વર ! જે પ્રમાણે તમે તમારા આત્માને કહો છો એ એમજ છે. હે પુરુષોત્તમ ! તમારૂં ઐશ્વરીરૂપ જોવાને હું ઇચ્છું છું.[3]

(૩) હે પરમેશ્વર ! "**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्**" હું આ સમગ્ર જગતમાં એક અંશથી વ્યાપી રહ્યો છું" ઇત્યાદિ વચનોથી જે તમે તમારા આત્માને જગદાધાર કહો છો તે પણ એમજ છે. એમાં મને લગારે અશ્રદ્ધા નથી. હે ક્ષર–અક્ષરાતીત પુરુષોત્તમ ! હવે મને તમારાં વિશ્વરૂપ અને માયામય એવાં ઐશ્વરી રૂપને જોવાની ઇચ્છા થઇ છે. (અહીં મૂળમાં "**ऐश्वरम्**" અને "**पुरुषोत्तम**"એ બન્ને પદોથી જણાય છે કે, ભગવાનનું વિશ્વરૂપ, માયામય છે; કારણ કે વાસ્તવિક સ્વરૂપ તો માયાથી પર છે. આના સંબંધમાં આગળ જતાં મહાભારતમાં કહેવામાં આવશે કે, "**माया ह्येषा मया सृष्टा यन्मां पश्यसि नारद । सर्वभूतगुणैर्युक्तं नैवं मां ज्ञातुमर्हसि**" હે નારદ ! તું મને જે જુએ છે તે તો મેં માયા,

સરજેલી છે તેથી જોઈ શકે છે; પણ સર્વ ભૂતોના ગુણોથી યુક્ત એવા મને તું જાણવા યોગ્ય નથી. વળી આ ગીતામાંજ ભગવને પ્રથમ કહેલુંજ છે કે:–"अव्यक्तोऽयमचिंत्योऽयम्"– એ માયાથી પર રહેલો શુદ્ધ આત્મા, ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે અને અચિંત્ય છે.

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**
**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम्॥४॥**

હે યોગ અને યોગિઓના ઈશ્વર! જો તે ઐશ્વરી સ્વરૂપ મારે જોવાને શક્ય છે એમ જો તમે માનતા હો તો હે પ્રભુ ! મને તે તમારો અવ્યય (અવિનાશી) આત્મા બતાવો.[૪]

(૪) હે યોગ અને યોગીઓના ઈશ્વર પ્રભુ ! તે ઐશ્વરી સ્વરૂપ મારાથી જોઈ શકાશે એમ જો તમે માનતા હો–અર્થાત્ તે સ્વરૂપનું દર્શન કરવામાં જો તમે મને અધિકારી દેખતા હો તો, મને તમારો અવ્યય આત્મા દેખાડો. એ તમારો આત્મા માયામય છે તેથીજ અવ્યય છે; કારણ કે માયામાં સર્વદા સર્વ, સર્વસ્વરૂપજ હોય છે. વસિષ્ઠે કહ્યું છે કે:––

**"वर्तमानमतीतं च भाविष्यत्स्थूलमण्वपि ॥**
**तथा दूरमदूरं च निमेषः कल्प इत्यपि ॥**
**चिदात्मनि स्थितान्येवं पश्य मायाविजृंभितम्"**

હે રામ ! તું માયાનો વિલાસ તો જો કારણ કે, વર્તમાન, ભૂત, ભવિષ્ય, સ્થૂલ, સૂક્ષ્મ, દૂર, અદૂર, નિમેષ અને કલ્પ ઇત્યાદિ સર્વ, ચિદાત્મા વિષે રહેલું છે." આ વસિષ્ઠવચન, માયાવિલાસનું સર્વદા હોવાપણું તથા સર્વસ્વપણું દર્શાવે છે. લોકમાં પણ દેખાય છે કે, ઝાંઝવાના જળની તળાવડી સત્ય તળાવડીની પેઠે ક્રમે ક્રમે સુકાતી નથી; પરંતુ સર્વદા ભરપૂરજ દેખાય છે. માટે ભગવાનનું ઐશ્વરી સ્વરૂપ પણ માયામય હોવાથીજ અવ્યય–અવિનાશી છે.

એ પ્રમાણે જ્યારે અર્જુને પ્રાર્થના કરી ત્યારે શ્રીભગવાન કહે છે:—

**श्रीभगवानुवाच ॥**

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।**
**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च॥५॥**

શ્રીભગવાને કહ્યું:–હે કુંતીપુત્ર ! તું મારાં સેંકડો અને હજારો અનેક પ્રકારનાં દિવ્ય સ્વરૂપો જો, કે જેઓ અનેક વર્ણવાળાં અને અનેક આકારવાળાં છે.[૫]

તેમાં પ્રથમ દિવ્યસ્વરૂપોને કહે છે:–

**पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।**
**बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥**

હે ભરતવંશી અર્જુન ! આદિત્યોને, વસુઓને, રુદ્રોને, અશ્વિનીકુમારોને તથા મરુતોને તું જો અને તે ઉપરાંત પ્રથમ કદી નહિ જોયેલાં ચાર મુખવાળાં, પાંચ મુખવાળાં, છ મુખવાળાં અને આશ્ચર્યકારક એવાં મારાં અનેક દિવ્ય સ્વરૂપોને તું જો.[૬]

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥**

હે નિદ્રાને જિતનાર અર્જુન ! આજે આ મારા દેહની અંદર એકજ સ્થળે રહેલું સ્થાવર જંગમસહિત સમગ્ર જગત તું જો અને બીજું પણ જે કંઇ જોવાને તું ઇચ્છતો હો તેને જો.[૭]

(૭) હે નિદ્રાને જિતનાર અર્જુન! આ મારા દેહની અંદર માત્ર નખના અગ્રભાગ જેટલા એકજ અવયવમાં રહેલું–સ્થાવરજંગમસહિત આ સમગ્ર વર્તમાન જગત આજે તું જો અને તે ઉપરાંત તારે જે કંઈ–ભૂત,ભવિષ્ય, દૂર, અન્તર્હિત, સ્થૂલ અથવા સૂક્ષ્મ–જોવું હોય તે સર્વ, આ મારા દેહમાં જોઇ લેજે.

તેં મને કહ્યું કે:–"મારાથી તે સ્વરૂપ જોઈ શકાય તેમ હોય તો મને તે દેખાડો" આ તારા કહેવા વિષે સાંભળ:––

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**
**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥**

આ તારાં ચર્મચક્ષુથી તું મને જોઇ શકીશ નહિ, માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું કે જેથી તું મારા જગદાધાર ઐશ્વરી સ્વરૂપને જોજે.[૮]

(૮) આ શ્લોકમાં **शक्** ધાતુનો **शक्नोषि** ને બદલે **शक्यसे** એવો પ્રયોગ કરીને પરસ્મૈપદને બદલે આત્મનેપદ મૂકેલું છે તથા પાંચમા ગણને બદલે ચોથો ગણ મૂકયો છે, તે આર્ષ હોવાથી અદૂષિત છે.

એ પ્રમાણે કહીને ભગવાને અર્જુનને દિવ્ય સ્વરૂપ દેખાડ્યું, કે જે જોઇને વિસ્મય પામેલા અર્જુને ભગવાનને વિજ્ઞપ્તિ કરી. એ વૃત્તાંતને ૭ શ્લોકથી સંજય ધૃતરાષ્ટ્રપ્રત્યે કહે છેઃ–

**॥ संजय उवाच ॥**

**एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।**
**दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥**

સંજયે કહ્યુંઃ–હે રાજા ધૃતરાષ્ટ્ર! તે પછી મહા યોગેશ્વર અથવા મોટા યોગના ઇશ્વર શ્રીહરિએ અર્જુનને પોતાનું ઐશ્વરી (માયાના સંબંધવાળું) દિવ્ય સ્વરૂપ દેખાડયું.[૯]

તે સ્વરૂપનુંજ એ શ્લોકથી વર્ણન કરે છેઃ–

**अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।**
**अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम्॥१०॥**
**दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।**
**सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥११॥**

(ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને) અનેક મુખ અને નેત્રોવાળું, અનેક અદ્‌ભુત દેખાવોવાળું, અનેક દિવ્ય આભરણો (ઘરેણાં) વાળું,અનેક ઉગામેલા દિવ્ય ચક્રાદિ આયુધોવાળું, દિવ્ય માળા અને દિવ્ય વસ્ત્રોને ધારણ કરનારૂં, દિવ્ય ચંદનના લેપનવાળું, સર્વ આશ્ચર્યમય, પ્રકાશસ્વરૂપ, અનંત અને સર્વવ્યાપક વિશ્વરૂપ (દેખાડયું) [૧૦,૧૧]

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः**

આકાશમાં જો એક હજાર સૂર્યની કાંતિ એકદમસાથે ઉદય પામેલી થાય તોજ તે વિશ્વરૂપી ભગવાનની કાંતિની સમાન થાય.[૧૨]

(૧૨) આ શ્લોકમાં,વિશ્વસ્વરૂપી ભગવાનની કાંતિનું નિરૂપમપણું દર્શાવ્યું છે; એટલે કે, આકાશમાં હજાર સૂર્યની કાંતિ જો એકીસાથે ઉદય પામે તો તે કાંતિ આ ભગવાનની કાંતિના જેવી થાય. આનું નામજ અભૂતોપમા કહેવાય છે. મહાન કવિ માઘે માઘકાવ્યના ત્રીજા સર્ગમાં શ્રીકૃષ્ણની છાતીનું વર્ણન કરતાં આવીજ અભૂતોપમા દર્શાવી છે. જેમ–કે, "**उभौ यदि व्योम्नि पृथक्प्रवाहावाकाशगंगापयसः पतेताम् । तेनोपमीयेत तमालनीलमामुक्तमुक्तालतमस्य वक्षः**" ॥

અર્થ–જો આકાશમાં સ્વર્ગંગાના બે પ્રવાહો જૂદાજૂદા પડે તો તેની સાથે, તમાલ વૃક્ષસમાન શ્યામવર્ણવાળાં તથા ધારણ કરેલી મોતીની માળાવાળાં એ હરિનાં વક્ષઃસ્થલની ઉપમા આપી શકાય. "આ કાવ્યમાં અભૂતોપમા દર્શાવેલી છે.

પ્રથમ ભગવાને કહેલુંજ હતું કે, "**इहैकस्थं जगत्कृत्स्नं पश्य**" આ મારા શરીરમાં એકજ સ્થળે રહેલાં સમગ્ર જગતને તું જો. એ કથન પ્રમાણેજ અર્જુને તે દિવ્ય સ્વરૂપમાં જોયું, એ વાતને કહે છેઃ–

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥१३॥**

દેવના દેવ તે ભગવાનના શરીરમાં અર્જુને તે સમયે અનેક પ્રકારે વિભાગયુક્ત સમગ્ર જગતને એકજ અવયવમાં રહેલું જોયું.[૧૩]

(૧૩) દેવના દેવ તે ભગવાનના શરીરમાં અર્જુને તે સમયે સમગ્ર જગત જોયું. તે વર્ષા ઋતુમાં ઉગેલાં આંબલીનાં બીજમાં જેમ સૂક્ષ્મસ્વરૂપે આંબલીનું વૃક્ષ દેખાય છે તેમ, સૂક્ષ્મસ્વરૂપે અથવા સંકુચિત સ્વરૂપે રહેલું ન જોયું; પરંતુ અવકાશપૂર્વક રહેલું અનેક પ્રકારે વિભાગયુક્ત સ્પષ્ટ જોયું. વળી તે સમગ્ર જગતને અર્જુને ભગવાનના શરીરમાં એકજ અવયવમાં રહેલું જોયું. અહીં તાત્પર્યાર્થ આ પ્રમાણે છે–જ્યારે ભગવાનનાં ચતુર્ભુજસ્વરૂપનું ચિંતન કરવામાં આવે છે ત્યારે પ્રથમ આખાં સ્વરૂપમાં ચિત્તને સ્થાપવું પડે અને જ્યારે તે સમગ્ર સ્વરૂપમાં ચિત્ત બરાબર સ્થિર થઇ જાય ત્યારે, ક્રમે ક્રમે તે સ્વરૂપના અવયવોનો ત્યાગ કરીને પછીથી તે સ્વરૂપના મુખમાં, હાસ્યમાં, પગમાં કે નખમાં ચિત્તને ધારણ કરવામાં આવે છે અને જ્યારે તેમાં પણ ચિત્ત બરાબર સ્થિર થઇ જાય ત્યારે પછી તેનો પણ ત્યાગ કરી તે ચિત્ત, ભગવાનના વિશ્વસ્વરૂપમાં આરૂઢ થાય છે. એ રીતે સૂક્ષ્મ થયેલું તે મનજ દિવ્ય ચક્ષુતરીકે ગણાય છે. શ્રુતિ પણ કહે છે–**मनोऽस्य दैवं चक्षुः स एतेन दैवेन चक्षुषा मनसैतान् कामान् पश्यन् रमते**"–એ ઉપાસકનું મન તેજ દિવ્ય ચક્ષુ છે. તે ઉપાસક, એ મનરૂપ દિવ્ય ચક્ષુથી હૃદયાકાશ નામના

સગુણ બ્રહ્મની અંદર રહેલા વિષયોને જોઇને તે-મનથીજ રમણુ કરે છે. વળી શ્રી ભાગવતમાં પણ કહેલું છે કે,

**तत्र लब्धपदं चित्तमाकृष्यैकत्र धारयेत् ।**
**नान्यानि चिंतयेद् भूय: सुस्मितं भावयेन्मुखम्॥**
**तत्र लब्धपदं चित्तमाकृष्य व्योम्नि धारयेत्**
**तच्च त्यक्त्वा मदारोहो न किंचिदपि चिंतयेत्"–**

તે ભગવાનની મૂર્તિમાં સ્થિર થયેલાં ચિત્તનું આકર્ષણ કરીને પછી તે મૂર્તિના કોઇએક અંગમાં તેને સ્થાપિત કરવું અને અન્યનું ચિંતન કરવું નહિ; પણ જ્યારે તેમાં ચિત્ત સ્થિર થઇ જાય ત્યારે પુનઃ ભગવાનના હસતા મુખનું ચિંતન કરવું અને તેમાં પણ જ્યારે ચિત્ત સ્થિર થઇ જાય ત્યારે, તેમાંથી પણ આકર્ષી લઇને હૃદયાકાશમાં એટલે કારણબ્રહ્મમાં સ્થાપન કરવું અને છેવટે તેનો પણ ત્યાગ કરીને મારામાં આરૂઢ થવું એટલે નિર્વિકલ્પ બ્રહ્મની અંદર સ્થિર થવું અને અન્ય કોઇનું પણ ચિંતન કરવું નહિ." તે આ વાતનેજ આ શ્લોકમાં દર્શાવીને કહ્યું છે કે, અર્જુને તે દેવના દેવ શ્રી ભગવાનના શરીરમાં સમગ્ર જગતને એકજ અવયવમાં રહેલું જોયું.

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।**
**प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥१४॥**

ત્યાર પછી તે દિવ્ય સ્વરૂપનાં દર્શનને લીધે રોમાંચિત ગાત્રવાળો તથા વિસ્મયયુક્ત થયેલો અર્જુન, તે દેવને મસ્તકથી પ્રણામ કરી, હાથ જોડીને બોલ્યો.[૧૪]

**॥ अर्जुन उवाच ॥**

**पश्यामि देवाँस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् । ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगाँश्च दिव्यान् ॥१५॥**

**અર્જુને કહ્યું:**–હે દેવ! હું તમારા શરીરમાં સૂર્ય આદિ દેવોને, અનેક પ્રકારના ભૂતસમૂહને, કમળના આસનપર બેઠેલા બ્રહ્મદેવને, શંકરને, સર્વ ઋષિઓને તથા વાસુકિ વગેરે દિવ્ય સર્પોને જોઉં છું.[૧૫]

(૧૫) અર્જુને ભગવાનનાં તે ઐશ્વરી સ્વરૂપમાં સૂર્ય આદિ દેવોને તથા જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ આદિ સર્વભૂતસંઘોને જોયા અને કમળના આસન પર બેઠેલા બ્રહ્માને તથા શંકર સુદ્ધાંને પણ જોયા. આમ કહીને અહીં એમ દર્શાવ્યું છે કે, અતિ દૂર રહેલા ઇંદ્રિયોથી અગ્રાહ્ય પદાર્થોનું પણ તેને દર્શન થયું છે. તેમજ કૈલાસ આદિ સ્થળે રહેલા વાસુકિ વગેરે દિવ્ય સર્પોને તથા પાતાલ આદિ સ્થળે રહેલા અનંત (શેષ) વગેરે નાગોને પણ જોયા. આમ કહીને એમ સૂચવ્યું છે કે અદૃશ્ય પદાર્થોનું પણ તેને દર્શન થયું છે.

**अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् । नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१६॥**

હે જગતના ઈશ્વર! હું આપને અનેક બાહુઓવાળા, અનેક ઉદરો(પેટ)વાળા, અનેક મુખોવાળા તથા અનેક નેત્રોવાળા જોઉં છું. તેમજ ચારેય દિશાઓમાં અને ઉપર, નીચે સર્વ સ્થળે હું આપને અનંત–માપરહિત સ્વરૂપવાળા જોઉં છું. હે વિશ્વરૂપ ભગવન્! હું તમારા અંતને, મધ્યને કે આદિને જોઇ શકતો નથી.[૧૬]

(૧૬) અર્થાત્ લાંબી દોરીની પેઠે તમારા આદિ અને અંત, દેશસંબંધવાળા નથી.

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् । पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥**

હું આપને મુકુટધારી, ગદાધારી તથા ચક્રધારી જોઉં છું અને વળી ચોતરફથી કાંતીમાન, તેજના સમૂહ તથા દુઃખથી જોઇ શકાય તેવા જોઉં છું; તેમજ ચારેતરફથી પ્રદીપ્ત થયેલા અગ્નિ અને સૂર્યો સમાન કાંતિવાળા આપને માપવાને અશક્ય જોઉં છું.[૧૭]

તમારા યોગૈશ્વર્યનાં દર્શનથી હું તમનેજ જાણું છું, એમ કહેતો અર્જુન ભગવાનના અમાપપણાનુંજ વિવરણ કરે છે.

**त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् । त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥**

સ્થૂલ વગેરે લક્ષણોથી રહિત તથા વેદાંતના પ્રમાણોથી જાણવા યોગ્ય જે શ્રેષ્ઠ અક્ષરબ્રહ્મ તે

તમે છો. તમે આ જગતનું પરમ લયસ્થાન છો. સનાતન વૈદિક ધર્મનું રક્ષણ કરનારા તમે અ-વિનાશી છો. હું તમને સનાતન અનાદિ પુરુષ માનું છું.[૧૮]

(૧૮) અર્જુન ભગવાનને કહે છે કે, "**अक्षरं ब्रह्म परमम्**" પરમબ્રહ્મ અક્ષર છે" એ પ્રમાણે જે પ્રથમ નિષ્કલ બ્રહ્મ કહ્યું હતું, કે જે બ્રહ્મ પરમ અક્ષર છે એટલે સ્થૂલ વગેરે લક્ષણોથી રહિત છે, તે નિર્ગુણ બ્રહ્મ તમે છો. (આમ કહીને અહીં સગુણ સ્વરૂપને નિર્ગુણ સ્વરૂપનું જ્ઞાપક કહેલું છે. જેમ વૃક્ષની શાખાનો અગ્રભાગ ચંદ્રનો જ્ઞાપક થાય છે તેમ.) વળી જે નિર્ગુણ બ્રહ્મ, વેદાંત-ઉપનિષદોનાં પ્રમાણોથીજ જાણવા યોગ્ય છે, પણ ઉપાસના કરવા યોગ્ય નથી. હવે સગુણ બ્રહ્મ પણ તમેજ છો, તે કહે છેઃ-તમે આ જગતનું લયસ્થાન છો-અર્થાત્ કારણ-બ્રહ્મ પણ તમેજ છો. તેમજ દેવ હોવાથી અમૃત-અવિનાશી તથા સનાતન વૈદિક ધર્મનું રક્ષણ કરનારા પણ તમેજ છો. અર્થાત્ કાર્ય બ્રહ્મરૂપ હિરણ્યગર્ભ પણ તમેજ છો અને ચિરકાળનો અ-નાદિ પુરુષ જે જીવાત્મા તે પણ તમેજ છો. આમ કહીને અહીં એમ સૂચવે છે કે, વૃક્ષની શાખાવડે જેમ ચંદ્રનું જ્ઞાન થાય છે તેમ આ વિશ્વરૂપ દર્શન-વડે જીવ અને બ્રહ્મની એકતાનું જ્ઞાન થાય છે.

એ વાતનેજ કહે છેઃ-

**अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुंशशिसूर्यनेत्रम्। पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥**

હું આપને આદિ, મધ્ય અને અંતવિનાના, અનંત પરાક્રમવાળા, અનંત બાહુઓવાળા, ચંદ્રસૂર્યરૂપ નેત્રવાળા, પ્રદીપ્ત અગ્નિયુક્ત મુખવાળા (અર્થાત ઉજ્જવળ દાંતવાળા) અને પોતાના તેજથી આ જગતને તપાવતા જોઉં છું.[૧૯]

(૧૯) વળી અર્જુન ભગવાનપ્રત્યે કહે છેઃ-હે ભગવન્! આપ દેશથી અને કાળથી આદિ, મધ્ય અને અંતથી રહિત છો એમ મને દેખાય છે. આપના મુખમાં જાણે અગ્નિ દીપતો હોય તેમ, આપના દાંતો અતિ ઉજ્જ્વલ દેખાય છે તથા પોતાના તેજથી એટલે ચૈતન્યજ્યોતિથી આ સમગ્ર જગતને આપ તપાવો છો-પ્રકાશિત કરો છો-અર્થાત્ અનાદિ-આદિ સર્વ વિશેષણોથી યુક્ત અને જગતને પ્રકાશમાન કરનારા પરમ જ્યોતિસ્વરૂપ આપને હું જાણી ગયો છું. કહેવાનો ભાવ એ છે કે, સમગ્ર કારક (ઇંદ્રિયો) સ્વરૂપ એવી બુદ્ધિની વાસનાથી યુક્ત આ ચિત્રપટતુલ્ય જગતસ્વરૂપ, જે જ્યોતિવડે પ્રકાશે છે, તે જ્યોતિ તમેજ છો એમ હું જાણી ગયો છું. એ પ્રમાણે પોતે કરેલાં વિશ્વરૂપદર્શનથી કૃતાર્થ થયેલો અર્જુન તે સ્વરૂપના ઉપસંહારની ઇચ્છાથી ભગવાનને સ્તવે છે.

**द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः । दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥**

હે મહાત્મન્! આ આકાશ-પૃથ્વીનો મધ્યભાગ અને સર્વ દિશાઓ તમારા એકવડેજ વ્યાપેલી જોવામાં આવે છે. વળી આ તમારું અદ્ભુત ઉગ્રસ્વરૂપ જોઇને ત્રણેય લોક અત્યંત વ્યથા પામ્યા છે. (કહેવાનો અભિપ્રાય એ છે કે, હવે આ તમારાં અદ્ભુત સ્વરૂપને સમેટી લ્યો.)[૨૦]

(૨૦) ત્રણેય લોકની વ્યથાનેજ કહે છેઃ-

**अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति । स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः॥**

અસુરસમૂહોના અંશરૂપ આ દુર્યોધન આદિ રાજાઓ તમારાપ્રત્યે પ્રવેશ કરે છે-અર્થાત્ દૈવથી પ્રેરાયેલાં પતંગીઆં જેમ અગ્નિમાં પ્રવેશ કરે, તેમ આ દુર્યોધન આદિ રાજાઓ, મરણને માટે તમારામાં પ્રવેશ કરતા દેખાય છે. વળી કેટલાએક રાજાઓ તો હાથ જોડીને આપની સ્તુતિ કરે છે તથા મોટા મોટા ઋષિઓ અને સિદ્ધો "**स्वस्ति**" એમ કહીને પુષ્કળ સ્તુતિઓથી આપની સ્તુતિ કરે છે.[૨૧]

તમારી કૃપાપાત્ર રુદ્રાદિ દેવો પણ આશ્ચર્યચકિત થઇને તમને જોઇ રહ્યા છે. એ વાતને કહે છેઃ-

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षाऽसुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥**

રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવા, અશ્વિનીકુમારો, મરુતો, પિતૃઓ તથા ગં-

ધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધજાતિના દેવસમૂહો—એ બધા વિસ્મયથી આપને જોઇ રહ્યા છે.[૨૨]

(૨૨) ફરી પણ લોકની તથા પોતાની પીડાને કહે છે.

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ॥ बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहं ॥२३॥**

હે મોટી ભુજાવાળા ભગવન્! અનેક મુખ અને નેત્રોવાળું, અનેક બાહુ, સાથળ અને પગવાળું, અનેક ઉદરોવાળું તથા અનેક દાઢોથી ભયંકર દેખાવવાળું આ તમારૂં આદિ, મધ્ય અને અંતવિનાનું મહાન સ્વરૂપ જોઇને હું તથા આ સર્વ લોકો અત્યંત પીડાયા છીએ.[૨૩]

(૨૩) તે સ્વરૂપની ભયંકરતાનોજ વિસ્તાર કરી પોતાની વ્યથાનેજ કહે છે.

**नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ॥ दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥**

આકાશને સ્પર્શ કરનારા—અર્થાત્ આકાશમાં વ્યાપી રહેલા, અગ્નિની પેઠે જાજ્વલ્યમાન જણાતા, અનેક પ્રકારના વર્ણવાળા, વિકાસેલાં મુખવાળા અને દેદીપ્યમાન વિશાળ નેત્રવાળા આપને જોઇને, હે વિષ્ણુ! મારો અંતરાત્મા વ્યથા પામે છે અને મને ધીરજ કે શાંતિ મળતી નથી.[૨૪]

(૨૪) આ શ્લોકમાં અર્જુન, ભગવાનને "**हे विष्णो**" એવું સંબોધન આપીને એવો ભાવ જણાવે છે કે, હે ભગવન્! તમે દબાવેલા ભયંકર પ્રદેશનો ત્યાગ કરીને બીજે સ્થળે ચાલ્યા જવાનું પણ મારે અશક્ય થઇ પડ્યું છે, કારણ કે તમે સર્વ સ્થળે વ્યાપક દેખાઓ છો.

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि । दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥**

હે દેવોના નિયંતા! દાઢોથી ભયંકર અને પ્રલયકાળના અગ્નિતુલ્ય આપનાં મુખોને જોઇને મને દિશાઓની ખબર પડતી નથી તથા સુખ મળતું નથી, માટે હે જગતના આશ્રયરૂપ ભગવન્! પ્રસન્ન થાઓ—મને સુખદાતા થાઓ.[૨૫]

**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः। भीष्मो द्रोणः सूतपुत्रस्तथाऽसौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥**

**वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि । केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥**

આ ધૃતરાષ્ટ્રના પુત્રો, સર્વ રાજાઓની સાથે તમારામાં પ્રવેશ કરે છે. ભીષ્મ, દ્રોણ તથા આ સૂતપુત્ર કર્ણ, અમારા મુખ્ય મુખ્ય યોદ્ધાઓની સાથે, દાઢોથી વિકરાળ અને ભયંકર એવાં તમારાં મુખોમાં ત્વરાપૂર્વક પ્રવેશ કરે છે. તેમાંના કેટલાએક તો ચૂર્ણ થયેલાં મસ્તકોથી તમારા દાંતોના મધ્ય ભાગોમાં વળગી રહેલા દેખાય છે.[૨૬,૨૭]

(૨૬,૨૭) અહીં અર્જુનના કહેવાનો ભાવ એ છે કે, ધૃતરાષ્ટ્રના પુત્રો પાપી છે, તેથી તેઓ ભગવાનના શરીરમાં જાય છે—એટલે કે, પાપી પુરુષોને યોગ્ય એવા ભગવાનના પાયુ(ગુદા)નાં સ્થાનમાં રહેલાં નરકોમાં જાય છે; પણ ભીષ્મ આદિ તો ભગવાનના ભક્તો છે, જેથી તેઓ જેમાંથી અગ્નિ, બ્રાહ્મણો અને વેદો ઉત્પન્ન થયા છે, તે ભગવાનના મુખમાં પ્રવેશ કરે છે. આવી વિષમ ગતિ સૂચવવાને માટેજ મૂળમાં વિભાગ કરી દેખાડ્યો છે કે, ધૃતરાષ્ટ્રના પુત્રો તમારાપ્રત્યે પ્રવેશ કરે છે અને ભીષ્મ આદિ, તમારા મુખમાં પ્રવેશ કરે છે.

એ વાતનેજ દૃષ્ટાંતદ્વારા કહે છે:—

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति । तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥**

જેમ નદીઓના અનેક જળપ્રવાહો સમુદ્રની તરફજ વહે છે, તેમ આ મનુષ્યલોકના વીર પુરુષો ચોતરફથી પ્રજ્વલિત જણાતાં તમારાં મુખોમાં પ્રવેશ કરે છે.[૨૮]

તેઓ જાણી જોઇનેજ તમારાં મુખોમાં પ્રવેશ કરે છે, એ વાતને દૃષ્ટાંતપૂર્વક કહે છે:—

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाश-**

**य समृद्धवेगाः । तथैव नाशाय विशंति लोका-स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥**

જેમ પતંગીઆં પોતાના નાશને માટે ઘણા વેગવાળાં થઈને બળતા અગ્નિમાં ઝંપલાવે છે, તેમજ આ લોકો પણ પોતાના નાશને માટે ઘણા વેગવાળા થઇને તમારાં મુખોમાં ઝંપલાવે છે.[૨૯]

જેઓ તમારા મુખમાં પડે છે, તેઓને તમે દયાવાળા છો છતાં પણ વારતા નથી; પરંતુ ઉલટા ગળી જવાને ઇચ્છો છો, એ વાતને કહે છેઃ–

**लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः । तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥३०॥**

ચારે તરફથી પ્રજ્વલિત જણાતાં મુખોવડે સમગ્ર લોકોને ગળી જતા તમે અતિશય સ્વાદથી ચાટો છો. હે સર્વવ્યાપક પ્રભુ! તમારી ઉગ્ર કાંતિઓ સમગ્ર જગતને પોતાના તેજથી પૂર્ણ કરીને અત્યંત તપી રહેલી છે.[૩૦]

(૩૦) ચારે તરફથી પ્રકાશિત જણાતાં મુખોથી સમગ્ર લોકને ગળી જઇને તમે વારંવાર સ્વાદપૂર્વક ચાટો છો.(આવા નિર્દય હોવા છતાં તમારૂં તેજ ઓછું થતું નથી પણ ઉલટું વધે છે, તે કહે છે–) હે વ્યાપકદેવ! સમગ્ર જગતને તેજથી ભરી દઇને સ્પર્શ કરવાને અશક્ય આ તમારી ઉગ્ર કાંતિઓ અત્યંત તપી રહેલી છે.

એ પ્રમાણે ભગવાનની કાંતિથી આકુળવ્યાકુળ થઇ ગયેલો અર્જુન, "આ ભગવાન શ્રીકૃષ્ણ છે" એમ ભૂલી જઇને કહે છેઃ–

**आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद । विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥**

આવાં ઉગ્રસ્વરૂપવાળા આપ કોણ છો? એ મને કહો. હે દેવશ્રેષ્ઠ! આપ મારાપર પ્રસન્ન થાઓ. હું તમને નમસ્કાર કરૂં છું. સર્વના આદ્ય એવા આપને હું જાણવા ઇચ્છું છું. હું તમારી ચેષ્ટાને જાણી શકતો નથી.[૩૧]

(૩૧) એ રીતે અર્જુને પ્રાર્થના કરી એટલે શ્રીભગવાન બોલ્યાઃ–

**॥ श्रीभगवानुवाच ॥**

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः । ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः॥३२॥**

શ્રીભગવાને કહ્યુંઃ–લોકનો ક્ષય કરવા વૃદ્ધિ પામેલો હું કાળ નામનો મહાન પરમેશ્વર છું. આ સંગ્રામમાં લોકોનું ભક્ષણ કરવા તૈયાર થયો છું. સામેની શત્રુસેનાઓમાં જે યોદ્ધાઓ ઉભા છે તેઓ સર્વે એક તારાવિના રહેશે નહિ.[૩૨]

(૩૨) ભગવાને અર્જુનને કહ્યુંઃ–હે અર્જુન! હું કાળ નામનો મહાન પરમેશ્વર છું, લોકોનો નાશ કરવા વૃદ્ધિ પામ્યો છું અને આ યુદ્ધમાં લોકોનું ભક્ષણ કરવા તત્પર થયો છું. તું નિશ્ચય સમજી લેજે કે, સામે શત્રુઓનાં સૈન્યોમાં ભીષ્મ આદિ જે શૂરા યોદ્ધાઓ આવીને ઉભા છે, તેઓ બધા મરી જવાના છે. તું એકલોજ બચવા પામીશ.

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् । मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥**

(ગમે તેમ કરીશ તોપણ માત્ર તારાવિના તેઓ કોઇ પણ બચવાના નથી) માટે તું યુદ્ધ કરવા તૈયાર થા અને યશ મેળવી લે. શત્રુઓને જિતીને સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. હે અર્જુન! મેંજ પ્રથમથી એ લોકોને મારી નાખ્યા છે. માત્ર હવે તું નિમિત્તભૂત થા.[૩૩]

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् । मयाहतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्ध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥३४॥**

દ્રોણ,ભીષ્મ, જયદ્રથ, કર્ણ તથા બીજા પણ વીર યોદ્ધાઓને મેંજ મારી નાખ્યા છે. મુવેલાઓનેજ હવે તું માર અને યુદ્ધ કર. ગભરા નહિ. યુદ્ધમાં તું શત્રુઓને જિતીશ.[૩૪]

(૩૪) ભગવાન અર્જુનને કહે છે કે, તું ગભરાઇશ નહિ–અર્થાત્ "આ લોકો મોટા છે, હું તેમને કેમ મારી શકીશ" એમ ગભરાઇશ નહિ; કારણ કે આ રણમાં તું શત્રુઓને જિતીશ.

ભગવાને એમ કહ્યું એટલે પછી અર્જુને શું

કર્યું, આમ ધૃતરાષ્ટ્રને જાણવાની ઇચ્છા થતાં સંજય કહે છેઃ–

॥ संजय उवाच ॥

**एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी । नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥**

સંજયે કહ્યુંઃ–ભગવાન કેશવનું એ વચન સાંભળી કંપાયમાન થયેલો અર્જુન, હાથ જોડી નમસ્કાર કરીને, ભયભીત થઇ પ્રણામ કરીને ગળગળે કંઠે શ્રીકૃષ્ણને ફરી કહેવા લાગ્યો.[૩૫]

(૩૫) અહીં, "અર્જુન હાથ જોડી, નમસ્કાર કરી, ભયભીત થઇ, પ્રણામ કરીને ભગવાનને કહે છે." આમ કહીને સૂચવ્યું છે કે, અર્જુન ભગવાનના વાક્યનું હવે ઉલ્લંઘન કરશે નહિ. અર્જુન જ્યારે ભગવાનપ્રત્યે બોલ્યો, ત્યારે તેનો કંઠ ભય તથા હર્ષને લીધે ગળગળો થઇ ગયો હતો. (આ શ્લોકમાં "**आह**" એ ક્રિયાપદનું રૂપ નથી, પરંતુ પ્રસિદ્ધિ અર્થને સૂચવનારૂં અવ્યય છે; કારણ કે જો તે ક્રિયાપદનું રૂપ મનાય તો પુનઃ તેના તેજ અર્થવાળું **अर्जुन उवाच** એવું બીજું ક્રિયાપદ તુરતજ આવે છે; જેથી પુનરુક્તિદોષ પ્રાપ્ત થાય; માટેજ **आह** એ અવ્યય છે, એમ સ્વીકારવું.

હવે અગીઆર શ્લોકોથી અર્જુન, શ્રીભગવાનને કહે છેઃ—

॥ अर्जुन उवाच ॥

**स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च । रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥**

અર્જુને કહ્યુંઃ–હે ઇંદ્રિયોના નિયંતા ભગવન્! તમારા કીર્તનથી જગત હર્ષ પામે છે તે યોગ્યજ છે. તમારા કીર્તનથી જગત અનુરાગી થાય છે તે પણ યોગ્યજ છે. તમારા કીર્તનથી રાક્ષસો ભયભીત થઇને દિશાઓમાં નાસી જાય છે, તે પણ યોગ્ય છે. સર્વ સિદ્ધોના સમુદાયો તમને નમસ્કાર કરે છે, તે પણ યોગ્યજ છે.[૩૬]

(૩૬) હે ઇંદ્રિયોના પ્રવર્તક અંતર્યામી! તમારા નામકીર્તનથી જગત આનંદ પામે છે, અનુરાગી થાય છે, રાક્ષસો ભય પામીને નાસી જાય છે અને કપિલ આદિ સિદ્ધોના સમુદાયો આપને નમે છે, તે બધું યોગ્યજ છે.

(આ શ્લોક, મંત્રશાસ્ત્રમાં રાક્ષસોને નાશ પમાડનારા મંત્રતરીકે પ્રસિદ્ધ છે; પણ તેમાં જાણવાનું ખાસ રહસ્ય એ છે કે, આ શ્લોકનો મંત્રતરીકે જાપ કરનારા માંત્રિકો, આ શ્લોકને આઠ અક્ષરવાળા "**ॐ नमो नारायणाय**" એ મંત્રથી તથા સુદર્શનાસ્ત્ર મંત્રથી સંપુટિત કરે છે.)

સિદ્ધોના સમુદાયો વળી મને શામાટે નમે? કારણ કે તેઓ પણ મારી પેઠે સેંકડો બ્રહ્માંડોને સરજવામાં સમર્થ હોય છે. આમ કદાચ ભગવાન કહે તો તેને માટે કહે છેઃ—

**कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे । अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥**

હે મહાત્મન્! તેઓ આપને શામાટે ન નમે? કારણ કે આપ ગુરુના પણ ગુરુ છો અને બ્રહ્માના પણ આદિકર્તા–પિતામહ છો. હે અનંત! હે દેવોના અધિપતિ! હે જગતના આશ્રયરૂપ ભગવન્! કાર્યબ્રહ્મરૂપ સત્, કારણબ્રહ્મરૂપ અસત્ અને કાર્યકારણબ્રહ્મરૂપ સદસત્–એ ત્રણેયથી પર રહેલા અક્ષરબ્રહ્મ તે આપ છો.[૩૭]

(૩૭) હે મહાત્મન્! કયા કારણથી તે સિદ્ધસમુદાયો આપને ન નમે? અર્થાત્ નમેજ; કારણકે આપ અતિમહાન ગુરુ છો. ભલે તેઓ પણ જગતના ગુરુ કહેવાય છે, તોપણ આપ તો ગુરુના પણ ગુરુ છો. કદાચ આપ એમ કહેશો કે, તું મનેજ તેવો સર્વથી અતિશય શામાટે કહે છે? કારણ કે તેઓ અને હું સમાનજ છીએ. જેવો હું સત્ય સંકલ્પવાળો છું, તેવાજ તેઓ પણ સત્ય સંકલ્પવાળા છે. જેવો હું સત્યસ્વરૂપ છું તેવાજ તેઓ પણ છે. ના, પણ તેમ કહેવાયજ નહિ; કારણકે આપ તો પંચમહાભૂતોની સૃષ્ટિદ્વારા બ્રહ્માના પણ સ્રષ્ટા છો, પિતામહ છો. વળી "**जगद्व्यापारवर्जं प्रकरणादसंनिहितत्वाच्च**" જગતના ઉત્પત્તિ આદિ વ્યાપારવિના બીજું અણિમાદિરૂપ ઐશ્વર્ય, સિદ્ધોને સ્વાધીન હોય છે; પણ જગતનો ઉત્પત્તિ આદિ વ્યાપાર સિદ્ધોને સ્વાધીન હોતો નથી; કારણકે જગતનું ઉત્પત્તિ આદિ પ્રકરણ નિત્ય-

સિદ્ધ ઇશ્વરનુંજ હોય છે અને જગતના ઉત્પત્તિ આદિ વ્યાપારમાં તેમનું સામીપ્ય પણ હોતું નથી." એ વ્યાસસૂત્રમાં દર્શાવેલા ન્યાય પ્રમાણે નિત્યસિદ્ધ ઇશ્વર એવા તમારી આજ્ઞાથીજ તેઓ સર્વે ઐશ્વર્યવાળા હોય છે, માટે તેઓ તમારા સમાન નથી અને તેથીજ હે અનંત ! હે દેવોના ઇશ ! હે જગતના નિવાસ! તમે અક્ષર-શુદ્ધબ્રહ્મ છો, કે જે અક્ષર બ્રહ્મ, સત, અસત અને સદસતથી પર છે-અર્થાત્ કાર્યબ્રહ્મ, કારણબ્રહ્મ અને કાર્યકારણબ્રહ્મથી પર રહેલું છે તથા નિત્ય શુદ્ધ છે.

વળી પણ સ્તુતિ કરે છેઃ-

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् । वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८॥**

હે અનંતસ્વરૂપી ભગવન્! તમે આદિદેવ પુરાણપુરુષ છો. તમે આ જગતનું પરમ લયસ્થાન છો, જ્ઞાતા છો, જાણવા યોગ્ય વસ્તુરૂપ છો અને પરમ ચૈતન્યસ્વરૂપ પણ તમેજ છો. તમારાવડે આ સમગ્ર જગત વ્યાપ્ત થએલું છે.૩૮

(૩૮) ત્રણેય પ્રકારે માપરહિત એવા હે ભગવન ! તમે જગતના સ્રષ્ટા હોવાથી આદિદેવ છો, સર્વના શરીરમાં રહેનારા પુરુષ છો અને શરીરનો નાશ થવા છતાં અવિનાશી પુરાણસ્વરૂપ છો. વળી આ જગતનું પરમ લયસ્થાન પણ તમેજ છો. હવે સાંખ્ય મતવાળાઓની જડ પ્રકૃતિનું વારણ કરે છે-)હે ભગવન્ ! તમે જ્ઞાતા છો, વેદ્ય એટલે તે જ્ઞાતાવડે દશ્ય કરાતી વસ્તુ પણ તમેજ છો, વેત્તા તથા વેદ્યથી અન્ય પરમ ચૈતન્ય પણ તમેજ છો. તમે પોતાની સત્તા અને સ્ફૂર્તિથી આ સમગ્ર જગતને વ્યાપ્ત કરેલું છે.

હવે ભગવાનની સર્વ દેવતાસ્વરૂપે સ્તુતિ કરે છેઃ-

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च । नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥**

તમે વાયુ, અગ્નિ, વરુણ, ચંદ્ર અને બ્રહ્મદેવ સ્વરૂપ છો. તમે બ્રહ્મદેવના પણ પિતા છો. હું તમને હજારો વાર નમસ્કાર કરૂં છું અને ફરીથી પણ વારંવાર નમસ્કાર કરૂં છું.૩૯

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व । अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥**

હે સર્વવ્યાપક ! હું તમને કર્મોના આદિમાં નમું છું, કર્મોની સમાપ્તિમાં પણ હું આપને નમું છું તથા કર્મોની મધ્યાવસ્થામાં પણ હું આપને નમું છું. હે અનંત વીર્યવાળા ! તમે અમાપ પરાક્રમવાળા છો તથા આ જગતમાં ચોતરફ એકસ્વરૂપે વ્યાપ્ત થયેલા છો, માટે તમારૂં 'સર્વ' એવું નામ કહેવાય છે. ૪૦

એ પ્રમાણે સ્તુતિ કરીને હવે પોતાના અપરાધોની ક્ષમા માગે છેઃ-

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति । अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥**

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु । एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥**

તમારા આવા મહિમાને નહિ જાણતો હોવાથી મેં પૂર્વે ચિત્તના ભ્રમરૂપ પ્રમાદથી, સ્નેહથી અથવા તો કોઇ સમયે મારા પોતાની અધિકતા પ્રકટ કરવાના હેતુથી "આ મારા મિત્ર છે" એમ માનીને હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એવી રીતે તમને કહ્યા હોય તથા વિહાર, શય્યા, આસન અને ભોજન આદિના સમયે મેં જે આપનું અપમાન કર્યું હોય, વળી તમે જ્યારે એકલા હો ત્યારે અથવા મિત્રો આદિની સમક્ષમાં હાસ્ય કરવામાટે જે અપમાન કર્યું હોય, તેની હું ક્ષમા માગું છું; કારણ કે આપનો સ્વભાવ અચિંત્ય છે-આપ દયાળુ છો. ૪૧,૪૨

(૪૧,૪૨) અહીં કહેવાનો ભાવ એ છે કે, આપનો સ્વભાવ અચિંત્ય છે-આપ દયાળુ છો, તેથી અવશ્ય મને ક્ષમા આપશોજ; કારણ કે આપે શિશુપાલ આદિ શત્રુઓને પણ ઉત્તમ ગતિ આપેલી છે.

ભગવાનના અપ્રમેયપણાનેજ કહે છેઃ-

**पिताऽसि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् । न त्वत्समोऽस्त्यभ्यधिकः कु-**

तोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥

હે અતુલ પ્રભાવવાળા ભગવન્! તમે આ ચરાચર લોકના પિતા છો, પૂજ્ય છો અને અતિશ્રેષ્ઠ ગુરુ છો. આ ત્રણેય લોકની અંદર જ્યારે તમારાસમાન બીજો કોઇ પણ નથી, ત્યારે તમારાથી અધિક તો કયાંથીજ હોય !૪૩

(૪૩) ભાવાર્થ એ છે કે, તમે મારા પિતા છો; માટે અમે બાળકોએ કરેલા અપરાધો આપે ક્ષમા કરવાજ જોઇએ.

એ વાતનેજ કહે છેઃ—

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् । पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायाऽर्हसि देव सोढुम् ॥४४॥

માટે શરીરને પૃથ્વીપર મૂકીને–દંડવત્ પ્રણામ કરી, સ્તુતિ કરવા યોગ્ય આપ ઈશ્વરને હું પ્રસન્ન કરૂં છું. હે દેવ ! પિતા જેમ પુત્રના અપરાધને, મિત્ર જેમ મિત્રના અપરાધને તથા પતિ જેમ પોતાની પ્રિયાના અપરાધને સહન કરવા યોગ્ય છે, તેમ આપ મારા અપરાધોને સહન કરવા યોગ્ય છો.૪૪

એ પ્રમાણે સ્તુતિ કરીને અર્જુન પોતાના ઇષ્ટની પ્રાર્થના કરે છેઃ–

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे । तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

પ્રથમ કદી નહિ જોયેલું આ તમારૂં વિશ્વરૂપ જોઇને હું હર્ષ પામ્યો છું તથા તે આ વિકરાળ સ્વરૂપનાં દર્શનથી ઉત્પન્ન થયેલા ભયને લીધે મારૂં મન ગભરાઈ ગયું છે; માટે હે દેવ! ધારણાના વિષયરૂપ તે પ્રથમના સ્વરૂપનેજ હવે દેખાડો. હે દેવોના પણ નિયંતા ! હે જગતના નિવાસસ્થાન! મારાપર પ્રસન્ન થાઓ.૪૫

તેજ પ્રથમનાં સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव । तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

હું આપને પૂર્વની પેઠેજ મુકુટધારી, ગદાધારી અને ચક્રધારી જોવા ઈચ્છું છું. હે હજાર હાથવાળા વિશ્વમૂર્તિ ભગવન્ ! હજાર હાથ આદિ લક્ષણોવાળા આ વિશ્વરૂપને સમેટી લઇ તે ચાર ભુજાવાળા પૂર્વના સ્વરૂપેજ આપ પ્રકટ થાઓ. ૪૬

(૪૬) આ શ્લોકના આશયપરથી જાણવામાં આવે છે કે, ગદા, ચક્ર, મુકુટ આદિથી યુક્ત એવું ચાર ભુજાવાળું ભગવાનનું સ્વરૂપ, અર્જુનની ધારણાનો વિષય હતું.

આમ જ્યારે અર્જુને પ્રાર્થના કરી, ત્યારે તેની પ્રશંસા કરતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ–

॥ श्रीभगवानुवाच ॥

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् । तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

શ્રીભગવાને કહ્યુંઃ– હે અર્જુન! મેં પ્રસન્ન થઇને મારા પોતાના સામર્થ્યથી આ શ્રેષ્ઠ રૂપ તને બતાવેલું છે. તેજોમય, અનાદિ અને અનંત આ મારા વિશ્વરૂપને તારાવિના પૂર્વે કોઇએ જોયું નથી.૪૭

(૪૭) ભગવાને અર્જુનને કહ્યુંઃ–હે અર્જુન ! તારાપરની કૃપાને લીધે મેં પ્રસન્ન થઇને આ સ્વરૂપ તને દેખાડ્યું છે. એ રૂપ જોવાનો તને અધિકાર નથી; કારણ કે તને મેં પ્રથમજ કહેલું કે, 'कर्मण्येवाधिकारस्ते' તારે કર્મ કરવાનોજ અધિકાર છે: માટે સમજ કે, મારી તારાપર અતુલ કૃપા છે.

આ સ્વરૂપ કેવળ યોગનિષ્ઠ પુરુષોનેજ જોવા મળે તેવું છે; પણ કર્મનિષ્ઠ પુરુષોને તો અતિ દુર્લભ છે, એ વાત કહે છેઃ—

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः । एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

હે કુરુવંશના વીર અર્જુન! વેદોનું અધ્યયન કરવાથી, યજ્ઞોથી, વિજ્ઞાનથી, દાન દેવાથી, અગ્નિહોત્ર આદિ શ્રૌત ક્રિયાઓ કરવાથી કે ચાંદ્રાયણ આદિ ઉગ્ર તપશ્ચરણ કરવાથી પણ આ મનુષ્યલોકમાં આવા વિશ્વરૂપવાળો હું તારા–

વિના બીજાએ જોવા શક્ય નથી.[૪૮]

(૪૮) વ્યાકરણની રીતે આ શ્લોકમાં **शक्य अहं** ને બદલે **शक्योऽहं** એવો પ્રયોગ કરવો જોઇએ છતાં તેવો પ્રયોગ કરેલો છે, તે આર્ષ પ્રયોગ છે.

આવું અતિ દુર્લભ સ્વરૂપ જોઇને પણ જો તું ગભરાતો હોય, તો હું આ સ્વરૂપને સમેટી લઉં છું. આવા આશયથી શ્રીભગવાન કહે છેઃ-

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् । व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥**

મારૂં આ ઘોર સ્વરૂપ જોઇને તને ગભરાટ ન થાઓ તથા મોહ પણ ન થાઓ. નિર્ભય અને પ્રસન્ન મનવાળો થઇને તું પુનઃ તેજ મારા આ પૂર્વસ્વરૂપને જો.[૪૯]

**॥ संजय उवाच ॥**

**इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः । आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥**

સંજયે કહ્યું:-ભગવાન શ્રીવાસુદેવે, અર્જુનને એ પ્રમાણે કહીને પુનઃ પોતાનું પૂર્વસ્વરૂપ દેખાડયું-અર્થાત્ પુનઃ પોતાના મનુષ્યસ્વરૂપે પ્રકટ થયા. એ રીતે મહાત્મા સર્વવ્યાપક શ્રીકૃષ્ણ, સૌમ્ય શરીરવાળા થઇને (ઉગ્રતા-રહિત શાંતસ્વરૂપવાળા થઇને ) ભયભીત થયેલા એ અર્જુનને આશ્વાસન આપવા લાગ્યા.

(૫૦) અર્થાત્ અર્જુને ધારણાના વિષયરૂપ જે ચતુર્ભુજસ્વરૂપની પ્રાર્થના કરી હતી, તે ચતુર્ભુજસ્વરૂપને પણ અદૃશ્ય કરી નાખ્યું.

ત્યાર પછી નિર્ભય થઇને અર્જુને કહ્યું:-

**॥ अर्जुन उवाच ॥**

**दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन । इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥**

અર્જુને કહ્યું:-હે જનાર્દન! તમારૂં આ સૌમ્ય માનુષી સ્વરૂપ જોઇને હવે હું ભાનમાં આવ્યો છું તથા મારા મૂળસ્વભાવને પામ્યો છું.

એ વિશ્વરૂપદર્શનની દુર્લભતા દર્શાવતા શ્રીભગવાન બોલ્યાઃ-

**॥ श्रीभगवानुवाच ॥**

**सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम । देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥**

શ્રીભગવાને કહ્યું:-દર્શન કરવાને અતિ અશક્ય એવું મારૂં જે સ્વરૂપ તેં જોયું, તે સ્વરૂપનું દર્શન કરવામાટે દેવો પણ હમેશાં ઇચ્છા કર્યા કરે છે.[૫૨]

(૫૨) વળી એ વિશ્વરૂપદર્શનની અતિ દુર્લભતા સૂચવવામાટે "**न वेदयज्ञाध्ययनैः**" એ અડતાળીસમા શ્લોકમાં કહેલા અર્થનેજ પુનઃ કહે છેઃ-

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥**

તેં મને જે સ્વરૂપવાળો જોયો તે સ્વરૂપવાળો હું વેદાધ્યયનથી,તપશ્ચરણથી, દાન દેવાથી કે યજ્ઞયાગાદિ કરવાથી પણ જોવાને શક્ય નથી.[૫૩]

(૫૩) ત્યારે તમારાં એ સ્વરૂપનાં દર્શન કેવી રીતે થાય? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છેઃ-

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥**

હે અજ્ઞાનરૂપ ઉત્કૃષ્ટ શત્રુને તપાવનાર અર્જુન ! અનન્ય-અખંડ ભક્તિવડે એ પ્રકારના સ્વરૂપવાળો હું જાણવાને, જોવાને તથા તાત્ત્વિક રીતે તે સ્વરૂપમાં પ્રવેશ કરવાને શક્ય છું.[૫૪]

(૫૪) હે અજ્ઞાનરૂપ શત્રુને તપાવનાર અર્જુન ! વ્યભિચારવિનાની-અખંડ ભક્તિથી મારૂં એ સ્વરૂપમાં દર્શન થાય છે,જ્ઞાન થાય છે અને યથાર્થપણે મારામાં પ્રવેશ કરી શકાય છે. રહસ્યાર્થ એ છે કે, **त्वं** પદાર્થનું શોધન કરનારાં શાસ્ત્રોદ્વારા મારૂં એ સ્વરૂપમાં જ્ઞાન થાય છે, ધ્યાનથી મારૂં એ સ્વરૂપમાં દર્શન થાય છે અને "**तत्त्वमसि**" એ વાક્યના અર્થથી ઉત્પન્ન થયેલા જ્ઞાનદ્વારા યથાર્થ રીતે તે મારાં સ્વરૂપમાં પ્રવેશ કરી શકાય છે.

હવે શાસ્ત્રના સર્વસ્વનો સંગ્રહ કરી દેખાડે છેઃ-

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः । निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥५५॥**

હે પાંડુપુત્ર ! જે પુરુષ, મારામાટેજ કર્મ કરનારો છે, મનેજ પરમ પ્રાપ્ય માનનારો છે, મારૂંજ ભજન કરનારો છે, સંગથી રહિત છે અને

સર્વ ભૂતોપર વૈરવિનાનો છે,તે પુરુષ મને પામે છે.

(૫૫) ભગવાને અર્જુનને કહ્યું:-હે અર્જુન! હું તને સર્વ શાસ્ત્રનું રહસ્ય કહું છું તે સાંભળ-જે પુરુષ, મારામાટેજ કર્મો કર્યા કરે છે, મનેજ -પરમ નિષ્કલને પ્રાપ્ત કરવાયોગ્ય માને છે-અર્થાત્ **त्वं** પદાર્થનું શોધન કરનાર સમગ્ર કર્મયોગ અને ધ્યાનયોગમાં જે એકનિષ્ઠ છે, મારીજ ઉપાસના-ભજન કરનારો છે તથા સર્વ પ્રકારના સંગનો ત્યાગ કરી એક ભગવાનના ધ્યાનમાંજ જે સ્થિર થયેલો છે, સમગ્ર જગતને ભગવત્સ્વરૂપ જોઈ જે સર્વ ભૂતોપર નિર્વૈર છે-અર્થાત્ ભેદબુદ્ધિનો ત્યાગ કરી, જે સર્વના પર વૈરરહિત થયેલો છે, તે પુરુષ **तत्** પદના લક્ષ્યાર્થરૂપ અખંડ આનંદઘન એવા મને પ્રત્યક્ષ અભેદ સ્વરૂપે પામે છે. (અહીં મૂળમાં ભગવાને અર્જુનને **हे पांडव** એવું સંબોધન આપી એવો ભાવ દર્શાવ્યો છે કે, હે અર્જુન! તું શુદ્ધ વંશમાં ઉત્પન્ન થયેલો છે, જેથી તુંજ મારૂં એ પ્રકારે જ્ઞાન કરી શકીશ.)

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતા પર્વમાં "વિશ્વરૂપદર્શન" એ વિષયનો અધ્યાય ૩૫ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૬ મો

## ભક્તિયોગ

સાતમા અધ્યાયથી આરંભી અહીંસુધીના ગ્રંથમાં **तत्** પદના વાચ્ય અર્થનું નિરૂપણ કર્યું. હવે **तत्** પદના અર્થનું શોધન કરનાર ઉપાસનાકાંડની સમાપ્તિ કરશે અને આ અધ્યાયમાં અર્થની મુખ્યતા પ્રમાણે **तत्** પદનો લક્ષ્યાર્થ કહેશે તથા તે **तत्** પદના લક્ષ્યાર્થને જાણનારા જ્ઞાની પુરુષોનાં લક્ષણો કહેશે; પણ જો આપણે શબ્દનું પ્રાધાન્ય લઇએ તો લૌકિક બુદ્ધિ પ્રમાણે **तत्** પદથી કહેવાતી વસ્તુની ઉપાસના આદિનોજ હવે વિસ્તાર કહેવામાં આવે છે. તેમાં પૂર્વના અધ્યાયમાં છેવટે "**मत्कर्मकृन्मत्परमः**" ઇત્યાદિ વચનથી ભગવાને પોતાનું ભજન કરવામાટે કહ્યું તેમાં "**मत्**-મારૂં" એવા શબ્દનો પ્રયોગ કરેલો છે; તો તેથી સગુણ બ્રહ્મ કહેલું છે કે નિર્ગુણ બ્રહ્મ કહેલું છે? એ બાબતમાં સંશય છે; કારણ કે સગુણ-નિર્ગુણ બન્નેમાં ભગવાને પ્રથમ "**अस्मत्**-હું, મારૂં, મને, એવા શબ્દનો પ્રયોગ કરેલો દેખાય છે, જેથી તે વિષયમાં સંશય કરી અર્જુને પૂછયું:-

**॥ अर्जुन उवाच ॥**

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥**

અર્જુને પૂછયું:-એ પ્રકારે જે સગુણ બ્રહ્મને જાણનારા ભક્તો, નિત્ય એકાગ્રચિત્તવાળા થઇને તમારૂં ઉપાસન કરે છે તથા જે નિર્ગુણ બ્રહ્મને જાણનારા ભક્તો, અવ્યક્ત (બુદ્ધિ આદિથી અગોચર) એવા અક્ષર બ્રહ્મનું ઉપાસન કરે છે, તે બન્ને પ્રકારના ભક્તોમાં અતિશય યોગવેત્તા કોણ? તે મને કહો.[1]

(૧) અર્જુને ભગવાનને પૂછયું:-હે ભગવન્! "**मत्कर्मकृन्मत्परमः**"-ઇત્યાદિ સ્થળે કહેલા પ્રકારે સગુણ બ્રહ્મને જાણનારા જે ભક્તો, નિત્ય એકાગ્રચિત્તવાળા થઇને તમારૂં-સગુણ બ્રહ્મનું ઉપાસન કરે છે તથા જેઓ બુદ્ધિ આદિના અવિષય તથા સ્થૂલ આદિ લક્ષણોથી રહિત એવા અક્ષરબ્રહ્મ-નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન કરે છે, તે બન્ને પ્રકારના ભજન કરનારા ભક્તોના મધ્યમાં અતિશય યોગવેત્તા કોણ? તે મને કહો.

"નિર્ગુણ બ્રહ્મ દુર્લભ છે" એમ તેમની દુર્લભતાથીજ શ્રેષ્ઠતા સૂચવતા તથા સગુણ બ્રહ્મની પ્રશંસાને શબ્દથી દર્શાવતા શ્રીભગવાને કહ્યું:-

**॥ श्रीभगवानुवाच ॥**

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥**

શ્રીભગવાને કહ્યું:-નિત્ય તત્પર એવા જેઓ, મારામાં મન રાખીને તથા પરમ શ્રદ્ધાયુક્ત થઇને મારૂં ઉપાસન કરે છે, તેઓને મેં અતિશય યોગવેત્તા માનેલા છે.[2]

(૨) સદા ઉદ્યોગયુક્ત રહેનારા જેઓ, મારામાં-સગુણ બ્રહ્મમાં મન સ્થાપીને તથા "અવશ્ય આરાધન કરાયલા આ પરમાત્મા, આપણને તારશેજ." આવા નિશ્ચયસ્વરૂપવાળી આસ્તિક બુદ્ધિરૂપ સાત્વિકી પરમ શ્રદ્ધાથી યુક્ત થઇને મને-પરમેશ્વરને ઉપાસે છે-ચિંતવે છે, તેઓને, "**ज्ञानी त्वात्मैव मे मतम्**-જ્ઞાની પુરુષ તો મારો આત્માજ છે એમ હું માનું છું." ઇત્યાદિ વચનોથી જ્ઞાની પુરુષને તો આત્માસ્વરૂપેજ જોનારો તથા મૂર્ખ

પુરુષો ઉપર પણ દયાને લીધે પક્ષપાતવાળો હું–સર્વજ્ઞ, અતિશય યોગવેત્તા માનું છું.

એ પ્રમાણે સગુણ બ્રહ્મના ઉપાસકોની સ્તુતિ કરીને હવે નિર્ગુણબ્રહ્મને જાણનારા જ્ઞાની પુરુષોની દુર્લભતાને ત્રણ શ્લોકવડે કહે છે:–

**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।**
**सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥**
**संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।**
**ते प्राप्नुवन्ति मामेवं सर्वभूतहिते रताः ॥४॥**

સર્વ સ્થળે સમબુદ્ધિ રાખનારા તથા સર્વ ભૂતોના હિતમાં આસક્ત રહેનારા જે પુરુષો, ઇંદ્રિયોના સમુદાયને વશ કરી, અક્ષર (સ્થૂલાદિ લક્ષણોથી રહિત), અનિર્દેશ્ય (વાણીથી નિર્દેશ કરવાને અશક્ય), અવ્યક્ત (બુદ્ધિ આદિથી અગોચર), સર્વ સ્થળે વ્યાપ્ત થઈને રહેલા, ચિંતવવાને પણ અશક્ય, કૂટસ્થ (અહંકારમાં રહીને અહંકારનું ભાસન કરનાર), અચળ (સર્વદા એકજ સ્થિતિમાં રહેનાર), અને ધ્રુવ (અવિનાશી સ્વભાવવાળા) નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન કરે છે, તેઓ નિર્વિકલ્પસ્વરૂપ એવા મનેજ–નિર્ગુણ બ્રહ્મને પામે છે[3,4]

(૩,૪) (મૂળમાં **तु** શબ્દ મૂકેલો છે તે પૂર્વોક્ત સગુણ બ્રહ્મના કરતાં નિર્ગુણ બ્રહ્મમાં વિલક્ષણતા સૂચવે છે.) તે નિર્ગુણ બ્રહ્મ અક્ષર છે–એટલે સર્વ પ્રકારના ધર્મોથી રહિત છે. શ્રુતિ પણ કહે છે કે, "**एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंत्यस्थूलमनणवह्रस्वमदीर्घं**–હે ગાર્ગિ ! એ બ્રહ્મ અક્ષર છે. બ્રાહ્મણો એ બ્રહ્મને સ્થૂલ, સૂક્ષ્મ, હ્રસ્વ અને દીર્ઘથી રહિત કહે છે." આવાજ હેતુથી તે બ્રહ્મ અનિર્દેશ્ય છે–વાણીથી નિર્દેશ કરવાને અશક્ય છે અને વાણીને અગોચર હોવાથીજ અવ્યક્ત છે–અર્થાત્ બુદ્ધિના પણ અવિષયરૂપ છે. શ્રુતિ પણ કહે છે કે–"**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह**–મનસહિત વાણી, જે બ્રહ્મને નહિ પામીને પાછી ફરે છે." આ શ્રુતિ, બ્રહ્મને વાણી અને મનથી પર દર્શાવે છે. આવાં સ્વરૂપવાળા બ્રહ્મનું જ્ઞાની પુરુષો, ઉપાસન કરે છે. તે ભગવાન, અનાત્મવસ્તુઓના અદર્શનરૂપજ હોય છે. કહેલું છે કે, "**अनात्माऽदर्शनेनैव परात्मानमुपास्महे**–અમે અનાત્મવસ્તુઓના અદર્શનથીજ પરમાત્માનું ઉપાસન કરીએ છીએ." હવે કદાચ અહીં કોઇ શંકા કરે કે, એવા પ્રકારના શૂન્ય સ્વરૂપવાળા પરબ્રહ્મની હયાતીવિષે શું પ્રમાણ છે ? આના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, "**सर्वत्रगं**"–એ અક્ષરબ્રહ્મ, સત્તારૂપે અને સ્ફુરણરૂપે સર્વ સ્થળે વ્યાપક છે. ભાવાર્થ એ છે કે, જેની સત્તાથી (હયાતીથી) સર્વ વસ્તુ સત્તાવાળી થાય છે, તે પરબ્રહ્મ પરમાત્માની અસત્તા–નહિ હયાતી કેમ કહી શકાય? વળી પણ અહીં કોઈ શંકા કરે કે, જો તમારા કહેવા પ્રમાણે પરબ્રહ્મ સત્તાસ્વરૂપ છે, તો પછી નૈયાયિકોએ માનેલું તે સત્તાસામાન્ય પણ કહેવાઇ જશે; કારણ કે સત્તાસામાન્ય પણ "ઘટ છે, પટ છે" ઈત્યાદિ સર્વ સ્થળે અનુસરાયલું જોવામાં આવે છે, તો તેને માટે તમે શું કહો છો ? આ શંકાનું સમાધાન કરવા માટેજ ભગવાન મૂળમાં કહે છે કે, "**अचिन्त्यम्**" તે પરબ્રહ્મ પરમાત્મા, ચિંતવવાને પણ અશક્ય છે. નૈયાયિકોનું સત્તાસામાન્ય તો પ્રત્યક્ષ છે અને તે સત્તાસામાન્ય પણ પરબ્રહ્મની સત્તાથી જ્યારે અનુગત–અનુસરાયેલું થાય છે, ત્યારેજ પોતાનાં સ્વરૂપને પામે છે, પણ સ્વતઃ–પોતાની મેળેજ સામાન્ય, સત્તરીકે સિદ્ધ થતું નથી; કારણ કે આપણને તેવો પ્રત્યય–અનુભવ થાય છે કે, જાતિ સત્ છે, ઘટત્વ સત્ છે; માટે સિદ્ધ થાય છે કે, નૈયાયિકોના સત્તાસામાન્યમાં પણ બ્રહ્મનું અનુસરણ રહેલુંજ છે અને વળી જો તે સામાન્યનો "**सत्**" એ પ્રમાણે અનુભવ ન થાય તો તે સત્તાસામાન્યપર અસત્પણું આવી પડશે અને કોઈ પદાર્થનું અસ્તિત્વજ નહિ રહે; માટે સર્વના અધિષ્ઠાનરૂપ એવા પરબ્રહ્મ પરમાત્મા, રૂપ આદિથી રહિત છે અને તેથીજ ચિંતવવાને પણ અશક્ય છે–વિચારમાં પણ ન આવી શકે તેવા છે. જ્યારે પરમાત્મા વિચારમાં પણ ન આવી શકે તેવા છે, ત્યારે તેમનું સર્વવ્યાપકપણું હોઇને પ્રત્યક્ષ વિષયપણું તો ક્યાંથીજ હોઇ શકે ! હવે અહીં કોઇને શંકા થવાનો સંભવ છે. જેમકે, "**सत् सत्**" એવા પ્રકારનો અનુભવ "**नित्यत्वे सति सत्त्वम्**"–એમ–બીજી રીતે પણ સિદ્ધ થાય છે, જેથી સત્તાસામાન્યને કહેનારા નૈયાયિકો

પ્રત્યે સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને સાધી શકાય તેમ છે. આ શંકાનું સમાધાન કરવા માટેજ મૂળમાં ભગવાને કહેલું છે કે, "**કૂટસ્થમ્**–તે અક્ષરબ્રહ્મ કૂટસ્થ છે." જે પદાર્થ વાસ્તવિક રીતે અસત્–ખોટો હોય છતાં સત્–સત્યના જેવો દેખાય, તે કૂટ કહેવાય છે. જેમકે, કૂટકાર્ષાપણ (એટલે ખોટું એંશી ભારના વજનનું એક જાતનું માપ), કૂટતુલા (એટલે ખોટાં તોલાં) ઈત્યાદિ સ્થળે જેમ કૂટ શબ્દ વાપરવામાં આવે છે, તેમ અહીં પણ કૂટ શબ્દનો અહંકાર એવો અર્થ થાય છે. તે અહંકાર, કોઈ કોઈ સમયે એટલે જાગ્રત્ અને સ્વપ્નમાંજ પ્રત્યગાત્મામાં અભેદપણે ભાસે છે, પણ સુષુપ્તિમાં ભાસતો નથી; માટે તે મિથ્યા છે અને તેથીજ કૂટ છે. જે પદાર્થ કોઇ કોઈ સમયે કોઇ વસ્તુમાં ભાસે છે, તે પદાર્થ તે વસ્તુમાં મિથ્યા કલ્પિત હોય છે. દાખલાતરીકે—દોરીમાં કોઇ સમયે ભાસેલો સર્પ, તે દોરીમાં મિથ્યા કલ્પિત મનાય છે, તેમજ અહીં અહંકાર પણ મિથ્યા કલ્પિત કૂટ છે. તે કૂટરૂપ અહંકારમાં તેના પ્રકાશકતરીકે જે વસ્તુ રહે છે, તે કૂટસ્થ કહેવાય છે–અર્થાત્ તે પરમ ચૈતન્ય બ્રહ્મ, અહંકારવિષે તેના પ્રકાશકતરીકે રહે છે, માટે તે કૂટસ્થ છે. "**અહમ્**–'હું'" એવા અનુભવમાં અહંકાર દૃશ્યસ્વરૂપે ભાસે છે; પણ તેને પ્રકાશ કરનાર ચૈતન્ય, તે અહંકારથી ભિન્ન છે. જેમ ઘડાનો ભાસ કરાવનાર સૂર્ય ઘડાથી ભિન્ન છે, તેમ અહંકારનો પ્રકાશક ચૈતન્ય, અહંકારથી ભિન્ન છે. આ શ્લોકમાં પરબ્રહ્મને કૂટસ્થ એવું વિશેષણ આપીને સિદ્ધ કર્યું છે કે, પરબ્રહ્મ નિત્ય અને અપરોક્ષ છે. અહીં કોઇને શંકા થાય કે, "**અહમ્**–હું" એવો જે અનુભવ, તે આત્માસંબંધી હોવાથી તે "**અહમ્**"નો અર્થજ આત્મા હોવો જોઇએ, પણ તેથી ભિન્ન આત્મા નહિજ હોય. આ શંકાને દૂર કરવામાટેજ મૂળમાં "**અચલમ્**" એવું પદ મૂકેલું છે–અર્થાત્ તે **અહં** પદનો અર્થ, "સુખી, દુઃખી" આદિ પરિણામવાળો તથા આવિર્ભાવ અને તિરોભાવના સ્વભાવવાળો હોય છે અને તેથીજ તે **અહં** પદનો અર્થ ચંચળ છે; પણ આત્મા તો સદા અપરિણામી છે અને અચંચળ છે. પણ જો કદાચ આત્મા પણ તેવો ચંચલ તથા પરિણામધર્મવાળો હોય તો તેનો કદી પણ મોક્ષ થવો ન જોઇએ; કારણ કે અગ્નિની ઉષ્ણતાની પેઠે દુઃખાદિ ધર્મવાળા આત્માનો તે દુઃખાદિ ધર્મ જ્યાંસુધી નાશ ન પામ્યો હોય, ત્યાંસુધી આત્યંતિક દુઃખના નાશરૂપ મોક્ષનો તેને અસંભવજ છે. જેમ પરિણામધર્મવાળા ઘટમાં રૂપાદિનો સમૂળગો નાશ થતો નથી, તેમજ આત્મા પણ જો પરિણામધર્મવાળો હોય તો તેના પણ તે દુઃખાદિ ધર્મોનો સમૂળગો નાશ થાયજ નહિ; અને વળી જેમ **અહમ્** નો અર્થ તિરોભાવના સ્વભાવવાળો છે, તેમ આત્મા પણ જો તિરોભાવના સ્વભાવવાળો હોય તો જગતમાં સર્વ સ્થળે અંધકારજ પ્રસરી જાય અથવા જગતના અભાવનીજ પ્રાપ્તિ થાય. સુષુપ્તિ અવસ્થામાં પણ સુષુપ્તિના સુખના સાક્ષીતરીકે તથા અજ્ઞાનના સાક્ષીતરીકે આત્માનું પ્રકટ સ્વરૂપ હોય છે; કારણ કે ઉંઘીને ઉઠેલો મનુષ્ય કહે છે કે, "હું સુખેથી ઉંઘી ગયો હતો, મને કંઈ પણ ખબર પડી નથી" આવા પ્રકારનું જે જ્ઞાન થાય છે, તે સુષુપ્તિ અવસ્થામાં જો આત્મા સાક્ષીતરીકે હોય તોજ સંભવે છે, નહિ તો સંભવી શકે નહિ. કદાચ કોઇ શંકા કરે કે, સુષુપ્તિમાં આત્માનો આવિર્ભાવ તો હોયજ છે, પણ તે સમયે તે પ્રકાશતો નથી, કારણ કે તેને પ્રકાશ કરનારૂં મન, તે સમયે તેનીસાથે જોડાયલું હોતું નથી. જગતમાં પણ દેખાય છે કે, જ્યાંસુધી કર્તાના વ્યાપાર સાથે કરણનો–સાધનનો સંબંધ ન થાય, ત્યાંસુધી તે કરણ–સાધન, ક્રિયાને સિદ્ધ કરી શકતું નથી. માટેજ સુષુપ્તિ અવસ્થામાં કરણ–મનનો કે ઇંદ્રિયોનો વ્યાપાર હોતો નથી. આવા કારણથી સિદ્ધ થાય છે કે, વાંસલાને ત્યજી દેનારા સુથારની પેઠે મનના સંયોગવિનાનો આત્મા, સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાન આદિ ગુણોથી હીન હોય છે તથા અપ્રકાશમાન હોય છે. આ શંકાને દૂર કરવામાટેજ ભગવાન શ્રીકૃષ્ણે મૂળમાં કહેલું છે કે, "**ધ્રુવમ્**"—તે અક્ષરબ્રહ્મ ધ્રુવ છે–અવિનાશી સ્વભાવવાળા છે. હવે અહીં શંકાવાદીને અમારે–વેદાંતીએ પૂછવાનું છે કે, આત્મા ઈંદ્રિયોને પ્રવર્તાવે છે તે લોહચુંબકની પેઠે સત્તામાત્રથી કે વ્યાપાર યુક્ત થઇને? આ બન્ને પક્ષમાંથી પ્રથમના પક્ષનો જો તું સ્વીકાર કરીશ તો અમને તો લાભજ થશે; કારણ કે અમે તો માનીએ છીએ કે, આત્મા સત્તામાત્રથીજ ઈંદ્રિયોનો પ્રવર્તક છે, પણ તારા નૈયાયિકના

મતમાં તો આત્માને કર્તાતરીકે માનેલો છે, જેથી પ્રથમ પક્ષનો સ્વીકાર કરવાથી આત્માના કર્તાપણાની સિદ્ધિ થતી નથી; માટે તારાથી તો પ્રથમ પક્ષનો સ્વીકાર થઇ શકે તેમ નથી. કર્તાપણું લાવવામાટે વળી કદાચ તું બીજા પક્ષનો સ્વીકાર કરીને કહીશ કે, આત્મા વ્યાપારયુક્ત થઇને ઈંદ્રિયોને પ્રવર્તાવે છે, આમ પણ તારાથી કહેવાય તેમ નથી; કારણ કે તેમ માનવાથી આત્માપર અનિત્યપણું આવી પડે છે, કારણ કે વ્યાપાર એટલે ચેષ્ટ અથવા ચલન. તે ચલન તો જે વસ્તુ માપવાળી હોય તેનેજ ઘટી શકે છે, પણ જે વસ્તુ વિભુ-વ્યાપક હોય તેને ઘટી શકે નહિ; છતાં પણ જો આત્માને વ્યાપાર યુક્ત મનાશે તો તેના વિભુપણાને હાનિ પહોંચશે અને તેના અણુપણાનો તો કોઇએ સ્વીકાર કરેલોજ નથી. વળી વ્યાપારયુક્ત ઠરાવવામાટે જો કદાચ આત્માને મધ્યમ પરિમાણવાળો માનવામાં આવશે તો ઘટાદિ પદાર્થોની પેઠે તે આત્માપર અનિત્યપણું આવી લાગશે; માટેજ શ્રીભગવાને કહેલું છે કે, તે પરમાત્મા ધ્રુવ છે-સ્થિર સ્વભાવવાળા છે અને અક્ષર છે-સર્વ ધર્મોથી રહિત છે.

હવે તે અક્ષર બ્રહ્મનું ઉપાસન કેવી રીતે કરવું તે કહે છે. સર્વ સમયે નિરંતર ધ્યાનમાંજ સ્થિર રહીને મનસહિત સર્વ ઇંદ્રિયોને એકરૂપે પોતાને વશ કરીને-અર્થાત્ તે તે ઇંદ્રિયોનાં કારણોમાં તેમને લય પમાડી દઇને સર્વ સ્થળે સમાન બુદ્ધિવાળા થવું. એ રીતે જેઓ સ્થિર બુદ્ધિવાળા થઇને તે અક્ષર બ્રહ્મનું ઉપાસન કરે છે, તેઓ પણ હે અર્જુન ! નિર્વિકલ્પ પરબ્રહ્મસ્વરૂપ એવા મનેજ પામે છે-અર્થાત્ તેઓ પરાકાષ્ઠાને-મોક્ષને પામે છે. શ્રુતિ પણ કહે છેઃ-

**"यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।**
**बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम्"**

"જે અવસ્થામાં શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, પોતે જેને અનુસરે છે તે સંકલ્પવિકલ્પાત્મક મનની સાથે પોતપોતાના વિષયોથી નિવૃત્ત થઇને આત્મામાં સ્થિર થાય છે અને નિશ્ચયાત્મિકા બુદ્ધિ પણ પોતાના વ્યાપારમાં ચેષ્ટા કરતી નથી, તે અવસ્થાને યોગીઓ પરમ ગતિ કહે છે."

[ આ ચોથા શ્લોકમાં "**सर्वभूतहितेरताः**- તે અક્ષર બ્રહ્મના ઉપાસકો સર્વ ભૂતોના હિતમાં આસક્ત હોવા જોઇએ" એમ કહીને સર્વભૂતોને જેમાં અભયદાન આપી શકાય છે તેવા સંન્યાસને દર્શાવ્યો છે તથા તે સંન્યાસનું ધ્યાનના એક અંગતરીકે વિધાન કરેલું (શાસ્ત્રાજ્ઞા) છે. ]

હવે, એ અક્ષર બ્રહ્મના ઉપાસનદ્વારા પરમ ગતિને મેળવવી તે ઘણી દુર્લભ છે, એ વાત કહે છેઃ-

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥**

**તે અવ્યક્ત-અક્ષર બ્રહ્મમાં આસક્ત થયેલા ચિત્તવાળા પુરુષોને અતિશય કલેશ થાય છે; કારણ કે દેહાભિમાનીઓ, અવલંબન વિનાના પરમપદનીપ્રાપ્તિને દુઃખથી પામી શકે છે.[૫]**

(૫) સગુણ બ્રહ્મને જાણનારાઓને પણ કલેશ તો અધિકજ થાય છે, તોપણ તેઓનું ધ્યાન આધારવાળું હોય છે-અર્થાત્ મૂર્તિ આદિના આધારવાળું હોય છે તથા તેઓ ક્રમે ક્રમે-પગથીએ પગથીએ પરાકાષ્ઠામાં પ્રવેશ કરે છે; પરંતુ જેઓનું ધ્યાન કોઇપણ જાતના આધારવિનાનું-નિરાલંબન હોય છે, તેઓને આકાશમાં યુદ્ધ કરવાની પેઠે નિર્વિષયસ્વરૂપમાં ચિત્તની સ્થિરતા કરવામાટે અતિશય કલેશ પડે છે. ક્રમે ક્રમે ધ્યાન કરવાનો પ્રયોગ આ રીતે છેઃ-શુદ્ધ ચૈતન્યમાં સમગ્ર વિશ્વસ્વરૂપનો માયાવડે આરોપ થયેલો છે અને તેમાં સર્વત્ર અસ્ખલિત ગતિવાળાં સૂક્ષ્મ ભૂતોથી બનેલો સમગ્ર જડ આધિભૌતિક પ્રપંચ આરોપાયલો છે, એમ માનવું. આજ આશયથી વસિષ્ઠે કહેલું છે કે, "**आतिवाहिक एवायं त्वादृशौश्चित्तदेहकः । आधिभौतिकया बुद्ध्या गृहीतश्चिरभावनात्** ॥-મૂર્તિસ્વરૂપ પાષાણ આદિનું ઉલ્લંઘન કરી, જે, અભિમાનીને પોતાના ઇષ્ટ પ્રદેશપ્રત્યે લઇ જાય, તેનું નામ અતિવાહી કહેવાય છે-અર્થાત્ અતિવાહી એટલે સર્વ સ્થળે અસ્ખલિત ગતિવાળું ભૂતસૂક્ષ્મ. તે ભૂતસૂક્ષ્મથી જે બનેલો છે તે અતિવાહિક કહેવાય છે. આ સમગ્ર પ્રપંચ કેવળ અતિવાહિકજ છે અને ચિત્તરૂપ શરીરવાળો છે, સ્વપ્નતુલ્ય મિથ્યા સ્વરૂપવાળોજ છે. લાંબા કાળની ભાવનાને લીધે વજ્રના પિંજર જેવા દૃઢ તે પ્રપંચને હે રામ! આધિભૌતિક-સ્થૂલ ભૂતથી ઉત્પન્ન થયેલી બુદ્ધિવડે જીવે ગ્રહણ કરી લીધેલો છે." દોરીમાં ભ્રાંતિથી દેખાતો સર્પ, જેમ તીવ્ર અભિનિવેશથી-સૂક્ષ્મ દૃષ્ટિપૂર્વક જોતાં એની મેળે દેખાતો બંધ થાય છે અને તેના અધિષ્ઠાનરૂપ એવી દોરી, એકદમ પ્રકટ થાય છે; તેમજ વિષ્ણુ આ-

દિની પત્થર વગેરેની મૂર્તિમાં જે જડતા દેખાય છે, તે કેવળ આરોપિતજ છે. વાસ્તવિક રીતે તો તે મૂર્તિ પણ ચૈતન્યસ્વરૂપજ છે. તેજ મૂર્તિને જો તીવ્ર અભિનિવેશથી–એકીટસે આ ચર્મચક્ષુથીજ જોઇ શકાય, તો તે મૂર્તિમાં રહેલી એટલે ભ્રમથી મિથ્યા જણાતી જડતા એકદમ અદૃશ્ય થઇ જાય છે અને તેમાં ચૈતન્ય પ્રકટ થાય છે. આ પ્રમાણેજ કરીને બાણાસુર આદિએ પોતાના પૂજ્ય શિવ આદિની સાથે સ્વામી–સેવક ન્યાયનો વ્યવહાર કર્યો હતો, એમ કહેવાય છે. જો કે મૂર્તિ અચેતન છે, તોપણ તેનું તત્ત્વ વિશ્વરૂપ છે, જેથી તે મૂર્તિનેજ આદરપૂર્વક એકીટસે જોનારો પુરુષ, તેના વિશ્વરૂપ તત્ત્વને જાણી શકે છે, કે જે વિશ્વરૂપ તત્ત્વને મારા–ભગવાન વાસુદેવના શરીરમાં, તેં–અર્જુને અત્યારે જોયું છે. આનું નામજ વિતર્ક સમાધિથી ઉત્પન્ન થયેલું પ્રત્યક્ષ કહેવાય છે. યોગભાષ્યકાર ભગવાન બાદરાયણે તે વિતર્ક સમાધિથી થતા પ્રત્યક્ષના પ્રકરણમાં કહેલું છે કે:—

"**तत्परं प्रत्यक्षं तच्च श्रुतानुमानयोर्बीजम्**–તે વિતર્કથી થયેલું પ્રત્યક્ષ પર છે અને તે શાસ્ત્ર તથા અનુમાનનું બીજ છે." વળી—

"**स्थूलालंबनसमाधिर्वितर्कः विश्वरूपस्याप्यस्मितामात्रेऽध्यासात् तस्यावलोकनेऽस्मितामात्रमवशिष्यते अस्मिताया अपि शुद्धायां चितावध्यस्तत्वात्तस्यामपि समाहिते मनसि सहैव मनसाऽस्मिता तिरोधीयते शुद्धा चितिरेवावशिष्यते**"

"મૂર્તિ આદિ સ્થૂલ અવલંબનમાં ચિત્તને જે એકાગ્ર કરવું, તે વિતર્કસમાધિ કહેવાય છે. વિશ્વરૂપનો પણ અસ્મિતામાત્રમાંજ આરોપ થયેલો છે, જેથી તેનું અવલોકન કરવાથી માત્ર અસ્મિતા બાકી રહે છે. વળી તે અસ્મિતાનો પણ શુદ્ધ ચૈતન્યમાં આરોપ થયેલો છે, જેથી તેમાં પણ મનને એકાગ્ર કરવાથી મનની સાથેજ તે અસ્મિતા પણ અદૃશ્ય થઇ જાય છે અને કેવળ શુદ્ધ ચૈતન્યજ બાકી રહે છે." એ રીતે વ્યક્ત–સગુણ બ્રહ્મનું ઉપાસન કરવામાં આસક્ત થયેલા પુરુષો પણ પગથીએ પગથીએ ચઢવાના ક્રમથી અંતે પરાકાષ્ઠા–મોક્ષને પામે છે; પણ જેઓ અવ્યક્ત–નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન કરવામાં આસક્ત થયેલા છે તથા એકદમ પક્ષીઓની પેઠે અતિ ઉચ્ચસ્થાને ચઢવાની ઇચ્છા રાખનારા છે, તેઓને લય અને વિક્ષેપથી અત્યંત વિઘ્ન થયા કરે છે. વળી કોઇ સમયે તેઓ લયને પણ સમાધિતરીકે સ્વીકારી લે છે, તેથી તે નિર્ગુણ બ્રહ્મોપાસકોને પરાભવનો સંભવ હોય છે. આવા આશયને મનમાં રાખીને ભગવાન અર્જુનપ્રત્યે કહે છેઃ–"**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्**–જેઓ નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન કરવામાં આસક્ત થયેલા છે તેઓને અત્યંત ક્લેશ પડે છે;" કારણકે નિરાલંબનગતિ–મૂર્તિ આદિના આધારવિનાની ઊર્ધ્વપદની પ્રાપ્તિ, દેહાભિમાનીઓને દુઃખવડે પ્રાપ્ત થાય છે. કહેવાનો ભાવ એ છે કે, નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાદ્વારા પરમ ગતિ સુખે પ્રાપ્ત કરી શકાતી નથી.

હવે અહીં અર્જુન, એક શંકા કરે છે કે, હે પ્રભુ! નિર્ગુણ બ્રહ્મમાં આસક્ત થયેલા પુરુષોને જો કે ક્લેશ ઘણો અધિક થાય છે, તોપણ ક્લેશની અંતે કૈવલ્ય–મોક્ષસિદ્ધિ તુરતજ થાય છે, તોપછી લાંબે સમયે મોક્ષસિદ્ધિને આપનારી સગુણ બ્રહ્મની ઉપાસના શામાટે કરવી જોઇએ? આ શંકા દૂર કરવા ભગવાન કહે છેઃ–

**ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।**
**अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥६॥**
**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।**
**भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥**

જેઓ સર્વ કર્મો મને અર્પણ કરી દઇ તથા મારે પરાયણ થઈ અનન્ય યોગવડે ધ્યાન કરતા રહીને મને ઉપાસે છે; તેવા મારામાં ચિત્તને પરોવનારાઓનો હે પાર્થ! આ જન્મમરણરૂપી સંસારસાગરમાંથી હું વિનાવિલંબે ઉદ્ધાર કરૂં છું. ૬,૭

(૬,૭) નિત્ય, નૈમિત્તિક અને સ્વાભાવિક આદિ સર્વ કર્મો મને અર્પણ કરી દઇ, મારામાંજ પરાયણ રહેનારા–સર્વ કર્મોથી મનેજ પરમ પ્રાપ્ય તરીકે માનનારા અથવા મારા ધ્યાનમાં પરાયણ રહેનારા જેઓ, "હુંજ ભગવાન વાસુદેવ છું" આવી રીતે પરમેશ્વરમાં અહંગ્રહરૂપ અભેદ દર્શનયોગથી ચિત્તને એકાગ્ર કરીને મારૂં ધ્યાન ધરી મને ઉપાસે છે; તેવા ધ્યાનનિષ્ઠ મારા ભક્તોનો, હું તુરતજ આ મૃત્યુયુક્ત સંસાર–સમુદ્રમાંથી ઉદ્ધાર કરૂં છું, કારણ કે તેઓએ સગુણ વિશ્વરૂપ એવા મારામાંજ ચિત્તને લગાડેલું હોય છે. કહેવાનો ભાવ એ છે કે, સગુણ બ્રહ્મના ઉપાસકો

પણ તુરતજ પરમ પદને પહોંચવાને યોગ્ય થાય છે, માટે નિર્ગુણ બ્રહ્મનીજ ઉપાસના કરવાનો અત્યંત આગ્રહ રાખવો નહિ.

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः॥८॥**

માટે હે અર્જુન! વિશ્વરૂપ એવા મારામાંજ તું તારા સંકલ્પવિકલ્પવાળા મનને તથા તારી નિશ્ચયવાળી બુદ્ધિને સ્થાપી દે. એમ કરવાથી તારૂં શરીર પડી ગયાપછી તું મારાસ્વરૂપે મારામાંજ વાસ કરીશ, એમાં સંશય નથી.૮

હવે તે વિશ્વરૂપની અંદર ધારણા કરવામાં અશક્ત પુરુષપ્રત્યે કહે છે:—

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय॥९॥**

અને જો કદાચ તું મારામાં ચિત્તને એકાગ્ર કરવા–સ્થિર કરવા સમર્થ ન થઈ શકતો હોય તો હે ધનંજય! અભ્યાસપૂર્વક સમાધાનરૂપ યોગવડે મને પામવા ઇચ્છા કર.૯

(૯) જગતના ઇશ્વર–વિશ્વરૂપ એવા મારાવિષે જો તું તારા ચિત્તને સ્થિરતાથી ધારણ કરવાને શક્તિમાન ન હોય,તો હે ધનંજય! આભ્યંતર આલંબનમાં અથવા બાહ્ય પ્રતિમા આદિ આલંબનમાં ચિત્તને સર્વ તરફથી આકર્ષી લઇ વારંવાર સ્થાપન કરવું. એવા અભ્યાસપૂર્વક એકાગ્રતારૂપ યોગવડે મને–વિશ્વરૂપને મેળવવામાટે ઇચ્છા કર.

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि॥१०॥**

વળી જો તું તેઅભ્યાસ કરવામાં પણ અસમર્થ હો તો મારી પ્રાપ્તિ અર્થે કર્મો કરવામાં તત્પર થા. મારામાટે કર્મો કરીને પણ તું સિદ્ધને પામીશ.૧૦

(૧૦) ભગવાન અર્જુનને કહે છે કે:–હે અર્જુન! પૂર્વ શ્લોકમાં દર્શાવેલા અભ્યાસમાં પણ તું જો અસમર્થ હો તો મારા અર્થે કર્મો કરવામાં તત્પર થા. અર્થાત્ શાસ્ત્રમાં દર્શાવેલાં મારાં નવ પ્રકારનાં ભજનને કરવા તત્પર થા. તે નવ પ્રકારનું ભજન આ પ્રમાણે છે–"**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम्**"–"વિષ્ણુના નામનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવા, પૂજન, વંદન, દાસત્વ, સખ્ય અને આત્મસમર્પણ–આ નવ પ્રકારનું ભજન, ભગવાનની પ્રીતિ સંપાદન કરવામાટે કરવામાં આવે છે;" માટે તું આ ભજનનેજ પરમ આવશ્યક માનનારો થા. હે અર્જુન! મારામાટે તે શ્રવણ આદિ કર્મો કરતાં તું ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થઇશ અને તે દ્વારા યોગ સંપાદન કરીને તું મોક્ષને પામીશ.

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥**

શ્રવણ આદિમાં નિષ્ઠા રાખવારૂપ એ મારા યોગનો આશ્રય કરવામાં પણ તું જો અસમર્થ હો, તો મનને વશ કરીને તથા નિયમ આદિને ધારણ કરીને સર્વ કર્મોનાં ફળનો ત્યાગ કર–અર્થાત્ પૂર્વોક્ત શ્રૌતસ્માર્ત સર્વ કર્મોનાં ફળને ત્યજી દે.૧૧

એ ત્યાગજ સર્વ પુરુષાર્થોનું મૂળ છે એમ માનીને ભગવાન તેનાં વખાણ કરે છે:—

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनंतरम् ॥**

નિદિધ્યાસનરૂપ અભ્યાસના કરતાં શ્રવણમનનથી ઉત્પન્ન થનારૂં જ્ઞાન શ્રેયસ્કર છે. જ્ઞાનના કરતાં પણ વિષ્ણુનું શ્રવણકીર્તન આદિ ધ્યાન વધારે ઉત્તમ છે અને ધ્યાનના કરતાં કર્મોના ફળનો જે ત્યાગ તે વધારે શ્રેષ્ઠ છે, કે જે ત્યાગ કર્યા પછી તુરતજ શાંતિ–મોક્ષ પ્રાપ્ત થાય છે.૧૨

(૧૨) નિદિધ્યાસનરૂપ અભ્યાસના કરતાં શ્રવણમનનથી ઉત્પન્ન થનારૂં પરોક્ષ જ્ઞાન શ્રેષ્ઠ છે, તે જ્ઞાનના કરતાં વિષ્ણુનું શ્રવણ, કીર્તન આદિ નવ પ્રકારનાં ભજનરૂપ ધ્યાન અતિ શ્રેષ્ઠ છે. તે ધ્યાનના કરતાં પણ સર્વ કર્મોનાં ફળનો જે ત્યાગ કરવો તે અધિકાધિક શ્રેષ્ઠ છે; કારણ કે ફળનો ત્યાગ કર્યા પછી તુરતજ ચિત્તશુદ્ધિની ઉત્પત્તિદ્વારા શાંતિ–મોક્ષ થાય છે. (અહીં બાહ્ય સાધનોનું અનુષ્ઠાન કરવું સહેલું હોય છે, તેથી પૂર્વની અપેક્ષાએ તેની પ્રશંસા કરેલી છે; તેનું કારણ એ છે કે તે સાધનોમાંજ સાધકોની અતિશય પ્રવૃત્તિ થાય, માટે એમ કહેલું છે.)

આ શ્લોકનો આવી રીતે પણ અર્થ થઈ શકે છે:–શ્રવણ આદિ અભ્યાસના કરતાં તે અભ્યાસથી ઉત્પન્ન થયેલું તત્ત્વવસ્તુના નિશ્ચયસ્વરૂપ જે જ્ઞાન તે શ્રેષ્ઠ છે. તે જ્ઞાનના કરતાં પણ ધ્યા-

ઊલી વસ્તુનો સાક્ષાત્કાર કરવા માટેનું જે ધ્યાન, તે વધારે શ્રેષ્ઠ છે અને તે ધ્યાન કરતાં પણ સર્વ કર્મોનાં ફળનો જે ત્યાગ, તે અતિ શ્રેષ્ઠ છે. યોગી પણ સર્વ કર્મોનો ત્યાગ કરનાર અવસ્ય હોવો જોઇએ. એ વાતને "प्रजहाति यदा कामान्"-ઇત્યાદિ સ્થળે પ્રથમ કહેલીજ છે. આ કર્મયોગી પણ સર્વ કર્મોનાં ફળનો ત્યાગ કરનારો હોવાથી કામનાને ત્યજનારોજ કહેવાય છે; માટે તે યોગી અને આ કર્મયોગી બન્નેને સરખાજ કહેલા છે.

હવે ભગવાન શ્રીકૃષ્ણ, અક્ષરબ્રહ્મના ઉપાસકની સ્તુતિ કરે છે; કારણ કે તેના ગુણોનું વર્ણન કરવાથી સાધકોને તે તે ગુણોમાં આદર થશે, આવી બુદ્ધિથી કહે છે કેઃ-

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी॥१३॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥**

સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનારો,સર્વ ભૂતોનો મિત્ર, દયાળુ, મમતાવિનાનો, અહંકારરહિત, સુખદુઃખને સમાન માનનારો, ક્ષમાવાળો, હમેશાં સંતુષ્ટ રહેનારો, શ્રવણ આદિમાં ચિત્તની એકાગ્રતારૂપ યોગવાળો,મનોજયવાળો, સ્થિર નિશ્ચયવાળો અને મારામાંજ પોતાનાં મન તથા બુદ્ધિને અર્પણ કરનારો એવો જે મારો ભક્ત, તે મને પ્રિય છે.[૧૩,૧૪]

(૧૩,૧૪) મારો ભક્ત, હમેશાં સર્વ ભૂતોપર દ્વેષવિનાનો હોય છે. દ્વેષ નહિ કરીને કેવળ ઉદાસીન રહેનારો હોય છે, તેમ પણ નહિ; પરંતુ સર્વ ભૂતોનો મિત્ર હોય છે. કદી પણ ઉદાસીન રહેતો નથી. કદાચ કોઈ એમ કહેશે કે, જો કોઈ બીજો માણસ તે ભક્તનો શત્રુ હોય તો પછી તે તેનો મિત્ર કેમ થઈ શકે ? આનું સમાધાન કરવામાટેજ કહેવામાં આવે છે, કે તે ભક્ત હમેશાં દયાળુ હોય છે. પોતાને દુઃખ આપનાર મનુષ્યને પણ દયાને લીધે દુઃખ આપવા ઇચ્છતો નથી; પરંતુ ઉલટો તેનું રક્ષણ કરવાજ ઇચ્છે છે. ( આમ કહીને અહીં ભગવાને સંન્યાસીનું કથન કરેલું છે અને તેથીજ તેને "**निर्ममः**" એ વિશેષણ ઘટી શકે છે.) વળી હે અર્જુન ! અક્ષર બ્રહ્મવેત્તાનું મુખ્ય લક્ષણ તો એજ છે કે, તે સદા અહંકારવિનાનોજ હોવો જોઇએ; કારણ કે અહંકારજ સર્વ અનર્થોનું મૂળકારણ છે. જ્યારે તે ભક્ત, અહંકારરહિત થાય છે, ત્યારે સુખ અને દુઃખને સમાન ગણનારો બને છે. શ્રુત પણ કહે છેઃ- "**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः**- સર્વ સ્થળે એક બ્રહ્મનેજ જોનાર યોગીને મોહ શો અને વળી શોક શો ?" તેમજ તે મારો ભક્ત, નિત્ય ક્ષમાવાળો હોય છે, પરાભવ પામે તોપણ શાંત ચિત્તવાળો હોય છે, દૈવેચ્છાથી જે કંઈ મળી આવે તેમાંજ પરિપૂર્ણ બુદ્ધિ કરીને સંતોષ રાખનારો હોય છે, સર્વદા શ્રવણાદિ યોગમાં ચિત્તની એકાગ્રતા કરનારો હોય છે, શરીર, ઇન્દ્રિયો આદિના સમુદાયને વશ રાખનારો હોય છે. વળી તે આત્મતત્ત્વના નિશ્ચયમાં સ્થિર નિશ્ચયવાળો, અશ્રદ્ધાવિનાનો તથા દૃઢ શ્રદ્ધાવાળો હોય છે; તેમજ નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ એવા મારાવિષે સંકલ્પાત્મક મનનો તથા નિશ્ચયાત્મક બુદ્ધિનો લય કરનારો હોય છે. આવા પ્રકારનો જે મારો ભક્ત તે મને પ્રિય છે; કારણ કે તે ભક્ત મારોજ આત્મા થયેલો છે અને તેથીજ મારા પરમપ્રેમનું સ્થાન બનેલો છે. મેં પ્રથમજ કહેલું છે કે, "**ज्ञानी त्वात्मैव मे मतम्**- જ્ઞાની ભક્તને હું મારો આત્માજ માનું છું." અહીં કહેવાનો ભાવ એ છે કે, બીજા મુમુક્ષુ પુરુષે પણ આ જ્ઞાની પુરુષના ધર્મોનું અનુષ્ઠાન કરવું. ( અહીં ચૌદમા શ્લોકમાં પ્રથમના તેરમા શ્લોકમાં કહેલા અહંકારરહિતપણાનાં સાધનો કહેલાં છે.)

નિરહંકારી યોગી બે પ્રકારનો હોય છે. એક તો સમાધિદશામાં રહેલો અને બીજો સમાધિ રહિત દશામાં રહેલો. હવે બે શ્લોકોથી અનુક્રમે તે બન્ને નિરહંકારીઓનાં લક્ષણ કહે છેઃ—

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः॥१५॥**

જેનાથી લોકો ત્રાસ પામતા નથી, જે લોકોથી કંટાળતો નથી તથા જે હમેશાં હર્ષ, અદેખાઈ, ભય અને ઉદ્વેગથી મુક્ત છે, તે ભક્ત મને પ્રિય છે.[૧૫]

(૧૫) સમાધિમાં સ્થિત હોવાથી કેવળ કાષ્ઠતુલ્ય થયેલા જે યોગીથી લોકો ત્રાસ પામતા નથી, તથા તે પોતે પણ સમાધિદશામાં મનરહિત હોવાથી લોકોથી ત્રાસ અથવા ઉદ્વેગ પામતો નથી; અને સમાધિનિષ્ઠ હોવાના કારણને લીધેજ જેને હર્ષ થતો

નથી–ઇષ્ટ વસ્તુનો લાભ થતાં જેનું મન પ્રફુલ્લ થતું નથી, તે ભક્ત મને પ્રિય છે. વળી સમાધિ વખતે તે મનરહિત હોવાથી અદેખાઇરૂપ અમર્ષ, પોતાના નાશની શંકારૂપ ભય તથા તે ભયથી થયેલી વ્યાકુળતારૂપ ઉદ્વેગ–આ બધા વિકારો, તે યોગીને પોતાની મેળેજ મૂકીને ચાલ્યા જાય છે; પણ સાધકની પેઠે તેને પોતાને તેઓનો ત્યાગ કરવો પડતો નથી. આવા સ્વરૂપવાળો મારો જે ભક્ત, તે મને પ્રિય છે.

હવે એ યોગીનીજ સમાધિ રહિત દશા કહે છેઃ–

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥**

અપેક્ષાવિનાનો, પવિત્ર, દક્ષ, ઉદાસીન, માનસિક પીડાવિનાનો તથા સર્વ આરંભોનો ત્યાગ કરનારો મારો ભક્ત મને પ્રિય છે.૧૬

(૧૬) સમાધિરહિત દશામાં પણ જે, પોતાને સુખપ્રાપ્તિમાં, દુઃખનો નાશ કરવામાં તથા સુખ મેળવવાનાં અને દુઃખ ત્યજવાનાં સાધનોમાં પણ ઇચ્છાવિનાનો છે; બાહ્ય અને આભ્યંતર પવિત્રતાવાળો છે અથવા પાપ અને પુણ્યના લેપથી રહિત છે; ભગવાનના ભજન આદિમાં જે આળસરહિત છે; માન અથવા અપમાનમાં સમાન વૃત્તિવાળો છે અને તેથીજ જે માનસિક પીડાથી મુક્ત છે તથા સર્વ પ્રકારના આરંભોને ત્યજનારો છે, તે મારો સંન્યાસી ભક્ત મને પ્રિય છે.

આ શ્લોકનીજ નીચેના ત્રણ શ્લોકોથી વ્યાખ્યા કરે છેઃ–

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥**

જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા કરતો નથી અને શુભ-અશુભનો ત્યાગ કરવાવાળો તથા ભક્તિવાળો છે, તે મને પ્રિય છે.૧૭

(૧૭) વળી જે પુરુષ, પોતાને ઇષ્ટ વસ્તુનો લાભ થતાં હર્ષ પામતો નથી, અનિષ્ટ વસ્તુનો લાભ થતાં દ્વેષ કરતો નથી, ઇષ્ટ વસ્તુનો વિયોગ થતાં શોક કરતો નથી તથા ઇચ્છારહિત હોવાથી ઇષ્ટ વસ્તુના સંયોગની ઇચ્છા કરતો નથી તેમ અનિષ્ટ વસ્તુનો ત્યાગ કરવા ઇચ્છતો નથી, (આમ કહીને પૂર્વના શ્લોકમાં કહેલા "अनपेक्षः" એ પદની વ્યાખ્યા કરી) શુભ અથવા અશુભનો કે પુણ્ય અથવા પાપનો ત્યાગ કરનારો છે, (આમ કહીને પૂર્વશ્લોકમાં કહેલા "शुचिः" એ પદની વ્યાખ્યા કરી) તથા ભગવાનની ભક્તિ કરવામાં સતત ઉદ્યોગવાળો છે (આમ કહીને પૂર્વશ્લોકમાં કહેલા "दक्षः" એ પદની વ્યાખ્યા કરી) તે ભક્ત મને પ્રિય છે.

હવે સોળમા શ્લોકમાં કહેલા "उदासीनः" એ પદની વ્યાખ્યા કરે છેઃ–

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः॥१८॥**

શત્રુ અને મિત્રપર સમાન દૃષ્ટિવાળો, માન અને અપમાનમાં સમાનચિત્તવાળો, ટાઢ, તાપ, સુખ કે દુઃખમાં સમાન સ્થિતિવાળો તથા સંગ વિનાનો, (જે પુરુષ તે મને પ્રિય છે.)૧૮

(૧૮) આ શ્લોકમાંના "संगविवर्जितः" એ પદથી પૂર્વના સોળમા શ્લોકમાં કહેલા 'गतव्यथः' એ પદની પણ વ્યાખ્યા થઇ જાય છે; કારણ કે, જે પુરુષ સંગવાળો છે, તેજ વ્યથા પામે છે; પણ જે સંગવિનાનો છે તે સદા गतव्यथःજ છે.

હવે સોળમા શ્લોકમાં કહેલા "सर्वारंभपरित्यागी" એ છેલ્લા પદની વ્યાખ્યા કરે છેઃ–

**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥**

નિંદા અને સ્તુતિને તુલ્ય માનનારો, મૌન ધારણ કરનારો, હરકોઇ વસ્તુથી સંતુષ્ટ રહેનારો, ઘરબાર વિનાનો સ્થિર બુદ્ધિવાળો તથા ભક્તિવાળો યોગી પુરુષ મને પ્રિય છે.૧૯

(૧૯) સર્વ આરંભોનો ત્યાગ કરનાર સંન્યાસી-યોગી નિંદા અને સ્તુતિને સમાન ગણનારો હોય છે તથા હરકોઈ વસ્તુથી સંતુષ્ટ રહેનારો હોય છે, તેથી કામનાવાળો પુરુષ જેમ "હું સારા માણસોમાં નિંદાપાત્ર ન થાઉં, લોકની અંદર હું પ્રખ્યાત થાઉં અથવા મને અમુક વસ્તુ પ્રાપ્ત થાઓ" ઇત્યાદિક કામનાઓને લીધે કંઇ કંઇ આરંભ કર્યા કરે છે, તેમ આ યોગી કોઈ પણ જાતનો આરંભ કરતો નથી; કારણકે તે સંન્યાસી હોય છે અને તેથીજ ગૃહરહિત હોય છે–પોતાને રહેવામાટે ઝુંપડી પણ બાંધતો નથી; કારણકે તેની બુદ્ધિ સ્થિર થયેલી હોય છે. આવા પ્રકારનો ભક્તિમાન યોગી પુરુષ મને પ્રિય છે.

મુક્ત પુરુષોનાં લક્ષણો મુક્ત થવાને ઇચ્છનાર

પુરુષને સાધનરૂપ કેમ થાય છે, આવા આશયથી કહે છેઃ-

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।**
**श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥**

જે મુમુક્ષુ પુરુષો શ્રદ્ધાયુક્ત થઇને તથા મનેજ પરમ પ્રાપ્ય માનીને આ પૂર્વોક્ત ધર્મરૂપ અમૃતને મારા કહેવા પ્રમાણે સેવે છે, તે મારૂં ભજન કરનારા પુરુષો મને અત્યંત પ્રિય છે.[૨૦]

(૨૦) જે ભક્તો કહેતાં પ્રથમ કહેલા મુક્ત પુરુષોથી વિલક્ષણ રૂપવાળા મુમુક્ષુ પુરુષો, શમ-દમ આદિથી યુક્ત થઇને તથા મારૂં ભજન કરવાના સ્વભાવવાળા થઇને આ "**अद्वेष्टा सर्वभूतानाम्**"-ઇત્યાદિ શ્લોકોવડે પ્રતિપાદન કરેલા ધર્મરૂપ અમૃતનું-એટલે મોક્ષ મેળવવાનાં સાધનોનું-મેં કહેલા ક્રમનું ઉલ્લંઘન કર્યાવિના ઉપાસન કરે છે, શ્રદ્ધાવાન હોય છે તથા સર્વ વિશેષોથી રહિત પરમાનંદસ્વરૂપ અક્ષર સંજ્ઞાવાળા મનેજ-ભગવાન વાસુદેવને છેવટની ઘડીસુધી પરમ પ્રાપ્ય તરીકે માને છે તેઓ મને અત્યંત પ્રિય છે. (ભક્તો મને અત્યંત પ્રિય છે તથા જ્ઞાની પુરુષ તો મારો પોતાનો આત્માજ છે, આમ કહીને ભગવાને ભક્તોને મુમુક્ષુતરીકે કહ્યા છે અને જ્ઞાનીને મુક્તતરીકે કહેલ છે; માટે ભગવાનનું પ્રિયપણું ભક્તોને વિષેજ પરિસમાપ્તિ પામે છે.) આ શ્લોકનો ભાવાર્થ એ છે કે, મુક્ત પુરુષોનો જે સાધારણ ધર્મ છે, તેનેજ મુમુક્ષુ પુરુષે યત્નપૂર્વક આચરવો જોઇએ. વાર્તિકમાં કહેલું છે કેઃ-

"**उत्पन्नात्मप्रबोधस्य ह्यद्वेष्टृत्वादयो गुणाः ।**
**अयत्नतो भवन्त्येव न तु साधनरूपिणः ॥**"

જેને આત્મસ્વરૂપનું જ્ઞાન થયેલું છે તેવા પુરુષને અદ્વેષીપણું આદિ ગુણો વગર પ્રયત્નેજ પ્રાપ્ત થયેલા હોય છે; પણ તેને તે ગુણો સાધનરૂપે હોતા નથી. (અહીં **तत्** પદના અર્થનું વિવેચન સમાપ્ત થાય છે તથા ઉપાસનાની પ્રાધાન્યતાવાળો ઉપાસનાકાંડ પણ સમાપ્ત થાય છે.) હવે પછી "**तत्त्वमसि**" એ મહાવાક્યના અર્થનો વિચાર કરી જીવ અને બ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરવામાં આવશે.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતાપર્વમાં "ભક્તિયોગ" એ વિષયનો અધ્યાય ૩૬ મો સમાપ્ત.**

---

# અધ્યાય ૩૭ મો

## જ્ઞાનકાંડ-ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિભાગયોગ

વાદ કરનાર શંકા કરે છે કેઃ—

"**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयंसनातनः**"-

"આ જીવાત્મા બુદ્ધિને અગોચર છે, ચિંતવવાને પણ અશક્ય છે, અવિકારી છે, નિત્ય છે, સર્વવ્યાપક છે, સ્થિર સ્વભાવવાળો છે, અચળ છે અને સનાતન છે." એ રીતે બીજા અધ્યાયમાં **त्वं** પદાર્થનું સ્વરૂપ કહ્યું; તથા

"**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।**
**सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥**"

વાણીથી નિર્દેશ કરવાને અશક્ય, બુદ્ધિને પણ અગોચર, સર્વવ્યાપક, ચિંતવવાને પણ અશક્ય, અહંકારમાં ભાસકપણે રહેલા, અચળ અને અવિનાશી સ્વભાવવાળા અક્ષરબ્રહ્મનું જેઓ ઉપાસન કરે છે, તેઓ પણ મનેજ પામે છે. એ પ્રમાણે બારમા અધ્યાયમાં કહીને **तत्** પદાર્થના સ્વરૂપનું નિરૂપણ કર્યું. આમ બન્ને જીવાત્મા અને પરમાત્માનાં લક્ષણો એકજ હોવાથી ભેદનો તો સંભવજ નથી; કારણ કે તે બન્નેનાં લક્ષણો, અવ્યક્ત, અચિંત્ય, અચલ, સર્વગત, ઇત્યાદિ સમાનજ છે. જો લક્ષણ ભિન્ન હોય તો બન્નેનું સર્વવ્યાપકપણું સંભવે નહિ; કારણ કે અન્યોન્યના ભિન્નપણાને લીધે સર્વવ્યાપકપણાનો અભાવ પ્રાપ્ત થાય; માટે સિદ્ધ થાય છે કે, બંનેનો અભેદ હોઇને બંનેનું સર્વવ્યાપકપણું છે.

"જો કે લક્ષણોથી પરસ્પર તે બંને જીવાત્મા તથા પરમાત્માનો અભેદજ છે, તોપણ તે તે આત્મામાં વિશેષો તો રહેલા હોયજ છે; કારણ કે જે વિશેષો મુક્તાત્માઓના, જીવના અને ઇશ્વરના અન્યોન્યના ભેદને દર્શાવે છે અને પોતાના સ્વરૂપને પોતાના આશ્રયથી પોતેજ જૂદું પાડે છે" આમ કહેવું તે પણ ઠીક નથી; કેમકે વિશેષોની હયાતીવિષે કોઈ જાતનું પ્રમાણ નથી. વળી અહીં કદાચ કોઈ એમ કહે કે, "ભલે તમારા કહેવા પ્રમાણે વિશેષો નહિ હોય," તોપણ બંધ અને મોક્ષની અન્યથા સાબિતી નહિ થતી હોવાથી વિશેષરહિત એવા પણ આત્માઓમાં પરસ્પર ભેદ તો સિદ્ધ થાય છેજ કારણ કે સાંખ્યાચાર્યો કહે છે કેઃ-

"**जन्ममरणकरणानां प्रतिनियमादयुगपत्प्रवृत्तेश्च ।**
**पुरुषबहुत्वं सिद्धं त्रैगुण्यविपर्ययाच्चैव ॥**"—

"જન્મ,મરણ અને કરણની દરેક આત્માઓપ્રત્યે એકીસાથે પ્રવૃત્તિ થતી નથી, તે કારણથી તથા ત્રણ ગુણોના વિપરીતપણાથી-અર્થાત્ કોઈ સત્વગુણી, કોઇ રજોગુણી અને કોઇ તમોગુણી આત્મા મળી આવતો હોવાથી સિદ્ધ થાય છે કે, આત્મા એક નથી પણ અનેક છે." અર્થાત્ કહેવાનું એ છે કે, "જન્મ આદિની વ્યવસ્થાની એકીસાથે પ્રવૃત્તિ જોવામાં આવતી નથી; તેમજ સાત્વિક, રાજસ આદિના ભેદથી પુરુષની એકતા હોવી ન જોઇએ, પણ પુરુષો-આત્માઓ ઘણા હોવા જોઇએ" આમ કહેવું તે પણ ઠીક નથી; કારણ કે આત્માઓ વ્યાપક અને અનેક છે, એમ સ્વીકારતાં ભોગોની સંકરતાનો પ્રસંગ આવી પડે છે તથા સુખદુઃખાદિસ્વરૂપે પરિણામ પામેલા એક અંતઃકરણમાં તેનો અનુભવ કરનારૂં ચૈતન્ય એકજ છે, એવો નિશ્ચય કરી શકાશે નહિ; કારણ કે સર્વ આત્માઓની વ્યાપકતાથી સમીપતા સરખીજ હોવાને લીધે પ્રત્યેક આત્માને એકજ અંતઃકરણનાં સુખદુઃખ આદિનો અનુભવ આવી લાગશે; માટે વ્યાપક આત્માઓ અનેક નથી, પરંતુ એકજ છે. જેમ શ્રોત્રેન્દ્રિય એકજ છે, પણ જૂદાં જૂદાં કાનનાં છિદ્રોરૂપ ઉપાધિને લીધે જૂદી જૂદી રીતે શબ્દ ગ્રહણ કરે છે; તેમ આત્મા પણ એકજ છે, પરંતુ જૂદાં જૂદાં અંતઃકરણરૂપ ઉપાધિને લીધે જન્માદિકની વ્યવસ્થામાં એકીસાથે પ્રવૃત્તિ દેખાતી નથી; માટે આત્મા અનેક નથી પણ એકજ છે. તેથી જીવ અને ઈશ્વરનો પ્રથમ દર્શાવેલાં લક્ષણની એકતાથી પરસ્પર અભેદ સિદ્ધ થઇ ગયો છે, તોપછી હવે ઉત્તરગ્રંથથી તે અભેદની સિદ્ધિ કરવાનું શું કારણ છે ? આ શંકાનું સમાધાન કરવામાટે સિદ્ધાંતી કહે છે કે, હા, એ વાત ખરી છે કે, જીવ અને ઈશ્વરનો પરસ્પરનો અભેદ સિદ્ધ થયો છે,પણ "**अस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्**-એ જ્ઞાની પુરુષને સર્વ જગત આત્મસ્વરૂપ થયું છે તેથી કોનાવડે કોને જુએ !" એ શ્રુતિમાં દર્શાવેલી વિદ્યાવસ્થામાં તે જીવ અને ઈશ્વરનો ભેદ નથીજ, તોપણ અવિદ્યાવસ્થામાં "**अंतः प्रविष्टः शास्ता जनानाम्**-મનુષ્યોનું શાસન કરનારા ઈશ્વર અંતઃકરણમાં રહેલા છે." "**एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते**-એ ઈશ્વરજ જેને આ લોકમાંથી ઉપર લઇ જવાને ઇચ્છે છે, તેની પાસે સત્કર્મ કરાવે છે." ઇત્યાદિ શ્રુતિઓમાં કહ્યા પ્રમાણે વ્યવહારદશામાં શાસન પામનાર, શાસન પમાડનાર, સત્કર્મ કરનાર, સત્કર્મ કરાવનાર-ઇત્યાદિ ભાવને લીધે જીવ અને ઈશ્વરનો પરસ્પર ભેદ પ્રાપ્ત થાય છે. તે દૂર કરવામાટે આ ઉત્તરગ્રંથનો આરંભ કરવો તે યોગ્યજ છે. તેમાં પ્રથમ હાલ તુરતમાંજ કહેલા **तत्** પદાર્થની સાથે એ **त्वं** પદાર્થનો અભેદ કહેવામાટે પ્રકાશ પામવા યોગ્ય ક્ષેત્રથી પ્રકાશક એવા ક્ષેત્રજ્ઞનો-પ્રકાશ પામવા યોગ્ય ઘટથી પ્રકાશક સૂર્યની પેઠે-વિવેક દર્શાવે છેઃ-

**॥ अर्जुन उवाच ॥**

**प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेवच ।**
**एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥***

અર્જુને પૂછ્યુંઃ-હે કેશવ ! હું પ્રકૃતિ અને પુરુષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તથા જ્ઞાન અને જ્ઞેયને જાણવા ઇચ્છું છું.

**॥ श्रीभगवानुवाच ॥**

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥१॥**

શ્રીભગવાને કહ્યુંઃ-હે કુંતીપુત્ર! આ શરીર ક્ષેત્ર એવા નામથી ઓળખાય છે તથા એ ક્ષેત્રને જે જાણે છે, તેને વિદ્વાનો ક્ષેત્રજ્ઞ કહે છે.[૧]

(૧) ઘટથી આરંભી અહંકારસુધીનું શરીર વિનાશી સ્વભાવવાળું છે તથા પ્રકાશ પામવાને યોગ્ય હોવાથી પ્રકાશક-આત્માથી ભિન્ન છે. હે કુંતીના પુત્ર! તે આ શરીર ક્ષેત્ર એવી સંજ્ઞાથી ઓળખાય છે; કારણ કે તે શરીર અવિદ્યાથી આત્માનો નાશ કરે છે તથા વિદ્યાથી આત્માનું રક્ષણ કરે છે. વળી તે ક્ષેત્ર કર્મરૂપ બીજને ઉગવામાટેનું સ્થાન છે. તે ક્ષેત્રને જે જાણે છે-અર્થાત્ પ્રકાશિત કરે છે, તે ચિદાત્માને ક્ષેત્રક્ષેત્રજ્ઞના વિભાગને જાણનારા જ્ઞાની પુરુષો ક્ષેત્રજ્ઞ કહે છે. (આમ કહીને અહીં સિદ્ધ કરી દેખાડયું કે, "હું જાઉં છું, હું જોઉં છું, હું ખાઉં છું ઈત્યાદિ અનુભવથી દેહ, ઇંદ્રિયો અને અહંકાર એ બધા પદાર્થો, ભાસક-આત્માની કોટીમાં જાણે જણાતા હોય તેવા દેખાય છે; પણ તેઓનો, વાસ્તવિક રીતે આત્માવડે પ્રકાશ

* આ શ્લોક ક્ષેપક છે. નીલકંઠે તેની ટીકા લખી નથી. બીજા ટીકાકારોએ પણ આ શ્લોકને ક્ષેપક માન્યો છે.

પામવા યોગ્ય પદાર્થોરૂપે અનાત્મભાવજ છે-અર્થાત્ તેઓ અજ્ઞાનને લીધે આત્માતરીકે ભાસે છે, પણ વસ્તુતઃ તેઓ આત્મા નથી.)

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।**
**क्षेत्रक्षेत્રज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥२॥**

હે ભરતવંશી અર્જુન! સર્વ ક્ષેત્રોની અંદર મને તું ક્ષેત્રજ્ઞ જાણજે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તેજ મારાસંબંધી સમ્યક્ જ્ઞાન છે, એમ મારો મત છે.[2]

(૨) હે ભરતવંશમાં જન્મેલા અર્જુન! સર્વ ક્ષેત્રોની અંદર ઉપાધિથી મુક્ત થયેલો જે ક્ષેત્રજ્ઞ છે તે હુંજ છું, એમ તારે જાણવું-અર્થાત્ મને-પરમેશ્વરનેજ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞસ્વરૂપે રહેલો તું જાણજે; કારણ કે શ્રુતિઓ કહે છે કે, "**तत्त्वमसि**-તે તું છે," "**अहं ब्रह्मास्मि**-હું બ્રહ્મ છું," "**ब्रह्मैवेदं सर्वं**-આ સર્વ બ્રહ્મજ છે," "**सर्वं खल्विदं ब्रह्म**-ખરેખર આ સર્વ બ્રહ્મ છે." એ રીતે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞસ્વરૂપે હુંજ રહેલો છું, તેથી ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે મારૂંજ જ્ઞાન છે-અર્થાત્ ક્ષેત્રનો અનાત્મપણાથી બાધ કરીને તથા ક્ષેત્રજ્ઞને સર્વ બાધોના અવધિરૂપ સમજીને જે બન્નેનો અપરોક્ષપણે તત્ત્વનિશ્ચય, તે મારાસંબંધી સમ્યક્ જ્ઞાન છે. એટલે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના તે સમ્યક્ જ્ઞાનનેજ બ્રહ્મજ્ઞ પુરુષો બ્રહ્મજ્ઞાન માને છે; કારણ કે "**नेहनानाऽस्तिकिंचन**-આ જગતમાં અનેક પ્રકારની કોઇ વસ્તુ છેજ નહિ" એ શ્રુતિ, ક્ષેત્રનો બાધ દર્શાવે છે તથા "**नान्यऽतोऽस्ति द्रष्टा**-આ ક્ષેત્રજ્ઞથી બીજો કોઈ દ્રષ્ટા નથી" આ શ્રુતિ, ક્ષેત્રજ્ઞસિવાયની વસ્તુને દ્રષ્ટાપણાનો નિષેધ કરે છે. જો કે સર્વ વસ્તુ બ્રહ્મસ્વરૂપજ હોવાથી જે કંઇ જ્ઞાન છે તે સર્વ બ્રહ્મવિષયકજ છે, તોપણ દોરીને સર્પસ્વરૂપે જોનારા પુરુષને તે દોરી અથવા સર્પવિષેનું સમ્યક્ જ્ઞાન નથી; તેમજ તે પુરુષનું તે જ્ઞાન, દોરીસિવાયના બીજા વિષયમાં રહેનારૂં પણ હોતું નથી; પરંતુ જયારે તે પુરુષ, દોરીમાં દેખાતા સર્પનો, "આ સર્પ નથી પણ દોરી છે" આમ બાધ કરી દોરીના તત્ત્વને જાણે છે, ત્યારેજ તે પોતાને દેખાતા સર્પને "આ મિથ્યા છે" એમ સમ્યક્ જ્ઞાનદ્વારા જાણે છે અને દોરીને પણ યથાર્થ રીતે જાણે છે. તેજ પ્રમાણે અહીં પણ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્નેને જે પુરુષ બરાબર જાણે છે, તેજ સમ્યક્ જ્ઞાની છે; પણ બન્નેમાંથી એકનુંજ તાત્ત્વિક જ્ઞાન થવાથી કૃતકૃત્યતા થતી નથી. જેમ સાંખ્ય મતવાળો પુરુષ, નિર્વિશેષ આત્મસ્વરૂપને જાણનારો હોય છે, તોપણ જો તે પ્રપંચને મિથ્યાસ્વરૂપે બાધ કરતો નથી, તેથી તે કૃતાર્થ નથી; તથા શૂન્યવાદનો અનુયાયી પુરુષ, પ્રપંચને તુચ્છ અથવા મિથ્યાતરીકે જાણે છે; પણ તે પ્રપંચના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો અભાવ કહે છે, માટે તે પણ કૃતકૃત્ય નથી; માટેજ અહીં યોગ્ય કહેલું છે કે, ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું બન્નેનું તત્ત્વ સમજવુંજ જોઇએ.

હવે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્ને પદનું વિવરણ કરવાનો આરંભ કરે છેઃ—

**तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।**
**स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥३॥**

ઉપર કહેલું ક્ષેત્ર જેવા સ્વરૂપવાળું છે, જેવા પ્રકારવાળું છે, તેના જે વિકારો છે અને જે ક્ષેત્રના અવયવથી તે ઉત્પન્ન થયેલું છે તે તું મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ; તથા તે પૂર્વોક્ત ક્ષેત્રજ્ઞ જેવા સ્વરૂપવાળો છે અને જેવા પ્રભાવવાળો છે, તે પણ તું સંક્ષેપમાં સાંભળ.[3]

(૩) આ શ્લોકની પૂર્વાર્દ્ધની વ્યાખ્યામાં પ્રાચીન પંડિતો, અમારાથી કંઇક અંશે જૂદા પડે છે (જેમકેઃ-"જે આ ક્ષેત્રનો પ્રથમ નિર્દેશ કરેલો છે તે ક્ષેત્ર, પોતાના ધર્મોથી જેવા સ્વરૂપનું છે, તેના જે વિકારો છે તથા જે વિકારથી તે ઉત્પન્ન થાય છે, તે તું મારી પાસેથી સાંભળ," એમ કહે છે.)

ભગવાન શ્રીકૃષ્ણ પોતે કહેવા ધારેલા વિષયમાટે પ્રમાણ કહી બતાવે છેઃ-

**ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥४॥**

એ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું, ઋષિઓએ અનેક પ્રકારે પ્રતિપાદન કરેલું છે, જૂદી જૂદી શાખાઓના વૈદિક મંત્રોવડે અનેક પ્રકારે ગાન કરેલું છે તથા હેતુવાળાં અને નિશ્ચિત અર્થવાળાં "**तत्त्वमसि**"આદિ બ્રહ્મસૂચક પદોએ પણ અનેક પ્રકારે કથન કરેલું છે.[4]

(૪) એ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના સ્વરૂપને વસિષ્ઠ આદિ ઋષિઓએ પોતાના યોગવાસિષ્ઠ આદિ ગ્રંથોમાં અનેક પ્રકારે પ્રતિપાદન કરેલું છે. વળી જૂદી જૂદી શાખાઓના વૈદિક મંત્રોએ પણ તેનું અનેક પ્રકારે ગાન કરેલું છે. ભાવોના બોધથી છલકાતાં

તથા પરબ્રહ્મને સૂચન કરનારાં "**तत्त्वमसि**" આદિ બ્રાહ્મણગ્રંથોનાં વાક્યોએ, "**अन्नेन सोम्य शुंगेनापोमूलमन्विच्छ अद्भिः सोम्य शुंगेन तेजोमूलमन्विच्छ तेजसा सोम्य शुंगेन सन्मूलमान्विच्छ सन्मुलाः सोम्येमाः प्रजाः**– હે સૌમ્ય ! અન્નનું મૂળ જળ છે, જળનું મૂળ તેજ છે અને તેજનું મૂળ સત્સ્વરૂપ અદ્વિતીય બ્રહ્મ છે, એમ તારે જાણવું. વળી હે સૌમ્ય ! આ સર્વ પ્રજાનું મૂળ કારણ તે સતસ્વરૂપ બ્રહ્મ છે, એમ પણ તું જાણજે," ઈત્યાદિ વાક્યો પરબ્રહ્મને જાણવા માટે કાર્યરૂપી હેતુ દર્શાવનારાં છે. વારંવાર અભ્યાસથી સમગ્ર શંકા રૂપ કાદવને ધોઇ નાખવાપૂર્વક નિશ્ચયાત્મક અર્થવાળાં વાક્યોવડે જે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું કથન કરેલું છે, તે તું મારી પાસેથી સાંભળ.

તેમાં પ્રથમ તે ક્ષેત્ર, જેવા સ્વરૂપવાળું છે, જેવા પ્રકારવાળું છે તથા તેના જે વિકારો છે અને જે વિકારથી તે ઉત્પન્ન થાય છે, તેનું વિવરણ કરે છેઃ—

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।**
**इन्द्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥५॥**
**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥६॥**

તે ક્ષેત્ર અવ્યક્તનાજ સ્વરૂપવાળું છે. પાંચ તન્માત્રાઓ, અહંકાર અને મહતત્ત્વ–આ સાત પ્રકારોવડે તે ક્ષેત્ર અંકુરિત થયેલું છે; દશ ઈંદ્રિયો, મન તથા પાંચ સ્થૂલ ઈંદ્રિયોના વિષયો–આ સોળ તે ક્ષેત્રના વિકારો છે; ઈચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના અને ધૃતિ–આ બધાં તે ક્ષેત્રના વિકારથી ઉત્પન્ન થાય છે. આ અવ્યક્ત નામના ક્ષેત્રનું વિકારોસહિત મેં તારી પાસે સંક્ષેપમાં કથન કર્યું.[૫,૬]

(૫,૬) મેં તને પ્રથમ જે શરીર નામનું ક્ષેત્ર કહ્યું છે તે અવ્યકતજ છે; કારણ કે "**शरीरंरथमेवतु**" એ શ્રુતિમાં અવ્યકત શબ્દથી શરીરની વ્યાખ્યા કરેલી છે. (એ પ્રમાણે ક્ષેત્રનું સ્વરૂપ કહીને હવે તેના પ્રકારો કહે છે.) મહાભૂતો એટલે પાંચ તન્માત્રાઓ, અહંકાર અને બુદ્ધિ એટલે મહતત્ત્વ–આ સાત પ્રકારોથી તે ક્ષેત્ર અંકુરિત થયેલું છે. સ્વપ્નામાં પણ એ સાત પદાર્થોજ ભાસે છે. આ સમગ્ર ભૂતસમુદાય પણ એ સાત પદાર્થોનાજ પ્રકારવાળો છે; માટે તે ક્ષેત્રને પણ એ સાત પ્રકારોવાળુંજ કહેલું છે. (હવે ક્ષેત્રના વિકારો કહે છે.) શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને ઘ્રાણ–એ પાંચ જ્ઞાનેંદ્રિયો; વાણી, પાણિ, પાદ, વાયુ (ગુદા) અને ઉપસ્થ (લિંગ)–આ પાંચ કર્મેંદ્રિયો; મન, પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ આ સોળ પદાર્થો તે ક્ષેત્રના વિકારો છે. (આ સમગ્ર ચોવીસ પદાર્થોનેજ સાંખ્ય દર્શનવાળા ચોવીસ તત્ત્વો કહે છે; પણ તેઓની માન્યતામાં અને આપણા વેદાન્તીઓની માન્યતામાં આટલો વિશેષ રહેલો છે કે, તેઓ પ્રકૃતિને સ્વતંત્ર અને સત્ય કહે છે અને આપણે પ્રકૃતિને માયારૂપ મિથ્યા અને ઈશ્વરને આધીન રહેનારી કહીએ છીએ. શ્રુતિ પણ કહે છે "**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्**"–માયાનેજ પ્રકૃતિ જાણવી તથા તે માયાને સ્વાધીન રાખનારાનેજ મહેશ્વર જાણવા; માટે અહીં ભગવાન શ્રીકૃષ્ણે સાંખ્યદર્શનની પ્રક્રિયાનો આશ્રય લીધો છે, એમ ભ્રમમાં ન પડવું.) હવે જે વિકારથી ક્ષેત્ર ઉત્પન્ન થાય છે તે કહે છેઃ–

સુખમાં અથવા સુખ મેળવવાનાં સાધનોમાં સ્પૃહારૂપ એવી જે ચિત્તની વૃત્તિ એટલે "મને અમુક વસ્તુ મળે" એ પ્રકારની જે કામના અથવા રાગ, તેનું નામ ઇચ્છા કહેવાય છે.

દુઃખમાં અથવા દુઃખ પ્રાપ્ત થવાનાં સાધનોમાં "મને અમુક વસ્તુ ન હોય તો સારૂં" આવા પ્રકારની સ્પૃહાનો વિરોધ કરનારી જે વૃત્તિ, તેનું નામ દ્વેષ કહેવાય છે. સુખ અને દુઃખ તો પ્રસિદ્ધજ છે. સંઘાત એટલે ઈંદ્રિયો, મન અને ચિદાત્માનો એકી ભાવ રૂપ ભોકતા. શ્રુતિ પણ કહે છે–"**आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः**–આત્મા, મન અને ઈંદ્રિયોનો જે કોઇ પદાર્થપર લોલુપતારૂપે એકીભાવ, તેને વિદ્વાનો ભોકતા કહે છે." ચેતના એટલે શુદ્ધ સત્વગુણમય બુદ્ધિ. બુદ્ધિ જ્યારે શુદ્ધ સત્વગુણમય થાય છે, ત્યારે દર્પણના સરખી નિર્મળ થાય છે અને ચૈતન્યના પ્રતિબિંબને ગ્રહણ કરનારી થાય છે; તેથી તપેલો લોઢાનો ગોળો અગ્નિ નથી છતાં જેમ અગ્નિ સ્વરૂપ થાય છે, તેમ, પોતે અચેતન એવી પણ બુદ્ધિ, ચૈતન્યનાં પ્રતિબિંબને લીધે ચેતનપણાને પામે છે; અને તેજ ચેતનાબુદ્ધિવડે વ્યાપ્ત થયેલો સ્થૂલપિંડ પણ ચેતનતરીકેજ

પ્રતીત થાય છે. એ ચેતનાબુદ્ધિનુંજ બીજું નામ મન છે અને તેજ ઇચ્છા આદિ સ્વરૂપે પરિણામ પામે છે. શ્રુતિ પણ કહે છે કે, "**कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मम एव**–કામ, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા, બુદ્ધિ અને ભય એ બધું મન જ છે." આ શ્રુતિ, કામ આદિને મનની વૃત્તિ સ્વરૂપજ કહે છે. આ અવ્યક્ત નામનું ક્ષેત્ર, મહત્તત્વ આદિ વિકારોસહિત તથા તે વિકારોના પણ વિકાર એવા ઇચ્છા આદિ પરિણામો સહિત મેં તને સંક્ષેપમાં કહ્યું. હે અર્જુન ! અહીં કદાચ તને એવી શંકા થશે કે, કણાદમતના અનુયાયી વૈશેષિકો, પૂર્વોક્ત ઇચ્છા આદિ વિકારોને અહંપ્રત્યય ( હું એવો અનુભવ ) ના વિષયભૂત એવા આત્માનાજ ધર્મો કહે છે; તો પછી તમે અહીં તેઓને ક્ષેત્રના ધર્મો કેમ કહો છો ? આ તારી શંકા, તેઓના મત પ્રમાણે ખરી છે; પણ આપણે તો તે અહંપ્રત્યયને મુખ્ય આત્માતરીકે માનતાજ નથી, કારણ કે અહંપ્રત્યય, શુદ્ધ ચૈતન્યમાં કેવળ અભેદપણે થયેલો અધ્યાસજ છે. આ વાતને પ્રથમ કહેલીજ છે; માટે ક્ષેત્રની અંતર્ગત થયેલા તે અહંપ્રત્યયના ઇચ્છા આદિ વિકારોને, ભલે તેઓ–કાણાદો, અહંપ્રત્યયના ધર્મોતરીકે માને એમાં આપણને કંઇ નુકશાન નથી; કારણ કે "આત્મા અસંગ છે અને અહંકાર મિથ્યા છે" એ અનુભવસિદ્ધ વાતને તો શ્રુતિઓ પણ પ્રમાણ આપે છે. જેમકે:–"**असंगो ह्ययं पुरुषः**–આ આત્મા અસંગજ છે." "**अमृतेन प्रत्युढाः**"–ઇત્યાદિ.

હવે જ્ઞાનનાં સાધનોનું વર્ણન કરે છે:–

**अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥७॥**
**इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।**
**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥८॥**
**असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥**
**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।**
**विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥**
**अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥**

અમાનીપણું; અદંભીપણું; અહિંસા; ક્ષમા; સરળતા; આચાર્યની સેવા; બાહ્ય તથા આભ્યંતરશુદ્ધિ; સ્થિરતા; મનોનિગ્રહ; ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય; અહંકારરહિતપણું; જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિમાં થનારાં દુઃખનું તથા દીનતા આદિ દોષોનું અવલોકન; અનાસક્તિ; પુત્ર, સ્ત્રી, ગૃહ આદિમાં હું–તથા મારા–પણાનો અભાવ; ઇષ્ટ અથવા અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતાં પણ હમેશાં ચિત્તની સમતા; મારામાં અભેદદૃષ્ટિરૂપ યોગથી અવ્યભિચારિણી ભક્તિ; એકાંત પ્રદેશનું સેવન; જનસમુદાયમાં અપ્રીતિ; અધ્યાત્મશાસ્ત્રથી ઉત્પન્ન થનારાં જ્ઞાનમાંજ હમેશાં એકનિષ્ઠા અને તત્ત્વજ્ઞાનનાં પ્રયોજનનું જોવું; આ વીસ જ્ઞાનનાં સાધનો કહેલાં છે અને એથી જે વિરુદ્ધ છે તે અજ્ઞાન છે.

(૭–૧૧) આ શ્લોકોમાં દર્શાવેલાં સાધનો, તે જુદી જુદી તરેહની ચિત્તની વૃત્તિઓજ છે અને તે બધાં દૃશ્ય હોવાથી ક્ષેત્રના વિકાર સ્વરૂપજ છે; પણ તે સત્વગુણનાં કાર્યભૂત હોવાથી તેમને જ્ઞાનનાં સાધનો કહેલાં છે અને તેથીજ તેઓને ઔપચારિક દૃષ્ટિએ મૂળમાં જ્ઞાન શબ્દથી વર્ણવેલાં છે; તથા છેવટે "**एतज्ज्ञानमितिप्रोक्तं**" એ રીતે ઉપસંહાર કરેલો છે. પોતાનામાં ગુણો હોય અથવા ન હોય છતાં પોતાનાં વખાણ કરવાં તેનું નામ માનિપણું કહેવાય છે અને તે માનિપણાનો ત્યાગ કરવો તેનું નામ અમાનીપણું કહેવાય છે. લાભ, પૂજા અથવા ખ્યાતિને માટે પોતાના ધર્મને પ્રકટ કરવો તેનું નામ દંભિપણું કહેવાય છે અને તે દંભિપણાનો જે ત્યાગ તેનું નામ અદંભિપણું કહેવાય છે. મન, વચન અથવા કાયાથી પ્રાણીઓને પીડા ઉપજાવવી તેનું નામ હિંસા કહેવાય છે અને તે હિંસાનો જે ત્યાગ કરવો તેનું નામ અહિંસા કહેવાય છે. બીજાએ અપકાર કર્યો હોય છતાં ચિત્તની જે નિર્વિકાર અવસ્થા રહે તેનું નામ ક્ષમા કહેવાય છે. કુટિલતાનો અભાવ તેનું નામ સરળતા કહેવાય છે. આચાર્ય એટલે ગુરુની સેવા કરવી તે આચાર્યસેવા કહેવાય છે. માટી અથવા જળથી જે શુદ્ધિ કરવામાં આવે છે તે બાહ્ય શૌચ કહેવાય છે અને ભાવની જે શુદ્ધિ તે આભ્યંતરશૌચ કહેવાય છે. મોક્ષનાં સાધનોમાં

પ્રવૃત્તિ કર્યા પછી તેમાં વિઘ્નો આવે તોપણ તેને નહિ ગણકારવાં તે સ્થૈર્ય કહેવાય છે. દેહ, ઇંદ્રિયો આદિના પ્રચારનો જે સંકોચ, તે આત્મનિગ્રહ કહેવાય છે. જોયેલા અથવા સાંભળેલા ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોમાં જે રાગનો અભાવ તે વૈરાગ્ય કહેવાય છે. ગર્વરહિતપણું તે અનહંકાર કહેવાય છે. જન્મ, મૃત્યુ અને જરામાં બીજાઓને જે દુઃખ ઉત્પન્ન થાય છે તેનું તથા દીનતા આદિ જે દોષો તેનું જોવું; પુત્રઆદિમાં મમત્વનો અભાવ; ( પુત્ર, સ્ત્રી, ગૃહઆદિમાં તદ્રૂપ અભિમાનનો જે ત્યાગ તે અનભિષ્વંગ–અર્થાત્ "આ પુત્ર છે તેજ હું છું, પુત્રઆદિના સુખમાંજ હું સુખી છું, પુત્રઆદિના દુઃખમાં હું દુઃખી છું" ઇત્યાદિ સંગ અને અતિ આસક્તિ તેનો જે ત્યાગ કરવો તેનું નામ અનભિષ્વંગ કહેવાય છે.) ઇષ્ટની પ્રાપ્તિ થતાં કે અનિષ્ટની પ્રાપ્તિ થતાં હર્ષ અથવા વિષાદ નહિ કરવો તે ચિત્તની સમતા; મારામાં અભેદ દૃષ્ટિરૂપ અસ્ખલિત ભક્તિ; એકાંત પ્રદેશનું સેવન, મનુષ્યોના સમુદાયમાં અપ્રીતિ; અધ્યાત્મશાસ્ત્રથી ઉત્પન્ન થયેલાં જ્ઞાનમાં એકનિષ્ઠપણું અને તત્ત્વજ્ઞાનમાં અવિદ્યાની નિવૃત્તિ તથા આનંદની પ્રાપ્તિરૂપ પ્રયોજનનું જોવું–આ વીસને વેદોમાં જ્ઞાનનાં સાધનો કહેલાં છે; પણ આ વીસ સાધનોના વિરોધી એવા માનિપણું આદિ જે વિકારો તેનું નામજ અજ્ઞાન છે, માટે તે વિરુદ્ધ વિકારોનો ત્યાગ કરી આ શ્લોકોમાં કહેલાં અમાનિત્વ આદિ જ્ઞાનસાધનોનેજ ગ્રહણ કરવાં.

એ પ્રમાણે ક્ષેત્રનું વિવરણ કરીને "**स च यो यत्प्रभावश्च**" એ ત્રીજા શ્લોકમાં જે ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ કહેલું હતું તેનો હવે માયિક પ્રભાવ કહે છે:–

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।**
**अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१२॥**

હવે હું તને જે વસ્તુ જ્ઞેય છે તે કહું છું કે જેને જાણીને મનુષ્ય મોક્ષને પામે છે. તે પરબ્રહ્મ કાર્ય અને કારણથી ભિન્ન છે; અર્થાત્ તે સત્ કહેવાતા નથી અને અસત્ પણ કહેવાતા નથી.[૧૨]

(૧૨) પૂર્વના શ્લોકોમાં દર્શાવેલાં જ્ઞાનસાધનોવડે જે વસ્તુ જ્ઞેય છે તે હું તને કહું છું કે જે જ્ઞેયને જાણીને પુરુષ મોક્ષ પામે છે. ( હવે તેનું સ્વરૂપ કહે છે):–"**तस्माद्व्यक्तमुत्पन्नम्**–તે પરમાત્મામાંથી અવ્યક્તની ઉત્પત્તિ થઇ છે," એ સ્મૃતિ વચન પ્રમાણે અહીં **આદિમત્** શબ્દથી અવ્યક્તનું વર્ણન કરેલ છે. તે અવ્યક્તથી જે ભિન્ન છે તે **અનાદિમત્** છે અર્થાત્ તે જ્ઞેય વસ્તુ અવ્યક્તથી ભિન્ન છે. (અહીં મૂળમાં **અનાદિ** એમ કહ્યું હોત તોપણ ચાલી શકત છતાં **અનાદિમત્** એમ કહેવાનો ભાવ એ છે કે, અવ્યક્ત આદિ કેટલાએક પદાર્થો પણ પ્રવાહ–નિત્ય છે અને તેથીજ તેઓ અનાદિ પણ છે; માટે તેઓનો પ્રતિષેધ કરવા સારુ અહીં તેમ કહેલું હોવું જોઇએ.)

અથવા અહીં **अनादिमत्परं** એવો આખો શબ્દ રાખી તેનો આ પ્રમાણે અર્થ કરવો. જેમકે–**आदिमञ्च ततः परं च–आदिमत्परे–कार्यकारणे ताभ्यां यत् अन्यत् तत् अनादिमत्परं** એટલે કે, પરબ્રહ્મ કાર્ય અને કારણથી ભિન્ન છે. એથીજ તે પરમાત્મા પર છે–નિર્વિશેષ છે. બીજી બધી વસ્તુઓ તો અપર છે–સવિશેષ છે. વળી તે પરમાત્મા બ્રહ્મ છે–ત્રણેય પ્રકારના પરિચ્છેદથી રહિત છે તથા પ્રધાન, પરમાણુ આદિની પેઠે તે સત્ કહેવાતા નથી અને શૂન્યની પેઠે અસત્ પણ કહેવાતા નથી. શ્રુતિ પણ કહે છે:–"**नासदासीन्नो सदासीत्तदानीं नासीद्रजोनो व्यामा परो यत्**–સૃષ્ટિની પૂર્વે શૂન્ય ન હતું, પ્રધાન ન હતું, પરમાણુ ન હતું અને અવ્યક્ત પણ ન હતું" આ શ્રુતિ સૃષ્ટિની પૂર્વે પરમ વ્યોમન્ સંજ્ઞાવાળા અવ્યક્તનો પણ નિષેધ દર્શાવે છે.

એ પ્રમાણે "**स च यो यत्प्रभावश्च**" એ ત્રીજા શ્લોકમાં કહેલું ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ કે જેના કરતાં કોઇ પણ વિશેષ નથી એવું સિદ્ધ કરીને હવે "**यत्प्रभावश्च**" એ અંશમાં પ્રતિજ્ઞા કરેલા તે ક્ષેત્રજ્ઞના વિશ્વરૂપ લક્ષણ–પ્રભાવને સિદ્ધ કરે છે:–

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१३॥**

તે પરબ્રહ્મના હાથ પગ સર્વ દિશાઓમાં છે; તેનાં નેત્રો, મસ્તક અને મુખ પણ સર્વ દિશાઓમાં છે; સર્વત્ર તેને કાન છે અને તે સર્વશક્તિમાન રૂપે આ લોકમાં સર્વત્ર વ્યાપી રહેલ છે.

(૧૩) તે પરબ્રહ્મ પરમાત્મા, સર્વ દિશાઓમાં–અંદર અને બહાર, હાથ પગવાળા છે; સર્વ દિશાઓમાં ચક્ષુ, મસ્તક અને મુખવાળા છે; સર્વ દિશાઓમાં કાનવાળા છે તથા સર્વને વ્યાપીને રહેલા છે.

જેમ સ્વપ્નને જોનારો તૈજસ આત્મા, વાસ-

નામય એવા હાથ પગ આદિ અવયવોથી સ્વપ્નના પ્રપંચને જુએ છે; અને તેનો તેજ જીવાત્મા, જાગ્રત અવસ્થાના સમયે ઉપાધિભૂત એવા શરીરમાં રહેલા તે હાથ, પગ આદિ અવયવોનેજ સ્થૂલ સ્વરૂપે જુએ છે; તેથી તે જીવાત્માને જાગ્રત અવસ્થામાં થયેલા સ્થૂલ પ્રપંચના અનુભવના સંસ્કાર દ્વારા સ્વપ્નાવસ્થામાં વાસનામય પ્રપંચનો અનુભવ થાય છે અને તેથીજ તે વાસનામય પ્રપંચનું મૂળકારણ, જાગ્રત અવસ્થામાં અનુભવેલો સ્થૂલ પ્રપંચ છે અને પાછો તે વાસનામય પ્રપંચ સ્થૂલ પ્રપંચનું પણ કારણ બને છે. એ રીતે બીજાંકુર ન્યાયપ્રમાણે એટલે જેમ બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજ ઉત્પન્ન થયા કરે છે, તેમ સ્થૂલ પ્રપંચના અનુભવમાંથી વાસનામય પ્રપંચનો અનુભવ અને વાસનામય પ્રપંચના અનુભવમાંથી સ્થૂલ પ્રપંચનો અનુભવ થયા કરે છે તથા તે બન્ને અનુભવો અન્યોન્યનું કારણ બને છે. તેમજ સમગ્ર પ્રાણીઓની બુદ્ધિવાસનાથી યુક્ત થયેલું અજ્ઞાનરૂપ ઉપાધિવાળું ચૈતન્ય, સમગ્ર પ્રાણીઓની બુદ્ધિ-વાસનામય એવા સમષ્ટિ સૂક્ષ્મ પ્રપંચને પ્રકાશિત કરે છે. એ ચૈતન્યને બ્રહ્માંડમાં રહેલા સર્વ પ્રાણીઓના જે હાથ, પગ આદિ અવયવો તે ઉપાધિભૂત છે. એ પ્રમાણે પૂર્વની પેઠેજ સ્થૂલ સમષ્ટિપ્રપંચનો તથા સૂક્ષ્મ સમષ્ટિપ્રપંચનો પણ બીજાંકુર ન્યાયપ્રમાણે અન્યોન્ય કાર્યકારણભાવ તથા અન્યોન્યમાં સદ્‌ભાવ રહેલો છે. આવા અભિપ્રાયને મનમાં લાવીનેજ ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય, સમગ્ર પ્રાણીઓનાં કરણ (ઈંદ્રિયાદિ) રૂપ ઉપાધિદ્વારા જ્ઞેય-બ્રહ્મનું અસ્તિત્વ પ્રતિપાદન કરે છે; એટલે "કાર્યદ્વારા કારણના અસ્તિત્વની સિદ્ધિ થતાં કારણના અભાવનું પણ ખંડન કરે છે." હવે અહીં કોઇને શંકા થાય કે, "**प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम्**-કાદવમાં પડીને કાદવને ધોવો તેના કરતાં કાદવમાં ન પડવું તેજ વધારે સારૂં છે." એ ન્યાયપ્રમાણે કારણબ્રહ્મનો પ્રથમ સ્વીકાર કરીને પાછો તેનો ત્યાગ કરવો તેના કરતાં પ્રથમથીજ કારણબ્રહ્મનો સ્વીકાર ન કરવો તેજ વધારે સારૂં છે. આવી શંકા કરવી તે ઠીક નથી; કારણ કે કારણબ્રહ્મનો સ્વીકાર કર્યાવિના શુદ્ધબ્રહ્મની પ્રાપ્તિ થવી અશક્ય છે. શાખાચંદ્રના ન્યાય પ્રમાણે અર્થાત્ વૃક્ષની શાખા, જેમ ચંદ્રનું જ્ઞાન કરાવનારી થાય છે, તેમ સગુણ બ્રહ્મ પણ નિર્ગુણબ્રહ્મનું જ્ઞાન કરાવનાર થઈ પડે છે.

આવા આશયથીજ ભગવાન્ ભાષ્યકારે કહેલું છે કે, "**सर्वतः पाणिपादम्**" એ શ્લોકમાં જ્ઞેય બ્રહ્મનું અસ્તિત્વ સમજાવવામાટે ઉપાધિકૃત એવા મિથ્યા સ્વરૂપને પણ જ્ઞેયબ્રહ્મની પેઠે વર્ણવેલ છે. આના સંબંધમાં સંપ્રદાયવેત્તાઓનું પણ આવું વચન છેઃ-"**अध्यारोपापवादाभ्यां निष्प्रपंचं प्रपंच्यते**-પ્રથમ નિર્ગુણ બ્રહ્મમાં માયાનો આરોપ કરવામાં આવે છે અને પછી તેનો અપવાદ કરવામાં આવે છે. આ રીતે પ્રપંચરહિત પરમાત્માને જાણવામાટે પ્રપંચ કરવામાં આવે છે." ઈત્યાદિ.

વાદી શંકા કરે છે કે, **यूप** એટલે યાજ્ઞેય પશુને બાંધવાનો સ્તંભ તથા **आह्वनीय**-એ નામનો યાજ્ઞેય અગ્નિ, એ યૂપ અને આહ્વનીયની પેઠે બ્રહ્મ અલૌકિક છે; તોપણ કાર્યકારણ પ્રપંચથી યુક્ત છે અને વિચિત્ર છે. આવા આશયથીજ "**सर्वतः पाणिपादम्**" એ પૂર્વોક્ત શાસ્ત્રથી બ્રહ્મકાર્યનાં શેષપણાનું સમર્થન કરેલું છે. અહીં તમારાથી એમ તો કહેવાશેજ નહિ કે, "તે શાસ્ત્ર તો કેવળ ઉપાસનાપરાયણ છે જેથી બ્રહ્મનાં વિચિત્રપણાનું પ્રતિપાદન કરવા સમર્થ નથી." આમ કહેવું યોગ્ય નથી, કારણ કે દેવતાધિકરણ ન્યાયપ્રમાણે જેમ દેવતાનાં વિગ્રહ (શરીર) આદિની સિદ્ધિ થાય છે, તેમ બ્રહ્માના વિચિત્રપણાની પણ આંતરિક તાત્પર્યના વિષયપણાથી સિદ્ધિ થશે. વળી કદાચ તમે એમ કહો કે, "દેવતાનાં વિગ્રહઆદિની સત્તા તો, કેવળ વ્યાવહારિકજ છે, પણ પારમાર્થિક-સત્ય નથી; કારણ કે બ્રહ્મજ્ઞાન થતાં તે વ્યાવહારિક સત્તાનો બાધ થાય છે." આમ કહેવું તેપણ ઠીક નથી, કેમકે એ પ્રકારની સત્તા જગતમાં કોઇ સ્થળે પ્રસિદ્ધજ નથી; માટે "**सर्वतः पाणिपादम्**"-ઈત્યાદિ શાસ્ત્રથી બ્રહ્મનાં વાસ્તવિક સ્વરૂપનુંજ કથન કરેલું છે, તેથી તેનો અપવાદ કરવો તે યોગ્ય નથી. એ પ્રમાણેની શંકાનું સમાધાન કરવામાટે ભગવાન કહે છેઃ-

**सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१४॥**

તે જ્ઞેય બ્રહ્મ સર્વ ઇન્દ્રિયો અને વિષયોરૂપે કેવળ ભાસે છે, છતાં તે તો સર્વ ઇંદ્રિયોથી (અને વિષયોથી) રહિત છે; અસંગ છે, છતાં સર્વના આધારરૂપ છે; નિર્ગુણ છે છતાં ગુણોના

ભોક્તા છે. ૧૪

(૧૪) તે પરમાત્મા મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્તરૂપ આભ્યંતર ઇન્દ્રિયોસ્વરૂપે, શ્રોત્ર આદિ બાહ્યઇન્દ્રિયોસ્વરૂપે તથા શબ્દાદિ વિષયો સ્વરૂપે કેવળ ભાસેજ છે-અર્થાત્ પરમાત્મા, ગ્રાહક (ઇન્દ્રિયો) અને ગ્રાહ્ય (શબ્દાદિ વિષયો)ના સ્વરૂપેજ કેવળ ભાસે છેજ: પણ ગ્રાહ્ય-ગ્રાહક સ્વરૂપે નથી અને તેથીજ તેમાં વિચિત્રપણું પણ નથી. જેમ જળમાં પ્રતિબિંબિત થયેલો સૂર્ય, જાણે નીચે રહેલો હોયની તથા કાંપતો હોયની તેમ કેવળ ભાસેજ છે; પણ તે સૂર્ય નીચે રહેલો નથી અને કાંપતોએ નથી, તેમજ આત્માનું ગ્રાહ્યગ્રાહક સ્વરૂપ કેવળ ભાસિત હોવાથી મિથ્યા છે. એટલે આત્મા ગ્રાહ્યના આકારે અથવા ગ્રાહકના આકારે થતોજ નથી; કારણ કે તે સર્વ ઇન્દ્રિયો અને શબ્દાદિ વિષયોથી રહિત છે, તેથી પરબ્રહ્મમાં રૂપ આદિ ગ્રાહ્ય પદાર્થ પણ નથી તથા મન આદિ ગ્રાહક પદાર્થો પણ નથી. આવા આશયથીજ શ્રુતિઓ કહે છેઃ-"**अशब्दमस्पर्शमरूपमव्ययं**-પરબ્રહ્મ શબ્દ, સ્પર્શ અને રૂપથી રહિત છે તથા અવિકારી છે." "**अप्राणो ह्यमनाः शुभ्रः**-પરમાત્મા પ્રાણ અને મનથી રહિતજ છે અને કેવળ શુદ્ધ સ્વરૂપજ છે." "**यत्तदद्रश्यमग्राह्यमचक्षुःश्रोत्रं तदपाणिपादम्**-પરબ્રહ્મ દશ્ય નથી, ગ્રાહ્ય નથી,આંખ,કાન, હાથ કે પગવાળા પણ નથી." ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મને પ્રપંચથી રહિત કહે છે તથા વૈચિત્ર્યરહિત કહે છે. અહીં કોઇને શંકા થાય કે, ત્યારે "**सर्वं ब्रह्म**-આ સર્વ બ્રહ્મજ છે" એ શ્રુતિ વચનની શી ગતિ? આના ઉત્તર માટેજ ભગવાને અહીં મૂળમાં કહેલું છે કે, "**असक्तं सर्वभृच्चैव**-તે પરમાત્મા અસંગ છે, અને સર્વના આધારરૂપ છે." એટલે સર્વનાથી પૃથક્-પરબ્રહ્મનો સર્વની સાથે આધારાધેય ભાવ પણ ઘટ અને રૂપની પેઠે સમવાય સંબંધથી નથી અથવા કુંડું અને બોરની પેઠે સંયોગ સંબંધથી પણ નથી; પરંતુ કોઇ જાતના સંબંધ વિનાજ-તેમનો આધારાધેય ભાવ રહેલો છે, એમ દર્શાવવા માટેજ મૂળમાં "**असक्तं**" એ વિશેષણ મૂકેલું છે. વળી પાછો અહીં વાદી શંકા કરે છે કે, પરમાત્મા અસંગ છે અને સર્વના આધારરૂપ છે એમ કહેવાથી પરસ્પર વિરુદ્ધ બોલવારૂપ વ્યાઘાતદોષ અહીં આવી પડે છે; કારણ કે જે વસ્તુ અસંગ હોય તે વળી સર્વાધાર કેમ થઇ શકે? તે શંકાનું નિરાકરણ કરવામાટે સિદ્ધાંતિ કહે છે, હા, એ વાત ખરી છે; પણ અહીં તે વ્યાઘાતદોષ આવતો નથી. કારણ કે જેમ કોઈ ખારી જમીન, ઝાંઝવાના જળના સંગવાળી હોતી નથી, છતાં તેના આધારભૂત હોય છે; તેમજ અહીં પણ પરમાત્મા અસંગ છે, છતાં જગતના આધારભૂત પણ છે. વળી કદાચ તમે કહેશો કે, એમ હોવાથી તો આ પ્રપંચનાપર મિથ્યાત્વ આવી પડશે અને વેદોક્ત કર્મોની ઉપાસનાવિધિઓ પણ સ્ખલિત થઇ પડશે. ના, પણ તેમ કહેવાશેજ નહિ, કારણ કે જ્યાંસુધી બ્રહ્મ અને આત્માના ઐક્યરૂપ જ્ઞાનદ્વારા, સમગ્ર દ્વૈતપદાર્થોનો બાધ નથી કરાતો ત્યાંસુધી ક્રિયા, કારક આદિનો સર્વ વ્યવહાર સત્ય છે, એમ સ્વીકારવામાં આવેલું છે. શ્રુતિ પણ-"**प्राणा वै सत्यं तेषामेष सत्यम्**-પ્રાણો સત્ય છે, તેઓમાં પણ આ આત્મા સત્ય છે," એ રીતે પ્રથમ પ્રાણોથી યુક્ત એવા આ સમગ્ર પ્રપંચનું વ્યાવહારિક સત્ય પણ કહે છે અને પછીથી તે પ્રાણોના કરતાં પણ બ્રહ્મને અધિક પરમાર્થ સત્ય કહી દેખાડે છે. સત્ય અબાધિત છે તેનું અબાધ્યરૂપ સત્યત્વ કેટલોએક કાળ પ્રાણોમાં પણ રહે છે, માટે પ્રાણોને પણ શ્રુતિ સત્ય કહે છે; પરંતુ સર્વદાનું અબાધ્ય સત્યત્વ તો બ્રહ્મમાંજ રહે છે, માટેજ શ્રુતિએ બ્રહ્મને અધિક પરમાર્થ સત્ય કહેલ છે. જેમ "આ રાજાઓનો રાજા છે" એમ કહેવાથી સામાન્ય રાજાઓમાં તથા મહાન રાજામાં ઐશ્વર્યની ન્યૂનતાનો તથા અધિકતાનો ભેદ સ્પષ્ટ દેખાઇ આવે છે, તેમ આ શ્રુતિવચનોમા પણ પ્રાણોની સત્યતાનો તથા બ્રહ્મની સત્યતાનો ભેદ સ્પષ્ટ દેખાય છે. માટે બ્રહ્મનું જે સવિશેષ સ્વરૂપ પ્રતીત થાય છે તે કેવળ નિષ્કલ આત્મબોધ ન થયો હોય ત્યાં સુધીજ પ્રતીત થાય છે; પણ નિષ્કલ આત્મબોધ થઇ ગયા પછી તો અવસ્ય તત્વજ્ઞાનદ્વારા બ્રહ્મનાં સવિશેષ સ્વરૂપનો બાધ થઇ શકે છે. આવા હેતુથી ઉપાધિરહિત બ્રહ્મને કોઈ પણ પુરુષ, કાર્યના શેષ સ્વરૂપે ઠરાવી શકે તેમ નથી. જ્યારે તે બ્રહ્મનું ઉપાધિરહિત સ્વરૂપ સમજાય છે, ત્યારે ક્રિયા, કારક આદિ સર્વ દ્વૈત વ્યવહારનો આપોજ આપ નાશ થઈ જાય છે; તથા ઉપાસ્યનો, ઉપાસકનો અને ઉપાસનાનો ભેદ પણ રહે તેમ નથી. માટે અમે યોગ્યજ કહેલું છે કે, બ્રહ્મનું ઉપાધિકૃત સ્વરૂપ મિથ્યા છે. વળી પણ ભગવાન અર્જુનને કહે છે કે, તે પરમાત્મા નિર્ગુણ છે અને

ગુણોના ભોક્તા પણ છે; એટલે પરમબ્રહ્મ ગ્રાહ્ય અને ગ્રાહકના સંબંધથી રહિત છે, તોપણ બુદ્ધિ આદિ ઇંદ્રિયોરૂપ ગ્રાહકો જ્યારે ગ્રાહ્યવસ્તુના સંબંધથી સુખ આદિના રૂપે પરિણામ પામે છે,ત્યારે કેવળ તેઓના માત્ર પ્રકાશક તરીકેજ ચિદાભાસરૂપ બ્રહ્મ ગુણોના ભોક્તા થાય છે. પરમાત્માનું તે ગુણભોક્તાપણું પણ કેવળ ચૈતન્યાભાસ સ્વરૂપેજ ઘટી શકે છે. જેમ જળમાં પ્રતિબિંબ થયેલા સૂર્યમાં દેખાતા ચલન આદિ ધર્મો, જળરૂપ ઉપાધિથીજ દેખાય છે, તેમ પરમાત્માનું ગુણોનું ભોક્તાપણું પણ ઉપાધિથીજ દશ્ય થાય છે. શ્રુતિ પણ કહે છે કે, "**ध्यायतीव लेलायतीव**–બુદ્ધિ જ્યારે વિષયોનું ધ્યાન ધરે છે, ત્યારે તેની અંદર પ્રવિષ્ટ થએલો ચૈતન્યાભાસ પણ જાણે વિષયોનું ધ્યાન કરતો હોય તેમ જણાય છે; અને બુદ્ધિ જ્યારે વિષયપ્રદેશ પ્રત્યે જાય છે, ત્યારે તેની અંદર પ્રવિષ્ટ થયેલો ચૈતન્યાભાસ પણ જાણે વિષયપ્રદેશ પ્રત્યે જતો હોય તેમ જણાય છે; પણ સ્વતઃ તે વિષયોનું ધ્યાન પણ ધરતો નથી તથા વિષયો પ્રત્યે જતો પણ નથી." આ પ્રમાણે શ્રુતિ બ્રહ્મનું ચૈતન્યાભાસ સ્વરૂપે ગુણ ભોક્તાપણું પ્રતિપાદન કરે છે. વળી પણ "**अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः**–પરમાત્મા હાથપગવાળા નથી; છતાં વેગપૂર્વક ગતિવાળા છે અને ગ્રહણ કરનારા છે; વળી પરમાત્મા, ચક્ષુરહિત છે છતાં જુએ છે તથા કાનવિનાના છે છતાં સાંભળે છે." આ શ્રુતિ ઉપાધિના ગુણોને અનુસરીનેજ બ્રહ્મને ગતિ ગ્રહણ આદિની શક્તિવાળા કહે છે; માટે અહીં યોગ્યજ કહેલું છે કે, "**निर्गुणं गुणभोक्तृ च**–પરમાત્મા નિર્ગુણ છે અને કેવળ પ્રકાશકસ્વરૂપેજ ગુણોના ભોક્તા છે."

ભગવાન ભાષ્યકાર "**निर्गुणं गुणभोक्तृ च**" એ પાદનું આ પ્રમાણે વર્ણન કરે છે–"પરબ્રહ્મ સત્વઆદિ ગુણોથી રહિત છે, તોપણ સુખ, દુઃખ અને મોહ સ્વરૂપે પરિણામ પામેલા તે ગુણોના ભોક્તા છે અને ગ્રહણ કરનારા છે."

**અર્જુન શંકા કરે છે કે, જો પરમાત્મા અસક્ત છે–સંબંધવિનાના છે, તોપછી તેને આપણે કેવી રીતે મેળવી શકીએ ? આના ઉત્તરમાં શ્રીભગવાન કહે છે:––**

**बहिरंतश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥**

**તે પરબ્રહ્મ સર્વભૂતોની બહાર છે અને અંદર પણ છે. વળી તે અચર છે તથા ચર પણ છે, તે સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય છે ( જાણવાને અશક્ય છે ) અને તે દૂર રહેલ છે તથા પાસે રહેલ પણ છે.**[૧૫]

(૧૫) આ શ્લોકમાં **बहिः** શબ્દથી પ્રાણીઓની અગીઆર ઇંદ્રિયો અને સ્થૂલભૂતોનું કથન કરેલું છે, કારણ કે તેઓ કેવળ વિકારસ્વરૂપેજ વ્યવધાનવાળાં છે; તથા "**अंतः**" શબ્દથી મહત્તત્ત્વ, અહંકાર, પંચતન્માત્રા અને અવ્યક્તનું કથન કરેલું છે, કારણ કે તેઓ પ્રકૃતિસ્વરૂપ હોવાથી સમીપમાં રહેલ છે; અને **चरं, अचरं** એ શબ્દોથી પૂર્વોક્ત બંને–બાહ્ય–આંતર તત્ત્વોથી હલકી કોટીના તથા ચર–અચરરૂપ ઉપાધિવાળા અવધીભૂત પુરુષો ( જીવો ) નું કથન કરેલું છે–અર્થાત્ સોળ વિકારોમાં તથા આઠ પ્રકૃતિઓમાં જ્ઞેય–બ્રહ્મનો સંબંધજ કહેલો છે અને ચરાચર જીવોનો તો જ્ઞેય–બ્રહ્મભાવજ કહેલો છે. તેમાં સોળ વિકારોમાં તથા આઠ પ્રકૃતિઓમાં જે જ્ઞેય–બ્રહ્મનો સંબંધ કહેલો છે તે, યક્ષબલિન્યાય પ્રમાણે એટલે જેવો યક્ષ તેવું બલિદાન, એ રીતિને અનુસરીને, અધ્યાસ પામેલી પ્રકૃતિની વિકૃતિથી જણાતો હોવાથી કેવળ અધ્યાસમૂલકજ છે. એ રીતે ઉપલબ્ધ માત્ર શરીરવાળા પરમાત્માનો ગુણોનીસાથે અધ્યાસમૂલક સંબંધ હોવાથી તેને (બ્રહ્મને) ગુણોનું હોવાપણું ઘટી શકે છે. જેમ માત્ર પ્રકાશસ્વરૂપ સૂર્યનું, પ્રકાશ કરવાયોગ્ય વસ્તુની સાથે સંબંધની અપેક્ષાપૂરતુંજ પ્રકાશયિતાપણું (પ્રકાશ કરાવનારપણું ) ઘટી શકે છે; તેમજ પરમાત્માનું ગુણોનું ઉપલબ્ધપણું ઘટી શકે છે. હવે અહીં કોઈને શંકા થાય કે, જો પરમાત્મા નિત્ય અપરોક્ષ છે તથા પ્રકૃતિ અને તેના વિકારોમાં સંબંધવાળા છે, તો પછી સર્વ લોકો, તેનો સાક્ષાત્કાર કેમ કરી શકતા નથી ? આના સમાધાનમાટે કહે છે કે, તે જ્ઞેય–બ્રહ્મ સૂક્ષ્મ છે અને દુર્લક્ષ છે, તેથી દુઃખેથી જાણી શકાય તેવા છે. જાસુંદના પુષ્પની સાથે સંબંધવાળા સ્ફાટિકમણિની ધોળાશ તદ્દન સમીપમાં હોવા છતાં જેમ તે પુષ્પની રતાશને લીધે તિરોહિત થાય છે, તેમ અસંગ એવા બ્રહ્મ, નિત્ય અપરોક્ષ છે છતાં ઉપાધિયુક્ત હોવાનેલીધે સ્પષ્ટતાથી ગ્રહણ કરી શકાતા નથી અને તેથીજ મૂઢ પુરુષો તે પરમાત્માને ઉપાધિના ધર્મોથી ગ્રહણ કરે છે; પણ વિદ્વાનો તો જ્ઞાનવડે ઉપાધિનો લય કરી નાખીને

સુખેથી તેને જાણી શકે છે. એ વાતનેજ મૂળમાં કહેલ છે કે:-"**दुरस्थं चान्तिके च तत्**-તે જ્ઞેય-બ્રહ્મ, મૂઢ પુરુષોને દૂર રહેલા છે અને જ્ઞાની પુરુષોને તો સમીપમાંજ રહેલા છે." જેમ મૂઢપુરુષ જળમાં રહેલાં સૂર્યનાં પ્રતિબિંબને સૂર્યથી દૂર રહેલું માને છે; પણ વિદ્વાન તો "નેત્રોનાં કિરણો જ્યારે ઉપાધિસાથે અથડાય છે અને ત્યાં અથડાઇને પાછાં ઉપર કૂદી આવે છે, ત્યારે પ્રતિબિંબને ગ્રહણ કરાવનારાં થાય છે" આમ પોતે સમજતો હોવાથી બિંબના પ્રદેશમાંજ પ્રતિબિંબને જુએ છે, એટલે બિંબમાંજ જળસ્થ સૂર્યનો અધ્યાસ કરે છે પણ જળમાં પ્રતિબિંબનો અધ્યાસ કરતો નથી; કારણ કે ઉપાધિમાં ધર્મવાળાના અધ્યાસની કલ્પના કરવા કરતાં વિષયનીજ ઉપાધિના માત્ર સંબંધથી થયેલા અધ્યાસની કલ્પના કરવી તે સરળ-સહેલી છે. એ પ્રમાણેજ બિંબભૂત બ્રહ્મ, પ્રતિબિંબભૂત એવા જીવથી મૂઢ પુરુષોને દૂર લાગે છે અને વિદ્વાનોને તો અત્યંત સમીપમાંજ જણાય છે.

એ વાતનુંજ ફરીથી પ્રતિપાદન કરે છે:—

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥**

તે પરબ્રહ્મ સર્વ ભૂતોની સાથે અવિભક્તરૂપે રહેલ છે, છતાં મૂઢ પુરુષોની દૃષ્ટિએ વિભક્ત-રહ્યા હોયની તેમ ભાસે છે; અને તે જ્ઞેય-પરબ્રહ્મ, સર્વ ભૂતોના ધારક છે, સંહારક છે અને ઉત્પાદક છે.[૧૬]

**"एक एव तु भूतात्मा भूते भूते व्यवस्थितः**
**एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत्"**
સર્વભૂતસ્વરૂપી પરમાત્મા એકજ છે, છતાં તે દરેક ભૂતોમાં રહેલા છે; પણ તે જળની અંદર પ્રતિબિંબિત થયેલા ચંદ્રની પેઠે એક સ્વરૂપે અને અનેક સ્વરૂપે દેખાય છે." એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે કાર્ય અને કારણના સમુદાયને પ્રાપ્ત થયેલા સર્વ ભૂતોમાં રહેલા જીવો, જૂદાં જૂદાં જળનાં પાત્રોમાં દેખાતા પ્રતિબિંબો જેમ ચંદ્રનાંજ હોય છે, તેમ પરબ્રહ્મનાંજ પ્રતિબિંબો છે અને તે જીવસ્વરૂપ પ્રતિબિંબો, પૂર્વે કહેલી રીતિ પ્રમાણે બ્રહ્મરૂપ બિંબથી ભિન્ન નથી. એ પ્રમાણે અભેદસ્વરૂપે રહેલા પરમાત્મા, સર્વ ભૂતોના વિભાગ પામ્યા વિનાજ સ્થિત થયેલા છે, તોપણ અજ્ઞાનીઓની દૃષ્ટિએ વિભાગી થઇને જાણે દૂર દેશમાં રહેલા હોયની તેમ ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રતીત થાય છે. હે અર્જુન ! કદાચ તું કહીશ કે, જળનાં પાત્રો જેમ ચંદ્રથી ભિન્ન છે, તેમ સર્વ ભૂતો પણ પરમાત્માથી ભિન્ન હોવાં જોઇએ; પણ આમ કહેવું તે યોગ્ય નથી. કારણ કે તે પરમાત્મા સર્વના અધિષ્ઠાન હોઇને સર્વ ભૂતોને ધારણ કરે છે; માટે સર્પ, દંડ આદિની જેમ તેના અધિષ્ઠાનભૂત દોરીથી પૃથક્-ભિન્ન-સત્તા-હયાતી નથી, તેમ સર્વ ભૂતોની પણ તેમના અધિષ્ઠાનભૂત પરમાત્માથી પૃથક્ સત્તા નથી. જેમ "**ग्रसिष्णु प्रभविष्णु च**-દોરી જેમ તત્ત્વજ્ઞાન-દશામાં સર્પાદિનો ગ્રાસ કરી જાય છે અને અજ્ઞાનદશામાં તેના તેજ સર્પાદિને પ્રકટ કરે છે, તેમ પરમાત્માનું યથાર્થ જ્ઞાન થતાં સર્વ ભૂતોનો તેમાં નાશ થઈ જાય છે અને તેમનું અજ્ઞાન થતાં તેમનામાંથી સર્વભૂતો પ્રકટ થાય છે." તાત્પર્ય કે, બ્રહ્મમાં આ સર્વ માયાની ઉત્પત્તિ,સ્થિતિ વગેરે જેવામાં આવે છે અને તે અજ્ઞાનમૂલક છે.

એ પ્રમાણે જ્ઞેય-બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહીને હવે તેમનું સ્વરૂપ લક્ષણ કહે છે:—

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१७**

તે પરબ્રહ્મ પરમાત્મા સૂર્ય આદિ જ્યોતિષોના પણ પ્રકાશક છે, અજ્ઞાનથી પર છે, જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞેયસ્વરૂપ છે, જ્ઞાનનાં સાધનોથી જાણવા યોગ્ય છે અને સર્વના હૃદયમાં રહેલા છે.

(૧૭) તે પરમાત્મા સૂર્ય આદિ બાહ્યજ્યોતિષોના તથા બુદ્ધિ આદિ આભ્યંતરજ્યોતિષોના પણ જ્યોતિષ છે-અર્થાત્ પ્રકાશક પદાર્થોના પણ પ્રકાશક છે; કારણ કે જડ જ્યોતિષોને ચૈતન્ય જ્યોતિષ પ્રકાશિત કરે છે. શ્રુતિઓ પણ કહે છે કે. "**येन सूर्यस्तपति तेजसेद्धः**-જે પરમાત્માના તેજથી દેદીપ્યમાન થયેલો સૂર્ય, તપી રહેલો છે." "**तस्य भासा सर्वमिदं विभाति**-તે પરમાત્માની પ્રભાથી આ સર્વ જગત પ્રકાશી રહ્યું છે." વળી આ ગીતામાંજ આગળ જતાં કહેવાશે કે, "**यदादित्यगतं तेजः**-સૂર્યની અંદર જે તેજ રહેલું છે, તે મારૂંજ તેજ છે." વગેરે શ્રુતિ સ્મૃતિ ઉપરથી સિદ્ધ થાય છે કે તે પરમાત્મા સર્વ ભૂતોની ઉત્પત્તિનાં તથા સંહારના કારણભૂત એવાં અજ્ઞાનથી પર રહેલા છે. અહીં શંકા થવાનો સંભવ છે કે, જ્યોતિષશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે કે, "ચંદ્રના તેજને

પ્રકાશિત કરનારૂં તેનું સજાતીય એવું સૂર્યનું તેજ છે," એ રીતે સૂર્યઆદિનાં તેજને પ્રકાશિત કરનારૂં તેનું સજાતીય એવું કોઇ અલૌકિક તેજ હોવું જોઇએ. આ શંકાનું નિરાકરણ કરવામાટેજ મૂળમાં કહેલું છે કે, "**જ્ઞાનમ્**—જે પરબ્રહ્મરૂપ જ્યોતિ, કેવળ જ્ઞાનસ્વરૂપજ છે, પણ ભૌતિક સ્વરૂપ નથી," તે બ્રહ્મ કેવળ જ્ઞાનથીજ આવૃત થયેલું હોવાથી–વીંટાયેલું હોવાથી, જ્ઞાનવડેજ પ્રાપ્ત કરી શકાય તેવું છે. હે અર્જુન! તું કહીશ કે, તેનું જ્ઞાન કેવી રીતે થઇ શકે? આના ઉત્તરમાંજ મૂળમાં કહેલું છે કે, "**જ્ઞાનગમ્યમ્**—અમાનિત્વ આદિ જ્ઞાનનાં સાધનોથી, તે જ્ઞેય-બ્રહ્મની પ્રાપ્તિ કરી શકાય છે." જૂદાં જૂદાં ગામોની પેઠે તે પરબ્રહ્મ દેશથી વ્યવધાન(અંતરાય)વાળા નથી; તેમ બાલ્ય, યૌવન આદિ અવસ્થાઓની પેઠે તે પરબ્રહ્મ કાળથી વ્યવધાન(અંતરાય)વાળા પણ નથી; પરંતુ "**હૃદિ સર્વસ્ય ધિષ્ઠિતમ્**—સર્વના હૃદયમાંજ રહેલા છે" અર્થાત્ પોતાના આત્મસ્વરૂપજ છે અને આંતરિક દૃષ્ટિ કરનારાઓને તે સારીરીતે પ્રકાશે છે.

પૂર્વોક્ત અર્થનો હવે ઉપસંહાર કરે છેઃ—

**इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।**
**मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते॥१८॥**

એ પ્રમાણે ક્ષેત્રનું, જ્ઞાનનાં સાધનોનું તથા જ્ઞેયબ્રહ્મનું મેં તારી પાસે સંક્ષેપમાં કથન કર્યું. મારો ભક્ત એ ત્રણેયને જાણીને મારાં સ્વરૂપને પામે છે.૧૮

(૧૮) ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છેઃ—હે અર્જુન! મેં તને ક્ષેત્રનું સ્વરૂપ કહ્યું તે મહાભૂતોથી આરંભીને ધૃતિપર્યંત સંક્ષેપમાં વર્ણવ્યું છે; તેમજ અમાનિત્વથી આરંભીને તત્ત્વજ્ઞાનના પ્રયોજનનાં દર્શન સુધીનાં જ્ઞાન મેળવવાનાં સાધનો પણ મેં તારી પાસે સંક્ષેપમાં કહ્યાં તથા "**અનાદિમત્ પરં બ્રહ્મ**" ત્યાંથી આરંભીને "**હૃદિ સર્વસ્ય ધિષ્ઠિતમ્**" ત્યાંસુધી મેં તારી પાસે જ્ઞેયબ્રહ્મનું પણ સંક્ષેપમાં કથન કરેલું છે. એ બધું મેં તને શ્રુતિઓના તથા સ્મૃતિઓના આધારેજ કહ્યું છે. જે કોઇ મારો ભક્ત, એ ત્રણેયનું જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે મારાં સ્વરૂપને પામવામાટે એટલે બ્રહ્મસ્વરૂપ થવા માટે યોગ્ય થાય છે; કારણ કે બ્રહ્મ ભક્તિથીજ પ્રાપ્ત થાય છે અને તે બ્રહ્મની પ્રાપ્તિ થયા પછી પુરુષ, બ્રહ્મસ્વરૂપજ થઇ જાય છે. શ્રુતિ પણ કહે છે કેઃ—

"**यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः**"

"જે મહાત્મા પુરુષની પરમાત્માવિષે શ્રેષ્ઠ ભક્તિ છે તથા જેવી દેવને વિષે ભક્તિ છે, તેવીજ ગુરુને વિષે પણ જેની ભક્તિ છે તે પુરુષને, આ કહેલા અર્થો પોતાની મેળેજ મળે છે." વળી શ્રુતિમાં કહેલું છે કે, "**ब्रह्मवेद ब्रह्मैव भवति**—જે પુરુષ બ્રહ્મને જાણે છે તે બ્રહ્મસ્વરૂપજ થાય છે."

એ પ્રમાણે શરીર નામના ક્ષેત્રને અવ્યક્તસ્વરૂપ કહ્યું અને તેના પ્રકારો કે જેઓ મહત્તત્ત્વ આદિ ત્રેવીસ છે તે પણ કહ્યા; તથા ઇચ્છા આદિ તેના વિકારો કે જેઓ જ્ઞાન તથા અજ્ઞાન શબ્દથી કહેવાતા અમાનિત્વ, માનિત્વ આદિ સ્વરૂપે પરિણામ પામે છે તેઓનું અને પુરુષનું પણ કથન કર્યું. હવે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના મધ્યમાં, "જેનાથી જે ઉત્પન્ન થાય છે તે" અને "ક્ષેત્રજ્ઞનો પ્રભાવ"—એ બે વાત કહેવાની છે. તેમાં પ્રથમની "જેનાથી જે ઉત્પન્ન થાય છે" એ વાતનું ત્રણ શ્લોકોથી વિવરણ કરે છેઃ—

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥**

પ્રકૃતિ અને પુરુષ બન્નેને તું અનાદિ જાણજે; તથા વિકારો અને ગુણોને પણ (ઇચ્છા આદિ વિકારો તથા બુદ્ધિ, ઇંદ્રિયો આદિ ગુણોને) તું પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણજે.૧૯

(૧૯) સાતમા અધ્યાયમાં આઠ પ્રકારની જે અપરા નામની પ્રકૃતિ કહેલી છે, તે પ્રકૃતિનું અહીં કથન કરેલું છે; તથા જીવરૂપ જે પરા નામની પ્રકૃતિ કહેલી છે, તેનું પણ અહીં પુરુષ શબ્દથી કથન કરેલું છે. એ બન્ને પ્રકૃતિ તથા પુરુષ જ્યારે અન્યોન્ય સંબંધવાળાં થાય છે, ત્યારે સંસારને ઉત્પન્ન કરે છે તથા જ્યારે અન્યોન્યથી જૂદાં પડે છે, ત્યારે મોક્ષ થાય છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે, હે અર્જુન! તે બન્ને પ્રકૃતિ તથા પુરુષને તારે અનાદિકાળનાં જાણવાં; કારણકે જો તેઓને આદિકાળનાં માનવામાં આવે તો સંસારનું અકસ્માત્ ઉત્પન્ન થવાપણું સંભવે તથા કરેલાં કર્મોનો નાશ અને નહિ કરેલાં કર્મોની પ્રાપ્તિનો પ્રસંગ આવી પડે; માટેજ તેઓ બન્નેને અનાદિ માનેલાં છે. ઇચ્છા આદિ વિકારોને તથા બુદ્ધિ, ઇંદ્રિય આદિ ગુણોને તારે એજ પ્રકૃતિથી

ઉત્પન્ન થયેલા જાણુવા.

તે બન્ને-પ્રકૃતિ અને પુરુષ સંસારમાં કારણુ-ભૂત છે, એ વાત હવે કહે છેઃ—

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२०॥**

કાર્ય (દેહ) અને કારણુ (ઇંદ્રિયો)ના કર્તાપણામાં પ્રકૃતિનેજ હેતુરૂપ કહી છે અને પુરુષને તો માત્ર સુખદુઃખાદિનો ભોક્તાજ કહ્યો છે.[20]

(૨૦) અહીં **કાર્ય** શબ્દથી શરીરનું તથા તે શરીરનો આરંભ કરનારાં ભૂતોનું અને શબ્દાદિ વિષયોનું પ્રતિપાદન કરેલું છે; તથા **કારણ** શબ્દથી તેર ઇંદ્રિયોનું અને સુખ, દુઃખ, મોહ આદિ ગુણોનું પ્રતિપાદન કરેલું છે. એ બન્ને કાર્ય અને કારણુના કર્તાપણામાં નિમિત્તભૂત થઇને પ્રકૃતિ સંસારની કર્ત્રી થાય છે; તથા પુરુષ સુખ અને દુઃખોના ભોક્તાપણામાં નિમિત્ત થઇને સંસારનો કર્તા બને છે. કાર્ય, કારણુ, સુખ અને દુઃખના સ્વરૂપમાં કારણુ અને ફળસ્વરૂપે પ્રકૃતિ જો પરિણામ ન પામે તો પુરુષને શું ઉપલબ્ધ થાય! અને પુરુષ કંઈ પણુ ઉપલબ્ધ ન કરે તો તે સંસારી કેમ થાય? તેમજ કોઈ પણુ વસ્તુને સંપાદન નહિ કરનારી પ્રકૃતિનો કયે સ્થળે ઉપયોગ થાય? માટે ઉપલભ્ય (સંપાદન કરવા યોગ્ય વસ્તુ) અને ઉપલબ્ધા (સંપાદન કરનાર)નો જે પરસ્પર સંયોગ તે સંસારનું કારણુ થાય છે. એ પ્રમાણે ભાષ્યકારને અનુસરતું ઉપરનું વિવરણુ કર્યું; પણુ આ શ્લોકનું બીજી રીતે પણુ વિવરણુ થઈ શકે છે. જેમકેઃ—

પુરુષની સાથે તદાકાર થયેલી પ્રકૃતિજ પુરુષના કાર્યપણામાં, કારણુપણામાં તથા કર્તાપણામાં હેતુરૂપ થાય છે. જેમ દાખલાતરીકે, અગ્નિની સાથે તદાકાર થયેલું લોઢું, અગ્નિના ચાર ખૂણાવાળા સ્વરૂપ આદિમાં હેતુભૂત થાય છે તેમ. વળી પ્રકૃતિના સુખ, દુઃખ આદિના ભોક્તાપણામાં, પોતાની છાયાને અર્પણુ કરી પુરુષ કારણુરૂપે થાય છે; જેમ અગ્નિ, પોતાની કાંતિ—તેજને અર્પણુ કરી, લોઢાની દાહકશકિતમાં કારણુ બને છે તેમ. ભાવાર્થ એ છે કે, કાર્યત્વ, કારણુત્વ, કર્તૃત્વ આદિ ધર્મો, વાસ્તવિકરીતે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા દેહ, બુદ્ધિ, ઇંદ્રિયો આદિનાજ છે. માત્ર તેમનો ચિદાત્મામાં આરોપ કરાયેલો છે અને તેથીજ પુરુષ માને છે કે, હું ગોરો છું, હું અમુક મનુષ્યનો પુત્ર છું, હું કાણો છું, હું લૂલો છું, હું કરૂં છું, મેં કર્યું—ઇત્યાદિ. તેમજ ચૈતન્યની છાયાને પ્રાપ્ત થયેલી બુદ્ધિ "હું ચેતનાવાળી છું, હું સુખ-દુઃખ આદિને પામું છું" ઇત્યાદિ માને છે. તે આ પ્રકૃતિ અને પુરુષના એકબીજાના ધર્મનો એકબીજામાં જે અધ્યાસ તેજ સંસારનું કારણુ છે, એમ સિદ્ધ થાય છે. આમ માનવાથીજ સાંખ્ય મતવાળાઓએ માનેલું પુરુષનું ભોકતાપણું દૂર થાય છે; નહિ તો "પ્રકૃતિ કર્ત્રી અને પુરુષ ભોક્તા" આમ કર્તૃત્વનું તથા ભોક્તૃત્વનું ભિન્ન ભિન્ન સ્થળે રહેવારૂપ વૈયાધિકરણ્ય પ્રાપ્ત થાય અને ભોક્તૃત્વ ધર્મવાળા પુરુષને નિર્વિકાર પણુ કહી શકાય નહિ.

અહીં કોઇને ભ્રાંતિ થાય કે, જેમ બુદ્ધિનો કર્તૃત્વધર્મ પુરુષપર આરોપિત થાય છે, તેમ પુરુષનો ભોક્તૃત્વધર્મ બુદ્ધિપર આરોપિત થઇ શકે છે. આ ભ્રાંતિનું ભગવાન વારણુ કરે છેઃ—

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥२१॥**

પ્રકૃતિમાં તદાકાર થયેલો પુરુષ, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સુખ–દુઃખાદિ ગુણોને ભોગવે છે. એ પુરુષનો સારીનરસી યોનિઓમાં જન્મ થાય છે તેનું મૂળ કારણુ ગુણોનો સંગ છે.[21]

(૨૧) દેહ, ઇંદ્રિયો અને મનના સમુદાયરૂપ પ્રકૃતિના મધ્યમાં આરૂઢ થઈ તદાકાર થયેલો પુરુષ, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સુખદુઃખાદિ ગુણોને પામે છે; પણુ સુષુપ્તિ, સમાધિ, મૂર્છા આદિ અવસ્થાઓમાં જ્યારે તે પ્રકૃતિમાં તદાકાર થતો નથી, ત્યારે તે સુખદુઃખાદિ ગુણોને પામતો નથી; માટે સિદ્ધ થાય છે કે, પુરુષની અંદર જે સુખદુઃખાદિની પ્રતીતિ થાય છે, તે ઉપાધિને લીધે છે, અન્યથા નથી. શ્રુતિ પણુ કહે છેઃ—"**आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः** ઇંદ્રિયો અને મનથી યુક્ત થયેલા આત્માને વિદ્વાનો ભોક્તા કહે છે." આ શ્રુતિ, ઇંદ્રિયો અને મનથી યુક્ત થયેલા આત્માનેજ ભોક્તાતરીકે દર્શાવે છે, પણુ કેવળ શુદ્ધ આત્માને ભોક્તાતરીકે દર્શાવતી નથી. હે અર્જુન! કદાચ તું કહીશ કે, જો આત્મા ભોક્તા નથી તો પછી તેને પ્રકૃતિનું બંધન કેમ થાય છે? આના ઉત્તરમાં કહેવાનું કે, એ પુરુષનો દેવાદિ સારી યોનિઓમાં જે જન્મ થાય છે; તિર્યક્, સ્થાવર આદિ નરસી યોનિઓમાં જે જન્મ થાય છે તથા

સારીનરસી મનુષ્યયોનિઓમાં જે જન્મ થાય છે; તેનું કારણ ગુણોનો સંગ છે. એટલે સુખદુઃખાદિ ગુણોની અંદર પુરુષ આસક્તિ કરે છે, તેથીજ તેનો સારીનરસી યોનિઓમાં જન્મ થાય છે. જેમકે સત્વગુણી પુરુષો દેવ થાય છે, રજોગુણી પુરુષો મનુષ્ય થાય છે અને તમોગુણી પુરુષો પશુ થાય છે; માટે સારીનરસી યોનિઓની પ્રાપ્તિમાં ગુણોની મુખ્યતા તેજ કારણ છે. આગળ જતાં આ ગીતામાંજ કહેવાશે કે, **"ऊर्ध्वं गच्छंति सत्त्वस्था**–સત્વગુણી પુરુષો ઊર્ધ્વલોકમાં જાય છે," ઈત્યાદિ.

અથવા આ શ્લોકનો આ પ્રમાણે પણ અર્થ થાય છેઃ–

જ્ઞાની પુરુષ કે અજ્ઞાની પુરુષ, જો પ્રકૃતિમાં સ્થિત થાય છે તો તેને પ્રકૃતિના ગુણો ભોગવવા પડે છે; કારણ કે પશુઓમાં અને તે પ્રકૃતિમાં સ્થિત થયેલા પુરુષમાં લગારે ભેદ નથી, પણ જ્ઞાની પુરુષ જ્ઞાનદ્વારા અંતે તેમાંથી છૂટો થઇ શકે છે અને અજ્ઞાની પુરુષ તો ઉલટો તેમાં બંધાયા કરે છે. કદાચ અહીં કોઇ કહે કે, જેમ જ્ઞાની પુરુષ તેમાંથી મુક્ત થાય છે, તેમ અજ્ઞાની પુરુષ કેમ મુક્ત થતો નથી? અને અજ્ઞાની પુરુષ જેમ બંધાય છે, તેમ જ્ઞાની પુરુષ કેમ બંધાતો નથી? આના ઉત્તરમાં કહે છે કે, અજ્ઞાની પુરુષને દેહ, ઇંદ્રિયો અને વિષયોરૂપ ગુણોમાં "હું અમુક છું, આ મારૂં છે" એવા પ્રકારનો સંગ હોય છે, દુરાગ્રહ હોય છે, તેથી તેને તે દુરાગ્રહ જન્મનું કારણ થઈ પડે છે; પણ વિદ્વાનોને તેવો દુરાગ્રહ હોતો નથી, તેથી જન્મ પણ રહેતો નથી. આ વાત જગતમાં પણ પ્રસિદ્ધ છે. જેમકે દેહના સ્વામી જીવને તથા દેહમાં ભરાયલા ભૂત, યક્ષ આદિને દેહનો સંબંધ તો સરખોજ હોય છે; તોપણ જ્યારે પેલો યક્ષ તે દેહનું અભિમાન કરે છે, ત્યારે તે યક્ષજ દેહની પીડાથી પીડાય છે, પણ તે દેહનો સ્વામી જીવ પીડાતો નથી; અને જ્યારે એ યક્ષ તે દેહનું અભિમાન કરતો નથી, ત્યારે એ યક્ષને પીડા થતી નથી, પણ તે દેહના સ્વામી જીવને થાય છે; માટે સંગ તેજ બંધનકર્તા છે, પણ સાન્નિધ્યમાત્ર બંધનકર્તા નથી. કહેવાનો ભાવ એ છે કે, જ્ઞાની કે અજ્ઞાનીને દેહનો સંબંધ તો સરખોજ છે,તોપણ તે બંનેમાં અજ્ઞાની દેહાભિમાનનો સંગ કરવાથી બંધાય છે તથા જ્ઞાની દેહાભિમાનના સંગનો ત્યાગ કરવાથી મુક્ત થાય છે, આવો તે બે વચ્ચે મહાન ભેદ રહેલો છે.

**"स च यो यत्प्रभावाश्च"** એ ત્રીજા શ્લોકમાં ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું તથા તેના પ્રભાવનું વિવેચન કરવામાટે પ્રતિજ્ઞા કરી હતી; તેમાંથી ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું તો પ્રથમ વર્ણન કરી દેખાડયું છે, પણ હવે તેના પ્રભાવનું કથન કરે છેઃ—

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुष परः ॥२२**

આ દેહમાં રહેલો ગુણોથી પર એવો પુરુષ (આત્મા), ગુણોના સંગથી ઉપદ્રષ્ટા ( સાક્ષી ), અનુમંતા ( અનુમોદન કરનાર ), ભર્તા ( કર્તૃત્વ આદિના અભિમાનથી ભરણપોષણ કરનાર), ભોક્તા, મહેશ્વર અને પરમાત્મા–આમ છ પ્રકારનો કહેવાય છે.[૨૨]

(૨૨) પ્રથમ કહેલુંજ છે કે, ગુણોનો સંગ તેજ જન્મનું કારણ છે; પણ તે ગુણસંગ ચાર પ્રકારનો છે. જેમકે પુરુષનો અસ્વીકાર કરી માત્ર ગુણોનુંજ પ્રાધાન્ય માનીને, પુરુષનો અંતર્ભાવ કરી ગુણોનું પ્રાધાન્ય માનીને, ગુણોનું સમાનરીતે પ્રાધાન્ય માનીને તથા ગુણોનું પ્રાધાન્ય નહિ માનીને આમ ચાર પ્રકારો ગુણસંગના છે. તેમાં ચાર્વાકો પ્રથમના પ્રકાર પ્રમાણે દેહ, ઇન્દ્રિયો, મન આદિ ગુણસમુદાયનેજ આત્માતરીકે જુએ છે, માટે તેઓના મતપ્રમાણે આત્મા ભોક્તા થાય છે. બીજા પ્રકાર પ્રમાણે તાર્કિકો ગુણોનુંજ પ્રાધાન્ય માનીને આત્માની અંદર જણાતા કર્તૃત્વ આદિના અભિમાનને વાસ્તવિક માને છે અને આત્માને કર્મફળનો સંચય કરનાર ભર્તાતરીકે માને છે. સાંખ્યો ત્રીજા પ્રકાર પ્રમાણે ગુણોનું સમાનરીતે પ્રાધાન્ય માની ગુણોની અંદરજ રહેલા ભોક્તૃત્વના સંગરહિત એવા આત્મામાં, વસ્ત્રની અંદર પડેલા ભીલામાના ડાઘની પેઠે માને છે; માટે તેઓના મત પ્રમાણે આત્મા અનુમંતા થાય છે; અને આપણે ( વેદાંતીઓ ) ચોથા પ્રકાર પ્રમાણે ગુણોનું પ્રાધાન્ય નહિ માનીને–અર્થાત્ ગુણોના ધર્મોનો, "સર્વથા આત્માની અંદર સંક્રમ (પ્રવેશ) છેજ નહિ" એમ માનીને, આત્માને કેવળ ઉદાસીન–બોધસ્વરૂપે ગુણોના પ્રચારને જોનારો માનીએ છીએ; માટે આપણા મતમાં આત્મા ઉપદ્રષ્ટા–સાક્ષી થાય છે. આ ચારેય પ્રકારના ગુણસંગીઓમાં ઉપદ્રષ્ટા–સાક્ષી ઉત્તમ છે, અનુમંતા મધ્યમ છે, ભર્તા અધમ છે અને ભોક્તા અધમાધમ

છે. તેનો તેજ આત્મા, ગુણોને વશ કરીને જ્યારે ક્રીડા કરે છે, ત્યારે તે મહેશ્વર કહેવાય છે; પણ સમગ્ર વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારો તથા જગતનો અંતર્યામી એવો તેનો તેજ આત્મા ગુણોને વશ કરી ક્રીડા કરનારો પૂર્વોક્ત મહેશ્વર, જ્યારે ગુણોનો તદ્દન ત્યાગ કરીને સ્થિત થાય છે, ત્યારે તે પરમાત્મા કહેવાય છે. જો કે ઉપદ્રષ્ટા આત્મા પણ ગુણોનો ત્યાગ કરીનેજ તેના સાક્ષીતરીકે રહેનારો હોય છે, તોપણ તે ઉપદ્રષ્ટા આત્મા તે ગુણોના વ્યવધાનવાળો હોવાથી તે ગુણોના પ્રચારસિવાયના બીજાના પ્રચારને જોઈ શકતો નથી; પણ આ પરમાત્મા તો સમગ્રના પ્રચારને જોનારો છે, માટેજ તે સર્વથી ઉત્કૃષ્ટ છે અને પરમાત્મા કહેવાય છે. તે આ પરમાત્માના સંબંધમાંજ આગળ જતાં કહેવાશે કે, **"उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥** ઉત્તમ પુરુષ તો એક બીજોજ છે કે જેને પરમાત્મા કહેલ છે. અવિનાશી એવા જે ઈશ્વર, ત્રણેય લોકમાં પ્રવેશ કરીને તેને ધારણ કરી રહ્યા છે." આ બંને પણ ગુણના સંગવાળા છે. એ પ્રમાણે દેહની અંદર રહેલો આત્મા એકજ છે, ગુણોથી પર રહેલો છે, પોતાનામાં ગુણોનો લય કરીને રહેલો છે અને અખંડ એક રસવાળો છે; છતાં ગુણોના સંગથી ૭ પ્રકારનો થાય છે, એજ એનો પ્રભાવ છે. (અહીં એટલું સમજવાનું છે કે, અનુમંતા, ભર્તા અને ભોક્તાસ્વરૂપે થયેલો આત્મા બંધાય છે તથા ઉપદ્રષ્ટા મહેશ્વર અને પરમાત્મસ્વરૂપે થયેલો આત્મા હમેશાં મુક્ત રહે છે. એકના એકજ આત્મામાં આટલો બધો ભેદ પડે છે, તેનું કારણ કેવળ ગુણોનો સંગજ છે. અહીં ભાષ્યના અર્થનું પણ અનુસંધાન કરી લેવું. વિસ્તારના ભયથી અમે તે દર્શાવતા નથી.) એ પ્રમાણે પૂર્વોક્ત લક્ષણવાળા આત્માનું જ્ઞાન થતાં ફળ કહે છેઃ—

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥**

આ પ્રમાણે જે મનુષ્ય, પરમઃપુરુષને તથા ગુણોસહિત પ્રકૃતિને જાણે છે, તે સર્વથા ગમે તેમ વર્તે તોપણ પુનર્જન્મને પામતો નથી.[૨૩]

(૨૩) અર્થાત્ પરમ પુરુષનું તથા વિકારોસહિત પ્રકૃતિનું જ્ઞાન ધરાવનાર મનુષ્ય શાસ્ત્રોક્ત કર્મો કરીને અથવા શાસ્ત્રનિષિદ્ધ કર્મો કરીને ગમે તેમ વર્તે તો એ પુનર્જન્મ પામતો નથી; પરંતુ મુક્તજ થાય છે.

એ પ્રમાણેના આત્મદર્શનમાં, અધિકારીઓના ભેદપરત્વે ભિન્ન ભિન્ન ઉપાયો હવે કહે છેઃ—

**ध्यानेनात्मनि पश्यंति केचिद् [illegible]**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥**

સાંખ્યયોગ અને કર્મયોગમાં કુશળતાવાળા કેટલાએક પુરુષો, ધ્યાનવડે પોતાના દેહમાં રહેલા પરમેશ્વરનો બુદ્ધિદ્વારા સાક્ષાત્કાર કરે છે; અને તે સિવાયના બીજા પુરુષો, કર્મયોગવડેજ આત્માનો સાક્ષાત્કાર કરે છે.[૨૪]

(૨૪) અહીં "જેઓ આત્માને જાણવાની ઇચ્છા કરે છે, તેઓ નિષ્કામ કર્મોથી પરમેશ્વરનું આરાધન કરે છે" તેવા કર્મયોગીઓ કહેલા છે. તે કર્મયોગીઓ પોતાને વિવિદિષા ઉત્પન્ન થઇ ગયા પછી વેદાંતનું શ્રવણ કરવામાં પ્રવૃત્ત થાય છે, ત્યારપછી પ્રમાણમાં રહેલી અશ્રદ્ધાને દૂર કરવા માટે તેઓ પ્રયત્ન કરે છે; અને તે અશ્રદ્ધા જ્યારે દૂર થઇ જાય છે, ત્યારે તેઓ પ્રમેયમાં રહેલી અશ્રદ્ધાને દૂર કરવામાટે તેજ અર્થનું મનન કરવામાં પ્રવૃત્ત થાય છે અને તેમનેજ સાંખ્યો કહેલા છે. ત્યારપછી એટલે પ્રમાણ અને પ્રમેયમાં રહેલી અશ્રદ્ધા જ્યારે દૂર થઇ જાય છે, ત્યારે આત્માથી ભિન્ન એવા દેહાદિકવિષે આત્મબુદ્ધિરૂપ વિપરીત ભાવનાની નિવૃત્તિ કરવામાટે વિજાતીય જ્ઞાનના તિરસ્કારપૂર્વક સજાતીય જ્ઞાનના પ્રવાહને અનુરૂપ નિદિધ્યાસન કરવામાં તેઓ પ્રવૃત્ત થાય છે. ત્યારપછી જ્યારે તે નિદિધ્યાસન બરાબર પરિપક્વકાળમાં આવી જાય છે, ત્યારે પોતાની બુદ્ધિની વૃત્તિમાં પરમેશ્વરનો જેઓ સાક્ષાત્કાર કરે છે તેઓ ધ્યાન કરનારા કહેવાય છે. તેમાં જેઓ કર્મ અને સાંખ્યમાં બરાબર નિષ્ણાત—કુશળ થયેલા હોય છે, તેઓ ધ્યાનવડે પોતાના દેહમાં બુદ્ધિદ્વારા પરમેશ્વરનો સાક્ષાત્કાર કરે છે; પણ જેઓ કર્મ કરનારા નથી તેઓ વિચારસ્વરૂપ એવા સાંખ્યયોગથી ધ્યાનદ્વારા પરમેશ્વરનો સાક્ષાત્કાર કરે છે. વળી બીજા કેટલાએક તો પ્રથમ કહેલા કર્મયોગથીજ ધ્યાનદ્વારા પરમેશ્વરનો સાક્ષાત્કાર કરે છે. (અહીં આ ત્રણેય સાધનોનો સમુચ્ચય છે પણ વિકલ્પ નથી.)

હવે બીજો પક્ષ કહે છેઃ—

**अन्ये त्वे मजानंतः श्रु[illegible]न्यभ्य [illegible]त ।**
**तेऽपि चातितरंत्येव मृत्युं [illegible]तिपरायणाः ॥**

બીજા કેટલાએક આ પ્રમાણે નહિ જાણતા હોવાથી આચાર્ય આદિ બીજાઓ પાસેથી શ્રવણ કરીને પરમેશ્વરનું ઉપાસન કરે છે, તેઓ પણ સંસારને તરીજ જાય છે; કારણકે તેઓ શ્રવણરૂપ મોક્ષસાધનમાં પ્રવૃત્ત થયેલા છે.[૨૫]

(૨૫) જેઓ ઉહાપોહ કરવાની કુશળતાથી રહિત છે, પૂર્વના પ્રકારને જાણતા નથી તથા પૂર્વોક્ત પુરુષો કરતાં વિલક્ષણ છે, તેઓ આચાર્ય આદિ બીજાઓ પાસેથી આત્માનું નિર્વિશેષ બ્રહ્મચૈતન્ય સ્વરૂપ તથા તેની ઉપાસનાનો માર્ગ સમજી લઇને પરમાત્માનું ઉપાસન કરે છે; તથા પૂર્વોક્ત પ્રકારે ધ્યાન કરે છે, તેઓ પણ સંસારને તરીજ જાય છે. જયારે આવા પુરુષો પણ સંસારને તરી જાય છે, ત્યારે પૂર્વોક્ત શ્લોકમાં દર્શાવેલા પુરુષો, સંસારને તરી જાય એમાં શું આશ્ચર્ય છે ? જો કે, આ શ્રવણરૂપ સાધનથી ઉપાસના કરનારાઓનો ક્રમ મુખ્ય તો નથીજ, તોપણ તેઓ સંસારને અવશ્ય તરી જાય છે એમાં સંશય નથી; કારણ કે તેઓ શ્રવણનેજ મોક્ષસાધનતરીકે માનનારા હોય છે, તેઓની ધ્યાનમાં અતિશય પ્રવૃત્તિ હોય છે, તેથી તેઓને ચિત્તશુદ્ધિમાટે કર્મો કરવાની જરૂર રહેતી નથી; પણ વેદોક્ત તત્ત્વમાં નિશ્ચયને દઢ કરીને અસંભાવના–અશ્રદ્ધાને દૂર કરવામાટે શ્રવણમનનનીજ જરૂર છે. આ બ્રહ્મસાક્ષાત્કારને કેટલાએક સંવાદિ ભ્રમરૂપ કહે છે; અને બીજા કેટલાએક પ્રમાણરૂપ કહે છે. જેમકે કોઇ પુરુષ મણિની કાંતિને મણિરૂપ જોતો ભ્રમિતજ ગણાય છે, તોપણ તે કાંતિનું ગ્રહણ કરતી વેળાએ સત્યસ્વરૂપવાળા મણિનેજ પામે છે. આનું નામજ સંવાદિ ભ્રમ કહેવાય છે. એજ પ્રમાણે **तत्** પદાર્થરૂપ મણિની પ્રભારૂપ એવા **त्वं** પદાર્થની **तत्** બુદ્ધિથી ભાવના કરતો પુરુષ, વ્યવહારદૃષ્ટિએ તો ભ્રમિત થયેલોજ ગણાય છે; તોપણ તે **त्वं** પદાર્થનો સાક્ષાત્કાર કરતી વેળાએ તેથી ભિન્ન એવા **तत्** પદાર્થનોજ તે પુરુષને સંવાદિ ભ્રમના ન્યાય પ્રમાણે સાક્ષાત્કાર થાય છે. વસિષ્ઠ કહે છે કે, " **असत्ये सत्यता साधो शाश्वती परिदृश्यते । शून्येन ध्यानयोगेन शाश्वतं प्राप्यते पदम् ॥**–જોકે વ્યાવહારિક દૃષ્ટિએ–અર્થાત્ બ્રહ્મનાં નિર્વિશેષ સ્વરૂપની દૃષ્ટિએ–આ જીવાત્મા, અસત્જ છે; છતાં પણ તેમાં નિર્વિશેષ સ્વરૂપની જે ભાવના કરવી તે, શીની અંદર અગ્નિનું ધ્યાન કરવા જેવો નિર્વિષય શૂન્ય યોગ છે; છતાં પણ હે સત્પુરુષ રામ ! તે નિર્વિષય શૂન્ય એવા ધ્યાનયોગથી પણ શાશ્વતી સત્યતા એટલે પરમાત્માનું નિર્વિશેષ સ્વરૂપ જોઈ શકાય છે અને શાશ્વતનું પદ પ્રાપ્ત કરી શકાય છે." વળી કલ્પદ્રુમાચાર્ય તો કહે છે કે, " **वेदांतवाक्यजध्यान भावनाजाऽपरोक्षधीः । मूलप्रमाणदार्ढ्येन भ्रमत्वं प्रतिपद्यते ॥** વેદાંતશાસ્ત્રોનાં વાક્યોથી ઉત્પન્ન થયેલા ધ્યાનથી અને ભાવનાથી ઉત્પન્ન થયેલી અપરોક્ષ બુદ્ધિ, મૂળ પ્રમાણની દઢતાને લીધે ભ્રમસ્વરૂપ થાય છે."

પ્રથમ " **कार्यकारणकर्तृत्वे** " એ વીસમા શ્લોકમાં, ચેતન અને જડસ્વરૂપ એવાં પુરુષ અને પ્રકૃતિના એકબીજાના ધર્મનો એકબીજામાં અધ્યાસ કહેલો છે. તે ગુણસંગરૂપ અધ્યાસજ અનેક પ્રકારના જન્મોમાં પુરુષને કારણભૂત છે, એ વાત પણ " **कारणं गुणसंगोऽस्य** " એ એકવીશમા શ્લોકના ઉત્તરાર્ધમાં કહેલી છે. હવે એ વાતનુંજ વધારે સ્પષ્ટીકરણ કરે છેઃ—

**यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।**
**क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६॥**

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! આ જગતમાં જે કંઇ સ્થાવરજંગમ પ્રાણી ઉત્પન્ન થાય છે, તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથીજ ઉત્પન્ન થાય છે, એમ તારે સમજવું.[૨૬]

(૨૬) પ્રથમ જે **गुणसंगः** એમ કહેલું છે, તે પરથી એમ નહિ સમજવું કે રૂપ આદિ ગુણોની આસક્તિથી અનેક પ્રકારના જન્મો થાય છે; પરંતુ એકબીજાનો એકબીજાની અંદર એકીભાવ થવાના અધ્યાસરૂપ ક્ષેત્રક્ષેત્રજ્ઞનો સંયોગજ અનેક પ્રકારના જન્મોનું કારણ છે, એમ સમજવું.

હવે તે અધ્યાસનો કેવી રીતે નાશ કરવો તે કહે છેઃ—

**समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥**

જે મનુષ્ય સર્વ નાશવંત પ્રાણી પદાર્થમાં અવિનાશી પરમેશ્વરને સમાનપણે રહેલા જુએ છે, તેજ યથાર્થ જુએ છે.[૨૭]

(૨૭) પરમેશ્વર અપરિણામી સ્વરૂપે, અહંકારના ભાસક સ્વરૂપે તથા નિત્ય સમસ્વરૂપે સર્વ

ભૂતોની અંદર રહેલા છે. ભૂતો દેહાદિ આકારે પરિણામ પામે છે, તોપણ તે પરમાત્મા સદા અપરિણામીજ છે. દેહમાંજ તે પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે. તે સર્વના અંતર્યામી છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કરનારા છે અને તેથીજ દોરીની અંદર ભ્રાંતિથી દેખાતા સર્પના અદર્શનની પેઠે, અંતર્મુખદૃષ્ટિએ સર્વ ભૂતોનું અદર્શન થયા છતાં પણ તે પરમેશ્વરનું કદી અદર્શન થતું નથી; કારણ કે તે સર્વવ્યાપક છે, સર્વની અંદર સતત ગતિવાળા છે તથા નિત્ય દ્રષ્ટાસ્વરૂપ છે અને સર્વ અવસ્થાઓમાં અદર્શન પામતા નથી; આમ જે જુએ છે, તેજ ખરૂં જોનારો છે. બાકીના બધા આંધળાજ છે.

પૂર્વોકત દર્શનનું ફળ કહે છેઃ—

**समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥**

સર્વસ્થળે સારી રીતે રહેલા પરમેશ્વરને સમસ્વરૂપે જોનારો પુરુષ, પોતાના આત્માવડે ( દેહાદિવડે ), આત્માનો ( અનેક પ્રકારની યોનિઓમાં પાડવારૂપ ) નાશ કરતો નથી અને તેથી તે પરમગતિ–મોક્ષને પામે છે.૨૮

(૨૮) પોતાના દેહમાં જેમ પરમેશ્વર રહેલા છે તેમજ સર્વ સ્થળે પણ રહેલા છે, આમ સમસ્વરૂપે પરમાત્માને જોનારો પુરુષ, પોતાના દેહાદિવડે આત્માનો નાશ કરતો નથી–અર્થાત્ અનેક પ્રકારની યોનિઓનાં સંકટોમાં પાડીને આત્માને પીડતો નથી, પરંતુ તેથી પરમગતિ મોક્ષને પામે છે; અથવા સર્વ સ્થળે એકજ આત્માને જોનારો તે પુરુષ, પોતાનોજ તેમ બીજાનો પણ નાશ કરતો નથી–અર્થાત્ સર્વના પર દયાળુ રહે છે અને તેથી પરમગતિને પામે છે.

હવે અર્જુન શંકા કરે છે કે, જેમ ઉષ્ણ સ્વભાવવાળો અગ્નિને શીત સ્વભાવવાળો જોઇ શકતો નથી, તેમ વિષમ સ્વભાવવાળાં ભૂતોને કયો પુરુષ સમબુદ્ધિથી જોઈ શકે? આનું સમાધાન કરતા ભગવાન કહે છેઃ—

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।**
**यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥**

સર્વ પ્રકારે કર્મોને પ્રકૃતિથીજ કરાતાં જે પુરુષ જુએ છે; તથા આત્માને અકર્તા જુએ છે, તે પુરુષજ સર્વસ્થળે સમબુદ્ધિથી જોઇ શકે છે.૨૯

(૨૯) મન, વચન અને કાયાથી જે કોઇ કર્મો આરંભાય છે, તે સર્વ કર્મોને પ્રકૃતિજ કર્યા કરે છે, પણ આત્મા કરતો નથી. આમ વિચારીને જે પુરુષ પ્રકૃતિને કર્ત્રી જુએ છે તથા આત્માને અકર્તા જુએ છે, તે પુરુષજ પૂર્વોક્ત રીતિ પ્રમાણે સર્વ સ્થળે સમબુદ્ધિથી જોઈ શકે છે.

પ્રકૃતિજ કર્ત્રી છે, પણ આત્મા કર્તા નથી એમ શાપરથી કહો છો? આના ઉત્તરમાં કહે છેઃ—

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३०॥**

આ સમગ્ર ભૂતોનું દશ્યમાન ભિન્ન સ્વરૂપ એક આત્મામાંજ રહેલું છે તથા તે આત્માથીજ તે ભિન્ન સ્વરૂપ વિસ્તાર પામેલું છે. આમ જ્યારે પુરુષ જુએ છે ત્યારે તે બ્રહ્મસ્વરૂપ થઇ જાયછે. ૩૦

(૩૦) આકાશ આદિ અને જરાયુજ, સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ આદિ ભૂતોનો અનેક પ્રકારે રહેલો જે આ પૃથક્‌ભાવ દેખાય છે તે, દોરીની અંદર દેખાતા સર્પાદિની પેઠે અથવા સુવર્ણમાંથી જૂદી રીતે દેખાતાં કુંડળ આદિની પેઠે એક આત્મામાંજ લય પામીને રહેલ છે; તથા વ્યુત્થાનાવસ્થા પછી જેમ સ્વપ્નાદિનો વિસ્તાર જોવામાં આવે છે, તેમ એકજ આત્મામાંથી આ સર્વ ભૂતોનો પૃથક્‌ભાવ દેખાય છે. આમ જે પુરુષ, શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશ પ્રમાણે જ્યારે જુએ છે, ત્યારે તે બ્રહ્મસ્વરૂપ થાય છે. કહેવાનો ભાવ એ છે કે, જે ક્રિયાવાળું હોય છે, તેજ કર્તા કહેવાય છે અને ચલન તે ક્રિયા કહેવાય છે; તો તેવું ચલન, પરિચ્છિન્ન સ્વભાવવાળાં, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં તથા આત્માથી ભિન્ન સ્વરૂપવાળાં બુદ્ધિ આદિનેજ કેવળ સંભવે છે; પણ સર્વવ્યાપક તથા સર્વભૂતોના પૃથક્‌ભાવને ગળી જવાના સ્વભાવવાળા આત્માને સંભવતું નથી, માટેજ આત્મા અકર્તા છે અને પ્રકૃતિ કર્ત્રી છે.

વળી અર્જુન શંકા કરે છે કે, તમારા કહેવા પ્રમાણે વ્યાપક સ્વરૂપવાળા આત્માને કર્તાતરીકે ભલે આપણે ન સ્વીકારીએ; પણ દેહાદિથી યુક્ત થયેલા પરિચ્છિન્ન સ્વભાવવાળા આત્માને તમારે કર્તા કહેવોજ પડશે; નહિ તો અનુભવનો વિરોધ આવે. આ શંકાનું સમાધાન કરવામાટે ભગવાન કહે છેઃ—

**अनादित्वान्निर्गुणत्वात् परमात्मायमव्ययः ।**
**शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥**

આ પરમાત્મા અવિકારી છે; કારણકે તે અનાદિ અને નિર્ગુણ છે. હે કુંતીપુત્ર ! તે પરમાત્મા શરીરમાં રહેલા છે, છતાં પણ કંઇ કરતાએ નથી અને લેપાતાએ નથી.[૩૧]

(૩૧) આત્મા સર્વ પ્રાણીઓને નિત્ય અપરોક્ષ છે અને દેહ આદિ બીજા પદાર્થોથી તે ભિન્ન છે; તથા અન્નમય, મનોમય, પ્રાણમય, વિજ્ઞાનમય અને આનંદમય-એ પાંચ કોશોથી પણ અતીત છે, માટેજ તે પરમ આત્મા કહેવાય છે. વળી તે આત્મા, અવ્યય છે એટલે દેશથી, કાળથી કે વસ્તુથી ન માપી શકાય તેવો છે; કારણ કે તે અનાદિ છે. જે વસ્તુ આદિમત્ છે તેનુંજ માપ થઇ શકે છે, માટેજ આકાશ આદિ આદિમત્ વસ્તુઓ અવ્યય નથી. હવે અહીં કોઈ શંકા કરે કે, અનાદિભાવ નિયમે કરીને અનંત હોય છે તેથી અનાદિ એવો આત્મા, કાળથી માપી શકાય તેવો નથી; તેમજ જે વસ્તુ દેશથી માપી શકાય તેવી હોય છે તેનો અવશ્ય નાશજ થાય છે અને તે અનાદિ પણ કહેવાતી નથી, માટે આત્માનો દેશથી પણ માપ થઇ શકે તેમ નથી. કદાચ તમે કહેશો કે, પરમાણુની પેઠે આત્માનું દેશથી તો માપ થઇ શકશે. ના, પણ તેમ નહિ કહેવાય; કારણ કે દશે દિશાઓવાળા પ્રદેશમાં રહેનાર આત્મારૂપ દ્રવ્ય નિરવયવ સ્વરૂપવાળા પરમાણુતરીકે સિદ્ધ નથી. પરમાણુ તો એકજ પ્રદેશમાં રહેનારો છે, કારણ કે પરમાણુનો પૂર્વદિશાથી અવચ્છિન્ન થયેલો ભાગ, પશ્ચિમ દિશાવડે પામી શકાતો નથી અને તેમ હોવાથી અનુભવનો પણ વિરોધ આવતો નથી; માટે સિદ્ધ થાય છે કે, આત્માનો દેશથી પણ પરિચ્છેદ ( માપ ) થઈ શકતો નથી અને તેજ કારણથી આત્માનો સજાતીય અથવા વિજાતીય વસ્તુથી પણ પરિચ્છેદ થઇ શકતો નથી. એ બધી વાત તો ખરી, પણ વિચિત્ર શક્તિવાળા, નવા નવા પ્રપંચોને રચવામાં સમર્થ, ત્રિગુણાતીત, સર્વના ઈશ્વર અને સર્વને જાણનાર એવા આત્માનો સ્વગત ભેદ તો અવશ્ય હોવોજ જોઇએ; અને તેથીજ પોતાની શક્તિ જે માયા તેથી યુક્ત સ્વરૂપવાળા તે પરમાત્માને જગતના કર્તાતરીકે તથા દેહ આદિથી યુક્ત સ્વરૂપવાળા તે પરમાત્માને અગ્નિહોત્રઆદિના કર્તાતરીકે અવશ્ય કહેવાજ પડશે. આ શંકાનું નિરાકરણ કરવા માટેજ મૂળમાં કહે છે કે, "નિર્ગુણત્વાત્-પરમાત્મા નિર્ગુણ છે." આકાશ આદિ ગુણવાન પદાર્થોજ સંયોગ, વિભાગ અથવા ઉપાધિને પામીને પોતાના શબ્દ આદિ ગુણોને પ્રકટ કરે છે; પણ તે ગુણવાન પદાર્થો પોતાનામાં નહિ રહેલા સ્પર્શઆદિ ગુણોને કોઇ પણ ઉપાધિથી દર્શાવવાને સમર્થ નથી. એ પ્રમાણે સર્વગુણોથી રહિત એવો આત્મા માયા, દેહ આદિ અવચ્છેદ વસ્તુને પામીને પણ કર્તૃત્વઆદિ ગુણને પ્રકટ કરવા સમર્થ નથી. મૂળમાં આ વાતનેજ ફલિતાર્થ કહેલો છે કે, હે કુંતીપુત્ર! આત્મા શરીરમાં રહીને પણ કંઇ કરતો નથી તથા લેપાતો પણ નથી.

આત્મા નિર્ગુણ છે, માટે કંઇ કરતો નથી, એ વાત સિદ્ધ થઇ. "હવે આત્મા લેપાતો નથી" એ વાતને સિદ્ધ કરે છેઃ-

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥**

જેમ આકાશ સર્વમાં રહેલું છતાં સૂક્ષ્મ હોવાને લીધે કશાથી લેપાતું નથી; તેમ આત્મા પણ સર્વ દેહમાં રહેલો છતાં અતિશય સૂક્ષ્મ હોવાથી પ્રકૃતિના ગુણોવડે લેપાતો નથી.[૩૨]

(૩૨) અર્થાત્ આકાશ સૂક્ષ્મ હોવાથી તથા સંગરહિત સ્વભાવવાળું હોવાથી ધૂમાડા આદિથી જેમ લેપાતું નથી; તેમ આત્મા પણ પુણ્ય, પાપ આદિથી લેપાતો નથી.

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥**

જેમ સૂર્ય એકજ છતાં સર્વ લોકોને પ્રકાશે છે; તેમ હે ભારત ! આ એકજ ક્ષેત્રજ્ઞ પરમાત્મા સર્વ ક્ષેત્રરૂપી શરીરોને પ્રકાશે છે.[૩૩]

આત્મા કરતો નથી તથા લેપાતો નથી, એ બંને વાતનું બીજા દૃષ્ટાંતદ્વારા પ્રતિપાદન કરે છેઃ-

(૩૩) જેમ એકજ સૂર્ય, પોતાની સત્તામાત્રથી સમગ્ર વિશ્વને પ્રકાશિત કરે છે; પણ સાળવી જેમ વ્યાપારયુક્ત થઇને પટને પ્રકાશિત (તૈયાર) કરે છે, તેમ વ્યાપારયુક્ત થઇને સૂર્ય વિશ્વને પ્રકાશિત કરતો નથી તથા પ્રકાશના ધર્મો-દુર્ગંધ આદિથી લેપાતો પણ નથી. એમજ આ ક્ષેત્રજ્ઞ પણ સૂર્યની પેઠે એકજ છે અને મહાભૂત આદિ ચોવીસ તત્ત્વોમય તથા ઈચ્છા, દ્વેષ આદિ વિકારોથી યુક્ત એવાં અનેક પ્રકારનાં ક્ષેત્રને પોતાની સત્તામાત્રથી પ્રકાશિત કરે છે; પણ વ્યાપારયુક્ત થઇને

પ્રકાશિત કરતો નથી, તેથી હે ભારત! તે આત્મા, ક્ષેત્રના પુણ્ય, પાપ આદિ ધર્મોથી લેપાતો નથી. અહીં સૂર્યનું દૃષ્ટાંત આપીને એમ દર્શાવ્યું છે કે, આત્મા એક છે, અકર્તા છે અને નિર્લેપ છે. શ્રુતિઓ પણ કહે છે કેઃ–

**"यथा ह्ययं ज्योतिरात्मा विवस्वानपोभिन्ना बहुरूपोऽनुगच्छन् । उपाधिना क्रियते भेदरूपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा ॥**—જેમ આ જ્યોતિસ્વરૂપ સૂર્ય, જૂદાં જૂદાં જળપાત્રોને અનુસરતાં ઉપાધિને લીધે પોતે એક છે; છતાં અનેક સ્વરૂપવાળો થઇ શકે છે, તેમજ અજન્મા એવો આ પ્રકાશમય આત્મા, જૂદાં જૂદાં ક્ષેત્રોને અનુસરતી ઉપાધિને લીધે અનેક સ્વરૂપવાળો થઇ શકે છે." વળી પણ "**सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः**" "જેમ સૂર્ય સર્વ લોકના ચક્ષુરૂપ છે, તોપણ ચક્ષુના બાહ્યદોષોવડે લેપાતો નથી, તેમ એકજ એવો સર્વભૂતોનો અંતર્યામી આત્મા, લોકના દુઃખથી લેપાતો નથી; કારણ કે તે વાસ્તવિકરીતે લોકોથી ભિન્ન છે."

હવે આખા અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છેઃ–

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥३४॥**

**એ પ્રમાણે જેઓ જ્ઞાનદૃષ્ટિથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ભેદને તથા આકાશ આદિ સર્વભૂતોનાં ઉપાદાનકારણભૂત એવી ત્રિગુણાત્મક અવિદ્યાના સમૂળગા નાશને જાણે છે, તેઓ મોક્ષને પામે છે.**[૫]

(૩૪) એ પ્રમાણે પ્રથમ કહેલાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના પૂર્વોક્ત રીતિએ–જડ, ચેતન, કર્તા, અકર્તા, વિકારી, અવિકારી આદિ ભેદને–બંનેની પરસ્પર વિલક્ષણતાને, શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશદ્વારા થયેલાં આત્મજ્ઞાનરૂપ જ્ઞાનચક્ષુવડે જેઓ જાણે છે, તેઓ મોક્ષને પામે છે. અહીં કોઈ પ્રશ્ન કરે કે, જેમ સાંખ્યમતવાળાઓ, પ્રકૃતિ અથવા પુરુષનું જ્ઞાન થવાથી મોક્ષ થાય એમ માને છે, તેમ આપણે વેદાંતીઓએ પણ પ્રકૃતિ અથવા પુરુષના જ્ઞાનથીજ મોક્ષ થવાનું માનવું કે શું? આના ઉત્તરમાં કહેવાનું કે, આકાશ આદિ ભૂતોના ઉપાદાન કારણભૂત એવી ત્રિગુણાત્મક જે અવિદ્યા, તેનો વિદ્યાવડે જેઓ સમૂળગો નાશ કરી જાણે છે, તેઓજ મોક્ષને પામે છે; પણ કેવળ પ્રકૃતિ અને પુરુષના ભેદને જાણનારાજ મોક્ષને પામતા નથી. જો પ્રકૃતિ, એક સત્ય અને વ્યાપક હોય તો અલિપ્ત દૃષ્ટિવાળા અને વ્યાપક એવા અનેક મુક્ત પુરુષોને પણ સર્વથા તે પ્રકૃતિનું દર્શન થયા કરે અને તેઓને પણ બંધન આવી પડે; પણ જો પ્રકૃતિ મિથ્યાજ છે તોજ જેઓને આત્મસાક્ષાત્કાર થયો છે તેઓની દૃષ્ટિએ દોરીમાં દેખાતા સર્પની પેઠે તે પ્રકૃતિનો સર્વથા બાધ થઇ શકે છે; અને તેઓની દૃષ્ટિએ પછી ત્રણેય કાળમાં તે પ્રકૃતિ છેજ નહિ, એમ કહી શકાય; પણ જેઓને આત્મસાક્ષાત્કાર નથી થયો, તેઓને માટે તો તે પ્રકૃતિ અનાદિ અને અનંતજ છે એમ કહી શકાય. માટે કેવળ પ્રકૃતિ અને પુરુષના માત્ર ભેદજ્ઞાનથીજ મોક્ષ થતો નથી, પરંતુ પ્રકૃતિનો બાધ કરી પુરુષનું જ્ઞાન કરવાથીજ બંધની નિવૃત્તિ થાય છે. જેમ દોરીની અંદર દેખાતા સર્પનો બાધ કરી, દોરીનું જ્ઞાન કરવાથી ભયની નિવૃત્તિ થાય છે તેમ.

**ઈતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતાપર્વમાં "ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ" એ વિષયનો અધ્યાય ૩૭ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૮ મો

## ગુણત્રયવિભાગયોગ

પૂર્વના અધ્યાયના અંતમાં કહ્યું કેઃ–"**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ।**" તેમાં ભૂતપ્રકૃતિ એટલે શું? તે ભૂતપ્રકૃતિને કોનો આશ્રય છે? કોના આશ્રયથી તે ભૂતોને ઉત્પન્ન કરે છે? અને કેવી રીતે તે સર્વને બંધન કરનાર થઇ પડે છે? તથા કેવી રીતે તેમાંથી મોક્ષ થાય છે? વળી તેમાંથી મુક્ત થયેલા પુરુષોનું શું લક્ષણ હોય છે? આ બધા વિષયોનું વિવરણ કરવામાટે આ ચૌદમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે; તેમાં પ્રથમ ભગવાન શ્રીકૃષ્ણ, અર્જુનને રુચિ ઉપજાવવા માટે પરમજ્ઞાનનાં વખાણ કરે છેઃ—

**॥ श्रीभगवानुवाच ॥**

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥**

**શ્રીભગવાને કહ્યુંઃ–હે અર્જુન! હું તને ફરીથી પણ સર્વ જ્ઞાનોમાં ઉત્તમ એવું બ્રહ્મવિષયક ઉત્કૃષ્ટ જ્ઞાન કહું છું, કે જેને જાણીને સર્વ**

ઓ આ સંસારમાંથી પરમસિદ્ધિને પામી યા છે.[1]

(૧) ભગવાન અર્જુનને કહે છે કે, હે અર્જુન ! મેં તને વારંવાર કહેલું છે, છતાં પણ રીથી હું તને સર્વથી ઉત્કૃષ્ટ એવું બ્રહ્મવિષયક ાન કહું છું. તે જ્ઞાનનું સ્વરૂપ આ પ્રમાણે છેઃ- ર્વે કહેલાં અમાનિ આદિ તથા યજ્ઞ આદિ જ્ઞાનનાં ાધનોમાં તે જ્ઞાન અંતરંગ સાધન છે-અર્થાત્ એ બધાં કેવળ બાહ્ય સાધનો છે અને આ ાન તો તેઓમાં ઉત્તમ હોઇને અંતરંગ સાધનત છે તથા મોક્ષરૂપ ફળને આપનારૂં છે. "**अहं घटं जानामि**-હું ઘડાને જાણું છું" એ વાક્ય ાલતાં જૂદા જૂદા વિષયપરત્વે ત્રણ પ્રકારનું ાન થાય છે; તેમાં પ્રથમ **अहम्** ના અર્થનું ાન થાય છે, પછી ઘટના આકારસ્વરૂપે થયેલી ૃત્તિનું જ્ઞાન થાય છે અને છેવટે ઘટના સ્વરૂપનું ાન થાય છે. તેમાં પ્રથમનાં જે બે જ્ઞાન છે તે ંતિમ ઉત્તમ જ્ઞાન નથી; પરંતુ છેવટનું ઘટને કાશ કરવારૂપ ફળવાળું જે જ્ઞાન થાય છે જ ઉત્તમજ્ઞાન છે-અર્થાત્ તેજ પરબ્રહ્મરૂપ છે. ાર્તિકકારો કહે છે કેઃ-"**परागर्थप्रमेयेषु या ़लत्वेन संमता। संवित्सैवेह मेयोऽर्थो वेदांोक्तिप्रमाणतः॥**-બાહ્યવિષયોના પ્રમેયમાં જેને ળસ્વરૂપે માનેલ છે તેવું જે છેવટનું જ્ઞાન, તેને દાંતશાસ્ત્રનાં વચનપ્રમાણથી જ્ઞેય અર્થ-શુદ્ધ બ્રહ્મ હે છે."

વળી તે જ્ઞાનને વેદાંતશાસ્ત્રનાં વાક્યોથી ઉત્પન્ન થયેલી બુદ્ધિવૃત્તિદ્વારા અપરોક્ષ કરીને સર્વ ુનિઓ, આ સંસારથી મુક્ત થઇ મોક્ષ પામી યા છે.

**दं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः।**
**र्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च॥२॥**

આ જ્ઞાનનો આશ્રય કરીને (મુનિઓ) ારા સમાનપણા (સાયુજ્ય) ને પામી ગયા ે. (તેઓ) સૃષ્ટિસમયે ઉત્પન્ન થતા નથી થા પ્રલયસમયે વ્યથા પામતા નથી.[2]

(૨) વિષય અને વિષયીરૂપ વિકલ્પોથી રહિત ેવા આ જ્ઞાનનો આશ્રય કરીને મારા-ઇશ્વરના ામાનધર્મને તેઓ પામી ગયા છે-અર્થાત્ હું જેવો ર્વસ્વરૂપ, સર્વનિયંતા તથા સર્વ પદાર્થોનો અધિષ્ઠાતા છું, તે પ્રમાણેજ તેઓ પણ સર્વસ્વરૂપ, ર્વના નિયંતા અને સર્વના અધિષ્ઠાતા થાય છે. શ્રુતિઓ પણ કહે છે-"**य एवं वेदाहं ब्रह्मास्मीति स इदं सर्वं भवति**-જે પુરુષ 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે જાણે છે તે આ સર્વ વિશ્વસ્વરૂપ થાય છે." વળી "**स सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपतिः स न साधुना कर्मणा भूयान् नो एवासाधुना कनीयान्**-તે જ્ઞાની પુરુષ, સર્વને વશ રાખનારો છે, સર્વનો ઇશ્વર છે અને સર્વનો અધિપતિ છે. તે સારાં કામ કરવાથી મહાન થતો નથી કે નરસાં કામ કરવાથી હલકો થતો નથી." આ શ્રુતિઓ, ઇશ્વરના સમાન ધર્મોની પ્રાપ્તિને જ્ઞાનનાં ફળતરીકે કહે છે. વળી કાકભુશુંડિ વગેરે પણ જ્ઞાનના બળથી સૃષ્ટિના સમયે ઉત્પન્ન થતા નથી તથા પ્રલયકાળે તે તે ભૂત સ્વરૂપ થઇને પ્રલયકાળના અગ્નિ આદિથી વ્યથા-પીડા પણ પામતા નથી. (આ બન્ને શ્લોકોનું ભાષ્યકાર શ્રીશંકરાચાર્યે હવે પછી કહેવામાં આવતા જ્ઞાનની સ્તુતિપરત્વે વિવરણ કર્યું છે; અને એવો અર્થ કરેલો છે કે, આ જ્ઞાનના સાધનનું અનુષ્ઠાન કરીને તેઓ મારાં સ્વરૂપને પામી ગયેલા છે. ઇત્યાદિ.)

હવે તે ભૂતપ્રકૃતિ એ કોણ ? કોનો આશ્રય કરી તે ભૂતોને ઉત્પન્ન કરનારી થાય છે ? એ વાતને કહે છેઃ—

**मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥**

હે ભરતવંશી અર્જુન ! ત્રિગુણાત્મિકી માયા મારૂં પ્રવેશસ્થાન છે. તે માયામાં હું મારાં પ્રતિબિંબરૂપ ગર્ભને ધારણ કરૂં છું-અર્પણ કરૂં છું. પછી મારાં પ્રતિબિંબના ગર્ભવાળી તે માયાથી મહત્તત્ત્વ, હિરણ્યગર્ભ આદિ સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે.[3]

(૩) મારી ત્રિગુણાત્મિકી માયા, મહત્તત્ત્વરૂપ પ્રથમ કાર્યનું વૃદ્ધિજનક કારણ છે; માટે તે **महद्ब्रह्म** કહેવાય છે. વળી તે માયાનાં અવ્યક્ત, અવ્યાકૃત આદિ બીજાં નામો પણ છે. તે માયામાં હું મારાં પ્રતિબિંબરૂપ ગર્ભને અર્પણ કરૂં છું. પછીથી ચૈતન્યસ્વરૂપ એવા મેં અર્પણ કરેલા ગર્ભવાળી તે માયાથી ઉત્પત્તિસ્વભાવધર્મવાળાં મહત્તત્ત્વ, હિરણ્યગર્ભ આદિ ભૂતોની ઉત્પત્તિ થાય છે. હે ભરતવંશી અર્જુન ! મેં તને એ પ્રમાણે તે માયાનું સ્વરૂપ કહ્યું, તેથી

સિદ્ધ થાય છે કે, પ્રકૃતિને જગતની ઉત્પત્તિ કરતી વેળા મારા પ્રતિબિંબની ખાસ જરૂર પડે છે; પણ સ્વતંત્ર રીતે જગત ઉત્પન્ન કરી શકાતું નથી, માટે સાંખ્યમતવાળાઓ પ્રકૃતિનું જે સ્વતંત્રપણું માને છે તે ખંડનીય છે.

**सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवंति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥**

હે કુંતાના પુત્ર! સર્વ યોનિઓમાં જે શરીરો ઉત્પન્ન થાય છે, તેમનું કારણ ( માતારૂપી જન્મસ્થાન ) પૂર્વોક્ત માયા છે અને હું બીજ આપનારો પિતા છું.[૪]

(૪) સર્વ ઉપાદાનકારણભૂત યોનિઓમાં પૃથ્વીની અંદર ઔષધિઓની પેઠે દેવ, મનુષ્ય, તિર્યંચ અને સ્થાવરસ્વરૂપે ચાર પ્રકારનાં જે શરીરો ઉત્પન્ન થાય છે; તેઓનું, મહત્તત્ત્વ આદિને વધારનારી પૂર્વોક્ત માયાજ કારણ છે. હું તો તે શરીરોને ઉત્પન્ન કરવામાં બીજ આપનાર પિતા છું, એટલે હું તે શરીરોમાં પણ મારાં પ્રતિબિંબને અર્પણ કરનારો છું. જેમ પુરુષ સ્ત્રીની અંદર પ્રથમ વીર્ય સિંચન કરે છે અને તેથી સ્ત્રીથી શરીરની અને પુરુષના વીર્યથી તે શરીરમાં ચૈતન્યની ઉત્પત્તિ થાય છે, એ પ્રમાણે ચૈતન્યયુક્ત થયેલાં તે શરીરનો હું પિતા છું અને માયા માતા છે.

એ પ્રમાણે ઇશ્વરનો આશ્રય કરીને, માયા ભૂતોને સરજે છે એ વાત કહી. હવે તે માયા, ભૂતોને કેવી રીતે બાંધે છે, એ વાતને કહે છેઃ—

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।**
**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥**

હે મોટી ભુજાવાળા અર્જુન! સત્વ, રજ અને તમ—એ ત્રણ ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. તેઓ નિર્વિકારી એવા જીવાત્માને દેહમાં બાંધી દે છે.[૫]

(૫) હે મોટી ભુજાવાળા અર્જુન ! સત્વગુણ, રજોગુણ અને તમોગુણની જે સામ્ય અવસ્થા તેજ પ્રકૃતિ છે. તેમાંથી પરસ્પર અંગ-અંગીભાવે વિષમતા પામીને જ્યારે તે ગુણો ન્યૂનાધિક થાય છે, ત્યારે તેઓ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા કહેવાય છે; માટે વૈશેષિક મતવાળા, જેમ ગુણોને પ્રકૃતિથી જૂદા માને છે તેમ, અહીં આ ગુણોને પ્રકૃતિથી જૂદા જાણવા નહિ. તે ગુણો-રૂપી દોરીઓ, જીવરૂપ વાછરડાને દેહરૂપ થાંભલામાં બાંધી લે છે.

તેમાં કયો ગુણ કયા સંગથી બાંધે છે, તે કહે છેઃ—

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयः ।**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

હે વ્યસનવિનાના અર્જુન! તેમાં સત્વગુણ નિર્મળ હોવાથી પ્રકાશ કરનારો છે અને અનામય છે એટલે રજોગુણ તથા તમોગુણથી પરાભવ પામતો નથી. તે સત્વગુણ, સુખ અને જ્ઞાનનો સંગ કરીને જીવાત્માને બાંધે છે.[૬]

(૬) હે વ્યસનરહિત અર્જુન ! તે ગુણોમાં સત્વગુણ દુઃખ અને મોહ નામના મળથી રહિત છે, માટે તે પ્રકાશની પેઠે સર્વ પદાર્થોને ખુલ્લી રીતે દેખાડનારો છે; કારણ કે તે, રજોગુણ અને તમોગુણથી પરાભવ પામતો નથી. એ પ્રકારના સ્વરૂપવાળો સત્વગુણ, અવિદ્યાથી ઢંકાઇ ગયેલા જ્ઞાનાનંદસ્વરૂપવાળા જીવાત્મામાં "હું સુખી છું, હું જ્ઞાની છું" એ પ્રકારના અભિમાનદ્વારા અંતઃકરણની વૃત્તિના ધર્મરૂપ એવાં સુખ અને જ્ઞાનનો પોતાના આત્માવિષે આરોપ કરાવીને તેને બાંધી દે છે.

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ॥७॥**

હે કુંતાના પુત્ર! રજોગુણને તું રંજનસ્વરૂપ જાણજે. તે રજોગુણ, તૃષ્ણા અને સંગનાં કારણભૂત છે. તે કર્મના સંગથી દેહાભિમાની જીવાત્માને બાંધી લે છે.[૭]

(૭) હે અર્જુન ! રજોગુણીને તારે રંજનાત્મક જાણવો; તથા તેને પોતાના પ્રાપ્ત થતા અર્થોમાં અતૃપ્તિરૂપ તૃષ્ણાનો અને પ્રાપ્ત થયેલા વિષયમાં મનની પ્રીતિરૂપ સંગનો કારણભૂત જાણવો. તે રજોગુણ, દૃષ્ટ ફળવાળાં તથા અદૃષ્ટ ફળવાળાં કર્મોમાં તત્પરતારૂપ સંગદ્વારા દેહાભિમાની જીવાત્માને બાંધી લે છે.

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥**

હે ભરતવંશી અર્જુન! તમોગુણને તું અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો અને સર્વ પ્રાણીઓને મોહ પમાડનારો જાણજે. તે તમોગુણ

પ્રમાદ અને આલસ્ય નિદ્રાવડે જીવાત્માને બાંધી લે છે.[૮]

(૮) હે ભરતવંશોત્પન્ન અર્જુન ! તમોગુણ તો પૂર્વોક્ત બન્ને ગુણોના કરતાં વિલક્ષણજ છે. તે અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે તથા સર્વ પ્રાણીઓને ભ્રાંતિ ઉપજાવવામાં કારણભૂત બને છે. તે તમોગુણ પ્રમાદ, આલસ્ય અને નિદ્રાવડે જીવને બાંધી લે છે. પ્રમાદ એટલે ચિત્તનું અવ્યવસ્થિતપણું, તે સત્વગુણના કાર્યરૂપ પ્રકાશનો વિરોધી છે. આલસ્ય એટલે જડપણું, તે રજોગુણનાં કાર્યરૂપ પ્રવૃત્તિનું વિરોધી છે; અને નિદ્રા એટલે તમોગુણનું આલંબન કરનારી વૃત્તિ. તે બન્ને–સત્વગુણ અને રજોગુણના કાર્યનો વિરોધ કરનારી છે.

**सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥**

હે ભરતવંશી અર્જુન ! સત્વગુણ સુખની અંદર જીવને આસક્ત કરે છે, રજોગુણ કર્મની અંદર જીવને આસક્ત કરે છે તથા તમોગુણ જ્ઞાનને ઢાંકી દઇને પ્રમાદની અંદર જીવને આસક્ત કરે છે.[૯]

(૯) જ્યારે સત્વગુણનો ઉદય થાય છે, ત્યારે તે દુઃખનાં કારણનો પરાજય કરીને જીવને સુખના સંબંધવાળો કરે છે. જ્યારે રજોગુણનો ઉદય થાય છે, ત્યારે તે સુખનાં કારણનો પરાજય કરીને જીવને કર્મના સંબંધવાળો કરે છે; તથા જ્યારે તમોગુણનો ઉદય થાય છે, ત્યારે તે જ્ઞાનને ઢાંકી દઇને જીવને પ્રમાદના સંગવાળો કરી દે છે.

તે સત્વાદિક ગુણો, જ્યારે એકબીજાનો પરાજય કરે છે, ત્યારેજ પોતપોતાનાં કાર્યો કરવામાં સમર્થ થાય છે, એ વાત હવે કહે છે:—

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा॥१०॥**

હે ભરતકુલોત્પન્ન અર્જુન ! રજોગુણનો તથા તમોગુણનો પરાભવ કરીને સત્વગુણ વૃદ્ધિ પામે છે, સત્વગુણ અને તમોગુણનો પરાભવ કરીને રજોગુણ વૃદ્ધિ પામે છે અને સત્વગુણ તથા રજોગુણનો પરાભવ કરીને તમોગુણ વૃદ્ધિ પામે છે.

હવે તે તે ગુણોની ઉત્પત્તિ થવાનાં ચિન્હો કહે છે:—

**सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥**

જ્યારે આ દેહમાં સર્વ ઇંદ્રિયોરૂપ દ્વારોમાં પ્રકાશ થાય છે અને તે પ્રકાશદ્વારા જ્યારે તે તે વિષયોનું યથાર્થ જ્ઞાન થાય છે, ત્યારે સત્વગુણની વૃદ્ધિ થએલી છે, એમ સમજવું.[૧૧]

(૧૧) જ્યારે આ શરીરમાં અંદરના અને બહારના વિષયોને પ્રાપ્ત કરવાનાં સાધનભૂત ઇંદ્રિયોરૂપી દ્વારોમાં પોતપોતાના વિષયોનાં આવરણનો નાશ કરનારો સ્પષ્ટ પ્રકાશ ઉત્પન્ન થાય; અને તેનાથી શબ્દાદિ વિષયોનું યથાર્થ જ્ઞાન થાય, ત્યારે સત્વગુણ વૃદ્ધિ પામ્યો છે એમ સમજવું; અથવા સુખઆદિનાં ચિન્હપરથી પણ સત્વગુણની વૃદ્ધિ થયેલી સમજવી.

**लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।**
**रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥१२॥**

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! રજોગુણની વૃદ્ધિ થતાં આટલાં ચિન્હો થાય છે—મળેલાંથી અધિક મેળવવામાં લાલસારૂપ લોભ થાય છે, અગ્નિહોત્ર આદિ કર્મોમાં પ્રવૃત્તિ થાય છે, ગૃહ આદિ બંધાવવાની ઇચ્છા થાય છે, સારાંનરસાં કર્મો કરવાની ઉપરાઉપરી ઇચ્છા થાય છે અને પારકું ધન આદિ જોઇને તેને લઇ લેવાની સ્પૃહા થાય છે.[૧૨]

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।**
**तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥१३॥**

હે કુરુપુત્ર ! તમોગુણની વૃદ્ધિ થતાં આટલાં ચિન્હો થાય છે—ગુરુ આદિ બોધ આપનાર હોય છતાં સત્વગુણના કાર્યભૂત પ્રકાશનો ઉદય થતો નથી, પ્રવૃત્તિનાં કારણ હોય છતાં રજોગુણનાં કાર્યભૂત પ્રવૃત્તિ થતી નથી, કાર્ય–અકાર્યમાં વિવેકરહિતપણારૂપ પ્રમાદ ઉત્પન્ન થાય છે અને નિદ્રા, આળસ આદિરૂપ મોહ ઉત્પન્ન થાય છે.

**यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।**
**त[illegible]त्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥१४॥**

જે સમયે સત્વગુણ વૃદ્ધિ પામેલો હોય છે, તે સમયે જો પ્રાણી મરણ પામે છે; તો તે પ્રાણી, હિરણ્યગર્ભઆદિના ઉપાસકોના લોકોમાં અથવા

દુઃખરહિત એવા દેવલોકોમાં જાય છે.[१४]

**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥**

જે સમયે રજોગુણ વૃદ્ધિ પામેલો હોય છે, તે સમયે મરણ પામીને, પ્રાણી શ્રૌત–સ્માર્ત કર્મોનું અનુષ્ઠાન કરનારા મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે; તથા જે સમયે તમોગુણ વૃદ્ધિ પામેલો હોય છે, તે સમયે મરણ પામેલો પ્રાણી પશુ, પક્ષી, સ્થાવર, ચાંડાલ આદિ મૂઢ યોનિઓમાં ઉત્પન્ન થાય છે.[१५]

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥**

સત્વગુણી પુણ્યકર્મનું ફળ દુઃખ તથા અજ્ઞાનરૂપી મેલવિનાનું નિર્મલ જ્ઞાન, વૈરાગ્ય આદિ છે; રજોગુણી કર્મનું ફળ દુઃખ છે; તથા તમોગુણી કર્મનું ફળ અજ્ઞાન છે,એમ વિદ્વાનો કહે છે.[१६]

આવા પ્રકારની ફળની વિચિત્રતામાં પ્રથમ કહેલોજ હેતુ છે. તે હવે કહે છે:—

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥**

સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભજ ઉત્પન્ન થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાનજ ઉત્પન્ન થાય છે.[१७]

સત્વઆદિથી જ્ઞાનઆદિ ઉત્પન્ન થાય છે; તેથી સત્વઆદિની વૃદ્ધિના સમયે મરણ પામેલાં પ્રાણીઓ અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને અધમ યોનિઓમાં ઉત્પન્ન થાય છે, એ વાતને કહે છે:–

**ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥**

સાત્વિક જીવો દેવભાવરૂપ ઊર્ધ્વ યોનિને પામે છે; રજોગુણી જીવો માનુષભાવરૂપ મધ્યમ યોનિને પામે છે;અને તમોગુણી જીવો કે જેઓ નિંદવા યોગ્ય એવી નિદ્રા, આલસ્ય, પ્રમાદ આદિ ગુણોવાળા હોય છે, તેઓ નરક, તિર્યંચ અને સ્થાવર ભાવરૂપ અધમ યોનિઓને પામે છે.[१८]

એ પ્રમાણે પ્રકૃતિ, પુરુષને કેવી રીતે બાંધે છે? એનો ઉત્તર કહ્યો. હવે તે પ્રકૃતિથી પુરુષની મુક્તિ કેવી રીતે થાય છે? એનો ઉત્તર કહે છે:–

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥**

દ્રષ્ટા–જીવાત્મા જ્યારે "ગુણોવિના બીજો કોઇ કર્તા નથી" એમ જુએ છે તથા પોતાને તે ગુણોથી પર રહેલો જાણે છે, ત્યારે તે મારાં સ્વરૂપને પામે છે.[१९]

(૧૯) જ્યારે જીવ, વિવેક થયા પછી કાર્ય-કારણ વિષયાકારે પરિણામ પામેલા ગુણોને કર્તાતરીકે જુએ છે તથા હુંસ્વરૂપ એવા પોતાને કેવળ દ્રષ્ટાતરીકે તે ગુણોથી પર રહેલો જાણે છે–અર્થાત્ "ગુણોજ કર્તા છે પણ હું કર્તા નથી, હું તો કેવળ ગુણોના વ્યાપારનો સાક્ષીભૂત છું" આમ જાણે છે, ત્યારે તે મારા ભાવને–બ્રહ્મભાવને પામે છે; પણ એથી વિપરીત રીતે જુએ અથવા જાણે તો તે ગુણભાવને પામે છે.

કેવી રીતે જીવ, તમારાં સ્વરૂપને પામે છે? એના ઉત્તરમાં કહે છે કે:—

**गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥**

સ્થૂલદેહને ઉત્પન્ન કરનારા આ ત્રણેય ગુણોનું ઉલ્લંઘન કરીને જન્મ, મૃત્યુ અને જરાનાં દુઃખોથી મુક્ત થયેલો જીવ, મોક્ષને પામે છે.

(૨૦) ભગવાન અર્જુનને કહે છે કે:–હે અર્જુન! આ ત્રણ ગુણોજ મહત્તત્ત્વ આદિ ત્રેવીસ વિકારોસ્વરૂપે પરિણામ પામે છે અને તે ત્રણ ગુણોજ સ્થૂલદેહને ઉત્પન્ન કરનારા છે. નિર્વિકલ્પ સમાધિનો અભ્યાસ કરી, જીવતાંજ તે ત્રણેય ગુણોનો બાધ કરી, જીવ મોક્ષને પામે છે–અર્થાત્ ગુણોનો નાશ કરવાથી પરમાનંદની પ્રાપ્તિ થાય છે તથા જન્મ, મૃત્યુ, જરા આદિનાં દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થાય છે.

એ રીતે પ્રકૃતિથી મુક્તિ મેળવવાનો પ્રકાર જ્યારે ભગવાને કહ્યો, ત્યારે તે પ્રકૃતિથી મુક્ત થયેલા પુરુષોનાં લક્ષણોને જાણવાની ઇચ્છાથી અર્જુન પ્રશ્ન કરે છે:—

**॥ अर्जुन उवाच ॥**

**कैर्लिङ्गैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।**
**किमाचारः कथं चैतांस्त्रीन् गुणानतिवर्तते ॥२१॥**

અર્જુને પૂછ્યું:–હે પ્રભો! પુરુષ, કયાં ચિહ્નોથી આપે કહેલા આ ત્રણેય ગુણોનું ઉલ્લંઘન

કરી ગયેલો ગણાય છે? વળી તે પુરુષનો આચાર કેવો હોય છે? અને તે કયા પ્રકારથી આ ત્રણેય ગુણોને ઉલ્લંઘી જાય છે? તે મને કહો.[21]

હવે ભગવાન પ્રથમ પ્રશ્નનો ઉત્તર આપે છેઃ—

**॥ श्रीभगवानुवाच ॥**

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥**

હે પાંડવ! જે પુરુષ, વ્યુત્થાનાવસ્થામાં પ્રવર્તેલા પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહનો દ્વેષ કરતો નથી તથા સમાધિ અવસ્થામાં નિવૃત્ત થયેલા પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહની ઇચ્છા કરતો નથી તે પુરુષ ત્રિગુણાતીત છે.[22]

(૨૨) પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ તે સત્વગુણ, રજોગુણ તથા તમોગુણનાં કાર્ય છે. વ્યુત્થાનાવસ્થામાં કે સમાધિઅવસ્થામાં તેઓ સારી રીતે પ્રવૃત્તિ કરે કે નિવૃત્તિ કરે, તોપણ જે પુરુષ તેઓનો દ્વેષ કરતો નથી કે ઇચ્છા કરતો નથી તે પુરુષ, નિત્ય સમાધિસ્થ ઉત્તમ બ્રહ્મજ્ઞાની છે. જેના સંબંધમાં શ્રીમદ્ભાગવતમાં કહેલું છે કેઃ—" **देहं च नश्वरमवस्थितमुत्थितं वा सिद्धो न पश्यति**— સિદ્ધપુરુષ, આ નાશવંત દેહને બેઠેલો કે ઉભેલો જોતો નથી." આવાજ પ્રસંગમાં યોગવાસિષ્ઠકારે સાત યોગભૂમિકાઓ દર્શાવી છે. જેમકે
" **ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा समुदाहृता। विचारणा द्वितीया तु तृतीया तनुमानसा॥**"
" **सत्वापत्तिश्चतुर्थी स्यात्ततोऽसंसक्तिनामिका। पदार्थाभावनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता॥**"

શુભેચ્છા નામની જ્ઞાનભૂમિકાને પહેલી કહેલી છે. બીજી વિચારણા, ત્રીજી તનુમાનસા, ચોથી સત્વાપત્તિ, પાંચમી અસંસક્તિ, છઠ્ઠી પદાર્થાભાવની અને સાતમી તુર્યગા, એ રીતે સાત જ્ઞાનભૂમિકાઓ કહેલી છે. તેમાં પૂર્વોક્ત સાધનસંપત્તિવાળી અને પરિણામે મોક્ષ ઇચ્છવાવાળી પહેલી ભૂમિકા છે. શ્રવણમનન નામના વિચારસ્વરૂપ બીજી ભૂમિકા છે. નિદિધ્યાસનરૂપ ત્રીજી ભૂમિકા છે. આ ત્રણેય જ્ઞાનભૂમિકાઓ સાધનભૂમિકાઓતરીકેજ કહેવાય છે. ચોથી સત્વાપત્તિ નામની જ્ઞાનભૂમિકા, બ્રહ્મના સાક્ષાત્કારસ્વરૂપ છે, માટે તે ફળભૂત છે. જે ચોથી જ્ઞાનભૂમિમાં યોગી કૃતાર્થ થયેલો હોય છે, તોપણ જીવન્મુક્તિનાં પુષ્કળ સુખનો અનુભવ કરી શકતો નથી. ત્યારપછીની બાકી રહેલી ત્રણ જ્ઞાનભૂમિકાઓ, જીવન્મુક્તિનાજ અવાંતર ભેદ છે. તેમાં પણ પાંચમી ભૂમિકામાં યોગી પોતાની મેળેજ સ્થિત થાય છે અને પોતાની મેળેજ વ્યુત્થાન પામે છે; છઠ્ઠી ભૂમિકામાં સ્થિત થયેલો યોગી બીજાના પ્રયત્નથી વ્યુત્થાન પામે છે; અને સાતમી ભૂમિકામાં તો સ્વપ્રયત્નથી કે પરપ્રયત્નથી પણ વ્યુત્થાન પામી શકતો નથી. તે આ નિત્ય સમાધિસ્થ યોગીનુંજ અહીં બાવીશમા શ્લોકમાં ભગવાને કથન કરેલું છે.

હવે છઠ્ઠી પદાર્થાભાવની જ્ઞાનભૂમિકામાં રહેલો બ્રહ્મજ્ઞ પુરુષ અતિશ્રેષ્ઠ છે, તે કહે છેઃ—

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।**
**गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥२३॥**

જે પુરુષ ઉદાસીનની પેઠે રહે છે, ગુણોવડે ચલિત થતો નથી તથા " ગુણોજ પોતપોતાના કાર્યમાં પ્રવર્તે છે " આમ જાણીને જે બેસી રહે છે, પણ કોઈ જાતની ચેષ્ટા કરતો નથી તે પુરુષ ત્રિગુણાતીત છે.[23]

(૨૩) જે પુરુષ, વાસનાશૂન્ય થયેલો હોવાથી વ્યુત્થાનાવસ્થામાં પોતાને માટે કોઇ પણ જાતનું પ્રયોજન નહિ જોઇને ઉદાસીનની પેઠે કેવળ સમાધિમાંજ સ્થિત થાય છે, પણ બીજાના પ્રયત્નવિના કદી પણ ગુણોવડે ચલાયમાન થતો નથી; તથા બીજો જ્યારે પોતાને સમાધિમાંથી વ્યુત્થાન પમાડે છે, ત્યારે પણ ગુણોને જોઇને " ગુણોજ પોતપોતાનું કાર્ય કરે છે " આમ સમજીને સ્તબ્ધની પેઠેજ રહે છે, પણ ગુણોએ કરેલા ઇષ્ટ-અનિષ્ટના સ્પર્શોથી ચલાયમાન થતો નથી, તેવો એ પદાર્થાભાવની જ્ઞાનભૂમિકામાં રહેલો પુરુષ, શ્રેષ્ઠ કહેવાય છે. જેમ કોઇ જડ (સ્વાદરહિત થયેલી) જીભવાળો પુરુષ, જ્યારે જમે છે, ત્યારે શાકઆદિના સ્વાદને પોતે જાણી શકતો નથી; પણ જ્યારે કોઇ બીજો માણસ તેને તે વિષે સમજાવે છે, ત્યારે તેને કંઇક થોડું ઘણું સ્વાદનું જ્ઞાન થાય છે; તથાપિ તે પુરુષ, તે બાબતમાં ઉદાસીન રહે છે. કારણકે તેને પેલા માણસે જે કંઇ સ્વાદના જ્ઞાનની સમજ આપેલી છે તે તુરતજ જતી રહે છે, તેથી તેને તેનાથી થયેલાં સુખદુઃખની ખબર પડતી નથી. તેના જેવોજ આ છઠ્ઠી જ્ઞાનભૂમિકામાં રહેલો પુરુષ સમજવો.

હવે પાંચમી અસંસક્તિ નામની જ્ઞાનભૂમિકામાં રહેલો બ્રહ્મજ્ઞ પુરુષ શ્રેષ્ઠ છે, તે કહે છેઃ—

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः॥**

જે સુખદુઃખને સમાન માને છે, જે સ્વસ્થ હોય છે, જે માટીનું ઢેકું, પથ્થર અને સુવર્ણને પણ સમાન ગણે છે, જેને પ્રિય–અપ્રિય સમાન હોય છે, જે ધૈર્યવાન હોય છે અને પોતાની નિંદા તથા સ્તુતિ પણ સરખી ગણે છે, તે ત્રિગુણાતીત કહેવાય છે.૨૪

(૨૪) સમાધિકાળમાં સુખદુઃખ જેને સમાન છે, પોતાની ઇચ્છા પ્રમાણે સમાધિમાંથી જે વ્યુત્થાન પામે છે, વ્યુત્થાનકાળમાં પણ માટીનાં ઢેફાંને, પથ્થરને તથા સુવર્ણને જે સરખુંજ માને છે–અર્થાત્ જે સંપૂર્ણ વૈરાગ્યવાન છે; વળી પ્રિય, અપ્રિય, નિંદા કે પોતાનાં વખાણ પણ જેને સરખાંજ છે અને પોતે ધીર હોવાથી હરકોઇ ઇષ્ટ–અનિષ્ટની પ્રાપ્તિમાં હર્ષ કે ખેદથી રહિત છે તેવો પુરુષ, પાંચમી જ્ઞાનભૂમિકામાં રહેલો છે અને શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞ છે. જેમ કોઈ શૂરો પુરુષ, તીવ્ર પ્રહારની વેદનાથી પીડિત થયો હોય, તોપણ મોહ પામ્યાવિના ધૈર્યથી વેદનાનો અનુભવ કરે છે, તેમ આ પાંચમી જ્ઞાનભૂમિકામાં રહેલો પુરુષ પણ હર્ષ અને વિષાદનો અનુભવ કર્યા છતાં ધૈર્યથી ભ્રષ્ટ થતો નથી. આ શ્લોકમાં દર્શાવેલા બ્રહ્મવેત્તાને હર્ષશોકનો અનુભવ થાય છે; પણ આની પહેલાંના ૨૩મા શ્લોકમાં દર્શાવેલા બ્રહ્મવેત્તાને હર્ષઆદિનો અનુભવ થયા છતાંપણ હર્ષાદિનો ઉદયજ થતો નથી; અને બાવીસમા શ્લોકમાં દર્શાવેલા નિત્ય સમાધિસ્થપુરુષને તો કોઈ જાતનો અનુભવજ હોતો નથી. આ પ્રમાણે તેઓમાં ભેદ રહેલો છે. ( આ ત્રણેય શ્લોકવડે જીવન્મુક્ત પુરુષોનાં સમાધિકાળનાં સ્વસંવેદ્ય અને પરસંવેદ્ય એવાં ચિહ્નો કહેલાં છે તથા આચારો કહેલા છે.)

હવે ચોથી સત્વાપત્તિ નામની જ્ઞાનભૂમિકામાં રહેલા યોગીને સમાધિનાં સુખનો અભાવ હોવાને લીધે સ્વસંવેદ્ય ચિહ્નોનો પણ અભાવ હોય છે; પરંતુ તત્ત્વના નિશ્ચયદ્વારા તે યોગીએ સર્વ દ્વૈત વસ્તુનો બાધ કરેલો હોય છે, તેથી તેના ચિહ્ન અને આચારને બીજાઓ જાણી શકે છે; એ વાત કહે છે:—

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते॥२५॥**

જે પુરુષ, માન અને અપમાનમાં સમાન સ્થિતિવાળો છે અને શત્રુપક્ષપર પણ સમાનદૃષ્ટિવાળો છે તથા સર્વ આરંભનો પરિત્યાગ કરનારો છે, તે પુરુષ ત્રિગુણાતીત કહેવાય છે.૨૫

(૨૫) જેમ કોઇ પરીક્ષા કરનારો ઝવેરી, ખોટા ચલણી સિક્કા મેળવીને અથવા ખોઇને હર્ષ કે વિષાદ કરતો નથી; અને જો કદાચ તે સિક્કો ખોવાઇ જાય તોપણ તેની પુનઃ પ્રાપ્તિમાટે પ્રયત્ન પણ કરતો નથી, પરંતુ જેને તેવા ખોટા ચલણી સિક્કાની પરીક્ષા નથી તેવો પુરુષ તો, તેવા સિક્કાનો લાભ થતાં હર્ષ પામે છે અને તેવા સિક્કાનો વિનાશ થતાં વિષાદ કરે છે, અથવા તેની પુનઃ પ્રાપ્તિમાટે સંપૂર્ણ યત્ન કરે છે; તેમ જે જ્ઞાની પુરુષ છે, તે આ સર્વ દ્વૈતપ્રપંચને ઝાંઝવાનાં જળથી ભરેલા ધરાસરો જુએ છે, તેથી તે પ્રપંચમાંનાં માન, અપમાન, શત્રુપક્ષ કે મિત્રપક્ષને લાભ થતાં હર્ષ કે વિષાદ નહિ કરીને સમાન સ્થિતિમાંજ રહે છે; પણ માન અથવા મિત્રપક્ષનો લાભ કરવા માટે કે અપમાન અથવા શત્રુપક્ષનો પરિહાર કરવા માટે યત્ન કરતો નથી, માટેજ તેને ત્રિગુણાતીત કહેલો છે.

હવે તે મુક્ત પુરુષ, કેવી રીતે ગુણોનું ઉલ્લંઘન કરી જાય છે ? એ પ્રશ્નનો ઉત્તર કહેવાની ઇચ્છાથી ભગવાન શ્રીકૃષ્ણ સાધનભૂત એવી પ્રથમની ત્રણ જ્ઞાનભૂમિકાઓમાંથી ત્રીજી તનુમાનસા નામની ભૂમિકાને માટે કહે છે:—

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते॥२६॥**

જે પુરુષ, અવ્યભિચારી–એકનિષ્ઠ–ભક્તિયોગથી મારૂં સેવન કરે છે, તે પુરુષ આ ત્રણેય ગુણોનું ઉલ્લંઘન કરીને બ્રહ્મરૂપ થવાને માટે યોગ્ય થાય છે.૨૬

(૨૬) પૂર્વોક્ત ભૂમિકાઓથી વિલક્ષણ સ્વરૂપવાળી આ ત્રીજી તનુમાનસા નામની ભૂમિકામાં સ્થિત થયેલો જે સાધક પુરુષ, મને–પ્રત્યગાત્માને અવ્યભિચારી એટલે વિજાતીય વૃત્તિના વ્યવધાનરહિત એવી તેલની ધારાની પેઠે અવિચ્છિન્ન સજાતીય વૃત્તિના પ્રવાહવાળા મનની એકાગ્રતા કરવારૂપ ભક્તિયોગવડે સેવે છે–ધ્યાન કરે છે, તે સૂક્ષ્મ કરેલા ચિત્તવાળો સાધક પુરુષ, આ ત્રણેય ગુણોનું ઉલ્લંઘન કરી જઈને ધ્યાનના પરિપા-

ક્રની અંતે સત્વગુણનો પણ બાધ કરી દઈને બ્રહ્મ-સ્વરૂપ થવાને માટે યોગ્ય થાય છે.

ચાલુ વિષયને દેખાડીને હવે વિચારણા નામની બીજી જ્ઞાનભૂમિકાનું કથન કરે છેઃ–

**ब्रह्मणो हि प्रतिष्ठाऽहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥**

હે અર્જુન ! હું મોક્ષનાં સાધનભૂત અને અવિનાશી એવા વેદનું તાત્પર્યાર્થદ્વારા પરિસમાપ્તિનું સ્થાન છું; તથા આત્મસમર્પણરૂપ નિત્યધર્મનું પરમપ્રાપ્ય ફળ છું તેમજ મોક્ષસુખની પરાકાષ્ઠા પણ હુંજ છું. ૨૭

(૨૭) ભગવાન અર્જુનને કહે છે કે, હે અર્જુન ! વેદની પ્રતિષ્ઠા હું છું–અર્થાત્ વેદના તાત્પર્યાર્થનું પરિસમાપ્તિનું સ્થાન હું છું. તે વેદ, કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ બન્નેનું દર્શન કરાવીને પ્રાણીઓને મોક્ષ મેળવવામાં સાધનભૂત થઈ પડે છે. વળી તે અનાદિ અને અનંત હોવાથી તથા સાક્ષાત્ પરમાત્માના મુખમાંથી બહાર પડેલા હોવાથી તેમાં લેશ પણ પ્રમાણુરહિતપણાની શંકા નથી–અર્થાત્ તે વેદ, સ્વતઃ પ્રમાણભૂત છે અને અપ્રમાણની શંકારૂપ કલંકથી રહિત છે. આ શ્લોકના પૂર્વાર્દ્ધમાં કહેવાનો અભિપ્રાય એ છે કે, મારાં દર્શનની ઈચ્છાવાળા પુરુષે વેદને અનુકૂળ એવા તર્કના સાધનવાળી ઉપક્રમ (આરંભ) અને ઉપસંહાર ( સમાપ્તિ ) આદિ વિચારણાદ્વારા સમગ્ર વેદના તાત્પર્યનો નિર્ણય કરવો જોઇએ. આનું નામજ શ્રવણ–મનનના પર્યાયભૂત એવી બીજી વિચારણા નામની જ્ઞાનભૂમિકા કહેવાય છે. ( હવે હેતુ તથા ફળનું દર્શન કરાવીને શુભેચ્છા નામની પહેલી જ્ઞાનભૂમિકાને વિષે કહે છે.) ભગવાનવિષે અર્પણ કરેલો ધર્મ, શાશ્વત–નિત્ય છે; કારણકે તે કામ્ય ધર્મની પેઠે ફળ આપીને નાશ પામતો નથી, પણ વિવિદિષા આદિથી આરંભીને ઠેઠ મોક્ષસુધીનાં શાશ્વત ફળનું કારણ બને છે તેવા પ્રકારના તે શાશ્વતધર્મની પ્રતિષ્ઠા હું છું–અર્થાત્ તે ધર્મનું પરમ પ્રાપ્ય ફળ હું છું; તથા ત્રિવિધ સંગથી ઉત્પન્ન થનારાં સુખથી વિલક્ષણ એવા મોક્ષસુખની પ્રતિષ્ઠા–પરાકાષ્ઠા પણ હું છું. એ પ્રમાણે નિષ્કામધર્મથી જેનું ચિત્ત શુદ્ધ થયેલું છે, તેવા પુરુષને એકાંતિક સુખ મોક્ષ–સુખની ઈચ્છા થાય છે, તે આ શુભેચ્છા નામની પહેલી જ્ઞાનભૂમિકા છે. ( અહીં ભગવાન શ્રીકૃષ્ણે, "**ध्यानेनात्मनि पश्यंति**" એ સ્થળે જેમ નિદિધ્યાસન કરવામાં અસમર્થ પુરુષને સાંખ્યનો ઉપદેશ કરેલો છે–અને તેમાં પણ અસમર્થ એવા પુરુષને કર્મયોગનો ઉપદેશ કરેલો છે, તેમ ઉપર ઉપરની ભૂમિકાપ્રત્યે ચઢવાને અસમર્થ એવા પુરુષને પૂર્વ પૂર્વની ભૂમિકાપ્રત્યે ચઢવાનો ઉપદેશ આપેલો છે. )

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતાપર્વમાં "ગુણત્રયવિભાગયોગ" એ વિષયનો અધ્યાય ૩૮ મો સમાપ્ત.**

# અધ્યાય ૩૯ મો

## પુરુષોત્તમયોગ

પૂર્વ અધ્યાયના અંતમાં ભગવાને કહ્યું કે, મોક્ષસુખની પરાકાષ્ઠા હું છું. તેમાં તે મોક્ષસુખનું શું લક્ષણ છે, તે મોક્ષસુખ કયા આવરણ ( ઢાંકણ ) વાળું છે, કયા સાધનથી તે આવરણનો નાશ થઈ શકે અને કયો અધિકારી તે મોક્ષસુખને મેળવી શકે છે,' એ સર્વનું વર્ણન કરવા માટે આ પંદરમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે.

**॥ श्रीभगवानुवाच ॥**

**ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥**

શ્રીભગવાને કહ્યુંઃ–જેનું ( પરબ્રહ્મરૂપી )મૂળ ઉપર છે;જેની ( અવ્યક્ત, મહતત્ત્વ આદિના વિસ્તારરૂપી ) શાખાઓ નીચે છે; અને વેદ જેનાં પાંદડાં છે; એવા આ સંસારરૂપી અશ્વત્થ (પીપળો) વૃક્ષનો કદી નાશ થતો નથી એમ વેદો કહે છે; માટે જે પુરુષ આ સંસારરૂપી પીપળાને (મૂળસહિત તત્ત્વથી ) જાણે છે તે ખરો વેદવેત્તા છે.

(૧) મનુષ્યના આનંદથી આરંભીને ઉત્તરોત્તર સોગણી વધતી જતી આનંદની પરંપરાઓની પંક્તિથી પણ ઉપર રહેલા પરમ આનંદસ્વરૂપ જે અદ્વૈત વસ્તુ પરબ્રહ્મ છે, તે ઊર્ધ્વ કહેવાય છે. તેજ પરબ્રહ્મ આ સંસારરૂપી અશ્વત્થનું મૂળ કહેતાં મૂળકારણ છે. શ્રુતિ પણ કહે છે કેઃ– "**आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायंते**" તે પરમાનંદથીજ આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે. વળી તે પરબ્રહ્મથી નીચે નીચે અનુક્રમે ઉતરતાં પગથીઆંને સ્થાને રહેલાં અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, પંચતન્માત્રા, સોળ વિકાર, હિરણ્યગર્ભ, વિ-

રાટ, પ્રજાપતિ, દેવો, ગંધર્વો, અસુરો, મનુષ્યો, તિર્યંચો અને સ્થાવરોરૂપ તે આ સંસારવૃક્ષની શાખાઓ છે. આ સંસારવૃક્ષ અસત્ય હોવાથી અશ્વત્થ–આવતીકાલસુધી પણ નહિ રહેનારો–નાશવંત છે–ક્ષણભંગુર છે; તોપણ વેદો, મૂઢ પુરુષોને માટે તે સંસારવૃક્ષને અનાદિ અને અનંત કહે છે. જેમકે, "**ऊर्ध्वमूलोऽवाकशाख एषोऽश्वत्थ सनातनः**" "આ સંસારરૂપ પીપળાનું વૃક્ષ, પરબ્રહ્મરૂપ મૂળવાળું છે. તે પરબ્રહ્મથી નીચે ઉત્તરોત્તર રહેલાં અવ્યક્ત આદિરૂપ શાખાઓવાળું છે તથા સનાતન છે." આ સંસારરૂપ વૃક્ષનાં પાંદડાં વેદોમાં વર્ણવેલા યજ્ઞયાગો છે; જે સંસારવૃક્ષને શોભા આપનારાં છે. આવા સંસારરૂપી વૃક્ષને જે પુરુષ, મિથ્યા સમજે છે તેણેજ ખરૂં જાણવાનું જાણ્યું છે.

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**

તે સંસારવૃક્ષની શાખાઓ–ઉપર તથા નીચે–ફેલાયેલી છે, તેમાં સત્વાદિ ગુણોથી વૃદ્ધિ પામેલી વિષયોરૂપ કુંપળો છે; તથા તે સંસારવૃક્ષનાં ધર્મ તથા અધર્મરૂપ કર્મોજ જેઓની પાછળ થનારાં છે, તેવાં મૂળીઆં આ મનુષ્યલોકમાં નીચે ફેલાયલાં છે.[2]

(૨) આ સંસારવૃક્ષની શાખાઓ, નીચે મનુષ્યોથી આરંભી તિર્યંચ, સ્થાવર આદિસુધી તથા ઉપર પણ મનુષ્યોથી આરંભી ગંધર્વ, યક્ષ આદિથી હિરણ્યગર્ભ સુધી પ્રસરેલી છે. તે શાખાઓ સત્વાદિ ગુણોથી અત્યંત વધી ગયેલી છે તથા રંજન કરનારા વિષયોરૂપ કોમળ કુંપળોવાળી છે. આ સંસારવૃક્ષનું મૂળ કારણ સર્વોપરિ પરબ્રહ્મ છે અને નીચે આ મનુષ્યલોકમાં વાસનારૂપ એવાં તેનાં અવાંતર મૂળો પણ ફેલાયેલાં છે, કે જે નિત્ય નિત્ય પ્રવાહરૂપે ઉત્પન્ન થયા કરે છે તથા ધર્મ અધર્મરૂપ કર્મો જેઓની પાછળ થયાં કરે છે–અર્થાત્ વાસનાથી કર્મો અને કર્મોથી વાસનાઓ ઉત્પન્ન થાય છે, ને એમ એકબીજાને ટેકો મળ્યા કરે છે. આમ નિરંતર અવિચ્છિન્ન પરંપરાવાળું આ સંસારવૃક્ષ છે.

હવે અહીં અર્જુન શંકા કરે છે કે, હે ભગવન્! આપે કહ્યું કે આ સંસારવૃક્ષ, આવતી કાલસુધી પણ રહી શકે તેવું નથી–અર્થાત્ ક્ષણભંગુર છે અને અવિનાશી છે. તો હવે હું આપને પૂછું છું કે, તે આ સંસારવૃક્ષ પ્રતિક્ષણે નાશ પામવાના સ્વભાવવાળા વિજ્ઞાનની પેઠે પરંપરાસ્વરૂપ છે કે વ્રીહિ (ચોખા) આદિની પેઠે નિત્ય પ્રવાહવાળું છે? જો કદાચ તેવાં સ્વરૂપવાળું હોય તો તેનો નાશ કરવો ઘણો અશક્ય થઇ પડશે; કારણકે વાસનાઓનો તથા કર્મોનો બીજ અને અંકુરની પેઠે એક બીજાનો કાર્યકારણભાવ ટાળ્યો ટળે તેવો હોતો નથી. આ શંકાનું સમાધાન કરવા માટે ભગવાન શ્રીકૃષ્ણ, "આ સંસારવૃક્ષ, સત્ય અને મિથ્યા હોવાથી અનિર્વચનીય છે" આવા પક્ષનો આશ્રય કરીને કહે છેઃ–

**न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**

આ સંસારરૂપ અશ્વત્થવૃક્ષનું સ્વરૂપ જાણી શકાતું નથી; તેમજ તેનું આદિ, અંત કે લયસ્થાન પણ જણાતું નથી. અત્યંત દૃઢ મૂળવાળા આ સંસારરૂપ પીંપળાને અસંગરૂપી દૃઢ શસ્ત્રથી છેદી નાખીને,[3]

**ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः । तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

પછી તે પરમપદનું શોધન કરવું કે જે પદને પામેલા પુરુષો ફરી પાછા ફરતા નથી. વળી એવી ભાવના કરવી કે, હું તેજ આદ્યપુરુષને શરણે જાઉં છું કે જેનાથી આ આદિકાળની પ્રવૃત્તિ, અમારામાં પ્રવૃત્ત થયેલી છે.[4]

(૪) દોરીમાં દેખાતા સર્પની પેઠે આ સંસારવૃક્ષનું સ્વરૂપ સમ્યક્ દૃષ્ટિથી જોતાં બિલકુલ જોવામાં આવતું નથી; એટલે કે આ દેહના જીવતાંજ પ્રથમ અજ્ઞાનદશામાં જે પ્રકારનું આ સંસારવૃક્ષનું સ્વરૂપ જોવામાં આવે છે તેવું પછીથી જ્ઞાનદશામાં જોવામાં આવતું નથી; માટે આ સંસારવૃક્ષનું મિથ્યા સ્વરૂપ કેવળ અનુભવથીજ જાણી શકાય તેવું છે. આવા હેતુથીજ આ સંસારવૃક્ષ સ્વયંપ્રકાશ સ્વરૂપવાળાં વિજ્ઞાનોના જેવું નથી તેમ પ્રત્યક્ષ રૂપવાળાં બીજ આદિના જેવું પણ નથી. ત્યારે શું આ સંસારવૃક્ષ, સસલાંનાં શીંગડાં જેવું તુચ્છજ છે? ના, તેમ પણ નથી. તે, આદિ અને અંત વિનાનું છે–અર્થાત્ તેનાં

ઉપાદાનકારણભૂત એવું મૂળ અજ્ઞાન પણ આદિ અંતથી રહિત છે, જેથી તે પણ આદિ કે અંતવિનાનું છે. ત્યારે શું તે આત્માનીપેઠે નિવારણ કરવાને અશકયજ છે? ના, તેમ પણ નથી; કારણકે એ સંસારવૃક્ષનું, જેમ બીજાં વૃક્ષોનું લયસ્થાન પૃથ્વી છે, તેમ કોઈ પણ જાતનું લયસ્થાન નથી. વળી તે સંસારવૃક્ષ, પરબ્રહ્મનો વિકાર છે, તેથી તે પરબ્રહ્મજ તેનુંજ લયસ્થાન હશે, આમ પણ કહેવાય તેમ નથી; કારણકે તેમ કહેવાથી પરબ્રહ્મના કૂટસ્થપણાને હાનિ પહોંચે છે. માટે સિદ્ધ થાય છે કે, એ સંસારવૃક્ષનું ઉપાદાનકારણ તુચ્છ એવું અજ્ઞાનજ છે. જ્યારે જ્ઞાનદ્વારા તે અજ્ઞાનનો સમૂળગો નાશ થઈ જાય છે, ત્યારે એ સંસારવૃક્ષનો પણ સમૂળગો નાશ થઇ જાય છે અને અજ્ઞાન તો તુચ્છજ છે. શ્રુતિ પણ કહે છે કે, "**तुच्छेनाभ्वपिहितं यदासीत्**" "તુચ્છ એવા અજ્ઞાનવડે તે પરબ્રહ્મ ઢંકાયેલા હતા." વળી અનુભવથી પણ તે અજ્ઞાનનું તુચ્છપણું સિદ્ધ થાય છે. જેમકે, તે અજ્ઞાનનુંજ કાર્ય એવો દોરીમાં દેખાતો સર્પ, જ્યારે સમ્યગ્દષ્ટિથી જોતાં નાશ પામે છે ત્યારે તે અજ્ઞાનનો પણ નાશ થાય છે; માટે અહીં જે કહેલું છે કે, "આ સંસારવૃક્ષનું લયસ્થાન જાણી શકાતું નથી" તે યોગ્યજ છે. જો કે તે સંસારવૃક્ષ, વાસનાઓની દઢતાને લીધે અત્યંત દઢ મૂળવાળું છે તોપણ તેને અસંગરૂપ મજબૂત શસ્ત્રથી છેદી શકાય છે–અર્થાત્ દેહ આદિ આત્માથી ભિન્ન પદાર્થોમાં આત્મબુદ્ધિ કરવારૂપ સંગનો ત્યાગ કરી, પરિપક્વ થયેલા આત્મજ્ઞાનવડે તેનો સમૂળગો નાશ કરી નાખી પરમપદનું શોધન કરવું. જો કે સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને સંસારનો અસંગ, સુષુપ્તિ અવસ્થામાં આપોઆપ થઇ જાય છે અને તેની મૂળ વાસનાઓની સાથે પણ તે અવસ્થામાં આત્માનો અસંગ થઈ ગયેલો જણાય છે; તથાપિ વાસનાઓના મૂળભૂત અજ્ઞાનનો નાશ નહિ થયેલો હોવાથી તે સુષુપ્તિ કાળની અસંગ બુદ્ધિ દઢ હોતી નથી; માટે નિર્વિકલ્પ સમાધિનો અભ્યાસ કરી કારણશરીરનો પણ અસંગ સાધવો જોઇએ અને પછીથી તે દઢ થયેલા અસંગરૂપ શસ્ત્રથી આ સંસારવૃક્ષનો સમૂળગો નાશ કરવો જોઇએ–અર્થાત્ જેમ મીઠાનો પાણીમાં લય કરવામાં આવે તેમ, અથવા દોરીમાં દેખાતા સર્પનો જેમ દોરીમાં લય કરવામાં આવે તેમ, આ સંસારવૃક્ષનો પરબ્રહ્મમાં લય કરવો; પણ નહિ કે, સાંખ્યદર્શનીઓની પેઠે સંસારને સત્ય સ્વરૂપ સમજીને તેનો માત્ર ત્યાગજ કરવો!

એ પ્રમાણે તે સંસારરૂપ પીપળાનો નાશ કર્યા પછી પણ કર્તવ્યભાગ હજી અવશેષ રહે છે. નિર્વિકલ્પ સમાધિદ્વારા અસંગ શસ્ત્રની પ્રાપ્તિ કરીનેજ કંઇ કૃતાર્થ થવાતું નથી; પરંતુ તેને પ્રાપ્ત કર્યા પછી શ્રુતિઓમાં પ્રસિદ્ધ એવું પરબ્રહ્મરૂપ પદ શોધવું જોઇએ–અર્થાત્ શ્રુતિ અને યુક્તિના બળથી સમજવું જોઇએ કે, "**अहं ब्रह्मास्मि**–હું બ્રહ્મ છું." વળી જે નિર્વિકલ્પ પરમબ્રહ્મરૂપ પદને પામેલા મહાન પુરુષો પુનઃ પાછા ફરતા નથી, તેમ પ્રત્યક્ આનંદસ્વરૂપ એવા તથા શરીરમાંજ રહેલા આદ્યપુરુષને હું શરણે જાઉં છું, એવી ભાવના કરવી, કે જે આદ્ય પુરુષથી, "**सोऽकामयत बहुस्यां प्रजायेय**–તેણે ઈચ્છા કરી કે, હું અનેક સ્વરૂપવાળો થાઉં અને પ્રજા ઉત્પન્ન કરૂં" ઇત્યાદિ સ્વરૂપવાળી પુરાણકાળની પ્રવૃત્તિ અમારામાં પણ પ્રવૃત્ત થયેલી છે; અર્થાત્ અમે પણ તેવીજ ઇચ્છા કરીએ છીએ કે, અમે ધન આદિથી વૃદ્ધિ પામીએ અને પ્રજાવડે પ્રજાવાળા થઇએ. જે આદિપુરુષે અમને આવી પ્રવૃત્તિ દેખાડી છે, તે આદિપુરુષનેજ પ્રણામ કરવાથી તે અમારી પ્રવૃત્તિ નિવૃત્ત થશે, આવી ભાવના કરવી.

એ રીતે મોક્ષસુખનાં આવરણભૂત એવા સંસારવૃક્ષને તથા તેનો નાશ કરનારાં અસંગરૂપ શસ્ત્રને કહીને હવે તે સુખની પ્રાપ્તિમાં અધિકાર ધરાવનાર પુરુષનું અને તેના સ્વરૂપનું કથન કરે છેઃ–

**निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः। द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥**

માન અને મોહથી રહિત થયેલા, સંગ અને દોષને જીતનારા, આત્મામાંજ એકનિષ્ઠાવાળા, સર્વ કામનાઓને ત્યજી ચૂકેલા, સુખદુઃખ નામનાં દ્વંદ્વોથી મુક્ત થયેલા તથા અજ્ઞાનથી મોહ નહિ પામેલા પુરુષો, તે અવિનાશી મોક્ષપદને પામે છે.[૫]

(૫) ગર્વ અને વિપરીત બુદ્ધિરૂપ મોહથી રહિત થયેલા, "હું કર્તા છું" ઈત્યાદિ અભિમાનરૂપ સંગનો તથા રાગ આદિ દોષનો જય કરનારા આત્મામાંજ નિષ્ઠાવાળા એટલે આત્મધ્યાનમાંજ તત્પર રહેનારા, સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારા, સુખદુઃખ, ટાઢતડકો આદિ દ્વંદ્વોથી રહિત થ-

ચેલા-અર્થાત્ સહનશક્તિવાળા અને જ્ઞાનદ્વારા અજ્ઞાનનો નાશ કરીને મોહિત નહિ થનારા પુરુષો તે પુનર્જન્મરહિત એવા મોક્ષપદને પામે છે.

અહીં અર્જુન શંકા કરે છે કે, જો તે પૂર્વોક્ત લક્ષણવાળા પુરુષો એ પ્રમાણે ઉચ્ચપદને પામે છે, તો તેઓનું પતન પણ અવશ્ય થવુંજ જોઇએ. કારણકે જગતમાં એવો ન્યાય છે કે, "**पतनाताः समुच्छ्रयाः**-ચઢે તે પડે." તો તમે કેમ કહો છો કે, "**यस्मिन् गता न निवर्तन्ति भूयः**-જે પદને પામેલા પુરુષો પુનઃ પાછા ફરતા નથી." આ શંકાનું નિવારણ કરવામાટે ભગવાન શ્રીકૃષ્ણ, તે પદનું સ્વરૂપ કહે છેઃ-

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥६॥**

તે પદને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પણ પ્રકાશિત કરી શકતા નથી. જેને પામીને પુરુષો પુનઃ પાછા ફરતા નથી તે મારૂં પરમ ધામ છે.[૬]

(૬) તે પદને સૂર્ય પ્રકાશિત કરી શકતો નથી; કારણકે તે રૂપઆદિથી રહિત છે, માટે ચક્ષુઆદિ સર્વ બાહ્યઇંદ્રિયોથી અતીત છે. જે કોઈ રૂપવાળો પદાર્થ હોય છે, તેજ ચક્ષુઇંદ્રિયમાટે યોગ્ય હોય છે અને તેવી વસ્તુનેજ ચક્ષુઇંદ્રિયનો દેવ સૂર્ય, ચક્ષુદ્વારા પ્રકાશિત કરે છે; પણ એ પદ તો રૂપઆદિથી રહિત છે. તેમજ ચંદ્ર પણ તે પદને પ્રકાશિત કરી શકતો નથી; કારણકે જે કોઇ મનોગ્રાહ્ય વસ્તુ હોય છે તેનેજ મનનો દેવ ચંદ્રમા, મન ઈંદ્રિયદ્વારા પ્રકાશિત કરે છે, પણ એ પદ તો મનથી પણ અતીત છે. "**यन्मनसा न मनूते**-જે પદ મનથી પણ માની શકાતું નથી" આ શ્રુતિવચન તે પદને મનથી પણ અગ્રાહ્ય કહે છે તથા અગ્નિ પણ તે પદને પ્રકાશિત કરી શકતો નથી; કારણકે જે વસ્તુ વાણીવડે ગ્રાહ્ય છે, તેનેજ વાણીનો અધિષ્ઠાતાદેવ અગ્નિ, વાક્ઈંદ્રિયદ્વારા પ્રકાશિત કરે છે, પણ આ તો વાણીથીએ અતીત છે. "**यद्वाचाऽनभ्युदितम्**-જે પરમાત્મપદ વાણીથી પણ વર્ણવ્યું જાય તેવું નથી" આ શ્રુતિવચન, એ પદને વાણીથી અગોચર કહે છે. વળી બીજી શ્રુતિ પણ કહે છે કેઃ-"**न चक्षुषा गृह्यते नापि वाचा**-જે પરમાત્મપદ વાણીથી કે ચક્ષુથી ગ્રહણ કરી શકાતું નથી."

એ પ્રમાણે તે પરમપદ, મન તથા વાણીથી અગોચર હોવાથીજ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ-પ્રપંચથી અતીત, પ્રત્યક્ અને અદ્વૈતસ્વરૂપ છે. "**नांतःप्रज्ञं बहिःप्रज्ञं अस्थूलमनणु**-તે અદ્વૈતસ્વરૂપ અંતઃપ્રજ્ઞાવાળું કે બહિઃપ્રજ્ઞાવાળું નથી, તથા સ્થૂલ કે સૂક્ષ્મ પણ નથી." એ શ્રુતિઓ, જેને સર્વ પ્રકારના વિશેષોથી રહિત પ્રતિપાદન કરે છે તે મારૂં પરમ ધામ છે-અર્થાત્ વૃત્તિરૂપ બાહ્યજ્ઞાનથી ભિન્ન એવું તે ચૈતન્યમાત્ર પરમ જ્યોતિસ્વરૂપ છે. હે અર્જુન! હું તને "તે મારૂં પદ" એ પ્રમાણે જે કહું છું તે તો કેવળ ઔપચારિક વચન છે. દાખલાતરીકે "**राहोः शिरः**-રાહુનું મસ્તક" એમ બોલવાથી મસ્તક, રાહુથી ભિન્ન છે, તેમ સમજાતું નથી; તેમ તે પરમપદ પણ મારાથી અભિન્ન છે અને સ્વયંપ્રકાશ છે. આવા હેતુથીજ તે મારા પરમ ધામને પામીને પુનઃ પાછા ફરતા નથી, કારણકે પાછા ફરવાના મૂળકારણભૂત અજ્ઞાનનો તે પુરુષોમાં તદ્દન અભાવ થયેલો હોય છે. આ શ્લોકનું એ રીતે વિવરણ કરવાથી આ શ્રુતિના અર્થનું બરાબર અનુસરણ થાય છે. જેમકે, "**यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विंदते अथ सोऽभयं गतो भवति**-જ્યારે આ જ્ઞાની પુરુષ, એ અદૃશ્ય, મનના અવિષય, વર્ણન કરવાને અશક્ય અને કારણથી ભિન્ન એવા પરમપદમાં પોતાની સ્થિતિ કરે છે-આત્મભાવને પામે છે, ત્યારે તે નિર્ભય થાય છે." આ શ્રુતિમાં "**अदृश्ये**" એમ કહીને પરમાત્માને દૃષ્ટિના અગોચર કહ્યા છે, એટલે "ચક્ષુઇંદ્રિયદ્વારા સૂર્ય તે પદને પ્રકાશિત કરતો નથી" એમ કહેલું છે. "**अनात्म्ये**" એવું વિશેષણ મૂકીને એ પરમપદને મનથી અગોચર કહ્યું છે, એટલે "મનઇંદ્રિયદ્વારા તેને ચંદ્ર પ્રકાશિત કરી શકતો નથી" એમ કહેલું છે. "**अनिलयने**" એવું વિશેષણ મૂકીને તે પરમપદને જેમાં સર્વ સ્થૂલસૂક્ષ્મનો લય થાય છે તેવા કારણથી પણ ભિન્ન કહી "**अनिरुक्ते**" એ વિશેષણથી વાણીથી પણ અગોચર કહેલ છે; એટલે વાક્ઈંદ્રિયદ્વારા અગ્નિ પણ તે પરમપદને પ્રકાશિત કરતો નથી, એમ સૂચવેલું છે.

હવે અહીં કેટલાએક સાંપ્રદાયિકો આવું વિવરણ કરે છે કે, "ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, તે મારૂં પરમધામ સૂર્યઆદિથી પ્રકાશિત કરવાને અશક્ય છે, અર્ચિરાદિ માર્ગથી પ્રાપ્ત કરી શકાય તેવું છે, સત્યલોકથી પણ ઉપર રહેલું છે, અસાધારણ છે, નિત્ય છે અને કોઇ જૂદા દેશમાં રહેલું છે કે જેને વૈષ્ણવપદ કહે છે. તે વૈષ્ણવપદને પામીને પુનઃ પાછા ફરવું પડતું નથી." એ

પ્રમાણે વિવેચન કરનારાઓને ખબર નથી રહી કે, એ પ્રમાણેનું વિવરણ કરવાથી તે વૈષ્ણવપદ પણ તુચ્છ ઠરશે, કારણકે "**न रूपमस्येह तथोपलभ्यते**" એ શ્લોકમાં દશ્યવસ્તુને તુચ્છ કહેલી છે; અને તેમાં કહ્યા પ્રમાણે તે વૈષ્ણવપદ દશ્ય ઠરે છે અને તેથીજ તુચ્છ ઠરે છે, માટે અમે જે વિવેચન કરેલું છે તે યોગ્ય છે.

અર્જુન શંકા કરે છે કે, હે પ્રભો! આપ કહો છો કે, હું સૂર્ય આદિથી અપ્રકાશ્ય જ્યોતિસ્વરૂપ છું; અને વળી "**क्षेत्रज्ञं चापि मां विद्धि**-મને તું ક્ષેત્રજ્ઞ જાણજે" આમ પાછા પોતાનું ક્ષેત્રજ્ઞપણું પણ કહો છો. હવે જો આપ ક્ષેત્રજ્ઞસ્વરૂપ પણ છો, તો પછી તમારે ઘટઆદિ પદાર્થોનો પ્રકાશ કરવામાં સૂર્યઆદિની જરૂર તો અવશ્ય દેખાય છે. જો પૂર્વોક્ત રીતિ પ્રમાણે આપ સ્વયંજ્યોતિસ્વરૂપ હો તો આપને સૂર્યઆદિ બીજાં જ્યોતિઓની શામાટે જરૂર પડે ? કારણકે જે સ્વયંજ્યોતિ પદાર્થ છે, તેને પોતાના વિષયને પ્રકાશિત કરવામાટે બીજા જ્યોતિની જરૂર પડતી નથી. દાખલાતરીકે દીપકને પોતાના વિષયનો પ્રકાશ કરવામાટે બીજા દીપકની જરૂર પડતી નથી, માટે આપનું સ્વયંજ્યોતિસ્વરૂપ સિદ્ધ થતું નથી. આ શંકાનું ભગવાન ત્રણ શ્લોકોવડે સમાધાન કરે છે:-

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥**
**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥**
**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

**જગત્સ્રષ્ટા ઇશ્વરજ શરીરમાં પ્રવેશ કરે છે અને તેજ જગત્સ્રષ્ટા શરીરમાંથી બહાર નીકળે છે; માટેજ સંસારમાં જીવસ્વરૂપે થયેલો મારોજ સનાતન અંશ છે. તે મારો જીવભૂત અંશ, વિષયોમાં તત્પરતારૂપ સ્વભાવમાં રહેનારી, મન જેમાં છઠ્ઠું છે તેવી પાંચેય ઇંદ્રિયોને સુષુપ્તિકાળ, મરણકાળ અને સમાધિકાળમાં સંકોચી લે છે; તથા જાગ્રત્કાળ, ઉત્પત્તિકાળ અને વ્યુત્થાનકાળમાં તેનાં તે મન અને પાંચ જ્ઞાનેંદ્રિયોને વાયુ જેમ પુષ્પમાંથી ગંધને લઇ જાય છે તેમ, સાથે લઇને વિષયપ્રદેશપ્રત્યે જાય છે. વળી એ જીવભૂત મારો અંશ, શ્રોત્ર (કાન), ચક્ષુ (નેત્ર), સ્પર્શન (ત્વચા), રસના (જીહ્વા) તથા ઘ્રાણ (નાસિકા)-એ પાંચ ઇંદ્રિયોનેતથા છઠ્ઠા મનને વ્યાપારવાળાં કરીને શબ્દાદિ વિષયોને પ્રકાશિત કરે છે. ૭-૯**

(૭-૯) જગત્સ્રષ્ટા ઇશ્વરજ શરીરમાં પ્રવેશ કરે છે. "**स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः**-એ ઇશ્વરજ આ શરીરમાં નખશિખસુધીના સંપૂર્ણ પ્રદેશમાં દાખલ થઇને રહેલા છે." "**तत्सृष्ट्वा तदेवानुप्राविशत्**-તે જગતને સરજીને ઇશ્વરે તેમાંજ પ્રવેશ કર્યો છે," ઇત્યાદિ શ્રુતિઓપરથી સિદ્ધ થાય છે કે, ઇશ્વરજ શરીરધારી છે; તથા "**कस्मिन्नहमुत्क्रांत उत्क्रांतो भविष्यामि कस्मिन्वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामि**-તે ઇશ્વરે આ પ્રમાણે અવલોકન કર્યું કે, કોના બહાર (શરીરમાંથી) નીકળવાથી હું બહાર નીકળીશ ? અથવા કોણ શરીરમાં સ્થિત થયે હું સ્થિત થઇશ ?" એ રીતે અવલોકન કરીને "**स प्राणमसृजत**-તેણે પ્રાણને સરજ્યો" આ શ્રુતિઓમાં કહ્યા પ્રમાણે પણ ધારણરૂપ ઉપાધિથી ઇશ્વરજ શરીરમાંથી જીવરૂપે બહાર નીકળે છે; માટે તે આ બન્ને કારણથી આ (જીવલોક) સંસારમાં જીવભૂત જે પ્રાણી, તે સર્વદા એકજ સ્વરૂપવાળો સનાતન એવો હુંજ છું, એમ કહેવું જોઇએ. જેમ અગ્નિમાંથી તેના જૂદા જૂદા તણખાઓ બહાર પડે છે, તેમ એકજ પરમાત્મામાંથી આ સર્વ જીવાત્માઓ બહાર પડેલા છે. એ પ્રમાણે અગ્નિ અને તણખાના ન્યાયની રીતે તે જીવ મારોજ અંશ છે. એ પરથી અહીં અંશાંશિભાવ કહેલો છે. જો કે અગ્નિની અંદર ભેદ અથવા સ્વગતપરિણામ જોવામાં નથી આવતું, તોપણ લાકડાંરૂપ ઉપાધિમાંજ રહેલો ભેદ અને સ્વગતપરિણામ વ્યવહારદૃષ્ટિએ અગ્નિની અંદર હોય તેમ દેખાય છે. જેમકે આ અગ્નિથી ભિન્ન છે, આ તણખો આ અગ્નિનો છે, આ અગ્નિ આ અગ્નિના કરતાં નાનો છે, ઇત્યાદિ. એ પ્રમાણે સ્થૂલ, સૂક્ષ્મ, હ્રસ્વ કે દીર્ઘ, એ ચારેય પ્રકારના પરિમાણથી રહિત એવા પરબ્રહ્મવિષે, અહીં દર્શાવેલા અંશાંશિભાવે કરીને ભેદ તથા નાનામોટાપણું, તે કેવળ ઔપચારિક છે અને ઉપાધિનાજ ધર્મરૂપ છે એમ સમજવું. શ્રુતિ પણ કહે છે:-"**बुद्धेर्गुणेनात्मगुणेन चैव ह्याराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः**-બુદ્ધિના કામાદિ ગુણવડે તથા આત્માના સુખાદિ ગુણવડે યુક્ત અને આરની અણી જેવો અતિસૂક્ષ્મ પરમાત્મા છે.

બીજા જીવાત્માને પણ શાસ્ત્રથી અને પોતાના અનુભવથી વિદ્વાનોએ તે પરમાત્માના સ્વરૂપવાળોજ જાણ્યો છે." વળી બીજી એક શ્રુતિ પણ કહે છે કે, "**समः प्लुषिणा समो मशकेन समो नागेन सम एभिस्त्रिलोकैः**:–આ સૂત્રાત્મા, નાની મધમાખીના શરીરતુલ્ય, મચ્છરના શરીરતુલ્ય, હાથીના શરીરતુલ્ય અને આ ત્રણેય લોકનાં (વિરાટનાં) શરીરતુલ્ય પણ છે." આ શ્રુતિઓ પરમાત્માના નાનામોટાપણાને કેવળ ઔપાધિકજ કહે છે. અગ્નિનો તણખો જેમ અગ્નિસ્વરૂપજ છે પણ અગ્નિનો જૂદો વિભાગ નથી, તેમજ જીવ પણ બ્રહ્મસ્વરૂપજ છે પણ બ્રહ્મનો જૂદો વિભાગ નથી. શ્રુતિ કહે છે કે, "**ब्रह्म दाशा ब्रह्म दासा ब्रह्मेमे कितवा उत**–મચ્છીમારો, નોકરચાકરો અને લુચ્ચાલફંગાઓ વગેરે બધા બ્રહ્મસ્વરૂપજ છે." આ શ્રુતિ, મચ્છીમાર આદિ સર્વ શરીરોમાં, ગૌપણું જેમ સર્વ ગાયોમાં રહેલું છે તેમ, પરબ્રહ્મને સંપૂર્ણપણે રહેલા કહે છે; માટે અંશરહિત એવા પરબ્રહ્મમાં અંશાંશિભાવની જે કલ્પના કરવી તે તદ્દન અયોગ્ય છે. મારાંજ સ્વરૂપવાળો તે જીવભૂત ઈશ્વર મન જેમાં છઠ્ઠું છે તેવી પાંચ ઈંદ્રિયોને–એટલે મનસહિત છયે ઈંદ્રિયોને કે જેઓનો હમેશાં વિષયોમાંજ તત્પર રહેવાનો સ્વભાવ છે તેઓને ( છયે ઈંદ્રિયોને ) સુષુપ્તિ, મરણ અને સમાધિના કાળમાં સંકોચી લે છે; તથા જાગ્રત, ઉત્પત્તિ અને વ્યુત્થાનકાળમાં તેની તેજ ઈંદ્રિયોને તેમનાં લયસ્થાનમાંથી સાથે લઇને, વાયુ જેમ પુષ્પોમાંથી ગંધને લઇ જાય છે તેમ, વિષયપ્રદેશપ્રત્યે જાય છે. હે અર્જુન ! તે મનસહિત છ ઇંદ્રિયો કયી? અને તે ઇંદ્રિયોને લઇ જઇને એ જીવાત્મા શું કરે છે? તે હું તને કહું છું, સાંભળ. શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જીભ અને નાસિકા એ પાંચ ઈંદ્રિયોને તથા છઠ્ઠા મનને વ્યાપારવાળાં કરીને, એ જીવાત્મા, શબ્દાદિ વિષયોને પ્રકાશિત કરે છે. જેમ દીવો પોતાની વૃત્તિ મેળવવામાટે તેલ, દીવેટ આદિની અપેક્ષા રાખે છે, પણ પોતાના વિષયને પ્રકાશ કરવામાં તો પોતેજ સમર્થ છે તેમ, જીવ પણ ઘટના આકારને પામવામાટે મનસહિત ઈંદ્રિયોની તથા સૂર્યઆદિની અપેક્ષા રાખે છે; તોપણ ઘટનો પ્રકાશ તો તે પોતેજ કરે છે, નહિ કે ઇંદ્રિયો કે સૂર્યઆદિ; કારણકે જેમ તેલ, દીવેટ આદિ પદાર્થો દીપકવડેજ પ્રકાશ પામવા યોગ્ય છે, તેમ ઈંદ્રિયો અને સૂર્યઆદિ દેવો પણ આત્માવડેજ પ્રકાશ પામવાયોગ્ય છે.

**उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।**
**विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥**

એ રીતે બહાર નીકળનાર, અંદર રહેનાર, ભોગ ભોગવનાર અથવા ગુણોથી યુક્ત થનાર આ જીવાત્માને (તત્ત્વથી) અજ્ઞાની પુરુષો જાણી શકતા નથી; પણ જ્ઞાની પુરુષો તો જાણી શકે છે.[૧૦]

(૧૦) એ પ્રમાણે મનસહિત છ ઇન્દ્રિયોને વ્યાપારવાળી કરીને તેઓના બહાર નીકળવાથી બહાર નીકળનાર, તેઓના અંદર રહેવાથી અંદર રહેનાર, તેઓના ભોગથી ભોગ ભોગવનાર અને તેઓનાંજ સત્વગુણ, રજોગુણ તથા તમોગુણથી યુક્તપણાને લીધે પોતે પણ તે તે ગુણોથી યુક્ત થનારા આ જીવાત્માને, અજ્ઞાની પુરુષો, ઘટની અંદર પ્રતિબિંબિત થયેલા સૂર્યને જેમ ઘટના હાલવા–ચાલવાથી હાલતો–ચાલતો માને છે તથા ઘટની અંદર રહેલાં આકાશને જેમ ઘટના હાલવા–ચાલવાથી હાલેલું–ચાલેલું માને છે તેમ માને છે; પરંતુ તે મૂઢ પુરુષો તે જીવાત્માનાં તાત્ત્વિક સ્વરૂપને સમજતા નથી કે, તે જીવાત્મા, સ્વતઃ કદી બહાર નીકળતો નથી, સ્વતઃ કદી અંદર રહેતો નથી, સ્વતઃ કદી ભોગ ભોગવતો નથી કે સ્વતઃ કદી ગુણયુક્ત થતો નથી; પણ જ્ઞાનદૃષ્ટિવાળા પુરુષો તો બરાબર સમજે છે કે, ઉત્ક્રમણ આદિ બધું, ઉપાધિનેજ છે પણ ઉપાધિવાળા આત્માને નથી.

**यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।**
**यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११॥**

યત્નશીલ એવા યોગી પુરુષો, બુદ્ધિમાં રહેલા, સર્વવ્યાપક અને ઉત્ક્રમણ આદિ ક્રિયાઓથી રહિત એવા અસંગ–આત્માને જોઇ શકે છે; પણ જેઓએ યજ્ઞઆદિથી ચિત્તને શુદ્ધ કર્યું નથી તેવા અવ્યવસ્થિત ચિત્તવાળા પુરુષો યત્ન કરવા છતાં આત્માને જોઇ શકતા નથી, કારણકે તેઓએ મનને જીત્યું નથી તેથી તેઓ પથ્થર જેવાજ છે.[૧૧]

(૧૧) ત્યારે સૂર્યઆદિ જ્યોતિઓ, લોકમાં પ્રકાશકતરીકે કેમ દેખાય છે? આના ઉત્તરમાં ભગવાન કહે છેઃ–

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥**

સૂર્યની અંદર રહેલું જે તેજ સમગ્ર જગતને પ્રકાશિત કરે છે તે તેજ; તથા ચંદ્રમા અને અગ્નિની અંદર પણ જે તેજ રહેલું છે તે તેજ, મારૂં છે એમ તારે જાણવું.[૧૨]

(૧૨) બાહ્યઇન્દ્રિયોના અધિષ્ઠાયક દેવ એવા સૂર્યઆદિમાં તથા તે તે દેવોથી અધિષ્ઠિત થયેલી બાહ્યઇન્દ્રિયોમાં વિષયોને પ્રકાશિત કરવાના સામર્થ્યવાળું તથા સમગ્ર જગતને પ્રકાશિત કરનારૂં જે તેજ રહેલું છે તે તેજ મારૂં છે એમ તું જાણજે. શ્રુતિઓ પણ કહે છે, "**येन सूर्यस्तपति तेजसेद्धः**-જે પરમાત્માના તેજથી પ્રકાશિત થયેલો સૂર્ય, તપી રહેલો છે;" "**येन चक्षूंषि पश्यंति**-જે પરમાત્માના તેજવડે ચક્ષુ આદિ ઇન્દ્રિયો પોતપોતાના વિષયોનું ગ્રહણ કરે છે," ઇત્યાદિ. એ પ્રમાણે મન અને ચંદ્રમામાં આંતરિક પ્રપંચને પ્રકાશિત કરવાના સામર્થ્યવાળું જે તેજ રહેલું છે તે પણ મારૂંજ છે; તથા વાક્ અને અગ્નિમાં અવ્યાકૃત આદિ વિષયોને પ્રકાશિત કરવાના સામર્થ્યવાળું જે તેજ રહેલું છે; તે પણ મારૂંજ છે.

કેવળ સૂર્ય આદિમાં રહેલું જગતને પ્રકાશિત કરવાના સામર્થ્યવાળું તેજજ મારૂં છે એમ નથી; પણ પૃથ્વી આદિમાં સર્વ ભૂતોને ધારણ કરવાનું જે સામર્થ્ય રહેલું છે તે પણ મારૂંજ છે, એ વાત હવે કહે છેઃ-

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः**

પૃથ્વીની અંદર પ્રવેશ કરીને બળવડે હુંજ સર્વ ભૂતોને ધારણ કરૂં છું તથા જળસ્વરૂપ ચંદ્ર થઇને હુંજ સર્વ ઔષધિઓને પોષું છું.[૧૩]

(૧૩) પૃથ્વીની અંદર પેસીને તથા તે પૃથ્વીને દૃઢ કરીને હુંજ બળવડે સર્વ ભૂતોને ધારી રાખું છું. જો હું પૃથ્વીને દૃઢ ન કરૂં તો તે પૃથ્વી રેતીની મુઠ્ઠીની પેઠે વિખરાઇ જાય. વૈદિક મંત્ર પણ કહે છે કે, "**येन द्यौरुग्रा पृथ्वी च दृढा**-જે પરમાત્માવડે આકાશ ઉગ્ર થાય છે અને પૃથ્વી દૃઢ થાય છે;" "**स दाधार पृथिवीम्**-તે પરમાત્માએ પૃથ્વીને ધારણ કરી રાખી છે" ઇત્યાદિ. વળી હુંજ જલસ્વરૂપ ચંદ્ર થઇને સર્વ ઔષધિઓને પુષ્ટ કરૂં છું-રસવાળી કરૂં છું. આ વાત લોકમાં પણ પ્રસિદ્ધ છે કે, ચંદ્ર પોતાના રસને અંદર પ્રવેશ કરાવીને સર્વ ઔષધિઓને પુષ્ટ કરે છે.

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥**

હું વૈશ્વાનર નામનો જઠરાગ્નિ થઇને પ્રાણીઓના દેહનો આશ્રય કરૂં છું અને ત્યાં પ્રાણ તથા અપાનવાયુને સાથે રાખી ચાર પ્રકારના અન્નનું પાચન કરૂં છું.[૧૪]

(૧૪) હું વૈશ્વાનર નામનો જઠરાગ્નિ થઇને સર્વ પ્રાણીઓનાં શરીરમાં દાખલ થાઉં છું અને ત્યાં પ્રાણ તથા અપાન વાયુવડે પ્રદીપ્ત થઇને ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય-એ ચારેય પ્રકારનાં અન્નનું પાચન કરૂં છું. તેમાં દાંતની જેમાં જરૂર પડે છે તેવું માલપુડા આદિ અન્ન ભક્ષ્ય કહેવાય છે. જેમાં દાંતના વ્યાપારની જરૂર રહેતી નથી તેવું દૂધપાક આદિ અન્ન ભોજ્ય કહેવાય છે. ગોળ, સાકર આદિ અન્ન લેહ્ય કહેવાય છે તથા શેરડી આદિ ચોષ્ય કહેવાય છે. આ શ્લોકમાં કહેવાનો ભાવ એ છે કે, સર્વ સ્થળે સર્વ પ્રકારની જે જે શક્તિ જોવામાં આવે છે તે મારીજ છે; તેમજ "ભોજન કરનાર વૈશ્વાનર અગ્નિ છે, ભોજન કરવાનું જે અન્ન તે ચંદ્ર છે અને તેથીજ સર્વ જે કંઇ તે અગ્નિ તથા ચંદ્ર છે" આમ જોનારા પુરુષને અન્નના દોષનો લેપ લાગતો નથી, એમ પણ સમજવું.

**सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

હું સર્વના હૃદયમાં રહેલો આત્મા છું. આત્મારૂપ એવા મારાથીજ સર્વને સ્મરણ, જ્ઞાન, વિસ્મરણ તથા અજ્ઞાન થાય છે. સર્વ વેદોથી જાણવા યોગ્ય હુંજ છું, વેદાંતશાસ્ત્ર રચનારો તથા વેદોને જાણનારો પણ હુંજ છું.[૧૫]

(૧૫) હું સર્વ પ્રાણીઓના હૃદયમાં આત્મારૂપે બિરાજું છું તેથીજ, મારાથકીજ તે પ્રાણીઓમાં પુણ્યશાળીઓને મારૂં સ્મરણ તથા જ્ઞાન થાય છે અને પાપીઓને મારૂં વિસ્મરણ તથા અજ્ઞાન થાય છે. વળી કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડરૂપ સર્વ વેદોવડે હું-પરમાત્માજ જાણવા યોગ્ય છું. વેદાંતશાસ્ત્રમાં કહેલી વિદ્યાના સંપ્રદાયને ચલાવનારો તથા વેદોના અર્થને જાણનારો પણ હુંજ છું-અર્થાત્ વેદાંત જાણનારો તથા વેદ જાણનારો પુરુષ, મારી વિભૂતિ છે.

હવે સર્વ શાસ્ત્રના તત્ત્વનો સંગ્રહ કરી દેખાડે છેઃ—

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥**

લોકની અંદર આ બે પુરુષો છે. એક ક્ષર અને બીજો અક્ષર;તેમાં સર્વ ભૂતો તે ક્ષર પુરુષ છે અને કૂટસ્થ-નિર્વિકાર તે અક્ષર પુરુષ છે.[૧૬]

(૧૬) લોકમાં પ્રસિદ્ધ એવા બેજ પુરુષો છે. એક તો ક્ષર નાશ પામવાના સ્વભાવવાળો જીવ, કે જે પ્રાણવાળાં સર્વભૂતોનાં કર્મોનો ક્ષય થયે સુષુપ્તિ, મરણ અથવા મોક્ષકાળે શરીરરૂપ ઉપાધિનો નાશ થતાં નાશ થયેલો-રૂપાંતરને-નામાંતરને પામેલો ગણાય છે. જળની અંદર દેખાતો સૂર્ય જેમ ઉપરના સૂર્યનું પ્રતિબિંબ છે, તેમ એ જીવ પણ બ્રહ્મના પ્રતિબિંબરૂપ છે. શ્રુતિમાં કહેલું છે કે, "**प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति**-પ્રજ્ઞાનઘન એવા પરમાત્માજ, આ સર્વ ભૂતોમાંથી બહાર નીકળીને તેઓનો નાશ થયા પછી જીવસંજ્ઞાથી નષ્ટ થાય છે." બીજો પુરુષ, કૂટસ્થ નિર્વિકાર તથા માયારૂપ ઉપાધિવાળો અક્ષર-અવિનાશી કહેવાય છે; કારણકે તે પુરુષને વળગેલી માયારૂપ ઉપાધિ, કર્મજનિત નહિ હોવાથી તેનો નાશ થતો નથી અને આ પુરુષ, ઉપાધિના દોષથી દૂષિત થતો નથી, તેથી પોતાનાં સ્વરૂપથી ભ્રષ્ટ થતો નથી. આવા હેતુથીજ તે અક્ષર કહેવાય છે.

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥**

પૂર્વોક્ત બન્ને પુરુષોથી ભિન્ન એવો ત્રીજો ઉત્તમ પુરુષ પણ છે, કે જેને શાસ્ત્રમાં પરમાત્મા કહેલ છે. વળી પરમાત્મા સંજ્ઞાવાળો તે પુરુષ, ઈશ્વર થઇને આ ત્રણેય લોકમાં પ્રવેશ કરી તેને ધારણ કરી રાખે છે-છતાં અવિકારી છે.[૧૭]

(૧૭) પૂર્વોક્ત કાર્યઉપાધિવાળા તથા કારણઉપાધિવાળા બન્ને પુરુષોથી વિલક્ષણ ઉપાધિથી રહિત ત્રીજો ઉત્તમ પુરુષ પણ છે, કે જેને શાસ્ત્રમાં પરમાત્મા કહેલ છે. વળી તે પરમાત્મા સંજ્ઞાવાળા પુરુષ, માયાથી ઈશ્વર થઇને ત્રણેય લોકમાં ઉત્તમ, મધ્યમ તથા અધમ શરીરોમાં પ્રવેશ કરીને તે ત્રણેય પ્રકારનાં શરીરોને ધારણ કરી રાખે છે,તોપણ અવિકારી રહે છે; અર્થાત્ સર્વજ્ઞપણારૂપ ઈશ્વરના ધર્મવડે અથવા અલ્પજ્ઞપણારૂપ જીવના ધર્મવડે વૃદ્ધિ કે ક્ષય પામતા નથી.

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥**

કારણકે હું ક્ષર(નાશવંત) અને અક્ષર ઉપાધિનું ઉલ્લંઘન કરી ગયો છું; માટેજ અક્ષરથી પણ ઉત્તમ છું અને એજ કારણથી લોકમાં તથા વેદમાં પુરુષોત્તમ એવા નામથી પ્રસિદ્ધ થયો છું.

(૧૮) કારણ કે હું ક્ષર તથા અક્ષરરૂપી ઉપાધિનું ઉલ્લંઘન કરી ગયેલો છું, માટે તે ક્ષર અને અક્ષરથી પણ અતિશય ઉત્કૃષ્ટ છું. કહેવાનો ભાવ એ છે કે, જડ એવી ક્ષરરૂપ ઉપાધિના કરતાં તે ઉપાધિવાળો જીવ ઉત્કૃષ્ટ છે; કારણકે તે ઉપાધિ જડ છે અને જીવ ચેતન છે. તે જીવના કરતાં પણ માયાની ઉપાધિવાળો અક્ષર પુરુષ વધારે ઉત્તમ છે; કારણકે જીવ પરતંત્ર છે, આ સ્વતંત્ર છે. વળી તે માયાની ઉપાધિવાળા અક્ષર પુરુષના કરતાં પણ ઉપાધિવિનાના જે પરમાત્મા પુરુષોત્તમ તે અતિશય ઉત્કૃષ્ટ છે; કારણકે તેમનું સ્વરૂપ અનાગંતુક અર્થાત્ સ્વયંભૂ છે.

એ પુરુષોત્તમના જ્ઞાનનું ફળ પણ ભક્તિજ છે, એ વાત હવે કહે છે.

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥**

હે ભરતવંશી અર્જુન! જે પુરુષ, એ પ્રમાણે સંશય અને વિપરીત જ્ઞાનથી રહિત થઇને મને-પુરુષોત્તમને જાણે છે, તે પુરુષ સર્વજ્ઞ છે અને તેજ મારૂં સર્વ પ્રકારે ભજન કરે છે.[૧૯]

આ અધ્યાયમાં ભગવાનના યથાર્થ જ્ઞાનનું મોક્ષરૂપ ફળ કહીને હવે તેનાં વખાણ કરે છેઃ-

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥**

હે ભરતવંશમાં જન્મેલા નિષ્પાપ અર્જુન! આ મેં તને અતિ રહસ્યશાસ્ત્ર કહેલું છે. આને જાણીને પુરુષ, બુદ્ધિમાન અને કૃતાર્થ થાય છે.[૨૦]

(૨૦) હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા નિર્દોષ અર્જુન! જો કે આ અઢારે અધ્યાય સમગ્ર શાસ્ત્રજ છે, તોપણ આ અધ્યાયમાં સમગ્ર શાસ્ત્રનો અર્થ દર્શાવ્યો છે; માટે આ અધ્યાયને પણ શાસ્ત્ર કહેવાય છે. આ અધ્યાયમાં કાર્ય-

કારણનો વિભાગ, સંસારવૃક્ષનું અનિત્યપણું, ભગવાનની વિભૂતિઓ, જે પુરુષ તે સંસારવૃક્ષને જાણે છે તેજ ખરો વેદવેત્તા છે તથા સર્વ વેદોથી હુંજ જાણવા યોગ્ય છું–ઇત્યાદિથી સર્વ શાસ્ત્રનો અર્થ દર્શાવ્યો છે. મેં તને જે આ અતિ રહસ્યશાસ્ત્ર કહેલું છે, તેનું જ્ઞાન સંપાદન કરીને પુરુષ, આત્મજ્ઞાની અને કૃતકૃત્ય થાય છે; કારણ કે કર્મમાત્ર, પરમાત્માના સ્વરૂપને જાણવા સુધીનુંજ છે અને તે પરમાત્માના જ્ઞાનમાંજ સમગ્ર પુરુષાર્થોની સમાપ્તિ થાય છે–અર્થાત્ તે પુરુષને પ્રાપ્ત કરવાની સર્વ વસ્તુઓ પ્રાપ્ત થયેલીજ ગણાય છે, માટે તેને બીજું કર્તવ્યકર્મ અવશેષ રહેતું નથી.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતાપર્વમાં “પુરુષોત્તમયોગ” એ વિષયનો અધ્યાય ૩૯ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૦ મો
## દૈવાસુરસંપત્–વિભાગયોગ

નવમા અધ્યાયમાં રાક્ષસી, આસુરી અને દૈવી એમ ત્રણ પ્રકારની સંપત્તિઓ કહેલી છે; તેમાં રાક્ષસી સંપત્તિનો આસુરી સંપત્તિમાંજ સમાવેશ કરીને આ અધ્યાયમાં અવશેષ રહેલી બે સંપત્તિઓનુંજ પ્રતિપાદન કરવામાં આવશે. “**द्वया ह प्राजापत्या देवाश्चासुराश्च**–પ્રજાપતિની સંતતિ બે જાતની છે; દેવો અને અસુરો.” એ શ્રુતિમાં અભય, સત્વશુદ્ધિ આદિ બુદ્ધિની વૃત્તિઓ તે દેવો; અને દંભ, દર્પ આદિ બુદ્ધિની વૃત્તિઓ તે અસુરો. આમ બે વૃત્તિઓનુંજ વર્ણન કરેલું દેખાય છે.

હવે પૂર્વના અધ્યાયના અંતમાં “**इदमुक्तं मयाऽनघ**” એ છેલ્લા શ્લોકના બીજા પાદમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને “**अनघ**” એવું સંબોધન આપી “અનઘપણું–પાપરહિતપણું, તેજ દૈવી સંપત્તિ છે અને તેથી જે વિપરીત તેજ આસુરી સંપત્તિ છે” એમ દર્શાવવા માટે તે બન્ને સંપત્તિનું અહીં વર્ણન કરે છે.

**॥ श्रीभगवानुवाच ॥**

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥**
**अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥**
**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

શ્રીભગવાને કહ્યું:–હે ભરતવંશી અર્જુન ! અભય, ચિત્તશુદ્ધિ, જ્ઞાનમાં અને યોગમાં નિરંતર દૃઢ સ્થિતિ, દાન, બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, ક્રોધરહિતપણું, કર્મસંન્યાસ, શાંતિ, બીજાના દોષોને નહિ પ્રકટ કરવાપણું, પ્રાણીઓપર દયા, અલુબ્ધપણું, મૃદુતા, લજ્જા, અચપલપણું, તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને અત્યંત માનનો અભાવ–આ બધી દૈવીસંપત્તિ છે. સત્વગુણપ્રધાન એવી તે સંપત્તિનું લક્ષ્ય કરીને જન્મેલા પુરુષને તે સ્વભાવથીજ હોય છે.[૧–૩]

(૧–૩) પોતાના નાશની બુદ્ધિનો અભાવ તે અભય, ચિત્તની નિર્મળતા, શ્રવણ આદિથી ઉત્પન્ન થનારા જ્ઞાનમાં તથા જાણેલા અર્થમાં ચિત્તની એકાગ્રતા કરવારૂપ યોગમાં એકનિષ્ઠા–આ મુખ્ય દૈવીસંપત્તિ છે. યથાશક્તિ અન્નઆદિનો વિભાગ કરવો તે દાન, બાહ્યઇંદ્રિયોનું નિયમન કરવું તે દમ, શ્રૌતસ્માર્ત આદિ યજ્ઞ, વેદનું અધ્યયન તે સ્વાધ્યાય, શારીરિક, માનસિક અને વાચિક એ ત્રણ પ્રકારનું તપ, સરળતા, પ્રાણીઓને પીડા નહિ કરવી તે અહિંસા, અપ્રિય એવું જૂઠું નહિ બોલીને જેમ હોય તેમજ કહેવું તે સત્ય, બીજાઓ ગાળો ભાંડી જાય અથવા મારી જાય ત્યારે ઉત્પન્ન થયેલા ક્રોધને શમાવવો તે અક્રોધ, સર્વ કર્મોનો સંન્યાસ તે ત્યાગ, અંતઃકરણની ઉપરામતા તે શાંતિ, બીજાના દોષોને પ્રકટ નહિ કરવા તે અપૈશુન્ય, દુઃખી પ્રાણીઓપર કૃપા કરવી તે દયા, વિષયો પાસેજ હોય છતાં ઇંદ્રિયોમાં વિકાર ન થાય તે અલોલુપતા, મૃદુતા, લજ્જા, કારણ ન હોય તો હાથપગ આદિના વ્યાપારો નહિ કરવા તે અચપળતા, ઉગ્રતાસિવાયનું પ્રગલ્ભપણું તે તેજ, કોઇ ગાળો ભાંડી જાય અથવા મારી જાય તોપણ અંતઃકરણમાં વિકાર ન થાય તે ક્ષમા, દેહ કે ઇંદ્રિયો જ્યારે દુઃખ પામતાં હોય ત્યારે તેને અટકાવવામાટે કોઈ જાતની અંતઃકરણની જે વૃત્તિ કે જેનાવડે દેહઆદિ દુઃખ લાગતાં નથી તે ધૃતિ, માટી અને જળથી કરાતું બાહ્ય તથા મન અને બુદ્ધિની નિર્મળતારૂપ માયારાગ આદિ મેલના અભાવરૂપ આભ્યંતર શૌચ, પારકાંને મારી નાખ-

વાની ઇચ્છાનો જે અભાવ તે અદ્રોહ, અત્યંત નિરભિમાનપણું તે નાતિમાનિતા. આ બધી સત્વગુણપ્રધાન દૈવી સંપત્તિ છે. હે ભારત! તેનું લક્ષ્ય કરીને જન્મેલા પુરુષને તે સ્વભાવથીજ હોય છે.

હવે રજોગુણ તથા તમોગુણમય એવી આસુરીસંપત્તિ કહે છે.

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥**

હે પૃથાના પુત્ર! દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોર વચન અને અજ્ઞાન તે આસુરી સંપત્તિ છે. તે સંપત્તિનું લક્ષ્ય કરીને જન્મેલા પુરુષને તે સ્વભાવથીજ હોય છે.[૪]

(૪) ધર્મઢોંગીપણું તે દંભ; ધન, કુટુંબ, આદિનાં કારણથી થનારો જે ગર્વ તે દર્પ; પોતાની અંદર પૂજ્યબુદ્ધિરૂપ અભિમાન; ક્રોધ; કઠોર ભાષણ કરવારૂપ પારુષ્ય અને અવિવેકથી ઉત્પન્ન થયેલું જે મિથ્યાજ્ઞાન તે અજ્ઞાન-આ આસુરીસંપત્તિનું લક્ષ્ય કરી જન્મેલા પુરુષમાં તે સ્વભાવથીજ હોય છે.

પૂર્વોક્ત બંને સંપત્તિનું કાર્ય હવે કહે છેઃ-

**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥५॥**

દૈવીસંપત્તિ મોક્ષને માટે મનાયેલી છે અને આસુરીસંપત્તિ બંધનને માટે મનાયેલી છે. હે પાંડુપુત્ર! (તું શંકા નહિ કરીશ કે હું આસુરી સંપત્તિમાટે જન્મેલો છું) શોક નહિ કર. તું દૈવી સંપત્તિનું લક્ષ્ય કરીને જન્મેલો છે.[૫]

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥**

હે પાર્થ! આ લોકમાં ભૂતોના સ્વભાવો બે પ્રકારના હોય છે, દૈવી અને આસુરી. તેમાંથી દૈવી સ્વભાવનું તો મેં પ્રથમ વિસ્તારથી કથન કરેલું છે, માટે અહીં તું મારી પાસેથી આસુરી સ્વભાવને સાંભળ.[૬]

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥**

આસુરી સ્વભાવના મનુષ્યો, પ્રવૃત્તિને (વૈદિક વિધિવાકયને) કે નિવૃત્તિને (વૈદિક નિષેધવાકયને) જાણતા નથી-અર્થાત્ તેઓને ધર્મ, અધર્મ, ઇષ્ટ કે અનિષ્ટનાં કારણોનું જ્ઞાન હોતું નથી. વળી તેમનામાં પવિત્રતા, સદાચાર કે સત્ય હોતુંજ નથી.[૭]

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥**

તે આસુરી સ્વભાવના મનુષ્યો, આ જગતને અસત્ય, આશ્રયવિનાનું તથા ઇશ્વરરહિત કહે છે. વળી તેઓ કહે છે કે, આ જગત, પરસ્પર કારણભૂત થયેલી ધર્માધર્મની વાસનાઓની પરંપરાથી થયેલું નથી; પણ સ્ત્રીપુરુષોનો મિથુનીભાવરૂપ જે કામ તેજ આ જગતનું કારણ છે. તે સિવાયનું બીજું શું કારણ હોઇ શકે![૮]

(૮) તે આસુરી સ્વભાવના મનુષ્યો કહે છે કે, આ સમગ્ર પ્રાણીઓ અસત્ય-મિથ્યા છે. કોઇને પણ ધર્મ કે અધર્મનો આશ્રય છેજ નહિ તથા કોઇનો પણ નિયંતા ઇશ્વરજ નથી. આ જગતમાં બીજ અને અંકુરની પેઠે પરસ્પર કારણભૂત થયેલી ધર્મ-અધર્મની વાસનાઓની પરંપરાથી શું ઉત્પન્ન થયેલું છે? કંઇપણ નહિ. ધર્મઆદિની અપેક્ષાએ કંઇપણ ઉત્પન્ન થતું નથી; પરંતુ સ્ત્રીપુરુષોના મિથુનીભાવરૂપ કામથીજ આ જગત ઉત્પન્ન થયેલું છે-અર્થાત્ સ્વભાવથીજ પ્રાણી ઉત્પન્ન થાય છે, નહિ કે ધર્મ-અધર્મરૂપ અદૃષ્ટથી.

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।**
**प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥**

એ પૂર્વોક્ત દૃષ્ટિનો આશ્રય કરીને જેઓનું ધૈર્ય નાશ પામ્યું છે એવા, અલ્પબુદ્ધિના તે હિંસક મનુષ્યો, ઉગ્ર કર્મો કરીને કેવળ જગતનો નાશ કરવામાટેજ પ્રવર્તે છે.[૯]

(૯) એ પ્રમાણે લોકાયતિક (ચાર્વાક) પંથવાળાઓએ સ્વીકારેલા વિચારોનો આશ્રય કરીને કામાદિને લીધે જેઓનું ધૈર્ય નાશ પામ્યું છે તેવા તથા ક્ષુદ્ર વિષયસુખમાંજ બુદ્ધિવાળા તે હિંસક મનુષ્યો, મહાભયંકર કર્મો કરીને જગતનો સંહાર કરવારૂપજ થઇ પડે છે.

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥**

મહાદુઃખથી પૂર્ણ કરી શકાય તેવા કામનો આશ્રય કરીને દંભ, માન અને મદથી યુક્ત થયેલા તેઓ, મોહને લીધે દુષ્ટ આગ્રહોને સ્વીકારી-

ને તથા અપવિત્ર નિયમો ધારણ કરીને કુમાર્ગમાં પ્રવર્તે છે.[૧૦]

(૧૦) દંભ, માન તથા મદવાળા તે હિંસક મનુષ્યો, પૂર્ણ કરવાને અતિ કઠિન એવા કામનો આશ્રય કરે છે અને તે કામપૂર્તિમાટે અજ્ઞાનને લીધે વશીકરણ, આકર્ષણ, ખજાના દેખાય તેવાં સિદ્ધાંજન અને કાર્યસિદ્ધિ આદિ મલિન સાધનોમાં અત્યંત આગ્રહ બાંધી બેસે છે; અને જેમાં મદ્ય, માંસ આદિની જરૂર પડે છે તેવા જૂદા જૂદા હિંસક નિયમોનો સ્વીકાર કરે છે. એ પ્રકારે તેઓ જગતની અંદર કુમાર્ગ ચલાવીને જગતનો સંહાર કરવા પ્રવૃત્ત થાય છે.

**चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥**
**आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।**
**ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥१२॥**

મરણસુધીની અપરિમેય ચિંતાનો આશ્રય કરનારા, કામભોગનેજ પરમ પુરુષાર્થ માનનારા, આટલોજ પુરુષાર્થ છે એવા નિશ્ચયવાળા, સેંકડો આશાઓરૂપ પાશોથી બંધાયલા, કામ અને ક્રોધમાંજ તત્પર રહેનારા, આસુરી સ્વભાવના મનુષ્યો, અન્યાયથી ધનના સમૂહોને મેળવવા ઇચ્છે છે.[૧૧,૧૨]

(૧૧'૧૨) આસુરીસ્વભાવના મનુષ્યો, યોગ અને ક્ષેમના વિષયની મરણાંત ચિંતાનો આશ્રય કરે છે. "દેહજ આત્મા છે, કામભોગ તેજ પુરુષાર્થ છે, એ સિવાય બીજું કંઈપણ નથી" આવા નિશ્ચયવાળા હોય છે. આવાજ અભિપ્રાયનું બૃહસ્પતિનું સૂત્ર છે. જેમકે:—"**चैतन्यविशिष्टः कामः पुरुषः**—ચૈતન્યયુક્ત જે કામ, તેજ પુરુષ છે." વળી પણ કહે છે—"**काम एवैकः पुरुषार्थः**—કામજ એક પુરુષાર્થ છે." વળી તેઓ બીજાને ઠગવારૂપ અન્યાયથી ધનના ઢગલે ઢગલા મેળવવા ઇચ્છે છે.

તેમના આશારૂપ પાશોનુંજ હવે વિવરણ કરે છે:—

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥**
**असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।**
**ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥**
**आढ्योऽभिजनवानस्मि कोऽन्योस्तिसदृशो मया।**
**यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः॥**

આજે મેં આ વસ્તુ મેળવી, આજે હું એ મનોરથને પામીશ, આ ધન મારી પાસે છે અને આ ધન પણ વળી મારૂં થશે, એ શત્રુને મેં મારી નાખ્યો છે અને વળી બીજાઓને પણ મારી નાખીશ, હું સર્વને શિક્ષા કરવામાં સમર્થ છું, હું ભોગવાળો છું, હું સમગ્ર ભોગોનાં સાધનોને પામીને સિદ્ધ થયો છું, હું બળવાન છું હું સુખી છું, હું ધનવાન છું, હું કુળવાન છું, મારાસમાન બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, હું દાન દઈશ અને આનંદ કરીશ, એ પ્રમાણે તેઓ અજ્ઞાનથી મોહિત થઈ અનેક પ્રકારના ભ્રમને પામે છે.[૧૩–૧૫]

**अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥**

અનેક વિષયોમાં લાગેલાં ચિત્તવાળા, ભ્રાંતિથી આકુળ થયેલા, મોહરૂપી જાળથી સારી રીતે વીંટાયલા અને તેથીજ કામભોગની અંદર અત્યંત આસક્ત થયેલા તે આસુરીસ્વભાવના મનુષ્યો, મહા અપવિત્ર નરકમાં પડે છે.[૧૬]

(૧૬) વળી તે આસુરી મનુષ્યો, કોઇ એકજ વિષયનો વિચાર કરનારા હોતા નથી; પણ અનેક વિષયોમાં પોતાના ચિત્તને લગાડીને વિચાર કરનારા હોય છે તથા "પ્રથમ આ કાર્ય સિદ્ધ કરવું કે પેલું કાર્ય સિદ્ધ કરવું" આવા પ્રકારના વિક્ષેપથી તેઓ લગભગ ભ્રાંતિથી આકુળ થઇ જાય છે. મિથ્યા પદાર્થોમાં સત્યબુદ્ધિ કરવારૂપ મોહજાળથી તેઓ હમેશાં સારી રીતે વીંટાયેલા રહે છે અને તેથીજ કામનો ઉપભોગ કરવામાં અત્યંત આસક્ત રહે છે; પણ છેવટે તેઓ વિષ્ઠા અને મૂત્રથી ભરચક થયેલાં મહાઅપવિત્ર નરકોમાં પડે છે.

**आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।**
**यजंते नाम यज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥**

પોતેજ પોતાને મોટા માનનારા, અક્કડ—નમ્રતાવિનાના તથા ધનના ગર્વથી અને ઉદ્ધતાઈથી યુક્ત થયેલા તેઓ, કેવળ દંભથી વગર વિધિએ માત્ર નામનાજ યજ્ઞો કરે છે.[૧૭]

(૧૭) વળી તે આસુરી સ્વભાવના મનુષ્યો પોતેજ પોતાને મોટા માની બેસે છે. ઠુંઠાંની પેઠે અક્કડના અક્કડ રહે છે—કોઇને નમતા પણ નથી અને હમેશાં ધનના ગર્વથી મદોન્મત્ત રહે છે. પોતાનું ધર્મિષ્ઠપણું બતાવવાની ખાતરજ વગર વિ-

ધિએ પોતાની, પોતાના જ્ઞાનની, પોતાનાં ધનની, પોતાની પત્નીની કે ઋત્વિજોની શુદ્ધિવિના કેવળ નામનાજ યજ્ઞોથી યજન કરે છે.

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥**

વળી તેઓ અહંકાર, બળ, ગર્વ, કામ અને ક્રોધનો આશ્રય કરી પોતાના દેહમાં તથા બીજાના દેહમાં રહેલો જે હું તેનો દ્વેષ કરે છે અને શમદમાદિ ગુણોમાં દોષનો આરોપ કરે છે.[૧૮]

(૧૮) "હુંજ સર્વથી શ્રેષ્ઠ છું" એ પ્રકારની બુદ્ધિરૂપ અહંકારનો, શરીર, ધન તથા કુટુંબના બળનો, બીજાનું અપમાન કરવારૂપ ગર્વનો, કામનો તથા ક્રોધનો આશ્રય કરી સર્વના શરીરમાં રહેલો એવો જે હું તેનો દ્વેષ કરે છે. પોતાના દેહમાં રહેલા એવા મને પોતાનાં શરીરનું શોષણ કરીને દ્વેષ કરે છે. આના સંબંધમાં આગળ કહેવામાં આવશે કે:-

**"कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः । मां चैवांतः शरीरस्थं तान् विद्ध्यासुरनिश्चयान् ॥"**

અવિવેકીઓ શરીરમાં રહેલા ભૂતગ્રામનું કર્ષણ કરી શરીરની અંદર રહેલા-મારૂંજ કર્ષણ કરે છે, તેથી તેઓને આસુરી નિશ્ચયવાળાજ સમજવા. વળી તેઓ બીજાના શરીરમાં રહેલાનો-મારો હિંસા આદિથી દ્વેષ કરે છે તથા શમદમાદિ વેદોક્ત ગુણોમાં તે સર્વ સ્થળે દોષારોપ કરે છે કે, તે શમદમાદિ ગુણો તો અસમર્થ પુરુષોનાં લક્ષણ છે.

હવે તેઓને થનારૂં ફળ કહે છે:-

**तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥**

એ રીતે મારો દ્વેષ કરનારા તે ક્રૂર અને અશુભ એવા અધમ પુરુષોને હું સંસારમાં વારંવાર આસુરી યોનિઓમાંજ ફેંકી દઉં છું.[૧૯]

(૧૯) સર્વ ભૂતોમાં સમાન રીતે રહેલો એવો પણ હું વેદોક્ત આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા તે-ભૂતોનો દ્રોહ કરનારા આસુરી સ્વભાવના મનુષ્યોને, વારંવાર આસુરી યોનિઓમાંજ જન્મ આપ્યા કરૂં છું. તેમ કરવાથી મારામાં વિષમતા નથી આવતી; કારણ કે હું સર્વભૂતોનો અંતરાત્મા છું, પણ તટસ્થ નથી-અર્થાત્ પૂર્વજન્મના સંસ્કારોને લીધે તેઓ તે પ્રમાણે પાપ કર્યા કરે છે અને તેનું યોગ્ય ફળ પણ પામ્યા કરે છે.

હવે તે આસુરી યોનિની પ્રાપ્તિનું ફળ પણ કહે છે:-

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥**

હે કુંતાપુત્ર! આસુરીયોનિમાં અવતરેલા તે મૂઢ પુરુષો, જન્મે જન્મે મને ન પામતાંજ ઉત્તરોત્તર અધમ એવી નારકી અથવા તિર્યંચ સ્થાવરરૂપ ગતિને પામે છે.[૨૦]

આસુરીસંપત્તિનો સંક્ષેપ હવે કહે છે:-

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥**

આત્માનો નાશ કરનારાં આ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર છે. કામ, ક્રોધ તથા લોભ; માટે એ ત્રણેયનો ત્યાગ કરવો.[૨૧]

**एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।**
**आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥**

હે કુંતાના પુત્ર! એ ત્રણ નરકનાં દ્વારોથી મુક્ત થયેલો પુરુષ, આત્માનું કલ્યાણ આચરી શકે છે અને તેથી પરમગતિને પામે છે.[૨૨]

(૨૨) નરકના દ્વારરૂપ એવા તે કામ, ક્રોધ અને લોભથી મુક્ત થયેલો પુરુષ, ભગવાનનું આરાધન આદિ આત્મકલ્યાણ કરી શકે છે અને તેદ્વારા મોક્ષને પામી શકે છે; માટે તે કામાદિકનોજ ત્યાગ કરવો.

કાષ્ઠતપસ્વીની પેઠે કેવળ કામાદિનો ત્યાગ કરી શાસ્ત્રવિરુદ્ધ વર્તન કરનારો પુરુષ સિદ્ધિને પામતો નથી, એ વાત હવે કહે છે:-

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥**

જે પુરુષ, શાસ્ત્રવિધિનો ત્યાગ કરી પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તે છે, તે ચિત્તશુદ્ધિરૂપ સિદ્ધિને, વૈરાગ્ય આદિનાં સુખને કે મોક્ષને પામતો નથી.[૨૩]

(૨૩) જે પુરુષ, શાસ્ત્રે ઇષ્ટ સાધનતરીકે જણાવેલાં તથા અનિષ્ટ સાધનતરીકે જણાવેલાં "બ્રાહ્મણો યજેત-બ્રાહ્મણે યજન કરવું." "ન સુરાં પિબેત્-દારૂ પીવો નહિ" ઇત્યાદિ વિધિવાક્યોનો તથા નિષેધવાક્યોનો ત્યાગ કરી, શાસ્ત્રમાં દર્શાવેલાં ત્યાગ કરવા જેવાં નિષિદ્ધનું આચરણ કરીને વર્તે છે, તે પુરુષ ચિત્તશુદ્ધિને, વૈરાગ્ય આદિથી ઉત્પન્ન થયેલી

તૃપ્તિને અથવા મોક્ષને પામતો નથી; પરંતુ તેનું તપ શુષ્ક કાષ્ઠની પેઠે નિરર્થક થઈ પડે છે.

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥**

**માટે હે અર્જુન! કાર્યઅકાર્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્રજ પ્રમાણભૂત છે; એ પ્રમાણે જાણીને શાસ્ત્ર અને વિધાનમાં કહેલાં કર્મ કરવાને તું યોગ્ય છે.[૨૪]**

(૨૪) શાસ્ત્રનું ઉલ્લંઘન કરનારો પુરુષ, ચિત્તશુદ્ધિ આદિ ત્રણેયને પામતો નથી; માટે હે અર્જુન! ચિત્તશુદ્ધિઆદિની ઇચ્છા રાખનારા તારે કર્તવ્ય તથા અકર્તવ્ય કર્મની વ્યવસ્થામાં શાસ્ત્રનેજ પ્રમાણતરીકે માનવું; એટલે આ કર્મ કરવાયોગ્ય છે, આ કર્મ કરવાયોગ્ય નથી, ઇત્યાદિ વેદની આજ્ઞારૂપ શાસ્ત્રને તથા તેનું ઉલ્લંઘન કરવામાં સમાધાનરૂપ વિધાનને બરાબર જાણી લઇને–અર્થાત્ અગ્નિહોત્ર આદિ નહિ કરવામાં અમુક દોષ લાગે છે અને તે દોષનું નિવારણ કરવામાટે કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ અમુક પ્રાયશ્ચિત્ત છે; તથા બ્રહ્મહત્યા આદિ કરવામાં અમુક દોષ લાગે છે અને તેનું નિવારણ કરવામાટે અશ્વમેધ આદિ અથવા બીજું કોઇ પ્રાયશ્ચિત્ત છે, આમ શાસ્ત્ર અને વિધાનમાં કહેલાં કર્મનેજ તારે આ મનુષ્યલોકમાં કરવું યોગ્ય છે. વળી એટલું યાદ રાખજે કે, કર્મ કરવાનો અધિકાર આ મનુષ્યલોકમાંજ છે પણ બીજા લોકમાં નથી; માટે શાસ્ત્રોક્ત આજ્ઞા પ્રમાણેજ વર્તન કરનાર પુરુષને ચિત્તશુદ્ધિ આદિ મળે છે, પણ તેથી વિરુદ્ધ વર્તનારને તે કંઇ મળતું નથી, એ વાત સિદ્ધ છે.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતાપર્વમાં "દૈવાસુરસંપદ્ વિભાગયોગ" એ વિષયનો અધ્યાય ૪૦ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૧ મો
## શ્રદ્ધાત્રયવિભાગયોગ

"**तस्माच्छास्त्रं प्रमाणं ते**–માટે તારે શાસ્ત્રને પ્રમાણ ગણવું" એ ભગવાનના વાક્યમાં પ્રશ્ન કરવાનું બીજ પામીને અર્જુને પૂછ્યું:–

**॥ अर्जुन उवाच ॥**

**ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयाऽन्विताः ।**
**तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥**

**અર્જુને પૂછ્યું:–હે શ્રીકૃષ્ણ! શ્રદ્ધાયુક્ત થયેલા જેઓ શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને યજન કરે છે, તેઓની એ નિષ્ઠા કયી છે? સાત્વિકી, રાજસી કે તામસી?[૧]**

(૧) જે પુરુષો વેદોક્ત આજ્ઞાનો, કુલાચારનો તથા સદાચારનો જે પરંપરાનો વિધિ, તેનો ત્યાગ કરીને, "મારા પિતાએ આ કૂવો કરાવેલો છે, માટે તે સેંકડો ગંગાથી પણ અધિક છે. આ મારા પિતાના કૂવામાં સ્નાન, પાન, અવગાહન, પૂજા તથા પ્રદક્ષિણા આદિ કરીને હું અવશ્ય ઇષ્ટ ફળને પામીશ." આવી અતિ દૃઢ શ્રદ્ધાથી યુક્ત થઇને તે પોતાના પિતાએ બંધાવેલા કૂવા આદિનું પૂજન કરે છે, તેઓની એ નિષ્ઠા કયી જાતની છે? પોતાના પિતાએ બંધાવેલા તે કૂવામાં તેને અધિક શ્રદ્ધા છે, એવી તે નિષ્ઠા સાત્વિકી ગણાય? અથવા શાસ્ત્રનું ઉલ્લંઘન કરીને તે પુરુષ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરતો હોવાથી તેની નિષ્ઠા રાજસી ગણાય? કે કલઇમાં થનારી રૂપાની બુદ્ધિની પેઠે અલ્પ વસ્તુમાં વિપર્યાસરૂપ અવળી બુદ્ધિ કરાવનારી હોવાથી તે નિષ્ઠા તામસી ગણાય? આ શ્લોકપર ભાષ્યકાર શ્રીશંકરાચાર્યે આ રીતે વિવરણ કરેલું છે:–"જેઓ શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રની આજ્ઞાનો ત્યાગ કરી પોતાના વડીલ પુરુષોનો વ્યવહાર જોઈ આસ્તિક્ય બુદ્ધિરૂપ શ્રદ્ધાથી યુક્ત થઇને યજન કરે છે, તેઓની નિષ્ઠા કયી?" એ પ્રકારના વ્યાખ્યાનમાં પણ વૃદ્ધ પુરુષોનો–વડીલોનો વ્યવહાર પણ અનિંદ્યજ સમજવો જોઇએ; કારણ કે તે અનિંદ્ય વ્યવહારમાં તામસપણા આદિની શંકાજ હોતી નથી.

અર્જુને એ પ્રમાણે સામાન્ય પ્રશ્ન કર્યો, જેથી ભગવાન શ્રીકૃષ્ણ પણ સામાન્યજ ઉત્તર આપે છે:–

**॥ श्रीभगवानुवाच ॥**

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥**

**શ્રીભગવાને કહ્યું:–હે અર્જુન! પ્રાણીઓને સ્વભાવથીજ ઉત્પન્ન થનારી ત્રણ પ્રકારની તે શ્રદ્ધા હોય છે. સાત્વિકી, રાજસી અને તામસી. તે ત્રણેય શ્રદ્ધાનું હું વિવેચન કરી દેખાડું છું, તે તું સાંભળ.[૨]**

(૨) ભગવાન અર્જુનને કહે છે કે, હે અર્જુન! પ્રાણીઓને પોતાના પૂર્વભવના ધર્મઅધર્મરૂપ સ્વભાવથી ઉત્પન્ન થનારી ત્રણ પ્રકારની શ્રદ્ધા

હોય છે. જો પૂર્વભવમાં સત્વગુણના સંબંધવાળો દેવતાપૂજનઆદિ ધર્મ, એ પ્રાણીએ આચર્યો હોય તો તેને શુદ્ધ સાત્વિકી શ્રદ્ધા થાય છે.જો પૂર્વભવમાં રજોગુણના સંબંધવાળો યક્ષઆદિના પૂજનરૂપ ધર્મ આચર્યો હોય તો તેને રાજસી શ્રદ્ધા થાય છે; અને જો પૂર્વભવમાં તમોગુણના સંબંધવાળો ભૂત પ્રેતઆદિનાં પૂજનરૂપ ધર્મ આચર્યો હોય તો તે પ્રાણીને તામસી શ્રદ્ધા થાય છે. એ પ્રમાણે ત્રણ પ્રકારની શ્રદ્ધા દેહાભિમાનીઓને થાય છે. તેનું હું વિવેચન કરું છું, માટે તું સાંભળ.

"**श्रद्धान्वितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत्**–શ્રદ્ધાયુક્ત થઇને પોતાનામાંજ આત્માનું દર્શન કરવું" આ શ્રુતિ શ્રદ્ધાને સર્વ આત્મદર્શનનાં સાધનોમાં અંતરંગ સાધન કહે છે; તોપછી તમે તે શ્રદ્ધાને રાજસી અને તામસી કેમ કહો છો ? આના ઉત્તરમાં શ્રીભગવાન કહે છેઃ–

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः॥**

**હે ભરતવંશી અર્જુન ! સર્વને પોતાના પૂર્વજન્મનાં કર્મોના સંસ્કારવાળી બુદ્ધિને અનુસરતી શ્રદ્ધા થાય છે. આ પુરુષ પણ શ્રદ્ધામયજ છે. જેવી શ્રદ્ધાવાળો જે હોય તે તેવોજ કહેવાય છે.**[3]

(૩) પૂર્વકર્મોના સંસ્કારવાળી જેવી જેની સાત્વિકી કે રાજસી બુદ્ધિ હોય, તેવુંજ તે મનુષ્યને દેવતા આદિનાં પૂજન કરવાથી અવશ્ય ફળ મળે છે, એવી નિશ્ચયરૂપ શ્રદ્ધા થાય છે. આ પુરુષ પણ શ્રદ્ધાનેજ પ્રધાન માનનારો હોય છે. જે પુરુષ જે શ્રદ્ધાથી યુક્ત હોય તે તેવોજ કહેવાય છે; એટલે સાત્વિકી શ્રદ્ધાવાળો પુરુષ સાત્વિકજ કહેવાય છે, રાજસી શ્રદ્ધાવાળો પુરુષ રાજસજ કહેવાય છે અને તામસી શ્રદ્ધાવાળો પુરુષ તામસજ કહેવાય છે. આમ હોવાને લીધે પેલો પિતાના કૂવાનો ભક્ત, પૂર્વપુણ્યને લીધે જો પોતાના પિતાને દેવની પેઠે માનતો હોય તો તે સાત્વિક કહેવાય છે અને તે સાત્વિક ભક્તનો, પૂર્વે જેમ પુંડલીકનો અનુગ્રહ કર્યો હતો તેમ, દેવો અનુગ્રહ કરે છે અને તે પુરુષના નિત્યકર્મોના ત્યાગને લીધે થયેલા દોષને દૂર કરે છે; પણ જો તે પિતૃભક્ત પુરુષ, પોતાના પિતાને મંત્રઆદિથી સિદ્ધ થયેલો અને પૂર્વવાસનાને લીધે યક્ષઆદિ સ્વરૂપે થયેલો માને છે તો તે પુરુષ, રાજસ ભક્ત કહેવાય છે અને તેનાપર રજોગુણી સ્વભાવના યક્ષોજ અનુગ્રહ કરે છે; પરંતુ ઇચ્છા પ્રમાણે વર્તનાર તે પુરુષના નિત્યકર્મોના ત્યાગથી ઉત્પન્ન થયેલા દોષને તેઓ દૂર કરી શકતા નથી; કારણ કે તે યક્ષો દેવોના અપરાધીને બચાવી શકતા નથી. વળી જો તે પિતૃભક્ત પુરુષ પોતાના પિતાને પ્રેત થયેલો માનતો હોય અને "આ મારો પિતા મારા કુટુંબને પીડા ન કરે માટે સર્વ ધર્મનો ત્યાગ કરી મારા પિતાને પ્રિય એવા આ કૂવાનું પૂજન કરું" આવી માન્યતાવાળો હોય, તો તે તામસ કહેવાય છે; કારણ કે તે પોતાના પિતાની અંદર પ્રેતસ્વરૂપની વિપરીત બુદ્ધિ કરે છે અને તેથીજ તેનાપર પ્રેતો અનુગ્રહ કરે છે તથા તે પુરુષને તેઓ ક્ષુદ્ર એવા ભોગો પૂરા પાડે છે; પરંતુ દેવતાઓ તો તે પુરુષને નરકમાંજ ધકેલી દે છે.

સાત્વિકઆદિ પુરુષો દેવઆદિનુંજ પૂજન કરે છે, એમ તમે શાપરથી કલ્પના કરો છો ? એ પ્રશ્નનો ભગવાન ઉત્તર વાળે છેઃ–

**यजंते सात्त्विका देवान् यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥**

**સત્વગુણી મનુષ્યો દેવોનું પૂજન કરે છે, રજોગુણી મનુષ્યો યક્ષ અને રાક્ષસોનું પૂજન કરે છે તથા તમોગુણી મનુષ્યો પ્રેતો અને ભૂતોનું પૂજન કરે છે.**[4]

વિશેષે કરીને સત્વગુણી મનુષ્યો દુર્લભ હોય છે, તે હવે કહે છેઃ–

**अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।**
**दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः॥५॥**
**कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।**
**मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान्॥**

**દંભ તથા અહંકારથી યુક્ત થએલા, વિષયાભિલાષ તથા સાહસ ખેડીને પણ વિષયોની સિદ્ધિ કરવામાં ઉત્સાહરૂપ બળથી યુક્ત થયેલા, જે મનુષ્યો શાસ્ત્રવિરુદ્ધ એવાં ઘોર તપને તપે છે તથા મૂઢ થઇને શરીરમાં રહેલા ઇંદ્રિયસમુદાયને કૃશ કરી નાખી, શરીરની અંદર ભોક્તાસ્વરૂપે રહેલા એવા મને–પરમેશ્વરને પણ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને કૃશ કરે છે,તે પુરુષોને તારે આસુરી નિશ્ચયવાળા જાણવા.**[૫,૬]

(૫,૬) શાસ્ત્રવિરુદ્ધ એવા તંત્રશાસ્ત્રોક્ત, પોતાના માંસનો હોમ કરીને તથા બ્રાહ્મણના લોહી આદિથી દેવતાને તૃપ્ત કરવારૂપ ઘોર તપને જે મનુ-

ષ્યો તપે છે, તેઓને આસુરી નિશ્ચયવાળા જાણવા. વળી ધર્મઢોંગીપણારૂપ દંભનો તથા પોતાની અંદર પૂજ્યતાબુદ્ધિરૂપ અહંકારનો આશ્રય કરી વિષયાભિલાષ અને સાહસ ખેડીને પણ વિષયોને સાધવામાં ઉત્સાહરૂપ બળથી યુક્ત થઇને શરીરમાં રહેલી ઇંદ્રિયોને કૃશ કરનારા તથા શરીરની અંદર ભોક્તાસ્વરૂપે રહેલા મને–પરમેશ્વરને પણ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પોતાના શરીરને કૃશ કરનારા તે મૂઢ પુરુષોને આસુરી નિશ્ચયવાળા તું જાણ.

આ અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે, "અર્જુન સત્વગુણી પુરુષોની શ્રદ્ધાનું, આરાધ્યદેવનું, આહારનું, યજ્ઞનું, તપનું અને દાનનું ગ્રહણ કરે તથા તમોગુણી પુરુષોની શ્રદ્ધાઆદિનો ત્યાગ કરે" આવો મનમાં અભિપ્રાય રાખીને તે શ્રદ્ધાઆદિના દરેકના ત્રણ ત્રણ પ્રકારોનું વિધાન કરેલું છે. તેમાંથી ત્રણ પ્રકારની શ્રદ્ધાનું તથા ત્રણ પ્રકારના આરાધ્ય દેવોનું પ્રથમજ કથન કર્યું. હવે ત્રણ પ્રકારના આહારનું પ્રતિજ્ઞાપૂર્વક કથન કરે છેઃ–

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।**
**यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥**

સર્વ પ્રાણીને ત્રણ પ્રકારનો આહાર પ્રિય હોય છે; તથા યજ્ઞ, દાન અને તપ પણ ત્રણ ત્રણ પ્રકારનાં હોય છે, તેઓના ભેદને તું સાંભળ.[૭]

**आयुःसत्त्वबलारोग्य सुखप्रीतिविवर्धनाः ।**
**रस्याःस्निग्धाःस्थिरा हृद्या आहाराः सात्विकप्रियाः ॥८॥**

આયુષ, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારા, રસવાળા, ચીકાશવાળા, શરીરમાં સ્થિર રહેનારા તથા હૃદયને પ્રિય લાગે એવા આહારો (ખોરાકો) સત્વગુણી માણસોને પ્રિય હોય છે.[૮]

(૮) આયુષ એટલે જીવન, સત્ત્વ એટલે ઉત્સાહ, આરોગ્ય એટલે નિરોગીપણું, સુખ એટલે ચિત્તની પ્રસન્નતા અને પ્રીતિ એટલે રુચિ; આટલી વસ્તુને વધારનારા રસવાળા, ચીકાશવાળા, શરીરમાં લાંબો કાળ ટકનારા તથા હૃદયને પ્રિય લાગે તેવા ઘી, દૂધ, સાકર વગેરે આહારો સત્વગુણીને પ્રિય હોય છે.

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥**

અત્યંત કડવા, અત્યંત ખાટા, અત્યંત ખારા, અત્યંત ગરમ, અત્યંત તીખા, અત્યંત લૂખા અને અત્યંત બળતરા કરાવનારા, દુઃખ, શોક અને રોગને આપનારા આહારો રજોગુણી માણસોને પ્રિય હોય છે.[૯]

(૯) લીમડો વગેરે અત્યંત કડવા આહારો છે, મરી વિગેરે અત્યંત તીખા પદાર્થો છે, કાંગ, કોદ્રા વિગેરે અત્યંત લૂખા આહારો છે અને રાઇ વિગેરે અત્યંત બળતરા ઉપજાવનારા આહારો છે. આવા આહારો વિશેષે કરીને રજોગુણી માણસોને પ્રિય હોય છે; પણ તે આહારો તત્કાળ પીડા આપનારા, પાછળથી મનને ઉદ્વેગ કરનારા તથા સાત ધાતુઓમાં ઓછાવત્તાપણું કરીને રોગ આપનારા થાય છે.

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥**

પકાવ્યા પછી જેનાપર એક પ્રહર વીતી ગયો હોય તેવું રસવિનાનું, દુર્ગંધવાળું, જેનાપર એક રાત્રિ વીતી ગઇ હોય તેવું–વાસી, ઉચ્છિષ્ટ અને અપવિત્ર–યજ્ઞને માટે અયોગ્ય એવું ભોજન, તમોગુણી માણસોને પ્રિય હોય છે.[૧૦]

(૧૦) ભગવાન ભાષ્યકાર "**यातयामं**" એ પદનો "અર્ધું પાકેલું" એવો અર્થ પણ કરે છે.

હવે ત્રણ પ્રકારના યજ્ઞો કહે છેઃ–

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥**

યજ્ઞના ફળની ઇચ્છા નહિ રાખનારા પુરુષો, "યજ્ઞ કરવોજ જોઇએ" એ પ્રમાણે મનને એકાગ્ર કરી જે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે યજ્ઞ કરે છે, તે યજ્ઞ સાત્વિક છે.[૧૧]

**अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥**

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! ફળની ઇચ્છા રાખીને તથા ધર્મઢોંગીપણું દર્શાવવાની ખાતર પણ જે યજ્ઞ કરવામાં આવે છે, તે યજ્ઞને તું રાજસ જાણજે.[૧૨]

**विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥**

શાસ્ત્રોક્ત વિધિથી રહિત, અન્નદાનથી રહિત, વૈદિક મંત્રોથી રહિત, દક્ષિણાથી રહિત તથા શ્રદ્ધાથી રહિત એવા યજ્ઞને તામસ કહે છે.[૧૩]

હવે ત્રણ પ્રકારનું તપ કહે છેઃ-

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥**

વિષ્ણુ આદિ દેવો, બ્રાહ્મણો, માતા, પિતા, આચાર્ય આદિ ગુરુઓ અને બ્રહ્મનિષ્ઠ પુરુષોનું પૂજન, સરળતા, પવિત્રતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એ શારીરિક તપ કહેવાય છે.[૧૪]

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥**

જે સત્ય હોય, પ્રિય હોય, હિતકારક હોય, અને ઉદ્વેગ કરનાર ન હોય તેવું વાક્ય તથા સ્વાધ્યાયનો અભ્યાસ એ વાઙ્મય(વાચિક)તપ કહેવાય છે.[૧૫]

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥१६॥**

મનની પ્રસન્નતા, સૌમ્યતા, વાણીનો સંયમ, માનસિક નિગ્રહ તથા ભાવની શુદ્ધિ, એ માનસિક તપ કહેવાય છે.[૧૬]

(૧૬) રાગદ્વેષ આદિથી રહિતપણું, પારકાનું હિતૈષિપણું, વાક્‌સંયમ, મનોનિરોધ અને બીજાઓની સાથે વ્યવહારકાળે માયા-કપટથી રહિતપણું તથા દયા આદિ, આ બધું માનસિક તપ કહેવાય છે.

**श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ।**

ફળની ઇચ્છા નહિ રાખનારા પુરુષો પરમ શ્રદ્ધાયુક્ત થઇને અને સાવધાન થઇને પૂર્વોક્ત કાયિક, વાચિક તથા માનસિક તપને જે તપે છે, તેને વિદ્વાનો સાત્વિક તપ કહે છે.[૧૭]

**सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥**

સત્કાર, માન અને પૂજાને માટે દંભથી જે તપ કરવામાં આવે છે તે નાશવંત અને અનિશ્ચિત ફળવાળું છે, એને વિદ્વાનોએ રાજસ કહેલું છે.

(૧૮) લોકમાં, "આ માણસ સારો છે" આવી વાણીની પૂજાને માટે; અભ્યુત્થાન, વંદન આદિ શારીરિક પૂજાને માટે; તથા લાભ આદિ મેળવવામાટે દંભથી જે તપ તપવામાં આવે છે; તેને રાજસ કહેલું છે, નાશવંત કહેલું છે તથા અનિશ્ચિત ફળવાળું કહેલું છે.

**मूढग्राहेणात्मनो यत् पीडया क्रियते तपः ।**
**परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥**

કેવળ દુરાગ્રહથી પોતાના શરીરનો વિનાશ કરવામાટે અથવા બીજાનો વિનાશ કરવામાટે પીડાપૂર્વક જે તપ કરવામાં આવે છે, તેને તામસ કહેલું છે.[૧૯]

હવે ત્રણ પ્રકારનું દાન કહે છેઃ-

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥**

દાન દેવુંજ જોઇએ એવી બુદ્ધિથી પ્રત્યુપકાર કરવામાં અસમર્થ હોય તેવાને કુરુક્ષેત્ર આદિ દેશમાં તથા સંક્રાંતિ આદિ કાળમાં જે દાન આપવામાં આવે છે તેને સાત્વિક કહેલું છે; અને જે પાત્રને દાન કરવામાં આવે છે, તે પણ સાત્વિકજ છે.[૨૦]

(૨૦) કુરુક્ષેત્ર આદિ પવિત્ર પ્રદેશમાં તથા સંક્રાંતિ આદિ પુણ્યકાળમાં સામો ઉપકાર કરવાને અસમર્થ હોય તેવા કોઇ બ્રાહ્મણ આદિને જે દાન આપવામાં આવે છે, તે સાત્વિક છે; અથવા દેશ કાળનો યોગ ન આવ્યો હોય અને કેવળ યોગ્ય પાત્રનોજ યોગ આવ્યો હોય, તોપણ તે પાત્રને આપેલું દાન તે સાત્વિકજ છે; પણ દેશ, કાળ અને પાત્ર એ બધાનો બરાબર સાથે યોગ આવ્યો હોય અને જે દાન આપવામાં આવે તેમાં તો મહાન ગુણ રહેલો છે.

**यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।**
**दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥**

પણ જે દાન સામા ઉપકાર વાળવાની ઇચ્છાથી, કોઇપણ જાતના ફળના ઉદ્દેશથી અથવા "આટલો બધો દ્રવ્યનો ખર્ચ કરવો પડશે" આવા ગભરાટથી આપવામાં આવે છે, તે દાનને રાજસ કહેલું છે.[૨૧]

**अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।**
**असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

અપવિત્ર દેશમાં તથા અપુણ્યકાળમાં અપાત્રોને સત્કાર તથા માનવિના જે દાન આપવામાં આવે છે, તેને તામસ કહેલું છે.[૨૨]

(૨૨) દેશ,કાળ તથા પાત્ર સારાં ન હોય અને વળી તેમાં પણ પ્રિય વચન, પાદપ્રક્ષાલન આદિ પૂજાસત્કારવિના દાન લેનારનું અપમાન કરીને-પરાભવ કરીને જે સુવર્ણ આદિનું દાન દેવામાં આવે છે, તે તામસ છે.

પુણ્યના પ્રયોજનવાળા યજ્ઞ, દાન, તપ વિગેરેમાં જો કોઇ પણ જાતની ઉણપની શંકા રહેતી હોય, તો તેને ઉત્તમ ગુણવાળાં કરવામાટે ભગવાન શ્રીકૃષ્ણ પ્રાયશ્ચિત્તનો ઉપદેશ કરે છેઃ-

**ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः।**
**ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा॥२३**

**ॐ, तत्** તથા **સત્** આ ત્રણ પ્રકારનો પરબ્રહ્મના નામનોજ નિર્દેશ શાસ્ત્રોમાં કહેલો છે. પૂર્વે એ ત્રણ પ્રકારના નામનું ઉચ્ચારણ કરીનેજ વિધાતાએ બ્રાહ્મણોને, વેદોને તથા યજ્ઞોને પ્રકટ કર્યા છે.[૨૩]

(૨૩) ॐ, **તત્** અને **સત્** એ ત્રણેયને પરબ્રહ્મનાંજ નામ કહેલાં છે. જેમ વિષ્ણુનાં હજારનામ વિષ્ણુસહસ્રમાં દર્શાવ્યાં છે, તેમ શ્રુતિઓમાં પરબ્રહ્મનાં એ ત્રણ નામજ દર્શાવેલાં છે. "**ॐमिति ब्रह्म**-ॐકાર એ પરબ્રહ્મ છે" આ તૈત્તિરીયક શ્રુતિમાં ॐકારને પરબ્રહ્મના નામતરીકે કહેલ છે. "**तदिति वा एतस्य महतो भूतस्य नाम भवति तत्**—એ મહાન ભૂત પરબ્રહ્મનું નામ છે" આ ઐતરેયક શ્રુતિમાં **તત્** ને પરબ્રહ્મના નામતરીકે કહેલ છે તથા "**सदेव सौम्येदमग्र आसीत्**-હે સૌમ્ય! પ્રથમ સૃષ્ટિની પહેલાં એ **સત્** પરબ્રહ્મજ હતા" એ છાંદોગ્યશ્રુતિમાં **સત્** ને પરબ્રહ્મના નામતરીકેજ કહેલ છે. પૂર્વે સૃષ્ટિની આદિમાં આ ત્રણ નામના ઉચ્ચારણના સામર્થ્યથી વિધાતાએ બ્રાહ્મણોને, વેદોને તથા યજ્ઞોને પ્રકાશિત કર્યા છે.

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।**
**प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥**

**માટે ॐ એ પ્રમાણે પરબ્રહ્મના નામનું ઉચ્ચારણ કરીને વૈદિકોની વેદોક્ત યજ્ઞ, દાન તથા તપની ક્રિયાઓ નિરંતર પ્રવૃત્ત થાય છે.**[૨૪]

(૨૪) એ ત્રણ નામના ઉચ્ચારણપૂર્વકજ બ્રાહ્મણાદિની વિધાતાએ ઉત્પત્તિ કરી છે; જેથી એ ત્રણેય નામોમાં ॐ એ પ્રથમ નામનું ઉચ્ચારણ કરીને બ્રહ્મવાદીઓની વેદોક્ત યજ્ઞ, દાન, તપ આદિ ક્રિયાઓ હમેશાં પ્રવર્તે છે. શ્રુતિ પણ કહે છે કેઃ-"**ॐमिति ब्रह्मा प्रसौति । ॐमिति शस्त्राणि शंसंति । ॐमित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति। ॐमिति सामानि गायन्ति ।** ॐ એ નામનું ઉચ્ચારણ કરીને બ્રહ્મા (ત્રણેય વેદમાં કહેલા પ્રયોગોને જાણનાર ઋત્વિજ) બીજા ઋત્વિજોને પ્રોક્ષણ આદિ ક્રિયામાં પ્રેરે છે. ॐ એ નામનું ઉચ્ચારણ કરીને શસ્ત્રોને (ગીતિરહિત ઋચાઓને) ભણે છે. ॐ એ નામનું ઉચ્ચારણ કરીને અધ્વર્યુ હોતા-પ્રત્યે પ્રતિગર (પ્રોત્સાહક અને દ્યોતક શબ્દ) ભણે છે અને સામનું ગાન કરનારા ઉદ્‌ગાતા પણ ॐના ઉચ્ચારણપૂર્વકજ સામોનું ગાન કરે છે." આ શ્રુતિ, સર્વ ઋત્વિજોની ક્રિયાઓ ॐકારપૂર્વકજ હોય છે, એમ દર્શાવે છે.

ॐ એ નામનો કામ્ય અકામ્ય સાધારણ યજ્ઞાદિ કર્મોમાં વિનિયોગ કહીને હવે **તત્** એ નામનો નિષ્કામ એવાં મુમુક્ષુપુરુષોનાં કર્મોમાં વિનિયોગ દર્શાવે છેઃ-

**तदित्यनभिसंधाय फलं यज्ञतपः क्रियाः ।**
**दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः॥**

**મોક્ષની ઇચ્છાવાળા પુરુષો, ફળની અપેક્ષા રાખ્યાવિના અનેક પ્રકારની યજ્ઞ, દાન તથા તપની ક્રિયાઓ કરે છે; પરંતુ તેઓ સર્વ ક્રિયાઓને "તત્-આ સર્વ પરબ્રહ્મ છે" આવી અભિસંધિથી કરે છે.**[૨૫]

(૨૫) મોક્ષને ઇચ્છનારા પુરુષો ફલાકાંક્ષાવિનાજ અનેક પ્રકારની યજ્ઞાદિ ક્રિયાઓ કરે છે. તેઓની સર્વ ક્રિયાઓ ફલાભિસંધિથી રહિત હોય છે; તથાપિ **તત્** એ પરબ્રહ્મના નામની અભિસંધિવાળી હોય છે. જેમ બ્રહ્મવાદી પુરુષો "**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ब्रह्मैव तेन गंतव्यं ब्रह्म कर्म समाधिना**" એ પૂર્વોક્ત રીતિએ સાધનફળસહિત સર્વ ક્રિયાઓને "આ બધું બ્રહ્મજ છે" આવી બુદ્ધિથી કરે છે, તેમ મુમુક્ષુ પુરુષો પણ "આ બધું **તત્** છે" આવી બુદ્ધિથી સર્વ કર્મો કરે છે. મુક્ત પુરુષોનું જે સ્વાભાવિક આચરણ છે, તેજ મુમુક્ષુ પુરુષોને શાસ્ત્રતુલ્ય છે.

એ પ્રમાણે ॐ તથા **તત્** એ બન્ને શબ્દનો વિનિયોગ કહ્યો. હવે બે શ્લોકથી **સત્** શબ્દનો વિનિયોગ કહે છેઃ-

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**

**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥**

હે પૃથાપુત્ર ! સદ્ભાવમાં ( હયાતીમાં ) અને સાધુભાવમાં (સારાપણામાં) સત્ એ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે તથા શ્રેષ્ઠ કર્મમાં પણ આસ્તિકપુરુષો સત્ શબ્દનો પ્રયોગ કરે છે.

(૨૬) હે પાર્થ ! અસ્તિત્વમાં તથા સારાપણામાં **सत्** શબ્દ વપરાય છે અને શ્રેષ્ઠ એવાં વેદોક્ત કર્મમાં પણ "**सदिदं कर्म**–આ કર્મ સારૂં છે" વિગેરેમાં **सत्** શબ્દનો ઉપયોગ કરાય છે. વળી–

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥**

યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે નિષ્ઠા તે પણ સત્ એ પ્રમાણે કહેવાય છે. વળી તે સત્ શબ્દના અર્થભૂત પરબ્રહ્મને માટે જે કંઇ કર્મ કરવામાં આવે છે તે પણ સત્જ કહેવાય છે.[૨૭]

(૨૭) કહેવાનો ભાવ એ છે કે, અસાત્વિક અથવા વિગુણ એવું જે કંઇ યજ્ઞાદિ કર્મ શ્રદ્ધાપૂર્વક પરબ્રહ્મના નામનો ઉચ્ચાર કરીને જો કરવામાં આવે છે; તો તે કર્મ, સાત્વિક અને સદ્ગુણવાળું બની જાય છે.

સદ્ગુણવાળું કરવામાટે સર્વ સ્થળે શ્રદ્ધાજ કારણતરીકે છે, એ વાત હવે કહે છેઃ–

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥**

હે પાર્થ ! શ્રદ્ધાવિના જે કંઇ હોમ–હવન કર્યો હોય, શ્રદ્ધાવિના જે કંઇ દાન આપ્યું હોય, શ્રદ્ધાવિના જે કંઇ તપ તપ્યું હોય અને શ્રદ્ધાવિના જે કંઇ ભગવાનનું નામસ્મરણ આદિ કર્યું હોય, તે બધું અસત્ (નહિ કર્યા જેવુંજ) છે અને તે બધું મુવા પછી પરલોકમાં પણ ઉપયોગી થતું નથી તથા આ લોકમાં પણ ઉપયોગી થતું નથી.[૨૮]

(૨૮) અર્થાત્ સુખ મેળવવાની ઇચ્છા રાખનારા પુરુષોએ પોતાની માતાની પેઠે સાત્વિકી શ્રદ્ધાનુંજ શરણ લેવું જોઇએ.

**ઇતિશ્રી મહા૦ ભીષ્મ૦ ભગવદ્ગીતાપર્વમાં "શ્રદ્ધાત્રયવિભાગયોગ" એ વિષયનો અધ્યાય ૪૧ મો સમાપ્ત.**

# અધ્યાય ૪૨ મો

## સંન્યાસયોગ

આ અઢારે અધ્યાયમાં પ્રથમના અધ્યાયમાં ઉપોદ્ઘાતરૂપે કહેલા તથા બીજા અધ્યાયમાં સૂત્ર (કેવળ સૂચન) રૂપે કહેલા વિષયોનો બાકીના બીજા અધ્યાયોમાં બરાબર સ્ફોટ કરી દેખાડ્યો છે. હવે તે સમગ્ર વિષયોનો ઉપસંહાર કરવામાટે આ છેલ્લા અઢારમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. પ્રથમ ૧૭મા અધ્યાયના અંતમાં "શ્રદ્ધાવિનાનું કરેલું બધું વ્યર્થ છે" એમ કહી દેખાડયું; તેમાં શ્રદ્ધા એટલે "અમુક કર્મનું અવશ્ય અમુક ફળ થશે" આવા પ્રકારનો નિશ્ચય. તેવા નિશ્ચયસ્વરૂપ એવી શ્રદ્ધા ફળવાળાં કર્મોનુંજ અંગ કહેવાય, પણ કર્મરહિત સ્વરૂપવાળા સંન્યાસનું અંગ કહેવાય નહિ; કારણકે તે સંન્યાસ હમેશાં ભાવરૂપ ફળથી રહિત હોય છે. જગતમાં પણ પ્રસિદ્ધ છે કે, અભાવમાંથી કદીપણ ભાવની ઉત્પત્તિ થતી નથી; માટે શ્રદ્ધાની જેમાં ખાસ જરૂર પડે છે તેવાં કર્મોના કરતાં શ્રદ્ધાની જેમાં લેશમાત્ર પણ જરૂર રહેતી નથી તેવો સંન્યાસ અતિ ઉત્તમ છે. જ્યારે તે સંન્યાસ,શ્રદ્ધાથી રહિત સ્વરૂપવાળો હોય છે ત્યારે તેના,શ્રદ્ધાજ જેનું મૂળ કારણ છે તેવા સાત્વિક, રાજસ કે તામસ એવા ભેદો તો કયાંથીજ સંભવે, કે જેથી કરીને ફળમાં પણ કોઈ જાતનો ભેદ પડે ? જોવામાં આવતા પદાર્થોમાં જે વિક્ષેપની નિવૃત્તિ થવી તેજ સંન્યાસનું મુખ્ય ફળ છે અને તે ફળ સર્વ સ્થળે સરખુંજ છે. હવે તે સંન્યાસ જો કર્મના ત્યાગરૂપજ હોય તો તો આપણું કામ થઇજ ગયું; પણ જો તે બન્ને પરસ્પર ભિન્ન હોય તોપછી આપણે તેની વિલક્ષણતાનો વિચાર કરવો જોઇએ; આવો આશય મનમાં લાવીને અર્જુન ભગવાનને પ્રશ્ન કરે છેઃ–

**॥ अर्जुन उवाच ॥**

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥**

**અર્જુને કહ્યુંઃ–હે મોટી ભુજાવાળા! હે ઇંદ્રિયોના નિયંતા ! હે કેશિદૈત્યનો સંહાર કરનારા શ્રીકૃષ્ણ ! હું સંન્યાસનું અને ત્યાગનું જૂદું જૂદું યથાર્થ સ્વરૂપ જાણવા ઇચ્છું છું.[૧]**

(૧) અહીં અર્જુને ભગવાનને એકદમ સાથે ત્રણ સંબોધન આપીને એમ દર્શાવ્યું છે કે, "સંન્યાસનું તથા ત્યાગનું તત્ત્વ જાણવાને મને અત્યંત ઉત્કંઠા થયેલી છે; માટે આપ તે બન્નેનું યથાર્થ સ્વરૂપ કહો."

ભગવાન શ્રીકૃષ્ણ, અર્જુનની તે જિજ્ઞાસા જોઇ, કહે છેઃ—

**॥ श्रीभगवानुवाच ॥**

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः॥२॥**

**શ્રીભગવાને કહ્યુંઃ—પંડિતો કામ્યકર્મોના ત્યાગને સંન્યાસ કહે છે અને સર્વ કર્મોનાં ફળના ત્યાગને વિચક્ષણ પુરુષો ત્યાગ કહે છે.[૨]**

(૨) ભગવાન અર્જુનને કહે છે કે, હે અર્જુન ! વિદ્વાનો, રાગથી પ્રાપ્ત થયેલાં પુત્ર આદિની કામનાથી કરવામાં આવતાં કર્મોના ત્યાગને સંન્યાસ કહે છે. કદાચ તું કહીશ કે, દરેક ફળ કામના-વિષયકજ હોય છે તથા દરેક કર્મ ફળવાળાંજ હોવાનો નિયમ છે, જેથી સર્વ કર્મ કામ્યજ ઠરે છે; તોપછી નિત્ય આદિ કર્મો પણ કામ્ય હોવાથી મુમુક્ષુપુરુષે તે કર્મોનો ત્યાગ કરી સંન્યાસજ લેવો એમ સિદ્ધ થાય છે. ના, પણ તેમ નથી. સર્વ નિત્ય, નૈમિત્તિક અથવા કામ્યકર્મોનાં ફળનો જે ત્યાગ કરવો, તેનેજ વિચક્ષણ પુરુષોએ ત્યાગ કહેલો છે; પણ સ્વરૂપથી કર્મોનોજ ત્યાગ કહેલો નથી, માટે તે ઇચ્છેલો સંન્યાસ સિદ્ધ થતો નથી.

આ શ્લોકમાં કહેવાનો આશય એ છે કે, જો કે સંન્યાસ અને ત્યાગ એ બન્ને શબ્દો નિવૃત્તિ અર્થનેજ કહેનારા છે; તોપણ તે નિવૃત્તિ વૈરાગ્યથી, શરીરને ક્લેશ થવાના ભયથી અથવા મૂર્ખાઈથી પણ કરવામાં આવે છે. તેનાં કારણો પણ સાત્વિક આદિના ભેદથી જૂદાં જૂદાં હોય છે, તેથી તે નિવૃત્તિ પણ સાત્વિકી, રાજસી અને તામસી એમ ત્રણ પ્રકારની થવાનો સંભવ છે; કારણ કે તેની અંદર સાત્વિકી, રાજસી અને તામસી શ્રદ્ધાનું પ્રાધાન્ય અવશ્ય હોયજ છે. વૈરાગ્યવિનાનો અથવા શ્રદ્ધાવિનાનો પુરુષ સર્વ કર્મોનો ત્યાગ કરે, તોપણ બાહ્યપદાર્થોમાં આસક્તિવિનાનો જોવામાં આવતો નથી. આના સંબંધમાં વાર્તિકકારોએ કહેલું છે કેઃ—

**"प्रमादिनो बहिश्चित्ताः पिशुनाः कलहोत्सुकाः।**
**संन्यासिनोऽपि दृश्यन्ते दैवसंदूषिताशयाः"॥**—

"દૈવયોગે દુષ્ટ થયેલાં અંતઃકરણવાળા સંન્યાસીઓ પણ પ્રમાદી, બાહ્યપદાર્થોમાં ચિત્તવાળા,ચાડીઆ અને કજીઆખોર જોવામાં આવે છે;" માટે વૈરાગ્યવિનાના પુરુષે કરેલાં કર્મોના સંન્યાસ કરતાં નિષ્કામ એવાં કર્મોનું આચરણ કરવું તેજ કલ્યાણકારક છે. આવા આશયથીજ હે અર્જુન ! હું કામ્યકર્મોના ત્યાગને સંન્યાસતરીકે વર્ણવું છું તથા ફળની ઇચ્છાવિના કરેલાં નિત્ય આદિ કર્મોને ત્યાગતરીકે વર્ણવું છું, માટે શ્રદ્ધાવિના કરેલો સંન્યાસ પણ સારો નથીજ; કારણકે તે સંન્યાસ, **"संन्यासाद् ब्रह्मणः स्थानम्**—સંન્યાસથી પરબ્રહ્મનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે" એ સ્મૃતિમાં કહેલાં ફળને આપવામાં સમર્થ થતો નથી; માટેજ મેં તને પ્રથમ સત્તરમા અધ્યાયની અંતમાં યોગ્યજ કહેલું છે કેઃ—"શ્રદ્ધાવિના કરેલું બધું વ્યર્થ છે."

હવે એજ બન્ને પક્ષનું કથન કરે છેઃ—

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः।**
**यज्ञदानतपः कर्म न त्याज्यमिति चापरे॥३॥**

**કેટલાએક વિદ્વાનો કહે છે કે,રાગાદિ દોષો જેમ ત્યજવા યોગ્ય છે તેમ કર્મ પણ ત્યજવા યોગ્ય છે; ત્યારે વળી બીજા વિદ્વાનો કહે છે કે, યજ્ઞ,દાન અને તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી.[૩]**

(૩) મનોનિગ્રહ કરવામાં સમર્થ એવા કેટલાએક મુખ્ય વિદ્વાનો કહે છે કે, પરમાત્માનાં સ્વરૂપને જાણવાની ઈચ્છા જેઓને ઉત્પન્ન થઇ ગયેલી છે, તેવા પુરુષોને રાગઆદિ દોષો જેમ ત્યજવા યોગ્ય છે, તેમ કર્મ પણ ત્યજવા યોગ્ય છે. ત્યારે વળી બીજા વિદ્વાનો કહે છે કે, પરમાત્માનાં સ્વરૂપને જાણવાની ઇચ્છા કરનારા પુરુષે યજ્ઞાદિક કર્મોનો ત્યાગ કરવો નહિ. શ્રુતિઓ પણ બે પ્રકારનીજ મળી આવે છે. જેમકેઃ—"**न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेन अमृतत्वमानशुः**— કર્મથી, પ્રજાથી કે ધનથી પુરુષો મોક્ષને પામ્યા નથી, પણ એક ત્યાગથીજ મોક્ષને પામી ગયા છે." ત્યારે વળી બીજી શ્રુતિ કહે છે કે, "**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः**—આ જગતમાં કર્મો કરતાં કરતાંજ સો વર્ષસુધી જીવવાની ઇચ્છા રાખવી." આ બન્ને પક્ષો અજ્ઞાનીને માટેજ છે; પણ જ્ઞાનીપુરુષોને તો કર્મની અંદર પ્રવૃત્તિ કરાવનાર એવું અજ્ઞાન સમૂળગું નષ્ટ થયેલું હોય છે, તેથી તેઓને તો સ્વતઃજ ત્યાગ સિદ્ધ થાય છે;

માટે તેઓને માટે કર્મવિધિ પણ નથી કે ત્યાગ-વિધિ પણ નથી. શાસ્ત્ર કહે છે કે, "**न कर्माणि त्यजेद्योगी कर्मभिस्त्यज्यते ह्यसौ**–યોગી કર્મોનો ત્યાગ કરતોનથી,પણ કર્મોજ એ યોગીને ત્યજીજાયછે."

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः॥**

હે ભરતશ્રેષ્ઠ ! તે ત્યાગના વિષયમાં તું મારી પાસેથી નિશ્ચય સાંભળી લે. હે પુરુષવ્યાઘ્ર! શાસ્ત્રમાં ત્યાગને ત્રણ પ્રકારનો કહેલો છે.[૪]

(૪) હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! કર્મોનો ત્યાગ કરવાના વિષયમાં તથા કર્મોનો ત્યાગ નહિ કરવાના વિષયમાં તો મોટો ઝગડો રહેલો છે. તેમાં પ્રથમ તું કર્મોનો ત્યાગ કરવાના વિષયમાં મારાં વચન નિશ્ચય સાંભળી લે. હે પુરુષવ્યાઘ્ર ! શાસ્ત્રની અંદર ત્યાગને ત્રણ પ્રકારનો કહેલો છે. સાત્વિક, રાજસ અને તામસ. તેમાં વૈરાગ્યપૂર્વક કર્મોનો જે ત્યાગ તે સાત્વિક ત્યાગ છે, શરીરને પરિશ્રમ પડવાના ભયથી જે કર્મોનો ત્યાગ કરવામાં આવે તે રાજસ ત્યાગ છે અને મૂર્ખતાથી જે ત્યાગ કરવામાં આવે તે તામસ ત્યાગ છે; માટે ત્યાગનું સ્વરૂપ ઘણું ગહન હોવાથી અવશ્ય તે વિચારવા યોગ્ય છે.

સુચીકટાહ ન્યાય પ્રમાણે–એટલે લવારને ત્યાં બે માણસો સાથેજ સોય અને કડાઈ ઘડાવવામાટે આવે ત્યારે લવાર પ્રથમ સોયનેજ ઘડી આપે છે તે પ્રમાણે–ત્યાગનું સ્વરૂપ કહેવા પહેલાં બીજાઓના મત પ્રમાણે કર્મોને નહિ તજવાના પક્ષને કહે છે:–

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥**

**યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ, ત્યજવા યોગ્ય નથી પણ અવશ્ય કરવા યોગ્યજ છે; કારણકે યજ્ઞ, દાન અને તપ, નિષ્કામ પુરુષોને પવિત્ર કરનારાં છે.[૫]**

(૫) જેમ વેઠે પકડાયેલ પુરુષે અવશ્ય તે વેઠ કરવીજ પડે છે તેમ, યજ્ઞાદિક કર્મો પણ અવશ્ય કરવાયોગ્યજ છે; પણ ત્યજવા યોગ્ય નથી, કારણકે તે યજ્ઞ, દાન અને તપ, ધર્મઢોંગવિનાના નિષ્કામ પુરુષોને પવિત્ર કરનારાં છે–અર્થાત્ તેઓનાં ચિત્તને શુદ્ધ કરનારાં છે. શ્રુતિ પણ કહે છે:–"**त्रयो धर्मस्कंधा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचर्याऽऽचार्यकुलवासी तृतीयः सर्व एते पुण्यलोका भवंति**–ધર્મના ત્રણ સ્કંધો (વિભાગો) છે. તેમાં અગ્નિહોત્રાદિરૂપ યજ્ઞ, નિયમસહિત ઋગ્વેદઆદિના અભ્યાસરૂપ અધ્યયન અને યજ્ઞની વેદિકાથી બહાર ભિક્ષુકોને યથાશક્તિ દ્રવ્ય આપવારૂપ દાન–આ ગૃહસ્થથી સંબંધવાળો પ્રથમ ધર્મસ્કંધ છે. કૃચ્છ્ર ચાંદ્રાયણાદિરૂપ તપ કે જે, વાનપ્રસ્થ આશ્રમમાં સ્થિત થયેલા પુરુષના સંબંધવાળું છે તે બીજો ધર્મસ્કંધ છે; તથા જીવનપર્યંત આચાર્યના ઘરમાં સ્થિતિ કરનાર નૈષ્ઠિક બ્રહ્મચારીના સંબંધવાળો ત્રીજો ધર્મસ્કંધ છે. એ ત્રણેય આશ્રમવાળા પુરુષો, યથોક્ત ધર્મવડે પવિત્ર લોકને પામનારા થાય છે." આ શ્રુતિ, યજ્ઞાદિ ગૃહસ્થધર્મોનું, વાનપ્રસ્થના ધર્મરૂપ તપનું તથા આચાર્યના કુળમાં વસવારૂપ બ્રહ્મચારીધર્મનું પવિત્રપણું દર્શાવે છે. અહીં આ શ્લોકમાં પણ યજ્ઞ અને દાન શબ્દથી ગૃહસ્થના ધર્મ સમજવા, તપ શબ્દથી વાનપ્રસ્થના ધર્મ સમજવા તથા કર્મ શબ્દથી અવશેષ રહેલા બ્રહ્મચારીના ધર્મ સમજવા.

એ રીતે બીજાઓએ સ્વીકારેલા કર્મોનો ત્યાગ નહિ કરવાના પક્ષને કહીને હવે પોતાને ઇષ્ટ એવા ત્યાગ–અત્યાગના સમુચ્ચય પક્ષને ઉત્કંઠાપૂર્વક દર્શાવે છે:–

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥**

હે પાર્થ ! એ પૂર્વોક્ત યજ્ઞ અને તપરૂપ કર્મોનેજ સંગ તથા ફળનો ત્યાગ કરીને કરવાં જોઇએ, એવો મારો ઉત્તમ નિશ્ચિત મત છે.[૬]

(૬) હે પાર્થ ! આ મારો ત્યાગ–અત્યાગનો સમુચ્ચયપક્ષ, પૂર્વશ્લોકમાં દર્શાવેલા આ ત્યાગપક્ષના કરતાં વિલક્ષણ છે. બ્રહ્મનિષ્ઠ પુરુષની પેઠે સંગરહિત સ્વભાવવાળા પુરુષે યજ્ઞ, દાન તથા તપરૂપ પૂર્વોક્ત કર્મોનેજ "હું આ કર્મોનો કર્તા છું, આ કર્મો મારે અવશ્ય કરવાં જોઇએ" એવા અભિમાનરૂપ સંગનો–કે જે સંગ વય અને વર્ણના અભ્યાસનાં કારણથી ઉત્પન્ન થાય છે તેનો–ત્યાગ કરીને; તથા "આ કર્મો કરવાથી સ્વર્ગને, ચિત્તશુદ્ધિને અથવા જ્ઞાનને પામીશ" ઇત્યાદિ ફળોનો; અને "આ કર્મો નહિ કરવાથી મને દોષ લાગશે" આવા હેતુનો પણ ત્યાગ કરીને કરવાં જોઇએ. આવા પ્રકારનો મારો આ મત પૂર્વના મત કરતાં શ્રેષ્ઠ છે; કારણકે પૂર્વના મતમાં કર્તૃત્વના અભિમાનરૂપ સંગપૂર્વક કર્મો નહિ કરવાને લીધે ઉત્પન્ન થનારા દોષના ભયથી કર્મો

કરવાનું કહેલું છે; પણ આ મારા મતમાં તો કર્તૃત્વાભિમાનરૂપ સંગ પણ નથી તથા ફલાભિસંધિ પણ નથી; તેમજ સંગ તથા ફળનો ત્યાગ કરવાપૂર્વક કર્મ કરવાનું કહેલું હોવાથી કર્મોનો સ્વરૂપતઃ અત્યાગ પણ કહેલો છે. આટલો આ બન્ને મતમાં ભેદ રહેલો છે.

પ્રથમ પ્રતિજ્ઞા કરેલા ત્યાગના ત્રણ પ્રકારો કહે છેઃ–

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥**

અવશ્ય કર્તવ્યકર્મનો ત્યાગ કરવો તે યોગ્ય નથી; છતાં અજ્ઞાનને લીધે જો તેનો ત્યાગ કરવામાં આવે તો તે ત્યાગને વિદ્વાનોએ તામસ કહેલો છે.[૭]

(૭) અધિકારી મુમુક્ષુપુરુષે અવશ્ય કર્તવ્યકર્મનો ત્યાગ કરવો તે યોગ્ય નથી; કારણ કે તે પુરુષ જ્યાંસુધી અજ્ઞાની છે, ત્યાંસુધી ચિત્તશુદ્ધિનેમાટે તેને કર્મ કરવાની જરૂર છે. આમ હોવા છતાં અજ્ઞાનને લીધે જો કદી તે કર્મનો ત્યાગ કરવામાં આવે તો તે ત્યાગ તામસ છે એમ શાસ્ત્રમાં કહેલું છે; કારણ કે જે આવશ્યક છે તેનો ત્યાગ કરવો એ પરસ્પર વિરોધરૂપ ગણાય છે.

એ પ્રમાણે તામસત્યાગને કહીને હવે રાજસ ત્યાગને કહે છેઃ–

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त્यागफलं लभेत् ॥**

જે પુરુષ "આ કર્મ દુઃખરૂપજ છે" એમ માનીને શરીરને કષ્ટ પડવાના ભયથી કર્મનો ત્યાગ કરે છે, તે પુરુષ તે રાજસત્યાગ કરીને ત્યાગના ફળને પામતોજ નથી.[૮]

(૮) અર્થાત્ તે રાજસત્યાગ કરનારા પુરુષનો ત્યાગના ફળભૂત એવો ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ થતો નથી.

એ પ્રમાણે બે શ્લોકથી તામસ અને રાજસ ત્યાગને મુખ્ય ત્યાગજ કહ્યા છે. તામસ અને રાજસત્યાગ, કદી અમુખ્ય ત્યાગ (કર્મોનો ત્યાગ નહિ કરતાં તેનાં ફળનો અને અભિમાનનો ત્યાગ કરવો તે–અમુખ્ય ત્યાગ) થઇ શકતા નથી. ભગવાને પોતેજ "**મોહાત્તસ્ય પરિત્યાગઃ**–અજ્ઞાનથીજે કર્મનો ત્યાગ કરાય છે તે તામસત્યાગ છે;" તથા "**કાયક્લેશ ભયાત્ત્યજેત્**–શરીરને ક્લેશ પડવાના ભયથી જે કર્મનો ત્યાગ કરવામાં આવે છે તે રાજસ ત્યાગ છે" એ બંને વાકયમાંજ સૂચવી દીધું છે કે, રાજસ અને તામસત્યાગ અમુખ્ય ત્યાગ નથી, પણ મુખ્ય ત્યાગજ છે. વળી "આ માણસ મૂઢ છે છતાં કર્મ કરે છે" આમ કદી બનેજ નહિ; કારણ કે જે કર્મ કરે છે તે મૂઢ હોયજ નહિ અને જે મૂઢ છે તે કદી કર્મ કરેજ નહિ; માટેજ સિદ્ધ થાય છે કે, તામસત્યાગ અમુખ્ય ત્યાગ નથી પણ મુખ્ય ત્યાગજ છે. તેમજ વળી જે પુરુષ શરીરને ક્લેશ પડવાના ભયથી ડરે છે તે કદી પણ કર્મ કરતો નથી તથા જે પુરુષ કર્મ કરે છે તે શરીરને ક્લેશ પડવાના ભયથી કદી પણ ડરતો નથી;માટે "કર્મ કરે છે અને શરીરને ક્લેશ પડવાના ભયથી ડરે છે" આમ પણ કદી બને નહિ, તેથીજ સિદ્ધ થાય છે કે, રાજસત્યાગ પણ અમુખ્ય ત્યાગ નથી પણ મુખ્ય ત્યાગ છે; ત્યારે તેવો અમુખ્ય ત્યાગ તો કેવળ સાત્વિક ત્યાગજ સંભવી શકે છે. જેમકેઃ– સ્ફટિકમણિમાં જાસુંદના પુષ્પના સંબંધથીજ લાલાશ પ્રતીત થાય છે, પણ વસ્તુતઃ તે સ્ફટિકમણિ લાલ નથી, કિંતુ સ્વચ્છજ છે; આવું જ્ઞાન વિવેકી પુરુષોનેજ હોય છે. તેજ પ્રમાણે ઈશ્વરાધીન આત્મામાં કર્તાપણાની જે પ્રતીતિ થાય છે તે કેવળ અવિદ્યાના સંબંધથીજ છે; પણ વાસ્તવિક આત્મા કર્તાએ નથી તેમ ભોક્તાએ નથી, આવું જ્ઞાન વિવેકી પુરુષોનેજ હોય છે એમ કહી શકાય. એ રીતે કર્તૃત્વના અભિમાનથી રહિત થયેલો વિવેકી પુરુષ કર્મ કરતો હોય તેમ કેવળ ભાસેજ છે, પણ વાસ્તવિકરીતે તેમ કર્મ કરતોજ નથી; કારણ કે તેને આત્માનું વાસ્તવિક જ્ઞાન ઉત્પન્ન થયેલું હોય છે. આવા હેતુથીજ ફળની ઇચ્છા રાખ્યાવિના કર્મ કરવારૂપ સાત્વિક ત્યાગજ અમુખ્ય ત્યાગ થઈ શકે છે અને તે સાત્વિક અમુખ્ય ત્યાગજ સાત્વિક મુખ્ય ત્યાગમાં અધિકારનો હેતુ બને છે; માટે તે સાત્વિક અમુખ્ય ત્યાગનેજ પ્રથમ ભગવાન કહી દેખાડે છેઃ–

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।**
**संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः॥**

"નિત્ય કર્તવ્યકર્મ મારે અવશ્ય કરવા યોગ્ય છે" આમ માનીને ફળ તથા સંગનો ત્યાગ કરીને જે કર્મ કરવામાં આવે, તેને હે અર્જુન! સાત્વિકત્યાગ માનેલો છે.[૯]

(૯) "મારે અવશ્ય નિત્ય કર્તવ્યકર્મ કરવાંજ જોઇએ" આમ માનીને સંગ તથા ફળનો ત્યાગ

કરીને જે કર્મ કરવામાં આવે, તેને વેદમાં સાત્વિક ત્યાગતરીકે માનેલ છે. શ્રુતિ પણ કહે છેઃ–

**"ईशावास्यमिदं सर्वं यत् किं च जगत्यां जगत् । तेन त्यक्तेन भुंजीथा मा गृधः कस्य स्विद्धनम् ॥**

સર્વ કાર્યકારણના કર્તા તથા આત્માના પ્રવર્તક એવા ઇશ્વરવડે બ્રહ્માંડમાં રહેલું આ સર્વ સ્થાવરજંગમ જગત વ્યાપ્ત થયેલું છે. એ રીતે સર્વ જગત, તે ઇશ્વિરને આધીન હોવાના કારણથી કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ અભિમાનનો ત્યાગ કરીને તું વિષયોનો ઉપભોગ કર. કદી પણ પારકાં ધનની લાલસા નહિ કર; કારણ કે કોઇનો પણ ધનની અંદર સ્વામીપણાનો હકજ નથી." એ પ્રમાણેજ કર્તૃત્વના અભિમાનનો ત્યાગ કરીને તું યજ્ઞાદિ કર્મો જો કરીશ, તો તને કર્મોનો લેપ લાગશે નહિ. આમ કર્યાસિવાય તારેમાટે બીજો કોઇ ઉપાયજ નથી. આ વાતનેજ શ્રુતિ પણ કહે છેઃ–

**"कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे॥"**

"ચિત્તશુદ્ધિના હેતુભૂત એવાં નિષ્કામ કર્મો કરતાં કરતાંજ આ લોકમાં સો વર્ષસુધી જીવવાની ઇચ્છા રાખવી. એ વિના તારેમાટે બીજો કોઇ પણ ઉપાય નથી. વળી નિષ્કામ કર્મોનો પુરુષની અંદર લેપ પણ થતો નથી."

(આજ પોતાના મુખ્ય મતને ભગવાન શ્રીકૃષ્ણે **"एतान्यपि तु कर्माणि"** એ શ્લોકમાં દર્શાવેલો છે. અહીં કદાચ કોઇને શંકા થાય કેઃ–નિત્ય કર્મોનું તો કંઇ ફળજ હોતું નથી; તો પછી તેનો ફળત્યાગ કેમ થઈ શકશે? આ શંકાના સમાધાનમાં કહેવાનું કે, એ ભગવાનનાં વચનથીજ સમજી લેવું કે, નિત્યકર્મો પણ ફળવાળાં હોય છે. વળી કોઈ નિષ્ફળ કર્મોનું અનુષ્ઠાન કરવામાટે વેદની આજ્ઞા હોઇ શકેજ નહિ. આવું અનુમાન કરીને પણ સમજવું જોઇએ કે, નિત્યકર્મો ફળવાળાં છે. આવાજ આશયથી આપસ્તંબ પણ **"यथाऽऽम्रे फलार्थे निर्मिते छायागंध इत्यनूत्पद्येते एवं धर्मं चर्यमाणं अर्था अनूत्पद्यंते**–જેમ ફળને માટે વાવેલા આંબાની પાછળ આનુષંગિક ફળતરીકે તે આંબાની છાયા તથા સુગંધ ઉત્પન્ન થાય છે, તેમ કેવળ મોક્ષમાટેજ આચરણ કરાતા ધર્મની પાછળ ધન આદિ અર્થો પણ ઉત્પન્ન થાય છે." એ રીતે નિત્યકર્મોનું આનુષંગિક ફળ દર્શાવે છે. વળી નિત્યકર્મો નહિ કરવાથી દોષ લાગે છે; આમ દર્શાવનારી સ્મૃતિ પણ નિત્યકર્મોનું દોષના પરિહારરૂપ ફળ દર્શાવે છે. તેમજ " **धर्मेण पापमपनुदति**–ધર્મવડે પુરુષ, પાપને દૂર કરી શકે છે" ઇત્યાદિ શાસ્ત્રવચનો પણ નિત્યકર્મોની અંદર પાપનો પરિહાર કરવારૂપ ફળ દર્શાવે છે, માટે નિત્યકર્મોનાં ફળનો પણ ત્યાગ કરીને તેનું અનુષ્ઠાન કરવું.)

એ રીતે અમુખ્ય સાત્વિકત્યાગ કહીને હવે મુખ્ય સાત્વિકત્યાગ કહે છેઃ–

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥**

સત્વગુણથી વ્યાપ્ત થયેલો તથા નષ્ટ થયેલા સંશયોવાળો બુદ્ધિમાન ત્યાગીપુરુષ, ભિક્ષાટન આદિ દુઃખ આપનાર કર્મનો દ્વેષ કરતો નથી તથા મિષ્ટાન્ન ભિક્ષા આદિ સુખ આપનાર કર્મમાં આસક્ત થતો નથી.[૧૦]

(૧૦) સત્વગુણથી સારી રીતે વ્યાપ્ત થયેલો મુખ્ય સાત્વિકત્યાગવાળો સંન્યાસી, ત્રણ વખત સ્નાન, ચારગણું શૌચ અને ભિક્ષાટન આદિ પ્રયાસરૂપ અકુશળ કર્મનો દ્વેષ કરતો નથી તથા મિષ્ટાન્ન ભિક્ષા આદિ કુશળ કર્મમાં કાગડાની પેઠે આસક્ત થતો નથી; અથવા મુખ્ય સાત્વિકત્યાગવાળો સંન્યાસી, રાગદ્વેષથી રહિત હોય છે, માટે પોતાની સેવાઆદિ કર્મમાં કુશળ એવા શિષ્ય આદિપર આસક્તિ કરતો નથી તેમ તે સેવાઆદિ કર્મમાં અકુશળ એવા શિષ્યઆદિપર અનાસક્તિ પણ કરતો નથી; કારણ કે તે સંન્યાસી પુરુષ, વિવાદ અને નિર્ણય કરવામાં કુશળ હોય છે, તેથી નિત્ય–અનિત્ય વસ્તુના વિવેકમાં પણ બુદ્ધિમાન હોય છે અને તેથીજ "મુક્તિનાં સાધન કર્મો હશે કે સંન્યાસ હશે" આવા પ્રકારના સંશયથી રહિત હોય છે.

(આ શ્લોકમાં **त्यागी** એવું પદ મૂકીને **"यज्ञो दानं तपः कर्म न त्याज्यम्"** એ ત્રીજા શ્લોકમાંના ઉત્તરાર્ધમાં દર્શાવેલા અત્યાગથી આ સાત્વિક ત્યાગીને ભિન્ન કહેલો છે. વળી **'मेधावी'** એવું પદ મૂકીને **"मोहात्तस्य परित्यागः"** એ પૂર્વોક્ત તામસીત્યાગીનાથી આ સાત્વિકત્યાગીને ભિન્ન કહેલો છે. આ શ્લોકના પૂર્વાર્દ્ધમાં રાગદ્વેષના અભાવનું પ્રતિપાદન કરીને **"कायक्लेशभयात्यजेत्"** એ પૂર્વોક્ત રાજસી ત્યાગીના કરતાં આ સાત્વિક મુખ્યત્યાગીને ભિન્ન કહેલો છે તથા **"छिन्नसं-**

શય: એ પદ મૂકીને **"कार्यमित्येव यत्कर्म"** એ નવમા શ્લોકમાં દર્શાવેલા અમુખ્ય સાત્વિકત્યાગીના કરતાં આ મુખ્ય સાત્વિકત્યાગીને ભિન્ન કહેલો છે; કારણ કે તે અમુખ્ય સાત્વિકત્યાગીએ કર્મની તુચ્છતા તથા સંન્યાસની મહાભાગ્યતા યથાર્થ રીતે જાણેલી નથી હોતી. જો તેણે તેવી યથાર્થતા જાણી હોત, તો તે એક ક્ષણવાર પણ કર્મની અંદર રહેત નહિ. બળેલો માણસ પોતાની બળતરા શાંત કરવા માટેની ઇચ્છાવાળો થઇ પાસે રહેલા ગંગાનદીના મહાન ધરાને જો જાણતો હોય, તો ઉનાળાના તાપથી તપી ગયેલાં પાણીવાળા નાના ખાબોચીઆમાં એક ક્ષણવાર પણ આનંદ માને નહિ; માટે અમુખ્ય સાત્વિકત્યાગવાળા કર્મયોગીના સંશયો નાશ પામેલા હોતા નથી અને મુખ્ય સાત્વિકત્યાગવાળા કર્મસંન્યાસીના સંશયો નાશ પામેલા હોય છે; આટલો તે બંનેમાં ભેદ રહેલો છે. આ મુખ્ય સાત્વિકત્યાગવાળા સંન્યાસીના સંશયો નાશ પામેલા હોય છે; તેમાં કારણ પણ એજ છે કે, તે સંન્યાસી પોતે સત્ત્વગુણનો આશ્રય કરતો નથી, પણ સત્ત્વગુણ જાતે તેવા સંન્યાસીનો આશ્રય કરે છે. પૂર્વોક્ત અમુખ્ય સાત્વિકત્યાગીમાં તથા આ મુખ્ય સાત્વિકત્યાગીમાં આજ મહાન વિશેષતા રહેલી છે.)

પરબ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા પુરુષે પૂર્વશ્લોકમાં દર્શાવેલા સાત્વિક ત્યાગરૂપ કર્મયોગના ફળભૂત એવા આ મુખ્ય સાત્વિકત્યાગરૂપ સંન્યાસનું અનુષ્ઠાન કરવું. **"यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्**–જે દિવસે વૈરાગ્ય થાય તેજ દિવસે સંન્યાસ લેવો" **"एतमेव प्रव्राजिनो लोकामिच्छंतः प्रव्रजंति**–આ આત્મારૂપ લોકનીજ ઇચ્છા રાખનારા ત્યાગી પુરુષો સંન્યાસ લે છે." એ સર્વે શ્રુતિઓમાં આ મુખ્ય સાત્વિક ત્યાગરૂપ સંન્યાસ પ્રસિદ્ધ છે.

(શાંકરભાષ્યમાં તો "કર્મના પરિત્યાગરૂપ સંન્યાસ તો ત્રણ પ્રકારનો છે" એમ વિવેચન કર્યું છે; પરંતુ તેમાં તામસ અને રાજસત્યાગ બતાવ્યા અને આ ત્રીજા ત્યાગને તો સંગફળના ત્યાગરૂપ કહો છો એનું શું ? "ત્રણ બ્રાહ્મણો આવ્યા છે ?" એમ કહી "તેમાં બે છ અંગસહિત વેદને જાણનારા છે અને ત્રીજો ક્ષત્રિય છે" એમ કહેવા જેવી આ તમારી ઉક્તિ છે. આવી રીતે પ્રથમ શંકા ઉઠાવીને પછી "કર્મસંન્યાસનું તથા ફલાભિસંધિત્યાગનું અહીં સમાનપણું છે; તેથીજ કર્મફળના ત્યાગની પ્રશંસા કરેલી છે; માટે તમે કહો છો તેવો દોષ અહીં નથી. ત્યાં કર્મત્યાગ અને ફલેચ્છાત્યાગ એ બન્નેમાં ત્યાગ એ અંશ તો સરખોજ છે. એમાં રાજસત્યાગ અને તામસત્યાગની નિંદા કરીને કર્મફળની ઇચ્છાના ત્યાગરૂપ સાત્વિકત્યાગની **"स त्यागः सात्विको मतः"** એ શ્લોકમાં સ્તુતિ કરેલી છે. આવું સમાધાન કરીને કહેલું છે કે, સંગ અને ફળના ત્યાગપૂર્વક નિત્યકર્મનું અનુષ્ઠાન કરવાથી શુદ્ધ થયેલાં અંતઃકરણવાળા તથા આત્મજ્ઞાન તરફ સન્મુખ થયેલા પુરુષને આત્મજ્ઞાનની નિષ્ઠાનો ક્રમ કહેવામાટે આ શ્લોક છે. આમ કહીને શ્લોકનું તે પ્રમાણેજ વિવરણ કરીને છેવટે ઉપસંહાર કરેલો છે કે, નવમા શ્લોકમાં કહેલા કર્મયોગનું આ દશમા શ્લોકવડે પ્રયોજન કહેલું છે.

એ પ્રમાણે અમુખ્ય સાત્વિકત્યાગનોજ અનુવાદ કરીને હવે બે શ્લોકોથી તેનું પ્રયોજન કહે છેઃ–

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते॥११**

કોઇપણ દેહાભિમાની, સમગ્ર કર્મોનો ત્યાગ કરી શકતો નથી; પણ જે કર્મનાં ફળનો ત્યાગ કરે છે તે ત્યાગી કહેવાય છે.[૧૧]

(૧૧) અવશ્ય દેહાભિમાની કોઈ પણ જીવ, સમગ્રરીતે કર્મોનો ત્યાગ કરી શકતો નથી; કારણ કે સમગ્રરીતે કર્મોનો ત્યાગ કરનાર જીવ પોતાની પ્રાણયાત્રા નભાવી શકતો નથી, માટે અધિકારી હોઇને જે પુરુષ સર્વ કર્મોનાં ફળનો ત્યાગ કરે છે, તેજ ત્યાગી કહેવાય છે–અર્થાત્ જે કોઇ પરમાર્થદર્શી પુરુષ સમગ્ર રીતે કર્મોનો ત્યાગ કરવા શક્તિમાન છે, તે મુખ્ય ત્યાગી છે.

એ પ્રકારના ત્યાગનું ફળ કહે છેઃ–

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित्**

પૂર્વોક્ત મુખ્ય સંન્યાસવિનાના પુરુષોને મરણ પછી ત્રણ પ્રકારનું કર્મનું ફળ પ્રાપ્ત થાય છે. અનિષ્ટ (નરક, તિર્યંચ આદિ), ઇષ્ટ(દેવતા આદિ) અને મિશ્ર (મનુષ્યત્વ); પરંતુ મુખ્ય સંન્યાસીઓને તો કોઇ પણ કાળે તે કર્મફળ પ્રાપ્ત થતું નથી.[૧૨]

(૧૨) નરક, તિર્યંચ આદિરૂપ અનિષ્ટ ફળ, દેવતાઆદિરૂપ ઇષ્ટ ફળ, તથા માનુષભાવરૂપ મિશ્રફળ–આ ત્રણ પ્રકારનું કર્મફળ મુવાપછી પૂર્વોક્ત મુખ્ય

સંન્યાસવિનાના પુરુષોને પ્રાપ્ત થાય છે; પણ મુખ્ય સંન્યાસીઓને કદી પણ તે ફળ પ્રાપ્ત થતું નથી, કારણ કે તે મુખ્ય સંન્યાસીઓને કર્તૃત્વનું અભિમાન હોતું નથી.

અહીં કેટલાએક વિદ્વાનો કહે છે કે, "સાધારણ સંન્યાસીઓનેજ કર્મનો લેપ લાગતો નથી." વળી તેઓએ "**ત્વર્યતિરિત્વેઽ યત્કર્મ**" એ શ્લોકપર વિવેચન કરેલું છે કે, જો સાધારણ સંન્યાસીઓને પણ કર્મનો લેપ લાગે, તો તેઓમાં તથા મુખ્ય સંન્યાસીઓમાં કોઇપણ જાતનો ભેદ ન રહેવાને બદલે ભેદ આવી પડે. આમ કહેવાથી એમ તો નહિજ સમજવું કે, સાધારણ સંન્યાસીઓ તથા મુખ્ય સંન્યાસીઓ સરખાજ છે; કારણ કે, બન્નેને જો કે ઉત્તરકાળનાં કર્મોનો અસંગ તો સરખોજ છે,પણ પૂર્વકાળનાં કર્મોનો મુખ્ય સંન્યાસીઓને માટે તો તદ્દન દાહ થઇ જાય છે તથા સાધારણ સંન્યાસીઓને માટે તો તે પૂર્વકાળનાં કર્મોનો દાહ થતો નથી. આટલી તે બંનેમાં વિશેષતા રહેલી છે. સાધારણ સંન્યાસીઓને પૂર્વકર્મોને લીધેજ જન્મઆદિ પ્રાપ્ત થાય છે. જેમ યોગભ્રષ્ટ થયેલા પુરુષની ગતિ થાય છે,તેમ તે સાધારણ સંન્યાસીની પણ ગતિ થાય છે. ભલે તે સાધારણ સંન્યાસીએ નિષ્કામ કર્મો કરેલાં હોય; તથાપિ આપસ્તંબે કહેલા આંબાના દૃષ્ટાંતથી તેને આનુષંગિક કર્મફળ તો અવશ્ય પ્રાપ્ત થાયજ છે; કારણ કે તેનેમાટે કોઇ મુખ્ય સ્વર્ગાદિ ફળ, શાસ્ત્રમાં કોઇપણ સ્થળે નહિ દર્શાવેલું હોવાથી પ્રાપ્ત થવા યોગ્ય નથી.

હવે અહીં એક શંકા કરે છે કે, આત્માને કર્મનો લેપ નહિ લાગતો હોવાથી તે અકર્તા ઠરે છે. એ વાત તો ખરી, પણ તે આત્માનું અકર્તાપણું, સ્ત્રીમાં અગ્નિની દૃષ્ટિ કરવી, એ જેમ આરોપિત ( માની લીધેલી ) છે, તેમ કેવળ કલ્પિતજ છે કે, અજ્ઞાનને લીધે અધ્યસ્ત થયેલા કર્તાપણાવડે તે અકર્તૃત્વ ઢંકાઇ ગયેલું હોવાથી શાસ્ત્રદૃષ્ટિએ, અધ્યસ્ત થયેલા કર્તાપણાનો નાશ કરી નાખવાથી તે અકર્તૃત્વ વાસ્તવિકરીતે જણાય છે કે શું ? આ શંકાનું સમાધાન કરતા ભગવાન શ્રીકૃષ્ણ, કેવળ કલ્પિતદૃષ્ટિએ અગ્નિસ્વરૂપ જોઇ લીધેલી સ્ત્રીમાં જેમ દાહકપણું જોવામાં આવતું નથી, તેમ આત્માની અંદર પણ કેવળ કલ્પિત દૃષ્ટિએ માની લીધેલા અકર્તાપણાથી આત્માની અંદર વાસ્તવિક એવું કર્મનું નિર્લેપપણું સંભવી શકતું નથી, માટે આત્માની અંદર રહેલું અકર્તૃત્વ કલ્પિત નથી; પરંતુ વાસ્તવિક છે એમ સિદ્ધ કરવામાટે પીઠિકા રચે છેઃ–

**પંચૈતાનિ મહાબાહો કારણાનિ નિબોધ મે ।**
**સાંખ્યે કૃતાંતે પ્રોક્તાનિ સિદ્ધયે સર્વકર્મણામ્ ॥**

**હે મોટી ભુજાવાળા અર્જુન! વેદાંતશાસ્ત્રના સિદ્ધાંતમાં સર્વ કર્મોની સિદ્ધિને માટે પાંચ કારણો કહેલાં છે,તે તું મારી પાસેથી સમજી લે.** ૧૩

(૧૩) હે મોટા બાહુવાળા અર્જુન ! સર્વ કર્મોની સિદ્ધિને માટે હવે પછી કહેવામાં આવતાં પાંચ કારણો હોય છે, તે તું મારાં વચનથી જાણી લે. એ કારણો હું તને મારી બુદ્ધિ પ્રમાણે ઘડી કાઢીને બનાવટી કહેતો નથી; પરંતુ તે કારણો, જેમાં આત્મઅનાત્મરૂપ તત્ત્વોને સારી રીતે પ્રકટ કરેલાં છે તથા જેની અંદર સર્વ કર્મોની પરિસમાપ્તિ થઈ જાય છે તેવાં વેદાંતશાસ્ત્રમાં કહેલાં છે.

તે પાંચ કારણો હવે ગણી દેખાડે છેઃ–

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।**
**विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥**

( કર્મોની સિદ્ધિને માટે પહેલું કારણ ) અધિષ્ઠાન (દેહ), (બીજું કારણ) કર્તા ( પ્રમાતા અથવા અહંકાર ), ( ત્રીજું કારણ ) જૂદાં જૂદાં પ્રકારનાં એટલે બાર પ્રકારનાં કરણ (ઇંદ્રિયગણ), (ચોથું કારણ) જૂદી જૂદી જાતની વાયુની ચેષ્ટાઓ તથા ( પાંચમું કારણ ) તે તે ઇંદ્રિયોના અધિષ્ઠાયક દેવો છે. ૧૪

(૧૪) ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને જ્ઞાન-આદિને પ્રકટ થવાના આધારરૂપ એવો જે દેહ તે અધિષ્ઠાન કહેવાય છે. તે દેહરૂપ અધિષ્ઠાન,કર્મોની સિદ્ધિને માટે પહેલું કારણ છે; તથા ચાર્વાકસિવાયના સર્વ વાદીઓને તે અનાત્માતરીકે સિદ્ધ છે. બુદ્ધિવિશિષ્ટ એવો ચિદાભાસ તથા પ્રમાતા, કે જેનું નામ અહંપ્રત્યય (જ્ઞાન)ના વિષયરૂપ અહંકાર છે, તે બીજું કારણ છે; અને તે અહંકાર પણ આત્મા નથી એમ સમજવું, કારણ કે દેહનીજ ઉત્પત્તિ અથવા નાશ થતાં તે અહંકારની પણ ઉત્પત્તિ અને નાશ જોવામાં આવે છે. વિશેષણ (દેહ)-ના નાશથી વિશિષ્ટ (અહંકાર) નો નાશ તથા વિશેષણની ઉત્પત્તિથી વિશિષ્ટની ઉત્પત્તિ થાય છે. આવા અભિપ્રાયને જણાવનારી શ્રુતિ છે કે, "**વિજ્ઞાનઘન એવૈતેભ્યો ભૂતેભ્યઃ સમુત્થાય તાન્યેવાનુવિનશ્યતિ**"–વિજ્ઞાનઘન એવા પરમાત્માજ આ ભૂતોરૂપ વિશેષણથી વિશિષ્ટ થઇ પાછા તે વિ-

શેષણોનો નાશ થતાં નાશ (સ્વરૂપને) પામે છે." વળી બીજી શ્રુતિ પણ કહે છે કેઃ—" **यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरंत्येवमेतस्मादात्मनः सर्वे एत आत्मनो व्युच्चरंति**—જેમ અગ્નિમાંથી જૂદા જૂદા ઝીણા તણખાઓ બહાર નીકળે છે, તેમ આ આત્મામાંથી આ સર્વે જીવાત્માઓ બહાર પડે છે." આ શ્રુતિઓ બુદ્ધિયુક્ત ચૈતન્યાભાસને—પ્રમાતાને—અહંકારને અથવા કર્તાને આત્માથી ભિન્નપણું દર્શાવે છે. વળી કર્મોની સિદ્ધિમાં ત્રીજું કારણ કરણ છે. તે કરણ પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન તથા બુદ્ધિ એમ કુલ મળીને બાર પ્રકારનું છે; તથા અનેક પ્રકારની જે પ્રાણચેષ્ટાઓ તે ચોથું કારણ છે અને પુણ્યપાપરૂપ દૈવ અથવા તે તે ઇંદ્રિયોના અધિષ્ઠાયક દેવો તે પાંચમું કારણ છે.

**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।**
**न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥**

પુરુષ શરીર, વાણી અને મનથી જે કોઇ શાસ્ત્રીય અથવા અશાસ્ત્રીય કર્મનો આરંભ કરે છે, તેનાં મૂળ કારણો આ પાંચ હોય છે.[૧૫]

(૧૫) પુરુષ શરીર, વાણી અને મનથી જે કોઇ ન્યાયી કે અન્યાયી કર્મનો આરંભ કરે છે, તેનું કારણ પૂર્વોક્ત પાંચ વસ્તુઓ છે. અહીં કોઇને શંકા થવાનો સંભવ છે કે, કર્મનો આરંભ શરીર, વાણી અને મન એ ત્રણથી થાય છે અને તેનાં કારણો પાંચ છે; આમ પરસ્પર વિરુદ્ધ કેમ કહેવામાં આવે છે? ના, પણ તેવો કોઇ દોષ અહીં નથી; કારણ કે અહીં પણ "**शरीर**" પદથી અધિષ્ઠાનનું ગ્રહણ કરેલું છે. "**नर**" પદથી કર્તાનું ગ્રહણ કરેલું છે. "**वाक्मनः**" પદથી કરણનું ગ્રહણ કરેલું છે. "**आरभते**" એ ક્રિયાપદથી અનેક પ્રકારની પ્રાણચેષ્ટાઓનું ગ્રહણ કરેલું છે તથા "**न्यायम्**" એ પદથી ધર્મ-અધર્મરૂપ દૈવનું ગ્રહણ કરેલું છે. દરેક કર્મોમાં એ પાંચ કારણો સમાનજ હોય છે. તોપણ ઉપયોગમાં વિધિ અને નિષેધના લક્ષણવાળા ત્રણ પ્રકારોજ કર્મશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. આ શારીરિક કર્મ, આ માનસિક કર્મ અને આ વાચિક કર્મ, એ પ્રમાણેનો જે વ્યવહાર જોવામાં આવે છે તે તો દેહ આદિની મુખ્યતાને લીધેજ છે; માટે એમાં કંઇ વિરોધ નથી.

સર્વ કર્મોની સિદ્ધિમાં પાંચજ કારણો હોય છે. એ વાતનું પ્રતિપાદન કરવામાં ફળ એ છે કે, આત્માની અંદર કર્તાપણું આરોપિત છે તથા અકર્તાપણું સ્વાભાવિક છે. આવોજ આશય હવે પછીના બે શ્લોકમાં દર્શાવે છે.

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥१६॥**

તે કર્મની અંદર પૂર્વોક્ત પાંચ કારણોજ કારણતરીકે છે; છતાં જે પુરુષ કેવળ અકર્તા આત્માને કર્તા જુએ છે, તે દુર્મતિ, સંસ્કારરહિત બુદ્ધિવાળો હોવાથી આંધળોજ છે.[૧૬]

(૧૬) તે કર્મ પૂર્વોક્ત પાંચ કારણોથીજ બને છે અને આત્મા તો કેવળ અકર્તા—ચેતનસ્વરૂપજ છે. શ્રુતિ પણ કહે છે કેઃ—" **साक्षी चेता केवलो निर्गुणश्च**—આત્મા સર્વનો સાક્ષી છે, ચેતનસ્વરૂપજ છે, અકર્તા છે અને નિર્ગુણ છે." આત્મા તો પૂર્વોક્ત અધિષ્ઠાન આદિ પાંચ કારણોનો કેવળ દ્રષ્ટાજ છે—ઉદાસીનજ છે; છતાં પણ જે દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ, તે આત્માને કર્તૃત્વધર્મનો આશ્રયભૂત માને છે, તે પુરુષ તાત્ત્વિકદૃષ્ટિએ આંધળોજ છે; કારણ કે તેની બુદ્ધિ, શાસ્ત્ર કે આચાર્યના ઉપદેશથી અથવા શમદમાદિ સાધનોથી સંસ્કારવાળી થયેલી નથી હોતી, પણ વિપરીત હોય છે. કહેવાનો ભાવ એ છે કે, જેમ કોઇ પુરુષ, પોતાના મુખને જળપાત્રના સંબંધવાળું જોઇ, જળની ચંચળતાને પોતાના મુખમાં આરોપિત કરે છે, તેમ આત્માને બુદ્ધિના સંસર્ગવાળો જોનાર મૂઢ પુરુષ પણ કર્તૃત્વ આદિ બુદ્ધિના ધર્મને આત્મામાં આરોપિત કરે છે. હવે બીજું પ્રયોજન કહે છેઃ—

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वाऽपि स इमाँल्लोकान्न हंति न निबद्ध्यते ॥**

જે પુરુષનો ભાવ અહંકારસ્વરૂપને પામેલો નથી; તથા જેની બુદ્ધિ આત્મભાવથી લેપાયલી નથી, તે પુરુષ આ લોકને હણી નાખીને પણ નથી હણતો કે નથી બંધાતો.[૧૭]

(૧૭) જે પ્રમાતાનો માત્ર પ્રત્યયસ્વરૂપ આત્મા, અહંકારના સ્વરૂપને પામી જતો નથી તથા જે પ્રમાતાની બુદ્ધિ, પોતે આત્મભાવથી રંગાઇ જતી નથી—અર્થાત્ તાર્કિકોને જેમ બુદ્ધિના કર્તૃત્વ આદિ ધર્મો આત્માની અંદર પ્રતીત થાય છે, તેમ જે પ્રમાતાને બુદ્ધિના ધર્મોથી તથા બુદ્ધિથી ભિન્ન આત્મા દેખાતો હોય તથા બુદ્ધિ-

તેજ ચેતના કહેનારા બૌદ્ધની પેઠે જે પ્રમાતાને ચૈતન્ય આદિ આત્માના ધર્મો જડસ્વરૂપ બુદ્ધિમાં ન દેખાતા હોય તે પ્રમાતા, જડ અને ચેતનના એક બીજાની અંદર અધ્યસ્ત થયેલા ધર્મોનું વિવેચન–પૃથક્કરણ કરી–આત્માની અંદર દુઃખ આદિના સંસર્ગનો નિષેધ કરી તથા ભોક્તૃત્વનો બાધ કરી સમગ્ર લોકોને હણી નાખે તોપણ તે કોઇને હણતો નથી કે બંધાતો પણ નથી–અર્થાત્ તેણે કર્તૃત્વનોજ બાધ કરેલો છે, જેથી તેને હંતૃત્વનો સંબંધ તો ક્યાંથીજ હોઇ શકે? જો કે બળી ગયેલું વસ્ત્ર પોતાની મૂળ સ્થિતિમાંજ રહે છે, તેમ હનનક્રિયામાં પ્રવૃત્ત થયેલા તે જ્ઞાની આત્માને કર્તૃત્વનું અનુસરણ તો હોયજ છે; તથાપિ રાગદ્વેષનો અભાવ હોવાથી વાસ્તવિક રીતે તે અકર્તાજ છે. (આમ કહીને ભગવાને અહીં દર્શાવ્યુ છે કે, "આત્મા વાસ્તવિક રીતે અકર્તાજ છે. આવી ભાવના કરનાર પુરુષે કરેલું કર્મ પણ કર્તૃત્વાભિમાનથી રહિત હોય છે; માટે પોતાનું ફળ આપવા માટે યોગ્ય રહેતું નથી.)

દોરીની અંદર દેખાતા સર્પને દોરીની બુદ્ધિથી પ્રહાર કરનારા પુરુષને સર્પને છંછેડવાથી ઉત્પન્ન થનાર સર્પદંશ આદિ ફળ પ્રાપ્ત થતું નથી; પણ ખરા સર્પને પ્રહાર કરનાર પુરુષને તે ફળ પ્રાપ્ત થાય છે; તેમજ અહીં પણ આત્માની અંદર અકર્તૃત્વબુદ્ધિ રાખીને કર્મ કરનારા પુરુષને તે કર્મ, કંઇ પણ ફળ આપી શકતું નથી, એમ સમજવું.

સાત્વિક ત્યાગને સિદ્ધ કરવામાં ઉપયોગી એવો આત્માના અકર્તાપણાને સિદ્ધ કરવાનો પ્રકાર અહીં સમાપ્ત થયો. હવે તે વિષયપર સાંખ્યમતવાળો શંકા કરી કહે છે કે, તમે કહ્યું કેઃ–" કર્મની સિદ્ધિનાં કારણો પાંચ છે તથા વિવેકી પુરુષ સમગ્ર લોકોને હણી નાખે છતાં કોઇને હણતો નથી " એ અમે સહન કરી શકતા નથી. પરિણામધર્મથી રહિત એવો ચેતન, કેવળ ક્રિયાસ્વરૂપ એવાં કાયિક આદિ ત્રણ પ્રકારનાં કર્મોનો કર્તા બને છે, આમ કહેવું તે યોગ્ય નથી; અને વળી બીજું " **न निबध्यते** " એમ કહીને પ્રથમ કહેલા ભોક્તાપણાનું પણ તમે જે ખંડન કર્યું, તે પણ અમે સહન કરી શકતા નથી; કારણ કે કુંભાર વગેરે કારીગરો કેવળ પોતાનીજ પ્રેરણાથી ઘટઆદિ પદાર્થોને બનાવતા નથી, પણ તે પદાર્થોનો ભોગ કરનારા મનુષ્યોની પ્રેરણાથીજ બનાવે છે; અને જો કદાચ તેમ ન હોય–એટલે ભોગ કરનારા મનુષ્યો ન હોય તો તે કુંભારઆદિને ઘટઆદિ પદાર્થો બનાવવાની પ્રવૃત્તિ તદ્દન વ્યર્થ થઈ પડે. એ પ્રમાણેજ પ્રકૃતિની માત્રાથી ઉત્પન્ન થયેલા કર્તા વગેરે, પુરુષને ભોગ ભોગવવામાં તથા મોક્ષ મેળવવામાં ઉપયોગી સાધનભૂત એવાં સર્વ કર્મોને કરે છે, જેથી પુરુષનો ભોક્તાપણાનો સ્વભાવ હોવાથી અકર્તાપણાના અનુસંધાનપૂર્વક પણ કરેલું કર્મ, ભોક્તાએ અવસ્ય ભોગવવું જોઇએ. તો પછી સાત્વિક ત્યાગમાં પણ કર્મોનો લેપ નહિ લાગવાનું જે તમે કહ્યું તે અઘટિત છે. આ શંકાનું સમાધાન કરવામાટે ભગવાન કહે છેઃ–

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८॥**

જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા–એ પ્રમાણે ત્રણ પ્રકારવાળી કર્મોની પ્રેરણા છે; તથા કરણ, કર્મ અને કર્તા એ ત્રણ પ્રકારવાળો કર્મોનો સંગ્રહ છે.

(૧૮) જેનાથી વસ્તુતત્ત્વ પ્રકાશે છે, તેનું નામ જ્ઞાન કહેવાય છે; એટલે પ્રત્યક્ષ, અનુમાન આદિ પ્રમાણોથી ઉત્પન્ન થનારો વર્તમાનકાલીન અથવા ભૂતકાલીન એવો ઘટઆદિ પદાર્થોનો જે પ્રકાશ તે જ્ઞાન છે, તે જ્ઞાનના વિષયભૂત એવા ઘટ આદિ જે પદાર્થો તે જ્ઞેય છે તથા ઘટઆદિ પદાર્થને જાણનાર એવી ચૈતન્યના આભાસવાળી જે બુદ્ધિ તે પરિજ્ઞાતા કહેવાય છે, કે જે ભોક્તા એવા નામથી પણ ઓળખાય છે. આ ત્રણ પ્રકારોવાળી કર્મની પ્રેરણા છે–અર્થાત્ એ ત્રણેય એકત્ર થઇને કર્મની અંદર પ્રવર્તક થાય છે; કારણકે જ્ઞેય ( જાણવા યોગ્ય પદાર્થ ) અને જ્ઞાતા ( જાણનાર ) હોય તોપણ જો જ્ઞાનનો અભાવ હોય તો પ્રવૃત્તિ થઇ શકતી નથી; તેમજ જ્ઞાન અને જ્ઞાતા હોય છતાં જ્ઞેયવસ્તુ જો દેશ અથવા કાળના વ્યવધાનવાળી હોય તોપણ પ્રવૃત્તિ થઇ શકતી નથી; તથા સંસ્કારસ્વરૂપ એવું જ્ઞાન હોય અને જ્ઞેયવસ્તુ પણ નજીકમાંજ હોય છતાં પણ જો જ્ઞાતા ન હોય તો પ્રવૃત્તિ થઇ શકતી નથી. જેમ સુષુપ્તિઅવસ્થામાં જ્ઞાન તથા જ્ઞેય તો હોયજ છે, પણ પ્રમાતાનો અભાવ હોવાથી પ્રવૃત્તિ જોવામાં આવતી નથી તેમ. માટે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રણેય પદાર્થો ઉભી કરેલી ત્રણ લાકડીઓની પેઠે એકબીજાની અપેક્ષા ( જરૂરીઆત ) રાખનારા છે, અને ત્યાગબુદ્ધિ, ગ્રહણબુદ્ધિ તથા ઉપેક્ષાબુદ્ધિરૂપ કાર્યને ઉત્પન્ન કરી ત્યાગ, ગ્રહણ અને ઉપેક્ષાને અનુકૂળ એવા વ્યાપારમાં પ્રવર્તાવે

છે; માટે તે ત્રણેય મળીનેજ કર્તા કહેવાય છે; તથા કરણ એટલે ઇંદ્રિયો, કર્મ એટલે તે ઇંદ્રિયોવડે કરવામાં આવતું વિષયોનું ગ્રહણ અને કર્તા એટલે પૂર્વોક્ત જ્ઞાતા–એ ત્રણેય પદાર્થો જ્યારે એકત્ર થાય છે, ત્યારે અત્યંત ઇષ્ટ એવા ભોગ્ય પદાર્થોને ગ્રહણ કરનાર સ્થાનરૂપ–ભોક્તા કહેવાય છે–અર્થાત્ ભોક્તા તથા ઇન્દ્રિયો હોય છતાં પણ જો ક્રિયા ન હોય તો ભોગનો સંભવ હોતો નથી, તેમજ ઇંદ્રિયો તથા કર્મ (ક્રિયા) હોય છતાં પણ જો ભોક્તા ન હોય તોપણ ભોગનો સંભવ રહેતો નથી; કારણ કે કોઇપણ જાતની ક્રિયા તેના આશ્રયવિના સ્વરૂપમાં આવી શકતી નથી. તેમજ વળી કર્મ તથા ભોક્તા હોય છતાં પણ જો ઇન્દ્રિયો ન હોય, તોપણ ભોગનો સંભવ રહેતો નથી; કારણકે આશ્રયને ઇંદ્રિયોવિના પોતાના ભોક્તાપણાના અંગભૂત કર્તાપણાની સિદ્ધિ થઈ શકે નહિ; માટે કરણ, કર્મ અને કર્તા, એ ત્રણેય સાથે મળીનેજ ભોક્તા એ પ્રમાણે કહેવાય છે. શ્રુતિ પણ કહે છેઃ–' **आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः**–વિદ્વાનો મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયદ્વારા બુદ્ધિની ભોગ્ય વસ્તુ સાથેના સંબંધરૂપ ક્રિયા–એ ત્રણેયને ભોક્તા કહે છે." આ શ્રુતિનું એ પ્રમાણે વિવેચન કરવાથીજ તે શ્રુતિનો તથા આ ગીતાના શ્લોકરૂપ સ્મૃતિનો પરસ્પર મૂલમૂલિભાવ ઘટી શકે છે; પણ બીજી રીતે વ્યાખ્યાન કરવાથી ઘટી શકે નહિ. એ પ્રમાણેના વ્યાખ્યાનથી સિદ્ધ થાય છે કે, જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતારૂપ કર્તા જેમ આત્માથી ભિન્ન છે, તેમ કરણ, કર્મ અને કર્તારૂપ ભોક્તા પણ આત્માથી ભિન્નજ છે. વળી ભોક્તાનો અર્થજ ભોગ કરનાર એવો થાય છે, માટે જે કર્તા છે તેજ ભોક્તા છે. એમ પ્રતિપાદન કરેલું હોવાથી "હું અકર્તા છું, હું અભોક્તા છું" આવાં અનુસંધાનપૂર્વક કર્મો કરનાર પુરુષને કર્તાપણાથી થનારો તથા ભોક્તાપણાથી થનારો કર્મનો લેપ લાગતો નથી, એ વાત સિદ્ધ છે. ભાષ્યકાર શ્રીશંકરાચાર્યે પણ આ શ્લોકનો આવોજ અર્થ કરેલો છે.

કેટલાએક અહીં આવો પણ અર્થ કરે છેઃ–કરણ એટલે ક્રિયાને સાધવામાં અતિ ઉપકારક દશ પ્રકારનું બાહ્યકરણ (ઇન્દ્રિયો) તથા મન અને બુદ્ધિરૂપ આંતરકરણ–એમ બાર પ્રકારે છે. કર્મ એટલે કર્તાને અત્યંત ઇષ્ટ તથા ક્રિયાવડે વ્યાપ્યમાન જે હોય તે. વળી તે કર્મ ચાર પ્રકારનું છેઃ–ઉત્પાદ્ય (ઉત્પન્ન કરવાયોગ્ય), આપ્ય (પ્રાપ્ત કરવાયોગ્ય), વિકાર્ય (વિકાર કરવાયોગ્ય) તથા સંસ્કાર્ય (સંસ્કાર કરવાયોગ્ય). કર્તા એટલે બીજાં કારણોનો પ્રયોજક એવો ચિદચિદ્ગ્રંથિ; આ ત્રણેય કર્મોનો સંગ્રહ છે–અર્થાત્ કર્મોનો આશ્રયભૂત કર્તા છે; તથા જ્ઞાન એટલે વિષયને પ્રકાશન કરનારી શક્તિ, જ્ઞેય એટલે વિષય તથા પરિજ્ઞાતા એટલે જ્ઞાનનો આશ્રય–ભોક્તા. આ ત્રણેય કર્મની અંદર પ્રવર્તક છે." આ પ્રમાણે વિવેચન કરનારાઓનો આશય તો એજ છે કે, આત્મા કર્તા નથી તથા સાંખ્યો જેમ આત્માને ભોક્તા માનીને પ્રકૃતિનો પ્રવર્તક પણ કહે છે તેમ લેશમાત્ર નથી; તોપણ તે પ્રમાણે વિવેચન કરનારાઓ ક્રિયાથી વ્યાપ્યમાન તથા હવે પછી કહેવામાં આવતા સાત્વિક આદિ ભેદને માટે અયોગ્ય એવાં ઘટઆદિ કર્મને કર્તાની કોટિમાં જે દાખલ કરે છે તે અયોગ્ય છે; કારણકે તે કર્મ તો માત્ર ક્રિયાનો આશ્રયજ છે, એમ કહેવાને બદલે ક્રિયાથી વ્યાપ્યમાન છે એમ જે કહેવું તે અહીં તદ્દન અનુપયોગી છે. અમારા મતમાં તો ઘટઆદિ પદાર્થોપર થનારી ક્રિયાનેજ મુખ્યત્વે કરીને કર્મ કહીએ છીએ અને કર્તાની કોટિમાં અમે માનેલાં કર્મનો જે પ્રવેશ થાય છે તે, ક્રિયા અને ક્રિયાવાન તથા ધર્મ અને ધર્મીના અભેદની અપેક્ષાએ ઘટી શકે છે.

વળી બીજા કેટલાએકનો જ્ઞાનના સંબંધમાં આવો મત છે કેઃ–"પ્રકાશન–ક્રિયાનું નામ જ્ઞાન કહેવાય છે." આ મતમાં ક્રિયારૂપ એ જ્ઞાનને પ્રવર્તક એવાં બીજાં જ્ઞાનની અપેક્ષા રહેશે અને વળી તે પ્રવર્તક જ્ઞાનને બીજાની અપેક્ષા રહેશે. આમ તે તે જ્ઞાનમાં બીજાં બીજાં જ્ઞાનની અપેક્ષા થતાં સ્પષ્ટ રીતે અનવસ્થા દોષ આવી લાગે છે, માટે જ્ઞાનને ક્રિયારૂપ માનવું તે યોગ્ય નથી.

પૂર્વશ્લોકમાં કહેલા જ્ઞાનાદિ છ પદાર્થોમાં પરિજ્ઞાતા અને કર્તાને એકજ માનવાથી પાંચ પદાર્થો અવશેષ રહે છે. હવે તે પાંચે પદાર્થો પ્રકૃતિથીજ ઉત્પન્ન થયેલા હોવાથી ત્રિગુણાત્મક હોવાનો સંભવ પ્રાપ્ત થાય છે. તેમાંથી ઘટ અને કુઠાર (કુહાડા) ની પેઠે જડ સ્વરૂપવાળાં જ્ઞેય અને કરણની પરિસંખ્યા કરવામાટે પ્રથમ જ્ઞાન, કર્મ અને કર્તાના દરેક પ્રત્યેના ત્રણ ત્રણ પ્રકારોનું વિવરણ કરવામાટે પ્રતિજ્ઞા કરે છેઃ–

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥**

સત્વાદિગુણના ભેદથી જ્ઞાન, કર્મ અને કર્તા ત્રણ ત્રણ પ્રકારે છે, એમ સાંખ્યશાસ્ત્રમાં કહેલું છે. તેઓને પણ તું શાસ્ત્ર પ્રમાણે સાંભળ.[૧૯]

(૧૯) સાંખ્યશાસ્ત્રમાં કહેવાય છે કે, જ્ઞાન, કર્મ અને કર્તા સાત્વિકાદિ ગુણના ભેદથી ત્રણ ત્રણ પ્રકારનાં છે, પરંતુ જ્ઞેય અને કરણ ત્રણ ત્રણ પ્રકારનાં નથી; જો કે સાંખ્યશાસ્ત્રમાં તેમજ એકજ સ્ત્રીમાં તેના ધણીને સુખ ઉત્પન્ન થાય છે, જણાવ્યું છે. જેમકે:–કારણકે તે ધણીપ્રત્યે તેણીનો સત્વગુણ ઉત્પન્ન થયેલો હોય છે, પણ તેજ સ્ત્રીને નહિ પામનારા ચૈત્ર નામના પરપુરુષને દુઃખ ઉત્પન્ન થાય છે; કારણ કે તે ચૈત્રપ્રત્યે તે સ્ત્રીનો રજોગુણ ઉત્પન્ન થયેલો હોય છે. વળી તેજ સ્ત્રીમાં તેણીની શોકયને દ્વેષ ઉત્પન્ન થાય છે, કારણ કે તે શોકયપ્રત્યે તે સ્ત્રીનો તમોગુણ ઉત્પન્ન થયેલો હોય છે." આમ એકજ સ્ત્રીએ સર્વ ભાવો વ્યક્ત કરેલા છે, માટે જ્ઞેય અને કરણના પણ ત્રણ ત્રણ ભેદો પાડેલા પ્રસિદ્ધ છે; તોપણ તે વ્યવસ્થા મૂલવિનાનીજ દેખાય છે, કારણ કે સ્ત્રી વગેરે પદાર્થો એકજ પુરુષને પણ નિમિત્તના ભેદથી પ્રીતિ, દુઃખ અને દ્વેષના વિષય થઈ પડે છે. પ્રીતિ, દુઃખઆદિ ધર્મો કર્તાની સાથેજ સમવાય સંબંધથી રહેનારા પ્રતીત થાય છે, જેથી તે પ્રીતિ વિગેરેની માત્ર આલંબનભૂત એવી સ્ત્રીનેજ પ્રીતિ આદિસ્વરૂપે કલ્પી શકાય નહિ; માટે સિદ્ધ થાય છે કે, જ્ઞેય અને કરણના ત્રણ ત્રણ પ્રકારો છેજ નહિ. આવા આશયથીજ ભગવાન શ્રીકૃષ્ણે જ્ઞેય અને કરણનું ત્રણ ત્રણ પ્રકારે વિવેચન કરેલું નથી.

એ પ્રમાણે જ્ઞાન આદિ ત્રણેયના, દરેકના ત્રણ ત્રણ પ્રકારો કહેવાની પ્રતિજ્ઞા કરીને પ્રથમ જ્ઞાનના ત્રણ પ્રકારો કહે છે:–

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥**

જે જ્ઞાનવડે પુરુષ, જૂદાં જૂદાં સર્વભૂતોમાં વિભાગ પામીને નહિ રહેલા એક અવિનાશી ભાવને જુએ છે, તે જ્ઞાનને તું સાત્વિક જાણજે.[૨૦]

(૨૦) કડાં, કુંડલ આદિ જૂદા જૂદા પદાર્થોમાં તત્વજ્ઞપુરુષ જેમ એક સુવર્ણનેજ જુએ છે, તેમ અનેક પ્રકારનાં નામો તથા રૂપોથી ભિન્ન ભિન્ન જણાતાં સર્વભૂતોમાં પરિણામધર્મવિનાના એક ચિન્માત્રસ્વરૂપ ભાવને જે જ્ઞાનવડે પુરુષ જુએ છે એટલે "આ બધું બ્રહ્મજ છે" આમ જાણે છે; તે જ્ઞાનને તું સાત્વિક જ્ઞાન જાણજે–અર્થાત્ એક આત્માનું જે જ્ઞાન તે સાત્વિક છે.

હવે રાજસ જ્ઞાન કહે છે:–

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥**

જે જ્ઞાનવડે પુરુષ, સર્વભૂતોમાં અનેક પ્રકારના જૂદા જૂદા ભાવોને (આત્માઓને) ભિન્ન ભિન્ન સ્વરૂપે જાણે છે, તે જ્ઞાનને તારે રાજસ જાણવું.[૨૧]

(૨૧) જે જ્ઞાનવડે પુરુષ, પંચભૂતોથી બનેલાં સર્વભૂતોમાં કોઈપણ જાતનો વિશેષ (ભિન્નતા) નથી; છતાં દેવ, મનુષ્ય, તિર્યંચ, સ્થાવરઆદિના ભેદથી અનેક પ્રકારના ભાવોને પરસ્પર ભિન્નસ્વરૂપે જાણે છે–એક જાતના મનુષ્ય આદિમાં પણ દરેકપ્રત્યે ભિન્ન ભિન્ન પ્રકારોને જાણે છે, તે જ્ઞાનને તું રાજસ જાણજે. અહીં કહેવાનો અભિપ્રાય એ છે કે, "જીવાત્માઓ પરસ્પર ભિન્ન છે. વળી તે સર્વ જીવાત્માઓનો ઈશ્વરથી ભેદ રહેલો છે; તેમજ ઈશ્વરથી અને જીવાત્માઓથી જડવર્ગનો ભેદ રહેલો છે." આ પ્રમાણે ઉપાધિરહિત અધિષ્ઠાન વગેરે પાંચનું જે જ્ઞાન તે રાજસજ છે, એમ કુતાર્કિકોનો અભિપ્રાય છે.

**यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।**
**अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥**

જે જ્ઞાન એકજ દેહાદિ કાર્યમાં સંપૂર્ણતાની પેઠે આસક્ત થયેલું છે, પ્રમાણવિનાનું છે, તાત્વિક અર્થથી રહિત છે તથા અલ્પ છે, તે જ્ઞાનને તામસ કહેલું છે.[૨૨]

(૨૨) જે જ્ઞાન, એકજ દેહ અથવા પ્રતિમા આદિમાં પરિપૂર્ણતાવાળું હોઇને "આટલોજ અથવા આવડોજ આત્મા અથવા ઈશ્વર છે," આવા કદાગ્રહવાળું છે, યુક્તિઓથી રહિત છે, વાસ્તવિક અર્થના આધારવિનાનું છે–તુચ્છ વિષયવાળું તથા અલ્પ ફળવાળું છે, તે જ્ઞાનને તામસ કહેલું છે.

હવે ત્રણ પ્રકારનાં કર્મો કહે છે:–

**नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥**

ફળની પ્રાપ્તિની ઇચ્છાવિનાના પુરુષે જે કર્મ હંમેશાં અભિમાનના સંગવિના તથા રાગદ્વેષવિના કરેલું છે, તે કર્મ સાત્વિક કહેવાય છે.[૨૩]

(૨૩) જે કર્મ હંમેશાં અભિમાનવિનાનું છે, ઇષ્ટ વસ્તુમાં પ્રીતિરૂપ રાગથી તથા અનિષ્ટ વસ્તુમાં

અપ્રીતિરૂપ દ્વેષથી જે કર્મ કરવામાં આવેલું નથી એટલે રાગદ્વેષનો ત્યાગ કરી કેવળ નિષ્કામબુદ્ધિથી જે કર્મ કરેલું છે; અને "**फल्गु च लीयते च इति फलम्**–જે કોઇ ક્રિયાથી પ્રાપ્ત થનારી આત્માથી ભિન્ન, સારવિનાની તથા નાશવંત એવી જે વસ્તુ તે ફળ કહેવાય છે." એ ફળસિવાવાયની સ્વયંભૂ, પરિપૂર્ણ તથા અવિનાશી એવી આત્મતત્ત્વરૂપ વસ્તુને પ્રાપ્ત કરવા ઇચ્છનારા પુરુષે, "**विविदिषंति यज्ञेन**–યજ્ઞવડે આત્મતત્ત્વને જાણવા ઇચ્છે છે" એ શ્રુતિવચન પ્રમાણે કેવળ આત્મલાભને માટેજ જે યજ્ઞાદિ કર્મ કરેલું છે, તે સાત્વિક છે.

**यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।**
**क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥**

ફળની કામનાની ઇચ્છાવાળો તથા અહંકારથી યુક્ત થયેલો પુરુષ, ઘણા પરિશ્રમવાળું જે કર્મ કરે છે, તેને રાજસ કહેલું છે.[૨૪]

(૨૪) ફળની ઇચ્છાવાળો પુરુષ અહંકારયુક્ત થઇને ઘણા પરિશ્રમવાળું જે કર્મ કરે છે, તે રાજસ છે. જો કે જેને આત્મજ્ઞાન થયેલું નથી તેવો સાત્વિક પુરુષ પણ અહંકારયુક્ત તો હોયજ છે; તોપણ તેને "હુંજ કર્મ કરવામાં કુશળ છું, હુંજ મહાન શ્રોત્રિય છું" ઇત્યાદિ અભિમાન હોતું નથી; પણ રાજસપુરુષને તો તેવા પ્રકારનું અભિમાન હોય છે, માટે તે અહંકારી ગણાય છે.

**अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।**
**मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥**

ફળનો, શક્તિ તથા ધનના નાશનો, હિંસાનો અને પોતાના પુરુષાર્થનો વિચાર કર્યાવિના કેવળ મોહથીજ જે કર્મનો આરંભ કરવામાં આવે છે, તે તામસ કહેવાય છે.[૨૫]

હવે ત્રણ પ્રકારના કર્તા કહે છે:—

**मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते।**

સંગનો ત્યાગ કરનારો, પૂર્વોક્ત અહંકારથી રહિત, ધૈર્ય તથા "હું અમુક કામ સિદ્ધ કરીશજ" આવા પ્રકારના બુદ્ધિનિશ્ચયરૂપ ઉત્સાહવાળો, આરંભેલાં કર્મની સિદ્ધિમાં કે અસિદ્ધિમાં હર્ષશોકવિનાનો કર્તા સાત્વિક કહેવાય છે.[૨૬]

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥**

વિષયલોલુપતારૂપ રાગવાળો, કર્મફળને પામવાની ઇચ્છાવાળો, લોભી–પારકાં દ્રવ્યઆદિમાં ઉત્પન્ન થયેલી તૃષ્ણાવાળો અથવા તીર્થ આદિમાં પણ દ્રવ્યદાન નહિ કરનારો, હિંસા કરવાના સ્વભાવવાળો, અપવિત્ર અને ઇષ્ટ–અનિષ્ટની પ્રાપ્તિ થતાં હર્ષશોકવાળો જે કર્તા તેને રાજસ કહેલો છે.[૨૭]

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८**

કાર્યમાં સાવધાનીવિનાનો, પ્રાકૃત–અત્યંત સંસ્કારરહિત બુદ્ધિવાળો (બાળકસમાન), અક્કડ–દંડની પેઠે કોઇને નહિ નમનારો, શઠ–પોતાની શક્તિને છુપાવનારો,પારકાંને છેતરનારો અથવા બીજાનું અપમાન કરનારો, કર્તવ્ય કર્મની અંદર આળસથી પ્રવૃત્તિ નહિ કરનારો, સર્વદા શોક કરવાના સ્વભાવવાળો અને દીર્ઘસૂત્રી–એક દિવસે બની શકે તેવાં કાર્યને એક મહિને પણ નહિ કરનારો જે કર્તા તે તામસ કહેવાય છે.[૨૮]

હવે બુદ્ધિ અને ધૈર્યના ત્રણ પ્રકારોનું વિવરણ કરવામાટે કહે છે:—

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥**

હે ધનંજય ! બુદ્ધિના તથા ધૃતિના સાત્વિકાદિ ગુણોથી ત્રણ ત્રણ પ્રકારો થાય છે તે હું તને જૂદા જૂદા સંપૂર્ણ રીતે કહું છું, તે સાંભળ.

(૨૯) તેમાં બુદ્ધિયુક્ત એવો જે ચૈતન્યાભાસ તે કર્તા કહેવાય છે; તે કર્તા અને જ્ઞાનનું સ્વરૂપ તો પ્રથમજ કહ્યાં. હવે અહીં તો વૃત્તિરૂપ બુદ્ધિના ત્રણ પ્રકારો તેમજ બીજી એક વૃત્તિરૂપ ધૃતિના ત્રણ પ્રકારો કહું છું તે સાંભળ.

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥**

હે પાર્થ ! જે બુદ્ધિ પ્રવૃત્તિને, નિવૃત્તિને, કાર્યને, અકાર્યને, ભયને, અભયને, બંધને તથા મોક્ષને જાણે છે, તે બુદ્ધિ સાત્વિકી છે.[૩૦]

(૩૦) શાસ્ત્રની જે વિધિ—આજ્ઞા તે પ્રવૃત્તિ કહેવાય છે તથા શાસ્ત્રનો જે નિષેધ તે નિવૃત્તિ કહેવાય છે. જેમકે, "**यजेत स्वर्गकामः**—સ્વર્ગની ઈચ્છાવાળાએ યજ્ઞ કરવો" આ વિધિવાક્ય છે અને "**न सुरां पिबेत्**—દારૂ પીવો નહિ" આ નિષેધવાક્ય છે. કોઈપણ ક્રિયાથી જે સાધી શકાય છે, તે કાર્ય કહેવાય છે. જેમકે, સ્વર્ગ વિગેરે તથા જે વસ્તુ નિત્યસિદ્ધ છે, તે અકાર્ય છે. (આ કાર્યઅકાર્યપરથી નિત્ય—અનિત્ય વસ્તુ સમજવાની છે.) ભય અને અભય એ કાર્ય અને અકાર્યનાંજ નિમિત્તભૂત છે. જે બુદ્ધિવડે આ સર્વ પદાર્થો તથા બંધ અને મોક્ષ બરાબર સમજાય છે, તે બુદ્ધિ હે પાર્થ ! સાત્વિકી છે.

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥**

હે પૃથાના પુત્ર ! જેનાવડે પુરુષ ધર્મને, અધર્મને, કાર્યને તથા અકાર્યને સંશયને લીધે યથાર્થ રીતે જાણતો નથી, તે બુદ્ધિ રાજસી કહેવાય છે.[૩૧]

**अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।**
**सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥**

હે પૃથાપુત્ર ! તમોગુણથી વીંટાએલી જે બુદ્ધિ, અધર્મને ધર્મ માને છે તથા સર્વ પદાર્થોને વિપરીત માને છે, તે બુદ્ધિ તામસી છે.[૩૨]

(૩૨) અર્થાત્ સર્વ પદાર્થોને વિપરીતપણે ગ્રહણ કરનારી બુદ્ધિ તામસી કહેવાય છે.

**धृत्या यया धारयते मनः प्राणेंद्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिःसा पार्थ सात्विकी॥**

હે પાર્થ ! સમાધિથી વ્યભિચાર નહિ પામનારી જે ધૃતિવડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાને પુરુષ યોગવડે ધારી રાખે છે, તે સાત્વિકી ધૃતિ છે.[૩૩]

(૩૩) સમાધિને અનુસરનારી જે બુદ્ધિવડે પુરુષ મન, પ્રાણ અને ઇંદ્રિયોની ચેષ્ટારૂપ સંકલ્પ, શ્વાસ,પ્રશ્વાસ અને શબ્દાદિ વિષયોના ગ્રહણને ચિત્તવૃત્તિના નિષેધરૂપ યોગથી નિયમિત કરીને નિરોધાવસ્થામાં અથવા એકાગ્ર અવસ્થામાં લાંબા કાળસુધી સ્થાપી શકે છે, તે ધૃત્તિ હે પાર્થ ! સાત્વિકી કહેવાય છે.

**यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥**

હે પૃથાપુત્ર ! જેનાવડે પુરુષ ધર્મ, અર્થ અને કામનો નિશ્ચય કરી શકે છે તથા પ્રસંગે ફળની આકાંક્ષાવાળો થાય છે, તે ધૃતિ રાજસી કહેવાય છે.[૩૪]

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥**

હે પાર્થ ! જેનાવડે પુરુષ દુષ્ટ બુદ્ધિવાળો થઇને નિદ્રાને, ત્રાસને, ભયને, ખેદને તથા શાસ્ત્રવિરુદ્ધ વિષયોનું સેવન કરવાથી થયેલી ચિત્તની પરવશતારૂપ મદને છોડતોજ નથી; પણ ઉલટો ધારણ કરી રાખે છે, તે ધૃતિ તામસી કહેવાય છે.[૩૫]

(૩૫) ગુણોના ભેદથી ક્રિયા અને કારકોના ત્રણ ત્રણ પ્રકારો કહ્યા. હવે તેના ફળરૂપ સુખના ત્રણ પ્રકારો કહે છે:—

**सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।**
**अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥**
**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥**

હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! હવે સુખના પણ ત્રણ પ્રકાર મારી પાસેથી સાંભળ. પુરુષ જેની (આત્મબુદ્ધિની પ્રસન્નતાથી ઉપજતા અનુપમ સુખની) અંદર અભ્યાસને લીધે રમણ કરે છે અને દુઃખના છેડાને પામે છે; જે સુખ આરંભકાળમાં ઝેર જેવું લાગે છે અને પરિણામકાળે અમૃત જેવું લાગે છે; તથા જેનાવડે પોતાની બુદ્ધિની નિર્મળતા ઉત્પન્ન થાય છે, તે સુખને સાત્વિક કહેલું છે.[૩૭]

(૩૬,૩૭) હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! હવે ત્રણ પ્રકારનું સુખ કહું છું, તે તું મારી પાસેથી સાંભળ. વારંવાર સેવન કરવાથી જેની અંદર—સમાધિના સુખની અંદર—પુરુષ રમણ કરે છે, અને તેથીજ પુત્રાદિના શોક વગેરે સર્વ દુઃખોનો અંત પામે છે. જે સુખ સર્વ પ્રાણીઓના પ્રેમનાં સ્થાન તરીકે પ્રસિદ્ધ છે; આરંભકાળમાં મન, પ્રાણ અને ઇન્દ્રિયોના વ્યાપારનો સંયમ કરવો પડતો હોવાથી વધ કરાતા પશુની પેઠે ઝેરસમાન અતિ તીવ્ર વેદના કરનારૂં છે, પણ જ્યારે સાત્વિકી ધૃતિવડે મન, પ્રાણ અને ઇન્દ્રિયોના વ્યાપારનો બરાબર સંયમ થઇ જાય છે, ત્યારે પરિણામકાળમાં જે

સુખ અમૃતસમાન અત્યંત હર્ષ કરનારૂં છે; તથા જે સુખ રજોગુણ અને તમોગુણરૂપ મેલથી રહિત થયેલી પોતાની નિર્મળ બુદ્ધિમાંથી ઉત્પન્ન થાય છે–નહિ કે વિષયસંગથી ઉત્પન્ન થાય છે કે નિદ્રા આળસથી ઉત્પન્ન થાય છે, તે સુખને સાત્વિક કહેલું છે.

હવે રાજસ સુખને કહે છે:–

**विषयेंद्रियसंयोगात्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८**

જે સુખ, આરંભકાળમાં વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી અમૃત જેવું લાગે, પણ તે વિષય અને ઇંદ્રિયોના વિયોગકાળરૂપ પરિણામમાં ઝેર જેવું લાગે,તે સુખને રાજસ કહેલું છે.

હવે તામસ સુખ કહે છે:–

**यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥**

જે સુખ આરંભકાળમાં અને પરિણામ કાળમાં બુદ્ધિને મોહ ઉપજાવનારૂં છે તથા નિદ્રા, આલસ્ય અને પ્રમાદથી જે ઉત્પન્ન થાય છે, તે સુખને તામસ કહેલું છે.[૩૯]

હવે નહિ કહેલી વાત કહીને ચાલુ પ્રકરણનો ઉપસંહાર ( સમાપ્તિ ) કરે છે:–

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥**

પૃથ્વીમાં અથવા સ્વર્ગની અંદર દેવોમાં એવું કોઈપણ પ્રાણી નથી, કે જે માયાથી ઉત્પન્ન થયેલા અથવા પૂર્વજન્મના ધર્મ–અધર્મના સંસ્કારથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણોથી રહિત હોય ![૪૦]

(૪૦) એ પ્રમાણે પ્રથમ પંદરમા અધ્યાયમાં "સંસારરૂપ પીંપળાના વૃક્ષને અસંગરૂપ શસ્ત્રથી છેદી નાખીને પરમપદનું શોધન કરવું" એમ કહ્યું. તેમાં આત્માનું અસંગપણું સિદ્ધ કરવામાટે ક્રિયાકારક અને તેના ફળરૂપ સમગ્ર સંસારને ત્રિગુણાત્મક કહ્યો. આત્મા, ગુણરહિત છે તથા આત્મારહિત પદાર્થો ગુણસ્વરૂપ છે; તેથી જેમ આકાશમાં રહેલા પૃથ્વીઆદિના ગુણભૂત ગંધ વિગેરેથી આકાશને કોઈ પણ જાતનો સંગ થાય તેવું સંભવતું નથી, તેમ ગુણરહિત આત્માનો તથા ગુણસ્વરૂપ દેહાદિનો સંગ પણ સંભવતો નથી. આ વાત પણ કહી તથા શાસ્ત્રના અર્થની સમાપ્તિ પણ કરી. હવે સર્વ ગીતાશાસ્ત્રના અર્થનો ઉપસંહાર કરવામાટે તથા અસંગરૂપ શસ્ત્રની પ્રાપ્તિનો ઉપાય દર્શાવવામાટે બીજા પ્રકરણનો આરંભ કરે છે:–

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥**

હે શત્રુતાપન અર્જુન ! ઈશ્વરની ત્રિગુણાત્મિકા માયારૂપ સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણોવડે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રોનાં કર્મો જૂદાં જૂદાં છે.[૪૧]

(૪૧) અહીં મૂળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોનો "**ब्राह्मणक्षत्रियविशाम्**" એ એકજ પદમાં સમાસ કર્યો છે તથા શૂદ્રોને જૂદા પાડ્યા છે. તેનો હેતુ એ છે કે, "પ્રથમના ત્રણ વર્ણોને વેદનો અધિકાર છે; પણ છેલ્લા શૂદ્રવર્ણને વેદનો અધિકાર નથી." સ્વભાવ એટલે ઈશ્વરની ત્રિગુણાત્મિકા માયા. તે માયાથી ઉત્પન્ન થયેલા ગુણોવડે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોનાં કર્મો જૂદાં જૂદાં હોય છે અથવા બ્રાહ્મણના સ્વભાવનું મૂળ ઉત્પત્તિકારણ સત્વગુણ છે; કારણ કે તે શાંત હોય છે. ક્ષત્રિયના સ્વભાવનું મૂળ ઉત્પત્તિકારણ, સત્વગુણ જેમાં ગૌણ હોય છે તેવો રજોગુણ છે; કારણ કે તેનો સ્વભાવ સર્વને નિયમમાં રાખવાનો હોય છે. વૈશ્યના સ્વભાવનું મૂળ ઉત્પત્તિકારણ, તમોગુણ જેમાં ગૌણ હોય છે તેવો રજોગુણ છે;કારણકે તેનો સ્વભાવ ખેતી વિગેરે કરવાનો હોય છે અને શૂદ્રના સ્વભાવનું મૂળ ઉત્પત્તિકારણ, રજોગુણ જેમાં ગૌણ હોય છે તેવો તમોગુણ છે; કારણ કે તેનો સ્વભાવ સેવા કરવાનો હોય છે; અથવા સ્વભાવ એટલે પૂર્વભવના સંસ્કાર. તે સંસ્કારથી ઉત્પન્ન થયેલા ગુણોવડે બ્રાહ્મણઆદિનાં કર્મો જૂદાં જૂદાં છે; પણ જેમ પક્ષીઓને આકાશમાં ગતિ કરવાનું માત્ર તેઓની જાતિથીજ પ્રાપ્ત થાય છે, તેમ માત્ર બ્રાહ્મણ આદિને જાતિથીજ શમ, દમાદિ ગુણો ઉત્પન્ન થતા નથી; માટે સ્વભાવનો "પૂર્વજન્મના સંસ્કાર" એવો અર્થ કરવો તેજ યોગ્ય છે. આવાજ કારણથી ભગવાન શ્રીકૃષ્ણે જૂદી જૂદી જાતિના ભિન્ન ભિન્ન ધર્મોને અહીં હવે પછી કહેવામાં આવતા શમઆદિ ગુણોમાં ગણાવેલા નથી. શૂદ્રજાતિના ધર્મોથી ભિન્ન એવા ત્રણ વર્ણોના અધ્યયન આદિ ધર્મોનો અથવા ક્ષત્રિય અને વૈશ્યજાતિથી ભિન્ન

એવા બ્રાહ્મણજાતિના અધ્યાપન (ભણાવવું) આદિ ધર્મોનો અહીં શમઆદિ ગુણોમાં પાઠ કરી દેખાડ્યો નથી; પણ દરેક જાતિવાળાઓને માટે સમાન એવા શમદમાદિ ગુણોને અહીં દર્શાવેલા છે-અર્થાત્ ભગવાન શ્રીકૃષ્ણ, હવે પછી જે ગુણો દર્શાવશે તે અમુક જાતિનાજ છે તેમ નહિ સમજવું; કારણકે દ્રોણાચાર્ય આદિ બ્રાહ્મણોમાં પણ ક્ષત્રિયોના શૌર્ય આદિ ગુણો જોવામાં આવેલા છે તથા ભરત આદિ ક્ષત્રિયોમાં પણ બ્રાહ્મણના શમઆદિ ગુણો જોવામાં આવેલા છે, માટે જે કોઇ વર્ણમાં શમઆદિ ગુણો જોવામાં આવે તે ભલે શૂદ્ર હોય તોપણ તેનાં તે તે લક્ષણોથી તેને બ્રાહ્મણજ સમજવો. જે કોઇ બ્રાહ્મણમાં પણ જો શૂદ્રના ધર્મ જોવામાં આવે તો તે બ્રાહ્મણને શૂદ્રજ સમજવો. આવાજ આશયથી મહાભારતના આરણ્યકપર્વમાં સર્પ થયેલા નહુષ રાજાપ્રત્યે યુધિષ્ઠિરરાજાએ આ પ્રમાણે કહ્યું છેઃ—

**सत्यं दानं क्षमा शीलमानृशंस्यं तपोघृणा ।**
**दृश्यन्ते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः ॥**

સત્ય, દાન, ક્ષમા, શીલ, અક્રૂરતા તપ અને દયા-આટલા ગુણો જેની અંદર જોવામાં આવે છે, તેને હે સર્પરાજ ! બ્રાહ્મણ કહેલો છે. તથા-

**यत्रैतल्लक्ष्यते सर्प वृत्तं स ब्राह्मणः स्मृतः ।**
**यत्रैतन्न भवेत्सर्प तं शूद्रमिति निर्दिशेत् ॥**

હે સર્પ ! જેની અંદર એ પ્રમાણેનું વર્તન જોવામાં આવે છે તેને બ્રાહ્મણજ સમજવો; તથા જેની અંદર એ પ્રમાણેનું વર્તન જોવામાં ન આવે તેને શૂદ્ર સમજવો.

ભગવાન મનુએ દરેક જાતિના ધર્મો આ પ્રમાણે દર્શાવ્યા છેઃ—

**"अध्यापनं चाध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत॥"**—

" પરમાત્માએ બ્રાહ્મણોને માટે ભણાવવાનું, ભણવાનું, યજ્ઞ કરવાનું, યજ્ઞ કરાવવાનું, દાન દેવાનું તથા દાન લેવાનું નિર્માણ કરેલું છે. "

**"प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेवच ।**
**विषयेष्वप्रसक्तिं च क्षत्रियस्य समादिशत॥"**—

"પ્રજાઓનું રક્ષણ, દાન, યજ્ઞ, અધ્યયન તથા વિષયોમાં અનાસક્તિ, આ સર્વે કરવામાટે પરમાત્માએ ક્ષત્રિયને આજ્ઞા કરેલી છે."

**"पशूनां रक्षणं दानमिज्याध्ययनमेवच ।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च॥"**—

" પશુઓનું રક્ષણ, દાન, યજ્ઞ, અધ્યયન, વેપાર, વ્યાજવટું અને ખેતી-આ સર્વે વૈશ્યનાં કર્મો કહેલાં છે. "

**"एकमेव तु शूद्रस्य प्रभुः कर्मसमादिशत् ।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया॥"**—

"પ્રભુએ શૂદ્રને એકજ કર્મ કરવાની આજ્ઞા કરેલી છે કે, તેણે અસૂયાનો ત્યાગ કરી આ ત્રણે વર્ણોની સેવાજ કર્યા કરવી."

માટે હવે પછી કહેવામાં આવતા શમઆદિ ગુણો બ્રાહ્મણ કે અબ્રાહ્મણ ગમે તેમાં જોવામાં આવે તો તેનેજ બ્રાહ્મણ સમજવો. "**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः**-પોતપોતાનાં કર્મોની અંદર આસક્ત થયેલો પુરુષ પરમસિદ્ધિને પામે છે" એ ભગવાનના વાક્યમાં તો મનુભગવાને કહેલાં અધ્યાપન આદિ પોતપોતાનાં કર્મોનુંજ ગ્રહણ કરવાનું છે; કારણ કે જ્ઞાનવિજ્ઞાનવાળા પુરુષને બીજી કોઈ પણ સિદ્ધિ પામવાની બાકી રહેતીજ નથી, માટે શમદમાદિ ગુણો હરકોઈ જાતિના બ્રહ્મિષ્ઠ બ્રાહ્મણનાં લક્ષણતરીકે છે, એમ અમે કહેવા માગીએ છીએ.

હવે બ્રાહ્મણનાં કર્મો કહે છેઃ-

**शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

શમ-અંતઃકરણનો સંયમ, દમ-બાહ્ય ઈંદ્રિયોનો નિગ્રહ, કાયિક, વાચિક અને માનસિક તપ, શૌચ-માટી અને જળથી બાહ્ય અને ભાવની એટલે આંતરશુદ્ધિ, ક્ષાંતિ-ક્ષમા, આર્જવ-અકુટિલતા, જ્ઞાન-બ્રહ્મવિષયક કર્મોનું શાસ્ત્રીય જ્ઞાન, વિજ્ઞાન-તે કર્મોનાં અનુષ્ઠાનથી અનુભવાત્મક જ્ઞાન તથા આસ્તિક્ય-શ્રદ્ધા, આ નવ બ્રાહ્મણત્વ જાતિને દર્શાવનારાં કર્મો પૂર્વજન્મના ધાર્મિક સંસ્કારોથી ઉત્પન્ન થાય છે.[૪૨]

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥**

શૌર્ય-પરાક્રમ, તેજ-પ્રગલ્ભતા, ધૃતિ-ધૈર્ય, દક્ષતા-યુદ્ધની અંદર કુશળતા અથવા ઉત્સાહ, દાન-ઉદારતા, ઈશ્વરભાવ-અવળે માર્ગે જનારાઓને શિક્ષા કરવાની શક્તિ, આ ક્ષત્રિય જાતિને દર્શાવનારાં કર્મો, પૂર્વજન્મના સંસ્કારથી ઉત્પન્ન થાય છે.[૪૩]

એક શ્લોકમાં વૈશ્ય અને શૂદ્રનાં કર્મો કહે છેઃ-

**कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥**

ખેતી, ગાયોનું રક્ષણ અને વેપાર એ વૈશ્ય જાતિને દર્શાવનારાં કર્મો પૂર્વભવના સંસ્કારથી ઉત્પન્ન થાય છે; તેમજ શૂદ્રનું સેવારૂપ કર્મ પણ પૂર્વજન્મના સંસ્કારથી ઉત્પન્ન થાય છે.૪૪

હવે કર્મના વિભાગનું ફળ કહે છે:–

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥**

પોતપોતાનાં કર્મની અંદર આસક્ત થયેલો પુરુષ, જ્ઞાનની યોગ્યતાને પામે છે. પોતપોતાનાં કર્મોમાં આસક્ત થયેલો પુરુષ, મુખ્ય સંન્યાસરૂપ નૈષ્કર્મ્ય સિદ્ધિને જે પ્રકારે પામે છે, તે તું સાંભળ.૪૫

(૪૫) મનુઆદિએ કહેલાં પોતપોતાની જાતિમાટેનાં કર્મોમાં તથા સર્વસાધારણ એવાં શમદમાદિ કર્મોમાં આસક્ત થયેલો–નિષ્ઠાવાન પુરુષ, જ્ઞાનની યોગ્યતારૂપ સિદ્ધિને પામે છે. (એ વાતનુંજ વિવરણ કરવાને પ્રતિજ્ઞા કરે છે–) પોતપોતાનાં કર્મોમાં આસક્ત થયેલો પુરુષ, હવે પછી કહેવામાં આવતી મુખ્ય સંન્યાસરૂપ નૈષ્કર્મ્યસિદ્ધિને જે પ્રકારે પામે છે, તે તું સાંભળ.

તે પ્રકારનેજ હવે કહે છે:—

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥**

જે અંતર્યામી પરમેશ્વરથી સર્વભૂતોની પ્રવૃત્તિ થાય છે અને જે અંતર્યામી પરમેશ્વરવડે આ સર્વ જગત વ્યાપ્ત થયેલું છે તેજ પરમેશ્વરને પોતાનાં કર્મોથી તૃપ્ત કરીને મનુષ્ય મોક્ષ પામે છે.૪૬

(૪૬) જે અંતર્યામીથી સર્વભૂતોની મન, વચન અને કાયાથી થતી પ્રવૃત્તિ થાય છે; શ્રુતિ કહે છે કે:–"**યેન વાગભ્યુદ્યતે**–જેનાથી વાણી ઉદય પામે છે" અને જે પરમાત્મા સર્વનું ઉપાદાનકારણ હોઇને આ સર્વ જગતમાં વ્યાપ્ત થઈ રહ્યા છે તે પરમાત્માને પોતાનાં કર્મોથી તૃપ્ત કરીને મનુષ્ય મોક્ષ પામે છે–અર્થાત્ શાસ્ત્રમાં મનુષ્યજ અધિકારી છે; માટે મનુષ્યે આચરેલાં તે શાસ્ત્રોક્ત નિત્યકર્મોનું પરમેશ્વરને અર્પણ કરવું તેજ મોક્ષનું દ્વાર છે.

પોતાનાંજ કર્મોથી પરમેશ્વરને તૃપ્ત કરવા એમ જે કહ્યું તેનું ફળ હવે કહે છે:–

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**

સારી રીતે આચરેલા પારકા ધર્મ કરતાં કંઇક અંશે ગુણવિનાનો પોતાનો ધર્મ અતિશ્રેષ્ઠ છે. પોતાના સ્વભાવથી નિયત થયેલાં કર્મને કરનારો પુરુષ દોષને પામતો નથી.૪૭

(૪૭) પોતાનો ધર્મ કોઈ જાતનાં અંગથી રહિત હોય, તોપણ તે પારકા ધર્મનું સારી રીતે આચરણ કરવા કરતાં વધારે ઉત્તમ છે. એ બાબતમાં પ્રથમજ કહેલું છે કે, "**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**–પોતાના ધર્મમાં મરણ થાય તોપણ તે અતિ ઉત્તમ છે પણ પારકો ધર્મ ભયકારક છે." પૂર્વોક્ત ત્રણ પ્રકારના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મોનું અનુષ્ઠાન કરનારો પુરુષ દોષને પામતો નથી. જેમ ઝેરના કીડાને ઝેર દોષ કરનાર થતું નથી તેમ; માટે હે અર્જુન! ભિક્ષાચરણ હિંસારહિત હોવાથી જો કે શ્રેષ્ઠ છે, પણ તે પારકો ધર્મ હોવાથી તારેમાટે યોગ્ય નથી; પરંતુ તારે તો હિંસાયુક્ત એવો પણ તારો પોતાનોજ ધર્મ વધારે ઉત્તમ માનીને આચરણ કરવા યોગ્ય છે–અર્થાત્ શાસ્ત્રે ધર્મતરીકે વિધાન કરેલા યજ્ઞમાં અગ્નિ સોમદેવતાવાળાં પશુનો વધ જેમ દોષદાયી થતો નથી, તેમ શાસ્ત્રે વિધાન કરેલો તારો હિંસાયુક્ત ધર્મ દોષદાયી નથી.

વળી:—

**सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥**

હે કુંતાના પુત્ર! પોતાનું સ્વાભાવિક કર્મ દોષવાળું હોય, તોપણ તેનો ત્યાગ કરવો નહિ જોઈએ;કારણકે અગ્નિ જેમ ધૂમાડાથી વીંટાયલો છે તેમ સર્વ આરંભો દોષથી વીંટાયલા છે.૪૮

(૪૮) હે અર્જુન! તારૂં સ્વાભાવિક ક્ષાત્રકર્મ જો કે હિંસારૂપ દોષથી મિશ્ર છે, તોપણ તારે તેનો ત્યાગ નહિ કરવો જોઇએ; કારણ કે સર્વ કર્મો હિંસા આદિ દોષથીજ વીંટાયલાં હોય છે–અર્થાત્ "**परधर्मो भयावहः**–પારકો ધર્મ ભયકારક છે;" માટેજ પોતાનાં કર્મોનો ત્યાગ નહિ કરવો જોઇએ.

પોતાનાં કર્મો ઈશ્વરને સમર્પણ કરવાં એમ પ્રથમ કહીને પૂર્વના બે શ્લોકમાં પોતાનાં કર્મોની આવશ્યક્તા પણ કહી. હવે કર્મોને ઈશ્વરની અંદર

સમર્પણ કરવાથી શું ફળ થાય છે, તે કહે છેઃ–

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥**

સંન્યાસવડે સર્વમાં આસક્તિરહિત બુદ્ધિવાળો, શાંતચિત્તવાળો તથા વિશેષે કરીને સ્પૃહાવિનાનો પુરુષ, અતિશ્રેષ્ઠ એવી કર્મના ત્યાગરૂપ નૈષ્કર્મ્યસિદ્ધિને પ્રાપ્ત થાય છે.૪૯

(૪૯) "**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन । संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥** કર્મ કરવુંજ જોઇએ આવી બુદ્ધિથી હંમેશાં સંગ તથા ફળનો ત્યાગ કરીને જે કર્મ કરવામાં આવે છે,તેને હે અર્જુન! સાત્વિકત્યાગ માનેલો છે." એ પૂર્વોક્ત અમુખ્ય સાત્વિકત્યાગરૂપ સંન્યાસવડે પુત્ર, સ્ત્રીઆદિ સર્વના પર આસક્તિરહિત બુદ્ધિવાળો–અર્થાત્ વિરક્ત થયેલો અને તેથીજ શાંત થયેલા ચિત્તવાળો તથા વિશેષે કરીને તૃષ્ણાવગરનો થઇને પુરુષ, સંપૂર્ણતાથી સ્વરૂપતઃ કર્મના ત્યાગરૂપ નૈષ્કર્મ્યસિદ્ધિ–સંન્યાસસિદ્ધિને કે જે પૂર્વોક્ત અમુખ્યત્યાગના કરતાં અતિ શ્રેષ્ઠ છે અને જેનું "**न द्वेष्ट्यकुशलं कर्म**"–એ શ્લોકમાં વ્યાખ્યાન કરેલું છે, તે સંન્યાસસિદ્ધિને પામે છે.

" **स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु**–પોતાનાં કર્મોમાં આસક્ત થયેલો પુરુષ જે પ્રકારે મુખ્યસંન્યાસરૂપ નૈષ્કર્મ્યસિદ્ધિને પામે છે તે પ્રકારને તું સાંભળ." એ શ્લોકમાં નૈષ્કર્મ્યસિદ્ધિને પામવાના પ્રકારને દર્શાવવામાટે જે પ્રતિજ્ઞા કરી હતી તેને સંપૂર્ણ કરી. હવે તેવી નૈષ્કર્મ્યસિદ્ધિને પણ પામેલો એવો સંન્યાસી, વશીકાર (ઇંદ્રિયોને તથા મનને વશ કરવું તે) નામના વૈરાગ્યવાળો થઇને જે રીતે પરબ્રહ્મને પામે છે તે રીત કહેવાની પ્રતિજ્ઞા કરે છેઃ–

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाऽऽप्नोति निबोध मे ।**
**समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥**

હે કુંતાપુત્ર! પૂર્વોક્ત મુખ્યસંન્યાસરૂપ નૈષ્કર્મ્ય સિદ્ધિને પામેલો પુરુષ જે રીતે પરબ્રહ્મને પામે છે, તે તું મારી પાસેથી ટુંકમાં સમજી લે; જે નૈષ્કર્મ્ય સિદ્ધિવડે પ્રાપ્ત કરવા યોગ્ય પરબ્રહ્મ, જ્ઞાનની પરાકાષ્ઠા છે–અર્થાત્ જેની અપેક્ષાએ બીજું વધારે આંતરિક જાણવા યોગ્ય નથી.

તેજ બ્રહ્મપ્રાપ્તિના પ્રકારને ત્રણ શ્લોકોથી હવે વર્ણવે છેઃ–

**बुद्ध्या विशुद्धया युक्तो धृत्याऽऽत्मानं नियम्य च ।**
**शब्दादीन्विषयाँस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥**
**विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।**
**ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥**
**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥५६॥**

શુદ્ધબુદ્ધિવાળો, ધૃતિવડે દેહ અને ઇંદ્રિયોગણનો સંયમ કરીને, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરીને તથા રાગદ્વેષને પણ દૂર ફેંકી દઇને એકાંતપ્રદેશનું સેવન કરનારો, મિતાહારી, વૈરાગ્યનો આશ્રય કરનારો,ધ્યાનયોગમાં તત્પર રહેનારો,અહંકાર,બળ,ગર્વ, કામ, ક્રોધ અને પરિગ્રહનો ત્યાગ કરી મમતારહિત થયેલો શાંત પુરુષ બ્રહ્મભાવને પામવા યોગ્ય થાય છે.૫૧–૫૩

(૫૧–૫૩) વેદાંતનાં શ્રવણ, મનનના પરિપાકથી ઉત્પન્ન થયેલી, "હું બ્રહ્મ છું" એવા પરોક્ષ નિશ્ચયવાળી તથા સર્વ ભૂતોપર મૈત્રી આદિની ભાવનાથી સારી રીતે શુદ્ધ થયેલી બુદ્ધિવડે યુક્ત થયેલો પુરુષ, પ્રથમ યોગક્ષેમ આદિનાં કારણથી ઉત્પન્ન થયેલી વ્યગ્રતાવિનાનો થાય છે; અને પછીથી દેહ, ઇંદ્રિયો વગેરેને નિયમમાં રાખી–અર્થાત્ દૃઢ આસનવાળો થઇ તથા પ્રાણવાયુનો નિરોધ કરી શબ્દાદિવિષયોનો ત્યાગ કરે છે, એટલે કે ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી ખેંચી લે છે.એ રીતે વિષયોમાંથી ઇંદ્રિયોને પાછી ખેંચી લીધા છતાં પણ મનથી કદાચ વિષયોનું સ્મરણ થઈ જાય, માટે રાગદ્વેષરૂપ સંકલ્પનો પણ ત્યાગ કરે છે; કારણ કે તે સંકલ્પજ વિષયની કલ્પના કરીને તેમાં રાગ ઉત્પન્ન કરે છે એ વાત પ્રસિદ્ધ છે. અક્ષપાદાચાર્યનું સૂત્ર કહે છે કેઃ–" **दोषनिमित्त रूपादयो विषयाः संकल्पकृताः**–રૂપઆદિ વિષયો સંકલ્પથીજ ઉત્પન્ન થાય છે અને પછીથી તેઓ રાગદ્વેષરૂપ દોષનું કારણ બને છે." માટે તે સંકલ્પનો પણ ત્યાગ કરી "આ હું છું" એવા ભાવનો પણ ત્યાગ કરે તે પુરુષ, બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય થાય છે. એ પ્રમાણે બ્રહ્મસ્વરૂપ થવામાટે આટલાં સાધનોની જરૂર પડે છે–હંમેશાં એકાંત પ્રદેશનુંજ સેવન કરવાની ટેવ પાડવી જોઇએ. નિયમિત–માપસરજ આહાર લેવો જોઇએ. હંમેશાં કોઇ પણ વસ્તુપર રાગરહિત થવું જોઇએ. છઠ્ઠા અધ્યાયમાં કહેલા ધ્યાનયોગમાં તત્પર રહેવું જોઇએ. આસન

દૃઢ કરીને શરીરનું નિયમન કરવું જોઇએ. વિષયોથી ઇંદ્રિયોને પાછી વાળી લઇને વાણીનો સંયમ કરવો જોઇએ તથા સર્વ સંકલ્પોનો ત્યાગ કરીને મનને સંયમમાં રાખવું જોઇએ. આ ચાર સાધનોથી મન, વચન અને કાયાનું નિયમિતપણું સાધી શકાય છે. જ્યારે પુરુષ એકાંત પ્રદેશનું સેવન કરવાની ટેવવાળો થાય છે તથા વાણી, મન અને કાયાને નિયમિત કરનારો થાય છે, ત્યારે તે બ્રહ્મભાવ પામવાને યોગ્ય થાય છે. એ પ્રમાણે નિયમિત કરેલાં મન, વચન અને કાયાવાળા યોગીપુરુષને યોગથી ઉત્પન્ન થનારી સિદ્ધિઓ આવી મળે છે. તે સિદ્ધિઓ શ્રુતિમાં દર્શાવેલી છે. જેમકે:—

**“पृथिव्यप्तेजोऽनिलखे समुत्थिते पंचात्मके योगगुणे प्रवृत्ते । न तत्र रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥**

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ—એ પંચભૂતોનું ધ્યાન કરવાથી જ્યારે તેઓ વશ થાય છે તથા યોગવડે અનુભવમાં આવતા દિવ્ય ગંધ આદિ પાંચ ગુણો જ્યારે સંપાદિત થાય છે, ત્યારે યોગરૂપ અગ્નિમય શરીરને પામેલા તે યોગીને રોગ થતો નથી, વૃદ્ધાવસ્થા આવતી નથી તથા મૃત્યુ પણ આવતું નથી.” વળી—

**“यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्त्वः कामयते यांश्च कामान् । तं तं लोकं जयते तांश्च कामान् तस्मादात्मज्ञं ह्यर्चयेद् भूतिकामः ॥**

નિર્મળ અંતઃકરણવાળો યોગી જે જે લોકને મનથી ચિંતવે છે તથા જે જે ભોગોને ઇચ્છે છે, તે તે લોકને તથા તે તે ભોગને પામે છે; માટે વિભૂતિઓની ઇચ્છાવાળા પુરુષે આત્મજ્ઞાનીનેજ પૂજવો જોઇએ.” તેમજ વળી **“नाविरतो दुश्चरितान्नाशान्तो न समाहितः नाशांतमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्—**

પાપનું સેવન કરવામાંથી વિરક્ત નહિ થયેલો, ચિત્તનો જય નહિ કરનારો, ચિત્તની એકાગ્રતા પણ નહિ કરનારો તથા અશાંત મનવાળો—યોગૈશ્વર્યમાં આસક્ત ચિત્તવાળો પુરુષ, શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી ઉત્પન્ન થયેલા જ્ઞાનવડે આ આત્માને પામી શકતો નથી.” આ શ્રુતિના આશયનેજ મળતું અહીં ૫૩ મા શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે, જ્યારે યોગી માત્ર “**अस्मि**” એવા જ્ઞાનવાળો થાય છે ત્યારે તે અસ્મિતાની અંદર જે સ્થિતિ તેજ અહંકાર કહેવાય છે, કે જે અહંકાર વિષયો તરફ ખેંચી જાય છે; પણ તેની તેજ સ્થિતિ જ્યારે વિષયવિમુખ હોય છે ત્યારે અસ્મિતા કહેવાય છે, માટે યોગીએ પણ તે અહંકારનો નિગ્રહ કરવો જોઇએ. જો કદાચ તે અહંકારનો નિગ્રહ કરવામાં ન આવે તો યોગી, પોતાના સંકલ્પો સત્ય થવાના સામર્થ્યરૂપ બળને જોઇને ગર્વ કરે છે અને પોતે માને છે કે:—“મારાસમાન બીજો કોઇ નથી.” આવી રીતે ગર્વિષ્ઠ થયેલો તે યોગી ધર્મનું ઉલ્લંઘન કરે છે અને આપસ્તંબનાં વચન પ્રમાણે દિવ્ય કામોની ઇચ્છા કરે છે. જો કદાચ તે ઇચ્છા, કોઇ પણ કારણથી સ્ખલિત થાય છે, તો તેને લીધે તે યોગી ક્રોધયુક્ત થાય છે; અને પોતાની ઇચ્છાને રોકનાર એવા બીજા કોઈ મનુષ્ય આદિનો નાશ કરવામાટે શિષ્ય આદિનો પુષ્કળ પરિગ્રહ કરે છે અને છેવટે નાશ પામે છે. માટે યોગીપુરુષ, સર્વ અનર્થોના મૂળકારણભૂત અહંકારનોજ પ્રથમ ત્યાગ કરીને પછીથી બીજા સર્વનો ત્યાગ કરે છે; કારણકે અહંકારનો જ્યારે સમૂળગો ત્યાગ થઇ જાય છે, ત્યારે તે અહંકારથી દેખાતા સર્વ વિષયોમાં મમતારહિતપણું પ્રાપ્ત થાય છે; અને જ્યારે એ પ્રમાણે સર્વ સ્થળે મમતા રહેતી નથી, ત્યારે તે અહંકાર આપોઆપ શિથિલ થઇ જઇને વિષયોથી વિમુખતા પામીને પોતાના મૂળકારણભૂત અસ્મિતામાં લય પામી જાય છે. અહંકારનો તે અસ્મિતામાં લય થવાથી શાંત થયેલો તથા છેવટે અસ્મિતાનો પણ લય થવાથી ઇંધણાંવિનાના અગ્નિની પેઠે ઉપરામ પામેલો યોગી, બ્રહ્મભાવ પામવામાટે યોગ્ય થાય છે.

એ પ્રમાણે શાંત થયેલા એ યોગીની વ્યુત્થાનાવસ્થાનું કથન કરે છે:—

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥**

**બ્રહ્મભૂત યોગી, પ્રસન્ન ચિત્તવાળો હોવાથી કોઇનો શોક કરતો નથી કે કોઈની તૃષ્ણા કરતો નથી. સર્વભૂતોમાં સમભાવ રાખનારો તે યોગી, મારી પરમભક્તિને પામે છે.**૫૪

(૫૪) જે યોગી, સુષુપ્તિમાં અથવા લયમાં પડેલો હોય છે—તે યોગી, વ્યુત્થાનાવસ્થામાં જાણે અંધકારથી ગ્રસ્તચિત્તવાળો થયો હોય, તેમ ભારે શરીરવાળો તથા આળસુ થઇને ઉઠે છે; પણ આ બ્રહ્મભૂત યોગી તો પ્રસન્ન ચિત્તવાળો, હલકા શરીરવાળો, અમૃતની પેઠે સમાધિસુખથી તૃપ્ત

થયેલો તથા તે સમાધિસુખમાંજ કેવળ તત્પર રહેનારો હોય છે; અને તેથીજ તે કોઇ નષ્ટ થયેલી વસ્તુનો શોક કરતો નથી તેમજ સ્ત્રી આદિ પદાર્થોની તૃષ્ણા કરતો નથી. જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજ્જ આદિ ચારે પ્રકારનાં ભૂતોમાં "આ બધું બ્રહ્મજ છે" આવી સમબુદ્ધિથી યુક્ત થયેલો તથા વિષમબુદ્ધિથી મુક્ત થયેલો તે બ્રહ્મભૂત યોગી મારી પરમ ભક્તિને પામે છે–અર્થાત્ દ્વૈતદષ્ટિવિનાની અદ્વૈતભાવનાને પ્રાપ્ત થાય છે; પણ પાતંજલ યોગાનુષ્ઠાન કરનારો યોગી પુરુષ, વ્યુત્થાનાવસ્થામાં આવી અદ્વૈત દષ્ટિવાળી ભાવનાને પામી શકતો નથી, કારણ કે તે યોગી ભેદદષ્ટિવાળો હોય છે. આવા પ્રકારના અદ્વૈત દષ્ટિવાળા ભક્તને શ્રીમદ્ ભાગવતમાં આ પ્રમાણે દર્શાવેલા છેઃ–

**"सर्वभूतेषु येनैकं भगवद्भावमीक्षते ।**
**भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥"**

"જેથી પુરુષ, સર્વભૂતોની અંદર એક ભગવાનના ભાવનેજ જુએ છે તથા સર્વભૂતોને ભગવત્સ્વરૂપ એવા પોતાના આત્મામાં જુએ છે, માટે એ ઉત્તમ ભક્ત છે." આ ચોથા ભક્તને "**ज्ञानी त्वात्मैव मे मतम्**–જ્ઞાની પુરુષને તો હું મારો આત્માજ માનું છું," એમ કહીને ભગવાને પ્રથમ દર્શાવ્યો પણ છે.

આ અદ્વૈત આત્મજ્ઞાનરૂપ ભક્તિનું ફળ કહે છેઃ–

**भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः।**
**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥**

હું જેવા પરિમાણવાળો અથવા જેવા સ્વરૂપવાળો છું તેવો, મને ભક્તિવડે યથાર્થ રીતે સંપૂર્ણ પણે પુરુષ જાણી શકે છે. એ રીતે મારૂં યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરીને તે પુરુષ, પોતાના દેહપાત પછી મારામાં પ્રવેશ કરે છે.[૫૫]

(૫૫) પૂર્વોક્ત ભક્તિવડે જ્ઞાનીપુરુષ મને સંપૂર્ણ રીતે જાણે છે. એટલે કે "હું પરમાણુના જેવડો છું, અથવા દેહના જેવડો છું કે તર્કશાસ્ત્રીઓના આકાશની પેઠે સર્વ મૂર્તિમાન દ્રવ્યોના સંયોગવાળો તથા વિભુ (વ્યાપક) છું; અથવા પ્રપંચસહિત અદ્વૈતવાદીઓની પેઠે સ્વગત ભેદવાળો છું કે અખંડ એકરસવાળો છું." આવી રીતે પરિમાણથી યથાર્થસ્વરૂપે **तत्** પદના અર્થભૂત એવા મને જ્ઞાનીપુરુષ જાણી શકે છે તથા હું જે સ્વરૂપવાળો છું એટલે કે દેહ, ઇંદ્રિયો, પ્રાણ અથવા મન એમાંનો કોણ છું, કેટલો કાળ રહેનારો છું, ક્ષણિક વિજ્ઞાનરૂપ છું, શૂન્યસ્વરૂપ છું, કર્તા છું, ભોક્તા છું, જડ છું, જડચેતનરૂપ છું અથવા કેવળ ચેતનરૂપ છું કે કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિથી રહિત આનંદઘન છું–આ પ્રમાણે સર્વ સંશયોથી રહિત યથાર્થસ્વરૂપે જ્ઞાનીપુરુષ, અજર, અમર, અભય તથા અશોકસ્વરૂપ એવા મને જાણી શકે છે. શ્રુતિ પણ કહે છે કેઃ–

**"भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः।**
**क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे॥**

અત્યંત શ્રેષ્ઠ એવા તે પરમાત્માનાં દર્શન થતાં એ જ્ઞાનીપુરુષના હૃદયની ગાંઠ તૂટી જાય છે, સર્વ સંશયો નાશ પામે છે તથા સર્વ કર્મોનો ક્ષય થાય છે." આ શ્રુતિ પણ આત્મદર્શન થતાં સર્વ સંશયોનો નાશ દર્શાવે છે. આ શ્લોકમાં કહેવાનો આશય એ છે કે, "**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत**–હે ભારત! ક્ષેત્રોની અંદર રહેલા ક્ષેત્રજ્ઞને પણ હુંજ છું, એમ જાણજે." એ પ્રથમ કહેલાં વચન પ્રમાણે સર્વ ક્ષેત્રો (શરીરો)ની અંદર વ્યાપ્ત થઇને રહેલા સચ્ચિદાનંદઘન એવા મને–એકને સર્વ ઉપાધિથી મુક્ત યથાર્થસ્વરૂપે જાણીને–સાક્ષાત્કાર કરીને સર્વસ્થળે વ્યાપ્ત થયેલો મારો ભક્ત, બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. શ્રુતિ પણ કહે છે કેઃ–"**ब्रह्मवेद ब्रह्मैव भवति**–બ્રહ્મને જાણનારો પુરુષ બ્રહ્મસ્વરૂપજ થાય છે."

અથવા આ શ્લોકના ઉત્તરાર્દ્ધનો આ પ્રમાણે અર્થ પણ થઈ શકે છેઃ–"**ततः अनंतरं तत् विशते**–પ્રથમ કારણ–બ્રહ્મની પ્રાપ્તિ કર્યા પછી **तत्** પદવાચ્ય શુદ્ધબ્રહ્મમાં પ્રવેશ કરે છે;" કારણ-બ્રહ્મની પ્રાપ્તિ સર્વાત્મસ્વરૂપ હોય છે, એ વાત પ્રથમ કહેલી છે. વળી શ્રુતિ પણ કહે છે કેઃ–"**य एवं वेदाहं ब्रह्मास्मीति स इदं सर्वं भवति**–જે પુરુષ 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે જાણે છે તે આ સર્વસ્વરૂપ થાય છે;" તથા "**स एतमेव पुरुषं ब्रह्म ततमपश्यत्**–તેણે એ પરમપુરુષ બ્રહ્મનેજ સર્વ સ્થળે વ્યાપક જોયા" ઇત્યાદિ શ્રુતિઓ મુક્તપુરુષોને સર્વસ્વરૂપ જણાવે છે; માટે કારણભાવને પામ્યા પછી તુરતજ **तत्** પદના અર્થરૂપ શુદ્ધ બ્રહ્મમાં, દર્પણ ખસી જતાં પ્રતિબિંબ જેમ બિંબમાં પ્રવેશ કરે છે તેમ પ્રવેશ કરે છે. (અહીં **तत्** શબ્દથી શુદ્ધ બ્રહ્મનું ગ્રહણ થઇ શકે છે. શ્રુતિ કહે છે કે, "**तदिति वा एतस्य महतो भूतस्य नाम भवति तत्** એ મહાન ભૂત

પરમાત્માનું એક નામ છે." આવાજ આશયથી પ્રથમ કહેલું છે કે, કાર્યોપાધિવાળા જીવોને કારણોપાધિવાળા ઈશ્વરની પ્રાપ્તિદ્વારાજ સંપૂર્ણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.)

અથવા અહીં ઉત્તરાર્દ્ધમાં "**मां ज्ञात्वा तत् विशते**-મારો સાક્ષાત્કાર કરીને તે શુદ્ધ બ્રહ્મમાં પ્રવેશ કરે છે." એ વાક્યથીજ જ્ઞાન અને પ્રવેશની પૂર્વાપરતા સિદ્ધ થાય છે; તો પછી "**तदनंतरम्**" એ પદનું એવું વ્યાખ્યાન કરવું કે, "જ્ઞાન થયા પછી પણ શરીરનો પાત થયા પછીજ **तत्** પદાર્થરૂપ પરબ્રહ્મમાં પ્રવેશ કરે છે." કેમકે-તત્ત્વજ્ઞાન થઇ ગયું હોય તોપણ જ્યાંસુધી દેહપાત થાય ત્યાંસુધી પ્રારબ્ધકર્મનો પ્રતિબંધ હોવાને લીધે વિદેહકૈવલ્ય પામી શકાતું નથી; કારણ કે જો તેમ ન હોય તો જે કાળે આત્મજ્ઞાન થાય તે કાળેજ દેહનો પાત પણ થઈ જવો જોઇએ અને તેમ થતું તો નથી. વળી "**विमुक्तश्च विमुच्यते**-જ્ઞાની પુરુષ શરીર છુટ્યા પછીજ મુક્ત થાય છે;" "**भूयश्चांते विश्वमायानिवृत्तिः**-શરીરપાત પછી ફરી સમગ્ર માયાની નિવૃત્તિ થઈ જાય છે" ઇત્યાદિ જીવ-મુક્તિ દર્શાવનારાં શાસ્ત્રવચનો મુક્તપુરુષને શરીરપાત પછીજ વિદેહકૈવલ્યરૂપ મુક્તિને તથા નિવૃત્ત થયેલી માયાની પુનઃ નિવૃત્તિને દર્શાવે છે, અન્યથા તે શાસ્ત્રવચનો બાધિત થશે. જેમ તર્કશાસ્ત્રીઓને ત્યાં સમવાયિ કારણનો નાશ થઇ ગયા પછી પણ માત્ર ક્ષણવાર પટ આદિની સ્થિતિ હોય છે, તેમ આપણે ત્યાં પણ દેહાદિનાં ઉપાદાનકારણભૂત એવી અનાદિકાળની અવિદ્યાનો નાશ થયા છતાં પણ કેટલોએક કાળ દેહ આદિનું ભાન ઘટી શકે છે. આવા પ્રકારના જીવન્મુક્ત પુરુષની અપેક્ષાએજ ભગવાને પ્રથમ અર્જુનપ્રત્યે કહેલું છે કેઃ-" **उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः**-તત્ત્વદર્શી જ્ઞાનીપુરુષો તને જ્ઞાનનો ઉપદેશ કરશે." વળી સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોને કહેનારી સ્મૃતિ પણ તે લક્ષણને કહેવાની ઇચ્છાથીજ પ્રવૃત્ત થયેલી છે.

હવે અર્જુન શંકા કરે છે કેઃ-"**यथैषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं ह्यस्य सर्वे पाप्मानः प्रदूयंते**-જેમ ઇષીકાનું (મુંજના મધ્યમાં રહેલા રાડાનું) રૂ અગ્નિમાં નાખતાંજ બળી જાય છે તેમ એ જ્ઞાનીપુરુષનાં સર્વ પાપો બળી જાય છે." આ શ્રુતિવચન, જ્ઞાનરૂપ પ્રાયશ્ચિત્તથી જ્ઞાનીપુરુષનાં પૂર્વકર્મોનો નાશ કહે છે; પણ જ્ઞાન થયાપછીનાં કર્મોનો નાશ કહેતું નથી. જ્ઞાન થયાપછી પણ દેહ ધારણ કરવામાટેનાં સ્વાભાવિક કર્મોનો ત્યાગ કરવો તે તો અસંભવ છે; માટે જ્ઞાની પુરુષને પણ તે ઉત્તરકાળનાં કર્મોને લીધે અવશ્ય બંધ થવોજ જોઇએ. આ શંકાનું સમાધાન કરવામાટે શ્રીભગવાન કહે છેઃ-

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥**

**મારાજ આશ્રયવાળો પુરુષ, સદા કર્મો કરે છે; તોપણ મારા પ્રસાદથી પરમ સર્વોત્કૃષ્ટ-અવિનાશી શાશ્વતપદને તે પ્રાપ્ત થાય છે.[૫૬]**

(૫૬) જ્ઞાનીપુરુષ મારો-પ્રજ્ઞાનઘન પ્રત્યગાત્માનો આશ્રય કરીને, શાસ્ત્રમાં કહેલાં અથવા શાસ્ત્રમાં નિષેધેલાં હરકોઇ કર્મોને વારંવાર કર્યા કરે તોપણ મારા અનુગ્રહથી નિત્ય અને પરમ સર્વોત્કૃષ્ટ એવા મોક્ષપદને પામે છે, પણ જ્ઞાન થયા પછી કરવામાં આવતાં કર્મોથી બંધાતો નથી; કારણ કે, "**तस्य पुत्रा दायमुपयंति सुहृदः साधुकृत्याम् द्विषंतः पापकृत्याम्**-તે જ્ઞાનીપુરુષના પુત્રો વારસતરીકે તેના વારસાને ગ્રહણ કરે છે, તેના મિત્રો શુભકાર્યોને ગ્રહણ કરે છે તથા તેના શત્રુઓ પાપકાર્યોને ગ્રહણ કરે છે." "**न ह वा एवंविदि किंचन रज आध्वंसते**-એ પ્રમાણે આત્મતત્ત્વને જાણનારા પુરુષવિષે કોઈ પણ જાતનું પાપ અસર કરતું નથી." "**तं विदित्वा न कर्मणा लिप्यते पापकेन**-તે આત્માનું જ્ઞાન મેળવીને પુરુષ પાપકર્મથી લેપાતો નથી."ઇત્યાદિ શ્રુતિઓ તત્ત્વજ્ઞાની પુરુષને કર્મોના લેપથી રહિત કહે છે.

એ પ્રમાણે વર્ણાશ્રમ આદિના ધર્મપૂર્વક સાધન અને ફળસહિત એવી બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કર્યું. હવે એ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને માટે પુનઃ ભક્તિનેજ સાધનતરીકે કહે છેઃ-

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥**

**વિવેકબુદ્ધિથી સર્વ કર્મોનો મારામાં સંન્યાસ કરી દઇને મનેજ પરમ પ્રાપ્ય માનનારો એવો તું કર્મસિદ્ધિ અથવા અસિદ્ધિમાં સમભાવરૂપ-પૂર્વોક્ત બુદ્ધિયોગનો આશ્રય કરીને હમેશાં મારામાંજ ચિત્ત રાખનારો થા.[૫૭]**

(૫૭) વિવેકબુદ્ધિથી સર્વ નિત્યનૈમિત્તિક ક-

એને મારામાં-ભગવાન વાસુદેવમાં "यत्करोषि यदश्नासि"-એ પ્રથમ કહેલી રીતિપ્રમાણે સમર્પણ કરી દઇ તું મનેજ પરમ પ્રાપ્ત કરવાયોગ્ય માન; પણ મારી ભક્તિ કરી ધન આદિની પ્રાર્થના ન કર તથા સિદ્ધિ-અસિદ્ધિમાં સમભાવ રાખવારૂપ પૂર્વોક્ત બુદ્ધિયોગનો આશ્રય કરી બંધનાં કારણભૂત એવાં પણ કર્મને મોક્ષનાં સંપાદકતરીકે આશ્રય કરીને સર્વદા મારામાંજ ચિત્તને રાખનારો થા-મારૂંજ શરણ લેનારો થા.

એ ભક્તિયોગ કરવાથી જે ગુણ થાય છે તથા નહિ કરવાથી જે દોષ થાય છે તે કહે છેઃ—

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि॥५८**

મારામાં ચિત્ત રાખનારો તું મારા અનુગ્રહથી આધ્યાત્મિક, આધિભૌતિક આદિ સર્વ સંકટોને તરી જઇશ; પણ જો પોતાની પંડિતાઈના અહંકારથી મારૂં વચન સાંભળીશ નહિ તો તું નાશ પામીશ-પુરુષાર્થરહિત થઇશ.[૫૮]

(૫૮) કદાચ અર્જુન કહે કે, હું સ્વતંત્ર છું, તેથી તમારા વચન પ્રમાણે નહિ કરૂં તો તેને માટે કહે છેઃ—

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति॥**

ગર્વનો આશ્રય કરીને જો કદાચ તું "હું યુદ્ધ નહિ કરૂં" એમ માનતો હોઈશ, તોપણ એ તારો નિશ્ચય મિથ્યા છે;કારણકે તારો ક્ષાત્રસ્વભાવ તને તે કાર્યમાં યોજશે.[૫૯]

(૫૯) આવાજ આશયથી પ્રથમ કહેલું છે કે, "**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति**-સર્વ ભૂતો પોતપોતાના સ્વભાવને અનુસરે છે, તેમાં કોઇના તરફનું દબાણ શું કરશે ?"

"તને તારો ક્ષાત્રસ્વભાવજ આ યુદ્ધકાર્યમાં યોજશે." એ વાતનુંજ વિવરણ હવે કરી દેખાડે છેઃ-

**स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत्॥**

હે કુંતાપુત્ર ! પૂર્વજન્મના સંસ્કારરૂપ સ્વભાવથી ઉત્પન્ન થયેલાં પૂર્વોક્ત શૌર્ય આદિ પોતાની જાતિનાં કર્મોથી બંધાયેલો તું,મોહને લીધે જે કર્મ કરવા ઇચ્છતો નથી તે કર્મનેજ પરવશ થઇને પણ કરીશ.[૬૦]

(૬૦) કદાચ અર્જુન કહે કે, તેવો વળી બીજો કોણ છે ? કે હું જેના વશમાં છું. આના ઉત્તરમાં કહે છેઃ—

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥**

હે અર્જુન ! લિંગશરીરરૂપ યંત્રપર આરૂઢ થયેલાં સર્વભૂતોને પોતાની માયાશક્તિથી ભમાવતા ઈશ્વર, સર્વભૂતોના હૃદયપ્રદેશમાં રહેલા છે.[૬૧]

(૬૧) સર્વના નિયંતા અંતર્યામી પરમાત્મા, પૃથ્વી આદિ સર્વભૂતોની તથા આપણી હૃદયગુહામાં સર્વ પ્રાણીઓના પ્રવર્તક થઇને રહેલા છે. જેમ ખેલાડી પુરુષ, દોરીની અંદર રહેલી લાકડાની પુતળીઓને ઉંચી નીચી ફેરવ્યા કરે છે, તેમ તે પરમેશ્વર પણ ઉત્ક્રમણ આદિનાં સાધનભૂત તથા સર્વ પ્રાણ આદિરૂપ યંત્રના સરખાં લિંગશરીરપર આરૂઢ થયેલાં સર્વ ભૂતોને પોતાની માયાશક્તિથી ભમાવ્યા કરે છે. કહેવાનો ભાવ એ છે કે, હે શુદ્ધ અંતઃકરણવાળા અર્જુન ! તારા ઉપર પણ ઈશ્વર છે કે જેને તું આધીન છે. અહીં જે પુરુષ અહંકારપૂર્વક કર્મ કરે છે અને જે પુરુષ "ઇશ્વરને પરવશ થઈ હું કર્મ કરૂં છું" આવી બુદ્ધિથી કર્મ કરે છે, તે બન્નેમાં ઘણીજ વિલક્ષણતા રહેલી છે એમ દર્શાવવામાટે ભગવાન ભાષ્યકારે ઋગ્વેદનો આ મંત્ર ટાંકયો છે-"**अहश्च कृष्णमहरर्जुनं च विवर्तेते रजसी वेद्याभिः**-વિદ્વાન પુરુષે કરેલું સૌમ્યકર્મ સ્વચ્છ છે તથા અવિદ્વાન પુરુષે કરેલું યજ્ઞરૂપ કર્મ કૃષ્ણ-નિસ્તેજ થાય છે. જોકે તે બંને કર્મો રજોગુણનાંજ કાર્ય છે, તોપણ વિદ્યાઓવડે વિપરીતપણાને પામે છે."આ મંત્રના ઋષિ ભરદ્વાજ છે અને આ ઋચા "**आग्निमारुतस्य प्रतिपत्**" એ બ્રાહ્મણે અગ્નિ અને મારુત જેના દેવ છે તેવા શાસ્ત્રમાં પ્રથમ તેને યોજેલી છે.જે દિવસે યાગને માટે સોમરસ કાઢવામાં આવે છે તેજ દિવસને **अहः** એ પ્રમાણે કહે છે; કારણકે જન્મની સફળતાનો તેજ દિવસ ગણાય છે. બાકીના દિવસો દિવસતરીકે ગણાતા નથી; કારણ કે તેઓ બધા નિષ્ફળ હોય છે. સ્મૃતિ પણ કહે છેઃ—

"**दशभिर्जन्मभिर्वेदा आधानं शतजन्मभिः । सहस्रैर्जन्मभिः सोमं ब्राह्मण्यं पातुमर्हति**—દશ જન્મે વેદો પ્રાપ્ત થાય છે, સો જન્મે અગ્ન્યાધાન કરવાનો સમય આવે છે તથા હજાર જન્મે

બ્રાહ્મણુત્વદર્શક સોમરસનું પાન કરવાયોગ્ય થાય છે.” આ સ્મૃતિ સોમયાગની દુર્લભતા દર્શાવે છે. પૂર્વોક્ત ઋચામાં **अहः** શબ્દથી સૌમ્યકર્મનું ગ્રહણ થાય છે. જો કે **अहः** શબ્દનો મૂળ અર્થ તો કાળજ થાય છે, તોપણ જેમ દર્શ અને પૌર્ણમાસ એ બન્ને શબ્દો અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે કરાતા યજ્ઞોને સૂચવનારા છે, તેમ આ **अहः** શબ્દ પણ સૌમ્યકર્મનો સૂચક છે; તેથી તે ઋચાનો આ પ્રમાણે અર્થ થાય છેઃ–અજ્ઞાની મનુષ્યે કરેલું કર્મ કૃષ્ણ થાય છે–અપ્રકાશ–નિસ્તેજ થાય છે તથા જ્ઞાની મનુષ્યે કરેલું કર્મ ‘**अर्जुन**’ કહેતાં સ્વચ્છ–પ્રકાશરૂપ થાય છે. જોકે તે બન્ને–જ્ઞાની–અજ્ઞાનીએ કરેલાં કર્મો પ્રવૃત્તિરૂપ હોવાથી કેવળ રજોગુણનાંજ કાર્યરૂપ છે, તોપણ કર્મનાં અંગતરીકે બંધાયેલી ઉપાસનારૂપ વિદ્યાવડે અથવા પરમેશ્વરવિષે સર્વ કર્મોનું સમર્પણ કરવારૂપ વિદ્યાવડે તથા “હું કરૂં છું” એવા પ્રકારના અભિમાનરૂપ અવિદ્યાવડે વિપરીત સ્વરૂપે થાય છે–અર્થાત્ પરમેશ્વરની ઉપાસનાવાળું કર્મ સ્વચ્છ છે, પરમાત્મતત્ત્વને પ્રકાશ કરનારૂં છે અને સંસારબંધના નાશનું કારણ છે; તથા મૂઢ પુરુષે કરેલું કર્મ મલિન છે, સ્વરૂપને ઢાંકી દેનારૂં છે અને સંસારબંધનું કારણ છે. આવાજ આશયથી ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને **हे अर्जुन**! આવું સંબોધન આપી અર્જુનના વિશુદ્ધ અંતઃકરણનું દ્યોતન કરી તેનો સ્વચ્છ ધર્મમાં અધિકાર દર્શાવે છે.

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यासि शाश्वतम्**

હે ભરતવંશી અર્જુન ! સર્વ પ્રકારે તું તે પરમેશ્વરનેજ શરણે જા. તેના અનુગ્રહથી તું પરમ શાંતિને તથા મોક્ષરૂપ નિત્યસ્થાનને પામીશ.

(૬૨) હે ભારત ! તે ઈશ્વરનોજ તું સર્વ પ્રકારે આશ્રય લે. તેની કૃપાથી તું પરમશાંતિને–અર્થાત્ સમાધિને પામીશ. યોગસૂત્રકાર ભગવાન પતંજલિ કહે છેઃ—“**समाधि सिद्धिरीश्वरप्रणिधानात्**–ઈશ્વરનું ધ્યાન કરવાથી સમાધિની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.” વળી તે પરમાત્માના અનુગ્રહથીજ તું વિષ્ણુના પરમપદરૂપ નિત્યસ્થાન–મોક્ષને પામીશ.

સર્વ ગીતાના અર્થનો ઉપસંહાર હવે કરે છેઃ–

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥**

એ પ્રમાણે મેં તને ગુહ્યથી પણ અતિશય ગુહ્ય જ્ઞાન કહ્યું. હવે એ બધાંનો બરાબર સંપૂર્ણ વિચાર કરીને તારી ઈચ્છામાં આવે તેમ કર. ૬૩

(૬૩) ભગવાન અર્જુનને કહે છે કે, હે અર્જુન ! મેં તને જે આ જ્ઞાન કહ્યું તે મંત્ર, તંત્ર, રસાયણ આદિ ગુહ્યપદાર્થોના કરતાં પણ અતિશય ગુહ્ય છે. એ સર્વ શાસ્ત્રના અર્થનો સંપૂર્ણ વિચાર કરીને તારી મરજી પ્રમાણે તું કર.

એ પ્રમાણે ઇચ્છામાં આવે તેમ કરવાની આજ્ઞા કરીને પણ અતિ વહાલથી પુનઃ એ શ્લોકમાં સમગ્ર શાસ્ત્રના અર્થનો ઉપદેશ કરવાની ઇચ્છાથી તે ઉપદેશ ગ્રહણ કરવામાટે અર્જુનની એકાગ્રતા કરાવવામાટે ભગવાન કહે છે કેઃ—

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्॥**

ફરી પણ સર્વ ગુહ્યોના કરતાં અતિશય ગુહ્ય એવું મારૂં પરમાર્થવિષયક વચન તું સાંભળ. તું મને વહાલો છે, તેથી તારૂં અતિશય હિત હું તને કહું છું. ૬૪

(૬૪) ભગવાન કહે છે કે, હે અર્જુન ! મેં તને વારંવાર કહેલું છે; તોપણ આ મારૂં વચન, પરમાર્થવિષયક હોવાથી તથા સર્વ ગુહ્યોના કરતાં અતિશય ગુહ્ય હોવાથી તારે સાંભળવા યોગ્ય છે, માટે તું સાંભળી લે. હું તને જે આ વચન કહું છું તે લોભથી કે ભયથી કહેતો નથી; પણ તું મને અતિ વહાલો છે–મારો પરમ આપ્ત છે, તેથી કહું છું. વળી તે મારૂં વચન તારામાટે અતિશય હિતકારક છે એમ ધારીને હું તને કહું છું–અર્થાત્ તું મને અતિ પ્રિય છે તથા હું તને જે વિદ્યાનો ઉપદેશ કરૂં છું તે અતિહિતકારક છે. આવા હેતુથી મારા પરમ આપ્ત એવા તને તે વચન મારે અવશ્ય કહેવું જોઇએ.

તેજ અતિશય ગુહ્યવચનરૂપ હિતને હવે કહે છેઃ–

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥**

મારામાંજ મન રાખનારો થા, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કરનારો થા અને મનેજ નમસ્કાર કર. તું મને પ્રિય છે, માટે હું તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે, એમ કરવાથી તું મનેજ પામીશ. ૬૫

(૬૫) ભગવાન અર્જુનને કહે છે કે, હે અર્જુન ! તું તારા મનને પ્રત્યગાત્મા, આનંદઘનરૂપ અને પરિપૂર્ણ એવા મારા સ્વરૂપમય કરી દે. આમ કહીને ભગવાને "બ્રહ્મ અને આત્માના અભેદનો પણ સાક્ષાત્કાર કરવો જોઇએ" આવા આશયના ગીતાના છેલ્લા છ અધ્યાયનો અર્થ કહી દેખાડ્યો. વળી કદાચ અર્જુન કહે કે, એવી જ્ઞાનનિષ્ઠા કેવી રીતે મળે ? આના ઉત્તરમાં કહે છે કે, તું મારોજ ભક્ત થા. આમ કહીને ભગવાને પરમાત્માની ઉપાસનારૂપ ગીતાના મધ્યમના છ અધ્યાયનો અર્થ કહી દેખાડયો. વળી પણ જો કદાચ અર્જુન કહે કે, અલ્પ પુણ્યવાળા પુરુષને ભક્તિનો ઉદય કેમ થશે ? આના ઉત્તરમાં કહે છે કે, મારૂં યજન કર-અર્થાત્ ભગવાનને માટેજ કર્મો કરવાના સ્વભાવવાળો થા. આમ કહીને ભગવાને કર્મનું જેમાં પ્રધાનપણું છે તેવા ગીતાના પ્રથમના છ અધ્યાયનો અર્થ કહી દેખાડ્યો.

વળી પાછો અર્જુન શંકા કરે છે કે, કદાચ કોઈ પુરુષ, સ્ત્રીરહિત હોય અથવા ધનઆદિ સાહિત્યોવિનાનો હોય તો તે પુરુષ ભગવાનને માટે પણ કર્મો કયાંથી કરી શકે? જ્યારે તે પુરુષ કર્મો કરવામાં અશક્ત છે, ત્યારે તે પુરુષને ભગવાનની ભકિત તથા બ્રહ્માકાર ચિત્તની વૃત્તિ પણ અતિશય દુર્લભ છે, તો તેનું કેમ ? આના ઉત્તરમાં કહે છે કે, મને નમસ્કાર કર—અર્થાત્ સામાન્ય ભકિતથીજ પ્રતિમા આદિમાં સર્વ ઉપચારોનું સમર્પણ કરી છેવટ નમસ્કાર આદિથી પણ મારૂં-ભગવાનનું સારી રીતે આરાધન કર. આશ્વલાયન ઋષિ નમસ્કારનેજ યજ્ઞતરીકે કહે છેઃ-"**यो नमसा स्वध्वर इति**-પુરુષ નમસ્કારવડે ઉત્તમ યજ્ઞ કરનારો થાય છે." "**यज्ञो वै नम इति**-નમસ્કાર તેજ યજ્ઞ છે" ઇત્યાદિ. એ પ્રમાણે કહેલાં ત્રણ પગથીઆંપર આરૂઢ થયેલા પુરુષને જે ફળ પ્રાપ્ત થાય છે તે કહે છે; એમ કરવાથી પુરુષ, **तत्** પદના અર્થભૂત, સર્વ જગતનાં કારણ, સર્વના ઇશ્વર, સર્વ શક્તિવાળા તથા અખંડ એકરસવાળા એવા મને ઘટાકાશ જેમ મહાકાશને પામે તેમ તથા પ્રતિબિંબ જેમ બિંબને પામે તેમ, મને પામી જાય છે. આ બાબતમાં હું તારી આગળ વાસ્તવિક અર્થવાળી સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે, તું મનેજ પામીશ-અર્થાત્ તું મને પ્રિય છે તથા મારે તને છેતરવો નહિ જોઇએ, માટે હું તને સત્યજ કહું છું. એ પ્રમાણે જે જ્ઞાનનિષ્ઠા પ્રથમ "**ध्यानेनात्मनि पश्यंति**" એ શ્લોકમાં દર્શાવી હતી તે જ્ઞાનનિષ્ઠાને અહીં નમન, યજન, ભજન અને મનનના ક્રમથી કહી. હવે "**अन्ये त्वेवमजानंतः श्रुत्वाऽन्येभ्य उपासते। तेऽपिचातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः**-બીજા કેટલાએક તો પોતે અજ્ઞાન હોવાથી આચાર્યઆદિ બીજાઓ પાસેથી પરમાત્મસ્વરૂપનું શ્રવણ કરીને ઉપાસે છે તેઓ પણ મૃત્યુને તરી જાય છે; કારણ કે તેઓ શ્રવણ કરવામાંજ તત્પર રહેનારા છે." એ શ્લોકમાં કહેલી યોગ નામની કેવળ ઉપાસનાની નિષ્ઠાને હવે કહે છેઃ-

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥**

સર્વ ધર્મોનો ત્યાગ કરી મને એકલાનેજ શરણે આવ. હું તને સર્વ પાપોથી મુકત કરીશ; શોક મા કર.[૬૬]

(૬૬) સર્વ વર્ણાશ્રમોના ધર્મોનો તથા દેહ, ઇંદ્રિય, બુદ્ધિ આદિના ધર્મોનો અને અગ્નિહોત્ર આદિનો તથા સુખદુઃખ આદિનો પરિત્યાગ કરી સર્વના ઇશ્વર, સર્વશક્તિવાળા, ઉપાધિયુક્ત છતાં ઉપાધિરહિત, અખંડ એકરસ, આનંદઘન અને પરમાત્મા એવા મને એકલાનેજ શરણે આવ-અવિદ્યા આદિ ક્લેશોનો નાશ કરનાર મારો એકનોજ આશ્રય પામ, મને એકનેજ શરણ થા-અર્થાત્ સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મારે શરણે આવ. શાસ્ત્રમાં કહેલું છે કે, "**अनात्मदर्शनेनैव परात्मानमुपास्महे**—અનાત્મદર્શનથીજ અમે પરમાત્માનું ઉપાસન કરીએ છીએ." એ રીતે ભગવાનનું શરણ કરવાથી તને જે ફળ થશે તે તું સાંભળ. પ્રત્યગાત્મા, સૂર્ય આદિનો પણ અંતર્યામી ભગવાન નારાયણ-હું સમગ્ર પાપોથી મુક્ત છું, જેથી મારૂં યથાર્થ જ્ઞાન કરવાથી હું તને પૂર્વકાળમાં સંચિત તથા વર્તમાનકાળમાં કરવામાં આવતાં બંધુઓના વધ આદિથી ઉત્પન્ન થયેલાં સર્વ પાપોથી મુક્ત કરી દઇશ, માટે તું શોક ન કર; કારણ કે સર્વ શ્રુતિઓમાં તથા સ્મૃતિઓમાં પ્રસિદ્ધ છે કે, તત્ત્વજ્ઞાનનું ફળ એજ છે કે, પાપનો અસ્પર્શ તથા શોકને તરી જવું તે. સૂર્યમંડળમાં રહેલા ભગવાન નારાયણના પ્રસંગમાં છાંદોગ્ય ઉપનિષદ્માં કહેલું છે કેઃ-"**स एष सर्वेभ्यः पाप्मभ्य उदित**

**उदेति ह वै सर्वेभ्य: पाप्मभ्यो य एवं वेद**—તે સૂર્યમંડળની અંદર રહેલા ભગવાન નારાયણ,સર્વ પાપી કાર્યોથી ઉપર ગયેલ છે—નિષ્પાપ છે. જે પુરુષ એ નારાયણને એ પ્રમાણે જાણી ઉપાસે છે તે પુરુષ,સર્વ પાપોથી મુક્ત થઇ ઉપર જાય છે—નિષ્પાપ થાય છે." વળી "**तरति शोकमात्मवित्**—આત્મજ્ઞાની પુરુષ, શોકને તરી જાય છે;" તેમજ "**तत्र को मोह: क: शोक एकत्वमनुपश्यत:**—સર્વ સ્થળે એક પરમાત્મસ્વરૂપનેજ જોનાર પુરુષને તેમાં મોહ શો ? કે તેમાં શોક શો ?" અર્થાત્ આ શ્લોકમાં કહેવાનું એ છે કે, વર્ણાશ્રમધર્મોના ત્યાગપૂર્વક છઠ્ઠા અધ્યાયમાં કહેલા યોગવડે દેહ આદિના ધર્મોનો પણ ત્યાગ કરી નિર્વિકલ્પ આત્માનો સાક્ષાત્કાર કરનાર પુરુષને કર્મનો લેપ લાગતો નથી.

એ પ્રમાણે બે શ્લોકમાં "**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम्**" એ બીજા અધ્યાયમાં દર્શાવેલા સાંખ્યયોગ અને જ્ઞાનયોગનો ઉપસંહાર કરી હવે આ બ્રહ્મવિદ્યાના સંપ્રદાયના વિધિને કહે છે:—

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।**
**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति॥**

આ શાસ્ત્રરહસ્યને તારે તપરહિત પુરુષને કહેવું નહિ,મારૂં ભજન નહિ કરનાર પુરુષને કહેવું નહિ, ગુરુસેવા નહિ કરનાર પુરુષને કદી કહેવું નહિ તથા મારી ઈર્ષ્યા કરનાર પુરુષને પણ કદી કહેવું નહિ.૬૭

(૬૭) જે પુરુષ તપરહિત હોય એટલે આલોચનાવિનાનો અયત્નશીલ હોય તે પુરુષને, શ્રદ્ધાવિનાનો તથા ગુરુસેવા નહિ કરનારો જે પુરુષ હોય તેને, તથા મારી—પરમાત્માની અસૂયા કરી મારા ગુણોને સહન નહિ કરી મારામાં દોષારોપ કરવામાં જે પુરુષ તત્પર હોય તેવા પુરુષને, કદી મહાન સંકટ આવી પડે તોપણ આ શાસ્ત્રરહસ્યનો તારે ઉપદેશ કરવો નહિ. આના સંબંધમાં શ્રુતિઓ કહે છે કે:—"**विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि । असूयकायानृजवेऽयताय न मां ब्रूया वीर्यवती तथा स्याम्**—વિદ્યા બ્રાહ્મણ પાસે આવીને કહેવા લાગી કે, હે બ્રાહ્મણ ! મારૂં રક્ષણ કર. હું તારો ખજાનો છું. અસૂયાવાળા, કુટિલતાવાળા અને સંયમવિનાના પુરુષને તું મને આપીશ નહિ, જેથી હું વીર્યવાળી રહું." વળી "**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः**—જે પુરુષને દેવ ઉપર પરમ ભક્તિ છે તથા જેવી દેવ ઉપર ભક્તિ છે તેવીજ ગુરુ ઉપર ભક્તિ છે, તે મહાત્મા પુરુષને આ કહેલા પદાર્થો પ્રકાશે છે." ઇત્યાદિ શ્રુતિઓ અસૂયારહિત, સરળતાયુક્ત, અભ્યાસશીલ તથા ગુરુ અને પરમેશ્વરનું આરાધન કરવામાં તત્પર રહેનાર પુરુષને આવાં રહસ્યનો ઉપદેશ કરવામાટે કહે છે; પણ એ સિવાયના બીજા કોઇને નહિ.

એ રીતે સંપ્રદાયવિધિ કહીને હવે સંપ્રદાય કરનાર પુરુષને જે ફળ પ્રાપ્ત થાય છે તે કહે છે:—

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥**

જે પુરુષ, પરમ ગુહ્ય આ શાસ્ત્રરહસ્ય મારા ભક્તોને કહેશે તે પુરુષ મારામાં પરમ ભક્તિ કરીને મનેજ પામશે,એમાં સંશય નથી.૬૮

(૬૮) જે કોઈ ભક્તિવિનાનો તથા કેવળ માન અને પૂજાનીજ ઇચ્છા રાખનારો પુરુષ આ પરમગુહ્ય શાસ્ત્રરહસ્યને મારા ભક્તોની આગળ કહેશે, તે પુરુષ પણ તેજ પુણ્યથી ચિત્ એકરસ મારામાં—પરમેશ્વરમાં અદ્વૈત લક્ષણવાળી પરમ ભક્તિરૂપ ઉપાસના કરી તેમાં આદર પામી તથા તેનું સારી રીતે અનુષ્ઠાન કરી મનેજ પામશે—અર્થાત્ મુક્તિને પામશે એમાં સંશય નથી. પૂર્વકાલીન ઐતિહાસિક કથાઓમાં આપણે સાંભળીએ છીએ કે, લેશમાત્ર પણ ભક્તિવિનાના અજામિલ આદિ ભક્તોએ પુત્રનાજ નારાયણ એવા નામથી સ્નેહપૂર્વક આહ્વાન કર્યું હતું; તેટલામાં તો પ્રસન્ન થઈ ગયેલા ભગવાન શ્રીનારાયણે તેમને સદ્ગતિ આપી દીધી; તો પછી જેઓ વાણીથી આટલાં બધાં શાસ્ત્રરહસ્યને પ્રતિપાદન કરે છે તેઓને ભક્તિના લાભ આદિ ક્રમથી કૃતાર્થતા પ્રાપ્ત થાય, તેમાં શું આશ્ચર્ય છે ?

અર્જુન શંકા કરે છે કે, હે ભગવાન ! તમે પોતેજ પ્રથમ કહેલું છે કે, શ્રદ્ધાવિનાનું કરેલું સર્વ વ્યર્થ છે, તો પછી કેમ કહો છો કે અભક્ત પુરુષને પણ આ શાસ્ત્રનું કથન કરવાથી ભક્તિ આદિનો લાભ સંભવે છે ? આ શંકાનું સમાધાન કરવામાટે શ્રીભગવાન કહે છે કે:—

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥**

મનુષ્યોની અંદર જે મનુષ્ય આ ગીતાશાસ્ત્રની પ્રવૃત્તિને કરનારો છે તેનાથી બીજો કોઈ મનુષ્ય મારૂં અતિશય પ્રિય કરનારો નથી. વળી પૃથ્વીની અંદર તેનાથી બીજો મને અત્યંત પ્રિય થશે પણ નહિ.

(૬૯) આ ગીતાશાસ્ત્રની પ્રવૃત્તિ કરાવનાર પુરુષના કરતાં બીજો કોઇપણ મનુષ્યોની અંદર મારૂં અતિશય પ્રિય કરનારો નથી. આજ મારી મહાન વાચિકી ભક્તિ છે, તે વાચિકી ભક્તિ કરીને પગથિયે પગથિયે તે પુરુષ મને અતિશય પ્રિય થઇ પડશે. લૌકિક વચન પણ છે કે:—" **अनिच्छयाऽपि संस्पृष्टो दहत्येव हि पावकः**:–ઇચ્છાવિના પણ જો અગ્નિનો સ્પર્શ કરવામાં આવે છે તો તે સ્પર્શ કરનારને બાળેજ છે." શ્લોકમાં કહેવાનો ભાવ એ છે કે, સમગ્ર પૃથ્વીની અંદર આ ગીતાશાસ્ત્રથી બીજું પરમાર્થ સાધન કોઇ નથી.

આ ગીતાશાસ્ત્રનું અધ્યયન કરાવનારાને જે ફળ પ્રાપ્ત થાય છે તે કહ્યું. હવે તેનું અધ્યયન કરનારાને જે ફળ મળે છે તે કહે છે:—

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥**

આપણા બન્નેના આ ધાર્મિક સંવાદનું જે પુરુષ અધ્યયન કરશે તે પુરુષે જ્ઞાનયજ્ઞવડે મારૂં પૂજન કરેલું ગણાશે, એવો મારો નિશ્ચય છે.[૭૦]

(૭૦) ભગવાન અર્જુનને કહે છે કે, હે અર્જુન ! જે પુરુષ આપણા બન્નેના આ ધાર્મિક સંવાદનું અધ્યયન કરશે, તે પુરુષે નિર્વિકલ્પ સમાધિરૂપ જ્ઞાનયજ્ઞથી મારૂં પૂજન કરેલું ગણાશે— અર્થાત્ તે નિર્વિકલ્પ સમાધિનું બીજું નામ ધર્મમેઘ છે; અને તે જેમ પુષ્કળ પુણ્યની વૃષ્ટિને આપનારો છે, તેમ આ શાસ્ત્રનું અધ્યયન પણ પુષ્કળ પુણ્યવૃષ્ટિને આપનાર છે એમ સર્વનો ઈશ્વર એવો હું, તેનો નિશ્ચય છે. આ ફળ મેં તને કહ્યું તે કેવળ સ્તુતિમાત્ર છે એમ સમજીશ નહિ, પણ એ વાત સત્યજ છે.

એ રીતે અધ્યયન કરાવનાર તથા અધ્યયન કરનારને થનારૂં ફળ કહીને હવે આ ગીતાશાસ્ત્રનું શ્રવણ કરનાર પુરુષને પણ જે ફળ મળે છે તે કહે છે:—

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः। सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ।**

શ્રદ્ધાવાળો તથા અસૂયાવિનાનો જે પુરુષ આ ગીતાશાસ્ત્રનું માત્ર શ્રવણજ કરે છે, તે પુરુષ પણ મુક્ત થઇને પુણ્યકર્મ કરવાવાળા પુરુષોના શુભલોકોને પામે છે.[૭૧]

(૭૧) આ ગીતાશાસ્ત્રના અક્ષરનુંજ શ્રવણ કરનાર પુરુષ જ્યારે પવિત્ર લોકને પામે છે, ત્યારે જે પુરુષ આદરપૂર્વક ગીતાશાસ્ત્રનો અર્થ શ્રવણ કરે છે તેને આ કહેલું ફળ પ્રાપ્ત થાય તેમાં વળી શું કહેવું ? શ્રીભાગવતમાં કહેલું છે કે:—

" **वासुदेव कथाप्रश्नः पुरुषाँस्त्रीन् पुनाति हि।**
**वक्तारं पृच्छकं श्रोतॄंस्तत्पादसलिलं यथा ॥**

ભગવાનની કથાનો પ્રશ્ન ગંગાજળની પેઠે ત્રણ પુરુષોને અવશ્ય પવિત્ર કરે છે. પ્રશ્ન કહેનારને, પ્રશ્ન પૂછનારને તથા પ્રશ્ન સાંભળનારને."

ભગવાન શ્રીકૃષ્ણ, સર્વના અંતર્યામી અને સર્વજ્ઞ છે છતાં પણ લોકોને શિક્ષણ આપવામાટે પોતાના શિષ્ય અર્જુનને જ્ઞાન થયું કે નહિ તે પૂછે છે. જો કદાચ તેને જ્ઞાન થયું ન હોય તો વારંવાર પોતેજ આવીને ઉપદેશ કરનારા ઇંદ્રદેવે શ્રીઋભુને જેમ કૃતાર્થ કરી હતી, તેમ મારે પણ આ અર્જુનને સેંકડો વાર ઉપદેશ આપીને કૃતાર્થ કરવો જોઇએ, એવા આશયથી કહે છે કે:—

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।**
**कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥**

હે પાર્થ ! તેં એકાગ્રચિત્તથી આ શાસ્ત્રરહસ્ય સાંભળ્યુંને ? હે ધનંજય ! તારો અજ્ઞાનથી થયેલો મોહ (હવે) નાશ પામ્યોને ?[૭૨]

(૭૨) હે પાર્થ ! મેં તને કરેલો આ ઉપદેશ તારે શબ્દે શબ્દ સાંભળવો જોઇએ તથા અર્થથી બરાબર સમજવો જોઇએ, એવી મારી ઇચ્છા છે; માટે હું તને પૂછું છું કે, તેં આ બરાબર સાંભળ્યું ને ? સાંભળીને પણ તારો અજ્ઞાનથી થયેલો મોહ કે જે આત્માસિવાયના પદાર્થોમાં આત્માની બુદ્ધિરૂપ હતો તથા પોતાના ધર્મરૂપ યુદ્ધમાં અધર્મબુદ્ધિરૂપ હતો તે બન્ને પ્રકારનો મોહ પણ નાશ પામ્યોને ? મારા પરિશ્રમની સફળતા ઇચ્છીને તને હું પ્રશ્ન કરૂં છું.

ભગવાને જ્યારે એ પ્રમાણે પ્રશ્ન કર્યો, ત્યારે

પોતાની કૃતાર્થતા જણાવતો અર્જુન બોલ્યોઃ-

**॥ अर्जुन उवाच ॥**

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥**

અર્જુને કહ્યું:-હે અચ્યુત ! તમારા અનુગ્રહથી મારો મોહ નાશ પામ્યો છે. મને સ્મૃતિ પ્રાપ્ત થઇ છે. ગયેલા સંદેહવાળો હું તમારૂં કહેવું કરીશ. હું તમારી આજ્ઞામાં રહેલો છું.૭૩

(૭૩) અર્જુન ભગવાનને કહે છે:-હે અચ્યુત! આપની કૃપાથી મારો બન્ને પ્રકારનો મોહ નાશ પામ્યો છે. "આ હું પરમ બ્રહ્મ છું" એ પ્રમાણે આત્માનુસંધાનરૂપ આત્મતત્ત્વવિષયક સ્મૃતિ મને પ્રાપ્ત થઇ છે; કે જે સ્મૃતિવડે "**यावान् यश्चास्मि सर्वतः**"-એ શ્લોકમાં કહેલી, ચૈતન્ય અને જડની એકતાના ભ્રમથી ઉત્પન્ન થયેલી સર્વ હૃદયની ગાંઠો છૂટી ગઈ છે. શ્રુતિ પણ કહે છે-"**स्मृतिलंभे सर्व ग्रंथीनां विमोक्षः**-સ્મૃતિ પ્રાપ્ત થતાં સર્વ ગાંઠો છૂટી જાય છે." હે ભગવાન! તે સ્મૃતિ પણ મેં આપના અનુગ્રહથીજ મેળવી છે. હવે હું આપની આજ્ઞામાં રહેલો છું. નાશ પામેલા સંશયવાળો હું આપનું કહ્યું કરીશ. ( અહીં અર્જુને "**गतसंदेहः**" એ પદથી પોતાને અનાત્મ વસ્તુઓપર આત્મબુદ્ધિરૂપ જે મોહ હતો તે નાશ પામ્યો છે એમ દર્શાવ્યું છે; તથા "**करिष्ये वचनं तव**" એ વાક્યથી પોતાના ધર્મરૂપ યુદ્ધમાં અધર્મબુદ્ધિરૂપ જે મોહ હતો તે પણ નાશ પામ્યો છે એમ દર્શાવ્યું છે. )

અહીં ગીતાશાસ્ત્રનો અર્થ સમાપ્ત થાય છે. હવે કથાના પ્રબંધનું અનુસંધાન કરી સંજય, રાજા ધૃતરાષ્ટ્રને કહે છેઃ-

**॥ संजय उवाच ॥**

**इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।**
**संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥**

સંજયે કહ્યું:-એ પ્રમાણે મેં મહાત્મા શ્રીકૃષ્ણનો તથા અર્જુનનો રૂવાં ઉભાં કરી નાખે તેવો આ અદ્ભુત સંવાદ સાંભળ્યો.૭૪

(૭૪) તેં દૂર રહેલા એવા તે શ્રીકૃષ્ણ અને અર્જુનનો આ સંવાદ કેવી રીતે સાંભળ્યો ? આ ધૃતરાષ્ટ્રના પ્રશ્નનો સંજય ઉત્તર કહે છેઃ-

**व्यासप्रसादाच्छ्रुतवान् एतद् गुह्यमहं परम्**
**योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥**

વ્યાસની કૃપાથી, આ પરમ ગુહ્યશાસ્ત્રને અર્જુનપ્રત્યે પોતે કહેતા યોગેશ્વર સાક્ષાત્ શ્રીકૃષ્ણ પાસેથી મેં સાંભળ્યું છે તથા વિશ્વરૂપ દર્શનયોગને પણ મેં જોયો છે.૭૫

(૭૫) સંજય, રાજા ધૃતરાષ્ટ્રને કહે છે:-હે રાજન્ ! ભગવાન વ્યાસે મને દિવ્યચક્ષુ, શ્રોત્ર વગેરે આપેલાં છે કે જેથી હું કોઇ પણ પદાર્થના અંતરાયવાળા અથવા દૂર રહેલા પદાર્થોને પણ હથેળીમાં રહેલા આમળાની પેઠે સ્પષ્ટ જાણી શકું છું, માટે તે વ્યાસ ભગવાનની કૃપાથી મેં આ પરમ ગુહ્યશાસ્ત્ર સાંભળેલું છે તથા "**पश्य मे योगमैश्वरम्**" એમ પ્રતિજ્ઞાપૂર્વક દર્શાવેલા વિશ્વરૂપ દર્શનયોગને પણ મેં જોયો છે. આ સર્વ શાસ્ત્રને ભગવાન પોતેજ કહેતા હતા, એટલે **अस्य महतो भूतस्य निःश्वसितं एतद्यदृग्वेदः**-આ ઋગ્વેદ, યજુર્વેદ આદિ વેદો, એ મહાન ભૂતપરમાત્માના એક નિઃશ્વાસરૂપ છે." એ શ્રુતિવચન પ્રમાણે પોતાના નિઃશ્વાસરૂપ વેદને શિષ્ય, આચાર્યની પરંપરાએ ભગવાન પોતેજ કહેતા આવ્યા છે. સૃષ્ટિની આદિમાં સાક્ષાત્ ભગવાનેજ બ્રહ્માપ્રત્યે જેમ સર્વ વેદાર્થ કહ્યા હતા, તેમ અર્જુનપ્રત્યે પણ સાક્ષાત્ ભગવાનેજ આ શાસ્ત્રરહસ્ય કહ્યું અને મેં સાંભળ્યું. ( આમ કહીને સંજયે સૂચવ્યું છે કે, હું પણ ભગવાનના અનુગ્રહનું પાત્ર છું તથા બ્રહ્મદેવ સરખોજ છું.)

શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદનું શ્રવણ કરવાથી ઉત્પન્ન થયેલા તથા વિશ્વરૂપ યોગદર્શનથી ઉત્પન્ન થયેલા હર્ષને સંજય બે શ્લોકથી કહે છેઃ-

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥**

હે રાજા ધૃતરાષ્ટ્ર ! શ્રીકૃષ્ણ અને અર્જુનના એ પવિત્ર અદ્ભુત સંવાદનું સ્મરણ કરી કરીને હું વારંવાર હર્ષ પામું છું.

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनःपुनः ॥**

ભગવાન શ્રીકૃષ્ણનું તે અતિ અદ્ભુત વિશ્વરૂપ સ્વરૂપ સંભારી સંભારીને મને મહાન

વિસ્મય થાય છે તથા હે રાજન્! હું વારંવાર હર્ષ પામું છું.૭૭

(૭૭) સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર રાજા! એ વિશ્વરૂપ દર્શનની અંદર દેશથી દૂર રહેલા બ્રહ્મદેવને તથા શ્રીશંકરને પણ મેં સાક્ષાત્ જોયા હતા તથા હજી ભવિષ્યમાં થનાર કાળથી દૂર રહેલા ભીષ્મ આદિના સંહારને પણ મેં હથેળીમાં રહેલા આંબળાની પેઠે સ્પષ્ટ જોયેલ છે. તે આ બધું જગતનાં મિથ્યાપણાવિના સંભવી શકે નહિ. આ વાતનુંજ વેદાંતકતક નામના ગ્રંથમાં પ્રતિપાદન કરેલું છે. જેમકેઃ—

**अतीतानागतं वस्तु वीक्षते करबिल्ववत् ।**
**योगीसंकल्पमात्रोत्थं इति शास्त्रेषु डिण्डिमः॥**

યોગીપુરુષ, ભૂતકાળની તથા ભવિષ્યકાળની સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલી સર્વ વસ્તુને હાથમાં રહેલા બિલાની પેઠે સ્પષ્ટ જોઈ શકે છે, એમ શાસ્ત્રોમાં ડાંડી (નગારાંનો ઘોષ) પીટેલી છે.[१]

**मायायां सर्वदा सर्वं सर्वावस्थमिदं जगत् ।**
**अस्तीति तदुपाधिश्चित्सार्वात्म्यात्सर्वमीक्षते ॥**

સર્વ અવસ્થામાં રહેલું આ સર્વ જગત સર્વદા માયામાં રહેલું છે. એ પ્રમાણે માયાનીજ ઉપાધિવાળું ચૈતન્ય છે એમ સમજીને યોગી પુરુષ, આ સર્વ જગતને સર્વાત્મસ્વરૂપે જુએ છે.[२]

**आरंभपरिणामाभ्यां स्वेन रूपेण यन्न सत् ।**
**अतीतानागतं वस्तु योगी तद्वीक्षतां कथम्॥**

જે વસ્તુ આરંભ અને પરિણામકાળમાં પોતાનાં સ્વરૂપમાં સત્ નથી પણ મિથ્યા છે, તે વસ્તુને યોગીપુરુષ, ભૂતકાળમાં રહેલી તથા ભવિષ્યકાળમાં રહેલી કેમ જોઈ શકે? ૩

**संकल्पमात्रभातं वस्त्वतीतादि यदीष्यते ।**
**नष्टस्त्रीदर्शनाभं तत् स्याद्योगिज्ञानमप्रमा ॥**

જો ભૂતકાળની તથા ભવિષ્યકાળની સર્વ વસ્તુ સંકલ્પમાત્રથી ઉત્પન્ન થયેલી ભાસતી હોય તો નાશ પામેલી સ્ત્રીનાં દર્શનતુલ્ય તે વસ્તુ ગણાય અને તેથી તે વસ્તુસંબંધી યોગીનું જ્ઞાન પણ અપ્રમાણ ગણાય.૪

**योगिसंकल्पमात्रेण तस्योत्पत्तिर्यदीष्यते ।**
**ईशसंकल्पमात्रेण सर्वोत्पत्तिस्त-ष्यताम् ॥५॥**

યોગીના સંકલ્પમાત્રથીજ તે ભૂત-ભવિષ્ય વસ્તુની ઉત્પત્તિ થયેલી છે એમ જો મનાય, તો પછી ઈશ્વરનાજ સંકલ્પમાત્રથી સર્વની ઉત્પત્તિ થયેલી છે એમ માનવામાં શી હરકત? ૫

**आरंभे परिणामे वा देशकालव्यतिक्रमः ।**
**नैव दृष्टः कश्चित्सोऽयं स्वप्नमायादिषु स्फुटः॥**

આરંભ અથવા પરિણામકાળમાં દેશકાળનો અતિક્રમ કોઇ પણ સ્થળે જોવામાં આવ્યો નથી. તે અતિક્રમ સ્વપ્ન અને માયા આદિમાં સ્ફુટ રીતે દેખાય છે. ૬

**युगपद् गृह्यते कुंभो नानादेशस्थयोगिभिः ।**
**जलसूर्य इवास्माभिः तेनासौकल्पितः स्फुटम्॥**

અનેક જૂદા જૂદા પ્રદેશોમાં રહેલા યોગીઓ એકજ ઘડાને સાથેજ ગ્રહણ કરે છે; જેમ જળની અંદર પ્રતિબિંબિત થયેલો સૂર્ય, આપણાવડે ગ્રહણ થાય છે તેમ. માટે જાણવામાં આવે છે કે, તે ઘડો અવશ્ય કલ્પિતજ છે. ૭

**योगिभिर्गृह्यमाणत्वाद् घटः सर्वत्र सर्वदा ।**
**सन्नेवास्तीति चेत्कार्यं कथमीदृग्विधं भवेत् ॥**

સર્વદા સર્વ સ્થળે ઘડાને યોગીઓ ગ્રહણ કરે છે, માટે તે ઘડો કદાચ સત્ હોય એમ જો કહેવામાં આવે; તોપણ તે ઘડારૂપ કાર્ય એવા પ્રકારનું કેમ હોઇ શકે? ૮

**व्यावृत्तं हीष्यते कार्यं युगपद् भिन्नदेशता ।**
**चेत् कल्पनां विनास्येष्टा दृष्टांतस्तत्र नास्ति वः ॥**

કોઇ પણ કાર્ય હંમેશાં એક એક પ્રદેશથી વ્યાવૃત્ત—અર્થાત્ અમુકજ સ્થળે રહેનારૂં હોય છે; છતાં પણ એ યોગીઓની દૃષ્ટિએ એકીસાથે એ ઘડારૂપ કાર્યની ભિન્ન ભિન્ન પ્રદેશમાં સ્થિતિ જો તમારે ઈષ્ટ હોય તો તેમાં કલ્પનાવિના કોઇ પણ જાતનું દૃષ્ટાંત છેજ નહિ. ૯

**तस्मान्नाणुभिरारब्धमिति बद्धापि गव्यवत् ।**
**प्रकृतेः परिणामो वा जगत् किंत्विन्द्रजालवत् ॥**

માટે આ જગત પરમાણુઓથી આરંભેલી ભીંતની પેઠે પરમાણુઓથી બંધાયેલું—આરંભાયેલું નથી, તેમ ગાયના દૂધમાંથી બનતા દહીં આદિ વિકારોની પેઠે પ્રકૃતિના પરિણામધર્મવાળું પણ નથી; પરંતુ ઇંદ્રજાળની પેઠે કેવળ મિથ્યા છે. ૧૦

**सत्यं बद्धदृशामिन्द्रजालं विश्वं परागदृशाः ।**
**अधिष्ठानादृते शुद्धदृशां नास्त्येव तद्द्वयम् ॥**

બંધાયેલી દૃષ્ટિવાળા અજ્ઞાની પુરુષોને ઈંદ્રજાળ અને ઇંદ્રજાળના જેવું આ જગત સત્ય લાગે છે; પણ શુદ્ધ દૃષ્ટિવાળા પુરુષોને તો સર્વના મૂળ-અધિષ્ઠાન પરબ્રહ્મસિવાય તે બેમાંથી એક પણ સત્ય લાગતું નથી.૧૧

અનંત ઐશ્વર્યવાળા ભગવાન શ્રીકૃષ્ણ અને તેના અનુગ્રહપાત્ર અર્જુન યુધિષ્ઠિરના પક્ષમાં

છે, માટે હે ધૃતરાષ્ટ્રરાજા ! તમારે વિજયની આશા ન કરવી. આવા આશયથી સંજય હવે કહે છેઃ-

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥**

જે પક્ષમાં સાક્ષાત્ યોગેશ્વર શ્રીકૃષ્ણ છે તથા જે પક્ષમાં ધનુર્ધારી અર્જુન છે તે પક્ષમાં દિવ્ય સભા આદિની શોભા, વિજય, ઐશ્વર્ય અને નીતિનો અચળ વાસ છે, એવો મારો મત છે. ( કહેવાનો ભાવ એ છે કે, પાંડવોની સાથે સંધિજ કરવી જોઇએ.)૭૮

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભગવદ્‌ગીતાપર્વમાં "સંન્યાસયોગ" એ વિષયનો અધ્યાય ૪૨ મો સમાપ્ત.

## ભગવદ્‌ગીતા પર્વ સમાપ્ત

# भीष्मवध पर्व

## અધ્યાય ૪૩ મો
### ગુરુઓ તથા વડીલોનું પૂજન

**॥ वैशंपायन उवाच ॥**

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिर्गता ॥१॥**

વૈશંપાયને કહ્યું:-જે સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણના મુખમાંથી નીકળી છે, તે ગીતાશાસ્ત્રનુંજ સારી રીતે પઠનપાઠન કરવું. બીજાં શાસ્ત્રોનાં લાંબાં લાંબાં પઠન કરવાથી શું ફળ છે?[1] જેમ શ્રી ગંગાજી સર્વ તીર્થમય છે, ભગવાન વિષ્ણુ સર્વ દેવમય છે અને મનુ ભગવાન સર્વ વેદોમય છે; તેમજ ગીતા સર્વ શાસ્ત્રમય છે.[2] ગીતા, ગંગા, ગાયત્રી અને ગોવિંદ, આ ચાર ગકારયુક્ત નામો, જો નિરંતર હૃદયમાં રહે તો ફરીને જન્મમરણ પ્રાપ્ત થતાં નથી.[3] આ ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે ૬૨૦ શ્લોક, અર્જુને ૫૭ શ્લોક અને સંજયે ૬૭ શ્લોક કહેલા છે; તથા ધૃતરાષ્ટ્રે ૧ શ્લોક કહેલો છે. આ બધા શ્લોકો મળીને એકંદરે ગીતાના ૭૪૫ શ્લોકો થાય છે.[4] ભારતરૂપી અમૃતના સર્વસ્વરૂપ ગીતાનું મંથન કરીને, તેમાંથી સાર (તત્ત્વ) કાઢીને ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનના મુખમાં તેનો હોમ કર્યો છે.[5]

સંજયે કહ્યું:-ત્યારપછી ગાંડીવધનુષને અને બાણને ધારણ કરનાર અર્જુનને યુદ્ધ કરવામાટે તૈયાર થયેલો જોઇને સર્વ મહારથીઓએ ફરીથી મોટો કોલાહલ કરી મૂક્યો.[6] પાંડવો, સોમક નામના રાજાઓ અને બીજા તેઓના અનુયાયી વીર પુરુષો પણ ઘણા હર્ષિત થઇને સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા શંખો વગાડવા લાગ્યા.[7] વળી ભેરી, પેશી અને ક્રકચ નામનાં વાજીંત્રો અને ગાયનાં શીંગડાનાં બનાવેલાં તતુડાં, આ બધાં વાદ્યો એકાએક વાગવા લાગ્યાં અને તેથી તે વખતે ત્યાં મહાન શબ્દ થઈ રહ્યો.[8] હે રાજન્! તે યુદ્ધ જોવામાટે દેવો, પિતૃઓ, ગંધર્વો, સિદ્ધો, ચારણો વગેરેનાં ટોળે ટોળાં આવવા લાગ્યાં[9] અને મહાભાગ્યશાળી એવા મોટા મોટા ઋષિઓ પણ ઇંદ્રને આગળ કરીને સર્વની સાથે તે મહાન યુદ્ધ જોવાને માટે આવ્યા. ત્યારપછી હે રાજન્ ! સાગરસમાન વારંવાર ચલાયમાન થતી તે બન્ને સેનાઓને યુદ્ધ કરવાને માટે સજ્જ થયેલી જોઇને, વીર એવા યુધિષ્ઠિરરાજા[10-11] પોતાના કવચને ઉતારી નાખીને તથા ઉત્તમ ધનુષને મૂકી દઇને એકદમ રથ ઉપરથી નીચે ઉતરી પડ્યા, અને હાથ જોડીને તથા મૌન ધારણ કરીને પૂર્વ તરફ જ્યાં શત્રુની સેના હતી ત્યાં ભીષ્મપિતામહની સામું જોઇને પગેજ ચાલતા જવા લાગ્યા.[12,13] આ પ્રમાણે યુધિષ્ઠિરને જતા જોઇને કુંતીપુત્ર એવો અર્જુન પણ રથમાંથી ઉતરી પડીને પોતાના ભાઈઓની સાથે તેમની પાછળ પાછળ જવા લાગ્યો.[14] ભગવાન શ્રીકૃષ્ણ પણ યુધિષ્ઠિરની પાછળ જવા લાગ્યા

અને મુખ્ય મુખ્ય બીજા રાજાઓ પણ ઉત્કંઠા-યુક્ત ચિત્તથી તેમની પાછળ ચાલ્યા.[૧૫] તે સમયે યુધિષ્ઠિરને અર્જુને પૂછયું:—"હે રાજન્! તમોએ શું ધાર્યું છે, કે જેથી અમોને અહીં મૂકીને પગે ચાલતા પૂર્વાભિમુખે શત્રુની સેના તરફ તમે જાઓ છો?"[૧૬] ભીમસેને પણ પૂછયું:—"હે રાજા! કવચ અને ધનુષ્ય મૂકી દઈને તથા અમો ભાઈઓને છોડીને દંશવાળા એવા શત્રુના સૈન્યમાં તમે કેમ જાઓ છો?"[૧૭] નકુલે પણ પૂછયું:—"હે ભારત! આવી રીતે અમોને છોડીને આપ અમારા મોટાભાઈ શત્રુસૈન્યમાં જાઓ છો તેથી મારા હૃદયને ભયથી દુ:ખ થાય છે, માટે કહો આપ કયાં જાઓ છો?"[૧૮] સહદેવે પણ પૂછયું:—"હે રાજા! જ્યારે આ ભયંકર રણસંગ્રામ ચાલુ થયો છે, ત્યારે અમોને છોડીને તમે શત્રુઓની સામે કેમ જાઓ છો?"[૧૯]

સંજયે કહ્યું:—આવી રીતે પોતાના નાના ભાઇઓના પૂછવા છતાં પણ કુરુનંદન યુધિષ્ઠિરરાજાએ કંઈપણ ઉત્તર આપ્યોજ નહિ અને મૌન ધારણ કરીને જવા લાગ્યા.[૨૦] ત્યારે મહાબુદ્ધિશાળી અને મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન વગેરેને હસતાં હસતાં કહ્યું કે:—"મેં આ યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય જાણી લીધો છે.[૨૧] આ રાજા, ભીષ્મ, દ્રોણ, ગૌતમ-કૃપાચાર્ય, શલ્ય વગેરે વડીલોને વંદન કરીને તથા તેઓની આજ્ઞા મેળવીને પછીથી શત્રુઓની સાથે યુદ્ધ કરવા ધારે છે;[૨૨] કારણકે પ્રાચીન શાસ્ત્રોમાં જણાવેલું છે કે, જે પુરુષ પોતાના ગુરુઓને વંદન કર્યાવિના તથા તેઓની આજ્ઞા લીધાવિના યુદ્ધ કરે છે, તે પુરુષને મહાન પુરુષો નિંદે છે;[૨૩] પરંતુ જો શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે ગુરુઓની આજ્ઞા લઈને તથા તેઓને વંદન કરીને,પછીથી મહાન પુરુષોની સાથે યુદ્ધ કરે તો અવશ્ય તે પુરુષનો જય થાય છે. આ વાત હું પણ માનું છું."[૨૪] આવી રીતે જયારે ભગવાન શ્રીકૃષ્ણ, અર્જુન વગેરેને કહેતા હતા ત્યારે, એકાએક કૌરવોની સેનામાં હાહાકાર થયો. એ સાંભળીને બીજા બધા ચુપ થઇ ગયા.[૨૫] તે વખતે યુધિષ્ઠિરને દૂરથી આવતા જોઇને દુર્યોધનના સૈનિકો માંહોમાંહે કહેવા લાગ્યા કે:—"આ યુધિષ્ઠિરજ કુલમાં કલંક લગાડનારો છે;[૨૬] કારણ કે આ યુધિષ્ઠિર રાજા અવશ્ય ભય પામ્યો છે અને તે કારણથીજ પોતાના ભાઇઓને સાથે લઇને શરણની યાચનાર્થે ભીષ્મ પિતામહની પાસે આવે છે;[૨૭] પરંતુ આશ્ચર્યની વાત એ છે કે, અર્જુન, ભીમ, નકુલ અને સહદેવ જેવા ભાઇઓ પોતાનું રક્ષણ કરનારા છે; છતાં પણ તેને ભય કેમ થતો હશે?[૨૮] માટે આવા બીકણ પુરુષનો પ્રસિદ્ધ એવા ક્ષત્રિયકુળમાં જન્મજ થવો જોઇતો નહોતો; કારણકે અલ્પસત્વી એવા આ યુધિષ્ઠિરનું હૃદય રણસંગ્રામથી ભયભીત થયું છે."[૨૯] આ પ્રમાણે પરસ્પર વાતો કરતા દુર્યોધનના સૈનિકો કૌરવોનાં વખાણ કરવા લાગ્યા અને હર્ષિત થઇને પોતાની ધ્વજાઓને ઉડાડવા લાગ્યા.[૩૦] હે રાજા! તે પ્રમાણે તમારા પક્ષના યોદ્ધાઓ યુધિષ્ઠિરની, તેના ભાઈઓની અને ભગવાન શ્રીકૃષ્ણની નિંદા કરતા હતા.[૩૧] હે રાજન્! કૌરવોનું તે સૈન્ય એ પ્રમાણે યુધિષ્ઠિરને ધિક્કારવા પછી, પાછું નિ:શબ્દ થઈને શાંત થઈ ગયું[૩૨] અને બન્ને સૈન્યોમાં યુધિષ્ઠિરના સંબંધમાં સંશય ઉભો થયો કે, "આ યુધિષ્ઠિર રાજા ભીષ્મ પિતામહને શું કહેશે? અને ભીષ્મ તેને શું ઉત્તર આપશે? તથા રણસંગ્રામને પસંદ કરનારા ભીમ, અર્જુન અને શ્રીકૃષ્ણ પણ શું કહેવા ધારે છે." આવી રીતે સર્વના મનમાં શંકા થવા લાગી. તે સમયે પોતાના ભાઇઓની સાથે યુધિષ્ઠિરરાજા બાણો અને શક્તિથી સજ્જ થયેલી શત્રુની સેનામાં આવી પહોંચ્યા અને એકદમ ભીષ્મની સામા ગયા.[૩૫] પછી યુદ્ધને માટે તૈયાર થઇને ઉભેલા શંતનુરાજાના પુત્ર ભીષ્મના પગને, પોતાના બે હાથવડે સ્પર્શ કરીને, રાજા યુધિષ્ઠિર આ પ્રમાણે બોલ્યા:—

"હે શત્રુઓથી પરાભવ ન કરી શકાય એવા ભીષ્મ પિતામહ! હું આપને યુદ્ધ કરવા માટે આમંત્રણ કરૂં છું; અને અમો પણ આપની સાથે લડીશું, માટે અમોને યુદ્ધ કરવાની આજ્ઞા અને આશીર્વાદ આપો."[૩૭]

ભીષ્મે કહ્યું:—"હે રાજા! જો તમે અત્યારે મારી પાસે ન આવ્યા હોત, તો હે ભારત! મેં

તમોને 'યુદ્ધમાં તમારો પરાભવ થાઓ' એવો શાપ આપ્યો હોત;[૩૮] પણ હવે હું તમારા ઉપર પ્રસન્ન થયો છું, તો હે પાંડવ! હું આજ્ઞા આપું છું કે, તમો ખુશીથી લડો અને વિજય મેળવો તથા આ સંગ્રામમાં બીજી પણ તમારી જે ઇચ્છાઓ હોય તે પરિપૂર્ણ થાઓ.[૩૯] વળી હે પાર્થ! અમારી પાસેથી તમારે બીજું જે વરદાન માગવું હોય તે પણ માગો; કારણકે એમ થવાથી તમારો પરાજય થશે નહિ.[૪૦] હે મહારાજા! એજ વાત સત્ય છે કે:–'પૈસાનો દાસ પુરુષ છે, પણ પૈસો કોઈનો દાસ નથી!' કારણકે મને કૌરવોએ પૈસાથી બાંધી લીધો છે;[૪૧] અને હે કુરુનંદન! તેજ કારણથી બાયલાની પેઠે હું તમોને કહું છું કે, કૌરવોએ અર્થવડે મારું પોષણ કર્યું છે, માટે યુદ્ધવિના બીજું જે કંઈ માગવું હોય તે માગો."[૪૨]

યુધિષ્ઠિર:–" હે મહાબાહો પિતામહ! આપ મારા સદાના હિતેચ્છુ છો; તેથી મને આ યુદ્ધમાં સલાહ આપો, એજ વરદાન હું માગું છું. પછી ખુશીથી આપ કૌરવોને માટે લડો."[૪૩]

ભીષ્મ:–" હે કુરુનંદન! હું તમોને આમાં શી સહાય કરી શકું તેમ છું? મારે તો પારકાંને માટેજ લડવું પડશે, તેમ છતાં તમારે જે કહેવાનું હોય તે ખુશીથી કહો."[૪૪]

યુધિષ્ઠિર:–" જો આપ મારું કલ્યાણ જોતા હો તો મને સલાહ આપો કે, કોઇથી પણ ન જીતી શકાય તેવા આપને યુદ્ધમાં હું કેવી રીતે જીતી શકું?"[૪૫]

ભીષ્મ:–" હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! યુદ્ધમાં સારી રીતે યુદ્ધ કરતા મને સાક્ષાત્ ઇંદ્ર પણ જીતી શકે તેમ નથી, તો આ પૃથ્વીમાં તેવો બીજો કોઈ પણ પુરુષ નથી કે જે મને જીતી જાય!"[૪૬]

યુધિષ્ઠિર:–" હે પિતામહ! હું આપને નમસ્કાર કરીને તેટલા માટેજ પૂછું છું કે, આ યુદ્ધમાં બીજાઓદ્વારા હું આપનો નાશ કરી શકું, તેવો ઉપાય મને બતાવો."[૪૭]

ભીષ્મ:–" હે તાત! યુદ્ધમાં મને જીતી જાય તેવો કોઇ પુરુષ દેખાતો નથી, તેમ અત્યારે મારા મૃત્યુનો સમય પણ આવ્યો નથી; માટે તમો ફરીથી મારી પાસે આવજો."[૪૮]

સંજયે કહ્યું:–હે કુરુનંદન ધૃતરાષ્ટ્ર! આવી રીતનાં ભીષ્મનાંવાક્યને, યુધિષ્ઠિરે ભીષ્મને મસ્તકવડે પ્રણામ કરીને સ્વીકાર્યાં અને ફરી પણ તેમને નમસ્કાર કરીને, પોતાના ભાઇઓની સાથે મહાબાહુ યુધિષ્ઠિર રાજા, સર્વ સૈન્યોના દેખતાં દ્રોણાચાર્યના રથની સામા ચાલ્યા.[૪૯,૫૦] ત્યાં જઇને પ્રદક્ષિણા કરી અસહ્ય એવા દ્રોણાચાર્યને વંદન કરી પોતાના હિતના સાધનભૂત વચન તેઓ કહેવા લાગ્યા:–[૫૧] " હે ભગવન્! હું આપને યુદ્ધ કરવામાટે આમંત્રણ કરું છું અને આપની આજ્ઞા મેળવીને નિષ્પાપ થયેલો હું આપની સાથે લડવા ઇચ્છું છું; તો હે બ્રહ્મન્! હું મારા શત્રુઓને કેવી રીતે જીતી શકું તે બાબતમાં આપની સલાહ માગું છું."[૫૨]

દ્રોણાચાર્ય:–"જો તમે યુદ્ધનો નિશ્ચય કરીને મારી પાસે ન આવ્યા હોત તો હું 'તમારો સર્વ રીતે પરાજય થાઓ' એવો શાપ આપત;[૫૩] પણ હવે તમારો વિનય જોઇને હું તમારા ઉપર પ્રસન્ન થયો છું અને તમે મારી પૂજા કરી છે, તેથી હે નિર્દોષ યુધિષ્ઠિર! હું તમોને રજા આપું છું કે, તમે ખુશીથી લડો અને વિજય પામો.[૫૪] વળી તમારી જે ઇચ્છા હોય તે જણાવો, હું તમારી કામના પૂર્ણ કરીશ. આમ હોવાથી આ પ્રસંગે યુદ્ધસિવાય બીજી જે ઇચ્છા હોય તે જણાવો;[૫૫] કારણ કે 'અર્થ(ધન)નો દાસ પુરુષ છે, પણ અર્થ કોઇનો દાસ નથી' એજ વાત સત્ય છે; અને તે ધનવડે હે મહારાજા! કૌરવોએ મને બાંધ્યો છે,[૫૬] માટે નપુંસકની પેઠે હું તમોને કહું છું કે:–'યુદ્ધસિવાય બીજું કંઇ માગો.' જો કે હું કૌરવોને માટે લડીશ ખરો પણ વિજય તો તમારોજ ઇચ્છીશ."[૫૭]

યુધિષ્ઠિર:–" હે બ્રહ્મન્! આપ ખુશીથી કૌરવોને માટે લડો, પણ મારો વિજય ઇચ્છો. અને મને હિતકારક અનુમતિ આપો એજ હું માગું છું."[૫૮]

દ્રોણાચાર્ય:–" હે રાજન્! તમને સલાહ આપનારા ભગવાન શ્રીકૃષ્ણ તમારી સહાયમાં

છે; માટે તમારોજ વિજય થવાનો છે, તોપણ હું આશીષ આપું છું કે, યુદ્ધમાં તમારા શત્રુઓનો તમે નાશ કરશો.[૫૯] કારણ કે જ્યાં ધર્મ છે ત્યાં ભગવાન કૃષ્ણ છે અને જ્યાં ભગવાન શ્રીકૃષ્ણ છે ત્યાં વિજય છે; માટે હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! જાઓ અને ખુશીથી લડો. બોલો બીજું શું તમારે પૂછવું છે? હું તમોને તે ખુશીથી કહીશ."[૬૦]

યુધિષ્ઠિરઃ-"હે દ્વિજશ્રેષ્ઠ! મારી જે ઇચ્છા છે, તે તમે સાંભળો. હું આપને પૂછું છું કે, કોઇનાથી પણ જીતી ન શકાય એવા આપને હું યુદ્ધમાંકેવી રીતે જીતું?"[૬૧]

દ્રોણઃ-"હે રાજન્! જ્યાંસુધી હું આ યુદ્ધમાં લડીશ ત્યાંસુધી તમારે વિજયની આશા રાખવી નહિ; માટે મારો નાશ કરવામાટે તુરતજ તમારા ભાઇઓની સાથે તમે યત્ન કરો."[૬૨]

યુધિષ્ઠિરઃ-"હે આચાર્ય! એટલા માટેજ હું આપને પ્રણામ કરીને પૂછું છું કે, તમારો વધ કેવી રીતે થઇ શકે, તેનો ઉપાય મને બતાવો. હું આપને નમસ્કાર કરીને પૂછું છું."[૬૩]

દ્રોણઃ-"હે તાત! તેવા કોઇ શત્રુને હું જોતો નથી કે જે રથમાં બેઠેલા અને ઘણા ક્રોધથી બાણોના વરસાદ વરસાવનારા મને જીતી શકે; પણ શસ્ત્રનો પરિત્યાગ કરીને, અચેતન જેવો થઇ રણસંગ્રામમાં હું ઉભો હોઉં તે સમયે યોદ્ધાઓ મારો સંહાર કરે તો મારૂં મૃત્યુ નિશ્ચય થાય. હે રાજન્! આ વાત મેં તને સત્યજ કહી છે.[૬૪,૬૫] વળી પણ કોઈ શ્રદ્ધા રાખી શકાય તેવો સત્યવક્તા પુરુષ જો મને કોઇ મહાન અપ્રિય સંભળાવે, તો તેજ સમયે હું શસ્ત્રત્યાગ કરૂંછું, એ પણ સત્યજ કહું છું."[૬૬]

સંજયે કહ્યું:-એ પ્રમાણે બુદ્ધિમાન એવા દ્રોણાચાર્યનાં વચન સાંભળ્યા પછીથી, તેમને વંદન કરીને યુધિષ્ઠિર રાજા કૃપાચાર્ય પાસે ગયા;[૬૭] અને ત્યાં જઈને બોલવામાં ચતુર એવા તે રાજાએ, પ્રદક્ષિણાપૂર્વક પ્રણામ કરીને અસહ્ય એવા તે કૃપાચાર્યને આમ કહ્યું:-[૬૮] "હે નિર્દોષ ગુરુદેવ! હું આપની આજ્ઞા માગું છું અને લડવામાટે ઈચ્છું છું; કારણ કે આપની આજ્ઞા મેળવીને નિષ્પાપ થયેલો હું મારા શત્રુઓને જીતી શકું."[૬૯]

કૃપાચાર્યઃ-"હે રાજા! યુદ્ધના નિશ્ચયવાળા તમે જો મારી પાસે ન આવ્યા હોત તો,'તમારો સર્વ પ્રકારે પરાજય થાઓ' એમ મેં શાપ આપ્યો હોત.[૭૦] 'અર્થનો દાસ પુરુષ છે, પણ અર્થ કોઈનો દાસ નથી' એ વાત સત્યજ છે; કારણ કે હે મહારાજા! કૌરવોએ મને અર્થથી ધનથી બાંધી લીધો છે,[૭૧] માટે તેઓને માટે મારે લડવુંજ જોઇએ એમ મારૂં માનવું છે. તેથી બાયલાની પેઠે હું કહું છું કે, યુદ્ધવિના બીજી જે ઇચ્છા હોય તે તમે માગો."[૭૨]

યુધિષ્ઠિરઃ-"હે આચાર્ય! એટલા માટેજ હું તમને પૂછું છું કે, તમે મારૂં વચન સાંભળો." આમ કહીને દુઃખી થયેલા રાજા યુધિષ્ઠિર બેભાન થઇ ગયા અને આગળ બોલી શક્યા નહિ.[૭૩]

સંજયે કહ્યું:-એ યુધિષ્ઠિર રાજાના કહેવાના અભિપ્રાયને જાણી લઇને કૃપાચાર્યે ઉત્તર આપ્યો કેઃ-"હે રાજા! યુદ્ધમાં મને તો કોઈપણ મારી શકે તેમ નથી; તોપણ હું તમોને આશીર્વાદપૂર્વક કહું છું કે, તમો ખુશીથી લડો અને વિજય પામો.[૭૪] હે રાજન્! તમારા આવવાથી હું પ્રસન્ન થયો છું. નિરંતર ઉઠીને હું તમારા જયમાટે તમને આશિષ આપીશ, એ હું સત્ય કહું છું."[૭૫]

હે રાજા ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે કૃપાચાર્યનાં વચન સાંભળ્યા પછી તેમની આજ્ઞા લઇને રાજા યુધિષ્ઠિર,જ્યાં મદ્ર દેશનો રાજા હતો ત્યાં ગયા.[૭૬] ત્યાં શત્રુઓથી અજિત એવા તે શલ્યરાજાને પ્રદક્ષિણાપૂર્વક વંદન કરીને રાજા યુધિષ્ઠિરે પોતાના કલ્યાણની ઈચ્છા રાખીને નીચે મુજબ કહ્યું:-

"હે દુરાધર્ષ શલ્ય રાજા! યુદ્ધ કરવામાટે આપની રજા લેવા આવ્યો છું; કારણકે આપની આજ્ઞા થવાથી પાપરહિત થયેલો હું મારા શત્રુઓનો પરાજય કરી શકું."[૭૮]

શલ્યઃ-"હે મહારાજા! જો તમે યુદ્ધનો નિશ્ચય કર્યાપછીથી મારી પાસે ન આવ્યા હોત તો 'યુદ્ધમાં તમારો પરાજય થાઓ' એમ મેં

તમને શાપ આપ્યો હોત;૭૯ પણ હવે તમારા આવવાથી તથા તમારા સત્કારથી હું પ્રસન્ન થયો છું અને આશીર્વાદ આપું છું કે, તમારું ઇષ્ટ સફળ થાઓ તથા યુદ્ધ કરવામાટે આજ્ઞા આપું છું કે, તમો ખુશીથી લડો અને વિજય મેળવો;૮૦ અને વળી હે વીર! તમારે બીજી શી વસ્તુનું પ્રયોજન છે? તે પણ કહો. હું તમોને અવશ્ય આપીશ; પણ આ પ્રસંગે યુદ્ધ-સિવાય બીજું શું જોઇએ છે તે કહો;૮૧ કારણકે 'અર્થનો દાસ પુરુષ છે પણ અર્થ કોઇનો દાસ નથી' એ વાત સત્ય છે અને તે અર્થવડેજ મને કૌરવોએ બાંધી લીધો છે;૮૨ માટેજ હું નપુંસકની પેઠે આમ બોલું છું કે, યુદ્ધ-સિવાય બીજું તમે શું ઇચ્છો છો? હે ભાણેજ! યુદ્ધસિવાયની તમારી ઇચ્છાને હું પૂર્ણ કરીશ, માટે તે સુખેથી કહો."૮૩

યુધિષ્ઠિરઃ—"હે મહારાજ! તમે મારા શત્રુઓને માટે સુખેથી લડો; પણ હમેશાં મારું ઉત્તમ હિત ઇચ્છો, એજ હું આપની પાસે વરદાન માગું છું."૮૪

શલ્યઃ-"હે શ્રેષ્ઠ રાજા! આ પ્રસંગે હું તમોને બીજી શી સહાય કરી શકું તેમ છું? કારણકે કૌરવોએ મને અર્થથી બાંધ્યો છે, એટલે મારે તો તેમને માટે અવશ્ય યુદ્ધ કરવું પડશે, તોપણ તમે બીજું કંઈ વરદાન માગો."૮૫

યુધિષ્ઠિરઃ—"હે મામા! તમોએ ઉદ્યોગ-(પર્વ)ના સમયમાં મને જે વરદાન આપવાનો સ્વીકાર કર્યો છે કે, "યુદ્ધમાં કર્ણના તેજનો નાશ કરવો" તેજ વરદાન હું અત્યારે માગું છું."૮૬

શલ્યઃ—"હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! તમારી તે ઇચ્છા પૂર્ણ થશે, હવે તમો જાઓ અને ઇચ્છાનુસાર સુખેથી લડો તથા તમારું વચન હું સ્વીકારું છું, તેના સંબંધમાં વિશ્વાસ રાખો."૮૭

સંજયે કહ્યું:—એ પ્રમાણે પોતાના મામા શલ્યનું વચન સ્વીકારીને રાજા યુધિષ્ઠિરે તેમને પ્રણામ કર્યા અને તે પછી પોતાના ભાઈઓની સાથે તે મહાસૈન્યમાંથી નીકળી ગયા.૮૮ એ સમયે ભગવાન શ્રીકૃષ્ણ, તે યુદ્ધભૂમિમાં જ્યાં કર્ણ રાજા હતો ત્યાં ગયા અને ત્યાં જઇને ગદના મોટાભાઈ ભગવાન શ્રીકૃષ્ણે રાધાપુત્ર કર્ણને પાંડવોને માટે આ પ્રમાણે કહ્યું:—૮૯ "હે કર્ણ! મેં સાંભળ્યું છે કે, ભીષ્મ ઉપરના દ્વેષને લીધે તું હાલ યુદ્ધ કરવાનો નથી, તો હે રાધાપુત્ર! ભીષ્મનો નાશ થયો નથી ત્યાંસુધી તો તું અમોને સ્વીકાર (અમારા પક્ષમાં આવ)અને ભીષ્મ મરણ પામ્યાપછી તું સુખેથી દુર્યોધનની સહાયતામાટે તેના પક્ષમાં રહી લડજે."૯૧

કર્ણઃ—"હે કેશવ! હું દુર્યોધનનું અપ્રિય કદી પણ નહિ કરું. મારા પ્રાણ જશે ત્યાંસુધી પણ હું દુર્યોધનનુંજ હિત ઇચ્છીશ, એમ તમારે સમજવું."૯૨

સંજયે કહ્યું:—હે ભારત! આવી રીતે કર્ણનું વચન સાંભળી શ્રીકૃષ્ણભગવાન પાછા ફર્યા અને યુધિષ્ઠિર આદિ પાંડવોને આવી મળ્યા.૯૩ ત્યાર પછી રાજા યુધિષ્ઠિરે સૈન્યની મધ્યમાં આવીને મોટો ઘાંટો પાડીને આ પ્રમાણે કહ્યું:—"જેઓ અમોને સહાય કરવામાટે સ્વીકારશે તેઓને અમે પણ સહાયતામાટે સ્વીકારીશું."૯૪ આ પ્રમાણે યુધિષ્ઠિરનાં વાક્યને સાંભળીને, પ્રસન્ન થયેલો યુયુત્સુ, કુંતાપુત્ર ધર્મરાજા યુધિષ્ઠિરને આવી રીતે કહેવા લાગ્યો:—૯૫ "હે નિર્દોષ મહારાજ! જો તમે મને સહાયતામાટે સ્વીકારો તો, હું યુદ્ધમાં તમારી સાથે રહીને તમારામાટે કૌરવોની સાથે લડીશ."૯૬ ત્યારે યુધિષ્ઠિરે કહ્યું:—"હે યુયુત્સુ! સુખેથી અમારી પાસે આવ. આપણે બધા, વાસુદેવ અને બીજા સર્વે મળીને, અપંડિત એવા તારા ભાઈઓની સાથે લડીશું. હે મહાબાહો! હું તને સ્વીકારું છું, માટે તું મારેમાટે લડ. વળી જણાય છે કે, તારાવડેજ ધૃતરાષ્ટ્રની સંતતિ ચાલુ રહેશે અને તેને પિંડદાન મળશે; કારણકે બીજા સર્વે તારા ભાઈઓનો તો નાશજ થવાનો છે; તો હે મહાતેજસ્વી રાજપુત્ર! અમે તને ચાહીએ છીએ, માટે તું પણ અમોને ચાહ. અમારા ઉપર ઈર્ષ્યા કરતો દુર્બુદ્ધિ એવો તારો મોટો ભાઇ દુર્યોધન હવે રહેવાનો નથી—અર્થાત્ મરણ પામશે."૯૭—૯૯

સંજયે કહ્યું:—હે ધૃતરાષ્ટ્ર રાજા! ત્યારપછી તમારા સર્વ પુત્રોનો ત્યાગ કરીને યુયુત્સુ, દુંદુભિ

નગારાં વગડાવતો પાંડવોની સેનામાં ચાલ્યો ગયો;[૧૦૦] તેથી કરીને રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓસહિત બહુ ખુશી થયા અને તેમણે ફરી પણ સુવર્ણસરખું દેદીપ્યમાન એવું કવચ ધારણ કર્યું.[૧૦૧] સર્વે યોદ્ધાઓ પણ પોતપોતાના રથોપર આરૂઢ થયા તથા પૂર્વની પેઠે સર્વ સેનાને વ્યૂહરચનામાં ગોઠવી દીધી[૧૦૨] અને સર્વે જણા નગારાં અને રણશીંગાંઓ વગાડવા તથા અનેક પ્રકારના સિંહનાદો કરવા લાગ્યા.[૧૦૩] પુરુષમાં વાઘસમાન એવા પાંડવોને રથમાં બેઠેલા જોઈને, ધૃષ્ટદ્યુમ્ન વગેરે રાજાઓ ઘણા હર્ષિત થયા.[૧૦૪] માન્ય પુરુષોને માન આપતા એવા પાંડવોનું ગૌરવ જોઇને સર્વ રાજાઓ તેઓનું પૂજન–સત્કાર કરવા લાગ્યા;[૧૦૫] અને તે મહાત્મા પાંડવોની સુહૃદયતા, દયા અને જ્ઞાતિજનો ઉપરના અનુગ્રહનાં પરસ્પર વર્ણન કરવા લાગ્યા;[૧૦૬] તથા સર્વ રાજાઓ 'સાધુ, સાધુ' એમ બોલતા સર્વ સ્થળે પાંડવોનાં વખાણ કરતા ફરવા લાગ્યા.[૧૦૭] રણસંગ્રામમાં આવેલા મ્લેચ્છો અને આર્ય લોકો, કીર્તિમાન પાંડવોનાં દર્શન કરીને, મનને અને હૃદયને હર્ષ આપે તેવી તેમની વાણી સાંભળીને આનંદ પામ્યા તથા તેઓનું દુઃખભર્યું ચરિત્ર સાંભળીને ગળગળા થઇને રડવા લાગ્યા.[૧૦૮]

ત્યારપછી કેટલાએક મનસ્વી યોદ્ધાઓ, આનંદમાં આવી જઇને સેંકડો અને હજારો મોટાં ભેરી નામનાં વાજીંત્રો વગાડવા લાગ્યા અને ગાયના દૂધ જેવા ઉજ્જ્વલ શંખોને ફુંકવા લાગ્યા.[૧૦૯]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ભીષ્માદિ સન્માન" એ વિષયનો અધ્યાય ૪૩ મો સમાપ્ત**

## અધ્યાય ૪૪ મો

### યુદ્ધ આરંભ

**॥ धृतराष्ट्र उवाच ॥**

**एवं व्यूढेष्वनीकेषु मामकेष्वितरेषु च ।**
**के पूर्वं प्राहरँस्तत्र कुरवः पांडवाः किम् ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–આ પ્રમાણે મારા અને શત્રુઓના સૈન્યોની વ્યૂહરચના થઇ રહ્યા પછી, કૌરવપાંડવમાંથી કોણે પ્રથમ પ્રહાર શ[રૂ] કર્યો ? [૧]

સંજયે કહ્યું:–હે રાજન્ ! તે વખતે પ્રથ[મ] મજ પોતાના ભાઈઓસહિત દુઃશાસન, ભીષ્મને અગ્રેસર કરીને સેનાની સાથે આગળ આવ્યો.[૨] તેજ પ્રમાણે સર્વે પાંડવો પણ ભીમસેનને અગ્રેસર કરીને હર્ષિત થઇ ભીષ્મની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી આગળ આવ્યા.[૩] એ વખતે બન્ને સૈન્યોમાં, યોદ્ધાઓના સિંહનાદો કિલકિલ શબ્દો, ક્રકચ નામનાં વાજીંત્રો, રણશીંગાંઓ, ભેરીઓ, મૃદંગો, મુરજ નામનાં વાજીંત્રો તથા હાથી અને ઘોડાઓ વગેરેનો ધ્વનિ ચારે દિશામાં થઇ રહ્યો. ત્યારપછી પાંડવોએ આપણી સામે ધસારો કર્યો, એટલે આપણે પણ તેમની સામા ગર્જના કરતાં ધસારો કર્યો. આવી રીતે બંને વચ્ચે ઘોર રણસંગ્રામ શરૂ થયો.[૪,૫] જેમ પવનથી વનો કંપી ઉઠે તેમ પાંડવો અને કૌરવોનાં બંને મોટાં સૈન્યોનો જ્યારે સમાગમ થયો અને પરસ્પર પ્રહારનો આરંભ થયો, ત્યારે શંખ, મૃદંગ વિગેરેના શબ્દોથી તેઓ કંપી ઉઠયાં.[૬] હે રાજા ! હાથી, ઘોડા અને રથોથી વ્યાપ્ત થઇ રહેલી, અશુભ મુહૂર્તમાં પરસ્પર મળેલી એવી તે બંને સેનાઓમાં, વાયુથી ખળભળી ઉઠેલા સમુદ્રોની ગર્જના જેવો તુમુલ કોલાહલ થયો.[૭] રોમાંચ ઉભાં કરી નાખે તેવો તે તુમુલ કોલાહલ જ્યારે થયો, તે વખતે મહાબાહુ ભીમસેન મોટા સાંઢનીપેઠે (આખલાનીપેઠે) ગર્જના કરવા લાગ્યો.[૮] તે ભીમસેનની ગર્જનાએ, શંખ અને દુંદુભિઓના શબ્દને, હાથીઓની ચીસોને તથા યોદ્ધાઓના સિંહનાદોને દાબી દીધા.[૯] વળી તે ભીમસેનની ગર્જનાનો શબ્દ, સૈન્યોમાં હણહણાટ કરતા હજારો ઘોડાઓના શબ્દને પણ મંદ પાડી દેતો હતો.[૧૦] ઇંદ્રના વજ્રની પેઠે અને ચઢેલા મેઘની પેઠે ગર્જના કરતા ભીમસેનના તે શબ્દને સાંભળીને તમારા સૈનિકો ત્રાસ પામી ગયા.[૧૧] જેમ સિંહના શબ્દને સાંભળીને સર્વે મૃગોનાં મળમૂત્ર છૂટી જાય છે,તેમ તે ભીમસેનના સિંહનાદથી ત્રાસ પામીને, સર્વ

વાહનો--હાથી, ઘોડા વગેરે–પણ મળમૂત્ર કરવા લાગ્યાં.[૧૨] આવી રીતે મહામેઘની પેઠે ભયંકર ગર્જના કરતો તથા પોતાનું ઘોર સ્વરૂપ પ્રગટ કરતો અને તમારા પુત્રોને ત્રાસ પમાડતો ભીમસેન આગળ ધસ્યો.[૧૩] ત્યારે મોટા ધનુષ્યને લઇને આવેલા તે ભીમસેનને તમારા બધા પુત્રોએ ઘેરી લીધો અને જેમ વાદળાં સૂર્યને ઢાંકી દે છે તેમ બાણોના સમૂહોથી તેને ઢાંકી દીધો.[૧૪] તમારો પુત્ર દુર્યોધન, દુર્મુખ, દુઃશલ, શલ, અતિરથી એવો દુઃશાસન, રાજા દુર્મર્ષણ, વિવિંશતિ, ચિત્રસેન, મહારથી એવો વિકર્ણ, પુરુમિત્ર, જય, ભોજ, પરાક્રમી એવો સૌમદત્તિ વગેરે બધા, વિજળીસહિત મેઘ વરસતો હોય તેમ મોટાં મોટાં ધનુષ્યને ધુણાવતા તથા કાંચળીરહિત સર્પના જેવાં તીક્ષ્ણ બાણોને ગ્રહણ કરતા પ્રહાર કરવા લાગ્યા.[૧૫–૧૭] સામી બાજુથી દ્રૌપદીના પુત્રો, મહારથી એવો સૌભદ્ર (સુભદ્રાનો પુત્ર અભિમન્યુ), નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, પાર્ષત વગેરે પણ તીક્ષ્ણ બાણોથી તમારા પુત્રોને વિંધી નાખતા આગળ ધસવા લાગ્યા અને જેમ મોટા વેગવાળાં વજ્રોથી પર્વતોનાં શિખરોને પ્રહાર કરે તેમ પ્રહાર કરવા લાગ્યા.[૧૯] આવી રીતે ભયંકર ધનુષ્યોની દોરીના શબ્દોવાળો ઘોર રણસંગ્રામ થયો ત્યારે, તમારામાંથી અથવા પાંડવોમાંથી કોઇ પણ વિમુખ થયો નહિ–પાછો હઠયો નહિ.[૨૦] હે ભરતશ્રેષ્ઠ ! લક્ષ્યને વિંધી નાખતા તથા અત્યંત બાણોને છોડતા તે દ્રોણના શિષ્યોની બાણ મૂકવાની ચતુરાઈ મેં જોઈ હતી.[૨૧] ટંકાર કરતાં ધનુષ્યોનો શબ્દ ત્યાં શાંતજ થતો ન હતો અને આકાશમાંથી દેદીપ્યમાન તારાઓ ખરે, તેમ પ્રદીપ્ત બાણોજ ખરતાં દેખાતાં હતાં.[૨૨] હે ભારત ! એ સમયે બીજા રાજાઓ, કંઈક દશ્ય જોવાને આવેલા પ્રેક્ષકોની માફક તે જોવાલાયક એવા આ ભયંકર જ્ઞાતિ (સંબંધીઓનું પરસ્પર) યુદ્ધને જોઈ રહ્યા હતા[૨૩] અને વળી જેઓને ક્રોધ થયો છે તેવા અને પરસ્પરનો અપરાધ કરનારા કેટલાએક મહારથીઓ તો, હે રાજન્ ! એકબીજાની ચડસાચડસીથી યુદ્ધ કરતા હતા.[૨૪] આવી રીતે તે યુદ્ધપ્રસંગે હાથી, ઘોડા અને રથથી વ્યાપ્ત થયેલી તે પાંડવો અને કૌરવોની બન્ને સેના, જાણે કોઈ પટપર ચિતરેલી સેના હોય તેમ રણભૂમિમાં શોભતી હતી.[૨૫] પછી તમારા પુત્રની આજ્ઞા થવાથી તે સર્વ રાજાઓ હાથમાં ધનુષ્ય ગ્રહણ કરીને પોતાની સેનાસહિત આગળ ધસી આવ્યા[૨૬] અને પેલી તરફથી પણ યુધિષ્ઠિરની આજ્ઞા થવાથી હજારો રાજાઓ, ગર્જના કરતા કરતા તમારા પુત્રની સેના તરફ આવી પહોંચ્યા.[૨૭] તે વેળાએ તે બન્ને સૈન્યોનો એવો તો તીવ્ર સમાગમ થયો કે તેનાથી ઉડેલી રજવડે ઢંકાઇ ગયેલો સૂર્ય પણ અદશ્ય થઇ ગયો.[૨૮] એ યુદ્ધમાં કેટલાક યોદ્ધાઓ લડતા, કેટલાક ભાગી જતા, તો કેટલાક ફરી પાછા આવતા, એટલે બન્ને સૈન્યોમાં પોતાનો કોણ અથવા પારકો કોણ, તે પણ ઓળખાતુંજ નહોતું.[૨૯] આ મહાભયંકર અને તુમુલ યુદ્ધની શરૂઆતમાં તે સર્વ યોદ્ધાઓને હઠાવી દઇને તમારા પિતા ભીષ્મપિતામહજ શૌર્યના તેજથી દેદીપ્યમાન બની શોભતા હતા.

ઇતિ શ્રીમહા૦ ભીષ્મપર્વવિષે ભીષ્મવધપર્વમાં 'યુદ્ધારંભ'એ વિષયનો અધ્યાય ૪૪ મો સમાપ્ત

## અધ્યાય ૪૫ મો

### દ્વંદ્વ યુદ્ધ

॥ संजय उवाच ॥

**पूर्वाह्णे तस्य रौद्रस्य युद्धमहनो विशांपते ।**
**प्रावर्तत महाघोरं राज्ञां देहावकर्तनम् ॥१॥**

સંજયે કહ્યું:–હે રાજા ! તે ભયંકર દિવસના પહેલા ભાગમાં જે મહાઘોર યુદ્ધ થયું, તેમાં ઘણા રાજાઓનાં શરીરો લગભગ કપાવાજ લાગ્યાં.[૧] ત્યારે પરસ્પરને જીતવાની ઈચ્છાવાળા કૌરવો અને સંજય વગેરે રાજાઓના સિંહની ગર્જના જેવા ભીષણ ધ્વનિએ પૃથ્વી અને આકાશમંડળને ગજાવી મૂકયાં.[૨] વળી યોદ્ધાઓનાં ધનુષ્યોના ટંકારવો તથા શંખોના ધ્વનિઓની સાથે કિલકિલ શબ્દ પણ થવા લાગ્યો અને તે સાથેજ ગર્જના કરતા શૂરવીરોના સિંહનાદો પણ પ્રકટી રહ્યા. હે ભરતશ્રેષ્ઠ રાજા! હાથનાં તળીઆં-

નું રક્ષણ કરનારાં ચામડાનાં મોજાંમાં અથડાયેલી ધનુષ્યની દોરીઓના શબ્દો, પાળાઓના પગના શબ્દો, ઘોડાઓના હણહણાટો, ચાબુકોના અને અંકુશોના પ્રહારના તેમજ વિવિધ પ્રકારનાં હથિયારોના શબ્દો તથા પરસ્પરની સામે દોડતા હાથીઓના ઘંટારવ થઇ રહ્યા.[૫] સાંભળતાંજ રુવાં ઉભાં કરી દે એવા તે તુમુલ શબ્દો જ્યારે થતા હતા, ત્યારે મેઘની ગર્જનાસમાન રથોનો ઘડઘડાટ પણ થઈરહ્યો હતો.[૬] એ વેળાએ પોતાની જીવવાની આશા છોડીને સર્વ કૌરવો, પોતાના મનને ક્રૂર કરીને ઉંચી ફરકતી ધ્વજાઓને લઇને પાંડવોની સામે આવી પહોંચ્યા.[૭] ત્યારપછી હે રાજન્ ! તે યુદ્ધમાં યમરાજાના દંડની સમાન ભયંકર એવું ધનુષ્ય લઇને, શાંતનુરાજાના પુત્ર ભીષ્મપિતામહ એકદમ અર્જુનની સામે ધસ્યા;[૮] અને તેજસ્વી એવા અર્જુને પણ લોકમાં પ્રસિદ્ધ એવું પોતાનું ગાંડિવધનુષ્ય લઇને રણભૂમિમાં ગંગાપુત્ર ભીષ્મની સામે ધસારો કર્યો.[૯] કુરુઓમાં સિંહસમાન એવા તે બન્ને જણાએ પરસ્પર એકબીજાનો વધ કરવાનું ઇચ્છવા લાગ્યા. મહાબળવાન એવા ભીષ્મપિતામહે, અર્જુનને વિંધી નાખ્યો, પણ તેને પાછો હઠાવી શકયા નહિ;[૧૦] તેમજ હે રાજન્ ! અર્જુન પણ ભીષ્મને યુદ્ધમાં કંપાવી શકયો નહિ. બીજી તરફ મહાધનુર્ધારી એવો સાત્યકિ કૃતવર્માની સામો ધસ્યો;[૧૧] અને તે બંનેનું રુવાં ઉભાં કરી દે તેવું તુમુલ યુદ્ધ થયું. સાત્યકિ, કૃતવર્માને તથા કૃતવર્મા સાત્યકિને[૧૨] પરસ્પર તીક્ષ્ણ એવાં બાણોવડે વિંધી નાખીને એકબીજાને પીડવા લાગ્યા; અને મહાબળવાન એવા તે બંને જણા સર્વ અંગોમાં ખુંચી ગયેલાં બાણોથી વિંધાઇ ગયેલા દેહવડે,વસંતઋતુમાં પુષ્પો ખીલવાથી રાતાં બની ગયેલાં ખાખરાનાં વૃક્ષો જેવા જણાતા હતા. એટલામાં અભિમન્યુ મોટા ધનુર્ધારી અયોધ્યાના રાજા બૃહદ્બલની સાથે લડવા લાગ્યો.[૧૪] એ બંનેના યુદ્ધમાં બૃહદ્બલે અભિમન્યુના રથની ધ્વજાને કાપી નાખી અને સારથિને પણ રણભૂમિ ઉપર પાડી નાખ્યો.[૧૫] પોતાનો રથ હાંકનાર સારથિ જ્યારે નીચે પડી ગયો, ત્યારે સુભદ્રાનો પુત્ર અભિમન્યુ એકદમ ક્રોધાયમાન થઈ ગયો; અને હે મહારાજ ! તેણે નવ બાણોવડે બૃહદ્બલને વિંધી નાખ્યો.[૧૬] વળી શત્રુઓનું મર્દન કરનારા તે અભિમન્યુએ તીક્ષ્ણ એવાં બે ભલ્લનામનાં બાણોવડે બૃહદ્બલના રથની ધ્વજાને પાડી નાખી; અને એકેક બાણવડે સારથિને તથા પાછળના ભાગમાં રક્ષણ કરનાર પુરુષને મારી નાખ્યા.[૧૭] આવી રીતે ક્રોધાયમાન થયેલા તે બંને શૂરવીરો તીક્ષ્ણ બાણોવડે પરસ્પરને વિંધવા લાગ્યા.[૧૮]

ભીમસેન યુદ્ધમાં ગર્વિષ્ઠ બનેલા, વૈર કરનાર, અભિમાની અને મહારથી એવા તમારા પુત્ર દુર્યોધનની સામે લડવા લાગ્યો.[૧૯] પુરુષોમાં શ્રેષ્ઠ તથા કુરુઓમાં મુખ્ય એવા મહાબળવાન તે બન્ને વીરો, રણસંગ્રામમાં પરસ્પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૨૦] હે રાજા ! આવી રીતે વિચિત્ર પ્રકારનાં યુદ્ધ કરનારા અને કુશળ એવા તે બન્ને શૂરવીરોને જોઇને સર્વને ઘણુંજ આશ્ચર્ય થયું.

દુઃશાસન મહાબળવાન એવા નકુલની સામો થયો;[૨૧] અને મર્મને ભેદી નાખે તેવાં તીક્ષ્ણ બાણોવડે તેને વિંધવા લાગ્યો. ત્યારે હે ભારત ! માદ્રીના પુત્ર નકુલે, હસતાં હસતાં દુઃશાસનના રથની ધ્વજાને અને બાણસહિત ધનુષ્યને,[૨૨] તીક્ષ્ણ બાણોવડે છેદી નાખ્યાં અને પછી હલકાં પચીસ બાણો તેને માર્યાં,[૨૩] તેથી ક્રોધિત થઇને દુર્ધર્ષ એવા તમારા પુત્ર દુઃશાસને બાણો મૂકીને નકુલના ઘોડાઓને અને રથની ધ્વજાને કાપી નાખ્યાં.[૨૪] ત્યારે બીજી તરફ સહદેવની સામો દુર્મુખ ધસી આવ્યો અને યુદ્ધમાં પ્રયત્ન કરતા તેને બાણનો વરસાદ વરસાવીને વિંધવા લાગ્યો;[૨૫] ત્યારે મહાવીર સહદેવે પણ તે મહાયુદ્ધમાં એક અતિ તીક્ષ્ણ બાણથી દુર્મુખના સારથિને પાડી વિંધી નાખ્યો. યુદ્ધમાં મદોન્મત્ત થયેલા એકબીજાના દાવને વાળનારા એવા તે બન્ને જણા, સામસામો ધસારો કરીને તીક્ષ્ણ બાણોવડે એકબીજાને ત્રાસ પમાડવા લાગ્યા.[૨૭] હે રાજા ! રાજા યુધિષ્ઠિર પોતે મદ્રદેશના રાજાની સાથે યુદ્ધ કરવા લાગ્યા

ત્યારે મદ્રદેશના રાજાએ યુધિષ્ઠિરના ધનુષ્યના બે કકડા કરી નાખ્યા.[૨૮] આમ થવાથી કુંતીના પુત્ર યુધિષ્ઠિરરાજાએ તે તૂટેલા ધનુષ્યને છોડી દીધું અને બીજું વેગવાળું તથા દૃઢ ધનુષ્ય લઇને,[૨૯] 'ઉભો રહે, ઉભો રહે' એમ બોલીને ક્રોધાયમાન થતાં, મદ્રદેશના રાજાને, પર્વતને પણ નમાવી દે તેવાં બાણોવડે ઢાંકી દીધો.[૩૦] આ તરફ હે રાજા ! ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યની સામો ધસી આવ્યો; એટલે દ્રોણાચાર્યે પણ ક્રોધાયમાન થઇને તેના દૃઢ ધનુષ્યના[૩૧] ત્રણ કકડા કરી નાખ્યા; તથા પોતે કાળદંડસરખું એક મહાભયંકર બાણ[૩૨] છોડયું કે જે બાણ તેના શરીરમાં પેસી ગયું. એટલે બીજાં ધનુષ્યને અને ચૌદ બાણોને લઇને,[૩૩] દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને યુદ્ધમાં વિંધી નાખ્યા. આવી રીતે પરસ્પર ક્રોધાયમાન થયેલા તે બન્ને જણા ભયંકર યુદ્ધ કરતા હતા.

હે મહારાજ ! મહાવીર એવો શંખ, સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાની સામે યુદ્ધ કરવા માટે આવ્યો; અને 'ઉભો રહે, ઉભો રહે' એમ કહેવા લાગ્યો.[૩૫] આ પછી તે શૂરવીરે ભૂરિશ્રવાના જમણા હાથને કાપી નાખ્યો; ત્યારે ભૂરિશ્રવાએ પણ શંખને ગળાની હાંસડી આગળ પ્રહાર કર્યો.[૩૬] હે રાજા ! પૂર્વે જેમ વૃત્રાસુર અને ઇંદ્રનું ઘોર યુદ્ધ થયું હતું તેવુંજ, સંગ્રામમાં ગાર્વિષ્ઠ બનેલા તે બન્નેનું મહાઘોર યુદ્ધ થવા લાગ્યું.[૩૭] ત્યારે બીજી તરફથી નરશ્રેષ્ઠ શિશુપાલનો પુત્ર મહારથી ધૃષ્ટકેતુ, રણસંગ્રામમાં ક્રોધાયમાન થયેલા બાહ્લિકની સામે કોપ કરીને ધસ્યો.[૩૮] તેને સામો આવેલો જોઈને, હે રાજા ! અતિ ક્રુદ્ધ થયેલા બાહ્લિકરાજાએ, ધૃષ્ટકેતુને ઘણાં બાણો મૂકીને ઢાંકી દીધો; અને સિંહના જેવી ગર્જના કરવા લાગ્યો.[૩૯] તે જોઇને ચેદીરાજા અતિશય ખીજવાઇ ગયો અને એકદમ જેમ એક મદોન્મત્ત થયેલો હાથી બીજા હાથીને દંતૂશળથી વિંધી નાખે તેમ તેણે નવ બાણો મારીને બાહ્લિકને વિંધી નાખ્યો.[૪૦] વારંવાર ગર્જના કરતા અને એકબીજા ઉપર ખીજવાઇ ગયેલા તે બન્ને જણા, મંગળ અને બુધની પેઠે એકબીજાપર ધસતા હતા.[૪૧] ઇંદ્ર જેમ બળ નામના દૈત્યની સામો યુદ્ધ કરે, તેમ ક્રૂર કર્મોવાળો ઘટોત્કચ, રાક્ષસસમાન ભયંકર કર્મને કરનાર એવા અલંબુષની સામો યુદ્ધ કરવા ઉભો રહ્યો;[૪૨] અને હે ભારત ! તે મહાબળવાન અલંબુષને, ક્રોધાયમાન થયેલા ઘટોત્કચે, તીક્ષ્ણ એવાં નેવું બાણ મારીને ચીરી નાખ્યો.[૪૩] ત્યારે અલંબુષે પણ મહાબળવાન ભીમસેનના પુત્ર ઘટોત્કચને નમેલા પર્વવાળાં બાણોવડે અનેક ઠેકાણેથી વિંધી નાખ્યો.[૪૪] આવી રીતે રણસંગ્રામમાં બાણોવડે પરસ્પર ઘાયલ થયેલા તે બન્ને જણા, પૂર્વે દેવો અને અસુરોના યુદ્ધમાં બલ અને ઇંદ્ર શોભે તેમ શોભતા હતા.[૪૫] હે રાજા ! બળવાન શિખંડી, દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાની સામો યુદ્ધ કરતો હતો. તે વખતે અશ્વત્થામાએ કોપાયમાન થઇને પોતાની સામે આવેલા શિખંડીને[૪૬] તીક્ષ્ણ બાણોથી વિંધી નાખીને ઘણોજ કંપાવી દીધો; એટલે પછી હે રાજા ! શિખંડીએ પણ, અશ્વત્થામાને બાણોનો ઘણોજ પ્રહાર કરવા માંડયો.[૪૭] આવી રીતે તે બન્ને જણા સારી રીતે પાણી પાયેલાં, ઝીણી ધારવાળાં અને સરાણ ઉપર ચઢાવેલાં તીક્ષ્ણ બાણોવડે યુદ્ધમાં પરસ્પર હણવા લાગ્યા.[૪૮] આ તરફથી પાંડવોનો સેનાપતિ વિરાટરાજા, રણસંગ્રામમાં શૂરવીર એવા ભગદત્તની સામો એકદમ આવ્યો. હે રાજા! ત્યારપછી તે બન્નેનું યુદ્ધ પણ શરૂ થયું.[૪૯] તેમાં વિરાટરાજા અતિ ક્રોધાયમાન થઇને, જેમ મેઘ પર્વતઉપર વૃષ્ટિ કરીને વરસે તેમ ભગદત્તના ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૫૦] ત્યારે ભગદત્ત પણ, જેમ મેઘ ઉદય પામેલા સૂર્યને ઢાંકી દે તેમ, તે રણસંગ્રામમાં રહેલા વિરાટરાજાને બાણોવડે ઢાંકી દેતો હતો.[૫૧] હે ભારત ! શરદ્વતના પુત્ર કૃપાચાર્ય, કેકયદેશના રાજા બૃહત્ક્ષત્રની સામા આવી પહોંચ્યા અને તેમણે કૈકેયને બાણોનો વરસાદ વરસાવીને ઢાંકી દીધો.[૫૨] ત્યારે હે રાજન્! કૈકેયે પણ એકદમ ક્રોધાયમાન થઇને, ગૌતમ કૃપાચાર્યને બાણોની વૃષ્ટિવડે

ઢાંકી દીધા. આમ તે બન્ને જણાએ એકબીજાના ઘોડાઓને હણી નાખ્યા અને ધનુષ્યોને પણ કાપી નાખ્યાં. આવી રીતે બન્ને જણ રથવિનાના થઈ ગયા, ત્યારે તેઓ ઘણાજ ખીજવાઇ ગયા અને તરવારો લઇને યુદ્ધ કરવામાટે ધસ્યા. એ વેળાએ તે બન્નેનો રણસંગ્રામ ઘણોજ ઘોર અને ભયંકર મચ્યો.[૫૪] હે રાજન્ ! વળી આ બાજુએ શત્રુને તપાવનાર એવો દ્રુપદરાજા, સિંધુદેશના રાજા જયદ્રથની સામે આવ્યો;[૫૫] ત્યારે જયદ્રથ રાજાએ દ્રુપદરાજાને ત્રણ બાણો માર્યાં, તેથી દ્રુપદરાજાએ પણ તેને બાણોવડે યુદ્ધમાં વિંધી નાખ્યો.[૫૬] શુક્ર અને મંગળની પેઠે તે બન્નેનું જે ઘોર યુદ્ધ થતું હતું, તે જોનારની આંખોને ઘણું પ્રીતિ ઉપજાવતું હતું.[૫૭] વળી આ તરફથી તમારો પુત્ર વિકર્ણ, મહાબળવાન એવા ભીમસેનના પુત્રની સામે ઘણા વેગવાળા ઘોડાને દોડાવીને આવી પહોંચ્યો; અને ત્યારપછી તે બન્નેનું યુદ્ધ પણ શરૂ થયું.[૫૮] તે સમયે વિકર્ણે ભીમસેનના પુત્રને બાણોવડે વિંધીનાખ્યો, પણ તે તેને પાછો હઠાવી શકયો નહિ; તેમજ ભીમસેનના પુત્રે પણ વિકર્ણને વિંધી નાખ્યો, પણ તેને તે કંપાવી શકયો નહિ. આ ઘણુંજ આશ્ચર્યજનક થયું હતું.[૫૯] હે રાજન્! બળવાન અને મહારથી એવો પરાક્રમી ચેકિતાનરાજા ઘણોજ ક્રોધાતુર થઇને તથા પાંડવોનો પક્ષ કરીને, સુશર્મા ઉપર ચઢી આવ્યો.[૬૦] હે મહારાજા ! ત્યારે સુશર્માએ પણ મહારથી ચેકિતાન ઉપર બાણોનો વરસાદ વરસાવીને તેને યુદ્ધમાં આગળ વધતો અટકાવી દીધો;[૬૧] ત્યારે ચેકિતાન પણ ઘણોજ ખીજવાઈ ગયો અને જેમ મોટો મેઘ પર્વતને વરસાદ વરસાવીને ઢાંકી દે, તેમ સુશર્માને તેણે રણ-ભૂમિમાં બાણો મૂકીને ઢાંકી દીધો. હે રાજેંદ્ર! આ તરફથી પરાક્રમી શકુનિ પણ, સામે પોતાના સમાન પરાક્રમવાળા પ્રતિવિંધ્યના ઉપર ધસી ગયો. જેમ:મદોન્મત્ત સિંહ હાથી ઉપર ધસી જાય તેમ તે વખતે જણાતું હતું.[૬૩] તેને સામો આવેલો જોઇને ક્રોધાતુર થયેલા યુધિષ્ઠિરના પુત્ર પ્રતિવિંધ્યે પણ, તે શકુનિને અણીદાર એવાં બાણો મૂકીને વિદારી નાખ્યો. તે સમયે તે પ્રતિવિંધ્ય, દાનવને વિદારી નાખન ઇંદ્ર જેવો જણાતો હતો.[૬૪] આ પ્રમાણે યુદ્ધ પોતાને વિંધી નાખનાર પ્રતિવિંધ્યને પણ,મહ બુદ્ધિમાન એવા શકુનિએ નમેલા પર્વવાળાં બ ણોવડે વિદારી નાખ્યો.[૬૫] વળી હે રાજેન એ રણસંગ્રામમાં, મહારથી તથા પરાક્ર એવા કાંબોજ દેશના રાજા, સુદક્ષિણની સા શ્રુતકર્મા લડવામાટે આવ્યો.[૬૬] તે વખતે દક્ષિણે, સહદેવના પુત્ર એવા મહારથી શ્રુત ર્માને યુદ્ધમાં બાણોવડે વિંધી નાખ્યો; પણ નાકપર્વતની પેઠે તેને જરા પણ કંપાવી કર્યો નહિ.[૬૭] પોતાને એ પ્રમાણે વિંધાયે જોઇને શ્રુતકર્મા એકદમ ક્રોધાયમાન થઇ ગ અને કાંબોજદેશના રાજા મહારથી સુદક્ષિણ ચારે બાજુથી ચીરી નાખવા ઈચ્છતો હોય તે ઘણાં બાણો મારીને વિંધવા લાગ્યો.[૬૮] તરફથી એકદમ કોપાયમાન થયેલો અને શ ઓને તપાવનાર તથા ઘણી ચતુરાઇથી યુ કરનાર અર્જુનનો પુત્ર ઇરાવાન, લડવામાં શળ એવા શ્રુતાયુષની સામો ગયો.[૬૯] અ નના પુત્ર ઇરાવાને તે યુદ્ધમાં શ્રુતાયુષના ઘે ડાઓનો નાશ કર્યો ને મોટી ગર્જના કરી તે સમગ્ર સૈન્યને ગજાવી મૂકયું.[૭૦] આમ કરવા શ્રુતાયુષ પણ એકદમ ક્રોધાતુર થયો અ તેણે યુદ્ધમાં અર્જુનના પુત્ર ઇરાવાનના ઘો ઓનો ગદાના અગ્રભાગવડે નાશ કર્યો. આ રીતે તે બન્નેનું ભયંકર યુદ્ધ ચાલ્યું.[૭૧] વ આ બાજુથી અવંતિના રાજપુત્ર વિંદ અને નુવિંદ એ બન્ને જણા, પોતાની સેના અને પુ સહિત ઉભેલા મહારથી વીર કુંતીભોજ સામા યુદ્ધ કરવા સજ્જ થયા.[૭૨] તે સમ તેઓ બન્ને રાજપુત્રો મોટી સેનાની સાથે ઘ સ્થિરતાથી લઢતા હતા. આ બન્નેના ઘોર રાક્રમને અમે જોયું છે અને તે ઘણુંજ આશ્ચ જનક હતું.[૭૩] ત્યારપછી અનુવિંદે ગદા કુંતીભોજને માર્યો ત્યારે કુંતીભોજે પણ તે ઉપર બાણોની વૃષ્ટિ અવિચ્છિન્નપણે કરી. વળી કુંતીભોજના પુત્રે પણ વિંદને બાણો માર વિંધી નાખ્યો, ત્યારે સામેથી વિંદે પણ તે

બાણોનો માર સારી રીતે માર્યો. આમ તેઓનું અદ્‌ભુત યુદ્ધ થયું.[૭૫] હે રાજા! કેકયરાજાના પાંચ પુત્રો પોતાનું સૈન્ય લઇને, સૈન્યસહિત ઉભેલા ગાંધારરાજાના પાંચ પુત્રોની સામે લડવા લાગ્યા.[૭૬] વળી તમારો પુત્ર વીરબાહુ મહારથી એવા વિરાટરાજાના પુત્ર ઉત્તરની સામો લડવા લાગ્યો અને તેને તીક્ષ્ણ બાણોવડે વિંધવા લાગ્યો.[૭૭] તે વખતે ઉત્તરે પણ તે વીરને પણ તીક્ષ્ણ બાણોથી વિંધી નાખ્યો, એટલામાં તો ચેદીરાજાએ ઉલૂક નામના રાજાની સામે ધસારો કર્યો;[૭૮] અને ઉલૂકને બાણોનો વરસાદ વરસાવીને સારીરીતે વિંધ્યો; ત્યારે સામેથી ઉલૂકે પણ પીંછાં બાંધેલાં તીક્ષ્ણ બાણોવડે તેને ઉત્તર વાળ્યો.[૭૯] હે રાજા! તે બન્નેનું ભયંકર યુદ્ધ થયું કે જેમાં તેઓ બન્ને પરસ્પર ક્રોધાયમાન થઇને એકબીજાને બાણોવડે ચીરવા લાગ્યા; પણ બન્નેમાંથી કોઇનો પણ પરાજય થયો નહિ.[૮૦]

એ પ્રમાણે હે રાજા! તે યુદ્ધમાં તમારા પુત્રોના અને તે પાંડવોના રથો, હાથીઓ, ઘોડાઓ અને પાયદળોનાં હજારો દ્વંદ્વયુદ્ધો થવા લાગ્યાં.[૮૧] એક મુહૂર્તકાળ સુધી તો તે યુદ્ધ જોવામાં રસ પડે તેવું થયું હતું; પણ પછી તો, હે રાજા! જાણે ઉન્મત્ત બન્યું હોય તેમ કંઈ પણ જણાતું ન હતું—અર્થાત્ બધાજ ગાંડાની પેઠે ભાનવિનાના થઇને લડતા હતા.[૮૨] હાથીસ્વાર હાથીસ્વારની સાથે, રથવાળો રથવાળાની સાથે, ઘોડેસ્વારો ઘોડેસ્વારોની સાથે અને પાળાઓ પાળાઓની સાથે એમ જોડકાં બનીને યુદ્ધ કરતા હતા;[૮૩] અને ત્યારપછી તો એકબીજા એકબીજાની સામસામે આવી જઇને ઝપાઝપી કરતા તે શૂરવીરોનું તે યુદ્ધ ઘણું વ્યાકુળ અને ભયંકર થઇ પડયું.[૮૪] તે સમયે ત્યાં ખાસ જોવાને માટે આવેલા દેવર્ષિઓ, સિદ્ધો અને ચારણો પૃથ્વી ઉપર દેવ અને અસુરોના યુદ્ધસમાન તે ઘોર રણસંગ્રામને જોતા હતા;[૮૫] અને પછી તો હે રાજા! હજારો હાથીઓ, હજારો રથો, હજારો ઘોડાઓ અને સેંકડો પુરુષો વિપરીત ભાવને પામ્યા હતા—અર્થાત્ પોતપોતાનાં ભાન ભૂલી જઇને હાથીવાળો રથવાળાની સાથે અને રથવાળો હાથીવાળાની સાથે; ઘોડાવાળો હાથીવાળાની સાથે ઈત્યાદિ વિપરીત ક્રમથી યુદ્ધ કરતા હતા.[૮૬] હે પુરુષોમાં વ્યાઘ્રસમાન ધૃતરાષ્ટ્ર રાજા! તે યુદ્ધમાં જ્યાં જોઇએ ત્યાં રથો, હાથીઓ, પાળાઓ, ઘોડેસ્વારો વગેરે બરાબર યુદ્ધ કરવામાં મચી પડેલા દેખાતા હતા.[૮૭]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "દ્વંદ્વ યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૪૫ મો સમાપ્ત**

## અધ્યાય ૪૬ મો
### ભયંકર રણસંગ્રામ

**॥ संजय उवाच ॥**

**राजन् शतसहस्राणि तत्र तत्र पदातिनाम् ।**
**निर्मर्यादं प्रयुद्धानि तत्तेवक्ष्यामि भारत ॥१॥**

સંજયે કહ્યું:–હે ધૃતરાષ્ટ્ર રાજા! તે યુદ્ધમાં જ્યાં જુઓ ત્યાં લાખો પાળાઓ પોતાની મર્યાદાનો ત્યાગ કરીને જેમ આવે તેમ લડતા હતા તે હું તમને કહું છું. તે યુદ્ધમાં પુત્ર પિતાને, પિતા પોતાના સગા પુત્રને, ભાઈ પોતાના સગા ભાઇને, મામો પોતાના ભાણેજને[૨] તથા ભાણેજ પોતાના મામાને અને મિત્ર મિત્રને ગણતો ન હતો. જાણે ભૂતનો આવેશ થયો હોય, તેમ પરસ્પર ભાન રાખ્યાવિના પાંડવો અને કૌરવો લડતા હતા.[૩] હે રાજા! કેટલાએક શૂરવીરો પોતાના રથોને લઇને રથોના સૈન્યમાં આવતા હતા. ત્યાં એકેકની ધુંસરીઓ અથડાવાથી ભાંગી જતી હતી;[૪] અને કેટલાએક યોદ્ધાઓ પરસ્પર મારવાની ઈચ્છાથી ધસી આવતા હતા, ત્યારે તેઓના રથોના દાંડે દાંડા અને ઉધે ઉધ અથડાવાથી ભાંગી જતા હતા.[૫] કેટલાએક રથો બીજા રથોની જોડે અથડાવાથી પડી ભાંગતા હતા અને તેથી ચાલી શકતા ન હતા. વળી કેટલાએક મોટા મદ ઝરતા માતંગો બીજા માતંગોની જોડે અથડાઇને પડી જતા હતા, તે પાછા ઉભાજ થઈ શકતા ન હતા.[૬] વળી કેટલાએક અંબાડી અને ધ્વજાપતાકાવાળા હાથીઓ બીજા મદોન્મત્ત હાથીઓના દંતશૂળ ભરાવાને લીધે ક્રોધાયમાન થઇને પરસ્પર એકબીજાને ચીરી નાખતા હતા.[૭]

કેટલાએક હાથીઓ પાસે જતાં મોટા વેગવાળા હાથીઓને અથડાવાથી તથા તેઓના દંતશૂળના પ્રહારથી ઘણા દુઃખી થઇને ચીસો પાડવા લાગ્યા. વળી કેટલાએક શિક્ષા આપીને શિક્ષિત કરેલા મદરહિત એવા નાના નાના હાથીઓ ચાબુક અને અંકુશનો પ્રહાર થતાં મદ ઝરતા મદોન્મત્ત હાથીઓની સામા થઈ જતા હતા.[૯] વળી કેટલાએક મદ ઝરતા હાથીઓની સાથે લડતા બીજા મોટા હાથીઓ ક્રૌંચપક્ષીની જેમ ચીસો પાડતા દશે દિશાઓમાં નાસી જવા લાગ્યા.[૧૦]

સારી રીતે કેળવેલા તથા ગંડસ્થળો અને મુખોમાંથી મદ ઝરતા કેટલાક હાથીઓ નાનાં નાનાં ભાલાઓ, તોમરો અને મોટાં ફળાંવાળાં બાણો મર્મસ્થાનમાં વાગવાથી ગર્જના કરવાલાગ્યા. કેટલાએક મરણ પામીને ભોંય ઉપર પડવા લાગ્યા અને કેટલાએક તો ભયંકર ચીસો પાડી પાડીને દશે દિશાઓમાં નાસવા લાગ્યા.[૧૧,૧૨] હે મહારાજા! હાથીઓનું રક્ષણ કરનારા વિશાળ છાતીવાળા કેટલાએક પાળાઓ, નાનાં ભાલાંઓ, ધનુષ્યો, ચકચકિત ફરશીઓ, ગદાઓ, મુસલો, ગોફણો, તોમર નામનાં હથિયારો, લોઢાના દંડો, તીક્ષ્ણ અને ચકચકિત તરવારો, વગેરે હથિયારો ગ્રહણ કરીને ક્રોધપૂર્વક પ્રહાર કરતા તથા પરસ્પરને મારવાની ઈચ્છાથી એકબીજા ઉપર ધસતા જણાતા હતા.[૧૩] સામસામે દોડતા યોદ્ધાઓની તીક્ષ્ણ તરવારો પુરુષોનાં લોહીથી ખરડાએલી અને સુશોભિત જણાતી હતી.[૧૬] વીર પુરુષોના હાથોમાંથી ફેંકાએલી અને છૂટી પડેલી તરવારો જ્યારે બીજાઓનાં મર્મસ્થાનોમાં પડતી હતી, ત્યારે મહાભયંકર શબ્દ થતો હતો.[૧૭] હે ભારત! તે રણભૂમિમાં ગદાઓ અને મુસલોથી ઘાયલ થયેલા, તીક્ષ્ણ તરવારોથી કપાઇ ગયેલા, હાથીઓના દાંતોવડે ચીરાઇ ગયેલા; અને હાથીઓએ કચરી નાખેલા આમ તેમ પડેલા તથા એકબીજાને બોલાવતા હજારો મનુષ્યોની બૂમો તથા ભયંકર ચીસો, (તે રણમાં) પ્રેતોની માફક દારુણ સંભળાતી હતી.[૧૮,૧૯]

વળી મહાવેગવાળા હંસપક્ષીઓની જેમ, ચામરના સમૂહોને ધારણ કરનારા ઘોડાઓ ઉપર બેસીને કેટલાએક ઘોડેસ્વારો, સામસામા થઈ જતા હતા; અને પછીથી તેઓએ છોડેલાં સુવર્ણથી સુશોભિત એવાં ભલ્લ નામનાં બાણો આમતેમ પડતાં હતાં તથા ચકચકાટ કરતાં તીક્ષ્ણ બાણો સાપની માફક આમતેમ ઉડતાં હતાં.[૨૧] કેટલાએક વીર ઘોડેસ્વારો, મહાવેગવાળા એવા પોતાના ઘોડાઓને મોટા રથો ઉપર કૂદાવીને તે રથમાં બેઠેલા પુરુષોનાં મસ્તકોને કાપી નાખતા હતા.[૨૨] ત્યારે વળી કોઈ રથમાં બેઠેલો યોદ્ધો, પોતાની લગોલગ આવી ગયેલા ઘણા ઘોડેસ્વારોને નમેલાં પર્વવાળાં ભાલાંઓ મારીને મારી નાખતો હતો.[૨૩] કેટલાએક મદોન્મત્ત અને સુવર્ણથી ભૂષિત થયેલા હાથીઓ, નવા મેઘસમાન જણાતા ઘોડાઓને પાડી નાખીને પોતાના પગવડેજ તેમને કચડી નાખતા હતા[૨૪] અને વળી જ્યારે કેટલાએક હાથીઓનાં ગંડસ્થળો તથા બન્ને પડખાંઓ ભાલાઓવડે ચીરાઇ જતાં હતાં, ત્યારે તેઓ ઘણા દુઃખી થઇને બૂમરાણ કરી મૂકતા હતા.[૨૫] વળી જ્યારે યુદ્ધ તુમુલ થવા માંડયું ત્યારે એકબીજાઓની ભારે સંકડામણ થવાથી કેટલાએક મોટા હાથીઓ, ઘોડેસ્વારસહિત એવા ઘોડાઓને કચરી નાખીને એકદમ બળથી ફેંકી દેવા લાગ્યા.[૨૬] કેટલાએક હાથીઓ તો ઘોડેસ્વારસહિત એવા ઘોડાઓને પોતાના દાંતના અગ્રભાગવડે ઉછાળી નાખીને તથા ધ્વજાઓસહિત રથોના સમૂહોને ભાંગી નાખીને ચારે બાજુ ઘૂમવા લાગ્યા.[૨૭] વળી તે રણભૂમિમાં કેટલાએક અતિ મદોન્મત્ત અને વીર્યવાળા મોટા હાથીઓ, ઘોડેસ્વારસહિત ઘોડાઓને પોતાની સૂંઢાવડે અને પગોવડે મારવા લાગ્યા.[૨૮] તે યુદ્ધમાં હાથી ઉપર બેઠેલા અને ઘોડા ઉપર સ્વાર થયેલા પુરુષોએ મારેલાં તીક્ષ્ણ બાણો સર્પોની પેઠે આમતેમ ઉડવા લાગ્યાં તથા તે હાથીઓના લલાટમાં અને બીજાં અવયવોમાં ભચોભચ લોંકાવા લાગ્યાં.[૨૯]

તે રણસંગ્રામમાં વીરપુરુષોએ મૂકેલી શક્તિઓ ચકચકાટ કરતી અને મોટા દેવતાના અંગારા જેવી જણાતી, યોદ્ધાઓનાં અને ઘોડાઓનાં શરીરો ઉપર રહેલાં લોઢાનાં કવચોને ભાંગી

નાખીને આમતેમ પડતી હતી; અને વળી હે રાજા! ત્યાં કેટલાએક યોદ્ધાઓ વાઘ અને ચિત્તાઓનાં ચામડાંથી મઢેલાં મ્યાનોમાંથી ચકચકિત તરવારો ખેંચીને, તે રણસંગ્રામમાં શત્રુઓની સામા ધસવા લાગ્યા.[૩૦,૩૧] વળી કેટલાએક યોદ્ધાઓની એકેક બાજુ કપાવા છતાં પણ તેઓ પોતાની સામે આવેલા તથા ક્રોધાયમાન થયેલા બીજા યોદ્ધાને જોઇને તરવાર, ઢાલ અને ફરસી લઇને તૂટી પડયા.[૩૨,૩૩] ત્યારે વળી કેટલાએક હાથીઓ, ઘોડાસહિત રથોને પોતાની સુંઢોથી ભાંગી નાખીને ચારે દિશાઓમાં ખેંચતા ખેંચતા પાછળના યોદ્ધાઓના શબ્દોને અનુસરીને દોડવા લાગ્યા.[૩૪] શંકુ,ફરસી ઇત્યાદિથી ઘવાયેલા, હાથી, ઘોડા તથા રથતળે ચગદાઇ ગયેલા અને કુહાડીઓવડે કકડા થઇ ગયેલા એવા અનેક પુરુષો જ્યાં ત્યાં ( તે રણભૂમિમાં ) પોતાના બાંધવોને, પોતાના પુત્રોને, પોતાના પિતાઓને, ભાઇઓને, બંધુઓને, મામાઓને અને વળી પોતાના ભાણેજોને બૂમો પાડી પાડીને બોલાવતા હતા.[૩૫,૩૬] હે ભારત! જ્યાં જુઓ ત્યાં કોઇ સ્થળે નીકળી પડેલાં આંતરડાંવાળા, કોઈ સ્થળે ભાંગી ગયેલી સાથળોવાળા, કોઈ સ્થળે હાથ કપાયલા તો વળી કોઈ સ્થળે પડખાં ચીરાયલા પુરુષો નજરે પડતા હતા;અને તેઓમાં કોઇ તરસ્યા જણાતા હતા તથા કોઇ જીવવાની ઇચ્છાથી બૂમો પાડતા જણાતા હતા. હે રાજા! તેઓમાં કેટલાએક અધમૂવા બનેલા અને તૃષાતુર થયેલા પુરુષો તે યુદ્ધભૂમિમાં આમતેમ જળમાટે વળખાં મારતા આળોટી રહેલા હતા.[૩૯] હે ભારત! લોહીના કીચડમાં પડેલા અને ઘણુંજ દુઃખ પામતા કેટલાએક યોદ્ધાઓ, પોતાના આત્માની અને તમારા પુત્રોની નિંદા કરતા હતા;[૪૦] પરંતુ હે રાજા! કેટલાએક શૂરા ક્ષત્રિયો, પરસ્પર વૈરનો બદલો લીધા પછીથી પણ હથિયારોનો ત્યાગ તેમજ બૂમાબૂમ કરતા ન હતા. ત્યારે વળી બીજા કેટલાએક વીર પુરુષો હર્ષિત થયા હોય તેમ જણાતા હતા અને ક્રોધથી દાંતોવડે હોઠને પીસતા પરસ્પર ગર્જના કરતા જણાતા હતા[૪૨] તથા ભ્રમર ચઢાવીને એકબીજાના મુખ સામે જોતા હતા.[૪૩] વળી બાણોથી ઘાયલ થયેલા અને વેદનાથી પીડાતા, ઘણા ધૈર્યવાળા અને મહાબળવાન એવા કેટલાએક યોદ્ધાઓ જરા પણ શબ્દ કર્યાવિનાજ પડી રહેલા હતા; અને બીજા કેટલાએક રથ ઉપરથી પડી ગયેલા અને મોટા હાથીઓવડે કચડાઈ ગયેલા યોદ્ધાઓ તે રણમાં બીજાની પાસે રથની માગણી કરતા પડેલા હતા. હે મહારાજા! તે વખતે તે ઘવાયેલા વીર યોદ્ધાઓ રાતાં પુષ્પોથી ભરપૂર એવાં ખાખરાનાં વૃક્ષ જેવા શોભતા હતા.

એ પ્રમાણે મહાભયંકર એવા તે ઉત્તમ વીર પુરુષોનો જ્યારે નાશ થતો હતો, ત્યારે સૈન્યોમાં અનેક ભયંકર શબ્દો થતા હતા.[૪૬] તે રણસંગ્રામમાં પિતા પુત્રને, પુત્ર પિતાને, ભાણેજ મામાને, મામો ભાણેજને,મિત્ર મિત્રને, સંબંધી સંબંધીને મારતા હતા. આ રીતે કૌરવો અને પાંડવો પરસ્પર લડતા હતા.[૪૭,૪૮] આવું ભયંકર અને મર્યાદારહિત એવું તે યુદ્ધ ચાલતું હતું ત્યારે, ભીષ્મની સામે ઉભેલી પાંડવોની સેના કંપવા લાગી.[૪૯] હે રાજા! પાંચ તારકના ચિન્હવાળા, ઉંચા, રૂપાના બનાવેલા, મહારથ ઉપર ઉડતા એવા મોટા ધ્વજવડે તે સમયે મહાબાહુ એવા ભીષ્મપિતામહ, જેમ મેરુપર્વતવડે ચંદ્રમા શોભે તેમ શોભતા હતા.[૫૦]

**ઇતિશ્રીમહા૦ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં'સંકુલયુદ્ધ' એ વિષયનો અધ્યાય ૪૬ મો સમાપ્ત**

# અધ્યાય ૪૭ મો

## ભીષ્મ અને શ્વેતકુમારનું યુદ્ધ

**॥ संजय उवाच ॥**

**गतपूर्वाह्ण भूयिष्ठे तस्मिन्न नि ।रुणे ।**
**वर्तमाने तथा रौद्रे महावीर वरक्षये ॥१॥**

સંજયે કહ્યું:—તે મહા ભયંકર દિવસનો લગભગ પ્રથમ ભાગ વીતી ગયો, ત્યાંસુધી તો પૂર્વોક્ત રીતિથી ભયાનક એવો મહાન વીરોનો નાશ કરનાર ઘોર રણસંગ્રામ ચાલુજ હતો. ત્યારપછી તમારા પુત્ર દુર્યોધનની આજ્ઞાથી દુર્મુખ, કૃતવર્મા, કૃપાચાર્ય, શલ્ય અને વિવિં-

શતિ નામના પાંચ અતિરથીઓ ભીષ્મની પાસે જઈને તેમનું રક્ષણ કરવા લાગ્યા.[૨] આ પાંચ અતિરથીઓવડે રક્ષણ કરાયેલા, ભરતવંશમાં શ્રેષ્ઠ એવા મહારથી ભીષ્મે પાંડવોના સૈન્યમાં પ્રવેશ કર્યો.[૩] આ વખતે હે ભારત ! ઘણેભાગે ચેદિ, કાશી, કરૂષ અને પંચાલનાં સૈન્યોમાં ફરકતો ભીષ્મનો ‘ તાલકેતુ ’ ધ્વજ દેખાતો હતો.[૪] તે ભીષ્મ, રણસંગ્રામમાં શત્રુઓનાં મસ્તકોને અને ધુસરાં તથા ધ્વજાઓસહિત રથોને, નમેલાં પર્વવાળાં અને મહાવેગવાળાં ભલ્લ નામનાં બાણોવડે કાપવા લાગ્યા.[૫] હે ભરતવંશશ્રેષ્ઠ ! નૃત્ય કરતા હોય તેમ ઘણી ચતુરાઇથી લડતા ભીષ્મનાં તીક્ષ્ણ બાણોવડે મર્મસ્થાનમાં વિંધાયેલા હાથીઓ ભયંકર ચીસો પાડતા હતા.[૬]

તે સમયે ક્રોધાયમાન થયેલો અભિમન્યુ, પીળા રંગના ઉત્તમ ઘોડાઓથી જોડેલા રથ ઉપર બેસીને ભીષ્મના રથની સામે આવીને ઉભો રહ્યો.[૭] સુવર્ણથી અદ્ભુત જણાતા અને કરેણના વૃક્ષસમાન શોભતા ધ્વજવાળા રથમાં બેસી, પાંચ અતિરથીઓની અને ભીષ્મની પાસે તે આવી ઉભો[૮] અને એક તીક્ષ્ણ બાણ મારીને તાડના ચિન્હવાળા ભીષ્મના ધ્વજને તોડી પાડયો; તથા તે પછી વીર અભિમન્યુ, ભીષ્મનું પાછળથી રક્ષણ કરનારા પાંચ અતિરથીઓની સાથે લડવા લાગ્યો અને ભીષ્મની જોડે પણ સાથે સાથે લડતો હતો.[૯] તેણે કૃતવર્માને એક બાણ મારીને તથા શલ્યને પાંચ બાણ મારીને વિંધી નાખ્યા તથા ભીષ્મપિતામહને તીક્ષ્ણ એવાં નવ બાણોવડે ઢાંકી દીધા;[૧૦] અને ધનુષની દોરીને કાનસુધી ખેંચીને બરાબર લક્ષ્યપૂર્વક મૂકેલાં બાણથી સુવર્ણજડિત એવી તેમની ધ્વજાને કાપી નાખી;[૧૧] તથા સર્વ જાતનાં કવચોને ભેદી નાખનાર, નમેલા પર્વવાળું ભલ્લ નામનું એક બાણને મૂકીને, દુર્મુખના સારથિના મસ્તકને ધડથી જૂદું કર્યું. વળી તીક્ષ્ણ ધારવાળા ભલ્લ નામના એક બાણવડે, સુવર્ણથી સુશોભિત કૃપાચાર્યનું ધનુષ છેદી નાખ્યું; અને બીજાં તીક્ષ્ણ બાણો મૂકીને તે બધાઓને વિંધવાજ મંડયો.[૧૩] જેમ નૃત્ય કરતો હોય તેમ ઘણી ચતુરાઈથી લડતો અને પરમ ક્રોધાયમાન થયેલો તે મહારથી અભિમન્યુ સર્વને પ્રહાર કરતો હતો. આવી તેની યુદ્ધકુશળતાને જોઇને દેવતાઓ પણ પ્રસન્ન થઈ ગયા.[૧૪] ભીષ્મ વગેરે સર્વ મહારથીઓ, લક્ષ્યને વિંધનારી અભિમન્યુની ચતુરાઇ જોઇને, તેને પરાક્રમી એવો સાક્ષાત્ અર્જુનજ માનવા લાગ્યા.[૧૫] અંગારાની સમાન સર્વ દિશાઓમાં ફરતું અને ટંકાર કરતું તે અભિમન્યુનું ધનુષ્ય જ્યારે એકદમ ખેંચાતું અને મૂકાતું, ત્યારે અર્જુનના ગાંડીવ નામના ધનુષ્ય જેવું જણાતું હતું.[૧૬] શત્રુઓના યોદ્ધાઓનો સંહાર કરતા ભીષ્મે, યુદ્ધમાં આવેલા તે અર્જુનના પુત્ર અભિમન્યુની પાસે આવીને મહાવેગવાળાં એવાં નવ બાણો મારીને એકદમ તેને વિંધી નાખ્યો;[૧૭] અને વળી તે ભીષ્મપિતામહે પરમ તેજસ્વી એવા તે અભિમન્યુના રથની ધ્વજાને ત્રણ ભલ્લ બાણોવડે કાપી નાખી અને બીજાં ત્રણ બાણો મારીને સારથીને પણ હણી નાખ્યો;[૧૮] તેમજ કૃતવર્માએ, કૃપાચાર્યે અને શલ્ય રાજાએ પણ તે અભિમન્યુને વિંધી નાખ્યો, પણ મૈનાકપર્વતની પેઠે તેને જરા પણ પાછો હઠાવી શકયા નહિ.[૧૯] મહારથી એવા કૌરવોથી ઘેરાયેલો તે શૂરો અભિમન્યુ, તે પાંચે અતિરથીઓની સામે બાણોનો વરસાદ વરસાવતો હતો.[૨૦] આવી રીતે હજારો કૌરવોને બાણો મારી મારીને પાછા હઠાવી દેતા તે વીર અભિમન્યુએ ભીષ્મની સામે બાણો છોડીને ગર્જના કરી.[૨૧] હે રાજન્ ! તે યુદ્ધમાં બાણોવડે ભીષ્મને પણ ગભરાવી દેતા તથા આ પ્રમાણે બળપૂર્વક લડતા તે વીર અભિમન્યુની ભુજાનું બળ ઘણુંજ દેખાતું હતું.[૨૨] ત્યારપછી ભીષ્મપિતામહે પણ તે પરાક્રમી ઉપર બાણો મૂકયાં; પણ ભીષ્મના ધનુષ્યમાંથી નીકળતાં બાણોને તે યુદ્ધમાં અભિમન્યુ એકદમ વચમાંથીજ કાપી નાખતો હતો.[૨૩] તે પછી અમોઘ બાણોને મૂકનાર અભિમન્યુએ નવ બાણો છોડી ભીષ્મના ધ્વજને કાપી નાખ્યો. એ જોઇને સેનામાં મોટો હા-

હાકાર થઈ રહ્યો.[૨૪] હે ભારત ! સુવર્ણથી શોભતો અને રૂપેરી તાડના વૃક્ષથી ચિન્હિત એવો તે ભીષ્મનો તાલકેતુ ધ્વજ અભિમન્યુનાં બાણોવડે કપાઈને પૃથ્વી ઉપર પડયો.[૨૫] હે રાજા! તે જોઇને, ભીષ્મે મોટી ગર્જના કરી અને અભિમન્યુને શાબાશી આપી.[૨૬] ત્યારપછી મહાબળવાન એવા ભીષ્મપિતામહે તે ઘોર રણસંગ્રામમાં ઘણાં દિવ્ય મહાસ્રોને પ્રકટ કરવા માંડયા[૨૭] અને હજારો બાણોને મૂકીને અભિમન્યુને ઢાંકી દીધો. આ જોઇને ઘણું આશ્ચર્ય થતું હતું.[૨૮] આવી રીતે બાણોની વૃષ્ટિથી ઢંકાઈ ગયેલા અભિમન્યુને જોઇને પાંડવોના મોટા ધનુર્ધારી એવા દશ મહારથી યોદ્ધાઓ અભિમન્યુની રક્ષા કરવામાટે ઉતાવળા રથમાં બેસીને દોડી આવ્યા.[૨૯] હે રાજા ! પોતાના પુત્રસહિત વિરાટ રાજા, ધૃષ્ટદ્યુમ્ન, પાર્ષત, ભીમસેન, કેકયરાજાના પુત્રો અને સાત્યકિ, એ દશે જણા જ્યારે તે યુદ્ધમાં એકદમ આવી પહોંચ્યા, ત્યારે શાંતનુ રાજાના પુત્ર ભીષ્મપિતામહે ત્રણ બાણોવડે પાંચાલરાજાને અને નવ બાણોવડે સાત્યકિને વિંધ્યા;[૩૦,૩૧] અને કાનસુધી ધનુષ્ય ખેંચીને છોડેલા એક તીક્ષ્ણ બાણવડે ભીમસેનના રથની ધ્વજાને કાપી નાખી.[૩૨] હે રાજા ! એ પ્રમાણે ભીષ્મપિતામહે રથનો કાપી નાખેલો ભીમસેનનો સુવર્ણમય સિંહધ્વજ ભોંય ઉપર પડી ગયો.[૩૪] એટલે તે યુદ્ધમાં ભીમસેને ત્રણ બાણો મારીને ભીષ્મને વિંધી નાખ્યા તથા એક બાણથી કૃપાચાર્યને અને આઠ બાણથી કૃતવર્માને વિંધી નાખ્યા.[૩૫] આ તરફથી વિરાટરાજાના પુત્ર ઉત્તરે પણ ઉંચી સૂંઢ કરી ધસી આવતા હાથી ઉપર બેસીને મદ્રરાજાની સામો ધસારો કર્યો;[૩૬] ત્યારે વેગથી રથ ઉપર દોડી આવતા તે શ્રેષ્ઠ હાથીને, શલ્યરાજાએ બાણો મારીને અટકાવ્યો.[૩૭] તેથી એકદમ ક્રોધાયમાન થયેલા તે હાથીએ શલ્ય રાજાના રથની ધુંસરી ઉપર પગ મૂકીને તેના સુંદર ચાર ઘોડાઓને મારી નાખ્યા.[૩૭] આવી રીતે તે અશ્વરહિત રથમાં બેઠેલા શલ્યરાજાએ ઉત્તરનો નાશ કરનારી અને સર્પસમાન ઝેરી લોહશક્તિને છોડી.[૩૮] તે શક્તિ વાગવાથી ઉત્તરકુમારનું કવચ પણ તૂટી ગયું અને પોતે પણ મૃત્યુવશ થઇને હાથી ઉપરથી નીચે પડી ગયો; તથા તેના હાથમાંથી અંકુશ તથા તોમર પણ છૂટી પડયાં.[૩૯] તેને નીચે પડેલો જોઇને શલ્યરાજા હાથમાં તરવાર લઈને રથ ઉપરથી નીચે કૂદી પડયો અને તેણે ઉત્તરના હાથી પાસે જઇને તેની મોટી સુંઢને કાપી નાખી.[૪૦] આવી રીતે પોતાની સુંઢ કપાવાથી તથા સેંકડો બાણોનો પ્રહાર થવાથી જેનું મર્મસ્થાન ભેદાઈ ગયેલું છે, એવો તે હાથી મહાભયંકર ચીસ પાડી નીચે પડી ગયો અને મરણ પામ્યો.[૪૧] હે રાજા ! આવું પરાક્રમ કરીને તે મદ્રરાજ શલ્ય એકદમ દેદીપ્યમાન એવા કૃતવર્માના રથ ઉપરચઢી ગયો;[૪૨] પણ આ તરફ પોતાના ભાઇ ઉત્તરને હણેલો જોઇને તથા તેને મારનાર શલ્યને કૃતવર્માની સાથે રથમાં બેઠેલો જોઇને વિરાટરાજાનો બીજો પુત્ર બલિષ્ઠ શ્વેતકુમાર, ક્રોધથી ઇંદ્રધનુષ્યસમાન પોતાના ધનુષ્યનો ટંકાર કરીને આહુતિ આપેલા અગ્નિની માફક ભભુકી ઉઠયો;[૪૩,૪૪] અને તુરતજ તે બળવાન શ્વેતકુમાર શલ્યરાજાને મારી નાખવા ધસી આવ્યો તથા તેની પાછળ ઘણા બીજા યોદ્ધાઓ પણ રથ લઇ લઇને દોડયા.[૪૫] બાણોના વરસાદને વરસાવતો તે કુમાર શલ્યરાજાના રથ આગળ આવી પહોંચ્યો. મદોન્મત્ત હાથીસમાન પરાક્રમી એવો તેને આવેલો જોઇને અને શલ્યરાજાને મૃત્યુની દાઢમાં આવેલો જાણીને કૌરવોમાંના સાત રથીઓએ તેને ચારે બાજુથી ઘેરી લીધો. કોસલ દેશનો રાજા બૃહદ્બલ, મગધ દેશનો રાજા જયત્સેન, શલ્યનો પ્રતાપી પુત્ર રુક્મરથ,[૪૮] અવંતીના કુમાર વિંદ અને અનુવિંદ, કંબોજનો રાજા સુદક્ષિણ અને બૃહત્ક્ષત્રનો કુટુંબી સિંધુદેશનો રાજા જયદ્રથ, એ સાતે યોદ્ધાઓ, જુદા જુદા વર્ણવાળા મેઘમાં સણસણાટ કરતી વિજળીની પેઠે ધનુષ્યોનો ટંકાર કરતા આવી ઉભા રહ્યા.[૪૯,૫૦] તે બધા એકદમ સાથેજ આવીને શ્વેતકુમાર ઉપર, વર્ષાઋતુમાં વાયુએ ઉડાડેલા મેઘો જેમ પર્વત ઉપર જળની વૃષ્ટિ કરે, તેમ બાણોનો વરસાદ વરસાવવા

મંડયા.[૫૧] આ જોઈને સેનાપતિ શ્વેતકુમારે ક્રોધાયમાન થઈને મોટા ધનુષ્યમાંથી તીક્ષ્ણ એવાં સાત ભલ્લબાણોને છોડીને તેઓનાં ધનુષ્યો છેદી નાખ્યાં તથા તેઓને પણ હેરાન હેરાન કરી મૂકયા.[૫૨] હે ભારત ! પછી તેઓએ પોતાનાં ધનુષ્યોને કપાયેલાં જોઈને એકદમ અર્ધનિમેષ જેટલા કાળમાં બીજાં ધનુષ્યો લીધાં[૫૩] અને તુરતજ સાત બાણ શ્વેતકુમાર ઉપર છોડયાં; ત્યારે ફરી પણ તે અમેયાત્મા મહાબાહુ શ્વેતકુમારે સાત ભલ્લબાણોને મૂકીને તે ધનુર્ધારીઓનાં ધનુષોને કાપી નાખ્યાં.[૫૪] આવી રીતે પોતાનાં ધનુષ્યો ફરી પણ કપાયેલાં જોઈને એકદમ તે સાતે યોદ્ધાઓ પોતાના રથમાંથી શક્તિઓ ગ્રહણ કરીને ભયંકર ગર્જનાઓ કરવા લાગ્યા [૫૫] અને પછી તે શક્તિઓને હાથમાં લઈને તેઓએ શ્વેતકુમારના રથની સામે છોડી;પણ હે રાજા! વજ્રસમાન શબ્દ કરતી તે બળતી શક્તિઓને અસ્ત્રકળામાં કુશળ એવા તે શ્વેતકુમારે સાત ભલ્લ બાણો મારીને વચમાંથીજ તે સાતે શક્તિઓને તોડી પાડી; અને પછીથી હે રાજા ! તેણે આખા શરીરને ચીરી નાખે તેવું એક બાણ લઇને રુકમરથની સામે છોડયું. તે બાણ વજ્રથી પણ અધિક જોરથી રૂકમરથને વાગ્યું.[૫૬-૫૮] હે રાજા ! તે બાણથી પીડાયેલો રુકમરથ એકદમ રથની બેસણી ઉપર બેસી ગયો અને મૂર્છાને પામી ગયો.[૫૯]આમ તેને મૂર્છિત થયેલો જોઈને, જરા પણ નહિ ગભરાયેલા તેના સારથિએ સર્વ લોકોના દેખતાં તેને ત્વરાથી રથમાં નાખીને દૂર લઇ ગયો.[૬૦] તે પછી મહાબાહુ શ્વેતકુમારે બીજાં સુવર્ણભૂષિત છ બાણો લઇને તે છએ યોદ્ધાઓના ધ્વજના અગ્રભાગને પાડી નાખ્યા.[૬૧] હે પરંતપ ! તેઓના ઘોડાઓને અને સારથીઓને મારી નાખીને તથા તેઓને પણ બાણોવડે છાઈ દઇને તે પોતે એકદમ શલ્યરાજાના રથની સામે જવા લાગ્યો.[૬૨] આવી રીતે સેનાપતિ શ્વેતકુમારને શલ્યના રથની તરફ ઉતાવળથી જતો જોઈને, હે ભારત! તમારા સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો.[૬૩] તે સમયે મહાબળવાન એવો તમારો પુત્ર દુર્યોધન ભીષ્મને આગળ કરીને સર્વ સૈન્યની સાથે શ્વેતકુમારના રથ સામે ગયો;[૬૪]અને મૃત્યુના મુખમાં પડેલા મદ્રદેશના રાજાને છોડાવવા મથ્યો, એટલે તુરતજ રુવેરુવાં ઉભાં કરી નાખે તેવું તેમનું તુમુલ યુદ્ધ થયું.[૬૫] તમારા અને પાંડવોના રથો તથા હાથીઓ એકબીજા સાથે મળી ગયા; અને તે સમયે કુરુઓમાં વૃદ્ધ એવા ભીષ્મપિતામહ,પાંડવોના મહાન યોદ્ધાઓ અભિમન્યુ,ભીમસેન, મહારથી સાત્યકિ, કૈકેય, વિરાટરાજા, દ્રુપદરાજા, ચેદિરાજા અને મત્સ્યરાજા વગેરેના ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. [૬૬,૬૭]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'શ્વેતયુદ્ધ' એ વિષયનો ૪૭ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૪૮ મો

### શ્વેતકુમારનો વધ

॥ धृतराष्ट्र उवाच ॥

एवं श्वेते महेष्वासे प्राप्ते शल्य रथं प्रति ।
कुरवः पांडवेयाश्च किमकुर्वत संजय ॥१॥

ધૃતરાષ્ટ્રે કહ્યું:-હે સંજય ! એ પ્રમાણે જ્યારે મોટા ધનુષ્યને ધારણ કરનાર એવો શ્વેતકુમાર શલ્યરાજાના રથની સામે આવી પહોંચ્યો, ત્યારે કૌરવોએ અને પાંડવોએ શું કર્યું ? તે મને કહો; તથા ભીષ્મપિતામહે શું કર્યું ? તે પણ કહો.[૧]

સંજયે કહ્યું:-હે રાજા ! ત્યારપછી હજારો ક્ષત્રિયો અને હજારો મહારથી યોદ્ધાઓ શૂરવીર એવા સેનાપતિ શ્વેતકુમારને આગળ કરીને, તમારા પુત્ર રાજા દુર્યોધનને પોતાનું બળ દેખાડવા લાગ્યા.[૨,૩] વળી શ્વેતકુમારનું રક્ષણ કરવા શિખંડીને આગળ કરીને, સર્વે મહારથીઓએ ભેગા થઇને યુદ્ધ કરવામાં શ્રેષ્ઠ અને પાંડવોની સેનાનો નાશ કરતા ભીષ્મપિતામહના સુવર્ણજડિત એવા રથની સામો ધસારો કર્યો. તે સમયે ત્યાંજ જે ઘોર અને તુમુલ રણસંગ્રામ થયો તેનું વર્ણન હું કરું છું, તે તમે સાંભળો.[૪,૫] જે વેળાએ તે વખતનું તમારા પુત્રો અને પાંડવોનું યુદ્ધ ચાલ્યું, તેમાં શાંતનુ-

કુમાર ભીષ્મપિતામહે ઘણા રથોની એસણીઓને તદ્દન ખાલીજ કરી મૂકી—અર્થાત્ ઘણાનો સંહાર કરી નાખ્યો.[૬]

સૂર્યસમાન પ્રતાપી એવા તે ભીષ્મે તે રણસંગ્રામમાં ઘણુંજ અદ્દભુત કર્મ કરી મૂકયું—મોટા મોટા રથોને બાણોવડે ઢાંકી દીધા અને સૂર્યને પણ બાણોવડે ઢાંકી દીધો.[૭] જેમ ઉદય પામતો સૂર્ય પોતાનાં કિરણોથી અંધકારનો નાશ કરે, તેમ હે રાજા ! તે ભીષ્મે રણસંગ્રામમાં સેંકડો અને હજારો બાણો છોડવા માંડયાં.[૮] વળી તે રણભૂમિમાં ભીષ્મે મૂકેલાં મહાવેગવાળાં અને બળવાળાં તે બાણોથી ક્ષત્રિયોનો સંહાર થવા લાગ્યો તથા અનેક વીર પુરુષોનાં મસ્તકો કપાવા લાગ્યાં.[૯] જેમ વજ્રથી મોટા પર્વતો ભેદાય, તેમ કાંટાવાળાં લોઢાનાં કવચોને ધારણ કરનારા હાથીઓ કપાવા લાગ્યા. વળી હે રાજા ! રથો બીજા રથોમાં ભરાઇ ગયેલા જોવામાં આવતા હતા.[૧૦] કેટલાએક ઘોડાઓ, ઘોડાસહિત એવા બીજા રથને ખેંચી જતા જણાતા હતા; અને કેટલાએક ઘોડાઓ પોતાના ઉપર મરણ પામેલા તથા જેના હાથમાં ધનુષ્ય રહી ગયેલું છે તેવા લટકતા જુવાન ક્ષત્રિયોને લઇ જતા જોવામાં આવતા હતા અને જાણે ઉન્મત બની ગયા હોય તેમ, હે રાજા ! આમ તેમ દોડવા લાગ્યા. વળી કેટલાએક ધડથી જૂદા પડેલા અને તરવાર તથા ભાથા જેઓએ બાંધેલાં છે તેવા વીર યોદ્ધાઓ, સેંકડોની સંખ્યામાં પૃથ્વીઉપર પડેલા—વીરશય્યામાં સૂતેલા માલૂમ પડતા હતા; અને વળી કેટલાએક મૂર્છા ખાઇને પૃથ્વીઉપર પડેલા વીર પુરુષો ફરીથી સાવધ થઇને પરસ્પર સામસામા દોડી દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા અને તેમાં પરસ્પરને ઘા કરી પીડા પામીને રણભૂમિ ઉપર આળોટવા લાગ્યા. કેટલાએક ધનુષ્યસહિત, કેટલાએક ભાથાઓસહિત તો વળી કેટલાએક તો સુવર્ણનાં આભૂષણોસહિત પોતાના શત્રુઓને હણી નાખીને નિરાંતે રણભૂમિમાં પડેલા જણાતા હતા; અને ઘણીજ પીડા પામતા હતા.[૧૦-૧૫] હે ભારત ! કોઇ ગાંડોતુર બની ગયેલો મહોન્મત્ત હાથી બીજા હાથીઓને તથા જેના સ્વારો મરણ પામેલા છે તેવા ઘોડાઓને ઘેરી લેતો હતો અને આમતેમ દોડાદોડ કરતો હતો.[૧૬] ત્યારે કેટલાએક રથીઓ રથીઓ સામા દોડીને ચારે બાજુએથી એકબીજાને ચગદી નાખતા હતા. વળી કોઇનાં બાણોથી મરણ પામેલા કેટલાએક યોદ્ધાઓ રથઉપરથી નીચે પડી જતા જણાતા હતા.[૧૭] કેટલાક ભાગી ગયેલા રથો, સારથી મરી જવાથી કાષ્ઠવત્ પૃથ્વીઉપર પડતા હતા. રણસંગ્રામમાં એકબીજાના લડવાથી પુષ્કળ ધૂળ ઉડતી હતી; જેથી માત્ર ધનુષ્યના ટંકારજ સંભળાતા હતા, બીજું કંઇ પણ જોવામાં આવતું ન હતું; અને યોદ્ધાઓ શત્રુઓનાં અંગેઅંગ સામે અથડાવાથીજ જાણી શકતા હતા કે પોતાની સામે શત્રુ ઉભો છે.[૧૮,૧૯] વળી હે રાજા ! ધનુષ્યના ટંકાર ઉપરથી પણ સર્વે, સામે શત્રુ છે એમ ધારીને બાણોવડે લડતા હતા. કાનને ફાડી નાખનાર એવો રણવાજીંત્રોનો ઘોર શબ્દ થતો હતો, તેથી સુભટોએ પરસ્પર કરેલો વીર શબ્દ સંભળાતો ન હતો તથા યુદ્ધની અંદર પોતાના પુરુષાર્થને પ્રકટ કરીને લડતા એવા યોદ્ધાઓનાં નામ અથવા ગોત્રોચ્ચારનું પરસ્પર કથન પણ કયાંય પણ સંભળાતું ન હતું.[૨૦-૨૨] આવી રીતે ભીષ્મના ધનુષ્યમાંથી છૂટેલાં બાણોએ તે રણસંગ્રામમાં લડતા યોદ્ધાઓને પીડિત કરી મૂકયા અને પરસ્પર સર્વ વીરોનાં કાળજાંને પણ કંપાવી દીધાં. આવી રીતે રુવે રુવાં ઉભાં કરી દે તેવો ઘોર રણસંગ્રામ થતો હતો.[૨૩] તે રણસંગ્રામમાં પિતાને પુત્રનું ભાન ન હતું. વળી કેટલાએક વીરોના રથોનાં પૈડાં તથા કેટલાએકના રથોનાં ધુસરાં ભાંગી ગયાં હતાં, કેટલાએકના રથોને જોડેલા ઘોડાઓમાંથી એક ઘોડો માર્યો ગયો હતો; અને પોતે પણ સીધાં આવેલાં બાણોથી વિંધાઈ જઇને રથ ઉપરથી પોતાના સારથીસહિત ભોંય ઉપર ઢળી પડતા હતા.[૨૪,૨૫] આવી રીતે તે રણસંગ્રામમાં સર્વ યોદ્ધાઓ રથવિનાના થઇને આમ તેમ ચારે બાજુ દોડતા દેખાતા હતા. એ પ્રમાણે જ્યારે ભીષ્મપિતામહ શત્રુઓનો નાશ કરતા હતા, ત્યારે

કોઈનો હાથી માર્યો ગયો હતો, તો કોઈનું મસ્તક કપાઇ ગયું હતું, કોઈનાં મર્મસ્થાન ભેદાઈ ગયાં હતાં તો વળી કોઈનો ઘોડો માર્યો ગયો હતો; પણ સર્વાંશે કોઇ અક્ષત રહ્યા હોય તેવો કોઇ પણ યોદ્ધા ત્યાં હતોજ નહિ. આ તરફથી શ્વેતકુમાર પણ તે યુદ્ધમાં કૌરવોનો સંહાર કરવા મંડી પડયો હતો.[૨૬,૨૭] હે ભરતકુળશ્રેષ્ઠ રાજા ! તેણે અનેક ઉત્તમ રથવાળા રાજપુત્રોને મારી નાખ્યા હતા અને બાણો મૂકીને અનેક રથીઓનાં મસ્તકોને કાપી નાખ્યાં હતાં.[૨૮] હે રાજા! તે યુદ્ધમાં શ્વેતકુમારે કોઇના બાજુબંધસહિત હાથોને કાપી નાખ્યા, કોઇનાં ધનુષ્યો છેદી નાખ્યાં,તો કોઇના રથોની ઉધો ભાંગી નાખી. વળી કોઇના રથોનાં પૈડાં ભાંગી નાખ્યાં, કોઇના ભાથાઓનો નાશ કર્યો, તો કોઇના રથોનાં ધુંસરાં ભાંગી નાખ્યાં અને વળી કોઇનાં મહાકિંમતી છત્રો ઉરાડી નાખ્યાં,કોઇની ધ્વજાઓ કાપી નાખી તો કોઈના ઘોડાઓને મારીનાખ્યા અને કેટલાએકના રથોજ ભાંગી નાખ્યા. એ પ્રમાણે હે ભારત ! શ્વેતકુમારે સેંકડો હાથીઓ અને સેંકડો પુરુષોને હણી નાખ્યા. હે ભારત ! અમે પણ (સંજય પોતાને ઉદ્દેશીને કહે છે) શ્વેતકુમારના ભયથી ભયભીત થઇને અમારો ઉત્તમ રથ છોડીને દૂર નાસી ગયા હતા, તેથીજ આજે તમોને મળી શકયા છીએ. (નહિતર તો અમારો પણ પ્રાણ જાતજ.) હે કુરુનંદન રાજા ! અમે બધા કૌરવો તે વખતે દૂર ખસી જઇને તેના બાણ પડવાના પ્રદેશનું ઉલ્લંઘન કરીને ઉભા હતા; અને છેટે રહીને માત્ર ભીષ્મનેજ લડતા જોતા હતા. ખરેખર, તે ઘોર રણસંગ્રામમાં, તેવા ભયંકર સમયમાં પણ આપણા બધા કૌરવોમાંથી એકલા ભીષ્મજ પરાક્રમથી લડતા હતા.[૨૯–૩૩] પુરુષોમાં વ્યાઘ્રસમાન એકલા ભીષ્મજ ત્યાં મેરુપર્વતની પેઠે અડગપણે સર્વના પ્રાણ લેવા માટે ઉભા હોય, તેમ વસંતઋતુના સૂર્યની પેઠે અડગ ઉભા હતા.[૩૪] પોતાનાં કિરણોવડે સૂર્ય જેમ સ્થિત રહે છે, તેમ ભીષ્મપિતામહ પણ પોતાનાં બાણોરૂપ કિરણોવડે ત્યાં ઉભા હતા અને મોટાં ધનુષ્યને ધારણ કરીને અનેક બાણોના સમૂહને પોતે મૂકયાજ કરતા હતા.[૩૫] જેમ ઇંદ્ર અસુરોને સંહારે, તેમ તેઓ શત્રુઓનો નાશ કરતા હતા. તે વખતે ભીષ્મનાં બાણોવડે હણાતા શત્રુઓ બળવાન ભીષ્મ સામે લડવાનું છોડીને તથા પોતાની સેનાનો ત્યાગ કરીને અગ્નિમાંથી જેમ તણખા ઉડે તેમ આસપાસ નાસવા લાગ્યા. હે રાજા ! તે સમયે આવી રીતનો શત્રુઓનો નાશ થતાં દુર્યોધન હૃષ્ટ–પુષ્ટ આનંદી જણાતો હતો.[૩૬,૩૭] હે રાજા! એ પ્રમાણે દુર્યોધનનું પ્રિય કરવામાટે યોજાયેલા અને પાંડવોને શોકાતુર કરતા ભીષ્મ, પોતાનાં જીવિતની અને ભયની દરકાર કર્યાવિનાજ પાંડવોનાં સૈન્યોને રણભૂમિ ઉપર પાડીનાખતા હતા. ત્યારપછી પેલી તરફથી કૌરવોની સેના ઉપર તૂટી પડેલા પાંડવોના સેનાપતિ શ્વેતકુમારને જોઇને તમારા પિતા દેવવ્રત ભીષ્મ એકદમ ત્વરાથી તેની સામા ગયા; એટલે તે શ્વેતકુમારે પણ ભીષ્મપિતામહને આવેલા જોઇને બાણોવડે તેમને વધાવી લીધા.[૩૮–૪૦] ત્યારપછી ભીષ્મે પણ બાણો મૂકીને શ્વેતકુમારને ઢાંકી દીધો. આવી રીતે તે બન્ને જણા સાંઢની પેઠે ગર્જના કરતા જાણે બે મદોન્મત્ત હાથી હોય તેવા જણાતા હતા; અને ખીજાયેલા બે વાઘોની પેઠે પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. એકબીજાનો વધ કરવાને ઇચ્છતા તે બન્ને વીરો પરસ્પરનાં અસ્ત્રોને નિવારીને સામસામા યુદ્ધ કરતા હતા.[૪૧,૪૨] જો શ્વેતકુમાર પાંડવોની સેનાનું રક્ષણ ન કરત તો અવશ્ય એકજ દિવસમાં પાંડવોની સર્વ સેનાનો એકલા ભીષ્મપિતામહજ નાશ કરી શકત. આવી રીતે શ્વેતકુમારે ભીષ્મપિતામહને પાછા હઠાવ્યા, તે જોઇને પાંડવો હર્ષ પામ્યા અને તમારો પુત્ર દુર્યોધન ખેદ પામ્યો. પછી એકદમ ક્રોધાતુર થયેલો દુર્યોધન, બીજા રાજાઓ અને સૈન્યોને સાથે લઇને પાંડવોનાં સૈન્યની સામો યુદ્ધ કરવા માટે ધસી આવ્યો; અને દુર્મુખ, કૃતવર્મા તથા શલ્યરાજા ભીષ્મની પાસે આવીને તમારા પુત્રની પ્રેરણાથી તેમનું રક્ષણ કરવા લાગ્યા. આવી રીતે દુર્યોધન વગેરે રાજાઓને પાંડવોનાં સૈન્યનો નાશ કરતા જોયા, ત્યારે એકદમ શ્વેતકુમારે

ભીષ્મનો ત્યાગ કરીને દુર્યોધન વગેરેની સામો ધસારો કર્યો અને વાયુ જેમ વૃક્ષોનો નાશ કરે તેમ સર્વનો સંહાર કરવા લાગ્યો. આમ થવાથી તે દુર્યોધનાદિ રાજાઓની સેના આમતેમ નાસી ગઈ.

હે રાજન્ ! એ પ્રમાણે તે સેનાને નસાડી મૂકીને ક્રોધપૂર્ણ એવો વિરાટ્‌કુમાર પાછો ફરી જ્યાં ભીષ્મપિતામહ હતા ત્યાં એકદમ આવી પહોંચ્યો. હે રાજા ! ત્યારપછી તે બન્ને જણા, વૃત્રાસુર અને ઇંદ્રની પેઠે મહાબળવાન તથા બાણોવડે દીપતા સામસામા આવી જઇને યુદ્ધ કરવા લાગ્યા; અને હે મહારાજા ! પરસ્પર એકબીજાનો વધ કરવાની ઇચ્છા કરવા લાગ્યા. પછી શ્વેતકુમારે હાથમાં ધનુષ્ય લઇને સાત બાણો મારી ભીષ્મને વિંધી નાખ્યા; ત્યારે ભીષ્મે પણ પરાક્રમ કરીને એક મદોન્મત્ત હાથી બીજા મદોન્મત્ત હાથીને રોકે તેમ તેના પરાક્રમને રોક્યું.[૫૨] એટલે ફરીથી પણ નમેલાં પર્વવાળાં પચીસ બાણો મારીને તેણે ભીષ્મપિતામહને વિંધી નાખ્યા. શ્વેતકુમારનું આ કર્મ આશ્ચર્યજનક થઇ પડયું. પછીથી ભીષ્મે પણ સામેથી દશ બાણો છોડીને તેને વિંધ્યો; પણ પર્વતની પેઠે અડગ ઉભેલો તે બળવાન શ્વેતકુમાર ભીષ્મનાં દશ બાણોથી વિંધાયો છતાં જરા પણ કંપ્યો નહિ અને ઉલટો ક્રોધાયમાન થઇને પોતાના ધનુષ્યને અત્યંત નમાવીને જરા હસીને તથા બે ગાલનાં ગલોફાંઓને ભેગાં કરીને ક્ષત્રિયનંદન એવા શ્વેતકુમારે ફરીથી પણ ભીષ્મને પ્રહાર કર્યો.[૫૫,૫૬] ફરકતાં પીછાંવાળા એક બાણથી તે બળવાને, મહાત્મા ભીષ્મના તાલધ્વજના અગ્ર ભાગને ઉરાડી દીધો; અને બીજાં નવ બાણ મારીને તેમના ધનુષ્યના પણ દશ કકડા કરી નાખ્યા. એ પ્રમાણે જ્યારે ભીષ્મનો તાલધ્વજ નીચે પડયો, ત્યારે તમારા પુત્રો અને મેં એમજ માન્યું કે, ભીષ્મ માર્યા ગયા અથવા શ્વેતકુમારના પાશમાં આવી ગયા. આમ થવાથી પાંડવો ઘણાજ ખુશી થઇ ગયા અને શંખો વગાડવા લાગ્યા.[૫૭-૫૯] ભીષ્મના તાલકેતુને પડેલો જોઇને દુર્યોધન એકદમ ક્રોધાયમાન થઇને પોતાના સૈન્યને પ્રેરણા કરવા લાગ્યો કેઃ-[૬૦] "હે યોદ્ધાઓ ! આપણા દેખતાં પરાક્રમી ભીષ્મનું શ્વેતકુમારના હાથે મરણ ન થાય તેટલામાટે તમે બધા ચારે બાજુથી સાવધરહી ભીષ્મનું રક્ષણ કરો; કારણ કે આજે શૂરવીર શાંતનુકુમાર ભીષ્મનું અથવા શ્વેતકુમારનું બન્નેમાંથી એકનું અવશ્ય મરણ થશે. એ વાત હું સત્યજ કહું છું." હે ભારત ! એ પ્રમાણે રાજા દુર્યોધનનું વચન સાંભળીને સર્વ મહારથીઓ એકદમ ઉતાવળા થઈને ચતુરંગી સેનાવડે ભીષ્મનું રક્ષણ કરવા લાગ્યા. બાહ્લિક, કૃતવર્મા, શલ, શલ્ય, જલસંધ, વિકર્ણ, ચિત્રસેન, વિવિંશતિ વગેરે રાજાઓ એકદમ ચારે બાજુથી ભીષ્મની આજુબાજુ થઇ ગયા અને તેનું રક્ષણ કરતાં કરતાં શ્વેતકુમારની ઉપર તુમુલ એવી શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા. ક્રોધાતુર થયેલો શ્વેતકુમાર પણ પોતાના હાથની ચતુરાઇ બતાવીને તીક્ષ્ણ બાણો મારીને તે બધાને રોકતો હતો. એ પ્રમાણે જેમ સિંહ હાથીઓને રોકે તેમ તે સર્વ મહારથીઓને રોકીને અતુલ પરાક્રમી એવા તે મહારથી શ્વેતકુમારે બાણોનો મોટો વરસાદ વરસાવીને ભીષ્મના ધનુષ્યને છેદી નાખ્યું. હે રાજન્ ! પછી તે યુદ્ધમાં શાંતનુકુમાર ભીષ્મે પણ બીજું ધનુષ્ય લીધું અને ફરકતાં પીછાંવાળાં તીક્ષ્ણ બાણોવડે શ્વેતકુમારને વિંધી નાખ્યો. સેનાપતિ શ્વેતકુમારે પણ અતિ ક્રોધમાં આવી જઇને સર્વ લોકોનાં દેખતાં ભીષ્મની સામાં ઘણાં લોઢાનાં બાણો છોડી તેમને વિંધી નાખ્યા. એ પ્રમાણે શ્વેતકુમારે મહાવીર ભીષ્મને વિંધી નાખેલા જોઇને રાજા દુર્યોધન ઘણોજ ગભરાઈ ગયો; અને તમારા આખા સૈન્યમાં સર્વ ઠેકાણે મોટો ત્રાસ વર્તી રહ્યો.[૬૨-૭૦] તે વીર ભીષ્મને આવી રીતે શ્વેતકુમારે હઠાવેલા તથા બાણો મારીને ઘાયલ કરેલા જોઇને શ્વેતકુમારે તેમને મારી નાખ્યા છે કે તેમને વશ કરી લીધા છે, એમ સર્વે માનવા લાગ્યા.[૭૧] ત્યારપછી હે મહારાજા ! એકદમ ક્રોધને વશ થયેલા તમારા પિતા દેવવ્રત ભીષ્મે, પોતાના ધ્વજનો નાશ તથા સમગ્ર સેનાને પાછી હઠાવેલી જોઇને,

શ્વેતકુમારની સામાં ઘણાં બાણો મૂકવા માંડયાં. એટલે મહારથી શ્વેતકુમારે પણ તે બાણોને અટકાવીને ફરીથી પણ એક ભલ્લ નામનું બાણ મૂકીને તમારા પિતા ભીષ્મનું ધનુષ કાપી નાખ્યું. હે રાજા ! તે પછી એકદમ ક્રોધાયમાન થયેલા ભીષ્મે તે ધનુષ્યનો ત્યાગ કરીને બીજું ઘણુંજ દ્દઢ અને મોટું ધનુષ્ય હાથમાં લીધું; અને તેમાં પથ્થરસમાન મજબૂત એવાં સાત ભલ્લ બાણોને સાંધ્યાં, તેમાંથી ચાર બાણો મારીને સેનાપતિ શ્વેતકુમારના ઘોડાઓને મારી નાખ્યા અને બીજાં બે બાણોવડે ધ્વજને છેદી નાખ્યો તથા છેલ્લા સાતમા બાણવડે સારથીનું માથું ઉડાવી દીધું. આમ થવાથી ઘણોજ કોપાયમાન થયેલો, મોટા પરાક્રમવાળો મહાબળવાન અને મહારથીઓમાં શ્રેષ્ઠ એવો શ્વેતકુમાર, જેના ઘોડા અને સારથી મરણ પામેલા છે તેવા રથ ઉપરથી નીચે કૂદી પડયો; અને ક્રોધવશ થયેલો તે ઘણોજ વ્યાકુળ થઇ ગયો. આવી રીતે રથવિનાના તે મહારથી શ્વેતકુમારને જોઇને, ભીષ્મપિતામહ ચારે બાજુએથી તીક્ષ્ણ બાણો છોડી તેને મારવા લાગ્યા; એટલે શ્વેતકુમારે પોતાના ધનુષ્યને રથમાં મૂકીને મહાભયંકર અને ઉગ્ર એવી સુવર્ણની શક્તિ હાથમાં લીધી.[૭૨–૮૦] આવી મૃત્યુની જીભસમાન મહાભયંકર કાળદંડ સરખી શક્તિને હાથમાં લઈ રણસંગ્રામમાં હાંકતો હાંકતો શ્વેતકુમાર, શાંતનુકુમાર ભીષ્મને કહેવા લાગ્યો કેઃ–" હવે ખરેખરો પુરુષ થઇને ઉભો રહેજે અને મારૂં પરાક્રમ જોજે " એમ કહીને પરાક્રમી, અમેયાત્મા, મોટા ધનુષ્યને ધારણ કરનાર તથા પાંડવોમાટે આટલું બધું પરાક્રમ કરનાર એવા તે શ્વેતકુમારે તમારૂં અનિષ્ટ કરવાની ઈચ્છાથી તે સર્પસમાન ઝેરી શક્તિને ભીષ્મની સામે છોડી.[૮૧–૮૩] હે રાજા ! મૃત્યુના દંડસમાન કાંતિવાળી તે ભયંકર શક્તિને આવતી જોઇને તમારા પુત્રોની અંદર મહાન હાહાકાર થઈ રહ્યો.[૮૪] હે રાજન્ ! શ્વેતકુમારના હાથથી મૂકાયેલી અને છૂટા સર્પસમાન જણાતી તે શક્તિ, આકાશમાંથી મોટા ધૂમકેતુની માફક પડતી હતી.[૮૫] હે રાજા ! ચારે બાજુ જ્વાળાઓથી વીંટાયેલી હોય તેમ આકાશમાં બળતી એવી તે શક્તિના તમારા પિતા દેવવ્રતે ( ભીષ્મે ) જરા પણ ગભરાયાવિના, આઠ બાણો મૂકી નવ કકડા કરી નાખ્યા. ઉત્તમ સુવર્ણની બનેલી તે શક્તિને જ્યારે ભીષ્મે ભાગી નાખી, ત્યારે હે ભરતશ્રેષ્ઠ રાજા ! તમારા સર્વ પુત્રો હર્ષના પોકાર કરવા લાગ્યા; અને આવી રીતે પોતાની શક્તિને ભાગી નાખેલી જોઇને શ્વેતકુમાર ક્રોધપૂર્ણ થઈ ગયો.[૮૬–૮૮] હે રાજા ! પોતાનો કાળ પાસે આવેલો હોવાથી હવે શું કરવું, તેની પણ તેને ખબર પડતી ન હતી. આવી રીતે કોપાયમાન થયેલો તે વિરાટકુમાર જાણે હસતો હોય તેમ ઘણોજ હર્ષિત થઇને ભીષ્મનો નાશ કરવામાટે ગદાને ગ્રહણ કરવા લાગ્યો. તે સમયે ક્રોધથી લાલ નેત્રવાળો તે શ્વેતકુમાર, કાળદંડ જેના હાથમાં છે તેવો સાક્ષાત્ યમ રાજા જેવોજ જણાતો હતો. પછી જેમ મોટો જળનો પ્રવાહ પર્વતસામો જાય તેમ તે ભીષ્મ તરફ ધસ્યો; ત્યારે પ્રતાપી ભીષ્મ તેના વેગને નહિ રોકી શકાય તેમ માનીને તે ગદાનો પ્રહાર ચૂકવવામાટે એકદમ ભોંય ઉપર નીચા નમી ગયા; અને ક્રોધાયમાન બનેલા તે શ્વેતકુમારે સાક્ષાત્ કુબેરની પેઠે ગદાને ફેરવીને ભીષ્મના રથ ઉપર ફેંકી. ત્યારે ભીષ્મ ઉપર નહિ પડતાં તે ગદા તેમના રથ ઉપર પડી; અને તેથી તે રથ, ધ્વજા, સારથી, ઘોડાઓ અને ધુસરાં એ સર્વેના ચૂરેચૂરા થઇ ગયા. તે વેળાએ રથીઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મને રથવિનાના થયેલા જોઇને શલ્યઆદિ મહારથીઓ પોતાના રથને લઈને ભીષ્મને સહાય કરવામાટે દોડી આવ્યા. ત્યારપછી મનમાં દુઃખી થયેલા ભીષ્મ બીજા રથ ઉપર બેઠા અને ધનુષનો ટંકાર કરી હસતા હસતા ધીમે ધીમે શ્વેતકુમારની સામે જવા લાગ્યા. એ વખતે ભીષ્મે આકાશમાં ઉત્પન્ન થયેલી પોતાનું હિત કરનારી મહાગંભીર એવી દિવ્ય વાણી સાંભળી કેઃ–" હે મહાબાહુ ભીષ્મ ! એકદમ પ્રયત્ન કર.[૮૯–૯૭] બ્રહ્માએ 'આ શ્વેતકુમારને જીતવાનો આ કાળ છે ' એમ

કહેલું છે." આ પ્રમાણે દેવદૂતે કહેલું વચન સાંભળીને ભીષ્મનું મન પ્રસન્ન થયું અને શ્વેતકુમારનો નાશ કરવામાટે તે તત્પર થયા. રથીઓમાં શ્રેષ્ઠ એવા શ્વેતકુમારને પગપાળો અને રથવિનાનો થયેલો જોઇને, તેનું રક્ષણ કરવાની ઇચ્છાથી સાત્યકિ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદરાજા, કૈકેયરાજા, ધૃષ્ટકેતુ, વીર્યવાન અભિમન્યુ વગેરે પાંડવપક્ષના યોદ્ધા એકદમ આવી પહોંચ્યા. જ્યારે તેઓ બધા તે તરફથી આવતા હતા, ત્યારે અમેયાત્મા એવા ભીષ્મે દ્રોણ, શલ્ય, કૃપાચાર્ય વગેરેની સાથે પર્વત જેમ પાણીના વેગને અટકાવે તેમ તેઓને આગળ વધતા અટકાવ્યા. આવી રીતે તેમને અટકાવેલા જોઇને શ્વેતકુમારે તરવાર લઇને ભીષ્મનું ધનુષ્ય છેદી નાખ્યું. ભીષ્મે પણ કપાઇ ગયેલા તે ધનુષ્યનો ત્યાગ કર્યો અને દેવદૂતના વચનને મનમાં રાખીને તેને મારવાનો નિશ્ચય કર્યો. પછી હે રાજન્ ! તમારા પિતા ભીષ્મે ત્વરાપૂર્વક ઇંદ્રધનુષ્યસમાન બીજા ધનુષ્યને હાથમાં લીધું અને તેને એકદમ દોરીથી સજ્જ કર્યું.[૯૮–૧૦૫] હે ભરતશ્રેષ્ઠ ! તમારા પિતા ભીષ્મે, મનુષ્યોમાં વાઘ જેવા ભીમસેન વગેરે મહારથીઓવડે વીંટાયેલા શ્વેતકુમારને જોઇને એકદમ તેના તરફ ધસારો કર્યો. એ વેળાએ પોતાની સામે આવતા ભીમસેનને પ્રતાપી એવા ભીષ્મે સાઠ બાણો માર્યાં અને શ્વેતકુમારને તથા અભિમન્યુને નમેલાં પર્વવાળાં ત્રણ બાણો માર્યાં; તથા હે ભરતશ્રેષ્ઠ ! તે પિતામહે ( ભીષ્મે ) સાત્યકિને સો બાણોવડે, ધૃષ્ટદ્યુમ્નને વીસ બાણોવડે અને કૈકેયને પાંચ બાણોવડે, એમ બીજા સર્વ ધનુર્ધારીઓને તીવ્ર બાણો મારીને વારી રાખ્યા અને પોતે શ્વેતકુમારની સામાજ ધસી ગયા. પછી કાળસમાન અને બળ સહી શકે એવું એક અજિત બાણ તેમણે પોતાના ધનુષ્ય ઉપર ચઢાવ્યું; અને તે પીછાંવાળા બાણપર બ્રહ્માસ્ત્ર મંત્રનો પ્રયોગ કર્યો.[૬–૧૨] એ વેળાએ ગંધર્વો, પિશાચો, સર્પો અને રાક્ષસો ઘણાજ આશ્ચર્યથી જોઈ રહ્યા હતા. પછી તે બાણ ઘણા તેજસ્વી એવા તે શ્વેતકુમારના કવચને તથા હૃદયને ભેદી નાખ્યાં અને પછી બળતા વજ્રની પેઠે તે બાણ જમીનમાં પેસી ગયું. જેમ અસ્ત પામતો સૂર્ય પોતાની પ્રભાનું હરણ કરીને ચાલ્યો જાય છે, તેમ તે બાણ શ્વેતકુમારના શરીરમાંથી પ્રાણનું હરણ કરીને ચાલી ગયું. એ પ્રમાણે આ નરવ્યાઘ્રને જ્યારે ભીષ્મે યુદ્ધમાં મારી નાખ્યો, ત્યારે જેમ એક મોટા પર્વત ઉપરથી શિખર પડે તેમ અમોએ તેને પડતો જોયો છે. આવી રીતે તેના મરણ પામવાથી પાંડવો અને તેના પક્ષના મહારથી ક્ષત્રિયો શોક કરવા લાગ્યા;[૧૩–૧૬] અને તમારા સર્વે પુત્રો હર્ષ પામ્યા. વળી હે રાજન્ ! તે શ્વેતકુમારને મરણ પામેલો જોઇને તમારો પુત્ર દુઃશાસન તો ઘોર વાજીંત્રોના શબ્દોની સાથે નાચવા મંડી ગયો; અને પેલી તરફ પાંડવોની સેનામાં શિખંડી વગેરે મહાધનુર્ધારી યોદ્ધાઓ તથા અર્જુન, કૃષ્ણ વગેરે પણ બધા કંપી ઉઠયા.[૧૭–૧૯]

હે રાજન્ ! જ્યારે તે શ્વેતકુમાર સેનાપતિ મરણ પામ્યો, ત્યારે પછી તમારાં અને પાંડવોનાં સૈન્યો ધીમે ધીમે પાછાં વળ્યાં.[૨૦] બન્ને સૈન્યમાં કોલાહલ મચી રહ્યો હતો. આ સમયે પાંડવો ઘણાજ દિલગીર થઈને પાછા ફરતા હતા; અને આ દ્વંદ્વયુદ્ધમાં થયેલા શ્વેતકુમારના ભયંકર યુદ્ધનો વિચાર કરતા હતા.[૨૧]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મપર્વ૦ ભીષ્મવધ૦ 'શ્વેતવધ' એ વિષયનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

# અધ્યાય ૪૯ મો

## શંખયુદ્ધ અને પ્રથમ દિનની સમાપ્તિ

॥ धृतराष्ट्र उवाच ॥

**श्वेते सेनापतौ तात संग्रामेनिहते परैः।**
**किमकुर्वन्महेष्वासाः पंचालाः पांडवैः सह॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે તાત ! શ્વેતકુમાર સેનાપતિને શત્રુઓએ જ્યારે યુદ્ધમાં મારી નાખ્યો, ત્યારે મોટા ધનુર્ધારી એવા પાંચાલોએ અને પાંડવોએ શું કર્યું ? વળી હે સંજય ! તે શ્વેતકુમારને માટે પ્રયત્ન કરતા તથા યુદ્ધમાં

નાસી જતા પાંડવોના યોદ્ધાઓનો પરાજય અને આપણો જય બતાવનારાં વાકયોને સાંભળીને મારૂં મન પ્રસન્ન થાય છે તથા આપણા પક્ષના અત્યાચાર–અપરાધથી મને શરમ ઉપજતી નથી. વીર, વૃદ્ધ અને કૌરવોના અધિપતિ ભીષ્મ કદી-જ અમપરાયણ છે. દુર્યોધને પોતાના કાકાના બુદ્ધિમાન પુત્રની સાથે વૈર કર્યું, તેના (દુર્યોધનના) ભયથી થયેલા ઉદ્વેગને લીધે શ્વેતે પાંડવોનો આશ્રય લીધો હતો ને સર્વ બળનો ત્યાગ કરી તે એક દુર્ગમાં રહેતો હતો. તે પાંડવોના પ્રતાપથી દુર્ગદેશમાં રહી પોતાના શત્રુઓને નિત્ય પીડા કર્યા કરતો અને આર્યવૃત્તિથી વર્તતો. એ દુર્મતિ પાંડવોને પક્ષે રહેતો હતો, તેથીજ યુધિષ્ઠિરને પક્ષે રહી યુદ્ધ કરવા આવ્યો હતો. આવા યુધિષ્ઠિરના ભક્ત શ્વેતકુમારને હે સંજય ! ભીષ્મે કેવી રીતે માર્યો ?૧–૭*

મારો પુત્ર દુર્યોધન પુરુષોમાં અધમ, ક્ષુદ્ર અને સદ્બુદ્ધિથી રહિત છે એમ મારૂં પણ માનવું છે;૮+ કારણ કે આ યુદ્ધ ભીષ્મને, દ્રોણાચાર્યને, કૃપાચાયને, ગાંધારીને અને યાદવવંશી શ્રીકૃષ્ણને, યુધિષ્ઠિરને, ભીમને, અર્જુનને, નકુલને, સહદેવને એમ કોઇને પણ રુચતું ન હતું. મેં, ગાંધારીએ, વિદુરે, જમદગ્નિના પુત્ર પરશુરામે અને મહાત્મા વ્યાસે એ દુર્યોધનને ઘણોજ વાર્યો; છતાંપણ હે સંજય ! અમારૂં નહિ માનીને તે હમેશાં યુદ્ધ કરવામાટેજ તૈયારી કરતો રહ્યો.૧૧ પાપી એવા તે દુર્યોધને કર્ણની, શકુનિની અને દુઃશાસનની શીખવણી માનીને પાંડવોપ્રત્યે આવો દુષ્ટવ્યવહાર કરેલો હતો; અને હે સંજય ! શ્વેતકુમારનો નાશ થતાં તથા ભીષ્મનો વિજય થતાં હું તો એમજ માનું છું કે હવે દુર્યોધનની ઉપર ઘોર સંકટ આવી પડશે;૧૩ કારણ કે કૃષ્ણસહિત ક્રોધાયમાન થયેલો અર્જુન યુદ્ધમાં હવે શું કરી નાખશે ? હે તાત સંજય ! મને અર્જુનનો ઘણોજ ભય લાગે છે અને તે ભય કદી પણ શાંત થતો નથી;૧૪ કારણ કે કુંતાનો પુત્ર અર્જુન યુદ્ધમાં ઘણોજ શૂરવીર, કુશળ અને ઝડપવાળો હોવાથી શત્રુઓનાં શરીરોનો નાશ કરી નાખશે, એમ મને ભય લાગે છે.૧૫ ઉપેન્દ્રસમાન અને બળમાં ઇંદ્રસમાન એવા તે ઇંદ્રપુત્ર અર્જુનને અમોઘ ક્રોધ અને સંકલ્પવાળો જોઇને તમારા મનમાં પણ શું થતું હતું? તે પણ કહો.૧૬ વળી તે અર્જુન ધનુર્વેદને જાણનાર, શૂરવીર, પ્રકાશિત સૂર્યસમાન કાંતિવાળો, ઇંદ્રાસ્ત્રને જાણનાર, અમેયાત્મા, પ્રતાપી, સંગ્રામને જીતનાર, વજ્રસમાન લાગે તેવાં બાણોનો પ્રયોગ કરનાર અને ખડ્ગધારી એવો મહારથી છે અને તેણે પૂર્વે રણભૂમિમાં ઘોષ કરી મૂકયો હતો.૧૭

હે સંજય ! તે શ્વેતકુમાર જ્યારે યુદ્ધમાં મરણ પામ્યો, ત્યારે તે અર્જુને તથા મહાબુદ્ધિશાળી એવા દ્રુપદરાજાના પુત્ર બળવાન ધૃષ્ટદ્યુમ્ને શું કર્યું, તે પણ કહો.૧૯ હું તો એમ માનું છું કે, અમારા પૂર્વના અપરાધોને લીધે તથા આ સેનાપતિનો વધ થવાને લીધે મહાત્મા પાંડવોનાં મન ક્રોધથી સળગી ઉઠેલાં હશે.૨૦ દુર્યોધનને લીધે તેઓના ક્રોધનો વિચાર કરતાં મને રાત્રિ કે દિવસમાં શાંતિજ થતી નથી;માટે હે સંજય ! ત્યારપછી તે મહાયુદ્ધ કેવી રીતે થયું, તે બધું મને કહો.૨૧

સંજયે કહ્યું:–હે રાજન્ ! સાવધાન થઇને સાંભળ. આમાં વાસ્તવિક રીતે તમારીજ મોટી અનીતિ છે, જેથી એ દોષને દુર્યોધન ઉપર ઢોળી પાડવો તે યોગ્ય નથી.૨૨ તમારી બુદ્ધિ, પાણી વહી ગયા પછીથી પાળ બાંધે તેવી છે; અને ઘર સળગી ગયા પછી કૂવો ખોદે તેવી છે–અર્થાત હવે કંઈ પણ ઉપાય નથી, માટે સાંભળો.૨૩

પૂર્વોક્ત રીતિએ તે દિવસનો લગભગ પ્રથમ ભાગ આવી રીતે ભયંકર સ્થિતિમાં વીતી

---

* એકથી ત્રણ શ્લોકનો ભાવાર્થ એવો છે કે, ભીષ્મ જેવા ધર્મવતે, શ્વેતકુમાર જે રથરહિત–પગપાળો હતો, તેનો યુદ્ધનીતિથી વિપરીત વર્તી કેમ નાશ કર્યો? અથવા શ્વેતકુમાર પાંડવોનો પ્રિય હતો, તેનો નાશ કરવામાં તેઓ કેમ પ્રવૃત્ત થયા ? ભીષ્મને પાંડવો પ્રિ યછે, તો તેમણે તેનું અપ્રિય કેમ કર્યું ? શું તે અમારા પક્ષ–પુત્રોપર તુષ્ટમાન થયા છે ?

× ૪ થી ૮ શ્લોક સુધીનો અર્થ બરાબર સમજી શકાય તેમ નથી. એ કૂટ શ્લોકો છે.

ગયો, પછી ફરીપણ તમારા પુત્રોનું અને પાંડવોનું યુદ્ધ ચાલવા માંડયું.[૨૪] જ્યારે વિરાટરાજાનો પુત્ર શ્વેતકુમાર સેનાપતિ માર્યો ગયો અને કૃતવર્માની સાથે રથમાં બેસી રહેલા શલ્યને જોયો, ત્યારે ઘી હોમતાં અગ્નિ જેમ ભભૂકી ઉઠે તેમ, શંખ ક્રોધથી બળવા લાગ્યો. બળવાન શંખે, ઇંદ્રધનુષ્યસરખા પોતાના ધનુષ્યનો ટંકાર કરીને તે યુદ્ધમાં શલ્યરાજાને મારવાની ઇચ્છાથી મોટા રથોના સમૂહોથી રક્ષિત થઇને ધસારો કર્યો;[૨૫-૨૭] અને બાણોનો વરસાદ વરસાવતો તે શંખ, શલ્યરાજાના રથની સામો જવા લાગ્યો. મદોન્મત્ત હાથીની પેઠે તેને આવતો જોઇને તથા મદ્રરાજા શલ્યને મૃત્યુની દાઢમાં આવી ગયો માનીને, શલ્યની રક્ષા કરવાની ઈચ્છાથી કૌરવોમાંના સાત રથીઓએ તે શંખને ચારે બાજુથી ઘેરી લીધો.[૨૮,૨૯] હે રાજન્ ! બૃહદ્બલ, કોસલનો રાજા જયત્સેન, મગધનો રાજા શલ્યનો માનીતો પુત્ર રુકમરથ, અવંતીના કુમારો વિંદ અને અનુવિંદ, કંબોજનો રાજા સુદક્ષિણ, બૃહત્ક્ષત્રનો સંબંધી સિંધુનો રાજા જયદ્રથ વગેરે સાતે યોદ્ધાઓનાં જૂદા જૂદા રંગનાં ધનુષ્યો ટંકાર કરતાં, મેઘમાં વિજળીના ચમકારાની માફક જણાતાં હતાં.[૩૦-૩૨] વળી તે યોદ્ધાઓ, વર્ષાઋતુમાં વાયુથી ખેંચાઈ ઉંચે ચઢેલા મેઘો જેમ પર્વત ઉપર જળ વરસાવે તેમ શંખની ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા;[૩૩] તેથી ક્રોધાયમાન થયેલો શંખ સેનાપતિ, તીક્ષ્ણ એવાં સાત ભલ્લ બાણો મૂકીને તેઓનાં ધનુષ્યોને છેદી નાખી ગર્જના કરવા લાગ્યો.

પછી મહાબાહુ ભીષ્મે મોટી ગર્જના કરીને તાડવૃક્ષના જેવડું ધનુષ્ય હાથમાં લઇને, તે રણસંગ્રામમાં શંખની સામો ધસારો કર્યો.[૩૫] મહાબળવાન અને મોટા ધનુષ્યને ધારણ કરનારા તે ભીષ્મને આવેલા જોઇને પાંડવોની સેના ત્રાસ પામીને વાયુએ ડોલાવેલી નાવની માફક ડોલવા લાગી.[૩૬] ત્યારપછી એકદમ ત્વરાપૂર્વક આજે આને ભીષ્મથી બચાવવો એમ વિચારીને અર્જુન, શંખની આગળ થઇને ભીષ્મની સામે આવી ઉભો રહ્યો અને પછી તે બન્નેનું તુમુલ યુદ્ધ ચાલ્યું.[૩૭] તે સમયે રણસંગ્રામમાં લડતા યોદ્ધાઓનો હાહાકાર થઈ રહ્યો અને 'તેજની સામે તેજ મળ્યું' એમ બોલીને સર્વે આશ્ચર્ય પામ્યા.[૩૮] પછી હે ભરતશ્રેષ્ઠ ! શલ્યરાજા હાથમાં ગદા લઈને પોતાના રથ ઉપરથી ઉતરી પડયો; અને તેણે શંખના ચાર ઘોડાઓને તે ગદાવડે મારી નાખ્યા.[૩૯] ત્યારે તે શંખ પણ મરાયેલા ઘોડાવાળા તે રથ ઉપરથી નીચે કૂદી પડયો અને હાથમાં તરવાર લઇ દોડીને અને અર્જુનના રથમાં બેસી જઇને શાંત થયો.[૪૦] આ તરફથી ભીષ્મના રથમાંથી એકદમ છૂટેલાં બાણોએ આકાશ અને પૃથ્વીને ચારે બાજુથી ઢાંકી દીધાં. પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહ પંચાલોને, મત્સ્યોને, કેકયોને અને પ્રભદ્રકોને બાણો મારીને પાડતા હતા.[૪૨] હે રાજન્ ! ત્યાં રણભૂમિમાં પોતાની સામે લડતા પાંડુપુત્ર અર્જુનને ત્યજીને ભીષ્મ મોટી સેનાથી વીંટાયેલા પંચાલદેશના રાજા દ્રુપદ તરફ ધસી ગયા.[૪૩] હે રાજન્ ! તે પોતાના પ્રિય સંબંધીની પાસે આવીને ભીષ્મે ઘણાં બાણોને છોડીને, જેમ ઉનાળામાં અગ્નિ વનને સળગાવીને નાશ કરી મૂકે તેમ, દ્રુપદરાજાના સૈન્યનો નાશ કરી મૂકયો; અને પોતે પ્રજ્વલિત અગ્નિની પેઠે તે રણસંગ્રામમાં ઉભા રહ્યા.[૪૪,૪૫] દિવસના મધ્યભાગમાં પોતાના તેજથી તપેલા સૂર્યને જેમ કોઈ સહન ન કરી શકે, તેમ પાંડવોના યોદ્ધાઓ ભીષ્મને જોવાને પણ શક્તિમાન થયા નહિ.[૪૬] જેમ ટાઢથી પીડાયેલા બળદો હોય, તેમ ભીષ્મના ભયથી પીડાયેલા પાંડવોના યોદ્ધાઓ, ચારે બાજુ જોવા લાગ્યા. ભીષ્મનાં બાણોવડે પીડાયેલી તે યુધિષ્ઠિરની સેના, સિંહે માર મારેલી ગોવાળની ધોળી ગાયોના જેવી જણાતી હતી.[૪૮] હે ભારત ! આમ જ્યારે ભીષ્મપિતામહે કેટલાએક યોદ્ધાઓને હણી નાખ્યા, કેટલાએકને નસાડી મૂકયા, કેટલાએકને ઉત્સાહવિનાના કરી મૂકયા અને કેટલાએકને ઘાયલ કર્યા, ત્યારે પાંડવોનાં સૈન્યોમાં મોટો હાહાકાર વર્તાઈ રહ્યો;[૪૯] તોપણ શાંતનુકુમાર ભીષ્મ તો પોતાના ધનુષને ગોળ વાળીને, દાઢમાં ઝેરવાળા સર્પોની પેઠે દેદીપ્ય-

માન અગ્રભાગવાળાં બાણોને મૂકયાજ કરતા હતા.[50] હે ભારત ! અખંડ બ્રહ્મચારી એવા ભીષ્મે સર્વ દિશાઓને બાણોવડે છાઇ દઇને પાંડવોના યોદ્ધાઓનો બોલાવી બોલાવીને નાશ કરી નાખ્યો;[51] તેથી સૈન્યોમાં ભંગાણ પડયું અને ચારે બાજુથી નાસાનાસ થઈ રહી. એ વખતે સૂર્યનો અસ્ત થઈ ગયો અને તેથી કંઇપણ દેખાતું ન હતું;[52] તોપણ હે ભરતશ્રેષ્ઠ રાજા ! યુદ્ધમાં ભીષ્મને મચી રહેલા જોઇને પાંડવોએ પોતાની સેનાને છાવણી તરફ પાછી વાળી લીધી.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં ‘ શંખયુદ્ધનો પ્રથમ દિવસ ’ એ વિષયનો ૪૯ મો અધ્યાય સમાપ્ત**

# અધ્યાય ૫૦ મો

## બીજો દિવસ–યુધિષ્ઠિરનો ઉદ્વેગ અને ક્રૌંચવ્યૂહ

**॥ संजय उवाच ॥**

**कृतेऽवहारे सैन्यानां प्रथमे भरतर्षभ ।**
**भीष्मे च युद्धसंरब्धे हृष्टे दुर्योधने तथा ॥१॥**

સંજયે કહ્યું:—હે ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર રાજા ! એ પ્રમાણે પહેલે દિવસે જ્યારે સૈન્યોને પાછાં વાળ્યાં, ત્યારે યુદ્ધમાં ભીષ્મ ઘણાજ ક્રોધાયમાન થયા હતા અને દુર્યોધન ઘણોજ આનંદિત થયો હતો; તેથી પોતાના પરાજયની શંકા કરીને શોકાતુર થયેલા રાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓ અને પોતાના પક્ષના રાજાઓ સાથે કૃષ્ણ ભગવાનની પાસે જઇને ભીષ્મના પરાક્રમના સંબંધમાં વિચાર કરીને કહેવા લાગ્યા કે:–[1–3] “હે કૃષ્ણ ! મહાભયંકર પરાક્રમને કરતા ધનુર્ધારી ભીષ્મને તો જુઓ ! ઉનાળામાં અગ્નિ જેમ ઘાસને બાળી નાખે તેમ બાણોવડે તે મારા સૈન્યનો સંહાર કરી નાખે છે.[4] આ મહાત્મા ભીષ્મની સામે પણ આપણે કેમ જોઈ શકીશું ? તે તો હોમેલા પદાર્થોથી બળતા અગ્નિની પેઠે મારા સૈન્યનો ગ્રાસજ કરી જાય છે.[5] પુરુષોમાં વ્યાઘ્રસમાન ધનુર્ધારી મહાબળવાન ભીષ્મને જોઇને તથા તેમનાં બાણોનો માર ખાઇને મારૂં સૈન્ય રણસંગ્રામમાં નાસાનાસ કરી મૂકે છે.[6] યુદ્ધમાં ક્રોધાયમાન થયેલા યમને જીતી શકાય, વજ્રને ધારણ કરનાર ઇંદ્રને જીતી શકાય, પાશને ધારણ કરનાર વરુણદેવને જીતી શકાય અને ગદાધારી કુબેરને પણ જીતી શકાય; તથાપિ મહાતેજસ્વી અને બળવાન ભીષ્મને જીતવા એ અસંભવિત છે. આમ હોવાથી હું આ ભીષ્મરૂપ અગાધ જળમાં તરવાના સાધનરૂપ નાવવિના ડૂબી ગયો છું.[7,8] હે કેશવ ! મારી બુદ્ધિની દુર્બળતાને લીધે હું ભીષ્મની સામે લડવા કરતાં વનની અંદર જતો રહીશ; કારણ કે હે યાદવવંશી કૃષ્ણ ! તેમ કરવાથી હું જાતે જીવીશ અને મારૂં કલ્યાણ પણ થશે;[9] પરંતુ આ રાજાઓને ભીષ્મ; રૂપ કાળની સમક્ષ આપવાને હું ઇચ્છતો નથી. હે કૃષ્ણ ! મોટાં અસ્ત્રોને જાણનાર ભીષ્મ મારી સેનાનો સંહાર કરી નાખશે.[10] જેમ બળતા અગ્નિમાં પતંગીઆં પડે, તેમ ભીષ્મની સામે લડનારા મારા સૈનિકો એકદમ નાશ પામે છે.[11] હે યાદવવંશી કૃષ્ણ ! રાજ્યને માટે (મારા પક્ષના સંબંધીઓના નાશથી)હું અપંગ થતો જાઉં છું. (જુઓ) મારા વીર ભાઇઓ બાણોથી પીડાયેલા ઘણાજ કૃશ થઇ ગયા છે.[12] મારામાટે તથા ભ્રાતૃસ્નેહને લીધે તેઓ રાજ્યથી અને સુખથી ભ્રષ્ટ થયા છે. વળી અમે જીવવાને માટે બહુ ઇચ્છીએ છીએ, છતાં તે જીવિત આજે દુર્લભ જણાય છે.[13] હે કેશવ ! હવે હું મારી બાકી રહેલી જીંદગીમાં ઘોર તપશ્ચર્યા કરીશ; પણ આ મારા મિત્રોનો રણસંગ્રામમાં નાશ નહિ કરાવું.[14] મહાબળવાન એવા ભીષ્મ દિવ્ય અસ્ત્રો મૂકીને મારા હજારો મહારથીઓને મારી નાખે છે; તથા ઉત્તમોત્તમ યોદ્ધાઓનો સંહાર કરી મૂકે છે.[15] હે માધવ ! શું કરવાથી હવે મારૂં હિત થાય ? તે મને સત્વર કહો; કારણ કે આ યુદ્ધમાં અર્જુનને તો હું મધ્યસ્થજ રહેલો જોઉં છું. માત્ર એકલો મહાભુજાવાળો ભીમસેન પોતાની શક્તિ પ્રમાણે લડયા કરે છે, પણ તે તો માત્ર પોતાના ક્ષત્રિયધર્મનુંજ સ્મરણ કરીને,ઉદાર મનથી કેવળ બાહુનું પરાક્રમ બતાવીનેજ પોતાના ઉત્સાહ પ્રમાણે વીર પુરુષોનો નાશ કરનારી ગદાવડે રથ, ઘોડા, પુરુષો અને હાથીઓ ઉપર પોતાનું અદ્ભુત કર્મ

કરી બતાવે છે;[૧૬-૧૮]પણ હે વીર રાજા ! તે એકલો શત્રુઓના સૈન્યનો નાશ કરવામાં કદીપણ સમર્થ થઈ શકે નહિ. કદાચ આમ ને આમ તે બિચારો ખરા મનથી સો વર્ષસુધી લડ્યા કરે, તોપણ તેનો પાર આવે નહિ.[૧૯] એક તમારો મિત્ર આ અર્જુન અસ્ત્રવિદ્યાને જાણે છે; પણ તે તો મહાત્મા ભીષ્મ અને દ્રોણ અમોને અસ્ત્રોવડે બાળી નાખે છે, તોપણ અમારી ઉપેક્ષા કરે છે. મહાત્મા ભીષ્મનાં અને દ્રોણનાં વારંવાર પ્રયોગ કરાયેલાં દિવ્ય અસ્ત્રો સર્વ ક્ષત્રિયોને બાળી નાખશે.[૨૧] હે કૃષ્ણ! ક્રોધાયમાન થયેલા ભીષ્મ સર્વ રાજાઓની સાથે અવશ્ય અમારો નાશ કરી મૂકશે; માટે હે મહાભાગ યોગેશ્વર કૃષ્ણ ! જેવું એ ભીષ્મનું પરાક્રમ છે, તેવા પરાક્રમવાળો કોઇ મહારથી અમને બતાવો કે જે યુદ્ધમાં, મેઘ અગ્નિને જેમ શાંત કરે તેમ ભીષ્મને શાંત કરી શકે.[૨૨,૨૩] હે ગોવિંદ ! તમારી કૃપાથીજ પાંડવો શત્રુઓનો નાશ કરી શકશે અને પોતાના રાજ્યને પામીને પોતાના બાંધવોસહિત સુખી થશે."[૨૪] એમ કહીને ઉદાર મનવાળા યુધિષ્ઠિર શોકથી બેભાન જેવા થઇને ઘણા કાળસુધી મનમાં વિચાર કરતા બેસી રહ્યા.[૨૫]ત્યારપછી તેમને આ પ્રમાણે શોક અને દુ:ખથી વ્યાકુળ થયેલા જોઇને, સર્વ પાંડવોને હર્ષ પમાડતા ભગવાન શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા:-"હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર! તમે શોક ન કરો. તમારે શોક કરવો યોગ્યજ નથી;[૨૬] કારણ કે સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા તમારા ધનુર્ધારી ભાઇઓ ઘણાજ શૂરવીર છે અને હે રાજન્ ! હું તથા મોટા યશવાળો સાત્યકિ તમારૂં પ્રિય કરનારા છીએ.[૨૭]વળી હે રાજસત્તમ! આ વિરાટ રાજા, દ્રુપદરાજા, ધૃષ્ટદ્યુમ્ન વગેરે રાજાઓ ઘણાજ બળવાન છે;[૨૮] અને હે રાજા ! તે બધા રાજાઓ તમારા ભક્ત છે અને તમારા પ્રસાદનેજ ઇચ્છે છે. વળી હમેશાં તમારૂંજ હિત ઇચ્છનારો અને તમારૂં પ્રિય કરવામાં તત્પર એવો આ મહાબળવાન ધૃષ્ટદ્યુમ્ન તમારો સેનાપતિ થયો છે;અને હે મહાબાહો! આ શિખંડીરાજા ભીષ્મનો નાશ કરનાર થશે, તો હવે ચિંતા જેવું શું છે ?"[૨૯,૩૦] આવી રીતે કૃષ્ણનું વચન સાંભળીને ધર્મરાજા, તે સભામાં કૃષ્ણના સાંભળતાં મહારથી ધૃષ્ટદ્યુમ્નને કહેવા લાગ્યા:-હે ધૃષ્ટદ્યુમ્ન રાજા ! મારાં વચનને તમે સાંભળો; આ મારાં વચનને તમારે ઉલ્લંઘવાં નહિ જોઇએ.[૩૨] જેમ પૂર્વે દેવોના સેનાપતિ કાર્તિકસ્વામી હતા, તેમ હું પણ ભગવાન કૃષ્ણની સંમતિથી તમોને સેનાપતિતરીકે નીમું છું;[૩૩]માટે હે પુરુષશ્રેષ્ઠ ! હે પુરુષોમાં વ્યાઘ્રસમાન ધૃષ્ટદ્યુમ્ન! તમે પાંડવોના સેનાપતિ થઈને તમારાં પરાક્રમને બતાવીને કૌરવોનો નાશ કરો.[૩૪] હે રાજા! હું, ભીમસેન, કૃષ્ણ, નકુલ, સહદેવ અને કવચોને ધારણ કરનારા દ્રૌપદીના પુત્રો, એ બધા તમારી પાછળ રહીશું;[૩૫] અને વળી જે જે મુખ્ય રાજાઓ છે તે પણ બધા તમારી પાછળ રહેશે." આ પ્રમાણે યુધિષ્ઠિરનું વાક્ય સાંભળીને ધૃષ્ટદ્યુમ્ન પણ બધાને હર્ષ પમાડતો કહેવા લાગ્યો:-"હે યુધિષ્ઠિર રાજા ! પૂર્વે ભગવાન શંકરે મને દ્રોણાચાર્યના કાળતરીકે નિર્માણ કરેલો છે; માટે હે રાજા ! આજે હું ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શલ્ય, જયદ્રથ વગેરે ગર્વિષ્ઠ યોદ્ધાઓની જોડે લડીશ." એમ કહીને રાજાઓમાં ઇંદ્રસમાન અને શત્રુઓનો નાશ કરનાર ધૃષ્ટદ્યુમ્ન સેનાપતિતરીકે જ્યારે તૈયાર થયો, ત્યારે મોટા ધનુર્ધારી પાંડવો ઉત્સાહથી યુદ્ધ કરવામાં મદોન્મત્ત બની ગયા. પછી યુધિષ્ઠિરે સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને આ પ્રમાણે કહ્યું:-[૩૭-૩૯]પૂર્વે દેવો અને અસુરોના યુદ્ધપ્રસંગે બૃહસ્પતિએ ઇંદ્રને સર્વ શત્રુનો નાશ કરે તેવો 'ક્રૌંચારુણ' નામનો વ્યૂહ કહેલો છે.[૪૦] શત્રુઓના સૈન્યનો નાશ કરનાર તે વ્યૂહ આજે તમે બરાબર રચો અને પૂર્વે કોઇએ નહિ જોએલા તે વ્યૂહને કૌરવોસહિત સર્વ રાજાઓને દેખાડી દો."[૪૧]

ઇંદ્રસમાન ધર્મરાજાએ એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે વિષ્ણુસમાન ધૃષ્ટદ્યુમ્ને સવારમાં સર્વ સૈન્યના મોખરામાં અર્જુનને રાખ્યો.[૪૨] હે ધૃતરાષ્ટ્ર રાજા ! તે સમયે સૂર્યના માર્ગમાં રહેલો, અદ્ભુત શોભાવાળો, ઇંદ્રની આજ્ઞાથી વિશ્વકર્માએ બનાવેલો, ઇંદ્રધનુષસમાન પતાકાઓવડે શણગારેલો અને આકાશમાં ઉડતો અર્જુનનો રથધ્વજ,આકાશમાં

રચેલા ગંધર્વનગર જેવો શોભતો હતો.[43,44] હે રાજા ! તે રત્નજડિત ધ્વજવડે અને ગાંડીવ ધનુષ્યવડે અર્જુન, એ વેળાએ સૂર્યથી જેમ મેરુ પર્વત શોભે તેમ શોભતો હતો. મોટી સેનાસહિત દ્રુપદરાજા, વ્યૂહના શિરોભાગમાં આવી ઉભા;[46] કુંતીભોજ તથા ચેદિરાજા તેનાં ચક્ષુતરીકે ઉભા રહ્યા; અને હે ભરતર્ષભ ! યાદવો તથા પ્રભદ્રો, પોતપોતાના અનુચરોસહિત અને અનુપકો તથા કિરાતો તે વ્યૂહની ગ્રીવા (ડોક) તરીકે ઉભા રહ્યા. હે રાજન્ ! પટચ્ચરો, પૌંડ્રો, પૌરવો અને નિષાદોસહિત યુધિષ્ઠિર રાજા, તેની પીઠતરીકે ઉભા રહ્યા; ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન એ પાંખોતરીકે ઉભા રહ્યા;[47-49] દ્રૌપદીના પુત્રો, અભિમન્યુ, મહારથી સાત્યકિ તથા પિશાચો, દારદો, પુંડ્રો, કુંડીવિષો, મારુતો, ધેનુકો, તંગણો, પરતંગણો, બાહ્લિકો, તિત્તિરો, ચોલ અને પાંડ્ય વગેરે દેશના રાજાઓ, હે રાજન્ ! જમણી તરફના પક્ષનો આશ્રય કરી રહ્યા હતા; અને અગ્નિવેશો, તુહુંડો, માલવો, દાનભારિઓ, શબરો, ઉદ્ભસો, વત્સો, નાકુલો અને નકુલ તથા સહદેવ, એ બધા ડાબા પક્ષનો આશ્રય કરીને રહ્યા હતા.[50-53] આજુબાજુ બંને પક્ષ (પાંખો)માં મળીને દશહજાર રથો ગોઠવ્યા. તે વ્યૂહના શિરોભાગમાં એક લાખ રથો રાખવામાં આવ્યા; પીઠના ભાગમાં એક અબજ અને વીસ હજાર રથો રાખવામાં આવ્યા;* ગ્રીવાના (ડોકના) ભાગમાં એક લાખ અને સિત્તેરહજાર રથો ઉભા રાખવામાં આવ્યા; વિરાટરાજા, કાશીરાજા અને શૈબ્ય,એ ત્રણે જણા કેકયોની સાથે રહીને ત્રીસહજાર રથો લઈને તે વ્યૂહના ધનભાગનુંજ પાલન કરતા હતા. એ પ્રમાણે હે ભારત ! પાંડવપક્ષના યોદ્ધાઓએ, એ ક્રૌંચવ્યૂહને રચ્યો.[54-57] પછી સૂર્યોદયની ઈચ્છા રાખતા તે સર્વ યોદ્ધાઓ કવચોને ધારણ કરીને યુદ્ધ કરવામાટે સજ્જ થઈને ઉભા હતા. એ વેળાએ હાથીઓ ઉપર અને રથો ઉપર રહેલાં તેઓનાં શ્વેતવર્ણનાં મોટાં નિર્મળ છત્રો સૂર્યસરખાં શોભી રહ્યાં હતાં.[58]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ક્રૌંચવ્યૂહનિર્માણ' એ વિષયનો ૫૦મો અ૦ સમાપ્ત.

# અધ્યાય ૫૧ મો
## કૌરવોની વ્યૂહરચના

॥ संजय उवाच ॥

**क्रौञ्चं दृष्ट्वा ततो व्यूहमभेद्यं तनयस्तव ।**
**रक्ष्यमाणं महाघोरं पार्थेनामिततेजसा ॥ १ ॥**

સંજયે કહ્યું:-પૂર્વોક્ત, અભેદ્ય એવા ઘોર ક્રૌંચવ્યૂહને જોઈને તથા તેના રક્ષકતરીકે ઉભેલા મહાતેજસ્વી અર્જુનને જોઈને તમારો પુત્ર દુર્યોધન, હે રાજા ! દ્રોણાચાર્યની પાસે જઈને કૃપાચાર્ય, શલ્ય, ભૂરિશ્રવા, વિકર્ણ, અશ્વત્થામા, દુઃશાસન વગેરે સર્વ ભાઈઓ અને બીજા અનેક શૂરવીર યોદ્ધાઓને હર્ષ પમાડતો આ પ્રમાણે કહેવા લાગ્યો:-" હે વીર યોદ્ધાઓ ! અનેક પ્રકારનાં શસ્ત્રોને ધારણ કરનારા તથા યુદ્ધ કરવામાં કુશળ એવા તમે સર્વ મહારથીઓ, તમારામાંનો પ્રત્યેક જણ સૈન્યસહિત પાંડવોનો નાશ કરવામાટે સમર્થ છે, તોપછી તમે બધા એકત્ર થઈને તો શું ન કરી શકો ?[1-5] તોપણ ભીષ્મપિતામહથી રક્ષિત એવું આપણું સૈન્ય અપૂર્ણ દેખાય છે તથા ભીમસેનથી રક્ષિત એવું તેઓનું સૈન્ય સંપૂર્ણ દેખાય છે;[6] માટે સંસ્થાનો, શૂરસેનો, વૈત્રિકો, કુકુરો, આરોચકો, ત્રિગર્તો, મદ્રકો, યવનો, શત્રુંજય તથા દુઃશાસન, વીર વિકર્ણ, નંદ, ઉપનંદક, ચિત્રસેન અને પારિભદ્રકો પોતપોતાની સેનાને આગળ કરીને ભીષ્મનું રક્ષણ કરો."[6-9]

હે રાજા ! આવી રીતે દુર્યોધને આજ્ઞા આપ્યા પછી, ભીષ્મ, દ્રોણાચાર્ય અને તમારા પુત્રોએ પાંડવોની સેનાને હઠાવી શકે તેવો મહાવ્યૂહ રચ્યો.[10] મોટા સૈન્યથી વીંટાયેલા ભીષ્મ, ઇંદ્રની પેઠે સૈન્યના અગ્રભાગમાં ઉભા રહ્યા.[11] રણસંગ્રામને શોભાવનાર ભીષ્મની પાછળ

* અહીં કંઇક મોટી ભૂલ મૂળમાં થયેલી લાગે છે; કેમકે પાંડવોની તથા કૌરવોની મળીને કુલ અઢાર અક્ષૌહિણી સેના પ્રથમ દિવસે હતી; અને તેની સંખ્યા ગણિતવેત્તાઓની ગણત્રી પ્રમાણે ૪૦ લાખની અંદર થાય છે, તો એકલા પાંડવોના આટલા બધા રથો આવ્યા ક્યાંથી ?

તલ, દશાર્ણ, માગધ, વિદર્ભ, મેકલ, કર્ણો, પ્રાવરણો વગેરે સર્વ સૈન્યસહિત, મોટા ધનુર્ધારી અને મહાપ્રતાપી ભારદ્વાજ ( દ્રોણાચાર્ય ) ઉભા રહ્યા.[૧૨,૧૩] ગાંધારો, સિંધુઓ, સૌવીરો, શિબિઓ, વસાતિઓ વગેરે અને પોતાના સૈન્યની સાથે રહેલો શકુનિ, એ બધા દ્રોણાચાર્યનું રક્ષણ કરતા ઉભા રહ્યા;[૧૪] અને તેના પછી દુર્યોધન રાજા, પોતાના ભાઈઓ, આશ્વાતકો, વિકર્ણો, આંબષ્ઠો, કોસલો, દરદો, શકો, માલવો વગેરે સૈન્યોસહિત થઈને શકુનિની સેનાનું રક્ષણ કરતો ઉભો રહ્યો.[૧૫,૧૬] ભૂરિશ્રવા, શલ, શલ્ય, ભગદત્તરાજા, અવંતિકુમાર, વિંદ અને અનુવિંદ, એ બધા આ વ્યૂહની ડાબી બાજુનું રક્ષણ કરવા લાગ્યા.[૧૭] સૌમદત્તિ, સુશર્મા, કાંબોજ, સુદક્ષિણ, શ્રુતાયુ, અચ્યુતાયુ વગેરે એ વ્યૂહની જમણી બાજુ ઉભા રહ્યા.[૧૮] અશ્વત્થામા, કૃપાચાર્ય, કૃતવર્મા વગેરે બધા પોતાની મોટી સેનાઓને લઈને એ વ્યૂહના પૃષ્ઠભાગમાં ઉભા રહ્યા;[૧૯] અને કેતુમાન, વસુદાન તથા કાશીરાજાનો પુત્ર વગેરે બીજા અનેક દેશના રાજાઓ, તેના પૃષ્ઠભાગનું રક્ષણ કરતા ઉભા રહ્યા.[૨૦]

હે ભારત ! આ પ્રમાણે ગોઠવાયેલા તમારા પુત્રો ઘણા હર્ષમાં આવી ગયા અને શંખો વગાડવા લાગ્યા તથા આનંદમાં આવી જઈને ઉંચેથી સિંહનાદો કરવા લાગ્યા.[૨૧] તેઓને આ પ્રમાણે હર્ષિત જોઈને કુરુઓમાં વૃદ્ધ એવા પિતામહ ભીષ્મે મોટી ગર્જના કરીને પોતાનો શંખ વગાડયો;[૨૨] અને પછી તો આખા સૈન્યમાં શંખો, ભેરીઓ, પેશીઓ વગેરે અનેક પ્રકારનાં વાજીંત્રો તથા આનકો વગાડવામાં આવ્યાં; તેથી તુમુલ શબ્દ થઈ રહ્યો.[૨૩] પછી શ્વેતવર્ણના ઘોડાઓથી જોડાયેલા મોટા રથમાં બેઠેલા કૃષ્ણ અને અર્જુન, સુવર્ણ અને રત્નોથી શોભતા એવા પાંચજન્ય અને દેવદત્ત નામના શંખોને વગાડવા લાગ્યા. ભયંકર કર્મવાળા ભીમસેને પૌંડ્ર નામનો શંખ વગાડયો. કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય નામનો શંખ વગાડયો અને નકુલ તથા સહદેવે સુઘોષ અને મણિપુષ્પક નામના શંખો વગાડયા.[૨૪–૨૬] કાશીરાજા, શૈલ્ય, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટરાજા, મહારથી સાત્યકિ, પંચાલો, મોટા ધનુર્ધારી એવા દ્રૌપદીના પાંચ પુત્રો વગેરે યોદ્ધાઓએ પણ પોતપોતાના શંખો વગાડયા અને સિંહનાદો કર્યા. એ પ્રમાણે તે વીર યોદ્ધાઓએ કરેલા તે મહાન રણઘોષે પૃથ્વી અને આકાશને ગજાવી મૂક્યાં.

હે મહારાજ ! એવી રીતે અત્યંત આનંદમાં આવી ગયેલા કૌરવો અને પાંડવો પરસ્પરને સંતાપ કરતા પુનઃ યુદ્ધ કરવામાટે સામ સામા આવી ઉભા રહ્યા.[૩૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં “ કૌરવવ્યૂહરચના ” એ વિષયનો અધ્યાય ૫૧ મો સમાપ્ત

---

# અધ્યાય પર મો

## ભીષ્મ અને અર્જુનનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**एवं व्यूढेष्वनीकेषु मामकेष्वितरेषुच ।**
**कथं प्रहरतां श्रेष्ठाः संप्रहारं प्रचक्रिरे ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછયું:–એ પ્રમાણે મારાં તથા શત્રુઓનાં સૈન્યો ગોઠવાઈ ગયા પછી યોદ્ધાઓ અન્યોન્યને કેવી રીતે પ્રહાર કરવા લાગ્યા ?[૧]

સંજયે કહ્યું:–હે રાજન્ ! આવી રીતે સમાન રીતિથી વ્યૂહરચનાવાળું અને કવચો તથા સુંદર ધ્વજાઓવાળું અપાર સમુદ્રસરખું પોતાનું સૈન્ય જોઇને, તેઓની મધ્યમાં ઉભેલો તમારો પુત્ર દુર્યોધન, તમારા બધા સૈનિકોને આજ્ઞા કરવા લાગ્યો કે, “હે સૈનિકો ! મનમાં દંશ રાખીને યુદ્ધનો આરંભ કરો.”[૨,૩]

આવી આજ્ઞા થતાં તે સર્વ યોદ્ધાઓ, પોતાના મનને ક્રૂર કરીને તથા જીવિતનો પણ ત્યાગ કરીને ધ્વજાઓને ફરકાવતા ફરકાવતા પાંડવોની સામા ધસ્યા.[૪]

પછી તો રોમાંચજનક તુમુલ યુદ્ધ શરૂ થયું; અને તમારા તથા પાંડવોના રથો અને હાથીઓ પણ સેળભેળ થઇ ગયા.[૫] રથીઓએ છોડેલાં સુંદર પીછાંયુક્ત પુંખ(અગ્રભાગ) વાળાં તેજસ્વી અને

તીક્ષ્ણ બાણો, હાથીઓ અને ઘોડાઓ ઉપર પડવા લાગ્યાં.[૬] આવી રીતે જ્યારે સંગ્રામ શરૂ થયો, ત્યારે ભયંકર પરાક્રમવાળા મહાબાહુ ભીષ્મે દંશપૂર્વક ધનુષ્યને ખેંચીને એકદમ ધસારો કર્યો;[૭] અને અભિમન્યુ, ભીમસેન, મહારથી સાત્યકિ, કૈકેય, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન વગેરે યોદ્ધાઓ ઉપર તથા ચેદિરાજા અને મત્સ્યરાજા ઉપર બાણોનો વરસાદ વરસાવી મૂકયો.[૮,૯] તે વીર ભીષ્મપિતામહનો મેળાપ થતાં પાંડવોની વ્યૂહરચના તૂટી ગઇ અને પરસ્પર સૈન્યો મિશ્રિત થઇ ગયાં.[૧૦] તે સમયે પાંડવોના ઘોડેસ્વારો, ધ્વજાવાળાઓ અને રથીઓના ઘોડાઓ, ધ્વજાઓ અને રથો નાશ પામતાં નાસભાગ કરી રહ્યાં.[૧૧] ત્યારે નરવ્યાઘ્ર એવા અર્જુને મહારથી ભીષ્મને જોઇને ક્રોધાયમાન થઇને કૃષ્ણને કહ્યું કે, “જ્યાં ભીષ્મપિતામહ છે ત્યાં આપણો રથ લઈ ચાલો;[૧૨] કારણ કે હે કૃષ્ણ! દુર્યોધનનું હિત કરવામાં આસક્ત થયેલા આ ક્રોધાતુર ભીષ્મ, અવશ્ય મારી સેનાનો નાશ કરી નાખશે. હે જનાર્દન! આ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શલ્ય, વિકર્ણ અને દુર્યોધન આદિ ધૃતરાષ્ટ્રના પુત્રો, દૃઢ ધનુષવાળા એ ભીષ્મથી રક્ષિત થઇને પાંચાલોને પણ હણી નાખશે; માટે હે જનાર્દન! આપણા સૈન્યના રક્ષણમાટે હું ભીષ્મનો વધ અવશ્ય કરીશ.”[૧૪,૧૫]

આ પ્રમાણે અર્જુનનું વાકય સાંભળીને કૃષ્ણે તેને કહ્યું કે:–“હે ધનંજય! સાવધાન થા. હમણાંજ હું તને ભીષ્મના રથ પાસે પહોંચાડું છું.”[૧૬] એમ કહીને કૃષ્ણે લોકપ્રસિદ્ધ અર્જુનના રથને, હે રાજા! ભીષ્મના રથ પાસે પહોંચાડયો. પછી ફરફરતી મોટી પતાકાવાળા, શ્વેતવર્ણના ઘોડા જોડેલા, ફરકવાથી મહાભયંકર શબ્દ કરતી વાનરચિહ્નની ધ્વજાવાળા, મોટા મેઘની પેઠે ગર્જના કરતા અતિ તેજસ્વી રથમાં બેસીને, મિત્રોના આનંદને વધારતો અર્જુન, કૌરવોના સૈન્યનો સંહાર કરતો પોતાના સૈનિકોને શરણ આપવાની ઇચ્છાથી ભીષ્મ ઉપર ધસી ગયો. મદોન્મત્ત હાથીના વેગથી આવતા તથા બાણો મારીને શત્રુઓનો સંહાર કરતા અને ત્રાસ પમાડતા તે અર્જુનની સામા, સૈંધવો, પ્રાચ્ય સૌવીરો અને કેકયોથી રક્ષણ કરાતા શાંતનુકુમાર ભીષ્મ ધસી આવ્યા; કારણકે ગાંડીવધનુર્ધારી અર્જુનની સામા ભીષ્મ, દ્રોણાચાર્ય કે કર્ણવિના બીજો કયો રથી ઉભો રહી શકે તેમ હતો? પછી હે મહારાજ! સર્વ લોકોમાં ઉત્તમ મહારથી ભીષ્મે સિત્તોતેર, દ્રોણે પચીસ, કૃપાચાર્યે પચાસ, દુર્યોધને ચોસઠ, શલ્યે નવ, સિંધુરાજે પણ નવ, શકુનિએ પાંચ, અને વિકર્ણે દશ–આ પ્રમાણે બાણો મારીને અર્જુનને વિંધી નાખ્યો. હે રાજન્! એ પ્રમાણે તીક્ષ્ણ બાણોવડે ચારે બાજુથી વિંધાયેલો એવો તે મહાબાહુ અર્જુન, ભેદાતા પર્વતની પેઠે ક્ષોભ પામ્યો નહિ; પણ ભીષ્મને પચીસ, કૃપાચાર્યને નવ, દ્રોણને આઠ, વિકર્ણને ત્રણ, શલ્યને ત્રણ અને દુર્યોધનને પાંચ, એ પ્રમાણે બાણો મારીને તેમને વિંધી નાખ્યા. હે ભરતર્ષભ! એ વેળાએ સાત્યકિ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો અને અભિમન્યુ, એ સર્વે યોદ્ધાઓ અર્જુનને વીંટાઈ વળ્યા. પછી સોમકોસહિત એવા પંચાલે, ભીષ્મનું રક્ષણ કરતા દ્રોણાચાર્યની સામા ધસારો કર્યો. હે રાજન્! મહારથીઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મે તો અર્જુનનેજ વિંધવા માંડયો હતો. તેમણે તીક્ષ્ણ એંશી બાણો મારીને અર્જુનને વિંધ્યો. એ વખતે તમારા પુત્રોએ હર્ષનાદ કરી મૂકયો. તેઓના હર્ષનાદને સાંભળીને અર્જુન પણ જાણે આનંદમાં આવી ગયો હોય, તેમ સર્વ મહારથીઓની મધ્યમાં દાખલ થયો. હે રાજન! પુરુષોમાં સિંહસમાન પ્રતાપી અર્જુને તેમની વચમાં આવીને ધનુષ્યવડે તે મહારથીઓને તાકી તાકીને મારવા માંડયા. આવી રીતે પોતાના સૈન્યને જ્યારે અર્જુન પીડા કરતો હતો, ત્યારે દુર્યોધને ભીષ્મને આ પ્રમાણે કહ્યું કે, “મહારથીઓમાં શ્રેષ્ઠ એવા તમે અને દ્રોણાચાર્ય જીવતા છતાં હે તાત! કૃષ્ણસહિત એવો આ બળવાન અર્જુન, સામે ધસતાં આપણાં સૈન્યોનો મૂળસહિત ઉચ્છેદ કરી નાખે છે, તે શું કહેવાય? તમારે લીધેજ કર્ણે શસ્ત્રોનો ત્યાગ કર્યો છે અને તે સદા મારું હિત ઇચ્છનારો છે, તોપણ

અર્જુનની સામે યુદ્ધ કરતો નથી;[૩૭] માટે હે પિતામહ! એવું કરો, કે જેથી અર્જુનનો નાશ થાય." હે રાજન્! દુર્યોધને આમ જ્યારે કહ્યું ત્યારે તમારા પિતા ભીષ્મ, 'ક્ષત્રિયધર્મને ધિક્કાર હો' એમ કહીને અર્જુનના રથ તરફ વળ્યા.

હે રાજન્! શ્વેતવર્ણના ઘોડાવાળા તે ભીષ્મ અને અર્જુન પરસ્પર જ્યારે મળ્યા, ત્યારે સર્વ રાજાઓએ સિંહનાદો કરી મૂકયા અને શંખો વગાડ્યા. અશ્વત્થામા, દુર્યોધન અને વિકર્ણ, એ ત્રણે જણા સૈન્યોની સાથે ભીષ્મને વીંટાઇ વળીને યુદ્ધ કરવામાટે ઉભા રહ્યા; તેમજ પાંડવો પણ અર્જુનને વીંટાઇ વળીને ઉભા રહ્યા. તે પછી અતિ ઘોર યુદ્ધ શરૂ થયું. ભીષ્મપિતામહે અર્જુનને નવ બાણો માર્યાં, ત્યારે અર્જુને પણ મર્મને ભેદી નાખે તેવાં દશ બાણો મારીને ભીષ્મને વિંધી નાખ્યા. પછી યુદ્ધમાં વર્ણન કરાતા અર્જુને એક હજાર બાણોને મૂકીને ભીષ્મની સર્વ દિશાઓને ઢાંકી દીધી. હે રાજન્! ભીષ્મે પણ તે બાણોના સમૂહોને સામાં તેટલાંજ બાણોવડે તોડી નાખ્યાં. આમ થવાથી બન્ને ઘણાજ હર્ષિત થયા અને યુદ્ધમાં આનંદ માનનારા એ બન્ને જણા સામસામા દાવ ચૂકાવતા, એકસરખીરીતે લડવા લાગ્યા. ભીષ્મના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો સામેથી અર્જુનનાં બાણોવડે કપાતાં પૃથ્વીઉપર પડતાં જણાતાં હતાં; તેમજ અર્જુને મૂકેલાં બાણો પણ ભીષ્મનાં બાણોવડે પાછાં હઠાવેલાં પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. ફરી અર્જુને તીક્ષ્ણ એવાં પચીસ બાણો મારીને ભીષ્મને વિંધી નાખ્યા, ત્યારે ભીષ્મે પણ બીજાં તીક્ષ્ણ બાણો મારીને અર્જુનને વિંધ્યો. મહાબળવાન એવા તે બન્નેજણાએ એકબીજાના ઘોડાઓને, ધ્વજાઓને, રથોની ઉધો તથા પૈડાંઓને પણ વિંધી નાખતા, શત્રુનું દમન કરનારા તે બન્ને જણા પરસ્પર ક્રીડા કરતા હોય તેમ જણાતું હતું. હે મહારાજ! ત્યારપછી યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મ કોપાયમાન થઈગયા અને તેમણે ત્રણ બાણો મારીને ભગવાન કૃષ્ણને છાતીમાં વિંધી નાખ્યા. હે રાજન્! ભીષ્મના ધનુષ્યમાંથી છૂટેલાં તે બાણોથી વિંધાયેલા વાસુદેવ તે યુદ્ધભૂમિમાં રાતાં પુષ્પોથી ખીલેલા ખાખરાના વૃક્ષની પેઠે શોભવા લાગ્યા. આવી રીતે કૃષ્ણને વિંધેલા જોઇને અર્જુન ઘણોજ કોપાયમાન થઇ ગયો; અને તેણે તીક્ષ્ણ બાણોને મૂકીને તત્કાળ ભીષ્મના સારથીને ભેદી નાખ્યો. એ પ્રમાણે પરસ્પરનો વધ કરવાને પ્રયત્ન કરતા તે બંને જણા તેવો દાવ પામી શકયા નહિ. સારથીના સામર્થ્યની ચતુરાઈથી તે બન્ને જણા યુદ્ધભૂમિમાં આગળપાછળ જવા—આવવાનાં વિચિત્ર મંડળો કરતા હતા; અને પરસ્પર એકબીજાને પ્રહાર કરવાનો લાગ જોતા હતા.[૪૬–૫૫] એ રીતે પરસ્પર છિદ્ર(અવસર)ની શોધમાં તત્પર થયેલા તે બન્ને જણા વારંવાર પોતાનાં સ્થાન બદલતા હતા; અને સાથે સાથે સિંહનાદો અને શંખનાદો પણ કરતા હતા. વળી તે બન્ને મહારથીઓ એકસરખીરીતે ધનુષ્યનો ટંકાર કરતા હતા. એ વેળાએ તે બન્નેના શંખનાદોથી તથા રથનાં પૈંડાંના ઘડઘડાટથી એકદમ પૃથ્વી જાણે ચીરાઇ ગઈ હોય તેમ કંપતી અને ગાજતી હતી; પણ હે ભરતશ્રેષ્ઠ! એમાંથી એકને પણ સામાને હણવાનો લાગ જોવામાં આવ્યો નહિ.[૫૬–૫૮] બળવાન અને યુદ્ધમાં અજિત એવા તે બન્ને જણા, તે સમયે સમાનજ જણાતા હતા. માત્ર ધ્વજાની નિશાની ઉપરથીજ કૌરવો ભીષ્મને ઓળખી શકતા હતા;[૫૯] તેમજ પાંડવો પણ અર્જુનને ધ્વજાવડેજ જાણી શકતા હતા. હે રાજા! તે બન્ને ઉત્તમ પુરુષોનાં તેવાં પરાક્રમને જોઇને, તે રણભૂમિમાં રહેલાં દરેક પ્રાણીઓ વિસ્મય પામી ગયાં. હે રાજા! જેમ ધર્મમાં રહેલા માણસમાં કયાંય પણ પાપ જોવામાં આવતું નથી, તેમ આ બન્નેમાં જરા પણ ખામી દીઠામાં આવતી નહોતી. બાણોના સમૂહોથી ઢંકાયેલા તે બન્ને જણા, તે યુદ્ધભૂમિમાં ક્ષણમાં અદૃશ્ય થઇ જતા હતા અને વળી ક્ષણમાં એકદમ દૃષ્ટિગોચર પણ થતા હતા.

ત્યાં મળેલા દેવો, ગંધર્વો, ચારણો અને ઋષિઓ, એ બન્નેનું પરાક્રમ જોઇને માંહોમાંહે વાતો કરતા હતા કે, "યુદ્ધમાં ક્રોધ પામેલા આ બન્નેને દેવો, અસુરો, ગંધર્વો કે મનુષ્યો કોઇ પણ જીતી શકે તેમ નથી. આ લોકમાં આવું યુદ્ધ તો

ઘણુંજ આશ્ચર્યજનક અને અદ્ભુત છે, આવું યુદ્ધ તો કદીપણ થશે નહિ. ધનુષ્ય, રથ અને અશ્વોસહિત એવા તથા યુદ્ધમાં બાણોને છોડતા આ ભીષ્મને, બુદ્ધિમાન અર્જુન પણ જીતી શકે તેમ નથી; તથા દેવોથી પણ અજિત એવા અર્જુનને, આ યુદ્ધમાં ધનુર્ધારી ભીષ્મ પણ જીતવાને શક્તિમાન નથી. આ લોકનો અંત આવતાં સુધી પણ આ યુદ્ધ તો સરખીરીતેજ ચાલ્યા કરશે, પણ તેનો પાર આવે તેમ લાગતું નથી. "[૬૦-૬૮] હે રાજા! એ પ્રમાણે તે યુદ્ધભૂમિમાં ભીષ્મ અને અર્જુનનાં વખાણની વાણી ચારે બાજુ બોલાતી સંભળાતી હતી.[૬૯] હે ભારત! એ બન્ને જણા તેવું પરાક્રમ કરતા હતા, તે સમયમાં તમારા પક્ષના યોદ્ધાઓ અને પાંડવપક્ષના યોદ્ધાઓ પરસ્પર કાપાકાપી કરી રહ્યા હતા.[૭૦] બન્ને પક્ષના શૂરા યોદ્ધાઓ, તીક્ષ્ણ ધારવાળાં ખડ્ગોથી, ચકચકિત ફરશીઓથી, બાણોથી અને બીજાં અનેક પ્રકારનાં શસ્ત્રોથી પરસ્પર છેદન-ભેદન કરી રહ્યા હતા. જે વેળાએ આ ઘોર અને દારુણ યુદ્ધ ચાલતું હતું, તે વેળાએ દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્નનો મહાન સમાગમ થયો.[૭૧,૭૨]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ભીષ્માર્જુનયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૫૨ મો સમાપ્ત.

## અધ્યાય ૫૩ મો
### દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્નનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**कथं द्रोणो महेश्वासः पांचाल्यश्चापिपार्षतः ।**
**उभौ समीयतुर्यत्तौ तन्ममाचक्ष्व संजय ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:-હે સંજય! મહાધનુર્ધારી દ્રોણાચાર્ય અને દ્રુપદરાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, એ બન્ને સાવધ રહેલા યોદ્ધાઓનો કેવી રીતે સંગ્રામ થયો, તે મને કહે.[૧] હે સંજય! ભીષ્મ રણમાં અર્જુનને જીતી શકયા નહિ, તેમાં પરાક્રમ કરતાં હું તો ભાવીને વધારે પ્રબળ માનું છું.[૨] હે સંજય! ભીષ્મ જો કોપ કરી લડે, તો ચર અને અચર લોકનો નાશ કરી શકે; ત્યારે પોતાના બળથી તે પાંડવોને યુદ્ધમાં કેમ જીતી શકયા નહિ? તે તું મને કહે.[૩]

સંજયે કહ્યું:-હે રાજન્! એ દારુણ યુદ્ધને તમે સ્થિર થઇને સાંભળો. ઇંદ્રસહિત દેવો આવે, તોપણ પાંડવોને જીતવા અશક્ય છે.[૪] દ્રોણાચાર્યે તીક્ષ્ણ બાણો મારીને ધૃષ્ટદ્યુમ્નને વિંધી નાખ્યો અને તેના સારથીને પણ એક ભલ્લ બાણવડે રથ ઉપરથી નીચે પાડી નાખ્યો;[૫] તેમજ હે રાજા! ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નના ચાર અશ્વોને બાણો મારીને પીડિત કરી મૂકયા.[૬] પછી વીર ધૃષ્ટદ્યુમ્ને પણ હસીને તીક્ષ્ણ એવાં નેવું બાણો મારીને દ્રોણાચાર્યને વિંધ્યા અને "ઉભો રહેજે" એમ કહ્યું.[૭] ફરી પણ અમેયાત્મા પ્રતાપી દ્રોણાચાર્યે ક્રોધાતુર ધૃષ્ટદ્યુમ્નને બાણોવડે ઢાંકી દીધો;[૮] અને ધૃષ્ટદ્યુમ્નનો વધ કરવાની ઇચ્છાથી ઇંદ્રના વજ્રસમાન તીક્ષ્ણ સ્પર્શવાળું અને સાક્ષાત્ કાળદંડસમાન બીજું બાણ હાથમાં લીધું.[૯] હે ભારત! તે સમયે જ્યારે તે બાણ દ્રોણાચાર્યે સાંધ્યું, ત્યારે સર્વ સૈન્યમાં હાહાકાર વર્તાઈ રહ્યો;[૧૦] પણ તે યુદ્ધમાં અમે ધૃષ્ટદ્યુમ્નનું અદ્ભુત પરાક્રમ જોયું! કારણ કે પોતે એકલો હતો, તોપણ પર્વતની માફક સ્થિર થઈનેજ ઉભો રહ્યો હતો.[૧૧] પછી પોતાના કાળસમાન અને તેજસ્વી તે બાણને વચમાંથીજ ધૃષ્ટદ્યુમ્ને કાપી નાખ્યું અને દ્રોણાચાર્ય ઉપર બાણોની વૃષ્ટિ કરી મૂકી.[૧૨] આવું મહાદુષ્કર અને અદ્ભુત એવું ધૃષ્ટદ્યુમ્નનું તે કર્મ જોઇને પાંડવો અને પાંચાલોએ હર્ષનાદ કરી મૂકયો.[૧૩] ત્યારપછી પરાક્રમી ધૃષ્ટદ્યુમ્ને દ્રોણનો નાશ કરવાની ઇચ્છાથી, સુવર્ણ અને વૈડૂર્યમણિથી શોભતી મહાવેગવાળી શક્તિ, તેના સામી ફેંકી. સુવર્ણથી શોભતી અને ઝપાટાબંધ આવતી તે શક્તિને, દ્રોણાચાર્યે હસતાં હસતાં ત્રણ કકડા કરીને છેદી નાખી.[૧૫] હે રાજા! પોતાની શક્તિને હણેલી જોઇને પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન, દ્રોણ ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૧૬] મહાયશસ્વી દ્રોણાચાર્યે તે બાણોના વરસાદને અટકાવીને ધૃષ્ટદ્યુમ્નના ધનુષ્યને વચમાંથીજ કાપી નાખ્યું.[૧૭] જ્યારે પોતાનું ધનુષ્ય યુદ્ધમાં કપાઈ ગ-

યું, ત્યારે મહાયશવાળા તે ધૃષ્ટદ્યુમ્ને પર્વત જેવી બળવાન મોટી ગદા દ્રોણાચાર્યની સામે છોડી. વેગપૂર્વક મુકાયેલી તે ગદા જ્યારે દ્રોણનો વધ કરવાની ઇચ્છાથી આવતી હતી,ત્યારે દ્રોણાચાર્યનું એ અદ્દભુત પરાક્રમ અમે જોયું હતું.[૧૯] સુવર્ણભૂષિત તે ગદાને તેમણે ઘણીજ ચતુરાઈથી ચૂકાવી નાખીને ધૃષ્ટદ્યુમ્નની સામે પાણી પાયેલાં અને તીક્ષ્ણ એવાં પ્રકાશિત પીછાંવાળાં દારુણ બાણો છોડયાં. તે બાણોએ તેના કવચને તોડી નાખીને યુદ્ધમાં તેનું લોહી પીધું.[૨૦,૨૧] પછી મહારથી ધૃષ્ટદ્યુમ્ને બીજું ધનુષ્ય હાથમાં લીધું; અને તે યુદ્ધમાં ઘણું પરાક્રમ કરીને પાંચ બાણોવડે દ્રોણને વિંધી નાખ્યા.[૨૨] તે વેળાએ લોહીથી ખરડાયેલા તે બન્ને વીર પુરુષો, વસંતઋતુમાં રાતાં પુષ્પોથી ખીલેલા ખાખરાના વૃક્ષની પેઠે શોભતા હતા.[૨૩] પછી હે રાજન્ ! ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યે સેનાના મોખરામાં ઘણુંજ પરાક્રમ બતાવીને ફરી પણ ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ્ય છેદી નાખ્યું.[૨૪] છેદાયેલા ધનુષ્યવાળા તે ધૃષ્ટદ્યુમ્ન ઉપર, અમેયાત્મા આચાર્યે,મેઘ જેમ પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ, નમેલાં પર્વવાળાં બાણોની વૃષ્ટિ કરી;[૨૫] અને એના સારથિને એક ભલ્લ નામનું બાણ મારીને રથ ઉપરથી પાડી નાખ્યો તથા બીજાં ચાર તીક્ષ્ણ બાણો મારીને તેના ચાર ઘોડાઓને પણ રણભૂમિમાં પાડી દીધા અને પોતે સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યા વળી ફરી પણ એક ભલ્લ બાણવડે તેના હાથમાંથી ધનુષ્ય તોડી પાડયું.[૨૬,૨૭] આવી રીતે છેદાયેલા ધનુષ્યવાળો, રથવિનાનો થયેલો, હણાયેલા ઘોડાવાળો અને મરણ પામેલા સારથીવાળો તે ધૃષ્ટદ્યુમ્ન, ગદાને હાથમાં લઇને પોતાનું મહાન પરાક્રમ પ્રકટ કરવાને અર્થે રથ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો; તેટલામાં તો દ્રોણાચાર્યે એકદમ બાણો મૂકીને તેની ગદાને પણ હાથમાંથી પાડી નાખી. તેમનું આ કામ ઘણુંજ અદ્દભુત હતું.[૨૯] હે ભારત ! ત્યારપછી બળવાન એવા તે ધૃષ્ટદ્યુમ્ને સો ચાંદલાઓથી પ્રકાશિત કિરણવાળી મોટી ઢાલ અને મોટું દિવ્ય ખડ્ગ હાથમાં લીધું.[૩૦] તે દિવ્ય ખડ્ગ લઇને એકદમ વેગથી દ્રોણનો વધ કરવાની ઇચ્છાથી, જેમ વનમાં માંસની ઇચ્છાવાળો સિંહ મદોન્મત્ત હાથી સામો દોડે તેમ, તે દ્રોણાચાર્યની સામે દોડયો. તે સમયે હે ભારત ! દ્રોણાચાર્યનું પરાક્રમ, કૌશલ્ય, અસ્ત્ર વાપરવાની યુક્તિ અને બાહુબળ આશ્ચર્ય ઉપજાવે તેવાં અમે જોયાં;[૩૨] કારણકે બાણવૃષ્ટિ કરીને તેમણે એ ધૃષ્ટદ્યુમ્નને એવો તો રોકી દીધો કે જેથી તે બળવાન છતાં જરા પણ આગળ વધી શકયો નહિ.[૩૩] જ્યારે મહારથી ધૃષ્ટદ્યુમ્નને આવી રીતે દ્રોણાચાર્યે રોકી રાખ્યો, ત્યારે તેણે પોતાની તરફ આવતા બાણસમૂહોને ઘણી કુશળતાપૂર્વક ઢાલવડે રોક્યા.[૩૪] પછી મહાબાહુ બળવાન ભીમસેન મહાત્મા ધૃષ્ટદ્યુમ્નને સહાય કરવામાટે એકદમ તે યુદ્ધમાં આવી પહોંચ્યો.[૩૫] હે રાજન્ ! ભીમસેને તીક્ષ્ણ સાત બાણો મારીને દ્રોણાચાર્યને વિંધ્યા અને એકદમ ધૃષ્ટદ્યુમ્નને પોતાના રથ ઉપર બેસાડી દીધો;[૩૬] ત્યારે હે રાજા ! આ તરફથી દુર્યોધને દ્રોણાચાર્યનું રક્ષણ કરવામાટે મોટા સૈન્યની સાથે કલિંગદેશના રાજા ભાનુમાનને આજ્ઞા કરી.[૩૭] એ રીતે હે રાજન્ ! દુર્યોધનની આજ્ઞા થતાં કલિંગોની મોટી સેના ભીમની સામે ધસી આવી.[૩૮] દ્રોણાચાર્યે પણ ધૃષ્ટદ્યુમ્નનો ત્યાગ કરીને, તે યુદ્ધમાં વૃદ્ધ એવા વિરાટ અને દ્રુપદરાજાને વાર્યા;[૩૯] અને ધૃષ્ટદ્યુમ્ન પણ રણભૂમિમાં જ્યાં ધર્મરાજા હતા ત્યાં ગયો. આ પછી ત્યાં સાંભળતાં રોમાંચ થાય તેવું ઘોર અને જગતનો ક્ષય કરી નાખે તેવું ભયંકર તુમુલ યુદ્ધ, મહાત્મા ભીમ અને કલિંગોની વચ્ચે શરૂ થયું.[૪૦,૪૧]

ઇતિ શ્રીમહા૦ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ધૃષ્ટદ્યુમ્નદ્રોણયુદ્ધ' એ વિષયનો
અધ્યાય ૫૩ મો સમાપ્ત

# અધ્યાય ૫૪ મો
## કલિંગરાજાનો વધ

॥ धृतराष्ट्र उवाच ॥

तथा प्रतिसमादिष्टः कालिंगोवाहिनी पतिः ।
कथमद्भुतकर्माणं भीमसेनं महाबलम् ॥१॥

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:—હે સંજય ! મારા પુત્ર

દુર્યોધને એ પ્રમાણે જ્યારે કલિંગરાજ–સેનાપતિને આજ્ઞા કરી, ત્યારે સૈન્યસહિત એવા તે કલિંગરાજે, અદ્દભુત કર્મ કરનાર, મહાબળવાન અને હાથમાં દંડવાળા યમરાજાની પેઠે ગદા ગ્રહીને યુદ્ધમાં ફરનાર વીર ભીમસેનની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું ? તે મને કહે.[1,2]

સંજયે કહ્યું:–હે રાજેંદ્ર! તમારા પુત્રે જ્યારે તે પ્રમાણે આજ્ઞા કરી, ત્યારે મહાબળવાન કલિંગરાજા, મોટી સેનાથી રક્ષિત થઇને ભીમસેનના રથ તરફ ધસ્યો.[3] હે ભારત ! રથ, હાથી, ઘોડા વગેરેથી ભરપૂર અને મોટાં મોટાં શસ્ત્રોને ધારણ કરનારી તે કલિંગોની સેનાને આવતી જોઇને તથા તેઓની સાથે આવતા નિષાદપતિ કેતુમાનને જોઇને ભીમસેન ચેદીઓને સાથે લઇને તે બન્નેની સામો ગયો.[4,5] ત્યાર પછી એકદમ કોપાયમાન થયેલો શ્રુતાયુ કેતુમાન રાજાની સાથે, સેનાની રચના કરી રહેલા ચેદિઓ જ્યાં હતા ત્યાં ભીમસેનની પાસે આવ્યો.[6] હે રાજન્ ! પછી કલિંગરાજાએ અનેક હજારો રથો લઇને તથા કેતુમાને દશહજાર હાથીઓ અને નિષાદોને લઇને તે બન્નેએ ભીમસેનને ચારે બાજુથી ઘેરી લીધો. તે જોઇને ભીમસેનના રક્ષકતરીકે રહેલા ચેદી, મત્સ્ય, કરૂષ વગેરે રાજાઓ પણ બીજા અનેક રાજાઓને સાથે લઇને તે યુદ્ધમાં નિષાદો સામે દોડયા. પછી ભયંકર અને તુમુલ યુદ્ધ શરૂ થયું.[7,9] તે વેળાએ યોદ્ધાઓ પોતાના તથા પારકાઓને જાણી શકતા ન હતા.[10] પૂર્વે જેવું દૈત્યોની મોટી સેના સાથે ઇંદ્રનું યુદ્ધ થયું હતું, તેવુંજ ભીમસેનનું તેના શત્રુઓની સાથેનું એ સમયનું યુદ્ધ પણ ઘોર જણાતું હતું; અને સંગ્રામમાં લડતા તે સૈન્યનો, ઘુઘવાતા સમુદ્રના જેવો મહાન શબ્દ થતો હતો; તથા હે રાજન્ ! એ વખતે અન્યોઅન્યનો સંહાર કરતા યોદ્ધાઓએ તે રણભૂમિને સસલાના લોહીસમાન લાલ બનાવીને લોહીથી ખરડી નાખી હતી. પરસ્પર મારવાને તત્પર થયેલા એ યોદ્ધાઓ પોતાના અથવા શત્રુના યોદ્ધાઓને ઓળખી શકતા નહિ; અને પરમદુર્જય એવા કેટલાએક યોદ્ધાઓ, પોતાનાજ યોદ્ધાઓનો સંહાર કરવા મંડી પડયા હતા. હે રાજન્ ! એ પ્રમાણે સંખ્યામાં થોડા એવા ચેદીઓનો, સંખ્યામાં અધિક એવા કલિંગો અને નિષાદોની સાથે મહાન સંગ્રામ થયો. એ પ્રમાણે યથાશક્તિ પોતાનું પરાક્રમ બતાવીને મહાબળવાન એવા ચેદીયોદ્ધાઓ, ભીમસેનને એકલો છોડીને ત્યાંથી પાછા હઠી ગયા. જ્યારે ચેદીઓ ભીમસેનને છોડી ગયા, ત્યારે ભીમસેન કલિંગોથી ચારે બાજુ ઘેરાયેલો હતો, છતાં પણ તે પોતાના બાહુબળનો આશ્રય કરીને ત્યાંથી પાછો હઠયો નહિ;તેમજ મહાબળવાન એવો તે ભીમસેન, રથની બેસણી ઉપરથી જરાપણ ચલિત ન થયો અને કલિંગોની સેનાને તીક્ષ્ણ બાણોવડે આચ્છાદિત કરવા લાગ્યો. પછી મહાધનુર્ધારી એવો કલિંગરાજા અને તેનો પુત્ર મહારથી શક્રદેવ–એ બેઉ જણા, બાણોથી ભીમસેનને પ્રહાર કરવા લાગ્યા. મહાબાહુ ભીમસેન પણ પોતાના સુંદર ધનુષ્યને ખેંચીને માત્ર પોતાનાજ બાહુબળનો આશ્રય કરીને તેઓની સાથે એકલો સારી રીતે યુદ્ધ કરવા લાગ્યો. આ તરફથી શક્રદેવે ઘણાં બાણોને છોડવા માંડયાં અને કેટલાંએક બાણો મારીને ભીમસેનના ઘોડાઓનો નાશ કર્યો. એ રીતે રથરહિત થયેલા ભીમસેનની સામે તીક્ષ્ણ બાણો વરસાવતો તે ધસી ગયો. હે રાજેન્દ્ર ! એ વેળાએ મહાબળવાન શક્રદેવે ભીમસેન ઉપર, વર્ષાઋતુમાં જેમ મેઘની વૃષ્ટિ થાય છે તેમ બાણોનો વરસાદ વરસાવી મૂકયો; ત્યારે મરણ પામેલા ઘોડાઓવાળા રથમાં બેઠેલા બળવાન ભીમસેને, કેવળ લોઢાનીજ બનાવેલી ગદાને શક્રદેવ સામી ફેંકી. હે રાજન્ ! તે ગદાના પ્રહારથી કલિંગરાજાનો પુત્ર શક્રદેવ મરણ પામી, રથ ઉપરથી નીચે ભોંય ઉપર ઢળી પડયો તથા તેનો સારથી પણ તેવીજ રીતે મરણ પામ્યો. આવી રીતે પોતાના પુત્રને હણાયેલો જોઇને, કલિંગરાજાએ હજારો રથ લઇને ભીમની સર્વ દિશાઓને ઘેરી લીધી. પછી ભીમસેને મહાવેગવાળી તે ભારે ગદાનો ત્યાગ કરીને, ભયંકર કર્મ કરી બતાવવાની ઇચ્છાથી ઘોર એવું ખડ્ગ પોતાના હાથમાં લીધું; અને હે રાજન્ !

અનુપમ એવી બળદનાં ચામડાંથી બનાવેલી અને સુવર્ણના તારા તથા અર્ધચંદ્રથી શોભતી એવી ઢાલ તેણે ગ્રહણ કરી. આ તરફથી એકદમ ક્રોધાયમાન થયેલા કલિંગરાજાએ ધનુષ્યની દોરીનો ટંકાર કરીને સર્પના ઝેરસમાન ભયંકર બાણ હાથમાં લીધું અને તેને ભીમસેનનો વધ કરવાની ઇચ્છાથી છોડયું.[૧૮-૨૯] હે રાજન્ ! વેગપૂર્વક છોડેલા તે તીક્ષ્ણ બાણને આવતું જોઇને ભીમસેને પોતાની મોટી તરવારનો પ્રહાર કર્યો અને તેના વચમાંથીજ બે કકડા કરી નાખ્યા;[૩૦] તથા આખી સેનાને ત્રાસ પમાડતા તેણે હર્ષિત થઈને મોટી ગર્જના કરી. એટલે પછી તે યુદ્ધમાં કલિંગરાજાને ભીમસેન ઉપર ઘણોજ ક્રોધ ચઢયો અને તેણે પથ્થર ઉપર ઘસીને તીક્ષ્ણ કરેલાં ચૌદ તોમર બાણો ભીમસેન ઉપર મૂકયાં. ત્યારે હે રાજન્! ભીમસેને પણ જરાપણ ગભરાયાસિવાય પોતાની પાસે હજુ નહિ પહોંચેલાં તે તોમરોને પોતાની તીક્ષ્ણ તરવારથી અધવચમાંથીજ કાપી નાખ્યાં. એ પ્રમાણે તે ચૌદ તોમરોને કાપી નાખીને તે પુરુષશ્રેષ્ઠ ભીમસેન, ભાનુમાનની સામે દોડયો. ત્યારે ભીમસેનને આવેલો જોઇને ભાનુમાને બાણોની વૃષ્ટિ કરી તેને ઢાંકી દીધો; અને પોતે આકાશને ગજાવી મૂકે તેવી મોટી ગર્જના કરવા લાગ્યો. ભીમસેનથી તે સિંહનાદ સહન કરી શકાયો નહિ, એટલે તેપોતે પણ તે રણભૂમિમાં મોટો શબ્દ કરીને ગાજવા લાગ્યો. એ વેળાએ તે મોટા ઘાંટાવાળા ભીમસેનના શબ્દને સાંભળીને કલિંગોની સેના ત્રાસ પામી ગઈ.[૩૦-૩૬] હે ભરતશ્રેષ્ઠ ! એ રીતે ત્રાસ પામેલી તે કલિંગોની સેના ભીમસેનને મનુષ્ય નહિ, પણ કોઈ દેવતાઈપુરુષ માનવા લાગી.

પછી તે મહાબાહુ ભીમસેન મહાઘોર ગર્જના કરી, હાથમાં તરવાર લઇ એકદમ વેગથી કૂદ્યો; અને હે રાજન્ ! ભાનુમાનના હાથીના દાંત ઉપર થઇને તે હાથી ઉપર ચઢી ગયો.[૩૭,૩૮] ત્યારે સામેથી ભાનુમાને એક શક્તિ ભીમની સામે ફેંકી પણ ભીમે તે શક્તિના બે કકડા કરી વિશાળ ખડ્ગથી ભાનુમાનને વચમાંથી કાપી નાખ્યો.[૩૯] શત્રુનું દમન કરનારા તે ભીમસેને એ પ્રમાણે મધ્યમાં રહીને યુદ્ધ કરનાર કુમાર ભાનુમાનને મારી નાખીને ભારને સહન કરનારી એવી તે મોટી તરવાર, તેના હાથીની ખાંધ ઉપર મારી.[૪૦] પછી તરવારના પ્રહારથી છેદાઇ ગયેલી ખાંધવાળો તે હાથી, જેમ સમુદ્રના વેગથી શિખરવાળો પર્વત પડે તેમ, ઘણી મોટી ચીસ પાડીને પૃથ્વી ઉપર પડી ગયો. હે ભારત ! ત્યાર પછી મહાત્મા એવો તે ભીમસેન, તે હાથી ઉપરથી કૂદી પડીને દાંત કચકચાવીને હાથમાં તરવાર લઇને પૃથ્વી ઉપર ઉભો રહ્યો.[૪૨] આ પછી આજુબાજુ અનેક હાથીઓને મારી નાખતો તે ભીમસેન, રણભૂમિમાં અનેક માર્ગોમાં ઘુમવા મંડયો. લોહીથી ખરડાયેલો તે ભીમસેન, ઘોડાઓમાં, હાથીઓમાં, રથોમાં અને પાયદળોમાં કચ્ચરઘાણ વાળતો, બળતા અગ્નિચક્રની પેઠે સર્વ દિશાઓમાં ફરતો જણાતો હતો.[૪૩,૪૪] બળથી ઉદ્ધત ભીમસેન રણસંગ્રામમાં શત્રુઓનાં ટોળાંઓ ઉપર શ્યેનપક્ષી ( બાજ )ની માફક ઘૂમી રહ્યો હતો; અને મહાબળવાન એવો તે, શત્રુઓનાં શરીરો અને મસ્તકોને કટાકટ કાપી નાખતો હતો.[૪૫] વળી શત્રુઓના ભયનો વધારો કરનાર તથા એકદમ ક્રોધાતુર અને પગપાળો તે ભીમ, હાથી ઉપર ચઢીને લડનારા યોદ્ધાઓનાં શરીરો અને મસ્તકોને પાણીદાર તરવારથી કાપ્યાજ કરતો હતો.[૪૬] પ્રલયકાળના યમરાજાસમાન જણાતા તે ભીમે, તે સર્વ યોદ્ધાઓને મુંઝાવી દીધા હતા; જેથી તેઓ ગાંડાતુર બની જઇને તે યુદ્ધમાં ભીમની સામાજ ધસી આવતા હતા.[૪૭] તરવારને લઇને ઘણા વેગથી રણભૂમિમાં ઘૂમી રહેલા તેણે, રથવાળાઓના રથોની ઉધો અને ધુંસરાંને પણ કાપી નાખ્યાં તથા કેટલાએક રથીઓને પણ મારી નાખ્યા. શત્રુઓનું મર્દન કરનાર બળવાન ભીમસેને આમતેમ ભમવાની ભ્રમણકુશળતા દેખાડી આપી. કુંડાળે ભમવું, બાજુમાં થઇને ઘુસી જવું, ચારે બાજુ કૂદવું, આસપાસ ફેલાઈ જવું, કૂદવું, એકદમ ધસી આવવું, અકસ્માત્ પ્રકટ થવું વગેરે પ્રકારની યુદ્ધકળાને ઘણી ચતુરાઈથી તેણે દેખાડી આપી.[૪૮-૫૦] તે મહાત્મા

ભીમની તરવારના અગ્રભાગથી કપાયેલા અને ભેદાયેલા મર્મસ્થાનવાળા કેટલાએક યોદ્ધાઓ પોકાર કરતા હતા; અને કેટલાએક તો મરણ પામીને પૃથ્વીપર ટપોટપ પડતા હતા.[૫૧] હે ભારત ! માવતોમાં મરણ થવાથી નિરંકુશ બનેલા, ભાંગી ગયેલા દાંતોવાળા, કપાઈ ગયેલી સુંઢોવાળા, ફાટી ગયેલા ગંડસ્થળોવાળા કેટલાએક હાથીઓ, પોતાના સૈન્યનોજ નાશ કરતા હતા; અને હે રાજન્ ! તે હાથીઓ ભયંકર શબ્દો કરીને પૃથ્વી ઉપર પડતા હતા. વળી એ વખતે તે રણભૂમિ ઉપર જ્યાં ત્યાં, કપાયેલાં તોમરો, માવતોનાં મસ્તકો, રંગબેરંગી એવી હાથીઓની પીઠ ઉપર નાખવાની ઝુલો, સુવર્ણથી ઉજ્જવલ એવા હાથીઓને કેડે બાંધવાના દોરાઓ, કંઠાઓ, શક્તિઓ, પતાકાઓ, મુદ્‌ગરો, ભાથાંઓ, વિચિત્ર એવાં યંત્રો, ધનુષ્યો, ઉજ્જવલ એવાં ભિંદિપાલ નામનાં અસ્ત્રો, ઘોડાને મારવાની ચાબુકો, હાથીઓને મારવાના અંકુશો, અનેક પ્રકારની ઘંટાઓ, સોનાની મુઠોવાળી તરવારો અને ઘોડેસ્વારો વગેરેને પડતાં અને પડેલાં અમે જોતા હતા ( જોયાં છે ).[૫૩,૫૬] વળી કપાયેલા આગળપાછળના અંગોવાળા અને કપાઈ ગયેલી સુંઢોવાળા મરણ પામેલા હાથીઓવડે છાઈ રહેલી તે રણભૂમિ, જાણે ચારે બાજુ પડેલા પર્વતોવાળી હોય તેમ જણાતી હતી.[૫૭] એ પ્રમાણે મોટા હાથીઓનો નાશ કરીને મહાબળવાન એવા તે ભીમસેને, તે રણસંગ્રામમાં સારા સારા ઘોડેસ્વારોને પણ મારવા માંડયા.[૫૮] હે ભારત ! તે ઘોડેસ્વારોનું તથા તે ભીમનું ઘોર યુદ્ધ થયું કે જેમાં ચોકડાં, જોતરો, સુવર્ણથી ઉજ્જવલ એવા કમરપટાઓ, ઝુલો, ભાલાઓ, કિંમતી એવાં બે તરફ ધારવાળાં ખડ્ગો, કવચો, ઢાલો, તરેહ તરેહનાં પાથરણાંઓ જ્યાં ત્યાં વિખરાયેલાં રણભૂમિમાં દેખાતાં હતાં. વળી જેમ તેમ પડેલા ભાલાઓ, વિચિત્ર યંત્રો અને નિર્મળ શસ્ત્રોએ જાણે આખી પૃથ્વીને તરેહ તરેહનાં પુષ્પોથી છાઇ દીધી હોય તેમ જણાતું હતું. વળી મહાબળવાન એવા તે ભીમસેને, કૂદી કૂદીને કેટલાએક રથીઓની સામા તરવાર લઇ ધસી જઇને ધ્વજાઓસહિત તેઓને ભોંય ઉપર પાડી દીધા. આવી રીતે વારંવાર કૂદતો, દશે દિશાઓમાં દોડતો અને આશ્ચર્ય થાય તેમ અનેક પ્રકારની યુદ્ધની શૈલીઓમાં ફરતો યશસ્વી ભીમસેન, યુદ્ધભૂમિમાં સર્વને આશ્ચર્ય–વિસ્મય પમાડતો હતો. તેણે કેટલાએકને પગના પ્રહારથી મારી નાખ્યા, કેટલાએકને જમીન ઉપર પટકી પટકીને મારી નાખ્યા, કેટલાએકને તરવારથી કાપી નાખ્યા, કેટલાએકને ગર્જના કરીને બીવડાવી મૂકયા અને કેટલાએકને તો સાથળોના વેગથીજ પૃથ્વી ઉપર પછાડી નાખ્યા;[૫૯–૬૫] તથા કેટલાએક તો તેને જોઈનેજ ભયથી મરણ પામ્યા. આવી રીતે કચ્ચરઘાણ કરતા ભીમસેનને જોઈને બળવાન એવા કલિંગયોદ્ધાઓની મોટી સેનાએ ભીમને ઘેરી લઇ તેની સામે ધસારો કર્યો. હે ભરતર્ષભ ! પછી તે સેનાના મોખરામાં ઉભેલા શ્રુતાયુષને જોઇને ભીમસેન તેની સામો ગયો; ત્યારે ભીમસેનને સામો આવતો જોઇને અમેયાત્મા કલિંગરાજાએ તેને નવ બાણો મારીને છાતીમાં વિંધી નાખ્યો. અંકુશોથી પ્રહાર કરાયેલા હાથીની જેમ કલિંગરાજાનાં બાણોવડે પ્રહાર કરાયેલો તે ભીમસેન, લાકડાંઓવડે બળતા અગ્નિની પેઠે ક્રોધથી કોપી ઉઠયો. એ વેળાએ ભીમના સારથી અશોકે સુવર્ણથી શોભતા એક રથને લાવીને તેમાં ભીમસેનને બેસાડયો. એકદમ તે રથમાં બેસી જઈને શત્રુનો નાશ કરનાર કુંતાપુત્ર ભીમસેન, “ ઉભો રહેજે ” એમ કહીને કલિંગરાજાની સામો ધસી ગયો. ત્યારપછી બળવાન કલિંગરાજા શ્રુતાયુષે ક્રોધાતુર થઇને ભીમસેનની સામાં તીક્ષ્ણ બાણો છોડીને પોતાના હાથની ચાલાકી બતાવવા માંડી. મહાત્મા કલિંગરાજાએ પોતાના ધનુષ્યમાંથી તીક્ષ્ણ એવાં નવ બાણો મૂકીને ભીમને માર્યાં; ત્યારે દંડથી મારેલા સર્પની પેઠે એકદમ ક્રોધાયમાન થઇને ભીમે ગર્જના કરી મૂકી અને પોતાના દઢ ધનુષ્યને વાળીને બળવાન ભીમસેને પણ સાત બાણોનો પ્રહાર કરીને તેને હણી નાખ્યો.[૬૬–૭૫] વળી બે ક્ષુર નામનાં બાણો મારીને કલિંગરાજાના રથનાં

ચક્રોનું રક્ષણ કરનારા મહાબળવાન એવા સત્યદેવ અને સત્યને યમરાજાને ઘેર મોકલી દીધા.[૭૬] વળી પણ અમેયાત્મા ભીમસેને, નારાચ નામનાં તીક્ષ્ણ ત્રણ બાણો મારીને તે રણસંગ્રામમાં રહેલા કેતુમાનને પણ યમપુરીમાં વળાવી દીધો.[૭૭] ત્યારપછી કવચ ધારણ કરીને સજ્જ થયેલા કલિંગક્ષત્રિયોએ, ઘણી મોટી સેનાઓ લઇને ક્રોધાતુર ભીમસેનને ઘેરી લીધો;[૭૮] અને હે રાજન્ ! શક્તિ, ગદા, ખડ્ગ, તોમર, રૃષ્ટિ, ફરશી વગેરે હથિયારોથી ભીમસેનને ઢાંકી દીધો.[૭૯] તે ઘોર શસ્ત્રોની વૃષ્ટિનું વારણ કરીને એકદમ હાથમાં ગદા લઇને મહાબળવાન શત્રુમર્દન ભીમસેને આગળ ધસી જઇને ઝપાટાબંધ સાતસેં યોદ્ધાઓને યમલોકનાં દ્વાર દેખાડી દીધાં; તથા બે હજાર કલિંગોને પણ મૃત્યુલોકમાં વિદાય કરી દીધા ! આ ઘણું નવાઇ જેવું બન્યું. એ પ્રમાણે તે રણસંગ્રામમાં ભીમસેને ઘણાં કલિંગસૈન્યનો સંહાર કરી નાખ્યો. એ વેળાએ મહારથી ભીમસેનને ભયંકર સ્વરૂપવાળો જોઇને, તેણે હણી નાખેલા માવતોવાળા હાથીઓ, વાયુએ ઉરાડેલા મેઘોની પેઠે સૈન્યોમાં નાસભાગ કરવા લાગ્યા; અને બાણોથી ઘાયલ થયેલા તે હાથીઓ ચીસો પાડી પાડીને પોતાનાં સૈન્યોને ચગદી નાખીને દોડી જવા લાગ્યા.[૮૦–૮૪] ત્યારપછી તરવારને ધારણ કરનારો મહાબાહુ ભીમસેન ઘણોજ આનંદિત થઈ ગયો; અને ગંભીર શબ્દવાળો પોતાનો શંખ વગાડવા લાગ્યો.[૮૫] હે પરંતપ રાજન્ ! તે શંખનો શબ્દ સાંભળીને કલિંગના સર્વ સૈનિકોનાં કાળજાં કંપી ગયાં અને સર્વને મોહ ઉત્પન્ન થયો.[૮૬] હે રાજન્ ! મોટા હાથીની પેઠે રણસંગ્રામમાં ચારે બાજુ ઘૂમી રહેલા ભીમસેને સર્વ સૈન્યો અને વાહનોને કંપાવી મૂકયાં; તથા વિચિત્ર પ્રકારની યુદ્ધની રીતિઓમાં આમતેમ દોડતા અને ફરતા તથા કૂદતા તેણે સર્વને મોહિત કરી નાખ્યા;[૮૭,૮૮] તેમજ જેમ મોટા જળચર પ્રાણીએ ખળભળાવી મૂકેલું સરોવર હોય તેમ આખું સૈન્ય ભીમસેનના ભયથી ખળભળી ઉઠયું અને કાંપવા લાગ્યું. આવી રીતે જે વેળાએ ભીમસેને અદ્ભુત કર્મ કરીને સર્વ કલિંગયોદ્ધાઓને ત્રાસ પમાડી આમતેમ નાસતા ભાગતા કરી મૂકયા હતા, તે વેળાએ પાંડવોનો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન, પોતાનાં સૈન્યોને "યુદ્ધ કરો" એમ કહીને ઉત્સાહિત કરતો હતો.[૮૯–૯૧] એ પ્રમાણે સેનાપતિના વચનને સાંભળીને શિખંડી વગેરે રાજાઓની ટુકડીઓ, પ્રહાર કરતા રથીઓનાં સૈન્યોને લઇને ભીમની પાસે આવી પહોંચી.[૯૨] એ વેળાએ યુધિષ્ઠિરરાજા પણ મેઘસમાન વર્ણવાળા હાથીઓનાં સૈન્યને સાથે લઇને તેઓની પાછળ પાછળ મદદ કરવામાટે ગયા.[૯૩] આવી રીતે પોતાનાં સર્વ સૈન્યોને પ્રેરણા કરીને તથા પોતાની પાસે સારા સારા યોદ્ધાઓને રાખીને ધૃષ્ટદ્યુમ્ન પોતે ભીમસેનની પાસેજ રહ્યો;[૯૪] કારણકે પંચાલરાજાને ( ધૃષ્ટદ્યુમ્નને ) ભીમસેન અને સાત્યકિ સિવાય બીજો કોઇ પ્રાણથી પણ વધારે વહાલો નહતો.[૯૫] શત્રુઓના યોદ્ધાઓનો નાશ કરનાર, અરિસૂદન ધૃષ્ટદ્યુમ્ને કલિંગોનાં સૈન્યોમાં ઘૂમતા મહાબાહુ ભીમસેનને જોયો.[૯૬] હે રાજન્ ! તે સમયે શત્રુઓને નાશ પમાડતો તે ભીમસેન ઘણોજ હર્ષિત જણાતો હતો અને રણભૂમિમાં શંખ વગાડતો હતો તથા સિંહની પેઠે ગર્જના કરતો હતો.[૯૭] એ વેળાએ ભુખરા વર્ણના ઘોડાઓ યુક્ત અને સુવર્ણભૂષિત એવા રથ ઉપર, કોવિદાર વૃક્ષના જેવી લાલ વર્ણની ધ્વજા જોઇને ભીમસેનને આશ્વાસન મળ્યું.[૯૮] પછી અમેયાત્મા ધૃષ્ટદ્યુમ્ન, કલિંગસૈન્યોથી ચારે બાજુ ઘેરાયેલા ભીમસેનને જોઇને તેનું રક્ષણ કરવા માટે, તે યુદ્ધમાં આવી પહોંચ્યો.[૯૯] તે પછી ધૃષ્ટદ્યુમ્ન અને ભીમસેને દૂરથી સાત્યકિને પણ ત્યાં આવતો જોઇને કલિંગોની સામા ઘણાજ ઉત્સાહથી લડવા માંડયું;[૧૦૦] એટલામાં તો જય કરનારાઓમાં શ્રેષ્ઠ એવો શિનીનો પુત્ર સાત્યકિ પણ ત્યાં આવી પહોંચ્યો અને તેણે પણ ધૃષ્ટદ્યુમ્ન અને ભીમસેનનાં પડખાં ગ્રહણ કર્યાં.[૧૦૧] તે સાત્યકિએ ત્યાં આવીને દારુણ કર્મ કરી મૂકયું; અને હાથમાં ધનુષ્ય લઈને તથા પોતાના આત્માને ક્રૂર સ્વરૂપનો કરીને કલિંગ સૈનિકોને જોવા માંડયા.[૧૦૨] ભીમસેને તો કલિં-

ગોને મારી મારીને તેમના માંસ અને લોહીના કાદવવાળી લોહીની મોટી નદી ચલાવી મૂકી.[3] મહાબળવાન ભીમસેન, પાંડવો અને કૌરવોની વચ્ચે રહેલી તે દુસ્તર નદીને તરી ગયો.[4] હે રાજા! તેવા ભયંકર સ્વરૂપવાળા ભીમસેનને જોઇને તમારા યોદ્ધાઓએ બૂમાબૂમ કરી મૂકી કેઃ–" આ તો સાક્ષાત્ કાળજ ભીમનું સ્વરૂપ ધારણ કરીને કલિંગોની સાથે લડે છે. "[5] આવી રીતે કૌરવોની બૂમ સાંભળીને શાંતનુકુમાર ભીષ્મ, પોતાની ચારે બાજુ સેનાની રચના કરીને, રણભૂમિમાં જ્યાં ભીમસેન હતો ત્યાં એકદમ આવી પહોંચ્યા.[6] સુવર્ણભૂષિત ભીષ્મના રથને આવતો જોઇને સાત્યકિ, ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન તેમની સામે ધસી ગયા.[7] તે ત્રણે જણાએ ભીષ્મને ચારે બાજુથી ઘેરી લઇને જોરથી ઘોર એવાં ત્રણ ત્રણ બાણો મારીને તેમને ઢાંકી દીધા;[8] ત્યારે તમારા પિતા દેવવ્રતે ( ભીષ્મે ) પણ તે બાણોને નિવાર્યાં અને તે ત્રણે મોટા ધનુર્ધારી યોદ્ધાઓને સીધી ગતિવાળાં ત્રણ ત્રણ બાણો મારીને સામા વિંધી નાખ્યા.[9] વળી પણ એક હજાર બાણો મૂકીને તે મહારથીઓને આગળ વધતા અટકાવ્યા અને બીજાં બાણોને પણ છોડીને સુવર્ણના (સાજ) સામાનવાળા ભીમસેનના ઘોડાઓને પણ મારી નાખ્યા.[10] માર્યા ગયેલા ઘોડાઓવાળા રથમાં બેઠેલા પ્રતાપી ભીમસેને એકદમ જોરથી ભીષ્મના રથની સામે શક્તિને ફેંકી.[11] પોતાની પાસે નહિ આવેલી તે શક્તિના વચમાંથીજ તમારા પિતા દેવવ્રતે ત્રણ કકડા કરી નાખ્યા; અને તેને રણભૂમિમાં વેરી નાખી.[12] હે રાજા! પછી ભીમસેને કેવળ લોઢાનીજ બનાવેલી ભારે ગદાને ઉઠાવીને, એકદમ રથ ઉપરથી નીચે કૂદકો માર્યો.[13] એ વખતે સાત્યકિએ પણ ભીમનું પ્રિય કરવાની ઇચ્છાથી ભીષ્મના સારથીને બાણો મારીને પાડી નાખ્યો.[14] તે સારથી જ્યારે માર્યો ગયો, ત્યારે વાયુની પેઠે આમતેમ દોડતા રથના ઘોડાઓ ભીષ્મને રણસંગ્રામમાંથી દૂર લઇ ગયા.[15] એ પ્રમાણે ભીષ્મ ત્યાંથી દૂર થયા; એટલે ભીમસેન, ઘાસને બાળી નાખીને વધેલા અગ્નિની પેઠે ત્યાં દીપવા લાગ્યો;[16] અને તેણે સર્વ કલિંગોને હણી નાખ્યા અને પોતે સેનાની વચમાં ઉભો રહ્યો; પણ હે રાજા! તમારામાંનો કોઇ પણ તેની સામે જવામાટે ઉત્સાહ કરી શકયો નહિ.[17] પછી રથીઓમાં શ્રેષ્ઠ એવો ધૃષ્ટદ્યુમ્ન સર્વ સૈન્યોના દેખતાં તે યશસ્વી ભીમસેનને પોતાના રથમાં બેસાડીને યુદ્ધભૂમિમાંથી દૂર લઇ ગયો.[18] હે ભરતશ્રેષ્ઠ રાજા! પંચાલો અને મત્સ્યોએ પૂજેલો ( વખાણેલો ) તે ભીમસેન, ધૃષ્ટદ્યુમ્નને ભેટી પડયો અને પછીથી સાત્યકિને પણ મળ્યો;[19] ત્યારે પરાક્રમી અને યાદવોમાં વ્યાઘ્રસમાન એવા સાત્યકિએ ધૃષ્ટદ્યુમ્નની સમક્ષ, ભીમસેનને આનંદ પમાડતાં આ પ્રમાણે કહ્યુંઃ–[20]" કલિંગરાજ, રાજપુત્ર કેતુમાન, શક્રદેવ તથા બીજા કલિંગયોદ્ધાઓ આજે રણસંગ્રામમાં માર્યા ગયા તે બહુજ સારૂં થયું.[21] " શાબાશ છે ભીમસેન ! " આજે તો તમે એકલાએજ પોતાના બાહુબળના પરાક્રમથી હાથી, ઘોડા, રથો, વગેરેથી વ્યાપ્ત અને મહાન પુરુષોથી ભરપૂર તથા ધીર યોદ્ધાઓથી રક્ષિત એવી કલિંગોની મોટી સૈન્યરચનાનો નાશ કરી નાખ્યો. " એમ કહીને હે રાજા ! તે શિનીનો પુત્ર મહાબાહુ સાત્યકિ, પોતાના રથમાંથી ધૃષ્ટદ્યુમ્નના રથ તરફ દોડી જઇને ભીમસેનને ભેટી પડયો; અને ત્યારપછી ફરી પણ પોતાના રથમાં બેસીને કોપાયમાન થઇને ભીમસેનના બળને સતેજ કરતો તમારા પક્ષના યોદ્ધાઓને મારવા મંડી પડયો.

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં " કલિંગરાજનો વધ " એ વિષયનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

## અધ્યાય ૫૫ મો

### અભિમન્યુ અને લક્ષ્મણની ઝપાઝપી-બીજો દિવસ પૂર્ણ

॥ संजय उवाच ॥

गत[illegible]वाह्नभूयिष्ठे तस्मिन्नहनि भारत ।
रथनागाश्वपत्तीनां सा[illegible]नांच महाक्षये ॥१॥

સંજયે કહ્યું:–હે ભારત ! તે દિવસનો પૂર્વભાગ લગભગ ચાલ્યો ગયો; અને રથો, હાથીઓ, ઘોડાઓ, પાળાઓ અને ઘોડેસ્વારોનો મોટો સંહાર થઈ ગયો.[૧] પછી ધૃષ્ટદ્યુમ્ન દ્રોણપુત્ર અશ્વત્થામા, શલ્ય અને મહાત્મા કૃપાચાર્ય, એ ત્રણ મહારથીઓની જોડે યુદ્ધ કરવા માટે તૈયાર થયો.[૨] પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ને, લોકમાં પ્રસિદ્ધ એવા અશ્વત્થામાના ઘોડાઓનો તીક્ષ્ણ એવાં દશ બાણો મારીને નાશ કર્યો.[૩] ત્યારપછી હણાયેલા ઘોડાવાળો અશ્વત્થામા, શલ્યના રથ ઉપર એકદમ બેસી ગયો અને ધૃષ્ટદ્યુમ્ન ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો.[૪] હે ભારત ! ધૃષ્ટદ્યુમ્ન અશ્વત્થામાની જોડે એ પ્રમાણે લડતો હતો, તેટલામાં તો તીક્ષ્ણ બાણોને વરસાવતો અભિમન્યુ એકદમ ત્યાં આવી પહોંચ્યો.[૫] તે પુરુષશ્રેષ્ઠ અભિમન્યુએ પચીસ બાણોથી શલ્યને, નવ બાણોથી કૃપાચાર્યને તથા અઠ્ઠાવીસબાણોથીઅશ્વત્થામાનેવિંધી નાખ્યા.[૬]ત્યારે અશ્વત્થામાએ એક બાણથી, શલ્યે દશ બાણોથી અને કૃપાચાર્યે તીક્ષ્ણ એવાં ત્રણ બાણોથી અભિમન્યુને પણ વિંધ્યો.[૭] એ વેળાએ તમારો પૌત્ર લક્ષ્મણ પણ અભિમન્યુને લડતો જોઇને એકદમ હર્ષપૂર્વક તેની સામો ધસી આવ્યો અને પછી તે બન્નેનું યુદ્ધ ચાલ્યું.[૮] હે રાજન્ ! શત્રુઓનો નાશ કરનાર લક્ષ્મણે ક્રોધાયમાન થઇને તે યુદ્ધમાં અભિમન્યુને વિંધી નાખ્યો. આ કાર્ય ઘણું અદ્‌ભુત લાગતું હતું.[૯] હે ભરતશ્રેષ્ઠ ! ત્યારે અભિમન્યુ પણ કોપાયમાન થઇ ગયો. પછી તેણે પણ પોતાના ભાઈ લક્ષ્મણને પોતાના હાથની ચાલાકી બતાવીને પચાસ બાણો મારીને વિંધી નાખ્યો.[૧૦] પછી લક્ષ્મણે પણ ફરી એક બાણ મારીને મુષ્ટિપ્રદેશમાંથીજ અભિમન્યુનું ધનુષ્ય કાપી નાખ્યું. હે મહારાજ ! તે સમયે તમારા પક્ષના યોદ્ધાઓએ હર્ષનાદ કરી મૂક્યો.[૧૧] પછી શત્રુઓનો નાશ કરનાર અભિમન્યુએ તે કપાયેલા ધનુષ્યને છોડીને બીજું અદ્‌ભુત વેગવાળું અને દઢ ધનુષ્ય હાથમાં લીધું.[૧૨] તે રણસંગ્રામમાં સામસામા દાવને વાળતા તે બન્ને વીર પુરુષો, તીક્ષ્ણ બાણો મારીને અન્યોન્યને વિંધવા લાગ્યા.[૧૩] ત્યારપછી દુર્યોધનરાજા પોતાના મહારથી પુત્રને, અર્જુનપુત્ર અભિમન્યુથી વિંધાતો જોઇને ત્યાં આવી પહોંચ્યો.[૧૪] આવી રીતે તમારા પુત્રને ત્યાં આવેલો જોઇને તેની પાછળ પાછળ બીજા સર્વ રાજાઓ પણ પોતપોતાના રથોને લઇને ત્યાં આવી પહોંચ્યા અને અભિમન્યુને વીંટાઈ વળ્યા.[૧૫] હે રાજન્ ! યુદ્ધમાં દુર્જય એવા રાજાઓથી ચારે બાજુ ઘેરાયેલો અને કૃષ્ણસમાન પરાક્રમવાળો શૂરવીર અભિમન્યુ, આથી જરાપણ વ્યથા પામ્યો નહિ.[૧૬] એ પ્રમાણે જ્યારે અભિમન્યુ ચારે બાજુથી ઘેરાયેલો હતો, ત્યારે તે જોઇને અર્જુન એકદમ વેગથી પોતાના પુત્રની વહારે ધસી આવ્યો.[૧૭] પછી અર્જુનને ત્યાં ગયેલો જોઇને, ભીષ્મ, દ્રોણ વગેરેને આગળ કરીને તમારા પક્ષના સર્વ રાજાઓ પોતાના રથ, હાથી અને ઘોડાઓને લઇને ત્યાં આવી પહોંચ્યા.[૧૮] તે વેળાએ હાથી, રથ, ઘોડા અને પાળાઓએ ઉડાડેલી પૃથ્વીની તીવ્ર રજ, સૂર્યના રથસુધી પહોંચેલી જણાતી હતી.[૧૯] તે સેંકડો રાજાઓ અને હજારો હાથીઓ, અર્જુનનાં બાણોના માર્ગસુધી તો આવી પહોંચ્યા, પણ તેથી આગળ આવી શક્યા નહિ.[૨૦] હે રાજા ! તે સમયે સર્વ પ્રાણીઓ પોકાર કરવા લાગ્યાં, દિશાઓ ઘોર અંધકારવાળી થઈ ગઈ અને કૌરવોની અનીતિએ દારુણ અને તીવ્ર રૂપ ધારણ કર્યું;[૨૧] પણ હે ભરતશ્રેષ્ઠ ! અર્જુનનાં બાણોના સમૂહથી આકાશ, દિશાઓ, પૃથ્વી કે સૂર્ય પણ ક્યાંય દેખાતાં ન હતાં.[૨૨] તે રણસંગ્રામમાં કેટલાએક રથોનો નાશ થયો, કેટલાએક હાથીઓ માર્યા ગયા, કેટલાએક રથીઓના ઘોડા મરણ પામ્યા અને કેટલાએક રથી સેનાપતિઓ પોતાના રથોને છોડી છોડીને નાસી જતા જણાવા લાગ્યા;[૨૩] અને વળી બીજા કેટલાએક રથીઓ, રથવિનાના થઇને આમતેમ દોડતા, હાથમાં હથિયારોને ધારણ કરતા અને બાજુબંધસહિત હાથવાળા જ્યાં ત્યાં દેખાતા હતા.[૨૪] હે રાજન્ ! ઘોડેસ્વારો પોતાના ઘોડાઓને છોડી દઇને, હાથીસ્વારો પોતાના હાથી-

ઓને છોડી દઇને અર્જુનના ભયથી આમતેમ નાસભાગ કરતા હતા.[૨૫] વળી એ વેળાએ અનેક રાજાઓને રથો, હાથીઓ અને ઘોડાઓ ઉપરથી અર્જુનનાં બાણોવડે પડેલા અને પાડી નાખતા જોવામાં આવતા હતા. હે રાજા ! તે રણસંગ્રામમાં અર્જુને તીક્ષ્ણ બાણો મારીને, ઉગામેલી તરવારો, ગદાઓ અને ભાલાંઓસહિત તેમજ ધનુષ્યો, બાણો, ભાથાઓ તથા અંકુશો અને પતાકાઓથી મુક્ત, ઉંચા કરેલા હાથોને કાપી નાખ્યા; અને તેણે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું.[૨૭,૨૮] હે રાજા ! તે રણભૂમિમાં ગદાઓના, દેદીપ્યમાન મુદ્ગરોના, ભાલાંઓના, ભિંદીપાલોના, ખડ્ગોના, ફરશીઓના, તીક્ષ્ણ એવા તોમરોના, તૂટી ગયેલા સુવર્ણનાં કવચોના, ધ્વજાઓના, ઢાલોના, ચામરોના, સુવર્ણના દાંડાવાળા છત્રોના, ચાબુકોના, જોતરોના અને કોરડાઓના ઢગલાઓ જ્યાં ત્યાં પડેલા નજરે દેખાતા હતા.[૩૨] હે ભારત ! તે વેળાએ તમારા સૈન્યમાં તેવો કોઈ પણ યોદ્ધો ન હતો, કે જે યોદ્ધો તે યુદ્ધમાં શૂરા અર્જુન સામે યત્નથી ઉભો રહી શકે.[૩૩] હે રાજા ! તે રણસંગ્રામમાં જે જે યોદ્ધો અર્જુનની સામો આવતો હતો, તેને તીક્ષ્ણ બાણો મારીને પરલોકમાં પહોંચાડી દેવામાં આવતો હતો.[૩૪] એ પ્રમાણે તમારા યોદ્ધાઓ પલાયન કરતા હતા, તે વખતે અર્જુને અને કૃષ્ણે પોતાના શંખો વગાડયા.[૩૫] પછી નાસભાગ કરતા તે સૈન્યને જોઇને તમારા પિતા દેવવ્રત જાણે હસતા હોય તેમ, રણશૂરવીર દ્રોણાચાર્યને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ-[૩૬] "હે વીર ! કૃષ્ણસહિત એવો આ બળવાન અર્જુન, અગ્નિની પેઠે સૈન્યોનો સંહાર કરી રહ્યો છે.[૩૭] આનું સ્વરૂપ અત્યારે પ્રલયકાળના યમના જેવું દેખાય છે, તેથી મને લાગે છે કે આને કોઇ પણ રીતે જીતી શકાશે નહિ;[૩૮] તેમજ આ આપણી સેનાને પણ હવે પાછી વાળવી અશકય છે. જુઓ, એકબીજાના મુખ સામે જોઇને તે કેવી નાસભાગ કરે છે ![૩૯] અને વળી સર્વલોકના ચક્ષુનું હરણ કરી જતો હોય તેમ આ સૂર્ય પણ અસ્તાચળપ્રત્યે જાય છે;[૪૦] માટે હે પુરુષશ્રેષ્ઠ ! આપણી સેનાને હવે પાછી વાળવાનો સમય થઇ ગયો છે, એમ હું માનું છું. વળી ભયભીત થયેલા અને થાકી ગયેલા આ યોદ્ધાઓ હવે કોઈ પણ રીતે લડશે નહિ."[૪૧] એ પ્રમાણે મહારથી ભીષ્મે દ્રોણાચાર્યને કહીને તમારાં સૈન્યોને છાવણી તરફ પાછાં વાળ્યાં.[૪૨] આવી રીતે સૂર્યાસ્ત થતાં સંધ્યાકાળ થઈ ગયો, ત્યારે તમારાં અને પાંડવોનાં સૈન્યો છાવણી તરફ વળ્યાં.[૪૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "યુદ્ધમાં પરાજય" એ વિષયનો અધ્યાય ૫૫ મો સમાપ્ત

# અધ્યાય ૫૬ મો

## ત્રીજો દિવસ-ગરુડવ્યૂહ અને અર્ધચંદ્રવ્યૂહ

॥ संजय उवाच ॥

**प्रभातायां च शर्वर्यां भीष्मः शांतनवस्तदा ।**
**अनीकान्य-संयाने व्यादिदेशाथ भारत ॥१॥**

સંજયે કહ્યુંઃ-હે ભારત ! જ્યારે રાત્રિ વીતી ગઈ અને સવાર થયું, ત્યારે શાંતનુકુમાર ભીષ્મે, સર્વ સૈન્યોને યુદ્ધને માટે તૈયાર થવાની આજ્ઞા આપી.[૧] કુરુવૃદ્ધ પિતામહે તમારા પુત્રોનો જય થાય તેવું ઇચ્છીને તે દિવસે ગારુડ નામના મોટા વ્યૂહની રચના કરી. એ ગારુડ વ્યૂહના મુખના સ્થાનમાં તમારા પિતા દેવવ્રત (ભીષ્મ) પોતેજ રહ્યા અને ચક્ષુના સ્થાનમાં દ્રોણાચાર્ય અને સાત્વત કૃતવર્મા રહ્યા.[૩] ત્રિગર્તદેશના, કેકયદેશના અને વાટધાનના યોદ્ધાઓની સાથે, યશસ્વી અશ્વત્થામા અને કૃપાચાર્ય તેના શિરસ્થાનમાં રહ્યા;[૪] હે રાજન્ ! ભુરિશ્રવા, શલ, શલ્ય, ભગદત્ત અને જયદ્રથ-એ બધા રાજાઓ, ભદ્રક, સિંધુ, સૌવીર અને પંચનદ દેશના યોદ્ધાઓસહિત એ વ્યૂહની ગ્રીવાના સ્થાનમાં રહ્યા; રાજા દુર્યોધન પોતાના અનુયાયી અને ભાઇઓસહિત તેની પીઠના ભાગમાં રહ્યો; અવંતીના કુમાર વિંદ અને અનુવિંદને તથા કં-

ભોજરાજા ને શકદેશના યોદ્ધાઓની સાથે તે વ્યૂહના પુચ્છભાગમાં રાખ્યા. શૂરસેનો, માગધો, કુલિંગો વગેરે પોતપોતાના અનુચરોસહિત તે વ્યૂહના જમણા પક્ષનો આશ્રય કરીને ઉભા રહ્યા. વળી હે મહારાજ! કવચને ધારણ કરનારા કારૂષો, વિકુંજો, મુંડો, કુંડીવૃષો વગેરે યોદ્ધાઓ, બૃહદ્બલની સાથે ડાબા પડખાનું રક્ષણ કરવા ઉભા રહ્યા.[૭-૯] હે રાજન્! પોતાના શત્રુના સૈન્યને એ પ્રમાણે વ્યૂહમાં રચેલું જોઇને અર્જુને પણ ધૃષ્ટદ્યુમ્નની સાથે રહીને પોતાની સેનાને વ્યૂહરચનામાં ગોઠવી.[૧૦] પાંડવોએ શત્રુઓના ગારુડવ્યૂહથી વિરુદ્ધ એવો અતિ દારુણ અર્ધચંદ્ર નામનો વ્યૂહ રચ્યો. તે વ્યૂહના જમણા શિખર ઉપર, અનેક શસ્ત્રોને ધારણ કરનારા જૂદા જૂદા દેશના રાજાઓસહિત ભીમસેન વિરાજમાન થયો; અને તેની પાછળજ વિરાટરાજા અને મહારથી દ્રુપદરાજા ઉભા રહ્યા.[૧૧,૧૨] ત્યાર પછી નીલ આયુધોસહિત એવો નીલરાજા ઉભો રહ્યો; અને તેના પછી ચેદી, કાશી, કરૂષ અને પૌરવ યોદ્ધાસહિત મહાબળવાન ધૃષ્ટકેતુ ઉભો રહ્યો. ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, પંચાલો, પ્રભદ્રકો વગેરે યોદ્ધાઓ મોટી સેનાઓને સાથે રાખીને તે વ્યૂહના મધ્યભાગમાં લડવામાટે ઉભા રહ્યા. હે ભારત! રાજા યુધિષ્ઠિર પણ હાથીની સેનાસહિત તેજ સ્થાનમાં વિરાજમાન થયા હતા; અને તેના પછી હે રાજન્! સાત્યકિ, દ્રૌપદીના પાંચ પુત્રો, અભિમન્યુ, શૂરો ઇરાવાન વગેરે ઉભા રહ્યા; અને તેના પછી ઘટોત્કચ તથા કેકયયોદ્ધાઓ મોટા મોટા મહારથીઓસહિત ઉભા રહ્યા હતા. તે વ્યૂહના ડાબા શિખર ઉપર પુરુષોમાં શ્રેષ્ઠ તથા જેના રક્ષક આખા જગતના રક્ષણહાર સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ હતા એવો અર્જુન ઉભો રહેલો હતો. હે રાજન્! એ પ્રમાણે તમારા પુત્રોનો તથા તેના પક્ષમાં રહેલા બીજાઓનો વધ કરવામાટે પાંડવોએ મહાવ્યૂહની રચના કરી. તે પછી યુદ્ધનો આરંભ થયો અને તેમાં એકબીજાના રથો અને હાથીઓ સેળભેળ થઈ ગયા.[૧૩-૧૯] તમારા પુત્રોએ અને પાંડવોએ પરસ્પર મારો ચલાવ્યો; તેમાં હે રાજા! પરસ્પર પ્રહાર કરતા તે વીરોના ઘોડાઓ અને રથો ટપોટપ પડવા લાગ્યા. આ વખતે આમતેમ દોડાદોડ કરી મૂકતા રથોનો તથા એકબીજાને પ્રહાર કરતા યોદ્ધાઓનો દુંદુભિનાદથી મિશ્ર એવો, આકાશને સ્પર્શ કરનારો તુમુલ શબ્દ થઈ રહ્યો હતો. આવી રીતે હે ભારત! કૌરવો અને પાંડવોનો તુમુલ પ્રહાર શરૂ થયો.[૨૦-૨૨]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ત્રીજા દિવસની વ્યૂહરચના" એ વિષયનો અધ્યાય ૫૬ મો સમાપ્ત

## અધ્યાય ૫૭ મો

### ત્રીજો દિવસ(ચાલુ)-પ્રાત:કાળનું યુદ્ધ

॥ संजय उवाच ॥

**ततो व्यूढेष्वनीकेषु तावकेषु परेषु च ।**
**धनंजयो रथानीकमवधीत्तवभारत ॥ १ ॥**

સંજયે કહ્યું:-હે ભારત! ઉક્ત પ્રકારે જ્યારે તમારાં અને શત્રુઓનાં સૈન્યોની રચના થઈ ગઈ, ત્યારે અર્જુને તમારા રથીઓના સૈન્યને હણવા માંડયું. અતિરથી એવો તે અર્જુન, બાણોવડે મોટા મોટા રથીસેનાપતિઓને ચીરી નાખવા લાગ્યો; અને યુગાંતસમયના કાળની પેઠે, તે યુદ્ધમાં તેઓનો વધ કરવા લાગ્યો.[૨] તે રણસંગ્રામમાં કૌરવો પણ "મરણ થાય તોપણ પાછા હઠવું નહિ" એવો દૃઢ નિશ્ચય કરીને તથા ઉજ્જ્વલ યશની ઈચ્છા રાખીને ઘણા યત્નપૂર્વક પાંડવોની સાથે લડવા લાગ્યા. હે રાજા! તે યુદ્ધમાં કૌરવોએ એકચિત્ત થઇને પાંડવોની સેના સામે ધસારો કર્યો અને તેઓની સેનામાં ભંગાણ પાડયું.[૪] એ વેળાએ આમતેમ નાસતા ભાગતા તથા ફરીથી પાછા વળીને સેનામાં આવતા કૌરવોના યોદ્ધાઓ અને પાંડવોના યોદ્ધાઓને જરા પણ ભાનજ ન રહ્યું.[૫] પૃથ્વીની રજ એટલી બધી ઉડતી હતી કે સૂર્યને પણ ઢાંકી દેતી હતી; જેથી દિશાઓ તથા વિદિશાઓ પણ ઓળખાતી ન હતી, તો પછી એ વેળાએ યોદ્ધાઓ એકબીજાને કેવી રીતે હણી શકે?[૬] માત્ર

ધ્વજ વગેરેના ચિન્હ ઉપરથી, સંકેત ઉપરથી તથા નામ-ગોત્રના ઉચ્ચાર ઉપરથીજ જ્યાં ત્યાં યુદ્ધ ચાલી રહ્યું હતું.[૭] તેમ છતાંયે તે યુદ્ધમાં સત્ય પ્રતિજ્ઞાવાળા દ્રોણાચાર્યથી રક્ષાયેલો કૌરવોનો વ્યૂહ તૂટી શકયો નહિ;[૮] તેમજ અર્જુન અને ભીમસેનના રક્ષણ હેઠળ રહેલો પાંડવોનો વ્યૂહ પણ કોઈ રીતે તૂટી શકયો નહિ.[૯] હે રાજન્ ! કેટલાએક યોદ્ધાઓ તો સેનાના અગ્રભાગમાંથી આગળ પડીને લડવા લાગ્યા; અને તે વખતે બન્ને સેનાના રથ અને હાથીઓ પણ ભેળસેળ થઇ ગયા.[૧૦] તે રણસંગ્રામમાં ઘોડેસ્વારો સામસામા આવી જઇને બન્ને તરફ ધારવાળી તરવારો અને ભાલાઓનો પ્રહાર કરીને એકબીજાને હણતા હતા.[૧૧] વળી કોઈ રથીસૈનિક બીજા રથીસૈનિકની સામો આવીને, સુવર્ણભૂષિત બાણોના પ્રહારપૂર્વક અતિ ભયંકર રણભૂમિ ઉપર તેને પાડી નાખતો હતો; અને વળી તમારા અને તે પાંડવોના હાથીસ્વારો, એકબીજા સામે ધસી આવીને નારાચ, બાણો અને તોમરોના પ્રહાર કરીને અન્યોન્યને પાડી નાખતા હતા.[૧૩] વળી તે યુદ્ધમાં કોઈએક યોદ્ધો, એકદમ કૂદીને શત્રુના હાથી ઉપર ચઢી જતો હતો; અને પછીથી શત્રુના કેશને પકડીને તેનો શિરચ્છેદ કરતો હતો.[૧૫] કેટલાએક યોદ્ધાઓનાં હૃદયો, હાથીઓના દંતશૂળોથી ચીરાઈ જતાં હતાં; અને તેથી તેઓ લોહી ઓકતા હતા અને છેલ્લા શ્વાસોચ્છ્વાસ લેતા હતા.[૧૬] રણસંગ્રામ કરવામાં કુશળ એવો કોઇ એક યોદ્ધો, હાથીના દંતશૂળ ઉપર બેસી જતો હતો; ત્યારે ગજશિક્ષા અને અસ્ત્રો મારવામાં કુશળ એવો તેનો શત્રુ શક્તિ મારીને તેને ચીરી નાખતો હતો; અને તેથી તે ત્યાંજ રહીને કાંપતો હતો.[૧૬] તે યુદ્ધમાં પરસ્પરના ઉપર વૈર રાખી ઉશ્કેરાયેલા કેટલાએક પાળાઓ, સામા પક્ષના પાળાઓને ભિંદીપાલો અને ફરશીઓના પ્રહારવડે ભોંય ઉપર પટકી નાખતા તથા હર્ષિત થતા જણાતા હતા.[૧૭] વળી તે યુદ્ધમાં કોઈએક રથી, મોટા હાથીવાળા સેનાપતિ પાસે આવી જઇને તેને હાથીની સાથે નીચે પાડી નાખતો હતો તો કોઇએક હાથીસ્વાર રથીસેનાપતિને પાડતો હતો.[૧૮] હે ભરતર્ષભ ! કોઈ એક ઘોડેસ્વાર ભાલો મારીને રથીને પાડી નાખતો હતો, તો કોઈ રથી ઘોડેસ્વારને પટકતો હતો.[૧૯] વળી કોઈ પાળો કોઇ રથીને રણભૂમિમાં રગદોળતો હતો અને કોઈ રથી પાળાને પટકી પાડતો હતો. આવી રીતે બન્ને સૈન્યમાં તીક્ષ્ણ શસ્ત્રોથી યુદ્ધ ચાલી રહેલું હતું.[૨૦] વળી તે સયયે કેટલાએક હાથીસ્વારો ઘોડેસ્વારોને જમીન ઉપર ઝીકી દેતા હતા, તો કેટલાએક ઘોડેસ્વારો હાથીસ્વારોને પછાડી નાખતા હતા, એ ઘણુંજ આશ્ચર્ય ઉપજાવતું હતું.[૨૧] ઉત્તમોત્તમ હાથીસ્વારોએ ત્યાં કેટલાએક પાળાઓને પાડી નાખેલા દેખાતા હતા, ત્યારે પાળાઓએ હાથીસ્વારોને પાડી નાખેલા પણ જણાતા હતા.[૨૧] આવ ર તે ઘોડેસ્વારોએ સેંકડો અને હજારો પાળાઓને તથા પાળાઓએ સેંકડો અને હજારો ઘોડેસ્વારોને મારી નાખેલા જોવામાં આવતા હતા.[૨૩] હે ભરતશ્રેષ્ઠ ! જ્યાં ત્યાં તૂટી ગયેલી ધ્વજાઓથી, ધનુષ્યોથી, તોમરોથી, ભાલાંઓથી, ગદાઓથી, પરિઘોથી (લોઢાની લાકડીઓથી), કંપનોથી ( ધ્રૂજતાં શસ્ત્રોથી), શક્તિઓથી, તરેહ તરેહનાં કવચોથી, કણપ નામનાં યંત્રોથી ( બંદુકોથી ), અંકુશોથી, દેદીપ્યમાન ખડ્ગોથી, સુવર્ણનાં મૂળવાળાં બાણોથી, હાથીઓની મોટી મોટી ઝુલોથી, નાની નાની ઝુલોથી અને કિંમતી પાથરણાંઓથી છવાઈ ગયેલી તે આખી રણભૂમિ જાણે વિવિધ પ્રકારનાં પુષ્પોની માળાઓથી આળેખાએલી હોય તેમ અદ્દભુત દેખાતી હતી.[૨૪-૨૬] વળી જ્યાં ત્યાં પડેલાં મનુષ્યોનાં અને ઘોડાઓનાં કલેવરોથી તથા મરણ પામેલા હાથીઓથી તે યુદ્ધભૂમિ, માંસ અને લોહીના કીચડવાળી થઇ ગઈ હતી; અને તેથીજ સ્મશાનની પેઠે ઘણીજ અગમ્ય સ્વરૂપવાળી-ન ગમે તેવી બીહામણી ભાસતી હતી.[૨૭] હે રાજા ! તે રણભૂમિ ઉપર છંટાયેલા લોહીથી ત્યાં ઉડતી રજ શાંત થઈ ગઇ અને સર્વ દિશાઓ પણ સ્વચ્છ દેખાવા લાગી.[૨૮] હે ભારત! ચારે બાજુ દોડમદોડા કરતાં

મનુષ્યોનાં ધડો, જગતના નાશના ચિન્હરૂપે ભાસતાં હતાં.[૨૯] આવા પ્રકારનું મહાભયંકર અને દારુણ એવું તે યુદ્ધ ચાલતું હતું, ત્યારે મહારથીઓ આમતેમ ચારેબાજુ દોડતા જોવામાં આવતા હત.[૩૦] ત્યારપછી ભીષ્મ, દ્રોણાચાર્ય, સિંધુનો રાજા જયદ્રથ, પુરુમિત્ર, જય, ભોજ, શલ્ય અને શકુનિ–વગેરે યુદ્ધમાં દુર્ધર્ષ અને સિંહસમાન પરાક્રમવાળા યોદ્ધાઓ, પાંડવોનાં સૈન્યોમાં વારંવાર ભંગાણ પાડવા લાગ્યા.[૩૧,૩૨] તેમજ ભીમસેન, રાક્ષસ ઘટોત્કચ, સાત્યકિ, ચેકિતાન અને દ્રૌપદીના પાંચ પુત્રો–વગેરે પાંડવોના યોદ્ધાઓ પણ, હે રાજા ! દેવો જેમ દાનવોને નસાડે તેમ તે યુદ્ધમાં સર્વ રાજાઓસહિત તમારા પુત્રોને અને તેમના યોદ્ધાઓને નસાડી મૂકતા હતા.[૩૩,૩૪] તે વેળાએ પરસ્પર પ્રહાર કરતા અને તેથીજ એકબીજાનાં લોહીથી છંટાયેલા તે વીર ક્ષત્રિયો, ભયંકર સ્વરૂપવાળા રાક્ષસોની પેઠે શોભતા હતા.[૩૫] એ પ્રમાણે બન્ને તરફનાં સૈન્યોમાં પોતપોતાના શત્રુઓને જીતનારા તે વીર યોદ્ધાઓ, આકાશમાં રહેલા મુખ્ય ગ્રહોના જેવા જોવામાં આવતા હતા.[૩૬] ત્યાર પછી તમારો પુત્ર દુર્યોધન, એકહજાર રથોને લઈને ભીમસેન અને ઘટોત્કચની સામો યુદ્ધ કરવા માટે આવી ઉભો;[૩૭] તેમજ સર્વે પાંડવો પણ મોટી સેનાને લઈને, રણસંગ્રામમાં સાવધાન રહેલા અને શત્રુનું દમન કરનારા ભીષ્મ અને દ્રોણાચાર્યની સામા એકદમ ધસી ગયા.[૩૮] અર્જુને પણ સર્વ રાજાઓ ઉપર ચારે બાજુથી ઘેરો ઘાલ્યો અને અર્જુનપુત્ર અભિમન્યુ અને સાત્યકિ એ બન્ને જણા શકુનિના સૈન્ય તરફ ગયા.[૩૯] ત્યાર પછી હે રાજા ! રણસંગ્રામમાં વિજયની ઇચ્છાવાળા એવા તમારા પુત્રો અને પાંડવોની વચ્ચે,રોમે રોમ ખડાં કરી નાખે એવું ભયંકર યુદ્ધ ચાલુ થયું.[૪૦]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ત્રીજે દિવસે સંકુલયુદ્ધ ' એ વિષયનો અધ્યાય ૫૭ મો સમાપ્ત**

# અધ્યાય ૫૮ મો

## ભીષ્મ અને દુર્યોધનનો સંવાદ

**॥ संजय उवाच ॥**

**ततस्ते पार्थिवाः क्रुद्धाः फाल्गुनं वीक्ष्य संयुगे।**
**रथैरनेकसाहस्रैः समंतात्पर्यवारयन् ॥१॥**

સંજયે કહ્યું:–પૂર્વોક્ત પ્રકારે અર્જુનને રણસંગ્રામમાં આવેલો જોઇને તે બધા રાજાઓ એકદમ કોપાયમાન થઇ ગયા અને અનેક હજારો રથ લઇને અર્જુન ઉપર ચઢી આવ્યા;[૧] તથા ચારે બાજુથી રથોવડે તેને ઘેરી લઇને હે ભારત ! હજારો બાણોને છોડીને તે અર્જુનને આગળ વધતો અટકાવવા લાગ્યા.[૨] વળી એકદમ ક્રોધાતુર થયેલા તે રાજાઓએ અર્જુનના રથ તરફ દેદીપ્યમાન શક્તિઓ, તીક્ષ્ણ ગદાઓ, પરિઘો, ભાલાંઓ, ફરશીઓ, મુદ્ગરો, મુસલો વગેરે અનેક પ્રકારનાં હથિયારોને ફેંકવા માંડયાં; ત્યારે પતંગીઆંઓના સમૂહ જેવા તે રાજાઓની શસ્ત્રવૃષ્ટિને અર્જુને સુવર્ણભૂષિત એવાં બાણોવડે ચારે બાજુથી અટકાવી દીધી. આવી રીતની મનુષ્યોથી અધિક એવી તે અર્જુનની ચતુરાઈ જોઇને, હે રાજેન્દ્ર ! ત્યાં રહેલા દેવો, દાનવો, ગંધર્વો, પિશાચો, સર્પો અને રાક્ષસો વગેરેએ ધન્યવાદના પોકાર કરીને અર્જુનનાં વખાણ કર્યાં.[૩–૬] એ વખતે અભિમન્યુ અને સાત્યકિ એ બન્ને જણા, મોટી સેનાને સાથે લઈને, શકુનિની સાથે રહીને લડનારા એવા તથા રણસંગ્રામમાં શૂરવીર એવા ગાંધારયોદ્ધાઓ તરફ ગયા.[૭] આથી શકુનિના યોદ્ધાઓ, એકદમ ક્રોધાતુર થઈ ગયા અને તેઓએ સાત્યકિના ઉત્તમ રથને અનેક પ્રકારનાં શસ્ત્રોવડે તલ તલ જેવડા ટુકડા કરીને છેદી નાખ્યો.[૮] તે વેળાએ શત્રુઓને તપાવનાર એવો સાત્યકિ, આ જોખમભરેલી સ્થિતિમાં પોતાના રથનો ત્યાગ કરીને એકદમ અભિમન્યુના રથ ઉપર ચઢી ગયો.[૯] આવી રીતે એક રથમાં બેઠેલા તે બન્ને વીરો, નમેલાં પર્વવાળાં તીક્ષ્ણબાણોથી શકુનિની સેનાનો એકદમ સંહાર કરવા લાગ્યા. આ તરફથી રણસંગ્રામમાં સાવધ એવા દ્રોણ

અને ભીષ્મ, એ બન્ને જણા ધર્મરાજાની સેનાનો, પીછાંવાળાં તીક્ષ્ણ બાણો મારીને નાશ કરવા લાગ્યા.[૧૧] ત્યાર પછી ધર્મરાજા,નકુલ અને સહદેવ-આ ત્રણે જણાઓએ સર્વ સૈન્યોના દેખતાં દ્રાણાચાર્યના સૈન્યસામો એકદમ ધસારો કર્યો.[૧૨] તેથી તે સ્થળે, જેમ પૂર્વે દેવોનું અને અસુરોનું અતિ દારુણ યુદ્ધ થયું હતું તેમ રુવાટાં ઉભાં કરે તેવું મોટું તુમુલ યુદ્ધ શરૂ થયું.[૧૩]

વળી બીજી તરફથી ભીમસેન અને ઘટોત્કચ એ બન્ને જણા, મોટું કર્મ કરી રહેલા હતા. ત્યાં એકદમ દુર્યોધન આવી પહોંચ્યો અને તે બન્નેને રોકવા લાગ્યો.[૧૪] હે ભારત ! તે સ્થળે રાક્ષસ ઘટોત્કચનું પરાક્રમ ઘણુંજ અદ્ભુત લાગે તેવું હતું. તે ઘટોત્કચ પોતાના પિતાથી પણ અધિક શૌર્યથી લડતો હતો.[૧૫] પછી ભીમસેન એકદમ ક્રોધાયમાન થઈ ગયો; અને જાણે હસતો હોય તેમ પોતાના મુખને મલકાવતાં ક્રોધાતુર થયેલા દુર્યોધનને એક બાણ મારીને છાતીમાં વિંધી નાખ્યો.[૧૬] જોરથી લાગેલાં તે બાણથી પીડાયલો દુર્યોધનરાજા એકદમ રથની બેસણી ઉપર બેસી ગયો અને તેને મૂર્છા આવી ગઈ.[૧૭] હે રાજન્ ! એ પ્રમાણે મૂર્છાવશ થયેલા તે દુર્યોધનને જોઈ તેનો સારથી, ઘણીજ ઉતાવળથી તેને રણસંગ્રામમાંથી દૂર લઇ ગયો; અને તેથી કરીને સૈન્યમાં એકદમ ભંગાણ પડયું;[૧૮] એટલે પછી તે કૌરવોની સેના ચારે બાજુ નાસવા લાગી. ત્યારે ભીમસેન તે નાસતી સેનાની પૂંઠે પડયો અને તીક્ષ્ણ બાણો મારીને તેને વિંધવા લાગ્યો.[૧૯] વળી પેલી તરફ મહારથી એવો ધૃષ્ટદ્યુમ્ન અને ધર્મરાજા-એ બન્ને જણા દ્રોણાચાર્ય અને ભીષ્મના દેખતાં આખા સૈન્યને, શત્રુઓને નાશ પમાડનારાં એવાં તીક્ષ્ણ બાણોવડે મારવા લાગ્યા; ત્યારે તે યુદ્ધમાં તમારા પુત્રનું સૈન્ય, નાસભાગ કરવા મંડયું. આવી રીતે નાસભાગ કરતાં તે સૈન્યને મહારથી ભીષ્મ કે દ્રોણાચાર્ય રોકી શકયા નહિ, પણ ઉલટું તે બન્નેના દેખતાંજ નાસભાગ કરવા લાગ્યું. આવી રીતે તે સૈન્યની નાસભાગ થઇ રહી હતી તે વખતે એકજ રથ ઉપર બેઠેલા અભિમન્યુ અને સાત્યકિ-એ બન્ને જણા એકી સાથે શકુનિના સૈન્યનો નાશ કરી રહ્યા હતા.[૨૦-૨૪] તે વેળાએ એક રથમાં બેઠેલા તે અભિમન્યુ અને સાત્યકિ, જેમ અમાવાસ્યાને દિવસે આકાશમાં એકઠા થયેલા સૂર્ય અને ચંદ્ર હોય તેમ શોભતા હતા.[૨૫] હે રાજા ! વળી આ બાજુથી અર્જુન પણ ક્રોધાયમાન થઇને તમારા સૈન્ય ઉપર, મેઘ જેમ પાણીની ધારાને વરસાવે તેમ, બાણોને વરસાવવા લાગ્યો. ત્યારે અર્જુનનાં બાણોવડે નાશ પામતું તે કૌરવોનું સૈન્ય, ખેદ અને ભયથી કાંપતું તે રણભૂમિમાં ચારેબાજુ પલાયન થવા લાગ્યું.[૨૭] ત્યારપછી દુર્યોધનના હિતને ઇચ્છનારા ભીષ્મ અને દ્રોણાચાર્ય, એકદમ ક્રોધાયમાન થઇને પલાયન કરતા તે સૈનિકોને વાળવા લાગ્યા.[૨૮] હે રાજન્ ! તેટલામાં દુર્યોધનરાજા પણ શાંત થઇને ત્યાં આવ્યો અને આસપાસ નાસભાગ કરતા પોતાના સૈન્યને વારવા લાગ્યો.[૨૯] પછી હે ભારત ! તે મહારથી ક્ષત્રિયો, જ્યાં જ્યાં તમારો પુત્ર દુર્યોધન જોતો હતો ત્યાં ત્યાં પાછા આવ્યા.[૩૦] હે રાજન્ ! એ પ્રમાણે તેઓને પાછા વળેલા જોઇને પાછળથી બીજા યોદ્ધાઓ પણ દેખાદેખીથી,સ્પર્ધાથી અને લજ્જાથી ત્યાં આવીને ઉભા રહ્યા.[૩૧] હે રાજા ! તે વેળાએ પાછા વળતાં તે સૈનિકોનો વેગ, જેમ ચંદ્રનો ઉદય થતાં સમુદ્રનું પૂર વધે તેમ ઉભરાતો હતો.[૩૨] બધા સૈનિકોને પાછા વળેલા જોઇને રાજા દુર્યોધન એકદમ ઉતાવળો શાંતનુકુમાર ભીષ્મ પાસે ગયો અને તેમને આ પ્રમાણે વચન કહેવા લાગ્યો:-[૩૩] "હે પિતામહ ! આપ તથા પોતાના પુત્ર અને સુહૃદ્વર્ગસહિત અસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય અને ધનુર્ધારી કૃપાચાર્ય જીવતા છતાં પણ મારી સેના નાસભાગ કરે, તે આપણને જરા પણ માનપ્રદ નથી. તમે, દ્રોણાચાર્ય, અશ્વત્થામા કે કૃપાચાર્ય-એ દરેકના જેવા પાંડવો બળવાન નથી (તમારા સમોવડીઆ નથી ) કે જેથી તમો તેની સામા લડવાને અશક્ત હો; તોપછી હે પિતામહ ! આ ઉપરથી એમજ લાગે છે કે, "તમો પાં-

ડવોઉપર અનુગ્રહ કરો છો." જો એમ ન હોય તો હે વીર ! મારી સેનાને મરાતી તમે કેમ સહન કરી શકો ?[૩૬,૩૭] હે રાજન્ ! જો આમ હતું તો તમારે મને પ્રથમથીજ કહેવું હતું કેઃ– " હું યુદ્ધમાં પાંડવો, ધૃષ્ટદ્યુમ્ન કે સાત્યકિ સામે લડીશ નહિ. "[૩૮] તો એ વખતે તમારાં વચનને સાંભળીને તથા આચાર્ય અને કૃપાચાર્યનાં વચન સાંભળીને કર્ણની સાથે યોગ્ય વિચાર કરી હું નક્કી કરત.[૩૯] હે ઉત્તમ પુરુષો ! જો તમારે આ યુદ્ધમાં મને તજવોજ ન હોય તો યોગ્ય પરાક્રમ બતાવીને લડો."[૪૦]

હે રાજન્ ! એ પ્રમાણે દુર્યોધનનું વચન સાંભળીને વારંવાર હસતા ભીષ્મપિતામહે ક્રોધથી આંખો ફાડીને તમારા પુત્રને આ પ્રમાણે કહ્યુંઃ– " હે દુર્યોધનરાજા ! મેં તને ઘણી વખત કહ્યું હતું કે, પાંડવોને યુદ્ધમાં ઇંદ્રસહિત દેવો પણ જીતી શકે તેમ નથી. એ પ્રમાણે ખરાં અને હિતકારક વચનો મેં તને કહ્યાં હતાં;[૪૨] છતાં પણ હે રાજા ! આજે મારા વૃદ્ધનાથી જે બનશે તે યથાશક્તિ કરી બતાવીશ, તે તું તારા બાંધવોસહિત જોજે.[૪૩] આજે હું એકલોજ સર્વ લોકના દેખતાં સૈન્યસહિત પાંડવોને રોકી રાખીશ." [૪૪] આમ જ્યારે ભીષ્મપિતામહે કહ્યું ત્યારે હે રાજા ! તમારા પુત્રો આનંદમાં આવી ગયા અને ઘણા જોરથી શંખો અને ભેરીઓને વગાડવા લાગ્યા.[૪૫] હે રાજન્ ! પછી પાંડવોએ પણ એ શબ્દ સાંભળીને શંખો, ભેરીઓ અને મુરજો વગેરે વાજીંત્રો વગાડયાં.

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ત્રીજે દિવસે–ભીષ્મ અને દુર્યોધનનો સંવાદ' એ વિષયનો અધ્યાય ૫૮ મો સમાપ્ત**

# અધ્યાય ૫૯ મો

## ભીષ્મનું ભયંકર યુદ્ધ ( ત્રીજો દિવસ પૂર્ણ )

॥ धृतराष्ट्र उवाच ॥

प्रतिज्ञाते ततस्तस्मिन् युद्धे भीष्मेण दारुणे ।
क्रोधितो मम पुत्रेण दुःखितेन विशेषतः ॥१॥

ધૃતરાષ્ટ્રે પૂછયુંઃ–હે સંજય ! વિશેષે કરીને દુઃખી થયેલા મારા પુત્રે, ક્રોધાયમાન કરેલા ભીષ્મપિતામહ પાસે દારુણ યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા લેવરાવી; ત્યારપછી તેમણે પાંડવોની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું ? તથા પાંચાલોએ પિતામહની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું, તે મને કહો.

સંજયે કહ્યુંઃ–હે ભારત ! તે દિવસનો પ્રથમ ભાગ લગભગ વીતી ગયો હતો અને સૂર્યનારાયણ પણ પશ્ચિમદિશામાં આવી રહ્યા હતા; તથા જય મેળવીને પાંડવો જ્યારે હર્ષમાં આવી ગયા હતા, ત્યારે તમારા પિતા ભીષ્મ, મોટી સેનાસહિત તમારા પુત્રોવડે ચારે બાજુ રક્ષિત થઇને વેગવાળા ઘોડાઓને દોડાવીને પાંડવોની સેનામાં ધસી ગયા.[૩–૫] પછી હે ભારત ! તમારી અનીતિના કારણે, આપણી અને પાંડવોની વચ્ચે રોમે રોમ ખડાં કરી દે તેવું તુમુલ યુદ્ધ શરૂ થયું.[૬] તે વેળાએ ટંકાર કરતાં ધનુષ્યોનો તથા ધનુષ્યની દોરીના અથડાવાથી અવાજ કરતાં હાથમાં પહેરવાનાં ચામડાનાં મોજાંઓનો, ચીરાતા પર્વતોની પેઠે મહાન શબ્દ થતો હતો.[૭] 'ઉભો રહે, ઉભો છું, આને માર, અલ્યા પાછો વળ, સ્થિર થા, સ્થિર થયો છું, પ્રહાર કર' વગેરે–યોદ્ધાઓના શબ્દો ચારે બાજુ સંભળાતા હતા.[૮] સોનાનાં કવચોમાં, મુકુટોમાં, ધ્વજાઓમાં, જેમ પર્વતઉપર મોટા પથ્થરો પડતા હોય તેમ, શબ્દ થતો હતો.[૯] સેંકડો અને હજારો તાજાં કપાયેલાં મસ્તકો અને આભૂષણોથી શોભતા બાહુઓ, તે રણભૂમિ ઉપર પડીને તરફડતા હતા.[૧૦] કેટલાએક મસ્તક કપાયેલા યોદ્ધાઓ, તેમના તેમ હાથમાં ધનુષ્યોને તથા આયુધોને ઉંચાં કરીને ઉભેલા દેખાતા હતા.[૧૧] તે યુદ્ધભૂમિ ઉપર હાથીઓરૂપ પથ્થરોવાળી અને માંસ તથા લોહીરૂપ કાદવવાળી, મોટા વેગવાળી લોહીની નદી વહેવા લાગી.[૧૨] તે નદી શ્રેષ્ઠ ઘોડાઓ, પુરુષો અને હાથીઓનાં શરીરોમાંથી નીકળેલી હતી અને પરલોકરૂપ સમુદ્રને મળવા જતી હતી; તથા ગીધ, શિયાળ વગેરે માંસાહારી જીવોને આનંદ પમાડતી હતી.[૧૩] હે ભારત ! તમારા

પુત્રો અને પાંડવોવચ્ચે જે યુદ્ધ થયું છે, તેવું યુદ્ધ કોઈએ જોયું નહિ હોય તેમ સાંભળ્યું પણ નહિ હોય.[૧૫] તે પછી આ રણભૂમિ, માર્યા ગયેલા યોદ્ધાઓ અને મોટા પર્વતનાં શિખરોસમાન પડેલા હાથીઓનાં કલેવરોથી ઢંકાઇ ગઈ અને તેથી રથોને જવાનો માર્ગ પણ ત્યાં જણાતો ન હતો.[૧૬] તૂટી ગયેલાં તરેહ તરેહનાં કવચોવડે અને મસ્તક ઉપર ધારણ કરવાના ટોપોવડે, હે રાજન્ ! તે રણભૂમિ તારાઓથી શોભાયમાન શરદ્ઋતુના આકાશની પેઠે શોભતી હતી.[૧૭] વળી તે યુદ્ધમાં બાણોવડે ઘાયલ થયેલા કેટલાએક યોદ્ધાઓ, દાંતો કચકચાવીને નિર્ભયતાથી અભિમાનપૂર્વક શત્રુઓ સામા દોડતા હતા.[૧૮] વળી કેટલાએક ઘાયલ થઇને પૃથ્વી ઉપર પડી ગયેલા યોદ્ધાઓ, " હે તાત ! હે ભાઇ ! હે મિત્ર ! હે બંધુ ! હે વયસ્ક ! હે મારા મામા ! મને ન તજો " એમ પોકાર કરતા હતા;[૧૯] અને કેટલાએક તો, ' સામો આવ, તું આવી જા, શું ડરી ગયો છે, કયાં જવાનો છે, હું આ રહ્યો ડરીશ નહિ' વગેરે પ્રકારની બૂમો પાડતા હતા.[૨૦]

આ રણભૂમિમાં, ગોળાકારે જેનું ધનુષ્ય વાળેલું છે એવા શાંતનુકુમાર ભીષ્મ, ઝેરી સર્પના જેવાં અને દેદીપ્યમાન અગ્રભાગવાળાં બાણોને છોડતા હતા.[૨૦] હે ભરતર્ષભ ! સર્વ દિશાઓને એકાકાર કરી દેતા તે ભીષ્મ, પાંડવોના રથીઓને આદેશ કરી કરીને મારવા લાગ્યા. હે રાજન્ ! રથની બેસણી ઉપર નૃત્ય કરતા હોય તેમ જણાતા અને પોતાના હાથની ચાલાકીને બતાવતા તે ભીષ્મ, ફરતા અગ્નિચક્રની પેઠે જ્યાં ત્યાં સર્વ સ્થળે દેખાવા લાગ્યા.[૨૨] રણસંગ્રામમાં શૂરવીર એવા તે ભીષ્મ, પોતે એકલાજ હતા; છતાંપણ તેમની બાણો મૂકવાની ચતુરાઇથી, સુંજયસહિત પાંડવોને અનેક સેંકડો અને હજારો સ્વરૂપમાં જણાતા હતા.[૨૩] હે પ્રભો! ત્યાં ઉભેલાં મનુષ્યો, તે ભીષ્મને માયાથી અનેક સ્વરૂપ ધારણ કરતા હોય તેમ માનવા લાગ્યાં; કારણ કે પૂર્વ દિશામાં જોઇને પાછા પશ્ચિમ દિશામાં જુએ છે અને વળી ઉત્તર દિશામાં જોઇને પાછા દક્ષિણ દિશામાં જુએ છે. એ પ્રમાણે શૂરા ભીષ્મ અનેક સ્વરૂપે દેખાતા હતા.[૨૪,૨૫] પાંડવોમાંનો કોઇપણ તે ભીષ્મને તો જોઇ શકતો નહોતો; પરંતુ તેઓ તેમના ધનુષ્યમાંથી છૂટેલાં અનેક બાણોનેજ જોઇ શકતા હતા.[૨૬] આવી રીતે રણસંગ્રામમાં અદ્ભુત કર્મ કરી રહેલા તથા પાંડવોની સેનાનો સંહાર કરતા તે ભીષ્મને જોઇને ત્યાં રહેલાં સર્વ મનુષ્યો હાહાકાર કરવા લાગ્યાં.[૨૭] દિવ્ય સ્વરૂપમાં ફરતા અને ક્રોધાયમાન થયેલા તમારા પિતા ભીષ્મરૂપ અગ્નિમાં, પોતાનો નાશ કરવામાટે દૈવથી પ્રેરિત થયેલા અનેક રાજાઓરૂપ પતંગીઆં, ટપોટપ પડતાં હતાં. તે રણસંગ્રામમાં ઘણી ચાલાકીથી લડતા તે ભીષ્મનું મનુષ્યો, ઘોડાઓ કે હાથીઓ વગેરે ઉપર છોડેલું એક પણ બાણ નિષ્ફળ જતું ન હતું.[૨૮,૨૯] જેમ કોઈ યોદ્ધો વજ્રવડે પર્વતને વિદારી નાખે તેમ દૃઢ એવા એકજ બાણના પ્રહારથી કાંટાવાળાં કવચને ધારણ કરેલા હાથીને પણ તેઓ વિદારી નાખતા હતા. વળી તમારા પિતા ભીષ્મ, માત્ર એકજ બાણના પ્રહારથી કવચોને ધારણ કરનારા એક, બે કે ત્રણ માવતોને પણ એકસાથેજ મારી નાખતા હતા. જે યોદ્ધો, પુરુષોમાં વ્યાઘ્રસમાન તે ભીષ્મની સામો આવતો હતો, તે એક મુહૂર્તમાંજ દેખાતાંની સાથેજ ભોંય ઉપર પટકેલો જોવામાં આવતો હતો. એ પ્રમાણે ધર્મરાજાની મોટી સેનાનો અતુલ પરાક્રમવાળા ભીષ્મે હજારો પ્રકારથી સંહાર કરી નાખ્યો; ત્યારે તે સેના બાણોના વરસાદથી સંતાપ પામેલી ધ્રૂજવા લાગી તથા કૃષ્ણ, અર્જુન, શિખંડી વગેરે યોદ્ધાઓના દેખતાં ચારે બાજુએ નાસભાગ કરવા લાગી. આવી રીતે પોતાની સેનાને નાસતી જોઇને તે વીરયોદ્ધાઓ ઘણોજ પ્રયત્ન કરતા હતા; છતાંપણ ભીષ્મનાં બાણોવડે પીડાયેલા અને નાસભાગ કરતા તે મહારથીઓને વારી શકયા નહિ. હે મહારાજ! મહેન્દ્રસમાન પરાક્રમવાળા ભીષ્મથી સંહાર કરાતી એવી પાંડવોની સેનામાં એટલું બધું ભંગાણ પડયું કે, બે સૈનિકો પણ સાથે રહીને તો નાસી શકયા નહિ,તેથી છૂટા છૂટા એક એક જણ

પલાયન કરતા હતા. વળી તે પાંડવોના સૈન્યમાંના માણસોનો, ઘોડાઓનો અને હાથીઓનો સંહાર થઇ રહ્યો હતો; અને જ્યાં ત્યાં ધ્વજાઓ તથા કૂબરો (જેના ઉપર ધુંસરી રહે છે તે ભાગ) ભાગી ગયેલાં જણાતાં હતાં તથા સર્વ સ્થળે હાહાકાર કરતું એ પાંડવસૈન્ય ચેતનવિનાનું થઇ ગયું હતું. એ યુદ્ધમાં પિતા પુત્રને અને પુત્ર પિતાને મારતો હતો. વળી દૈવના બળથી પ્રેરાયલો મિત્ર પોતાના મિત્રનો સંહાર કરતો હતો. કેટલાએક પાંડવોના સૈનિકો પોતાનાં કવચોનો ત્યાગ કરીને છૂટા કેશે આમ તેમ દોડતા દેખાતા હતા. જેમ ભડકેલું ગાયોનું ટોળું હોય તેમ કેટલાએક રથીસેનાપતિઓનું ટોળું ગભરાયેલું અને આર્તસ્વર કરતું દેખાતું હતું. આવી રીતે નાસભાગ કરતા સૈન્યને જોઇને ભગવાન કૃષ્ણે પોતાનો રથ ઉભો રાખ્યો અને અર્જુનને આ પ્રમાણે કહ્યું:-“ હે પાર્થ ! તને જે સમય ઈષ્ટ હતો તે સમય અત્યારે આવી પહોંચ્યો છે, માટે હે નરવ્યાઘ્ર ! જો તને મોહ-અજ્ઞાનથી વિપરીતપણું ન દેખાતું હોય તો હવે બરાબર પ્રહાર કર; કારણ કે હે વીર ! પહેલાં જ્યારે આ યુદ્ધની શરૂઆતમાં સર્વ રાજાઓનો સમાગમ થયો હતો,ત્યારે તેં કહ્યું હતું કેઃ-“કૌરવોના સૈનિકો, ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરેમાંનો કોઇ પણ, જ્યારે મારી સામો આવીને લડશે ત્યારે સૈન્યસહિત તેઓનો હું નાશ કરીશ.” હે શત્રુઓનું દમન કરનાર કૌન્તેય ! તેં પહેલાં કહ્યું હતું, તે વાક્ય હવે સત્ય કરી બતાવ. હે અર્જુન ! તારી સેનામાં કેવું ભંગાણ પડયું છે, તે તું જો. મુખ ફાડી ઉભા રહેલા કાળની પેઠે આ ભીષ્મને જોઈને યુધિષ્ઠિરની સેનામાં રહેલા રાજાઓ ચારે બાજુ નાસી જાય છે. જેમ ક્ષુદ્ર મૃગો, સિંહના ભયથી નાસી જાય, તેમ આ બધા સપાટાબંધ પલાયન કરે છે.” એ પ્રમાણે કૃષ્ણે અર્જુનને કહેતાં તેણે તેમને ઉત્તર આપ્યો કેઃ-“ હે કૃષ્ણ ! આ સૈન્યરૂપ સમુદ્રમાં પ્રવેશ કરો અને જે સ્થળે ભીષ્મપિતામહ રહેલા છે ત્યાં મારા ઘોડાઓને હંકારો. દુર્ધર્ષ એવા ભીષ્મનો હુંજ નાશ કરીશ.”૪૩-૪૮

સંજયે કહ્યુંઃ-હે કુરુશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રરાજા ! ત્યારપછી જે સ્થળે સૂર્યસમાન તેજસ્વી એવો ભીષ્મનો રથ હતો તે તરફ અર્જુનના રથના રૂપેરી રંગના ઘોડાઓને વાસુદેવે હાંકયા.૪૯ એ પ્રમાણે ભીષ્મની સામે યુદ્ધ કરવામાટે તત્પર થયેલા તે અર્જુનને જોઈને તે યુધિષ્ઠિરરાજાનું મોટું સૈન્ય પણ પાછું ફર્યું.૫૦ પછી હે કુરુશ્રેષ્ઠ ! સિંહની પેઠે વારંવાર ગર્જના કરતા તે ભીષ્મ પિતામહે અર્જુનના રથને બાણોવડે ઢાંકી દીધો.૫૧ એક ક્ષણવારમાં તો તે રથ, બાણોની વૃષ્ટિથી ઘોડાઓ અને સારથિસહિત તદ્દન ઢંકાઇ ગયો, જેથી તે જરાપણ દેખાતો ન હતો.૫૨ તે વેળાએ સત્ત્વવાન એવા વાસુદેવે ગભરાયાવિના ધૈર્યને અવલંબીને ભીષ્મનાં બાણોથી વ્યાપ્ત થયેલા તે ઘોડાઓને હંકાર્યાજ કર્યા. પછી અર્જુને મેઘની પેઠે ગર્જના કરતું એવું દિવ્ય ધનુષ્ય હાથમાં લીધું અને તેમાં ત્રણ બાણો સાંધીને ભીષ્મના ધનુષ્યના કકડા કરીને નીચે પાડી નાખ્યું.૫૪ આવી રીતે છેદાયેલા ધનુષ્યવાળા તમારા પિતાએ ફરીને બીજું મોટું ધનુષ્ય હાથમાં લીધું અને નિમેષમાત્રમાં તેને સજ્જ કરી મેઘસમાન ગર્જના કરતાં તે ધનુષ્યનો ટંકાર કર્યો; ત્યારે ક્રોધાયમાન થયેલા અર્જુને તે ધનુષ્યને પણ ફરીથી કાપી નાખ્યું.૫૬ આવી રીતની અર્જુનની ચતુરાઇનાં શાંતનુકુમાર ભીષ્મ વખાણ કરવા લાગ્યા કેઃ-“ હે મહાબાહુ પાંડુપુત્ર અર્જુન ! તને ધન્ય છે, ધન્ય છે. હે ધનંજય ! તારા જેવા વીર પુરુષને વિષેજ આવું મહાન કર્મ ઘટી શકે છે. હે પુત્ર ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. આવ, ખુશીથી મારી સાથે યુદ્ધ કર.” ૫૭,૫૮ એ પ્રમાણે અર્જુનનાં વખાણ કરીને ભીષ્મ પિતામહે બીજું મહાન ધનુષ્ય લીધું અને અર્જુનના રથપર બાણો છોડવા માંડયાં.૫૯ એ વખતે ભગવાન વાસુદેવે પણ ઘોડાઓને ચલાવવાની ખરી ચતુરાઇ દેખાડી આપી. તેમણે એકદમ રથની ગતિનાં અનેક મંડળો રચીને ભીષ્મનાં બાણોને નિષ્ફળ કરી નાખ્યાં.૬૦ હે ભારત ! ભીષ્મ પિતામહે પણ તીક્ષ્ણ બાણોના પ્રહાર કરીને કૃષ્ણ અને અર્જુનને આખા શરી-

રમાં અત્યંત વિંધવા માંડયા.[૧૧] એ સમયે ભીષ્મનાં બાણોવડે ઘાયલ થયેલા તે બન્ને જણા, પરસ્પર લઢતા શીંગડાંના પ્રહારથી લોહીલોહાણ થયેલા, ક્રોધાયમાન બે આખલાઓની પેઠે શોભતા હતા.[૧૨] વળી પણ અત્યંત કોપાયમાન થયેલા ભીષ્મ પિતામહે સેંકડો અને હજારો બાણોથી કૃષ્ણ અને અર્જુનની સર્વ દિશાઓને રોકી દીધી;[૧૩] અને પાછા રોષમાં આવી જઇને ખડખડાટ હસતા હોય તેમ મુખ મલકાવીને પાણીદાર બાણોના પ્રહારવડે પીડિત કરી કૃષ્ણને કંપાવી દીધા.[૧૪]

### શ્રીકૃષ્ણે શસ્ત્રને ગ્રહણ કર્યું.

ત્યાર પછી જ્યારે શ્રીકૃષ્ણે એ પ્રમાણે ભીષ્મનું પરાક્રમ જોયું અને અર્જુનની યુદ્ધ કરવા તરફની મંદતા જોઇ તથા તે યુદ્ધમાં અવિચ્છિન્નપણે બાણોનો વરસાદ વરસાવતા અને બન્ને સેનાઓની વચ્ચે સૂર્યસમાન પ્રકાશતા, પાંડવોના સારા સારા યોદ્ધાઓનો સંહાર કરતા, યુધિષ્ઠિરના સૈન્યમાં પ્રલયકાળના જેવો ત્રાસ વર્તાવતા ભીષ્મને જોયા; ત્યારે એકદમ ક્રોધાતુર થયેલા શત્રુસૂદન શ્રીકૃષ્ણ પોતાના મનમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા:-"દેવ અને દાનવોને પણ રણસંગ્રામમાં એકજ દિવસમાં સંહાર કરી નાખે તેવા આ ભીષ્મ પિતામહ છે, તેથી આજે આ યુધિષ્ઠિરનું સૈન્ય અને તેના ભાઇઓ કે અનુયાયીઓ કોઈ પણ રહે તેમ લાગતું નથી. વળી મહાત્મા યુધિષ્ઠિરનું સૈન્ય આમતેમ નાસભાગ કરી રહ્યું છે; અને આ કૌરવો, સોમકયોદ્ધાઓમાં ભંગાણ પડેલું જોઇને ઘણા આનંદમાં આવી ગયેલા જણાય છે તથા ભીષ્મની તરફ દોડાદોડ કરી રહેલા છે; માટે હું પોતેજ પાંડવોને માટે દંશવાળો થઇને આજે ભીષ્મનો નાશ કરૂં અને મહાત્મા પાંડવો ઉપરના ભારને દૂર કરૂં. આ યુદ્ધમાં તીક્ષ્ણ બાણોથી માર ખાતો એવો પણ આ અર્જુન,ભીષ્મ તરફના માનને લીધે રણસંગ્રામની અંદરનું પોતાનું કર્તવ્ય સમજતો નથી." આવી રીતે કૃષ્ણ વિચાર કરતા હતા તેટલામાં તો ભીષ્મે ફરીથી પણ એકદમ ક્રોધાયમાન થઇને અર્જુનના રથની સામે બાણોને મૂકવા માંડયાં. તે બાણો એટલાં બધાં અસંખ્ય હતાં કે જેથી સર્વ દિશાઓ ઢંકાઈ ગઇ; અને આકાશ, દિશાઓ, પૃથ્વી, સૂર્ય વગેરે સર્વ પદાર્થો અદૃશ્ય થઈ ગયા તથા ભયંકર વાયુઓ વાવા લાગ્યા. આ વખતે સર્વદિશાઓ ધૂમાડાવાળી થઇ ગઇ હોય તેમ તથા ખળભળી ઉઠી હોય તેમ જણાવા લાગી. એ વેળાએ ભીષ્મ પિતામહની આજ્ઞાથી દ્રોણાચાર્ય, વિકર્ણ, જયદ્રથ, ભૂરિશ્રવા, કૃતવર્મા, કૃપાચાર્ય, શ્રુતાયુષરાજા, અંબષ્ઠપતિ, વિંદ, અનુવિંદ, સુદક્ષિણ, પૂર્વદેશના યોદ્ધાઓ, સૌવીરો, વસાતિઓ, ક્ષુદ્રકો, માળવો વગેરે યોદ્ધાઓ એકદમ ત્વરાપૂર્વક અર્જુનની ચારે બાજુ વીંટળાઇ વળ્યા. આવી રીતે અનેક સેંકડો અને હજારો ઘોડાઓ, પાળાઓ, રથો, હાથીસેનાપતિઓ વગેરેથી ચારેબાજુ ઘેરાયેલા અને ધસારો કરાતા શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા કૃષ્ણ અને અર્જુનને જોઇને તે બન્નેની વહાર કરવામાટે શિનિનો પુત્ર સાત્યકિ એકદમ આવી પહોંચ્યો. મહાધનુર્ધારી એવા તેણે તે સૈન્યોની સામા જોસભેર ધસારો કરીને, પૂર્વે જેમ વિષ્ણુભગવાને ઇંદ્રને સહાય કરી હતી તેમ તેણે કૃષ્ણ અને અર્જુનને સહાય કરી. તે વખતે ભીષ્મપિતામહે નાશ પમાડેલા હાથી, ઘોડા, રથો અને ધ્વજાઓવાળું, ત્રાસ પામેલા સર્વ યોદ્ધાઓવાળું અને આમતેમ નાસભાગ કરતું તે યુધિષ્ઠિરનું સન્ય જોઇને તેઓને પાણી ચઢાવવા માટે શિનિપુત્ર વીર સાત્યકિ આ પ્રમાણે કહેવા લાગ્યો કે:-"હે ક્ષત્રિયો ! નાસીને ક્યાં જશો? પ્રાચીન ઋષિઓએ સત્પુરુષોની આગળ આવો ધર્મ કહી બતાવ્યો નથી. હે વીરો ! તમારી યુદ્ધની પ્રતિજ્ઞાનો ત્યાગ ન કરતાં આજે વીરધર્મનું પાલન કરો." તે સમયે રાજાઓને પલાયન કરતા જોઇને, તેમજ અર્જુનની યુદ્ધમાં મંદતા, ભીષ્મનું વધતું જતું પરાક્રમ અને કૌરવોને સામેથી અભિમાનપૂર્વક પોતાના ઉપર ધસી આવતા જોઇને મહાત્મા મધુસૂદનથી તે સહન ન થઇ શક્યું; તેથી વીર સાત્યકિનાં વખાણ કરતા તે આ પ્રમાણે કહેવા લાગ્યા કે:-"હે સાત્યકિ ! જે યોદ્ધાઓ નાસી જવા હોય તેમને સુખેથી



**ભીષ્મ અને ભગવાન:**—ભીષ્મનું અપાર પરાક્રમ અને અર્જુનનું લાગણીવશ મોળાપણું જોઇને શ્રીકૃષ્ણ "હવે તો હું પોતેજ અધર્મી રાજાઓનો નાશ કરી ધર્મપ્રેમી યુધિષ્ઠિરને રાજ્ય અપાવીશ." એમ કહી રથ ઉપરથી કુદી પડયા; તીક્ષ્ણ ધારવાળું વિજળી સમું સુદર્શન લઇ પ્રત્યેક ડગલે પૃથ્વી કંપાવતા થકા સિંહ, પ્રલયાગ્નિ અને ધૂમકેતુ પેરે ભીષ્મ તરફ ધસ્યા. ભીષ્મ પણ બન્ને હાથે ધનુષ્ય ખેંચી સ્થિર ચિત્તે બોલ્યા:—"હે ચક્રપાણિ! આવો, આવો, હું આપને નમસ્કાર કરૂં છું. આપજ મને રથમાંથી નીચે પાડો. પ્રભો! આપને હાથે મરણ, એતો સંસાર તરણ!" આમ પોતાના મોળાપણાથીજ પ્રભુને શસ્ત્ર લેવું પડેલું જોઇ અર્જુન પણ ઉતરી દોડીને તેમને વળગી પડયો, અને તોપણ છેક દશમેજ ડગલે તે રોકાયા! અર્જુને તુર્તજ પ્રતિજ્ઞા લીધી કે "હવે હું સર્વ બળથી લઢીશ."

નાસવા દે અને જેઓ ઉભા રહેલા છે તેમને પણ જવું હોય તો જવા દે. આજે હું પોતેજ ભીષ્મપિતામહનો તથા સૈન્યોસહિત દ્રોણાચાર્યનો વધ કરીશ, તે તું જોજે. હે સાત્વત સાત્યકિ ! કૌરવોની અંદર તેવો કોઇપણ મહારથી નથી કે જે આજે ક્રોધાયમાન થયેલા મારી પાસેથી છૂટી શકે; માટે હું પોતેજ આ ઉગ્ર સુદર્શન ચક્રને લઇને ભીષ્મના પ્રાણ લઈશ. હે શિનિકુમાર ! આજના રણસંગ્રામમાં મહારથી ભીષ્મનો તથા સૈન્યસહિત દ્રોણાચાર્યનો વધ કરીને પાંડવોને હું પ્રસન્ન કરીશ. વળી સર્વ ધૃતરાષ્ટ્રના પુત્રોનો અને તેઓના પક્ષના મુખ્ય મુખ્ય રાજાઓનો પણ આજે હું નાશ કરીશ અને પ્રસન્ન થઇને રાજા યુધિષ્ઠિરને રાજ્ય અપાવીશ. ” વાસુદેવના પુત્ર ભગવાન શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહીને ઘોડાઓની લગામ છોડી દીધી અને રથ ઉપરથી કૂદકો માર્યો અને એક હાથે સુંદર આરાઓવાળું, સૂર્યસમાન કાંતિવાળું, વજ્રસમાન પ્રભાવવાળું તથા અસ્રાસમાન તીક્ષ્ણ ધારવાળું સુદર્શન ચક્ર હાથમાં લીધું; અને તે પછી મહાત્મા શ્રીકૃષ્ણ જેમ કોઈ સિંહ મદોન્મત્ત અને ગર્વિષ્ઠ એવા હાથીને મારવા દોડે તેમ, પાદપ્રહારથી પૃથ્વીને કંપાવતા ઘણા વેગથી ભીષ્મની સામા દોડી ગયા. આ પ્રમાણે જે વેળાએ ક્રોધાયમાન થયેલા ભગવાન શ્રીકૃષ્ણ, સૈન્યોના મધ્યમાં ભીષ્મતરફ દોડયા તે વખતે તેમના પીતાંબરના છેડાઓ આમતેમ લટકતા હતા; અને તેથી આકાશમાં રહેલા વિજળીવાળા મેઘની પેઠે શોભતા હતા. વળી તે વખતે કૃષ્ણભગવાનના હાથમાં રહેલું તે ચક્ર, બાલસૂર્યના સમાન કાંતિવાળું ખીલેલા કમળ જેવું દેખાતું હતું. તે ચક્રરૂપી પદ્મ (કમળ) સુંદર ભુજરૂપી નાળવાળું તથા સાક્ષાત્ નારાયણની નાભિમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માના આસનરૂપ બનેલા આદિપદ્મ (કમળ)ના જેવું શોભતું હતું. વળી તે ચક્ર—પદ્મ (કમળ) કૃષ્ણના કોપરૂપ સૂર્યના ઉદયથી ખીલ્યું દેખાતું હતું, અસ્રાસમાન તીક્ષ્ણ એવા આરાઓરૂપી તેને પાંદડાં હતાં, તે કૃષ્ણના શરીરરૂપી મોટા તળાવમાં ઉગ્યું હતું અને તેમનો જમણો હાથ જાણે તે કમળનો દાંડો હોય તેમ તે શોભતું હતું. એ પ્રમાણે ગ્રહણ કરેલા ચક્રવાળા, મોટી ગર્જના કરતા તે કૃષ્ણને જોઇને સર્વ પ્રાણીઓ હાહાકાર કરવા લાગ્યાં અને વિચારવા લાગ્યાં કેઃ—“ કૌરવોનો તો નાશજ થયો ” વળી તે સમયે ગ્રહણ કરેલા ચક્રવાળા અને લોકોનો નાશ કરવામાટે તૈયાર થયા ન હોય તેમ જણાતા, લોકોના ગુરુ એવા તે શ્રીકૃષ્ણ, લોકોના નાશને સૂચવનારા ધૂમકેતુના જેવા દેખાતા હતા.

આવી રીતે હાથમાં ચક્ર લઈને પોતાની સામે દોડી આવતા તે કૃષ્ણભગવાનને જોઇને શાંતનુકુમાર ભીષ્મ જરા પણ ગભરાયાવિના ગાંડીવસમાન ઘોષવાળા પોતાના ધનુષ્યને બે હાથવડે ખેંચવા લાગ્યા અને તે અનંત પુરુષાર્થવાળા ગોવિંદને ચિત્તને સ્થિર કરીને કહેવા લાગ્યાઃ—૭૪—૯૬ “ હે દેવના દેવ ! હે જગતના નિવાસભૂત કૃષ્ણ ! આવો, આવો. હે માધવ ! હે ચક્રપાણિ ! હું તમને નમસ્કાર કરૂં છું. હે લોકનાથ ! હે સર્વના શરણ્ય ! મને આ રથ ઉપરથી રણભૂમિ ઉપર બળાત્કારે પટકી નાખો.૯૭ હે કૃષ્ણ ! આજે તમારે હાથે જો મારૂં મરણ થશે તો આ લોકમાં અને પરલોકમાં મારૂં કલ્યાણ થઈ જશે. હે અંધક અને યાદવોના નાથ ! આજે તમે મારીસામા આવ્યા તેથી હું ત્રણે લોકમાં માનપાત્ર થયો છું”.૯૮

× [ભીષ્મનાં એવાં વચન સાંભળીને, મહાત્મા મધુસૂદન મહાવેગથી તેમની સામે ધસી આવતાં, તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા કેઃ—“ હે ભીષ્મ ! આ મહાન સંહારના મૂળકારણભૂત તમેજ છો. તમારાજ નિમિત્તે આજે દુર્યોધન આદિનો સંહાર થશે. હે શાંતનુપુત્ર ! દ્યૂતમાં આસક્ત થયેલા રાજાને તેમાંથી વારવો એ ધર્મમાર્ગનું અવલંબન કરનાર દરેક મંત્રીનું અવશ્ય કર્તવ્ય છે; અને તે રાજા જો દુર્ભાગ્યવશાત્ તમારા ઉપદેશપ્રત્યે અનાસ્થા દેખાડીને, ધર્મ-

× આ કૌંસવાળો ભાગ સ્વ૦ મહાત્મા કાલીપ્રસન્ન સિંહના મહાભારતના બંગાળી અનુવાદમાંથી લીધો છે, મૂળમાં આ ભાગ નથી.

વિરુદ્ધ કર્મમાં પ્રવૃત્ત થાય, તો તેનો અવશ્ય ત્યાગ કરવો એજ ઉચિત છે." વાસુદેવનાં એ વચનો સાંભળીને, મહાત્મા ભીષ્મે તેમને કહ્યું કેઃ–"હે જનાર્દન! દૈવ એજ બળવાન છે; યાદવોના હિતાર્થે કંસનો પરિત્યાગ થયેલો છે, એ હકીકત મેં ધૃતરાષ્ટ્રને વારંવાર કહી; છતાં પણ દુર્દૈવને વશ થયેલો તે, અમારાં હિતવચનોથી પણ જાગૃત થયો નહિ."]

હવે આ તરફથી લાંબા અને પુષ્ટ બાહુવાળો અર્જુન રથ ઉપરથી નીચે કૂદી પડયો અને ભગવાન શ્રીકૃષ્ણદેવની પાછળ દોડી જઈ યદુવીર શ્રીકૃષ્ણના લાંબા પુષ્ટ હાથને પોતાના બે હાથમાં પકડી રહ્યો.[૯૯] આવી રીતે પકડી રખાયેલા, આદિદેવ, આત્મયોગી એવા વિષ્ણુ, એકદમ ક્રોધાતુર થઇને વેગપૂર્વક આગળજ દોડી જતા હતા; અને જેમ વાયુ વૃક્ષને ઘસડી જાય, તેમ અર્જુનને પણ ઘસડી ચાલતા હતા.[૧૦૦] એ પ્રમાણે ઘણા વેગથી ભીષ્મ તરફ ઘસી જતા હરિને, હે રાજન્! અર્જુને પોતે પણ પાછળ ઘસડાઇને દશમે પગલે ઘણા જોરથી તેમના બે પગોને પકડી રાખીને બળાત્કારે અટકાવ્યા.[૧૦૧] પછી ઉભા રહેલા તે કૃષ્ણને સુવર્ણની અદ્‌ભુત માળાથી શોભતા અર્જુને પ્રણામ કર્યા અને પ્રસન્ન થઇને આ પ્રમાણે કહ્યું કેઃ–"હે કેશવ! કોપનો ત્યાગ કરો. પાંડવોના આધાર તમેજ છો.[૧૦૨] હે ઉપેન્દ્ર! હું મારા પુત્રોના તથા ભાઇઓના સોગન ખાઈને કહું છું કે, મારાં પ્રતિજ્ઞા કરેલાં કર્મનો ત્યાગ નહિ કરૂં. હે કેશવ! આપની ઇચ્છામુજબ હું કૌરવોનો નાશ કરવાને જરૂર મથીશ."[૩]

ત્યારપછી જનાર્દન શ્રીકૃષ્ણ અર્જુનની પ્રતિજ્ઞાને તથા સોગનને સાંભળીને પ્રસન્ન થયા; અને ફરી પણ યુધિષ્ઠિરનું પ્રિય કરવામાં તત્પર થઇને ચક્રસહિત રથ ઉપર ચઢી ગયા.[૪] શત્રુઓનો નાશ કરનાર શૌરિ શ્રીકૃષ્ણે ફરી પણ ઘોડાની લગામ હાથમાં લીધી અને તેમણે પોતાનો પાંચજન્ય નામનો શંખ વગાડી તેના નાદથી સર્વ દિશાઓને ગજાવી મૂકી.[૫] એ રીતે સુવર્ણનાં કંઠી, બાજુબંધ અને કુંડળોવાળા, ધૂળથી ભરાઈ ગયેલાં સુંદર નેત્રકમળવાળા, શ્વેત દાઢોવાળા શંખધારી શ્રીકૃષ્ણને જોઇને કૌરવોના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ સિંહનાદો કરવા લાગ્યા.[૬] પછી કૌરવોના સર્વ સૈન્યમાં, મૃદંગ, ભેરી, પણવો અને દુંદુભિના સ્વરો તથા પૈડાંના ઘડઘડાટો અને યોદ્ધાઓના ઉગ્ર સિંહનાદો થવા લાગ્યા.[૭] પેલી તરફ પાંડવોની સેનામાં પણ મેઘની ગર્જનાસમાન એવો અર્જુનના ગાંડીવ ધનુષ્યનો ટંકાર આકાશમાં અને સર્વ દિશાઓમાં વ્યાપી રહ્યો; અને તે ગાંડીવ ધનુષ્યમાંથી છૂટેલાં ઉજ્જવલ અને તીવ્ર બાણો પણ સર્વ દિશાઓમાં પહોંચી જવા લાગ્યાં.[૮] તે સમયે ઘાસને બાળી નાખવાને ઇચ્છતા અગ્નિની પેઠે દુર્યોધનરાજા હાથમાં ધનુષ્યને લઈ ઘણા વેગપૂર્વક ભીષ્મ અને ભૂરિશ્રવાની સાથે અર્જુનની સામે ધસી આવ્યો.[૯] પછી ભૂરિશ્રવાએ સુવર્ણના અગ્રભાગથી ભૂષિત એવાં સાત ભલ્લબાણો અર્જુનને માર્યાં. દુર્યોધને ઉગ્ર વેગવાળાં તોમરને, શલ્યરાજાએ ગદાને તથા શાંતનુકુમાર ભીષ્મે શક્તિને મારી.[૧૦] વીર અર્જુને, ભૂરિશ્રવાએ મૂકેલાં સાત બાણોને સામેથી સાત બાણો મારીને છેદી નાખ્યાં તથા બીજા એક પાણીદાર ક્ષુર બાણથી દુર્યોધને મૂકેલા ઉગ્ર વેગવાળા તોમરને છેદી નાખ્યું. વળી ભીષ્મપિતામહે છોડેલી, વિજળીની પેઠે સડસડાટ કરતી આવતી શક્તિને તથા શલ્યરાજાના બાહુથી છૂટેલી ગદાને માત્ર બે બાણો છોડીને અર્જુને છેદી નાખી[૧૧–૧૨] અને પછી તેણે પણ અદ્‌ભુત અને અપ્રમેય એવા ગાંડીવ ધનુષ્યને ઘણા જોરથી ખેંચીને વિધિપૂર્વક ઘોર એવા મહેન્દ્ર નામના અસ્ત્રને આકાશમાં પ્રકટ કર્યું.[૧૩] તે ઉત્તમ અસ્ત્રથી મહાધનુર્ધારી મહાત્મા કિરીટમાલીએ તેજસ્વી અગ્નિસમાન વર્ણવાળાં બાણોને વરસાવીને સર્વ સૈન્યોને હઠાવી દીધાં.[૧૪] અર્જુનના ધનુષ્યમાંથી છૂટેલાં તે બાણો શત્રુઓના રથોને, ધ્વજાના અગ્રભાગોને, ધનુષ્યોને તથા બાહુઓને છેદવા લાગ્યાં અને કેટલાએક રાજાઓ, હાથીઓ તથા ઘોડાઓનાં શરીરોમાં પેસી ગયાં.[૧૫] એ પ્રમાણે અર્જુને તે રણભૂમિમાં તીક્ષ્ણ ધારવાળાં બાણોવડે સર્વ દિ-

શાઓ અને વિદિશાઓને છાઈ દીધી તથા પોતાના ગાંડીવ ધનુષ્યના ટંકારથી શત્રુઓનાં કાળજાંને કંપાવી દીધાં.[૧૬] આવી રીતે પ્રવર્તેલા તે ઘોર યુદ્ધમાં શંખો અને દુદુંભિઓના ધ્વનિઓ અર્જુનના ગાંડીવધનુષ્યના ટંકારથી અંતર્હિત થઇ ગયા અને ઘોડાઓના તથા રથોના ઉગ્ર શબ્દો પણ ઢંકાઈ ગયા.[૧૭] એ પ્રમાણે તે ગાંડીવના ટંકારને સાંભળીને ઘણા ધૈર્યવાળા વિરાટ, પંચાલ, દ્રુપદ વગેરે રાજાઓ અને બીજા યોદ્ધાઓ પણ તે સ્થાને આવી પહોંચ્યા.[૧૮] હે રાજા ! તે વેળાએ જ્યાં જ્યાં ગાંડીવનો ટંકાર સંભળાતો ત્યાં ત્યાં તમારા સૈન્યના સૈનિકોનાં ગાત્રો શિથિલ થઈ જતાં હતાં અને કોઈ પણ યોદ્ધો અર્જુનની સામે થઇને આગળ વધી શકતો ન હતો.[૧૯] હે રાજન્ ! તે મહાભયંકર સંહારમાં અનેક યોદ્ધાઓ, અનેક રથો, અનેક સારથીઓ, અનેક હાથીઓ અર્જુનનાં બાણોથી દુઃખી થઇને માર્યા જતા હતા તથા સુવર્ણની અંબાડીઓ અને હોદ્દાઓવાળા તથા મોટી પતાકાઓવાળા શ્રેષ્ઠ હાથીઓ પણ ટપોટપ પૃથ્વીપર પડતા હતા.[૨૦] અર્જુને ઉગ્ર વેગવાળાં, ચકચકિત અને પાણીદાર ભલ્લબાણોથી ઘવાયેલા અને તેથીજ છિન્નભિન્ન થયેલાં કવચો અને શરીરોવાળા ઘણા યોદ્ધાઓ, ધૈર્યહીન થઇને પૃથ્વી ઉપર પડવા લાગ્યા.[૨૧] વળી સેનાના અગ્રભાગમાં રહેલી મોટી ધ્વજાઓ યંત્રના તૂટી જવાથી નીચે પડી જતી હતી અને ભાંગી ગયેલાં ઇંદ્રકીલો (એક જાતનું શસ્ત્ર) પણ ગરી પડતાં હતા. હે રાજન્! અર્જુનના તે ઉત્તમ ઇંદ્રાસ્ત્રના પ્રયોગવડે છૂટેલાં બાણોથી હણાયેલા, વિંધાઇ ગયેલાં કવચો અને શરીરોવાળા તથા સત્વહીન થયેલા પાળાઓ, રથો, ઘોડાઓ અને હાથીઓ શરીરને ટેકો દઇને તે રણભૂમિમાં પડતા હતા.[૨૨,૨૩] અર્જુને, તે રણભૂમિ ઉપર તીક્ષ્ણ બાણોના પ્રહારથી ઘાયલ થયેલાં મનુષ્યોનાં શરીરમાંથી નીકળેલા લોહીરૂપ પાણીવાળી તથા તેઓની ચરબીરૂપ ફીણવાળી અતિ ઘોર નદી ચલાવી દીધી.[૨૪] મરણ પામેલા હાથીઓ અને ઘોડાઓનાં શરીરોરૂપ કાંટાવાળી, રાજાઓની મજ્જા અને માંસરૂપ કાદવવાળી તે નદી, ઘણા વેગથી મોટા વિશાળ પ્રવાહમાં વહેતી હતી અને ઘણા રાક્ષસો અને ભૂતોનાં ટોળાંઓથી સેવાતી હતી.[૨૫] વળી મસ્તકોની ખોપરીઓમાં આમતેમ વીખરાયેલા કેશરૂપ સેવાળવાળી, તૂટી ગયેલાં કવચોરૂપ તરંગોવાળી તથા મનુષ્યો, ઘોડાઓ અને હાથીઓનાં ચૂર્ણ થયેલાં હાડકાંરૂપ રેતીવાળી, તે નદી હજારો શરીરોના સમૂહોને ઘસડતી વહેતી હતી.[૨૬] શ્વાન, કંક (એક જાતનું પક્ષી), શાલ (એક જાતનું માછલું), નાર, ગીધ, કાગડા, રાક્ષસ અને નાના વાઘો–વગેરે પ્રાણીઓના સમૂહોથી ભરપૂર કાંઠાવાળી એવી તે ક્રૂર નદીને મનુષ્યો વૈતરણીનદીના જેવી જોવા લાગ્યા.[૨૭] અર્જુનના બાણના સમૂહોવડે ચાલેલી, મેદ, માંસ અને લોહીના સમૂહવાળી તથા અત્યંત ભયંકર એવી તે નદીને જોઇને તેમજ અર્જુને મારી નાખેલા યોદ્ધાઓવાળી કૌરવોની સેનાને જોઇને પાંડવો તથા ચેદિ, પંચાલ, કરૂષ તથા મત્સ્ય વગેરે દેશના વીર પુરુષો, કૌરવોના યોદ્ધાઓને ત્રાસ પમાડતા જયસૂચક સિંહનાદો કરવા લાગ્યા.[૨૭,૨૮] જેમ કોઈ સિંહ, મૃગનાં યૂથોને ત્રાસ પમાડે તેમ, શત્રુસેનાપતિઓની સેનાને ત્રાસ પમાડીને, શત્રુઓને ભય કરનારા અર્જુને તેઓના સૈન્યમાં ઘણા યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો.[૨૯] પછી ઘણા આનંદમાં આવી જઇને અર્જુન અને શ્રીકૃષ્ણ હર્ષસૂચક સિંહનાદો કરવા લાગ્યા.

ત્યારપછી પોતાનાં કિરણોને સમેટી લેતા સૂર્યનારાયણને જોઇને તથા પ્રલયકાળની પેઠે ચારે બાજુ વિસ્તાર પામેલા તે ઘોર ઇંદ્રાસ્ત્રને અસહ્ય જોઇને અને સૂર્યના લાલ રંગથી રંગાયેલી સંધ્યાયુક્ત રાત્રિ હવે થવા આવી છે એમ માનીને, શસ્ત્રોના પ્રહારથી અત્યંત ઘાયલ થયેલાં શરીરોવાળા ભીષ્મ, દ્રોણ, દુર્યોધન અને બાહ્લક વગેરે કૌરવ યોદ્ધાઓએ પોતાની સેનાને છાવણી તરફ પાછી વાળી. પેલી તરફથી અર્જુન પણ પોતાના શત્રુઓનો પરાજય કરીને તથા લોકમાં કીર્તિ અને યશને મેળવીને પોતાના ભાઇઓ અને રાજાઓસહિત તે યુદ્ધકર્મને સમાપ્ત કરી રાત્રિનો સમય થત

પોતાની છાવણી તરફ પાછો ફર્યો. તે રાત્રિના આરંભમાં કૌરવોની છાવણીમાં અતિ ઘોર એવો તુમુલ કોલાહલ થઇ રહ્યો હતો કેઃ– “આજે તો રણસંગ્રામમાં અર્જુને દશહજાર રથીયોદ્ધાઓને તથા સાતસો હાથીઓને મારી નાખ્યા છે; તેમજ કેટલાએક પૂર્વદેશના યોદ્ધાઓને, સૌવીરોને, ક્ષુદ્રકોને તથા માલવોને પણ મારી નાખ્યા છે.[૩૦,૩૫] આજના યુદ્ધમાં અર્જુને ઘણું મોટું પરાક્રમ કરી બતાવ્યું છે, કે જે કરવાને બીજો કોઇ પણ યોગ્યજ નથી. ક્રોધાતુર થયેલા,લોકમાં અદ્વિતીય એવા તે મહારથી અર્જુને, આજના યુદ્ધમાં તો શ્રુતાયુષને, રાજા અંબષ્ઠપતિને, દુર્મર્ષણને, ચિત્રસેનને, દ્રોણાચાર્યને, કૃપાચાર્યને, જયદ્રથને, બાહ્લિકને, ભૂરિશ્રવાને, શલ્યને, શલ વગેરે સેંકડો યોદ્ધાઓને તથા ભીષ્મપિતામહને પણ પોતાના બાહુબળથી જીત્યા છે.” એ પ્રમાણે વાતો કરતી તમારી સર્વ ટુકડીઓ પોતપોતાની છાવણીતરફ જવા લાગી. હે રાજન્ ! આવી રીતે અર્જુને ત્રાસ પમાડેલા, કૌરવસેનાના બધા સૈનિકોએ હજારો મસાલો અને દીવાઓથી પ્રકાશિત થયેલા પોતપોતાના તંબુઓમાં પ્રવેશ કર્યો.[૧૩૬–૧૩૯]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં ‘તૃતીય દિવસાવહારે’ એ વિષયનો અધ્યાય ૫૯ મો સમાપ્ત

## અધ્યાય ૬૦ મો
### ચોથો દિવસ–ભીષ્મ અને અર્જુનનું દ્વંદ્વયુદ્ધ

॥ संजय उवाच ॥

व्युष्टां निशां भारत भारतानामनीकिनीनां प्रमुखे महात्मा। ययौ सपत्नान्प्रतिजातकोपो वृतः समग्रेण बलेन भीष्मः ॥ १ ॥

સંજયે કહ્યું:–હે ભારત ! રાત્રિ વીત્યા પછી પ્રભાતમાં કોપાયમાન થયેલા મહાત્મા ભીષ્મ સમગ્રસૈન્યથી યુક્ત થઇને તથા કૌરવોની સમગ્ર સેનાના મોખરામાં રહીને શત્રુઓની સામા ગયા. ત્યારે તેની પાછળ દ્રોણાચાર્ય, દુર્યોધન, બાહ્લિક દુર્મર્ષણ, ચિત્રસેન અને મહાબળવાન જયદ્રથ વગેરે રાજાઓ પોતપોતાનાં સૈન્યોને લઇને જવા લાગ્યા.[૨] હે રાજન્ ! તે વેળાએ મહાતેજસ્વી અને વીર્યવાન એવા તે મહારથી ભીષ્મ પિતામહ, જેમ દેવોથી વીંટાયેલો ઇંદ્ર શોભે, તેમ મહારાજાઓવડે વીંટાયેલા તે શોભતા હતા.[૩] તે મોટા સૈન્યના અગ્રભાગમાં રહેલી,વાયુના આવવાથી ફરકતી, મોટા હાથીઓની ખાંધ ઉપર રહેલી, રાતી, પીળી, ધોળી અને ભુખરી એવી મોટી પતાકાઓ શોભી રહેલી હતી.[૪] ભીષ્મપિતામહના રક્ષણતળે રહેલું અને મહારથી યોદ્ધાઓના રથો, હાથીઓ અને ઘોડાઓથી ભરપૂર એવું તે સૈન્ય, જેમ વર્ષાઋતુમાં વિજળી અને મેઘગર્જનાઓથી ભરપૂર એવાં વાદળાંઓવાળું આકાશ હોય તેમ શોભતું હતું.[૫] ભીષ્મથી રક્ષાયલી મહાઉગ્ર એવી તે કૌરવોની સેના, ભયંકર નદીના વેગની પેઠે અર્જુન સામે યુદ્ધ કરવામાટે એકદમ ધસી જતી હતી.[૬] ત્યારે કપિરાજ (વાનર)થી ચિહ્નિત ધ્વજવાળા અર્જુને હાથીઓ, પાળા અને રથોથી ભરેલી વ્યાલનામના વ્યૂહથી અનેક પ્રકારના ગૂઢ સારવાળી એવી તે સેનાને દૂરથી આવતા મહામેઘસમાન જોઇ.[૭] ત્યારપછી પુરુષોમાં શ્રેષ્ઠ એવો તે અર્જુન ધ્વજાવાળા અને શ્વેત ઘોડાઓથી જોડાયેલા રથમાં બેસીને સૈન્યના અગ્રભાગમાં શત્રુઓનો વધ કરવામાટે સંકલ્પ કરીને આગળ નીકળી આવ્યો.[૮] સારાં પૈડાંવાળા, ચામડાથી બાંધેલી સુંદર ઉધવાળા અને યાદવોમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણે સજ્જ કરેલા રથ ઉપર બેઠેલા અર્જુનને જોઇને, તે રણસંગ્રામમાં રહેલા તમારા પુત્રો અને તેમના પક્ષના યોદ્ધાઓ ખિન્ન થયા.[૯] વળી એ સમયે તમારા પુત્રોએ ઉગામેલાં આયુધોવાળાં, લોકમાં પ્રસિદ્ધ, મહારથી એવા અર્જુનના રક્ષણતળે રહેલાં અને ચારે દિશાઓમાં ચાર ચાર હજાર હાથીઓની ગોઠવણીવાળાં પાંડવોનાં મહાસૈન્યોને જોયાં.[૧૦] કૌરવશ્રેષ્ઠ મહારાજા યુધિષ્ઠિરે પ્રથમ દિવસે જે વ્યૂહ રચ્યો હતો તેવો વ્યૂહ આજ

આજદિવસ સુધીમાં પૃથ્વીના કોઈપણ મનુષ્યે જોયો કે સાંભળ્યો નથી.[૧૧] ત્યારપછી ચેદિ અને પંચાલ વગેરે મુખ્ય મુખ્ય રાજાઓ પોતપોતાનાં યોગ્ય સ્થાનમાં આવીને ઉભા રહ્યા; અને આજ્ઞા થતાંજ આખા સૈન્યમાં હજારો ભેરીઓ વાગવા લાગી.[૧૨] વળી જ્યાં ત્યાં શંખો તથા વાજીંત્રોના શબ્દો, રથોના ઘડઘડાટો અને શૂરવીરોના સિંહનાદો સર્વ સૈન્યમાં શરૂ થવા લાગ્યા; તથા વીર પુરુષોએ બાણોસહિત ધનુષ્યોનો ટંકાર કરવા માંડયો.[૧૩] ત્યારપછી શંખોના ગંભીર શબ્દો એવા તો થવા લાગ્યા કે જેને લીધે એક ક્ષણવારમાં ભેરીઓ અને પણવોના શબ્દો અંતર્ધાન થઈ ગયા. એ વેળાએ આકાશ, શંખોના ધ્વનિથી વ્યાપી રહ્યું અને ઉડેલી પૃથ્વીની રજથી ઢંકાઇ ગયું. મોટો ચંદરવો બાંધ્યો હોય નહિ તેવા દેખાવવાળા તે આકાશને જોઇને સર્વ યોદ્ધાઓએ સામસામા ધસારો કર્યો. તે સમયે કોઇએક રથી સામેથી બીજા રથીના પ્રહારથી પોતાના સારથી, ઘોડા, રથ અને ધ્વજાસહિત પડતો હતો; તેમજ કોઇ હાથી બીજા હાથીના પ્રહારથી અને કોઇ પાળો સામેથી બીજા પાળાના પ્રહારથી પડી જતો હતો. વળી દોડી આવતા ઘોડેસ્વારોને સામા રહેલા ઘોડેસ્વારોએ ભાલાં, તરવાર વગેરેથી મારવા માંડયા; અને તેથી તેઓ ભયંકર અને બિહામણે ચહેરે રણભૂમિ ઉપર પડવા લાગ્યા. સુવર્ણની ટીપકીઓથી સૂર્યની કાંતિસમાન દીપતાં એવાં કવચો, ફરસી, ભાલાં અને તરવારોથી તૂટી જઇને પૃથ્વી ઉપર ગરતાં હતાં. કેટલાએક રથીઓ હાથીઓના દંતશૂળો અને સૂંઢોથી ચીરાઇ જઇને પોતાના સારથિસહિત પૃથ્વીના ભોગ થતા હતા, તો કેટલાએક રથીનાં બાણોથી હણાયલા હાથીઓ પૃથ્વીઉપર પડયા હતા. વળી જ્યારે કેટલાએક હાથીઓના વેગના સપાટામાં આવી ગયેલા અને તેઓના દંતશૂળો અને કવચોથી કચરાઈ ગયેલા જુવાન ઘોડેસ્વારો અને પાળાઓ ચીસો પાડી રહ્યા હતા; તેઓની આ ચીસો સાંભળીને ઘણા મનુષ્યો હબકી જતા હતા.

એ પ્રમાણે જ્યારે ગભરાયેલા હાથીઓ, ઘોડાઓ અને રથોની તથા ઘોડેસ્વારો અને પાળાઓની મોટી કાપાકાપી ચાલતી હતી, તે વેળાએ મહારથીઓથી વીંટાયેલા ભીષ્મે, વાનરચિન્હિત ધ્વજાવાળા અર્જુનને જોયો; એટલે પાંચતાલના ચિન્હથી અલંકૃત ઉંચા તાલધ્વજવાળા રથે જોડેલા ઉત્તમ અશ્વોના વેગથી અદ્ભુત વીર્ય અને ગતિવાળા શાંતનુકુમાર ભીષ્મ, મોટાં અસ્ત્રો અને બાણોથી વજ્રસમાન દીપી રહેલા અર્જુનની સામા દોડી ગયા; તેમજ હે રાજન્! દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શૈલ્ય, વિવિંશતિ, દુર્યોધન, ભૂરિશ્રવા વગેરેએ પણ ઇંદ્રસમાન પ્રભાવવાળા અર્જુન ઉપર ધસારો કર્યો. પછી સર્વ પ્રકારનાં અસ્ત્રોને જાણનાર, સુવર્ણથી અદ્ભુત એવાં કવચને ધારણ કરનાર શૂરવીર અર્જુનપુત્ર અભિમન્યુએ, ઘણા વેગપૂર્વક સર્વ રથીઓની આગળ આવીને ભીષ્મ વગેરેની સામો ધસારો કર્યો. અસહ્ય કર્મવાળા તે અભિમન્યુએ તે મહારથીઓનાં અસ્ત્રોનો નાશ કર્યો; અને પોતે તે વેળા સર્વ સૈન્યોની વચમાં રહેલો, જેમ મંત્રપૂર્વક આહુતિઓના પ્રદાનથી દેદીપ્યમાન જ્વાળાવાળા ભગવાન અગ્નિ ન હોય તેમ દીપવા લાગ્યો. તે પછી તેણે તે રણસંગ્રામમાં શત્રુઓના લોહીરૂપ જળવાળી તથા ફીણવાળી નદી ચલાવી મૂકી.[૧૪–૨૫] તે વખતે અતુલ પરાક્રમવાળા ભીષ્મે સામે આવેલા અભિમન્યુનો ત્યાગ કરીને મહારથી અર્જુન સામા જવા માંડયું. તે વખતે કિરીટમાલી અર્જુને જરા સ્મિત કરીને અદ્ભુત પરાક્રમવાળા ગાંડીવધનુષ્યમાંથી પથ્થરસમાન તીક્ષ્ણ એવાં વિપાઠ નામનાં બાણો છોડયાં અને ભીષ્મનાં મહાસ્ત્રોનો નાશ કર્યો. વળી મહાકઠિન કર્મોને કરનાર કપિકેતુ મહાત્મા અર્જુને સર્વ ધનુર્ધારીઓમાં ઉત્તમ એવા ભીષ્મપિતામહ ઉપર પાણીદાર એવાં ભલ્લબાણોનો વરસાદ વરસાવી મૂકયો; ત્યારે ભીષ્મે પણ બાણોની વૃષ્ટિ કરીને સૂર્ય જેમ અંધકારનો નાશ કરે તેમ અર્જુને આકાશમાં વિસ્તારેલાં મહાસ્ત્રોના સમૂહનો નાશ કર્યો; અને તેને તમારા પુત્રો જોઇ

રહ્યા.[૨૬-૨૮] એ પ્રમાણે ધનુષ્યના ભયંકર ટંકારસાથે ઘણા શૌર્યથી યુદ્ધ કરતા પુરુષોત્તમ એવા ભીષ્મ અને અર્જુનના દ્વંદ્વયુદ્ધને, કૌરવો અને સંજયોસહિત સર્વે લોકો જોઇ રહ્યા હતા.

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ભીષ્માર્જુનનું દ્વંદ્વયુદ્ધ' એ વિષયનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

## અધ્યાય ૬૧ મો

### સાંયમનિના ( શલના ) પુત્રનો વધ

॥ संजय उवाच ॥

**द्रौणिर्भूरिश्रवाः शल्यश्चित्रसेनश्चमारिषः ।**
**पुत्रः सांयमनेश्चैव सौभद्रं पर्यवारयन् ॥१॥**

અશ્વત્થામા, ભૂરિશ્રવા, શલ્ય, રાજા ચિત્રસેન તથા સાંયમનિનો પુત્ર-વગેરે યોદ્ધાઓએ, સુભદ્રાપુત્ર-અભિમન્યુને ચારે બાજુથી ઘેરી લીધો.[૧] તે પાંચ તેજસ્વી પુરુષ વ્યાઘ્રોથી ચારે બાજુ ઘેરાયેલા એકલા અભિમન્યુને, જેમ પાંચ હાથીઓથી ઘેરાયેલું એક સિંહનું બચ્ચું એકલું તેમની સામે લડે તેમ તેમની સામે લડતો સર્વ મનુષ્યો જોતા હતા;[૨] પરંતુ તે પાંચે યોદ્ધાઓમાં, અભિમન્યુસમાન લક્ષ્યને વિંધનારો, શૌર્યવાન, પરાક્રમી, અસ્ત્રજ્ઞ અથવા અસ્ત્ર વાપરવામાં ચતુર એવો એક પણ ન હતો.[૩] ઘણી સાવધાનીથી યુદ્ધમાં પરાક્રમ કરનાર, શત્રુસૂદન એવા તે પોતાના પુત્રને જોઇને અર્જુને સિંહનાદ જેવી હર્ષની ગર્જના કરી. હે રાજા ! એ પ્રમાણે તે સૈન્યને પીડા કરતા અભિમન્યુને જોઇને, તમારા પુત્રો ચારેબાજુથી તેને વીંટી વળ્યા.[૫] શત્રુઓને દીન કરનાર સૌભદ્ર અભિમન્યુ, પોતાની સામે આવતી તે કૌરવોની સેના સામો તેજથી અને બળથી યુક્ત થઇને ધસી ગયો.[૬] તે સંગ્રામમાં શત્રુઓની જોડે યુદ્ધ કરતા તે અભિમન્યુનું ધનુષ્ય, અનેક પ્રકારનાં યુદ્ધચાતુર્ય ખેલતું, સૂર્યની કાંતિસમાન દેખાતું હતું.[૭] તે પછી તે અભિમન્યુએ અશ્વત્થામાને એક બાણથી અને શલ્યને પાંચ બાણોથી વિંધી નાખ્યા તથા આઠ બાણોથી શલરાજાના પુત્રની ધ્વજાને છેદી નાખી.[૮] ત્યારે ભૂરિશ્રવાએ સર્પસમાન ઝેરી અને સુવર્ણના દંડવાળી મહાશક્તિને અભિમન્યુ સામી ફેંકી; એટલે તેણે પણ એક બાણ મારીને તે શક્તિનો નાશ કર્યો. વળી તે રણસંગ્રામમાં મહાવેગવાળાં બાણોને છોડી રહેલા શલ્યરાજાનાં તે તે બાણો છેદી નાખીને અર્જુનના પુત્ર અભિમન્યુએ તેના ચારે ઘોડાઓને મારી નાખ્યા.[૧૦] ભૂરિશ્રવા, શલ્ય, અશ્વત્થામા, સાંયમનિપુત્ર અને શલ-એ પાંચે યોદ્ધાઓ સાથે મળીને પણ અભિમન્યુના બાહુબલોદયને પહોંચી વળ્યા નહિ.[૧૧] પછી હે રાજેન્દ્ર ! તમારા પુત્રની આજ્ઞા થતાં ધનુર્વેદને જાણનારા તથા યુદ્ધમાં શત્રુઓથી અજિત એવા ભદ્રો, ત્રિગર્તો અને કેકેયો વગેરે પચીસહજાર યોદ્ધાઓ, પુત્રસહિત યુદ્ધ કરી રહેલા અર્જુન ઉપર ચઢી આવ્યા.[૧૨,૧૩] હે અરિંદમ ! હે રાજન્ ! એ પ્રમાણે તેઓએ ચારે બાજુથી ઘેરી લીધેલા મહારથી એવા તે બન્ને પિતાપુત્રને સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને જોયા;[૧૪] ત્યારે એકદમ ક્રોધાયમાન થઇને હજારો હાથીઓ તથા રથોને, અને લાખો ઘોડા તથા પાળાઓને લઇને ધનુષ્યોના ટંકાર કરવા સેનાને પ્રેરણા કરીને તે, હે પરંતપ ! ભદ્રકો અને કેકેયોની સેના તરફ ધસી ગયો.[૧૫,૧૬] આ વેળાએ દૃઢ ધનુષ્યવાળા યશસ્વી ધૃષ્ટદ્યુમ્નના રક્ષણતળે રહેલું, રથો, હાથી અને ઘોડાઓના ખળભળાટવાળું, યુદ્ધ કરવામાટે તત્પર થયેલું તે મહાસૈન્ય શોભી રહ્યું હતું.[૧૭] પાંચાલકુલને વૃદ્ધિ પમાડનારા તે ધૃષ્ટદ્યુમ્ને અર્જુન તરફ ધસી આવતા શારદ્વતને ગળાની હાંસડીના ભાગમાં ત્રણ બાણોવડે પ્રહાર કર્યો[૧૮] અને દશ ભદ્રકોને દશ બાણોથી મારી નાખ્યા; તથા કૃતવર્માના પૃષ્ઠભાગનું રક્ષણ કરનારાને પણ એક સુંદર ભલ્લબાણ મારીને હણી નાખ્યો.[૧૯] વળી શત્રુઓને તપાવનાર એવા તે ધૃષ્ટદ્યુમ્ને મહાત્મા પૌરવના સંબંધી દમનને પણ ચકચકિત અગ્રભાગવાળાં નારાચ બાણથી મારી નાખ્યો.[૨૦] એટલે સાંયમનિ ( શલ ) ના પુત્રે, તે ધૃષ્ટદ્યુમ્નને યુદ્ધમાં મદોન્મત્ત બનેલો જોઇને ત્રીસ બાણો મારીને તેને

વિંધી નાખ્યો તથા તેના સારથીને પણ દશ બાણોનો પ્રહાર કર્યો.[૨૧] ત્યારે અત્યંત ક્રોધાતુર બનેલા મહાધનુર્ધારી ધૃષ્ટદ્યુમ્ને પોતાનાં ગલોફાં ચાટીને એક તીક્ષ્ણ ભલ્લબાણવડે એના ધનુષ્યને કાપી નાખ્યું.[૨૨] હે રાજન્ ! વળી એકદમ પચીસ બાણો છોડીને તેના ઘોડાઓને, પૃષ્ઠભાગના રક્ષકને તથા સારથીને પણ મારી નાખ્યા.[૨૩] હે ભરતર્ષભ ! એ પ્રમાણે મરણ પામેલા ઘોડાવાળા રથમાં બેઠેલો સાંયમનિપુત્ર, થોડીવાર તો મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન સામું જોઈ રહ્યો;[૨૪] અને પછી લોઢાની તરવાર હાથમાં લઇને પુરુષશ્રેષ્ઠ સાંયમનિપુત્ર–પગપાળો થઈને રથમાં બેઠેલા ધૃષ્ટદ્યુમ્નસામો આવવા લાગ્યો.[૨૫] તે સમયે મોટા પ્રવાહની પેઠે આવતા, આકાશમાંથી ઉડી આવતા સર્પસમાન દેખાતા, ખુલ્લી તરવાર ધારણ કરનારા, કાળથી પ્રેરિત પ્રચંડ યમસમાન જણાતા, સૂર્યસમાન દીપતા તથા મદોન્મત્ત હાથીસમાન પરાક્રમવાળા તે સાંયમનિપુત્રને પાંડવો અને ધૃષ્ટદ્યુમ્ન એકીટસે જોઇ રહ્યા.[૨૫-૨૭] તે પછી પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ને પણ તીક્ષ્ણ તરવાર હાથમાં લઈને ઢાલસહિત સામે ધસી આવતા, બાણના માર્ગનું ઉલ્લંઘન કરીને તદ્દન પાસે આવી ગયેલા ઢાલ સાથેના સાંયમનિના પુત્રનું ગદાવડે માથું ભાંગી નાખ્યું;[૨૮,૨૯] તેથી હે રાજન્ ! વેગપૂર્વક આવતા સાંયમનિના પુત્રના હાથમાં રહેલી તરવાર, ઢાલ અને તે પોતે પણ એકદમ જમીન ઉપર ઢળી પડયાં.[૩૦] આવી રીતે પોતાના શત્રુને ગદાથી મારી નાખીને ભયંકર પરાક્રમવાળો મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન આનંદ પામ્યો.[૩૧] હે રાજન્ ! એ પ્રમાણે તે મહારથી રાજપુત્રનું મરણ થતાં તમારા સૈન્યમાં મોટો હાહાકાર થઈ ગયો.[૩૨] તે સમયે પોતાના પુત્રને મરણ પામેલો જોઇને એકદમ કોપાયમાન થયેલો સાંયમનિ(શલ) યુદ્ધમાં મદોન્મત્ત થયેલા ધૃષ્ટદ્યુમ્ન સામે ધસી આવ્યો.[૩૩] એ રીતે યુદ્ધમાં મદોન્મત્ત બનેલા તે બન્ને શૂરવીરોને તે યુદ્ધભૂમિમાં કૌરવ અને પાંડવપક્ષના સર્વ રાજાઓ જોઈ રહ્યા હતા.[૩૪] પછી શત્રુઓને હણનાર સાંયમનિએ ક્રોધાયમાન થઈને, અંકુશોથી મોટા હાથીને જેમ મારે તેમ ધૃષ્ટદ્યુમ્નને ત્રણ બાણોનો પ્રહાર કર્યો;[૩૫] તેમજ યુદ્ધને શોભાવનાર શલ્યરાજાએ પણ ક્રોધ કરીને શૂરા ધૃષ્ટદ્યુમ્નને છાતીમાં વિંધી નાખ્યો અને (ફરીથી) તેઓના વચ્ચે દારુણ યુદ્ધનો આરંભ થયો.[૩૬]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "યુદ્ધના ચોથા દિવસે સાંયમનિપુત્રનો વધ" એ વિષયનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

## અધ્યાય ૬૨ મો

### ભીમનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

दैवमेव परं मन्ये पौरुषादपि संजय ।
यत्सैन्यं मम पुत्रस्य पांडुसैन्येन बाध्यते॥१॥

ધૃતરાષ્ટ્રે કહ્યું:–હે સંજય ! પુરુષાર્થ કરતાં દૈવજ બળવાન છે, એમ મારે માનવું પડે છે; કારણકે મારા પુત્રના સૈન્યને પાંડવોનું સૈન્ય જીતી જાય છે ! હે તાત ! તું પણ "મારા પુત્રોજ હમેશાં માર ખાય છે અને પાંડવો તો અવ્યગ્ર અને હર્ષિત થાય છે" તેમ કહ્યા કરે છે.[૨] વળી હે સંજય ! તું મારા પુત્રોને પુરુષાર્થહીન અને હમેશાં પડેલા તથા પડતા અને માર ખાનારાજ કહે છે.[૩] યથાશક્તિ લડતા અને જય મેળવવા માટે મથતા મારા પુત્રોનો હમેશાં તું પરાજયજ કહે છે તથા પાંડવોના જયનું વર્ણન કરે છે.[૪] આવી રીતે હે સંજય! મારે દુર્યોધને કરેલાં ઘણાં દુઃસહ દુઃખો સાંભળવાં પડે છે અને હજુ પણ પડશે.[૫] એવો એક પણ ઉપાય મને દેખાતો નથી કે જેથી પાંડવોનો પરાજય થાય અને આ યુદ્ધમાં મારા પુત્રોનો વિજય થાય.[૬]

સંજયે કહ્યું:–હે રાજા ! સ્થિર થઇને સાંભળો. મનુષ્યોનો, હાથીઓનો, ઘોડાઓનો અને રથોનો જે આ મોટો સંહાર થાય છે, તેમાં તમારીજ અનીતિ મુખ્ય કારણ છે.[૭]

જ્યારે શલ્યરાજાએ નવ બાણોથી ધૃષ્ટદ્યુમ્નને પીડા કરી,ત્યારે તેણે પણ પોલાદનાં બાણોથી શલ્યને વિંધી નાખ્યો.[૮] તે યુદ્ધમાં અમે ધૃષ્ટ-

દ્યુમ્નનું અદ્‌ભુત પરાક્રમ એ જોયું કે તેણે રણસંગ્રામને શોભાવનાર એવા શલ્યનાં બાણોને તોડી નાખ્યાં. તે વખતે તે બન્ને મહારથીઓમાં ન્યૂનાધિક કોઈ જણાતું ન હતું. એક મુહૂર્ત કાળસુધી તો તેઓનું એકસરખું જ યુદ્ધ ચાલ્યું.[૧૦] હે મહારાજ ! ત્યારપછી તે યુદ્ધમાં શલ્યરાજાએ પાણી પાયેલાં તીક્ષ્ણ ભલ્લબાણથી ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ્ય કાપી નાખ્યું;[૧૧] અને જેમ મેઘ પર્વતને જલવૃષ્ટિથી ઢાંકી દે તેમ તેને બાણોનો વરસાદ વરસાવીને ઢાંકી દીધો.[૧૨] આવી રીતે પીડિત કરેલા ધૃષ્ટદ્યુમ્નને જોઇને અભિમન્યુ કોપાવિષ્ટ થયો અને એકદમ વેગથી શલ્યરાજાના રથ સામો ધસી આવ્યો.[૧૩] અતિ કોપાયમાન થયેલો અભિમન્યુ શલ્યરાજાના રથ સામો આવી પહોંચ્યો અને તીક્ષ્ણ બાણોથી આર્તાયનિ (શલ્યરાજા)ને વિંધવા લાગ્યો.[૧૪] પછી તમારા પુત્રો પણ તે યુદ્ધમાં અભિમન્યુને પહોંચી વળવાની ઈચ્છાથી ત્યાં આવી પહોંચ્યા અને શલ્યરાજાના રથની આગળપાછળ વીંટળાઇ ઉભા રહ્યા.[૧૫] હે ભારત! દુર્યોધન, વિકર્ણ, દુઃશાસન, વિવિંશતિ, દુર્મર્ષણ, દુઃસહન, ચિત્રસેન, દુર્મુખ, સત્યવ્રત, પુરુમિત્ર–વગેરે યોદ્ધાઓ તે યુદ્ધમાં શલ્યરાજાનું રક્ષણ કરતા ઉભા રહ્યા.[૧૬,૧૭] હે રાજા ! તે તમારા દશેય પુત્રોની સામા ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પાંચ પુત્રો, અભિમન્યુ તથા નકુલ અને સહદેવ વગેરે દશ જણા અનેક પ્રકારનાં શસ્ત્રોને છોડતા છોડતા ચઢી આવ્યા.[૧૮,૧૯] હે રાજન્! તમારા દુષ્ટ વિચારના પરિણામભૂત એવા તે ઘોર સંગ્રામમાં તેઓ બધા પરસ્પર વધ કરવાની ઈચ્છાથી સામસામા આવી ગયા અને હર્ષયુક્ત થઇને લડવા લાગ્યા.[૨૦] જ્યારે તે બન્ને તરફના દશ દશ મહારથીઓ ક્રોધાતુર થઈને ભયંકર યુદ્ધ કરતા હતા, ત્યારે બીજા સર્વ રથીઓ પ્રેક્ષકતરીકે ઉભા રહ્યા હતા. અનેક પ્રકારનાં શસ્ત્રોને છોડતા તથા પરસ્પર ગર્જના કરતા તે યોદ્ધાઓ અન્યોન્યને પ્રહાર કરવા લાગ્યા;[૨૨] અને કોપાવિષ્ટ થયેલા તે યોદ્ધાઓ અન્યોન્યને મારવા ઈચ્છતા હતા, અન્યોન્યને મચરડી નાખતા હતા ને પરસ્પર સ્પર્ધા કરતા હતા. હે રાજન્! એ પ્રમાણે પરસ્પર એકબીજાની સામા આવી ગયેલા તે સર્વ ભાઈઓ એકબીજાની સાથે કોપ કરીને મહાસ્ત્રોને છોડતા સામસામા લડવા લાગ્યા.[૨૩,૨૪] તે મહાયુદ્ધમાં ક્રોધાયમાન થયેલા દુર્યોધને પાણીદાર એવાં ચાર બાણોથી, દુર્મર્ષણે વીસ બાણોથી, ચિત્રસેને પાંચ બાણોથી, દુર્મુખે નવ બાણોથી, દુઃસહે સાત બાણોથી, વિવિંશતિએ પાંચ બાણોથી તથા દુઃશાસને ત્રણ બાણોથી ધૃષ્ટદ્યુમ્નને વિંધી નાખ્યો; ત્યારે હે રાજેન્દ્ર! શત્રુઓને તપાવનાર ધૃષ્ટદ્યુમ્ને પણ પોતાના હાથની ચતુરાઇ બતાવીને તેઓમાંના દરેકને પચીસ પચીસ બાણોનો પ્રહાર કર્યો. હે ભારત! તે યુદ્ધમાં અભિમન્યુએ દશ દશ બાણોવડે સત્યવ્રતને તથા પુરુમિત્રને વિંધી નાખ્યા. માતૃનંદન માદ્રીપુત્રોએ પોતાના મામા શલ્યને તીક્ષ્ણબાણોથી વિંધી નાખ્યો. આ પરાક્રમ ઘણું અદ્‌ભુત હતું! ત્યાર પછી હે મહારાજ ! શલ્યે પણ પોતાના મહારથી ભાણેજોને ઘણાં બાણોથી ઢાંકી દીધા. એ પ્રમાણે બાણોથી છવાઇ ગયેલા અને પરસ્પર દાવ વાળતા તે બન્ને વીરો જરાપણ ગભરાયા નહિ. પછી મહાબળવાન ભીમસેને દુર્યોધનને જોઇને આ લડાઈનો અંત લાવવાની ઈચ્છાથી ગદાને ગ્રહણ કરી.[૩૨] ઉંચા શિખરવાળા કૈલાસની પેઠે ઉંચી કરેલી ગદાવાળા મહાબાહુ ભીમસેનને જોઈને તમારા બધા પુત્રો ભયથી પલાયનજ કરી ગયા.[૩૩] ત્યારે ક્રોધાતુર થયેલા દુર્યોધને બળવાન એવા દશહજાર હાથીઓસહિત મગધ રાજાને આજ્ઞા કરી.[૩૪] તે દશહજાર હાથીઓના સૈન્યસહિત રાજા દુર્યોધન મગધરાજાને આગળ કરીને ભીમસેન સામો ધસી ગયો.[૩૫] સામેથી આવતા તે હાથીસૈન્યને જોઇને સિંહસમાન ગર્જના કરતો ભીમસેન હાથમાં ગદા લઇને રથઉપરથી નીચે ઉતરી પડયો;[૩૬] અને મુખ ફાડીને દોડતા કાળની પેઠે પર્વતના જેવી વજનવાળી મોટી ગદા લઇને તે હાથીના સૈન્ય સામો દોડયો.[૩૭] વજ્રધારી ઇંદ્રની પેઠે ગદાથી હાથીઓનો સંહાર કરતો બળવાન ભીમસેન યુદ્ધમાં ઘુમવા લાગ્યો.[૩૮] મન અને હૃદયને કં-

પાવનાર એવી ભીમની ગર્જના સાંભળીને હાથીઓનાં ટોળેટોળાં આકુળવ્યાકુળ થઈ ગયાં.[૩૯] પછી દ્રૌપદીના પાંચ પુત્રો, મહારથી અભિમન્યુ, નકુલ, સહદેવ અને ધૃષ્ટદ્યુમ્ન વગેરે યોદ્ધાઓ ભીમની પાછળ દોડી જઇને તેની રક્ષા કરવા લાગ્યા અને શત્રુઓનાં બાણોને અટકાવીને મેઘો પર્વતઉપર વરસે તેમ બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.[૪૦,૪૧] તે પાંડવયોદ્ધાઓ ક્ષુરબાણો-(અસ્રા જેવા આકારવાળાં)થી, ક્ષુરપ્રો (ગાયની ખરી જેવા મોઢાંવાળાં)થી અને પાણી પાયેલાં તીક્ષ્ણ એવાં આંજલિક બાણો (શીંગડાં જેવાં મુખવાળાં)થી હાથીસ્વારોનાં મસ્તકોને કાપવા લાગ્યા.[૪૨] એ સમયે પડતાં મસ્તકોથી, અલંકારોથી શોભતા બાહુઓથી અને કપાતા અંકુશોવાળા હાથોથી પથ્થરની વૃષ્ટિ થતી હોય તેમ દેખાતું હતું.[૪૩]

કપાયેલા મસ્તકવાળા હાથીસ્વારો,હાથીના છેડાના ભાગમાં લટકતા, ભાંગી ગયેલી શિખાઓવાળા વૃક્ષોના જેવા જણાતા હતા.[૪૪] વળી તે સમયે પાર્ષત મહાત્મા ધૃષ્ટદ્યુમ્ને મારી નાખેલા મોટા હાથીઓને પડેલા-પડતા અમે જોતા હતા.[૪૫] ત્યારપછી મગધરાજાએ ઐરાવણસમાન પોતાના હાથીને અભિમન્યુના રથ સામે હંકાર્યો.[૪૬] પોતાની સામે આવતા તે મગધરાજાના હાથીને જોઇને શત્રુઓનો નાશ કરનાર અભિમન્યુએ એકજ બાણવડે તેને મારી નાખ્યો.[૪૭] શત્રુઓનાં નગરને જીતનાર અભિમન્યુએ રૂપેરી અગ્રભાગવાળા એક બીજા બાણવડે તે વાહનવિનાના મગધરાજનું મસ્તક પણ ઉડાવી દીધું.[૪૮]તે વેળાએ ભીમસેન પણ હાથીઓની સેનામાં ફરતો હતો: અને ઇંદ્ર જેમ પર્વતોનો નાશ કરે તેમ હાથીઓનો નાશ કરતો હતો.[૪૯] ભીમસેનના એકજ પ્રહારથી માર્યા ગયેલા કેટલાએક હાથીઓ, વજ્રથી તોડી નાખેલા પર્વતોની પેઠે પડતા અમારા જોવામાં આવ્યા હતા.[૫૦] કેટલાએક હાથીઓના દાંત ભાંગી ગયા હતા, તો કેટલાએકનાં ગંડસ્થળ તૂટી ગયાં હતાં.વળી કેટલાએક હાથીઓની સાથળો ભાંગી ગઇ હતી, તો કેટલાએક પર્વતસમાન હાથીઓનાં પીઠનાં હાડકાં ભાંગીજવાથી તેઓ મરણ પામતા હતા; ત્યારે કેટલાએક હાથીઓ બૂમો પાડતા હતા અને કેટલાએક છુંદાઈ ગયા હતા. વળી કેટલાએક હાથીઓ રણસંગ્રામથી વિમુખ થતા હતા, કેટલાએક ભયભીત થઇને રણસંગ્રામમાંથી નાસી જતા હતા, કેટલાએક મળમૂત્ર કરી રહ્યા હતા, કેટલાએક પર્વતના જેવા મોટા હાથીઓ તો ભીમસેનના જવા-આવવાના માર્ગમાં પડેલા હતા; કેટલાએકના મોઢામાં ફીણ આવી ગયાં હતાં તથા કેટલાએક હાથીઓ તો ગંડસ્થળોના તૂટી જવાથી લોહીને ઓકતા હતા અને વિહ્વલ થઇને મોટા પર્વતોની પેઠે પૃથ્વી ઉપર પડતા હતા. આવી રીતે ઘણા હાથીઓને મરણપામેલા અમે જોયા હતા.[૫૧-૫૪] એ વખતે હાથીઓની ચરબી, મજ્જા, મેદ તથા લોહીથી ખરડાઇ ગયેલા દેહવાળો ભીમસેન, હાથમાં દંડ લઈ ફરતા યમસરખો દેખાતો રણસંગ્રામમાં ઘૂમતો હતો.[૫૫] હાથીઓના લોહીથી ખરડાયેલી ગદાવાળો ભીમસેન, આ વખતે પિનાક ધનુષ્યવાળા શંકરના જેવો ઘોર અને ભયંકર દેખાતો હતો.[૫૬] ક્રોધાયમાન થયેલા ભીમસેનથી માર ખાતા હાથીઓ દુઃખી થઇને આમ તેમ દોડાદોડ કરતા હતા અને તમારી સેનાને ચગદી નાખતા હતા.[૫૭] આવી રીતે યુદ્ધ કરતા ભીમસેનનું અભિમન્યુ વગેરે મહારથીઓ જેમ દેવો ઇંદ્રનું રક્ષણ કરે તેમ ચારે બાજુથી રક્ષણ કરતા હતા.[૫૮] હાથીઓનાં લોહીથી ખરડાયેલી ગદાને ધારણ કરનારા ભીમસેન, સાક્ષાત્ યમરાજાના જેવો ભયંકર દેખાતો હતો.[૫૯] તે રણસંગ્રામની સર્વ દિશાઓમાં ગદા લઇને ઘૂમતા ભીમસેનને, પ્રલયકાળે નૃત્ય કરતા શંકરના જેવો અમે જોયો.[૬૦] હે મહારાજ ! તે યુદ્ધમાં કચ્ચરઘાણ વાળતી ભીમસેનની ગદા સાક્ષાત્ કાળદંડ જેવી અને ઇંદ્રના વજ્રસમાન શબ્દ કરતી અતિ ભયંકર સ્વરૂપવાળી અમારા જોવામાં આવી.[૬૧] વળી તે ગદા હાથીઓના કેશ અને મજ્જાથી મિશ્ર થઇ હતી તથા તેમના લોહીથી ખરડાયેલી હતી; એટલે ક્રોધાયમાન થઇને પશુઓનો સંહાર કરતા શંકરના પિનાકધ-

નુષ્યના જેવી જણાતી હતી.[12] જેમ કોઇ ગોવાળીઓ પોતાની લાકડીથી પશુઓને હાંકીકાઢે, તેમ ભીમસેન, પોતાની ગદાથી તે હાથીઓના સૈન્યને હાંકી કાઢતો હતો.[13] આવી રીતે ભીમની ગદાથી અને બીજા યોદ્ધાઓનાં બાણોથી માર ખાતા તે હાથીઓ આમ તેમ દોડી રહ્યા હતા અને તમારા સૈન્યને છુંદી નાખતાહતા.[14] એ પ્રમાણે જેમ મોટો વાયુ વાદળાંઓને વિખેરી નાખે તેમ તે ભીમસેને પણ સર્વ હાથીઓને વિખેરી નાખીને, જેમ મહાદેવ હાથમાં ત્રિશૂલ લઈને શ્મશાનમાં ઉભા રહે તેમ તે એકલો હાથીઓના એ તુમુલ રણસંગ્રામમાં ઉભો રહ્યો હતો.[15]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ચતુર્થ દિવસે ભીમયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૬૨ મો સમાપ્ત

## અધ્યાય ૬૩ મો

### ભીમનું ઘોર કર્મ તથા સાત્યકિ અને ભૂરિશ્રવાનો સમાગમ

॥ संजय उवाच ॥

हते तस्मिन्गजानीके पुत्रो दुर्योधनस्तव ।
भीमसेनं घ्नतेत्येवं सर्वसैन्यान्यचोदयत् ॥१॥

સંજયે કહ્યું:–એ પ્રમાણે પોતાના હાથીસૈન્યનો નાશ થયો ત્યારે તમારા પુત્ર દુર્યોધને, "ભીમસેનને મારો" એમ સર્વ સૈન્યને આજ્ઞા કરી.[1] આવી રીતે તમારા પુત્રની આજ્ઞા થવાથી સર્વ સૈન્યોએ ભયંકર શબ્દથી ગર્જના કરતા ભીમસેન સામે ધસારો કર્યો.[2] અપાર–છેડાવિનાના, દેવોથી પણ દુઃસહ, પૂર્ણિમાને દિવસે ઉછળી રહેલા સમુદ્રની પેઠે ધસી આવતા, રથો, હાથી અને ઘોડાઓથી ભરપૂર, શંખો અને દુંદુભિઓથી ગાજતા, અનંત રથો અને પાયદળોવાળા રાજાઓરૂપ સ્થિર (દ્રહ) ધરાવાળા, જાણે બીજો સમુદ્ર હોય તેમ તે યુદ્ધભૂમિ ઉપર જણાતા એવા તે અક્ષોભ્ય સેનાસાગરને ભીમસેને વેળાની પેઠે (કાંઠાની પેઠે) રોકી રાખ્યો.[3–5] તે સમયે મહાત્મા ભીમસેનનું મનુષ્યોથી ન બની શકે તેવું અતિ અદ્ભુત કર્મ અમારા જોવામાં આવ્યું.[6] જરાપણ ગભરાયાવિના ભીમસેને, અશ્વો, રથો અને હાથીઓસહિત એવા સર્વ રાજાઓને પોતાની ગદાથી આગળ વધતા અટકાવ્યા.[7] મહારથીઓમાં શ્રેષ્ઠ ભીમસેને ગદાથી સર્વ સૈન્યોને અટકાવી દીધાં અને પોતે મેરુપર્વતની માફક સ્થિર થઇને ત્યાં ઉભો રહ્યો. એ પ્રમાણે તુમુલ, ઘોર, પરમ દારુણ અને જોખમભરેલો પ્રસંગ આવી પડયો હતો; ત્યારે બળવાન ભીમસેનને તેના પુત્રોએ, ભાઇઓએ, ધૃષ્ટદ્યુમ્ને, અભિમન્યુએ તથા અજિત શિખંડીએ જરા પણ વેગળો કર્યો ન હતો.[10] ત્યારપછી માત્ર લોઢાનીજ બનાવેલી ભારે ગદાને ઉઠાવીને હાથમાં દંડવાળા યમની પેઠે ભીમસેન તમારા યોદ્ધાઓ તરફ દોડયો.[11] રથોના ચૂરા કરતો, ઘોડાઓને છુંદી નાખતો, હાથીના વેગથી રથોને ઘસડી જતો તે ભીમસેન, પ્રલયકાળના અગ્નિની પેઠે સંહાર કરતો યુદ્ધમાં ઘૂમતો હતો. સાથળના વેગથી રથોના સમૂહોને ખેંચી જતો ભીમ, હાથી જેમ નીલ નામના ઘાસને કચડી નાખે તેમ સૈન્યોનો કચ્ચરઘાણ વાળવા લાગ્યો. રથો ઉપરથી રથીઓને, હાથી ઉપરથી હાથીસ્વારોને, ઘોડાઓ ઉપરથી ઘોડેસ્વારોને તથા પગપાળા બીજા યોદ્ધાઓને ભોંય ઉપર પટકતો ભીમસેન પોતાની ગદાવડે, જેમ વાયુ પોતાના બળવડે વૃક્ષોને કંપાવી દે તેમ સર્વ યોદ્ધાઓને કંપાવવા લાગ્યો.[14,15] એ પ્રમાણે મહાબાહુ ભીમસેને તમારાપુત્રના સૈન્યમાં ઘણાનો સંહાર કરવા માંડયો. આ વખતે હાથી, ઘોડા વગેરેનો નાશ કરતી તે ભીમની ગદા મજ્જા, ચરબી, માંસ અને લોહીથી લેપાયેલી મહાભયંકર દેખાતી હતી. જ્યાં ત્યાં મારી નાખેલા મનુષ્યો, હાથી અને ઘોડાઓથી તે રણભૂમિ મૃત્યુના રહેઠાણસમાન થઈ ગઇ હતી. કોપાવિષ્ટ થઇને પશુઓનો સંહાર કરતા રુદ્રના પિનાક ધનુષ્ય જેવી, કાળદંડસમાન ઉગ્ર અને ઇંદ્રના વજ્રસમાન શબ્દ કરતી ભીમસેનની એ પ્રાણહારક ભયંકર ગદાને સર્વે લોકો જોઇ રહ્યા હતા.[16–19] ચારે બાજુ ગદાને ફેરવતા મહા-

ત્મા ભીમસેનનું તે સમયનું મહાઘોર સ્વરૂપ પ્રલય વખતના કાળ જેવું દેખાતું હતું.[૨૦] એ પ્રમાણે વારંવાર પોતાની ગદાને ચોતરફ ફેરવતા અને તેથીજ સામે આવતા મૃત્યુસમાન દેખાતા ભીમસેનને જોઇ, સર્વ યોદ્ધાઓ ગભરાઈ ગયા.[૨૧] હે ભારત ! ભીમસેન પોતાની ગદા ઉગામીને જ્યાં જ્યાં દષ્ટિ ફેંકતો, ત્યાં ત્યાં તમારાં સૈન્યો નાસભાગ કરી મૂકતાં.[૨૨] એ પ્રમાણે સર્વ સૈન્યોને પોતાના બળથી ઘાયલ કરતા, અતુલ પરાક્રમવાળા તથા મોઢું ફાડીને સૈન્યોનો ગ્રાસ કરી જતા કાળસમાન દેખાતા, ભયંકર કર્મ કરતા એવા તે ગદાધારી ભીમને જોઇને પિતામહ ભીષ્મ એકદમજ ત્યાં ચઢી આવ્યા.[૨૩,૨૪] ગર્જનાપૂર્વક વરસતા મેઘની પેઠે સૂર્યસમાન તેજસ્વી મોટા રથમાં બેસીને, રથના ઘોષની સાથે બાણોની વૃષ્ટિથી રણભૂમિને છાઇ દેતા અને તેથીજ ફાડેલા મુખવાળા કાળસમાન જણાતા ભીષ્મને જોઇને અત્યંત ક્રોધાયમાન થયેલો મહાબાહુ ભીમસેન તેમનાતરફધસી ગયો.[૨૫,૨૬] તેજ ક્ષણે સત્યપ્રતિજ્ઞાવાળો શિનિપુત્ર સાત્યકિ પણ ભીષ્મની સામો આવી પહોંચ્યો અને પોતાના દઢ ધનુષ્યથી શત્રુઓનો સંહાર કરતો તમારા પુત્રના સૈન્યને કંપાવવા લાગ્યો.[૨૭] હે ભારત ! રૂપેરી રંગના ઘોડાઓથી સામે ધસી આવતા અને અણીદાર તીક્ષ્ણ બાણોને ફેંકતા સાત્યકિને તમારા સૈન્યની સર્વ ટુકડીઓ રોકી શકી નહિ;[૨૮] પરંતુ આવી રીતે ધસી આવતા તે સાત્યકિને વચમાંજ રાક્ષસ અલંબુષે દશ બાણોથી વિંધી નાખ્યો. ત્યારે તેણે પણ સામેથી ચાર બાણો મારીને અલંબુષને વિંધ્યો અને પોતે રથ લઇને આગળ ધસવા લાગ્યો.[૨૯] એ પ્રમાણે પાછળ પડેલા સાત્યકિને શત્રુઓના મધ્યભાગમાં આવી પહોંચેલો તથા કૌરવોને ત્રાસ પમાડતો અને યુદ્ધમાં વારંવાર ગર્જના કરતો જોઈને તમારા યોદ્ધાઓ, વાદળાંઓ જેમ વાયુના વેગથી પર્વત ઉપર વરસે તેમ તે સાત્યકિ ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા,[૩૦] તો પણ મધ્યાહ્નના તપતા સૂર્યની જેમ કોઈ પણ યોદ્ધાઓ તેને થોભાવી શકયા નહિ; પરંતુ સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાવિના બીજા સર્વ યોદ્ધાઓ ઉલટા ખિન્ન થઇ ગયા—હિંમત હારી ગયા. હે ભારત ! એ પ્રમાણે પોતાના રથીયોદ્ધાઓને પાછા હઠાવી દેતા તે સાત્યકિને જોઇને સોમદત્તના પુત્ર મહાત્મા ભૂરિશ્રવાએ હાથમાં ધનુષ્ય લીધું અને લડવાની ઇચ્છાથી સાત્યકિસામે ધસારો કર્યો.[૩૧-૩૩]

ઈતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં 'સાત્યકિ અને ભૂરીશ્રવાનો સમાગમ' એ વિષયનો અધ્યાય ૬૩ મો સમાપ્ત

## અધ્યાય ૬૪ મો

### ચોથા દિવસની સમાપ્તિ-ભીમનું યુદ્ધ

॥ संजय उवाच ॥

ततो भूरिश्रवा राजन् सात्यकिं नवभिः शरैः ।
प्राविध्यद्भृशसंक्रुद्धस्तोत्रैरिव महाद्विपः ॥१॥

સંજયે કહ્યું:—હે રાજન્ ! પછી અત્યંત ક્રોધાયમાન થયેલા ભૂરિશ્રવાએ સાત્યકિને, જેમ મોટા હાથીને અંકુશો મારીને વિંધે તેમ નવ બાણોનો પ્રહાર કરીને વિંધી નાખ્યો.[૧] ત્યારે અમેયાત્મા સાત્યકિએ પણ ભૂરિશ્રવાને સર્વ લોકના દેખતાં નમેલાં પર્વવાળાં બાણોનો પ્રહાર કરીને નિવાર્યો.[૨] પછી દુર્યોધનરાજા પોતાના ભાઇઓને લઇને તે યુદ્ધમાં ભૂરિશ્રવાની આગળપાછળ રક્ષણ કરવાને સાવધ થઇને વીંટાઇ વળ્યો. ત્યારે મહાતેજસ્વી એવા પાંડવો પણ યુદ્ધમાં મચી પડેલા સાત્યકિની ચારે બાજુ સાવધાન થઈને રક્ષણ કરવામાટે વીંટળાઇને ઉભા રહ્યા.[૪] હે ભારત ! એ વેળા ભીમસેન એકદમ ક્રોધાતુર થઇ ગયો અને પોતાની ગદા ગ્રહણ કરીને દુર્યોધન વગેરે તમારા સર્વ પુત્રોને ઘેરી વળ્યો.[૫] ત્યારે કોપાયમાન થયેલો તમારો પુત્ર નંદક, હજારો રથો લઈને મહાબળવાન ભીમસેનને પથ્થરસમાન તીક્ષ્ણ પીછાંવાળાં છ બાણોથી વિંધવા લાગ્યો. વળી દુર્યોધને પણ અતિ ક્રોધ કરીને મહારથી ભીમસેનને તીક્ષ્ણ નવ બાણોથી છાતીમાં પ્રહાર કર્યો એટલે મહાબાહુ ભીમસેન પોતાના શ્રેષ્ઠ રથ ઉપર ચઢી ગયો અને વિશોક

નામના પોતાના સારથિને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–"આ મહારથી કૌરવો શૂરા થઈને યુદ્ધમાં આવી પહોંચ્યા છે અને ઘણાજ ક્રોધાયમાન થઈને મનેજ મારી નાખવા તૈયાર થયા છે. ઘણા વર્ષનો ચિંતવેલો અમારો મનોરથ આજે સફળ થયો છે; કારણકે હું આજે સર્વ ભાઇઓને જોવા પામ્યો છું. હે અશોક (વિશોક) સારથિ! જે સ્થળે આ રથોનાં ચક્રોથી અને બાણોના સમૂહથી ઉડેલી રજ આકાશમાં અને દિશાઓમાં પહોંચે છે, તે સ્થળે રાજા દુર્યોધન પોતે અને મદોત્કટ એવા તેના ભાઇઓ–કુલપુત્રો કવચ ધારણ કરીને ઉભા છે, એ બધાને આજે તારા દેખતાં હું હણી નાખીશ; માટે હે સારથિ! મારા ઘોડાઓને તે તરફ હાંક અને તું પણ આ યુદ્ધમાં બરાબર સાવધ રહે." હે રાજા! ભીમસેને એ પ્રમાણે પોતાના સારથિને કહીને સુવર્ણભૂષિત એવાં તીક્ષ્ણ બાણોથી તમારા પુત્રને વિંધી નાખ્યો અને નંદકને પણ ત્રણ બાણો મૂકીને નંદકની છાતીમાં પ્રહાર કર્યો.[૬–૧૫] ત્યારે દુર્યોધને પણ મહાબળવાન ભીમસેનને સાઠ બાણોનો પ્રહાર કર્યો તથા તેના સારથિ વિશોકને પણ તીક્ષ્ણ ત્રણ બાણો માર્યાં.[૧૬] વળી હે રાજન્! હસતો હોય તેમ મુખ મલકાવીને તમારા પુત્રે તીક્ષ્ણ એવાં ત્રણ બાણો મારીને ભીમસેનના દેદીપ્યમાન ધનુષ્યને મુષ્ટિપ્રદેશમાંથી છેદી નાખ્યું.[૧૭] આવી રીતે તમારા ધનુર્ધારી પુત્રે તીક્ષ્ણ બાણોથી પીડેલા પોતાના સારથિ વિશોકને જોઇને, તે ન સાંખી શકવાથી કોપાયમાન થયેલો ભીમસેન, હે રાજન્! તમારા પુત્રનો વધ કરવામાટે બીજા દિવ્ય ધનુષ્યને સજ્જ કરવા લાગ્યો અને તે ધનુષ્યપર પીછાંવાળું ક્ષુરપ્ર બાણ ચઢાવી છોડયું તથા તે બાણુથી રાજા દુર્યોધનના ધનુષ્યને તેણે કાપી નાખ્યું.[૧૮–૨૦] આમ થવાથી ક્રોધપૂર્ણ થયેલા તમારા પુત્ર દુર્યોધને કપાયેલા તે ધનુષ્યનો ત્યાગ કર્યો અને તુરત બીજા વેગવાળા ધનુષ્યને હાથમાં લીધું;[૨૧] અને તે ધનુષ્ય ઉપર કાળ–મૃત્યુસમાન એવું ઘોર બાણ સાંધીને ભીમસેનની છાતીમાં પ્રહાર કર્યો.[૨૨] તે બાણના પ્રહારથી વ્યથા પામેલો ભીમસેન, રથની બેસણીપર બેસી ગયો અને મૂર્ચ્છાવશ થઇ ગયો.[૨૩] આવી રીતે ભીમસેનને મૂર્ચ્છાવશ થયેલો જોઇને અભિમન્યુ વગેરે મોટા ધનુર્ધારી મહારથી યોદ્ધાઓ તે સહન કરી શક્યા નહિ.[૨૪] તેઓએ સાવધાન થઇને તમારા પુત્ર ઉપર તીક્ષ્ણ તેજવાળાં બાણોની તુમુલ વૃષ્ટિ કરી મૂકી.[૨૫] પછી મહાબળવાન ભીમસેન પણ સાવધ થયો અને દુર્યોધનને ત્રણ બાણોથી તથા ફરી પાંચ બાણોથી વિંધવા લાગ્યો.[૨૬] વળી મોટા ધનુર્ધારી ભીમસેને રૂપેરી અગ્રભાગવાળાં પચીસ બાણોથી શલ્યને પણ વિંધી નાખ્યો. એ પ્રમાણે બાણોથી વિંધાયેલો શલ્ય રણસંગ્રામમાંથી દૂર ખસી ગયો. પછી સેનાપતિ સુષેણ, જળસંધ, સુલોચન, ઉગ્ર, ભીમરથ, ભીમ, વીરબાહુ, અલોલુપ, દુર્મુખ, દુષ્પ્રધર્ષ, વિવિત્સુ, વિકટ અને સમ–આ તમારા ચૌદ પુત્રો ભીમસેન સામા ધસી આવ્યા. ક્રોધથી લાલ નેત્રવાળા તેઓ બાણોને છોડતા છોડતા ભીમ સામા ધસી આવ્યા અને એકી સાથે ભીમસેનને વિંધવા લાગ્યા.[૩૦] આવી રીતે પોતાની સામે આવેલા તમારા પુત્રોને જોઇને મહાબળવાન વીર ભીમસેને ગલોફાં ચાટતાં ચાટતાં પશુઓ ઉપર જેમ વરૂ તૂટી પડે તેમ તમારા સૈન્યમાં તૂટી પડીને, ગરુડની પેઠે વેગ ધારણ કરી, એક ક્ષુરપ્ર બાણથી સેનાપતિનું મસ્તક ઉડાવી દીધું.[૩૧,૩૨] વળી જરા હસીને આનંદિત થયેલા મહાભુજાવાળા ભીમસેને ત્રણ બાણોથી જળસંધને વિંધીનાખ્યો અને તેને યમદ્વારમાં પહોંચાડી દીધો;[૩૩] તેમજ સુષેણને પણ મારી નાખીને મૃત્યુલોકમાં વિદાય કર્યો તથા એક ભલ્લ બાણથી, કુંડળથી સુશોભિત ચંદ્રના જેવા ઉગ્ર કુમારના મસ્તકને મુકુટસાથે રણભૂમિમાં રગદોળી નાખ્યું. વળી પણ તે વીર ભીમસેને સિત્તેર બાણોનો પ્રહાર કરીને ઘોડા, ધ્વજ અને સારથિસહિત વીરબાહુને પરલોકમાં પહોંચાડી દીધો; તથા હે રાજન્! દુર્મદ એવા ભીમ અને ભીમરથ નામના તમારા બે પુત્રોને પણ ભીમસેને હસતો હોય તેમ મોઢું મલકાવીને

મારી નાખ્યા. તે પછી સુલોચનને પણ એક ક્ષુરપ્ર બાણથી વિંધીને સર્વ સૈન્યોનાં દેખતાં હણી નાખ્યો. હે રાજન્ ! પછી ત્યાં બાકી રહેલા તમારા પુત્રો, ભીમસેનનું પરાક્રમ જોઇને ભયથી વિહ્વળ થયેલા, તે મહાત્માના હાથનો માર ખાતા દશે દિશાઓમાં પલાયન થઇ ગયા. ત્યારપછી શાંતનુકુમાર ભીષ્મે સર્વ મહારથીઓને કહ્યું:–" ક્રોધાયમાન થયેલો આ ભીમસેન, રણસંગ્રામમાં પોતાની સામે આવેલા મહારથી કૌરવોને તથા પોતાના ઉગ્ર ધનુષ્યને ધારણ કરીને મોટા મોટા આગેવાનોને, મુખ્ય મુખ્ય નેતાઓને તથા એકત્ર થયેલા શૂરાઓને મારી નાખે છે, માટે તેને સત્વર પકડો."[૪૦,૪૧] આવી રીતે ભીષ્મનાં વચન સાંભળીને એકદમ ક્રોધાયમાન થયેલા દુર્યોધનના સર્વ સૈનિકોએ મહાબળવાન ભીમસેનની સામે ધસારો કર્યો. હે રાજા ! ભગદત્ત, મદોન્મત્ત હાથી ઉપર બેસીને જ્યાં ભીમસેન ઉભો હતો ત્યાં આવી પહોંચ્યો;[૪૩] અને તુરતજ મેઘ જેમ સૂર્યને અદૃશ્ય કરે, તેમ બાણો મૂકીને ભીમસેનને તે રણભૂમિમાં અદૃશ્ય કરી દીધો.[૪૪] આ પ્રમાણે ભીમસેનને અદૃશ્ય થયેલો જોઇને અભિમન્યુ આદિ મહારથીઓ સહન કરી શક્યા નહિ; અને પોતાના બાહુબળનો આશ્રય કરીને બાણોની વૃષ્ટિ કરીને તે ભગદત્તને ચારે બાજુએથી ઘેરી વળ્યા તથા તેના હાથીને ચારે બાજુથી બાણોની વૃષ્ટિ કરીને વિંધવા લાગ્યા.[૪૫-૪૬] હે રાજન્ ! તે સમયે સમગ્ર મહારથીઓનાં અનેક પ્રકારનાં તીક્ષ્ણ બાણોના વરસાદથી ચારેબાજુ વિંધાયેલો ભગદત્તનો પ્રાગ્જ્યોતિષ નામનો હાથી શરીરમાંથી નીકળેલા લોહીથી, સૂર્યનાં કિરણોથી રંગાયેલા મોટા મેઘસમાન દેખાતો હતો.[૪૭,૪૮] મદને ઝરતા તે હાથીને જ્યારે ભગદત્તે હાંક્યો, ત્યારે કાળે પ્રેરેલા યમની પેઠે તે હાથી, સર્વ યોદ્ધાઓ તરફ દોડયો.[૪૯] બમણા વેગથી પાદપ્રહાર કરી પૃથ્વીને કંપાવતા તે હાથીનું મહાન સ્વરૂપ જોઇને, સર્વ મહારથીઓ તેને અસહ્ય માનવા લાગ્યા તથા ગભરાઇ ગયા. પછી હે મહારાજ ! ક્રોધાયમાન થયેલા ભગદત્તરાજાએ, નમેલાં પર્વવાળાં બાણથી ભીમસેનને છાતીમાં પ્રહાર કર્યો. આવી રીતે ભગદત્તે છાતીમાં વિંધેલો મહાધનુર્ધારી ભીમસેન મૂર્છાવશ થયો અને પોતાના રથની ધ્વજાના દંડનો આશ્રય કરવા લાગ્યો. એ પ્રમાણે ભીમસેનને મૂર્ચ્છિત જોઇને તથા બીજા મહારથીઓને ભય પામેલા જોઇને પ્રતાપી ભગદત્ત, મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યો. હે રાજન્ ! ત્યાર પછી ભીમસેનનો પુત્ર રાક્ષસ ઘટોત્કચ, પોતાના પિતાને તેવી દશામાં જોઇને ક્રોધાતુર થઈ ત્યાંજ અંતર્ધાન થઇ ગયો અને સામાન્ય મનુષ્યોને ભય ઉપજાવે તેવી દારુણ માયા તેણે રચી.[૫૫] એક નિમેષકાળમાં તો તે રાક્ષસ પોતાનું ભયંકર સ્વરૂપ પ્રકટ કરીને માયાથી રચેલા ઐરાવણ હાથીઉપર બેઠેલો દેખાયો.[૫૬] તેની પાછળ બીજા પણ દિગ્ગજો–અંજન, વામન, મહાપદ્મ અને સુપ્રભ વગેરે હતા. વળી તે હાથીઓ ઉપર બીજા રાક્ષસો પણ બેઠેલા હતા. હે રાજન્ ! તે બધા હાથીઓ મોટાં શરીરોવાળા અને ત્રણે ઠેકાણેથી મદ ઝરતા હતા. વળી તે હાથીઓ વીર્ય, તેજ અને બળથી યુક્ત હતા તથા અતુલ પરાક્રમવાળા હતા. પછી શત્રુને તપાવનાર ઘટોત્કચે હાથીસહિત ભગદત્તનો નાશ કરવાની ઇચ્છાથી પોતાના હાથીને તે તરફ હંકાર્યો અને બળવાન એવા બીજા રાક્ષસોએ પણ પોતાના હાથીઓને તે તરફ હાંકયા. તે સમયે ચાર ચાર દાઢોવાળા તે હાથીઓ ચારે દિશાઓમાંથી સજ્જ થઇને ધસી આવ્યા અને ભગદત્તના હાથીને દંતશૂળોથી પીડવા લાગ્યા.[૫૭-૬૧] એ પ્રમાણે તે હાથીઓથી પીડાતો તથા બાણોના પ્રહારથી ઘાયલ થયેલો ભગદત્તનો હાથી વેદનાથી દુઃખી થઇને ઇંદ્રના વજ્રસમાન શબ્દ કરતો મોટી ચીસો પાડતો હતો.[૬૨] તે વેળાએ ભગદત્તના હાથીની ભયંકર ચીસો સાંભળીને ભીષ્મપિતામહે દ્રોણાચાર્યને તથા દુર્યોધનને આ પ્રમાણે કહ્યું:–[૬૩] " આ મહાધનુર્ધારી ભગદત્તરાજા, દુરાત્મા ઘટોત્કચ જોડે લઢે છે, પણ તે સંકટમાં આવી પડયો છે. આ રાક્ષસ મોટા પ્રચંડ શરીરવાળો છે અને ભગદત્ત

રાજા પણ ઘણો ક્રોધી છે, તેથી તે બન્નેનો મેળાપ કાળ અને મૃત્યુસમાન છે. પેલી તરફથી પાંડવોના હર્ષનાદ સંભળાય છે તથા આ તરફથી ભય પામેલા હાથીની મોટી ચીસો સંભળાય છે;[૧૪-૧૬] માટે આપણે ત્યાં જવું તેજ કલ્યાણકારક છે અને આપણા તે રાજાને બચાવવો જોઈએ. જો આપણે તુરતજ તેની રક્ષા નહિ કરીએ તો આ યુદ્ધમાં તે મૃત્યુ પામશે;[૧૭] માટે હે મહાપરાક્રમી વીરો ! ઉતાવળ કરો, આપણે ત્યાં તુરત જઈએ; કારણ કે રૂવાં ખડાં કરી દે તેવું ઘોર યુદ્ધ ત્યાં ચાલે છે. આપણો સેનાપતિ ભગદત્ત ભક્ત, કુલપુત્ર અને શૂરો છે; માટે તેનું અવશ્ય રક્ષણ કરવું જોઈએ."[૧૯]

આવી રીતનાં ભીષ્મનાં વચન સાંભળીને સર્વ મહારથીઓ, દ્રોણ અને ભીષ્મને આગળ કરીને ભગદત્તનું રક્ષણ કરવામાટે ઘણા વેગપૂર્વક જ્યાં ભગદત્ત હતો તે તરફ દોડી ગયા. તેઓને ત્યાં ગયેલા જોઈને યુધિષ્ઠિર આદિ પંચાલયોદ્ધાઓ પાંડવોની સાથે તેઓની પૂંઠે પડયા. પછી તે સૈન્યોને જોઇને રાક્ષસેન્દ્ર ઘટોત્કચે વજ્રની ગર્જનાસમાન મહાન નાદ કર્યો. તેનો આ ભયંકર શબ્દ સાંભળીને તથા હાથીઓને લડતા જોઇને શાંતનુકુમાર ભીષ્મ ફરી પણ દ્રોણાચાર્યને કહેવા લાગ્યાઃ-" દુરાત્મા ઘટોત્કચની સાથે હાલમાં સંગ્રામ કરવો મને ગમતો નથી; કારણકે અત્યારે તે બળ અને વીર્યથી પૂરા જોશમાં છે અને સહાયસહિત છે, એટલે હાલ તો ઇંદ્રથી પણ જીતી શકાય તેમ નથી. વળી પ્રહાર કરવામાં કુશળ છે તથા નિશાનો વિંધવામાં ઘણો ચતુર છે. આપણાં વાહનો અત્યારે થાકી ગયાં છે તથા આપણે પણ આખો દિવસ પાંડવો અને પાંચાલોસાથે લડી લડીને લગભગ ઘાયલ થયા છીએ, માટે અત્યારે જય ઉપર આવેલા પાંડવો સાથે યુદ્ધ કરવું મને ઠીક લાગતું નથી, જેથી આજે તો સેનાને પાછી વાળી લ્યો.આવતીકાલે શત્રુઓની સાથે લડીશું." આવી રીતે ભીષ્મનું વચન સાંભળીને ઘટોત્કચના ભયથી કાયર થયેલા કૌરવોએ કોઈ પણ બહાનું કાઢીને સેનાને પાછી વાળી.[૭૮]

હે ભારત ! એ પ્રમાણે કૌરવો જ્યારે પાછા ફર્યા, ત્યારે વિજયી બનેલા પાંડવો મોટા અવાજથી સિંહનાદો કરવા લાગ્યા અને શંખો વગાડવા લાગ્યા.[૭૯] હે ભરતર્ષભ ! આવી રીતે પાંડવોનું અને કૌરવોનું તે દિવસનું યુદ્ધ ઘટોત્કચને આગળ કરીને થયું હતું.[૮૦] હે રાજન્ ! પછી રાત્રિનો સમય થતાં પાંડવોથી હારેલા કૌરવો શરમાતા શરમાતા પોતાની છાવણી તરફ ગયા.[૮૧] બાણોના પ્રહારથી ઘાયલ શરીરવાળા મહારથી પાંડવો પણ તે દિવસના યુદ્ધમાં પ્રફુલ્લિત થઈને પોતાના તંબુઓમાં જવા લાગ્યા.[૮૨] તે સમયે હે મહારાજ ! તેઓ ઘણા આનંદિત થઈને ભીમસેન તથા ઘટોત્કચને આગેવાન કરીને અન્યોન્યનાં વખાણ કરતા હતા. વળી અનેક પ્રકારનાં વાજીંત્રોને વગાડવાપૂર્વક ગર્જના કરતા, શંખોના શબ્દસહિત સિંહનાદો કરતા હતા.[૮૪] હે રાજન્ ! વધારે વધારે હર્ષનાદો કરતા તથા પૃથ્વીને કંપાવતા તે મહાત્માઓ, તમારા પુત્ર દુર્યોધનનાં મર્મસ્થાનોને સ્પર્શ કરતા હતા. આવી રીતે અનેક પ્રકારનો આનંદ કરતા તેઓ પોતાના તંબુઓ તરફ ગયા. હે પરંતપ ! તે વેળાએ દુર્યોધનરાજા તો પોતાના ભાઈઓનાં મરણથી દીન થઇ ગયો હતો; અને શોકનાં અશ્રુઓથી પૂર્ણ થઇને એક મુહૂર્તકાળસુધી તો વિચારમાંજ પડી ગયો હતો. ત્યારપછી તે દુર્યોધને પોતાની છાવણીની પૂરેપૂરી તપાસ કરી અને પાછો ફરીથી ભાઇઓના દુઃખથી કૃશ થયેલો વિચારમાં ને વિચારમાં ગરક થઇ ગયો.

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ચતુર્થદિવસાવહારે' એ વિષયનો અધ્યાય ૬૪ મો સમાપ્ત

# અધ્યાય ૬૫ મો

## વિશ્વોપાખ્યાન

॥ धृतराष्ट्र उवाच ॥

भयं मे [illegible] महज्जातं [illegible] स्मयश्चैव संजय ।
श्रुत्वा पांडु [illegible] मारणां कर्म देवैः सुदुष्करम् ॥१॥

ધૃતરાષ્ટ્રે કહ્યું:–હે સંજય ! દેવોએ પણ કરવાને અશક્ય એવું પાંડવોનું કર્મ સાંભળીને મને ઘણુંજ ભય અને વિસ્મય થયો છે;[1] અને વળી મારા પુત્રોનો પરાજય સાંભળીને "હવે શું થશે ?" એ વિષયની મને ચિંતા થયા કરે છે.[2] હે સંજય ! અવશ્ય વિદુરનાં વાકયો મારા હૃદયને બાળી નાખશે; કારણકે દૈવયોગે બધું તેવુંજ દેખાય છે.[3] જ્યાં ભીષ્મ વગેરે શસ્ત્રને જાણનારા ઉત્તમ યોદ્ધાઓ છે, ત્યાં પણ પાંડવસૈન્યના યોદ્ધાઓ યુદ્ધ કરીને સંહાર કરી જાય છે.[4] હે તાત ! કયા કારણથી મહાબલિષ્ઠ મહાત્મા પાંડવોનો નાશ થતો નથી ? શું તેઓને કોઇએ વરદાન આપેલું છે ? અથવા શું તેઓ એવી કોઇ વિદ્યા જાણે છે ?[5] કે જેથી કરીને આકાશમાંના તારાઓની પેઠે પાંડવોનો ક્ષય થતો નથી ? આમ વારંવાર પાંડવો મારા સૈન્યનો નાશ કરી નાખે છે, તે મારાથી સહન થતું નથી.[6] ખરેખર, દૈવનોજ દારુણ દંડ મારાપર આવી પડયો છે. હે સંજય ! જે કારણથી પાંડવોનો નાશ થતો નથી તથા મારા પુત્રો માર્યા જાય છે, તેનું ખરૂં કારણ મારી આગળ તમે કહી સંભળાવો.[7] જેમ કોઇ મનુષ્ય માત્ર પોતાની ભુજાઓનાજ સાધનથી તરીને મોટા સમુદ્રનો પાર પામી શકતો નથી તેમજ હું પણ આ દુઃખનો પાર જોઇ શકતો નથી.[8] મને હવે ચોક્કસ લાગે છે કે, મારા પુત્રોની ઉપર દારુણ સંકટ આવશે. મારા સર્વ પુત્રોનો ભીમસેન નાશ કરી નાખશે એમાં લેશ પણ સંશય નથી. હે સંજય ! આ રણસંગ્રામમાં એવા એક વીરને પણ હું જોતો નથી કે જે વીરપુરુષ મારા પુત્રોને બચાવી શકે; માટે હે સૂત ! તેનું કારણ તથા વિશેષે કરીને તેઓની શક્તિને હું તમોને પૂછું છું તો તેનું યથાર્થ તત્ત્વ મારી પાસે કહેવા તમે યોગ્ય છો. વળી દુર્યોધને પોતાના સૈનિકોને પાછા વાળીને શું કર્યું ? અને ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, શકુનિ, મહાધનુર્ધારી અશ્વત્થામા અને મહાબળવાન વિકર્ણ વગેરેએ પણ શું કર્યું ? હે મહાપ્રાજ્ઞ સંજય ! મારા પુત્રો જ્યારે પાછા વળ્યા ત્યારે પછીથી તે મહાત્માઓએ શો નિશ્ચય કર્યો, તે બધું મને કહી સંભળાવો.[૮–૧૪]

સંજયે કહ્યું:–હે રાજા ! સાવધાન થઇને સાંભળો અને હું કહું છું, તે ધ્યાનમાં રાખો. હે રાજન્ ! પાંડવો કોઈ મંત્રોનો ઉપયોગ કરતા નથી તેમજ તેવી કોઇ માયાને પણ કરી જાણતા નથી તથા તેવો ભય દેખાડવાનું પણ કરી જાણતા નથી. તેઓ ઘણી શક્તિવાળા છે અને માત્ર ન્યાયમાર્ગમાં રહીનેજ યુદ્ધ કર્યા કરે છે.[૧૫,૧૬] હે ભારત ! સદા યશની ઇચ્છાવાળા પાંડવો પોતાની આજીવિકા વગેરે સર્વ કાર્યોને ધર્મપૂર્વકજ આરંભે છે.[૧૭] વળી મહાબળવાન પાંડવો સદા ધર્મયુક્ત થઇને યુદ્ધમાંથી પાછા હઠતા નથી. આ કારણથીજ તેઓનો વિજય થાય છે; કારણ કે "જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે."[૧૮] હે રાજા ! આવા કારણથીજ પાંડવોનો યુદ્ધમાં નાશ થતો નથી તથા તેઓ જય પામ્યા જાય છે; અને તમારા પુત્રો તો દુષ્ટ છે, હમેશાં પાપ કરવામાંજ આસક્ત રહેનારા છે, ક્રૂર છે તથા હીન કર્મોને કરનારા છે. તેજ કારણથી યુદ્ધમાં પરાજયને પામે છે. હે રાજા ! નીચ માણસોની પેઠે તમારા પુત્રોએ પાંડવો ઉપર ઘણાં ઘાતકી કૃત્યો કરેલાં છે. હે પાંડુના મોટાભાઈ ધૃતરાષ્ટ્ર ! તમારા પુત્રોનાં તે તે નીચ કૃત્યોને પાંડવોએ કદી પણ લક્ષ્યમાં લીધાં નથી; પણ હમેશાં તે તે નઠારાં કર્મોને ઉલટાં છુપાવી રાખ્યાં છે. હે રાજા ! છતાં પણ તમારા પુત્રો, તેઓને માન આપતા નથી કિંતુ નીચ ગણે છે.[૧૯–૨૨] હે જનેશ્વર ! સદા કરાતાં તે પાપી કર્મનું ભયંકર ફળ હવે પ્રાપ્ત થયું છે.[૨૩] હે મહારાજ ! તે ફળને હવે પુત્રો અને સુહૃદોસહિત તમે ભોગવો; કારણ કે હે રાજન્ ! પોતાના સુહૃજ્જનોએ વાર્યા છતાં પણ તમે સમજ્યાજ નહિ. વિદુરે, ભીષ્મે, મહાત્મા દ્રોણે તથા મેં પણ વારંવાર વાર્યા છતાં, જેમ કોઈ મનુષ્ય પોતાને હિતકારક ઔષધનો અનાદર કરે છે તેમ તમોએ પણ એ હિતકારક અને લાભદાયી વચનોનો અનાદર કર્યો અને જરાપણ સમજ્યા નહિ. માત્ર પોતાના પુત્રોના મત ઉપર આધાર રાખીને પાંડવોને જીતાયેલા માન્યા.[૨૪] હે ભરતશ્રેષ્ઠ ! પાંડવોની જીતના સંબંધમાં જ્યારે તમે પ્રશ્ન કર્યો છે, ત્યારે તેનું ખરૂં કારણ હું તમોને

કહું છું તે તમે સાંભળો.[27] હે અરિંદમ ! તમે પૂછેલા પ્રશ્નનેજ દુર્યોધને ભીષ્મપિતામહ આગળ પૂછચો હતો. તે સમયે જે પ્રમાણે મેં સાંભળ્યું છે તેજ પ્રમાણે હું તમોને કહી દેખાડું છું.[28] હે રાજા ! પોતાના મહારથી ભાઇઓને યુદ્ધમાં હારેલા જોઇને શોકથી મૂઢ થયેલા ચિત્તવાળા તમારા પુત્ર દુર્યોધને રાત્રિના સમયમાં મહાબુદ્ધિમાન પિતામહની પાસે વિનયપૂર્વક જઇને જે પ્રશ્ન કર્યો હતો તે તમે સાંભળો.[29,30]

દુર્યોધને કહ્યું:–"હે પિતામહ ! દ્રોણાચાર્ય, તમે, શલ્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, હૃદિકનો પુત્ર કૃતવર્મા, કાંબોજ, સુદક્ષિણ, ભૂરિશ્રવા, વિકર્ણ અને વીર્યવાન ભગદત્ત–આ બધા તમે મહારથીતરીકે પ્રસિદ્ધ છો તથા યુદ્ધમાં પ્રાણ આપો તેવા કુળપુત્રો છો.[31,32] તમે બધા ત્રણેય લોકને પણ પૂરા પડી શકો તેવા છો એમ હું માનું છું. આવા શૂરવીર છતાંય તમે બધા પાંડવોની આગળ પરાક્રમ કરવામાં કેમ ટકી શકતા નથી, તે બાબતમાં મને મોટી શંકા ઉત્પન્ન થઇ છે, તે હું આપને પૂછું છું માટે આપ તેનું નિવારણ કરો. 'પાંડવોમાં એવું શું રહેલું છે, કે જેને લીધે તેઓ આપણને ક્ષણે ક્ષણે જીતી જાય છે.'"

ભીષ્મે કહ્યું:–"હે કૌરવરાજા ! હું તને જે વચન કહું છું,તે તું સાંભળ. મેં તને વારંવાર કહેલું છે પણ તેં માન્યું નથી; તે એજ છે કે, 'પાંડવોની સાથે સલાહ કર.' હે ભરતશ્રેષ્ઠ રાજા ! તેજ તારેમાટે અને આખી પૃથ્વીને માટે કલ્યાણકારક છે એમ હું માનું છું.[36] તેઓની સાથે સલાહ કરીને પોતાના ભાઇઓસહિત સુખી થઇને તથા શત્રુઓને તપાવવાપૂર્વક બાંધવોને આનંદ પમાડીને તું પૃથ્વીને ભોગવ.[37] હે તાત! આવી રીતે મેં તને પોકારી પોકારીને પહેલાં કહ્યું છે છતાં પણ તેં લક્ષ્યમાં લીધું નહિ અને પાંડવોનું અપમાન કર્યા કર્યું તેનું આ ફળ પ્રાપ્ત થયું છે.[38] હે મહાબાહો ! નિર્દોષ કર્મવાળા પાંડવોનો નાશ થતો નથી તેનું કારણ હું તને કહું છું તે સાંભળ. તેવો કોઈ પણ પુરુષ આ પૃથ્વીમાં થયો નથી, છે નહિ અને થશે પણ નહિ, કે જે પુરુષ કૃષ્ણના રક્ષણ તળે રહેલા પાંડવોને જીતે.[40] હે ધર્મને સમજનાર દુર્યોધન! શુદ્ધાત્મા મુનિઓએ મને એક યથાર્થ એવું પ્રાચીન વૃત્તાન્ત કહેલું છે તે તું સાંભળ.[41] પૂર્વના સમયમાં સર્વ દેવો અને ઋષિઓ સાથે મળીને એક દિવસે ગંધમાદન પર્વત ઉપર બ્રહ્માની પાસે બેઠેલા હતા અને તેમની સેવા કરતા હતા.[42] તે સમયે સર્વના મધ્યભાગમાં બેઠેલા બ્રહ્માએ દેદીપ્યમાન કાંતિવાળું એક વિમાન આકાશમાં રહેલું જોયું.[43] ત્યારે ધ્યાન કરીને આ શું છે તે જાણી લઇને નિશ્ચય ઉપર આવેલા તથા પ્રસન્ન ચિત્તવાળા થયેલા બ્રહ્માએ હાથ જોડીને તે પરમ પુરુષ પરમાત્માને નમસ્કાર કર્યા. ઋષિઓ અને દેવતાઓ પણ બ્રહ્માને ઉભા થયેલા જોઇને પોતે ઉભા થયા અને હાથ જોડીને આ શું આશ્ચર્ય છે, તે જોવા લાગ્યા.[45] આત્મતત્ત્વને જાણનારાઓમાં શ્રેષ્ઠ જગતસ્રષ્ટા બ્રહ્માએ તે પરમાત્માનું વિધિપૂર્વક પૂજન કર્યા પછી પરમ ધર્મને જાણનાર પિતામહે તેમની આ પ્રમાણે સ્તુતિ કરીઃ–"આપ વિશ્વાવસુ, વિશ્વમૂર્તિ,વિશ્વના સ્વામી,વિશ્વક્સેન,વિશ્વકર્મા, વશી, વિશ્વેશ્વર, વાસુદેવ અને યોગાત્મા છો; માટે પરમ દૈવતસ્વરૂપ એવા તમને હું શરણે આવ્યો છું.[47] હે જગતના મોટા દેવ! હે લોકોનાં હિતમાં આસક્ત રહેનાર ! હે યોગીઓના ઈશ્વર! હે વિભો ! હે યોગના પારને પહોંચનાર ! હે પદ્મગર્ભ ! હે વિશાળ આંખોવાળા! હે લોકના ઇશ્વરના પણ ઇશ્વર ! હે ભૂત, ભવિષ્ય અને વર્તમાનના નાથ ! હે સૌમ્યસ્વરૂપ ! હે આત્માથી ઉત્પન્ન થનાર ! હે અસંખ્ય ગુણોના ધારક ! હે સર્વના આધાર ! હે નારાયણ! હે પાર પામવાને અશક્ય ! હે શાર્ઙ્ગ ધનુષધારિ ! હે સર્વગુણસંપન્ન ! હે વિશ્વમૂર્તિ ! હે નિરામય ! હે જગતના ઈશ્વર ! હે મહાબાહુ! હે લોકોનું હિત કરવામાં તત્પર ! હે શેષનાગસ્વરૂપ ! હે આદિવરાહ ! તમારો જય થાઓ. હે હરિકેશ ! હે વિભો! હે હરિવાસ ! હે દિશાઓના સ્વામી ! હે જગતના વાસ ! હે અમિત ! હે અવિકારિ! હે વ્યક્તસ્વરૂપ ! હે અવ્યક્તસ્વરૂપ ! હે અમાપ સ્થાનવાળા ! હે ઇંદ્રિયોને નિયમમાં રાખનાર ! હે સત્ક્રિયાવાળા ! હે અસંખ્યેય ! હે આત્માના

ભાવને જાણનાર ! તમારો જય થાઓ. હે ગંભીર ઇચ્છાઓને પણ આપનાર ! હે અનંત ! હે વેદોને જાણનાર ! હે નિત્ય ભૂતોને ઉત્પન્ન કરનાર! હે સર્વ કાર્યને કરનાર ! હે કૃતપ્રજ્ઞ ! હે ધર્મને જાણનાર ! હે વિજયને કરનાર! હે ગુહ્ય સ્વરૂપવાળા ! હે સર્વ યોગસ્વરૂપ ! હે સ્ફુટ થયેલા સંભવવાળા ! હે સર્વ ભૂતોના આદિ ! હે લોકતત્ત્વના સ્વામી ! હે સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર ! હે સ્વયંભૂ ! હે મહાભાગ ! હે સૃષ્ટિનો સંહાર કરવામાં તત્પર ! હે ઉત્પત્તિ કરનાર ! હે મનોભાવ ! હે વેદોના જયને પ્રિય કરનાર ! તમારો જય થાઓ. હે સ્વભાવથીજ જગતને સરજવામાં તત્પર રહેનાર ! હે ઇચ્છાઓના નાથ ! હે પરમેશ્વર ! હે અમૃતથી ઉત્પન્ન થનાર! હે સદ્ભાવવાળા ! હે મુક્તાત્મા ! હે વિજય આપનાર ! હે પ્રજાપતિઓના પણ પતિ ! હે દેવ ! હે પદ્મનાભ ! હે આત્માથી ઉત્પન્ન થયેલા ! હે મહાભૂત ! હે સત્વાત્મા ! તમારો સર્વદા વિજય થાઓ.

પૃથ્વીદેવી તમારા પગ છે, દિશાઓ તમારા બાહુ છે, આકાશ એ તમારૂં મસ્તક છે, અહંકાર તમારી મૂર્તિ છે, દેવતાઓ તમારી કાયા છે ચંદ્રસૂર્ય એ તમારાં ચક્ષુ છે, તપ, સત્ય અને ધાર્મિક કર્મ, એ તમારા બળસ્વરૂપ છે, અગ્નિ એ તમારૂં તેજ છે, પવન શ્વાસ છે, જળ એ તમારા પરસેવાથી ઉત્પન્ન થયેલું છે, બે અશ્વિનીકુમાર તમારા કાનરૂપે છે, દેવી સરસ્વતી તમારી જીભ છે તથા વેદો એ તમારૂં જ્ઞાન છે, આ જગત તમારો આશ્રય કરીને રહેલું છે.[૫૯–૬૧] હે યોગ અને યોગીઓના ઈશ્વર ! તમારી સંખ્યા, માપ, તેજ, પરાક્રમ, બળ અને ઉત્પત્તિને, અમે જાણી શકતા નથી.[૬૨] હે દેવ ! તમારી ભક્તિમાં આસક્ત રહેલા અમે નિયમપૂર્વક તમારો આશ્રય કરીએ છીએ. હે વિષ્ણો ! પરમ ઈશ્વર અને મહેશ્વર એવા તમને અમે હમેશાં પૂજીએ છીએ.[૬૩] હે પદ્મનાભ ! હે વિશાળ નેત્રવાળા ! હે કૃષ્ણ ! હે દુઃખોનો નાશ કરનાર ! ઋષિઓ, દેવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, સર્પો, પિશાચો, મનુષ્યો, મૃગો, પક્ષીઓ, સરીસૃપો–વગેરે ભૂતવર્ગને તમારી કૃપાથીજ મેં આ પૃથ્વીમાં ઉત્પન્ન કર્યો છે.[૬૪,૬૫] હે દેવોના પણ ઈશ્વર ! તમે સર્વ ભૂતોનું શરણ છો, તમે સર્વના નેતા છો, તમે જગતના ગુરુ છો અને તમારા પ્રસાદથીજ દેવતાઓ સર્વદા સુખી છે.[૬૬] હે દેવ ! તમારા પ્રસાદથી પૃથ્વી સર્વદા નિર્ભય થયેલી છે; માટે હે વિશાળ ચક્ષુવાળા ભગવન્ ! તમે યદુવંશને વૃદ્ધિ પમાડનારતરીકે અવતાર લ્યો.[૬૭] હે વિભો ! ધર્મને સ્થાપવાને માટે, દૈત્યોનો નાશ કરવામાટે તથા જગતને ધારણ કરવામાટે મારી વિનતિને સ્વીકારો.[૬૮]

હે વિભો ! હે વાસુદેવ ! તમારા પ્રસાદથીજ મેં આ ગુહ્ય સ્તવનનું યથાર્થ સ્વરૂપે ગાન કરેલું છે.[૬૯] તમે પોતેજ પોતાના આત્માવડે સંકર્ષણ દેવને સરજીને કૃષ્ણસ્વરૂપે થયા છો અને પ્રદ્યુમ્નને પણ તમેજ ઉત્પન્ન કર્યા છે.[૭૦] પ્રદ્યુમ્નથી અનિરુદ્ધને ઉત્પન્ન કર્યા, કે જેને લોકો અવિનાશી વિષ્ણુસ્વરૂપે ઓળખે છે અને અનિરુદ્ધે લોકને ધારણ કરનાર બ્રહ્માસ્વરૂપે મને ઉત્પન્ન કર્યો.[૭૧] હું પણ વાસુદેવસ્વરૂપજ છું, તમેજ મને ઉત્પન્ન કર્યો છે. હે વિભો ! આવી રીતે આત્માનો વિભાગ કરીને તમે મનુષ્યપણાને પામો. ત્યાં સર્વ લોકને સુખ કરવામાટે અસુરોનો વધ કરીને ધર્મ, યશ અને તાત્ત્વિક યોગને પામશો. હે અમિત પરાક્રમી ! મનુષ્યલોકમાં બ્રહ્મર્ષિઓ અને દેવો તમારાં તે તે નામોથી પરમાત્મસ્વરૂપ એવા તમારૂં ગાન કરશે.[૭૪] હે સુબાહો ! વરદ એવા તમારો આશ્રય કરીને સર્વ ભૂતસંઘો તમારેવિષે રહેલા છે. આદિ, મધ્ય અને અંતવિનાના તથા અપાર ઐશ્વર્યવાળા તમને બ્રાહ્મણો લોકના સેતુરૂપે કહે છે. ”

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં ‘ વિશ્વોપાખ્યાન ’ એ વિષયનો અધ્યાય ૬૫ મો સમાપ્ત

# અધ્યાય ૬૬ મો
## વિશ્વોપાખ્યાન (ચાલુ)
॥ भीष्म उवाच ॥

ततः स भगवान् देवो लो ानामीश्वरेश्वरः ।
ब्रह्माणं प्रत्युवाचेदं स्निग्धगंभीरया गिरा ॥

ભીષ્મે કહ્યું:-"હે દુર્યોધન ! ત્યારપછી લોકોના ઇશ્વરના પણ ઇશ્વર એવા તે ભગવાને સ્નિગ્ધ અને ગંભીર વાણીથી બ્રહ્માને કહ્યું:-[1] "હે તાત ! તારા મનનું ઇચ્છિત મેં યોગબળથી જાણી લીધું હતું. તે તારૂં વાંછિત પરિપૂર્ણ થશે." આ પ્રમાણે કહીને ભગવાન ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.[2] પછી ત્યાં રહેલા સર્વ દેવો, ઋષિઓ અને ગંધર્વો પરમ વિસ્મયને પામેલા ઘણા આતુર થઇને બ્રહ્માને પૂછવા લાગ્યા કે:-" હે વિભો ! આપે કોને વિનયપૂર્વક પ્રણામ કર્યા ? તથા વરિષ્ઠ વાણીથી કોની સ્તુતિ કરી, તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ."[4] એ પ્રમાણે જ્યારે પૂછ્યું ત્યારે પિતામહ સર્વ દેવો, ઋષિઓ અને ગંધર્વોને મધુર વાણીથી કહેવા લાગ્યા:-"જે ઉત્કૃષ્ટ એવાં તત્ પદરૂપે છે તથા જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન સ્વરૂપે છે અને જે સર્વ ભૂતોના આત્માસ્વરૂપે છે તથા જે પરમ પદરૂપ પરબ્રહ્મ છે, તે એ પરમાત્મા હતા.[6] હે દેવો ! પ્રસન્ન એવા તે પરમાત્માસાથે મેં વાતચીત કરી હતી તથા જગતનાં કલ્યાણને માટે મેં તે જગત્પતિ પાસે યાચના કરી[7] કે, વાસુદેવ એવું નામ ધારણ કરીને તમે મનુષ્યલોકમાં સ્વરૂપ ધારણ કરો તથા અસુરોનો વધ કરવામાટે તમે પૃથ્વીમાં અવતાર લ્યો.[8] પૂર્વે જેઓ સંગ્રામમાં મારેલા મહાબળવાન દૈત્યો, દાનવો અને રાક્ષસો હતા તેઓજ હાલમાં ઘોર સ્વરૂપ ધારણ કરીને મનુષ્યસ્વરૂપે ઉત્પન્ન થયા છે.[9] તેઓનો નાશ કરવામાટે વશી એવા ભગવાન મનુષ્યદેહનો આશ્રય કરીને નરની સાથે પૃથ્વી ઉપર વિચરશે.[10] જેઓ પુરાણઋષિ નરનારાયણ કહેવાય છે તે બન્ને અમિત કાંતિવાળા મનુષ્યલોકમાં ઉત્પન્ન થવાના છે.[11] યુદ્ધમાં સર્વ દેવો એકઠા થાય તોપણ સાવધાન એવા તે બન્નેને જીતી શકાય નહિ. અજ્ઞાનથી મૂઢ થયેલા મનુષ્યો એ નરનારાયણને જાણી શકતા નથી.[12] સર્વ જગતનો પ્રભુ જે હું, તે તેનો જ્યેષ્ઠ પુત્ર છું; માટે હે દેવો ! સર્વ લોકના મહેશ્વર તે વાસુદેવને તમારે પૂજવા જોઇએ;[13] તેમજ હે શ્રેષ્ઠ દેવો ! શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા તથા મહાન વીર્યવાળા એ વાસુદેવનું "આ સાધારણ મનુષ્ય છે" એમ માનીને કદીપણ અપમાન કરવું નહિ.[14] એ પરમ ગુહ્ય છે, એ પરમ પદ છે, એ પરબ્રહ્મ છે, એ પરમ યશ છે, એ અક્ષરસ્વરૂપ છે, એ અવ્યક્તસ્વરૂપ છે, એ શાશ્વત તેજસ્વરૂપ છે, જે પરમપુરુષ એવા નામથી ગવાય છે તથા સાક્ષાત્કાર કરાય છે તે પણ એજ છે, એ પરમ જ્યોતિસ્વરૂપ છે, એ પરમ સુખસ્વરૂપ છે અને વિશ્વકર્માએ એમનેજ પરમ સત્યસ્વરૂપે કહેલા છે;[15-17] માટે ઇંદ્રસહિત સર્વ દેવોએ તથા સર્વ લોકોએ, અમિત પરાક્રમવાળા એ વાસુદેવ પ્રભુનું મનુષ્ય ધારીને અપમાન કરવું નહિ.[18] જે મંદ બુદ્ધિવાળો પુરુષ, એ વાસુદેવને માત્ર મનુષ્યતરીકે કહે છે તથા ઇંદ્રિયોના નિયંતા એવા તે વાસુદેવની અવગણના કરે છે, તે અધમ પુરુષ છે.[19] મનુષ્યશરીરને ધારણ કરનારા, યોગી અને મહાત્મા એવા વાસુદેવની જે પુરુષ અવજ્ઞા કરે છે, તેને લોકો તામસ કહે છે.[20] જે પુરુષ ચરાચર જગતના આત્મારૂપ તથા શ્રીવત્સના લાંછનવાળા એવા પરમતેજસ્વી પદ્મનાભ દેવને જાણતો નથી, તેને વિદ્વાનો તામસ કહે છે.[21] કિરીટ અને કૌસ્તુભને ધારણ કરવાવાળા તથા મિત્રોને અભયદાન આપનારા મહાત્મા વાસુદેવનું જે પુરુષ અપમાન કરે છે, તે ઘોર નરકમાં પડે છે.[22] હે દેવો ! આવી રીતે તાત્ત્વિક અર્થને જાણીને લોકોના ઇશ્વરના ઇશ્વર એ વાસુદેવને સર્વ લોકોએ નમસ્કાર કરવા જોઇએ."[23]

હે રાજા દુર્યોધન ! સર્વ ભૂતોના આત્મસ્વરૂપ એવા બ્રહ્માએ ઋષિઓસહિત દેવોને એ પ્રમાણે કહીને રજા આપી અને પોતે પણ પોતાના સ્થાનકે ગયા.[24] બ્રહ્માએ કહેલી એ કથા સાંભળીને તે દેવો, ગંધર્વો, મુનિઓ અને અપ્સરાઓ ઘણાં પ્રસન્ન થયાં તથા સ્વર્ગ-

લોકમાં ચાલ્યા ગયા.[૨૫] આ પુરાણુ ઈતિહાસને વાસુદેવની કથા કરતા શુદ્ધાત્મા ઋષિઓની સભામાં મેં સાંભળેલો છે.[૨૬] વળી હે ભરતશ્રેષ્ઠ રાજા! જમદગ્નિના પુત્ર પરશુરામ, બુદ્ધિમાન માર્કંડેય ઋષિ, વ્યાસ અને નારદ જેવા પાસેથી પણ મેં એ પ્રમાણેજ સાંભળેલું છે.[૨૭] મનુષ્યોએ આ અર્થને જાણીને તથા સાંભળીને સર્વ જગતના પિતા બ્રહ્મા જેના પુત્ર છે, એવા લોકોના ઇશ્વરેશ્વર અવિનાશી એવા પ્રભુ વાસુદેવને કેમ ન પૂજવા? કેમ ન અર્ચવા? હે તાત! વેદના પારને પામેલા મુનિઓએ તથા મેં પોતે પણ તને ઘણી વખત વાર્યો છે કે, ધનુર્ધારી એ વાસુદેવ સામે તું યુદ્ધ કરવા ન જા;[૩૦] અને વળી પાંડવોસાથે યુદ્ધ કરવામાટે પણ અમે તને વાર્યો છે,છતાં તું સમજ્યો નહિ. એથી હું તને રાક્ષસ માનું છું તથા અજ્ઞાનથી વીંટાયેલો ક્રૂર માનું છું;[૩૧] કારણ કે કૃષ્ણનો તથા અર્જુનનો તું દ્વેષ કરે છે. તારાવિના બીજો કયો મનુષ્ય નરનારાયણ દેવનો દ્વેષ કરે?[૩૨] માટે હે રાજન્! હું તને કહું છું કે, એ કૃષ્ણ અવિનાશી, શાશ્વત,સર્વલોકમય,નિત્ય, સર્વના શાસન કરનાર, પૃથ્વીને ધારણ કરનાર અને ધ્રુવ એવા પરમાત્મા છે.[૩૩] ચરાચર જગતના ગુરુ તે પ્રભુ, ત્રિલોકને ધારણ કરે છે તથા યોદ્ધાસ્વરૂપે, જયસ્વરૂપે અને જેતાસ્વરૂપે સર્વ પ્રકૃતિમય થનારા ઈશ્વર છે.[૩૪] હે રાજન્! એ શ્રીકૃષ્ણ સર્વમય છે, રાગદ્વેષરહિત છે, જ્યાં કૃષ્ણ હોય છે ત્યાં ધર્મ પણ હોય છે અને જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે.[૩૫] તે કૃષ્ણના માહાત્મ્યથી તથા તેના યોગબળથી પાંડવોનું રક્ષણ થાય છે અને હે રાજન્! જય પણ તેમનોજ થશે;[૩૬] કારણ કે એ શ્રીકૃષ્ણ, પાંડવોને સદાકાળ કલ્યાણી બુદ્ધિ આપે છે તથા રણસંગ્રામમાં બળ આપે છે અને સર્વ જાતનાં ભયથી રક્ષણ કરે છે.[૩૭] હે ભારત! જેના સંબંધમાં તું મને પૂછે છે, તે આ શ્રીકૃષ્ણ શાશ્વત, દેવ, સર્વ ગુહ્યમય, શિવ એવા વાસુદેવજ છે, એમ તારે જાણવું.[૩૮] પોતપોતાના ગુણથી પ્રખ્યાત થયેલા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો નિત્ય યુક્ત થઇને પોતપોતાનાં કર્મોવડે એ શ્રીકૃષ્ણને સેવે છે અને પૂજે છે.[૩૯] દ્વાપરયુગના અંતમાં તથા કલિયુગના આરંભમાં નારદપાંચરાત્રાગમ પદ્ધતિને અનુસરીને સંકર્ષણ ભગવાને પોતેજ આ વાસુદેવની સ્તુતિ કરી હતી.[૪૦] તેજ આ વાસુદેવ શ્રીકૃષ્ણ, પ્રત્યેક યુગમાં દેવો અને મનુષ્યોને ઉત્પન્ન કરે છે તથા સમુદ્રરૂપ મેખલાવાળી દ્વારિકાનગરીને તથા માનુષિક વાસને ઉત્પન્ન કરે છે."[૪૧]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'વિશ્વોપાખ્યાન' એ વિષયનો અધ્યાય ૬૬ મો સમાપ્ત

## અધ્યાય ૬૭ મો
### વિશ્વોપાખ્યાન ( ચાલુ )

॥ दुर्योधन उवाच ॥

वासुदेवो महद्भूतं सर्वलोकेषु कथ्यते ।
तस्यागमं प्रतिष्ठां च ज्ञातुमिच्छे पितामह ॥१॥

દુર્યોધને કહ્યું:—"હે ભીષ્મપિતામહ! વાસુદેવ શ્રીકૃષ્ણ સર્વ લોકમાં મહાન પુરુષ કહેવાય છે, તો તેમની ઉત્પત્તિ અને સ્થિતિ જાણવાને હું ઈચ્છું છું."[૧]

ભીષ્મે કહ્યું:—"વાસુદેવ એ મહા અદ્દભુત પુરુષ છે. એ સર્વ દેવના પણ દેવ છે. હે ભરતર્ષભ! એ પુંડરીકાક્ષસિવાય બીજું આ જગતમાં કંઈ દેખાતુંજ નથી.[૨] માર્કંડેયઋષિ, એ ગોવિંદના સંબંધમાં મહા અદ્દભુત વર્ણન કરે છે—સર્વ ભૂતોના આત્મારૂપ મહાત્મા પુરુષોત્તમનો સર્વ ભૂતોને આધાર છે.[૩] જળ, વાયુ અને તેજને એમણે ઉત્પન્ન કર્યાં છે; તથા સર્વ લોકના ઈશ્વર એવા એ પ્રભુએ પૃથ્વીદેવીને પણ ઉત્પન્ન કરી છે.[૪] એ મહાત્મા પુરુષોત્તમે પૂર્વે જળની અંદર શયન કર્યું હતું. સર્વ તેજોમય એવા તે દેવ પોતાના યોગબળવડે ત્યાં શયન કરી શક્યા હતા.[૫] તેણે મુખથી અગ્નિને ઉત્પન્ન કર્યો છે, શ્વાસોચ્છ્વાસમાંથી વાયુને ઉત્પન્ન કર્યો છે અને તે અચ્યુત ભગવાને મનથી સરસ્વતીદેવીને તથા વેદોને ઉત્પન્ન કર્યા છે.[૬] એ ભગવાનેજ સૃષ્ટિના આદિમાં સર્વ દેવોને, લોકોને

તથા ઋષિઓને ઉત્પન્ન કર્યા છે અને પ્રજાઓનાં નિધન–મૃત્યુ, ઉત્પત્તિ અને નાશને પણ તેણેજ ઉત્પન્ન કર્યાં છે.[૭] વળી એ વાસુદેવ ધર્મસ્વરૂપ છે, ધર્મને જાણનાર છે, વરદાનોને આપનાર છે, સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરનાર છે. એજ કર્તા અને કાર્યરૂપ છે, આદિદેવ છે અને સ્વયંભૂ છે.[૮] એ જનાર્દન ભગવાનેજ ભૂત, ભવિષ્ય, વર્તમાન એ ત્રણે કાળોને પૂર્વકાળથીજ ઉત્પન્ન કર્યા છે; તથા બે સંધ્યાઓ, દિશાઓ, આકાશ અને સર્વ નિયમોને પણ એમણેજ સરજેલા છે.[૯] તે ગોવિંદ ભગવાને ઋષિઓને તથા તપને સરજેલાં છે. વળી અવિકારી મહાત્મા એ પ્રભુએ જગતના સ્રષ્ટા બ્રહ્માને પણ ઉત્પન્ન કર્યા છે.[૧૦] સર્વ ભૂતોના આદિમાં થયેલા સંકર્ષણને પણ એ ભગવાનેજ ઉત્પન્ન કર્યા છે, તેથી દેવના દેવ સનાતન નારાયણ ઉત્પન્ન થયા.[૧૧] એ નારાયણની નાભિમાં એક કમળ ઉત્પન્ન થયું. સર્વ લોકના કારણભૂત તે કમળમાંથી બ્રહ્મદેવ ઉત્પન્ન થયા કે જે બ્રહ્મદેવથી આ બધી પ્રજાઓ ઉત્પન્ન થયેલી છે.[૧૨] વિશ્વસ્વરૂપી એવા શેષનાગને પણ એ ભગવાન વાસુદેવેજ ઉત્પન્ન કર્યા છે, કે જેને લોકો અનંત દેવતરીકે ઓળખે છે. વળી જે શેષનાગ સર્વ ભૂતોને તથા પર્વતોસહિત આ પૃથ્વીને ધારણ કરી રાખે છે,[૧૩] એવા તે મહાતેજસ્વી વાસુદેવને બ્રાહ્મણો ધ્યાનયોગથી જાણી શકે છે. વળી પુરુષોત્તમ ભગવાને પૂર્વના સમયમાં બ્રહ્માના કાનના મેલમાંથી ઉત્પન્ન થયેલા, ઉગ્ર સ્વરૂપવાળા, ઉગ્ર કર્મવાળા, ઉગ્ર બુદ્ધિનો આશ્રય કરનારા અને બ્રહ્માનો નાશ કરવામાટે તત્પર થયેલા મધુ નામના દૈત્યને બ્રહ્મા તરફથી સત્કાર મેળવવામાટે હણ્યો હતો.[૧૪,૧૫] હે તાત ! એ મધુદૈત્યનો વધ કરેલો હોવાથી એ જનાર્દન ભગવાન વાસુદેવને દેવો, દાનવો અને મનુષ્યો તથા ઋષિઓ મધુસૂદન એ પ્રમાણે કહે છે.[૧૬] એ પ્રભુ આદિ વરાહસ્વરૂપે, નૃસિંહસ્વરૂપે અને ત્રિવિક્રમસ્વરૂપે (વામનાવતારી ભગવાન ઉપેન્દ્ર) થયા હતા. વળી એ હરિ, સર્વ પ્રાણીઓના માતા અને પિતા છે.[૧૭] કમળસમાન નેત્રવાળા એ ભગવાનથી ઉત્તમ એવી બીજી વસ્તુ થઈ નથી અને થશે પણ નહિ. તે ભગવાને મુખથી સર્વ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે, બાહુઓમાંથી સર્વ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે, સાથળોમાંથી વૈશ્યોને ઉત્પન્ન કર્યા છે અને હે રાજન્ ! શૂદ્રોને પાદમાંથી ઉત્પન્ન કર્યા છે. એ દેવ તપશ્ચર્યાવડે સર્વ પ્રાણીઓને આધાર આપે છે.[૧૮,૧૯] પરબ્રહ્મ સ્વરૂપ તથા યોગ સ્વરૂપ એવા એ કેશવને અમાવાસ્યાને દિવસે તથા પૂર્ણિમાને દિવસે જે પુરુષ સેવે છે તે, એમના મહાન પદને પામે છે.[૨૦] હે રાજા ! એ કેશવ પરમ જ્યોતિસ્વરૂપ છે, સર્વ લોકના પિતામહ છે અને સર્વ ઇંદ્રિયોના નિયંતા છે, એમ સર્વ મુનિઓ કહે છે.[૨૧] એ પ્રમાણે શ્રીકૃષ્ણને તું આચાર્ય, પિતા અને ગુરુતરીકે જાણ; કારણ કે જેના ઉપર કૃષ્ણ પ્રસન્ન થાય છે તેણે અક્ષયલોકને જીત્યા એમ સમજવું.[૨૨] જે પુરુષ સંકટના સમયમાં આ ભગવાનના ગુણગાનરૂપ સ્તોત્રને ભણતો એ કેશવને શરણે જાય છે, તે પુરુષ કલ્યાણવાળો અને સુખી થાય છે.[૨૩] જે મનુષ્યો કૃષ્ણને શરણે જાય છે તેઓને કદી પણ મોહ થતો નથી અને વળી તેઓ મોટા ભયમાં આવી પડયા હશે; તોપણ જનાર્દન શ્રીકૃષ્ણ તેઓનું રક્ષણ કરશે.[૨૪] તે આ મહાત્મા જગતના ઇશ્વર કેશવને યુધિષ્ઠિર સર્વ પ્રકારે યથાર્થ સ્વરૂપમાં જાણી ગયા છે અને હે રાજન્ ! તે યોગના પ્રભુ ઇશ્વરને એ શરણે ગયા છે."[૨૫]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "વિશ્વોપાખ્યાન" એ વિષયનો અધ્યાય ૬૭ મો સમાપ્ત

## અધ્યાય ૬૮ મો

### વિશ્વોપાખ્યાન–કેશવસ્તવન

॥ भीष्म उवाच ॥

शृणु चेदं महाराज ब्रह्मभूतं स्तवं मम ।
ब्रह्मर्षिभिश्च देवैश्च यः पुरा कथितो भुवि ॥१॥

ભીષ્મે કહ્યું:–"હે મહારાજ દુર્યોધન ! એ

વાસુદેવની આ બ્રહ્મરૂપ સ્તુતિ તું મારી પાસેથી સાંભળ. પૂર્વના સમયમાં બ્રહ્મર્ષિઓ અને દેવોએ પૃથ્વી ઉપર આ પ્રમાણે સ્તુતિ કરી હતી.[1] હે લોકોને ઉત્પન્ન કરનાર ! હે ભાવને જાણનાર ! તમે સાધ્યદેવોના અને બીજા સર્વ દેવોના પણ દેવ છો અને ઈશ્વર છો, એમ નારદે કહેલું છે. તમે ભૂત, ભવિષ્ય અને વર્તમાનસ્વરૂપ છો, એમ માર્કંડેય ઋષિએ કહ્યું છે. તમે યજ્ઞના પણ યજ્ઞ છો, તપના પણ તપ છો, દેવના પણ દેવ છો, એમ ભગવાન ભૃગુઋષિ કહે છે.[2] વિષ્ણુનું પુરાણ પરમસ્વરૂપ તે પણ તમે છો, વસુઓમાં વાસુદેવરૂપે છો અને ઇંદ્રને સ્થાપનાર તથા દેવના પણ તમે દેવ છો એમ દ્વૈપાયન ઋષિએ કહ્યું છે.[4,5] પૂર્વકાળની પ્રજાસૃષ્ટિમાં સર્વ લોકોના સ્રષ્ટા જે દક્ષપ્રજાપતિ તે પણ તમેજ છો, એમ અંગિરાઋષિ કહે છે.[6] અવ્યક્ત તમારા શરીરમાંથી ઉત્પન્ન થયું છે અને વ્યક્ત તમારા મનમાં રહેલું છે; તથા સર્વ દેવતાઓ પણ તમારામાંથીજ ઉત્પન્ન થયા છે, એમ દેવલઋષિ કહે છે.[7] અસિત ઋષિ કહે છે કે, તમારા મસ્તકથી આકાશ વ્યાપ્ત થયું છે, તમારા બાહુઓથી પૃથ્વી વ્યાપ્ત થયેલી છે અને ત્રિલોકી તે તમારા જઠર (પેટ) સ્વરૂપે છે તથા તમે સનાતન પુરુષ છો.[8] આત્મદર્શનથી તૃપ્ત થયેલા ઋષિઓમાં તમે શ્રેષ્ઠ ઋષિસ્વરૂપ છો, તપથી જેઓનો અંતરાત્મા શુદ્ધ થયો છે તેવા પુરુષો તમોને એ પ્રમાણે જાણી શકે છે.[9] હે મધુસૂદન ! યુદ્ધમાં પાછા પગ નહિ કરનારા તથા સર્વ ધાર્મિક કૃત્યોમાં પ્રધાન રહેનારા ઉદાર રાજર્ષિઓની ગતિ પણ તમેજ છો."[10]

"એ પ્રમાણે યોગને જાણનારા સનત્કુમાર આદિ મુનિઓ ભગવાન પુરુષોત્તમ હરિને સદાકાળ સ્તવે છે અને પૂજે છે.[11] હે તાત ! આવી રીતે કેશવ ભગવાનનો વિસ્તાર અને સંક્ષેપ યથાર્થ સ્વરૂપે મેં તને કહી બતાવ્યો, માટે તું પણ પ્રસન્ન થઈને કેશવનું ભજન કર."[12]

સંજયે કહ્યું:–હે મહારાજ ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે આખ્યાન સાંભળીને તમારો પુત્ર દુર્યોધન કૃષ્ણને તથા મહારથી પાંડવોને ઘણું માન આપવા લાગ્યો.[13] હે મહારાજ ! શાંતનુકુમાર ભીષ્મ ફરી પણ દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યા:–"હે રાજન્ ! તેં મને જેના સંબંધમાં પૂછ્યું હતું, તે મહાત્મા નારાયણ શ્રીકૃષ્ણનું અને નરસ્વરૂપ અર્જુનનું તાત્ત્વિક માહાત્મ્ય સાંભળ્યું ને? તથા ઋષિ નરનારાયણ જે કારણથી મનુષ્ય સ્વરૂપે ઉત્પન્ન થયા છે, તે પણ સાંભળ્યું ને?[14,15] હે રાજન્ ! જે કારણથી તે કૃષ્ણ અને અર્જુન એ બન્ને વીર અવધ્ય છે અને યુદ્ધમાં અપરાજિત છે તથા પાંડવો પણ યુદ્ધમાં કોઈનાથી નાશ ન કરી શકાય તેવા છે, તે કારણને પણ બરાબર સાંભળ્યું ને?[17] હે રાજેંદ્ર ! કૃષ્ણને યશસ્વી પાંડવો ઉપર ઘણી પ્રીતિ છે, માટે હું તને કહું છું કે પાંડવોની સાથે સલાહ કર[17] અને પછી પાંડવોસહિત તારા બળવાન ભાઈઓ સાથે મનોવિકારને વશ રાખી પૃથ્વીને ભોગવ; પણ જો તું નરનારાયણ દેવોનું અપમાન કરીશ તો તારો નાશજ થવાનો છે, એમ નિશ્ચય સમજજે."[18]

હે રાજા ! એ પ્રમાણે કહીને તમારા પિતા ભીષ્મ શાંત થયા અને દુર્યોધનરાજાને રજા આપીને શયનગૃહમાં ગયા.[19] દુર્યોધનરાજા પણ મહાત્મા ભીષ્મને પ્રણામ કરીને પોતાના તંબુ તરફ ગયો અને હે ભરતશ્રેષ્ઠ રાજા ! ત્યાં ઉજ્જ્વલ શયનમાં રાત્રિને વીતાવી.[20]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'વિશ્વોપાખ્યાન' એ વિષયનો અધ્યાય ૬૮ મો સમાપ્ત

## અધ્યાય ૬૯ મો

### પાંચમો દિવસ–મકરવ્યૂહ અને શ્યેનવ્યૂહ

॥ संजय उवाच ॥

व्युषितायां च शर्वर्यां उदिते च दिवाकरे ।
उभे सेने महाराज युद्धायैव समीयतुः ॥१॥

સંજયે કહ્યું:–રાત્રિ વીતી ગઈ અને પ્રભાતમાં સૂર્યનો ઉદય થતાં, હે મહારાજ ! બન્ને સેનાઓ યુદ્ધ કરવામાટે સજ્જ થઈ આવી ઉભી.[1] રણભૂમિમાં એકત્ર થયેલા, પરસ્પર જય મેળવવા ઇચ્છતા સર્વ યોદ્ધાઓ એકબીજાને જોઈને ઘણા ક્રોધપૂર્વક સામસામા દોડવા લાગ્યા.

હે રાજન્ ! તમારા દુષ્ટ વિચારનાં પરિણામથી તે વેળા પાંડવો અને કૌરવો સામસામા વ્યૂહરચના કરીને આનંદમાં આવી ગયેલા–એકબીજાને પ્રહાર કરવા તૈયાર થઇ રહ્યા.[૩] હે રાજન્ ! ભીષ્મ પોતાના મકરવ્યૂહનું ચારેબાજુથી રક્ષણ કરતા હતા તથા પાંડવો પણ પોતાના વ્યૂહનું રક્ષણ કરતા ઉભા હતા.[૪] પછી તમારા પિતા મહારથી દેવવ્રત, મોટી રથીઓની સેનાથી વીંટાઇને આગળ નીકળી પડયા અને યોગ્ય વિભાગમાં ઉભા રહેલા રથીઓ, પાયદલો, હાથીઓ તથા ઘોડેસ્વારો એકબીજાને અનુસરવા લાગ્યા.[૬] હે મહારાજ ! તે કૌરવોને એ પ્રમાણે યુદ્ધમાં સજ્જ થયેલા જોઇને યશસ્વી પાંડવોએ પણ યુદ્ધમાં અજિત એવો શ્યેન નામનો વ્યૂહ રચ્યો. તે વ્યૂહના મુખના સ્થાનમાં મહાબળવાન ભીમસેન ઉભો રહ્યો, નેત્રના સ્થાનમાં દુર્ધર્ષ શિખંડી અને ધૃષ્ટદ્યુમ્ન ઉભા રહ્યા.[૮] તે વ્યૂહના મસ્તકના ભાગમાં સત્ય પરાક્રમવાળો વીર સાત્યકિ ઉભો રહ્યો અને ગ્રીવાના સ્થાનમાં ગાંડીવ ધનુષ્યનો ટંકાર કરતો અર્જુન ઉભો રહ્યો હતો.[૯] વળી તે વ્યૂહના ડાબા પડખામાં અક્ષૌહિણીસેનાને સાથે લઇને મહાત્મા દ્રુપદરાજા પોતાના પુત્રસહિત યુદ્ધ કરવામાટે ઉભા રહ્યા હતા;[૧૦] અને જમણા પડખામાં અક્ષૌહિણીસેનાને સાથે લઇને કેકય રાજા ઉભો રહ્યો. વળી પાછળના ભાગમાં દ્રૌપદીના પુત્રો અને વીર અભિમન્યુ ઉભા રહ્યા.[૧૧] સુંદર પરાક્રમવાળા મહાત્મા યુધિષ્ઠિર પોતે પોતાના ભાઈ નકુલ અને સહદેવની સાથે તે વ્યૂહની પુંઠના ભાગમાં ઉભા રહ્યા હતા.[૧૨]

પછી તે રણસંગ્રામમાં ભીમસેન, કૌરવોના મકરવ્યૂહમાં પ્રવેશ કરીને ભીષ્મ પાસે આવી પહોંચ્યો અને બાણોથી તેમને છાઇ દેવા મંડયો.[૧૩] ત્યારપછી હે ભારત ! ભીષ્મપિતામહે પણ મહાસ્ત્રોને છોડવા માંડયાં અને વ્યૂહરચનામાં ગોઠવાયેલા પાંડવોના સૈન્યને ગભરાવી દીધાં.[૧૪] એ પ્રમાણે પોતાનાં સૈન્યને ગભરાતું જોઇને અર્જુને ઘણી ત્વરાપૂર્વક યુદ્ધના મોખરામાં આવી જઇને ભીષ્મપિતામહને એક હજાર બાણોથી વિંધી નાખ્યા.[૧૫] વળી તે ભીષ્મે છોડેલાં અસ્ત્રોને અટકાવી દઇને હર્ષનાદ કરતાં પોતાના સૈન્ય સાથે યુદ્ધ કરવામાટે ઉભો રહ્યો. તે વખતે બળવાનોમાં શ્રેષ્ઠ એવો મહારથી રાજા દુર્યોધન, પૂર્વ દિવસે થયેલો પોતાના સૈન્યનો ઘોર સંહાર સ્મરણમાં લાવીને તથા યુદ્ધમાં મરણ પામેલા ભાઇઓને યાદ કરીને દ્રોણાચાર્યને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–"હે આચાર્ય! હે નિર્દોષ ! તમે હમેશાં મારૂં હિત કરવામાંજ તત્પર રહો છો. અમે તમારો તથા પિતામહ ભીષ્મનો આશ્રય કરીને યુદ્ધમાં કદી દેવતાઓને પણ જીતવાની આશા રાખીએ છીએ, એમાં જરા પણ શક નથી; તો પછી અલ્પ વીર્યવાળા તથા અલ્પ પરાક્રમવાળા પાંડવો તે કોણ માત્ર છે ? માટે એવું કરો કે જેથી પાંડવોનો નાશ થાય."[૧૭–૨૦] હે રાજા ! તમારા પુત્ર દુર્યોધને એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે આચાર્ય દ્રોણે સાત્યકિના દેખતાં પાંડવોના સૈન્યને વિખેરી નાખ્યું;[૨૧] એટલે હે ભારત ! સાત્યકિએ પણ દ્રોણાચાર્યને થોભાવ્યા અને પછી તે બન્નેનું ઘોર સ્વરૂપવાળું ભયંકર યુદ્ધ ચાલુ થયું.[૨૨] તે યુદ્ધમાં એકદમ ક્રોધાયમાન થયેલા પ્રતાપી દ્રોણાચાર્યે, હસતા હોય તેમ મોઢું મલકાવીને તીક્ષ્ણ બાણોના પ્રહાર કરીને સાત્યકિને ગળાની હાંસડીમાં વિંધી નાખ્યો.[૨૩] હે રાજન્ ! શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા તે દ્રોણાચાર્યથી સાત્યકિનું રક્ષણ કરવા ઇચ્છતા ક્રોધાતુર ભીમસેને પણ દ્રોણાચાર્યને વિંધવા માંડયા.[૨૪] તે જોઇને હે રાજા ! ભીષ્મ, દ્રોણાચાર્ય અને શલ્ય–એ ત્રણે જણા, એકદમ કોપાવિષ્ટ થઇ ગયા અને ભીમસેનને બાણોથી ઢાંકી દેવા લાગ્યા.[૨૫] પછી પેલી તરફથી અભિમન્યુ અને દ્રૌપદીના પુત્રો પણ આવેશમાં આવી ગયા અને ઉગામેલાં આયુધોવાળા તે બધાને–તીક્ષ્ણ બાણોથી વિંધવા મંડયા.[૨૬] પછી એકદમ ક્રોધાવેશથી ધસી આવતા મહાબળવાન ભીષ્મ તથા દ્રોણાચાર્યને જોઇને મહાધનુર્ધારી શિખંડી, યુદ્ધ કરવામાટે તેઓની સામો આવી ગયો.[૨૭] તે વીર શિખંડીએ મેઘની ગર્જનાસમાન શબ્દ કરતું મહાદઢ ધનુષ્ય લઈને એટલો

બધા બાણોનો વરસાદ વરસાવ્યો, કે જેથી સૂર્યનારાયણ પણ ઢંકાઈ ગયા.[૨૮] આવી રીતે શિખંડીને સામો આવેલો જોઇને પિતામહ ભીષ્મે, 'તે સ્ત્રી છે' એમ માનીને તેની સાથે યુદ્ધ કરવું છોડી દીધું.[૨૯] પછી પિતામહ ભીષ્મની રક્ષા કરતા દુર્યોધનની પ્રેરણાથી હે મહારાજ! આચાર્ય દ્રોણ, તે શિખંડી સામા યુદ્ધ કરવા માટે ચઢી આવ્યા.[૩૦] તે વેળાએ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા તે દ્રોણાચાર્યને આવેલા જોઇને, તેમને પ્રલયકાળના અગ્નિસમાન ભયંકર માનતો શિખંડી ત્રાસ પામ્યો અને યુદ્ધમાંથી ખસી ગયો. હે રાજન્! ત્યારપછી તમારો પુત્ર દુર્યોધન મોટા યશની ઇચ્છા રાખતો પ્રચંડ સૈન્યને સાથે લઇ, ભીષ્મ પાસે આવીને તેનું રક્ષણ કરતો ઉભો રહ્યો;[૩૨] તેમજ પાંડવો પણ હે રાજન્! અર્જુનને આગળ કરીને તથા વિજય મેળવવામાં બુદ્ધિને દૃઢ કરીને, ભીષ્મ સામાજ ધસી આવ્યા.[૩૩] તે સમયે જેમ દેવોનું રાક્ષસોની સાથે યુદ્ધ થયું હતું, તેમ મહાઅદ્ભુત યશની ઇચ્છાવાળા તે પાંડવોનું પણ કૌરવોની સાથે મહાભયંકર યુદ્ધ થતું હતું.[૩૪]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'પાંચમા દિવસનો યુદ્ધારંભ' એ વિષયનો અધ્યાય ૬૯ મો સમાપ્ત

## અધ્યાય ૭૦ મો
### પાંચમો દિવસ (ચાલુ)–સંકુલ યુદ્ધ

॥ संजय उवाच ॥

**अकरोत्तुमुलं युद्धं भीष्मः शांतनवस्तदा ।**
**भीमसेनभयादिच्छन्पुत्राँस्तारयितुं तव ॥१॥**

સંજયે કહ્યું:–તે દિવસે શાંતનુકુમાર ભીષ્મે, તમારા પુત્રોને ભીમસેનના ભયથી ઉગારવાની ઇચ્છાથી તુમુલ યુદ્ધ કર્યું.[૧] કૌરવો તથા પાંડવોના મુખ્ય મુખ્ય યોદ્ધાઓને નાશ કરનારૂં, બન્ને પક્ષના રાજાઓનું તે ભયંકર યુદ્ધ, તે દિવસના પૂર્વભાગમાં શરૂ થયું.[૨] જ્યારે મહાભયંકર એવું તે સંકુલ યુદ્ધ ચાલુ થયું, ત્યારે આકાશને ફાડી નાખે તેવો મહાન તુમુલ શબ્દ થઇ રહ્યો હતો.[૩] હાથીઓની ગર્જનાઓથી, ઘોડાઓના હણહણાટથી તથા ભેરી, શંખ વગેરે રણવાજીંત્રોના શબ્દથી મોટો કોલાહલ મચી રહ્યો હતો.[૪] વિજય મેળવવામાટે પરાક્રમ કરતા મહાબળવાન યોદ્ધાઓ, વાડામાં રહેલા મોટા વૃષભોની પેઠે સામસામા ગર્જનાઓ કરતા હતા.[૫] હે ભરતશ્રેષ્ઠ રાજા! એ વખતે તીક્ષ્ણ બાણોના પ્રહારથી રણભૂમિ ઉપર પડતાં મસ્તકો, આકાશમાંથી પડતી પથ્થરોની વૃષ્ટિસમાન જણાતાં હતાં.[૬] વળી હે ભરતકુલભૂષણ! તે રણભૂમિ ઉપર જ્યાં ત્યાં કુંડળો અને મુકુટોને ધારણ કરનારાં સુવર્ણસમાન ઉજ્જવલ એવાં મસ્તકો નજરે પડતાં હતાં.[૭] આખી યુદ્ધભૂમિ, બાણોથી કપાયેલા શરીરોના અવયવોથી અને ધનુષ્યસહિત બાહુઓથી તથા આભરણોસહિત હાથોથી છવાઈ ગઈ હતી.[૮] વળી હે રાજા! કવચોને ધારણ કરનારા શરીરોના અવયવોથી, અલંકારોસહિત હાથોથી, ચંદ્રસમાન જણાતાં મુખોથી, લાલ કટાક્ષવાળાં સુંદર નેત્રોથી તથા હાથી, ઘોડા અને મનુષ્યોના સર્વ પ્રકારના અવયવોથી, સમગ્ર પૃથ્વી એક મુહૂર્તકાળમાં છવાઇ ગઈ.[૯,૧૦] વળી તે સમયે શસ્ત્રોરૂપ વિજળીઓના ચમકારાવાળાં પૃથ્વીની ઉડેલી ધૂળનાં વાદળાં ગોટેગોટાથી ઉડી રહ્યાં હતાં; અને ત્યાં થતો હથિયારોનો શબ્દ તે વાદળાંઓની ગર્જનાસમાન જણાતો હતો.[૧૧] હે ભારત! એ વેળાએ કૌરવો અને પાંડવો વચ્ચે ચાલતો તીક્ષ્ણ પ્રહાર, લોહીરૂપ જળને ઉછાળતો મહાભયંકર થઈ રહ્યો હતો.[૧૨] એ પ્રમાણે જોનારનાં રૂવાં ખડાં કરી દે તેવા તુમુલ રણસંગ્રામમાં, યુદ્ધ કરવામાં મદોન્મત્ત બનેલા ક્ષત્રિયો બાણોનો વરસાદ વરસાવી રહ્યા હતા.[૧૩] હે ભરતશ્રેષ્ઠ! તમારા પુત્રોના તથા પાંડવોના તે યુદ્ધમાં બાણોની વૃષ્ટિથી દુઃખી થયેલા હાથીઓ ચીસો પાડતા હતા.[૧૪] અતુલ તેજવાળા પરસ્પર કોપાયમાન થયેલા ધીર યોદ્ધાઓનાં ધનુષ્યોની દોરીના તથા હાથમાં પહેરવાનાં ચામડાંઓનાં મોજાંઓના શબ્દથી બીજું કંઇ પણ સંભળાતું ન હતું.[૧૫] ચારે બાજુ લોહીના જળમાં માથાંવિનાનાં ધડો ઉછળતાં હતાં; અને શત્રુઓનો

નાશ કરવામાં ઉદ્યમ કરતા રાજાઓ આમતેમ દોડતા હતા.[16] અતુલ તેજવાળા કેટલાએક શૂરા યોદ્ધાઓ બાણ, શક્તિ, ગદા અને તરવારોથી સામસામા મારતા હતા; અને કેટલાએક તો હાથમાં લોઢાની લાકડીઓ લઇને મંડી પડયા હતા.[17] બાણોથી વિંધાયેલા હાથીઓ નિરંકુશ થઇને આમતેમ ઘૂમતા હતા તથા ઘોડેસ્વારોના માર્યા જવાથી ઘોડાઓ પણ દશે દિશાઓમાં કૂદતા હતા.[18] હે ભરતશ્રેષ્ઠ રાજા! તમારામાંના તથા શત્રુઓમાંના કેટલાએક યોદ્ધાઓ બાણના ઘાવથી પીડાયેલા ઉઠી ઉઠીને પટકાતા હતા.[19] હે ભારત! તે યુદ્ધમાં ભીષ્મનો અને ભીમસેનનો સમાગમ થતાં ઘોડાઓના, મસ્તકોના, ધનુષ્યોના, ગદાઓના, પરિઘોના, હાથોના, સાથળોના, પગોના, અલંકારોના અને કેયૂરોના, મોટા મોટા એકસામટા ઢગલાઓ જ્યાં ત્યાં નજરે પડતા હતા.[20,21] હે રાજા! યુદ્ધમાંથી પાછા ન હઠે તેવા ઘોડાઓનાં તથા હાથીઓનાં ટોળે ટોળાં સ્થળે સ્થળે દેખાતાં હતાં.[22] તે યુદ્ધમાં એકબીજાનો કાળ આવી ગયો હોવાથી સર્વ ક્ષત્રિયો ગદાઓથી, તરવારોથી, ભાલાંઓથી અને નમેલાં પર્વવાળાં બાણોથી પરસ્પર મારતા હતા.[23] વળી કેટલાએક યુદ્ધકુશળ વીરો તો લોઢાના પરિઘોસમાન એવા પોતાના બાહુઓથીજ સામસામા આવી જઇને મચી પડયા હતા.[24] હે રાજા! તમારા પક્ષના કેટલાએક વીરો, પાંડવપક્ષના યોદ્ધાઓની સાથે મુઠ્ઠીઓથી, ઢીંચણોથી તથા લપડાકોથી મંડી પડયા હતા.[25] હે રાજન્! પૃથ્વી ઉપર ઠામ ઠામ પડેલાં-પડતાં અને તરફડતાં કલેવરોથી તે રણસંગ્રામ ઘણોજ ભયંકર જણાતો હતો.[26] રથવિનાના થયેલા કેટલાએક રથી યોદ્ધાઓ, હાથમાં તરવાર લઇને મારવાની ઇચ્છાથી સામસામા દોડતા હતા. તે વખતે ઘણા કલિંગ યોદ્ધાઓથી વીંટાયેલો રાજા દુર્યોધન, ભીષ્મપિતામહને આગળ કરીને પાંડવોસામે યુદ્ધ કરવા આવી ઉભો;[27] તેમજ પાંડવો પણ ભીમને વીંટાઈ વળીને એકદમ ક્રોધાતુર થયેલા ભીષ્મસામા ધસી આવ્યા અને પછીથી ફરી પણ યુદ્ધની શરૂઆત થઇ.[28]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "સંકુલ યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૭૦ મો સમાપ્ત

## અધ્યાય ૭૧ મો

### પાંચમો દિવસ-સંકુલ યુદ્ધ (ચાલુ)

॥ संजय उवाच ॥

दृष्ट्वा भीष्मेण संसक्तान्भ्रातॄनन्यांश्च पार्थिवान् ।
समभ्यधावद्गांगेयमुद्यतास्त्रो धनंजयः ॥१॥

સંજયે કહ્યું:—ભીષ્મપિતામહ સામા ધસી ગયેલા પોતાના ભાઈઓને તથા અન્ય રાજાઓને જોઇને અર્જુન પણ હાથમાં ધનુષ્ય લઇને ભીષ્મ સામે ધાયો.[1] પાંચજન્ય (શંખ)ના નાદને, ગાંડીવ ધનુષ્યના ટંકારને તથા અર્જુનની ધ્વજાને જોઇને આપણામાંના સર્વ યોદ્ધાઓને ભય ઉત્પન્ન થયો.[2] સિંહના પૂછડાના નિશાનવાળી, અનેક પ્રકારના રંગોથી વિચિત્ર, દેવતાઈ અને વાનરના ચિન્હવાળી એવી અર્જુનની ધ્વજા, હે મહારાજ! પર્વતસમાન ઉંચી તથા વૃક્ષોમાં નહિ અથડાતી, આકાશમાં ઉદય પામેલા પ્રજ્વલિત ધૂમકેતુસમાન દેખાતી હતી.[3,4] તે યુદ્ધમાં રહેલા સર્વે યોદ્ધાઓ રૂપેરી પાઠાંવાળા ગાંડીવધનુષ્યને, આકાશમાં ઝબકારા મારતી વાદળાંઓમાં રહેલી વિજળીસમાન જોવા લાગ્યા.[5] તે સમયે તમારી સેનાનો સંહાર કરતા અર્જુનના હાથનાં તળીઆંનો શબ્દ, ગર્જના કરતા મેઘસમાન તીક્ષ્ણ સંભળાતો હતો.[6] જેમ પ્રચંડ વાયુવાળો મેઘ વિજળીના ચમકારા અને ગર્જનાઓની સાથે ચારે બાજુ વરસી પડે, તેમ તે અર્જુન પણ બાણોનો વરસાદ વરસાવી સર્વ દિશાઓને છાઇ દેવા લાગ્યો.[7] જે વેળાએ ભયંકર અસ્ત્રોવાળો અર્જુન ભીષ્મપિતામહ સામે ધાયો, તે વેળાએ અસ્ત્રોમાં મોહ પામેલા અમે પૂર્વ કે પશ્ચિમ વગેરે દિશાઓને પણ જાણી શકતા ન હતા.[8] એ વખતે હે ભરતર્ષભ! થાકી ગયેલાં વાહનોવાળા, હણાયેલા ઘોડાઓવાળા,

અને ભયભીત થઇને બેભાન થયેલા તમારા યોદ્ધાઓ-બધા સાથે મળીને તમારા પુત્રોસહિત ભીષ્મપાસેજ ભરાઈ ગયા; કારણ કે આવા રણસંગ્રામમાં તેઓને ભીષ્મનુંજ શરણ હતું.[૯,૧૦] વજ્રસમાન શબ્દ કરતા ગાંડીવધનુષ્યનો ટંકાર સાંભળીને, હે ભારત ! તમારાં સર્વ સૈન્યો એકબીજાની બાજુમાં ભરાઈ જતાં હતાં તથા ત્રાસ પામેલા રથીઓ રથ ઉપર ઉછળી પડતા હતા અને ઘોડેસ્વારો ઘોડાઓ ઉપરથી પૃથ્વી ઉપર પછડાઈ પડતા હતા; તથા પાળાઓ પણ ભૂમિ ઉપર પટકાઈ પડતા હતા.[૧૧,૧૨] હે રાજા ! ત્યારપછી કાંબોજદેશમાં જન્મેલા ઘણા વેગવાળા મોટા ઘોડાઓ, અનેક હજાર ગોવાળીઆઓ, ગોપાયન યોદ્ધાઓ, મદ્રો, સૌવીરો, ગાંધારો, ત્રૈગર્તો તથા મુખ્ય મુખ્ય કલિંગદેશના સર્વ યોદ્ધાઓથી વીંટાયેલો કલિંગરાજા, દુઃશાસનને આગળ કરીને તથા અનેક પુરુષોની ટુકડીઓને સાથે લઇને, સર્વ રાજાઓસહિત જયદ્રથરાજા અને તમારા પુત્રની આજ્ઞા થવાથી ચૌદ હજાર ઘોડેસ્વારો-વગેરે બધા શકુનિને વીંટાઈ વળ્યા; અને પછી તે બધા તમારા યોદ્ધાઓએ રથો, વાહનો વગેરેમાં વહેંચાઇ જઇને એકીસામટા અર્જુન ઉપર પ્રહાર કરવા માંડયો.[૧૩-૧૭]રથીઓ, હાથીઓ, ઘોડાઓ અને પાળાઓએ ઘોર યુદ્ધ કરવા માંડયું; જેથી મોટાં વાદળસમાન ધૂળ ઉડવા લાગી.[૧૮] તોમરધારી, ભાલાંઓવાળા, નારાચોવાળા, હાથીસ્વારો, ઘોડેસ્વારો, રથીઓ અને પૈદલો વગેરે મોટા સૈન્યસાથે ભીષ્મપિતામહ, અર્જુન સામા યુદ્ધ કરવા લાગ્યા.[૧૯] અવંતિરાજા કાશીરાજાની સાથે, જયદ્રથ રાજા ભીમસેનની સાથે, પોતાના પુત્રો અને અમાત્યોસહિત યુધિષ્ઠિર રાજા મદ્રદેશના રાજા શલ્યની સાથે, વિકર્ણ સહદેવની સાથે, ચિત્રસેન શિખંડીસાથે, મત્સ્યો દુર્યોધનસાથે, દ્રુપદરાજા અને ચેકિતાન એ બન્ને જણા શકુનિસાથે, મહારથી સાત્યકિ પુત્રસહિત મહાત્મા દ્રોણાચાર્ય સાથે અને કૃપાચાર્ય તથા કૃતવર્મા ધૃષ્ટદ્યુમ્ન સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૨૦-૨૩] એ પ્રમાણે નાસભાગ કરતા ઘોડાઓવાળાં અને ગભરાયેલા હાથીઓ અને રથોવાળાં તે સૈન્યો સામસામા યુદ્ધ કરવામાં આસક્ત થયાં.[૨૪] એ સમયે આકાશમાં વાદળાં ન હતાં, છતાં પણ વિજળીઓના તીવ્ર ચમકારા થવા લાગ્યા અને સર્વ દિશાઓ ધૂળથી ઢંકાઈ ગઈ તથા હે રાજા ! મોટા મોટા શબ્દો સાથે ઉંબાડીઆં પ્રકટ થવા લાગ્યાં.[૨૫] મહાતોફાની વાયુ વાવા લાગ્યો, ધૂળની વૃષ્ટિ થવા લાગી, સૂર્યનારાયણ પણ સૈન્યોએ ઉડાડેલી રજથી ઢંકાઇ ગયા અને આકાશમાં અંતર્હિત થઈ ગયા.[૨૬] ધૂળના ગોટાઓથી ગુંગળાઇ ગયેલાં તથા અસ્ત્રોના સમૂહોથી વિંધાઇ જતાં સર્વ પ્રાણીઓને અત્યંત ગભરાટ થઇ પડયો.[૨૭] વીર યોદ્ધાઓના હાથીમાંથી છૂટેલાં અને સર્વ પ્રકારનાં આવરણોનો નાશ કરનારાં બાણોનો સમૂહ તુમુલ થઇ રહ્યો.[૨૮] હે ભરતર્ષભ ! એ સમયે વીરોના હાથમાં ઉંચાં થયેલાં નક્ષત્રોસમાન કાંતિવાળાં શસ્ત્રો, સર્વ સ્થળે પ્રકાશ કરતાં હતાં. હે ભરતશ્રેષ્ઠ ! બળદોનાં ચામડાંની બનાવેલી સુવર્ણમાં મઢેલી તરેહ તરેહની ઢાલો, સર્વ દિશાઓમાં પડતી હતી.[૩૦] સૂર્યસમાન દેદીપ્યમાન એવી તરવારોથી પડતાં શરીરો અને મસ્તકો સર્વ દિશાઓમાં દેખાતાં હતાં.[૩૧] ભાંગી ગયેલાં પૈડાં, ધુંસરાં અને માળાઓવાળા, પડી ગયેલી મોટી ધ્વજાઓવાળા તથા માર્યા ગયેલા ઘોડાઓવાળા રથો ઠેકાણે ઠેકાણે પૃથ્વી ઉપર પછડાવા લાગ્યા.[૩૨] વળી એ યુદ્ધમાં શસ્ત્રોથી ઘવાયેલા કેટલાએક ઘોડાઓ, પોતાના રથમાં રહેલા યોદ્ધાઓ માર્યા જવાથી રથોને ખેંચતા ખેંચતા પડી જતા હતા.[૩૩] હે ભારત ! બાણોથી વિંધાયેલા અને કપાયેલાં શરીરોવાળા ઘોડાઓ, બાંધેલાં ચોકઠાંઓ સાથે જ્યાં ત્યાં ધુંસરાંઓને ખેંચતા હતા.[૩૪] વળી કોઇએક બળવાન હાથી, કેટલાએક રથીયોદ્ધાઓને સારથી, ઘોડા અને રથસહિત ચગદી નાખતો દેખાતો હતો.[૩૫] સૈન્યોની સામાસામી ઝપાઝપીમાં કેટલાએક હાથીઓ, મદ ઝરતા બીજા હાથીઓના મદની સુગંધ આવવાથી ત્રીજા અશકત હાથીને પણ મદોન્મત્ત હાથીની

બુદ્ધિથી ગ્રહણ કરતા હતા.[36] જ્યાં ત્યાં મરણ પામીને પડેલા તથા હાથમાં તોમરોવાળા માવતોથી અને નારાચોથી માર્યા ગયેલા હાથીઓથી તે રણભૂમિ છવાઇ ગઈ હતી;[37] અને વળી તે સૈન્યોની લડાઇમાં સામસામા દોડાવેલા હાથીઓએ કચરી નાખેલા બીજા હાથીઓ યોદ્ધાઓ અને ધ્વજાઓસહિત પડતા હતા. હે મહારાજ ! તે યુદ્ધમાં કેટલાએક હાથીઓ, નાગરાજસમાન દેખાતી એવી પોતાની સુંઢોથી રથોની ઉધોને ભાંગી નાખતા હતા, જેથી તે ઉધો જ્યાં ત્યાં દેખાતી હતી.[39] વળી તે રણસંગ્રામમાં હાથીઓએ, ભાંગી ગયેલા રથોવાળા રથીયોદ્ધાઓને કેશ પકડીને વૃક્ષની શાખાઓની પેઠે ભાંગીને ભુક્કો કરી નાખ્યા.[40] વળી કેટલાએક ઉત્તમ હાથીઓ સામસામા ભરાઇ ગયેલા રથોને ખેંચીને ભયંકર ચીસો પાડતા સર્વ દિશાઓમાં દોડવા લાગ્યા.[41] એ પ્રમાણે રથોને ખેંચતા તે હાથીઓનું સ્વરૂપ, જેમ તળાવોમાં ઉગેલાં કમળોને ખેંચી જતા હોય તેવું શોભતું હતું.[42] આવી રીતે તે યુદ્ધમાં આખી રણભૂમિ ઘોડેસ્વારો, પાયદલો અને ધ્વજાઓવાળા રથોથી છવાઇ ગઇ હતી.[43]

ઈતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં 'સંકુલ યુદ્ધ' એ વિષયનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

# અધ્યાય ૭૨ મો

## પાંચમો દિવસ (ચાલુ)—સંકુલ યુદ્ધ

॥ संजय उवाच ॥

**शिखंडी सहमत्स्येन विराटेन विशांपते ।**
**भीष्ममाशु महेष्वासमाससाद सुदुर्जयम् ॥**

સંજયે કહ્યું:—હે રાજા ! મત્સ્યરાજા અને વિરાટરાજાને સાથે લઈને શિખંડી, અતિ દુર્જય, મોટા ધનુર્ધારી ભીષ્મ પાસે આવી પહોંચ્યો.[1] અર્જુન, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, મોટા ધનુષ્યવાળા મહાબળવાન વિકર્ણ અને બીજા કેટલાએક શૂરા રાજાઓની સામો યુદ્ધ કરવા આવ્યો.[2] હે રાજા ! અમાત્યો અને બંધુઓસહિત રાજા જયદ્રથ સામે તથા પૂર્વદેશના અને દક્ષિણદેશના રાજાઓ સામે—અને રણસંગ્રામમાં દુઃસહ, મહાધનુર્ધર તથા અમર્ષ(ક્રોધ)વાળા તમારા પુત્ર દુર્યોધન સામે ભીમસેન ચઢી આવ્યો.[3,4] મહાધનુર્ધર અને રણસંગ્રામમાં દુર્જય એવા પિતાપુત્ર—શકુનિ તથા ઉલૂક એ બન્ને મહારથીઓની સામે સહદેવ ધસી આવ્યો.[5] હે મહારાજ ! તમારા પુત્ર દુર્યોધનથી તિરસ્કાર પામેલા મહારથી રાજા યુધિષ્ઠિર, તમારી હાથીસેના સામે યુદ્ધ કરવામાટે આવી ઉભા રહ્યા.[6] યુદ્ધમાં શૂરાઓને રડાવનાર માદ્રીનો પુત્ર નકુલ, ત્રિગર્તોના સૈન્યસામે લડવા તૈયાર થયો.[7] ક્રોધાયમાન થયેલા સાત્યકિ, ચેકિતાન અને મહારથી અભિમન્યુ, શાલ્વ અને કેકયોની સામા આવી યુદ્ધમાં ઉભા રહ્યા;[8] અતિ દુર્જય એવા ધૃષ્ટકેતુ અને રાક્ષસ ઘટોત્કચ—એ બન્ને જણા, તમારા પુત્રોના રથીયોદ્ધાઓની સેના સામે યુદ્ધ કરવા તૈયાર થયા;[9] અને હે રાજન્ ! અમેયાત્મા, મહાબળવાન સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન, ઉગ્ર પરાક્રમવાળા દ્રોણાચાર્યની સામે યુદ્ધ કરવા આવી ઉભો રહ્યો.[10] એ પ્રમાણે મહાધનુર્ધર અને શૂરા એવા તમારા પુત્રો તથા પાંડવો, સામસામા આવી જઇને પરસ્પર પ્રહાર કરવા મંડી પડયા.[11] તે વેળાએ સૂર્યનારાયણ મધ્યાહ્નને આવી પહોંચ્યા હતા તથા આકાશ પણ ચારેબાજુ પ્રખર તાપને લીધે વ્યાપ્ત થયું હતું; અને કૌરવયોદ્ધાઓ તથા પાંડવયોદ્ધાઓ અન્યોન્યને નાશ કરવા લાગી પડયા હતા.[12] ધ્વજાઓવાળા, સુવર્ણથી ઝળહળાટ કરતા, પતાકાઓવાળા તથા વ્યાઘ્રચર્મના પડદાઓવાળા રથો, રણભૂમિમાં આમતેમ દોડતા શોભી રહ્યા હતા;[13] અને વળી, તે રણસંગ્રામમાં એકત્ર થયેલા પરસ્પર જીતવાની ઇચ્છાવાળા યોદ્ધાઓનો, ગર્જના કરતા સિંહના સરખો તુમુલ શબ્દ થઇ રહ્યો હતો.[14] એ સમયે રણસંગ્રામમાં શૂરવીર એવા સંજયો કૌરવોની સાથે યુદ્ધ કરતા જે પ્રહાર કરી રહ્યા હતા, તે જોઇને અમને ઘણુંજ આશ્ચર્ય થયું ! હે શત્રુઓને તપાવનારા રાજા ! ચારે બાજુથી છૂટેલાં તેઓનાં બાણોથી આકાશ, દિશાઓ,

વિદિશાઓ તથા સૂર્ય-એમાંનું કંઈપણ અમારા જોવામાં આવતું ન હતું.[૧૬] નિર્મળ ધારવાળી શક્તિઓ, ફેંકાતાં તોમરો, પાણીદાર તથા કાળાં કમળસમાન કાંતિવાળી તરવારો, તરેહ તરેહનાં કવચો અને આભૂષણોની પ્રભાથી આકાશ, દિશાઓ અને વિદિશાઓ પ્રકાશી રહી હતી.[૧૭,૧૮] હે રાજન્! ચંદ્ર અને સૂર્યસમાન કાંતિવાળાં રાજાઓનાં શરીરો જ્યાં ત્યાં પડેલાં હતાં, તેથી તે રણભૂમિ શોભી રહી હતી; તે યુદ્ધભૂમિમાં ચારે બાજુથી ધસી આવતા રથો અને વાઘ જેવા પુરુષો, આકાશમાં પરસ્પર ધસી આવેલા ગ્રહોની પેઠે શોભતા હતા.[૨૦] એ વખતે મહારથીઓમાં શ્રેષ્ઠ એવા પિતામહ ભીષ્મે ક્રોધાયમાન થઈને, મહાબળવાન ભીમસેનને સર્વ સૈન્યના દેખતાં રોકી રાખ્યો.[૨૧] પછી ભીષ્મપિતામહે છોડેલાં, સોનેરી અગ્રભાગવાળાં, સરાણ ઉપર ચઢાવેલાં તથા તેલ પાયેલાં તીક્ષ્ણ બાણો ભીમસેનને ભોંકાવા લાગ્યાં.[૨૨] હે ભારત! ત્યારપછી મહાબળવાન ભીમસેને, તે ભીષ્મપિતામહ સામે ક્રોધાયમાન સર્પસમાન સુસવાટા કરતી તથા મહાવેગવાળી શક્તિને છોડી.[૨૩] એકદમ જોરથી આવતી, સુવર્ણના દાંડાવાળી તે ઘોર શક્તિને જોઇને ભીષ્મપિતામહે, નમેલાં પર્વવાળાં બાણોના પ્રહારથી છેદી નાખી.[૨૪] ત્યારપછી હે ભારત! બીજું પાણીદાર એવું તીક્ષ્ણ ભલ્લબાણ છોડીને તેમણે, ભીમસેનના ધનુષ્યના બે કકડા કરી નાખ્યા.[૨૫] તે જોઈને સાત્યકિ, એકદમ ભીષ્મ સામે આવીને પોતાના ધનુષ્યને કાનસુધી ખેંચીને, પાણીદાર, તીક્ષ્ણ અને તેજસ્વી બાણોવડે તમારા પિતાને પ્રહાર કરવા લાગ્યો. પછી ભીષ્મપિતામહે પણ પોતાના ધનુષ્યમાં તીક્ષ્ણ એવું પરમ દારુણ બાણ સાંધીને, સાત્યકિના સારથિને રથ ઉપરથી પાડી નાખ્યો. હે રાજન્! સારથિ માર્યો ગયો એટલે ઘોડાઓ ભડકયા અને મન તથા પવનસમાન વેગવાળા તેઓ આમતેમ દોડવા લાગ્યા. તે જોઈને સર્વ સૈન્યમાં મોટો તુમુલ શબ્દ થઇ રહ્યો.[૨૬-૨૯] મહાત્મા પાંડવોના સૈન્યમાં તો હાહાકાર થઇ પડયો અને "દોડો, ઘોડાઓને પકડો, અટકાવો, થોભી રાખો" એવા તુમુલ શબ્દો સાત્યકિના રથની ચારે બાજુ થવા લાગ્યા. એ સમયનો લાભ લઈને શાંતનુકુમાર ભીષ્મ, ઇંદ્ર જેમ અસુરોની સેનાનો નાશ કરે તેમ પાંડવોની સેનાનો નાશ કરવા લાગ્યા. આવી રીતે નાશ કરાતા એવા પાંચાલો અને સોમકો, યુદ્ધ કરવામાં દૃઢ નિશ્ચય કરીને ભીષ્મની સામાજ ધસી આવ્યા; તેમજ તમારા પુત્રની સેનાને જીતવાની ઇચ્છાવાળા ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંડવપક્ષના યોદ્ધાઓ, ભીષ્મની સામાજ યુદ્ધ કરવામાટે દોડી આવ્યા. હે રાજન્! એજ પ્રમાણે કૌરવો પણ ભીષ્મ અને દ્રોણને આગળ કરીને ઘણા વેગપૂર્વક દોડી ગયા; અને પછીથી તેઓનું ઘોર યુદ્ધ ચાલુ થયું.[૩૦-૩૪]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "પાંચમા દિવસનું યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૭૨ મો સમાપ્ત**

# અધ્યાય ૭૩ મો

## પાંચમો દિવસ (ચાલુ)-દ્વંદ્વયુદ્ધ

॥ संजय उवाच ॥

**विराटोऽथत्रिभिर्बाणैर्भीष्ममार्च्छन्महारथम् ।**
**विव्याध तुरगाँश्चास्य त्रिभिर्बाणैर्महारथः ॥१॥**

સંજયે કહ્યું:—ત્યારપછી મહારથી વિરાટરાજાએ મહારથી ભીષ્મને ત્રણ બાણોનો પ્રહાર કર્યો તથા બીજાં ત્રણ બાણ મૂકી, તેના ઘોડાઓને વિંધી નાખ્યા.[૧] મહાધનુર્ધર તથા મહાબળવાન ભીષ્મપિતામહે પણ, પોતાના હાથની કુશળતા દર્શાવીને, સુવર્ણના અગ્રભાગવાળાં દશ બાણો મારીને સામો તેને પણ વિંધી નાખ્યો.[૨] ભયંકર ધનુષ્યવાળા મહારથી અશ્વત્થામાએ, પોતાના હાથની મજબૂતાઈ દેખાડીને છ બાણો મૂકયાં અને અર્જુનને છાતીમાં પ્રહાર કર્યો. તે જોઇ શત્રુ યોદ્ધાઓને હણનાર તથા શત્રુઓને ઉખેડી નાખનાર અર્જુને પણ, તે અશ્વત્થામાનું ધનુષ્ય છેદી નાખ્યું અને તીક્ષ્ણ બાણો છોડી સખ્ત પ્રહાર કર્યો.[૪]

અર્જુને પોતાનું ધનુષ્ય કાપી નાખ્યું તે સહન નહિ કરનાર તથા ક્રોધપૂર્ણ થયેલા અશ્વત્થામાએ સત્વર બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું અને નેવું બાણો મૂકી અર્જુનને વિંધી નાખ્યો; તથા હે રાજન્! બીજાં મોટાં સિત્તેર બાણો મૂકીને કૃષ્ણને પણ વિંધી નાખ્યા.[૫,૬] આમ કરવાથી લાલચોળ થયેલાં નેત્રવાળા અર્જુને ઉન્હો ને દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને કૃષ્ણની સાથે વિચાર કરીને ઘણો ક્રોધાતુર થઇને, પોતાના ડાબા હાથવડે ધનુષ્ય ખેંચ્યું; તથા જીવિતનો નાશ કરે એવાં નમેલાં પર્વવાળાં ઘોર બાણો ગ્રહણ કર્યાં અને પછી બળવાનોમાં શ્રેષ્ઠ શત્રુઓનો નાશ કરનાર તે અર્જુને ધનુષ્યપર તે બાણો ચઢાવીને અશ્વત્થામાને વિંધી નાખ્યો.[૭–૯] અર્જુને છોડેલાં તે બાણોએ અશ્વત્થામાના કવચને તોડી નાખ્યું અને તેનું લોહી પીધું. આવી રીતે સખ્ત વિંધાયેલો હોવા છતાં પણ તે વ્યથા પામ્યો નહિ; પણ ભીષ્મનું રક્ષણ કરવા ઇચ્છતા તેણે લેશમાત્ર પણ વિહ્વળ થયાવિના બાણો છોડવાં માંડયાં અને અર્જુન તે સામે યુદ્ધમાં બરાબર ઉભો રહ્યો.[૧૧] તે જોઈ કૌરવોના શ્રેષ્ઠ યોદ્ધાઓ તેના પરાક્રમની પ્રશંસા કરવા લાગ્યા; કારણકે તે અશ્વત્થામા કૃષ્ણ અને અર્જુન બન્ને સામે યુદ્ધમાં ઘણા શૌર્યથી લડતો હતો. [૧૨] તે અશ્વત્થામા, દ્રોણાચાર્ય પાસેથી અસ્ત્રોને છોડવાની તથા પાછાં ખેંચી લેવાની દુર્લભ વિદ્યાઓસહિત ધનુર્વેદ શીખ્યો હતો; તેથી હમેશાં નિર્ભય થઇને સૈન્યોમાં યુદ્ધ કરતો હતો.[૧૩] શત્રુઓને તપાવનાર, મહારથી વીર અર્જુને, " આ અશ્વત્થામા, મારા ગુરુ દ્રોણાચાર્યનો વહાલો પુત્ર છે અને વિશેષે કરીને બ્રાહ્મણ હોવાથી મારે માન્ય છે " આવી બુદ્ધિથી તેના ઉપર દયા કરી;[૧૫] અને પછી શ્વેત ઘોડાવાળા અર્જુને, અશ્વત્થામા સામે યુદ્ધ કરવું છોડી દીધું તથા બીજા તમારા યોદ્ધાઓની સાથે ઘણાં પરાક્રમપૂર્વક યુદ્ધ કરીને તેઓનો સંહાર કરવા માંડયો.[૧૬]

દુર્યોધને, ગીધપક્ષીનાં પીછાંવાળાં, સરાણ ઉપર ઘસેલાં તથા સોનેરી પુંખવાળાં દશ બાણો મહાધનુર્ધર ભીમસેન સામાં છોડયાં.[૧૭] એથી ક્રોધાયમાન થયેલા ભીમસેને શત્રુઓનો નાશ કરી નાખે તેવું દૃઢ અને અદ્ભુત ધનુષ્ય ઉઠાવ્યું તથા પાણીદાર દશ બાણો ગ્રહણ કર્યાં; અને જરા પણ ગભરાયાવિના, પોતાના ધનુષ્યને કાનસુધી ખેંચીને તથા સીધી ગતિવાળાં અને ઘણા વેગવાળાં તીક્ષ્ણ બાણો છોડીને, દુર્યોધનની વિશાળ છાતી વિંધી નાખી.[૧૯] એ સમયે દુર્યોધનના ગળામાં રહેલી સુવર્ણની માળામાં પરોવેલો મણિ, છાતી ઉપર આવેલાં બાણોના સમૂહથી ઘેરાઇ ગયેલો, જેમ આકાશમાં ગ્રહોથી ઘેરાયેલો સૂર્ય હોય તેમ, તેની છાતીમાં શોભી રહ્યો હતો.[૨૦] જેમ મદોન્મત્ત હાથી, પોતાની સામે હથેળીની તાળીના શબ્દને પણ સહન કરી શકતો નથી, તેમ તમારા તેજસ્વી પુત્ર દુર્યોધને, ભીમસેનના પ્રહારને સહન કર્યો નહિ.[૨૧] પછી હે મહારાજ ! સુવર્ણના અગ્રભાગવાળાં તથા સરાણ ઉપર ઘસેલાં બાણો મૂકીને, સમગ્ર સેનાને ત્રાસ પમાડી દેતા દુર્યોધને ક્રોધ કરીને, ભીમસેનને વિંધી નાખ્યો.[૨૨] એ સમયે યુદ્ધમાં સામસામા લડીને ઘાયલ થયેલા મહાબળવાન એવા તમારા એ બન્ને પુત્રો ( ભીમ અને દુર્યોધન ) દેવસમાન શોભી રહ્યા હતા.[૨૩] શત્રુઓના યોદ્ધાઓને હણી નાખનાર તથા યુદ્ધમાં ઇંદ્રસમાન પરાક્રમ કરનાર વીર અભિમન્યુએ, પુરુષોમાં વ્યાઘ્રસમાન ચિત્રસેનને દશ બાણોથી,પુરુમિત્રને સાત બાણોથી અને ભીષ્મપિતામહને સિત્તેર બાણોથી વિંધી નાખ્યા; તથા પોતે જાણે રણસંગ્રામમાં નૃત્ય કરતો હોય તેમ જણાવા લાગ્યો; અને આપણામાંના સર્વ યોદ્ધાઓને દુઃખ ઉપજાવવા લાગ્યો.[૨૪,૨૫] પછી સામેથી ચિત્રસેને દશ બાણોથી, ભીષ્મપિતામહે નવ બાણોથી અને પુરુમિત્રે સાત બાણોથી, તે અભિમન્યુને પણ ઘાયલ કર્યો.[૨૬] એ પ્રમાણે ઘવાયાથી અભિમન્યુના શરીરમાંથી લોહી ટપકવા માંડયું. વળી પણ તે અર્જુનના પુત્રે, શત્રુઓને થંભાવનારું ચિત્રસેનનું મોટું અદ્ભુત ધનુષ્ય છેદી નાખ્યું અને ફરી બીજા એક બાણથી તે ચિત્રસેનના બખ્તરને તોડી નાખીને તેની છાતીમાં પ્રહાર કર્યો. ત્યારપછી તમારા વીર

પુત્રો અને બીજા મહારથી રાજપુત્રો, એકદમ ક્રોધાયમાન થઈને ત્યાં આવી પહોંચ્યા અને તીક્ષ્ણ બાણો મૂકીને અભિમન્યુને પ્રહાર કરવા મંડી પડયા; પણ ઉત્તમ અસ્ત્રોને જાણનાર અભિમન્યુએ, તે બધાને તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને મારવા માંડયા. તેનું આવું પરાક્રમ જોઈને તમારા બધા પુત્રો, જેમ શિશિરઋતુ પછીના કાળમાં અગ્નિ વનમાં રહેલા ઘાસને બાળી નાખે, તેમ રણસંગ્રામમાં સૈન્યનો નાશ કરતા તે અભિમન્યુને ચારે બાજુથી ઘેરી લેવા લાગ્યા. અભિમન્યુ તો તમારા સૈન્યનો નાશ કરતો શિશિરઋતુ વીત્યાપછી દેદીપ્યમાન થયેલા અગ્નિની પેઠે વધારે ને વધારે દીપતો હતો.[૨૭–૩૧] હે રાજા ! તે અભિમન્યુનું આવું ચરિત્ર જોઈને, તમારો પૌત્ર લક્ષ્મણ, તે સુભદ્રાના પુત્રની સામે યુદ્ધ કરવામાટે એકદમ ધસી આવ્યો.[૩૨] તેને સામો આવેલો જોઈને અભિમન્યુ પણ અત્યંત ક્રોધાયમાન થઈ ગયો; અને તેણે તીક્ષ્ણ એવાં છ બાણોથી સુંદર લક્ષણોવાળા તે લક્ષ્મણને પ્રહાર કર્યો તથા ત્રણ બાણોથી સારથિને પણ વિંધી નાખ્યો.[૩૨] તેમજ હે રાજા ! લક્ષ્મણે પણ પાણીદાર બાણોથી અભિમન્યુને વિંધી નાખ્યો, એ બધાને આશ્ચર્ય જેવું જણાતું હતું. પછી મહાબળવાન અભિમન્યુએ પાણીદાર બાણો મૂકીને, લક્ષ્મણના ચાર ઘોડાઓને તથા સારથિને હણી નાખ્યા; અને પોતે ઘણા જોરથી તેની સામો ધસી ગયો.[૩૫] ત્યારે માર્યા ગયેલા ઘોડાવાળા રથમાં બેઠેલા શત્રુઓના વીરોને નાશ કરનારા લક્ષ્મણે, ક્રોધાયમાન થઈને અભિમન્યુના રથ સામે એક શક્તિ ફેંકી.[૩૬] ભયંકર સ્વરૂપવાળી તથા સર્પના સરખી અસહ્ય એવી તે શક્તિને પોતાના પર આવતી જોઈને, અભિમન્યુએ તીક્ષ્ણ બાણો મૂકી તેના ટુકડા કરી નાખ્યા.[૩૭] પછી કૃપાચાર્યે તે લક્ષ્મણને પોતાના રથમાં બેસાડી દીધો; અને સર્વ સૈન્યના દેખતાં તેને રણસંગ્રામમાંથી દૂર લઈ લીધો.[૩૮] ત્યાર પછી તો મહાભયંકર યુદ્ધ ચાલવા માંડયું, કે જેમાં બન્ને સૈન્યો સેળભેળ થઈ ગયાં; અને સર્વ યોદ્ધાઓ એકબીજાને મારી નાખવાની ઈચ્છાથી સામસામા ધસવા લાગ્યા.[૩૯] તમારા અને પાંડવોના મહારથીઓ મોટાં ધનુષ્યોને ધારણ કરીને એકબીજાને બોલાવતા તથા અન્યોન્યના પ્રાણોનો યુદ્ધમાં હોમ કરતા એકબીજાનો સંહાર કરવા લાગ્યા.[૪૦] છૂટા કેશવાળા, કવચોરહિત થયેલા, રથોવિનાના તથા કપાયેલાં ધનુષ્યોવાળા કેટલાએક સંજયો અને કૌરવો, માત્ર પોતાના બાહુઓનાંજ સાધનવડે લડતા હતા.[૪૧] ત્યારપછી અત્યંત ક્રોધાયમાન થયેલા મહાબાહુ ભીષ્મે, ઘણા જોરથી દિવ્ય અસ્ત્રો મૂકી મૂકીને, મહાત્મા પાંડવોની સેનાનો સંહાર કરવા માંડયો.[૪૨] તે સમયે માર્યા ગયેલા ઘોડાઓ, હાથીઓ, રથીઓ, ઘોડેસ્વારો તથા પાળાઓથી આખી રણભૂમિ છવાઈ ગઈ હતી.[૪૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં
"દ્વંદ્વયુદ્ધ" એ વિષયનો
અધ્યાય ૭૩ મો સમાપ્ત

## અધ્યાય ૭૪ મો
## પાંચમા દિવસની સમાપ્તિ–સાત્યકિના પુત્રોનો વધ

॥ संजय उवाच ॥

**अथ राजन् महाबाहुः सात्यकिर्युद्धदुर्मदः ।**
**विकृष्य चापं समरे भारसाहमनुत्तमम् ॥१॥**

સંજયે કહ્યું:—હે રાજન્ ! ત્યારપછી યુદ્ધમાં મદોન્મત્ત બનેલો મહાબાહુ સાત્યકિ, ભારને સહન કરી શકે તેવા ઉત્તમોત્તમ ધનુષ્યને ખેંચીને,[૧] પોતાની અદ્દભુત હાથચાલાકી બતાવતો ઘણીજ ત્વરાપૂર્વક, સર્પસમાન ઝેરી તથા શ્રેષ્ઠ પુંખવાળાં પુષ્કળ બાણોને છોડવા લાગ્યો.[૨] જ્યારે તે સાત્યકિ, ધનુષ્ય ખેંચીને બાણો મૂકતો હતો તથા ફરી બાણો લઈ ધનુષ્યમાં સાંધતો હતો અને વળી ઘણી ત્વરાપૂર્વક તે બાણોને ફેંકતો હતો તેમજ શત્રુઓને સંહારતો હતો, ત્યારે ઘણી ચાલાકીથી તે સર્વ ક્રિયાઓને કરતા તે સાત્યકિનું સ્વરૂપ, અવિચ્છિન્ન ધારાથી વરસતા મેઘસરખું દેખાતું હતું.[૩,૪] હે ભારત ! એ પ્રમાણે

યુદ્ધમાં આગળ ને આગળ વધી આવતા તે સાત્યકિને જોઇને રાજા દુર્યોધને, તેની સામા દશહજાર રથીસૈનિકો મોકલ્યા.[૫]પરમ ધનુર્ધર તથા સત્ય પરાક્રમી વીર્યવાન સાત્યકિએ, તે સર્વ રથી ધનુર્ધરોને દિવ્ય અસ્ત્રથી મારવા માંડયા.[૬] તેવું દારુણ કર્મ કર્યાપછી વીર સાત્યકિ, હાથમાં ધનુષ્ય લઇને ભૂરિશ્રવા સાથે યુદ્ધ કરવામાટે આવી પહોંચ્યો.[૭] યુયુધાન–સાત્યકિએ સંહાર કરી નાખેલી તમારી સેનાને જોઇને, ક્રોધાયમાન થયેલો તથા કૌરવોની કીર્તિને વધારનારો તે ભૂરિશ્રવા પણ, સાત્યકિ સામો ધસી આવ્યો.[૮] પછી તેણે હાથચાલાકી દેખાડીને ઇંદ્રધનુષ્યસમાન એવા પોતાના મોટા ધનુષ્યનો ટંકાર કરીને, સર્પસમાન ઝેરી તથા વજ્રસમાન તીક્ષ્ણ એવાં બાણો છોડવા માંડયાં. હે મહારાજ ! મૃત્યુના જેવાં ઉગ્ર સ્પર્શવાળાં તે હજારો બાણોને સાત્યકિના અનુયાયીઓ સહન કરી શકયા નહિ. હે રાજન્ ! તેઓ, યુદ્ધમાં મદોન્મત્ત બનેલા સાત્યકિને છોડીને એકદમ ચારે બાજુથી નાસી ગયા.[૯–૧૧]

એ વખતે, મહારથીતરીકે પ્રસિદ્ધ થયેલા મહાબળવાન એવા સાત્યકિના દશ પુત્રો તરેહ તરેહનાં કવચો, આયુધો અને ધ્વજાઓને ધારણ કરીને, મહાધનુર્ધર એવા ભૂરિશ્રવાસામે યુદ્ધ કરવામાટે આવી પહોંચ્યા; અને ઘણા ક્રોધપૂર્વક તેને કહેવા લાગ્યાઃ–“ હે કૌરવોના સંબંધી! હે મહાબળવાન વીર! આવ અને અમારા બધાની સાથે અથવા અમારામાંના એક એકની સાથે તું યુદ્ધ કર.[૧૨–૧૪]આજે રણસંગ્રામમાં તું અમારો પરાજય કરીને યશ મેળવ; અથવા અમે તારો પરાજય કરીને અમારા પિતાને પ્રસન્ન કરીશું.”[૧૫]તે શૂરા યોદ્ધાઓએ એ પ્રમાણે કહ્યું, ત્યારે મહાબળવાન, પુરુષોમાં શ્રેષ્ઠ તથા પરાક્રમને વખાણનાર ભૂરિશ્રવા, તેઓને પોતાની સામે ઉભેલા જોઈ કહેવા લાગ્યોઃ–[૧૬] “ હે વીરો ! તમે કહ્યું તે યોગ્ય છે. તમારો એવોજ વિચાર હોય તો, તમે બધા સાથે રહીનેજ ઘણી સાવધાનીપૂર્વક મારી સાથે લડો. આજે રણસંગ્રામમાં હું તમારો નાશ કરીશ.”[૧૭] ભૂરિશ્રવાનું આ વચન સાંભળી, મોટા ધનુર્ધર તથા એકદમ સાહસી એવા તે વીરો, બાણવૃષ્ટિ કરીને શત્રુદમન ભૂરિશ્રવા સામા ધસી આવ્યા.[૧૮]હે મહારાજ! એકલા ભૂરિશ્રવાનું તથા સઘળા સાથે મળેલા તે સાત્યકિના પુત્રોનું તુમુલ યુદ્ધ, દિવસના પાછલા ભાગમાં થઇ રહ્યું હતું.[૧૯]હે નૃપ! મહારથીઓમાં શ્રેષ્ઠ તે એકલા ભૂરિશ્રવા ઉપર, વર્ષાઋતુમાં મેઘો જેમ મેરુપર્વત ઉપર વૃષ્ટિ કરે, તેમ તે સાત્યકિના બધા પુત્રો બાણોની વૃષ્ટિ કરવા મંડી પડયા;[૨૦]પણ મહારથી ભૂરિશ્રવા, તેઓએ છોડેલાં, યમદંડ તથા વજ્રસમાન કાંતિવાળાં ઘોર બાણોને, પોતાની પાસે આવ્યાં ન હોય તેટલામાંજ ગભરાયાવિના એકદમ કાપી નાખતો હતો.[૨૧]તે રણસંગ્રામમાં ભૂરિશ્રવાનું પરાક્રમ અમોને ઘણું આશ્ચર્યકારક દેખાતું હતું; કારણ કે પોતે એકલો, તેઓ બધાની સાથે નિર્ભય થઇને યુદ્ધમાં મગ્ન થયો હતો.[૨૨]હે રાજન્! આવી રીતે બાણોનો વરસાદ કરી રહ્યા પછી, તે દશે મહારથીઓ, મહાબાહુ ભૂરિશ્રવાને ઘેરી લઇ, તેને મારી નાખવાનો આરંભ કરવા લાગ્યા.[૨૩] ત્યારપછી હે રાજા! તે મહારથીઓની સાથે યુદ્ધ કરતા ભૂરિશ્રવાએ, ક્રોધાયમાન થઇને, તેઓનાં ધનુષ્યોના કકડા કરી નાખ્યા.[૨૪]હે ભરતશ્રેષ્ઠ રાજા! પછી કપાયેલાં ધનુષ્યવાળા તે દશે મહારથીઓનાં મસ્તકોને પણ, નમેલાં પર્વવાળાં બાણો મૂકીને, તે ભૂરિશ્રવાએ કાપી નાખ્યાં.[૨૫] એ પ્રમાણે બાણોથી માર્યા ગયેલા તે દશે જણા, વજ્રથી કપાયેલાં વૃક્ષોની પેઠે ભૂમિ ઉપર પડયા. આવી રીતે પોતાના બળવાન પુત્રોને મારી નાખેલા જોઈ, વીર સાત્યકિ, ગર્જના કરતો કરતો ભૂરિશ્રવા ઉપર ચઢી આવ્યો. પછી મહાબળવાન તેઓ બન્ને જણા, સામસામા પોતાના રથોને ભરાવી, એકબીજાના ઘોડાઓ તથા રથોનો નાશ કરવા લાગ્યા. આવી રીતે રથોનો નાશ કરીને તે બન્ને મહારથીઓ રથવિનાના થઇ ગયા અને તરવારો તથા ઢાલો ગ્રહણ કરીને એકબીજા સામે ધસી ગયા. આવી રીતે યુદ્ધ કરવામાટે સામસામા ઉભેલા તે ઉત્તમ પુરુષો ઘણા શોભી રહ્યા હતા.[૨૬–૨૯] એ

સમયે હે રાજન્! હાથમાં શ્રેષ્ઠ તરવાર લઈ ઉભેલા સાત્યકિ પાસે, ભીમસેન ઘણી ઉતાવળથી આવી પહોંચ્યો અને તેને રથ ઉપર બેસાડી દીધો.[૩૦]હે રાજન્! આ તરફથી તમારા પુત્ર દુર્યોધને પણ ભૂરિશ્રવાને, સર્વ ધનુર્ધરોના દેખતાં પોતાના રથ ઉપર બેસાડી દીધો.[૩૧]હે ભરતર્ષભ! આવી રીતે અહીં યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે પેલી તરફ કોપાયમાન થયેલા પાંડવો મહારથી ભીષ્મ સાથે લડી રહ્યા હતા.[૩૨] અસ્ત થવાની તૈયારીમાં રહેલો સૂર્ય, જરા લાલ કાંતિવાળો થયો હતો, તે વખતે ઘણી ત્વરા કરતા અર્જુને,પચીસ હજાર મહારથીઓનો ઘાણ વાળી નાખ્યો.[૩૩] અર્જુનનો નાશ કરવામાટે તમારા પુત્રની આજ્ઞા પામેલા સર્વ યોદ્ધાઓ, તે અર્જુનપાસે આવીને 'અગ્નિસામા આવેલાં પતંગીઆંઓની પેઠે,' તુરતજ નાશ પામતા હતા.[૩૪]ત્યારપછી ધનુર્વેદમાં કુશળ એવા મત્સ્યો અને કેકયો, પુત્રસહિત મહારથી અર્જુનને ચારે બાજુથી ઘેરી વળ્યા.[૩૫] એજ સમયે સૂર્ય પણ અસ્ત થવાની તૈયારીમાંજ હતો; તેથી સર્વ સૈન્યો આંધળાંભીંત જેવાં થઇ ગયાં.[૩૬] હે મહારાજ! પછી તમારા પિતા ભીષ્મપિતામહે, સંધ્યાકાળ થયો હોવાથી તથા પોતાનાં વાહનો પણ થાકી ગયાં હોવાથી, સૈન્યોને પાછાં વાળી લીધાં. પાંડવો તથા કૌરવોના પરસ્પરના સમાગમમાં અત્યંત કંટાળી ગયેલી તે બન્ને સેનાઓ પોતાની છાવણી તરફ પાછી ફરી.[૩૮] હે ભારત! પાંડવો પણ સંજયો સાથે પોતાની છાવણીમાં ગયા તથા કૌરવોએ પણ પોતાના તંબુમાં જઇ વિશ્રામ કર્યો.

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'પંચમ દિવસાવહારે' એ વિષયનો અધ્યાય ૭૪ મો સમાપ્ત

## અધ્યાય ૭૫ મો

### છઠ્ઠો દિવસ—મકરવ્યૂહ અને ક્રૌંચવ્યૂહ

॥ संजय उवाच ॥

ते [illegible] ततो राजन् सहिताः कुरुपांडवाः ।
[illegible] तु शर्वर्यां पुनर्युद्धाय निर्ययुः॥१॥

સંજયે કહ્યું:—હે રાજા! આખી રાત વિશ્રાંતિ લઇને, કૌરવોએ તથા પાંડવોએ તે રાત ગાળી. પછી સવાર થતાં ફરી યુદ્ધ કરવામાટે નીકળી પડ્યા.[૧]હે ભારત! તેઓ એ વેળા તમારાં તથા પાંડવોનાં સૈન્યોમાં સજ્જ કરાતા રથોનો, તૈયાર કરાતા હાથીઓનો, કવચોને ધારણ કરતા પાળાઓનો તથા તૈયાર કરાતા ઘોડાઓનો મહાન શબ્દ થઈ રહ્યો હતો; અને શંખ તથા દુંદુભિઓનો નાદ પણ ચારેબાજુ તુમુલ થતો હતો.[૨,૩]ત્યારપછી યુધિષ્ઠિર રાજાએ ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે:—"હે મહાબાહો! આજે શત્રુઓનો નાશ કરે તેવો મકરવ્યૂહ રચો."[૪] હે મહારાજ! યુધિષ્ઠિરે એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે મહારથી ધૃષ્ટદ્યુમ્ને સર્વ રથીઓને (તે વ્યૂહ રચવાની) આજ્ઞા કરી;[૫] ત્યારે દ્રુપદરાજા અને અર્જુન, એ વ્યૂહના શિરોભાગમાં રહ્યા. સહદેવ અને મહારથી નકુલ, એ બન્ને જણા તેનાં ચક્ષુસ્થાનમાં રહ્યા.[૬] હે મહારાજ! મહાબળવાન ભીમસેન તે વ્યૂહના મુખસ્થાનમાં રહ્યો. અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, રાક્ષસ ઘટોત્કચ, સાત્યકિ અને ધર્મરાજા એ વ્યૂહની ગ્રીવાસ્થાનમાં ઉભા રહ્યા; અને હે મહારાજા! વિરાટ્રાજા ધૃષ્ટદ્યુમ્નસહિત મોટી સેનાને લઇને, એ વ્યૂહની પીઠના ભાગમાં રહ્યો. કેકયદેશના પાંચ ભાઇઓ એ વ્યૂહના ડાબા પડખામાં રહ્યા તથા પુરુષવ્યાઘ્ર ધૃષ્ટકેતુ અને વીર્યવાન ચેકિતાન રાજા, એ વ્યૂહનું રક્ષણ કરવામાટે જમણા પડખામાં રહ્યા.[૧૦] હે મહારાજ! શ્રીમાન મહારથી કુંતિભોજ અને શતાનીક રાજા, એ વ્યૂહના બન્ને પગના સ્થાનમાં મોટી સેનાઓસહિત ઉભા રહ્યા.[૧૧] સોમકયોદ્ધાઓસહિત મહાબળવાન ધનુર્ધર શિખંડી તથા ઇરાવાનરાજા એ વ્યૂહના પુચ્છસ્થાનમાં ઉભા રહ્યા.[૧૨] હે ભારત! આ પ્રમાણે મકરવ્યૂહની રચના કરીને તથા (મનમાં) દંશવાળા થઇને સર્વે પાંડવો, સૂર્યોદય થતાં યુદ્ધ કરવામાટે સજ્જ થઇ રહ્યા;[૧૩]અને હાથી, ઘોડા, રથો, પાળાઓ વગેરેને સાથે લઇને તથા ધ્વજાઓ, છત્રો તથા નિર્મળ એવાં તીક્ષ્ણ હથિયારો ઉંચાં કરીને, કૌરવોસામા ઘણા વેગથી જવા લાગ્યા.[૧૪]હે રાજન્! એ પ્રમાણે મકરવ્યૂહમાં

ગોઠવાયેલી પાંડવોની સેનાને જોઇ, તમારા પિતા ભીષ્મપિતામહે, પોતાની સેનાને ક્રૌંચવ્યૂહમાં ગોઠવી.[15] એ વ્યૂહના મુખના સ્થાનમાં દ્રોણાચાર્ય શોભી રહ્યા હતા અને હે રાજા! અશ્વત્થામા તથા કૃપાચાર્ય, ચક્ષુસ્થાનમાં ગોઠવાયા.[16] સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ પુરુષોત્તમ કૃતવર્મા, કાંબોજ અને બાહ્‌લિકયોદ્ધાઓસહિત, એ વ્યૂહના શિરોભાગમાં ગોઠવાઈ ગયો.[17] હે રાજા! એ વ્યૂહની ગ્રીવાના સ્થાનમાં શૂરસેન રાજા તથા અનેક રાજાઓથી વીંટાયેલો દુર્યોધનરાજા ઉભા રહ્યા.[18] હે નરશ્રેષ્ઠ! સૌવીર, ભદ્ર અને કૈકયયોદ્ધાઓસહિત મોટી સેનાથી વીંટાયેલો પ્રાગ્જ્યોતિષરાજા, એ વ્યૂહની છાતીના ભાગમાં રહ્યો.[19] પ્રસ્થલનો રાજા સુશર્મા, કવચ ધારણ કરી, પોતાની સેનાસહિત, એ વ્યૂહની ડાબી પાંખનો આશ્રય કરી રહ્યો.[20] હે ભારત! તુષારો, યવનો, શકો અને ચૂચુપઆદિ યોદ્ધાઓ, એ વ્યૂહની જમણી પાંખપર ઉભા રહ્યા.[21] હે રાજા! શ્રુતાયુષ, શતાયુષ તથા ભૂરિશ્રવા, એ વ્યૂહની જાંઘના ભાગમાં પરસ્પર રક્ષણ કરતા ગોઠવાઈ ગયા.[22]

ત્યારપછી હે મહારાજ! સૂર્યોદય થતાં, પાંડવો અને કૌરવોએ યુદ્ધ કરવામાટે પ્રયાણ કર્યું; અને પછી બન્ને વચ્ચે મહાન યુદ્ધનો આરંભ થયો.[23] હાથીસ્વારો, રથીયોદ્ધાઓ અને ઘોડેસ્વારો પરસ્પર સામસામા જવા લાગ્યા.[24] હે રાજા! તે મહારણમાં ઘોડેસ્વારો ઘોડેસ્વારો સામા, રથીયોદ્ધાઓ હાથીસ્વારો સામા, હાથીસ્વારો રથીઓસામા, ઘોડેસ્વારો રથીઓ સામા, રથીઓ પાળાઓ સામા અને ઘોડેસ્વારો પાળાઓસામા ક્રોધાવેશવાળા થઇને ધસી જતા હતા.[25,26] ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ અને બીજા મહારથી રાજાઓનાં રક્ષણતળે રહેલી પાંડવોની સેના, એ વખતે, નક્ષત્રોસહિત રાત્રિના સરખી શોભી રહી હતી; તેમજ ભીષ્મ, કૃપ, દ્રોણ, શલ્ય અને દુર્યોધન—આદિથી વીંટાયેલી તમારી સેના પણ, ગ્રહોથી વીંટાયેલા આકાશસમાન શોભતી હતી.[28] પરાક્રમી કુંતાપુત્ર ભીમસેન, દ્રોણાચાર્યને જોઇને, પોતાના વેગવાળા ઘોડાઓને દોડાવી તેમની સેના તરફ દોડી ગયો. રણસંગ્રામમાં વખણાયેલા પરાક્રમી દ્રોણાચાર્યે લોઢાનાં નવ બાણો મૂકી મર્મસ્થાનને વિષે ભીમસેનને વિંધી નાખ્યો.[30] એ પ્રમાણે દ્રોણાચાર્યના દૃઢ પ્રહારથી ઘાયલ થયેલા ભીમસેને, તેના સારથિને યમરાજાના ઘર તરફ વિદાય કર્યો.[31] પોતાના સારથિને મરણ પામેલો જોઇને પ્રતાપી દ્રોણાચાર્યે પોતેજ ઘોડાઓની લગામ હાથમાં લીધી;અને અગ્નિ જેમ રૂના ઢગલાનો નાશ કરે તેમ, પાંડવોની સેનાનો નાશ કરવા માંડયો.[32] એ પ્રમાણે દ્રોણાચાર્યે તથા ભીષ્મે વધ કરાતા નરોત્તમ સંજયો અને કેકયો નાસભાગ કરવા લાગ્યા;[33] તેમજ ભીમસેન તથા અર્જુનવડે ઘાયલ કરાતી તમારી સેના પણ, મદમાતી સુંદર સ્ત્રીની પેઠે,જ્યાં ત્યાં મોહ પામતી હતી. હે ભારત! આવી રીતે તે વીરવરોનો સંહાર થતાં બન્ને તરફની વ્યૂહરચના તૂટી ગઇ અને તમારી તથા પાંડવોની સેના ભયંકર રીતે સેળભેળ થઇ ગઈ.[35] એ સમયે હે ભારત! તમારા તથા શત્રુઓના યોદ્ધાઓ એકત્રિત થઇને જે યુદ્ધ કરતા હતા, તે જોઇને અમોને ઘણું આશ્ચર્ય લાગતું હતું.[36] હે રાજા! એ વેળાએ પણ એકબીજાનાં અસ્ત્રોનું નિવારણ કરીને મહાબળવાન કૌરવો તથા પાંડવો લડી રહ્યા હતા.[37]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં
"યુદ્ધનો આરંભ" એ વિષયનો
અધ્યાય ૭૫ મો સમાપ્ત

## અધ્યાય ૭૬ મો

### ધૃતરાષ્ટ્રનો ઉદ્વેગ

॥ धृतराष्ट्र उवाच ॥

**एवं ब[illegible]गुणं सैन्यमेवं बहुविधं पुरा ।**
**[illegible]ढमेवं यथाशा[illegible]मोघं चैव संजय ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:—હે સંજય! આપણું સૈન્ય અનેક ગુણોવાળું છે, અનેક પ્રકારનું છે તથા શાસ્ત્રોક્ત વ્યૂહોથી નિષ્ફળ ન થાય તેમ ગોઠવેલું છે;[1] વળી અત્યંત હર્ષમાં રહેનારૂં તથા આપણને ઇચ્છનારૂં અને હમેશાં આપણને ન-

મનારૂ વ્યસનોથીરહિત છે તથા પહેલાંથી પરાક્રમ જોઇનેજ રાખેલું છે (અર્થાત્ કસાયેલું છે.)[2]વળી આપણા સૈન્યમાંના યોદ્ધાઓ અતિવૃદ્ધ નથી તથા અત્યંત નાની ઉંમરના પણ નથી; તેમજ કોઇ અતિ નબળા નથી અને અતિ પુષ્ટ પણ નથી. વળી આપણા સૈનિકો, ઝડપથી કામ કરી શકે તેવા છે અને ઘણી ઉંચાઇવાળા, ઉત્કૃષ્ટ બળવાળા અને નિરોગી છે.[3] વળી આપણામાંના સર્વ સૈનિકો, કવચધારી અને અનેક પ્રકારનાં શસ્ત્રોને ધારણ કરનારા છે, તેઓ તરવારયુદ્ધ, ગદાયુદ્ધ અને હાથોહાથનું યુદ્ધ કરવામાં નિપુણ છે.[4] ભાલાઓની લડાઈમાં, બન્ને તરફ ધારવાળી તરવારોના યુદ્ધમાં, તોમરયુદ્ધમાં, લોઢાની લાકડીઓની લડાઈમાં, ભિંદીપાલયુદ્ધમાં, શક્તિયુદ્ધમાં, મુસળયુદ્ધમાં, કંપનયુદ્ધમાં, ધનુષ્યની લડાઇમાં, બંદુકોની લડાઇમાં, ગોફણોની લડાઇમાં તથા વિચિત્ર પ્રકારનાં મુષ્ટિયુદ્ધોમાં પણ આપણું સૈન્ય સમર્થ છે.[5,6] વળી આપણા સૈનિકોએ સર્વ પ્રકારની યુદ્ધવિદ્યામાં સારૂં જ્ઞાન મેળવેલું છે. વ્યાયામ( કસરત )કળામાં પણ સારો શ્રમ કરેલો છે; તેમજ સર્વ પ્રકારની શસ્ત્રધારણ કરવાની વિદ્યાઓમાં પણ કુશળતા પ્રાપ્ત કરેલી છે.[7] આપણા સૈન્યના સર્વ માણસો,હાથી વગેરે વાહનો ઉપર ચઢવામાં, ઉતરી પડવામાં, આગળ ધસી જવામાં,વચમાં વચમાં કૂદાવવામાં, સારી રીતે પ્રહાર કરવામાં, આગળ લઈ જવામાં અને પાછા હઠી જવામાં હુશિયાર છે.[8] હાથી, ઘોડા, રથ વગેરે વાહનોમાં તો આપણા સૈનિકોની સારી રીતે પરીક્ષા ઘણી વખત કરેલી છે. સર્વ સૈનિકોને પરીક્ષા કરીનેજ રાખેલા છે અને તેઓને સંતોષકારક પગારો અપાય છે.[9] કોઈપણ માણસને, કોઇની ભલામણથી અથવા ઉપકારબદલ કે સગાંવહાલાંઓના કારણથી રાખવામાં આવ્યો નથી તથા મિત્રો વગેરેના આગ્રહથી પણ રાખેલ નથી; તેમજ અકુલીન માણસોનો પણ સંગ્રહ કર્યો નથી.[10] આપણા સૈનિકો કુલીન અને સમૃદ્ધ છે. તેઓના સંબંધીઓને તથા બાંધવોને આપણા તરફથી સંતોષ્યા છે. તેઓના ઉપર આપણે ઘણા ઉપકારો પણ કર્યા છે.વળી તેઓ યશસ્વી અને સ્વતંત્ર વિચારના પણ છે.[11] વળી હે તાત ! આપણું સૈન્ય લોકમાં ઘણું પ્રખ્યાત છે, ખાસ પોતાનાજ માણસોથી રક્ષિત છે, કે જેઓ લોકપાલસમાન પરાક્રમી અને પૂર્વકાળમાં અનેક પ્રકારનાં કર્મો કરીને વિખ્યાત થયેલા છે. આવા પુરુષો તો આપણા સૈન્યના આગેવાનો છે.[12] વળી આપણું સૈન્ય, પૃથ્વીમાં અને લોકોમાં સારૂં માન પામેલા ક્ષત્રિયોના રક્ષણતળે રહેલું છે, કે જે ક્ષત્રિયો ઘણા બળવાન છે અને પોતાની ઇચ્છાથીજ પોતાનાં સૈન્યો સાથે આપણને આવી મળેલા છે.[13] ચારે બાજુએથી આવેલી નદીઓથી ભરપૂર બનેલા મહાસાગર જેવું આપણું સૈન્ય છે. વળી તે સૈન્ય, પાંખો નહિ હોવા છતાં પક્ષીસમાન ગતિવાળા અનેક રથો અને હાથીઓથી ભરપૂર છે.[14] વળી પણ આપણો સેનાસાગર, અનેક પ્રકારના યોદ્ધાઓરૂપ જળથી ઘણો ભયંકર છે; તથા અનેક પ્રકારનાં વાહનોરૂપ મોજાંઓથી તરંગિત છે. તરવારો, ગદા, શક્તિ, બાણ અને ભાલાંઓરૂપ હલ્લેસાં મારવાના ચાટવાઓથી પરિપૂર્ણ છે.[15] વળી આપણો સૈન્યરૂપી મહાસાગર ધ્વજાઓ, આભૂષણો, રત્નજડિત પટ્ટાઓ અને દોડતા ઘોડાઓરૂપ વાયુના વેગથી કંપાયમાન–સુસવાટા કરી રહેલો છે.[16] આવું આપણું સૈન્ય, મોટી ગર્જના કરતા સમુદ્રસમાન અપાર છે. વળી તે આપણું સૈન્ય, ભીષ્મ અને દ્રોણ જેવા બળવાન મહાત્માઓથી રક્ષિત છે; તથા કૃતવર્મા, કૃપાચાર્ય, દુઃશાસન, જયદ્રથ વગેરે અને ભગદત્ત, વિકર્ણ, અશ્વત્થામા, શકુનિ અને બાહ્લિકો આદિ વીરયોદ્ધાઓથી પણ સુરક્ષિત છે; છતાં પણ યુદ્ધમાં માર ખાય છે, એમાં પ્રાચીન ભવનાં કર્મોજ દોષપાત્ર છે.[17–19] હે સંજય ! પૃથ્વીના કોઇ પણ મનુષ્યોએ અથવા મહાભાગ્યશાળી પુરાણ ઋષિમુનિઓએ પણ આવું યુદ્ધ કદી પણ નહિ જોયું હોય ![20] આવું મહાન સૈન્ય, શસ્ત્રોથી તથા સંપત્તિથી યુક્ત છે;છતાં પણ યુદ્ધમાં માર ખાય છે, તો એમાં ભાગ્યસિવાય બીજું શું સમજવું ? [21] હે સંજય! મારૂં હવે બધું વિપરીતજ થવા બેઠું છે, એ મને જણાય છે;

કારણ કે આવું ભયંકર સૈન્ય પણ રણસંગ્રામમાં પાંડવોને જીતી શકતું નથી.[૨૨] હે સંજય ! મને તો એમજ લાગે છે કે, પાંડવોને સહાય કરવામાટે દેવતાઓજ ત્યાં આવીને મારા સૈન્ય સાથે યુદ્ધ કરતા હશે; જેથી મારૂં સમગ્ર સૈન્ય માર્યું જાય છે.[૨૩] મને વિદુર હમેશાં હિતવચનો કહ્યા કરતો તથા લાભકારક સલાહ આપ્યા કરતો હતો, પણ મંદ બુદ્ધિના મારા પુત્ર દુર્યોધને માન્યુંજ નહિ.[૨૪] હે તાત ! હવે હું માનું છું કે, તે મહાત્મા સર્વજ્ઞ વિદુરે પ્રથમથીજ આવું બનશે તેમ જાણી લીધું હશે અને તેથીજ મને તેવી સલાહ આપતા હશે;[૨૫] અથવા તો હે સંજય! આમ થવું તે ભાવિજ હશે; કારણ કે વિધાતાએ પ્રથમથી જે નિર્માણ કરેલું હોય છે તે તેમજ બને છે, કોઈ પણ રીતે તે અન્યથા બનતું નથી.[૨૬]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ધૃતરાષ્ટ્રની ચિંતા' એ વિષયનો અધ્યાય ૭૬ મો સમાપ્ત

## અધ્યાય ૭૭ મો

### છઠ્ઠો દિવસ (ચાલુ)–સંકુલ યુદ્ધ–દ્રોણપરાક્રમ

**॥ संजय उवाच ॥**

**आत्मदोषात्त्वया राजन् प्राप्तं व्यसनमीदृशं ।**
**नहि दुर्योधनस्तानि पश्यते भरतर्षभ ॥१॥**

સંજયે કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ રાજા ! તમે તમારા પોતાના દોષથીજ આવું સંકટ પ્રાપ્ત કરેલું છે. અધર્મ કરવાથી જે દોષો પ્રાપ્ત થાય છે, તેને તમે જાણતા હતા, દુર્યોધન જાણતો ન હતો. હે રાજન્! તમારા દોષથીજ જુગાર રમાયો; અને તમારા દોષથીજ પાંડવો સાથે યુદ્ધનો આરંભ થયો છે. તમે પોતે દોષ કર્યો છે, માટે હવે તેનું ફળ પણ તમે પોતેજ ભોગવો; કારણ કે હે રાજન્! પોતે કરેલાં કર્મો પોતાનેજ, આ લોકમાં તથા મરણ પછી પરલોકમાં ભોગવવાં પડે છે; માટે તમોને આ ફળ યોગ્યજ મળેલું છે. હે રાજા ! તેથી હવે તો આવું મોટું સંકટ આવી પડયું છે, તોપણ સ્થિર થાઓ અને મારી પાસેથી યુદ્ધ શી રીતે ચાલ્યું તેનો વૃત્તાંત સાંભળો.

વીર ભીમસેન, આખી સેનાને તીક્ષ્ણ બાણોથી વિંધી નાખીને, જ્યાં દુર્યોધનના સર્વ નાનાભાઈઓ ઉભા હતા ત્યાં આવી પહોંચ્યો.[૬] દુઃશાસન, દુર્વિષહ, દુઃસહ, દુર્મદ, જય, જયત્સેન, વિકર્ણ, ચિત્રસેન, સુદર્શન, ચારુમિત્ર, સુવર્મા, દુષ્કર્ણ, કર્ણ વગેરે દુર્યોધનના ભાઈઓ તથા બીજા ઘણા મહારથીઓ, સમીપમાં ક્રોધાતુર થઇને ઉભા હતા છતાં પણ અને ભીષ્મપિતામહથી કૌરવોની સેના રક્ષિત છે એમ જોવા છતાં પણ, મહારથી ભીમસેન તમારી સેનામાં દાખલ થયો. આવી રીતે સેનામાં પેઠેલા તેને જોઇને, બધા કૌરવો કહેવા લાગ્યા કેઃ–"હે રાજાઓ ! આપણે આજે આ ભીમસેનને જીવતોજ પકડી લઇએ."[૭,૧૦]આવો નિશ્ચય કરીને તે સર્વ ભાઇઓ, જેમ પ્રજાઓના પ્રલયકાળે સર્વ ક્રૂર ગ્રહો સૂર્યને ઘેરી લે છે, તેમ ભીમસેનને ચારે બાજુથી ઘેરી વળ્યા.[૧૧] સૈન્યના મધ્યભાગમાં આવી પહોંચેલા ભીમસેનને, જેમ પૂર્વકાળમાં દેવો અને અસુરોના યુદ્ધમાં દાનવોની મધ્યમાં રહેલા ઇંદ્રને જરા પણ ભય થતો ન હતો, તેમ તેને પણ ભય થયો નહિ.[૧૨] હે રાજા ! ત્યાર પછી સેંકડો હજાર રથીયોદ્ધાઓ, હાથમાં તીવ્ર બાણો ઉંચાં કરીને, તે એકલા ભીમસેનની ચારે બાજુ વીંટાઈ વળ્યા;[૧૩] પણ તે ભીમસેને તો તમારા પક્ષના યોદ્ધાઓની જરા પણ દરકાર કર્યાવિના, કૌરવોના મુખ્ય મુખ્ય યોદ્ધાઓને, હાથી, ઘોડા, રથીઓ તથા ઘોડેસ્વારોને મારવાજ માંડયા.[૧૪] ઉદાર મનવાળા ભીમસેને, તેઓનો પોતાને પકડવાનો નિશ્ચય જાણી જઇને, તેઓ બધાનો નાશ કરવા વિચાર કર્યો.[૧૫] હે રાજન્ ! આમ વિચાર કરીને પોતે રથ ઉપરથી નીચે ઉતરી પડયો અને હાથમાં એક ગદા લઇને, સમુદ્રસમાન જણાતા કૌરવોના સૈન્યનો નાશ કરવા મંડી પડયો.[૧૬] એ પ્રમાણે ભીમસેન, તે સેનામાં પેઠો હતો, ત્યારે દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રોણાચાર્યને છોડીને ઘણા વેગપૂર્વક, જ્યાં શકુનિ હતો ત્યાં આવી પહોંચ્યો.[૧૭] પુરુષશ્રેષ્ઠ ધૃ-

ષ્ટદ્યુમ્ને ત્યાં રહેલી તમારી મોટી સેનાને હઠાવી દીધી અને પોતે રણસંગ્રામમાં ખાલી પડેલા ભીમસેનના રથ પાસે આવી પહોંચ્યો.[૧૮] તે યુદ્ધભૂમિ ઉપર શૂન્ય પડેલા રથને લઈને ઉભેલા ભીમસેનના સારથિ વિશોકને જોઈને, હે મહારાજ ! ધૃષ્ટદ્યુમ્ન બેભાન જેવો થઇ ગયો અને તેનું મન ઉદાસીન થઈ ગયું. પછી તેણે આંખમાં આવેલાં અશ્રુઓને રોકીને તથા ઘણા દુઃખથી નિઃશ્વાસ નાખીને, તે સારથિને પૂછયું:-"મારા પ્રાણથી પણ વધારે પ્રિય ભીમસેન કયાં છે ?"[૨૦] ત્યારે વિશોકે હાથ જોડીને ધૃષ્ટદ્યુમ્નને આ પ્રમાણે કહ્યું:-" મને અહીં ઉભો રાખીને, પરાક્રમી બળવાન ભીમસેન, કૌરવોના આ મહાન સેનાસાગરમાં પેઠા છે. પુરુષોમાં વ્યાઘ્રસમાન તે ભીમસેને મને આ પ્રમાણે કહ્યું છે:-' હે સારથિ ! એક મુહૂર્ત વાર ઘોડાઓને અહીં ઉભા રાખ અને મારી રાહ જોતો ઉભો રહે; એટલામાં મને મારવા તત્પર થયેલા આ કૌરવોનો હું નાશ કરૂં છું.' આમ કહીને પોતાના સૈન્યને આનંદ ઉપજાવતા મહાબળવાન ભીમસેન, હાથમાં ગદા લઈને ત્યાં દોડી ગયા છે.[૨૧-૨૫] હે ધૃષ્ટદ્યુમ્ન રાજા ! ત્યાં ગયા પછી તેમણે ભયંકર અને તુમુલ યુદ્ધ મચાવી દીધું અને કૌરવોની વ્યૂહરચના તોડી પાડીને તેઓ અંદર દાખલ થયા છે. "[૨૬] એ પ્રમાણે વિશોકનું વચન સાંભળી, મહાબળવાન ધૃષ્ટદ્યુમ્ન, તેને આ પ્રમાણે કહેવા લાગ્યો:-" ભીમસેનને યુદ્ધમાં એકલા છોડી તથા પાંડવો તરફના સ્નેહની દરકાર નહિ કરી, મારે આજે જીવવાનું પણ શું પ્રયોજન છે?[૨૭] ભીમસેન યુદ્ધ કરવા ગયેલ છે અને હું હજી અહીં ઉભો રહ્યો છું, તો ભીમસેનવિના હું એકલો જો જઇશ તો મને ક્ષત્રિયો શું કહેશે?[૨૮] વળી જે પુરુષ પોતાના સહાયકોને છોડી, પોતે એકલોજ કુશળક્ષેમ ઘેર આવે છે તે પુરુષનું, ઇંદ્રાદિ દેવો અકલ્યાણ કરે છે.[૨૯] વળી મહાબળવાન ભીમસેન, મારો મિત્ર છે તથા સંબંધી છે અને મારા ઉપર ભક્તિ રાખે છે; અને હું પણ શત્રુહંતા તેના ઉપર ભક્તિવાળો છું,[૩૦] માટે હે સારથિ ! જ્યાં ભીમસેન ગયા છે ત્યાં હું પણ જઇશ અને ઇંદ્ર જેમ રાક્ષસોનો નાશ કરે, તેમ શત્રુઓનો નાશ કરીશ, તે તું જોજે. "[૩૧]

હે ભારત ! એ પ્રમાણે કહીને, વીર ધૃષ્ટદ્યુમ્ન પણ, ભીમસેનની ગદાના પ્રહારથી મરણ પામેલા હાથીઓથી જ્યાં માર્ગ પડી રહ્યો હતો ત્યાં થઇને કૌરવોની સેનાના મધ્યભાગમાં આવી પહોંચ્યો.[૩૨] તે વખતે વાયુ જેમ વૃક્ષોને ભાંગી નાખે, તેમ શત્રુઓનો નાશ કરી રહેલા તથા ઘણા જોરથી શત્રુસેનાને તપાવી રહેલા ભીમસેનને તેણે જોયો.[૩૩] ભીમના પ્રહારથી માર્યા જતા રથીઓ, ઘોડેસ્વારો, પાળાઓ અને હાથીઓ, તે રણસંગ્રામમાં દુઃખથી બૂમો પાડી રહ્યા હતા.[૩૪] હે રાજા! તે વેળા તમારા સૈન્યમાં ઘણી કુશળતાથી અનેક પ્રકારોમાં યુદ્ધ કરી રહેલા ભીમસેનના મારથી, ચારે બાજુ હાહાકાર થઇ રહ્યો હતો.[૩૫] હે પરંતપ ! શસ્ત્રવિદ્યામાં કુશળ એવા તમારા પક્ષના યોદ્ધાઓ પણ ભીમસેનને ઘેરી લઈને, નિર્ભયતાપૂર્વક શસ્ત્રોની વૃષ્ટિ કરી રહ્યા હતા.[૩૬]

ચારેબાજુથી એકત્ર થયેલાં ભયંકર સૈન્યથી ઘેરાયેલા, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા ભીમસેનને ત્યાં જોઇને, લોકવીર ધૃષ્ટદ્યુમ્ન, તેમની પાસે ગયો. એ સમયે બાણોથી ઘવાયેલાં શરીરવાળા, રથ નહિ હોવાથી પગપાળા થયેલા, ક્રોધરૂપ ઝેરને બહાર કાઢતા તથા પ્રલયકાળના યમની પેઠે ગદા હાથમાં લઇને ઘૂમી રહેલા ભીમસેનને, ધૃષ્ટદ્યુમ્ને આશ્વાસન આપ્યું. વળી મહાત્મા ધૃષ્ટદ્યુમ્ને તે ભીમસેનના શરીરમાંથી બાણો ખેંચી લઈ તથા ગાઢ રીતે ભેટીને તેમને પોતાના રથમાં બેસાડયા અને શત્રુઓના મધ્યમાં ધીરજ આપી. તે પછી મહાયુદ્ધ શરૂ થયું, એટલે તમારા પુત્ર દુર્યોધને, પોતાના ભાઇઓ પાસે આવીને આ પ્રમાણે કહ્યું:-"આ દુરાત્મા દ્રુપદપુત્ર (ધૃષ્ટદ્યુમ્ન), ભીમસેનની પાસે આવી પહોંચ્યોછે;[૪૦] માટે આપણે બધા મોટું સૈન્ય લઇને તેની સામો ધસારો કરીએ, જેથી આપણો તે શત્રુસૈન્યમાં આગળ વધી શકે નહિ." એ પ્રમાણે મોટાભાઇનું વાક્ય સાંભળી, તે બધા કૌરવો ધૃષ્ટદ્યુમ્નને ત્યાં આવતો

સહન કરી શક્યા નહિ, તેથી મોટાભાઇની આજ્ઞાથી પ્રેરાયેલા તેઓ, હાથમાં મોટાં આયુધો ઉંચાં કરી, પ્રલયકાળે ઉદય પામેલા ઉગ્ર ધૂમકેતુઓની પેઠે, તેનો નાશ કરવામાટે ધસી ગયા. એ વેળા તે વીરો વિવિધ પ્રકારનાં ધનુષ્યો તથા અસ્ત્રો લઇને, રથચક્રોના ઘોષથી આખી પૃથ્વીને કંપાવતા, મેઘો જેમ પાણીની ધારાઓથી પર્વત ઉપર વરસે તેમ, ધૃષ્ટદ્યુમ્ન ઉપર બાણોનો વરસાદ કરવા લાગ્યા; પણ વિચિત્ર પ્રકારના યુદ્ધમાં કુશળ એવો ધૃષ્ટદ્યુમ્ન, તેઓને તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી જરાપણ ગભરાયો નહિ ! પછી તમારા પુત્રોને તથા બીજા વીરોને પોતાની ચારેબાજુ આવી સજ્જ થઈને ઉભેલા જોઈ, તેઓનો નાશ કરવા ઇચ્છતા મહારથી ધૃષ્ટદ્યુમ્ને તે યુદ્ધમાં પ્રમોહન નામનું અસ્ત્ર યોજ્યું.[૪૪] હે રાજા ! જેમ ઇંદ્ર, રાક્ષસો ઉપર ક્રોધાયમાન થાય, તેમ તે ધૃષ્ટદ્યુમ્ન, તમારા પુત્રો ઉપર ક્રોધાતુર થઇ ગયો હતો. ત્યાર પછી તેના પ્રમોહનાસ્ત્રના પ્રયોગથી બેભાન થયેલા તથા વીર્યહીન થયેલા તમારા સૈનિકો, મોહવશ થઇ ગયા.[૪૫] સર્વ કૌરવો પોતાના ઘોડા, હાથી અને રથોસહિત ચારે બાજુ નાસભાગ કરવા લાગ્યા. આવી રીતે કાળથી ઘેરાયેલા હોય તેવા બેભાન થઇ ગયેલા તમારા પુત્રોને જોઇને, ધનુર્ધરોમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યે, એ વખતે ત્રણ દારુણ બાણો મૂકી દ્રુપદરાજાને વિંધી નાખ્યો.[૪૬,૪૭]

હે રાજન્ ! આવી રીતે દ્રોણાચાર્યે વિંધી નાખેલો તે દ્રુપદરાજા, તેની સાથેનું પોતાનું પૂર્વવૈર યાદ કરીને યુદ્ધમાંથી ખસી ગયો.[૪૮] પ્રતાપી દ્રોણે દ્રુપદરાજાને જીતીને શંખ વગાડયો ત્યારે તે શંખનો શબ્દ સાંભળી, સર્વ સોમક યોદ્ધાઓ ત્રાસ પામી ગયા.[૪૯] પછી શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તેજસ્વી દ્રોણાચાર્યના જાણવામાં આવ્યું કે, તમારા પુત્રો પ્રમોહનાસ્ત્રથી મોહિત થઈ પડેલા છે, તેથી હે મહારાજ ! દ્રોણાચાર્ય ત્વરાપૂર્વક ત્યાં આવી પહોંચ્યા અને ત્યાં રણસંગ્રામમાં આમતેમ ઘુમી રહેલા ધૃષ્ટદ્યુમ્નને તથા ભીમસેનને અને મૂર્ચ્છિત થઇને પડેલા તમારા પુત્રોને તે મહારથી ભારદ્વાજે જોયા.[૫૨] એટલે મહાધનુર્ધર પ્રતાપી દ્રોણાચાર્યે, પ્રજ્ઞાસ્ત્રનો પ્રયોગ કરી, મોહનાસ્ત્રનો નાશ કર્યો. તુરત જ તમારા મહારથી પુત્રો ભાનમાં આવી ગયા; અને ફરી પણ ધૃષ્ટદ્યુમ્ન અને ભીમસેન તરફ યુદ્ધ કરવામાટે ધસી ગયા.

એ વખતે યુધિષ્ઠિરે પોતાના સૈનિકોને બોલાવીને આ પ્રમાણે કહ્યું:–"અભિમન્યુ વગેરે કવચધારી બાર મહારથી યોદ્ધાઓ, ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ન જે રસ્તે ગયા છે તે રસ્તે જાઓ અને તેમની ખબર લાવો; કારણ કે મારૂં મન આકુળવ્યાકુળ થાય છે અને સ્થિર રહેતું નથી." આમ આજ્ઞા અપાયેલા તે પરાક્રમી શૂરા યોદ્ધાઓ, પોતાના પુરુષાર્થનું અભિમાન કરતા "બહુ સારૂં" એમ કહીને જ્યારે સૂર્ય મધ્યાહ્નકાળમાં આવ્યો હતો, ત્યારે તેઓ બધા ચાલી નીકળ્યા.[૫૩–૫૭] કેકયો, દ્રૌપદીના પાંચ પુત્રો, વીર્યવાન ધૃષ્ટકેતુ વગેરે યોદ્ધાઓ અભિમન્યુને આગળ કરી, મોટી સેનાથી વીંટાઈને જતા હતા. શત્રુઓનું દમન કરનારા તે યોદ્ધાઓએ તે વેળા સૂચીમુખ નામનો વ્યૂહ રચ્યો હતો, (સોયની આકૃતિનો વ્યૂહ, 'સૂચીમૂખ વ્યૂહ' કહેવાય છે. ) તેથી તેઓએ કૌરવોના રથીસૈન્યને ભેદી નાખ્યું.[૫૮,૫૯] હે રાજા! તે સમયે, તમારી સેના મદમૂર્છાવાળી મદોન્મત્ત સ્ત્રીની પેઠે ભીમસેનના ભયથી આવિષ્ટ થઈ ગઈ હતી અને ધૃષ્ટદ્યુમ્નના બાણથી મોહિત થઇ ગઈ હતી;જેથી માર્ગમાં રહેલી છતાં પણ, પોતાના તરફ ચાલ્યા આવતા અભિમન્યુ આદિ મહાધનુર્ધર યોદ્ધાઓને અટકાવી શકી નહિ.[૬૦,૬૧] પછી સુવર્ણયુક્ત ધ્વજાઓવાળાં તથા ઉચ્ચ કુળમાં જન્મેલા તે બારે ધનુર્ધરો, ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેનની વહાર કરવામાટે એકદમ ધાયા.[૬૨] પોતાની વહારે આવેલા તે અભિમન્યુ વગેરેને જોઈને, તમારી સેનાનો સંહાર કરતા અને મોટા ધનુર્ધર એવા તે બન્ને જણા, આનંદમાં આવી ગયા.[૬૩]

હે ભારત ! પોતાના ગુરુને એકદમ આવી પહોંચેલા જોઇને ધૃષ્ટદ્યુમ્ને, તમારા પુત્રોનો વધ કરવાની ઇચ્છા કરી નહિ;[૬૪] અને ભીમસેનને કેકયના રથમાં બેસાડી, ક્રોધાયમાન થયે-

લો તે પોતે, ધનુર્વેદના પારંગત થયેલા દ્રોણાચાર્યસામો દોડી ગયો.[૬૫] શત્રુઓનો સંહાર કરનારા પ્રતાપી દ્રોણાચાર્યે તેને પોતાની સામે આવેલો જોઇને, એકદમ ક્રોધાતુર થઈ, તેના ધનુષ્યના ચૂરેચૂરા કરી નાખ્યા.[૬૬] વળી નિમકહલાલ એવા તેમણે પોતાના સ્વામી દુર્યોધનનું હિત કરવામાટે, ધૃષ્ટદ્યુમ્નપર બીજાં સેંકડો બાણો છોડવા માંડયાં;[૬૭] ત્યારે શત્રુવીરોનો નાશ કરનાર ધૃષ્ટદ્યુમ્ને પણ, બીજું ધનુષ્ય હાથમાં લઇ, સોનેરી પુંખવાળાં તથા સરાણ ઉપર ઘસેલાં તીવ્ર વીસ બાણોનો પ્રહાર કરી, દ્રોણાચાર્યને વિંધી નાખ્યા.[૬૮] એટલે શત્રુઓને ઉખેડી નાખનાર દ્રોણે, ફરી પણ તેનું ધનુષ્ય કાપી નાખ્યું તથા બીજાં ચાર બાણોથી તેના ચાર ઘોડાઓને પણ એકદમ યમદ્વારમાં મોકલી દીધા; અને હે ભારત! તેના સારથીને પણ, એક ભલ્લ બાણનો પ્રહાર કરી, મૃત્યુ પાસે વિદાય કરી દીધો.[૬૯,૭૦] ત્યારે મહારથી ધૃષ્ટદ્યુમ્ન, પોતાના રથ ઉપરથી એકદમ ઉતરી પડીને અભિમન્યુના રથ ઉપર ચઢી ગયો.[૭૧] દ્રોણાચાર્યના પરાક્રમને જોઈને, પાંડવોની સમગ્ર સેના, ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નના દેખતાં હાથી, ઘોડા અને રથોસહિત, ભયથી કાંપવા લાગી.[૭૨] તે સઘળા મહારથીઓ, અમિત તેજવાળા દ્રોણાચાર્યે ભંગાણ પાડેલા પોતાના સૈન્યને જોઇને, તેને રોકી રાખવા માટે પ્રયાસ કરવા છતાં પણ શક્તિમાન થયા નહિ.[૭૩] જ્યારે દ્રોણાચાર્ય, પોતાનાં તીક્ષ્ણ બાણોથી તે પાંડવોના સૈન્યનો વધ કરી રહ્યા હતા, ત્યારે તે આખું સૈન્ય, ખળભળેલા સમુદ્રની પેઠે આમ તેમ ભમવા લાગ્યું.[૭૪] એ પ્રમાણે આચાર્ય દ્રોણને શત્રુસેનાપર તૂટી પડેલા જોઇને તથા શત્રુસેનાને ખળભળી ઉઠેલી જોઇને, તમારૂં સૈન્ય આનંદમાં આવી ગયું; અને હે ભારત! સર્વ યોદ્ધાઓ, "બહુ સારૂં થયું, બહુ સારૂં થયું" એમ હર્ષનાદો કરવા લાગ્યા.[૭૫]

**ઇતિ શ્રીમહા૦ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'સંકુલ યુદ્ધમાં દ્રોણનું પરાક્રમ' એ વિષયનો અધ્યાય ૭૭ મો સમાપ્ત**

# અધ્યાય ૭૮ મો

## છઠ્ઠો દિવસ (ચાલુ)

## સંકુલયુદ્ધ–ભીમસેનનું પરાક્રમ

॥ संजय उवाच

**ततो दुर्योधनो राजा मोहात्प्रत्यागतस्तदा ।**
**शरवर्षैः पुनर्भीमं प्रत्यवारयदच्युतः ॥१॥**

સંજયે કહ્યું:—ત્યારપછી દુર્યોધનરાજા ફરી પણ, મૂર્છામાંથી સાવધ થઈને, અવિચ્છિન્ન પરાક્રમ કરનારા ભીમસેનસામો આવી પહોંચ્યો અને બાણોનો વરસાદ વરસાવી તેને આગળ વધતો અટકાવવા લાગ્યો;[૧] અને બીજા પણ તમારા મહારથી પુત્રો એકત્ર થઈને સમરાંગણમાં, ભીમસેન સામા યુદ્ધ કરવા સજ્જ થયા.[૨] તે વેળા ભીમસેન પણ, રણભૂમિ ઉપર રહેલા પોતાના રથ પાસે આવીને તે ઉપર ચઢયો અને તે મહાબાહુ, જ્યાં દુર્યોધન હતો ત્યાં ગયો;[૩] તથા શત્રુઓના પ્રાણ લઇ લે તેવું દૃઢ અને વેગવાળું પોતાનું ધનુષ્ય લઈને તથા પ્રત્યંચા (દોરી) ચઢાવીને, તમારા પુત્રને બાણોથી વિંધવા લાગ્યો.[૪] એ વેળા રાજા દુર્યોધને મહાબળવાન ભીમસેનને, તીક્ષ્ણ નારાચબાણથી મર્મસ્થાનમાં સખ્ત પ્રહાર કર્યો.[૫] તમારા ધનુર્ધર પુત્રે, જ્યારે તે મહાધનુર્ધારી ભીમસેનને પ્રહાર કર્યો, ત્યારે તેનાં નેત્ર ક્રોધથી લાલચોળ થઇ ગયાં; અને ઘણા વેગપૂર્વક ધનુષ્ય ખેંચીને તેણે દુર્યોધનને ત્રણ બાણોવડે છાતીમાં તથા તેની બે ભુજાઓમાં પ્રહાર કર્યો, ત્યારે તે રાજા શિખરોયુક્ત એવા પર્વતસરખો શોભવા લાગ્યો.[૬,૭] તે બન્ને જણા ક્રોધાયમાન થઇને પરસ્પર પ્રહાર કરતા હતા તે જોઈને, દુર્યોધનના શૂરવીર ભાઇઓ જીવિતની દરકાર નહિ કરીને તથા ભયંકર કર્મવાળા ભીમસેનને પકડવાનો પોતાનો પ્રથમનો વિચાર યાદ કરીને, દૃઢનિશ્ચય કરવાપૂર્વક તેને પકડવાનો આરંભ કરવા લાગ્યા.[૮,૯] હે મહારાજ ! રણસંગ્રામમાં તેઓને સામા આવતા જોઇ, મહાબળવાન ભીમસેન, હાથીઓ સામે જેમ હાથી ધસે તેમ ધસી ગયો;[૧૦] અને અત્યંત ક્રોધાયમાન થઇ, તેજ-

સ્વી અને યશસ્વી ભીમસેને, એક નારાચબાણથી તમારા પુત્ર ચિત્રસેનને પ્રહાર કર્યો;[૧૧] તેમજ હે ભારત! તમારા બીજા પુત્રોને પણ તીક્ષ્ણ અને સુવર્ણના પુંખવાળાં અનેક પ્રકારનાં બાણોથી તેણે પ્રહાર કર્યો.[૧૨] ત્યારપછી પોતાનાં સૈન્યોની બરાબર વ્યવસ્થા કરી, અભિમન્યુ વગેરે બાર મહારથી યોદ્ધાઓ, યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમસેનનાં પગલાંને અનુસરતા, મહાબળવાન એવા તમારા પુત્રો સામા ધસીગયા.[૧૩,૧૪] હે મહારાજ! ત્યારે સૂર્યસમાન તેજવાળા, મોટા ધનુષ્યોને ધારણ કરનારા, વીરલક્ષ્મીથી શોભાયમાન થયેલા અને રણભૂમિ ઉપર શોભી રહેલા દેદીપ્યમાન દેખાતા તથા સુવર્ણના મુકુટોથી ઉજ્જવલ જણાતા એવા તે શૂરા મહારથીઓને જોઇને, મહાબળવાન તમારા પુત્રોએ ભીમસેનને છોડી દીધો.[૧૫,૧૬]

તે તમારા પુત્રો પોતાની પાસેથી જીવતા ગયા, એ ભીમસેનથી સહન થઇ શકયુ નહિ; તેથી તેઓની પૂંઠે પડીને સર્વને મારવા લાગ્યો.[૧૭] પછી તમારા દુર્યોધન વગેરે પુત્રો, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન અને અભિમન્યુને પોતાના સૈન્યમાં સાથે મળેલા જોઇને, હાથમાં ધનુષ્યો લઈ, પોતાના ઘોડાઓને દોડાવી, જ્યાં તે મહારથીઓ હતા ત્યાં એકદમ ધસી ગયા.[૧૮,૧૯] હે મહારાજ! એ રીતે તે દિવસના પાછલા ભાગમાં બળવાન એવા તમારા પુત્રોનું અને તે શત્રુયોદ્ધાઓનું મોટું યુદ્ધ ચાલુ થયું.[૨૦]

તે મહાયુદ્ધમાં અભિમન્યુએ વિકર્ણના ઘોડાઓને મારી નાખ્યા તથા એને પણ નાનાં નાનાં પચીસ બાણોનો પ્રહાર કર્યો.[૨૧] હે ભારત! મરણ પામેલા ઘોડાઓવાળા તે રથને છોડીને મહારથી વિકર્ણ, ચિત્રસેનના રથમાં બેસી ગયો.[૨૨] એક રથમાં બેઠેલા તે બંને કુળવર્ધન તે ભાઇઓને પાછા અભિમન્યુએ બાણોના સમૂહથી છાઈ દીધા;[૨૩] ત્યારે ચિત્રસેને તથા વિકર્ણે લોઢાનાં પાંચ બાણોથી અભિમન્યુને વિંધી નાખ્યો પણ તેથી તે ડગમગ્યો નહિ, કિંતુ મેરુપર્વતની પેઠે સ્થિરજ રહ્યો હતો.[૨૪] હે રાજન્! દુઃશાસન એકલો, પાંચ કેકયરાજપુત્રો સાથે લડતો હતો, તે ઘણું આશ્ચર્યજનક હતું.[૨૫]

હે રાજા! તે રણસંગ્રામમાં દ્રૌપદીના પાંચ પુત્રો, એકદમ ક્રોધાયમાન થઈને સર્પસમાન ઝેરી બાણોથી તમારા પુત્ર દુર્યોધનને પાછો હઠાવવા લાગ્યા.[૨૬] હે રાજન્! ત્યારે દુર્ધર્ષ એવા તમારા પુત્ર દુર્યોધને પણ, દ્રૌપદીના પુત્રોને તીક્ષ્ણ બાણોથી પ્રત્યેકને પ્રહાર કર્યો.[૨૭] પછી સામેથી તેઓએ પણ દુર્યોધનને વિંધી નાખ્યો, તેથી તેના શરીરમાંથી લોહીની ધારાઓ વહેતી હતી; અને તે કારણથી ગેરુ વગેરે ધાતુઓથી મિશ્ર એવાં ઝરણાં વહેતો પર્વત હોય તેમ તે શોભતો હતો.[૨૮] હે રાજન્! બળવાન ભીષ્મપિતામહ પણ, પાંડવોની સેનાને,જેમ કોઇ ગોવાળીઓ પશુઓને હાંકી કાઢે તેમ હાંકી કાઢતા હતા.[૨૯] વળી તે સેનાની દક્ષિણદિશામાં શત્રુઓનો સંહાર કરી રહેલા અર્જુનના ગાંડીવ ધનુષ્યનો ટંકાર પ્રકટ થઇ રહ્યો હતો.[૩૦] હે ભારત! તે વેળા રણભૂમિ ઉપર, પાંડવોનાં તથા કૌરવોનાં સૈન્યોમાં મસ્તકવિનાનાં ધડો ચારે બાજુ ઉછળી રહ્યાં હતાં.[૩૧] આ વખતે લોહીરૂપ જળવાળા, બાણોરૂપ ચકરીઓવાળા, હાથીઓરૂપ બેટોવાળા અને ઘોડાઓરૂપ તરંગોવાળા તે સૈન્યસાગરને, કેટલાએક પુરુષોમાં વ્યાઘ્રસમાન યોદ્ધાઓ, પોતાના રથોરૂપ નાવથી તરી જતા હતા.[૩૨] કપાઈ ગયેલા હાથવાળા, તૂટી ગયેલાં કવચોવાળા તથા કપાઇ ગયેલાં શરીરોવાળા કેટલાએક સેંકડો અને હજારો પુરુષો જ્યાં ત્યાં પડેલા દેખાતા હતા.[૩૩] હે ભરતશ્રેષ્ઠ રાજા! લોહીના પ્રવાહથી ખરડાયેલા મરણ પામેલા મહોન્મત્ત હાથીઓવડે તે આખી રણભૂમિ મોટા મોટા પર્વતોવડેજ જેમ તેમ છવાઇ ગયેલી હતી.[૩૪] હે ભારત! તમારા સૈન્યમાં તથા પાંડવોના સૈન્યમાં તેવો કોઈ પણ પુરુષ ન હતો, કે જે યુદ્ધ કરવામાટે ન ઇચ્છતો હોય-એ ઘણું આશ્ચર્ય જેવું હતું.[૩૫] આ પ્રમાણે મહાન યશની ઈચ્છાવાળા તથા યુદ્ધમાં જય મેળવવામાટે ઇચ્છા કરતા તમારા પક્ષના યોદ્ધાઓ, પાંડવોની સાથે યુદ્ધ કરી રહ્યા હતા.[૩૬]

અધ્યાય ૭૮ મો સમાપ્ત

# અધ્યાય ૭૯ મો

## છઠ્ઠો દિવસ સમાપ્ત

॥ संजय उवाच ॥

**ततो दुर्योधनो राजा लोहितायति भास्करे ।**
**संग्रामरभसो भीमं हंतुकामोऽभ्यधावत ॥१॥**

સંજયે કહ્યું:–તે પછી સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હોવાથી, રક્ત વર્ણનો થવા લાગ્યો;ત્યારે રાજા દુર્યોધન, ભીમસેનને મારવાની ઇચ્છાથી રણસંગ્રામમાં ઉતાવળો ઉતાવળો દોડી ગયો.[૧] નરવીર ભીમસેન પોતાના કટ્ટા દુશ્મન દુર્યોધનને આવતો જોઇને તેને ક્રોધપૂર્વક કહેવા લાગ્યો:– "વર્ષોનાં વર્ષોથી જે સમય ઇચ્છેલો, તે સમય આજે આવી પહોંચ્યો છે. જો તું રણસંગ્રામને છોડીને જતો નહિ રહે તો આજે હું તને મારી નાખીશ.[૨] આજે તને મારી નાખીને અમારી માતા કુંતીના ક્લેશને, અમારા વનવાસનાં દુઃખોને તથા દ્રૌપદીનાં સમગ્ર દુઃખોને હું દૂર કરીશ.[૩] ઓ ગાંધારીના પુત્ર ! પૂર્વના સમયમાં ઈર્ષ્યા કરીને તેં પાંડવોનું જે અપમાન કરેલું છે, તે પાપોનું ભયંકર ફળ આજે આવેલું છે તે તું જો.[૪] પૂર્વે, કર્ણના તથા શકુનિના મત ઉપર આધાર રાખી તથા પાંડવોને હિસાબમાં નહિ ગણી, તેં તારી ઇચ્છા પ્રમાણે જેમ આવે તેમ વર્તન કરેલું છે.[૫] વળી અમારીવતી સલાહસંપ કરવાની પ્રાર્થના કરવા આવેલા શ્રીકૃષ્ણનું તેં અભિમાનથી અપમાન કર્યું છે તથા અમોને બધાને હસી કાઢી આનંદમાં આવી ગયો હોય તેમ તેં ઉલૂકની સાથે અમોને સંદેશો મોકલાવ્યો હતો;[૬] તે કારણથી હું આજે તારા કુટુંબપરિવાર તથા બાંધવોસહિત તારો નાશ કરીશ અને તેં જે પહેલાં પાપો કરેલાં છે તેનો આજે હું બદલો વાળીશ."[૭] એ પ્રમાણે કહી ભીમસેને પોતાનું ઘોર ધનુષ્ય વારંવાર ભમાવીને જોરથી ખેંચ્યું અને તે ઉપર વજ્રસમાન કાંતિવાળાં ઘોર બાણો સાંધ્યાં. તે પછી તેણે ક્રોધાયમાન થઇ બળતા અગ્નિની શિખાઓસમાન આકારવાળાં તથા વજ્રસમાન તીક્ષ્ણ એવાં સીધી ગતિવાળાં છવ્વીસ બાણ દુર્યોધન ઉપર છોડયાં.[૮] ત્યારપછી બીજાં બે બાણોથી એના ધનુષ્યને કાપી નાખ્યું તથા બે બાણોથી તેના સારથીને અને ચાર બાણોથી તેના વેગવાળા ઘોડાઓને યમદ્વારમાં મોકલી દીધા.[૧૧] હે રાજા ! શત્રુમર્દન ભીમસેને વળી પણ ધનુષ્યને જોરથી ખેંચીને મારેલાં બે બાણોથી, રાજા દુર્યોધનનું છત્ર છેદી નાખ્યું.[૧૨] વળી બીજાં છ બાણો મારી, તેની દેદીપ્યમાન ધ્વજાને પણ કાપી નાખી અને પોતે તમારા પુત્રના દેખતાં મોટેથી ગાજવા લાગ્યો.[૧૩] જેમ મેઘ ઉપરથી વિજળી પડે તેમ, તે દુર્યોધનના અનેક પ્રકારનાં રત્નોથી સુશોભિત એવા રથ ઉપરથી દેદીપ્યમાન એવી તે ધ્વજા પૃથ્વીપર તૂટી પડી.[૧૪] અનેક પ્રકારના મણિઓથી સુંદર દેખાતો તથા સૂર્યસમાન પ્રકાશતો નાગ (હાથી)ના ચિન્હવાળો કુરુરાજ દુર્યોધનનો ધ્વજ, જ્યારે કપાઇને પૃથ્વી ઉપર પડયો ત્યારે તેને સર્વ રાજાઓ જોઈ રહ્યા હતા.[૧૫] વળી મહારથી ભીમસેને, અંકુશોથી જેમ હાથીને પ્રહાર કરે તેમ, દુર્યોધનને દશ બાણોનો પ્રહાર કર્યો અને જાણે સામો હસતો હોય તેમ તે દેખાવા લાગ્યો.[૧૬]

ત્યારપછી સિંધુદેશના રાજા મહારથી જયદ્રથે, સારા સારા યોદ્ધાઓને સાથે લઈ,દુર્યોધનની વહાર કરવા તેની પૂંઠ ગ્રહણ કરી.[૧૭] હે રાજન ! મહાતેજસ્વી તથા ક્રોધાતુર થયેલા રાજા દુર્યોધનને, મહારથી કૃપાચાર્યે પોતાના રથમાં બેસાડી દીધો.[૧૮] તે સમયે ભીમસેનના બાણથી અત્યંત ઘવાયેલો તથા વ્યથિત થયેલો દુર્યોધન, રથની બેસણીપર બેસી રહ્યો હતો.[૧૯] તે પછી ભીમને જીતવા ઇચ્છતા જયદ્રથરાજાએ અનેક હજાર રથો લઇને ભીમસેનને ઘેરી લીધો તથા ચારે દિશાઓથી તેને આગળ વધતો અટકાવ્યો.[૨૦] એટલે હે રાજન્ ! ધૃષ્ટકેતુ, વીર્યવાન અભિમન્યુ, કેકયરાજપુત્રો તથા દ્રૌપદીના પાંચ પુત્રો તમારા પુત્રો સામા યુદ્ધ કરતા હતા. ચિત્રસેન, સુચિત્ર, ચિત્રાંગદ, ચિત્રદર્શન, ચારુમિત્ર, સુચારુ, નન્દ અને ઉપનન્દ આ મહાધનુર્ધર યશસ્વી આઠ કુમારોએ અભિમન્યુના રથને ચારેબાજુથી ઘેરી લીધો.[૨૨,૨૩] પછી ઉ-

દાર મનવાળા અભિમન્યુએ, મજબૂત ગાંઠવાળાં તીક્ષ્ણ પાંચ પાંચ બાણોથી પ્રત્યેકને પ્રહાર કર્યો. વજ્ર તથા મૃત્યુસમાન એવાં અદ્ભુત ધનુષ્યમાંથી નીકળેલાં તે બાણોને સહન ન કરી શકવાથી તે સર્વ યોદ્ધાઓ, મેરુપર્વત ઉપર જેમ મેઘમંડળ વરસે, તેમ અભિમન્યુ ઉપર બાણોનો વરસાદ કરવા લાગ્યા. આમ સર્વ યોદ્ધાઓએ જ્યારે અભિમન્યુને પીડવા માંડયો, ત્યારે અસ્ત્રવિદ્યામાં કુશળ, યુદ્ધદુર્મદ અભિમન્યુએ જેમ દેવો અને અસુરોના યુદ્ધમાં ઇંદ્ર રાક્ષસોને કંપાવી દે તેમ તમારા પુત્રોને કંપાવી દીધા.૨૫-૨૭ હે રાજા! મહારથી અભિમન્યુએ વિકર્ણ તરફ સર્પસમાન ઝેરી એવાં ચૌદ ભલ્લબાણો છોડયાં. તે બાણોથી વિકર્ણના રથ ઉપરથી તેના સારથિને પાડી નાખ્યો તથા તેની ધ્વજાનો અને ઘોડાઓનો પણ નાશ કરી, વીર્યવાન અભિમન્યુ તે રણસંગ્રામમાં નૃત્ય કરતો હોય તેમ દેખાવા લાગ્યો.૨૯ વળી પણ ક્રોધાયમાન થઇને મહાબળવાન અભિમન્યુએ સરાણ ઉપર ઘસેલાં પાણીદાર તીક્ષ્ણ બાણો વિકર્ણ સામાં છોડયાં.૩૦ ફુફાડા મારતા સર્પસમાન જણાતાં તથા કંકપક્ષીનાં પીછાંવાળાં તે બાણો, વિકર્ણના શરીરને ચીરી નાખી પૃથ્વીમાં પેસી ગયાં.૩૧ એ સમયે સુવર્ણજડિત પુંખના અગ્રભાગવાળાં તે બાણો, વિકર્ણના લોહીથી ખરડાઈ ગયાં હતાં; તેથી જાણે લોહીનું વમન કરતાં હોય તેમ પૃથ્વી ઉપર દેખાતાં હતાં.૩૨ એ પ્રમાણે વિકર્ણને ઘવાયેલો જોઇ તેના બીજા ભાઇઓ, અભિમન્યુ વગેરે મહારથીઓ સામા ધસી ગયા.૩૩ ક્રોધથી યુદ્ધમાં મદોન્મત્ત થયેલા સૂર્યસમાન તેજવાળા તે મહારથીઓ સામા ધસી જઈ અન્યોન્યને વિંધવા લાગ્યા.૩૪ દુર્મુખે શ્રુતકર્માને સાત બાણોથી વિંધી નાખ્યો તથા એક બાણથી તેની ધ્વજા કાપી નાખી અને બીજાં સાત બાણોથી એના સારથિને તથા વાયુસમાન વેગવાળા અને સોનેરી સાજવાળા તેના ઘોડાઓને છ બાણોથી મારા નાખ્યા.૩૫,૩૬ એ પ્રમાણે માર્યા ગયેલા ઘોડાવાળા રથમાં બેઠેલા મહારથી શ્રુતકર્માએ, ક્રોધાયમાન થઈને મોટાં ઉંબાડીઆંસમાન ભડભડાટ કરતી દેદીપ્યમાન શક્તિ તેના તરફ ફેંકી. પોતાના તેજથી બળતી તે શક્તિએ, દુર્મુખના પ્રકાશિત કવચને તોડી નાખ્યું તથા પૃથ્વીને ફાડીને અંદર પેસી ગઇ.૩૮ પછી રથવિનાના થયેલા તે શ્રુતકર્માને, મહારથી સુતસોમે, સર્વ સૈન્યના દેખતાં પોતાના રથ ઉપર બેસાડી દીધો;૩૯ તેમજ હે રાજન્! વીર શ્રુતકીર્તિ, તમારા પુત્ર યશસ્વી જયત્સેનને મારવાની ઇચ્છાથી તેની સામો ધસી ગયો.૪૦ તે શ્રુતકીર્તિ મહાઘોષ કરતું પોતાનું ધનુષ્ય હજી ખેંચતો હતો તેટલામાં તો, તમારા પુત્ર જયત્સેને, હસતો હોય તેમ મોઢું મલકાવીને, અતિ તીક્ષ્ણ ક્ષુરપ્ર બાણ માર્યું અને શ્રુતકીર્તિનું ધનુષ્ય તોડી નાખ્યું. આવી રીતે કપાઇ ગયેલા ધનુષ્યવાળા પોતાના ભાઇને જોઇને, સિંહસમાન ગર્જના કરતો તેજસ્વી શતાનીક, એકદમ ત્યાં ધસી આવ્યો. પછી પોતાના દૃઢ ધનુષ્યનો ટંકાર કરી, તેણે દશ બાણોથી જયત્સેનને વિંધી નાખ્યો અને પોતે મદોન્મત્ત હાથીની પેઠે, મોટા શબ્દથી ગાજવા લાગ્યો.૪૧-૪૪ વળી સર્વ પ્રકારનાં કવચોને તોડી નાખે તેવાં બીજાં તીક્ષ્ણ બાણથી, શતાનીકે જયત્સેનને છાતીમાં અત્યંત પ્રહાર કર્યો.૪૫ આવી રીતે તે બન્ને જણાઓનું યુદ્ધ ચાલતું હતું તેટલામાં જયત્સેનનો ભાઈ દુષ્કર્ણ તેની પાસે આવી પહોંચ્યો; અને તેણે ક્રોધપૂર્ણ થઇ, નકુલપુત્ર શતાનીકના ધનુષ્યના કકડા કરી નાખ્યા.૪૬ ત્યારપછી મહાબળવાન શતાનીકે, યુદ્ધમાં લાંબા વખતસુધી ટકી શકે તેવું ઉત્તમોત્તમ ધનુષ્ય હાથમાં લીધું અને તે ઉપર ઘોર બાણોનું સંધાન કર્યું.૪૭ પછી "ઉભો રહેજે, ઉભો રહેજે" એમ કહીને તેણે દુષ્કર્ણ સામે, તેના ભાઈ જયત્સેનની પ્રત્યક્ષમાં, સર્પસમાન ઝેરી અને તેજથી બળતાં એવાં બાણો મૂકયાં.૪૮ વળી હે રાજા! બીજા એક બાણથી તેનું ધનુષ્ય કાપી નાખ્યું તથા બે બાણોથી સારથિને મારી નાખ્યો અને પાછાં સાત બાણોથી તેને પણ વિંધ્યો.૪૯ વળી બીજાં તીક્ષ્ણ બાર બાણોથી, મન અને વાયુસમાન વેગવાળા, કાબરચિતરા રંગવાળા તેના ઘોડાઓને પણ એકદમ મારી નાખ્યા.૫૦

વળી પાછો ક્રોધાયમાન થઈને, સારી રીતે પ્રયોગ કરેલાં તથા વેગયુક્ત ગતિવાળાં બીજાં ભલ્લ બાણુથી, દુષ્કર્ણની છાતીમાં જોરથી દૃઢ અને સખ્ત પ્રહાર તેણે કર્યો.[૫૧] આવી રીતના તે બાણુના પ્રહારથી દુષ્કર્ણ, વજ્રથી ભાંગી પડેલા વૃક્ષની પેઠે પૃથ્વી ઉપર પછડાયો.

એ પ્રમાણે દુષ્કર્ણને ઘાયલ થયેલો જોઈ હે રાજા! બીજા પાંચ મહારથીઓ, શતાનીકને મારી નાખવાની ઇચ્છાથી તેને ઘેરી વળ્યા. એ વેળા, બાણોનાં સમૂહોથી છવાઈ ગયેલા યશસ્વી શતાનીકને જોઇ, ક્રોધાયમાન થયેલા પાંચ કેકય રાજકુમારો તેની સહાય કરવામાટે દોડી ગયા. હે મહારાજ! એ પ્રમાણે તેઓને ધસી આવતા જોઇ, દુર્મુખ, દુર્જય, દુર્મર્ષણુ, શત્રુંજય અને શત્રુસહ એ તમારા યશસ્વી મહારથી પુત્રો, હાથીઓ સામા જેમ હાથીઓ ધસી જાય, તેમ ક્રોધાયમાન થઇને તે પાંચેય કેકય ભાઇઓ સામા ધસી આવ્યા.[૫૨-૫૬] મનસમાન વેગવાળા ઘોડાઓથી જોડેલા, અનેક પ્રકારની રંગબેરંગી વિચિત્ર ધ્વજાઓ-પતાકાઓથી શોભતા અને મોટા નગરસમાન જણાતા રથોમાં બેસીને, ઉત્તમ ધનુષ્યો તથા કવચો અને ધ્વજાઓને ધારણ કરનારા તે વીર યોદ્ધાઓ, જેમ સિંહો એક વનમાંથી બીજા વનમાં પ્રવેશ કરે, તેમ શત્રુઓના સૈન્યમાં પેઠા.[૫૭,૫૮] એકબીજાઓનો સંહાર કરતા તે પાંડવ અને કૌરવ યોદ્ધાઓનું એવું અતિતુમુલ અને મહાભયંકર યુદ્ધ થયું કે જેથી બન્ને સેનાના હાથી, રથ વગેરે સેળભેળ થઇ ગયાં.[૫૯] એકબીજા ઉપર વૈર દાખવતા તે યોદ્ધાઓનું અતિદારુણ યુદ્ધ, યમરાજાના રાજ્યને વધારનારૂં થઈ પડયું હતું તથા સૂર્યનો અસ્ત થયા પછી પણ એક મુહૂર્તકાળ સુધી ચાલેલું હતું.[૬૦] હજારો ઘોડેસ્વારો તથા રથીયોદ્ધાઓ આમ તેમ વીખરાયેલા જણાતા હતા. ત્યારપછી શાંતનુકુમાર ભીષ્મ, એકદમ કોપાયમાન થઇ, નમેલાં પર્વવાળાં બાણો મૂકી, તે મહાત્મા પાંડવોની સેનાનો નાશ કરવા લાગ્યા અને પંચાળોનાં સૈન્યોનો પણ સંહાર કરવા મંડયા.[૬૧,૬૨] હે રાજા! એ પ્રમાણે પાંડવોની સેનાને ભેદી નાખી, મહાધનુર્ધર ભીષ્મપિતામહે, પોતાની સેનાને વાળી લીધી અને પોતાની છાવણી તરફ તેમણે પ્રયાણ કર્યું.[૬૩] ધર્મરાજા પણ, ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેનને જોઇ,ઘણા પ્રેમથી તેમના બન્નેનાં માથાં સુંઘી, આનંદ પામતા છાવણી તરફ ગયા.[૬૪]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "છઠ્ઠા દિવસની વહારે" એ વિષયનો અધ્યાય ૭૯ મો સમાપ્ત

---

# અધ્યાય ૮૦ મો

## દુર્યોધન અને ભીષ્મનો સંવાદ

**॥ संजय उवाच ॥**

**अथ शूरा महाराज परस्पर कृतागसः ।**
**जग्मुः स्वशिबिराण्येव रुधिरेण समुक्षिताः॥१॥**

સંજયે કહ્યું:—હે મહારાજ! એકબીજાપર વૈર રાખતા અને લોહીથી છંટાયેલા એ શૂરા યોદ્ધાઓ, પોતપોતાની છાવણી તરફ ગયા.[૧] આખી રાત્રિ વિશ્રાંતિ લઈ તથા પરસ્પર સન્માન કરી, ફરી પણ યુદ્ધ કરવાની ઇચ્છાથી સજ્જ થયેલા તેઓ દેખાયા.[૨] ત્યારપછી, ચિંતાથી યુક્ત થયેલો તથા ઝરતા લોહીથી લેપાયેલા શરીરવાળો તમારો પુત્ર દુર્યોધન, હે રાજા! ભીષ્મપિતામહ પાસે જઇને આ પ્રમાણે કહેવા લાગ્યો:—[૩] "હે પિતામહ! રૌદ્ર અને ભયંકર એવાં આપણાં સૈન્યો, દૃઢ વ્યૂહમાં રચેલાં તથા મોટી મોટી ધ્વજાઓવાળાં છે; છતાં પણ પાંડવોના મહારથી સાહસી યોદ્ધાઓ, વ્યૂહરચનાને તોડી પાડી તથા અંદર દાખલ થઇ આપણને મારી જાય છે. વળી તેઓએ આપણને બધાને મોહિત કરી વજ્રસમાન દૃઢ એવો મકરવ્યૂહ પણ ભેદી નાખ્યો અને પોતે કીર્તિમાન થતા જાય છે; તેમજ ભીમસેને આપણા સૈન્યમાં પ્રવેશ કરી, કાળદંડસમાન એવાં ઘોર બાણોથી મને માર્યો છે.[૪,૫] હે રાજન્ ભીષ્મ! તે ભીમસેનને ક્રોધાયમાન જોઇ હું ભયભીત થઈ ગયો છું, જેથી હજી પણ શાંતિ મળતી નથી; માટે હે સત્ય પ્રતિજ્ઞાવાળા પિતામહ! તમારા પ્રસાદથી હું

જય મેળવવાની તથા પાંડવોનો નાશ કરવાની ઈચ્છા રાખું છું."[૬] એ પ્રમાણે તમારા પુત્રે કહ્યું ત્યારે, તેને શોકગ્રસ્ત થયેલો જોઇને, શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ મનસ્વી ગંગાપુત્ર ભીષ્મ, જરા હસીને ઉદાર મનથી કહેવા લાગ્યાઃ–[૭] "હે રાજપુત્ર ! ઘણો યત્ન કરી હું શત્રુસેનામાં પ્રવેશ કરૂં છું, સર્વ પ્રકારે તને વિજય તથા સુખ અપાવવા ઈચ્છું છું અને તારેમાટે હું મારા પ્રાણની પણ પરવા કરતો નથી;[૮] તોપણ પાંડવોના સહાયક યોદ્ધાઓ, સર્વે મહારથીઓ છે અને ઘણા ભયંકર, શૂરા, યશસ્વી અને અસ્ત્રવિદ્યામાં કુશળ છે તથા તેઓ પરિશ્રમને સહન કરી શકે તેવા છે. વળી તેઓ ક્રોધરૂપ ઝેરનું વમન કરે છે અને વીર્યથી ઉન્મત્ત છે તથા તારાવડે વૈર કરાયેલા છે, એજ કારણથી એકદમ જીતી શકાય તેવા તેઓ નથી; છતાં પણ હે રાજન્ ! હું મારી જીંદગીની પણ દરકાર નહિ કરૂં અને શત્રુસેના સામો લડીશ.[૯,૧૦] હે મહાનુભાવ ! આ રણસંગ્રામમાં તારેમાટે મારા જીવિતનું પણ રક્ષણ નહિ કરૂં. વળી તારે માટે ભયંકર એવા દેવો અને દૈત્યોનો પણ નાશ કરૂં તો આ શત્રુઓની સેનાનો શો હિસાબ ![૧૧] માટે હે રાજન્ ! હું પાંડવોસાથે લડીશ અને સર્વથા તારૂં પ્રિય કરીશ." આવી રીતનાં ભીષ્મનાં વચનને સાંભળી, તે વેળા દુર્યોધનનું મન પ્રસન્ન થઈ ગયું.[૧૨]

પછી આનંદમાં આવી જઈ, તેણે સર્વ સૈન્યોને તથા સર્વ રાજાઓને, યુદ્ધ કરવા જવા માટે આજ્ઞા આપી; ત્યારે તેની આજ્ઞા થતાં હાથી, ઘોડા, પાળા અને રથોયુક્ત બધાં સૈન્યો, એકદમ નીકળી પડયાં.[૧૩] હે રાજન્ ! હર્ષવાળાં જણાતાં તે મહાન સૈન્યો, અનેક પ્રકારનાં શસ્ત્રો તથા હાથી, ઘોડા અને પાળાઓથી યુક્ત થઇને રણભૂમિ ઉપર આવી ઉભાં રહ્યાં. હે રાજન્ ! એ સમયપર એ સૈન્યો ત્યાં ઘણાં સુશોભિત જણાતાં હતાં.[૧૪] વળી તમારાં સૈન્યો, શસ્ત્રાસ્ત્રને જાણનારા મહાન વીર યોદ્ધાઓથી અધિષ્ઠિત થઇને, હારબંધ ચલાવાતા રથો, પાળાઓ, હાથીઓ અને ઘોડાઓસહિત જ્યારે યુદ્ધ કરવા જતાં હતાં, તે વખતે સૂર્યનાં કિરણોને ઢાંકી દેતી ધૂળ ઉડતી હતી અને તે બાલસૂર્યના વર્ણસમાન શોભી રહી હતી. વાયુથી આમતેમ ફરકતી અને તરેહ તરેહના રંગવાળી રથો અને હાથીઓ ઉપર રહેલી પતાકાઓ, આકાશની અંદર વાદળાંઓમાં ઝબકારા કરતી વિજળીસમાન શોભી રહી હતી; અને હારબંધ ગોઠવાયેલાં હાથીઓનાં ટોળાં ચારેબાજુ શોભતાં હતાં.[૧૫–૧૭] વળી તે સમયે રાજાઓનાં ખેંચાતાં ધનુષ્યોનો ટંકાર, આદિયુગમાં દેવો અને દાનવોથી મથન કરાતા મહાસાગરસમાન અતિ ઘોર અને તુમુલ થતો હતો.[૧૮] મહા ઉગ્ર હાથીઓવાળું, અનેક સ્વરૂપના વર્ણોવાળું એવું તમારા પુત્રોનું સૈન્ય, આમ જ્યારે શત્રુસૈન્યને હણવા માટે ચઢી જતું હતું, ત્યારે તે પ્રલયકાળના ચઢેલા મેઘમંડળ સમાન જણાતું હતું.[૧૯]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં
"ભીષ્મદુર્યોધનસંવાદ" એ વિષયનો
અધ્યાય ૮૦ મો સમાપ્ત

---

# અધ્યાય ૮૧ મો

## સાતમો દિવસ–વ્યૂહરચના

॥ संजय उवाच ॥

**अथात्मजं तव पुनर्गांगेयोध्यानमास्थितम् ।**
**अब्रवीद्भरतश्रेष्ठः संप्रहर्षकरं वचः ॥ १ ॥**

સંજયે કહ્યું:–પછી વિચારમાં પડી ગયેલા તમારા પુત્ર દુર્યોધનને, ભરતશ્રેષ્ઠ ભીષ્મપિતામહ, હર્ષ ઉપજાવનારાં વચનો કહેવા લાગ્યાઃ–[૧] "હું, દ્રોણાચાર્ય, શલ્ય, સાત્વત કૃતવર્મા, અશ્વત્થામા, વિકર્ણ, ભગદત્ત, શકુનિ, અવંતીકુમાર વિંદ અને અનુવિંદ, બાહ્લિક યોદ્ધાઓસહિત બાહ્લિકદેશનો રાજા, બળવાન ત્રિગર્તરાજા, અતિ દુર્જય મગધદેશનો રાજા, કોસલદેશનો રાજા, બૃહદ્બલ, ચિત્રસેન, વિવિંશતિ તથા મોટી ધ્વજાઓવાળા અનેક સુંદર રથો, આપણા દેશમાંજ ઉત્પન્ન થયેલા ઘોડાઓ, કેળવાયેલા ઘોડેસ્વારો, માથાંમાંથી મદ ઝરતા મદોન્મત્ત હાથીઓ અને અનેક પ્રકારનાં હથિયારો અને

ધ્વજાઓવાળા, જૂદા જૂદા દેશમાં ઉત્પન્ન થયેલા શૂરવીર પાળાઓ તથા એ સિવાય બીજા અનેક યોદ્ધાઓ, તારેમાટે પોતાના પ્રાણ આપવા તૈયાર થયા છે. વળી તેઓ રણસંગ્રામમાં દેવોને પણ જીતી શકે તેવા સમર્થ છે, એમ હું માનું છું.[૨-૭] હે રાજન્! અવશ્ય મારે તને હમેશાં હિતવચનજ કહેવું જોઇએ કે, ઇંદ્રસહિત દેવોથી પણ પાંડવો જીતી શકાય તેવા નથી; કારણ કે તેઓને શ્રીકૃષ્ણની સહાય છે તથા તેઓ પણ ઇંદ્રસમાન પરાક્રમી છે. હે રાજેન્દ્ર! હું તો સર્વથા તારાજ કહ્યા પ્રમાણે કરીશ, એટલે કે પાંડવોને રણસંગ્રામમાં જીતીશ અથવા કદાચ તેઓ મને પણ જીતે. ( અર્થાત્ મરણીઓ થઇને લડીશ. )" ભીષ્મપિતામહે તમારા પુત્રને આમ કહીને ઘાને રૂઝાવી દેનારી મહાન વીર્યવાળી સુંદર ઔષધિ તેને આપી, તેથી દુર્યોધન એકદમ શસ્ત્રોની પીડાથી રહિત થયો.

જ્યારે નિર્મળ પ્રભાત થયું, ત્યારે વ્યૂહરચનામાં કુશળ એવા પરાક્રમી ભીષ્મપિતામહે, પોતાના સૈન્યને મંડલવ્યૂહમાં રચ્યું. અનેક પ્રકારનાં શસ્ત્રોથી ભરપૂર મુખ્ય મુખ્ય યોદ્ધાઓ તથા હાથી અને પાળાઓથી સંપૂર્ણ અને મોટા મોટા ઘોડાઓ તથા બન્ને તરફ ધારવાળી તરવારો અને તોમરોને ધારણ કરનારા અનેક હજાર રથીયોદ્ધાઓથી ચારેબાજુ વિંટાયેલા પોતાના સૈન્યને મંડળાકારવ્યૂહમાં આ પ્રમાણે ગોઠવ્યું:-એકેક હાથી પાસે સાત સાત રથોને ઉભા રાખ્યા, એકેક રથ પાસે સાત સાત ઘોડેસ્વારોને રાખ્યા અને એકેક ઘોડેસ્વાર પાસે દશ દશ ધનુર્ધરોને ઉભા રાખ્યા તથા એકેક ધનુર્ધરને પડખે દશ દશ ઢાલોવાળાઓને ઉભા રાખ્યા. હે મહારાજ! એ પ્રમાણે મહારથીઓથી વ્યૂહરચનામાં ગોઠવાયેલું તમારૂં સૈન્ય, ભીષ્મ પિતામહના રક્ષણતળે રહીને યુદ્ધ કરવા માટે ઉભું રહ્યું; તેમજ દશ દશહજાર ઘોડાઓ અને હાથીઓ, દશહજાર રથીઓ તથા કવચધારી એવા ચિત્રસેન વગેરે શૂરવીર તમારા પુત્રો, ભીષ્મપિતામહનું ચારેબાજુથી રક્ષણ કરવા લાગ્યા. મહાબળવાન રાજાઓ એ પ્રમાણે યુદ્ધમાં સજ્જ થઇ ગયા, ત્યારે ભીષ્મપિતામહ તેઓનું રક્ષણ કરતા હોય તથા તેઓ ભીષ્મપિતામહનું રક્ષણ કરતા હોય તેમ દેખાતું હતું.[૧૮] તે વખતે રાજા દુર્યોધન પોતાના રથમાં બેઠો, તે જાણે પોતાની રાજલક્ષ્મીથી સેવાતો, સ્વર્ગમાં રહેલો ઇંદ્ર હોય તેમ શોભતો હતો.[૧૯] હે ભારત! ત્યારપછી તમારા પુત્રોના સૈન્યમાં, મોટો રથોનો ઘોષ તથા વાજીંત્રોનો શબ્દ થઇ રહ્યો.[૨૦] ભીષ્મપિતામહે, કૌરવોનો મંડળવ્યૂહ પશ્ચિમાભિમુખ રચેલો હતો. તે વ્યૂહ શત્રુઓથી અભેદ્ય હતો અને શત્રુઓનો નાશ કરી શકે તેવો હતો. વળી હે રાજન્! શત્રુઓથી દુરાસદ એવો તે વ્યૂહ, રણભૂમિઉપર શોભી રહ્યો હતો.

પરમ દુર્જય એવો શત્રુઓનો મંડળવ્યૂહ જોઇને, રાજા યુધિષ્ઠિરે વજ્રવ્યૂહ રચ્યો. એ પ્રમાણે સર્વ સૈન્યો, વ્યૂહરચનામાં બરાબર ગોઠવાઇ રહ્યાં, એટલે પોતપોતાના યોગ્ય સ્થાનપર ઉભા રહેલા સર્વ રથીઓ અને ઘોડેસ્વારો સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યા; અને એકબીજાના વ્યૂહને ભેદી નાખવાની ઇચ્છાવાળા તથા અન્યોઅન્યથી શૂરા એવા સર્વ યોદ્ધાઓ, પોતપોતાના સૈન્યસહિત યુદ્ધ કરવા માટે નીકળી પડયા. દ્રોણાચાર્ય મત્સ્યરાજ વિરાટસામા આવ્યા; અશ્વત્થામા શિખંડીસામે ઉભો રહ્યો; રાજા દુર્યોધન ધૃષ્ટદ્યુમ્ન સામો ધસી ગયો; નકુલ અને સહદેવ, મદ્રરાજ શલ્ય સામા આવી ગયા; અવંતીકુમાર વિંદ અને અનુવિંદ ઇરાવાન સામા દોડી ગયા; અને બાકી રહેલા બીજા સર્વ રાજાઓ અર્જુનસામા લડવા લાગ્યા.[૨૧-૨૭] રણસંગ્રામમાં આગળ વધતા હૃદિકના પુત્રને, ચિત્રસેનને, વિકર્ણને તથા દુર્મર્ષણને સમર્થ ભીમસેને અટકાવી દીધા હતા.[૨૮] હે રાજન્! તે યુદ્ધમાં અર્જુનપુત્ર અભિમન્યુ, તમારા પુત્રો સામે લડતો હતો. મહાધનુર્ધર પ્રાગ્જ્યોતિષનગરનો રાજા ભગદત્ત, રાક્ષસોમાં ઉત્તમ એવા ઘટોત્કચ જોડે લડતો હતો.[૨૯] હે રાજન્! જેમ એક મદોન્મત્ત હાથી બીજા મદોન્મત્ત હાથી સામો ધસી જાય, તેમ રાક્ષસ અલંબુષ યુદ્ધદુર્મદ સાત્યકિસામો ધસી ગયો.

ક્રોધાયમાન થયેલો તે રાક્ષસ અલંબુષ તે વેળા સૈન્યસહિત એવા સાત્યકિ સામો ધસ્યો હતો. યુદ્ધમાં ઘણો સાવધ એવો ભૂરિશ્રવા, ધૃષ્ટકેતુ સામે લડતો હતો.[30,31] ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર શ્રુતાયુષરાજા સામે યુદ્ધ કરતા હતા. ચેકિતાન કૃપાચાર્યસામો લડતો હતો.[32] બાકી રહેલા પાંડવપક્ષના યોદ્ધાઓ, મહારથી ભીષ્મસામા ધસી ગયા.

પછી શક્તિ, તોમર, નારાચ, ગદા અને પરિઘોને હાથમાં લઇ સર્વ રાજાઓએ અર્જુનને ઘેરી લીધો.[33] એ વેળા અર્જુન ઘણો ક્રોધાયમાન થયો અને શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ-"હે માધવ! વ્યૂહરચના કરવામાં નિપુણ એવા ગંગાપુત્ર મહાત્મા ભીષ્મે, દુર્યોધનનાં સર્વ સૈન્યોને કેવાં વ્યૂહરચનામાં ગોઠવ્યાં છે, તે જુઓ. વળી મારી સામે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા કવચધારી આ શૂરા રાજાઓને પણ જુઓ. હે કેશવ ! જુઓ તો ખરા, આ ત્રિગર્ત રાજા પોતાના ભાઈઓસહિત કેવો સજ્જ થયો છે![34-36] પણ હે જનાર્દન શ્રીકૃષ્ણ ! આજે જેઓ મારી સામા યુદ્ધ કરવા ઇચ્છે છે, તે સર્વેનો આ રણભૂમિ ઉપર હું તમારા દેખતાં નાશ કરીશ."[37]એ પ્રમાણે કહીને અર્જુને, ધનુષ્યની દોરીનો ટંકાર કર્યો અને રાજાઓના સમૂહ સામે બાણોનો વરસાદ વરસાવ્યો;[38] ત્યારે મહાધનુર્ધર તે રાજાઓ પણ, વર્ષાઋતુમાં મેઘમંડળ પાણીની ધારાઓથી જેમ તળાવને પૂરી દે, તેમ અર્જુનને બાણોની વૃષ્ટિથી પૂરી દેવા લાગ્યા.[39] હે રાજા ! અર્જુનને તથા શ્રીકૃષ્ણને બાણોથી છવાઈ ગયેલા જોઇ તમારા સૈન્યમાં હર્ષનો મહાન કોલાહલ થઈ રહ્યો. દેવો, દેવઋષિઓ, ગંધર્વો અને પન્નગો, તે અર્જુન તથા કૃષ્ણને તેવી સ્થિતિમાં રહેલા જોઇ, ઘણા વિસ્મય પામી ગયા.[41] પછી અર્જુનને પણ ઘણો ક્રોધ ચઢયો અને તેણે ઇંદ્રાસ્ત્રને પ્રકટ કરી શત્રુઓએ છોડેલી બાણોની વૃષ્ટિને એકદમ અટકાવી દીધી. એ સમયે અર્જુનનું પરાક્રમ ઘણું અદ્ભુત દેખાતું હતું. હે રાજા! તે યુદ્ધમાં એવો કોઈ પણ યોદ્ધો ન હતો કે જે અર્જુનનાં બાણોથી ન ઘવાયો હોય. હે રાજા ! તે હજારો રાજાઓને તથા તેઓના ઘોડા અને હાથીઓને અર્જુને ઘાયલ કર્યા અને બીજાઓને પણ બે કે ત્રણ બાણોથી વિંધ્યા.[44] આવી રીતે તે રાજાઓને અર્જુને મારવા માંડયા, ત્યારે તેઓ બધા ભીષ્મને શરણે ગયા; કારણકે તે અગાધ સૈન્યસાગરમાં ડૂબી જતા યોદ્ધાઓને, ભીષ્મપિતામહ નાવરૂપે થયા હતા.[45] હે મહારાજ ! એ પ્રમાણે પાછા હઠી જતા તે યોદ્ધાઓથી, તે તમારા સૈન્યમાં ભંગાણ પડયું અને વાયુથી જેમ સમુદ્ર ખળભળી ઉઠે તેમ, ચારેબાજુથી ખળભળી ઉઠયું.[46]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'સાતમા દિવસનું યુદ્ધ' એ વિષયનો અધ્યાય ૮૧ મો સમાપ્ત

## અધ્યાય ૮૨ મો

### સાતમો દિવસ ( ચાલુ )-દ્વૈરથયુદ્ધ

॥ संजय उवाच ॥

तथा प्रवृत्ते संग्रामे निवृत्ते च सुशर्मणि ।
भग्नेषु चापि वीरेषु पांडवेन महात्मना ॥१॥

સંજયે કહ્યુંઃ-એ પ્રમાણે સંગ્રામ ચાલતો હતો અને સુશર્મા જ્યારે પાછો હઠયો તથા મહાત્મા અર્જુન જ્યારે તમારા યોદ્ધાઓમાં ભંગાણ પાડતો હતો અને સમુદ્રસમાન એવું તે તમારૂં સૈન્ય જ્યારે ખળભળી રહ્યું હતું, ત્યારે ભીષ્મપિતામહ અર્જુનપ્રત્યે ઘણી ત્વરાથી ધસી ગયા.[1,2] તે રણસંગ્રામમાં અર્જુનનું પરાક્રમ જોઈને, રાજા દુર્યોધન એકદમ ત્યાં જઈ પહોંચ્યો અને સર્વ રાજાઓને તથા તેઓમાં મુખ્ય મહાબળવાન સુશર્માને, સર્વ સૈન્યના મધ્યમાં અતિ હર્ષ ઉપજાવતો હોય તેમ કહેવા લાગ્યોઃ-[3,4]"આ કુરુશ્રેષ્ઠ શાંતનુકુમાર ભીષ્મ, અર્જુનસામે યુદ્ધ કરવાની ઈચ્છાથી પોતાના જીવિતનો પણ ત્યાગ કરીને જાય છે; માટે ભરતવંશી તે વીર પિતામહનું સર્વ સૈન્યસહિત તમે બધા સાવધાન થઈને રક્ષણ કરો." હે મહારાજ ! 'બહુ સારૂં ' એમ

કહીને તે સર્વ રાજાઓનાં સૈન્યો–પિતામહ ભીષ્મ પાછળ ગયાં.[૫–૭]

પછી મહાબળવાન શાંતનુકુમાર ભીષ્મ રણસંગ્રામમાં આગળ વધતા ભરતવંશી અર્જુન સામે એકદમ ધસી ગયા.[૮] શ્વેત ઘોડાઓથી જોડેલા, ભયંકર વાનરચિન્હવાળી ધ્વજાવાળા, મેઘસમાન ગર્જના કરતા અતિ શોભાયમાન એવા મોટા રથમાં બેસીને, તમારાં સર્વ સૈન્યોમાં ધસી આવતા અર્જુનને જોઇ, (સૈન્યોમાં) ભયસૂચક તુમુલ શબ્દ થવા લાગ્યો.[૮–૧૦] ઘોડાઓની લગામ હાથમાં લઇને રહેલા તથા તે યુદ્ધમાં મધ્યાન્હકાળનો બીજો સૂર્ય હોય નહિ ! તેવા તેજસ્વી શ્રીકૃષ્ણને જોવાને તમારામાંના કોઇ પણ શક્તિમાન થયા નહિ;[૧૧] તેમજ શ્વેત ઘોડાઓવાળા તથા શ્વેત ધનુષ્યવાળા શાંતનુકુમાર ભીષ્મને, ઉદય પામેલા શ્વેત ગ્રહ(શુક્ર)ની પેઠે પાંડવયોદ્ધાઓ જોઇ શકયા નહિ.[૧૨] તે ભીષ્મપિતામહની ચારે બાજુ ત્રિગર્તરાજા, તેના ભાઇઓ તથા તમારા મહારથી પુત્રો અને બીજા રાજાઓ રહ્યા હતા.[૧૩]

તે યુદ્ધમાં દ્રોણાચાર્યે એક બાણથી વિરાટરાજાને વિંધી નાખ્યો તથા બીજા એકેક બાણથી તેની ધ્વજાને તથા ધનુષ્યને કાપી નાખ્યું.[૧૪] ત્યારે વિરાટરાજાએ તે તૂટેલા ધનુષ્યને ફેંકી દીધું અને બીજા યુદ્ધમાં નભી શકે તેવું દૃઢ ધનુષ્ય હાથમાં લીધું;[૧૫] અને તેમાં સર્પસમાન ઝેરી અને ઝળહળતાં બાણો સાંધ્યાં. તેમાંથી ત્રણ બાણોથી દ્રોણાચાર્યને તથા ચાર બાણોથી એમના ઘોડાઓને વિંધી નાખ્યા.[૧૬] વળી બીજા એક બાણથી એમની ધ્વજાને તથા પાંચ બાણોથી સારથિને પણ વિંધી નાખ્યો અને એક બાણથી તેમનું ધનુષ્ય છેદી નાખ્યું, તેથી બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યને ક્રોધ ચઢયો. હે ભરતશ્રેષ્ઠ ! પછી તેમણે પણ નમેલાં પર્વવાળાં આઠ બાણોનો પ્રહાર કરી વિરાટરાજાના ઘોડાઓને તથા એક બાણથી તેના સારથિને મારી નાખ્યા.[૧૭,૧૮] મરણ પામેલા સારથિ અને ઘોડાઓવાળા રથ ઉપરથી મહારથી વિરાટરાજા કૂદી પડયો અને પોતાના પુત્રના રથ ઉપર ચઢી ગયો.[૧૯] પછી તે બન્ને પિતાપુત્ર, એક રથમાં બેસીને, દ્રોણાચાર્યપર બાણોનો મોટો વરસાદ કરવા લાગ્યા તથા બળાત્કારે તેમને આગળ વધતા અટકાવવાલાગ્યા.[૨૦] હે રાજા ! પછી અત્યંત ક્રોધાતુર થયેલા દ્રોણાચાર્યે વિરાટરાજાના પુત્ર શંખ સામે સર્પસમાન ઝેરી બાણ ફેંકયું. એ બાણે શંખના હૃદયને ચીરી નાખ્યું અને તે તેનુ લોહી પીને પૃથ્વીમાં પેસી ગયું. શંખનું કવચ લોહીલોહાણુ થયું હતું અને દ્રોણના બાણથી મરણ પામેલો તે, ધનુષ્ય અને બાણોને પિતાની પાસેજ ત્યજી દઇ ધરણી ઉપર ઢળી પડયો.[૨૨,૨૩] પોતાના પુત્રને મરણ પામેલો જોઈ તથા ફાડેલા મોંવાળા કાળસમાન દ્રોણાચાર્યને જોઇ વિરાટરાજા, યુદ્ધને પડતું મૂકી ભયથી નાસી ગયો.[૨૪] પછી આચાર્ય દ્રોણ, પાંડવોની મહાસેનાને સેંકડો અને હજારો વિભાગમાં વિંખવા મંડયા.[૨૫]

હે મહારાજ ! પેલી તરફથી શિખંડીએ અશ્વત્થામા પાસે આવીને તેની ભ્રુકુટિના મધ્યભાગમાં તીક્ષ્ણ એવાં ત્રણ નારાચબાણોનો પ્રહાર કર્યો.[૨૬] તે વેળા મહારથી અશ્વત્થામા, લલાટમાં રહેલાં તે ત્રણ બાણોથી, જેમ સુવર્ણનાં ત્રણ ઉંચાં શિખરોથી મેરુપર્વત શોભે તેમ શોભવા લાગ્યો;[૨૭] એટલે એકદમ ક્રોધાયમાન થઇને તે અશ્વત્થામાએ, એક અર્ધનિમિષકાળમાં ઘણાં બાણો છોડી, શિખંડીની ધ્વજા, સારથિ, ઘોડાઓ અને ધનુષ્યનો નાશ કરી રણભૂમિ ઉપર રગદોળી નાખ્યાં. ત્યારે દ્વૈરથીઓમાં શ્રેષ્ઠ શત્રુતાપન શિખંડીએ, માર્યા ગયેલા ઘોડાઓવાળા રથપરથી કૂદી પડી, તીક્ષ્ણ તરવાર અને પ્રકાશમાન ઢાલ ગ્રહણ કરી, અત્યંત ક્રોધાયમાન થઇને બાજપક્ષીની પેઠે ઘૂમવા માંડયું. હે મહારાજ ! એ વેળા શિખંડી, હાથમાં તરવાર લઇને રણભૂમિ ઉપર એવો ઘૂમતો હતો, કે જેથી અશ્વત્થામાને તેના પર પ્રહાર કરવાનો અવકાશજ દેખાતો નહતો. એ ઘણું આશ્ચર્ય જેવું લાગતું હતું.[૩૧] હે ભરતશ્રેષ્ઠ ! પછી પરમ કોપાયમાન થયેલા અશ્વત્થામાએ અનેક હજારો બાણો છોડવા માંડયાં;[૩૨] પણ બળવાનોમાં શ્રેષ્ઠ શિખંડી, તે દારુણ બાણવૃષ્ટિ જેવી રીતે આવતી

હતી તેવી રીતે તેને તીક્ષ્ણ ધારવાળી તરવારથીછેદી નાખવાલાગ્યો.[૩૩]પછી અશ્વત્થામાએ શિખંડીની સેંકડો સોનેરી ટીપકીઓવાળી સુંદર ઢાલને છેદી નાખી તથા એની તરવારને પણ ખંડિત કરી.[૩૪] વળી હે રાજન્ ! અનેક તીક્ષ્ણ બાણોથી તેને પણ વિંધીનાખ્યો.આ પછી શિખંડીએ પણ અશ્વત્થામાનાં બાણોથી ખંડિત થયેલી તથા સર્પસમાન સુસવાટા કરતી તે પ્રકાશિત તરવાર, તુરત તેના સામી ફેંકી; પણ પ્રલયકાળના અગ્નિસમાન પ્રભાવાળી તે તરવારને આવતી જોઇ, અશ્વત્થામાએ પોતાના હાથની ચતુરાઇ બતાવતાં વચમાંથીજ કાપી નાખી, તેના કકડા કરી નાખ્યા; અને લોઢાનાં અનેક બાણોથી શિખંડીને વિંધવાજ માંડયો.[૩૫-૩૭] હે રાજન્ ! એ પ્રમાણે તીક્ષ્ણ બાણોના તીવ્ર પ્રહાર ખમતો શિખંડી, મહાત્મા સાત્યકિના રથપર એકદમ ચઢી ગયો.[૩૮]એ વેળા બળવાળાઓમાં શ્રેષ્ઠ સાત્યકિ પણ ક્રોધાયમાન થઇ ક્રૂર રાક્ષસ અલંબુષને તીક્ષ્ણબાણોથી વિંધતો હતો.[૩૯]હે ભારત ! પછી રાક્ષસ અલંબુષે, અર્ધચંદ્રાકાર બાણ મૂકીને, સાત્યકિના ધનુષ્યના કકડા કરી નાખ્યા અને તેને પણ બાણોથી વિંધી નાખ્યો.[૪૦]વળી રાક્ષસી માયા પ્રકટ કરી, બાણોની વૃષ્ટિથી તેને છાઇ દીધો.તે વેળા અમે સાત્યકિનું અદ્ભુત પરાક્રમ એ જોયું કે, એવાં તીક્ષ્ણ બાણોના પ્રહારથી તે જરા પણ ગભરાતો ન હતો. પછી હે ભારત ! તે સાત્યકિએ ઇંદ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો,[૪૧,૪૨] કે જે અસ્ત્ર યશસ્વી સાત્યકિને અર્જુન પાસેથી મળ્યું હતું. તેના (અસ્ત્રના) પ્રભાવથી રાક્ષસી માયા ભસ્મ થઈ ગઇ.[૪૩]વળી તેણે બીજાં બાણો મૂકી, વર્ષાઋતુમાં મેઘ જેમ જળધારાઓ મૂકી પર્વતને ઢાંકી દે, તેમ અલંબુષને ચારેબાજુથી ઢાંકી દીધો.[૪૪]એ પ્રમાણે યશસ્વી સાત્યકિએ તે રાક્ષસને પીડવા માંડયો, ત્યારે તે સાત્યકિને છોડી ભયથી નાસી ગયો.[૪૫] આવી રીતે ઇંદ્રથી પણ ન જીતી શકાય તેવા તે રાક્ષસને યુદ્ધમાં જીતીને શિનિપુત્ર સાત્યકિ, તમારા યોદ્ધાઓની સમક્ષ ગર્જના કરવા મંડયો. સત્યપરાક્રમી સાત્યકિ, તમારા યોદ્ધાઓને પણ તીક્ષ્ણ બાણોથી મારવા લાગ્યો; તેથી તેઓ પણ ભયથી પીડિત થઇ નાસાનાસ કરવા લાગ્યા.[૪૭]

એજ સમયે બીજી તરફ દ્રુપદરાજાનો પુત્ર બળવાન ધૃષ્ટદ્યુમ્ન,હે મહારાજ ! તમારા પુત્ર રાજા દુર્યોધનને મજબૂત ગાંઠવાળાં બાણોવડે રણભૂમિ ઉપર છાઇ દેતો હતો. હે ભારત ! ધૃષ્ટદ્યુમ્ને તેને બાણોથી છાઇ દેવા માંડયો, ત્યારે તમારો પુત્ર ગભરાયો નહિ અને તેણે સાઠ અને બીજાં ત્રીસ બાણો મૂકી, તુરત તેને વિંધી નાખ્યો, એ બધાને આશ્ચર્ય જેવું થઈ પડયું. હે રાજા ! પછી મહાબળવાન સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને ક્રોધાયમાન થઇ, દુર્યોધનનું ધનુષ્ય કાપી નાખ્યું અને તેના ચારે ઘોડાઓને મારી નાખ્યા તથા તુરત બીજાં સાત બાણ મૂકી, તેને પણ વિંધી નાખ્યો.[૪૮-૫૨] ત્યારે તે મહાબાહુ બળવાન દુર્યોધન, મરણ પામેલા ઘોડાઓવાળા રથપરથી કૂદી પડી હાથમાં તરવાર લઈ, પગપાળો થઈને ધૃષ્ટદ્યુમ્નસામે ધસી ગયો.[૫૩] એટલામાં રાજલોભી બળવાન શકુનિએ તેની પાસે આવી, સર્વ લોકના રાજા દુર્યોધનને પોતાના રથમાં બેસાડી દીધો.[૫૪] એ પ્રમાણે દુર્યોધન રાજાનો પરાજય કર્યા પછી, શત્રુવીરોને હણનાર ધૃષ્ટદ્યુમ્ન, ઇંદ્ર જેમ અસુરોને સંહારે તેમ તમારા સૈન્યનો સંહાર કરવા લાગ્યો.[૫૫] એ સમયપર મહારથી કૃતવર્માએ, ભીમસેનપર બાણો છોડવા માંડયાં હતાં; અને મેઘ જેમ સૂર્યને ઢાંકી દે તેમ તેણે ભીમસેનને રણસંગ્રામમાં ઢાંકી દીધો હતો.[૫૬] પછી શત્રુઓને તપાવવાવાળા ભીમસેને પણ ક્રોધપૂર્વક મંદ હાસ્ય કરીને, કૃતવર્મા ઉપર બાણો છોડવા માંડયાં.[૫૭] સત્યજ્ઞ સાત્વતવંશી કૃતવર્મા પોતે અતિરથી હોવાને લીધે ભીમસેનનાં બાણોનો પ્રહાર થયા છતાં પણ કંપ્યો નહિ, પણ તીક્ષ્ણ બાણો મૂકી ભીમને છાઈ દેતો હતો.[૫૮] પછી મહારથી ભીમસેને તેના ચારે ઘોડાઓને મારી નાખી, સુશોભિત ધ્વજાસહિત સારથિને પણ પટકી પાડયો. વળી બીજાં અનેક બાણો મૂકી, શત્રુવીરોને હણનાર ભીમસેન, કૃતવર્માને છાઇ દેવા મંડયો. એ વેળા મરણ પામેલા ઘોડાવાળો કૃતવર્મા, આખા શરીરમાં વિંધાઇ ગયેલો દેખાતો હતો.[૫૯,૬૦] પછી

તે કૃતવર્મા, પોતાના ઘોડા મરણ પામેલા હોવાથી એકદમ તમારા સાળા વૃષકના રથપર દુર્યોધનના દેખતાં ચઢી ગયો.[૬૧] ભીમસેન પણ ક્રોધાયમાન થઇ, તમારા સૈન્ય તરફ ધસી ગયો અને હાથમાં દંડ લઇ સંહાર કરતા ક્રોધાયમાન કાળની પેઠે સૈન્યોને હણવા મંડયો.[૬૨]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'દ્વૈરથયુદ્ધ' એ વિષયનો અધ્યાય ૮૨ મો સમાપ્ત

# અધ્યાય ૮૩ મો

## સાતમો દિવસ (ચાલુ)-દ્વંદ્વયુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**बहूनि हि विचित्राणि द्वैरथानिस्म संजय ।**
**पांडूनां मामकैः सार्धमश्रौषं तव जल्पतः ॥१॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:-"હે સંજય ! પાંડવોનાં મારા પુત્રોની સાથે વિચિત્ર એવાં ઘણાં દ્વંદ્વયુદ્ધો થયાં" એમ કહેતા તારી પાસેથી મેં સાંભળ્યું;[૧] પણ મારા પક્ષના યોદ્ધાઓમાં કોઇને આનંદ થયો તેમ તો તું કહેતોજ નથી અને પાંડવોને હમેશાં આનંદ પામેલા તથા અપરાજિત થયેલા કહ્યા કરે છે.[૨] મારા પુત્રોને તો સંગ્રામમાં હારેલા, ઉદાસીન મતવાળા અને નિસ્તેજ થયેલા કહ્યા કરે છે, તો હે સૂત ! એનું કારણ પ્રારબ્ધજ છે એમાં સંશય નથી.[૩]

સંજયે કહ્યું:-હે પુરુષશ્રેષ્ઠ રાજા ! તમારા પક્ષના યોદ્ધાઓ પોતાની શક્તિ અને ઉત્સાહ પ્રમાણે પાંડવોની સાથે યુદ્ધ કર્યા કરે છે તથા શક્તિ પ્રમાણે પુરુષાર્થ પણ કરી બતાવે છે; પરંતુ જેમ દેવનદી ગંગાનું મીઠું પાણી સમુદ્રના ગુણનો પરિચય થતાં ખારૂં થઇ જાય છે, તેમ હે રાજા ! તમારા યોદ્ધાઓનો પુરુષાર્થ, વીર પાંડુપુત્રોના પુરુષાર્થનો પરિચય થતાં રણમાં વ્યર્થ થાય છે;[૪-૬] માટે હે કુરુશ્રેષ્ઠ ! પોતાની શક્તિ પ્રમાણે યુદ્ધ કરી, ન બની શકે તેવું પરાક્રમ કરી દેખાડતા તમારા પક્ષના કૌરવોને,લેશમાત્ર પણ દોષ આપવો તે તમને યોગ્ય નથી.[૭]હે રાજા ! તમારા તથા તમારા પુત્રોના અપરાધથી,યમરાજાની રાજધાનીને વધારનાર આ પૃથ્વીનો મહાન નાશ પ્રાપ્ત થયો છે.[૮] હે રાજા ! આ સ્થિતિ તમારા પોતાના દોષથીજ ઉત્પન્ન થયેલી છે, માટે તમારે શોક કરવો યોગ્યજ નથી. આ યુદ્ધમાં રાજાઓ સર્વથા પોતાના પ્રાણનો બચાવ કરતા નથી; પણ પુણ્યશાળી લોકોએ મેળવેલા દૈવી લોકને પામવાની ઈચ્છાથી, સર્વ રાજાઓ, સૈન્યમાં પ્રવેશ કરીને હમેશાં સ્વર્ગપરાયણ થઇ, લડયા કરે છે;[૧૦] માટે હે મહારાજ ! તે દિવસના પૂર્વભાગમાં, દેવ અને અસુરોસમાન જે જનક્ષય ચાલુ થયો હતો,તેને તમે એકચિત્તથી સાંભળો.

મહાધનુર્ધર તથા મહાબળવાન અવંતિકુમાર વિંદ અને અનુવિંદ, મોટી સેનાસહિત રણોત્કટ બની, ઇરાવાનને જોઇને તેની સામા આવ્યા.[૧૨]આવતાંની સાથેજ તેઓનું, રૂવાં ખડાં કરી નાખે તેવું મહાન યુદ્ધ ચાલુ થયું. ક્રોધાયમાન થયેલા ઇરાવાને દેવસમાન રૂપવાળા તે બન્ને ભાઇઓને નમેલાં પર્વવાળાં તીક્ષ્ણ બાણોનો એકદમ પ્રહાર કર્યો. ત્યારે વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરતા તે બન્ને જણાએ પણ સામેથી તેને પ્રહાર કર્યો.[૧૩,૧૪] હે રાજન્ ! શત્રુનો નાશ કરવામાટે યત્ન કરી રહેલા તથા સામસામા દાવ વાળતા તે ત્રણે જણાઓમાં એ વેળા કોઈ ચઢિયાતો દેખાતો ન હતો.[૧૫]ત્યારપછી હે રાજા ! ઇરાવાને ચાર બાણો મૂકી, અનુવિંદના ચારેય ઘોડાઓને યમદ્વારમાં મોકલી દીધા અને બીજાં અતિ તીક્ષ્ણ બે ભલ્લબાણોવડે, એના ધનુષને તથા ધ્વજાને પણ કાપી નાખી. એ ઘણું આશ્ચર્ય જેવું લાગતું હતું.[૧૬,૧૭] પછી અનુવિંદ, પોતાના રથને ત્યજી દઈ પોતાના ભાઇ વિંદના રથમાં બેસી ગયો; અને તેણે યુદ્ધરૂપ ભારને ખમી શકે તેવું બીજું પરમ ઉત્તમ ધનુષ્ય હાથમાં લીધું.[૧૮] એક રથમાં બેઠેલા મહારથી તે બન્ને વીરો, મહાત્મા ઇરાવાનપર એકદમ બાણો મૂકવા મંડયા.[૧૯] એ વેળા તેઓએ મૂકેલાં, મહાવેગવાળાં સુવર્ણભૂષિત બાણો, સૂર્યના માર્ગમાં આવી જઇ, આકાશને ઢાંકી દેતાં હતાં.[૨૦] પછી કોપાયમાન થયેલા ઇરાવાને, તે બન્ને મહારથીઓપર બાણોની વૃષ્ટિનો વરસાદ કરી મૂકયો અને તેઓના સારથિને પણ ગબડાવી પાડયો.[૨૧] એ પ્રમાણે

તે સારથિ મરણ પામીને પૃથ્વીપર ગબડી પડયો, ત્યારે ભડકેલા ઘોડાઓવાળો તેમનો રથ, ચારે દિશાઓમાં જેમ તેમ દોડવા લાગ્યો.[૨૨] હે મહારાજ! નાગરાજ ઐરાવતની પુત્રીનો પુત્ર ઇરાવાન, એ પ્રમાણે તે બન્ને રાજપુત્રોનો પરાજય કરી, પોતાના પૌરુષને પ્રસિદ્ધ કરતો તમારી સેનાનો સંહાર કરતો હતો.[૨૩] ત્યારે સંહાર કરાતી કૌરવોની મહાસેના, ઝેર પીધેલા મનુષ્યની પેઠે, એ રણમાં વેગથી આમતેમ નાસભાગ કરતી હતી.[૨૪]

સૂર્યસમાન વર્ણવાળા તથા ફરકતી ધ્વજાવાળા, રથમાં બેસીને મહાબળવાન રાક્ષસેન્દ્ર ઘટોત્કચ, એ સમયે ભગદત્ત સામે ધસી ગયો હતો.[૨૫] પછી પ્રાગ્જ્યોતિષનગરનો ભગદત્તરાજા પોતાના મહાન હાથીપર બેસી, જેમ પૂર્વકાળમાં તારકાસુર સાથેના સંગ્રામમાં વજ્રધારી ઇંદ્ર પોતાના હાથીપર બેસી, તારકાસુર સામે ધસ્યો હતો તેમ ઘટોત્કચ રાક્ષસસામે ધસી ગયો.[૨૬] એ વેળા ત્યાં આવેલા દેવો, ગંધર્વો અને ઋષિઓ તે ઘટોત્કચ અને ભગદત્તની વચ્ચે કોઇને ચઢીઆતો કે ઉતરતો જાણી શકયા નહિ.[૨૭] જેમ સુરપતિ ઇંદ્ર રાક્ષસોને ત્રાસ પમાડે તેમ રાજા ભગદત્ત, પાંડવસૈનિકોને ત્રાસ પમાડી રહ્યો હતો.[૨૮] હે ભારત ! એ પ્રમાણે તે ભગદત્તે,સર્વ દિશાઓમાં નસાડી મૂકેલા પાંડવયોદ્ધાઓને પોતાનાં સૈન્યોમાં કોઇપણ પોતાનું રક્ષણ કરનાર પ્રાપ્ત થયો નહિ.[૨૯] હે ભારત ! એ વખતે માત્ર ઘટોત્કચનેજ ત્યાં રણભૂમિઉપર ઉભેલો અમે જોયો હતો, બાકીના તો સર્વ મહારથીઓ ઉદાસીન થઇને ત્યાંથી પલાયનજ કરી ગયા હતા.[૩૦] હે રાજા ! એ પ્રમાણે જ્યારે પાંડવોનાં સૈન્યો પાછાં હઠી ગયાં, ત્યારે તમારા સૈન્યમાં મોટી ગર્જના થઇ રહી હતી.[૩૧] તે પછી હે રાજન્ ! તે મહારણમાં ઘટોત્કચે, ભગદત્તને જેમ મેઘ મેરુપર્વતને ઢાંકી દે તેમ બાણોવડે ઢાંકી દીધો.[૩૨] રાક્ષસના ધનુષ્યમાંથી નીકળેલાં તે બાણોને, રાજા ભગદત્તે મધ્યમાંથીજ ખાળી દઇ, ભીમસેનના પુત્રને મર્મસ્થાનમાં સર્વ સ્થળે એકદમ પ્રહાર કર્યો.[૩૩] આવી રીતનાં નમેલાં પર્વવાળાં ઘણાં બાણોથી પ્રહાર કર્યા છતાં પણ રાક્ષસેન્દ્ર ઘટોત્કચ ભેદાતા પર્વતની પેઠે ડગમગ્યો નહિ.[૩૪] વળી પ્રાગ્જ્યોતિષના રાજા ભગદત્તે, ક્રોધાયમાન થઇને ચૌદ તોમરબાણો છોડ્યાં, પણ ઘટોત્કચે તે બાણોને કાપી નાખ્યાં.[૩૫] તીક્ષ્ણ બાણોથી તે તોમરોને કાપી નાખ્યા પછી, તે મહાબાહુ રાક્ષસે, કંકપક્ષીનાં પીછાંવાળાં સિત્તેર બાણોનો પ્રહાર કરી ભગદત્તને વિંધી નાખ્યો.[૩૬] હે ભારત ! પછી પ્રાગ્જ્યોતિષના રાજાએ હસતો હોય તેમ મુખ મલકાવી, ઘટોત્કચના ચાર ઘોડાઓને બાણોનો પ્રહાર કરી રણભૂમિ ઉપર પાડી નાખ્યા. આવી રીતે માર્યા ગયેલા ઘોડાવાળા રથમાં બેઠેલા પ્રતાપી રાક્ષસે, ભગદત્તના હાથી સામે ઘણા વેગપૂર્વક શક્તિ ફેંકી;[૩૮] પણ એકદમ વેગપૂર્વક આવતી સુવર્ણના દાંડાવાળી તે શક્તિને, રાજા ભગદત્તે ત્રણ કકડા કરી નાખી પૃથ્વી ઉપર વેરી નાખી.[૩૯] પોતાની શક્તિને ભાંગી નાખેલી જોઈ હિડિંબાપુત્ર ઘટોત્કચ, જેમ પૂર્વકાળમાં ઇંદ્રના ભયથી નમુચીદૈત્ય રણમાંથી નાસી ગયો હતો, તેમ ભયપૂર્વક રણમાંથી નાસી ગયો.[૪૦] પ્રસિદ્ધ પરાક્રમવાળા તથા યમ અને વરુણથી પણ યુદ્ધમાં નહિ જીતાયેલા તે શૂરવીર ઘટોત્કચને, એ પ્રમાણે રણમાં જીતીને, જેમ વનનો હાથી પદ્મિનીને ચગદી નાખતો ઘૂમે તેમ તે ભગદત્તરાજા પાંડવોની સેનાને કચરી નાખતો પોતાના હાથીસહિત ઘૂમવા લાગ્યો.[૪૧,૪૨]

આ તરફ મદ્રરાજ શલ્ય સહદેવ અને નકુલ સાથે યુદ્ધ કરતો હતો. તેણે બાણોના સમૂહથી પોતાના એ બંને ભાણેજોને છાઇ દીધા.[૪૩] ત્યારે સહદેવે પોતાના મામાને સામે આવીને યુદ્ધ કરતો જોઇ, મેઘ જેમ સૂર્યને ઢાંકી દે છે તેમ, બાણોના સમૂહોથી તેને ઢાંકી દીધો.[૪૪] પોતાના ભાણેજે એ પ્રમાણે પોતાને છાઈ દીધેલો જોઈ શલ્ય ઘણોજ પ્રસન્ન થઇ ગયો; અને તે બંને ભાઇઓને પણ પોતાની માતાના સંબંધથી ઘણીજ પ્રીતિ થઈ.[૪૫] પછી હે રાજન્ ! મહારથી શલ્યે, જરા સ્મિત કરીને ઉત્તમ એવાં ચાર બાણોનો પ્રહાર કરી, નકુલના ચારે ઘોડાઓને યમાલયમાં વિદાય કરી દીધા; ત્યારે મહારથી નકુલ,

એ માર્યા ગયેલા ઘોડાઓવાળા રથમાંથી એકદમ કૂદી પડી પોતાના યશસ્વી ભાઇ સહદેવના રથ ઉપરજ ચઢી ગયો. એ પ્રમાણે એક રથમાં બેઠેલા તે બન્ને શૂરવીરોએ પોતાનાં દૃઢ ધનુષ્યોને ખેંચીને મદ્રરાજાના રથને તત્ક્ષણ ઢાંકી દીધો. આવી રીતે પોતાના ભાણેજોએ મજબૂત ગાંઠાવાળાં અનેક બાણોથી છાઇ દીધો, છતાં પણ પુરુષવ્યાઘ્ર શલ્યરાજા, પર્વતની પેઠે લગાર પણ ડગ્યો નહિ; પરંતુ હસતો હોય તેમ મોં મલકાવતાં તેણે તે શસ્ત્રવૃષ્ટિનો નાશ કરી નાખ્યો.[૪૬–૫૦] તે જોઈ, ક્રોધાયમાન થયેલા વીર્યવાન સહદેવે, એક બાણ ગ્રહણ કરી શલ્ય સામે તાકીને જોરથી માર્યું.[૫૧] હે ભારત ! ગરુડ અને વાયુસમાન વેગવાળું એ બાણ મદ્રરાજાને ઘાયલ કરી દઈ પૃથ્વીમાં પેસી ગયું.[૫૨] એ બાણથી ઘવાયેલો મહારથી શલ્યરાજા વ્યથિત થઇને રથની બેસણીપર બેસી ગયો અને હે મહારાજા ! મૂર્છાવશ થઇ ગયો.[૫૩] પછી નકુલ અને સહદેવથી પીડાયેલા શલ્યરાજાને બેભાન થઇ પડી ગયેલો જોઈ તેનો સારથિ તેને રથમાં બેસાડી તુરત રણસંગ્રામમાંથી દૂર લઈ ગયો.[૫૪] જ્યારે આમ પાછો ફરેલો શલ્યરાજાનો રથ જોયો, ત્યારે કૌરવો નિરાશ થઈ ગયા અને મદ્રરાજાને માર્યો ગયેલો માનવા લાગ્યા.[૫૫] પોતાના મામાને યુદ્ધમાં જીતીને મહારથી નકુલ અને સહદેવ, આનંદમાં આવી જઇ પોતાના શંખો વગાડવા મંડ્યા અને સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યા.[૫૬] પછી હે રાજા ! જેમ ઇંદ્ર અને ઉપેન્દ્ર દેવો, દૈત્યોની સેના તરફ ધસી જાય તેમ, તે બન્ને જણા ઘણા હર્ષિત થઇ તમારા સૈન્ય તરફ ધસી ગયા.[૫૭]

અધ્યાય ૮૩ મો સમાપ્ત

---

# અધ્યાય ૮૪ મો

## સાતમો દિવસ (ચાલુ)–સુશર્મા અને અર્જુનનો સમાગમ

॥ संजय उवाच ॥

ततो युधिष्ठिरो राजा मध्यं प्राप्ते दिवाकरे ।
श्रुतायुषमभिप्रेक्ष्य प्रेषयामास वाजिनः॥१॥

સંજયે કહ્યું:–સૂર્યનારાયણ જ્યારે આકાશના મધ્યભાગમાં આવી પહોંચ્યા, ત્યારે રાજા યુધિષ્ઠિરે શ્રુતાયુષને જોઇ, તેના તરફ પોતાના ઘોડાઓ હાંક્યા.[૧] દૃઢ ગાંઠાવાળાં તીક્ષ્ણ નવ બાણોથી પ્રહાર કરતો રાજા યુધિષ્ઠિર, શત્રુદમન શ્રુતાયુષસામે ધસી ગયો.[૨] ત્યારે મહાધનુર્ધર રાજા શ્રુતાયુષે પણ, ધર્મપુત્રે છોડેલાં તે બાણોને નિવારી દઇ, તેને સાત બાણોનો પ્રહાર કર્યો.[૩] તે મહાત્મા યુધિષ્ઠિરરાજાના શરીરમાં રહેલા પ્રાણોની શોધ કરતાં હોયની શું ! તેમ તે બાણોએ તેમના શરીરપર રહેલાં કવચોને તોડીનાખી, તેમનું લોહી પીધું.[૪] ત્યારે મહાત્મા શ્રુતાયુષનાં બાણોથી વિંધાયેલા તે યુધિષ્ઠિરરાજાએ, વરાહના કાન જેવા આકારવાળા બાણથી તેના હૃદયમાં પ્રહાર કર્યો. વળી મહારથી યુધિષ્ઠિરે, બીજા ભલ્લબાણથી તે મહાત્માના રથ ઉપરની ધ્વજાને એકદમ પૃથ્વી ઉપર પાડી દીધી.[૬] આમ પોતાની ધ્વજાને પાડી નાખેલી જોઇ, રાજા શ્રુતાયુષ બીજાં તીક્ષ્ણ સાત બાણો મૂકી યુધિષ્ઠિરને વિંધવા લાગ્યો.[૭] હે રાજન્ ! તેથી કરી ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર, જેમ પ્રલયકાળે સર્વ ભૂતોને બાળી નાખવા ઇચ્છતો અગ્નિ બળે તેમ ક્રોધથી બળવા લાગ્યો.[૮] એ વેળા હે મહારાજ ! યુધિષ્ઠિરને ક્રોધાયમાન થયેલા જોઇ દેવો, ગંધર્વો અને રાક્ષસો પણ ગભરાઇ ગયા; તથા આખું જગત આકુળવ્યાકુળ થઈ ગયું.[૯] સર્વ પ્રાણીઓના મનમાં આ પ્રમાણેનો વિચાર થવા લાગ્યો કે, ક્રોધાયમાન થયેલા રાજા યુધિષ્ઠિર, આજે ત્રણે લોકને બાળી નાખશે કે શું ? હે રાજા ! આવી રીતે રાજા યુધિષ્ઠિર જ્યારે કોપાયમાન થયા હતા, ત્યારે લોકોની શાંતિ કરવામાટે ઋષિઓ અને દેવતાઓ મહાન સ્વસ્તિવાચન કરવા લાગ્યા.[૧૧] ક્રોધાવેશમાં આવી જઇને પોતાનાં ગલોફાં ચાટતા તે યુધિષ્ઠિરે પ્રલયકાળના સૂર્યસમાન ઘોર સ્વરૂપ ધારણ કર્યું હતું.[૧૨] હે રાજા ! તે વખતે તમારાં સર્વ સૈન્યો પોતાના જીવિતપ્રત્યે નિરાશ થઇ ગયાં હતાં.[૧૩] પછી મહાન યશવાળા તે યુધિષ્ઠિરે ધીરજપૂર્વક કોપને નિવારીને, શ્રુતાયુષના મોટા ધનુષ્યને બરાબર મુષ્ટિપ્રદેશમાંથીજ ભાંગી નાખ્યું;[૧૪] અને કપા-

ચેલા ધનુષ્યવાળા તે શ્રુતાયુષને, રણભૂમિમાં રહેલા સર્વ સૈન્યના દેખતાં નારાચબાણનો પ્રહાર કરી, રાજા યુધિષ્ઠિરે છાતીમાં ઘાયલ કર્યો. વળી પણ હે રાજન્ ! ઘણી ત્વરાપૂર્વક તે મહાત્માના ઘોડાઓને તથા સારથિને, મહાબળવાન યુધિષ્ઠિરે બાણોના પ્રહારથી મારી નાખ્યા.[૧૬] એ સમયપર એ યુધિષ્ઠિરરાજાનું પરાક્રમ જોઇને શ્રુતાયુષરાજા, મરણ પામેલા ઘોડાવાળા પોતાના રથને ત્યજી દઇ, વેગપૂર્વક સંગ્રામમાંથી નાસી ગયો.[૧૭] આવી રીતે મહાધનુર્ધર શ્રુતાયુષ યુધિષ્ઠિરરાજાથી પરાજય પામ્યો, ત્યારે હે રાજન્! દુર્યોધનનું સમગ્ર સૈન્ય પલાયન કરવા લાગ્યું. હે રાજા ! આવું પરાક્રમ કરી, ધર્મપુત્ર યુધિષ્ઠિર ફાડેલાં મોઢાંવાળા કાળની પેઠે તમારા સૈન્યનો ઘાણ વાળવા લાગ્યા.[૧૯]

એજ સમયપર યદુવંશનો ચેકિતાનરાજા, મહારથીઓમાં શ્રેષ્ઠ કૃપાચાર્યને સર્વ સૈન્યોના દેખતાં બાણોવડે છાઈ દેવા મંડ્યો હતો.[૨૦] હે રાજન્ ! ત્યારે શારદ્વત કૃપાચાર્યે પણ, એ યુદ્ધમાં પોતાની સામે આવતાં તે બાણોને બાળી દઈ, ઘણી સાવધાનીથી યુદ્ધ કરતા ચેકિતાનને બાણોથી વિંધવા માંડયો.[૨૧] વળી હે આર્ય ! બીજા ભલ્લબાણથી, તે ચાલાક હાથવાળા કૃપાચાર્યે તેના સારથિને માર્યો તથા ધનુષ્યને પણ કાપી નાખ્યું.[૨૨] વળી હે રાજા ! તેના ઘોડાઓને પણ મારી નાખી બે પાર્શ્વરક્ષકોને પણ હણી નાખ્યા; ત્યારે સાત્વત ચેકિતાનરાજાએ હાથમાં ગદા ગ્રહણ કરી વીરોનો નાશ કરનારી તે ગદાવડે, ગદાધારીઓમાં શ્રેષ્ઠ એવા તેણે કૃપાચાર્યના ઘોડાઓને તથા સારથિને કૂટીજ પાડયા.[૨૩,૨૪] પછી પગપાળા થયેલા કૃપાચાર્યે, ચેકિતાનને સોળ બાણોનો પ્રહાર કર્યો કે જે તેને વિંધી નાખી પૃથ્વીમાં પેસી ગયાં.[૨૫] આ કારણથી ચેકિતાન ક્રોધાયમાન થઈ ગયો અને કૃપાચાર્યને મારી નાખવાની ઇચ્છાથી, જેમ ઇંદ્રે વૃત્રાસુરને મારવા વજ્ર ફેંકયું હતું તેમ ફરીથી પણ તેણે તે ગદા ફેંકી.[૨૬] પથ્થરની બનાવેલી તે પ્રચંડ મહાગદાને પ્રકાશ કરતી પોતાની સામે આવતી જોઈ, ગૌતમગોત્રના કૃપાચાર્યે, અનેક હજાર બાણોથી તેને વારી દીધી.[૨૭] હે ભારત ! ત્યારપછી ચેકિતાને ક્રોધ કરી, તરવાર હાથમાં લીધી અને ઘણીજ સ્ફુર્તિપૂર્વક તે કૃપાચાર્યસામે ધસી ગયો;[૨૮] ત્યારે હે રાજન્ ! ચેકિતાનને ખડ્ગધારી જોઇ, ઘણાજ સાવધ રહેનાર કૃપાચાર્યે પણ ધનુષ્ય છોડી દઇ અને તરવાર હાથમાં લઇ, મોટા વેગપૂર્વક તેની સામા ધસારો કર્યો.[૨૯] મહાબળવાન અને ઉત્તમ તરવારોને ધારણ કરનારા તે બન્ને વીરો, તીક્ષ્ણ તરવારોના પ્રહારથી એકબીજાને ઘાયલ કરવા મંડયા.[૩૦] એ પ્રમાણે તરવારોના પ્રહારથી ઘવાયેલા એ બન્ને પુરુષશ્રેષ્ઠો, સર્વ ભૂત–પ્રાણીના આશ્રયભૂત એવી પૃથ્વીપર આવી પડયા.[૩૧] અતિ શ્રમ પડવાથી તેઓ બન્ને જણાને મૂર્છા આવી ગઈ અને બેભાન થઇ આવી સ્થિતિમાં પડેલા ચેકિતાનને જોઇને, યુદ્ધદુર્મદ રાજા કરકર્ષ, પોતાના મિત્રભાવથી એકદમ ત્યાં દોડી આવ્યો અને સર્વ સૈન્યના દેખતાં એ ચેકિતાનને તેણે પોતાના રથમાં ચઢાવી દીધો;[૩૨,૩૩] તેમજ હે રાજા ! તમારા સાળા શૂરા શકુનિએ, મહારથીઓમાં શ્રેષ્ઠ એવા કૃપાચાર્યને પોતાના રથમાં ચઢાવી દીધા.[૩૪]

હે રાજન્ ! પેલી તરફથી ક્રોધાયમાન થયેલો મહાબળવાન ધૃષ્ટકેતુ, નેવું બાણો મૂકી, ભૂરિશ્રવાને છાતીમાં વિંધી રહ્યો હતો.[૩૫] એ વખતે હે મહારાજ ! પોતાની છાતીમાં રહેલાં એ નેવું બાણોથી ભૂરિશ્રવા, મધ્યાન્હકાળે પ્રચંડ કિરણોથી જેમ સૂર્યનારાયણ શોભી રહે છે તેમ અત્યંત શોભતો હતો.[૩૬] પછી ભૂરિશ્રવાએ ઉત્તમ બાણોનો પ્રહાર કરી, મહારથી ધૃષ્ટકેતુને રથ, ઘોડા અને સારથિવગરનો કરી નાખ્યો; અને પછી રથ, ઘોડા અને સારથિવિનાના થયેલા તેને, મોટી બાણોની વૃષ્ટિથી રણભૂમિ ઉપર ઢાંકીજ દીધો.[૩૮] પછી ઉદાર મનવાળો ધૃષ્ટકેતુ, પોતાના ભાંગી ગયેલા રથનો ત્યાગ કરી, હે રાજા ! શતાનિકના રથપર ચઢી ગયો.

એટલામાં તો હે રાજન્! ચિત્રસેન, વિકર્ણ અને દુર્મર્ષણ–એ ત્રણ રથીઓ, સુવર્ણ-

જડિત કવચોને ધારણ કરી અભિમન્યુસામે ધસી ગયા.[૪૦] હે રાજન્! જેમ વાત, પિત્ત અને કફની સાથે શરીરનું ભયંકર યુદ્ધ ચાલે છે, તેમ તે ત્રણેની જોડે અભિમન્યુનું ઘોર યુદ્ધ ચાલુ થયું.[૪૧] પછી પુરુષોમાં વ્યાઘ્રસમાન અભિમન્યુએ તે તમારા ત્રણે પુત્રોને રથવિનાના કરી નાખ્યા; પણ હે રાજન્! ભીમસેનની પ્રતિજ્ઞાને* યાદ કરી તેઓના પ્રાણ તેણે લીધા નહિ.[૪૨]

ત્યારપછી સેંકડો રાજાઓને તથા હાથી, ઘોડા, રથ વગેરે વાહનોવાળા યોદ્ધાઓને સાથે લઇ, દેવોથી પણ ન જીતી શકાય તેવા મહારથી ભીષ્મને, એકદમ તમારા પુત્રોનું રક્ષણ કરવામાટે બાળક અભિમન્યુને ઉદ્દેશીને તે તરફ જતા જોઈ, શ્વેત ઘોડાવાળો અર્જુન, ભગવાન વાસુદેવને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—“ હે હૃષીકેશ! જે સ્થળે આ ઘણા રથો દેખાય છે ત્યાં આપણા ઘોડાઓને હાંકો.[૪૩-૪૫] અસ્ત્રકુશળ તથા યુદ્ધદુર્મદ એવા એ શૂરા યોદ્ધાઓ, જેટલામાં આપણી સેનાનો સંહાર કરી ન નાખે તેટલામાં હે માધવ! આપણા રથને ત્યાં લઇ ચાલો.”

એ પ્રમાણે અતુલ તેજવાળા અર્જુને જ્યારે કહ્યું, ત્યારે શ્રીકૃષ્ણે શ્વેત ઘોડાઓથી જોડેલા એ રથને તે રણસંગ્રામ ભણી હાંકયો.[૪૭] ક્રોધાયમાન થયેલો અર્જુન, જ્યારે તમારા પક્ષના યોદ્ધાઓ તરફ યુદ્ધ કરવામાટે જઇ પહોંચ્યો, ત્યારે હે રાજા! તમારા સૈન્યમાં મોટો કોલાહલ થઈ રહ્યો.[૪૮] પછી કુંતાપુત્ર અર્જુન, ભીષ્મના રક્ષણમાં જોડાયેલા તે રાજાઓ પાસે આવીને, તેઓમાં મુખ્ય તરીકે રહેલા સુશર્માને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—“ હે સુશર્મા! તું યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ ગણાય છે, એ હું જાણું છું;તથા તું અમારો પૂર્વનો વૈરી પણ છે. તારી અનીતિનું ભયંકર ફળ આજે પ્રાપ્ત થયું છે, તે તું જોજે.[૫૦] આજે પૂર્વકાળમાં મરણ પામેલા તારા બાપદાદાઓને હું તને દેખાડી આપીશ.”

* ભીમસેનની પ્રતિજ્ઞા હતી કે, તે પોતેજ સર્વ કૌરવોનો સંહાર કરશે—એ પોતાના કાકાની પ્રતિજ્ઞા યાદ આવવાથી અત્યારે પોતાના હાથમાં આવેલા છતાં પણ અભિમન્યુએ તેઓને જીવતા છોડયા.

એ પ્રમાણે બોલતા શત્રુઘાતી અર્જુનનું કઠોર વાકય સાંભળીને પણ, રથીઓના સેનાપતિ સુશર્માએ એની સામે સારૂં કે નરસું કંઇ પણ કહ્યું નહિ;[૫૧,૫૨] પરંતુ અનેક રાજાઓને તથા તમારા પુત્રોને સાથે લઇ, તે મહારથીએ આગળ, પાછળ અને બન્ને બાજુએ—એમ ચારે તરફથી અર્જુનને ઘેરી લીધો અને બાણોની વૃષ્ટિ કરીને, મેઘ જેમ સૂર્યને ઢાંકી દે તેમ તેને ઢાંકી દીધો.[૫૩,૫૪] હે ભારત! પછી તમારા તથા પાંડવયોદ્ધાઓ વચ્ચે લોહીરૂપ જળની છોળોવાળો મહાન સંગ્રામ ચાલુ થયો.[૫૫]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં “ સાતમા દિવસે સુશર્મા અને અર્જુનનો સમાગમ” એ વિષયનો અધ્યાય ૮૪ મો સમાપ્ત

# અધ્યાય ૮૫ મો

## સાતમો દિવસ (ચાલુ)—અર્જુનનું પરાક્રમ

॥ संजय उवाच ॥

**स ताड्यमानस्तु शरैर्धनंजयः पदाहतो-
नागइव श्वसन् बली। बाणेन बाणेन महार-
थानाम् चिच्छेद चापानिरणे प्रसह्य ॥ १ ॥**

સંજયે કહ્યું:—જ્યારે તમારા સૈનિકોએ બાણોનો પ્રહાર કરવા માંડયો, ત્યારે બળવાન અર્જુને પાદપ્રહારને પામેલા સર્પની પેઠે ફુંફાડો મારી, એકેક બાણ મૂકી સર્વ મહારથીઓનાં ધનુષ્યોને એકદમ કાપી નાખ્યાં.[૧] એ પ્રમાણે એ વીર્યવાન રાજાઓનાં ધનુષ્યોનો ક્ષણવારમાં છેદ કરી નાખ્યાપછી મહાત્મા અર્જુન તેઓનો એકસાથેજ નાશ કરી નાખવાનો નિશ્ચય કરી, તેઓને બાણોવડે વિંધવા મંડયો.[૨] હે રાજન્! એ વેળા શક્રપુત્ર અર્જુનથી માર મરાતા તે રાજાઓ, છિન્નભિન્ન થયેલાં શરીરોના અવયવોવાળા તથા લોહીથી ખરડાયેલા થઇને રણભૂમિપર પછડાવા લાગ્યા. કેટલાએકનાં તો મસ્તકો કપાઈ ગયાં હતાં, કેટલાએક મરણ પામ્યા હતા તથા કેટલાએકનાં કવચો

તથા શરીરો તૂટી ગયાં હતાં.[૩] અર્જુનના બાણુથી માર્યા ગયેલા રાજાઓ એકદમ સાથેજ મરણુ પામીને જ્યારે રણુભૂમિપર રગદોળાવા લાગ્યા, ત્યારે ત્રિગર્તરાજ સુશર્મા, રથમાં બેસીને યુદ્ધ કરવામાટે આવી ઉભો.[૪] એ સુશર્માના તથા એના અનુયાયી બીજા રથીઓના બત્રીસ પૃષ્ઠરક્ષકો પણુ, મોટો ટંકાર કરતાં પોતાનાં ધનુષ્યોને ખેંચીને, અર્જુનને વીંટળાઇ વળી ધસી આવ્યા.[૪] પછી તેઓ બધા, જેમ મેઘમંડળ પર્વતપર જળની વૃષ્ટિ કરે તેમ, અર્જુનપર બાણોની મહાન વૃષ્ટિ કરવા લાગ્યા. આવી રીતે એ પૃષ્ઠરક્ષકો, બાણોનો વરસાદ વરસાવી અર્જુનને પીડવા લાગ્યા, ત્યારે ક્રોધાયમાન થયેલા અર્જુને, તેલ પાયેલાં સાઠ બાણોનો પ્રહાર કરી, તેઓને હણી નાખ્યા; અને બીજા તે રથીયોદ્ધાઓનો પરાજય કરી, મનમાં પ્રસન્ન થયેલો યશસ્વી અર્જુન, આગળ વધવા લાગ્યો; તથા હે રાજન્! એ યુદ્ધમાં તમારા સૈન્યોનો સંહાર કરતો તે ભીષ્મનો વધ કરવા માટે ઉતાવળો થયો; પણ પોતાના બંધુવર્ગોને મહાત્મા અર્જુને મારી નાખેલા જોઈ, ત્રિગર્તરાજા, બીજા બાકી રહેલા રાજાઓને એ રણુમાં આગળ કરી, સત્વર અર્જુનનો વધ કરવામાટે જવા લાગ્યો. એ જોઇ શિખંડી વગેરે યોદ્ધાઓ, અનેક પ્રકારનાં તીક્ષ્ણુ શસ્ત્રો હાથમાં લઇ, શત્રુઓથી ઘેરાયેલા અને અસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા અર્જુનની રક્ષા કરવાની ઈચ્છાથી એકદમ અર્જુનના રથ આગળ ધસી આવ્યા. ધનુર્ધર અર્જુન પણુ, સુશર્માને સાથે લઇ, પોતાની સામા આવતા તે શત્રુ રાજાઓને જોઈને, પોતાના ગાંડીવધનુષ્યમાંથી તીક્ષ્ણુ બાણો છોડવા લાગ્યો અને તેઓનો નાશ કરવા લાગ્યો. પછી ભીષ્મતરફ આગળ વધતાં વચમાં દુર્યોધન, જયદ્રથ વગેરે રાજાઓને પોતાને ઘેરી લઇ અટકાવવા માટે આવેલા તેણુ જોયા. ત્યારે તેઓની સાથે પણુ એક મુહૂર્તકાળ સુધી યુદ્ધ કરીને, અનંત પરાક્રમવાળા વીર અર્જુને, તે દુર્યોધન, જયદ્રથ વગેરે રાજાઓને પણુ પાછા હઠાવી દીધા અને ભયંકર બળવાળો, મનસ્વી તથા મહાતેજસ્વી એવો તે અર્જુન બળપૂર્વક આગળ વધ્યો તથા હાથમાં ધનુષ્યબાણુ લઈ ભીષ્મ પાસે જઇ પહોંચ્યો. અનંત કીર્તિવાળા બળવાન મહાત્મા યુધિષ્ઠિર પણુ, ક્રોધાયમાન થઈ, પોતાની સામા યુદ્ધ કરવામાટે આવેલા મદ્રરાજ શલ્યને ત્યાંજ ત્યજી દઇ, ભીમ, નકુળ અને સહદેવસહિત, શાંતનુકુમાર ભીષ્મસામે યુદ્ધ કરવા માટે શીઘ્રતાપૂર્વક જવા લાગ્યા.[૬–૧૪] મહારથીઓમાં શ્રેષ્ઠ એવા તે સઘળા પાંડુપુત્રો પોતાની સામા આવીને યુદ્ધ કરવામાં આસક્ત થયા હતા, છતાંપણુ અનેક પ્રકારની યુદ્ધકળામાં કુશળ એવા ગંગાકુમાર મહાત્મા ભીષ્મ, જરાએ પણુ ગભરાયા નહિ.[૧૫]

એટલામાં સત્યપ્રતિજ્ઞાવાળો, અતિ ઉગ્ર બળવાળો, મનસ્વી રાજા જયદ્રથ, ત્યાં આગળ આવી પહોંચ્યો; અને તેણે ઉત્તમ ધનુષ્ય લઈ તે મહારથીઓનાં ધનુષ્યો કાપી નાખ્યાં. તેટલામાં તો, અત્યંત કોપાયમાન થયેલા તથા ક્રોધરૂપી ઝેરવાળા રાજા દુર્યોધને પણુ અગ્નિસમાન પ્રકાશવાળાં બાણો મૂકી યુધિષ્ઠિરને, ભીમને, અર્જુનને, શ્રીકૃષ્ણુને, નકુળને તથા સહદેવને પ્રહાર કર્યો; તેમજ કૃપાચાર્ય, શલ્ય, શલ, ચિત્રસેન—વગેરે યોદ્ધાઓ પણુ દૈત્યો જેમ દેવોને વિંધી નાખે તેમ અત્યંત વધેલા ક્રોધપૂર્વક બાણોનો પ્રહાર કરી, પાંડવોને વિંધવા મંડયા.[૧૮] એ સમયપર શાંતનુકુમાર ભીષ્મે શિખંડીનું ધનુષ્ય કાપી નાખ્યું એ જોઇ કોપાયમાન થયેલા અજાતશત્રુ યુધિષ્ઠિરે શિખંડીને આ પ્રમાણે કહ્યું:—"તેં તારા પિતાની સમક્ષ મને કહ્યું હતું કે:—'હું પ્રકાશિત સૂર્યસમાન વર્ણવાળાં બાણોથી મહાવ્રત ભીષ્મને અવશ્ય મારીશ.' તેં આવી પ્રતિજ્ઞા કરી હતી, તો એ પ્રતિજ્ઞાને આજના યુદ્ધમાં ભીષ્મનો વધ કરી તું કેમ સફળ કરતો નથી? હે વીર! તારી પ્રતિજ્ઞાને મિથ્યા ન કર; અને તારા ક્ષત્રિયધર્મનું, કુળનું તથા યશનું રક્ષણુ કર.[૨૦,૨૧] આ યુદ્ધમાં ભયંકર વેગવાળા ભીષ્મપિતામહ, પ્રલયકાળના યમની પેઠે અતિ તીક્ષ્ણુ વેગવાળાં બાણોવડે, મારાં સર્વ સૈન્યોને તપાવી રહેલા છે, તે તું જો.[૨૨] વળી આ રણુસંગ્રામમાં ભીષ્મના હાથે કપાયેલા

સર્વ બાંધવોને તથા ભાઈઓને છોડી જઇ, ધનુષ્ય-વાળો તથા તેમનાથી પરાજિત થયેલો તું યુદ્ધમાં કાયર બની ક્યાં નાસી જાય છે? આમ નાસી જવું, એ તને યોગ્ય નથી.[૨૩] હે દ્રુપદરાજાના પુત્ર શિખંડિ ! અનંત પરાક્રમવાળા તે ભીષ્મને તથા આ નાસભાગ કરતા સૈન્યને જોઈ તું ભય-ભીત થયો હોય એમ જણાય છે; કારણકે તારૂં મોં પડી ગયેલું દેખાય છે.[૨૪] હે વીર! આ પુરુષોમાં વીર એવો અર્જુન, હજી પૃથ્વીમાં પ્રખ્યાત થવામાં પાછળ છે; અપ્રસિદ્ધ—અજાણ્યો છે છતાં પણ ભીષ્મ સામે લડી રહ્યો છે. તું તો પૃથ્વીમાં એક વીરતરીકે પ્રસિદ્ધ થયો છે, તો આજે કયા કારણથી તું ભીષ્મનાથી ડરી ગયો છે?"[૨૫] એ પ્રમાણે હે રાજન્! કઠોર અક્ષરોવાળું તથા કાયરતાથી વિરુદ્ધ ઉક્તિને અનુસરતું ધર્મ-રાજાનું વચન સાંભળી, પોતાને માટે શિખામણ-રૂપે માનીને, મહાત્મા શિખંડી, પિતામહ ભીષ્મનો વધ કરવામાટે મહાવેગથી ધસ્યો.[૨૬] પછી તે શિખંડી, ઘણા વેગપૂર્વક ભીષ્મસામે ધસી ગયો પણ શલ્યરાજાએ અતિ દુર્જય એવાં ઘોર અસ્ત્રથી તેને રોકી રાખ્યો.[૨૭] હે રાજન્! પ્રલયકાળના અગ્નિસમાન પ્રકાશવાળા તે અસ્ત્રને પ્રગટ થયેલું જોઇ, ઇંદ્રસમાન પ્રભાવવાળો દ્રુપદરાજાનો પુત્ર શિખંડી, જરાએ પણ ગભરાયો નહિ;[૨૮] પણ મહાધનુર્ધર તે શિખંડી, બાણોથી તે અસ્ત્રને તોડી નાખતો ત્યાંજ ઉભો રહ્યો; અને એ શલ્યના અસ્ત્રને વ્યર્થ કરનાર એવું બીજું ઉગ્ર વારુણાસ્ત્ર, તેણે પોતાના હાથમાં ગ્રહણ કર્યું.[૨૯] એ વારુણાસ્ત્રના પ્રભાવથી શલ્યરાજાનું અસ્ત્ર જ્યારે પાછું પડયું, ત્યારે આકાશમાં રહેલા દેવો અને રણભૂમિપર રહેલા રાજાઓ જોઇ રહ્યા હતા.

હે રાજન્! એ સમયપર મહાત્મા ભીષ્મ-પિતામહે, અજમીઢના વંશજ રાજા યુધિષ્ઠિરનું અદ્દ્ભુત ધનુષ્ય તથા ધ્વજાને છેદી નાખ્યાં અને એ વીર પિતામહે ગર્જના કરી મૂકી. ત્યારપછી એ યુધિષ્ઠિરરાજાને ભયંકર સ્થિતિમાં આવી પડેલા જોઇ, ધનુષ્યબાણનો ત્યાગ કરી પગપાળો થયેલો ભીમસેન, હાથમાં ગદા લઇ, જયદ્રથ રાજા સામે યુદ્ધ કરવા ધસી આવ્યો. આવીરીતે હાથમાં ગદા લઇ ઘણા વેગપૂર્વક ધસી આવતા ભીમસેનને, રાજા જયદ્રથે કાળદંડસમાન તીક્ષ્ણ એવાં પાંચસો બાણોથી વિંધી નાખ્યો; પણ બળવાન ભીમસેને, તે બાણોને ગણકાર્યાં નહિ અને અતિ ક્રોધાયમાન ચિત્તથી સિંધુરાજ જયદ્રથના પારેવા જેવા વર્ણવાળા ઘોડાઓને કૂટીજ પાડયા. ત્યારે અતુલ પ્રભાવવાળો તથા ઇન્દ્રસમાન તેજસ્વી એવો તમારો પુત્ર ચિત્રસેન એકદમ પોતાના રથમાં બેસીને, ભીમસેનને હણવામાટે આયુધ ઉંચાં કરી ધસી આવ્યો. તેને પોતાની સામે આવેલો જોઇ, ભીમસેન પણ એકાએક ગર્જના કરીને પોતાની ગદાથી ગર્જના કરતો કરતો તેની સામો દોડી ગયો.[૩૦–૩૫] એ વેળા, કાળદંડસમાન ઉગામેલી એવી તે ભીમસેનની ગદા જોઇને, તે ગદાના ઉગ્ર પ્રહારથી બચી જવાની ઈચ્છાવાળા સર્વ કૌરવો, તમારા પુત્ર ચિત્રસેનને ત્યાંજ પડતો મૂકી નાસી છૂટયા. હે ભારત! એ સમયનો સંગ્રામ ઘણો તુમુલ, દારુણ તથા મોહ પમાડી દે તેવો હતો; છતાં લેશ-માત્ર પણ નહિ ગભરાયેલો ચિત્રસેન, તે ગદાને આવતી જોઇ, પોતાના રથને છોડી દઈ, પગપાળો થઇ ગયો; અને હાથમાં તરવાર અને ઢાલ લઇ, જેમ પર્વતના શિખર ઉપરથી સિંહ કૂદી પડે તેમ, રથપરથી કૂદી પડી, બીજા પૃથ્વીના પ્રદેશ-પર જઇ ઉભો.[૩૬–૩૮] હે રાજન્! એટલામાં તો તે ગદા, ચિત્રસેનના રથ ઉપર આવી પડી અને સારથિ તથા ઘોડાઓનો નાશ કરી, આકાશમાંથી પૃથ્વીપર પડતા ઉલ્કાપાતની પેઠે ભડભડાટ કરતી ભોંય ઉપર પડી.[૩૯] હે ભારત! એ સમયનું આવું અદ્દ્ભુત એવું ચિત્રસેનનું મહાન પરાક્રમ જોઈ, હર્ષમાં આવી ગયેલા તમારા પક્ષના યોદ્ધાઓ, બધા એકીસાથે ગર્જનાઓ કરી રહ્યા અને તમારા પુત્ર ચિત્રસેનના પરાક્રમનું વખાણ કરવા લાગ્યા.[૪૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં
'સાતમા દિવસનું યુદ્ધ' એ વિષયનો
અધ્યાય ૮૫ મો સમાપ્ત

# અધ્યાય ૮૬ મો

## સાતમો દિવસ સમાપ્ત-પાંડવોનો જય

॥ संजय उवाच ॥

**विरथं तं समासाद्य चित्रसेनं यशस्विनम् ।**
**रथमारोपयामास विकर्णस्तनयस्तव ॥ १ ॥**

સંજયે કહ્યું:-એ પ્રમાણે રથવગરના થઈને ઉભેલા યશસ્વી ચિત્રસેન પાસે આવીને, તમારા પુત્ર વિકર્ણે તેને પોતાના રથપર બેસાડી દીધો.[1] પછી એ સંકુલયુદ્ધે અત્યંત તુમુલ સ્વરૂપ જ્યારે પકડયું, ત્યારે શાંતનુપુત્ર ભીષ્મ, એકદમ યુધિષ્ઠિર તરફ ધસી ગયા.[2] એ વેળા સૃંજયયોદ્ધાઓ, રથ, હાથી અને ઘોડાઓસહિત કંપી ઉઠયા અને યુધિષ્ઠિરરાજાને મૃત્યુના મુખમાં આવેલા માનવા લાગ્યા.[3] કુરુવંશજ યુધિષ્ઠિરરાજા પણ, નકુલ તથા સહદેવની સાથે પુરુષોમાં વાઘ જેવા મહાધનુર્ધર શાંતનુકુમાર ભીષ્મસામે આવી ગયા.[4] પછી યુધિષ્ઠિરરાજાએ હજારો બાણો મૂકી મેઘ જેમ સૂર્યને ઢાંકી દે તેમ, ભીષ્મપિતામહને છાઈ દીધા.[5] હે રાજા! ગંગાપુત્ર ભીષ્મપિતામહ પણ, યુધિષ્ઠિરે સમ્યક યોજેલાં સેંકડો અને હજારો બાણોને ઝીલી રહ્યા હતા;[6] તેમજ હે રાજન્! પછી તેણે પણ બાણોના સમૂહો છોડવા માંડયા કે જે આકાશમાં ઉડી રહેલાં તીડોનાં ટોળાં જેવા દેખાતા હતા.[7] એક અર્ધનિમિષમાં તો, શાંતનુકુમાર ભીષ્મે બાણોનો સમૂહ છોડી યુધિષ્ઠિરને ચારે બાજુથી અદૃશ્ય કરી દીધા.[8] ત્યારપછી ક્રોધાયમાન થયેલા રાજા યુધિષ્ઠિરે મહાત્મા ભીષ્મ તરફ સર્પસમાન ઝેરી એવું નારાચ બાણ છોડયું.[9] હે રાજન્! તેના ધનુષ્યમાંથી છૂટેલું તે બાણ જેટલામાં પોતાની પાસે આવ્યું ન હતું તેટલામાં તો મહારથી ભીષ્મે ક્ષુરપ્ર બાણથી તેને વચમાંથીજ છેદી નાખ્યું.[10] કાળસમાન દેખાતા તે નારાચબાણને ભીષ્મપિતામહે છેદી નાખ્યું તથા યુધિષ્ઠિરરાજાના સુવર્ણના સાજવાળા ઘોડાઓનો સંહાર કર્યો.[11] પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરરાજા, હણાયેલા ઘોડાવાળા પોતાના રથને ત્યજીને, મહાત્મા નકુલના રથપર એકદમ ચઢી ગયા;[12] ત્યારે શત્રુઓનાં નગરોને જીતનાર ભીષ્મપિતામહે, ક્રોધ કરી, પોતાની સામે યુદ્ધ કરવા આવેલા નકુલ અને સહદેવને પણ બાણો મૂકી છાઇ દીધા.[13] હે મહારાજ! એ પ્રમાણે પોતાના બન્ને ભાઈઓને ભીષ્મનાં બાણોથી પીડાયેલા જોઇ, રાજા યુધિષ્ઠિર, ભીષ્મપિતામહનો વધ કરવામાટે પરમ ચિંતા કરવા લાગ્યા.[14] પછી યુધિષ્ઠિરરાજાએ પોતાના તાબાના સર્વ રાજાઓને તથા મિત્રરાજાઓને આજ્ઞા કરી કે:-'શાંતનુકુમાર ભીષ્મને મારો, મારો.'[15] આવી રીતે યુધિષ્ઠિરનાં વાકયો સાંભળીને, તે બધા રાજાઓ મોટા રથસૈન્યસાથે પિતામહને ઘેરી વળ્યા.[16] હે રાજન્! આમ ચારે બાજુથી ઘેરાયેલા તમારા પિતા ભીષ્મ, પોતાના ધનુષ્યથી ક્રીડા કરતા, સર્વ મહારથીઓને પાડવાજ મંડયા.[17] એ વેળા રણસંગ્રામમાં ચારે બાજુ ઘૂમી રહેલા પિતામહ ભીષ્મને, પાંડવો, જેમ મૃગોનાં ટોળાંમાં પ્રવેશ કરીને ચારે બાજુ ઘૂમતો સિંહનો બાળક હોય તેમ જોઇ રહ્યા હતા.[18] રણસંગ્રામમાં વીરોનો તિરસ્કાર કરતા તથા બાણોથી ત્રાસ પમાડતા તે ભીષ્મને જોઈ જેમ મૃગો સિંહના દર્શનથી ત્રાસી જાય તેમ, સર્વ યોદ્ધાઓ ત્રાસી ગયા હતા.[19] ભરતવંશમાં સિંહસમાન પિતામહની રણમાં ઘૂમવાની ગતિને ઘાસને બાળી નાખતા વાયુસહિત અગ્નિની ગતિસમાન સર્વ ક્ષત્રિયો જોઇ રહ્યા હતા.[20] જેમ કોઇ કુશળ પુરુષ તાલવૃક્ષપરથી પાકી ગયેલાં ફળોને પાડી નાખે તેમ, ભીષ્મ પિતામહ મહારથીઓનાં મસ્તકોને રણભૂમિપર પાડી નાખતા હતા.[21] હે મહારાજ! એ રાજાઓનાં મસ્તકો કપાઇ કપાઇને જ્યારે પૃથ્વીપર પડતાં હતાં, ત્યારે મોટા પથ્થરો પડતા હોય તેવો તુમુલ શબ્દ થતો હતો.[22]

એ પ્રમાણે આ તુમુલ યુદ્ધે જ્યારે ભયંકર સ્વરૂપ પકડયું, ત્યારે સર્વ સૈન્યોનો મહાન મિશ્રીભાવ થઇ ગયો.[23] બન્ને તરફની વ્યૂહરચના તૂટી ગઇ હતી અને સર્વ ક્ષત્રિયો એકએકને બોલાવી, યુદ્ધ કરવામાટેજ સજ્જ થયા હતા.[24] એ વેળા શિખંડી, પિતામહ પાસે ધસી ગયો

અને 'ઉભો રહેજે, ઉભો રહેજે' એમ કહેવા લાગ્યો;[૨૫] પણ ભીષ્મપિતામહે શિખંડીના સ્ત્રીપણાનો વિચાર કરી તેનો યુદ્ધમાં અનાદર કર્યો અને ક્રોધાયમાન થઈ,પોતે સંજયો સામે યુદ્ધ કરવા માટે ધસી ગયા.[૨૬] ત્યારે સંજયો પણ હર્ષમાં આવી ગયેલા પિતામહને પોતાની સામે યુદ્ધ કરવા આવેલા જોઇ, અનેક પ્રકારના સિંહનાદો તથા શંખનાદો કરવા લાગ્યા.[૨૭] હે પ્રભો! જ્યારે સૂર્યનારાયણ પશ્ચિમદિશાનો આશ્રય કરી રહ્યા હતા, ત્યારે સેળભેળ થયેલા રથ અને હાથીઓવાળું તે યુદ્ધ ચાલુ થયું.[૨૮]

પછી પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન તથા મહારથી સાત્યકિ,શક્તિ અને તોમરોની વૃષ્ટિ કરી તમારા સૈન્યને અત્યંત પીડી રહ્યા હતા.[૨૯] હે રાજન્! તેઓ બન્ને જણા અનેક પ્રકારનાં શસ્ત્રોથી તમારા યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યા; પણ તમારા યોદ્ધાઓ માર ખાતા હતા, છતાં 'મારવું કે મરવું' એવા પ્રકારની આર્યબુદ્ધિનો આશ્રય કરી, યુદ્ધને છોડતા ન હતા; પરંતુ પોતાની ઉત્સાહશક્તિ પ્રમાણે તમારા યોદ્ધાઓ પણ શત્રુઓનો સંહાર કરતા હતા;[૩૦,૩૧] પણ હે રાજન્! મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન, જ્યારે તમારા યોદ્ધાઓનો સંહાર કરવાજ મંડી પડયો, ત્યારે તમારા સૈન્યમાં કેર વર્તાઇ રહ્યો અને બૂમાબૂમ થઈ રહી.[૩૨] એ પ્રમાણે તમારા યોદ્ધાઓનો શોરબકોર સાંભળીને, અવંતીકુમાર મહારથી વિંદ અને અનુવિંદ ધૃષ્ટદ્યુમ્ન સામે ધાઈ આવ્યા.[૩૩] તે બન્ને મહારથીઓએ એકદમ ઝડપથી આવી, ધૃષ્ટદ્યુમ્નના ઘોડાઓને મારી નાખ્યા તથા તેને પણ બાણોની વૃષ્ટિથી છાઇ દીધો.[૩૪] ત્યારે મહાબળવાન ધૃષ્ટદ્યુમ્ન, ઘોડાવગરના પોતાના રથપરથી એકદમ કૂદી પડયો અને મહાત્મા સાત્યકિના રથપર ચઢી ગયો.[૩૫]

ત્યારે રાજા યુધિષ્ઠિર,મોટી સેનાસહિત,શત્રુઓને તપાવનારા તથા ક્રોધાયમાન થયેલા એ બન્ને અવંતીકુમારોપર ચઢી આવ્યા.[૩૬] એ વખતે હે રાજા! તમારો પુત્ર દુર્યોધન પણ ઘણોજ સાવધ થઇ, એ બન્ને કુમારોનું રક્ષણ કરતો તેઓને ઘેરીને ઉભો રહ્યો.[૩૭] ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવો અર્જુન પણ ક્રોધાયમાન થઇ, બીજા ક્ષત્રિયો જોડે, ઇંદ્ર જેમ રાક્ષસો જોડે લડે તેમ લડી રહ્યો હતો.[૩૮] બીજી બાજુથી દ્રોણાચાર્ય પણ તમારા પુત્રનું પ્રિય કરતા, સર્વ પંચાલ યોદ્ધાઓનો, અગ્નિ જેમ રૂના ઢગનો નાશ કરે તેમ નાશ કરી રહ્યા હતા.[૩૯] દુર્યોધન વગેરે તમારા પુત્રો પણ, ભીષ્મને વીંટાઇ વળી તેમનું ચારેબાજુથી રક્ષણ કરતા, પાંડવોની સાથે યુદ્ધ કરતા હતા.[૪૦]

હે ભારત! ત્યારપછી જ્યારે સૂર્યનારાયણ લાલ વર્ણના થઇ ગયા, ત્યારે દુર્યોધનરાજા, તમારા સર્વ યોદ્ધાઓને 'ઉતાવળ કરો, ઉતાવળ કરો' એમ કહી રહ્યો હતો.[૪૧] જ્યારે એ પ્રમાણે તે સર્વ યોદ્ધાઓ, અતિ દુષ્કર પરાક્રમ કરી રહ્યા હતા, ત્યારે સૂર્યનારાયણ અસ્તાચળ પર્વતપર આરૂઢ થયા અને ઝાંખા દેખાવા લાગ્યા.[૪૨] તત્ક્ષણ સંધ્યાકાળ થતાં લોહીના પૂરના તરંગોવાળી ઘોર નદી ત્યાં ચાલુ થઈ રહી કે જે અનેક શિયાળવાંઓના સમૂહથી વ્યાપ્ત હતી.[૪૩] અશુભ રીતે ભયંકર શબ્દ કરતાં શિયાળો તથા ભૂતોનાં ટોળાંઓથી ભરપૂર થયેલો એ રણસંગ્રામ, અત્યંત ભયંકર જણાવા લાગ્યો.[૪૪] રાક્ષસો, પિશાચો અને બીજાં માંસાહારી પ્રાણીઓ ચારેબાજુ સેંકડો અને હજારો જોવામાં આવતાં હતાં.[૪૫] એ સમયપર અર્જુન, સુશર્મા વગેરે રાજાઓને તથા તેઓના અનુયાયી બીજા રાજાઓને જીતીને સૈન્યના મધ્ય ભાગમાંથી પોતાની છાવણી તરફ જવા લાગ્યો;[૪૬] તેમજ કુરુવંશજ રાજા યુધિષ્ઠિર પણ પોતાના બન્ને ભાઇઓસહિત, સૈન્યને સાથે લઇ, રાત્રિ થતાં પોતાની છાવણી તરફ પાછા ફર્યા.[૪૭] હે રાજેંદ્ર! ભીમસેન પણ દુર્યોધન વગેરે મહારથીઓને રણમાં જીતીને પોતાની છાવણીપ્રત્યે જવા લાગ્યો.[૪૮] દુર્યોધનરાજા પણ શાંતનુકુમાર ભીષ્મને એ મહારણમાં વીંટાઇ વળી એકદમ પોતાની છાવણી તરફ ચાલી નીકળ્યો.[૪૯] દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, શલ્ય અને સાત્વત કૃતવર્મા—એ યોદ્ધાઓ પણ સમગ્ર સેનાથી વીંટાઇ વળી, પોતાની છાવણીપ્રત્યે પાછા ફર્યા;[૫૦] તેમજ હે રાજન્!

સાત્યકિ તથા દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન પણ રણમાં રહેલા પોતાના યોદ્ધાઓને પાછા વાળી પોતાની છાવણી તરફ જવા લાગ્યા.[૫૧] હે શત્રુઓને તપાવનાર રાજા! આવી રીતે રાત્રિ થતાં પાંડવો અને કૌરવો, પોતપોતાનાં સૈન્યોસહિત પાછા ફર્યા.[૫૨] પછી હે મહારાજ! પોતપોતાની છાવણીમાં જઇને કૌરવો તથા પાંડવો એકબીજાનાં વખાણ કરતા વિશ્રાંતિ લેવા લાગ્યા.[૫૩] ત્યારબાદ એ શૂરા લડવૈયાઓ, ચારે બાજુ યથાવિધિ રક્ષણમાટે પહેરેગીરોને મૂકીને તથા પોતાનાં શરીરોમાંથી બાણોને ખેંચી કાઢી સ્નાન કરવા લાગ્યા.[૫૪] પછી સ્વસ્તિવાચન કરીને બંદીઓથી સ્તુતિ કરાતા એ યશસ્વી યોદ્ધાઓ, ગીત-વાજીંત્રોના શબ્દથી રમત ગમત કરતા હતા.[૫૫]એક મુહૂર્તકાળમાં તો, તે આખી છાવણી સ્વર્ગસમાન જણાવા લાગી. કોઈ પણ મહારથીઓ યુદ્ધની વાતચીત કરતા ન હતા.[૫૬]હે રાજન્! થાકી ગયેલા માણસોવાળાં તથા હાથીઘોડાઓથી ભરપૂર એવાં એ બન્ને સૈન્યો, રાત્રિમાં જ્યારે સૂઇ ગયાં ત્યારે અતિ સુંદર દીસતાં હતાં.[૫૭]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'યુદ્ધનો સાતમો દિવસ સમાપ્ત' એ વિષયનો અધ્યાય ૮૬ મો સમાપ્ત**

# અધ્યાય ૮૭ મો

## આઠમો દિવસ-કૌરવો અને પાંડવોની વ્યૂહરચના

**॥ संजय उवाच ॥**

**परिणाम्य निशां तां तु सुखं प्राप्ताजनेश्वराः ।**
**कुरवः पांडवाश्चैव पुनर्युद्धाय निर्ययुः ॥ १ ॥**

સંજયે કહ્યું:-એ રાત્રિને વીતાવીને સુખ પામેલા કૌરવ અને પાંડવપક્ષના રાજાઓ, ફરીપણ યુદ્ધ કરવામાટે નીકળી પડ્યા.[૧] હે રાજા! એ બંને પક્ષનાં સૈન્યો જ્યારે યુદ્ધ કરવામાટે નીકળી પડ્યાં, ત્યારે સમુદ્રના ઘુઘવાટાસમાન મહાન શબ્દ થઇ રહ્યો હતો.[૨] પછી પાંડવોપ્રત્યે દંશવાળા રાજા દુર્યોધન, ચિત્રસેન, વિવિંશતિ, મહારથી ભીષ્મ, દ્રોણાચાર્ય-વગેરેએ એકત્ર થઇ સાવધાનીપૂર્વક વિચાર કર્યો અને પછી હે રાજન્! તેઓ કૌરવોની મહાસેનાને વ્યૂહરચનામાં ગોઠવવા લાગ્યા. હે રાજા! તમારા પિતા ભીષ્મે, વાહનોરૂપ મોજાંઓનાં તરંગોવાળો 'મહાસાગર' નામનો ઘોર મહાવ્યૂહ રચ્યો[૫] અને પોતે માલવો, દાક્ષિણાત્યો અને આવંત્યો વગેરે રાજાઓસહિત સૈન્યના મોખરામાં રહ્યા;[૬]તથા તેઓની પાછળ કુલિંદ્ર, પારદ, ક્ષુદ્રક તથા માલવયોદ્ધાઓની સાથે પ્રતાપી દ્રોણાચાર્ય રહ્યા હતા.[૭] હે રાજા! એ દ્રોણાચાર્ય પછી મગધ, કલિંગ અને પિશાચો સાથે રાજા ભગદત્ત સાવધાન થઇને ઉભો હતો. એ પ્રાગ્જ્યોતિષના રાજા ભગદત્ત પછી, મેકલ, કુરુવિંદ અને ત્રૈપુર યોદ્ધાઓસહિત કોસલદેશનો રાજા બૃહદ્બલ રહ્યો હતો.[૯] બૃહદ્બલ પછી પ્રસ્થલનો રાજા શૂરો ત્રિગર્ત (સુશર્મા), અનેક કાંબોજયોદ્ધાઓ તથા હજારો યવનયોદ્ધાઓસહિત ઉભો રહ્યો.[૧૦] હે ભારત! સિંહનાદથી આખી પૃથ્વીને ગજાવી મૂકતો શૂરવીર તથા વેગવાળો અશ્વત્થામા, એ ત્રિગર્તરાજા પછી રહ્યો હતો.[૧૧] સર્વ સૈન્ય તથા પોતાના ભાઇઓથી વીંટાયેલા રાજા દુર્યોધન, એ અશ્વત્થામા પછી ચાલતો હતો;[૧૨] અને દુર્યોધન પછી શારદ્વત કૃપાચાર્ય જતા હતા. આવી રીતે ગોઠવેલો એ સાગરવ્યૂહ સમુદ્રની પેઠે પ્રયાણ કરતો હતો.[૧૩] એ વેળા હે રાજા! એ વ્યૂહમાં પતાકાઓ, શ્વેતછત્રો, કિંમતી બાજુબંધો અને તરેહ તરેહનાં ધનુષ્યો શોભી રહ્યાં હતાં.[૧૪] કૌરવોના એ મહાવ્યૂહને જોઇને મહારથી રાજા યુધિષ્ઠિર સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ- "હે ધૃષ્ટદ્યુમ્ન! આ કૌરવોએ રચેલા સાગરવ્યૂહને તમે જુઓ. હે મહાધનુર્ધર! હવે આપણે પણ તેના સામો વ્યૂહ રચો."[૧૬] યુધિષ્ઠિરનું વાક્ય સાંભળી, શત્રુઓપ્રતિ ક્રૂર એવા ધૃષ્ટદ્યુમ્ને શત્રુઓના વ્યૂહનો નાશ કરી શકે તેવો 'શૃંગાર' નામનો વ્યૂહ રચ્યો.[૧૭] હે મહારાજ! એ વ્યૂહના શૃંગભાગમાં મહારથી ભીમસેન તથા સાત્યકિ, અનેક હજાર રથો, ઘોડા અને પાળાઓસહિત ઉભા રહ્યા.[૧૮] તેઓ બન્ને પછી શ્વેત ઘોડાવાળો પુરુષશ્રેષ્ઠ અર્જુન, પોતાના સારથિ

શ્રીકૃષ્ણસહિત ઊભો રહ્યો હતો; અને મધ્યભાગમાં રાજા યુધિષ્ઠિર, નકુલ અને સહદેવ રહ્યા હતા.[૧૯] તે વ્યૂહના પાછળના ભાગને, પોતપોતાનાં સૈન્યોસહિત તથા મોટાં ધનુષ્યોને ધારણ કરનારા અને વ્યૂહશાસ્ત્રમાં કુશળ એવા રાજાઓએ પૂર્ણ કરી દીધો હતો.[૨૦] તેઓના પછી અભિમન્યુ, મહારથી વિરાટરાજા, દ્રૌપદીના પાંચ પુત્રો તથા રાક્ષસ ઘટોત્કચ—એ બધા ઊભા રહ્યા હતા.[૨૧] હે ભારત! એ પ્રમાણે વિજયની ઇચ્છાવાળા શૂરા પાંડવો પોતાનાં સૈન્યોને વ્યૂહરચનામાં ગોઠવી દઇ, યુદ્ધ કરવાની ઇચ્છાથી રણસંગ્રામમાં ઊભા રહ્યા.[૨૨] એ વખતે એ બન્ને પક્ષના ભેરીઓના શબ્દોથી મિશ્ર એવા સ્પષ્ટ શંખનાદોથી, સિંહનાદોથી, હાથની તાળીઓના શબ્દોથી તથા ઉંચેથી કરાયેલાં બૂમરાણોથી સર્વ દિશાઓ ગાજી રહી હતી.[૨૩] એ શૂરા યોદ્ધાઓ પરસ્પર એકબીજા સામે આવી ગયા પછી અન્યોન્યને સ્થિરદૃષ્ટિથી જોવા લાગ્યા.[૨૪] અંતે પછી હે રાજા! એકબીજાને નામોચ્ચારપૂર્વક બોલાવી બોલાવીને યુદ્ધ કરવા લાગી પડયા.[૨૫] એ રીતે પરસ્પરને પ્રહાર કરતા બન્ને તરફના યોદ્ધાઓનું ઘોર સ્વરૂપવાળું ભયંકર યુદ્ધ ચાલુ થયું.[૨૬] હે ભારત! વિકસેલાં મોંવાળા ભયંકર સર્પોની પેઠે, અસંખ્યાત્ તીક્ષ્ણ બાણો રણભૂમિપર પડવા લાગ્યાં.[૨૭] હે રાજન્! મેઘમાંથી ઝબકારા કરતી વિજળીઓની પેઠે, તેલથી ધોયેલી ચળકાટા કરતી તીક્ષ્ણ શક્તિઓ પડવા મંડી.[૨૮] સુવર્ણ જડિત નિર્મળ પટ્ટાઓથી બાંધેલી સુંદર ગદાઓ, પર્વતોનાં શિખરોસમાન જ્યાં ત્યાં પડતી દેખાવા લાગી.[૨૯] હે ભારત! ચારેબાજુ ઉછળી રહેલી તરવારો નિર્મળ આકાશસમાન દીસવા લાગી તથા આખલાના ચામડાની બનાવેલી સુવર્ણની ફુલડીઓવાળી ઢાલો આમતેમ પડતી શોભી રહી હતી. હે રાજન્! રણભૂમિપર યુદ્ધ કરતાં બન્ને તરફનાં સૈન્યો, યુદ્ધ કરતાં દેવોનાં તથા દૈત્યોનાં સૈન્યસમાન શોભી રહ્યાં હતાં. એ બન્ને સેનાઓ ચારેબાજુથી અન્યોન્ય સામે ધસારો કરતી હતી.[૩૦–૩૨] રથીયોદ્ધાઓએ પોતપોતાના રથોને એકદમ સામસામા દોડાવી મૂકયા અને એકબીજાઓનાં ધુસરાંઓ અથડાઈ ગયાં, છતાં પણ હે રાજા! તેઓ લડી રહ્યા હતા.[૩૩] હે ભરતશ્રેષ્ઠ! ચારેબાજુ સામસામા લડી રહેલા હાથીઓનાં દંતૂશળો ઘસાવાથી ધુમાડાસહિત અગ્નિ ઉત્પન્ન થતો હતો.[૩૪] કેટલાએક હાથીયોદ્ધાઓ ભાલાંઓથી માર્યા ગયેલા પર્વતોપરથી પડતાં વૃક્ષોની પેઠે હાથીઓપરથી ગબડતા દેખાતા હતા.[૩૫] વળી પરસ્પર પ્રહાર કરતા તથા નખરો અને પ્રાસોથી યુદ્ધ કરતા પાળાઓ, વિચિત્ર સ્વરૂપને ધારણ કરનારા નજરે પડતા હતા.[૩૬] આવી રીતે કૌરવ અને પાંડવ સૈનિકો, એકબીજા સામે આવી જઇને, અનેક પ્રકારનાં અસ્ત્રોનો ઘોર પ્રહાર કરી સંહાર કરી રહ્યા હતા;[૩૭] તેટલામાં રથના ઘોષથી દિશાઓને ગજાવી મૂકતા તથા ધનુષના ટંકારથી પાંડવ યોદ્ધાઓને મોહ પમાડતા શાંતનુકુમાર ભીષ્મ, યુદ્ધ કરવામાટે આગળ ધસી આવ્યા.[૩૮] ત્યારે સાવધાન થયેલા ધૃષ્ટદ્યુમ્ન વગેરે પાંડવ પક્ષના યોદ્ધાઓ પણ ભયંકર શબ્દથી ગર્જનાઓ કરતા આગળ ધસી ગયા.[૩૯] હે ભારત! ત્યારપછી તમારા કૌરવો અને પાંડવોવચ્ચે યુદ્ધ ચાલુ થયું અને તેમાં પરસ્પરના યોદ્ધાઓ, ઘોડાઓ, રથો તથા હાથીઓ સેળભેળ થઇ ગયા.[૪૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં 'યુદ્ધનો આઠમો દિવસ' એ વિષયનો અધ્યાય ૮૭ મો સમાપ્ત

## અધ્યાય ૮૮ મો
### આઠમો દિવસ—સુનાભ વગેરે કૌરવોનો સંહાર

॥ संजय उवाच ॥

भीष्मं तु समरे क्रुद्धं प्रतपन्तं समंततः ।
न शेकुः पांडवा द्रष्टुं तपन्तमिव भास्करं ॥१॥

સંજયે કહ્યું:—રણસંગ્રામમાં ક્રોધાયમાન થયેલા તથા ચારેબાજુથી સંતાપ પમાડતા ભીષ્મને, પાંડવયોદ્ધાઓ તપતા સૂર્યને જેમ જોઈ શકાય નહિ તેમ જોઈ શકતા ન હતા.[૧] પછી યુધિષ્ઠિરરાજાની આજ્ઞા થતાં સર્વ સૈન્યો, તીક્ષ્ણ

બાણોથી સંહાર કરતા ભીષ્મ પિતામહ સામે ધસી ગયાં.[2] યુદ્ધમાં પ્રશંસા પામેલા ભીષ્મપિતામહ, બાણો મૂકી સોમક, સંજય અને મહાધનુર્ધર પંચાળયોદ્ધાઓને પાડવાજ લાગ્યા.[3] આમ વધ કરાતાં છતાં પણ તે પાંચાળો અને સોમકો, મૃત્યુનો ભય છોડીને એકદમ ભીષ્મસામાજ ધસી જતા હતા.[4] હે રાજન્! મહારથી શાંતનુકુમાર ભીષ્મ પણ, તેઓના બાહુઓ અને મસ્તકોને એકાએક છેદવાજ મંડ્યા.[5] વળી તમારા પિતા દેવવ્રતે રથીઓને રથવિનાના કરી નાખ્યા, ઘોડેસ્વારોનાં મસ્તકોને પણ ઘોડાઓપરથી પાડી નાખ્યાં.[6]

હે મહારાજ! ભીષ્મનાં અસ્ત્રોથી મોહ પામેલા (મૂર્છા પામેલા) તથા માર્યા ગયેલા માવતોવાળા મોટા પર્વતો જેવડા હાથીઓ, રણભૂમિપર પડેલા દેખાતા હતા.[7] હે રાજા! એ વખતે રથીઓમાં શ્રેષ્ઠ એવા મહાબળવાન ભીમસેનસિવાય બીજો કોઈ પણ પાંડવોમાંનો યોદ્ધો નજરે પડતો ન હતો.[8] એ ભીમસેન, ભીષ્મપાસે આવીને પ્રહાર કરી રહ્યો હતો. એ પ્રમાણે જ્યારે ભીમસેન તથા ભીષ્મપિતામહનો સમાગમ થયો, ત્યારે સર્વ સૈન્યોમાં મોટો ભયંકર કોલાહલ થઈ રહ્યો હતો; તેમજ પાંડવો હર્ષમાં આવી જઇ, સિંહની ગર્જનાની પેઠે ગર્જના કરી રહ્યા હતા.[9,10] એ સમયે જ્યારે યોદ્ધાઓનો સંહાર કરનારો મહાન સંગ્રામ ચાલતો હતો, ત્યારે રાજા દુર્યોધન પોતાના ભાઇઓને સાથે રાખી ભીષ્મનું રક્ષણ કરતો હતો.[11] પછી રથી શ્રેષ્ઠ ભીમસેને, ભીષ્મના સારથિને મારી નાખ્યો. આમ જ્યારે સારથિ માર્યો ગયો, ત્યારે ભીષ્મના રથના ઘોડાઓ આમતેમ નાઠા અને રથસહિત ત્યાંથી દોડી ગયા.[12] હે ભારત! એ અરસામાં ભીમસેને, એક તીક્ષ્ણ ક્ષુરપ્ર બાણથી તમારા પુત્ર સુનાભનું મસ્તક છેદી નાખ્યું; અને પછી તે સુનાભ આમ ઘાયલ થયાથી પૃથ્વીપર પટકાઈ પડ્યો.[13] હે મહારાજ! એ પ્રમાણે તે તમારો મહારથી પુત્ર મરણ પામ્યો, ત્યારે તેને બીજા ભ્રાતભાઇઓ તે સહન કરી શક્યા નહિ. આદિત્યકેતુ, બહ્વાશી, કુંડધાર, મહોદર, અપરાજિત, પંડિતક અને અતિ દુર્જય એવો વિશાલાક્ષ આ સાતે શત્રુનું દમન કરનારા ભાઈઓ ચિત્રવિચિત્ર કવચોને ધારણ કરી તથા તરેહ તરેહની ધ્વજાઓ ફરકાવતા ભીમસેનસાથે યુદ્ધ કરવાની ઈચ્છાથી એકદમ ધસી આવ્યા.[15,16] તેમાંથી મહોદરે, વજ્રસમાન એવાં નવ બાણોથી, જેમ ઇંદ્ર વજ્રથી નમુચિદૈત્યને વિંધતો હતો તેમ ભીમસેનને વિંધી નાખ્યો;[17] તેમજ આદિત્યકેતુએ સિત્તેર બાણોથી, બહ્વાશીએ પાંચ બાણોથી, કુંડધારે નેવું બાણોથી અને વિશાલાક્ષે પાંચબાણોથી ભીમસેનને વિંધી નાખ્યો.[18] વળી હે મહારાજ! મહાબળવાન મહારથી ભીમસેનનો પરાજય કરવા ઇચ્છતા અપરાજિતે, અનેક બાણો મૂકી ભીમને ઢાંકી દીધો;[19] તેમજ પંડિતકે પણ, ભીમસેનને ત્રણ બાણોનો પ્રહાર કર્યો. આવી રીતના શત્રુઓના પ્રહારો ભીમસેનથી સહન થયા નહિ,[20] એટલે શત્રુઓને ઉખેડી નાખનાર ભીમસેને પોતાના ડાબા હાથથી ધનુષ્ય ખેંચ્યું અને મજબૂત ગાંઠાવાળા બાણથી અપરાજિતનું શ્રેષ્ઠ નાસિકાવાળું મસ્તક ઉડાવી દીધું અને ભીમથી પરાજય પામેલા તે તમારા પુત્રનું મસ્તક પૃથ્વીપર પડ્યું.[21,22] વળી પણ ભીમસેને બીજા ભલ્લ નામના બાણને મૂકી, મહારથી કુંડધારને સર્વ લોકના દેખતાં મૃત્યુલોકમાં વિદાય કરી દીધો.[23] ત્યારે ફરી પણ અમેયાત્મા ભીમસેને એક બીજું બાણ સાંધ્યું અને તમારા પુત્ર પંડિતક સામે છોડ્યું.[24] હે ભારત! જેમ કાળથી પ્રેરાયેલો સર્પ, મનુષ્યનો નાશ કરીને પોતાના છિદ્ર—દરમાં પેસી જાય છે, તેમ એ ભીમસેને છોડેલું બાણ પંડિતકનો નાશ કરી પૃથ્વીમાં પેસી ગયું.[25] વળી પણ પૂર્વકાળના વૈરને યાદ કરતા અદીનાત્મા ભીમસેને ત્રણ બાણોનો પ્રહાર કરી વિશાલાક્ષનું મસ્તક ઉડાવી દીધું;[26] અને પાછો મહોદરને પણ એક નારાચ બાણથી છાતીમાં પ્રહાર કર્યો, તેથી તે પણ મરણ પામીને, હે રાજા! પૃથ્વીપર પછડાઈ પડયો.[27]

હે ભારત! તેમજ તમારા પુત્ર આદિત્યકેતુની ધ્વજાને તે ભીમસેને ઉડાડી દીધી અને બી-

જા ભલ્લબાણથી તેનું મસ્તક પણ કાપી નાખ્યું. વળી પણ ક્રોધાયમાન થયેલા ભીમસેને, દઢ ગાંઠાવાળા બાણથી તમારા પુત્ર બહ્વાશીને યમ રાજાને ઘેર મોકલી દીધો.[૨૯] હે રાજા ! એ વેળા બાકી રહેલા તમારા પુત્રો, "ભીમસેન, સભામાં કહેલાં વાકયને આજેજ સત્ય કરશે" એમ માનીને ત્યાંથી મુઠ્ઠીઓ વાળીને નાસી ગયા.[૩૦] ત્યાર પછી પોતાના ભાઇઓનાં મરણથી દુઃખી થયેલા રાજા દુર્યોધને તમારા યોદ્ધાઓને મોટી બૂમ મારીને કહ્યું કે,"આ ભીમસેનને મારી નાખો!"[૩૧] હે રાજા ! તમારા બાકી રહેલા પુત્રો, એ પ્રમાણે પોતાના ભાઇઓને મરણ પામેલા જોઇ, મહાત્મા વિદુરે જે હિતકારક વચન કહ્યું હતું તેનું સ્મરણ કરવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે, "તે દિવ્યદર્શી મહાત્માએ જે કહ્યું હતું તેજ અત્યારે આવી પહોંચ્યું છે અને સત્ય થયું છે."[૩૨,૩૩] તેમજ હે રાજા ! તમે પોતે પણ પુત્રો ઉપરની પ્રીતિથી લોભ અને મોહથી આવિષ્ટ થયા છો,જેથી "એ વિદુરે કહેલાં મહાન સત્ય વચનોને સમજી શકતા નથી.[૩૪] તમારે એમજ સમજી લેવું કે, એ મહાબાહુ બળવાન ભીમસેન, તમારા પુત્રોનો નાશ કરવામાટેજ જન્મેલો છે,જેથી એ કૌરવોનો નાશ કરી રહ્યો છે."[૩૫]

મોટા દુઃખથી વ્યાકુળ થયેલો રાજા દુર્યોધન, એ રણભૂમિમાં પિતામહ ભીષ્મપાસે જઇ, અત્યંત દુઃખપૂર્વક વિલાપ કરવા લાગ્યો કેઃ-" હે પિતામહ ! મારા શૂરા ભાઇઓને ભીમસેને યુદ્ધમાં મારી નાખ્યા અને હજી પણ તે એની સામા પ્રયત્ન કરતા સર્વ સૈનિકોને મારવાજ મંડયો છે.[૩૭] તમે તો મધ્યસ્થ રહો છો અને અમારી બેદરકારી કરો છો. હાય ! મારૂં દુર્દૈવ તો જુઓ, કે જેથી હું કુમાર્ગેજ જતો જાઉં છું."[૩૮] આ પ્રમાણે દુર્યોધનનાં ક્રૂર વચન સાંભળી, તમારા પિતા ભીષ્મ, આંખમાં આંસુ લાવી આ પ્રમાણે કહેવા લાગ્યાઃ–[૩૯] "હે તાત ! મેં, દ્રોણાચાર્યે, વિદુરે અને યશસ્વિની ગાંધારીએ પ્રથમજ તને આ પ્રમાણેજ ભવિષ્ય કહ્યું હતું; પણ તેં માન્યુંજ નહિ.[૪૦] હે શત્રુનાશન રાજા ! મેં તો પ્રથમથીજ તારીસાથે નિશ્ચય કર્યો છે કે, હું તથા આચાર્ય દ્રોણ કોઇ પ્રકારથી પણ આ યુદ્ધમાંથી મુક્ત થવાના નથી–અર્થાત્ તારેમાટે અમે તો અમારા પ્રાણ આપીશુંજ.[૪૧] વળી પણ હું તને સત્યજ કહું છું કે, ભીમસેન કૌરવોમાંના જેને જેને રણસંગ્રામમાં દેખશે તેનો હમેશાં નાશજ કરશે;[૪૨] માટે હે રાજા ! તું પણ રણસંગ્રામ કરવામાં સ્થિર થા અને બુદ્ધિને દઢ કર તથા સ્વર્ગ મેળવવાની અભિલાષા રાખી પાંડવોસામે યુદ્ધ કર.[૪૩] જો કે ઇંદ્રસહિત દેવો અને અસુરો પણ પાંડવોને જીતી શકે તેમ નથી, છતાં પણ હે ભારત ! સ્થિરબુદ્ધિ કરીને લડયા કર."[૪૪]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'સુનાભાદિ ધૃતરાષ્ટ્રપુત્રવધ' એ વિષયનો અધ્યાય ૮૮ મો સમાપ્ત

# અધ્યાય ૮૯ મો

## આઠમો દિવસ (ચાલુ)–ભીમ, નકુલ અને સહદેવનું પરાક્રમ

॥ धृतराष्ट्र उवाच ॥

**दृष्ट्वा मे निहतान्पुत्रान् बहूनेकेन संजय ।**
**भीष्मो द्रोणः कृपश्चैव किमकुर्वत संयुगे ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછયુંઃ—હે સંજય ! મારા ઘણા પુત્રોને એકલા ભીમસેને મારી નાખેલા જોઈ, ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્યે યુદ્ધમાં શું કર્યું ? તે મને કહે.[૧] હે સંજય ! હમેશાં મારા પુત્રોનો ક્ષય થયા કરે છે; તેથી મારે માનવું પડે છે કે, તેઓ સર્વથા દુષ્ટ દૈવની ઇચ્છાથીજ માર્યા જાય છે;[૨] અને વળી જે કારણથી મારા પુત્રો જીતાઇ જાય છે, પણ જીતી શકતા નથી અને ભીષ્મ, દ્રોણ, મહાત્મા કૃપાચાર્ય, ભૂરિશ્રવા, વીર ભગદત્ત, અશ્વત્થામા તથા બીજા રણમાંથી પાછા ન હઠે તેવા અનેક શૂરા યોદ્ધાઓના મધ્યમાં રહેલા મારા પુત્રો, જ્યારે સંગ્રામમાં માર્યા જાય છે, ત્યારે એમાં ભાગ્યસિવાય બીજું શું સમજવું?[૩–૫] હે તાત ! મંદબુદ્ધિના દુર્યોધને, અમારૂં કહ્યું માન્યુંજ નહિ. મેં, ભીષ્મે, વિદુરે અને ગાંધારીએ–હિતબુદ્ધિથી તેને ઘણો વાર્યો હતો; છતાં પણ દુષ્ટબુદ્ધિવાળા એ દુર્યોધને

મોહથી માન્યુંજ નહિ, તેથી આજે આ ફળ આવેલું છે;[૬,૭] અને તેજ કારણથી ક્રોધાયમાન થયેલો ભીમસેન,દરરોજ ભાનવગરના મારા પુત્રોનો નાશ કર્યા કરે છે.[૮]

સંજયે કહ્યું:—હે રાજા ! તમે પોતે પણ વિદુરનાં હિતકારી ઉત્તમ વચનો માન્યાં નથી અને તેજ કારણથી આ ફળ આવેલું છે.[૯] તેણે તમને કહ્યું હતુંજ કેઃ—“ તમારા પુત્રોને જુગાર રમતા અટકાવો અને પાંડવોનો દ્રોહ ન કરો. ” વળી તમારા હિતેચ્છુ મિત્રો પણ તમને તેજ કહ્યા કરતા હતા;[૧૦] પણ મૃત્યુવશ થયેલો માણસ જેમ હિતકારક ઔષધનો અનાદર કરે, તેમ તમે પણ એ સત્પુરુષોનાં વાકયો સાંભળ્યાં નહિ અને અનાદર કર્યો, તેથીજ આજે આ પરિણામ આવેલું છે.[૧૧] ભીષ્મ, દ્રોણ, વિદુર તથા બીજા હિતેચ્છુ પુરુષોનાં વાકયો માન્યાં નહિ, એ કારણથીજ અત્યારે કૌરવો નાશ પામે છે.[૧૨] હે રાજા ! એ મહાન પુરુષોએ પ્રથમથી ભાખેલું ભવિષ્ય આજે સત્ય થયું છે. ( ઠીક, થવાનું હતું તે થયું. ) તેથી હવે તો એ યુદ્ધ કેવી રીતે થયું હતું તે હું તમને કહું છું, માટે સાંભળો.[૧૩] હે રાજન્ ! લોકનો ક્ષય કરનારો એ મહારૌદ્ર સંગ્રામ, બરાબર મધ્યાહ્નસમયે થઈ રહ્યો હતો; તેનું હું વર્ણન કરૂં છું, તે મારી પાસેથી તમે સાંભળો.[૧૪]

ત્યારપછી પાંડવપક્ષનાં સર્વ સૈન્યો, યુધિષ્ઠિરની આજ્ઞાથી ક્રોધાવેશમાં આવી જઈ, ભીષ્મનેજ મારી નાખવાની ઇચ્છાથી ધસી ગયાં.[૧૫] હે મહારાજ ! ધૃષ્ટદ્યુમ્ન,શિખંડી અને મહારથી સાત્યકિ—એ ત્રણે જણા સૈન્યોથી યુક્ત થઇને ભીષ્મ સામાજ ધાઈ ગયા;[૧૬] તેમજ વિરાટ અને દ્રુપદરાજા પણ સોમકયોદ્ધાઓને સાથે લઇ ભીષ્મ તરફજ ધાયા.[૧૭] વળી કેકયયોદ્ધાઓ, ધૃષ્ટકેતુ અને હંશીલો કુંતિભોજ—વગેરે પણ સૈન્યોસહિત ભીષ્મસામાજ જવા લાગ્યા. અર્જુન, દ્રૌપદીના પાંચ પુત્રો અને વીર્યવાન ચેકિતાન—એ બધા દુર્યોધનની આજ્ઞામાં રહેલા સર્વ રાજાઓસામે ચઢી ગયા;[૧૯] તેમજ શૂરો અભિમન્યુ, ઘટોત્કચ અને મહારથી ભીમસેન એ બધા ક્રોધાયમાન થઇને કૌરવો સામે દોડી ગયા.[૨૦] હે રાજન્ ! એ પ્રમાણે ત્રણ ભાગમાં વહેંચાઈ ગયેલા પાંડવો, યુદ્ધમાં કૌરવોનો સંહાર કરવા લાગ્યા તથા કૌરવો પાંડવોનો નાશ કરવા લાગ્યા.[૨૧] એ વેળા દ્રોણાચાર્ય, રથીઓમાં શ્રેષ્ઠ એવા સોમકો અને સૃંજયોને યમરાજાને ઘેર પહોંચાડવામાટે ક્રોધાયમાન થઇને ધાઈ ગયા.[૨૨] હે રાજન્ ! એ યુદ્ધમાં ધનુર્ધર દ્રોણાચાર્યના હાથે માર્યા જતા મહાત્મા સૃંજયોનો મહાન આર્તનાદ થઇ રહ્યો હતો.[૨૩] એ રણભૂમિ ઉપર દ્રોણે ઘાયલ કરેલા અનેક ક્ષત્રિયો, રોગથી પીડા પામતા મનુષ્યોની પેઠે તરફડતા હતા.[૨૪] હે ભારત ! બૂમાબૂમ કરતા, રડતા અને બરાડા પાડતા માણસોનો, ભૂખથી પીડાતા મનુષ્યોની પેઠે અવિચ્છિન્ન શબ્દ થઇ રહ્યો હતો;[૨૫] તેમજ મહાબળવાન ભીમસેન પણ ક્રોધાયમાન થયેલા કાળની પેઠે કૌરવોનો ઘોર કચ્ચરઘાણ વાળી રહ્યો હતો.[૨૬] અન્યોન્ય પ્રહાર કરતાં બન્ને તરફનાં સૈન્યોના લોહીના પ્રવાહને વહેતી ભયંકર નદી, એ રણભૂમિપર ચાલુ થઈ ગઇ.[૨૭] હે મહારાજ ! કૌરવો અને પાંડવો વચ્ચે થયેલો એ મહાસંગ્રામ, મોટા ભયંકર સ્વરૂપમાં આવી પડયો અને યમરાજાના રાજ્યની વસ્તીમાં વધારો કરનાર થઈ પડયો.[૨૮] પછી વિશેષ વેગવાળો અને ક્રોધાતુર થયેલો ભીમસેન, હાથીઓના સૈન્યમાં આવી પહોંચ્યો અને હાથીઓને યમદ્વાર તરફ વિદાય કરવા મંડી પડ્યો.[૨૯] હે ભારત ! તે યુદ્ધમાં ભીમસેનનાં બાણોથી માર્યા ગયેલા હાથીઓ, કેટલાએક ચીસો પાડતા હતા, કેટલાએક દુઃખી થતા હતા અને કેટલાએક દિશાઓમાં નાસભાગ કરતા હતા.[૩૦] હે રાજા ! તેમાં કેટલાએક હાથીઓની સુંઢો કપાઇ ગઇ હતી, કેટલાએકનાં શરીરોના અવયવો છિન્નભિન્ન થઇ ગયા હતા અને કેટલાએક હાથીઓ, ભયથી ક્રૌંચપક્ષીની પેઠે ચીસો પાડતા હતા તો કેટલાએક પૃથ્વીપર પછડાતાહતા.

નકુલ અને સહદેવે ઘોડાઓના સૈન્યમાં ધસારો કર્યો. એ વખતે સુવર્ણના સામાનવાળા તથા સુવર્ણની ઝુલો, આભૂષણો વગેરેથી યુક્ત

એવા સેંકડો અને હજારો ઘોડાઓ નકુલ અને સહદેવનાં અસ્રોથી નાશ પામતા દેખાતા હતા. આખી રણભૂમિ, મરણ પામીને પડેલા ઘોડાઓથી છવાઇ ગઇ હતી.[32,33] હે રાજા! કપાયેલી જીભોવાળા, લાંબા લાંબા શ્વાસ લઇને હાંફતા અને પક્ષીઓની પેઠે શબ્દ કરતા મરણવશ થયેલા ઘોડાઓએ અનેક પ્રકારનાં સ્વરૂપને ધારણ કર્યાં હતાં,તેથી એ રણભૂમિ શોભતી હતી. તેમજ હે રાજા! અર્જુને મારી નાખેલા અનેક રાજાઓ, એ યુદ્ધભૂમિપર પડેલા હતા તેથી જ્યાં ત્યાં તે ઘોર પણ દેખાતી હતી.[35] વળી હે નરશ્રેષ્ઠ! ભાગી ગયેલા રથોથી, કપાઇ ગયેલી ધ્વજાઓથી, તૂટી ગયેલાં હથિયારોથી, ચામરોથી, વિંજણાઓથી, મહાન કાંતિવાળાં છત્રોથી, હારોથી, કંઠીઓથી, બાજુબંધોથી, મસ્તકોસહિત કુંડળોથી, છિન્નભિન્ન થયેલા મુગટોથી, ચારેબાજુ પડેલી પતાકાઓથી, સુંદર રથના નીચેના ભાગનાં લાકડાંઓથી, જોતરોથી અને ઘોડાની લગામોથી છવાઈ ગયેલી તે રણભૂમિ જેમ વસંતઋતુમાં પુષ્પોના સમૂહથી છવાયેલી વનભૂમિ શોભે તેમ શોભી રહી હતી. હે ભારત! શાંતનુકુમાર ભીષ્મ, રથીઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્મા, જ્યારે ક્રોધાયમાન થયા, ત્યારે આ પ્રમાણે પાંડવયોદ્ધાઓનો સંહાર થઇ રહ્યો હતો; તેમજ પાંડવપક્ષના વીરો ક્રોધાયમાન થયા, ત્યારે તમારા કૌરવોનો સંહાર થયો હતો.[39,40]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'યુદ્ધનો આઠમો દિવસ' એ વિષયનો અધ્યાય ૮૯ મો સમાપ્ત

## અધ્યાય ૯૦ મો

### આઠમો દિવસ (ચાલુ)—અર્જુનપુત્ર ઇરાવાનનો વધ

॥ संजय उवाच ॥

वर्तमाने तथा रौद्रे राजन् वीरवरक्षये ।
शकुनिः सौबलः श्रीमान्पांडवान्समुपाद्रवत् ॥

સંજયે કહ્યું:—હે રાજન્! મહાન વીરયોદ્ધાઓનો નાશ કરવાવાળો એ ભયંકર સંગ્રામ જ્યારે થઇ રહ્યો હતો, ત્યારે શ્રીમાન સુબલપુત્ર રાજા શકુનિ પાંડવોતરફ ધસી ગયો;[1] તેમજ હે રાજન્! શત્રુવીરોનો નાશ કરનાર તથા યદુવંશમાં જન્મેલો હાર્દિક્ય પણ, પાંડવોની સેના સામે યુદ્ધ કરવામાટે દોડી ગયો.[2] એ સિવાયના બીજા પણ તમારા પક્ષના યોદ્ધાઓ, કામ્બોજ દેશના, નદીમાં જન્મેલા, અરટ્ટદેશમાં ઉત્પન્ન થયેલા, સ્થલત પ્રદેશના, સિંધુદેશમાં ઉત્પન્ન થયેલા, વનાયુ દેશમાં પેદા થયેલા, શ્વેતવર્ણના પર્વતવાસી ઘોડાઓ વગેરે અનેક ઘોડાઓપર ચઢી પાંડવોની સેનાને ચારેબાજુથી ઘેરો ઘાલવા લાગ્યા.[3,4] ત્યારે પેલી તરફથી શત્રુઓને તપાવનાર તથા મહાબળવાન એવો અર્જુનપુત્ર ઈરાવાન, હર્ષિત સ્વરૂપવાળો થઈ, તિત્તિરિદેશમાં જન્મેલા, વાયુસમાન વેગવાળા, સુવર્ણના સામાનથી શોભતા, કવચોવાળા, સારી રીતે સજ્જ કરેલા એવા મુખ્ય મુખ્ય ઘોડાઓને લઇ, એ તમારા સૈન્યસામે યુદ્ધ કરવામાટે આવી પહોંચ્યો.[5,6] એ અર્જુનનો પુત્ર, શ્રીમાન ઇરાવાન મહાપરાક્રમી હતો તથા નાગરાજ ઐરાવતની પુત્રીવિષે બુદ્ધિમાન અર્જુને તેને ઉત્પન્ન કર્યો હતો.[7] જ્યારે મહાત્મા ગરુડે, એ નાગપુત્રીના ધણીને મારી નાખ્યો હતો, ત્યારે પોતાને કંઇ પણ સંતાન નહિ હોવાથી, તેણી દીન ચિત્તવાળી અને શોકાતુર થઇ ગઇ હતી; તેથી નાગરાજ ઐરાવતે, એ પોતાની પુત્રીને અર્જુન સાથે પરણાવી હતી[8] અને પછી કામવશ થયેલી તે નાગપુત્રીને, અર્જુને સ્રીતરીકે સ્વીકારી હતી. આવી રીતે એ ઈરાવાન અર્જુનનોજ પુત્ર હતો અને પરક્ષેત્રમાં જન્મેલો હતો.[9] એના દુષ્ટ કાકા અશ્વસેને, અર્જુનપરના દ્વેષને લીધે તેનો ત્યાગ કર્યો હતો, જેથી એની માતાએ નાગલોકમાં રાખીને તેને ઉછેર્યો હતો.[10] એ ઇરાવાન પોતે રૂપાળો, બળસંપન્ન, ગુણવાન અને સત્ય પરાક્રમી છે. એક વખતે અર્જુન સ્વર્ગલોકમાં ગયેલો છે એમ એના સાંભળવામાં આવ્યું, તેથી તે પણ એકદમ ઇંદ્રલોકમાં ગયો હતો;[11] અને ત્યાં પોતાના પિતાની પાસે જઈ સત્ય પ-

રાક્રમી, મહાબાહુ તે ઇરાવાને, અવ્યગ્ર થઇને, ઘણા વિનયપૂર્વક હાથ જોડી, પોતાના પિતાને પ્રણામ કર્યા;[૧૨] અને મહાત્મા અર્જુનને જણાવ્યું કે:–હે "પ્રભો ! આપનું કલ્યાણ થાઓ.હું ઈરાવાન નામનો આપનો પુત્રછું."[૧૩] વળી પોતાની માતા સાથે એ અર્જુનનો જે સમાગમ થયો હતો તે વગેરે પૂર્વનું વૃત્તાંત યથાસ્થિત સઘળું તેણે જણાવ્યું. એ પરથી અર્જુનને એ વાતનું સ્મરણ થયું.[૧૪] પછી તુરતજ એ પોતાના પુત્રને ઓળખીને અર્જુન તેને ભેટી પડયો; અને પોતાના સમાન ગુણવાળા એ પુત્રને જોઇ તે ઘણો પ્રસન્ન થયો તથા તેને ઇંદ્રરાજાના ભવનમાં લઈ ગયો.[૧૫] હે રાજા! એ વેળા દેવલોકમાં, મહાબાહુ ઇરાવાનને અર્જુને પ્રીતિપૂર્વક જણાવ્યું હતું કે, 'તેણે પોતાના કાર્યપ્રસંગ વખતે હાજર થવું.'[૧૬] વળી અર્જુને તેને એમ પણ કહ્યું હતું કે:–'અમારે યુદ્ધ કરવાનો પ્રસંગ જ્યારે પ્રાપ્ત થાય, ત્યારે તારે અમને સહાય કરવી.' એ પ્રમાણે પોતાના પિતાનાં વચનનો સ્વીકાર કરી એ વખતે તે ત્યાંથી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો હતો; પણ અત્યારે યુદ્ધપ્રસંગમાં તે અહીં આવેલો છે[૧૭] અને ઇચ્છા પ્રમાણે વેગ અને વર્ણવાળા અનેક ઘોડાઓથી વિંટાયેલો છે.

હે રાજન્! મનસમાન વેગવાળા, સુવર્ણના સાજવાળા તથા અનેક વર્ણના એ ઈરાવાનના ઘોડાઓ, જેમ હંસપક્ષીઓ મહાસાગરમાં ઉછળે તેમ, રણભૂમિપર ઉછળી રહ્યા હતા. તે ઈરાવાનના ઘોડાઓ, મનસમાન વેગવાળા તમારા ઘોડાઓસામે આવી જઇને, છાતીસામે છાતી અને નાકસામે નાક અથડાવી એકબીજાના વેગથી અથડાતા એકદમ પૃથ્વીપર પડવા લાગ્યા.[૧૮–૨૦] જેમ ગરુડપક્ષીના અકસ્માત્ આવી પડવાથી ભયંકર શબ્દ થાય છે, તેમ એ ઘોડાઓના પડવાથી દારુણ શબ્દ થતો હતો;[૨૧] તેમજ હે રાજન્! તમારા પક્ષના ઘોડેસ્વારો પણ, શત્રુઓ સામે આવી જઇને પરસ્પર ઘોર સંહાર કરવા લાગ્યા.[૨૨] આવી રીતે તે તુમુલ રણસંગ્રામ જ્યારે થઈ રહ્યો હતો ત્યારે બન્ને પક્ષના ઘોડાઓ, ચારેબાજુ નાશ પામતા હતા; તેમજ ખૂટી ગયેલાં બાણોવાળા, માર્યા ગયેલા ઘોડાઓવાળા તથા પરસ્પર ઘાયલ કરતા શૂરા ઘોડેસ્વારો, પરિશ્રમને લીધે થાકી જવાથી ટપોટપ મરણ પામતા હતા.[૨૪] હે ભારત ! ત્યારપછી એ પ્રમાણે અશ્વસૈન્યનો લગભગ નાશ થઈ ગયો અને થોડું ઘણું સૈન્ય જ્યારે બાકી રહ્યું, ત્યારે શકુનિના શૂરવીર નાનાભાઇઓ, યુદ્ધ કરવામાટે આગળ આવ્યા.[૨૫] વાયુના વેગસમાન સ્પર્શવાળા, વેગમાં પણ વાયુની તુલના કરનારા, બળવાળા, યુવાન અવસ્થાવાળા ઉત્તમ ઘોડાઓપર એ શકુનિના ભાઇઓ ચઢી આવ્યા હતા.[૨૬] ગજ, ગવાક્ષ, વૃષભ, ચર્મવાન, આર્જવ અને શુક–નામના આ છએ બળવાન ભાઇઓ ઘણા જોરપૂર્વક યુદ્ધ કરવામાટે નીકળી આવ્યા.[૨૭] યુદ્ધ કરવામાં કુશળ, ભયંકર સ્વરૂપવાળા, કવચોને ધારણ કરનારા તથા મહાબળવાળા એ છએ ભાઇઓનું રક્ષણ કરવામાટે, શકુનિ તથા બીજા બળવાન યોદ્ધાઓ વિંટાઈ વળ્યા હતા. હે મહાબાહો રાજા ! મહાબળવાન, સ્વર્ગ અથવા વિજયને ઇચ્છનારા તથા યુદ્ધમાં મદોન્મત્ત બનેલા એ છએ ગાંધારપુત્રો, અતિ હર્ષમાં આવી જઇ, પરમ દુર્જય એવી પણ પાંડવોની સેનાને ગોઠવણીમાંથી તોડી પાડી અંદર દાખલ થયા; ત્યારે વીર્યવાન ઈરાવાન પણ તેઓને અંદર દાખલ થયેલા જોઇ, અનેક પ્રકારનાં દારુણ આયુધોવાળા પોતાના યોદ્ધાઓને આ પ્રમાણે કહેવા લાગ્યો કે:–"આ કૌરવોના યોદ્ધાઓ, પોતાના અનુયાયી અને વાહનોસહિત આપણી સેનામાં પેઠા છે, તો જે પ્રમાણે તેમનો નાશ થાય તે પ્રમાણે આપણે બધા તેના તરફ હલ્લો કરો." 'બહુ સારૂં' એમ કહીને બધા ઈરાવાનના યોદ્ધાઓ, શત્રુઓથી પરમ દુર્જય એવા તેઓના સૈન્યનો સંહાર કરવા લાગ્યા. જોતજોતામાં તો ઈરાવાનના સૈન્યે, તેઓના સૈન્યનો કચ્ચરઘાણ વાળી નાખ્યો; તે સુબલના બધા પુત્રો સહન કરી શકયા નહિ અને ઇરાવાનસામે ધસી જઇ, ચારેબાજુથી તેને ઘેરી વળ્યા.[૨૯–૩૪] તીક્ષ્ણ પ્રાસોથી પ્રહાર કરતા તથા એકબીજાને પ્રેરણા કરતા એ શૂરા યોદ્ધાઓએ ચારે બાજુ-

થી મોટો ગભરાટ કરી મૂકયો અને દોડાદોડ કરી મૂકી.[૩૫] એ મહાત્માઓએ, તીક્ષ્ણ પ્રાસોના પ્રહારથી ઈરાવાનને ઘાયલ કરી નાખ્યો હતો. એ સમયે અંકુશોથી વિંધાયેલા હાથીની પેઠે ઝરતા લોહીથી ખરડાયેલો તથા આગળ, પાછળ અને બન્ને બાજુમાં સખ્ત ઘવાયેલો ઇરાવાન એકલો હતો અને તેઓ ઘણા હતા; છતાં પણ હે રાજન્ ! તે જરાએ પણ ગભરાયો ન હતો.[૩૬,૩૭] પછી શત્રુઓનાં નગરોને જીતનાર ઇરાવાને ક્રોધાયમાન થઇ, એ સર્વ યોદ્ધાઓને તીક્ષ્ણ બાણોથી વિંધી નાખ્યા અને મૂર્છાગત કરી મૂકયા.[૩૮] તથા પોતાના શરીરમાં ઘોંચાયેલાં પ્રાસોને ખેંચી કાઢીને, તેના વડેજ એ સુબલપુત્રોને તે મારવા લાગ્યો.[૩૯] વળી તીક્ષ્ણ તરવાર ખેંચીને તથા હાથમાં ઢાલ લઇ, પગપાળો થયેલો તે ઈરાવાન, એ રણભૂમિપર સુબલપુત્રોનો વધ કરવામાટે એકદમ આવી પહોંચ્યો. એટલામાં તો એ બધા સુબલપુત્રો પણ મૂર્છામાંથી સાવધ થયા અને અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા ઇરાવાન સામા ધાયા.[૪૧] બળથી ગર્વિષ્ઠ થયેલો ઈરાવાન પણ, તરવારથી પોતાની હાથચાલાકી બતાવતો ચારેબાજુ ઘૂમવા લાગ્યો.[૪૨] એ વેળા ઈરાવાન એટલો બધો ચાલાકીથી ઘૂમતો હતો, કે જેથી વેગવાળા ઘોડાઓપર રહેલા છતાં પણ તેઓ તેને મારવાનો અવકાશ પામી શકયા નહિ;[૪૩] પણ પગપાળો થઇ પૃથ્વીપર રહેલા એ ઈરાવાનને જોઇ, સર્વે સુબલપુત્રોએ ચારે બાજુથી તેને ઘેરી લઈ પકડવાનો આરંભ કર્યો.[૪૪] ત્યારે શત્રુઓને ઉખેડી નાખનાર ઇરાવાને પણ તેઓને પોતાની પાસે આવતા જોઈ, બન્ને હાથમાં તરવાર લઈ, તેઓના શરીરના અવયવો કાપવા માંડયા;[૪૫] અને એટલામાં તો તે યોદ્ધાઓનાં આયુધો તથા આભૂષણોથી ભૂષિત બાહુઓ, કપાઈ કપાઇને પૃથ્વીપર પડવા લાગ્યા તથા તેઓ મરણ પામીને ભોંયપર પડયા.[૪૬] હે મહારાજ ! એ વીરોની મહારૌદ્ર કાપાકાપીમાંથી એકલો વૃષભજ લગભગ ઘાયલ થઇને નાસી છૂટયો હતો.[૪૭] આવી રીતે એ સર્વ વીરોને માર્યા ગયેલા જોઇ, ભયભીત અને ક્રોધાયમાન થયેલો દુર્યોધન, ભયંકર દર્શનવાળા, ઋષ્યશૃંગના પુત્ર, મહાધનુર્ધર, માયાવી, શત્રુઓનું દમન કરનાર તથા પૂર્વકાળમાં બકદૈત્યને મારેલો હોવાથી ભીમસેનપર વૈર રાખનાર રાક્ષસ અલંબુષપાસે દોડી ગયો અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ-[૪૮,૪૯] " હે વીર ! જો તો ખરો ! આ બળવાન માયાવી અર્જુનનો પુત્ર ઇરાવાન, આપણું અપ્રિય કરવા માટે મારા સૈન્યનો સંહાર કરી રહ્યો છે.[૫૦] હે તાત ! તું ઈચ્છાનુસાર ગમન કરી શકે તેવો છે તથા માયા અને અસ્ત્રવિદ્યામાં કુશળ છે. વળી તારે ભીમની સાથેનું પૂર્વનું વૈર પણ છે, તો એ ઇરાવાનને રણસંગ્રામમાં હણી નાખ. "[૫૧] 'બહુ સારૂં ' એમ કહીને ઘોર દર્શનવાળો રાક્ષસ અલંબુષ, સિંહનાદ કરતો જે સ્થળે અર્જુનનો યુવાન પુત્ર ઇરાવાન હતો ત્યાં જઈ પહોંચ્યો.[૫૨] તેણે ઘોડાઓપર આરૂઢ થયેલા, યુદ્ધમાં કુશળ, તીક્ષ્ણ ધારવાળાં પ્રાસોથી યુદ્ધ કરનારા તથા પ્રહાર કરવામાં કુશળ એવા યોદ્ધાઓથી ભરપૂર એવું પોતાનું સૈન્ય સાથે લીધું હતું.[૫૩] વળી હે મહારાજ! પ્રથમનાં યુદ્ધમાંથી બચી ગયેલા બાકી રહેલા બે હજાર ઉત્તમ ઘોડાઓને પણ સાથે લઇ, એ રાક્ષસ અલંબુષ, મહાબળવાન ઇરાવાનને યુદ્ધમાં મારી નાખવાની ઇચ્છાથી તેના ઉપર ચઢી આવ્યો.

શત્રુઓનો સંહાર કરનાર પરાક્રમી ઈરાવાન પણ એકદમ ક્રોધાયમાન થઇ ગયો; અને પોતાને મારવા ઇચ્છનાર એ રાક્ષસ અલંબુષને, ઘણી ત્વરાપૂર્વક આગળ વધતો અટકાવવા લાગ્યો.[૫૫] પછી તે ઇરાવાનને પોતાની સામે ધસી આવતો જોઈ, બળવાન રાક્ષસ અલંબુષે, એકદમ પોતાની માયાનો પ્રયોગ કરવા માંડ્યો.[૫૬] તેણે પોતાની માયાથી બીજા બે હજાર ઘોડાઓ ઉત્પન્ન કર્યા તથા તે ઘોડાઓપર સ્વાર થયેલા ત્રિશૂલ અને પટ્ટિશ નામનાં અસ્ત્રોને ધારણ કરવાવાળા ઘોર રાક્ષસો ઉત્પન્ન કર્યા.[૫૭] પછી તે માયાવી બે હજાર ઘોડેસ્વારો, પરસ્પર ક્રોધાયમાન થઇને ઇરાવાન સામે યુદ્ધ કરવા લાગ્યા; પણ થોડા કાળમાં તો તેઓ યમલોક તરફ વિદાય થઇ ગયા.[૫૮] એ

પ્રમાણે જ્યારે સૈન્યનો નાશ થઇ ગયો, ત્યારે યુદ્ધદુર્મદ એવા તે બન્ને જણા વૃત્રાસુર અને ઇંદ્રની પેઠે સામસામા દ્વંદ્વયુદ્ધમાં ઉતરી પડ્યા. પોતાની સામા ધસી આવતા યુદ્ધદુર્મદ રાક્ષસ અલંબુષને જોઇને, ક્રોધાયમાન થયેલો મહાબળવાન ઇરાવાન પણ, તેની સામો ધાઇ ગયો.[60] પછી લગભગ પોતાની પાસે આવી પહોંચેલા દુર્મતિ રાક્ષસ અલંબુષના બાણો રાખવાના ભાથાને તથા દેદીપ્યમાન ધનુષ્યને ઇરાવાને તરવારથી સત્વર કાપી નાખ્યું.[61] એ પ્રમાણે પોતાના ધનુષ્યને કાપી નાખેલું જોઈ, રાક્ષસ અલંબુષ, ક્રોધાયમાન થયેલા ઇરાવાનને જાણે મોહિત કરતો હોય તેમ વેગપૂર્વક આકાશમાં ઉડયો;[62] ત્યારે સર્વ પ્રકારના મર્મને જાણનાર, ઇચ્છાનુસાર રૂપ ધરનાર તથા દુરાસદ એવો ઇરાવાન પણ, તેની પાછળ આકાશમાં ઉડ્યો અને પોતાની માયાથી રાક્ષસને મોહ પમાડી, તેના શરીરના અવયવોને બાણોથી કાપવા લાગ્યો; પણ હે મહારાજ ! એ રાક્ષસના અવયવોને વારંવાર કાપવા છતાં પણ ફરી તેવા ને તેવા થઈ જતા હતા અને એ રાક્ષસ પણ પોતાની માયાથી યુવાવસ્થાને પામતો હતો; કારણ કે રાક્ષસોને સ્વાભાવિકરીતેજ માયા સિદ્ધ હોય છે તથા તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે અવસ્થા અને રૂપ ધારણ કરી શકે છે.[63-65] એ પ્રમાણે રાક્ષસનું અંગ જેમ જેમ કપાતું હતું તેમ તેમ નવું થયા કરતું હતું; ત્યારે ક્રોધાયમાન થયેલો ઇરાવાન પણ એ મહાબળવાન રાક્ષસને, તીક્ષ્ણ ફરસીથીવારંવાર છેદવા લાગ્યો. આવીરીતે બળવાન ઇરાવાને એ વીર રાક્ષસને જ્યારે કાપવાજ માંડયો હતો, ત્યારે એ રાક્ષસ પણ ઘોર શબ્દથી ગર્જના કરતો હતો, જેથી ચારેબાજુ તુમુલશબ્દ થઇ રહેતો હતો. વળી ફરસીના પ્રહારથી એ રાક્ષસના શરીરમાંથી પુષ્કળ લોહી ઝરતું હતું.[66-68] પછી ઋષ્યશૃંગનો પુત્ર બળવાન અલંબુષ, પોતાના શત્રુને એ પ્રમાણે વૃદ્ધિ પામતો જોઇ ક્રોધાયમાન થઈ યુદ્ધમાં વેગવાળો થઈ ગયો;[69] અને મહાભયંકર સ્વરૂપ ધારણ કરી, અર્જુનના યશસ્વી પુત્ર ઇરાવાનને, સંગ્રામ ઉપરના મધ્યભાગમાં સર્વ સૈન્યોનાં દેખતાં તેણે પકડવાનો આરંભ કર્યો.[70] ત્યારે દુરાત્મા એ રાક્ષસની તેવી માયાને જોઇને, ક્રોધાયમાન થયેલા ઇરાવાને પણ પોતાની માયા ઉત્પન્ન કરવાની શરૂઆત કરી. હે રાજન્ !એ વેળા અતિ ક્રોધાતુર થયેલા તથા રણમાંથી પાછી પાની નહિ કરનારા એ ઇરાવાનના મોસાળપક્ષનો કોઇ સંબંધી નાગ, અનેક નાગોને સાથે લઇ ત્યાં આવી પહોંચ્યો. પછી અનેક નાગોથી વીંટાયેલો ઇરાવાન, સાક્ષાત્ શેષનાગની પેઠે મહાન સ્વરૂપને ધારણ કરવા લાગ્યો અને અનેક નાગોથી રાક્ષસને છાઇ દેવા લાગ્યો.[71-74] એ પ્રમાણે નાગોથી છવાઈ ગયેલા રાક્ષસે, ધ્યાન કરીને ગરુડનું સ્વરૂપ ધારણ કર્યું અને સર્પોનું ભક્ષણ કરવા માંડયું. આવી રીતની માયા રચીને રાક્ષસે, ઇરાવાનના મોસાળપક્ષના સંબંધી નાગનું પણ ભક્ષણ કર્યું, તેથી ઇરાવાન મોહિત થઇ ગયો. પછી તે રાક્ષસે તેને તરવારનો પ્રહાર કર્યો,[75,76] કે જેથી કમળ અને ચંદ્રસમાન કાંતિવાળા ઇરાવાનના મસ્તકને કુંડળ અને મુકુટસહિત તેણે રણભૂમિપર પાડી દીધું.[77] એ પ્રમાણે રાક્ષસ અલંબુષે, જ્યારે અર્જુનના પુત્ર વીર ઇરાવાનને મારી નાખ્યો, ત્યારે કૌરવો અને તેમના પક્ષના રાજાઓ શોકરહિત થયા.[78]

આ પછી ફરી પણ મહાભયંકર સંગ્રામ મચી પડ્યો કે જેમાં બન્ને સેનાઓમાં પરસ્પર મિશ્રીભાવ થઇ ગયો.[79] સેળભેળ થઈ ગયેલા હાથી, ઘોડા અને પાળાઓને હાથીઓએ મારી નાખ્યા તથા મિશ્ર થયેલા રથ, ઘોડા અને હાથીઓને, પાળાઓએ મારી નાખ્યા.[80]

હે રાજન્! તમારાં તથા પાંડવોનાં સૈન્યો, જ્યારે પરસ્પર સેળભેળ થઈ ગયાં, ત્યારે રથીયોદ્ધાઓએ અનેક પાળાઓ, રથો અને ઘોડાઓને મારી નાખ્યા.[81] પોતાનો ઔરસ પુત્ર ઇરાવાન રણસંગ્રામમાં માર્યો ગયો છે, એ વાતની અર્જુનને ખબર પડી ન હતી; કારણ કે એ વેળા તે અર્જુન ભીષ્મનું રક્ષણ કરનારા શૂરા રાજાઓનો નાશ કરવામાં રોકાયો હતો.[82] વળી એજ સમયપર હે રાજન્ ! તમારા પક્ષના યોદ્ધાઓ તથા હજારો સંજયો, પોતાના પ્રાણોની રમત-

મિમાં આહુતિ આપતા અન્યોન્યનો સંહાર કરી રહ્યા હતા.[૮૩] પરસ્પર મિશ્ર થઇ ગયેલા કેટલાએક યોદ્ધાઓ છૂટા કેશવાળા, કવચોવિનાના, રથવિનાના તથા કપાયેલાં ધનુષ્યવાળા થઇ જઇને સામસામા બાહુયુદ્ધ કરી રહ્યા હતા.[૮૪]

તેમજ બીજી તરફથી શત્રુઓને તપાવનાર ભીષ્મપિતામહ પણ, મર્મસ્થાનને વિંધી નાખે તેવાં તીક્ષ્ણ બાણોથી પાંડવપક્ષના મહારથીઓનો ઘાણ વાળી તેમની સેનાને કંપાવી રહ્યા હતા.[૮૫] તે ભીષ્મપિતામહે યુધિષ્ઠિરરાજાના સૈન્યમાં ઘણાં માણસો, હાથીઓ, ઘોડાઓ, ઘોડેસ્વારો અને રથીયોદ્ધાઓને મારી નાખ્યા હતા. હે ભારત ! એ સમયે ભીષ્મપિતામહનું પરાક્રમ ઇંદ્રના પરાક્રમ જેવું અદ્ભુત જણાતું હતું.[૮૭]

તેમજ હે ભારત ! ભીમસેનનું, ધૃષ્ટદ્યુમ્નનું તથા ધનુર્ધર સાત્યકિનું યુદ્ધ પણ, રણભૂમિપર મહારૌદ્ર થઇ રહ્યું હતું.[૮૮] હે મહારાજ! ત્યારે બીજી તરફથી દ્રોણાચાર્યનું પરાક્રમ જોઇ, પાંડવોના મનમાં એટલો બધો ભય પેસી ગયો હતો કે જેથી તેઓ માંહોમાંહે વાતો કરતા હતા કેઃ—" આ દ્રોણાચાર્ય યુદ્ધમાં કદી એકલા હોય તોપણ સર્વ સૈનિકોનો સંહાર કરવા શક્તિમાન છે,તોપછી તેઓ આ યુદ્ધમાં શૂરવીર એવા અનેક યોદ્ધાઓથી વિંટાએલા છે, તો તે શું ન કરે? " આમ દ્રોણાચાર્યથી પીડાઇને તેઓ વાતો કરતાહતા.[૮૯,૯૦] હે ભરતશ્રેષ્ઠ ! એ રૌદ્ર સંગ્રામ જ્યારે ચાલતો હતો, ત્યારે બન્ને સૈન્યના શૂરા યોદ્ધાઓ પરસ્પર સહન કરતા ન હતા.[૯૧] હે તાત ! તમારા તથા પાંડવપક્ષના મહાબળવાન ધનુર્ધર યોદ્ધાઓ, જાણે ભૂતોનો આવેશ થયો હોય તેમ, રાક્ષસી સ્વરૂપ ધારણ કરી, ક્રોધિત થઈ લઢી રહ્યા હતા.[૯૨] મહાન વીરોનો નાશ કરનાર એ રાક્ષસી યુદ્ધમાં, તેવો એક પણ યોદ્ધા અમારા જોવામાં આવ્યો ન હતો કે જે પોતાના પ્રાણનો બચાવ કરતો હોય.[૯૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ઇરાવાનનો વધ ' એ વિષયનો અધ્યાય ૯૦ મો સમાપ્ત

---

# અધ્યાય ૯૧ મો
## આઠમો દિવસ (ચાલુ)—દુર્યોધન અને ઘટોત્કચનું યુદ્ધ

॥ धृतराष्ट्र उवाच ॥

**इरावंतं तु निहतं दृष्ट्वा पार्था महारथाः ।**
**सङ्ग्रामे किमकुर्वत तन्ममाचक्ष्व संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્રે પૂછયુંઃ—હે સંજય ! એ સંગ્રામમાં અર્જુનના પુત્ર ઇરાવાનને માર્યો ગયેલો જોઇ મહારથી પાંડવોએ શું કર્યું ? તે મને કહો.[૧]

સંજયે કહ્યુંઃ—હે રાજા! ઇરાવાનને સંગ્રામમાં મરણ પામેલો જોઈ, ભીમસેનનો પુત્ર રાક્ષસ ઘટોત્કચ, મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યો.[૨] એ સમયના તેના ગર્જારવથી સમુદ્રસુધીની આખી પૃથ્વી, પર્વતો અને જંગલોસહિત અત્યંત કંપી ગઇ; તેમજ આકાશ, દિશાઓ અને સર્વ વિદિશાઓ પણ, એ વખતે કંપાયમાન થઈ ગયાં. હે ભારત ! તે ઘટોત્કચની મહાગર્જના સાંભળીને, તમારા સૈન્યના યોદ્ધાઓની સાથળો તો સજ્જડ થઈ ગઇ તથા તેઓના આખા શરીરમાં કંપારી છૂટી ગઈ અને પરસેવાના રેલા ચાલી નીકળ્યા; તેમજ હે મહારાજ ! તમારા પક્ષના સર્વ યોદ્ધાઓનાં મન દીન થઈ ગયાં અને તેઓ સિંહની ગર્જનાથી ભયભીત થયેલા હાથીઓની પેઠે આમતેમ નાસવા લાગ્યા.

એ પ્રમાણે રાક્ષસ ઘટોત્કચે, વજ્રપાતસમાન ભયંકર ગર્જના કરીને તથા હાથમાં ઝળહળતું ત્રિશૂળ ઉંચું કરીને મહાભયંકર સ્વરૂપ ધારણ કર્યું અને અનેક પ્રકારનાં હથિયારો અને સ્વરૂપોને ધારણ કરવાવાળા મહાન રાક્ષસોથી વિંટાઇને, પ્રલયકાળના યમની પેઠે અત્યંત ક્રોધ કરી, તમારા સૈન્યનો સંહાર કરવા માંડયો. પછી ભયંકર દેખાવવાળા રાક્ષસ ઘટોત્કચને ક્રોધપૂર્વક ધસી આવતો જોઇ તથા તેના ભયથી ચારે બાજુ નાસભાગ કરતા પોતાના સૈન્યને જોઈ, રાજા દુર્યોધને ઘટોત્કચ સામે ધસારો કર્યો.[૪-૯] ત્યારે તેની પાછળ, પોતાનું મોટું ધનુષ્ય લઇ, સિંહની પેઠે વારંવાર ગર્જના કરતો બંગદેશનો રાજા પોતે, પર્વત સમા-

ન મોટા તથા મદ ઝરતા દશ હજાર હાથીઓને સાથે લઇ ચાલી નીકળ્યો. હે મહારાજ ! એ પ્રમાણે મોટા હાથીઓના સૈન્યને સાથે લઈ પોતાની તરફ ધસી આવતા તમારા પુત્ર દુર્યોધનને જોઇ રાક્ષસ ઘટોત્કચ કોપાયમાન થઇ ગયો. ત્યારપછી હે રાજેન્દ્ર ! રાક્ષસો અને દુર્યોધનનાં સૈન્યવચ્ચે રૂવાં ખડાં કરી દે તેવું તુમુલ યુદ્ધ શરૂ થયું. ચઢી આવેલા શ્યામ વર્ણના મેઘની પેઠે દેખાતું હાથીઓનું સૈન્ય જોઇ, ક્રોધાયમાન થયેલા રાક્ષસો હાથમાં શસ્ત્રો લઇ દોડયા અને અનેક પ્રકારની ગર્જનાઓ કરતા તે રાક્ષસો જાણે વિજળીસહિત મેઘો હોય તેમ બાણો, બન્ને તરફ ધારવાળી તરવારો અને નારાચોને હાથમાં લઇ, હાથીસ્વારોને હણવા લાગ્યા. વળી ભિંદિપાલોથી, ત્રિશૂળોથી, મુદ્ગરોથી, ફરસીઓથી, પર્વતોનાં શિખરોથી અને મોટાં મોટાં વૃક્ષોથી હાથીઓનો સંહાર કરવા મંડી પડયા. હે મહારાજ ! ભાંગી ગયેલા ગંડસ્થળોવાળા, પુષ્કળ લોહીથી ખરડાયેલા તથા છિન્નભિન્ન થયેલા અવયવોવાળા હાથીઓ,રાક્ષસોનાપ્રહારથી માર્યા જતા અમારા જોવામાં આવતા હતા.આમ હાથીસ્વારોનો સંહાર થતાં અવશેષ રહેલા બીજા યોદ્ધાઓ જ્યારે પલાયન થવા લાગ્યા, ત્યારે દુર્યોધને રાક્ષસો સામે ધસારો કર્યો. હે પરંતપ ! અતિ ક્રોધવશ થયેલા દુર્યોધને,પોતાના પ્રાણની પણ દરકાર નહિ કરીને, રાક્ષસોપર તીક્ષ્ણબાણો મૂકવા માંડયાં અને મુખ્ય મુખ્ય રાક્ષસોને મારવા માંડયા. ૧૦-૧૯ હે ભરતશ્રેષ્ઠ! ક્રોધાયમાન થયેલા તમારા પુત્ર દુર્યોધને વેગવાન, મહારૌદ્ર, વિદ્યુજ્જિહ્વ અને પ્રમાથિન નામના ચાર મુખ્ય રાક્ષસોને ચાર ચાર બાણોનો પ્રહાર કરી મારી નાખ્યા; અને વળી મહાબળવાન, અમેયાત્મા અને ભરતવંશમાં શ્રેષ્ઠ એવા દુર્યોધને રાક્ષસોના સૈન્યપ્રત્યે બાણોનો અવિચ્છિન્ન અને અસહ્ય વરસાદ વરસાવવા માંડયો. હે રાજા ! એ પ્રમાણે તમારા પુત્રનું મહાન પરાક્રમ જોઇને, ભીમસેનનો પુત્ર બળવાન ઘટોત્કચ ક્રોધથી અત્યંત બળવા લાગ્યો; અને ઇંદ્રના વજ્રસમાન મહાન કાંતિવાળા પોતાના ધનુષ્યનો ટંકાર કરી, શત્રુઓને દમનાર દુર્યોધન સામે વેગથી ધસી ગયો. હે મહારાજ ! યમરાજાએ પ્રેરેલા કાળસમાન દેખાવવાળા એ ઘટોત્કચને આવતો જોઈ, તમારો પુત્ર દુર્યોધન જરાપણ ગભરાયો ન હતો. ત્યારપછી ક્રોધથી લાલચોળ થયેલાં નેત્રવાળો ક્રૂર રાક્ષસ ઘટોત્કચ, દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો. ૨૦-૨૫ "મહાક્રૂર એવા તેં જે મારા પિતાઓને લાંબા કાળસુધી વનવાસ આપ્યો હતો તેઓના તથા મારી માતાના ઋણમાંથી હું આજે મુક્ત થઇશ. વળી હે રાજા ! તેં કપટયુક્ત જુગાર રમી, પાંડવોને હરાવ્યા છે તથા રજસ્વલા થયેલી એક વસ્ત્રવાળી દ્રૌપદીને ભરીસભામાં આણી, હે દુર્બુદ્ધિ ! તેં બહુધા દુઃખી કરી છે; અને વળી તારૂં પ્રિય કરવાની ઇચ્છાવાળા દુષ્ટાત્મા જયદ્રથ રાજાએ, મારા પિતાઓનો તિરસ્કાર કરી, આશ્રમમાં રહેલી દ્રૌપદીનું હરણ કર્યું હતું. એ બધાં અપમાનોનું તથા એ સિવાયનાં બીજાં અપમાનોનું, જો તું આજે રણસંગ્રામમાંથી નાસી જઇશ નહિ તો અવશ્ય પરિણામ લાવીશ-અર્થાત્ તેઓનું આજેજ ફળ આપીશ." આમ કહીને હિડિંબાના પુત્ર ઘટોત્કચે, પોતાના મોટા ધનુષ્યનો ટંકાર કરી ક્રોધથી હોઠ પીસી તથા દાંત કચડીને, બન્ને ગલોફાંઓને ચાટતાંચાટતાં વર્ષાઋતુમાં મેઘ જેમ પાણીની ધારાઓથી પર્વતને છાઈ દે છે, તેમ બાણોના વરસાદથી દુર્યોધનને છાઇદીધો. ૨૬-૩૧

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "દુર્યોધન અને ઘટોત્કચનું યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૯૧ મો સમાપ્ત

---

## અધ્યાય ૯૨ મો

### આઠમો દિવસ (ચાલુ)-ઘટોત્કચનું પરાક્રમ

॥ संजय उवाच ॥

ततस्तद्बाणवर्षं तु दुःसहं [illegible]नवैरपि ।
दधार युधि राजेन्द्रो यथावर्षं महाद्विपः ॥१॥

સંજયે કહ્યું:-દાનવોએ પણ સહન કરવાને અશક્ય એવી એ બાણવૃષ્ટિને રાજેન્દ્ર દુર્યોધન, જેમ મહાન હાથી મેઘવૃષ્ટિને સહન કરે તેમ,

સહન કરી રહ્યો હતો.[૧] હે ભરતર્ષભ! એ વખતે ક્રોધાવેશમાં આવી ગયેલો તથા સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ લેતો તમારો પુત્ર દુર્યોધન, જીવિતના સંશયમાં આવી પડચો હતો.[૨] હે રાજન્! પછી તે દુર્યોધને, સજેલાં અત્યંત તીક્ષ્ણ પચીસ બાણો છોડચાં. જેમ ક્રોધાયમાન થયેલા સર્પો, ગંધમાદન પર્વતપર પડે, તેમ એ બાણો રાક્ષસ ઘટોત્કચપર એકદમ પડચાં. તે બાણોના પ્રહારથી વિંધાયેલા અને મદને ઝરતા હાથીની પેઠે લોહીને ઝરતા એ રાક્ષસે દુર્યોધનનો નાશ કરવાનો વિચાર કર્યો; અને પર્વતોને પણ ચીરી નાખે તેવી, મહાન ઉલ્કાસમાન કાંતિવાળી તથા મોટા વજ્રસમાન ઝળહળતી દેદીપ્યમાન શક્તિ હાથમાં લીધી ને તમારા પુત્રને મારી નાખવાની ઇચ્છાથી મહાબાહુ ઘટોત્કચે એ શક્તિ ઉગામી.[૩-૬] એ પ્રમાણે ઉગામેલી તે શક્તિને જોઇને બંગદેશના રાજાએ ઘણી ઝડપથી પર્વતપ્રમાન એવા એક હાથીને એ રાક્ષસ સામે હાંક્યો;[૭] અને તેણે શીઘ્ર ગમન કરનાર એ બળવાન હાથીને, રણસંગ્રામમાં જે સ્થળે દુર્યોધનનો રથ હતો ત્યાં આગળ આડો ઉભો રાખી રથના માર્ગને રોકી રાખ્યો[૮]તથા તમારા પુત્રના રથને તે હાથીવડે ઢાંકી દીધો.આવી રીતે બંગદેશના બુદ્ધિમાન રાજાએ, દુર્યોધનના રથ આગળના માર્ગને ઢાંકી દીધેલો જોઇને, હે મહારાજ! ક્રોધથી લાલચોળ થયેલાં નેત્રવાળા ઘટોત્કચે, તે ઉગામેલી મહાન શક્તિ તે હાથીપર ફેંકી.[૯,૧૦] હે રાજન્! રાક્ષસના હાથથી છૂટેલી તે શક્તિના પ્રહારથી લોહીલોહાણ થયેલો એ હાથી એકદમ પૃથ્વીપર પછડાઇ પડચો અને મરણ પામ્યો.[૧૧] આવીરીતે એ હાથી જેવો પૃથ્વીપર પટકાયો કે તુરતજ બંગદેશનો બળવાન રાજા એકદમ વેગપૂર્વક પૃથ્વીપર કૂદી પડચો.[૧૨] દુર્યોધન પણ એ મહાન હાથીને મરણ પામેલો જોઈ તથા નાસભાગ કરતા પોતાના સૈન્યને જોઇ બહુ વ્યથિત થઇ ગયો;[૧૩] પણ પોતાના ક્ષત્રિયધર્મનો વિચાર કરી તથા પોતાના અભિમાનપણાને લીધે આમ પરાજય થયો હતો છતાં પણ પર્વતની પેઠે સ્થિર થઇને તે ત્યાંજ ઉભો રહ્યો.[૧૪] પછી એ રાજાએ, પ્રલયકાળના અગ્નિસમાન તેજસ્વી એવું તીક્ષ્ણ બાણ સાંધીને, પરમ ક્રોધાયમાન થઈ એ ઘોર રાક્ષસ તરફ છોડચું;[૧૫] પણ ઇન્દ્રના વજ્રસમાન કાંતિવાળા એ બાણને પોતાની તરફ આવતું જોઇ, મહાત્મા ઘટોત્કચે ઘણી ચાલાકીથી તેને ચૂકાવી દીધું;[૧૬] અને ફરીપણ ક્રોધથી લાલ થયેલાં નેત્રવાળો એ રાક્ષસ, પ્રલયકાળના મેઘની પેઠે ઉગ્ર ગર્જના કરતો સર્વ સૈન્યોને ત્રાસ પમાડવા લાગ્યો.[૧૭] ત્યારે એ ભયંકર રાક્ષસની ઘોર ગર્જના સાંભળી, શાંતનુકુમાર ભીષ્મે, દ્રોણાચાર્યને કહ્યું[૧૮] કેઃ—"રાક્ષસે કરેલી આ ઘોર ગર્જના સંભળાય છે. એ ઉપરથી નિશ્ચય થાય છે કે, હિડિંબાનો પુત્ર રાજા દુર્યોધન સાથે લડી રહ્યો છે.[૧૯] એ રાક્ષસને કોઇ પણ મનુષ્ય સંગ્રામમાં જીતી શકે તેમ નથી, માટે તમે ત્યાં જાઓ અને આપણા રાજાને બચાવો, તમારૂં કલ્યાણ થશે.[૨૦] હે શત્રુઓને તપાવનાર આચાર્ય! એ ભાગ્યશાળી રાજા મહાત્મા ઘટોત્કચથી અત્યારે પરાભવ પામી રહ્યો છે, માટે તમે જઇને તેનું રક્ષણ કરો; કારણ કે એ આપણી મુખ્ય ફરજ છે."[૨૧]

એ પ્રમાણે ભીષ્મપિતામહનું વચન સાંભળીને, ત્વરા કરતા સર્વ મહારથીઓ—દ્રોણાચાર્ય,સોમદત્ત, બાહ્લિક, જયદ્રથ, કૃપાચાર્ય, ભૂરિશ્રવા, શલ્ય,અવંતિરાજ,બૃહદ્બલ,અશ્વત્થામા,વિકર્ણ, ચિત્રસેન અને વિવિંશતિ વગેરે તથા તેઓના અનુયાયી અનેક હજાર રથીયોદ્ધાઓ, સંકટમાં આવી પડેલા તમારા પુત્ર દુર્યોધનને બચાવવામાટે આવી પહોંચ્યા. તે વેળા મહારથીઓના રક્ષણતળે રહેલા તથા અતિ અસહ્ય એવા એ સૈન્યને હથિયારબંધ પોતાની સામે ધસી આવતું જોઇ, મહાબાહુ રાક્ષસ ઘટોત્કચ, મૈનાકપર્વતની પેઠે જરાપણ ડગમગ્યો નહિ;[૨૨-૨૬] પરંતુ હાથમાં શૂલ, મુદ્ગર વગેરે અનેક પ્રકારનાં હથિયારોને ધારણ કરનારા પોતાના જ્ઞાતિવર્ગસાથે હાથમાં મોટું ધનુષ્ય લઇને ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો.[૨૭] પછી રાક્ષસોના આગેવાન ઘટોત્કચનું તથા દુર્યોધનના સૈન્યનું, રૂવાં ખડાં થઈ જાય તેવું તુમુલ યુદ્ધ ચાલુ થયું.[૨૮] હે મહારાજ! એ

સમયે રણસંગ્રામમાં ચારે બાજુ ટંકાર કરતાં મનુષ્યોનો બળતા વાંસોની પેઠે તુમુલ શબ્દ સંભળાતો હતો.[૨૯] હે રાજન્! વળી યોદ્ધાઓનાં કવચોપર પડતાં અસ્રોનો, ભેદાતા પર્વતોની પેઠે ઘોર શબ્દ થઈ રહ્યો હતો;[૩૦] તેમજ હે રાજા! યોદ્ધાઓના હાથોમાંથી છૂટેલાં તોમરો, આકાશમાં ઉડતા સર્પોના જેવું સ્વરૂપ ધારણ કરતાં હતાં.[૩૧] ત્યારપછી પરમ ક્રોધાયમાન થયેલા મહાબાહુ રાક્ષસેન્દ્રે, ભયંકર ગર્જના કરવાપૂર્વક પોતાના મોટા ધનુષ્યનો ટંકાર કરી, અર્ધચંદ્રાકાર બાણ મૂકયું અને દ્રોણાચાર્યના ધનુષ્યના કકડે કકડા કરી નાખ્યા. વળી બીજા ભલ્લબાણથી સોમદત્તની ધ્વજા ઉરાડી દઇ ગર્જના કરી મૂકી;[૩૨,૩૩] અને બાહ્લિકને ત્રણ ચાર બાણોનો પ્રહાર કરી છાતીમાં વિંધી નાખ્યો. તેણે કૃપાચાર્યને એક બાણથી અને ચિત્રસેનને ત્રણ બાણોથી વિંધી નાખ્યા.[૩૪] ફરીથી પોતાના ધનુષ્યને કાનસુધી ખેંચીને તથા બરાબર તાકીને વિકર્ણને હાંસડીના ભાગમાં સખ્ત પ્રહાર કર્યો;[૩૫] જેથી એ વિકર્ણ લોહીલોહાણ થઇ ગયો અને પોતાના રથની બેસણીપર નીચે બેસી ગયો. હે ભરતશ્રેષ્ઠ! પછી ક્રોધાયમાન થયેલા અમેયાત્મા ઘટોત્કચે, બીજાં પંદર બાણ ભૂરિશ્રવાપર છોડ્યાં. તે બાણ ભૂરિશ્રવાના કવચને તોડી પાડી એકદમ પૃથ્વીમાં પેસી ગયાં.[૩૬,૩૭] વળી વિવિંશતિ અને અશ્વત્થામાના બન્ને સારથિઓને પણ સારી રીતે પ્રહાર કર્યા, જેથી તેઓ ઘોડાની લગામ મૂકી દઇને રથ પાસે પડી ગયા.[૩૮] હે મહારાજ! સિંધુરાજ જયદ્રથની સુવર્ણભૂષિત તથા વરાહ (ભુંડ) ચિન્હિત ધ્વજાને અર્ધચંદ્રાકાર બાણથી કાપી નાખી અને બીજા બાણનો પ્રહાર કરી તેના ધનુષ્યને પણ છેદી નાખ્યું.[૩૯] વળી ક્રોધથી લાલચોળ થયેલાં નેત્રવાળા તે ઘટોત્કચે, મહાત્મા અવંતિરાજના ચારે ઘોડાઓને ચાર બાણોનો પ્રહાર કરી મારી નાખ્યા.[૪૦] હે મહારાજ! ફરી પણ તે રાક્ષસે પોતાના ધનુષ્યને કાનસુધી લાંબું ખેંચી જોરથી છોડેલાં તીક્ષ્ણ ઝેરી બાણથી રાજપુત્ર બૃહદ્બલને ઘાયલ કર્યો;[૪૧] અને હે મહારાજ! સર્પસમાન ઝેરી એવાં બીજાં તીક્ષ્ણ બાણો મૂકી યુદ્ધકુશળ શલ્યરાજાને પણ ઘાયલ કર્યો.[૪૨]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં “ઘટોત્કચયુદ્ધ” અધ્યાય ૯૨ મો સમાપ્ત

## અધ્યાય ૯૩ મો

### આઠમો દિવસ (ચાલુ)–સંકુલયુદ્ધ

॥ संजय उवाच ॥

विमुखीकृत्य सर्वास्तु तावकान्राक्षसः ।
जिघांसुर्भरतश्रेष्ठ दुर्योधनमुपाद्रवत् ॥ १ ॥

સંજયે કહ્યું:–હે ભરતશ્રેષ્ઠ! રાક્ષસ ઘટોત્કચ, તમારા સર્વ યોદ્ધાઓને પાછા હઠાવી દઇ, દુર્યોધનને મારી નાખવાની ઇચ્છાથી તેની સામે ધસી ગયો.[૧] અતિ વેગપૂર્વક ધસી આવતા એ રાક્ષસરાજાને જોઇ, યુદ્ધમાં દુર્મદ એવા, સિંહોની પેઠે ગર્જના કરતા તથા મોટા તાલવૃક્ષ જેવડાં ધનુષ્યોને જોરથી ખેંચતા તમારા પક્ષના સર્વ મહારથીઓ, તેને મારી નાખવાની ઇચ્છાથી દોડી ગયા;[૨,૩] અને શરદૃઋતુના મેઘો જેમ જળની ધારાઓ કરી પર્વતને ઢાંકી દે, તેમ તેઓ પણ બાણોની વૃષ્ટિ કરી, એ ઘટોત્કચને ચારે બાજુથી ઢાંકી દેવા લાગ્યા.[૪] ત્યારે અંકુશોના પ્રહારથી પીડિત થયેલા હાથીની જેમ તેઓના પ્રહારથી વ્યથિત થયેલો એ રાક્ષસ, ગરુડપક્ષીની પેઠે આકાશમાં ઉડી ગયો;[૫] અને ભયંકર શબ્દ કરતા એ રાક્ષસે, શરદૃઋતુના મેઘની પેઠે આકાશ, દિશાઓ અને વિદિશાઓને ગજાવી મૂકયાં.[૬] એ વેળા હે ભરતશ્રેષ્ઠ! રાક્ષસની એ ભયંકર ગર્જના સાંભળીને રાજા યુધિષ્ઠિર શત્રુઓનું દમન કરનારા ભીમસેનને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૭]–“જે કારણથી આ ભયંકર શબ્દની ગર્જના સંભળાય છે, તેથી જણાય છે કે કૌરવોના મહારથીઓ સાથે રાક્ષસ ઘટોત્કચ યુદ્ધ કરતો હોય તેમ લાગે છે.[૮] એ બિચારા રાક્ષસપર યુદ્ધનો બધો ભાર આવી પડયો હોય તેમ મને દેખાય છે. વળી આ તરફથી ભીષ્મપિતામહ, ક્રોધાયમાન થઈને પાંચાલોનો નાશ કરવા તત્પર થયેલા છે; તેથી તેઓનું રક્ષણ કરવામાટે અર્જુન શત્રુઓ જોડે લડી રહ્યો છે. હે મહાબાહો! આ

વૃત્તાન્ત જાણીને આપણને એ કાર્યો કરવાનાં આવી પડેલાં છે, માટે હાલ તો તમે પરમ સંશયમાં આવી પડેલા રાક્ષસનું રક્ષણ કરવામાટે જાઓ.” એ પ્રમાણે પોતાના મોટાભાઇનું વચન સાંભળીને, પૂર્ણિમાને દિવસે વેગમાં આવેલા મહાસાગરની પેઠે, અતિ ત્વરા કરતો તથા સિંહનાદથી સર્વ રાજાઓને ત્રાસ પમાડતો ભીમસેન મહાવેગપૂર્વક ચાલી નીકળ્યો.[૯–૧૨] તેની પાછળ સત્યધૃતિ, યુદ્ધદુર્મદ સૌચિત્તિ, શ્રેણિમાન, વસુદાન, કાશીરાજનો પુત્ર, અભિમન્યુની આગેવાની હેઠળ દ્રૌપદીના મહારથી પાંચ પુત્રો, પરાક્રમી ક્ષત્રદેવ, ક્ષત્રધર્મા તથા પોતાના સૈન્યસહિત અનુપદેશનો રાજા નીલ વગેરે યોદ્ધાઓ, મોટા રથના સમૂહને તથા સદાકાળ મદ ઝરતા છ હજાર લડાયક હાથીઓને સાથે લઇ ઘટોત્કચની ચારેબાજુ વિંટાઇ વળ્યા; અને બધા એક સાથે રહી એ રાક્ષસેન્દ્રનું રક્ષણ કરવા લાગ્યા.[૧૩–૧૬] એ બધા યોદ્ધાઓ મોટા સિંહનાદોથી, રથચક્રોના ઘડઘડાટથી અને ઘોડાઓના ડાબલાઓના ખડખડાટથી આખી રણભૂમિને કંપાવી દેતા હતા.[૧૭] આવીરીતે ધસી આવતા એ યોદ્ધાઓના શબ્દને સાંભળીને, ભીમસેનના ભયથી વિકળ થઈ ગયેલું તમારૂં સૈન્ય એકદમ નિસ્તેજ મુખવાળું થઈ ગયું.[૧૮] પછી હે મહારાજ! રક્ષણ કરવામાટે આવી પહોંચેલા એ પાંડવયોદ્ધાઓથી ઘેરાયેલા ઘટોત્કચને છોડીને તમારા સૈન્યના યોદ્ધાઓ, એ ભીમસેન આદિ મહારથીઓ સામે આવ્યા અને પછી તેઓના તથા તમારા મહારથીઓવચ્ચે યુદ્ધ ચાલુ થયું. એ સમયે તમારા યોદ્ધાઓ અને મહાત્મા પાંડવયોદ્ધાઓમાં કોઇ પણ પાછો હઠતો ન હતો. અનેક પ્રકારનાં શસ્ત્રોને છોડતા મહારથીઓ એકબીજાની સામે દોડી જઇને પ્રહાર કરવા મચી પડ્યા. બીકણ માણસોને ભય ઉપજાવનારૂં એ મહારોદ્ર યુદ્ધ, જોતજોતામાં એકબીજાનાથી સેળભેળ થઈ ગયું.[૧૯–૨૧] ઘોડાઓ હાથીઓ સામા અને રથીઓ પાળાઓ સામા આવી જઇ, હે રાજન્! અન્યોન્યને હાંક મારતા લડવા લાગ્યા.[૨૨]

એકદમ તીવ્ર ધમાધમીથી હાથી, ઘોડા અને પાળાઓના પાદપ્રહારથી તથા રથચક્રોના ઘસારાથી ધૂળના ગોટેગોટા ઉડી રહ્યા અને ધૂમાડાસરખી ધૂસરા રંગની તીવ્ર રજ વાદળની પેઠે આખી રણભૂમિપર છવાઇ ગઇ.

હે રાજન્! એ સમયે પોતાના માણસને તથા પારકા માણસને પરસ્પર કોઈ ઓળખી શકતો ન હતો. પિતા પુત્રને તથા પુત્ર પિતાને ઓળખી શકતો ન હતો. જોતાં રૂવાં ખડાં કરી દે તેવું એ મહાન યુદ્ધ અમર્યાદિત થઇ પડયું. હે ભરતશ્રેષ્ઠ! ગર્જના કરતા મનુષ્યોનો તથા ખણખણાટ કરતાં શસ્ત્રોનો મહાન શબ્દ પ્રેતોના શબ્દસમાન ભયાનક જણાતો હતો. હાથી, ઘોડા અને મનુષ્યોનાં લોહીરૂપ જળવાળી, તેમનાં આંતરડાંરૂપ તરંગવાળી તથા તેમના કેશરૂપ શેવાળ અને લીલા ઘાસના પ્રદેશવાળી નદી, એ રણભૂમિપર વહેવા લાગી.[૨૩–૨૭] વળી મનુષ્યોના શરીરપરથી રણભૂમિપર પછડાતાં મસ્તકોનો, આકાશમાંથી પડતા પથ્થરો સમાન મહાન શબ્દ થઇ રહ્યો.[૨૮] માથાંવગરનાં મનુષ્યોનાં ધડોથી, કપાઇ ગયેલા અવયવોવાળા હાથીઓથી તથા છિન્નભિન્ન થઇ ગયેલા શરીરોવાળા ઘોડાઓથી આખી રણભૂમિ છવાઇ ગઈ.[૨૯] અનેક પ્રકારનાં શસ્ત્રોને સામસામા છોડી રહેલા મહારથીઓ, એકબીજા સામા દોડી જઇ પ્રહાર કરી રહ્યા;[૩૦] તથા ઘોડેસ્વારોએ દોડાવેલા ઘોડાઓ એકબીજા સામે અથડાઇ પડી મરણ પામીને પડવા લાગ્યા;[૩૧] અને ક્રોધથી લાલચોળ આંખોવાળા યોદ્ધાઓ શત્રુયોદ્ધા સામે ધસીને તથા સામસામી છાતી અડકાડીને પ્રહાર કરવા મચી પડયા.[૩૨] એ રણભૂમિપર માવતોએ દોડાવેલા હાથીઓ, શત્રુહાથીઓ સામે આવી, એકબીજાને દંતશૂળો ભરાવીને ચીરી નાખતા હતા.[૩૩] એ સમયે લોહીના પ્રવાહથી ખરડાયેલા તથા પતાકાઓથી શોભતા અન્યોન્ય સામા આવી ભરાયેલા હાથીઓ, વિજળીઓસહિત મેઘોની પેઠે દીસતા હતા.[૩૪] કેટલાએક હાથીઓ, શત્રુહાથીઓના દંતશૂળોથી ભેદાયેલા શરીરવાળા તથા તોમરોથી તૂટી ગયેલાં ગંડસ્થળોવાળા થઈ, મોટી ચીસો પાડતા ગર્જ-

ના કરતા મેઘોની પેઠે આમતેમ દોડી રહ્યા હતા. એ તુમુલ રણસંગ્રામમાં વચમાંથી બે ફાડીઆં થઈ કપાઈ ગયેલી સુંઢોવાળા તથા છિન્નભિન્ન થયેલા અવયવોવાળા કેટલાએક હાથીઓ, કપાયેલી પાંખોવાળા પર્વતોની પેઠે રણભૂમિપર પડતા હતા.[36] વળી તે યુદ્ધમાં શત્રુપક્ષના હાથીઓએ ચીરી નાખેલાં બન્ને પડખાંઓવાળા કેટલાએક શ્રેષ્ઠ હાથીઓનાં શરીરોમાંથી, પર્વતોમાંથી ગેરુ વગેરે ધાતુઓથી મિશ્ર ઝરણાં વહે છે તેમ, લોહી વહી રહ્યું હતું.[37] વળી નારાચોથી તથા તોમરોથી ઘાયલ થયેલા કેટલાએક હાથીઓ, મોટી મોટી ગર્જનાઓ કરી, શિખરોવિનાના પર્વતોની પેઠે ચારેબાજુ દોડતા હતા.[38] એ રણમાં નિરંકુશ થયેલા કેટલાએક મદાંધ હાથીઓ, ક્રોધાવેશમાં આવી જઇ, સેંકડો રથ, ઘોડા અને પાળાઓનો કચ્ચરઘાણ વાળી નાખતા હતા;[39] તેમજ ઘોડેસ્વારોએ ભાલાં અને તોમરોથી મારેલા ઘોડાઓ, દિશાઓને આકુળવ્યાકુળ કરી નાખતા ચારેબાજુ દોડતા હતા.[40] ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા રથીયોદ્ધાઓ, પોતાના પ્રાણની પણ દરકાર કર્યાવિના, સામા શત્રુરથીઓ સાથે યુદ્ધ કરી રહ્યા હતા; અને ઉત્કૃષ્ટ શક્તિનો આશ્રય કરી, નિર્ભયતાપૂર્વક પરાક્રમ કરતા હતા.[41] હે રાજન્ ! એ યુદ્ધમાં સ્વર્ગ અથવા યશની ઇચ્છા રાખનારા સર્વ યોદ્ધાઓ સ્વયંવરની પેઠે અન્યોન્યને પ્રહાર કરી રહ્યા હતા.[42] એ પ્રમાણે રૂવાં ઉભાં કરી નાખે એવો એ ઘોર સંગ્રામ ચાલ્યો તેમાં કૌરવોની મહાસેનાને લગભગ નસાડી મૂકવામાં આવી હતી.[43]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "સંકુલ યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૯૩ મો સમાપ્ત

# અધ્યાય ૯૪ મો

## આઠમો દિવસ (ચાલુ)–ઘટોત્કચનું યુદ્ધ

॥ संजय उवाच ॥

स्वसैन्यं निहतं दृष्ट्वा राजा दुर्योधनः स्वयम् ।
अभ्यधावत संक्रुद्धो भीमसेनमरिंदमम् ॥१॥

સંજયે કહ્યું:–પોતાના સૈન્યને માર્યું ગયેલું જોઇ, રાજા દુર્યોધન પોતે, ક્રોધાયમાન થઇ શત્રુદમન ભીમસેન સામો દોડયો.[1] ઇંદ્રના વજ્રસમાન શબ્દવાળું મહાન ધનુષ્ય લઈ તેણે મોટી બાણવૃષ્ટિથી ભીમસેનને ઢાંકી દીધો.[2] વળી તેણે ક્રોધયુક્ત થઇ, પીછાંવાળું તીક્ષ્ણ અર્ધચંદ્રકાર બાણનું સંધાન કરી, ભીમસેનના ધનુષ્યને છેદી નાખ્યું;[3] અને એ સમયનો લાભ લઇ, મહારથી દુર્યોધને, ઘણી ઝડપથી પર્વતોને પણ તોડી પાડે તેવું તીક્ષ્ણ બાણ સાંધ્યું.[4] હે મહારાજ ! એ બાણથી તેણે ભીમસેનને છાતીમાં પ્રહાર કર્યો, કે જેથી તેજસ્વી ભીમસેન અત્યંત વિંધાઇને વ્યથિત થઈ ગયો અને ગલોફાં ચાટતો, સુવર્ણભૂષિત પોતાનો ધ્વજ પકડી રહ્યો. એ પ્રમાણે ઉદાસ થઈ ગયેલા ભીમસેનને જોઇ, ઘટોત્કચ બળતા અગ્નિની પેઠે ક્રોધથી બળી ઉઠ્યો. અભિમન્યુ વગેરે પાંડવોના મહારથીઓ પણ, એકદમ ગાભરા જેવા બની જઈ, ગર્જનાઓ કરતા કરતા રાજા દુર્યોધન સામે દોડી ગયા; ત્યારે આમ સંભ્રમવાળા થઇ ક્રોધપૂર્વક ધસી આવતા એ સર્વ મહારથીઓને જોઈ, દ્રોણાચાર્યે તમારા મહારથીઓને આ પ્રમાણે વાક્ય કહ્યું:–"અરે જલદી જાઓ. સંકટસમુદ્રમાં ડુબી ગયેલા તથા મહાભયમાં આવી પડેલા આપણા રાજાને બચાવો. તમારૂં કલ્યાણ થાઓ. આ ક્રોધાયમાન થયેલા મહાધનુર્ધર પાંડવોના મહારથીઓ, ભીમસેનને આગળ કરી, આપણા રાજા દુર્યોધન સામે ધસી ગયા છે. તેઓએ અનેક પ્રકારનાં શસ્ત્રો છોડવા માંડ્યાં છે તથા વિજયની ઇચ્છા રાખી ભયંકર ગર્જનાઓ કરતા રાજાઓને ત્રાસ પમાડી રહ્યા છે." આ પ્રમાણેનું આચાર્ય દ્રોણનું વચન સાંભળી, ભૂરિશ્રવા, કૃપાચાર્ય, શલ્ય, અશ્વત્થામા, વિવિંશતિ, ચિત્રસેન, વિકર્ણ, જયદ્રથ, બૃહદ્બલ અને મહાધનુર્ધર અવંતિકુમારો–વગેરે તમારા પક્ષના યોદ્ધાઓ પાંડવોની સેના તરફ ધસી ગયા; અને ત્યાં જઈ રાજા દુર્યોધનને વિંટાઈ વળ્યા.[5–14] તેઓ હજી વીસ પગલાં ગયા હતા તેટલામાં તો પરસ્પર મારી નાખવા ઇચ્છતા કૌરવો અને પાંડવો અન્યોન્યને પ્રહાર કરવા મંડી પડ્યા.[15] દ્રોણાચાર્યે પણ એ પ્રમાણે તેઓને આજ્ઞા આપ્યા

પછી પોતાના મહાન ધનુષ્યનો ટંકાર કરી, છવ્વીસ બાણોથી ભીમસેનને પ્રહાર કર્યો.[૧૬] વળી પણ મહાબાહુ આચાર્યે, વર્ષાકાળમાં મેઘ જેમ જળધારાઓથી પર્વતને ઢાંકી દે, તેમ એ ભીમસેનને ઘણાં બાણોથી એકદમ ઢાંકી દીધો;[૧૭] ત્યારે મહાધનુર્ધર બળવાન ભીમસેને પણ એકદમ ત્વરાપૂર્વક દશ બાણો મૂકી, આચાર્યને ડાબા પડખામાં વિંધી નાખ્યા.[૧૮] એ પ્રમાણે ભીમસેનનાં બાણોથી ગાઢ વિંધાયલા આચાર્ય દ્રોણ, પોતે વયોવૃદ્ધ હોવાથી, હે રાજા ! એકદમ બેભાન થઈ ગયા અને રથની બેસણીપર બેસી ગયા.[૧૯] આવીરીતે પોતાના ગુરુને વ્યથિત થયેલા જોઇ, રાજા દુર્યોધન પોતે અને આચાર્યનો પુત્ર અશ્વત્થામા એ બન્ને જણા ભીમસેન સામે ધસી ગયા.[૨૦] પ્રલયકાળના યમસમાન ઉપમાવાળા એ બન્ને જણાને પોતાની સામે ધસી આવતા જોઇ, મહાબાહુ ભીમસેન, સત્વર હાથમાં ગદા લઇ, રથપરથી કૂદી પડયો અને કાળદંડસમાન ભયંકર એવી ગદાને હાથમાં ઉંચી કરી, પર્વતની પેઠે સ્થિર થઈ, રણભૂમિપર ઉભો રહ્યો.[૨૧,૨૨] કૈલાસપર્વતની પેઠે, હાથમાં ગદા ગ્રહીને સ્થિર ઉભેલા એ ભીમસેનને જોઈ દુર્યોધન અને અશ્વત્થામા બન્ને સાથે મળી તેની સામે ધાયા.[૨૩] એકઠા મળીને એકદમ વેગપૂર્વક પોતાની સામે ધસી આવતા એ બળવાન વીરોને જોઇ, ભીમસેન પણ ત્વરાપૂર્વક વેગથી તેઓ સામે દોડયો.[૨૪] ભયંકર દેખાવવાળા ભીમસેનને ક્રોધપૂર્વક ધસી આવતો જોઇ, કૌરવોના સર્વ મહારથીઓ, ઉતાવળા થઇને તેની સામે દોડી આવ્યા.[૨૫] દ્રોણાચાર્ય વગેરે સર્વ મહારથીઓ, ભીમસેનને મારી નાખવાની ઇચ્છાથી અનેક પ્રકારનાં શસ્ત્રોવડે તેની છાતીમાં પ્રહાર કરવા લાગ્યા. એ પ્રમાણે એ સર્વ યોદ્ધાઓ, બધા ભેગા મળી, ભીમસેનને ચારેબાજુથી પીડવા લાગ્યા; ત્યારે સંશયમાં આવી પડેલા મહારથી ભીમસેનને પીડાતો જોઇ, અભિમન્યુ વગેરે પાંડવપક્ષના મહારથીઓ, પોતાના પ્રિય પ્રાણની દરકાર નહિ કરીને ભીમસેનને બચાવવામાટે દોડી આવ્યા.[૨૮] ભીમસેનનો પરમપ્રિય મિત્ર તથા કાળા મેઘસરખો જણાતો અનુપદેશનો શૂરો રાજા નીલ, ક્રોધાયમાન થઇ, અશ્વત્થામા સામે આવી ગયો;[૨૯] કારણ કે મહાધનુર્ધર એ નીલરાજા, હમેશાં અશ્વત્થામાસાથે સ્પર્ધા કરતો હતો. પછી તેણે પોતાના મહાન ધનુષ્યનો ટંકાર કરી, અશ્વત્થામાને એક બાણથી વિંધી નાખ્યો. હે મહારાજ ! પૂર્વકાળમાં જેમ દેવોને ભય કરનાર તથા પોતાના તેજથી ત્રણેય લોકને ત્રાસ પમાડનાર દુરાધર્ષ વિપ્રચિત્તિ દાનવને ઇંદ્રે ભેદી નાખ્યો હતો, તેમ એ નીલરાજાએ બરાબર તાકીને મારેલા બાણથી અશ્વત્થામાને ભેદી નાખ્યો.[૩૧,૩૨] નીલરાજાના પ્રહારથી નીકળી પડેલા લોહીના ધોધવાળા અને ક્રોધાન્વિત થયેલા બુદ્ધિમાન અશ્વત્થામાએ, ઇંદ્રના વજ્રસમાન શબ્દવાળા અદ્ભુત ધનુષ્યનો ટંકાર કરી નીલરાજાનો નાશ કરવામાટે નિશ્ચય કર્યો; અને સરાણે ચઢાવી ચકચકિત કરેલાં છ ભલ્લબાણોનું સંધાન કરી, તેના ચારે ઘોડાઓને મારી નાખ્યા, ધ્વજાને કાપી નાખી અને સાતમા ભલ્લબાણથી નીલને પણ છાતીમાં વિંધી નાખ્યો.[૩૩-૩૫] બાણ વાગવાથી ગાઢ વિંધાઈ ગયેલો અને તેથીજ વ્યથિત થયેલો નીલરાજા, પોતાના રથની બેઠક પર બેસી ગયો.

## ઘટોત્કચની માયા

શ્યામવર્ણનાં વાદળાંઓના ઢગસમાન જણાતા નીલરાજાને વ્યથિત થયેલો જોઇ, (મૂર્છિત થયેલો જોઇ) ઘટોત્કચ કોપ્યો અને પોતાના જ્ઞાતિભાઇઓને સાથે લઇ રણસંગ્રામને શોભાવનાર અશ્વત્થામા સામે વેગપૂર્વક ધસી ગયો; તેમજ યુદ્ધમાં દુર્મદ એવા બીજા રાક્ષસો પણ ભયંકર દેખાવવાળા રાક્ષસ ઘટોત્કચને અશ્વત્થામા સામે ધસી ગયેલો જોઈ, તેઓ પણ દોડી ગયા. ત્યારે તેજસ્વી અશ્વત્થામા પણ ઘણી ઝડપથી તેઓસામે ધસી ગયો અને ક્રોધ કરી ભયંકર દેખાવવાળા એ રાક્ષસોને મારવા લાગ્યો.[૩૮,૩૯] ક્રોધાયમાન થઇને આગળ આવેલા પોતાના મુખ્ય મુખ્ય રાક્ષસોને, અશ્વત્થામાના ધનુષ્યમાંથી છૂટેલાં બાણોવડે પાછા પડતા જોઇ, પ્રચંડ શરીરવાળો ભીમસેનનો પુત્ર ઘટોત્કચ,

કોપી ઉઠયો; અને પોતાની ઘોર સ્વરૂપવાળી, અતિ દારુણ માયાને પ્રકટ કરવા લાગ્યો.[૪૦,૪૧] માયાવી રાક્ષસરાજાએ યુદ્ધમાં અશ્વત્થામાને મોહિત કરી નાખ્યો; જેથી તમારા સર્વ સૈનિકો માયાવડે પાછા હઠવા લાગ્યા અને એકબીજાને પૃથ્વીપર કપાઇ પડેલા જોવા લાગ્યા તથા લોહીથી ખરડાયેલા અને પૃથ્વીપર આમતેમ તરફડીઆં મારતા દેખવા લાગ્યા.[૪૨,૪૩] દ્રોણાચાર્ય, દુર્યોધન, અશ્વત્થામા તથા બીજા મુખ્ય મુખ્ય ધનુર્ધરો અને બીજા લગભગ સર્વે કૌરવો, રથીયોદ્ધાઓ, સર્વે રાજાઓ, ઘોડેસ્વારો તથા ઘોડાઓવગેરે હજારોરણભૂમિપર કપાઈ પડેલા અને મરણ પામેલા દેખાવા લાગ્યા. અવાસ્તવિક એવાં એ માયિક સ્વરૂપને વાસ્તવિક માની, તમારૂં સર્વ સૈન્ય છાવણીભણી નાસવા લાગ્યું. એ સમયે હે રાજન્! મેં તથા ભીષ્મપિતામહે "રણભૂમિપર દેખાતો આ દેખાવ, ઘટોત્કચે પ્રયોગ કરેલી રાક્ષસી માયાનો છે, માટે તમે નાસો નહિ પણ યુદ્ધ કરો" આમ બૂમો પાડી પાડીને કહ્યું, છતાં પણ માયાથી મોહિત થયેલા તમારા સર્વ સૈનિકો ઉભાજ ન રહ્યા અને ભયભીત થયેલા તેઓએ અમારા બન્નેના વચનપર શ્રદ્ધાજ કરી નહિ.

તમારા સૈનિકોને એ પ્રમાણે નાસભાગ કરતા જોઈ વિજય પામેલા પાંડવો, ઘટોત્કચની સાથે સિંહસમાન ગર્જનાઓ કરવા લાગ્યા; અને શંખ તથા દુંદુભિના શબ્દોથી ચારેબાજુ અત્યંત ગજાવી મૂકવા લાગ્યા.[૪૧–૪૯] એ પ્રમાણે દુરાત્મા ઘટોત્કચે, તમારા સર્વ સૈન્યમાં મોટું ભંગાણ પાડયું અને સૂર્યાસ્ત થવાના સમયે ચારે દિશાઓમાં તેને નસાડી મૂકયું.[૫૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'આઠમા દિવસનું ઘટોત્કચનું યુદ્ધ' એ વિષયનો અધ્યાય ૯૪ મો સમાપ્ત

---

# અધ્યાય ૯૫ મો

## આઠમો દિવસ (ચાલુ)–ભીમ અને ભગદત્તનું યુદ્ધ

॥ संजय उवाच ॥

तस्मिन्महति संक्रन्दे राजा दुर्योधनस्तदा ।
गांगेयमुपसंगम्य विनयेनाभिवाद्य च ॥ १ ॥

સંજયે કહ્યું:–એ મહાન યુદ્ધ થઇ રહ્યું, ત્યારે રાજા દુર્યોધન ગંગાપુત્ર ભીષ્મ પાસે જઇને વિનયપૂર્વક પ્રણામ કરી, ઘટોત્કચનો વિજય અને પોતાનો પરાજય જે પ્રમાણે થયો હતો, તે સઘળું વૃત્તાન્ત તેમને કહેવા લાગ્યો.[૧,૨] દુર્ધર્ષ રાજા દુર્યોધને વારંવાર નિઃશ્વાસ નાખી હે રાજન્! તે સમયે કુરુપિતામહ ભીષ્મને આ પ્રમાણે કહ્યું:–[૩] "હે પ્રભો ! શત્રુઓએ જેમ વાસુદેવનો આશ્રય કરેલો છે, તેમ મેં તમારો આશ્રય કરીને પાંડવોની સાથે આ ઘોર યુદ્ધ આરંભેલું છે.[૪] હે પરંતપ ! મારી અગિયાર અક્ષૌહિણી સેના તથા હું પોતે તમારી આજ્ઞાને આધીન છીએ,[૫] છતાં પણ હે ભરતવંશમાં વ્યાઘ્રસમાન પિતામહ ! ભીમસેન વગેરે પાંડવોએ ઘટોત્કચનો આશ્રય કરી મને યુદ્ધમાં હરાવ્યો છે, એ વાત સૂકાયેલાં વૃક્ષને જેમ અગ્નિ બાળી નાખે તેમ મારા અંગોને બાળી મૂકે છે; માટે હે મહાભાગ ! હે પરંતપ ! હે પિતામહ ! તમારી કૃપાથી તથા તમારો પોતાનોજ આશ્રય કરી, હું પોતેજ એ દુરાધર્ષ દુષ્ટ રાક્ષસનો નાશ કરવા ઇચ્છું છું, તો માત્રથી એ કામ બની શકે તેમ તમે કરવા યોગ્ય છો."[૫–૮] હે ભરતશ્રેષ્ઠ ! એ પ્રમાણે દુર્યોધનરાજાનું વચન સાંભળી, શાંતનુકુમાર ભીષ્મે તેને આ શબ્દો કહ્યા:–[૯] "હે કૌરવરાજ ! જે પ્રમાણે હવે તારે વર્તવાનું છે તે સંબંધમાં હું તને કહું છું, તો એ મારાં વચનને તું સાંભળી લે.[૧૦] હે શત્રુદમન તાત ! આ રણમાં સર્વ અવસ્થાઓમાં તારે તારા આત્માનું રક્ષણ કરવું અને રાજધર્મને માન આપી તારે ધર્મરાજા, અર્જુન, નકુલ, સહદેવ અથવા ભીમસેન જોડે લડયા કરવું; કારણ કે 'રાજાઓએ રાજાસાથેજ યુદ્ધ કરવું જોઇએ.'[૧૧,૧૨] હું,

દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, યદુવંશી કૃતવર્મા, શલ્ય, ભૂરિશ્રવા, વિકર્ણ વગેરે મહારથીઓ તથા દુઃશાસન વગેરે તારા શ્રેષ્ઠ ભાઈઓ—એ બધા તારેમાટે તે મહાબળવાન રાક્ષસની સામા યુદ્ધ કરીશું;[૧૩,૧૪] છતાં પણ જો તને એ રૌદ્ર રાક્ષસેન્દ્રના સંબંધમાં ઘણીજ ખટક રહેતી હોય તો, યુદ્ધમાં ઇંદ્રસમાન પરાક્રમ કરનાર આ રાજા ભગદત્ત, દુર્બુદ્ધિવાળા એ રાક્ષસ સામે યુદ્ધ કરવામાટે જાય." દુર્યોધનને એ પ્રમાણે કહી રહ્યા પછી, વાક્ય બોલવામાં કુશળ એવા પિતામહે, દુર્યોધનરાજાની સમક્ષ ભગદત્તરાજાને આ પ્રમાણે કહ્યું:—" હે મહારાજ ! તમે યુદ્ધદુર્મદ રાક્ષસ હિડિંબાપુત્ર સામે યુદ્ધ કરવામાટે જાઓ અને જેમ પૂર્વકાળમાં દેવોના દેખતાં ઇંદ્રે તારકાસુરને આગળ વધતો વાર્યો હતો, તેમ સર્વ ધનુર્ધરોના દેખતાં તમે સાવધ થઇને એ ક્રૂર કર્મવાળા રાક્ષસને રણમાં આગળ વધતો અટકાવો.[૧૫-૧૮] હે શત્રુઓને તપાવનાર રાજા ! તમારાં અસ્રો દિવ્ય છે તથા પરાક્રમ પણ અદ્દભુત છે. વળી તમારે પહેલાં ઘણા દેવોની સાથે સમાગમ પણ થયો છે.[૧૯] વળી હે નૃપશાર્દૂલ રાજન્ ! આ યુદ્ધમાં તે રાક્ષસ સામે લડી શકે તેવો યોદ્ધા જોઇએ તો તમે એકજ છો અને અધિક બળવાન પણ છો, માટે તમે એ શ્રેષ્ઠ રાક્ષસનો નાશ કરો."[૨૦]

આવી રીતનું સેનાપતિ ભીષ્મનું વચન સાંભળી ભગદત્તરાજા, સિંહનાદ કરીને શત્રુઓ સામે સત્વર ચાલી નીકળ્યો.[૨૧] ગર્જતા મેઘની પેઠે ધસી આવતા તે ભગદત્તને જોઈ, પાંડવપક્ષના મહારથીઓ પણ ક્રોધપૂર્વક તેની સામા આવી પહોંચ્યા.[૨૨] ભીમસેન, અભિમન્યુ, રાક્ષસ ઘટોત્કચ, દ્રૌપદીના પુત્રો, સત્યધૃતિ, ક્ષત્રદેવ, ચેદિરાજ, વસુદાન અને દશાર્ણરાજા, એ બધા પાંડવયોદ્ધાઓ તેની સામે આવ્યા. હે ભારત ! ભગદત્તે પણ સુપ્રતીક નામના પોતાના હાથીપર બેસી તેઓની સામા ધસારો કર્યો. પછી તો પાંડવો અને ભગદત્ત વચ્ચે યમરાજાની રાજધાનીને વધારનારૂં તથા ઘોર સ્વરૂપવાળું ભયંકર યુદ્ધ મચ્યું.[૨૫] હે મહારાજ ! રથીયોદ્ધાઓએ છોડેલાં મહાવેગવાળાં તીક્ષ્ણ બાણો, હાથી અને રથોપર ધડાધડ પડવા લાગ્યા.[૨૬] હાથીસ્વારોએ સારી રીતે શિક્ષિત કરેલા મદોન્મત્ત હાથીઓ, નિર્ભય થઇને પરસ્પર ધસવા લાગ્યા.[૨૭] એ મહારણમાં ક્રોધાયમાન થયેલા મદાંધ હાથીઓ એકબીજા સામે આવી જઈને પોતાના દંતમુશળોથી અન્યોન્યને ચીરી નાખવા લાગ્યા.[૨૮] હાથમાં ભાલાંઓને ધારણ કરનારા ઘોડેસ્વારોએ દોડાવેલા, ચામર અને સાજવાળા ઘોડાઓ, એકબીજાપર એકદમ પડવા લાગ્યા.[૨૯] પાળાઓએ શક્તિ અને તોમરોથી મારેલા સેંકડો તથા હજારો પાળાઓ રણભૂમિપર ટપોટપ પડવા લાગ્યા.[૩૦] હે રાજન્ ! એ યુદ્ધમાં રથમાં બેસીને ધસી આવેલા રથીયોદ્ધાઓ, પોતાના શત્રુયોદ્ધાઓને કાન જેવા આકારનાં બાણો, બંદુકો અને સામાન્ય બાણોથી મારી નાખીને સિંહની પેઠે ગર્જનાઓ કરતા હતા.[૩૧] આવી તરેહનો, જોતાં રૂવાં ખડાં થઈ જાય તેવો તુમુલ સંગ્રામ જ્યારે મચી રહ્યો હતો, ત્યારે મોટા ધનુષવાળો ભગદત્તરાજા ભીમસેન સામે ધસ્યો.[૩૨] ચારેબાજુથી પાણીનાં ઝરણાંને ઝરતો મહાન પર્વત હોય તેમ, બે નેત્ર, બે કાન, બે ગંડસ્થળ અને મસ્તક—એમ સાત સ્થળેથી મદને ઝરતા મદોન્મત્ત સુપ્રતીક હાથીપર ચઢી આવીને, ઐરાવત હાથીપર ચઢેલો ઇંદ્ર જેમ પાણીની ધારાઓને વરસાવે તેમ, હજારો બાણોને વરસાવતા રાજા ભગદત્તે, ગ્રીષ્મઋતુની આખરમાં (વર્ષાઋતુમાં) મેઘ જેમ જળધારાઓથી પર્વતને ઢાંકી દે તેમ, ભીમસેનને બાણોની અવિચ્છિન્ન ધારાઓથી પ્રહાર કરી ઢાંકી દીધો.[૩૪,૩૫] આમ બાણોની વૃષ્ટિથી કોપાયમાન થયેલા ધનુર્ધર ભીમસેને પણ સામેથી બાણોનો વરસાદ વરસાવ્યો અને ભગદત્તના સોથી પણ વધારે પાદરક્ષકોને હણી નાખ્યા.[૩૬] આમ પોતાના પાદરક્ષકોને મારી નાખેલા જોઈ, પ્રતાપી ભગદત્ત, કોપી ઉઠયો; અને તેણે ભીમસેનના રથ સામે પોતાના હાથીને હાંકયો.[૩૭] જેમ ધનુષ્યની દોરીમાંથી છૂટેલું બાણ સડસડાટ કરતું જાય છે, તેમ ભગદત્તે હાંકેલો તે હાથી ઝપાટાબંધ શત્રુદમન

ભીમસેન સામો ધાયો.[૪૮] એ પ્રમાણે તે હાથીને ધસી આવતો જોઇ, પાંડવપક્ષના મહારથીઓ ભીમસેન, કેકયકુમારો, અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો, દશાર્ણદેશનો રાજા શૂરો ક્ષત્રદેવ, ચેદિરાજ અને ચિત્રકેતુ વગેરે પોતાનાં ઉત્તમ દિવ્ય અસ્ત્રોનો ઉપયોગ કરી બતાવતા એ મહાબળવાન યોદ્ધાઓ, ક્રોધાયમાન થઇ, વેગપૂર્વક ત્યાં ધસી ગયા અને ચારેબાજુથી તે એકલા હાથીને ઘેરી લેવા લાગ્યા. તે વેળા ચારેબાજુએથી અનેક બાણોવડે વિંધાવાને લીધે એ મહાન હાથીમાંથી લોહીનો ધોધ નીકળવા લાગ્યો; તેથી જાણે અનેક પ્રકારની ધાતુઓથી મિશ્ર ઝરણાંને ઝરતો મહાન પર્વત હોય, તેવો તે શોભતો હતો. પછી દશાર્ણદેશનો રાજા ક્ષત્રદેવ પણ મોટા પર્વતસરખા પોતાના હાથીપર બેસીને ભગદત્તના હાથીસામે ધસી આવ્યો. આમ રણમાં ધસી આવેલા તે હાથીને ભગદત્તના મહાન સુપ્રતિક હાથીએ, સમુદ્રનો કાંઠો જેમ સમુદ્રને અટકાવી રાખે તેમ, તે હાથીને અટકાવી રાખ્યો. મહાત્મા દશાર્ણરાજના હાથીને આમ થંભાવી રાખેલો જોઇ, પાંડવપક્ષનાં સૈન્યો પણ "ધન્ય છે, ધન્ય છે" એમ ભગદત્તના હાથીનાં વખાણ કરવા લાગ્યા. ત્યાર પછી હે રાજા! ક્રોધાયમાન થયેલા પ્રાગ્જ્યોતિષના રાજા ભગદત્તે, ચૌદ તોમરબાણો એ હાથી સામા છોડયાં. ત્યારે તે ભગદત્તનાં બાણો, સુવર્ણથી સુશોભિત એવાં તે હાથીનાં અંગપર રહેલાં બખ્તરને ચીરી નાખી, તેના શરીરમાં સર્પો જેમ રાફડામાં પ્રવેશ કરે તેમ પેસી ગયાં. હે ભરતશ્રેષ્ઠ! બાણોના પ્રહારથી ગાઢ વિંધાયેલો દશાર્ણરાજનો હાથી,વ્યથાથી ઘણો પીડિત થયો. એકદમ નષ્ટ થયેલા મદવાળો એ હાથી વેગપૂર્વક ત્યાંથી પાછો હઠયો અને વાયુ જેમ બળથી વૃક્ષોને ભાંગી નાખે તેમ, પોતાના સૈન્યને કચડી નાખતો તથા ભયંકર ચીસો પાડતો રણભૂમિપરથી નાસી ગયો. એ પ્રમાણે તે હાથીનો પરાજય થતાં પાંડવપક્ષના સર્વ મહારથીઓ, સિંહની પેઠે ગર્જનાઓ કરી, યુદ્ધ કરવામાટેજ આવી ઉભા અને ભીમસેનને આગળ કરી ભગદત્ત સામે ધસ્યા.[૪૯-૫૧] અનેક પ્રકારનાં શસ્ત્રોને તથા બાણોને વરસાવતા અને એકદમ ક્રોધ કરી ધસી આવતા તે મહારથીઓના શબ્દને સાંભળીને, હે રાજન્! કોપને લીધે નિર્ભય થયેલા ધનુર્ધર ભગદત્તે પોતાના હાથીને તેઓની સામે હાંકયો.[૫૨,૫૩] ત્યારે અંકુશ અને અંગુઠાથી પ્રેરાયેલો એ શ્રેષ્ઠ હાથી, તે ક્ષણે રણભૂમિપર પ્રલયકાળના અગ્નિસમાન તીક્ષ્ણ થઇ ગયો.[૫૪] આમ ક્રોધાયમાન થયેલા એ હાથીએ અનેક રથ, ઘોડા અને ઘોડેસ્વારોને તથા સેંકડો ને હજારો પાળાઓને છુંદી નાખ્યા. વળી આમતેમ દોડતા એ હાથીએ પાંડવોના સૈન્યને એવું તો મથી નાખ્યું, કે જેથી હે મહારાજ! અગ્નિમાં નાખેલું ચામડું જેમ સંકોચાઇ જાય તેમ તે આખું સૈન્ય સંકોચાઇ ગયું. આવી રીતે બુદ્ધિમાન ભગદત્તે પોતાના સૈન્યમાં ભંગાણ પાડેલું જોઈ, ઘટોત્કચ ક્રોધ કરી ભગદત્ત સામો ચઢી આવ્યો. હે રાજન્! મહાન વિકટ, ક્રૂર, પ્રજ્વલિત મુખવાળા તથા પ્રકાશિત નેત્રવાળા ઘટોત્કચે, રોષથી જાણે અગ્નિ બળતો હોય તેમ, મહાભયંકર સ્વરૂપ ધારણ કરી, પર્વતોને પણ તોડી પાડે તેવું ઝળહળતું ત્રિશૂળ હાથમાં લીધું; અને ભગદત્તના હાથીને મારી નાખવાની ઈચ્છાથી, મહાબળવાન એ રાક્ષસે તેના સામે ફેંકયું. એ સમયે તે ત્રિશૂળની કાંતિથી, તે હાથી ચારેબાજુ અગ્નિના તણખાઓથી વીંટાઇ ગયો હોય તેવો દેખાતો હતો.[૫૫] પછી એકાએક આવતા તે ત્રિશૂળને જોઇને, પ્રાગ્જ્યોતિષ રાજા ભગદત્તે, અતિ તેજસ્વી તથા અતિ દારુણ એવું અર્ધચંદ્રાકાર બાણ ફેંકયું કે જેણે એ મહાન ત્રિશૂળના કકડા કરી નાખ્યા. સુવર્ણથી જડિત કરેલું એ ત્રિશૂળ બે કકડા થઇને આકાશમાં ઉડયું, તે જાણે ઇન્દ્રે મૂકેલું મહાવજ્ર બે કકડા થઇને આકાશમાં ઉડે તેમ જણાવા લાગ્યું અને પછીથી ભોંયપર પડયું. આવી રીતે કપાઈ ગયેલા એ ત્રિશૂળને જોઇને, રાજા ભગદત્તે સુવર્ણના દાંડાવાળી તથા અગ્નિની શિખાસમાન ભડભડાટ કરતી મહાશક્તિ હાથમાં લીધી અને 'ઉભો રહેજે, ઉભો ર

હેજે' એમ કહી રાક્ષસ સામે ફેંકી.[૬૧-૬૪] ત્યારે આકાશમાં રહેલું વજ્ર હોયની! તેવી દેખાતી એ શક્તિને પોતાની સામે આવતી જોઇ, રાક્ષસ ઘટોત્કચ, એકદમ ઉડયો અને તે શક્તિને હાથમાં પકડી પાડી ગાજી ઉઠયો.[૬૫] વળી હે ભારત! પોતાના ઢીંચણપર રાખી એ મહાન શક્તિને તેણે, રાજા ભગદત્તના દેખતાં કડાક દઇને ભાંગી નાખી. આ ઘટોત્કચનું પરાક્રમ સર્વને આશ્ચર્ય જેવું લાગતું હતું.[૬૬] બળવાન રાક્ષસ ઘટોત્કચે કરેલું એ અદ્ભુત પરાક્રમ જોઈ, આકાશમાં રહેલા દેવો, ગંધર્વો અને મુનિઓ પણ વિસ્મય પામી ગયા;[૬૭]અને હે મહારાજ! ભીમસેન વગેરે પાંડવ યોદ્ધાઓએ " શાબાશ છે, શાબાશ છે" એવો શબ્દ કરી, આખી રણભૂમિને ગજાવી મૂકી.[૬૮] આમ આનંદમાં આવી ગયેલા મહાત્મા પાંડવયોદ્ધાઓની મહાન ગર્જનાને સાંભળીને, મહાધનુર્ધર પ્રતાપી ભગદત્ત સહન કરી શકયો નહિ;[૬૯] તેથી તેણે ઇંદ્રના વજ્રસમાન કાંતિવાળા પોતાના મહાન ધનુષ્યનો ટંકાર કરી, અગ્નિસમાન તેજવાળાં તીક્ષ્ણ અને ચકચકિત નારાચબાણો છોડવા માંડયાં અને પાંડવોના મહારથીઓનો ઘણી ઝડપથી તિરસ્કાર કરી નાખી એક બાણથી ભીમસેનને, નવ બાણોથી રાક્ષસ ઘટોત્કચને, ત્રણ બાણોથી અભિમન્યુને તથા પાંચ બાણોથી કેકયકુમારોને વિંધી નાખ્યા. વળી પણ તેણે પોતાના ધનુષ્યને કાનસુધી લાંબુ ખેંચીને છોડેલા મજબૂત ગાંઠાવાળા બાણથી ક્ષત્રદેવનો જમણો હાથ કાપી નાખી તેને રણભૂમિપર પાડી દીધો, જેથી તેનું ઉત્તમ ધનુષ્ય પણ બાણસહિત ભોંયપર પડી ગયું.[૭૦-૭૩] વળી તે ભગદત્તે,દ્રૌપદીના પાંચેય પુત્રોને પાંચ બાણોથી પ્રહાર કર્યો તથા ક્રોધાયમાન થઇ ભીમસેનના ઘોડાઓને પણ મારી નાખ્યા;[૭૪] અને બીજાં ત્રણ બાણોવડે સિંહના ચિન્હવાળા ભીમસેનના ધ્વજને કાપી નાખ્યો તથા બીજાં ત્રણ બાણોથી એના સારથિને પણ વિંધી નાખ્યો.[૭૫] હે ભરતશ્રેષ્ઠ! ભગદત્તે ગાઢ વિંધેલો ભીમનો સારથિ વિશોક વ્યથિત થઇને રથની પાસે રણભૂમિપર બેસી ગયો;[૭૬] ત્યારે રથવિનાનો થયેલો રથીઓમાં શ્રેષ્ઠ એવો મહાબાહુ ભીમસેન, હાથમાં ગદા લઈને એકદમ વેગપૂર્વક પોતાના રથ ઉપરથી ઉતરી પડયો.[૭૭] હે ભારત! શિખરસહિત પર્વતની પેઠે ઉગામેલી ગદાવાળા ભીમસેનને જોઇને તમારા સર્વ યોદ્ધાઓને મહાભય ઉત્પન્ન થયો. હે મહારાજ! એજ સમયે શ્રીકૃષ્ણ જેના સારથિ છે એવો અર્જુન ચારેબાજુથી શત્રુઓને સંહારતો સંહારતો ત્યાં આવી પહોંચ્યો,[૭૯] કે જ્યાં પુરુષોમાં વ્યાઘ્રસમાન એ બન્ને પિતાપુત્ર ભીમસેન અને ઘટોત્કચ રાજા ભગદત્તની સાથે લડી રહ્યા હતા.[૮૦] એ પ્રમાણે લડી રહેલા પોતાના મહારથીભાઈઓને જોઈ, હે ભરતશ્રેષ્ઠ! અર્જુન પણ ત્વરાપૂર્વક બાણોનો વરસાદ વરસાવતો યુદ્ધ કરવા મચી પડયો.[૮૧] ત્યારે મહારથી દુર્યોધનરાજા પણ રથ, ઘોડા અને હાથીઓથી ભરપૂર એવી પોતાની સેનાને એકદમ ત્વરાપૂર્વક આગળ લાવ્યો.[૮૨] એકાએક ધસી આવતી એ કૌરવોની મહાસેના તરફ શ્વેત ઘોડાવાળો અર્જુન પણ ઝડપથી ધસી ગયો. હે ભારત! રાજા ભગદત્ત, પોતાના સુપ્રતિક હાથીવડે પાંડવોના સૈન્યનો કચ્ચરઘાણ વાળતો, યુધિષ્ઠિરરાજા સામે ધસી ગયો.[૮૪] એ સમયે હે રાજા! ભગદત્ત અને પાંડવપક્ષના પાંચાળો તથા ઉગામેલાં આયુધોવાળા કેકયોની વચ્ચે મહાન યુદ્ધ ચાલુ થયું.[૮૫] એ યુદ્ધમાં ભીમસેને, કૃષ્ણને તથા અર્જુનને ઇરાવાનનો વધ જેરીતે થયો હતો, તે બધું યથાસ્થિત કહી સંભળાવ્યું હતું.[૮૬]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં
' ભગદત્તનું યુદ્ધ ' એ વિષયનો
અધ્યાય ૯૫ મો સમાપ્ત

# અધ્યાય ૯૬ મો

## આઠમો દિવસ સમાપ્ત-ભયંકર રણભૂમિ

॥ संजय उवाच ॥

पुत्रं विनिहतं श्रुत्वा इरावन्तं धनंजयः ।
दुःखेन म तािवष्टो निःश्वसन्पन्नगो यथा॥

સંજયે કહ્યું:-પોતાના પુત્ર ઈરાવાનને યુ-

દ્ધમાં માર્યો ગયેલો સાંભળી મહાદુઃખી થયેલો અર્જુન, સર્પની પેઠે નિઃશ્વાસ નાખવા લાગ્યો;[1] અને હે રાજન્! શ્રીકૃષ્ણને આ પ્રમાણે વચન કહેવા લાગ્યોઃ—"મહાબુદ્ધિમાન વિદુરે, 'કૌરવોનો તથા પાંડવોનો ભયંકર નાશ થશે' એમ પ્રથમથીજ નિશ્ચયપૂર્વક જોઇ લીધું હતું; અને તેજ કારણથીજ રાજા ધૃતરાષ્ટ્રને તેમણે વાર્યા હતા.[2,3] હે મધુદૈત્યનો નાશ કરનાર કૃષ્ણ! જુઓ, આ યુદ્ધમાં કૌરવોએ આપણા ઘણા વીરોનો નાશ કરી નાખ્યો છે તથા આપણે કૌરવોનો નાશ કરી નાખ્યો છે.[4] હે પુરુષોત્તમ! માત્ર અર્થને માટે (ધનને માટે) આવું નિંદ્ય કર્મ કરાય છે, માટે અર્થને ધિક્કાર હજો; કારણ કે એ અર્થને માટેજ આ જ્ઞાતિઓનો નાશ કરવો પડે છે.[5] મને તો લાગે છે કે, નિર્ધન માણસનું મૃત્યુ થાય તે ઘણુંજ શ્રેષ્ઠ છે; પણ જ્ઞાતિઓનો નાશ કરી ધન પ્રાપ્ત થાય તે શ્રેષ્ઠ નથી. હે કૃષ્ણ! અહીં સાથે મળેલા આ જ્ઞાતિલાઓનો નાશ કરી અમને શું મળવાનું છે?[6] અરેરે! અફસોસની વાત છે કે, દુર્યોધનના અપરાધથી તથા સુબલપુત્ર શકુનિ અને કર્ણના દુષ્ટ વિચારોની સલાહથી બિચારા ક્ષત્રિયો માર્યા જાય છે.[7] હે મહાબાહો મધુસૂદન! હવે મને તો તેજ ઠીક લાગે છે કે, અમારા મોટાભાઇ રાજા યુધિષ્ઠિરે, દુર્યોધન પાસે અર્ધું રાજ્ય આપવામાટે અથવા છેવટ પાંચજ ગામડાં આપવામાટે માગણી કરી હતી; પણ હાય! દુષ્ટબુદ્ધિના દુર્યોધને એ પણ માન્યું નહિ. આ રણભૂમિપર મરણ પામીને સૂતેલા વીર ક્ષત્રિયોને જોઇને હું મારા આત્માને અતિ નિંદુ છું કે, ક્ષત્રિય જીવતરને ધિક્કાર હો. જો કે આ બધા ક્ષત્રિયો મને યુદ્ધ કરવામાં અશક્ત થયેલો કાયર જાણશે, છતાં પણ હે મધુસૂદન! આ જ્ઞાતિલાઓની સાથે યુદ્ધ કરવું મને લગાર પણ ગમતું નથી (છતાં પણ આપના ઉપદેશને અનુસરી હું યુદ્ધ કરવા તત્પર થાઉં છું). ચાલો, જલદી કૌરવોની સેના સામે આપણા ઘોડાઓને હાંકો, કે જેથી આ મહા અપાર યુદ્ધસાગરને હું મારી ભુજાઓથી તરી જાઉં. હે માધવ! હવે સમય ગાળવાનો રહ્યો નથી, તેથી ત્વરા કરો."

અર્જુને એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે શત્રુયોદ્ધાઓનો નાશ કરનાર શ્રીકૃષ્ણે, વાયુસમાન વેગવાળા તથા શ્વેત વર્ણના અર્જુનના ઘોડાઓને તે તરફ હાંક્યા.[13] ત્યારપછી હે ભારત! એ સમયે, પૂર્ણિમાને દિવસે વાયુથી હિલોળે ચઢેલા સમુદ્રની પેઠે, તમારા સૈન્યનો શબ્દ થવા લાગ્યો. હે મહારાજ! દિવસના પાછળના ભાગમાં, ભીષ્મ અને પાંડવો વચ્ચે, મેઘસમાન ઘોષવાળો સંગ્રામ થઇ રહ્યો હતો.[15] તે વખતે એ રણમાં તમારા પુત્રો, વસુઓ ઇંદ્રને જેમ વીંટાઇ વળે તેમ, દ્રોણાચાર્યને વીંટાઇ વળી ભીમસેનસામે ધસ્યા.[16] શાંતનુકુમાર ભીષ્મ, મહારથી કૃપાચાર્ય, ભગદત્ત અને સુશર્મા એ બધા અર્જુન સામે ચઢી ગયા.[17] હાર્દિક્ય અને બાહ્લિક રાજા એ બન્ને જણા સાત્યકિસામે ગયા અને અંબષ્ઠરાજા અભિમન્યુસામે આવી ઉભો રહ્યો.[18] હે મહારાજ! બાકી રહેલા તમારા પક્ષના યોદ્ધાઓ, પાંડવોના બીજા મહારથીઓસામે યુદ્ધ કરવામાટે ચઢી ગયા; અને પછી ઘોર સ્વરૂપવાળું ભયંકર યુદ્ધ ચાલુ થયું.[19] હે રાજા! ભીમસેન, તમારા પુત્રોને પોતાની સામે યુદ્ધ કરવામાટે આવેલા જોઈ, જેમ હવ્ય પદાર્થોથી અગ્નિ પ્રજ્વલિત થાય છે તેમ ક્રોધથી બળીજ ઉઠ્યો.[20] હે મહારાજ! તમારા પુત્રો પણ, જેમ વર્ષાકાળમાં મેઘમંડળ જળધારાથી પર્વતને છાઇ દે છે તેમ ભીમસેનને બાણોવડે છાઇ દેવા લાગ્યા.[21] હે રાજા! આમ તમારા પુત્રોએ બાણોવડે બહુધા છાઇ દીધો હતો, છતાં પણ વીર ભીમસેન, ગર્વમાં આવેલા વાઘની પેઠે, ક્રોધથી ગલોફાં ચાટી રહ્યો હતો.[22] હે ભારત! ત્યારપછી એ ભીમસેને એક ક્ષુરપ્રબાણથી વ્યૂઢોરસ્કને પાડી દીધો અને તેથી તે મરણ પામ્યો.[23] બીજા પાણીદાર તીક્ષ્ણ ભલ્લબાણથી, સિંહ જેમ નાનાં મૃગલાંને મારી નાખે તેમ, કુંડલીને પણ મરણશરણ કરી નાખ્યો.[24] વળી હે રાજા! તેણે પાછાં પાણીદાર તીક્ષ્ણ બાણો સાંધ્યાં અને ઝપાટાબંધ તમારા પુત્રો સામે ફેક્યાં.[25] મજબૂત ધનુષ્યવાળા ભીમસેને છોડેલાં એ બાણોએ

તમારા મહારથી પુત્રોને રથપરથી પટકી પાડયા.[૨૬] હે ભરતશ્રેષ્ઠ રાજા ! અનાધૃષ્ટિ, કુંડભેદિ, વૈરાટ, દીર્ઘલોચન, દીર્ઘબાહુ, સુબાહુ અને કનકધ્વજ—આ તમારા વીરપુત્રો, જે વેળા રથપરથી નીચે પડયા, ત્યારે વસંતઋતુમાં પડી ભાંગેલા પુષ્પવાળા આંબાનાં વૃક્ષોનાં સરખા શોભી રહ્યા હતા.[૨૭,૨૮] પછી બાકી રહેલા તમારા પુત્રો મહાબળવાન ભીમસેનને કાળસમાન માનીને ત્યાંથી પલાયનજ થઇ ગયા. એ સમયે તમારા પુત્રોને એ પ્રમાણે મારી નાખનારા ભીમસેનને, જેમ મેઘ પાણીની ધારાઓથી પર્વતને ઢાંકી દે તેમ આચાર્ય દ્રોણ, બાણોની વૃષ્ટિથી તેને ઢાંકી દેવા મંડયા હતા,[૩૦] છતાં પણ એ વેળા ભીમસેનનું પરાક્રમ અદ્ભુત દેખાયું; કારણકે દ્રોણાચાર્યના વારવા છતાં પણ એ ભીમસેન તો તમારા પુત્રોને માર્યાજ કરતો હતો.[૩૧] આકાશમાંથી પડતી જળવૃષ્ટિને જેમ મોટો આખલો અડગ થઇને સહન કરે છે તેમ, ભીમસેન પણ દ્રોણાચાર્યે મૂકેલી બાણવૃષ્ટિને સ્થિર થઈને સહી રહ્યો હતો.[૩૨] હે મહારાજ ! તે રણસંગ્રામમાં ભીમસેને અદ્ભુત પરાક્રમ કરી દેખાડયું હતું; કારણકે તે ભીમ દ્રોણાચાર્યને આગળ વધવા ન દેતાં ખાળી રહ્યો હતો અને તમારા પુત્રોને મારી રહ્યો હતો.[૩૩] હે મહારાજ ! એ વખતે અર્જુનનો મોટોભાઇ ભીમ, જેમ કોઈ મહાબળવાન વાઘ મૃગલાંઓનાં ટોળાંમાં નિર્ભય થઇને ઘુમી રહે તેમ, તમારા વીરપુત્રોની વચ્ચે ખેલી રહ્યા હતો;[૩૪] અને જેમ પશુઓના મધ્ય ભાગમાં રહેલો વરૂ પશુઓને મારીને હાંકી કાઢે છે, તેમ ભીમસેને પણ તમારા પુત્રોના મધ્યભાગમાં પ્રવેશ કરી તેઓને મારી મારી હાંકીજ કાઢયા.[૩૫]

ત્યારે પેલી તરફથી ગંગાપુત્ર ભીષ્મ, ભગદત્ત, કૃપાચાર્ય વગેરે મહારથીઓ, એ રણસંગ્રામમાં આગળ વધી આવતા અર્જુનને અટકાવી રહ્યા હતા;[૩૬] પણ અતિરથી અર્જુન, તે મહારથીઓનાં અસ્રોને પોતાનાં અસ્રોવડે ખાળી દઈ, તમારાં સૈન્યોમાં બાકી રહેલા સૈનિકોને મૃત્યુ પાસે વિદાય કરી દેતો હતો.[૩૭]

બીજી તરફથી અભિમન્યુ, લોકપ્રસિદ્ધ રથીઓમાં શ્રેષ્ઠ રાજા અંબષ્ઠને રથવગરનો કરી નાખી, બાણોના પ્રહારથી વારી રહ્યો હતો.[૩૮] એ પ્રમાણે રથવિનાનો થયેલો તથા યશસ્વી અભિમન્યુએ માર મરાતો મહાબળવાન અંબષ્ઠરાજા, એકદમ પોતાના રથપરથી કૂદી પડી, મહાત્મા અભિમન્યુ સામે તરવાર ફેંકીને, હાર્દિકયના રથ ઉપર ચઢી ગયો;[૩૯,૪૦] પણ અનેક પ્રકારના યુદ્ધમાર્ગમાં કુશળ તથા શત્રુ વીરોનો સંહાર કરનાર સુભદ્રાપુત્ર અભિમન્યુએ, પોતાના તરફ આવતી એ તરવારને ચતુરાઇથી ચુકાવી દીધી.[૪૧] હે રાજા ! આવી રીતે અભિમન્યુએ તે તરવારને વ્યર્થ પાડેલી જોઇ, રણભૂમિ ઉપર રહેલાં સર્વ સૈન્યોમાં—“ વાહ વાહ, શાબાશ શાબાશ,”એમ હર્ષનાદ થઇ રહ્યો હતો.

ધૃષ્ટદ્યુમ્ન વગેરે બીજા યોદ્ધાઓ, તમારા સૈન્ય સાથે યુદ્ધ કરી રહ્યા હતા; તેમજ તમારા પક્ષના વીરો પણ પાંડવોનાં સૈન્ય સાથે લડી રહ્યા હતા.[૪૩] હે ભારત ! એ રણભૂમિપર અન્યોન્યને દૃઢ પ્રહાર કરી મહાન દુષ્કર પરાક્રમને કરી રહેલા તમારા અને પાંડવોના સૈનિકોનો મહાન દારુણ સંગ્રામ થઇ રહ્યો હતો.[૪૪] એ લડાઇમાં કેટલાએક અભિમાની શૂરા યોદ્ધાઓ નખ, દાંત, ગડદા, પાટુ, મુક્કા વગેરેથી લડી રહ્યા હતા.[૪૫] વળી એકબીજાને અવસર મળતાં લપડાકો, મજબૂત બાહુઓ અને તરવારોથી મારી મારીને, અન્યોન્યને યમદ્વારમાં પહોંચાડી દેતા હતા.[૪૬] તે યુદ્ધમાં પિતા પુત્રને તથા પુત્ર પિતાને મારી નાખતો હતો. આવી ભયંકર ઝપાઝપીમાં સર્વ અંગોમાં આકુળવ્યાકુળ થઈ ગયેલા સર્વ મનુષ્યો યુદ્ધ કરવા મચી પડયા હતા.[૪૭]

હે રાજા ! એ રણમાં માર્યા ગયેલા યોદ્ધાઓનાં સુવર્ણનાં પુંખવાળાં છિન્નભિન્ન થયેલાં ધનુષ્યો અને મહાકિંમતી અલંકારો જ્યાં ત્યાં રણભૂમિપર પડેલા હતા.[૪૮] વળી સોનેરી તથા રૂપેરી ( મોઢિયાં ) અગ્રભાગવાળાં અને તેલથી ધોયેલાં તીક્ષ્ણ બાણો, કાંચળીવગરના સર્પોની પેઠે સ્થળે સ્થળે ચળકાટ કરી રહ્યાં હતાં.[૪૯]

હાથીદાંતની બનાવેલી મુઠોવાળી તથા સુવર્ણથી રસેલી તરવારો અને સુવર્ણથી મઢેલી યોદ્ધાઓના હાથમાંથી પડી ગયેલી ઢાલો, એ રણમાં ઠેક ઠેકાણે નજરે પડતી હતી.[૫૦] હે રાજા ! સોનાથી રસેલાં ભાલાંઓ, સુવર્ણભૂષિત પટ્ટિશો, સુવર્ણથી રસેલી બન્ને તરફ ધારવાળી તરવારો, સુવર્ણ-સમાન ઝગઝગારા કરતી શક્તિઓ, મજબૂત કવચો, મોટાં ભારે મુસલો, પરિઘો, ભિંદિપાલો વગેરે આયુધો ઠામ ઠામ પડેલાં હતાં.[૫૧,૫૨] વળી સોનાથી રસેલાં અનેક પ્રકારનાં અદ્ભુત ધનુષ્યો, અનેક પ્રકારના આકારવાળી હાથીની ઝુલો, ચામરો અને પંખાઓ જ્યાં ત્યાં રણભૂમિપર પડેલા હતા;[૫૩] અને અનેક પ્રકારનાં શસ્ત્રાને જેમનાં તેમ હાથમાં રાખીને પડેલા મહારથીઓ, મરણ પામેલા હતા છતાં પણ જાણે જીવતા હોય તેવા દેખાતા હતા.[૫૪] ગદાઓથી છુંદાઈ ગયેલા અવયવોવાળા, મુસલોથી ભાંગી ગયેલાં મસ્તકોવાળા, હાથી, ઘોડા અને રથનાં પૈડાંઓથી ચગદાઇ ગયેલા અનેક યોદ્ધાઓ રણભૂમિપર દીર્ઘ નિદ્રામાં સૂતા હતા;[૫૫] તેમજ હે રાજન્ ! હાથી, ઘોડા અને મનુષ્યોનાં કલેવરોથી છવાઇ ગયેલી રણભૂમિ, ચારેબાજુ પર્વતો પડ્યા હોય તેમ શોભી રહી હતી.[૫૬] હે રાજા ! રણસંગ્રામમાં યુદ્ધ કરી રહેલા યોદ્ધાઓના હાથમાંથી પડી ગયેલી શક્તિઓ, બન્ને તરફ ધારવાળી તરવારો, બાણો, તોમરો, પટ્ટિશો, ભાલાંઓ, લોખંડના અંકુશો, ફરશીઓ, લોઢાની લાકડીઓ, ભિંદિપાલો અને શતઘ્નીઓ ( કરંજો અથવા તોપો)વડે તથા શસ્ત્રોથી કપાઈ ગયેલાં સંખ્યાબંધ કલેવરોથી આખી રણભૂમિ છવાઇ ગઈ હતી. વળી હે રાજા ! લોહીના ધોધથી રેબઝેબ થયેલા, કોઇ શાંત પડી રહેલા, કોઇ બૂમો પાડતા અને કોઇ મરણ પામેલા સંખ્યાબંધ યોદ્ધાઓથી પરિપૂર્ણ થયેલી તે રણભૂમિ શોભી રહી હતી.[૫૯] હે ભારત ! હાથે બાંધવાનાં ચામડાનાં બખ્તરોવાળા, બાજુબંધવાળા અને ચંદનથી ચર્ચિત કરેલા યોદ્ધાઓના બાહુઓથી, હાથીની સુંઢસરખી કપાઈ ગયેલી સાથળોથી અને પહેરેલા મુકુટોવાળાં તથા કુંડળોવાળાં આખલાસમાન આંખોવાળા યોદ્ધાઓનાં કપાઇ પડેલાં મસ્તકોથી, પૃથ્વી શોભાયમાન દેખાતી હતી.[૬૦,૬૧] વળી જાણે શાંત થયેલી જ્વાળાવાળો અગ્નિ ન હોય તેમ દેખાતાં, લોહીથી ખરડાયેલાં તથા છિન્નભિન્ન થઇને જેમ તેમ પડેલાં સોનેરી કવચોથી યુદ્ધભૂમિ અત્યંત સુશોભિત થઈ રહી હતી.[૬૨] વળી વિખરાઈ પડેલાં આભૂષણોથી, ભાંગી પડેલાં ધનુષ્યોથી, કકડા થઈ ગયેલાં સોનેરી પુંખવાળાં બાણોથી, સોનાની ઘુઘરીઓવાળા ભાંગીને ભુક્કો થઈ ગયેલા રથોથી, બાણોથી માર્યા ગયેલા, બહાર નિકળી ગયેલી જીભોવાળા તથા લોહીને ઓકતા ઘોડાઓથી, રથના નીચેના ભાગનાં લાકડાંઓથી, પતાકાઓથી, ભાથાઓથી, ધ્વજાઓથી, વીરોના આમતેમ પડેલા ધોળા શંખોથી અને કપાઇ ગયેલી સૂંઢોવાળા મરણ પામીને પડેલા હાથીઓથી ( છવાઇ ગયેલી ) રણભૂમિ, જાણે અનેક પ્રકારના અલંકારોથી શણગારેલી મદમાતી સ્ત્રી ન હોય, તેમ શોભાયમાન દેખાતી હતી.[૬૩,૬૪] વળી કેટલાએક ભાલાંઓના પ્રહારથી ગાઢ વેદનાવાળા તથા સુંઢોવડે ચીસો પાડતા અને વારંવાર ફુંફાડા મારી પાણીનાં રજકણોને ઉછાળતા હાથીઓવડે એ રણસ્થાન, જાણે હાલતાચાલતા અને ઝરણાંને ઝરતા પર્વતોવાળું ન હોય તેવું દેખાતું હતું; તેમજ રંગબેરંગી ઝુલોવડે, હાથીઓના હોદાઓવડે, વૈડૂર્યમણિના દાંડાવાળાં સુંદર અંકુશોવડે, ચારેબાજુ પડેલા હાથીઓના ગળે બાંધવાના ઘંટોવડે, ચીરાઈ ગયેલી ચિત્રવિચિત્ર ઝુલોવડે, અદ્ભુત સ્વરવાળા હાથીઓને ગળે બાંધવાના કંઠાઓવડે, સોનેરી તંગોવડે, અનેક પ્રકારનાં કપાઇ ગયેલાં યંત્રોવડે, સુવર્ણથી રસેલાં તોમરોવડે, ધૂળથી ભૂખરાં પડી ગયેલાં, સોનેરી ઘોડાઓનાં છાતીએ બાંધવાનાં કવચોવડે, ઘોડેસ્વારોના બાજુબંધસહિત કપાઇ ગયેલા અને હાથમાં રહેલા તીક્ષ્ણ ચકચકિત ભાલાઓવડે, પ્રકાશિત બન્ને તરફ ધારવાળી તરવારોવડે, આમતેમ વીખરાઇને પડેલી તરેહ તરેહની પાઘડીઓવડે, સુવર્ણથી સુશોભિત જણાતી બાણોની વિચિત્ર વૃષ્ટિવડે, રંકુમૃગના ચામડાની

બનાવેલી ઘોડાઓપર પાથરવાની તૂટેલી ઝુલો-વડે, મહાકિંમતી રાજાઓના તરેહ તરેહના મુકુટો, છિન્નભિન્ન થયેલાં છત્રો, ચામરો અને પંખાઓવડે; તેમજ હે મહારાજ ! કમળ અને ચંદ્રસમાન કાંતિવાળાં તથા સુંદર કુંડળોને ધારણ કરનારાં, સફાઇદાર દાઢીમુછોવાળાં યોદ્ધાઓનાં અલંકૃત મુખોવડે અને ભાંગી તૂટી ગયેલાં સુવર્ણનાં ઉજ્જ્વળ કુંડળોવડે (છવાયેલી) રણભૂમિ, ગ્રહો અને નક્ષત્રોથી ચિત્રવિચિત્ર થયેલા આકાશની પેઠે દેખાતી હતી. હે ભારત ! એ પ્રમાણે તમારાં અને પાંડવોનાં બન્ને સૈન્યનો સામસામે યુદ્ધ કરવાથી કચ્ચરઘાણ વળી ગયો હતો. એ સંગ્રામમાં કેટલાએક યોદ્ધાઓ થાકીને લોથપોથ થઇ ગયા હતા, કેટલાએક નાસી છૂટયા હતા અને કેટલાએક માર્યા ગયા હતા;[૭૭,૭૮] એટલામાં રાત્રિ થઇ ગઇ જેથી અમે કોઈ લડવૈયાને જોઈ શકતા ન હતા. પછી કૌરવોએ અને પાંડવોએ પણ પોતપોતાનાં સૈન્યોને પાછાં વાળ્યાં.[૭૯] જ્યારે મહાભયાનક એવો રૌદ્ર રાત્રિનો આરંભ થઇ ચૂકયો, ત્યારે કૌરવો અને પાંડવો, પોતાનાં સૈન્યોને પાછાં વાળી લઇ યોગ્ય સમયે પોતાની છાવણીમાં જઇને વિશ્રાંતિ લેવા લાગ્યા.[૮૦]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "આઠમા દિવસનું યુદ્ધ" એ વિષયનો અધ્યાય ૯૬ મો સમાપ્ત**

---

# અધ્યાય ૯૭ મો
## દુર્યોધનની ચિંતા-અને ભીષ્મ પ્રત્યે પ્રાર્થના

**॥ संजय उवाच ॥**

**ततो दुर्योधनो राजा शकुनिश्चापि सौबलः ।**
**दुःशासनश्च पुत्रस्ते सूतपुत्रश्चदुर्जयः ॥१॥**

સંજયે કહ્યું:—ત્યારપછી હે મહારાજ ! એ રાત્રિમાં રાજા દુર્યોધન, સુબલપુત્ર શકુનિ, તમારો પુત્ર દુઃશાસન અને દુર્જય સૂતપુત્ર કર્ણ એ ચારેય જણા, એકઠા મળીને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કે:—"આ યુદ્ધમાં પાંડવોને તેમના અનુયાયીઓસહિત કેવી રીતે જીતવા."[૧,૨] રાજા દુર્યોધન, પોતાના સર્વ મંત્રીઓને તથા મહાબળવાન કર્ણ અને શકુનિને તો ખાસ સંબોધીને આ પ્રમાણે કહેવા લાગ્યો:—[૩]"દ્રોણાચાર્ય, ભીષ્મ, કૃપાચાર્ય, શલ્ય અને ભૂરિશ્રવા—એ મહાન યોદ્ધાઓ, આ યુદ્ધમાં કયા કારણથી પાંડવોનો બાધ નથી કરી શકતા, એ કારણ મને જાણવામાં આવતું નથી.[૪] પાંડવોનો નાશ થતો નથી અને તેઓ મારા સૈન્યનો નાશ કર્યે જાય છે, એથી હે કર્ણ ! મારાં સૈન્ય અને શસ્ત્રોમાં ખોટ પડતી જાય છે.[૫] દેવોથી પણ ન મારી શકાય તેવા શૂરા પાંડવોએ મને હરાવી દીધો છે; તો હવે મને સંશય થાય છે કે, હું તેઓની સાથે કેવી રીતે યુદ્ધ કરી શકીશ ?"[૬] આવી રીતનું દુર્યોધનનું વચન સાંભળી, હે મહારાજ! સૂતપુત્ર કર્ણે એ રાજાને આ પ્રમાણે કહ્યું.

કર્ણે કહ્યું:—"હે ભરતશ્રેષ્ઠ રાજા દુર્યોધન! તમે શોક ન કરો. હું તમારૂં પ્રિય કરીશ. શાંતનુકુમાર ભીષ્મને એકદમ આ રણસંગ્રામમાંથી ખસવા દો. હે ભારત ! આ યુદ્ધમાં ગંગાપુત્ર ભીષ્મ, જ્યારે શસ્ત્રોનો ત્યાગ કરશે ત્યારે હું એ ભીષ્મના દેખતાં પાંડવોનો અને સર્વ સોમકોનો નાશ કરીશ, એ હું તમારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરી કહું છું.[૭-૯]

ભીષ્મપિતામહ હમેશાં પાંડવોપર દયા રાખે છે અને એ મહારથી પાંડવોને યુદ્ધમાં જીતવામાટે, પિતામહ અશક્ત પણ છે.[૧૦] વળી ભીષ્મપિતામહ, રણસંગ્રામમાં અભિમાન ધરાવનાર છે તથા તેમને હમેશાં યુદ્ધ કર્યા કરવું એ ઘણું પ્રિય લાગે છે; તેથી હે તાત ! સાથે એકઠા થયેલા પાંડવોને યુદ્ધમાં કેવી રીતે જીતી શકાશે ?[૧૧] માટે હે ભારત ! તમે અહીંથી એકદમ ભીષ્મના તંબુપ્રત્યે જાઓ અને એ વૃદ્ધગુરુ ભીષ્મને સમજાવીને તેમની પાસેથી શસ્ત્રો છોડાવી દો.[૧૨] હે રાજન્ ! જ્યારે ભીષ્મ શસ્ત્રોનો ત્યાગ કરશે ત્યારે હું એકલોજ મિત્રો, અનુયાયીઓ અને બાંધવોસહિત પાંડવોનો નાશ કરી નાખીશ, એ તમે જોજો."[૧૩]

કર્ણે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે તમારો પુત્ર દુર્યોધન, પોતાના ભાઈ દુઃશાસનને આ વચન કહેવા લાગ્યોઃ-[૧૪] "હે દુઃશાસન! મારી પાછળ ચાલનારૂં સર્વ સૈન્ય જેમ સજ્જ થઈ રહે તેમ તમે જલદી તૈયારી કરો."[૧૫] આવી રીતે દુઃશાસનને કહી રહ્યા પછી રાજા દુર્યોધન કર્ણપ્રત્યે બોલ્યોઃ-" હે શત્રુદમન કર્ણ! મનુષ્યશ્રેષ્ઠ ભીષ્મપિતામહની સંમતિ લઈને હું એકદમ તમારી પાસે આવું છું. જ્યારે ભીષ્મ રણસંગ્રામમાંથી ખસી જાય, ત્યારે તમે યુદ્ધમાં આપણા શત્રુઓનો સંહાર કરજો."[૧૬,૧૭] હે રાજન્! આમ કહ્યાપછી તમારો પુત્ર દુર્યોધન, જેમ દેવોની સાથે ઈંદ્ર નીકળે તેમ, પોતાના ભાઈઓસહિત ત્યાંથી નીકળી પડયો.[૧૮] રાજાઓમાં શ્રેષ્ઠ અને વ્યાઘ્રસમાન પરાક્રમવાળા દુર્યોધનને તેના ભાઈ દુઃશાસને એકદમ ઘોડાપર ચઢાવી દીધો.[૧૯]

હે મહારાજ! બાજુબંધ, મુકુટ અને હાથના અલંકારોને ધારણ કરનાર દુર્યોધન, જ્યારે રસ્તામાં ચાલતો હતો ત્યારે ઘણો શોભાયમાન દેખાતો હતો.[૨૦] હે રાજા! મજીઠનાં ફૂલસમાન રંગવાળાં તથા સુવર્ણસમાન જણાતાં કેસરીઆં સુગંધીશ્રેષ્ઠ ચંદનથી લેપાયલો, નિર્મળ વસ્ત્રોને ધારણ કરનારો તથા સિંહસમાન વિલાસી ગતિવાળો દુર્યોધન, આકાશમાં ગતિ કરનાર, તેજસ્વી સૂર્યસમાન શોભતો હતો.[૨૧,૨૨] ભીષ્મના તંબુ તરફ જતા એ નરવ્યાઘ્રની પાછળ પાછળ સર્વ લોકમાં પ્રસિદ્ધ થયેલ મોટાં ધનુષ્યોવાળા યોદ્ધાઓ પણ જતા હતા.[૨૩] એ વેળા મહા ધનુર્ધર એવા તેના ભાઈઓ પણ કેટલાએક ઘોડાઓપર બેસીને, કેટલાએક હાથીપર બેસીને અને બીજા કેટલાએક રથોપર બેસીને, દેવો જેમ ઇંદ્રને વીંટાઇ વળે તેમ, તેની ચારેબાજુ વીંટાઇ જતા હતા. વળી જેમ સ્વર્ગમાં ઇંદ્રનું રક્ષણ કરવામાટે દેવતાઓ એકત્ર થાય છે તેમ, રાજા દુર્યોધનનું રક્ષણ કરવામાટે હાથમાં હથિયારો લઇ લઇને તેના મિત્રો પણ એકત્ર થઇ પ્રકટ થયા હતા. આવી રીતે પોતાના ભાઈઓના પરિવારવાળો તથા મિત્રોવડે આગળ પાછળ અનુસરાતો અને કૌરવોવડે પૂજાતો કૌરવોનો મહાબળવાન રાજા, ગંગાપુત્ર યશસ્વી ભીષ્મપિતામહના તંબુ તરફ જઈ રહ્યો હતો.[૨૪-૨૭] એ સમયે હાથીની સુંઢસરખા, સર્વ શત્રુઓને નાશ કરનારા, શસ્ત્રોની શિક્ષામાં કેળવાયેલા, પોતાના જમણા હાથને ઉંચો કરીને ચારે દિશાઓમાં પોતાની તરફ ઉંચા કરાયેલા લોકોના નમસ્કારોને ગ્રહણ કરતો એ દુર્યોધન, અનેક પ્રકારના દેશોમાં વસવાવાળા લોકોની પોતાના ગુણગાનસંબંધી મીઠી વાણી સાંભળતો હતો.[૨૮,૨૯] વળી મહાન યશવાળો તથા સર્વ લોકનો ચક્રવર્તી રાજા દુર્યોધન, એ વખતે ભાટચારણોથી સ્તુતિ કરાતો હતો અને પોતે પણ તેઓનો આદરસત્કાર કરી માન આપતો હતો.[૩૦] સુગંધી તેલથી ભરેલી સોનાની સળગતી મશાલો હાથમાં લઇને, કેટલાયે અનુચરો તે મહારાજાની ચારેબાજુ વીંટાઇ વળ્યા હતા.[૩૧] સુવર્ણની એ બળતી મશાલોથી ચારેબાજુ વીંટાયેલો રાજા દુર્યોધન, દેદીપ્યમાન એવા મહાન ગ્રહોથી ચારેબાજુ વીંટાયેલા પ્રકાશિત ચંદ્રમાસમાન શોભતો હતો.[૩૨] (દુર્યોધન રાજા જતોહતો તે વખતે) સોનેરી પાઘડીઓને ધારણ કરનારા તથા હાથમાં છડી અને ઝર્ઝર વાજીંત્રોને લઇ ઉભેલા ચોપદારો, ધીમે ધીમે ચારેબાજુ માણસોને ખસેડી રહ્યા હતા.[૩૩] આવી રીતે ઠાઠમાઠથી જતો રાજા દુર્યોધન, ભીષ્મપિતામહના સુંદર તંબુ પાસે આવી પહોંચ્યો. ત્યાં આવતાંવેંતજ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડી પિતામહ ભીષ્મ પાસે જઇને તેણે તેમને પ્રણામ કર્યા અને પોતે સુંદર વસ્ત્રથી બિછાવેલાં સુવર્ણનાં સર્વતોભદ્ર નામનાં ઉત્તમ આસનપર બેઠો અને પછી હાથ જોડી આંખમાં આંસુ લાવી, ગળગળે અવાજે આ પ્રમાણે કહેવા લાગ્યોઃ-"હે શત્રુસંહારક પિતામહ! આ યુદ્ધમાં અમે તમારો આશ્રય કર્યો છે, જેથી ઇંદ્રસહિત દેવો અથવા અસુરોને પણ જીતવામાટે ઉત્સાહ ધરાવીએ છીએ; તો વીર પાંડવોને તેમના મિત્રો, અનુયાયીઓ અને બાંધવોસહિત જીતીએ એમાં શી નવાઈ છે?[૩૧,૩૭] માટે હે પ્રભો! હે પિતામહ! તમે મારાપર કૃપા કરવા યોગ્ય છો અને ઇંદ્રે

દાનવોનો સંહાર કર્યો હતો તેમ વીર પાંડવોનો તમે નાશ કરો.[૩૮] હે ભારત ! હે મહારાજ ! "હું સર્વ સોમકોને, કેકયસહિત પંચાળોને તથા કરૂષોને મારી નાખીશ "એ પૂર્વે કહેલાં વચનોને હવે સત્ય કરો; અને તમારી સામે આવેલા પાંડવોને તથા મહાધનુર્ધર સોમકોને હણી નાખી, સત્યવચની થાઓ.[૩૯,૪૦] હે રાજન્ ! હે પ્રભો ! પાંડવોપરની દયાથી, મારા તરફના દ્વેષથી અથવા મારા મંદભાગ્યથી તમે પાંડવોની રક્ષા કરો છો (એમ મને લાગે છે);[૪૧] તોપછી રણસંગ્રામને શોભાવનાર કર્ણને યુદ્ધ કરવાની આજ્ઞા આપો, જેથી તે કર્ણજ આ યુદ્ધમાં પાંડવોને તથા તેમના મિત્રો,અનુયાયીઓ અને બાંધવોને જીતશે." હે ધૃતરાષ્ટ્રરાજા ! તમારો પુત્ર રાજા દુર્યોધન આ પ્રમાણે સત્યપરાક્રમી ભીષ્મપિતામહને કહ્યા પછી કંઇ પણ બોલ્યો નહિ–અર્થાત્ મૌન ધારણ કરી બેસી રહ્યો.[૪૩]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ભીષ્મપ્રતિ દુર્યોધનનાં વાક્ય" એ વિષયનો અધ્યાય ૯૭ મો સમાપ્ત**

# અધ્યાય ૯૮ મો

## દુર્યોધનપ્રત્યે ભીષ્મવચન

॥ संजय उवाच ॥

**वाक्शल्यैस्तव पुत्रेण सोतिविद्धो महामनाः ।**
**दुःखेन महाविष्टो नोवाचाप्रियमण्वपि हता॥१**

સંજયે કહ્યું:–તમારા પુત્રનાં વચનબાણથી અત્યંત વિંધાયેલા ઉદાર મનવાળા ભીષ્મ પિતામહને ઘણું દુઃખ લાગ્યું; પણ તેમણે લગાર પણ અપ્રિય વચન કહ્યું નહિ.[૧] વાણીરૂપ તીક્ષ્ણ બાણથી પીડિત થયેલા અને દુઃખ તથા ક્રોધથી યુક્ત થયેલા પિતામહે, સર્પની પેઠે નિઃશ્વાસ નાખી લાંબા કાળસુધી વિચાર કર્યો;[૨] અને પછી હે ભારત ! આંખ ઉઘાડીને જાણે દેવ, અસુર અને ગંધર્વસહિત આખા જગતને કોપથી બાળી નાખશે કે શું, તેમ લોકના સ્વભાવ જાણવાવાળાઓમાં શ્રેષ્ઠ ભીષ્મપિતામહે, તમારા પુત્રને સામપૂર્વક આ વચન કહ્યું:–"હે દુર્યોધન ! તું શા માટે મને વચનબાણથી વિંધી નાખે છે?[૩,૪] હું યથાશક્તિ યુદ્ધમાં જોડાયો છું, હમેશાં તારૂં પ્રિય કરૂં છું અને તારૂંજ પ્રિય કરવામાટે મારા પ્રાણોની આહુતિ આપવા તૈયાર થયો છું;[૫] પરંતુ શૂરવીર અર્જુને યુદ્ધમાં ઇંદ્રનો પણ પરાજય કરીને ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો, તેજ તેના અજિતપણા માટે સંપૂર્ણ પ્રમાણ છે.[૬] હે મહાબાહો ! જ્યારે ગંધર્વોએ તારૂં જોરજુલમથી હરણ કર્યું હતું, ત્યારે અર્જુને તને છોડાવ્યો હતો, તે પણ તેના વિજયનું પૂરતું પ્રમાણ છે.[૭] એ સમયે હે પ્રભો! તારા શૂરા ભાઇઓ તથા સૂતપુત્ર કર્ણ પણ પલાયન થઇ ગયા હતા, એ પણ તેને માટે પૂરતું પ્રમાણ છે;[૮] તેમજ તે સમયે વિરાટનગરમાં આપણા બધાની સાથે તે એકલોજ અર્જુન લડવામાટે આવ્યો હતો, તે પણ તેના અજિતપણામાં એક સંપૂર્ણ પ્રમાણ છે.[૯] વળી એ સમયે યુદ્ધમાં ક્રોધાયમાન થયેલા મને તથા દ્રોણાચાર્યને પણ જીતીને અમારા બધાનાં કપડાં તે ઉતારી ગયો હતો, એ પણ પૂરેપૂરૂં પ્રમાણ છે.[૧૦] વળી ગાયોના હરણસમયે મહાધનુર્ધર અશ્વત્થામા તથા કૃપાચાર્યને પણ તેણે જીત્યા હતા, એ પણ સંપૂર્ણ પ્રમાણ છે.[૧૧] વળી એ સમયે સદા પૌરુષનું અભિમાન કરનાર કર્ણનો પણ પરાજય કરી, તેનાં વસ્ત્રો ઉત્તરાકુમારીને રમવાની પૂતળીમાટે તેણે આપ્યાં હતાં, એ પણ પૂરતું પ્રમાણ છે.[૧૨] વળી યુદ્ધમાં ઇંદ્રથી પણ ન જીતી શકાય તેવા નિવાતકવચ દાનવને પણ અર્જુને રણમાં જીત્યો છે, એ પણ તેના અજેયપણાની પૂરેપૂરી નિશાની છે.[૧૩] જગતનું રક્ષણ કરનાર, શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર, અનંત શક્તિવાળા, સૃષ્ટિનો સંહાર કરનારા, સર્વના ઇશ્વર, દેવના પણ દેવ, સનાતન પરમાત્મા વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવાન જે પાંડવોનું રક્ષણ કરનારા છે, તેઓને યુદ્ધમાં કોણ જીતનાર છે?[૧૪,૧૫] હે રાજન્ ! નારદ વગેરે મહાન ઋષિઓએ તને ઘણી વખત કહેલું છે; છતાં પણ અજ્ઞાનને લીધે, હે દુર્યોધન ! તું વાચ્ય કે અવાચ્ય સમજી શકતો નથી.[૧૬]ઓ ગાંધારિના પુત્ર ! જેમ મૃત્યુવશ થયેલો માણસ, સર્વ વૃક્ષોને સુ-

વર્ણનાં દેખે છે, તેમ તું પણ બધું વિપરીતજ જુએ છે.[૧૭] તેં હાથે કરીનેજ પાંડવો અને સંજયો સાથે મહાન વૈર કરેલું છે, તો હવે તેઓની સાથે તું યુદ્ધ કર અને પુરુષ થા; જેથી અમે પણ તારૂં પરાક્રમ જોઇએ તો ખરા.[૧૮] હે નરવ્યાઘ્ર! હું તો શિખંડીસિવાયના સર્વ પાંચાળો અને સોમકોનો વધ કરીશ;[૧૯] અને જો આ યુદ્ધમાં તેઓ મને હણશે તો હું સ્વર્ગે જઈશ અથવા જો હું તેઓને હણીશ તો તને પ્રસન્ન કરીશ.[૨૦] પ્રથમ શિખંડી રાજા દ્રુપદને ઘેર સ્રીતરીકેજ અવતર્યો હતો; પણ વરદાનના પ્રભાવથીજ પુરુષ થયો છે, પણ વાસ્તવિક રીતે તો એ શિખંડિની સ્રી છે;[૨૧] માટે હે ભારત! મારા પ્રાણ જશે તોપણ એ શિખંડીને તો હું નહિજ હણું; કારણ કે વિધાતાએ પ્રથમ સ્રીતરીકે ઉત્પન્ન કરેલી એ શિખંડિનીજ છે.[૨૨] હે ગાંધારિપુત્ર દુર્યોધન! તું સુખેથી સૂઈ જા. આવતીકાલે હું એવું મહાન યુદ્ધ કરીશ કે જેને લોકો આ પૃથ્વી રહેશે ત્યાંસુધી વખાણ્યા કરશે." [૨૩]

હે ધૃતરાષ્ટ્ર રાજા! તમારા પુત્રને પિતામહે એ પ્રમાણે કહ્યું ત્યારે તે પોતાના વૃદ્ધ ગુરુ ભીષ્મને પ્રણામ કરી પોતાના તંબુ તરફ ચાલી નીકળ્યો.[૨૪] શત્રુઓનો ક્ષય કરનાર રાજા દુર્યોધને પોતાના તંબુ પાસે આવીને સર્વ જનસમૂહને રજા આપી અને પોતે તંબુમાં પ્રવેશ કર્યો.[૨૫] હે રાજન્! પોતાના તંબુમાં પ્રવેશ કરી રાજા દુર્યોધને તે રાત્રિ નિર્ગમન કરી. રાત્રિના વીત્યા પછી સવાર થતાં ઉઠીને તેણે સર્વ રાજાઓને આજ્ઞા કરી કે, "સેનાને સજ્જ કરો! આજે ક્રોધાયમાન થયેલા ભીષ્મપિતામહ, સર્વ સોમકોનો યુદ્ધમાં સંહાર કરશે."[૨૬,૨૭]

હે રાજન્! દુર્યોધને રાત્રિમાં આવીને કરેલા બહુ બકવાદને, ભીષ્મપિતામહે પોતાના તિરસ્કારરૂપ માન્યો હતો;[૨૮] જેથી પરાધીનપણાની નિંદા કરીને પરમ શોકાતુર બની જઇ શાંતનુકુમાર ભીષ્મ, આજના યુદ્ધમાં અર્જુન સામે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઘણા વખતસુધી વિચારમાં પડી રહ્યા હતા.[૨૯] ભીષ્મપિતામહના વિચારને તેની ચેષ્ટાપરથી જાણી જઇ, હે મહારાજ! દુર્યોધને દુઃશાસનને આજ્ઞા કરી કેઃ–[૩૦] "હે દુઃશાસન! ભીષ્મનું રક્ષણ કરનારા રથોને સજ્જ કરો તથા બાવીસ સૈન્યોને પણ પ્રમાણે હુકમ આપો.[૩૧] સૈન્યસહિત પાંડવોનો નાશ તથા આખા રાજ્યની પ્રાપ્તિ એ બાબતમાં આપણે ઘણાં વર્ષોથી વિચાર કરતા હતા, તે સમય આજે આવી પહોંચ્યો છે;[૩૨] પણ અત્યારે ભીષ્મપિતામહનું રક્ષણ કરવું એજ આપણું મુખ્ય કાર્ય છે, કારણ કે એમનું રક્ષણ કરવાથી તે આપણને સહાયક થશે અને યુદ્ધમાં પાંડવો નાશ કરશે. [૩૩]

શુદ્ધાત્મા પિતામહે મને કહ્યું છે કેઃ–"હું શિખંડીનો વધ નહિ કરૂં; કારણ કે હે રાજન્! એ શિખંડી પૂર્વે સ્રી હતો જેથી મારે રણસંગ્રામમાં એને તજવો જોઇએ.[૩૪] લોકો પણ જાણે છે કે, મેં પહેલાં મારા પિતાનું પ્રિય કરવા માટે મોટી સમૃદ્ધિવાળા રાજ્યનો તથા સ્રીઓનો ત્યાગ કર્યો છે. હે રાજન્! એ કારણથી હું કોઇપણ સ્રીને તથા પૂર્વભવમાં સ્રી હોય તેવા પુરુષને પણ યુદ્ધમાં હણતો નથી અને આ હું તને સત્ય કહું છું કે, આ શિખંડી પૂર્વે સ્રી હતો, એમ જો તેં સાંભળ્યું હોય તો આગળ (ઉદ્યોગપર્વમાં) કહેલું છે કે, આ શિખંડી પૂર્વભવમાં શિખંડિની કન્યાતરીકે ઉત્પન્ન થયો હતો અને તે પુરુષ થઈને મારી સામે યુદ્ધ કરવામાટે આવશે; માટે તેની સામે હું કદી પણ બાણ નહિ છોડું.[૩૫–૩૮] એ સિવાયના જે જે ક્ષત્રિયો, પાંડવોનો જય ઇચ્છી મારી સામા લડવામાટે આવશે તેઓનો હું રણસંગ્રામમાં નાશ કરીશ." આ પ્રમાણે હે ભરતશ્રેષ્ઠ દુઃશાસન્! શાસ્ત્ર જાણનાર પિતામહે મને કહેલું છે, માટે સર્વ પ્રકારે ભીષ્મપિતામહનુંજ રક્ષણ કરવું, એમ હું માનું છું;[૩૯,૪૦] કારણકે અરક્ષિત સિંહને પણ વરૂ જેવું તુચ્છ પ્રાણી પણ મારી શકે છે, માટે આ યુદ્ધમાં શિખંડી જેવા વરૂથી ભીષ્મસરખા સિંહનો આપણે નાશ કરાવવો નથી.[૪૧] આપણા મામા શકુનિ, શલ્ય, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય અને વિવિંશતિ–વગેરે

મહારથીઓ સાવધ થઇને ભીષ્મનુંજ રક્ષણ કર્યા કરે; કારણકે ભીષ્મનું રક્ષણ થશે તો આપણો અવશ્ય વિજય થશે."[૪૨] આમ દુર્યોધનનું વચન સાંભળીને સર્વ મહારથીઓ અનેક રથો લઇને ચારેબાજુથી ભીષ્મને વીંટાઇ વળ્યા[૪૩] અને તમારા પુત્રો પણ પૃથ્વીને તથા આકાશને કંપાવી દેતા તથા પાંડવ યોદ્ધાઓને ખળભળાવી દેતા, ભીષ્મની ચારેબાજુ વીંટાઇ વળીને પ્રયાણ કરવા લાગ્યા.[૪૪] સારી રીતે જોડેલા રથો અને હાથીઓને લઈને સંખ્યાબંધ કવચધારી મહારથીઓ, ભીષ્મને ચારે બાજુથી ઘેરી લઇ ઉભા હતા.[૪૫] જેમ પૂર્વકાળમાં દેવો અને અસુરોના યુદ્ધપ્રસંગે સર્વ દેવો વજ્રધારી ઇંદ્રનું રક્ષણ કરતા ઉભા રહ્યા હતા, તેમ તે સર્વ યોદ્ધાઓ મહારથી ભીષ્મનું રક્ષણ કરવામાટે ગોઠવાઈ ગયા હતા.[૪૬] ત્યારપછી રાજા દુર્યોધને ફરીપણ પોતાના ભાઇને આ પ્રમાણે કહ્યું:—"યુધામન્યુ અર્જુનના ડાબા વિભાગનું રક્ષણ કરતો ઉભો છે તથા ઉત્તમૌજા અર્જુનના જમણા વિભાગનું રક્ષણ કરતો ઉભો છે. આવી રીતે એ બન્ને જણા અર્જુનના રક્ષક છે; અને અર્જુન શિખંડીનો રક્ષક થયેલો છે. આમ અર્જુનના રક્ષણ તળે રહેલો શિખંડી, આપણી બેદરકારીનો લાભ લઈ, ભીષ્મને મારી ન જાય તેમ, હે દુઃશાસન! તમે વ્યવસ્થા કરો." આ પ્રમાણે દુર્યોધનનું વાકય સાંભળીને તમારા પુત્ર દુઃશાસને, ભીષ્મને આગળ કરી, સૈન્યસહિત પ્રયાણ કર્યું.

અનેક રથોથી વીંટાયેલા ભીષ્મને જોઇને રથીશ્રેષ્ઠ અર્જુન ધૃષ્ટદ્યુમ્નને કહેવા લાગ્યો:—"હે પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન! આજે નરવ્યાઘ્ર શિખંડીને ભીષ્મની આગળ ઉભો રાખો. હું તેના રક્ષકતરીકે રહીશ."[૪૭-૫૧]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ભીષ્મદુર્યોધનસંવાદ" એ વિષયનો અધ્યાય ૯૮ મો સમાપ્ત**

# અધ્યાય ૯૯ મો

## નવમો દિવસ-વ્યૂહરચના

**॥ संजय उवाच ॥**

**ततः शांतनवो भीष्मो निर्ययौ स सेनया ।**
**व्यूहं चाव्यूहत महत्सर्वतो भद्रमात्मनः ॥१॥**

સંજયે કહ્યું:—પછી શાંતનુકુમાર ભીષ્મ સૈન્યસહિત આગળ નીકળ્યા. એ વેળા એમણે પોતાના સૈન્યનો સર્વતોભદ્ર નામનો મહાવ્યૂહ રચ્યો હતો.[૧] હે ભારત! કૃપાચાર્ય, કૃતવર્મા, મહારથી શૈલ્ય, શકુનિ, જયદ્રથરાજા, કંબોજનો રાજા સુદક્ષિણ અને તમારા પુત્રોસહિત ભીષ્મપિતામહ—એ બધા સર્વ સૈન્યોની આગળ થઇ વ્યૂહના મોખરામાં ઉભા રહ્યા;[૨,૩] તેમજ હે રાજા! દ્રોણાચાર્ય, ભૂરિશ્રવા, શલ્ય અને ભગદત્ત—એ સર્વે દંશીલા યોદ્ધાઓ, એ વ્યૂહના જમણા પડખાનો આશ્રય કરી ઉભા રહ્યા હતા.[૪] અશ્વત્થામા, સોમદત્ત અને અવંતીના બન્ને મહારથી કુમારો—મોટી સેનાને સાથે રાખી એ વ્યૂહના ડાબા પડખાનું રક્ષણ કરતા હતા.[૫] હે મહારાજ! ત્રિગર્તયોદ્ધાઓથી વીંટાયેલો રાજા દુર્યોધન, વ્યૂહના મધ્યભાગમાં આવીને પાંડવો સામે ઉભો રહ્યો;[૬] તેમજ રથીશ્રેષ્ઠ અલંબુષ તથા મહારથી શ્રુતાયુષ—એ બન્ને દંશીલા યોદ્ધાઓ, સર્વ સૈન્યોની પાછળ ઉભા રહ્યા હતા.[૭] હે ભારત! એ પ્રમાણે વ્યૂહરચના કરીને સજ્જ થયેલા તમારા પક્ષના યોદ્ધાઓ, એ સમયે તપતા અગ્નિના સરખા દેખાતા હતા.[૮]

ત્યારે પેલી તરફથી રાજા યુધિષ્ઠિર, ભીમસેન, માદ્રીપુત્ર નકુલ અને સહદેવ કવચો ધારણ કરીને સર્વ સૈન્યોની વ્યૂહરચનામાં આગળના ભાગમાં ઉભા રહ્યા હતા; તેમજ ધૃષ્ટદ્યુમ્ન, વિરાટરાજા, મહારથી સાત્યકિ વગેરે શત્રુના સૈન્યનો નાશ કરનારા યોદ્ધાઓ પણ મોટી સેનાસહિત ત્યાં ઉભા હતા. શિખંડી, વિજય, રાક્ષસ ઘટોત્કચ, મહાબાહુ ચેકિતાન, વીર્યવાન કુંતિભોજ આદિ યોદ્ધાઓ, મોટી સેનાને સાથે લઈ અગ્રભાગમાંજ ઉભા રહ્યા હતા;[૯-૧૨] અને વળી

મહાધનુર્ધર અભિમન્યુ, મહાબળવાન દ્રુપદ રાજા, મોટા ધનુષ્યવાળો યુયુધાન, પરાક્રમી યુધામન્યુ અને કેકય ભાઇઓ—એ કવચધારી યોદ્ધાઓ પણ યુદ્ધ કરવામાટે ગોઠવાઇ ગયા હતા. એ પ્રમાણે અતિદુર્જય એવો મહાન વ્યૂહ રચીને રણસંગ્રામમાં શૂરા પાંડવો પણ મનમાં દંશ રાખીને યુદ્ધ કરવામાટે સજ્જ થઇ ગયા.

એ વખતે હે રાજા! તમારા પક્ષના રાજાઓ, રણસંગ્રામ કરવામાટે સાવધ થઇને તથા પોતપોતાની સેનાને સાથે લઈને ભીષ્મને આગળ કરીને પાંડવોસામે ધસવા લાગ્યા; તેમજ હે રાજન્! સંગ્રામમાં વિજયની ઈચ્છા રાખનારા તથા ભીષ્મ સામે યુદ્ધ કરવામાટે ઇચ્છા કરતા પાંડવો પણ ભીમસેનને આગળ કરીને તમારા પક્ષના સૈન્યસામે ધસી આવ્યા. સિંહનાદો કરતા, કિલકિલ કરતા, શંખ, ક્રકચ અને રણશીંગાંઓને ફૂંકતા, ભેરી, મૃદંગ, ઢોલ અને પુષ્કર વગેરે વાજીંત્રોને વગાડતા અને ભયંકર શબ્દપૂર્વક ગર્જનાઓ કરતા પાંડવો યુદ્ધ કરવામાટે સામા આવ્યા. ત્યારે આપણા સૈનિકો પણ ભેરી, મૃદંગ, શંખ અને દુદુંભિના શબ્દથી તથા મોટા મોટા સિંહનાદોથી અને બીજી અનેક પ્રકારની ચેષ્ટાઓ કરીને સામેથી ગજાવી મૂકતા તથા ત્વરાયુક્ત થયેલા જવા લાગ્યા. પછી એકદમ ક્રોધાયમાન થઇને અન્યોન્ય સામા દોડતા એ બન્ને પક્ષના યોદ્ધાઓનું મહાતુમુલ યુદ્ધ શરૂ થયું કે જેમાં તેઓ દૃઢ પ્રહાર કરવા મચી પડયા.

ઉત્પાતોનો દેખાવ

એ વેળા મોટા શબ્દપૂર્વક પૃથ્વી કંપવા લાગી, મહાભયંકર શબ્દ કરતાં પક્ષીઓ આમતેમ ભમવા લાગ્યાં, સતેજ ઉદય પામેલો સૂર્ય નિસ્તેજ થઈગયો, મહાન ભય પ્રાપ્ત થવાનો છે એમ સૂચવતો વાયુ તીક્ષ્ણ વાવા લાગ્યો. હે મહારાજ! વળી તે સમયે મહાન સંહારકાળ આવેલો છે, એમ જણાવતાં શિયાળવાં ભયંકર બૂમોથી શોરબકોર કરવા લાગ્યાં. હે રાજન્! ચારે દિશાઓ સળગી ઉઠી, ધૂળનો વરસાદ પડવા લાગ્યો, લોહીના વરસાદ સાથે હાડકાંઓનો વરસાદ થવા લાગ્યો, રડતાં વાહનોની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. વળી હે રાજા! હાથીઘોડા, વગેરે પ્રાણીઓ મળમૂત્ર કરવા લાગ્યાં. ભયંકર શબ્દથી ગર્જના કરતા મનુષ્યાહારી રાક્ષસોના છુપા શબ્દો થવા લાગ્યા. શિયાળવાં, ગીધડાં અને કાગડાઓ રણભૂમિપર ચારેબાજુ ઘૂમવા લાગ્યા; તેમજ હે રાજા! અનેક પ્રકારના શબ્દોથી અને મોટા તીક્ષ્ણ અવાજથી કૂતરાં રડવા લાગ્યાં. મહાન ભયને સૂચવતી ઉલ્કાઓ, સૂર્ય સામે અથડાઇને એકાએક પૃથ્વીપર પડવા લાગી.[૧૩-૨૮] એ મહાન સંગ્રામમાં પાંડવો અને કૌરવોનાં મહાન સૈન્યો, પરસ્પરના શંખ અને મૃદંગોના શબ્દથી જેમ મોટા વંટોળીઆથી વન કંપે તેમ કંપી ઉઠયાં હતાં.[૨૯] રાજાઓ, હાથી અને ઘોડાથી ભરપૂર એવાં તથા અશુભ મુહૂર્તમાં સામસામાં આવી મળેલાં એ બન્ને પક્ષનાં સૈન્યોનો, મહાતોફાની વાયુથી ઉછળી રહેલા સમુદ્રોની પેઠે તુમુલ શબ્દ થઈ રહ્યો હતો.[૩૦]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "પરસ્પર વ્યૂહરચનાનું ઉત્પાતદર્શન" એ વિષયનો અધ્યાય ૯૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૦ મો

### નવમો દિવસ (ચાલુ)-વીર અભિમન્યુનો ઝપાટો

॥ संजय उवाच ॥

अभिमन्यू रथोदारः पिशंगैस्तुरगोत्तमैः ।
अभिदुद्राव तेजस्वी दुर्योधनबलंमहत् ॥१॥

મહારથી અને તેજસ્વી અભિમન્યુ, પીળા રંગના ઉત્તમ ઘોડાઓવાળા રથમાં બેસીને દુર્યોધનના મહાન સૈન્ય સામે ધસી આવ્યો.[૧] હે કુરુનંદન! મેઘ જેમ જળધારા વરસાવે તેમ, બાણોના વરસાદને વરસાવતા, ક્રોધાયમાન થયેલા શત્રુનાશન અભિમન્યુને એ રણસંગ્રામમાં શસ્ત્રોરૂપ લોઢવાળા અક્ષય સેનાસાગરમાં પ્રવેશ કરતો તમારામાંના કોઇપણ યોદ્ધાઓ અટકાવી શકયા નહિ.[૨,૩] હે રાજન્! એ રણમાં અભિમન્યુએ છોડેલાં શત્રુઓને નાશ કરનારાં તીક્ષ્ણ બાણોએ, કેટલાએક શૂરા ક્ષત્રિયોને યમરાજાને

ઘેર વિદાય કરી દીધા હતા.[૪] ક્રોધાયમાન થયેલા અભિમન્યુએ, એ સંગ્રામમાં બળતી કાંતિવાળાં, સર્પસમાન ઝેરી અને કાળદંડસમાન ભયંકર એવાં બાણો છોડવા માંડયાં હતાં.[૫] તે અર્જુનપુત્ર રથીઓસહિત રથોને, ઘોડેસ્વારોસહિત ઘોડાઓને તથા માવતોસહિત હાથીઓને મારી તોડી પાડતો હતો.[૬] એ પ્રમાણે યુદ્ધમાં મહાન પરાક્રમને કરી રહેલા અભિમન્યુને બીજા પ્રસન્ન થયેલા રાજાઓ માનપૂર્વક વખાણતા હતા.[૭]હે ભારત! જેમ વાયુ રૂના ઢગલાને આકાશમાં ચારેબાજુ ઉરાડી મૂકે, તેમ સુભદ્રાકુમાર અભિમન્યુએ તે સૈન્યોને ચારે દિશામાં નસાડી મૂકયાં.[૮] હે રાજા! અભિમન્યુએ નસાડી મૂકેલાં તમારાં સૈન્યો,કાદવમાં ખુંચી ગયેલા હાથીની પેઠે, કોઇપણ પોતાના રક્ષકને પામી શકયાં નહિ.[૯] હે પુરુષોત્તમ રાજા! એ પ્રમાણે તમારાં સૈન્યોને હાંકી કાઢીને અભિમન્યુ, નિર્ધૂમ અગ્નિની પેઠે દેદીપ્યમાન થઇને ઉભો રહ્યો હતો.[૧૦] કાળથી પ્રેરાયેલાં પતંગીઆં જેમ પ્રજ્વલિત અગ્નિને સહન નથી કરી શકતાં, તેમ હે રાજા! શત્રુનાશન અભિમન્યુને તમારા કોઇપણ યોદ્ધાઓ સહન કરી શકયા નહિ.[૧૧] પાંડવોના સર્વ શત્રુઓને પ્રહાર કરતો મહારથી અભિમન્યુ, એ વેળા હાથમાં મોટું ધનુષ્ય લઇને ઉભો હતો,તેથી તે વજ્રધારી ઇંદ્રસરખો દેખાતો હતો.[૧૨] હે રાજન્! સોનેરી પીઠવાળું તથા ચારે દિશાઓમાં ફરતું અભિમન્યુનું ધનુષ્ય, વાદળમાં ઝબકતી વિજળી જેવું દેખાતું હતું.[૧૩] પુષ્પોથી પ્રફુલ્લિત થયેલાં વૃક્ષોવાળાં વનમાંથી જેમ ભમરાઓનાં ટોળેટોળાં નીકળે,તેમ અભિમન્યુના ધનુષ્યમાંથી પાણીદાર તીક્ષ્ણ બાણો રણભૂમિપર નીકળી આવતાં હતાં;[૧૪] તેમજ મહાત્મા અભિમન્યુ, જ્યારે પોતાના સુવર્ણજડિત રથમાં બેસીને રણભૂમિપર ઘુમતો હતો, ત્યારે ત્યાં રહેલા યોદ્ધાઓને લગાર પણ અવકાશ દેખાતો નહોતો.[૧૫] મહાધનુર્ધર અભિમન્યુ કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, બૃહદ્બલ અને જયદ્રથને મોહ પમાડી દઇ, ઘણી ઝડપથી અને સુંદર લાગે તેમ ઘુમી રહ્યો હતો.[૧૬]

હે ભારત! તમારી સેનાનો નાશ કરી રહેલા અભિમન્યુના ધનુષ્યને તે વેળા અમે સૂર્યમંડળસમાન ગોળ વળેલુંજ માત્ર જોઈ શકતા હતા. આમ તપાવી રહેલા બળવાન અભિમન્યુને જોઇને ત્યાં રહેલા શૂરા ક્ષત્રિયો, તેના પરાક્રમપરથી આ જગતમાં શું બે અર્જુન હશે, એમ માનવા લાગ્યા.[૧૮] હે મહારાજ! તે અભિમન્યુએ આમ આકુળ વ્યાકુળ કરી નાખેલી કૌરવોની સેના, મદમાતી સ્ત્રીની પેઠે જ્યાં ત્યાં ભમવા લાગી.[૧૯] આવી રીતે એ મહાન સૈન્યને નસાડી મૂકીને તથા મહારથીઓને કંપાવી દઇને, પૂર્વે જેમ ઇંદ્રે મયદાનવને જીતીને દેવોને પ્રસન્ન કર્યા હતા, તેમ અભિમન્યુએ પણ પોતાના મિત્રોને પ્રસન્ન કર્યા.[૨૦] એ અભિમન્યુએ નસાડી મૂકેલાં તમારાં સૈન્યો, મેઘની ગર્જનાસમાન ભયંકર હાહાકાર કરી રહ્યાં હતાં.[૨૧] હે ભારત! પૂર્ણિમાને દિવસે વાયુના સપાટાથી ઉદ્ધત વેગવાળા સમુદ્રના શબ્દસમાન ઘોર એવા તે સૈન્યોના શબ્દને સાંભળીને રાજા દુર્યોધન રાક્ષસ અલંબુષને આ પ્રમાણે કહેવા લાગ્યો:-"હે મહાબાહો! જાણે બીજો અર્જુનજ ન હોય તેવો આ અભિમન્યુ, વૃત્રાસુર દેવોની સેનાને નસાડી મૂકે તેમ, ક્રોધથી આપણી સેનાને નસાડી રહ્યો છે; માટે રાક્ષસોમાં શ્રેષ્ઠ અને સર્વ વિદ્યાના પારને પામેલા તમારાવિના તેનું બીજું એકે ઔષધ આ સંગ્રામમાં મને જોવામાં આવતું નથી; માટે તમે સત્વર જઇને એ વીર અભિમન્યુને યુદ્ધમાં હણી નાખો.[૨૨-૨૫] ભીષ્મ, દ્રોણ વગેરે અમે બધા અર્જુનનો નાશ કરીશું." આમ દુર્યોધને કહ્યું, ત્યારે બળવાન અને પ્રતાપી એવો તે રાક્ષસેન્દ્ર, તમારા પુત્રની આજ્ઞા થતાં તુરતજ યુદ્ધ કરવામાટે ચાલી નીકળ્યો અને વર્ષાઋતુના મેઘની પેઠે મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યો. હે રાજન્! એ રાક્ષસના મહાન શબ્દથી પાંડવોનું આખું સૈન્ય, વાયુથી ખળભળેલા સમુદ્રની પેઠે ચારેબાજુથી ખળભળી ઉઠયું. હે મહારાજ! તેની ગર્જનાથી ભય પામેલા ઘણા યોદ્ધાઓ પોતાના વહાલા પ્રાણનો ત્યાગ કરીને પૃથ્વીપર ઢળી પડયા;[૨૯] ત્યારે અભિ-

મન્યુ તો ઉલટો આનંદમાં આવી જઇ, બાણસહિત ધનુષ્ય હાથમાં લઈ, જાણે રથની બેઠકપર નૃત્ય કરતો હોય તેમ જણાતો એ રાક્ષસ સામે ધસી ગયો.[૩૦] ત્યારપછી ક્રોધાયમાન થયેલા રાક્ષસે અભિમન્યુસામે યુદ્ધ કરવામાટે આવીને તુરતજ તેની સેનાને નસાડી મૂકી.[૩૧] આમ વધ કરાતી એ પાંડવોની સેના તરફ, જેમ પૂર્વે બલ નામનો દૈત્ય દેવસેના તરફ ચઢી ગયો હતો, તેમ રાક્ષસ અલંબુષ ચઢી ગયો.[૩૨] હે રાજા! એ સમયે તે ભયંકર રાક્ષસથી નાશ પામતાં પાંડવોના સૈન્યમાં ભારે ઘાણ વળીગયો. પોતાના પરાક્રમને બતાવતા રાક્ષસ અલંબુષે હજારો બાણો મૂકી, પાંડવોની મહાસેનાને હાંકીજ કાઢી;[૩૪] જેથી ભયંકર સ્વરૂપવાળા એ રાક્ષસથી સંહારાતી પાંડવોની સેના, ભયથી નાસભાગ કરવા લાગી.[૩૫] આવી રીતે એ રણમાં પાંડવોની સેનાનો, જેમ વનમાં હાથી પદ્મિનીનો કચ્ચરઘાણ વાળે તેમ, ઘાણ વાળી દઇને એ રાક્ષસ દ્રૌપદીના બળવાન પુત્રો સામે ધસ્યો.[૩૬] ત્યારે મહાધનુર્ધર તથા સખ્ત પ્રહાર કરનારા દ્રૌપદીના પુત્રો પણ, જેમ સૂર્ય સામા પાંચ ગ્રહો ધસી જાય તેમ એ રાક્ષસ સામા ક્રોધથી ધસી ગયા; અને જેમ ઘોર પ્રલયકાળે પાંચ ગ્રહો ચંદ્રમાને પીડે, તેમ પરાક્રમી એવા દ્રૌપદીના પુત્રો પણ, એ શ્રેષ્ઠ રાક્ષસને પીડવા લાગ્યા.[૩૮] મહાબળવાન પ્રતિવિંધ્યે, કેવળ લોઢાનાંજ બનાવેલાં મહાવેગવાળાં પાણીદાર તીક્ષ્ણ બાણોવડે રાક્ષસને ભેદી નાખ્યો.[૩૯] એ બાણોથી તૂટી ગયેલા કવચવાળો રાક્ષસ, જેમ સૂર્યનાં કિરણોથી મિશ્ર થયેલો મોટો મેઘ શોભે તેમ શોભતો હતો.[૪૦] વળી હે રાજન્! શરીરમાં ઘોંચાઈ ગયેલાં સોનેરી છેડાવાળાં બાણોથી જાણે બળતાં શિખરોસહિત પર્વત હોય તેવો તે રાક્ષસ દેખાતો હતો.[૪૧]ત્યારપછી એ પાંચેય ભાઈઓ, રાક્ષસેંદ્ર અલંબુષને સુવર્ણભૂષિત તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી વિંધવાજ મંડયા.[૪૨] હે રાજન! કોપાયમાન થએલા ભયંકર સર્પોથી જેમ વિંધાય, તેમ તીક્ષ્ણ બાણોથી વિંધાઇ ગયેલો રાક્ષસ અલંબુષ, મોટા સર્પની પેઠે કોપી ઉઠયો.[૪૩] હે રાજા! તે મહારથીઓએ અત્યંત વિંધી નાખેલો અલંબુષ એક મુહૂર્તકાળસુધીની દીર્ઘ મૂર્છાને પામ્યો.[૪૪] પછી એ મૂર્છામાંથી જાગ્રત થઈ ક્રોધથી બમણા જુસ્સામાં આવી ગયેલા રાક્ષસે તે મહારથીઓનાં ધનુષ્યો અને બાણોને કાપી નાખ્યાં;[૪૫] અને વળી રથની બેઠક પર નૃત્ય કરતો હોય તેવા જણાતા મહારથી અલંબુષે, હસતો હોય તે પ્રમાણે મોં મલકાવીને, તે પાંચેય જણાને પાંચ પાંચ બાણોનો પ્રહાર કર્યો.[૪૬] વળી પણ ક્રોધાયમાન થયેલા બળવાન રાક્ષસે, એકદમ ત્વરા કરીને એ મહાત્માઓના ઘોડા અને સારથિઓને મારી નાખ્યા;[૪૭] અને ફરી પણ અત્યંત કોપાયમાન થયેલા એ રાક્ષસે, અનેક પ્રકારનાં તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી તેઓને સેંકડો અને હજારો ઠેકાણે વિંધી નાખ્યા.[૪૮] એ પ્રમાણે તેઓને રથવિનાના કરી નાખીને તે રાક્ષસ તે મહાધનુર્ધર દ્રૌપદીના પુત્રોને મારી નાખવાની ઇચ્છાથી વેગપૂર્વક ધાયો.[૪૯] દુરાત્મા રાક્ષસે તે દ્રૌપદીના પુત્રોને આમ પીડા પમાડેલા જોઇ, અર્જુનપુત્ર અભિમન્યુ તેની સામે યુદ્ધ કરવામાટે દોડયો.[૫૦] એ વેળા એ બન્નેનું વૃત્રાસુર અને ઇંદ્રના જેવું યુદ્ધ ચાલુ થયું અને તમારા તથા પાંડવોના સર્વે મહારથીઓ, એ યુદ્ધને જોઈ રહ્યા હતા.[૫૧]હે મહારાજ! ક્રોધથી પ્રદીપ્ત થયેલા તથા કોપથી લાલચોળ આંખોવાળા એ બન્ને જણાઓ યુદ્ધમાં જ્યારે સામસામા મળ્યા, ત્યારે માંહોમાંહે અન્યોન્યને પ્રલયકાળના અગ્નિસમાન દેખતા હતા. જેમ પૂર્વકાળમાં દેવ અને અસુરોના યુદ્ધપ્રસંગે શંબરાસુર અને ઇંદ્રનો મહાઘોર સમાગમ થયો હતો, તેમ આ બન્ને જણાનો સમાગમ પણ અતિ કડવાં પરિણામવાળો થયો.[૫૨-૫૪]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "અલંબુષાભિમન્યુસમાગમ" એ વિષયનો અધ્યાય ૧૦૦ મો સમાપ્ત**

# અધ્યાય ૧૦૧ મો
## નવમો દિવસ (ચાલુ)—અલંબુષ તથા અભિમન્યુની ઝપાઝપી

॥ धृतराष्ट्र उवाच ॥

**आर्जुनिं समरे शूरं विनिघ्नन्तं महारथान् ।**
**अलंबुषः कथं युद्धे प्रत्ययुध्यत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:—હે સંજય ! એ યુદ્ધમાં મહારથીઓને પ્રહાર કરતા શૂરા અભિમન્યુ સામે રાક્ષસ અલંબુષે કેવી રીતે યુદ્ધ કર્યું? [1] તેમજ શત્રુ યોદ્ધાઓનો સંહાર કરનારા આ અભિમન્યુએ, અલંબુષ સામે કેવી રીતે યુદ્ધ કર્યું તે મને જે પ્રમાણે બન્યું હોય તે પ્રમાણે યથાર્થ કહી સંભળાવ.[2] વળી એ યુદ્ધમાં અર્જુને મારાં સૈન્યોમાં શું કર્યું તથા રથીશ્રેષ્ઠ ભીમસેન, રાક્ષસ ઘટોત્કચ, નકુલ, સહદેવ અને મહારથી સાત્યકિ, એ બધાએ પણ શું કર્યું, તે મને કહે. અરેખર હે સંજય ! તું બહુજ કુશળ છે.[2-4]

સંજયે કહ્યું:—હે રાજન્ ! રાક્ષસેન્દ્ર અલંબુષ તથા અભિમન્યુ વચ્ચે રૂવાં ઉભાં કરી નાખે તેવો જે સંગ્રામ થયો, તે હું તમને કહી સંભળાવું છું;[5] તેમજ અર્જુન, ભીમસેન, નકુલ અને સહદેવે એ રણસંગ્રામમાં જે પરાક્રમ કર્યું તે, અને ભીષ્મ, દ્રોણ વગેરે તમારા પક્ષના યોદ્ધાઓએ નિર્ભય થઇને જે વિચિત્ર અને અદ્ભુત પરાક્રમ કર્યું, એ બધું હું તમને કહી સંભળાવું છું.[6,7]

એ સંગ્રામમાં રાક્ષસ અલંબુષ, મોટા શબ્દથી ગર્જના કરીને તથા વારંવાર તડૂકીને મહારથી અભિમન્યુને "ઉભો રહેજે, ઉભો રહેજે" એમ કહીને વેગપૂર્વક તેની સામે ધસી ગયો. સિંહની પેઠે વારંવાર ગર્જના કરતો અભિમન્યુ પણ, પોતાના પિતાના કટ્ટા શત્રુ મહાધનુર્ધર અલંબુષસામે વેગપૂર્વક ધસી ગયો. પછી રથીશ્રેષ્ઠ એવા એ બન્ને નર અને રાક્ષસ, દેવ અને દાનવની પેઠે પોતપોતાના રથમાં બેસીને યુદ્ધ કરવામાટે ત્વરાપૂર્વક એકબીજાની સામા આવી ગયા. એ બન્ને જણામાં રાક્ષસશ્રેષ્ઠ માયાવી હતો અને અર્જુનપુત્ર દિવ્ય અસ્ત્રોને જાણનારો હતો.[8-11] ત્યારપછી હે મહારાજ ! અભિમન્યુએ તીક્ષ્ણ એવાં ત્રણ બાણોથી રાક્ષસને વિંધી નાખ્યો અને ફરી પણ તેને બીજાં પાંચ બાણોનો પ્રહાર કર્યો.[12] ત્યારે ક્રોધાયમાન થયેલા રાક્ષસે પણ જેમ કોઇ મહાન હાથીને અંકુશોથી વિંધી નાખે તેમ, નવ બાણોવડે અભિમન્યુને છાતીમાં પ્રહાર કરી વિંધી નાખ્યો.[13] વળી પણ હે ભારત ! બાણો મૂકવામાં ચાલાક તે રાક્ષસ એક હજાર બાણોવડે અર્જુનના પુત્રને કનડવા લાગ્યો;[14] ત્યારે ક્રોધાયમાન થયેલા અભિમન્યુએ દૃઢ પર્વવાળાં નવ બાણોનો સખ્ત પ્રહાર કરી રાક્ષસેન્દ્ર અલંબુષને વિશાળ છાતીમાં ભેદી નાખ્યો.[15] એ અભિમન્યુનાં તીક્ષ્ણ બાણો રાક્ષસેન્દ્રનાં મર્મસ્થાનોને ભેદી નાખીને એકદમ તેના શરીરમાં પેસી ગયાં અને સર્વ અંગોને ભેદી નાખવા લાગ્યાં. એ પ્રમાણે આખા શરીરમાં ઘવાયેલો એ ઉત્તમ રાક્ષસ, ખીલેલાં ખાખરાનાં વૃક્ષોથી છવાયેલા પર્વતની પેઠે શોભતો હતો; અને વળી સોનેરી અગ્રભાગવાળાં એ બાણોને ધારણ કરતો તે મહાબળવાન રાક્ષસ, અગ્નિની જ્વાળાઓવાળા પર્વતની પેઠે શોભાયમાન જણાતો હતો. હે મહારાજ ! પછી ક્રોધાતુર થયેલા રાક્ષસે, ઇંદ્રસમાન પરાક્રમવાળા અભિમન્યુને બાણોવડે છાઈ દીધો. કાળદંડસમાન તીક્ષ્ણ એવાં રાક્ષસે છોડેલાં બાણો, અભિમન્યુને ભેદી નાખીને પૃથ્વીમાં પેસી જતાં હતાં; તેમજ અભિમન્યુએ મૂકેલાં સુવર્ણભૂષિત બાણો પણ રાક્ષસને વિંધી નાખીને પૃથ્વીમાં પ્રવેશી જતાં હતાં. પછી તો અભિમન્યુએ, મજબૂત ગાંઠાવાળાં બાણો મૂકી જેમ ઇંદ્રે મયદાનવને યુદ્ધમાંથી વિમુખ કર્યો હતો, તેમ રાક્ષસ અલંબુષને યુદ્ધમાંથી વિમુખ કરી નાખ્યો. આવી રીતે પોતાના શત્રુવડે માર મરાતો તથા વિમુખ કરાયેલો રાક્ષસ અલંબુષ શત્રુઓને તપાવનારી તામસી મહામાયાને પ્રકટ કરવા લાગ્યો. પછી હે રાજા ! સર્વ સૈનિકો અંધકારથી ઘેરાઇ ગયા અને પોતાના શત્રુને અથવા મિત્રને જોઇ શકતા ન હતા; તેમજ અભિમન્યુને પણ જોઇ શકતા ન હતા. ત્યારે આવું ઘોર સ્વરૂપવાળું અંધારૂં

જોઇને, કુરુનંદન અભિમન્યુએ, અતિ ઉગ્ર એવા સૂર્યાસ્ત્રને પ્રકટ કર્યું જેથી કરીને હે રાજા! આખા જગતમાં પ્રકાશ થઇ રહ્યો.[16-25] આવી રીતે દુરાત્મા રાક્ષસની એ માયાનો અભિમન્યુએ નાશ કર્યો અને મહાન વીર્યવાળો નરોત્તમ અભિમન્યુ એકદમ ખીજવાઇ ગયો; તથા તે દૃઢ પર્વવાળાં બાણો મૂકી રાક્ષસને છાઇ દેવા લાગ્યો. વળી તે સર્વ અસ્ત્રોને જાણનાર અમેયાત્મા અભિમન્યુએ, રાક્ષસે પ્રયોગ કરેલી સર્વ માયાઓનો નાશ કરી નાખ્યો. આ પ્રમાણે હણાયેલી માયાવાળો તથા બાણોવડે માર મરાતો રાક્ષસ અલંબુષ, પોતાના રથને પણ ત્યાં ને ત્યાં છોડી દઇ, ભય પામીને ત્યાંથી નાસી ગયો. આવી રીતે કપટયુદ્ધ કરનાર રાક્ષસ અલંબુષને સત્વર જીતીને, મદોન્મત્ત હાથી જેમ ખીલેલાં કમળવાળી પદ્મિનીનો કચ્ચરઘાણ કરી નાખે, તેમ અર્જુનનો પુત્ર અભિમન્યુ તમારા સૈન્યનો ઘાણ વાળવા લાગ્યો.[26-30]

ત્યારપછી અભિમન્યુએ ચારેબાજુ નસાડી મૂકેલા પોતાના સૈન્યને જોઇને શાંતનુકુમાર ભીષ્મે, બાણોની મહાન વૃષ્ટિ કરી, અભિમન્યુને ચારેબાજુથી ઘેરી લીધો;[31] અને કૌરવપક્ષના બીજા મહારથીઓ પણ તે વીર અભિમન્યુને ચારેબાજુથી ઘેરી લઈ અત્યંત ઘાયલ કરવા લાગ્યા;[32] પણ પોતાના પિતાસમાન પરાક્રમવાળો, કૃષ્ણસમાન પરાક્રમ અને બળવાળો તથા સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો અભિમન્યુ, કૌરવપક્ષના સર્વ મહારથીઓ આગળ, પોતાના મામા કૃષ્ણ અને પિતા અર્જુન સરખું અનેક પ્રકારનું પરાક્રમ કરવા લાગ્યો.[33,34] એજ સમયે પોતાના પુત્રને સહાય કરવા ઇચ્છતા ક્રોધાતુર અર્જુને, ત્યાં આવીને તમારા સૈનિકોનો સંહાર કરવા માંડયો;[35] એટલે તમારા પિતા ભીષ્મપિતામહ, રાહુ જેમ સૂર્ય સામે આવે, તેમ અર્જુન સામે યુદ્ધ કરવામાટે આવી પહોંચ્યા.[36] હે રાજા! જ્યારે પિતામહ ભીષ્મ અર્જુનસામે યુદ્ધ કરવામાટે ધસી ગયા, ત્યારે તમારા સર્વ પુત્રો રથ, ઘોડા અને હાથી સાથે તેની ચારેબાજુ વીંટાઇ વળીને ભીષ્મનું રક્ષણ કરવા લાગ્યા;[37] તેમજ હે રાજન્! દંશવાળા પાંડવો પણ અર્જુનની ચોતરફ વીંટાઇ વળી યુદ્ધ કરવામાટે જોડાયા.[38] પછી હે રાજા! કૃપાચાર્યે ભીષ્મની આગળ આવીને ઉભેલા અર્જુનને પચીસ બાણોનો પ્રહાર કર્યો;[39] ત્યારે સિંહ જેમ હાથી સામે આવે તેમ, સાત્યકિ કૃપાચાર્યસામે આવી ગયો અને અર્જુનનું પ્રિય કરવામાટે તેને તીક્ષ્ણ બાણોથી વિંધવા લાગ્યો.[40] કૃપાચાર્ય પણ એકદમ કોપાયમાન થઈ ગયા અને તેણે પણ એકદમ ઝડપથી પીંછાવાળાં નવ બાણોવડે સાત્યકિને છાતીમાં પ્રહાર કર્યો.[41] પછી ક્રોધાયમાન થયેલા સાત્યકિએ, ઘણાજ વેગથી પોતાનું ધનુષ્ય ખેંચીને કૃપાચાર્યનો નાશ કરી નાખે તેવું એક બાણ સાંધ્યું.[42] ઇંદ્રના વજ્રસમાન કાંતિવાળા સાત્યકિના બાણને વેગપૂર્વક આવતું જોઇ, પરમ કોપાયમાન થયેલા અશ્વત્થામાએ તેને વચમાંથીજ બે કકડા કરી છેદી નાખ્યું.[43] આમ પોતાના બાણને વચમાંથી અશ્વત્થામાએ કાપી નાખેલું જોઇ, સાત્યકિએ કૃપાચાર્ય સામેનું યુદ્ધ છોડી દીધું અને આકાશમાં રાહુ જેમ ચંદ્રસામો ધસે તેમ તે અશ્વત્થામા સામે ધસી ગયો.[44] હે ભારત! પોતાની સામે લડવા આવેલા સાત્યકિનું અશ્વત્થામાએ ધનુષ્ય કાપી નાખ્યું અને કપાયેલા ધનુષ્યવાળા તેને બાણોનો પ્રહાર કરવા માંડયો.[45] ત્યારે સાત્યકિએ, સુદૃઢરૂપ ભાર ઉપાડવામાં સામર્થ્યવાળું એવું બીજું ધનુષ્ય ઉઠાવ્યું; અને હે મહારાજ! સાઠ બાણો મૂકી, અશ્વત્થામાની છાતીમાં અને બન્ને બાહુઓમાં પ્રહાર કર્યો.[46] ત્યારે એ બાણોના પ્રહારથી વિંધાયેલો અને સખત પીડા પામેલો અશ્વત્થામા, ધ્વજાના દાંડાનો ટેકો લઈ રથની બેઠકપર બેસી ગયો અને મુહૂર્તકાળસુધી બેભાન થઈ ગયો.[47] ત્યારપછી પાછો ભાનમાં આવીને પ્રતાપી અશ્વત્થામાએ ક્રોધ કરી સાત્યકિને નારાચબાણનો પ્રહાર કર્યો.[48] એ નારાચબાણ સાત્યકિને વિંધી નાખીને, વસંતઋતુમાં સર્પનું બચ્ચું જેમ દરમાં પેસી જાય, તેમ પૃથ્વીમાં પેસી ગયું.[49] વળી બીજા ભલ્લબાણથી અશ્વત્થામાએ સાત્યકિની શ્રેષ્ઠ ધ્વજાને ઉડાડી દીધી

અને પોતે સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યો;[૫૦] અને વળી પણ હે ભારત ! વર્ષાઋતુમાં મેઘમંડળ જેમ સૂર્યને ઢાંકી દે છે, તેમ તે અશ્વત્થામાએ અનેક ઘોર બાણો મૂકી સાત્યકિને ઢાંકીજ દીધો.[૫૧] હે મહારાજ ! ત્યારે સાત્યકિએ પણ એ બધાં બાણોનો નાશ કરી નાખી, અનેક પ્રકારનાં બાણોનો સમૂહ છોડી, અશ્વત્થામાને છાઇ દીધો;[૫૨] અને મેઘમંડળથી મુક્ત થયેલા સૂર્યની પેઠે, શત્રુસંહારક સાત્યકિએ, અશ્વત્થામાને સંતાપ પમાડવા માંડયો.[૫૩] તથા બીજાં એક હજાર બાણો મૂકી તેણે અશ્વત્થામાને ઢાંકી દીધો અને મહાબળવાન એવો તે સાત્યકિ ગર્જના કરવા લાગ્યો.[૫૪] રાહુ જેમ ચંદ્રમાનો ગ્રાસ કરે છે, તેમ પોતાના પુત્રને સાત્યકિએ ગ્રસ્ત કરેલો જોઇ, પ્રતાપી દ્રોણાચાર્ય તેની સામા ધસી આવ્યા.[૫૫] હે રાજન્! સાત્યકિએ પીડા પમાડેલા પોતાના પુત્રનું રક્ષણ કરવા ઇચ્છતા દ્રોણાચાર્ય, એ રણસંગ્રામમાં સાત્યકિને બાણોવડે વિંધવા લાગ્યા;[૫૬] ત્યારે સાત્યકિએ પણ ગુરુપુત્ર અશ્વત્થામાનો ત્યાગ કરી, મહારથી દ્રોણાચાર્યને કેવળ લોઢાનાંજ બનાવેલાં વીસ બાણોથી પ્રહાર કર્યો.

એટલામાં તો શત્રુને તપાવનારો અમેયાત્મા મહારથી અર્જુન, ક્રોધાયમાન થઇને આચાર્ય સામે ધસી આવ્યો.[૫૮] પછી હે મહારાજ! આકાશમાં જેમ શુક્ર અને બુધનો સમાગમ થાય, તેમ અર્જુન અને દ્રોણાચાર્યનો એ રણભૂમિપર સમાગમ થયો.[૫૯]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'અલંબુષાભિમન્યુ યુદ્ધ' એ વિષયનો અધ્યાય ૧૦૧ મો સમાપ્ત**

# અધ્યાય ૧૦૨ મો

## ભીમનું પરાક્રમ

**॥ धृतराष्ट्र उवाच ॥**

**कथं द्रोणे महेष्वासः पांडवश्च धनंजयः ।**
**समीयतू रणे यत्तौ तावुभौ पुरुषर्षभौ ॥ १ ॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:—મહાધનુર્ધર દ્રોણાચાર્ય અને અર્જુન એ બન્ને પુરુષશ્રેષ્ઠો, રણસંગ્રામ કરવામાટે કેવી રીતે સજ્જ થયા ?[૧] બુદ્ધિમાન દ્રોણાચાર્યને અર્જુન હમેશાં પ્રિય હતો, તેમજ હે સંજય ! અર્જુનને પણ પોતાના ગુરુ દ્રોણાચાર્ય અત્યંત પ્રિય હતા;[૨] તો પછી સિંહની પેઠે ઉત્કટ થયેલા એ બન્ને મહારથીઓ—દ્રોણાચાર્ય અને અર્જુન, હર્ષમાં આવી જઇને યુદ્ધ કરવામાટે સામસામા કેવી રીતે સજ્જ થયા ? તે મને કહે.[૩]

સંજયે કહ્યું:—યુદ્ધ કરવાના સમયે દ્રોણાચાર્ય, અર્જુનને પોતાનો પ્રિય જાણતા ન હતા; તેમજ અર્જુન પણ પોતાના ક્ષત્રિયધર્મને માન આપીને આચાર્યને પ્રિય ગણતો ન હતો.[૪] હે રાજન્ ! યુદ્ધમાં ક્ષત્રિયો પરસ્પરને છોડતાજ નથી. તેઓ તો પિતા અથવા પોતાના સગા ભાઈઓ જોડે પણ મર્યાદા રાખ્યાસિવાય યુદ્ધ કરે છે.[૫]

હે ભારત ! એ સંગ્રામમાં અર્જુને દ્રોણાચાર્યને ત્રણ બાણોનો પ્રહાર કર્યો; પણ અર્જુનના ધનુષ્યમાંથી છૂટેલાં એ બાણોને આચાર્યે તો ગણકાર્યાંજ નહિ.[૬] ત્યારે અર્જુને ફરીથી બાણોની વૃષ્ટિ કરીને દ્રોણને રણમાં ઢાંકીજ દીધા. એટલે પછી વનમાં જેમ અગ્નિ પ્રજ્વલિત થાય, તેમ દ્રોણાચાર્ય ક્રોધથી પ્રજ્વલિત થઇ ગયા;[૭] અને હે રાજેન્દ્ર ! નમેલાં પર્વવાળાં બાણોવડે તેણે અર્જુનને તત્કાળ રણભૂમિપર ઢાંકી દીધો.[૮] આમ એ બન્નેનું યુદ્ધ ચાલતું હતું તે સમયે રાજા દુર્યોધને, એ યુદ્ધમાં દ્રોણાચાર્યને પડખે રહીને તેમનું રક્ષણ કરવામાટે સુશર્માને આજ્ઞા કરી.[૯] ત્યારે ત્રિગર્તરાજ સુશર્મા પણ, ક્રોધાયમાન થઈ તથા પોતાના ધનુષ્યને અત્યંત લાંબું ખેંચીને, લોઢાનાં મુખવાળાં બાણોવડે, અર્જુનને એ યુદ્ધમાં છાઇ દેવા મંડયો.[૧૦] હે મહારાજ ! એ વેળા તે બન્ને જણાએ મૂકેલાં બાણો, શરદ્ ઋતુમાં આકાશમાં ઉડી રહેલાં હંસપક્ષીઓની પેઠે અંતરિક્ષમાં શોભી રહ્યાં હતાં.[૧૧] હે પ્રભો ! સ્વાદિષ્ટ ફળોના ભારથી નમેલા વૃક્ષમાં જેમ ચારેબાજુથી આવીને પક્ષીઓ પ્રવેશ કરે છે, તેમ દ્રોણાચાર્ય અને સુશર્માએ છોડેલાં એ બાણો, અર્જુન પાસે આવીને ચારેબાજુથી તેના શરીરમાં પેસવા માંડયાં.[૧૨] પછી મહારથી અર્જુને, એ રણસંગ્રામમાં મોટી ગર્જના કરીને,

ત્રિગર્તરાજાને તેના પુત્રસહિત, બાણોવડે વિંધી નાખ્યો.[13] જેમ પ્રલયકાળે યમ સંહાર કરે છે, તેમ એ યુદ્ધમાં અર્જુન પ્રહાર કરતો હતો; છતાં પણ તેઓ મરણીઆ થઇને અર્જુન સામાજ ચઢી આવતા હતા[14] અને અર્જુનના રથ સામે બાણોનો વરસાદ છોડી રહ્યા હતા; પણ પર્વત જેમ જળની વૃષ્ટિને ઝીલી રહે છે, તેમ અર્જુન પણ ચારેબાજુથી બાણોનો વરસાદ વરસાવીને તેઓની બાણવૃષ્ટિને ઝીલી રહ્યો હતો. હે રાજેન્દ્ર ! તે સમયે અર્જુનના હાથની ચાલાકી અમને અદ્ભુત દેખાતી હતી;[15,16] કારણ કે અનેક યોદ્ધાઓએ મૂકેલી અસહ્ય બાણવૃષ્ટિને પોતે એકલાએજ, વાયુ જેમ વાદળને વીખેરી નાખે તેમ વીખેરી નાખી હતી.[17] અર્જુનના એ પરાક્રમથી દેવો અને દાનવો પણ પ્રસન્ન થઇ ગયા.

હે ભારત! હે મહારાજ! અર્જુન, ત્રિગર્ત યોદ્ધાઓપર અત્યંત કોપી ઉઠયો અને તેણે સૈન્યના આગળના ભાગમાં રહેલા તેઓના પર વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો. એ વાયવ્યાસ્ત્રના પ્રભાવથી આકાશને ખળભળાવી દેતો મહાન વાયુ પ્રકટ થયો. એ વાયુએ અનેક વૃક્ષોને પાડી નાખ્યાં તથા અનેક સૈનિકોનો સંહાર કરી નાખ્યો. પછી હે મહારાજ ! દ્રોણાચાર્યે, એ અતિદારુણ વાયવ્યાસ્ત્રને જોઇને, તેને શાંત કરવા માટે ઘોર એવા શૈલાસ્ત્રનો પ્રયોગ કર્યો. જ્યારે દ્રોણાચાર્યે એ શૈલાસ્ત્રનો પ્રયોગ કર્યો ત્યારે હે રાજા ! એ પ્રચંડ વાયુ શાંત થઇ ગયો; અને સર્વ દિશાઓ પણ પ્રસન્ન થઇ ગઈ. તેપછી વીર અર્જુને ત્રિગર્તરાજના અનેક રથીઓને ઉત્સાહવિનાના, પરાક્રમવિનાના તથા રણમાંથી વિમુખ કરીનાખ્યા. એ જોઇ રાજા દુર્યોધન, મહારથી કૃપાચાર્ય, અશ્વત્થામા, શલ્ય, કાંબોજના રાજા સુદક્ષિણ, અવંતિકુમારો વિંદ અને અનુવિંદ અને બાહ્લિક યોદ્ધાઓની સાથે બાહ્લિક રાજા—એ બધા મહારથીઓ, સંખ્યાબંધ રથોલઇને, અર્જુનને ચારેતરફ ઘેરી લેવા લાગ્યા; તેમજ રાજા ભગદત્ત અને મહાબળવાન શ્રુતાયુષ—એ બન્ને જણા હાથીઓના સૈન્યને સાથે લઈ, ભીમસેનને ચોતરફથી ઘેરી વળ્યા. હે રાજા! ભૂરિશ્રવા, શલ અને શકુનિ—એ ત્રણે જણા, દેદીપ્યમાન તીક્ષ્ણ બાણોવડે માદ્રીપુત્રો નકુલ અને સહદેવને રોકવા લાગ્યા અને સૈન્ય સહિત કૌરવોથી સુરક્ષિત ભીષ્મપિતામહે, યુધિષ્ઠિર પાસે આવીને તેમને ચારેબાજુથી ઘેરી લીધા. જ્યારે મહારથી વીર ભીમસેને, તે હાથીઓના સૈન્યને પોતાના તરફ આવતું જોયું, ત્યારે જંગલની અંદર રહેલા સિંહની પેઠે પોતાનાં બન્ને ગલોફાં ચાટી, હાથમાં ગદા લઈ, તે પોતાના રથપરથી એકદમ કૂદી પડયો અને તમારાં સૈન્યોને ત્રાસ પમાડવા લાગ્યો. હાથમાં ગદા લઈને ઉભેલા તે ભીમસેનને જોઇને તે હાથીસ્વારો, ઘણીજ સાવધાનીપૂર્વક તેને ચારેબાજુથી ઘેરી વળ્યા; ત્યારે હાથીઓના મધ્ય ભાગમાં આવેલો ભીમસેન, મહાન મેઘમંડળના મધ્યભાગમાં રહેલા સૂર્યની પેઠે શોભતો હતો. પછી પાંડવશ્રેષ્ઠ તે ભીમસેન, વાયુ જેમ મોટા મેઘમંડળને વીખેરી નાખે તેમ, ગદાના પ્રહારથી તે હાથીસૈન્યને વીખેરી નાખવા લાગ્યો. જે સમયે બળવાન ભીમસેન હાથીઓનો સંહાર કરતો હતો, ત્યારે તેઓ ગાજતા મેઘની પેઠે ચીસો પાડતા હતા. હાથીઓના દંતૂશળોથી અનેક સ્થળે ઘવાયેલો ભીમસેન, એ રણભૂમિપર પ્રફુલ્લિત થયેલા આસોપાલવ જેવો શોભતો હતો. વળી તે ભીમ, રણસંગ્રામમાં રહેલા કોઈ કોઈ હાથીના દંતૂશળને પકડીને ખેંચી કાઢતો હતો અને દંડધારી કાળની પેઠે, ખેંચી કાઢેલા તેજ દંતૂશળથી હાથીને ગંડસ્થળમાં પ્રહાર કરીને મારી નાખતો હતો. હાથીઓના મેદ અને મજ્જાથી આખે શરીરે ખરડાયેલો, લોહીથી કરેલા સ્નાનવાળો અને લોહીલોહાણ થઇ ગયેલી ગદાને ધારણ કરતો એ ભીમસેન, એ સમયે સાક્ષાત્ રુદ્રસમાન દેખાતો હતો.[18-37] હે રાજન્ ! આ પ્રમાણે એ યુદ્ધમાં મરતાં મરતાં બચી ગયેલા કેટલાએક હાથીઓ પોતાના સૈન્યને છુંદતા સર્વ દિશાઓમાં નાસવા લાગ્યા.[38] હે ભરતર્ષભ! આમ નાસભાગ કરતા તે હાથીઓને લીધે દુર્યોધનનું સર્વ સૈન્ય લગભગ પાછું હઠવા લાગ્યું.[39]

અધ્યાય ૧૦૨ મો સમાપ્ત

# અધ્યાય ૧૦૩ મો

## નવમો દિવસ (ચાલુ)–સંકુલયુદ્ધ

॥ संजय उवाच ॥

**मध्यं दिने महाराज संग्रामः समपद्यत ।**
**लोकक्षयकरो रौद्रो भीष्मस्य सहसोमकैः ॥**

સંજયે કહ્યું:–હે મહારાજ! બરાબર મધ્યાહ્નકાળ થયો, તે વખતે પિતામહ ભીષ્મ અને સોમકયોદ્ધાઓ વચ્ચે લોકનો ક્ષય કરનારો રૌદ્ર સંગ્રામ થઈ રહ્યો હતો.[૧] મહારથી ગંગાપુત્ર ભીષ્મ, સેંકડો અને હજારો બાણોથી પાંડવોની સેનાનો સંહાર કરી રહ્યા હતા.[૨] હે ભારત! લણી નાખેલા ધાન્યના ઢગોને જેમ બળદો મસળી નાખે છે, તેમ તમારા પિતા દેવવ્રત પાંડવોના સૈન્યને મસળી નાખતા હતા.[૩] એ જોઈ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, વિરાટરાજા અને દ્રુપદરાજા, ભીષ્મ સામા આવીને એ મહારથીને બાણોનો પ્રહાર કરવા મંડી પડયા;[૪] ત્યારે હે ભારત! પિતામહ ભીષ્મે પણ, ધૃષ્ટદ્યુમ્નને તથા વિરાટરાજાને ત્રણ ત્રણ બાણોથી વિંધી નાખીને એક નારાચબાણ દ્રુપદરાજા સામે ફેંક્યું.[૫] શત્રુઓને ઉખેડી નાખનાર ભીષ્મપિતામહે વિંધી નાખેલા એ ધનુર્ધરો, હે રાજન્! પગતળે આવી ગયેલા સર્પોની પેઠે ક્રોધાયમાન થઇ ગયા.[૬] પછી શિખંડીએ, ભરતવંશીઓના પિતામહ ભીષ્મને વિંધી નાખ્યા; પણ અસ્ખલિત ધર્મનિષ્ઠ પિતામહે, "આ સ્ત્રી છે" એમ મનમાં વિચાર કરીને તેને પ્રહાર કર્યો નહિ.[૭] એ યુદ્ધનાં ક્રોધથી અગ્નિની પેઠે બળી રહેલા ધૃષ્ટદ્યુમ્ને પિતામહની છાતીમાં અને બન્ને બાહુઓમાં ત્રણ બાણોનો પ્રહાર કર્યો;[૮] તેમજ દ્રુપદરાજાએ પચીસ બાણોથી, વિરાટરાજાએ દશ બાણોથી અને શિખંડીએ પચીસ બાણોથી ભીષ્મને ઘાયલ કર્યા.[૯] આવી રીતે અત્યંત ઘવાયેલા તથા લોહીની ધારાઓથી નહાઇ રહેલા પિતામહ, વસંતઋતુમાં પુષ્પોથી વિચિત્ર દેખાતા લાલ આસોપાલવના વૃક્ષની પેઠે શોભાયમાન જણાતા હતા.[૧૦] હે મહારાજ! પછી ભીષ્મપિતામહે પણ સીધી ગતિવાળાં ત્રણ ત્રણ બાણોથી તેઓ બધાને સામા વિંધી નાખ્યા; અને એક ભલ્લબાણથી દ્રુપદરાજાનું ધનુષ્ય કાપી નાખ્યું.[૧૧] ત્યારે તે દ્રુપદરાજાએ બીજું ધનુષ્ય લઇને પિતામહને પાંચ બાણોનો પ્રહાર કર્યો તથા બીજાં તીક્ષ્ણ ત્રણ બાણોવડે તેમના સારથિને પણ વિંધી નાખ્યો.[૧૨] હે મહારાજ! પેલી તરફથી ભીમસેન, દ્રૌપદીના પાંચ પુત્રો, પાંચ કેકયરાજકુમારો અને યદુવંશી સાત્યકિ આદિ યોદ્ધાઓ યુધિષ્ઠિરને આગળ કરીને પંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્નનું રક્ષણ કરવાની ઇચ્છાથી ભીષ્મસામે ચઢી આવ્યા;[૧૩,૧૪] તેમજ ભીષ્મનું રક્ષણ કરવા તત્પર થયેલા તમારા પુત્રો પણ, હે રાજા! સૈન્યોને સાથે લઈ, પાંડવોની સેનાસામે ધસી ગયા.[૧૫] તે વખતે તમારા અને પાંડવોના યોદ્ધા ઘોડા, રથો અને હાથીઓનું યમરાજાની રાજધાનીને વધારનારૂં મહાન સંકુલ યુદ્ધ મચી પડયું. રથી સામે રથી આવી જઇ તે યમરાજાને ઘેર મોકલી દેતો હતો તથા પાળાઓ, હાથીસ્વારો અને ઘોડેસ્વારો પણ એકબીજા સામે આવી જઇને અન્યોન્યને યમદ્વારમાં વિદાય કરી દેતા હતા.[૧૭] હે રાજા! જ્યાં ત્યાં અન્યોન્ય સામે મજબૂત ગાંઠવાળાં બાણોનો પ્રહાર કરતા યોદ્ધાઓ, પરસ્પરને મૃત્યુલોક ભણી રવાના કરી દેતા હતા.[૧૮] રથીયોદ્ધાઓથી શૂન્ય થયેલા તથા માર્યા ગયેલા સારથિવાળા રથો, આમ તેમ ચારેબાજુ ગમે તે દિશામાં નાસાનાસ કરી રહ્યા હતા.[૧૯] હે રાજન્! વાયુસમાન વેગવાળા તે રથો, અનેક મનુષ્યોને તથા અનેક ઘોડાઓને રણભૂમિપર પીસી નાખતા હતા અને ગંધર્વનગરસમાન દેખાતા હતા.[૨૦] વળી હે રાજા! મોટાં મોટાં કવચોને ધારણ કરનારા, મહાતેજસ્વી, કુંડળ, મુકુટ, હાર, બાજુબંધ વગેરે ધારણ કરેલાં આભૂષણોવાળા, દેવકુમાર સરખા સ્વરૂપવાળા, પરાક્રમમાં ઇંદ્રસરખા, સમૃદ્ધિમાં કુબેરથી પણ અધિક અને નીતિમાં બૃહસ્પતિનો પણ તિરસ્કાર કરવાવાળા અનેક રાજવંશી રથીઓ, રથ વિનાના થઈને સામાન્ય માણસોની પેઠે આમ તેમ નાસીને રખડતા રઝળતા નજરે પડતા હતા. હે નરશ્રેષ્ઠ! માર્યા ગયેલા માવતોવાળા હાથીઓ, પોતાનાં સૈન્યોને છુંદી નાખતા તથા મોટી મોટી

ચીસો પાડતા આમ તેમ દોડતા હતા;[૨૪] તેમજ નવા મેઘસમાન વર્ણવાળા અને ગર્જનાવાળા કેટલાએક હાથીઓ, પોતાની ઉપર રહેલાં ચામડાનાં આચ્છાદનો, તરેહ તરેહના ચામરો, પતાકાઓ, શ્વેત છત્રો અને સુવર્ણના દાંડાવાળાં ચામરોને આમતેમ ફેંકી દઇને દશે દિશાઓમાં નાસી જતા દેખાતા હતા.[૨૫,૨૬] વળી હે રાજા! તમારા પુત્રોનાં તથા પાંડવોનાં એ સંકુલ-યુદ્ધમાં હાથીવિનાના થઈ ગયેલા હાથીસ્વારો આમતેમ દોડતા દષ્ટિગોચર થતા હતા.[૨૭]વળી વાયુસમાન વેગવાળા અને સુવર્ણનાં સાજથી ભૂષિત થયેલા અનેક દેશોના ઉત્પન્ન થયેલા સેંકડો અને હજારો ઘોડાઓને આમતેમ રખડતા રઝળતા મેં ત્યાં જોયા.[૨૮]મરણ પામેલા ઘોડાવાળા તથા શત્રુઓએ હાંકી કાઢેલા અનેક ઘોડેસ્વારો, હાથમાં તરવાર લઇને ચારે બાજુ નાસભાગ કરતા અમારા જોવામાં આવતા હતા. વળી એ મહાસંગ્રામમાં કોઇ નાસી ભાગેલો હાથી સામે આવતાંજ બીજો હાથી પણ એકદમ પાળાઓને તથા ઘોડાઓને કચડી નાખીને ત્યાંથી નાસવા લાગ્યો;[૩૦] તેમજ હે રાજન્ ! એ રણસંગ્રામમાં નાસભાગ કરતો હાથી, રથોને ભાંગીને ભુકકો કરી નાખતો હતો તથા આમતેમ દોડતારથો અને પૃથ્વીપર પડેલાઘોડાઓને ચગદી નાખીને આગળ જતાં રણભૂમિપર વચ્ચે રહેલાં માણસોને તથા ઘોડાઓને પણ કચરી નાખતો હતો. એ પ્રમાણે હે રાજન્ ! અનેક પ્રકારે તેઓ પરસ્પરનો કચ્ચરઘાણ કરી નાખતા હતા.[૩૧,૩૨]

જ્યારે આવી રીતે મહાભયંકર અને રૌદ્ર એવો એ સંગ્રામ ચાલતો હતો, ત્યારે એ રણભૂમિપર લોહીની નદી વહેવા લાગી. એ નદીમાં આંતરડાંરૂપ તરંગો હતા,[૩૩] હાડકાંના ઢગલારૂપ વચ્ચે આવતી મહાન ખડકો હતી, માણસોના અને ઘોડાઓના વાળરૂપ શેવાળ હતી, લીલા ઘાસનાં બે કડાં હતાં, રથોરૂપ એ નદીના મોટા ધરા હતા, બાણોરૂપ એ નદીમાં ચકરીઓ હતી અને ઘોડાઓરૂપ માછલાંવડે એ નદી મહા દુરાસદ જણાતી હતી.[૩૪] વળી એ નદી માણસોનાં મસ્તકોરૂપ પથ્થરોથી તથા હાથીઓરૂપ મોટાં ગુંડોથી ભરપૂર હતી, કવચ અને મુકુટરૂપ ફીણવાળી, ધનુષ્યોરૂપ વેગવાળી અને તરવાર–ઢાલરૂપ કાચબાવાળી હતી.[૩૫] પતાકા અને ધ્વજાઓ એ નદીના કિનારાનાં વૃક્ષો હતાં. એ નદી મનુષ્યોરૂપ કાંઠાનો નાશ કરનારી હતી. રાક્ષસોરૂપ હંસપક્ષીઓથી એ નદી વ્યાપ્ત હતી. બીજી નદીઓ તો સમુદ્રની વૃદ્ધિ કરનારી હોય છે અને આ નદી તો યમરાજાના રાજ્યને વધારનારી હતી,[૩૬] હે રાજન્! ઘણા શૂરા મહારથી ક્ષત્રિયો, એ નદીને રથ, હાથી તથા ઘોડારૂપ નાવવડે નિર્ભય થઇને તરી જતા હતા.[૩૭] જેમ વૈતરણી નદી પ્રેતોને યમરાજાના નગરપ્રત્યે લઈ જાય છે, તેમ આ નદી રણસંગ્રામથી ભય પામેલા મૂર્છાવશ મનુષ્યોને તાણી જતી હતી.[૩૮]

આવો મહાન સંહાર જોઇને, ત્યાં રહેલા ક્ષત્રિયો, ઉચ્ચસ્વરેથી બોલતા હતા કેઃ–"દુર્યોધનના અપરાધથી આ બિચારા ક્ષત્રિયો નાશ પામે છે.લોભથી મોહિત થયેલો પાપાત્મા ધૃતરાષ્ટ્ર રાજા ગુણવાન એવા પાંડવોપર શામાટે દ્વેષ કરે છે? " આ પ્રમાણે પાંડવોનાં વખાણવાળી અને તમારા પુત્રોની દારુણ નિંદાવાળી વાણી ત્યાં માંહોમાંહે સંભળાતી હતી. સર્વ સૈનિકોએ કહેલી એ વાણી સાંભળીને, હે રાજા ! સર્વ લોકનો અપરાધી બનેલો તમારો પુત્ર દુર્યોધન ભીષ્મ, દ્રોણ, કૃપ, શલ્ય આદિ યોદ્ધાઓને કહેવા લાગ્યો કેઃ–"અભિમાનનો ત્યાગ કરીને તમેલડયાજ કરો. વખત કેમ લગાડો છો ?"[૩૯–૪૩]

હે રાજન્ ! દુર્યોધનનાં એ વચન સાંભળતાંજ પુનઃ કૌરવો અને પાંડવોનું જુગાર રમવામાંથી ઉભું થયેલું એ મહાઘોર યુદ્ધ તે વેળા ચાલુ થયું.[૪૪] હે વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા ! તમને મહાત્મા પુરુષોએ ઘણી વખત વાર્યા હતા છતાં પણ તમે કોઇનું માન્યું નહિ; જેથી આ દારુણ ફળ પ્રાપ્ત થયું છે, તે તમે જુઓ. હે રાજન્ ! આ યુદ્ધમાં સૈન્યો અને પોતાના અનુયાયીઓસહિત પાંડવો પોતાના પ્રાણનું રક્ષણ કરતા નથી; તેમજ કૌરવો પણ પ્રાણની દરકાર કરતા નથી.[૪૫] હે પુરુષવ્યાઘ્ર ! આ ભયંકર એવો સ્વજનોનો નાશ થઇ રહ્યો છે, તેનું કારણ

દૈવ હોય અથવા તો તમારી અનીતિ હોય.[૪૭]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં " સંકુલ યુદ્ધ " એ વિષયનો અધ્યાય ૧૦૩ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૪ મો
### નવમો દિવસ (ચાલુ)–ભીષ્મ અને સાત્યકિનું યુદ્ધ

॥ संजय उवाच ॥

**अर्जुनस्तान्नरव्याघ्रः सुशर्मानुचरान्नृपान् ।**
**अनयत्प्रेत राजस्य सदनं सायकैः शितैः ॥१॥**

સંજયે કહ્યું:–પુરુષવ્યાઘ્ર અર્જુને, સુશર્માના અનુચર રાજાઓને તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી યમરાજાને ઘેર વિદાય કરવા માંડયા;[૧] ત્યારે સુશર્માએ પણ એ સંગ્રામમાં અર્જુનને બાણો મૂકી વિંધવા માંડયો. તેણે સિત્તર બાણોથી કૃષ્ણને તથા નવ બાણોથી અર્જુનને પુનઃ પ્રહાર કર્યો.[૨] મહારથી અર્જુને અનેક બાણો મૂકી, તે સુશર્માને આગળ વધતો અટકાવી દીધો; અને તેના અનુયાયી યોદ્ધાઓને યમદ્વારમાં મોકલી દેવા લાગ્યો.[૩] પ્રલય વખતના કાળની પેઠે અર્જુનથી હણાતા સુશર્માના સૈનિકો પોતાનાપરની ભયંકર સ્થિતિ થતાં ત્યાંથી પલાયન થવા લાગ્યા.[૪] હે રાજન્ ! કેટલાએક ઘોડા પડતા મૂકીને, કેટલાએક પોતાના રથોને ત્યાંજ રહેવા દઇને અને કેટલાએક તો પોતાના હાથીઓને પણ ત્યાં છોડી દઇ મુઠ્ઠીઓ વાળીને દશે દિશાઓમાં નાઠા;[૫] અને વળી બીજા કેટલાએક યોદ્ધાઓ પોતાના હાથી, ઘોડા અને રથોને લઇને ત્વરાપૂર્વક ભાગવા લાગ્યા.[૬] હે ભારત ! પાળાઓ પણ પોતાનાં શસ્ત્રોને એ મહારણમાં છોડીને, યુદ્ધની દરકાર કર્યાવિના જેમ ફાવ્યું તેમ ત્યાંથી એકદમ નાસી ગયા.[૭] ત્રિગર્તરાજ સુશર્મા અને બીજા મોટા મોટા રાજાઓએ ઘણું એ વાર્યા છતાં પણ તેઓ ઉભા રહ્યા નહિ;[૮] ત્યારે હે રાજા ! તે સૈન્યને આમ નાસતું જોઈ, તમારો પુત્ર દુર્યોધન, સર્વ સૈન્યસહિત ભીષ્મ પિતામહને આગળ કરી, ત્રિગર્તરાજ સુશર્માનો જીવ બચાવવામાટે પોતાનાથી બનતો સર્વ ઉદ્યોગ કરીને અર્જુનસામે ધસી ગયો.[૯,૧૦] એ વેળા અર્જુનસામેના યુદ્ધમાં પોતાના ભાઈઓસહિત અનેક બાણોને વરસાવતો સુશર્મા એકલોજ ત્યાં ઉભો રહ્યો હતો. બાકીના સર્વ યોદ્ધાઓ ત્યાંથી નાસી ગયા હતા.[૧૧] હે રાજન્ ! પેલી તરફથી મનમાં દંશ રાખતા પાંડવો પણ અર્જુનનું રક્ષણ કરવામાટે જે સ્થળે ભીષ્મ ઉભા હતા ત્યાં મહાપ્રયાસ કરીને પણ આવી પહોંચ્યા.[૧૨] ગાંડીવધનુષ્યધારી અર્જુનનું ઘોર પરાક્રમ જાણનારા તેઓ, 'હાહા, હોહો' એવા શબ્દથી ઉત્સાહ કરીને ચારેબાજુએથી ભીષ્મને વીંટઇ વળ્યા.[૧૩]

ત્યારપછી તાલવૃક્ષનાં ચિહ્નવાળી ધ્વજાવાળા શૂરા ભીષ્મે મજબૂત ગાંઠવાળાં બાણો મૂકીને પાંડવોની સેનાને છાઇ દેવા માંડી.[૧૪] જ્યારે સૂર્ય આકાશના મધ્યભાગમાં આવ્યો, ત્યારે હે મહારાજ ! પરસ્પર એકમેક થઈગયેલા પાંડવો અને કૌરવો યુદ્ધ કરી રહ્યા હતા.[૧૫] સાત્યકિએ પાંચ બાણોનો પ્રહાર કરી કૃતવર્માને વિંધી નાખ્યો અને વળી રણમાં શૂરો થઇને હજારો બાણો વરસાવતો યુદ્ધમાં ઉભો રહ્યો;[૧૬] તેમજ દ્રુપદ રાજાએ તીક્ષ્ણ બાણોથી દ્રોણાચાર્યને વિંધી નાખ્યા અને ફરીપણ તેને સિત્તેર બાણોનો પ્રહાર કરી તેના સારથિને પણ પાંચ બાણોથી વિંધી નાખ્યો.[૧૭] ભીમસેન પણ રાજા બાહ્લિકને તથા ભીષ્મને વિંધી નાખીને, વનમાં રહેલા વાઘની પેઠે મોટા શબ્દથી ગર્જના કરવા લાગ્યો.[૧૮] ચિત્રસેને અર્જુનપુત્ર અભિમન્યુને ઘણાં બાણોથી વિંધી નાખ્યો; છતાંપણ અભિમન્યુ શૂરવીર થઇને હજારો બાણો વરસાવતો યુદ્ધમાં ઉભો રહ્યા હતો.[૧૯] પછી તેણે ત્રણ બાણોવડે ચિત્રસેનને સખ્ત પ્રહાર કર્યો. હે રાજન્ ! જ્યારે એ બન્ને શ્રેષ્ઠ વીરો યુદ્ધ કરી રહ્યા હતા, ત્યારે આકાશમાં સામસામા આવી મળેલા મહાઘોર બુધ અને શનિશ્ચર હોય તેવા શોભતા હતા. શત્રુસંહારક બળવાન અભિમન્યુએ, તે ચિત્રસેનના સારથિને તથા ચારેય ઘોડાઓને મારી નાખીને મોટા શબ્દથી ગર્જના કરી મૂકી. હે રાજા ! ત્યા-

રે મહારથી ચિત્રસેન, મરણ પામેલા ઘોડાવાળા રથપરથી કૂદી પડીને એકદમ દુર્મુખના રથપર ચઢી ગયો.

પરાક્રમી દ્રોણાચાર્યે સત્વર નમેલાં પર્વવાળાં બાણો મૂકીને રાજા દ્રુપદને તથા એના સારથિને ઘાયલ કરી નાખ્યા. સૈન્યના મોખરામાં આ પ્રમાણે પીડાયેલો દ્રુપદરાજા, તેની સાથેના પૂર્વના વૈરને યાદ કરીને વેગવાળા ઘોડા જોડેલા રથમાં બેસીને ત્યાંથી ખસી ગયો. ભીમસેને રાજા બાહ્લિકને એક મુહૂર્તકાળમાં રથ, ઘોડા અને સારથિવિનાનો કરી નાખ્યો. હે મહારાજ ! તેથી પરમ સંશયમાં આવી પડેલો તથા ગભરાઇ ગયેલો નરશ્રેષ્ઠ બાહ્લિકરાજા, એકદમ કૂદીને લક્ષ્મણના રથપર ચઢી ગયો.

એ મહારણમાં સાત્યકિ, કૃતવર્માને ખાળી દઈ, અનેક પ્રકારનાં બાણોને મૂકતો મૂકતો પિતામહ ભીષ્મ પાસે આવી પહોંચ્યો.[૨૮] પોતાના રથની બેઠકપર જાણે નૃત્ય કરતો હોયની તેમ દેખાતો અને મહાન ધનુષ્યને ધુણાવતો સાત્યકિ પીછાં બાંધેલાં તીક્ષ્ણ સાઠ બાણો મૂકી ભરતવંશી પિતામહને વિંધવા લાગ્યો;[૨૯] ત્યારે પિતામહે સુવર્ણથી ચિત્રવિચિત્ર દેખાતી, મહાવેગવાળી અને નાગકન્યાસમાન સુંદર જણાતી લોખંડની મહાન શક્તિ સાત્યકિ સામે ફેંકી.[૩૦] સાક્ષાત્ કાળસમાન એકાએક ધસી આવતી તે અતિ દુર્જય મહાશક્તિને, મહાન યશવાળા સાત્યકિએ ઘણી ચાલાકીથી ચૂકાવી દીધી,[૩૧] ત્યારે મહાતેજસ્વી તથા પરમ દારુણ એવી તે શક્તિ સાત્યકિપર નહિ પડતાં આકાશમાંથી પડતા ઉલ્કાપાતની પેઠે પૃથ્વીપર આવી પડી.[૩૨] હે રાજન્ ! પછી સાત્યકિએ પણ સુવર્ણસમાન કાંતિવાળી પોતાની શક્તિને એકદમ વેગપૂર્વક ગ્રહણ કરીને પિતામહના રથ સામે ફેંકી.[૩૩] જેમ કાળરાત્રિ પુરુષ તરફ ધસી જાય તેમ,સાત્યકિના હાથના વેગથી સડસડાટ કરતી એ શક્તિ વેગપૂર્વક ધસી જતી હતી.[૩૪] એકદમ ઝપાટાથી ચાલી આવતી તે શક્તિને ભરતવંશી પિતામહે તીક્ષ્ણ એવાં બે ક્ષુરપ્રબાણોથી બે કકડા કરી કાપી નાખી; જેથી તે શક્તિ પૃથ્વીપર આવીને વીખરાઈ પડી.[૩૫] એ પ્રમાણે શક્તિને કાપી નાખીને ક્રોધાયમાન થયેલા શત્રુનાશન પિતામહે, મંદ હાસ્ય કરી નવ બાણોથી સાત્યકિને છાતીમાં ઘાયલ કર્યો;[૩૬] એટલે પાંડવો અને તેમના પૂર્વજો, રથ,ઘોડા અને હાથીને સાથે લઇ, સાત્યકિનું રક્ષણ કરવામાટે ભીષ્મને ઘેરી વળ્યા.[૩૭] પછી યુદ્ધમાં વિજયની ઈચ્છાવાળા કૌરવો અને પાંડવોનું રોમાંચ કરી દે તેવું તુમુલ યુદ્ધ ચાલુ થયું.[૩૮]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં
'વાર્ષ્ણેય યુદ્ધ' એ વિષયનો
અધ્યાય ૧૦૪ મો સમાપ્ત

# અધ્યાય ૧૦૫ મો

## નવમો દિવસ (ચાલુ)–સંકુલ યુદ્ધ

॥ संजय उवाच ॥

**दृष्ट्वा भीष्मं रणे क्रुद्धं पांडवैरभिसंवृतम् ।**
**यथा मेघैर्महाराज तपांते दिवि भास्करम् ॥**

સંજયે કહ્યું:–હે મહારાજ ! એ રણસંગ્રામમાં ક્રોધાયમાન થયેલા ભીષ્મને, જેમ વર્ષાઋતુમાં મેઘમંડળ આકાશમાં સૂર્યને ઢાંકી દે છે તેમ, પાંડવોથી વીંટાયેલા જોઇ, રાજા દુર્યોધન દુઃશાસનને કહેવા લાગ્યો:–"હે ભરતશ્રેષ્ઠ દુઃશાસન ! શૂરવીરોનો નાશ કરનાર તથા મહાધનુર્ધર આ શૂરા ભીષ્મપિતામહને, શૂરા પાંડવોએ ચારેબાજુથી ઘેરી લીધા છે; માટે હે વીર ! એ મહાત્માનું તારે રક્ષણ કરવું.[૧-૩] જો આ સંગ્રામમાં આપણા પિતામહ ભીષ્મનું રક્ષણ થશે, તો તે પિતામહ યુદ્ધકરવામાટે સજ્જ થયેલા પાંચાળો અને પાંડવોનો નાશ કરશે.[૪] આ યુદ્ધમાં ભીષ્મ પિતામહનું રક્ષણ કરવું તેનેજ હું મુખ્ય કર્તવ્ય માનું છું; કારણકે મહાધનુર્ધર એ ભીષ્મપિતામહ આપણું રક્ષણ કરનારા છે,[૫] માટે તમે આ સંગ્રામમાં દુષ્કર પરાક્રમને કરનારા પિતામહનું, સર્વ સૈન્યથી તેમને વીંટાઈ વળી ચારે તરફથી રક્ષણ કરો."[૬] આમ દુર્યોધને જ્યારે કહ્યું, ત્યારે તમારો પુત્ર દુઃશાસન, મોટા સૈન્યને સાથે લઇ, ભીષ્મને ચારેબાજુથી વીંટળાઈને ઉભો

રહ્યો.[૭] ત્યારપછી સુલબપુત્ર શકુનિ હાથમાં ઝળહળતાં ભાલાંને ધારણ કરનારા, રૂષ્ટિ, તોમર આદિ હથિયારોવાળા, ગર્વિષ્ઠ, ઉત્તમ પોશાકવાળા, બળવાળા, પતાકાઓને ફરકાવવાવાળા, એકલાખ ઘોડેસ્વારોના સૈન્યને તથા સારી રીતે કેળવાયેલા, યુદ્ધ કરવામાં કુશળ એવા બીજા કેટલાએક નરવીરોને સાથે લઇ ભીષ્મસામે ધસી આવતા નકુલ, સહદેવ અને ધર્મરાજાને ચારે બાજુથી ઘેરી લઈ તેઓને આગળ વધતા અટકાવવા લાગ્યો.[૮-૧૦]વળી દુર્યોધનરાજાએ પણ પાંડવોને આગળ વધતા અટકાવવામાટે દશહજાર શૂરવીર ઘોડેસ્વારોને ત્યાં મોકલ્યા.[૧૧] હે રાજન્! જાણે ગરુડપક્ષી ધસી આવતો હોય તેમ મહાવેગથી ધસી આવતા એ ઘોડાઓની ખરીઓના પ્રહારથી પૃથ્વી કંપાયમાન થઇને ગર્જના કરતી હતી.[૧૨] જેમ કોઇ પર્વતમાં સળગી ઉઠેલા મોટા વાંસના વનના ધડાકા અને ફડાકા થાય, તેમ એ ઘોડાઓની ખરીઓના ખડખડાટનો મહાન શબ્દ સંભળાતો હતો.[૧૩] એકદમ કૂદી આવતા એ ઘોડાઓને લીધે એટલી બધી રજ ઉડી, કે તે આકાશમાં સૂર્યના રથસુધી પહોંચી જઇને સૂર્યને ઢાંકી દેવા લાગી.[૧૪] જેમ મહાવેગથી ઉડી આવેલા હંસોથી મોટું સરોવર ખળભળી ઉઠે, તેમ એ વેગવાળા ઘોડેસ્વારોના ધસારાથી પાંડવોની સેના ખળભળી ઉઠી.[૧૫] એ ઘોડાઓના હણહણાટના શબ્દવડે ત્યાં બીજું કાંઈપણ સંભળાતું ન હતું. પછી રાજા યુધિષ્ઠિર, નકુલ અને સહદેવ-જેમ વર્ષાકાળમાં ચારે બાજુથી અત્યંત ગભરાઇ ગયેલા અને પૂર્ણિમાને દિવસે અત્યંત ઉછળી રહેલા મહાસાગરના વેગને તેનો તટ (કાંઠો) રોકી રાખે છે, તેમ યુદ્ધમાં ધસી આવતા એ ઘોડેસ્વારોના વેગને રોકી રાખ્યો. પછી હે રાજન્! એ રથીઓ દૃઢ ગાંઠાવાળાં તીક્ષ્ણ બાણો મૂકીને ઘોડેસ્વારોનાં મસ્તકોને કાપવા લાગ્યા. દૃઢ ધનુષ્યવાળા એ વીરોવડે માર્યા ગયેલા ઘોડેસ્વારો પર્વતનાં કોતરોમાં જેમ મોટા ગજેન્દ્રોએ મારી નાખેલા નાના હાથીઓ પછડાઇ પડે તેમ ઘોડાઓપરથી પછડાવા લાગ્યા. દશે દિશામાં ઘુમતા યુધિષ્ઠિરના યોદ્ધાઓ, ભાલાંઓથી અને નમેલાં પર્વવાળાં તીક્ષ્ણ બાણોથી સ્વારોનાં મસ્તકો કાપવા મંડયા. હે ભરતશ્રેષ્ઠ! બન્ને તરફ ધારવાળી તરવારોથી માર્યા ગયેલા ઘોડેસ્વારોનાં મસ્તકો જેમ મોટાં વૃક્ષોપરથી પાકેલાં ફળો પૃથ્વીપર પડે તેમ ઘોડાઓપરથી રણભૂમિપર ટપોટપ પડવાલાગ્યાં.આવીરીતે ઘોડેસ્વારોસહિત માર્યા ગયેલા ઘોડાઓ પણ જ્યાં ત્યાં રણભૂમિપર પડતા અને પડેલા જોવામાં આવતા હતા. જેમ સિંહને જોઇને મૃગલાંઓ પ્રાણ બચાવવા તત્પર થઇને નાસી જાય છે, તેમ પ્રહાર કરાતા ઘોડાઓ પણ ભયભીત થઇને ત્યાંથી નાસવા લાગ્યા.

હે મહારાજ! એ પ્રમાણે પોતાના શત્રુઓને રણસંગ્રામમાં જીતીને પાંડવો શંખો ફુંકવા લાગ્યા તથા ભેરીઓ વગાડવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ! આવી રીતે પોતાના સૈન્યને હારેલું જોઇ દીન થયેલો દુર્યોધન, મદ્રરાજ શલ્યને આ પ્રમાણેનું વચન કહેવા લાગ્યો:–

"હે મહાબાહો! આ પાંડુનો મોટો પુત્ર યુધિષ્ઠિર, પોતાના ભાઇ નકુલ અને સહદેવને સાથે રાખી, આપણી સેનાને નસાડી રહ્યો છે, તે તમે જુઓ; માટે હે મહાબાહો! કાંઠો જેમ સમુદ્રને આગળ વધતો અટકાવે, તેમ તમે તેને આગળ વધતો અટકાવો. તમારૂં બળ અને પરાક્રમ અત્યંત અસહ્ય છે, એમ અમે સાંભળેલું છે." તમારા પુત્રનું આવું વાક્ય સાંભળીને પ્રતાપી શલ્ય, અનેક રથોને સાથે લઇને જ્યાં રાજા યુધિષ્ઠિર હતો ત્યાં જઈ પહોંચ્યો. મોટા પ્રવાહસરખા વેગવાળાં એ શલ્ય રાજાના મહાસૈન્યને એકાએક ધસી આવતું જોઈ, રાજા યુધિષ્ઠિરે તેને આગળ વધતું અટકાવ્યું; અને મહારથી ધર્મરાજાએ,દશ બાણોનો પ્રહાર કરી મદ્રરાજાને છાતીમાં એકદમ ઘાયલ કર્યો. નકુલ અને સહદેવે પણ સીધી ગતિવાળાં સાત બાણોવડે મદ્રરાજાને પ્રહાર કર્યો; ત્યારે મદ્રરાજાએ પણ ત્રણ ત્રણ બાણોવડે એ બધાને પ્રહાર કર્યો અને ફરી બીજાં તીક્ષ્ણ સાઠ બાણો મૂકી, યુધિષ્ઠિરરાજાને વિંધી નાખ્યા તથા ગભરાઇ ગયેલા નકુલ અને સહદેવને બીજાં બબ્બે બાણોનો પ્રહાર કર્યો. ત્યારપછી શત્રુઓને જીતનાર મહાબાહુ ભીમસેન, એ યુ-

દ્ધમાં મૃત્યુના મુખમાં આવી ગયેલા ન હોય! તેમ રાજા યુધિષ્ઠિરને મદ્રરાજાના રથસુધી પહોંચી ગયેલા જોઇ, એકદમ તેમની વહાર કરવા જઈ પહોંચ્યો.[૩૩,૩૪] એ રીતે સૂર્યનારાયણ જ્યારે પશ્ચિમદિશામાં ઉતરી પડતા હતા, ત્યારે મહાઘોર દારુણ યુદ્ધ મચી રહ્યું હતું.[૩૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "સંકુલયુદ્ધ" એ વિષયનો અધ્યાય ૧૦૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૬ મો

### નવમો દિવસ સમાપ્ત–અજિત ભીષ્મ

**॥ संजय उवाच ॥**

**ततः पिता तव क्रुद्धो निशितैः सायकोत्तमैः ।**
**आजघान रणे पार्थान्सहसेनान्समंततः ॥ १ ॥**

સંજયે કહ્યું:–ત્યારપછી ક્રોધાયમાન થયેલા તમારા પિતા ભીષ્મ, મોટાં મોટાં તીક્ષ્ણ બાણોવડે પાંડવોને તથા તેઓની સેનાને ચારેબાજુથી પ્રહાર કરવા મંડ્યા.[૧] તેમણે ભીમસેનને બાર બાણોથી, સાત્યકિને નવ બાણોથી, નકુલને ત્રણ બાણોથી અને સહદેવને સાત બાણોથી વિંધી નાખ્યા.[૨] વળી યુધિષ્ઠિરને બાર બાણોથી તેના બન્ને બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો; અને ધૃષ્ટદ્યુમ્નને પણ વિંધી નાખીને મહાબળવાન પિતામહે ગર્જના કરી મૂકી.[૩] ત્યારે તે પિતામહને નકુલે બાર બાણોથી, સાત્યકિએ ત્રણ બાણોથી, ધૃષ્ટદ્યુમ્ને સિત્તેર બાણોથી, ભીમસેને સાત બાણોથી અને યુધિષ્ઠિરે બાર બાણોથી સામા વિંધી નાખ્યા. દ્રોણાચાર્યે ભીમને તથા સાત્યકિને યમદંડસમાન તીક્ષ્ણ એવાં પાંચ પાંચ બાણોનો પ્રહાર કરીને ઘાયલ કર્યા; ત્યારે એ બન્ને જણાએ પણ સીધી ગતિવાળાં ત્રણ ત્રણ બાણોનો પ્રહાર કર્યો. એ બ્રાહ્મણશ્રેષ્ઠને તેઓએ અંકુશથી હાથીને મારે તેમ માર માર્યો હતો.

એ મહારણમાં સૌવીરો, કિતવો, પૂર્વદેશીય, પશ્ચિમદેશીય, ઉત્તરદેશીય, માળવ, અભીષાહ, શૂરસેન, શિબિઓ તથા વસાતિ આદિ યોદ્ધાઓ ભીષ્મના હાથે તીક્ષ્ણ બાણોથી માર ખાતા હતા; છતાં પણ ભીષ્મને છોડી જતા ન હતા, પણ ભીષ્મસામાજ યુદ્ધ કરી રહ્યા હતા. વળી તમારા પક્ષના અનેક દેશમાંથી આવેલા રાજાઓ પણ અનેક પ્રકારનાં આયુધોને હાથમાં લઇને પાંડવોસામા ચઢી જતા હતા; તેમજ હે રાજન્! પાંડવો પણ પિતામહને ચારેબાજુથી ઘેરી વળ્યા હતા. આમ ચારે તરફથી રથોના સમૂહવડે ઘેરાયેલા અજિત ભીષ્મ, વનમાં પડેલા અગ્નિની પેઠે, શત્રુઓનો નાશ કરતા ક્રોધથી પ્રજ્વલિત થઈ ગયા હતા. રથરૂપ અગ્નિની શાળામાં રહેલો, ધનુષ્યરૂપ જ્વાળાવાળો, તરવાર, શક્તિ અને ગદારૂપ કાષ્ઠવાળો અને બાણોરૂપ તણખાવાળો ભીષ્મરૂપ અગ્નિ, મોટા મોટા ક્ષત્રિયવીરોને બાળી રહ્યો હતો. તે પિતામહ, સુવર્ણનાં પુંખવાળાં તથા ગીધનાં પીછાંવાળાં કાન જેવા આકારનાં બાણોથી, નળી જેવા આકારનાં બાણોથી અને નારાચ નામનાં બાણોથી પાંડવોના સૈન્યને છાઈ દેતા હતા તથા તીક્ષ્ણ બાણો છોડીને ધ્વજાઓને અને રથીઓને રણભૂમિપર પાડી દેતા હતા તેમજ અનેક રથોને ઠુંઠાં થયેલા તાડના વન જેવા કરી નાખ્યા.

એ પ્રમાણે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ મહાબાહુ પિતામહે, એ યુદ્ધમાં, રથોને રથીવિનાના, ઘોડાઓને સ્વારવિનાના તથા હાથીઓને માવતવિનાના કરી નાખ્યા. વજ્રના આઘાતસમાન એ ભીષ્મના ધનુષ્યની પ્રત્યંચાના શબ્દને સાંભળીને સર્વ ભૂતો કંપી જતાં હતાં. હે ભારત! તમારા પિતાનાં સર્વ બાણો સફળજ થતાં હતાં અને તેના ધનુષ્યમાંથી છૂટેલાં એ બાણો માત્ર બખ્તરોમાંજ નહિ વળગી રહેતાં યોદ્ધાઓનાં શરીરોમાં દાખલ થઈ જતાં હતાં. હે રાજા! મરણ પામેલા રથીઓવાળા ખાલી પડેલા રથોને જોડાયેલા વેગવાળા ઘોડાઓ, એ રણભૂમિપર ચારેબાજુ ખેંચાખેંચ કરી રહેલા અમારા જોવામાં આવતા હતા. ચેદિ, કાશી અને કરૂષ દેશના ચૌદહજાર પ્રસિદ્ધ મહારથીઓ કે જેઓ મહાકુળવાન, પ્રાણ જતાં પણ યુદ્ધમાંથી પાછા ન હઠે તેવા અને સુવર્ણધ્વજવાળા હતા, તેઓ પણ ફાડેલા

મુખવાળા કાળસમાન ભીષ્મ સામે યુદ્ધ કરીને ઘોડા, રથ અને હાથીસહિત મૃત્યુલોકમાં વિદાય થઇ ગયા હતા.[૪-૨૦] હે મહારાજ! એ સમયે ભાંગી ગયેલાં ધુંસરાંવાળા તૂટી ગયેલા, સામાનવાળા અને ભાંગી ગયેલા પૈડાંવાળા સેંકડો અને હજારો રથ અમારી નજરે પડતા હતા.[૨૧] વળી હે રાજા! વરુથ (શસ્ત્રાદિથી રક્ષણ કરવામાટે રથની ચારે બાજુ લોઢું વગેરે ધાતુનું બનાવેલું આવરણ) સહિત ભાંગી ગયેલા રથોથી, તૂટી પડેલા રથોથી, બાણોથી, છિન્નભિન્ન થયેલાં સારાં સારાં કવચોથી, પટ્ટિશોથી, ગદાથી, ભિંદિપાલોથી, તીક્ષ્ણ બાણોથી, રથના નીચેના ભાગનાં લાકડાંથી, ભાથાઓથી, ભાંગી ગયેલાં રથનાં પૈડાંથી, કપાઇ ગયેલા યોદ્ધાઓના હાથોથી, ધનુષ્યોથી, તરવારોથી, વીરોનાં કપાઇ ગયેલાં કુંડળોસહિત મસ્તકોથી, હાથે બાંધવાનાં બખ્તરોથી, આંગળીઓમાં પહેરવાની ચામડાની નળીઓથી, કપાઇ પડેલી ધ્વજાઓથી અને અનેક પ્રકારનાં કપાઇ ગયેલાં ધનુષ્યોથી આખી રણભૂમિ છવાઇ ગઇ હતી. હે રાજન્! માર્યા ગયેલા માવતોવાળા હાથીઓ, ઘોડાઓ અને ઘોડેસ્વારો, સેંકડો અને હજારોની સંખ્યામાં મરણ પામેલા ત્યાં પડયા હતા. વળી એ વખતે, ભીષ્મના બાણથી પીડાયેલા અને તેથીજ નાસભાગ કરતા પાંડવસેનાના મહારથીઓને, બીજા અનેક વીરો પ્રયાસ કર્યાછતાં પણ પાછાવાળીશક્યા નહિ. ઇંદ્રસમાન પરાક્રમવાળા ભીષ્મપિતામહે, વધ કરાતી એ પાંડવોની મહાસેનામાં એટલું બધું ભંગાણ પાડયું કે જેથી હે મહારાજ! બે માણસો સાથે રહીને નાસતા ન હતા-અર્થાત્ તદ્દન છૂટા પડીને પલાયન થતા હતા. વિંધાઇ ગયેલા રથ, હાથી અને ઘોડાવાળું, પડી ગયેલી ધ્વજાઓવાળું તથા બેભાન થયેલું પાંડવોનું સૈન્ય હાહાકાર કરી રહ્યું હતું. એ સંગ્રામમાં દૈવબળથી પ્રેરાયેલો પિતા પુત્રને, પુત્ર પિતાને તથા મિત્ર પોતાના પ્રિય મિત્રને મારી નાખતો હતો. એ સમયે કેટલાએક પાંડવોના સૈનિકો, કવચોને ત્યજી દઇને છૂટાકેશે આમતેમ દોડતા દેખાતા હતા.વળી આમતેમ નાસાનાસ કરતા રથોવાળું પાંડવોનું સૈન્ય, ભડકેલાં ગાયોનાં ટોળાંની પેઠે દીન સ્વરથી પોકાર કરતું હતું.

આવીરીતે પાંડવોના સૈન્યમાં મોટું ભંગાણ પડેલું જોઇ,યાદવનંદન શ્રીકૃષ્ણ,રથને ઉભો રાખી અર્જુનને આ પ્રમાણે કહેવા લાગ્યા:-"હે પાર્થ! જે સમયની તું ઇચ્છા કરતો હતો તે સમય,અત્યારે આવી પહોંચ્યો છે. હે નરવ્યાઘ્ર! જો તું મોહને લીધે ન ગભરાતો હોયતો હવે પ્રહાર કર. હે વીર! તેં પહેલાં વિરાટનગરમાં તે રાજાઓના સમાગમ વખતે સંજયની પાસે કહ્યું હતું કે, "હું યુદ્ધમાં મારી સામે આવીને લડનારા ભીષ્મ, દ્રોણ વગેરે દુર્યોધનના યોદ્ધાઓનો તેમના અનુયાયીઓસહિત નાશ કરીશ." એ વચનને હે શત્રુદમન અર્જુન! હવે સત્ય કરી બતાવ[૨૨-૩૬] અને ક્ષત્રિયધર્મનું સ્મરણ કરી શોકરહિત થઇને યુદ્ધ કર."

એ પ્રમાણે શ્રીકૃષ્ણનું વચન સાંભળી અર્જુન, નીચે મોઢે તિરછી દૃષ્ટિ કરીને નિઃસ્પૃહ થયો હોય તેમ,આ પ્રમાણે કહેવા લાગ્યો:-"અવધ્ય એવા કુટુંબીઓનો વધ કરી નરકના પરિણામવાળું રાજ્ય મેળવવું અથવા વનમાં વાસ કરી દુઃખો સહન કરવાં, એ બેમાંથી મને કયું શ્રેયસ્કર છે? ઠીક ચાલો,જ્યાં ભીષ્મ છે ત્યાં આપણા અશ્વોને હાંકો. હું તમારૂં વચન સત્ય કરીશ. દુર્ધર્ષ કુરૂપિતામહ ભીષ્મનો હું નાશ કરીશ." આ પ્રમાણે અર્જુન કહી રહ્યો એટલે શ્રીકૃષ્ણે રૂપેરીરંગના ઘોડાઓને,સૂર્યસમાન-જોવાને અશક્ય એવા ભીષ્મ જ્યાં હતા તે તરફ હાંકયા. આવી રીતે એ યુદ્ધમાં મહાબાહુ અર્જુનને ભીષ્મસામે તત્પર થયેલો જોઈ, યુધિષ્ઠિરનું નાસી જતું મહાસૈન્ય પાછું વળ્યું. ત્યારપછી સિંહની પેઠે વારંવાર ગર્જના કરતા કુરુશ્રેષ્ઠ ભીષ્મ, અર્જુનના રથપર એકદમ બાણોનો વરસાદ વરસાવી તેને છાઈ દેવા લાગ્યા. હે ભારત! એક ક્ષણવારમાં ઘોડા અને સારથિસહિત, અર્જુનનો તે રથ બાણોના વરસાદને લીધે દેખાતો બંધ થયો; પણ એ સમયે કૃષ્ણ જરાપણ ગભરાયા નહિ અને ધીરજ ધારણ કરીને ભીષ્મનાં બાણોથી વિંધાઈ ગયેલા ઘોડાઓને સત્વર આગળ હાંક-

વા લાગ્યા. પછી અર્જુને, મેઘસમાન ઘોષવાળું પોતાનું દિવ્ય ધનુષ્ય ગ્રહણ કરીને તીક્ષ્ણ બાણો મૂકયાં અને ભીષ્મના ધનુષ્યને કાપી નાખી પાડી દીધું; ત્યારે કપાયેલા ધનુષ્યવાળા કુરુવંશજ તમારા પિતા ભીષ્મે એકદમ બીજું ધનુષ્ય લીધું અને એક નિમિષ જેટલા અંતરમાં મેઘસમાન ઘોષવાળા તે ધનુષ્યને ચઢાવીને ખેંચવા માંડયું; પરંતુ એટલામાં તો ક્રોધાયમાન થયેલા અર્જુને પિતામહના એ ધનુષ્યને પણ કાપી નાખ્યું. અર્જુનની આવી ચતુરાઈનાં શાંતનુકુમાર ભીષ્મ વખાણ કરવા લાગ્યા અને તેને કહેવા લાગ્યા કેઃ– "શાબાશ ધનુર્ધર અર્જુન! શાબાશ! હે મહાબાહુ કુંતાપુત્ર! ધન્ય છે તને!" આમ કહીને તેમણે બીજું સુંદર ધનુષ્ય ગ્રહણ કર્યું અને અર્જુનના રથપ્રત્યે બાણો છોડવા માંડયાં.

એ વેળા કૃષ્ણ પણ ઘોડાઓને ચલાવવામાં અતિ ઉત્કૃષ્ટ બળ બતાવતા હતા અને ભીષ્મનાં બાણો વ્યર્થ કરી, રથને મંડળાકારે ઘુમાવતા હતા. ભીષ્મનાં બાણોથી ઘાયલ થયેલા એ બન્ને પુરુષવ્યાઘ્રો સામસામે લડતાં શીંગડાંના પ્રહારથી ઘાયલ થયેલા બે આખલાઓસમાન શોભતા હતા.[૫૨] તે સમયે અર્જુનનું યુદ્ધમાં ઢીલાપણું જોઈને તથા અવિચ્છિન્નપણે બાણોને છોડી રહેલા, બન્ને સૈન્યની વચમાં આવીને સૂર્યસમાન તપી રહેલા, સારા સારા પાંડવોના યોદ્ધાઓનો સંહાર કરતા તથા યુધિષ્ઠિરના સૈન્યમાં પ્રલયકાળસમાન ત્રાસ વર્તાવી રહેલા ભીષ્મને જોઈને શત્રુવીરોનો સંહાર કરનાર મહાબાહુ કૃષ્ણ, સહન કરી શકયા નહિ;[૫૩–૫૫] અને હે રાજા! રૂપેરીરંગના અર્જુનના ઘોડાઓની લગામ છોડી દઈ, યોગી વાસુદેવ શ્રીકૃષ્ણ, રથપરથી નીચે ઉતરી પડયા[૫૬] તથા પોતાની ભુજારૂપ આયુધવાળા અને સિંહની પેઠે વારંવાર ગર્જના કરતા બળવાન તેજસ્વી શ્રીકૃષ્ણ, હાથમાં ચાબૂક લઈને ભીષ્મસામે ધસ્યા.[૫૭] ક્રોધથી લાલચોળ આંખોવાળા, અમાપ તેજવાળા તથા જગતના ઈશ્વર શ્રીકૃષ્ણ ભીષ્મને મારી નાખવાની ઈચ્છાથી જ્યારે ધસી ગયા, ત્યારે બન્ને પગથી પૃથ્વીને ફાડી નાખશે કે શું તેમ દેખાતા હતા. આવી રીતે ભીષ્મનો નાશ કરવા તત્પર થયેલા કૃષ્ણને લગભગ પાસે આવી ગયેલા જોઈ તમારા પક્ષના યોદ્ધાઓનાં મન ગળી જતાં હોય તેમ લાગતું હતું.[૫૯] હે મહારાજ! તે વેળા તમારા સૈન્યમાં કૃષ્ણના ભયને લીધે, "ભીષ્મ મુઆ, ભીષ્મ મુઆ" એ પ્રમાણે મહાન કોલાહલ સંભળાતો હતો.[૬૦] પીળાંપીતાંબરને ધારણ કરનારા તથા ઇંદ્રનીલમણિસમાન શ્યામ વર્ણવાળા કૃષ્ણ જ્યારે ભીષ્મસામે ધસી ગયા, ત્યારે તેઓ વિજળીના ઝબકારાવાળા મેઘસરખા શોભતા હતા.[૬૧] જેમ સિંહ હાથીસામે ધસી જાય અને જેમ ટોળાંનો આખલો બળદ સામે ધસી જાય, તેમ યાદવશ્રેષ્ઠ કૃષ્ણ મોટી ગર્જના કરતા ભીષ્મ સામે ધસી ગયા.[૬૨] આવી રીતે એ રણમાં પોતાની સામે ધસી આવતા કૃષ્ણને જોઈને, ભીષ્મપિતામહ લગાર પણ ગભરાયાવિના પોતાનું મહાન ધનુષ્ય ખેંચવા લાગ્યા; અને નિર્ભય ચિત્તથી કૃષ્ણને કહેવા લાગ્યાઃ–"હે પુંડરીકાક્ષ! આવો, આવો; હે દેવના દેવ! હું તમને નમસ્કાર કરૂં છું. હે યાદવશ્રેષ્ઠ! મને આજે આ યુદ્ધમાં પાડી દ્યો. હે અનઘ! હે દેવ! હે કૃષ્ણ! આ યુદ્ધમાં તમારે હાથે મારૂં મૃત્યુ થતાં આ લોકમાં મારૂં કલ્યાણ થઈ જશે. હે ગોવિંદ! આજના સંગ્રામમાં (આમ મારી સામે આવી) તમે મને ત્રણે લોકમાં પ્રતિષ્ઠિત માનવંતો કર્યો છે. હે અનઘ! ખુશીથી પ્રહાર કરો, હું તમારો દાસ છું." એટલામાં તો મહાબાહુ અર્જુન, પાછળથી આવી પહોંચ્યો અને કેશવને પોતાના બન્ને હાથથી પકડી રાખીને રોકી રાખવા લાગ્યો. અર્જુને આમ રોકયા છતાં પણ કમળલોચન કૃષ્ણ, એ અર્જુનને પણ સાથે ઘસડીને આગળજ વધવા લાગ્યા; ત્યારે શત્રુવીરોનો નાશ કરનાર અર્જુને, એ પુરુષોત્તમના બળાત્કારે પગ પકડી રાખ્યા અને માંડ માંડ ઘણી મુશ્કેલીથી એ કૃષ્ણને નવ પગલાં ગયા પછી દશમે પગલે આગળ જતા અટકાવ્યા. પછી ક્રોધથી આકુળવ્યાકુળ આંખવાળા તથા સર્પની પેઠે ફુંફાડા મારતા એ કૃષ્ણને, ભયભીત થઈ ગયેલા મિત્ર અર્જુને, સ્નેહપૂર્વક આ પ્રમાણે કહ્યું:–"હે મહા-

બાહુ ! પાછા વળો; આવું અસત્ય કરવું તમને યોગ્ય નથી. હે કેશવ ! તમે પ્રથમ કહી ચૂકયા છો કે, 'હું પોતે કદી લડીશ નહિ.' આમ કહ્યા છતાં પણ જો તમે યુદ્ધ કરશો તો હે માધવ ! લોકો તમને મિથ્યાવાદી કહેશે.[૬૩-૭૨] આ સઘળો યુદ્ધનો ભાર મારાપર રહેલો છે. હે કેશવ! હું મારા શસ્ત્રના, સત્યના અને ધર્મના સોગંદ ખાઇને કહું છું કે, હું પિતામહનો વધ કરીશ.[૭૩] હે શત્રુસંહારક કૃષ્ણ! શત્રુઓનો જેમ નાશ થાય તેમ હું કરીશ. જેમ પ્રલયકાળે કળાઓથી પૂર્ણ એવો ચંદ્રમા પડે છે, તેમ બનતાં સુધી આજેજ દુર્ધર્ષ મહારથી ભીષ્મને રણભૂમિપર પાડી નાખેલા તમે જોજો."

આવી રીતનાં અર્જુનનાં વચન સાંભળીને કૃષ્ણે કંઈ પણ ઉત્તર આપ્યો નહિ અને ક્રોધમાં ને ક્રોધમાં ફરી રથપર ચઢી ગયા. આમ રથપર બેઠેલા એ બન્ને મહાપુરુષોપર શાંતનુકુમાર ભીષ્મ ફરી પણ, મેઘ જેમ પર્વતપર વરસે તેમ બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. જેમ શિશિર ઋતુના અંતમાં સૂર્ય પોતાનાં કિરણોથી તેજને ગ્રહણ કરે છે તેમ તમારા પિતા દેવવ્રત એ રણમાં બાણોવડે યોદ્ધાઓના પ્રાણ લઈ લેતા હતા. જેમ કૌરવોનાં સૈન્યોમાં પાંડવોએ પ્રથમ ભંગાણ પાડયું હતું તેમ તમારા પિતા ભીષ્મે, પાંડવોના સૈન્યમાં ભંગાણ પાડી દીધું. ભીષ્મવડે માર મરાતા અને આમતેમ નાસભાગ કરતા પાંડવોના સૈનિકો, ઉત્સાહવિનાના તથા બેભાન જેવા થઈ ગયા; અને પોતાના તેજથી પ્રખર તપી રહેલા મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે એ રણસંગ્રામ અતુલ પરાક્રમને કરી રહેલા ભીષ્મપિતામહને જોઇ શકતા ન હતા. હે મહારાજ ! આમ ભીષ્મવડે વધ કરાતા અને ભયથી પીડિત થયેલા સેંકડો અને હજારો પાંડવસૈનિકો, એ સંગ્રામમાં મનુષ્યથી ન બની શકે તેવું દૈવી પરાક્રમ કરી રહેલા એ ભીષ્મને જોયાજ કરતા હતા. હે ભારત ! તમારા પિતાએ એ પાંડવોનાં સૈન્યોને એવાં ભયભીત કરી મૂકીને હાંકી કાઢયાં કે જેથી કાદવમાં નિમગ્ન થયેલા બળદોને જેમ કોઇ બચાવનાર ન મળે તેમ, એ સૈન્યોને પણ બચાવનાર કોઇ મળ્યો નહિ. એ સંગ્રામમાં બળવાન પિતામહે, પાંડવોના સૈનિકોને દુર્બળ કીડીઓની પેઠે ચગદી નાખ્યા.[૭૪-૮૩] હે ભારત ! બાણોના સમૂહરૂપ કિરણોથી રાજાઓને તપાવી રહેલા, કોઇનાથી પણ કંપાવી ન શકાય એવા મહારથી ભીષ્મરૂપ સૂર્યને, જેમ પ્રચંડ તપી રહેલા સૂર્યને કોઇ ન જોઇ શકે, તેમ પાંડવોના સૈનિકો જોઈ શકયા નહિ.[૮૪] આવી રીતે જ્યારે પિતામહ પાંડવોની સેનાને ખુંદી રહ્યા હતા, ત્યારે સૂર્ય અસ્ત પામ્યો; એટલે શ્રમથી લોથપોથ થઈ ગયેલા સર્વ સૈનિકોનું મન યુદ્ધમાંથી પાછા ફરી છાવણી તરફ જવા તત્પર થયું.

ઈતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'નવમા દિવસનું યુદ્ધ સમાપ્ત 'એ વિષયનો અધ્યાય ૧૦૬ મો સમાપ્ત

# અધ્યાય ૧૦૭ મો

## નવમા દિવસની રાત્રિ-ભીષ્મના વધોપાયનો તેમનેજ પ્રશ્ન

॥ संजय उवाच ॥

युध्यतामव तेषां तु भास्करेऽस्तमुपागते ।
संध्यासमभवद्घोरानापश्याम ततो रणम् ॥१॥

સંજયે કહ્યું:-તેઓનું યુદ્ધ ચાલુજ હતું અને સૂર્યાસ્ત થઇ ગયો, જેથી ઘોર સંધ્યાકાળ થતાં અમે યુદ્ધ જોઇ શકતા ન હતા.[૧] હે ભારત ! સાયંકાળનો સમય થયેલો હતો, ભીષ્મના ત્રાસથી ભય પામીને યુધિષ્ઠિરનું સૈન્ય વિહ્વળ થતું, હથિયાર છોડીને પાછું વળી નાસવા માંડતું હતું, મહારથી ભીષ્મ અત્યંત કોપાયમાન થઇ તે સૈન્યને પીડતા હતા અને સોમકયોદ્ધાઓ પરાજય પામવાથી નિરૂત્સાહી થઇ ગયા હતા. એ જોઇ વિચાર કરી રાજા યુધિષ્ઠિરે પોતાનાં સૈન્યોને પાછાં વાળવામાટે રુચિ કરી.[૨-૪] પછી તેણે પોતાનાં સૈન્યોને પાછાં વાળી લીધાં, એ જોઇ તમારાં સૈન્યો પણ પાછાં વળ્યાં.[૫] હે કુરુશ્રેષ્ઠ ! એ સંગ્રામમાં લગભગ ઘાયલ થયેલા સર્વ મહારથીઓ, પોતપોતાનાં સૈન્યોને પાછાં વાળીને વિશ્રાંતિ લેવા લાગ્યા;[૬]

પરંતુ તે દિવસની લડાઇમાં ભીષ્મપિતામહનાં અદ્દભુત પરાક્રમનો વિચાર કરતા અને તેમનાં બાણોથી પીડિત થયેલા પાંડવયોદ્ધાઓને તે સમયે શાંતિ વળતી ન હતી.[૭] આ તરફથી ભીષ્મ એ યુદ્ધમાં પાંડવો અને સુંજયોને જીતીને તમારા પુત્રોથી અભિનંદન પામી, સંપૂર્ણ આનંદિત થયેલા કૌરવોની સાથે વિશ્રાંતિ લેવા લાગ્યા. પછી સર્વ પ્રાણીઓને મોહ ઉપજાવનારી રાત્રિ શરૂ થઈ ગઇ; ત્યારે એ ઘોર રાત્રિના આરંભમાં દુરાધર્ષ પાંડવો, યાદવો અને સુંજયો વિચાર કરવામાટે એકઠા થયા. વિચારનો નિશ્ચય કરવામાં કુશળ અને મહાબળવાન એવા તે સર્વે વીરો, અવ્યગ્ર થઇને પરિણામમાં પોતાના કલ્યાણનો યોગ્ય વિચાર કરવા લાગ્યા. હે રાજા! એ સમયે યુધિષ્ઠિરે ખૂબ વિચાર કરીને કૃષ્ણને ઉદ્દેશી આ પ્રમાણે કહ્યું:–[૮-૧૨] “ હે કૃષ્ણ ! ભયંકર પરાક્રમને કરવાવાળા મહાત્મા ભીષ્મને તો જુઓ. હાથી જેમ નલ ઘાસના વનને ખુંદી નાખે, તેમ એ મારાં સૈન્યોને ખુંદી નાખે છે.[૧૩]ભડભડાટ સળગેલા અગ્નિની પેઠે મારાં સૈન્યોમાં સંહાર વાળતા મહાત્મા ભીષ્મને અમે જોવાનો પણ ઉત્સાહ કરી શકતા નથી.[૧૪] જાણે ભયંકર ઝેરવાળો ઘોર તક્ષક નાગજ ન હોય તેમ, પ્રતાપી ભીષ્મ રણસંગ્રામમાં ક્રોધાયમાન થઈને પોતાનાં તીક્ષ્ણ શસ્ત્રો છોડે છે. [૧૫] મને લાગે છે કે, ક્રોધાયમાન થયેલા યમને, વજ્રધારી ઇંદ્રને, પાશધારી વરુણને તથા ગદાધારી કુબેરને યુદ્ધમાં જીતી શકાય, પણ હાથમાં ધનુષ્ય લઇને અત્યંત ક્રોધપૂર્વક તીક્ષ્ણ બાણોને છોડતા ભીષ્મને જીતવા અશક્ય છે.[૧૬,૧૭] હે કૃષ્ણ ! આમ હોવાથી મારી બુદ્ધિની દુર્બળતાને લીધે, આ યુદ્ધમાં ભીષ્મ જેવા શત્રુ સામે થઇને હવે હું શોકસાગરમાં ડૂબી ગયો છું;[૧૮] માટે હવે તો હે દુર્ધર્ષ કૃષ્ણ ! હું વનમાંજ ચાલ્યો જઈશ અને એમ કરવાથીજ મારૂં શ્રેય થશે. યુદ્ધ કરવું, એ તો હવે મને ગમતુંજ નથી ! કારણકે હે કૃષ્ણ ! ભીષ્મ અમારો નાશજ કરે છે–કરશે.[૧૯] જેમ પ્રજ્વલિત થયેલા અગ્નિ તરફ ધસી ગયેલું પતંગીઉં મરણ પામે છે, તેમ ભીષ્મસામે થયેલો હું પણ મરણ પામીશ.[૨૦] હે યાદવવંશજ કૃષ્ણ ! હું પરાક્રમવાળો છું; છતાં પણ રાજ્યલોભના કારણથીજ ક્ષીણ થઈ ગયો છું અને આ મારા શૂરવીર ભાઇઓ,(ભીષ્મનાં) બાણોથી અત્યંત પીડિત થઈ ગયા છે.[૨૧]એ બિચારા મારેમાટે ભ્રાતૃસ્નેહને આધીન થઈ રાજ્યભ્રષ્ટ થયા છે અને મારીસાથે વનમાં પણ આવ્યા હતા; તેમજ હે મધુસૂદન ! દ્રૌપદી પણ મારેમાટે ઘણી દુઃખી થયેલી છે.[૨૨] હું મારી જીંદગીને બહુ કિંમતી ગણું છું, પણ હવે તે જીંદગી મને દુર્લભ જણાય છે; માટે હવે મારી બાકી રહેલી જીંદગીમાં હું ઉત્તમ ધર્મનુંજ આચરણ કરીશ.[૨૩] હે કેશવ ! જો તમારે મારાપર તથા મારા ભાઇઓપર કૃપા કરવી હોય તો સ્વધર્મને વિરોધ ન આવે તે પ્રમાણે મને હિતકારક ઉપાય કહો.”[૨૪] એ પ્રમાણે ઘણા વિસ્તારવાળું યુધિષ્ઠિરનું વચન સાંભળીને તેમનું સાંત્વન કરતા કૃષ્ણ દયાને લીધે યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૨૫]“ હે સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિર ! તમે શોક ન કરો; કારણકે તમારા ભાઇઓ શૂરા, દુર્જય અને શત્રુઓનો સંહાર કરી નાખે તેવા છે.[૨૬] અર્જુન અને ભીમસેન, વાયુ અને અગ્નિ સરખા તેજસ્વી છે; તેમજ શૂરવીર નકુલ અને સહદેવ, સાક્ષાત્ ઇંદ્ર જેવા છે.[૨૭] હે પાંડવ ! (તોપણ) તમે મને આજ્ઞા કરો. તમારા સ્નેહને લીધે હું જાતે ભીષ્મ સાથે યુદ્ધ કરીશ. હે મહારાજ ! તમારી આજ્ઞા થતાં હું યુદ્ધમાં શું નહિ કરૂં?[૨૮] પુરુષ શ્રેષ્ઠ ભીષ્મને રણમાં આહ્વાન કરી હું તેમનો વધ કરીશ. જો અર્જુન, ભીષ્મનો વધ કરવા નહિ ઇચ્છે,તો હું પોતેકૌરવોના દેખતાં ભીષ્મને મારી નાખીશ.[૨૯] હે પાંડવ ! જો તમે એમજ માનતા હો કે, “ ભીષ્મનું મરણ થતાંજ આપણો વિજય થશે ” તો હું માત્ર એક રથનીજ સહાય લઇને કુરુવૃદ્ધ પિતામહને આજે(આવતી કાલે)મારીશ.[૩૦]હે રાજન્!આવતી કાલના યુદ્ધમાં ઇંદ્રના સરખું મારૂં પરાક્રમ તમે જોજો. મોટાં મોટાં અસ્ત્રોને છોડી રહેલા એ પિતામહને આવતી કાલે તેમના રથપરથી હું ગબડાવી દઇશ.[૩૧] જે કોઇ પાંડવોનો શત્રુ

છે, તે મારો પણ શત્રુ છે, જેઓ મારા છે, તે તમારા છે અને તમારા તે મારાજ છે, એમાં સંશય નથી.[૩૨] વળી તમારો ભાઇ અર્જુન, મારો મિત્ર છે, સંબંધી છે અને શિષ્ય પણ છે. હે રાજા ! એ અર્જુનને માટે જો મારૂં માંસ જોઇશે, તોપણ હું આપીશ;[૩૩] તેમજ આ નરવ્યાઘ્ર અર્જુન મારેમાટે પોતાના પ્રાણ આપવા હોય તોપણ આપેજ. વળી અમારા બન્નેનો તેવો સંકેત પણ છે કે, પરસ્પરને મદદ કરવી.[૩૪] માટે હે રાજેન્દ્ર! તમે મને આજ્ઞા કરો કે જેથી હું તમારો યોદ્ધો થાઉં–અર્થાત્ તમારેમાટે હું યુદ્ધ કરૂં; પણ પૂર્વે વિરાટનગરના સંગ્રામમાં સર્વ રાજાઓ અને સર્વ લોકોની સમક્ષમાં બુદ્ધિમાન અર્જુને પ્રતિજ્ઞા કરી છે કેઃ–"હું ગંગાકુમાર ભીષ્મપિતામહનો વધ કરીશ." આ પ્રતિજ્ઞાવચનનું મારે પ્રથમ રક્ષણ કરવું જોઇએ;[૩૫] પણ જો અર્જુનજ મને તેમ કરવા કહેતો હોય, તો હું તે કાર્ય (ભીષ્મવધ) અવશ્ય કરીશ. અથવા ખરી રીતે તો એ ભાર (ભીષ્મવધ) અર્જુનપરજ પરિણમેલો છે. તે અર્જુનજ શત્રુઓનાં નગરને જીતનાર ભીષ્મનો સંગ્રામમાં વધ કરશે. જો અર્જુન બરાબર સજ્જ થાય તો મહા અશક્ય કાર્ય હોય તે પણ તે કરી શકશે. જો કદાચિત્ દૈત્યો અને દાનવોસહિત દેવો યુદ્ધમાં સજ્જ થઇને આવે તો તેઓનો પણ અર્જુન નાશ કરી શકે, તો ભીષ્મનો શો હિસાબ ![૩૯] હે રાજા ! મહાપરાક્રમી ભીષ્મ આ યુદ્ધમાં બિચારા ક્ષુદ્ર યોદ્ધાઓપર પણ પોતાનું પરાક્રમ કરી રહેલા છે. એ પરથી અનુમાન થાય છે કે, તેમની બુદ્ધિ બગડી છે અને અવશ્ય તેમનું જીવન પણ હવે અલ્પ સમયનું જણાય છે; કારણ કે **વિનાશકાલે વિપરીત બુદ્ધિ**– અર્થાત્ તેમનો કાળ નજીક આવેલો છે, જેથી તેમની બુદ્ધિમાં ફેરફાર થઇ ગયો છે; તેથી તેમને પોતાના કર્તવ્યનું પણ ભાન રહ્યું નથી."[૪૦]

એ સાંભળી યુધિષ્ઠિરે કહ્યું:–"હે મહાબાહુ કૃષ્ણ! તમે જે કહો છો તે તેમજ છે. તમારો વેગ ધારણ કરી શકવાને એ ભીષ્માદિ સર્વ મહારથીઓ પણ સમર્થ નથી.[૪૧] હે પુરુષવ્યાઘ્ર ! અવશ્ય હું મારૂં ઇચ્છિત પ્રાપ્ત કરી શકીશ; કારણ કે તમારા જેવા મહાન પુરુષ (પરમેશ્વર) મારા પક્ષમાં રહેલા છે.[૪૨] હે ગોવિંદ! તમે મારા નાથ છો તો હું ઇંદ્રસહિત દેવોને પણ રણમાં જીતી શકું; તો હે જીતનારામાં શ્રેષ્ઠ ! આ સંગ્રામમાં ભીષ્મ મહારથી છે;તોપણ તે કોણમાત્ર છે! [૪૩] પણ હું મારા પોતાનાજ ગૌરવમાટે તમને મિથ્યાવાદી કહેવડાવવા માગતો નથી. હે માધવ ! યુદ્ધ કર્યાસિવાય માત્ર યોગ્ય સલાહ આપીનેજ તમે અમને મદદ કરો.[૪૪] ભીષ્મપિતામહે મને વચન આપેલું છે કેઃ–"હું તને યોગ્ય સલાહ આપીને સહાય કરીશ પણ તારેમાટે યુદ્ધ નહિ કરૂં. હે રાજા! હું તને સત્ય કહું છું કે, મારે દુર્યોધનમાટે લડવું પડશે." હે માધવ ! આવું તેમનું વચન હોવાથી તે પિતામહ મને સારી સલાહ આપશે અને અવશ્ય રાજ્ય પણ આપશે."

"માટે હે મધુસૂદન ! આપણે બધા એકત્ર થઇને તેમની પાસે જઇએ અને એમનો પોતાનો વધ શી રીતે થાય ? એ પ્રશ્ન પૂછીએ; અને હે વાર્ષ્ણેય! એ પિતામહને યોગ્ય સલાહ પણ પૂછીએ, માટે ચાલો જલદી એ પુરુષોત્તમ ભીષ્મપાસે આપણે બધા જઇએ.[૪૭,૪૮] હે જનાર્દન ! ખરેખર એ પિતામહ, આપણને હિતકારી વચનજ કહેશે; અને જે પ્રમાણે એ કહેશે તે પ્રમાણેજ હું આ સંગ્રામમાં કરીશ.[૪૯] હે કૃષ્ણ ! દૃઢ વ્રતવાળા એ પિતામહ અમને જય આપશે અને યોગ્ય સલાહ પણ આપશે, તેવા એ ઉદાર છે. જ્યારે અમારા પિતા મરણ પામ્યા, ત્યારથીજ તેઓએ અમને ઉછેરી મોટા કર્યા છે; પણ હાય! તેજ અમારા પિતાના પિતા વહાલા વૃદ્ધ ભીષ્મને હું મારવામાટે ઇચ્છું છું, માટે ક્ષત્રિયજીવતરને ધિક્કાર હો."[૫૧]

સંજયે કહ્યું:–યુધિષ્ઠિરનાં એ વચનને સાંભળીને કૃષ્ણે, કુરુનંદન યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:–"હે મહાપ્રાજ્ઞ! હે રાજેન્દ્ર! તમારૂં કહેવું મને ગમે છે. કૃતકૃત્ય દેવવ્રત ભીષ્મ માત્ર દૃષ્ટિથીજ બધાને બાળી શકે તેવા સમર્થ છે. એ ગંગાપુત્રને તેમનાવધનો ઉપાય પૂછવામાટે (ચાલો) આપણે જઇએ.[૫૨,૫૩]

તમેજ જ્યારે ભાર દઇને પૂછશો, એટલે એ જેવું હશે તેવું સત્યજ કહેશે; માટે એ પૂછવા માટે આપણે કુરુપિતામહ પાસે જઈએ.[૫૪] હે ભારત ! ત્યાં જઇને એ વૃદ્ધ ભીષ્મને આપણા વિજય બાબતની સલાહ પૂછીએ અને પછી જે પ્રમાણે તે આપણને સલાહ આપશે તે પ્રમાણે આપણે શત્રુઓ જોડે યુદ્ધ કરીશું.”[૫૫]

આમ વિચાર કરીને તે વીર પાંડવો અને પરાક્રમી કૃષ્ણ એ બધા મળીને પાંડુના પણ વડીલ ભીષ્મ પાસે ગયા.[૫૬] ભીષ્મના તંબુ પાસે આવીને તેઓએ પોતાનાં શસ્ત્રો છોડી દીધાં અને અંદર દાખલ થઇ મસ્તક નમાવી પ્રણામ કર્યા. હે મહારાજ ! ભરતશ્રેષ્ઠ ભીષ્મને શિર નમાવીને પ્રણામ કરતા એ પાંડવો, તેમનું માન જાળવી તેમને શરણે ગયા.[૫૮] આમ તેઓને પોતાની પાસે આવેલા જોઇ, મહાબાહુ કુરુપિતામહ ભીષ્મ, તેઓને આવકાર આપી કહેવા લાગ્યાઃ–“હે યદુવંશી કૃષ્ણ ! તમે ભલે પધાર્યા. હે અર્જુન ! હે યુધિષ્ઠિર ! હે ભીમ ! હે નકુલ ! હે સહદેવ ! તમે બધા પણ ભલે પધાર્યા. બોલો તમારી પ્રીતિને વધારનારૂં કયું કાર્ય આજે મારે કરવાનું છે?[૫૯,૬૦] તમારૂં અતિ દુષ્કર કાર્ય હશે તે પણ હું સર્વ પ્રકારે કરીશ !” આમ વારંવાર પ્રીતિપૂર્વક કહેતા પિતામહને રાજા યુધિષ્ઠિર, દીન થઇને પ્રીતિયુક્ત વચન કહેવા લાગ્યાઃ–“હે સર્વજ્ઞ ! અમારો જય કેવી રીતે થાય, અમોને શું કરવાથી રાજ્ય મળે; અને હે પ્રભો ! પ્રજાઓ પર આવી પડેલો આ સંશય (નાશ) કેવી રીતે ન થાય, તે મને કહો. વળી તમે પોતેજ તમારા નાશનો ઉપાય અમનેકહીબતાવો.[૬૧–૬૩] હે કુરુપિતામહ ! આ સંગ્રામમાં અમે તમને કેવી રીતે સહન કરી શકીએ; કારણકે હે વીર ! તમારા સામર્થ્યની લગાર પણ ઉણપ અમારા જોવામાં આવતી નથી. [૬૪]અમે તો સદાકાળ તમારા ધનુષ્યને ગોળાકારે વળેલુંજ યુદ્ધમાં જોઇએ છીએ, પણ હાથમાં બાણ લઇને ક્યારે સાંધો છો અને ક્યારે ધનુષ્ય ખેંચીને છોડો છો એ અમે જોઇ શકતા નથી.[૬૫] હે શત્રુવીરોનો સંહાર કરનાર મહાબાહુ ! સંગ્રામમાં રથપર બેસીને રથ, ઘોડા, માણસો અને હાથીઓનો સંહાર કરતા તમને, સાક્ષાત્ બીજા સૂર્યની પેઠે અમે જોઇ રહીએ છીએ.[૬૬] હે ભરતશ્રેષ્ઠ ! કયો પુરુષ તમને જીતવાનો ઉત્સાહ કરી શકે ? તમે બાણોનો વરસાદ વરસાવી આ યુદ્ધમાં કેર વર્તાવી દીધો છે તથા મારી મોટી સેનાનો નાશ કરી નાખ્યો છે, માટે જેમ કરવાથી અમે યુદ્ધમાં તમને જીતી શકીએ અને મારા રાજ્યને પુનઃ પ્રાપ્ત કરી શકીએ તથા મારા સૈન્યનું કલ્યાણ જે રીતે થાય, તે પ્રમાણે કરી શકીએ તેવો ઉપાય મને કહો.”

એ સાંભળી પાંડુના વડીલ પિતામહ ભીષ્મ, પાંડવોને કહેવા લાગ્યાઃ–“હે કુંતાપુત્ર ! જ્યાંસુધી હું જીવતો છું ત્યાંસુધી આ યુદ્ધમાં તમારો વિજય થવાનો નથી, એ તમને હું ખરૂં કહું છું.[૬૭–૭૦]તમે જ્યારે આ યુદ્ધમાં મને જીતશો ત્યારે તમારો વિજય થશે; માટે જો તમારે વિજયની ઈચ્છા હોય તો મારાપરજ એકદમ પ્રહાર કરો.[૭૧]હે પાંડવો ! હું તમને આજ્ઞા આપું છું કે, સુખેથી તમારી ઈચ્છામાં આવે તેમ મારાપર પ્રહાર કરો. તમે મને આવો અતુલ શક્તિવાળો જાણી ગયા છો એજ એક મોટા પુણ્યની વાત છે–અર્થાત્ મારી અતુલ શક્તિ તમારા જાણવામાં આવી ગઇ, જેથી તમે મારે શરણે આવ્યા; પણ તમારા જાણવામાં ન આવ્યું હત તો તમે એમ ને એમ લડયા કરત અને બિચારા ક્ષત્રિયોનો નાશ થયા કરત; પણ હવે મને લાગે છે કે, એ ક્ષત્રિયોનો સંહાર અટકશે અને યુદ્ધમાં તમારો વિજય થશે.” મારા મુઆ પછી બધા મુઆજ છે એમ સમજવું, માટે મને મારી નાખવાનો તમે ઉપાય કરો.”

આવું ભીષ્મનું વચન સાંભળી રાજા યુધિષ્ઠિરે તેમને કહ્યુંઃ–“જે ઉપાયથી યુદ્ધમાં અમે તમને જીતીએ તે ઉપાય તમે અમને કહો. યુદ્ધમાં ક્રોધાયમાન થયેલા ધનુષ્યધારી તમને, હાથમાં દંડ લઇને ઉભેલા કાળની પેઠે અમે જોઇએ છીએ. ઇંદ્ર, વરુણ અને યમને જીતવા સહેલા છે; પણ તમને, ઇંદ્રસહિત દેવો અને અસુરો પણ

જીતી શકે નહિ.”

ભીષ્મે કહ્યું:-“હે મહાબાહુ પાંડવ ! જે તું કહે છે તે ખરૂંજ છે. જો હું હાથમાં ઉત્તમ ધનુષ્ય અને શસ્ત્રો લઇને રણસંગ્રામ કરવા સજ્જ થયો હોઉં, તો ઇંદ્રસહિત દેવો અને અસુરો પણ મને જીતી શકે નહિ;૭૨-૭૬ પણ જો હું શસ્ત્રોનો ત્યાગ કરૂં તો આ મહારથીઓ મારો નાશ કરી શકે. હે રાજેન્દ્ર ! આ મારા પૂર્વના વિચારેલા સંકલ્પને તું સાંભળ. જેણે શસ્ત્રો ફેંકી દીધાં હોય, જે રણભૂમિપર પડી ગયેલો હોય, જે માણસે પોતાનું કવચ તથા ધ્વજા ઉતારી નાખ્યાં હોય, જે માણસ રણમાંથી નાસી જતો હોય, વળી જે ભયભીત થયો હોય અને જે માણસ ‘હું તમારે શરણે છું’ એમ કહેનારો છે, જે સ્ત્રી છે અથવા સ્ત્રીનાં નામને ધારણ કરવાવાળો છે, જે મૂર્ચ્છિત થયેલો છે તથા જે કોઇ એક પુત્રવાળો છે અને જે કોઇ દુષ્ટ પુરુષ છે—આવા માણસોની જોડે યુદ્ધ કરવું મને ગમતું નથી.૭૭-૭૯ વળી અમાંગલિક ધ્વજાવાળા પુરુષને જોઇ, હું કદી પણ લડતો નથી. હે રાજન્ ! તમારા સૈન્યમાં શિખંડી નામનો જે દ્રુપદરાજાનો મહારથી પુત્ર છે—તે યુદ્ધમાં જય મેળવનાર, શૂરો અને અમર્ષવાન છે; પણ એ શિખંડી પૂર્વે સ્ત્રી હતો અને આ જન્મમાં પુરુષપણાને પ્રાપ્ત થયો છે.૮૦,૮૧ એ શિખંડીનું સર્વ વૃત્તાંત તમે પણ યથાર્થ રીતે જાણો છો. શૂરવીર અર્જુન, એ શિખંડીને રણમાં પોતાની આગળ કરીને તથા મનમાં દંશ રાખીને તીક્ષ્ણ બાણોવડે મને ભલે પ્રહાર કરે. અમાંગલિક ધ્વજાવાળા તથા વિશેષે કરીને પૂર્વભવમાં સ્ત્રીતરીકે જન્મેલા એ શિખંડીપર, હું હાથમાં ધનુષ્ય લઇ કદીપણ પ્રહાર કરવા નહિ ઇચ્છું. હે ભરતશ્રેષ્ઠ રાજા ! એ સમયનો લાભ લઇ પાંડુપુત્ર અર્જુન, એકદમ ચારેબાજુથી બાણોવડે ભલે પ્રહાર કરે. મહાભાગ કૃષ્ણસિવાય અથવા પાંડુપુત્ર અર્જુનસિવાય એવો કોઇ પણ પુરુષ આ ત્રણે લોકમાં મને જોવામાં આવતો નથી કે જે યુદ્ધમાં સજ્જ થયેલા મને હણી શકે; માટે એ અર્જુન, શિખંડીને અથવા એ સિવાયના બીજા કોઇ (મારા સંકલ્પમાં વર્ણવેલા) પુરુષને આગળ કરી, અસ્ત્રશસ્ત્રોથી સજ્જ થઈ અને હાથમાં ઉત્તમ ધનુષ્ય ધારણ કરી મને ભલે મારી નાખે અને એમ કરવાથીજ તમારો જય થશે.૮૨-૮૭ હે સુવ્રત ! હે યુધિષ્ઠિર ! મેં તને જે પ્રમાણે કહી સંભળાવ્યું તે પ્રમાણે તું કરજે જેથી કરીને યુદ્ધમાં તમારી સામે આવેલા સર્વ કૌરવોનો પણ તું વધ કરી શકીશ.”૮૮

સંજયે કહ્યું:-હે ધૃતરાષ્ટ્ર રાજા ! ભીષ્મપિતામહે કહેલું બધું બરાબર સમજી લઇને પાંડવો, મહાત્મા કુરુપિતામહ ભીષ્મને વંદન કરીને પોતાની છાવણી તરફ ગયા.૮૯ પરલોકમાં જવાને દીક્ષિત થયેલા ( મરવા માટે તૈયાર થયેલા ) ગંગાપુત્ર ભીષ્મપિતામહે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે દુઃખથી સંતાપ પામેલો અર્જુન શરમાઇને ( કૃષ્ણને ) આ પ્રમાણે કહેવા લાગ્યો:-૯૦ “ હે માધવ ! મારા ગુરુસમાન, કુરુઓમાં વૃદ્ધ, બુદ્ધિમાન અને મહાજ્ઞાની પિતામહ જોડે મારે કેમ યુદ્ધ કરવું ? ૯૧ હે વાસુદેવ ! એ ઉદાર મનવાળા મહાત્મા ભીષ્મને, બાલ્યાવસ્થામાં ( એમના ખોળામાં ) ક્રીડા કરતા મેં ધૂળથી ખરડાયેલાં (મારાં) અંગોથી મેલા કરી દીધા છે—અર્થાત્ નાનપણમાં મને એમણેજ રમાડી રમાડીને મોટો કર્યો છે. ૯૨ હે ગદના મોટાભાઇ કૃષ્ણ ! જ્યારે હું બાલ્યાવસ્થામાં હતો, ત્યારે અમારા પિતા મહાત્મા પાંડુના પણ પિતા એ ભીષ્મના ખોળામાં બેસીને ‘પિતા, પિતા’ એવા શબ્દથી હું બોલાવતો હતો.૯૩ એ સમયે તે પિતામહ મને કહેતા કે:-“ હે અર્જુન ! હું તારો પિતા નથી; પણ પિતાનો પિતા છું. ” આમ બચપણમાં જે મને કહેતા તેજ પિતામહને મારે કેમ મારવા ? ૯૪ ભલે, એ મારી સેનાનો વધ કરી નાખે અથવા ભલે, મારો પોતાનો જય કે નાશ થાય; પણ હું એ મહાત્માસાથે નહિ લડું. હે કૃષ્ણ ! આપણા જેવા સનાતનધર્મ જાણનારા માણસે શસ્ત્રહીન વૃદ્ધ પિતામહપર કેમ પ્રહાર કરવો ? અર્થાત્ પ્રહાર નજ થાય; તોપણ હે કૃષ્ણ! તમારૂં શું માનવું છે ?”૯૫,૯૬ અર્જુનનાં એ વચન સાંભ-

ળી ભગવાન વાસુદેવ તેને કહેવા લાગ્યાઃ–" હે અર્જુન ! પૂર્વે યુદ્ધમાં ભીષ્મનો વધ કરવાની પ્રતિજ્ઞા કરીને ક્ષાત્રયધર્મને અનુસરનારો તું હવે એમને કેમ નહિ મારે ?[૯૭] હે પાર્થ ! યુદ્ધ કરવામાં અતિ ઉત્સુક એ ક્ષત્રિયને (ભીષ્મને) રથપરથી પાડી દે. યુદ્ધમાં એ ભીષ્મને માર્યાસિવાય તારો વિજય થવાનો નથી.[૯૮] હે અર્જુન ! દેવોએ પ્રથમથીજ જોઈ મૂકેલું છે કે, 'ભીષ્મનો એ પ્રમાણેજ નાશ થશે.' એ પ્રમાણે જે પ્રથમથીજ નિર્માણ થઈ ચૂકયું છે તે અન્યથા થનાર નથી. વિકાસેલા મોંવાળા કાળની પેઠે યુદ્ધમાં ઉતરેલા દુરાધર્ષ એ ભીષ્મસામે તારાસિવાય જાતે ઇંદ્ર હોય તોપણ શું લડી શકે ખરો કે ?[૧૦૦] માટે સ્થિર થઇને તું ભીષ્મનો વધ કર. વળી મારૂં આ વચન તું સાંભળ. પૂર્વ કાળમાં મહાબુદ્ધિમાન બૃહસ્પતિએ ઇંદ્રને આ પ્રમાણે કહ્યું હતુંઃ– "પોતાનો વડીલ હોય, અતિ વૃદ્ધ હોય અને ગુણવાન હોય; પણ તે પુરુષ જો આતતાયી હોય અને પોતાનો નાશ કરવા આવતો હોય તો તેને મારી નાખવો." હે ધનંજય ! ક્ષત્રિયોનો આ શાશ્વતધર્મ રહેલો છે. તે એ કે ન્યાયપૂર્વક યુદ્ધ કરવું, પ્રજાઓનું રક્ષણ કરવું અને અસૂયા રાખ્યા વિના યજ્ઞાદિ કર્મો કરવા." ૧૦૧–૧૦૩

તે પછી અર્જુને કહ્યુંઃ–" હે કૃષ્ણ ! શિખંડી અવશ્ય ભીષ્મપિતામહનો નાશ કરનાર થશે. પંચાલપુત્ર શિખંડીને જોઈ, ભીષ્મ સદાકાળ યુદ્ધમાંથી નિવૃત્ત થઇ જાય છે;[૧૦૪] માટે એ શિખંડીને ભીષ્મની આગળ કરીને કોઈ પણ ઉપાયથી પિતામહને પાડી દઈશું, એમ મારો વિચાર છે.[૧૦૫] હું બીજા ધનુર્ધરોને બાણો મૂકીને રોકી રાખીશ; અને એ સમયે શિખંડી પણ યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મસામે લડયા કરશે.[૧૦૬] ભીષ્મ પાસેથી આપણે સાંભળ્યું છે કે, હું શિખંડીને હણીશ નહિ; કારણકે એ શિખંડી પ્રથમ કન્યા હતો અને આ જન્મમાં પુરુષતરીકે ઉત્પન્ન થયો છે." ૧૦૭

આવો નિશ્ચય કરીને પાંડવો, મહાત્મા ભીષ્મનું સન્માન કરી કૃષ્ણસહિત ત્યાંથી ચાલી નીકળ્યા; અને એ મહાપુરુષો પોતપોતાનાં શયનોમાં વિશ્રાંતિ લેવા લાગ્યા.[૧૦૮]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'નવમા દિવસની રાત્રિએ મંત્રણા' એ વિષયનો અધ્યાય ૧૦૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૮ મો

### દશમો દિવસ–ભીષ્મ અને શિખંડીનો સમાગમ

॥ धृतराष्ट्र उवाच ॥

**कथं शिखंडी गांगेयमभ्यवर्तत संयुगे ।**
**पांडवाश्च कथं भीष्मस्तन्ममाचक्ष्व संजय ॥**

ધૃતરાષ્ટ્રે પૂછયુંઃ–હે સંજય ! પછીના સંગ્રામમાં શિખંડી ભીષ્મ સામે કેવી રીતે યુદ્ધ કરવા લાગ્યો ? અને પાંડવો ભીષ્મસામા કેવી રીતે યુદ્ધ કરવા લાગ્યા ? તે મને કહે.[૧]

સંજયે કહ્યુંઃ–પછી સૂર્યનો ઉદય થતાં ભેરી, મૃદંગ અને આનક આદિ રણવાજીંત્રો વાગવા લાગ્યાં. દહીંસમાન વર્ણવાળા શંખો ફુંકાવા લાગ્યા. એ સમયે પાંડવો શિખંડીને આગળ કરીને યુદ્ધ કરવામાટે નીકળી પડયા. હે રાજા ! શત્રુઓનો નાશ કરી નાખે તેવો મહાન વ્યૂહ રચીને પાંડવોએ શિખંડીને સર્વ સૈન્યોના મોખરામાં રાખ્યો હતો.[૪] ભીમસેન અને અર્જુન, શિખંડીના રથના બન્ને ચક્રો આગળ ઉભા રહી, તેનું રક્ષણ કરતા હતા. શિખંડીના પાછળના ભાગમાં દ્રૌપદીના પુત્રો અને વીર્યવાન અભિમન્યુ ઉભા રહ્યા હતા.[૫] સાત્યકિ, ચેકિતાન અને પંચાળયોદ્ધાઓથી સુરક્ષિત મહારથી ધૃષ્ટદ્યુમ્ન–એ બધા તેઓની પાછળ રક્ષણ કરતા ઉભા હતા.[૬] ત્યારપછી યુધિષ્ઠિર રાજા નકુલ અને સહદેવસહિત સિંહનાદ કરીને રણભૂમિ ગજાવી મૂકતા ચાલતા હતા.[૭] હે ભરતશ્રેષ્ઠ રાજા ! તેઓની પછી પોતાના સૈન્યથી વિંટાયેલો વિરાટરાજા ચાલતો હતો અને હે મહાબાહો ! તેની પાછળ મહારથી દ્રુપદરાજા ધસી જતો હતો.[૮] હે ભારત ! પાંચ કેકયરાજકુમારો અને વીર્યવાન ધૃષ્ટકેતુ પાંડવોના સૈન્યના જઘનભાગનું રક્ષણ કરતા હતા.[૯] આવી રીતે

પોતાના સૈન્યને વ્યૂહરચનામાં ગોઠવી દઈ, પાંડવો મરણીઆ થઇને યુદ્ધ કરવામાટે તમારી સેનાસામે ધસી ગયા.[૧૦]

તેમજ હે રાજન્! કૌરવો પણ મહારથી ભીષ્મને સર્વ સૈન્યની આગળ કરી પાંડવોપ્રત્યે જોસભેર જવા લાગ્યા.[૧૧] મહાબળવાન તમારા પુત્રોથી સુરક્ષિત, મહાધનુર્ધર દ્રોણાચાર્ય ભીષ્મની પાછળજ ચાલતા હતા અને તે આચાર્યની પાછળ તેમનો મહાબળવાન પુત્ર જતો હતો.[૧૨] હાથીઓના સૈન્યથી વિંટાયેલો ભગદત્તરાજા એ અશ્વત્થામાની પાછળ ચાલતો હતો અને કૃપાચાર્ય તથા કૃતવર્મા એ ભગદત્તને અનુસરતા હતા.[૧૩] કંબોજદેશનો રાજા બળવાન સુદક્ષિણ તેઓની પાછળ જતો હતો. મગધરાજ જયત્સેન, શકુનિ, બૃહદ્બલ અને બીજા મહાધનુર્ધર સુશર્મા વગેરે રાજાઓ, હે ભારત! તમારા સૈન્યના જઘનભાગનું રક્ષણ કરતા હતા. એ યુદ્ધમાં શાંતનુકુમાર ભીષ્મ, દરરોજ પૈશાચી–આસુરી આદિ નવા નવા વ્યૂહો રચતા હતા.

હે રાજન્! ત્યાર પછી અન્યોન્યને પ્રહાર કરતા તમારા અને પાંડવોના યોદ્ધાઓવચ્ચે યમરાજાના રાજ્યને વધારનારૂં મહાન યુદ્ધ ચાલુ થયું.[૧૭] અનેક જાતનાં બાણોને વરસાવતા અર્જુન વગેરે પાંડવો, શિખંડીને આગળ કરી ભીષ્મ સામે યુદ્ધ કરવા ચઢી ગયા.[૧૮] હે ભારત! એ યુદ્ધમાં ભીમસેને બાણોથી પ્રહાર કરેલા અને તેથીજ લોહીની ધારાઓથી ભીંજાઇ ગયેલા તમારા સૈનિકો,પરલોક તરફ પ્રયાણ કરવા લાગ્યા.[૧૯] હે ભરતશ્રેષ્ઠ રાજા! યુદ્ધમાં વધ કરાતા તમારા સૈનિકો, પાંડવોના મહાન સૈન્યને આગળ વધતું અટકાવવાને સમર્થ થયા નહિ.[૨૦] ત્યારપછી ચારેબાજુથી વધ કરાતું અને પાંડવપક્ષના મહારથીઓએ હાંકી કાઢેલું તમારૂં સૈન્ય દશે દિશાઓમાં નાસાનાસ કરવા લાગ્યું.[૨૧] હે ભરતશ્રેષ્ઠ! પાંડવો અને સૃંજયોનાં તીક્ષ્ણ બાણોથી પ્રહાર કરાતા તમારા સૈનિકોને પોતાનું રક્ષણ કરનાર કોઇ પણ મળ્યો નહિ.[૨૨]

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય! પાંડવોવડે પીડાતા પોતાના સૈન્યને જોઇ ક્રોધાયમાન થયેલા પરાક્રમી ભીષ્મે, જે પરાક્રમ કર્યું હોય તે મને કહે.[૨૪] હે નિર્દોષ સંજય! શત્રુઓને તપાવનાર વીર ભીષ્મ, પાંડવોસામે કેવી રીતે ધસી ગયા? અને તેમણે સોમકોનો કેવી રીતે સંહાર કર્યો? તે પણ મને કહી સંભળાવ.

સંજયે કહ્યું:–હે મહારાજ! જ્યારે તમારા પુત્રના સૈન્યને પાંડવો અને સૃંજયોએ પીડિત કરી નાખ્યું, ત્યારે તમારા પિતાએ જે પરાક્રમ કર્યું હતું તે, હું તમને કહી સંભળાવું છું.[૨૬] હે પાંડુના મોટાભાઈ ધૃતરાષ્ટ્ર રાજા! તમારા પુત્રની સેનાનો સંહાર કરતા શૂરા પાંડવો આનંદિત મનથી આગળને આગળજ વધી આવતા હતા;[૨૭]ત્યારે હે રાજા! એ યુદ્ધમાં શત્રુઓએ કરાતો મનુષ્ય, હાથી, ઘોડા વગેરે સૈન્યનો નાશ, ભીષ્મનાથી સહન થઇ શકયો નહિ.[૨૮] મહાધનુર્ધર અને દુર્ધર્ષ પિતામહ, પોતાના જીવિતની પણ દરકાર નહિ કરીને, પાંચાળો અને સૃંજયોપર વાછરડાના દાંત જેવા આકારનાં નારાચબાણોનો અને તીક્ષ્ણ એવાં અંજલિ આકારનાં બાણોનો વરસાદ વરસાવવા માંડયા.વળી તે ભીષ્મે, એ રણસંગ્રામમાં શસ્ત્રો ગ્રહણ કરીને અનેક બાણો મૂકી મહાપ્રયાસે પણ પાંડવોના પાંચ મહારથીઓને આગળ વધતાં અટકાવી દીધા. પરાક્રમ અને ક્રોધથી મૂકેલાં અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોથી તેઓને ખાળી દઇ, ક્રોધાયમાન થયેલા એ ભીષ્મે, પાંડવોના હાથી,ઘોડા વગેરે ઘણા સૈન્યનો સંહાર કરવા માંડયો. હે પુરુષશ્રેષ્ઠ! રથીઓને રથપરથી ગબડાવી પાડયા; ઘોડેસ્વારોને ઘોડાની પીઠપરથી નાખી દીધા સામા આવેલા પાળાઓને રણભૂમિપર રગદોળી નાખ્યા અને શત્રુઓનો જય કરવા ઇચ્છતા હાથીસ્વારોને હાથીપરથી પછાડી નાખ્યા.[૨૯,૩૩] આ પ્રમાણે એ સંગ્રામમાં ઘણી ત્વરાપૂર્વક લડી રહેલા મહારથી ભીષ્મ એકલાની સામે પાંડવયોદ્ધાઓ બધા એકત્ર થઇને, જેમ વજ્રધારી ઇંદ્ર એકલાસામે બધા અસુરો ચઢી આવે, તેમ ચઢી આવ્યા.[૩૪] ભીષ્મપિતામહ પણ ઇંદ્રના વજ્રસમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં બાણોને છોડતા અને ભયંકર રૂપ

ધારણ કરતા સર્વ દિશાઓમાં દેખાવા લાગ્યા. એ રણમાં લડી રહેલા પિતામહનું ઇંદ્રધનુષ્યસમાન મોટું ધનુષ્ય, ગોળાકારે વળેલુંજ જોવામાં આવતું હતું. હે રાજા ! પિતામહનું આવું પરાક્રમ જોઈને પરમ વિસ્મય પામેલા તમારા પુત્રો તેમનાં વખાણ કરવા લાગ્યા; પણ પાંડવો તો ઉદાસ મનવાળા થઇને, જેમ પૂર્વકાળમાં દેવાસુરયુદ્ધમાં દેવો, મહાશૂરવીર વિપ્રચિત્તિ દાનવને જોઈ રહ્યા હતા તેમ, શૌર્યથી લડી રહેલા તમારા પિતાને જોઇ રહ્યા હતા; પરંતુ જાણે ફાડેલા મોંવાળો કાળ ન હોય તેમ દેખાતા એ પિતામહને વારી શક્યા નહિ. જેમ અગ્નિ વનને બાળી ભસ્મ કરી નાખે, તેમ એ પિતામહે દશમા દિવસની શરૂઆતમાં તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને શિખંડીના રથસૈન્યનો નાશ કરી નાખ્યો.[૪૦] જાણે ક્રોધાયમાન સર્પ હોય તેવા અને પ્રલયકાળનો સાક્ષાત્ યમ ન હોય તેવા સ્વરૂપમાં જણાતા એ ભીષ્મને, શિખંડીએ ત્રણ બાણોનો પ્રહાર કરી છાતીમાં વિંધી નાખ્યા.[૪૧] આમ તેણે અત્યંત વિંધી નાખ્યા છતાં પણ તેની સાથે યુદ્ધ કરવા માટે નહિ ઇચ્છતા ભીષ્મપિતામહ, ક્રોધપૂર્વક હસીને તેને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ–"તારી ઇચ્છા પ્રમાણે તું મારાપર પ્રહાર કર અથવા ન કર, પણ હું તારી સાથે યુદ્ધ કરવાનો નથી. વધાતાએ તને જે સ્ત્રીતરીકે ઉત્પન્ન કરી હતી તેજ તું શિખંડિની છે. "[૪૩] ભીષ્મનાં આવાં વચન સાંભળી ક્રોધથી ધમધમી ઉઠેલો શિખંડી પોતાનાં ગલોફાં ચાટતો ચાટતો તેમને આ પ્રમાણે કહેવા લાગ્યો[૪૪]:–" હે મહાબાહુ ! ક્ષત્રિયોનો નાશ કરનારા તમને હું સારી રીતે ઓળખું છું. પરશુરામની સાથેનું તમારૂં યુદ્ધ પણ મારા સાંભળવામાં આવ્યું છે.[૪૫] વળી આ તમારો દિવ્ય પ્રભાવ મેં ઘણી વખત સાંભળેલો છે. એ પ્રમાણે હું તમારા પ્રભાવને જાણું છું, છતાંપણ આજે તમારી સાથે લડીશ.[૪૬] હે પુરુષશ્રેષ્ઠ ! પાંડવોનું પ્રિય કરવાને તથા મારી જાતને સફળ કરવાને આજે હું તમારી સાથે લડવાનો છું.[૪૭] તમારી આગળ હું સત્યના સોગંદ ખાઇને કહું છું કે, આજે હું તમને અવશ્ય મારીશ; માટે આ મારી વાણીને સાંભળી તમારે જે કરવું હોય તે કરો.[૪૮] આજે તમે મારાપર પ્રહાર કરો યા ન કરો, પણ હું તમને જીવતા છોડવાનો નથી; માટે યુદ્ધમાં જય મેળવનાર હે ભીષ્મ ! આજે તમે આ લોકનાં છેલ્લાં દર્શન કરી લ્યો, કારણકે ફરીથી તમને આ લોક જોવા નહિ મળે. "[૪૯]

સંજયે કહ્યુંઃ–આ પ્રમાણે કહીને એ શિખંડીએ પોતાનાં વાક્યરૂપ બાણોથી વિંધી નાખ્યા છતાં પણ એ ભીષ્મને ફરી નમેલાં પર્વવાળાં પાંચ બાણોનો પ્રહાર કર્યો.[૫૦] એ સમયે શિખંડીનાં એ વાક્યો સાંભળીને મહારથી અર્જુન, 'અત્યારે બરાબર લાગ આવ્યો છે' એમ વિચારી, શિખંડિને આ પ્રમાણે પાણી ચઢાવવા લાગ્યોઃ–" હે શિખંડી ! બીજા મહારથીઓને બાણોવડે નસાડી મૂકીને હું તમારી પાછળજ આવ્યા કરીશ. તમે તો ક્રોધપૂર્વક, ભયંકર પરાક્રમવાળા એ ભીષ્મસામેજ ધસી જાઓ.[૫૨] આ યુદ્ધમાં મહાબળવાન યોદ્ધો પણ આજે તમને પીડા કરી શકશે નહિ; માટે હે મહાબાહો ! યત્ન કરીને પણ આજે તમે ભીષ્મ સામે યુદ્ધ કરો.[૫૩] હે રાજા! આજના સંગ્રામમાં ભીષ્મને માર્યાસિવાય જો તમે પાછા ફરશો તો મારી અને તમારી બન્નેની લોકો હાંસી કરશે;[૫૪] માટે હે વીર ! આપણ બન્નેની જે રીતે હાંસી ન થાય તે પ્રમાણે યત્ન કરીને આજના રણસંગ્રામમાં ભીષ્મને બરાબર સાધો.[૫૫] હે મહાબળવાન શિખંડિ! સર્વ મહારથીઓને રોકી રાખી હું તમારૂં રક્ષણ કરીશ, માટે આજના યુદ્ધમાં તમે પિતામહને વશ કરો.[૫૬] દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, દુર્યોધન, ચિત્રસેન, વિકર્ણ, સિંધુરાજ જયદ્રથ, અવંતિકુમાર વિંદ અને અનુવિંદ, કંબોજરાજ સુદક્ષિણ, શૂરવીર ભગદત્ત અને મહાબળવાન મગધરાજ, શૂરવીર ભૂરિશ્રવા, રાક્ષસ અલંબુષ અને ત્રિગર્તરાજ સુશર્મા–વગેરે સર્વ મહારથીઓને તથા એકત્ર થઇને યુદ્ધ કરતા મહાબળવાન સર્વ કૌરવોને, હું એકલોજ, કિ-

નારો જેમ સમુદ્રને રોકી રાખે તેમ રોકીરાખીશ, માટે તમે આજે પિતામહ ભીષ્મનો નાશ કરો.”

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં ‘ભીષ્મ અને શિખંડીનો સમાગમ’ એ વિષયનો અધ્યાય ૧૦૮ મો સમાપ્ત

## અધ્યાય ૧૦૯ મો

### દશમો દિવસ(ચાલુ)-અર્જુનની વીરતા

॥ धृतराष्ट्र उवाच ॥

**कथं शिखंडी गांगेयमभ्यधावत्पितामहम् ।**
**पांचाल्यः समरे क्रुद्धो धर्मात्मानं यतव्रतम् ॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું:-એ યુદ્ધમાં ક્રોધાયમાન થયેલો દ્રુપદપુત્ર શિખંડી નિયમિત વ્રતવાળા અને ધર્માત્મા ગંગાકુમાર ભીષ્મસામે યુદ્ધ કરવામાટે કેવી રીતે ધાઇ ગયો ?[1] પાંડવોના સૈન્યમાં જય મેળવવાને ઇચ્છતા કયા કયા મહારથી યોદ્ધાઓ શસ્ત્રોથી સજ્જ થઇને એ યુદ્ધમાં સત્વર શિખંડીનું રક્ષણ કરતા હતા ?[2] અને વળી એ દશમે દિવસે મહાપરાક્રમી શાંતનુકુમાર ભીષ્મે, પાંડવો અને સંજયોની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું ? હે સંજય ! તે બધું મને કહે.[3] ભીષ્મસામે શિખંડી યુદ્ધ કરે છે, એ મારાથી સહન થતું નથી. એ યુદ્ધમાં બાણોને ફેંકી રહેલા ભીષ્મનું ધનુષ્ય અથવા રથ ભાંગી પડયાં ન હતાં ને ?[4]

સંજયે કહ્યું:-“હે ભરતશ્રેષ્ઠ રાજા ! એ સંગ્રામમાં યુદ્ધને કરી રહેલા ભીષ્મનું ધનુષ્ય અથવા રથ ભાંગી પડયાં ન હતાં;[5] પણ તેણે તો મજબૂત ગાંઠવાળાં બાણોવડે શત્રુઓનો સંહાર કરી નાખ્યો હતો. હે રાજન્ ! તમારા પક્ષના અનેક સેંકડો અને હજારો મહારથીઓ, હાથીઓ અને ઘોડાઓ-બરાબર સજ્જ થઇને તથા પિતામહને આગળ કરીને યુદ્ધ કરવામાટે પાંડવોસામે ચઢી ગયા હતા. હે કુરુવંશજ રાજા ! સંગ્રામમાં જય મેળવનાર એ પિતામહે, પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પાંડવોની સેનાનો યુદ્ધમાં હમેશાં ક્ષય કર્યો હતો.[8] મોટા ધનુષ્યને હાથમાં લઇ યુદ્ધ કરતા તથા બાણોવડે શત્રુઓનો નાશ કરી નાખતા એ ભીષ્મને સર્વ પાંચાળયોદ્ધાઓ તથા પાંડવો વારી શકયા ન હતા.[9] હે પાંડુના વડીલ ભ્રાતા ! એ દશમા દિવસના આરંભમાં પિતામહ ભીષ્મે, શત્રુઓની સેનાને તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી સેંકડો અને હજારો વિભાગમાં વિખેરીનાખી.[10] જેમ પાશધારી યમને ન જીતી શકાય, તેમ મહાધનુર્ધર એ ભીષ્મને, પાંડવો યુદ્ધમાં જીતી શકયા નહિ.[11]

હે મહારાજ ! એ પ્રમાણે પોતાની સેનાને ત્રાસ પામતી જોઇ, સવ્યસાચી અર્જુન, તમારા સર્વ રથીઓને ત્રાસ પમાડતો તથા કોઇનાથી પણ પરાજય નહિ પામતો ત્યાં આગળ આવ્યો.[12] સિંહની પેઠે મોટી ગર્જના કરતો, વારંવાર ધનુષ્યનો ટંકાર કરતો અને બાણોના સમૂહને છોડતો અર્જુન, એ રણસંગ્રામમાં કાળની પેઠે ઘુમવા લાગ્યો.[13] હે ભરતશ્રેષ્ઠ રાજા ! જેમ સિંહના શબ્દને સાંભળી ત્રાસ પામેલાં મૃગલાં ભયને લીધે નાસી જાય છે, તેમ તમારા સૈનિકો પણ અર્જુનના શબ્દને સાંભળી ત્રાસ પામીને નાસવા લાગ્યા.[14] આમ પોતાના સૈન્યને પીડાયેલું જોઇને તથા અર્જુનને વિજય પામતો જોઇને અત્યંત દુઃખી થયેલો દુર્યોધન ભીષ્મને કહેવા લાગ્યો:-[15]“ હે તાત! શ્વેત વર્ણના ઘોડાવાળો તથા કૃષ્ણ છે સારથી જેના એવો આ અર્જુન, અગ્નિ જેમ વનને બાળી નાખે, તેમ મારા સૈન્યનો ઘાણ કાઢી નાખે છે.[16] હે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ પિતામહ ! જુઓ, મારાં સૈન્યો ચારેબાજુ નાસી રહ્યાં છે. જેમ ગોવાળ પશુઓને વનમાં હાંકી કાઢે, તેમ અર્જુને મારાં સૈન્યોને રણભૂમિપરથી હાંકી કાઢવા માંડયાં છે. હે શત્રુઓને તપાવનાર ! અર્જુનનાં બાણોથી મારા સૈન્યમાં મોટું ભંગાણ પડેલું છે, જેથી તે મારૂં સૈન્ય આમ તેમ નાસભાગ કરે છે. એજ પ્રમાણે દુરાધર્ષ ભીમસેન પણ મારા સૈન્યને નસાડી રહ્યો છે ! વળી સાત્યકિ, ચેકિતાન, માદ્રીપુત્ર નકુલ અને સહદેવ તથા પરાક્રમી અભિમન્યુ-આદિ યોદ્ધાઓ પણ મારી સેનાને નસાડી મૂકે છે; તેમ-

જ શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન અને રાક્ષસ ઘટોત્કચ પણ આ મહારણમાં મારા સૈન્યને એકાએક હાંકી કાઢે છે; માટે હે દેવસમાન પરાક્રમવાળા પુરુષવ્યાઘ્ર ભીષ્મપિતામહ ! એ સર્વ મહારથીઓ આ વખતે મારા સૈન્યનો વધ કરી રહ્યા છે, જેથી તે સૈન્યને યુદ્ધમાં સ્થિર કરવામાટે તમારાવિના બીજો એક પણ આશ્રય મને નથી; અને આપ તો તેઓને પહોંચી વળવાને સમર્થ છો; માટે પીડિતના શરણ થાઓ."[૧૭-૨૩]

સંજયે કહ્યું:–હે મહારાજ ! તમારા પુત્ર દુર્યોધને તમારા પિતા ભીષ્મને આવી રીતે જ્યારે કહ્યું, ત્યારે તેમણે એક મુહૂર્તકાળ સુધી મનમાં વિચાર કર્યો અને પછી પોતાનો નિશ્ચય કરીને તમારા પુત્રને હિંમત આપી, એ શાંતનુકુમાર આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—"હે દુર્યોધન રાજા ! સ્થિર થઈને સાંભળ. મેં તારી પાસે પૂર્વે પ્રતિજ્ઞા કરી હતી કે, "હે બળવાન રાજા ! હું હમેશાં દશહજાર મહાન ક્ષત્રિયોનો નાશ કરી રણસંગ્રામમાંથી પાછો ફરીશ, એ મારૂં દરરોજનું દિવસકાર્ય સમજવું." આમ પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે હું આજ દિવસ સુધી (નવ દિવસ સુધી) વર્ત્યો છું;[૨૪-૨૭]અને આજે પણ હે ભરતશ્રેષ્ઠ ! હું મહાન પરાક્રમ કરવાનો છું. આજે હું માર્યો જઈને આ રણભૂમિપર સૂઇ જઇશ અથવા તો પાંડવોને મારી નાખીશ.[૨૮] હે રાજન્ ! આજે સેનાના મોખરામાં રહીને માર્યો જઇ, તારૂં ખાધેલું હું હલાલ કરીશ અને તારા સ્વામિપિંડના ઋણમાંથી મુક્ત થઈશ."[૨૯]

હે ભરતશ્રેષ્ઠ ! દુર્યોધનને આમ કહીને, બાણોવડે ક્ષત્રિયોનો નાશ કરતા દુરાધર્ષ પિતામહ પાંડવોની સેનાતરફ આગળ વધ્યા.[૩૦] હે ભરતર્ષભ ! ક્રોધાયમાન સર્પની પેઠે સેનાના મધ્યમાં આવી ઉભેલા પિતામહને, પાંડવો સામેથી વારવા લાગ્યા;[૩૧] પણ હે કુરુનંદન ! એ દશમે દિવસે તો ભીષ્મપિતામહે પોતાની અદ્ભુત શક્તિ બતાવી અને પાંડવોના સો હજાર સૈનિકોને મારી નાખ્યા.[૩૨] જેમ સૂર્ય પોતાનાં કિરણોદ્વારા જળને ગ્રહણ કરે છે, તેમ એ ભીષ્મપિતામહે પોતાનાં બાણોવડે પંચાલ દેશના મહારથી રાજપુત્રોના તેજનું ગ્રહણ કરી લીધું.[૩૩] એ રણસંગ્રામમાં નિર્ધૂમ પ્રજ્વલિત અગ્નિની પેઠે બળતા પુરુષશ્રેષ્ઠ ભીષ્મપિતામહે બળવાન દશ હજાર હાથીઓને મારી નાખ્યા તથા દશ હજાર ઘોડેસ્વારોસહિત ઘોડાઓને અને સંપૂર્ણ બે લાખ પાળાઓનો સંહાર કરી નાખ્યો.[૩૪,૩૫] જેમ ઉત્તરાયણના પ્રખર તપતા સૂર્યને જોઇ શકાતા નથી, તેમ પાંડવપક્ષનો કોઇપણ યોદ્ધો એ ભીષ્મને જોવાને પણ શક્તિમાન થતો ન હતો.[૩૬] એ પ્રમાણે મહાધનુર્ધર ભીષ્મપિતામહથી પીડા પામેલા પાંડવપક્ષના યોદ્ધાઓ, એકદમ ક્રોધાયમાન થઇ ગયા અને મહારથી સૃંજયોસહિત એ સર્વ યોદ્ધાઓ ભીષ્મનો વધ કરવામાટે ધસી ગયા.[૩૭] એ અનેક યોદ્ધાઓની સાથે પોતે એકલાજ લડી રહેલા શાંતનુકુમાર ભીષ્મ, વાદળાંઓથી જેમ મેરુપર્વત છવાઇ જાય, તેમ ચારેબાજુથી છવાઈ ગયા હતા.[૩૮] એ સમયે તમારા પુત્રો મોટી સેનાને સાથે લઇ, ભીષ્મની ચારેબાજુ વીંટાઇ વળ્યા અને પછી ફરી પણ યુદ્ધની શરૂઆત થઇ.[૩૯]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'ભીષ્મ અને દુર્યોધનનો સંવાદ' એ વિષયનો અધ્યાય ૧૦૯ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૦ મો

### દશમો દિવસ (ચાલુ)–અર્જુન સામે દુઃશાસન

॥ संजय उवाच ॥

अर्जुनस्तु रणे राजन् दृष्ट्वा भीष्मस्य विक्रमम्।
शिखंडिनमथोवाच समभ्येहि पितामहम् ॥१॥

સંજયે કહ્યું:–હે રાજન્ ! એ રણમાં ભીષ્મનું પરાક્રમ જોઇને અર્જુને શિખંડીને કહ્યું:–"તમે પિતામહ સામા ધસો.[૧] આજે તમારે એ ભીષ્મથી લગાર પણ ડરવાનું નથી. હું એમને મારાં તીક્ષ્ણ બાણોથી રથપરથી ગબડાવી દેવાનો છું."[૨] એ પ્રમાણે અર્જુનનું વાક્ય સાંભ-

ળીને શિખંડી ભીષ્મસામે ધસી ગયો.[3] વળી એ અર્જુનનું વચન સાંભળીને હર્ષમાં આવી ગયેલા ધૃષ્ટદ્યુમ્ન અને મહારથી અભિમન્યુ પણ ભીષ્મસામા ધસી ગયા.[4] હે રાજન્ ! વૃદ્ધ વિરાટરાજા, દ્રુપદરાજા અને ઝેરીલો કુંતિભોજ રાજા,એ ત્રણે જણા પણ તમારા પુત્રના દેખતાં ભીષ્મસામા ધસી ગયા.[5] વળી એ અર્જુનનું વાક્ય સાંભળીને નકુલ, સહદેવ અને પરાક્રમી ધર્મરાજા વગેરે મહારથીઓ તથા બીજાં સર્વ સૈન્યો પણ એકીસાથે ગંગાપુત્ર ભીષ્મ તરફજ ધસવા લાગ્યાં. આમ એકત્ર થયેલા એ સર્વ મહારથીઓ તરફ તમારા પક્ષના સૈનિકો પણ ચઢી ગયા અને પોતાની શક્તિ અને ઉત્સાહ પ્રમાણે તેઓએ જે યુદ્ધ કર્યું તે હું તમને કહી સંભળાવું છું, માટે સાંભળો.

હે મહારાજ ! ચિત્રસેન ચેકિતાન સામે આવી ગયો.જેમ વાઘનું બચ્ચું મોટા આખલા સામે ધસી જાય, તેમ ભીષ્મ સામે અત્યંત ત્વરાથી ધસી જતા અને લગભગ ભીષ્મ પાસે આવી પહોંચેલા તથા યુદ્ધ કરવામાં સાવધ રહેનાર ધૃષ્ટદ્યુમ્નને કૃતવર્માએ નિવાર્યો; તેમજ હે મહારાજ ! કોપાયમાન થઇને ભીષ્મનો વધ કરવા ઇચ્છતા ભીમસેનને, ઘણી ઝડપથી ભૂરિશ્રવાએ રોકી રાખ્યો. વળી અનેક પ્રકારનાં બાણોને વરસાવતા શૂરવીર નકુલને, ભીષ્મના જીવિતની ઇચ્છા કરતા વિકર્ણે અટકાવી રાખ્યો; તેમજ હે રાજન્ ! ભીષ્મના રથપ્રત્યે જતા સહદેવને ક્રોધાયમાન થયેલા કૃપાચાર્યે થંભાવી રાખ્યો. વળી ભીષ્મનો નાશ કરવામાટે આગળ આવેલા, ક્રૂર કર્મોને કરનાર અને મહાબળવાન ભીમસેનના પુત્ર રાક્ષસ ઘટોત્કચ સામે, બળવાન દુર્મુખ ધસ્યો. યુદ્ધ કરવા જતા સાત્યકિને તમારા પુત્ર દુર્યોધને રોકી રાખ્યો.[6–14] હે મહારાજ! ભીષ્મના રથતરફ જતા અભિમન્યુને કંબોજના રાજા સુદક્ષિણે રોકયો.[15] હે ભારત ! વૃદ્ધ વિરાટ અને દ્રુપદરાજા બન્ને સાથે મળીને શત્રુનું મર્દન કરવા ધસી આવ્યા; ત્યારે તેઓ બન્નેને ક્રોધાયમાન થયેલા અશ્વત્થામાએ વારી રાખ્યા;[16] તેમજ એ રણમાં ભીષ્મનો વધ કરવા ઇચ્છતા પાંડુના મોટા પુત્ર ધર્મરાજને, બરાબર સાવધ રહેલા દ્રોણાચાર્યે અટકાવી રાખ્યા; અને હે મહારાજ ! શિખંડીને આગળ કરી ભીષ્મસામે યુદ્ધ કરવાને ઉત્સાહ કરનારા તથા દશે દિશાઓને પ્રકાશિત કરતા અર્જુનને, એ રણભૂમિપર ઉભેલા મહાધનુર્ધર દુઃશાસને અટકાવી રાખ્યો; તેમજ એ સિવાયના બીજા તમારા યોદ્ધાઓએ, ભીષ્મસામે યુદ્ધ કરવા તત્પર થયેલા પાંડવોના બીજા મહારથીઓને ખાળી રાખ્યા. એ સમયપર ધૃષ્ટદ્યુમ્ન, પોતાનાં સૈન્યોને વારંવાર મોટા શબ્દથી કહેવા લાગ્યોઃ– “ હે વીર સૈનિકો ! તમે બધા એકલા ભીષ્મ સામે ધસારો કરો. આ મહારથી કુરુનંદન અર્જુન, ભીષ્મસામે યુદ્ધ કરવામાટે જાય છે; માટે લગાર પણ ડરશો નહિ. તમને ભીષ્મ આજે પહોંચવાના નથી; કારણકે અર્જુન સામે યુદ્ધ કરવાને ઇંદ્ર પણ ઉત્સાહ કરી શકતો નથી, તો અલ્પ વીર્યવાળા અને અલ્પ જીવનવાળા ભીષ્મ, અર્જુનની આગળ કોણમાત્ર છે?” એ રીતે પોતાના સેનાપતિનું વચન સાંભળીને હર્ષમાં આવી ગયેલા પાંડવોના મહારથીઓ, ( એકીસાથે ) ભીષ્મના રથસામે ધસારો કરવા લાગ્યા. પ્રલયકાળના સમુદ્રોના મહાન પ્રવાહોની પેઠે યુદ્ધમાં ધસી આવતા એ પાંડવયોદ્ધાઓને તમારા પક્ષના મહાન વીરોએ આનંદમાં આવી જઈને એકદમ અટકાવી રાખ્યા. હે મહારાજ ! એ વેળાએ મહારથી દુઃશાસને ભીષ્મના જીવિતની ઇચ્છા રાખીને, નિર્ભયપણે અર્જુનસામે ધસારો કર્યો હતો; ત્યારે શૂરા પાંડવ મહારથીઓએ પણ એ સંગ્રામમાં ભીષ્મના રથસામે તથા તમારા પુત્રો સામે જોસભેર ધસારો કર્યો હતો. હે રાજા ! પણ એ યુદ્ધમાં અમને એક મોટું આશ્ચર્ય જોવામાં આવ્યું કે, અર્જુન, દુઃશાસનના રથ પાસે આવીને આગળ વધીજ શકયો નહિ. જેમ સમુદ્રનો કિનારો, ખળભળી ઉઠેલાં પાણીવાળા મહાસાગરને રોકી રાખે, તેમ તમારા પુત્ર દુઃશાસને, ક્રોધાયમાન થયેલા અર્જુનને રોકી રાખ્યો હતો. હે ભારત ! એ બન્ને વીરો રથીઓમાં શ્રેષ્ઠ હતા, પરસ્પર

દુર્જય હતા અને કાંતિ તથા તેજમાં ચંદ્ર અને સૂર્યસરખા હતા. એકદમ ક્રોધાયમાન થયેલા તથા અન્યોન્યનો વધ કરવા ઇચ્છતા એ બન્ને શૂરવીરો, જેમ પૂર્વકાળમાં મયદાનવ અને ઇંદ્ર સામસામે આવી યુદ્ધ કરતા હતા, તેમ એ મહારણમાં સામસામા આવી જઈ લડવા લાગ્યા. હે મહારાજ! પછી દુઃશાસને, અર્જુનને ત્રણ બાણોવડે તથા કૃષ્ણને વીસ બાણોવડે માર માર્યો; ત્યારે પોતાના મિત્ર વાસુદેવને આમ પીડિત કરેલા જોઇ અર્જુન કોપાયમાન થઇ ગયો; અને તેણે એ દુઃશાસનને સો નારાચ બાણોનો પ્રહાર કર્યો. અર્જુનનાં એ બાણોએ દુઃશાસનના કવચને ભેદી નાખી, યુદ્ધમાં તેનું લોહી પીધું. આથી દુઃશાસને પણ ક્રોધ કરી, અર્જુનને લલાટપ્રદેશમાં દૃઢ ગાંઠવાળાં ત્રણ બાણોનો પ્રહાર કરી વિંધી નાખ્યો.[૩૪] હે ભરતશ્રેષ્ઠ મહારાજ! લલાટમાં રહેલાં એ બાણોથી અર્જુન, જાણે એ મહારણમાં અતિ ઉંચા શિખરોવાળો મેરુ પર્વત હોયની તેવો; તેમજ પુષ્પોથી ફુલેલા ખાખરાનું વૃક્ષ હોય તેવો તે રણભૂમિ ઉપર શોભી રહ્યો હતો.[૩૬] પછી ક્રોધાતુર થયેલો અર્જુન, જેમ પૂર્ણિમાને દિવસે રાહુ પરિપૂર્ણ એવા ચંદ્રને પીડે, તેમ દુઃશાસનને પીડવા લાગ્યો.[૩૭] હે રાજા! બળવાન અર્જુને તમારા પુત્રને આમ જ્યારે પીડવા માંડયો, ત્યારે તેણે ફરી પણ સરાણપર ઘસેલાં અને પીછાં બાંધેલાં બાણો મૂકી અર્જુનને વિંધવાજ માંડયો. એટલે અર્જુને એ દુઃશાસનનું ધનુષ્ય અને રથ, ત્રણબાણો મૂકીને ભાંગીનાખ્યાં; અને વળી બીજાં તીક્ષ્ણબાણોથી તમારા પુત્રપર મારો પણ ચલાવવા માંડયો;[૩૯] ત્યારે એકદમ બીજું ધનુષ્ય લીધું અને ભીષ્મની આગળ જઇને પચીસ બાણો છોડી અર્જુનને બાહુઓમાં તથા છાતીમાં પ્રહારકર્યો.[૪૦] હે મહારાજ! તે વેળાએ શત્રુઓને તપાવનાર અર્જુન, તેનાપર અતિ કોપાયમાન થઈ ગયો અને કાળદંડસમાન ઘોર એવાં અનેક બાણો તેનાપર છોડવા લાગ્યો;[૪૧] પણ તમારો પુત્ર, પોતાને હઠાવવામાટે અતિ પ્રયાસ કરતા એ અર્જુનનાં ભયંકર બાણોને, પોતાની આગળ આવતા પહેલાં વચમાંથીજ કાપી નાખતો હતો[૪૨] અને પોતાનાં તીક્ષ્ણ બાણોનું ધનુષ્યમાં સંધાન કરી, ક્રોધપૂર્વક અર્જુનને વિંધીજ નાખતો હતો. ત્યારે ક્રોધાયમાન થયેલા અર્જુને પણ સોનેરી પુંખ( અગ્ર )વાળાં અને પથ્થરપર ઘસીને તીક્ષ્ણ કરેલાં બાણોનું ધનુષ્યમાં સંધાન કરી દુઃશાસન સામે ફેંકયાં. હે મહારાજ! જેમ હંસો તળાવમાં આવીને નિમગ્ન થાય છે, તેમ અર્જુનના ધનુષમાંથી છૂટેલાં એ બાણો, મહાત્મા દુઃશાસનના શરીરમાં નિમગ્ન થયાં (ખુંચી ગયાં). મહાત્મા અર્જુને તમારા પુત્રને આમ જ્યારે પીડી નાખ્યો, ત્યારે તે અર્જુન સામેનું યુદ્ધ પડતું મૂકી, ભીષ્મના રથ તરફ ચાલ્યો ગયો. તે સમયે અગાધ યુદ્ધસાગરમાં ડૂબી જતા તમારા પુત્ર દુઃશાસનને ભીષ્મ, દ્વીપ( બેટ )રૂપે થઈ પડયા હતા.[૪૩-૪૬] હે રાજા! વળી પણ ભાનમાં આવેલો તમારો શૂરો પુત્ર દુઃશાસન, તીક્ષ્ણ બાણો મૂકીને, ઇંદ્ર જેમ વૃત્રાસુરને રોકી રાખે, તેમ અર્જુનને આગળ વધતો રોકવા લાગ્યો. એ વેળા અર્જુન, તે દુઃશાસનનાં બાણોથી ભેદાઈ ગયો હતો; પણ મજબૂત શરીરવાળો હોવાથી વ્યથિત થયો નહિ.[૪૭,૪૮]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'અર્જુન અને દુઃશાસનનો સમાગમ' એ વિષયનો અધ્યાય ૧૧૦ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૧ મો

### દશમો દિવસ (ચાલુ)-કૌરવોનો ઘેરો

॥ संजय उवाच ॥

सात्यकिं दंशितं युद्धे भीष्मायाभ्युद्यतं रणे।
आर्ष्यशृंगिर्महेष्वासो वारयामास संयुगे ॥१॥

સંજયે કહ્યું:-એ યુદ્ધમાં દંશ રાખીને ભીષ્મ સામે લડવા તત્પર થયેલા સાત્યકિને, મોટા ધનુષ્યવાળો ઋષ્યશૃંગનો પુત્ર રાક્ષસ અલંબુષ, આગળ જતો વારવા લાગ્યો.[૧] હે ભારત! ત્યારે અત્યંત ક્રોધાયમાન થયેલા સાત્યકિએ, મંદ હાસ્ય કરીને, રાક્ષસ અલંબુષને નવ બાણોનો માર માર્યો;[૨] એટલે રાક્ષસ પણ કોપી ઉઠયો

અને તેણે પણ સામેથી નવ બાણો મૂકી શિનિપુંગવ સાત્યકિને પીડિત કરી મૂક્યો.[3] શત્રુવીરોનો સંહાર કરનાર સાત્યકિ પણ કોપ્યો અને તેણે પણ રાક્ષસસામે અનેક બાણો છોડવા માંડયાં.[4] ત્યારપછી રાક્ષસ અલંબુષે, સત્ય પરાક્રમવાળા મહાબાહુ સાત્યકિને, તીક્ષ્ણ બાણોથી વિંધી નાખ્યો અને સિંહની પેઠે ગર્જના કરી મૂકી.[5] એ રણમાં રાક્ષસે આમ પોતાને જ્યારે વિંધી નાખ્યો અને આગળ વધતો અટકાવી રાખ્યો, ત્યારે તેજસ્વી સાત્યકિ ખડખડાટ હસવા લાગ્યો અને ગર્જના કરવા લાગ્યો.[6] તેટલામાં રાજા ભગદત્ત એકદમ રૂઠયો અને જેમ અંકુશોવડે મોટા ગજેન્દ્રને પ્રહાર કરે,તેમ તેણે સાત્યકિને પ્રહાર કર્યો. એટલે મહારથીઓમાં શ્રેષ્ઠ શિનિપુત્ર સાત્યકિએ રાક્ષસ સાથેનું યુદ્ધ પડતું મૂકી, પ્રાગ્જ્યોતિષના રાજા ભગદત્ત સામે મજબૂત ગાંઠાવાળાં બાણો ફેંકવા માંડયાં.[8] ત્યારે પ્રાગ્જ્યોતિષરાજાએ પણ પોતાના હાથની કુશળતાપૂર્વક ઘસેલી ધારવાળાં ભલ્લબાણથી સાત્યકિનું મોટું ધનુષ્ય કાપી નાખ્યું;[9] એટલે એકદમ બીજું વેગવાળું ધનુષ્ય લઇને શત્રુસંહારક સાત્યકિ, તીક્ષ્ણ બાણોવડે રણમાં ક્રોધાયમાન થયેલા એ ભગદત્તરાજાને વિંધી નાખવા લાગ્યો.[10] આમ અત્યંત વિંધાઈ ગયેલા ભગદત્તે, ક્રોધથી ગલોફાં ચાટીને લોઢાની બનાવેલી અને સુવર્ણ તથા વૈડૂર્યમણિથી શોભતી મજબૂત અને કાળના દંડસરખી ભયંકર શક્તિ સાત્યકિ સામે ફેંકી. એ ભગદત્તના બાહુબળથી પ્રેરાયેલી અને પોતાની તરફ એકાએક ધસી આવતી એ શક્તિને સાત્યકિએ બાણોવડે બે કકડા કરી તોડી પાડી; અને તેથી નિસ્તેજ થયેલાં ઉંબાડીઆંની પેઠે તે શક્તિ ભોંયપર આવી પડી.[12,13] હે રાજા! એ શક્તિને આમ તોડી પાડેલી જોઇ, તમારો પુત્ર દુર્યોધન, અનેક રથોને સાથે લઇ સાત્યકિને ઘેરી વળ્યો.[14] યાદવોના મહારથી સાત્યકિને આમ ઘેરાઇ ગયેલો જોઇ, રાજા દુર્યોધન અત્યંત ક્રોધ કરી, પોતાના સર્વ ભાઇઓને કહેવા લાગ્યો:–[15] "હે કૌરવો! આ યુદ્ધમાં આજે એવું પરાક્રમ કરી બતાવો, કે જેથી તમારા બધાના આ મહાન રથોની વચ્ચેથી સાત્યકિ જીવતો જવા ન પામે;[16] કારણ કે જો એ સાત્યકિ માર્યો જશે તો પાંડવોનું મહાન સૈન્ય મરેલુંજ છે એમ મારી માન્યતા છે." "બહુ સારૂં" એ પ્રમાણે તે દુર્યોધનની આજ્ઞા સ્વીકારીને તમારા પક્ષના સર્વ મહારથીઓ, ભીષ્મસામે યુદ્ધ કરવા તત્પર થયેલા એ સાત્યકિસામે યુદ્ધ કરવા લાગ્યા.

બીજી તરફથી કંબોજ દેશનો બળવાન રાજા સુદક્ષિણ, નમેલા પર્વવાળાં બાણોવડે અર્જુનપુત્ર અભિમન્યુને વિંધી નાખીને તેને આગળ વધતો અટકાવી રહ્યો હતો. વળી ભીષ્મના જીવિતને ઈચ્છતા સુદક્ષિણરાજાએ ચોસઠ બાણોનો પ્રહાર કરી,ફરી પાંચ બાણોથી તે અભિમન્યુને વિંધી નાખ્યો તથા બીજાં નવ બાણોથી તેના સારથિને પણ પ્રહાર કર્યો.[17-20] જે સમયપર શત્રુઓને ઉખેડી નાખનાર શિખંડી ભીષ્મસામે ધસી ગયો હતો, તે સમયે અભિમન્યુ અને સુદક્ષિણ વચ્ચે મહાન યુદ્ધ થઈ રહ્યું હતું.[21] કૌરવોની મહાસેનાને ખાળી રાખતા મહારથી વૃદ્ધ વિરાટરાજા અને દ્રુપદરાજા, કોપાયમાન થઇને ભીષ્મસામે યુદ્ધ કરવામાટે ધસી જતા હતા;[22] એટલામાં મહારથી અશ્વત્થામા ક્રોધ કરીને ત્યાં આવી પહોંચ્યો અને પછી તેઓ બન્નેનું (વિરાટ દ્રુપદનું) તથા તે અશ્વત્થામાનું યુદ્ધ શરૂ થયું.[23] હે શત્રુતાપન! પોતાને યુદ્ધમાં આગળ વધતો અટકાવાને પ્રયાસ કરતા મહાધનુર્ધર અને રણને શોભાવનાર એ અશ્વત્થામાને વિરાટરાજાએ દશ ભલ્લબાણોનો માર માર્યો[24] અને દ્રુપદરાજાએ પણ તીક્ષ્ણ એવાં ત્રણ બાણોથી અશ્વત્થામાને વિંધી નાખ્યો. આવી રીતે તેઓ બન્ને જણા મહાબળપૂર્વક તેને પ્રહાર કરી રહ્યા હતા;[25] ત્યારે અશ્વત્થામા પણ ભીષ્મસામે યુદ્ધ કરવા તત્પર થયેલા એ બન્ને વીરોને અનેક બાણોથી વિંધવા લાગ્યો.[22] એ યુદ્ધમાં વિરાટ અને દ્રુપદરાજા વૃદ્ધ હતા છતાં પણ તેઓનું પરાક્રમ અમને મહાઅદ્ભુત દેખાયું; કારણકે તેઓ બન્ને જણા

અશ્વત્થામાનાં ઘોર બાણોને વારી રહ્યા હતા.[૨૭]

બીજી તરફ ભીષ્મ સામે યુદ્ધ કરવા જતા સહદેવ સામે કૃપાચાર્ય ચઢી ગયા હતા; અને જેમ વનમાં એક મદોન્મત્ત હાથી બીજા મદોન્મત્ત હાથી સામે ધસે, તેમ તે શારદ્વત સહદેવ સામે ધસી ગયા.[૨૮] રણમાં શૂરા કૃપાચાર્યે, મહારથી માદ્રીપુત્રને (સહદેવને) સુવર્ણભૂષિત સિત્તેર બાણોનો એકદમ પ્રહાર કર્યો;[૨૯] ત્યારે સહદેવે તેમના ધનુષ્યને બેકકડા કરી કાપી નાખ્યું; અને કપાયેલા ધનુષ્યવાળા તેમને નવ બાણોથી વિંધી નાખ્યા.[૩૦] પછી તે કૃપાચાર્યે યુદ્ધના ભારને ખમી શકે એવું મજબૂત બીજું ધનુષ્ય સજીને તથા હર્ષમાં આવી જઈને તીક્ષ્ણ બાણો મૂકયાં; અને પોતે ભીષ્મના જીવિતને ઇચ્છીને એ સહદેવને ક્રોધપૂર્વક છાતીમાં પ્રહાર કર્યો. સામેથી સહદેવે પણ ભીષ્મનો વધ કરવાની ઇચ્છાથી, એ ક્રોધી કૃપાચાર્યની છાતીમાં તેજ પ્રમાણે પ્રહાર કર્યો. આમ તેઓ બન્ને જણાનું ઘોર સ્વરૂપવાળું ભયંકર યુદ્ધ થઈ રહ્યું હતું.[૩૧–૩૩]

આણીગમ એ રણમાં ભીષ્મનું રક્ષણ કરવા ઇચ્છતા શત્રુતાપન વિકર્ણે, ક્રોધાયમાન થઈ મહાબળવાન નકુલને સાઠ બાણોવડે વિંધી નાખ્યો.[૩૪] તમારા બુદ્ધિમાન પુત્ર વિકર્ણે જ્યારે એ નકુલને વિંધી નાખ્યો, ત્યારે નકુલે પણ એ વિકર્ણને સિત્તોતેર બાણોવડે ભેદી નાખ્યો.[૩૫] જેમ વાડામાં બે આખલા સામસામા આવીને અન્યોન્યને પ્રહાર કરે, તેમ શત્રુઓને તપાવનારા તથા પુરુષોમાં સિંહસમાન એ બન્ને વીરો ભીષ્મમાટે અન્યોન્યને પ્રહાર કરી રહ્યા હતા.[૩૬] એટલામાં તમારી સેનાનો સંહાર કરતો રાક્ષસ ઘટોત્કચ, ભીષ્મ સામે યુદ્ધ કરવા જતો હતો. એ જોઈ પરાક્રમી દુર્મુખ ભીષ્મના રક્ષણમાટે તેની સામે યુદ્ધ કરવા જઈ પહોંચ્યો.[૩૭] હે રાજન્ ! ત્યારે હિડિંબાપુત્ર ઘટોત્કચ એકદમ ક્રોધાયમાન થયો; અને તેણે શત્રુતાપન દુર્મુખને નમેલા પર્વવાળા બાણથી છાતીમાં પ્રહાર કર્યો.[૩૮] આમ પોતાને પ્રહાર કરેલો જોઈ દુર્મુખ એકદમ ગાજી ઉઠયો; અને અણીદાર એવાં સાઠ બાણો મૂકી, એ વીરે ભીમસેનના પુત્રને એ રણના મોખરામાં વિંધી જ નાખ્યો.[૩૯]

તેવામાં ભીષ્મનો વધ કરવાની ઇચ્છાથી જતા રથીશ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્નને, મહારથી હાર્દિકેય (કૃતવર્માએ) ખાળી રાખ્યો.[૪૦] એ કૃતવર્માએ, ધૃષ્ટદ્યુમ્નને પ્રથમ લોખંડનાં પાંચ બાણોથી વિંધી નાખી ફરી પચાસ બાણોવડે પ્રહાર કર્યો; અને "ઉભો રહે, ઉભો રહે" એ પ્રમાણે હાંક મારી.[૪૧]

મહાબાહુ કૃતવર્મા મહારથી ધૃષ્ટદ્યુમ્નને આમ જ્યારે પ્રહાર કરતો હતો, ત્યારે હે રાજન્! ધૃષ્ટદ્યુમ્ને પણ સીધી ગતિવાળાં, પીછાં બાંધેલાં તથા સરાણપર ઘસેલાં તીક્ષ્ણ નવ બાણોથી હાર્દિકેયને વિંધી નાખ્યો. એ પ્રમાણે તે બન્નેનું પૂર્વે જેવું વૃત્રાસુર અને ઇંદ્રનું યુદ્ધ થયું હતું તેવું અન્યોન્યથી ચઢીઆતું મહાન યુદ્ધ ભીષ્મ સામે થઈ રહ્યું હતું.

પેલી તરફથી ભીષ્મસામે યુદ્ધ કરવા માટે ધસી જતા મહારથી ભીમસેનને ભૂરિશ્રવા 'ઉભો રહે, ઉભો રહે' એમ હાકલ મારીને એકદમ અટકાવવામાટે ચઢી આવ્યો; અને તેણે એકદમ આવતા વેંતજ ભીમસેનને છાતીમાં સુવર્ણના અગ્રભાગવાળાં તીક્ષ્ણ નારાચબાણથી પ્રહાર કર્યો. હે શ્રેષ્ઠ રાજા ! છાતીમાં વળગી રહેલા એ બાણથી પ્રતાપી ભીમસેન, પૂર્વકાળમાં જેમ કાર્તિકસ્વામીની શક્તિથી ક્રૌંચપર્વત શોભે, તેમ શોભી રહ્યો હતો. એ બન્ને પુરુષશ્રેષ્ઠો અન્યોન્ય સામે ક્રોધાયમાન થઇને સૂર્યસમાન ઝળકતાં તથા સરાણપર ઘસીને તીક્ષ્ણ કરેલાં બાણો એકબીજા સામે ફેંકી રહ્યા હતા. ભીષ્મનો વધ કરવાની ઇચ્છાથી ભીમસેન ભૂરિશ્રવાને તથા ભીષ્મના જયની ઇચ્છાથી ભૂરિશ્રવા ભીમસેનને–એમ અન્યોન્યને પ્રહાર કરતા તેઓ બન્ને જણા એકબીજાના દાવ ચુકાવીને યુદ્ધ કરી રહ્યા હતા.[૪૨–૪૯]

બીજી તરફથી મોટી સેનાને સાથે લઇ ભીષ્મસામે ચઢી આવતા યુધિષ્ઠિરરાજાને દ્રોણાચાર્ય રોકવા લાગ્યા.[૫૦] હે રાજન્! મેઘના ગર્જારવસમાન દ્રોણના રથના ઘડઘડાટને સાંભ-

બીને પ્રભદ્રક યોદ્ધાઓ કંપી ઉઠયા હતા.[૫૨] હે રાજન્! યુધિષ્ઠિરરાજાની મોટી સેનાને દ્રોણાચાર્યે એટલા બધા જોસથી વારી રાખી, કે જેથી એક પગલું પણ તે આગળ વધી શકી નહિ. વળી જાણે સાક્ષાત્ ક્રોધની મૂર્તિ ધસી આવતી ન હોય તેવા ચેકિતાનને, તમારો પુત્ર ચિત્રસેન ભીષ્મ તરફ ધસતો અટકાવવા લાગ્યો.[૫૩] ભીષ્મનું રક્ષણ કરવામાટે પરાક્રમ કરતો શૂરવીર ચિત્રસેન, પરમ શક્તિથી ચેકિતાન સામે લડી રહ્યો હતો;[૫૪] તેજ પ્રમાણે ચેકિતાન પણ ચિત્રસેનને આગળ વધતો અટકાવી રહ્યો હતો. આમ તેઓ બન્નેનો સમાગમ થતાં મહાન યુદ્ધ થઇ રહ્યું હતું.[૫૫] હે ભારત! એ મહારણમાં અર્જુનને આગળવધતાં ઘણો અટકાવવામાં આવતો હતો; છતાં પણ તે અર્જુન, તમારા પુત્રને હઠાવી દઇ તમારી સેનાનું મર્દન કરી નાખતો હતો;[૫૬] તેમજ હે ભારત! દુઃશાસન પણ "આપણા પિતામહ ભીષ્મને કેમ કરવાથી અર્જુન ન મારી જાય" એમ મનમાં નિશ્ચય કરીને પરમ શક્તિથી અર્જુનને આગળ વધતાં અટકાવી રહ્યો હતો.[૫૭] આમ છતાં પણ પાંડવોના મહારથીઓ તમારી સેનાને મારી મારીને જ્યાં ત્યાં આકુળવ્યાકુળ કરી દેતા હતા.[૫૮]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'દ્વંદ્વયુદ્ધ' એ વિષયનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૨ મો

### દશમો દિવસ (ચાલુ)–દ્રોણ અને અશ્વત્થામાનો સંવાદ

॥ संजय उवाच ॥

**अथ वीरो महेष्वासो मत्तवारणविक्रमः ।**
**समा ाय महच्चापं मत्तवारणवारणम् ॥ १ ॥**

સંજયે કહ્યું:–તે પછી મોટાં ધનુષ્યવાળા, મદોન્મત્ત હાથીસમાન પરાક્રમવાળા, મદોન્મત્ત હાથીને પણ વારી શકે તેવું પોતાનું મહાન ધનુષ્ય ખેંચતા, પાંડવોની સેનામાં પ્રવેશ કરી તેને ચારેબાજુ નસાડી મૂકતા અને પુરુષોમાં શ્રેષ્ઠ વીર દ્રોણાચાર્ય, ચારેબાજુ થતા અશુભ શકુનો જોઇને પોતે નિમિત્તોનાં ફળોને જાણનારા હોવાથી તે શકુનોનું યથાર્થ ફળ પોતાના પુત્ર અશ્વત્થામાને કહેવા લાગ્યા:–[૧-૩] "હે પુત્ર! આજનો દિવસ એ છે કે જેમાં મહાબળવાન અર્જુન, ભીષ્મને મારી નાખવાની ઇચ્છાથી પરમ યત્ન કરશે. મારાં બાણો આજે ભાથામાંથી ઉછળે છે, મારૂં ધનુષ્ય ફરકે છે, અસ્ત્રો એની મેળે યોગને પામે છે અને મારી બુદ્ધિ ક્રૂર કર્મ કરવામાં પ્રવર્તે છે.[૫] દિશાઓમાં મૃગો અને પક્ષીઓ અવિચ્છિન્નપણે ભયંકર શબ્દ કરે છે. ભારતોની સેનામાં ગીધપક્ષીઓ નીચે આવીને પડે છે.[૬] સૂર્ય નિસ્તેજ થયો હોય તેમ લાગે છે; સર્વ દિશાઓ લાલ દેખાય છે; પૃથ્વી જાણે શબ્દ કરતી ન હોય, ભય પામતી ન હોય અને કાંપતી ન હોય તેમ લાગે છે;[૭] કંકપક્ષી, ગીધડાં અને બગલાઓ વારંવાર બૂમો પાડે છે; મહાન ભયને જણાવતાં ભયંકર અને અમાંગલિક શિયાળો રુદન કરે છે;[૮] સૂર્યમંડળના મધ્યમાંથી મોટો ઉલ્કાપાત પડે છે. કબંધસહિત પરિધ, સૂર્યને ઘેરી વળેલ છે.[૯] ચંદ્ર અને સૂર્યની આસપાસ ઘોર કુંડાળું થયેલું છે અને તે સૂચવે છે કે, ક્ષત્રિયોનો ઘોર નાશ ઉપસ્થિત થયો છે.[૧૦] કૌરવરાજાના દેવાલયમાં રહેલી દેવમૂર્તિઓ કંપે છે, હસે છે, નૃત્ય કરે છે અને રુદન કરે છે.[૧૧] પ્રચંડ લક્ષણવાળા સૂર્યને ડાબી બાજુ રાખીને ગ્રહો ભ્રમણ કરે છે. ભગવાન ચંદ્રની બન્ને તરફની અણીઓ નીચા મુખવાળી જણાય છે અને તેજ પ્રમાણે તેનો ઉદય થાય છે.[૧૨] કૌરવોના સૈન્યમાં રહેલા રાજાઓનાં શરીરો કાંતિવિનાનાં દેખાય છે. કવચધારી યોદ્ધાઓ પણ તેજસ્વી દેખાતા નથી.[૧૩] જ્યાં ત્યાં કૃષ્ણના પાંચજન્ય શંખનો શબ્દ અને અર્જુનના ગાંડીવધનુષ્યનો ટંકારવ શ્રવણગોચર થાય છે.[૧૪] અવશ્ય આજે અર્જુન ઉત્તમ અસ્ત્રોનો પ્રયોગ કરીને યુદ્ધ કરવામાટે આવેલા બીજા સર્વ યોદ્ધાઓને હઠાવી દઇ ભીષ્મ સામે પહોંચશે. હે મહાબાહુ પુત્ર! આજે થનારા ભીષ્મ અને અર્જુનના સમાગમનો વિચાર કરવાથી મારાં

રૂવાં ઉભાં થઈ જાય છે અને મારૂં મન ગભરાય છે.[૧૬] અર્જુન, આજે ધૂર્ત બુદ્ધિવાળા પાપી શિખંડીને આગળ કરી, ભીષ્મસામે યુદ્ધ કરવા આવી પહોંચ્યો છે.[૧૭] ભીષ્મપિતામહનો તો પ્રથમથીજ સંકલ્પ છે કેઃ–"હું શિખંડીને મારવાનો નથી; કારણ કે વિધાતાએ તેને પૂર્વભવમાં સ્ત્રીતરીકે ઉત્પન્ન કર્યો હતો, પણ દૈવયોગે આ ભવમાં પુરુષ થયો છે."[૧૮] વિશેષે કરી મહાબળવાન એ શિખંડી, અમાંગલિક ધ્વજાવાળો છે,માટે ગંગાપુત્ર ભીષ્મ એ અમાંગલિક ધ્વજાવાળાપર પ્રહાર નહિ કરે.[૧૯]ખરેખર, એ બાબતનો વિચાર કરતાં મારી બુદ્ધિ અત્યંત ગુંચવાઈ જાય છે. અવશ્ય આજે અર્જુન બરાબર સજ્જ થઇને કુરુઓના વૃદ્ધ ભીષ્મપર ધસી ગયો છે.[૨૦]એક તરફથી યુધિષ્ઠિરનો ક્રોધ, બીજી તરફથી ભીષ્મ અને અર્જુનનો સમાગમ અને ત્રીજું આજે મારે અસ્ત્રોનો પ્રયોગ કરવો પડશે, આ બધું પ્રજાઓનું અમંગળજ સૂચવે છે.[૨૧]અર્જુન મોટા મનવાળો, બળવાન, શૂરવીર, અસ્ત્રકુશળ, એકદમ પરાક્રમ કરનારો, દૂર રહેલા લક્ષ્યને પણ પાડી નાખનારો, મજબૂત ધનુષ્યવાળો અને નિમિત્તને જાણનારો છે.[૨૨] વળી એ અર્જુન યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ છે, ઇંદ્રસહિત દેવોથી પણ યુદ્ધમાં જીતાય તેવો નથી, બળવાન છે, બુદ્ધિમાન છે અને ગમે તેવા પરિશ્રમને સહન કરનાર છે;[૨૩] અને વળી તે અર્જુન રણસંગ્રામમાં હમેશાં વિજય મેળવનારો છે અને ભયંકર અસ્ત્રોને જાણનારો છે, માટે હે નિયમિત વ્રતવાળા પુત્ર! તું એ અર્જુનના માર્ગને રોકવામાટે શીઘ્ર જા.[૨૪] જોજે હો, આજના યુદ્ધમાં મહાન સંહાર થવાનો છે. આજના યુદ્ધમાં શૂરવીરોનાં સુવર્ણભૂષિત સુંદર કવચો મજબૂત ગાંઠાવાળાં અર્જુનનાં બાણોથી તૂટી જશે. જો, જો, ક્રોધાયમાન થયેલો અર્જુન, ધ્વજાઓના અગ્રભાગોને, તોમરોને, ધનુષ્યોને, ચકચકિત ભાલાંઓને, સુવર્ણસમાન ઉજ્જ્વળ તીક્ષ્ણ શક્તિઓને તથા હાથીપર રહેલી ધ્વજાઓને કાપી રહેલો છે.[૨૫-૨૭]હે પુત્ર! આજના યુદ્ધમાં આપણા જેવા અનુયાયીઓએ પોતાના પ્રાણનું રક્ષણ કરવાનો સમય નથી, માટે સ્વર્ગની ઇચ્છા રાખીને તું કીર્તિ અથવા વિજય મેળવવામાટે અર્જુન સામે જા.[૨૮] આજે આ કપિ(વાંદર)ના ચિન્હવાળી ધ્વજાને ફરકાવનારો અર્જુન રથ, ઘોડા અને હાથીઓરૂપ ઘુમરીવાળી, મહાભયંકર અને અતિ દુર્ગમ એવી આ સંગ્રામરૂપ નદીને પોતાના રથરૂપ નાવથી તરી જવાનો છે. જે યુધિષ્ઠિરની બ્રાહ્મણોપર ભક્તિ છે, જેનાં દાન, દમ, તપ અને ચારિત્ર્ય મહાઅદ્ભુત છે, વળી જેના અર્જુન, બળવાન ભીમસેન, નકુલ અને સહદેવ જેવા ભાઇઓ છે અને જેનું રક્ષણ કરનાર યદુવંશી કૃષ્ણ જેવા નાથ છે તથા જેનું શરીર તપથી અત્યંત બળી ગયેલું છે, તે યુધિષ્ઠિરનો દુષ્ટબુદ્ધિ દુર્યોધનપર કોપ થયો છે; અને તેજ કોપ, આ ભરતવંશી રાજાની સેનાને બાળી ભસ્મ કરી નાખે છે.[૩૦-૩૨] જો, જો, આ તરફ વાસુદેવના આશ્રય તળે રહેલો અર્જુન,ચારે બાજુથી કૌરવોનાં સૈન્યોનો ઘાણ વાળી રહેલો દેખાય છે.[૩૩] વળી આ તરફ અર્જુને ખળભળાવી દીધેલું કૌરવોનું સૈન્ય, જાણે મોટા તરંગોવાળું મહાસાગરનું જળ, મોટા મગરમચ્છથી ખળભળી રહેલું હોય તેવું દેખાય છે.[૩૪] સેનાના અગ્રભાગમાં 'હાહા, હોહો' વગેરે ત્રાસજનક શબ્દોની કીકિયારી સંભળાય છે; માટે હે પુત્ર! તું પાંચાલપુત્રની સામે જા અને હું યુધિષ્ઠિર સામે જાઉં છું.[૩૫] જો કે મહાતેજસ્વી રાજા યુધિષ્ઠિરના વ્યૂહની મધ્યમાં પ્રવેશ કરવો તે સમુદ્રના મધ્યસમાન અતિક્લિષ્ટ છે, કારણકે ચારેબાજુ મોટા મોટા અતિરથીઓ ઉભા છે.[૩૬] વળી રાજા યુધિષ્ઠિર, સાત્યકિ, અભિમન્યુ, ધૃષ્ટદ્યુમ્ન અને ભીમસેનના રક્ષણ તળે રહેલો છે;[૩૭] અને વળી ઉપેન્દ્રસમાન શ્યામ વર્ણવાળો, મોટા શાલવૃક્ષસમાન ઉંચો તથા જાણે બીજો અર્જુન હોય તેવો દેખાતો આ અભિમન્યુ, સૈન્યના મોખરામાંજ પ્રાપ્ત થયો છે;[૩૮] (તોપણ યુધિષ્ઠિરના સૈન્યમાં હું જાઉં છું) માટે હે પુત્ર! તું પણ ઉત્તમ અસ્ત્રો ધારણ કર અને મહાન ધનુષ્ય હાથમાં લઇને ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેન સામે જા અને તે-

ઓની જોડે યુદ્ધ કર.[૩૯] કયો પુરુષ પોતાના વહાલા પુત્રને ઘણાં વર્ષોસુધી જીવતો રાખવાને ન ઇચ્છે ! પણ ક્ષત્રિયધર્મને અનુસરી હું તને આ પ્રમાણે આજ્ઞા કરૂં છું.[૪૦] હે તાત ! યુદ્ધ કરવામાં યમ અને વરુણસમાન આ ભીષ્મ, પાંડવોની સેનાનો નાશ કરી રહેલા છે. (માટે તું જા.)"[૪૧]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "દ્રોણ અને અશ્વત્થામાનો સંવાદ" એ વિષયનો અધ્યાય ૧૧૨ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૩ મો

### દશમો દિવસ (ચાલુ)-ભીમસેનનું પરાક્રમ

॥ संजय उवाच॥

**भगदत्तः कृपः शल्यः कृतवर्मा तथैव च।**
**विंदानुविंदावावन्त्यौ सैन्धवश्च जयद्रथः॥१॥**

સંજયે કહ્યું:-ભગદત્ત, કૃપાચાર્ય, શલ્ય, કૃતવર્મા, અવંતિકુમાર વિંદ અને અનુવિંદ, સિંધુરાજ જયદ્રથ, ચિત્રસેન, વિકર્ણ અને દુર્મર્ષણ આદિ તમારા દશ યોદ્ધાઓ ભીમસેનસામે લડવા લાગ્યા.[૧,૨] હે રાજન્ ! તે દશેય જણા, અનેક દેશોમાં જન્મેલા યોદ્ધાઓની મોટી સેનાને સાથે રાખી, એ યુદ્ધમાં ભીષ્મપિતામહને મોટો યશ મળે તેમ ઇચ્છતા હતા.[૩] એ સમયે શલ્ય રાજાએ નવ બાણોથી, કૃતવર્માએ ત્રણ બાણોથી, કૃપાચાર્યે નવ બાણોથી, ચિત્રસેન, વિકર્ણ અને ભગદત્તે દશ દશ બાણોથી, સિંધુરાજે ત્રણ બાણોથી, અવંતિના કુમાર વિંદ અને અનુવિંદે પાંચ પાંચ બાણોથી અને દુર્મર્ષણે તીક્ષ્ણ એવાં વીસ બાણોથી ભીમસેનને પ્રહાર કર્યો.[૪-૬] હે મહારાજા ! ત્યારે શત્રુવીરોનો સંહાર કરનાર વીર ભીમસેને પણ, એ યુદ્ધમાં વિરાજમાન થયેલા, સર્વ લોકના વીર એ સર્વ કૌરવ મહારથીઓને પૃથક્ પૃથક્ પ્રહાર કરવા માંડયો.[૭,૮] તેણે સાત બાણોથી શલ્યને વિંધી નાખ્યો. આઠ બાણોનો કૃતવર્માને ઘા કર્યો; અને હે ભારત ! કૃપાચાર્યનું બાણસહિત ધનુષ્ય બરાબર મધ્યભાગમાંથી છેદી નાખ્યું. પછી તેણે કપાયેલા ધનુષવાળા એ કૃપાચાર્યને સાત બાણોનો પ્રહાર કર્યો. વિંદ અને અનુવિંદને ત્રણ ત્રણ બાણો માર્યાં. દુર્મર્ષણને વીસ બાણોથી તથા ચિત્રસેનને પાંચ બાણોથી, વિકર્ણને દશ બાણોથી અને જયદ્રથને પાંચ બાણોથી વિંધી નાખીને ભીમસેન ગાજી ઉઠયો; અને ફરી પણ તેણે સિંધુરાજ જયદ્રથને ત્રણ બાણોનો પ્રહાર કર્યો. પછી મહારથી કૃપાચાર્યે એકદમ બીજું ધનુષ્ય લીધું અને કોપાયમાન થઈ, તીક્ષ્ણ દશ બાણોથી ભીમસેનને વિંધી નાખ્યો. હે મહારાજ ! જેમ અંકુશોના પ્રહારથી હાથી કોપી ઉઠે, તેમ એ દશ બાણોથી વિંધાયેલો પ્રતાપી ભીમસેન કોપી ઉઠયો; અને કૃપાચાર્યપર બાણોનો મારો ચલાવવા લાગ્યો.[૯-૧૪] પછી પ્રલયકાળના યમસમાન કાંતિવાળા એ ભીમસેને ત્રણ બાણો મૂકી, સિંધુરાજ જયદ્રથના ઘોડાઓને તથા સારથિને મૃત્યુલોકભણી વિદાય કરી દીધા.[૧૫] ત્યારે માર્યાગયેલા ઘોડાવાળા રથપરથી એકદમ કૂદી પડીને એ મહારથી સિંધુરાજે, ભીમસેનસામે તીક્ષ્ણ બાણો ફેંકવા માંડયાં.[૧૬] હે રાજા ! એટલે સામેથી ભીમસેને પણ બીજાં બે ભલ્લબાણોવડે એ મહાત્મા સિંધુરાજના ધનુષ્યના વચમાંથી બે કકડા કરી નાખ્યા. હે રાજન્ ! આમ કપાયેલા ધનુષ્યવાળો, ભાંગી ગયેલા રથવાળો અને માર્યા ગયેલા ઘોડા અને સારથિવાળો એ જયદ્રથરાજા, એકદમ ચિત્રસેનના રથ પર ચઢી ગયો.[૧૮] એ રણસંગ્રામમાં ભીમસેને અતિ અદ્ભુત પરાક્રમ કર્યું હતું; કારણ કે પોતે એકલો હતો છતાં પણ સર્વ મહારથીઓને વિંધી નાખી ખાળી રહ્યો હતો.[૧૯] એ ભીમસેને જ્યારે સિંધુરાજને સર્વ લોકના દેખતાં રથવગરનો કરી નાખ્યો, ત્યારે એ ભીમસેનનું પરાક્રમ શલ્યથી સહન થયું નહિ.[૨૦] એ શલ્યરાજાએ, 'ઉભો રહે, ઉભો રહે' એમ કહીને, સરાણપર ઘસીને તીક્ષ્ણ કરેલાં બાણોનું સંધાન કરી, ભીમસેનને વિંધવા માંડયો;[૨૧] ત્યારે એ શલ્યને મર્દન કરવામાટે કૃપાચાર્ય, કૃતવર્મા, વીર્યવાન ભગદત્ત, અવંતિકુમાર વિંદ અને અનુવિંદ, ચિત્રસેન, દુર્મર્ષણ, વિકર્ણ અને પરાક્રમી

જયદ્રથ–વગેરે શત્રુનું દમન કરવાવાળા એ બધા યોદ્ધાઓ એકીસાથે ભીમસેનપર મારો ચલાવવા લાગ્યા;[૨૧–૨૩] પણ ભીમસેને એ સર્વ મહારથીઓને પાંચ પાંચ બાણોનો સામો પ્રહાર કર્યો; અને શલ્યને સિત્તેર બાણોથી વિંધી નાખી પુનઃ દશ બાણોનો તેને પ્રહાર કર્યો;[૨૪] ત્યારે શલ્યે પણ તેને નવ બાણોથી વિંધીને ફરી પાંચ બાણોનો ઘા કર્યો તથા એના સારથિને ભલ્લબાણથી મર્મસ્થાનમાં ગાઢ વિંધ્યો.[૨૫] પોતાના સારથિ વિશોકને શલ્યના બાણથી ભેદાયેલો જોઇ, પ્રતાપી ભીમસેને, મદ્રરાજને બાહુઓમાં તથા છાતીમાં ત્રણ બાણો માર્યાં; તેમજ બીજા મહાધનુર્ધરોને પણ સીધી ગતિવાળાં ત્રણ ત્રણ બાણોનો માર માર્યો અને પોતે સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યો.[૨૭] એ જોઇ યુદ્ધ કરવામાં બરાબર સાવધ થયેલા મોટા ધનુષ્યવાળા એ સર્વ યોદ્ધાઓ પણ, અણીદાર એવાં ત્રણ ત્રણ બાણોથી યુદ્ધકુશળ ભીમસેનને મર્મસ્થાનોમાં મારવા લાગ્યા.[૨૮] જેમ પર્વત, વરસતા મેઘોની જળધારાથી લગાર પણ ડગમગે નહિ, તેમ મહાધનુર્ધર ભીમસેન અત્યંત વિંધાયો હતો; છતાં પણ ક્ષોભ પામ્યો નહિ.[૨૯] પછી અત્યંત ક્રોધાવેશમાં આવી ગયેલા પાંડવોના મહારથી યશસ્વી ભીમસેને, મદ્રરાજને ત્રણ બાણોથી અને કૃપાચાર્યને નવ બાણોથી અત્યંત વિંધી નાખી, પ્રાગ્જ્યોતિષના રાજા ભગદત્તને સો બાણોથી વિંધી નાખ્યો;[૩૦,૩૧] અને વળી એકદમ હાથની કુશળતા બતાવી તીક્ષ્ણ ક્ષુરપ્રબાણથી મહાત્મા કૃતવર્માનું બાણ ચઢાવેલું ધનુષ્ય કાપી નાખ્યું;[૩૨] ત્યારે શત્રુતાપન કૃતવર્માએ એકદમ બીજું ધનુષ્ય લઈ, ભીમસેનના લલાટમાં એક નારાચબાણ માર્યું.[૩૩] ભીમસેને પણ એ યુદ્ધમાં શલ્યને લોખંડનાં બનાવેલાં ત્રણ બાણો માર્યાં અને ભગદત્તને પણ ત્રણ, કૃતવર્માને આઠ અને કૃપાચાર્ય વગેરે બીજા રથીઓને બબ્બે બાણોનો ઘા કર્યો; ત્યારે સામેથી તેઓએ પણ ભીમને તીક્ષ્ણ બાણોથી વિંધવા માંડયો.[૩૪,૩૫] આવી રીતે એ મહારથીઓ, સર્વ શસ્ત્રોથી ભીમને પીડી રહ્યા હતા; છતાં પણ તેઓને ઘાસસમાન તુચ્છ ગણીને તથા પોતે લેશમાત્ર પણ નહિ ગભરાઈને તે રણસંગ્રામમાં ઘુમ્યા કરતો હતો.[૩૬] આ તરફથી તે મહારથીઓ પણ લગારે વ્યગ્ર થયાવિના ભીમસેનપર સેંકડો અને હજારો તીક્ષ્ણ બાણો મૂકી રહ્યા હતા.[૩૭] હે મહાબુદ્ધિમાન રાજા ! પછી એ સંગ્રામમાં વીર મહારથી ભગદત્તે, તે ભીમસેન તરફ સુવર્ણના દાંડાવાળી તથા મહાવેગવાળી શક્તિ ફેંકી;[૩૮] અને મોટી ભુજાવાળા સિંધુરાજ જયદ્રથે તોમર અને પટ્ટિશ ફેંકયાં તથા હે રાજન્! કૃપાચાર્યે શતઘ્ની ( તોપ જેવું શસ્ત્ર ) અને શલ્યરાજાએ એક બાણ એ ભીમસેનસામે છોડયું;[૩૯] તેમજ એ સિવાયના બીજા મોટા ધનુષ્યવાળા યોદ્ધાઓએ, ભીમને ઉદ્દેશીને જોસભેર પાંચ પાંચ બાણો છોડયાં.[૪૦] પણ વાયુપુત્ર ભીમસેને એક ક્ષુરપ્રબાણથી તોમરને બે કકડા કરી કાપી નાંખ્યું અને પટ્ટિશના પણ ત્રણ બાણો મૂકીને તલ તલ જેવડા કકડા કરી નાખ્યા.[૪૧] વળી એ મહારથીએ, મદ્રરાજે યોજેલા બાણને કાપી નાંખીને પીંછાં બાંધેલાં નવ બાણો છોડી શતઘ્નીના પણ ભુક્કા કાઢી નાખ્યા;[૪૨] તેમજ રણસંગ્રામમાં વખણાયેલા ભીમસેને, મજબૂત ગાંઠાવાળાં બાણો મૂકી, એ રણમાં ભગદત્તે છોડેલી શક્તિના તથા બીજા યોદ્ધાઓએ ફેંકેલાં ઘોર બાણોના ત્રણ ત્રણ કકડા કરી નાખ્યા અને વળી તે ઉપરાંત એ બધા ધનુર્ધરોને ત્રણ ત્રણ બાણોનો માર માર્યો.[૪૩,૪૪]

એ પ્રમાણે ચાલી રહેલા એ સંગ્રામમાં મહારથી ભીમસેનને યુદ્ધ કરતો જોઇ, તથા બાણોવડે શત્રુઓનો સંહાર કરતો જોઇ અર્જુન પણ પોતાના રથમાં બેસી ત્યાં આવી પહોંચ્યો. આવી રીતે એ રણમાં સાથે મળેલા એ બન્ને ભાઈઓને જોઈ, તમારા પક્ષના મહાન પુરુષો એ વિજયની આશા છોડી દીધી. પછી ભીષ્મનો નાશ કરવા ઇચ્છતો અર્જુન શિખંડીને આગળ કરી, જે સ્થળે ભીમસેન, તમારા દશ મહારથીઓ સાથે યુદ્ધ કરી રહ્યો હતો તે સ્થળે ચઢી ગયો; અને

ભીમનું પ્રિય કરવાની ઇચ્છાથી જેઓ તે ભીમની સાથે યુદ્ધ કરતા હતા તે સર્વેને, તે અર્જુને વિંધવા માંડ્યા. એ જોઈ રાજા દુર્યોધને અર્જુન અને ભીમસેનનો વધ કરવામાટે સુશર્માને આજ્ઞા કરી કે:-[૫૦] "હે સુશર્મા ! અનેક સૈનિકોને સાથે લઈ, તમે શીઘ્ર યુદ્ધ કરવામાટે જાઓ અને આ પાંડુના પુત્ર ભીમસેન તથા અર્જુનને હણી નાખો."[૫૧] એ પ્રમાણે દુર્યોધનનું વચન સાંભળી, ત્રિગર્તદેશમાં આવેલા પ્રસ્થલ શહેરનો રાજા સુશર્મા, ધનુર્ધર ભીમસેન અને અર્જુનસામે યુદ્ધ કરવામાટે ધસી ગયો; અને અનેક હજાર રથોવડે તેઓ બન્ને જણાને ચારેબાજુથી ઘેરી વળ્યો, એટલે અર્જુનનું અને તે શત્રુઓનું યુદ્ધ ચાલુ થયું.[૫૨,૫૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ભીમનું પરાક્રમ" એ વિષયનો અધ્યાય ૧૧૩ મો સમાપ્ત

---

# અધ્યાય ૧૧૪ મો

## દશમો દિવસ (ચાલુ)-ભીમ અને અર્જુનનું પરાક્રમ

॥ संजय उवाच ॥

**अर्जुनस्तु रणे शल्यं यतमानं महारथम् ।**
**छादयामास समरे शरैः सन्नतपर्वभिः ॥१॥**

સંજયે કહ્યું:-એ સંગ્રામમાં પોતાને આગળ વધતો અટકાવવાને પ્રયત્ન કરતા મહારથી શલ્યને અર્જુને નમેલાં પર્વવાળાં બાણો મૂકીને છાઇ દીધો.[૧] વળી તમારી સેનાને પીડી રહેલા અતિરથી અર્જુને સુશર્મા અને કૃપાચાર્યને ત્રણ ત્રણ બાણોવડે વિંધી નાખ્યા અને પ્રાગ્જ્યોતિષના રાજાભગદત્તને, સિંધુરાજ જયદ્રથને, ચિત્રસેનને, વિકર્ણને, કૃતવર્માને, દુર્મર્ષણને તથા અવંતિકુમાર વિંદ અને અનુવિંદને મયૂરનાં પીછાં બાંધેલાં ત્રણ બાણોથી પ્રત્યેકને પ્રહાર કર્યો.[૨-૪] એટલે ચિત્રસેનના રથમાં બેઠેલા જયદ્રથરાજાએ, હે ભારત ! પ્રથમ અર્જુનને બાણોવડે વિંધી નાખી, ભીમસેનને પણ એકદમ જોરથી વિંધી નાખ્યો;[૫] તેમજ હે મહારાજ ! રથીઓમાં શ્રેષ્ઠ શલ્યરાજાએ તથા કૃપાચાર્યે, મર્મને ભેદી નાખનારાં અનેક બાણોથી અર્જુનને બહુધા વિંધી નાખ્યો;[૬] અને વળી હે રાજા! એ યુદ્ધમાં ચિત્રસેન આદિ તમારા પુત્રો પણ પાંચ પાંચ તીક્ષ્ણ બાણો છોડીને ભીમ અને અર્જુનને મારવા લાગ્યા; પણ રથીશ્રેષ્ઠ એ બન્ને ભાઈઓ, ત્રિગર્ત યોદ્ધાઓનાં મહાન સૈન્યને પીડિત કરી નાખતા હતા. એ જોઈ, સુશર્માએ અર્જુનને નવ બાણો માર્યાં અને પાંડવોના મહાન સૈન્યને ત્રાસ પમાડતા તેણે મોટા શબ્દથી ગર્જના કરી. એ સુશર્માના અનુયાયી બીજા શૂરાઓ પણ ભીમ અને ધનંજયને સુવર્ણના અગ્ર ભાગવાળાં તથા સીધી ગતિવાળાં તીક્ષ્ણ બાણોથી પ્રહાર કરવા મંડી પડ્યા હતા. એ સમયે તે બધા રથીઓના મધ્ય ભાગમાં ઘુમી રહેલા અને મહાવિચિત્ર સ્વરૂપવાળા એ બન્ને મહારથીઓ (ભીમ અને અર્જુન), વૃષભોના ટોળામાં માંસની ઇચ્છાથી ઘુમી રહેલા મદોત્કટ બે સિંહના સરખા દેખાતા હતા.[૭-૧૨] એ બન્ને વીરો તે યુદ્ધમાં અનેક શૂરવીર યોદ્ધાઓનાં ધનુષ્યબાણોને કાપી નાખી, તેમના શિરચ્છેદ પણ કરી રહ્યા હતા.[૧૩] એ વેળાના એ મહાસંગ્રામમાં અનેક રથો ભાંગી ગયેલા દેખાતા હતા, સેંકડો ઘોડા માર્યા ગયા હતા અને માવતોસહિત ઘણા હાથીઓ મરણ પામી પૃથ્વીપર પડ્યા હતા.[૧૪] હે રાજન્ ! થરથર ધ્રૂજતા અનેક રથીઓ અને અસંખ્ય સ્વારો, ઠામ ઠામ ચારે બાજુ સંહાર કરાતા નજરે પડતા હતા.[૧૫] માર્યા ગયેલા સંખ્યાબંધ હાથીઓ અને પાળાઓથી, મારી નાખેલા ઘોડાઓથી અને અનેક પ્રકારે છિન્નભિન્ન થયેલા રથોથી આખી રણભૂમિ છવાઇ ગઇ હતી.[૧૬] વળી કપાઇ ગયેલાં છત્રોથી, પાડી નાખેલી ધ્વજાઓથી, કકડા થઇ પડેલાં અંકુશોથી અને ફાટી ગયેલી હાથીઓની ઝુલોથી; તેમજ જ્યાં ત્યાં પડેલાં બાજુબંધો, પોંચીઓ, હારો વગેરે આભૂષણોથી, ફાટી ગયેલાં રંકુમૃગોનાં ચર્મોથી, પાઘડીઓથી, બન્ને તરફ ધારવાળી તરવારોથી, ચામરો અને પંખાઓથી તથા જ્યાં ત્યાં કપાઈને પડેલા ચંદનથી ખરડાયેલા રાજાઓના બાહુએ

અને ઉરૂઓથી(સાથળોથી)રણભૂમિ ચારે બાજુ છવાઈ ગઈ હતી.૧૭,૧૮

એ સંગ્રામમાં અર્જુનનું પરાક્રમ અમને ઘણું અદ્દભુત સરખું દેખાયું; કારણ કે મહાબળવાન તે અર્જુન, બાણો મૂકીને સર્વ યોદ્ધાઓને આગળ વધતા અટકાવી રાખી તેમનો સંહાર કરતો હતો.૨૦ તે વખતે મહાબળવાન તમારો પુત્ર દુર્યોધન, ભીમ અને અર્જુનનું પરાક્રમ જોઈને ભીષ્મપિતામહના રથની પાસે જઇ પહોંચ્યો હતો;૨૧ પણ કૃપાચાર્ય, કૃતવર્મા, સિંધુરાજ જયદ્રથ અને અવંતિકુમાર વિંદ અને અનુવિંદ–એ યોદ્ધાઓએ અર્જુન સાથેનું યુદ્ધ છોડયું ન હતું.૨૨ ત્યારપછી તો મહાધનુર્ધર ભીમસેન તથા મહારથી અર્જુન, કૌરવોની અતિ ઘોર સેનાને એકદમ નસાડી મૂકવા લાગ્યા;૨૩ એટલે તમારા પક્ષના રાજાઓ, અનેક મોરપીછવાળાં બાણો અર્જુનના રથપર નાખવા લાગ્યા;૨૪ પણ અર્જુને તે મહારથીઓને બાણોનો વરસાદ વરસાવી ખાળી રાખ્યા અને તેઓમાંના કેટલાએકને મૃત્યુ પાસે પહોંચાડવા માંડયા.૨૫ ત્યારે રથમાં બેસીને જાણે ક્રીડા કરતો હોયની તેમ દેખાતા મહારથી શલ્યે, ક્રોધાયમાન થઇને દઢ ગાંઠાવાળાં ભલ્લબાણોથી જીષ્ણુને ( અર્જુનને ) છાતીમાં પ્રહાર કર્યો;૨૬ એટલે સામેથી અર્જુને પણ પાંચ બાણો મૂકીને તેના ધનુષ્યને તથા હાથમાં પહેરવાના કવચને કાપી નાખી, બીજાં તીક્ષ્ણ બાણોથી એ શલ્યના મર્મસ્થાનમાં સખ્ત પ્રહાર કર્યો.૨૭ ત્યારે શલ્યરાજાએ યુદ્ધના ભારને સહન કરી શકે તેવું બીજું ધનુષ્ય ગ્રહણ કરીને રોષપૂર્વક ત્રણ બાણો છોડીને અર્જુનને તથા પાંચ બાણોવડે વાસુદેવને પ્રહાર કરી ભીમસેનને પણ બાહુ અને છાતીમાં નવ બાણો માર્યાં.૨૮,૨૯ હે મહારાજ ! એટલામાં આચાર્ય દ્રોણ અને મહારથી મગધરાજા દુર્યોધનની આજ્ઞા થવાથી તે સ્થાને આવી પહોંચ્યા,૩૦ કે જ્યાં મહારથી ભીમસેન અને અર્જુન કૌરવોની મોટી સેનાનો સંહાર કરી રહ્યા હતા.૩૧ તે સ્થળે આવીને રાજા જયત્સેને ( મગધરાજાએ ) ભયંકર આયુધવાળા ભીમસેનને તીક્ષ્ણ એવાં આઠ બાણોથી વિંધી નાખ્યો;૩૨ એટલે હે ભરતશ્રેષ્ઠ રાજા ! સામેથી ભીમસેને પણ તેને પ્રથમ દશ બાણોનો પ્રહાર કરી પુનઃ પાંચ બાણોનો પ્રહાર કર્યો અને તેના સારથિને એક ભલ્લ જાતનું બાણ મારીને રથની બેઠકપરથી પટકી પાડયો.૩૩ આમ સારથિ જેવો પડયો એટલે તેના ઘોડા એકદમ ભડકયા અને ચારે બાજુ નાસભાગ કરવા લાગ્યા, જેથી સર્વ સૈન્યના દેખતાં મગધરાજા, ત્યાંથી પલાયન થઈ ગયો.૩૪ એ સમયનો લાભ લઇ, દ્રોણાચાર્યે લોખંડી મોઢાવાળાં તીક્ષ્ણ પાંસઠ બાણોથી ભીમસેનને વિંધી નાખ્યો.૩૫ હે ભારત ! પોતાના પિતાસમાન ગુરુ દ્રોણાચાર્યને યુદ્ધમાં વખણાયેલા ભીમસેને, પ્રથમ પાંચ ભલ્લબાણો મારી બીજાં સાઠ બાણોથી વિંધી નાખ્યા.૪૬ બીજી તરફથી અર્જુન પણ લોખંડી બાણોથી સુશર્માને વિંધી નાખી, વાયુ જેમ વાદળાંને વિખેરી નાખે તેમ, તેના સૈન્યને વિખેરી નાખતો હતો.૩૭ એ જોઈ ભીષ્મપિતામહ, રાજા દુર્યોધન અને કોસલરાજ બૃહદ્દબલ આદિ મહાવીરો, ક્રોધાયમાન થઇને ભીમસેન અને અર્જુન સામા ચઢી આવ્યા.૩૮ જાણે મોઢું પહોળું કરીને સામે આવેલો કાળ હોય તે પ્રમાણે આવેલા ભીષ્મપિતામહને જોઈને શૂરા પાંડવો અને દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન તેમની સામે ધસી ગયા.૩૯ શિખંડીએ પણ ભરતોના પિતામહ ભીષ્મસામે આવીને તથા એ મહારથીના ભયને છોડીને હર્ષપૂર્વક તેમના સામે ધસારો કર્યો.૪૦ યુધિષ્ઠિર આદિ પાંડવો પણ શિખંડીને આગળ કરી તથા સંજયોને સાથે રાખી ભીષ્મની સામે યુદ્ધ કરવા લાગ્યા;૪૧ તેમજ તમારા પક્ષના યોદ્ધાઓ પણ ભીષ્મપિતામહને આગળ કરીને શિખંડી આદિ પાંડવોની સામે યુદ્ધ કરવા મંડી પડયા.૪૨ એ સમયે ભીષ્મપિતામહનો વિજય થાય એમ ઇચ્છીને કૌરવો, પાંડવોની સાથે ભયંકર યુદ્ધ કરવા લાગ્યા.૪૩ હે રાજન્ ! એ વેળા તમારા પક્ષના યોદ્ધાઓને જીતવામાટે પાંડવોએ, એ યુદ્ધ-

ભૂમિપર સંગ્રામરૂપ જુગાર ખેલવાનો આરંભ કર્યો કે જેમાં ભીષ્મપિતામહરૂપ બાજી હતી. એ વેળા ધૃષ્ટદ્યુમ્ન, પોતાનાં સર્વ સૈન્યોને પાણી ચઢાવી રહ્યો હતો કેઃ–"હે મહારથીઓ ! ભીષ્મ સામે ધસારો કરો, આજે તમારે લેશ પણ ડરવાનું નથી. "[૪૫] પોતાના સેનાપતિનું વચન સાંભળી પાંડવોનીસેનાએ પોતાના પ્રાણની પણ દરકાર નહિ કરીને એકદમ ભીષ્મસામે ધસારો કર્યો. રથીશ્રેષ્ઠ ભીષ્મ પણ હે મહારાજ ! મહાસાગર જેમ તટને સ્વીકારે, તેમ પોતાની સામે ધસી આવતી એ સેનાને સ્વીકારવા લાગ્યા—અર્થાત્ તે પણ બરાબર સજ્જ થયા.[૪૭]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ભીમ અને અર્જુનનું પરાક્રમ" એ વિષયનો અધ્યાય ૧૧૪ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૫ મો

### દશમો દિવસ (ચાલુ)–મરણનો નિશ્ચય

॥ धृतराष्ट्र उवाच ॥

**कथं शांतनवो भीष्मो दशमेऽहनि संजय ।**
**अयुध्यत महावीर्यः पांडवैः सह सृंजयैः॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય ! એ દશમે દિવસે મહાપરાક્રમી શાંતનુકુમાર ભીષ્મ, પાંડવો અને સૃંજયોની સાથે કેવી રીતે લડયા[૧] અને કૌરવોએ યુદ્ધમાં આગળ વધતા પાંડવોને કેવી રીતે વાર્યા ? તથા રણસંગ્રામને શોભાવનારા ભીષ્મનું ત્યાં કેવી રીતે યુદ્ધ થયું હતું ? તે તું મને કહે.[૨]

સંજયે કહ્યું:–હે ભારત ! એ સમયે કૌરવો, પાંડવોની સાથે જે પ્રકારે લડયા હતા અને તેઓનો જે મહાન સંગ્રામ થયો હતો તે હું તમને કહી સંભળાવું છું, તે સાંભળો.[૩] ક્રોધાયમાન થયેલા તમારા પક્ષના મહારથીઓને, હમેશાં મોટાં મોટાં અસ્ત્રોનો પ્રયોગ કરતા અર્જુને, પરલોકમાં વિદાય કરી દેવા માંડયા હતા;[૪] તેમજ ભીષ્મપિતામહ પણ, પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે હમેશાં એ યુદ્ધમાં, પાંડવપક્ષના યોદ્ધાઓનો ઘાણ વાળી રહ્યા હતા.[૫] હે શત્રુતાપન રાજા ! કૌરવોની સાથે રહીને યુદ્ધ કરતા ભીષ્મપિતામહને જોઈને તથા ધૃષ્ટદ્યુમ્નને સાથે રાખી યુદ્ધ કરતા અર્જુનને જોઈને, તે દિવસે કોનો વિજય થશે, એમાં અમને સંશય લાગતો હતો.[૬]

એ દશમે દિવસે જ્યારે ભીષ્મ અને અર્જુનનો સમાગમ થયો, ત્યારે અતિ ભયંકર એવો સંખ્યાબંધ યોદ્ધાઓનો નાશ થઇ રહ્યો હતો.[૭] હે રાજન્ ! એ દશમા દિવસના યુદ્ધમાં પરમ અસ્ત્રોને જાણનારા શત્રુતાપન ભીષ્મપિતામહે, ઘણા હજારો યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો.[૮] હે રાજા ! જેઓનાં નામ અને ગોત્ર અમારા જાણવામાં નથી એવા અને યુદ્ધમાંથી પાછા નહિ હઠે એવા અનેક શૂરા યોદ્ધાઓને એ યુદ્ધમાં ભીષ્મપિતામહે હણી નાખ્યા હતા.[૯] હે શત્રુતાપન રાજા ! આમ દશ દિવસસુધી પાંડવોની સેનાને સંતાપીને ધર્માત્મા ભીષ્મ,પોતાના જીવનપરથી વિરક્ત થયા હતા.[૧૦] એ રણસંગ્રામમાં મોખરામાં રહીને પોતાનો નાશ થાય તો સારૂં, એમ ઇચ્છતા મહાબાહુ તમારા પિતા દેવવ્રત, "હવે હું સંગ્રામમાં ઘણા મહાન યોદ્ધાઓનો નાશ નહિ કરૂં" આમ મનમાં વિચાર કરીને પોતાની સામે સમીપમાં ઉભેલા યુધિષ્ઠિરરાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૧૧,૧૨]"હે સર્વ શાસ્ત્રોમાં કુશળ થયેલા મહાબુદ્ધિમાન તાત યુધિષ્ઠિર ! હું તને ધર્મયુક્ત અને સ્વર્ગપ્રદ વચન કહું છું, તે તું સાંભળ.[૧૩] હે ભરતવંશી તાત ! હું હવે આ મારા શરીરથી અત્યંત કંટાળી ગયો છું. રણમાં અનેક પ્રાણીઓનો સંહાર કરતાં કરતાં મારો ઘણો કાળ વીતી ગયો છે;[૧૪] માટે જો તું મારૂં પ્રિય ઇચ્છતો હો તો અર્જુનને, પાંચાળોને તથા સૃંજયોને આગળ કરી મારો વધ કરવામાટે યત્ન કર."[૧૫] આવી રીતનો ભીષ્મ પિતામહનો અભિપ્રાય જાણીને સત્યદર્શન યુધિષ્ઠિર રાજા, સૃંજયોને સાથે લઇને ભીષ્મસામે યુદ્ધ કરવામાટે ચઢી ગયા.[૧૬] હે રાજન્ ! પાંડવ યુધિષ્ઠિર અને ધૃષ્ટદ્યુમ્ન, ભીષ્મની એ વાણી સાંભળીને પોતાના સૈન્યને ઉત્સાહ આપી પ્રેરણા કરવા લાગ્યા:–[૧૭]"હે સૈનિકો ! ધસો, ધસો. ભીષ્મ સામે યુદ્ધ કરો અને આજના યુદ્ધમાં તેને

જીતો, ડરશો નહિ. શત્રુઓને જીતનારો અને સત્ય પ્રતિજ્ઞાવાળો અર્જુન, તમારૂં રક્ષણ કરનારો છે;[૧૮] તેમજ આ મોટા ધનુષ્યવાળો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન અને ભીમસેન, અવશ્ય તમારૂં રક્ષણ કરશે. હે સંજયો! આજના યુદ્ધમાં તમે લગાર પણ ભીષ્મ તરફથી ભય ન રાખો; કારણકે આજે શિખંડીને આગળ કરી, અવશ્ય આપણે ભીષ્મને જીતીશું."[૨૦]

આ પ્રમાણે સંકેત કરી પાંડવો, ક્રોધપૂર્ણ થઇને તથા એ દશમે દિવસે બ્રહ્મલોકમાં જવામાટે તત્પર થઇને (મારવું કે મરવું એવો નિશ્ચય કરીને) ભીષ્મસામે યુદ્ધ કરવામાટે એકત્ર થયા;[૨૧] અને અર્જુનને તથા શિખંડીને આગળ કરી, ભીષ્મનો નાશ કરવામાટે પરમ યત્ન કરવા લાગ્યા.[૨૨] તે સમયે તમારા પુત્ર દુર્યોધનની આજ્ઞા થતાં મહાબળવાન અને મોટી મોટી સેનાઓસહિત એવા અનેક દેશના રાજાઓ, અશ્વત્થામા અને સર્વ ભાઇઓસહિત બળવાન દુઃશાસન, સંગ્રામના મધ્યભાગમાં રહેલા એ ભીષ્મનું રક્ષણ કરવા લાગ્યા.[૨૩,૨૪] તે પછી તમારા પક્ષના એ શૂરા મહારથીઓ, ભીષ્મને આગળ કરી, શિખંડી આદિ પાંડવોસામે યુદ્ધ કરવા લાગ્યા.[૨૫] વાનરના ચિન્હવાળી ધ્વજાવાળો અર્જુન, ચેદિ અને પાંચાલયોદ્ધાઓને સાથે લઈ તથા શિખંડીને આગળ કરી, શાંતનુકુમાર ભીષ્મસામે જવા લાગ્યો.[૨૬] સાત્યકિ અશ્વત્થામા સામે, ધૃષ્ટકેતુ પૌરવ સામે અને યુધામન્યુ અનુયાયીઓસહિત દુર્યોધન સામે યુદ્ધ કરવા લાગ્યા.[૨૭] હે શત્રુતાપન રાજા! સૈન્યસહિત વિરાટરાજા, વૃદ્ધક્ષત્રના પુત્ર, સૈન્યસહિત જયદ્રથરાજા સામે ચઢી ગયા.[૨૮] યુધિષ્ઠિરરાજા સૈન્યસહિત ઉભેલા મહાધનુર્ધર શલ્યરાજા સામે ધસી ગયા તથા અનેક સૈનિકોથી રક્ષિતભીમસેન હાથીઓના સૈન્ય સામે ધસી ગયો.[૨૯] રણસંગ્રામ કરવામાં ઘણો સાવધ પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, પોતાના ભાઇઓસહિત, યુદ્ધમાં કોઇનાથી પરાભવ ન કરી શકાય તેવા તથા યુદ્ધમાં જેનું વારણ પણ ન કરી શકાય તેવા સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ દ્રોણપુત્ર અશ્વત્થામા સામે યુદ્ધ કરવામાટે ગયો.[૩૦] કરેણના વૃક્ષથી ચિહ્નિત ધ્વજાવાળા સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે સિંહના ચિહ્નવાળી ધ્વજાવાળો અને શત્રુઓને દમી નાખનારો રાજપુત્ર બૃહદ્બલ ચઢી ગયો.[૩૧] અનેક રાજાઓસહિત તમારા સર્વ પુત્રો, શિખંડીને તથા પાર્થ અર્જુનને એ યુદ્ધમાં મારી નાખવાની ઇચ્છાથી તેઓ બન્ને સામે ધસી ગયા.[૩૨] જ્યારે એ બન્ને તરફથી સેનાએ મહાભયંકર પરાક્રમ કરવા માંડયું, ત્યારે અન્યોન્ય સામે દોડમદોડા કરતાં સૈન્યોથી પૃથ્વી કાંપતી હતી.[૩૩] હે ભારત! તમારાં અને શત્રુઓનાં સૈન્યો, એ રણમાં ભીષ્મને ઉદ્દેશીને (રક્ષણ કરવા અને મારવામાટે) સામસામાં મચી પડયાં હતાં.[૩૦] હે ભારત! અન્યોન્ય સામે તપી ગયેલા તથા પરસ્પર સામે દોડી જતા યોદ્ધાઓનો મહાન શબ્દ સર્વ દિશાઓમાં પ્રકટ થઈ રહ્યો હતો.[૩૫] શંખ અને દુંદુભિઓનો ઘોષ, હાથીઓની ગર્જના અને સૈન્યોનો સિંહનાદ સર્વ સ્થળે દારુણ થઇ રહ્યો હતો.[૩૬] સર્વ રાજાઓનાં વીરતાની નિશાનીરૂપ એવાં બાજુબંધો અને મુકુટોમાં ઝળહળી રહેલી ચંદ્રસૂર્યસમાન તેજસ્વી કાંતિ, એ સમયે નિસ્તેજ દેખાવા લાગી.[૩૭] સર્વ દિશાઓમાં શસ્ત્રરૂપ વિજળીના ચમકારાવાળાં ધૂળનાં વાદળાં થઇ રહ્યાં; અને ચારે તરફ ધનુષ્યોના દારુણ ટંકારવ સંભળાવા લાગ્યા.[૩૮] બન્ને સૈન્યોમાં બાણોના સણસણાટો થવા લાગ્યા. શંખોના ગંભીર શબ્દો થઇ રહ્યા હતા. રણભેરીના મહાન શબ્દો થતા હતા અને રથોના ઘડઘડાટ સંભળાતા હતા.[૩૯] વળી બન્ને સૈન્યોમાંથી છૂટેલા પાશો, શક્તિઓ બન્ને તરફ ધારવાળી તરવારો તથા બાણોના સમૂહોથી આખું આકાશ ભરચક થઈ રહ્યું હતું; અને પ્રકાશવિનાનું જાણે ઘોર અંધકારવાળું હોય તેવું તે ભાસતું હતું.[૪૦] એ મહાન યુદ્ધમાં રથી યોદ્ધાઓ, અન્યોન્ય સામા આવી જઇને, ટપોટપ રણભૂમિપર રગદોળાતા હતા. ઘોડાઓ ઘોડાઓ સામે આવીને પછાડાતા હતા અને હાથીઓ હાથીઓને મારી નાખતા હતા તથા પાળાઓ

પાળાઓનો સંહાર કરતા હતા.[૪૧] હે પુરુષવ્યાઘ્ર રાજા ! જેમ બે બાજપક્ષીનું એક માંસના ટુકડામાટે યુદ્ધ ચાલે, તેમ પાંડવો અને કૌરવોનું ભીષ્મનો વધ અને રક્ષણમાટે મહાન યુદ્ધ થઇ રહ્યું હતું.[૪૨] એ મહારણમાં અન્યોન્યનો વધ કરી જીત મેળવવાને ઇચ્છતા એ બન્ને પક્ષના યોદ્ધાઓનો પરપસ્પરનો ઘણો ઘોર સમાગમ થયો હતો.[૪૩]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં "ભીષ્મનો ઉપદેશ"એ વિષયનો અધ્યાય ૧૧૫ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૬ મો

### દશમો દિવસ (ચાલુ)–સંકુલ યુદ્ધ

॥ संजय उवाच ॥

**अभिमन्युर्महाराज तवपुत्रमयोधयत् ।**
**महत्या सेनयायुक्तं भीष्महेतोः पराक्रमी॥१**

સંજયે કહ્યું:–હે મહારાજ ! પરાક્રમી અભિમન્યુ, મોટી સેનાને લઇને ઉભેલા તમારા પુત્ર દુર્યોધન સામે ભીષ્મનો પરાજય કરવા માટે યુદ્ધ કરતો હતો.[૧] ત્યારે ક્રોધાયમાન થયેલા દુર્યોધને, એ રણમાં મજબૂત ગાંઠાવાળાં નવ બાણોથી અભિમન્યુને પ્રહાર કર્યો અને પુનઃ બીજાં ત્રણ બાણોથી એ અભિમન્યુને છાતીમાં વિંધી નાખ્યો;[૨] એટલે ક્રોધાયમાન થયેલા અભિમન્યુએ, જાણે મૃત્યુની બહેન હોય તેવી ભયંકર શક્તિ તે દુર્યોધનના રથ સામે ફેંકી.[૩] હે રાજા ! એકાએક પોતાના તરફ આવતી ઘોર સ્વરૂપવાળી તે શક્તિને તમારા મહારથી પુત્રે, એક ક્ષુરપ્રબાણ મૂકીને બે કકડા કરી કાપી નાખી.[૪] પોતાની શક્તિને આમ વ્યર્થ પડેલી જોઇ, પરમ કોપાયમાન થયેલા અભિમન્યુએ, ત્રણ બાણોવડે દુર્યોધનના બન્ને બાહુઓમાં તથા છાતીમાં પ્રહાર કર્યો;[૫] અને વળી પણ હે ભરતશ્રેષ્ઠ! ભરતોના મહારથી એ અભિમન્યુએ ઘોર એવાં દશ બાણોવડે દુર્યોધનની છાતીમાં માર માર્યો.[૬] હે ભારત! એ પ્રમાણે તેઓ બન્નેનું એ યુદ્ધ, મહાઘોર અને અદ્દભુત સ્વરૂપવાળું થઇ રહ્યું હતું. એ યુદ્ધ સર્વની ઇંદ્રિયોને પ્રીતિ ઉપજાવનારૂં હતું અને સર્વ રાજાઓની પ્રશંસાપ્રાપ્ત હતું.[૭] વીર અભિમન્યુ દુર્યોધનની સામા ભીષ્મનો નાશ કરવામાટે અને અર્જુનનો વિજય કરવા માટે, એ રણમાં આવી રીતે લડી રહ્યો હતો.

પેલી તરફથી બ્રાહ્મણશ્રેષ્ઠ શત્રુતાપન અશ્વત્થામાએ, પોતાની સામે યુદ્ધ કરવામાટે ધસી આવેલા સાત્યકિને ક્રોધ કરી નારાચબાણ માર્યું. હે ભારત ! અમેયાત્મા સાત્યકિએ પણ પોતાના ગુરુના પુત્ર એ અશ્વત્થામાને કંકપક્ષીનાં પીછાવાળાં નવ બાણોવડે સર્વ મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો;[૧૦] ત્યારે સામેથી અશ્વત્થામાએ પણ નવ બાણોવડે એ સાત્યકિને પ્રહાર કરી પુનઃ બીજાં ત્રીસ બાણો તેના બાહુઓમાં અને છાતીમાં માર્યાં.[૧૧] એ પ્રમાણે અશ્વત્થામાએ અત્યંત વિંધી નાખેલા મહાધનુર્ધર અને મહાયશસ્વી સાત્વત સાત્યકિએ, દ્રોણપુત્ર અશ્વત્થામાને ત્રણ બાણો માર્યાં.[૧૨]

બીજી તરફથી મહારથી પૌરવ, મોટા ધનુષ્યવાળા ધૃષ્ટકેતુને બાણોવડે રણમાં ઢાંકી દઇને બહુધા વિંધી નાખવા મંડયો હતો;[૧૩] તેમજ મહારથી મહાબાહુ ધૃષ્ટકેતુએ પણ પૌરવને તીક્ષ્ણ એવાં ત્રીસ બાણો મૂકીને એકદમ વિંધી નાખ્યો.[૧૪] ત્યારે મહારથી પૌરવે, ધૃષ્ટકેતુનું ધનુષ્ય કાપી નાખીને તથા તીક્ષ્ણ બાણોથી વિંધી નાખીને મોટા શબ્દથી ગર્જના કરી મૂકી.[૧૫] હે મહારાજ ! પછી એ ધૃષ્ટકેતુએ, એકદમ બીજું ધનુષ્ય લઇને તીક્ષ્ણ એવાં તોંતેર બાણોવડે એ પૌરવને પ્રહાર કર્યો.[૧૬] મોટા ધનુષ્યવાળા તથા મહાપરાક્રમી એ બન્ને મહારથીઓ, એ પ્રમાણે તે યુદ્ધમાં એકબીજાપર બાણોનો મોટો વરસાદ વરસાવીને અન્યોન્યને વિંધી નાખતા હતા.[૧૭] હે ભારત ! એ બન્ને વીરોએ, અન્યોન્યનાં ધનુષ્ય કાપી નાખીને, એકબીજાના ઘોડાઓને મારી નાખીને તથા રથોને ભાંગી નાખીને તરવારનું યુદ્ધ કરવા માટે તેઓ બન્ને જણા ક્રોધપૂર્વક સામસામા આવી ગયા.[૧૮] બળદના ચામડાની બનાવેલી,

સો ચાંદલાવાળી તથા સો સોનેરી તારાઓવાળી ચિત્રવિચિત્ર ઢાલો અને મોટી પ્રભાવાળાં ખડ્ગો હાથમાં લઇને, હે રાજા! તેઓ બન્ને જણા એકબીજા સામે ધસ્યા. એ વેળા તેઓ બન્ને જણા, મોટા જંગલમાં હાથણીને મેળવવામાટે ઉદ્યમ કરતા અને પરસ્પર લડતા એ હાથીસરખા દેખાતા હતા.૧૯,૨૦ આમ તેમ જવું–આવવું વગેરે મંડળોને કરી દેખાડતા તથા પરસ્પર લડવામાટે પ્રાર્થના કરતા એ બન્ને વીરો, એ રણમાં ઘુમી રહ્યા હતા.૨૧ પછી પૌરવે ક્રોધાયમાન થઇને "ઉભો રહે, ઉભો રહે," એમ કહીને ધૃષ્ટકેતુને લલાટપ્રદેશમાં પોતાની મોટી તરવારથી ઘા કર્યો;૨૨ ત્યારે ચેદિરાજ ધૃષ્ટકેતુએ પણ પુરુષશ્રેષ્ઠ પૌરવને તીક્ષ્ણ ધારવાળી મહાન તરવારથી હાંસડીના પ્રદેશમાં સખ્ત પ્રહાર કર્યો.૨૩ હે મહારાજ! એ પ્રમાણે અન્યોન્યને સખ્ત પ્રહાર થવાથી એ મહાસંગ્રામમાં એકબીજાસામે આવીને વેગપૂર્વક અથડાયેલા એ બન્ને શત્રુદમન વીરો, મૂર્છાવશ થઇને ધરણીપર ઢળી પડયા.૨૪ ત્યારપછી તમારા પુત્ર જયત્સેને રણભૂમિપર પડેલા એ પૌરવને, પોતાના રથમાં બેસાડી દઇ, તેને રણસંગ્રામમાંથી દૂર લઇ લીધો;૨૫ તેમજ ધૃષ્ટકેતુને, પરાક્રમી માદ્રીનો પુત્ર પ્રતાપી સહદેવ, પોતાના રથમાં ઉંચકી લઇને રણમાંથી દૂર લઇ ગયો.૨૬

આણી ગમથી ચિત્રસેને, પાંડવપક્ષના સુશર્મા નામના (અથવા વાર્ધક્ષેમિ નામના) યોદ્ધાને લોખંડી અગ્રભાગવાળાં અનેક બાણોથી પ્રથમ વિંધી નાખીને પુનઃ બીજાં સાઠ બાણો મારીને વળી પણ નવ બાણોનો માર માર્યો.૨૭ ત્યારે સામેથી ક્રોધાયમાન થયેલા સુશર્માએ, હે રાજા! તમારા પુત્ર ચિત્રસેનને દશ દશ તીક્ષ્ણ બાણોથી વિંધી નાખ્યો;૨૮ એટલે હે રાજા! ચિત્રસેને પણ કોપાયમાન થઇને નમેલાં પર્વવાળાં ત્રીસ બાણોવડે એ સુશર્માને પ્રહાર કર્યો અને સામેથી સુશર્માએ પણ તેને પ્રહાર કર્યો.૨૯ હે રાજન્! ભીષ્મનો નાશ કરવામાટે ચાલેલા એ સંગ્રામમાં પોતાના યશ અને માનને વધારતો સુભદ્રાપુત્ર અભિમન્યુ, રાજપુત્ર બૃહદ્બલ જોડે યુદ્ધ કરતો હતો;૩૦ અને ભીષ્મના નિમિત્તથી આરંભાયેલા એ યુદ્ધમાં, એ અભિમન્યુ, અર્જુનને માટે પરાક્રમ કરી રહ્યો હતો. એ અર્જુનપુત્રને કોસલદેશના રાજાએ લોઢાનાં બનાવેલાં પાંચ બાણોથી વિંધી નાખીને વળી બીજાં નમેલાં પર્વવાળાં વીસ બાણોથી વિંધી નાખ્યો. ત્યારે અભિમન્યુએ પણ લોખંડી આઠ બાણોથી એ કોસલરાજાને વિંધી નાખ્યો;૩૧ પણ તે કોસલરાજા સંગ્રામમાં જરા પણ કંપ્યો ન હતો, એટલે ફરી પણ અભિમન્યુએ અનેક બાણો મારીને તેને વિંધી નાખ્યો તથા તેનું ધનુષ્ય પણ કાપી નાખ્યું.ઉપરાંત કંકપક્ષીનાં પીછાંવાળાં ત્રીસ બાણોવડે તેણે કોસલરાજાને માર માર્યો. પછી રાજપુત્ર બૃહદ્બલે બીજું ધનુષ્ય ગ્રહણ કરી, ક્રોધપૂર્વક એ અભિમન્યુને અનેક બાણોવડે વિંધવા માંડયો. હે શત્રુતાપન રાજા! એ પ્રમાણે એ રણમાં વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરતા તથા અન્યોન્યપર કોપાયમાન થયેલા એ બન્ને વીરોનું, જેમ પૂર્વકાળમાં દેવો અને અસુરોના યુદ્ધપ્રસંગે બલિરાજા અને ઇંદ્રનું જે પ્રમાણે યુદ્ધ થયું હતું, તેજ પ્રમાણે ભીષ્મના કારણથી ઘોર યુદ્ધ થઈ રહ્યું હતું.૩૩–૩૬

એ સમયે હાથીઓનાં સૈન્યમાં યુદ્ધ કરતો ભીમસેન, હાથમાં વજ્ર લઈને પર્વતોને ચીરી નાખતો સાક્ષાત્ ઇંદ્ર ન હોય તેમ શોભી રહ્યો હતો.૩૭ ભીમસેને મરાતા મોટા પર્વત સરખા તે હાથીઓ, ચીસો પાડીને આખી પૃથ્વીને ગજાવી મૂકતા એકી સાથે રણભૂમિપર પડવા લાગ્યા.૩૮ છિન્નભિન્ન કરી નાખેલા મોટા કાજળના ઢગલાસમાન શ્યામવર્ણના તથા મોટા પર્વતસરખા પ્રમાણના તે હાથીઓ, પૃથ્વીપર છૂટા છવાયા પડેલા કાજળના પર્વતો હોય તેમ શોભતા હતા.૩૯ મહાધનુર્ધર યુધિષ્ઠિર રાજા, એ રણસંગ્રામમાં મોટી સેનાના રક્ષણતળે રહેલા અને યુદ્ધ કરવામાટે આવેલા મદ્રરાજ શલ્યને પીડી રહ્યા હતા.૪૦ ત્યારે ક્રોધાયમાન થયેલો મદ્રરાજ પણ ભીષ્મને માટે પરાક્રમી થઇને, મહારથી યુધિષ્ઠિરને

પીડવા લાગ્યો.[૪૧] સિંધુરાજ જયદ્રથે, મજબૂત ગાંઠાવાળાં નવ બાણોથી વિરાટરાજાને વિંધી નાખીને ફરી પણ બીજાં ત્રીસ બાણોનો તેને પ્રહાર કર્યો;[૪૨] ત્યારે સેનાપતિ વિરાટરાજાએ પણ, હે મહારાજ! સિંધુરાજ જયદ્રથને તીક્ષ્ણ એવાં ત્રીસ બાણોવડે છાતીમાં માર માર્યો.[૪૩] અદ્‌ભુત ધનુષ્ય અને ખડ્‌ગવાળાં તથા તરેહ તરેહનાં કવચો, આયુધો અને ધ્વજાવાળા એ બન્ને વિરાટ અને જયદ્રથરાજા, એ સંગ્રામમાં વિચિત્ર સ્વરૂપે શોભતા હતા.[૪૪] દ્રોણાચાર્ય, એ મહારણમાં ધૃષ્ટદ્યુમ્ન સામા આવી જઇને નમેલાં પર્વવાળાં બાણોને મૂકીને મહાન સંગ્રામ કરી રહ્યા હતા.[૪૫] પછી હે મહારાજ! દ્રોણાચાર્યે, ધૃષ્ટદ્યુમ્નનું મહાન ધનુષ્ય છેદી નાખીને પચાસ બાણોવડે તેને વિંધી નાખ્યો;[૪૬] ત્યારે શત્રુવીરોનો સંહાર કરનાર ધૃષ્ટદ્યુમ્ને, બીજું ધનુષ્ય લઈને તે આચાર્યના દેખતાં તેનાપર બાણો છોડવા માંડયાં;[૪૭] પણ તે મહારથી દ્રોણે સામેથી પોતે પણ બાણો છોડીને તેનાં બાણોને કાપી નાખ્યાં અને વધારામાં બીજાં પાંચ બાણોનો એ દ્રુપદપુત્રને પ્રહાર કર્યો.[૪૮] આથી હે મહારાજ! શત્રુ યોદ્ધાઓનો નાશ કરનાર એ ધૃષ્ટદ્યુમ્ન, એકદમ ક્રોધાયમાન થઇ ગયો અને તેણે કાળના દંડસમાન ભયંકર એવી એક ગદા દ્રોણાચાર્ય સામે ફેંકી.[૪૯] સુવર્ણના પટ્ટથી શોભતી એવી તે ગદાને પોતાના તરફ એકદમ આવતી જોઇને, દ્રોણાચાર્યે પચાસ બાણો મૂકીને તેને આગળ વધતી અટકાવી દીધી.[૫૦] હે રાજન્! દ્રોણાચાર્યનાં ધનુષ્યમાંથી છૂટેલાં બાણોવડે બહુધા છિન્નભિન્ન થઇ ગયેલી તે ગદા, ચૂર્ણ થઇને પૃથ્વીપર વિખરાઇ પડી.[૫૧] આવી રીતે પોતાની ગદાને કપાઇ પડેલી જોઇ, શત્રુઓને તપાવનાર ધૃષ્ટદ્યુમ્ને, આખી લોખંડનીજ બનાવેલી ચકચકિત શક્તિ દ્રોણાચાર્ય તરફ ફેંકી.[૫૨] હે ભારત! તે શક્તિને પણ દ્રોણાચાર્યે, નવ બાણો મૂકીને કાપી નાખી અને મહાધનુર્ધર એ ધૃષ્ટદ્યુમ્નને, રણસંગ્રામમાં પીડી નાખ્યો.[૫૩] હે મહારાજ! એ પ્રમાણે તે દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્નનું મહાભયંકર યુદ્ધ ભીષ્મને અર્થે થઇ રહ્યું હતું.[૫૪]

એ વેળા અર્જુન, ભીષ્મપિતામહ પાસે આવીને, તીક્ષ્ણ બાણોવડે તેને પીડિત કરતો, જેમ વનમાં એક મદોન્મત્ત હાથી બીજા મદોન્મત્ત હાથીસામે ધસે તેમ ધસી ગયો.[૫૫] આમ તેને ધસી આવતો જોઇ, મહાબળવાન અને પ્રતાપી રાજા ભગદત્ત, ત્રણ પ્રકારે મદને ઝરતા મદાંધ હાથીપર બેસીને એ અર્જુનસામે ચઢી આવ્યો.[૫૬] ઇંદ્રના હાથી ઐરાવતની પેઠે એકદમ ધસી આવતા તે હાથીને જોઇને પણ અર્જુન, પરમ યત્ન કરીને પણ સામે ને સામે આગળ વધવા લાગ્યો.[૫૭] ત્યારે હાથીપર બેઠેલો પ્રતાપી ભગદત્ત, બાણોની વૃષ્ટિ કરીને અર્જુનને આગળ વધતો અટકાવવા લાગ્યો.[૫૮] એ મહારણમાં પોતાની સામે ધસી આવતા એ ભગદત્તના હાથીને અર્જુન, રૂપાસમાન પ્રકાશિત એવાં તીક્ષ્ણ લોખંડી બાણોથી વિંધવા લાગ્યો.[૫૯] હે મહારાજ! એ વેળા અર્જુન, શિખંડીને પ્રેરણા કરતો હતો કેઃ—"તમે ભીષ્મ સામે જાઓ અને એ તેમને હણી નાખો" આમ તે કહી રહ્યો હતો.[૬૦] પછી હે પાંડુના મોટાભાઇ! ભગદત્તરાજાએ, અર્જુન સાથેનું યુદ્ધ પડતું મૂકી તે એકદમ ત્વરાપૂર્વક દ્રુપદ રાજાના રથપ્રત્યે ધસી ગયો;[૬૧] એટલે અર્જુન પણ શિખંડીને આગળ કરી એકદમ ભીષ્મ તરફ ધસી ગયો અને પછી તેઓનું યુદ્ધ ચાલુ થયું.[૬૨] તે વખતે તમારા પક્ષના શૂરા મહારથીઓ, મોટી ગર્જના કરીને યુદ્ધમાં વેગવાળા અર્જુન સામે દોડી ગયા; પણ આશ્ચર્ય જેવું તો એજ હતું કે, હે રાજા! તમારા પુત્રોનાં અનેક પ્રકારનાં સૈન્યોને, વાયુ જેમ આકાશમાં વાદળાંને વીખી નાખી ઉરાડી મૂકે, તેમ અર્જુને પણ તે સમયે વિખેરી નાખી નસાડી મૂકયાં;[૬૩,૬૪] એટલે શિખંડી, ભરતોના પિતામહ ભીષ્મ પાસે આવીને અવ્યગ્ર થઇને અનેક બાણોવડે એકદમ પ્રહાર કરવા લાગ્યો;[૬૫] પણ તેનાં બાણોને નહિ ગણકારીને, રથરૂપ અગ્નિશાળામાં રહેલો, ધનુષ્યરૂપ શિખાઓવાળો, તરવાર, શક્તિ અને ગદારૂપ કાષ્ઠવાળો

અને બાણોના સમૂહરૂપ મોટી જ્વાળાવાળો ભીષ્મપિતામહરૂપ અગ્નિ, એ રણસંગ્રામમાં ક્ષત્રિયોને બાળી રહ્યો હતો.૬૬ જેમ મહાપ્રજ્વલિત થયેલો અગ્નિ વાયુસહિત ઘાસમાં ફરે, તેમ દિવ્ય અસ્ત્રોરૂપ વાયુસહિત એવો ભીષ્મરૂપ અગ્નિ પણ ચારેબાજુ ઘુમીને ક્ષત્રિયોને બાળી નાખતો હતો.૬૭ અર્જુનના અનુયાયીતરીકે રહીને યુદ્ધ કરતા સોમકયોદ્ધાઓનો ભીષ્મપિતામહે સંહાર કરી નાખ્યો; અને મહારથી એ પિતામહે, રણમાં આગળ વધતા અર્જુનના સૈન્યને અટકાવી દીધું.૬૮ એ મહાન યુદ્ધમાં ભીષ્મપિતામહ, સુવર્ણના અગ્રભાગવાળાં અને મજબૂત ગાંઠવાળાં તીક્ષ્ણ બાણો મૂકીને સર્વ દિશાઓને તથા વિદિશાઓને ગજાવી રહ્યા હતા.૬૯ હે રાજન્ ! એ પિતામહે, અનેક રથીયોદ્ધાઓને રણમાં રોળી નાખ્યા, અનેક ઘોડાઓને ઘોડેસ્વારોસહિત પાડી નાખ્યા અને અનેક રથોને ધ્વજાઓસહિત કાપી નાખીને, મુંડિત-બોડાં તાડના વનસરખા કરી નાખ્યા.૭૦ હે રાજન્ ! સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ભીષ્મે, એ રણસંગ્રામમાં રથોને રથીઓવિનાના કરી નાખ્યા, હાથીઓને માવતોવિનાના કરી નાખ્યા અને ઘોડાઓને સ્વારોવિનાના કરી નાખ્યા.૭૧ હે રાજન્ ! જાણે વજ્રનો ઘોષ થતો હોય તેવો પિતામહની પણછનો શબ્દ સાંભળીને સર્વ સૈનિકો ધ્રુજી ઉઠતા હતા.૭૨ હે રાજા ! તમારા પિતાનાં બાણો સફળ થઇનેજ ચારે તરફ પડતાં હતાં. ભીષ્મના ધનુષ્યમાંથી છૂટેલાં બાણો માત્ર યોદ્ધાઓના શરીરમાં લગારજ લાગીને ભોંયપર પડતાં ન હતાં, પણ તેઓનાં શરીરોમાં સોંસરાં નીકળી જતાં હતાં.૭૩ હે રાજા ! મનુષ્યોવિનાના થયેલા અને મહાવેગવાળા ઘોડાઓથી જોડાયેલા રથોને (ઘોડાઓવડે) વાયુસમાન વેગથી આમ તેમ લઈ જવાતાં હું જોઇ રહ્યો હતો.૭૪ ચેદિ, કાશી અને કરૂષદેશના ચૌદ હજાર મહારથીતરીકે પ્રસિદ્ધ થયેલા કુલપુત્રો કે જેઓ પ્રાણ જતાં પણ રણમાંથી પાછા ન હઠે તેવા શૂરવીર હતા અને સોનેરી ધ્વજાઓવાળા હતા તે યોદ્ધાઓ, વિકાસેલા મુખવાળા કાળસમાન એ ભીષ્મપિતામહ સામે, પોતાના ઘોડા, રથ અને હાથીઓને સાથે લઇને યુદ્ધ કરવા આવતાં પરલોકભણી વિદાય થઇ ગયા. હે રાજન્ ! સોમક યોદ્ધાઓમાં તેવો એક પણ મહારથી ન હતો, કે જે ભીષ્મસામે યુદ્ધ કરીને જીવવાનું મન કરી શકે. એ સંગ્રામમાં ભીષ્મનું પરાક્રમ જોઇને તેની સામે યુદ્ધ કરતા સર્વ યોદ્ધાઓને માણસો, યમરાજાના નગરભણી ગયેલાજ માની બેઠા હતા. શ્વેત વાહનવાળા તથા કૃષ્ણ છે સારથિ જેના એવા વીર અર્જુનસિવાય તથા અમિત તેજવાળા પંચાલપુત્ર શિખંડીસિવાય એક પણ મહારથી, એ ભીષ્મસામે યુદ્ધ કરવા જતો ન હતો.૭૫-૮૦

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં 'સંકુલ યુદ્ધ' એ વિષયનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૭ મો

### દશમો દિવસ (ચાલુ)-સંકુલ યુદ્ધ

॥संजय उवाच॥

**शिखंडी तु रणे भीष्ममासाद्य पुरुषर्षभम् ।**
**दशभिर्निशितैर्भल्लैराजघानस्तनांतरे ॥१॥**

સંજયે કહ્યું:-શિખંડીએ રણસંગ્રામમાં પુરુષશ્રેષ્ઠ ભીષ્મપાસે આવીને તીક્ષ્ણ એવાં દશ ભલ્લબાણોથી તેમને છાતીમાં પ્રહાર કર્યો.૧ હે ભારત ! ગંગાપુત્ર ભીષ્મ ક્રોધથી પ્રજ્વલિત થયેલી આંખવડે જાણે શિખંડીને બાળી નાખતા ન હોય તેમ કટાક્ષપૂર્વક તેને જોવા લાગ્યા.૨ હે રાજન્ ! 'આ સ્ત્રી છે' એમ વિચાર કરીને પિતામહ ભીષ્મે સર્વ લોકના દેખતા છતાં પણ એ શિખંડીને સામો પ્રહાર ન કર્યો, પણ પિતામહના એ આશયને શિખંડી સમજી શક્યો નહિ.૩ તે વેળા હે મહારાજ ! અર્જુન શિખંડીને કહેવા લાગ્યો:-"હે વીર ! તમે ભીષ્મસામે જલદી ધસી જાઓ અને એ પિતામહને હણી નાખો. હું તમને વારંવાર શું કહું ? એ મહારથી ભીષ્મને તમે મારો; આ રણસં-

આમમાં યુધિષ્ઠિરના સૈન્યમાં તમારા સિવાય બીજો કોઇ પણ યોદ્ધો મને જોવામાં આવતો નથી, કે જે ભીષ્મસામે યુદ્ધ કરવામાટે શક્તિમાન થાય! હે પુરુષવ્યાઘ્ર! આ હું તમને સત્ય કહું છું."૪-૬હે ભરતશ્રેષ્ઠ! અર્જુને જ્યારે આમ કહ્યું, ત્યારે શિખંડી અનેક પ્રકારનાં બાણોવડે એકદમ પિતામહને છાઇ દેવા લાગ્યો;૭ પણ તે શિખંડીનાં બાણોને નહિ ગણકારીને તમારા પિતા દેવવ્રત, ક્રોધાયમાન થયેલા અર્જુનનેજ બાણોવડે આગળ વધતો અટકાવવા લાગ્યા;૮ તેમજ હે રાજા! મહારથી એ ભીષ્મ, પાંડવોની સર્વ સેનાને તીક્ષ્ણ બાણો મૂકી મૂકીને મૃત્યુલોકમાં મોકલવા લાગ્યા.૯ તેમજ પાંડવો પણ મોટા સૈન્યથી વીંટાઇને, જેમ મેઘમંડળ સૂર્યને ઢાંકી દે તેમ, ભીષ્મને ઢાંકી દેવા લાગ્યા. ૧૦ હે ભરતશ્રેષ્ઠ! આમ ચારેબાજુથી ઘેરાઇ ગયેલા ભરતવંશી પિતામહ વનમાં બળતો અગ્નિ જેમ વનનો નાશ કરી નાખે, તેમ પાંડવયોદ્ધાઓનો નાશ કરી નાખવા લાગ્યા.૧૧એ સંગ્રામમાં તમારા પુત્ર દુઃશાસનનું પરાક્રમ અમને ઘણું અદ્ભુત દેખાયું; કારણકે તે દુઃશાસન, અર્જુન સાથે યુદ્ધ કરતો હતો અને સાથે સાથે પિતામહનું રક્ષણ પણ કરતો હતો. ધનુર્ધર તમારા પુત્ર શૂરવીર દુઃશાસનનાં તે પરાક્રમવડે, સર્વ લોકો પ્રસન્ન થયા હતા;૧૨ જેથી પોતે એકલો હતો છતાં પણ અર્જુનસહિત એવા પાંડવો જોડે યુદ્ધ કરી રહ્યો હતો. સમગ્ર એકત્ર થયેલા પાંડવો, મહાભયંકર કર્મ કરી રહેલા એ દુઃશાસનને, યુદ્ધમાં પાછો હઠાવી શક્યા નહિ.૧૩ એ દુઃશાસને રથીઓને રથવિનાના કરી નાખ્યા તથા તીક્ષ્ણ બાણોના પ્રહારવડે ભેદી નાખેલા મહાધનુર્ધર સ્વારોને તથા મહાબળવાન હાથીઓને રણભૂમિપર પાડવા માંડયા; તેમજ કેટલાએક બીજા હાથીઓ તો દુઃશાસનનાં બાણોવડે આકુળવ્યાકુળ થઇને ચારે દિશાઓમાં નાસવા લાગ્યા.૧૫,૧૬ જેમ અગ્નિ, લાકડાંઓને પામીને પ્રજ્વલિત જ્વાળાઓથી ભડભડાટ સળગી ઉઠે,તેમ તમારો પુત્ર દુઃશાસન,પ્રજ્વલિત થઇને પાંડવોની સેનાનો નાશ કરી રહ્યો.૧૭ હે ભારત! મહાપરાક્રમી તે દુઃશાસનને જીતવાને અથવા તેની સામે જઇને યુદ્ધ કરવાને પાંડવપક્ષમાંનો કોઈ પણ યોદ્ધો, ઉત્સાહ કરી શકતો ન હતો;૧૮ પણ શ્વેત ઘોડાવાળો તથા શ્રીકૃષ્ણ જેના સારથિ છે એવો અર્જુન કે જેનું નામ વિજય છે એજ માત્ર તેની સામે આવવા સમર્થ થયો. તે અર્જુને, તમારા પુત્ર દુઃશાસનને એ રણમાં જીતીને, સર્વ સૈન્યોના દેખતાં ભીષ્મસામેજ ધસારો કર્યો હતો. અર્જુનથી પરાજય પામેલો તથા ભીષ્મના બાહુનો આશ્રય કરનારો તમારો પુત્ર પણ વારંવાર વિશ્રાંતિ લઇને પાછો મદોત્કટ બનીને યુદ્ધ કર્યે જતો હતો. હે રાજન્! એ રણમાં યુદ્ધ કરતો અર્જુન ઘણો શોભી રહ્યો હતો.૧૯-૨૧ હે રાજન્! એ સંગ્રામમાં શિખંડી તો, સર્પસમાન ઝેરી અને વજ્રસમાન તીક્ષ્ણ સ્પર્શવાળાં બાણોવડે ભીષ્મ પિતામહનેજ વિંધી રહ્યો હતો;૨૨ પણ હે રાજા! તમારા પિતાને એ શિખંડીનાં બાણો પીડા કરતાં ન હતાં, પરંતુ પોતે હસતા હસતા એ બાણોને ગ્રહણ કરતા હતા.૨૩ જેમ ગરમીથી પીડાયેલો માણસ પાણીની ધારાઓને ગ્રહણ કરે, તેમ પિતામહ પણ શિખંડીનાં બાણોની ધારાઓને ગ્રહણ કરી રહ્યા હતા.૨૪ હે મહારાજ! એ યુદ્ધમાં મહાત્મા પાંડવોનાં સૈન્યોને બાળી રહેલા-સંહારી રહેલા ભીષ્મ પિતામહને સર્વ ક્ષત્રિયો, મહાઘોર સ્વરૂપવાળા જોઇ રહ્યા હતા.૨૫ ત્યારપછી તમારા પુત્ર દુર્યોધને સર્વ સૈન્યોને આજ્ઞા કરી કેઃ-"હે સૈનિકો! તમે બધા ચારેબાજુથી અર્જુન સામે ધસારો કરો. ધર્મજ્ઞ ભીષ્મપિતામહ તમારા બધાનું રક્ષણ કરશે, માટે મહાન ભયનો ત્યાગ કરી તમે બધા પાંડવોસામે યુદ્ધ કરો. સુવર્ણના મોટા તાલધ્વજવાળા ભીષ્મપિતામહ સર્વ કૌરવોનું રક્ષણ કરતા ઉભા છે. આ ભીષ્મપિતામહ આપણા સર્વના સુખનું કારણ હોવાથી આશીર્વાદરૂપ છે અને આપણા સર્વની રક્ષાનું કારણ હોવાથી કવચરૂપ છે. સર્વ એકત્ર થઈને યુદ્ધ કરવા તત્પર થયેલા દેવો પણ મહા-

ત્મા ભીષ્મસામે ઉભા રહેવાને સમર્થ નથી, તો મહાબળવાન છતાં પણ મનુષ્યાવતારી પાંડવો તે કોણ માત્ર છે? માટે હે યોદ્ધાઓ! આ રણમાં–અર્જુન સામે આવે તેથી તમે નાસો નહિ. આજના યુદ્ધમાં હું પણ બરાબર સજ્જ થઈને, તમને બધા સજ્જ થયેલા રાજાઓને સાથે રાખી, અર્જુન સામે યુદ્ધ કરીશ.” એ પ્રમાણે ધનુર્ધર એવા તમારા પુત્રનું વચન સાંભળીને, હે રાજન્! મહાબળવાન એવા સર્વે યોદ્ધાઓ–જેવા કે વિદેહો, કલિંગો, દાસેરકો, નિષાદો, સૌવીરો, બાહ્લિકો, દરદો, પાશ્ચિમાત્યો, ઔદિચ્યો, માલવદેશના અભીષાહો, શૂરસેનો, શિબિઓ, વસાતિઓ, શાલ્વો, શકો, ત્રિગર્તો, કૈકેયોસહિત અંબષ્ઠો વગેરે પતંગીઆં જેમ અગ્નિ સામાં ધસી જાય તેમ અપ્રતિમ એવા અર્જુનસામે ધસી ગયા. હે મહારાજ! સૈન્યોસહિત પોતાની સામે ધસી આવેલા તે સર્વ મહારથીઓને અતિ મહાબળવાન ધનંજય, દિવ્ય અસ્ત્રોનું સ્મરણ કરીને તથા મહાવેગવાળાં એવાં તે અસ્ત્રોમાં સંધાન કરેલાં બાણોના અતુલ પ્રતાપથી, અગ્નિ જેમ પોતાની પાસે આવેલાં પતંગીઆંઓને પોતાના તાપથી બાળીને ભસ્મ કરે તેમ, બાળી નાખવા લાગ્યો–અર્થાત્ સર્વ સૈન્યોનો સંહાર કરવા લાગ્યો. હજારો બાણોને છોડી રહેલા અને મજબૂત ધનુષ્યવાળા તે અર્જુનનું ગાંડીવધનુષ્ય એ વેળા આકાશમાં જાણે બળતું હોયની તેવું દેદીપ્યમાન દેખાતું હતું. હે મહારાજ! બાણોથી પીડાયેલા તથા તૂટીને વિખરાઇ પડેલી મહાન ધ્વજાઓવાળા એ સર્વ રાજાઓ, બધા એકત્ર થઈને પણ વાનરધ્વજ અર્જુનસામે ટકી શકયા નહિ. અર્જુનનાં બાણોથી મરાયેલા રથીઓ ધ્વજાઓની સાથેજ પડવા લાગ્યા તથા ઘોડેસ્વારો ઘોડાઓસહિત અને હાથીસ્વારો હાથીઓસહિત રણભૂમિપર ઢળી પડવા લાગ્યા થોડા સમયમાં તો અર્જુનના હાથથી છૂટેલાં બાણોવડે આખી રણભૂમિ છવાઇ ગઈ; તેમજ ચારેબાજુ નાસભાગ કરતાં રાજાઓનાં સૈન્યોવડે પણ રણભૂમિ છવાઇ ગઇ.[૨૬-૪૧] એ પ્રમાણે હે મહારાજ! અર્જુને તમારી સેનાને નસાડી મૂકીને દુઃશાસનસામે અનેક બાણો છોડવા માંડયાં. લોખંડી મુખવાળાં અર્જુનનાં બાણો, તમારા પુત્ર દુઃશાસનને ભેદી નાખીને સર્પો જેમ રાફડામાં પેસી જાય, તેમ પૃથ્વીમાં પેસી જવા લાગ્યાં. વળી તે અર્જુને, દુઃશાસનના ઘોડાઓને મારી નાખીને તેના સારથિને પણ પટકી પાડયો;[૪૩] અને વળી મહાસમર્થ એવા તે અર્જુને, વીસ બાણો મૂકીને વિવિંશતિને રથવિનાનો કરી નાખ્યો તથા દૃઢ ગાંઠવાળાં બીજાં પાંચ બાણો મૂકીને તેને પણ અત્યંત પ્રહાર કર્યો; તેમજ કૃપાચાર્ય, વિકર્ણ અને શલ્યને લોખંડનાં બનાવેલાં અનેક બાણોથી વિંધી નાખીને શ્વેતવાહન અર્જુને, તેઓને રથવિનાના કરી નાખ્યા. હે રાજા! એ પ્રમાણે રથવિનાના થયેલા કૃપાચાર્ય, શલ્ય, દુઃશાસન, વિકર્ણ અને વિવિંશતિ આદિ મહારથીઓ, અર્જુનને હાથે પરાજય પામીને રણસંગ્રામમાંથી પલાયન થઈ ગયા. હે ભરતશ્રેષ્ઠ! એ દશમા દિવસના પૂર્વભાગમાં એ મહારથીઓને રણમાં જીતીને અર્જુન, નિર્ધૂમ અગ્નિની પેઠે રણભૂમિપર પ્રજ્વલિત થઈ રહ્યો હતો.

હે મહારાજ! વળી જેમ સૂર્ય પોતાનાં કિરણોથી જગતને તપાવે છે, તેમ અર્જુન બીજા રાજાઓને પણ બાણોની વૃષ્ટિવડે તપાવવા લાગ્યો. હે ભારત! તે પ્રમાણે બાણોનો વરસાદ વરસાવી સર્વ મહારથીઓને રણમાંથી હાંકી કાઢીને, અર્જુને જોતજોતાંમાં કૌરવો અને પાંડવોનાં સૈન્યો વચ્ચે લોહીરૂપ જળવાળી મહાન નદી ચાલુ કરી દીધી.[૪૯-૫૦] એ રણમાં ઘણા રથીયોદ્ધાઓએ, અન્યોન્યના સંખ્યાબંધ રથોને ભાંગી ભુક્કો કરી નાખ્યા તથા ઘણા હાથીઓને હણી નાખ્યા; તેમજ હાથીઓએ પણ કેટલાએક રથોના ચૂરા કરી નાખ્યા અને કેટલાએક પાળાઓએ ઘોડાઓનો પણ ઘાણ વાળી નાખ્યો. વળી હાથી, ઘોડા અને રથોપર બેસીને યુદ્ધ કરતા યોદ્ધાઓનાં વચમાંથીજ કચાકચ કપાઇ જતાં શરીરો અને મસ્તકો, સર્વ દિશાઓમાં રોળાવા લાગ્યાં.[૫૨] હે રાજન્! કુંડળો,

બાજુબંધો આદિ આભૂષણોને ધારણ કરનારા, પડેલા અને પાડી નખાતા અનેક રાજવંશી મહારથીઓથી એ સમરાંગણ છવાઇ ગયું હતું. રથોનાં ચક્રોની ધારાઓથી કપાયેલા તથા હાથીઓએ ચગદી નાખેલા યોદ્ધાઓ, જ્યાં ત્યાં પડેલા હતા. પાળાઓ અને સ્વારોસહિત ઘોડાઓ આમતેમ દોડી રહ્યા હતા.[૫૪] હાથીઓ અને રથોસહિત રથીયોદ્ધાઓ, ચારેબાજુ ટપોટપ પડતા હતા. વળી ભાંગી ગયેલાં પૈડાં અને ધુસરાં તથા ધ્વજાઓવાળા રથો, રણભૂમિપર વીખરાઇ પડેલા હતા.[૫૫] તે તે સૈન્યોના હાથી, ઘોડા અને રથીયોદ્ધાઓનાં લોહીથી છંટાયેલું તથા છવાયેલું સમરાંગણ, શરદ્‌ઋતુનાં લાલ વાદળસમાન શોભતું હતું.[૫૬] કૂતરાં, કાગડા, ગીધો, વરૂઓ, શિયાળો અને બીજાં ભયંકર દેખાવવાળાં અનેક જંગલી પ્રાણીઓ તથા પક્ષીઓ, એ રણભૂમિપર ભક્ષ્ય મેળવીને ઉંચો ભયંકર શબ્દ કરતાં હતાં.[૫૭] સર્વ દિશાઓમાં અનેક પ્રકારના (તોફાની) વાયરા વાવા લાગ્યા. જ્યાં ત્યાં રાક્ષસો, ભૂતો વગેરે માંસાહારી પ્રાણીઓ હર્ષનાદ કરતાં નજરે પડતાં હતાં.[૫૮] સોનેરી રાશો અને મહાકિંમતી પતાકાઓ એકાએક વાયુના આવવાથી આડી અવળી ઉડી રહેલી દૃષ્ટિગોચર થતી હતી.[૫૯] હજારો ઉજ્જવલ છત્રો તથા સેંકડો અને હજારો ધ્વજાઓસહિત મોટા મોટા રથો, છિન્ન ભિન્ન થઇને વિખરાઇ પડેલા ઠામ ઠામ નજરે પડતા હતા.[૬૦] બાણોથી પીડિત થયેલા હાથીઓ, પોતાના ઉપર રહેલી પતાકાઓસહિત જેમ આવ્યું તેમ દિશાઓમાં નાસવા લાગ્યા. હે રાજા! ગદા, શક્તિ અને ધનુષ્યોને તેમનાં તેમ ધારણ કરીને ભોંયપર ઢળી પડેલા ક્ષત્રિયો, ચારેબાજુ જોવામાં આવતા હતા.

ત્યારપછી હે મહારાજ! પોતાનાં દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરતા ભીષ્મપિતામહ, સર્વ ધનુર્ધરોના દેખતાં અર્જુનસામે દોડી ગયા. આમ અર્જુનસામે યુદ્ધ કરવા જતા એ પિતામહને જોઇ, દંશીલો શિખંડી, તેમના તરફ ધસી ગયો; એટલે તુરતજ અગ્નિસમાન ઉપમાવાળું પોતાનું દિવ્ય અસ્ત્ર ભીષ્મપિતામહે પાછું ખેંચી લીધું. તેજ સમયે હે રાજન્! શ્વેત ઘોડાવાળો પાંડુનો વચેટ પુત્ર અર્જુન, પિતામહને મોહ પમાડીને તમારા સૈન્યને સંહારવા મચી પડયો.[૬૧–૬૫]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં
'સંકુલ યુદ્ધ' એ વિષયનો
અધ્યાય ૧૧૭ મો સમાપ્ત

## અધ્યાય ૧૧૮ મો
### દશમો દિવસ (ચાલુ)–ભીષ્મનું છેવટનું અદ્ભુત કર્મ

॥ संजय उवाच ॥

**समं व्यूढेष्वनीकेषु भूयिष्ठेष्वनिवर्तिनः ॥**
**ब्रह्मलोकपराः सर्वे समपद्यंत भारत ॥१॥**

સંજયે કહ્યું:–હે ભરતવંશી રાજા! બધાં સૈન્યો જ્યારે બરાબર વ્યૂહમાં ગોઠવાઇ ગયાં હતાં, ત્યારે સર્વ યોદ્ધાઓ લગભગ બ્રહ્મલોકપરાયણ થઇ પાછી પાની નહિ કરવી એવા વિચારના થઇ ગયા હતા–અર્થાત્ "મારવું કે મરવું" એવા નિશ્ચયપર આવી ગયા.[૧] એ સંકુલયુદ્ધમાં એક સૈન્ય બીજા સૈન્યસાથે વ્યવસ્થિત થઇને લડતું ન હતું. રથો રથીઓની સાથે, પાળાઓ પાળાઓની સાથે, ઘોડાઓ ઘોડાઓની સાથે અને હાથીઓ હાથીઓની સાથે, એમ વ્યવસ્થાપૂર્વક લડતા ન હતા; પરંતુ હે ભારત! ઉન્મત્તવત્ બની જઇને સર્વે યોદ્ધાઓ યુદ્ધ કરતા હતા.[૨,૩] બન્ને સેનાઓમાં મહાન રૌદ્ર સેળભેળ–મિશ્રીભાવ થઈ ગયો હતો. એકબીજાના યોદ્ધાઓ અને હાથીઓ સુદ્ધાં ચારેબાજુ વિખરાઇ ગયેલા હતા. આવી રીતના એ પરસ્પરના ક્ષોભમાં સ્વપરનું ભાન નહિ રહેવાથી મહાઘોર નાશ વિશેષે કરીને થઇ રહ્યો.

પછી શલ્ય, કૃપાચાર્ય, ચિત્રસેન, દુઃશાસન, વિકર્ણ આદિ શૂરા યોદ્ધાઓ, પોતપોતાના પ્રકાશમાન રથોપર બેસીને એ રણમાં પાંડવોની સેનાને કંપાવવા લાગ્યા.[૪–૬] એ મહાત્માઓએ વધ કરાતી પાંડવોની સેના, પાણીમાં પવનના

ઝપાટાથી આમ તેમ ડોલતી નાવની પેઠે રણુભૂમિપર બહુધા ડોલાયમાન થઇ ભમવા લાગી.[૭] જેમ શિશિરઋતુનો સમય, ગાયોનાં મર્મસ્થાનોને ભેદી નાખે છે, તેમ ભીષ્મપિતામહ પાંડવસૈન્યનાં મર્મસ્થાનોને ભેદી નાખતા હતા;[૮] તેમજ તમારા સૈન્યમાં પણ, મહાત્મા અર્જુને, નવા મેઘસમાન શ્યામવર્ણના અનેક હાથીઓને પાડી નાખવા માંડયા હતા;[૯] અને વળી અર્જુનવડે બાણોથી અને નારાચોથી તાડનકરાતા હજારો સેનાપતિઓ,તમારા સૈન્યમાં રગદોળાતા દેખાતા હતા.[૧૦]એ મહારણમાં મોટા મોટા ગજેન્દ્રો ઘોર ચીસો પાડીને પછડાતા હતા. વળી તે વખતે આભરણોથી ભૂષિત શરીરવાળા માર્યા ગયેલા મહાન યોદ્ધાઓનાં કુંડળોસહિત મસ્તકોથી છવાઇ ગયેલું સમરાંગણ શોભી રહ્યું હતું. એ યુદ્ધમાં જ્યારે ભીષ્મ અને અર્જુને પોતપોતાનું પરાક્રમ પ્રકટ કર્યું, ત્યારે હે મહારાજ! સારા સારા યોદ્ધાઓનો મહાન ક્ષય થઈ ગયો. હે રાજન્! પિતામહ ભીષ્મને એ પ્રમાણે યુદ્ધમાં પરાક્રમ કરતા જોઇ, તમારા સર્વે પુત્રો પણ, "એ મહાન વીરોના નાશમાં પોતાનું પણ જો મરણ થશે તો સ્વર્ગપ્રાપ્તિ થશે" એવી ઇચ્છાપૂર્વક પોતાનાં સૈન્યોને આગળ કરી પાંડવોસામે ચઢી ગયા. હે મહારાજ! શૂરા પાંડવો પણ તમે પુત્રોસહિત કરેલાં દુઃખોને સ્મરણમાં લાવી નિર્ભયપણે બ્રહ્મલોકમાં જવામાટે તત્પર થઇ, હર્ષપૂર્વક તમારા પુત્રોની સાથે તથા તમારા પક્ષના મહારથીઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા. એ સમયે પાંડવોનો સેનાપતિ મહારથી ધૃષ્ટદ્યુમ્ન પોતાની સેનાને કહેવા લાગ્યો:–[૧૭] "હે સોમકો! સૃંજયોને સાથે રાખી ભીષ્મ સામે ધસારો કરો." આમ પોતાના સેનાપતિનું વચન સાંભળતાંવેંતજ સોમકો અને સૃંજયો બાણોની વૃષ્ટિથી હણાતા છતાં પણ ભીષ્મસામે ધસી ગયા. હે રાજન્! તેઓ બધાવડે, ચારે બાજુથી વધ કરાતા–માર મરાતા તમારા પિતા ભીષ્મ, ક્રોધવશ થઇને એ સૃંજયયોદ્ધાઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા. હે તાત! કીર્તિમાન એવા તે ભીષ્મને, બુદ્ધિમાન પરશુરામે પૂર્વે શત્રુસૈન્યનો નાશ કરનારી જે અસ્ત્રશિક્ષા શીખવી હતી, તે અસ્ત્રશિક્ષાનો એ સમયે આશ્રય કરીને તમારા પિતાએ શત્રુસૈન્યનો નાશ કરી નાખ્યો.[૧૮–૨૧] શત્રુવીરોનો સંહાર કરનારા કુરુઓના વૃદ્ધ પિતામહે, આજ દિવસ સુધીમાં હમેશાં દશહજાર સૈનિકોનો નાશ કર્યો હતો;[૨૨] પણ હે ભરતશ્રેષ્ઠ! એ દશમો દિવસ પ્રાપ્ત થતાં ભીષ્મ પિતામહે એકલાએજ મત્સ્ય અને પંચાળયોદ્ધાઓ સાથેના યુદ્ધમાં ઘણા હાથી, ઘોડાઓનો સંહાર કરી નાખી, સાત મહારથીઓને પણ મારી નાખ્યા. વળી એ પિતામહે, પોતાની અસ્ત્રવિદ્યાના બળથી પાંચહજાર રથીયોદ્ધાઓ, ચૌદ હજાર પાળાઓ, હજારેક હાથીઓ તથા દશ હજાર ઘોડાઓનો એ મહાયુદ્ધમાં નાશ કરી નાખ્યો. હે રાજા! એ પ્રમાણે તમારા પિતાએ પાંડવોની સેનામાં સંહાર કરી નાખ્યો. આવી રીતે સર્વ રાજાઓની સેનાને કપાવી નાખીને તેમણે વિરાટરાજાના પ્રિયભાઈ શતાનીકને પણ મારી નાખ્યો. હે મહારાજ! પ્રતાપી ભીષ્મે એ યુદ્ધમાં શતાનીકને હણી નાખીને ભલ્લ જાતનાં બાણોથી હજારો રાજાઓને પણ પાડવા માંડયા;ત્યારે એ સંગ્રામમાં ભીષ્મથી ઉદ્વેગ પામેલા યોદ્ધાઓ, મોટા પોકાર કરી કરીને અર્જુનને બોલાવા લાગ્યા.[૨૩–૨૮] જે કોઇ પાંડવ પક્ષના રાજાઓ અર્જુનના અનુયાયીતરીકે ભીષ્મસામે આવ્યા હતા, તેઓ બધા યમધામમાં પહોંચી ગયા.[૨૯] એ રીતે ચારેબાજુ બાણોના સમૂહથી પાંડવોની સેનાને દશે દિશાઓમાં છાઇ દઈ, પિતામહ કૌરવસેનાના મોખરામાં ઉભા રહ્યા.[૩૦] એ પ્રમાણે મહાન કર્મ કરીને એ પિતામહ બન્ને સેનાવચ્ચે હાથમાં ધનુષ્ય લઇ ઉભા રહ્યા.[૩૧] જેમ ગ્રીષ્મઋતુમાં આકાશના મધ્યભાગમાં આવીને પ્રખર તપતા સૂર્યને કોઇ પણ જોઇ ન શકે, તેમ બન્ને સૈન્યના મધ્યભાગમાં આવીને ઉભેલા એ ભીષ્મને પાંડવપક્ષના રાજાઓ જોઈ પણ ન શકયા.[૩૨] પૂર્વકાળમાં દેવદૈત્યોના યુદ્ધપ્રસંગે ઇંદ્રે, દૈત્યોની સેનાને જે પ્રમાણે તપાવી હતી તેજ પ્રમાણે હે ભા-

રત! ભીષ્મપિતામહે, પાંડવયોદ્ધાઓને સંતાપી દીધા.[33] તે પ્રમાણે પરાક્રમ કરતા એ ભીષ્મને જોઇ, દેવકીપુત્ર ભગવાન શ્રીકૃષ્ણ પ્રેમપૂર્વક અર્જુનને કહેવા લાગ્યા:–[34]"આ શાંતનુકુમાર ભીષ્મ બન્ને સેનાના મધ્યભાગમાં ઉભા છે. એમને બળપૂર્વક મારી નાખીશ, તોજ તારો વિજય થશે. જે સ્થળે આ આપણી સેનામાં ભંગાણ પડે છે તે સ્થળે તું એમને બળાત્કારે રોકી રાખ. હે સમર્થ અર્જુન! તારાવિના બીજો કોઇ પણ યોદ્ધો ભીષ્મનાં બાણો સહન કરવાને હિંમત કરી શકે તેમ નથી."[36] હે રાજન્! આવી રીતે જે ક્ષણે શ્રીકૃષ્ણે પ્રેરણા કરી તે ક્ષણે, વાનરધ્વજ અર્જુને ભીષ્મપિતામહને ધ્વજા, રથ અને ઘોડાઓસહિત બાણોવડે ઢાંકી દીધા.[37] કુરુશ્રેષ્ઠોમાં શ્રેષ્ઠ એવા એ પિતામહ પણ, અર્જુને છોડેલાં અનેક બાણોને પોતે સામેથી મૂકેલાં અસંખ્ય બાણોવડે બહુધા ખાળી નાખવા લાગ્યા.[38] તે સમયે ભીષ્મનાં બાણોથી પીડાયેલા–દ્રુપદરાજા, વીર્યવાન ધૃષ્ટકેતુ, યુધિષ્ઠિર, ભીમસેન, દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ, ચેકિતાન, પાંચ કેકય રાજપુત્રો, સાત્યકિ, મહાબાહુ અભિમન્યુ, ઘટોત્કચ, દ્રૌપદીના પાંચ પુત્રો, શિખંડી, પરાક્રમી સુશર્મા, કુંતિભોજ અને વિરાટરાજા વગેરે મહાબળવાન મહારથીઓ તથા બીજા ઘણા યોદ્ધાઓ, શોકસાગરમાં ડૂબી ગયા હતા; પણ અર્જુને તેઓ બધાનો ઉદ્ધાર કર્યો–બચાવ કર્યો.[39–42] ત્યાર પછી અર્જુનના રક્ષણતળે રહેલો શિખંડી, ઉત્તમ ધનુષ્ય હાથમાં લઇને વેગપૂર્વક ભીષ્મ સામેજ ધસી ગયો.[43] રણના વિભાગોને જાણનાર અપરાજિત અર્જુન પણ ભીષ્મના અનુયાયી સર્વ યોદ્ધાઓનો સંહાર કરી, ભીષ્મસામેજ ધસી ગયો;[44] તેમજ મજબૂત ધનુષ્યવાળા અર્જુનથી રક્ષાયેલા–સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટરાજા, દ્રુપદરાજા, માદ્રીપુત્ર નકુલ અને સહદેવ એ બધા મહારથીઓ પણ ભીષ્મસામાજ યુદ્ધ કરવામાટે ધસી ગયા. વળી અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પુત્રો પણ મોટાં આયુધો ઉંચાં કરીને ભીષ્મસામાજ દોડી ગયા. યુદ્ધમાં પલાયન નહિ થનારા તથા મજબૂત ધનુષ્યવાળા એ સર્વ મહારથીઓ, શત્રુઓનાં બાણોનો નાશ કરનારાં અનેક બાણોવડે ભીષ્મપિતામહને ઢાંકી દેવા લાગ્યા; પણ અક્ષોભ સ્વભાવવાળા પિતામહ, પાંડવપક્ષના મહાન રાજાઓએ મૂકેલાં એ સર્વ બાણોને વિખેરી નાખીને પાંડવોની સેનામાં આગળ આગળ પ્રવેશ કરવા લાગ્યા; અને જાણે પોતે ક્રીડા કરતા હોય, તેમ બાણોનો મારો ચલાવવા લાગ્યા.[45–49] વારંવાર મંદ હાસ્ય કરતા એ પિતામહ, પંચાલપુત્ર શિખંડીપર "આ સ્ત્રી છે" એમ સ્મરણ કરીને બાણોનું સંધાન કરતા ન હતા.[50] જ્યારે મહારથી ભીષ્મે દ્રુપદરાજાના સૈન્યમાંના સાત મહારથીઓને મારી નાખ્યા, ત્યારે તત્ક્ષણ આખા સૈન્યમાં ત્રાહિ ત્રાહિના પોકાર અને કીકિયારીઓ થવા લાગી.[51] હે શત્રુતાપન રાજા! પૈદલ, ઘોડા અને રથોના સમૂહો સાથે લઈ, એકલા ભીષ્મ સામે દોડી ગયેલા મત્સ્ય, પંચાળ અને ચેદીયોદ્ધાઓ, બાણોવડે મેઘમંડળ જેમ સૂર્યને છાઇ દે તેમ, રણમાં શત્રુઓને તપાવતા તે ગંગાપુત્ર ભીષ્મ એકલાને છાઈ દેવા લાગ્યા.[52,53] એ વેળા દેવ અને અસુરોના યુદ્ધસમાન એવા તે ભીષ્મ અને પાંડવોના યુદ્ધમાં અર્જુન, શિખંડીને આગળ કરી, ભીષ્મપર બાણોનો મારો ચલાવી રહ્યો હતો.[54]

ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં
"ભીષ્મપરાક્રમ" એ વિષયનો
અધ્યાય ૧૧૮ મો સમાપ્ત

---

# અધ્યાય ૧૧૯ મો

## દશમો દિવસ (ચાલુ)–ભીષ્મ પડ્યા

॥ संजय उवाच ॥

**एवं ते पांडवाः सर्वे पुरस्कृत्य शिखंडिनम् ।**
**विव्यधुः समरे भीष्मं परिवार्य समंततः॥१॥**

સંજયે કહ્યું:—એ પ્રમાણે તે સર્વ પાંડવયોદ્ધાઓ, શિખંડીને આગળ કરીને તથા એ રણમાં ચારે બાજુથી ભીષ્મને ઘેરી લઇને બાણોવડે વિંધવા લાગ્યા.[1] અતિ ઘોર શતઘ્નીઓ

(તોપો)થી, લોઢાની લાકડીઓથી, ફરસીઓથી, મુદ્ગરોથી, મુસલોથી, ભાલાંઓથી, ગોફણોથી, સુવર્ણના અગ્રભાગવાળાં બાણોથી, શક્તિઓથી, તોમરોથી, કંપનોથી, નારાચોથી, વાછરડાના દાંત જેવા આકારનાં બાણોથી અને ભુશુંડીઓથી ચારેબાજુથી એકત્ર થયેલા સર્વ સૃંજયો, એ રણમાં ભીષ્મને પ્રહાર કરવા લાગ્યા. એ સમયે ભીષ્મપિતામહનું બખ્તર અનેક સ્થળેથી ભેદાઇ પડયું હતું. અનેક યોદ્ધાઓ તેમને પીડી રહ્યા હતા અને તેમનાં મર્મસ્થાનો ભેદાઈ જતાં હતાં;છતાં પણ તે વ્યથા પામ્યા નહતા. દેદીપ્યમાન બાણો અને ધનુષ્યરૂપ શિખાઓવાળો, અસ્ત્રોરૂપ પવનના સુસવાટાવાળો, રથચક્રના ઘોષરૂપ તાપવાળો, મહાન અસ્ત્રોના ઉદયરૂપ ભડકાવાળો, અદ્‌ભુત ધનુષ્યરૂપ જવાળાવાળો, વીરોના સંહારરૂપ લાકડાંના ઢગવાળો એ ભીષ્મરૂપ અગ્નિ, શત્રુઓને પ્રલયકાળના અગ્નિસમાન થઈ પડયો હતો. વળી એ ભીષ્મ, રાજાઓના રથોના મધ્યભાગમાંથી નીકળીને પાછા ફરતા તથા વળી મધ્યભાગમાં ઘૂમતા જોવામાં આવતા હતા. હે રાજા! ત્યારપછી પંચાળરાજ દ્રુપદને તથા ધૃષ્ટકેતુને નહિ ગણકારીને એ પિતામહ, પાંડવસેનાના મધ્યભાગમાં આવી પહોંચ્યા અને સાત્યકિ, ભીમસેન, પાંડવ, અર્જુન, દ્રુપદ, વિરાટ અને ધૃષ્ટદ્યુમ્ન—એ છ મહારથીઓને, ભયંકર ઘોષવાળાં, મહાન વેગવાળાં, મર્મ અને કવચોને ભેદી નાખનારાં અને તીક્ષ્ણ એવાં ઉત્તમ બાણોથી વિંધી નાખવા મંડયા; પણ એ સર્વ મહારથીઓ, તેમનાં તીક્ષ્ણ બાણોને પાછાં પાડી, બળપૂર્વક છોડેલાં દશ દશ બાણોથી પીડવા લાગ્યા. મહારથી શિખંડી, સુવર્ણનાં પુંખવાળાં તથા સરાણપર ઘસેલાં જે જે બાણો મૂકતો હતો તે તે બાણો, તે ભીષ્મને લગાર પણ વ્યથા કરતાં ન હતાં. તે પછી કોપાયમાન થયેલો અર્જુન, શિખંડીને આગળ કરી, ભીષ્મ સામે દોડી ગયો અને ત્યાં જતાં વેંતજ તેણે તેમનું ધનુષ્ય કાપી નાખ્યું; પણ ભીષ્મના ધનુષ્યનો એ છેદ, કૌરવપક્ષનામહારથીઓ સહન કરી શકયા નહિ.[૨-૧૪] દ્રોણાચાર્ય, કૃતવર્મા, સિંધુરાજ જયદ્રથ, ભૂરિશ્રવા, શલ, શલ્ય અને ભગદત્ત—આ સાત યોદ્ધાઓ પરમ ક્રોધાયમાન થઈ અર્જુનસામે ધસી ગયા. દિવ્ય શસ્ત્રોનો પ્રયોગ કરી દેખાડતા એ સર્વ મહારથીઓ, અત્યંત ક્રોધપૂર્વક અર્જુનને છાઇ દઇને તેના તરફ ચઢી આવ્યા. અર્જુનપ્રત્યે ધસી આવતા એ સર્વ મહારથીઓનો તુમુલ શબ્દ, પ્રલયકાળે ખળભળી ઉઠેલા સમુદ્રોની પેઠે તીવ્ર થતો હતો. તે સમયે અર્જુનના રથની આસપાસ "મારો, પટકી પાડો, પકડો, વિંધી નાખો, કાપી નાખો" આવા ભયંકર શબ્દો થઈ રહ્યા હતા. આવી રીતના તુમુલ શબ્દો સાંભળીને પાંડવોના મહારથીઓ સાત્યકિ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, રાક્ષસ ઘટોત્કચ અને અભિમન્યુ—આ સાત યોદ્ધાઓ ક્રોધપૂર્ણ થઇને તથા અદ્‌ભુત ધનુષ્યો હાથમાં લઇને સત્વર અર્જુનનું રક્ષણ કરવામાટે દોડી આવ્યા અને ત્યાં તેઓનું રૂવાં ઉભાં કરી દે તેવું તુમુલ યુદ્ધ થયું.[૧૫-૨૨] હે ભરતશ્રેષ્ઠ! દેવો અને દાનવોના સંગ્રામસમાન ભયંકર એવા એ રણમાં અર્જુનના રક્ષણતળે રહેલા શિખંડીએ કપાઈ ગયેલા ધનુષ્યવાળા ભીષ્મને દશ બાણોવડે વિંધી નાખ્યા અને બીજાં દશ બાણ મૂકી, તેમના સારથિને પણ વિંધી નાખી પુનઃ એક બાણવડે એમની ધ્વજાને પણ ઉરાડી દીધી.[૨૩,૨૪] તે પછી ગંગાપુત્રે, અત્યંત વેગવાળું બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું; પણ અર્જુને, તીક્ષ્ણ એવાં ત્રણ બાણોવડે તે ધનુષ્યને પણ છેદી નાખ્યું.[૨૫] એ પ્રમાણે ભીષ્મપિતામહે વારંવાર ગ્રહણ કરેલાં ધનુષ્યોને અત્યંત ક્રોધાયમાન થયેલો શત્રુતાપન અર્જુન, એક પછી એક કાપવાજ લાગ્યો.[૨૬] આમ વારંવાર ધનુષ્યોનાં છેદનથી અત્યંત ક્રોધાયમાન થયેલા અને ગલોફાંને ચાટતા કુરુવૃદ્ધ પિતામહે, પર્વતોને પણ ફાડી નાખે તેવા જોસવાળી શક્તિ ગ્રહણ કરી;[૨૭] અને એકદમ ક્રોધપૂર્વક અર્જુનના તરફ ફેંકી. ભીષ્મના હાથમાંથી છૂટેલી, બળતા વજ્ર જેવી, એકદમ ધસી આ-

વતી તે શક્તિને જોઇને ક્રોધાયમાન થયેલા પાંડુપુત્ર અર્જુને, ભલ્લજાતિનાં તીક્ષ્ણ બાણો લીધાં અને પાંચ બાણોનું સંધાન કરી, તે શક્તિના પાંચ કકડા કરી નાખ્યા. અત્યંત ક્રોધાયમાન થયેલા તે અર્જુને કાપી નાખેલી તે શક્તિ, મેઘમંડળમાંથી ભ્રષ્ટ થયેલી તથા છિન્નભિન્ન થયેલી વિજળીની પેઠે કડકડાટ કરતી પૃથ્વીપર પડી. પોતાની શક્તિને કપાઈ પડેલી જોઈ ક્રોધાન્વિત થયેલા, શત્રુઓનાં નગરોને જીતનાર વીર ભીષ્મ, પોતાની બુદ્ધિ સાથે વિચાર કરવા લાગ્યાઃ–" જો આ મહાબળવાન શ્રીકૃષ્ણ, પાંડવોનું રક્ષણ કરનાર ન હોય તો હું એક ધનુષ્યથીજ એ સર્વ પાંડવોનો નાશ કરવા સમર્થ છું; પણ બે કારણથી હું પાંડવો સાથે હવે યુદ્ધ નહિ કરૂં. એક તો પાંડવો અવધ્ય છે અને બીજું આ શિખંડી સ્ત્રી છે. પૂર્વે સત્યવતીની સાથે વિવાહ કરતી વખતે પ્રસન્ન થયેલા મારા પિતાએ મને બે વરદાન આપેલાં છે–એક તો ઇચ્છામાં આવે ત્યારે મરવું અને બીજું રણમાં અવધ્યત્વમાટે. મને લાગે છે કે, મારા મૃત્યુનો યોગ્ય સમય આજ છે." ૨૮–૩૫ અમાપ તેજવાળા ભીષ્મનો આવો નિશ્ચય જાણીને આકાશમાં રહેલા ઋષિઓ અને વસુઓ તેમને આવી રીતે કહેવા લાગ્યાઃ–[૩૬] "હે તાત! તમારો જે આ વિચાર છે તે અમને પણ પ્રિય છે; માટે હે મહારાજ ! તેજ પ્રમાણે કરો. હવે યુદ્ધમાંથી બુદ્ધિને વારી લ્યો." આ દૈવી વાક્યની સમાપ્તિ થતાં માંગલિક વાયુ પ્રકટ થયો કે જે વાયુ અનુકૂલ ( દક્ષિણનો ) સુગંધી અને જલનાં રજકણોથી યુક્ત હતો.[૩૭,૩૮] હે રાજા! એ સમયે દેવનાં દુંદુભિઓ મોટા શબ્દથી વાગવા લાગ્યાં અને ભીષ્મપર આકાશમાંથી દૈવી પુષ્પવૃષ્ટિ પડી.[૩૯] હે રાજા ! તે વસુઓ અને ઋષિઓ આ પ્રમાણે જે વાક્ય બોલ્યા હતા તેને મહાબાહુ ભીષ્મસિવાય કોઈ પણ સાંભળી શક્યું ન હતું;પણ વ્યાસમુનિના વરદાનના પ્રભાવથી માત્ર હુંજ સાંભળી શકયો હતો. હે રાજા ! " સર્વ લોકને પ્રિય એવા ભીષ્મ હમણાં રથપરથી ગબડી પડશે " એમ વિચારીને તે સમયે દેવતાઓને પણ મહાન દુઃખ થતું હતું.[૪૧] મહાતપસ્વી શાંતનુકુમાર ભીષ્મે, એ પ્રમાણે દેવોનું વાક્ય સાંભળીને, આખાં કવચને ભેદી નાખનારાં તીક્ષ્ણ બાણોથી પોતે વિંધાતા હતા છતાં પણ અર્જુન સામે યુદ્ધ કરતા ન હતા. હે મહારાજ ! ક્રોધાયમાન થયેલા શિખંડીએ તો, ભરતોના પિતામહ એ ભીષ્મને તીક્ષ્ણ એવાં નવ બાણોથી છાતીમાં પ્રહાર કર્યો. એ પ્રમાણે તેણે પ્રહાર કર્યા છતાં પણ કુરુપિતામહ ભીષ્મ, પૃથ્વીકંપ થતાં જેમ પર્વત કંપે નહિ તેમ લગાર પણ કંપ્યા નહિ. ત્યારે જરા મંદ હાસ્ય કરીને પોતાના ગાંડીવધનુષ્યને ખેંચતા અર્જુને, ઝીણાં ઝીણાં પચીસ બાણોનો ભીષ્મને પ્રહાર કર્યો અને પુનઃ સત્વર સો બાણો મૂકીને અર્જુને તેમનાં સર્વ અંગોમાં તથા સર્વ મર્મસ્થાનોમાં માર માર્યો. એજ પ્રમાણે બીજા યોદ્ધાઓ પણ હજારોપ્રકારે તેમને અત્યંત વિંધી રહ્યા હતા.[૪૨–૪૭] યુદ્ધમાં સત્ય પરાક્રમવાળા મહારથી ભીષ્મ પણ બાણો મૂકી મૂકીને તેઓને વિંધી રહ્યા હતા તથા મજબૂત ગાંઠાવાળાં બાણોથી તેઓએ મૂકેલાં બાણોને ખાળી નાખતા હતા; પણ મહારથી શિખંડી, સુવર્ણના અગ્રભાગવાળાં તથા સરાણપર ઘસેલાં જે જે બાણો મૂકતો હતો તે તે બાણો તેમને કંઇ પણ અસર કરતાં ન હતાં. ત્યારે ક્રોધાયમાન થયેલો અર્જુન, શિખંડીને આગળ કરી ભીષ્મસામેજ ચઢી ગયો અને તેમની પાસે જઇને તેમના ધનુષ્યને તેણે કાપી નાખ્યું. વળી નવ બાણોથી એમને વિંધી નાખીને બીજા એક બાણથી ધ્વજાને છેદી નાખી તથા દશ બાણોથી એમના સારથિને પણ કંપાવી દીધો. ત્યારે ગંગાપુત્રે બીજું મજબૂત ધનુષ્ય લીધું, પણ અર્જુને ભલ્લ જાતનાં ત્રણ બાણોવડે એ ધનુષ્યના પણ ત્રણ કકડા કરી નાખ્યા. એ મહારણમાં પિતામહે જે જે ધનુષ્યો લીધાં તે તે અર્જુને એક અર્ધ નિમેષમાં ઉડાવી દીધાં. એ પ્રમાણે કેટલાંએ ધનુષ્યોને તેણે કાપી નાખ્યાં; એટલે પછી શાંતનુકુમાર ભીષ્મે, અર્જુનસામે યુદ્ધ કરવું પડતું મૂક્યું.[૪૮–૫૪] એટલે વળી પણ એ

ભીષ્મને અર્જુને પચીસ ક્ષુદ્રક બાણોનો પ્રહાર કર્યો. જ્યારે મહાધનુર્ધર એ ભીષ્મ, આમ અત્યંત વિંધાયા, ત્યારે દુઃશાસનને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ–[૫૫] " આ ક્રોધાયમાન થયેલો પાંડવોનો મહારથી અર્જુન, અનેક હજાર બાણોથી મનેજ હણી રહ્યો છે.[૫૬] આ અર્જુનને સાક્ષાત્ ઇંદ્ર પણ યુદ્ધમાં જીતી શકે તેમ નથી તથા વીર એવા દેવો અને દાનવો બધા એકત્ર થાય તોપણ આ અર્જુનને જીતી શકે નહિ;[૫૭] તેમજ મને પણ ઇંદ્રસહિત દેવોકે દાનવો જીતવાને સમર્થ નથી;તો મનુષ્યાવતારી આ મહારથીઓનો શો ભાર છે ?" એ પ્રમાણે એ બન્ને દુઃશાસન અને ભીષ્મ વાતો કરતા હતા તેટલામાં તો અર્જુને શિખંડીને આગળ કરી તીક્ષ્ણ બાણોવડે તેમને વિંધી નાખ્યા; એટલે ફરી પણ જાણે હસતા ન હોય તેમ, મોં મલકાવીને પિતામહ, દુઃશાસનને કહેવા લાગ્યાઃ–" ગાંડીવધન્વા અર્જુને, તીક્ષ્ણ બાણોથી મને અત્યંત વિંધી નાખ્યો છે. આ યુદ્ધમાં જે આ વજ્રસમાન સ્પર્શવાળાં અવિચ્છિન્ન બાણો આવે છે તે બધાં અર્જુને મૂકેલાં છે; કારણકે આવાં બાણ શિખંડીનાં નહોય. મર્મસ્થાનોને કાપી નાખતાં તથા મજબૂત કવચને પણ તોડી પાડતાં આ બાણો, મુસલની પેઠે મને લાગે છે; માટે આ બાણો શિખંડીનાં નથી. વળી વજ્રદંડસમાન સ્પર્શવાળાં તથા વજ્રના વેગસમાન દુરાસદ એવાં આ બાણો, મારા પ્રાણોને વ્યથિત કરી નાખે છે તે ઉપરથી જણાય છે કે, આ બાણો શિખંડીનાં ન હોય; અને ગદા તથા પરિઘના જેવાં પ્રહારવાળાં આ બાણો, યમરાજાએ મોકલેલા યમદૂતો હોયની તેમ મારા પ્રાણોનો નાશ કરે છે; માટે એ બાણો શિખંડીનાં નથી. ક્રોધાયમાન થયેલા સર્પોની પેઠે ઝેરી એવાં આ બાણો સડસડાટ કરતાં મારાં મર્મસ્થાનોમાં પેસી જાય છે, માટે એ શિખંડીનાં નથી; પરંતુ આ બધાંજ બાણો અર્જુનનાં છે, કારણ કે આ બાણો જેમ કરચલાની ઓનાં બચ્ચાં, તેણીને ચીરી નાખીને બહાર આવે છે તેમ, મારાં મર્મસ્થાનોને ચીરી નાખીને સોંસરાં નીકળી જાય છે–અર્થાત્ આ બાણો મારા પ્રાણ લઈ જાય તેવી વેદના કરે છે. શિખંડીનાં બાણો તો મારા શરીરમાં પુષ્પ જેવાંજ લાગે છે. ગાંડીવધનુર્ધારી કપિધ્વજ વીર અર્જુનસિવાયના બીજા બધા રાજાઓ, એકત્ર થઈને પણ મને દુઃખ કરી શકે તેમ નથી." આમ બોલતા શાંતનુકુમાર ભીષ્મે, જાણે પાંડવોને બાળી નાખવા ઇચ્છતા ન હોય તેમ કોપાયમાન થઇ, અર્જુનસામે એક શક્તિ ફેંકી; પણ હે ભરતવંશી રાજા! તે શક્તિને અર્જુને, તમારા સર્વ કુરુવીરોના દેખતાં ત્રણ બાણોવડે ત્રણ કકડા કરી કાપી નાખી. એટલે મૃત્યુ અથવા જય એ બેમાંથી એકને મેળવવા ઇચ્છતા ભીષ્મપિતામહે સોનેથી મઢેલી ઢાલ અને તરવાર હાથમાં લીધી; પણ એ લઇને રથમાંથી ઉતરવાની તૈયારી કરતા એ ભીષ્મની ઢાલના અર્જુને બાણોવડે સો કકડા કરી નાખ્યા, એ ઘણું આશ્ચર્ય જેવું થયું હતું. ત્યારપછી રાજા યુધિષ્ઠિર, પોતાનાં સૈન્યોને આ પ્રમાણે ઉશ્કેરવા લાગ્યા કેઃ–[૫૮-૭૧]"હે સૈનિકો ! ભીષ્મ સામે ધસારો કરો. તમે લગાર પણ ડરશો નહિ." એ રીતે ઉશ્કેરેલા સર્વ યોદ્ધાઓ તોમરો, ભાલાઓ, વિવિધ બાણોના સમૂહો, પટ્ટિશો, તીક્ષ્ણ તરવારો, તીક્ષ્ણ નારાચો, વત્સના દાંત જેવા આકારનાં બાણો અને ભાલાંઓ–વગેરે આયુધો લઈને એકલા તે ભીષ્મસામે ધસ્યા.[૭૨] એ સમયે પાંડવસૈન્યોમાં ઘોર સિંહનાદ સર્વત્ર થઈ રહ્યો હતો તથા ભીષ્મના જયની ઇચ્છાવાળા તમારા પુત્રો પણ ગર્જના કરતા હતા;[૭૪] અને તે ભીષ્મનુંજ રક્ષણ કરતા તેઓ સિંહનાદો પણ કરી રહ્યા હતા. તે વખતે તમારા પક્ષના યોદ્ધાઓનું શત્રુઓની સાથે તુમુલ યુદ્ધ થઇ રહ્યું હતું. હે રાજેન્દ્ર! એ દશમા દિવસના ભીષ્મ અને અર્જુનના સમાગમમાં એક મુહૂર્તકાળસુધી, જેમ સમુદ્ર અને ગંગાના સમાગમસ્થળે ભયંકર ચકરી પડે છે તેમ, સામસામા આવીને યુદ્ધ કરતા તથા અન્યોન્યનો સંહાર કરતા એ યોદ્ધાઓની ગોળાકાર ચકરી પડી ગઇ હતી અને લોહીથી છંટાયેલી આખી

રણભૂમિ ભયંકર સ્વરૂપવાળી થઇ ગઇ હતી.૭૫ વળી એ સમયે સમ કે વિષમ ભાગ જણાતો ન હતો. જો કે ભીષ્મપિતામહનાં મર્મસ્થાનો ભેદાઈ જતાં હતાં છતાં પણ તેમણે, એ દશમે દિવસે દશ હજાર યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો હતો અને હજીપણ યુદ્ધ કરવામાટે ઉભાજ હતા. તે વેળાએ સૈન્યના મોખરાપર ઉભેલા ધનુર્ધર અર્જુને, કૌરવોના સૈન્યના મધ્યભાગમાં પ્રવેશ કરીને સેનાને નસાડવા માંડી. અમે પણ શ્વેત ઘોડાવાળા એ કુંતીપુત્રથી ભય પામીને તથા તેનાં તીક્ષ્ણ શસ્ત્રોથી પીડિત થઇને રણમાંથી નાસી છૂટયા હતા; પણ સૌવીરો, કિતવો, પ્રાચ્યો (પૂર્વ દિશામાં વસનારા), પાશ્ચિમાત્યો, ઉદીચ્યો, માળવો, અભિષાહો, શૂરસેનો, શિબિઓ, વસાતિઓ, શાલ્વો, શકો, ત્રિગર્તો અને અંબષ્ઠોસહિત કૈકેયો-આ સર્વ મહાત્મા યોદ્ધાઓ અર્જુનના બાણોથી પીડાતા હતા અને ઘવાઈ જઈને દુઃખી થતા હતા; છતાં પણ અર્જુનની સાથે યુદ્ધ કરતા ભીષ્મને છોડી ગયા ન હતા.૭૬-૮૩ ત્યારે અનેક પાંડવયોદ્ધાઓ ચારે બાજુથી એકલા ભીષ્મને ઘેરી લઈ અને સર્વ કૌરવોને હાંકી કાઢી તેમનાપર (ભીષ્મપર) બાણોનો વરસાદ કરી છાઈ દેવાલાગ્યા. હે રાજન! એ સમયપર ભીષ્મના રથની આસપાસ "પાડી નાખો, પકડો, મારો, કાપો" ઈત્યાદિ તુમુલ શબ્દ થઈ રહ્યો હતો.૮૫ હે રાજન્! એ સંગ્રામમાં સેંકડો અને હજારો યોદ્ધાઓનો સંહાર કરીને એ ભીષ્મના શરીરપર બે આંગળ જેટલો પણ અંતર ઘવાયા સિવાયનો ન હતો-અર્થાત્ આખા શરીરમાં ઘવાઈ ગયા હતા.૮૬ એ પ્રમાણે અર્જુનનાં બાણોથી છિન્ન ભિન્ન થયેલા તમારા પિતા ભીષ્મ, સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો એ સમયે તમારા પુત્રોના દેખતાં પૂર્વ તરફ રહેલા મસ્તકે રથ ઉપરથી નીચે પડયા. જ્યારે ભીષ્મ રથપરથી પડયા, ત્યારે આકાશમાં રહેલા દેવોનો તથા પૃથ્વીપર રહેલા રાજાઓનો 'હા, હા' એવો શબ્દ થઈ રહ્યો. મહાત્મા પિતામહને રથપરથી પડતા જોઇ, આપણામાંના સર્વ મહારથીઓનાં મન પણ તેમની સાથે પડી ગયાં. સર્વ ધનુર્ધરોના કેતુરૂપ મહાબાહુ ભીષ્મ, આકાશમાંથી પડતા ઇંદ્રધ્વજની પેઠે પૃથ્વીને શબ્દાયમાન કરતા પડયા; પણ અનેક બાણોના સમૂહથી તેમનું શરીર વ્યાપ્ત થઇ ગયું હતું, જેથી તેઓ પૃથ્વીનો સ્પર્શ કરી શકતા ન હતા. એ રીતે રથમાંથી પડેલા તથા બાણશય્યામાં સૂતેલા મહાધનુર્ધર એ પુરુષશ્રેષ્ઠમાં દિવ્ય ભાવ દાખલ થયો. એ સમયપર મંદ મંદ વરસાદ વરસવા લાગ્યો તથા પૃથ્વી કંપવા લાગી. પડતાં પડતાં ભીષ્મને જણાયું કે, હાલમાં દક્ષિણાયનના સૂર્ય છે; તેથી હે ભરતવંશી રાજા! "આ અશુભ કાળ છે" એમ માની, એ વીર ભીષ્મ, પોતાના પ્રાણોને ધારી રાખવામાટે બરાબર સાવધ થયા. એ વેળા આકાશમાં ચારેબાજુ દિવ્ય વાણી સંભળાવા લાગીઃ-"સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ પુરુષવ્યાઘ્ર ગંગાપુત્ર ભીષ્મ, પોતે મહાત્મા છે; છતાં આ દક્ષિણાયન સમયમાં દેહાવસાન કેમ કરશે ?" એ દૈવી વાકય સાંભળીને પિતામહે ઉત્તર આપ્યો કેઃ-"હું જીવતો છું" એમ કહીને ઉત્તરાયણની રાહ જોતા કુરુપિતામહ ભીષ્મે, પૃથ્વીપર પડયા હતા છતાં પણ પોતાના પ્રાણોને ધારી રાખ્યા. આમ ઉત્તરાયણમાં પ્રાણ છોડવાનો તેમનો અભિપ્રાય જાણી જઈને હિમાલયની પુત્રી ગંગાએ હંસના રૂપને ધારણ કરનારા ઋષિઓને તેમની પાસે મોકલ્યા. તે માનસસરોવરવાસી હંસરૂપધારી ઋષિઓ સત્વર કુરુપિતામહ ભીષ્મને મળવામાટે સર્વ એકઠા મળીને ત્યાં ઉડી આવ્યા; કે જ્યાં એ નરશ્રેષ્ઠ પિતામહ બાણશય્યાપર સૂતા હતા.૮૭ હંસરૂપધારી એ ઋષિઓ, બાણશય્યાપર સૂતેલા કુરુકુલોદ્વહ ભીષ્મ પાસે આવીને તેમનાં દર્શન કરવા લાગ્યા અને પ્રદક્ષિણા કરવા લાગ્યા. તે પછી એ મહાત્માને આમ પડેલા જોઈ તથા સૂર્ય હાલના સમયમાં દક્ષિણાયનના છે એમ વિચાર કરી, બુદ્ધિમાન એવા તે ઋષિઓ અન્યોન્યનું આમંત્રણ કરી માંહોમાંહે કહેવા લાગ્યાઃ-"ભીષ્મ મહાત્મા છે, છતાં આ દક્ષિણાયનકાળમાં કેમ મરણ પામશે ?" એમ

કહીને હંસરૂપધારી તે ઋષિઓ, દક્ષિણ દિશાતરફ ચાલવા લાગ્યા. હે ભારત ! એ જોઈ, મહાબુદ્ધિમાન ભીષ્મ, મનસાથે વિચાર કરીને તે ઋષિઓને ઉદ્દેશી, આ પ્રમાણે કહેવા લાગ્યાઃ– " જ્યાંસુધી સૂર્ય દક્ષિણાયનના રહેશે, ત્યાંસુધી હું મારા પ્રાણ છોડીશ નહિ. આ મારો દૃઢ નિશ્ચય છે. હે હંસો ! હું તમને સત્ય કહું છું કે, જ્યારે સૂર્ય ઉત્તરાયણના થશે ત્યારે હું મારા પુરાણસ્થળે જઇશ. ઉત્તરાયણની રાહ જોઇને હું મારા પ્રાણોને ધારી રાખીશ; કારણકે પ્રાણોનો ત્યાગ કરવામાં મારી ઇચ્છા પ્રમાણે હું સામર્થ્ય ધરાવી શકું છું–અર્થાત્ મારી ઇચ્છામાં આવે ત્યારે હું મારા પ્રાણોને તજવા સમર્થ છું.[૧૦૦] માટે મારૂં ઉત્તરાયણમાં મરણ થાય એમ ઇચ્છીને હું મારા પ્રાણોને જતા અટકાવીશ. મારા મહાત્મા પિતાએ મને સ્વચ્છંદ મૃત્યુનું જે વરદાન આપેલું છે, તે વરદાન આ સમયે સાર્થક હો. એ વરદાનના પ્રભાવથી હું મારા પ્રાણોનો ત્યાગ કરવામાં સંપૂર્ણ અધિકારી છું. મારી ઇચ્છાનુસાર હું વર્તી શકું તેમ છું, જેથી હું મારા પ્રાણોનું ધારણ કરી શકીશ."[૧૦૭–૧૦૮]

એ પ્રમાણે તે હંસોને કહીને ભીષ્મ, બાણશય્યાપર સૂઈ રહ્યા. કૌરવોના અગ્રેસર મહાતેજસ્વી ભીષ્મ, જે વેળા એ પ્રમાણે પડયા તે વેળા પાંડવો અને સૃંજયો આનંદના સિંહનાદો કરવા લાગ્યા; પણ હે ભરતર્ષભ ! મહા સત્વવાન એવા તે ભરતોના પિતામહ જ્યારે ઘાયલ થઈ પડયા, ત્યારે તમારા પુત્રોને કંઇ પણ સૂઝ પડી નહિ; તેમજ લગભગ સર્વ કૌરવોમાં મહાન ગભરાટ થઇ રહ્યો.[૧૦૯–૧૧૧] કૃપાચાર્ય, દુર્યોધન વગેરે નિઃશ્વાસ નાખીનાખીને રડવા લાગ્યા અને શોકથી ઘણા વખતસુધી ભાનવિનાના થઈ ઉભા રહ્યા. [૧૧૨] હે મહારાજ ! બધા વિચારમાં પડી ગયા અને કોઇનું મન યુદ્ધ કરવામાં લાગતું ન હતું. જાણે તેઓ બધાને ઉરૂસ્તંભ ન થયો હોય, તેમ તેઓમાંનો એક પણ પાંડવોસામે જઈ શકતો ન હતો.[૧૧૩] હે રાજન્ ! સર્વ કૌરવ સૈનિકોના મનમાં એવોજ વિચાર થવા લાગ્યો કેઃ–" કોઈનાથી પણ માર્યા ન મરે તેવા મહાતેજસ્વી શાંતનુપુત્ર ભીષ્મ જ્યારે આમ ઘાયલ થઇને પડયા, તો હવે કુરુરાજાનો પણ સહસા અભાવજ સમજી લેવો. "[૧૧૪] માર્યા ગયેલા વીરોવાળા તથા તીક્ષ્ણ બાણોથી ઘવાયેલા અને અર્જુનથી પરાજય પામેલા અમને બધાને 'હવે શું કરવું' તેની સૂઝ પડી નહિ.[૧૧૫] પરિઘસમાન બાહુઓવાળા શૂરા પાંડવો, એ રીતે જય મેળવીને જાણે પરલોકમાં શ્રેષ્ઠ ગતિ પામ્યા ન હોય, તેમ આનંદિત થઈને પોતાના મોટા મોટા શંખો ફુંકવા લાગ્યા.[૧૧૬] હે રાજા ! સોમકો અને પાંચાળો પણ હર્ષમાં આવી ગયા. તેમના આખા સૈન્યમાં હજારો વાજીંત્રો વાગી રહ્યાં હતાં અને મહાબળવાન ભીમસેન પણ, છાતી ઠોકવા લાગ્યો તથા મોટી ગર્જના કરવા લાગ્યો.

મહાસમર્થ ગંગાપુત્ર ભીષ્મ જ્યારે ઘાયલ થઇને રણભૂમિપર પડયા, ત્યારે બન્ને પક્ષની સેનાના વીર પુરુષો, શસ્ત્રોનો ત્યાગ કરી, સર્વત્ર વિચારમાં પડી ગયા. કેટલાએક યોદ્ધાઓ રુદન કરવા લાગ્યા, કેટલાએક ત્યાંથી નાસી ગયા અને બીજા કેટલાએક દિંગ્મૂઢ બની ગયા; તેમજ કેટલાએક યોદ્ધાઓ ક્ષાત્રધર્મની નિંદા કરવા લાગ્યા. વળી બીજા કેટલાએક ભીષ્મનાં વખાણ કરવા લાગ્યા અને ઋષિઓ તથા પિતૃઓ, મહાવ્રત ભીષ્મની પ્રશંસા કરવા લાગ્યા. વળી પણ જેઓ ભરતવંશીઓના પૂર્વજો હતા, તેઓ પણ એ ભીષ્મની પ્રશંસા કરતા હતા.

તે સમયે બુદ્ધિમાન અને વીર્યવાન શાંતનુપુત્ર ભીષ્મ, મહા ઉપનિષદ્ અને યોગમાર્ગનો આશ્રય કરી, પ્રણવમંત્રનો જાપ કરતા ઉત્તરાયણ સમયની રાહ જોતા રહ્યા.[૧૨૦–૧૨૨]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધપર્વમાં " ભીષ્મનિપાતન " એ વિષયનો અધ્યાય ૧૧૯ મો સમાપ્ત**

# અધ્યાય ૧૨૦ મો

## દશમો દિવસ (ચાલુ)–ભીષ્મને અર્જુને આપેલું ઉશીકું

**॥ धृतराष्ट्र उवाच ॥**

**कथमासंस्तदा योधा हीना भीष्मेण संजय ।**
**बलिना देवकल्पेन गुर्वर्थे ब्रह्मचारिणा ॥१॥**

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–હે સંજય ! પોતાના પિતાને માટે બ્રહ્મચારી થયેલા, દેવસરખા બળવાન અને ભીષ્મવિનાના થઈ ગયેલા મારા યોદ્ધાઓની શી દશા થઈ ?[1] ભીષ્મે "આ સ્ત્રી છે" એમ માનીને જ્યારે દ્રુપદપુત્ર શિખંડીને તિરસ્કારથી અથવા કૃપાથી પ્રહાર ન કર્યો, ત્યારેજ મેં માની લીધું છે કે, કૌરવો અને તેમના પક્ષના બીજા યોદ્ધાઓ પાંડવોના હાથે માર્યા ગયા.[2] અરેરે, અફસોસની વાત છે કે, આથી વધારે બીજું હું કયું દુઃખ માનું કે દુષ્ટ બુદ્ધિવાળો હું આજે મારા પિતાને મરણ પામેલા સાંભળું છું.[3] હે સંજય ! અવશ્ય મારૂં હૃદય કેવળ લોખંડનુંજ બનેલું છે; કારણ કે આજે મારા પિતા ભીષ્મને મુવેલા સાંભળી, મારૂં હૃદય સો કકડા થઈને ચીરાઈ જતું નથી.[4] હે સદાચારી સંજય ! યુદ્ધમાં માર્યા ગયેલા, જયની ઇચ્છાવાળા કુરુસિંહ ભીષ્મે, બીજું શું શું કર્યું તે મને કહે.[5] "મારા પિતા દેવવ્રત રણમાં મરણ પામ્યા" એ વિચારને મનમાં લાવતાં મને એટલું બધું દુઃખ થાય છે, કે જે હું સહન કરી શકતો નથી. અરેરે, જે ભીષ્મને પૂર્વે પરશુરામ પણ પોતાનાં દિવ્ય અસ્ત્રોથી મારી શક્યા ન હતા તેજ ભીષ્મને દ્રુપદના પુત્ર પંચાળ શિખંડીએ મારી નાખ્યા ! ( ઘણુંજ આશ્ચર્ય અને ઘણોજ અફસોસ ! )

સંજયે કહ્યું:–લગભગ સાયંકાળ થતાં કૌરવોને ખેદ પમાડતા કુરુપિતામહ ભીષ્મ ઘવાઈને રણભૂમિપર પડ્યા અને તેમણે પંચાળોને હર્ષ ઉપજાવ્યો. એ પિતામહ, પૃથ્વીને સ્પર્શ નહિ કરતાં માત્ર અધર બાણોપરજ સૂતા હતા. જ્યારે ભીષ્મ રથપરથી ગબડીને ધરણીપર પડ્યા ત્યારે સર્વ ભૂતોનો 'હા, હા' એવો તુમુલ શબ્દ થઇ રહ્યો.[6–9] યુદ્ધમાં જય મેળવનાર અને કુરુઓના સીમાવૃક્ષરૂપ એવા તે ભીષ્મ જ્યારે રણભૂમિપર પડ્યા; ત્યારે હે રાજન્ ! કૌરવ-પાંડવ–બન્ને સેનામાં રહેલા ક્ષત્રિયોને ભયાવેશ થયો.[10]* હે રાજા ! છિન્ન ભિન્ન થયેલાં કવચ અને ધ્વજાવાળા શાંતનુપુત્ર ભીષ્મને જોઈને કૌરવો તથા પાંડવો તેમની આસપાસ વીંટાઇ વળ્યા.[11] ભીષ્મના પતનસમયે આકાશ અંધકારથી આવૃત થઈ ગયું, સૂર્ય ઝાંખો પડી ગયો અને પૃથ્વી આર્તનાદ કરવા લાગી;[12] અને તે પુરુષશ્રેષ્ઠને બાણશય્યાપર પડેલા જોઈ, "અરે, આ ભીષ્મ આત્મજ્ઞાની પુરુષોમાં શ્રેષ્ઠ હતા અને વેદ જાણનારાઓમાં પણ ઉત્તમ હતા" એમ ભૂતમાત્ર એકબીજાને કહેતાં

---

* અહીં એવી શંકા થવાનો સંભવ છે કે, પોતાનો ભીષ્મ જેવો સેનાપતિ જ્યારે રણમાં પડ્યો, ત્યારે કૌરવોને ભય થાય એ તો યોગ્ય છે, કારણ કે આવા મહાન પુરુષનો નાશ થતાં તેઓને જયની આશા રહે નહિ; પણ પાંડવોને ભય થયો એ તો ઉચિત નથી, કારણકે આગળ જતાં હમણાંજ કહેવામાં આવશે કે, ભીષ્મનો નાશ થતાં પાંડવો પ્રસન્ન થયા.આ શંકાનું સમાધાન નીલકંઠે આ પ્રમાણે કર્યું છે:–પાંડવોને પણ ભય થાય તે યોગ્ય છે–ઘટે છે; કારણકે તેઓને અંદરખાનેથી એવી ઇચ્છા હતી કે, આપણામાં જો માંહોમાંહે સંધિ થઈ જાય તો ઘણું સારૂં; જેથી આપણા સંબંધીઓનો તથા પ્રજાનો નાશ થતો અટકે. આ પ્રમાણેની પાંડવોની આશા પડી ભાંગી, તેથી તેઓને પણ ભય થયો. અહીં ભાવાર્થ એ છે કે, પાંડવોના મનમાં એમ હતું કે:–" અમારા બન્ને પક્ષમાં મધ્યસ્થ રીતે વર્તન કરનાર ભીષ્મ, જો જીવતા રહેશે તો, અમારામાં સલાહસંપ કરી આપશે અને તેથી આપણા પુત્રો, મિત્રો વગેરેનો નાશ, ધનની ખુવારી વગેરે થતું અટકશે; પણ હવે તો એમનો નાશ થતાં અમને સંધિની આશા રહીજ નહિ." આવા વિચારના પાંડવોને પણ પોતાના પુત્રો, મિત્રો આદિના નાશથી થનાર ભય યોગ્યજ છે. આવાજ આશયથી અહીં કહેલું છે કે, બન્ને પક્ષના ક્ષત્રિયો ભય પામ્યા. આગળ જતાં પાંડવોસંબંધી હર્ષનું વર્ણન આવશે, તે તો તેઓને ઉપલક માત્ર દેખાવનોજ હર્ષ થયો છે એમ બતાવવા પૂરતુંજ છે.

હતાં.[13] વળી સિદ્ધ અને ચારણોસહિત ઋષિઓ, ભરતવંશીઓના વડા એ ભીષ્મને બાણશય્યાપર સૂતેલા જોઇ માંહોમાંહે આ પ્રમાણે કહી રહ્યા હતાઃ–"અહો, આ ભીષ્મની મહત્તાનું શું વર્ણન કરવું! એમણે પૂર્વે પોતાના પિતાને કામથી પીડિત થયેલા જાણી, તેમને સંતોષ પમાડવામાટે પરણવાની સંમતિ આપી હતી; અને આ પુરુષશ્રેષ્ઠ, એમના પિતાના લગ્નસંબંધી કારણને લીધે પોતે જીવિતપર્યંત બ્રહ્મચારી રહ્યા છે. આ પ્રમાણે ઋષિઓ ભીષ્મની સ્તુતિ કરતા હતા."[14,15] હે રાજા! તમારા સર્વ પુત્રો, ભરતોના પિતામહ શાંતનુકુમાર ભીષ્મના પતનસમયે, 'હવે શું કરવું' એ સંબંધમાં કંઇપણ જાણી શકતા ન હતા.[16] તેઓ સર્વનાં મોઢાં ઉતરી ગયાં હતાં, તેઓની કાંતિ હણાઇ ગઈ હતી અને શરમના માર્યા નીચા મુખે ઉભા રહ્યા હતા;[17] પણ યુદ્ધના અગ્રભાગમાં ઉભેલા પાંડવો, એ રીતે જય મેળવીને આનંદિત થઇને સુવર્ણથી મઢેલા પોતાના મહાન શંખોને ફુંકવા લાગ્યા.[18] હે નિર્દોષ રાજા! એ વેળા પાંડવસૈન્યમાં હર્ષનાં હજારો વાજીંત્રો વાગી રહ્યાં હતાં. મહાબળવાન ભીમસેન, પોતાના મહાબળવાન શત્રુને રણભૂમિપર પડેલો જોઇ, મોટા હર્ષથી ક્રીડા કરી રહેલો અમારા જોવામાં આવતો હતો.[19,20] તે વેળા માત્ર કૌરવોનેજ તુમુલ ગભરાટ થઈ પડયો હતો. કર્ણ અને દુર્યોધન વારંવાર નિઃશ્વાસ પણ નાખી રહ્યા હતા.[21]એ પ્રમાણે કૌરવોના પિતામહ ભીષ્મ જ્યારે રણભૂમિપર ગબડી પડયા, ત્યારે આખી રણભૂમિપર હાહાકાર થઇ રહ્યો હતો તથા સર્વ સૈન્યોમાં મોટી અવ્યવસ્થા થઇ રહી.[22] તે વેળા તમારો પુત્ર દુઃશાસન, ભીષ્મને પડેલા જોઇ, એકદમ વેગપૂર્વક દ્રોણાચાર્યના સૈન્ય તરફ દોડી ગયો.[23] એ વીર કવચધારી દુઃશાસનને તેના ભાઈ દુર્યોધને આચાર્યની પાસે મોકલ્યો હતો; જેથી તે પુરુષવ્યાઘ્ર પોતાના સૈન્યને વિષાદયુક્ત કરતો જઇ રહ્યો હતો.[24] હે મહારાજ! એ દુઃશાસનને જોસભેર આવતો જોઇ, આ શું કહેવા માટે આવેલો છે, એ જાણવાને આતુર થયેલા કૌરવો, ચારે બાજુ તેને વીંટાઇ વળ્યા.[25] પછી તે દુઃશાસને ભીષ્મના પડયાના સમાચાર આચાર્ય દ્રોણને કહી સંભળાવ્યા. હે ભરતશ્રેષ્ઠ! તે અપ્રિય વર્તમાનને સાંભળીને દ્રોણાચાર્યને એકદમ મૂર્ચ્છા આવી ગઈ;[26] પણ તુરત સાવધ થઇને પ્રતાપી દ્રોણાચાર્યે, પોતાનાં સૈન્યોને શીઘ્ર પાછાં વળવાની આજ્ઞા આપી.[27] ત્યારે કૌરવોને યુદ્ધમાંથી નિવૃત્ત થયેલા જોઇ, પાંડવોએ પણ તેજ સમયે એકદમ ઘોડેસ્વારો મોકલીને ચારેબાજુથી પોતાનાં સૈન્યોને યુદ્ધ કરતાં અટકાવ્યાં.[28] આમ સર્વ સૈન્યો અનુક્રમ પ્રમાણે જ્યારે યુદ્ધમાંથી પાછાં ફર્યાં, ત્યારે સર્વ રાજાઓ પોતાનાં કવચો ઉતારી ઉતારીને ભીષ્મ પાસે આવવા લાગ્યા;[29]અને બીજા સેંકડો અને હજારો યોદ્ધાઓ પણ યુદ્ધમાંથી વિરામ પામીને, દેવો જેમ બ્રહ્મા પાસે જાય તેમ, મહાત્મા ભીષ્મ પાસે આવીને ઉભા રહ્યા.[30] એ રીતે પાંડવો તથા કૌરવો, બાણશય્યાપર સૂતેલા એ ભરતશ્રેષ્ઠ પાસે આવીને તેમને વંદન કરીને ઉભા રહ્યા હતા.[31] આમ પોતાની આગળ પ્રણામ કરીને ઉભેલા એ કૌરવોને તથા પાંડવોને જોઇને, ધર્માત્મા શાંતનુપુત્ર ભીષ્મ, તેઓને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ–[32]હે મોટા ભાગ્યવાળા! હે દેવો સરખા મહારથીઓ! તમે ભલે આવ્યા. તમારા દર્શનથી હું પ્રસન્ન થયો છું.[33] એ પ્રમાણે પિતામહ ભીષ્મે, પોતાના લટકતા મસ્તકે તેઓનો સત્કાર કરીને ફરી પણ તેઓને કહ્યું:–'મારૂં મસ્તક અત્યંત લટકી રહેલું છે, માટે તેને ઉંચું કરવામાટે મને ઉશીકું આપો.'[34] તે સાંભળી તે સર્વ રાજાઓ, સારાં સારાં, સુંદર અને કોમળ ઉશીકાં લાવ્યા; પણ પિતામહે તે ઉશીકાં લેવાની ઇચ્છા કરી નહિ[35] અને જાણે હસતા હોય તેમ મુખ મલકાવીને એ પુરુષવ્યાઘ્ર, ઉશીકાં લાવનારા તે રાજાઓને કહેવા લાગ્યાઃ–"હે રાજાઓ! તમે આણેલાં આ ઉશીકાં વીરશય્યાને લાયક નથી."[36]

તે પછી એ પિતામહે, સર્વ લોકના મહારથી, લાંબી ભુજાવાળા નરશ્રેષ્ઠ અર્જુન ભણી



કવચ અને ધ્વજ ભેદાઈ જતાં ભીષ્મ પડ્યા. પૃથ્વીપર ન પડતાં દેહમાં વાગેલાં બાણોની બાણશય્યામાંજ સૂતા અને ઉત્તરાયણના સૂર્ય થવા પર શરીર તજવાનું રાખી ધ્યાનપરાયણ થયા. પાંડવો, કૌરવો, રાજામહારાજાઓ વગેરે વિરોધ વળીને વંદન તથા સ્તુતિ કરવા લાગ્યા. પિતામહે ઓશીકું અને જળ માગતાં રાજાઓ સુંવાળાં ઓશીકાં, રત્નજડિત સુવર્ણની ઝારીઓ વગેરે લઇ આવ્યા, પણ તે કામમાં ન લેતાં ધર્મવેત્તા અર્જુનનેજ કહ્યું. તેણે ત્રણ બાણથી ઓશીકું કરી આપ્યું, અને એક બાણવડે બાણગંગાનું પાન કરાવ્યું. મહાન પિતામહે તેને ઘણોજ ધન્યવાદ આપ્યો. પછી દુર્યોધનને કહ્યું કે, શ્રીકૃષ્ણ કોપ્યા નથી ત્યાંસુધીમાં હે તાત! હજી પણ અર્ધું રાજ્ય આપી પાંડવો સાથે સંધિ કરી લે. લડવાનું છોડી દે. મારું નહિ માને તો બહુજ પસ્તાવું પડશે. દુર્મતિ દુર્યોધને તે નજ માન્યું. પછી પિતામહ બાણોની વેદના સહેતા થકા મનને પ્રભુમાં જોડી શાંત થયા.

જોઈને તેને કહ્યું:—"હે મહાબાહુ પુત્ર અર્જુન ! મારૂં મસ્તક લટકી રહેલું છે, માટે આ વીર શય્યાને યોગ્ય એવું જે ઉશીકું તું માનતો હોય તે મને આપ."[૩૮]

સંજયે કહ્યું:—પિતામહનું એ વચન સાંભળીને તેમને વંદન કરવાપૂર્વક પોતાનું મહાન ધનુષ્ય ચઢાવીને અર્જુન અશ્રુપૂર્ણ નેત્રથી આવું વચન બોલ્યો:—"[૩૯]હે કુરુશ્રેષ્ઠ ! આજ્ઞા કરો. હે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ ! હે દુર્ધર્ષ પિતામહ ! હું તમારો દાસ છું. બોલો, બોલો, શી આજ્ઞા છે."[૪૦]ત્યારે પિતામહે તેને કહ્યું:—"હે કુરુશ્રેષ્ઠ વત્સ અર્જુન ! મારૂં માથું લટકે છે માટે તને યોગ્ય લાગે તે ઉશીકું મૂક.[૪૧] હે વીર ! આ મારી શય્યાને લાયક ઉશીકું તું મને જલદી આપ. હે પુત્ર અર્જુન ! તું સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ છે, સમર્થ છે, ક્ષાત્રધર્મને જાણનારો છે તથા બુદ્ધિ અને ધૈર્યના ગુણથી યુક્ત છે."

"જેવી આપની આજ્ઞા" એમ કહીને અર્જુને પણ તેમના અભિપ્રાયને અનુસરતો યોગ્ય ઉદ્યોગકરવા પસંદ કર્યું;[૪૨,૪૩]અને હાથમાં ગાંડીવધનુષ્ય તથા મજબૂત ગાંડાવાળાંબાણો લઈને ભરતોના મહારથી મહાત્મા ભીષ્મની અનુમતિ લઈને મંત્ર ભણવાપૂર્વક મૂકેલાં મહાવેગવાળાં તીક્ષ્ણ ત્રણ બાણોવડે તેમના મસ્તકને ઉંચું કર્યું. અર્જુન પોતાના અભિપ્રાયને સમજી ગયો, એ જોઇ ધર્મના તાત્ત્વિક અર્થને જાણનાર ધર્માત્મા ભરતશ્રેષ્ઠ ભીષ્મ તેનાપર અત્યંત પ્રસન્નથયા; અને પોતાના શયનને યોગ્ય ઉશીકું આપવાથી અર્જુનનાં વખાણ કરી, સર્વ ભરતવંશી રાજાઓની સામે જોઇ, મિત્રોની પ્રીતિને વધારનાર તથા યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એ કુંતાપુત્ર અર્જુનપ્રત્યે તેમણે કહ્યું:—[૪૪-૪૭] "હે અર્જુન ! તેં મને શય્યાને યોગ્ય ઉશીકું આપ્યું છે, પણ જો તેં મારા અભિપ્રાયને નહિ જાણી અન્યથા કર્યું હોત, તો હું તને ક્રોધથી શાપ આપત.[૪૮] હે મહાબાહુ ! ધર્મની અંદર સ્થિર રહેનાર ક્ષત્રિયે, આજ પ્રમાણે રણસંગ્રામમાં બાણશય્યાપર સૂવું જોઇએ."[૪૯] આ પ્રમાણે અર્જુનને કહ્યા પછી ભીષ્મપિતામહે ત્યાં પોતાની સામે ઉભેલા સર્વ રાજાઓ, રાજપુત્રો અને બીજા પાંડવોને આવું વચન કહ્યું:—[૫૦]"જુઓ, આ અર્જુને મને કેવું ઉશીકું આપ્યું ? સૂર્ય, દક્ષિણાયનના મટી ઉત્તરાયણના થશે ત્યાંસુધી હું આ શય્યામાં સૂઈ રહીશ.[૫૧] તે સમયે જે રાજાઓ મારી પાસે આવશે તેઓ મને મળી શકશે. જ્યારે સૂર્યનારાયણ સાત ઘોડાઓથી જોડાયેલા, ઉત્તમ તેજવાળા પોતાના રથથી કૌબેરી—ઉત્તરદિશામાં જશે, ત્યારે હું મારા વહાલા મિત્રસરખા પ્રાણને અવશ્ય તજીશ.[૫૨,૫૩] હે રાજાઓ ! આ મારા નિવાસસ્થાન પાસે ખાઇઓ ખોદાવો. આ પ્રમાણે સેંકડો બાણોથી વ્યાપ્ત થયેલો હું ત્યાંસુધીના કાળમાં સૂર્યનું ઉપાસન કરીશ.[૫૪]હે રાજાઓ ! તમે અન્યોન્ય સામેનાં વૈરને ત્યાગીને યુદ્ધ કરવું બંધ કરો."

સંજયે કહ્યું:—પિતામહ ભીષ્મ એ પ્રમાણે તેઓને કહી રહ્યા હતા, તેવામાં બાણોને ખેંચી કાઢવામાં કુશળ તથા મહાવિદ્વાન ઉપાધ્યાયો પાસે સારી રીતે શિક્ષિત થયેલા વૈદ્યો, ઉપચાર કરવાનાં સર્વ સાધનોસહિત ત્યાં ભીષ્મપિતામહ પાસે આવી પહોંચ્યા; એટલે તે વૈદ્યોને જોઇને ગંગાપુત્ર ભીષ્મે તમારા પુત્ર દુર્યોધન પ્રત્યે કહ્યું:—[૫૫,૫૬] "ધન આપવાપૂર્વક સત્કાર કરીને આ વૈદ્યોને રજા આપો. આવી સ્થિતિમાં આવી પહોંચેલા મને હવે વૈદ્યોનું શું પ્રયોજન છે ? [૫૭] ક્ષાત્રધર્મમાં જે ગતિ વખણાય છે, તે પરમ ગતિને હું પામી ગયો છું. હે રાજાઓ ! આવી રીતે બાણશય્યામાં રહેલા મારે ઔષધ ઉપચાર કરવા—કરાવવા એ મારો ધર્મ નથી;[૫૮] અને હે રાજાઓ ! આ મારા શરીરમાં રહેલાં બાણોને કાઢયાવિના તે બાણોની સાથેજ મારો અગ્નિસંસ્કાર કરજો."

તે રીતનું તેમનું વચન સાંભળી, તમારા પુત્ર દુર્યોધને તે વૈદ્યોનો યોગ્યતા પ્રમાણે ધન આદિથી સત્કાર કરી તેઓને રજા આપી. તે પછી ત્યાં ઉભેલા અનેક દેશના રાજાઓ, અમિત તેજવાળા તે ભીષ્મની ધર્મની અંદર આવી ઉત્કૃષ્ટ સ્થિતિ—દઢતા જોઇ આશ્ચર્ય પામી ગયા. તમારા પિતા ભીષ્મને એ રીતે ઉશીકું આપી

તે સર્વ મહારથી પાંડવો અને કૌરવો, વીરશય્યામાં સૂતેલા મહાત્મા ભીષ્મપાસે જઇને વંદન કરવાપૂર્વક તેમને ત્રણ પ્રદક્ષિણા કરીને તથા ભીષ્મની ચારેબાજુ પેહેરેગીર-ચોકીદારો વગેરે મૂકી રક્ષા કરીને, લોહીથી છંટાયેલા અને શોકથી અત્યંત આતુર થયેલા તેઓ બધા સાયંકાળ થઈ જતાં પોતપોતાના તંબુઓ ભણી ગયા.[૫૯-૬૪] તે પછી પોતાના તંબુઓમાં આરામ લેતા તથા ભીષ્મના પતનથી હર્ષિત થયેલા મહારથી પાંડવોની પાસે આવીને મહાબળવાન શ્રીકૃષ્ણ, ધર્મપુત્ર યુધિષ્ઠિરને કહેવા લાગ્યાઃ-"હે કુરુવંશજ રાજા! બહુ સારૂં થયું કે આજે તમે ભીષ્મને પાડીને જય પામ્યા છો. સત્ય પ્રતિજ્ઞાવાળા તથા સર્વ શાસ્ત્રનો પાર પામેલા એ મહારથી ભીષ્મ, મનુષ્યોથી તો અવધ્ય હતાજ પણ દેવોથીએ અવધ્ય હતા;[૬૭] પરંતુ માત્ર દૃષ્ટિપાતથીજ શત્રુઓને હણી નાખનારા એવા તમારી સામે આવીને તમારા ઘોર નેત્રરૂપ અગ્નિથી બળી ગયા છે." એ રીતે જ્યારે શ્રીકૃષ્ણે કહ્યું, ત્યારે ધર્મરાજાએ તેમનાપ્રત્યે કહ્યુંઃ-[૬૮] "હે કૃષ્ણ! જો તમારી કૃપા હોય તો વિજય થાય છે અને જો તમારો ક્રોધ થાય તો પરાજય થાય છે; માટે અમારૂં શરણ તમેજ છો, કારણ કે તમે સદા ભકતોને અભય કરનારા છો.[૬૯] હે કેશવ! જેઓનું હંમેશાં તમે રક્ષણ કરનારા છો તથા જેઓનું હિત કરવામાં તમે સદા આસકત રહો છો, તેઓનો સંગ્રામમાં વિજય થાય એમાં કંઈ આશ્ચર્ય નથી.[૭૦] સર્વથા તમારે શરણે રહીનેજ યુદ્ધ કરતા અમને વિજય મળે તેમાં કંઈપણ આશ્ચર્ય પામવા જેવું છેજ નહિ, એમ હું માનું છું." યુધિષ્ઠિરે જ્યારે આમ કહ્યું ત્યારે શ્રીકૃષ્ણ હસતા હસતા તેમને કહેવા લાગ્યાઃ-"હે ઉત્તમ રાજા! આવા નિરાભિમાનના શબ્દો ખરેખર તમારાજ જેવા યોગ્ય પુરુષો બોલી શકે છે."[૭૧]

ઇતિશ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં 'ભીષ્મોપધાનદાન' એ વિષયનો અધ્યાય ૧૨૦ મો સમાપ્ત

# અધ્યાય ૧૨૧ મો

## અગીઆરમો દિવસ-ભીષ્મનો દુર્યોધનને ઉપદેશ

॥ संजय उवाच ॥

**व्युष्टायां तु महाराज शर्वर्यां सर्वपार्थिवाः ।**
**पांडवा धार्तराष्ट्राश्च उपातिष्ठन् पितामहम् ॥**

સંજયે કહ્યુંઃ-હે મહારાજ! રાત્રિ વીતી ગયા પછી જ્યારે સવાર થયું, ત્યારે પાંડવ-કૌરવ આદિ સર્વરાજાઓ પુનઃ પિતામહ પાસે આવી ઉભા રહ્યા.[૧] હે કુરુશ્રેષ્ઠ! વીર શયનમાં સુતેલા તે વીર ક્ષત્રિયશ્રેષ્ઠને (ભીષ્મને) વંદન કરી સર્વ ક્ષત્રિયો તેમની પાસે ઉભા રહ્યા.[૨] તે વેળા હજારો કન્યાઓ ત્યાં ભીષ્મ પાસે દર્શનાર્થે જઇને ચંદનથી, ડાંગરથી અને પુષ્પમાળાઓથી શાંતનુપુત્ર ભીષ્મને વધાવા લાગી.[૩] વળી સ્ત્રીઓ, વૃદ્ધો, બાળકો વગેરે સામાન્ય માણસો પણ જેમ સૂર્યનાં દર્શન કરવા જાય તેમ ભીષ્મનાં દર્શન કરવામાટે જવા લાગ્યાં;[૪] તેમજ સેંકડો વાજીંત્રોને લઈને નટલોકો તથા નૃત્ય કરનારા અન્ય ગવૈયાઓ અને બીજા કારીગરલોકો પણ કુરુવૃદ્ધ પિતામહનાં દર્શનાર્થે આવતા હતા.[૫] કૌરવો અને પાંડવો પણ યુદ્ધ કરવું પડતું મૂકી, કવચો અને આયુધોને ઉતારી મૂકી તથા અન્યોન્ય તરફ પ્રેમવાળા થઇ, પોતપોતાની અવસ્થા અને યોગ્યતા પ્રમાણે અનુક્રમે શત્રુદમન દુરાધર્ષ દેવવ્રતની આસપાસ એકઠા મળી બેઠા.[૬,૭] બરાબર મધ્યભાગમાં રહેલા ભીષ્મથી શોભતી તથા આસપાસ બિરાજેલા સેંકડો રાજાઓથી ભરપૂર થયેલી એ ભરતવંશી ક્ષત્રિયોની સભા, આકાશમાં મધ્યભાગમાં રહેલા સૂર્યમંડળથી શોભાયમાન જણાતી અને આસપાસ રહેલા અનેક તારાગણથી ભરચક થયેલી નક્ષત્ર સભાની પેઠે શોભતી હતી.[૮] ગંગાપુત્ર પિતામહની ઉપાસના કરતા રાજાઓની યુદ્ધભૂમિપર મળેલી તે સભા, ઇંદ્રની ઉપાસના કરતા દેવોની સ્વર્ગમાં મળેલી દિવ્ય

સભાની પેઠે શોભાયમાન ભાસતી હતી.[૯] એ સમયે બાણોથી સંતાપ પામેલા તથા બાણોના ઘાથી આખા શરીરમાં વ્યાપ્ત થયેલા ભીષ્મ પોતાને થતી વેદનાને ધૈર્યથી નિયમમાં રાખીને સર્પની પેઠે નિઃશ્વાસ મૂકી, પોતાના શરીરમાં થતી બાણોની બળતરાને લીધે "પાણી લાવો" એમ સર્વ રાજાઓસામે જોઇને બોલ્યા.[૧૦,૧૧]ત્યારે હે રાજન્ ! તે ક્ષત્રિયો જાતજાતના ખાવાના પદાર્થો તથા શીતલ જળના કળશો ચારેબાજુથી લાવ્યા.[૧૨] પોતાની પાસે આણેલું પાણી જોઇને શાંતનુપુત્ર ભીષ્મે કહ્યું:—"હે રાજાઓ ! હું હવે મનુષ્યકોટીથી દૂર થયો છું. તમારી સમક્ષ હું બાણશય્યામાં પડેલો છું. સૂર્યચંદ્રની નિવૃત્તિની રાહ જોવા માટેજ આમ હું પડી રહ્યો છું, માટે હવે મને ભક્ષણપેયાદિ માનુષિક ભોગો ભોગવવા શકય નથી—અર્થાત્ આ તમે આણેલા ભોગો હવે મારેમાટે નિરુપયોગી છે."[૧૩,૧૪] હે ભારત ! આવા વાકયથી રાજાઓની ગૂઢ નિંદાને ધ્વનિત કરતા પિતામહે પુનઃ બોલ્યાઃ—"મારે અર્જુનને મળવાની ઇચ્છા છે."[૧૫] એ વાકય સાંભળતાંજ તુરત મહાબાહુ અર્જુન તેમની પાસે આવીને વંદન કરી, હાથ જોડી ઉભો રહ્યો અને નમ્રતાથી બોલ્યો કેઃ—"હે પિતામહ ! શી આજ્ઞા છે ? હું આપનું શું પ્રિય કરૂં ?"[૧૬] હે રાજન્ ! પોતાની આગળ નમન કરીને ઉભેલા તે અર્જુનને જોઈને ધર્માત્મા ભીષ્મ પ્રસન્ન થઇને તેને કહેવા લાગ્યાઃ—"હે અર્જુન ! તારાં બાણોથી ચારેબાજુ વિંધાઇ ગયેલું આરૂં શરીર અત્યંત બળે છે, સર્વ મર્મસ્થાનોમાં સપ્ત સંતાપ થાય છે, મુખ સુકાય છે અને મારૂં શરીર વેદનાથી પીડાય છે; માટે તું મને પાણી આપ. હે મહાધનુર્ધર બેટા અર્જુન ! યથાવિધિ જલપ્રદાન કરવામાટે તું સમર્થ છે."[૧૬,૧૭] "જેવી આજ્ઞા" એમ કહીને પરાક્રમી અર્જુન, પોતાના રથપર બેસીને તથા પોતાનું બળવાન ધનુષ્ય સજ્જ કરીને તે ગાંડીવધનુષ્યને ખેંચી ટંકાર કરવા લાગ્યો.[૨૦] વજ્રના કડાકા જેવો તેના ધનુષ્યનો ઘોષ સાંભળીને ત્યાં રહેલા સર્વ રાજાઓ તથા બીજાં સર્વ પ્રાણીઓ ત્રાસ પામી ગયાં.[૨૧] તે પછી રથીઓમાં શ્રેષ્ઠ એવા તે અર્જુને, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને બાણશય્યાપર સૂતેલા ભરતશ્રેષ્ઠ ભીષ્મને પ્રદક્ષિણા કરીને સર્વ લોકોની સમક્ષ મંત્ર ભણવાપૂર્વક પર્જન્યાસ્ત્રનો પ્રયોગ કરી, દેદીપ્યમાન બાણ ધનુષ્યમાં સાંધ્યું;[૨૨,૨૩] અને ભીષ્મની પાસે જમણી બાજુની પૃથ્વીને તે બાણવડે તેણે વિંધી, એટલે તુરતજ સુંદર અને નિર્મળ, ઠંડી તથા અમૃતસમાન દિવ્યરસના ગંધવાળી પાણીનીધારા પૃથ્વીમાંથી ઉછળવા લાગી. પછી તે શીતળ જળધારાથી અર્જુને કુરુશ્રેષ્ઠ અને દિવ્ય કર્મવાળા પરાક્રમી પિતામહને તૃપ્ત કર્યા. આ વખતે ઇંદ્રના સરખું કરેલું તે અર્જુનનું પરાક્રમ જોઇ, ત્યાં બેઠેલા સર્વ રાજાઓ પરમ વિસ્મય પામ્યા. વળી મનુષ્યોથી ન બની શકે તેવું અર્જુનનું તે પરાક્રમ જોઇ, ટાઢમાં વ્યથા પામેલી ગાયો જેમ ધ્રૂજી ઉઠે તેમ કૌરવો ધ્રૂજી ઉઠયા; અને બીજા સર્વ રાજાઓ વિસ્મય પામીને પોતાનાં ઉત્તરીયવસ્ત્રોને ઉંચાં કરી ફરકાવવા લાગ્યા.[૨૪–૨૮] ચારેબાજુ શંખ અને દુંદુભિઓનો તુમુલ ઘોષ થઇ રહ્યો. હે રાજન્! તૃપ્ત થયેલા ભીષ્મ પણ, સર્વ રાજવીરોની સમક્ષ અર્જુનનાં વખાણ કરતા, તેને કહેવા લાગ્યાઃ—"હે મહાબાહુ ! કૌરવનંદન ! આવું અદ્ભુત કર્મ તું કરી દેખાડે, તેમાં કંઈ આશ્ચર્ય નથી. હે અમિત તેજવાળા અર્જુન ! નારદે તને પૂર્વે ઋષિ (નર) તરીકે વર્ણવેલો છે. તું વાસુદેવની સહાયથી મહાન કર્મ કરી શકે તેમ છે, કે જે કર્મ કરવાને દેવતાઓસહિત દેવેન્દ્ર પણ ઉત્સાહ નજ કરી શકે. હે અર્જુન ! જેઓ દેવરહસ્યને જાણનારા છે, તેઓ તો તને બરાબર જાણેજ છે, કે તું સર્વ ક્ષત્રિયોનો સાક્ષાત્ કાળરૂપ છે—અર્થાત્ તું સર્વ ક્ષત્રિયોને સંહારવા સમર્થ છે.[૨૯–૩૨]તું ધનુર્ધરોમાં એક્કો છે. આખી પૃથ્વીમાં રહેલા પુરુષોમાં શ્રેષ્ઠ છે. જેમ જગતના સર્વ પ્રાણીઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે; પક્ષીઓમાં ગરુડ શ્રેષ્ઠ છે, નદીઓમાં સમુદ્ર શ્રેષ્ઠ છે, ચાર પગવાળાં પશુઓમાં ગાય શ્રેષ્ઠ છે, સર્વ

તેજોમાં સૂર્ય શ્રેષ્ઠ છે, પર્વતોમાં જેમ હિમાલય શ્રેષ્ઠ છે, ચારેય વર્ણોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, તેમ તું સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ છે.[૩૩] મેં અને વિદુરે આ સંબંધમાં ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને બહુએ વાકયો કહ્યાં છે, પણ તેણે સાંભળ્યાંજ નહિ; તેમજ દ્રોણાચાર્ય, પરશુરામ, શ્રીકૃષ્ણ અને સંજયે પણ વારંવાર કહ્યું છે, છતાં વિપરીત બુદ્ધિવાળા તથા લગભગ ભાનવિનાના થયેલા દુર્યોધને તેઓ કોઇના વચનપર શ્રદ્ધા રાખી નહિ, તો હવે શાસ્ત્રોનું ઉલ્લંઘન કરનારો તે દુર્યોધન ભીમસેનના બળથી પરાભવ પામી (મરણ પામી) આ રણભૂમિમાં દીર્ઘ નિદ્રામાં શયન કરશે.”[૩૬,૩૭] પિતામહનાં એ વચન સાંભળી કૌરવરાજા દુર્યોધન ઉદાસીન થઇ ગયો; ત્યારે ભીષ્મ તેનાતરફ જોઇને ફરીથી બોલ્યાઃ—“ હે રાજન્! હજી પણ સમજ. પાંડવોપરના ક્રોધને છોડી દે.[૩૮] હે દુર્યોધન! તેં તારી નજરે જોયુંને! આ બુદ્ધિમાન અર્જુને, અમૃતસમાન સુગંધી શીતળ જળધારા પૃથ્વીમાંથી ઉત્પન્ન કરી આપી![૩૯] આવું પરાક્રમ કરનારો આ લોકમાં બીજો કોઈ પણ નથી. અગ્ન્યાસ્ત્ર, વારૂણાસ્ત્ર, સૌમ્યાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, વૈષ્ણવાસ્ત્ર, ઐન્દ્રાસ્ત્ર, પાશુપતાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, પારમેષ્ઠયાસ્ત્ર અને વળી પ્રજાપતિનું, વિધાતાનું, વિશ્વકર્માનું, સૂર્યનું અને વિવસ્વતનું—ઇત્યાદિ જે જે અસ્ત્રો પ્રસિદ્ધ છે, તે બધાંને આ સર્વ મનુષ્યલોકમાં એકલો અર્જુનજ જાણે છે. અથવા દેવકીપુત્ર કૃષ્ણ જાણે છે; પરંતુ એ બન્ને સિવાયનો બીજો કોઇ પણ પુરુષ એ અસ્ત્રોને જાણતો નથી. બેટા! આ અર્જુનને કોઇપણ રીતે યુદ્ધમાં જીતી શકાય તેમ નથી; કારણ કે તે મહાત્માનાં આવાં મનુષ્યોથી ન બની શકે તેવાં દૈવી કર્મો છે;[૪૩] માટે હે રાજન્! યુદ્ધને શોભાવનાર, રણમાં શૂરવીર, સત્વવાન અને કુશળ એવા તે અર્જુન સાથે સંધી થવા દે, વિલંબ કર નહિ.હે કુરુશ્રેષ્ઠ રાજા! હે પુત્ર! જ્યાં સુધીમાં મહાબાહુ શ્રીકૃષ્ણ તારે સ્વાધીન છે—અર્થાત્ તારા પર કોપાયમાન નથી થયા, ત્યાં સુધીમાં આ શૂરા અર્જુન સાથે તારે સંધી કરવી યોગ્ય છે.[૪૫] હે તાત! જ્યાં સુધીમાં અર્જુન નમેલાં પર્વવાળાં પોતાનાં બાણોવડે તારી સર્વ સેનાનો સંહાર ન કરી નાખે, ત્યાં સુધીમાં એ અર્જુન સાથે તું સંધિ કરી લે.[૪૬] હે રાજન્! જ્યાં સુધીમાં આ સંગ્રામમાં મરણ પામીને બાકી રહેલા તારા ભાઇઓ તથા બીજા અનેક રાજાઓ જીવતા છે, ત્યાં સુધીમાં તારે સંધિ કરવી યોગ્ય છે.[૪૭] હે પુત્ર! જ્યાં સુધીમાં ક્રોધથી પ્રદીપ્ત નેત્રવાળો રાજા યુધિષ્ઠિર તારી સેનાને ન બાળી મૂકે, ત્યાં સુધીમાં તારે સંધિ કરવીજ ઘટે છે.[૪૮] વળી નકુલ, સહદેવ અને ભીમસેન તારી સઘળી સેનાનો નાશ ન કરી નાખે, ત્યાં સુધીમાં તારે પાંડવોની સાથે સંધિ કરવી તેજ મને ગમે છે. હે તાત! પાંડવોને શાંત પાડી, હવે મારા મરણની સાથે આ યુદ્ધનો અંત થવા દે.[૪૯,૫૦] હે નિર્દોષ રાજા! મેં તને જે આ વાકયો કહ્યાં તેને હવે તું પસંદ કર. આમ કરવાથીજ તારૂં અને તારા કુળનું કલ્યાણ થશે, એમ હું માનું છું.[૫૧] ક્રોધનો ત્યાગ કરી પાંડવોની સાથે શાંત થા. અર્જુને જે આ પરાક્રમ કરી દેખાડયું છે, તે તને ચેતાવામાટે પૂરતું છે. પોતાના એટલા ભાઇઓના નાશથી પણ હવે તું સમજી જા. હે રાજન્! મારા મરણ પછી પણ તમારામાં પ્રેમભાવ થવા દે અને બાકી રહેલાને નિરાંતે જીવવા દે. તું પ્રસન્ન થા.[૫૨] હે કૌરવરાજા! પાંડવોને એમનું અર્ધું રાજ્ય આપી દે. ધર્મરાજા ભલે ઇંદ્રપ્રસ્થ ભણી જાય. મિત્રદ્રોહી ન થા. હું તને સત્ય કહું છું કે,જો તું મારૂં વચન નહિ માને તો રાજાઓમાં નીચ તરીકેની ગણનામાં ગણાઈ પાપિષ્ઠ કીર્તિ—અપકીર્તિ પામીશ.[૫૩] હે રાજન્! મારા અવસાન પછી પણ પ્રજાઓમાં શાંતિ થવા દે. પ્રસન્ન થયેલા રાજાઓ માંહોમાંહે ભલે સલાહ સંપ કરે તથા પિતા પુત્રને, ભાણેજ મામાને ભાઇ ભાઇને પ્રેમપૂર્વક ભલે ભેટે.[૫૪] સમયને યોગ્ય એવાં આ મારાં વચનોને, મોહાવિષ્ટ થયેલો તું મંદબુદ્ધિથી નહિ સ્વીકારીશ, તો યાદ રાખજે કે તારે અંતે પસ્તાવું પડશે; અને વધારામાં એમ પણ સમજી લેજે કે, તમે

બધા આ યુદ્ધની સમાપ્તિ સુધીનાજ આ જગતના પરોણા છો. આ વાણી હું તને સત્ય કહું છું” ગંગાપુત્ર ભીષ્મ, એ પ્રમાણેનાં વચનો સર્વ રાજાઓના મધ્યમાં પ્રેમપૂર્વક દુર્યોધનને સંભળાવીને, બાણોથી મર્મસ્થાનોમાં સંતાપ થતો હતો છતાં પણ વેદનાને સહન કરીને, પોતાના આત્માને યોગધારણામાં જોડી દઇ શાંત થયા.[૫૬]

સંજયે કહ્યું:–ધાર્મિક, બોધવાળાં, તથા હિતાવહ અને નિર્દોષ એવાં એ ભીષ્મનાં વાકયો તમારા પુત્રે લક્ષ્યપૂર્વક સાંભળ્યાં; છતાં પણ મરણ પથારીએ પડેલા માણસને હિતાવહ એવું ઔષધ જેમ ગમતું નથી તેમ તેને આ વાકયો ગમ્યાં નહિ.[૫૭]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં ‘દુર્યોધનપ્રતિ ભીષ્મનાં વચનો’ એ વિષયનો અધ્યાય ૧૨૧ મો સમાપ્ત**

# અધ્યાય ૧૨૨ મો

## અગીઆરમો દિવસ–ભીષ્મ પાસે કર્ણની પ્રાર્થના

**॥ संजय उवाच ॥**

**ततस्ते पार्थिवाः सर्वे जग्मुः स्वानालयान्पुनः ।**
**तूष्णीं भूते महाराज भीष्मे शांतनुनन्दने ॥१॥**

સંજયે કહ્યું:–હે મહારાજ! શાંતનુપુત્ર ભીષ્મ જ્યારે એ પ્રમાણે શાંત થયા ત્યારે તે સર્વ રાજાઓ પોતપોતાના તંબુઓ ભણી ગયા.[૧] ભીષ્મને રણભૂમિપર ઘવાઇ પડેલા સાંભળી પુરુષશ્રેષ્ઠ રાધાપુત્ર કર્ણ, લગાર ભયભીત થઇને પણ એકદમ ભીષ્મ પાસે ગયો;[૨] ત્યારે જન્મકાળની દર્ભશય્યામાં સૂતેલા મહા સમર્થવીર કાર્તિકસ્વામીની પેઠે, બાણશય્યામાં સૂતેલા મહાત્મા ભીષ્મને તેણે જોયા.[૩] આંખો મીંચીને પડેલા વીર ભીષ્મને જોઇને, મહા તેજસ્વી એવો કર્ણ, આંખમાં અશ્રુ ભરાઇ આવવાથી ગદ્ગદ્ કંઠે તેમને સંબોધીને આ પ્રમાણે બોલ્યો:– “હે ભીષ્મ! અહો ભીષ્મ! હે મહાબાહુ! ઓ કુરુશ્રેષ્ઠ! હમેશાં તમારી નજર આગળ રહેનારો અને સર્વસ્થળે તમારા શત્રુતરીકે રહેનારો હું રાધાપુત્ર કર્ણ આપનાં દર્શનાર્થે આવેલો છું.”[૪,૫] એ કર્ણનું વચન સાંભળી બળવાન કુરુવૃદ્ધ ભીષ્મે પોતાની આંખો ઉઘાડીને આસપાસના ચોકીદારોને ખસી જવાનું કહી એકાંત પ્રદેશ જોઇને, પિતા જેમ પુત્રને ભેટે, તેમ એક હાથથી તેને ભેટીને તથા તેનાતરફ ધીમે ધીમે જોઇને તેઓ સ્નેહપૂર્વક આવું વચન બોલ્યા:–[૬,૭] “આવ, મારા પ્રતિસ્પર્ધી કર્ણ! આવ. તું હમેશાં મારી સાથે સ્પર્ધા કરે છે, એ ખરૂં છે; પણ જો તું આ સમયે મારી પાસે ન આવ્યો હોત તો અવશ્ય તારૂં શ્રેય થાત નહિ.[૮] હે મહાબાહુ! તું રાધાનો પુત્ર નથી પણ કુંતાનો પુત્ર છે. તારો પિતા અધિરથ નથી પણ તું સૂર્યથી ઉત્પન્ન થયો છે, માટે તારો પિતા સૂર્ય છે. તારા સંબંધનું આ વૃત્તાંત મેં નારદ પાસેથી જાણેલું છે;[૯] તેમજ વ્યાસભગવાન પાસેથી પણ મેં એજ પ્રમાણે સાંભળ્યું છે, માટે એ વૃત્તાંત સત્ય છે એમાં જરાએ સંશય નથી. બેટા! હું તને સત્ય કહું છું કે, મને તારાપર દ્વેષ નથી. પરંતુ જ્યારે તું પાંડવોપ્રત્યે વિનાકારણ આક્ષેપ અને દ્વેષ કર્યા કરતો, ત્યારે તારૂં પાણી ઉતારવામાટે હું તને કઠોર વચનો કહ્યા કરતો. હે સૂતપુત્ર કર્ણ! જે કારણથી રાજા દુર્યોધન તને વારંવાર પ્રેરણા કર્યા કરતો અને જે કારણથી કુંતાએ કન્યાવસ્થામાં ધર્મનો લોપ કરીને તને ઉત્પન્ન કર્યો છે તે કારણથી તથા વધારામાં નીચ પુરુષોનો આશ્રય કરવાથી તારી બુદ્ધિ આવી રીતે ગુણવાનોતરફ દ્વેષ અને મત્સરવાળી થઇ છે. તથા એ તારી તુચ્છ બુદ્ધિના કારણથીજ હું તને કુરુસભામાં કઠોર વાકયો સંભળાવતો હતો.[૧૩] બાકી તારૂં યુદ્ધમાં શત્રુઓથી સહન ન થઇ શકે તેવું પૃથ્વીમાં પ્રસિદ્ધ થયેલું પરાક્રમ હું જાણું છું. વળી તારી બ્રાહ્મણોતરફની ભક્તિ, શૌર્ય અને દાન કરવામાં અતિ ઉત્કૃષ્ટ સ્થિતિ, એ પણ મારા જાણવામાં છે.[૧૪] હે દેવસરખા કર્ણ! પુરુષોમાં તારા સરખો બીજો કોઈપણ પુરુષ નથી; પરંતુ મારા

કુરુકુળમાં માંહોમાંહે ફાટફુટ થશે એવા ભયથી હું તને સદા કઠોર વચનો કહ્યા કરતો.*[૧૫] બાણ યોજવામાં, અસ્ત્રોનું સંધાન કરવામાં, હસ્તકૌશલ્યમાં તથા અસ્ત્રોના બળમાં તું અર્જુન અને મહાત્મા શ્રીકૃષ્ણના સરખોજ છે.[૧૬] હે કર્ણ ! પૂર્વે કાશીનગરમાં જઇ, ધનુર્ધર તેં એકલાએ કુરુરાજ દુર્યોધનને કન્યા અપાવવામાટે યુદ્ધમાં ઘણા રાજાઓનો સંહાર કર્યો હતો;[૧૭] તેમજ રણસંગ્રામમાં વખણાયેલા હે કર્ણ ! મહાબળવાન અને દુરાસદ રાજા જરાસંધ પણ યુદ્ધમાં તારી તુલનામાં આવી શકયો ન હતો–અર્થાત્ તેં જરાસંધ જેવા બળવાન રાજાને પણ યુદ્ધમાં જીત્યો છે.+ તું બ્રાહ્મણોપ્રત્યે પ્રીતિ રાખનારો છે, ધૈર્યપૂર્વક યુદ્ધ કરનારો છે, બળ અને તેજવડે દેવસરખો છે અને યુદ્ધમાં પ્રહાર કરતી વેળા મનુષ્યોથી અધિક છે.[૧૯] તારા પ્રત્યેનો મારો પૂર્વ કાળનો જે કોપ હતો, તે આજે દૂર થયો છે. થવાનું હતું તે થઇ ગયું છે; કારણ કે દૈવને–પ્રારબ્ધને પુરુષાર્થ કર્યા છતાં પણ ઉલ્લંઘન કરી શકાતું નથી–અર્થાત્ ભાવિ મિથ્યા થતું નથી. હે શત્રુઓનો નાશ કરનાર કર્ણ ! વીર પાંડવો અને તું એ બધા તમે છએ જણા, એકજ ઉદરમાં જન્મેલા સગા ભાઇઓ છો; માટે હે મહાબાહો ! જો તું મારૂં પ્રિય કરવા ઇચ્છતો હોય, તો તેઓની સાથે સલાહ કર.[૨૧] હે સૂર્યપુત્ર ! મારા મરણની સાથે તમારાં વૈરને સમાપ્ત થવા દે અને પૃથ્વીના સર્વરાજાઓનું આજે કુશળ થવા દે.[૨૨]

કર્ણે કહ્યું:–"હે મહાબાહુ ભીષ્મ ! આપ જે પ્રમાણે મને કહો છો, તે પ્રમાણેનો સર્વ વૃત્તાંત મારા જાણવામાં છે. અવશ્ય, હું સૂર્યથી કુંતા વિષે ઉત્પન્ન થયેલો કુંતાપુત્ર છું; પણ સૂતથી રાધાવિષે ઉત્પન્ન થયેલો રાધાપુત્ર નથી, એમાં જરા પણ સંશય નથી.[૨૩] મને કુંતીએ જન્મ આપીને તજી દીધેલો છે અને અધિરથ સૂતે મને ઉછેરીને મોટો કર્યો છે; અને મેં આજ દિવસસુધી દુર્યોધનના ઐશ્વર્યનો ઉપભોગ કરી મોજશોખ કર્યો છે તથા તેનુંજ નિમક ખાધું છે. તો હું હવે તેનું ખાધેલું મિથ્યા કરવા ઉત્સાહ કરી શકતો–અર્થાત્ જેનું ખાધું છે તેનું નહિ ખોદું.[૨૪] હે દાનશૂર ભીષ્મ ! વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ જે પ્રમાણે અર્જુનમાટે દૃઢ વ્રત લઇ બેઠા છે, તેજ પ્રમાણે મેં મારૂં શરીર, ધન, પુત્ર, સ્ત્રી તથા યશ આદિ સર્વનો દુર્યોધનને માટે ત્યાગ કર્યો છે. હે કુરુવંશી પિતામહ ! આ મારૂં ક્ષત્રિય શરીર રોગથી મરણ ન પામે અને દુર્યોધનમાટેના યુદ્ધમાં ભલે મરણ પામે એવો પણ મારો વિચાર છે.[૨૫,૨૬] મેં દુર્યોધનનો આશ્રય કરી પાંડવોને હમેશાં કોપાવ્યા છે અને આ ભાવી અવશ્ય બનવાનું હશે કે જેને અટકાવી શકાય તેમ હતું નહિ. કયો પુરુષ પુરુષાર્થ કરીને પણ દૈવને ઉલ્લંઘવા ઉત્સાહ ધરી શકે ? વળી હે પિતામહ ! તમને પ્રથમથીજ પૃથ્વીનો નાશ સૂચવનારાં નિમિત્તો જાણવામાં આવ્યાં હતાં અને તે નિમિત્તો તમે સભાવચ્ચેજ કહ્યાં છે. આ પણ હું સારી રીતે જાણું છું કે, મનુષ્યોથી પાંડવો ને વાસુદેવ જીતાય તેમ નથી; છતાં અમે એમની સાથે લડીશું. મારૂં મન સાક્ષી પૂરે છે કે, હું પાંડવોને જીતી શકીશ.[૨૯,૩૦] આ દારુણ વૈર, હવે છોડતાં છૂટે તેમ નથી. મારા ધર્મમાં (ક્ષત્રિય ધર્મમાં) રહી પ્રસન્ન મનથી હું ધનંજયની સાથે યુદ્ધ કરીશ.[૩૧] હે તાત ! તમારી આજ્ઞા લીધા પછીજ મારે યુદ્ધ કરવું, એવો મારો વિચાર છે; માટે હે વીર ! તમે મને તેમ કરવાની આજ્ઞા આપો.[૩૨] મારાથી કાંઇ ન બોલવાનું બોલાઇ ગયું હોય, ઉતાવળથી અથવા ચાપલ્યથી મારાથી જે કંઇ વિપરીત આચરણ થયું હોય, તે સઘળાની આપ

---

* આ શ્લોકમાં ભીષ્મપિતામહ કર્ણપ્રત્યે એવા આશયથી કહે છે કે, "તું સર્વ યોદ્ધાઓમાં અતિરથીની ગણનામાં આવે તેવો હતો; પણ તને વધારે માન આપવાથી તું પાંડવોને વધારે પીડશે." આવો મનમાં નિશ્ચય કરીને મેં તને અર્ધરથીની ગણનામાં ગણ્યો હતો.

+અહીં એમ સૂચવે છે કે, "હે કર્ણ ! તું દશહજાર હાથીના એકત્ર બળસરખો બળવાન છે."

હવે મને ક્ષમા આપો !"[૩૩]

ભીષ્મે કહ્યું:–"હે કર્ણ ! હું જાણું છું કે, આવું દૃઢ વૈર છોડયું છોડાય તેમ નથી; તેથી હું તને યુદ્ધ કરવાની આજ્ઞા આપું છું. સ્વર્ગની ઈચ્છા રાખીને સુખેથી યુદ્ધ કર.[૩૪] જરા પણ કોપ રાખ્યાવિના, મનમાં દ્વેષ લાવ્યાવિના, તારી શક્તિ તથા ઉત્સાહ પ્રમાણે, તારા રાજા માટે યુદ્ધ કરી તું તારો જન્મ સફળ કર. હું તને આજ્ઞા આપું છું કે, તું જે કંઇ ઇચ્છતો હો તે પામ, તું ક્ષત્રિયધર્મથી જીતાયેલા સ્વર્ગ આદિ લોકને અર્જુનના હાથે પામીશ.[૩૬] તું તારા પોતાના બળ અને વીર્યનો આશ્રય કરી તથા અહંકારરહિત થઇ યુદ્ધ કરજે; કારણ કે છળકપટરૂપ અધર્મથી રહિત ધર્મયુદ્ધવિના ક્ષત્રિયમાટે બીજું કલ્યાણ કંઈપણ નથી.[૩૭] હે કર્ણ ! હું તને સત્ય કહું છું કે, કૌરવ અને પાંડવ વચ્ચે સલાહસંપ કરવામાટે મેં ઘણાકાળ સુધી મહાન પ્રયત્નો કર્યા; પણ સંપ કરવાને હું શક્તિમાન ન થયો તે ન જ થયો. અસ્તુ ! દૈવેચ્છા બળવાન છે."[૩૮]

સંજયે કહ્યું:–ગંગાપુત્ર ભીષ્મે એ પ્રમાણે જ્યારે કહ્યું, ત્યારે રાધાપુત્ર કર્ણ તેમની આજ્ઞા લઈ તથા વંદન કરી, પોતાના રથમાં બેસી તમારા પુત્ર પાસે ગયો.[૩૯]

**ઇતિ શ્રીમહા૦ ભીષ્મ૦ ભીષ્મવધ પર્વમાં 'ભીષ્મ અને કર્ણનો સંવાદ' એ વિષયનો અધ્યાય ૧૨૨ મો સંપૂર્ણ**



